# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

પુસ્તક—
૧૩
અંક ૧.



સ્વર્ગસ્થ સર ફિરોજશાહ મહેતા

જન્મ -૪-૮-૧૮૪૫]                [મૃત્યુ -૫-૧૧-૧૯૧૫

સંપાદક—
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી—
રામમોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ

Block by courtesy of

# અનુક્રમણિકા.

પુસ્તક ૧૩-અંક ૧ — જાન્યુઆરી ૧૯૧૬.



## સુન્દરી સુબોધ-માસિક વધારો.

# કલાપીનો વિરહ.

લેખક—કવિ ત્રિભુવન પ્રેમશંકર.

ન્હાનાલાલ દલપતરામ કવિની ઉપોદ્ઘાત સાથે.

લગભગ ૧૭૫ ખંડો.

વિરાગ, વિરહ, પ્રકાશ, આનન્દઃ

એમ ચાર ભાગમાં.

કીંમત સવા રૂપીઓ.



એજ લેખકનાં બીજાં કાવ્યો.

વિભાવરી સ્વપ્નઃ કીંમત બાર આના.

સ્વરૂપ પુષ્પાંજલિઃ કીંમત એક રૂપીયો.

---

( દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું. )

મળવાનું મુખ્ય ઠેકાણું:—

કવિ ત્રિભોવન પ્રેમશંકર.

આર્ટન લાયબ્રેરી પાછળ,—ભાવનગર.

વે જાણીતા પુસ્તકો વેચનાર પાસેથી પણ મળશે.

# ન્હાનાલાલ દલપતરામ કવિનાં પુસ્તકો.

૧. કેટલાંક કાવ્યો. ભાગ ૧ લો.

છુટાં છુટાં ન્હાનાં કાવ્યોનો સંગ્રહ. આઠ આના,

૨. વસોન્તોત્સવ.

પુનરુજ્જીવન-નવજીવન વિષેનું એક લાંબુ કાવ્ય. આઠ આના.

૩. કેટલાંક કાવ્યો. ભાગ ૨ જો.

ન્હાનાં ન્હાનાં કાવ્યોનો બીજો સંગ્રહ. આઠ આના.

૪. ઇન્દુકુમાર લગ્ન, અંક ૧ લો.

એક ભાવપ્રધાન નાટકનો પ્રથમ અંક. બાર આના.

૫. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું ભાષાન્તર.

સમશ્લોકીઃ મૂળ સાથે, બાર આના, દોઢ રૂપિયો, ત્રણ રૂપિયા.
( ત્રણ જુદી જુદી આવૃત્તિ-કાચું પૂઠું, છીંટનું પૂઠું અને રેશમી પૂઠું.)

૬. ન્હાના ન્હાના રાસ.

પચાસ ગીત ગરબાઓ રાસડાઓનો સંગ્રહ-ચાર આના.

૭. "રાજરાજેન્દ્રને" કાવ્યઃ સચિત્ર-એક રૂપીઓ.

ચિત્ર વિનાની આવૃત્તિ-ચાર આના.

---

## જયા અને જયન્ત હમણાંજ બ્હાર પડ્યું છે !

એક ત્રિઅંકિ સંપૂર્ણ નાટક. મૂલ્ય સવા રૂપિયો.

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું.

સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ પાસેથી મળશે.

મુખ્ય એજન્ટ:-જીવનલાલ અમરશી મહેતા.

સ્વામીનારાયણના મન્દિર પાસે, ધનાસુથારની પોળ, અમદાવાદ.

A BOOK FOR THE OFFICE

# Directory of Merchants and Manufactures in India

( Including kathiawar States Directory. )

E nables traders to communicate.

THROUGH THE WORLD-

MARKET.

Contains Inland and Foreign addresses of Merchants Manufacturs, Exporters, Importers, and Dealers in each class of goods, besides being a *most useful Reference Book*, owing to its containing various informations and instructions such as - Calendar, Noble prizes, Rulers of the principal countries, Indian Tariff Act, Indian stamp duty, Ready reckoner, time of all nations, Indian and Foreign weights and measures, Currency of all countries, and a complete guide of States and Talukas in Kathiawar etc, etc

Royal Octavo Size. Pages about 550

Price { Royal Edition. with superior binding and paper and containing photographs of the leading chiefs, and citizens of India. Rs. 10/- postage Extra.
People's Edition Rs. 3/- Postage Extra.

Please write to--

LAXMICHAND DOSSABHAI & BROS.

GENERAL COMMISSION AGENTS.

RAJKOT (Kathiawar)

ठ. आनंदजी मूळजी पांघी तरफथी भेट.

મહારાષ્ટ્રના સુવિખ્યાત મહાન કર્મયોગી



પ્રો० ધોંડો કેશવ કર્વે.

( ૨૯ મી હિન્દી સંસારસુધારા પરિષદના પ્રમુખ )

# સુન્દરી સુબોધ.

માસિક વધારા સહિત.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો –"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી, એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં માનુનાં આત્મા–હૃદય ઉદ્ધારે; માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે "]

પુસ્તક ૧૩ મું. ]  જાન્યુઆરી : ૧૯૧૬.  [ અંક ૧ લો.

## અમદાવાદને અભિવન્દન.

લેખક:—શ્રીયુત્ " લલિત "–વડોદરા.

અમદાવાદ ! તને અભિવન્દન:
ગુર્જરરાષ્ટ્રના મનમાર્તંગ !
રસલક્ષ્મીના કૃપાકમલધર !
સાભ્રમતીરસબિન્દુતરંગ !
શ્રદ્ધા શાંતિ ભર્યાં ગૌરવે
ભવ્ય લીલા તુજ લલિત સુગમ્ય:
ધન્ય ! ધર્મભાવિકતા શી તુજ !
બુદ્ધિ કુશળ હિતસાધક રમ્ય !

અમદાવાદ ! તને અભિવન્દન
અનેક વાતે ધરી રહું:
લોકજીવનના પ્રદર્શને તુજ
ગૃહસુભાવનો ભક્ત રહું:
પિતા–પુત્ર અવતરતી એ આત્મજ્યોત–
રહો તુજ પરમ જ્વલંત !
દિવ્ય કવિ ધ્રુવ તારક તુજ
પ્રભુપ્રકાશ અમને નિત્ય અખંડ !

# वार्तालहरी.

## જમાઈરાજ.

લેખકઃ—રા. રા. કેશવલાલ છોટાલાલ દેસાઇ.–મુંબાઇ.

જયાગૌરીની ઉમર આશરે વિશેક વર્ષની થઇ હતી. તેણે ગુજરાતી તથા ઇંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો હતો. એમના પિતા સુધરેલા વિચારવાળા હતા તેથી તથા નાતમાં સારા વરની અછતને લીધે એમનું લગ્ન ફક્ત ત્રેવીસ વર્ષ ઉપરજ, એટલે છેક સત્તર વર્ષની વયે થયું હતું. આ લગ્નના વિષયમાં તેઓ બહુ ભાગ્યશાળી નિવડ્યાં નહોતાં. એમના પિતાજી હતા તો આગળ વધેલા વિચારના પણ જ્ઞાતિબંધન તોડવાની હજી હિમ્મત કરી શકે તેમ નહોતું. એમની નાત એકંદરે કેળવણીમાં ઘણીજ પછાત હતી, અને તેમાંએ વળી બાળલગ્નનો રિવાજ હોવાથી જે બે ચાર નજરમાં બેસે તેવા વર હતા તે તો બોટાઇ ગયા હતા–પરણી ગયા હતા.

જયાગૌરીના પિતાએ તે બાબતમાં તપાસ કરવામાં ખામી તો રાખી નહોતી; પણ મૂળમાં હોયજ નહિ તો પછી જડે ક્યાંથી! કેટલાએક તેમના સુધારાવાળા મિત્રોએ બીજી નાત તરફ દૃષ્ટિ નાંખવા સૂચવ્યું. તે સંબંધી થોડા ઘણા વિચાર કરવામાં પણ આવ્યા; પરંતુ તેમાં બધેજ મુશ્કેલીઓ દેખાઇ. બીજી નાતના યુવકો નજરમાં આવે તો એ લોકો વાધો લે. એઓ શું કરવા નાતના ત્રાસ વેઠે. નાત બહારનાં દુઃખ કાંઇ ઓછાં છે? વળી આ તપાસ ચાલતી'તી તેના કાંઇક ખબર નાતના લોકોને પણ પડી. આ ઉપરથી ઘણી હોહા થઇ, ખરા ખોટા કંઈ કંઇ ગપાટા ઉડવા માંડ્યા. કોઈ કહે "એને તો કોઇ પારસી જોડે પરણાવવાના છે' ત્યારે વળી બીજો કહે "એમની તો મરજી ઘણીયે હોય પણ કયો પારસી પરણવા નિકળે' જુદી નાતના જોડે લગ્ન કરી કોણ પંચાત વ્હોરે! વળી પારસણોની ક્યાં ખોટ છે તે હિન્દુ લે." કોઇ કહે "એને તો 'મીરાંબાઇ' બનાવવાની છે. એને તો સરસ્વતી–ચંદ્રમાંની બાવીઓ જેવી રાખવાની છે." ત્યારે વળી ઉત્તર મળે કે કુંવારા રાખનારાનાં મ્હોં નથી કહેતા! ઘેરઘેર તો રાંધાં ભારે છે. એમ તે વળી કુંવારા રહેતા હશે? અત્યાર પ્હેલા ક્યારનીએ પરણાવી દીધી હોત, પણ કોઇ મળે ત્યારે ને!

આ પ્રમાણે કાંઇ કાંઇ ગપાટા ચાલતા હતા. અંદરખાનેથી નાતના લોકોના મનમાં એમ હતું કે આવી કન્યા નાત બહાર જાય તો પછી નાતમાં સારી કન્યા રહેજ શી રીતે? આવા સારા ઘરોની કન્યાઓ બધી બહારજ ચાલી જાય! માટે પટેલીઓએ માંહેમાંહે ઠરાવ કર્યો હતો કે જો આપણા તડની બહાર આપણી ને આપણી નાતમાં પણ જો તે લગ્ન કરે તો આપણે તેમાં વિક્ષેપ નાંખવો અને એ લોકને કનડવા. આ વાત છેક જયાગૌરીના પિતાને કાને પણ ગઇ અને એ બિચારા જુના જમાનાના સુધારકને એમ લાગ્યું કે નાનપણમાં વિવાહ કરી દીધો હોત તો કાંઇ દુઃખ પડત નહિ. વળી આ ઉપરાંત નાતના જુવાનીયાઓએ પણ તોફાની વર્તણુક ગ્રહણ કરી. એમણે ગમે તેવી વાતો ઉડાવવા માંડી અને હરેકના મનમાં એમ કે મારૂં માગું કરે તો બસ. એક ઉપર બીજી કરીને પણ એ કન્યા વરૂં. જયાગૌરીને ટાણે ટચકે કાંઇ જવાનું હોય અને આ જુવાનીઆઓને તેની ખબર પડે

તો તેમને જોવાને બધા ટોળું વળીને ઉભાજ હોય. અને કોઇ કોઇ તો મ્હોંએ આવ્યું બોલે પણ ખરા. આ બધાથી કંટાળી જઇને જયાગૌરીના પિતાએ ગમે તેની સાથે પણ નાતની અંદરજ લગ્ન કરી દેવાનું વાજબી ધાર્યું. અંતે જયાગૌરીનાં લગ્ન થયાં. છોકરો હતો બિચારો ઘણો શાંત અને કહ્યાગરો. મેટ્રીક તો ક્યારનોએ પાસ થયો હોત; પણ બિચારાને બે વાર તો ફોર્મ મળ્યું નહિ. બાકી તેનામાં તેણે વાંચ્યુંતું તો સારૂં. ત્રીજે વર્ષે જ્યારે ફોર્મ મળ્યું ત્યારે તેના મનમાં એજ વિચાર આવ્યા કરે કે જો આ વર્ષે ન પાસ થઇ જઇશ તો કન્યા નહિ મળે. કન્યા તો ક્યારનીએ મળી હોત. એનો આધાર કાંઇ સાધારણ રીતે પરીક્ષા ઉપર નથી હોતો, પણ આનું કુળ નિચું હતું અને વળી ગામડાનો હતો. વળી કોઈ ખટપટી સગુ નહોતું તેથી રહી ગયો હતો. હવે તો એનો બધો આધાર મેટ્રીક ઉપરજ હતો. બિચારો મહેનત તો કરતો હતો પણ વાંચવામાં ચિત્ત ચોટતું નહિ. લગ્નનાજ વિચાર આવે. તે વર્ષે પણ બિચારો ન પાસ થયો. પછીને વર્ષે તો છેક પરિણામને બીજે દિવસેથીજ તેમણે વાંચવાનુ શરૂ કર્યું. સખત મહેનત કરી અને અંતે તેનો બદલો પણ તેમને મળ્યો. પાસ થયા પછી કેટલાએક જણે એમને કૉલેજમાં જવા સૂચના કરી પરંતુ પોતાના અનુભવ ઉપરથી એમણે નક્કી કર્યું હતું કે હવે વધારે પરીક્ષાઓમાં બેસીને પરીક્ષાના દુષ્ટ રિવાજને વધારે ઉત્તેજન આપવું યોગ્ય નથી.

આ વખતમાં વળી જયાગૌરીના પતિ તરીખે તેમની પસંદગી થઇ એટલે હવે આગળ ભણવામાં કાંઇજ હેતુ નહોતો. જયાગૌરીના પિતા પુષ્કળ ધનવાન વ્હેપારી હતા, એટલે ઠેકાણે પડી જવામાં પણ તેમને કાંઈ હરકત આવે તેવું નહોતું. લગ્ન થયા બાદ સસરાજીની માલિકીની એક બેંકમાં કારકુન તરીક રહેવાનું ઠરાવ્યું અને ખાવું પીવું તથા રહેવું તો સાસરેજ રાખ્યું. કેમકે જયાગૌરીને માતા ન હોવાથી પિતાના ઘરના કામકાજ ઉપર દેખરેખ રાખવાની અગત્ય હતી. શરૂઆતમાં આ લગ્નથી જયાગૌરીના મનમાં દુઃખ લાગતું હતું. એમને વાંચનનો શોખ હતો પણ પતિને તેની કિંમત નહોતી. વળી કેટલીએક વાતોમાં પેલા ભાઇના વિચાર ગામડીઆ જેવા હતા અને આમના ઘણા આગળ વધેલા હતા. પરંતુ ધીમે ધીમે બન્ને જણા થોડા થોડાં ઘસાયા અને એમનો સંસાર ઠીકઠાક ચાલવા લાગ્યો.

લગ્ન થયે ત્રણ વર્ષ થઇ ગયા છે. એમનો સંસાર સાધારણ રીતે સુખી છે. પિતાના ઘરમાં સર્વે વાતનું સુખ છે. પૈસો પણ છુટથી વાપરવા મળતો અને કપડા લત્તામાં તે વાપરી આનંદ મેળવતાં હતાં. પણ હવે તેમના મનમાં એમ આવ્યું હતું કે પોતાનું જુદું ઘર જોઇએ. પણ પતિનો પગાર ટુંકો તથા પોતાની ટેવો ખર્ચાળ તેથી તેમ થાય તેવું નહોતું. એમના મનમાં એમ હતું કે પિતાજી જો પતિનો પગાર વધારી આપે તો જુદા રહેવાય. પણ બેંકના કામમાં તે કોઇનું સાંભળે તેવાજ નહોતા, તથા યોગ્યતા વગર કોઇનોએ પગાર વધારે તેવા નહોતા તેથી કહેવાની હિમ્મત ચાલતી નહોતી. જો કોઇ માણસ ખાસ યોગ્યતા બતાવે તોજ તેનો પગાર વધારતા હતા, નહિ તો ગમે તેવા પાસેના સગાનું પણ સાંભળતા નહોતા.

આવી સ્થિતિ હોવાથી જયાગૌરીના મનમાં ચિંતા થયા કરતી હતી. એમના પતિમાં કાંઇ એવી હોશિયારી નહોતી કે એમનો પગાર એકદમ વધે. જયાગૌરીએ બહુ બહુ વિચાર કર્યા. વાર્તાઓ વાંચેલી તેમાં શેઠને ખુશ કરવા નોકરોએ કેવી કેવી યોજનાઓ કરેલી તે યાદ કરવા માંડી. પોતાની સ્મરણ શક્તિ સતેજ કરી. કલ્પના શક્તિ દોડાવી અને મનમાં

કેટલીએક યોજનાઓ તૈયાર કરી પોતાના પતિને તે વિષે બે અક્ષર પણ કહ્યા. એમના પતિએ પણ હવે દઢ નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને પણ સસરાજીને કાંઇ એવા ઉપયોગમાં આવી પોતની હોંશિયારી બતાવવી કે તેઓ અત્યંત ખુશ થઇ જાય અને પગારમાં એકદમ વધારો કરે. કાંતો મારા જીવને જોખમે એમનો જીવ બચાવું; અથવા તો એમના જીવ કરતાં પણ વધુ વહાલો એમનો પૈસો ડુબતો હોય તો કાંઇ તદબીર કરી તે બચાવું. આવા વિચાર એમના મનમાં રાતદિવસ ઘોળાવા માંડયા. સાંઝ સ્હવાર શેઠ બહાર જાય તો તે જાણે નહિ તેમ તે થોડે દૂર તેમની પાછળજ જાય. એમ ધારીને કે વખતે એમનો જીવ કાંઇ જોખમમાં આવે તો પોતે એમને બચાવી લઇને એમની પ્રીતિ સંપાદન કરી શકે.

એક દિવસ નશીબે તેમને સમય આપ્યો. શેઠ સુંદર કપડાં પહેરી પગે ચાલતા કાંઈ બહાર જવા નિકળ્યા. એમના જમાઇરાજ પણ સંતાતા છુપાતા એમની પાછળ ચાલ્યા. તેઓ એક ધોરી રસ્તા ઉપર આવ્યા. રસ્તો હતો તો મોટો પણ એમાંનો અડધો ભાગ મ્યુનિસિપાલીટીએ બંધ કર્યો હતો અને આગળ પાટીયું માર્યું હતું કે Look out for the tar 'ડામરથી સાવધ રહો.' આમ હોવાથી ગાડીઘોડાનો સઘળો વ્હેવાર અરધા રસ્તા ઉપરજ ચાલતો હતો. શેઠ ધીમે ધીમે જતા હતા તેવામાં સામેથી એક મોટર પોં... પોં...પોં...કરતી ધસારાબંધ આવી. શેઠ ધીમે રહીને બાજુ ઉપર ખસવા જતા હતા, પણ તેમના જમાઇએ જાણ્યું કે શેઠનું ધ્યાન કાંઇ બીજે છે અને હમણાં મોટર નીચે તેઓ આવી જશે. એમની જીંદગી બચાવવાનો આવો સરસ સમય આવ્યો જાણી જમાઇરાજે તો સસરાને એકદમ પકડયા અને તેઓ ખસવા જતા હતા તેથી ઉંધીજ દિશાએ તેમને ખેંચ્યા. શેઠ તો એકદમ ગભરાઇ ગયા અને બુમાબુમ કરી મૂકી. પરંતુ જીવ સટાનું કામ, એટલે જમાઇરાજે તો એકદમ પેલો ડામરથી છવાયલો ભાગ ખાલી જાણી શેઠને તે તરફ ધમડયા. ડામર ઉપર રેતી પાથરેલી હોવાથી તે બાબત તેમનું ધ્યાન રહ્યું નહિ. ડામર ઉપર આવતાંજ સસરો જમાઇ બે જણા લપસી પડયા અને શેઠના સુંદર ધોળાં બરફ જેવાં કપડાં કૃષ્ણરંગી બન્યાં. પોતાનો પહેલીજ વાર પહેરેલો પચીસ રૂપિયાનો ડગલો નકામો થઇ ગયો જોઈ શેઠનો મીજાસ તપી ગયો ગુસ્સામાંજ જમાઇને આઘા ધકેલી ભાડાની ગાડી બોલાવી તેમાં બેસી. એકદમ ચાલી ગયા. અને જમાઇને ત્યાં પડતોજ મૂકયો. રસ્તામાં લોક એકઠા થઇ ગયા. જમાઇરાજના કપડાં પણ ડામરવાળાં થયાં હતાં. લોકાએ એમની હે બોલાવી; એટલામાં પોલીસ આવ્યો અને રસ્તાપર ધાંધળ કરવા માટે જમાઇરાજને ધમકાવવા મંડયો. બિચારા ગભરાઇ ગયા અને પોલીસના હાથમાં ખીસ્સાથી પાવલી સેરવી દીધી. પોલીસે બધા લોકોને વિખેરી નાંખ્યા અને એમને ભાડાની ગાડીમાં બેસાડી ઘેર વિદાય કરી દીધા.

આ પછી જમાઇરાજે નિશ્ચય કર્યો કે હવે શેઠનો જીવ બચાવવા તો કાંઇ પ્રયત્ન કરવો તે વ્યર્થજ છે. આતો ઉલટું એમના મન ઉપર ખોટો ખ્યાલ બેસાડી દેવા જેવું થાય છે. હવે તો શેઠને એમના પૈસાના કામમાંજ કાંઇ અમૂલ્ય મદદ કરવી. એમને કાંઇ એમના જીવની ફિકર નથી. એમને તો પૈસોજ ઘણો વ્હાલો છે. તે દિવસે એક પચીસ રૂપયડીનો કોટ બગડયો તેમાં એમનો મીજાસ ગયો. પણ જીવ બચ્યો તે તો કાંઇ વિચારતાજ નથી. મોટા માણસો બધાંજ એવા, હવે તો એમના પ્રાણથી પ્રિય પૈસાની બાબતમાંજ કાંઇ કરી બતાવવું. એમ થશે તોજ એમની પ્રીતિ સંપાદન કરી શકાશે.

કેટલાએક દિવસ પછી એકવાર જયાગૌરીએ નાટકમાં જવાનો વિચાર કર્યો. એમના પિતાજીને નાટક પસંદ હતાં નહિ. પણ જયાગૌરીને જવું હોય તો તે કાંઇ વાંધો લઇ શકે તેમ ન્હોતુ. છતાંએ પિતાજીને બનતા સુધી ખબર પડે નહિ તેવી સાવચેતી જયાગૌરી સાધારણ રીતે લેતાં હતાં. આ વખતે તહેવારને લીધે ખેલ શનીવારે બપોરે હતો. રવીવારે બપોરના હોય છે પણ તે દિવસે તેમના પિતાજી ઘેર હોય તે જવું ઠીક પડે નહિ. શનીવારે તો બેંક વહેલી બંધ થતી હતી છતાં તેઓ તો મોડે સુધી બહારજ રહેતા હતા. જયાગૌરીના વર પણ આજે વહેલા ઘેર આવી એમને નાટકમા લઇ જવાના હતા. વખતસર તૈયાર થઇ બન્ને જણા નિકળ્યા. શેઠ ઘરમાં નહોતા એટલે બધુ અનુકૂળ હતું. રસ્તામાં બાઇને એકદમ યાદ આવ્યુ કે પોતાની ચાવી બેંકમાં રહી ગઇ છે. આ ઉપરથી તે બે જણાએ પહેલા બેંકમા જવાતું ઠરાવ્યુ. બેંક આગળ પહોચતા, જયાગૌરીને બાજુ ઉપર એક ઠેકાણે ઉભા રહેવાતું કહી એમના વર ઉતાવળા ઉતાવળા બેંકમાં ગયા. બારણું ઉઘાડુ હતું પણ ચોકીદાર નહોતો. એમણે જાણ્યુ કે કાંઇ બીડી પીવા ગયો હશે. બીજું કોઇ ત્યાં હતું નહિ એમણે પોતાની ચાવી લીધી ખાનું પાછુ બરોબર તપાસી જોઇને વાસ્યુ. એટલામાં તીજોરીવાળા ખડમા કોઇ હોય એમ તેમને લાગ્યુ. આથી બાઇ ચમક્યા અને રખવાળને જોવા બહાર ગયા. હજી પણ તે આવેલો ન્હોતો. મનમાં તેને ગાળો દીધી અને નિશ્ચય કર્યો કે શેઠને કહી એને બરતરફ કરાવું. પાછા અંદર જઇ તીજોરીવાળા ખંડનું બારણું ધીમેથી ધકેલી જોયુ તો અંદરથી બંધ હતું. અને અંદર રૂપીયાની થેલી ખખડતી હોય તેવો અવાજ થયો. મનમાં બ્હીક તો બહુએ લાગી, પણ કાંઇક કરવું તો ખરૂંજ એમ લાગ્યું. તીજોરીવાળો ખંડ ફક્ત પાટીઆનોજ બનાવેલો હતો. અને પાટીઆ પણ સાત આઠ ફુટ ઉંચાં હતા. એટલે અંદર શુ ચાલે છે તે જોવા પોતે એક ખુરશી ઉપર ચઢયા. અંદર જોતાં એ તો આભાજ બની ગયા. તીજોરી ઉઘાડી હતી. અને કોઇ માણસ અંદરનો સામાન લેવામાં ગુંથાયેલો હતો. આનું મ્હોં તેમનાથી જોઇ શકાય તેમ નહોતું. કારણ કે તીજોરીનું બારણું અરધુ ઉઘાડેલુ હતું અને તે એમની આડે આવતું હતું. હવે શુ કરવું તે વિચારમાં તેઓ પડયા. જો પોલીસને બોલાવવા જાય તો ચોર તીજોરી સાફ કરી ચાલ્યો જાય. જો ત્યાંથીજ મોટી બૂમ પાડે તો પેલો ચોર તેમને મારીને ચાલ્યો જાય. આ વિચાર કરતા હતા તેવામા એક સરસ તક તેમને મળી. તીજોરી છ ફુટ ઉંચી હતી અને ચાર ફુટ ઉંડી તથા ચાર ફુટ પહોળી હતી. તેમાં આજુબાજુ નાની અભરાઇઓ હતી તે ઉપર રૂપિઆની થેલીઓ રહેલી હતી. કાંઇક કારણથી પેલો તીજોરી પાસેનો માણસ તીજોરીમાં પેઠો એ જોતાંજ જમાઇરાજ કુદયા, અને તીજોરીવાળા ખંડમાં દાખલ થઇને એકદમ તીજોરી વાસી દીધી. અને બહાર જઇ પોલીસને ખબર આપવાની ઉતાવળમાં કાણાંમાંથી ચાવી કાઢતા તે તુટી ગઇ અને એક કકડો અંદર રહી ગયો. એની કાંઇ પણ દરકાર ન કરતા, પોતાની બહાદુરીની વાત જયાગૌરીને કહેવા દોડયા. જયાગૌરી પાસે જઇને બધી વાત તેમને કહી. જયાગૌરીને બહુ બ્હીક લાગી પણ જ્યારે તેમણે જાણ્યુ કે ચોર તો તીજોરીમાં છે ત્યારે શાંતિ વળી. હવે એમને લાગ્યું કે પિતાજી ખુશ થશે, પગાર વધારશે, અને સ્વતંત્ર ઘરમાં રહેવાશે. પછી તેઓ પોતાના પતિ સાથે બેંકમાં ગયાં. તીજોરીવાળા ખંડમા જતાંજ તેમણે ચીસ પાડી. મ્હોં ઉપર લોહી ચઢી આવ્યુ અને કડક અવાજે પતિને પૂછ્યું કે "આ શુ કર્યું ? અંદર કોણ પૂરાયું છે તે તમે જોયુ છે કે ?"

બિચારા પતિશ્રી તો પત્નિનું ઉગ્ર સ્વરૂપ જોઇ ગભરાઇ ગયા. અને બોલ્યા કે "એનું મ્હોં તો હું જોઇ ચુક્યો નથી."

જયાગૌરીએ એક ખુણામાં ખુરશી ઉપર તેમના પિતાશ્રીની પાઘડી ખેસ તથા લાકડી પડયાં હતાં તે બતાવ્યાં. જમાઇરાજના જડ મગજમાં સત્ય સ્ફુર્યું. તેઓ એકદમ બ્હાર આવ્યા અને રખવાળ આવ્યો હતો તેને પૂછ્યું કે "અંદર કોણ આવ્યું છે."

રખવાળે કહ્યું કે "બધા કારકુનોના ગયા પછી શેઠને કાંઇ જરૂરનું કામ હોવાથી પોતે પાછા આવ્યા છે અને મ્હને ટપાલ નાંખવા મોકલ્યો હતો; ત્યાંથી હું હમણાંજ પાછો ફરૂં છું." જમાઇરાજે ઉતાવળથી બધી વાત કહી અને પાસથી કોઇ લુહારને બોલાવી લાવવા કહ્યું. શેઠ અંદર ગુંગળાઇ જશે એવી ધાસ્તી એમને હવે લાગવા માંડી. પોલીસને ખબર પડી. બધાં લોક ત્યાં ભરાઇ ગયાં. કોઇને પૂરી વાતની ખબર નહિ તેથી એમજ વાત ઉડી કે કોઈ ચોર અંદર પૂરાઇ ગયો છે. પોલીસે પૂછ્યું કે એક ચાવી તુટી પણ બીજી તો હશે ને? પણ તપાસ કરતાં માલુમ પડયું કે બીજી તો શેઠના પોતાના ખીસામાંજ હોવી જોઇયે. હવે સ્થિતિ ગંભીર થતી હતી. જેમ વખત જતો હતો તેમ શેઠના જીવનું જોખમ પણ વધતું હતું. લુહાર આવ્યો પણ તેહનારને લાપે પીધેલ હોવાથી કાંઇ કામ કરવાના ઢંગ દેખાતા નહોતા. જયાગૌરીએ એકદમ તીજોરી બનાવનારને ટેલીફોન કર્યો. તે તાબડતોબ આવ્યો. લુહારનું કામ નિષ્ફળ થતું જોઇને પોતાની તીજોરીની બનાવટ જોઈ ફુલાયો. જયાગૌરીએ એને બધી વાત કહી અને આખરે શેઠજી અંદર છે એમ એણે જાણ્યું ત્યારે એનું મ્હોં પણ ગંભીર થઇ ગયુ. હજી તો તીજોરીનું બીલ પણ ચૂકવાયું નહોતું અને શેઠને કાંઈ થયું તો પૈસા મેળવતા પણ મુશ્કેલી નડશે. એકદમ ગુસ્સાથી લુહારને લાત લગાવી દીધી ને કહ્યું કે "મૂર્ખ ! પહેલાં ત્હારી હોંશિયારી બાજુપર મૂકીને કાણું પાડ અને અંદર ચોખ્ખી હવા વધારે જવા દે કે શેઠને કાંઇ નુકશાન પ્હોંચે નહિ. તારો પીર આવશે તો પણ તીજોરી તો નહિ તૂટે. ધપ્પા તથા લાતથી લુહાર જરા તેજ થયો અને ઝપાટાબંધ એક કાણું પાડયું. જયાગૌરીએ છેક કાણા પાસે જઇ ઘણા વ્હાલથી પિતાજીને બોલાવ્યા. અંદરથી કાંઇક ખોખરો અવાજ આવ્યો. બધાના જીવમાં જીવ આવ્યો અને જયાગૌરી શાંત પડયાં. પોલિસનો અમલદાર આવી પહોંચ્યો અને બધા લોકને ત્યાંથી વિખેરી નાખ્યા ને કહ્યું કે 'અંદર કાંઇક પ્રવાહી પદાર્થ રેડો. એમનો જીવ ગભરાઇ ગયો હશે, અને ગળું બેસી ગયું હશે." એકદમ થોડું દૂધ આણવામાં આવ્યું અને જયાગૌરીએ કાણા પાસે મૂખ લાવવા શેઠને કહ્યું. એમના પિતાજી કાંઇ સમજ્યા નહિ અને બરોબર સાંભળવા કાન ધર્યો. દૂધ રેડયુ તે કાનમાં ગયુ અને અંદરથી એકદમ ગાળો સંભળાઇ. બધા સમઝયા કે એમને દૂધની રૂચી નથી. પછી જયાગૌરીએ ઘાટો પાડીને કહ્યું કે "તીજોરીની બીજી કુંચી તમારી પાસે છે તે બહાર નાંખો તો તમને કાઢીયે." આ વખતે શેઠ સમજ્યા અને કુંચી બહાર નાંખી.

અત્યાર સુધી બિચારા જમાઇરાજ તો એક ખૂણામાં ઉભા ઉભા બધું જોયાજ કરતા હતા. જો જયાગૌરીએ બધો કારભાર ના કર્યો હોત તો એમનાથી તો કશું બનવાનું ન્હોતું. એમનું માથું ખૂબ ચઢયું હતું અને આંખે અંધારા આવી ગયાં હતાં. કુંચી બ્હાર આવી એટલે એમને શુદ્ધિ આવી. એમણે જાણ્યું કે શેઠ અકળાયલા બ્હાર આવશે તેવાજ ગુસ્સે

થઇને બે ચાર લગાવી દેશે. તેથી જયાગૌરીને કહીને તેઓ તરતજ જતા રહ્યા.

તીજોરીવાળા માણસે ઓજારથી ચાવીનો ભાગેલો ટુકડો બહાર ખેંચી કાઢ્યો. પછી જયાગૌરીએ ચાવીથી તીજોરી ખોલી. અંદરથી લથડતે પગલે શેઠ બહાર નિકળ્યા. જયાગૌરી એમને ભેટીને એકદમ ડુસકાં ખાવા મંડી ગયાં. પણ શેઠનું ધ્યાન તે તરફ ન્હોતું એમણે તો એકદમ લ્હારનો હથોડો લીધો અને ફાટે ધાટે પૂછ્યું કે "ક્યા હરામખોરે મ્હારી તીજોરીમાં મ્હને પૂર્યો તો ? બસ, એને અહીં લાવો. એનો જીવ લઇશ. જે માણસ ત્હેને અહીં પકડી લાવશે તેને એક સોના મ્હોર ઇનામ આપીશ." બધાએ શેઠને એક કોચ ઉપર સુવાડ્યા. જયાગૌરીએ એમનું માથું પોતાના ખોળામાં લીધું અને ધીમે ધીમે પવન નાંખવા માંડ્યો. થોડું દૂધ તથા કાંઇક દવા ત્હેમને આપવામાં આવી. લાંબા વખતના શ્રમને લીધે શેઠ ઉંઘી ગયા અને તે સ્થિતિમાંજ ત્હેમને ઘેર લઇ જવામાં આવ્યા. બીજે દિવસે સ્હવારના શેઠ જાગ્રત થયા. આગલા દિવસનો બધો બનાવ એમને સ્વપ્ન જેવો લાગતો હતો. અશક્તિ ઘણીજ આવી ગઇ હતી. અને છેક દસ દિવસે તેઓ પથારી છોડવા શક્તિમાન થયા. આ દરમિયાન જયાગૌરીએ શેઠની ચાકરી ઘણીજ ચતુરાઇથી તથા અતિ ઘણા વ્હાલથી કરી હતી. માંદગીના પાછલા ભાગમાં શેઠે બધી વાત ધીમે ધીમે જયાગૌરી પાસેથી જાણી લીધી હતી અને ક્રોધ દૂર કર્યો હતો.

પોતાના મનમાં જયાગૌરી વાસ્તે એમને ઘણુંજ લાગી આવ્યું. અને બોલી ઉઠ્યા કે "મ્હેં એને કેળવી, સારા સંસ્કારવાળી બનાવી અને પછી એ મ્હારૂં રત્ન આ મૂર્ખના હાથમાં સોપ્યું. તે વખતે નાતની બહાર લગ્ન કરવા મ્હારી હિમ્મત ચાલી નહિ, નાત બહારના દુઃખ ખમવા હું તૈયાર થયો નહિ તેનાં આ ફળ હું અત્યારે જોઉં છું, મ્હારે તો આ ફક્ત ત્રાહિત તરિકેજ જોવાનું છે, પણ તે બિચારી બાળકીની શી અવસ્થા હશે ! અરે ! જે લોકોએ નાતોના આવા સાંકડા કુંડાળા કરી નાખ્યા છે તે લોકોનો કદાપિ ઉદ્ધાર થવાનો નથી. જે સંસારમાં યોગ્ય કન્યા યોગ્ય પતિને વરી શકે નહિ તે સંસાર શી રીતે આગળ વધવાનો છે ! ખરેખર, આ મ્હારા અનુભવ ઉપરથી મ્હારી ખાત્રી થઇ ગઇ છે કે યોગ્ય વિવાહની આડે આવતા આ કૃત્રિમ બંધનો તોડવાનો દરેક સમજુ જને યત્ન કરવો જોઇયે."

* * * *

"નાદાનની દોસ્તી અને જીવનો જાન" એ કહેવતની શેઠને ખાત્રી થઇ ગઇ હતી. તેમણે પોતાના જમાઇરાજને હેડ ઓફીસમાંથી ખસેડી એક શાખા ઓફીસમાં મોકલ્યા. અને ભરોસાનું પણ અક્કલનો ખપ ન પડે તેવું કામ તેમને સોપ્યું. બહારગામ જવાથી પગાર વધારી આપ્યો છે અને જયાગૌરીના સ્વતંત્ર ઘરના કોડ પૂરા પડ્યા છે. જમાઇરાજ પણ હવે બદલાઇ ગયા છે. પૂરો વિચાર કર્યા વિના—બો ગણ્યે ગાળ્યા વિના—કાંઇપણ કામ કરતા નથી. તે દિવસે નાટક જોવાનું રહી ગયા પછી ફરીથી તેઓએ નાટક જોયું નથી. કારણ કે તે ગામમાં નાટકશાળાજ નહોતી. જયાગૌરી પણ પોતાની બધી ખર્ચાળ ટેવો પિતાને ત્યાં મૂકીને આવ્યા છે. અને તેમના ટુંકા પગારમાંથી પણ દર મહિને કાંઇક રકમ બેંકમાં જમે મૂકાવે છે.

# જ્યોતી રેખા.

લેખકઃ—શ્રીયુત્ મલયાનીલ—અમદાવાદ.

[ આપણી સમાજના રીતરિવાજોએ આપણું કેટલુ અનિષ્ઠ કર્યું છે, જ્ઞાતિબંધન દૂર કરવા ઇચ્છતા જ્ઞાતિના નિરૂપયોગી રિવાજો દૂર કરવા કેટલા બધા આતુર છે અને એક નાની સરખી બાબત કેટલુ ગંભીર પરિણામ લે છે તે આ નીચેની વાર્તા વાંચવાથી સ્હમજાશે.

સુધારા કરવામાં એક મત કરતાં વધુ મતની વધારે જરૂર છે. " હું પ્હેલ કરીશ તો બીજા પછી કરશે. " એમ ધારી કદાચ એકાદ જણ અમુક અનિષ્ઠ ગણાતો રિવાજ પોતાને ઘેરથી દૂર કરે છે તો પરિણામ કેટલીક વખત એ આવે છે કે એ પ્રથમ સુધારક પોતાની જાતને અથવા કુટુંબને નુકસાન કરે છે. એ સુધારો નુકસાનમાં પરિણામ પામતો જોઇ બીજા લોકો તેથી બ્હીએ છે અને કાઢી નાખવા ધારેલો રિવાજ ઉલટો દૃઢતર થાય છે આવુંજ શ્રી સન્મુખરાયને બન્યું હતું.]

સન્મુખરાય કલેકટરની ઓફિસમાં નોકર હતા. તેમનો પગાર અને પદવી તો સાધારણ હતાં પરન્તુ વડિલોપાર્જિત મિલ્કત હોવાને લીધે એમનું કુટુંબ પૈસાદાર ગણાતું હતું.

એમની પુત્રી જ્યોતીરેખાને એમણે હમણાંજ પરણાવી હતી. એના શરીર પરથી હજી પાનેતર ઉતર્યું નહતું. જમવા આવતા પતિને છૂપી છૂપી બ્હારીની તડમાંથી હજી જોતી અટકી ન હતી અને એકલી છતાંય પોતાનાથી હજી શરમાતી રહી ન હતી.

" મ્હારે કદાચ એમને બોલાવવા પડે તો શું કહીને બોલાવવા ? ' વહાલા ' તો એકલાં મન સાથે બોલતાં હઇએ ત્યારે કહેવાય. 'પ્રાણનાથ' કહેતાં તો શરમ આવે છે. નામ દઇને બોલાવાય નહિં. વરને તે વળી ' એ ' કહીને બોલાવાતા હશે ?—પણ એ મ્હને શું કહીને બોલાવશે ? એ જે કહેશે તેવી રીતનું ફેરવીને હું કહીશ. " આમ એકલી એકલી શરીરમાં અને હૃદયમાં નવા પડેલા સંસ્કારને પ્રકટ કરતી હતી.

મધુમત્ત બી. એ. માં અભ્યાસ કરતો હતો. સારાં સારાં ઇંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, સાહિત્યના પુસ્તકો અભ્યાસના તેમજ બ્હારના વિષયો તરીકે વાંચ્યા હોવાથી સ્વભાવ શાંત અને સહનશીલ થયો હતો. ભવિષ્યમાં પત્નિને શુ શિખવાડવું, માતાપિતા સાથે મ્હારે અને મ્હારી જ્યોતીએ કેવી રીતે રહેવું એની ગોઠવણો એણે કલ્પનામાં ક્યારનીએ કરી રાખી હતી. અવિભક્ત કુટુંબ એક આશીર્વાદ છે, ઉછળતા મોટાની સ્વતંત્રતા ઉપર એક અંકુશ છે વિગેરે લાભો એની નજર આગળ હંમેશ ખડા હતા. અને જ્યોતીને પણ સહનશીલ થવાનું, એની માતા અથવા બ્હેનના મ્હેણાં સાંખવાનું ખાસ કરીને મ્હારે શિખવવુ, એ વિચાર કોલેજમાં જતાં, યુવાવસ્થામાં સંચરતા પથિકને વારંવાર આવતા હતા.

મધુમત્ત અને જ્યોતીના લગ્નને આજે પાંચમો દિવસ છે. જ્યોતીના લગ્નની સાથેજ ત્હેના નાનાભાઇને જનોઇ દેવામાં આવ્યુ હતુ અને તે પ્રસંગનું આજે જ્ઞાતીને જમણ છે. એમની ન્યાતમાં એવો રિવાજ છે કે માંગલિક પ્રસંગના જમણને દિવસે જમાઇઓને અમુક રૂપિયા જમી રહ્યા પછી આપવા. કાઢી નાખવા ધારેલા રિવાજોમાં સન્મુખરાયને આ પ્હેલોજ અટપટો લાગ્યો. રૂપિયા આપવા અને આપણે ઘેર તેવોજ પ્રસંગ આવે ત્યારે વ્હેવાઇને ઘેરથી લેવા. તેના કરતાં આ રિવાજ કાઢી નાખ્યા શા ખોટા ? " આપીએ તોએ ઓછા

પડે અને દરવખત ક્યાં યાદ રાખીએ કે ફલાણી છોકરી વખતે કેટલા આપ્યા હતા? મ્હારે છોકરીઓ રહી પાંચ અને હું એમ આ વ્યવહાર કરતો રહું તો પાર ક્યારે આવે. માટે જમાઇને નહિં આવવું હોય તો નહિ આવે. સાંજે એ શબ્દો ઘેર જઇને કહી આવીશું." વિગેરે વિચારો કરી એમણે આ "વ્હેવારું" ન કરવું એમ ગોઠવ્યું.

રાત્રે એવુંજ બન્યુ કે "મધુમત્તને એના બાપાએ નજ મોકલ્યો. સન્મુખરાયે કેટલુંએ સ્હમજાવ્યુ પણ એ એકના બે નજ થયા. સન્મુખરાય તો દઢજ હતા. આમાં કાંઈ ન્યાતનો નિયમ ભાગ્યો નથી જેથી આખી ન્યાત આમાં વાંધો લઇ શકે-સૌ સૌના ઘરના રિવાજ છે." એટલે એમણે મધુમત્તને નજ રૂપિયા આપ્યા.

"આજ રૂપિયા હું ત્હમને બીજે પ્રસંગે આપીશ પણ આ રિવાજ મ્હારે દૂર કરવો છે એટલે—ત્હમે પણ સ્હમજો છો તે આવા નાના રિવાજોથી આપણાં લગ્ન જનોઇ કેટલાં કેટલાં મુશ્કેલ થઇ પડયાં છે. કંઇ ભૂલી જવાય? તો લોકો નિંદા કરે મ્હારે ઘેર કોઇ એવું છે નહિં કે આ બધું યાદ રાખે. માટે-આપ વિચાર કરી સવેં પધારો તો સારૂં." પણ પત્નિના આગ્રહથી મધુમત્તના પિતાએ નાજ કહી અને "ભૂલ કરો છો આમાંથી પરિણામ વિપરીત આવશે." વિગેરે ધમકીના શબ્દો કહ્યા. સન્મુખરાય કાંઇ ડગે તેવા નહોતા, એટલે મધુમત્ત વગર ન્યાત જમી વિદાય થઇ અને તે સાથે લગ્નના પ્રસંગનો પણ અંત આવ્યો.

૨.

"ત્હમે તો બહુ મસ્તીખોર છો લો. આમ પજવો છો તેથી મ્હારી સાડી ચૂંથાઇ જશે અને ચાંલ્લો ભૂસાઇ જશે. જરા ખસો હું બદલીને આવું છું."

મધુમત્તના ખંડમાં, 'અટકચાળું' કરતા પતિને જૂઠા ક્રોધે જ્યોતીરેખા ઠપકો દેતી હતી. મધુમત્ત તેમ તેમ વધારે વ્હાલ રેડતો હતો. જ્યોતીરેખાને અહીં આવ્યે દસમો દિવસ હતો. સગાંમાં જનોઇ હતું ત્યાંથી હમણાંજ મધુમત્ત પાસે એ ઉપર ગઇ હતી. કપડાં બદલવાની તૈયારી કરતી હતી એટલામાં "જ્યોતીરેખા! પાછાં એટલામાં ઉપર શું દોડયાં. અહીં દાળ બળી જશે એનું કંઇ છે. જરા પરવારીને ચઢયાં હોય તો કંઇ હેત ઉડ્યું ન થાત. આવો હેઠાં." દાળ ન્હોતી ઓરી છતાં પજવવાને ખાતર મધુની મ્હોટી બ્હેન તડૂકી.

એકદમ ઢીલા પડી ગએલા મધુમત્તના હાથમાંથી છૂટી થઇ ઉતરી ગએલા મુખ સાથે નીચે ઉતરી. સાડી બદલી ઓરડીમાં ન્હાવા ગઈ. એટલામાં કિશોરીગૌરી-જ્યોતીરેખાનાં સાસુ-આવ્યાં. રસોડા તરફ નજર નાખી લાકડાં સળગતાં અને આધણ ઉકળતું હતું. ઘેર રહેલી છતાં કમળાએ દાળ ઓરી નહોતી. "ઘણાંએ આવશે ત્યારે ઓરશે" એમ કરી બધું તેમનું તેમ રહેવા દીધેલું હતું.

"કેમ કંઇ હજી ઠેકાણું નથી?" કિશોરીગૌરીએ સાસુની રીતે-ગંભીરતાથી-મ્હોટ-પણથી ધીમે સાદે પૂછ્યું. "ગયાં'તાં ધણીને મળવા. ક્યારની કહું છું કે બ્હેન વઢશે તોએ ગણમારે છે કોણ? પેલોએ રોયો બાયલો થઇ ગયો છે. ભણવું નહિં ગણવું નહિં ને આ બાયડીની જોડે વાતો કરવા બેઠા." કમળા પાછી ઘુરકી.

નાહી જ્યોતીરેખા બ્હાર આવી. રસોડામાં રાંધવા પેઠી. કમળા આપ લ્યે કરવા ઉભી રહી, જો કે કશું પણ જોયું હોય તો ખમતી નહિં.

કમળા આશરે સતાવીશ વર્ષની હતી. એનો વર એક સાધારણ કારકુનની નોકરી

કરતો હતો એટલે પોલકાં સાડીના લાડ તો એ ક્યાંથી લડાવે. જ્યોતી પૈસાદારની છોકરી—સારાં સારાં ઘરેણાં પ્હેરે—ઉચી ઉચી સાડીઓ પ્હેરે તે કાંઇ નણંદથી ખમાય ! લાગ આવે ત્યારે બન્ને મા દીકરી જ્યોતીરેખાને મ બળાવાને ચૂકતાં નહિં.

"જ્યોતીરેખા ! આ વીંટી કેટલાની છે ?" આંગળીપરની નાગની હીરે જડેલી વીંટી જોઇ કમળા બોલી.

"પીસતાળીસ કે પચાસની છે. મ્હને બરોબર ખબર નથી." જ્યોતીરેખાએ જવાબ આપ્યો.

"તે બાપને વ્હેવાણુના રૂપિયા આપવા તો ભાવતા નથી ને વીંટીઓ પટકાવીને શું જોઇને ફરો છો ?"

જ્યોતી કાંઇ બોલી નહિ માત્ર મનમાં જરા લાગ્યું હોય તેમ એના મ્હોંપરથી જણાયું.

જ્યારથી જ્યોતીરેખા મધુમત્તને ત્યાં આવી હતી ત્યારથી પોતાને પીયર જવાનો સાસુ સસરાનો હુકમ નહોતો, કારણકે જુનું વેર લેવાનો આ શિવાય બીજો એકે માર્ગ નહતો—ગાળો અને મ્હેણા દીધાં શિવાય જો કદાચ કહ્યા વગર જાય તો પાછી પેસવા દેવામાં નહિં આવે એમ ખાસ બ્હીક ઘલી હતી. શરૂઆતમા છોકરીઓને સાસરૂં કેદખાનું હોય છે. પતિ પાસે તો રાત શિવાય એમાય નહિં; એટલે સ્હવારે પાણી ઉન્હું મુકયાથી તે રાત્રે "ઢાંકોઢુમો" કર્યા સુધી સાસુ અને નણદોનાજ કબજામાં રહેવાનું. કમળા સાંજે સાસરે જઇ સ્હવારે નાશી આવતી કારણકે પોતાને એક વિધવા નણંદ હતી તેનેજ રાંધવાનું અને બીજું ઘરનું કામકાજ સોંપી દીધેલું. સાસુ સસરા હતા નહિં એટલે ત્યાં નણંદ ઉપર પોતે સારી રીતે રોફ ચલાવતી. એની નણંદનો પતિ નિર્ધન હતો એટલે પાછળ કશું પણ મુકેલું નહિં. આથી ગરીબ બિચારી બ્હેનને આ ભાઇ અને ભાભી શિવાય કોઇપણ વિશ્રામસ્થાન ન હતું.

૩

જુવો જ્યોતી ! આમ રડાતું હશે કે ? આમ જુઓ—નહિં માનો કે મ્હારૂં કહ્યું ! એક દિવસે રાતના ખોળામાં માથું મુકીને રડતી જ્યોતીરેખાને સાન્ત્વન આપતો હતો.

આંસુ લુછી, મ્હારા બાપે રીત ન કરી તેમાં મ્હારો શો વાંક ?"

"હોયે એ કહે તે સાંભળવુ મ્હોટા છે. કહે, મ્હને કાંઇ ઓછું કહે છે ! એમન પોતાના ઘરનો છું તોપણ—હજી તો મહિનોએ પૂરો નથી થયો. આમ રોશો તો પારે નહિં આવે."

"રોવું તે ન આવે !" કહી રડી ગઇ અને રડતાં રડતાં "મ્હારા નાનાભાઇને તાવ આવે છે અને બળીયા નીકળ્યા છે પણ ઘેર જવાનું નહિ, કોણ એની સભાળ ત્યાં લઇ શકે. મ્હોટામાં મ્હોટી હું." કહી મધુના ખોળામા ભાન ભૂલી જઇ ધ્રુશકો મુકયો.

"લો બેઠાં થઇ જાઓ હું પાણી લઇ આવું. મ્હોં ધોઇ જરા પાણી પી લો. પછી બધી વાત કહો. મ્હારા ગયા પછી શું થયું હતું ?" ખોળામાથી જ્યોતીનું માથું ઉંચું કરી પગ ખેંચી લીધો અને પાણી લેવા ઓરડા બ્હાર નીકળ્યો ત્યાં તો કિશોરીગૌરી બારણા આગળથી ધીમે ધીમે દાદરા તરફ જતાં જોયાં.

"હા. બા. ૫પાળ તું ત્હારે. પાણી લેવા આવ્યો છે રોપો બાયલો. જરા શરમ આવે

છે ! રોઇ એમાં શું થઇ ગયું. કાંઇ ફુલ તો નથી ગરી જતાં ને !" છાનીમાની બારણા પાસે ઉભી રહી મધુમત્તની માતા, મધુ અને જ્યોતી વચ્ચે શું ચાલે છે તે સાંભળતી હતી. આ કેવું કહેવાય તે તો વાંચક સ્હમજે છે.

બીજે દિવસે સ્હવારમાં ના કહેલી છતાં પણ ભાઇ ઉપરના હેતથી જ્યોતીરેખાથી ન રહેવાયું. " બ્હેન ! મ્હારો ભાઈ બહુ માંદો છે અને મ્હારી બ્હેનો બિચારી નાની છે તે કોણ એને પાણી પાય એવુંએ છે. તમે કહો તો હું જાઉં." દીન સ્વરે જ્યોતીએ પૂછ્યું.

" જાઓ જવું હોય તો " જવાબ મળ્યો.

કપડાં બદલી જ્યોતી નીકળવા જાય છે તેટલામાં " છે મુઈને લાજ. જા કહ્યું એટલે આ હીંડયાં. શા હેતે બાપને ઘેર જવાનું મન થાય છે ? છોડી ઉપર વ્હાલ ઉભરાઇ જાય છે તે મધુને કોઇ દહાડો જમવાનુંએ કહેવાનું સાંભરતું નથી. લાજ વગરનીજ છે. સસરાનું લાંછન ત્હને ન અડે. નાત તો ચૂંટીને ખાઇ જાય છે. બેશ નથી જવું." બિચારી ઉત્સાહ ભરી તૈયાર થઇ હતી ત્યાં સાસુએ પાછું મ્હેલ્યું દઇ રોકી.

એવું તો શુંજ ચાલે ! કયો ઉપાય ત્હેના અથવા મધુના હાથમાં હતો કે જેથી કિશોરીનો સ્વભાવ ફરે. મધુ કાંઇ આમન્યા મુકી કહેવા જાય તો ત્હેના ઉપર પસ્તાળ પડતી. મધુના પિતાનું તો ચાલેજ શું ? " બૈરાંની વાતમાં ત્હમારે ન પડવું. જાઓ સીધા સીધા કચેરીમાં નહિં તો જોવા જેવી થશે." આ શબ્દો સાંભળી " ભોગ ત્હમારા હડકા " કહી, કંકાસનું મોં કાળુ કરી બિચારા રસ્તો પકડતા.

મધુમત્ત હજી અભ્યાસમાં હતો. સ્વતંત્ર આવક હોય નહિ એટલે શી રીતે છૂટા પડીને પણ ઘર નભાવે. અભ્યાસ પૂરો થવા આવેલો છોડી પણ શી રીતે શકાય. વળી કુટુંબથી જુદા રહેવું કેટલું અઘટિત છે. માબાપે પાળ્યાં પોસ્યાં, શિક્ષણ આપ્યું અને તેનો આપણે આનો બદલો આપવો ? આટલી ન્હાની વયમાં ઘર જુદું લેતાં લોકો શું કહે ! ભણેલાઓ સ્વતંત્ર મિજાજના હોય છે, ઇંગ્રેજી કેળવણીની છાપ Individualistic (સ્વાર્થસાધક) હોય છે એ આરોપ ત્હેનાપર પણ ન આવે ? ગમે તેમ કરીને પણ આ સહન કરવું એજ એનો નિશ્ચય હતો. ભાર મુકતાં ફુલ ફેંકી તો નથી દેતું પણ ઉપાડવા જતાં છુંદાઇ તો જરૂર જાય છે.

બે વર્ષ પછી જ્યોતીરેખાને સીમંત આવ્યું. કદાચ આ વખત સારી રીત કરી સન્મુખરાય બ્હેનાઇને સંતોષ દેશે એમ લોકોને આશા હતી, પણ એક રિવાજ કાઢયો અને તે કરતાં આટલું સહન કર્યું તો વળી બીજાને પાછો રસ્તો આપી મૂકી નાંખવો એ ઠીક નહિ એમ એમણે વિચાર નક્કી કરી રાખ્યો હતો. સીમંતના સંસ્કાર થઇ ગયા. થોડાક વખતમાં મધુના કુટુંબમાં એક બાળકની વૃદ્ધિ થઇ. જ્યોતીરેખાને ઉત્સાહ કે હર્ષ તો થાનોજ હોય ! સારવાર તો સાસરે સાસુ અને નણંદ કરે એટલે આ અવસ્થામાં જરૂરનાં પોપકતત્વો મળ્યાં નહિં. જેમ તેમ કરીને બિચારીએ દિવસ કહાડયા. શરીર તદ્દન દુર્બળ થઇ ગયું હતું. બાળક પણ માતા પાસેથી કાંઇ મળે તો પુષ્ટ થાય ને, મહિના પછી ત્હેની સ્થિતિ બગડી ગઈ. વાત કરનાર બ્હેનપણી ન મળે. મધુમત્તથી તો અવાયજ શાનું ? ક્ષયરોગ લાગુ પડયો. અસાધ્ય સ્થિતિ થઇ ત્યારે સન્મુખરાયને ત્યાં મોકલવામાં આવી. મહિના પછી એ દેવલોક પામી અને પહરાણે જળવાયલું બાળક પણ ત્રણ દિવસ રહી ગુજરી ગયું.

મધુમત્ત અને સન્મુખરાયના કુટુંબે કલ્પાંત કર્યું.

---

# आनन्दाश्रम.

## શેરને માથે સવાશેર.

લેખક:—રા. રા. જયપ્રસાદ મ. જાની—કરોલ.

" બારણું કોણ ખખડાવે છે ?"

" એ તો હું છું; બારણું ઉઘાડો. "

" હું ! હું તે કોણ ?"

" વાહ ! આ શું ! ધણીને પણ પારખી શકતા નથી ?"

" ધણી તો મ્હારી પત્નિને મળતો છે પણ આટલી મોડી રાત્રે તે કદાપિ બહાર રહેતી નથી. જે હોય તે સવારે આવજો. "

" વાહ ! એમ કાં કરો ! જલદી બારણું ઉઘાડોને ? મ્હારાથી તો ટાઢમાં ઠરી જવાય છે. "

" એક વખત કહ્યું કે હું બારણું ઉઘાડવાનો નથી. "

" નહિજ ઉઘાડો !"

" હા, નહિજ ઉઘાડું. "

" ત્યારે શું આટલી સખ્ત ઠંડીમાં બહાર ઉભાં ઉભાં મ્હારે મરવું !"

" જેવી ઇચ્છા. "

" ભલે ત્યારે ! ઠંડીમાં મરવા કરતાં તો પાસેના કુવામાં પડી આત્મઘાત કરવો હજાર દરજ્જે બહેતર છે. "

આ વાક્ય બાલ્યેજ પુરૂં થયું હશે તેવામાં કુવામાં કંઇક પડવાનો અવાજ થવાથી નવનીતલાલ બારણું ઉઘાડી ઉતાવળે ઉતાવળે બહાર આવ્યો. પોતાની પત્નિએ કુવામાં પડી જરૂર આત્મઘાત કર્યો હશે એમ ધારી કુવા પાસે જઇ ને બારીક તપાસ કરવા લાગ્યો. સઘળું શાંત જણાવાથી તે આટલામાં સંતાઇ રહી હશે. એમ ધારી તે ઘર તરફ ગયો તો બારણું બંધ ! આથી ચીડાઇ જઇ તેણે બૂમ પાડી.

" બારણું કોણે બંધ કર્યાં ?"

" કોણ ! આટલી મોડી રાત્રે બારણું કોણ ઠોકે છે ?"

" કોણ તે હું ત્હારો પતિ. મૂર્ખી મ્હને પણ ઓળખી શકતી નથી."

" સ્વર તો પરિચિત લાગે છે, પણ આટલી મોડી રાત્રે બહાર જવાની તેમને ટેવ નથી. કદાચ તેમના જેવા સ્વરવાળુ બીજું કોઇ કેમ ન હોઇ શકે ? બારણું તો હું અત્યારે ઉઘાડી શકીશ નહિ. જે હોય તે સવારે આવજો. "

" અરે ! ઉઘાડને ટાઢથી મ્હારાં તો રોમાંચ ખડાં થઇ જાય છે. "

" રોમાંચ ખડાં થાય કે ન થાય ! હું એમ સ્હેજમાં ફસાઇ જાઉં તેવી નથી સમજ્યાને ?"

"વધારે ડહાપણ જવા દઇ જલદી બારણું ઉઘાડ નહિ તો સવારે આનું ફળ ભોગવવું પડશે."

"સવારની વાત સવારે! પણ આવી અંધારી ઘોર રાત્રિએ બરાબર ઓળખાણ પડયા સિવાય બારણું તો નહિજ ઉઘાડું."

બારણું ઉઘાડવામાં થતા આ વિલંબથી નવનીતલાલનો તો જીવ જતો હતો. ઠંડીથી તેનું આખું શરીર ધ્રુજતું હતું. મ્મ કસવાથી કંઇ વળવાનું નથી એમ ધારી આખરે તેણે દીન સ્વરે કહ્યું.—"ત્હારા સોગંદ ખાઇ કહું છું કે ત્હારો પતિજ છું. હવે તો વિરજની હદ આવી ગઇ. કૃપા કરી કમાડ ઉઘાડ."

"આટલી બધી વીનવણી કરવા કરતાં મ્હને બહાર રાખી મૂકી નહોત તો આવો પ્રસંગ બનતજ નહિ; પણ એટલું તો ખરૂં કે આવો પ્રસંગ બન્યા સિવાય ઠંડીમાં બહાર મ્હને કેટલું કષ્ટ પડયું હશે તેનો ખ્યાલ તમને ભાગ્યેજ આવત! બારણું તો ઉઘાડું છું પણ આપે પઢાવેલા આ વિનોદરૂપી પદાર્થપાઠ ભજવવા માટે ક્ષમા ચાહું છું."

આ વિનોદનું પરિણામ એ થયું કે વિનોદમાં પણ કોઇની લાગણી દુખાય એવું કોઇ પણ કૃત્ય કરવાનું આ દંપતિએ સદંતર બંધ કર્યું.

---

## પ્રેમનો પ્રભાવઃ—

વિપત્તિના વાદળો તૂટી પડતાં છતાં, તન, ધન, જોબન, લૂંટાતાં છતા સત્ય પ્રેમીઓ તેની ચિકીત્સાની પરવા પણ કરતો નથી. પ્રેમરૂપી કુંજની ઉડતી ધારાઓમાં તેનું હૃદય સત્ય રીતેજ સ્નાન કર્યા કરે છે, સત્ય પ્રેમના વાસથી સિદ્ધ થઇ શકે છે કે, ક્રોધ, ઇર્ષા, ને વૈરના ઉભરા પણ તેના પ્રભાવથી નાશ પામે છે, પણ અફસોસ તેવા પ્રેમનું વર્ણન કરનાર આ વિશ્વપર આધુનિક સમયમાં થોડાજ હોય છે; પણ તેથી વિરૂદ્ધ પ્રેમરૂપી શબ્દનું વર્ણન કરનાર સંખ્યાબંધ સ્ત્રીપુરૂષો દૃષ્ટિએ પડે છે. વ્યભિચારરૂપી પ્રેમનું પાન કરનાર હજારો મનુષ્યોથી આ આર્યભૂમિ નિર્ધન બની ગઇ છે, હાય! રંડાઇ ગઇ છે, અફસોસ! અફસોસ! તેમ છતાં પણ વ્યભિચારરૂપી પ્રેમના આવેશમા સ્ત્રીપુરૂષોને ઝંપલાતાં જોઇએ છીએ. આખી માનવ જીદગીને પાયમાલ કરનાર તેજ પ્રેમસ્થાન છે. દરિયા કાંઠે આવેલું નાવ અફળાતાં તૂટી ગયા સિવાય રહેતુંજ નથી, તેમજ વ્યભિચારી પ્રેમથી જીદગી પાયમાલ થઇ મનુષ્યનું નામ નિશાન પણ રહેવા પામતું નથી.

પતિ ઉપરના સ્નેહ અને પ્રીતિને લીધે દુખમાં દુષ્ટ કાર્ય કરવાને કરી પાછી પાની ન કરે એવી સતી સ્ત્રીઓના ચરિત્રો હિન્દુસ્તાનના રજપુતોના ઇતિહાસોમાંથી ઘણા મળી આવે છે. એવો પ્રતિવ્રત ધર્મજન સમાજમાં પ્રચાર પામે, તો સંસારી યુગલો એક બીજા પ્રત્યેની પોતાની ફરજ સમજતાં શીખે તે નિસંસય છે. પોતાના પતિની દુર દશા દૂર કરવાને સતી સ્ત્રીઓએ જે મહેનત કરી છે અને પોતાના પ્રાણનો ભોગ આપવાને પણ દરકાર કરી નથી તે વૃતાંતો મનન કરવાથી સુશીલ સ્ત્રીઓને અને એક પત્નિવ્રત પુરૂષોને જે ઉત્તમોત્તમ ગુણો પ્રાપ્ત થાય તે અવર્ણનિય છે.

—રા. રા. દલપતરામ ગો. નવલખા.

# विविधविचार.

## એક અદ્‌ભૂત અપવાદનો વિચિત્ર વ્હેમ.

લેખકઃ—રા. રા. મોતીલાલ મુળજીભાઇ મોદી—મુંબાઇ.

હું ગુજરાતી શાળામાં ભણતો હતો ત્યારે એક દિવસે મારા મામાને ત્યાં જમણવાર હોવાથી મારાં મોટાં બા મને શાળામાં તેડવા માટે આવ્યાં, અને માસ્તર સાહેબની રજા લઇ અમે ઘેર ચાલ્યાં. અમારા રસ્તામાં એક કુંભારનું ઘર આવ્યું. કુંભારના વાડામાં પલાળેલી માટીનો એક ઢગલો પડ્યો હતો અને તેમાં બેત્રણ અને બેજી પહેરેલાં કપડાંનો કચ્છ વાળી કૂદાકૂદ કરી રહ્યાં હતાં. તે જોઇ મેં મારાં બાને પૂછ્યું, કે "આ આટલાં મોટાં માણસ થઇને નાની છોકરીની પેઠે શું કામ કાદવમાં કૂદતાં હશે ?"

મારાં બાએ જવાબ આપ્યો, કે "બાઇ એ રમતાં નથી પણ પોતાનો ધંધો કરે છે. માટીનાં વાસણ બનાવવાં એ તેમનો ધંધો છે. તલાવની બાજુએથી માટી તે ખોદી લાવ્યાં છે અને તેને પલાળી આમ પગવડે ખુંદીને કેળવે છે. આમ ખુંદીને કેળવવાથી જે માટી વેળૂ કે ધૂળ જેવી હતી તેમાં ચીકાશ આવે છે અને તેનાં સુંદર ઘાટીલાં ટકાઉ વાસણો બને છે." ત્યારથી મેં જાણ્યું કે માટીને પણ કેળવવાથી તેમાં સુધારો થાય છે.

ઘણાં ઘરની આજુબાજુએ કઠેરા કહાડેલા હોય છે. તેમાંના કેટલાક બીડ નામના લોખંડના બનેલા હોય છે. અને દાક્તરો દર્દીને થએલી ગાંઠ કે ગૂમડું કાપવા નસ્તર વાપરે છે તે ગજવેલ નામના લોખંડનું હોય છે. કઠેરાની કીંમત સાથે દાક્તર સાહેબના નસ્તરની કીંમત બેઉના વજનનું પ્રમાણ લઇને સરખાવીએ તો નસ્તરની કીંમત સેંકડો ગણી વધી જાય છે, એનું કારણ એજ છે કે નસ્તરની ધાતુને કારીગરોએ કેળવીને સુધારી હોય છે.

પાણીના એક ટીપામાં સેંકડો જંતુઓ હોય છે. તે કોઇ ખુલ્લી આંખે દેખાતું નથી. પણ 'સૂક્ષ્મદર્શક' નામના યંત્રથી સર્વ કોઇ જોઇ શકે છે. ખગોળવેત્તાઓ કહે છે કે બૃહસ્પતીના આસપાસ ફરતા પાંચ ચંદ્ર છે. આપણે તે એકલી આંખે દેખતા નથી. પણ તેઓ 'દૂરબીન' ગોઠવે છે અને તે વડે આ બૃહસ્પતીના પાંચ ચંદ્ર દેખાડે છે. આ 'સૂક્ષ્મદર્શક' યંત્રમાં અને 'દૂરબીન'માં ન્હાનાનું મોટું દેખાડનાર તથા દૂરનું પાસે દેખાડનારા કાચજ હોય છે. અને આપણા ઘરની બારીઓમાં જડેલા તે પણ કાચજ હોય છે. પરંતુ ભેદ માત્ર એટલોજ છે કે 'સુક્ષ્મદર્શક' અને 'દૂરબીન'ના કાચને બારે કેળવણીથી સુધાર્યા હોય છે.

ઘણી બોરડીઓને સોપારી જેવડાં નાનાં બોર થાય છે. હુંશિયાર માળી કલમ કરીને તેને સુધારે છે તો તેજ બોરડી ઉપર ખારેકી બોર થાય છે.

અમેરીકા ખંડમાં લ્યુથર બુર્બેન્ક નામનો સાહેબ છે તેણે અમેરીકન થોરીમાં ઢોરોને ખાવાનો ઉત્તમ પૌષ્ટિક ખોરાક જોયો. પરંતુ તેની ઉપર મના સના આંગળા તીક્ષ્ણ કાંટા હતા. આ થોરી ઉપર તેણે તન મનથી ખરી મહેનત લીધી અને પરિણામે એ છોડને એવા કેળવીને સુધારી લીધા કે પોતાનો કાંટા ઉત્પન્ન કરવાનો સ્વભાવ તે છોડ ભૂલી ગયા છે. વનસ્પતિને કેળવવાની કળા તે સાહેબને હાથે સારી બેસી ગઇ છે. તેથી તેમણે એક ઝાડને

એવું કેળવીને બનાવ્યું કે તેની ઉપર ચોવીસ જુદી જુદી જાતનાં ફળ પાકવા લાગ્યાં.

સીયામ તરફ એક ઇજનેરને પાણીનાં ભારે ભૂંગળાં ગોઠવવાનું કામ કરવાનું હતું. ત્યાં તેને હાથી મળી આવ્યા. આ હાથીને તેણે એવી રીતના ભણાવી દીધા કે તેઓ લોખંડનાં ભારે ભૂંગળાંને સૂંઢવડે ઉંચકી લાવવા લાગ્યા અને બે ભૂંગળાંનાં મોઢાં બરાબર મળે તેવી રીતે ગોઠવી પછી ચાર કદમ પાછા હઠી કામ કેવું થયું છે તે ઇજનેરની માફક તપાસવા લાગ્યા.

મદારીઓનાં વાંદરાં અને માંકડાં તથા સરકસના વાઘ સિંહ ઇત્યાદિ હીંસક પશુઓ કેળવ્યાથી કેવું ઉત્તમ કામ બજાવે છે તે પશુજીવન ઉપર કેળવણીનો પ્રતાપ બતાવી આપે છે.

આજે યુરોપમાં યુદ્ધ ચાલે છે તેમાં કેળવાયલાં કૂતરાઓ અને કબુતરો નોકરી કરે છે. કૂતરા દૂર મુડદાંના ઢગલામાંથી અધમૂવા ઘવાયલા સીપાઇઓને શોધી કાઢે છે. અને તેની ખબર દાક્તરોને આપે છે. કબુતરોને સરહદો ઉપર બાતમીદાર જેવાં મૂક્યાં હોય છે. અને તેઓ દૂરથી વિમાન આવતું દેખતાંજ પોતાના અમલદારને ખબર આપી ચેતાવી દે છે. કોઇ કોઇ કબુતરો નાના કેમેરા પગ વચ્ચે પકડીને ઉડે છે. અને સીપાઇઓથી ન જોવાય અને ન જવાય એવી જગ્યાઓના ફોટોગ્રાફ લાવી દે છે.

રણસંગ્રામમાં સર જોન ફ્રેન્ચ, જનરલ જોફ્રે, વોન કલક, ક્રાઉન પ્રીન્સ, ગ્રેન્ડ ડયુક ઓફ જાર્કોલસ વગેરે યોદ્ધાઓ લાખ્ખો માણસના સૈન્યને આમથી તેમ દોરવે છે. આ સૌ તેમના મગજની ભારે કેળવણીનોજ પ્રતાપ સૂચવે છે.

આમ ખનીજ જીવનમાં, વનસ્પતિ જીવનમાં, પશુ અને પક્ષી જીવનમાં અને મનુષ્ય જીવનમાં કેળવણીથી આમ અદ્દભૂત પ્રકારના ઉત્તમ ફેરફારો થાય છે. ત્યારે આ દુનિયામાં સ્ત્રીઓજ એક અદ્દભૂત અપવાદ રૂપ રહી ગઇ છે કે જેમને કેળવણી આપવાથી સુધરવાને બદલે બગડી જાય છે એવો વિચિત્ર વહેમ કેટલાક ભણેલા વિદ્વાનોના મનમાં પણ પેસી ગયો છે.

---

## સંસારમાં સ્ત્રીનું સ્થાનઃ—

સ્ત્રી એ ઘરનું કામ કરનારી દાસી અથવા ગુલામડી નથી પણ પુરૂષની અર્ધાંગના છે, પુરૂષની ગૃહદેવી છે, પુરૂષની ગૃહલક્ષ્મી છે, સંસારરૂપી પ્રવાસમાં નમ્ર અને મૃદુ વચનોથી પુરૂષને આનંદ આપનાર છે. ક્રોધથી ભરપુર પતિને શાંત કરનાર પણ એક વનિતાજ છે. તે એક સુધાલતા અથવા અમૃતવલ્લી છે. પોતાના કામથી કંટાળી ગએલા પુરૂષને પણ આનંદ આપનાર એક તેની સ્ત્રીજ છે. નારી શબ્દની વ્યુત્પત્તિ કરતાં પણ સ્પષ્ટ થાય છે કે સ્ત્રી શબ્દ ગર્ભનું સ્થાન એટલે વૃદ્ધિનો અર્થ સૂચવે છે. જાયા શબ્દ પતિનું પત્નિદ્વારા પુત્ર રૂપે અવતરણુ સૂચવી માતૃપદને સ્થાન આપે છે. વનિતા એટલે જેની પુરૂષો પ્રાર્થના કરે છે એવી મહિલા એટલે ઉત્સવની ભૂમી અર્ધાંગના એટલે પુરૂષના અર્ધા અંગની માલિક. આ પ્રમાણે જુદી જુદી રીતે સ્ત્રીના સંબંધમાં અર્થ નીકળી શકે તેમ છે અને તેથી આપણે અત્ર એકજ સિદ્ધાંતનું પરિસ્ફોટન કરીએ છીએ કે સ્ત્રી તરફ તદન હલકી દ્રષ્ટિથી તેને ગુલામડી અથવા દાસી વર્તન જોતાં તેના પ્રતિષ્ઠાપૂર્ણ માનની લાગણીથી જોવું અને નિશ્ચય કરી માનવું કે સ્ત્રી શક્તિરૂપ એક દેવીજ છે.

—રા. રા. મણીશંકર નરભેરામ કૃત 'ગૃહસ્થાશ્રમ.'

# કન્યાઓનો સંવાદ.

( સંસ્થાન ધ્રાંગધ્રાના નામદાર રાજ સાહેબના મુબારક હસ્તથી ગોદાવરીબાઈ જેકોરબાઈ કન્યાશાળા ખુલ્લી મુકવાની ક્રિયાના મંગળ પ્રસંગે. )

લેખકઃ—શ્રીયુત્ "कान्त" (બી. એ.) ભાવનગર.

૧ લી કન્યાઃ—બ્હેન, આજ આપણી કન્યાશાળાનાં ધન્ય ભાગ્ય, કે રાજસાહેબ આપણા માયાળુ મહારાજા સાહેબની આપણા પર કેટલી બધી કૃપા, કે નવું મકાન પધાર્યા! ઉઘાડવાની ક્રિયા કરવા સારૂ પોતે રાજસાહેબને તેડતા આવ્યા!

૨ જી કન્યાઃ—બ્હેન, મહારાજા સાહેબનાં તો આપણે છોકરાં, એટલે આપણી ઉપર કૃપા હોયજ. પણ એક વાતની તજાજામાં મને શોચ લાગે છે. ભાવનગરમાં તો નળ થવાથી લીલા લહેર થઈ રહી છે, અને બાયડીઓ આશીર્વાદ આપે છે. અહીં હજી આપણે બેડાં ઉપાડવાં પડે છે, અને ડુંગરો ચડવો પડે છે.

૩ જી કન્યાઃ—એ તો, બહેન, બહુ સારૂં. કસરતથી તો ઘણો ફાયદો થાય છે. જોને, આપણા ગામમાં મંદવાડ ઓછો નથી આવતો? ઠેઠ મુંબઈથી માણસો હવાફેર માટે કુંડલે ને તળાજે નથી આવતાં?

૪ થી કન્યાઃ—એ ખરૂં. પણ મારે તો રાતે અગિયાર બાર વાગ્યા સુધી વાંચવું પડે છે, એટલે સવારે ઊઠતાંજ આઠ નવ વાગી જાય છે. પાણી ભરવાની કડાકૂટ ન હોય, તો અભ્યાસ માટે વધારે વખત મળે.

૧ લી કન્યા—તેમાં તારી ભૂલ છે, બહેન. અગિયાર બાર વાગ્યે સુવું, અને આઠ નવે ઉઠવું, એ દળદરીનું કામ છે. સૌએ વહેલાં ઉઠી સ્નાન કરીને થોડીવાર ઇશ્વરનું ભજન કરવું જોઇએ, અને રાતે સુતી વખત દિવસમાં જે પાપ કર્યાં હોય તે માટે માફી માગી ફરી તે ન કરવાની કાળજી રાખવી જોઇએ.

૨ જી કન્યાઃ—પણ બહેન, ઇશ્વરના ભજનમાં કેટલો વખત ગાળવો? અમારા એક ગુરૂજી શાસ્ત્રી બાવા હતા, તેને તો પૂજામાં ત્રણ ચાર કલાક થતા!

૩ જી કન્યાઃ—અરર! ત્રણ ચાર કલાક? એવી તે કેવી પૂજા? વિચાર કરને બહેન, ત્રણ ચાર કલાક સુધી તે ધ્યાન બરાબર રહી શકે? એથી તો કંટાળો આવે, અને છેવટે દુષ્ટ વિચારો પણ આવવા માડે. એવી લાંબી પૂજાઓને તો, બહેન, ઢોંગ સમજવા. પરમેશ્વર દશ પંદર મિનિટની પણ સાચી પ્રાર્થનાને કબૂલ કરે છે.

૪ થી કન્યાઃ—ખરૂ, બહેન. પણ દર્શન કરવા હવેલીમાં જવાની કંઇ જરૂર છે? શું પરમેશ્વર હવેલીમાં છે, અને ઘરમાં નથી?

૧ લી કન્યાઃ—નારે! પરમેશ્વર તો બધેય છે. નથી માત્ર શિવાલયમાં, કે હવેલીમ, કે અપાસરામાં કે મસીદમાં, કે અગિયારીમાં! પરમેશ્વર તો બધેય છે; સર્વવ્યાપક છે.

૨ જી કન્યાઃ—ત્યારે શું હવેલીમાં કે શિવાલયમાં જવાની જરૂર નહીં?

૩ જી કન્યાઃ—જરૂર તો બહેન ખરીજ. આપણાં માબાપ અને સગાં વહાલાં જો હવેલીમાં જનારાં હોય, તો આપણે પણ હવેલીમાં જવું જોઇએ. પણ એમ સમજવું ન જોઇએ, કે પરમેશ્વર હવેલીમાંજ છે. પરમેશ્વર તો બધાં મંદિરોમાં છે, તેમજ બધાં ઘરોમાં અને માણસોમાં પણ છે.

૪ થી કન્યાઃ—સાચું. અને હા, મને યાદ આવ્યું! અરે તારા, ગીતાજીમાં પેલું શું કહ્યું છે, તે જરા સંભળાવ તો, બહેન!

તારાઃ—સાંભળો ત્યારે, બહેનો! ગીતાજીના અઢારમા અધ્યાયના ૬૧ મા શ્લોકમાં આમ કહ્યું છેઃ—

"સર્વ ભૂત તણે હૈયે ઇશ, પાર્થ, રહે:
સર્વ ભૂત ભમાવતો માયાથી યંત્રરૂઢને!"

૧ લી કન્યાઃ—વાહ, તારા બહેન, બહુ સારૂં ગાયું!

૨ જી કન્યાઃ—પણ બહેન, સ્નાન કરીને ઈશ્વરનું ભજન કરવાનું કારણ તો સ્વચ્છતાનુંજ હશે કે બીજું કંઇ?

૩ જી કન્યાઃ—બેશક સ્વચ્છતાનુંજ. પણ બહેન, સ્વચ્છતા એટલે શું તે ખબર છે? માત્ર શરીરને ધોવું એ સ્વચ્છતા નથી. હૃદયના મેલને એટલે પાપને ધોવાં એ સાચી સ્વચ્છતા છે. અંતરની સ્વચ્છતાથીજ પ્રભુ પાસે જવાય છે. બહારની સફાઇ તો નઠારી અને નીચ બાઇડીઓ પણ રાખી શકે છે. સાડીઓમાં પિનો ખોસવી, અને મ્હોડે સફેતો ચોપડવો, અને બહુ સાબુ વાપરવો એ કંઇ ખરી સ્વચ્છતા નથી. અરે ગૌરી બહેન, સંભળાવ તો પેલી સાચી સ્વચ્છતાની સાખી!

ગૌરીઃ—ખુશીથી, બહેનો, સાંભળોઃ—

સાચી તો તે સ્વચ્છતા હૈયાની જે હોય:
સદ્‌ગુણની વાડી વિષે ગુલાબ જેવી સ્હોય!

૪ થી કન્યાઃ—અરે વાહરે, ગૌરી બહેન! કેવી સરસ ગીતા ગાય! એ પણ, બહેન, ભગવદ્‌ગીતા છે કે?

૧ લી કન્યાઃ—બહેનો, બધી સારી અને સાચી ગીતાને ભગવદ્‌ગીતા સમજવી. ભગવાન વગર સારૂં અને સાચું ક્યાંથી આવી શકે? અરે હૃદય, તું શું ઊંઘણસી જેવી બેસી રહી છે? સંભળાવને પેલો સાચાં અને સારાનો સોરઠો!

હૃદયઃ—બહેનો, હુ કંઇ ઊંઘણસી નથી. એ તો હજૂરશ્રીનો વધારે વખત લેવો ઠીક નહીં, એમ જાણીને બોલતી નહોતી. વારૂ, સાંભળોઃ—

સાચાં સારાં સર્વ સવિતામાંથી અવતરે:
વિપરીતો જે થાય, તેનું કારણ માનવી!

૨ જી કન્યાઃ—શાબ્બાશ, હૃદય બહેન. બહુજ સરસ વાત કહી. સવિતા એટલે તો બહેન પેદા કરનાર પરમેશ્વરજ કે?

૩ જી કન્યાઃ—હા, બહેન. અને એ પેદા કરનારની એવી પણ ઇચ્છા છે કે આપણે રોજ રાતે તેની પાસે થએલા દોષની માફી માગવી. આપણે અંતઃકરણથી માફી માગીએ, અને ફરી એવાં પાપ ન કરીએ, તો રાજાઓની માફક પરમેશ્વર પણ માફી આપે છે.

૪ થી કન્યાઃ—હવે બ્હેનો, આપણે સૌ સાથે આપણી રોજની પ્રાર્થના ગાઇએ, તે પહેલાં આ મેનાં બહેનની આજની ખાસ પ્રાર્થના સાંભળી લઇએ? મેનાં બહેન બોલે, અને આપણે સૌ "તથાસ્તુ" કહીએ! બોલ જો, મેનાં બહેન!

મેનાંઃ—બ્હેનો, મારી તો પ્રાર્થના છે અને સાથે આશીર્વાદ પણ છે. સાંભળો:—

રાજસાહેબને આપો પુત્રરત્ન મહા પ્રભુઃ
દીપાવો કુળ ઝાલાનું રાજવંશી સદા સુખી!

જૂદી જૂદી કન્યાઓઃ—તથાસ્તુ! જય! જય! આમીન! આમીન!

૧ લી કન્યાઃ—હવે ચાલો, બ્હેનો, આપણે આપણી રોજની પ્રાર્થના ગાઇએ!

બધી કન્યાઓ.

ચાલો, ચાલો, સાહેલિયો, નમીએ રે!
પ્રભુજીને, ઉલ્લાસે પ્રભુજીને,
ચરણ કમળે હૈયાં ધરી નમીએ રે!—ચાલો, ચાલો!
એક ઘરો સર્જેલ આ લોકના ચોકને વિશ્વમાંહી!
ચાલો, ચાલો!
પરમ પુરુષ પ્રભુ અકલ વિવિધ પથ
જન સરતા: કંઇ તરતા:
શુભ ગુણ યુત નહિ વિગમનપર કહિ
ઋત ચરતા: ઉર ભરતા!
વિવાદ પરહરી વિષાદ પર સરી,
પ્રસાદ પર કરી નિગાહ દિલ દમીએ!
ચાલો, ચાલો, સાહેલિયો નમીએ રે!
પ્રભુજીને, ઉલ્લાસે પ્રભુજીને,
ચરણ કમળે હૈયા ધરી નમીએ રે!

---

## પવિત્ર તહેવારોમાં થતું પાપ.

લેખકઃ—રા. રા. વૈદ અમૃતલાલ સુંદરજી પઢિયાર.—મુબાઇ.

ઇંદુકુંવર—કેમ મણી બ્હેન! તૈયાર છો કે? ચાલો હવે આપણે રમવા જઇએ.

મણી બ્હેન—નહિં બ્હેન. હું રમવા નહિ આવું. મે તો જુગાર નહિ રમવાનું પાણી મૂક્યું છે.

ઇંદુકુંવર—હવે બેસ બેસ પાણી મૂકવાવાળી થઇ છે તે જોઇ. વરસો વરસ અમારી સાથે રમે છે તે ભુલી ગઇ. આજે વળી આટલી બધી ડાહી ક્યાંથી થઇ ગઇ, રમા અને હું તને છોડીએ તેમ નથી. જો રમા પણ આવી (સામેથી રૂમાલમાં પૈસા ખડખડાવતી હસતી હસતી રમા આવે છે ને કહે છે કે)

રમા—મણી બ્હેન તૈયાર છો કે?

હરકુંવર—રમા બ્હેન જુઓ તો ખરાં મણીબાઇ તો આજે ડહાપણનો દરીઓ થઇ ગયાં છે. તે તો કહે છે કે હું જુગાર રમવા નહિ આવું.

રમા—( હસી પડીને બોલી ) અરે એનો બાપ છે કે ન આવે. આપણે પકડીને લઇ જશું. મણી જેવી હુંશિયાર ખેલાડી વિના રમવાની મજા કેમ પડે ? એમાં વળી જુગાર શેનો કહેવાય ! સપરમે દહાડે થોડો વખત રમીએ ને રૂપીઓ બે રૂપીઆ હારીએ કે જીતીએ એમાં મોટી વાત શું ? આપણે ક્યાં પેલી હીરાબાઇની પેઠે સો બસો રૂપીઆ હારવા છે કે જીતવા છે ? મેં તો ફક્ત આ ચાર રૂપીઆનો ખુડદો લીધો છે. બે ઘડી આનંદ થાય એમાં બીજું શું છે ? લે મણી વાર લગાડ માં તને અમે છોડશું નહિ. તારે અમારી સાથે રમવા આવવું પડશે. તું નહિ રમે તો અમે પણ નહિ રમીએ.

મણી—રમા બ્હેન મારાથી તો હવે નહિજ અવાય. કારણ કે મેં તો પાણી મૂક્યું છે. અને મને ખાત્રી છે કે સવિતા પણ આ સાલ રમવા આવશે નહિ. ( એટલામાં સવિતા આવે છે. )

હરકુંવર—શું સવિતા પણ નહિ આવે ! ત્યારે તો આપણી મંડળી ચુંથાઇ જાય, સવિતા વિના ફરચ કોણ કરે ? અને તમારા વિના સૌને ઉઠાં ભણાવી પોતાનું કામ કોણ કાઢી લેય ?

રમા—ખરેખરૂં એમજ છે હો ! સવિતા ફચ કરે ત્યારે આપણને જોવાની મજા પડે છે. અને મણી તો એવી પક્કી છે ને રમતમાં એવી ઠગાઇ ચલાવે છે કે કોઇ દિવસ હારતી નથી. ગયે વરસે દશ રૂપીઆ જીતી હતી. અને એને આગલે વરસ સાત રૂપીઆ જીતી હતી. હું આજે પાંચ વરસ થયાં જોઉં છું કે મણી કોઇ દિવસ હારતી નથી. વરસો વરસ ફો કરીને જીતી જાય છે.

સવિતા—જોયાં રમતનાં આ પરિણામ ! રમતને લીધે આપણને કેવા ઇલકાબ મળે છે તે જોયું ? હું ફચ કરૂં છું ને તું ફો કરે છે ! જો તો ખરી આ ડાહી બાઇની વાત તો સાંભળ ?

મણી—કોઇ પોતાના વાંક સામે જોય છે ? તું જ્યારે જીતે છે ત્યારે અમારી સૌ પાસેથી પૈસા લઇ લેય છે. અને જ્યારે હારે છે ત્યારે કોઇને પૈસા આપતી નથી. એજ તું કે બીજી કોઇ ? તું તે શું મોઢું લઇને વાત કરે છે. ગઇ સાલના મારા ત્રણ રૂપીઆ તારી પાસે છે અને સવિતાનો સવા રૂપીઓ તારી પાસે લેણો છે એ આપ તો ખરી પછી બીજાઓની વાત કર. ( રમાને કહ્યું. )

રમા—તને પણ ભૂખ પડી કે શું ? મોટા શેઠીઆની દિકરી થઇને એવો હલકો જીવ શું રાખે છે ? જે વાતનો નિકાલ થઇ ગયો છે, તેની યાદી કેમ આપે છે ? શું તેં ન્હોતું કહ્યું કે એ ત્રણ રૂપીઆ હવે કોઇ દિવસ નહિ માગું ? અને સવિતાએ પણ શું ન્હોતું કહ્યું કે એ સવા રૂપીઓ હું માફ કરૂં છું. જો મારી વાત ખોટી હોય તો તું આ જોઇએ તારા દીકરાના સોગન. નહિ તો હું મારા ધણીના સોગન ખાઉં.

( આમ વાતો ચાલે છે તે સાંભળીને ઘરમાંથી મણીની મા બહાર આવ્યાં. )

મણીની મા—હજી તો રમત મંડાણી નથી ને હજી તો કોઇ હાર્યું નથી કે કોઇ જીત્યું નથી એટલી વારમાં તો કજીયો થયો, ને એક બીજી સાડી મરી પડે તેવી બ્હેનપણીઓ દીકરા

દીકરીના સોગન દેવા મંડયા ને એકને દગાખોર ને બીજીને કચખોર કહેવા મંડયા. એ તે કંઇ રીત છે. રમત મંડાયા પહેલાં રમતની વાતમાંથીજ મંગળાચરણમાંજ જ્યારે આવી મોકાણ મંડાય છે ત્યારે રમત વખતે તો કોણ જાણે શું થતું હશે ? અને એનાં પરિણામ તો કોણ જાણે કેવાં થતાં હશે ? એવી રમત રમવા તે કોણ જાય ? એ તો જેનો દિવસ ફર્યો હોય તે જુગાર રમવા જાય. આવો સૌ ઘરમાં આવો ને રળિયાત વહુએ ખમણ પહુવા બનાવ્યા છે તે ખાઓ, ને પછી નવું પુસ્તક આવ્યું છે તે વાંચો અગર હીંડોળામાં ફૂલની જાળી ભરવા લાગો! સારા ઘરની છોકરીઓ કાંઇ એવી રમત રમે ? એ તો કોળી વાઘરીની દીકરીઓ જુગાર રમે ?

હરકુવર—( રમાને ) બ્હેન આપણે રમતનો આનંદ ભોગવવા માટે આવેલાં હતાં; કાંઇ કજીઆ કરવા માટે આવ્યાં નહોતાં. આ તમે શું કર્યું ? આપણી બ્હેનપણીઓમાં આવી બોલાચાલી થાય તે કાંઇ શોભે નહિ. તમારે જરા તમારી જીભને જાળવવી જોઇએ.

રમા—હું તો માત્ર હસતી હતી ને રમુજ કરતી હતી મારો કાંઇ કજીઓ કરવાનો હેતુ નહોતો, પણ બાની વાત ખરી છે કે જુગારમાં કજીઓ થયા વિના રહેતોજ નથી. જુઓને ગઇ સાલ મારી ભાભી પોતાની સગી માશીની સાથે રમતમાં એવાં લડયાં કે ન બોલવાનું બોલ્યા ને એક બીજાના ઘરનું પાણી હરામ કરી બેઠાં છે. વાતમાં કાંઇ માલ નહોતો. ફક્ત ત્રણ દોઢીઆની વાત હતી. તેમાંથી માશી ભાણેજને જન્મ સુધીનાં વેર થયાં.

સવિતા—મારી પાડોશણ ગંગાબાઇને તેની ભાભી સાથે જુગારની 'રમતમાંથી એવો કજીઓ થઇ પડયો કે તેને અંતે પોતાના ભાઇનું ઘર છોડીને જવું પડયું. ને બોર બોર આંસુએ રોઈ. ભાઇને ત્યાં અરઢો અરઢો વાનાં થતાં, ને તેની હીરૂભાભી પણ બહુ માન આપતી પણ પાસા નાંખવામાં ગંગાબાઇ કહે કે તરીઓ હતો ને હીરૂભાભી કહે કે એક્કો હતો. એ લડાઇ શરૂ કરીને મારી તારી ઉપર આવી ગયાં પછી ગાળાગાળી પછી આંસુની નદીઓ ને છેવટ ઘર તજવું પડયું, એવી એ ખરાબ રમત છે. ગંગાબાઇ માટે એના ભાઇને બહુ માન હતું પણ રમતના કજીઆમાં ગંગાબાઇના મ્હોડામાંથી કાંઇ એવાં આકરાં વચનો નીકળી ગયાં કે તેના ભાઇને પણ બહુ માઠું લાગ્યું. ને બ્હેન માટે હલકો મત થયો, તેથી ભાઇના ઘરની સાહેબી છોડીને કજીયાખોર દીયરને ઘેર જવું પડયું. હવે ત્યાં આંસુ પાડતે પાડતે દિવસો ગુજારે છે. અને એ બધું માત્ર તીરીઆ ચોકાની કચ સારૂંજ. એ સિવાય બીજું કાંઇ કારણ નહિ. બ્હેન જુગારની રમતનાં પરિણામ આવાં છે.

મણી—મારા મામાની દીકરી ગલાલબ્હેનને અને તેની બ્હેનપણી લક્ષ્મીબાઇને એટલું બધું હેત હતું કે જાણે બંનેના ખોળીઆ જુદાં હોય પણ જીવ એકજ હોયની એવો એનો સ્નેહ હતો. અને તે ઘણા વરસનો સ્નેહ હતો. કન્યાશાળામાં સાથે ભણતાં ત્યારનો સ્નેહ પણ હમણા પંદર દિવસ ઉપર જુગાર રમતે રમતે બને જણીઓ દાવ સારૂ એવી લડી પડી કે જેની કાંઇ હદ નહિ. તેથી હવે એક બીજીનું મ્હોડું જોતી નથી. ને કદી મ્હોડું દેખાઇ જાય તો તે, એક બીજીઓને કાળ જેવી દેખે છે શું એનાં હેત હતાં! અને શું અત્યારે એની દુશ્મનાઇ છે. કે એ જ્યારે જોઇએ ત્યારે આપણને પણ કાંઈ લાગી આવ્યા વિના રહે નહિ. અને અફસોસની વાત એ છે કે એ બધું માત્ર દાવ સારૂં. આ કહે મારો દાવ છે ને આ કહે મારો દાવ છે એમાંથી આટલો મોટો કજીઓ થયો માટે જુગરથી તો અલગજ બચવું જોઇએ.

સવિતા—જુગારની રમતમાં અત્યારે બે ચાર રૂપીઆ હારીએ કે પાંચ દસ રૂપીઆ જીતીએ એમાં કાંઇ બહુ મોટી વાત નથી. કારણ કે ઇશ્વરકૃપાથી આપણી સૌ પાસે ઘણા રૂપીઆ છે. પણ આપણી વચ્ચે આટલું બધું હેત હોય ત્યાં વેર થાય એ કેટલી બધી ખરાબી! આજે જેને જોઇને આંખોના નેણુ ઠરતાં હોય તેને જોઇને લોહી બળે-તથા જ્યાં સાથે બેસીને દૂધ પીતાં હોય ત્યાં-ઝેર વરસે એ કેટલી બધી ખરાબી? એવી રમત જાય જહન્નમની ખાડમાં. આપણે તે સમજતાં છતાં એવી રમત શામાટે રમીએ?

રમા—હેં બ્હેન! જુગારની રમતમાંથી આટલા બધા કજીઆ કેમ થઇ જતા હશે? લક્ષ્મીબાઇ ને ગલાલબ્હેન લડી પડયાં ને તેઓ વચ્ચે વેર થઇ ગયું. એ તો બહુ ભારે વાત કહેવાય; મણી બ્હેને જો આ વાત ન કરી હોત તો બીજાને મ્હોડેથી તો હું એ વાત માનત પણ નહિ. અરે! શું એ બંને જણીઓનાં હેત? સગી માની જણી દીકરીઓ હોય, તેઓમાં પણ એટલાં હેત ન હોય. લક્ષ્મી વિના ગલાલ ગાંડી થઇ જાય અને ગલાલ વિના લક્ષ્મી મરવા પડે એવાં હેત તે બંનેને. રાંડ રમત સારૂ કરીને એક બીજાનાં મ્હો જોવાં ગમે નહિ. એ શું થોડા જુલમની વાત છે? આ વાત સાંભળ્યા પછી હવે તો મને પણ લાગે છે કે મણી બ્હેનની પેઠે મારે પણ જુગાર નહિ રમવાનું પાણી મૂકવું જોઇએ.

મણીની મા દેવકુંવરકાકી—એ માટે કાંઇ વાયદો હોય કે? જોશીને તેડાવશું ને મુહૂર્ત જોવરાવશું? બ્હેન હમણાંજ આ ઘડીએજ ઠરાવ કરી લે કે હવેથી જુગારની રમત રમવી નથી. કારણ કે એ રમત એવી છે કે કાતો તેમાં પૈસા જાય છે અગર તો પૈસા આવે છે. ને એ બંને બાબત ખરાબ છે કારણ કે જ્યારે હાર થાય ને પૈસા જાય ત્યારે તે કોઇને ગમતું નથી. તેથી એ વખતે હારનાર માણસ ચીડાઇ જાય છે. અને જે જીતે છે તેને પૈસા મળે છે, તેથી તે ફુલાઇ જાય છે એટલે તે પણ પોતાના મિજાજને કાબુમાં રાખી શકતા નથી. અને જીતનાર ફુલાઇ જવાને લીધે પોતાની વૃત્તિઓને વશ રાખી શકતા નથી. એટલે આ બંને પ્રસંગે ગરમા ગરમીમાં આકરાં વચનો બોલી દેવાય છે તેમાં પ્રથમ મશ્કરીના રૂપમાં હોય છે પણ પછી ધીરે ધીરે મામલો વધી પડે છે ને તેમાંથી અંતે જરૂર કજીઓ આવે છે. માટે જે ડાહ્યા માણસો હોય તેણે તો એ રમતની પડખે પણ ચ્હડવુંજ નહિં. એ રમત જોવામાં પણ પાપ છે કારણ કે જો તે જોતે જોતે પણ વખતે રમવાનું મન થઇ જાય છે. માટે એથી તો જેમ બને તેમ દૂર રહેવું. જુઓને હમણાંજ રમાને ને મણીને લડી પડતાં વાર લાગત કે? જો હું હાજર ન હોત તો તેઓ બંને સહીપણીઓ વાત કરતે કરતે વગર મફતની કપાઇ મરત. એ રમતના છાંટા પણ આવા ખરાબ છે. ત્યારે તે રમત પોતે કેટલી બધી ખરાબ હશે એનો જરા ખ્યાલ તો કરો. માટે હવે તમે સૌ જણીયો રમવા જવાનું માંડી વાળો. એટલુંજ નહિ પણ હવે કદી પણ જુગારની રમત રમવી નહિ, એવી પ્રતિજ્ઞા લો અને ખમણ ખડુવા ઠંડા પડી જાય છે, માટે તેને ઇન્સાફ આપવા ઉપર ચાલો. હવે એ ફૂટને મુફ્રો તડકે ને તમારી વચ્ચે કજીઓ થતો આજે અટક્યો માટે પ્રભુનો ઉપકાર માનો.

એમ કહી સહુ ઉપર ગયાં ને ખમણ ખડુવા ખાતે ખાતે પોતપોતાની મુર્ખાઇ માટે વિચાર કરવા લાગ્યાં.

---

# विद्याकळा—वैदक.

## બાલકોને આંખોના તેજ સાથે સુવાવડનો સબંધ.

લેખકઃ—રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિઆર.—મુંબાઇ.

હાલના વખતમાં ચોતરફથી આપણે એમ સાંભળીએ છીએ કે સુવાવડી સ્ત્રીઓને બહુ હવા તથા અજવાળાવાળી જગ્યામાં રાખવી જોઇએ. પણ એના બદલે આપણા દેશમાં સુવાવડી સ્ત્રીઓને અંધારા ઓરડામાં રાખે છે. અને બંધીઆર હવામાં રાખે છે તેથી તેઓની તબિયતને બહુજ નુકશાન થાય છે આ પ્રમાણે વારંવાર ઠેકાણે ઠેકાણેથી કહેવામાં આવે છે. માટે હવે આપણે એ જાણવું જોઇએ કે સુવાવડી સ્ત્રીઓને કેટલી ડીગ્રી હવાવાળા સ્થાનમાં રાખવી જોઇએ અને પ્રકાશ કેટલો હોવો જોઇએ, તેનું કાંઇ ચોકસ માપ નક્કી થવાની જરૂર છે. કારણ કે મને એમ લાગે છે કે—તુર્તનાં જન્મેલાં બાલકોની આંખો ઘણા દિવસો સુધી એટલી બધી નબળી હોય છે કે તે બહુ પ્રકાશ સહન કરી શકતાં નથી. દીવાના બહુ પ્રકાશથી અગર સૂર્યના બહુ પ્રકાશથી તુર્ત જન્મેલાં બાલકોની આંખોને બહુ નુકશાન થાય છે. એમ વૈદકશાસ્ત્રનો સિદ્ધાંત છે, અને એ ખાતાના અનુભવી ડાકટરો તથા વૃદ્ધ બાઇઓ પણ જાણે છે કે—એવાં નાનાં બાળકોની આંખોને પ્રકાશથી બચાવવી જોઇએ એટલુંજ નહીં પણ કુદરતમાં ઘણે ઠેકાણે બચ્ચાંઓની બાબતમાં આ નિયમ લાગુ પડે છે જેમકેઃ—

કુતરીઓના બચ્ચાંઓની આંખો બચ્ચાં જણ્યા પછી એક અઠવાડીઆ સુધી ઉઘડતી નથી. મીંદડા (બિલાડી)નાં બચ્ચાં માટે પણ એમજ હોય છે, ઉંદરનાં બચ્ચાં, ચકલીનાં બચ્ચાં, કબુતરનાં બચ્ચાં, વિગેરે ઘણાંએક પશુ પક્ષીઓનાં બચ્ચાંની આંખો તેઓનું કદ મોટું થયા પછીજ ઉઘડે છે. અને તેઓ જ્યારે પ્રકાશ સહન કરી શકે એવું તેમની આંખોમાં બળ આવે તે પછીજ તેમની આંખો ઉઘડે છે એ સિવાય આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે—પશુ—પક્ષીઓ પોતાનાં બચ્ચાં જણવા માટે જે બખોલો બનાવે છે, અગર જે માળાઓ બાંધે છે તેમાં પણ હવા અને અજવાળું ઓછા પ્રમાણમાં આવી શકે તેવીજ ગોઠવણ હોય છે. તેજ પ્રમાણે મનુષ્ય બાળકોની આંખો પણ જન્મ પછી એકાદ મહિના સુધી બહુજ નબળી હોય છે એટલે એવી નબળી આંખો ઉપર કેટલી હદ સુધી પ્રકાશ આવવા દેવો એ એક સવાલ છે. મને લાગે છે કે—હાલના વખતમાં સુધરેલા દેશોમાં તથા સુધરેલા લોકોમાં ઘણા બાળકોની આંખો બહુજ નબળી હોય છે. એનું કારણ સુવાવડ વખતનું બહુ અજવાળું હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે—આપણા દેશમાં સેંકડો વર્ષ થયાં અંધારામાં તથા હવા વિનાના સ્થળોમાં સુવાવડો થાય છે. છતાં પણ બાળકપણમાં આંખો ખરાબ થાય એવા બહુ બનાવો બનતા નહોતા, પણ એવા બનાવો તો હવેજ વધારે બનવા લાગ્યા છે. માટે સુવાવડના અજવાળા સાથે બાળકોની આંખોનું તેજ વધે અગર ઘટે તેનો કાંઇ સબંધ છે કે નહીં એ વાત નક્કી કરવાની જરૂર છે.

જો એમ સાબિત થાય કે તુર્તનાં જન્મેલાં બાળકોને થોડા દિવસ સુધી બહુ અજવાળાની જરૂર નથી. તો પછી એવાં બાળકોને તેમની માથી જુદાં રાખવાની તજવીજ કરવી

જોઇએ અને બાળકો માટે ઓછી લાઇટવાળો ઓરડો જોઇએ અને સુવાવડીને વધારે પ્રકાશની જરૂર હોય તો તેના માટે જુદો ઓરડો હોવો જોઇયે.

મને યાદ છે કે-પચાસ વર્ષ પહેલાં કાઠીઆવાડમાં કેટલીક કોમોમાં એવી રીત હતી કે-દોઢ મહિના પહેલાં બાળકોને ઘરની બહાર કાઢતા નહીં તેમજ બાર દિવસ પહેલાં સુવાવડીના ઓરડાની બહાર બાળકોને લઇ જતા નહીં. એ સિવાય બીજી આ વાત પણ મેં ઘરડી ડોશીઓ પાસેથી સાંભળેલી હતી કે-ચાર મહિનાનું બાળક થાય તે પછી તેને ચંદ્ર બતાવવો. તે પહેલાં ચાંદાનું તેજ તેની આંખે આવવા દેવું નહી. આવી રીતે બાળકોની આંખો માટે માતાઓ કાળજી રાખતી હતી. અને એથી પરિણામ એ થતું કે-' શોર્ટ સાઇટ ' વાળાં બચ્ચાંઓ થતાં નહોતાં. તેમજ નાની ઉમરમાં બાળકોને ચસ્માં લેવાની જરૂર પડતી નહી.

હવાની બાબતમાં પણ બહુ વિચારવા જેવી વાત છે. કારણ કે અંગ્રેજી વૈધક પણ સુવાવડના વખતમાં દારૂ, ગરમ પાણીનો શેક, શાઇ વગેરે ગરમ વસ્તુઓની મદદ લે છે. હવે એક તરફથી અતિ ગરમ ઉપચારો કરવા અને બીજી તરફથી ખુલ્લી ઠંડી હવા આપવી એ શું પરસ્પર વિરૂદ્ધ નથી! બેશક ખુલ્લી હવા એ બહુજ અગત્યની વસ્તુ છે. અને ઘણા રોગોમાં તેથી અજબ જેવો ફાયદો થાય છે. પણ સુવાવડીના કેસમાં હવા કેટલી જરૂરની છે એ વાત વિચાર કરવા જેવી છેઃ કારણ કે સુવાવડ વખતે સ્ત્રીઓને હવાની જરૂર હોતી નથી પણ શેકની જરૂર હોય છે. તેવા વખતમાં જો તેમને વધારે હવા લાગી જાય તો તેમાંથી કાંઇક નવો મંદવાડ થઇ જતાં વાર લાગે નહીં. માટે સુવાવડી સ્ત્રીઓને કેટલી હવામાં રાખવી તેનું પણ કાંઇક ચોક્કસ માપ થવાની જરૂર છે.

આ ઉપરથી કોઇ એમ સમજવાનું નથી કે હું હવા તથા અજવાળાની વિરૂદ્ધ છું. એથી ઉલટું હવા તથા અજવાળાના મહાન લાભ હું બરોબર રીતે જાણું છું. પણ એ બન્ને બાબત અતિ ઉત્તમ છતાં પણ ચોક્કસ પ્રકારના રોગોમાં તેની ચોક્કસ હદ હોય છે, તેજ પ્રમાણે સુવાવડના સમયમાં સુવાવડી સ્ત્રીઓને તથા તુરતનાં જન્મેલાં બાળકોને કેટલી હવા આપવી અને કેટલું અજવાળું આપવું તેનું ચોખે ચોખ્ખું માપ સમજવાની જરૂર છે.

બેશક આ પ્રસંગે એટલું તો કહેવુંજ જોઇએ કે હાલમાં જે ગંદી રીતે સુવાવડ થાય છે, તેમાં સુધારો કરવાની તો ખાસ જરૂર છે. કારણ કે સારા સારા ઘેરે પણ હું જ્યારે સુવાવડીની દશા જોઉં છું ત્યારે મને બહુજ ખેદ થાય છે. લહાણના ખાટલા ઉપર જુના સડેલાં ગુદડાંઓ પાથર્યાં હોય, ખાટલા નીચે છાણાંની રાખનો ઢગલો પડયો હોય, છાણાં સળગતાં હોય, તેના ધુમાડાથી ઓરડો ભરાઇ ગયો હોય અંધારૂં ઘોર હોય, અને ગરમી થતી હોય તેવા સુંથામાં બાળક પડેલું હોય તેથી બાળકનું લોહી તપી જાય છે. તેને ગુમડાંઓ નીકળે છે. અને તે વારે વારે રોયા કરે છે. તથા તેમાંથી તરત વગેરે દરદો થાય છે. અને બીજાં પણ ઘણાંએ નુકશાન થાય છે. આ સ્થિતિ કાંઇ ચલાવી લેવા જેવી નથી. જરૂર સુવાવડ ખાતામાં ખાસ સુધારા થવાની અગત્ય છે. અને હવા અજવાળાની તથા ખોરાકમાં ફેરફાર કરવાની પણ ખાસ જરૂર છે. પણ બધું બાળકની આંખોના ભોગે ન થાય તથા બહુ હવા લેવા જતાં સુવાવડીના શરીરમાં બીજો કોઇ રોગ દાખલ ન થઇ જાય તેની ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

આ બાબત ઉપર અનુભવી બ્હેનો પોતાના વિચારો જણાવશે તો ઘણી બ્હેનોને બહુ ફાયદો થશે.

# ભરતગુંથણ.

## મોતીનું તોરણ.

લેખકઃ—બ્હેન "એક બ્હેન"—અમદાવાદ.

૭ કમાનનું કરવું હોય તો ત્રણ છડા ધોળાં મોતીના તથા એક છડો લાલ ગોળ મોતીનો લેવો. એક પાકી દોરાની આંટી તથા ઝીણી સોય લેવી.

### પાટીની રીત.

૧ લો ફેર—જેટલું લાંબુ તોરણ કરવું હોય તેટલી લાંબી ધોળાં મોતીની સેર પરોવો દોરો બેવડો લેજો.

૨ જો ફેર—૭ ધોળાં મોતી લઇ ઉપલી સેરમાં ત્રણ મોતી મૂકી દોરામાં આંટી પાડો, અને પ્હેલાજ મોતીમાંથી સોય પાછી કાઢો. હવે પાંચ મોતી લો અને ઉપલી સેરનાં ત્રણ મોતી મૂકી પૂર્વવત્ દોરામાં આંટી પાડો. પહેલા મોતીમાંથી સોય પાછી કાઢો ફરી એક જાળી એવી કરો. ચોથી જાળીમાં એક ધોળુ, બે લાલ અને બે ધોળાં મોતી લો. ઉપલી સેરમાં ત્રણ મોતી મૂકી દોરામાં આંટી પાડી પહેલા મોતીમાંથી સોય પાછી કાઢો. હવે ત્રણ ધોળી જાળી કરો અને ચોથી એક ધોળું બે લાલ અને બે ધોળાં મોતી લઇને કરો. આ પ્રમાણે બીજો ફેર પુરો કરો.

૩ જો ફેર—બીજા ફેરની પહેલી જાળીનાં બે મોતીમાંથી સોય પાછી કાઢો અને પાંચ ધોળાં મોતી લઇ બીજા ફેરની બીજી જાળીમાં બન્ને બાજુ બબ્બે મોતી રહે એવી રીતે દોરામાં આંટી નાંખી પહેલા મોતીમાંથી સોય પાછી કાઢો. એવી રીતે બે જાળી કરો. ત્રીજી જાળીમાં ત્રણ ધોળાં એક લાલ અને એક ધોળું, મોતી લઇ ઉપલા ફેરનાં બે લાલ મોતીની વચમાં આંટી નાંખી ધોળા મોતીમાંથી સોય પાછી કાઢો. હવે એક લાલ અને ચાર ધોળાં લઇ જાળી કરો એટલે ચાર લાલ અને વચમાં ધોળુ એવી ચોકડી પડશે. આ પ્રમાણે આખો ફેર કરો.

૪ થો ફેર—હવે ચાર ધોળાં મોતી લો અને ઉપલા ફેરની પહેલી જાળીમાં બન્ને બાજુ બબ્બે મુકી દોરામાં આંટી પાડો. પહેલામાંથી સોય પાછી કાઢો એ પ્રમાણે ચોથો ફેર પુરો કરો.

### કમાનો.

પાટીની એક જાળી મૂકી બીજી જાળીના વચલા મોતીમાં ગાંઠ વાળો. બાર ધોળાં મોતી બે લાલ અને ફરી બાર ધોળાં મોતી પરોવો. હવે બે જાળી મૂકી ત્રીજી જાળીના વચલા મોતીમાં સોય પરોવી બારમાંના પહેલાજ મોતીમાંથી સોય પાછી કાઢો. હવે બે ધોળાં એક લાલ અને બે ધોળાં પરોવી ચોથા મોતીમાં સોય નાંખો. પાંચ ધોળાં મોતી લઇ ત્રણ મુકી ચોથામાં સોય નાંખો. હવે ચાર ધોળાં એક લાલ અને એક ધોળું લઇ બે લાલ મોતીની વચમાં દોરામાં આંટી પાડી ધોળાં મોતીમાંથી સોય પાછી કાઢો. એક લાલ અને ચાર ધોળાં લઇ ત્રણ મુકી ચોથામાં જાળી પાડો. પાંચ ધોળાં લઇ ત્રણ મુકી ચોથામાં નાંખો. હવે બે ધોળાં એક લાલ અને બે ધોળાં લઇ ત્રણ મુકી ચોથામાં નાંખો. હવે પાટીની જાળીનાં બે

મોતી અને એક જાળી બાકી રાખી છે તેમાં પણું સોયે ઉતારો. હવે બાર ધોળાં મોતી લો અને લાલ ચોકડી છે તેની પાસે ચાર મોતી છે તેની વચમાં દોરામાં આંટી નાંખી ગાંઠ વાળી તોડી નાંખો. હવે વચમાં ચાર જાળી મુકી પાંચમી જાળીથી દોરો સાંધો અને એવીજ નાની કમાન બનાવો, પછી એ બે કમાનની વચમાં ચાર જાળી છે તેમાંની પહેલી જાળીના વચલા મોતીમાં દોરો સાંધો. ત્રણ મોતી લો અને ન્હાની કમાનની પહેલી જાળીના લાલ મોતીમાં સોય નાંખો. પછી તેર મોતી લો અને એક જાળી મુકી બીજીનાં ચાર મોતીની વચમાં દોરામાં આંટી પાડો. પછી બે મોતીમાંથી સોય પાછી કાઢી આંટી નાંખો. હવે એ બે મોતીમાંનાજ એકમાંથી સોય પાછી કાઢો. બાર ધોળાં બે લાલ અને તેર ધોળાં લો અને બીજી કમાનની પહેલીજ જાળીમાં આજુબાજુ બબ્બે રહે એવી રીતે ગાંઠ પાડો. બે મોતીમાંથી સોય પાછી કાઢી આંટી નાંખી એકમાંની પાછી ફેરવો. હવે બાર ધોળાં લઇ એક જાળી વચમાં મુકી બીજી જાળીમાં લાલ મોતીમાં સોય પરોવો. ત્રણ ધોળાં લઇ સાથેનીજ જાળીમાં વચલા મોતીમાં સોય નાંખી ગાંઠ વાળી તોડી નાંખો. હવે નીચે જે બાર મોતી છે તેમાંના પહેલા મોતી સાથે દોરો સાંધો બે ધોળાં એક લાલ અને બે ધોળાં મોતી પરોવી ત્રણ મોતી મુકી ચોથામા સોય નાંખો. હવે પાંચ ધોળાં મોતીની જાળી કરો. ચાર ધોળાં એક લાલ અને એક ધોળું મોતી લઇ બે લાલની વચમાં આંટી નાંખી ધોળા મોતીમાંથી સોય પાછી કાઢો. હવે એક લાલ ને ચાર ધોળાં લઇ ત્રણ મુકી ચોથામાં નાંખો. હવે પાંચ ધોળાં લો ત્રણ મુકી ચોથામાં નાંખો. બે ધોળાં એક લાલ અને બે ધોળાં લઇ ત્રણ મુકી ચોથા મોતીમાં નાંખો. હવે ત્યાંથી ત્રણ ધોળાં મોતીમાં સોય એવી રીતે ઉતારો કે નાની કમાનની લાલ ચોકડી પાસે સોય આવે. ચાર ધોળાં મોતી લો અને પ્રથમની જાળીમાં લાલ મોતીમાં સોય નાખો. બાર ધોળાં મોતી લો અને એક જાળી મુકી બીજીના વચલા મોતીમાં સોય નાંખો. ચાર ધોળાં એક લાલ અને એક ધોળું મોતી લો. પછી પ્રથમ ચાર ધોળાં લીધાં છે તેમાંના એક મુકી બીજા મોતીમાં નાંખો એટલે ફુદડી પડશે. પછી બે ધોળાં લો અને સાથેની જાળીમાં વચલા મોતીમાં નાંખો. બાર ધોળાં લો એક જાળી મુકી બીજીના લાલ મોતીમાં નાંખો. હવે ચાર ધોળાં લઇ નાની કમાનની ચો-કડી પાસે દોરામાં ગાંઠ પાડી કમાન પુરી કરો. બીજી કમાન પણ એવીજ રીતે કરવી તેમા ચાર જાળી મુકી એકજ ન્હાની કમાન કરવી અને પહેલી કમાનની જે ન્હાની કમાન છે, તેની સાથે પ્રથમની માફક મેળવી લેવી.

## ફુમતાં.

ત્રણ ધોળાં એક લાલ અને બે ધોળાં મોતી લઇ પ્રથમના ધોળા મોતીમાંથી સોય કાઢી લો. બે ધોળાં એક લાલ ને બે ધોળાં લઇ પ્રથમ જે મોતીમાં સોય નાંખી છે તેમાંજ નાંખો. આવી રીતની ચાર કળીઓ એકજ મોતીમાં સોય નાંખીને કરો. પછી બે દોરા ભેગા કરી એક ધોળું એક લાલ અને એક ધોળું લઇ આજુબાજુ અકેક જાળી મુકી મોટી કમાનની વચમાં બાંધી દો. ન્હાની કમાનની એક જાળીમાં વચલા મોતીમાં દોરો સાંધો. ત્રણ ધોળાં એક લાલ ને એક ધોળુ લો. વચલા ધોળામાં સોય નાંખો. એક ધોળું લઇ બીજી જાળીના વચલા મોતીમાં ગાંઠ વાળી દોરો તોડી નાંખો. એવી રીતે તોરણ પુરૂ કરો.

## ખડીઓ મુકવાનું ઘર.

બે પીળાં અને એક લાલ એવી રીતનાં પંદર લાલ મોતી પરોવો અને તેનું ગોળ કુંડાળુ કરો અને બે પીળાં અને એક લાલ મળી ત્રણમાંથી સોય ઉતારો. પછી એક પીળું, એક લાલ અને એક પીળું મોતી લઇ લાલ મોતીમાં નાંખો. એવી રીતે ફેર પુરો કરો. પછી એક પીળામાં અને એક લાલમાં સોય ઉતારો. એક પીળું એક લાલ અને એક પીળું મોતી લો, અને પહેલા ફેરની જાળીના લાલ મોતીમાં સોય નાંખો. એવી રીતે બીજો ફેર પુરો કરો. પછી બે પીળાં એક લાલ અને બે પીળાં એવી રીતે લઇ બે ફેર કરો. પછી ત્રણ પીળાં એક લાલ અને ત્રણ પીળાં એ પ્રમાણે લઇ બે ફેર કરો. પછી ત્રણ પીળાંમાં સોય ઉતારો. હવે ત્રણ પીળાં એક લાલ અને એક પીળું લો, અને પ્રથમ ત્રણ પીળાં લીધાં છે તેના વચલા મોતીમાં સોય નાંખો. પછી એક પીળું લો. સાથેનાં ત્રણ પીળાં પહેલાં ફેરનું એક લાલ અને બીજી જાળીનાં ત્રણ પીળાંમાં સોય ઉતારો અને પ્રથમની માફક ત્રણ પીળાં એક લાલ ને એક પીળું લઇ ફુદડી પાડો. એ પ્રમાણે ફેર પુરો કરો.



## પાકશાસ્ત્ર.

લેખક—બ્હેન મો. "મધુરી."

પાકશાસ્ત્રમાં પ્રવિણતા, પ્રેમદાનું છે રૂપ;
બચપણમાં શીખ્યા થકી, કરી શકાય અનૂપ.

પાકશાસ્ત્ર એ વિષયનો અર્થ સર્વ કોઇ જાણતા હશોજ. હવે પાકશાસ્ત્ર એટલે રાંધવા વિષે એક પુસ્તક. રાંધવાનું કામ શું પુરૂષને કે સ્ત્રીને બન્નેને શીખવું જોઇએ? તેમાં પણ સ્ત્રીની તો ફરજ જ કહેવાય એતો સર્વ કોઇ માન્ય કરશે. પણ પુરૂષને કાંઇ ન શીખવું એવું નથી. કેમકે તેઓ પરદેશમાં અભ્યાસ કરતા હોય, નોકરી કરતા હોય, પોતાનું લગ્ન ન થયું હોય, અથવા પોતાની પત્નીને કાંઈ કારણથી ન અવાય તેમ હોય, કે ડીલીવરીમાં (સુવાવડ) હોય, અથવા બિમાર હોય, ત્યારે પુરૂષોને હાથે રાંધવું પડે છે. જો આ તેમને આવડતું હોય તો વધારે સુગમ થઇ પડે છે. આ શીખવવાની ફરજ માતાની છે. કારણકે સર્વ વાતમાં મા એ કેળવણી આપવાનું પહેલું સ્થાન છે. મહાન નેપોલીયન કહે છે કે "દેશને આબાદાન કરવા માટે સૌથી સરસ રીત એજ છે કે માતાને જ્ઞાન દો." કારણકે તેમણે જે મહાન કાર્યો કર્યા છે; તેમને માટે તેમને જે શાબાશીઓ મળી તે માટે તેણે એમ કહ્યું છે કે "આ માન મને મળ્યું તે મારી માતાના પ્રતાપથીજ; કારણ કે તેમણે મને સારી કેળવણી આપી તેથીજ હું આ સ્થિતિએ પહોંચ્યો છું. માટે દરેક માતાએ પોતાના બચ્ચાંને જેમ બને તેમ સારા બનાવવા ઉચ્ચ કેળવણી આપવા મહેનત કરવી એ તેની મુખ્ય ફરજ છે."

હવે માતાએ પોતાના બચ્ચાં (પુત્ર કે પુત્રી) ને સવારમાં ઉઠી શું કરવું? તેનું શિક્ષણ પહેલું આપવું. તેઓને સવારમાં વહેલાં ઉઠાડી, દાતણપાણી કરાવી, નવરાવી ઇશ્વર સ્મરણ કરાવવું. ત્યાર પછી પોતાના જન્મ દાતા માતા પિતાને ઇશ્વર તુલ્ય ગણી પગે

લગાડવાં. કન્યાએ દાતણપાણી કરી નાહી, ચોટલો ઓળી, ચાંલ્લો કરી, સૃષ્ટિના કરનાર ઇશ્વરનું શુદ્ધ અંતઃકરણથી સ્મરણ કરી માતાપિતાને પગે લાગી ઘરનું વાસીંદુ વાળી પાણી વાસણ તથા ગોળા સાફ કરવા તથા પાણી ગળવાં. રસોડાની ભીંતો બહુજ સાફ રાખવી, નહિ તો રાંધણમાં કચરો પડવાથી તે ખાવામાં આવે, અને તેથી શરીરને નુકશાન થાય તે માટે સાવધાન રહેવું. જો પોતે અભ્યાસ કરતી હોય તો પોતાના પિતા પાસે અગર વડીલ ભાંડુ હોય તો તેની પાસે બેસી અભ્યાસ કરવો. ત્યાર પછી માતા સાથે રસોઇના કામમાં પ્રવર્ત થવું, તેમાં માતાએ ખાસ શીખવવા તરફ ધ્યાન આપવું કે આમાં આમ મસાલો નાંખવો, આ ચીજ આમ થાય, આ કાચું છે, આમ હલાવો, વિગેરે કામ છોકરાં પાસેથી લેવું, તેથી તેઓ માહિતગાર થાય. કારણકે બાળકને પ્રથમ શાળા ગૃહ છે અને તેમાં શિક્ષક માતા છે. તેને ભણાવવામાં જવાબદાર પિતા છે. માતા બચ્ચાંને સાથે બેસાડશે તેથી કરી બે કામ સરશે. એક તો પોતાને મદદગાર રૂપ થશે, અને બીજું તેમને આવડશે અને તેમના કુમળા મગજમાં સારા વિચારો ઠસી જશે. આથી તેના કુમળા મગજમાં જે બીજ રોપાય તે મોટપણે વૃક્ષરૂપ થઇ રસોઇના કામમાં સારી રીતે પ્રવિણ થાય છે. રાંધતાં શીખવાડયા પછી કેમ પીરસવું વિગેરે શીખવાડવું. પ્રથમ સાદો ખોરાક ખિચડી ચોખા ઇત્યાદિ શીખવવું. ખિચડી મગની દાળની અને ચોખાની થાય, તુવેરની દાળની અને ચોખાની થાય, બાજરીની થાય, મટર (વટાણા) ની થાય.

**ખિચડી કરવાની રીતઃ**—મગની દાળને ચોખા સાફ કરી તેમાં ઝાઝો ભાગ ચોખા અને થોડો ભાગ દાળ ભેગા કરી પાણીથી ધોવા. તેમાં જોવું કે ચોખાનું ધોવ-ણમણ જાડું નીકળે તો તે નવા કહેવાય. અને આછું નીકળે તો જુના કહેવાય. પછી જો નવા હોય તો તેમાં પહેલા પોતાના હાથના પોણા ત્રણ વેઢા પાણી મુકવું અને જુના હોય તો ત્રણ વેઢા પાણી મુકવું પણ બનતા સુધી ઓછું મુકાય તો સારૂ. ત્યાર પછી હળદળ મીઠું યોગ્ય પ્રમાણમાં નાખવું. જો કદાચ પાણી વધુ મુકવામાં આવ્યું હોય અને નીચે ચોંટે છે તેમ લાગે તો તેની નીચે દેવતા થોડો કરી ઢાંકણા ઉપર પણ દેવતા નાંખવો. આથી બન્ને કોરની ખિચડીને ગરમી લાગવાથી પાણી હશે તો તે સોસાઇ જશે અને સારી થશે. જો તુવેરની દાળની ખિચડી કરવી હોય તો તેમાં પાણી વધુ જોઇએ; કારણકે તે દાળ ઝટ ચઢી જતી નથી. બાજરીની ખિચડી કરવી હોય તો બાજરીને પહેલાં ખાંડી નાખવી ને થોડાં થોડાં ફોતરાં કાઢયા પછી તેમાં મગની દાળ કે તુવેરની દાળ નાંખવી. પછી તેમાં હળદર મીઠું વિગેરે નાંખવુ. તેમાં પાણી પ્રથમ તો અટકળથી મુકવું, પછી જોઇએ તેમ નાંખવું. તે થઇ જાય એટલે નીચે મુકી દેવી. મટરની ખિચડી, પોંઆની ખિચડી, રીંગણાની ખિચડી તે બધીમાં બટાકા નંખાય છે.

# अनुभाविका.

## जिंदगीनी 'आप'वीती अने 'पर'वीती कथाओ.

( આ વિભાગમાં અને આ માસિકમાં પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા નથી. પરન્તુ આવા અનુભવો જોવામાં આવે છે, એટલીજ કલ્પના છે. —તંત્રિ. સુ. સુ.)

## મનોહરદાસને ત્યાં કોઇનાં શરીર કેમ વળતાં નથી?

લેખક—શ્રીયુત K. G. M.—અકોલા.

( માર્ચ-એપ્રીલ ૧૯૧૫ના અંકથી ચાલુ )

આ પ્રશ્ન તેમને ઓળખનારાઓમાંથી ઘણાકોએ પૂછ્યો છે.

મનોહરદાસનું કુટુંબ મોટું છે; ત્રણ ચાર ભાઇઓ, તેમની પત્નીઓ, બાળકો વગેરે, પણ સર્વેનાં શરીર જુઓ તો નર્યાં હાડપિંજર. કોઇના શરીરમાં કાંઇ ખાસ રોગ નથી; ખાવાની ખોટ નથી; સ્વભાવે કંજુસ નથી; ખોરાક હલકો નથી; છતાં શરીર કોઇનાં વળતાં નથી!

મ્હારે પંદર દિવસ એમને ત્યાં અતિથિ રહેવાનો પ્રસંગ આવ્યો; મ્હારો સત્કાર ઘણી સારી રીતે થયો-( મનોહરદાસને ત્યાં અતિથિ ઉપર ઘણો સારો પ્રેમ રાખવામા આવે છે.) આ પખવાડીયામાં ઉપરના પ્રશ્નનો જવાબ મ્હને સૂઝ્યો.

મનોહરદાસને ત્યાં રાંધવા માટે બ્રાહ્મણ રાખવાની સગવડ નથી. એમનાં કુટુંબનાં સ્ત્રી મંડળને કામ કરવાની આળસ નથી, પણ મ્હને માલુમ પડ્યું કે કુટુંબની ત્રણ-ચાર સ્ત્રીઓમાંથી એકને પણ રાંધવાના કામ માટે હોંસ કે પ્રેમ નથી. રાંધવાનું કામ દરેક સ્ત્રીને વેઠ સમાન લાગે છે. મ્હને લાગે છે કે કમનનું રાંધેલું અન્ન **મનોહરદાસનાં કુટુંબીઓનાં શરીર વાળવા શક્તિમાન્ થતું નથી.**

જમાડતી વખતે જમનારાનું મન કોઈ રીતે દુઃખાય નહીં, એ નિયમ મનોહરદાસના ઘરનાં સ્ત્રી મંડળને માલુમ હોય, એવું મ્હને લાગ્યું નહીં. બાળકને કોઇ દિવસ એકાદ શાક ખાવું નથી, એવી ઇચ્છા થઇ, અને એણે શાક આપવા ના કહી, તો "શાક ખાવુંજ પડશે," એમ ધમકાવી, છણકો કરી, શાક પીરસે ( ઝોંસે ) છે, તેથી બાળકનું મન શાક ઉપરથી તો ઉઠીજ ગયું હોય છે, પણ બીજી ભાવતી ચીજો પણ પેટને ભાડું આપવા માટેજ ખાય છે. સુંદર વસ્તુઓ પણ મ્હોંમાં પડી એનું મન પ્રફુલ્લિત કરતી નથી.

'એકાદ બાળક વધારે દુરાગ્રહી બની કજીયો કરે છે, તો પીરસનાર સ્ત્રી એને મારી કે એનો ગુસ્સો બીજા ઉપર અથવા બબડાટ કફડાટમાં કાઢી, બાળકનો જીવ તો બાળતોજ હોય છે, પણ સાથે બીજા જમવા બેસનારાઓનાં મન પણ દિલગીર કરી મુકે છે, અને તેઓ પણ પેટ ભરવું એ માત્ર ફરજ છે એમ સમજી ખાઇને ઉઠી જાય છે.

મ્હને લાગે છે કે મનોહરદાસને ત્યાં અન્ન જળે ભરપુર છતાં સર્વે સુદામા સમાન છે, તેનું બીજું કારણ કમનનું ખાધેલું અન્ન લોહી ઉત્પન્ન કરવા શક્તિમાન્ થતું નથી એ છે.

# બાલોદ્યાન.

## કનકમંજરી.

લેખકઃ—રા. રા. હિંમતરાય કલ્યાણરાય દેસાઈ—અમદાવાદ.

(નવેમ્બર ૧૯૧૪ ના અંકથી ચાલુ.)

૨.

હવે પેલો બ્રાહ્મણ પણ અત્યંત શોકાતુર થઇ જઇ રાજ દરબારમાંથી ચાલી નીકળ્યો. તે વિચાર કરે છે કે "કરેલી મહેનત સઘળી બરબાદ ગઈ અને કનકમંજરી પણ ખોઇ! હવે કનકપુરી શી રીતે જવાશે? એકવાર તો ગીધ લઇ ગયો હતો પણ હવે કોણ લઇ જશે?" આમ વિચાર કરતો કરતો પાછો દરિયા કિનારે જવા નીકળ્યો અને પેલા બંદરે જઇ પહોંચ્યો. આ વખત પણ તેને સાથે લઇ ગયો હતો તે વેપારી પોતાનું વહાણ લઇ દરિયાઇ સફરે જવાની તૈયારી કરતો હતો. તેણે આ બ્રાહ્મણને જોઇ પૂછ્યું: "કેમ મહારાજ! ફરીથી મારી સાથે આવવું છે? મારૂં વહાણ તેજ બેટ તરફ જાય છે." બ્રાહ્મણને તો એટલુંજ જોઇતું હતું. એટલે તરત વહાણમાં બેશી ગયો અને વહાણ ઉપડયું તે પેલા બેટમાં જઇનેજ લંગર કર્યું.

બ્રાહ્મણ કિનારે ઉતર્યો એટલે ચાલ્યો ચાલ્યો પેલા પોતાના નાતીલા અને સગા રાજ્યગોરને ઘેરજ ગયો. ગોરનાં બૈરાં છોકરાંએ તેને ઓળખ્યો તો ખરો પણ એ એકલો પાછો આવ્યો તેથી બધાં વહેમાયાં. ગોર ડૂબી ગયો તે અને પોતાને વીતેલી સઘળી હકીકત આ બ્રાહ્મણે કહી; પણ તે વાત કોઇએ માની નહિં, એટલુંજ નહિં પણ રાજ્યગોરના મોટા છોકરાએ રાજાની પાસે જઈ ફરિયાદ કરી કે "અમારે ઘેર આવેલા બ્રાહ્મણે મારા બાપને મારી નાંખ્યો છે. અને અમને જૂઠી જૂઠી વાતો કહી સમજાવે છે કે એ તો ડૂબી ગયો છે." આ સાંભળીને રાજાએ બ્રાહ્મણને પકડી મંગાવ્યો અને તેની હકીકત સાંભળી. પણ રાજાને તેની વાત ખરી નહિં લાગવાથી તેને કેદ કરીને ગરદન મારવાનો હુકમ કર્યો.

આપણો અડભંગ બ્રાહ્મણ કેદખાનામાં વિચાર કરવા લાગ્યો કે "આપણે તો ખરેખરા નશીબદાર છીએ. કારણ કે કનકમંજરી પરણવાને બદલે આપણને તો ઉલટી મોટી કનકમંજરી (શૂળી) મળે છે!" એમ વિચાર કરતાં કરતાં તે ઉંઘી ગયો. તેને ઉંઘમાં એક સ્વપ્નું આવ્યું તેમાં એમ જણાયું કે કનકમંજરી તેની સામે આવીને ઉભી છે. તે કહે છે કે—"કાલે સવારે આ બેટના રાજાની કુંવરી તારી સાથે પરણવાની માગણી કરશે. અને તારો જીવ બચાવવો હોય તો તું તેની ઇચ્છા પ્રમાણે વર્તજે." બ્રાહ્મણ જાગી ઉઠયો અને જુવે છે તો કનકમંજરી અલોપ થઇ ગયેલી. એમ કરતાંમાં વાણું વાયું. એટલામાં રાજાની કુંવરી ત્યાં ફરતી ફરતી આવી અને તે બ્રાહ્મણને કહેવા લાગી કે "મહારાજ! કોઇ બ્રાહ્મણની સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા ઘણા દિવસથી છે. અને તમે બ્રાહ્મણ છો. તેથી જો મારી સાથે પરણવાની હા કહો તો હું તમારો જાન બચાવું." પેલો અડભંગ મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ કોવણની સાગે પરણીને શામાટે ધર્મભ્રષ્ટ થવું? વળી બીજો વિચાર એમ આવ્યો કે સ્વપ્નામાં કનકમંજરીએ તેમ કરવાની સલાહ આપી છે. ને અહિં દૂર દેશાવરમાં કોને પરણ્યા કે કોને નહિં તે હકીકત કોણ જાણવાનું

હતું?—માટે જીવતો નર ભદ્રા પામશે." આમ વિચાર કરીને રાજપુત્રી સાથે લગ્ન કરવાની તેણે હા કહી. આ સાંભળીને પેલી છોકરીએ રાજા પાસે જઈ કહ્યું કે "બાપાજી! આજ જે બ્રાહ્મણને તમે ગરદન મારવાના છો, તેની સાથે મારૂં લગ્ન કરી આપો." એકની એક છોકરી અને લાડમાં ઉછરેલી, તેથી તેની માગણી રાજાથી તરછોડી શકાઈ નહિં. અને તે બ્રાહ્મણને કેદખાનામાંથી છૂટો કરીને પુત્રીને તેની સાથે પરણાવી. તથા રહેવા માટે ગામ બહારના બગીચામાં સારૂં મકાન આપી, ચાકરનફર, ગાડી ઘોડા, વિગેરેની પુષ્કળ સગવડો બન્નેને કરી આપી.

એક દિવસ આ બ્રાહ્મણ અને રાજપુત્રી બાગના દરવાજા આગળ બેઠાં બેઠાં વાતો કરે છે, એવામાં રાજાના કુંવરો શિકારે નીકળેલા તે એક સુવરની પાછળ પડ્યા હતા. પણ એમના સપાટામાંથી સુવર નહાસતું નહાસતું આ બન્ને જણ બેઠાં હતાં ત્યાં થઈને ચાલ્યું. પોતાનો શિકાર આમ જતો રહેતો જોઈ તેઓએ બૂમ પાડી કે "મહારાજ! શિકારને જવા દેશો નહિં." આ સાંભળીને બ્રાહ્મણ પણ પોતાની પાસે તરવાર હતી તે લઈને સુવરની પાછળ પડ્યો. દોડતાં દોડતાં એક ગુફાના મ્હોં આગળ તેણે સુવરને પકડી પાડ્યું અને સખ્ત ઝટકો મારી દીધો; પણ સુવર તો અંદર પેસી ગયું તેથી તેનું શું થયું તે જાણવાને માટે તે બ્રાહ્મણ પણ પાછળ પાછળ અંદર ગયો. ગુફામાં ને ગુફામાં ગાઉ એક અંદર ગયા પછી જુવે છે તો ત્યાં એક મ્હોટું ચોગાન અને સુન્દર બાગ હતો. બાગની વચમાં એક ભવ્ય મહેલ આવી રહ્યો હતો. પણ આવા મ્હોટા મકાનમાં કોઈ રહેતું હોય એમ જણાતું નહોતું. મહેલનાં પગથિયાં આગળ તે આવી પહોંચ્યો ત્યારે પેલો સુવર ત્યાં મરેલો પડ્યો હતો. બ્રાહ્મણે કરેલા ઘાથી ઘણું લોહી ગયેલું અને તેથી તે મરી ગયો હશે, એમ લાગતું હતું. બ્રાહ્મણ હવે મહેલમાં પેઠો અને જુવે છે તો એક ઘણીજ ખૂબસુરત કન્યાને તેણે હિન્દોળા ઉપર બેઠેલી જોઈ.

તે કન્યાએ પેલા બ્રાહ્મણને જોયા કે તરત તેની દયા આવી હોય એવે સ્હેરે તે બોલી ઉઠી "અરે, તું અહિં મારવા માટે કેમ આવ્યો છે? અહિંથી તરત જતો રહે, નહિં તો આ મકાનનો માલિક એક રાક્ષસ છે તે સુવરનું રૂપ લઈ ફરે છે, તે તને દેખતાં વાર મારી નાંખશે. એ રાક્ષસ ઘણો બળવાન, વિકરાળ અને ક્રૂર છે. માટે તારો જીવ તને વહાલો હોય તો અહિંથી એકદમ જતો રહે." આ સાંભળી તે બ્રાહ્મણ બોલ્યો "અરે, જોયો તારા રાક્ષસને!—મકાન બહાર આવીને જો તો ખરી. એ સુવરને તો મેં ક્યારનોયે પૂરો કરી મુક્યો છે." બ્રાહ્મણની વાત કેટલીક વાર સુધી તો તે કન્યાના મનમાં ઉતરી નહિં. ને બોલી "એ તો મરે એવો છેજ નહિં." પણ પછી બ્હાર આવીને જોતા તેની ખાત્રી થઈ, ત્યારે તેને હિંમત આવી તેણે કહ્યું: "હું કુસુમગઢના રાજાની કુંવરી છું. પણ મને એ રાક્ષસ અહિં ઉચકી લાવ્યો હતો. મને તો પેટની દીકરીની પેઠે તે રાખતો હતો. પણ ઘણાં માણસોને એણે મારી નાંખ્યાં હતાં, તેથી એનો ત્રાસ મને રાત દહાડો રહ્યાં કરતો. હવે મારી એટલી વિનંતિ છે કે, મહારાજ! તમે મારી સાથે લગ્ન કરો." આ બ્રાહ્મણે તેમ કરવાની હા કહી અને ગાન્ધર્વ વિધિથી તેની સાથે પરણ્યો. આ રાજકન્યાને અહિં ગુફામાંજ રાખી અને પોતે વખતો વખત શિકારનું બહાનું કહાડીને અહિં આવી જાય. પેલી કાળી રાજાની છોકરીને આની ખબર નથી કરતો અને આ કુંવરીને તેના વિષે વાત કરતો નથી. આમ કેટલોક વખત ગયો.

એવામાં પેલી રાક્ષસના મહેલવાળી કુંવરીને સારો દહાડો ચઢતો થયો (ગર્ભ રહ્યો.) અને તેને છએક માસ થયા ત્યારે પેલી કાળી રાજાની કુંવરીએ કહ્યું "મહારાજ ! તમે રાક્ષસના મહેલમાં કુસુમગઢની રાજકુંવરીને પરણ્યા છો તેને છ મહિના થયા તેને બરોબર આઠ મહિના થયા ત્યારે એ કુંવરીનું પેટ ચીરીને ગર્ભ (બાળક) મારી પાસે લાવજો." પોતાની છાની વાત કાળી રાજાની કુંવરીએ જાણી છે તેથી પેલો બ્રાહ્મણ તો ગભરાયો અને તેણે જે કહ્યું તેની હા કહી. એમ કરતાં કરતાં પેલી રાજકુમારીને આઠમો મહિનો પણ બેઠો હવે પેલી કાળી રાજાની કુંવરીએ બ્રાહ્મણને કહ્યું "જુઓ, આજ એ બાઈને આઠમો મહિનો બેઠો છે. માટે એનું પેટ ચીરીને ગર્ભ મારી પાસે લેતા આવજો. અને પેટ ચીરવા માટે આ છરો લેતા જાઓ." એમ કહીને તેણે એક છરો આપીને તેને વિદાય કર્યો. તે રાક્ષસના મહેલમાં આવ્યો, એટલે તરત પેલી કુસુમગઢવાળી કુંવરીએ કહ્યું. "તમને કાળી રાજાની કુંવરીએ કહ્યું છે, તેમ તમે મારૂં પેટ ચીરો."

બ્રાહ્મણ તો આ વાત આ બાઈને પણ જણાયાથી ગભરાયો. તેણે કહ્યું "મારાથી એ સ્ત્રીહત્યા અને બાળહત્યાનું કામ બને નહિ." ત્યારે પેલી કુંવરી ફરીથી બોલી. "હું તમને કહું છે અને તમે કરો. તેથી તમારૂં પોતાનું પણ ભલું થશે." પણ પેલા બ્રાહ્મણના મનમાં તે વાત ઉતરે નહિ. આખરે તે બાઈએ કહ્યું કે "હું મારૂં પેટ ચીરીને તમને ગર્ભ આપુ તે તો લઇ જશો ?" તેમ કરવાની તો બ્રાહ્મણે હા કહી એટલે તરત તેના હાથમાંથી છરો લઇ તેણે પેટ ચીરીને ગર્ભને બહાર કાઢ્યો. અને તે કુંવરી મરણ પામી.

મરી ગયેલ બાળકનો ગર્ભ લઇને તે બ્રાહ્મણ હવે શોકાતુર થઇ કાળી રાજાની કુંવરી પાસે આવ્યો. તેને જોઇને તે કુંવરી તરત બોલી: "ચાલો, હવે અહિં રહેવાનું કામ નથી." ત્યારે બ્રાહ્મણે પૂછ્યું: "ક્યાં જવાનું છે ?" આમ તેને સવાલ કરતો જોઇ તે કુંવરીએ કહ્યું: "કુસુમગઢવાળીનું પેટ તમે નથી ચીર્યું ?" બ્રાહ્મણ હવે સપડાયો. તેણે જવાબ દીધો: "ના. મેં નથી ચીર્યું. મારાથી એમ બાળહત્યા અને સ્ત્રીહત્યા શી રીતે થાય ?" પેલી રાજાની કુંવરીએ પછી તેને સઘળી હકીકત સમજાવી તેણે કહ્યું. "અમે ચાર બહેનો અપ્સરાઓ છીએ. પ્રભાવતી, કનકમંજરી, કુસુમગઢની કુંવરી અને હું અમે મૃત્યુલોકના માનવીની નિંદા કરી હતી તેથી અમારા પિતાએ અમને શાપ (સરાપ) દીધો હતો. શાપની મુદત એ રાખી હતી કે કોઇ માનવી જે કનકપુરી આવી શકે ત્યારે તેની સાથે અમારે ચારે જણે લગ્ન કરવું. અમારી દાસી પાસે બેઠેલી તેણે મોં મલકાવ્યું હતું તેને અધૂરે ગર્ભે મરણ પામવાનું હતું. અને તમે પણ મહારાજ ! શાપ પામેલા ગાન્ધર્વ છો. અમને તમે ચ્હાતા હતા અને અમારે ખાતર તમે મૃત્યુલોકમાં અવતર્યા છો. જો તમે પેલો ગર્ભ તમારે પોતાને હાથે કહાડયો હોત તો આ બધી વાત તમને યાદ આવત અને મારી સાથે ઉડીને કનકપુરી આવી શકત. પણ તમે તેમ ન કર્યું; તેથી તમને હું એક મંત્ર આપું છું તેનો તમે અહિં રહીને જપ કરો. હવે એક વર્ષ પછી આપણે જઇ શકીશું."

આ કુંવરીના કહેવાથી બ્રાહ્મણને પોતાની પહેલાંની સ્થિતિ યાદ આવી. તેણે બરોબર લક્ષ દઇને મંત્રનો જપ કર્યો અને વર્ષની આખરે તે બને જણ એક બીજાનો હાથ ઝાલીને ઉડતાં ઉડતાં કનકપુરી જઇ પહોંચ્યાં. પ્રભાવતી, કનકમંજરી અને કુસુમગઢની કુંવરી પણ ત્યાં તેમની વાટજ જોતાં હતાં. પછી તેમણે પોતાની જીંદગી સુખ ચેન અને આરામમાં ગાળી.

# समयतरंग.

## અમદાવાદમાં ફેન્સી ફેર:

" યુદ્ધ સંકટ નિવારણ ફન્ડ "ની બાનુઓની શાખાના લાભ અર્થે અમદાવાદમાં શેઠ ભગુભાઇના વંડામાં એક સુન્દર ' ફેન્સી ફેર ' ( મેળો ) તા. ૨૦ મી ડિસેમ્બર અને તે પછીના દિવસોએ ભરવામાં આવ્યો હતો. આ મેળામાં ન્હાની ન્હાની જાતની ચિત્ર વિચિત્ર, ઉપયોગની અને શૃંગાર સાહિત્યની વસ્તુઓનો મનોહર સંગ્રહ લેવામાં આવતો હતો; અને રમત ગમ્મત તથા આનન્દનાં વિવિધ સાધનોની પણ ગોઠવણ કરવામાં આવી હતી. " યુદ્ધ ફન્ડ " નાં સ્થાનિક પ્રમુખ મિસિસ પેઇન્ટર તથા ઓનરરી સેક્રેટરીઓ સૌ. વિદ્યાગૌરી નીલકંઠ અને ખા. સા. મહબુબમીયાં કાદરી, એઓએ તથા ત્હેમના અનેક સહાયકોએ અન્તઃકરણપૂર્વક મહેનત લઇને આ મંગલકર ' ફેન્સી ફેર ' નું મુશ્કેલ કામ બહુ સફળતાથી પાર ઉતાર્યું. તેમજ ફન્ડ માટે ભારે રકમ એકઠી કરી, તે માટે તે સર્વને ખરેખર ધન્યવાદ ઘટે છે. ઇલાકાના નામદાર ગવર્નર સાહેબે પોતાનાં બાનુ સાથે આ કામ તરફ પોતાની સહાનુભાવ દર્શાવવા ખાસ મુંબાઇથી આવી ' ફેન્સી ફેર ' ને ઉત્તેજન આપ્યું હતું.

મેળામાં ઘણા સ્ટોલ (સામાન વેચવાના વિભાગો) હતા, અને ત્હેમાં સઘળામાં આ શહેરમાં ખોળી પણ ન જડે એવી ઘણી સુન્દર અને ઉપયોગી વસ્તુઓ લેવામાં આવતી હતી. ત્હેમાં ખાસ કરીને બાનુઓના સ્ટોલમાંથી બહુ સામાનની ખરીદી થઇ હતી. સન્નારીઓના સ્ટોલની રચના નીચે મુજબ હતી:

| | ( વ્યવસ્થાપક. ) | ( સામાનની વિગત. ) |
|---|---|---|
| ૧. | મિસિસ. પેઇન્ટર. | ફેન્સી ચીજો અને ઝવેરાત. |
| ૨–૩. | ,, વિગ્લી સર્કલ. | ,, ,, ,, તથા પીત્તળનો સામાન. |
| ૪–૫. | લેડીઝ કલબ. | ફળ, ફુલ, તેલ, અત્તર, ફેન્સી ચીજો. |
| ૬. | મિસિસ. જોદાનીસ. | મુંબઇના વ્યાપારીઓએ ભેટ આપેલી ન્હાની ન્હાની વસ્તુઓ. |
| ૭. | ડૉ. મિસિસ. સુરૈયા. | પ્રાચીન ચિત્રો અને પ્રાચીન કળાદર્શક વસ્તુઓ. |
| ૮. | વનિતા વિશ્રામ. | વસ્ત્રો, મોતીના પડદા, તોરણો, વિ. |
| ૯. | મિસ. ચબ. | બાળકોના પોશાક. |
| ૧૦. | મિસિસ. શેઠના. | રેશમી સાડીઓ અને કોરો તથા પૂતળાં. |

પુરૂષોના સ્ટોલમાં રા. સુધાકર કૃષ્ણરાવ જેવા જાણીતા ગૃહસ્થોના અને સુપ્રસિદ્ધ વ્યાપારીઓ જેવા કે ગોદરેજ વિગેરેના સ્ટોલમાં પણ સુન્દર વસ્તુઓ લેવામાં આવતી હતી. ફેન્સી ફેર ખુલ્લો મુકવાની ક્રીયા જૂદે જૂદે દિવસે રા. સરદાર સર ચીનુભાઇ, શેઠ અંબાલાલ સારાભાઇ, શાહપુરના કાજી સાહેબ, ખા. બ. નશરોજી વકીલ, તથા શેઠ જમનાભાઇ ભગુભાઇના હાથે કરવામાં આવી હતી.

## મુંબઇમાં મહા પરિષદો :

ડિસેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં મુંબાઇ શહેર અનેક મહા પરિષદોના સંમેલનથી ગાજી રહ્યું હતું. લાખો માણસો એકઠાં થયાં હતા અને ભિન્ન ભિન્ન વૃત્તિ–વિચારવાળી હિન્દી પ્રજાની દરેક વ્યક્તિને કાંઇ ને કાંઇ ઉત્સાહ પ્રેરક પ્રવૃત્તિ અનુકૂલ થઇ આવે, એવી સ્વાભાવિક ગોઠવણ, આઠ મળતી ન્હાની ન્હાની પરિષદોને લીધે, થઇ શકી હતી. આમ હોવાથી કોન્ગ્રેસ અને કોન્ફરન્સોનો નિયક્રમ બહુ આકર્ષક થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું હતું નહિં.

નીચે જણાવેલી પ્રસિદ્ધ મહા સભાઓ આ અઠવાડિયાં મળી હતી :

૧. હિન્દી નેશનલ કોન્ગ્રેસ.
૨. ,, સંસાર સુધારા પરિષદ્.
૩. ,, ઉદ્યોગની પરિષદ્.
૪. ,, વ્યાપારી પરિષદ્.
૫. ભાટિયા કોન્ફરન્સ.
૬. થિયોસોફિકલ કન્વેન્શન.
૭. આર્ય સમાજનો ઉત્સવ.
૮. ઓલ–ઇન્ડિયા હિન્દુ કોન્ફરન્સ.
૯. ધાર્મિક પરિષદ્.
૧૦. ઓલ ઇન્ડિયા મોસ્લેમ લીગ.
૧૧. મદ્યનિષેધક કોન્ફરન્સ.
૧૨. હિન્દી મહિલા પરિષદ્.

ठ. आनंदजी मूळजी पांधी तरफथी भेट.

मुंबईमां डिसेम्बर मासमां मळेली–

श्रीमती नॅशनल कोन्ग्रेसना प्रमुखः



श्रीयुत सर सत्यप्रसन्न सिंह, बारिस्टर–एट–लॉ.

The Manoranjan Press, Bombay

श्रीसमी नॅशनल कोन्ग्रेसना स्वागतमंडळना प्रमुख:



धि ऑ. मि. दिनशाह एदलजी वाच्छा.

# સુન્દરી સુબોધ

## માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે-આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,-તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે. આથી સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરંતર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનનું ખરૂ દેશવ્રત છે

પુસ્તક ૧૩ મું. ]                    જાન્યુઆરી : ૧૯૧૬.                    [ અંક ૧ લો.


## उदय गुंजन.

धरी ज्ञानज्योति खडक खडके, अंबु भ्रमणे,
दई धर्मस्थाना दृढ वळगणा नाविक मने;
भरीने भंडारो, तुज मधुर प्रेमामृत तणा,
प्रभो! नौका मारी सरल चलवो राखी करुणा.

कदी घेरे घेरी हृदय विपदोनी घनघटा,
मचावी अंधारुं नयन थाकि लोपे पथ, तदा
कृपारश्मि प्रेरो, घनदळ विखेरी दइ घणां,
प्रभो! नाका प्रेरो, सुसरळ पथे राखी करुणा.

—ईश्वरप्रार्थनामाला.

## वन्दे मातरम्.

( राग-बंगीय ( काफी ) ताल-दीपचंदी. )

वंदे मातरम् सुजलाम्,
सुफलाम्, मलयज-शीतलाम्,
शस्य-श्यामलां मातरम्.          ध्रु०
शुभ्र-ज्योत्स्ना-पुलकित-यामिनीम्,
फुल्लकुसुमित-द्रुमदल-शोभिनीम्,
सुहासिनीम्, सुमधुर-भाषिणाम्,
सुखदाम्, वरदाम्, मातरम्.
वंदे मातरम्.

# स्वागत संगात.

[મુંબાઈમાં મળેલી બીસમી ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસમાં શ્રી ગાન્ધર્વ મહાવિદ્યાલયની બાલિકાઓએ સુન્દર સ્વરથી ગાયેલાં દેશોદયનાં ગીત.]

( राग-पहाडी छाया लगत. ताल-केरवा. )

आवो आवो सकल भारत-कुमार,
तज मान मोहो मद अहंकारः
हुआ दर्शनसे आनंद अपार.

यह धन्य देश, ओर धन्य काल,
जहां मिले बन्धु सब उर विशाल,
स्थिर रखे ईश यह सद्विचार.

निर्बल, निर्धन, सब निःसहाय,
बिन ऐक्य नहीं अब कछ उपायः
अब तो ममता कीजे प्रचार.

दुःखसे बचनेका मार्ग एक,
अपनेपनकी सब ग्रहो टेकः
निश्चय होगा फिर जय-जय-कार.

२.

( राग-खमाज. ताल-द्रुत तीन ताल. )

भारत हमारा देश है, हित उसका निश्चय चाहेंगे;
उसके हितके कारण, हम कुछ न कुछ कर जाएंगे.

भारत हमारी मातृभूमि, उसका ऋण हम पर हे बहुतः
उसके मिटानेके लिये, हम कुछ न कुछ कर जाएंगे.

भारतके दुःखमद अवनति पर क्यों नहिं अश्रु बहावेंगे ?
उसके हटानेके लिये, हम कुछ कुछ कर जाएंगे.

धर्म, विद्या, ओर धनसे, उन्नति भारतकी होवे,
उस उन्नतिके मार्गमें, हम कुछ न कुछ कर जाएंगे.

# सरस्वती.

## ગૃહિણીને:

લેખકઃ—શ્રીયુત "ધીરજ."—બરવાળા.

અયિ દેવી! કુળઉદ્ધારિણી!
પ્રિય! ઓ પરમ કલ્યાણિની!
રસ રેલજે!
સખી! ખેલજે:
ગૃહ કુંજમાં, મૃદુભાષિણી!
ઉરવેણુના સુર સાંધીને, સખી! વાધરવ રેલાવજે!
દેવી! દિવ્ય અમિમય પ્રણયરસથી હૃદય મમ છલકાવજે!
સખી! સદ્ગુણે મનસદન નિશદિન પ્રેમથી અજવાળજે!
રસવાહિની! વસુધા બધી ગુણસૌરભે મ્હેંકાવજે!
અયિ દેવી! પ્રિય ઉરમાલિની!
અનુપમ પરમ સુખદાયિની!
હિત વાંચ્છજે
અમિ સિંચજે!
મમ અંતરે, દુઃખહારિણી!

---

## અમરરૂપ.

લેખકઃ—રા. રા. બંસીધર ગોવર્ધનદાસ પરીખ.

ગુલાબી ગાલને ચાહે, મધુરા ઓષ્ઠ પર મોહે,
ચળકતી ચક્ષુને ઇચ્છે, અખંડિતરૂપને માટે;
વખતની સાથ પણ તે કંઇ—
અખંડિત રે નહિં રહેશે.
સરળ ને શુદ્ધ હૃદયેથી, સુગુણ—ઇચ્છા—વિચારોથી,
જીવનના ઉચ્ચ ભાવોથી અખંડિત રૂપ તો રહેશે;
ભલે હો ઓષ્ઠ બહુ મીઠા,
ભલે હો નેન અતિ રૂડાં;
નહિં જ્યાં ભાવ—ગુણ સારા,
અખંડિત રૂપ નહિં ત્યાંહે!

## અંતર્યામિની.

લેખકઃ-શ્રીયુત "લલિત."

(હરિગીત)

અંતર નિરંતર વાસ વસતાં-:
    એક પ્રાણ પ્રકાશિની:
બહિરંતરે બસ એકનાં એ-
    એક દિવ્ય સુવાસિની:
પરમાત્મજ્યોત ધરંત-
    આત્મપ્રદીપ સ્નેહ પ્રવાહિની:
સર્વસ્વ જીવન સ્વામિની:
    સખી એક અંતર્યામિની!
અદૃશ્ય ઉર પાતાલ નિર્ઝર:
    દૃશ્ય ચેતન સારિણી:
રેલે હૃદય શિર નયન રોમે-:
    એ બલામૃત ધારિણી:
પ્રેર ચમત્કૃતિ પુણ્યની-
    રસભક્ત લલિત સુહાગિની:
સૌભાગ્ય સુન્દર સ્વામિની!
    સખી એક અંતર્યામિની!

(૨૨-૧-૧૫. વડોદરાને રાજ વડલે)

## મ્હારે ગૃહે.

લેખકઃ-શ્રીયુત "કુસુમાકર." (બી. એ.)—નડિયાદ.

એક ન્હાની નાજુક છે વેલ, મ્હારાં ઉપવનમાં,
વ્હાલાં! આનન્દ રેલમ છેલ; મ્હારાં ભુવનમાં.
એક ન્હાનું નાજુક છે ફુલ, વ્હાલું મ્હારે ગૃહે,
શું સુન્દર ને અણમૂલ? સંઘર્યું મ્હેં ઉરે.
ટહુકે કોકિલા શી મધુર? વ્હાલાં! મ્હારે ગૃહે,
એનાથી છું ઉજળે નૂર, સંઘરી મ્હેં ઉરે.
એક ચન્દા પુરે ચારૂ ચોક; વ્હાલાં! મ્હારે ગૃહે,
એને જોતાં ઉડે ઉર-શોક, સંઘરી મ્હેં ઉરે.
ઉજળી ઉષાનો શો આનંદ? વ્હાલાં! મ્હારે ગૃહે,
ઝીલી લઉં સ્મિત હું મન્દમંદ, સંઘરી મ્હેં ઉરે.

# મુખડાનાં હાસ્ય.

લેખક શ્રીયુત "મલયાનીલ" (બી. એ.)—અમદાવાદ.

કોઈ ઝીલોરે, મ્હારાં મુખડાં હાસ્ય,
કોઈ વીણોરે, મ્હારાં મુખડાનં હાસ્ય.
હાસ્ય ખૂબ ઉભરાય,
ઢળી ઢળીને ભરાય:
કોઇ ઝીલોરે, મ્હારાં મુખડાના હાસ્ય.
આજ મ્હારે અંતરે વસન્ત વાયુ રેલતો,
આત્મની ખીલેલી વેલીને અતિ વીંઝોળતો,
ગરી ગરી પડે છે મ્હારે દીલડેથી હાસ્ય,
ગરી ફરી ઉગે છે મ્હારે હઇડેથી હાસ્ય:
કોઇ ગૂંથોરે, મ્હારા મુખડાના હાસ્ય,
કોઇ ઝીલોરે, મ્હારા મુખડાનાં હાસ્ય.
હાસ્યમાં ઉડે છે ખૂબ શીતળ આનન્દ ગંધ,
રેળીને અખિલ વિશ્વ ડૂબવે દુઃખોના બંધ;
સૈ રસે ઢળે છે, મ્હારા દીલડાનાં હાસ્ય,
ફરી—સારલે નમે છે, મ્હારા હઇડાનાં હાસ્ય:
કોઈ ઝીલોરે, મ્હારા મુખડાનાં હાસ્ય,
કોઇ વીણોરે, મ્હારા મુખડાનાં હાસ્ય.

---

# "પતિ ભક્તિ."*

અનુવાદક ગ. રા જગન્નાથ હરિનારાયણ ઓઝા.
ગઝલ કવ્વાલી )

અગર દિલ ચ્હાય, મ્હારૂં માંસ લઈને શ્વાન સંતોષો,
તમારી વાટિકાનાં વૃક્ષને મુજ ખૂનથી પોષો.
હૃદય બાળી કરી ઘો ખાક, સ્વપ્નાં ધુળમાં લેળો.
તમારી શું નથી? વ્હાલા! ભલે મારો, ભલે પાળો.
ગળું દાબી કહાડી જીવને અગ્નિ વિષે નાંખો!
સદા તૈયાર દાસીને અચળ મનની પ્રભુ! પેખો.
તમ્હારી, નાથ! છુ હું પુષ્પ રૂપે ઊરમાં રૂહેવા,
તમારે કાજ તરણા પેઠ હું તૈયાર છું બળવા.

* પ્રખ્યાત દેવી સરોજીની નાઇડુના "Devotion" નામના કાવ્ય ઉપરથી.

# સ્નેહમાંજ સુખ અને શાન્તિ.

લેખક: બ્હેન શ્રી " શ્રદ્ધા "—સુરત.

સૌન્દર્ય સુરભિ યુક્ત, ખીલે કોમળ પુષ્પ જ્યાં,
ખરે ના પત્ર કે પુષ્પ, વૃક્ષ લીલું સદા રહે.
ચિરસ્થાયી, અવિનાશી, શાન્તિને સુખનું તરૂ,
આત્મપંખી રહ્યું શોધી, વિશ્વના રમ્ય બાગમાં.

ત્યાં દૂર દીઠું તરૂ એક લીલું,
"સમ્પત્તિનું વૃક્ષ" સહુ કહેતાં;
"પૂરી થશે ત્યાં અભિલાષ મ્હારી,"
આશા ધરી પંખી ઉડ્યું જવા ત્યાં.

આવી બેઠું ત્યાંય, પંખી અતિ આનન્દની,
સંકેલે જ્યાં પાંખ, ખરખરખર પત્રો ખરે!
"તૃપ્ત ન ઇચ્છા થાય," વિચારે એ પંખીડું,
એવે આવ્યા હાય! વૃક્ષ થકી શબ્દો ભૂંડા.

" આવ્યાં અહિં તુજ સમાન અનેક પંખી,
" આશા ધરી અહિં મળે અવિનાશી પુષ્પો;
" ના, ના, મળે અહિં ત્હેને તુજ રમ્ય પુષ્પો
" હું છું ચલિત, ફુલડાં મુજ તેય એવાં!

નિરાશા કૂપમાં ડુબ્યું આત્મપંખી ગરીબડું:
જવું કયાં? ને હશે કયાં? તે સુઝે ના રંક બાલને.

વળી દીઠું તરૂ એક લીલું બીજું,
સહુ કહે તરૂ કીર્તિ તણું " જગે;
" નહિ નહિ કદી વૃક્ષ સુકાય આ,
" અહિં ખરે! મળશે મુજ ફૂલડાં."

ત્વરિત ગતિ કરીને પંખી ઉડી ગયું ત્યાં,
હૃદય મહિં ફરીથી આશજ્યોતિ ઝબુકી:
હર્ષેથી આવીને બેઠું વૃક્ષ ઉપર પંખીડું,
બેઠું ના બેઠું ત્યાં, એવે એનાં યે પત્ર રે! ખર્યાં.
"અરેરે! શું અહિંથીયે આશા પૂર્ણ થશે નહિ?"
દીન મુખે સુણ્યું એ તરૂથી આવતા સ્વરો.

'શ્રમ કરી અહિં પંખી ! તું આવીયું,
"પણ નહિં તુજ આશ પૂરી થશે,
"નહિ અરે ! મુજનો ચિર વાસ છે,
"કુસુમપત્ર સહુ કરમી જશે !"
"વિશ્વ માંહિં કદી મ્હારી આશા પૂર્ણ થશે નહિ,
"દેખું છું સર્વનો નાશ અવિનાશી કશું નથી."
ભગ્નાશ વદતું પંખી, નેત્રમાં નીર છે ભર્યું,
વિશ્વમાં લાગતું સર્વે શુષ્ક, નીરસ, દુઃખદા.
"પંખીડા ? કયમ તું નિરાશ બનીયું ? તું આવ મ્હારી કને,
"હું છું સ્નેહ સ્વરૂપ તે પ્રભુજીનું, હું સુખનું સ્થાન છું;
"મ્હારો નાશ નથી કદી જગતમાં, મૃત્યુ થતાંયે નહિ,
"મ્હારાં પુષ્પ લલિત દિવ્ય મધુરાં ના નાશ ત્હેનો કદી.'
મિલિતનયન ઉઘાડયાં શબ્દ સુણી મીઠા એ,
હૃદયમહિં ફરીથી આશજ્યોતિ ઝબુકી:
દીઠું ત્યહિં અનુપ સુન્દર વૃક્ષ લીલું,
સુરંગી કોમલ ફૂલો થકી છે લચેલું;
ને આવતી લલિત શાન્ત મીઠી સુવાસ,
પંખી વદયું "સફલ આશ અહિંજ થાશે."
સમ્પત્તિ-કીર્તિમાં ના,—ના, આત્મ શાન્તિ મળી શકે;
સ્નેહમાં સુખને શાન્તિ દિવ્ય છે ને અનુપ છે.

## સખે! એ સ્મરણ દશા ચાચું.

લેખકઃ—શ્રીયુત "ગિરીશ."—જૂનાગઢ.

ઉષા પછી કિરણ મનોહર છાય,
સખે ! ગત સ્મરણો ઉર્મા થાય;
પંખી ગણુ કિલકિલ રવથી ગાય,
સ્વજનના સ્વરસ્મરણે ઉભરાય,
અનિલ લઇ સુરભિ ફુલથી વાય,
સ્મરણમાં નવ ચેતન ઉભરાય;
સિન્ધુ વળી ગાન ગભીરૂં ગાય,
સ્વજનની ઉરથી ત્યાં પમરાય;
અત્ત હૃદયની સ્મરણ દશામાં સ્થુલ ચેતનરૂપ થાય,
એ ચેતનને પૂજી પૂજી બન્ધો ! અન્તે એક થવાય;
સખે ! એ સ્મરણ દશા ચાચું

# "બાળ લગ્ન કોઇ બંધ કરો"

લેખક:—રા. રા. ગવરીશંકર આશારામ માસ્તર—અમદાવાદ.

(રાગઃ રૂધિરા અગર સવૈયાનો.)

"પ્હેલાં પરણે વરકન્યા તો પ્હેલાં પ્રગટે તેનાં બાળ,
"દાદો–દાદી કહેવડાએ ઝટ, કોણે દીઠી કેવી કાલ ?"
એવા નીચ તરંગ સાગરે દંપતિ ઝંપાપાત કરો ?
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઇ બંધ કરો.
અજ્ઞ બાળવય, અલ્પ બુદ્ધિમાં, "લગ્ન" શબ્દનું ભાન નથી !
એ શિશુઓનો હસ્ત મિલાપજ શીદ કરો છો મથીમથી ?
શિશુ વર કન્યા કટિ પર લઇને "મંગળ" ફરતાં શરમ ધરો,
બાળકના સુખટાળક પાલક ! બાળલગ્ન કોઇ બંધ કરો.
મંડપ મધ્યે ચૉરી રચાવી જવ તલ ફુલનો હોમ કરો,
નથી આહુતિ પુણ્ય દ્રવ્યની વરકન્યાનો હોમ ખરો !
આસુરી લગ્નો કરી શિશુનો શીદ બગાડો જીવન ઝરો,
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઇ બંધ કરો.
બાળલગ્નથી તનબળ, મનબળ; આત્મિક બળની હાણ થઇ,
બાળલગ્ન રૂપ મહા શત્રુએ વર્ણસંકરી પ્રજા કરી;
ક્ષીણ જીવન થઇ બન્યા બાયલા બાળલગ્નથી થયો મરો,
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઈ બંધ કરો.
ઉચ્ચ વિચારો, સફળ જીંદગી, વિર્યહીનથી વિમુખ થયાં,
અજ્ઞ, આળસુ, નિર્બળ, રાંકાં, ભારતમાં બહુરે નિપજ્યાં;
બાહુબળ; કૌશલ્ય કળાનો બાળલગ્નથી થયો મરો,
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઇ બંધ કરો.
લગ્ન કાળના સ્વલ્પ સમયના ક્ષણિક રાજવૈભવ નીરખી,
વિદેશીઓ હાંસી ઉચરે છેઃ "ઘેલી જાત હિંદુઓ તણી !"
ભારતની ઉજ્વળ કીર્તિમાં કલંક કાળાં સીદ ધરો ?
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઇ બંધ કરો.
વીર્યવાન, હૈબળવાન, આપણા આર્ય પુર્વજો યાદ કરો,
રામ, ભીમ, ને ભીષ્મ, કર્ણ, શ્રીકૃષ્ણાર્જુન વળી રૂષિઓ,
વીરહાક અવનિમાં ફરતી કાળદેવ પણ થરથરતો,
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઈ બંધ કરો.
કાલિદાસ, ભવભૂતિ, ભારવી, પ્રીતમ, કબિરાદિક કવિયો,
પ્રતાપ, અકબર, સંગ, શિવાજી, ભારતી વીરો સ્મરણ ધરો;
યાદ કરો, દિલ દાઝ ધરો, આ રૂઢિ ટાળવા કમર કસો,
બાળકના સુખટાળક પાળક ! બાળલગ્ન કોઇ બંધ કરો.

# कर्मक्षेत्र–चारित्र्य अने उद्योग.

## અન્ધ શિક્ષણ:

### અંધોને ફાવતા આવતા ઉદ્યોગો.

લેખક—રા. રા. ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિ (એલ. એમ. એન્ડ એસ.)
પ્રીન્સીપાલ વિક્ટોરીઆ મેમોરીઅલ સ્કુલ ફોર ધી બ્લાઇન્ડ—મુંબાઇ.

આજકાલ કરતાં સો દોઢસો વર્ષ થયાં યુરોપના આગળ પડતા દેશોમાં ત્યાંના અંધોની જીંદગી સ્વતંત્ર, સુખમય અને ભોગવવા લાયક બને એ મતલબે અનેક તરેહના પ્રયત્નો કરવામાં આવ્યા છે. ઉપર કહેલી મતલબ નજર આગળ રાખી તેમને રોટલા પેદા કરતા કરી ઉપયોગી શહેરી બનાવવા તેમને સામાન્ય કેળવણી સાથ, ઉદ્યોગીક તેમ સંગીત, શાસ્ત્રીય ચપી, માલની માવજત, વિગેરે વિગેરે પ્રકારની કેળવણી આપવામાં આવે છે. આ પ્રકારના પ્રયત્નોમાં, અંધો અને તેમના દેખતા મિત્રો એક બીજાની સાથે ઉભા રહી અરસ-પરસ સહાય કરી અંધ જીવન સુધારવા પ્રયત્ન કરે છે. દેખતા મિત્રો, અંધોને પૈસાની, સલાહની અને પોતાના સમાગમથી મદદ કરે છે, ત્યારે અંધો તેમના પર થએલા આ ઉપકારનો બદલો અનેક પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરી, આળસને તરછોડી, કાયરપણાને દૂર કરી, મહેનતુ અને ઉદ્યોગી બની, દેખતા પરનો પોતાનો બોજો ખસેડી, પોતાનો રોટલો કમાઇ, પોતાની જીંદગી સુખી કરવા સાથે, ઉદ્યોગી શહેરી બની, જાહેરકામમાં ભાગ લઇ પોતે મનુષ્ય જીવન ઉચ્ચ બનાવી જીંદગીનું સાર્થક કરે છે. યુરોપમાં મળેલા અનુભવને આધારે, આપણે એમ કહી શકીએ છીએ કે, અંધાપા રૂપી જબરજસ્ત અડચણો છતાં અંધો કેળવ-ણીના બળે નિરાધારપણું, પરતંત્રતા અને પરાધિનતા તજવા શક્તિમાન થાય છે. પરંતુ મશક્ત થવા સારૂ અંધોમાં, કામ કરવાનો નિશ્ચય, સ્વતંત્ર થવાની ઇચ્છા, અને દેખતા મિત્રો તરફથી મળતી મદદનો સદ્–ઉપયોગ કરવાની ઇચ્છા હોય તોજ અંધ જીંદગી સુધરી મનુષ્ય જીવન ભોગવી શકાય છે.

આપણા દેશમા અંધ જીવન સુધારવા, સુખમય અને ઉપયોગી બનાવવા કશો પણ પ્રયત્ન કરવામાં આવ્યો નથી; છતાં પણ આ દેશમાંથી પણ એવા વીર અંધો મળી આવ્યા છે અને આવે છે, કે જેમણે આસપાસના ઘણા કફોડા સંજોગો છતા પોતાની જીંદગી સુખી અને ઉપયોગી બનાવી છે.

ઉપર આપેલી હકીકતની સાબિતીમા આપણે હવે અહિં, આ દેશના તેમ પરદેશના વીર અંધોના કાર્યોની ટુંક નોંધ લઇએ છીએ. સુપ્રસિદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઇએ, અંધાપો આવ્યા પછી આશરે વિસ વર્ષ લગી ભાષણો આપ્યાં, કાવ્યો લખ્યાં અને ઉપ-યોગી શહેરી તરીકે જીંદગી ભોગવી સરકાર તરફથી, 'સી આઇ. ઇ.' નો માનવંતો ઇલકાબ મેળવવા ભાગ્યશાળી નીવડયા હતા.

સુપ્રસિદ્ધ પંડીત ગટુલાલજી બચપણમાં અંધ થયા હતા, તથાપિ તેમનું સંસ્કૃત ભાષાનું

જ્ઞાન ઘણું સારૂં હતું. તેઓ શીઘ્ર કવિ હતા, અને એકાએક આપેલા શબ્દો વાપરી કાવ્યો જુદા જુદા વિષયો પર બનાવી શકતા તેઓએ લગભગ પચાસ વર્ષ લગી, ધર્મ, તત્વજ્ઞાન, વિગેરે બાબતો પર, મુંબાઇમાં વારંવાર ભાષણો આપ્યાં હતાં, યુરોપિયન વિદ્વાનો તેમની મુલાકાત લેતાં અને તેઓ વૈષ્ણવ ધર્માચાર્યોના, અને વૈષ્ણવોના જબરજસ્ત હિમાયતી હતા એમના કામની જ કદરી મુંબાઇમાં વસ્તા વૈષ્ણવોએ પંડીત ગટ્ટુલાલજી સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે.

ઉત્તર હિન્દુસ્તાનના પ્રસિદ્ધ ભક્ત કવિ સુરદાસે, અનેક પદો અને કીર્તનો રચ્યાં છે. તેમની કવિતાથી નીતિ અને ધર્મના વિચારને ઘણું બળ મળ્યું છે અને ઘણા સ્ત્રી પુરૂષો નીતિ અને ધર્મને માર્ગે ચડયાં છે. તેમનાં કાવ્ય, અને કવિતાનો સંગ્રહ સુરસાગર નામે પ્રસિદ્ધ છે. તેમનાં પદો અને કીર્તનો, ગરીબ તેમ શ્રીમંત અને ગવૈયાઓ ગાય છે.

નાના બોર નામે એક દક્ષણી પુનાના રહિશ અંધ હોવા છતાં, વકીલની પરીક્ષા પાસ થયા હતા, અને તે, પુનામાં વકીલનો ધંધો કરતા હતા પંજાબમાં આવેલા જલંદર શહેરના એક પંજાબી વીર અંધ વકીલાત કરે છે. પંઢરપુરનો એક વીર અંધ, પંઢરપુરમાં રહી સુતાર તરીકે તેણે ઘણાં ઘર બાંધ્યાં છે. અમદાવાદમાં ત્રણ દરવાજા પાસે એક અંધ મુસલમાન, ખસની ટટ્ટીઓ બનાવી, પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચલાવે છે. અમદાવાદની ચાંચાઓળમાં એક અંધ માણસ હતો, જે માતાને ચઢાવવામાં આવતી બાંગીઓ બનાવતો હતો.

અમદાવાદ પાસે આવેલા એક ગામડામાં, એક અંધ કુંભાર ચાક ઉપર તેવાં ઉતારે છે અને માટીનાં સાધારણ વાપરવાનાં વાસણો બનાવે છે. મનસુખ નામનો લીંબડીનો એક દરજી મોટી ઉમ્મરે અંધ થયા પછી પોતાના દરજીના ધંધાને સારી રીતે વળગી રહ્યો હતો; તે કપડાં વેતરતો, સંચા તથા હાથથી સારી રીતે કપડાં સીવતો, અને કવિતા રચતો. મુંબાઇમાં કાપડ બજાર પાસે પીંજારા ગલીમાં, મગન નામના એક અંધ દરજીની દુકાન છે, ત્યાં તે મચ્છરદાનીઓ, અને રજાઇઓ બનાવે છે. એ આ દુકાનનો માલિક છે. તેની દુકાનમાં પાંચ છ, દેખતા દરજીઓ નોકર છે. સરાણ પર ચૂડીઓ ઉતારનાર એક કારીગર કાઠીઆવાડમાં છે, એમ મેં સાંભળ્યું છે. વિલાયતમાં ઘણા અંધો, સરાણ ( Lathe ) પર કામ કરે છે.

ઉપર આપેલા વીર અંધ હિંદવાનોના દષ્ટાંત પરથી સમજાય છે કે, આ વીર અંધોને, પશ્ચિમના અંધો માફક કોઇપણ પ્રકારની યોગ્ય કેળવણી મળી નહોતી, છતાં તેઓ ટેક અને નિશ્ચયને આધારે, આત્મબળ વડે પોતાનું ભરણપોષણ કરતા હતા, અને કરે છે. તેઓએ જનસમાજને આળસુ થઇ, બોજારૂપ થવાનું પસંદ કર્યું નહોતું, પણ ઉદ્યોગી બની પોતાનું જીવન, અને પોતાની આસપાસનાનું જીવન સુખમય કર્યું છે; અને દેખતા તેમ અંધને, દાખલા સમાન થઇ પડયા છે.

હવે સમય બદલાયો છે. અંધોના દેખતા મિત્રો અને અંધોએ મળી અંધોને કેળવણી આપવા માંડી છે. આવું યોગ્ય પગલું ભરી બેસી ના રહેતાં, અંધોને જે ઉદ્યોગ, અને જે પ્રકારની કેળવણી તેમને મળી હોય તે ઉપયોગમાં લઇ, તેઓ ઉપયોગી નીવડે, એ મતલબે ઉદ્યોગના સાધન તરીકે, સચ સ્થોલાં, ઓજારો, અને ધંધામાં વપરાતી જણસો તેમના મિત્રો

અથવા 'અંધ સહાયકારક મંડળીઓ' તેમને પુરાં પાડે છે. આથી, અંધો ધર્મે વળગી પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખે છે, અને બીજા અંધોને અનુકરણ કરવા જેવો દાખલો પુરો પાડે છે. આથી, તેઓ સુખી થાય છે અને તેથી તેમના સગાં સબંધીઓને તેમની ફિકર રાખવાનું રહેતું નથી. સંજોગો આ પ્રમાણે બદલાવાથી અંધોની મોટી સંખ્યા કામે લાગવાનો સંભવ વધતો જાય છે અને તેજ પ્રમાણમાં તેમની તેમજ તેમના સ્નેહીઓની પીડા કમી થવાનો સંભવ છે.

હવે હું "Light on dark paths" નામના લેખ ઉપરથી નોંધ લેઇ કહું છું જે, હિંદુસ્તાનમાં અંધોની સંખ્યા ચોંકાવે એટલી મ્હોટી છે. દુનિયામાં અંધોની સંખ્યા ૬૪ લાખની છે. ત્યારે બ્રીટીશ હિંદુસ્તાનમાં તેમની સંખ્યા ૭ લાખ જેટલી મોટી છે. બ્રીટીશ આઇલ્સમાં, એટલે આપણા રાજ્યકર્તાના મુલકોમાં ગ્રેટબ્રીટન અને આયરલેંડમાં મળી અંધોની સંખ્યા ચોત્રીસ હજાર છે, ત્યારે એકલા મુંબાઇ ઇલાકામાં તેમની સંખ્યા ૩૯૦૫૮ જેટલી ચોંકાવે એટલી મ્હોટી છે. દુનિયા પર આવા દુઃખી અંધોની સંખ્યા આટલી મ્હોટી છે છતાં, નવાઇ જેવી વાત એ છે, જે અંધોને તેમના પર આવેલી, આ ભયભિત આફત, ધીરજ, નિશ્ચય અને આનંદથી ભોગવતાં જોઇએ છીએ.

## સંગીતઃ

આ ધંધો અસલના વખતથીજ અંધાપાને બંધ બેસતો જણાયો છે. અંધોને જ્યારે કેળવણી આપવાની સંસ્થાઓ નહોતી ,ત્યારે પણ અંધો આપો આપ, આ રૂચીકર ધંધો પકડતા અને તેમાં ફાવતા. અબદુલ રહેમાન ઉર્ફે જેરામ નામના અંધને કેળવણીનો લાભ મળ્યો નહોતો નથાપી, તે ગાઇ, વગાડી, વ્યસની અને દુરાચરણી હોવા છતાં, સારી કમાણી કરતો. અંધોની કેળવણીના સમય પર આવતાં, મુંબાઇની વિક્ટોરીઆ મેમોરીઅલ અંધશાળામાં શીખેલો, મોતીલાલ હીરાલાલ નામનો એક અંધ, પારસી તથા હિંદુ કુટુંબોમાં. સંગીત શીખવી રૂ. ૧૦૦ માસિક પેદા કરે છે, અને તે ગ્રાન્ટરોડ પર આવેલી ટયુટોરીઅલ હાઇસ્કુલમાં રૂ. ૪૦ ના પગારે સંગીતનો શિક્ષક નીમાયો છે. આવી સારી કમાઇને લીધે તેને એક દેખતી બાઇ પરણી છે. આ શાળાનો બીજો વિદ્યાર્થી મણીલાલ નાનાલાલ ૧૯૧૩ ના જુનથી મુંબાઇમાં સંગીત શિક્ષક તરીકે બાહેર પડયો છે, અને તે પણ પારસી કુટુંબોમાં સંગીત શીખવી રૂ. ૫૫ માસિક કમાય છે અને ભવિષ્યમાં તે વધારે કમાશે એમ લાગે છે. ૧૯૧૪ ના માર્ચથી ઇશ્વરલાલ લલ્લુરામ નામનો વિદ્યાર્થી આ અંધ શાળામાંથી સંગીત શિક્ષક તરિકે બાહેર પડયો છે. તે પણ રૂ. ૬૦ થી રૂ. ૭૦ માસિક પેદા કરે છે અને વધુ પગાર ભવિષ્યમાં મેળવશે એવો સંભવ છે.

કેસવ નામનો એક દક્ષણી બ્રાહ્મણ અંધ વિદ્યાર્થી આ સંસ્થામાંથી બાહેર પડી એક દક્ષણી નાટક મંડળીમાં વાજીંત્ર વગાડનાર અને ગવૈયા તરીકે રૂ. ૨૦ નો માસિક પગાર અને ખોરાકી સાથે સદરહુ નાટક મંડળીમાંથી મેળવે છે.

હંસરાજ નામનો અમરેલીનો એક અંધ આ શાળામાં સામાન્ય શિક્ષણ પ્રાપ્ત કરી ગયો તે પછી તેણે અમરેલીમાં ગાયકવાડ સરકારની સંગીત શાળામાં સંગીતનો અભ્યાસ કર્યો અને તે સાથ મુંબાઇ યુનિવર્સીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવા બાહેર પડયો,

ગાન ઘણું સારૂં હતું. તેઓ શીઘ્ર કવિ હતા, અને એકાએક આપેલા શબ્દો વાપરી કાવ્યો જૂદા જૂદા વિષયો પર બનાવી શકતા તેઓએ લગભગ પચાસ વર્ષ લગી, ધર્મ, તત્વજ્ઞાન, વિગેરે બાબતો પર, મુંબાઇમાં વારંવાર ભાષણો આપ્યાં હતાં, યુરોપિયન વિદ્વાનો તેમની મુલાકાત લેતાં અને તેઓ વૈશ્નવ ધર્માચાર્યોના, અને વૈશ્નવોના જબરજસ્ત હિમાયતી હતા એમના કામની જ કદરી મુંબાઇમાં વસ્તા વૈશ્નવોએ પંડીત ગટ્ટુલાલજી સંસ્કૃત પાઠશાળા સ્થાપી છે.

ઉત્તર હિન્દુસ્તાનના પ્રસિદ્ધ ભક્ત કવિ સુરદાસે, અનેક પદો અને કીર્તનો રચ્યાં છે. તેમની કવિતાથી નીતિ અને ધર્મના વિચારને ઘણું બળ મળ્યું છે અને ઘણા સ્ત્રી પુરૂષો નીતિ અને ધર્મને માર્ગે ચડયાં છે. તેમનાં કાવ્ય, અને કવિતાનો સંગ્રહ સુરસાગર નામે પ્રસિદ્ધ છે. તેમનાં પદો અને કીર્તનો, ગરીબ તેમ શ્રીમંત અને ગવૈયાઓ ગાય છે.

નાના ભોર નામે એક દક્ષણી પુનાના રહિશ અંધ હોવા છતાં, વકીલની પરીક્ષા પાસ થયા હતા, અને તે, પુનામાં વકીલનો ધંધો કરતા હતા પંજાબમાં આવેલા જલંદર શહેરના એક પંજાબી વીર અંધ વકીલાત કરે છે. પંઢરપુરનો એક વીર અંધ, પંઢરપુરમાં રહી સુતાર તરીકે તેણે ઘણાં ઘર બાંધ્યાં છે. અમદાવાદમાં ત્રણ દરવાજા પાસે એક અંધ મુસલમાન, ખસની ટટ્ટીઓ બનાવી, પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચલાવે છે. અમદાવાદની ચોખાઓળમાં એક અંધ માણસ હતો, જે માતાને ચડાવવામાં આવતી આંગીઓ બનાવતો હતો.

અમદાવાદ પાસે આવેલા એક ગામડામાં, એક અંધ કુંભાર ચાક ઉપર નેવાં ઉતારે છે અને માટીનાં સાધારણ વાપરવાનાં વાસણો બનાવે છે. મનસુખ નામનો લીંબડીનો એક દરજી મોટી ઉમ્મરે અંધ થયા પછી પોતાના દરજીના ધંધાને સારી રીતે વળગી રહ્યો હતો; તે કપડાં વેતરતો, સંચા તથા હાથથી સારી રીતે કપડાં શીવતો, અને કવિતા રચતો. મુંબાઇમાં કાપડ બજાર પાસે પીંજારા ગલીમાં, મગન નામના એક અંધ દરજીની દુકાન છે, ત્યાં તે મચ્છરદાનીઓ, અને રજાઇઓ બનાવે છે. એ આ દુકાનનો માલિક છે. તેની દુકાનમાં પાંચ છ, દેખતા દરજીઓ નોકર છે. સરાણ પર ચૂડીઓ ઉતારનાર એક કારીગર કાઠીઆવાડમાં છે, એમ મેં સાંભળ્યું છે. વિલાયતમાં ઘણા અંધો, સરાણ ( Lathe ) પર કામ કરે છે.

ઉપર આપેલા વીર અંધ હિંદવાનોના દષ્ટાંત પરથી સમજાય છે કે, આ વીર અંધોને, પશ્ચિમના અંધો માફક કોઇપણ પ્રકારની યોગ્ય કેળવણી મળી નહોતી, છતાં તેઓ ટેક અને નિશ્ચયને આધારે, આત્મબળ વડે પોતાનું ભરણપોષણ કરતા હતા, અને કરે છે. તેઓએ જનસમાજને આળસુ થઇ, બોજારૂપ થવાનું પસંદ કર્યું નહોતું, પણ ઉદ્યોગી બની પોતાનું જીવન, અને પોતાની આસપાસનાનું જીવન સુખમય કર્યું છે; અને દેખતા તેમ અંધને, દાખલા સમાન થઇ પડયા છે.

હવે સમય બદલાયો છે. અંધોના દેખતા મિત્રો અને અંધોએ મળી અંધોને કેળવણી આપવા માંડી છે. આવું યોગ્ય પગલું ભરી બેસી ના રહેતાં, અંધોને જે ઉદ્યોગ, અને જે પ્રકારની કેળવણી તેમને મળી હોય તે ઉપયોગમાં લઇ, તેઓ ઉપયોગી નીવડે, એ મતલબે ઉદ્યોગના સાધન તરીકે, શસ્ત્ર રચોલાં, ઓજારો, અને ધંધામાં વપરાતી જણસો તેમના મિત્રો

મેળવ્યા. આ ફંડની મદદથી મોન્ટ્રીઅલ શહેરના અંધ પ્રોટેસ્ટન્ટ બાળકો સારૂ એક ઉત્તમ સરસમાં સરસ રીતે સજ્જ થએલી અને નવામાં નવી ઢબ પ્રમાણે શિક્ષણ આપે એવી શાળા સ્થાપી.

## ધર્મ શિક્ષકો અને ઉપદેશકોઃ

ગ્રેટબ્રિટન અને આયરલેંડમાં તેમ, અમેરીકા અને આસ્ટ્રેલીઆના અંધો સામાન્ય શિક્ષણ મેળવી ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ જેવા વિશ્વ વિદ્યાલયમાં તાલીમ લઈ બી. એ. એમ. એ. ની પરીક્ષા પાસ થઇ સામાન્ય ઉંચી કેળવણી મેળવી ધર્મનું શિક્ષણ આપનારી સંસ્થાઓમાં દાખલ થાય છે. ત્યાં અભ્યાસ કરી તેઓ બી. ડી. અને ડી. ડી. ની પરીક્ષાઓ આપી તે ઇલકાબો મેળવે છે. આવા અંધો દેવળના ધર્મગુરૂઓ તરીકે ઉપર કહેલા દેશોમાં ઠામ ઠામ જોવામાં આવે છે.

આપણા દેશમાં અંધોને તેમ દેખતાઓને ધર્મનું શિક્ષણ આપનારી સંસ્થાઓ છે નહિ છતાં પણ ઉપર વર્ણવેલા પંડિત ગટુલાલજીએ લગભગ પચાસ વર્ષ લગી ધર્મ અને નીતિના ઉપદેશક તરીકે કામ બજાવ્યું હતું. લુધીઆનાનો એક અંધ યુવક કેસવ શીરવલકર હાલ ઉપદેશક તરીકે કામ કરે છે. આ યુવકને મી. દયારામ ગીડુમલે ઇંગ્રેજી બ્રેઇલ શીખવ્યું હતું અને તે સંસ્કૃત પણ શીખ્યો છે. વિક્ટોરીઆ અંધશાળામાંથી તેને ઇંગ્રેજી કક્કા ઉપરથી બનાવેલો કક્કો પુરો પાડવામાં આવ્યો, જેને આધારે તે મરાઠી લખતો વાંચતો થયો અને તેજ ધોરણે તેણે સંસ્કૃત ભગવદ્‌ગીતાનો ઉપદેશ કરતો પ્રવાસ કરે છે. આ બધા સારૂ તે ઉદારવૃત્તિવાળા મી. દયારામ ગીડુમલનો આભાર માને છે.

થોડો વખત તેણે મધ્ય પ્રાંતમાં એક દક્ષણી ન્યાયાધિશના અંધ છોકરાને શિક્ષણ આપવાનું કામ પણ કર્યું.

હાલ આ અંધશાળામાં ગણપત નામનો એક બ્રાહ્મણ અંધ છે. તે એક દક્ષણી હરદાસના નીકટ સબંધમાં ત્રણ ચાર વર્ષ રહ્યો છે આથી તેને સુર, તાલ, માત્રા, લેહ, વિગેરેનું સારૂં ભાન થએલું છે. વળી, તે સાથ તે સુરમાં પદો કીર્તનો અને ઉસ્તાદી ગાયનો વાજીંત્રાની સાથ ગાય છે. તેને આ શાળામાં આવે આશરે ૭ મહિના થયા છે. તેને ત્રીસ ધાર્મીક આખ્યાનો તેમ ઘણાં પદો અને કીર્તનો મ્હોડે છે. જો તે ત્રણ ચાર વર્ષ આ શાળાને વળગી રહી શાસ્ત્રીય સંગીત શીખશે તો તે હરદાસ તરીકે સારો ફાવશે, કેમકે અહિં આવ્યા પછી તેનામાં આખ્યાનોમાં આવતાં ગાયનો, પદો અને હકીકત સમજાવવાની શક્તિ આવતી જણાય છે.

## અંધો અંધોના શિક્ષક તરીકેઃ

યુરોપ, અમેરીકા, આસ્ટ્રેલીઆ અને જાપાનની અંધશાળાઓમાં અંધો મૂખ્ય અથવા મદદનીશ શિક્ષક તરીકે દેખતા શિક્ષકોની જોડે કામ કરે છે. હાલ હું વિક્ટોરીઆ અંધશાળાના પ્રીન્સીપાલ તરીકે કામ કરૂં છું. છેલ્લાં વીસ વર્ષ થયાં હું અંધ છું. આશરે સોળેક વર્ષ ઉપર મે ઇંગ્રેજી કક્કાપરથી તેને બંધ બેસતો સંસ્કૃત કક્કો તૈયાર કર્યો જે વડે, મરાઠી, ગુજરાતી, હીંદી, બંગાલી, સરળતાથી લખી શકાય છે, અને વાંચી શકાય છે.

આ ઉપરથી વાંચકને જણાશે જે આપણા દેશમાં પણ અંધ, અંધના શિક્ષક તરીકે કામ કરે છે. ઉપર કહેલા કકકાપરથી તામીલ કકકો મી. ટી. વેંકટરાવે ઘડયો છે, જે માયસોર અંધશાળામાં ચાલે છે. મી. ટી. વેંકટરાવને, માયસોર રાજ્યે પોતાને ખર્ચે છ મહિના કલકત્તે બહેરાં-મુંગાની શિક્ષણ પદ્ધતિ શીખવા મોકલ્યા હતા. તે શીખી તેઓ અંધ પદ્ધતિ શિક્ષણ શીખવા તે રાજ્ય તરફથીજ મારી પાસે આવ્યા. આ સમયે અમદાવાદની બહેરાં મુંગાની નિશાળના હેડ માસ્તર મી. પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ બી. એ. ને બહેરો-મુંગો છોકરો છે તે હું જાણતો હોવાથી મેં તેમને તેમના છોકરા સાથે મુંબાઇ તેડાવ્યા. મી. ટી. વેંકટરાવે, મી. પ્રાણશંકરને બહેરાં-મુંગાના શિક્ષણ સબંધી સારી માહિતી આપી, અને મી. ટી. વેંકટરાવે અંધ શિક્ષણ સંબંધી મારી પાસથી માહિતી લીધી. આના પરિણામે અને ઇશ્વરકૃપાના યોગે માયસોરમાં બહેરાં-મુંગાની અને અંધશાળા મી. ટી. વેંકટરાવના હાથ નીચે ઉભી થઇ અને તેજ પ્રમાણે અમદાવાદની બહેરાં-મુંગાની શાળા પણ હસ્તીમાં આવી.

## અંધ મેજીસ્ટ્રેટો અને વકીલો:

વિલાયતના અંધોમાં ડૉ. રેંજરનું નામ સોલીસીટર તરીકે પ્રસિદ્ધ છે. લંડનની "નેશનલ ઇનસ્ટીટયુટ ફોર ધી બ્લાઇન્ડ" જેવી અંધને સહાય કરનારી અંધ સાહિત્ય સસ્તી કીમ્મતે છાપનારી અને અંધના તમામ પ્રકારનાં હિતોનો યોગ્ય વિચાર કરી તે વધારનારી સંસ્થાના તેઓ, વકીલ તથા કાયદાના સલાહકાર છે. વિલાયતની પાર્લામેન્ટ સમક્ષ રજુ થનાર અંધોને પેનશન આપવાનું બીલ તેમનેજ ઘડયું છે. વળી આ ઉપરાંત તેમને અંધોની જીંદગીનો વીમો ઉતારવાની બાબતમાં, તેમ મંદવાડ વખતે સહાય કરનાર મંડળીઓમાં અંધોને દેખતાઓની માફક દાખલ કરી આપવાની બાબતમાં ઘણું કર્યું છે. પુનાના અંધ મી. ભોર વકીલ તરીકે કામ કરતાં, અને તેજ પ્રમાણે જલંદરમાં એક અંધ વકીલ છે એવું અગાડી કહી ગયા છીએ. વિલાયતમાં એક અંધ ગૃહસ્થ ત્યાંના એક શહેરની 'કાઉન્ટી કાઉન્સીલ' એટલે મ્યુનીસીપાલેટી જેવાં મંડળમાં સભાસદ છે અને તે શહેરમાં મેજીસ્ટ્રેટનું પણ કામ કરે છે

સુપ્રસિદ્ધ અંધ વીર નર મી. ફોસેટ અંધ થયા પછી ઇંગ્લાંડના પોસ્ટ માસ્તર જનરલ થયા હતા. આ ઓદ્દાની ફરજ અદા કરતાં તેમને પોસ્ટ ઓફીસ, સેવીંગ બેન્ક અને મનીઓરડરની યોજનાઓ પોસ્ટ ઓફીસના કામમાં સામેલ કરી છે. વળી અંધ હોવા છતાં, તેઓ અર્થશાસ્ત્ર જેવા વિકટ વિષય પર ઓક્સફર્ડની કોલેજમાં ભાષણો આપતા. આ ઉદાહરણો ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે અંધોના દેખતા મિત્રોએ તેમને તેમની બુદ્ધિ અને આવડ વાપરવાનો અવકાશ આપવો જોઇએ. જો આવો અવકાશ મળે તો તેઓ તેમની આવડ, બુદ્ધિ અને યોગ્યતાના પ્રમાણમાં આ સંસારના વિધવિધ વહેવારમાં પોતાનો ફાળો, પોતાની લાયકાત પ્રમાણે આપી પોતે પોતાની યોગ્યતા પ્રમાણે ફરજ બજાવશે. મી. ફોસેટે પાર્લામેન્ટમાં બિરાજી હિંદવાસીઓના હકો મેળવી આપવામાં અને તેમના દુઃખો કમી કરવામાં ઘણી મહેનત લીધી હતી જેથી તેમનું નામ હિંદના ખેરખાંહ તરીકે મશહુર છે.

## વેપાર:

[વિલાયતમાં અંધોને વેપારી કેળવણી આપવાની શરૂઆત હજુ થઇ નથી ત્યારે અમે-

રીકા, અને યુનાઇટેડ સ્ટેટસમાં આવી કેળવણી તેમને અપાય છે. આપણા દેશમાં દેખતાઓને વેપારી કેળવણી આપવાનો વિચાર હમણાંજ હસ્તીમાં આવ્યો છે અને અંધોની સામાન્ય કેળવણી હમણાંજ શરૂ થઇ છે, તે જોતાં અંધોને વેપારી કેળવણી આપવાની શરૂઆત થાય તે પહેલાં લાંબો વખત જવો જોઇએ. આમ છતાં પણ ગાયકવાડ સરકારના નવસારી મહાલનો એક પુરૂષ રૂનો વેપાર કરે છે. ફ્રોલનો બીજો તેલીઆં બીનો વેપાર ખેડે છે. મુંબાઇના કાથા બજારમાં તયબઅલ્લી હુસીમજી નામના એક વોરા છે જે તમામ પ્રકારની નેતરનો વેપાર પોતાના દીકરાઓની મદદ લઇ ચલાવે છે. અને કારીગરો રોકી નેતરથી ગુંથેલો સામન બનાવરાવી વેચે છે. બગદાદી અંધ યાહુદી જેવું નામ ભીનાસે છે અને જે બાળપણથીજ અંધ છે, તે પોતાની દેખતી બૈરીની મદદથી મુંબાઇમાં કાપડ વેચવાનો ધંધો કરે છે. આ અંધ યાહુદી થોડો વખત વિક્ટોરીઆ અંધશાળામાં હતો. બરમીગહામની મ્યુનીસીપાલેટીમાં સભાસદ તરીકે બિરાજતા મી. ક્લેટન ૧૯ વર્ષની ઉમ્મરે અંધ થયા. આ પછી તેઓએ બરમીગહામ અંધ વિદ્યાલયમાં, ટોપલીઓ બનાવવાનું કામ શીખ્યા. એ શહેરના તેમના ટોપલીઓ બનાવવાના કારખાનામાં ઘણા અંધ અને દેખતા કારીગરો સાથે બેશી કામ કરે છે. ત્યાં એક મહિનામાં પંદરથી વીસ હજાર ટોપલીઓ બને છે, અને તે સરકારી, ટપાલ, લશ્કર અને નૌકા સૈન્યને પુરી પાડવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેઓ કૈનેડા જેવા દૂર દેશમાં પણ પોતાના કારખાનામાં બનેલી ટોપલીઓ મોકલાવે છે. ૧૯૧૨ ના 'પ્રોગ્રેસ' નામના અંધ સારૂ નીકળતા માસિકમાં લખ્યું છે જે વિલાયતના અંધો એક અઠવાડીઆમાં પૌ. ૧-૧૨ શીલીંગ ( રૂ. ૧૫-૧૨-૦ ) ટોપલીઓ બનાવી પેદા કરે છે.

## અંધ સુતારોઃ

સુતારના ધંધામાં વપરાતા ઓજારો ધારવાળાં અને અણીવાળાં હોય છે આથી અંધો આવાં હથીઆર વાપરી ના શકે એવી સાધારણ સમજ જનસમાજની છે, છતાં અનુભવથી આપણે જાણીએ છીએ જે અંધ સુતારો આવાં હથીઆરો વાપરી પોતાનો ધંધો ચલાવે છે.

લંડન શહેરમાં 'બ્રીટીશ અને ફોરેઇન બ્લાઇન્ડ એસોસીએશન' નામનું મંડળ હતું જે હાલ 'નેશનલ ઇનસ્ટીટયુટ ફોર ધી બ્લાઇન્ડ,' એ નામે ઓળખાય છે. આ સંસ્થાના તમામ કબાટો, ખુરશીઓ, પાટલીઓ, અને મેજો, અંધ સુતારોને હાથે બનેલા છે. વિલાયતમાં અંધ સુતાર એક અઠવાડીઆમાં સરાસર પૌ. ૧-૯ શીલીંગ ( રૂા. ૧૫-૯-૦ ) કમાય છે એમ અંધ માસિક પ્રોગ્રેસપરથી જણાય છે.

પંઢરપુરમાં એક અંધ સુતાર ઘરો બાંધી પોતાનો નિર્વાહ કરે છે. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે જો આ દેશમાં સામાન્ય કેળવણીનો પ્રચાર મ્હોટા પાયા પર થાય, અને અંધો સારૂ જૂદા જૂદા ધંધો શીખવનારી સંસ્થાઓ સ્થપાય તો આ દેશના અંધો પણ આવે ધંધે વધુ પ્રમાણમાં લાગે.

## નેતર અને વાંસ કામ કરનાર અંધોઃ

ખુરશીઓ, સ્ટુલો, ખાટલાઓ, વિગેરેની બેઠકો ભરવાનું નેતર કામ, તથા એકલી નેતર અથવા નેતર અને વાંસથી બનતી ખુરશીઓ, આરામ ખુરશીઓ, ( commode ) અથવા જાજરૂ જવાની ખુરશી, ચાહની રકાબીઓ પ્યાલા વીગેરે મેલવાની ( Tray )

અથવા બેઠકો વિગેરે, અનેક પ્રકારનું કામ અંધો કરે છે. મુંબાઇ જેવા મ્હોટા શહેરમાં આવું કામ મળવાનો સંભવ પુષ્કળ છે. અને તેમાંથી સાધારણ સારી કમાઇ કરી શકાય છે. આ શાળાએ દત્તારામ સીવરામ નામનો એક અંધ પરદેશી કારીગરને ત્યાં બેસી રૂ. ૧૫) ના માસિક પગારથી આ પ્રકારનું કામ થોડો વખત કર્યા પછી તેજ પગારે તે પરેલના એક પારસીના કારખાનામાં આજ પ્રકારનું કામ કરે છે. મુંબાઇના ઉદાર વતનીઓ વિક્ટોરીઆ અંધશાળાને આ પ્રકારનું કામ આપી અંધોની બે પ્રકારે સેવા બજાવે છે. (૧) અંધોને નેતર કામ શીખવવાના સાધનો પુરાં પાડે છે. (૨) અંધોનું આ પ્રકારનું કામ જોઈ જનસમાજની ખાતરી થાય છે કે અંધો આ ધંધો કરી શકે. દક્ષીણમાં સાંગલી નામનું એક નાનકડું દેશી રાજ્ય છે તેના કેદખાનાના દેખતા કેદીઓને નેતર વિગેરે કામ શીખવવા સારૂ આ શાળાના એક અંધને મોકલવામાં આવ્યો હતો તેનું નામ વાલા હરી છે. રાજ્ય તરફથી તેને રૂ. ૧૫) નો માસિક પગાર આપવામાં આવતો હતો. એના શિક્ષણથી કેદીઓને સારો લાભ થયો હતો જેથી એ કેદખાનાના સુપ્રીન્ટેન્ડન્ટે મને નીચે પ્રમાણે લખી જણાવ્યું હતું. " વાલા હરીમાં પોતાને હાથે ખુરશીઓની બેઠકો ભરવાની, ટોપલીઓ ગુંથવાની, તથા પેટીઓ બનાવવાની સારી આવડ છે, અને તેનામાં આ ઉપરાંત બીજાઓને શીખવવાની શક્તિ ઘણી સારી છે. તે કામ કરવામાં કુશળ છે, અને તેના કામથી મને ઘણો સંતોષ અને આનંદ થયો છે. અને તે ઉત્તેજન આપવા લાયક છે."

આ શાળામાંથી શીખેલો નાનાલાલ લલ્લુભાઈ નામનો એક અંધ નેતર કારીગર ખાડીઆમાં ખુરશી ભરવાનું કામ કરી માસિક રૂ. ૧૦) પેદા કરતો હતો. એના કામથી અમદાવાદની જનસમાજ ખુશ હતી, અને તેને આ કામ કરી ખાડીઆમાં ખ્યાતિ મેળવી હતી, પણ ૧૯૦૭ માં તે પ્લેગનો ભોગ થઇ પડી મરણ પડયો.

રેવાજી દુરગાજી નામનો એક અંધ કારીગર આજ પ્રકારનું કામ ઘણું સારૂં કરે છે અને એક ગૃહસ્થે તેના કામથી ખુશી થઇ તેની છબી તે ખુરશી ભરતો હતો તે વખતની પડાવી લીધી છે.

નડીઆદનો ભાઇલાલ મથુર નામનો અંધ નેતર કારીગર મને તેના એક પત્રમાં લખી જણાવે છે. કે મેં હમણાંજ રૂ. ૩-૦-૦ નું નેતર લીધું છે, જેની મદદથી મેં ૯૯ ખુરશીઓની બેઠકો ભરી છે, અને રૂ. ૭-૮-૦ મેળવ્યા છે.

નડીઆદમાં આ પ્રકારનું કામ જોઇએ તેટલું નહિ મળતું હોવાથી તેણે પાટી વણવા સુતર વેચાતું લીધું છે. આ કામ તે નેતર કામ ના મળે ત્યારે કરવા ઇચ્છે છે. હાલ આ કારીગર અમદાવાદના અંધ ઉદ્યોગગૃહમાં છે. . તે પોતાનું કામ ઝડપ અને કુશળતાથી કરે છે, પણ ખેદની વાત એ છે જે લોકોને ચોખ્ખા અને ગરબડીઆ વચ્ચેના ફરકની પરીક્ષાને અભાવે આ બે કારીગરોની જોઇતી કુજ થતી નથી.

## અંધ વણકર:

ઉપર કહેલો ભાઇ લાલ મથુર પાટી સારી રીતે વણે છે. રેવાજી દુરગાજી તથા ભાઇલાલ મથુર વિક્ટોરીઆ અંધશાળાના વિદ્યાર્થીઓ છે. 'ચર્ચ ઑફ ઇંગ્લાંડ' જનાના

મીશનના હાથ નીચે ચાલતી અમૃતસરની અંધશાળામાં, અંધ મુસલમાન ખ્રીસ્તી બૈરીઓ પાટી વણવાનું કામ સારી રીતે કરતી હતી તે મેં ઇ. સ. ૧૯૦૬ ની મારી એ શાળાની મુલાકાત વખતે જોયું હતું.

## અંધ દરજીઓ:

આપણે ઉપર મુંબાઇ અને લીંબડીના દરજીઓ વિષે કહ્યું છે, વાસ્તે તે વાત કોરાણે મેલી હાલ એટલુંજ જણાવવાની જરૂર છે કે, વિકટોરીઆ મેમોરીઅલ અંધશાળામા દરજીને કામ શીખવડાય છે. અહિં આ છોકરાઓ સાધારણ વપરાસની સોય પરોવે છે, અને તે વડે શીવે અને ઓટે છે. વળી તેઓ સીંગરના સચાથી શીવે છે, અને તેના જુદા જુદા ભાગમાં અને સોયમાં દોરો પરોવે છે, અને દેખતા દરજી માફક શીવે છે. વળી તે કપડાં કાગળ અથવા કપડાના નમુનાની મદદથી વેતરે છે. આ સાથ યાદ રાખવાની જરૂર છે જે વેતરવાનું કામ કઠણ છે. વેતરવામાં માપ, હાથ ચાલાકી અને બુદ્ધિનો ખપ છે. આ શાળામાં શીખેલા બે વિદ્યાર્થીઓ, સાંકલચંદ ચકુભાઇ, અને જગાભાઇ જેશીંગભાઇ અમદાવાદમાં દરજી કામ કરી રૂ. ૧૫) માસિક કમાતા હતા. આમાંનો સાંકલચંદ હમણાંજ દેવલોક પામ્યો છે. ત્યારે જગાભાઇ જેશીંગભાઇ, અમદાવાદ ઝવેરીવાડામા સીંગરના સાંચાની મદદથી ચણીઆ શીવી પોતાનો નિભાવ આબરૂથી કરે છે. ઉપર કહેવામાં આવ્યુ છે જે આ બન્ને સીંગરનો સચો વાપરે છે. આ સબંધમાં એટલુંજ કહેવુ બસ થશે કે જે સચો આપણે તેમને આપીએ તે સંચા પર તે મહાવરો થતાં, એક સરખી સરળતાથી શીવી શકશે.

અગાડી આપણે લીંબડીના મનસુખ દરજી વિષે ઇસારો કર્યો છે. આ દરજી મોટી ઉમ્મરે આંધળો થયો હતો. અંધાપો આવ્યા પછી તે પોતાના ધંધાને વળગી રહ્યો અને તેમાં ફાવ્યો. આ વાત ઘણા ધંધા ધારીઓને એક સરખી લાગુ પડે છે, અને એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જો માણસ અડચણ આવતાં પોતાના આગલા ધંધાને વળગી રહે તો તે તેમા ફાવે.

## અંધ ચટાઇઓ બનાવનારા:

એબરડીન ફુન્નર-શાળાના અંધો ચટાઇઓ બનાવે છે. વળી તેઓ પથારીઓ અને તકીઆ બનાવે છે અને તેમાં પીંછા ભરે છે; અને તેઓ આ ધંધો કરી દર અઠવાડિએ પૌં ૧-૫ શીલીંગ ( રૂ. ૧૫-૫-૦ ) કમાય છે.

## ગુંથણ કામ:

ઇંગ્લાંડની કેટલીક અંધશાળાઓમાં નાના મોટાં મોજાં, ગંજીફાક, વિગેરે ગુંથતાં શીખવે છે. કામ કરતી છોકરીઓ આ ધંધા વડે પોતાનો નિર્વાહ સારી રીતે કરે છે.

ગ્લાસગોની શાળાઓમાં માંછલા પકડવાની જાળો તેમ લોનટેનીસ અને બેડમીંગટન રમતોમાં વપરાતી જાળો તેઓ ગુંથે છે. આપણા દેશના અંધો પણ તેમને શીખવવામાં આવે તો તે આ કામ કરી શકે. મોજાં, ગંજીફાક વિગેરે ગૂંથવાનું કામ તેઓ હાથથી તેમ સચાથી કરે છે. કદાચ સંચાથી ગૂંથણ કામ કરતાં તાર તૂટે તો તે સાંધવામા તેઓને દેખતાની મદદ લેવી પડે છે.

## બ્રશ બનાવનાર અંધોઃ

આપણા દેશમાં ખજુરી અને નારીએળિના પાંદડાં ગૂંથી તેની ચટાઇઓ, પંખા, દાબડા, કોથળીઓ, સાવરણીઓ, વિગેરે, બનાવવામાં આવે છે. જ્યાં આવી જાતનો માલ સારૂ બજાર હોય ત્યાં આવું કામ તમામ વયના અંધોને શીખવાય તો તે શીખી શકે, અને તેમાંથી પોતાનો નિર્વાહ કરી શકે. જૂદી જૂદી જાતની ઘાસ લઇ તેની ચટાઇઓ, પંખા, વિગેરે આપણા દેશના તમામ ભાગોમાં લોકો બનાવે છે. વિક્ટોરીઆ સ્મારક અંધશાળામાં, પોલા વાંસની ચીપો ઉતારી તેની ટટીઓ બનાવે છે. આ કામ ઘણું સહેલું છે. આજ ધોરણે ઘાસની ચટાઇઓ, પંખા, તેમ ખસની ટટીઓ ગુંથવામાં આવે છે આથી સ્થળ અને બજાર ધ્યાનમાં લઇ આ કામ શીખવાય તો તે અંધો કરી શકે તેમ છે.

આપણે ઉપર અમદાવાદના ત્રણ દરવાજા પાસે ટટી બનાવનાર એક મુસલમાન અંધ વિષે કહ્યું છે, તે ઉપર કરેલી સૂચનાને ટેકો આપે છે.,

વળી આજ ધોરણે કાથી, સરકટ, વિગેરેનાં રેસા અથવા દોરીઓની મદદથી ગૃહસ્થના ઘરનાં બારણા આગળ મૂકવામાં આવતાં પગ લુંછણા બને છે. આવા પગ લુંછણા અમૃતસરની શાળાના અંધ વિદ્યાર્થિઓ બનાવે છે.

## તાર કામઃ

વિલાયતની અંધશાળાઓમાં તાર ગૂંથી તેનાં શીંકાં બનાવે છે. વળી આવા તારના પગ લુંછણાં પણ બને છે. મહુવાનો એક સોનીનો છોકરો લોખંડના તારના બજારમાં મળે છે તેવાં શીંકાં, ઉંદર પકડવાનાં પાંજરાં પણ બનાવે છે. તે આ કામ પોતાને ઘેરથી શીખી, વિક્ટોરીઆ અંધશાળામાં આવ્યો છે.

## અંધ ઘાંચીઃ

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના વાસદ સ્ટેશન પાસે અડાસ નામનું ગામ છે, ત્યાંનો એક વોરો નામે ગફુર ત્રણ ચાર વર્ષની ઉમ્મરે અંધ થયો. બચપણથીજ તે તેના ફુઆના તથા કાકાના બળદને ચારો નીરવા લાગ્યો, અને પાણી પાવા લેઇ જનો તથા તેમને બાંધવાની જગ્યા ઝાડી ઝુડી, સાફ રાખતો. મોટો થતાં તે દેખતા ઘાંચીઓ માફક ઘાણીના તમામ ભાગ જોતો અને છુટા કરવા લાગ્યો. હાલ તે બળદને ઘાણીએ જોડે છે અને બીજા આડચણે ઘાણી ચલાવી તલ પીલે છે.

## અંધ કુંભારોઃ

ઉપર આપણે અમદાવાદ પાસેના એક ગામડામાં રહેનારા અંધ કુંભાર વિષે ઇસારો કર્યો છે તે જે જાતનું કામ કરે છે તે સિવાય લાકડાં અથવા લોઢાંના બીબાંની મદદથી ઇંટો પાડવાનું કામ કરવું એ વધારે સહેલું છે. આ કામ અંધો પણ કરી શકે છે.

## અંધ બાગવાનઃ

વિલાયતના ગામડાના અંધો પોતાના ઝુંપડા પાસેના વાડાઓમાં ફૂલો, ફળો અને કંદ પેદા કરનાર છોડવા વાવે છે. અને તે સારૂ ખાતર, પાણી અને સર્વ પ્રકારની તજવીજ તેઓ રાખે છે.

હું પણ થોડાક ખેડુતોના અંધ છોકરાઓના સમાગમમાં આવ્યો છું; જેમણે મને કહ્યું છે જે તેઓ પોતાના ઢોરને ચારો નીરે છે, પાણી પાવા લઈ જાય છે, બાંધે છે, છોડે છે અને ખેતરોમાં જઈ ઘાસ કાપી તેના પૂળા બાંધી ઘાસના ભારા પોતાને માથે એકલા મૂકી પોતાને ઘેર આવે છે વળી તેઓ અનાજની કાપણી પણ કરે છે.

મહુધાનો એક કણબી અંધ હોવા છતાં કોશીઆનું કામ સારી રીતે કરતો હતો; અને તે બદલ તેને ખોરાકી અને પગાર મળતો હતો.

## મરઘડાં ઉછેરવાં અને ઇંડાનું સેવન કરનાર અંધોઃ

વિલાયતના ગામડાના અંધો મરઘડાં ઉછેરવાનું અને ઇંડાં સેવવાનું કામ કરી આજીવિકા મેળવે છે. અંધ કેપટન વેબર આ વિષય ઉપર ખાસ ભાષણો આપવા અહિંતહિં ફરે છે; કારણ કે તેમના આ વિષયની માહિતી ઘણી સારી છે, અને તેથી તેઓ પ્રસિદ્ધીમાં આવ્યા છે.

## અંધ બીડીઓ અને છીંકણી બનાવનારાઓઃ

રાજકોટનો હાજી રસૂલ નામનો એક અંધ કાતરેલી તંબાકુ લઈ ટીંબરવાના પાંદડા વડે બીડીઓ વાળે છે; અને આ ધંધો ઘણા અંધો કરી શકે કેમકે બીડી વાળવાનું કામ સહેલું છે. લોકોમાં બીડી પીવાનું વ્યસન બહુ વધતું જાય છે, આથી આ ધંધો અંધ સારૂ લાભકારી છે. આ વિદ્યાર્થીને તન્દુરસ્તીને કારણે વિક્ટોરીઆ અંધશાળા છોડવી પડી. જો તે વળગી રહી શક્યો હોત તો કાંઇ વધારે સારા કામમાં પડત. આનંદનો મથુર વિઠ્ઠલ નામનો એક શીખી શકે એવો પણ હીણભાગી અંધ જો આ શાળાને વળગી રહ્યો હોત તો તે દરજીનું અથવા સંગીત કામ કરી વધારે સારી કમાઇ કરી શકત. હાલ તે તમાકુ ધુંટી તપખીર બનાવી મહિને રૂ. ૪ પેદા કરે છે.

## અંધ મોચીઃ

અમદાવાદમાં જમના નામનો એક અંધ છોકરો છે, તેના બાપ મોચી હોવાથી જોડા શીવે છે. એના બાપને આ છોકરાને જોડા શીવતાં શીખવવાનું ઘણીવાર કહેવામાં આવ્યું પણ તે છોકરો અંધ છે વાસ્તે તે શીખી શકેજ નહિ એવી દૃઢ માન્યતા તે કરી બેઠો; અને સર્વ સમજણની વાત તરફ અણગમો બતાવ્યો.

એક અંધ વીર ઈંગ્રેજી બટ બનાવવાનું કામ શીખવા સારૂ સ્વીડન ગયો. ત્યાં જઈ તે એક અંધ સ્વીડન કારીગર પાસેથી આ ધંધો શીખી લાવ્યો. શીખી લાવી તેથી રોટલા પેદા કરી સંતોષ માની ન બેસતાં તેણે આ વિષય પર 'પ્રોગ્રેસ' નામના અંધ માસિકમાં દર મહિને ક્રમે ક્રમે લેખ લખી આ વિષય પર એક નાનકડું પુસ્તક તૈયાર કર્યું; અને ઇંગ્લાંડના કેટલાક અંધોને આ ધંધા તરફ વાળ્યા છે.

## અંધ અને બહેરાં લેખકોઃ

સુપ્રસિદ્ધ અમેરીકન અંધ બહેરી અને મુંગી બાઇએ પોતાનું ચરિત્ર "અંધકારમાંથી પ્રકાશમાં" ઈત્યાદ વિગેરે નામના ઘણાં આશ્ચર્ય પમાડે એવા વિચારથી ભરપુર ગ્રંથો સરસ

અંગ્રેજી ભાષામાં લખી દુનિયાને હેરત પમાડી છે. આ બાઇ યુરોપની સાત, આઠ ભાષાઓ જાણે છે; અને અંધ અને બહેરા સારૂ તેમ બીજાઓ સારૂ તેને ઘણું કરી બતાવ્યું છે. એના ઉપર કહેલા ગ્રંથો અને "હું જે દુનિયામાં રહું છું તે" સારા વિચાર, સારી સૂચનાથી ભરપુર છે, અને તે વાંચવા જેટલા રસીક છે તેટલાજ ઉપયોગી અને બોધક છે.

આ સિવાય અંધ અને બહેરાં મી. નોરીસ અને અંધ અને બહેરી બાઇ શૂમરીલ "કલ્યાણ માર્ગ" એ નામનું એક માસિક કહાડે છે. આ માસિક કઢાડવામાં તેમની ઇચ્છા વિલાયતના અંધોને ધર્મને નીતિ તરફ વાળી ચુસ્ત ખ્રીસ્તીઓ બનાવવાની છે. બન્ને પૈસે ટકે ગરીબ છે, છતાં પૈસા મેળવી માસિક કહાડે છે અને છેક ગરીબને મફત પહોંચાડે છે. પૈસા આપી શકે તેવા પાસથી ફક્ત ટપાલ ખર્ચ લે છે; ત્યારે તે કરતાં સારી સ્થિતિવાળા પાસથી ટપાલ ખર્ચ અને લવાજમ બન્ને લે છે.

મી. શેડવેલ નામના એક અંધે ઘણાં વર્ષ લગી "પ્રોગ્રેસ" ચલાવ્યું હતું; અને અંધ લેખકોના નામ આપવા બેસીએ તો પાર ના આવે એમ છે.

અંધ મી. મ્લેટ પહેલાં એક દેવળમાં ગવૈયા તરીકે કામ કરતા હતા. હાલ તે સંગીતનું એક માસિક અંધ સારૂ બ્રેઇલ લીપીમાં કહાડે છે.

હું ઇચ્છું છું જે આ નાનકડો લેખ અંધ સ્ત્રી પુરૂષો તેમ બાળકોને ઉપયોગી થઇ પડશે. અંધો અંધાપાના દુઃખથી હેરાન થાય છે, તે કરતાં તેમને વધારે હેરાન કરનારાં કારણો અજ્ઞાનતા, આળસ અને બેદરકારી છે. મારી ખાતરી છે કે જો અંધોને તેમના મિત્રો પોતાના એકવડા અથવા બેવડા પ્રયત્નથી કોઇપણ પ્રકારનો ધંધો અથવા કામ હિમ્મત ધરી કરવા માંડે તો તેમાં તે ઓછા વત્તા ફાવે. અંધોને ખોરાક પુરો પાડવો અને જીવતા રાખવા એ કરતાં વધારે પુન્યવંત અને હિતકારી કામ તેમને ધંધો શીખવી કામે વાળવામાં રહેલું છે. અંધોને હિમ્મત આપો. ટેક, અને સારા વિચાર તેમના હૃદયમાં ઉભા કરો. આજ ખરૂં પુન્ય છે. ફક્ત ઘરડા અને નીરબળ અંધને ખોરાક આપી જીવાડો. બાકીનાને ટેકીલા અને ઉદ્યોગી બનાવો એજ પ્રાર્થના છે.

---

## વચનામૃતો.

૧. વિદ્વાનો ઘરને ઘર નથી કહેતા પણ ગૃહિણીને ઘર કહે છે, ઘર સુંદર હોવા છતાં પણ તે, જો સ્ત્રી વિનાનું હોય છે તો તે અરણ્ય સરખું થઇ પડે છે.

૨. ડાહ્યા દેખાવાનો ડોળ ધાલવો એ આપણને ઘણીવાર ડાહ્યા બનતાં અટકાવે છે.

૩. જે ગામમાં સદ્‌વૃતિ ન હોય તે ગામનાં મનુષ્યો નિંદાખોર અને ઝેરીલાં થઇ એકમેક આપસઆપસમાં લડી મરે છે.

૪. સર્વ કરતાં ઉત્તમ માર્ગ તો એજ છે કે નઠારી સોબત તજવી અને પોતાને અનુકૂળ હોય તેવી સારી સોબતમાં ભળવું.

૫. સર્વથા ગૃહની, કુટુંબની, ગામની, દેશની અને સર્વની ઉન્નતિનો મુખ્ય આધાર સદાચારીરૂપ શુદ્ધ માતા એજ છે.

—રા. રા. દલપતરામ ગો. નવલખા.

# समाज--साहित्य--विज्ञान.

## ઈસ્લામી સ્ત્રીઓ.

લેખક: શ્રીયુત "મસ્ત." (બી. એ.)—અમદાવાદ.

### ઈસ્લામી ધર્મમાં સ્ત્રીનું સ્થાન.

એ તો જગજાહેર વાત છે કે પુર્વના વિષયો ઉપર લખનારા પાશ્ચિમાત્ય લેખકો, ગણ્યા ગાંઠ્યા પ્રખ્યાત અપવાદો સિવાય, સાધારણ રીતે પડેલી ગરેડમાં ચાલનારા હોય છે. તેઓ હમેશાં અગાઉથી ઘડી રાખેલા સિદ્ધાંતને આગળ મુકે છે અથવા તો તેનો બચાવ કરવા તૈયાર થાય છે, અને એ લેખકોને વાંચનારની દ્રષ્ટિ બહાર નહિ હોય કે જે નિર્ણય આણવાનો હોય છે તે તેઓએ આગળથી નક્કી કરી રાખેલો હોય છે અને વાદવિવાદથી નક્કી થવાને બદલે તે નિર્ણય એ વાદવિવાદનો ભાવ બતાવી આપે છે. ઇસ્લામી ધર્મની ટીકા કરતાં, એ લેખકોએ, એ ધર્મના પકાયલા મુરશિદોએ આપેલા ખુલાસાને ધ્યાનમાં લીધા નથી એટલુંજ નહિ પરંતુ કુરાનના પુસ્તકોનો સરળ અર્થ પણ કબુલ કરવાને ના ખુશી બતાવી છે. ઉપલી હકીકતને વધારે સ્ત્રી પરણવાના ચર્ચા ભરેલા સવાલ પર લખાયલા બદબોઇ કરતા પુસ્તકથી જેટલો ટેકો મળે છે તેટલો બીજા કશાથી મળતો નથી. ટીકાકારો, મુસલમાન ધર્મ પ્રમાણે કલ્પાયલા સ્ત્રીપણામાં જે મોટામાં મોટી ખોડ જુએ છે તે એક કરતાં વધારે સ્ત્રી પરણવાની મહમદ પેગંબરે આપલી રજાની છે.

બોસવર્થ સ્મીથ, કે જેણે બીજાઓથી અલગ પડી આ સવાલ ઉપર ઇન્સાફની દ્રષ્ટિથી ટીકાકરી છે, તે બોસવર્થ સ્મીથ યથાયોગ્ય કહે છે કે "જો ગુલામગિરીને ખ્રિસ્તી ધર્મનો એક ભાગ ગણીએ તો એક સ્ત્રી કરતાં વધારે પરણવાના રિવાજને મુસલમાની ધર્મનો એક ભાગ ગણવો ખોટો નહિ ગણાય." એજ બોસવર્થ સ્મીથ વળી કહે છે કે "પુર્વદેશમાં એક સ્ત્રી કરતાં વધારે પરણવાના રિવાજની અનહદ છુટ ઉપર મહમદે બહુ સખ્ત અંકુશો મુક્યા હતા. અને તેજ પ્રમાણે છુટાછેડાના રિવાજ પર પણ મુક્યા હતા." બેશક બહુ સ્ત્રી પરણવાનો રિવાજ એક અસુરી અને અસહ્ય દોષ છે. પરંતુ ધ્યાનમાં રાખવું જોઇએ કે મહમદ પહેલાંના અરેબીઆ જેવા દેશમાં કે જ્યાં સુધારો પ્રાથમિક સ્થિતિમાં હતો, તે અરબસ્તાનમાં 'કોમ કોમ વચ્ચે થતી વારંવાર લડાઇઓ, અને તેના પરિણામે થતી પુરૂષ વર્ગની કતલ, સ્ત્રીઓનું તેમની વધતી સંખ્યાને લઇ પ્રાધાન્યપણું અને કોમના અધ્યક્ષની અખંડ સત્તા, આ બધી ચીજો એકઠી થવાથી અરબસ્તાનમાં બહુ સ્ત્રી પરણવાનો રિવાજ અનિવાર્ય અને સાવજનીક થઇ પડ્યો હતો. રાજ્ય કુટુંબ કે જેમાં ઇશ્વરી અંશનો છાંટો મનાતો હતો તે રાજ્ય કુટુંબોમાં આ રિવાજ પ્રચલિત હોવાથી સામાન્ય વર્ગે તે રિવાજ પાળવો એ પવિત્ર ગણ્યું હતું. જુના જમાનાના મીડીઝ, બેબીલોનીઅન્સ, એસીરીઅન્સ અને ઇરાનીઓમાં મનુષ્ય પર સ્ત્રી પરણવા સંબધી કાંઇ પણ અંકુશ નહોતો. સોલોમન બહુ સ્ત્રી પરણવાની રિવાજને ઇસરાયલ લોકોમાં હસ્તી ધરાવતો જોયો હતો અને પોતે તે રિવાજ સાચવી રાખ્યો હતો. એક એથીનીઅન ચાહે તેટલી સ્ત્રી પરણી શકતો હતો.

રોમની અંદર બહુ સ્ત્રી પરણવાના રિવાજને કાયદેસર ગણવામાં આવ્યો નહોતો; પરંતુ ગીબનના લખવા પ્રમાણે પ્યુનીક લડાઇની જીત પછી રોમની માતાઓ છુટ બક્ષનાર અને માતબર પ્રજાસત્તાક રાજ્યના સામાન્ય લાભ ભોગવવાની આશા રાખવા લાગી કે જે આશાઓ પિતા તથા પ્રિય તરફથી ફળીભૂત કરવામાં આવી હતી. બીજા વેલેનટીનીઅન રાજાએ એક ફરમાન બહાર પાડી પોતાના રાજ્યની તમામ પ્રજાને મરજીમાં આવતા બહુધા સ્ત્રી પરણવાની રજા આપી હતી; અને તેના પછીના તમામ રાજાઓ બહુ સ્ત્રી પરણવાના રિવાજને પોતે અમલમાં મુકતા હતા. જસ્ટીનીઅનના આ રિવાજને બંધ કરતા કાયદા નિષ્ફળ નિવડ્યા હતા, કારણ કે આ રિવાજ ઠેર ઠેર દાખલ થઇ ગયો હતો. અરબસ્તાનની ઘણી જંગલી જાતોમાં, કે જે જાતો ઘણી નાની છોકરીઓનો નાશ કરી સ્ત્રી જાતી તરફ પોતનો અભાવ બતાવતી હતી તે જાતોમાં સ્ત્રીની પદવી જંગમ મિલકતથી કાંઇ પણ વધારે નહોતી અને વિધવાઓ છોકરાને બાપ તરફથી મળતા વારસામાં એક વારસાની ચીજ તરીકે પુત્રને ભાગે જતી.

ઉપલી બીના અને કુરાનના ઉપદેશનું ટુંકું અવલોકન જે નીચે આપવામાં આવે છે તે પુરતી રીતે બતાવી આપે છે કે યુરોપી ટીકાકારોને વાંચી જે લોકો ઇસ્લામ વિષે ખ્યાલ બાંધે છે, તેમના પ્રમાણે ધારવું કે કાંતો મહમદે બહુ સ્ત્રી પરણવાના રિવાજને અનુમોદન આપ્યું હતું અથવા કાયદેસર ગણ્યો હતો એથી વધારે મોટી ભુલ એક નહીં ગણાય. જે સઘળા દુષ્ટ રિવાજોનો જનસમાજ ભોગ થઇ પડે છે તેનો મહમદ કરતાં બીજો કોઇ કાયદા ઘડનાર વધારે મોટો અને અડંગ દુશ્મન નહિ હોય એમ કહેવું ખોટું નહિ ગણાય. મહમદે જ્યાં જ્યાં, પોતાના સ્વદેશમાં કે પરદેશમાં નજર ફેરવી ત્યાં ત્યાં અનેક સ્ત્રી પરણવાનો રિવાજ તેને અધમ અને કાળજું કંપાવી નાંખે એવા રૂપમાં જણાયો. અને તેથી તેણે આ અવાચિન અને સર્વવ્યાપક દુષ્ટ રિવાજ, કે જેને મોઝીઝે ચાલવા દીધો હતો અને ક્રાઇસ્ટે જેની સામે આંખ આડા કાન કર્યા હતા તે દુષ્ટ રિવાજ સાથે હિંમત અને વ્યવહાર કુશળતાથી બાથોડીયાં ભીડવા માંડયાં હતાં. મહમદે દાખલ કરેલ સુધારાને સ્ત્રીઓની સ્થિતિમાં થયેલો.મોટો અને દેખીતો ફેરફાર આભારી હતો એ કહેવું તે ઐતિહાસીક હકીકતને ફરીથી કથન કરવા જેવું છે.

અલમામુન રાજાના સમયથી, કે જેના વખતમાં મ્યુટેઝલાઇટ મોલવીઓ ઉપદેશ કરતા હતા કે કુરાનના કાયદાઓનું ગુઢ દિગ્દર્શન એક સ્ત્રી પરણવાનું શિખવતું હતું, તે અલમામુન રાજાના સમયથી કેળવાયલા મુસલમાનોએ બતાવી આપ્યું છે કે બહુ સ્ત્રી પરણવાનો રિવાજ જનસમાજની અભિવૃદ્ધિને બંધ બેસતો નથી એટલુંજ નહિ પરંતુ મહમદના ધર્મના આશયની તદન વિરૂદ્ધ છે. કારણ કે આ બાબતમાં કુરાનના ગ્રંથની ખરી મતલબ પર બિલકુલ લક્ષ આપવામાં આવ્યું નથી, જો કે એ તો ખુલ્લું છે કે કુરાન એકી વખતે ચાર લગ્ન કરવાની રજા આપે છે. તથાપી ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આ છુટ આપતી કલમ આટલુંજ કહીને અટકી જતી નથી. પરંતુ તેની પાછળ તરતજ એવું એક વાકય આવે છે કે જે ઉપલી રજા આપતી કલમની મહત્વતાને ઓછી કરી તેને મધ્યમ અને સલાહરૂપમાં મૂકે છે. એ કલમના શબ્દો આ પ્રમાણે છે. "બે ત્રણ અથવા ચાર સ્ત્રી પરણ, પણ જો તું બધીને સમદ્રષ્ટિથી જોઇ ન શકે તો તારે ફક્ત એકજ સ્ત્રી પર-

મુકી." કુરાનની એક બીજી કલમમાં લખેલું છે કે "જો તું તારી સ્ત્રીઓ તરફ માયાળુ અને ઇશ્વર પરાયણ વૃત્તીથી વર્તે તો જરૂર ઇશ્વર તારી વર્તણુકથી બિન માહિતગાર નહિ રહે. પરંતુ તારી સ્ત્રીઓ તરફ ન્યાયપુર્વક વર્તવું એ ગમે તેટલી તારી મરજી હશે તો પણ તારી સત્તાની બહાર રહેશે."

પહેલી કલમમાં સમાયલું પણ બીજીથી થતું અનુમાન, કુરાનના ઉપદેશમાં ધકરીટી શબ્દનો થતો અર્થ ખાસ ધ્યાનમાં રાખતાં, ઇસ્લામનું મનન કરવામાં ઉંડા ઉતરનારાઓની ધ્યાન બહાર નથી એટલું તો ખરૂં છે કે મુસલમાન રાજાઓ અને સરદારોના મોટા ભાગે અને ખાસ કરીને કાર્લિફોએ પોતાના પેગંબરના ફરમાનના ભાવાર્થને ગણકાર્યો નથી. વળી વધારે દિલગીરી ભરેલું તો એ છે કે હમેશાં ખુશામતીઆ ઉલેમાઓ અને ધારાશાસ્ત્રીઓનો વર્ગ હસ્તી ધરાવતો હતો, જે પોતાના આશ્રયદાતાઓના મનસ્વીપણાને શાંત કરવાને પોતાના ગુરૂના નામનો ગેરઉપયોગ કરવા સદા તત્પર રહેતો હતો. પણ હાલના જમાનાની સંતોષકારક એક નિશાની એ છે કે બહુ સ્ત્રી પરણવાનો રિવાજ મુસલમીન આલમમાં કાયદા તરીકે પસાર થવાને બદલે એક અપવાદ રૂપ થઇ રહ્યો છે. હિંદુસ્તાનના મુસલમાનોમાં, અમીર-અલીના કહેવા પ્રમાણે, સોમાંથી પંચાણુ અંતઃકરણની ખાતરીથી અથવા સ્થિતિને લઇ એક સ્ત્રી પરણનારા છે જ્યારે કેળવાયલો વર્ગ આ રિવાજ તરફ પોતાની તદન ના પસંદગી બતાવે છે.

વધારેમાં મહમદના ઉપદેશમાં એવું કાંઇ નથી જે મનુષ્યની ઉંચામાં ઉંચી ઉમેદ પુરી નહિ પાડતું હોય. આધુનિક વિચાર પ્રમાણે બહુ સ્ત્રી પરણવાના રિવાજ કરતાં બીજા ચોકાજ રિવાજો હશે કે જે વધારે અધમ અને નિંદા પાત્ર હશે. પણ આપણે એટલું તો યાદ રાખવું જોઇએ કે મહમદના સમય સુધી આ રિવાજ સર્વત્ર પ્રચલિત હતો એટલુંજ નહિ પરંતુ એ દોષિત ગણાતો નહોતો. જેવી રીતે તેણે કેટી વસ્તુનો સખ્તાઇથી નિષેધ કર્યો હતો તેવી રીતે તેણે બહુ સ્ત્રી પરણવાના રિવાજને પણ તદન બંધ કર્યો હત, પણ તે એક ઉમદા વિચાર કરનાર અને ડાહ્યો ધારાશાસ્ત્રી હતો. જે ખરાબ નિયમનું જીસસે આંખપર્ કર્યું હતું તે ખરાબ રિવાજની સામે મહમદ બહાદુરીથી થયો અને પોતાના અનુયાયીઓના મનમાં એવું એક બીજ રોપીને સંતોષ માન્યો કે જે બીજ અનુકુળ વખત આવતાં પોતાની મેળેજ મરી જાય.

જીસસ ક્રાઇસ્ટ કહે છે "જેને ઇશ્વરે જોડ્યાં છે તેને છુટાં ન પાડો." આ એક ખરેખર ઉમદા સુત્ર છે, જે લગ્નની અભંગ ધર્મ વિધિ વિષેના હિંદુ વિચારનો પડઘો છે. મહમદ જો કે તેણે છુટાછેડાની છુટ આપી હતી તથાપી તે વારંવાર કહેતો હતો કે છુટાછેડા જેવી બીજી એકે ચીજ ઇશ્વરને નારાજ કરતી નથી. પરંતુ આ સુત્ર આધુનિક વિચાર કે જે યુરોપ અને અમેરિકાના છુટાછેડાના કાયદાના રૂપમાં જણાયો છે તેને બંધ બેસતું છે કે કેમ એ શંકા પડતું છે. હાલના જમાનાની દ્રષ્ટિએ જોતાં છુટાછેડાને લગતા મહમદના કાયદા બીજા કોઇ ધર્મશાસ્ત્ર કરતાં વધારે દયા અને ન્યાયને અનુસરતા છે.

એમ. સેડીલોટના મત પ્રમાણે મહમદે છુટાછેડાના રિવાજને, અમુક વિધિને તાબે રાખી, રજાથી આપી હતી કે જે વિધિ ઉતાવળ અને પુખ્ત વિચાર વિના કરેલા વિચારનું ખંડન કરવા રજા આપતી હતી. આ છુટાછેડાને કાયમ કરવાને મહિના મહિનાને અંતરે

વારા ફરતી ત્રણ એકરાર કરવાની જરૂર પડતી હતી. આ ત્રણ જુદી મુદતની અંદર બન્ને પક્ષ સમાધાન કરી શકતાં હતાં અને સમાધાનીના પ્રયત્નો નિષ્ફળ નિવડેજ ત્રીજી મુદત કે જેમાં છેવટનો ત્યાગ કરવામાં આવતો હતો તે આની લાગતી હતી. ધારાશાસ્ત્રીઓના મત પ્રમાણે તો સ્ત્રી પણ ગેરવર્તણુકની ભરણપોષણની ખામી અને બીજાં સબબોની રૂએ છુટા-છેડા માંગવાને હકદાર હતી. અને જ્યારે જ્યારે ધણી તરફથી છુટાછેડા માંગવામાં આવતા હતા ત્યારે ત્યારે પરણતી વખતે જે જે કાંઇ તેણે પોતાની સ્ત્રીને આપ્યું હતું તે બધું તેને આપી દેવું પડતું હતું. વ્યવહારમાં, આ કલમ અને હિંદુસ્તાનમાં ધણીએ પોતાના ગજા ઉપરાંત કહાડવી પડતી પલ્લાંની મોટી રકમ એ બન્ને મળીને પોતાની (છુટાછેડા આપવાની) છુટનો દુર ઉપયોગ કરતે અટકાવવામાં હિતકારી નિવડતાં હતાં.

છુટાછેડાની રજા આપ્યા છતાં મહમદ એ રિવાજની તદન વિરૂદ્ધ હતો, એ છુટાં પડવા સામે કુરાનમાં આપેલા વારંવાર બોધથી અને ખાનગી સમાધાનથી કજીઆનો નીવેડો આણવાની તેની વારમ્વાર સલાહથી જણાઇ આવે છે—

"જો કોઇ સ્ત્રી ધણી તરફની ગેરવર્તણુક અથવા અપ્રીતિથી ડરતી હોય તો તેમને માટે વખાણવા લાયક તો એજ છે કે બન્નેએ અરસપરસ સમજી જઇ મનમેળ કરી લેવો કારણ કે સમાધાન ઉપર આવી જવું એ ધણી ધણીઆણી માટે ઉત્તમ માર્ગ છે. અને જો સ્ત્રી પુરૂષ વચ્ચે અણબનાવની ધાસ્તિ રહેતી હોય અને સમાધાન કરવાની ઇચ્છા હોય તો ઉભય પક્ષ તરફથી લવાદો મોકલવા અને તેનું ઇશ્વર સારૂં પરિણામ લાવશેજ. બેશક ઇશ્વર જેવો મનોમન સાક્ષી અને નિર્ણય આણનાર કોઇ નથી.

ઓઝલના રિવાજ માટે ઘણું લખાઇ ગયું છે અને મુસલમાનોની ઉન્નતિમાં જે આડખીલ એ રિવાજે નાંખી છે તેનું વર્ણન શબ્દોથી થઇ શકે તેમ નથી પણ ઇન્સાફની ખાતર કહેવું જોઇએ કે પરદાનો રિવાજ અસલની ઘણી પ્રજામાંથી ઉતરી આવેલો છે. અને મુસલમાન લોકોમાં પણ એ રિવાજ મહમદને મરી ગયે ત્રણસો વર્ષ વીત્યાબાદ અબ્બાસીદ ખલીફ કાદીરબીલ્લાના વખતમાં સર્વમાન્ય થયો. અને તે વખતે પણ કંઇક અંશે ઇરાનીઓના સંસર્ગને અને કંઇક અંશે કાયદા તથા ધર્મના ફરમાનને નહિં પરંતુ દ્વેષ અને મગરૂરીને આભારી હતો કારણકે કુરાનમાં એવું કોઇ જગોએ નથી કે જે સ્ત્રીઓનું એકાંતપણું એ ઇસ્લામી ધર્મનો ભાગ છે એ વાક્યને અનુમોદન આપતું હોય. એક વાક્યમાં લખેલું છે કે "અરે! ઓ પેગંબર, ઇમાનીની ઓરતોને કહે કે પોતાનો બુરખો પહેરેલો રાખે. આથી એઓ સહેલાઇથી ઓળખાઇ આવશે અને એઓનું અપમાન નહિ થાય. અને તે આસ્તિક સ્ત્રીઓને કહે કે પોતાનો ચહેરો બતાવે નહિ અને ઇંદ્રિય-નિગ્રહવ્રત પાળે અને બ્હારનાં આભુષણો સિવાય બીજાં ઘરેણાં દેખાડે નહિં અને પોતાની છાતી ઉપર રૂમાલ ઢાંકી રાખે."

આરબ લોકો જેવા તે વખતના સામાજીક અને નૈતિક અંધારામાં ડુબેલા લોકોને માટે આવી શીખામણની ધાતો જરૂરની હતી, તે એવા ઉદ્દેશથી કે સ્ત્રીઓના વિનયમાં વધારો થાય, તેમના પહેરવેશ અને તેમની વર્તણુકમાં સુધારો થાય અને તેમની લુંટાતી લાજમાંથી તે બચે પરંતુ મહમદ સ્ત્રીઓના એકાંતવાસની તરફેણમાં હતો અથવા ફરમાવતો હતો એમ ધારવું તે તેના સુધારા અને તેના આચરણના આશયથી તદન ઉલટું છે.

કારણ કે વધારે ધ્યાન ખેંચે એવું તો એ છે કે તેના કુટુંબનાં માણસો હંમેશને માટે કોઇ પણ તરેહના પ્રતિબંધ અથવા વિરક્તાવસ્થામાંથી મુક્ત હતાં. મહમદની પોતાની પુત્રી ફાતીમા ખલીફની ગાદીના રાજ્ય રોહણ સંબંધીની ચર્ચામાં ભાગ લેતી હતી. તેની પૌત્રી ઝૈનાબ તે હુસેનની બ્હેન, પોતાના ભત્રીજાને કરબેલાની કતલમાંથી બચાવવા ખાતર જુલ્મી રાજા યઝીદની સામે ભર કચેરીમાં ગઇ હતી.

આ ઉપરથી ચોખ્ખું જણાઇ આવે છે કે વિચિત્ર પ્રતિકૂળ સંયોગો વચ્ચે મુસલમાન લોકોને વર્તનમા પોતના પેગંબરની આંતર ઇચ્છાથી વિરૂદ્ધ ચાલવું પડતું હતું. અને અત્યારે ઝનાનાનો રિવાજ તેમના કમનસીબે તેમની સામાજીક જીંદગીમાં એટલાં તો ઉંડાં મૂળ ઘાલી બેઠો છે કે જ્યાં સુધી સામાન્ય કેળવણીની સપાટી છે એટલી ને એટલી રહેશે ત્યાં સુધી તેના પાસમાંથી મુક્ત થવાને તેમના તરફથી વેગવાળા અને તાત્કાળિક પ્રયત્નની આશા રાખી શકાશે નહિ. ખરેખર વધારે અર્થઓ તો એ પમાડે છે કે આ વેશમાં આવી જઇ પ્રયત્નો કરવા છતાં તેજ મુસલમાનો કે જેમની ખાત્રી થઇ છે કે આ રિવાજ ઇસ્લામી ધર્મમાં નથી, તેજ મુસલમાનો આ રિવાજ સામે બરોબર યોજેલી લડત ચલાવવામાં બીક બની જાય છે અને નાહકની તે વખતની વાટ જોતા બેસી રહે છે કે જે વખતે પોતાના જાતીઓ કુંભકરણની ઉંઘમાંથી ઉઠી તે આવાજ ફરીથી સાંભળશે કે જેનાથી તેરસેં વર્ષ પહેલાં આખું અરબસ્તાન ગાજી રહ્યું હતું અને જે દરેક સ્ત્રી અને પુરૂષને જ્ઞાનની શોધમાં ચીનમાં પણ જવાને ફરમાવતો હતો.

જ્યારે આવી સ્થિતિ છે ત્યારે એટલું તો કબુલ કર્યાં વગર નહિ ચાલે કે આ રિવાજે મુસલમાનોનું જોર જડમૂળથી હલાવી નાંખ્યું છે કારણ કે મુસલમીન સમાજને તે શુદ્ધ, ઉન્નતિ પર ચઢાવનારી અને ઉદાર અસરથી વિમુખ કરી છે કે જે અસર ફક્ત સ્ત્રીઓજ ઉત્પન્ન કરી શકે છે. આમ છતાં સ્ત્રીને જનાનાના એકાંત વાસમાં પણ ઇશ્વરે તેને નિર્માણ કરી આપેલી ફરજ બજાવવામાંથી દૂર રાખવામાં આવી છે એમ માનવું એ ભૂલ ભરેલું છે. જો મુસલમાનો, સમાજના માણસો તરીકે, સ્ત્રીઓ તરફ અન્યાયથી વર્ત્યાં છે, તો કુટુંબના માણસો તરીકે તેઓએ સ્ત્રીઓને જે માન આપ્યું છે, વખાણી છે, ચાહી છે અને એ જાતીની મોહક અસરને માન્ય કરી છે એટલુંજ નહિ પરંતુ તેનો લાભ પણ લીધો છે; મતલબ કે સમાજને જો નુકસાન ગયું છે તો પ્રત્યેક માણસને ફાયદો થયો છે. વોન ક્રેમરના મત પ્રમાણે જનાનો એ એક પવિત્ર સ્થળ છે, પર પુરૂષને તેમાં દાખલ થવાની મનાઇ કરવામાં આવી છે, તે સ્ત્રીઓ વિશ્વાસને પાત્ર નથી તેટલા માટે નહિ પરંતુ રિવાજ અને આચાર વિચારને લઇ સ્ત્રી-જાતી પવિત્ર ગણવામાં આવે છે તેટલા માટે યુરોપ અને એશીઆની મુસલમાનોની ઉંચી કોમમાં સ્ત્રીઓ તરફ જે માનની દ્રષ્ટિથી જોવામાં આવે છે તે સ્પષ્ટ રીતે સાબિત કરી આપે છે.

બન્ને જાતીના સંબંધમાં મહમદે જે સુધારાઓ તૈયાર કર્યાં તે સઘળાની ક્રમ સ્ત્રીજાતી તરફ માનની દ્રષ્ટિએ છે. તે વારંવાર કહેતો કે "સ્વર્ગ એ માતાઓના પગમાં રહેલું છે. અને દરેક મુસલમાન જે માન પોતાની મા તરફ બતાવે છે તે અનાદિ કાળથી સ્ત્રીઓ તરફની લાગણી બતાવી આપે છે." યુરોપી તવારીખના અભ્યાસીઓના કદાચ ધ્યાનમાં તો હશે કે સાહસીક ધર્મનો યુગ લગભગ સ્પેઇનમાં જે વખતે સેરેસેનીક અમલ હતો તે વખતે

હસ્તીમાં હતો. પરંતુ આ સ્ત્રી વિષેની માનસીક કલ્પના પશ્ચિમના પૂર્વ તરફના સુધારા અને કેળવણીના સંસર્ગનું કેટલે દરજ્જે પરિણામ હતું તે કબુલ કરવામાં આવતું નથી. સાહસીક કર્મનો યુગ સ્કેન્ડીનેવીઆના વેરાન અથવા તો જર્મનીના અંધકારવાળા જંગલોમાંથી ઉદ્ભવ્યો નહોતો. ઉપદેશ અને સાહસીક કર્મનો યુગ બન્ને એક સરખાં અરણ્યનાં સંતાન હતાં. અરણ્યમાંથીજ મોઝીઝ, ઇસુ અને મહમદ, અંતર, હુમઝા અને અલી આવ્યા હતા.

પણ મહમદના સમયમાં તો આરબોની જુની પદ્ધતિની સાહસીક વૃત્તિ, પડોશની પ્રજાઓના દુરાચારી રીતરિવાજ ગ્રહણ કરવાથી, અદ્રશ્ય થઇ ગઈ હતી. છતાં પણ જગતમાં સાહસીક પુરૂષો પોતાની બ્હેન, સ્ત્રી અથવા પ્રીતિના પાત્રના યશોગાન ગાતા યુદ્ધ કરવા ધસી જતા હતા. મહમદે સાહસીક યુગનું ખરૂં રહસ્ય કુરાનની કલમોમાં સમાવ્યુ છે કે જે કલમો સ્ત્રીઓને માન આપવા આજ્ઞા કરે છે. પોતાની જીંદગીના પૂર્વ ભાગમાં મહમદે સાહસીક યુવાનોની એક ટોળી ઉભી કરી હતી કે જે ટોળીએ મક્કામાં આવતા વિદેશીઓને બધી તરફની હાડમારી અને ખાસ કરીને તેમની સ્ત્રીઓ અને દીકરીઓને કરવામાં આવતા અપમાનમાંથી બચાવી લેવાના સોગન લીધા હતા. પેગમ્બરનો જમાઇ તેજ ઇસ્લામ લોકોનો નમ્ર સાધુ અને કવિ અને અરબી સાહસીક કર્મનો અવતાર, તે અલીના ગરીબ અને પીડાતાની વારે ધાવાના વીર રસથી ભરેલા પરાક્રમોએ વાર્તાનું રૂપ ધારણ કરી વંચાઇ અને ગવાઇને પાછળના યુગની જવાંમર્દી પર અસર કરી છે. ઇસ્લામના શરૂઆતીના આબાદાનીના વખતમાં કે જ્યારે હજી ઉપદેશકોનો જુસ્સો શિષ્યોનાં રૂવાંમા પ્રસરતો હતો તે વખતમાં પણ સ્ત્રીઓ તેજ ઉંચો દરજ્જો ભોગવતી હતી કે તેમને મહમદના વખતમાં અને આધુનિક યુરોપી અને એશીઆઇ કલ્પનાને લઈ પ્રાપ્ત થયો હતો. પિતાઓ પોતાની ગુણ સંપન્ન પુત્રીઓના નામનીજ અટક ધારણ કરવામા પોમાતા હતા, ભ્રાતાઓ અને પ્રેમીઓ પોતાની ભગનીઓ અને પ્રેમદાઓના નામનો નાદ કરી યુદ્ધમાં ઉતરવામાં પાછી પાની કરતા નહોતા, અને ઉચ્ચ કેળવણી પામેલી કુમારિકા ગભરાટ વગર પુરૂષો સાથે છુટથી વાત કરતી હતી. વિઆરડોટના મત પ્રમાણે સાહસીક યુગ તેની બધી સંસ્થાઓ સાથે પાછળથી પશ્ચિમની ખ્રિસ્તી પ્રજાઓમાં જે રૂપમાં હસ્તીમાં આવ્યો તેજ રૂપમાં સ્પેઇનમાં સેરેસન લોકોમાં પ્રવર્તતો હતો. કોરડોવામાં વિદેશી વીર પુરૂષો સેરેસન સરદારો સાથે લડવાને આવતા હતા અને સેરેસન સ્ત્રી જે દેખાવના યુદ્ધ વિહારથી રાજ્યધાનીમા જીવન આવતુ હતુ તે યુદ્ધ વિહાર નિહાળવા વગર સુધાજે બેસતી હતી. મુસલમીન રાજા, આરબ કુમારિકાને રોમન લોકો કેદ કરી પકડી ગયા છે અને તે વખતે તે અબળા અબદુલ મલીક મારી વારે કેમ ધાતો નથી એવુ બોલી છે એવુ ખીજબાનીના ઓરડામાં કાને પડતા અડધો પીધેલો શરાબનો પ્યાલો હેઠો મુકી દેતો હતો, અને તે વખતે સોગન લેતો હતો કે જ્યાં સુધી તે કુમારિકાને હું બંધન મુક્ત નહિ કરૂં ત્યાં સુધી હું શરાબ કે દારૂ મારા હોઠે અડકાડીશ નહિં. વિના વિલંબે તે લશ્કર સાથે રોમનો ઉપર ચડાઇ કરતો અને પકડાયલી કુમારિકા મુક્ત થતી નહિ ત્યાં સુધી લીધેલા શપથ પાળતો મોગલ શહેનશાહ નિર્દય દુશ્મનોથી ઘેરાયલો હોવા છતાં રાજપુત રાણી તરફથી ભાતૃત્વની અને મદદના પોકાર તરીકેની નિશાની રૂપે કંઠો મળતાં સરહદ તરફ કુચ કરી જતો, પોતાની મુશ્કેલીઓને તિલાંજલી દેતો, પાછો ફરતો, રાણીના શત્રુઓને હરાવતો અને ત્યારેજ પોતાનો રસ્તો પકડતો.

કાયદાની રૂએ મુસલમીન સ્ત્રીઓના દરજ્જાનું ભાન થઇ ગયું છે. એ તો ખરૂં છે કે કાયદા પ્રમાણે સમાજના કોઇપણ માણસને મળેલા દરજ્જાથી તેની સામાજીક સ્થિતિની બરોબર તુલના થઇ શકતી નથી, તથાપિ હાલના સમયના કાયદાનું વલણ બતાવી આપે છે કે જ્યાં સુધી કોઇપણ જાતીના હકો કાયદાથી માન્ય થયા નથી ત્યાં સુધી તે જાતીના માણસોએ સામાજીક દ્રષ્ટિમાં ઉચ્ચ સ્થાન ભોગવવાની આશા રાખવી નહિં. મુસલમીનોએ તેમના ધારાશાસ્ત્રીનો આભાર માનવો જોઇએ. કારણકે તેણે તેર સૈકા પહેલાં તેમને માટે ગોળ ગોળ કાયદાનો સંગ્રહ તૈયાર કર્યો કે જે ફક્ત તેના સમયને અનુસરતો હતો એટલુંજ નહિં પણ હાલની આગળ વધતી સમાજની ચલીત અને ગુંચવાડાભરી માગણીઓને અનુકૂળ કરી શકાય તેવો છે. વળી મનુષ્ય જાતીએ તે ઉપદેશકનો ઉપકાર માનવો જોઇએ છે કે જેણે જે સમયમાં કોઇપણ દેશે, કોઇપણ ધર્મે, કોઇપણ કોમે કુમારિકા અથવા પરણેલી સ્ત્રીને, મા અથવા વહુને તેના હક આપ્યા નહોતા તે વખતે, અને જેણે જે દેશમાં છોકરીનો જન્મ આફત સમાન ગણાતો હતો તે દેશની સ્ત્રી જાતીને એવા હકો મેળવી આપ્યા કે જે હકો હાલના વખતમાં સુધરેલી પ્રજાઓ ફક્ત નાખુશીથી અને દબાણથી આપે છે. તેણે સ્ત્રી અને પુરૂષોને કાયદેસર વર્તવામાં સરખે સ્થાને મુકી દીધા. એક મુસલમીન છોકરી ઉમ્મરે પહોચે ત્યાં સુધી તેના બાપ અથવા વાલીની દેખરેખ હેઠળ રહે છે. પરંતુ કાયદા પ્રમાણે જ્યાં તે ઉમ્મરની થાય છે કે સમાજના સ્વતંત્ર માણસ તરીકે તેને જે હક મળવા જોઇએ તે બધા તેને આપવામાં આવે છે. તેને બાપના વારસામાંથી ભાઇઓ સાથે હિસ્સો મળે છે. જો તે ઉમ્મરે પહોંચી હોય છે તો પોતાની મરજી વિરૂદ્ધ સુલતાનથી પણ તેને પરણવાની ફરજ પાડી શકાતી નથી. પરણ્યા પછી પણ સમાજના સ્વતંત્ર માણસ તરીકેનો તેનો હક જતો રહેતો નથી અને તેના ધણીનો કાયદામાં બતાવ્યા પ્રમાણેજ તેના ઉપર હક રહે છે જો કે તેની માલમતા પર તો તેનો મુદલ હક રહેતો નથી. જાત મહેનતથી પેદા કરેલો પૈસો આપી દેવાની ઉડાઉ ધણી તેને ફરજ પાડી શકતો નથી તેમ અજ્જડ ધણી તેની તરફ અપમાન ભરી રીતે પણ વર્તી શકતો નથી. બે બોલમાં કહીએ તો સગીર નથી એવી મુસલમીન સ્ત્રી, પછી તે બાપને ઘેર રહેતી હોય અથવા તો સાસરે ગયેલી હોય, છતાં કાયદો મનુષ્યને જે હકો આપે છે તે બધા હકો ભોગવી શકે છે.

અત્યાર સુધીના વિવેચનમાં એટલુંજ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે મહમદની સ્ત્રીપણાની કલ્પના, તેના ઉપદેશની અથવા તેના વર્તનની દ્રષ્ટિએ જોતાં સર્વ કલ્પનાઓ કરતાં શ્રેષ્ઠ છે. હાલના વખતમાં મુસલમીન સ્ત્રીઓ જે હલકી પંક્તિમાં આવી ગઇ છે તે મુસલમાનોમાં કેળવણીની ખામી અને પોતાના ધર્મના મુખ્ય આશયની બેદરકારીને આભારી છે. તે ઉદેશ કુરાનના વાક્યોને સઘળા કાયદાનું છેવટનું મૂળ સમજીને ઉન્નતિના દરેક સ્થાન સાથે તે વાક્યોનું મળતાપણું કબુલ કરે. છે અને સમયની જરૂરીઆતોને બંધ બેસતા તેમને કરવા બુદ્ધિનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે. પહેલાના વખતના ઘણા ધારાશાસ્ત્રીઓ, ફક્ત અતિ નજદીકની બાબતો લક્ષમા લઇ અને પેગમ્બરના શબ્દોનો સાર્વજનિક અર્થ સમજ્યા વિના અથવા તો પાસે બેઠેલા શ્રોતાઓનો સ્વભાવ પારખ્યા વિના માનવ જરૂરીઆતો અને ઉન્નતિ વિષેના તેમના સંકુચિત વિચારોને અનુકૂળ કરવા—મહમદના ઉદ્ગારોને મરડી નાખતા. જ્યારે જુદી બાદશાહોના આશ્રિત ધારાશાસ્ત્રીઓ કાંતો પોતાના મતનું મહમદના

ઉપદેશ સાથે મિશ્રણ કરતા, અથવા તો તેના શબ્દોના રહસ્યને ન શોભતો ઢોળ ચડાવતા. પણ વધારે શોચનિય તો અત્યારના મુસલમાનોના મોટા ભાગની બેપરવાઇ છે કે જેઓ સમયાનુસાર ફેરફાર કરવાને ના પાડી બેઠા છે. આથી એમ થયુ છે કે કેટલાક કાયદાઓ કે જે હાલમા સ્ત્રીઓના દરજ્જાને કબજામાં રાખે છે તે કાયદાઓ ભાગ્યેજ કુરાનના ચોક્કસ અને વાસ્તવિક વચન ઉપરથી અથવા પેગમ્બર અને તેમના અનુયાયીઓના વર્તનની દંત-કથાના આધારે ઘડી કહાડવામા આવ્યા છે. છતાં પણ મારે નમીએ, ચાલતું આવ્યુ છે તે પ્રમાણે મુસલમાનોનો મોટો સમુદાય હસ્તી ધરાવે છે કે જે હમેશાં ઇસ્લામના સ્થંભ અને આધારરૂપ છે, અને જે પોતાના પેગમ્બરના પ્રજાકીય ઉપદેશની મર્મ વ્યાપક્તા કબુલ રાખીને કુરાન પ્રમાણેજ ચાલનારા છે.

જ્યારે એક તરફથી મુસલમીન સ્ત્રીપણાની કલ્પનાનો ખોટો ખ્યાલ બાંધી એ સમસ્ત કોમને અન્યાય આપવા બરાબર છે ત્યારે બીજી તરફથી મહમદના બંધારણે સ્ત્રી જાતીને નીચી પંક્તિમાં ઉતારી છે એ કલંક, મહમદની સ્ત્રી ખદીજા અને પુત્રી ફતીમા તેના અનુયાયીઓની દ્રષ્ટિમાં જે ઉચ્ચ સ્થાન ભોગવે છે તેથી પુરતી રીતે ખસેડી શકાય છે. જ્યારે હીરાની ગુફામા ખુદાઇ અવાજે બોલીને મહમદને આંજી નાખ્યો હતો ત્યારે શાંતિને આશ્રય માટે એ ખદીજા તરફ ફર્યો હતો, અને તેને માનવામાં અને તેને મળેલા સંદેશાને કબુલ રાખવામા તેજ ખદીજાએજ પહેલ કરી હતી. મહમદની છોકરી ફતીમા જેને મુસલમીન લોકો અમારા સ્વર્ગની સુંદરી કહેવાનું પસંદ કરે છે તે ફતીમા આપણામાં જે ઇશ્વરી છે તેનો ને તેની જાતીમા જે નિષ્કલંક અને પવિત્ર છે તેનો અવતાર છે અને એ ફતીમા પછી થયેલી સ્ત્રીઓની લાંબી વંશાવળી છે કે જેમના સદગુણોએ નિપુણતાએ સ્ત્રી જાતીને દેવપદ આપ્યું છે. મહમદના કુટુંબની કામીનીઓ તેમની વિદ્વત્તા અને ધર્મપરાયણ વ્રત્તિને લઇ પ્રખ્યાતીમાં આવી હતી. સ્યેદા સકીના-હુસેનની પુત્રી અને અલી અને ફતી-માની પૌત્રી-પોતાના સમયમાં ઘણીજ હોંશિઆર, ઘણીજ પ્રવીણ અને ઘણીજ સદાચરણી ગણાતી હતી. અને પેરનના શબ્દોમાં કહીએ તો કુળ, સૌંદર્ય, ચાતુર્ય અને સદગુણોથી પોતાની સહચરીઓમાં પહેલી પંક્તિ ભોગવતી હતી, પોતે જાતે પંડિત હોવાથી તેનું નિવાસ-સ્થાન કવિઓ, કાયદા શાસ્ત્રીઓ, વિદ્વાનો અને પુજ્ય પવિત્ર માણસોની બેઠક હતું. એબે-સાઇડીઝના વખતમાં ઉંચા દરજ્જાની કેળવાયલી સ્ત્રીઓને ત્યાં સારા માણસોનું ભેગા થવું અને વાર્તાલાપ ચલાવવો એ હંમેશનો બનાવ ગણાતો હતો. ખલીફ મુક્તાદરની મા પંડે ન્યાયની વરીષ્ટ કચેરીમાં પ્રમુખપદે બેસતી હતી અને નામાંકિત માણસો અને એલચીઓને મળતી હતી. ઇશ્વરી બક્ષીસ પામેલી ઝોબૈદા-હારૂનઅલ રસીદની રાણી-એક રસીક બાનુ કવિ હતી. તેણે તેના વખતની તવારીખમાં મુખ્ય પાઠ ભજવ્યો છે અને પારમાર્થીક અને શિક્ષણ સબંધી સંસ્થાઓથી પોતાની પાછળની પ્રજામાં પોતાનું નામ અમર કરી ગઈ છે. બુરૂનની મગજ શક્તી, સ્વરૂપ અને વિદ્વત્તાએ તેના ધણી ખલીફ મામુન ઉપર સારો કાબુ મેળવ્યો હતો અને તે કાબુનો લોકહિતાર્થે તેણે સદઉપયોગ કર્યો હતો. મામુનની બ્હેન ઉમલફઝલ અને તેની દીકરી ઉમુલહબીબ બુરૂનની માફકજ માનસિક નિપુણતા માટે પ્રખ્યાત થયા હતાં મુતાવાકીલના રાજ્યમાં થઇ ગયેલી બાનુ કવિ ફઝલ પોતાના વખતના પહેલી પંક્તિમાના કવિઓમાંની એક હતી. હજીરાના છઠ્ઠા સૈકામાં બગદાદની મુખ્ય મસજી-

દમાં રાજ્યના દરેક ભાગમાંથી વિદ્યાર્થીઓના ટોળે ટોળાં સૈખા સુધા ઉર્ફે ફકરનીસા અથવા નુરબીબીનાં ઇતિહાસ, અલંકારશાસ્ત્ર અને સાહિત્ય વિષેના ભાષણો વખતે હાજર રહેવા એકઠાં થતાં. પ્રખ્યાત વિદુષી રાબીઆ–સારાની માતા–ની કબર હજી પણ યાત્રા (હજ) નું સ્થાન ગણાય છે. બારમા સૈકાની ઝૈનાબ ઉમુલ મુવાયદ વિખ્યાત ધારાશાસ્ત્રીઓમાંની એક બાનુ ધારાશાસ્ત્રી હતી. તેણે દામેશ્કીઅનના સર્ટીફીકેટ મેળવ્યા હતા અને કાયદા શીખવવાને પરવાનો મેળવ્યો હતો. સાલાદીનના રાજ્યમાં ટેક્કે નામની પ્રખ્યાત બાનુ કવિ થઇ ગઇ કે જે દંતકથા ઉપર ભાષણો આપતી હતી. ગ્રેનેડામાં નાઝહુન, ઝૈનાબ, હુમ્દા અને સાફીઆ રહેતી હતી જે મુસલમાન હોવા છતાં યુરોપમાં જન્મી અને ઉછરી હતી. બાનુ કવિના ઝહુન સાહિત્ય અને તવારીખમાં કૌશલ્યતા ધરાવતી હતી. ઝૈનાબ અને હુમ્દા વિષે એક લેખક લખે છે કે બન્ને ઉત્તમ બાનુ કવિઓ હતી, અને વિદ્યાની દરેક શાખાઓમાં પરીપુર્ણ નિપુણ હતી અને તેની સાથે સ્વરૂપવાન, લક્ષ્મીવાન, સુશીલ અને નિરભીમાની હતી. વિદ્યાના શોખે તેમને પંડિતોના સંસર્ગમાં આણી અને તેમની સાથે તેઓ શાંતતાથી પોતાનો માન મર્યાદા સાચવી સંકોચ વગર મળતી હળતી. સેવીલની રહેનારી સેફીઆ કવિ અને વક્તા હોવા ઉપરાંત સુંદર અક્ષર લખવામાં બધાને ટપી જતી જેથી તેની લેખનકળા પ્રસંશાપાત્ર થઇ હતી; એટલુંજ નહિ પરંતુ અતિ બુદ્ધિશાળી લહીઆઓ નમુના રૂપ તેને ગણતા.

આ અધુરી ટીપ જેમાં વધારે જાણીતાં નુરજહાન, ચાંદબીબી, જેબુન્નીસા, જહાંનઆરા અને બીજાં વધતાં ઓછાં પ્રખ્યાત નામો દાખલ કરી શકાય એવી અધુરી ટીપ પુરવાર કરી આપે છે કે પેગંબરના વડાના ઉપદેશોની ખરી સમજ સમાજમાં સ્ત્રીની ખરી પદવીનો સ્વીકાર કરાવે છે.

અને મુમતાજમહાલ આગ્રાના તાજમાં બિરાજનારીથી કોણ અજાણ્યું છે? અને મુસલમાન શહેનશાહ–શાહજહાન–ના શોકના સ્મરણ ચિન્હ–આગ્રાના તાજમહાલ–આગળ તેમાં તલ્લીન થઇ ઉભો રહેનાર કોણ અચંબો નહિ પામે કે તાજમહાલ એ મનુષ્યે સ્ત્રીની બુઝેલી કદરનો, પ્યારના પુર્ણ રૂણનો અને મુમતાઝમહાલના આભાર અને તેના પ્રત્યેની નિમકહલાલીનો, પુરૂષના સ્ત્રીપણાની કલ્પનાનો, આરસપહાણમાં આળેખેલો છેલ્લો અને સૌંદર્યતાથી ભરેલા પ્રસંશાનો નમુનો છે?

---

હિન્દમાં બાળલગ્ન: (પૃ૯ ૩૨ થી ચાલુ.)

દેશના ક્યા ભાગમાં બાળલગ્ન સંબંધી સુધારાની વધારે જરૂર છે. પણ આ પ્રમાણે હાલ વર્તવામાં આવતું નથી. વડોદરા સિવાય–કે જ્યાં બીજાં થોડા વરસમાં કદાચ ઘણો સારો સુધારો થશે–બીજાં સંસ્થાનો કે જ્યાં આ સુધારાની બહુ નજીકની જરૂર નથી ત્યાંજ સુધારકો મંડયા છે કારણકે ત્યાંની બાળલગ્નની સંખ્યા નાની છે અને તે વધારે નાની કરી શકાય છે. પણ જે સંસ્થાનોમાં સુધારાની ખાસ જરૂર છે ત્યાં સુધારકો બહુ ઓછી મહેનત કરે છે. ઉપરનો કોઠો બધો હિંદુ સંખ્યાનોજ છે પણ તેના ઉપરથીજ મુસલમાનો અને અન્ય કોમોનો કોઠો શું કહેતો હશે તે સહજ સમજી શકાય.

---

# હિંદમાં બાળલગ્ન.*

લેખક: શ્રીયુત F. G. Mehta. ( B. A. )—પાલણપુર.

૧૯૧૧ ના વસ્તીપત્રકના રીપોર્ટમા જણાવ્યા પ્રમાણે હિંદના લોકોની વ્યવહારીક સ્થિતિ સબંધી આપેલા આંકડા સમજવા જેવા અને વિચારવા યોગ્ય છે. તેમાં જણાવેલી બાળલગ્ન સંબંધી બાબતો સાધારણ લોકો તેમજ સમાજ સુધારકને એક સરખા જરૂરના છે, મુખ્યત્વે કરીને એવા માણસો કે જેઓ એમ ધારે છે કે એ રિવાજમાં આપણને શરમાવે તેવું કંઇ નથી તેમણે વિચારવા જેવી છે, સાધારણ રીતે મનાય છે તેમ જો બાળ-લગ્નનો રિવાજ કોઇ પણ પ્રજાની સ્થિતિને નુકશાન કરતા હોય, તો તેથી સહન કરનારા હિંદીઓ સૌથી વધારે છે, બીજે નબરે મુસલમાનો અને બીજી ઘણી જાતો પંછી છેવટે ધર્માના બુદ્ધ લોકો આવે છે. તેમનામાં એક પણ બાળલગ્ન થતું નથી. નીચેના કોઠા ઉપરથી દર હજારે દરેક કોમમા કેટલાં બાળલગ્ન થાય છે તેની કંઇક સમજ પડશે.

| | ૦—૫ વરસ સુધી. | | ૫—૧૦ વરસ સુધી. | |
|---|---|---|---|---|
| | છોકરા. | છોડીઓ. | છોકરા. | છોડીઓ. |
| બધા ધર્મ. | ૭ | ૧૪ | ૩૭ | ૧૦૫ |
| હિંદુ. | ૧૦ | ૧૮ | ૪૮ | ૧૩૨ |
| ન દ ત્તિને લઇ મુસલમાન. | ૨ | ૫ | ૧૫ | ૬૫ |
| માની વૈન્રી-પ્રમાર્ગી. | ૦ | ૦ | ૦ | ૦ |
| ગણાતી હતી. સ્પન. | ૨ | ૪ | ૬ | ૧૫ |

પોતાની સહચરીક
સ્થાન કવિઓ, ક્ષહિંદુઓની દશા સૌથી ખરાબ છે. છતાં બીજી ઘણી કોમો થોડે ઘણે સાધડીઝના વખતમાં દેખો તદ્દન નિરાળા છે, અને અજાયબી જેવું છે કે ગુજરાત શિવાય અને વાર્તાલાપ ચલાવવો એ ચોમાં બાળલગ્નનો ખુલ્લર ઘણો ઓછો છે.

ન્યાયની વરીષ્ટ કચેરીમાં પ્રમુખપદે બેસતા હતી અને ગાવતા પહેલા એક મહાન પ્રશ્ન મળવી હતી ધ્યરી બક્ષીસ પામેલી ઝોબૈદા—હારૂનઅલ જાય છે? કમનશીબે થોડીક કવિ હતી. તેણે તેના વખતની તવારીખમા મુખ્ય પાઠ ભ

શિક્ષણ સંબંધી સંસ્થાઓની પોતાની પાછળની પ્રજામા રે પત્રક આગળનાં બીજા સાથે હારૂનની મગજ શક્તી, સ્વરૂપ અને વિદ્વતાએ તેના ધણી સુધીમા ઘણા ભયકર દુષ્કાળ મેળવ્યો હતો અને તે કાનુનો લોકહિતાર્થે તેણે સરકાર સૂપત્ર વધારે હતું અને તેથી ઉમલકુલ્સ અને તેની દીકરી ઉમુલહબીબ હારૂનની લગ્ન ઉપર શી અસર કરી ? પ્રખ્યાત થયાં હતા મુતાવાકીલના રાજ્યમા થઇ ગયેલી

પહેલી પંક્તિમાના કવિઓમાંની એક હતી. હજીરાના '

દુષ્કાળોથી બાળલગ્નનું પ્રમાણ વધે છે કે ઓછું થાય છે? વસ્તીપત્રક ખાતાના કમીશનર મી. ગેષ્ટનો એવો અભિપ્રાય છે કે દુષ્કાળોથી લગ્નનું પ્રમાણ ઓછું થાય છે. પણ કમભાગ્યે તેઓ તેનું કારણ જણાવતા નથી. જો એ સત્ય હોય તો સંખ્યાના આંકડા કંઇક ઉત્તેજીત છે. નીચેનો કોઠો દરેક ૧૦૦૦ માણસોમાં કેટલાં પરીણીત છે તે બતાવે છે.

| ઉમ્મર. | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ |
|---|---|---|---|---|
| પુરૂષો. | | | | |
| ૦—૫ | { ૨૪ } | ૬ | ૭ | ૭ |
| ૫—૧૦ | | ૩૬ | ૩૬ | ૩૭ |
| ૧૦—૧૫ | ૧૫૨ | ૧૫૪ | ૧૩૪ | ૧૨૯ |
| સ્ત્રીઓ. | | | | |
| ૦—૫ | { ૭૫ } | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૫—૧૦ | | | ૧૦૨ | ૧૦૫ |
| ૧૦—૧૫ | ૫૦૦ | | ૪૨૩ | ૪૩૦ |

કુદરતી રીતે જુદી જુદી કોમો ઉપરના આંકડા જુદા જુદા છે. છેલ્લાં ૩૦ વરસમાં હીંદુઓમાં દેખીતો સુધારો છે. પરણીત સ્ત્રી તેમજ પુરૂષોના આંકડામાં સંતોષકારક ઘટાડો છે. અને મુસલમાનોમા તે વધારે સારો છે.

| | પરણેલા મરદો ૧૦૦૦ માં | | પરણેલી સ્ત્રીઓ ૧૦૦૦ માં | |
|---|---|---|---|---|
| | ૧૮૮૧ | ૧૯૧૧ | ૧૮૮૧ | ૧૯૧૧ |
| હિંદુ. | ૨૦૬ | ૧૮૮ | ૬૨૦ | ૫૬૩ |
| મુસલમાનો. | ૧૦૦ | ૮૪ | ૫૧૯ | ૪૨૮ |
| બુદ્ધ લોકો. | ૨ | ૨ | ૧૦ | ૮ |
| એનીમીસ્ટસ. | ૮૯ | ૬૨ | ૨૪૫ | ૧૯૨ |

પણ આ આંકડાઓથી સંતોષ માનવો તે ભુલ ભરેલું છેઃ પહેલું તો ૧૮૮૧ ના આંકડાઓ ઉપર બહુ વજન મુકી શકાય, તે વખતે વસ્તીપત્રકને માટે લોકોનો સારો અભિપ્રાય નહોતો અને વળી જે ન્યાતોમાં બાળલગ્નનો રિવાજ ચાલતો હોય તે ન્યાતોની માતાઓ પોતાની ન પરણેલી બાળકીની ઉમ્મર બાળકીની ઉમ્મર સાચી આપતી અચકાયજ અને તેથી ૧૮૮૧ ના વસ્તીપત્રક ઉપર આધાર ન રખાય. કમભાગ્યે ૧૯૦૧ મહાન્ દુષ્કાળ વખતમાં લોકો સ્વસ્થ નહોતા અને તેવીજ રીતે ૧૮૯૧ માં પણ હતું અને વળી લોકોની

વ્યવહારિક રીતિ ઉપર આવી આકૃતોની શી અસર થાય છે તેના જ્ઞાનને અભાવે ૧૯૦૧ અને ૧૮૯૧ ના પત્રકો ઉપર પણ જોઇએ તેટલો આધાર ન રાખ શકાય.

ગમે તેમ પણ ઉપરના આંકડા સુધારકોને ઉત્તેજીત કરી શકે તેમ તો છેજ. જેઓ સમાજ સુધારકો કહેવાય છે તેઓ ઘણી વાર ભુલી જાય છે કે બાળલગ્નનો પ્રચાર મુખ્યત્વે કરીને બ્રાહ્મણો સિવાયની બીજી ન્યાતોમાંજ વધારે છે. દાખલા તરીકે બંગાળામાં ઉચ્ચી ન્યાતોમાં હજારે બે લગ્નજ પાંચ વરસની ઉમ્મર પહેલાં કરે છે ત્યારે કેટલીક નીચ વર્ગોમાં તે સંખ્યા ૪૩ થી ૯ સુધીની છે. વળી બિહારમાં, પછાત વર્ગોમાં તેજ સંખ્યા ૧૦૨ સુધી ચડે છે ત્યારે ઉચ્ચ વર્ણમાં ૧૦ થી પણ નીચી જાય છે. વડોદરા અને બીજાં રાજ્યોમાં જ્યાં આઠ વરસથી નાની ઉમ્મરનાં લગ્નની અટકાયત છે ત્યાં પણ તેમજ છે.

જુદાં જુદાં સંસ્થાનોની સંખ્યાની સરખામણી પણ જોવા જેવી છે. બર્મા કે જ્યાં બાળલગ્નમાં ગમ્ય સમજતુંજ નથી તે સિવાય બીજાં ઘણાં સંસ્થાનોમાં તે રિવાજનું પ્રચલિતપણું ન્યાતોની સ્થિતિ ઉપર આધાર નથી રાખતું. જેમકે, બંગાળાના બ્રાહ્મણોમાં ૫ વર્ષની પરણેલી બાળકીઓની સંખ્યા હજારે ત્રણની છે. મુંબઇ, મદ્રાસ અને ઘણાં દેશી-રાજ્યોમાં ૭ કે તેથી ઓછી છે. ત્યારે બિહાર અને ઓરીસામાં અને મધ્ય પ્રાન્તો તેમજ વરાડ પ્રાન્તમા તે સંખ્યા ૧૨ ની છે, હૈદરાબાદમાં ૩૧ અને 'મધ્ય હિંદુસ્તાન એજન્સી'માં તેની સંખ્યા હજારમાં ૬૦ જેટલી છે. કેટલી નીચી ન્યાતોમાં તેજ સંખ્યા બિહારમાં ૭૨ થી ૮૪ સુધી જાય છે ત્યારે તેજ સંખ્યા તેવીજ ન્યાતોમાં બંગાળામાં ૭ થી વધારે નથી. આવા ઘણા દાખલા આપી શકાય; પણ 'કેટલાક સંસ્થાનોની દરેક ન્યાતમાં બાળલગ્નનો વધારે પ્રચાર છે ત્યારે કેટલાંકમાં ઓછો છે' એ સિવાય બીજાં કંઇ કહી શકાય. નીચેનો કોઠો આ બાબત ઠીક બતાવશે.

એક હજારમાં ૦-૧૦ વરસની ઉમ્મરનાં પરણેલાંની સંખ્યા.

| | મરદો. | | સ્ત્રીઓ. | |
|---|---|---|---|---|
| | ૧૮૮૧ | ૧૯૧૧ | ૧૮૮૧ | ૧૯૧૧ |
| બંગાળા. | ૫ | ૭ | ૧૦૪ | ૬૪ |
| બિહાર. | ૮૦ | ૭૭ | ૧૪૭ | ૧૩૨ |
| મુંબઇ ઇલાકો. | ૨૮ | ૩૫ | ૧૦૩ | ૧૦૯ |
| બર્મા. | ૨ | ૩ | ૨ | ૮ |
| મધ્ય પ્રાન્તો. | ૩૧ | ૨૯ | ૧૨૦ | ૯૯ |
| મદ્રાસ. | ૮ | ૬ | ૪૩ | ૩૧ |
| પંજાબ. | ... | ૬૨ | ...... | ૩૨ |
| સયુક્ત પ્રાન્તો. | ૨૩ | ૩૦ | ૫૩ | ૫૯ |
| વડોદરા. | ૭૭ | ૮૦ | ૧૭૧ | ૧૪૪ |

ઉપર બતાવેલ બધી સંખ્યામાં આ ગણતરી વધારે સમજવા જેવી છે. આ કોઠો આપણને દરેક પ્રાન્તને સંસ્થાનની સંખ્યા બતાવે છે અને તેથી તરત સમજાય પડે છે કે

(અપૂર્ણ-પૃષ્ઠ ૨૯ મા ઉપર ચાલુ.)

# પ્રેમ પૂર્વે લગ્ન.*

લેખકઃ શ્રીયુત્ જુના વિચારનો સુધરેલ. ( બી. એ. )—મુંબાઈ.

રા. રા. મશરૂવાળાએ "પ્રેમોન્માદ" ના વિચારોથી ભિન્ન મત દર્શાવી જે જવાબ આપ્યો તેને માટે બહુ આભારી છું.

"હિંદુ સમાજની ચાલુ રીતિ પ્રમાણે લગ્ન થયા પહેલાં યુવક અને કન્યા વચ્ચે સ્નેહ પ્રીતિ, ઉત્પન્ન કરવાના હેતુથી તેઓને એક બીજાના પવિત્ર સંબંધમાં આવવા દેવાં, એક બીજાને પિછાણતાં શીખવા દેવાં, એક બીજાના સ્વભાવ જાણતાં ઇતતાં શીખવા દેવાથી" કદાચ આર્યત્વને હાનિ તો નહિ થાય પણ તે કરવું કેવી રીતે તે મારા મત પ્રમાણે વધારે ગહન પ્રશ્ન છે. તેમ થવા દેવા માટે આપણા સઘળા સામાજીક બંધારણમાં ફેરફાર કરવો પડશે—અને તેમ કરવામાં ઘણાં માઠાં ફળ થવાનો સંભવ છે—છતા એ કેમ જાણ્યુ કે કદી ન અનુભવેલી નિરંકુશતાનો દુરૂપયોગ નહિ થાય?

માબાપને રૂપ, ગુણ, વય વિગેરેની કંઇ પણ પૃચ્છા કર્યા વિનાજ, અગર છેવટે તેમનો અભિપ્રાય લીધા વિનાજ "જોડાનાર વ્યક્તિઓની ઇચ્છા માત્રથીજ નિર્માત થતું જોડું પરણ્યા પહેલાંજ પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરવા જતા ભૂલ કરી બેસે તેની વધારે ધાસ્તિ રહે છે. યુવાવસ્થામાં પ્રેમ, પ્રીતિ, સ્નેહ કરતાં મોહ વધારે પ્રધાનભૂત છે. યુવાન વયનો ભિન્ન જાતીની બે વ્યક્તિઓ અન્યોઅન્યના સહવાસમાં આવતો રૂપ ગુણ સ્વભાવ જોવાનું ભુલી જઇને મોહને વશ થઇ જવાના ભયમાં વધારે રહે છે ત્યારે માતપિતાના અનુભવને અનુમોદીને કાર્ય કરવામાં વિઘ્નને બદલે સરળતા થવાનો વધારે સંભવ છે. અલબત જોડાનાર વ્યક્તિઓની તદન ઇચ્છા વિરૂદ્ધ કે ઇચ્છા વિના તદ્દન એક બીજાથી અજાણ્યા હોય તેવી સ્થિતિમાં વિવાહ કરવો તેવો મારો મત નથી અને "ભાવિ પતિ–પત્નિ કે કુટુંબને લક્ષ્યબિંદુ રાખી ગૃહસંસાર વહનની નિપૂણતા શીખાવાય" તો તેમાં ન ઇચ્છવા જેવું કશું નથી.

વળી એક યુવક કે કન્યાને પોતાનાં થનાર જન્મ ભાગીદાર સાથે 'અંટસ' 'જોડજ' કે 'અબોલા' રાખવાનું કંઇ કારણ નથી. બન્નેનાં માબાપો એક બીજાના કુટુંબને સારી પેઠે સહવાસમાં લાવીને થનાર યુગલને એક બીજાના ગુણ દોષ સ્વભાવ શીખવા દે તેમાં કંઇ ખોટું નથી પણ પાશ્ચિમાત્ય પ્રજાના નિયમ પ્રમાણે બન્નેને અણઘટતી છુટ આપીને ગમે ત્યાં ગમે ત્યારે ફરવા જવા દેવાં એ આપણા સમાજમાં બની શકે તેમ નથી. તે ઇચ્છવા યોગ્ય પણ નથી અને તેનીજ વિરૂદ્ધ મારો મત છે. સ્નેહ કરવા કે વધારવાની વિરૂદ્ધ હું નથી કહેતો; પણ તેમ કરવાને માટે પાશ્ચિમાત્ય પ્રજાનું અનુકરણ કરવું તે મારે મન ત્રાસદાયક છે.

'આગ હોય ત્યાં ધુમાડો' પણ હોયજ; પાશ્ચિમાત્ય પ્રજાઓમાં પ્રેમલગ્નો છે માટે બધાંજ યુગલો સુખી છે એમ કહી શકાય નહિ તેમજ હિંદુનાં દરેક યુગલમાં કંકાસ છે

* જુઓ સુન્દરી સુબોધ (માસિક વધારો) માર્ચ–એપ્રીલ ૧૯૧૫ ના અંકનું પૃષ્ઠ ૩૯૭. 'લગ્ન પૂર્વે પ્રેમ' ના જવાબમાં આ લેખ લખાયલો છે.

તેમ પણ કહી શકાય નહિ. જેમ આપણે અહિંયાં સુગ્ન યુગલો થોડાં નીકળશે તેમજ ત્યાંની પ્રજાઓમાં પણ દાખલા રૂપ થઇ પડે તેવાં બહુજ થોડાં યુગલ હોય છે.

કાયદા તરફથી છુટાછેડાની છુટને લીધે સમાજમાં વધારે સડો પેસે છે; છુટાછેડા લેવા કોર્ટે ચડવું, છુટાછેડા લેવા, પછી પાછું ઘર માંડવું વળી કોણ જાણે ઇચ્છયું મળે કે નહિ તેની શ્રમણામાં રહેવું. એ બધા કરતાં ગમે તેમ પણ "પડયું પાનું સુધારી લેવું" વધારે ખરાબ મને તો દીસતું નથી.

પાશ્ચિમાત્ય પ્રજામાં મોહ પ્રથમ ઉદભવે છે અને લગ્ન પછી ઘણાજ થોડા દાખલામાં તે મોહ પ્રેમરૂપે વિરાજે છે. ઘણા દાખલામાં મોહ પ્રેમને જરા પણ સ્થાન આપ્યા વિના નાશ પામે છે અને તેથી તેમની દુઃખદ સ્થિતિ ! "પ્રેમ મોહ વગર ઉત્પન્ન થવો શક્ય નથી" એ સિદ્ધાંત સર્વાંશે સત્ય નથી; આપણાં યુગલમાં મોહ ને પ્રેમ સાથે ઉદભવે છે. કદાચ તદ્દન જુની રૂઢીનાં લગ્નોમાં જોડાનાર વ્યક્તિઓ પરણ્યા પહેલાં એક બીજાને પિછાણતી નથી માટે પ્રેમને પ્રથમ ઉદ્ભવવાનું પણ કારણ છે. પણ આપણે એવી સ્થિતિમાં રહેવાનું ઇચ્છવા યોગ્ય નથી. "મોહની એક પાયરી ટળાતી" હોય કે "પ્રેમમાં અંતર્ગત થતો" હોય ગમે તેમ હોય પણ આપણે તો એટલુંજ જોઇએ છે કે છેવટ મોહ નહિ પણ પ્રીતિ-સ્નેહ-પ્રેમનું રાજ્ય પ્રવર્તે.

---

શાંતિ નિકેતન: (પૃષ્ટ ૪૦ થી ચાલુ.)

પછી વિદ્યાર્થીઓ જુદી જુદી રમતો રમે છે. ખુલ્લી હવામાંજ ઘણું ખરૂં છોકરાઓ રહે છે અને તેથી કુદરતજ તેઓનો ખરો શિક્ષક છે. ત્યાં શિક્ષકની જીંદગી પણ ઘણીજ સુખી છે. શિક્ષકોમાં કોઇ ઉપરાશિક્ષક નથી. બધા શિક્ષકો એકજ પાયરીના છે અને તેઓ પોતપોતામાં કામ વ્હેંચી લેછે. વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેનો સંબંધ પણ ઘણોજ ગાઢ હોય છે. અઠવાડીયામાં બે વખત ઇશ્વરોપાસના થાય છે. જો રવીન્દ્રનાથ ટાગોર ત્યાં હોય તો તે આ ઇશ્વરોપાસના કરે છે, અને જો તે ત્યાં નહિ હોય તો તે કોઇ શિક્ષક કરે છે. આ ઉપરાંત પ્રાતઃકાળમાં પા કલાક અને સાયંકાળમાં પા કલાક ખાનગી ઉપાસનાને માટે રાખેલો હોય છે. દિવસના સૌથી ઉત્તમ વખતે છોકરાઓ ખુલ્લી હવામાં શાંતિથી બેસે છે અને તેઓને શીખવેલા મંત્રો ઉપર વિચાર કરે છે. દરેક ઉપાસનાના અંતમાં તે સઘળા સાથે મંત્રો બોલે છે.

પ્રિય વાંચક ! આજ શાંતિ નિકેતન છે. આવાજ આશ્રમોમાં હિંદના ઉત્કર્ષની ભાવી આશા રહેલી છે. આવાજ આશ્રમો આપણું પ્રાચીનકાળનું, અનેક ઉદાર આદર્શોવાળું જીવન વર્તમાન કાળમાં ખીલવી શકશે. આવાજ આશ્રમો આપણી શારિરીક અને આત્મિક ઉન્નતિ ગાઢે સાથે સાધી શકશે.

---

# फूलवाडी.

## શાંતિ નિકેતન—બોલપુર.

( ઇંગ્રેજી ઉપરથી )

અનુવાદક: રા. રા. કંચનલાલ મગનલાલ ખોડવાળા.—સુરત.

અહોનિશ પંખીઓના કમનીય કુજનથી ગાજી રહેતી હિંદના ઉપવનની લલિત કુંજો જ્યારે વિદ્યાર્થીઓના બ્રહ્મચારીઓના પવિત્ર જીવનથી ચેતનમય હતી. જ્યારે હિંદનું સમસ્ત જીવન અનેક ઉંચી અને ઉદાર ભાવનાઓથી છલકઈ જતું હતું, જ્યારે સમસ્ત હિંદ સંસ્કૃતિની ટોચે વિહરતું હતું, ત્યારે અહિંયાં અરણ્ય વિદ્યાલયો હતાં એ વાત સર્વને વિદિત છે. તે વિદ્યાલયો તે વખતની કેળવણીનું મુખ્ય ધામ હતું. તે અરણ્ય વિદ્યાલયો માને અરણ્યાશ્રમો, હિંદના ઇતિહાસમાં ઉચે વ્યોમમાં વિહરતા તારકોની માફક એક વખત આ ભૂમિ ઉપર પ્રકાશ નાંખી રહ્યા હતા. હમણાં તે આપણને સ્વપ્નમય ભાસે છે. પણ એ તો જાણીતુંજ છે કે તેજ અરણ્યાશ્રમોએ તત્વજ્ઞાનથી ભરપૂર ઉપનિષદોને જન્મ આપ્યો કે જેના આધ્યાત્મિક જ્ઞાનના ઉંડાણે, લોકોને એ ઉપનિષદો ઇશ્વર પાસેથી મળેલી છે એમ કહેવા દોરવ્યા અને જેમાથી હિંદી તત્વજ્ઞાનની અનેક શાખાઓ ફુટેલી છે. ત્યાર પછી બુદ્ધના વખતમાં બુદ્ધ પંથના આધ્યાત્મિક આદર્શો દર્શાવતા નલન્દ અને ટેકસીલાના મ્હોટા મ્હોટા વિદ્યાલયો આ દેશમાં હતા. પછીથી કેળવણીનું કેન્દ્રસ્થાન કાશી થવા માંડયું અને તે થોડે ઘણે અંશે હજુ પણ વિદ્યાનું મુખ્ય સ્થાન છે એમ કહી શકાય. પછી જ્યારે ધર્મ અને સમાજ કૃત્રિમ રૂઢી બંધનોથી કોહવાઇ જવા માંડયાં જ્યારે લોકોનું જીવન આ બંધનો તળે દબાઇ જવા માંડયું ત્યારે આ મ્હોટા અરણ્ય વિદ્યાલયો ધીમે ધીમે અસ્ત થવા માંડયાં. અર્વાચિન કાળમાં પણ ન્હાના ન્હાના વિદ્યાલયો ક્વચિત્ ક્વચિત્ હિંદની ભૂમિ ઉપર દેખા દે છે પણ તે હિંદના સમસ્ત વિચાર અને કેળવણીનું મુખ્ય સ્થાન હોતાં નથી.

હવે, આ દેશમાં બ્રિટીશ સલ્તનત તરફથી વિદ્યાલયો દાખલ કરવામાં આવ્યા છે, પણ આ ફળ હિંદભૂમિનું નથી. એ હિંદુઓના જીવનનું પ્રતિબિંબ નથી. તે વિદ્યાલયો ઘણું ખરૂં પરદેશીઓના હાથમાં હોય છે. આનું પરિણામ એજ આવ્યું છે કે આ વિદ્યાલયો બહારથી ઉત્તેજન કર્તા થઇ પડયાં છે પણ તે એક પ્રજાના આંતરિક આત્માનું જીવન્ત પ્રતિબિંબ નથી. આમ છતાં પણ, આ નાવન પ્રેરણાથી જો કે તે બહારની છે તોપણ—આપણી સમાજના ઉંચા વર્ગોમાં નૂતન જીવન આવ્યું છે. આ નૂતન ચેતનથી નવિન સાહિત્ય, નવિન કલા (Art) અને નવા સંગીત ( Music )ના ભવ્ય મહેલો બંધાયા છે અને નવા તત્વજ્ઞાન અને નવા વિજ્ઞાન માટે આશાનું કિરણ ફેંકે છે. આ નૂતન ભાવનાઓ સમસ્ત હિંદના જીવનમાં પ્રવેશ કરવાને નવા માર્ગો શોધે છે, અને તેથી કેળવણીના અનેક નૂતન માર્ગો શોધવા પડે છે. આ નૂતન જીવન બળ ( Life-forces ) તરફ પાશ્ચાત્ય પદ્ધતિએ ચાલતાં વિદ્યાલયો બેદરકાર નથી. આ વિદ્યાલયો આ નૂતન બળની અસર તળે આવવા તૈયાર છે. આનો દાખલો એ છે કે આ વિદ્યાલયોમાં હવે દેશની ભાષાના અધ્યયનની

આવશ્યકતા સ્વીકારાય છે. પણ આવા સુધારાઓ જમાનાની જરૂરીયાતો કેટલેક અંશેજ પુરી પાડી શકે છે અને તેથી કેળવાયલા લોકોનું નવું જીવન પોતાના દેશને માફક આવે અને જ્યાં નવા આદર્શો અને કેળવણી આપવાની નવિન પદ્ધતિ દાખલ થઇ શકે-એવી સંસ્થાઓ દાખલ કરવાનું સૂચવે છે. કારણ કે વિદેશી સંસ્થાઓ આપણી સમાજને ફક્ત ઉપર ઉપરથીજ અસર કરી શકે, અને હિંદના આન્તર જીવનના ઉપર ભાગ્યેજ કંઇ પણ અસર કરી શકે છે.

પાશ્ચાત્ય વિદ્યાના પ્રોત્સાહન બળની અસરથી નવા સાહિત્ય અને નવિન કલાએ રૂઢી અને જ્ઞાતિ બંધન સમાજને ઠીક ફટકો આપ્યો છે. અત્યારે હિંદુ સમાજનું સમસ્ત જીવન રૂઢીઓથી ઢંકાઇ ગયું છે, દબાઇ ગયું છે, ચગદાઇ ગયું છે. આનું પરિણામ એજ આવ્યું છે કે રૂઢીના દબાણે મનુષ્યના આન્તર સ્વભાવના ધોરણ પર મનુષ્યના આત્માની વૃદ્ધિ થતી અટકાની છે. આપણા પવિત્ર વેદ એવું કહે છે કે સમસ્ત વિશ્વમાં-એક સિવાય બીજો નથી. કે તવંગર અને ગરીબ, બ્રાહ્મણ અને શુદ્ર આ બધા ભેદભાવો બધી માયા છે અને જો આ માયા બંધનમાંથી મનુષ્ય છુટી નહિ શકે તો મોક્ષ અશક્ય છે. પણ આ ઐક્ય (Unity) ના મત પ્રમાણે ભાગ્યેજ કોઇ મનુષ્ય વર્તી શક્યો હશે, અને ભલે કોઇ મ્હોટો પંડિત આ વિષય પર મ્હોટું ભાષણ આપે પણ તે ભાગ્યેજ પેરીઆહ (મહાર)થી આભડ છેટ થવાના ભયથી થરથરતો નહિ હોય. આ બનાવે છે કે આપણી સમાજમાં આપણા જીવનમાં સુદૃઢ ઐક્યતાની ખામી છે. પણ આપણા લોકોના જીવનનો જોસમાં વહી જતો વ્હો હવે લાંબો વખત અટકી રહેશે નહિ. બંગદેશમાં તેમજ ગુજરાતમાં કેટલાક લોકો આ બંધન તોડી શક્યા છે. આ Protestant પ્રવૃત્તિએ લોકોના સુધારા તથા સ્વતંત્રતા માટે ઘણું કર્યું છે. પણ અતિશય હોસ-ક્લટને લીધે આ પ્રવૃત્તિએ હિંદુઓની સમસ્ત કેળવણી (Culture) અને સંપ્રદાયો (Traditions) ને પાછળ નાખી દીધા છે. પણ આપણી અનેક જ્વલન્ત આશાઓ અને ઇચ્છાઓને મૂર્તરૂપ આપવાને આ બેમાંથી એક પણ પ્રવૃત્તિ કામ આવે એમ લાગતું નથી. એક તરફ, આપણી રૂઢીઓના બંધનમાં રહેવાથી કંઇ વળવાનું નથી તેમજ બીજી તરફ તદ્દન વિરૂદ્ધ અને સ્વતંત્ર માર્ગો લેવાથી પણ વળવાનું નથી. કારણ કે બન્ને માર્ગો આત્માના સાત્વિક બળને ખીલવવાનો પૂરતો અવકાશ આપી શકતા નથી. આવા કૃત્રિમ બંધનોના વાતાવરણમાં આત્મવિકાસ શક્ય નથી. "તું આ કરજે" અને "તું આ નહિ કરતો," આવા વાતાવરણમાં ઉગતા જીવનનો વિકાસ બરાબર થઇ શકશે નહિ, આવા વાતાવરણમા પ્રજાના બાળકના જીવનનો વિકાસ થાય એ પણ શક્ય નથી. આવા વાતાવરણમાં ત્હેનો સઘળો આનંદ લુંટાઇ જાય છે, જીવનના મધુ રસનો તે આસ્વાદ લઇ શકતો નથી અને હમેશાં ત્હેને માટે રૂઢીનું કાળું વાદળું ભમ્યા કરે છે.

સુભાગ્યે, રવીન્દ્રનાથ ટાગોરનું સાહિત્ય આ બે ભયોને સહેલાઇથી પસાર કરી ગયું છે. તે દેશીય ધર્મના ભાવના અને લાગણીને માન આપે છે, અને એક પ્રજાના વિવિધ આવશ્યક અંશો અને કારણોમાંથી જે આધ્યાત્મિક ઐક્યતા ઉદ્ભવે છે ત્હેનો પડછાયો પાડે છે. આ કારણોનો ઉદ્ભવ પૂર્વ અને પશ્ચિમના જોગણમાંથી થયો છે. એક તરફથી પાશ્ચાત્ય દેશવાસી પોતાના ધર્મ ફીલસુફીનીટીમાંથી ઉદ્ભવતા મનુષ્ય જાતિના પ્રેમની લાગણીથી

અને વૈજ્ઞાનિક દ્રષ્ટિથી વિશ્વને જોય છે, બીજી બાજુએ પૂર્વ દેશવાસી અનંત આત્માના સંકેત ગર્ભિત તર્કની દષ્ટિએ વિશ્વને નિરખે છે. એક તરફ સમાજનો પાયો રાજકીય બંધારણ, મનુષ્યના હક્કો અને સાર્વજનિક પૌર જનાધિકાર ઉપર રચાઇ શકે છે, બીજી તરફ સમાજનો પાયો ધર્મ, સામાજિક નીતિ અને કાયદાના માન ઉપર રચાઇ શકે છે. આ બધા વિવિધ કારણો રવીન્દ્રનાથ ટાગોરે ઘણી ચીવટાઇથી તપાસ્યા છે. અને આ નુતન સાહિત્યે ઉત્પન્ન કરેલી નુતન કેળવણી હમણાં બંગાળમાં મ્હોટામાં મ્હોટુ જીવન્ત બળ છે. તેથી એ તદ્દન યોગ્યજ છે કે આ બળ સમાજમાં સર્વોપરી થઇ રવીન્દ્રનાથ ટાગોરની શાળા જેવી સંસ્થામાં મૂર્ત થાય. રવીન્દ્રનાથ ટાગોર પોતેજ આવી એક શાળાના સ્થાપક થયા છે તે બતાવે છે કે તે એક તરંગબાજ કે શેખશલ્લી નથી.

રવીન્દ્રનાથે કદી પોતાની કલ્પના સૃષ્ટિ સત્ય સૃષ્ટિથી છૂટી પાડી નહોતી. કેવી રીતે આ બધા વિવિધ અનુભવોને જોડીને એક ઐક્યતા શોધી કહાડવી, કેવી રીતે ભૂતકાળનું અનેક ઉદાર આદર્શોવાળું જીવન વર્તમાન કાળમાં ખીલવવું, આવા આવા પ્રશ્નો રવીન્દ્રનાથ ટાગોરની સમીપ ખડા હતા. તેને જોયું કે જીવનનુ રહસ્ય આત્માના ખરા જીવનની સિદ્ધિમાંજ છે, અને પોતાના દેશના દેશીય આદર્શોની સિદ્ધિ પણ એજ માર્ગે અને એવી રીતે થશે. ત્હેની ખાત્રી હતી કે માતૃભૂમિનો પ્રેમ-પરમાત્માના પ્રેમમાં જોડાઇ શકે છે.

જ્યારે રવીન્દ્રનાથ ટાગોરને આ સત્ય બરોબર માલમ પડ્યું ત્યારે ત્હેનુ મન ત્હેના પિતા દેવેન્દ્રે બોલપુર ખાતે સ્થાપેલા આશ્રમ તરફ વળ્યું. આ જગ્યા ત્હેના તપતાની સાધનાથી પવિત્ર બની હતી. તે મહર્ષિએ એ જગ્યાને "શાંતિ નિકેતન" નું નામ આપ્યું હતું. ત્હેનો શ્રાન્ત આત્મા શાંતિને માટે, જીવનની પૂર્ણતાને માટે તે તરફ વળ્યો. હજુ બંગ ભાષામાં "છાટીમ" કહેવાતા બે ઝાડોની નીચે મહર્ષિની ધ્યાન ધરવાની બેઠક નજરે પડે છે અને બંગ ભાષામાં નીચેના અર્થનુ ત્હેના ઉપર લખેલું છે.

તે મ્હારા જીવનનું સુખ છે.
તે મ્હારા અંતઃકરણનો આનંદ છે.
તે મ્હારા આત્માની શાંતિ છે.

તે વખતે, ત્યાં ફક્ત "છાટીમ" ના એજ ઝાડો ઉગેલા હતા અને તે શાંત જગ્યા ગાઉના ગાઉ સુધી ખુલ્લી અને સુકી જમીનથી ઘેરાયલી હતી. દેવેન્દ્રનાથ ત્યાં એક તંબુ ઠોકતા અને ઇશ્વરના ધ્યાનમાં મહિનાના મહિના સુધી ત્યાં બેસી રહેતા.

બંગાળમાં તે મહર્ષિનું નામ બહુ જાણીતું ન્હોતું. લોકો ત્હેને પવિત્ર સાધુ કરતાં કરોડો રૂપીયાના માલીક અને ઇંગ્લાન્ડ જઇ આવી મહારાણી વિક્ટોરીયાની મિત્રતા ભોગવી આવેલા પ્રિન્સ દ્વારકાનાથના પુત્ર તરીકે વધારે સારી રીતે ઓળખતા હતા. તે મહર્ષિના ત્યાગની વાત ઘણીજ જાણવા લાયક છે. અઢારસેં ઉતાળીસમાં ત્હેનો પિતા ઇંગ્લાન્ડમાં મ્હોટું દેવું મુકીને અવસાન પામ્યો. કાયદાનું બંધન નહિ હોવા છતાં, દેવેન્દ્રનાથે, ત્હેના પિતાનું દેવું પતાવવા, પોતાનો સઘળો વારસો ત્હેના લ્હેણદારોને આપ્યો. દેવેન્દ્રના સગાંવ્હાલાઓ તેમજ મિત્રોએ ત્હેને તેમ ન કરવા ઘણુંએ સમજાવ્યું પણ તેઓનું કહ્યું તેને માન્યું નહિ. ભાગ્ય પલટાયાથી જે કંઇ આવી પડે તે સહન કરવા તે તૈયાર હતો. આવી

આશ્રમનો દરેક વિદ્યાર્થી હમેશાં આનંદી રહે છે. તેઓ આશ્ચર્ય પમાડે તેટલા ચપળ અને ચાલાક હોય છે. દરેક કામ તેઓને હાથે કરવું પડે છે. બીજું તેઓ બહુજ સાદી રીતે રહે છે. તેઓ ઝુંપડાઓમાં રહે છે. લાંબાં ઝુંપડાંઓમાં ૩૦ થી ૪૦ વિદ્યાર્થીઓનો સમાવેશ થાય છે. ત્યાં આગળ કોઇને શારિરીક શિક્ષા કરવામાં આવતી નથી. ઇનામ કે પારિતોષક આપવામાં નથી આવતાં, કાયદા બાંધનારી અને અદાલતને લગતી સઘળી સત્તા વિદ્યાર્થીઓના હાથમાં હોય છે. અનેક વિષયોની ચર્ચા કરવા તેઓ ભેગા મળે છે. રમત ગમતની કમિટી હોય છે. તેઓ હાથે લખેલાં માસિકો પ્રગટ કરે છે. આસપાસના ગામોમાં વસતા સેન્ટલ લોકોમાં ( Santals ) કેળવણીનો પ્રચાર કરવા અને બીજા સામાજીક કામો કરવા માટે કામેટીઓ હોય છે. ઇન્સાફને માટે ન્હાની અને મ્હોટી અદાલતો હોય છે. એક સાધારણ સભા હોય છે કે જે સાર્વજનિક પ્રશ્નો ચર્ચે છે. શિક્ષકો તેઓના કામમાં કદી વચમાં પડતા નથી. કોઇપણ કામનો આરંભ તેઓ કરતા નથી. શિક્ષણ આપતાં પણ તેઓ છોકરાઓને તેઓની મેળેજ બને તેટલું કરવા દે છે. જે છોકરાઓ નહિ ભણે એવા અને જેઓના વિષે સઘળી આશા મુકી દેવામાં આવેલી હોય છે તેવા છોકરાઓની સંખ્યા આશ્રમમાં વધતી જાય છે. પણ જ્યારે આ છોકરાઓ આશ્રમના જીવનક્રમમાં પડે છે કે ઘણુંખરૂં તેઓ ચાલાક અને હુશિયાર છોકરાઓ નિવડે છે. "બાળકો ઉપર ભરોસો રાખો" આ માર્ગ રૂપ રવીન્દ્રનાથ ટાગોર કામ કરે છે. છોકરાઓને અનુકુળ વાતાવરણમાં ખીલવા દેવા જોઇએ અને શિક્ષકોએ તેઓની વચ્ચે બહુ માથું મારવું નહિ જોઇએ કારણ કે તે બાળકોની વૃદ્ધિ થતી અટકાવે છે. તેઓની સાહજિક બુદ્ધિને પુરેપુરો અવકાશ આપે છે. ભાષાના શિક્ષણ વર્ગોમાં છોકરાએ પાસે છુટથી વાત કરાવવામાં આવે છે અને પોતે જે કહે તે લખાવવામાં આવે છે. વાત કરતાં તેઓને કદી અટકાવવામાં આવતા નથી. તેઓને નાટકો ભજવવાને મળે છે. રવીન્દ્રનાથના સારામાં સારા નાટકો ત્યાં ભજવાયા છે. બીજા વિષયો સાથે સંગીત તથા ચિત્રકળા શીખવવામાં આવે છે. પ્રાત:કાળમાં ૪-૩૦ કે ૫ વાગે, જ્યારે ઘંટ વાગે ત્યારે બાળ ગાયકોની એક ટોળી એક સ્તોત્ર બોલી ઉંઘતા વિદ્યાર્થીઓને જગાડે છે અને રાત્રિએ જ્યારે ઘંટ વાગે છે ત્યારે એજ ટોળી દરેક ઝુંપડા આગળથી એજ સ્તોત્ર ગાતાં પસાર થાય છે. જ્યારે છોકરાઓ છુટા હોય છે ત્યારે કવિતા કાવ્યો ગવાતાં સંભળાય છે અને સાયંકાળે તેઓને સંગીતનું શિક્ષણ આપવામાં આવે છે.

આ કેળવણીએ વિદ્યાર્થીઓમાં કુદરતના સૌંદર્યને માટે આશ્ચર્યકારક પ્રેમ ઉત્પન્ન કર્યો છે. કુદરતને ચિતરવાને કે લ્હેવું અવલોકન કરવાને છોકરાઓ સવારે કે સાંજે પોતાની મેળે ભટકવા નીકળી પડે છે. આ શાળાના એક જુના વિદ્યાર્થીએ આ દેશમાં તેમજ પશ્ચિમમાં એક શિલ્પી તરીકે પ્રખ્યાતિ મેળવી છે. છોકરાઓને કુદરત બહુજ ઝીણવટથી અવલોકવા દેવામાં આવે છે અને તેઓને કુદરત અવલોકનના પાઠો શીખવવામાં આવે છે.

આ પ્રમાણે વિદ્યાર્થીઓ તે નિશાળમાં કામ કરે છે. સવારે સાતથી દશ અને બપોરે બે થી પાંચ તેઓના વર્ગો હોય છે. જ્યારે હવા સારી હોય છે ત્યારે ઝાડોની છાયા તળે વર્ગો લેવામાં આવે છે. એક વર્ગમાં પંદરથી વધારે છોકરા હોતા નથી. 'લન્ચ' ( હાજરી કર્યા )

( અપૂર્ણ-પૃષ્ઠ ૩૪ મા ઉપર ચાલુ. )

ठ. आनंदजी मूळजी पांची तरफथी भेट.

## महायुद्ध-चित्रमाला.


ग्रीसनो राजा.


ग्रीसनी राणी.


रोमानियानो राजा.


रोमानियानी राणी.

## महायुद्ध-चित्रमाला.



रणक्षेत्रमा जर्मनोनी उतारी मोटोरगाडीनी पाछळ पडीने ब्रिटिश
हवाई विमान तेनो नाश करे छे.

The Manoranjan Press, Bombay

# प्रवास मंजरी.

## આફ્રિકાનો પ્રવાસ.

(અક્ટોમ્બર ૧૯૧૩ થી ચાલુ)

લેખક ર. રા. "વિનાયક"—વડવાણ.

### ૩. દરિયાઈ મુસાફરી.

પ્રિય સુભગે ! મોમ્બાસા-નિડયાકુ.

આ વખતે તમારો પત્ર ઘણોજ મોડો આવ્યો. આનન્દ આપી શકે છે. તમો આવીજ રીતે પત્ર લખતા રહેશો. આગલા પત્રમાં હું તમને સ્ટીમરમાં થતી આપણા દેશીઓની હાડમારીની હકીકત લખી ગયો છુ. હજુ તે વિષે થોડુક આ પત્રમાં પણ લખીશ.

સ્ટીમરમાં સવાર અને સાંજ હું કઠેરા પાસેજ ઉભો રહેતો. આકાશમાંથી અદૃશ્ય થતાં તારા અને ઉષા, પ્રભાતનું આગમન દર્શાવતા. ધીમે ધીમે ભગવાન્ સૂર્યનારાયણના દર્શન અમે અતિ ઉલ્લાસથી કરતા. હમેશ વાદળાના ઉધ્યાચળ પાછળથી સવિતા નારાયણ શાન્ત અને ઉજ્વલ રક્ત રશ્મિ અમારા મલિન ડેકના મલિન ભાગો પર ફેંકી પવિત્ર કરતા.

વ્હાલી ! મનુષ્ય જીવનની ગડમથલ જળ કે સ્થળ પર દરિયાની આ પાર કે પેલી પાર સર્વત્ર એની એજ સૂર્યોદય પછી સર્વ કોઇ પોતપોતાના કાર્યો કરવામાં ગુંથાઇ સ્ટીમર પર મોટું કાર્ય ખાવા પીવાનું લગભગ બે થી ત્રણ વખત સ્ટીમર પર ખાવાનુ લેવાનું બને છે. દરિયાની મુસાફરીમાં સામાન્ય રીતે ભૂખ વધારે લાગે છે અને સ્ટીમર પર કસરત કરવાના ખાસ સાધનો ન હોવા છતાં અન્ન પાચન સારૂં થાય છે. આનું કારણ દરિયાની હવા. હમેશ સાંજની શોભા રળિયામણી થતી. તે વખતે કુદરત એવી અપૂર્વ કાન્તિ ધરતી કે આપણને વિશ્વ દર્શન થયા જેવું લાગે. સધ્યાના અમ રંગી રંગોની છાયા સાગરના જળમાં પડી ન પડી ઉડી જતી અને જગતની ક્ષણિકતા અને અનિશ્ચલતાનું ભાન કરાવતી. એક તરફ સૂર્ય ભગવાન્ સમુદ્રમાં ડુબતા હતા તો બીજી તરફ ચંદ્રમા સમુદ્રમાંથી તાજા નાહી નીતરતા નીતરતા નીકળતા હોય એમ તેના શાન્ત થંડા કિરણોથી અનુભવાતું. સુભગા ! તારા ધવલ કપાલમાં જેમ ચાંદલો શોભે છે તેમ પ્રાચી મુખે ઉદય થતો ચંદ્રમાં શોભતો. બે મહાન્ તેજના ગોળાનો અસ્ત ઉદય જોતાં મનુષ્યની ચડતી પડતીના નિયમો સહજ સમજાતા.

અર્ધ રસ્તે શેચલ નામનો બેટ આવે છે. તેની પાસેનો દરિયો ઘણો ગરમ છે. આ બેટમાં ઝેરી નાળિયેરો પુષ્કળ થાય છે. તે નાળિયેરોની કાચલીના, સન્યાસીઓ સાધુઓ રાખે છે તે તુમ્બી પાત્રો, કમન્ડળો બને છે. આ બેટ ઘણોજ ફળદ્રુપ છે. તેમાં વસ્તી જંગલી લોકોની છે. મોમ્બાસા જતા આવતા સ્ટીમરો અહિં ઘણીવાર બંદર કરે છે. આ બેટ અંગ્રેજ સરકારનો છે.

મુંબાઇથી મોમ્બાસા જતાં સ્ટીમર પોરબંદર, ગોવા, શેચલ અને લામુ એ નામનાં બંદરે અટકે છે. દરેક સ્ટીમર તમામ બંદરે એકી વખતે અટકતી નથી. પણ અનુકૂળતાએ

તેમાંથી એક અથવા બે બંદરો કરે છે. અમારી સ્ટીમરે પોરબંદર અને શિયલ્લ એમ બે બંદર કર્યાં હતા.

શિયલના નજીકના પાણીમાં ઉડતી માછલીયો જોવામાં આવે છે. ઘણીવારે તેઓ ઉડી ઉડીને સ્ટીમર પર પણ પડતાં જોવામાં આવી હતી. એક મોટું તીડનું ટોળું ઉડતું હોય તેનો દેખાવ જોવામાં આવે છે.

મોમ્બાસા નજીક આવતાં એક વરસાદનું ઝાપટું થયું હતું, ધુમસ એટલું બધું વરસ્યું હતું કે સામેથી કોઇ સ્ટીમર આવતી હોય તો ચોકસ અથડાઇ પડે.

પ્રિયે! સ્ટીમર પર નવા નવા થઇ ગયેલા મિત્રો સાથે અનેક પ્રસંગે ભિન્ન ભિન્ન પ્રકારની વાર્તા કરતા, અવકાશના વખતમાં પાના અને બીજી રમતો રમતાં અને ખુબ ખાતાં પીતાં અમે અમારી દરિયાની મુસાફરી નિર્વિઘ્ન સમાપ્ત કરી.

અમારી સ્ટીમર મોમ્બાસા ( હારબર ) બંદરમાં સાંજે પહોંચી. બંદર ઘણુંજ સુન્દર છે. ત્યાંનું સઘી સૌન્દર્ય ઘણુંજ મોહક અને અદ્ભૂત હતું. ૧૫ દિવસની મુસાફરીને અન્તે આવું સુન્દર બંદર હું જોઇશ એવો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો. ગગન સાથે વાતો કરતાં નાળિયેરીના ઝાડો અને કેળ, આંબા, અને બીજાં ઘણાં અજાણ્યા વૃક્ષો એકદમ શાન્તિનું રાજ્ય ફેલાવતાં હતાં. દૂર દૂર આરબની પૂર્વની પદ્ધતિથી બંધાયેલું અને અંગ્રેજી સંસ્થાએ કરેલ બંગલાથી ટપકિત મોમ્બાસા જોઇને આફ્રિકામાં તો ક્ષુદ્ર શહેરો હશે એવી મારી માન્યતા જાુઠી પડી.

અમારી સ્ટીમર કિનારાથી દૂર ઉભી રહી. મછવા ( સ્વાહીલીમાં ઢાઉ ) આવી પહોંચ્યા અને અમને એક પછી એકને તેમાં ઉતાર્યાં. 'પાસપોર્ટ ઑફીસરે ' અમને કિનારા ઉપર ઉતરવાને માટે અમારી તબિયતો તપાસી સ્ટીમર પર પાસ આપી દીધા હતા. મગછવાના હંકનાર કાળા ડીંચકા, અને ઉતાવળથી, ગડબડ થાય તેવી ભાષા બોલતા સ્વાહીલીઓએ અમને કિનારે લાવી મૂક્યા.

નર્મદાશંકરભાઇ સામા આવ્યા હતા તેની સાથે પૂર્વ પશ્ચિમની પ્રજાથી વસાયલા, સાંકડા રસ્તાવાળા કાળા અને ન સમજાય તેવી ભાષામાં બોલતા, સ્વાહીલીઓથી ઉભરાતા મોમ્બાસા શહેરમા બધું નવું નવું જોતો. સાંકડી ગલીમાં આવેલા તેના એક ઘેર ગયો.

સુભગા! મોમ્બાસા સમ્બન્ધે આવતા પત્રમાં લખીશ. હાલ તો આટલેથીજ બસ.

એક વાત જણાવવી રહી ગઇ. સ્ટીમરમાં ઉપયોગી થશે એમ ધારી લીધેલ તમામ ચીજો મેવો કશા ખપમાં આવ્યો નહિં. અને સાથે લીધેલ ગાંઠીયા, ગોળપાપડી, અને બીજું થંડું ભાતું નાંખી દેવું પડયું છે. દરિયાના રસ્તે ફળો અને ઉની રસોઇ શિવાય બીજું કશું અનુકૂળ આવતું નથી. સાથે લીધેલાં લીંબુઓનો, ફેર આવતાં વખતે સારો ઉપયોગ થયો હતો. અસ્તુ.

લી. તમારોજ.

વિનાયક.

## ૪. મોમ્બાસાના વતનીઓ.

મોમ્બાસા—હીપાફ.

વ્હાલી !

હું જ્યારે નિશાળમાં ભૂગોળ ભણતો ત્યારે અને જ્યારે જ્યારે આફ્રિકા સમ્બન્ધી વાંચતો લખતો કે વિચારતો ત્યારે ત્યારે આફ્રિકા વિષે હું બહુજ ગરીબ ખ્યાલ કરતો. હું કેમજ ધારતો હતો કે આફ્રિકા કાળા જંગલી લોકોનો એક મોટો વેરાન દેશ છે. સુભગે! વાંચવામાં અને પ્રત્યક્ષ જોવામાં આટલો તફાવત છે. અનેક ફળ અને ફુલ ઝાડોથી ભરપૂર મોમ્બાસાનો બેટ ન જોયો હોત તો મ્હારી ભૂલ ભરેલી કલ્પના એમ તેમજ રહેત અહિં ફળોનો તો પારજ નથી. લગભગ પાણીના મુલે જાય છે. મુસમ્બી જેને અહિની ભાષામાં 'મચુંગા' કહે છે તેનું તો મોમ્બાસા અને જંગબાર માહેર ઘર છે. આપણા દેશમાં મુસમ્બી મુખ્યતઃ આ બે સ્થળેથીજ આવે છે. અહિં જેવાં મીઠાં ફળો મળે છે તેવા મીઠાં ફળો તે બીજે ક્યાંઇ મળી શકતાં નથી. અહિંઆ એક બે જાતની કેરીઓ પણ થાય છે. ફળ ઘણું મોટું અને સ્વાદ પણ મીઠો. મુંબાઇની આફુસ પાયરીની જાતની, પણ સ્વાદે જરા ઓછી, સસ્તી ઘણી ઉપરાન્ત, અહિ અનાનાસ, પપનસ, લીલા કાજુ, શોકશોક (એક જાતના મીઠાં આફ્રિકાના ફળો) વગેરે ફળો મળે છે. કેરી અને મુસમ્બી તો લગભગ બારે માસ મળે છે. દેવિ! પ્રભુ તો સર્વથા અને સર્વત્ર દયાળુજ છે.

અહિના લોકોને 'સ્વાહીલ' લોકો કહે છે. 'સ્વાહીલ' એ અરેબીક શબ્દ છે. સ્વાહીલ એટલે 'કિનારા પરના.' આ લોકો રંગે સાધારણ કાળા અને કદે ઠીંચકા છે. સીધી જેવા કદ્રુપા અને ચપટાં નાક વાળા નથી. તેઓ શરીરે ઘણા મજબૂત અને સખ્ત શ્રમ કરી શકે તેવા હોય છે. તેઓ 'બાન્ટુ' જાતના નીગ્રોની જાતમાંથી ઉતરી આવેલા જણાય છે.

સ્વાહીલ લોકોનો પોશાક, માથે એક મલમલની ગુંથણીના ભરતવાળી ટોપી જેને "કોફીયા" કહે છે તે તમામ લોકો મુકે છે. ઘણા થોડા પૈસાદાર અને આબરૂદાર સ્વાહીલીઓ "કોફીના"ને બદલે આરબ જેવું માથે બાંધે છે. અંગે છાતી ઉપર ૮ થી ૧૦ બોરીયાના બીનવાળો કફની જેવો ધોળો ઝભો પગથી માથા સુધીનો પહેરે છે. આ ઝભાને સ્વાહીલી ભાષામાં 'ખાન્જુ' કહે છે. ખાંજુ નીચે એક બે ત્રણ હાથનો રંગેલ કપડાનો કટકો કેડે વીંટે છે. આ કટકાને 'લુંગી' કહે છે. પગમાં ચંપલની જાતના ચામડાના ચપલો પહેરે છે. લગભગ તમામ સ્વાહીલીઓ એકજ જાતનો પોશાક પહેરે છે. પુરૂષો કરતાં સ્ત્રીઓનો પોશાક અને તેનો દેખાવ વધારે લક્ષ ખેંચે તેવો છે. સ્વાહીલી સ્ત્રી એકજ કપડું પોશાકમાં પહેરે છે. ગળાથી નીચેના અને છાતીથી ઉંચેના ભાગ પાસે એક કપડું વીંટાળીને બાંધે છે. પોશાકમાં તે, એકજ કપડું તે પનામાં લાંબું હોઇ પેટ ઉપર થઇ ગોઠણ સુધી પહોંચે છે. તે કપડું રંગેલું ચટાપટાવાળું ઘણું ખરું હોય છે. સ્વાહીલી પુરુષના વાળ સીધી જેવા વળીયાં વાળા હોય છે, અને લાંબા ન વધી શકે તેવા હોય છે. સ્ત્રીઓ માથે વાળ રખાવતી નથી. વિશેષતઃ સ્વાહીલી સ્ત્રીઓ માથે મુંડો કરાવે છે. અને તે પણ કાચના કટકા વતી ઘણી થોડી સુધરેલી સ્વાહીલી સ્ત્રીઓ માથે ચોરા કે ધારી અને વચ્ચે નાની સરખી ચોટલી રખાવે છે. સ્વાહીલીઓ કાળી પણ બરાવદાર અને ચહેરે નમણી હોય છે. તેમના નાક એકદમ ચપટાં

નથી. તેઓ તેમના માથે સુંઢી તેમાં એક જાતના ખીમાનું તેલ નાખે છે. શિયાળામાં અથવા મોમ્બાસામાં પડતા સખ્ત તાપમાં મુંડે લગાડેલ તેલથી ચળકતાં માથાંવાળી સ્વાહીલી સ્ત્રીઓને જોતાં ઘણીજ રમુજ આવે છે. આવી પણ એક જાતની સ્ત્રીઓ!!! આ આઓને 'બાબીઓ' કહેવાય છે.

સ્વાહીલી લોકોના ઘરને ઝુંપડીઓ કહી શકાય. તેના ઘરોને "ન્યુમ્બા" કહેવામાં આવે છે. માટીની દીવાલ અને ઉપર ઘાસનું છજું એટલે "ન્યુમ્બા." આપણા દેશના ઝુંપા એટલે "ન્યુમ્બા."

સ્વાહીલી લોકો જે ભાષા બોલે છે તેને 'સ્વાહીલી' ભાષા કહે છે. તે ભાષા લખવાને લીપી અરેબીક છે. અને તે પણ આરબના પરિચયથી દાખલ થયેલી જણાય છે. અગાઉ આ લોકોમાં લીપી નહોતી અને હોઈ પણ શકે નહિ: આ ભાષામાં અનુનાસિક શબ્દો ઘણા હોય એમ જણાય છે. કેટલાક શબ્દો એવા પણ સંભળાય છે કે જેનો હું ઉચ્ચાર પણ કરી શકતો નથી. એટલે કે એવા સ્વર વ્યંજનની આપણી ભાષામાં ઉપાતી નથી. મને સ્વાહીલી ભાષા સાંભળવી બહુ ગમે છે. તે ભાષા બહુ મીઠી અને કર્ણપ્રિય છે. સુભગા! એ ભાષાનો વિશેષ અભ્યાસ થયા પછી તે વિષે વધારે લખીશ. હાલ તો આ વિષે આટલુંજ બસ.

સ્વાહીલી લોકોમાં વહેમ, જાદુ, મંત્ર, તંત્ર, ઉપાસના વગેરે છે. તેઓ ભૂત અને જીન કાઢવામાં હુંશિયાર છે તેમ મનાય છે. સ્વાહીલી લોકોમાં એક એવી અજાયબી છે કે જ્યારે તેઓ વરસાદ માગે અને ન આવે તો તમામ લોકો ગામ બહાર જઈ 'ગોમો' એક જાતનો નાચ કરે છે. અને સ્ત્રીઓ તેના બાળકોને ધવરાવતી નથી. લોકો કહે છે કે "આમ કરવાથી વરસાદ આવે છે." આ હકીકત મારા એક મિત્રના અનુભવમાં આવી છે.

સ્વાહીલી લોકોને કંઈ ખાસ દેવ દેવી નથી. આકાશમાં દેવ છે તે સૌથી મોટો છે અને આ બધું છે તેનો માલિક છે, સૂર્ય ચંદ્ર તેના હુકમથી પ્રકાશે છે અને પવન પાણી, તેની ઇચ્છાથી આવે છે તેમ તેઓ માને છે. તેઓ તેના દેવને મુંગુ કહે છે.

સ્વાહીલીઓનો ખોરાક માંસ, મકાઈ, મકાઈની તથા ઘઉંની રોટલી એ મુખ્ય છે.

સ્વાહીલીઓ પકા અને ચાલાક છે. યુરોપીયનો તથા હિન્દુઓના પરિચયથી ઘણીખરી બાબતમાં સુધર્યા છે અને બગડ્યા પણ છે. ઘણીવાર તેઓ ચાકર તરીકે સારૂં કામ કરે છે અને પ્રમાણિકપણું તથા નિમકહલાલી બતાવી આપે છે. હજુ તેઓ બહુ બુદ્ધિશાળી બન્યા નથી.

---

## ખરી બાળકેળવણી:

જીવનની દરેક બાબત ધર્મથી-ઇશ્વરભક્તિથી પ્રેરિત થાય, પોતાનાં બાળકો ઉચ્ચ નીતિ તત્ત્વો શીખી તૈયાર થાય અને તે તત્ત્વ પ્રમાણે તેમનું આચરણ થાય, તેઓ પોતાનું જીવન હુશિયારી અને પ્રમાણિકપણાથી ચલાવે, પોતાપર વિશ્વાસ રાખી તેઓ પોતાના સમાજનું હિત સાધ્ય કરે, પોતાના માબાપના અને કાયદાથી પ્રસ્થાપિત થએલી સરકારના આજ્ઞાધારક બને, તેઓ હુશિયાર અને ચાલાક થાય, આત્મસંયમન, સહનશીલતા, શ્રમનું મહત્વ અને શ્રમ પર પ્રેમ વગેરે ગુણો શીખે, તે માટેજ તેમના સતત પ્રયત્નો ચાલે છે. આ ગુણની ક્યા સમાજને જરૂર નથી? આ ગુણસમુચ્ચય સનાતન સત્ય છે અને તેનું સર્વત્ર સન્માન થવું જોઇએ.

—રા. રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમાનકૃત 'બુકર ટી. વૉશિંગ્ટન.'

# वार्तालहरी.

## નકો—નગરીયો.

### યાને

## જુની આંખે નવાં ચસ્મા.

### —પુર્વાર્ધ—

લેખક—શ્રીયુત " ઓલ્યા જોશી " (બી. એ. એલ એલ બી.)—ગોન્ડલ.

ઓગણીશમી સદીના કાઠીયાવાડનો ઇતિહાસ અવલોકન કરશું તો મધ્ય કળિયુગ પ્રવર્ત્તતો હોય એમ જણાય છે. 'બળીઆના બે ભાગ' ના સિદ્ધાંત અનુસાર બળવાન રાજ્ય ન્હાના રાજ્યને કમરતું લ્હેની કોઇ દાદ ફરિયાદ ન સાંભળતું પેસ્વાઇ ઘોડા ખંડણી વસુલ કરવા નીકળતા ત્યારે ગમે ત્યાં લુટફાટ ચલાવતા ધાડધાડ અને બારવટિયાનો દોર દમામ ભારે હતો. તેવામાં કર્નલ વોકરે કાઠીયાવાડના રાજા ભૂમીઆઓ સાથે કોલ કરાર કર્યા અને એજન્સીની સ્થાપના થઇ ત્યારથી રફતે રફતે શાંતિ ફેલાવા લાગી.

તે સમયે પાકા રસ્તા નહોતા, ત્યારે રેલ્વેનું તો પૂછવુંજ ક્યાં? ગાલ માર્ગે સઘળો વ્યવહાર ચાલતો. એજન્સીનું પાટનગર રાજકોટ તે સમયે એક ગામડા જેવું હતું. ગામ આખું ગઢની અંદર વસી ગએલું હતું. બેઠી બાંધણીના મકાનો દુકાનો આડી અવળી ગલીયો અને ઠેરઠેર ઉકરડા જોવામાં આવતા, એટલું છતાં બદહજમી અને ક્ષય આદિ રોગથી સમાજ અજ્ઞાત હતી. તે વખતે મોંઘવારીનું કમિશન બેસાડવાની પણ જરૂર ન હતી કારણ અનાજની બિલકુલ ખોટ નહોતી, રાવી કે વોલ્ક ધધર્સને હજી કોઇ ઓળખતું નહોતુ, એક કોરીનો એક ધડો[1] મીઠું તેલ મળતું, ઘેર ઘેર ઢોર હોવાના કારણેઅર ઘી દૂધ પણ પુષ્કળ પેટમાં જતું.

સાર્વભૌમ રાણીશ્રી વીક્ટોરીયાના રાજ્યા રોહણની માંગલિક ક્રિયા જે પ્રસંગે વેસ્ટ મીનીસ્ટર એબીમાં થતી હતી તેજ વખતે રાજકોટની એક શેરીમાં આરેત્ર વણિકના ઘરમાં થાળી[2] વગાડી અને આપણા નકામાઇનો જન્મ જાહેર થયો. નકાની માને ચાર છોકરા થયા પણ વરસ વરસનાં થઇ ગુજરી ગયેલાં, કંકુ ડોશીના કહેવા પ્રમાણે નકાની માને સોક્યનો વળગાડ હતો. તેથી ઘેર જુવો બોલાવી ખોડીઆર માતાને સમર્યા, દૂધ ઘીની બાધા રાખવામાં આવી અને તે બાધાનુ પરિણામ નકાનો જન્મ હોય એમ ખાત્રી થઇ ખોટનો દીકરો ઇશ્વર પાછો ન લઇ લે માટે પોતાની માલેકી ત્યજી પ્રભુનેજ ખોળે રાખવામાં રાખે તો બાળકનું આયુષ્ય વધે એવી આસ્થાથી સામાન્ય રીતે ત્હેને ભિખારી રાખવામાં આવે છે, બે ચાર વરસ સુધી આડોશીપાડોશી તથા સગાં સબંધી બાળકને માટે જોઇતાં વસ્ત્રો

---

૧ હમણાં સાડાબાર શેરનો એક ધડો ગણાતો

૨ દીકરો અવતરે તો થાળી અગર લેવા હાથપર દાંડી વગાડી વધામણી આપવાની રીત હજી ચાલુ છે.

પુરાં પાડે, તેજ રીતે આપણામાં બાળકને પણ ભિખારી રાખવામાં આવ્યું. 'સત્યેન્દ્રરાવ' 'વિઘ્નહરરામ' કે 'પ્રસન્નમનશંકર' હેવા જડખા ફાટુ નામો તે વખતની ફેશને પસંદ ન્હોતા, પણ 'ટોગો' 'ઇટો' 'નોગી' જેવાં જાપાનીઝ સ્ટાઇલના—પુંજો, નાથો, ઘેલો, કચરો, ભુરો એવાં સંક્ષિપ્ત નામો તે વખતની સમાજમાં પ્રચલિત હતાં, તેજ પ્રમાણે આપણા આ બાળકનું ઓળી ઝોળી "નકો" નામ પાડવામાં આવ્યું.

બળીયા, અછબડા, શિતળા, મ્હોટી ઉધરસ આવી પીડામાંથી એક પછી એક પસાર થઇ આપણો નકો લગભગ પાંચ વરસની ઉંમરે પુગ્યો, તે સમયે છોકરા–છોકરીના દેખાવમાં કાંઇ ભેદ નહોતો. બન્નેના નાક કાન વીંધાવવામાં આવતાં; બન્નેના હાથપર છુંદણાં પડાવવામાં આવતાં, છોકરીના કાનમાં વાળીયો તો છોકરાના કાનમાં મરકી; છોકરીના હાથમાં સાંકળાં તો છોકરાના હાથમાં કડાં, છોકરીના પગમાં તોડા કડલી તો છોકરાને પણ તેવોજ સજવામાં આવતો, ફક્ત છોકરીને માથે કુંચળી તો છોકરો ત્રણ વરસનો થયા પછી ફુમચી જેવી ઘુઘરીવાળી ટોપી કાઢી માથું ઉઘાડુ રખાવવામાં આવતું એટલોજ તફાવત કહી શકાય. એકવાર એક તેલીમો બાવો 'અલ્લ–બેખ' જમાવતો ફળીઆમાં આવ્યો ત્યારે આપણો નકો ન્હાના મ્હોટા દાગીના સહિત પણ વસ્ત્ર રહિત રમતો હતો ત્હેને ભમરા ખવરાવવાને બ્હાને બાવો ફોસલાવી લઇ જવાનું કરતો હતો પણ બાવાજીના ચીપીયાથી ભડકીને નકો બે કડો ત્રાસુના મંડયો એટલે બાવો ચુપચુપ ચાલ્યો ગયો; નહીતર નકાનું વૃત્તાંત ટુંકેથી પતી જાત.

સાત વરસ સુધી નકો નાગોપુગો રમ્યો ભમ્યો, બાદ આઠમે વરસે વિજ્યા દશમીને દિવસે ત્હેને પરાણે શીવા પંડયાની નિશાળે ભણવા બેસાડયો. જેમ ત્યમે કરતાં લાકડાની પાટી ઉપર ધુળ નાંખીને સવળો એકડો ઘુંટતાં શીખ્યો; બાદ લેખાં બારાખડીમાં બીજે વરસે પાવરધો થયો, અને ત્રીજે વરસે ચીઠ્ઠી પત્રી લખતાં આવડયું એટલે નકાની વિદ્યાર્થી અવસ્થા પુરી થઇ. મહેતાજીનું લવાજમ લોટ તથા સીધુ બાદ કરતાં રોકડી બાર કોરી ચુકવીને અગ્યારમે વરસે નકાને ઉઠાડી લેવામાં આવ્યો.

નકાના બાપની જો કે પાણુકોરું (ખાદી) વેચવાની દુકાન હતી તોપણ નકાના ચોથી પેઢીએ વડવા મહાજનમાં બેસતા એટલે નકાના કુટુંબની આબરૂ ઉંચી ગણાતી, જેથી નકાનો જન્મ થયો ત્યારથીજ કન્યાની માગણીઓ પુષ્કળ આવવા લાગી, અને ત્રીજે વરસે ત્હેનું સગપણ કરવામાં આવ્યું. કન્યા નકા કરતાં એકાદ વરસ મોટી હતી એટલે નકો નિશાળેથી ઉઠયો ત્યારે કન્યા લગભગ બાર વરસની થયેલ જેથી કન્યાના માવતરને હવે ચટપટી થવા લાગી અને તુરત લગ્ન નક્કી થયાં. ગામના લોકોએ ફુલાવી ફટાવી નવ ન્યાતનું[3] ખરચ પણ કરાવ્યુ.

અગ્યાર વરસની કુમળી વયે નકાભાઇએ ગૃહસ્થાશ્રમમાં પ્રથમ પગલાં માંડયાં.

(નોટ—સમાજનું બંધારણ રોમન પદ્ધતિ પર હતું. તે લોકોમાં કુટુમ્બની એક વ્યક્તિ ગણાતી; એવી અનેક વ્યક્તિયો મળી 'ન્યાતની કહેવાતી, કુટુમ્બનો મોટેરો (Pater

3. વણીકની જુદી ન્યાતોને અરસપરસ ખાણા વ્યવહાર હોય તે તમામને નોતરવામાં આવે ત્યારે નવ ન્યાતનું ખર્ચ કહેવાય.

Familias) તેજ કુટુમ્બનો સર્વ સત્તાધિશ ગણાતો, ન્યાતની પાર્લામેન્ટમાં પણ તેજવત તો એવા દશ બાર મોટેરા સભ્યોનું મંડળ તે 'મહાજન' યાને ન્યાતની કાર્યવાહક કેમીનેટ કહેવાતી. એ કુટુમ્બની હાજરીમાં કુટુમ્બના કોઇપણ મેમ્બર પછી તે સાઠ કે પાંસઠ વર્ષની વયનો હોય છતાં બાળક સમાન લેખાય એટલે હેને ઝાઝું બોલવાનો હક નહિ. સ્ત્રી વર્ગની તો ફક્ત જંગમ મીલ્કતમાંજ ગણત્રી થતી. જંગમ મીલ્કતને જ્યમ વાચા નહી તેમ સ્ત્રી વર્ગ જીવ્હા છતાં વાચા રહિત પ્રાણી હતું, જંગમ મીલ્કત જ્યમ કીમતી ત્યમ તેને ચોર કે સુંદરાના ભયથી દાટી રાખવામાં આવે ત્યમ આ વાચા રહિત પ્રાણીને પણ ગુપ્ત રાખવાની ખાસ કાળજી રાખવામાં આવતી. આવી સ્થિતિમાં ગૃહસ્થાશ્રમ કેવો આનંદમય ચાલતો હશે તે તો નકાભાઇ અત્યારે હયાત હોત તો આપણે પૂછી શકત.)

ગૃહસ્થાશ્રમને હજી વરસ દિવસ પુરૂં ન થયું ત્યાં તો નકાની વહુને માથે તરપીત પડવા માંડી. નકાની વહુને છાણાં થાપવામાં પુરી કુશળતા ન હોવાના કારણપર એકવાર ચાર કલાક ઘંટીની શિક્ષા કરવામાં આવી. પરણ્યા છતાં નકાનું મન તો સાત તાળી, દહીંનો ઘે.ઘે, મગ માટલીમાંજ હતું, તેનામાં હજી સુધી પીટપણું ન જણાયાથી હેને રૂપચંદ શેઠની શરાફી દુકાને ઉમેદવાર તરીકે રખાવવામાં આવ્યો; દુકાન સાફસુફ કરવાનું અને પિત્તળની દીવી તથા દવાત માંજવાનું કામ પ્રથમ હેને સોંપવામાં આવ્યું, હેમાં તે કુશળ થયો એટલે બીજે વરસે શેઠના ઘરનું શાકપાન અને પરચુરણ ચીજની ખરીદીનું કામ સોંપાયું. શેઠને કાંઇક વિશ્વાસ બેસવાથી હેને આવરા ખાતાવહીના નામાં લખવા બેસાડવામાં આવ્યો ત્યારે ઉમેદવાર તરીકે એક બીજો છોકરો નામે "મોરો" ગોઠવાયો.

દરમ્યાન નકાની વહુને સિમંતનુ મુહૂર્ત આવ્યુ. ન્યાતનું જમણ તો થવુંજ જોઇએ. રૂપચંદ શેઠે એકસો એક કોરીની મદદ આપી અને આ શુભ અવસરે ન્યાત જમી; ન્યાતના પ્રતાપે કન્યા અવતરી જેનું નામ 'ઝમકુ' પાડવામા આવ્યું.

મનુષ્ય જીવન એક સરખું સુખમય ભાગ્યેજ ચાલતું હશે. નકાને માથે અણધારી આફત આવી પડી. હેના બાપને પીઠ ઉપર એક ગુમડું થયું જે વધતું ચાલ્યું. વૈદ્ય વાણંદ પાસે હેનું ઓપરેશન (નસ્તર મુકાવવું તે) કરાવ્યા છતાં આરામ ન થયો; હેમાંથી રતવાનું રૂપ પકડ્યું અને છેવટે હેનું મ્હોત નીપજ્યું. સારે કે નરસે પ્રસંગે પણ ન્યાત તો જમવા માટે તૈયારજ હોય છે. નકાની આર્થીક સ્થિતિ બહુ સારી નહોતી. દુકાનમાં સો બસો કોરીનો માલ ઉપરાંત ઘરનું એક ઘર અને કાંઇક દાગીના હતા. તોપણ હેના કુટુમ્બની આબરૂ મ્હોટી ગણાતી, એટલે મહાજન શેઠીયાઓએ આગ્રહ કર્યો કે નકાના બાપનું તો 'ગામ ખરચ' જ થવું જોઇએ. ફક્ત રૂપચંદ શેઠ કાંઇક વિરૂદ્ધ હતા. કુટુમ્બની લાજ રાખવા માટે ઘરના બે ત્રણ દાગીના રૂપચંદ શેઠને ત્યાં ઘરેણે મુકીને અને કાંઇક રકમ એ શેઠ પાસેથી અંગઉધાર લઇને નકાના બાપનું 'ગામ ખરચ[૪]' ઉજવવામાં આવ્યું. મહાજને નકાભાઇને પાઘડી બંધાવી. ન્યાતના વંડામાં ગામ જમતું હતું અને મહાજનના જણો પીરસવામાં હતા. તેવામાં નાથો ફુલાણી અને તભો તોવીયો એ બે જણા ગોળપાપડીની ભરેલી સુખડીઓ પોતપોતાને ઘેર છુપી રીતે મોકલાવતા હતા તે નકાના જોવામાં આવ્યું એટલે નકે ચોરી પકડી આથી હોહા થઈ. એ બન્ને જણા મહાજનના અગ્રેસર

૪ મરણ પાછળ વસ્તિકની તમામ ન્યાતોને નોતરવામા આવે તો તે "ગામ ખરચ" કહેવાય છે.

ગણાતા કુટુમ્બના હતા એટલે ફુલાણી તથા તોલીયા કુટુમ્બના તમામ માણસો ભેગા થઇ ગયા અને સામા નકાને દમ ભરાવવા માંડયો.

( ખુલાસો—કુટુમ્બની શાખ જુદી જુદી રીતે પડતી-(૧) કુટુમ્બના મુળ પુરૂષ ઉપરથી-જેમકે-ફુલાના વંશના તે ફુલાણી-બોધાના બોધાણી, સધાના સધાણી, અડવાણી, લાલવાણી. સારંગપાણી વગેરે. (૨) ધંધા ઉપરથી જેમકે-દેવામાં પાંત્રીશ શેર અને લેવામાં પીસ્તાલીશ શેરના મણનો તોલ વાપરવામાં કુશળ માટે તોલીયા; હીંગ, મરચું મીઠું વગેરે ગંધીયાણું વેચનારને ગાંધી, સોના પિત્તળ તથા સાચા ખોટા શિક્કા પારખવાનું કામ કરે તે પારેખ, મ્હેતાગીરી કરે તે મ્હેતા, ટેકને માલ વેચે તે ટકી. વગેરે. )

લોકો જમતા જમતા ઉભા થઇ ગયા અને ઠીક પડયું તે પક્ષમાં ભળી રાડારાડ કરવા મંડયા. ખોલાચાલીમાંથી મુક્કા મુક્કીમાં દેખાવ બદલાઇ ગયો. મહાજનના આવા ખાનદાન કુટુમ્બ ઉપર નકાએ ખોટું આળ મુક્વાથી ત્યાં ને ત્યાં ત્હેનો સવાપચીસ કોરી દંડ લેવામાં આવ્યો ત્યારેજ શાંતિ પ્રસરી. ન્યાતે ખાધું ન ખાધું અને જમણવારનું કાર્ય પુરૂં થયું.

સત્તર વર્ષની વયે નકા માથે કુટુમ્બનો ભાર આવી પડયો. પોતાના બાપની દુકાનનો વહીવટ તેણે સંભાળ્યો. રૂપચંદ શેઠના કરજની ફિકર હતી. નકાએ હિંમત પકડી અને વેપાર વધારવા તરફ લક્ષ દોરવ્યું. જામનગર તે વખતે વેપારનું ઘણું સારૂં સ્થળ હતું. રેશમ તથા કીનખાબની કારીગીરી આખા કાઠીવાવાડમાં પંકાતી. તેવા કિંમ્મતી ખરનો માલ સંઘરવાની નકાની શક્તિ નહોતી. પાણકોરાનો તો વેપાર ચાલતો હતો તદ ઉપરાંત નગરનું બત્રીસું,[5] કંકુ અને સાડલા મંગાવી વેચવા માંડયા. નગરની બનાવટનો એ માલ નકાને ત્યાં ખાસ મળતો જેથી નકાને સૌ 'નકા—નગરિયા' ના નામથી ઓળખવા લાગ્યા. ફુલાણી તથા તોલીયા શેઠોની દુકાનો નકા નગરિયાની સ્હામેજ હતી. નકાની સાખ દાનતથી ગ્રાહકો વધતા ગયા તેમ તેમ ફુલાણી અને તોલીયાવાળાની ઇર્ષા પણ વધતી ચાલી. બે વરસમાં નકાએ રૂપચંદ શેઠનું કરજ ભરી દીધું.

એવામાં બજારમાં વાત ચાલી કે હિન્દુસ્થાનમાં સિપાઇ લોકોએ બળવો જગાડયો છે. અને કંપની સરકાર ભારે મુસ્કેલીમાં આવી પડી છે. નકા નગરિયાની દુકાને એક પુરૂષ તથા ઓરત ચડી આવ્યાં, ઓરતે નગરના સાડલા જોવા માંડયા. "કોણ છો?" એમ નકાના સવાલના ઉત્તરમાં-"ખ્રીસ્તી છીએ." એમ પેલા પુરૂષે જવાબ આપ્યો. બજારમાં બળવાની જે ગપ ચાલતી હતી તે વિષે નકાએ પુછતાં મ્હોટો બળવો જાગ્યો છે અને પોતાના સાહેબની પલટણ કાઠીયાવાડમાંથી તુર્ત ઉપડી જવાની છે. પોતે સાહેબનો બુટલેર હઇ સાથેજ જવાનો છે એમ તે ખ્રીસ્તી ગ્રાહકે નકાને સમાચાર જણાવ્યા.

તભો તોલીયો દુકાન બહાર ઉભો રહીને આ વર્તમાન સાંભળતો હતો ત્હેમણે ખ્રીસ્તીને પુછ્યું કે—"આ કોણ છે?" "તારે શું કામ છે" ખ્રીસ્તીએ ગુસ્સાથી સામો સવાલ કર્યો. તભો ત્યાંથી નાઠો ફુલાણીની દુકાને ગયો. અને બન્ને જણા બહાર આવીને બજારના માણસો સાંભળે તેમ કહેવા લાગ્યા કે—"આ ઓરત તો શામળા દેહની સગી લાગે છે." "ચલાવ બદમાસ"—નકા નગરિયાની દુકાનેથી માલ ખરીદી પોતાની ઓરત સાથે નીચે

[5]. સ્ત્રીઓ માટે જુદા જુદા વસાણાનો બનાવેલો પાક.

ઉતરી રસ્તે પડતાં તભા તથા નાથાને પોતાની લાકડીનો ઠોંસો ચખાડી સાહેબના બુટલેલે સલામ ભરી ઓઢાડી.

તભા તોલીયા તથા નાથા ફુલાણીએ હવે વધારે જોસથી બોલવા માંડ્યું કે–"વાણીયા થઇને વાસના ઢેઢને દુકાનમાં બોલાવે ત્યારે તો બાકી શું રહ્યું? આ તો પૃથ્વી રસાતાળ જવા બેઠી." આંખના પલકારામાં માણસનું ટોળું તુરત ભેગું થયું. એક જણ કહે કે–"નકાની આખી દુકાન અભડાણી છે માટે તમામ બાળી મુકો;' બીજો કહે કે–નકાનું શરીર પણ અભડાયું છે માટે તેનું ખોળીયું ઉતરાવી નાંખો. જોતજોતામાં તો ન્યાતના વંડામાં ફુલાણી તથા તોલીયાના જણોએ ગામ ભેગું કર્યું. નકાને બોલાવવા માણસ મોકલ્યું. નકો દુકાનેથી આવ્યો પણ બધા કહેવા લાગ્યા કે નકો અભડાયો છે નકો વટલાયો છે માટે હવે હેને દુર કરો. કોઇ કહે કે નકો ઢેઢનું પાણુ કોઇ ખરીદે છે ત્યારે મુળમીજ છાંટ લેતો નથી; કોઇ કહે કે એ ઢેડડી સાથે નકાને મુળથીજ આડો વ્યવહાર છે. નકાએ આ આરોપોનો સાફ ઇનકાર કર્યો, અને તે ઢેઢ છે એવું હેનું જાણપણું નહોતું એવો બચાવ કર્યો. રૂપચંદ શેઠે સૂચના કરી કે એ બાઇ ખરેખર ઢેઢ છે હેની આપણે ઢેઢની ન્યાતની પાસે ખાત્રી કરાવવી જોઇએ; પણ આવી બાબતમાં તોલીયા કે ફુલાણી બોલ્યા તે તો વેદ વાક્યજ હોય એમ કાયદા પ્રમાણે અનુમાન કર્યા સિવાય છુટકો નહી, જેથી તે મુદ્દાની વાત ઉપર કોઇએ લક્ષ આપ્યું નહી, અને શોરબકોર વધવા માંડ્યો. "ન્યાત બહાર કરો–ન્યાત બહાર કરો." એવી ગર્જનાથી આખો વંડો ગુંજી ઉઠ્યો. કેવળ ઇર્ષાથી આ આરોપ મુકાય છે એવી નકાની દલીલ હવામાંજ ઉડી ગઇ. દંડ મુકવાની રૂપચંદ શેઠની દરખાસ પણ રદ ગઇ અને તાત્કાલીક નકા નગરિયા તથા હેના આખા કુટુમ્બને ન્યાત બહાર મુકવાનો મહાજને ઠરાવ કર્યો.

નકો નગરિયો આવો જીંદગીરી ઠરાવ સાંભળી હેબતાઇ ગયો. "ન્યાતે મરવું, ન્યાતે તરવું." એ સિવાય બીજો છુટકો નહોતો. ન્યાત ઉપર બીજી કોઇ સત્તા પણ નહોતી. જેમ તેમ વંડા બહાર નીકળ્યો ત્યાં રસ્તા ઉપર છોકરાંઓ–"નકો ઢેઢ–નકો ઢેઢ" કહી બળતામાં ઘી હોમવા લાગ્યા. નકાનું મસ્તક ફરી ગયું. પોતે કઇ દિશાએ જાય છે હેનું પણ ભાન ન રહ્યું. નકો સમજતો હતો કે પોતાના ઘર તરફ પોતે જાય છે પણ હેનું વિધી વારતવીક હેને નદી ઉતારી ઉગમણી દિશા તરફ લઇ જતું હતું. હેના હાથમાં લાકડીના પરોણા સિવાય અત્યારે બીજો કોઇ પણ હેનો સાથી ન્હોતો. ખેતર વાડી વોંકળા વગેરે ચીરી નકો આડે માર્ગે દોઢેક ગાઉ નીકળી ગયો. રસ્તામાં એક મ્હોટો સર્પ હેના પગ પાસેથી ચાલ્યો ગયો હેની પણ નકાને ભાન ન રહી.

પ્રભાકરનાં કિરણો જે આડી લીટીએ હતાં તે હવે સીધાં થઇ ગયાં અને જોતજોતામાં સૂર્ય મોખડી[૫]ની પેલી મેર ઉતરી ગયો; અને આખું રાજકોટ તિમિરથી આચ્છાદીત થઇ ગયું. તે વખતે આપણો નકો નગરિયો પિરની ટેકરીવાળા ડુંગરમાં લથડીયાં ખાતો હતો. હેને પુરો શ્રમ લાગ્યો હતો; દિશા બીલકુલ સુજતી નહોતી; મોઢે ફીણુ આવી ગયાં હતાં. ત્યાં—"બચ્ચા કોન હય" એવો ગેબી અવાજ નકાને કાને આવ્યો. નકો ચમક્યો.

૫ રાજકોટની પશ્ચિમમાં એક ગામડું છે.

'બચ્ચા કોન હય.' એમ ફરીને ધ્વનિ સાંભળ્યો; નકાએ આસપાસ નજર કરી તો કોઇ જોગી મહાત્મા દૃષ્ટિએ પડયા. 'બચ્ચા કોન હય.' એમ બોલતા જોગીરાજ નકાની નજદીક આવ્યા. "મહાત્મા હું એક દુઃખી વાણીયો છું, મને પાણીની બહુ તરસ લાગી છે, હું મરી જાઉં છું." "ચલ બચ્ચા" કહી મહાત્માએ નકાનો હાથ પકડી ઉભો કર્યો. લાકડીને ટેકે નકો મહાત્માની પાછળ પાછળ ચાલ્યો; ક્યાં ગયો ત્હેની ત્હેન સુજ ન પડી. પછી મહાત્માએ કમંડળમાંથી ત્હેના ખોબામાં થોડું જળ રેડયું તે નકાએ પીધું. નકાની આંખો ઘેરાવા લાગી અને તે અઘોર નીંદ્રામાં પડયો.

## —ઉત્તરાર્ધ.—

આકાશ રજતમય હતું; રૂપેરીમાંથી સોનેરી આભૂષણ ધારણ કર્યાં. વાયુ મંદમંદ વાતો હતો. કવિયોના કલ્પના રૂપી કારાગૃહમાંથી મુક્ત થયેલી કોકિલા આમ્રવૃક્ષ ઉપર સહર્ષ ટહુકાર કરી પરમાત્માનો ઉપકાર માનતી હતી; કુન્જલડીનું વૃંદ ખેરો ખેતરા સૈન્યની માફક એક સરખી હારમાં ઉડયે જતું હતું. જોત જોતામાં સૂર્યનારાયણજીએ કુવાવડા[૧] તરફથી કુંભર તરફ ડોકીયું કર્યું. નકો નગરિયો જાગૃત થયો. નકાને પ્રથમ દૃષ્ટિએ તો કેવળ અંધકાર લાગ્યો. પણ આંખ જરા ઠરી તો એક બાકુ દેખાયું; ત્હેમાંથી પ્રકાશ આવતો હતો તે વડે નકાએ નજર ફેરવી તો પોતે કોઇ ગુપ્ત ભોંયરામાં સુતેલો હતો. નકાને પોતાની આગલી સ્થિતિનું તુર્ત ભાન થયું, ત્યારે ત્હેને પોતાનું કુટુમ્બ સાંભરી આવ્યું: પોતાની દુકાન રેઢી મુકીને નીકળેલ ત્હેની ચિંતા થઇ, કોઈ પણ પ્રકારે ન્યાતને ફરીને અરજ કરવી અને તમા તોલીયા તથા નાથા ફુવાણીની હરામખોરી બહાર પાડવી એવો દૃઢ નિશ્ચય કર્યો. તેવા પાકા ઠરાવ સામે ઉભા થઇ પોતાની લાકડી હાથમાં લીધી તો તદ્દન ખખડી લાગી.

જ્યમ ત્યમ કરી નકો ભોંયરા બહાર નીકળી ટેકરી ઉપર ચડયો, અને આથમણી દિશા તરફ નજર કરી તો એક સુન્દર તળાવ જોવામાં આવ્યું. તળાવ ઉપર એક રમણિય બંગલો બાંધ્યો. ઉગતા ભાસ્કરના કિરણોથી તળાવનું સૌન્દર્ય વિશેષ ખીલી નીકળ્યું હતું. તળાવની અંદર એક સ્ત્રી પુરૂષનું યુગલ હોડીમાં બેસી આનંદ વિનોદ કરતું હતું. નકો વિસ્મય પામ્યો. ત્યાંથી દૃષ્ટિ જરા આઘી લંબાવી તો કોઇ મ્હોટું નગર જોવામાં આવ્યું; મ્હોટી મ્હોટી હવેલીયો અને ઉંચા ઉંચા ટાવરો ભાળ્યાં ત્યારે નકાને લાગ્યું કે નક્કી પોતે કોઇ જુદાજ પ્રદેશમાં છે. રખે પોતાની દૃષ્ટિ ભુલવતી હોય. ખેર, શંકાથી નકાએ પોતાની આંખ ચોળવા માંડી તો ઔર ફેરફાર જોયો. પોતાને દાઢી ઉગી ગઇ હતી તે પણ વડવાઈની જટા જેવી લાંબી; માથે હાથ ફેરવ્યો તો, મસ્તકનું જાણે વન ઉગી ગયું હતું. હાથ તથા પગના નખ ગીરના સિંહ જેવા લાંબા અને તિક્ષ્ણ જોવામાં આવ્યા, શરીરની ત્વચા પવન કાઢી નાખેલ ફુટબૉલ અગર રબરની કોથળી જેવી કરચલીવાળી લાગી; પોતાની પાઘડી તથા કપડાં તો તદ્દન ઉધે ખાઇ ગયેલ અને જીર્ણ સ્થિતિમાં હતાં; પોતાની લાકડી ખખડી હોવાનું કારણ ઝીણાં ઝીણાં જીવડાંએ અસંખ્ય બાકાં કરી વાસો કરેલ તેજ હતું. આવી વિચિત્ર સ્થિતિ જોઇ નકાને વિશેષ ગભરાટ થયો. અને નક્કી કોઇ દૈવી શક્તિએ

[૧] રાજકોટની પૂર્વમાં એક ગામ છે.

પોતાનું સ્વરૂપ બદલાવી નાંખ્યું છે અને નક્કી હેને કોઇ અજાણ્યા પ્રદેશમાં એક રાતમાં મુકી દીધો છે. એમ ચોક્કસ માન્યું. તેવી માન્યતા સાથે પાઘડીનાં ચીંથરાં ખંખેરી માથે આડા અવળાં આંટા વીંટી ડુંગરથી હેઠળ ઉતર્યો. તળેટીમાં એક ભરવાડ પોતાનું વાઘ* ચારતો હતો. હેને નકાએ પૂછ્યું કે—" ભાઇ રાજકોટ ક્યાં આવ્યું !" " આ જ્નેતો નથી સામું દેખાય છે તે." ભરવાડે જવાબ આપ્યો. આ ઉત્તરથી નકાએ માન્યું કે આ નવિન પ્રદેશના ભરવાડો પણ અજાયેબ લાગે છે, એમ મનવાળી આગળ ચાલવા માંડયું.

તે ગામ નજદીક પોંચ્યો ત્યાં એક સુન્દર બગીચો ગોળાકારના રસ્તામાં આવ્યો; ત્યાંથી આગળ ચાલતાં ઝાડોની ઘટાથી છવાઇ ગયેલ મજેનો પ્હોળા પાકો રસ્તો જોયો. તે સડકે હેણે ચાલવા માંડયુ આ કયો પ્રદેશ છે હેની નકાને ગમ ન પડી એટલે રસ્તે સ્હામું જે મળે હેને રાજકોટનો રસ્તો પૂછવા લાગ્યો. તેના જવાબમાં " આ સ્હામું દેખાય તે " એમ કહી વટેમાર્ગુ ચાલતા થતા. પછવાડેથી ' ટી. ઇ. ઇ. ઇ. ' એવો અવાજ નકાને કાને આવ્યો એટલે નકે પાછુવાળીને જોયું. " એ બુઢ્ઢા આઘો ખસ " એવી બૂમ પણ સાંભળી અને તે રસ્તા વચ્ચે ગાભરો બની આમતેમ દોડવા લાગ્યો ત્યાં—એક સાઇકલ નકાના પડખામાં અથડાઇ, અને સાઇકલ પર બેઠેલાં એક બાનું ભડાક દેતે નીચે પડી ગયાં.

" અલ્યા બુઢ્ઢા ! ટોકરી વગાડી અને બૂમ પાડી તોપણ ધ્યાન રાખતો નથી ! બ્હેરો છે કે શું ? ?–" બીજી સાઇકલ પર બેઠેલા ગૃહસ્થે બાનુને ઉભા કરી પાછા બેસાડતાં નકાને ઠપકો આપ્યો.

નકા નગરિયાને પડખામાં લાગવાથી કળ ચડી ગઇ; જ્નેમ ત્હેમ કરી ઉભો થઇ ચાલતા માણસને પાડી નાંખનારને જરા ઠપકો આપવાનો વિચાર કર્યો ત્યાં તો પોતે એકલો હોવાનું લાગ્યું; રસ્તા પર નજર કરી તો સાઇકલો અપાટાબંધ ચાલી જતી જોઇ. "ઉભારોયો" બોલતો નકો તેમની પાછળ દોડવા ગયો પણ નકાના મુખનો એ અવાજ સાઇકલવાળાને કાને પ્હોંચે તેથી ચાર ગણું અંતર પડી ગયું હતું. આવું વાહન સ્વપ્ને પણ જોએલ નહી એટલે એ કોઇ દેવભૂમીના માનવો હોય એમ નકાએ માન્યું, પોતે વીશ વરસનો યુવાન છતાં હેને બુઢ્ઢાની ઉપમા આપી તેથી બહુ લાગી આવ્યું. વળી પુરૂષ સાથે ઓરતને આ પ્રમાણે સાથે રસ્તા જોઇને તો તે તદન વિસ્મય પામી ગયો.

" ભાઇ! આ શું છે ? " આગળ ચાલતાં એક મ્હોટું મકાન તથા હેમાં ઊંચુ ભુંગળુ અને ભુંગળામાંથી વરાળ નીકળતી જોઇ તથા મકાનની અંદર ખણખણાટ સાંભળીને નકાએ રસ્તે ચાલતાં એક માણસને પૂછ્યું.

" એ લોટ દળવાની મીલ છે. " એમ કહી પેલો ગૃહસ્થ ચાલવા મંડયો.

" ભાઇ મને કહોની રાજકોટ કયાં આવ્યું ? " નકાએ હેને ઉભો રાખી પૂછવા માંડયું.

" આ રાજકોટ નહિ તો બીજું કયું ગામ છે,? તું કોણ છે ? કયાં રહે છે ? ".

" હું રાજકોટમાંજ રહું છું, વાણીયો છું. " દિન સ્વરે નકાએ જવાબ આપ્યો.

" તું તો કોઇ દેઢ જેવો લાગે છે; વાણીયાનો આવો વેશ હોય નહિ. ચાલ્યો જા આગળ રાજકોટ છે. "

* બકરાં તથા ઘેટાંનું ટોળું.

નકાને કંઇ પણ સંતોષકારક જવાબ ન મળ્યો. શું મહાજનનો ઠરાવ ગામે ગામ પ્રસરી ગયો હશે અને આંહી પણ શું પોતાને દેદ તરીકે લખી ઉડાવતા હશે! નકાએ પોતાના મનને પ્રશ્ન પૂછ્યો. ત્યાં—સામેથી "ભુ'-ભુ'" એવો સુર આવ્યો; પછવાડેથી "ટિણુંગ-ટિણુંગ" એવો ઝણઝણાટ સાંભળ્યો. "એક બાજુ, એક બાજુ" એમ બન્ને દિશાએથી બુમ પડી, ત્યાં એક પોલીસ દોડતો આવ્યો ત્હેણે નકાને કારકો મારી હાથ ઝાલી એક તરફ ખેંચી લીધો એટલે મોટર તથા વીકટોરીઆ પુલ ઉપર થઇને જતી રહી. અને નકો એ બન્નેના અકસ્માતમાંથી બચી ગયો.

"સાલે અંધે! દેખતા નહી હયે ક્યા!" પોલીસે નકાને આવકાર આપ્યો.

"પણુ મારો કાંઇ વાંક!"

"રસ્તેકી બીચમેં કાયકુ ચલના હયે? તુમ કોન હો? કીધર જાતે હો?"

"અરે ભાઇ સાહેબ મારે રાજકોટ જવું છે ગામ ક્યાં આવ્યું બતાવોને?"

"યે રાજકોટ હયે; ચલે જાવ સીધા સમાલ કે."

નકે પુલ ઉપરથી નજર કરી તો ગામને પાદર અગાઉ જે નદી હતી તેજ પ્રમાણે જોઇ પણ નવિન પ્રકારનો દરવાજો અને ટાવર તથા સામે બગીચો એ બધો ફેરફાર તાત્કાલીક શી રીતે બની ગયો ત્હેની કાંઇ ગમ ન પડી; અને દરવાજા તરફ નહિ જતાં ત્હેણે ખાણું સીધી સડકેજ ચાલવા માંડ્યું.

આગળ જતાં રસ્તા આડું ફાટક આવ્યું તે બંધ હતું. લોકો બન્ને બાજુ ઉભા હતા ત્યાં કાઠીયાવાડ એક્ષપ્રેસ સરસરાટ ચાલી ગઇ. ત્હેના ધડધડાટથી નકો એવો હેબતાઇ ગયો કે લામલો નીચેજ પટકાઇ પડ્યો.

"અલ્યા તુને ચકરીનું દર્દ છે કે શું?" નકાને એક જણે હાથ ઝાલી બેઠો કરતાં પૂછ્યું.

"ના ભાઇ સાહેબ! હું તો આ ગયું તેથી ઝબકી ગયો છું."

"અરે મુર્ખા એ તો રેલ્વે ગાડી હતી."

"એટલે શું?"

આ કોઇ ગામડીઓ ભુન લાગે છે એમ પેલાએ જાણ્યું એટલે વધારે ખુલાસો નહિ કરતાં ચાલતો થઇ ગયો. ફાટક પણ ઉઘડી ગયું, અને નકો આગળ વધ્યો.

લેંગ બાઇબેરી અને આલફ્રેડ હાઇસ્કુલ વચ્ચેના ચોગાનમાં લોકોનું ટોળું જમા થયું હતું.

"લડાઇના તાજા તાર—હિન્દી સીપાઇઓની બહાદુરી, ગુરખાઓએ કુકરી વતી દુશ્મનોનો કરેલો સંહાર, દુશ્મનોને મથક છોડવાની પડેલી ફરજ-કિંમત એક પૈસો" એમ એક જણે ઘાંટો પાડી પતાકડું બતાવતો હતો.

"હે'! શું ટોપીવાળા હિન્દુસ્થાનમાંથી ભાગી ગયા?" નકા નગરિયાએ તે ટોળાની વચ્ચે પ્રવેશ કરી પૂછ્યું. સર્વ આ વિચિત્ર મૂર્તિ જોઇ હસવા લાગ્યા; ત્યાં એક પોલીસ નકાનો હાથ પકડી જવા મંડ્યો.

"પણ મારો કાંઇ વાંક?" નકો કરગરવા લાગ્યો.

"ચલાવ સુ ગદ્ધા." કહી પોલીસ ત્હેને પરભાર્યો સબ ઇનસ્પેક્ટર પાસે લઇ ગયો અને સલામ ભરી આલબેલ આપી કે "આ શક્ષ સરકાર વિરૂદ્ધ ખોટી ખબર ફેલાવે છે."

નકો નગારચો આવો આક્ષેપ મુકાતો સાંભળી કેવળ દિંગમુઢ બની ગયો.

"મેં કાંઈપણ ખોટી ખબર ફેલાવી નથી પણ આટલો છોકરો રાડું પાડતો હતો."

"નહિ સાહેબ, એ તો લડાઇના તાજા તાર વેચતો હતો." કોનસ્ટેબલે કીધું.

"તાર ક્યાં હતા, કાગળના કટકા હતા."–ઘોડાના કે બાળાના મુખ્યબાજ તાર કહેવાય; એમ બિચારો નકો સમજીને પોલીસને ખોટા પાડવા લાગ્યો.

"તમે શું કહેવા માગો છો! સરખું બોલો." સબ ઇનસ્પેકટરે લગાર દમ ભરાવ્યો.

"માબાપ હું તો સરકાર સાથે જે બળવો–સીપાઇ લોકોએ કર્યો છે તે વિષે પૂછતો હતો. સરકાર ઘણું જીવો. સીપાઇઓને સારી બુદ્ધિ આપો."

"કઇ સરકાર?"

"કંપની સરકાર"

"શહેનશાહ જ્યૉર્જનું હાલ રાજ્ય ચાલે છે એટલી પણ તમને ખબર નથી? તમે કોણ છો? ક્યાં રહો છો? નામ શું?"

"હું વાણિયો છું, રાજકોટમાં રહું છું. મારૂં નામ નકો નગરિયો." નકાએ જવાબ આપ્યો.

સબ ઇનસ્પેકટર જાતે હીન્દુ અને રાજકોટનોજ રહીશ હતો; તે કાર્યમાં ઘણો ચંચળ અને સ્વભાવે દયાળુ હતો. તેમણે પ્રથમ આન્દામાન ટાપુમાં મોકલાવેલ કેદીઓની શાખ આગલી પાછલી ઉથલાવી પણ આ નામનો કે તેવા ચ્હેરા નિશાનવાળો કોઇ કેદી નીકળ્યો નાહ. એક વૃદ્ધ ભિખારી જેવો પુરૂષ આગલા ઇતિહાસની વાતો કરે છે તેથી સબ ઇનસ્પેકટરને સાનંદાશ્ચર્ય ઉપજ્યું; અને નકા નગરિયા પાસેથી ત્હેનું આગલું તમામ વૃત્તાંત જાણી લીધું. તે સત્ય છે કે નહિ ત્હેની ખાત્રી માટે સબ ઇનસ્પેકટર જાતે નકા નગરિયાને પોલીસની સંભાળ હેઠળ શહેરમાં લઇ ચાલ્યો.

"ભાઇ આ શું છે?" રસ્તામાં એક સ્થળ પાસે નકા નગરિયાએ ઉભા રહીને પૂછ્યું.

"એ અંત્યજ સ્કુલ છે." સબ ઇનસ્પેકટરે શાંતપણે સમજાવ્યું.

"એટલે?"

"ઢેડ, ભંગી વગેરે પછાત વર્ગની કોમોના છોકરાઓને ભણાવવાની નિશાળ છે."

"કોણ ભણાવે છે?"

"આંહીના કેટલાક આગેવાન શહેરીયો અને વકીલોના સુરબ્બીપણા હેઠળ એ સ્કુલ ચાલે છે."

"ત્યારે તો એ બધા નાત બહાર હશે?"

"ન્યાત બહાર? બીલકુલ નહિ" સબ ઇનસ્પેકટરે–તાજુબ થઇ જવાબ વાળ્યો.

"માબાપ મારા જેવો એકલડોકલ ઢેઢને અડયો નહોતો છતાં કાંઇ પણ ખાત્રી કર્યા વગર નાત બહાર મુકી પાયમાલ કરી દીધો અને આને કોઇ પૂછે પણ નહિ!" સબ ઇનસ્પેકટરને નકા નગરિયાની વાતમાં રસ આવ્યો ત્યમ ત્યમ પોતાના કબજામાં આવેલ નકો વેશ ધારી નથી એવી માન્યતા વધતી ગઇ.

"અરે આ તો માસુજીની દુકાન!" વોરાવાડમાં પ્રવેશ કરતાં એક દુકાન આગળ નકો બોલી ઉઠયો. "આજ મારા રૂપચંદ શેઠની દુકાન."

બજાર ચોકમાં એક દુકાન તરફ આંગળી કરી નકો બોલ્યો. ત્યાંથી દુર જરા એક ઉંચી દુકાન કે જ્યાં મશીન પૉલીસના દાગીના બનતા હતા ત્યાં દોડી જઇ નકો કહેવા લાગ્યો "આ રહી મારી દુકાન."

આ વિચિત્ર મુર્તિને પોલીસના પેહેરામાં જોઇ દ્હાડહારીઓ તથા દુકાનદારો બધા ટોળે મળ્યા. પોલીસ ટોળાને વિખેરતો હતો. સબ ઇન્સ્પેક્ટર નકા નગરિયાને લઇને મહાજનની ઓફિસે–ગયો; લોકોનું ટોળું પણ પાછળ પાછળ હતુંજ. ઓફિસે એક વૃદ્ધ પુરૂષને સબ ઇનસ્પેક્ટરે બોલાવી મંગાવ્યો.

"અરે! આતો મોનો!!" તે વૃદ્ધ પુરૂષને જોઇ નકો બોલી ઉઠ્યો.

મોનજી શેઠ કે જેમણે લગભગ સીતેર દીવાળી અને સાઠ હોળી જોઈ હતી તે આ દાઢીવાળા પુરૂષને જોઇને ચમકી ગયા.

"તમો તોલીઓ અને નાથો ફુલાણી ક્યાં છે?" નકા નગરિયાએ મોનજી શેઠને પૂછ્યું.

"એને ગુજરી ગયે તો પંદર વીશ વરસ થયાં હશે."–મોનજી શેઠે હેરત પામીને જવાબ વાળ્યો.

"આપણા રૂપચંદ શેઠ ક્યાં છે?"

આનો જવાબ નહિ આપતાં મોનજી શેઠે સબ ઇનસ્પેકટરને પોતાને બોલાવવાનું કારણ પૂછતાં નકા નગરિયા વિષે ત્હેમણે ખૂલાસો માગ્યો. નકા નગરિયાને ન્યાત બહાર મુક્યો ત્યાં સુધીનો ઇતિહાસ મોનજી શેઠે કહી સંભળાવ્યો, અને તેજ દિવસે તે વાવ કે કુવામાં પડી મરણ પામ્યો એમ લોકોએ અપાટો ઉડાડ્યો. ન્યાત બહાર મુક્યો તે સાલના મહાજનના ઠરાવના ચોપડા મંગાવી સબ ઇનસ્પેકટરે ખાત્રી કરી; નકાએ જે જે દુકાનો બતાવી તે તે મુળ ત્હેના કહેવા પ્રમાણેજ માલિકોની હતી એમ મોનજી શેઠથી પુછી મળી; અને નકા નગરિયાની તમામ વાત સત્ય ઠરી.

"આજ તમારો નકો નગરિયો." સબ ઇનસ્પેક્ટરે મોનજી શેઠને પૂછ્યું. મોનજી શેઠ તો નકા નગરિયા તરફ એકીટસે જોઇ રહ્યા. રૂપચંદ શેઠની દુકાનમાં બન્ને સાથે નોકર હતા તે વખતનો નકાનો ચ્હેરો યાદ કર્યો તો નકા નગરિયાના કપાળ ઉપર જે મસ હતો તે આબાદ તેજ જગ્યાએ જોવામાં આવ્યો. તે પછી તેના કુટુંબની ખાત્રી કરવા માટે કેટલાક સવાલો પૂછાણા, તેના જવાબ પણ સત્ય મળ્યા. ત્હેની ઓરત ગુજરી ગઇ છે પણ ત્હેની દીકરી 'ઝકલ' હયાત છે એમ મોનજી શેઠ પાસેથી નકા નગરિયાએ સાંભળતાં ખેદ સાથે હર્ષ થયો.

મોનજી શેઠ આગળથી જઇને ઝકલ બાઇને આ શુભ સમાચાર દઈ આવ્યા; અને સબ ઇનસ્પેકટર સાહેબ મગ્ન થતા પોતાની ઓફિસે ગયા.

ત્રણ વર્ષની બાળકીને બદલે સાઠ વર્ષની વૃદ્ધ બાઇ તે પોતાની દીકરી 'ઝકલ' છે એમ નકા નગરિયાએ પ્રેમથી ભેટતાં જાણ્યું. હજામ પાસે દાઢી વાળ ઉતરાવી નંખાવવામાં આવ્યાં; અને સતાવનની સાંલના જીર્ણ પણ સ્વદેશી વસ્ત્રોને તિલાંજલી આપી, માનચેસ્ટરની બનાવટનાં આભૂષણ નકા નગરિયાએ ધારણ કર્યાં.

ઝકલ બાઇની દીકરી નંદકુમારીને ત્યાંથી તેડું આવ્યું. બાપ દીકરી બંને ત્યાંથી

આવેલ રબરટાયરના ટાંગામા બેઠા અને તે ટાંગો એક બંગલા આગળ જઇને ઉભો બાપ દીકરી બને ઉતરી હોલમાં ગયાં. આવો વિશાળ હોલ અને ત્હેની અંદર અવનવી ફેશન, જોઇને નકો નગરિયો હેરત પામી ગયો. નંદકુવર યાને મિસિસ સારંગધર સાથે ઝક્લ બાઇએ પોતાના પિતાની ઓળખાણ પડાવી.

"આટલામાં કોઇ ધુણે છે?" કોઇ હસવા રોવા જેવો અવાજ નકા નગરીયાએ સાંભળતા ચમકીને પૂછ્યું.

"બાપા! એ તો બ્હેન ગ્રામોફોન વગાડે છે" નંદકુવરે ખૂલાસો કર્યો "બ્હેન! કમળા બ્હેન અહીં આવોને."

તુરત અંદરના ખડમાંથી એક વીસ વર્ષની તરૂણ બાળાએ હોલમાં પ્રવેશ કર્યો તેમણે ઇંગ્લીશ ફેસનની સાડી તથા પોલકુ પ્હેર્યું હતુ. હાથમા 'સુન્દરી સુબોધ' હતુ.

"બા આજ પાછુ હેડ-એક (માથુ દુખતુ) થઇ આવ્યુ છે." કહી કમળા બ્હેન સોફા પર ફસડાઇ પડયાં.

"બ્હેન છેલ્લી તમે કઈ બંગડી વગાડતા હતાં?" નંદકુવરે પૂછ્યુ.

"એ તો બર્નાર્ડ શેપર્ડનુ લાર્વીંગ સોગ હતું"

"આ ત્હમારા ન્હાના થાય. આ આપણાં કમળા બ્હેન." નકા નગરિયા તરફ કમળા બ્હેને દૃષ્ટિ કરી અને આવા વિચિત્ર પ્હેરવેશવાળા વૃદ્ધ મનુષ્યને જોઇને સરમાઇ ગઇ.

"ગગીને ક્યા પરણાવી છે?" નકા નગરીયાએ નંદકુવરને પૂછ્યું.

'બ્હેનનાં લગ્ન હજી હવે થવાનાં છે"

'શુ ગગી હજી કુવારી છે? કેવડી થઇ?"

'હજી અઢાર વર્ષ પુરાં થયા નથી"

"હેં—આતો જુલમની વાત! અમે તો અગ્યાર વર્ષના થઇને પરણ્યા હતા."

"એ બાળલગ્ન આગલા જમાનામાં હતા, હવે તે ધારો નાબુદ થઈ ગયો છે"

"બાપા! બ્હેનનાં લગ્ન આ વર્ષમા થાશે" ઝક્લ બાઇએ કહ્યુ

"કેના ઘરની જાન આવવાની છે?" બુઢ્ઢાએ પોતાની અસલ રીતથી પૂછ્યું.

પણ તેનો જવાબ મળે તે પહેલાં મી. સારગધર હોલમા દાખલ થયા અને ઝક્લ બાઈ તથા નંદકુવર બીજા ખડમા ચાલ્યાં ગયાં.

"છોકરા! આ બેટ એક કોરે મુકી દે." બેટ નોકરને સોંપી દઇ હનીગ હેટ પેગ (ખીલી) ઉપર મુકી મી સારગધર કમળા બ્હેન પાસે જઇ બેઠા.

"પપા (બાપા) ગેઇમ (રમત) નું શુ રીઝલ્ટ (પરિણામ) આવ્યુ." કમળા બ્હેને પૂછ્યું.

"ગેઇમ ડ્રૉન (બધ) થઇ ત્યારે ત્હમે કેમ ન આવ્યાં?"

"પપા! આ મ્હારા ઝક્લ માના બાપા." કમળા બ્હેને નકા નગરિયાની ઓળખાણ પાડી.

"હા. જીમખાનામાં મી મોહનલાલ ઇનસ્પેકટરે બધી વાત કહી તેથી હું જાણુ છુ આવો." છેલ્લો શબ્દ મી સારગધરે નકા નગરિયાને ઉદ્દેશીને આવકાર રૂપે કહ્યો.

"પપા! આજે મ્હને ઘણું હેડ–એક છે, એટલે મેચ જોવા ન આવી."

"જરા મેંથોલ લગાડો અને સ્મેલીંગ સોલ્ટ સુંઘો. છોકરા! ગરમ ચ્હા લાવ."

"ગગીને શું છે?", નકા નગરિયાએ 'સુંઘો' 'લગાડો' એવા છુટક શબ્દોના આધારે માંદગીનો સાર ખેંચ્યો.

"માથું ચડી આવ્યુ છે." મી. સારંગધરે કહ્યું.

"ત્યારે જરા ઉનં તીખાં વાટીને ભરોની, કાંતો ઉની ઉની જલેબી મંગાવીને ખવરાવોની." નકા નગરિયાએ સુતરો ઇલાજ સુચવ્યો. કમળા બ્હેનને આ સાંભળી ઘણું હસવું આવી ગયુ.

"પપા! શ્રીયુત ચંદ્રશંકર પંડયાનું 'કળામય જીવન' વાંચ્યું, બહુ સ્ટાઇલીશ છે." હાસ્યને દબાવવા કમળા બ્હેને બીજી યુક્તિ અજમાવતાં 'સુન્દરી સુબોધ' નો લેખ મી. સારંગધરના હાથમાં મુકયો.

"ગગી શુ ભણી છે?" ઇઝીચેરની નવીન બેઠક પરથી નકા નગરિયાએ પૂછયું.

"હાં. મેટ્રીકનો અભ્યાસ ચાલે છે. એગ્ઝામીનેશનની તૈયરી ચાલે છે."

મેટ્રીકની એકઝામીનેશન કરતાં 'તૈયારી ચાલે છે' એ વાકય નકા નગરિયાને સમજાય તેવું લાગ્યું, અને તૈયારી તો ફકત માંડવા કે ન્યાતના જમણુનીજ હોય એમ માન્યું.

."ગગીને કયાં વરાવી છે?" પોતાની પ્રપુત્રીકાના સગપણનો વૃત્તાંત જાણવાની વિશેષ કાળજી હઇ શી રીતની તૈયારી ચાલે છે તે જાણવા માટે અને આવા કાર્યનો પોતાના જેવા પીઢ માણસની સલાહની જરૂર પડશે એમ માની નકા નગરિયાએ ઉમંગથી પૂછયું.

"માંડલેના આસિસ્ટન્ટ જજ સાથે." મી. સારંગધરે ટુંકામાં પતાવ્યું.

"આપણે અહિંના છે?" 'માંડલે' 'આસિસ્ટંટ' કે 'જડજ' નો અર્થ સમજ્યા વગર નકાએ આગળ ચલાવ્યું.

"એટલે!" મી. સારંગધરે 'સુન્દરી સુબોધ' માંથી નકા તરફ તાકીને જોયું.

"આપણી ન્યાતના તો ખરા કે નહિ?"

"એ દશા, વીશા કે ત્રીસા–પચાસાનો ભેદ હવેના સમયમાં છેજ નહિ."

"હેં! હ!" નકો નગરિયો ઇઝીચેર પર પડયો હતો તે સફાંગ ઉભો થઇ ગયો.

"હા. શ્રીમાળી કે સોરઠીયા મોઢ કે લાડ ઓળખવાની કાંઇ છાપ છે ખરી! વણીકની એક બ્હોળી વ્યકિતમાં તમારા વખતના એ ન્હાના ન્હાના તડાનો હમે સમાસ ગણીએ છીએ."

"ત્યારે શું અરસપરસ બધા કન્યા વ્યવહાર પણ કરો છો?"

"પ્રત્યેક પિતાએ પોતાની પુત્રીનું હીત લક્ષમાં રાખી કયાં આપવી તે ત્હેની ઇચ્છાની વાત છે."

"પણ ન્યાતનો કાંઇ પણ બંધ નહિ?"

"હમ્બગ! એમાં ન્યાત શું! ન્યાતનો આગલો ઇતિહાસ અમે વાંચ્યો છે અને સાંભળ્યો છે. તે જોઇને અમને કંપારી છુટે છે. ખુદ તમારો પોતાનોજ દાખલો લ્યો; તે જાગતી જ્યોત છે. કાંઇ પણ તપાસ કર્યા વગર કેવળ સ્વાર્થથી સમાજના બે ચાર માણસો

હોરવાઇ કાંઇ પણ હુકમ કરે તેને માન આપવા શું આપણે બંધાયેલા છીએ ? હિન્દુસ્થાનની અંદર ન્યાત કે જે એક Water tight compartment જેવી છે. હેનું બંધન જેમ વહેલું તુટે તેમ એક નેશન થવાનો સમય નજીક આવે તેમ છે. બાસુનું બીલ કે શાસ્ત્રીનું વાસ્ટ પ્યુબર્ટી મેરેજ બીલ તેજ દિશા તરફ સુધારો કરે છે."

નકો નગરિયો તો ઇઝીચેર પર આળોટતો ઘુવડ પેઠે સાંભળ્યા કરતો હતો.

"ત્યારે શું ન્યાતના બધા બંધન તુટી ગયા ? માબાપ અમારા વખતમાં તો શ્રીમાળીમાં પણ તયા દુંડીઆના ભેદ અને શ્રાવક વૈષ્ણવના ઝગડા હતા ત્યારે કન્યાની લેવડ દેવડની તો વાતજ ક્યાં રહી."

કમળા બ્હેનને આ આગયો ઇતિહાસ સાંભળી ઘણોજ ત્રાસ છુટયો.

"હવે તો હરકોઇ વણિક ખલો થાય કે દુનિયાના ગમે તે છેડા સુધી જાય કે આર્યન ખધરહુડમાં ખાય તેની સમાજમાં કશી પણ ચર્ચા થતી નથી." મી. સારંગધરે સામાજીક સુધારો કેટલો આગળ વધ્યો છે તે કહી સંભળાવ્યું. પણ આપણા નકા નગરિયાને તો આ બધી વાત ' એક્સ, વાય ને ઝેડ ' જેવી લાગી.

" સાહેબજી મી. ફુલાણી." એક ગૃહસ્થ હોલમાં દાખલ થયા હેની સાથે મ. સારંગધરે હસ્તધુનનની ક્રિયા કરતાં પ્રત્યુત્તર વાળ્યો.

" કાં પ્રીતુભાઇને હવે કેમ છે ?" મી. સારંગધરે પૂછ્યું.

" ન્યુમોનીયાનું તો ક્રાઇસીસ ગયું, પણ ડોક્ટર કહે છે કે હેને પ્લુરસીની શરૂઆત લાગે છે એટલે ધરમપોર ચેઇન્જ માટે એડવાઇઝ આપે છે."

"તમારે નાયો ફુલાણી શું થાય ?" બીજી વાતચીત કરતાં ' ફુલાણી ' શબ્દ સાંભળતાં નકા નગરિયાએ ચમકીને પૂછ્યું.

"એ મ્હારા મોટા દાદા થતા"—મી. ફુલાણીએ ટુંકામાં પતાવ્યું અને તે સવાલ પુછનાર વૃદ્ધ પુરૂષ જેના વિષે જીમખાનામાં વાત થએલ તેજ છે એમ મી. સારંગધરે ધીમેથી સુચવતા—'ઓ—આઇ. સી.' કહી મી. ફુલાણી સ્હેજ મુખમાં હસ્યા.

"આ તમે જોધપર જવાની કેની વાત કરો છો ?" નકો હાલારનું જોધપુર (જામ જોધપુર) સમજી હજી ઓગણીસમી સદી ચાલે છે એમ માની ઘરવટ લાગણી બતાવતો પુછવા લાગ્યો.

"જોધપુર નહિ પણ ધરમપોર. સિમલા પાસે મલબારીનું ટ્યુબર ક્યુલર દર્દ માટે સેનીટેરીઅમ છે તેની વાત ચાલે છે." કમળા બ્હેને સમજાવ્યું—

"કોઇ માંદુ છે ?" કમળા બ્હેનના આખા વાક્યમાંથી ' દર્દ ' શબ્દનો પડઘો નકાના શ્રાનતંતુ પર પડતા આગળ ચલાવ્યું.

"હા. અમારા મિત્ર પ્રીતુભાઇ તોલીયા સીક છે." મી. ફુલાણીએ હસીને કહ્યું.

"તોલીયો ! તભા તોલીયાનો કોઇ જણ છે ?"

તભા તોલીયા વિષે કોઇને માહેતી નહિ હોવાથી મેસર્સ ફુલાણી તથા સારંગધર એક બીજાના મ્હેરા સામું ટગર ટગર જોઇ રહ્યા.

' શું દરદ છે ?" પ્રત્યુત્તરની દરકાર કર્યા વગર નકા નગરિયાએ આગળ હાંક્યું.

"ફેફસાનો તાવ છે." પ્લુરસી કે ન્યુમોનીયા જેવો ગુજરાતી કોષમાં એક શબ્દ નહિ હઇ મી. સારંગધરે ગામડી ભાષામાં સમજાવ્યું.

" એમ કહોની કે હુંરખીઓ તાવ છે. એને ચાર પાંચ ડામ પડખે દેવડાવો કે તરત સુવાણ થઇ જશે." મેસર્સ સારંગધર તથા ફુલાણી કરતાં કમળા બ્હેનને આથી વિશેષ હસવું આવ્યું; છતાં બિચારો નકો નગરિયો આ હાસ્યનું કારણ સમજી શક્યો નહિ. દરમ્યાન નોકર ટ્રે (રકાબી) ની અંદર ચ્હાની સામગ્રી લાવ્યો.

" ઈ શું છે ?" એક કપ કમળા બ્હેને બનાવી નકાના હાથમાં મુક્તાં શંકાથી પૂછ્યું.

" ત્હમારે માટે ચ્હા બનાવી છે લ્યો."

" આતો મોળું મોળું લાગે છે. કાંઇ કવાથ છે !"

કમળા બ્હેનના વિશ્વાસ ઉપર નકા નગરિયાએ એક ઘુંટડો લઇ પરબારો ગુટી નાખતાં ખોખરે અવાજે પૂછ્યું.

કમળા બ્હેને હસવું દાબવા માટે મ્હોં આડો રૂમાલ રાખી બે ચમચી વિશેષ સાકર ત્હેના કપમાં નાંખી અને નકા નગરિયાએ આંખ મીચી આ નવીન પીણું ખલાસ કર્યું; ત્યારે ત્હેનું મગજ ખુલી ગયું અને ત્હેની ખાત્રી થઇ કે પોતે જ્યારે નિંદ્રામાં હતો ત્યારે જગત અર્ધા સૈકા ઉપર આગળ વધ્યું હતું.

ટાંગો પોર્ચમાં આવીને ઉભો અને હૉલ ખાલી થયો.

---

## બાળલગ્નનું પરિણામ:

ન્હાનપણમાં છોકરાં છોકરીનાં લગ્ન કરવાથી પરિણામ કોઇ પણ જગ્યાએ શુભ આવ્યું હોય એમ અમારી જાણમાં નથી. અમારાં છોકરાંનાં વહેલાં લગ્ન થાય તો તેને પ્રજા પણ વહેલી થાય તે અમને જોવા મળે અને અમને લ્હાવો લીતે એ પ્રમાણે વિચાર કરીને પણ કેટલાક માબાપો પોતાનાં છોકરાંઓને વહેલાં પરણાવી દે છે ! આનું શું પરિણામ આવે છે ! નાનપણમાં શક્તિનો એવા માર્ગે ઉપયોગ કરવાથી શરીર દુર્બળ પડી જાય છે. કદાચ તેમને પ્રજા થાય છે તો તે મગતરા જેવી હોય છે. આવા બાળકો કોનો શુ ઉદ્ધાર કરી શકવાનાં હતા તે વિચારવું મહા મુશ્કેલ થઇ પડશે નહિ.

ભરત જેવા શુરવીર, લવકુશ જેવા બાહુબળી બાળકો ક્યાં છે ! આજના બાળકોની સ્થિતિની તપાસ કરશો તો સોમાં પંચોતેર ટકા દુબળાં પડી ગએલાંજ તમને જણાશે. આ સર્વે થવાનું કારણ શું ? તો એજ કે નાની ઉમરનો સંબંધ ! હે ભારતવાસીઓ ! સરમાઓ. તમારાં આવાં કૃત્યથીજ શરમાઓ. તમારાજ હાથે તમારા પ્રિય પુત્ર પુત્રીના નાશના બીજ ના રોપો. તેને ઉખેડી નાંખો. જ્ઞાતિના અગ્રેસર શેઠીઆઓ ! તમારી જ્ઞાતિની આ રીતે પાયમાલી થતી હોય તેને અટકાવી દો. તેમાં તમારી મહત્તા છે.

—પ્રભુશંકર નરસેરામ કૃત 'ગૃહસ્થાશ્રમ.'

---

* નકા નગરિયાના મૃત્યુ પાછળ મકલ બાપની ઇચ્છા હારજ કરવાની હતી. પણ મી. સારંગધરે તે રકમ કાઠીઆવાડ 'સોશીઅલ લીગ'ની સ્થાપના માટે કઢાવી. કાઠીઆવાડી રીપવાન વીંકલો જે હજી અઘોર નિંદ્રામાં પડયા હોય તેમની જાણ માટે નકા નગરિયાએ પોતાની ઓટો–બાયોગ્રાફી બોડીઆ અક્ષરે લખેલી તે અસલ પ્રત મળી આવતાં તેના આધારે આ લેખનો જન્મ થયો છે; એટલે આ વૃતાંત અસત્ય હોવાની શંકા રાખવાની નથી.

# એક અંધ બાળાના પત્રો.

લેખક: કલ્યાણજી ગોપાળજી દવે.—રંગુન.

(૧)

પ્રિયતમ!

તું મને પત્ર લખવાનું કહે છે પરંતુ તું જાણતી નથી કે હું અંધ છું. તને ખબર નથી કે મારો હાથ અંધકારની અંદર કંપે છે? તને નથી લાગતું કે મારી દુર્બળ લેખિની કેટલીએ દુઃખની વાતો તને જણાવવાને અધીર થતી હશે? આ આંધળીના હૃદયમાં કેટલાએ નકામા વિચારો ઉદિત થતા હશે તે તું શી રીતે સમજી શકે?

પ્રિય સખી! તું કેટલી સુખી છે કારણકે તું દેખી શકે છે. અહા! કેવું સુખ! કેવો હર્ષ! કેટલો આહલાદ! નીલ નભો મણ્ડલ, પ્રખર સૂર્ય એ સઘળુ જોવામાં કેવો આનંદ! ખરેખર, હું પણ એક દિવસ એ સઘળું જોઇ શકતી–ભોગવી શકતી હતી. પરંતુ જ્યારે મારી આંખ ગઈ ત્યારે હું માત્ર દશ વર્ષની હતી. અત્યારે મને ૨૫ વર્ષ થયાં છે. અમાવાસ્યાના અંધકારના જેવાં પંદર વર્ષ થયાં હું નિદારૂણ ક્લેશ ભોગવું છું. પ્રકૃતિના સૌંદર્યની વાત માન–પટે અંકવાનો હું વ્યર્થ પ્રયત્ન કરૂં છું. એ પ્રકૃતિનું સૌંદર્ય–તેનું અતુલનીય વર્ણ–ચાતુર્ય કલ્પનામાં પણ લાવી શકતી નથી. હું ગુલાબની સુવાસ જાણી શકું છુ–તેને સ્પર્શ કરી તેના આકાર સંબંધે પણ અનુમાન કરી શકું છું; પરંતુ તેનો વર્ણ–જે સાથે સઘળી સુંદર સ્ત્રીઓના વર્ણની તુલના કરાય છે–તો હું દેખી શકતી નથી–તેનું વર્ણન કરી શકતી નથી–તેનું મને સ્મરણ પણ નથી. ઘણી વખત ક્ષણ–સ્થાયી તેજનું કિરણ મારી આંખમાં થઇને ચાલ્યુ જાય છે. ચિકિત્સકો કહે છે કે કદાચ કોઈ સમયે મારી દૃષ્ટિ–શક્તિ પાછી આવી શકે. વૃથા આશા! વૃથા કલ્પના! પંદર વર્ષ થયાં જેની દૃષ્ટિ–શક્તિ લોપ થઇ છે એ ફરીને આવશે એવી આશા રાખવી એ પણ અન્યાય છે.

એક દિવસ એક નવીન ઘટના બની હતી. અંધકારમાં મારા ઓરડાની અંદર ફાંફાં મારતાં એક વસ્તુ મારા હાથને લાગી. શું વસ્તુ એ જાણે છે? એક દર્પણ. દર્પણની સન્મુખે મેં મારા કેશ ઓળ્યા અને બાંધ્યા. પણ અરેરે! એ કેવા બંધાયા એ હું શી રીતે જાણી શકું? એ દર્પણમાં મારૂં મુખ જોવાને હું શું ન આપી શકત? હું સુંદર છું કે કેમ–મારી ચામડી જેવી કોમળ છે તેવીજ ધોળી છે કે કેમ? મારી આંખો વિશાળ છે કે કેમ? એ સઘળુ જાણવા માટે હું ઘણી ઉત્કંઠિત થઇ હતી.

તારો પત્ર મને વાંચી સંભળાવવામાં આવ્યો છે તેમાં તું પૂછે છે કે બેંક તુટવાથી મારા પિતાને કંઇ નુકસાન તો થયું નથીને?–મેં તો એ સંબંધે કશું સાંભળ્યું નથી? ના, ના, તેઓની અવસ્થામાં કશો ફેરફાર થયો નથી. મને જે જોઇએ તે આપે છે. જ્યાં જ્યાં હું હાથ ફેરવું છું ત્યાં વેલ્વેટ અને સિલ્કજ જણાય છે. આહાર વેળાએ ઉત્તમ ખોરાક સારી રીતે મને મળે છે અને જે વસ્તુઓ મને પ્રિય છે તે વસ્તુઓ અપાય છે. ના, ના, મારાં પૂજનીય માતાપિતાને કશાનો અભાવ નથી.

(૨)

પ્રિયતમ સખી!

આ પત્રમાં જે હું તને લખું છું તેથી નક્કી તને આશ્ચર્ય થવાનું. કદાચ તું-હું ગાંડી થઇ ગઇ છું-એમજ ગણશે. તને એમ પણ લાગશે કે મારી દૃષ્ટિ-શક્તિની સાથે સાથે મારી બુદ્ધિને પણ મેં ખોઇ છે-મને એક જણ ચાહે છે.

સત્ય લખું છું; આ આંધળીને એક પ્રેમિક જડી ગયો છે. સાંભળ્યું છે કે પ્રણયની જે દેવી છે તે આંધળી છે તેથીજ આ આંધળીને પણ એક પ્રેમનું પાત્ર આવી મળ્યું હશે.

કેવી રીતે તે પુરૂષ અમારે ત્યાં આવ્યો તેની મને ખબર નથી. તે અહીં શું કરશે તે પણ હું જાણતી નથી. માત્ર એટલુંજ કહી શકું છું કે આહાર વેળાએ તે મારી ડાબી બાજુએ બેઠો હતો અને મારી બહુ સંભાળ રાખતો હતો.

મેં કહ્યું "આ પહેલાં આપને મળવાનું માન હું લઇ શકી નથી."

તેણે ઉત્તર આપ્યો, "એ સાચું છે, પરંતુ મારે આપના માતાપિતા સાથે પરિચય છે. મને તેમના પ્રત્યે બહુ માન છે."

"આપ જ્યારે તેમના-મારાં પૂજ્ય માતાપિતા તરફ માન-દૃષ્ટિથી જુઓ છો ત્યારે હું આપને સ્વાગત અભ્યર્થના કરૂં છું."

"કેવળ તેઓજ એક માત્ર મારી શ્રદ્ધા અને પ્રેમનું પાત્ર છે, એમ નથી."

"ત્યારે આપ બીજા કોના તરફ પ્રેમ રાખો છો?"

"તમારા તરફ."

"મારા તરફ? બોલો છો શું?"

"હું ઠીક બોલું છું-હું તમને ચાહું છું."

"હાય હાય! મને! શું મને આપ ચાહો છો?"

"સાચું કહું છું, હું તમને અંતઃકરણથી ચાહું છું."

એ વાતથી હું અતિશય લજ્જિત થઇ ગઇ.

મેં કહ્યું "મેં આની જરાપણ પ્રતીક્ષા રાખી નથી."

"ઠીક!-પણ મારા મનનો ભાવ મારા પ્રતિ હાવે પ્રતીયમાન થાય છે."

"થઇ શકે; પણ હું અન્ધ છું. અન્યાન્ય બાલિકાની સાથે જે ભાવે પ્રણય કરાય છે, અન્ધ બાલિકાની સાથે તેથી જુદાજ ભાવે કરવો પડે."

"તમને દૃષ્ટિ શક્તિ નથી તે બાબતમાં મને કશો વાંધો નથી. તમને આંખ ન હોય તો પણ શું? તમે બહુજ સુંદર છો; તમારા કેશ રાશિ દીર્ઘ છે, તમારી ચામડી ઉજ્જ્વળ લાલ વર્ણની છે; અને તમારૂં મુખ સદ્યઃ-પ્રસ્ફુટિત ગુલાબના જેવું છે."

"આપનો ઉદ્દેશ શું છે?"

"મારો?-હું તમારી સાથે વિવાહિત ઇચ્છું છું. આ પ્રસ્તાવથી હું હાસ્ય સંવરણ કરી શકી નહિ, હું ઉચ્ચ હાસ્ય કરીને બોલી, "આપનું મગજ કંઇક બગડી ગયું છે કે શું? આપ ભુલી ગયા કે હું આંધળી છું. ના, ના,-હું આ અદ્ભુત પ્રસ્તાવમાં સમ્મત થઇ શકતી નથી. મારે દ્રવ્યનો અભાવ નથી. હું મારાં માતાપિતાને એક માત્ર સંતાન છું માશ દિવસો નીકળી જશે."

તે કંઇપણ બોલ્યા વિના ચાલ્યા ગયા. ગમે તેમ પણ આજે એક મેં નવી વાત સાંભળી કે-હું સુંદરી છું. મને તેના પર જરા પ્રેમ આવ્યા વગર રહ્યો નહિ. દર્પણું કોને ન ગમે ?

(૩)

પ્રિયતમ !

આજે તને એક ભયંકર સમાચાર લખું છું. આ પત્ર લખતી વેળા પણ હું આંખના અશ્રુ રોકી શકતી નથી.

મારા દર્પણ-પેલી અપચરિત વ્યક્તિ સાથેની મારી વાતચીત થયા પછી એક દિવસ હું મારાં પૂજનીય માતુઃશ્રીની સાથે ઉદ્યાનમાં ફરતી હતી. એવામાં અચાનક એક પરિચારિકા આવી માતુઃશ્રીને ગભરાતે સ્વરે બોલાવવા લાગી. તેના બોલવા પરથી કોણ જાણે શાને મારૂં મન અસ્થિર થયું. મેં માતુઃશ્રીને પૂછ્યું, "શું થયું છે, મા?" માએ કહ્યું, "કંઇ નહિ, બ્હેન! એ તો કોઇ ધનવાન અતિથિ આપણે ત્યાં આવેલ હશે તેથી પરિચારિકા ઉતાવળે કહેવા આવી છે."

એટલું કહી મારાં માતુઃશ્રી મારાં કપોલ દેશે બે વાર ચુંબન કરી સત્વરે ચાલ્યાં ગયાં.

માના ગયા પછી બે પાડોશીઓનું કથનો પ-કથન મારા સાંભળવામાં આવ્યું. તેઓ ધીમે સ્વરે વાત કરતાં હતાં. પરંતુ એક શક્તિનો અભાવ હોય તેની બીજી શક્તિઓ જગદીશ્વર વધારે સતેજ બનાવે છે એટલે મને તે વાતચીત સાંભળવામાં કશી અડચણ આવી નહિ. એક જણે કહ્યું, "કેવું દુઃખ! વળી હલાલ આવ્યો છે." બીજી વ્યક્તિએ ઉત્તર આપ્યો "પણ છોકરી તે કશું એ જાણતી નથી. તેને તો સ્વપ્ને પણ એવો ખ્યાલ નથી કે તે અંધ છે. એટલે હજારો કષ્ટ વેઠીને પણ તેને સુખમાં રાખવાનો પ્રયત્ન તેના માતાપિતા કરી રહ્યાં છે."

"એમ કેમ?" "કેમ-શું? તને ખબર નથી કે આહાર સમયે તેને સર્વ પ્રકારનું સુખાધજ અપાય છે પણ તેના માતાપિતા તેની સાથેજ બેસીને સૂકો રોટલો ખાઇ પ્રાણ ધારણ કરે છે."

હાય ! પ્રિય સખિ ! આ વાત સાંભળી મારૂં હૃદય ચીરાઇ જવા લાગ્યું. હું-તેના અંધ સંતાન માટે તેઓ શું કરે છે? અંધકારની અંદર રહી મને કશાએ ખબર પડી નહિ.! કેવો અગાધ સ્નેહ! કેવું સન્તાન વાત્સલ્ય! પૃથ્વી આખીના રત્નથી પણ આ ઋણ. પરિશોધ કરી શકાય તેવું નથી.

(૪)

પ્રિયતમ !

તે દિવસે બે પાડોશીના કથનો પ-કથનથી જાણેલી વાત મેં કોઇને કહી નથી. મને તેઓની સ્થિતિ સંબંધે ખબર પડી ગઇ છે એ તેઓના જાણવામાં આવે તો તેઓના દુઃખની સીમા ન રહે. હું આગળની પેઠેજ વર્તું છું. પરંતુ તેઓનું દુઃખ ઓછું કરવાનો મેં સંકલ્પ કર્યો છે.

મારા પેલા 'દર્પણ' સાહેબ મને વળી મળવા આવ્યા હતા. આજ હું તે માટે

તૈયારજ હતી. સામાન્ય કથનોપ-કથન પછી મેં વાત ઉપાડી, "આજે પણ શું હું આપને તે દિવસના જેવી સુંદર લાગું છું ?"

"નિશ્ચય–વિશેષે કરીને તમને તમારા સૌંદર્ય માટે ગર્વ નથી એટલે તમારા તરફ મને વધારે માન છે. અને વધારે પ્રેમ છે."

"આપ શું કહો છો ?–હું શું સદ્યઃપ્રસ્ફુરિત ગુલાબ જેવી છું ?"

"ફક્ત દેખવામાંજ નહિ પણ ગુણમાં પણ ગુલાબ જેવાંજ છો."

હું બહુ હસી પડી. તેણે ગંભીર રહી કહ્યું," એમાં હસવાનું શું છે ?" મેં કહ્યું, "મને લાગે છે કે આપ મારૂં દર્પણ છો–કારણ આપની વાત પરથી હું મારૂં પ્રતિબિંબ જોઇ શકું છું."

"પ્રિયતમ ! જે વડે હું બરાબર એવીજ થઇ શકું એ હું ઇચ્છું છું."

"આપ ત્યારે ખરેખર મારી સાથે વિવાહ કરવાને ઇચ્છો છો ?"

"નિશ્ચય !–વળી એક બીજી વાત, મારે બીજું કોઇ નથી. મારે કેટલુંક દ્રવ્ય છે એટલે તમે તમારા માતા પિતાની સાથે રહી શકશો. અને હું તેઓની પુત્રની પેઠે સેવા ચાકરી કરી તેમને દુઃખમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કરતો રહીશ."

હું ચૂપ રહી; તેણે કહ્યું, "એક બીજી વાત–હું કદરૂપો છું–તેમાં વળી શીતળાદેવી મારા મ્હોં પર ચિન્હ રાખી ગયાં છે એટલે તમે અંધ છો છતાં પણ તમારા જેવી સુંદરી સાથે વિવાહ કરીને હું સ્વાર્થપરતાજ બતાવું છું."

મેં મારો હાથ લંબાવી તેનો હાથ પકડયો અને કહ્યું, "આપ મારા રૂપની વાત અતિ રંજિત કરીને કહો છો કે કેમ એ હું જાણતી નથી પણ મારા મનમાં એમ લાગે છે કે આપ કોઇ કર્તવ્ય પરાયણ અને સાધુ પુરૂષ છો–ત્યારે આપ અમે તે અને તેવા હો તો પણ ચિરકાળ આપની ભક્તિ કરીશ."

મેં શું કર્યું તે સમજી શકતી નથી. તોપણ મારાં ચિર હૃદય માતપિતાનું કષ્ટ તો દૂર થશે ને ? એ થયું તો પછી બીજું વધારે કંઇ વાંચ્છતી નથી.

(૫)

પ્રિયતમ !

તને અંતઃકરણથી ધન્યવાદ આપું છું. તેં જે મારા ભવિષ્યના સુખને માટે ભગવાન પાસે પ્રાર્થના કરી છે તે માટે ભગવાન તને સદૈવ સુખમાં રાખો.

મારાં લગ્ન થયાને આજે બે માસ થઇ ગયા છે અને હું ખરેખર સુખી થઇ છું. મને કશાનો અભાવ નથી. મારા પતિનો મારા પર ઘણો પ્રેમ છે. મારાં માતાપિતાનું સકળ દુઃખ દૂર થયું છે એટલે મારે કંઇ બીજું જોઇતું નથી.

(૬)

પ્રિય સખી !

હું સન્તાનવતી થઇ છું. મેં એક કન્યાને જન્મ આપ્યો છે. પણ કેટલા દુઃખની વાત કે હું તેને જોઈ શકતી નથી. સઘળાં કહે છે કે તે બહુ રૂપાળી છે. માતા, પિતા, સ્વામી–સઘળાં કહે છે કે તે દેખાવમાં બધી રીતે મારા જેવી છે. પણ હું તો તેને જોઇ શકતી નથી.

હું અન્ધ!-હું સુનીલ આકાશની શોભા ભોગ કરી શકતી નથી, હું પ્રસ્ફુટિત ગુલાબના ફુલને જોઇ શકતી નથી-જેઓને મારા ઉપર બહુ પ્રેમ છે તેઓને દેખી શકતી નથી-એ સઘળાં દુઃખ મેં સહન કર્યાં છે અને કરૂં છું.-પણ સખી! મારી વ્હાલી બાળકીને હું જોઇ શકતી નથી એ મારાથી સહન થતું નથી. એકવાર-એક મુહૂર્તને માટે પણ હું તેને દેખી શકતી હોત તો કેવું સારૂં! લોકો જે રીતે વિજળીના ચમકારાને જુવે છે તેવી રીતે-એક પળવાર હું તેને દેખી શકું તો આ જીવને મને કશી પણ આકાંક્ષા ન રહે.

પ્રિયતમ! હવે મારૂં મન મારા સ્વામીની વાતથી ભૂલતું નથી. તેઓ કહે છે કે બાળક મારા હૃદય-રત્નના વાળ કુંચિત-તેના બિમ્બાધર મધુર હાસ્ય યુક્ત અને તેનું મુખ કોઇ દૈવી તેજવાળું છે. પણ હવે એ મારા 'દર્પણ' ની વાતથી મને સંતોષ થતો નથી. મારૂં હૃદય-ધન જ્યારે મારી પાસે આવવાને હાથ પ્રસારે છે ત્યારે તેને હું દેખી શકતી નથી. આ દુઃખ મારે કહેવું કોને?

(૭)

પ્રિયતમ!

મારા સ્વામી તો કોઇ સાક્ષાત્ દેવતા છે. તેઓ શું કરે છે તેની તને ખબર છે? મને જાણવા દીધા વિના ગયા વર્ષથી મને દૃષ્ટિ શક્તિ શી રીતે મળે તેના ઉપાય શોધ્યા કરે છે. તું સાંભળીને વધારે આશ્ચર્ય પામશે કે તે પોતેજ ડાક્ટર છે. આટલા દિવસ સુધી તેમણે મારાજ ભવિષ્યના સુખને માટે ચક્ષુરોગ સંબંધીય પુસ્તકોનું અધ્યયન કર્યું છે.

ગઇ કાલે તેમણે મને કહ્યું, "વ્હાલી! હું શું કરવાને ઇચ્છું છું એ તને ખબર છે? તારા સૌંદર્યની વૃદ્ધિ માટે જે સકળ ઔષધ પ્રયોગ મેં કર્યા છે તે ખરી રીતે તારા ચક્ષુરોગ ઉપર અસ્ત્ર-ચિકિત્સા કરવા માટેજ કરાયા છે તારાં ચક્ષુના મોતીયા પર હું 'ઓપરેશન' કરીશ."

મે કહ્યું, "એ શું થઇ શકે?"

"અવશ્ય થઇ શકશે."

"તમારો હાથ સ્થિર રહેશે?"

"મને હૃદયનું બળ છે. તે માટે તારે કશી ચિન્તા રાખવી નહિ."

મેં ગદ્ગદ્ કંઠે કહ્યું, "તમે માનવ નથી પણ દેવ છો. સ્વામીએ ઉત્તર આપ્યો "તું થોડા દિવસ પછી તે તારી પોતાની આંખેજ જોશે."

"શું?"

"તું જોશે કે તારો સ્વામી કેવો કદરૂપો છે?"

(૮)

પ્રિયતમ!

આ પત્ર આદિથી અંત સુધી બરાબર વાંચજે. પહેલેથીજ છેલ્લો ભાગ વાંચીશ નહિ.

મારી આંખ પર ઓપરેશન કર્યા આજે પંદર દિવસ થઇ ગયા છે. મેં પીડાથી મર્મ ભેદી કેટલીએ ચીસો પાડી હતી. ત્યારપછી એક મૂહૂર્તને માટે મારી સન્મુખે જે મેં દીર્ઘકાળ થયાં ન દેખેલું તેની છબી પ્રતિફલિત થઈ હતી બીજી ક્ષણેજ મારી આંખ પર પાટો બાંધી દેવામાં આવ્યો હતો. સખી! મારા સ્વામીએ મારી દૃષ્ટિ–શક્તિ મને પાછી લાવી આપી છે.

પણ મેં એક અન્યાય કાર્ય કર્યું છે. મારી વ્હાલી બાળકીને દિવસે મારી પાસે લાવવામાં આવી હતી. પછી જ્યારે તેણે કૂદીને મારા ખોળામાં આવી અમૃતમય સ્વરે "મા, મા!" કહ્યું ત્યારે મેં ડાક્ટરની–મારા સ્વામીની આજ્ઞાને અમાન્ય કરી મારી આંખનો પાટો છોડી નાખ્યો! અહા! શું જોયું? મારી હૃદયમણિ–બાળકીને જોઇ!–મારી સફળ આશા પૂર્ણ થઇ.

તત્ક્ષણાત્ વળી મારી આંખ પર પાટો બાંધવામા આવ્યો પરંતુ તે મધુર હાસ્ય ભર્યું બાળકીનું મુખ સ્મરણમાં આવતાં મારો સર્વ અંધકાર નાશ પામ્યો.

ગઇ કાલે પૂજનીયા માતુશ્રીએ મને સુંદર વસ્ત્રો પહેરાવી મારો પાટો છોડવાની આજ્ઞા આપી. ઘરમાં માતુશ્રી, પિતાશ્રી અને મારી બાળકી હતાં. મેં પાટો છોડી માતુઃશ્રી અને પિતાશ્રીને ભક્તિભાવથી પ્રણામ કર્યા અને બાળકીને ઉત્સાહ પૂર્ણ હૃદયે છાતીએ ચાંપી. પિતાશ્રીએ કહ્યું, "ફક્ત તારા સ્વામી સિવાય તેં સર્વને જોયાં."

મેં પૂછ્યું, "તેઓ ક્યાં છે?"

માએ કહ્યું, "તે તારી પાસે આવતાં સંકોચાય છે."

મને તેઓનો કદરૂપો ચ્હેરો, પાકી ગયેલા કેશ અને શીતળાના ડાઘવાળુ મુખ–એ સર્વ સ્મરણમાં આવ્યું પરંતુ હું તો મારા પતિ દેવતાને જોવા માટે વ્યગ્ર–અધીર થઇ હતી. "તેઓ ગમે તેવા કદરૂપા અને બેડોળ હોય તોપણ મારા સ્વામી છે–મારા પ્રભુ છે! મારે તેમને જોવા છે!"

માતુશ્રીએ મને દીવાલે લટકાવેલા દર્પણની સન્મુખે જઇ મારૂં સ્વરૂપ જોવાનું કહ્યું; જોયુ તો દર્પણની પાછળ એક પુરૂષ ઉભો હતો; જોયુ તો તે પુરૂષ સુંદર, યુવાન અને પ્રસન્નતા પૂર્ણ મુખવાળો હતો. માએ આ નવાગત યુવક પ્રતિ દૃષ્ટિપાત કર્યા વિના કહ્યું, "દર્પણમાં તારૂં પ્રતિબિમ્બ સદ્યઃપ્રસ્ફુટિત ગુલાબ જેવુ દેખાય છે?"

અપરિચિત માણસની સમક્ષ આવા સંભાષણથી હું મા ઉપર ચીડાઇ. માતુશ્રી અને પિતાશ્રી બન્ને સમજ્યાં. મા બોલી ઉઠયાં, "ગાંડી! એજ તારા સ્વામી છે.'"

"શું?–મારા સ્વામી?–આજ મારા સ્વામી! મારાજ માટે મારા સ્વામીએ સર્વને શીખવ્યુ હતુ કે–સઘળાં એમ બોલે–તેઓ વૃદ્ધિ અને કદરૂપા છે? હું તેમના મહત્વથી ગળગળી થઇ ગઇ. ત્યારતજ અશ્રુ નયને નતજાનુ થઇ હુ તેમના ચરણમાં પડી અને એ પવિત્ર ચરણોનું ચુંબન કર્યું*

* ફ્રેન્ચ વાર્તાના બંગાળી અનુવાદ ઉપરથી.


OTTO MOHINI
AWARDED GOLD & SILVER MEDALS
(REG)

કાર્ડ સાઈઝ ૪ા+૩ા✻કીંમત માત્ર રૂ. ૪.

## ફોટોગ્રાફ પાડવાના ન્યૂ

# છુપા કેમેરા



આ કેમેરાથી નાનું બચ્ચુ પણ સહેલાઈથી ફોટા ઉતારી શકે છે. ચાલતી ગાડી, ઉડતાં પક્ષી, બે પાંચ બેઠેલાં ઉભેલાં માણસો વગેરે તમામ જાતનો ફોટો પાંચ મિનિટમાં ઉતરે છે, ખરીદનારને સંપૂર્ણ માહિતી સાથે કાચ, દવા, આઉ-ન્ગવાસ, ડાર્ક સ્લાઈડ, લેન્સ સાથે કીમત રૂ. ૪) પોસ્ટેજ દશ આના.

**સી, સી, મહાજન એન્ડ કું૦,**

મુળજી જેઠા મારકીટ સામે

મુંબઈ.

# !!!અનાથોનો પોકાર!!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

" પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરોને દીન જાણી
દયાનાં કામ કરો સદાએ પરથી, એવી સેવાની એંધાણી "

ગરીબોથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે તમારાજ ઉપર આધાર રાખી રહેલાં અનાથ બાળકો, કુલીન સદાચરણી વિધવાઓ અને મદદ માટે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટી કરો તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો સુપાત્રે દાન એજ મકમાણીની સાર્થકતા છે. આ આશ્રમમાં ધન ધાન્યથી વિમુખ, ભુખે મરતાં, અને ટળવળતાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે દાન આપનારનાં નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે. કરકમલ લંબાવો અને દયા લાવી લખો—

**મણીલાલ રામશંકર ઠાકર.**

મંત્રી શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ

સિદ્ધપુર.

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સાંકળચંદ હરીલાલે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના શ્રી 'સત્યવિજય' પ્રેસમાં છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે રાયપુર-'સુન્દરી સુબોધ' ઑફિસમાંથી પ્રગટ કર્યું.

ठ. आनंदजी मू[illegible] पारा तरफथी भेट.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

ફેબ્રુ- આરી, ૧૯૧૬.

પુસ્તક- ૧૩ અંક- ૨.



મહર્ષિ ડૉ. દાદાભાઈ નવરોજી, એલ એલ ડી


આદ્ય સંપાદક — શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી — રામમોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર અમદાવાદ.


Block by courtesy of Navyug

ठ. आनंदजी सुन्दरजी पाधी तरफथी भेट.

# અનુક્રમણિકા.

પુસ્તક ૧૩ મું. ] ફેબ્રુઆરી: ૧૯૨૬ [ અંક ૨ જો

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં મ્હીએ તો—" સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત—સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને કટેરોમાંથી છુટી, એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસંગિની બની દુઃખતિમિરમાં ડુબતા બાન્ધુના આત્મા—હૃદય ઉદ્ધારે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રજાવાત્સલ્ય જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસગર્ભ કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે." ]

પુસ્તક ૧૩ મું.] ફેબ્રુઆરી: ૧૯૧૬. [અંક ૨ જો.


## उदयगुंजन.

—:+—

### હિન્દનું સ્ત્રીજીવન:

"...આર્યાઓ પુત્રી રૂપે, માતા રૂપે, પત્ની રૂપે, અને ભગિની રૂપે, પોતાનાં અતિથિયોનું આતિથ્ય લીલાવતીના જેવીજ સૂક્ષ્મ પ્રવીણતાથી કરતી હશે—કરી ગઇ છે—તે સ્મરું છું ત્યારે સૌભાગ્યદેવી અને ગુણસુન્દરી જેવી મ્હારી કલ્પિત પુત્રીઓ મ્હારા મસ્તિકમાં તરવરી છે, તે પ્રતિબિમ્બને સ્થાને જીવતી આર્યાઓની છાયાઓ તરવરવી દેખું છું અને તેવીઓનું જેવું સૂક્ષ્મ સતત આતિથ્ય કરવું જોઇએ તેવું કરનાર પુરૂષો આ આર્યદેશમાં કેટલા છે અને કયાં છે તે શોધતાં શોધતાં કાંઇક નિરાશ થાઉં છું! એ નિરાશા ખોટી હશે, પણ તે ખોટી પાડનાર આર્યોનાં તપ આવી તપસ્વિની આર્યાઓનાં નિષ્ફળ અજ્ઞાત અને એકાન્ત તપ આગળ તો કાંઇ લેખામાં નથીજ એટલી વાત તો આ હૃદયમાંથી ખસતી નથી."

—ગોવર્દ્ધનરામ ત્રિપાઠી. ( લીલાવતી જીવનકલા. )

# गृह-धर्म.

## શ્રી કૃષ્ણજન્મ દિનોત્સવ.

### સેવાભગિની-સ્નેહસંમીલન.

(મુંબાઇની સોશિયલ સર્વિસ લીગ-જુગારનિષેધક કમિટી માટે.)

લેખકઃ રા. રા. કરસનદાસ જગજીવનદાસ ચિતલિયા—મુંબાઈ.

ચંદ્રિકા—કેમ બ્હેન! ક્યાં જવાની તૈયારી કરો છો? હું તમોને મળવા આવી છું.

રસિકા—ખબર નથી? આ શ્રાવણ માસનાં પર્વો છે, એટલે ચાર બ્હેનો એકઠી થઇ પાને રમીયે ને આનંદ કરીયે? જો જીતીયે તો પૈસા મળે ને આનંદનો આનંદ! ચાલ તું મારી સાથે આવીશ?

ચંદ્રિકા—ના. આજે એક મંદિરમાં સ્નેહસંમેલન છે ત્યાં હું તમોને તેડવા આવી છું.

રસિકા—ત્યાં વધારે આનંદ પડશે? તું એકલીજ જાને!

ચંદ્રિકા—ના. તમારા વગર હું નહીં જાઉં. (બન્ને જાય છે. મંદિરમાં સંયોજીની બ્હેન તેમનો સત્કાર કરી બેસાડે છે ત્યાં બીજી બ્હેનો શારદા, સેવિકા, દાનેશ્વરી...... વગેરે આવે છે.)

સંયોજીની—બ્હેનો! આજે આપણે શ્રીકૃષ્ણપરમાત્માની જયંતી ઉજવવા એકત્ર થયાં છીએ. કહો, શી રીતે ઉજવીશું?

શારદા—જેમ તમારા આમંત્રણને માન આપી આમો સૌ અહિં આવ્યા છીએ તેમ તમે કહેશો એ રીતે જયંતી ઉજવીશું.

સંયોજીની—'ધાર્મિક પર્વોમાં મન, વાચા અને કર્મથી ધાર્મિક કૃત્યો જેમ બને તેમ વધારે કરવાં અધર્મ અને અનિષ્ટ કદિ ન આચરવું એટલુંજ નહિં પણ આપણાં કુટુંબીઓને, સગાંવ્હાલાંને તેમજ દરેક લાગતાવળગતાંને તેમ કરતાં અટકાવવાં.' એવું વ્રત લેવું.

રસિકા—ત્યારે પાને રમાય કે નહિં?

સંયોજીની—ના, જુગાર રમવું તે પાપ છે. જુગાર રમવામાં રાજામહારાજા શેઠ શાહુકારો તેમજ ગરીબ પાયમાલ થયા છે—ને થાય છે. શાસ્ત્રો તેમજ ઇતિહાસ તેની સાક્ષી પુરે છે. વળી આપણા ગરીબડા દેશને તે નિરૂદ્યમી બનાવે છે.

સૌ—હાય! હાય!! ત્યારે જુગાર તો ઘણાંએ સ્ત્રીપુરૂષો રમે છે ને તેઓ ધાર્મિક અને કેળવાયલાં કહેવાય છે! એ શું?

સંયોજીની—એ બધું સમજવાને વખત લાગશે. માટે આજે આપણે એવો નિશ્ચય

કરીએ કે દરેક આડવાડીએ અહિં એકત્ર થવું ને આપણા કામમાં જે જે વિચારો અને અનુભવ આપણને થાય તેની નોંધ રાખી તે પર વિચાર કરવો, નિર્ણય કરવો, અને નિશ્ચય કરી સમયાનુકુળ તે કૃતિમાં મુકતા જવું. આમ કરવાથી આપણે પોતાને તેમજ અન્યને કંઇક ઉપકારક થઇ શકીશું.

સેવિકા—ત્યારે સંયોજીની બ્હેન! દરેક આડવાડીએ આપણે એકત્ર મળવાનો ઉદ્દેશ અને કાર્યક્રમ આજે અમને ટુંકામાં સમજાવો જેથી બીજી વખત એકઠાં મળીયે ત્યારે તે સંબંધી વિચાર કરી લાવીયે.

સંયોજીની—શારદાબ્હેન તે આપણને સમજાવશે

શારદા—આપણી સ્ત્રી જાતિની દશા (સ્થિતિ) અત્યારે એટલી તો દયાજનક છે કે આપણી માણસજાતમાં ગણના નથી. દિન પ્રતિદિન અજ્ઞાનને લીધે, શારીરિક, માનસિક, આત્મિક અધોગતિએ આપણે જઇએ છીએ જેનું આપણને ભાન પણ નથી!–એ સ્થિતિનો અભ્યાસ, નિરિક્ષણ કરવું અને તે દશા ફેરવવા પ્રયાસ કરવો. તે પ્રયાસ કરતાં સંકટો આવે તે સહન કરવાં. પૂર્ણ પ્રેમથી, શુદ્ધ અંતઃકરણથી, અને કેવળ સેવા વૃત્તિથીજ આ કાર્ય આરંભવું અને મરણ પર્યંત નિભાવવું. એ વ્રત ધારણ કરવા તમો બ્હેનો તત્પર છો?

જ્ઞાનેશ્વરી—કાર્ય ઘણું પ્રશંસનીય અને મહત્વનું છે, પણ તેટલુંજ ગંભીર, જવાબદારીવાળું અને કઠીન છે. વારૂ, આવાં કાર્ય કરનાર બ્હેનો કેટલાંક હશે? એમ ન સમજશો કે પ્રશ્ન કરૂં છુ એટલે હું અલગ રહેવા ઇચ્છું છું. મારૂં હૃદય તમારા તરફ અને આવાં કાર્ય તરફ ઢળેલું જ છે. મારો ભાગ ભજવવાની હું અત્યારેજ પ્રતિજ્ઞા લઉં છું. આર્થીક મદદ પણ હું આપી–અપાવી શકીશ.

સેવિકા—હું મારૂં આખું જીવન તમે યોજેલા કાર્યમાં વ્યતીત કરવા ઇચ્છા રાખું છું.

ભગવતી દેવી—કાર્ય કરનારાં છે, પણ વિખરાયલાં છે એટલે દ્રષ્ટિએ પડતાં નથી. બીજ છે, પણ રોપનાર, જળ સિંચન કરનાર નથી એટલે વૃક્ષ ફળ ફુલ ક્યાંથી હોય? જ્યારે બીજ ચુંટી કાઢવામાં આવશે, યોગ્ય ભુમીમાં રોપાશે, જળ સિંચન થશે ત્યારે ફળ-ફુલથી બગીચો બ્હેકી રહેશે! આપણે આપણું કર્તવ્ય પાલન કરીશુ એટલે બીજું બધું એની મેળેજ થઇ રહેશે. હું યથાશક્તિ કંઇક એવુંજ કામ કરૂં છું તે અનુભવ ઉપરથી મને એમ લાગે છે કે આપણે એકત્રપણે આપણો ઉદ્દેશ સાધ્ય કરવાને યત્ન કરીશું તો ખચ્ચીત ફતેહ મળશે. નિરાશ થવાનું કંઇજ કારણ નથી. મને પણ તમારામાંની એક માનશો. હું મારૂં સમગ્ર જીવન સેવાભગિની તરિકે ગાળવાનુ વ્રત લઉં છું.

રસિકા—આજે, ચંદ્રિકા બ્હેનના સહવાસને લીધે, મારૂં જીવન બદલાઇ–કંઇક નવું જીવન આવ્યુ હોય એમ મને લાગે છે. આજે હું સમય અને સાધનનો સદુપયોગ શી રીતે કરવો તે શીખી. હું દરેક રીતે મારાથી બનશે તેટલી તમોને તમારા કામમાં મદદ કરીશ અને મારી બ્હેનપણીઓને પણ તેમ કરવા સમજાવીશ.

સંયોજીની—બ્હેનો! આજે મારા ઉપર બહુ ઉપકાર થયો. આજે મને ઘણો સંતોષ થયો. આજે શ્રી કૃષ્ણજન્મ દિનોત્સવનું સાર્થક થયું મને લાગે છે. તમારા સૌના ખુશનુમા ચ્હેરા જોઇ હું વધારે પ્રસન્ન થાઉં છું. આજથી આપણા એકત્ર મળવાના સ્થા-

નને 'ભગિની સમાજ મંદિર' ના નામથી ઓળખીશું. આપણા સમાજનો ઉદ્દેશ તમે સમજ્યાં છો તે પર ચિંતન કરી હૃદયમાં ઉતારજો ને તમારાં સંબંધિઓના હૃદયમાં તે રેડજો. હવે બીજી વખત આપણે મળશું ત્યારે આપણા 'ભગિની સમાજ'ના હેતુઓ વિસ્તારથી સમજીશું, તે હેતુ પાર પાડવાનાં સાધનોનો વિચાર કરી તેનો અમલ કરવાની યોજના તૈયાર કરીશું. સ્ત્રીમંડળો, સ્ત્રીસમાજો, સ્ત્રીઓનાં આશ્રમો સેવાગૃહો, શિક્ષણગૃહો વગેરે ઘણી સંસ્થા સ્ત્રીજાતિના ઉદય માટે યત્ન કરી રહી છે, તેમનાં આપણે યથાશક્તિ સહાયક બનીશું. સ્ત્રીમંડળોને અને સ્ત્રીસમાજોને, ચાલીએ ચાલીએ ફરી, નવાં સભાસદો મેળવી આપીશું. આશ્રમો અને સેવાગૃહોને તેવા સ્થાનની જરૂરીયાતવાળાં બ્હેનો મેળવી આપીશું. જ્યાં જ્યાં શિક્ષણગૃહ હશે ત્યાં ત્યાં ફરી જ્ઞાનની અભિલાષાવાળી બ્હેનોને તે તરફ વાળીશું:—એ રીતે વૈદ્ય અને દર્દિને મેળવી આપવાનું કામ આપણે સહેલાઈથી કરી શકીશું.

સિવાય ભગિનીસમાજો સ્થાપી તેનો ગામે ગામ વિસ્તાર વધારી શિક્ષણગૃહો, મહિલા પુસ્તકાલયો, પુસ્તકવાંચન ગૃહો દ્વારા શિક્ષણ પ્રચાર કરીશું. 'સેવા ભગિની પત્રિકા માળા' દ્વારા સેવા ધર્મ, સેવાના સન્માર્ગ, આરોગ્ય શાસ્ત્ર, બાલ રક્ષણ, બાલ શિક્ષણ, દર્દિની શુશ્રૂષા, અકસ્માતના ઉપાય, ગૃહવ્યવસ્થા, વ્રત ઉપવાસની સમજ, દાન ધર્મના માર્ગ...વગેરે ઉપયોગી બાબતો લખી, લખાવી, છપાવી, તેનો જેમ બનશે તેમ ફેલાવો કરીશું. અને જે જે બ્હેનોને જે જે દિશામાં કામ કરવા ઈચ્છા હશે તે તે બાબતમાં તેમને તૈયાર થવામાં ઘટતી મદદ આપીશું. સાધનરહીત સેવિકાને ગુજરાનનું સાધન કરી આપીશું ને તેમની સેવા તેઓ ભગિની સમાજને અર્પણ કરશે. શારદા, ચંદ્રિકા અને હું કેટલાક સમયથી આ વિચાર કરતાં હતાં. તે આજે તમો બ્હેનોની સામેલગીરીથી અમલમાં આવ્યો ને આપણે ત્રણના સાત થયાં. પ્રભુ સૌનું કલ્યાણ કરો. આપણે હવે ફળ લઈ જળપાન કરી આજે છૂટા પડીયે કારણ સાંઝ પડી ગઈ છે.

સૌ જળપાન કરી ફળ ફુલ લઈ વિખરાય છે એટલામાં મંદિરમાં ઘંટ નાદ થયો. સૌ દર્શને ગયાં. ત્યાં ભારતી દેવીના મંદિરમાં ભીંત ઉપર નીચલા શબ્દો સોનેરી અક્ષરે ઝળકતા હતા.

"તમોને મારા આશિર્વાદ છે. ભારતભગિનીઓ! તમારા શુદ્ધ હૃદયની વાંછના સફલ થાઓ. તમારાં 'ભારત ભગિની સમાજ' ના યત્નો સફલ થશોજ. પરંતુ તમારાં જીવન પ્રિતી શ્રદ્ધા, ધૈર્ય, ખંત અને સ્વાર્પણથી વિભૂષિત કરજો"

---

દયાના સાગરઃ

એક વખત એવું બન્યું કે ખર્મટાંડ ગામમાં એક દિવસ સ્હવારે એક ઢેડાએ આવી એમને કહ્યું કે "મહારાજ, મારી બૈરીને કોલેરા થયો છે, આપ જો કાંઈ ઇલાજ નહીં કરો તો મુજ ગરીબનું સત્યાનાશ વળી જશે. પરોપકારી વિદ્યાસાગર તરતજ નોકર પાસે દવાની પેટી અને બેસવાનો મુડો ઉપડાવીને એ ઢેડાને ઘેર ગયા, અને આખો દિવસ ભુખ્યા રહીને ત્હેની સ્ત્રીનો ઈલાજ કર્યો. આખરે મધ્યાકાળે રોગીને જ્યારે વળતી દશા થઇ ત્યારે પોતે ઘેર આવીને સ્નાન કરીને ભોજન કર્યું, વાંચકો! કહો તમારામાંથી એવા કેટલાક માણસો નીકળી આવશે. કે જે ઢેડા જેવી નીચી ગણાતી જાતિને ઘેર જઇ મળમુત્રની દુર્ગન્ધ વગેરે બધી જાતનું દુઃખ સહન કરીને રોગીની સેવા કરે?

—શિવપ્રસાદ દલપતરામ કૃત 'ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર.'

# विद्याकला-वैदक.

——:x:——

## ડોશીઓનું ઘરવૈદું.

(સુન્દરી સુબોધઃ પુસ્તક ૧૨,—અક્ટોબર ૧૯૧૪ થી ચાલુ.)

લેખકઃ—રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢિયાર,—ચોરવાડ.

**કુદરતના નિયમો પ્રમાણે જોતાં કોઇપણ જાતના રોગ થવા જોઇએજ નહિ છતાં પણ રોગ થાય છે તેનું કારણ શું?**

બ્હેનો, ઉપર પ્રમાણે જોતાં માણસોની અંદર કોઇપણ જાતના રોગ થઈ શકેજ નહિ છતાં પણ આપણે જોઇએ છીએ કે ખરેખરા નિરોગી માણસો તો દુનિયામાં બહુજ થોડા હોય છે. બાકી તો સૌ કોઇ ને કોઇ જાતના રોગમાં સપડાએલા હોય છે. માટે કુદરત પોતે રોગની વિરૂદ્ધ છતાં પણ કેમ રોગ થાય છે. તેનાં કારણો આપણે જાણવાં જોઇએ. એ માટે અનુભવી વિદ્વાન વૈદો તથા દાક્તરો કહે છે કે—

(૧) આપણે કુદરતના નિયમ પ્રમાણે વર્તતા નથી તેને લીધે ઘણી જાતના રોગ થાય છે. જેમકે કુદરતે આપણને સૌને જેટલી જોઇએ તેટલી હવા મફત આપેલી છે. છતાં પણ આપણે બહુ સાંકડાં સાંકડાં મકાનો બાંધીને તથા એક મ્હોલ્લામાં બહુ પાસે પાસે મકાનો બાંધીને પુરતી હવા ન મળી શકે તેવી રીતે રહીએ છીએ. આવીજ રીતે અજવાળાની બાબતમાં પણ કુદરત બહુજ ઉદાર છે. તેણે પુરતો પ્રકાશ આપણે માટે બહુજ છુટથી આપેલો છે. છતાં પણ આપણે એ પ્રકાશને વાપરવામાં સંકોચ કરીએ છીએ અને ખોટી ખોટી બીકને લીધે આપણા ઘરનાં બારી બારણાં એવા સાંકડાં અને એટલાં ઓછાં બનાવીએ છીએ કે તેમાં પુરતો પ્રકાશ આવી શકતો નથી. આવી રીતે જીવનને ટકાવનારાં તથા જીવનને વધારનારાં જે બે મહાન તત્વો હવા અને અજવાળું તેનો આપણે પુરતો લાભ લેતા નથી. તેની શિક્ષા તરીકે આપણને ઘણી જાતના રોગો ભોગવવા પડે છે.

•આવા રોગનાશક અજવાળાની બાબતમાં આપણી ઘણી બ્હેનો તો એટલી બધી બેદરકાર હોય છે કે તે જોઇને આપણને દિલગીરી લાગ્યા વિના રહે નહિ. ઘણી બ્હેનો ઘણા મહિનાઓ સુધી ઘરના ખુણામાં પડી રહે છે અને આવા અજવાળાના લાભનું તેઓને જરાપણ ભાન હોતું નથી. એટલુંજ નહિ પણ જ્યારે તેમને હવાના ફાયદા સમજાવીએ અને ફરવા જવાનું કહીએ ત્યારે તેઓ એ વાતને હસી કાઢે છે. અને કેટલીક બ્હેનો તો બહારની ખોટી લોકલાજને લીધે પણ આવા અજવાળાનો લાભ લેતી નથી પણ લોકલાજના ખોટા ઘુમટામાં બાફમારતી નાનકડી ઓરડીમાં રહ્યા કરે છે અને રોગોને આમંત્રણ કર્યા કરે છે.

બ્હેનો, આ બધી બાબતો એવી છે કે તે ઉપર ખાસ જુદાં જુદાં લેકચરો આપી શકાય અને આ બાબતમાં થતી ઘણી બ્હેનોમાં ઘણી જાતની ભૂલો બતાવી શકાય અને તેઓની આખો ઉઘાડી શકાય પણ મારે તો હજી બીજી ઘણી બાબતો આજે કહેવાની છે એટલે આ બાબતમાં હું વધારે લંબાણ કરી શકીશ નહિ.

(૨) માણસોની તંદુરસ્તી બગડે છે અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓની તંદુરસ્તી બહુ વધારે બગડે છે તેનું બીજું કારણ એ છે કે તેઓ ખાવા પીવાની બાબતમાં બહુજ ગોટાળા ચલાવ્યા કરે છે. કારણકે સ્ત્રીઓની અંદર કુદરતી રીતે રસિકતા રહેલી છે અને એ રસિકતાના પેટામાં સ્વાદિષ્ટપણાની તીવ્ર લાગણી રહેલી છે. તેથી તેઓને ખાવા પીવાની બાબતમાં નવા નવા સ્વાદ લેવાનું મન થયા કરે છે. પણ એ મનને રોકવા માટે જે બુદ્ધિ બળ જોઇએ તે તેઓમાં હોતું નથી. તેમજ પોતાની પ્રકૃતિ સમજવાનું થોડું થોડું જ્ઞાન જોઇએ તે પણ તેઓમાં હોતું નથી, અને વૈદકનું સામાન્ય જ્ઞાન જોઇએ તે પણ તેઓમાં હોતું નથી એટલે અમુક ચીજ ખાવાથી મારા શરીર ઉપર શું અસર થશે. એ તેઓ જાણતી નથી અને એ જાણવાની તેઓ દરકાર પણ રાખતી નથી તેથી પોતાને નહિ પચે એવી વસ્તુ પણ તેઓ ખાઇ જાય છે. અને કેટલીક વખત તો ચોકખી રીતે તુરત નુકશાન થાય એવી ચીજો પણ ખાઈ જાય છે. જેમકે ઉધરસ થઈ હોય છતાં પણ કાચાં કરમદાં, પાકેલાં બોર વગેરે ખાય છે. તાવ આવ્યો હોય છતાં પણ ખટાશનો શોખ હોય તેને લીધે દહીં, તેલ, આમલી ખાઇ જાય છે અને ઝાડો થતો હોય તોપણ લાડવો, લાપસી, શીરો, કે હલવો ખાઇ જાય છે. આ સિવાય સ્વાદને ખાતર શાકભાજીમાં તથા વઘારમાં, ઢોકળાં, રાઇતાં અને અથાણાંમાં મસાલા વાપરવાની બાબતમાં પણ તેઓ હદ ઉપરાંત પણું કરે છે, અને એ તો દેખીતી વાત છે કે, બધી જાતના મસાલાઓ, બહુ તીવ્ર અસર કરનારા હોય છે અને જલદીથી પચી શકે તેવા હોતા નથી છતાં પણ ઘણી બ્હેનો ઘણી જાતના મસાલાઓનો બહુ છુટથી ઉપયોગ કરે છે અને જ્યાં જે ચીજની જરૂર ન હોય ત્યાં પણ એ વાપરે છે તથા જ્યાં બે આની ભારથી કામ ચાલી શકતું હોય ત્યાં રૂપીઆભાર મસાલો નાખે છે. આવી રીતે ખાવાની ગડબડને લીધે પણ ઘણી જાતના રોગો થાય છે.

આ સિવાય કેટલીક સ્ત્રીઓ બહુ લોભી સ્વભાવની હોય છે. તેથી તેઓ એમ સમજે છે કે ખાવાનું ઘરમાં વધ્યું ઘટયું હોય તે નાખી કેમ દેવાય? કે કોઇને આપી કેમ દેવાય? એમ સમજીને ખીચડી, ભાત, કઢી, દાળ, શાક વગેરે જે કાંઈ ખાવાનું આગલા દિવસનું વાસી પડેલું હોય તે બધુ ખાઇ જાય છે. પણ એવું વાસી તથા બગડી ગએલું ખાવાથી પોતાના શરીર ઉપર શું અસર થશે એનો ખ્યાલ તેઓ કરતી નથી. આવા આવા ખાવા પીવાના ગોટાળાને લીધે ઘણી સ્ત્રીઓ બીમારી ભોગવ્યા કરે છે.

(૩) આપણા શરીરમાં રોગ થવાનું ત્રીજું કારણ એ છે કે ઇંદ્રિઓનાં સુખો ભોગવવામાં આપણે હદ બહાર પણું કરીએ છીએ. તેથી ઘણી જાતના રોગો થાય છે. કારણ કે આપણી ઇંદ્રિયો જેટલું કામ કરી શકે તે કરતાં તેની પાસેથી ઘણું વધારે કામ લઇએ

છીએ તેને લીધે ઇંદ્રિયો બહુ જલદીથી થાકી જાય છે અને તેમાથી આગળ જતાં ઘણી જાતના રોગ થાય છે. જેમકે આંખમાં જોવાની શક્તિ રહેલી છે પણ એ શક્તિ અમુક હદમાં રહેલી છે. માટે તેનો ઉપયોગ અમુક પ્રમાણમાંજ કરવો જોઇએ. પણ આપણે એવી બાબતમાં હદમાં રહી શકતાં નથી તેથી જે ચીજો જોવાની આપણે જરૂર ન હોય તેવી ચીજો પણ જોયા કરીએ છીએ. જે ચીજો સુંઘવાથી નાકને નુકશાન થાય તેમ હોય તેવી ચીજો પણ સુંઘ્યા કરીએ છીએ. અને જેવી દુર્ગંધીવાળી હવામાં પણ પડયા રહીએ છીએ અને પાછી અફસોસની વાત એ છે કે આ બધી બાબતોને આપણે ભૂલ સમજતા નથી પણ સુખ સમજ્યા છીએ. તેથી એવી બાબતોમાં ઇંદ્રિયોને રખડવા દઇએ છીએ અને તેની પાસે જરૂર કરતાં વધારે કામ કરાવી તેને થકવી નાખીએ છીએ અને તેને જેટલો વિસામો આપવો જોઇએ તેટલો વિસામો આપતા નથી, તેથી ઘણી જાતના રોગ થાય છે અને યાદ રાખજો કે એ બધા રોગ આપણી ભૂલોને લીધેજ થાય છે. આપણે ઇંદ્રિયોના સુખ મેળવવાને ફાંફાં મારી મારીને ઇંદ્રિયોને બહેકાવી દઇએ છીએ તેને લીધેજ ઘણી જાતના રોગો થાય છે.

(૪) ઘણી જાતના રોગો વંશપરંપરાની અસરોને લીધે થાય છે. જેમકે કેટલીક જાતના રોગો આપણાં માબાપોને અગર દાદા પરદાદાઓને વળગેલા હોય છે તેની અસરો પણ આપણને ભોગવવી પડે છે. છતા પણ આવી બાબતો તરફ લોકો ખ્યાલ રાખતા નથી અને પોતે ભયંકર રોગથી પીડાતા હોય છતાં પણ લગ્ન કરી પ્રજા ઉત્પન્ન કર્યા કરે છે. અને પોતાની પ્રજાને વિના કારણ રોગનો વારસો આપી જાય છે. હવે વિચાર કરો કે આ કરતાં વધારે ખરાબી બીજી કઈ? પોતાનાં વહાલાં બાળકોને સમૃદ્ધિ તો કાંઈ આપીએ નહિ કાંઈ સદ્‌ગુણો તો આપી શકીએ નહિ અને તેના આત્માની ઉન્નતિ થાય એવાં કંઇ કલ્યાણનાં સાધનો તો આપી શકીએ નહિ. પણ ઉલટો આપણા રોગોનો વારસો આપણાં બાળકોને આપી જઇએ અને આ પ્રભુની સુંદર સૃષ્ટિમાં થોડાક રોગી માણસો તથા દુઃખી માણસોનો વધારો કરી જઇએ એ શું વાજબી છે. યાદ રાખજો કે પોતાના રોગનો વારસો પોતાના છોકરાઓને આપી જવો એ બહુજ ખોટું થાય છે. માટે જે સ્ત્રી કે પુરૂષો નહિ મટી શકે એવા રોગથી પીડાતાં હોય તેઓને પોતાનુંજ લગ્ન નજ કરવું જોઇએ અને રોગી પ્રજાને પોતાના વારસદાર તરીકે આ દુનિઆમાં મુકી જવી ન જોઇએ. પણ અફસોસ કે આ બધી વાતો હજી આપણાં ભાઈ બહેનો સમજતાં નથી. તેઓ તો માત્ર એમજ સમજે છે કે લગ્નમાંજ સુખ છે અને લગ્ન વિના રહેવાયજ કેમ. આવી સમજને લીધે ખોડ ખાંપણવાળા માણસને કે માંદા માણસોને કન્યા ન મળતી હોય તો ગમે તેમ કરીને પાણી તોડીને અને દોઇને સીસામાં ઉતારીને પણ લગ્ન કરે છે અને રોગી છોકરાઓને જગતમાં મૂકી જાય ત્યારેજ તેઓને નિરાંત વળે છે. જગતમા રોગો કેમ વધે છે તેનાં કારણો જ્યારે આપણે શોધીએ છીએ ત્યારે તો આવી બાબતો પણ તપાસવી જોઇએ અને તેમાંથી એમ શીખવું જોઇએ કે જે સ્ત્રી કે પુરૂષ લગ્ન કરવા લાયક ન હોય તેઓએ પોતાનાં લગ્ન ન કરવાં જોઇએ કારણ કે એમ કરવાથી પણ જગતમાં રોગ વધારવાના મહન પાપમાંથી બચી શકાય છે.

(૫) બ્હેનો કેટલીક જાતના રોગો આપણી આસપાસનાં વાતાવરણની અસરોને લીધે તથા પાણીની અસરોને લીધે થાય છે. જેમકે કોઈ ગામના તળાવના કે કુવાના પાણીમાં કોલેરાના જંતુ પડી ગયા હોય તો તે પાણી પીવાથી કોલેરા થઈ જાય છે.- કોઈ કુવાના પાણીમાં વાળાના જંતુ પડી ગયા હોય તો તે પાણી પીવાથી વાળો નીકળે છે. કોઈ ઠેકાણે મચ્છરોનું જોર બહુ હોય એવા ઠેકાણે રહેવાથી મલેરીઆ તાવ આવે છે, અને કોઈ ઠેકાણે પ્લેગના કેસ થતા હોય અને ઉંદરો મરતા હોય તેવા વાતાવરણમાં રહેવાથી પ્લેગ થવા સંભવ રહે છે. આવી રીતે વાતાવરણની અસરોને લીધે પણ ઘણી જાતના રોગ થાય છે.

(૬) કેટલીક જાતના રોગોના જંતુઓ હોય છે તથા કેટલીક જાતના રોગો ચેપી હોય છે, અને કેટલી જાતના રોગોમા વિજાતીય દ્રવ્ય હોય છે એટલે કે જે ચીજની શરીરમાં જરૂર ન હોય તેવી જાતનાં પરમાણુઓ શરીરમાં ઘુસી જાય છે. તેને રોગ કહે છે. આવાં રોગનાં પરમાણુઓને તથા રોગના જંતુઓને હરવવાની જેના શરીરમાં તાકાત હોય તેને કંઇપણ જાતનો રોગ બહુ રહેવાથી લાગુ પડી શકતો નથી પણ જેના શરીરમાં રોગના જંતુઓને હરવવાની તાકાત ન હોય તેના શરીરમાં જલદીથી રોગ લાગુ પડી જાય છે. આ બાબત બહુ ચોકખી રીતે સમજાવવા માટે મારે તમને જણાવવું જોઈએ કે આપણા શરીરની અંદર કુદરતી રીતેજ કોઇ પણ જાતના રોગની સામે થઇ શકે તેવાં કરોડો પરમાણુઓ રહેલાં છે. તેથી જ્યારે કોઇપણ જાતનો રોગ અંદરથી અથવા બહારથી શરીરમાં શરૂ થાય ત્યારે શરીરની અંદર રહેલાં રોગ નાશકારક પરમાણુઓ રોગના પરમાણુઓની સામે લડાઇ કરે છે અને એ બન્ને જાતનાં પરમાણુઓમાં જે જાતનાં પરમાણુઓનું વધારે જોર હોય તે જાતનાં પરમાણુઓ ફાવી જાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે જે માણસનું શરીર બહુ તંદુરસ્ત હોય જેનામાં બ્રહ્મચર્યનું બળ હોય તેવા માણસોનું શરીર રોગના પરમાણુઓની સામા ટકી શકે છે. એટલે તેમને બહુ સહેલાઇથી કોઈપણ જાતના રોગો લાગુ પડી શકતા નથી પણ જે માણસનું શરીર નબળું હોય, જે માણસનું મન બહુ ઢીલું હોય અને જેણે પોતાની શક્તિઓ ફોકટની રીતે ક્ષય કરીને ગુમાવી હોય તથા અતિશય વિષયો ભોગવીને પોતાના શરીરને નિર્બળ કરી નાખ્યું હોય તે માણસના શરીરમાં રોગ હરવવાના જંતુઓનું બળ હોતું નથી જેથી કોઇપણ જાતનો રોગ એવા નિર્બળ માણસો ઉપર બહુ જલદીથી હુમલો કરી શકે છે. અને એમ થાય એમાં નવાઈ નથી, કારણ કે જે નિર્બળ રહે તેનો નાશ થાય એ કુદરતનો કાયદો છે

બ્હેનો, હવે તમે સમજી શકશો કે આપણાં શરીરો નિર્બળ થએલાં છે. તેથી રોગનાં પરમાણુઓ તેમાં બહુ જલદીથી ઘુસી જાય છે. અને તેમ છતાં એ પરમાણુઓની સામે લડી શકે તેવા રોગનાશક પરમાણુઓ આપણા શરીરમાં બહુ ઓછાં થઇ ગએલાં છે. જેથી આપણને ઘણી જાતના રોગ થાય છે. માટે રોગથી બચવાની ખરી કુંચી એ છે કે રોગના પરમાણુઓની સામે ટકી શકે તેવાં આપણા શરીરને મજબુત બનાવવાં જોઇએ અને શરીર મજબુત બનાવવા માટે કુદરતના નિયમો પ્રમાણે વર્તવું જોઇએ.

(૭) બ્હેનો, મનના ઢીલાપણાને લીધે ઘણી જાતના રોગો થાય છે. અને હાલના વખતમાં આપણી કરોડો બહેનોની સ્થિતિ એવી ખરાબ છે કે તેઓ જરાપણ મનની

મજબુતી રાખી શકતી નથી અને એને લીધેજ અનેક પ્રકારના રોગો થાય છે કારણ કે મનની અસર શરીરની ઉપર તુરતજ થાય છે અને પ્રત્યક્ષ જેવી થાય છે. તેમજ શરીરની મન ઉપર પણ થાય છે અને આપણી બ્હેનોનાં શરીર હાલમા નબળાં છે. તેથી આપણા દેશની પ્રજાનાં શરીર પણ નબળાં છે. એટલે તેઓનાં મન બહુ મજબુત ક્યાંથી હોય? અને નબળાં મનને તો અનેક જાતનાં ધક્કાઓ વાગેજ એમાં કાંઇ શક નથી, અને દરેક ધક્કાઓથી કંઈ કંઇ માઠી અસર થતી જાય છે. અને તે રોગ વધતા જાય છે.

બ્હેનો શરીરનો અને મનનો સંબંધ કેટલો બધો નિકટ છે અને મનની નબળાઇને લીધે કેટલી બધી ખરાબી થાય છે; તે બાબતો બહુ જાણવા જેવી છે. એ ઉપર તો કોઇ વખત ભાષણ આપવું જોઇએ. પણ આજે તો ટાઇમ બહુ થોડો છે. એટલે એ સંબંધી હું તમને વધારે ખુલાસો કરી શકીશ નહિ પણ ટુંકામાં એટલુ યાદ રાખજો કે મનને ઢીલું રાખવાથી પણ ઘણી જાતના રોગો થાય છે. અને મનને ઢીલું રાખવાથી મોત પણ વ્હેલું આવે છે. માટે જો રોગોથી બચવું હોય અને લાંબુ આયુષ્ય ભોગવવું હોય તો મનને ઢીલું રાખશોમા. પણ જેમ બને તેમ મજબુત મનવાળા થજો અને માનસિક બળવાળા થજો. કારણકે જો તેમ કરી શકશો તો ઘણી જાતના રોગોમાંથી અને ઘણી જાતની આફતોમાંથી બહુ સહેલાઇથી બચી શકશો.

(૮) બ્હેનો, હમણાં આપણે જ્યારે રોગ થવાના કારણો શોધીએ છીએ ત્યારે તો સોબતને પણ ન ભૂલી જવી જોઇએ કારણ કે સોબતની અસર પણ બહુ બળવાન છે. અને આપણા દેશમાં ઘણા માણસોને અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓને તો બહુજ હલકી સોબતમાં રહેવું પડે છે. ઉંચી જાતની ભાવનાઓવાળા માણસોને તેઓ ક્યારેકજ મળી શકે છે. બાકી તો હલકી જાતના નોકરોની સાથે તથા નકામી કુથલી કરનારી પાડોસણોની સાથેજ તેઓનો ઘણો વખત જાય છે. અને કેટલીક વખત બાળકોની સાથે બાળકપણું કરવામાંજ તેઓનો ઘણો વખત જાય છે. કારણ કે હાલના રિવાજોને લીધે સ્ત્રીઓને ઘરના અંધારે ખુણે રહેવું પડે છે. તેથી તેઓ સજ્જનોની સાથે વાતો કરી શકતી નથી પણ અફસોસ કે ધાઈઓ, ઘોડાવાળાઓ, ગામના કામકાજ કરતા પટેલીઆઓ અને હજામો સાથેજ તેઓને વાતો કરવાનું મળે છે એ સિવાય જેઓને વૈદકશાસ્ત્રનું જરાપણ ભાન ન હોય તથા જેઓ ખોટી ખોટી જાતના વ્હેમો વધારવાનુંજ કામ કરતા હોય તેવા બાવા સાધુઓના સંબંધમાં સ્ત્રીઓ આવ્યા કરે છે. એ સિવાય સ્ત્રીઓને કાને મંત્રવાડની વાતો પણ બહુજ આવ્યા કરે છે. અને એ વાતો પણ બેવડુચોવડુ વધારીને તથા તેમાં મોણ ઘાલીને અને મરચું મીઠું ભભરાવીને કરવામાં આવે છે તેથી નબળાં મનની સ્ત્રીઓ ઉપર બહુ ખરાબ અસર થાય છે અને તેમાંથી ઘણી જાતના રોગો ઉત્પન્ન થાય છે. માટે આજે આ વાત પણ સમજી લેજો કે ખરાબ સોબતની અસરને લીધે પણ ઘણી જાતના રોગો ઉત્પન્ન થાય છે.

(અપૂર્ણ.)

# वार्तालहरी.

## લજ્યાવતી.

લેખકઃ રા. રા. વિમાનપ્રસાદ શંભુપ્રસાદ મહેતા.

તેનું ખરૂં નામ લજ્યાવતી નહોતું પણ તે એવી ભલી, નિખાલસ, ભોળી અને લાગણી-વાળી હતી કે, જરા પણ ઠપકો આપ્યો હોય તો પાંદડા પેઠે ધ્રુજતી, પતિ પ્રેમ માટે ઝુરતી, તેનો રોષિત શબ્દજ તેની ગુલાબી મુખમુદ્રાને દર્દ તથા શર્મથી છાઈ દેતો; અશ્રુ તેની અણિયાળિ આંખમાં ભરાતાં, તે જાણે કે નાજુક પુષ્પે ઝાકળ બાઝી હોય તેવું જણાતું. આવી સાસરામાં કફોડી સ્થિતિ થતી છતાં લાગણી દાબી, સ્મિત ફરકાવવા પ્રયત્ન કરતી, જેથી સૌંદર્ય ઓર વધુ ફેલાતું; તેથીજ તેનું નામ લજ્યાવતી અગર લજ્જાનું પૂતળું પડ્યું હતું. સુંદરતાના પ્રકાશમાં કોણ સ્નેહ છોળો ન વહાવે? માબાપની પ્રેમપાત્ર હતી કારણ એકની એક તેથી અંતર્ગત ઉંડી પ્રેમાળ લાગણી, બહારના દરેક કોડ પુરવામાં સફળ થઇ માનતા. આવી રીતે લાડ સવાયા દુલારમણામાં બાલ્યાવસ્થાથી પસાર થઇ.

સાસરૂં દરેક હિંદુ અબળાને નસીબે મુગ્ધાવસ્થા ઓળંગ્યા પછી લખાયેલું હોય છે. કારણ બાર વર્ષ પછી પરણી સાસરે જવાની રીત છે. અરે લજ્જાળુ મૂર્તિ! તારી સ્થિતિનું હવે ભાન કરવું આવશ્યક છે! ઉજળા વાતાવરણમાં વિચરતી બાળા, ઢંડા પ્રદેશમાં દેશ-નિકાલ થઇ, નાજુક સ્વભાવને બાળી નાંખી, કુમળાતી દઇ, પોતે પોતામા વધારી રહી, જે સૌંદર્ય બલિહારી પૂર્વકાળમાં મ્હેકતી હતી તે દુર્ગંધી બની; અને બિચારી બાળા સ્થિતિ સંભાળી **मौनं सर्वार्थ साधनं** એ સૂત્ર પઢવા લાગી.

જરાતરા વાંકથી દોષિત લેખાતી, ભૂલ સામે રદિયો આપવાની હામ નહિ તેથી માત્ર આંસુમાં જ વિશ્રામ લઇ, સુખ સાધન માન્યું; એથી રોજ મેણું એ મળતું કે "રાંડ એથી ગુન્હો સાબિત કરે છે." વિગેરે અપશબ્દો સાંભળતી જોકે પહેલાં તેનો પતિ ચાહતો, પ્રેમ દર્શાવતો, પણ પછીથી ચાવડિયો થઇ આકળો બની, વિના વાંકે દોષિત ઠરાવતો; કારણ માતા આડુંઅવળું સમજાવી કાન ભંભેરી લાગ સાધી વહુનો ધાણુ કાઢતી.

આમ કરતાં બાર વર્ષ વહી ગયા; જેમાં ન મળ્યુ સાંત્વન કે શાંતિ મેળવવાનું સ્થાન. તેમ તેની સ્થિતિ કોઇ સમજી શક્યું નહિ તેથી બિચારી અંદર ને અંદર બળતી, જળતી અને શમશમી જતી. પણ હે લજ્યાવતી! દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ એમ અસ્તોદય ઘટમાળ ફર્યા કરે છે તો શું તને પણ એકસવાઇ જીંદગીમાંથી ઉદ્ધરણ, અટપટા ભાવો ભજવવાનું લ્હાણું નહિ મળે!

એક દિવસ શિયાળામાં પ્રાતઃકાળે લજ્યાવતી ઉઠી, તો ઉષાનો મોનેરી ચળકાટ દિવાલ ઉપર વિકસી રહ્યો હતો, તેથી ઝટપટ પથારી ઉપાડી, આકાશ તરફ નજર કરી, સૂર્યદેવને પ્રણામ કર્યા; પછી ઘરકામમાં પલોટાણી. પ્રાતઃસ્નાન સતવર પુરૂં કરી, રસોડામા ભરાણી.

જોકે જેઠાણી હજુ આવ્યાં ન હતાં તેથી મોડી નથી એ પ્રમાણે ધાર્યું. ચાકરો સજાઇ મુકવા તથા ઘરનાં બીજા કામમાં ગુંથાણા હતાં ત્યારે પોતે શાક છીનવા બેઠી. આજે જેઠાણીને રાંધવાનો વારો હતો. શાક છીનાઇ રહ્યું ત્યાં સાસુજી આવ્યાં અને બાર વર્ષમાં નહિ ભાળેલી મુખમુદ્રા જોઇ આનંદ પામી; ત્યાં સાસુ બોલ્યાં " છોટી વહુ, સાંભળ્યું કે "

" હા શામાટે નહિ ? " નાજુક અને મૃદુ જવાબ આપ્યો, પણ ઉંચુ જોતાં આંગળી કાપી. પાછુ સાસુએ નરમાશથી કહ્યું " શું ફૂલકુમારી આવે છે તે તમે સાંભળ્યું નથી ? "

" શું ખરેખર ફૂલકુમારી આવે છે " તેનો ચ્હેરો તાજગીથી ચળકયો, અને લોહી-લુહાણ થયેલી આંગળી સાસુ ન જાણે તેમ સાડીમાં સંતાડી.

આ બહુ અજાયબીની બીના હતી કારણ ફૂલકુમારીને લજ્જાવતી પહેલાં બે વર્ષે પરણાવી હતી. સસરો પૈસાદાર હોવાથી, મોભો જાળવવા, પૈસાની ખુમારીમાં, ધનવાનના ગુમાનમાં બિચારી ફૂલને કુટુંબમાં સેળભેળ થવા ન દેતો, બાપનુ ઘર પણ તજાવ્યુ; પરંતુ જ્યારે આ કડક બંગાલી સ્મશાનની ધુળમાં સુતો ત્યારે બાપીકું ઘર ભાળ્યું. તે આજ ચૌદ વર્ષે પાછી ફરી હતી. આજે શું બનશે તે ઉપર મનન ન કરતા, ઉત્સાહથી બેનને વધાવવાના કાર્યમાં મદદ કરવા લાગી. સાસુએ પુછ્યું, " કેને રાંધવાનુ છે ? " ઉત્તર મળ્યો કે "જેઠાણીને." "ઠીક યાદ રાખજો કે દિકરી ઘણે વર્ષે ઘેર આવે છે તો કોઇ વસ્તુની ખામી કે કચાસ રાખશો નહિ અને વિવેકથી વર્તજો;" આટલા શબ્દો ગર્વથી બોલી સાસુ ચાલી ગઇ.

નાની નાયિકા એકલી પડી એટલે શું બનશે તે વિચારવા લાગી. નણંદને નજરે પણ જોઇ ન હતી, સાંભળ્યું હતું, તો શુ તે પ્રસંગ તેને સુખકર બનશે ? વ્યવહાર ટસકવા અસહ્ય થતો પણ આજે નવા અતિથીથી ઉત્સાહ ઉપજ્યો, અભિલાષા ઠંડા ક્ષેત્રમાં રોપણી અને નાજુક આત્મા આનંદિત બન્યો.

૨.

દિકરી સાસરેથી આવે ત્યારે હોંસ અને ઉત્સવ ઉજવણી દરેક હિંદુ ઘેર એટલાબધા પ્રમાણમાં થાય છે કે કહેવાની વાત નહિ. ફૂલકુમારી પૈસાદાર ઉપરાંત આટલાં બધાં વર્ષનો વિયોગ તેથી વિશેષ ભાવ દર્શાવવામાં આવે તે સ્વાભાવિક હતું. ચોધરી કુટુંબ ગોંધાટ અને ગડમથલમાં મસ્ત બન્યુ. વહુ, ચાકરો, સૌ ઉમંગથી કામ કરવા મંડયા; સાસુ જાતિ દેખરેખથી હુકમ આપવા લાગી. ત્યાં હાંક વાગી કે બેન આ આવે ! ચાકરો ચોકમાં આવી રાહ જોવા લાગ્યા, મા દિકરીનું સામૈયું કરવા નીચે ઉતરી.

લજ્જાવતી હવે ધીરજ ધારી શકી નહિ, મર્યાદા મેખ ઉખેડી, જેઠાણીના ઠપકામાં ન રહી, અને પવિત્ર પ્રસંગ જોવા બહાર આવી, પરતુ દૂર જવા હિંમત કરી શકી નહિ. સુભાગ્યે બારણું અધખોલુ રહેલું તેથી ફાટમાંથી શું થાય છે તે જોવા લાગી. નાજુક ન્હાનું હૃદય ધડકતું બંધ થયુ—પાલખી, કસબી વસ્ત્રોથી આચ્છાદિત, બે અગાડી, બે પછાડી એમ ચાર ભોઇઓએ ઉપાડેલી, વળી બંને બાજુએ રેશમી સાડીમાં સજ્જ થયેલી, અલંકારના ઠઠેરાથી દેદિપ્યમાન જણાતી દાસીઓ ચાલતી હતી. આવી ભપકાદાર પાલખીથીજ અટકળ બાંધી કે નણંદ કેવાં હશે ? અરેરે ! પોતાની કંગાળ દશાનું ભાન સ્ફુરી આવ્યું ! બંને વચ્ચે સોનાની દિવાલ આડખીલ હતી, ભાભીની મૈત્રી નણંદ માટે દિવાલ તોડશે ? પણ

કુમળી બાળા ! હજુ આ પહેલી દુ ખની છાયડી છે, હજુ વિતક કેવા પડશે તે કેમ વેઠીશ? પાલખીનો પડદો ઉંચકતા, સાદી, શાન, હસમુખી, માયાળુ લાગણી ધરાવતી હોય તેની મુખ-મુદ્રાવાળી નમ્ર સ્ત્રી બહાર આવી. અપ્સરાને જોતા લજ્જાવતીમા નવુ જોમ ભરાણુ હોય તેવી અતર્દશા મુખ ઉપર સ્ફુરી રસોડામાં પાછી ફરી ત્યારે ફેરવાયેલી દિનતા હોય એવુ જેઠાણીને લાગ્યુ બાલ્યાવસ્થાની રમતગમત સાભરી, જેઠાણી સાથે ચેષ્ઠા આદરી અને ચોખાની મુઠી તેના ઉપર વેરી જેઠાણીએ ગણકાર્યા સિવાય 'તારૂં કામ કર ને, મુકી દે મશ્કરી, આ વખત છે,' વિગેરે ક્રોધ મુક્ત ઠપકો આપ્યો આથી ભોળી ભામિની ખસિયાણી પડી નહિ, ઉલટી ઉત્તેજીત થઇ હસવા માડી—તેથી જેઠાણીએ 'સાસરામા આવા પૈડાં કઢાય' એ વચનો યાદ દીધા બિચારીને કુળવધુનો મોભો માભર્યો, બાપના ઘરમાં હોત તો ફિકર નહિ પણ સ્થળ તથા વચનથી લાગી આવ્યુ, મુઝયુ, તોપણ હસવા લાગી, સાથે આસુ-નો અસ્ખલિત પ્રવાહ ચલાવતી ગઇ બિચારી બાળા! અરેરે! બાલ્યાવસ્થાનું સ્વચ્છદીપણું નિખાલસપણુ જ્યાં પૂરૂં ન હતુ થયુ ત્યાં કેદી થઈ તે સાંભર્યુ તેથી હાસ્ય અને રૂદન બન્ને વારાફરતી દીસવા માંડયા

આ સમયમા મા દિકરી ઉપર આવ્યા જમવાનો વખત થયો, બંને કુળવધુઓ વિવેક દેખાડવા ઇંતુક બની આજે મિષ્ટાન્ન કર્યુ હતુ પાકશાસ્ત્રની હોંશીયારીનો પુરાવો અહિ હતો, સ્વાદની ખુબી આજે હતી પહેલાં ફૂલકુમારીએ મોટી ભાભીની પિઠાન કરી પાયે લાગી, અને મિષ્ટાન્ન માટે તરખડ વેઠી તે માટે નમ્ર ઠપકો આપ્યો ત્યા 'હું શુ પારકી છું તે વિવેક કરો છો?' એમ જેઠાણીએ જવાબ વાળ્યો

"જો, બેન, એમજ દેખાય છે ને'

"હ્યો, રહો હવે, જમો નિરાતે તો અમારા ઉપર ઉપકાર કર્યો માનશુ"

એટલામા નાની વહુ ઉપર નજર પડી તેથી પૂછ્યું "આ કોણ છે?"

"વાહ, એટલુએ ઓળખી નહિ, નાનુભાઇની વહુ" માએ જવાબ દીધો

પછી ફૂલના સસરાને ગાળની વૃષ્ટિથી ન્હવરાવ્યો કે દિકરીને ચૌદ વરસ સુધી મોકલી નહિ, અને પાછો મોટેથી અવાજ કાઢયો "હેમુભાઇના લગ્ન ઉપર પણુ મોકલી નહિ દિકરી ફૂલ, મારા ગુલ, જો મે આ બધુ પહેલેથીજ જાણ્યુ હોત તો ત્યાં પરણાવત નહિ"

દિકરીએ માતાના ક્રોધયુક્ત વચનોની પરવાહ કરી નહિ નાની વહુની શ્વેત, નાજુક મૂર્તિ, લજ્જારૂપ દૂર ઉભી હતી તે જોવામા મશગૂલ બની

"મને મો દેખાડશો?" એમ કહી પાસે ગઇ

મા કે નણદ નાની વહુનો ઘુમટો ઉંચકી મો જોવાનો રિવાજ પ્રચલિત છે તે પ્રમાણે જો સુદર મુખ દેખે તો પ્રશસા કરે, જેથી વહુઓએ ફુલાવુ નહિ, નહિતો ઉજળુ એટલું દૂધ ગણે, અંદર વજ જેવુ છે એની રીતે મેણા મારે કાળી કુબડી હોય તો પહેના રૂપ વતી ભાર્યા શનુ કહી પક્ષ લે, પણુ જો નપાવટ જાગે તો હડધુત કરે, એ લોકોના રિવાજ પછી ભલે કઢગા હોય કે સારા ફૂલકુમારીએ ઘુમટો ઉચકયો ત્યારે રમણીય મુખમુદ્રા, સ્વચ્છ હૃદયની ઉર્મિથી છવાયલો ચ્હેરો જોઇ આનંદ પામી "વહુ, બહુ રૂપાળાં છો, ભાઇ ખાટયો, કાગડે દૈથરૂં તાણ્યુ" લજ્જાવતીને ઉત્કર્ષ આવ્યો, નાના નાજુક અત કરણુમા આનંદની, દિવ્ય પ્રેમની ચિનગારી જાગી, તેથી ઝટપટ વાનીના ભોજન પીરસવા મડી

૩.

લજ્જાવતી નિયમિત કરેલું દૈનિક કામ આટોપવા મંડી, કારણ હમણાં હમણાં સખ્ત મજુરીની સજા મળી હતી; તેથી કામકાજ થઇ રહ્યું ત્યારે ફુલકુમારીને ફરીથી જોવા દાદર ઉપર ચ્હડી. માયાળુ ચ્હેરો, પ્યાર્દ્ર શબ્દો, કોમળ દ્રષ્ટિ, વિગેરે સર્વે હેતની ચિન્હો હજુ તેના મગજમાં ઘુમતાં હતાં. જાણે નવી વહુ હોય તેમ ધમધમ પગ મુકતાં ખંચકાતી ન હતી, વળી મોં ઉપર ગભિરપણું જાળવી શકી નહિ, ત્યાં છેલ્લે પગથિયે નાની દિકરી પૂન્તરણી મળી.

"મા, મા, મને લુગડાં, ઘરેણાં, ચાક આપને, કોઇ મારો ચોટલો વાળવા કહે છે."

જાણે હેબતાઇ ગઇ હોય તેમ સ્તબ્ધ થઇ પછી બોલી "તારો ચાક? મેં જોયો નથી "

"મા, પાછી ભૂલી જાય છે? મેં જોને, તને શાક સમારતી વેળા નહોતો આપ્યો?"

લજ્જાવતી કંઇ પણ સંભારી શકી નહિ. "ક્યારે મને આપ્યાં તે યાદ છે? કહે જોઉં?" બિચારી સાસુના ક્રોધથી બીતી, ખબર હતી કે જો સાસુ જાણશે તો માથે ભવન પાડશે, કે બેદરકારીમાં ઘરેણાં વટરી નાંખ્યા.

"મા, મેં તો તને આપ્યાં હતાં, આપને?" કહી રોવા માંડી.

બાપડી, ગભરાતી, મુંઝાતી નીચે ગઇ, ચોપાસ તપાસવા લાગી. ચાકરો નવા મહેમાનની તૈયારીમાં હતા, દાસીએ શેઠાણીને કહ્યું "બધું તૈયાર છે, પણ ઓછાડ નથી." હેમુ પરદેશ જાય છે તેનો નવો હશે તે લેવા આજ્ઞા કરી. દાસી થોડાજ વખતમાં પાછી ફરી, બોલતી આવી "કેવી બેદરકાર વહુ, આવી કદી જોઇ નથી. શું કરવું એને? બિચારી પૂન્તરણીએ ઘરેણાં સોપ્યાં તે તેણે ખોયાં, હવે ચોમેર શોધે છે, પણ નજરે પણ પડયાં નથી, લ્યો ત્યારે હું ઓછાડ લઇ આવું."

"ઘરેણાં, શેનાં ઘરેણાં?" માતાએ બરાડ પાડી.

"બા, ચાક, ફુલ વિગેરે. મેં ધાર્યું હતું કે છેલ્લે અમારી ઉપર આળ આવશે. અમે ગરીબ પડયાં તે બટ્ટો અને વેઠ અમારે શિર."

સાસુમા ગુસ્સે થયા, દિકરી આટલે વર્ષે ઘેર આવી તે ઉત્સવમાં ભંગ પાડ્યો, અને ઘરેણાં ખોઇ અપશુકનિયો કર્યો, તે માટે ક્રોધમાં મોટી વહુની મેડીમાં ગઇ તો ફુલકુમારી સાથે વાતોમાં પડી હતી, ત્યાં લાગણીનું રૂપ પ્રગટ કર્યું—

"તમે સાંભળ્યુંને, નાની વહુએ ઘરેણાં ખોયાં! તે દી સાડી ખોઇ, આજે બીજી વસ્તુ, દિવસ તથા મહભાવ ભજવે છે, કેવી બેદરકાર છોડી છે કે—

ફુલકુમારી તે વાક્ય પુરૂ કરે તે પહેલાં બોલી ઉઠી "બા! કંઇક ક્ષમે હાથે મુકાણાં હશે, શોધ કરો. કોઇ જાણી જોઇને ઘરેણાં ગુમાવે ખરૂં?"

આ નમ્ર ઠપકાએ હડહડતા ક્રોધનું રૂપ લીધું, "દિકરી, તું એને ઓળખતી નથી નહિંતો રાંડને ખાસડાં મારત, ખાસડાં, સમજી. થોડા દિવસ રહીશ એટલે સહુ સમજાશે. ભલે ગોરી છે પણ રાંડનું હૃદય વજ્ર જેવું, કાળાંધોળાં કરનારૂં છે અને પૂછ તો રાંડે જાણી જોઇનેજ આ કામ કર્યું છે ઘરેણાં કંઇ વિસાતમાં નથી પણ પાળો ભરવા પડશેને. તું આવી તેમાં પણ વિઘ્ન પાડ્યું એ રાંડેજ."

મોટી વહુ ચૂપ રહી, પણ ફૂલકુમારીને. ખાત્રી થઈ નહિ તેથી બોલી "ગમે તેમ હો, પણ ચાલો આપણે તપાસ કરીએ."

ગુન્હેગારની શોધમાં બહુ દૂર જવું પડ્યું નહિ કારણ લજ્જાવતી નિષ્ફળ થઈ ઉપર આવી હતી, ઓસરીની મેડીમાં સાસુની બરાડો સાંભળતી હતી.

"પાછાં ક્યાં ઘરેણાં ખોયાં?" જો કે એકેવાર તેણે જીંદગીમાં ખોયાં ન હતાં.

"લક્ષ્મીનો વાસ આ ઘરમાંથી જવાનો, આમ દરરોજ થશે તો છોકરીને અહીંથી સાસરે શી રીતે મોકલાશે? સાસરિયાં કંઇ કંઇ સવાલ ઉઠાવી, આપણા કુળ ને ઘરને લાંછન આપશે?"

પહેલીજ વાર લજ્જાવતી હિંમતવાન બની, જવાબ દીધો. અર્ધ ઉઘાડેલી લાજમાંથી ધીમો, બીકણ, નમ્ર સ્વર આવ્યો "પુન્તરણીનાં ન હતાં, મારા બાપે બક્ષિસ આપ્યાં હતાં, તે મેં પુન્તરણિને પહેરાવ્યાં હતાં."

બિચારી બાળા જો શાંત રહી હોત તો ઠીક થાત પણ હવે મેણાંનો માર કેમ સહન કરશે? "ઠીક બાઇ, લે ત્યારે તારી માફ માગીએ. શું અમારે તારાં આવાં અવિચારી કૃત્યો જોયાં કરવાં? એક શબ્દ બોલું છું કે બાપનું ઘર આડું ધરે છે, લે ફૂલ, જોયો વહુનો લટકો, મટકો. કેવો ચાટકો લાગે છે?" સાસુની હાંસી જોઇ મોટી વહુએ સાસુનો પક્ષ લીધો. "ભલે તારા બાપે તને પહેરામણી કરી હોય તેમાં શું થયું? ખોવાયુ મિથ્યા થશે?" પછી હજારો ગુન્હા વહુના કાઢયા. આજે વહુને પુષ્પાંજલિ મળશે એમ ધારી મલકાવા લાગી; કારણ માવડિયો ભરથાર હોય, વહુઘેલો થાય નહિ એ ચોક્કસ હતું. દિકરો વહુના લક્ષણથી પરિતાપ પામ્યો. આ બધુ ધતિંગ જવાને દહાડે? આ અપશુકન ગણી વહુ ઉપર બમણો રોષે ભરાયો, મેથીપાક જમાડયો, અને છેવટ કીધું "આ પ્રમાણે નડવું હોય તો જા બાપને ઘર, ભલે આવતી ના."

રાંક, લજ્જાવતી! નિરાશાનું પૂતળું ઘડયુ હોય તેમ સહુ સહન કરી, ચુપચુપ બેઠી. સ્પષ્ટીકરણથી સૌ સારાં વાનાં થાત પણ લાગણીનું જોર ક્યાંથી કાઢે, બીરૂતાએ ચાનમૂન ઉડાડી દીધી હતી. છેલ્લીવારનો પ્રેમાળ શબ્દ બોલ્યા વિના પતિ ચાલ્યા ગયા ત્યારે બિચારીને બમણું દુઃખ થયુ. હૃદય ભરાયુ, રૂદન છુટયુ, આંસુથી તરબોળ થઇ. રૂદન એજ આપત્તિ સમયે સાંત્વન, અગર સહાયક સાથી. કુમળી બાળા હૃદયભંગ થવાથી, ગ્લાની પામી; આ સિવાય તેનું જોર શું હોય.

૪.

બાપીકા ઘરમાં કુસુમે શુ જોયું? ચૌદ વર્ષમાં અનેક રૂપાંતરો નિહાળ્યા. નિર્દોષ સુખી બાળક અવસ્થામાં જે લ્હાવા નિહાળ્યા તે ઘરમાં નવું નવું જોયુ અને જાણ્યું. માતા સુંદરી અને ખુશનુમા પ્રભાત જેવી હમણા ઘરડી ઘુવડ જેવી, ક્રોધનું પૂતળું બની હતી. મોટી ભાભી બાલ્યાવસ્થામાં આવ્યાં હતાં તે આધેડ સ્ત્રી થઇ હતી. ભાઇઓ કુમળા યુવાન પુરૂષ બન્યા હતા. છોકરાંને સ્વપ્નમાં ન જોયેલા તે રમતાં હતાં બધું નવું લાગ્યુ, અજાણ્યું દીસ્યું; પણ સૌથી વધારે મન ખાટું લજ્જાવતી, કુસુદ જેવી કોમળ, તેના ઉપર સૌથી સખ્ત પ્રહાર, એજ વિચારથી હળમળી. નાની ભાભીનો પક્ષ ખેંચ્યાથી, [illegible] પરવા

દલિલ કરવાથી, ઉન્હેરો ઘાણુ બગાડયો હતો, તેથી સાત્વન આપવા વિચાર થયો પણુ ભાઈને ઓરડામાથી જતો જોયો તો અકસ્માતની મુખમુદ્રા ધારણુ કરી જતો હતો, એટલે અટકાવી બનાવનુ સ્પષ્ટીકરણુ કરવા લાગી

ભાઇ વળ્યો, વાક સાંભળ્યો, ન્યાય તપાસ્યો, માતાનો દોષ નિહાળ્યો પણુ માને કેમ કહેવાય? દીન પ્રાણી ઉપર માના ભરોસે સ્વાર થયા હતા તેથી પશ્ચાતાપ થયો, પ્રેમાળ શબ્દ પણુ ન ઉચાર્યો તેથી કેવી લાગણી, રક અવસ્થા તેની હશે તે વિચાર આવવા માડયા ત્યાં ચોથો ચાપના ફૂલકુમારીએ પૂછ્યુ

"ભાઈ, તને હવે વહુનો વાંક લાગે છે ?"

"ના, ના" એમ કહી મેડીમા પાછો ગયો

લજ્જાવતી દુ ખદરિયામાં ડૂબી હતી, પાસે જઇ બેઠો 'લજ્જાવતી' એમ બોલ્યો તેના બોલવાની ઢબમા, ગૈલિમા, અનુપમ કોમળતા, મધુરતા, ભરેલી હતી પછી સઘળી હકીકત કહી અને ફરીથી ન દુભવવાનુ વચન આપ્યુ આવા પ્રેમના શબ્દો બાર વર્ષમા આજેજ પામી, જે અતરાયનુ જાણુ બાઝયુ હતુ તે હઠી ગયુ અને પતિના સતત પ્રેમની જ્યોતિ દીપી નીકળી, રસભર હસે ઝીની.

૫.

રાત્રિની ઘડી સપાટાબધ, નદીપૂર પેઠે વહેતી હતી, સર્વત્ર શમ શમાકાર હતું પણુ લજ્જાવતી નિદ્રાધીન ન થઇ, તેના પ્રેમ ક્ષુધાતુર આત્માએ જે ભૂખ માગી તેથી તે બહુ હર્ષવિશમા હતી જે મહાન બક્ષિસ તેને સુપરત થઇ હતી તે એટલી મોંઘી અને પ્રશંસાવાળી હતી કે હોળી માફક તેનીજ ગણુત્રી, તે સુનેરી પગનુ સ્મરણુ, તે આશાનુ સૂચન શાથી બન્યુ હશે તે વિચારવા લાગી 'કોણે તેને કહ્યુ હશે' એ ધીમા અવાજે બોલી, ચોકી જોયુ તો ફૂલકુમારી શય્યા પાસે ઉભી હતી

"બેન હજુ તમે સૂતાં નથી ? " લજ્જાવતીએ કુતુહલ દર્શાવી પ્રશ્ન કર્યો

"સૂઇ ગઈ" નહિજ ધણીને વળાવતાં પાછી ફરી સાદડી પર પડી મનોવિકારે ઘર કરેલું હોવાથી, લાગણી થવાથી, સૂઇ કેવી રીતે શકે ? આરામ શી રીતે લેવાય ? હવે તે સાદડી ઉપરથી ઉઠી બોલી 'બેન, હજુ સુધી શામાટે સુવા નથી ગયા ?"

"હું સુવા ગઇ પણુ નિદર વેરણુ લાગે છે તમને જોવા આવી લજ્જાવતી આમ આવો દીવો લાવો, બરાબર જોઇ શકતી નથી." બાપડી દીવો લઇ આવી સા ફૂલકુમારીએ નાજુક હસમુખી, મધુરી મુખમુદ્રા જોઇ, જેમા પ્રેમનુ પ્રતિબિબ પડતું હતુ

"શુ બરાબર પરણ્યાને બાર વર્ષ થયાં? બાળી વય કરતા લાગો છો ? નાની મુગ્ધાવસ્થામાં દીસો છો, કોઇ તો નવોઢાજ ધારે " લજ્જાવતીએ બાગ આનંદિ, રૂપાની ઘટડી માફક સ્મિત કર્યું

"હવે અને કહો કે કેવી રીતે આ વિચિત્ર શૈલિ ગ્રહણુ કરી ? "

"કઇ, બેન ।"

તમે આટલા શાંત, નમ્ર અને લજ્જાળુ, વગા આળ આવે છતા સહનશીલતા દાખવો છો અને સાસુ શુ કે શા કરતા નથી તે ?"

દિલગીરી અને શોકપ્રદ ઉદ્ગારથી ઉત્તર વાળ્યો કે "જ્યારે મનનું સમાધાન કરવા અગર બચાવ કરવા ઇચ્છું છું ત્યારે મોંમાંથી શબ્દ નિસરતો નથી, તેથી બમણી મુંઝવણ થાય છે. મને યોગ્ય ઉત્તર આપતાં આવડતું નથી. હરેક મારી સ્થિતિ સમજી શકતા નથી એવું મને લાગે છે."

"શું મારો ભાઇ પણ? જ્યારે મેં તેને સાંજે બધું સમજાવ્યું ત્યારેજ તેને સમજ આવી" ફૂલકુમારીએ આ મર્મયંત્ર સુધાર્યું હતું જેના પ્રતાપે દંપતિ પ્રેમ ઉત્પન્ન થયો હતો. તેનું અંતઃકરણ આભાર નીચે દબાયું, સુંદર આંખમાં પાણી ભરાયાં.

"જ્યારે જ્યારે તમારો ભાઈ ઠપકો દે છે ત્યારે રોવાથી સાંત્વન મળે છે."

"કારણ એ કે તમે તેને સમજાવી શકતાં નથી."

"હું કેવી રીતે સમજાવું? જ્યારે ક્રોધી હોય છે ત્યારે પુરૂં સાંભળતા પણ નથી, ત્યારે કરૂં શું?"

"દીન, લાગણીવાળી નિખાલસ સ્ત્રી, શામાટે તારી સાથે કોઇ ગુસ્સે થાય?"

"થોડા દિવસમાં તમે પણ એવીજ રીતે વર્તશો."

"મારી નાની બેન, કદી નહિ, નહિજ બને."

"જ્યારે મારો દોષ જણાશે ત્યારે?"

ફૂલકુમારી આ બાલ સ્વભાવતી, નિષ્કપટી દલિલથી હસી.

"નહિ, નાની બેન, ત્યારે પણ નહિ. કઇપણ તારો વાંક હશે તોપણ તને ચાહીશ."

લજ્યાવતીએ ફૂલકુમારીનો હાથ આંખ સાથે ચાંપ્યો, કેવો પ્રેમ તેના હૃદયમાં ઉછળે છે તેની જાણ થઈ, રડતી સુરતે બોલી "શું તમે એ પ્રમાણે કરશો?"

ફૂલકુમારીનું ઉમદા હૈયું આથી ભરાઈ આવ્યું; જ્યારે સુવા ગઇ ત્યારે આંખમાં ઝળઝળીયાં આવ્યાં. લજ્યાવતી પથારી પર સુતી, નિદ્રાવશ બની. આજે અવનવા ઉહાપોહમાં તે તણાઇ હતી. પતિનો પ્રેમ, નણંદનો લાડ, ઉભય, તેના જીવનમાં સાથે બન્યાં, તેથી સ્વપ્ન અનુભવતી હોય એવો આભાસ થયો અને સાચી બીના છે એ ઘડીભર વિસરી ગઈ જ્યારે પ્રભાત થયું ત્યારે સૂર્યકિરણો તેના અંતઃપુરમાં પ્રવેશવા માંડ્યા ત્યાં સુધી જાગ્રત હતી, તેથી ઉઠવાનાં ફાંફાં માર્યાં પણ માથાના દુખાવાએ પાછી પાડી. ફૂલકુમારી તેની પાસે આવી, પડદો ઉંચકી જોયું તો લજ્યાવતીએ બીજીવાર ઉઠવા પ્રયત્ન કર્યો પણ મોં ઉપર ચઢેલા સોજાએ સ્થિતિનો વિશ્વાસઘાત કરી, સૌને વેદના ઉઘાડ પોકારી.

"તમે માંદાં જણાઓ છો બેન! શું દુઃખ થાય છે?" ફૂલકુમારી ચિંતાતુર બની.

"ના, ના, કંઇ નથી." લજ્યાવતીએ કશું નથી એવો ડોળ કર્યો.

"પણ તમે ધ્રુજો છો, નક્કી તમને શરદી લાગી છે. માટે આ ઓઢી લ્યો."

"પણ ઓછાડ ક્યાં? રજાઇ ક્યાં છે?" બિચારીએ રજાઈ સિવાય આખી રાત કાઢી હતી, દાસીએ લઇ લીધેલો, તે જુનો આપેલો પાછો મુકવો વિસરી ગઇ હતી.

"લજ્યાવતી, ગોદડા વગર આખી રાત ચલાવ્યું? ક્યાં છે ગોદડું?"

"મને ખબર નથી, દાસીએ કદાચ લીધું હશે તે મુકવું ભૂલી ગઈ લાગે છે!"

ફૂલકુમારીએ કપાળ ઉપર હાથ મુક્યો. "બેન, સાંભળો, જુઓ, તમને તાવ આવ્યો છે, શરીર ગરમ છે માટે જરા સૂઈ રહો."

"પણ મારે હજુ ઘર કામકાજ કરવું છે. થોડું માથું દુખે તેથી શું? નાહિંશ એટલે મટી જશે." ફૂલકુમારીએ તેની સ્થિતિ બરાબર કલ્પી.

"હું ધારૂં છું કે આજે તમારો રાંધવાનો વારો છે. ઘરની રીત અટળ હોય તો હું રાંધું." વજ્રપાતના કડાકાથી જેમ લજ્જાવતી અચંબો પામી આભી બની.

"શું નણંદજી માંદાં થયાં છો? તમે રસોડામાં જઇ રંધો? મને હવે ઠીક છે."

પણ બિચારીને દુઃખથી બેસી જવું પડયું. ફૂલકુમારી હજુ સુઇ રહેવાની દલીલ કરતી હતી ત્યા દાસી રજાઇ લઇ દાખલ થઇ "આ રહી રજાઇ, ગઇ કાલે મુકી વિસરી ગઇ. લાકડાં ચુલામાં બળી જાય છે, તમે નથી રાંધવાનાં, હેં?"

લજ્જાવતીએ તેને કામ ઉપર જવા કહ્યું અને હમણાં આવું છું એમ સૂચવ્યું.

ફૂલકુમારી હજુ આજીજી કરવા માંડી "તમે કહ્યું નહિંજ માનો."

બિચારીને નણંદનું દિલ દુખાવતાં માઠું લાગ્યું તેથી 'પણ તમને રાંધવા શી રીતે દઉં.' એ પ્રમાણે દિલગીરી દેખાડી.

"શામાટે નહિ, હું કંઇ મેમાન છું? ચોખ્ખું કહોને?" ફૂલકુમારી રોપિત જણાઇ, તેની હઠ જોઇ મેડી છોડી જતી હતી ત્યાં દિનસ્વરે સ્પષ્ટ કર્યું "પણ માજી, જો તમને કામ કરવા દઉં તો શી વલેહ કરે તે તમે જાણતાં નથી?"

"મારે ને બાને પંચાત છેને, અમે બંને સમજશું."

લજ્જાવતી ચુપ રહી. નાની સરખી દુનિયામાં, દૈનિક કાર્ય વ્યવહાર સિવાય ન હતી સખી, કે વખત પસાર કરવાનું બીજું સાધન; ઉપરાંત વગર વાંકે સખ્ત મજુરીની કેદથી બિચારી બીકણ બની હતી, તેથી નવી દરખાસ્ત માન્ય કરી શકી નહિ, 'છંતૃતીય' જાગે એ વિચારથી, નણંદને દુભવવાથી, સુડી વચ્ચે સોપારી માફક સ્થિતિ થઇ, તેથી શરમાણી બોલી "મહેરબાની કરી મને કરવા દો."

"આ તમારો છેલ્લો નિશ્ચય છે, ઠીક ત્યારે, મરજી પડે તેમ કરો, યાદ રાખજે કે તમારૂં રાંધેલું હું જમીશ નહિ."

ફૂલકુમારી જોરસાભર ગુસ્સામાં ચાલી ગઇ, લજ્જાવતીએ બોલાવી પણ આવી નહિ. આસમાનિ સુલતાનીની શરૂઆત થઇ. નણંદનો અસીમ પ્રેમ, તે પણ ગુસ્સે થઇ. અરે ઇશ્વર, હજુ એકજ દિવસ થયો ત્યાં તેની સાથે લાકડા લડાવ્યાં, રડારોળ, કેવી વિપત્તિ હશે! શોકથી માથું ભમતું હતું, તાવથી ધ્રુજતું હતું, ટાઢથી ધ્રુજતું હતું, ફૂલકુમારીને ચાહના બદલા તરફિ અસહ્ય પરિતાપ એ વિચારે માઠું લાગ્યું, ભમાશ થઇ, રોઇ, પુનઃ રોઇ, રોયાજ કર્યું. જે દુનિયા ઘડી પહેલાં પ્રેમાળ હતી તે શોકાતુર ભયાનક ભાસી. "શું હું ગળે ફાંસો ખાઉં, ઝેર પીઉં, શું કરૂં?" એ નિશ્વાસોથી રિબાણી, "નણંદ પણ રિસાયાં, હત ભાગ્ય હવે હું શું કરૂં." રોયાજ કર્યું.

૬.

મેડીમાં પણ નિરાંતે ટકી નહિ; કર્તવ્યે બોલાવી, ઉભી થઇ, જવું પડયું; રસોડામાં જઇ જોયું તો ફૂલકુમારી ચુલા ઉપર સૌ વાનાં તૈયાર કરતી હતી. ગરીબ ફૂલ, ઉછુંચતું

રાંધતી, આ સાહિત્યમાં, વેઢમાં પાવરધી ન હતી બની. મોટી ભાભીની મદદની જરૂર જણાઇ, જે શાક છીનતાં, હસતાં હસતાં આવી. દાળની તપેલી ઓલા ઉપર અને શાક ચુલા ઉપર એવી હાર્યવાદીમાં મશગૂલ કુમારી હતી. 'તેલ ઉભરાયું, ફીણ આવે છે, હવે શું કરૂં? વળી આ દાળ પણ ઉભરાવા માંડી.' આ ગુંચવણમાં મદદ જરા મોડી આવી ત્યાં ઉછળતી દાળની છોળો ઉઘાડા પગ પર પડી, કે તુર્ત જ લજ્જાવતી આવી પહોંચી, ભયથી આત્મભાન, તાપભાન ભૂલી ગઇ, નાજુક ફીકકો ચ્હેરા ઉપરથી લોહી ઉડી ગયું, એકદમ ઝખમની વ્હારે ધાઇ, સગપુસૂચકના વાપરી, દવા દારૂ કર્યું; અને ફૂલકુમારી કરતાં વધારે માનસિક વેદના પામી, એટલામાં ઉમરામાં સાસુના ધપકારા સંભળાયા. ખરેખર, નાજુક અબળા તારા મહજ વાંકા છે; ભયની અરેરાટ શરીરમાં પેદા થઇ. તદ્દન શાંતિને અને ક્રોધના હોકારા, ગાલિ પ્રદાન, ફૂલ રાંધે તે જોઇ બમણું બમણું ચીઢ તથા રોષનો જલદ પ્રભાવ વધ્યો. કોની આજ્ઞાથી આ બધો ફેરફાર થયો? કમભાગ્યે વળી પગ બળ્યો એટલે પૂરેપૂરી આવી બેઠી કમબખ્તી. "જાણે બાદશાહજાદી, તેમ બેઠી બેઠી જુએ છે, બિચારી ફૂલ થોડા દિવસ રહેવા આવી ત્યાં પણ જંપવા નહિ દે, કંઇ વહુ છે?" વિગેરે, ત્યાં મોટી વહુએ ડોળ્યુ. "મેં તો બેનને ન રાંધવાનું કહ્યું પણ જક લીધી તે હું શું કરૂં? લજ્જાવતી માંદી હોય તો ખુશીથી હું રાંધીશ પણ બેનને રાંધવાનું કોણે કહ્યું હતું?"

"એમ, એ તો આ રાંડના કામ. નાની વહુએ તાવનો ઢોંગ કરી મારી દીકરી પાસે રંધાવવું છે? એમ કે, ફૂલ, બેટા, બહાર નીકળ, નહિ તો આ જમીન સાથે માથું અફાળી મરીશ; આવી વહુ કદી દીઠી નથી."

ફૂલકુમારીએ મોટી ભાભી સામે ઠપકાની નજરથી જોયું અને બોલી "મારી મેળે આવી છું, આ પુરૂં કરી આવું છું." આ શબ્દો નકામા થુંક ઉડાડવા જેવા હતા; ડોસીએ હઠ લીધી તે આજ્ઞા મનાવી ત્યારે રહી. "આ તો બહુ સારૂં, તું રાંધ ને એ ધરરાણી થઇ જોયા કરે, એમ કરી બગાડ મા, એની જેવી ક્યાંય નથી જોઇ." દીકરીનો હાથ ખેંચી ઢસરડી ગઇ. બાપડીનો વખત ચોપડી રાખ્યા વેગળા જવા દીધી નહિ.

૭.

લજ્જાવતીએ ચુલો સંભાળ્યો, છાનીમાની આટોપવા માંડી, કામ પુરૂ થયુ ત્યાં નબળાઇ વધી, મેડીએ જઇ સુઇ ગઇ. જેઠાણીને પિરસવાનું સોંપી ગઇ. નાની પુન્તરણિએ દાદીને જમવા બોલાવી, બેન સાથે આવી જોયું તો વહુ ન મળે.

"ક્યાં ગ્યાં શેઠાણી, અહિં રહેવામાં માનભંગ કે લાજમ લાગ્યું?"

નાની પુન્તરણિએ જવાબ વાળ્યો "બા, માંદી પડી છે, ઉઠી પણ શકતી નથી"

"શા શા વાગ્યા છે, બધા ઢોંગ, કામ કરવું પડે ત્યારે ખાટલે પડે છે."

ફૂલકુમારીને બહુ ફીકર થવા માંડી. તેણે ધાર્યું કે બાપડી ખરેખર માંદી પડી હશે, નહિં તો પિરસવાનું ચુકે નહિ, તેથી મોટેથી બોલી "બિચારી કાલની માંદી છે, રસોડામાં પાક કરવાથી ઉલટી સ્થિતિ બગડી છે. ઇશ્વર પાસે માગું છું કે ગંભીર હોનારતવાળી માંદગી મા થશો."

"તું ગાંડી થઇ છે ફૂલ, શા માટે અપશુકનિયું બોલે છે. સ્હેજ માથું દુખે તેમા

એવું શું કામ જોઇએ? એ તો પૈસાદારના લક્ષણ. આપણા જેવા ગરીબને ત્યાં આવાં ધતિંગ પરવડે નહિ"

ફૂલકુમારી ચુપ રહી, જમી ઉપર ગઇ, મા તેની પાછળ ગઈ. લજ્જાવતીને કપાળે હાથ મુકી બોલી "જાણે, ધગધગતી જવાળા ન હોય તેવું કપાળ છે, વળી ટાઢથી ધ્રુજે છે રજાઇ પાછી ક્યાં ગઇ? ગઇ રાત્રે હતી નહિ, બાપડી આખી રાત ઉઘાડી સુઇ રહી, તેથીજ ટાઢ લાગી, માંદી પડી."

સાસુએ જોયું કે વહુ નક્કી માંદી પડી છે તોપણ પોતાનું પણ જાળવી તુંડ મિજાજથી બોલી "શું પૈસાદારની છોકરી છે કે મોકલેલી રજાઇનો ઇનકાર કર્યો? એવા ગોદડાથી એક રાત ન નીકળે? બદલાયુ તેથી શું થયુ?"

બિચારીએ દુઃખની ધુનમાં આ ગોઠવણ સાંભળી ન હતી તેથી જ્યારે સવારે બીજી બદલાયેલી રજાઇ જોઇ, ત્યારે દાસીની ભૂલ હશે ધારી, પૂન્તરણિ સાથે પાછી મોકલાવી હતી. ફૂલકુમારીએ વાત બંધ પાડી "હવે મેલ પંચાત."

માતા મેડી ઉપરથી ઉતરી ગઈ. બંનેને એકલાં રહેવા દીધાં. શય્યા ઉપરના દીક્ષ, આનંદી સ્હેનગએ તેના હૃદયને હલમલાવ્યું, અંદરથી ઉંડી લાગણી પેદા કરી.

"શા માટે મેં ન રાખ્યુ નહિંતો આવી ભયંકર માંદગી આવત નહિ."

લજ્જાવતીએ સજળ નેત્ર ઉઘાડયાં, મંદ સ્વરે, ભાંગાતુટા શબ્દે બોલવા માંડયું. "એ—થી કઈ—તાવ—ને—થી આવ્યો. મને પહેલાં કહો કે હવે તમે મારી ઉપર ગુસ્સે નથી? મારાથી રિસાયેલાં રહેશો? મને એ વિચારે તમને દુભવ્યા પછી બહુ આવે છે, મેં, પાપિણીએ તમને દુઃખ દીધું?"

ફૂલકુમારીએ, નાની આકૃતિના ગળા આસપાસ, ઝળઝળતી જ્યોત આસપાસ, પોતાના હાથ નાખ્યા, અને આંસુની ધારાથી, તેના કુમળા, શીક્ષ ગાલ ધોયા. "હું તમારી સાથે રીસવિન થાઉં? કદી નહિ, બનેજ નહિ, બેન ઉલટી મને કહો કે મેં તમને દુઃખ નથી દીધું?"

લજ્જાવતી સ્તબ્ધ થઇ, ફૂલકુમારેની છાતી ઉપર માથું મુકી પોકેપોક મુકી રડી; હૃદય ખાલી કર્યું, અને કદી પહેલાં રોઇ ન હોય તેટલું રોઇ, માતાની જગ્યા પૂરનાર સ્થાન, આસું હ્વોવાનું મળ્યુ, હે દિન અબળા, આપણા હિંદુ લોકોના કઢંગા રિવાજ ઉપર, વિચિત્ર વધુઓની અવસ્થા ઉપર, વેત્રાં કરાવી, સાસુપદ મેળવવાની હુંપદ ઉપર રેડ્યું, શ્રાપ આપી રો, અને હૃદય ખાલી કર. નિર્દોષ બાળા, દુઃખ ન દઈ, સારપ લઇ, હૃદય ઉથલાવ, ઉભરા બહાર કાઢ. ઘણીવાર ટુંક જીંદગીમાં આંસુ પાડયાં હશે, પણ કોની પાસે? આવા સાચા હેતાળ હિતસ્વી આત્મા પાસે? દિન અબળા એકવાર ફરીથી પેટ ભરીને રોઇ લે, કારણ હવે રોવાનું નથી. જે જે પતિ અને નણંદે વચન દાખલ કહ્યું તે સઘળું થયું પણ કેટલા દિવસ? કોઇનો ઠપકો સાંભળ્યો નહિ તે કેટલા દિવસ. થોડાજ એકજ. નાનો, ડાહ્યો આત્મા, નિખાલસ અને આનંદી કાયમના આરામમાં શાંતિના પરમ ધામમાં, હિંદુમાં દષ્ટાંતજનક બની, પ્રભુના દ્વારમાં ચાલી ગઇ. હજુ પણ ફૂલ પોતાની સુશીલ ભાભી માટે આસું સારે છે, મા તથા ભાભીની સામે ગુસ્સાની નજરે જુએ છે.

---

# आनन्दाश्रम.

## સંસારમાં સ્ત્રીની પદવી.

લેખકઃ શ્રીયુત ગોળભટોળ શર્મા (બી. એ)–અમદાવાદ.

૧.

સમાજમાં સ્ત્રીનો દરજ્જો શો ?" આ એક મહાન્ પ્રશ્ન થઇ પડ્યો છે. કોઇ એને દેવી ગણવાનું કહે છે. કારણકે સ્ત્રીજ આપણી માતા છે, સ્ત્રીએજ આપણને પાળી પોષી મ્હોટા કર્યા છે, એવીજ સ્ત્રી આપણા બાળકની માતા થવાની છે, આપણા હિંદુસ્થાનને શુરવીરોની ખોટ પૂરી પાડનારી છે; એને તો જેટલું માન આપીએ તેટલું ઓછું છે.

બીજાઓ કહે છે કે પુરૂષ કરતાં કાંઇ સ્ત્રી ચઢીઆતી નથી પણ અલબત એને સમાન હક્ક તો મળવાજ જોઇએ. શામાટે સ્ત્રીનું વર્તન પુરૂષના સરખું ન હોઇ શકે ? પુરૂષ મેળાવડામાં જાય તો સ્ત્રી શામાટે ન જાય ! પુરૂષ પુરૂષોની સાથે—સ્ત્રીઓની સાથે હસી બોલી વાત કરી શકે તો સ્ત્રી કેમ નહિં ? ઘર સંસાર ચલાવવામાં પણ પુરૂષને આધીન સમજી રહેવુંજ જોઇએ તેવો નિયમ નથી જો એમ હોય તો પુરૂષે સ્ત્રીની આધીન રહેવુંજ જોઇએ. જો પુરૂષને પોતાની આજ્ઞા મનાવવાનો હક્ક છે તો સ્ત્રીને કેમ નહિં ! અને તેમ કરવાને જે કમાણુ પુરૂષો કરે છે તેવાંજ કમાણુ સ્ત્રીઓએ કરવાં જોઇએ. દાખલા તરીકે ગાળો દેવી–કમ-હાળ મારવી–ચાબક લગાવવી વિગેરે.

કેટલાક તો વળી સ્ત્રીને આપણી દાસ ગણાવવાનું કહે છે એનું ધાર્યું કોઇપણ વખતે થવા દેવું ન જોઇએ, હસી બોલીને એની સાથે વાતચિત ન કરવી, નહિતો આપણે માથે ચ્હડી બાગતાં એ લોકોને વાર નહિં. સ્ત્રીઓને છુટ આપી તો ભોગની દશા સમજવી. આખી દુનિયા માથે કરે. એને તો ઘરના ખુણામાં ગોંધવી. આપણે બ્હાર જઇએ તો વધારે સારૂં એ છે કે એને તાળામાં પૂરીને જવું, એ તો રહે તો આપણી અને જાય તો સગા બાપની.

આ સવાલ મ્હને એક દિવસે ઉભો થયો. મ્હેં વિચાર કર્યો પણ કાંઇ સુઝ ન પડી. વાતચિતના પ્રસંગમાં એક દિવસ મ્હારા એક મિત્રને પૂછ્યુ કે કયો દરજ્જો સ્ત્રીનો ? આપણે એને આધીન રહીએ કે એ આપણે આધીન રહે કે બન્ને સમાન હક્કના ?

એ એક ઇંડીઅન જાદુગર હતો બીજું તો ઠીક પણ એ clairvoyance—દિવ્ય-દૃષ્ટિમાં ઘણોજ આગળ વધેલો હતો. આ સવાલ મ્હારે મ્હારી મેળેજ નક્કી કરવો અને દુનિયાના ભાગોમાં–વર્તમાન ભૂત, અને ભવિષ્યમાં મ્હને મેસ્મેરાઇઝ કરી મોકલશે એમ મ્હને કહ્યું. મ્હેં હા કહી. સ્હામે એક ઇઝીચેર પર મ્હને બેસાડ્યો. ત્રાટક કરી પાસીઝ આપી મ્હને ગાઢ નિદ્રામાં નાખી દીધો. હું જે જોઇશ તે મ્હને સાંભરશે એમ એની suggestion–પ્રેરણા હતી. ઉંઘમાં પડ્યા પછી ત્રણેક મિનિટમાં હું ફરવા નીકળી પડ્યો.

૨.

હું જે વખતે એક ઘરમાં પેઠો તે વખતે સ્હવાર થયુ હતું. લગભગ પચેક વાગ્યાનો દેખાવ મ્હારી નજરે પડ્યો.

એક ઘરના ખંડમાં એક સ્ત્રી પુરૂષ સુતાં હતાં ઓચિંતી સ્ત્રી જાગી અને પુરૂષને ઢંઢોળી " એ, ઉઠોને, ક્યાંસુધી પડી રહેશો. મ્હારે પૂજા કરી કથામાં જવું છે. તે પાણી ક્યારે ઉન્હુ થઇ રહેશે ? ઉઠો છો કે ખણું ચુંટી ! "

" ઉઠું છું, રાતે ભાષણ કરવુંપાંતા તે ઉજાગરો છે. જરા સુઇ રહેવા દો તો સારૂં. આજનો દહાડો તમે કરીસો. "

" એમ કે ? ત્યારે હમે શું કરશો ? ડાહ્યા ડમરા થઇને ન્હાવા આવશો ? ભાષણ કરવા ત્યારે દહાડે પથારીઓ જોવાનું ભાન ફુટી ગયું ' તું. ઉજાગરો હોય તો ઉંઘજો બપોરે ઓફિસમાં. રોજ ચારે ઉઠાડું છુ અને આજ મોડા જગાડું છું તેમાં ?" આટલું કહી સ્ત્રીએ ઓઢવાનું ગોદડું ઉપાડી લીધુ. શિયાળાનો દહાડો એટલે બિચારો ધોતીયું ઠીક કરતાં ઝટ લઇને ઊભો થયો. દિવો કરી હાથમા કોડીયુ લઇ નીચે ગયો. સ્ત્રી પાછી ઉંઘી ગઇ. પુરૂષે પાણી મુકયુ, ન્હા બનાવી. રસોડામા પણ દેવતા પાડી આંધણ મુકયુ અને રાતે ભૂલમાં રહી ગએલો પોતાની સ્ત્રીનો સાલ્લો ધોવા બેઠો. આશરે સાત સાડાસાત થયા એટલે પેલી ઉઠી, એ પાણી કાઢજો. દાતણ અહિં મુકી ગયા નથીને ! આવો હમે ઉપર આવોને"

હું તો આ દેખાવ જોઇ ખૂબ વિસ્મય પામ્યો. આ કુદા જેવું પોટલું શરીર વધારીને આ બિચારાનો અડદાળો કાઢે છે આધણુ મુકયાથી તે વાસણ માજતા સુધીનું કામ રખેને કામ કરાવતી હોય ! પણ કારણુ કંઇ ન હતું માત્ર એની સ્ત્રી તરફ માન. કારણુ કે હું મન્દિરમાં ગયો તો ત્યાં પેલા ભાઇ નાહિને મ્હામી પોતાની સ્ત્રીની છબી રાખીને સ્તોત્ર બોલતા હતા. કોઇક આજ કાલનો સાહિત્ય ઘેલો ભાષણ કરી ગયો હતો તે બિચારાને ઠસાવી દીધેલુ કે 'સ્ત્રી તો શકિત રૂપ છે અને એટલા વાસ્તે આપણે એને પૂરૂં માન આપવું જોઇએ. સ્ત્રીઓ તો લક્ષ્મી જેના ઘરમાં બેરી માન પામતી નથી તેના ઘરમા હમેશા ભૂત પીશાચોનો વાસો રહમજવો" વિગેરે. અલબત્ આવા ભાષણોની અમુક સંજોગોમાં ઉપયોગિતા છે પણ આની સ્ત્રી આગળ તો અર્થનો અનર્થજ હતો.

૩.

ત્યાથી નીકળી હું એક બીજા ગામમાં ગયો. ત્યાં ગયો તે વખતે આઠેક વાગ્યા હતા. એક ઘરમાં જઇ જોઉં છુ તો ત્યાં એક સ્ત્રી ન્હાવા બેઠી હતી. પાંચ સાત લોટા રેડ્યા તેટલામાં " કમળી, કમળી, કયાં મરી ગઈ ? " એમ બૂમ પાડી "એ આવી." કહી બીને સાલ્લે કમળા ઉપર દોડી મેડી પર એક પાંત્રીસેક વર્ષનો પુરૂષ બેઠો હતો. "હજામ આવે તો મ્હને બોલાવજે." " સારૂ " કહી પાછી નીચે ઉતરી. નાહિ લીધુ અને ફંતાણ પ્હેરી દેવ મન્દિરમાં પેઠી. એટલામાં " ઠીકુ બા.........ઇ ચાલજો. ". એમ ગાંયજાની બૂમ પડી. બૂમ સાંભળી લાગની કમળા ઉઠી, ઉપર જઇ "હાનો આવ્યો છે" કહ્યુ. " જા બેસાડ. આવીએ છીએ પાણી બાણી આપીને આવી કે એમ ને એમ ? " ઉત્તર મળ્યો. નીચે જઇ દાલાને પાણી

પ્યુ. પાસે સાબુ મુકયો અને દાદર પાસે ફીકુભાઇને પહેરવાનું પંચીયું ઝાલી ઉભી રહી. એક મિનિટ પછી ફીકુભાઇ ઉતર્યા. પંચીયું પ્હેર્યું અને હજામત કરાવવા બેઠા. હવે કામ નહિં પડે એમ ધારી કમળા ફરી ન્હાવા બેઠી એટલામાં ફરી બૂમ પડી ને પાસે જાય છે ત્યાં ફીકુભાઇએ ધડ લઇને સાબુ કમળા તરફ ફેંક્યો. "જોતી નથી કે ન્હાવાનો ન્હોય. આ તો ત્હારો ધોવાનો સાબુ અહિં મુકી ગઇ છુ."

"પણ ન્હાવાના સાબુ થઇ રહ્યા છે. મ્હેં પરમ દહાડે તમે બ્હાર જતા'તા ત્યારે [ક]'તું અને કાલે કહ્યું હતું." કહી પગ આગળથી રગડતો ગોળો ઉપાડી લીધો.

"જો આજે સ્હાંજે પાછો સંભાર્યો નથી તો કમઠાળે કમઠાળે મારી વગર નહિં [મુ]કું. લાવ આમ."

સાબુ પાછો આપી આવી અને "મુતું ન્હાવું એ ન્હાઈ લે ત્યાં સુધી ઉભી રહેવા દે." [ક]હી બારણા પાસે ટેકો દઇ ઉભી રહી.

ફીકુભાઈ આજ વાતોએ ચ્હડેલા. ગાંયજો હજામત કરતો અટકી રહી ફરિયાદ કરતો હતો.

"શાબ, ધંધો અમારો ખરાબ ખસ્ત ગયો. મુનશીપાલટીના ફાનસમાંથી અમને [જે] ક મળતું તે હેડયું ગયું. વરઘોડામાં મશાલો ધરતા તે બાર મહિનાનું તેલ ભેગું થતું. [હ]વે વલાયતી ફીસનલેટથી હવે મસાલો તો કોઈ તમ જેવા અમલી મગાવે તો. બાકી રામ [રા]મ. આ બે પઇશાનો ટકો કર્યો છે ત્યારથી ઉડતી કમાણી ઓછી થઈ. પ્હેલાં ઘણા [ઓ]છા માણસ હાથે હજામત કરતા હવે જુવો તો ઘેરઘેર અસ્રા. એટલે માંડ કોઇ ઘેરી ખનારા અમારી પાએ આવે, અને તે મ્હારા બેટા ઘેરીના ચ્હેરા કરી નાખે છે. [જ]મ કે આઠ દહાડે બેહવું માટે. ચટ લઈને અસ્રો કાઢી પેંછુ ફેરવી હજામત કરી કાઢે. [એ]ક મહિને બે મહિને વાળ કપાવે અને બે આના માગીએ ત્યારે જીવ પર આવે અને [ગા]ળો દે કે 'મરો' સાલાઓ ત્હમે તે શું કરવા માડ્યું છે. લુંટનુંજ ધન ખાવું છે. બે [પૈ]સાના બે આના લેતા તમને શરમ નથી આવતી? કહો હવે અમારી આગળ ઉપર [શી] ગતિ?"

ફીકુ—"જો મ્હને હાથે હજામત આવડતી હોય તો હું એ ત્હમારા લોક પાસે ના બેસું."

હોલો—"કમમ શાબ!"

ફીકુ—"મ્હને બહુ દિવસથી થયા કરતું'તું. લે આજ ત્હને કહી દઉં છું. એક દિવસ હવારમાં જાગ્યો અને ઓચિંતો મ્હારા મનમાં બોલવા લાગ્યો કે 'મ્યુનિસિપાલિટીમાં' [અ]મને તો ત્હારો આધાર છે. લોકોમાં ચાલતા પ્લેગ મરકી આદિ ઝહેરી, જીવલેણ ચેપી [રો]ગોથી બચાવનારી તુંજ અમારી વેરાઇ માતા—તુંજ અમારા બળિયા બાપની બેપર છે. [મા]ણુ ત્હારી ફરજ આ બાળકો તરફ પૂરેપૂરી રીતે અદા કર. આ રોગોના કારણોની હવે [ત્]હારા Sanitary આરોગ્યરક્ષક પોતામાં તપાસ કરાવ અને આ મચ્છર અને ઉંદર [જે]વા જૂના રોગ ફેલાવનારાં પ્રાણીઓનો, જલ્દીથી નાશ કર. નહિતો વિધવા ડોશીઓ, [જુ]વાનીઆઓ અને તાલ વગરના ડોમઓના બાર વાગી જાય છે, અને જશે. એક [ત]રફથી કેટલા ઉંદર માર્યા ત્હેના આંકડાં મંડાય છે. બીજી તરફથી મચ્છરના દંશ વાસ્તે

સાવચેતી અપાય છે. પણ આ રોગ પ્રવર્તક જંતુઓ—ટકા લેનારા વાળંદોથી બચાવ. એમનું કપડું, એમનો હાથ અને એમનો સાબુ—પરન્તુ તોબા—

હોલા—"ભઈશાબ જવા દો. વધુ ના બોલો. અત્યારે મ્હને જતું રહેવાનું મન થાય છે. હાચે. મ્હને તો બહુ માઠું લાગે છે." કહી હોલાએ ઉઠવાની તૈયારી કરવા માંડી.

ડીકુ—"અરે, મેર સાલા, અડધી હજામત બાકી મુકીને જાય છે ક્યાં? બેશ અહિં."

હોલો—"ના ભઈશાબ મ્હને જવા દો. હવે મારાથી ના બેહાય. મ્હારી નાતનો કાયદો છે કે જે ગાંયજાની નિંદા કરે એની આગળથી ઉઠી જવું." કહી હોલો તો ખરેખર ચાલવા મંડ્યો.

ડીકુભાઈએ ઘણુંએ કહ્યું પણ માને શાનો? બે ચાર ગાળો દીધી. કોથળી ખેંચી લીધી. મારવાની બ્હીક બતાવી પણ હોલો એકનો બે ન થાય. કોથળી મુકીને હોલો તો જતો રહ્યો. ડીકુભાઈને ખુબ ગુસ્સો ચ્હડેલો હતો. અડધી હજામતે બીજા ગાંયજાને બોલાવાએ શી રીતે જવાય. આ તો મહા આપત્તી આવી પડી. એક ગાંયજા ઉપર બીજો આવે નહિં. આખરે થાકીને ગાંયજાનો અસ્રો પોતે લઈ આવડી તેવી દાઢી મુંડા કાઢી. આ દાઝ બીજે ક્યાં કઢાય કમળા શિવાય. પાણી કાઢીને મુકયું હતું, તેની અંદર આંગળી ઘાલી "આટલું બધું ટાઢું શુ ફોડવા કરી નાખ્યુ?" કહી બે ગાળો દીધી જે અહિં લખવા જેવી નથી. ઉન્હું પાણી ઉમેર્યું અને ન્હાવા બેઠા. મ્હોડે પાણી લાગતાં અસ્રો કોક કોક ઠેકાણે લાગી ગયેલો ત્યાં લ્હાય બળવા મંડી. આથી ગુસ્સાનો પાર રહ્યો નહિં, અને "હજી રાંધવાનું કેમ કાંઇ ઠેકાણું નથી." કહી તે દિવસે કમળાને ગડદે ને ગડદે મારી. નબળો ધણી રાંડ ઉપર શૂરો.

આ વળી પ્હેલા કરતાં ઉલટું જોયુ. અહિં બાઈનો રોફભારે હતો. માણુસના બંધારણમાંજ રહેલો જે પશુનો સ્વભાવ તે શમાવવાનેજ જાણે ઇશ્વરે કમળા ન આપી હોય તેમ ડીકુભાઇ એમનો અહિં ક્રોધ શાંત કરતા હતા.

૪.

ત્યાથી નીકળી હું જોડેનાજ ઘરમાં ગયો. ત્યાં રસોડા પાસે ધણી ધણીઆણી બે લ્હડાલ્હડ કરતાં હતાં. એક થાળીમાં ખીચડી એકઠી કરી હતી અને બીજામાં લોટ કાઢેલો હતો. સ્ત્રી ખીચડીની થાળી ખેંચે અને પુરૂષ લોટની થાળી ખેંચે.

સ્ત્રી—"પણ મ્હને આજ ખીચડી ખાવાનું મન થયું છે."

પુરૂષ—"ના, હું આજ રોટલી ખાઉં તોજ ખરો."

સ્ત્રી—"જો ત્હમારે રોટલી ખાવી હોય તો કરી લો. મ્હને મ્હારે ખીચડી કરવા દો. કંઈ ત્હમે કહો તેજ થાય કે! મ્હારૂં ધાર્યું હું કરવાની. ત્હમારૂં ત્હમે કરો. હું કાંઇ રોકું છું ત્હમને, તે તમે મ્હને રોકવા આવો છો!"

પુરૂષને સાચું લાગ્યું. "એને ખીચડી ખાવી હોય તો એ ભલે ખીચડી કરે. શા માટે આપણે એની ઇચ્છા દબાવવી જોઇએ." એમ વિચાર કરી કહ્યું.

"સારૂં તું ત્હારે ખીચડી કર અને રોટલી ના કરીશ. થયું? હું મ્હારી મેળે કરી લઈશ."

"બસ ત્યારે. હું ખીચડી કરી રહું એટલે આવજે ત્હમને ચૂલો સોંપી દઇશ. જો ખીચડી ખાવી હોય તો મ્હારા ભેગી વધારે ઓરૂં."

ભાઈ કંઇ નીચા બાપના થાય તેવા નહોતા

"ના, મ્હારે આજ રોટલીજ ખાવી છે. મટે ખીચડી ત્હારા એકલા જેટલીજ કર. પણ હું કાંઇ ત્હારી ખીચડી પછી રોટલી નહિં કરૂં. મ્હને પ્હેલી કરવા દે."

"ના પ્હેલી શાની કરવા દઉં?"

"લે ત્યારે બીજો ચૂલો સળગાવ."

"ત્હમે સળગાવી લો. મ્હેં મ્હારે વાસ્તે સળગાવ્યો છે. નહિં તો મ્હારી પછી કરજો."

"ના હું હમણાં સળગાવુ છુ તો."

ચૂલો સળગાવ્યો અને બે જણ રાંધવા મંડયા. પેલાએ રોટલી કરી ખાધી અને પેલી ખીચડી જમી.

આ એક નીજુ ફારસ સરખા હતું. જાણે સમાનતા ખાવામાં, પ્હેરવામાં, મેળાવડામાંજ બતાવવાની હોય તેમ એક એકના અહિં વાદ લેવાતા હતા. પુરૂષો ટેનીસ રમે તો સ્ત્રીઓ કેમ ન રમે? ક્રિકેટ ખેલવા પુરૂષો જાય. સેગાર્ડ્સ પ્હેરે તો સ્ત્રીઓએ શું ગુન્હો કર્યો? ગળામાં ટાઇ અગર બો પુરૂષો પ્હેરે તો સ્ત્રીએ બિચારીએ શુ પાપ કર્યાં? વાહરે! સમાન હક્કની સમજણ! આ પ્રમાણે આ લોકોનો કારભાર શી રીતે ચાલતો હશે? કદાચ છોડી છોકરાનું લગ્ન આવે તો એક કહેશે કે મ્હારે ફલાણે ઠેકાણે લગ્ન કરવું છે અને બીજો કહેશે કે મ્હારે ત્યા નહિં પણ બીજે ઠેકાણે કરવું છે. ત્યારે એકજ છોકરી બે ઠેકાણે પરણાવશે કે શુ? જો કે સારૂં હતુ કે આ દંપતીને હજી કોઇ બાળક હતુ નહિં.

એમના ઘરની મેડી પર ગયો ત્યારે એકજ જાતના ખુરશી ટેબલ દિવા વિગેરે ખંડની બન્ને બાજુએ મુકેલાં હતાં. એક ટેબલ પાસે ભાઇની છબી તો તેવાજ ટેબલ પાસે બાઇની. ભીંત પર એક ઠેકાણે જાપાની ચક તો તેવાજ સ્હામે બીજી બાજૂએ. હાંડા પણ બે બાજૂએ. મ્હને તો લાગ્યું કે ઉપર પણ સાથેજ આવતાં હશે. ખુરશીમાં પણ સાથેજ બેસતાં હશે. ખરેખર ફારસ તો એ લોકોને સ્હવારમાં પથારીમાંથી ઉઠતાં અને રાત્રે સુવા જતાં થાય. પેલો કહેશે કે પ્હેલો હું નહિં ઉઠું અને પેલી કહેશે કે પ્હેલી હું નહિં ઉઠું. આખરે આઠ વાગે ત્યારે વન, ટુ અને થ્રી કહેતાં બન્ને જણાં એકજ વખતે ખડાં થઇ જાય. એટલું કંઇ ડહાપણ હતું કે પેલી નોકરી કરવા જવાની હઠ ન્હોતી લેતી અને પેલો સાલ્લો પ્હેરવાનું ન્હોતો કહેતો કારણ કે બન્નેમાં લોકલજ્જાની બ્હીક એમને લાગતી હતી.

૫.

ત્યાંથી નીકળી આશરે નવેક વાગ્યા હશે તેવામાં એક દૂરના શહેરમાં હું જઇ પહોંચ્યો. એક ઘરના ચોકમાં ચાર પાંચ સ્ત્રીઓ બેઠી બેઠી વાતો કરતી હતી. એક લાંબા પગ ઘાલી વચ્ચે બેઠી હતી. બીજી બે સ્હામા સ્હામી કથરોટમાં ઘઉં વીણતી હતી. ત્રીજી માથું ઓળતી હતી અને ચોથી ફાટી ગએલે સાલ્લે થીગડી દેતી હતી એ લોકોમાં નીચે પ્રમાણે વાતચિત થતી હતી.

"બળ્યું ગજરા ભાભી! બધાંને ઘેર હાલ્લાં ખખડે પણ ત્હમારે ઘેર કોઇ દહાડોએ અમે તો સાંભળ્યું નથી. રસિકભાઈ ત્હમારી સ્હામું કોઇ વખતે આંખ કહાડીને બોલ્યા નથી કે ત્હમે ગઈ દહાડો રસિકભાઇને ઉંચો અક્ષર કહ્યો નથી એનું કારણ શું? ક્યમ ત્હમે અંગ્રેજી ભણેલાં માટે?" સાલ્લો સીવતી હતી તેણે કહ્યું.

લાંબા પગ કરીને બેઠી હતી તે બોલી "ના, સુન્દર ભાભી, અંગ્રેજી તો હમણાં ઘણુંય ભણે છે પણ અમારા ઘરની રીત જૂદીજ છે."

"ત્હોએ કહો તો ખરાં. અમે એ રીતે કરીએ." કહી સુન્દર જરા હસી.

"ત્હમે બધાં કરો તો તો સારૂંસ્તો. સ્યો કહી દઉં છું કે અમારા ઘરમાં કોઈ મ્હોટું નહિં અને ન્હાનુંએ નહિ. મ્હારા કામમાં એ આડે ન આવે અને એમના કામમાં હું ન આવું. ઘરની હું રાજા અને એ પ્રધાન અને બ્હારના એ રાજા અને હું પરધાન. જે ખાવાનું કરૂં તે ખાઇ લે સારૂં નરસું કાંઇ બોલે નહિં. મરચાં ચૌટેથી ખરાબ લાવ્યા હોય તો હું એમને ના કહું કે કેમ ખરાબ લાવ્યા. જમવા બેસે કે તરત એમને ખબર પડે કે મરચાં ખરાબ આવી ગયાં છે અને ચ્હા મોળો થયો હોય ત્હોએ એ પી જાય પણ કહે નહિં કે ચ્હા મોળો થયો છે, કારણ કે એ જાણે કે હું પીશ એટલે મ્હને મોળો લાગશેજ ને."

"એ હાડું, કામ વ્હેંચી લીધાં એ" વીણતાં વીણતાં એકે કહ્યું "ત્યારે ત્હમારા જમુનું લગ્ન કરવાનું હોય ત્યારે શું વ્હેંચશો?"

લો કહું? તમે હસશો. પણ જમુના લગ્નમાં મ્હારે નહિં બોલવાનું ને કીકીના લગ્નમાં એમને નહિં બોલવાનું. ન્યાતજાતના વ્યવહારમાં એ વચ્ચે ના પડે. હું કોકને વધારે ન્હોતરાં કહી આવી હઉં તે કાંઇએ ઠપકો મ્હને ન દે અને કોક ઠેકાણે એ એકને ઠેકાણે ચારનો ચાલ્લો કરી આવે તો એમાં મ્હારે નહિં બોલવાનું. ઘરનું વાળવા ઝુડવાનું કામ મ્હારૂં. કદાચ એકાદ દહાડો રહી જાય તો મ્હને ઠપકો ન દે અને બ્હારનું ઘી ગોળ આણવાનું–શાક લાવવાનું બધુ ચૌટાનું કામ એમનું. જે શાક એ લાવે એ મ્હારે કરવાનું. એમાં મ્હારાથી એમ ન કહેવાય કે કાલે ગીલોડાં લાવજો કદાચ કહું ને ધ્યાનમાં આવે તો લાવે પણ ખરા પણ ન લાવે તો મ્હને કઇ એનું ખોટું ન લાગે. ત્હમે તો ખખડીને હસશો પણ અમારે ઘેર એક પાટીયુ છે એમા મ્હારા કામ કયાં અને એમના કયાં એ અમે નક્કી કરી રાખ્યાં છે અને કોઇ કોઇના કામમાં પડવું નહિં એમ અમારા ઘરના મહાદેવજી આગળ સોગંન લીધા છે."

આ એ ખરી યુક્તિ સંસાર ચલાવવાની. હું તો બધે ભમ્યો પણ આ રસિકભાઈ અને ગજરા ભાભી જેવી સાચી કળા કોઇ ઠેકાણે દીઠી નહિં. આમાં કોઇનો દરજ્જો મ્હોટો એ નહિ અને ન્હાનો એ નહિં, તેમ સરખા હક પણ નહિં. કમિસ્નર અને સેશન્સ જજ જેવું બે સરખાં સૌ સૌના કામમાં. આમ વિચાર કરી રહ્યો એટલામાં મ્હને જગાડવામાં આવ્યો, "કેમ જોયુ બધે કે અડધેથી પાછા આવ્યા?" મ્હારા મિત્રે પૂછ્યુ. "ના, બરોબર જોયુ." કહી હું તો ખુબ હસ્યો અને બધી જોએલી લીલા મ્હારા મિત્રને કહી. એ પણ હસ્યો અને પાન ખાઇ અમે બ્હાર ફરવા ચાલ્યા.

# विविधविचार.

## સ્ત્રી કેળવણીને અંગે પ્રશ્નાવલી.

[ શ્રી ગુજરાત સાહિત્ય સભા ( અમદાવાદ ) ના પ્રમુખ રા. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલ એલ. બી. તરફથી મળેલી. ]

૧.

ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખની સલામ-વિ. વિ. અમારી સભા માને છે કે આપ કન્યા-કેળવણીના પ્રશ્નમાં હિત ધરાવો છો અને સ્ત્રી-કેળવણીનો બહોળો પ્રચાર કરવા માટે બહુ ઉત્સુક છો. આપને વિદિત હશેજ કે હાલમાં ઘણી જ્ઞાતિઓમાં કન્યાની લગ્ન વય વધી છે અને મોટી ઉમરે લગ્ન થાય છે. આથી પ્રાથમિક શાળાના પાંચ-છ ધોરણોનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછીથી તે સાસરે જતા સુધીમાં, લગભગ ચાર પાંચ વર્ષ વધુ અભ્યાસ તેઓ કરી શકે તેવા અનુકૂળ સંજોગો હાલમાં પ્રાપ્ત થએલા છે. પણ તે માટે કશી સગવડ કે વ્યવસ્થા ન હોવાથી, તેમનો આ બધો ઉપયોગી વખત મોટે ભાગે બરબાદ જાય છે અને તેમને કાંઇપણ સંગીન લાભ મળી શકતો નથી.

હાલ આ જે તક મળેલી છે તેનો ઉપયોગ કેમ કરવો અને તે માટે શી વ્યવસ્થા કરવી કે જેથી તે દરમ્યાન તેમના જ્ઞાનમાં વિશેષ અને સંગીન ઉમેરો થઇ શકે, એ અત્યારે ખાસ વિચારવા જેવો, મહત્વનો અને ગંભીર પ્રશ્ન છે.

તે સાથે મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન પણ બહુ ધ્યાન ખેંચી રહ્યો છે. હિન્દુસ્તાનમાં સ્ત્રી-કેળવણીનો પ્રચાર કેમ આગળ વધારી શકાય તે માટે, એક કમિશન નીમી તપાસ કરાવવાને હાલ ઇંગ્લાંડમાં જબરી હિલચાલ થઈ રહી છે.

આવા વખતે આપણે પણ તે સંબંધમા ચર્ચા અને ઊહાપોહ કરવાં જરૂરનાં છે. તેથી અમારી સભાએ, પોતે અભિપ્રાય પ્રસિદ્ધ કરી, સંતોષ માની બેસવાને બદલે, તે સંબંધમાં પ્રજામત જાણવાને અને કેળવવાને, ચોમેર ચર્ચા ઉપસ્થિત થાય એ વાસ્તવિક અને ઇષ્ટ વિચાર્યું છે અને તેટલા માટે એક પ્રશ્નાવળી તૈયાર કરી છે.

આશા છે કે આપના તરફથી અમને આ કાર્યમાં સહાયતા મળશે અને આપ આ દરેક પ્રશ્ન વિષે યોગ્ય ખુલાસા કારણસહ લખી મોકલશો.

લોકમત જાણ્યા પછી, આ દિશામાં શાં વ્યવહારૂ પગલાં લઇ શકાય તેમ છે તે વિષે નિર્ણય કરવાને અમારી સભા તરફથી, તેના અનુભવીઓ અને અભ્યાસીઓની એક ખાસ સભા બોલાવી, તેમાં તે ચર્ચવામાં આવશે અને તે જે કાંઇ નિર્ણય ઉપર આવશે તે ત્યાર પછી એક યોજના રૂપે પ્રજા સમક્ષ રજુ કરવામાં આવશે.

૨.

## પ્રશ્નાવલી.

૧. આ ચાર પાંચ વર્ષ દરમ્યાન ઇંગ્રેજીનું શિક્ષણ આપવું કે માતૃભાષા દ્વારા ઉંચું શિક્ષણ આપવા યોજના કરવી? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

૨. ઇંગ્રેજી શિક્ષણ આપવાનું નક્કી થાય તો તેનું ધોરણ મેટ્રિકના અભ્યાસને અનુસરતું રાખવું કે સામાન્ય વ્યવહારૂ ઇંગ્રેજી જ્ઞાન આપી શકાય તેવી યોજના કરવી? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

૩. સંસ્કૃતનું શિક્ષણ આપવું કે કેમ? તે વિષે આપનો શો અભિપ્રાય છે?

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા વિષે આપ શી સૂચના કરો છો?

૫. અમુક વય (૧૧ વર્ષ) સુધી છોકરા અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગાં આપવા વિષે આપનો શો અભિપ્રાય છે?

૬. શાળામાં જઇ ન શકે તેવી મોટી ઉંમરની સ્ત્રીઓ માટે નીચે દર્શાવેલી યોજના વિષે આપનો શો અભિપ્રાય છે? આપ તે સંબંધમાં શી સૂચનાઓ કરો છો?

   ૧. ક્રમવાર ચઢતું વાંચનઃ આ માટે અત્યાર સુધી પ્રસિદ્ધ થએલાં ગુજરાતી પુસ્તકોમાંથી આશરે ૧૦૦ પુસ્તકોની પસંદગી કરવી અને તેને પદ્ધતિસર ધોરણવાર ગોઠવી, તે યાદી પ્રસિદ્ધ કરવી.

   ૨. બે કલાકનો ક્લાસ, વનિતા વિશ્રામ, મહિલા મંડળ વગેરેમાં ખોલવો અને ત્યાં ઇંગ્રેજી વ્યવહારૂ જ્ઞાન અને ગુજરાતી દ્વારા ઉંચું શિક્ષણ આપી શકાય તેવી યોજના કરવી.

   ૩. અઠવાડિક ભાષણની યોજનાઃ જૂદા જૂદા વિષયો પર-પાંચથી દશ ભાષણની યોજના કરવી. તે સ્ત્રીઓ સમક્ષ અપાવવાં અને પછી છપાવી જૂદે જૂદે સ્થળે તે ભાષણો અન્યદ્વારા અપાવી શકાય તેવી વ્યવસ્થા કરવી.

   ૪. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી સ્ત્રીશિક્ષણ પરીક્ષા લેવાય છે તે જૂદે જૂદે મુખ્ય સ્થળે લઇ શકાય તેવી વ્યવસ્થા કરવી.

૭. સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં મળતાં નથી તો તે માટે આપ શા ઉપાયો સૂચવો છો?

૮. ગરીબ અને વિધવા સ્ત્રીઓ પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવું ઔદ્યોગિક શિક્ષણ વનિતા વિશ્રામ વગેરેમાં-આપવાની વ્યવસ્થા થઇ શકે કે કેમ અને તે વિષે આપનો શો અભિપ્રાય છે?

# લડાઈનો ગરબો.

લેખક: રા. રા. નરહરીલાલ ત્ર્યંબકલાલ, (એમ. એ. એલ એલ. બી.) ગોધરા.

(રાગ—મારી હુંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગીરધારી.)

આવ્યો ક્રૂરો કરાડ આ કાળ રે, જર્મન જંગ જાગ્યો;
મહાકાળીના હોમની જ્વાળ રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) નિર્બળ દુશ્મન ધારીને, વધારવા નિજ રાજ;
રણધ્વજ રોપી કૈસરે, કર્યો રાક્ષસી કાજ.
એને આવ્યો શો ભૂમિનો લોભ રે, જર્મન જંગ જાગ્યો;
એના લોભને નથી કંઈ થોભ રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી) એકલું બકરૂં ઉભું, ને વાઘે મારી ત્રાપ;
પળમાં રહેંસી નાંખીશું, કર્યો કેર અમાપ.
અલ્યા! એમાં શું એવડો ફુલાય રે, જર્મન જંગ જાગ્યો;
એને શૂરા બ્રિટનની છે સહાય રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) સિંહ ગરુડ સાથે ઉભા, નોવારાના નાથ;
ઘુરકે પુંછળ રીંછ એ, (શું) ભરે આકરી બાથ.
તારા વરુ કાકાના બોખા દાંત રે, જર્મન જંગ જાગ્યો;
તારે બુઢ્ઢા મીયાંનો સંઘાથ રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) અનેક અળિયા જયા મળ્યા, યુરોપને રણ જંગ;
જર્મન કૈસર થાકીને, થશે તુજ ગતિ ભંગ.
રહ્યાં શાવજનાં યે નથી માન રે, જર્મન જંગ જાગ્યો;
જશે તારા એ તાન ગુમાન રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) કોટી નર રણમાં પડ્યા, વહી લોહીની ગંગ;
ઘોર ભયાનક યુદ્ધ આ, અપૂર્વ છે રણરંગ
તારાં આયુધ લક્ષ કરોડ રે, જર્મન જંગ જાગ્યો;
તોયે સત્ય સાથે તે શી હોડ રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) ઉજ્જડ થઈ કંઈ ભૂમિને, તરુણી કરે આક્રંદ,
અનાથ કંઈ જન ટળવળે, એ સર્વે તુજ ફંદ
જુઓ પાછું નહિ કરી પાપ રે, જર્મન જંગ જાગ્યો,
બળો અંતે થશે હિસાબ રે, જર્મન જંગ જાગ્યો.

(સાખી.) સર્વે ગુર્જર સુંદરી, ઈચ્છે મનથી એજ;
વિજય વિજય અંગ્રેજનો, અખંડ રાજનું તેજ.
પ્રભુ પૂરો અમારી એ આશ રે, જર્મન જંગ જાગ્યો;
ઉર ધારો અરજ અવિનાશ રે, જર્મન જંગ જાગ્યો.

---

કૈસર—જર્મનીનો શહેનશાહ. વાઘ—જર્મની. ગરુડ—ફ્રાન્સ. વરુ—ઓસ્ટ્રીયા.
બકરૂં—બેલ્જીઅમ. સિંહ—ઇંગ્લાંડ. રીંછ—રશિયા. બુઢ્ઢામીયા—તુર્કી.

# अनुभविका.

( जिंदगीनी 'आपवीती' अने 'परवीती' कथाओ. )

## સાસરામાં વહુનું જીવન.

(સંસ્કૃત ઉપરથી)

લેખકઃ રા. રા ચિમનલાલ ભોગીલાલ ગાંધી—અમદાવાદ.

( શાર્દૂલવિક્રીડિત )

સાસુ સામું જુવે નહિ જ, કદિ જેનાં તો કટાણે મુખે,
હૈયું જાય ચિરાઇ તેમ નણુદી વેણો સુણાવે, અરે !
ખોટું શું શું ? ચરિત્ર સર્વ જનનાં ગભારતાં મૂંજતી,
વ્હાલા સ્નેહની આંખથી નિરખતા,—એ વાક મ્હારો, સખી !

---

## સુનાં સુનાં ગૃહ–દ્વાર.

લેખકઃ—શ્રીયુત 'કુસુમાકર' (બી. એ.) નડિઆદ.

( ન્હાના ન્હાનાં બાળકોની રાહે—અસાવરી. )

સુના સુના ઓરડા ને, સુનાં સુનાં દ્વાર,
ગોરી ગુણિયલને ઝૂરે જ્યાં સ્વામી મૂંગોમાર :
વ્હાલા ! સુનો સહુ સંસાર !

ઉન્હા ઉન્હા ઉરમાં બળે ઉન્હી ઉન્હી જ્વાળ,
પ્રમદાની પાસે પતિ જ્યાં ધરે રૂપ વિકરાળ :
જાણે ખાવા ધાતો કાળ !

ભીના ભીના નેનથકી વ્હે આંસુડાંની ધાર,
કુસુમ કોમળા ચગદાતા જ્યાં રહેના પાદ પ્રહાર !
ઝૂરે મુગી ગુણિયલ દાર !

જૂના જૂના અધોગતિના પથે સહુ ઘસડાય,
દુર્ભાગી મુજ દેશ ડુબે જ્યાં રમણીઓ રીબાય :
વ્હાલા ! એ તે શે સહેવાય ?

# વધૂ ધર્મ.

## [ હિન્દુ ગૃહ સંસારમાં વહુની "અનુભવિકા." ]

લેખક: શ્રીયુત—"K. G. M."

( મન્દાક્રાન્તા. )

આજ્ઞા માગે હર ચીજ મહીં, તો કહે "ઢોર છે આ,"
ના પૂછે જો કરી સ્વમતિથી, તો કહે "સ્વેચ્છવૃત્તા;"
આપે ના જો પ્રતિવચન તો, "મીંઢી" બોલી દમે છે,
જો આપે ઉત્તર વચન કે', "સામી બોલી થણી છે;"
થોડું ખાતાં, "અતિશય કરે, નાજુકાઇ વહુ ! તું,"
પુરૂં ખાતાં, "નથી કદી દીઠું અન્ન પીયેરમાં શું ?"
રોતાં "ઢોંગી," રૂદન ન કરે "નિર્લજ્જ નાર આવી !"
એવા ધર્મો વિકટ વધૂનાં, હિન્દુ સંસાર માંહી !

---

## સલુણી અને કુલટા.

લેખક: સૌ. સંતોષબાઇ—ભાવનગર.

( મનહર )

તહેવાર તો આનન્દનો એક દીમા ચાલ્યો જાય,
સલુણીના સ્વામીને તો સદાય તહેવાર છે;
શાણી સ્વામા રીઝવે પતિને સારા કામ વડે,
સ્વર્ગની સમાન જેનો ઘોળીનો વહેવાર છે;

મીઠું વદી માનિની જમાડતી પ્યારા પતિને,
જાણે કે પતિ એ મ્હારા ઇષ્ટ ને 'આતમ' છે,
કુલટા તો કકળાટ કરતી રાખે ન રહું,
શંખણીના પતિને તો સદાય માતમ છે!

સમજુ સુન્દરી મ્હેના સ્વામી સાથે સ્નેહ રાખે,
અંતરમાં એ સદાય શિરતાજ ભાસે છે;
કજીઆખોરી તો હમેશાં કરે છે કમજોર,
કર્કશાના કાન્તને તો મરણ પ્યારો છે!

પ્રેમ પારખનારી એ તો પતિને જ પ્રભુ જાણે,
આનંદની હેલી અને હમેશ દીવાળી છે,
સાસરા-પિયર માંહિં સંપ તો જરાય નહિં,
કજીઆળીના કથને તો સઘળું પ્રજળી છે!

## બીજાના દોષ.

સંપાદક: સ્વર્ગસ્થ બ્હેન રમણલક્ષ્મી
ત્રિ. મોદી—મુંબાઇ.

કાગ કહે સંસારમાં,
કાળા અંગવાળાં બુરાં,
ભૂતળમાં પશુ પક્ષી,
મનુષ્ય અપાર છે,
પોપટનો કંઠ કાળો,
મોર તણા પગ કાળા,
મનુષ્યને શીર વાળ
કાળા તણો ભાર છે:

વાંદરાનું મુખ કાળું,
ગાયનું છે પુચ્છ કાળું,
વાઘ તણે અંગ કાળા
પટાઓ તમામ છે,
તે સુણી શિયાળ કહે,
અન્યનું તો એક કાળું,
આપ તણું સર્વ જુઓ,
કાલસા સમાન છે!

# બાલોદ્યાન.

## મંગળની દુનીયા પર સફર.

( મરાઠી ઉપરથી )

અનુવાદકઃ—રા. રા. લલ્લુભાઇ ભીખાભાઇ દેશાઇ.—ટીંબા-નારંગા.

મને મોટરમાં બેસવાની ઘણીજ ઇચ્છા હતી, અને વિમાન (બલુન)માં સફર કરવાને મળે તો પછી પુછવુંજ શું ! દુધમાં સાકર ભળેલી એમ હું માનતો, એ બધું મને એક પૈનો ખર્ચ ન કરતાં મળી આવેલું જોઇ મારા આનંદનો પાર રહ્યો નહીં—અમારા બારણા સામે કાંઇક અજબ ગડબડનો અવાજ થતો સાંભળી હું બહાર આવ્યો અને જોઉં છું તો એક મોટરગાડી તથા તેના પર મૂકેલું વિમાન મારી દ્રષ્ટિએ પડયાં. તેમાં કોઇ એક માણસ બેઠેલો હતો, તે મારી સામે જોઇને બોલ્યો: " કીશોર આ ગાડી તારા માટેજ મેં આજ આણી છે તું તારા બરોબરીઆ મિત્રોને લઇ વહેલો આવ ચાલો તમને કેટલેક દૂર ફેરવી લઇ આવું. " એ તેના શબ્દો સાંભળતાંજ હું દોડતો ઘર બહાર ગયો અને મારા ત્રણ ચાર મિત્રોને સાથે લઇ આવ્યો. અમે તો મોટરગાડીમાં બેસવા સારૂ નીકળ્યા કે મારી નાની બ્હેન કમુએ પણ અમારી સાથે આવવા ઘણી હઠ કરી, ત્યારે મેં મોટરવાળા તરફ જોયું, તે બોલ્યો; " એને પણ આવવાદો." પછી અમે મોટરવાળાને અમે તેનું નામ પૂછી જોયુ તો તે ગંધર્વ હતું એમ જણાયું. અમે ગાડીમાં બેસવા માંડયું, એટલામાં તેણે પુછયુ " તમે કઇ તરફ જવા ધારો છો." " અરૂણે કહ્યું " મંગળ વિષે મેં ઘણી વાતો પુસ્તકોમાં વાંચેલી છે કોઇક કહે કે ભોમ-મંગળ લોક ઉપર માણસો વસે છે. અને કોઇ કોઇ કહે છે કે નથી વસતાં. ત્યારે અમને જો ત્યાંજ લઇ જાઓ તો સારૂં સારૂં જોવાનું મળે. તેથી બહુ ગમત પડશે." ગંધર્વે કહ્યું " ઠીક છે, આપણે આજ મંગળલોક ઉપર સફર કરી આવીએ, પણ આ પૃથ્વી છોડી ઊંચે જઇશું તેમ તેમ હવા વધારે ઠંડી આવશે, માટે ઘણાં હુંફદાર-ગરમ કપડાં પહેરી આવો." અમોએ ઘરમાં જઇ ઉતાવળથી અમારી ટ્રંક-પેટીમાંથી ગરમ કપડાં પહેરી ગાડીમાં આવી બેઠા બેસતાંની સાથેજ મોટર ચાલુથઇ. અતિશય વેગથી રસ્તામાં જવા લાગી. એટલામાં ગંધર્વે વિમાનની કલ ફેરવી, તે સાથેજ અમો સર્વે જણ અદ્ધર ઉડવા લાગ્યાં—હવામાં તરવા લાગ્યાં.

આગગાડી કરતાં અમારો વેગ ઘણોજ વધુ હતો. કેટલીક વારે પૃથ્વી પરનાં માણસો દેખાય ન દેખાય એમ થયું. મોટા મોટા પર્વત માત્ર પૃથ્વી ( આપણી દુનિયાના ) ગોળા પર ટપકાં જેવા દેખાતા હતા. નદીઓનું તો નામ નીશાને રહ્યું નહોતું. સમુદ્રની ઓળખાણ માત્ર આછી આછી તેના ઉપર પડતા તેજને લીધે થતી હતી. પછી કેટલીક વારે બધું

દેખાતું બંધ થયું. પૃથ્વી એકાદ ખુમચા-થાળી જેવડી નાની દેખાવા લાગી. પણ ઉલટો મંગળ(નો ગ્રહ અથવા તારો) મોટો દેખાવા લાગ્યો. અમે અમારી સાથે આણેલી દૂરબીનમાંથી જોયું તો મંગળનો ગોળો-ગ્રહ હવે ચોખ્ખો જણાતો હતો. તેનો રંગ લાલ હતો, પણ વચમાં વચમાં લીલા રંગના પટા હતા. અમારૂં વિમાન જેમ જેમ મંગળની પાસે જવા લાગ્યું તેમ તેમ અમને આનંદ લાગવા માંડ્યો. પૃથ્વી છોડ્યા પછી અમને ઘણીજ ઠંડી લાગતી હતી. વચ્ચે વચ્ચે તો અમે છેક ઠુંઠવાઈ ગયાં હતાં-અને અમે આ સફળે નીકળ્યા એ ભૂલ કરી છે એમ સુદ્ધાં અમને લાગવા માંડયું હતું. એટલામાં મંગળ લોકમાં અમે પહોચ્યાં.

અમારૂં વિમાન ત્યાં જમીન ઉપર ઉભું રહ્યું. અમે જમીન ઉપર ઉતરવા લાગ્યા. તો અમારૂં સમતોલપણું સચવાતું નથી એમ દેખાવા લાગ્યું. આગગાડીમાંથી ઉતર્યા પછી હમેશાં એમજ થાય છે. એમ મનનું સમાધાન કરી અમે આગળ ચાલવા લાગ્યા. અમે ડુંગરની કરાડપર પહોંચ્યા, ત્યાં અમારી આગળ એક નદી વહેતી હતી. તે કેવી રીતે ઓળંગવી એ એક મોટો કઠણ સવાલ થઈ પડ્યો; ત્યારે ગંધર્વ બોલ્યો "તમે ઉભાં છો તેજ ઠેકાણે કુદકો મારી જુઓ" કુસુમે કુદકો માર્યો કે તે ઉંચી ને ઉંચીજ ચાલી ગઇ! આ જોઇ અમને બધાને તો એવી બીક લાગી કે તે પાછી જમીન પર આવશે કે નહિં, તે કેટલીએક વાર અદ્ધરજ રહી હતી. પછી તેણે પગ નીચે ટેક્વ્યા. એ ગંમત જોઇ અમો સર્વેને કુદકા મારવાની લ્હેર લાગી, અને તેમાં અમારો અડધો કલાક નીકળી ગયો. પછી અરૂણ બોલ્યો; "આવ્યું મારા ધ્યાનમાં, મેં પરમ દિવસેજ એક પુસ્તકમાં વાંચ્યું હતું, કે પૃથ્વીનો વ્યાસ આઠ હજાર મૈલ છે, અને મંગળનો વ્યાસ ચાર હજાર મૈલ છે. તેથી કરીને પૃથ્વી ઉપરનું આકર્ષણ મંગળ ઉપર અર્ધો ભાગ જેટલું હોવું જોઇએ. તેથી અમે નાનો કુદકો માર્યો તો પણ ઘણીજ વખત અદ્ધર રહ્યા. અમાર, સથા અહીં પક્ષિનો વેશ પણ કરી રમાશે." ગંધર્વ બોલ્યો "તમો પક્ષિનો વેશ કરી કોને દેખાડશો? અહીં તમારો વેશ જોવા બાળકો છે કે નહીં તેની પહેલી શોધ કરીએ." એ કહેવું બધાને પસંદ પડ્યું. એમ કુદકા મારી મોટા મોટા ટેકરા ઓળંગ્યા, ઘણી જગ્યાએ ફર્યા; પણ માણસ, જનાવર, પક્ષિ અગર કોઇપણ પ્રાણી અમારી નજરે પડ્યું નહિ. પ્રાણી ન હોય તો ભલે પણ ખાવા સારૂ કાંઇ ફળો વિગેરે મળે છે કે કેમ તે તપાસમાં અમો હતાં, પણ તેનોએ કાંઇ પત્તો લાગ્યો નહી. ફક્ત એક પ્રકારની શેવાળ માત્ર ઘણેજ ઠેકાણે પ્રસરેલી હતી. હવે કુસુને કંટાળો આવ્યો. આવી આ ઉજ્જડ જગ્યામાં ફરવાની અને ગંમત આવતી નથી; આપણે ઘેર જઇએ." તે બોલી ઉઠી.

અમો સર્વને તેનું બોલવું યોગ્ય લાગ્યું. અમે પાછાં કુદતાં કુદતાં મોટરગાડી પાસે આવ્યાં. અંદર બેસવા લાગ્યાં, ત્યારે ગાડીએ પણ કેટલા હીંચકા ખાધા. એ સહેજ હશે એમ સમજી અમો બેસવા લાગ્યાં તો એકમેકનાં સામસામાં ધબધબ અથડાવા લાગ્યાં! છેવટે ગાડીમાં પોતપોતાની જગોપર બેસી અમો થોડા વખતમાં પાછાં ઘેર આવ્યાં. એટલામાં હું ઉંઘમાંથી જાગી ગયો; તો એ સર્વે સ્વપ્ન હતું એમ મારા લક્ષમાં આવ્યું.

---

... ... पानी तारफयी मेद



३० मी हिन्दी राष्ट्रीय परिषद्ना अध्यक्ष तथा मुख्य सभासदो

The Manoranjan Press, Bombay

સુન્દરી સુબોધ ⁂ માસિક વધારો.

પુસ્તક ૧૩ મું.] ફેબ્રુઆરી: ૧૯૧૬. [અંક ૨ જો.

# चन्द्रकला.

[ बंगाली महाकवि श्री रवीन्द्र बाबुना "The crescent moon" काव्य संग्रहमांथी केटलांक गीतनुं गद्यभाषान्तर. ]

लेखकः श्रीयुत् "C." उमरेठ.

## किनारा उपर.

असीम दुनियाना किनारा उपर बाळको भेगा मळे छे.

माथा उपर निरवधि आकाश गतिहीन छे, अने अनिर्वृत्त वारि प्रचण्ड मोजाथी उछळे छे. असीम दुनियाना किनारा उपर बाळको भेगां मळे छे, नाचे छे, अने घोंघाट करी मूके छे.

तेओ पोताना घर रेती वती बांधे छे अने खाली सीपो वती रमे छे सुकाइ गयेला पांदडा वती ते होडीओ बनावे छे अने हसता हसता आनन्दथी अगाध समुद्र, उपर ते चलावे छे. दुनियाना किनारा उपर बाळको भेगां मळे छे.

त्हेमने तरता आवडतु नथी; तेम त्हेमने जाळ नाखतां पण नथी आवडती, मोती-शाधको मोती माटे समुद्रमां डुबकीओ मारे छे, वहेपारीओ पोताना वहाणो हकारे छे, त्यारे बाळको कांकरा भेगा करे छे अने फरी पाछा नाखी दे छे. गुप्त धनसचय ते शोधता नथी, त्हेमने जाळ नाखतां आवडती नथी.

समुद्र हास्यनी साथे प्रचण्ड उछाळा मारे छे अने त्हेना किनारानुं हास्य धीरे धीरे पाडुवर्णु थइ जाय छे. पारणामा पुत्र झुलावती मातानी माफक काळमुखा समुद्रना मोजा बाळको पासे कैं अर्थ विनाना गीतो गाये छे. समुद्र बाळकोनी साथे रमे छे अने किनारानु हास्य मंद पडी जाय छे.

असीम जगतना किनारा उपर बाळको भेगां मळे छे. निष्पथ आकाशमां तोफान थयां जाय छे नि मचार उदधिमा वहाणोना भागी चुरेचुरा थइ जाय छे सर्वत्र मृत्यु छे. अने बाळको रमे छे. निःसीम जगतना किनारा उपर बाळकोनो सगम थाय छे



# काव्यकुंज.

## અર્પણ.

લેખક:-"બ્હેન શ્રી શ્રદ્ધા."-સુરત.

(ઈંગ્રેજી ઉપરથી)

(શાર્દૂલવિક્રિડિત) ગુલાબી મૃદુ પાંખડી ગુલ તણી ફુટી વિકાસી રહ્યું,
તેવું આ ત્હમને સખે! હૃદય મ્હેં અર્પી દીધું માહરૂં;
એનું શું કરશો ત્હમે? પ્રિય! કહો, એ છે બધું તાહરૂં,
પોષો ઉર મહિં ત્હમે પ્રણયથી કે દૂર તે નાંખશો?

મ્હારી જીંદગી મ્હેં ત્હને દઇ દીધી સુવર્ણ મુદ્રા સમી,
તોફાની દુનિયા મહિં બની રહી શાન્તિપ્રતિમા રૂડી;
ત્હેનું શું કરશો ત્હમે, ખરૂં કહો, જે સોંપી મ્હેં પ્રેમથી?
સંભાળો બહુ યત્નથી પ્રિય! ત્હમે કે દૂર તે ફેંકશો?

(શિખરિણી) સખે વ્હાલા મારા! જ્યમ નજર આવે ત્યમ કરો,
સદાયે ત્હારી છું, મુજ જીવનના અંત પછી યે;
ત્હમે જુઠા થાજો, પ્રિયતમ! વફાદાર અથવા,
જીવાડો કે મારો, સુહૃદ અથવા શત્રુ બની રહો.

(સોરઠો) અર્પ્યું જેને જેહ ત્હેનું રહેશે તે સદા,
મારૂં નહિ નહિ નાથ! ત્હેને પાછુ હું કદી.

## શીયળવ્રત.

લેખક:-બ્હેન સૌ. "બ"—મુંબાઈ.

અમોને શાન્તિ દેનારૂં, શીયળવ્રત પ્રાણથી પ્યારૂં,
અમારૂં સ્વર્ગનું બારૂં, શીયળવ્રત પ્રાણથી પ્યારૂં.
પતિ પ્રભુ પ્રાણથી પ્યારા, હૃદયથી ના કરૂં ન્યારા,
હૃદય પ્રિયનાથ રટનારૂં, શીયળવ્રત પ્રાણથી પ્યારૂં.

બનીને પ્રેમનાં જોગી, જગે અહલેક જગાવીશું,
અમે પતિનાં મધુર નામે, સુખે ગરદન કપાવીશું.

હજારો માલ-મીલકત કે, વળી મ્હેલો-ખજાના કંઇ,
અમે પતિ પ્રેમને કાજે, બધું પળમાં ખપાવીશું.

અમોને વિષનું પ્યાલું ભરી કો સ્નેહથી આપે,
અમે શંકા વિના અમૃત ગણીને ગટગટાવીશું.

## મંગળ પ્રભાત.

લેખકઃ—રા. રા. મૂલજી દુલભજી વેદ.

હાં! રે! હાં! પુણ્ય પ્રભાત રંગ રાતો,
ફેરી મારી મંગળ પ્રભાત રે:
જો! જો! મંગળ પ્રભાત રે! (ધ્રુવ)
વિજય સૂરજની ફેરી દે વધામણી,
સંસાર શૌર્ય સમ્પન્ન રે;
અન્ધાર આથમે, તેજપૂર ઝબૂકે,
મલકે માનવનાં મન રેઃ
જો! જો! મંગળ પ્રભાત રે.—હાં! રે! હાં!
આલેખે દિનકર જ્યોત કેરી રેખા,
આલેખે સખી સોહાગ રે;
જો! જો! પ્રભાત ચિત્ર,
જો! જો! વિજય ચિત્ર, જગત જાગે મહાભાગ રે;
જો! જો! મંગળ પ્રભાત રે.—હાં! રે! હાં!

---

## એક હાર.

લેખકઃ—રાઃ રા. વૈકુંઠરાય જોશીપુરા. (બી. એ.)—નડીયાદ.

આવો સાહેલી! જુવો હળવા આ હારને,
જુવો જીવન શણગારઃ કંઠપર લુમઝુમતો.
પિયુ અનન્ત પ્રાણ કલ્પતરૂ માહરે,
ખીલે હૃદય ગુલઝારઃ કંઠપર લુમઝુમતો.
એનાં ખરે જે વેણ— ફુલડાં તપોવને,
ઝીલું અધુરે ઉરપાત્રઃ કંઠપર લુમઝુમતો.
ગુંથું ફુલડિયાં એ પ્રીતિને તાંતણે,
મોંઘો બનાવું છું હારઃ કંઠપર લુમઝુમતો.
મીઠી પરિમલ પ્રસરાવું આંગણે,
પ્હેરી અમોલ શણગારઃ કંઠપર લુમઝુમતો
સીંચું સદૈવ અમિ— આનન્દ અશ્રુએ,
સુકે કદિ ન કરમાયઃ કંઠપર લુમઝુમતો.

---

## પ્રેમઘેલી બ્હેનડી.

લેખકઃ શ્રીયુત "ધીરજ."—બરવાળા.

વ્હાલપ વધારનારી,
અંતર ઉજાળનારી,
કુળ બેય તારનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

પ્રભુ પરખાવનારી,
વ્હાલ વરસાવનારી,
ક્લેશ કુસ ટાળનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

અવગુણ ઢાંકનારી,
આબરૂ ફેલાવનારી,
દેશને દીપાવનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

ગૃહને શોભાવનારી,
સ્નેહમાં લોભાવનારી,
અતિથિને પૂજનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

શિયળ સંભાળનારી,
મીઠા બોલ બોલનારી,
દેશ દાઝ જાણનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

"વ્હાલું-સ્હેવું" શીખનારી,
દેવી સમ દીપનારી,
પ્રભુપને પોષનારી,
પ્રેમઘેલી બ્હેનડી!

---

## દુઃખડાંને નિમંત્રણ.

લેખકઃ શ્રીયુત "મયંક."—સોજીત્રા.

( અંજલી ગીત )

આવો ને આવો દુઃખડલાં,
વ્હાલાં તમ મુજને સુખડલાં;
સ્હમજાએ તમથી સુખડલાં,
આવો દુઃખડલાં!

દુઃખડલાં! ગત કૃત સંચિત છો,
પાપો કેરૂં પ્રાયશ્ચિત છો;
અતિથિ પ્રિય મુજ નિમંત્રિત છો,
આવો ઓ વ્હાલાં!

અખિલ વિશ્વના પાન્થ તમે તો,
કોઈ સ્થળે સ્થિર થઈ ના બેસો;
મમ સદને થોભો ઘડીભર તો,
મ્હેમાનો મોંઘા!

કંટાળીશ ના તમથી કો દી,
કડવાં વેણ કહીશ ના કો દી;
શિષ્ય થઈ તમ પાસેથી હું—
શિખીશ ગૂઢ પાઠોઃ
વિશ્વના શીખીશ ગૂઢ પાઠો.

દુઃખડલાં હરિને સમરાવે,
અન્ય દુઃખીનું ભાન કરાવે;
ભૂત દયા સમજાવે, જગમાં—
દુઃખડાં સંતનીશા!
કૈં કૈં બોધ નવા દેતાંઃ
સદાયે બોધ નવા દેતાં.

# સમાનતા.

લેખકઃ શ્રીયુત્ "મલયાનિલ." (બી. એ.)—અમદાવાદ.

(રાગ કલિંગડો–તાલ દાદરો.)

લચી હતી ખૂબ પાંદડી,
જેને, ડોલે ડોલે પેલી આંબલીઆની ડાળ,
ત્યાં તો બોલે મીઠી મીઠી કોયલડીની લ્હાર;
રજની રસિક રૂપેરી ઢાલી,
ચંદ્રકળાએ પાંખડી પ્રસારી,
ઝૂલે, ઝૂલે, પ્હેલું સાગરે ઊર્મિની માળ. લચી૦

લચી હતી એની આંખડી;
જેને ડોલે, ડોલે પેલી યૌવન વૃક્ષની ડાળ,
મુખે બોલે મીઠી મીઠી કોયલડીની લ્હાર;
સુન્દરી સલૂણી સોનેરી ઢાલી,
દેહ કળાએ પાંખડી પ્રસારી,
ઝૂલે, ઝૂલે, મ્હારી અંતર ઊર્મિની માળ. લચી૦

સુણી લીધી મ્હેં વાતડી;
એ તો ડોલે, ડોલે બધે એક પ્રકૃતિની ડાળ,
એ તો બોલે બધે એક કોયલડીની લ્હાર;
એકજ જ્યોતિ બધે નહી ઢાલી,
એક કળાએ પાંખડી પ્રસારી,
ઝૂલે બધે એક અંતર ઊર્મિની માળ. લચી૦

---

# નવલાં કુસુમ.

લેખકઃ શ્રીયુત્ "અરૂણ."

નવલાં કુસુમ, રંગ બેરંગી ફૂલ,
વ્હાલાં લેજો હો! ફૂલઃ—નવલાં કુસુમ.

પ્રાણ રસિયાં! એ ફૂલ કુમળાં, અમૂલ,
વાસ આપે મધુરઃ—નવલાં કુસુમ.

ઉદ્યાનમાં ખીલી મધુરાં ફૂલડાં દિલ ખેંચનાં,
વ્હાલાં! અનેરી લ્હાણ એ લેવા નહિ હો ભૂલનાં!

રંગ બેરંગી ફૂલ, વાસ આપે મધુર;
વ્હાલાં લેજો હો! ફૂલઃ—નવલાં કુસુમ.

# समाज-साहित्य-विज्ञान.

## બેસતા વર્ષના બે બોલ.

### ( ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સભાસદોને )

[ સંવત ૧૯૭૨. ]

લેખક: રા. રા. રણજીતરામ વાવાભાઈ ( બી. એ. )—મુંબાઇ.

ગુજરાત આપણી સર્વેની જન્મભૂમિ છે.

ગુજરાતની શક્તિઓ !

ગુજરાત અને ગુજરાતીઓ એટલે ?—

જેઓ જન્મથી ગુજરાતી ભાષા બોલે છે તેઓ ગુજરાતી છે. જે દેશમાં ગુજરાતી ભાષા વાપરનારા લોકો વસે છે તે દેશ ગુજરાત છે, અને તેના વતનીઓ ગુજરાતીઓ છે. તેમનાં આચારવિચાર, રહેણીકરણી, ખોરાક, પહેરવેશ વગેરે ઉપરથી પણ તેઓ એક દેશના વતની છે એવું જણાઇ આવે છે. આમ ભાષા, વતન અને રીવાજ એક હોવાથી આપણે ગુજરાતીઓ એક કુટુમ્બનાં હોઇએ એવું લાગે છે. ગુજરાતમાં કે ગુજરાત બહાર જ્યાં જ્યાં આપણે જઇ વસીએ છીએ, ત્યાં ત્યાં આપણો દેશ ગુજરાત છે અને આપણે ગુજરાતીઓ છીએ એવી લાગણી આપણને થવી જોઇએ; કારણ કે આપણે એકજ ભાષા વાપરીએ છીએ; એક જ જાતના રીવાજ પાળીએ છીએ અને આપણી સૌની જન્મભૂમિ એક જ છે:—પછી ભલેને આપણે પુરુષ હોઇએ, સ્ત્રી હોઇએ કે બાલક હોઇએ, હિન્દુ હોઇએ કે જૈન, મુસલમાન હોઇએ કે પારસી, બ્રાહ્મણ, વાણીઆ, કણબી, રજપુત, વહોરા કે ખોજા ગમે તે હોઇએ. જેમની જન્મભાષા ગુજરાતી છે, તેઓ એક કુટુમ્બનાં છે એવી લાગણીનો સૌને અનુભવ થવો જોઇએ.

તમોને એ અનુભવ ન થયો હોય તો આજના મંગલ દિનથી એ લાગણી તમારા દિલમાં જગાવો. તમે પણ ગુજરાતની પુત્રીઓ છો, ગુજરાત તમારી જન્મભૂમિ છે,

જે માબાપ જન્મ આપે તેમની, તેમના કુળની, તેમની નાતની આબરૂ તમારાથી વધે તો તમારૂં જીવતર લેખે ગણાતું, પણ હવે સાથે સાથે જે દેશમાં તમારો જન્મ થયો હોય તેની આબરૂ વધારવાનો ધર્મ પણ ઉત્પન્ન થયો છે. તમારા જન્મ પૂર્વે તમારા દેશની—તમારા ગુજરાતની જેવી સ્થિતિ હતી તેવી ને તેવી જ સ્થિતિ તમારા દેહ પડ્યા પછી

પણ રહે તો તમારો આ ભવ એળે ગયો છે. આ ભવમાં સારાં કર્મો કરવાથી આવતો ભવ સારો મળનો હોય તો દેશની આંતરડી ઠારવાનાં, દેશની હાલત સુધારવાનાં, દેશને વધારે સુખી, ઉદાર, સબળ અને તવંગર કરવાનાં સુકૃત્યો તમારો આવતો જન્મ જરૂર સુધાર્યા વિના રહેશે નહીં. આથી વિપરીત તમારાં કર્મ હશે તો દેહ પડયા પછી દુઃખ પણ તમારે સહેવું પડશે. આપણા દેશની બુરી હાલત કરવાના પાપનું પ્રાયશ્ચિત કોઈ પણ દાનથી, મનથી કે ભક્તિથી થઈ શકતું નથી. એજ દેશમાં જન્મ મેળવી તેની સેવા કરવાથીજ પાપમાંથી મુક્તિ છે.

## દેશસેવા મહોટો ધર્મ છે.

દેશસેવા એ કળજુગનો મહોટામાં મહોટો ધર્મ છે. એ ધર્મ પાળતાં થયેલી ચૂકની સજા ભયંકર છે એટલે એ ધર્મ યથાર્થ સમજવા, સમજી બરાબર પાળવાનો સંકલ્પ આજના મંગળ દિવસે કરો અને સંકલ્પ પાર પાડવા તમારી સર્વ શક્તિઓ વાપરો.

જન્મભૂમિની સેવા કરવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે એટલું જાણવાથી સેવા થઈ શકતી નથી. તેને માટે શક્તિ, આવડત અને સાધનો જોઈએ છીએ. તમારામાં શક્તિ છે તેને કેળવો, ઉપયોગમાં લ્યો એટલે આવડત આવશે. પછી શક્તિ અને આવડત દેશસેવાનાં માર્ગ અને સાધન પોતાની મેળે મેળવી લેશે.

પણ તમારામાં શક્તિ છે એની ખાતરી શી? પ્રસંગ સાધી એકાદ મનોરથ પાર પાડો એટલે અનુભવ થશે કે કેવી શક્તિ તમારામાં છે.

એક સુશિક્ષિત સન્નારીને શોભે એવા ઉત્સાહથી ગં. સ્વ. જમનાબહેન સક્કઈએ આપણા સાર્વજનિક જીવનમાં ભાગ લેવા માંડયો ત્યારે પ્રતીતી થયું કે ગુજરાતી સ્ત્રીઓ પણ આવાં કાર્યોમાં આગેવાની લઈ શકે છે.

ગોંડળેશ્વરી સૌ. નંદકુંવરબાએ ઓઝલનો ત્યાગ કર્યો ત્યારે આ જમાનાની રજપુતાણીના મનોબળનો સૌને અનુભવ થયો. સૌ. વિદ્યા અને સૌ. શારદા બી. એ. થયાં ત્યારે યુનિવર્સિટીની ઉંચી પરીક્ષાઓ પાસ કરવાની તમારી શક્તિઓ જણાઈ. ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે, ગં. સ્વ. બાળગૌરી મુનશીએ અને ગં. સ્વ. સુલોચનાબહેને વનિતાવિશ્રામની સ્થાપના કરી ત્યારેજ જણાયું કે ગુજરાતની સ્ત્રીઓ પોતાની બહેનોના ઉદ્ધાર માટે પ્રયત્ન કરી શકે છે.

સૌ. સુમતિ, સૌ. વિજયાગૌરી, સૌ. હરિસુખગૌરીએ કાવ્યો, વાર્તાઓ, નાટકો, નિબંધો, લખી સાક્ષરવિશ્વમાં પ્રતિષ્ઠા મેળવી ત્યારે, સુન્દરી સુબોધના ખાસ અંકો પ્રગટ થવા લાગ્યા ત્યારે પ્રત્યક્ષ થયું કે ગુજરાતની સ્ત્રીઓ પણ વિદ્યાવતી અને સંસ્કારી છે. દુકાળમાં અનાથોને મદદ કરવા ગં. સ્વ. જમનાબહેન અને ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે ફર્યાં ત્યારે, અનાથ વિધવાઓનાં દુઃખ કમી કરવા પચાસ હજાર રૂપીઆની બાદશાહી રકમ ગં. સ્વ. ઝવેરબાઈએ આપી ત્યારે, ગુજરાતી સ્ત્રીઓ કેવી દયાળુ અને પરગજુ છે તેનો તમને ખ્યાલ થયો. આવા આવા અનેક દાખલા આપી તમારામાં દબાઈ રહેલી શક્તિઓનો તમને અનુભવ કરાવી શકાય.

શક્તિઓ છે એટલું સાબીત થયુ તેથી દેશસેવા થઈ જતી નથી શક્તિઓ કેળવી, પ્રસંગો ઉભા કરી તેમનો ઉપયોગ કરી, શુભ ફળ ન નીપજે ત્યા લગી શક્તિ હોય કે ન હોય એ સરખુજ છે

શક્તિઓ એટલે ?

આપણા શરીરવડે સંસારનાં અનેક કામો આપણે કરીએ છીએ પણ એ કામો શરીરજ નથી કરતું શરીરમા રહેલો આત્મા એ કામ કરે છે શરીરની ઇંદ્રિયોદ્વારા એને સંસારનું જ્ઞાન થાય છે પોતાની **વિવેકબુદ્ધિથી** જ્ઞાનની સારાસારતા તે તપાસે છે અને **સંકલ્પબળથી** જે સારૂં લાગે છે તેને તે આચરણમા મૂકે છે માણસની સંસારયાત્રા સુખી કે દુખી કરનાર આ ત્રણ શક્તિઓ છે વિવિધ સ્વરૂપમા એઓ પ્રગટ થાય છે જેમની આ શક્તિઓ કેળવાયેલી વિશુદ્ધ અને બળવાળી હશે તેઓ જાતે સુખી થઈ બીજાને સુખી કરી શકશે એથી વિપરીત હશે તો પોતાની સાથે બીજાને પણ દુખી કરશે

ગુજરાતની સ્થિતિ સુધારવા આ ત્રણે શક્તિઓનો કેવી રીતે તમે ઉપયોગ કરી શકો એ પ્રશ્ન આજના પર્વને દિવસે આપણે વિચારવાનો છે મનુષ્યમાત્રમા એ શક્તિઓ હોવાથી તમારામા પણ એ છે પણ બાળકની અને વૃદ્ધની એ શક્તિઓના સ્વરૂપમા ફેર પડે છે. અનુભવ અને વપરાશથી વૃદ્ધોની શક્તિઓમાં બાળકની શક્તિઓ કરતા આસમાન જમીનનો ફેર પડી જાય છે તમારી શક્તિએ પણ અનુભવ અને વપરાશ પ્રમાણે વિકાસ કે સંકોચ પામે છે પણ તમારા અનુભવ ઓછા અને સાધારણ છે કારણ કે શક્તિઓ વાપરવાના પ્રસંગો અને પ્રદેશો પણ તમારે માટે મર્યાદિત છે એ પ્રસંગો અને પ્રદેશો વધારવા તે તમારૂં અને તમારા પુરૂષસંબંધીઓનુ કર્તવ્ય છે તમે શહેર બહાર ગયા હો ત્યારે ચારે તરફ નજર નાખો તો દૂર દૂર આકાશ અને જમીન ભળી જતા લાગશે જ્યા આ પ્રમાણે થતું દેખાય છે તેને ક્ષિતિજ કહે છે હવે જો તમે ટેકરાપર ચડશો તો પણ ક્ષિતિજ તમારી નજરે પડશે, છતાં નીચેથી અને ડુંગરા ઉપરથી નજર નાખતા તમારી અને ક્ષિતિજ વચ્ચેની જમીનના વિસ્તારની વધઘટ જણાશે નીચેથી જોતા જેટલો વિસ્તાર જોયો હતો તેથી વધારે વિસ્તાર ઉપરથી જોતા લાગશે જેમ જેમ ઉંચા ચડશો તેમ તેમ એ વિસ્તાર વધશે વાયુરથમા બેસી ઉડશો તો તેથી પણ વિસ્તાર ઘણોજ વધી જશે જેમ જેમ તમારી શક્તિઓ ઉંચી થશે તેમ તેમ તમારા પ્રસંગો અને પ્રદેશોનો વિસ્તાર પણ વિસ્તરશે ઉડશો તો દુનીઆ આખી તમારી છે

તમારી શક્તિઓ ખીલવવા તમારે કેળવણીની જરૂર છે,—માત્ર **ભણતર** નહીં પણ **કેળવણીની** જરૂર છે સંસારના જે જે બનાવો તમે તમારી ઇંદ્રિયોથી જાણો છો તે કેળવણીથી વધારે સારી રીતે જાણી શકશો સારાસારનો વિવેક વધારે સારો કરી શકશો અને સારા આચરણથી ઇચ્છાવૃત્તિ પણ મજબુત થશે

કેળવાશો તોજ સંસારનું જે જ્ઞાન મનુષ્યે અનુભવથી આજ લગી મેળવ્યુ છે તે તમને પ્રાપ્ત થશે તમારા પુરુષસંબંધીઓ અને તમારી વચ્ચે જે અત્યારે અંતર છે તે ત્યારેજ નાશ પામશે તમારા અને તેમના વિચારો સરખા થશે અને વિચારો સરખા થવાથી આચાર સરખા થશે તેમની પ્રગતિના માર્ગમા તમે અત્યારે વિઘ્ન રૂપ છો તેને બદલે વેગ

આપનાર થશો. તેમની અભિલાષાઓ નિષ્ફળ નિવડવાનો કે સ્તબ્ધ રહેવાનો અપજશ તમારે માથે ઓરાડાય છે તેને ઠેકાણે એ અભિલાષાઓ સતેજ કરી તમે મૂર્ત કરાવશો. કવિ ન્હાનાલાલના 'ચેતન' કાવ્યની નાયિકા પેઠે તમારામાં સાધનસામગ્રીની ન્યૂનતા છે એવો વિલાપ કરશો નહીં તેમ એજ કવિની 'સાગરને યાચના' કાવ્યની નાયિકા પેઠે પુરુષની પ્રગતિ જોઇ સંતાપ પામશો નહીં, પણ 'સ્નેહમુદ્રા'ની નાયિકા પેઠે પુરુષોને તેમના ધર્મોનું ઉદ્બોધન કરી કર્તવ્યમાં પ્રેરજો અને તે ઉપરાંત તમે ય તેમાં સામેલ થજો અને વખત આવ્યે એકસે હાથે તમારા મનુષ્યધર્મો બજાવવા કેડ કસજો.

## સ્રીઓએ કેળવણી લેવી જ પડશે.

અજ્ઞાન અને અણકેળવાયેલી સ્રીઓ દેશને ભાર રૂપ છે,-કુટુમ્બોમાં ફેલાતા પ્રકાશનું "ધરણ" કરનારી છે,-પુરૂષોની પાંખો કાપનારી છે. એનું તમને ભાન થશે ત્યારે ગુજરાતની એક પણ સ્રી અજ્ઞાની કે અણકેળવાયેલી રહેશે નહીં.

જમાનો એવો આવ્યો છે કે કમાવવાને માટે પણ તમારે ભણવું પડશે. કદાચ કમાવાની સર્વેને જરૂર ન પડે તોપણ છોકરાં ઉછેરવા અને કેળવવામાં કેળવણીની ખાસ જરૂર પડવાની. નિર્વાહનાં સાધન મેળવવાના વ્યવસાયમાં પુરૂષો એટલા બધા લીન થતા જવાના કે કુટુમ્બની વ્યવસ્થા કે છોકરાંઓની કેળવણી પર તેઓ ધ્યાન નહીં આપી શકે. બજારમાંથી ઘરની વપરાસ માટે જોઇતી ચીજો નવરાશને અભાવે પુરૂષો નથી લાવી શકતા તો તે મંગાવી અથવા લાવી તમે ઘરની તજવીજ સાચવો છો. તમારાં છોકરાંઓના શિક્ષણપર તેમના પિતા નજર નહીં રાખી શકે તો તમારે રાખવી પડશે. છોકરાં સારાં નીવડે તો તમારી કીર્તિ જગમાં પ્રસરશે, તેમ નઠારા નીવડશે તો કુખ પણ તમારી લજવાશે. નવ માસ ઉદરમાં સંતાનને રાખવાથીજ માનો ધર્મ પૂરો થતો નથી પણ તેનાં દેહ અને શક્તિઓ કેળવી ગુજરાતની સ્થિતિ સુધારે એવી તજવીજ કરો ત્યારેજ એ ધર્મ ખરેખરો બજાવ્યો ગણાય. ગુજરાત આપણી સર્વેની જન્મભૂમિ છે, માતા છે. જન્મ આપ્યા પછી પણ મૃત્યુ સુધી અનેક રીતે એ આપણને પોષે છે,-રંજન પમાડે છે તેમ તમારે પણ તમારે પેટ અવતરેલાં સંતાનોને કેળવવાનાં છે. તમારાં સંતાનો નઠારાં, નિર્માલ્ય નીવડશે તો ભાર તમારા દેશને અને તમારે માથે છે. તેમનાથી તમારો દેશ દુખી, અધમ થાય તો તમારી પણ એવીજ દશા થવાની.

છોકરાંઓ અને તમારી કેળવણીમાં ફેર હશે તો તમારાથી જ્ઞાન, અનુભવ અને ચારિત્ર્યમાં આગળ વધતાં છોકરાઓ તમારી આમન્યા રાખશે નહીં, તમારા સ્નેહની પરવા કરશે નહીં. આમ થાય તો તમારા કુટુમ્બમાં સુખ રહેશે ? તમારૂં જીવતર સુખી રહી શકશે ? તમારી ઇચ્છા હો કે ન હો-તમારી પાસે સાધન હો કે ન હો, પણ હાલના જમાનાનાં બળો એવાં છે કે તમારાં છોકરાંને તમારે ભણાવવાં અને કેળવવાં પડશે. આવી સ્થિતિમાં તમારી અને એમની વચ્ચે અંતર ન રહે; કુટુમ્બના સ્નેહની પરવા ન રાખવાથી તેઓ ખરાબ રસ્તે જઇ કુળની લાજ ગુમાવે નહીં અને દેશની આશા ધૂળધાણી કરે નહીં માટે તમારે ભણવું પડશે અને કેળવણી લેવી પડશે.

કેળવાયેલી સ્ત્રીઓજ માત્ર એમના પતિની સખી થઈ શકે છે; અભણ સ્ત્રી ગમે તેટલી પતિવ્રતા હોય પણ તે એના પતિની દાસી છે,—તેની અર્ધાંગના કે તેનું બીજું હૃદય નથી. તેના ઘરમાં તમે કરતાકારવતા થશો; તેના ખજાનાની ચાવી તમારી પાસે રહેશે, તેના વૈભવની મોજ તમે ચાખશો, પણ ત્હેના જીવનના ગૂઢ મંદિરમાં તમારો પ્રવેશ નહીં થાય. વર્ષો સુધી સાથે સુખદુઃખ ભોગવ્યા છતાં ત્યાં તમે પરાયાં થવાનાં. તમારી બેપરવાઇ, જીદ, પ્રમાદ, સંકલ્પશક્તિની નબળાઇથી કેટલા ઉંચે ઉડતા પુરુષોની પાંખો તમે કાપી નાંખી છે? કેટલાના હૃદયમાં શુભ વાંછનાઓને જન્મતાંજ તમે દૂધ પીતી કરી દીધી છે? કેટલાના જીવનમાં નિરંતર હોળી સળગાવી છે? કેટલાને નિરાશાને લીધે અધમ જીંદગી ગાળતા કર્યા છે?

પતિ મરી જાય તો તેની ચિતામાં તમે બળી શકતાં આજે દયાળુ અંગ્રેજ સરકાર તમને સતી થવા નથી દેતા ત્યારે તમે ઝુરી ઝુરીને પ્રાણત્યાગ કરી શકો છો, નસિબ વાંકુ થાય છે ત્યારે પતિની સાથે ઝુંપડામાં મહેલની મજા માણી શકો છો, તેને સુખે સુખી અને દુઃખે દુઃખી થઇ શકો છો, છતાં તમારા ભણેલા કેળવાયેલા પતિની ભણેલી કેળવાયેલી સખીઓ થવા તમે કેમ કાંઇ કરતાં નથી.

તમારા પુરુષસંબંધીઓ તમારી તીવ્ર વાંછના છતાં તમને ભણવા અનુકૂળતા કરી નથી આપતા? એવું કાંઇક છે ખરૂં, પણ વાંક તમારો ય નથી? જોઇએ એવા ઘરેણાં અને કપડાં તમે કેમ એમની પાસેથી લઇ શકો છો? તમને ફાવે તે પોતનાં જાતના, તરેહનાં, ફેશનનાં ઘરેણા કપડાં—તમારા ધણીનું ગજું હોય કે ન હોય તોપણ તમે જીદ કરી, યુક્તિ રચી, દેવું કરી—કરાવી તે પહેરવા ઓઢવાનો લ્હાવો લઇ શકો છો તો કેળવાએલા પુરૂષોનું કેળવણી ફેલાવવાનું ગજું સારી પેઠે હોવા છતાં તેમની પાસેથી તમે કેળવણી કેમ નથી લેતાં? તમારા ધણીનો પૈસો વાપરવામાં તમને જેવી લ્હેજત પડે છે તેમ તેની વિદ્યા વાપરવામાં કેમ નથી પડતી?

## કેળવણી માટે દાન કરો.

તમને કેળવવાને તમારા ધણીને ફુરસદ ન હોય તો તમને જોઇતી કેળવણી મળે એવી સંસ્થાઓ કાઢો. સંસ્થા ચલાવવા પૂરતું દ્રવ્ય ન હોય તો જેને આવડત હોય તેણે પોતાની અભણ બ્હેનોને ભણાવા જવું. તમે એક બીજાને ત્યાં સારે માઠે પ્રસંગે જઇ શકો છો. વખત ગાળવા જઇ શકો છો, રસોઇની નવી વાની કરવાનું કે કોરની તરેહ ભરવાનું શીખવા જઇ શકો છો, તો ભણવા ન જઈ શકો? ટીપે ટીપે સરોવર ભરાય. ધીમે ધીમે ભણવા માંડશો તો જોતજોતામાં તમે વિદ્વાન થઇ જશો. જો રટણ એવું હશે તો વિદ્યા પ્રાપ્ત કરવાના ન્હાના મ્હોટા પ્રસંગો હમ્મેશ મળ્યા કરશે. આટલું છતાંયે તમને ભણવાની સગવડ ન મળે તો તમને ભણાવી શકે એવી પગારદાર શિક્ષિકાઓ રાખો. પગાર ક્યાંથી આપવો? આળસુ, બેવકુફ, અજ્ઞાન, અધમ બ્રાહ્મણોને રોજ તમે જેટલું દાન કરો છો તે આપવું બંધ કરો અને તે એકઠું કરી પગાર આપો. એવા બ્રાહ્મણોને દાન આપવાથી તમે તેમને વધારે નઠોર અને ખરાબ બનાવો છો અને પાપમાં પડો છો. દાન આપવાથી પુણ્ય મળવાની વાત કોરે રહી જાય છે અને પાપ થાય છે તે વધારામાં. કેળવણી લેવામાં એ દ્રવ્યાદિ વાપરશો તો તમારી નીતિ સુધરશે, તમારૂં જીવતર સારૂં થશે, હરામના

અલીદા મળના બંધ થવાથી બ્રાહ્મણો ઉદ્યમે લાગી ખરા પરસેવાની મજૂરી મેળવી સુખી થશે અને સરવાળે ગુજરાત દેશ સુખી, કેળવાયેલો અને તવગર થશે.

પણ દાનમાં અપાતી રકમ પૂરતી ન નીવડે તો ? તમારા શોખ કમી કરો, તમારી હાજતો કમી કરો અને એ રીતની કરકસરથી જે બેગું થઇ શકે તેટલું બેગું કરી વાપરો. છેવટે કાંઇ ન થઇ શકે તો તમારૂં પલ્લું વાપરો ગં. સ્વ. શિવગૌરી ગજ્જરે અને ગં. સ્વ બાળગૌરી મુનશીએ શું કર્યું છે ? વનિતાવિશ્રામની સ્થાપના પોતાના પલ્લાંથી કરી છે. બીજાના ઉદ્ધારને માટે આ બે વિધવાઓ આવો ત્યાગ કરી શકે-આવું દાન કરી શકે તો તમારા પોતાના ઉદ્ધારને માટે, તમારા પતિ અને સંતાનોના સુખને માટે, તમારા ગુજરાતની ઉન્નતિ માટે તમે થોડો ઘણો પણ ત્યાગ નહિ કરી શકો ?

અમુક ન ખાવું કે ન ઓઢવું એવી બાધા આખડી લ્યો છો તેને બદલે આજના શુભ મંગળ દિને વ્રત લ્યો કે જ્યાં લગી અમે કેળવાઇશું નહીં અને અમારી અજ્ઞાન બહેનોને કેળવીશું નહીં ત્યાં લગી અમારે ફલાણું ફલાણું વર્જ્ય છે. ક્યાં લગી તમારે બીજાની ખાંધે ચડી મ્હાલવું છે ? ક્યારે તમારા પોતાના પગે હેરવું છે ?

## કેળવણીથી સંતાનોનું ચારિત્ર્યબળ ખીલશે.

હવે તમે ઘરના પાંજરામાં પૂરાયેલાં પંખીઓ નથી. તમે બહાર મહાલો છો. અમારી સાથે અમારા મોજશોખ, અમારી સાર્વજનિક સેવાઓમાં તમે સામેલ થાઓ છો. કોઇક કોઇક વાર એકલે હાથે પણ તમે સાર્વજનિક સેવા ઉપાડો છો. દાદાભાઈ નવરોજીની જયંતિ આજ કેટલાં વર્ષો થયાં તમે જ ઉજવો છો ને ? પણ જે કાર્યને માટે તમે એમનાં ઓશીંગણું છો તે કાર્યને, સ્ત્રીકેળવણીના કાર્યને, તમારી જાત માટે અને તમારી દેશબેહેનોને માટે કેટલું વધાર્યું ? એવો સવાલ દરેક જયંતિને દિવસે પૂછો છો ?

સ્ત્રીઓ કેળવાય એ ઘણી મ્હોટી દેશસેવા છે, સ્ત્રીઓ કેળવાયેલી હશે તો તેમની સંતતિ કેળવાયેલી થવાની એ નિઃસંશય અને સ્વાભાવિક છે. પુરુષોને પણ, તેથી, વધારે કેળવાયેલા થવાની જરૂર પડશે. કેળવાયેલી સ્ત્રી માત્ર તેમની આજ્ઞાધારક પત્ની નહીં થાય પણ તેમના સંસારની ખરેખરી સહચરી અને સહધર્મચારિણી થશે. જો પુરુષોની કેળવણી અધૂરી હશે તો તેમનો સંસાર દુઃખી થશે અને દુઃખ કોઇને જોઇતું નથી એટલે તેઓ પણ ભણશે. આવો શુભ દિન જ્યારે આવશે ત્યારે ગુજરાતનાં ભાગ્ય ઝગમગ પ્રકાસ્યા વગર નહીં રહે. કેળવણીથી તેનાં સંતાનોનું ચારિત્ર્યબળ ખીલશે અને જ્ઞાનબળ વધશે. આ બે જ્યાં હોય ત્યાં પ્રગતિ અવશ્ય થાય છે.

તમે કેળવાશો તો આમ સીધી તથા આડકતરી રીતે તમારા સગાંઓને, નાતીલાઓને, દેશજનોને અને મનુષ્યોને ઉન્નત થવા પ્રેરશો.

## કેળવણી અને ભણતરમાં ફેર.

કેળવણી જરૂરિયાત વિશે આપણે આજે વિચાર કર્યો. પણ કેળવણી અને ભણતરમાં શો ફેર ? ભણતર એટલે મગજમાં જ્ઞાનની વીગતો ભરવી તે; બે ચાર ભાષાઓ ઉકેલતાં આવડે તે. તમારી બુદ્ધિ, લાગણીઓ, કલ્પનાશક્તિ વિકાસ પામી તમને સુખી કરી શકે નહીં,—જે સ્થિતિમાં પડયાં હો ત્યાંથી સારી સ્થિતિમાં જવાની તીવ્ર ઉત્કંઠા તમને થાય

નહી ત્યા લગી તમે કેળવાયા નથી સારી સ્થિતિ એટલે માત્ર દ્રવ્યથી પ્રાપ્ત થતી સારી સ્થિતિ નહીં, પરંતુ વિદ્યાથી, નીતિથી, ધર્મથી, સેવાથી પ્રાપ્ત થતી સારી સ્થિતિ લક્ષ્મી ચંચળ છે છતા આ સર્વેની દાસી છે વપરાસથી લક્ષ્મી ખૂટવાની દહેશત રહે છે, વપરાસથી વિદ્યા, નીતિ, ધર્મ, સેવા વધારે ને વધારે વૃદ્ધિ પામે છે આ વપરાસ યોગ્ય અને લાભદાયક થાય માટે તમારી સંસ્કારિતા અને ચારિત્ર્યબળ ખીલવવા જોઇએ.

જ્યા લગી જ્ઞાન પર પ્રીતિ થઇ નથી, વસ્તુમાત્રનો સદર્શ જાણવાની જીજ્ઞાસા તરવર તરવર થઇ નથી, નવી હકીકત અને નવા વિચારો સમજી આપણી જીંદગીમા એકરસ કરવાની ટેવ પડી નથી, આપણા વિચારો અને આચારોમા તેમને ભેગવી તે આપણાંજ હોય એવુ કરવાની ટેવ પડી નથી, ટેવ પાડવાનો અભ્યાસ નથી, ટેવ પાડવામા આપણી જાગતીજ્યોત અને ચપળ બુદ્ધિ વપરાઇ નથી અને વપરાતા નિરન્તર ખીલી નથી ત્યા લગી આપણામા સંસ્કારિતા નથી માત્ર ભણતરથી એ સપાદન કરી શકાતી નથી મન આ રસ્તે વાળવુ, ઇંદ્રિયોથી મળતા અનુભવોનુ વિશોધન કરવુ અને જગતમા વસી રહેલી સુદરતાના સર્વે જૂદા જૂદા આવિર્ભાવ ગ્રહણ કરે એવી રીતે રસવૃત્તિ ખીલવવી અને કેળવવી એ સર્વે ભણતરની સાથે અભ્યાસથી થઇ શકે છે. જેઓ આવી રીતે સંસ્કારી હોય તેમની બુદ્ધિ અને હૃદય અને તમાન બુદ્ધિહૃદય કોઇ પણ પ્રકારના અતરાય વિના મિત્ર થઇ શકે તો તેમના સંસ્કાર તમારા સંસ્કાર જાગૃત કરી ખીલવશે તમારા પુરૂષસબંધીઓના અને તમારા બુદ્ધિહૃદયની વચ્ચે તમારી કેળવણીની ખામી અને ગેરહાજરીના લીધે જે તફાવત છે,—તમારી બુદ્ધિ ન્હાનીએ હોવાનુ મ્હેણુ જ્યાં લગી તમારે સાભળવું પડે છે ત્યાં લગી એ મૈત્રી નહી થાય અને એ મૈત્રી વગર તમારા સંસ્કારનો લ્હાવો તમે માણી શકશો નહી, તેમ તમારી સાથે પોતાના સંસ્કારો માણવાના પ્રસગ ન આવવાથી પુરૂષોના સંસ્કારો કટાઇ જશે અને પરિણામે આપણો દેશ સંસ્કારહીન થઇ બીજા દેશોની પંક્તિમાં પોતાની આબરૂ ગુમાવશે પણ તમે કેળવાશો, તમારા સંસ્કારો કેળવશો તો તમે અને તમારો દેશ સર્વત્ર માન અને પ્રતિષ્ઠા પામશો

તમારા સંસ્કારોનો આવિર્ભાવ ગુજરાતના જીવનમાં થવા માટે તો કેવા કેવા પ્રસગો નીપજે એનુ પણ આજે સ્વપ્ન કલ્પવુ ઘટે છે પ્રથમ તો તમારી ઇંદ્રિયો અને તેમને લીધે સતેજ થતી રસવૃત્તિઓ વિશુદ્ધ, પવિત્ર, ગભીર, થશે વિશ્વની ખુબીઓ તમે જોઇ શકશો સુદર, નીતિમાન વસ્તુઓ જોઇ તેવાં થવા ઉત્સુક થશો અસુદર કે અનીતિમાન વસ્તુઓનો તમને કટાળો અને તિરસ્કાર છુટશે, તમારી રહેણીકરણી, રીતભાત બધુ બદલાઇ જશે. તમારા પોતામાં વધારે સુદરતા, કોમળતા, વિશુદ્ધિ, અમીરાઇ, મધુરતા, સાધુતા, દયા, કરૂણા આવી વસશે. જીંદગીમા રસ, હોસ, ઉમળકો આવશે.

માણસની ખરેખરી સંસ્કારિતા એના વર્તન પરથી જણાઇ આવે છે અતરાત્મા સંસ્કારી હોય તો જ વર્તન ઉદાર, મીઠુ, સભ્ય અને પ્રતાપી હોય છે ગુજરાતમાં આવા સ્ત્રીપુરુષો વસે એ એતુ ધન્ય ભાગ્ય જ ને ?

### જ્ઞાનના પ્રચારથી અજ્ઞાનનુ અંધારૂં નાશ પામે છે.

જ્ઞાન પરની પ્રીતિને લીધે જ્ઞાનનો પ્રસાર ગુજરાતમાં થશે. અજ્ઞાનનુ અંધારૂ નાશ

પામશે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સ્થળો, સાધનો જન્મ પામશે. જ્ઞાનથી ગુજરાતને સુખી કરવા નાનાવિધના ઉપાયો કેટલાંક સ્ત્રીપુરુષો રચશે. જ્ઞાનની સેવામાં જ અહોરાત્ર રહેશે કારણ કે જ્ઞાન વગર બળ નથી, ઉદય નથી, સુખ નથી. એમનું જ્ઞાન ગુજરાતને ગૌરવ અપાવશે, દુનિયામાં ગુજરાતની પ્રતિષ્ઠા વધારશે અને ગુજરાત દ્વારા મનુષ્યોની સેવા અધિક કરાવશે. આ બધું કરવામાં તમે નિમિત્ત થાઓ. જ્ઞાનથી વિમુખ ન થાઓ. આજે તમે અજ્ઞાન, વહેમ, દુઃખ અશક્તિ વગેરેનાં આશ્રયસ્થાન છો. આપણા સંસારમાં જેટલા દોષ દોષ તે તમારે લીધે નાશ પામતા નથી એવી તમારી આબરૂ છે. આ અપવાદ નાશ પામો અને તમે જ્ઞાન, બુદ્ધિ, સુખ, શક્તિ, પ્રકાશ, સુંદરતા મધુરતા આદિના પ્રવાહ બનો અને ગુજરાતની વાડીને વધારે ને વધારે ફલદ્રુપ બનાવો.

સેવાનિષ્ઠ જીવનમાં થોડા વિલાસો ન હોય તો જીવતર કડવું લાગે છે. પરમેશ્વરે જે જે શક્તિઓ આપી છે તેમના દુરુપયોગમાં દુઃખ છે, તેમ તેમના અનુપયોગમાં પણ દુઃખ છે. તેમનો સદુપયોગ કરવામાં ધર્મ છે અને ધર્મ ત્યાં સુખ, શાન્તિ, ગતિ છે.

સુંદરતા નિહાળવી, ઉત્પન્ન કરવી અને માણવી એ જેમ વિલાસ છે તેમ સંસ્કારિતાના અંશ છે. ગુજરાતની સ્ત્રીઓનાં શરીર સુંદર, હૃષ્ટપુષ્ટ અને પ્રતાપી થાય એ વિલાસ છતાં કર્તવ્ય છે. તમે એવાં હશો તો તમારી સંતતિ એવી થશે. અત્યારે પંદર અને વીસ વર્ષની અંદર ઉગતી જુવાનીમાં જે યુવતીઓ મૃત્યુ પામે છે તેઓ યમના પાર્ષદોને પાછા કાઢી સંસારનો મનમાનતો લ્હાવો લેશે, જે બાળકો પાંચ સાત વર્ષની ટુંકી સંસારયાત્રા કરી માબાપને રોતાં મૂકી ચાલ્યાં જાય છે તે લાંબું આયુષ્ય ગાળશે અને તમારી પાસે કેળવાઇ ગુજરાતનું નામ દીપાવશે. શરીરે સુખી તો સુખી સર્વે વાતે. જ્ઞાન, કેળવણી માટે જેટલી મહેનત કરો તેટલીજ શરીર મજબૂત, કસાયલું, નીરોગી, દેખાવડું કરવા પણ લેજો.

## ગુજરાતના મહિમા કેમ વધે?

સુંદરતા પારખતાં આવડી-અસુંદરતા અનીતિ જેવી ખુંચવા માંડી એટલે તમારા પહેરવેશમાં, રહેણાકમાં, ભોજનમાં, વર્તનમાં વગેરે સર્વ વ્યવહારમાં નવું ચેતન આવશે, નવો બ્હાર ખીલશે. તમારો પ્રતાપ, તમારી શક્તિ, તમારી રસજ્ઞતા જગતમાં પ્રતિષ્ઠા પામશે. તમારા કરતાં વધારે હતભાગ્ય દેશો હશે તે તમારે પગલે ચાલી સુખી થઈ તમને આશીર્વાદ દેશે.

ગુજરાતનાં ઘરો, મંદિરો, મહેલો, નગરો, ગામોની રચના સુંદર, ભવ્ય થવાનો આધાર તમારી રસવૃત્તિના વિકાસ ઉપર છે. તમને ગંદુ, બેડોળ ગમશે નહીં તોજ તમે ગુજરાતને નેખો પાડી નાંખે એવી એની રચના રચવાની પ્રેરણા કરશો. ગુજરાતના જીવનમાં આજે સંગીત, ચિત્રકળા આદિ લલિત કલાઓને આદર નથી, પણ તમારો આત્મા જાગશે અને સુંદરતા ભોગવવા અને તેનું નિર્માણ કરવા તલપશે ત્યારે તમે સંગીત, ચિત્રકલા વગેરે શીખશો-ગુજરાતમાં ઘેરેઘેર તેમને સ્થાન આપી તમે અને તમારાં કુટુમ્બીજનો આનંદી અને સુખી થશો. એ કળાઓને એવી ખીલવજો કે તમારી સર્વે ખાસીયતો, શક્તિઓ અભિલાષાઓ, વાંછનાઓ એમનામાં મૂર્ત થાય. એ મૂર્ત રૂપ માણવાથી તમારાં કાર્યોમાં આરામ, ઉત્સાહ, ઉત્તેજન વધારે મળશે. એ રૂપ એવું ઘડજો કે ગુજરાતનો મહિમા વધે. એ રૂપથી ગુજરાત દુનિયાને સુખી, પવિત્ર, શાંતિમય કરવા સફળ નિવડશે. તમારી આખી

પ્રવૃત્તિ એવી રાખજો કે તમારો સર્વાંગસુન્દર વિકાસ થાય

તમે જ્ઞાનવાન, કેળવાયેલાં, સસ્કારી હશો તો અત્યારે આપણે ત્યાં જે સવાલો ઉઠે છે તે સમજી શકશો, તેમના ઉકેલમાં પુરુષોને મદદ કરી શકશો અને જીંદગીની ઘણી કડવાશ અને મુશ્કેલીઓ ઓછી કરી શકશો.

ગુજરાતમા સર્વ ભાગની સ્ત્રીઓ આવી થાય તો ગુજરાતમા એકતા આવે. અત્યારે ગુજરાત છિન્ન દશામા છે ભાષા સૌ એક બોલે છે રીવાજ સરખા છે છતાં રાજ્યસત્તા ઠેકઠેકાણે નિરાળી છે એક ઠેકાણે અગ્રેજી રાજ્ય છે, બીજે ઠેકાણે ગાયકવાડી રાજ્ય છે તો ત્રીજે ઠેકાણે રજપુત રાજ્ય છે આમ દેશના ભાગ હોવાથી દેશમાં વસતા લોકોમા પણ એથી ભેદપ્રભેદ પડી જાય છે પણ તમે જો કેળવાયેલી અને સંસ્કારી હશો તો તમારા સંતાનો ભારતન સરખી કેળવણી અને સરખા સંસ્કાર ઝિલાતી એ ભેદપ્રભેદ દૂર કરી એકતા જન્માવશો એકતાની લાગણી જાગશે તો સંપ આવશે, સ્નેહ આવશે, સમૃદ્ધિ આવશે, સુખ આવશે, ગૌરવ આવશે,—શુ નહીં આવે?

## પૃથ્વીમૈયાની પૂજા કરો.

• ગુજરાતની પુત્રીઓ! તમે ગુજરાતી થાઓ. કચ્છી, કાઠીઆવાડી,—હાલારી, સોરઠી, ઝાલાવાડી, ગોહેલવાડી,—સુરતી, ભરૂચી, અમદાવાદી, મુંબાઇગરી—મટી જાઓ જે રીવાજોથી તમારા આવા હાનિકારક ભેદ વધતા હોય અથવા તમારી એકતા થતી ન હોય તેમને દૂર કરો ગામ કે નગરના વતની થવા ઉપરાન્ત આખા ગુજરાતના વતની થાઓ આ નાત કે પેલી નાતના થવા ઉપરાન્ત ગુજરાતી થાઓ. જન્મભૂમિ સર્વેની જનની છે અને તમે પણ જનનીઓ છો. તમારા સંતાનોથી ગુજરાતને વસાવો ત્યારે સાથે સાથે ભાવના મહેચ્છા, સહકારિતા આદિના પણ જનની થઇ ગુજરાતનું નવજીવન ઉજ્જ્વલ અને પ્રતાપી કરો. ગુજરાતના લોકોમા જે જે આરપ હોય તે ખીલવો, કારણકે માતાનો ધર્મ છે બાળકની સારી શક્તિઓ ખીલવવાનો.

અંધકાર, અજ્ઞાન, ખોટા રીવાજોની ગુલામગીરી, પ્રમાદ, ઉદાસીનતા વગેરેમાથી તમે મુક્ત થઇ અમને મુક્ત કરશો નહીં,—વિચાર, વાણી અને વર્તનમાં વીરત્વ પ્રકાશશો નહીં ત્યા લગી આપણો ઉદ્ધાર નથી. આ હકીકત પર આજે ઉંડો વિચાર કરો અને આજથી આ દેશધર્મ યથાર્થ આચરવા માટે તૈયારી કરવા માંડો આજથી શરૂ થયેલી પ્રવૃત્તિના બળે તમે એવાં થાઓ કે તમારી પૂજા કરવા અમે આવીએ અને તમારા પુનિત સમાગમમા શાંતિ અને ઉત્સાહથી પ્રેરિત થઇ સંસારના સગ્રામમા વિજયટંકાર ગજાવીએ.

પૃથ્વીએ સત્યભામાનો અવતાર લઇ શ્રીકૃષ્ણભગવાન સાથે લગ્ન કર્યાં હતાં. સોળહ જાર સ્ત્રીઓને કેદમા રાખનાર નરકાસુરનો પોતાનો પુત્ર હોવા છતા તેનો વધ ભગવાન પાસે કરાવી સ્ત્રીજાતિને મુક્તિ અપાવી હતી. તમે પણ એજ પૃથ્વીમૈયાની ખરી ભક્તિથી પૂજા કરશો તો અજ્ઞાન, અપગતિ, અશક્તિ આદિ અસુરોથી તે તમારી પણ મુક્તિ કરાવશે માતાઓ મુક્ત થશે, પોતાની સર્વે ઇશ્વરદત્ત વિભૂતિઓનો વિકાસ કરવા સ્વતન્ત્ર અને સમર્થ થશે ત્યારે મનુષ્ય જાતિનું ભાગ્ય ઉજ્જ્વળ થશે

---

# "બાલ વાર્તાઓમાં આધ્યાત્મ જ્ઞાન."

લેખક શ્રીયુત્ "વિનાયક."--વડવાણ કાપ

બીજા દેશો પ્રમાણે આપણા દેશમાં પણ બાળકોને વાતો કહેવાનો રીવાજ ઘણા જૂના સમયથી ચાલ્યો આવે છે, અને હજી સુધી નાના બાળકોને તેમની માતાઓ, તેમને ઉંઘાડવા, રીઝવવા અથવા કજીઓ અટકાવવા, નાની નાની વાતો કહેતી જોવામા આવે છે માત્ર જે કુટુમ્બો સુધર્યા છે એમ મનાય છે તે કુટુમ્બોમાં વાર્તાઓ કહેવી એ બહુધા અસભ્ય ગણાય છે, અને બહુતો પુરાણકાળની ધરગથુ વાતો કહેવાને બદલે 'ઈસપ નીતિ,' માની વાતો અને વિશેષત તો 'ગુડમોરનીંગ' અને 'ચેકયુ' કે 'કેટ' એટલે બિલાડી અને 'ડોગ' એટલે કુતરો, છોકરાંને છેક બચપણથી શિખવવામા આવે છે આનું કારણ માતાઓને જૂની વાતો આવડતી બધ થવા લાગી છે તેમજ નવીન શિક્ષણના મોહમા જૂની વાતો નિર્માલ્ય, શુષ્ક, અને અર્થહિન લાગેલી હોય છે ખરે, વર્તમાન કાળની સ્થિતિ શોચનિય છે।

આપણા દેશની પંચતંત્રની અને અન્ય વાતો જેમ વ્યવહારી નીતિ શિક્ષણથી ઉભરાય છે, તેમજ આપણી કેટલીક એવી વાતો પણ છે કે જે ગભીર તત્વજ્ઞાનના શિક્ષણની સૂચક છે અને આનું કારણ સ્પષ્ટ છે આપણા પુરાણ પૂર્વજોનું જીવન તત્વજ્ઞાનથી એટલુ તો આપૂર્ણ એને રસબસ હતું કે તેમણે તે જ્ઞાનને બાળકોની વાતોમાં પણ ગુથી દીધુ હતુ અને બાળકોને પણ જીવનના ઉચ્ચ અભિલાષ માટે પ્રથમથીજ તૈયાર કરતા હતા એમ સ્પષ્ટ ભાસે છે. આર્યજીવનમા જન્મ પામીને મોટામા મોટુ કાર્ય પ્રાપ્ત કરવાનુ હોય તો તે લક્ષચોરાશીના ફેરામાથી છુટવાનું એટલે મોક્ષ પામવાનુ હતું અને અદ્યપિ પણ છે એવી આર્યજનોની ધર્મભાવના છે બુદ્ધિ અને વાણી જેને પહોચી ન શકે તેવુ અગમ્ય તત્વ સરલતાથી અને ક્રમશ પામી શકીએ, એ હેતુથી સ્મૃતિ-કારોએ બ્રહ્મચર્ય આશ્રમથી માંડી સન્યસ્તાશ્રમ સુધીની સુદર ગોઠવણ નિર્દિષ્ટ કરી છે અને જીવનનો પ્રત્યેક ધર્મ એ તત્વ પ્રાપ્તિ માટે ઉદ્દેશાયલો છે જે દેશમાં આવી પરિસ્થિતિ હોય, અને જે દેશના મનુષ્યોનું આવુ જીવન લક્ષ હોય, તે દેશમા, તેના બાળકોને કહેવાની વાતોમા પણ નીતિશિક્ષણ અને બીજા પ્રકારના શિક્ષણ સાથે તત્વ શિક્ષણ પણ ગુથ્યુ હોય એ કેવળ સ્વાભાવિક છે એ તત્વનો વાર્તા દ્વારા અવ્યક્ત રીતે પરિચય કરાવવાનો સ્પષ્ટ હેતુ એજ સમજી શકે કે પછી જીવનના આગળના પ્રવાસમાં જે સમજવુ છે તે સમજી શકવાને બુદ્ધિ ગ્રહણ કરી શકે તેવી થાય અને વ્યવહાર દ્રષ્ટિએ, કેવળ અશકયના, અને અમજાણિતાથી, પરિચિત થતા જાય, અને વર્તમાનમાં ફક્ત હેતુથી અધ્યાત્મિક બાલ વાર્તાઓ કહેવાય તો વાર્તા કરનારાના ઉદ્દેશો સિદ્ધ થાય અને આપણા જીવન લક્ષ તરફ એક અવ્યક્ત પગલું બાળકો મૂકી શકે.

•

કેટલીક અધ્યાત્મિક બાલ વાતો નીચે પ્રમાણે છેઃ

૧. એક વાતની વાત, અને મવાયાનું સાન,
એક ઓરડીનો કાંટો, તે સાડી અઢાર હાથ.
એની અણી પર વસે ત્રણ ગામ,
બે ઉજડ અને એકમાં વસ્તીજ નહિ.
તેમા વસે ત્રણ બ્રાહ્મણ,
બે અપવાસી અને એક જમેજ નહિ.
તેને ઘરે ત્રણ ગાયો,
બે વરોળ અને એક વીયાયજ નહિ
તેને આવ્યા ત્રણ વાછડા,
બે ખોટા અને એક સાચોજ નહિ
તેણે ખેડયાં ત્રણ ખેતર,
બે બીડ અને એકમાં ઉગેજ નહિ.

૨. એક હતો નકો,—નકો રાજા.

તેણે વસાવ્યા ત્રણ ગામ, બે ઉજડ અને એક વસેજ નહિ.
તેમાં વસ્યા ત્રણ કુંભાર, બે અણઘડ અને એક ઘડેજ નહિ.
તેણે ઘડી ત્રણ તોલડીઓ, બે ફુટલ અને એક સાજીજ નહિ.
તેમાં રાંધ્યા ત્રણ મગ, બે કાંગડુ અને એક ચડેજ નહિ.
તેમાં નોતર્યા ત્રણ બ્રાહ્મણ, બે અપવાશી અને એક જમેજ નહિ
તેને આપ્યા ત્રણ ત્રાંબીયા, બે ખોટા અને એક સાચોજ નહિ.
તે બતાવ્યા ત્રણ સોનીને, બે આંધળા અને એક દેખેજ નહિ
આ વાત કરી ત્રણ ઠોઠને, બે ભૂલ્યા અને એકને આવડે નહિ.

ઉપરની બન્ને વાર્તામાં જે સઘળુ કહેવામાં આવ્યુ છે તે અર્થ રહિત છે એમ પ્રથમ દ્રષ્ટિએ જણાય છે અને આવી અશક્યતાપૂર્ણ વાતોથી સ્હેજ હાસ્ય ઉત્પન્ન થાય છે. કારણ કે "ઓરડીનો કાંટો સાડી અઢાર હાથ હોય અને તેના પર ત્રણ ગામ વસે અને તે ગામો વસતા કહેવાય છે છતા તેમા બે ઉજડ અને એકમાં વસતી નહિ, વગેરે..............." બાબતોમા મોટી મોટી અશક્યતાના નમૂના શિવાય, બીજુ કંઇ હોય એમ જણાતુ નથી પરન્તુ વાસ્તવીક રીતે તેમ નથી. જેમ અખાની અવળ વાણી છે, અને જેમ ધીરાના 'તરણાઓથે ડુંગર રે ડુંગર કોઇ દેખે નહિ' એવાં પદો દેખીતી રીતે ન સમજાય તેવાં અને અર્થ શૂન્ય છે છતાં તેમાં ઉંડી ફીલસુફી છુપાયલી છે તેવીજ રીતે ઉક્ત વાર્તાઓનો સંબંધમાં પણ છે. આ વાતો તત્વજ્ઞાની છે અને એમાં વર્ણવેલી પ્રત્યેક અશક્યતા વેદાન્તના મહાન્ સત્ય "આ જગત્ અસત્ય છે, જેવું ભાસે છે તેવું નથ"ની

દ્દ્ર પ્રતીતિ કરાવે છે. જેમ 'નકો' એટલે નહિ છે એવો કોઇ રાજા (રાજા ન હોય છતાં) ગામ વસાવે અને ગામ વસાવે તે ઉજડ અને વસતી વિનાનું હોય વગેરે............" છે, તેમજ આ જગત્ મિથ્યા છે છતાં તે નહિ છે એવા જગતમાં આપણે નકો રાજા પેઠે બધું વસાવીએ છીએ વગેરે કરીએ છીએ.

આવી વાર્તા સાંભળી, વાર્તા અસત્ય હોવા છતાં અણસમજણ-અજ્ઞાન-ને લીધે બાળકોને જેમ મજા અને આનંદ પડે છે અને તે વાર્તા સાંભળી બાળકો ખુશી થઇ એક બીજાને કહી સમજાવે છે તેમજ આપણે પણ અસત્ય એવા જગતને અજ્ઞાન (માયા)થી સત્યમાની ખુશી થઇએ છીએ અને રાચીએ છીએ, એ આ વાર્તાનો ધ્વનિ છે.

આવી વાર્તાઓના ઉક્ત ધ્વનિના સંબંધમાં રા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટે સંવત ૧૯૭૨ ની સાલના " ગુજરાતી " ના દીવાળીના અંકમા લખેલું છે. તેઓએ શ્રી. યોગ વાસિષ્ઠમાંથી એક બાલ આખ્યાયિકા આપેલી છે જે બાલ આખ્યાયિકા ઉપર કરેલ બે વાર્તાઓનું મૂળ હોવુ જોઇએ. એ બાલ આખ્યાયિકા વસિષ્ઠ મુનીએ શ્રી રામચંદ્ર ભગવાનને સત્ય સિદ્ધાન્તનો અવ્યક્ત રીતે બોધ કરવા ગોઠવેલ હોય એમ જણાય છે. રા. રા. દેવશંકર વૈકુંઠજીએ આપેલ શ્રી યોગ વાસિષ્ઠમાંની વાર્તા " ગુજરાતી " માંથી આ સ્થળે વાંચવા માટે ઉતારું છું.

### "શ્રી યોગવાસિષ્ઠમાંની આખ્યાયિકા."

" શ્રી રામચંદ્રજી, પોતાના પરમ પૂજ્ય ગુરુ શ્રી વસિષ્ઠને પૂછે છે કે, હે મુનિરાજ! લોકોમાં બાલકાખ્યાયિકા કહેવાય છે તે મને વિગતવાર સમજાવો.

"વસિષ્ઠ—રે રામ! કોઈ મૂઢ બાળક હતો તે પોતાની ધાત્રીને પૂછે છે કે-હે ધાત્રી! વિનોદ આપવાવાળી કોઇ આખ્યાયિકા કહો. પછી ધાત્રી બાળકના વિનોદ માટે સુન્દર તથા મધુર અક્ષર વાળી આખ્યાયિકા કહે છે.

(૧) અત્યન્ત અસત્ નગરમાં ત્રણ રાજપુત્રો રહેતા હતા. તે રૂડા ધાર્મિક અને શૂરવીર હતા. તે જેમ આકાશમાં તારા શોભે તેમ શોભતા હતા. તેમના બે કુમારો તો યથાર્થ નહોતા અને ત્રીજો ગર્ભમાંજ હતો. એક દિવસ દૈવયોગથી માતા પિતા મરણ પામવાથી અને દુષ્કાળ આદિથી ખિન્ન મુખવાળા, અને શોકમાં પડેલા તેઓ ઉત્તમ નગરના લાભ માટે પોતાના શૂન્ય નગરમાંથી નીકળ્યા. તે જાણે મળેલા બુધ, શુક્ર અને શનિ, જેવા આકાશમાંથી નીકળે અને શોભે, તેમ શોભતા હતા. તેઓના શરીર સરસડાના ફુલ જેવાં કોમળ હતાં. પછવાડે સૂર્ય તપાવતો હતો. માર્ગમાં ગ્રીષ્મ રૂતુના તાપથી રેતી તપી હતી, અને તેથી કમળ જેવા કોમળ પગ, તપતા હતા, ધૂળથી વિખૂટા પડેલા મૂળની પેઠે "હા બાપ!" એવો શોક કરતા હતા અને શરીર ધૂળથી ભરેલાં હતાં. એમ છતાં એ ત્રણે ઘણે દૂર નીકળી ગયાં.

(૨) આગળ ચાલતાં ત્રણ વૃક્ષ આવ્યા. જે પુષ્પ, ફળ, તથા પલ્લવથી શોભતાં હતાં. ઉપર પક્ષીઓ બેઠાં હતાં. આગળ મૃગલાં ફરતાં હતાં. એ ત્રણ વૃક્ષમાંથી બે તો યથાર્થ નહોતાં. અને ત્રીજાનું તો બીજ નહોતું. રાજકુમારો શ્રાંત થયા હતા તેથી જેમ સ્વર્ગમાં પારિજાતક તળે ઇંદ્ર, વાયુ, તથા યમ આરામ લે, તેમ એ વૃક્ષ તળે આરામ લેવા બેઠા.

અમૃત જેવાં ફળ ખાઇ તેનો રસ પી ને ગુચ્છોની માળા કરીને ત્યાં ચિરકાળ આરામ લઇ આગળ ચાલ્યા.

(૩) બહુ દૂર ગયા, ને મધ્યાન્હ સમય થયો, ત્યારે જેમાં તરંગ ચાલતા હતા ને શબ્દ થતા હતા, તેવી ત્રણ નદીઓ આવી. જેમાથી એક તો સુકાઇ ગઇ હતી, ને (જેમ આંધળાને નેત્રમા દ્રષ્ટિ હોતી નથી તેમ) બીજી બે નદીઓમાં થોડું પણ જળ નહોતું. જેમ ધર્મ (ઘામ) થી પીડિત પુરુષો નદીમાં સ્નાન કરે, બ્રહ્મા વિષ્ણુ મહેશ, જેમ ગંગાજીમા સ્નાન કરે તેમ એ ત્રણે જણાએ અતિ શુષ્ક નદીમાં પ્રીતિથી સ્નાન કર્યું લામી મુદત જળક્રીડા કર્યા પછી દૂધ જેવા જળનું પાન કરી તે રાજકુમારો પ્રસન્ન થયા ને આગળ ચાલ્યા. સૂર્યાસ્ત સમયે જેનું નિર્માણ થવાનું છે એવું ભવિષ્ય શહેર આવ્યુ, તેમાં ધજા પતાકાદિ ચડાવેલી હતી. સ્વચ્છ જળાશય હતા. દૂર સભળાય તેવા આલાપથી નગરજનો ગાન કરતા હતા.

(૪) તે નગરમા ત્રણ સુન્દર ભવન (ઘર) જોવામાં આવ્યા. તે સુવર્ણ તથા મણિના હતા. તે મહા પર્વતના શિખર જેવાં શોભતાં હતા. તેમા બે ઘર તો નહિ રચેલાં હતાં, ને એક ઘર ભીંત વગરનું હતું. ભીંત વગરના સુન્દર ભવનમાં ત્રણે જણા પેઠા, ને બેસીને આનંદ પામ્યા.

(૫) એ ઘરમાથી સોનાના ત્રણ સ્થાલી પાત્ર મળ્યા. તેમાથી બે સ્થાલી પાત્ર તો ખપ્પર ભાવને પામ્યા હતા, ને ત્રીજું ચૂરેચૂરા થયુ હતું. એ ત્રીજુ પાત્ર દીર્ઘ બુદ્ધિવાળા રાજપુત્રોએ લીધુ. તે બહુ લોભી હતા તેથી નવ્વાણું દ્રોણ ચોખામાંથી સો દ્રોણ કાઢી લઇને બાકીના તે પાત્રમા રાધ્યા

(૬) પછી ભોજન માટે ત્રણ બ્રાહ્મણ નોતર્યા. તેમા બે તો શરીર વગરના હતા, ને એકને તો મુખજ નહોતું. હે પુત્ર! મુખ વગરનો બ્રાહ્મણ નવ્વાણું દ્રોણ ચોખા ખાઇ ગયો! તે બાકી રહેલા ચોખા ત્રણે રાજકુમારો જમ્યા. ને પરમ તૃપ્તિ પામ્યા. એ ત્રણે રાજપુત્રો ભવિષ્ય નગરમાં મૃગયા વિહાર કરે છે ને સુખેથી રહે છે

આ પ્રમાણે વાત કર્યા પછી ધાત્રી પેલા બાળકને કહે છે કે હે ભાઇ! મે તને આ વાત કરી, તે તું મનમા રાખજે તેથી તું ચતુર થઇશ.

"હે રામ! ધાત્રીએ એ પ્રમાણે બાળકને વાત કહી તેથી બાળક પ્રસન્ન થયો."

ઉક્ત વાર્તાનો બોધ સ્પષ્ટ છે

વળી એક બીજી વાર્તા પણ કહેવામા આવે છે જે પણ જ્ઞાનબોધક હોવાથી અત્રે આપુ છુ.

"એક કાગડો હતો તેણે કોઇ રાજાનો દોષ કર્યો રાજાએ તેથી તેના પર ક્રોધ કરી માણસોને કહ્યું કે "આ કાગડાને કુવાને કાંઠે ગારો છે તેમા નાંખો." આથી કાગડાને ગારામાં નાખવામાં આવ્યો જ્યારે કાગડાને ગારામા નાખવામાં આવ્યો ત્યારે કાગડો બોલવા લાગ્યો કે"

"ગારામા લપસણું કરતાં શીખીએ છીએ, ભાઇ,
ગારામા લપસણું કરતા શીખીએ છીએ"

અને આમ બોલી કાગડાભાઈ આનંદ સાથે ગારામાં લપસવા લાગ્યા. આથી રાજાને લાગ્યુ કે કાગડાને શિક્ષાની અસર તો થઇ નહિ. રાજાએ ક્રોધે ભરાઇ તેને કુવામાં નખાવ્યો, પણ કાગડો તો કુવામા પણ મજા કરવા લાગ્યો અને બોલવા લાગ્યો કે

" કુવામાં તરતાં શીખીએ છીએ ભાઇ,
કુવામાં તરતાં શીખીએ છીએ."

રાજાએ વધારે ક્રોધે ભરાઇ કાગડાને કાંટામાં ફેંકાવ્યો પરન્તુ કાગડો તો કાંટામાં પડ્યો પડ્યો પણ જરા પણ કલેશ કર્યા વિના આગળ જેવાજ આનંદથી કહેવા લાગ્યો કે—

"કુંણા કાન વીંધાવીએ છીએ ભાઇ,
કુંણા કાન વીંધાવીએ છીએ."

રાજા અને તેના માણસોએ વિચાર કર્યો કે હવે કાગડાને તેલની કોઠીમાં નાખી બુડાડી દેવો જોઇએ. આથી તેને તેલની કોઠીમાં નાખ્યો. કાગડાભાઈ તો ત્યાં પણ એવાને એવા. કાગડાભાઇએ હસતા હસતા કહ્યું કે—

" તેલ કાને મૂકીએ છીએ ભાઇ,
તેલ કાને મૂકીએ છીએ."

આમ બન્યા પછી રાજાએ કાગડાને ઘીના વાસણમાં અને ગોળની કોઠીમાં નાખ્યો. પણ કાગડો એક મટી બે થયો નહિ. તે તો પૂર્વવત્ જ્યાં મૂકાયો ત્યાં આનંદજ કરવા લાગ્યો આથી રાજાને ખાત્રી થઇ કે, તે, કાગડાને દુઃખી કે સુખી કરી શકશે નહિ અને તેથી તેણે કાગડાને ઉડાડી મૂકયો—(મુક્ત કરી દીધો ?)

આ વાર્તાનો સાર એવો છે કે મનુષ્યે આ સંસારના કાંટા અને કુવા રૂપી દુખો અને ગોળ અને ઘી રૂપી સુખોમાં સદા સમતોલ અને આનંદી રહેવું, અર્થાત્ જેમ કાગડો કુવામાં અને કાંટામાં આનંદ અને ગોળ અને ઘીમાં પણ તેજ આનંદ માન્યો તેમ સંસારીએ સારાં અને માઠાં તમામ પ્રસંગોએ ચિત્તની એકજ પ્રકારની સ્થિતિ રાખવી આવશ્યક છે. અને એટલે જેમ કાગડાને રાજાએ મુક્ત કરી દીધો તેમજ રાજા રૂપી માયા આપણને સુખ, દુઃખ, લાભ કે અલાભમાં સમવૃત્તિવાળા જોઇ મુક્ત કરી દેશે. અર્થાત્ એથીજ આપણો મોક્ષ-કલ્યાણ થશે.

---

## સ્વર્ગ સ્ત્રીઓ માટે નથી ?

ગૌતમની સાવકી માતા પ્રજાપતિ ગૌતમી અને તેમની વિધવા જેવીજ પત્નિ યશોધરાએ હવે આનંદને તેમને નવા ધર્મમાં દાખલ કરવા વિનતિ કરી; પણ ગૌતમે પોતાના મઠમાં હજી કોઇપણ સ્ત્રીને દાખલ કરી નહોતી તેથી એમને દાખલ કરતાં તે અચકાયા. આનંદે, પ્રજાપતિ અને યશોધરાનું ઉપરાણું લીધુ, તોપણ ગૌતમે એકદમ તેઓની માગણી માન્ય રાખી નહિ. જ્યારે આનંદે કહ્યું:—"સ્વર્ગ પુરૂષો માટે છે તો શું સ્ત્રીઓ માટે નથી ? આ સ્ત્રીઓનો ઘરસંસાર હવે બંધ થયો છે, અને શાસ્ત્ર સ્ત્રીઓને ધર્મના સિદ્ધાંતોનો અભ્યાસ કરવા મના કરતાં નથી તો પછી તેમને શા માટે મઠમાં દાખલ ન કરવાં? આ ઉપરથી ગૌતમે પ્રજાપતિ અને યશોધરાને સાધ્વીઓના મઠમાં નવા નિયમો બાંધી તેને આધારે દાખલ કર્યાં.

—રા. રા. હર્ષદરાય મહેતા કૃત મહાત્મા ગૌતમ બુદ્ધ.

---

# ઇસ્લામી સ્ત્રીઓ.

## ૨

## તુર્કસ્તાનનું સ્ત્રી જીવન.

( ઈ ગ્રેજી ઉપરથી )

લેખકઃ રા. રા. જયેન્દ્રભાઇ વજુભાઈ દ્વિવેદિયા, (બી. એ. એલ. એલ. બી.)—અમદાવાદ.

તુર્કસ્તાન દેશ એશીયા અને યુરોપની વચમાં આવેલો છે. ત્યાં રાજ્ય અને ધર્મ મુસલમાની છે. યુરોપ ને એશીયા જેવા બે વિશાળ ખંડના સંગમ ઉપર તે આવેલો હોવાથી દરીયાઇ રસ્તા શોધાનાં પહેલાં તેની ઘણી જાહોજલાલી હતી. એ દેશ પહેલાં અઢળક પૈસાવાળો ગણાતો હતો ને હાલના ત્યાંના લોકોની એશઆરામ ભરેલી રહેણી કરણી તે વખતથી શરૂ થયેલી છે. પણ હવે યુરોપના બીજા બધા દેશો એના ઉપર સર્વ બાબતમાં ચ્હડીઆત થઈ ગયા છે ને માત્ર પહેલાંનાં રીતરીવાજ ને એશઆરામી ટેવો શીવાય એ દેશમાં ભાગ્યેજ કાંઇ બીજું રહ્યું હોય. ત્યાંના રાજ્યની સત્તા પણ પ્રમાણમાં ઘણીજ ઓછી થઇ ગઇ છે.

આપણે અહિં એ દેશની સ્ત્રીઓના રીતરીવાજો વિષે વિવેચન કરવાનાં છે. મુસલમાની ધર્મને લીધે એ દેશમાં સ્ત્રીઓ ઉપર પુષ્કળ અંકુશ અને અનેક જાતનાં બંધન છે. આપણા દેશમાં જે પડદાનો રીવાજ છે, તે મુસલમાનોને લીધે દાખલ થયેલો છે. ને એમની વસતી ઉત્તર હિંદુસ્તાનમાં બહુ હોવાથી, ત્યાંની બીજી પ્રજા ઉપર પણ અસર થયા વિના રહી નથી તેથી ત્યાં એ રીવાજ હિંદુ ને મુસલમાન બન્ને કોમોમાં "પડદો" ( ઓઝલ ) ઘણી સખ્તાઇથી પળાય છે.

પણ હિંદુસ્તાનમાં રહેતા મુસલમાનોના રીતરીવાજ ઉપરથી જો આપણે તુર્કસ્તાનની સ્ત્રીઓના રીતરીવાજ વિષે અનુમાન કરીએ તો તે ઘણે અંશે ખોટું છે. જોકે કેટલીક બાબતમાં સરખાપણું છે, પણ ઘણાખરા તુર્કસ્તાનના રીતરીવાજો આપણા દેશની સ્ત્રીઓને તદ્દન નવીન ને વિચિત્ર લાગશે.

એ રીતરીવાજો ને રૂઢીઓનું વર્ણન આપણે બે ભાગમાં કરીશું. પહેલું, જે અસલ **તુર્કસ્તાન** દેશનો ભાગ રૂશીયાના કબજામાં છે અને જેને **તુર્કસ્તાન** કહે છે તેના વિષે કહીશું અને પછી હાલ જે ભાગ સ્વતંત્ર સુલતાનના તાબામાં છે અને જેને ટર્કી કહે છે તેના વિષે કહીશુ

રૂશીયાના તાબામાં જે તુર્કસ્તાન છે, તેમાં ખાસ કરીને **સાર્ટ** નામના લોકોની વસ્તી છે. એ લોકો મુસલમાનજ છે, ને ટર્કીના લોકોને ઘણી ખરી બાબતમાં મળતા છે. ત્યાં પડદાનો રીવાજ ઘણો સખ્ત છે સ્ત્રીઓના ઓરડામાંથી કોઇ પણ બહારની બાજુ અથવા નજર પડે એવી બારીઓ રાખવામાં આવતી નથી. એકજ ઓરડામાં સુવાનું, બેસવાનું,

મળવા આવનારને બેસારવાનું વિગેરે હોય છે. ઓરડાને એક ખુણે દોરડું બાંધેલું હોય છે. ને તેના ઉપર સ્ત્રીઓ બધાં કપડાં લટકાવી રાખે છે. દીવાલોમાં સઘળો પરચુરણ સામાન રાખવાને ગોખલા કરેલા હોય છે.

સ્ત્રીઓ પાણી બ્હારથી લાવતી નથી. એમના ઓરડાની સ્હામે એમને ફરવાનું ચોગાન હોયે છે. ત્હેમાં થઇને એક નહેર વહે છે ને ત્હેમાંથીજ પીવા વાસ્તે તથા બીજા બધા ઉપયોગ વાસ્તે પાણી લેવાય છે. પણ આ નહેરોમાં વ્હેતું પાણી ઘણું અસ્વચ્છ હોય છે, અને તેથી ઘણાં દરદો ઉત્પન્ન થાય છે.

મુસલમાનોને દિવસમાં ઓછામાં ઓછું ચાર પાંચ વાર મ્હોં ધોવું પડે છે. તેથી એ નહેરની જોડેજ એક ખાડો ચણી લીધેલો હોય છે ને ત્હેમાંથી દરેક વખતે મ્હોં ધોવાય છે.

એમના ચુલાઓ મ્હોટા ગોળ "ફ્લાવર પોટ" (ફુલ મૂકવાના પ્યાલા) જેવા ને માટીના બનાવેલા હોય છે તેમને ભીંતની અંદર ચણી લેવામા આવે છે. અંદર દેવતા મુકવાની જગ્યા હોય છે. ને જ્યારે બધો દેવતા બળી જઇ આખો ચુલો તપી જાય છે ત્યારે અંદરની ભીંત ઉપર મ્હોટા રોટલાઓ સાભટા શેકાય છે.

સાર્ટ સ્ત્રીઓના માથાનો ભાગ બહુ શોભાયમાન રાખવામાં આવે છે. એમના વાળને ઘણી લટોમાં છુટા પાડી દેવામાં આવે છે, ને તે દરેક લટોની કાળા રેશમી કપડાંની પટીઓ મૂકે છે, જેના છેડા ઠેઠ ઘુંટણ સુધી લટકતા રહે છે; અને તેમાં કાચના મણકાઓ નાંખેલા હોય છે. ત્યાં સ્ત્રીઓ ઘણુંખરૂં દરેક ગુરૂવારે માથાના વાળ ધુવે છે. માથા ઉપર લાંબી ને ઉંચી સ્વચ્છ મસલીનની ટોપીઓ મુકવામાં આવે છે ને એના બે છેડાઓ બે ખભા ઉપર શાલની માફક રાખવામાં આવે છે. એમના દાંત ઘણા ચોખ્ખા ને સફેદ હોય છે; અને ઉમ્મર થતાં જ્યારે કેટલાક દાંતો પડી જાય છે, ત્યારે બાકીના દાંતોને કાળા રંગી દેવામાં આવે છે કે જેથી મ્હોં બોખું દેખાય નહીં. અમુક વનસ્પતિનો મલમ તેઓ આંખમાં આંજે છે. તેથી આંખની નીચેનો ભાગ કાળા રંગ સાથે બહુ સુંદર લાગે છે. હથેલી ને હાથના નખ ઉપર હીનો લગાડવામાં આવે છે.

સાર્ટ સ્ત્રીઓનાં મ્હોં ઘણાં મ્હોટાં ને નાક પહોળાં હોય છે; નસ્કોરાં પણ મ્હોટાં હોય છે. તેઓ ગરદન ને ગાલ ઉપર રંગ ચડાવે છે. બધી સ્ત્રીઓ સુરવાળ પહેરે છે ને રુંવાળા ચામડાંની એડી વગરની સપાટો પગમાં પહેરે છે. પરવાળાની દસબાર સેરો ગળામાં અને બારે રૂપાની એરીંગો (લોળીયાં) કાનની ઉપરના વાળમાં ભેરવેલાં હોય છે; પણ કાનની અંદર પહેરવામાં આવતાં નથી.

પરણતી વખત સ્ત્રીને આપવાની એક રકમ નક્કી કરવામાં આવે છે, તે શીવાય બીજી કાંઇ ધર્મ ક્રિયાઓ હોતી નથી. ત્યાં સગપણ થયા પછી, પણ લગ્ન થતાં પહેલાં વર વહુને મળી શકે છે પણ છોકરીનાં માબાપની રૂબરૂ તેમ કરી શકાતું નથી.

એ દેશમાં મુસલમાની ધર્મને લીધે પુરૂષ ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે છે. ત્યાં ૨ર્ચો કરતાં પૈસો ઓછો છે ને ઓછા ખર્ચમાં રહી શકાવાથી એવા દાખલા બહુ બને છે. આ રીવાજને લીધે સાર્ટ સ્ત્રીઓ પોતાના પતિની સ્થિતિ સારી થાય, એમ ઇચ્છા રાખતી

નથી; કારણ કે ઘરમા પૈસો વધવાથી વધારે સ્ત્રીઓ ઘરમાં લાવવાની પુરૂષને ઇચ્છા થાય છે. અદેખાઇને લીધે તેઓ પુરૂષને કંઇકવાર ઝેર પણ દે છે.

કોઇ પણ પુરૂષની ચાર પત્નીઓમાં એક મુખ્ય હોય છે ને બીજી બધી એની સત્તામાં રહે છે મોટી સ્ત્રી મરી જાય ત્યારે જે માનીતી હોય તે એ જગ્યાએ આવે છે. મુખ્ય સ્ત્રીઓને ઘરની વ્યવસ્થા કરવાની હોય છે; ને જો એક પુરૂષને બે ત્રણ ઘર હોય અથવા જુદા જુદા ગામોમાં મીલ્કત હોય તો દરેક જગ્યાએ એક સ્ત્રી રહે છે ને તેને સારી વ્યવસ્થામાં રાખે છે.

હવે આપણે ટર્કી દેશ વિષે વિવેચન કરીશુ.

મુસલમાન લોકોનો સહુથી ધ્યાન ખેચે એવો રીવાજ, જે ઉપર કહી ગયા, તે એ છે કે કોઈ પણ પુરૂષ ચાર સ્ત્રીઓ એકી સાથે પરણી શકે. પણ ઘણું ખરૂં ટર્કીમાં પૈસાદાર લોકોજ એમ કરે છે. કારણકે ત્યાના રીવાજ પ્રમાણે દરેક સ્ત્રીને વાસ્તે રહેવાની જુદી સગવડ, જુદી દાસીઓ વિગેરે ઘણું ખર્ચ રાખવું પડે છે. સાધારણ માણસો એમ કરી શકતા નથી. સારે લોકોની ટેવો બહુ ખર્ચાળ તથા એશઆરામી નહીં હોવાથી તેઓ તો ઘણુખરૂં ચાર સ્ત્રીઓ રાખે છે કે જેથી ઘર કામમાં તથા બીજી વ્યવસ્થાઓમાં વધારે સગવડ પડે

ટર્કીમાં સ્ત્રીઓને ઘણા હક હોય છે તેઓ પાસે પોતાનો પૈસો, ઘર, જમીન વિગેરે હોય છે અને તેનો તેઓ ફાવે તે ઉપયોગ કરી શકે છે. તેમની વચમા કોઈ આવી શકતું નથી. એમને સ્ત્રી, મા, દીકરી વિગેરે તરીકે તો વારસો મળે છેજ, પરન્તુ છોકરી તરીકે પણ ભાઇ હોવા છતાં પણ એમને થોડો ભાગ મળે છે. ત્યા છેડા છુટકાનો રીવાજ ઘણો છે જો પતિપત્ની બે જણને ન ફાવ્યુ તો સ્ત્રી ને પુરૂષ ઘણાં રહેલાઇથી છુટાં થઇ શકે છે, ને પછીથી બન્ને જણાં ફરીવાર બીજી સ્ત્રી અથવા પુરૂષ સાથે પરણી શકે છે; પણ એ બાબતની સત્તા પુરૂષ પાસે વધારે છે. એ ધારે ત્યારે એ સત્તા વાપરી શકે છે પરન્તુ એનો અણઘટતો પ્રચાર અટકાવવાને એવો નિયમ રાખેલો જણાય છે કે પરણ્યા પહેલાંના કરાર મુજબ, જ્યારે પુરૂષ બાયડીના છુટા છેડા કરે છે ત્યારે એને અમુક રકમ આપવી પડે છે, ને એ રકમ આપ્યા શીવાય કાયદાસર છેડા છુટકા થઈ શકતા નથી

ત્યાં માની દીકરા ઉપર ઘણીજ સત્તા હોય છે, ને જ્યારે છોકરો મોટો થઇ પુરૂષ થાય છે ત્યારે પણ મા કહે છે એમજ ઘણુંખરૂં તેને કરવું પડે છે એનું મુખ્ય કારણ એ છે કે જન્મથીજ કોઇ પણ પુરૂષ એની મા, બ્હેન અથવા બહુજ પાસેનાં સગપણવાળી સ્ત્રી શીવાય અને ઘણેખરે ભાગે માત્ર આ શીવાય,—કોઇ બીજી સ્ત્રીના પરીચયમાં આવતોજ નથી. અને સ્ત્રીઓ વિષે એનું જ્ઞાન એમની પાસેથીજ મળેલુ હોય છે. એને લીધે તથા ગાઢ સહવાસને લીધે માતા અને પુત્ર, ભાઈ અને બ્હેન વચ્ચે ઘણો પ્રેમ હોય છે.

ત્યાં ઘરોના બે ભાગ હોય છે એક ભાગમા પુરૂષો વાસ્તે બેસવાનું, કામ કરવાનું, ગળવાનું વિગેરે હોય છે ને બીજા ભાગમા સ્ત્રીઓનેજ રહેવાનું હોય છે. સ્ત્રીઓના રહેવાના ભાગને એવો બનાવવામાં આવ્યો હોય છે કે ત્યાં કોઇની નજરેજ ન પડે ને ચારે તરફથી બંધ જ કરી લીધેલો હોય છે. ત્યાં એમનાથી છુટથી ફરી સકાય છે. એમનો પડદાનો રીવાજ

એવો સખત હોય છે કે ઘરધણી પણ સ્ત્રીઓના ઓરડામાં પેસતાં ઉમરા અગાડી કોઈ અજાણ્યા માણસના પણ જોડા જુએ તો પે એનાથી તે વખતે અંદર ન જઈ શકાય

ત્યાં દાસ દાસીઓનું કામ ઘણું જબરૂં છે. અસલના વખતથીજ એ રીવાજ ત્યાં ચાલુ છે. મુસલમાનોએ જેટલા પ્રદેશો છતેલા, તેટલા બધાનાં સ્ત્રી પુરૂષોને લાવીને ગુલામ તરીકે રાખેલાં હતાં. દરેક સાધારણ માણસના ઘરમાં એક બે દાસીઓ તો હોય જ. આ દાસીઓ જોડે ઘણા ટર્કો પરણે પણ છે ને તે કાયદેસર ગણાય છે. ગરીબ વર્ગના પુરૂષો ઘણુંખરૂં દાસીને પરણે છે, કારણ કે એમ કરવામાં ખર્ચ ઘણું ઓછું થાય છે. માત્ર દાસીને ગુલામગીરીમાંથી છોડાવવાના પૈસા જોઈએ ઘણી ખુબસુરત દાસીઓ તો સારા કુટું-બમાં પણ પરણે છે ને એમની પોતાની હજુરમાં પણ દાસ દાસીઓ હોય છે.

ટર્કીની સ્ત્રીઓ ઘરમાં ભરાઈને બેસી રહેતી નથી. એક બીજાંને મળવા જવું, લગ્ન ક્રીયાઓ જોવા જવું, જન્મ વખતે સગાને ત્યાં જવુ અને કુટુંબના જુદા જુદા રીતરીવાજો શુભ અશુભ પ્રસંગોમાં વખતે વખતે જવું, એવી રીતે બધા એક બીજાને ત્યાં જાય છે આવે છે. પણ ખરેખરો આનંદ તો એમને ગામ બહાર, બાગબગીચા અને ખુલ્લી હવામાં આવેલાં સ્થાનકોમાં ફરવા જવામાં મળે છે. અમુક અમુક દિવસોએ તો તેઓ જરૂર બહાર જવાનાં ને મીજબાની વિગેરે કરી મઝા મારવાનાં. ગરીબ કે પૈસાદાર બધાં આ બાબતમાં સરખાં. જો કે બહાર જતી વખત મ્હોંપે બુરખો તો તેમને નાખવો પડે છે પણ એમને વાસ્તે ખાસ જગ્યાઓમાં કોઈ બીજો પુરૂષ આવી શકે જ નહીં એવું હોવાથી ત્યાં એમ-નાથી બુરખાના બંધન શિવાય છુટથી આનંદ લઈ શકાય છે.

યુરોપ દેશની અસર હવે ટર્કી ઉપર થવા માંડી છે. ને ત્યાં જે લોકો અંગ્રેજ, ફ્રેંચ, જર્મન વગેરે સાથે વધારે પ્રસંગમાં આવેલા છે ને યુરોપીયન ભાષાઓની કેળવણી લીધી છે તેઓ પડદા રીવાજને કહાડી નાંખવાને અને સ્ત્રીઓને યોગ્ય છુટ આપવાને પ્રયાસ કરે છે. ત્યાં ઘણા લોકો હવે સમજવા માંડયા છે કે સ્ત્રીઓને આટલી સખતાઈમાં રાખવાથી આખી પ્રજા ઉપર ઘણી ખરાબ અસર થઈ છે અને અનિષ્ટ પરિણામ આવ્યુ છે. અલબત્ત હિંદુ-સ્તાનમાં પણ સ્ત્રીઓની અભણતાને તેનાથી, પછીની પ્રજા ઉપર થતી ખરાબ અસરને વાસ્તે, ખાસ કરીને ઉત્તર ભાગમાં એવા રીવાજો ઘણે અંશે જવાબદાર છે.

---

## નણંદ અને ભાભી:

પારકા ઘરની કન્યાઓ અને પોતાના ઘરની દીકરીઓને એક પ્રીત શી રીતે થવાની? પ્રાચીન-કાળથી જ શબ્દ બંધાયો છે કે न नन्दत इति ननान्द्र–ભાભીને જોઈને આનંદ ન પામે તે નણંદ! હજારો વર્ષ પહેલા બંધાયલી આ શબ્દાર્થરચના જણાવે છે કે નણંદ અને ભોજાઈને બારમો ચંદ્ર એ આપણા દેશનો પરાપૂર્વનો અનુભવ છે. જો એમ છે તો પોતાના ઘરની નણંદ અને પારકા ઘરની "ભોજાઇ" વચ્ચે પક્ષપાત કરવાના પ્રસંગ આવતાં નણંદની મા અને ભોજાઈની સાસુનું ચિત્ત કોના પર હસે અને કોના પર રડે એ તરત સમજાય એવી વાત છે. આવે કાળે સુડી વચ્ચેના સોપારી જેવા નણંદના ભાઈ અને ભાભીના વરની અવસ્થા તમે સમજો છો. તમે કહેશો કે અમે ભણ્યા તેથી માબાપ-ને ખોટાં ગણી વહુઓને મહમ કરીએ છીએ ને માબાપને ગણકારતાં નથી. પણ માબાપને છોકરાઓ પર ખુણતા ઓરીઓ વીતે છે, પણ પછી વર વહુના સામુ જુવે એટલે વરની માની આંખો કાતરીયાં ખાય ને વરની બ્હેનની જીભ સાપણ પેઠે વિશોદ્ગાર કરે એ તો તમારા જુના કાળનો આચાર છે.

—સરસ્વતીચંદ્ર ભાગ-૪.

# "હિંદમાં બાળવિધવાઓ!"

લેખક શ્રીયુત F. G. Mehta. (B A)—પાલણપુર

જ્યાં જ્યાં બાળલગ્નની રૂઢી પ્રચલીત છે ત્યાં ત્યાં બાળવિધવાઓ પણ હોયજ અને તેની સંખ્યા બાળમરણની સાથે સંબંધ ધરાવે છે. અને તેથીજ હીંદમાં તેમની સંખ્યા વધારે હશે એમ કોઈ પણ માણસ ધારી શકે ગયા લેખમાં બતાવી ગયો છુ કે કેટલા બાળલગ્નો થાય છે અને હજારે લગભગ ૨૫૦ જેટલું બાળમરણનુ પ્રમાણ હોવાથી પરણ્યા પછી એકાદ બે વરસમાંજ પરીણીત જીંદગીનાં બંધમાથી હજારો કુમળાં પુષ્પો મુક્ત થઇ જાય છે. પણ સદ્ભાગ્યે કોણ જાણે શાથી એ અવિવાહિતના જેટલાં વિવાહિત બચ્ચા મૃત્યુ શરણ થતાં નથી; અને તેથીજ એક વરસથી અંદરની ઉમ્મરની ૧૩૨૧૨ પરીણીત બાળકીઓમાં ફક્ત ૧૦૧૪ જ તેવી ઉમ્મરની બાળવિધવાઓ છે; ઉમ્મરની સાથેજ મુક્ત થએલાં બચ્ચાઓનુ પરીણામ પણ વધે છે, ને એટલુ બધુ કે પાંચ વરસની અંદરની પરણેલી બાળકીઓમાથી ફક્ત ૫ દસમો ભાગજ વિધવા છે છોકરાઓમાં તેથી પણ ઓછુ છે; ૨૩ મા ફક્ત એક જેટલુજ પ્રમાણ છેઃ—

| ઉમ્મર | પુરૂષો કુલ સંખ્યા. | | સ્ત્રીઓ કુલ સંખ્યા. | |
|---|---|---|---|---|
| વર્ષ | પરણેલા | વિધુર. | પરણેલી. | વિધવા. |
| ૦—૧ | ૧૦૬૬૪ | ૪૩૨ | ૧૩૨૧૨ | ૧૦૧૪ |
| ૧—૨ | ૯૬૭૫ | ૪૭૩ | ૧૭૭૫૩ | ૮૫૬ |
| ૨—૩ | ૨૬૬૫૩ | ૧૦૪૪ | ૪૭૭૮૭ | ૧૮૦૭ |
| ૩—૪ | ૪૦૮૭૯ | ૧૮૦૨ | ૮૭૫૬૮ | ૪૭૫૩ |
| ૪—૫ | ૬૪૬૪૭ | ૨૬૧૭ | ૧૩૪૬૦૫ | ૯૨૭૩ |
| ૦—૫ | ૧૫૧૫૧૮ | ૬૬૬૮ | ૩૦૨૪૨૫ | ૧૭૭૦૩ |
| ૫-૧૦ | ૮૬૦૫૧૭ | ૯૧૯૯૫ | ૨૨૧૯૭૭૮ | ૯૪૨૭૦ |
| ૦-૧૫ | ૨૪૦૩૧૩૬ | ૧૭૭૬૫૮ | ૧૦૦૮૭૦૨૪ | ૨૨૩૦૪૨ |

આ પ્રમાણે અત્યારે ૧૫ વરસની અંદરની ૩૫૦૦૦૦ વિધવા છે જેમાંથી ૧૭૦૦૦ તો પાંચ વર્ષની ઉમ્મરની પણ નથી પણ ૧૯૦૧ વસ્તીપત્રક કરતાં તો આ સંખ્યા ઘણી ઓછી છે. ૧૯૦૧માં તેજ સંખ્યાઓ અનુક્રમે ૩૯૦૦૦૦ અને ૧૯૪૮૭ ની હતીઃ આ પ્રમાણે એક દશકામાં પણ ઠીક ફેરફાર થયો છે જો માણસના પ્રયાસથીજ સેકડે ૧૧ ટકા જેટલો સુધારો એક દશકામા થયો હોય તો તે કંઇ જેવો તેવો નથી! પણ બાળ

લગ્નોના આંકડામાં તો દશ વરસમાં કંઈ ફેરફાર થયો નથી માત્ર આ દશકામાં બાળમરણનું પ્રમાણ ગયા દશકા કરતાં ઓછું છે અને તેથી બાળવિધવાઓની સંખ્યા પણ કુદરતી રીતે ઓછી હોયજ.

ગમે તેમ પણ સંખ્યાના આંકડા તો શુભાશાદર્શકજ છે. ૦-૫ અને ૦-૧૫ વરસ સુધીના બાળલગ્નોની સંખ્યા તેટલીજ રહીને આખા દેશની વસ્તી સાત ટકા જેટલી વધારે માલુમ પડી છે તે કંઈ ઓછો સુધારો ન કહેવાય' પણ સમાજ અને સમાજ સુધારકોએ ફુલી ન જવું જોઈએ કે આ સુધારો કંઈ તેમણે નથી કર્યો લગ્નોની સંખ્યા તો તેટલીજ છે. ફક્ત કુદરતે વસ્તીમાં વધારો કર્યો છે.

બાળવિધવાઓ ફક્ત હિંદુ, મુસલમાન અને એનીમીસ્ટમમાં, અને તે પણ થોડાક સંસ્થાનોમાંજ માલુમ પડે છે. પારસીઓની આખી કોમમાં ફક્ત બેજ વિધવાઓ પાંચ વરસની છે, ૬ દશ વરસની, અને બાર પંદર વરસની અંદરની છે. બુદ્ધલોકોનો હિસાબ આનાથીય ચોકખો છે તેમનામાં ફક્ત એકજ વિધવા દશ વરસની અને ૧૭૬ પંદર વરસની અંદરની છે. જૈનો જોકે ધર્મમાં બુદ્ધને ઘણા મળતા છે, છતાએ તેમનામાં આવા ભાગ્યહીન બચ્ચા અને સ્ત્રીઓની સંખ્યા મોટી છે સાડાબાર લાખ માણસની વસ્તીમાં—બુદ્ધોની સંખ્યા હિંદમાંજ આના કરતા આઠ ગણી છે—જૈનોમાં એક વરસની અંદરની ૧૫ વિધવા છે પાંચ વરસની ૯૨, દશ વરસની ૨૬૧ અને ૯૦૬ પંદર વરસની અંદરની છે જૈનોના સંસાર-સુધારકો! તમે ક્યાં ઉંઘો છો? તમારૂં મરણ પ્રમાણ પણ બીજાઓ સાથે સરખાવતા તમારી વસ્તીના પ્રમાણમાં કેટલું બધું મોટું છે?

બીજા ધર્મોનું તેજ પ્રમાણ નીચે પ્રમાણે છે—વિધવાની સંખ્યા—

| ઉમ્મર વર્ષ. | હીંદુઓ. | મુસલમાનો. | એનીમીસ્ટસ |
|---|---|---|---|
| ૦—૧ | ૮૬૬ | ૧૦૯ | ૧૭ |
| ૧—૨ | ૭૫૫ | ૬૮ | ૨૩ |
| ૨—૩ | ૧૫૬૪ | ૧૬૬ | ૪૫ |
| ૩—૪ | ૩૯૮૭ | ૫૦૯ | ૨૦૭ |
| ૪—૫ | ૭૬૦૩ | ૧૨૮૧ | ૩૦૭ |
| ૦—૫ | ૧૪૭૭૫ | ૨૧૩૩ | ૫૯૯ |
| ૫-૧૦ | ૭૭૫૮૫ | ૧૪૨૭૬ | ૧૨૩૯ |
| ૧૦-૧૫ | ૧૮૧૫૦૭ | ૩૬૨૬૪ | ૨૫૬૬ |

એનીમીસ્ટોની વસ્તી ફક્ત એકજ કરોડની છે અને તેથી જૈનોની વિધવા સંખ્યા તો ઘણી, ઘણીજ ખરાબ છે. હિંદના મોટા ધર્મોનાજ માણસો ગણીએ તો તેઓમાં, તેમની

વસ્તીના પ્રમાણમાં, બાળવિધવાની જૈનોમાં સંખ્યા સૌથી મોટી છે. પછી હિંદુઓ, પછી મુસલમાનો, એનીમીસ્ટસ અને છેલ્લા બૌદ્ધ લોકો આવે છે:—

હવે સંસ્થાન વાર ગણત્રી લઇએ. તેમાં બર્મા જેવાં તો મુકી દેવાંજ પડશે, કારણ ત્યાં એક પણ બાળવિધવા નથી. નીચેના કોઠા ઉપરથી સમજાશે.

દશ વર્ષની અંદરની વયની પરણેલી અને વિધવા બાળકીઓ.

| સંસ્થાનો. | પરણેલીની સંખ્યા. | | વિધવાની સંખ્યા. | |
|---|---|---|---|---|
| | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૦૧ | ૧૯૧૧ |
| બંગાળા. | ૧૦૧૬૭૧૦ | ૩૫૭૧૧૧ | ૫૪૨૯૮ | ૧૭૫૮૩ |
| બીહાર. | | ૬૩૯૪૮૫ | | ૩૬૨૬૫ |
| મુંબઇ ઇલાકો. | ૧૬૭૧૭૦ | ૨૨૧૯૧૩ | ૭૭૩૬ | ૬૭૨૯ |
| મદ્રાસ " | ૧૩૫૭૪૩ | ૧૬૧૧૨૦ | ૪૭૨૫ | ૫૦૪૬ |
| સંયુક્ત પ્રાન્તો. | ૩૩૬૮૭૪ | ૩૨૯૮૭૫ | ૧૨૧૬૨ | ૧૭૨૦૯ |
| વડોદરા | ૨૧૪૩૧ | ૩૩૨૩૫ | ૧૪૮૨ | ૭૮૭ |
| હૈદ્રાબાદ. | ૧૩૮૯૦૯ | ૨૧૧૦૦૬ | ૯૦૬૪ | ૬૭૮૨ |

૧૯૦૧ અને ૧૯૧૧ની બંગાળા અને બીહારની ગણત્રી જુદા જુદા વિસ્તારની છે, છતાં એ સમુહની સંખ્યા ગયા દશકામાં સુધારો કેટલો થયો તેનો કંઇક ખ્યાલ આપે છે; બન્ને પ્રાન્તોની વસ્તીનો વધારો જોતાં ૧૯૧૧ની સંખ્યાના આંકડા ઘણા સારા છે- બીજા પ્રાન્તોમાં મદ્રાસ અને સંયુક્ત પ્રાન્તોમાં તેજ સંખ્યા ઘણી વધી ગઇ છે. મુંબઇના આંકડા કંઇક અજાયબી ઉત્પન્ન કરે છે. વિધવાની સંખ્યા ઓછી થઇ છે પણ બાળલગ્નની સંખ્યામાં વધારો છે. કંઇક અંશે આનું કારણ દુષ્કાળો હશે; આ દશકામાં દુકાળ ઓછા હતા અને લોકો મરજી પ્રમાણે ચાલવાને મુક્ત પણ હતાં ગયા લેખમાં કહી ગયા તેમ દુષ્કાળમાં છોકરાઓ વધારે મરે છે અને તેથીજ ૧૮૯૦ થી ૧૯૦૧ સુધીમાં વીધવાઓની સંખ્યા વધારે છે; વડોદરા અને હૈદ્રાબાદમાં પણ તેમજ જોવામા આવે છે અને કારણ પણ કદાચ તેજ હશે.

આ લેખનો મૂળ આશય વસ્તીપત્રકમા બનાવેલ કેટલાંક સ્પષ્ટિકરણો પ્રકાશમાં આણવાનો છે અને તેથી આટલી મોટી બાળવિધવાની સંખ્યા જોતાં છતા એ તેના માટે કઇ પણ ટીકા ન લખું તો તેમાં વાચક કંઇ અજાયબ થવા જેવું નથી. તેનો ખ્યાલ કરવાનું, અને દરેક મનુષ્યે શુ ઉપાય કરવો જોઇએ તે કલ્પવાનું વાંચકવૃંદનેજ સોંપું છુ.

ઉપર બતાવેલ સંખ્યામાંથી એક નાનીસરખી સંખ્યાનું વિધવાલગ્ન થતું હશે. કારણ સુભાગ્યે કેટલીક ન્યાતો જેમાં બાળલગ્નની રૂઢી ચાલુ છે ત્યાં વિધવાવિવાહની રૂઢી

પણ પ્રચલીત છે. પણ ઘણા મોટા ભાગને નશીબે તો દુઃખી એકલવાયી જીંદગી શીવાય બીજું કંઇ નથી.

આ લેખમાં વિધુર છોકરા કે પુરૂષોની ગણત્રી ઉપર બહુ ઓછું ધ્યાન આપ્યું છે; તેમની પણ સંખ્યા મોટી છે તે ઉપર જણાવેલ પહેલા કોઠા ઉપરથી સમજાશેઃ પણ તેમની ભગિનીઓને-વિધવાઓને-જીંદગીભરનું જે દુઃખ સહન કરવાનું છે, તે જોતાં તેઓનું ભવિષ્ય ઘણું સારૂં છે; કારણ કે તેઓને ગમે તેટલી વખત પરણતાં પણ કોઇ રોકતું નથી અને તેથી તેમની વિધુરાવસ્થા માત્ર નામનીજ છે.

પંદર વર્ષની ઉપરની વયની વિધવાઓનું અત્રે કંઇ કહ્યું નથી પણ લેખનું મથાળુંજ સૂચવે છે કે મેં અહિં આપણાં નાના બચ્ચાંને જે સહવું પડે છે—અને તેમનો ઉપાય પણ સહેલો છે-તેમને નડતો અન્યાયજ બતાવવાનું માથે લીધું છે. પણ આપણી ન્યાયની લાગણી એવી તો બુઠ્ઠી થઇ ગઇ છે કે બીજી એક બે પહેડી સુધી તો આપણો ધારેલો સુધારો પુરેપુરો જોઇ શકાશે કે કેમ, તે એક મોટો સવાલ છે.*

## સાધ્વી સુન્દરી :

(ઇંગ્રેજી ઉપરથી.)

ઓ સ્નેહની સુન્દર પુત્રી! ડહાપણની આ શીખામણ ધ્યાન દઇને સાંભળ અને આ સાચાં સૂત્રો તારા હૃદયમાં કોતરી રાખ, કે જેથી તારા શરીર સૌંદર્યમા તારા અંત કરણની—મનની લાયકાતમાં ઓર ઉમેરો થશે, અને તારૂં ખીલતા ગુલાબના પુષ્પ જેવું સૌંદર્ય, તેના કરમાઇ ગયા પછી પણ, પોતાનું માધુર્ય જાળવી રાખશે.

તારી યુવાઅવસ્થાના વસંતસમયે, તારા જીવનના પ્રભાત સમયે, જ્યારે પુરૂષો પોતાના દર્પભર્યા લોચન પ્રવાહો તારી તરફ વાળે અને જ્યારે કુદરત તેઓના દૃષ્ટિપાતોના ગૂઢ અર્થ તારા કાનમાં ધીમેથી કહે, ત્યારે હે પુત્રી! તુ તેઓના કુમાર્ગે લઇ જનારા, લલચાવનારા શબ્દોને સંભાળપૂર્વક સાંભળજે, તારૂં અંત કરણ બરોબર સંભાળજે, અને તેઓના માયા ભર્યા પ્રલોભનથી જોજે,—ફસાતી નહિ. યાદ રાખજે કે તારે પુરૂષના માત્ર વિવેકી સાથી થવાની જરૂર છે અને નહિ કે તેના વિકારોને આધિન ગુલામ! તારા જીવનનું રહસ્ય માત્ર તેની સ્વચ્છન્દી ઇચ્છાઓને તૃપ્ત કરવામા નથી, પણ તેને જીંદગીની મુશ્કેલીઓમાં મદદ કરવામાં, તારી સુકોમળતાથી તેને શાન્તિ આપવામાં અને મૃદુ હાવભાવોથી તેની ચિંતા દૂર કરવામા છે પુરૂષનું અંતઃકરણ છતી લેનાર, તેને પ્રેમમા લઇ જનાર અને તેના હૃદયમાં રાજ્ય કરનાર, એ કોણ છે? અહા! અંતઃકરણમાં નિર્દોષતાથી અને મુખપર વિનયથી પૂર્ણ, મધુર કોમાર્યથી ભરપૂર, જુવો તે પેલી રહી સદ્‌ગુણ અને સૌંદર્યની મૂર્તિ, સ્વચ્છતા, નમ્રતા અને શીલ તેના મસ્તકને મુગટની પેઠે દીપાવી રહ્યા છે તેની મધુર વાણી સંગીતપૂર્ણ અમૃતમય છે તેના દરેક ઉચ્ચારમાં વિનય ઝરે છે, તેના વર્તનમા ઉત્સાહ, પ્રેમ અને સત્ય ભરેલા છે. આજ્ઞાધિનતા અને આજ્ઞાનુશીલતા, એ તેના જીવનનાં મુખ્ય સિદ્ધાંતો છે, અને શાન્તિ તથા સુખ એ તેની પ્રસાદી છે. તેના દરેક કાર્યમા ડહાપણ ભરેલું છે અને તે હમેશાં સદ્‌ગુણથી અલંકૃત રહે છે તેના નયનમાંથી કોમળતા અને ભ્રાતૃભાવ વરસે છે; અને તેનું હૃદય ભલમનસાઇનું મન્દિર છે.

બીજા લોકો તેની નિંદા કરે છે ત્યારે પણ સહનશીલ અને સુજ્ઞ સ્વભાવથી તે કશું બોલતી નથી અહા! જે પુરૂષ એવી સ્રીને પોતાની ધર્મપત્નિ તરીકે મેળવી શકે છે તે ખરો ભાગ્યશાળી છે.

(મળેલું.)

---

* "Census of India" by Mr. Subraya Kamath—એ પુસ્તક ઉપરથી.

# ફૂલવાડી.

## આફ્રીકાની મુસાફરી.

(જાન્યુઆરી ૧૯૧૬ થી ચાલુ)

લેખકઃ રા. રા. વિનાયક—વઢવાણ.

### પત્ર નં. ૫ઃ મોમ્બાસા.

વ્હાલી ! મોમ્બાસા-નિયાક.

મ્હારા પત્રો મળી ચૂક્યા હશે. થોડા સમયમાં હું અહિંથી "નાઇરોબી" નામના ગામમા જવાનો છુ એટલે અહિં સમ્બન્ધેની તમામ હકીકત આ પત્રમાં પુરી કરીશ.

અહિંનાં વેપારની બાબતમાં વેપારીઓમા મુખ્ય કરીને યુરોપીયનો, આરબો, સોમાલીઓ અને હિન્દવાનો છે. આફ્રીકાના મનુષ્યાહારી જંગલીઓ, મજબૂત સિંહો અને હાથીઓવાળા ભાગોમા વેપાર અર્થે આવવાનું પ્રથમ માન આરબો, પોર્ટુગીઝો, અને હિન્દવાનોને છે. વર્ષો પહેલાં એટલે કે આરબોમાં ગુલામની સેવાની જરૂરીઆત જણાઇ ત્યારથી આરબોનું આ તરફ આવવું શરૂ થયુ. બહુ લાંબા કાળ સુધી આરબોએ આફ્રીકાના પૂર્વ કિનારાના વતનીઓને ગુલામો બનાવ્યા અને તેનો મોટો નફાવાળો વેપાર ચલાવી પ્રભુની દુનિયાનાં સ્વતંત્ર મનુષ્યોને પશુ જેવાં પરતંત્ર કર્યાં. સદ્‌ભાગ્યે હવે એ પૂર્વની વસ્તુ સ્થિતિ બદલાઇ છે અને એ માટે મોટે ભાગે અંગ્રેજ સરકારને ધન્યવાદ મળ્યા છે.*

હાલમાં આરબો અને સોમાલીયો સફરનો ધંધો કરે છે. (મોમ્બાસાથી આફ્રીકાના અંદરના ભાગોમાં જઇ હાથીદાંત ચામડું વગેરે કીમતી ચીજો થોડી કીમતે જંગલીઓ પાસેથી લઇ આવી, મોમ્બાસાની યુરોપીયન કે હિન્દી પેઢીઓને વેચવાનો ધંધો તેને સફરનો ધંધો કહે છે.) હિન્દીઓ તથા યુરોપીયનો આફ્રીકાનો કાચો માલ વિલાયત ચડાવવાનો અને હિન્દુસ્તાન કે યુરોપમાંથી આફ્રીકામાં વસનારની જરૂરીઆતો મંગાવી આપવાનો ધંધો કરે છે. પોર્ટુગીઝોએ આ કિનારાપર ઘણાં વર્ષો સુધી વેપાર ખેડેલો અને તે સમયમાં હિન્દુસ્તાનમાં તેની રાજક્રાન્તિ થઇ અને લય થયો તેજ સમયે લગભગ આ કિનારાપર પોર્ટુગીઝ સત્તા જામી અને અંગ્રેજ સરકારના આગમનથી મૃતપ્રાયઃ થઇ. હાલમાં પોર્ટુગીઝ લોકોનો વેપાર ને રાજસત્તા નાશ પામેલાં છે.

અંતની પેદાશ હાથીદાંત, ચામડું, કોપરૂં, તલ, ચંદ્રુસ વગેરે છે. અહિંથી મુમ્બ્બી જેને અહિંની ભાષામાં "મચુંગા" કહે છે તે મુંબાઇ તરફ ઘણા મોકલાય છે. "મોઝામ્બીક" નામના આફ્રીકાના પૂર્વ કિનારા પર આવેલા શહેર ઉપરથી 'મચુંગા'ને મુસમ્બી નામ આપવામાં આવેલું છે. મોઝામ્બીક શહેરને પણ હિન્દવાનો 'મુસમ્બી' નામથી ઓળખે છે.

હિન્દીવાનો પણ આ દેશમાં બહુ જૂના વખતથી આવતા જતા થયા છે. લામુ નામના

* ગુલામગીરી સંબન્ધી સમ્પૂર્ણ હકીકત આ લેખકે ગુજરાત શાળાપત્રમાં છપાવેલ છે તે માટે જુઓ અંક જુલાઈ-ઓગષ્ટ; ૧૯૧૪.

બંદરે ભાવનગરના એક મોટા વેપારીની કોઠી હતી. એ સ્થળ હજુ પણ ત્યાં જતાં મુસાફરને બતાવવામાં આવે છે. આરબોના ગુલામના વેપારની અમર હિન્દીવાનો ઉપર પણ થયેલી અને તેઓ પણ ગુલામો રાખતા અને હિન્દમાં મોટા રાજ રજવાડામાં તેને વેચતા. આપણા દેશમાં જે બધા ખીદીઓ છે તે અસલ આ દેશના છે અને તેઓ પ્રથમ ગુલામ તરીકે આ દેશમાં વેચાયેલા.

ગોલો અને ગોલી એ ગુલામ શબ્દ ઉપરથી થયેલા શબ્દો છે. આગળ સીદણો જનાનામાં વિશેષત. રહેતી, અને તેઓ ગુલામ હતી, એથી અત્યાર સુધી જનાનામાં રહેનારી સ્ત્રીઓને (ચાકરડીઓને) ગોલી કહેવાનો ચાલ પડી ગયો છે.*

અહિંના ઘરોમાં સ્વાહીલીઓના કુબા સિવાય આરબોના અને કેટલાક પૈસાદાર સ્વાહીલીઓનાં ઘરો જરા જોવા જેવાં છે. આરબોમાં જનાનો મખ્ત હોવાથી, આ ઘરો ખાસ કરી જનાનો સચવાય તેવી રીતે બાંધવામાં આવ્યાં હોય છે. એટલે કે હવા અને અજવાળું પણ તેમાં બહુ ઓછા પ્રમાણમાં હોય છે. ચીજો રાખવાને તેમના ઘરમાં ગોખલાઓની દીવાલપર લાંબી હાર હોય છે. આરબની સ્ત્રીઓ પરદા વગર બહાર જતી આવતી નથી. તેઓ ઘણી સુન્દર અને મોહક હોય છે, એમ કહેવાય છે.

અહિંનાં જોવા લાયક સ્થળોમાં મોમ્બાસા હાઇકોર્ટનું મકાન, ગ્રાન્ડ હોટલ, લાયબ્રેરી, વિક્ટોરીઆ ગાર્ડન્સ તથા પોર્ટુગીઝ લોકોએ બાંધેલો કિલ્લો છે. લાયબ્રેરીમાં અંગ્રેજી, ગુજરાતી, અને પોર્ટુગીઝ ભાષાનાં પુસ્તકોનો સારો સંગ્રહ છે. અહિં લગભગ સઘળા જાણીતાં પૂર્વ પશ્ચિમનાં પત્રો અને માસિકો આવે છે. વિક્ટોરીયા ગાર્ડન્સ એ એક સાધારણ બાગ છે. હું અવકાશને સમયે ત્યાં જાઉં છું અને દેશી વિદેશી બાળકોને તેમની ભિન્ન ભિન્ન ભાષામાં બોલતાં, રમતાં જોઉં છું ત્યારે અનહદ આનન્દ થાય છે અને આપણા બાળકોની રમતો યાદ આવે છે. કિલ્લાનાં વિનાશચિન્હો દરિયા કિનારા પર જોવામાં આવે છે. આ કિલ્લો પોર્ટુગીઝ મુસાફર અને રાજદ્વારી પુરૂષ વાસ્કોડીગામાએ બંધાવેલો હતો. પોર્ટુગીઝ લોકોની સત્તા મોમ્બાસા અને તેના આસપાસના કિનારાપર લાંબો કાળ રહી. આ કિલ્લો એ કાળની પોર્ટુગીઝ રાજક્રાન્તિનો પુરાવો છે. હાલમાં આ કિલ્લો જીર્ણ અને ભાંગતિ હાલતમાં છે.

સુભગે! અત્યારે અહિં પોર્ટુગીઝ સત્તાનું નામ નિશાન પણ નથી. અહા! શો મનુષ્યનો લોભ? આ જીર્ણ દુર્ગ મનુષ્ય જીવનના મિથ્યાભિમાનનો નમુનો નહિ તો બીજું શું? મહત્વાકાંક્ષી મનુષ્યોનો આવો કીર્તિસ્થંભ આપણને શું હાસ્ય અને નિર્વેદ નથી ઉપજાવતો? આ બિચારા કિલ્લાએ પોર્ટુગીઝની સત્તાને, ગુલામગીરીના ધંધાની અધમતાને અને અનેક નિર્દોષ-દોષિત મનુષ્યના અકાલ ધ્વંસને નિહાળ્યાં અને હજુ પણ તેનું નસીબ ભારા જેવા મુસાફરની અખેદ દૃષ્ટિનું પાત્ર થવાનું તો રહ્યુંજ. અસ્તુ. પ્રભુની લીલા અકલિત છે.

લી. તમારોજ સદાનો
"વિનાયક."

---

* આ દેશમાં (હિન્દમાં) વસતા સીદીઓ સ્વાહીલી ભાષા ઘરમાં બોલે છે તેમ તપાસ કરતાં માલુમ પડ્યું છે.

## પત્ર નં. ૬ : મોમ્બાસાથી નાઇરોબી.

પ્રિયતમે ! નાઇરોબી વીકટોરીયા સ્ટ્રીટ.

ગયા પત્રમાં લખ્યા પ્રમાણે હું મોમ્બાસાથી નીકળી અહિં સુખરૂપ પહોંચ્યો છુ. મ્હારી તબીયત સારી છે. મોમ્બાસા સ્ટેશન સવારના છોડ્યું. સવિતા બ્હેન તથા તેમના પતિ મને સ્ટેશન સુધી વળાવવા આવ્યા હતા. એટલે દૂર પણ સ્નેહિઓ અને સમ્બન્ધીઓ મળે, એ પણ એક સહભાગ્ય અને મ્હારા ભવિષ્યના પ્રવાસનું સુચિન્હ.

વ્હાલી ! આફ્રિકામાં પણ રેલ્વે છે. વર્તમાન કાળના સુધારે નિર્દોષ અને શાન્તિપ્રિય આફ્રિકાના કાળા લોકોની શાન્તિનો ભંગ કરેલો છે અને આવા દેશોમાં ઐહિક સુખની પ્રગતિના પવનો ફુંકાઇ ચૂકયા છે.

મોમ્બાસાથી કિસુમુ ( વિકટોરીયા ન્યાન્ઝા નામનું દુનિયામાં મોટામાં મોટું મીઠા-પાણીનું સરોવર છે, તેના કિનારે આવેલું શહેર ) સુધી એટલે લગભગ ૫૮૭ માઇલમાં રેલ્વે નંખાયેલી છે. આ રેલ્વે ને ' યુગાન્ડા ' રેલ્વે નામ આપવામાં આવેલું છે અને તેનું કારણ એ છે કે આ રેલ્વેથી, યુગાન્ડા નામના, વિકટોરીયા ન્યાન્ઝા નામના સરોવરની પેલીમેર આવેલ પ્રદેશ તરફ જવાય છે. આ રેલ્વેનું છેલ્લું સ્ટેશન કિસુમુ છે. આ રેલ્વે યુગાન્ડામાં જતી નથી પણ સરોવરની પેલીમેર આવેલ " યુગાન્ડા " જવાને માટે આ કિનારા ઉપરના બંદર કિસુમુ સુધી લઇ જાય છે. કિસુમુથી તો યુગાન્ડાં જવામાટે સ્ટીમરોમાં બેસવું પડે છે.

આ રેલ્વે બાંધવામાં સરકારને ઘણો મોટો ખર્ચ કરવો પડયો છે. કહેવાયછે કે આ રેલ્વે બંધાતાં એકન્દર સાત કરોડ રુપિઆનો ખર્ચ થયો છે. આ રેલ્વે બાંધનાર મજુરો, કારકુનો તથા સ્ટેશનના માણસો આપણા હિન્દીઓજ હતા. અને હજુપણ થોડા યુરોપીયનો સિવાય આ રેલ્વેપર હિન્દીઓજ તમામ જાતની જૂદી જૂદી નોકરી કરે છે. જંગલી લોકો અને સિંહથી ભરપુર આફ્રિકામાં રેલ્વે બાંધતા હજારો પંજાબી મજુરોના જાનમાલની ખુવારી થઇ છે પ્રિયે ! આફ્રિકાના ખરા વસવાટ કરવાવાળા તો હિન્દીઓજ કહી શકાય. બાકી યુરોપીયનો તો વસવાટ કરવાનું માન ખોટુંજ ખાટી જાય છે. આપણા મજુરો અને, રેલ્વે અમલદારો વિના આ રેલ્વે બંધાઇ શકત નહીં, એમ કહેવું અતિશયોક્તિ વાળું નથી એમ ચોકસ જાણજે જોકે અહીં પણ દક્ષિણ આફ્રિકાના દિવસોની ઉષાનો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો જણાય છે. અહીં પણ હવે જરા ભેદભાવ અને અહંતાનું દર્શન થતું જાય છે.

ટનટન ટકોરા થતાં અમારી ગાડીએ વીસલ મારી અને મોમ્બાસા છોડી ધરધર કરતી ઉપડી. પ્રથમ સ્ટેશન કીલીન્ડી યુગાન્ડા રેલ્વેનું હેડકવૉર્ટર્સ (મુખ્ય સ્થળ) છે. અહિંથી એક 'ટ્રૉલી (ન્હાની) લાઇન' કીલીન્ડી નામના બંદરે જાય છે. કીલીન્ડી-બંદર મોટું છે અને ઘણાંજ મોટાં બારકમોને બારામાં આણી શકે છે. ભવિષ્યમાં આ બંદર ઘણું મોટું ગણાશે. ' કીલીન્ડી ' એ મોમ્બાસા બેટનો ભાગ છે. મોમ્બાસા બેટ અને ઇસ્ટ આફ્રિકાના

મુખ્યદેશ ( main land ) ને સાંધનાર એક પૂલ છે. આ પૂલને ' મેક્લ્સબરી ' પૂલ કહે છે. આ પૂલ મુકયા પછી રેલ્વે લાઇનનો ચઢાવ વધતો જાય છે.

માઝેરાસ સ્ટેશન મોમ્બાસાથી ત્રીજું સ્ટેશન છે. ત્યાં સુધીનું સૃષ્ટિ સૌન્દર્ય ભવ્ય અને મોહક છે. આમ્રવૃક્ષો, તાલ, નાળીયેરીઓ, કાજુનાં વૃક્ષો અને બીજી લીલોતરી વચ્ચે પસાર થતી અમારી ગાડીમાં બેઠાંબેઠાં મને એમજ લાગ્યું કે આ દેશ આફ્રિકા નહોય. દરેક મિનિટે દૂર અને દૂર જતાં, ક્ષણમાં દેખાતાં અને ક્ષણમાં અદૃશ્ય થતાં સમુદ્રના મોજાં ઉપર નાચતાં નાનાં નાનાં વહાણોનું દેખાવું અદ્‌ભુત આનન્દ જગાડતું હતું. એ જોતાં કંઇ ઔર મજા આવતી હતી. ચંગાવવેના સ્ટેશનથી અમે લીલા કાજુ અને મુસમ્બીઓ લીધાં હતાં. તે પણાજ સસ્તાં પણ જરા મીઠાશમાં ઓછાં હતાં.

થોડા વખતમાં તો આ સુન્દર દેખાવ અદૃશ્ય થયો અને પ્રચંડ સૂર્યના તીક્ષ્ણ કિરણોથી તપતા, લીલોતરી રહિત, માત્ર જંગલી ઝાડોના સુકાં ઝાંખરાં વાળા કાળા આફ્રિકાના પ્રદેશ વચ્ચેની અમારી ગાડી ધમધમ આગળ ચાલી. રસ્તામાં મેં ' વનીકા ' નામનાં લોકો જોયાં. અહા ! અદ્‌ભૂત દેખાવ. વનીકા સ્ત્રીઓના સ્તનો એટલાં બધાં સ્થુળ અને દીર્ઘ હોય છે કે, તેઓ, તેમને સુખેથી, આગળથી, ખભા ઉપરથી પાછળ પીઠ પર નાખી શકે છે અને પીઠપર ઝોળીમાં બાંધેલું બાળક વિનાશ્રમે શાન્તિથી સ્તનપાન કરી શકે છે. તેઓ ઘણીજ ગંદી દેખાતી હતી. આ જાત બહુજ ગરીબ છે અને ગુલામો પકડવાના જમાનામાં આ બિચારા સહેલાઇથી ગુલામગરોના ભોગ થઇ પડતા હતા.

લગભગ સુકા વેરાન પ્રદેશમાં ગાડી સાંજ સુધી ચાલ્યાજ કરી. રસ્તામાં સ્ટેશનો આવતાં હતાં પણ તે કંઈ ધ્યાન ખેંચે તેવાં નહોતાં તે સ્ટેશનોનાં નામો નાહક આ પત્રમાં લખી તને તકલીફ આપવા માગતો નથી. રાત્રી પડી, મુસાફરીમાં તો એવીજ નિદ્રા. પ્રિયે ! પેલી 'વનીકા' સ્ત્રીઓ સ્વપ્નમાં વારંવાર દેખાવા લાગી અને તેના વિચિત્ર દેખાવથી ત્રાસ ઉપજાવવા લાગી. આપણા દેશમાં એવી એકાદ જોવામાં આવે તો નાનાં બાળકો બી મરે અને મોટાં પણ માને કે આ કોઈ વંતરી કે ભૂતપ્રેત હશે અમારી રેલ્વેગાડીનુ એન્જીન ઘણી હલકી જાતનું હોવાથી ( રેલ્વે મીટરગેજની છે, અને સાધારણ જાતની છે ) કોઇ દમના વ્યાધીવાળો ખોં-ખોં કરે તેમ તે ચાલે ત્યારે ખોં ખો કરતું હતું. આથી નિદ્રાનો વારંવાર ભંગ થતો હતો.

એમ થતાં પ્રાતઃકાળ થયો અને સીમ્બા અને કીયુ સ્ટેશન વચ્ચે સૂર્ય નારાયણે દર્શન દીધાં અને અમારી દૃષ્ટિ કીલીમાન્જારો નામના પર્વત તરફ ખેંચાઇ અને એ બરફથી સતત આચ્છાદિત પર્વતને અમે પ્રેમપૂર્વક નીહાળવા લાગ્યા. એક ક્ષણમાં તો બરફ વાળા રૂપેરી શિખરોપર એક બે ત્રણ એમ રાતો સુવર્ણ રંગી, ભૂરો અને સ્વચ્છ શ્વેત રંગો, દેખાઇને ઉડી ગયા. કુદરતનો આ દેખાવ બહુ રમણીય હતો. બહુ સુન્દર, કદીય નહી ભુલાય, પ્રિયે !

કીલીમાન્જારો પર્વત દુનિયામાં ઉંચાઇમાં બીજી પદવીનો છે. સૌથી ઉંચો હિમાલય છે. કીલીમાન્જારોની ઉંચાઇ દરિયાની સપાટીથી ૨૦૦૦૦ ફીટની છે. કીબોરૂ માવેન્ઝી નામના બે મોટાં અને ભવ્ય શિખરોથી આ પર્વત શોભાયમાન છે, આ બન્ને શિખરોપર કાયમ બરફ રહે છે. કીલીમાન્જારો ઉષ્ણ કટીબંધમા વિશુવવૃત્ત પર આવેલો છે, છતાં તેના

ઉપર બરફ રહે છે તેનું કારણ તેની ઉંચાઇ છે. ઘણાં વર્ષો પહેલાં કીલીમાન્જારો પર્વત સજીવ જ્વાળામુખી પર્વત હતો. હાલમાં તે નિર્જીવ છે. તેના શિખર પર 'ક્રેઇટર' એટલે મુખ છે. અને તેની આસપાસ મોટાં મોટાં શબનાં ખેતરો થઇ ગયેલાં છે. આ ખેતરોની આસપાસ બરફ રહે છે. મધ્યમાં બરફ રહેતો નથી. આફ્રીકાની જંગલી જાતોમાં એમ હજી પણ મનાય છે કે કીલીમાન્જારો પર્વતનાં શિખરો સોનારૂપાનાં છે અને ત્યાં ભૂત પ્રેતાદિ રહેતા હોવાથી જઇ શકાતું નથી. શિખરો ઉપર બરફ રહેતો હોવાથી, સૂર્યના કિરણોથી રંગો બનતા હોવાથી આ માન્યતા તેમનામાં ઉભી થઇ હશે એમ લાગે છે.

વોઇ સ્ટેશને અમે ન્હાપાણી લીધાં અને ત્યાં ગાડી ઘણોવખત ઉભી રહેતી હોવાથી નીચે ઉતરી વિશ્રાંતિ લીધી. અમારી રેલ્વે આગળ વધતાં ભવ્યમૂર્તિ કીલીમાન્જારોના દર્શન બંધ થયાં. હવે જરા ઠંડી લાગવા માંડી, કારણકે રેલ્વે લગભગ દરિયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચે આવી હતી. જેમ જેમ આગળ જઇએ, તેમ તેમ ઠંડી વધારે. અહિ નાઇરોબીમાં સખ્ત ઠંડી પડે છે કારણ કે આ સ્થળ ૫૦૦૦ ફીટ ઉંચે છે.

અમારી ગાડી "આથીપ્લેઇન્સ" માં આવી પહોચી. "આથીપ્લેઇન્સ" એટલે આથી નદીની આસપાસનાં મોટાં મેદાનો. આ મેદાનોમાં સિંહ, વરૂઓ, અને ઝીબ્રા વિશેષતઃ રહે છે. આ મેદાન સિંહોનું તો જાહેર ઘર ગણાય છે. અટાપટા વાળા ખચ્ચર જેવા ઝીબ્રાને અને આપણી ગાયો કરતાં કદમાં આફ્રિકાની નાની ગાયોને આમતેમ મેદાનોમાં ફરતાં જોતાં બહુ આનંદ આવ્યો. છેવટે ૨૪ કલાકની મુસાફરી કરી અન્તે હું નાઇરોબીના સ્ટેશને આવી પહોંચ્યો મિત્ર મંડળ સામું લેવા આવ્યું હતું, તેથી સુખરૂપ તેમની સાથે શહેરમાં જઈ પહોંચ્યો. અહીં પણ ઘણું જોવાનું અને તે તમને લખી જણાવવાનું છે. બીજા પત્રમાં તે વિશે લખીશ

ત્હમારો પત્રો નથી તો લખશો. બાળકોને ચુમશો અને વ્હાલથી રમાડશો. હું આનંદમાં છું.

લી. તમારો સદાનો

"વિનાયક"

## પત્ની અને માતા :

(ઇંગ્રેજી ઉપરથી.)

તે ઘરની અધિષ્ઠાતા દેવી છે, અને એવા ગૃહમાં શાન્તિ સુખનો સદા નિવાસ છે, તે વિચારીને આજ્ઞા કરે છે અને તેની આજ્ઞાઓ હમેશાંજ અનુસરાય છે. તે પ્રાત:કાલમાં ઉઠે છે અને યોગ્યતા પ્રમાણે નિત્યકાર્યની વહેંચણી કરીદે છે પોતાના કુટુમ્બજનની ચિંતામાં તે મગ્ન રહે છે, અને તેમાંજ તે પ્રવૃત્ત રહે છે; તેના ગૃહમાં કરકસર સાથે સુઘડતા નિહાળાય છે. તેની કુશળતા તેના પતિને પત્નિની સર્વત્ર થતી સ્તુતિ સદા હર્ષ પમાડે છે. તે પોતાના છોકરાંને સુબુદ્ધિ આપે છે અને પોતાના સદ્દવર્તનના દ્રષ્ટાંતથીજ તેઓનું ચારિત્ર્ય બાંધે છે. તેનું વચન એજ તેઓના જીવનનો ધર્મ બને છે. અને તેનો પ્રેમ તેમના હૃદય ઉપર અગાધ સત્તા ધરાવે છે. તેના માયાળુ સ્વભાવથી નોકરોને કામ કરવામાં ઉત્સાહ મળે છે અભ્યુદયમાં તે ફૂલાઇ જતી નથી. અને વિપત્તિમાં તે ધીરજથી સર્વ દુ:ખો સહી લે છે. તેના પતિની અસહ્ય અડચણો પણ તેની સલાહથી હલકી થઈ જાય છે, અને તેની મધુરતાથી મધુરી બને છે. તે સ્વજનનાં હૃદયમાં પોતાનાં હૃદયને ખીલાવે છે, અને સર્વત્ર શાન્તિ આપે છે, પામે છે. આવી પત્નિ જેને પ્રાપ્ત થાય છે. તે ખરેખરો સુખી છે. અને આવી માતા જેને છે એ બાળક મહેભાગ્ય છે।

(મળેલું)

रणनिरीक्षण.



शत्रुसैन्यनी पासे रहीने, भयंकर मारो चालतो होवा छता पण, हिंमतवी ब्रिटिश शूर वीरो पोतानी तोपोना मारानु सूक्ष्म अवलोकन करे छे. अने पोताना गोलदाजोने गोळ्या चलावषा माटे दुष्मननी जगाओ सुचवे छे.

The Manoranjan Press, BOMBAY

आल्प्स तोपखानुं.



इटलीनी सरहद उपरनी स्वारीमां आल्प्स पर्वतना इटालियन तोपखानानुं एक खच्चर नीचे उतारवामां आवे छे.

# प्रवास मंजरी.

## કાઠીયાવાડની યાત્રા.

(બાવીશ દિવસનું બ્યાન)

લેખકઃ શ્રીયુત " મસ્ત ". (બી. એ.)-અમદાવાદ.

૧.

**પ્રવાસની શરૂઆત.**

મનમાં જ્યારે કોઇ પણ શુભ કાર્ય કરવાની ઉર્મિ ઉત્પન્ન થાય છે તે વખતે તેમાં પ્રવૃત્ત થવાથી જે આનંદ અનુભવાય છે, તે પછીથી કદિ પ્રાપ્ત થઇ શકતો નથી. વળી પ્રવાસ જ્યારે સ્વજન સમૂહમાં કરવાનો હોય છે ત્યારે પારકા પ્રદેશમાં વેઠવી પડતી મુસ્કેલીઓ પણ અસર વિનાની થઇ પડે છે. કેટલાક દિવસથી, છોકરાઓને મળતી પરીક્ષા પછીની વેકેશન (રજા)નો—આ વખતે સંપૂર્ણ લાભ, અનિવાર્ય અડચણો આવી ન પડે તો લેવા ચુકવું નહીં એમ કુટુંબમાં સર્વની દ્રઢ ઇચ્છા થઇ હતી. સને ૧૯૧૪ ની બારમી ડીસેમ્બરે રજા પડવાની હતી અને તે અગાઉથી એમ નિશ્ચય કર્યો હતો કે રજા પડતાંવાંત યાત્રા-પ્રવાસે નીકળી પડવું. પણ હકીકત એમ બની કે ભરશીયાળો માથે આવી લાગ્યો, જેને લઇ કકડતી ટાઢમાં કાચા કચ્ચીઆરા સાથે પરદેશ જવાની સલાહ કોઇએ આપી નહીં. વિચાર ઉનાળા ઉપર મોકુફ રાખવાનું ઠર્યું. પરંતુ કેટલાંક કારણોસર તેમ કરવું અશક્ય હતું. એટલામાં કાને એવી વાત આવી કે તે વખતમાં દરીઓ તોફાની થાય છે, જેથી આગબોટની મુસાફરી ભય ભરેલી ગણાય છે. આ અનિશ્ચિતપણામાં આઠ દસ દિવસ સ્હેજ નીકળી ગયા અને તેટલામાં તોફાની દરીઆની વાત સાંભળીનાં જ મન મક્કમ થઇ ગયું કે જે કાંઇ રજાના દિવસો બાકી રહ્યા છે તેમાંજ જઇ આવવું. જ્યાં સુધી ગલ્લાં તલ્લાં કર્યા કરીએ છઇએ ત્યાં સુધી મન ઉચકાતું નથી. મન ઉચકાયા વિના દ્રઢ નિશ્ચય થતો નથી; અને દ્રઢ નિશ્ચય વિના કાર્ય સિદ્ધ થતું નથી. છેવટે કાઠીઆવાડની યાત્રાએ નીકળવું એમ ઠર્યું. અને બાવીસમી ડીસેંબરને રવીવારનો દિવસ અહીંથી જવાનો નક્કી કર્યો.

**રેલ્વે ગાડીના અનુભવો.**

અમે સવારના અગીઆર વાગ્યાની ગાડી પસંદ કરી કારણ કે એ ગાડીમાં બેસવાથી ફક્ત વીરમગામ જંક્શને ગાડી બદલવી પડે છે. બાકી ત્યાંથી પછી બીજા કોઇ પણ સ્ટેશને ગાડી બદલ્યા વગર પોરબંદર પહોંચી શકાય છે. એક દિવસ અગાઉથી શહેરની ઓફીસમાંથી ટીકીટો લઇ રાખી હતી, અને ચોવીસ કલાક અગાઉથી સ્ટેશન માસ્તરને એક કોમ્પાર્ટમેન્ટ રીઝર્વ કરવાની (ખાનું અમારે માટે જૂદું રાખવાની) ખબર આપી દીધેલી હોવાથી અમારે તો

ફક્ત ઘેરથી નીકળી સ્ટેશને પહોંચી ગાડીમાં બેસવાનું જ હતું માણસો સાથમાં વધારે હોવાથી એક લારી કરી સામાન પહેલેથી સ્ટેશને પહોંચતો કરી દીધો હતો એટલે એની પણ ઉપાધી નહોતી. પાસે એક લીસ્ટ સામાનનું કરી રાખ્યું હતું, એટલે ત્યાં જઇ બ્રેક (ભારખાનાના ડબા)માં મુકાવવાના દાગીના, બધા સામાનનો સામટો તોલ કરાવ્યા પછી બ્રેકમાં મોકલી દીધા અને સાથે રાખવાનો સામાન અમારા ડબામાં મુકાવી દીધો. આ બાબતની જો પહેલેથી ચોકસાઇ નથી કરવામાં આવતી તો પછી પ્રવાણમાં "રેલ્વે ગાર્ડ"નું જુદે સ્થળે જુદા જુદા રૂપમાં આવાગમન થયાં કરે છે, ને તેમને મનાવવા મુશ્કેલ થઇ પડે છે. માટે ખાસ કરીને લાંબા પ્રવાસે નીકળતાં પહેલાં ખાવાનું પીવાનું અને સુવાનું અલગ કરી બાકીના સરસામાનનો તોલ કરાવી રસીદ (પહોંચ) લઇ લીધાથી ઘણી નીરાંત રહે છે. અહીંથી ઉપડી વીરમગામ પહોંચ્યા. થોડો વખત આ ગાડીમાંથી ઉતર્યાં પછી પ્લેટફોર્મ (સ્ટેશનનો આગલો ભાગ જ્યાં ગાડી ઉભી રહે છે તે) ઉપર રોકાવું પડ્યું એટલામાં મીટરગેજની (ન્હાની) ગાડી મેસાણા તરફથી આવી પહોંચી. ગાડી બદલતાં પહેલાં માલુમ પડયુ કે આ ન્હાની ગાડીમાં લાંબા મોટા ડબા હોવાથી કોમ્પાર્ટમેંટ રીઝર્વ મળી શકશે નહીં. આડી અવળી વાતચીત દરમીયાન જાણવામાં આવ્યુ કે જ્યારથી કાઠીઆવાડનાં રાજ્યોએ પોતપોતાની અલગ અલગ ગાડીઓ કરી લીધી છે ત્યારથી આવી આવી ઘણી પંચાતો ઉભી થઇ છે અને એની અનેક દુગ્ધાઓ લોકોને સહેવી પડે છે. કેટલીક ટ્રેનો કાઠીઆવાડનાં જુદે જુદે જંકશને સીધી ચાલી જાય છે. પણ તે કઇ કઇ તે તો ફક્ત ઈંગ્રેજી લખી વાંચી જાણનારજ જાણી શકે. ગુજરાતી જાણનારાઓ માટે જો ગુજરાતીમા રેલ્વે તરફથી ગાઇડો (સુચનાઓ) પ્રગટ કરવામાં આવે તો ગાડી બદલવામાં વેઠવી પડતી હાડમારીઓનો થોડે અંશે ઘટાડો થાય. અભણ વર્ગના દુઃખનું તો કહેવું જ શુ? એ બિચારાઓને તો જંકશન સ્ટેશનોએ ગાડીને એક છેડેથી બીજે છેડે આથડવું પડે છે, કારણ કે કઇ ગાડીમાં બેસવાનું તેની એ લોકોને સમજ હોતી નથી, તેમ સ્ટેશન ઉપર સહુ સહુની ધુમામાં ફરતું હોવાથી જવાબ આપવાને કોઈ નવરૂં પડતું નથી આ ઉપરાંત જે પહેલાં ડબામાં બેસવાને ભાગ્યશાળી થાય છે તે તો એમજ સમજે છે કે અમારો તો આ ડબા ઉપર બાપદાદનો હક થઇ ગયો, જેથી નવા બેસવા આવનારને હાંકીજ કાઢે છે। ડબામાંના બે ત્રણ જણા ચઢવા તરફના બારણા આગળ આવી બેસી જાય છે અને નવા આવનારને "અહીં જગ્યા નથી, આગળ જાઓ, આખી ગાડી ખાલી છે ને અહીંજ કેમ ભરાઓ છો?" આવાં આવાં વચનોથી વિદાય કરે છે. કોઇ બાથનો ફરેલ થઇ જોરાવરીથી ચડવા જાય તો તેને ધક્કો મારી કાઢી મુકવાને પણ એ વંશપરંપરાનો હક કરી લઇ બેઠેલા ચુકતા નથી! અહીં વિચાર કરવો જોઇએ છઇએ કે છડો માણસ તો પોતાની ગમે તેમ ગોઠવણ કરી લે, પણ બૈરાં છોકરાંને લઇ નીકળેલા માણસના શા હાલ? આ દુગ્ધાને માટે લોકો રેલ્વે કંપનીને દોષ દે છે કારણ કે તેઓ એમ કહે છે કે રેલ્વે ઓછા ડબા રાખે છે અને ખાસ કરીને થર્ડ ક્લાસમા તો માણસોને બકરાની પેઠેજ પુરે છે! અમારા સદ્ભાગ્યે વીરમગામથી તો જે ડબામાં અમે બેઠાં હતાં તેમાં અમારા શીવાય બીજુ કોઇ નહોતું.

વીરમગામ છોડયું અને વઢવાણ આવ્યા. પહેલાંના કરતાં હવે વઢવાણ જંકશન સ્ટેશન

**વીરમગામથી પોરબંદર.**

(બે અથવા વધારે ટ્રેનો મળવાની જગો) છે એમ જણાય છે. કારણ કે કેટલાક વખતથી જુદી જુદી તરફથી આવતી ગાડીઓને એકજ જગાએ જુદા જુદા પ્લેટફાર્મ ઉપર આવવા દેવામાં આવે છે. તેમ સ્ટેશનનો પણ પુનરોદ્ધાર કરવામાં આવ્યો છે. અમારી ગાડી તો સીધી પોરબંદર જવાની હોવાથી હમે હમારા ડબામાંજ બેસી રહ્યા. આ જગ્યાએ એક બીજું જણાવવું આવશ્યક છે કે રેલ્વેવાળા એકજ ગાડીમાંથી અમુક જંકશને અમુક ડબા કાઢી નાંખે છે. હર શુકેસુકે નીકળી જવાના ડબામાં અજાણ્યો માણસ બેસી ગયો હોય તો જંકશન સ્ટેશને એને બીજો ડબો શોધવો પડે છે. અને જે દુખમાંથી એ બચવા મ્હાતો હોય છે, તે તો વગર બોલાવે સામે આવીને ઉભી રહે છે. અડધાએક કલાક પછી વઢવાણથી ગાડી ઉપડી અને રાત્રે આઠેક વાગે ધોળે જઇ પહોંચી. વઢવાણથી હમે પણ એકલા બેઠેલાનો હક છોડી બેઠા હતા, કારણ કે અન્ય માણસો અવારનવાર આવવા લાગ્યાં હતાં તો પણ ધોળા સુધી તો શાંતિ ભોગવી હતી. ધોળામાં આગગાડી લગભગ દોઢેક કલાક પડી રહી. ભાવનગર તરફથી આવતી ગાડીનાં છડીઆં (ઉતારૂઓ) હમારી ગાડીમાં ચડ્યાં અને ગાડી ઉપડી. બીડને લઇને રાત્રે ઉજાગરો કરવાનું લખીત નહીં હોવાથી, હમે તો હમારા બીસ્રા ખોલી લાંબા થઇ પડ્યા. વ્હાણું ક્યાં વાયુ તે ખબર પણ ન પડી. જોકે મુસાફરી હોવાથી ચેતતાં રહેવું પડતું હતું. સાતેક વાગ્યાને સુમારે જેતલસર આવી પહોંચ્યું. અહીંથી ધક્કા મુક્કીનું પગરણ બેઠું! જેતલસર છોડ્યા પછી તો તે ક્રમે ક્રમે વધવા લાગ્યું અને પોરબંદર આવતાં આવતાં તો હૈયે હૈયાં દબાઇ જવા લાગ્યાં, ને ક્યારે પોરબંદર આવે કે છુટીએ, એમ હમારામાંનું દરેક જણ ઇચ્છવા લાગ્યું.

**કુદરતની બલીહારી.**

ઉપલેટા સ્ટેશન ઉપરના દેખાવે હમારા દીલને કાંઇ રંજન કર્યું. એ સ્ટેશન પાસે પથ્થરની ખાણ છે. તે ખાણમાંથી સ્ટેશન ઉપર પથરા લાવવામાં આવે છે. આ પડેલા પથરાઓ અને તેમાં કામ કરતા મજુરોના રમણીય દેખાવે હમને આનંદ આપ્યો. કુદરતની બલીહારીના વિચાર મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. એક તો વિચાર એ આવ્યો કે જગતનિયંતાને સૃષ્ટિમાં શ્રેષ્ટ તરીકે ઉત્પન્ન કરેલાની કેટલી ફીકર રહે છે અને તેને માટે કઇ કઇ ચીજ ઉત્પન્ન કરે છે. છતાં એ માનવજાતી તો એને બેવફા થવાને સ્વાર્થ વખતે ચુકતી નથી. બીજો વિચાર એ આવ્યો કે લલાટમાં લખેલુંજ ભોગવી શકાય છે. સોના જેવી ચીજ પણ કાઢે છે તો મજુરોજ, પણ તે અન્યને માટેજ. એમને કર્મે તો બાજરાનો રોટલો જે બટકી ખાવાનું લખ્યું હોય તેથી વધારે શી રીતે લઇ શકે? ત્રીજો વિચાર એ આવ્યો કે મનુષ્ય માત્ર રમકડું છે. એને તો બાજીગર જેમ નચાવે છે તેમજ નાચવું પડે છે. ચોથું એમ થયુ કે જે આનંદ ને સંતોષ આ સવારથી તે રાત સુધી મજુરી કરનાર ભોગવી શકે છે તે આજ પથ્થરોની મહેલાતમાં રહેનાર ભોગવી શકતો નથી. આવા આવા અનેક તરંગોના તુરંગ ઉપર મન ચડ્યું હતું એકાંત અથવા અડચણજ મનને સતેજ કરી શકે છે અને ત્યારેજ તે આ ઘટ વાતાવરણમાંથી છુટી ઉંચે ઉડવા માંડે છે. પોરબંદર પણ આવી પહોંચ્યું અને સ્ટેશન ઉપર ઉતરતાં અમારી મુસાફરીનો પહેલો સફો ખતમ થયો.

૨.

પોરબંદર રાજ્ય હાલમાં ઇંગ્રેજ સરકારની દેખરેખ હેઠળ છે. કારણકે કુમાર-ભવિષ્યના રાજા-બાળ વયના છે. સરકારે પોતાના તરફથી એડમીનીસ્ટ્રેટર (હાકેમ) મુકયા છે. અને તે રાજ્યની વ્યવસ્થા કરે છે.

**પોરબંદર શહેર.**

પિતાજીએ દશબાર વરસ કાઠીઆવાડમાં નોકરી કરેલી હોવાથી અને પોરબંદરના એડમીનીસ્ટ્રેટર સાહેબ એમને સારી રીતે ઓળખતા હોવાથી હમને "સ્ટેટ ગેસ્ટ" (દરબારી પરોણા) થવાનો લાભ મળ્યો. બાકી હાલના વખતમાં સાધારણ માણસોની પરદેશમાં સગવડ ખાતર સખી ગ્રહસ્થોએ ધર્મશાળાઓ બંધાવી પોતાનાં નામ અમર કર્યાં છે. આવી ધર્મશાળાઓ પૈકી કેટલીમાં તો સાવરણીથી માંડી ગાદલાં, ગોદડાં ને ખાટલા સુધી બધું મળી શકે છે. અશક્તને અન્ન પણ અપાય છે, ને ઘોડીઆમાં સુતાં બચ્ચાંને માટે ઘોડીઆં (પારણાં) પણ ત્યાં મળી શકે છે. કેટલીક ધર્મશાળાઓમાં નાનકડી લાયબ્રેરી પણ રાખવામાં આવે છે. ખાસ કરીને યાત્રાનાં ધામોમાં તો ધર્મશાળાઓ હોયજ છે. પોરબંદર "સુદામાપુરી" ધામ ગણાતું હોવાથી ત્યાં પણ ધર્મશાળાઓ છે. અને એક તો સ્ટેશનથી બહાર નીકળતાં પાસેજ છે.

જ્યાં અમે ઉતર્યા હતા ત્યાં પાસે ભોજેશ્વર મહાદેવનું રમણીય સ્થાન છે. શહેર બહારની તેમજ અંદરની શોભા રમણીય લાગે છે. મકાનો ઘણેભાગે પથ્થરનાજ જોવામા આવે છે. જમીન અને પથ્થરની છુટહોવાથી શહેર શોભીતું બની શક્યું છે. શહેરની બાંધણી પથ્થરની હોવાથી બહુ સફાઇદાર લાગે છે. રસ્તાઓ ઘણાખરા એક છેડેથી બીજે છેડે લઇ જાય છે. ખાસ કરીને શહેર બહારનો દેખાવ ચિત્તાકર્ષક છે. પણ સાથે સાથે એમ પણ આભાસ થાય છે કે અહિં જમીનના પ્રમાણમાં વસ્તી નથી શહેર બહારના બંગલાઓ છુટા છુટા આવી રહેલા છે. પથ્થર પોચો હોવાથી તેનો ધારેલો ઘાટ જલદીથી બની શકે છે. હાલ આ રાજ્યમાં એડમીનીસ્ટ્રેશન (બ્રિટિશ સરકારનો વહીવટ) હોવાથી દિવસે દિવસે સુધારાવધારા થતા જાય છે. પોરબંદરમાં સુદામાજીનું મન્દિર પ્રખ્યાત છે. મન્દિરની સામે ત્રણ તરફથી બાંધી લીધેલી છુટક જગ્યા છે, જ્યાં હરીકીર્તન વગેરે સારી રીતે થઇ શકે છે. બૈરાંઓને બેસવા માટે ઉપરના ભાગમાં એલાયદી જગ્યા રાખવામાં આવી છે. આ જગ્યા પણ રમણીય છે. પોરબંદરમાં બીજું જોવાજેવું "ટાટા એન્ડ સન્સ" કંપનીનું સીમેંટનું કારખાનું છે. આ કારખાનું જોવા જવામાં મુશ્કેલી પડે છે. કારણકે સર્વેને માટે તે ખુલ્લુ નથી. ખાસ લાગવગ અથવા ચીઠી વગર અંદર જઇ શકાતું નથી. દરીઆના કાંપ સાથે બીજા પદાર્થો મેળવી તેમાંથી સીમેંટ ઉત્પન્ન કરવામાં આવે છે. આપણે સીમેંટને હંમેશાં પીપમાં ભરેલો જોઇએ છીએ પણ આ કારખાનાવાળા એને કોથળામાં ભરે છે. આ કારખાનું ચલાવવાનું એન્જીન માત્ર જોવા જેવું છે. કારણકે બોઇલર અને એન્જીનનો એકઠો સમાવેશ કરવામાં આવ્યો છે. આ કારખાનું દરીઆના કિનારા ઉપર બાંધવામાં આવ્યું છે, જેથી કાંપ મેળવવા ઉપરાંત માલ લઇજવા લાવવાની પણ સગવડ પડે છે. રેલ્વે લાઇન પણ તેના કમ્પાઉન્ડમાં લેવામાં આવી છે. આ કારખાનું યુરોપીયન એક્સપર્ટોની (અનુભવી કારીગરો) ની દેખરેખ

હોલ આવે છે. પોરબંદરમાં ત્રીજી જોવા જેવી ચીજ રાજમહેલ છે. આ મહેલમાં ત્યાંના રાજાઓના 'બસ્ટસાઇઝ' ( કમરસુધી ) ના પુતળાં છે. અને જયપુરના ચિત્રકારોને હાથે ચીતરાયલી રાજાઓ વીગેરેની છબીઓ પણ છે. વળી અહિં કાચ ઉપર ચિત્રાકર્ષક ચેઈન્ટીંગ (ચિત્રો) જોવામાં આવે છે, તેમાં "રાવણની રામ વનવાસમાં સીતા પાસે ભીક્ષા" તથા "સીંહનો શીકાર" એ ચિત્રો વધારે ધ્યાન ખેંચે છે. આ ઉપરાંત છબીઓના મોટા મોટા તકતા છે, જેમાં માયીક જળપ્રલય અને અદ્ભુત બાળસ્વરૂપ, વસુદેવનું યમુના ઓળંગી ટોપલીમાં કૃષ્ણને લઈ યશોદાને ત્યાં મુકવા જવું, કૃષ્ણની ગરૂડપર સ્વારી અને મુરલીધર-રાધાવાળા તકતા આલ્હાદ ઉપજાવનારા છે. મહેલના બીજા ઓરડામાં છત ઉપર નીચેનાં ચિત્રો દ્રષ્ટીએ પડે છે. શકુંતલા-દુષ્યન્તનો પુત્ર સર્વદમન સીંહોના બચ્ચાંને રંજાડતો જણાય છે: દ્રૌપદી વસ્ત્રહરણનો બીજો દેખાવ છે. ત્રીજો ધ્રુવ તપશ્ચર્યાનો છે. ત્યારપછી શેષશાયી ભગવાન, સીતાસ્વયંવર, મયુરધ્વજનું કાશીમાં કરવત મુકાવવું, શીવદરબાર, રાસક્રીડા અને યશોદા-કૃષ્ણના દેખાવો પણ સુંદર છે. આ દરેક દેખાવ છત ઉપર ચીતરવામાં આવ્યા છે. ત્રીજા હોલમાં બારી બારણાં ઉપરનાં વેન્ટીલેટર ( હવાબારીના જાળીયાં ) ના કાચમાં વીધવીધ મનોહર ચિત્રો નજરે પડે છે, એક હોલમાં કોડીઓથી ભરેલા કોચ ખુરશી છે. આ કોચ ખુરશીમાં ખાસધ્યાન તેમાં વાંચી શકાતી જુદી જુદી કવિતાઓ ખેંચે છે, કેટલીક ભીંતો ઉપર પણ મહેલ વગેરેનાં ચિત્રો નજરે પડે છે, વધારામાં લક્ષ્મી, શીવ, કૃષ્ણ-વીનુ, સરસ્વતી, બ્રહ્મા ગણપતી, કુકડાપર બહુચરાજી અને વાઘપર અંબીકાજીનાં પ્લેસ્ટર ઓફ પેરીસ (રસાયણી ચુના) ના બનાવેલા નમુના ભીંતો ઉપર ટાંગેલા જોવામાં આવે છે. વળી એક હોલની છતમાંથી લીલાં પાંદડાં તથા લીલી ડાળાનું વીજળીની લાઇટનું ઝાડ ટીંગાડવામાં આવ્યુ છે. સાંભળ્યા પ્રમાણે કાચ તથા છત ઉપરનાં ચિત્રોનું કામ ઇટાલીઅન કારીગરોની દેખરેખ નીચે કરવામાં આવ્યું છે. મહેલમાં એક જગ્યાએ ન્હાવાનો હોજ છે જેમાં વચ્ચે થઇને જવાનો રસ્તો રાખેલો છે અને એક બાજુ ઠંડા પાણી માટે અને બીજી બાજુ ઉનાપાણી માટે એમ બે અર્ધ ગોળાકાર કુંડ છે. ઉપરના ભાગમાં ફુવારો પણ રાખેલો છે.

નાતાલના દિવસો હોવાથી સ્ટેટ ( રાજ્ય ) તરફથી દરીઆની રમતનો એક દિવસે થઇ હતી અને તે જોવાનો અમને પણ લાભ મળ્યો હતો. સઢવાળી બોટોની શરતમાં દરેક બોટને અમુક છેડે જવાનું હતું, પણ હલેસાં હલાવ્યા વીના ફક્ત સઢની, પવનની દીશાજોઈ, ગોઠવણી કરીનેજ. આ સરતમાં બધી બોટો એકી વખતે છુટતી અને પછી છુટી પડી જતી અથવા આગળ પાછળ થઇ જતી એ વખતે જોવાને, જેટલો એ બોટવાળાઓને શ્રમ પડતો હશે, તેટલોજ જોનારાઓને પડતો હતો. બીજી સરત નાના મછવાઓમાં હલેસાં મારીને આગળ આવવાની હતી, ત્રીજી સરત છેક નાનાં હોડકાં ચલાવવાની હતી. આ સરતમાં જ્યારે એક હોડકું ઉધું વળી ગયું, અને અંદરનો માણસ પાણીમાં પડી ગયો, અને પાછો બહાર આવી જ્યારે પોતાના હોડકાને ચતુ કરવા લાગ્યો, ત્યારે લોકોને બહુ આનંદ મળ્યો હતો. આ પછી એક સરત બંદર ઉપર કામ કરતા મજુરોની હતી. અમુક વજનના કોથળા એકી વખતે પોતાની પીઠ ઉપર મુકી એ લોકોને "વહેલો તે પહેલો" થવાનું હતું. વધારે આનંદ જે રમતે આપ્યો, તે લાકડાના થાંભલા પર ચાલી, તેને છેડે ( દરી-

આમા લટકતા છેડે ) બાંધેલી રૂપીઆની કોથળી લઈ લેવાની હતી. આ થાંભલે એક વહાણમાં ગોઠવવામા આવ્યો હતો અને તેનો એક છેડો દરીઆના પાણીમા લટકતો હતો આ છેડે ઇનામની કોથળી બાંધી હતી. આ થાંભલાને તેલથી ચીકણો બનાવવામા આવ્યો હતો અને તેના ઉપર અધ્ધર ચાલીને ઈનામ લેવાનુ હતું આ પ્રસંગ સીના સ્વયંવરમા પડેલું ધનુષ્ય અને સીતાને મેળવવા આવેલા રાજાઓના જેવો હતો જેમ એ સ્વયંવરમા કેટલાક રાજા તો ધનુષ્ય જોઈને જ પોતાની બેઠક છોડતા નહોતા, તેજ રીતે કેટલાક તો આ થાંભલા પર શીરીતે ચલાશે એજ વિચારમાં પડીજઇ ઉભેલા જણુતા હતા જેમ એ સ્વયંવરમા કેટલાક રાજા ધનુષ્ય પાસે આવતા ખરા પણ તેને હાથ લગાડતાંજ પાછાપગે ફરતા તેમ કેટલાક આ થાંભલા પાસે આવી એક બે પગલા તેલવાળા ભાગ પર ભરી પાછા વળી જતા. જેમ એ સ્વયંવરમા કેટલાક રાજા ધનુષ્ય ઉપાડતા પણ દોરી ચઢાવી ન શકતા તેમ કેટલાક હીંમતરાખી તેલવાળા અડધાભાગ સુધી આડા અવળા થતા થતા પહોચતા, પણ સમતોલપણું ન જાળવાતા લજ્જાહીણ થઈ પાણીમા સંતાઈ જતા અને બીજે રસ્તે પલાયન કરી જતા ' ઉક્ત સ્વયંવરમાં પણ આખરે એક " રામ " નીકળ્યો, તે હીંમત રાખી એકાગ્રચીત્તે થાંભલાના પોણાભાગ ઉપર જઈ પહોચ્યો અાં લથડી પડવાની તૈયારીમાં હોવાથી અક્કલ વાપરી તે બાકી રહેલા થાંભલા પર લાંબો થઇ સુઇ જઈ લાંબો હાથ કરી ઇનામની કોથળી સાથે પાણીમા પડ્યો અને સર્વના માનને પાત્ર થયો આ બધી ક્રિયા લખતા જેટલીવાર થાય છે તેની ચોથા ભાગની વાર પણ તેને એ બધુ કરતા થઈ નહોતી. અહીં અમારા મફત અકી ( યાત્રા ) નાટકનો બીજો અંક સમાપ્ત થયો. ( અપૂર્ણ )

---

## સતી–બાળવિધવાઓ :

" લજ્જાસ્પદ કોને માટે ? ભારત રમણીઓને માટે આ (સતી થવાનો) રિવાજ લજ્જાસ્પદ હતો એમ હમારૂ લેશમાત્ર પણ કહેવુ નથી ચિતાના અગ્નિમા પતિના દેહની સોડમા સુઈને આત્મ સમર્પણ કરવાથી હિન્દુ રમણીના ચરિત્રમા સ્વર્ગીય શોભાનો ભાસ થતો હતો, નારી જાતિની અદ્‌ભુત સહન શીલતા પ્રગટ થતી હતી છતા પણ એ પ્રથા ચાલુ રાખવાને માટે ભારત વર્ષના પુરૂષોએ જે પ્રયત્ન કર્યો હતો તે ત્હેમને માટે લજ્જાસ્પદ હતો એમા શો સંદેહ ? જે સહમરણ અથવા સતીના રિવાજમા સ્ત્રી જાતિના વીરત્વનો અપૂર્વ વિકાસ જણાઈ આવતો હતો, ત્હેમા પણ જે સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી, કોઇના પણ દબાણ વગર હાસ્યમય વદને, સીતા દેવીની અગ્નિ પરીક્ષાની માફક ચિતામા પ્રવેશ કરતી હતી અને ઇષ્ટ દેવતાના નામનો જપ કરતી કરતી ભસ્મીભૂત થઈ જતી હતી, તે દેવીરૂપ સાધવી મહિલાઓનું પતિ ભક્તિનુ ઋણ ફેડવાને કેટલા સાધુ પુરૂષોએ પત્નિનુ સહગમન કે અનુગમન કર્યુ છે ? કેટલાએ પત્નીની પછાડી પ્રાણ આપ્યા છે ? પરલોકમા પતિની સોડમા સ્થાન મેળવવાની આશા જેમ સ્ત્રીને માટે વાંછનીય છે તેમ પત્નીની સોડમા સ્થાન મેળવવાની ઇચ્છા શું પતિઓને માટે સ્વાભાવિક નથી ? મહા મહેનતે ભારત લલનાઓને બળતી ચિતામાથી છોડવી, પણ એથી શુ એમના સંકટનો અન્ત આવ્યો ? ના, એમની સ્થિતિતો ચુલામાથી નીકળીને હોલામા પડ્યા જેવી થઇ ગઈ સતી દાહને બદલે જીંદગી પર્યંત કઠણ બ્રહ્મચર્ય વ્રત પાળવાનો નિયમ વિધવાઓને માટે ફરજીયાત થયો આ વૈધવ્યનો અગ્નિ ચિતાના અગ્નિ કરતા પણ ખરાબ હતો. ચિતાનો અગ્નિ તો દેહને ભસ્મ કરી નાખતો હતો, પણ આ વૈધવ્યનો અગ્નિતો હૃદયને બાળીને ખાક કરવા લાગ્યો.

શિવપ્રસાદ દલપતરામ કૃત "ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર."

# वार्तालहरी

## કલિકાલની કન્યા.

[ શ્રીયુત પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એક આખ્યાયિકાના હિન્દી અનુવાદ ઉપરથી. ]

લેખકઃ રા. રા. ચાંપસી વીઠુલદાસ ઉદ્દેશી—કલકત્તા.

૧.

ચૈત્ર મહિનો ચાલે છે. સૂર્યાસ્ત થવામાં હવે થોડોક વિલંબ છે. ગોપાળ બાબુની બેઠકમાં વિનોદકુમાર શેતરંજ રમી રહ્યા છે. તે સામે તેમનો એક નાનો પુત્ર દોડતો દોડતો આવ્યો અને કહ્યું "બાબુજી, શીઘ્ર ચાલો, તાર આવ્યો છે."

તારનું નામ સાંભળી બેઠકમાં જેટલા લોકો હતા તે સર્વ ચોંકી ઉઠયા. ગામડામાં હમેશાં તાર નથી આવતો, કદાચ આવે છે તોપણ અનિષ્ટ સમાચાર લઈનેજ.

વિનયકુમારે રમત છોડી પાઘડીથી કપાળનો પરસેવો લૂછી ઉભા થયા. જલ્દી જોડા પહેરીને, ઉતાવળે ઉતાવળે ઘેર આવ્યા. જોયું તો તારવાળો સદર દરવાજાના ઉંબરા પાસે એક મોટી લાકડી લઇ ગંભીર ભાવથી બેઠો છે. દૂરના સ્ટેશનેથી આવેલો હોવાથી તે પરસેવાથી ભીંજાઇ ગયો છે. અનેક બાળકો અને બાલિકાઓ કુતુહલવશ થઇ ચારે તરફ તેને ઘેરી બેઠાં છે.

વિનયકુમારે રસીદ પર સહી કરી કાંપતા હાથે કવર ફોડયું. સમાચાર વાંચતાંજ તેમના મુખ પર પ્રસન્નતાના ચિન્હો જણાવા લાગ્યાં. તેઓ તાર લઇ ઘરમાં ગયા. જોયું તો તેમની સ્ત્રી ઘણા સમયથી તારના સમાચાર જાણવાને માટે ઉત્કંઠિત થઇ રહી છે. વિનયકુમારે કહ્યું "ખબર સારી છે."

"શી ?"

"વિનોદ ઘેર આવે છે."

"વિનોદ બાબુ ઘેર આવે છે ? કયાંથી ? કયારે આવશે ?"

"તે તો નથી લખ્યું. મુકામા સ્ટેશનેથી તાર કીધો છે. પ્રાતઃકાલ વખતે અહીં આવી જશે."

વિનયકુમાર અને વિનોદવિહારી ઉભય સહોદર ભાઇ હતા. વિનોદ જ્યારે દોઢ બે વર્ષનો હતો ત્યારથીજ તેના માતપિતા ઉભય પરલોકવાસી થયાં હતાં. વિનોદકુમારની ભાભીએજ તેને પાળીપોષીને મોટો કીધો હતો.

વિનોદ જ્યારે મોટો થયો ત્યારે ઘણોજ ઉદ્ધત નીવડયો. બાપ-મા વિનાના છોકરાઓ

ઘર્ણું કરીને બહુજ છૂટા થઈ જાય છે, તેથી ઠાંઇકજ સુધરે છે. ખરાબ સોબતમાં પડી વિનોદ પ્રથમ પંક્તીનો બદમાશ થયો. તેથી વિનયકુમાર તેનાથી બહુ નારાજ રહેતા. તેને સુધારવાની પણ તેમણે ઘણી કોશીશો કરી, મીઠી મીઠી વાતોથી તેને અનેક રીતે સમજાવ્યો, પણ તેણે મોટાભાઇની શીખામણ ઉપર ધ્યાન આપ્યું નહીં. એક દિવસ વિનયકુમારે ગુસ્સામાં આવી તેને ઘણી શિક્ષા કીધી. તેથી વિનોદ તેને પોતાનું અપમાન થયેલું સમજી તેજ દિવસે ઘર તજી ગયો. એમ બે દિવસ કરતાં કરતાં સાત આઠ દિવસો વીતી ગયા; પણ વિનોદ પાછો ન આવ્યો વિનયકુમારે અનેક સ્થળે તેની તપાસ કરી. જ્યારે તેમ પણ ન મળ્યો ત્યારે તેઓએ વર્ત્તમાનપત્રમાં જાહેરખબર દેવી શરૂ કરી.

"વિનોદનો જે પૂરેપૂરો પત્તો મેળવી આપશે તેને પચાસ રૂપીયાનું ઇનામ આપવામાં આવશે." આ પ્રકારે પેપરમાં કરવાથી પણ તેનો પત્તો મળ્યો નહિ. જોત જોતામાં મહિના વીતી ગયા, વર્ષ એક વીત્યું અને અંતે ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં. વિનોદના નાશી જવાથી વિનયકુમાર સબંધીઓ વિગેરેમાં મોં ઉંચું કરી શકતા નહીં. તેથી તેઓ સર્વદા ઉદાસ રહેતા, એવામાં અકસ્માત ખબર આવી કે તેમનો ભાઇ ઘેર આવે છે. વિનયકુમારના આનંદની સીમા ન રહી. વિનોદના આવવાની ખબર આખા ગામમાં ફેલાઇ ગઈ. બન્ધુ-બાન્ધવગણ ઉત્સુક ચિત્તે વિનોદના આગમનની રાહ જોવા લાગ્યાં.

બીજે દિવસે સવારે વિનોદની સવારી ગામમાં આવી પહોચી. વિનોદ ઘોડાગાડીમાંથી ઉતર્યો. તેના હાથમાં લીલી બનાતથી ઢાંકેલું એક 'કેશ-બોક્ષ' હતું. કોચવાન અને ઘરનાં નોકરોએ ગાડીમાંથી સામાન ઉતાર્યો.

વિનોદે ઘરમાં જઈ ભાઈ અને ભાભીને પ્રણામ કીધા. છોકરાંને ખોળામાં બેસારી લાડ લડાવ્યાં. તે પછી તેણે ભાભીને ઘરમાં બોલાવી 'કેશ-બોક્સ' તેના હાથમાં આપી કહ્યું 'આને ખૂબ સંભાળથી તમારી સોનાની પેટીમાં રાખી મુકો.'

ભાભીએ જોયું કે પેટી ઘણી ભારે હતી. તેણે ઘણીજ પ્રસન્નતાથી તેને સોનાના પટારામાં મૂકી પછી વિનોદને પૂછ્યું:—

"ભાઇ આટલા દિવસ આપ ક્યાં હતા?"

"નોકરીમાં હતો."

"આટલા દિવસ પછી અમે યાદ આવ્યાં કે?"

"ભાભી નોકરી છોડીને કેમ આવી શકું?"

"પગાર કેટલો મળે છે?"

"એક સો ને વીસ રૂપીઆ."

"લગ્ન કીધાં?"

"લગ્ન? લગ્ન કરીને શું થશે!"

ભાભીએ હસીને મશ્કરી કરવા માંડી તેટલામાં ત્યાં વિનયકુમાર આવી પહોંચ્યા. તેમણે કહ્યું "વિનોદ ભૂખ્યો થયો હશે, માટે જા પહેલાં રસોઇ ચડાવ, પછી વાતચીત તો થતીજ રહેશે."

વિનોદકુમારે હાથ મોં ધોયાં, પછી લોકોની મુલાકાત કરતાં કરતાં બપોર થવા આવી. ધીરે ધીરે ગામના લોકોથી વિનયકુમારની ઓસરી ભરાઈ ગઇ. એઉ ભાઇ બન્ધુમંડળીની વચ્ચે આવી બેઠા. વિનોદનો વાંસો ગુરૂજનનો પદસ્પર્શ કરતાં કરતાં દુખવા લાગ્યો. બધા વિનોદને જોઇ રાજી થયા. કોઇ કોઇએ કહ્યું "આટલા દિવસ સુધી ઘેર આવવાનું નામ નહીં, પણ કાગળે એકકે ન લખ્યો, અમે તો ઘણા વિચારમાં પડયા કે ક્યાં ગયો ? શું થયું ? પણ છોકરો બહાદુર છે તેમાં શક નહીં. આજકાલના વખતમાં એક સો વીશ રૂપીઆના પગારની નોકરી મલવી એ શું જેવી તેવી વાત છે ?"

ગામના જે બધા હતભાગ્ય યુવકો બી. એ. પાસ કરી કલકત્તાની કોઇ ઓફીસમાં ત્રીશ રૂપીઆની કારકુનની નોકરી માટે ઉમેદવારી કરી રહ્યા હતા તથા જેઓ એમ. એ. પાસ કરી માસિક પચાશ રૂપીઆની નોકરીની શોધમાં હતા તેમની ચર્ચા ચાલી. વૃદ્ધ ચક્રવર્તી મહાશય બોલ્યા—"भाग्यं फलति सर्वत्र, न विद्या न च पौरुषं બી. એ. પાસ થવાથી પણ કાંઇ થતું નથી, જે ભાગ્યમાં લખ્યું હોય તેજ થાય."

અનેક લોકો આ વૃદ્ધ મહાશયની વાતને અનુમોદન આપવા લાગ્યા. "આપનું કહેવું યથાર્થ છે, તેમાં સંદેહ શો ?" પણ એક નવા વિચારના બાબુએ કહ્યું "ભાગ્ય તો છેજ, પણ સાથે સાથે ઉદ્યોગ અને બુદ્ધિ પણ હોવી જોઇએ."

એક વ્યક્તિએ પોતાનો મત જાહેર કર્યો "વિનોદ બુદ્ધિમાન પણ છે અને ઉદ્યોગશીલ પણ છે તે આપણે પહેલેથીજ જાણતા હતા." ગોપાલ બાબુએ કહ્યું "એ વાત તો ખરી. અલબત તે નાનપણમાં કાંઇક અનડો હતો ખરો. એવા અનેક છોકરાઓ થાય છે કે જે નાનપણમાં આકરા હોવા છતાં મોટપણે સુધરી જાય છે. મારો વિનોદ પણ હવે સુધરી ગયો છે એ ઘણી ખુશીની વાત છે આપણે તેને એજ હૃદયના આશીર્વાદ આપશું કે તેને નોકરી હમેશાં કાયમ રહે, પગાર વધતો રહે અને દરજ્જો ઉંચો મળતો જાય."

વિનયકુમાર ભાઇ પ્રતિ સ્નેહભરી દૃષ્ટિ ફેંકી બોલ્યા "ગોપાલ બાબૂ, આપ એજ આશીર્વાદ આપો. આપ સર્વની કૃપાથીજ આજ મારૂં મુખ ઉજ્જવલ થયું."

૨.

બીજે દિવસે વિનોદવિહારીએ ઓસરીમાં બેસી ભત્રીજાઓને પોતાની પાસે બોલાવ્યાં અને તેમને કહ્યું "જણાય છે કે તમારે માટે હું જે ભેટ લાવ્યો છું તે તમે હજી સુધી જોઈ નથી."

છોકરાંઓ ખુશીથી ઉછળીને કહેવા લાગ્યાં "કાકા, શું લાવ્યા છો ? પહેલે અમને આપો, ચાલો, વાર ન કરો." એમ કહી કોઇએ તેનો હાથ પકડયો, કોઇએ પગ પકડયા તો કોઇ તેની ગરદને વીંટાઈ ગયા. વિનોદ બાબૂએ હસીને કોઇને વાંદરો, કોઇને લાલ રંગનો બળદ તો કોઇને પુતળી આપી. છોકરાંઓને નવાં નવાં રમકડાં મળવાથી તેઓ નાચવા લાગ્યાં. વિનોદવિહારીએ હસતી ભાભી તરફ જોઇને કહ્યું "ભાભી, તમે તો પૂછ્યું જ નહીં કે મારે માટે શું લાવ્યા છો ?"

ભાભીએ હસીને કહ્યું "શું લાવ્યા છો ?"

વિનોદ—"કહો તો ખરાં શું લાવ્યો હઇશ ?"

"હું શું જાણું "

" તમને શું મળે તો રાજી થાઓ ? "

"શુ મળે તો રાજી થાઉં ? વારુ, કહું છુ. હું વાદરો નહીં લઉં તે તો મારા ઘરમાં જ છે."

વિનોદે બનાવટી ક્રોધ કરી કહ્યું "ભાભી, વાહ, મારા ભાઇને વાંદરો બનાવો છો ?"

ભાભી—"આ જુઓ, મેં કોઇનું નામ થોડુંજ લીધું છે ? તમે પોતેજ કહો છો તો હું શુ કરૂં ? "

વિનોદે કહ્યું "તો પુતળી પણ તમે નહી લ્યો, કેમકે તે તમે પોતેજ છો. "

ભાભીએ કહ્યું " બરાબર, મારે નિર્જીવ પુતળી નથી જોઇતી પણ જો તમે ખરી પુતળી પરણી આપત તો મારી ખુશીનો પાર રહેત નહીં. "

" પણ હું જે લાવ્યો છુ તે જોઇ તમને અધિક આનંદ થશે. ને માટે તો આટલા દિવસ થયાં ઘેર આવતો નહોતો રૂપીઆ એકઠા કરતો હતો. મારૂં 'કેશ-બોક્સ' કાઢો તો તમને બતાવું "

ભાભીએ પટારો ખોલી 'કેશ-બોક્સ' બહાર કાઢ્યુ વિનોદ ચાવી ખોળવા લાગ્યો. કોટનાં એક ખીસામાંથી બીજા ખીસામાં હાથ નાખ્યા કરે, પણ ચાવી મળી નહીં. સાથે કપડાની જે બીજી બે પેટીઓ લાવ્યો હતો તેને ઉઘાડી તેમાંની વસ્તુઓ આડીઅવળી કરી જોઇ, પણ 'કેશ બોક્સ' ની ચાવીનો પત્તો મળ્યો નહીં. વિનોદ ઉદાસ થઇ બોલ્યો " હું જરૂર ગાડીમાં કુંચી ખોઇ આવ્યો. " એમ કહી માથા પર હાથ રાખી બેઠો અને અફસોસ કરવા લાગ્યો. ભાભી સાંત્વના આપી બોલી " આવુ, જવા દ્યો, કુંચી ખોવાઇ ગઇ તો ખોવાઇ ગઇ. તેને માટે આટલો બધો વિચાર શા માટે ! તમે કાંઇ ખોયું નથી-પેટી તો તમારી ઘરમાંજ છે. કુંચી મળશે તો ઠીક નહીં તો પેટીનું તાળુ તોડવું પડશે, એમાં શુ થઇ ગયું ? "

વિનોદ શુષ્કભાવે હસીને બોલ્યો " ભાભી, જે કાંઇ છે તે બધુ તેમાંજ છે. જરૂરી ખર્ચ માટે એક પૈસો પણ બહાર નથી. "

ભાભી—" જ્યારે તમને જરૂર પડે ત્યારે મારી પાસેથી લઇ લેજો. "

વિનોદ—" કલકત્તે ગયા વિના આ પેટી ખુલશે નહીં પેટી નથી ઉઘડતી તેનો મને ખેદ નથી. ખેદ માત્ર એટલોજ છે કે હોંમથી તમારે માટે ઘરેણું ઘડાવી લાવ્યો તે તમને હજીસુધી બતાવી શકતો નથી. "

ભાભી—" તેને માટે ખેદ ન કરો. આજ નહીં તો બે દિવસ પછી જોઇશુ, શુ લાવ્યા છો એ તો કહો. આંખે ન જોઉં તો કાને તો સાંભળું. "

" તમારે માટે દશ તોલા સોનાની એક જોડ જડાઉ બંગડી લાવ્યો છુ. "

" તેની ભાભી આ સાંભળી ફૂલીને ફાળકો થઇ ગઇ. વિનોદ મનમાંજ પ્રસન્ન થઇ બોલ્યો "ભાભી, ચા તૈયાર કરી શકશો અત્યારે, ચા પીવાની ખરાબ ટેવ પડી ગઇ છે. "

એ સાંભળી ભાભીનું મન વિનોદના ગૌરવ પર કુતુહલાક્રાન્ત થયુ. મારો દિયર આટલો

બધો શોખીન થઈ ગયો છે ! તે કાંઈક અપ્રતિભ જેવી થઈ બોલી "અહીં તો ચા પીવાનો ચાલ નથી, વળી ચા પણ છે નહી."

વિનોદ—"ચા તો મારી પાસે છે. માત્ર ગરમ પાણી અને થોડુંક દૂધ હશે તો કામ ચાલશે."

એ સાંભળી ત્યાં જેટલાં બાળકો હતાં તે સર્વ કહેવા લાગ્યાં. "કાકા, હું પણ ચા પીશ, મને પણ ચા આપજો."

ઉપયુક્ત પાત્રના અભાવથી એક માટીના વાસણમાં ગરમ પાણી લાવવામાં આવ્યું. તેમાં મુઠીભર ચા નાખી પથ્થરના વાડકાથી ઢાંકવામાં આવી. છોકરાંઓ કોઈ લોટો, કોઈ પ્યાલો અને કોઈ થાળી લઈ બેસી ગયાં. જ્યારે ચા થઈ ત્યારે તેમાં દૂધ તથા ખાંડ નાખવામાં આવ્યાં. પછી કપડાથી તેને ગાળી બધાંને થોડી થોડી આપી. વિનોદ આ દૃશ્ય જોઈ ઘણોજ ખુશી થયો.

૩.

પાસેનાજ એક ગામમાં જમીનદાર અતુલચન્દ્ર મહાશયની એક અવિવાહિત કન્યા હતી તેની ઉમ્મર ચૌદ વર્ષની હતી. સારા કુળના સ્વ–જાતીય સુન્દર અને ભણેલા હુશિયાર નવયુવક કુમાર વિનોદવિહારી ગામમાં ઉપસ્થિત છે. એથી ઘરની સમીપ આવો સકલ ગુણ સમ્પન્ન વર હોતાં કન્યાદાનની વાતચીત અત્યન્ત થતી ક્યાંથી સંભવે ?

જે દિવસે વિનોદ ઘેર આવ્યો તેને બીજેજ દિવસે સાંજે અતુલચન્દ્ર મહાશયે પોતાના માણસ મારફતે વિનયકુમારની પાસે વિવાહનો પ્રોગામ મોકલ્યો. વિનયકુમારે જવાબ મોકલાવ્યો કે જો આ સમ્બન્ધ થઈ જાય તો તેનાથી વધીને હર્ષની વાત કઈ હોઈ શકે ? પણ ઘરના માણસોનો મત પૂછવો જરૂરનો છે તેથી તેમને પૂછી આપને પછી કહી મોકલાવીશ.

વિનયકુમાર ઘરમાં જઈ બોલ્યા—"છોકરી તો મેં મારી નજરે જોઈ છે. ઘણી સારી છે. અગર દેવાલેવા વિગેરેમાં કૃપણતા ન કરે અને આપણી મર્યાદા રાખે તો તેમને ઘેર વિવાહ કરવામાં કાંઈ હરકત નથી. આવતા વૈશાખમાં વિવાહ થઈ જાય."

છોકરીને હજારવાર જોઈ હોય તો પણ વિવાહની વાતચીત થતાં એકવાર કન્યા નિરીક્ષણ માટે જવુંજ પડે છે. તેથી વિનયકુમાર બન્ધુ બાન્ધવોને સાથે લઈ શુભ મુહુર્તમાં છોકરીને જોવા ગયા. અતુલચન્દ્ર મહાશયે વિનયપૂર્વક તેમની અભ્યર્થના કરી પૂર્ણ રીતે સત્કાર કીધો. જ્યારે લેવાદેવાની વાત ચાલી ત્યારે અતુલચન્દ્ર બાણુ હજાર રૂપીઆથી આગળ ન વધ્યા.

વર તરફના માણસો આ અયુક્તતા પર હસવું રોકી શક્યા નહીં. તેઓ કહેવા લાગ્યા "જે છોકરાઓ મેટ્રીક પાસ થઈ એફ. એ. માં ભણે છે તેમના એક હજાર રૂપીઆ બાંધેલા છે. કહો, તેમની શું એવી યોગ્યતા હોય છે ! જો તેઓ નોકરી શોધવાની ચેષ્ટા કરે તો તેમને ૧૫, ૨૦ રૂપીઆની નોકરી માંડ માંડ મળે."

કન્યાપક્ષના માણસોએ જવાબ દીધો "અરે ! આમ શું કહો છો ? એ વાત જૂદી છે. જે છોકરો હજી ભણે છે તેની દિન દિન ઉન્નતિ થવાની આશા રાખી શકાય છે. કદાચ કોઈ દિવસે તે હાઈકોર્ટનો ન્યાયાધીશ પણ થાય. પણ જે અન્ય કોઈ કાર્યમાં જોડાઈ ગયા તેમની ઉન્નતિ એક પ્રકારે સીમાબધ્ધ થઈ જાય છે. કહો, આ વાત ખરી કે નહીં ?"

આ રીતે પરસ્પર વાદવિવાદ થયા પછી અતુલચન્દ્રે બે હજાર રૂપીઆ આપવા કબુલ કીધા સામાવાળાઓએ કહ્યું "હજાર રૂપીઆ રોકડા, હજાર રૂપીઆનું ઘરેણું અને એક હજાર રૂપીઆ પહેરામણી એમ બધા મળી ત્રણ હજાર રૂપીઆ નહીં મળે ત્યાં સુધી અમે કબુલ થઇશું નહીં."

અતુલચન્દ્રે કહ્યું "વારૂ એ વાત હમણાં પડતી મૂકો. પછી વિચાર કરીને જેવું હશે તેવું આપને કહી મોકલાવીશ."

"બહુ સારૂં" કહી વરના પક્ષવાળાઓ પાછા આવ્યા. બીજે દિવસે અતુલચન્દ્રે અઢી હજાર સુધી આપવાનો સંવાદ કહી મોકલાવ્યો.

વિનયકુમારે કહી મોકલાવ્યું:—"રૂપીઆ કાંઇ ચીજ નથી. જેમાં આપ પ્રસન્ન રહો એજ અમે ચાહીએ છીએ. આપ એક પ્રખ્યાત રહીશ છો તો આપ જે આપશો તે મારે કબુલ છે. અઢી હજારજ આપો, આપની સાથે સબંધ કરવાની મને ઘણી લાલસા છે. હવે આપ ખુશીથી વિવાહનો દિવસ નક્કી કરો.

વિનોદ તો પ્રથમથીજ રાજી હતો. કિન્તુ હજાર રૂપીઆનું ઘરેણું સાંભળી તે ઘણી ચિન્તામાં પડયો. તેણે પોતાની ભાભીને કહ્યું "હજાર રૂપીઆનું ઘરેણું કેટલું થશે? તમારે માટે મેં જે ચૂડીઓ બનાવરાવી છે તેમાં બસો પચીનેર રૂપીઆ પોણાતેર આના લગી ગયા છે. હજાર રૂપીઆનું સોનું શું ચાલીશ તોલાથી વધુ થશે?"

ભાભી—હજાર રૂપીઆમાં શું બધા ઘરેણાં તૈયાર થશે? એ તો તમે ક્ષેમકુશળ રહેશો અને તમારી નોકરી કાયમ રહેશે તો ધીરે ધીરે બધુ થઇ જશે"

વિનોદ કાંઇક વિચાર કરી બોલ્યો "જુઓ ભાભી તમારે એક કામ કરવું પડશે. તેમને કહી મોકલાવો કે ઘરેણા ન આપી તેના એક હજાર રૂપીઆ રોકડાજ આપે. તેમાં એક હજાર રૂપીઆ મારા તરફથી નાખી હું મારી પસંદગીના ઘરેણાં કરાવી આપીશ. કેમકે પેટી ઘડાવવા માટે કલકત્તે તો જવુંજ પડશે."

તેની ભાભીએ મનમાં ને મનમાં વિચાર કર્યા પછી કહ્યું "—તમારો વિચાર ખરાબ તો નથી. તેમને કહેવડાવી મોકલીએ. આપણે વહુ જ્યારે પિયર જશે ત્યારે તેને ઘરેણાં પહેરાવીને મોકલીશુ."

વિનોદ—"ભાભી, કલકત્તે જઇ ઘરેણાં તૈયાર કરાવવામાં-કેટલા દિવસ લાગશે?"

ભાભી—"કેટલા દિવસ લાગશે? નીમુતલા સ્ટ્રીટમા સરલા બહેન રહે છે. તેને ઘેર જવાથી તેજ સોનીને બોલાવી સાત દિવસમાં બધાં ઘરેણાં તૈયાર કરાવી આપશે. જ્યારે તે ઘરેણાં તૈયાર કરાવે છે ત્યારે તે સોનીને પોતાને ઘેર બેસાડી તૈયાર કરાવે છે."

વિનોદ—"કન્યાના પિતા આ પ્રસ્તાવ પર રાજી થશે કે?"

ભાભી—"રાજી નહીં થાય તો બીજું શું?" એમ કહી તે ઉઠી-અને પોતાના સ્વામીને જઇને એ સંવાદ કહ્યો. વિનયકુમારે કહ્યું:-"રાજી ન થવાનું તો હું કાંઇ કારણ જોતો નથી."

અતુલચન્દ્ર આ પ્રસ્તાવ પર સંમત થયા. સુવર્ણશૂન્ય-કરી છોકરીનો વિવાહ કરી વિદાય ન કરવી એવા ઇરાદાથી તેમણે પોતાની પુત્રીને બે ચાર આવશ્યક ઘરેણાં આપ્યાં

તે સિવાય ઘરેણાંને માટે એક હજાર રૂપીઆ રોકડા પણ આપ્યા. આખરે બધુ પર્વ-વણુ હર્ષરસુંજ થયું. ઘણી ધામધુમથી લગ્ન થઇ ગયાં. કન્યાનું નામ-શશિકલા હતું.

૪.

વિનોદની ભાભીએ નવી વહુની માને કહ્યું—"ઘરેણાં તૈયાર થવામાં કાંઇક વખત લાગશે તેથી અમે વહુને બે અઠવાડીઆં સુધી મોકલી શકીશું નહીં." વહુની માએ કહ્યું "ભલે બે અઠવાડીઆં-પછી મોકલજો તેમાં કયાં વાંધો છે? અહીં પાસેજ મારૂં મકાન છે, જો તે ન માને તો વચમાં એક દિવસ હું પાલખી મોકલીશ એટલે થોડા સમય માટે તમે તેને મોકલી આપજો, હું તેજ દિવસે સાંજે તેને પાછી મોકલી દઈશ." આ વાત થતી હતી ત્યારે પાસેજ એક યુવતી ઉભી હતી તેણે કહ્યું—"હવે પહેલાંની પેઠે છોકરી સાસરે જતી વખતે રોતી પણ નથી. બે દિવસમાંજ સ્વામીને ઓળખી જાય છે." ત્યાં જેટલી સ્ત્રીઓ બેઠી હતી તે સર્વ આ સાંભળી હસવા લાગી. નવી વહુએ દોઢ હાથ લાંબો ઘુંઘટ કાઢી માથું નીચું કરી લીધુ.

વિવાહ થયાને સાત દિવસ થઇ ગયા છે તોપણ વિનોદ-કલકત્તા જવાનું નામ લેતો નથી. જે સ્ત્રીઓનો તેની ભોજાઇની-સાથે સબંધ હતો તે સર્વે વિનોદની મશ્કરી કરવા લાગી. એકે તેના તરફ જોઇ નીચેની લીટીઓ કહીઃ—

> નહિ પરાગ, નહિ મધુર મધુ, નહિ વિકાસ આ કાલ,
> અલી કલીમાં તું બધ્ધ થયો,—આગળ કેવા હાલ ?

બીજીએ કહ્યુંઃ—

> પ્રેમ-પયોનિધિમાં ધસીને હસીને કરશો નહી એવ બીજે,

ત્રીજીએ હસીને કહ્યું—

> તું ચાહે ન ચાહે ભલેજ મને, હું તો તુજ હાથજ વેચાઇ ગયો.

તેજ સમયે વિનોદની ભાભીએ આવીને કહ્યું "મશ્કરીની વાતો સાંભળવામાં તો ઘણી સારી જણાય છે, પણ જે કામની વાત છે તે કદાચ આજકાલના નવયુવકોને સારી લાગતી નથી. વહુના ઘરેણાં કરાવી દેવાં તે સર્વથી જરૂરનું કામ છે. હવે તેમાં વિલંબ કરવો ઉચિત નથી. મારે કાલે વહુની ફૂઇ સાથે રસ્તામાં મુલાકાત થઇ હતી. તેણે મને પૂછયું કે વહુના ઘરેણાં ઘડાઇ આવ્યાં ? જણાય છે કે થોડા દિવસમાં આખા મહોલ્લાની સ્ત્રીઓ મને મેણાં મારશે."

વિનોદે હસીને કહ્યું "ભાભી, તમે મને ભગાડવા માગો છો ? મારૂં રહેવું શું તમને સારૂં નથી લાગતું ?",

ભાભી—"હું સમજી, હું સમજી, વારૂ, એક કામ કરો જેથી બેઉ વાતો થાય. કાલ સવારની ગાડીમાં કલકત્તે જાઓ આખો દિવસ ત્યાં જે કામ હોય-જેમકે સોનું ખરીદવું સોનીને બોલાવવો અને તેને ઘરેણાંનું માપ વિગેરે આપવું ઇત્યાદિ કામ કરી સાંજની ગાડીમાં ઘેર પાછા આવો, અર્ધી રાતે મઝેથી અહીં પહોંચી જશો. હું તમારા સુવાના ઓરડામાં ભોજનની સર્વે સામગ્રી રાખી દઇશ."

વિનોદ—" ભાભી, તમારો ખ્યાલ ઘણે દૂર પહોંચ્યો છે."

ભાભી-" હવે તો અમે ઘરડાં થયાં, પણ એક દિવસ અમારૂં મન પણ એવુંજ હતું, હજી સુધી ખુબ યાદ છે—"

તે કાંઇક કહેવા માગતી હતી, પણ તે અટકી ગઇ. વિનોદ— " કહો, કહો, શું કહેતાં હતાં ?"

ભાભી—" ના, ના, કાંઇ એવી વાત નથી. " એમ કહી મોં ફેરવી લીધું અને લજ્જાયુક્ત હાસ્ય તેના હોઠો પર છવાઇ રહ્યું.

વિનોદે ઘણી હઠ લીધી કે તે વાત કહોજ.

ભાભીએ કહ્યું " મેં જે સુવાના ઓરડામાં ખાવાની સામગ્રી રાખવાની વાત કહી છે તે ઉપરથી મને એક જુની વાત યાદ આવી. કોઇને કહો નહીં તો કહું."

વિનોદ—" કોઇને નહીં કહું."

ભાભી—" જ્યારે મારો નવો નવો વિવાહ થયો હતો ત્યારે તમારા ભાઇ કોર્ટમાં સાક્ષી આપવા હુગલી ગયા હતા અને રાત્રી વીત્યા પછી તેમના આવવાનું નક્કી હતું. તેમના શયનાગારમાં ખાવાપીવાની સર્વ સામગ્રી રાખી દેવામાં આવી. હું નિદ્રા આવવાથી સુઇ ગઇ હતી. તમારા ભાઇએ આવીને મને જગાડી અને પછી તેઓએ મને પાસે બેસાડી એકસાથે ભોજન કરવાને માટે બાધ્ય કરી."

વિનોદને આ સાંભળી ઘણી ખુશી થઇ. તેણે કહ્યું " મારા ભાઈ આવા રસિકશિરોમણી હશે એમ મારા જાણવામાં નહોતું. હું તો તેમને 'કાલિકાપુરાણ' રોજ વાંચતા જોઇ એમજ જાણતો હતો કે તેઓ તો બહુ ભોળા છે."

આખરે નક્કી થયુ કે બીજે દિવસે પ્રાતઃકાળે વિનોદે કલકત્તે જવું.

જોતજોતામાં સાંજ પડી. ભોજન થયુ. શયન કરવાનો સમય ઉપસ્થિત થયો. ખુલી બારી પાસે પલંગ પર વિનોદ પોતાની નવવધુ સાથે બેઠો હતો. બહાર બગીચો હતો. ચમકતી ચાંદની પ્રકાશી રહી હતી. ઠંડી હવા બારી મારફતે મન્દ મન્દ અંદર આવતી હતી.

વિનોદ રોજ ઘણા ઉમંગથી પ્રેમાલાપ કરતો, પણ આજે તો તે ચુપ બેઠો હતો. શશિકલા તેને ચિંતામાં ગુંથાએલો જોઇ બોલી " શો વિચાર કરી રહ્યા છો ?"

વિનોદ—" મારા સુખદુઃખની વાતનો વિચાર કરૂં છું."

તે દુઃખને સાંભળવા માટે ચૌદ વર્ષની બાલિકા વ્યાકુળ થઇ રહી.

વિનોદે કહ્યું " મારા દુઃખની વાત હું તને કહીશ તો મારા પર તારી જે ભક્તિ અને શ્રદ્ધા છે તે રહેશે નહીં "

શશિકલા—" આપ શું કહો છો ? કોણ એવી સ્ત્રી હશે કે પોતાના સ્વામીની અભક્તિ કરી શીર પર પાપ ચઢાવે."

વિનોદ ધ્યાનપૂર્વક પોતાની નવવધુનું મુખ જોવા લાગ્યો. તેના કપોલ ઉપર વાળની એક લટ વિરાજી રહી અપૂર્વ શોભા અર્પતી હતી.

વિનોદે કહ્યું—" હું મોટો ઠગારો છુ. મેં તમને સર્વને ઠગી લીધાં છે."

નવવધુ ચકિત થઇ વિનોદ તરફ જોવા લાગી.

વિનોદ—"હું મોતિકારીમાં નોકરી કરતો નથી તેમજ મને ૧૨૦ રૂપીઆ પગાર મળતો નથી."

શશિકલાએ આશ્ચર્ય પામી પૂછ્યું "ત્યારે આપ ક્યાં નોકરી કરો છો?"

વિનોદ—"ક્યાંય નહીં, અલાહબાદ રેલ્વે ઓફીસમાં નોકરી કરતો હતો. તે નોકરી પણ હવે જતી રહી. મેં જીવન-નિર્વાહનો કોઇ ઉપાય જોયો નહીં તેથી વિવાહ કરીને કાંઇક રૂપીઆ એકઠા કરવાનો ઘાટ મનમાં રચી બધો પ્રપંચ મેં-ચલાવ્યો છે. મને ખાત્રી હતી કે મારી મોટી નોકરીની વાત સાંભળી મારો વિવાહ થવામાં વિલંબ લાગશે નહી તે પછી રૂપીઆ લઈ નાશી જવાનો મારો વિચાર હતો."

થોડાજ સમય પહેલાં તે બાલિકાએ ઘણી સરલતા અને ઉત્સાહથી કહ્યું હતુ કે કોણ એવી સ્ત્રી હશે જે પોતાના સ્વામીની અભક્તિ કરે? પણ પ્રાત:કાળ થતાં જેમ રાતનો ગાઢ અંધકાર બંધ થઈ જાય છે તેમજ સ્વામીની પ્રકૃતિનો પરીચય મળવાથી તેની સ્વામી-ભક્તિ ક્યાં અન્તર્હિત થઇ તે તેણે જાણ્યુ નહીં, તેના હૃદયમાં એક મોટો આઘાત લાગ્યો, તે ચૂપ રહી.

વિનોદ વધુને ખભે હાથ રાખી બોલ્યો—"મે વિવાહ થવા પહેલા 'હું કલકત્તે જઈ ઘરેણાં ઘડાવીશ' એ સર્વ એજ મતલબથી કહ્યું હતું ઘરેણા તૈયાર કરાવવાનુ બહાનુ કાઢી હું ક્યારનોયે ભાગી ગયો હત. તેંજ મારા એ વિચાર પર પાણી ફેરવાવ્યુ છુ."

શશિકલા તરતજ તેના હાથને ખભા પરથી હઠાવીને બોલી "મેં શુ કીધુ છે?"

"તેં સોનાની બેડીમાં મને બાંધી લીધો છે. તને છોડી હું જઇ શકતો નથી તેમજ રહી શકતો નથી. 'स्थातुं गन्तु द्वयमपि सखे नैव शक्तो द्विरेफ.' ઠીક તેજપ્રમાણે તેં ભ્રમર જેવીજ મારી દશા થઇ રહી છે અહીં રહેવું હવે કુશળતા ભરેલુ નથી. જો રહીશ તો એક બે દિવસમાં બધી વાત ખુલ્લી થઇ જશે. ત્યારે હું લોકોને મોં બતાવી શકીશ નહીં."

ક્રોધ, ઘૃણા અને લજ્જાથી બાલિકાનું હૃદય ભરાઈ ગયુ, તોપણ તેણે સાહસ કરી પૂછ્યુ "ભાગીને ક્યાં જાત?"

"કોયલાની ખાણુ ખરીદવા જાત. હજી પણ ત્યાંજ જઇશ ત્યાં જઈ કામ શીખીશ. કામ ઘણા પરીશ્રમનું છે, પણ લાભ ઘણો સારો મળવાનો છે."

શશિકલા એકાએક બોલી ઉઠી "હું પણ સાથે આવીશ."

આ સાભળી વિનોદ પલંગ પર બેઠો થયો અને ઘણાજ ઉલ્લાસથી બોલ્યો "તું મારી સાથે આવીશ? સાચું કહે?"

શશિકલા—"સાચુંજ કહું છુ હું જરૂર 'આવીશ. નહી' આવું તો શુ અહીં રહીને લોકોના મેણાં સાંભળીશ? આ વાત શુ છાની રહેશે? બધે ફેલાઇ જશે જેના મોંમા જે આવશે તે કહેશે. હું બેઠી બેઠી સાંભળીશ."

વિનોદના ચહેરા પર ઉદાસી છવાઇ રહી. તે એક ગંભીર ચિન્તામાં ડુબી ગયો. કેટલીક વાર પછી તેણે કહ્યું "વારૂ, ત્યારે હું અને તું બેઉ એક સાથે ભાગીશું."

શશિકલા—"ક્યારે?"

"પરમ દહાડે સવારે મારે કલકત્તા જવાની વાત નિશ્ચિત છે. સુવાના વખત પહેલાંજ રૂપીઆ અને પેટી વગેરે જરૂરની વસ્તુઓ આ ઓરડામાં લાવી રાખી દઈશ. સર્વ ઉંઘી જશે ત્યારે રાતના એક બે વાગે હું અને તું પલાયન થઇ જશું. કોયલાની ખાણ પાસે એક નાનું મકાન ભાડે રાખી આપણે રહીશું કોઇને આની ખબર પડશે નહીં."

મુગ્ધા નવવધુના મનમાં રોષ અને દુઃખની સાથે સાથે એક અન્ય ભાવ ક્લહ કરી રહ્યો હતો. હૃદયના દ્વાર પર "તેં એ વિચાર પર પાણી ફેરવાવ્યુ છે, એ વાત વારંવાર ધક્કો મારતી હતી. તે વાત તે જેમ જેમ વિચારતી તેમ તેમ તેને વધારે મીઠી લાગતી. તેને લીધેજ તેનો સ્વામી ભાગી શકતો નહોતો. તેને તજીને જવા તે ઇચ્છતો નહોતો. સંપૂર્ણ કાંટાના જંગલમાં આજે તેને આજ એક મીઠું ફળ મળ્યુ. તેનેજ મેળવી તે પોતાને ધન્ય માનશે. તેજ સુખનો વિચાર મનમાં કરતાં કરતા તે ઉંઘી ગઇ.

તે પછીના દિવસ પસાર થઇ જતાં બીજી સવારે-વિનોદની ભાભી જ્યારે વિનોદને જગાડવા આવી ત્યારે જોયુ તો ઓરડામાં કોઈ મળે નહી. પલંગ પર તેના સ્વામીના નામનો નીચે મુજબ પત્ર લખાયલો પડ્યો હતો.'—

માનનીય ભ્રાતા,

હું મારી ધર્મપત્નીને સાથે લઇ પશ્ચિમ તરફ જાઉં છુ. મે તમને સર્વ વાત જૂઠી કહી હતી. હું મોતિહારીમા નોકરી કરતો નહોતો તેમજ મને ૧૨૦ રૂપીઆ પગાર મળતો નહોતો. હું અલાહબાદ રેલવેની ઓફીસમાં એક સાધારણ નોકરી કરતો હતો. નીશામાં પડવાથી તે નોકરી પણ મારે ખોવી પડી. ત્યારે મેં આ પ્રપંચ રચી વિવાહ કરી લેવાનો તાગડો ગોઠવ્યો. અનુસન્ધાન કરતાં પાછળથી પકડાઇ ન જાઊં તે માટે ડાયરેક્ટરીમાં શોધી જોયુ કે મારા નામનો કોઇ માણસ ક્યાય સારી નોકરી કરે છે કે નહી. જોયુ તો મોતિહારીમાં વિનોદવિહારી મિત્ર નામનો એક શખ્સ સારી નોકરી કરે છે તેના પગારની સંખ્યાને મારી પોતાની જણાવી હું ઘેર આવ્યો અને વિવાહ કીધો.

મારી પાસે એક પૈસો પણ નહોતો. મારા 'કેશ-બોકસ'મા માત્ર ભાંગેલી કાચની બંગડીઓ છે. ભાભીને માટે જે બંગડી ઘડાવ્યાની વાત મેં કહી હતી તે જૂઠીજ સમજજો. મારી પાસે રૂપીઆ તો હતાજ નહીં, તો બંગડી ક્યાંથી થાય? મારા વિવાહમાં મને જે હજાર રૂપીઆ તિલકના મળ્યા છે તેનાથી મારી ભાભીને બંગડી કરાવી આપશો. જે ઘરેણા બનાવવાના હજાર રૂપીઆ છે તેને હું મારી પૂંજી બનાવી ધંધો કરવા જાઉં છુ જો કોઇક દિવસે મારા સ્વભાવ અને અવસ્થામાં ફેરફાર થશે તો ફરી આપથી મુલાકાત કરીશ, નહીં તો આજ છેલ્લી વિદાય સમજજો. પ્રણામ.

વિ. તમારો બન્ધુ,
શ્રી વિનોદવિહારી.

પત્ર વાંચી વિનોદની ભાભી ઘણી દુખિત થઇ. પણ સાચી વાત કહી દીધી તેથી તે દીયર ઉપર બહુ નારાજ થઇ નહીં. નવી વહુનું આ રીતે સ્વામીની સાથે ભાગી જવુ તેને ગમ્યું નહીં. તે મનમાંજ કહેવા લાગી 'કલિકાલ! ઘોર કલિકાલ! કલિકાલની છોકરી જે ન કરે તેજ ઓછુ.'

# સ્નેહલતા.

લેખક શ્રીયુત્ "ધીરજ."—બરવાળા.

( ઇંગ્રેજી વાર્તાના મરાઠી અનુવાદ ઉપરથી )

રાત્રીનો સમય હતો. એક ભવ્ય દિવાનખાનાની બારી બહાર અંધારામાં એક પુરૂષ ઉભો હતો. પોતાના ખીસામાંથી તેણે ઘડીઆળ કાઢીને જોયું તો ત્યાં આવીને ઉભા રહ્યાને તેને પાંચજ મિનિટ થઇ હતી. છતાં તે પાંચ મિનિટ તેને યુગ જેટલી થઈ પડી હોય એમ એની મુખમુદ્રાથી પ્રતીત થતું હતું.

સુડતાલીશ વર્ષની ઉમ્મરમાં તે કાયદાનો ભંગ કરવા આજે પ્રથમજ ઉદ્યુક્ત થયો હતો, અને તેથી તે ભયગ્રસ્ત જણાતો હતો જે કામમાં તે હાથ ઘાલવાનો હતો તેમાં એક મનુષ્યનો જીવ જનાર હતો

બારીવાટે તે અંદર આવ્યો. દિવાનખાનું ઘણી ઉત્તમ રીતે શણગારેલું હતું. મધ્ય ભાગમાં પડેલા એક મેજ ઉપર કોઇ કામના થોડા કાગળો અવ્યવસ્થિત પડેલા હતા. ભીંત ઉપર કેટલાક મનોહર ચિત્રો ટાંગેલાં હતાં.

જેમ જેમ સમય વ્યતીત થતો ગયો તેમ તેમ તે માણસનું મન વધારે દ્રઢ થતું ગયું. દિવાનખાનામાં ગર્વ નાશ કરવાની પોતાની યોજનામાં તેને ઉમંગ થયો. પિસ્તોલ પુનઃ તપાસી જોઇ. જેને તે ઠાર મારવા આવેલો હતો તેને માટે તેના અંતઃકરણમાં દયાનો લુવલેશ નહોતો. પોતે જે ખૂનના કાર્યમાં ઉદ્યુક્ત થયો હતો તે નિર્દય કાર્ય નથી પણ ન્યાયનું કામ છે તેમ તેની દ્રઢ માન્યતા હતી આ દુર્દૈવી પ્રાણીનું નામ અક્ષયકુમાર દત્ત હતું.

એટલામાં એ દિવાનખાનાનો દરવાજો ઉઘડયો અને કોઇના મદ પગલાંનો ધ્વનિ ત્યાં કર્ણગોચર થયો. પેલો માણસ તો તેટલામાં તૈયાર થઇ ગયો, પણ તેણે જોયું કે અંદર આવનારી વ્યક્તિ પુરૂષ નહોતી. એક અતુલ રૂપ ચંચળ લલના હતી એકાએક તે સુન્દરીની નજર અક્ષયકુમાર ઉપર ગઇ અને તે વિસ્મય ચકિત થઇને બોલી "આપ કોણ છો? આપને શું કામ છે?"

અક્ષયકુમારે જવાબ આપ્યો, "આપના પતિ પાસે મારે થોડું કામ છે"

"પણ આપ અહિં આવવાના છો તેની તેમને કાંઇ માહિતી છે?"

"નહિ."

તે સુંદરી આ સાંભળી અક્ષયકુમારને ધારી ધારીને નિરખવા લાગી. એકાદ લુટારુ અગર દરોડાખોર સરખો તેનો ચહેરો કાંઈ ભયંકર નહોતો. માત્ર તેના બાપણની છટાથી તે તરૂણીને થોડી ઘણી બ્હીક ઉત્પન્ન થઈ હતી. તેણીએ મેજ ઉપર પડેલી ઘંટડી વગાડવા માટે હાથ લંબાવ્યો એટલામાં અક્ષયકુમાર તીક્ષ્ણ શબ્દથી બોલ્યો "હં! ખબરદાર" ઘંટડી વગાડી આપના પતિને બોલાવવાનો જો હું આવ્યો હતું એમ તે જાણશો તો મારી ભેટ સુદ્ધાં કરશે નહિ."

તે સુન્દરીનું—સ્નેહલતાનું (તેનું નામ) હૃદય કંપવા લાગ્યું, બ્હીતાં બ્હીતાં તેણે પુછ્યું "આપ અંદર કઈ વાટે આવ્યા?"

"બારી વાટે"

વળી તે સ્ત્રીએ પોતાના પતિને બોલાવવાનો પ્રયત્ન કર્યો. કિન્તુ તે પણ સફળ થયો નહિ. અક્ષયકુમાર પુનઃ બોલ્યો "બાઈ સાહેબ! આપના એ કાર્યનું પરિણામ ખાત્રીથી સારૂં આવવાનું નહિ. આપના પતિ જે એકાદ કોટડીમાં હશે તે આપના બોલાવવાથી એકદમ અત્ર આવશે ને અંદર આવનારને વાર તો હું આ પિસ્તોલથી ખૂન કરીશ. વિચાર કરો આપના એવા સાહસથી તેમનું મૃત્યુ આપજ જલ્દી લાવશો."

સ્નેહલતાનો ચહેરો ભયથી ફીક્કો પડયો. જેમ તેમ ધીરજ રાખીને તે બોલી "મારા પતિનું આપને શું કામ છે?"

"કામ અગત્યનું ને ન્યાયનું છે. દુર્ભાગ્ય છે કે આપ અંદર આવ્યાં પણ આપના પતિરાજ જો અંદર આવ્યા હોત તો તેજ ક્ષણે હું મારૂં કામ વિસરત નહિ." કંઇએક તિરસ્કાર અને કઠોરતાપૂર્વક અક્ષયકુમાર બોલ્યો.

પુનઃ સ્નેહલતાના કોમળ અંતકરણમાં ભયનો સંચાર થયો. તે અપરિચીત પુરુષનો હેતુ હવે તેને સંપૂર્ણ લક્ષમાં આવ્યો. થોડીવાર પછી તે બોલી "તમને ખબર નથી કે ખૂન કરનારને સરકાર ફાંસીએ લટકાવે છે?"

બેપરવાહથી અક્ષયકુમારે જવાબ આપ્યો "પણ હું ઘેર જાઉં તો ને? પોલીસ મારી પાસે આવી પહોંચે તે પહેલાં તો હું આત્મઘાત કરૂં! જગતની અપેક્ષા ગયા પછી મરવામાં શી વાર?"

"પણ શા માટે આપ મારા પતિનું ખૂન કરવામાં ઉધુક્ત થયા છો?"

તિરસ્કારપૂર્વક અક્ષયકુમાર બોલ્યો "કારણ એજ કે આપના પતિ અવિનાશચંદ્ર બોસ લક્ષાધીશ થયા છે અને હું અક્ષયકુમાર દત્ત રસ્તાનો એક ભિખારી થયો છુ."

નીચ! તેનો ઉત્કર્ષ તારાં નેત્રમાં સાલે છે તેથી તું મારવા તૈયાર થયો છે? પણ લક્ષ આપ. એ તારો હેતુ કોઇપણ પ્રકારે સિદ્ધ થશે નહિ. હું વચ્ચે પડી તે પ્રસંગે મારો પ્રાણ દઇશ; પણ તેનો જીવ બચાવીશ. સમજ્યો!"

"આપ આપનો જીવ જોખમમાં નાંખવાનાં હો તો ખુશીથી એમ કરો. કિન્તુ એમ કરવા છતાં પણ આપના પતિનો પ્રાણ બચવાનો નથી. કારણકે મારી પાસે રહેલી પિસ્તોલ ૭ અવાજવાળી છે તે ધ્યાનમાં રાખો."

સ્નેહલતાની આંખે અંધારાં આવ્યાં. આગળ શુ કરવું તે કાંઇ સુઝે ના. જો તેજ ક્ષણે પોતાનો પતિ ત્યાં આવી પહોંચે તો શુ સ્થિતિ થાય એ વિચારથી તેને ધાસ્તી લાગવા માંડી. અંતે તે બોલી "હં! હું હવે સમજી તને પૈસાની જરૂર છે. લે, હું મારા અંગના અલંકાર તને કાઢી દઉં પણ એ ભયંકર પાપ કરવાનો વિચાર સરખો પણ તું ન કર."

"આપ ભૂલો છો બાઇ સાહેબ! મને આપના અલંકારની જરૂર નથી. જરૂર ફક્ત આપના પતિના પ્રાણનીજ છે. પ્રાતઃકાળમાં અવિનાશચંદ્ર બોસ—આપના પતિના મરણ સમાચાર વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થશે એટલે એક બે નહિ પણ સેંકડો જણ નિશ્ચિંત થશે."

"તદન ખોટું."

"રોષથી અક્ષયકુમાર પુનઃ બોલ્યો "નહિ બાઈ સાહેબ! હું ઇશ્વરના શપથ લઇને બોલું છુ કે હમણાં મેં જે કહ્યું તેમાં અસત્યનો લેશ પણ અંશ નથી. આપના પતિએ પોતાનાં આચરણોથી લક્ષાધીશ એ નામે કલંકીત કર્યું છે. તેમણે અતુલ ધન સંપાદન

કર્યું છે એ વાત ખરી, પણ તે કયા માર્ગથી તે આપ જાણો છો ? કપટ, વિશ્વાસઘાત, અને અસત્યાચરણથી તે આજ આટલા ધનના સ્વામી થએલા છે. મજુરવર્ગની પાયમાલી કરીને તેમણે પોતાની તુંબડી ભરેલી છે."

સ્નેહલતા ક્રોધકંપિત સ્વરે બોલી "એ છેક ખોટું છે"

"મુદ્દલ નહિ. વર્તમાનપત્રનો અંક ફેરવીને જુઓ એટલે એ સત્ય આપોઆપ સમજાશે. આપના અંગ ઉપર જે અલંકારો છે તે સઘળા અધર્મથી મેળવેલા ધનના છે. શું કહું! એ અલંકારો આપના અંગ ઉપર જોઇને આપને પણ ઠાર મારવાં જોઇએ છતાં તેવો મારો વિચાર નથી."

દઢતાપૂર્વક સ્નેહલતા બોલી "શી હરકત ! હું મરવામાં બ્હીતી નથી મને એકદમ માર."

માથું હલાવીને નકાર દર્શાવતો અક્ષયકુમાર બોલ્યો "નહિ મને તેમ કરવાની કાંઇ આવશ્યકતા નથી. આપના પતિના હાથથી એક છેવટનું પાપ કાર્ય અટકાવવાનું છે ત્યાં સુધી તેમને હું બચાવીશ. આ ટેબલ ઉપર પડેલા કાગળોની અંદર સહી કર્યા પહેલા હું તેમને પરલોકમાં પહોંચાડનાર છુ"

સ્નેહલતાએ આતુરતાથી પૂછયુ "આ શેના કાગળો છે?"

અક્ષયકુમારે ઉત્તર આપ્યો "આપને અહિં કાંઇ સમજાવવાનું નથી જે જે કુયુક્તિથી આપના અંગ ઉપર દાગીનાઓ આવ્યા છે અને પ્રમાણિક માણસોની મારા સરખી દીન અને શોચનીય સ્થિતિ થઇ છે તેજ પ્રકારની એક કુયુક્તિપૂર્ણ યોજના આ કાગળોમાં છે."

સ્નેહલતાને એકાએક કાંઇક યાદ આવ્યુ હોય તેમ તે બોલી સીતાપુર મિલ વિષે આપ બોલો છો ને?"

"શું પતિના ધંધાની બાબત થોડી ઘણી આપ સમજો છો ! ખરે, હું તેજ મિલ વિષે બોલતો હતો."

"સીતાપુર મિલની સાથે આપને શું સંબંધ ?"

"મારે શું સંબંધ ? આશ્ચર્ય ! કહું છુ, સાંભળો. તે મિલ મારી છે. મારૂં નામ અક્ષયકુમાર દત્ત પચ્ચીશ વર્ષ પૂરે મેં સીતાપુરમા જઇને થોડી રકમથી કારખાનું ખોલી ધંધો શરૂ કર્યો ને પ્રમાણિકપણાથી ધન ભેગું કર્યું. સેંકડો ગરીબ લોકોને રોજગાર આપી તેમની સ્થિતિ સુધારી. હું જ્યારે સીતાપુર ગએલો ત્યારે ત્યાં કંગાલ એકનો હતા પણ હમણા તે સારા શ્રીમન્ત થયા છે. મારૂં કારખાનું ઉત્તમ રીતે ચાલતું હતું મજુરવર્ગને ભરપુર પગાર આપીને કોઇપણ પ્રકારની કસુર કરી નહોતી. મારો ત્યાં ધીમેધીમે ઉત્કર્ષ થવા માંડ્યો પણ આપના પતિ મારા ઉત્કર્ષની આડે આવ્યાં યુક્તિ-પ્રયુક્તિથી તેમણે મને હલકો પાડવાને નીચ પ્રયત્નો કર્યા મારા વિશ્વાસુ માણસોને પણ ફેરવી નાંખ્યા. પૈસા સંબંધી મારે બહુજ તંગાશ આવી પડી, આપના પતિ જો ધારત તો હું તરત મારૂં બંધ પડેલું કારખાનું પુનઃ ચાલુ કરી શકત પણ તેમ બન્યુ નહિ આપના પતિ ભાગ્યશાળી થયા અને હું ભાગ્યહીન થયો. આજ તેનો બદલો તેમને મળશેજ જોઇજો."

"સમજ્યા. આ કાગળોમાં તેમની સહી ન થાય તો ?"

"સહી કરવા લાગ્યા પહેલાં તો હું તેમને ઠાર કરનાર છુ"

અત્યંત કાકલુદીભર્યા અવાજે સ્નેહલતા બોલી " એમ ન બોલો હું, તેની પત્ની છું. આ માટે તેમને હું સમજુત કરીશ. તે જરૂર અટકશે. "

" પુષ્કળ જણાએ આજ પર્યંત સમજાવેલા છે પણ તેનો કાંઇ ઉપયોગ થયો નથી. "

" પણ હું એકવાર પ્રયત્ન તો કરી જોઉં ! મને દસ, પાંચ કે નિદાન ત્રણ મિનિટ ઘો. "

અક્ષયકુમાર હસીને બોલ્યો " અવિનાશચંદ્ર બોસનું મન ફેરવવા માટે શું ત્રણ મિનિટ બસ થશે ? "

" તે હું અત્યારે શું કહું ? કૃપા કરીને મને પ્રયત્ન કરવા ઘો ! તમે ત્યાંસુધી આ પડદાના અવકાશમાં છુપાઇ રહો. આપને કોઇ જોઈ શકશે નહિ. "

એટલામાં કોઇનાં પગલાંનો અવાજ આવ્યો. અક્ષયકુમાર પડદા પાછળ લપાઈ ગયો પણ તે પહેલાં તેણે સ્નેહલતાને ખૂનની ધમકી આપી.

હળવે હળવે અવિનાશચંદ્ર બોસ દિવાનખાનાની અંદર આવ્યા. આવતા વેંત સ્નેહલતાને ઉદ્દેશીને બોલ્યા " આજ અહિં એકલાં બેઠાં શું ચાલે છે રાણી સરકાર ? "

પણ આ વિનોદ કરવાનો સમય ક્યાં હતો ? ગંભીર અવાજથી સ્નેહલતા બોલી " કાંઇ નહિ. આ મેજ ઉપરના કાગળો વાંચતી બેઠી છુ. "

" પણ તારા નાજુક ભેજાને આ ધંધાની હકીકત વાંચીને નાહક શા માટે સતાવે છે ? "

" સતાવવા જેવું તેમાં કાંઇ નથી. "

અવિનાશચંદ્ર મેજ ઉપરના કાગળોમાં સહી કરવા જતા હતા ત્યાં તો તેમનો હાથ સ્નેહલતાએ ખેંચ્યો.

અવિનાશચંદ્ર આશ્ચર્ય ચકિત થઇને બોલ્યા " કેમ રે ! "

સહી કરવાની જગાએ પોતાનો હાથ જોરથી દાબી સ્નેહલતા બોલી " મેં આ સર્વ કાગળો લક્ષપૂર્વક વાંચી જોયા છે. આપણને સીતાપુર મિલ આશરે સાઠનવ હજાર-અર્થાત્ કલ્પનાતીત સસ્તા ભાવે મળનાર છે ને ? "

" હા. કેમ ? "

" પણ તેની ખરી કિમ્મત શું ? "

" દોઢ લાખ રૂપિઆ. "

" સીતાપુર મિલ એકવાર વેચી દઇએ અગર બંધ કરીએ પણ તેનો માલિક તેમાં ભાગ ન માગે ? "

" માગે. પણ મેં એક યુક્તિ કરેલી છે કે તેમાં તેને કશું મળે નહિ. "

" પણ નાથ ! એ કૃત્ય ઇશ્વરની દૃષ્ટિમાં કેવું ગણાય ? "

" કેમ કરીએ ! પોતાની ઉન્નતિ માટે કાંઇ જરી કરવું પડે તે સત્યજ કહેવાય. "

" પણ ઇશ્વરે આપણને આજ પર્યંત જે દીધુ છે તે શું પુષ્કળ નથી ? એમ છે તો પછી બીજાના પેટ ઉપર આ રીતે પગ મૂકવાનું એ પાપ લેવાથી શું સારૂં છે નાથ ? " બોલતાં બોલતાં પતિનિષ્ઠ સ્નેહલતાના નેત્રમાંથી અશ્રુ પડ્યાં.

વ્હાલી ! પૈસા એ એક એવી ચીજ છે કે તેના વિના કોઇને ચાલતું નથી. આ બાબતમાં તમે સ્ત્રીઓ શું સમજો ! મારે એ કાગળ આજ સહી કરીને દેવા જોઇએ " એમ બોલીને પુનઃ તેણે હાથમાં કલમ પકડી.

સ્નેહલતા પતિના હાથમાંથી તે કલમ ખેંચી લઇને બોલી "નહિ. હું આપને આમાં સહી કરવા દઇશ નહિ."

અવિનાશચંદ્ર કંટાળીને બોલ્યા "આ કામમા તારી હઠ હું નહિ ચાલવા દઉં."

"પ્રાણનાથ ! આપને જો સીનાપુર મિલ વેચવાની છે તો તેના માલિકને યોગ્ય કિમ્મતે આપો અગર તેને તે ચલાવવા દ્યો."

હવે ફક્ત એકજ મિનિટ બાકી રહી. સ્નેહલતાની મનઃ સ્થિતિ મ્હોટી ચમત્કારિક થઇ. વળીને બોલી "પ્રાણેશ્વર ! આપને મારી એટલીજ વિનંતિ છે કે આ અન્યાય કૃત્યથી પરાવર્ત થાઓ. સીનાપુર મિલની સ્ત્રીઓ અને છોકરાઓ વિષે મારા મનમા જે વિચારો આવે છે તે આપને હું કેમ કહી શકું ? કલ્પના કરો તે જગ્યાએ આપણે હોઇએ અને આપણા ઉપર એવો પ્રસંગ ઉપસ્થિત થયો હોય તો કેવું થાય ?"

"પ્રિયે ! મારા બુદ્ધિસામર્થ્યમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે હું કોઇપણ કામ પુખ્તો વિચાર કરીનેજ હાથમાં લઉં છુ."

"પણ કાળ આપણી ઉપર કેવી તલપ મારી રહ્યો છે તે કોણ જાણી શકે ! ઇશ્વરકૃપાથી મળેલા થોડા-વધારે આયુષ્યનો સદુપયોગ કરવો યોગ્ય નથી શુ ?"

એટલામાં જે પડદા પાછળ અક્ષયકુમાર ઉભો હતો તે પડદો હલ્યો હોય એમ સ્નેહલતાને ભાસ થયો ને તેના હૃદયમાં ધબકારા થવા માંડયા.

"પોતાનું હિત સાધવા માટે મનુષ્ય જન્મ છે. સમજી વાહલી ?"

"ને બીજાનું—"

. કંટાળીને અવિનાશચંદ્ર બોલ્યો "એ પછી, જે પોતાનુ અહિત કરીને બીજાનુ હિત કરે છે તે મૂર્ખ શિરોમણી ગણવા જોઇએ. બુદ્ધિ અને અનુકુળતા એ ધંધામા ફતેહ મેળવવાનાં સાધનો છે તમો મૂર્ખ સ્ત્રીઓને એ સાર સમજાય તેમ નથી."

પુનઃ તેણે કલમ ઉપાડી. સ્નેહલતા હવે અત્યંત નિરાશ થઇને રડવા લાગી છેવટનો પ્રયત્ન એકવાર કરી જોવો એ ઉદ્દેશથી તે બોલી "જીવિતેશ્વર ! આજ પર્યંત હું આપની પાસે કોઇ દહાડો કાંઇ માગતી નહિ. પણ આજ એટલીજ ભિક્ષા માગું છુ હું આપની વિવાહિત ધર્મપત્ની છુ જો મારા ઉપર આપનો નિસ્સીમ પ્રેમ હોય તો મને ના ન કહેશો. મારી એટલી ઇચ્છા પુરી કરો. ને આ સર્વ કાગળ મારે હવાલે કરો."

પત્નીનો વિલક્ષણ આગ્રહ જોઇને અવિનાશચંદ્રને મ્હોટો અચંબો થયો. નિરૂપાય થઇને છેવટે તે બોલ્યો "તારી પ્રેમની કસોટી કરવાની રીત મ્હોટી ચમત્કારિક છે. ઠીક. હું તારી ઇચ્છા વિરૂદ્ધ આજ વર્તતો નથી. લે એ કાગળો ને કર તારી ખુશી પડે તેમ. આજ તે તારી હઠથી મારૂં કેટલું ભયંકર નુકશાન કર્યું છે તેની તને કેમ કલ્પના આવે ?"

હવે સ્નેહલતાનો જીવ શાંત પડયો. કાગળો લઇને પતિના કંઠમાં તે વળગી પડી તે અત્યંત આનંદિત થઇને રૂદ્ધ કંઠે બોલી "ચિંતા નહિ. હૃદયેશ ! ઇશ્વરકૃપાથી એ નુકશાની ભરપાઇ મને મળી ચુકેલી છે."

અવિનાશચંદ્ર બોલને એ ગૂઢ રહસ્ય કાંઇ સમજાયુ નહિ. વાચક ! તમે કોઇ એ ગૂઢ રહસ્ય ફોડીને કહેવાની કૃપા કરશો કે ?

---

# "મ્હારૂં ગુમ થએલું મોતી."

લેખક : રા. ડૉ. નટવરલાલ જગન્નાથ ગૌતમી.–અજમેર.

એક મધુર જ્યોત્સ્નામયી રાત્રી આરસની નાજૂક ખૂબસુરત પૂતળી પ્રમાણે નિસ્તબ્ધ થઇ બેઠેલી એક શોકાર્ત સ્ત્રી તરફ એકાએક મ્હારી દ્રષ્ટિ ગઇ.

ત્હેના શ્વેત વદન ઉપર ઉદ્વેગ અને વિષાદનાં ચિન્હ દ્રશ્યમાન થતાં હતાં ત્હેના નાજૂક હાથ ત્હેના ખોળામાં કંઇ કામ કરતા દ્રષ્ટિગોચર થતા.

ત્હેના ખોળામાં એક કિમતી હાર હતો. તે એકવાર આ છેડેથી તો બીજીવાર બીજે છેડેથી વારંવાર મોતીને ગણવામાં નિમગ્ન હતી. પરન્તુ તે મધ્યમાં આવતી અટકી જતી અને અત્યંત શોકાતુર બની ઘણા જોરથી જમીન ઉપર હાથ પછાડતી હતી.

" ત્હમે કોણ છો ?" નજદિક જઇ મ્હેં વિનિત ભાવે ત્હેને એકાએક પ્રશ્ન કર્યો.

" મ્હારૂ નામ મનોરમા છે." ત્હેણે પોતાની પ્રસન્ન અને પ્રતિભાદીપ્ત મુગ્ધ પરન્તુ શ્રાવણના મેઘની માફક રડતી આંખો ઉંચી કરી પ્રત્યુત્તર આપ્યો.

" ત્હમે ઘણાંજ દુઃખી જણાવ છો ?" મ્હેં પુનઃ પ્રશ્ન કર્યો.

" હા, હા, હું ઘણીજ દુઃખી છુ. મ્હારૂં હૃદય હમેશાં રડતુંજ રહે છે. સર્વ કોઇનુ જે જે જાય છે તે તે તેઓને પ્રાપ્ત થાય છે પરન્તુ મ્હેં અભાગણીએ અકસ્માત જે અમૂલ્ય ચીજ—જે અમૂલ્ય સંપત્તિ ગુમાવી છે તે શોધુ છુ પરન્તુ મળતી નથી." •

" વખત જતાં મળી જશે. પ્રકૃતિ પરિવર્તનના નિયમોને આશ્રિત છે. વખત જતાં વસન્ત પણ પાછો આવે છે. સુર્ય દરરોજ સાંજે પશ્ચિમ નભોમંડળમાં અસ્ત થાય છે પરન્તુ બીજી સહવારે પૂર્વ દિશામા ઉદય પામે છે."

" પરન્તુ મ્હારી અમુલ્ય ચીજ મ્હને પાછી મળે એમ નથી."

" ત્હમે એવુ તે શુ ખોયુ છે ?"

" મોતી—મોતી." પોતાના નાજુક હાથ પછાડતી તે બોલી.

" એક સાગર જનિત ક્ષુદ્ર મોતી ! કેવી નજીવી ચીજ ? રત્નાકરમાં પુષ્કળ રત્નો છે ! ઘણા મળે છે—મળી જશે !"

" શુ મળશે ?" વિસ્મિત થતી તે બોલી.

" હા, પરન્તુ યત્ન વિના રત્ન મળતું નથી. જે શોધવાને પ્રયત્ન કરે છે ત્હેને પ્રાપ્ત થયા વિના રહેતું નથી."

" પરન્તુ અફસોસ હું તો વરસોના વરસો થયાં શોધ્યાજ કરૂં છુ પણ કંઇ પત્તોજ નથી."

" ત્હેમે સાંખો વખત થયાં શોધ્યા કરો છો તો તે અવશ્ય ત્હમને મળી આવશે."

ડુસકાં ખાતાં ખાતાં ચોધાર આંસુથી ઉભરાતી આંખે, હૃદય વેધક વેદનાથી, ચીરાતા હૃદયે ત્હેણે પોતાની આત્મકથા કહેવી શરૂ કરી.

" સોળ વર્ષની ઉમ્મરે મ્હારૂં લગ્ન થયું. જે દિવસે અમે પતિપત્ની લગ્ન-ગ્રંથિથી સંયોજિત થયાં તે શુભ દિવસે મ્હારા પ્રિયતમે આત્મભોગની ચિન્હનનો એક અમૂલ્ય હાર મ્હને સમર્પણ કર્યો. હાર મ્હારા ગળે આરોપણ કરતા પહેલાં પ્રત્યેક કિમતી મોતીનું નિગૂઢ ગંભીર રહસ્યની યથાર્થ આલોચના સમજાવતાં ત્હેમણે મ્હને કહ્યું કેઃ--" મધ્યમાં વિભૂષિત થએલું આ મ્હોટું સર્વોત્કૃષ્ટ ઘનશ્યામ મોતી-કહો કે એક અમૂલ્ય જવાહીર-આપણા લગ્નની પ્રભુતાનું કેન્દ્ર છે. આ અમૂલ્ય માણેક ત્હારા વિશુદ્ધ પ્રણયની પ્રતિતિ છે. આ શ્વેત હીરો ત્હારી આન્તર ગૌરવતા પ્રદર્શિત કરે છે. આ બે બાજુનાં ન્હાનાં ન્હાનાં તેજસ્વી અમૂલ્ય મોતી એક આદર્શ રૂપ રમણીને છાજતા સદ્વર્તનો જેવાં કે ક્રીડા, વિનય, દયા, સ્નેહ, મમતા, ધૈર્ય, ગાંભિર્ય, ઈત્યાદિ સ્નિગ્ધ ને કમનીય ગુણોની સંખ્યાનું પરિમાણ છે. અને આ સુવર્ણ-સૂત્ર જે ઉપરોક્ત અમૂલ્ય ચિન્હોને એકત્રિત કરી ત્હારી ઉત્કૃષ્ટતામાં ઉમેરો કરી ત્હારા--સ્ત્રીજાતિના અલંકાર રૂપ દશ્ય છે તે ત્હારૂં સ્ત્રીત્વ છે."

એમ કહી ત્હેણે સ્વહસ્તે આ પ્રીતિમાળ મ્હારા ગળામાં આરોપણ કરી. તે વખતે ત્હેના શબ્દોએ મ્હારા હૃદય પટ ઉપર કંઇપણ અસર કરી નહિ કારણકે મ્હને સુન્દર ઘરેણાં અને ઘણાં સારાં લુગડાં પહેરવાનો બહુ શોખ હતો. પરન્તુ અફસોસ, હવે વસ્તુ સ્થિતિ સ્મરણ આવતાં આંખોમાંથી આંસુનો અવિરલ સ્રોત પ્રવાહિત થાય છે. હૈયું ભરાઈ જાય છે અને મર્માન્તિક યાતનાથી પ્રાણ તરફડીયા મારે છે।

મ્હારી આ પ્રીતિમાળ તરફ લગીર નજર કરો. મોતી તો બધાં છે પરન્તુ મધ્યમાં વિરાજીત થએલો પેલો ઘનશ્યામ તેજસ્વી હીરો ગુમ થયો છે. અને તે ખોવાયાથી મ્હને પ્રત્યેક પળે દુઃસહ દુઃખ થાય છે.

હું મ્હારા પ્રિયતમને શું અંતઃકરણથી ન્હોતી ચ્હાતી ? પ્રમાણીકપણાથી શું કહેવું તે મ્હને સમજાતું પડતી નથી. કદાચ મ્હેં કોઇ અન્ય પુરૂષને જેમ ચ્હાયો હોય તેમ ત્હેમને નહી ચ્હાય હોય। પરન્તુ એટલું તો મ્હારે નિઃસંશય સ્વીકારવું પડશે કે પહેલા તો અમારી પરિણિત જીંદગી ઉચ્ચ, રસમય અને સંપૂર્ણ સુખી હતી. મ્હારા પ્રિયતમ મ્હને ગાઢ સ્નેહથી ચ્હાતા હતા. ત્હેમના સ્નેહની આનંદ-ચન્દ્રિકામાં સ્નાન કરતાં મ્હારૂં અન્તર અપરિમિત સંતુષ્ટ થતું ! અને અમારા લગ્નના પરિણામ રૂપે બે સુન્દર બાળક-રત્નો પણ પ્રાપ્ત થયાં.

મ્હારા સ્વામીના એક મિત્રનાં પગલાં જ્યાં સુધી અમારા ઘરમાં ન્હોતાં થયાં, ત્યાં સુધી અમારો દામ્પત્ય સ્નેહ વિશુદ્ધ અને અભિન્ન હતો. લગ્નની પ્રભુતાનો-લગ્નના પ્રેમનો ત્હેના આવ્યા પછી બહિષ્કાર થયો. ત્યારથી જીવન અંધકાર-સંસાર શૂન્ય-મન ઉદાસ થયું-તેમ કેમ બન્યું તે હું કહી શકતી નથી.

શું હું એને ચ્હાતી હતી ? જ્યારે જ્યારે તે મ્હારી નિકટ આવતો ત્યારે મ્હારૂં શરીર મોહમય વિહ્વળતાના આતાપથી બળી ઉત્તેજિત થતું. રૂપ કહો, મોહ કહો, અથવા ભ્રમ કહો પરન્તુ ત્હેને જોતાંજ વિના પ્રયત્ને--સ્વભાવિક રીતે સમ્મોહિની શક્તિ પ્રસ્ફુરિત થતી.

કહેતાં હૃદય ઘણુંજ વિદીર્ણ થાય છે કે એક દિવસ અમે એકાન્તમાં એકલાં બેઠાં હતાં. આકસ્મિક મ્હારા સ્વામીનો મિત્ર મ્હારા પ્રતિ વિમુગ્ધ થયો. ત્હેણે મ્હારો હાથ

પકડયો. ત્હેના અનિષ્ટ સ્પર્શના અશિષ્ટ પ્રાદુર્ભાવથી હું નારિએળનાં પાંદડાની પેઠે થરથર વિકમ્પિત થવા લાગી. મ્હારા આખા શરીરમાં કંઇનું કંઇ થવા લાગ્યું. 'મ્હારા પ્રાણમાં જાણે વિજળી ચમકી હોય એવું જણાવા માંડયું. હું એક શબ્દ પણ ઉચ્ચારણ કરવા પામી નહી, ત્હેના હાથમાંનો હાથ પરસેવાથી પ્લાવિત થયો. હું મ્હારૂં પોતાનું સંરક્ષણ કરી શકી નહી. ચિત્ત ઘણુંજ દુબળ થઇ ગયું. હૃદય સંકુચિત થયું. તે વખતે હું ચેતનમાં હતી કે બેશુદ્ધ હતી તે કંઈ જ્ઞાન નથી. ગમે તેમ હો પરન્તુ એટલું તો નિશ્ચિત યાદ છે કે મ્હારી આંખોમાંથી આંસુનો અસ્ખલિત પ્રવાહ વ્હેતો હતો. હું એકદમ મૂર્ચ્છિત થઇ જમીન ઉપર પડી. જાગ્રત થતાં મ્હેં ત્હેના હાથમાંથી છૂટવાને ઘણાં ફાંફાં માર્યાં. નાશી જવાને ઘણા પ્રયત્નો કર્યા પરન્તુ પગ ઉપડયા નહી. બૂમ મારવા અતિશય પ્રયાસ કર્યો પરન્તુ મુખ ઉઘડયું નહિ. મ્હેં મ્હારૂં સર્વસ્વ ધન ગુમાવ્યું.

ચૈતન્યમાં આવતાં ત્વરિતજ હું ઉઠીને બેઠી થઇ. મ્હેં ત્હેને એકદમ એક શબ્દ પણ બોલ્યા વિના મ્હારા ઘરમાંથી ચાલ્યા જવા વિનંતી કરી અને તત્ક્ષણ તે ચાલ્યો ગયો.

મ્હારી પ્રીતિમાળાનું સુવર્ણ-સૂત્ર તુટી ગયુ હતું. મોતી આખા ખંડમાં અહિંતહિં વેરણ છેરણ થઇ ગયાં હતાં. હું પૂર્ણ ઉત્સુકતાથી વેરાએલાં મોતી શોધવા લાગી. સુભાગ્યથી મ્હને બધાં મોતી પ્રાપ્ત થયાં પરન્તુ અફસોસ, પેલું લગ્ન-ગ્રંથીનું મોતીમાળાની વચમાં વિરાજતું કૌસ્તુભ તો નાજ મળ્યુ! હું તે પ્રાણઘાતક ઓરડામાં કોઈ પણ વ્યક્તિને પ્રવેશ કરવા દેતી નહી. ઘણીજ આતુરતાથી સવાર-બપોર-સાંજ-તેમજ રાત્રીએ પણ હું શોધ્યાંજ કરતી પરન્તુ તે તો જાદુની માફક અદૃશ્ય થઈ ગયુ.

આ ઘટના થોડાક વખત સુધી મ્હારા પ્રિયતમથી છુપી રહી પરન્તુ પાપ છેવટે કદી પણ ગુપ્ત રહી શકતું નથી. એક દિવસ એવો પણ આવ્યો કે મ્હારા સ્વામીને તે નીચ કૃત્ય વિદિત થયુ. કેવી ભયાનક પળ?

તેજ ઘડીએ ત્હેમનાં સુન્દર મ્હોંનાં લાવણ્યમય કિરણ વિષાદ-મેઘમાં ઘેરાઈ ગયાં. તેઓ મ્હારા પ્રતિ મ્હોટેથી બોલ્યાઃ—"પાપિણિ! ત્હેં લગ્નની અખંડનીય પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે. તું મ્હારા અવિશ્વાસનું પાત્ર થઇ છુ. ત્હારૂં શુચિત્વ કલંકિત છે. હવેથી તું મ્હેને વર્જ્ય છે."

મ્હારૂં અંતઃકરણ મ્હારી અધમતા જોઇ શકતું હતું. મ્હારા હૃદયમાં આગના ભભૂકા પ્રજ્વલિત થતા હતા. કરેલા દારૂણ પાપ વિષે મ્હને બહુ પરિતાપ થતો હતો. હું પરિતાપ રૂપ હુતાશનમાં ઉભી ને ઉભી સળગી જતી હતી.

મ્હારા સ્વામીનો મિત્ર હવે આવતો બંધ થયો હતો. ત્હેના હૃદયની ગતીથી હું અજ્ઞાત હતી.

જ્યાં સુધી મ્હને તે અપરિચિત હતો ત્યાં સુધી આ હૃદયમાં એવા સંસ્કારોનું સ્ફુરણ પણ સંસ્થાપિત ન્હોતું. પરન્તુ અફસોસ, એક કોમળ હૃદય એક પળમાં આમ છિન્ન ભિન્ન થશે, એમ કોણ જાણતું હતું? અમૃતની અન્દર પણ વિષ રહેતું હશે એવું કોણે ધાર્યું હતું! પુષ્પ દેવની સેવામાં નહિ લાગતાં કીડાંનું નિવાસસ્થાન બનશે એવું કોણે ધાર્યું હતું? માનવ મનનો કઈ વખતે કેવો ફેરફાર થશે તે કોણ કહી શકે છે?

આ દુરાચરણે મ્હારૂં હૃદય વિદીર્ણ કરી મ્હને મૃતપ્રાય કરી. મ્હારા અવસાન કાળે પણ એ કારી ઘા રૂઝાવા પામ્યો નહિ. એ દારૂણ દુઃખભરી દુષ્કૃતિ, એ ઘોર પાપ, એ ક્રુર કલંક, એ રોમાંચિત વ્યવહારનું કુત્સિત કર્મ અન્તરથી વિસ્મૃત નહી થતાં પળે પળે પ્રત્યક્ષ યાદ આવતું તેજ સંસ્કારોમાં મ્હારો અનુતપ્ત પ્રાણ આ પાપ પંકિલ દેહથી વિચ્છિન્ન થયો.

થોડીક પળ પ્રશાન્ત રહી તે બોલીઃ—હું નરકમાં પણ રહી શકી નહી. મ્હારૂં ગુમ થએલું મોતી શોધવા માટે પુનઃ હું અહિં આવી. હાય! સેંકડો વર્ષ થયાં શોધ્યા કરૂં છું પરન્તુ તે મળતું નથી.

મ્હારા ભવ્ય મકાનના દરેક અંધારા ખુણામાં પણ હું જઇ શોધું છું. દાદરો, ઓરડાઓ, અંધકાર પૂર્ણ ભોંયરાંઓ પણ હું શોધી વળી છું. મ્હારા મકાનના દરેક માણસોએ મ્હને હાથમાં ફાનસ સાથે કંઇ ગુમ થએલી ચીજ શોધતી સફેદ સ્ત્રી તરીકે જોઇ છે. હવે હું મૃત્યુની નિકટતાને પ્રસંગે થતા ભયંકર ગભરાટથી પણ વધારે ગભરાઉં છું.

મ્હારો એક જુનો નોકર મ્હને આ અધમ અવસ્થામાં ઘણીવાર જુએ છે. મ્હને જોતાં તે લગીર પણ ડરતો નથી. ઘણીવાર તો એવું બને છે કે અમે બન્ને એક બીજાને અંધારામાં અથડાઇ જઇએ છીએ. મ્હને જોતાંજ મનમાં ઇષ્ટ આરાધનાને બળે ભયથી વિમુક્ત થઇ તે પોતાના ગૃહ-કાર્યમાં તલ્લીન રહે છે. અને હું મ્હારા મોતીની શોધમાંજ નિયોજિત રહું છું. ફરક માત્ર એટલોજ છે કે તે પૂર્ણ આશામાં નિમગ્ન છે, પરન્તુ હું દરેક પ્રયાસે નિરાશાની ખીણમાં ઊંડી ઉતરતી જાઉં છું. હેને ઇજા કરવાની મ્હારામાં કોઇ પણ જાતની શક્તિ જણાતી નથી. તેમ મ્હારો પ્રતિરોધ કરવાનું હેનામાં સામર્થ્ય નથી, જેથી હું મ્હારા અમૂલ્ય મોતીની શોધમાં રાત્રિ દિવસ હું તલ્લીન રહું છું.

હું વારંવાર તે ભેદી ઓરડામાં જાઉં છું, જ્યાં મ્હેં એક પળમાં અકિંચિત્કર સ્વપ્ન માટે મ્હારો આત્મા કલંકના કાળા પાણીમાં પ્લાવિત થયો, જ્યાં મ્હેં પેલું સર્વોત્કૃષ્ટ મ્હારૂં અમૂલ્ય જવાહીર ગુમાવ્યું, તે ઓરડામાં હું અતિ તીવ્ર આતુરતાથી શોધ્યાંજ કરૂં છું પરન્તુ અફસોસ! મ્હારૂં પેલું અમૂલ્ય મોતી મ્હને મળતું નથી.

દરેક સ્થાનમાં—સ્ત્રીઓની જવાહીર રાખવાની પેટીમાં—તેમજ સેવિકાની સન્દુક પેટીઓમાં પણ હું ગુપ્તપણે બારીકીથી શોધ કરૂં છું, પરન્તુ તે મળતું નથી.

વારંવાર હું ઉત્તમ કારીગરીનાં ચિત્રો રાખવાની ઘણા વર્ષોથી વપરાતી ગેલેરીઓમાં જાઉં છું. ત્યાં મ્હારા પ્રિયતમ કે જેના પ્રેમનો મ્હેં આવી કૃતઘ્નતાથી ઘાત કર્યો છે હેમની પ્રતિમા પ્રતિષ્ઠિત છે. તે પ્રતિમાનો તીવ્ર તાપ હું સહન કરી શકતી નથી. મ્હારા અપરાધની તે કદાચ ક્ષમા આપે એવા વિચારથી હું ત્યાં કેટલીક ક્ષણ ઉભી રહું છું પરન્તુ હેમની પ્રતિમાની સામે એક નિમિષ માત્ર પણ જોઇ શકતી નથી.

મ્હારી પ્રતિમાની પાસેજ હેમની પ્રતિમા ગુપ્ત તિરસ્કાર પ્રદર્શિત કરતી ટાંગેલી છે અને તેની જ પાસે મ્હારાં વ્હાલાં રમણીય બાળક-રત્નોની પ્રતિમા વિરાજીત છે. મ્હારી છાતી ઉપર સ્વર્ગનું સૌખ્ય માણનાર મ્હારાં નિર્દોષ બાળકોને જોઈ મ્હારૂં અંતઃકરણ દ્રવિત થાય છે. પરન્તુ અફસોસ! તેઓને હું હવે બીલકુલ અપરિચિત જણાઉં છું તેઓ મ્હને

ઓળખતાંજ ન હોય તેમ જુએ છે. ધિક્કાર છે મ્હને કે એવાં કોમળ બાળકોને છેનરી ત્હેમના માતૃવાત્સલ્યને લુંટાવી દીધું. મ્હારૂં હૃદય અત્યંત વ્યથિત થાય છે. આંખોમાંથી આંસુ આવે છે અને હું રડતી રડતી બ્હાર આવું છું.

લોકો કહે છે કે ઘરમાં ભૂત છે. અને ઘરનાં માણસો પણ આ ભગ્ન મકાનનો પરિત્યાગ કરવા અથવા તોડી પાડવા વારંવાર વિચારે છે. પરન્તુ કોણ જાણે શાથી,—ભાવિના કંઇ પરસ્પર સંઘટનને લીધે તેઓ તેમ કરી શકતાં નથી. તેઓ ઘરમાં મ્હારૂં આ અધમ અસ્તિત્વ કબુલ કરે છે હું ઘરની દરેક સજીવ વ્યક્તિઓની આગળ જીંદગી વિનાની છાયા તરીકે ફર્યો કરૂં છું. અને મ્હને આ ભવ્ય મકાનના વાતાવરણમાં "જો કે હતી સુન્દર પરન્તુ નિકળી બેવફા" એવો અતિ દારૂણ પ્રતિધ્વનિ કર્ણગોચર થાય છે.

મ્હારો જીવ લેનાર આ પ્રીતિમાળા આ કુટુમ્બને ઉત્તરોત્તર વારસામાં મળે છે. પરન્તુ તેનું પેલું મધ્ય લોલક હજુ પર્યન્ત પણ વિલુપ્ત છે. તેને બદલે એક હીરાનો સ્વસ્તિક સ્થાપિત કર્યો છે.

હજુ પણ તે હાર મ્હારોજ છે. અને તેને ધારણ કરનાર ઘરની સ્ત્રીઓ જ્યારે આ ફાની દુનિયાનો ત્યાગ કરવાની તૈયારીમાં હોય છે, ત્યારે ત્હેમની અવસાન-શૈયા પાસે જઇ હું ભગ્નાશ હૃદયથી પુછું છું કેઃ—" પેલું પરમ પૂજ્ય સર્વોત્કૃષ્ટ મોતી ક્યાં ?"

મરનાર સ્ત્રીઓ તે પ્રશ્નના પ્રત્યુત્તરમાં હિંમતથી કહે છે કે.—"મોતી મળ્યું છે. અમારી પાસે આ સ્વસ્તિક તેની પ્રતીતિ રૂપ છે."

પરન્તુ એ મોતી મ્હારૂં નથી. તે મ્હારૂં છે એમ સાબીત કરવાને માટે મ્હારી પાસે કોઈ પણ જાતનું સાધન નથી.

અરે ! મ્હને જો એ મોતી કે જે મરનાર આત્માને શાન્તિ અર્પે છે, તે મ્હને ક્ષણ ભર પણ પાછું મળ્યું હોત તો મ્હારા ગત પ્રાણના અન્તરને આશ્વાસન અને અવલંબન મળત' પરન્તુ અફસોસ, લાચાર છું કે મ્હારા આ ફનાશી હૃદયમાં મ્હારા ઘોર ભયંકર પાપની પ્રતીતિ અને શોક સંતાપ શિવાય કંઇ રહ્યુંજ નથી તે સર્વોત્કૃષ્ટ મોતી મ્હને ચીરકાલને માટે અનંત ક્લેષસાગરમાં નિમગ્ન કરીને ગયુ તે ગયું, અને તે પુનઃ નાજ પ્રાપ્ત થયું !

આ પ્રમાણે શોકગ્રસ્ત થઇ ભગ્નાશ અને ચીરાતા હૃદયથી બોલી તે પ્રશાન્ત થઇ ગઇ. જોકે ત્હેનુ હૃદય નિરાશાથી લિપ્ત હતું, તે છતાં ત્હેના મુખ ઉપર એક બાળકની લાવણ્યતા અને આકર્ષણીય નિર્દોષતા અંકિત હતી.

જો ત્હેણે સ્વમુખેજ પોતાને દોષિત જણાવી ના હોત અને અન્ય કોઈ વ્યક્તિથી આ વૃત્તાન્ત મ્હારી જાણમાં આવ્યો હોત તો હું આ દિવ્યાંગનાને કદિ પાપિષ્ઠ કહી શકત નહિ. અને આજ પળે મ્હને દૃઢ શ્રધ્ધા થઇ આવી કે એના ઘણા કાળના આવા ગાઢ પશ્ચાત્તાપ પછી, પરમ દયાળુ પિતા હવે આ સુન્દરી ઉપર પોતાની કરૂણાનું અમૃત વર્ષાવી, ત્હેના તપ્ત હૃદયને-ક્લેશિત આત્માને ચિર શાન્તિ આપ્યા વિના રહેશે નહિં.

---

# वालमित्र.

## બાલવિનોદઃ કૂટપ્રશ્નો.

સંપાદકઃ શ્રીયુત જ. રે. જાની.—રાજકોટ

( માર્ચ-એપ્રીલ, ૧૯૧૪ ના અંક-પૃષ્ઠ ૫૨૦ થી ચાલુ )

(૭૬)

સવાલ—નારીએ નર નીપજાવીઓ,
તે ધાન્યો પગને કૂશે;
કહેવાય ગાઉંનો ગોદરો,
તે ભાગ્યો લાંબો જણે.

જવાબ—ઉકરડો.

(૭૭)

સ—હો, રે, હો, પાણું વાળી જો,
સાંઠો, થી ને સરપ. એક દર-
તેમાં ત્રણ વાનાં

જ—હળ.

(૭૮)

સ—સોડું લક્કડને મેળવે, જટ કાઢે છે,
પિયુ બેઠો શીરાવા, સુનારી ઘડે
ઇંવડું ઘ.

જ—કસ વાળો.

(૭૯)

સ—ગોપીને ઘેર ગોપી આવી, સાંભળ ગોપીજી,
બાર હાથની તુંમડી ને તેર હાથનું બી.

જ—આડહર ને આડી.

(૮૦)

સ—લાકડાની કુકડી ને લોઢાની ચાંચ,
માંજ મુખી રમે, તો ઇંડાં મુકે પાંચ.

જ—રેંટીઓ.

(૮૧)

સ—ચટકુડી છોકરી ને ચટકુડા કાન,
ગળે બાંધે સીંદરું, તો ઝટ કરે કામ

જ—સાવરણી.

(૮૨)

સ—હજાર ચનાં ને હજાર બાંઠાં.

જ—નળીયાં

(૮૩)

સ—ગળે ગાંઠ, માથે મુંડ;
એ અરથ વરતે નહિ, તો આંહીથી ઉઠ.

જ—ઓરણી.

(૮૪)

સ—આધી ગુરૂની પાવડી,
આધો ઘોડાનો નાળ;
આધો આઠમ કેરા ચાંદરો,
ચોથો અરધો કાળ.

જ—ધનુષ્ય બાણ.

(૮૫)

સ—આડું નાંખું, પાડું નાંખું,
પાડાનો પગ વાઢી નાખું,
તોય પાડું વાંસે ને વાંસે.

જ—પડછાયો

(૮૬)

સ—વાંકી ચુકી વેંકળી, માંહ્ય પડયું છે હાડ,
એ અરથ વરતે, એનાં હાલરડાં ગાઉં.

જ—ઘોડીયુ.

(૮૭)

સ—ચોખડું ને ચોસઠું, બીબાવર્ણી બાત;
આવી તેને કારવી, હોયતો બાઇ[1] આત

જ—ગોદડું.

(૮૮)

સ—અદ્ધરથી નાંખ્યો વાલોણીએ,
ઉગ્યો અમદાવાદ;
ફાલ ફુલ છે મારવે,
ને સીંગ ઝાલાવાડ.

જ—ચંદ્ર.

(૮૯)

સ—ખડ વાઢીને કાળું કીધું, તેને નામે નામ;
કુંડલાની કોરે મોરે, શોધી કાઢો ગામ.

જ—ખાડકાણું.

(૯૦)

સ—મીચોડામાં સોઇએજી, તરવારમાં જોઇએજી;
એ મળીને એક નામ, કહો પંડ્યાજી!
કયું ગામ?

જ—સરધાર.

(૯૧)

સ—ઘંટીમાં જોઇએજી, ગાડામાં જોઇએજી;
એ મળીને એક નામ, કહો પંડ્યાજી!
કયું ગામ?

જ—પડધરી.

(૯૨)

સ—જનાવર રુંડાળુંજી, વાડમાં તો સુખ્ખજી;
એ મળીને એક નામ, કહો પંડ્યાજી!
કયું ગામ?

જ—મોરબી.

(૯૩)

સ—જાનમાં સોઇજી, સુરજમાં જોઇએજી;
એ મળીને એક નામ, કહો પંડ્યાજી!
કયું ગામ?

જ—વરતેજ.

(૯૪)

સ—શ્રી હરિને કર શું વસે?
કિલ્લાનું શું નામ?
એ મળીને એક નામ,
કહો પંડ્યાજી! કયું ગામ?

જ—ચક્રગઢ.

(૯૫)

સ—એક નારી એવી દીઠી,
સોળ શણગાર સજીને બેઠી,
સોળમાં હતો જે સાર,
તેનો મેલ્યો ઉભરે બહાર;
ચાર ઘડી પિયુ પાસે રહી,
વળતી ગઇ ત્યારે રોતી ગઇ.

જ—દીવો.

(૯૬)

સ—કોણે હિમાળો સેવીઓ?
કોણે સેવી આગ?
કોણે કરવત મુકાવીઆં,
કઇ નારીને કાજ?

જ—કાથે હિમાળો સેવીઓ, ચુને સેવી આગ;
સોપારીએ કરવત મુકાવીઆં,
નાગર વેલને કાજ.

(૯૭)

સ—પડી પડી પણ ભાંગી નહીં,
કટકા થયા બે ચાર;
પાંખો વિનાની ઉડી ગઇ,
મુરખ કરે વિચાર.

જ—રાત્રિ.

(૯૮)

સ—ત્રણ તસુનું લાકડું, નાંખ્યું સુતારી ઘેર,
ત્રણ સો ને સાઠ રેંટીઓ ઘડજે,
બાર ઘાણીના ખોડ;
તારૂં ઘડામણ વાળી લેજે,
વધે એટલું પાછું દેજે.

જ—વર્ષ (વરસ).

(૯૯)

સ—કોણ છે આભનો થાંભલો?
કોણ ધરતીનો ધણી?
કોણે દબાવી આ પૃથ્વી?
કોણે ઝીલી મણી?

જ—મેરૂપર્વત આભનો થાંભલો,
ધ્રુવ ધરતીનો ધણી;
શંકરે દબાવી આ પૃથ્વી,
શેષનાગે ઝીલી મણી.

(૧૦૦)

સ—ઘરમાં ઘર ને તેમાં રમે કેસરીઓ વર.

જ—અગ્નિ.

(૧૦૧)

સ—ગણ્યા ગણાય નહિ,
ને છાબડીમાં માય નહિં.

જ—તારા.

(૧૦૨)

સ—ગઢ પાયેથી પડી ગયો,
મણીયારો હતો તે ફકીર થયો;
આખે રોટલે ભૂખ્યો રહ્યો,
એ પ્રશ્નનો ઉત્તર દીઓ.

જ—દાંત વિના.

(૧૦૩)

સ—તેજી ઘોડો રણમાં રહ્યો,
દિલ્હીનો પાદશાહ ફકીર થયો;

અમરખ દિવડો આંખો થયો,
એ પ્રશ્નનો ઉત્તર દીઓ.
જ—દિવેલ વિના.

(૧૦૪)

સ—સો-દોરે સંધાણો નહિ કોસ,
ધોયે લુગડે ન આવ્યો જોસ;
ચોથે રોટલે ધરાઇ રહ્યો,
એ પ્રશ્નનો ઉત્તર દિઓ.
જ—ચાર વિના.

(૧૦૫)

સ—જુતે કોસે ખોટકો થયો,
ચાલતો રેંટીઓ ઉભો રહ્યો;
રાજાની કુંવરીએ કીધો કજીઓ,
એ પ્રશ્નનો ઉત્તર દીઓ.
જ—ઢીંગલી વિના.

(૧૦૬)

સ—મોંઘામાં મોંઘું કીયું? વ્હાલામાં વ્હાલું શું હોય?
દેખતામાં દેખતો કોણ? આંધામાં આંધો જેને કોય?
વૃદ્ધમાં શું હસવાપણું? રાજા! કયા ગાયનમાં ગુણ?
અતિ સુખ શેમાં રહ્યું? વળી સુખે સુવે નહિ કુણ?
જ—સોનું જે મફત મળે, જીવથી વ્હાલું નહિ કોય,
જ્ઞાની આંખે દેખતો, અજ્ઞાની અંધ જ હોય;
હસવી વૃદ્ધની વરણાગીને, ગુણ હરિ ગાયન માંહ્ય,
સુખ અતિ સંતોષ માંને કરજથી સુખે ન સુવાય.

(૧૦૭)

સ—પગ વિના ડુંગરે ચડે,
મુખ વિના ખડ ખાય;
પુત્ર પુછે પિતા કને,
એ કયું જનાવર જાય?
જ—અગ્નિ.

(૧૦૮)

સ—જનાંના જણ બે, એક ભરત એક ભેરી,
એક દીઠું આંબાનું વૃક્ષ, તે તળે અગનિ કરી;
તાણી બાંધી ગાંઠ, એમ તો અબળા બોલે,
તમારી પાસે બે બાગની, મારી પાસે એક તોલે,
એમાંથી પડી એક ભને જડી, તે કીધી મેં છતી,
હવે થઇ બરોબર, કહો કેરી કેટલી હતી?
જ—૬ (૭)

(૧૦૯)

સ—"બાઇ રે બાઈ મેં ટેકતો દીઠો,"
—'મૃગ હશે'
"મૃગને તો હોય શિંગો,"
—'ઘોડો હશે'
ઘોડો તો હોય પૂંછો"
—'દેડકો હશે.'
"દેડકો તો જળમાં રહે,—
"પણ આતો પોતાના થળમાં રહે."
જ—ચાંચણ.

(૧૧૦)

સ—હળ હળવું ને જમીન પાતળી,
વાવનારો ચતુર સુજાણ;
હાથે વાવે ને હૈયે લણે,
તમે સમજો સહુ સુજાણ!
જ—હળ કહેતાં કલમ,
જમીન કહેતાં કાગળ,
અને "હૈયે લણે" કહેતાં—
અક્ષર વાંચે.
સ—ગઢ પડયો ને વાડ સુકો,
છતે ખાટલે ભોંય સુતો;
ત્રણ મળીને એક થયો,
ને એકલ ખરાનો ઉત્તર દો;
જ—પાયો.

(૧૧૨)

સ—ચાર દેં જીવ, પચાસ દેં આંખો,
આઠ મુજા, નર સાત મળે દેં;
મારે મરે, ઓર ફેર જીવ આવે,
આ પેર, આ પેર, એ ઝગડા દેં.
જ—ચોપાટીની રમત

# 'રમુજી સવાલો.'

લેખક :—રા. રા. ભુપતરાવ ગોપાળજી મ્હેતા.

(૧)

સ—બોતેર આંબા, બોતેર આંબલી,
બોતેર બીજાં ઝાડ;
ડોર વિનાનું પાંદડું,
રાજા ભોજ કરે વિચાર.

જ—ડુંગળી.

(૨)

સ—એક રાંડ ધુતારી, ને સામે કાંઠે ઉતારી.

જ—કાંસકી.

(૩)

સ—એક રાંડ અંગી ભંગી,
લુગડાં પે'રે વાઘા;
અંગ એનું ઉઘાડું,
ને લટકા કરે ઝાઝા,

જ—સોય.

(૪)

.. ઝુંડી જેવડો મેમણ, ને સુપડા જેવું દાઢું.

(૫)

સ—નગરમાં નાગી ફરે, ને વનમાં પે'રે ચીર.

જ—સોપારી.

(૬)

સ—અટકટ લાકડાં, બોતેર વેહ;
સરકક તાણું ત્યાં વરસે મેહ.

જ—ચાળણી.

(૭)

સ—અટલીક છોકરી રાજાની પાઘડી ઉતરાવે.

જ—જુ.

(૮)

સ—ઘર બધું ગયું, ને બાબોજી પડયા રહ્યા.

જ—ચુલો.

(૯)

સ—ગામ જાઉં, ગામતરે જાઉં;
(પણ) તીખાની કોથળી ઘેર મુકી જાઉં

જ—માખીઓ.

(૧૦)

સ—મથ્યો રાણો ગરાસીયો,
છપ્પે રાણે ઝાલ્યો.
દશ્યે વાગાના પાદરમાં જઈ-
નખખે રાણે માર્યો.

જ—જુ.

(૧૧)

સ—એક જનાવર અગડ,
એની પાંખ બોલે પગડ;
એનું માથું મડ ધાન,
એની પુછડી પંદર વામ.

જ—પીંજારાની તાંત.

(૧૨)

સ—મીની દોર્ઈ દો.

જ:—વાટકામાં તીની,
ને સરકક દોર્ઈ મીની.

(૧૩)

સ—મીનીને ઘાઘરી પ્રહેરાની દો.
સામો આવે વાઘરી,
ને મીની પે'રે ઘાઘરી.

(૧૪)

સ—મીનીને જોડીયુ પહેરાવો.

જ—કોઠી ઉપર કોડીયુ,
ને મીની પે'રે જોડીયું.

(૧૫)

સ—બત્રીશ પીપળા, ને એકજ પાન.

જ—જીભ.

(૧૬)

સ—એક ભાઈ ચડે, ને એક ભાઈ ઉતરે.

જ—રોટલો.

(૧૭)

સ—અમે આવતા'તા, અમે જાતા'તા;
ઘરમાં ઘુઘરા વાગતા'તા,
તમે જાગતા'તા?

જ—છાશ.

(૧૮)

સ—રણુવગડામાં હોલા હીંચકે.
જ—કેરી.

(૧૯)

સ—રણુવગડામાં દાતરડાં લટકે.
જ—કાતરા (આંબલીના)

(૨૦)

સ—રણુવગડામાં રાતી બારી,
દીકરો પરણે ને મા કુંવારી.
જ—મીંઢળ

(૨૧)

સ—બાપ બેસવા શીખ્યો,
ને દીકરો ચાલવા શીખ્યો.
જ—ગોળો અને કળશો

(૨૨)

સ—પીળા ડગલા, લીલા ઢગા,
આવ્યારે પરદેશી સગા,
ખાય ખાય ને હાય હાય.
જ—મૂળા.

(૨૩)

સ—કાળી મોટી, તેલે છાંટી,
વળે વળે પણ ભાંગે નહિ.
જ—વાળ.

(૨૪)

સ—અટક્ષુંક પોમકું, ને ઘર મધું લીંપે.
જ—દીવો.

(૨૫)

સ—કુવામાં કોદ્દી ટીંગાય
જ—સાપ

(૨૬)

સ—અમે આવ્યા પણ ઉતારીને પેઠા
જ—જોડા

(૨૭)

સ—પોલું લાકડું પલકયું,
ને આખું ગામ જોવા હલકયું.
જ—ઢોલ

(૨૮)

સ—કાળી છીપર નીચે ચાર ચોર
જ—ભેંસના આંચળ.

(૨૯)

સ—ધોળી છીપર નીચે ચાર કાળા ચોર.
જ—ગધેડીના આંચળ.

(૩૦)

સ—એક કુંડીમાં બત્રીસ બાવા.
જ—દાંત.

(૩૧)

સ—બે બ્હેનો હતી.
'અડ, અડ' કહે તો ન અડે
પણ 'અડીશ મા,
અડીશ મા' કહે તો અડે.
જ—હોઠ

(૩૨)

સ—અટકટ લાકડી, જોબન જાળી,
એ વરત ન વરતે
એની મા પીંજારી.
જ—ખાટલો.

(૩૩)

સ—વેંત જેવડી વરખડી,
ને ઢોલ જેવડું ફુલ;
કાચાં કમળ ઉતરે,
તેનું પાકું થાય મૂલ.
જ—ચાકડો.

(૩૪)

સ—સામી ભીંતે સોનું ચળકે,
જ—શેઢ

(૩૫)

સ—લટાનું ખડકું લાવો
જ—રાતા બગલા રણે ચડયા,
પાણી દેખી પાછા વળ્યા;
એક બગલાનું ભાંગ્યું પડખું,
લાવ્યાંરે લકાનું ખડકું.

(અપૂર્ણ.)

# સમશ્યાઓ

સંપાદક. રા. રા. હિંમતરાય કલ્યાણરાય દેસાઈ–અમદાવાદ.

૧. ખીલાઉપર ખેતીકરે, ખળામાં મુકે આગ, જેના પ્રભુપાપરા, તે ઘેરબેઠે ખાય
જવાબ–કુંભાર અને તેનો ચાક.

૨. પગ વીના પાયેચડે, મુખવીના ખડખાય, રાજા પુઠે વછરો શું જનાવર જાય?
જવાબ–દેવતા.

૩. ઉંચુ તો ઉંટ જેવડું, નદીયે નહોવા જાય, જેની પાખડીયે દીવો બળે, તે હાટેહાટ વેચાય
જવાબ–ખોખું દીવાસળીનું.

૪. કાળો ઘોડો કચકાબરો, નગરી જોતો જાય, પાંચ પટેલીયા મુક્ત કરે, પણ તેનું મુલ ન થાય
જવાબ–આંખ.

૫. જેને ખાધે ચીખ્ખચડે, તેને જે કોઇ ખાય, એ કુંમારી બારીયે, એ ઓધાણી રાય!
જવાબ–મોર

૬. આઠ કટકે નર નીપજે; તેમાં સ્ત્રી બે, નર ચાર, નપુશકમાં બે એહ છે, તે તજ્યું મેં રાય!
જવાબ–પલંગ

૭ જે સમારે દુજને તેને મમારે જેહ, તેથી મેહેલ આગેરડો એ એંધાણી છેહ
જવાબ–ઘોણી.

૮. કુત્તા મારણ, જળ તરણ, અડઅડીયે આધાર, કથા! તું મન વીમરે, હોંકારે હથીયાર
જવાબ–લાકડી.

૯ પડી પણ ભાગી નહી, કટકા થયા બે ચાર, ચતુર હશે તે ચેતશે, મુરખ કરશે વિચાર
જવાબ–રાત

૧૦. આદકાટનું લાકડું, વચમાં ભમર જાળી, માર અરથ કહે તેને આપુ સુનાની વાળી.
જવાબ–વહાણ ભરેલો પાટલો.

૧૧. નાનું તો ફુલ જેવડું, પુછે પીતું નીર, તે પાદયુ મારી બારીયે, ત્યાં આવગે સુંદર ધીર!
જવાબ–દીવો.

૧૨. એક જનાવર અઇડ, તેની ચાંચ બોલે ચઇંઠ, તેનો સરીખો સગ્દાર, તેની મુડી મડગાલ.
જવાબ–કલમ બરૂની.

૧૩. સુંદર સરોવર જળભર્યું, જેમાં ન બુડે કોય, તમો આવો ત્યાંસુધી, તે નજ્યું મેં રાય!
જવાબ–આયનો (દરપણ, ચાટલું.)

૧૪. ડુંગર ઉપર દવબળે, નદી કરે પોકાર, ચતુર હશે તે ચેતશે, મુરખ કરશે વિચાર.
જવાબ–હુકો ચલમ સાથે.

૧૫. નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર, એ વસ્તુ તમે લાવજો, મારી સગી નણંદના વીર!
જવાબ–સોપારી.

—

# !!! અનાથોનો પોકાર !!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

" પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરીને દીન જાણી
દયાનાં કામ કરો સદાએ પરથી, એવી સેવાની એંધાણી "

ખરીઓથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલાં અનાથ બાળકો, કુલીન સદાચરણી વધવાઓ અને મદદ માટે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટી કરો તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો. **સુપાત્રે દાન એજ સકમાણીની સાર્થકતા છે.** આ આશ્રમમાં ધન ધાન્યથી વિમુખ, ભુખે મરતાં, અને ટળવળતાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન, પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારનાં નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીઆ એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે. હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે. કરકમલ લંબાવો અને લ્હાવો લ્હાવી લ્યો:—

**મણીલાલ રામશંકર ઠાકર.**
મંત્રી શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ
**સિદ્ધપુર.**

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સાંકલચંદ હરીલાલે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના શ્રી 'સત્યવિજય' પ્રેસમાં છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ રાયપુર-'સુન્દરી સુબોધ' ઑફિસમાંથી પ્રકટ કર્યું.

મહાન યોગી ભર્તૃહરી કહે છે કે

परिमलभृतो वाताः शाखा नवाङ्कुर कोट्यो

मधुर विरुतोत्कण्ठा वाचः प्रिया. पिकपक्षिणाम् ।

એટલે—

'વસન્ત ઋતુ જ્યારે પ્રસરી રહી હોય છે ત્યારે વાયુ સુગંધ રૂપ બને છે: શાખાપલ્લવમાંથી સેંકડો નવાંકુર ઉત્પન્ન થાય છે· કોકીલ પક્ષીની મધુર વાણી ઉત્કંઠ ઉત્પન્ન કરે છે.'




ખરે ! વસન્ત ઋતુમાં સર્વ ગુણોનો ઉદય થાય છે, વસન્ત ઋતુની ગેરહાજરીમાં પણ વસન્તમાં ખીલતાં પુષ્પોની સુગંધી આપનાર એવું ફક્ત એકજ ઓટો-દીલબહાર સેન્ટ છે. તેની મનોહર સુંદર શીશી ઉઘાડતા જ હવામાં સુગંધ ઉત્પન્ન થાય છે. તેથી અંતઃકરણ શુદ્ધ થઈને મનને એક પ્રકારનો નવીન ઉત્સાહ અર્પે છે.

માંગલીક પ્રસંગે, વાર તહેવારે બીજું કોઈપણ જાતનું સેંટ, અથવા અત્તર વાપરવા કરતાં હજારો ફુલોનું બનેલું ઓટો-દીલબહાર વાપરો અને તેની ખુશબોનો બે ઘડી વિચાર કરો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઓટો | દિલબહાર | સેન્ટ—નાની | બાટલી | કીંમત રૂ. | ૦ | ૮ | ૦ |
| ,, | ,, | ,, મધ્યમ | ,, | ,, | ૦ | ૧૨ | ૦ |
| ,, | ,, | ,, ના ઔંસની | ,, | ,, | ૨ | ૦ | ૦ |

સુગંધી કાર્ડ એકનો એક આનો.

## ધી ઍંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.

૫૫, જુમા મસજીદ મુંબઈ.

દરેક બાણીના વેપારીને ત્યાંથી પણ મળી શકશે.

# સુન્દરી સુબોધ.

યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ। મનુ.

પ્રમત દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી.

---

હિન્દના નિવૃત્ત થતા મહાન વાઈસરૉય



માર્ચ- ૧૯૧૬.

પુસ્તક- ૧૩ અંક- ૩

આદ્ય સંપાદક — શ્રી બન્ધુ સમાજ.

[illegible]

[illegible]

# અનુક્રમણિકા.

પુસ્તક ૧૩ મું. ] માર્ચઃ—૧૯૧૬. [ અંક ૩ જો.



## સુન્દરી સુબોધ—માસિક વધારો.

---

आदर्श.



एक सुन्दर युवती दर्पणमां पोतानुं मनोहर सौन्दर्य निहाळी रही छे.

मनोरंजन प्रेस, गिरगांव-मुंबई.

मालती–माधव.



माळतीनो भोग आपवानी अघोरीओ तैयारी करी रह्या छे, एवामां माधव त्यां जइ प्होंची माळतीने बचावी ले छे. ( माळती–माधव नाटक मांथी. )

# સુન્દરી સુબોધ.

વર્ષ ૧૩ મું.] માર્ચ-૧૯૧૬. [અંક ૩ જો.

## સ્ત્રી પ્રત્યે ઉપદેશ:

જ્ઞાન પામવાની સાથે સાથે ચરિત્ર વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરજો. જેનું ચરિત્ર સારૂં નથી તેને અતિ સૂક્ષ્મ અને ઉંચી બુદ્ધિ પણ કાંઈ કામની નથી. ધર્મની સાથે રહેવાથીજ વિદ્યામાં શોભા અને સૌંદર્ય છે. ધર્મના દાસ થવામાંજ જ્ઞાનનું ગૌરવ છે. મનની સર્વ પ્રવૃત્તિને સંયમમાં રાખી પાપ વિચાર, પાપ વચન અને પાપ કર્મોથી દૂર રહેવું. જુદી જુદી જાતના સદુપાય ગ્રહણ કરી સાધુ-ગુણ-સંપન્ન અને સદાચારી થવું. મન, વચન અને કર્મ એ સર્વને વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરજો. સમાહિત અને શાંત ચિત્ત થવું, તેમજ સંયતેન્દ્રિયા થવું. સંસારનાં દુઃખ કે વિપદમાં મનને ચલાયમાન કે દિલગીર થવા દેવું નહિ. ધીરજ અને શાંતિથી સર્વ કષ્ટ અને ક્લેશ સહન કરવાં અને વારંવાર દુઃખના ઘા વાગે તોપણ અધીરાં થવું નહિ. આવી રીતે મનને સંયમમાં રાખી દુઃખ અને પાપથી તમારૂં પોતાનું યત્નપૂર્વક સર્વદા રક્ષણ કરજો. સત્ય વાત કહેવી તેમજ મૃદુભાષિણી થવું. બહુ ધન પ્રાપ્ત કરવાની આશા હોય તોપણ જૂઠું બોલવું નહિ. સર્વ ધન સંપત્તિનો નાશ થવાનો હોય તોપણ અસત્ય કહેવું નહિ. સર્વને પ્રિય વાત કહેવી, અપ્રિય કઠોર વાક્ય મુખે આણવું નહિ. કડવી વાત, પરનિન્દા વગેરેથી તમારી કોમળ જીભને કલંક લગાડજો નહિ. પ્રિય વચનથી શત્રુની પણ પ્રીતિ ખેંચી શકાય છે. ક્રોધ અને હિંસા એ ભયાનક રિપૂ છે. એને સર્વદા દૂર રાખજો. ક્રોધથી અંધ થએલ મનુષ્ય પોતાનું કે પારકું હિત દેખી શકતો નથી, પોતાના હૃદયને જુદી જુદી જાતની કુત્સિત ઇચ્છાદ્વારા છિન્નભિન્ન કરે છે અને શાંતિ સદ્ભાવ અને પ્રેમથી દૂર થઈ અધર્મમાં પડે છે. બીજાનો દોષ જોતાં તે શાંતભાવથી અને ઉદાર હૃદયથી ક્ષમા કરજો. ક્ષમા એ આત્માનું પરમ ભૂષણ છે. પર હિંસા એ અતિ નીચ પ્રકૃતિનું લક્ષણ છે. એ કુટીલભાવથી તમારા હૃદયને દૂષિત થવા દેજો નહિ. બીજાના ઉત્તમ વસ્ત્રો કે સુન્દર અલંકાર જોઈ કદી પણ દ્વેષ કરજો નહિ. પોતાનું જે હોય તેમાંજ સંતોષ રાખવો. પરમેશ્વરે અનેક સ્ત્રીઓને જેમ તમારા કરતાં વધારે સુખી અને સૌભાગ્યવાળી કરી છે તેમ વળી હજાર હજાર સ્ત્રીઓને તમારા કરતાં પણ અસહ્ય દુઃખ સહન કરવું પડે છે. સુંદર વસ્ત્રો કે સુવર્ણનાં ઘરેણાંથી સુશોભિત થઈ ગર્વ કરવો એ શું યોગ્ય છે? એમાં શી મોટાઈ છે? જ્ઞાનધર્મમાં એક થવું એમાંજ ખરૂં ગૌરવ છે અને એજ વખાણ કરવા લાયક છે. મનના સૌંદર્યની સાથે શું બાહ્યના રૂપની તુલના કદી પણ થાય? કેવી રીતે સર્વ કરતા અધિક પુણ્યવતી અને જ્ઞાનવતી થવાય, એજ તમારૂં લક્ષ્ય થાઓ! દ્વેષ, હિંસા, વગેરે સર્વ નીચ લક્ષ્યનો ત્યાગ કરો. પર સુખે સુખી અને પર દુઃખે દુઃખી થઈ સર્વ પ્રત્યે સદ્ભાવ પ્રસારિત કરો. ધનનો સારી રીતે ખર્ચ કરજો. ખોટો ખર્ચ કરજો નહિ, તેમ મોજની પણ ટેવ પાડજો નહિ. પોતાના પરિવારના અને જન સમાજના મંગળને માટે પૈસાનો ખર્ચ કરવો. સુશીલા અને લજ્જાવતી થવું. પરમેશ્વરે સ્ત્રીજાતિને કોમળ સ્વભાવવાળી બનાવી છે તેથી તેવા તમારા સ્વભાવને કદી પણ બગાડજો નહિ. તેમાંજ તમારૂં સૌંદર્ય છે. વિનય અને સુશીલતા એજ નારીનું ભૂષણ છે. મનની ચંચળતા, ક્રોધ, કઠોર રીતભાત, નિષ્ઠુરતા, અપ્રિય વચન, એ સર્વનો ત્યાગ કરજો; અને સર્વ સમયે સર્વ અવસ્થામાં સુશીલ અને શાંત સ્વભાવવાળાં રહેવું. જ્ઞાનધર્મમાં તમારી જે કાંઈ ઉન્નતિ થાય તેની સાથે સાથે તેજ પ્રમાણે વિનય અને શરમ રહેવાં જોઈએ; અને તેમ થયેજ તમારી ઉન્નતિ સ્વાભાવિક અને તમારી પ્રકૃતિને અનુસાર થઈ તમારા અને તમારા પરિવારના મંગળનું કારણ થશે.

—આચાર્ય શ્રી કેશવ ચન્દ્ર સેન.

બ્રાહ્મ સમાજના પ્રધાન આચાર્ય બાબુ શ્રી કેશવચન્દ્ર સેને પોતાનાં "પત્ની જગન્મોહિનીદેવીને ઉપદેશ" આપતાં વ્યાખ્યાન ભાષા બંગાળી, ત્હેના શ્રીયુત મણિલાલ પારેખે કરેલા ભાષાન્તરમાંથી.

# गृह—धर्म.

## મ્હેમની બેડી.

લેખક. શ્રીયુત્ "J. R. J."–રાજકોટ.

[ 'Kamala's Letters to Her Husband.' (કમળાના પતિપ્રત્યે પત્રો ) નામક પુસ્તક હાલ હું વાંચું છું એ પુસ્તક મને બહુ પ્રિય લાગે છે. પત્ર નં. ૪૬ મેં એક વખત વાંચ્યો, બીજી વખત વાંચ્યો, બહુ પસંદ પડ્યો. ચર્ચાયલા વિષયો વાંચવા લાયક છે-મનન કરવા યોગ્ય છે તેથી ત્હેમાંથી જરૂરજોગ ફેરફાર કરી ત્હેનું ભાષાન્તર મોકલું છું. ગુર્જર બ્હેનો તથા બન્ધુઓને એના વાંચનથી શીખવાનું ઘણું મળશે, એવી મારી માન્યતા છે. ]

ગૃહસ્થો,—ઘણી નામોશીની વાત છે કે આપણા મહાન્ પુરૂષો રીત-રિવાજોના તથા વ્હેમોના ગુલામ થઇ પડ્યા છે. તેઓનું મન તેમને જે રસ્તે દોરે તે રસ્તે ચાલવાને તેઓ અશક્ત થઇ પડ્યા છે! તેઓ કહે છે કાંઈ અને કરે છે કાંઇ! કારણ કે જુના રીત-રિવાજો તેમની સ્હામે રાક્ષસીરૂપ ધારણ કરી ઉભા રહે છે-આપણે એવી જાતની ગુલામગીરીમાં દબાયા જઇએ છીએ કે જે ગુલામગીરીને એક કાયદો પ્રતિબંધ કરી શકતો નથી–કોઇ પણ રાજ્ય તેનો નાશ કરી શકતું નથી. રીત-રિવાજો રૂપી ઘાતકી રાક્ષસો આપણું તેમજ આપણી સમાજનું રૂધિર ચૂસી લે છે. જ્યાંસુધી આ રાક્ષસોનું બળ કાયમ રહેશે ત્યાંસુધી ખાત્રીપૂર્વક માનજો કે આપણી બધી આશાઓ નિરાશાના રૂપમાં બદલાઇ જવાની, પ્રગતિ કરવાના આપણા સઘળા પ્રયાસ વ્યર્થ જવાના, અને આપણી નહિ જેવી ફત્તેહો પણ નાશ પામવાનીજ.

પ્હેલાં આપણે બાળ-વિવાહ કે જેનો સંપૂર્ણ હક્ક આપણને વારસામાં આવ્યો છે તેનો વિચાર કરીશું છોકરા અને છોકરીઓ કે જેઓ હજુ પુખ્ત ઉમરે પહોંચ્યા ના હોય અને જેઓ હજુ લગ્નથી આવી પડતી જોખમદારી સમજી શકતાં પણ ના હોય, તેવાઓનાં લગ્ન,—મૃત્યુ પામતા સગાની છેલ્લી આશા પૂર્ણ કરવા માટે અથવા તો માબાપોને લગ્નનો લ્હાવો અપાવી રાજી કરવા માટે બાળકોનાં ઘોડીઆમાં–પારણામાં–પતા લગ્નો; આપણાં ધૂળમાં રમતાં બાળકોના લગ્નો પરદેશીને અવશ્ય નવાઇ ઉપજાવે તેવાંજ છે.

યુવાન પુરૂષોને ગળે બીરૂપી ઘંટીનો પત્થર બાંધવો તે પ્રગતિનો કટ્ટો દુશ્મન ઉભો કરવા બરાબર છે. યુવાન બાલિકાઓને વૃદ્ધ ડેસા સાથે પરણાવવી–તેમની કુમળી જીંદગીનું બલીદાન આપવું–પૈસા માટે બાલિકાઓનો વેપાર કરવો–તેના જેવું એક ઘાતકી કામ કોઇ પણ મનુષ્ય કલ્પી શકે એમ નથી આપણાં લગ્ન-ઐક્ય દૂધ અને પાણીના મિશ્રણ જેવાં છે. દેખાવમાં સુંદર છે–સારાં છે–જોડાયલાં માલૂમ પડે છે, પરંતુ સ્વાદમાં ફીક્કાં છે–હૃદય જુદાં છે–રસ્તા જુદા છે!–સાથે જોડાયલાં સ્ત્રી અને પુરૂષ સર્વ ઠેકાણે

આનંદી રહે છે, ફક્ત શયનગૃહ સિવાય ! આપણાં લગ્ન દીવાસળીના ઍકપ જેવા છે, જે થોડા ઘસારાથી પણ તુર્તજ સળગી ઉઠે છે !

જ્યારે બીજી પ્રજાનાં બાળકો ઉછરતી વયમાં રમવામાં-ભણવામાં કાળ વ્યતિત કરે છે તથા ભાગ્યેજ "લગ્ન" એ શબ્દનો અર્થ પણ સમજે છે. ત્યારે આપણા બાળકોને તો આપણે તેટલીજ વયમાં "વિધવા" તથા 'વિધુર" થતાં જોઇએ, તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી ! આવાં બાળ-માબાપોની સંતતિ નબળી થાય એ સ્વાભાવિક છે. જ્યાંસુધી આપણી બાળ-લગ્નની રીતિમાં કાંઇ ફેરફાર થશે નહિ, જ્યાંસુધી આપણે આપણાં બાળકોને બાળ વયમાં પરણાવવા ઇચ્છીએ છીએ, જ્યાંસુધી આપણે બાલ માતાપિતા અને બાલ વૈધવ્ય નિભાવીએ છીએ, ત્યાંસુધી આપણામાં કદી પણ સુધારો તથા પ્રગતિ પ્રવેશ કરી શકસે નહિ-ત્યાંસુધી આપણા દેશની અધોગતી થતી અટકશે નહિ. કદી નહિ, કદી નહિ,-કદી અટકશે નહિ.

લગ્ન સમયે કેવો ઠાઠ કરવામાં આવે છે ! બાળકો આ ઠાઠ જોઇ પરણવાનું ઇચ્છે છે. સારાં સારાં ઘરેણાં અને કપડાં, ઠાઠમાઠ અને રોશનાઇ, જમણવાર ને પાર્ટીઓ, ગીતો અને નૃત્યો, દારૂખાનું અને સરઘસ,-આથી વધારે બાળકના મનને આકર્ષવાને શું જોઇએ ! "આહા ! હું ઘોડા ઉપર બેસી ફુલેકે ચઢીશ અને મારી આગળ લોકોનું મોટું ટોળું ચાલશે ! " આ પ્રમાણે નિર્દોષ કુમળાં મગજો વિચાર કરે છે; પરંતુ ભાગ્યે જ તેમને ખબર હોય છે કે આ બધા ભપકાની પાછળ શું છે-તેમને શું સહન કરવાનું છે ! તેમના ઉપર પડવાની દુઃખદર્દની ધુંસરી તેઓ તે સમયે ક્યાંથી જોઇ શકે !

હવે આપણે આપણી સ્ત્રીઓની આધુનિક સ્થિતિ તપાસીએ. આપણી સ્ત્રીઓ કે જેઓ વિદ્યાહીન છે, જેઓને મકાનની ચાર દિવાલોની અંદર પુરી રાખવામાં આવે છે, જેઓએ દુનીઆ થોડીજ જોઇ હોય છે, જેઓ વ્હેમનાં પૂતળાં છે, જેઓના પગમાં રીત-રિવાજોની બેડીઓ પડેલી છે,-તેઓ-કહેતાં શરમ થાય છે કે ગુલામોથી પણ વધારે અધમ દશા ભોગવે છે ! કદાચ આપણી શંકાઓને પરિણામે યાવો પરદેશીઓના ત્રાસથી બચાવવાને માટે આપણે તેમને ઘરમાં ગોંધી રાખતા-તેમના ઉપર કાબુ રાખતા-તેમને રીત રિવાજોની બેડીઓ પ્હેરાવતા; ગમે તે કારણ હોય-પણ આ બધાના પરિણામે તેઓ આધુનિક અધોગતિએ પ્હોંચેલ છે. જાતરક્ષણ કરવાને અને પોતાના ગુમાવેલ હક્કો પાછા મેળવવાને અશક્ત હોવાથી તેઓ પોતાની જાતને ઉચ્ચ સ્થિતિએ લાવી શકતી નથી. આપણી સ્ત્રીઓ આપણાં ઢોરોથી પણ અધમ છે-આપણે ઢોરોના માલિક અને વેચનારા થઇ પડયા છીએ-આપણી સ્ત્રીઓને અધમ દશાએ પહોંચાડનાર પણ આપણે જ છીએ, અને તેમણે બદલામાં આપણને તથા આપણી સમાજને અધમ દશાએ પહોંચાડેલ છે. કવિ ખરૂં કહે છે કેઃ-

"Woman's cause is man's; they rise or sink
Together, dwarfed or Godlike, bond or free."*

* સ્ત્રીનું હિત તેજ પુરૂષનું પણ હિત છેઃ અર્થાત્ તેમનાં હિત જૂદાં નથી સ્ત્રી અને પુરૂષ બંને સાથેજ ક્ષય પામે છે અથવા દેવ સમાન થઇ શકે છે, સ્વતંત્ર થાય છે અથવા ગુલામગીરીમાં બન્ધાય છે.

આપણી સ્ત્રીઓને આધુનિક સ્થિતિએ પહોંચાડનાર આપણે પોતેજ છીએ, જેનાં પરિણામો આપણે અત્યારે અનુભવીએ છીએ ! સ્ત્રી કે જે સર્વ સ્થળે મનુષ્યના સુખાનંદનું કારણ મનાય છે, તે આપણામાં ચિંતા અને દુઃખની ખાણુ મનાય છે. સ્ત્રી કે જે મનુષ્યની જીવન-યાત્રામાં મદદગાર લેખાય છે, તે આપણામાં ભારરૂપ અને અડચણ કર્તા થઇ પડી છે ! પુરૂષનાં સુખદુઃખની ભાગીયણ થાય તેવી સ્ત્રીઓ ક્યાં છે ? પૃથ્વી ઉપર સ્વર્ગ બતાવનારી સ્ત્રીઓ ક્યાં છે ? મહાભારતમાંની સ્ત્રીઓ ક્યાં છે !

कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री गुणैश्च भार्या कुलमुद्धरन्ति ॥

[ કાર્ય વિચારવામાં મંત્રી સમાન, કામ કરવામાં દાસી સમાન, ભોજનમાં માતા સમાન, રસપોષણમાં રંભા સમાન, ધર્મપાલનમાં અનુકૂલ, અને ક્ષમામાં પૃથ્વી સમાન,-આવા ગુણો વડે પત્ની કુલનો ઉદ્ધાર કરે છે. ]

આપણા સંસારમાં પત્નિઓ નથી પરંતુ સ્ત્રીઓ છે. સુખી કુટુંબથી ભરપુર સદનો-આપણાં મકાનો નથી પણ તે માત્ર યમગૃહો છે. આપણે પત્નિઓ તથા સુખી કુટુંબથી ભરપુર સદનો માટે કેવી રીતે મગરૂર થઇ શકીએ ?-આપણે કે જેઓ કુટુંબમાં એક બીજાં ને મળી શકતાં નથી, ભેગાં ભોજન લઇ શકતાં નથી, યાતો એક ઠેકાણે ભેગાં બેસી બધાં વાતો પણ કરી શકતાં નથી ! આપણે કે જેઓ આપણી પત્નિઓને આપણા પછી જમવાની ફરજ પાડીએ છીએ અને તે પણ વળી આપણાં એજીઠાં વાસણમાં ! આપણે કે જે પોતાની પત્નિ સાથે શયન-ગૃહ સિવાય બીજે ક્યાંય વાતો કરી શકતા નથી અને તે પણ વળી મધ્ય રાત્રિએ !-આપણે કે જે માંદગીને સમયે પણ તેમની શુશ્રૂષા કરી શકતા નથી અને કદાચ કરીએ છીએ તો ઠપકા તથા મશ્કરીનો વરસાદ સહન કરીને,-આપણે કે જે તેમને તેમના નામથી પણ બોલાવી શકતા નથી !-ખરેખર, બાન્ધવો, આપણી સ્ત્રીઓ તથા પત્નિ સાથેની વર્તણૂક મનુષ્ય નામને નામોશી ઉપજાવે તેવી-અપમાન કરે તેવી નથી ?

અને આપણી વિધવાઓનું શું ? તેમની દયાજનક કથા સાંભળી માણુસનાં રોમેરોમ ઉભા થાય છે. બાળ-વિધવાઓ હિન્દુસ્તાન એકજ દેશમાં પાકે છે. દુનિયાના બીજા ભાગમાં આવી ઉપજ થઇ શકતી નથી. અત્યારે હિંદુસ્તાન એકજ દેશમાં સાત લાખથી ઉપરાંત બાળ-વિધવાઓ છે અને તેમાં પણ વળી બ્રાહ્મણ જ્ઞાતીની સંખ્યા મુખ્ય છે ! ઘાતકી બાળ-લગ્નની રીતિને નહિ તો બીજા કોને આ બધાનું કારણ આપણે ગણી શકીએ ? બંગાળમાં કુલીન બ્રાહ્મણો તો ડઝન ( બાર ) અથવા તો બે ડઝન સ્ત્રીઓ પણ પરણે છે ! એક બેના તો એવા દાખલા છે કે જેઓ સો સો સ્ત્રીઓ પરણ્યા હતા એમ કહેવાય છે ! જરા વિચારો, બંધુઓ ! જરા વિચારો. સો વિધવાઓ-સો બાળવિધવાઓ-એકજ મનુષ્યની જીવનદોરી ઉપર ઝઝુમતી ! કેવી ભયંકરતા ! કેટલી ક્રૂરતા ! દરેક પ્રજા કરતાં હિન્દુ વિધવાઓની સ્થિતિ ખરી ઉન્નતીજ દયાજનક છે. હિંદુ-વિધવાઓ માટે જીવન કરતાં મૃત્યુ વધારે સુખકર છે, કારણ કે તેઓને સારાં કપડાં તથા ઘરેણાં

તજવાં પડે છે, માથાના સુંદર વાળ ઉતરાવવા પડે છે, અને ઉપવાસો કરવા પડે છે, એટલુંજ નહિં પણ તેઓ શંકાનું સ્થાન થઈ પડે છે તથા અપશુકનીયાળ પણ લેખાય છે.

શૂદ્રયો ! વધારે કહેવા હું અશક્ત છું. મારો અવાજ ગુંગળાઇ જાય છે. તેમનાં દુઃખો હું આપની સમક્ષ રજુ કરી શકતો નથી–છેવટે મને એટલું કહેવા દો કે જ્યાંસુધી આપણે આપણી વિધવાઓની સ્થિતિ સુધારવા યત્ન નહિં કરીએ, જ્યાંસુધી આપણે તેમની સાથે માયાળુપણે નહિ વર્તીએ અને જ્યાંસુધી આપણે દુનિયાને નહિ બતાવીએ કે અમો માણસ છીએ–અમોને મનુષ્યનું કોમળ હૃદય મળ્યું છે,–ત્યાંસુધી આપણે આપણાં મુખ શરમથી અને નામોશીથી સંતાડી રાખવાં જોઇશે.

હવે, બાન્ધવો, મારા દેશીબાન્ધવો ! શું આપણે હવે નહિ જાગીએ અને આપણી સ્ત્રીઓને ચિતામાંથી–જીવતી બળતી ચિતામાંથી નહિ બચાવીએ ? શું આપણે આપણી ભાવિ–પ્રજાને નહિ બચાવી શકીએ ? લાખો બાળ–વિધવાઓ દુઃખના સમુદ્રમાં તણાય છે, તેમને આપણે બહાર નહિ કાઢી શકીએ ? લાખો સ્ત્રીઓ અજ્ઞાન તિમિરમાંજ જીવન ત્યજી દે છે, તેને આપણે જ્ઞાનરૂપી જળથી શું નહિ બચાવી શકીએ ? લાખો સ્ત્રીઓ વ્હેમની ભોગ થઈ પડી છે, તેમને આપણે નહિ ઉગારી શકીએ ? શું હવે આપણે આપણા કાન તથા આંખો નહિ ઉઘાડીએ ! આપણે રીત–રિવાજોની બેડીઓ નહિ તોડી શકીએ ! શું આપણે આપણી બાલિકાઓને નહિ કેળવી શકીએ ? શું તેમને આપણે આદર્શ ગૃહિણીઓ–કુલીન માતાઓ નહિ બનાવી શકીએ ? શું તેમને તેમના હક્કો પાછા નહિ આપીએ ! બાન્ધવો ! શું હજુ પણ બેદરકાર રહેશો !

ભારતનાં ભક્તસંતાનો–ભવિષ્યમૂર્તિઓ–ઉગતા છોડવાઓ ! શું તમો તમારી જનનીનો વિલાપ નથી સાંભળતા ? દેશસેવકો–પરમાર્થી જનો–ભારતના તારલાઓ–ભારતની આશામૂર્તિઓ ! શું તમો હવે તમારી ઘોર નિદ્રામાંથી પાછા નહિ જાગો ? ઐક્ય કરો અને ભેગા થઇ રીત–રિવાજો રૂપી ઘાતકી રાક્ષસો સ્હામે લડવાને તૈયાર થાઓ ! પ્રગતિના નામે, ન્યાયને ખાતર, મનુષ્યત્વને માટે, ઈશ્વરના નામને ખાતર, આગળ વધો અને લડાઇમાં ભાગ લેવાને કુદી પડો ! તે ક્રૂર રાક્ષસોના ધડ જુદાં કરવાને કુદો, દોડો ! બન્ધુઓ ! આગળ વધો.

એક કવિ કહે છે કે—

"For, while the tired waves, vainly breaking,
Seem here no painful inch to gain,
Far back, through creeks and inlets making,
Comes silent, flooding in, the main."

[ જ્યારે મહાસાગરનાં મોજાં–( દીર્ઘકાળના પ્રયાસથી) થાકેલાં દેખાઇ–કિનારા તરફ માંડ માંડ આગળ વધતાંય જણાતાં નથી, ત્યારે પણ દૂર દૂરથી, ન્હાના અને ઝીણા તેમ મ્હોટા અને સરળ જળમાર્ગોમાં થઇને ભરતીનાં મહાપૂરના ઓઘ ત્હેમની પાછળ ધીમે ધીમે આવે છે અને સઘળાં સ્થળોમાં એક સરખા ફેલાઇ જાય છે. ]

# वार्तालहरी.

## જગત્‌ની એક કસોટી.

લેખક: રા. રા. પરમસુખલાલ ઝવેરલાલ પંડયા.—મુંબાઇ.

પ્રભાતનો રમણીય સમય હતો. મંદમંદ પવનની લહરીઓ આવતી હતી. સર્વત્ર ગાઢ શાંતિ પ્રસરી રહી હતી. પ્રભાતના બાલસૂર્યનાં કૂણાં કિરણો આનંદજનક લાગતાં હતાં. મલબાર હિલ ઉપર આવેલા એક ન્હાનકડા પણ સુંદર બંગલામાં આ ન્હાનકડી કથાનો આરંભ થાય છે.

"માધવલાલ, આજનાં છાપાં, ટપાલ કંઇ આવ્યું છે કે?"

"જી, હા." કારભારીએ ટપાલ વગેરે લાવી શેઠની પાસે એક ન્હાના, સુંદર ગોળ આરસના ટેબલ ઉપર મૂકયું.

શેઠ રત્નલાલ મુંબાઇના એક પ્રખ્યાત ઝવેરી હતા અને દશ બાર લાખ રૂપીઆના ધણી હતા. પિતાના મરણ પછી સર્વ સંપત્તિ એમના હાથમાં આવી હતી. પચ્ચીસ વર્ષનું ન્હાનું વય છતાં પિતાના હાથ નીચે મળેલા શિક્ષણને લીધે રત્નલાલે વ્યાપાર બહુ વધારી મુકયો હતો અને એમની ખ્યાતિ દેશવિદેશમાં પ્રસરી રહી હતી. માધવલાલ કુટુંબનો જૂનો અને વિશ્વાસુ કારભારી હતો.

"માધવલાલ, મ્હને વ્યાપારમાં બહુજ ભારે ખોટ ગઇ છે!" શેઠે શાંતિથી કહ્યું.

આ વિચિત્ર અને અપૂર્વ મંગલાચરણ સાંભળી કારભારી ચમકયો.

"રત્નલાલભાઇ, મશ્કરી તો નથી કરતા?" આટલું બોલી, ગભરાટમાં માધવલાલ પાસેની એક ખુરશી ઉપર બેસી ગયો.

શેઠે ગંભીર દૃષ્ટિથી કારભારીના મુખ તરફ જોયું, અને એક પ્રખ્યાત પત્રનું પાનું ફેરવી, આશ્ચર્યકારક શાંતિથી, કારભારીને મ્હોટા અક્ષરે છાપેલી નવી ખબર વંચાવી.

"શેઠ રત્નલાલને ગયેલી ભારે ખોટ!"

"પ્રખ્યાત ઝવેરીની પડતી દશા!!"

માધવલાલ આભો બન્યો. "શેઠજી, હવે શું થશે?" કારભારી થરથર ધ્રૂજતો હતો; એના વિશાળ કપાલ ઉપર પરસેવાનાં બિંદુઓ ચળકતાં હતાં

"માધવલાલ, ગભરાવાનું કારણ નથી" શેઠે ગંભીર પણ દૃઢ સ્વરે આગળ ચલાવ્યું. "મ્હારે ઘણા મિત્રો છે. મ્હારી સાહાય્યને લીધે મ્હારા ઘણા સ્નેહિઓ નામોશીમાંથી અને આત્મઘાતમાંથી બચ્યા છે, શું તેઓ મ્હને મદદ નહિં કરે? મ્હારા માગનારાઓ થોડો સમય નહિ થોભે?"

"શેઠજી, દુનિયા સ્વાર્થી છે; ત્હમે ધારો છો તેવા મિત્રો કવચિતજ......" હજી વાકય પુરૂં થાય, તેટલામાં તો "હૉલ" માંનો "ઇલેકટ્રીક બૅલ" વાગ્યો (ઘંટડીનો અવાજ થયો).

"ઠીક છે, જોઇશું. પણ જો કોણ છે? હું આજે મળી શકીશ નહિ. જે હોય ત્હેને મ્હારા સોલીસીટરો પાસે મોકલજે."

કારભારી ગયો પણ થોડા સમયમાં પાછો આવ્યો. એનો ગભરાટ ઉડી ગયો હતો. એના મુખ ઉપર ધૈર્ય અને શાંતિનાં ચિન્હો પ્રગટી રહ્યાં હતાં.

"પેલા મોહનલાલ શેઠ હતા. સોલીસીટરોને મળવાનું કહ્યું છે."

"માધવલાલ ! ત્હારૂં કહેવું ખરૂં નીવડયું. એ મ્હારી પાસે દસેક હજાર રૂપીઆ માગે છે. મ્હારે લીધે તો આજે એ આવી સ્થિતિમાં છે. અહાહા ! દુનિયાં કેવી નીચ અને સ્વાર્થી છે !"

થોડીક ક્ષણ ગંભીર શાંતિ છવાઇ રહી. કારભારીના મુખ ઉપર ભાવો ફેરવાતા હતા છેવટે એણે દૃઢ સ્વરે આરંભ કર્યો.

"શેઠજી, ઇશ્વરેચ્છા આગળ મનુષ્યનું શું ચાલે ! હવે તો આ દુઃખમાંથી છૂટવાનો ઉપાય શોધવાનો છે. મ્હારા મ્હોટા શેઠ મ્હને સારા પગાર ઉપરાંત સારે અવસરે ઉદાર હાથે બક્ષિસો આપતા હતા અને આપ પણ એમજ કરો છો. રત્નલાલભાઇ, મ્હારા દુઃખી જીવનની કથા ત્હમે જાણો છો. આજથી ત્રીસેક વર્ષ પ્હેલાં મ્હારી પત્ની અને ત્યારપછી આઠેક વર્ષે મ્હારી એકની એક પુત્રી, આ જગતને અને મ્હને છોડી ચાલી ગઇ, તે દિવસથી મોજશોખની અથવા ભોગની મ્હારી લાલસા નષ્ટ થઇ છે. અત્યારે ઇશ્વરકૃપાથી મ્હારી પાસે વીસેક હજાર રૂપીઆ છે. રત્નલાલભાઇ, એ આપનાજ છે. મ્હને આશા છે કે એનો સ્વીકાર કરવામાં ત્હમે આનાકાની કરશો નહિ." વૃદ્ધ અને વફાદાર કારભારીની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં.

રત્નલાલના મુખ ઉપર હર્ષ છવાઇ રહ્યો. જુના અને વિશ્વાસુ કારભારીનો આ આત્મભોગ જોઇ એમનું ઉદાર હૃદય ભરાઇ આવ્યું.

"શાબાસ, માધવલાલ, ધન્ય છે ત્હને અને ત્હારી વફાદારીને. ગભરાઇશ નહિ; મ્હને વસ્તુતઃ વ્યાપારમાં રહેજ પણ ખોટ ગઇ નથી. મ્હારા સંબંધીઓ અને કહેવાતા મિત્રોની કસોટી કરવાજ મ્હેં આ અસત્ય સમાચાર ફેલાવ્યા છે. માધવલાલ, મ્હને આજ એક તો ખરો અને વફાદાર મિત્ર મળ્યો છે. આ ખબર હમણાં બ્હાર પાડવાની જરૂર નથી. મ્હારા સોલીસીટરો, તું અને હું એટલાજ જાણીએ છિયે. ત્હારી વફાદારી ભૂલાશે નહિ"

* * * *

માણેકલાલ બેંકર મુંબાઇની એક બેંકના કાર્યવાહક હતા અને સટ્ટાની બુરી લતમાં પડયા હતા. થોડાંક વર્ષો ઉપર, સટ્ટાને લીધે એમની બેંક ગંભીર સ્થિતિમાં આવી પડી હતી, પરંતુ રત્નલાલના પિતાની મદદને લીધે નામોશીમાંથી તેઓ બચી ગયા હતા; તે દિવસથી સટ્ટાનું નામ એમણે છોડી દીધું હતું.

બેંકર સાહેબને રમા નામની અઢારેક વર્ષની ભત્રીજી હતી. રમાને ન્હાનપણથીજ સારી કેળવણી મળી હતી. ગુજરાતી, સંસ્કૃત અને ઇંગ્રેજીનું સારૂં સંગીન જ્ઞાન એણે લીધું હતું. પિતાની ખાસ ઇચ્છા અને દેખરેખ નીચે સારા, વિશુદ્ધ વાતાવરણમાં એ ઉછરી હતી અને તેથી ગર્ભશ્રીમંતનાં બાળકોને કવચિતજ મળતો લાભ એને મળ્યો હતો. ગાઢ સંબંધને લીધે રમા અને રત્નલાલ, સ્વાભાવિક રીતે એકબીજા તરફ ખેંચાયાં હતાં અને રમાનાં માતપિતાની ઇચ્છા એમનાં બંનેનાં લગ્ન કરવાની હતી. કેટલાક વખત ઉપર રમાનાં માબાપ મરણ પામેલાં હોવાથી તે પોતાનાં કાકા કાકી પાસે રહેતી હતી.

* * * *

પત્રોમાં આવેલા સમાચારની બેંકરસાહેબના કુટુંબ ઉપર કેવી અસર થઇ છે એ જોવાના હેતુથી રત્નલાલે સાદો પોષાક સજી એમના બંગલા તરફ ચાલવા માંડ્યું.

હજી તો અડધે રસ્તે આવે એટલામાં રત્નલાલને સ્હામેથી આવતા કાવસજી કર્નલ મળ્યા.

કાવસજી કર્નલ મુંબાઇના હજારો શોખીન પારસી જુવાનીઆઓમાંનો એક હતો. ભાઇને મહિને પચાસની આવક અને બસોનું ખર્ચ હતું, અને એ કેમ નિભાવે છે એ પણ એક ભેદજ હતો. ફેશનેબલ સોસાઇટીમાં ફરવું, ક્લબોમાં જવું અને મારવાડીઓથી સંતાતા ફરવું, એ એમનું નિત્યકર્મ હતું ! રત્નલાલ પાસે એમણે પાંચસો-સાતસો રૂપીઆ આજ સુધીમાં ઉધાર લીધા હશે પણ હજી એક પાઇ પણ પાછી આપવાનું બન્યું નહોતું.

"ઓહ્લો, દીકરા રતન ! " કર્નલ પોકારી ઉઠ્યા. "એ આજે પગ પર કાંય ? શું "શૉફર" માદો પરીઓય કે ? "

રત્નલાલ નિરૂત્તર રહ્યો. કર્નલને આશ્ચર્ય લાગ્યું.

"એ આજ એમ કાંય કરેય ? રતન, ફીજરમેં જોલાબ-બોલાબ લીધો છ કે ? કે કોઇ મમ્મઇ બપ્પઇ મરી ગેઇ ?"

રત્નલાલે ખીસામાંથી છાપુ કાઢી "નવા સમાચાર" કર્નલને વંચાવ્યા. એ તો આભોજ બન્યો.

"અરૂરૂરૂરૂ ! એ શું ખરી વાત કે ? માઇ લૉર્ડ ! સુ આફત ! રતન, હું ખરેખર દીલગીર છું—સીન્સીઅર્લી સૉરી. ચાલ, સ્હાંજના ક્લબ પર મલશું. સાહેબજી !"

કર્નલે સાઇકલ મારી મુકી. રત્નલાલના મુખ ઉપર ધિક્કારનું હાસ્ય છવાઇ રહ્યું. પવનના વેગે જતી સાઇકલ તરફ એક ક્ષણ જોઇ રહી આગળ ચાલવા માંડ્યું.

માણેકલાલ બેંકરના બંગલા આગળ એક "મોટરગાડી" ઉભી હતી. રત્નલાલે તરત એ મોટર ઓળખી. ચંદુલાલ ચીટનીસ એક જુગારી અને દારૂડીઓ હતો અને રમાના હાથનો ઉમેદવાર હતો. રત્નલાલ બધી વસ્તુસ્થિતિ સ્હમજી ગયો. બંગલામાં પેસતાજ સ્હામાં શેઠાણી મળ્યાં.

"ઓહો ! આજે અત્યારમાં કાંઈ ભૂલા પડ્યા ! તબીયત તો ઠીક છે ને ! "

શેઠાણીનાં વચનો વ્યંગ્ય-Ironical હતાં.

"ત્હમે આજનાં છાપાં તો વાંચ્યાં હશે " રત્નલાલે સીધોજ પ્રશ્ન પૂછ્યો.

"નાં.—આજ એમનું માથું દુઃખે છે, કેમ કાંઇ જાણવા જેવું છે ?" આ શબ્દો હડહડતા જુઠ્ઠા હતા. એ રત્નલાલ તરત સ્હમજી ગયો. વળી એના શાંત મુખ ઉપર ધિક્કારની છાયા છવાઈ રહી.

"રમા ક્યાં છે ! મ્હારે એને મળવું છે !"

શેઠાણીએ હવે શરમનો પડદો ખસેડ્યો અને નિર્લજ્જતાથી બોલવા માંડ્યું.

"રત્નલાલ, ત્હમારાં પરાક્રમો તો હવે જણાઇ ગયાં છે, રમા ત્હમને મળી શકશે નહિ. ત્હમારા બાપે એમને એકાદ વખત કાંઇક મદદ કરી માટે રમાને ત્હમારી સાથે પરણાવીશું એમ ધારતા હો તો છેતરાઓ છો. સ્હમજ્યા ? રમાનું ભવિષ્ય મ્હારા હાથમાં છે, એના કાકાનું એમાં કાંઇ ચાલશે નહિ. રામા, શેઠને બ્હાર જવાનો રસ્તો બતાવ."

આ નફ્ટાઈ અને બેશરમી જોઇ રત્નલાલ તો આભોજ બન્યો. શાંત ચિત્તે એ પોતાને બંગલે આવ્યો. એના સોલીસીટર મળવા આવ્યા હતા.

"રત્નલાલભાઈ, હવે આ ગાંડાઇ મુકી દો, દુનિયાની કસોટી કરવા જેવુંજ નથી. ત્હમારા સંબંધીઓ અને મિત્રો વફાદાર છે એમ માનીને બેસી રહેવામાંજ સાર છે. મ્હને ત્હમારા કરતાં જગતનો વધારે અનુભવ છે. માટે મ્હારા જેવા વૃદ્ધનું કહેવું માનો. અત્યારે હું ત્હમારા પિતાજીને ઠેકાણે છું, હો. આ કસોટીનું કાંઈ ઉંધું પરિણામ ન આવે તે જોજો. પછી તો......"

માધવલાલ અંદર આવ્યો.

"ભાઈ! રમાબ્હેન આવ્યાં છે." કારભારી હજી વાક્ય પુરૂં કરે, ત્યાં રમા પોતેજ અંદર આવી. કારભારી અને સોલીસીટર બન્ને બ્હાર ગયા. રમા એક સોફા ઉપર પડી. એ થાકી ગઈ હતી અને એના સુંદર મુખ ઉપર ઉદાસીની છાયા છવાઇ રહી હતી. રત્નલાલ તો રમાને જોઈ આશ્ચર્યથી દિંગ્મૂઢ જ બની ગયો હતો.

"રત્નલાલ, આ બધાં ખરૂં કહે છે! શું ત્હમે પાયમાલ થઈ ગયા છો!"

"હા, રમા, બધું અક્ષરશઃ સત્ય છે."

"ત્હમે હવે શું કરશો!"

"હું?–આ બંગલા, ફરનીચર વગેરે વેચી નાખી, દેવાં પતાવીને હું જેપાન ઉપડી જવા વિચાર રાખું છું. રમા, જગત્ કેવું સ્વાર્થી છે એ મ્હેં જોઇ લીધું છે. જેપાનથી પાછો આવીશ કે નહિ એ ઇશ્વરાધીન વાત છે. ઘણુંખરૂં તો ત્યાંજ રહીને હું મ્હારૂં જીવન પૂરૂં કરીશ."

"રત્નલાલ, રત્નલાલ, ત્હમે ભૂલો છો. મ્હને પણ જગતના જેવીજ નીચ અને સ્વાર્થી–પૈસાની સગી–ધારો છો! આપણો આટલો બધો સ્નેહ અને ત્હમે મ્હને હજી પૂરી ન પીછાની? રત્નલાલ, હું તો ત્હમારીજ છુ. પછી ભલે ત્હમે અહિંઆં રહો કે જગતને બીજે છેડે જાઓ!"

"રમા, શું બોલે છે ત્હેનું ત્હને ભાન છે? હું હવે રત્નલાલ ઝવેરી નથી–રસ્તાના ભીખારીથી પણ હું હવે ગરીબ છું. મ્હને પરણવાથી ત્હને શો લાભ થશે? ન્હાની ઝુંપડીમાં રહેવું પડશે, બધું કામ હાથે કરવું પડશે–અનેક વિપત્તિઓ સ્હેવી પડશે. ચંદુલાલ ચીટનીસ ત્હને મ્હારા કરતાં વધારે સુખ આપી શકશે. મોટરોમાં ફરવાનું, બંગલાઓમાં રહેવાનું અને નોકરોને હુકમો કરવાનું–આ બધું ચંદુલાલને ત્યાં મળશે. બોલ, રમા, ત્હારો શો ઉત્તર છે? પૂરેપૂરો વિચાર કરીને જવાબ દેજે." રત્નલાલ, અનિમિષ નેત્રે, રમાના મુખ તરફ જોઇ રહ્યો.

રમાની પવિત્ર અને નિર્દોષ આંખોમાં, શુદ્ધ, સાત્વિક અને દિવ્ય પ્રેમ પ્રકાશતો હતો.–એજ રમાનો ઉત્તર હતો.

પછી રત્નલાલે રમાને બધું કહ્યું.

# विद्याकला—वैदक.

## સૂર્ય કેવો છે ? *

લેખકઃ—રા. રા. નાગરદાસ જે રાવળ.—કરાંચી.

અંગ્રેજ કમ્પનીની એક આગબોટ ચીનથી નીકળી હિન્દુસ્તાનમાં બંદરો કરી વિલાયત જવાની હતી. મીઠું પાણી લેવાને તે સુમાત્રા બેટની પાસે ઉભી રહી. બપોરે કેટલાક ઉતારૂઓ કિનારા પર ઉતરી નાળિએરીની છાયા નીચે બેઠાં હતાં. આ ટોળીમાં ભિન્ન ભિન્ન દેશના લોકો હતા.

આ મંડળમાં અનેક વાર્તાલાપ ચાલી રહ્યા હતા. તેવામાં એક આંધળો માણસ તેઓની વચ્ચે આવીને બેઠો. તેની આંખો પ્રથમ સારી હતી, પણ સૂર્ય વિશે માહીતી મેળવવાને એક નજરે સૂર્યની સામે જોઇ રહેવાથી તેની આંખોને ઈજા થઈ, અને તેમ છતાં તેણે સૂર્યનું અવલોકન ચાલુજ રાખ્યું. તેના પરિણામે તે આંધળો થયો. આંધળો થયા પછી તેણે સૂર્ય વિષે પોતાના વિચારો બહાર પડયા હતાઃ

૧. સૂર્યનો પ્રકાશ પાણીના જેવો પ્રવાહી પદાર્થ નથી. કારણ કે જો તે પાણી જેવો હોત તો એક વાસણમાંથી બીજા વાસણમાં રેડી શકાત; અને પાણી જેમ પવનથી હાલે છે, તેમ તે હાલી શકત.

૨. સૂર્યનો પ્રકાશ એ અગ્નિ નથી. જો તેમ હોત તો પાણીવડે તેને ઠારી શકાત.

૩. પ્રકાશ આંખોવડે જોઈ શકાય છે, માટે તે ચૈતન્યાત્મક નથી.

૪. તેને સ્પર્શ કરી શકાતો નથી કે હલાવી શકાતો નથી. માટે તે જડ નથી.

આ પ્રમાણે પ્રકાશ પ્રવાહી પદાર્થ નથી, અગ્નિ નથી, ચૈતન્યાત્મક નથી, અને જડ પણ નથીઃ એટલે કે તેનું અસ્તિત્વજ નથી. પ્રકાશ એવી કાંઈ વસ્તુજ નથી.

આવી રીતે યુક્તિવાદ લડાવીને તેણે સત્ય શોધ્યું મતલબ કે—સૂર્ય તરફ જોઇને, અને તે વિષે વિચાર કરીને તેણે આંખો અને વિચારશક્તિ ગુમાવ્યાં છે. આંખો જવાથી " જગતમાં સૂર્યજ નથી " એવી તેની ખાત્રી થઇ છે.

આ આંધળાની સાથે તેનો એક નોકર હતો. પોતાના શેઠને એક ઝાડની છાયામાં બેસારી, એક નાળિએર લઇ તેનો દીવો બનાવવાના ઉદ્યોગમાં લાગ્યો. છાલના તન્તુઓની તેણે વાટ બનાવી, ટોપરૂં પીસીને તેણે તેલ કાઢ્યું. અને કાચલીમાં તેલ નાંખી તેમાં તે વાટ પલાળી.

નોકર દીવો તૈયાર કરતો હતો, તેવામાં પેલા આંધળા માણસે તેને કહ્યું " કેમ, જગતમાં સૂર્યજ નથી એમ મેં તને કહ્યું તે ખરૂં છે કે ખોટું ? જગતમાં બધે અંધારૂંજ છે. કાંઇ દેખાતું નથી, એ તને ખબર છે ના ? આમ છતાં માણસો કહે છે કે સૂર્ય છે. કેવી નવાઇની વાત !—સૂર્ય છે તો તે કેવો છે, શાનો બનેલો છે ? "

* મરાઠી ઉપરથી.

નોકરે જવાબ દીધો—" સૂર્ય કેવો છે અને શાનો બનેલો છે, તે મને ખબર નથી. દીવો કેવો છે, તેજ મને ખબર છે, આ દીવો મેં બનાવ્યો છે. અને તેને લીધે આપણી કોટડીમાં આપણને અજવાળું મળશે." નોકરે દીવો ઉપાડયો અને બોલ્યો, "આજ મારો સૂર્ય."

એક લંગડો માણસ પાસે બેઠો હતો, તે આ ભાષણ સાંભળી હસતો હસતો બોલ્યો. "તમે જન્મથીજ આંધળા હશો, તેથી સૂર્ય કેવો છે, તેની તમને ખબર નહિ હોય. સૂર્ય કેવો છે તે હું તમને કહું." સૂર્ય એ એક તેજનો ગોળો છે. સવારમાં તે સમુદ્રમાંથી બહાર આવે છે, અને સાંજે મારા બેટ માંહેના એક પર્વતમાં આથમી જાય છે. એ અમે બધાએ જોએલું છે અને તમને આંખો હોત તો તમે પણ જોઇ શકત."

એક મચ્છીમાર આ ભાષણ સાંભળતો હતો. તે બોલ્યો: "તમે આ બેટની બહાર કયાંઇ ગયા નથી. તેથી તમને એમ જણાય છે. તમે લુલા ન હોત, અને મારી પેઠે હોડીમાં બેસી બહાર ફર્યા હોત, તો તમારા સમજવામાં આવ્યું હોત, કે "સૂર્ય પર્વતમાં આથમતો નથી. પણ જેમ સમુદ્રમાંથી ઉગે છે, તેમ સમુદ્રમાં આથમે છે. હું આ બનાવ દરરોજ મારી આંખોવડે જોઉં છું. તેથી તેના ખરાપણા માટે કાંઇ શકાજ નથી."

એ સાંભળી ત્યાં બેઠેલો એક હિન્દુ બોલ્યો:—"તારા અજ્ઞાનથી મને બહુ નવાઇ લાગે છે. તેજનો ગોળો પાણીમાં પડે, તો તે હોલાઇ ગયા સિવાય રહે? સૂર્ય એ તેજનો ગોળો નથી, પણ એક દેવ છે. સૂર્ય પોતાના રથમાં બેસીને મેરુ પર્વતની પ્રદક્ષિણા કરે છે. જે તમારી પેઠે પોતાના વતન બહાર ગયા નથી તેને એમજ લાગે, કે સૂર્ય અમારા દેશમાંજ પ્રકાશે છે."

એવામાં મીસર દેશના એક વહાણનો ટંડેલ હતો તે બોલ્યો—"તમારૂં બોલવું ભૂલ ભરેલું છે. સૂર્ય એ દેવ નથી. અને તે હિન્દુસ્તાનમાં એક પર્વતની આજુબાજુ ફરે છે એમ પણ નથી. હું અરબસ્તાન, માડાગાસ્કર અને ફીલીપાઇન બેટો સુધી ઘણી વખત ગયેલો છું. સૂર્યનો પ્રકાશ ફક્ત હિન્દુસ્તાન પરજ નહિ, પણ સર્વ દેશો પર પડે છે. તે એક પર્વતની આજુબાજુ ફરતો નથી, પણ પૂર્વે જાપાનની પણ પેલી બાજુ ઉગે છે. અને પશ્ચિમે ઇંગ્લાંડની પણ પેલી બાજુએ આથમે છે. એટલા માટેજ જાપાની લોક પોતાના દેશને "ઉગતા સૂર્યની ભૂમિ" કહે છે. મને એ બધી ખબર છે. કારણ કે હું પોતે બહુ ફર્યો છુ. અને મારા વડીલો સમુદ્રની પાર જઇ આવ્યા છે. તેમણે પણ મને આ બાબત કહેલું છે."

તેને બીજું ઘણું કહેવાનું હતું. પણ અંગ્રેજી વહાણ ઉપરનો એક અધિકારી ત્યાં હતો, તે વચ્ચેજ બોલી ઉઠયો—"સૂર્ય વિષે અંગ્રેજ લોકોને જેટલી માહીતી છે તેટલી બીજા કોઇને નથી. કારણ કે અમારી વસ્તી જગતમાં સર્વે ઠેકાણે ફેલાયેલી છે. સૂર્ય કોઇપણ એકજ દેશમાં ઉગે છે અને આથમે છે, એમ નથી; પણ તે પૃથ્વીની આસપાસ ફરે છે. હુ પોતે પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યો છું. છતાં સૂર્ય કોઇ પણ ઠેકાણે મારી નજીક દેખાયો નથી. કયાંઇ પણ ગયા, તો અહીના પ્રમાણેજ સૂર્ય સવારમાં આકાશમાં આવે છે અને સાંજનો આથમી જતો દેખાય છે." તેણે એક લાકડી હાથમાં લીધી, અને રેતી પર આકૃતિ કાઢીને સૂર્ય પૃથ્વીની આજુબાજુ કેવી રીતે ફરે

છે, તે સમજાવવા લાગ્યો. છેવટે વહાણુ ઉપરનો કપ્તાન ત્યાં હતો તેના તરફ જોઇ તે બોલ્યો, " મારા કરતાં આપને આ બાબતમાં સારી માહીતી છે. માટે આ વિષે આપ કંઇક કહો "

કપ્તાન ખરેખર હુશિઆર હતો, તેણે અત્યાર સુધી ચૂપ બેસી રહીને સર્વ સભાષણ સાંભળી લીધું હતું. તેણે પેલા અધિકારીને કહ્યું, " તમને પણ બરાબર માહીતી નથી. તોપણ તમે બીજાના પ્રમાણમાં ઠીક કહ્યું છે. સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો નથી, પણ પૃથ્વી પોતાની આસપાસ ફરતી ફરતી, સૂર્યની આસપાસ ફરે છે. અને આવી રીતે ફરતાં ચોવીસ કલાકમાં પોતાની અને એક વર્ષમાં સૂર્યની પ્રદક્ષિણા પુરી થાય છે. સૂર્ય એક પર્વતને માટે, એક બેટને માટે, એક દેશને માટે, કે આપણી એક પૃથ્વીને માટે પ્રકાશે છે એમ નથી, પણ આપણી પૃથ્વીને માટે, અને બીજા અનેક ગ્રહોને માટે પણ પ્રકાશે છે. તમે પોતાના પગ નીચેની જમીન તરફ ન જોતાં, આકાશ તરફ નજર કરશો, તો આ સર્વ તમારાથી સમજી શકાશે.

સૂર્ય વિષે લોકોમાં જેવું અજ્ઞાન છે, તેવુંજ ઈશ્વર વિષે પણ છે પ્રત્યેકને પોતાને માટે, પોતાની જ્ઞાતિને માટે, કે પોતાના દેશને માટે, જૂદા જૂદા દેવ જોઇએ જે અખિલ વિશ્વમાં સમાઈ શકે નહિ, તેને પોતાના સિંહાસનમાં, દેવળમાં, કે ધર્મ પુસ્તકમાં ગોંધિશે આપણે જોઇએ છીએ.

વિશ્વ એ પ્રભુનું દેવળ છે, મનુષ્યે બાંધેલા કયા દેવળનો ઘુમ્મટ આકાશ જેટલો અનંત છે ? કઇ પુષ્કરણી નદી મહાસાગર સમાન અપાર છે ? કયા દેવળમાં ચંદ્ર, સૂર્ય અને તારાઓ સમાન દીવાઓ છે ? જીવતાં મનુષ્ય સરખાં સુન્દર ચિત્રો ક્યાં છે ? મનુષ્યના હિતનાં સાધનો વિશ્વમાં અહીં તહીં ફેલાયેલાં છે, તેમાંથી ઇશ્વરની દયાનો જેવો બોધ મળે છે, તેવો બોધ કયો ગ્રંથ વાંચવાથી થશે ? ઇશ્વરની આજ્ઞા સબંધે આપણા હૃદયમાંથી આપણને જે જાણવાનું મળે છે, તે બીજા કયા ગ્રંથમાં મળશે ?

એક બીજાને માટે અપાર પ્રેમથી આપણે જે સહન કરીએ છીએ, સ્વાર્પણ કરીએ છીએ, તેનાથી શ્રેષ્ઠ બીજો કયો યજ્ઞ છે ?

સર્વ વિશ્વમાં વ્યાપી રહેલા સૂર્યના પ્રકાશનું જેને જ્ઞાન છે, તેણે માત્ર બાંયણોમાંથી થોડાં કિરણો જોનાર માણસને, કે દ્રષ્ટિદોષને લીધે સૂર્ય ન દેખવાથી 'સૂર્યજ નથી' એમ બોલનાર આંધળા માણસને દોષ ન દેવો. તેનો તિરસ્કાર ન કરવો. એ લોકો પોતાના બીન અનુભવ અથવા અજ્ઞાનને લીધે સર્વથા દયાનેજ પાત્ર છે.

---

## પ્રીતિ અને સુન્દરતા:

પ્રીતિ સમાન થકી યુક્તજ ચિત્ત થાયે,
ત્યહારેજ અગ્નિ ચિરકાળ સુધી જવળે એ,
જ્યહાં આ સહુ નવ દિસે તહિં માનુ તુચ્છ,
રૂં, ચારુ નેત્ર, અધરોષ્ઠ, કપોલ,-સર્વ.

—સત્યેન્દ્ર ભીમરાવ કૃત " ઊર્મિમાળા."

# ડોશીઓનું ઘર વૈદું.

(ફેબ્રુઆરી ૧૯૧૯ ના અંકના પૃષ્ઠ ૪૧ થી ચાલુ.)

લેખક. રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢીયાર.—ચોરવાડ.

(૯) આંબળા, સક્કરજન, સંતરાં, પપૈયાં, નાળિયેર વગેરે ફળો તથા ઘણી જાતનાં અનાજો અને શાકભાજીની અંદર એવો નિયમ છે કે તે વસ્તુને કાચી તોડી લેવામાં આવે અને પછી તેને પરાણે પરાણે પકવવામાં આવે તે વસ્તુએ સ્વાદ વિનાની થાય છે અને બહુ જલદીથી સડી જાય છે. પરાણે પાકેલી વસ્તુઓમાં જંતુઓ બહુ જલદીથી પડી શકે છે. તે જ પ્રમાણે આપણા દેશની પ્રજાનો મોટો ભાગ બાળલગ્નથી ઉત્પન્ન થએલો છે. અને પરાણે પરાણે ફળોને પકવેલાં હોય તે પ્રમાણે પરાણે પરાણે આપણાં બાળકોને આપણે ઉતાવળ કરી કરીને જુવાન બનાવેલાં છે. અને બાલકપણુંમાંજ તેમની જીંદગીનો રસ કસ લૂંટી લીધેલો છે. એટલે એ પરાણે પાકેલા કાચાં ફળો જલદીથી સડી જાય છે. મતલબ કે બાળલગ્નને લીધે શરીર નબળાં રહે છે. અને બાળલગ્નમાંથી ઉત્પન્ન થએલી પ્રજાનાં શરીર એ કરતાં પણ વધારે નબળાં રહે છે. તેથી તેઓને કોઈ પણ જાતનો રોગ બહુ જલદીથી લાગુ પડી જાય છે. માટે યાદ રાખજો કે આપણા દેશમાં અને આપણી પ્રજામાં રોગો વધેલા છે. તેમાં બાળલગ્ન એ પણ એક મુખ્ય કારણ છે. બાળલગ્નના બીજા અનેક ગેરફાયદાઓ છે. પણ એ સાથે આ પ્રસંગે આપણને કામ નથી. હાલ તો આપણે માત્ર એટલુંજ સમજી લઈએ કે બાળલગ્નને લીધે પણ ઘણી જાતના રોગો થાય છે. માટે એ ખરાબીથી જેટલું બચાય એટલું બચવું જોઈએ તોપણ ઘણું છે.

(૧૦) માણસોને ઘસી નાખનારો અને તેઓની તંદુરસ્તીનો નાશ કરનારો, એક બહુ મોટો રાક્ષસ છે. પણ અફસોસની વાત એ છે કે એ રાક્ષસને આપણે રાક્ષસ તરીકે સમજતા નથી. એ રાક્ષસને આપણે સારો સમજીએ છીએ. તેનો સત્કાર કરીએ છીએ. અને ખાસ ચાહીને તેને બોલાવીએ છીએ. બ્હેનો, આ રાક્ષસ કયો તે તમે જાણો છો ? એ રાક્ષસનું નામ વધારે પડતો મોજશોખ છે. વધારે પડતા મોજશોખને લીધે અનેક બાબતમાં અનેક જાતની ખરાબી થાય છે. અને તેમ છતાં એ બધી ખરાબી આપણે તેના ખરા સ્વરૂપમાં સમજી શકતા નથી. આપણી ખરાબી કરે છે છતાં પણ એ મોજશોખનો રાક્ષસ આપણને ગમ્યા કરે છે. આપણે તેની પાછળ પાછળ ફર્યા કરીએ છીએ, અને તેને પકડવા માટે ફાંફાં માર્યા કરીએ છીએ. પણ તેનું પરિણામ શું થાય છે. તે સામે જોતા નથી. બ્હેનો, જરૂર કરતાં વધારે પડતા મોજશોખને લીધે પૈસાની ખરાબી થાય છે. વખતનો દુરૂપયોગ થાય છે. તંદુરસ્તીનો નાશ થાય છે. અને બીજી પણ ઘણી જાતની નુકશાનીઓ થાય છે. અને તેમ છતાં અંતરનો સાચો આનંદ છોડીને આપણે સૌ બહારનો ઉપરછલો આનંદ લેવા સારૂ વધારે પડતા મોજશોખમાં ફાંફાં માર્યા કરીએ છીએ. તેથી પરિણામ એ થાય છે કે જે ચીજનો મોહ ન રાખવો જોઈએ, તેવી ચીજોનો મોહ રાખીએ છીએ. હાથ, પગ, કાન, નાક વગેરે ઇંદ્રિયોને જેટલો પરિશ્રમ ન આપવો જોઈએ તેટલો પરિશ્રમ આપીએ છીએ. અને મનને પણ પવનના જેવું હલક ડોલક રાખીએ છીએ. તેથી

અનેક જાતની ખરાબી થાય છે. અને તેમ છતાં એ બધી બાબતો એ વખતે આપણને સમજાતી નથી અને તેમાં પણ હાલના વખતમાં તો દિન પ્રતિદિન વધારે પડતા મોજશોખની બાબતો તથા વધારે પડતા મોજશોખની આશા તૃષ્ણાઓ વધતી જાય છે. એટલે તેને લીધે પણ આપણને ઘણી જાતના રોગો ભોગવવા પડે છે. કેટલીક બ્હેનોને આ બાબત કદાચ બરાબર રીતે નહિ સમજાય અને એમ લાગશે કે મોજશોખ ભોગવવાથી કેવી રીતે રોગ થઈ શકે. પણ એ બધાના લાંબા લાંબા ખુલાસા આ વખતે સમજાવી શકીશ નહિ કારણ કે એટલો વખત નથી.

(૧૧) બ્હેનો ઘણી જાતના રોગો થવાનું એક મુખ્ય કારણ એ છે કે—આપણે સૌ વગર ફોગટની અતિશય માનસિક ચિંતાઓ ભોગવ્યા કરીએ છીએ. તેને લીધે પણ ઘણી જાતના રોગો થાય છે. કારણ કે જે વાતની ફીકર ન કરવી જોઇએ તે વાતની પણ ફિકર કર્યા કરીએ છીએ. જે બાબત આપણા અખત્યારની ન હોય તે બાબતની પણ ફિકર કર્યા કરીએ છીએ. જે બાબત ઘણાં વર્ષો ઉપર બની ગઈ હોય તેનો પણ અફસોસ કર્યા કરીએ છીએ. જો દસવીસ વરસ પછી કદાચ બનશે તો?—એવા ભ્રમને લીધે દસવીસ વરસ અગાઉની પણ ફિકર કર્યા કરીએ છીએ. અને જે બનાવો તદન નજીવા હોય, જે બાબતોમાં કંઇ ખાસ લાગતું વળગતું નહોય, અને જે બાબત કુદરતના નિયમ પ્રમાણે થયાં કરતી હોય તેવી બાબતોનો પણ આપણે અફસોસ કર્યા કરીએ છીએ. તેથી પરિણામ એ થાય કે આપણા મગજ ઉપર ઘણી જાતનો નકામો બોજો પડે છે. એટલે જે જરૂરનાં કામોમાં મગજને રોકવું જોઇએ તે કામો થઇ શકતાં નથી અને તેને બદલે ખોટી ફિકરોમાં મન રોકાયલું રહે છે. અને બ્હેનો, યાદ રાખજો કે ફિકર એ બહુજ ખરાબ વસ્તુ છે. ફિકરના જંતુઓ કાળજું કોરી ખાય છે. ફિકરથી ભૂખ મરી જાય છે. ફિકરથી લોહી સૂકાઇ જાય છે. ફિકરથી બુદ્ધિ બુઠ્ઠી બની જાય છે. ફિકરથી ઇંદ્રિયો ઢીલી પડી જાય છે. ફિકરથી આંખોનું તેજ ઘટી જાય છે. ફિકરથી જુવાની ઘસાઇ જાય છે. ફિકરથી કાળા બાલ ધોળા બની જાય છે. ફિકરથી ઘડપણ વહેલું આવી જાય છે. અને ફિકરથી આગળ જતાં અનેક જાતના રોગો થાય છે. જેમકેઃ—બહુ ફિકરને લીધે મગજ તપી જાય છે, તેથી માથું દુઃખે છે. બહુ ફિકરને લીધે ભૂખ મરી જાય છે. બહુ ફિકરને લીધે ઝાડાની કબજીઆત થાય છે. બહુ ફિકરને લીધે જ્ઞાનતંતુઓને વધારે કામ કરવું પડે છે, તેથી તેના ઉપર ઘણો વધારે બોજો પડે છે. એટલે ધીમે ધીમે જ્ઞાનતંતુઓ નબળા પડતાં જાય છે. તેમાંથી હિસ્ટિરીઆનો રોગ, મગજની નબળાઇ, દીવાનાપણું, શરીરનું અકડી જવું, સાંધાઓમાં દુખાવો થવો, વગેરે વાયુના રોગો થાય છે. અને તેમાંથી પછી બીજા ઘણી જાતના ભયકર રોગો પણ લાગુ પડી જાય છે. કારણ કે ફીકરને લીધે રોગને શરીરમાં દાખલ થવાનો રસ્તો ખુલ્લો થઇ જાય છે, એટલે પછી જે માણસના શરીરમાં જે ભાગ નિર્બળ હોય, તે ભાગની ઉપર ફિકરની ખાસ અસર થાય છે, જેમકે જેનું લોહી તપેલું રહેતું હોય તેનું લોહી ફિકરને લીધે બગડી જાય છે. જેના શરીરમાં ક્ષીણતા હોય તેના શરીરમાં ફિકરને લીધે દીન પ્રતિદીન વધારે વધારે ક્ષીણતા આવતી જાય છે. આંખો નબળી હોય તેને ફિકરને લીધે વહેલો આંધાપો આવે છે. જેના શરીરમાં વાયુનું જોર વધારે હોય તેને ફિકરને લીધે વાયુનાં દરદો થાય છે. જેની છાતીમાં કંઇ ખરાબી હોય તેને ફિકરને લીધે છાતીનાં દરદોનું જોર બહુ વધી જાય છે. અને જેનું

મગજ નબળું હોય તે માણસોને ફિકરને લીધે દીવાનાપણું લાગુ પડી જાય છે. આવી રીતે જુદા જુદા માણસો ઉપર ફિકર જુદી જુદી જાતની અસર કરે છે. ટુંકામાં એજ કે ફિકર માટે મહાત્માઓ એમ કહે છે કે:—

ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ બળ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

બ્હેનો ! ચિંતા આવી ખરાબ છે એટલે તેનાથી બીજા અનેક જાતના રોગો ઉત્પન્ન થાય તેમાં કાંઇ નવાઇ નથી. માટે જો ઘણી જાતના રોગોમાંથી બચવું હોય તો મનમાં જે ખોટી ખોટી ચિંતાઓ થયા કરે છે, આગલા વિચારો યાદ આવ્યા કરે છે, અને વગર કારણના તર્ક વિતર્ક થયા કરે છે, તે બધી બાબતોને કાબુમાં રાખતાં શીખવું જોઇએ. અને બની શકે એટલી ફિકરને દૂર ફેંકી દેવી જોઈએ. જો એમ કરી શકાય તો ઘણી જાતના રોગમાંથી બચી શકાય એમ છે.

(૧૨) બ્હેનો, હાલના વખતમાં આપણા શરીરમાં ઘણી જાતના રોગો થાય છે. એનું એક મુખ્ય કારણ એ છે કે આપણામાં હાલના વખતમાં ધર્મનું બળ બહુજ ઓછું થઇ ગએલું છે. તેને લીધે ઘણી જાતના રોગો થાય છે. આ વાત સાંભળીને હાલના વખતમાં ઘણા માણસો કહેશે કે ધર્મને અને રોગને શું લાગે વળગે ? ધર્મ ઓછો થવાથી રોગ શા માટે વધવો જોઇએ. એના જવાબમાં હરિજનો આપણને કહે છે કે જેના હૃદયમાં ધર્મનું બળ હોય છે, અને જેની અંદર શ્રદ્ધાનું જોર હોય છે, તથા જે માણસો સત્ય ધર્મ સમજેલા હોય છે, તેઓને એમ લાગશે કે-અમારો આત્મા અમર છે. અમારો સંબંધ અનંતતાની સાથે છે. જગતની કોઇ પણ વસ્તુઓ આત્માને હેરાન કરી શકે તેવી નથી. કોઇ પણ જાતનો રોગ આત્મા સુધી પહોંચી શકે તેવો નથી. આ શરીર કરતાં આત્મા જુદો છે શરીર તો માત્ર તેને કામ કરવાનું સાધન છે. શરીર તો માત્ર તેનું વાહન છે. અને શરીર તો માત્ર તેને થોડો વખત વિસામો લેવાની ધર્મશાળા છે. આમ હોવાથી જેમ આપણે મુસાફરી કરીએ છીએ, ત્યારે જુદી જુદી જાતની ગાડીઓમાં બેસીએ છીએ, જેમકે કોઇ વખત પટારામાં, કોઇ કોઈ વખત ઘોડા ગાડીમાં, કોઇ વખત વિજળીની ટ્રામમાં, કોઇ વખત રેલવેમાં, અને કોઇ વખત મોટરમાં બેશીએ છીએ; તેમજ આ સંસારની સફર કરવામાં આપણો એકનો એક આત્મા જુદા જુદા દેહ રૂપી ગાડીઓ વાપરે છે. મુસાફરી વખતે આપણે જેમ જુદા જુદા ગામમાં જુદી જુદી ધર્મશાળાઓમાં કે ભાડાનાં મકાનોમાં ઉતરીએ છીએ, તેમજ આ દેહ થોડા વખત ઉતરવાનું એક મકાન છે. અને તેવાં તો અનેક અનેક મકાનો બદલાઇ ગયાં છે. એટલે એવા તો અનેક દેહો બદલાઇ ગયા છે. પણ આત્મા તો એનો એજ છે. એટલુંજ નહિ પણ ઉંચી જાતની કારીગરી કરવા માટે જેમ એકનો એક કારીગર જુદી જુદી જાતનાં હથિઆરો વાપરે છે, જેમકે એક સુંદર ચિત્ર બનાવવા માટે સારો ચિતારો જુદી જુદી જાતના રંગ વાપરે છે, જુદી જુદી પીંછીઓનો ઉપયોગ કરે છે. અને જે વખતે જે જાતનો ભાવ ચિત્રમાં લાવવો હોય તે જાતની લાગણીઓ તથા તે જાતના વિચારોને પોતાની નજર આગળ રાખે છે. તેમજ આપણો જીવાત્મા ઉન્નતિ મેળવવા સારૂ નવા નવા દેહને પોતાના હથિઆર તરીકે વાપરે છે. આમ હોવાથી કોઈ પણ જાતનાં અમુક હથિઆર માટે જેમ ચિતારાને મોહ હોતો નથી તેમ આત્માને પણ પોતાના હથિઆર રૂપ કોઇ પણ દેહને માટે કાંઇ ખાસ મોહ હોતો નથી.

બ્હેનો ! આ પ્રમાણે ધર્મના બળથી જેને આત્માનું સ્વરૂપ ઓળખાઇ જાય જેને જગતનું મિથ્યાપણું સમજાઇ જાય અને જેને આત્માથી દેહનું જુદાપણું સમજાઇ જાય તથા આત્માનું બળ સમજાઇ જાય, તે માણસ કાંઈ દેહનાં દુઃખોને પીડા માને નહિ અને પ્રારબ્ધના જોગે એવાઓને કાંઈ દુઃખ થયું હોય તો એ દુઃખથી તે કાંઈ હિંમત હારી જાય નહિ કે એ દુઃખ માટે તે કાંઇ અફસોસ કર્યા કરે નહિ. આવી વૃત્તિ રાખવાથી કેટલીક જાતનાં દુઃખો એની મેળે મેળે ઓછાં થઇ જાય છે. કારણ કે જે માણસ દુઃખના વધારે વિચારો કર્યા કરે, તેની ઉપર દુઃખ વધારે વધારે હુમલા કરતું જાય છે. અને જે માણસ આત્માના બળના વિચારો કર્યા કરે તેની પાસેથી દુઃખ ઓછું ઓછું થતું જાય છે. અને જેમ કુદરતનો આ નિયમ છે તેમજ એ પણ સ્વાભાવિક છે કે જે માણસમાં ધર્મનું બળ હોય તે માણસ દેહના દરદોના વિચાર કરતો નથી પણ આત્માના બળના જ વિચારો કરે છે. તેથી હરિજનોમાં રોગનું જોર બહુ ઓછું હોય છે. એટલુંજ નહિ પણ ધર્મવાળા માણસો ઘણી જાતના રોગમાંથી બચી શકે છે. માટે બ્હેનો, યાદ રાખજો કે ધર્મના બળને લીધે પણ ઘણી જાતના રોગો થતા અટકે છે. અને જેનામાં ધર્મનું બળ ન હોય તે માણસને શરીરનો મોહ બહુ વધારે હોય છે. તેથી તેઓ નાનાં નાનાં દુઃખને પણ બહુ વધારી વધારીને મોટાં મોટાં કર્યા કરે છે. એટલે તેઓનો મંદવાડ વધતો જાય છે. માટે જો ઘણી જાતના રોગોથી બચવું હોય તો ધર્મનું બળ મેળવવું જોઇએ.

બ્હેનો ! આવાં આવાં ઘણાં કારણોને લીધે હજી ઘણો કાળ સુધી ઘણા માણસોમાં કોઇને કોઇ જાતનો રોગતો રહેવાનોજ. માટે એ રોગને અટકાવવાની તથા મટાડવાની દવા જાણી લેવી જોઇએ. અને નાની નાની બાબતો માટે પણ બીજાઓને પૂછવા જવું પડે છે. તે કરતાં પોતે જરૂર જેટલું જાણી લેવું એ વધારે સારી વાત છે. અને તેની સાથે આ વાત પણ યાદ રાખવી જોઇએ કે દરેક માણસ કંઇ વૈદ કે દાક્તર બની શકે નહિ. કારણ કે એ માટે તો અતિશય અભ્યાસ તથા બહોળા જ્ઞાન અને લાંબા અનુભવની જરૂર છે. એટલે મોટાં મોટાં દરદોમાં ખાસ રોગોમાં અને મુશ્કેલીઓના વખતમાં દાક્તરોની મદદ તો જોઇએજ. એ વિના કાંઇ ચાલવાનું નથી. પણ જે મુદ્દાની વાત છે તે એટલીજ કે પોતાની તબીયત સારી રહી શકે અને પોતાની આસપાસના લોકોને કોઇ કોઇ વખત થોડી ઘણી મદદ કરી શકીએ એટલું વૈદકનું સામાન્ય જ્ઞાન મેળવવું જોઇએ.

---

## ઓરી સંબંધી ઉપયોગી સૂચનાઓ.

લેખકઃ શ્રીયુત ડૉ. જોસફ બેન્જામીન—અમદાવાદ.

(૧)આ રોગ ચેપી છે તેથી જે ઘરમાં કોઇને આ રોગ થયો હોય તો બીજાં બાળકોને તેનાથી જુદાં રાખવાં. (૨) લોકો આ દરદમાં દવા કરાવતા નથી, પણ જેમ બીજાં દરદો છે તેમ આ પણ એક રોગ છે, તેથી આ દરદમાં પણ દવા કરવી જોઇએ (૩)આ દરદની શરૂઆત થાય કે દરદીને હલકો જુલાબ આપવો. (૪) દરદીને દુધના ખોરાક ઉપર રાખવો. (૫) દરદીને શરદી લગાડવા દેવી નહીં.(૬)દરદીને ઉધરસ થાય તો છાતીએ શેક કરવો. (૭) કેટલાક માણસો આ દરદમાં ગરમ વસ્તુઓ દરદીને ખવરાવે છે, તેથી પાછળથી સખત મરડો થાય છે. માટે તેવી ગરમ વસ્તુઓ ખવરાવવી નહીં, તેમજ કેટલાક માણસો ઠંડી વસ્તુઓ ખવરાવે છે તેથી પણ નુકસાન થાય છે, માટે તેવી ઠંડી વસ્તુઓ પણ ખવરાવવી નહીં. (૮) આ દરદમાં બાળકને થોડા દહાડા સુધી નવરાવવું નહીં.

# પાકશાસ્ત્ર.

લેખક: બ્હેન શ્રી "મધુરી."

(જાન્યુઆરી ૧૯૧૬ ના અંકના-પૃષ્ઠ ૨૭ થી ચાલુ.)

## શાક, મેળવણી અને બનાવટો.

દુધી:—દુધીને બટાટા, દુધીને સુરણ. દુધીને મેથીની ભાજી, દુધીને ચણાની દાળ તથા દુધીને મગની દાળનુ મેળવણ થાય. દુધીને ખમણ લોટવાળું શાક થાય, દુધીનાં મુઠીયાં થાય, દુધીની જલેબીયાં ચીરી થાય, અને દુધીના ભજીયા થાય, વિગેરે. દુધી બટાકાનું શાક કરવું હોય તો પ્રથમ તેલ રાઇ અને મેથીનો કઢાઇમાં વઘાર મુકવો પછી તેમાં વઘારણી (હીંગ), મરચાં વીગેરે નાંખીને શાક વઘારવુ, અને તેને ચડવા દેવું. દુધી સુરણ પણ તેજ રીતે થાય છે. દુધીને મેથીની ભાજીના શાકમાં રાઇ મેથી નંખાય નહી. દુધીનું ખમણલોટવાળું શાક કરવું હોય તો દુધીને ચીરીને પ્રથમ ચણાના લોટમાં હળદર, મીઠું, હીંગ, મરચાં, ધાણાજીરૂં અને ખારો નાંખી પછી તેને કસણીને, ચુલે તેલ મુકયું હોય તેમાંથી ઉનું તેલ ભજીઆં માટેના વેસણમાં નાંખવું. આ લોટનાં દુધીનાં ભજીઆં કરવાં હોય તો તે પણ થાય છે. ચીરી પણ થાય. પણ તે અંદરથી સાવ બફાઇ જવું જોઇએ. દુધીનું ખમણ છમકારી બફાઇ જાય એટલે તેમાં હળદર, મીઠું, હીંગ, મરચાં, ધાણાજીરૂં, વગેરે નાખી તેમાં ચણાનો લોટ નાંખવો. પછી દેવતાપર મુકી રાખવું. દુધીને વાલની દાળનું કે દુધીને ચણાની દાળનું કે દુધીને મગની દાળનું શાક થાય છે. આ શાકમાં ઝાઝું તેલ મુકવુ, કારણ કે તેલ વીના આ પદાર્થ સારો લાગતો નથી. દુધીને પાડીડીનું શાક થાય અને દુધીને ગુવારનું શાક થાય, દુધીનાં મુઠીઆં થાય અને ખારેકીયાં થાય છે જો ખારેકીયાં કે મુઠીઆં કરવાં હોય તો ચણાનો લોટ લઇ તેમાં હળદર, મીઠું, હીંગ, મરચાં, ધાણાજીરૂં, ખારો, એ બધો મસાલો યોગ્ય પ્રમાણમાં નાંખી તેમા દુધીનુ ખમણ નાખવુ. પછી તેનાં ખારેકીયાં કરવાં હોય તો ખારેક જેવડાં વાળવાં અને મુઠીઆં કરવાં હોય તો મ્હોટાં વાળવાં. આ મુઠીઆંને ઉકળતા પાણીમાં પતરાળાં કે ખડ ઉપર મુકી બાફવા મુકવાં પછી કઠણ થઇ જાય એટલે બફાઇ ગયાં કહેવાય. આ બફાઇ ગયેલાં મુઠીઆંના છરીવતી કકડા કરવા અને તેલમાં તળવા.

બટાટા:—બટાટાનું શાક થાય, આખા થાય, ચીરી થાય, ભજીઆં થાય, લોટવાળું શાક થાય, પાપડ થાય, ભમરા થાય, વડી થાય, જલેબી થાય, પુરી થાય, રોટલી-પુરણપોળી થાય, મુઠીઆં થાય, ગોળા થાય, ખમણ થાય, રાયતું થાય, પતરી થાય, કચોરી થાય, વગેરે. જો બટાટાના શાકમાં લોટ નાંખવો હોય તો પ્રથમ બટાટા છમકારી તેમાં હળદર, મીઠું, હીંગ, મરચાં, વગેરે નાખીને તે થઇ જાય એટલે તેમાં ચણાનો લોટ લઇ હળદળ, મરચાં, હીંગ, ધાણાજીરૂં, ખાટી છાશ, અને થોડો ગોળ, વગેરે નાખી તેને હલાવી બટાટામાં નાંખવો. પછી તેને હલાવતાં રહેવું, જેથી નીચે ચોટે નહી. પછી તે લચકા જેવું થઇ જાય એટલે નીચે ઉતારી લેવું. એકલું લોટ વિનાનું બટાટાનું શાક કરવુ હોય, તો તેને બારી છમકારી દેવું અને મસાલો નાંખવો. જો બટાટા નું ખમણ કરવું હોય તો તેને ખમણી ને નીચોવી વઘારી દેવું ત્યાર પછી તે થાય એટલે તેમાં લોટ અને મસાલો નાંખી દેવો અને ચડવા દેવુ. પછી જો (ખમણનાં)મુઠીઆં કરવાં હોય તો બટાટા ખમણી નીચોવી નાંખી પછી ચણાના લોટમાં પ્રથમ કહ્યા પ્રમાણે મસાલો નાંખી, ખમણ ભેળવી તેના

વાટા કરી બાફવા. તે બફાઇ ગયા પછી કકડા કરીને તેલમાં તળવા. જો ભજીઆં કરવાં હોય તો ચણાના લોટનું વેસણ કરી બટાટા ઉપર ચઢે તેવું કરવું પછી તેમાં બટાટાના પીતા બોળી તેલમાં તળવા. તે અંદરથી બફાઇ જાય એટલે કાઢી લેવા. ચીરી પણ તેજ રીતે થાય. પણ માત્ર ફેર એટલોજ કે ભજીઆંના ગોળ પતીકા થાય અને આની ચીરી થાય, જો બટાટાના ગોળા કરવા હોય તો તેને બાફીને છુંદી નાંખી તેમાં હળદર, મીઠું, હીંગ, મરચાં, લીલાં મરચાં, આદુ, વગેરે નાંખી તેના ગોળ ગોળા વાળવા, પછી તેને તેલમાં તળી નાંખવા. બટાટાની શેવ કરવાની ક્રિયા પણ તેજ રીતે છે. તેની શેવ સંચા વતી પણ પડાય અને ચાલણી વતી પણ પડાય. બટાટાની વડી પણ લોટ મેળવી પડાય (મુકાય) છે અને પછી તળી નાંખવી. બટાટાના **પાપડ** પણ તેમજ મસાલો નાંખીને વણાય. પણ તેનું પીંડું જરા ઢીલું કરી સાદડી ઉપર તેલ લગાવીને વણીને પાથરવા અને બીજે દીવસે ઉંચકીને નીચેનો ભાગ ઉપર આવે તેમ પાછા સુકાવા મૂકવા. પુરી અને રોટલી કરવી હોય તો જરા કઠણ રાખીને વણવી, ને કચોરી કરવી હોય તો સોજીનો લોટ બાંધી બટાટાને બાફી તેને ખુબ છુંદી મેંદો કરવો. પછી પહેલાં સોજીનો લુવો લઇ અને વણી પછી તેમાં બટાટા નું પુરણ મુકી પુરી વાળી દેવી. બટાટાના પુરણમાં મીઠું, હળદળ, હીંગ, લીલાં મરચાં, આદુ, વિગેરે નાંખવું. પછી પુરણ મુકીને વણેલી બટાટાની કચોરીને તળી નાંખવી. બટાટાની **જલેબી** ખારી અને ગળી બન્ને થાય છે. જો ખારી કરવી હોય તો બટાટાને બાફી તેમાં મસાલો નાંખી પછી તેને સંચામાં મુકી દાબીને ગોળ ફેરવતાં જવું એટલે ગોળ જલેબી થશે. જો ગળી કરવી હોય તો પહેલાં સાકરની ચાસણી કરવી પછી બટાટાનો મેંદો કરી તેને સાંચામાં નાંખી ઘી માં ગોળ કુંડાળાં પાડી તળવાં. તળાઇ રહ્યા પછી ચાસણીમાં નાંખી દેવાં. બટાટાની **પતરી** કરવી હોય તો તેના ગોળ પાતળા પતીકા કરી તેમાં મીઠું મેળવી તળી નાંખવા. બટાટાની રાપતી કરવી હોય તો બટાટાને બાફીને કકડા કરવા. રાઇને મીઠું, હળદર, તેલ, અને પાણી નાંખી ફીણવી ને તેમાં બટાટા નાંખી તેમાં તેલ નાંખવું. **શાકઃ** બટાટાને રીંગણાં, બટાટાને ચીભડાં, બટાટા ને તુરીયાં, બટાટા ને પપૈયાં, બટાટા ને દુધી, બટાટા ને ટામેટાં, તથા બટાટા ને સુરણનું શાક થાય. બટાટા આખા પણ થાય. જો બટાટાને ચીભડાં (આરીયાં) નું શાક કરવું હોય તો જો આરીયું કાચું હોય તો સાથે સમારી મસાલો નાંખી ને બન્નેને સાથે વઘારવાં. પણ જો પાકું હોય તો બટાટા થયા પછી નાંખવું. બટાટાને રીંગણાનું શાક કરવું હોય તો બન્ને સાથે વઘારવાં. પણ રીંગણાંને શાક કરતી વખતે જ કાપવાં.

**રીંગણાં:**—રીંગણાં (વંત્યાક) ને સુરણ, રીંગણાંને વાલ અથવા વાલની દાળ, તથા રીંગણાં ને કંદનું શાક થાય. રીંગણાંની ચીરી થાય, તેનાં ભજીઆં થાય. રીંગણાંનો ઓળો થાય. રીંગણાં ને પાપડી, રીંગણાંને મટર (વટાણા,) રીંગણાં ને ચોળાની વડી, રીંગણાં ને મેથીની ભાજી, તથા રીંગણાંને તાંદળજાની ભાજીનું શાક થાય. રીંગણાંને ભાજીનું શાક કરવું હોય તો બન્નેને જોડે વઘારાય છે. જો રીંગણાંને વડીનું શાક કરવું હોય તો રીંગણાં થયા પછી વડી નાંખવી. રીંગણાંને પાપડી (વાલોળ) નું શાક કરવું હોય તો બન્નેને સાથે વઘારવાં. રીંગણાં ની ચીરી કરવી હોય તો પ્રથમ કહ્યા પ્રમાણે ચણાના લોટમાં મસાલો મેળવી ને ચીરી ઉપર ચઢે તેવો લોટ રાખવો ને તેને તળી નાંખવાં. રીંગણાંને બાફી છોલી તેને છુંદી નાંખવું અને પછી તેમાં મીઠું અને ધાણાજીરૂં નાંખવું. આને ઓળો ( અથવા "ભરત"-"ભડત" )કહે છે. જો રાઇતું કરવું હોય તો રીંગણાંને બાફી દહીંમાં મસાલો નાંખી મેળવી દેવું.

# अनुभविका.

## जिंदगीनी आपवीती अने परवीती कथाओ.

[ આ વિભાગમાં (અને આ માસિકમાં) પ્રસિદ્ધ થતાં લખાણોમાં આવતા માનવજીવનના વિવિધ પ્રસંગો કોઈ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા નથી. પરન્તુ આવા અનુભવો જોવામાં આવે છે, એટલીજ કલ્પના છે.—તંત્રિ, સુ.સુ.]

## એક કરૂણા જનક કહાણી.

સંપાદક: " એક બ્હેન. "—પેટલાદ.

ગઇ સાલના જુલાઇ માસમાં તા.—ના રોજ હું—ગામથી અમદાવાદ આવતી હતી. રેલવે ગાડીના સ્ત્રીઓ માટેના ખાના-કંપાર્ટમેન્ટમાં હું બેઠી હતી. મારી સાથે બીજી કેટલીક સ્ત્રીઓ પણ બેઠી હતી. તેમાંની એકની તરફ મારૂં ધ્યાન વધારે ખેંચાયું. કારણ કે તેના મ્હોં ઉપર દુઃખની છાયા ઘણીજ ઘેરાયલી હતી. અને તે એટલી બધી કે મેં આજ સુધી એવા ગમગીન ચ્હેરાનું કોઇ પણ મનુષ્ય, સ્ત્રી યા પુરૂષ કોઇ દીઠું નહોતું. આથી મને તેની સાથે વાત કરવાની ઇચ્છા થઇ.

" દુઃખીયાને દુખીયું મળે, જળ મીન જેવી પ્રીતઃ
" સુખીયાને દુઃખીયું મળે, મોયાં મહેશની રીત !"

તેમ હું પણ દુઃખીજ હતી એટલે મને તે સ્ત્રી પ્રત્યે લાગણીનું વધારે આકર્ષણ થાય જ. થોડી વારે ગાડી ઉપડી. પછી તે બાઇએ જ પુછ્યુંઃ " બ્હેન, ક્યાં જવું છે ?" મ્હેં જવાબ દીધોઃ " અમદાવાદ. " પછી મ્હેં તેણીને પુછ્યું અને તેણે પણ મને તેજ જવાબ દીધો અને ખુશાલી જણાવી કે " આપણે ઠેઠ સુધી સાથે છીએ. " મ્હેં તેનું નામ પુછ્યું તો તેણે તે મને જણાવ્યું અને અમે વાત કરવા માંડી (હમારી બન્ને વચ્ચે થયેલી વાતચીતનો ઘણો ખરો નિરૂપયોગી ભાગ મુકી દઇ બાકીનો અહિં ઉતાર્યો છે. અને એ બાઇનું ખરૂં નામ બદલી હું એને " સુશીલા " કહીશ.

સુશીલા—બ્હેન, તમે પણ આટલી નાની ઉમ્મરમાં મ્હારી માફકજ દુઃખી દેખાવ છો. અરે ! રામ, રામ ! આશું ? જ્યાં જોઇએ ત્યાં કોઇને કોઇ તો હોય છેજ !

મેં કહ્યું—" શું કરીએ ? છે તો ઘણુંય છે અને નથી તો કંઇ નથી ? જેવો હરિનો હુકમઃ તેમાં આપણો સંતોષ. રડીને સહીએ કે ધીરજથી સહીએ, પણ જે નીર્માણ થયું છે તે વેઠયા વીના કાંઇ ચાલવાનું છે ?"

સુ—ખરૂં છે બ્હેન, હું પણ એવોજ વીચાર કરીને સહન કરું છું. બાકી મ્હારાં દુઃખની કાંઈ સીમા નથી. દુનીયાં કહે છે કે દુઃખની નીશાનીનું કાંઇ ઝાડ ઉગતું નથી. પણ

હું તો કહું છું કે મ્હારા દુઃખનું તો ઝાડ ઉગી ગયું અને તેને ફુલ તથા ફળ પણ આવી ગયાં છે.

—મ્હારી કર્મકથા સાંભળતાં તો વનનું પંખી પણ કંપી ઉઠે ! આટલું કહેતાં કહેતાંમાં તો તે બીચારીની આંખમાં આંસુ આવી ગયાં. મ્હને થયું કે એવું તે શું દુઃખ હશે, જેની યાદ આવતાંજ રડી જવાય ? પણ કેમ પુછાય ? વખતે કાંઇ ખાનગી કારણ હોય તો ! તેથી મેં ધીરજ દેતાં કહ્યું કે "રડીને શું કરશો, બા ! છાનાં રહો. જેવી આપણે દરેક વસ્તુ પ્રત્યે લહેણા દેણી તે પ્રમાણે થાય. તમારા કરતે વધારે દુઃખીયાં પણ દુનીયાંમાં ઘણુંય હશે, તેમની તરફ જોઇ શાન્ત થવું. બીજો કાંઇ ઉપાય છે !"

સુ.—અરે, મ્હારા જેવું તો કોઇ દુઃખી નહીં હોય. મ્હને એમ થાય છે કે બધું તમને કહીને મ્હારી છાતીનો ભાર હલકો કરૂં. આજ સુધી મ્હેં કોઈને મ્હોએ વાત કરી નથી પણ મ્હારૂં મન મને આજ એમ કહે છે કે બધું તમને કહું. તમે મ્હારૂં એક કામ કરશો !

મ્હેં કહ્યું—"હા, કહો. મ્હારાથી બને તેમ હશે તો ઘણી ખુશીથી કરીશ."

સુ.—મારૂં નામ તમે કોઈ હલકા માણસને મ્હોયે ના કહેશો. એથી મારાં માબાપની આબરૂ જાય. પણ મ્હે મ્હારી એક બ્હેનપણીને ઘેર "**સુંદરી સુબોધ**" નામનું ચોપાનીયું જોયું હતું, તેમાં "**આપવીતી અને પરવીતી**" ની વાતો મેં વાંચી હતી. તો તમે મ્હારા પર મેહેરબાની કરીને એ માસીકમાં મ્હારી આ "કરમ કથા" મોકલજો. પણ મારૂં નામ ઠામ ન લખશો. તમારા મનમાં એમ થશે કે મારી સાથે આમ થોડોજ પ્રસંગ છે છતાં મને કેમ કહેતી હશે અને એની ગાયાવાળી બાઇને કેમ ના કહ્યું ! પણ બ્હેન, એ બાઇ સુંદરીસુબોધ મંગાવે છે એટલું એજ, એ એમાંથી કાંઇ વાંચતી નથી. એનો નિંદામાં બહુ જીવ છે. મ્હોટાઇને ખાતર પાંચ સાત પેપરો ને બીજાં પોથાં એકઠાં કરે છે, પણ જો આપણે પુછ્યું હોય તો કહે જે "પોથીમાંનાં રીંગણાં !"–પણ તમારી વાત પરથી એમ લાગે છે કે તમે એમ નહીં કરતાં હો."

મેં જવાબ દીધો;—"કાંઇ નહીં, બ્હેન એ તો બધાંએ એકનાં એક. 'પથ્થરનાં ભાઇ ઢેખાળાં !"

સુ.—પથ્થર કરતાં ઢેખાળો ઝટ ઘસાય, તેટલો તો ફેર ખરોજ ! ગાડી તો રસ્તો કાપે છે ને મ્હારી "કરમ કથા" અધુરી રહી જશે તો મ્હારો જીવ હલકો નહિં થાય." આમ કહી તેણે પોતાની જીંદગીની કરૂણા જનક કહાણી કહેવી શરૂ કરી. એવામાં એક સ્ટેશન આવી પહોંચ્યું અને અમારા ખાનામાં જે બીજાં બે ત્રણ ઉતારૂ બેઠાં હતા તે ઉતરી ગયા. હવે ફક્ત હમે બેજ રહ્યાં.

"બ્હેન, હું એક કુલીન માબાપની દીકરીછું. મ્હારે એક ભાઇ હતો. મ્હારૂં લગ્ન પણ તેવાજ એક કુલીન કુટુંબમાં કરવામાં આવ્યું હતું. હું સાસરે જતી થઇ. મ્હારાં સાસુ મ્હારાપર સાધારણ ઠીક મ્હા રાખતાં, છતાં પણ સાસરામાં બધી સાકર ન હોય, તેનો પણ કોઇ વખત થોડો અનુભવ કરાવતાં. ગમે તેમ પણ બીજી કસાઇસાસુઓ કરતાં તે સારાં હતાં. એમ કરતાં મ્હારા પતીને બીજી જગોએ નોકરી થઈ, અને મ્હને સાથે લઈ ગયા. હમારે ઘણું સારૂં બનતું. હમારૂં ઘર સારા લતામાં હતું: હમારી પાડોશમા હમારી ન્યાતની

એક બાળ વિધવા રહેતી હતી. અમે તરતનાં ત્યાં ગયેલાં એટલે કશી વસ્તુ જોઇએ છીએ વીગેરે પુછવા તે આવવા લાગી. એનો આવો માયાળુ સ્વભાવ જોઇ મ્હારે અને એને માયા થઇ. કહો કે એ માયા કરવાને ઘણી આતુર હતી, તેથી તેણેજ મીત્રાઇ કરી દીધી. એનું અપવિત્ર નામ મારે મ્હોંયે લેવા હું ખુશી નથી. હું એને " શુમાની " કહીશ. પછી તો " એ " ( મારા પતી ) કચેરીમાં જાય કે તરત શુમાની અમારે ત્યાં આવીને બેસે ને " એ " આવે એટલે પછી પા અડધો કલાક રહીને એને ઘેર જાય. શુમાનીના આવવાથી મ્હને ગમતું, તેમ સ્વભાવની ટીખળી હોવાથી તે ગમે તેવી રમુજની વાતો કરીને હસાવતી, તેથી એનું આવવું મ્હને અપ્રિય નહોતુ. એમ કરતાં બાર મહીના થઇ ગયા અને મ્હારે પ્રથમ પ્રસુતી માટે પીયર જવાનું થયુ. તે પછીની મ્હને ત્યાંની કશી ખબર નહોતી. પણ પાંચ મહીનાનો પુત્ર થતાં તેને લઇ હું પાછી હમારે ગામ આવી.

અહિં આવ્યા પછી પાસે રહેતા લોકના કહેવાથી જાણ્યું કે " શુમાની તમે ન્હોતાં છતાં તમારે ત્યાં બહુ જતી હતી." મ્હેં લોકને મ્હોંયે ગમે તેમ બ્હાનાં બતાવ્યાં. ન્યાતની રહી એટલે ખાવાનું કરી આપવા આવતી હશે; વિગેરે કહીને તેમને સમજાવ્યાં, પણ મ્હારા મનમાંથી એ વાત ગઇ નહીં. અધુરામાં પુરૂં એક દિવસ સાંજે પુત્રને રડતો છાનો રાખવા હું બારીએ ઉભી હતી તે વખતે મ્હેં ' એમને ' શુમાનીના ઘરમાંથી નીકળતા જોયા. તુરત હું ઘરમાં જતી રહી ને જાણે કાંઇ જાણુતી ન હોઉં તેમ કાંઈ પણ બોલી નહીં. પણ તે દિવસ પછી મ્હારા દુઃખનો આરંભ થયો, તેઓ હંમેશાં મોડા આવવા લાગ્યા.

ધીમે ધીમે કામ વધતું ચાલ્યું. રાતના એક બે વાગે ત્યાં સુધી હું ઘરમાં એકલી રહું-કકળું, મ્હારી જાતને ગાળો દઉં, ને થાકીને સુઇ જાઉં. પણ એટલેથી કાંઇ પત્યું નહિ. હવે તો " એમણે " સવારમાં પણ જવા માંડયું. એક દિવસ બપોરના હું રસોઇ કરીને બેસી રહી. બાર વાગ્યા-એક થયો. શું કચેરીમાં પણ નહી જવું હોય ? એમ વિચારવા લાગી. એટલામાં શુમાની આવી ને એણે કહ્યુ કે "એ તો મ્હારે ત્યાં જમીને કચેરીમાં ગયા. તું તારે જમી લે."આ પછી તો આમ ઘણું ખરૂં થવા લાગ્યું. હંમેશાં ઉદ્વેગમાંજ મન રહેવા માંડયું. તેથી ખોરાક ખવાતો બંધ થવા લાગ્યો. એટલે બાળકનો ખોરાક પણ બંધ થયો. તેને દુધ પાવા માંડયું પણ તે માફક ન આવ્યું અને માંદો પડયો.

એક વખતે રાત્રી છે,—વરસાદ ઘણો પડે છે, તે વખતે મ્હારૂં દુધ ધણુંજ માંદું થઈ ગયું. (અહીં એની આંખમાંથી આંસુ પડવા માંડયાં.) હમણાંજ એકાદ ઘડીમાં આ નશ્વર જગતને અને એની અભાગણી માતાને છોડી ચાલ્યું જશે એવું મને લાગવા માંડયું. હું બાળક પુત્રને મ્હારા ખોળામાં લઇને બેસી રહી હતી. એટલામાં બ્હાર કોઈએ બુમ પાડી. હું ધીમે રહી તેને નીચે મુકી બ્હાર ગઇ, તો તાર વાળો સીપાઇ અને મારા નામનો તાર ! ' પેની ' ને ત્યાંથી એમને હું શરમ મુકીને બોલાવી લાવી. તાર લઇને તે અંદર આવ્યા. એમણે પુત્રની આખર અવસ્થા જોઇ અને કાંઇક લાગણી થઇ તેથી બોલ્યા અને પુછયું: " શું આટલો બધો માંદો છે ? વૈદને કે ડૉક્ટરને બોલાવવો છે ! આ તાર તમારે પીયરથી આવ્યો છે." પીયર નામ સાંભળતાંજ હું ચમકી અને પુછયું. " શું લખે છે ! " "તમારો ભાઇ ગુજરી ગયો છે ને તમને ત્યાં તેડાવે છે. " મ્હારા ઉપર

વીજળી પડવા સરખું મને અત્યારે થયું ! કહો બ્હેન, એકનો એક કુળ દીપક બાળ-તેના મરવાના સમાચાર, ને તે વખતે અહીં છોકરાની છેલ્લી ઘડી ! મ્હને કેટલું દુઃખ થયું હશે ! (એમ કહેતાં સુશીલા ઘણુંજ રોવા લાગી.) "પાછલી રાતે પુત્ર ગુજરી ગયો. અને બીજા જ દીવસે હું મ્હારે પીયર ગઈ."

દોઢેક માસ રહી વળી પાછી આવી. આ વખતે તેઓ તથા ગુમાની મારા પર અસાધારણ હેત બતાવવા લાગ્યાં.

" નમન નમન મેં ફેર હે, નમન કરે નાદાન;
" દગલબાજ દહોરા નમે, ચિત્તા, ચોર, કમાન !"

એ કહેવતની મને ખ્હેલી સરત ના રહી. હું ભોળી ભોળવાઈ ગઈ અને ઇશ્વરે મ્હારો દિવસ વાળ્યો જાણી હું તેનો ઉપકાર માનતી ખુશી થવા લાગી. તે પછી થોડે દીવસે ગુમાનીએ ઘર બદલ્યું. એમને એમ બે ત્રણ વર્ષ વહી ગયાં પણ મ્હારે ફરી કાંઇ સંતાન થયું ન્હોતું તેથી મ્હારી દેરાણીએ મ્હેણું માર્યું કે "તમારૂં કોણ ખાનાર છે ?" તેથી મ્હને ખોટું લાગ્યું અને મ્હેં દવાઓ કરવા માંડી પણ તેથી શું ઇશ્વરી કુદરતને કોઈ પ્હોંચી શક્યું છે ! જો દવાઓથી સંતાનો થતાં હોય તો પૃથ્વીમાં કોઇ વંધ્યા રહે જ નહીં. વગર રોગે અતિશય દવાઓ ખાવાથી પેટમાં કાંઇ રોગ થયો, જેનું દુઃખ હું અદ્યાપી પર્યંત ભોગવું છું ! હવે હું સંતાન માટે દવાઓ ખાતી હતી, તેની ગુમાનીને ખબર પડી. એટલે તે એક દિવસ મારે ઘેર આવી અને બહુજ મમતા બતાવી મને ફોસલાવી. આં-ખમાં આંસુ આણી મને કહ્યું કે—"તું મ્હારી સાથે આવે તો હું તને એક જગ્યાએ લઇ જાઉં. તે માણસની દવાથી ઘણીઓને ફાયદો જણાયો છે." એમ કહી એણે મને બે ત્રણ સ્ત્રીઓના દાખલા બતાવ્યા મ્હારા દિવસો વાંકા આવવાના તેથી મ્હારી બુદ્ધિ ગુમ થઇ ગએલી કે દૈવ જાણે કેમ ? પણ તે દિવસે મ્હારી અક્કલ ક્યાં નાશી ગએલી, તે હું ધોળે દિવસે દીવો લેઇ જાળીયામાં ઉંટ ખોળવા નીકળી ! મ્હેં હા કહી. ગુમાનીએ કહ્યું કે "આવતી કાલ બપોરે મારે ઘેર આવજે. ત્યાંથી આપણે સાથે જઇશું."

રાત્રે એઓ (મારા પતિ) ઘેર આવ્યા પછી મેં એમને જવા માટે પુછ્યું. એમણે હા કહી. તેથી બીજે દિવસે હું ગઇ. આ વખતે ફાગણ માસ ચાલતો હતો ગુમાનીએ ભાંગ તૈયાર કરાવી રાખી હતી તે મને તેણે આપવા માંડી મે ઘણીએ ના કહી છતાં પણ સોગનો ખાઇ આગ્રહ કરીને પાઇ દશેક મીનીટ ભાગ્યે થઇ હશે એટલામાં મને ઉંઘ આવવા લાગી. મેં જાણ્યુ જે ભાંગને લીધે આવી હશે. ચાર વાગે એટલે ઉઠાડવા કહી હું ગુમાનીના ઘરમાં હીંચકા પર સુતી,—મ્હારા જરા જેટલા સુખને પણ તીલાંજલી આપવા, છેલ્લી સલામ કરવા, અરે, દુખના દરિયામાં ડુબાવવા માટે સુતી !—ને તરતજ ગાઢ નીંદ્રામાં પડી ગઇ. તે પછી મ્હારૂં શું થયું તેની મને કાંઇજ ખબર પડી નહીં. પણ પાછળથી જાણ્યું હતું તે હું તમને કહું છુ. ભાંગનું ઘેન એટલું બધું વ્યાપી ગયું હતું કે રાત પડી ગઇ તો પણ હૂં જાગી નહી. ગુમાનીએ મને એક ગાડીમાં સુવાડી. તે ગાડી-વાનને શીખવ્યા પ્રમાણે તેણે મને એક પ્રખ્યાત બદચાલની સ્ત્રીના ઓટલાપર સુવાડી અને ત્યાંથી પછી તે ચાલી ગયો.

હવે ઘર તરફ હું મોડાં સુધી નહીં ગયેલી એટલે એમણે ગુમાનીને ત્યાં ખબર કહાવી. તેણે જવાબ દીધો કે "તે તો મ્હારે ત્યાં નથી પણ(પેલી ખરાબ સ્ત્રીનું નામ દઇને-)બાઇને ત્યાં જતાં મેં જોઇ છે. ખરૂં નહીં લાગતું હોય તો જાતે જઇ તપાસ કરો "તુરત તેઓ તહીં આવ્યા. હજી હું તો ઉપર જણાવેલી સ્થીતીમાં બેભાન પડી હતી ત્યાંથી એમણે ગાડીમાં નાંખી મને ઘેર આણી અને એક ઓરડામાં સુવાડી. આ હકીકત તો પાછળથી મ્હને મ્હારે ત્યાં રહેતી નોકરની સ્ત્રીએ કહી હતી. અરે તે નીમકહલાલ સ્ત્રી, તે પણ બે વર્ષપર ગુજરી ગઇ અને હું તો જેવીને તેવી અહીં પડી રહીછું ! ( થોડીવાર અટકીને તેણે કહેવાનું શરૂ રાખ્યું. )

તે ઓરડામાં જ્યારે હું જાગી ત્યારે મ્હારીપાસે કોઇ હતું નહીં પ્રથમ તો હું ગભરાઇ ગઇ. હાવરી—બાવરી ચારે તરફ જોયું. હું ક્યાં છું તેની મને સમજણ પડી નહીં. થોડીવાર છાતી પર હાથ મુકી બેસી રહી. જરા સ્વસ્થ થતા મને યાદ આવ્યું કે હું તો બપોરે ભાંગ પીને ગુમાનીને ત્યાં સુતી હતી અને અહીં ક્યાં આવી ? વખતે તેણીએજ મને અહીં મોકલી હશે, એમ ધારી ઉઠી. તો મારી નજર ત્યાં આગળ પડેલા એક પરબીડીયા માં બીડેલા કાગળપર પડી. મેં તે લીધો. દીવા પાસે જઇ અક્ષર જોયા તો એમના દીઠા. એકદમ જાણે કોઇએ મને સખત આંચકો માર્યો ન હોય, તેમ મારા હૃદયમાં ફાળ થઇ ગયું. આખે શરીરે પરશેવો થઇ ગયો અને હું થરથર ધ્રુજવા લાગી; અરે, આમાં શું લખ્યું હશે ? મેં એ કાગળ ફોડયો—વાંચ્યો. અરે ભગવાન ! મેં શું વાંચ્યું ? ... "કુળંકીણી ! ભાન આવે—કે તુરત મારૂં ઘર છોડી ચાલી જા. બપોરે ક્યાં જવાનું નામ દેઇને ક્યાં ગઇ હતી ? મેં જોઇ છે,—બધું જાણ્યું છે. હવે એ બાબતની દલીલમાં એક અક્ષર પણ હું સાંભળવા મ્હાતો નથી. બસ એટલુંજ છેલ્લે લખુંછું કે ત્હારૂં કાળું મ્હોં મ્હને કોઇ દિવસ પણ બતાવીશ નહી. એકદમ ચાલી જા. " કાગળ વાંચ્યો ને ખુબ રોઇ. રડી રડીને થકી ઓ પ્રભુ ! મ્હારે માથે આશું, અરે કેવું તોહમત ! હું ક્યાં ગઇ હતી, એ બધું શું લખ્યું છે ?–જવાનું લખ્યું છે, પણ હું ગઇ હતી ક્યાં ?

ગયા ત્રણ વર્ષમાં મારાં દુઃખી માતા પિતા ગુજરી ગયાં હતાં અને એમની બધી મીલકત 'એમણે' મારે નામે નહીં ચ્હડાવતાં પોતાને નામે લખી લીધી હતી. તો હવે હું ક્યાં જાઉં ? આખરે મ્હેં મ્હોંયે મળી કાલાવાલા કરી વીનવવાનો વીચાર કર્યો. જેમ તેમ કરતાં સ્હવાર થઇ અને હું ડરતી ધ્રુજતી એમની પાસે ગઇ. તે વખતે એમણે કેવું સ્વરૂપ ધારણ કરેલું ! આજે પણ હું એ વખતનો ચીતાર યાદ કરૂં છુ તો હેબકી જાઉં છું ! મ્હેં મારી બધી હીમતને એકઠી કરી. ઘણા કાલાવાલા કર્યા. મ્હારો વાંક ન્હોતો તે કહ્યું. પગે પડી, માફી માગી, રડી. તો પણ કશાનો ઉત્તર મળ્યો નહી. છેલ્લી વારે એટલું કહ્યું "ઠીક જા, ગાડી બ્હાર ખોટી થાય છે. હું વીચાર કરીશ." વળી મ્હેં સ્વરે કહ્યું " મ્હારો ત્યાગ ના કરો. મ્હને આ ઘરમાં તો રાખો." એમણે આ સાંભળીને વધારે ક્રોધ કરીને કહ્યું. "તેમ હવે આ જીંદગીમાં તો બનવાનું નથી. તારી અને મ્હારી વચ્ચે આજથી ફક્ત લોટા પાણીના (મરણ પામું ત્યારે સ્નાન કરવા માટે) સબંધ શિવાય કોઇ પણ તરેહનો બીજા જાતનો સબંધ રહ્યો નથી." આ જવાબ સાંભળતાં હું બેહોશ થઇ જમીન પર પડી. અરધે કલાકે મને ભાન આવ્યુ, ત્યારે એમણે મ્હારા હાથમાં એક કાગળ

મુકયો, અને કહ્યું "આ કાગળ બાને આપજે. અને તું બાને ત્યાં જા " હું મ્હારાં સાસુની પાસે ગઇ.

દુઃખીના દુઃખે અને સુખીના સુખે દિવસો પર દિવસો પસાર તો થાય છે જ. તે વાત બન્યે પણ પાંચ વર્ષ વીતી ગયાં. હું બધાંનું કામ કરતાં કરતાં પણ ઘણીવાર વિનાકારણ સાસુજી નણદો વગેરેના ધોંકા સાંભળી અને છણકા ખાઇ ખાઇને મ્હારો વખત પુરો કરતી. મ્હને કોઈ પણ તરેહની ચોપડી વાંચવા દેવામાં આવતી નથી. કારણ એ બધાનો મત એવો છે કે ચોપડી વાંચે તે તો વંઠી જાય ! એક વખત એ બધાનું કહેવું નહીં ગણકારતાં હું ચોપડી લેઇને બેઠી કે તુરત મ્હારી નણંદે તે મારા હાથમાંથી ઝુંટવી લીધી અને કહ્યું "હવે કંઇ ભણી ગણીને પોપટ બની ઉડી જવું નથી !-આટલું નાક છે તેને તો રહેવા દે." પણ એવા બોલ મારે સાંભળવા એ તો અમારે ઘેર હમેશનો બનાવ છે.

એ પાંચ વર્ષમાં એક બીના એવી બની કે શુમાની પર કોઇ એના સગાએ ફરીયાદ કરી. તેમાં શુમાની તરફથી 'એ' સાક્ષી તરીકે ગયા. 'પેલી' પણ કોર્ટમાં ગઇ હતી, જ્યાં હજારો લોકની મેદિની ભરાયેલી હતી. કારણ કે એ વઠી ગયેલી છે, એ વાત જગ જાહેર છે. સામી પક્ષના વકીલે તેણીને પુછ્યું-" બાઇ તમારી તરફથી (એમનું નામ દઇને કહ્યું ) સાથે આવનાર સખસ તમારે શો સગો થાય છે ?" તુરત બીલકુલ ગભરાયા વીના શુમાનીએ જવાબ આપ્યો "એતો મ્હારા ભાઇ થાય." લોકો ખરી હકીકત જાણતા હતા. તેથી બધી મેદિની ગાજી ઉઠી " વાહ-વાહ ! ધન્ય છે ત્હારી હીંમતને ! "

પાંચ વર્ષના અરસામાં ઉપલા બનાવો શીવાય બીજી ઝીણી ઝીણી વાતો ઘણી એ બની હશે પણ તે કહેવાનો હવે વખત નથી હવે આપણે જુદાં પડવાનું સ્ટેશન નજીક આવ્યું છે. બ્હેન, કોઇ કોઇ વખત તેઓ ( મારા પતિ) અહીં આવે છે, પણ મારા હાથનું રાંધેલું સુદ્ધાં જમતા નથી. તો હવે પછી બોલાવવાની તે શી આશા રાખું ?

સાસરામાં કોઇને ઘેર જવાની અથવા મળવા વાત કરવાની પણ રજા નહિ જે બ્હેનપણીની મેં વાત કરી તે તો મારાં સાસુની ભાણી થાય છે અને પૈસાવાળી છે. એટલે એને મારી દયા આવવાથી વખતે પોતાને ઘેર લઇ જાય, તો ઘરનાથી બોલાતું નથી. બાકી હું સખત કેદખાનામાં રહું છું ! તમને એમ લાગશે કે ત્યારે આજ એ કયાંથી આમ એકલી મુસાફરી કરતી હશે ? પણ સાસુજી માંદાં છે ને મારી નાની નણંદને સાસરે મરણ થયું છે, તેથી કોઇએ ત્યાં જવુંજ જોઇએ. એટલે જાણે મને છુટી મુકી કે તરત હું નાશી જઇશ, એમ માની લઇને હજારો બોલ સંભળાવીને-બહુ બહુ શીખામણ આપીને કાલે મને મોકલી હતી ! પ્રભુ પાસે હવે હું એટલુંજ માગું છું કે એ મને મોત આપે તો સારૂં. હું જીંદગીથી ત્રાસી ગઇ છું.

આ સર્વ બીના તમને કહેવાનું કારણ એટલુંજ કે સઉકોઈ એવી "કાળી નાગણો"થી ચેતતાં રહેજો. વળી પુરૂષોએ પણ કોઇના કહેવા ઉપર એકદમ બધો વિશ્વાસ મુકવો ઘટતો નથી ! બીજું ખાસ કારણ એ કે-કદાપિ આ હકીકત એમના વાંચવામાં આવે અને એમના મનમાં રામ વસે તો મારી કાળીટીલી દૂર થાય. હું તો હવે ઝાઝું જીવવાનીજ નથી. આ છપાઇને આવશે ત્યાં સુધીમાં પણ હું દૈવ જાણે જીવતી હોઇશ કે ન પણ હોઉં !" ( આ બધી વાત સાંભળતાં મ્હારી આંખમાંથી પણ આંસુ સુકાયાં નહોતાં. )

મેં કહ્યું–" ના, ના. એવો વ્હેમ ન રાખો. તમને શું છે જે એકદમ મરી જાવ ? " સુશીલાએ જવાબ દીધો; હમણાંજ ૭ મહીના ઉપર મ્હારાં નણંદ એકદમજ ગુજરી ગયાં, તેમ હું પણ જાઉં ! પણ તેની તમને ક્યાં ખબર પડવાની હતી ? " મ્હે તેની પાસેથી તેનું ઠેકાણું લખી લીધું અને કહ્યું કે " થોડે થોડે દિવસે હું કોઈની મારફત તમારી ખબર કઢાવતી રહીશ. વળી દુ:ખ ભુલવાને સારી ચોપડીઓ વાંચવાની રાખશો તો તમને તમારી સ્થીતી માટે ઓછો સંતાપ થશે. જો તમારી મરજી હોય તો તે પણ મોકલું. "

સુશીલાએ ઉત્તર આપ્યો " બહુ સારૂં, બ્હેન ! મ્હારાં ગુજરી ગયાં તે નણંદને ચોપડીઓ ઉપર બહુ વેર હતું. હવે બીજાં તો બબડશે પણ વાંચવાને હરકત નહિં આવે."

સ્ટેશન આવ્યું અને હમે છુટાં પડ્યાં ... ફક્ત ત્રણજ દિવસ વચ્ચે ગયા અને ચોથે દિવસે મે મ્હારા માણસને બે ત્રણ સારાં પુસ્તકો આપીને સુશીલાને ઘેર મોકલ્યો. થોડી વારમા તે પાછો આવ્યો. ચોપડીઓ તેના હાથમાંજ હતી. તેણે કહ્યું: " એ બાઇ તો ગુજરી ગયાં. આજ બે દિવસ થયા. " આ સાંભળીને હું તો હેબતજ ખાઇ ગઇ.

" હેં શું કહે છે ? તારી ભુલ થઇ હશે. તું કોઇને બદલે કોઇને ત્યાં ગયો હોઈશ." " ના. બ્હેન, હું ચોક્કસ આપે બતાવેલે ઠેકાણે ગયો હતો મ્હેં પૂછ્યું: " શું થયું, તે કાંઇ ખબર પડી છે કે ? " તેણે કહ્યું: "કાંઇ થયું ન્હોતું. સવારના એમની પથારીમાંથી લાશજ મળી આવી " હું હજી તો વીચાર કરતી બેઠી હતી, એટલામાં ટપાલીએ આવી મ્હારા હાથમાં એક કવર મુક્યું. ઉપરથી નવા અક્ષરો લાગવાથી ઝટ તે ફોડી કાગળ વાચ્યો. તો તે બીચારી શુશીલાબ્હેને મરવા અગાઉ લખેલો એ પત્ર હતો. માંહે લખેલું હતું કે—

" વ્હાલી બ્હેન, આજ રાત્રે હું મ્હારી પાસે થોડો સોમલ છે તેનો ઉપયોગ કરવાની છું. તમને કશા પ્રમાણે લખવા ચુકશો નહીં. ઇશ્વર તમારૂં સારૂં કરો.

"લી. અભાગણી સુશીલાના છેલ્લા સવીનય પ્રણામ. "

પત્ર વાંચી મને ઘણુંજ રોજ આવ્યું પ્રભુ ! કેટલી ઓઓના જીવન આવી રીતે અત્યંત દુઃખ ભોગવી અકાળે મૃત્યુને શરણ થતાં હશે ?

---

## સ્ત્રી જીવનનાં દુઃખો:

" એ પછી મ્હારી ચોથી સુવાવડ આવવાની થઇ ને પ્રસવ થવાને થોડા દિવસની વાર હતી એટલામા સત્તાવીસ વર્ષની ઉમ્મરે મ્હારા વરને એકદમ ઓચીંતો કોલેરા થયો અને પાંચ કલાકમાં તેઓ મને રખડતી મૂકી ચાલતા થયા ! એ વખતે મ્હારી ઉમ્મર બાવીસ વર્ષની હતી. એ વખતે મ્હારા દુઃખનો કાંઇ પાર ન્હોતો, કારણ કે મ્હારા કાકા પણ ગુજરી ગયા હતા, અને સાસરામાં કોઇ નહોતું. તેમજ મ્હારી પાસે એક પાઇ પણ ન્હોતી, રહેવાને ઘર પણ નહોતું, અને દાગીના પણ વેચાઇ ગયા હતા, તેથી લખુ લખ. પતિના દીકરાની વહુની સુવાવડ ધર્મની હૉસ્પીટાલમાં થઇ ! ! આ ઘા મ્હારા મનને બહુ વસમો લાગ્યો, એટલુંજ નહિં પણ હવે હું શું કરીશ અને ચાર દીકરાઓનું ગુજરાન કેમ ચલાવીશ, એ ફિકરમા હું અર્ધી ગાંડી જેવી થઇ ગઈ; કારણ કે એક તરફ વિધવા પણાનું દુ:ખ, બીજી તરફ ગરીબાઇનું દુ:ખ, ત્રીજી તરફ ચાર છોકરાંઓનો નિભાવ કેમ કરીશ ! એ ભવિષ્યની ફિકર, ચોથી તરફ ધર્મની હૉસ્પીટાલમાં ગરીબ ભીખારીઓની વચ્ચે પડેલો મ્હારો ખાટલો, અને પાંચમી તરફ સુવાવડને લીધે શરીરની અને મનની થઇ ગયેલી નબળાઇ, એ બધાને લીધે......હું મહા શોકમા ડૂબી ગઇ.

—અમૃતલાલ પઢિયાર કૃત "સ્વર્ગની સુન્દરીઓ. "

# आनन्दाश्रम.

## " અશ્વપર બેઠેલા યુવકે શું કહ્યું ? "

લેખકઃ રા. રા. હરિલાલ માણેકલાલ દેશાઇ. (બી. એ.)—વડોદરા.

મોતીરામે "એલ એલ. બી."ની પરીક્ષા પસાર કરી વકીલાતનો ધંધો શરૂ કર્યો છે. ધંધો શરૂ કર્યાને વર્ષ પૂરું થવા આવ્યું પણ કેસ બરાબર આવતા નથી. થોડા કેસ મળેલા તેમાં સારી તૈયારી કરી કોર્ટમાં ગયેલા છતાં અસીલોના મનમાં કંઇ એમ જ થઇ ગયું હતું કે જજ કંઇ પુછે કે મોતીરામ ગુંચવાય છે— જો કે મોતીરામ મિત્રોને ઘણી વખત કહેતા કે " તૈયારી કર્યા સિવાય કોર્ટમાં ઉભો રહું તો પણ જરા ગભરાઉં એમ નથી. " આવી સ્થિતિ હોવાથી મોતીરામને વખત પુષ્કળ મળતો. જાતે સુશિક્ષિત હોવાથી વખતનો સદુપયોગ કરવાનો નિશ્ચય કરી એક દિવસ બજારમાં ગયા. ઘેર પાછા આવી એક પેકેટ ટેબલ પર મુકતા હતા, તેવામાં એમના ધર્મપત્ની કાન્તા બોલી ઉઠયાઃ " વળી આ શું ઉચકી લાવ્યા ? સવારે ઘી લઇ આવવાનું હતું, ત્યારે તો એમ કહેતા હતા કે વકીલોથી એવું કામ થાય નહિ ! રૂપીઆનું ઘી ઉચકી લાવતાં શરમ આવતી હતી અને આ મોટું પોટકું બજારમાંથી ઉચકીને આવતાં શરમ ના આવી ! "

" એ તો જુદી વાત છે, 'માઇ ડીઅર' (મારી વહાલી !) આનો કાગળનું બંડલ છે. વકીલ થયા પછી ઘીની તપેલી લઈ ચાલવું એ કેવું અસભ્ય દેખાય ? કાગળના બંડલમાં અને ઘીની તપેલીમાં કેટલો ફેર છે એ તું શું સમજે ? ચાર ચોપડી ગુજરાતી ભણવાથી એ ભેદ સમજાય તેમ નથી. "

આટલું બોલતાં બોલતાં મોતીરામે કાગળનું એક રીમ, સ્ટીલ પેનોની ડબ્બી, શાહીનો સીસો, નવો ખડીઓ, અડધો ડઝન હોલ્ડર, અને શાહીચુસ કાગળ ટેબલ પર ગોઠવી દીધાં. ખુરસી પર બેસી, ખીસ્સામાંથી રૂમાલ કહાડી આમ તેમ હલાવતાં હલાવતાં મોતીરામે કહ્યું " કાન્તા ! આજથી હું વર્તમાન પત્રોમાં લેખ આપવાનો છું. હવે પછી મારૂં નામ મોટા લેખક તરીકે પ્રસિદ્ધ થશે. ભુજ સમયમાં શ્રીયુત્ મોતીરામ વર્તમાનપત્રોમાં લેખ લખનાર વિદ્વાનોમાં અગ્ર સ્થાન ભોગવશે, સાક્ષરોમાં પ્રતિષ્ઠિત થશે, સમાજમાં માનનીય ગણાશે અને ભવિષ્યની પ્રજાનો નેતા થશે. "

બીચારી કાન્તાથી બરોબર સમજાયું નહિ. તેણે કહ્યું " એ બધું કરતાં શરમ નહિ આવે અને ઘી લાવતાં શરમ આવશે ! ખાજો આજે લુખી રોટલી ! "

મોતીરામે કંઇ સાંભળ્યું નહિ. રોટલીમાં લક્ષ આપવાની વાર હતી. હાલનો એમનું લક્ષ વર્તમાનપત્રોમાં હતું. એમણે બોલવાનું પાછું ચાલુ કર્યુંઃ " કાન્તા ! અહીંયાજ, મારા ગૃહની ઢીંગ છાયામાં સંસાર સ્નેહના મધુર પરિમલમાં, મારી ભવિષ્યની કીર્તિનું બીજ હું રોપીશ. મોતી[illegible]નામ મોતી કરતાં પણ વધારે મુલ્યવાન થશે, હીરા કરતાં વધારે પ્ર[illegible]શે. [illegible]

" બિચારી કાન્તા [illegible] પ્રસિદ્ધ પતિની તું પણ સહભાગિની થઇશ. "

[illegible] લખવાની સામગ્રી ઉપાડી [illegible] આરામ સિવાય સુખો સળગાવવા ગઇ. મોતીરામે પોતાને માટે અલગ રાખી [illegible]ની ઑફીસ તરફ ચાલવા માંડયું ઘરમાં એક ઓરડી પણ કોઇ વખત સાક્ષરત્વના આ. ઓરડીને તેમણે " ઓફીસ "નું નામ આપ્યું હતું. [illegible]પા હોય ત્યારે આ ઓરડીને તેઓ "શાન્તિસ્થાન" પણ

કહેતા હતા અને ઘરમાં બધાંને ગોટાળો કરાવતા. શાન્તિસ્થાનમાં જઇ ટેબલ પર જગા કરી સામગ્રી ગોઠવી. સાથે બે ત્રણ ડીકશનેરી પણ લાવીને મુકી રાખી. પોતે ખુરશીપર બેઠા. શારીરિક ક્રિયા પૂરી થઇ રહી, હવે માનસિક કાર્ય બાકી હતું. ખડીઆમાં હોલ્ડર બોળી મોતીરામ સજ્જ થઈ ગયા, લેખ શરૂ કરવાની પ્રેરણા થાય એટલી જ વાર હતી.

મોતીરામે કોઇ ઠેકાણે પહેલાં વાંચ્યું હતું કે "પ્રત્યેક મનુષ્યમાં કંઈ ગુપ્ત શક્તિ રહેલી હોય છે અને તે અનુકૂળ પ્રસંગે બહાર આવે છે." પ્રેરણા થવાને બદલે પોતાની ગુપ્ત શક્તિ શી હશે એ સંબંધી વિચાર થવા માંડયા. આ વિચાર તો જાણે ઘર કરીને બેઠા હોય તેમ થયું. મોતીરામ જરા હોલ્ડર ઉચું કરે કે મગજમાં તેમજ નેત્ર આગળ "ગુપ્ત શક્તિ કયી?" એ વિચાર ખડો થાય.

છંદ અને પ્રાસનાં બંધનનો મોતીલાલને બહુ તિરસ્કાર હતો. અને તે બંધનો તોડવાનું સાહસ કેટલાકોએ કર્યું છે, તે લોકોમાં ઘણાજ અપ્રિય થઇ પડયા છે, એમ તેઓ જાણતા હતા. તેથી કાવ્ય દ્વારા આ શક્તિનું દર્શન થવાનું નથી, તેમ કરવું પણ નથી, એટલું તો એ નક્કિ કરી શકયા ઇતિહાસ તરફ ખાસ અભિરૂચી નહોતી અને વિજ્ઞાનનો અભ્યાસ કદી કર્યો નહોતો. આખરે નવલકથાનું ક્ષેત્ર આકર્ષક લાગ્યું. મોતીરામે વિચાર કર્યો કે "સરસ્વતીચંદ્રને ભૂલાવે એવી નવલકથા લખવાનું માન કંઇ જેવું તેવું ન કહેવાય!"

નવલકથાજ લખવી એટલું નક્કિ થયું. હવે નામ આપવાનો પ્રશ્ન આવ્યો. નામ આપવામાં બહુ કૌશલ્ય જોઇએ છીએ કારણ કે પુસ્તકના નામ ઉપર ખ્યાતીનો ઘણો આધાર રહે છે, એવું મોતીલાલ માનતા હતા. હોલ્ડર હાથમાં ઝાલીને મોતીલાલ બેશી રહ્યા, પણ નામ જડેજ નહિ. કોઇ વખત શાહીના સ્પર્શ રહિત કાગળ ઉપર નજર કરતા તો કોઇ વખત ખડીઆ સામું જોતા. વળી હાથમાં માથુ પકડીને બેસતા, જાણે કે માથામાંથી નામને ખેંચી કાઢવા ન માગતા હોય તેમ!—આખરે નામાભિધાન નક્કિ થયું. મોતીરામે લખવાનું શરૂ કર્યું:

## "પંચમુખી અશ્વનું વૃત્તાંત:

### "એક નવીન અદ્દભુત કથા.

"વસંત ઋતુ ચાલતી હતી. સાયંકાળનો સમય હતો. ભગવાન સૂર્યનારાયણ જતાં જતાં ઉત્તમ દર્શન દેતા હતા અને આકાશને સુવર્ણમય કરતા હતા. તેવામાં દૂરથી પવન વેગે એક અશ્વ આવતો જણાતો હતો આ અશ્વની ત્વરિત ગતિ, દિવ્ય સ્વરૂપ, અને પંચ મુખ, સામાન્ય નિરીક્ષા કરનારને પણ જણાવતાં હતાં કે અશ્વ આ ભૂમીનો નથી. જોત-જોતામાં અશ્વ નજીક આવી પહોંચ્યો. તેના ઉપર કોઇ મહા તેજસ્વી, પ્રચ્ચંડ બાંધાનો યુવક બેઠેલો હતો. અશ્વ ઉભો રાખી, પાસે થઇને જતા એક વટેમાર્ગુને તે યુવકે કહ્યું—"

* * * *

"અરે સાંભળો છો કે નહિ! હું તો બુમ પાડી પાડીને થાકી ગઈ."

નીચેથી પૂર જોસમાં આવતા અવાજે મોતીરામનું ધ્યાન એ તરફ દોર્યું. વિચારમાં ખલેલ પડયું અને યુવકે શું કહ્યું તે મોતીરામના સ્મરણપટમાંથી ખસી ગયું. કાન્તાની બુમોએ પંચમુખી અશ્વની કથામાં અણધાર્યું વિઘ્ન નાખ્યું.

"કેટલી બુમો પાડું! કોણ જાણે શું યે કરવા બેઠા છો!"

આ વખતે કાન્તાનો અવાજ પૂરજોસમાં સંભળાયો. મોતીરામ એકદમ બારણું

ઉધાડી, પંચમુખી ઘોડા ઉપર બેઠેલા યુવકનું અનુકરણ કરતા હોય તેમ છાતી કહાડી બોલી ઉઠયા "કેમ શું કામ છે?"

"લાકડાં થઇ રહ્યાં છે. કેટલા દિવસથી કહ્યું હતું, પણ તમારૂં કેકાણું કયાં છે? એતો હુંજ તમને લાકડાં વગર રાંધીને મુકું.

મોતીરામ વાર્તાનાં કાગળીયાં ટેબલ પર મુકી બજારમાં ગયા. લાકડાની વખારે જઇ બે રૂપીઆનાં લાકડાં મોકલવાનો હુકમ આપી પાછા આવ્યા અને એકદમ "શાન્તિ-સ્થાન" માં ગયા. ખુરશી પર બેશી શું લખ્યું હતું તે વાંચી જોયું, પણ યુવકે શું કહ્યું તે તો કેમે કર્યું યાદ આવેજ નહિ! વિચારમાંને વિચારમાં પાસે પડેલું ચપ્પુ હાથમાં લીધું અને શુન્ય મગજથી હોલ્ડર છોલવા માંડયું. એટલામાં કાન્તાએ ફરીથી બુમ મારી. મોતીરામે સાંભળ્યું નહિ તેથી બારણું ઉઘાડી કાન્તા અંદર આવી. મોતી-લાલને હોલ્ડર છોલતા જોઇને કહ્યું: "આવો કચરો પાડવાના ભારે કામમાં પડયા છો તે અમારો ધારો ‘દુખી જાય ત્યાં સુધી પણ શેનું સંભળાય? બોલીએ ત્યારે એવું કહો છો કે લખવામાં ધ્યાન હોય ત્યારે ન સંભળાય! શું લખો છો?" પંચમુખી અશ્વપર બેઠેલા યુવકે કહ્યું—" બોલોને, શું કહ્યુ ?-" હોલ્ડર છોલો" એમ કહ્યું હશે!

મોતીરામે જવાબ આપ્યોઃ "હાલ તુરત તો સ્મરણદોષ થયો છે. મારા મનમાં જ હતું પણ લાકડાંનો ધક્કો વાગ્યો તેથી કોણ જાણે કયાં જતું રહ્યું. હમણાં તો તે યુવકે કંઇ કહ્યું હશે કે નહિ, તેનોજ મને સંશય થાય છે."

કાન્તાએ કહ્યું "બહુ સારૂં થયું. પેલી મજુરણને પૈસા આપવા હોય તો આપો, કોણ જાણે કયારે અહીં આવીને પાછા બેસી ગયા."

કાન્તા બહાર ગઈ. મોતીરામે પૈસા આપી આવી, નવું હોલ્ડર હાથમાં લઇ પચીસ વખત ખડીઆમાં બોળ્યું પણ યુવકે શું કહ્યું એ તો યાદ આવેજ નહિ. કંટાળીને અપૂર્ણ લેખ ટેબલમાં મુકી દીધો. મુકતાં મુકતાં મનમાં બબડયા કે "પ્રેરણા જોઇએ તે વખતે આવે નહિ."

જમવાનો વખત થયો. જમવા ગયા ત્યારે કાન્તાએ પૂછ્યું, "કેમ જડયું? શું કહ્યું પેલા યુવકે?" મોતીરામ કંઇ બોલ્યા નહિ. મનમાં નિશ્ચય કર્યો કે કોઇની કલ્પ-નામાં નહિ હોય એવું કંઇ તે યુવકની પાસે કહેવડાવવું. જમી રહ્યા પછી પુનઃ લખવાનો પ્રયાસ કર્યો. હોલ્ડર હાથમાં લીધું. વળી પા કલાક નિકળી ગયો. થાકીને હોલ્ડર નીચે મુકી બોલ્યા, "કોણ જાણે શું કહ્યું હશે!"

પાસેના ઓરડામાં છોકરાં રમતાં હતાં. બાલ સ્વભાવ પ્રમાણે ધાંધલ મચાવતાં હતાં. મોતીરામે ફરીથી લેખ ટેબલમાં મુકી દીધો અને એટલુંજ વિચાર્યું કે "પ્રેરણાને માટે વાતાવરણ અનુકૂળ નથી, એટલુંજ નહિ પણ પ્રતિકૂળ છે."

વાતાવરણ પછી કોઇ વખત અનુકૂળ થયુંજ નથી! "પંચમુખી અશ્વ"ની કથા ગુજરાતને કમનશીબે અપૂર્ણ રહી ગઇ છેઃ પૂર્ણ થઇ હોત તો તે વાર્તા કેવા પ્રકારની થાત, તેના તર્કવિતર્ક કરવાનું સદ્ભાગ્ય વાંચક વર્ગને રહ્યું છે, એ કંઇ જેવો તેવો લાભ ન કહેવાય. કાન્તા તો એટલુંજ કહેતી હતી કે "આવા કાગળના પૈસા બગડાય છે. એક સારી લાવવાનું કહ્યું હોય તો-કોણ જાણે શું પેલું રોજ કહ્યા કરો છો?—હાં, સાંભર્યું-"અનુત્પાદક વ્યય જેમ બને તેમ થોડો કરવો જોઇએ!"

# સ્ત્રી—સામ્રાજ્ય.

---

## સ્રીઓનું કર્તવ્ય.

લેખકઃ સ્વર્ગસ્થ બ્હેન સૌ. પ્રબુદ્ધા ખુશમનલાલ.—અમદાવાદ.

પ્રિય બ્હેનો, હું કાંઇ વિદ્વાન નથી, પણ પરમેશ્વરે મને જે કાંઇ થોડી ઘણી બુદ્ધિ આપી છે, તે બુદ્ધિનો કાંઇ ઉપયોગ થાય તો સારૂં ધારીને હું આ થોડા વિચાર આપની સમક્ષ મૂકું છું.

સ્રીઓનું કર્તવ્ય એટલે સ્રીની ફરજ—સ્રીઓનો ધર્મ. દરેક સ્રીએ પોતાની ફરજ બજાવવી જોઇએ. આપણી ફરજ એ છે કે આપણે જ્યારે બાલાવસ્થામાં હોઇએ ત્યારે માબાપની આજ્ઞામાં રહી તેમની સેવા કરી તેમને સંતોષ આપવો જોઇએ. પછી જ્યારે આપણું લગ્ન થાય ત્યારે પતિગૃહે આનંદથી રહેવું અને પોતાનું કર્તવ્ય કરવું. લગ્ન થયાં પહેલાં આપણે માબાપનાં હતાં પણ લગ્ન થયા પછી આપણું સર્વસ્વ પતિનેજ આધીન છે. તેથી લગ્ન થયા પછી પતિને આધીન રહીને અને તેમની સર્વ આજ્ઞાઓ પાલન કરીને તેમને પ્રસન્ન રાખવા જોઇએ વળી શિયળ એ સ્રીઓનું ખરૂં ભુષણ છે. સ્રી જેટલી ઘરેણાં લુગડાંથી શોભતી નથી, તેટલી શીયળથી શોભે છે. આપણે પતિનેજ આધીન રહીને તેમની સર્વ આજ્ઞાઓ પ્રમાણે વર્તવું જોઇએ. આપણે સીતા, તારા, દ્રૌપદી, વગેરે અનેક સતી સ્રીઓનાં દૃષ્ટાંત વાંચીએ અગર સાંભળીએ છીએ. તેઓએ પોતાનું શીયળ કેટલા કષ્ટે જાળવ્યું હતું ને તેમને કેવાં દુઃખો પડયાં હતાં—નો બ્હેનો ! આપણે દૃઢ નિશ્ચય કરવો જોઇએ કે આપણે પણ આપણું શીયળ એવીજ રીતે સાચવીશું. જોકે સીતા જેવાં દુઃખો તો આપણને પડતાં નથી અને પ્રભુ કૃપાથી આપણા ઉપર ન પડે; પણ કદાચ પડે તો પણ આપણે આપણું શીયળવ્રત કદાપિ ભંગ થવા દેવું નહિ શીયળ સાચવવા ખાતર કદાચ પ્રાણ આપવો પડે તો પણ તે આપતાં આપણે ડરવું નહિ. જે સ્રી પોતાનું શીયળ ભંગ કરે છે, તે આ દુનીઆમાં તો શું પણ ઇશ્વરને ત્યાં પણ એક કોડીની રહેતી નથી. માટે દરેક સ્રીએ શીયળ એટલે પતિવ્રતપણું સાચવવું એ સ્રીની મહાન ફરજ છે.

જે દિવસથી આપણે શ્વસુર ગૃહે વસતાં થઇએ, તે દિવસથી તે ગૃહને આપણું પોતાનું માની તેની કાળજી રાખવી જોઈએ. આપણે પીએર ગમે તેટલો પૈસો હોય તોપણ તેનું અભિમાન ન રાખતાં આપણું સાસરૂં ગમે તેવું ગરીબ હોય તોપણ તેમાંજ આનંદ માનવો. સ્રી સાસરેજ શોભે છે. આપણે હંમેશાં સાસરે રહી પતિની સેવા કરવી. સૌભાગ્યવતી સ્રીઓને પતિ એજ દેવ છે. સૌભાગ્યવંતી સ્રીને દેવ સેવા કરવાથી જેટલું ફળ મળે છે, તેટલુંજ ફળ પોતાના પતિને ભજવાથી મળે છે. માટે દરેક સ્રીની ફરજ છે કે તેણે પોતાના પતિની આજ્ઞા પાળવી. તેની મરજી સાચવીને તે જેમ કહે તે પ્રમાણે કરવું. આપણા ધણીને જે અનુકૂળ તેજ આપણને અનુકૂળ ને જે તેમને પ્રતિકૂળ તે આપણને પણ પ્રતિકૂળ, એ પ્રમાણે વર્તવું જોઇએ. આ પણ આપણો મુખ્ય ધર્મ છે.

બ્હેનો ! ઉપર મેં જે આપણી ફરજો કહી તે બે ફરજો મુખ્ય છે. વળી ગૃહવ્યવસ્થાના વિષયમાં પણ દરેક સ્રીનું કર્તવ્ય છે કે તેણે પોતાનું ઘર સાફ રાખવું ને દરેક વસ્તુને ઠેકાણે મુકવી કે જ્યારે આપણે તે વસ્તુની જરૂર પડે ત્યારે તરતજ જડે, અને ઘરમાં

જરાએ ગંદકી રાખવી નહિ. બ્હેનો ! આ આપણો ખરો ધર્મ છે અને આપણે એ પ્રમાણે વર્તીશું તોજ સુખી થઇશું.

ઇશ્વર આપણને હંમેશાં સદ્‌બુદ્ધિ આપે એવી તેના પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે. અસ્તુ.

૨.

## સહજ નોંધ.

સ્વર્ગસ્થ સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામના વિચારનું અવતરણ કરતાં સુન્દરી સુબોધના જીવનસૂત્ર તરીકે શ્રી બન્ધુ સમાજે યથાર્થજ કહ્યું છે કે—"સ્ત્રીઓ સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે × × × × એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે." ઉપર પ્રગટ કરવા આપેલ લેખ મારા હાથમાં આવ્યો તે વાંચ્યાથીજ જો કે પૂર્વોક્ત વાક્યની સત્યપ્રતીતિ થાય એમ નથી એમ હું સમજું છું; છતાં પણ એ લેખ પ્રગટ કરવાનો આ માસિક પત્રના વિદ્વાન્ તંત્રીશ્રીને આગ્રહપૂર્વક વિનતિ કરવાનો મ્હારો મુખ્ય આશય એટલો જ છે કે એ લેખ લખનાર વ્યક્તિના ખરા હૃદયભાવનો—ખરી પ્રકૃતિ-વિચાર-વર્તનાદિનો ખ્યાલ એ લેખ વાંચ્યાથી કદાચ કોઇને નહિ આવે, તોપણ કેનું હૃદય ઘણું જ વિશાળ હતું–તેજોમય હતું–દયા, ઔદાર્ય અને સૌજન્યથી છલોછલ–પરિપૂર્ણ હતું, આર્ય સુન્દરી તરીકેનું પોતાનું જીવન સફલ કરે એવા ઘણાખરા ગુણ એ ધરાવતી હતી, ટૂંકામાં, સાધ્વી પત્ની થઇને પોતાના પતિનું જીવન હેણે ઉન્નત કીધું હતું:—આમ હું મ્હારા હેની સાથેના ચાર પાંચ વર્ષના સતત તેમજ દૃઢ સહવાસના પરિણામે કહી સકું છું. વિષાદની વાત એટલી જ છે કે "જેનો અહિ ખપ છે તેનો પ્રભુને ત્યાં પણ ખપ છે," એવી સામાન્યોક્તિ અનુસાર હેણે નિષ્પાપી, પ્રેમાળ અને સદાચારી જીવન અલ્પ સમય સુધી નિર્ગમન કરી, ઘણાજ લઘુ વયમાં–આશરે ૧૯ વર્ષના વયે–આ નિસ્સાર સંસારનો ત્યાગ કરી સ્વર્ગ પ્રતિ પ્રયાણ કીધું છે.* '**बलीयसी केवलमीश्वरेच्छा**' હેમાં આપણે નિરુપાય છીએ. અને આમ અણચિન્તવ્યા અને અકાલે વિદેહ થવાથી હેના ઉત્તમ ગુણોનું યથાર્થ દર્શન-પ્રત્યક્ષ અનુભવ સમસ્ત જનસમાજને થઇ સક્યો નહિ, —એ દોષ હેનો નહિ કદાપ-પણ વિધિની અકલ ઘટનાનોજ !

તથાપિ "Merit lives from man to man." (સદ્‌ગુણ એક મનુષ્યમાંથી બીજામાં અવતરે છે) હેવી કવિવર ટેનિસનની વાણી પ્રમાણે, એ ગઇ છે તોપણ હેના ગુણનું સ્મરણ—છાપ વંશપરંપરા માટે હેની પાછળ મૂકતી જ ગઇ છે. એ મારા જેવાં હેના નિકટ સહવાસમાં આવેલાં મનુષ્યો અનુભવવશાત્ કહી સકીશું. કોઇકે યથાર્થજ કહ્યું છે કે:—

"The *body* dies, but the invisible influence does not die. Nothing can destroy those qualities, which belong to the *soul*. × × × Those who give to the world thoughts (experiences) which enrich and cheer and comfort men, never cease to work. What they do is not to be seen in their own generation, but it will be seen in the generations that follow. × × × The world is never so full of them as it has been since they ceased from their external work."

* મૃત્યુ-તિથિશ્રાવણ વદી ૧૨, સંવત ૧૯૭૨. રવિવાર પ્રાતઃકાલેઃ સુરત મધ્યે.

(ભાવાર્થ.)—દેહ નાશ પામે છે પણ તેના વિચાર વર્તનની અદશ્ય અસર નાશ પામતી નથી આત્માના ગુણ અવિનાશી છે જેઓ પોતાના વિચાર વર્તનાદિકથી મનુષ્યને બળ આપે છે, આનન્દ-હર્ષ-આપે છે,-સંતેષે છે-સાન્ત્વન દે છે. તેઓનું કાર્ય કદાપિ સમાપ્ત થતું નથીજ. તેઓ જે કંઇ કરે છે તે તેમનાં સમકાલીન મનુષ્યોના જાણવામાં-સમજ્યામાં ભાગ્યેજ આવે છે, પણ તે સઘળું તેમના પછીના યુગમાં થનાર મનુષ્યો સમજશે. હેવા સદ્‌ગત આત્માઓ પોતાની હયાતીમાં જેટલા જગતપ્રસિદ્ધ હતા, તે કરતાં તેમના નિર્ગમન પછી જગતમાં અધિકતર મશહૂર-પ્રસિદ્ધ-યશસ્વન્ત બને છે."

અમુક વ્યક્તિના ગુણનો પ્રત્યક્ષ અનુભવ જનવર્ગને ન થયો એમ કહેવાથી કંઈ હેના ગુણનું અસ્તિત્વ નાકબૂલ થાય એમ તો નથીજ. કવિવર ગ્રેની પંક્તિઓ સુપ્રસિદ્ધજ છે કે —

Full many a gem of purest ray serene,
The dark, unfathomed caves of ocean bear,
Full many a flower is born to blush unseen,
And waste its sweetness on the desert air.

*Grey*

( ભાવાર્થ. )

અંધારી ઊંડી કે ગુફા મહિં ઘણાં રત્નાકરે રત્ન છે,
જેનાં સુન્દર, શાન્ત, સ્વચ્છ કિરણો બાહેર ના નીસરે;
તેવી રીત વિપિનમાં પ્રગટતાં પુષ્પો સુવાસિત જે,
રૂહે તે વ્યર્થ મધુરતા કુસુમની, શોભા, સુગન્ધી અરે !

છેવટ હું એટલુંજ કહીશ કે.—

Grace was in all her steps,
Heaven in her eyes,
In every gesture dignity and love,
and to consummate all,
Greatness of mind, and nobleness
their seat-
Build in her loveliest and
create an awe
About her, as a guard
Angelic placed

*-Milton.*

( ભાવાર્થ )

નેત્રમાં ભાસતું સ્વર્ગ, સૌન્દર્ય ગતિમાં વસ્યું,
હતો ચેષ્ટા મહિં પ્રેમ, સ્વમાન પણ મિશ્રિત
ઔદાર્ય ને મહત્તા યે, સ્થાન પામ્યાં રૂડું હૃદે,
હિમ્મતા દેહની શોભી, ચારૂ અંગો બધાં વિશે.

પ્રેક્ષકો શાન્તિમાં રહેતા, સ્વર્ગ દૂતો વડે જ આ,
સંરક્ષેલી હશે કે શું, પવિત્ર દિવ્ય બાલિકા.

* * * *

Her gentlo mind was suoh,
That sho grew a noble lady;
And tho people loved her muoh.

*-Tennyson.*

હેમું મૃદુ હતું હૈયું, સર્વોત્કૃષ્ટ રમા બની;
મેળવ્યા ઉચ્ચ સદ્ગુણો, લોકોની ચાહના વળી.

આવી ઉમદા સ્ત્રીએ પોતાના સદ્ગુણોની દઢ છાપ પતિના મન ઉપર, સ્વભાવ ઉપર, વિચાર ઉપર, વાણી ઉપર અને વર્તન ઉપર પાડી હતી. **" પોતાની પ્રેમાળ પત્નીથી પ્રબુદ્ધ થયેલો પતિનો આત્મા "** એ વિષયનો એક લેખ હેનો પતિપ્રગટ કરવા ઇરાદો રાખે છે, તેમાં હેનાં સ્મરણોની નોંધ આવશે,-જેથી ગુજરાતના વાચકવૃન્દને કંઇક નવીન જાણવાનું ને શીખવાનું-પ્રબોધ લેવાનો અવસર મળશે, એમ આશા છે.

પ્રભુ સ્વર્ગસ્થના આત્માને પરમ શાન્તિ આપો. અસ્તુ.

My love involves the love before,
My love is vaster passion now;
Tho' mixed with God and Naturo thou,
\- I seem to love thee more and more.

*-Tennyson.*

( ભાવાર્થ: )

પ્રથમ પ્રેમની સાથે થયો સંયુક્ત હાલનો,
બન્યો વિસ્તીર્ણ તેથી તે, પૂર્વનો પ્રેમ જે હતો;
પ્રભુને પંચતત્ત્વોમાં સંયુક્ત થઇ તું હવે,
છતાં વ્હાલી,-ગણુ પ્રાણ નિત્ય હું અધિકો તને.

* * * *

A rose's brief bright life of joy,
Such unto her was given. -

*-Mrs. Hemans.*

જીંદગી સ્વલ્પ, લ્હોપે શી તેજસ્વી, હર્ષદા, મીઠી,-
એને ગુલાબના જેવી, અર્પી થી પ્રભુએ હતી.

કાર્તિક શુદ-પ્રતિપદ ૧૯૭૨. }
અમદાવાદ. }

લી૦ આપનો નમ્ર સેવક,
" સ્વ. સૌ. પ્રબુદ્ધાનો એક દઢ મિત્ર."

---

...ની પૂજ્ની પાથી તરફથી ભેટ.



નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ ફ્રાન્સના લશ્કરમા

હિન્દી અને બ્રિટિશ શૂરવીરોનું અદ્‌ભુત પરાક્રમ



( આપણા લડવૈયા બોમ્બ અને બંદૂકની સંગીન સાથે હલ્લો કરી, ખાઇઓમાં ધસી જઈ દુશ્મનોને ન્હસાડે છે. )

# સુન્દરી સુબોધ-માસિક વધારો.

પુસ્તક ૧૩ મું. ] માર્ચ: ૧૯૧૬ [ અંક ૩ જો.


## चन्द्रकला.

[ श्री रवीन्द्रबाबुना "The Crescent Moon"-काव्य संग्रहमांथी ]

भाषान्तर करनारः श्रीयुत् "C".-उमरेठ.

### २. बाळुडांना राह.

बाळक जो कदी इच्छे तो अत्यारे अने अत्यारे आकाशमां उडी जाय.

ते आपणने छोडी जतुं नथी ते कंई अमथुं नथी.

मानी छाती उपर विश्रान्ति लेवानुं त्हेने बहु गमे छे; अने घडीभर पण दृष्टि बहार जवाने इच्छतुं नथी.

बाळकने विद्वता भरेलुं बोलवानां घणुंये आवडे छे; पण घणांज थोडां त्हेने स्हमजी शके छे.

ए बोलतुं नथी एनुं कारण कंई अमथुं नथी.

एक कारण तो ए छे के माना अधरपल्लवमांथी निकळता माना पोतानाज शब्दो शिखवानुं त्हेने मन छे; आथीज ते आटलुं बधुं निर्दोष देखाय छे.

बाळकनी पासे सोनामोतीना ढगले ढगला हता; पण आ दुनियामां तो ते एक फकीरनी माफकज आव्युं छे.

आवा गुप्त वेशमां आव्युं ते कंई अमथुं नथी आव्युं.

आ न्हानो नागो याचक तद्दन निराधार थवानो ढोंग करे छे, के जेथी माना स्नेहनी पुंजी ते मागी शके.

मतनु अर्धेन्दुनी भूमिमां त्हेने कोई पण जातनुं बंधन हतुं नहि.

पणे पोतानुं स्वातंत्र्य छोडी दीधुं ते कंई अमथुं कारण विना नथी.

ते जाणे छे के माना अंतरना उंडाणमां निःसीम आनन्दने माटे जग्या छे, अने त्हेना व्हालसोया हाथमां आलिंगावुं ए स्वातंत्र्य करतां पण घणुंज सुन्दर अने मीठुं छे.

बाळकने रडतां जराये नहोतुं आवडतुं. पूर्ण आनन्दनी दुनियामां ते रहेतुं हतुं.

पण त्हेणे आंसु पाडवानुं पसंद कर्युं ते कंई अमथुं नथी.

जो के त्हेना मेघाळ आनन उपरनुं हास्य माताना वात्सल्यभावने खेंचे छे, छतां पण त्हेनुं नजीवी बाबतो माटेनुं रुदन दया अने स्नेहनु बेवडुं बंधन गूंथे छे.

# काव्यकुंज.

## ગોપ.

લેખકઃ શ્રીયુત્ " કાન્ત. " ( બી. એ. )—ભાવનગર.

( રાસડો. )

સ્નેહ ગગને રે સ્નેહગગને, હાં,
વાસ સર્વકાલ ઉચિત નાથ સાથ નારીને. ટેક૦
હર્ષ, મધુરા, ઇષ્ટ વિરલા નિત્ય વિતરે-શાન્તિ નિતરે,
વાયુ સુખદ વાય હાં,
રસ છવાય મુદિત થાય હૃદય કાય યુગ્મના. —સ્નેહ૦
હાં રે રસમાં રમજો, પતિઓને ચરણે નમજો;
નમનારી નરને ગમજો,
જીવિત અંદર વખત આવતાં ખેદ થતો પણ ખમજો,
થાય કશી વિપરીત વાસના તરતજ દિલને દમજો;
પથ શ્રેય થવાના સમજો,
સુખ વરસે દગ વિકસે
પ્રણય પથે, હૃદય હસે- ( ૨ )—હાં— —સ્નેહ.
પ્રેમપન્થ ખરે સ્વર્ગે પમાડે,
ગમીમાં ગમાડે રમાડે સખી,
લક્ષ કરી નાંખો વિશ્વાસ દિલે રાખો;
ને દિવ્ય સુખો ચાખો ! સુખકર જગને— —સ્નેહ૦

## તારામૈત્રક.

લેખકઃ શ્રીયુત્ " કૃષ્ણસખા "—વડોદરા.

આંખડલીમાં આંજ્યાં અંજન,
નન્દતણા ન્હાનડીયા નન્દન;
તરસાવો કાં નમણાં ખંજન ?
કાં લોચનદલ મીંચે રે;
દેખાં કૈં કૈં હીંચે રે.—

વ્હાલ વ્હાલ વરસાવી બોલે,
ભીતરની ભોગળ કૈં ખોલે;
ઘેલું ઘેલું હૈડાં ડોલેઃ
રસિયાં રાસે રમતાં રે;
સાચાં સ્વર્ગે ભમતાં રે.—

# સીતા.

લેખક: બ્હેન શ્રી 'લહરી'—સુરત.

(હરિગીત.)

ઓ જનકનન્દિની, પૃથ્વીતનયા, રામભર્તાની લાડિલી !
રઘુકુલની કુલદીપકા ! દ્વય વીર બાલક માત તું;
તુજ સદ્‌ગુણો સહુ સ્મરી સ્મરી અમ હૃદય આર્દ્ર બની જાય,
તુજ ચરણ પંકજમાં ઢળે ને ઉચ્ચતા કંઇ અનુભવે

પ્રિય વિર લક્ષ્મણ સેવિતા ! શ્રી શારદા-સુરવન્દિતા !
ઓ ઉર સુહાગન, સુંદર શીલા, નિર્મલા સીતા સતી !
તું નેત્રજ્યોતિ રામની ને રામનું તું હૃદય હા !
વ્હાલા વિના સહુ રામને ઝાંખું દીસ્યું નિજ રાજ્યમાં.

સાન્દર્યની દેવી સતી ! ને પ્રેમની પ્રતિમા સીતા !
સૌન્દર્ય-સ્નેહથી પર્ણકુટી સ્વર્ગ થી સુખદા હતી;
આર્યો તણું આદર્શ તું, અમ ભરતનુ ભૂષણ સીતા !
તુજ આત્મસુરભિ ભરતકુંજે ચોગમે પ્રસરી રહી.

થઇ સહનશીલતા, ક્ષાન્તિ, પ્રીતિ, તંત્રીઓ શિથિલ બધી,
અમ " હૃદય વીણા " થઈ બસુરી સુર કર્કશ નં કળે;
ઓ ! આર્ય રમણી ! કાન્ત નમણી, મંગલા સીતા સતી !
શું તું સમાણી રત્ન ના પાછી ફરી અમદેશમાં !

ઓ ! જગત પાલક ! કરૂણાસાગર ! પ્રાર્થના કરીયે ત્હને,
દઇ સહનશીલતા, ક્ષાન્તિ, પ્રીતિ " હૃદય તંત્રી " સુધારી દે;
ઉરનાદ મંજુલ કાઢીયે, સંગીત સુન્દર રે લીયે,
અમ નમ્ર વાંછા એટલી પ્રભુ ! પૂર્ણ કરજે પ્રેમથી.

---

# આમંત્રણ.

લેખક: શ્રીયુત્ " શિરીષ. "—વાસણા કેલીયા.

આવો વ્હાલાં ! ઉર ચમનમાં ખેલતાં પંખીડાં હો !
આવી મ્હારાં પુનિત કરજો રાંકડાં ઝુંપડાં હો !
" વ્હાલું-સ્હેલું " દુઃખ સુખ ભૂલી, પામશું આંસુડાં હો !
સ્વર્ગાનન્દે રસબસ થઇ, રાચશું બાપુડાં હો !

## મમ જીગરના પ્રિયતમ!

લેખક: બ્હેન સૌ. સદ્‌ગુણ બ્હેન—મુંબઈ.

મમ જીગરના પ્રિયતમ ! તમે સંભારજો આ દાસીને,
વીસારશો નહિં કીંકરી જે રટણ તમ નિશદિન કરે,
આ જીગરને અર્પી દીધુ છે, સ્વામી ! તમ ચરણે સદા,
આ કીંકરીને તારજો સંસારમાંથી સર્વદા.

મમ હૃદયપંખીડું, પ્રભુ ! તમ પ્રેમ વિણ તલસી રહ્યું,
સેવા તમારી નિત્ય કરી, જાપો તમારા જપી રહ્યું;
સ્થુલ શરીર છો જાુદું રહ્યું, તેની મને ચિન્તા નથી,
પણ જીગરને મ્હે અર્પીયુ તમ ચરણમાં પ્રીતે કરી.

વિસરી નથી, વિસરીશ નહિં તમ પ્રેમ મીઠો ક્ષણ કદિ,
પૂજું છુ હું સર્વસ્વથી પ્રિય મૂર્તિને હૃદયે ધરી;
આ રંક દાસી આત્મ વિણ બીજી શી ભેટ કરી શકે ?
તેને તમારા જીગરમાં ગ્રહજો પ્રીતમ ! સંભારીને.

દુનિયાં તણા વૈભવ બધા તમ પ્રેમ વિણ કંટક દીસે,
જ્યાં પ્રેમ સાચો હોય ત્યાં સહુ દુઃખ પણ સુખ લાગશે.

---

## દિવ્ય ભૂમિ.

લેખક: શ્રીયુત "કુસુમાકર" (બી. એ.)—ગોંડલ.

(હરવાણની ધૂનમાં)

દિવ્ય ભૂમિ તું ! દેવ ભૂમિતું ! અંતરના પ્રેમની જન્મ ભૂમિ તું !
વૃક્ષોને વેલડીઓ અટેલી બાઝીને, કેવી દીસે અહિં લુમઝુમીશું !
સુવાતીના પ્રેમના સંદેશ મીઠા, મંદ સમીરની લહરીમાં વાયે,
ઝળહળતા પ્રેમ–જ્યોતિમાં મુજ આત્મા, રસ રંગે આજે ન્હાયે !

ખળખળ વહી ઝરતાં ઝરણો, શબ્દો મીઠા પ્રેમના લવે છે,
કાળી કોયલડી ઉડી અહિં, મધુરાં પ્રેમ–ગીતડાં કવે છે.
તરૂઓની ડાળો સાથ, રહી છે પ્રેમે વિંટાઇ,
છોડી ના છુટે જોડી, લાગે પૂર્વ જન્મની સગાઇ.

કુંજે લતા ગૃહો વિહારતાં જળાશયો, પંખી ગણો છો રહ્યા અહિં બેસી,
ફરફર ફુવારા ફુરે, રસની માધુરી લુટે એવા ભ્રમરોને પુષ્પોની જોડલી મચેલી.
આવો સખિ ! આમ સુપ્રેમે આપણુ રમીશુ અહિ રાસ,
નહિ આવો મોંઘાં થઇ મધુરી ર્‌હેશે અધુરી મુજ આશ.

# પોઢો પોઢો મારા બાલ !

લેખકઃ રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી—કલકત્તા.

ઉંડા હેતેથી પોઢાડું હું આજ રે,
પોઢો પોઢો મારા બાલ !
ફેલ્યુ રાત્રિ કેરૂં સૃષ્ટિ પર રાજ રે,
પોઢો પોઢો મારા બાલ ! ધ્રુવ.
ધીમાં ધીમાં ગાઉં ગીત, બાલ ! મધુરાં રે લોલ,
ગાઉં બહુ બહુ તોયે હેત અધુરાં રે લોલ,
કોણે માનાં હેત જાણ્યાં, બાલ ! પૂરેપૂરાં લોલ;
લે, લે, ઓરાડું આ સુન્દર હું શાલ,
પોઢો પોઢો મારા બાલ !
તારે નયને અંજન આંજું શાન્તિનાં રે લોલ,
તારે દેહે ઢાળું સમિર વિશ્રાન્તિના રે લોલ,
મા તો ઘેલી ગીત ગાતી તુજ કાન્તિનાં રે લોલ;
લે, લે ચુમ્બન આપું હું ધરી વ્હાલ,
પોઢો પોઢો મારા બાલ !
ઘેરી રાત્રિ આ જશે ને તેજ આવશે રે લોલ,
મારા હૈયા કેરી આશા એ ખીલાવશે રે લોલ,
મારા વીર ! તારા આત્મને હસાવશે રે લોલ;
આશભર્યો એ સુહાગી ઉષાકાલ,
પોઢો પોઢો મારા બાલ !
ઉંડા હેતેથી પોઢાડું હું આજ રે,
પોઢો પોઢો મારા બાલ !
ફેલ્યું રાત્રિ કેરૂં સૃષ્ટિ પર રાજ રે,
પોઢો પોઢો મારા બાલ !

---

# નવીન વર્ષે અભિનન્દન.

લેખકઃ શ્રીયુત " પાદરાકર "—પાદરા.

ઝુમઝુમ્ પમરી કલરવ કરતી,
અવની તણ સૌંદર્યે ભરતી;
આવી ઊષા રસ ઝરતી–નીતરતી,
મધરસ–મૃદુરવ રસમસ કરતી !

એ અણુમોલ ઊષા મંગલમય;
શ્રી–શારદ ! દો સંતતિ–સુખ–જય !
કાવ્ય–નીતિ–પ્રભુ પ્રેમ–લહરિઓ,
આ નવલા વર્ષે રેલવજો !

# समाज-साहित्य-विज्ञान.

## સ્ત્રીકેળવણી અને મહિલા વિશ્વ વિદ્યાલય.

[ પ્રો. ડી. કે. કર્વે (બી. એ.) આપણા દેશના એક મહાન કર્મયોગી છે. તેઓએ પોતાનું આખું જીવન સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના કામમાંજ ગાળ્યું છે; અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં હેમના સત્પ્રયાસો બહુ ફળદાયી નીવડયા છે. લાંબા સમયથી સ્ત્રીઓની અનેક પ્રકારે સેવા કરી રહેલ પૂનાનો વિધવાશ્રમ તથા હેને અંગે શરૂ થયેલી મહિલા વિદ્યાલય અને નિષ્કામ કર્મમઠની શુભ સંસ્થાઓના તેઓ પિતા તથા આત્મા છે. હાલમાં હેમણે હિન્દની સમસ્ત સ્ત્રીઓને માટે એક યુનિવર્સિટી (વિશ્વવિદ્યાલય) ની યોજના તૈયાર કરી છે, હેનું પણ-અત્યાર સુધીમાં હેને મળેલા સત્કાર ઉપરથી-બહુ ઉજ્વળ ભવિષ્ય દેખાય છે. —તન્ત્રી, સુ. સુ. ]

### ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ.

૧

#### વિનંતિ પત્ર:

સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે અને યોગ્ય ઉચ્ચ શિક્ષણ વિના સ્ત્રીની ઉન્નતિ અશકય છે, એ પ્રમાણ પુનાના શ્રીયુત્ પ્રો. કર્વેને સચોટ સિદ્ધ થયું છે. પ્રો. કર્વે સંસાર સુધારાના જાણીતા આગેવાન ઉત્સાહી ગૃહસ્થ છે અને ગયે વર્ષે મુંબઇ ખાતે ભરાયેલી હિંદી સોશીયલ કોન્ફરન્સના પ્રમુખ તરીકે પસંદ થયા હતા. એમણે વિધવાઓને નિરાધાર સ્થિતી દૂર કરવા તેમજ વિધવાઓ સ્વતંત્ર જીવન ગાળવા શક્તિમાન થાય એવી ઇચ્છાથી આજથી લગભગ વીશ વર્ષ ઉપર "હિંદુ વિધવાલય" સ્થાપ્યું હતું. એની શિક્ષણ પદ્ધતિથી સર્વત્ર સંતોષ ફેલાયો હતો. અને પરીણામે પરણ્યા વિનાની બાલાઓએ એ આશ્રમાલયમાં આશ્રય લીધો હતો. આથી આવી બાલાઓ માટે એક નવી શાળા અને બોરડીંગ સ્થાપવામાં આવ્યાં હતાં. થોડો સમય વીત્યા પછી એ બન્નેની એક સંસ્થા કરી હતી. હાલમાં એ સંસ્થામાં લગભગ ૨૫૦ બાળાઓ એકજ પ્રકારનું શિક્ષણ લે છે. પરંતુ આટલું થયા છતાં એ શિક્ષણમાં ખામીઓ લાગવા માંડી અને કોલેજમાં શિક્ષણ લેવા જતાં થોડી અડચણો નડે છે એમ માલુમ પડ્યું તેથી શ્રીયુત્ પ્રો. કર્વેની આગેવાની હેઠળ હિન્દુ વિધવાલયના મંડળ તરફથી હિંદુસ્તાનની સ્ત્રીજાતી માટે એક સ્વતંત્ર **ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ** કાઢવાની હીલચાલ કરી છે, એની નોંધ લેતાં અમને ઘણોજ આનંદ થાય છે. આ વિદ્યાપીઠ કાઢવાનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાની સગવડતા કરવાનો છે. અન્ય શારદા પીઠના ક્રમ કરતાં આ શારદાપીઠનો ક્રમ રહેલો તો નહીંજ થાય પરંતુ સાધારણ રીતે સ્ત્રીને અનુકૂળ પડે અને ભવિષ્યમાં કોઇપણ પ્રકારનું ઉચ્ચ જીવન ગાળવા તેઓ સમર્થ થઇ શકે એવી યોજના કરવામાં આવનાર છે. એક ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે જ્યારે બીજી બધી વિદ્યાપીઠોમાં શિક્ષણ અંગ્રેજીભાષા દ્વારા અપાય છે ત્યારે આ વિદ્યાપીઠમાં શિક્ષણ પ્રત્યેક કોમની માતૃભાષા દ્વારા આપવામાં આવનાર છે. આ પ્રયાસ પ્રથમજ

છે અને અમે ઇચ્છીએ છીએ કે એ સફળ થાય. જો કે મુંબાઇમાં સ્ત્રીઓને માટે જુદી કોલેજ સ્થાપવાના ઇરાદાને સરકાર તરફથી અનુમોદન મળ્યુ, તો પણ સ્ત્રીઓને માટે જુદી વિદ્યાપીઠ સ્થાપતાં સરકાર અનુમોદન આપશે કે નહીં એ સવાલ છે. હાલ લડાઇ જોરમાં ચાલુ છે તે સમયે વિદ્યાપીઠને નાણાંની મદદ સરકાર તરફથી થાય એ આશા વ્યર્થ છે. તે ઉપરાંત આ વિદ્યાપીઠને માન્ય રાખશે કે નહી તે પણ એક સવાલ છે. પ્રથમ તો શિક્ષણ આપવાની પદ્ધતિ ફેરવી છે અને વળી જુદી વિદ્યાપીઠ આ માટે સ્થાપવી એ સવાલ ચર્ચાય એમાં નવાઇ નહી. આવી આવી અડચણો વેઠીને પણ કાર્યવાહકોએ નક્કિ કર્યું છે કે કામ ઉત્તમ કરી બતાવવું કે જેથી પારકા પાસે જવાની જરૂર તો દૂર થાય પણ ઉલટા પારકા મદદે આવે. પરિસ્થિતિ આવી હોવાથી કાર્યવાહકો લોકોની દાનવૃત્તિ પર બહુ આધાર રાખે એ સ્વભાવિક છે. આપણે જો કાર્ય શરૂ નથી કરી શકતા તો જ્યારે બીજાઓ શરૂ કરે ત્યારે તેમાં આપણે આપણાથી બનતી મદદ કરવી જોઇએ. આ કાર્ય સફળ ક્યારે થાય કે જો સાધારણ શિક્ષીત વર્ગ તરફથી કેઇ પણ પ્રકારનું માનસિક, આર્થિક કિંવા શારીરિક-ઉત્તેજન મળે તો. કોઇ પણ મહાન કાર્ય કરતાં પૈસો જોઇએ છીએજ, વિદ્યાપીઠ જેવી મોટી સંસ્થા સ્થાપવા અથાગ પૈસો જોઇએ. કઇ નહી તો એ વિદ્યાપીઠનું મકાન પુરતી સગવડવાળું હોવું જોઇએ. પુસ્તકાલય જોઇએ તેટલાં પુસ્તકોથી ચીકાર હોવુ જોઇએ અને વિજ્ઞાન વિભાગ માટે સામાન વિગેરે પુરતો અને તાજો જોઇએ. વળી અન્ય સરસામાન વિગેરે પણ જોઇતા પ્રમાણમાં જોઇએ. આ બધુ પૈસા વિના નજ થાય. બીજી સંસ્થાઓ ઉભી થાય છે તે પહેલાં પૈસો એકઠો થઇ ગયો હોય છે. પરંતુ આ વિદ્યાપીઠ કાઢવા પહેલાં એના કાર્યવાહકોએ એક રૂપીઓ પણ ઉભો કર્યો નથી માત્ર આપણા લોક ઉપર બધો આધાર રાખે છે અને રાખેજ. ગમે તેમ કરી એ લોકો ચાર મહિનામાં કામ શરૂ કરવા માગે છે. માટે કોઈ પણ પ્રકારની વાટ ન જોતાં આપણે આપણાથી બનતી આર્થિક મદદ કરવી જોઇએ. અમે દેશ સેવકોને અમારા તરફથી વિનતિ કરીએ છીએ કે તેઓ આવા કામમાં મદદ કરશેજ અને ધારેલી યોજના પાર પાડવામાં પછાત નહીં પડે.

૨

યોજના:

સંજ્ઞા.—ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ

હેતુ અને ઉદ્દેશ.—

(અ) માતૃભાષા દ્વારા મહિલાઓને ઉંચી કેળવણી આપવા ગોઠવણ કરવી.

(બ) વિદ્યાપીઠ પૂર્વેના શિક્ષણને વ્યવસ્થિત કરવુ અને બને મહિલાઓની જરૂરીઆતોને ખાસ અનુકૂળ થાય એવી પદ્ધતિ યોજવી.

(ક) પ્રાથમીક અને એથી ચઢીઆતી કેળવણી આપતી શાળાઓ માટે શિક્ષકોને કેળવવા ગોઠવણ કરવી.

(ડ) આને મળતા બીજા જે ઉદ્દેશો સેનેટ તરફથી વખતોવખત ઉમેરાય તે.

બંધારણ:—વિદ્યાપીઠનું નીચે પ્રમાણે બંધારણ ગણાશે.

૧. અધ્યક્ષ.

૨. ઉપાધ્યક્ષ.

૩. હોદ્દાની રૂએ સભાસદો.

૪. ઓનરરી સભાસદો અને

૫. સાધારણ સભાસદો.

સાધારણ સભાસદોની સંખ્યા સાઠ રહેશે. પસંદગી કરવાને લાયક ત્રણ વર્ગમાંનો (अ) વર્ગ એ સાઠમાંના ત્રીસ પસંદ કરશે, ब વર્ગ ચોવીસ પસંદ કરશે અને क વર્ગ ૭ પસંદ કરશે.

સભાસદ થવાની જોઇતી યોગ્યતાઃ—

કોઇ પણ માણસ જો હિન્દી અન્ય વિદ્યાપીઠનો

(अ, એમ. એ., એમ. એસ સી., એમ. ડી., એમ. એસ. એમ સી. ઇ. અથવા એલ. એલ. એમ. અથવા.

(ब) કોઇ પણ વિદ્યાપીઠનો દશ વર્ષ કરતાં વધારે અવધિનો ગ્રેજ્યુએટ, અથવા

(क) હિન્દી અથવા અન્ય વિદ્યાપીઠનો હાલમાં કે પહેલાનો સાધારણ સભાસદઃ અથવા

(ड) વિદ્યાપીઠના કારોબારી મંડળે ભલામણ કરેલો વિશિષ્ટ પ્રતિભા વાળો ન હોય તો તે સાધારણ સભાસદ થઇ શકશે નહીં.

તેમજ આવાં પ્રત્યેક માણસનું નામ પસંદગી કરવાને લાયક ગણેલા વર્ગમાંના अ અથવા તે વર્ગમાં હોવું જોઇએ.

પસંદગી કરવાની લાયકાત —

(अ) હિન્દુ વિધવાલયની એસોસીએશનના સભાસદો.

(ब, વાર્ષિક રૂ. ૧૦ થી ઓછી રકમ ન ભરનારા અથવા તો વિદ્યાપીઠને સામટા રૂ ૩૦૦ આપનારા હિન્દી અથવા અન્ય વિદ્યપીઠના ગ્રેજ્યુએટો અથવા ઉપર જણાવેલા क *વિભાગના કારોબારી મંડળે ભલામણ કરેલા ગૃહસ્થો.*

(क) વાર્ષિક રૂ. ૫ થી ઓછું નહીં આપનારા અથવા વિદ્યાપીઠને સામટા રૂ. ૧૫૦ આપનારા દાન દેનારા ગૃહસ્થો.

તા. ક. વિદ્યાપીઠના હેતુ અને ઉદેશ સ્વીકાર્યા સિવાય કોઇપણ ગૃહસ્થનું નામ પસંદગી કરવાને લાયક ગણાયેલા વર્ગમાંના अ અથવા ब વર્ગમાં દાખલ કરવામાં આવશે નહીં અને પેટા કાનુનોમાં નક્કી થાય તે મુદતમાં નાણાં ભર્યા સિવાય કોઇ પણ ગૃહસ્થ પોતાનો મત આપનાર તરીકેનો હક્ક બજાવી શકશે નહીં.

સભાસદોની કુલ સંખ્યાના ત્રણ ચતુર્થાંશ સભાસદોની અનુમતિ સિવાય ઉપરના કાનુનોમાં ફેરફાર થઇ શકશે નહીં.

હાલ ગ્રહણ કરેલી યોજનામાં જણાવેલી શરતો કાઢવા ધારેલી વિદ્યાપીઠની સેનેટનું બંધારણ ઘડવા નીચેના ગૃહસ્થોની કામ ચલાઉ કમિટી નીમવામાં આવી છેઃ—

(૧) પ્રો. ડી. કે. કર્વે ( કમિટીના અધ્યક્ષ )

(૨) પ્રો. જી. સી. ભાટે.

(૩) પ્રો. એચ. જી. લીમયે.

(૪) પ્રો. કે. આર. કાનીટકર.

(૫) મી. એન. સી. કેલકર.

(૬) મીસ કૃષ્ણાબાઇ ઠાકુર.
(૭) મી. એમ. કે ગાડગીલ ( કમિટીના સેક્રેટરી )

૩.

## પ્રો. કર્વેનું અમદાવાદમાં ભાષણ.

### ભાષણકર્ત્તાની ઓળખાણ અને યોગ્યતા:

શરૂઆતમાં પ્રમુખ શ્રીયુત્ ગાંધીજીએ ભાષણકર્ત્તાની ઓળખાણ આપતાં જણાવ્યું હતું કે જે ગૃહસ્થ આજે આપણી સમક્ષ ભાષણ આપવાના છે, તેને તમો સઘળા ઓળખો છો. એટલે તેમની વિશેષ ઓળખાણ આપવાની હું જરૂર જોતો નથી. તેમણે હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટી સ્થાપવાનું જે કાર્ય હાલમાં ઉપાડ્યું છે તે જુદી જુદી દેશી ભાષાઓનો જીર્ણોદ્ધાર કરવાનું જ કાર્ય છે. તેમની આ કેળવણીની યોજના પ્રમાણે આવતા જુન માસમાં તે પરીક્ષાલય અને વિદ્યાલયની સ્થાપના કરવાના છે. આ કાર્યમાં આપણે આપણાથી બનતો ટેકો આપવો તે આપણી ફરજ છે. આજકાલ આપણા સમાજમાં પુરૂષોને અર્ધાંગવાયુનું દરદ થયું છે એમ કહેવાય છે અને એ આરોપ ઘણે અંશે ખરો છે, કારણ કે આપણે જેટલી ગતિથી આગળ વધીએ છીએ, તેટલી ગતિથી આપણે આપણી અર્ધાંગનાઓને આગળ વધારી શકતા નથી. આમ થવામાં મુખ્ય દોષ આપણી સ્થિતિનો જ છે. આપણી સ્ત્રીઓની દશા સુધારવાના ઉદ્દેશથી પ્રો. કર્વેએ આ કામ ઉપાડયું છે અને તે કામ તેમણે ઘણી ઉતાવળથી કરવા માંડયું છે. તેમનો ઉત્સાહ અપ્રતિમ છે, એમ મારે કહેવું જોઇએ. તેમની ઓળખાણને માટે હું જો મી. ગોખલેના શબ્દોમાં કહું તો તે એક સત્યની મૂર્તિ છે અને તેથી તેમને હાથે જે કાંઇ કામ થાય છે તે કામને કદાચ આપણે ધારીએ તેટલો જય ન મળે, તોપણ તેથી નુકસાન તો કશું નહીં જ થાય એવી આપણે ખાત્રી રાખીએ છીએ. તેમણે પોતાની જીંદગીનાં ૨૦ વર્ષ ફરગ્યુસન કોલેજને આપ્યાં છે અને ૨૦ વર્ષથી વિધવાશ્રમ ચલાવે છે. અત્યારે તેમની ૫૮ વર્ષની વયે તેમણે આ નવી પ્રવૃત્તિ ઉપાડી છે, તે તેમના આત્મભોગ અને ઉત્સાહની પરિસીમા છે. પુનામાં જે આત્મભોગવૃત્તિ જોવામાં આવે છે તે ગુજરાતમાં નથી એ આપણે શરમાવા જેવું છે અને તેથી ગુજરાતે પ્રો. કર્વેના જીવનમાંથી ઘણું શીખવાનું છે.

### પ્રો. કર્વેનું ભાષણ.

પ્રો. કર્વેએ શરૂઆતમાં હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટી માટેની યોજના વિશે જણાવ્યું હતું કે તે સંસ્થાનું નામ " ઇંડિયન વીમેન્સ યુનિવર્સિટી " અથવા " ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ" એવું રખાશે. તેના હેતુઓ એવા છે કે " સ્ત્રીઓને દેશી ભાષાદ્વારા ઉંચી કેળવણી આપવાની જોગવાઇ કરવી, યુનિવર્સિટી પહેલાંની કેળવણીને નિયમિત બનાવવી અને સ્ત્રીઓને અનુકૂળ કેળવણીનો અભ્યાસક્રમ ઠરાવવો, પ્રાથમિક અને માધ્યમિક કેળવણીને માટે સ્ત્રી શિક્ષકો તૈયાર કરવા અને તે ઉપરાંત સેનેટ જે જે તેના મુખ્ય હેતુઓ પાર પાડવાને માટે ઠરાવે તે કાર્યો કરવાં. "યુનિવર્સિટીના બંધારણમાં ચાન્સેલર, વાઇસ ચાન્સેલર, એક્સઓફીશીયો ફેલોઝ, ઓનરરી ફેલોઝ અને ઓર્ડીનરી ફેલોઝના અધિકારો ઠરાવવામાં આવ્યા છે, ઓર્ડીનરી ફેલોઝની સંખ્યા ૬૦ ની રાખી છે. જેઓ યુનિ-

વર્સિટીના જુદા જુદા ઇલેક્ટોરેટો તરફથી ચુંટાશે. હિંદની અથવા બીજી યુનિવર્સિટીઓના ૧૦ વર્ષથી થએલા ગ્રેજ્યુએટો અને તેથી ઉંચી ડીગ્રી ધરાવનારાઓ, બીજી યુનિવર્સિટીઓના ફેલો અને સીંડીકેટ બીજા જેઓની ભલામણ કરે તેઓને ફેલો થવાને યોગ્ય ઠરાવેલા છે. ત્રણ ઇલેક્ટોરેટોમાં પહેલું ઇલેક્ટોરેટ પુનાના વિધવાશ્રમના મેમ્બરોનું, બીજું વર્ષિક રૂ. ૧૦ આપનારા અથવા એકી સાથે રૂ ૩૦૦ આપનારાઓનું, અને ત્રીજું વાર્ષિક રૂ. ૫ આપનારા અથવા એકી સાથે રૂ. ૧૫૦ આપનારાઓનું ઠરાવેલું છે. હાલ તુરતમાં કામકાજને માટે એક કામચલાઉ કમિટી નીમવામાં આવી છે. પ્રસંગોપાત બ્હાર પડેલા વિનંતિપત્રોમાં સૌથી પહેલાં વિધવાશ્રમનો ટુંક ઇતિહાસ આપ્યો છે અને દેશી ભાષામાં સ્ત્રીઓને કેળવણી આપવાની અગત્ય દર્શાવી છે. સરકાર સ્ત્રીઓ માટે કૉલેજ મુંબઇમાં સ્થાપવા તરફ દિલસોજી ધરાવે છે પણ સ્ત્રીઓ માટેની યુનિવર્સિટી સ્થાપવા વિષે તેમણે વિચારો બહાર પાડ્યા નથી અને વળી દેશી ભાષાદ્વારા સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવાની યોજના નવી હોવાથી સરકાર આ સંસ્થાને મદદ કરશે કે કેમ, તે માટે તેમાં શંકાશીલતા દર્શાવી હતી. વિશેષમાં જણાવ્યું હતું કે આ રીતે ખાનગી સંસ્થાને લોકોના આશ્રયને અવલંબીને જ નિભાવવી પડશે. અત્યારે આ સંસ્થા માટેનું ફંડ નથી, અને તેની જરૂરીઆતો ઘણી મોટી અને ખર્ચાળ છે. શરૂઆતમાં રૂ. ૨ લાખનું કાયમનું ફંડ તથા બીજી ચાલુ આવકની જોગવાઈ અને સગવડવાળા મકાનની જરૂર પડશે. આ મકાન ચાર માસમાં પૂરૂં કરી જુનમાં વિદ્યાલયની સ્થાપના કરવાની ધારણા દર્શાવી હતી.

**કેટલીક શંકાઓનું સમાધાન**—આ યોજનાઓ વિષે લોકોમાં કેટલીક શંકાશીલતા બતાવવામાં આવે છે કે હાલમાં આવી સંસ્થાની વધારે જરૂર છે કે સ્ત્રીઓ માટેની હાઇસ્કૂલો અને કૉલેજોની વધારે જરૂર છે ? આ સવાલ તેવા લોકો તરફથી કરવામાં આવે છે કે જેઓ પુરૂષો અને સ્ત્રીઓની કેળવણી એક સરખી હોવી જોઇએ એવું માને છે. પરન્તુ બીજા દેશોમાં સ્ત્રીઓ અને પુરૂષોની કેળવણી એક સરખી રાખવામાં આવતી નથી અને તેથી આપણે ત્યાં પણ તેમ હોવું જોઇએ નહિં. પરભાષા દ્વારા કેળવણી લેવાથી આપણી તરૂણ પ્રજા ઉપર જે મોટો બોજો પડે છે તે અસહ્ય છે એમ હું મારા અનુભવને આધારે માનું છું. પરભાષાનો અભ્યાસ કરવો એ જુદી વાત છે અને પરભાષા દ્વારા બીજા વિષયોનો અભ્યાસ કરવો એ જુદી વાત છે, તેટલા માટે અંગ્રેજી ભાષા શીખવા કરતાં તે દ્વારા બીજા વિષયો શીખવામાં ઘણો જ શ્રમ વેઠવો પડે છે આપણી કૉલેજો અને હાઇસ્કૂલોમાં જો દેશી ભાષા દ્વારા કેળવણી અપાય તો ૫૦ ટકા ગોખણપટ્ટી દૂર થાય. કારણ કે હાલની ગોખણપટ્ટી અંગ્રેજી ભાષાના નિર્માલ્ય જ્ઞાનનો જ પ્રભાવ છે. મુંબઇની સેનેટ સમક્ષ પણ દેશી ભાષા દ્વારા કેળવણી આપવાનો સવાલ રજુ થવાનો છે એમ મારા જાણવામાં આવ્યું છે.

### અભ્યાસને માટે સ્ત્રીઓ પાસે થોડો વખત છે.

આપણા સમાજમાં અભ્યાસના સંબંધમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સ્થિતિ વિલક્ષણ છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ પાસે અભ્યાસને માટે થોડો વખત છે કારણ કે લગ્ન થયા પછી પુરૂષો અભ્યાસ કરી શકે છે પરન્તુ સ્ત્રીઓ બહુધા અભ્યાસ કરી શકતી નથી અત્યારે એકને ગ્રેજ્યુએટ થતાં ૧૫ વર્ષ જોઇએ છે એટલે ૬ વર્ષની વયથી અભ્યાસની શરૂઆત કરતાં ૨૧ વર્ષની વયે તે અભ્યાસ પૂરો કરી શકે છે કે જ્યાં સુધી તે અભ્યાસ સંભાળવાને

સગવડ ધરાવતી નથી, કારણ કે ત્યાં સુધી તે કુવારી રહી શકતી નથી. છતાં જેઓને સગવડ હોય તેઓ ભલે એ પ્રમાણે સરકારી કેળવણીનો લાભ લે અમારી ગોઠવણ પ્રમાણે એક કન્યા જો હુંશિઆર હોય તો તે ૧૫-૧૬ વર્ષની વયે મેટ્રિક થઇ શકે અને તેજ અરસામાં કન્યાઓને પરણાવવાનો રીવાજ આપણે ત્યાં બહુધા પ્રચલિત છે.

### સગવડ પડતો અભ્યાસક્રમ.

અભ્યાસક્રમની ગોઠવણ અમે ઘણી સગવડ પડતી રીતે કરવા ધારી છે. માધ્યમિક કેળવણીનો ક્રમ એવી રીતે ગોઠવાશે કે તે પરણતી વખતે પૂરો થાય, જ્યારે હાલમાં ૩-૪ ધોરણ અંગ્રેજી ભણે છે તે અરસામાં લગ્ન થવાથી અભ્યાસ અધુરો મેલવો પડે છે. તે વખતે જો કોઇ કન્યાની ઇચ્છા સરકારી આર્ટસ્ કૉલેજમાં દાખલ થવાની હશે તો અમે તેને એકાદ વર્ષમાં તે માટે પણ તૈયાર કરી શકીશુ અને સરકારી મેટ્રિકની પરીક્ષા તે પાસ કરી શકશે. આ રીતે સરકારના કેળવણીના કામમાં અમારી સંસ્થા સારી રીતે મદદગાર થશે અને શિક્ષણના સંબંધમાં તો સરકારી યુનિવર્સિટીઓ કરતાં અમારી યુનિવર્સિટી ઉંચ દરજ્જાની થશે આપણે સઘળા રીત-રીવાજોના દાસ બની ગયેલા છીએ તેટલા માટે કેટલીક સગવડ પડતી ગોઠવણ અમારે કરવી પડે છે કે જેથી લોકોને સંતોષ મળી શકે.

### યુનીવર્સિટીની સાથે જોડનારાં વિદ્યાલયો.

હાલ તુરત તો આ યુનિવર્સિટી સાથે જોડવા માટે એક હાઇસ્કૂલ છે અને તે પુનાનું વિધવાશ્રમ છે. આવતા જુનમાં તે માટેની પહેલી કૉલેજ પુનામાં સ્થપાશે. પહેલાં અમારો વિચાર મહારાષ્ટ્રને માટે જ સ્ત્રીઓની યુનિવર્સિટી કાઢવાનો હતો, પરંતુ બનારસ અને અમદાવાદના કેટલાક વિદ્વાનોનો જૂદો મત પડ્યો અને તેઓના અભિપ્રાય પ્રમાણે દેશના હિતને માટે એ યોજનાને વધારે વિસ્તારવાળી બનાવવાનું આવશ્યક લાગ્યું. તે ઉપરથી આખા હિંદને માટે સ્ત્રીઓની યુનિવર્સિટી સ્થાપવાનું કામ શરૂ કર્યું છે. એકજ જાતની પરીક્ષા જૂદે જૂદે સ્થળે અને જૂદી જૂદી ભાષામાં લેવાય એવી ગોઠવણ કરવામાં આવશે જેથી દરેકાઇ હાઇસ્કૂલ કે વિદ્યાલયમાં અભ્યાસ કરવાનું જ્ઞાન એક સરખુ જ બનશે અને તેને આ યુનિવર્સિટી તરફનું સર્ટિફિકેટ મળી શકશે. પુનાનું વિધવાશ્રમ આજથી ૨૦ વર્ષ પહેલાં મે માત્ર ૨ વિધવા સાથે ઉઘાડ્યું હતું અને હાલમાં તેમાં ૨૫૦ સ્ત્રીઓ છે. એ ઉપરથી ગમે તેવી નાની શરૂઆત થવા છતાં આ ખાતાને વિદ્યાર્થીઓ મળી શકશે તે માટે મને સંશય નથી. દેશના જૂદા જૂદા ભાગોમાં હાઇસ્કૂલો અને કૉલેજો સ્થાપવામાં આવે અને તેને આ યુનિવર્સિટી સાથે જોડવામાં આવે, એવી રીતે કામ લેવામાં આવશે મુંબાઇનું સેવાસદન અને સુરતનું વનિતાવિશ્રામ મે જોયાં છે અને એ ખાતાને સ્ત્રીઓની હાઇસ્કૂલ અને કૉલેજના રૂપમાં સહેલાઇથી ફેરવી શકાય તેમ છે આ રીતે કામ આગળ ચલાવવાથી ૧૦-૧૫ વર્ષમાં હિંદના સઘળા પ્રાંતોમાં એક એક કૉલેજ અને કેટલીક હાઇસ્કૂલો સ્થાપી શકાશે એમ હું માનું છુ.

### આ યુનિવર્સિટીનો વિચાર કેમ સ્ફૂર્યો?

આ યુનિવર્સિટીનો વિચાર મને અકસ્માત્ સ્ફૂર્યો છે. થોડા મહિના પહેલાં મારા પર કોઇએ "જાપાનમાં સ્ત્રીઓની યુનિવર્સિટી" એ નામની એક નાની અંગ્રેજી ચોપડી

મોકલી હતી કેટલાક દિવસ સુધી મેં તે વાંચી નહિ પણ જ્યારે ગઇ સંસાર સુધારા પરિષદના પ્રમુખનું ભાષણ મારે તૈયાર કરવાનું હતું ત્યારે મે તે વાંચી સ્ત્રીઓને દેશી ભાષામાં ઉંચી કેળવણી આપવાની જરૂર વિષે વિચાર તો મારા મગજમાં ઘણા વખતથી ઘોળાતો હતો, તે વિચારને એ ચોપડી વાંચ્યા પછી પુષ્ટિ મળી અને એ વિચાર મે વિધવાશ્રમની વ્યવસ્થાપક કમિટી સમક્ષ મૂક્યો, જેણે તે ઉપર વિચાર ચલાવીને સ્ત્રીઓની ખાસ યુનિવર્સિટી સ્થાપવા પ્રયાસ કરવાને સંમતિ આપી. જાપાનમાં જે યુનિવર્સિટી સ્થપાઇ છે તેનો ઉદ્દેશ પણ એવોજ છે કે સ્ત્રીઓની સ્થિતિને અનુકૂળ પડે તેવો અભ્યાસક્રમ રચીને તેમને આગળ વધારવી અને પુરૂષો સાથે જાહેર જીવનમાં સ્ત્રીઓની હરિફાઇ કરવાની નહિ હોવાથી એ યુનિવર્સિટીનું સ્વરૂપ પુરૂષોની યુનિવર્સિટી સાથે હરિફાઇ કરવા જેવું રાખ્યું નથી. એ ધોરણ પ્રમાણે છેલ્લાં ૧૨ વર્ષમાં જાપાને સ્ત્રીઓની ૧૨૪ હાઇસ્કુલો અને કેટલીક કૉલેજો સ્થાપી છે. આ નમૂના ઉપર હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટી યોગ્ય ફેરફારો સાથે સ્થાપવામાં આવશે અને હું તમો સૌને વિનતી કરૂં છું કે તમે આ સંસ્થાને મેમ્બર થઇને અથવા પૈસા આપીને મદદ કરશો અને તમારા મિત્રોને મદદ કરવા ભલામણ કરશો.

### સૌ. વિદ્યાગૌરીનો અભિપ્રાય

સૌ. વિદ્યાગૌરીએ જણાવ્યું હતું કે આ સંસ્થા એક નવી વસ્તુ છે અને તે વિષે વિચાર કર્યા વિના કશો નિશ્ચિત અભિપ્રાય આપી શકાય નહિ હાલમાં આપણને સ્ત્રીઓ માટેની ખાસ કૉલેજની વધારે જરૂર લાગે છે. સ્ત્રીઓને અનુકૂળ અભ્યાસનું ધોરણ રચવું તે કરતાં અભ્યાસના ધોરણને અનુકૂળ સ્ત્રીઓને બનાવવી એ મને વધારે ઉચિત લાગે છે. સ્ત્રી અને પુરૂષમાં ભેદ રાખ્યા વિના આગળ વધવામાં આવે એ વધારે ઇષ્ટ છે. પ્રો કર્વે એટલા અનુભવી અને પરિપક્વ વિચારના છે કે તેમના અભિપ્રાયની સામે બોલવાની ધૃષ્ટતા હું કરી શકું નહિ અને તેથી તેમણે સ્થાપવા ધારેલી સંસ્થા આપણને લાભ કરનારી નીવડશે એમ હું માનું છું

### પ્રમુખનું વિવેચન

પ્રમુખે જણાવ્યું હતું કે સૌ વિદ્યાગૌરીનું વિવેચન વિચાર કરવા જેવું છે આપણે સ્ત્રી અને પુરૂષ સમાન હોવાનો સ્વીકાર કરીશું પરન્તુ તેમની સ્થિતિ અને તેમની ફરજોમાં જે ભિન્નતા છે તેને અંગે તેમની કેળવણીમાં ભિન્નતા રહેવી જોઇએ એમ મારૂં માનવું છે. સુધરેલા દેશોમાં સ્ત્રીઓ ઘણી ઉંચી કેળવણી લે છે પરન્તુ તેને અંતે તો તેઓની પણ પુરૂષોના જેવી ફરજો બજાવવાની હોતી નથી, અને આપણે ત્યાં તો સ્ત્રીઓને પુરૂષોની સામે કમાણી કરવાની હરિફાઇ કરવી પડતી જ નથી. આપણે આ ખાતાને જે કાંઇ મદદ કરીએ છીએ તે મદદ નકામી કરતા નથી. આપણે જ્યારે આપણે ત્યાં સ્કુલ કે કૉલેજ સ્થાપીશું ત્યારે આપણને આપણી આપેલી રકમમાંથી કેટલોક બદલો આપવામાં આવશે. માટે મારો આગ્રહ છે કે આ ખાતાને જેમ બને તેમ વધારે મદદ કરવી

( "ગુજરાતી પંચ" ઉપરથી. )

---

# ઈસ્લામી સ્ત્રીઓ.

## તુર્કસ્તાનનું સ્ત્રીજીવન.

લેખકઃ સ્વર્ગસ્થ રા. રા. જયેન્દ્રરાય ગુલાબરાય મુનશી.-અમદાવાદ.

હિન્દુસ્તાન અને તુર્કસ્થાનમાં મુસાફરી કરનારા પ્રવાસીઓને એમ માલમ પડ્યું છે કે ભરતખંડની મુસલમાન સ્ત્રીઓ કરતાં તુર્કસ્તાનની સ્ત્રીઓ વધારે સ્વતંત્ર છે. આપણા દેશની માફક એ દેશમાં સ્ત્રીઓને સદા જનાનામાં પુરી રાખી બ્હારની દુનીઆના આનન્દ અને સૌન્દર્યના ઉપભોગથી બાતલ રાખવામાં આવતી નથી. તુર્કી સ્ત્રીઓને અન્ય દેશના મુસલમાનોની માફક કાયદેસર ઘણા હકો અને અધિકારો પ્રાપ્ત થયેલા છે. એક પત્ની તરીકે ઈસ્લામી સ્ત્રી પોતાની મિલ્કતની સ્વતંત્ર હકદાર છે. પોતાના સ્વામીની સંમતિ શિવાય પણ ( ન્યાયની અદાલત ) કોર્ટમાં તે દાવો લાવી શકે છે, એટલું જ નહીં પણ ત્હેના પોતાના ઉપર પણ સ્વતંત્રપણે દાવો કરી શકાય છે. તે જાને કોઇ પણ મિલ્કતની વારસ થઇ શકે છે અને પતિની સ્થિતિને યોગ્ય ત્હેની પાસેથી પત્ની તરીકે ભરણ પોષણ મેળવી શકે છે. આવી રીતે ઘણી બાબતોમાં બીજા ધર્મની સ્ત્રીઓ કરતાં ઈસ્લામી બાનુઓની કાયદેસર સ્થિતિ સારી છે. જોકે આ પ્રમાણે તેઓ કેટલીક બાબતમાં સારી સ્થિતિ ભોગવે છે, તોપણ બીજા વિષયોમાં ત્હેમની સામાજિક અધમતા બહુ દૂષણ રૂપ છે, એટલુંજ નહિં પણ અતિશય હાનિકારક નીવડી છે. પણ આ દોષ એવો નથી કે જેનો ઉપાય ન થઇ શકે. ઈસ્લામી પ્રજામાં જનાના (ઓઝલ-પડદા)નો રીવાજ કોઇ કાયદા અથવા ધર્મશાસ્ત્રનું બંધન નથી; પણ માત્ર સંસારિક રૂઢિનું પરિણામ હોઇ ત્હેની અંદર ફેરફાર થઇ શકે તેમ છે. આથી બુદ્ધિમાન ઈસ્લામીઓએ ઉક્ત રીતિની અંદર યોગ્ય અવશ્ય સુધારો કરવો જોઇએ: કારણ કે તેવા જરૂરના સુધારા દાખલ કર્યા વિના પ્રજા તરીકેની ત્હેમની પ્રગતિ થવી ઘણી મુશ્કેલ છે.

તુર્કીના વતનીઓની અંદર એક સ્ત્રી સાથે વિવાહ એ સાધારણ નિયમ છે. આ નિયમનો ભંગ થયેલો ફક્ત થોડાક ધનાઢયોમાં જ જોવામાં આવે છે. કારણ કે તવંગર લોકો શિવાય ભાગ્યે જ કોઇ પુરૂષ એક કરતાં વધારે સ્ત્રી સાથે લગ્ન કરે છે. આ નિરોધ કોઇ નીતિનાં સિદ્ધાન્તોને લીધે નહિં પણ આર્થિક સ્થિતિને લીધે જ પ્રચલિત છે. ત્હેમનામાં જોકે સ્ત્રીપુરૂષના છેડાછુટકા બિલકુલ મુશ્કેલ નથી, તેમ છતાં પણ તે ઘણાંજ ન્યુન પ્રમાણમાં થાય છે.

તુર્કી દેશના શ્રીમન્તોનાં ઘરમાં સાધારણ રીતે બે ભાગ હોય છે. એક ભાગ " સેલમલિક " એટલે દિવાનખાનું અને બીજો ભાગ " હેરમલિક " અગર જનાના કહેવાય છે. આ બીજો ભાગ સાધારણ રીતે ઘણો સગવડતાવાળો તેમજ હવા અજવાશવાળો હોય છે. જનાનામાં સામાન્ય રીતે સ્ત્રીઓના સંબધીઓજ જઇ શકે છે. આ નિયમ સર્વ સ્થળે અને હમેશાં પળાતો નથી. યુવાન તુર્કો કે જેઓ વધારે કેળવાયલા, અને સુધારક મતના છે, તેઓના જનાનામાં તો દૂરનાં સંબંધીઓ તેમજ પતિના અંગત મિત્રો પણ હવે જઇ શકે છે.

તુર્ક સ્ત્રીઓ પોતાનાં સંતાનો તરફ અત્યંત પ્રેમાળ માતા તરીકે વર્તે છે. તેમજ તુર્કોની હેમની માતા પ્રત્યેની ભક્તિ પણ ઘણીજ ગાઢ છે. હેમના આ વર્તનનું મૂળ દીર્ઘ કાળથી લોક કથા રૂપે પ્રચલિત થયેલા હઝરત મહમ્મદ પેગમ્બર સાહેબના "સ્વર્ગ માતાના પગ નીચે છે," એ સૂત્રમાં નજરે પડે છે.'

જ્યારે માતા હેના પરિણિત પુત્રની સાથે રહે છે, ત્યારે આપણા દેશનાં સંયુક્ત હિન્દુ કુટુંબોની પેઠે તે પુત્રનું ગૃહતન્ત્ર હેની આજ્ઞાનુસાર ચાલે છે. અને પુત્રવધુ તો માત્ર ગૌણ પદે હોય છે. આ સમયે તે પુત્રવધુને હેમના રીવાજ પ્રમાણે કેટલાક અસહ્ય બંધનોને પણ તાબે થવું પડે છે, જે તે શાન્તિથી સહન કરે છે. કારણ કે હેને એવી ખાત્રી છે કે એક એવો પણ દિવસ આવશે કે જ્યારે તે ઘરમાં સર્વોપરિ સત્તાધિશ થઇ પોતાની પુત્રવધુઓ ઉપર અધિકાર ભોગવશે. હેની આ ભવિષ્યની આશાઓ હેનાં વર્તમાન દુઃખોમાં દિલાસા રૂપ થાય છે.

તુર્કોની અંદર ગુલામો રાખવાનો રિવાજ હેમના સાંસારિક જીવનની એક મુખ્ય ખામી છે. સાંપ્રતકાળમાં સ્ત્રીઓ ખરીદવાનો અને હેમને ગુલામો તરીકે વાપરવાનો રીવાજ ગેરકાયદે ગણાય છે. કારણ કે કાયદા પ્રમાણે તો યુદ્ધની અંદર પકડાયલાં મનુષ્યોને જ ગુલામ તરીકે વાપરવાનું ફરમાન છે. હાલમાં કૉન્સ્ટાન્ટીનોપલનું "ગુલામોનું બજાર" બંધ કરવામાં આવ્યું છે. અને ગુલામોની ઝાહેર હરરાજી પણ અટકાવવામાં આવી છે. તેમ છતાં પણ ગુલામોનો ગુપ્ત વ્યાપાર ઘણો જ મ્હોટો છે અને સારા કુટુમ્બની દ્રવ્યવાન સ્ત્રીઓ હેમાં મ્હોટો ભાગ લે છે. તેઓ છ થી દસ વર્ષનાં છોકરાં ખરીદે છે. આ ખરીદેલાં બાળકોમાંથી જે બુદ્ધિવાન માલમ પડે છે હેમને સાંસારિક ઉચ્ચ પદને યોગ્ય તે થઇ શકે એવી કેળવણી આપવામાં આવે છે. અને કેટલી એવી કલાઓનું શિક્ષણ આપવામાં આવે છે કે જેથી કરીને તેઓ મ્હોટાં થાય ત્યારે આકર્ષક પણ થઇ શકે. આ પ્રમાણે કેળવાયલી છોકરીઓની મ્હોટી કિંમત આવે છે એટલું જ નહીં પણ કેટલીક તો બાદશાહી ઝનાનામાં પણ જાય છે. જે છોકરી ઘણી ખુબસુરત હોય છે હેને સુલતાનને નઝર (ભેટ) કરવામાં આવે છે. સુલતાન તે બદલ પોતાને ત્યાં ફાલતુ ગુલામડીઓ હોય હેમાંથી તે જે અધિકારી ઉપર મહેરબાની કરવા ઇચ્છતો હોય હેને આપે છે. વળી જો કોઇ મનુષ્ય ગરીબાઇને લીધે પોતાના પુત્રને માટે હેના સાંસારિક પદને યોગ્ય કન્યા મેળવી શકતો ન હોય, (કારણ ઉચ્ચ કુટુમ્બની કન્યા મેળવવા સારૂં તુર્કોને ઘણું દ્રવ્ય ખર્ચવું પડે છે) તો તે આવી ગુલામ કુમારિકાઓમાંથી કોઇ સૌંદર્યવાન સુશિક્ષિત છોકરી પસંદ કરી હેને ખરીદ કરે છે. આ કન્યાથી ઉત્પન્ન થતાં સન્તાન પણ પરણેલી સ્ત્રીનાં બાળકોની પેઠે જ ગણાય છે. અને ઉક્ત સ્ત્રીને સન્તતી થયા બાદ ગુલામ તરીકે વેચી શકાતી નથી. ઘણી ખરી વખત તો હેનો સ્વામિ હેને ગુલામગીરીથી મુક્ત કરી હેની સાથે લગ્ન પણ કરે છે. આથી કરીને તે સ્ત્રી સ્વતંત્ર તુર્ક [illegible] દરજ્જો પ્રાપ્ત કરે છે અને હેના હક અને અધિકાર ભોગવે છે. આ પ્રમાણે સ્વતંત્ર થયેલી સ્ત્રી ઘણું કરીને સુખી જીવન ગાળે છે.*

* ગુલામગીરીને સામાજીક રીવાજ તરીકે ગણવાનું એક મુખ્ય દૂષણ એ છે કે તે સ્ત્રી જાતિની ઉચ્ચતાને અધમસ્થિતિએ લઇ જાય છે.

આ નિર્વિશેષ—એક માર્ગીજીવનમાં કાંઇ આનન્દ-કાંઇ વિવિધતા લાવવાનું સ્થાન હુમામ (સ્નાન કરવાનું જાહેર સ્થળ) છે. આ જગો વસ્તુતઃ સ્ત્રીઓનું ખરૂં મેળાપસ્થાન છે. અહીં નવી ઓળખાણો થાય છે, અનેક પ્રકારના સમાચાર મળે છે, તેમજ વિવિધ રીતે હાસ્યવિનોદમાં કાળ ગાળવામાં આવે છે. તુર્કોની કેટલીક સાંસારિક વિધિઓમાં શાસ્ત્રોક્તસ્નાન કરવાનું પણ હોય છે. આ કાર્ય તેઓ હુમામમાં કરે છે. સામાન્ય રીતે સ્ત્રીઓ હુમામમાં જ હેમની સખીઓ સાથે આખો દિવસ હાસ્યાનન્દમાં ગુજારે છે.

તુર્કી સ્ત્રીઓ હેમના સ્વામિની પરવાનગીથી બ્હાર ફરવા જઇ શકે છે તેમજ બજારમાં ખરીદી કરવા જઇ શકે છે. આવી અનુમતિ જરૂરને પ્રસંગે ઘણુંખરૂં આપવામાં આવે છે. ઇસ્તમ્બુલ (કોન્સ્ટેન્ટિનોપલ) શહેરની આજુબાજુનો બોસફરસના અખાત ઉપરનો પ્રદેશ ઘણો જ રમણીય હોઇ નગરની નજદીકમાં હેમાં કેટલાંક એવાં તો શાન્ત સ્થળો આવેલાં છે કે જ્યાં સ્ત્રીઓ જઇને કેટલોક સમય વિનોદ અને વિશ્રાન્તિમાં ગાળી શકે છે. ધનવાન વર્ગોમાં આવે સમયે સીધી નોકરો અથવા ગુલામોને અનુચર અને રક્ષક તરીકે લઇ જવાનો સાધારણ રીવાજ છે. બાદશાહી જનાનાની સ્ત્રીઓ હોય છે તો હેમની સાથે સુશોભિત પોશાકમાં સજ્જ થયેલા ચોબદાર હમેશાં હાજર હોય છે. જે સ્ત્રીઓ આ પ્રમાણે બ્હાર જાય છે તેઓ કાંતો રેશમી આચ્છાદન અને ઝીણી જાળીવાળો બુરખો ધારણ કરે છે અથવા તો હલના સમયમાં પ્રચલિત 'ચીર-ચેફ'* નો ઉપયોગ કરે છે.

જનાનાની એકમાર્ગી જીંદગીમાં ઉછરી જ્યારે પુત્ર લગ્ન કરવાના યોગ્ય વયે પ્હોંચે છે ત્યારે હેનામાં એક પ્રકારનું નવું જીવન આવે છે. આ સમયે જો માતાને હેનાં સબંધીઓ અમર આવાં મંડળમાંથી કોઇ યોગ્ય કન્યા મળી આવતી નથી તો પછી બ્હારથી અન્ય કોઇ મેળવવા હેને અનેક પ્રયાસ કરવા પડે છે. તે અનેક પ્રકારે પોતાના પુત્રની સાંસારિક સ્થિતિને યોગ્ય કન્યાઓની યાદી મેળવે છે. ત્યારબાદ તે એક વિવાહ-દલાલને સાથે લે છે અને આ કન્યાઓવાળાં કુટુમ્બોની મુલાકાત લે છે. જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં પ્રથમ હેનો જનાનાના દિવાનખાનામાં સત્કાર કરવામાં આવે છે. ત્યારબાદ ઉક્ત કન્યા સારાં વસ્ત્ર આભૂષણથી સજ્જ થઇ આવી હેને વંદન કરી કોફી આપે છે. આ પ્રમાણે હેનાથી બની શકે એવો સુંદર અને આકર્ષક દેખાવ કરી પછી તે ચાલી જાય છે. મુલાકાતે આવનારાઓ હેનાં પુષ્કળ વખાણ કરે છે અને પછી જાય છે. આ પ્રમાણે ઉક્ત યાદીવાળાં દરેક કુટુમ્બમાં તેઓ જાય છે અને ઉપર વર્ણવેલો વિધિ તે દરેક સ્થળે અનુભવે છે. આ કાર્ય પૂર્ણ થયા બાદ દરેક કન્યાના ગુણ દોષ ઉપર વિવેચન થાય છે અને આખરે એક પસંદ કરી તે મેળવવાને સારૂં આવશ્યક વ્યવહાર શરૂ કરવામાં આવે છે. પછી થોડાક સમયમાં લગ્ન નક્કી થાય છે.

બાદશાહી જનાનામાં સેંકડો સ્ત્રીઓ હોય છે, અને હેની વ્યવસ્થા તે સ્થળના ખાસ કાયદા અને રસમ (રીવાજ) ને અનુસરીને કરવામાં આવે છે. ગાદીનશીન સુલ-

* એક પ્રકારનું માથે બાંધવાનું વસ્ત્ર જેને બે રેશમી છેડા હોય છે. આ બે છેડામાંથી ન્હાનો છેડો માથા ઉપર નાખી હડપચી નીચે બાંધવામાં આવે છે અને ચોરસ રેશમી વસ્ત્રનો કકડો અથવા તો મસ્લીન લટકતાં રહી મુખને આચ્છાદિત કરે છે.

તાનની માતા જે વાલીદી સુલતાના કહેવાય છે તેનો ઝનાના ઉપર કુલ અખત્યાર હોય છે. અને ત્યાં રહેતી દરેક સ્ત્રીને ત્હેને તાબે રહેવું પડે છે.

સુલતાનની મુખ્ય બેગમ (ગાદી વારસ કુમારની મા) ત્હેના હાથ નીચેનો અધિકાર ભોગવે છે. ઝનાનામાં દરેક મુખ્ય, સ્ત્રીઓનાં નિવાસસ્થાન અને સેવકો જુદાં જુદાં હોય છે. જ્યારે નવો સુલતાન ગાદી ઉપર આવે છે ત્યારે વાલીદી સુલતાના પોતાનો અધિકાર છોડી દે છે અને તખ્તનશીન થનાર કુમારની માતા તે પદ ધારણ કરે છે. સ્વર્ગસ્થ સુલતાનની સર્વ બાનુઓને ખસેડવામાં આવે છે અને ત્હેમનું સ્થાન બીજી સ્ત્રીઓ પ્રાપ્ત કરે છે.

વાલીદી સુલતાનાને ત્હેની આ મુશ્કેલ ફરજો બજાવવામાં મદદ કરવાને બીજી બાર સ્ત્રીઓ હોય છે જેઓ કલફા કહેવાય છે. આ સ્ત્રીઓને ત્હેમનાં અન્ય કાર્યોમાં, ત્હેમનાં બીજાં મદદગારોને ઝનાનાની વ્યવસ્થાની ન્હાની ન્હાની બાબતો વિષેની કેળવણી અને શિક્ષણ આપવાનું કામ પણ સોંપવામાં આવેલું હોય છે. ઘણું કરીને આ સ્ત્રીઓ ન્હાની ઉમ્મરમાં ખરીદ કરેલી ગુલામ બાલાઓ હોય છે. કાલફાઓ પણ સામાન્ય રીતે ગુલામો હોય છે કે જેઓ પોતાની તરફ સુલતાનને આકર્ષી શકેલી હોતી નથી તેમજ ઝનાનાની બ્હાર પણ તેઓને લગ્નનો થોડો જ સંભવ હોય છે. આ સ્ત્રીઓ યોગ્ય રક્ષણ નીચે બ્હાર જઇ શકે છે, કદિ કદિ તે મસ્જીદે જાય છે અને શહેરની બાનુઓની મુલાકાત પણ લઇ શકે છે. આમ છતાં પણ ઘણું કરીને ઝનાનાનું જીવન તો ત્હેમનું એક જ પ્રકારનું હોય છે અને ત્હેનાં અનેક કર્તવ્યોમાં એક પણ એવું નથી હોતું કે જે ત્હેમની બુદ્ધિની ખીલવણી થઇ શકે. બ્હાર હરવા ફરવામાં અને ઘરકામથી બચતો વખત ત્હેમનાં વસ્ત્રોની પસંદગીમાં, ઝવેરાતની પ્રશંસામાં અને એવાં નિર્જીવ કાર્યોમાં ગાળવામાં આવે છે. તુર્કેનો દરેક વર્ગ સ્ત્રી કેળવણીમાં ઘણોજ પછાત છે. હાલમાં જો કે કન્યાશાળાઓની સંખ્યામાં વધારો થયો છે, તોપણ તેથી કન્યા કેળવણીની સ્થિતિમાં કાંઈ જાણવા જોગ ફેરફાર થયો નથી. કારણ કે બાલિકાઓને ઘણીજ ન્હાની ઉમ્મરમાં શાળા મુકાવી દેવામાં આવે છે. પરિણામ એ આવે છે કે આ બાલાઓ જ્યારે સ્ત્રીત્વ પ્રાપ્ત કરે છે ત્યારે સમયે અનેક પ્રકારનાં ભૂત, પ્રેત, નજર વિગેરેના વ્હેમોથી તેઓ ભરપૂર હોય છે અને ત્હેના નિવારણ અર્થે મંત્ર તંત્ર દોરા ચિઠ્ઠી વિગેરે ટુચકાઓનો પૂર્ણ શ્રદ્ધાથી તેઓ ઉપયોગ કરે છે. આથી બીજા (યૂરોપિયન) દેશોના લોકોને એમ અભિપ્રાય બંધાઇ જાય છે કે ઇસ્લામી ધર્મની સ્ત્રીઓને ભૂત, પ્રેત, વગેરેમાં આસ્થા હોવી જ જોઇયે!

તુર્કસ્તાનમાં વસતી કુર્દ જેવી ભટકતી જાતોની મુસલીમ સ્ત્રીઓ બીજી સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર અને આરોગ્ય જીવન ભોગવે છે તેઓને સાધારણ રીતે ઘોડે બેસતાં સારી રીતે આવડતું હોઇને ત્હેમના સ્વામિ સાથે મુસાફરી કરે છે. સાહસિક અને ઉદ્યોગી હોવાને લીધે તેઓ ત્હેમનાં કુટુમ્બના અને જાતિના સાંસારિક અને રાજ્યદ્વારી પ્રસંગોમાં ભાગ લે છે. જોકે તેઓ ઓઝમ પાળતી નથી, તોપણ મુસાફરીમાં કેટલીકવાર મ્હોં મુખ ઉપર થોડોક બુરખો નાંખવામાં આવે છે. તેઓ બીજી મુસલમાન સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર હોવાને લીધે બ્હારની દુનીઆનો વધારે અનુભવ મેળવે છે. અને ત્હેમના આ વર્તનનું કોઇ પણ પ્રકારનું અનિષ્ટ પરિણામ આવેલું નથી.પણ તેથી ઉલટું ત્હેમના આવા

સ્વતંત્ર અને ઉદ્યોગી જીવનથી હેમનામાં આત્મગૌરવ ઉત્પન્ન થઈ હેમનું નીતિનું ધોરણ ઘણું ઉંચું થયેલું જોવામાં આવે છે. એમને અપાયેલા સ્વાતંત્ર્યનો ઘણુંજ વિવેકથી ઉપયોગ કરવામાં આવે છે; એટલુંજ નહીં પણ અન્ય લોક પ્રત્યેનું હેમનું વર્તન વિવેક વિચારવાળું અને ન્યાયી હોય છે. સ્વધર્મી પ્રજાઓમાં સર્વથી પ્રથમ પદ ભોગવતા આ મુસલમાન દેશના ઇતિહાસ ઉપરથી જણાશે કે હેમની સ્ત્રીઓની સ્થિતિ. જોકે ઘણા પ્રકારના સુધારાને સ્થાન છે તોપણ ભારતવર્ષની ઇસ્લામી સ્ત્રીઓ કરતાં વધારે ઉન્નત છે. આ વિષયમાં સુધારાનું કાર્ય જોકે ઘણીજ કાળજીથી કરવાનું છે તોપણ હવે એવો સમય આવી પહોંચ્યો છે કે ઉક્ત બાબતમાં ઘણા વધારે પ્રયાસ કરવાની આવશ્યકતા છે. જો ઉપર કહેલું સૂત્ર " સ્વર્ગ માતાના પગ નીચે છે " એ માન્ય કરીએ તો માતા આરોગ્ય, ઉત્સાહી, સમર્થ, બુદ્ધિવાન, કાર્યદક્ષ અને કુટુંબ તથા ગૃહની વ્યવસ્થામાં વિવેક વિચારવાળી હોવાનું કેટલું જરૂરનું છે, તે સહજ સમજાશે. આથી સ્ત્રીઓની દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર વિશાળ બનાવવું જોઇએ. અને જ્યાંસુધી જમાનાનાં કઠિન બંધનો શિથિલ કરવામાં અથવા તોડી નાંખવામાં આવે નહીં ત્યાંસુધી તેમ બનવું અસંભવિત છે. યુવાન તુર્ક-મંડળ આ બંધનોમાં યોગ્ય ફેરફાર કરવા સારૂ હેમના સાંસારિક રીત રિવાજોમાં સુધારા કરવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યું છે. અને જ્યારે ખુદ તુર્કસ્તાનમાંજ વસ્તુ સ્થિતિ આ પ્રમાણે છે તો યુવાન હિન્દ ઇસ્લામી મંડળ કે જે સુધારકને નામે ઓળખાય છે, હેમણે પણ હવે ઉક્ત સિદ્ધાન્તોને અમલમાં મુકવા યત્ન કરવો જોઇએ. આ હેતુની સિદ્ધિને અર્થે એવા ઉપાય યોજવા જોઇએ કે જેથી કરીને હેને કાંઇક વ્યવહારીક રૂપ આપી શકાય.



બાળ સાહિત્યઃ—

( પૃષ્ઠ ૧૫૦ થી ચાલુ )

માટે તેજ જાતનું સાહિત્ય થવું જોઇએ માટે જો આપણે કાળને અનુસરી આપણા બાળકોને માટે સાહિત્ય નહિ તૈયાર કરીશું તો હેની અસર કંઇ પણ તે એના ઉપર થશે નહિ. પ્રકૃતિના પાઠો શીખવવા હોય તો પ્રકૃતિનાં કથન કરો. વીરતાના પાઠો શીખવવા હોય તો વીર પુરૂષોની વાતો કરો. ભૂત-વાઘ-બાપડાની બીક બતાવ્યે હેમનાં હૃદયમાં બીકજ પ્રકટશે, વીરતા નહિ. આ દૃષ્ટિ બિંદુથી, આ લક્ષ્ય ધ્યાનમાં રાખી યોજાયલા સાહિત્યની અસર ખરેખર કુમળા હૃદયના બાળકો ઉપર ઘણીજ સચોટ થશે તમારે જોઇએ તેવાં બાળકો તૈયાર કરી શકશો. જે બાળક ઉપર શિવાજીના, રૈનેડાના અથવા દયાનન્દ સરસ્વતીના જીવનની છાપ સચોટ પડી ગઇ હોય તે બાળક હેના જેવી બહાદુરી-કાર્ય દક્ષતા-સ્વાર્થ ત્યાગ બતાવવા શું નહિ તૈયાર થશે ? ખચિત થશેજ. અને આજ રીતે દેશ અર્થનો અને સ્વાત્મ ભોગ આપનાર વીરો તમે ઉત્પન્ન કરી શકશો. દેશોદ્ધારનો આજ એક રાજમાર્ગ છે. હેને માટે બીજી કોઇ સ્હેલી પગથી કે મળીશુંચી નથી !

# ' હિંદમાં નિરક્ષરતા. '

લેખક શ્રીયુત્ F. G. Mehta. ( B A )—પલનપુર.

સને ૧૯૧૧ ના વસ્તીપત્રકથી હિંદમાં કેળવણીના પ્રચારની એક બાજુ ઘણી સારી રીતે દેખાઇ છે. જણાય છે કે નિશાળો અને કોલેજોની સંખ્યા વધવાથી ધારવા જેટલી ઝડપથી કંઇ નિરક્ષરતાનો નાશ થતો નથી; અને વળી તેજ વસ્તીપત્રકથી જણાય છે કે પ્રાથમીક કેળવણી સાર્વજનીક અને ફરજીયાત કરવા છતાંય આખી વસ્તીનો અર્ધો ભાગ તો નિરક્ષરજ રહે અલબત દરેક બાળકને માટે કેળવણીનો સમય નિશ્ચિત કરવાથી આ પ્રમાણમાં ઘટાડો કરી શકાય, હાલના સમયમાં તો ભણેલા અને કેળવણી લેતા એઓની સંખ્યામાં જે મોટો તફાવત છે તેનું કારણ–એકે બીજાં ઘણાં છે પણ–મુખ્ય તો, હાલનો વિદ્યાર્થીવર્ગ નિશાળમાં ઘણોજ થોડો સમય રહે છે, તે છે સરકારી કેળવણી ખાતાનો એવો અભિપ્રાય છે કે પ્રાથમીક નિશાળમાં ઓછામાં ઓછાં પાંચ વર્ષ તો ગાળવાંજ જોઇએ. અત્યારનો સરેરાસ સમય ચાર વર્ષથી પણ ઓછો છે. અને જોઇતા સમય સુધી નિશાળમાં રહેનાર તો એક હજારમાથી ફક્ત ૧૪૮ વિદ્યાર્થીઓ જ છે, જો આ આન્તરીક સબંધ બરાબર સમજાય તો નીચેની સરખામણીમાં અજાયબ જેવું થોડુંજ માલુમ પડશે.

| પ્રાન્ત. | દશથી પંદર વર્ષના ૧૦૦૦ માણસોમાં વિદ્યાર્થીની સંખ્યા | ૫ દશથી વિશ વર્ષના ૧૦૦૦ માણસોમાં ભણેલાની સંખ્યા. |
|---|---|---|
| બ્રીટીશ ઇન્ડીઆ. | ૨૩૫ | ૯૧ |
| આસામ. | ૨૫૨ | ૬૯ |
| બગાળા. | ૩૧૬ | ૧૦૦ |
| બીહાર. | ૧૮૬ | ૫૬ |
| મુંબઇ. | ૪૨૯ | ૧ ૫ |
| બર્મા. | ૩ ૧૨ | ૨૯૦ |
| મધ્ય પ્રાન્તો. | ૨૩૫ | ૬૪ |
| મદ્રાસ | ૨૫૪ | ૧૦૭ |
| પંજાબ | ૧૫૪ | ૫૪ |
| સંયુક્ત પ્રાન્તો. | ૧૨૧ | ૫૦ |

૧૯૧૧ના વસ્તીપત્રક વખતે આગળ ૧૯૦૧ અને ૧૮૯૧ કરતા ભણેલાની સંખ્યાની ગણત્રી કરવા માટે વધારે કાળજી અપાઇ હતી. જેઓ મિત્રને એકાદ પત્ર લખી શકે અને તેનો આવેલો જવાબ વાંચી શકે તેઓ ભણેલા તરીકે નોંધાયા હતા; ત્યારે આપણા કેટલાક શાસ્ત્રીઓ જેઓ રામાયણ અને મહાભારત જેવાં મહાન્ પુસ્તકો પ્રકરણવાર મોઢે બોલી અને સમજાવી શકે છતાં પણ લખતાં ન આવડતુ હોય અગર કદાચ વાંચતાં ન જાણતા હોય તો તે નિરક્ષર ગણાયા હતા ! પણ દેખીતી રીતેજ આવા માણસોની સંખ્યા ઉપર બતાવ્યા પ્રમાણે નિરક્ષર છતાંએ અમલદારને છેતરીને ભણેલા તરીકે નોંધાયા હશે

તેમના કરતાં તો ઓછીજ હશે; તેથી કરીને જો કોઇ પણ પ્રકારે વસ્તીપત્રક ખાતામાં ભૂલ હોય તો તે ભૂલ પણ ઉદારતા તરફજ વળે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પત્ર લખી વાંચી શકે તેવા પણ ભણેલા કહેવાતા અને વિદ્વાનો સૌ મળીને હિંદને કુલ વસ્તીમાં ૧૦૦૦માં ફક્ત ૫૯ જણ ભણેલા છે; અને આવી અક્ષરતામાં પણ બન્ને જાતીમાં ( sex ) તો ઘણોતફાવત છે. પુરૂષોમાં ૧૦૦૦ માં ૧૦૬ જેટલા લખી વાંચી શકે છે ત્યારે સ્ત્રીઓમાં આવું જ્ઞાન ધરાવનારી પણ હજારે ફકત દશજ છે. જુદા જુદા પ્રાન્તોમાં નીચે બતાવ્યા પ્રમાણે ફેરફાર છે.

એક હજારમાં ભણેલાની સંખ્યા.

| પ્રાન્ત અને રાજ્યો. | કુલ માણસો. | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---|---|---|
| બ્રીટીશ હિંદ. | ૬૨ | ૧૧૦ | ૬૧ |
| આસામ. | ૪૭ | ૮૬ | ૬ |
| બંગાળા. | ૭૭ | ૧૪૦ | ૧૧ |
| બીહાર. | ૩૯ | ૭૬ | ૪ |
| મુંબઇ. | ૬૯ | ૧૨૦ | ૧૪ |
| બર્મા. | ૨૨૨ | ૩૭૬ | ૬૧ |
| મધ્ય પ્રાન્તો. | ૩૩ | ૬૨ | ૩ |
| મદ્રાસ. | ૭૫ | ૧૦૮ | ૧૩ |
| પંજાબ. | ૩૭ | ૬૩ | ૬ |
| સંયુક્ત પ્રાન્તો. | ૩૪ | ૬૧ | ૫ |
| વડોદરા. | ૧૦૧ | ૧૭૫ | ૨૧ |
| હૈદરાબાદ. | ૨૮ | ૫૧ | ૪ |
| માયસોર. | ૬૩ | ૧૧૨ | ૧૩ |
| ત્રાવણકોર. | ૧૫૦ | ૨૪૮ | ૫૦ |

પ્રાન્તોમાં બર્મા અને દેશી રાજ્યોમાં ત્રાવણકોરમાં સૌથી મોટી સંખ્યા ભણેલાની છે. આ સરસાઇ વિદ્યાનો શોખ અને ધાર્મિક સંસ્કારોને લીધે બન્ને જગ્યાએ જણાય છે. મી. ગેઇટ કહે છે કે બ્રીટીશ સંસ્થાનોમાં આ અસાધારણ તફાવત તેજ રાજ્યોના ઇસ્ટ ઇન્ડીઆ કંપની સાથે જોડાણના સમય ઉપર આધાર રાખે છે; આ અસંભવીત સબંધ સમજવો ખરેખર મુશ્કેલ છે; બધાં રાજ્યો કંપની સાથે જોડાયા પછીજ બ્રીટીશ રાજ્યાધીકારીઓએ કેળવણીનો પ્રચાર વધારવાનું માથે લીધું; વળી બંગાળા અને બીહાર એકજ વખતે લઇ લેવામાં આવ્યાં હતા અને છતાંએ બન્ને પ્રાન્તના કેળવણી સંબંધી ખર્ચોમાં લગભગ બમણો તફાવત છે.

આપણા દેશની અક્ષરતાનું પ્રમાણ તપાસવામાં એક બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે; પુરૂષોમાં ભણેલાનું પ્રમાણ ' ૨૦ અને તથા વધારે વર્ષો'ની ઉમ્મરવાળાનું સૌથી મોટું છે, અને સ્ત્રીઓમાં-એક હજારે ૨૧-તે ૧૫થી ૨૦વર્ષની ઉમ્મરના અરસાનું.

તેજ પ્રમાણ મોટું છે. છેલ્લી બાબત તો કંઇ અજાયબી ઉત્પન્ન નથી કરતી. કારણ કે સ્ત્રીઓમાં ૧૫થી ૨૦ વર્ષ સુધીનો સમયજ વધારેમાં વધારે કેળવણીને યોગ્ય છે; પંદર વર્ષ પહેલાંની ઉમ્મરમાં તેઓ નિશાળે હોય છે અને તેથી નિરક્ષરતાને દૂર કરતી હોય છે; ત્યારે વીસ વર્ષ પછીની ઉમ્મરમાં મેળવેલું જ્ઞાન તાજું રાખવાના કોઈ પણ સાધન અને ઉપાય વિના તેઓ ધીમેધીમે શીખેલું ભૂલતાં જાય છે.

પુરૂષો સંબંધી દેખીતીજ ન બનવા જોગ બાબત માટે મી. ગેઇટ ત્રણ કારણો બતાવે છે. પહેલું—૧૫ વર્ષની વયે છોકરો નિશાળમાં હોવાથી વાંચતાં લખતાં શીખ્યો ન હોય. બીજું—ગણત્રી કરનારાઓ ૧૫થી ૨૦ વર્ષની વયના છોકરાઓને ભણેલા તરીકે નોંધવામાં વધારે સાવધાન ને ભોળા થયા હશે; ત્રીજું, ધંધાર્થી વર્ગ કે જેમાં સાધારણ રીતે મોટો ભાગ ભણેલો હોય છે તેઓ ઘણું કરીને ધંધામાં રહીનેજ ધીમેધીમે જ્ઞાન સંપાદન કરે છે અને તેથી ઘણી વાર તે વર્ગમાં વાંચી લખી ન શકે તેવા માણસો પંદર વીસ વર્ષ સુધી ઘણા હોય છે.

હવે ધર્મ વાર ભણેલાઓની સંખ્યા તપાસીએ. જોકે જુદા જુદા પ્રાન્તમાં તેજ ધર્મ વાળાઓમાં ભણેલાની સખ્યામાં તફાવત હોવાથી તે કોઠો બહુ ઉપયોગી ન હોજ ગણાય.

દર હજારમાં ભણેલાની સંખ્યા.

| ધર્મો. | કુલ ભણેલાની સંખ્યા. | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---|---|---|
| નાના ધર્મો. | ૫૯ | ૧૦૬ | ૧૦ |
| ઝોરાસ્ટ્રીઅન. | ૭૧૧ | ૭૮૨ | ૬૩૭ |
| બ્રહ્મો. | ૬૯૬ | ૭૩૯ | ૬૪૮ |
| જૈન. | ૨૭૫ | ૪૯૫ | ૪૦ |
| આર્ય. | ૨૬૦ | ૩૯૪ | ૯૨ |
| બૌદ્ધ ધર્મ. | ૨૨૯ | ૪૦૪ | ૫૮ |
| ક્રીશ્ચીઅન. | ૨૧૭ | ૨૯૩ | ૧૩૯ |
| શીખ. | ૬૭ | ૧૦૬ | ૧૪ |
| હીંદુ. | ૫૫ | ૧૦૧ | ૮ |
| મુસલમાન. | ૩૮ | ૬૯ | ૪ |

કહેવાની કંઇજ જરૂર નથી કે હિંદુઓમાં કેટલીક જાતોમાં જૈનો અથવા બુદ્ધલોકો અને કેટલીવાર પારસીઓ જેટલી પણ પુરૂષોની ભણેલી સંખ્યા નીકળી આવે છે એ પણ ભુલી જવા જેવું નથી કે દેશી ખ્રીસ્તીઓની ભણેલ.ઓની સંખ્યા કુલ ખ્રીસ્તીઓમાં ભણેલાની સંખ્યા કરતાં ઘણીજ નાની છે. કારણ એટલુંજ કે યુરેશીઅન અને યુરોપીઅન ખ્રીસ્તીઓને કેળવવા માટે મહાન્ પ્રયાસો આદરવામાં આવે છે ત્યારે દેશી ખ્રીસ્તીઓ માટે તેવું કંઇજ નથી. *

* Translated from "The Census of India" (1911)

# બાળ સાહિત્ય—એક દ્રષ્ટિ બિન્દુ.

(મળેલું)

દેશ કાળને અનુસરી પ્રજાને કેવાં બાળકોની જરૂર છે, તે તપાસી સાહિત્યકારે બાળ-સાહિત્ય ઉત્પન્ન કરવું જોઈએ કાંઈ પણ લક્ષ્ય-બિંદુ વગર, કાંઇ પણ આશય વગર, બાળકોને માટે સાહિત્ય ઉત્પન્ન કરવું તે તદન બિન ઉપયોગી જ છે. હમણાં આપણે બાળકોને દુનિયાના ઉપભોગોમાં કેમ આનંદ લેવો, આત્મતૃપ્તિમાં કેમ મચી રહેવું, એ શીખવવાનું નથી. પરંતુ આપણે અત્યારે બાળકોને શૂરવીર બનાવવાનાં છે, આપણે તેઓને કર્મભક્ત બનાવવાનાં છે;

ત્હેમને થાબડી થાબડીને, ત્હેમની અનેક હાનિકારક આકાંક્ષાઓ પૂરી પાડીને જન્મની સાથેજ ત્હેમને " હાઉ ! " બતાવીને, શરીરને જરાય શ્રમ ન પહોંચે એવી રમતો રમાડીને આપણે ત્હેમને આત્મશ્રદ્ધા વિનાના બનાવ્યા છે !

હવે આપણે ત્હેમની આગળ શિવાજી અને પ્રતાપ, પૃથ્વીરાજ અને રણજીતસિંહ, દયાનન્દ સરસ્વતી અને કેશવચન્દ્ર સેન, રામમોહનરાય અને ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, રાનાડે અને ગોખલે, એવા એવા મહાન દેશભક્તોની આકર્ષક છબીઓ બતાવી, ત્હેમના જીવનનાં મહાન કામોની વાતો કહી ત્હેમના ચારિત્ર્યની સચોટ છાપ બાળહૃદય પર બેસાડી ત્હેમના જેવા વીર દેશભક્તો બનાવવાની જરૂર છે. બાળકોને આપણે હવે આપણા દેશના પશુ પંખીઓનું જ્ઞાનજ નથી આપવાનું, આપણી માતૃભૂમિની રસાળતા વિશેજ નથી શીખવવાનું, ત્હેનાં ઝાડપાન અને ફળફુલાદિનુંજ બયાન નથી આપવાનું: પરંતુ હવે તો હમારે ત્હેમને પ્રજાઓના મહાન નેતાઓ જેવા કે નેપોલીયન અને મેઝીની, લ્યુથર અને બુકર વોશીંગટન, સિદ્ધરાજ અને પ્રતાપનાં પ્રભાવશાળી જીવન ચરિત્રો શીખવવાં છે, ત્હેમનાં ગુણ ગાન ગાઇ ત્હેમનામાં નવજીવનનું, વીર જીવનનું અમૃત ઝરણ ઉતારવું છે. અરે ઓ ગુર્જર બન્ધુ ! આ લક્ષ્ય ધ્યાનમાં રાખ્યા વગર બાળકોને માટે સાહિત્ય યોજવું એ મારા મત પ્રમાણે તો વ્યર્થજ છે. માટે જરી આગળ પ્રગતિ કરતી દુનિયા તરફ દૃષ્ટિ ફેંકી, ત્હેના વિચાર કરી જો કે ત્હારાં બાળકને માટે કેવાં સાહિત્યની જરૂરની છે. ત્હારાં સુંદર બાળકો બહુ ખેલ્યાં, બહુ રમ્યાં, ત્હેં ત્હેને બહુ લાડ લડાવ્યાં. હવે બસ. તે ક્ષણિક આનંદોની હદ આવી ગઈ છે. હવે તો ત્હારી સંકુચિત દૃષ્ટિને વિશાળ કરવાની છે અને ત્હારાં બાળકો દ્વારા દેશહિત કેવી રીતે થાય તે વિચારવાનું છે. એ લક્ષ્યબિંદુની આપણે જેટલી વિસ્મૃતિ રાખીશું તેટલો ખચિત આપણે હાથે આપણો ઘાત કરીશું એમાં શક નથી. માટે બાળકોને માટે સાહિત્ય ઉત્પન્ન કરો, ત્યાર પહેલાં આ જરૂર ધ્યાનમાં રાખજો કે તે કંઇ પણ શુભ આશયવાળું હોવું જોઇએ. જે દૃષ્ટિ બિંદુ આપની સમક્ષ મ્હેં રજુ કર્યું છે તે દૃષ્ટિ બિંદુથી સાહિત્ય ઉત્પન્ન કરવું કે નહિ તે પણ વિચારી જો જો. એ દૃષ્ટિ બિંદુ નવીન છે. છતાં બહુજ લાભકારક છે.

હવે આપણે વિચાર કરીશું કે જો આ દૃષ્ટિ બિંદુથી સહિત્ય ઉત્પન્ન નથી થતું તો આપણાં બાળકો કેવાં થાય ? આ વિચાર કરતાં ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે ખાસ આ-

પણ શ્રીમાન ગોખલે અને તીલક, દાદાભાઇ અને ગાંધીજી જેવા દેશને માટે ભોગ આપનારા, દેશના સ્વમાન અને સ્વાતંત્ર્યની ખાતર લડનારા પુરૂષોની જરૂર છે. "આત્મ ભોગી કીડા" ની જરૂર નથી પરંતુ "પરભોગી કેવડા" ની જરૂર છે. સ્વાતંત્ર્યને ચાહનારા, વ્યક્તિત્વને માન આપનારા, દેશસેવાને સ્વર્ગનું સાધન માનનારા, વખત આવે જીંદગીને પણ તૃણ સમાન માની હેનો ભોગ આપનારા, દેશની વેદીએ સર્વસ્વ અર્પણ કરનારા વીર સંતાનોની જરૂર છે. અને આપની ભાવી પ્રજા આ વિચારોને વારસામાં લઇ જન્મે એવી સ્થિતિ આણવાની પણ ખાસ આવશ્યકતા છે. તો આવાં બાળકો દેશને માટે તૈયાર કરવાને કેવા સાહિત્યની જરૂર છે? જો ઉપર વર્ણવેલા દૃષ્ટિ બિંદુથી સાહિત્ય ઉત્પન્ન ન થાય તો બાલકો બાયલાંજ રહે.: દરિયાની સપાટી પરના તણખલાની માફક દુનિયાના વ્હેણમાં આમતેમ ગોથાં ખાધાં કરવાના !–પોતાની ગતિનો ઝોક પોતાના નહિ પણ પારકા હાથમાં રાખવાના: અને બીજાને વશ સર્વસ્વ રાખી દેવાના! દુઃખમાં પારકા પર દેશની ઉન્નતિનો આધાર રાખી પછી પસ્તાવાના ! અરે, પણ આ ખાડામાં પડતાં બચાવવાનો ઉપાય હજી આપણા હાથમાં છે. હજુ સઘળો વખત વહી ગયો નથી. હજુ ચેતીશું તો નક્કી આપણે હેમને વાસ્તે કંઈ કરી શકીશું. હજુ જો આપણે આપણી ફરજ સમજીશું તો હેમને બળતા અગ્નિમાં પડતાં બચાવી શકીશું. માટે ઓ ગુર્જર બ્હેનો અને બંધુઓ ! જાગો અને ત્હમારાં ઉંઘમાં પડેલાં ત્હમારાં બાન્ધુને જગાડો.

વીર રજપુતાણીઓ અને ક્ષત્રિયાણીઓના રગેરગમાં લોહી રૂદાવી રહેનારા પરાક્રમો હેમની આગળ રજુ કરી હેમનામાં વીરતાનો દીપક પ્રગટાવો. શરૂઆતમાં ફ્લોરન્સ નાઇટીંગેલની વાર્તા કરતાં અહલ્યાબાઇની વાર્તામાં હેમને વધારે રસ પડશે. નેપોલીયન કે નેલ્સનનાં પરાક્રમોની વાતો કરતાં પ્રતાપ અને શીવાજીની જીંદગીનું બયાન સાંભળવામાં હેને વધારે રસ લાગશે. માટે જો હેમનાં જીવનનો ખરો ઉદ્ધાર કરવો હોય તો હેમને ત્હમારા પોતાના દેશના વીરોનાં વૃત્તાંત વચાવો. એક વખત જો ત્હમે હેમને આ શીખવશો તો પછી હ્યુગર અને નેપોલીયનની વાર્તાઓ તેઓ પોતાની મેળે વાંચી લેશે. પરંતુ બાળપણના પ્રારંભમાં તો હેમનામાં આપણા દેશનાજ વીરો–મહાત્માઓ માટે માન ઉત્પન્ન કરો. અરે ! આજ સરલ માર્ગ છે. હેમનાં જીવનને ઉન્નત કરવાનો, હેમની આંખ ઉઘાડવાનો. માટે ઓ ગુર્જર સાહિત્યકારો ! આ મ્હારી વિનંતી ઉપર જરા લક્ષ આપી ત્હમારા હૃદયમાં વિચાર કરી જોજો. ફરીથી કહું છું કે દેશ કાળને અનુસરીને જ આપણે હવે નવું સાહિત્ય બહાર પાડવાનું છે. હવે બાળકોને આપણે જંગલની પર્ણકુટીમાં કે ગગન ચુમ્બિત ગિરિઓનાં શીખર પર કે ઘોર અંધારી ગુફામાં વસતા યોગીઓનાં જીવન વૃત્તાંતો નથી કહેવાં. આપણે હેમને હવે વૈરાગ્યનો યોગ નથી શીખવવો. હવે હેમને કર્મ યોગ શીખવવાનો છે. દુનિયામાં રહી પારકાનું હિત સાધવાનો મહા[illegible] શીખવવો છે. માટે એ દૃષ્ટિ બિંદુથીજ સાહિત્ય લખાવું જોઇએ. હવે આપણે હેમને [illegible]ની સર્વજ્ઞતા નથી સમજાવવી કે ભૂત પ્રેતની વાતો નથી કહેવી. આપણે તો હવે હેમને આપણે સૌ એક ઇશ્વરના જ પુત્રો છીએ અને સૌ પોત પોતાનું હિત પુરૂષાર્થથી સાધી શકે છે એ શીખવવું છે.

( અપૂર્ણ પૃષ્ઠ ૧૪૫ મા ઉપર ચાલુ. )

# फूलवाडी.

## અમેરિકાની મુખ્ય કન્યાશાળા.

### ( આયર્વિંગ ગર્લ્સ હાઇસ્કૂલ. )

લેખક: શ્રીયુત્ " જયન્ત " સીનોર

આધુનિક સમયમાં શિક્ષણ પ્રત્યે સદ્‌ભાવ પ્રત્યેક હૃદયમાં સ્થાપિત થતો જણાય છે. છોકરાઓના શિક્ષણની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન પ્રથમથીજ થતો આવતો હોવાથી આજે છોકરાઓ માટે અનેક શાળાઓ સ્થાપન થઈ ઇ-થાય છે અને તેમાં દિન પ્રતિદિન વધારો થતો જશે. પરતુ આપણા સમાજની વિચિત્ર પરિસ્થિતિના કારણે કન્યાઓનાં શિક્ષણ અગર તો સાધારણ રીતે કહીએ તો સ્ત્રી શિક્ષણનો તો સામાન્ય રીતે અનાદર કરવામાં આવ્યો છે, તેપણ હવે એટલું કહી શકાશે કે પાશ્ચાત્ય સંસ્કૃતિના સસર્ગથી એક સમયે પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થયેલો પરંતુ પરિસ્થિતિના કારણથી પુનરપિ જાણે બાલ્યાવસ્થામાં આવી પડેલો હોય એમ હિંદુ સમાજે હાલ જાગ્રત્ થઇ તે સ્વકર્તવ્યનાં પ્રારંભ કરતો હોય એમ લાગે છે. સંસારરૂપી ગાડીનાં બે ચક્ર પૈકી એકજ ચક્ર ( પુરૂષ ) તરફ સર્વ લક્ષ ન રાખતાં દ્વિતીય ચક્ર ( સ્ત્રી ) તરફ પણ હવે દેશ હિતેચ્છુઓનું ધ્યાન જવા લાગ્યું છે. અને તેના પરિણામે સ્ત્રી શિક્ષણ સુધારક અને દુર્ધારક, પ્રગતિશીલ અને સ્થિતિસ્થાપક, ઇત્યાદિ અનેક દ્વંદ્વમાંથી પસાર થઇ, આજે તેનું ભાવિ સુધરતું જાય છે, એમ કહેવાને હરકત નથી પણ ખેદપૂર્વક કહેવું પડે છે કે, પ્રથમજ દૂરદર્શીપણું રાખ્યા સિવાય જે વિષયનો વિચાર કરવામાં આવે છે તેનું પરિણામ જેમ સારૂં આવતું નથી, તેમ સ્ત્રી શિક્ષણના—આ કે પુરૂષના શિક્ષણના સબંધમાં પણ એક માર્ગ નિયત કરેલો નહિ હોવાથી જે રીતે શિક્ષણ ઉપયુક્ત થવું જોઇએ તે રીતે તે ઉપયુક્ત થઇ શક્યું નથી. તેમાં પણ પુરૂષ વર્ગના શિક્ષણનો પ્રશ્ન અનેક દિવસથી લોક દૃષ્ટિ ઉપર હોવાથી તેની પદ્ધતિ અને વિવિધ સ્વરૂપો વિષે ઘણી રીતે વિચાર થઈ શક્યો છે, તેમ સ્ત્રી શિક્ષણ માટે થયું નથી, તે સ્વીકારવની જરૂર છે. બળાનો બાળ વિવાહ કરવો કે પ્રૌઢવિવાહ કરવો, એવા સામાન્ય સમાજ હિતના અથવા સ્ત્રીઓએ " બી. એ. " બનવું કે ફક્ત મેટ્રીક થવું, ઇત્યાદિ શ્રીમાન કુટુંબેની સ્ત્રીઓનાં જીવનને લગતા સવાલોને બાજુએ રાખી, સાધારણ રીતે દેશમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી છે અને કેવી હોવી જોઇએ, તેમનાં કર્તવ્ય શાં છે અને શા હોવાં જરૂરનાં છે, ઇત્યાદિ પ્રશ્નોનો વિચાર કરીનેજ સ્ત્રી શિક્ષણનાં કાર્યક્રમ નિયત કરવામાં આવે તો તે વિશેષ ઉપયોગી થઇ શકે.

પાશ્ચિમાત્ય દેશોમાં પણ આ દૃષ્ટિથી પ્રયત્ન થયા છે અને થાય છે. તે પ્રયત્ન કેવા પ્રકારના છે, તેના એક દૃષ્ટાંત તરીકે અમેરિકાની એક કન્યા પાઠશાળાનો કાર્યક્રમ જોઇએ:

ન્યૂયોર્કમાં વૉશિંગ્ટન આયર્વિંગ હાઇસ્કૂલ નામની એક મોટી કન્યાશાળા છે. આ શાળામાં કન્યાઓને ઉપયોગી એવાજ વિષયો તે સમજી શકે તેવી રીતે શીખવવામાં

આવે છે. આ શાળા જગતની સર્વ કન્યાશાળાઓમાં પ્રથમ પદ ધરાવે છે. આ શાળામાં ૭ હજાર બાળાઓ છે અને બસો કરતાં વધુ શિક્ષકો છે.

કેટલાંક વર્ષ પર આ શાળા ' ગર્લ્સ બાઇબ્લીકલ હાયરસ્કૂલ ' ( કન્યાઓને બાઈબલના ધર્મ ગ્રન્થ શીખવનારી શાળા ) એ નામથી પ્રસિદ્ધ હતી, તે વખતે ત્યાં ફક્ત રસોઇનું અને શીવણનું કાર્ય શીખવવામાં આવતું હતું. શાળાની સ્થિતિ સાધારણ હતી અને તેમાં એક હજાર કન્યાઓ હતી. ત્યાર પછી એ દેશના જાણીતા એક એં ડ્રૂ નામના ગૃહસ્થની આ શાળાના મુખ્ય અધ્યાપક તરીકે નીમણુક કરવામાં આવી. તેનો સ્ત્રી શિક્ષણ વિષે એવો અભિપ્રાય હતો કે, સ્વરાજ્યની પાત્રતા કન્યાઓમાં રહેલી હોય છે. શાળા કંઇ કન્યાઓને માત્ર વાંચતાં લખતાં વિગેરે શીખવવા માટે અથવા શિક્ષકોને આજીવિકા મેળવવા માટે, શાળા ખાતા માટે કે અભ્યાસપત્રક માટે નથી ! આ અધ્યાપક આ શાળામાં આવ્યા ત્યારે શાળાના સર્વ શિક્ષકો અભ્યાસપત્રકનો અક્ષરશઃ અમલ કરનારા છે, એમ તેમને જણાયું. તે જોઇને બાળાઓને ખરેખર જે વિષયો જીંદગીમાં અત્યંત આવશ્યક છે અને ઉપયોગી છે, તે સર્વનું શિક્ષણ આપવાનું તેણે ઠરાવ્યું; અને તેનુંજ પરિણામ નામ ફેર થયેલી હાલની સ્કૂલ છે. આ શાળાનું મકાન નવું બાંધવામાં આવ્યું. તે આઠ માળનું છે. તે બાંધવાની સઘળી વ્યવસ્થા કન્યાઓએ જાતેજ લોકોને હજારો પત્ર લખી, મુત્સદ્દીઓ, વિદ્વાનો, શ્રીમન્તો અને ગૃહસ્થોને મળી કરી હતી. આ મકાન બાંધવામાં પંદર લાખ ડૉલર ખર્ચાયા હતા. ખરેખર ! આવા વિકટ કાર્યમાં પણ બાળાઓએ વિલક્ષણ યશ મેળવ્યો છે, એમાં કાંઇ શંકા જેવું નથી.

શાળાના મકાનમાં પ્રવેશ કરતાં પ્રથમ એક મોટી સગડી ( તાપણી ) આવે છે અને તેના પર સુપ્રસિદ્ધ " બ્રેસ બ્રિજ હૉલ " ( નામના પુસ્તક ) માંનું અતિથ્ય-સ્વાગત દર્શાવનું એક સુંદર વાક્ય લખેલું છે. આ વાક્યનો ભાવાર્થ એ છે કે-" આતિથ્યમાં સઘડી અને નિષ્કપટી અંતઃકરણ છે.'* આ વચનનો ભાવાર્થ અહિંની બાળાઓની વર્તણુંકમાં ઓતપ્રોત થયેલો દેખાય છે. અહીંની બાળાઓ દયાળુ અને આનંદી જણાય છે. અમે તે વખતે આપણે તેમને જોઇએ, તો તે સર્વ એકજ સ્થળે એકત્ર થઇ આનંદ કરતી અગર તો સગડીની ચોતરફ બેસી શીવણ કામ શીખતી અગર વાંચતી દષ્ટિએ પડે છે.

આ શાળાના મકાનમાં ૧૬૦ ઓરડા છે અને તેની વ્યવસ્થા જોતાં જ બહુ આનન્દ પ્રાપ્ત થાય છે. આ સિવાય એક નાટક ગૃહ, અગાસીપર કરેલો બાગ, પશુ સંગ્રહાલય, પદાર્થ સંગ્રહાલય, દુકાન, બેંક, ફોટો ( છબીઓ ) પાડવાનું સ્થાન અને એવાંજ વિવિધ પ્રકારે ઉપયોગી અન્ય ભુવનો આ મકાનમાં છે. નાટક ગૃહમાં રંગભૂમિ, પડદા અને સારા દેખાવો રાખવામાં આવ્યા છે. અહીંનું પશુ સંગ્રહાલય સાધારણ રીતે એક નાનો "રાણી બાગ" છે. તેની સહાયથી પશુ પક્ષી સંબંધી શિક્ષણ આપવામાં આવે છે. અગાસી પરના બાગનો ઉપાહાર તથા જલસા વગેરે આનંદ આપનારા કાર્યમાં ઉપયોગ થાય છે. આવા પ્રસંગે ગાયનનું સર્વ કાર્ય શાળાની બાળાઓજ કરે છે.

* જે દેશોમાં ઘણી સખ્ત ટાઢ પડે છે, ત્યાં સઘડી આગળ બેસાડવો, એ પરોણાનું ખરૂં સન્માન મનાય છે.

ગૃહ-કૃત્ય—શીખવવા માટે એક નમુનેદાર સ્વતંત્ર ઓરડો છે. તેમાં બેસવા ઉઠવાનો એક વિભાગ, એક શયનગૃહ, એક શિશુગૃહ, ભોજનગૃહ, રસોડું, કોઠાર અને સ્નાનગૃહ, વગેરે છે. આ સર્વ ઓરડા એકજ હારમાં છે તેથી ઘણી બાળાઓને એકજ સમયે ભિન્ન ભિન્ન વિષયોનું શિક્ષણ આપવાનું સહેલાઇથી બની શકે છે.

શાળામાં લેખન, વાંચન અને ગણિતનું જરૂર પુરતું શિક્ષણ આપવામાં આવે છે. ગૃહકૃત્ય અને ગૃહશાસ્ત્ર, એ વિષયોનું શિક્ષણ પણ આપવામાં આવે છે. આ શાખામાં સ્ત્રી-અધ્યાપક છે. તે એકજ સમયે પચીસ પચીસ બાળાઓને શિક્ષણ આપે છે. સ્નાનના સમયે સ્નાનથી આરોગ્ય દૃષ્ટિથી શા શા ફાયદા થાય છે તે શીખવવામાં આવે છે; અને સ્નાન ગૃહની રચના કેવી હોય છે, તે કેવી રીતે બાંધવું જોઇએ, તેમજ કેવી રીતે સ્વચ્છ રાખવું, એ સર્વ વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે.

રસોઇગૃહ-પાકશાળામાં શિક્ષણ આપતી વખતે અન્નના વિષયોનું જ્ઞાન આપનારી સ્ત્રી-શિક્ષક કન્યાઓને સાથે રાખી તેમને કુશળ બનાવે છે. રસોઇગૃહ કેવી રીતે બાંધવું, તેમાં કયા કયા પદાર્થો રાખવા અને તે કેવી રીતે ગોઠવવા—કોયલા, લાકડાં, તેલ, ગૅસ અને વીજળીની સહાયથી કેવી રીતે રસોઇ કરવી;—વસ્તુઓની ખરીદી કેવી રીતે કરવી, મીઠા અને પૌષ્ટીક અન્નની પસંદગી કેવી રીતે કરવી, તેમજ તેમનો પૌષ્ટીક ભાગ નીરર્થક ન જવા દેતાં તે કેવી રીતે પકવવું, વગેરે સારી રીતે સમજાવે છે. તેવીજ રીતે ભોજનગૃહ તથા કોઠાર કેવી રીતે રાખવા, વાસણ કેવી રીતે સ્વચ્છ કરવાં, સાફ રાખવાં, વ્યવસ્થિત કરવાં અને સાચવવાં; ભોજન સ્થાન હવાવાળું, પ્રકાશયુક્ત અને કેવી રીતે સ્વચ્છ રાખવું તેમજ તે કેવી રીતે સુશોભીત બનાવવું, પદાર્થો કેવી રીતે પીરસવા વગેરે બાબતોનું બાળાઓને આ સ્થળે શિક્ષણ મળે છે.

ઘરની અંતર્વ્યવસ્થા અને ઘરનું અંતરંગ સ્થાન કેવું હોવું જોઇએ, બેસવા ઉઠવાનું સ્થાન શાંત, સ્વચ્છ અને રમણીય કેવી રીતે બનાવવું, તે પણ અત્રે શીખવવામાં આવે છે જો પિઆનો ( વાજું ) હોય તો તે કેવી રીતે રાખવું અને ક્યાં ગોઠવવું, તે પણ તે વગાડવા અને વ્યવસ્થિત રાખવાના શિક્ષણ સાથેજ સમજાવવામાં આવે છે.

શયનગૃહ વિષે શિક્ષણ આપવામાં સ્વચ્છ અને ખુલી હવા તેમજ પ્રકાશનું મહત્વ સમજાવવામાં આવે છે. તેવીજ રીતે બીછાનું કેવું હોવું જોઇએ, ચાદર, પલંગ, વગેરે કેવી રીતે સ્વચ્છ રાખવાં જોઇએ અને આજારી માણસના શયનની વ્યવસ્થા કેવી રીતે રાખવી જોઇએ, એ સર્વ પણ અહિં શીખવવામાં આવે છે.

શિશુગૃહ ( નર્સરી ) માં બાળકનું કેવી રીતે જતન કરવું જોઇએ તે પ્રત્યક્ષ દર્શાવવામાં આવે છે. શાળાની સ્ત્રીઓનાં નાનાં ભાઇ બહેનોને શાળામાં લાવી તેમને એક બે દિવસ શાળામાં રાખી લઇ,—શિશુગૃહની વ્યવસ્થાપક બાઇની પ્રત્યક્ષ દેખરેખ નીચે બાળકને કેવી રીતે સ્નાન કરાવવું, તેને કેવી રીતે રાખવુ, તેને કેવી રીતે રમાડવુ અને કેવી રીતે સુવાડવું, એ સર્વ શીખવવામાં આવે છે.

આવા પ્રકારની વ્યવસ્થા આ શાળામાં છે. શાળાની સુવ્યવસ્થાનું પરિણામ અહિં ઉત્તમ આવ્યું છે. અહીંઆં શિક્ષણ મેળવનારી બાળા પ્રત્યક્ષ માતા કરતાં પણ બાળકની વિશેષ કાળજી ધરાવે છે; અને તેનાથી બાળકોની આયાઓને પણ વિશેષ માહીતી મળે છે, જેથી બાળકનું મૃત્યુ પ્રમાણ કમી થવા લાગ્યું છે.

# વડોદરામાં સ્ત્રી પ્રયાસ.

## શ્રી. અ. સૌ. ચીમનાબાઈ સ્ત્રીસમાજનો વાર્ષિક અહેવાલ *

[ દેશ પ્રેમી બહેનો તથા બન્ધુઓના શુભ પ્રયાસથી સ્ત્રીહિતની સંસ્થાઓ સ્થળે સ્થળે દિન પ્રતિ દિન વધતી જાય છે, એ બહુ આનન્દની વાત છે. આવી દરેક પ્રવૃત્તિનો વૃત્તાન્ત આ પત્રમાં પ્રકટ થાય એમ અમારી ઇચ્છા હોવા છતાં, સ્થળ સંકોચને લીધે તેમ બનવું સ્વાભાવિક રીતે અશક્ય છે. સેવા સદન અને વનિતા વિશ્રામો ઉપરાંત મુંબાઇનું 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ" તથા ત્હેની ભાવનગર ખાતેની શાખા, વડોદરાની "શ્રી સૌ. ચીમનાબાઇ સ્ત્રીસમાજ"તથા અમદાવાદમાં કેટલાક વખતથી ચાલુ થયેલું "મહિલા મંડળ," વગેરે સભાઓ ઘણું સારૂં કામ કરી રહી છે, એમાં કાંઇ શક નથી. એક સારી સ્ત્રી સંસ્થામાં કેવા પ્રકારનું કામ થઇ શકે છે ત્હેની માહિતી બહાર ગામની સમાજોને બહુ ઉપયોગી થઇ પડે. આમ હોવાથી આ વાર્ષિક અહેવાલ અહિં પ્રકટ કર્યો છે. દરેક ગામમાં વડોદરાના જેટલી અનુકૂળતા ન હોય એ સંભવિત છે, છતાં પણ અમને ખાત્રી છે કે કોઇપણ સ્થળે અન્તઃકરણ પૂર્વક કામ કરનારને સઘળા પ્રકારની સગવડો ધીમે ધીમે મળી આવ્યા વિના રહેતી નથી. આ સંસ્થાના ઉત્સાહી વ્યવસ્થાપકોને અમો ધન્યવાદ આપીએ છીએ અને ત્હેમના સત્પ્રયાસનું ગૂજરાતમાં સર્વત્ર અનુકરણ થાય, એવી આશા રાખીએ છીએ.

— તન્ત્રી, સુ. સુ. ]

**શ્રી. અ સૌ. માતુશ્રી મહારાણી સાહેબ,**

આજ આ સમાજના વાર્ષિક ઉત્સવ નિમિત્તે આપે અહીં પધારીને અમને સહુને ઘણુંજ ઉપકૃત કર્યા છે, સ્ત્રી ઉન્નતિનાં સઘળાં કાર્યમાં આપ ઘણોજ ઉત્સાહ ધરાવો છો એટલે અહીં આપ પધારો એ સ્વાભાવિક છે. દેશમાં જે જે સ્થળે સ્ત્રી ઉત્કર્ષની સંસ્થાઓ છે તે સહુને માટે આપ સહાનુભૂતિ રાખો છો એ અમે જાણીએ છીએ, તેથી આપણાજ શહેરમાં એવી એક સંસ્થા માટે આપને અન્તઃકરણની લાગણી હોયજ, અને આપનું શુભ નામ એ સંસ્થાને આપવાની પરવાનગી આપીને એ લાગણી આપે જાહેર કરી આપી છે. વળી શ્રીમંત, ગરીબ સહુને માટે આપને સમાન વૃત્તિ છે તેથી આવી એક પ્રજાકીય સંસ્થાનું આમંત્રણ આપ સત્વર સ્વીકારો એ યોગ્યજ છે.

સ્ત્રી ઉન્નતિ તથા સ્ત્રી કેળવણી માટે શ્રીમંત મહારાજા સાહેબે જે અપૂર્વ યત્ન આદર્યો છે તેમાં આપે પણ આહૂતિ આપી છે. આપ બન્નેના આ મહાયજ્ઞમાં પ્રજા પણ ઘણા ઉત્સાહથી ભાગ લે છે. રાજા પ્રજા બન્ને તરફથી એક સરખું પ્રયાણ થાય તો ભવિષ્યમાં સુરસિક ફળ ઉત્પન્ન થાય એ આશા જરા પણ અસ્થાને નથી. આપના તરફથી જે જે પ્રયાસ થયા છે તેને પ્રજાએ આનંદ ભેર વધાવી લીધા છે, અને હજી પણ તેવા પ્રયત્ન અનેકધા થશે તો આપનું નામ ઘેરેઘેર પ્રત્યેક બાલિકાને મુખે ગવાશે. અને જે પ્રમાણે અહલ્યાબાઇ હોલકરનું નામ સ્ત્રી જાતિના હિંદુસ્થાનના ઇતિહાસમાં અમર થઇ

* નામદાર મહારાણી સાહેબના પ્રમુખ પદ નીચે મળેલી સભામાં રજુ થયો હતો.

ગયું છે તેના કરતાં પણ શતધ આપનું નામ માજી રહેશે ઈશ્વર આપના કાર્યમાં સહાય રહો અને આપને દીર્ઘાયુષ્ આપો એટલી અમારી નમ્ર પ્રાર્થના છે.

સ્ત્રી જાતિની ઉન્નતિને અર્થે અનેક પ્રયાસ થાય છે, તેમાં આવી સમાજો એ પણ એક માર્ગ છે. આ શહેરમાં આવા જ હેતુથી, શ્રીમત મહારાજા સાહેબની ઇચ્છાથી, અને માજી દીવાન સાહેબ મી કેરશાસ્પજી દાદાચાનજીના સતત પ્રયાસને પરિણામે ઇ સ. ૧૯૦૩ માં **સ્ત્રીહિતવર્ધની** સભા સ્થપાઇ હતી. એ સસ્થા હજી પણ ઘણી સારી રીતે ચાલે છે હિંદુ, મુસલમાન, પારસી, સર્વે કોમની બહેનો એકત્ર થઇને ભગિની ભાવમાં વૃદ્ધિ કરવાના હેતુથી અઠવાડીઆમાં એક વાર પબ્લિક પાર્કમાં હિલ્ડી પેવિલિઅનમાં મળે છે. ત્યાં રમતગમતનાં ઘણાં સાધન શ્રીમત મહારાજા સાહેબ તરફથી મળેલાં છે. તે ઉપરાંત સેન્ટ્રલ લાઇબ્રેરી તરફથી પુસ્તકો પણ મળે છે. આ પ્રમાણે આ સસ્થા ઘણુ ઉપયોગી કાર્ય કરે છે.

પરતુ ઇ. સ. ૧૯૧૪ ના ડિસેબર મહિનામાં આપ જ્યારે અનેક ઉપાધિ સહન કર્યા પછી યુરોપથી પાછાં પધાર્યાં, તે પ્રસગે અહીની પ્રજાની સ્ત્રીઓ તરફથી જે આનદ ઉદ્ગાર કઢાડવામાં આવ્યો હતો, અને જે એકત્રતા બતાવવામાં આવી હતી તે પ્રસગે સહજ વિચાર ઉત્પન્ન થયો, કે આપણી પ્રજા વર્ગની સ્ત્રીઓનાં મન ખીલવવાને, તેમને જ્ઞાન તથા આનંદનાં સાધન પૂરા પાડવા માટે કાંઇક યોજના થવી જોઇએ. સાધારણ વર્ગની સ્ત્રીઓ માટે અને શ્રીમત વર્ગની સ્ત્રીઓ માટે જૂદી જૂદી સસ્થાની જરૂર જણાઇ આવી પબ્લીક પાર્કની જગ્યા શહેરથી ઘણે દૂર હોવાથી, તેમ જ સાધારણ વર્ગની સ્ત્રીઓને રસોઇ પાણી, ઘરનું ઇતર કામ હાથે કરવાના કારણને લીધે વખત પણ અનુકૂળ ન હોવાથી તેમને મન ખુલ્લું થવાને કાઇપણ સાધન હોતું નથી, તેથી તેમને અનુકૂળ જગ્યા, તથા અનુકૂળ વખત હોય તો સામાન્ય સ્ત્રીઓ ઘડી નવરાશનો વખત નિર્દોષ આનદમાં કહાડી શકે, અને તેની સાથે જ્ઞાન, તથા ઉદ્યોગનો વધારો કરી શકે આવા કાંઇક હેતુથી તા. ૨૦-૧-૧૫ ને દિવસે અહીની કેટલીક સ્ત્રીઓની સભા આ બાબતની ચર્ચા કરવા માટે સુરસાગર કન્યાશાળામાં ભરવામાં આવી હતી. તેજ વખતે એ ચર્ચાએ વ્યવહારૂ રૂપ લીધુ અને શહેરમાં રહેતી સ્ત્રીઓને રમતગમત માટે, તથા તેમને ખુલ્લી હવાનો લાભ મળે, કસરતના સાધન મળે, શીવણ, ભરત, વેતરવાનું, નર્સીંગ, ફર્સ્ટએડ, ઇત્યાદિ સ્ત્રીઉપયોગી વિષયનું જ્ઞાન મળે, એવા અનેક સદ્હેતુથી આ સમાજ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યુ અને તેને માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક કમિટી નીમવામાં આવી.

| | | |
|---|---|---|
| અ. સૌ. રૂક્મણી બહેન સામળ બેચર | | પ્રમુખ |
| અ. સૌ. ધનવતાગૌરી મનુભાઇ | | ઉપ પ્રમુખ. |
| અ સૌ. ચંચળ બહેન ગિરધરલાલ | } | સભાસદો |
| અ. સૌ દક્ષા બહેન મહેતા. | } | સભાસદો |
| અ સૌ. ત્રિવેણીગૌરી નંદનાથ દિક્ષિત. | } | સભાસદો |
| અ. સૌ સીતાબાઇ ગોખલે | } | સભાસદો |
| અ સૌ ગોદાવરી બહેન માણેકલાલ. | } | સભાસદો |

અ. સૌ. શારદા મહેતા. }
અ. સૌ. કાશીબાઇ હેરલેકર. } સેક્રેટરી.

સ્ત્રીસમાજમાં કાર્યવાહકો સ્ત્રીઓ જ હોવી જોઇએ એ વાત સત્ય છે, પરંતુ હજી આપણે આવું કાર્ય કર્યું નથી, અને કર્યું હોય તોયે પુરૂષોની સલાહની તો જરૂર પડે જ. પુરુષવર્ગના વિશાળ અનુભવનો અને જ્ઞાનનો ઉપયોગ આપણે કરવાની જરૂર ડગલે ડગલે પડે છે અને પડવી જોઇએ, એમ ધારીને પુરૂષની સલાહકારક કમિટી નીચે પ્રમાણે નીમવામાં આવી હતી.

## ગૃહસ્થોની સલાહકારક કમિટી.

રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા.

રા. રા. પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ.

રા. રા. ગિરધરલાલ ઉત્સાલાલ પરીખ.

આ ઉપરાંત રમત ગમત ઇત્યાદિ કાર્યને માટે જૂદાં જૂદાં સેક્રેટરી નીમ્યા હતાં.

| | |
|---|---|
| બહારની રમતો. | સૌ. ધનવંતાગૌરી મનુભાઇ. |
| અંદરની રમતો. | સૌ. સીતાબાઇ ગોખલે. |
| બાળકોની રમતો. | સૌ. કક્ષા બહેન. |
| શીવણ કામ. | સૌ. ત્રિવેણીગૌરી. |
| ભરત કામ. | સૌ. તારાગૌરી હરિપ્રસાદ. |
| ભાષણો, સીનેમેરોગ્રાફ. | સૌ. કાશીબાઇ હેરલેકર |
| ખજાનચી. | સૌ. શારદા મહેતા. |

સૌ. ચંચળ બહેન ગિરધરલાલ.

આ સભાનું નામ શ્રી. સૌ. મહારાણી સાહેબની પરવાનગીથી શ્રી. ચીમનાબાઈ સ્ત્રીસમાજ રાખવામાં આવ્યું હતું.

અહીંની સેન્ટ્રલ લાઇબ્રેરીના વ્યવસ્થાપક મિ. કુડાલકર તરફથી લાઇબ્રેરીનાં ગુજરાતી અને મરાઠી પુસ્તકો પૂરાં પાડવામાં આવે છે. આ ઉપરાંત સ્ત્રીઓની સમાજ એટલે બાળકોને ઘેર મૂકીને આવવું અનુકૂલ ન પડે એટલે બાળકોના આનંદાર્થે અનેક પ્રકારની રમતો પણ એ જ લાઇબ્રેરી તરફથી મોકલવામાં આવે છે. અને તે ખાતે આ સભા તેમનો ઉપકાર માને છે. સમાજના ઉપયોગ માટે કન્યાશાળાનું મકાન વાપરવાની પરવાનગી આપવા માટે લેડી સુપરિન્ટેન્ડેન્ટ મિસ એંજીનીઅરનો પણ આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માને છે. વળી લાઇબ્રેરી તેમ જ રમતો સર્વની વ્યવસ્થા માટે સૌ. આનંદીબાઇ પ્રભુ દેસાઇ પોતે જાતે દર અઠવાડીએ આવીને ઘણો જ શ્રમ લે છે. આ શાંત બહેન જરા પણ દેખાડો કે ઢોંગ વગર માત્ર પ્રભુપ્રિત્યર્થે જે અપૂર્વ સેવા કરે છે, તેમનાં વખાણને માટે જેટલું કહીએ તેટલું ઓછું છે એ બહેનનો દાખલો લઇને બીજાં બહેનો જો થોડો પણ શ્રમ લે તો સમાજની ઉન્નતિ ઘણી સરળતાથી થાય.

શીવણકામ, ભરતકામ વિગેરે શીખવવા માટે કન્યાશાળાના શીવણ માસ્તરને રોકવામાં આવ્યા છે. આ ગૃહસ્થ ઘણા ઉત્તમ કારીગર છે ને વળી અઠવાડીઆમાં એક વાર શીખવવા માટે વગર પગારે કામ કરે છે, તે માટે સમાજ તેમની અને કન્યાશાળાના સુપરિન્ટેન્ડેન્ટની આભારી છે.

સીનેમેટોગ્રાફના પ્રયોગ દ્વારા સ્વચ્છતા, આરોગ્ય, ઇત્યાદિનું શિક્ષણ રા. રા. જન્મશંકર બુચ તથા રા. રા. ન્હાનાભાઇ દીવાનજીએ વારંવારે આપ્યું હતું, તેને માટે સભા તેમનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માને છે. આ ઉપરાંત બળેવની રક્ષા બન્ધનની ભાઇ પસલી નિમિત્તે રા. ભાઇ ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, તથા રા કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ સમાજને મદદ આપી હતી, તે માટે પણ સભા તેમનો ઘણો આભાર માને છે.

સ્ત્રીઓની માનસિક ઉન્નતિ થવાના હેતુથી પ્રસંગોપાત વિદ્વાન ગૃહસ્થોને તથા સન્નારીઓને આપણા શહેરમાંથી તેમજ બહાર ગામથી ભાષણ કરવાને બોલાવ્યાં હતાં તેમજ સમાજની બહેનોએ પણ કોઇ કોઇ વાર ઉપદેશ કર્યો હતો.

વ્યાખ્યાનોનો ક્રમ નીચે પ્રમાણે હતોઃ

| વિષય. | ભાષણ કર્તા. |
|---|---|
| તા. ૨૮—૩-૧૫ નર્સીંગનું રેખાદર્શન. | ડૉ. સુમત મહેતા. |
| તા. ૭—૨-૧૫ ગ્રહણ ( મેજીકલેન્ટર્ન સાથે) | મિ. ઇંદ્રવદન પંડ્યા તથા જયશ્રીબહેન. |
| તા. ૪—૪-૧૫ બાલકોની સભાળ. | ડૉ. મિસ વિદ્યાબાઇ. |
| તા. ૧૧—૪-૧૫ સ્ત્રીઓની સમાજ સેવા. | રા. રા. હરજીવનદાસ કાલીદાસ. |
| તા. ૧૨—૪-૧૫ ગૃહિણી ધર્મ. | ,, ,, ,, |
| તા. ૧૮—૪-૧૫ અમેરિકાની સ્ત્રીઓ. | રા. રા. ઠાકોરલાલ પંડ્યા. |
| તા. ૧૫—૪-૧૫ પ્રાચીન સમયની સ્ત્રી કેળવણી. | શ્રી રામજી. |
| તા. ૨૭—૬-૧૫ સ્ત્રીઓ સમાજસેવા કેવી રીતે કરી શકે. | ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા. |
| તા. ૧૧—૭-૧૫ રસિક વાર્તાઓનું કથન | રા. રા. ઓધવજી. |
| તા. ૧—૮-૧૫ ગૌરી વ્રત. | રા. રા. " લલિત. " |
| તા. ૨૨—૮-૧૫ ભક્તિ, મૃત્યુ અને સમાજસેવા. | રા. રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુ. |
| તા. ૧૨—૯-૧૫ કન્યાવિક્રય. | રા. રા. કૃપાશંકર ઝીણાભાઇ પંડ્યા. |
| તા. ૩૦—૯-૧૫ સ્ત્રી ધર્મ. | રા. રા. " લલિત. " |
| તા ૨૪-૧૦-૧૫ સતીત્વ-અનસૂયા આખ્યાન. | રા. રા. શાસ્ત્રી દામોદર કાનજી. |
| તા. ૧૯-૧૧-૧૫ સ્ત્રી કેળવણી. | શાસ્ત્રી મુનીશ્વર. |
| તા. ૧૨-૧૨-૧૫ સુપનું મુળ. | ગં. દીપક બહેન. |
| તા. ૧૯-૧૨-૧૫ ઉત્તમ કુટુંબ. | સૌ અવન્તિકા બહેન. |
| તા. ૧૬—૧-૧૬ ગૃહિણી ધર્મ. | શાસ્ત્રી દામોદર કહાનજી. |
| તા. ૨૩—૧-૧૬ સ્ત્રીઓના ધર્મ- | સૌ. વિદ્યાગૌરીની નીલકંઠ. |
| તા. ૬—૨-૧૬ મદાલસા આખ્યાન. | રા. રા. શાસ્ત્રી દામોદર કહાનજી. |

માણે સ્ત્રીઓની શારીરિક, માનસિક, અને નૈતિક ઉન્નતિ માટે વિવિધ પ્રકારે ઉપયોગી યોજનાઓ આ સંસ્થાએ પ્રયાસ કરવા માંડયો છે. છતાં ઘણી સંખ્યામાં સ્ત્રીઓ સમાજનો લાભ લે તે હેતુથી તેની ફી ઘણીજ જુજ રાખવામાં આવી છે. મહિને માત્ર રૂ. ૦-૪-૦ ફી રાખવામાં આવી છે. અને તેમાંએ કોઇ પણ કુટુંબની એકથી વધારે સ્ત્રીઓ મેમ્બર થાય તેમ હોય તો મુખ્ય મેમ્બરની રૂ. ૦—૪—૦, બીજા મેમ્બરની રૂ. ૦-૨-૦, અને ત્રીજા મેમ્બરની રૂ. ૦—૧-૦, અને ત્યાર પછી દરેકની રૂ. ૦—૧—૦ એમ રાખવામાં આવ્યું છે. એટલે કોઇને ભારે પડે નહિં.

આ વાર્ષિક રીપોર્ટ પુરો કરતાં પહેલાં વ્યાખ્યાન તથા વાંચન આપનાર બ્હેનો અને ભાઇઓનો તેમજ સમાજના કામકાજમાં ભાગ લઇને સમાજનું કામ આગળ વધારનાર ઉત્સાહી બ્હેનો, તથા ભાઇઓનો તેમજ ફર્સ્ટ એઇડ્ ઇત્યાદિનું શિક્ષણ આપવા માટે પોતાનો અમુલ્ય વખતનો ભોગ આપનાર દાકતરોનો તથા કન્યાશાળાના ઉપયોગ માટે મિસ્ત્ર એન્જીનનીઅરનો, સયાજી વિજયના માલિકનો તથા ડો. સુમંત મહેતા, જેમના મૂળ વિચારથી આ સમાજ સ્થપાઇ છે, તેમનો અમે અન્તઃકરણ પૂર્વક ફરી આભાર માનીએ છીએ. રા. રા. પિનાકીપ્રસાદે વખતો વખત જે કીંમતી સલાહ આપી છે અને સહાય કરી છે તેને માટે ખાસ આભાર માનવાની પરવાનગી લઇએ છીએ.

ઉપર જણાવેલી હકીકત ઉપરથી આપને જણાયું હશે કે આ સમાજ પોતાનો ઉદ્દેશ કેટલેક અંશે પાર પાડી શકી છે. આવી સમાજના કાર્યને ચાલુ રાખવા સારૂ તમામ બ્હેનોની તન, મન અને ધનની અવશ્ય જરૂર છે. સમાજે જે જે કામ કરવા ધાર્યાં છે, અને જે જે કાર્ય કરવાનાં અધુરાં છે, તે બ્હેનોની જાત મહેનત ઉપર આધાર રાખે છે આ કાર્ય પુર ઉત્સાહથી સંગીનપણે આગળ વધારવાની જરૂર અમે સ્વીકારીએ છીએ. પુરૂષવર્ગ તરફથી તેમાં સાહનુભૂતિ મળશે તો અમારૂં કામ સરળ થશે.

આખા વર્ષનું ખર્ચ બાદ કરતાં સમાજ પાસે કાંઇ જ રકમ રહેતી નથી તોપણ આપ નામદાર પાસે અમે પૈસા માગતાં નથી. પરંતુ આપની સહાનુભૂતિની ઇચ્છા રાખીએ છીએ તેમ જ કોઇ કોઇ પ્રસંગે આપનાં દર્શનની આશા રાખીએ છીએ. તે ઉપરાંત આપના તરફથી કાંઇ પણ સેવા બજાવવાની સૂચના થશે તો અમે સર્વ બ્હેનો તે કરવાને તત્પર છીએ. તો આપ અમને વખતો વખત સૂચના કરવાનો શ્રમ લેશો એટલી અભિલાષા છે.

આપે અનેક અગવડો વેઠીને અહીં પધારવાની તસ્દી લીધી છે, તેથી અમે સર્વ બ્હેનો આપનાં ઘણાં જ આભારી થયાં છીએ. ઈશ્વર શ્રીમંત મહારાજા સાહેબને તેમજ આપને તથા સર્વ કુટુંબને દીર્ઘાયુષ્ અને અખંડ કીર્તી બક્ષો, એટલી પ્રાર્થના કરીને આ સમાજનો પ્રથમ વાર્ષિક રીપોર્ટ પૂરો કરવાની રજા લઇએ છીએ.

સિલ્વર જ્યુબીલી પાર્કમાનું બાવલું



ठ. आनंदजी मूलजी धानी तरफथी भेट.

લેડીઓએ ઉભું કરેલું મહારાજાનું બાવલું



ठ. आनंदजी मूलजी धानी तरफथी भेट

ठ. आनंदजी मूळजी पांधी तरफथी भेट.

## सुन्दरी सुबोध.

પુરાણુ ભારતનો હવાઇ રથ.



આ પુષ્પક વિમાન.

( પુષ્પક વિમાનમા બેશીને રામચંદ્રજી લંકાથી અયોધ્યા આવ્યા હતા. )

# प्रवास मंजरी.

---

## પાવાગઢ–મહાકાલીની યાત્રા.

લેખક રા. રા. વીનુભાઈ અનંતરાય મેહ.—વડોદરા

૧.

અહોનિશ સરકારી કામે ભગ્તા નોકરને પોતાની વાર્ષિક ફેરણીમાં જ્યારે સાંનિધ્યમાં કોઇ જોવાયોગ્ય સ્થળ કે યાત્રાનુ ધામ આવેલ જણાય છે ત્યારે તેને તે તરફ જવાની સામાન્ય અને સાહજીક પ્રેરણા થાય તેમા નવાઇ જેવુ નથી. ગત દ્વાદશ વર્ષથી મારો મુકામ સાવલી જાય ને પ્રતિવર્ષ પાવાગઢ જવાનો વિચાર કરૂં પણ યોગ આવેજ નહીં ને અનેક ઉપાધ નડતા એકદમ પાછુ આવવુ પડે ને વળી એમ પસ્તાવો થયા કરે કે "ક્યારે જવાશે !–કોણ જાણે" મનને બહુ આસ્થા છતાં એમ પણ શંકા કોઇવાર થઇ જાય કે "જવાશે કે નહીં ? આટલી ખેપ નીકળી તો નહીં જાય ?" પણ મને હમેશાં શુદ્ધ સંકલ્પ ઉપર ઘણી શ્રદ્ધા છે ને મને તેણે સદા સહાય કરી છે. અર્થાત્ તે પરિપૂર્ણ થયા વગર રહેતાજ નથી.

ઉત્તમ પ્રેરણાથી ઉત્તેજીત થઇને ચાલુ સાલ મારો નિશ્ચય પાવાગઢ ઉપર જવાનો, તથા શ્રી કાલિકા મહારાણીના ઉગ્ર સ્વરૂપમાં દર્શન લેવાનો થયો. અને જ્યાં તેવો વિચાર થયો કે તરત તેની સિદ્ધિને અર્થે પગથીઆં એકદમ ચણાવા માંડયાં કોઇ કહે કે "હમે સાથે આવીએ ?" કોઇએ સુચવ્યું કે "આગળ જઇને બંદોબસ્ત કરૂં ?" બુઢ્ઢા "છોટુકાકા મારો વિચાર જરા શિથિલ થતાં ઢીલા પડી ગયા અને ઓશીઆળે મ્હોંડે કહેવા લાગ્યા કે "જઇએ તો સારૂ. હરકત નહી આવે" એ પણ મારી માફક ઉમ્મરે પોહોચ્યા છે. પણ કેટલાક કારણોથી એમની ઉમ્મર હું મારાથી હમેશાં અડધી ગણું છુ સોબતમાં આવનારા એકાએક ગોઠવાયા કારકુનો હમેશાં ઉત્સાહી હોય છે. મદદ રૂપ થઇ પડે છે સીપાઇઓ પણ લાલચે આગળ પડીને કામ કરે છે. તેમાં આજના જમાનામાં બ્રાહ્મણને મુસલમાની ડોળ કરવો વધારે ગમે. અને અધમ કોમ વાળાને ઉચ્ચ પંક્તિનાં આચરણ વિશેષ ઇષ્ટ લાગે. એવા પ્રકારના સીપાઇઓ પણ તૈયાર થયા. ને છેવટે મ્હારા પુત્ર સમાન, એક યુવાન વકીલ જેઓ આનંદી અને સરળ સ્વભાવના છે, તેમણે સાથ ભરીને હમારી પ્રવાસી મંડળીને યુક્ત બનાવી અર્થાત્ હમારા મંડળમા એક બુઢ્ઢો, બીજો કહેવામાં બુઢ્ઢો તથાપિ લેખવામાં યુવક, ત્રીજો શેઠ, ચોથો અનગડીઓ છેલ છબીલો બ્રાહ્મણ કારકુન, પાંચમો દેખાવમાં શાંત પણ ધીમી મશ્કરીથી સહુને ખુશ કરનાર પ્રભુ ગૃહસ્થ, ગીરાસ ખાતામાં રહીએ એટલે એક ગીરાસીઓ સીપાઇ અને છેવટમાં, પણ અગત્યમાં પહેલો, એક બ્રાહ્મણ, સહુને માથે છોગુ મુકે તેવો–જે વખતે કથીને તે ફેરો ફરમાવે તે વખતે એક મુસલમાન જવાનને પણ એકવાર છક્કડ ખવડાવે તેવો !–કહો સાહેબ, હવે હમારી સોબત બરાબર ગોઠવાઇ ગઇ કે નહી ?

ગાડીના વખતની બરાબર ખબર નહીં હોવાથી અને થોડા વખતમાં ઝાઝું કામ કરવાની ઇચ્છાથી પ્રથમ હમે હાલોલથી પગ રસ્તે જવાનો વિચાર કર્યો. પણ જ્યારે હમને ખબર પડી કે ઠેઠ ચાંપાનેર તેજ ગાડી જઇ શકે છે ત્યારે હમે સીધા ત્યાં જઈને વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. હાલોલના પ્રસિદ્ધ શેઠ ચુનીલાલ દામોદરદાસના પુત્ર હિરાલાલ હમારી સાથે મદદમાં આવ્યા, જેથી હમને રહેવા કરવા વગેરેની ઘણી સુગમતા પડી ને હમે કાર્ય સિદ્ધિ કરી શકયા.

ચાંપાનેરમાં શ્રાવક લોકોની આવી મોટી અને સવડતાથી ભરપુર ધર્મશાળા હશે તેનો મ્હને ખ્યાલ ન્હોતો. મકાન ઘણુ ભવ્ય અને મોખરા ઉપર છે. અંદરના ભાગમાં કૂવા વગેરેની સવડ છે. ઓરડીઓ સ્વતંત્ર મળી શકે છે અને ગાદલાં ગોદડાં પણ તમારે જોઇતાં હોય તો માગણીથી મળે છે. ધર્માર્થ કામને માટે ગયેલા હોય એટલે તમે મફત વાપરવાની દાનત તો નજ રાખો. આપણા અધિકારી વર્ગે આંખ બગાડી છે એટલે તેમને કે તેમના માણસને ગામડાંમાં કોઇ ધીરતું નથી. હમારા સદ્ભાગ્યે હમારે હાલોલના શેઠનું મધ્યસ્થપણું હતું, એટલે કોઇ તરેહની ભાંજગડ પડી નથી. ઘરની માફક ગોઠવાઇ ગયા, અને બે કારકુનો તથા વકીલ સાહેબને ધર્મશાળાના કારકુન અને તેના કુટુંબ સાથે પતાં ટીચવાનું મળ્યું એટલે એમને તો સુખ સાથે આનંદ પણ પ્રાપ્ત થયો હશે. કહ્યું છે કે ખાનાર પીનારનાં નસીબ જેવાં હોય તે પ્રમાણે તેમને મળીજ રહે છે. રાત્રે સ્વસ્થતાથી સુઇ રહ્યા અને પરોઢથી ઉઠીને જવાની તૈયારી કરવા માંડી સારે સવારમાં ઉઠીને તૈયાર થવું એ ઘણું મુશ્કેલ છે ન્હા પાણી વગર આખ્ખો ઉઘડે નહિ. તે પછીથી આહ્નિક શરૂ થાય. બધું સાથે રાખીએ, પણ તાજા દૂધને માટે કંઇ ગાય કે ભેંસ ઉપાડીને સાથે રખાઇ ? દૂધ સારૂ તો બંદોબસ્ત કરવોજ જોઇએ. રાતનું કેટલીકવાર વાસી રાખીએ છીએ પણ આ સ્થળે તો આવ્યા જ મોડા એટલે તે પણ બને શી રીતે ? ન્હા પાણીની હોટેલવાળા સાથે બંદોબસ્ત કર્યો પણ તેણે ના પાડી ગામડાંમાં લોકો વહેલાં દૂધ કાઢતા નથી. શા કારણથી તેમ હશે તે સમજાતું નથી. પણ સારા સારા ભાગ્યે દૂધ જરા વહેલું મળ્યું. ઝપાટામાં પરવારીને મંડળી જવાને ઉપડી ને સૂર્યોદય થતાં થતાંમાં ચઢાવ આગળ આવી પોંહોચ્યા.

જુનાગઢથી જ્યારે ગીરનારના પહાડ ઉપર ચઢવુ હોય અને દામાકુંડથી ચઢાવની વાત આગળ જઇને ઉપર જોતાં ગીરિનારાયણ દ્દષ્ટિએ પડે છે, અથવા ત્ર્યંબકના પહાડ ઉપર ચઢતાં જેવો નીચેથી આભાસ થાય છે, તેવાજ પ્રકારનું ચિત્ર ચઢાવ આગળથી પાવાગઢનું નજરે પડ્યું. દેખાવ ખુશનુમા છે. અનેક જાતિનાં ઝાડ,-ખાખરા, પીપર, વડ, લીંબડા, સાગ, જાંબુડા, કેસુડાનાં વૃક્ષો જોવામાં આવ્યાં. બન્ને બાજૂએ ઝાડની હારો છે, અને વચ્ચે પગકેડીનો રસ્તો છે. શરૂઆત કેટલોક ભાગ સપાટ છે, એટલે ચઢતાં કાંઇ નથી લાગતું જેમ જેમ ઉંચે જઇએ છીએ તેમ તેમ અઘરૂં લાગે છે હજી આંહી સુધી તો ઠીક છે. પણ તે મૂકીને આગળ જતાં છાતી ભરાઇ આવે એવો ઉંચો માર્ગ છે. પથ્થરો પણ એક અહીં અને બીજો પણે, એટલે બે પગ વચ્ચેનું અંતર પ્રત્યેક ડગલે અનિયમિત અને કઢંગું એટલે છાતી સાથે પગને પણ કષ્ટ અસાધારણ રીતે પોંહોચે છે. જેમ જેમ ઉપર ચઢીએ છીએ તેમ તેમ કેટલોક ભાગ કિલ્લા સમાન બંધેલો, ભાગાતુટા

પગથીઆં. પડી ગયેલા બુરજ. નિરથક કરી નખેલી તોપો. દરવાજા અને તેની અંદરના ચોક માલના ઘુમ્મટદાર અને ઘાટીલા દરવાજા. ચઢવાના રસ્તાની બાજુએ ખીણો, અને પાણીનાં ઝરણો. પથ્થરના કામની મજબુતી એમના ઉપર કાળના ઝપાટા છતાં, હજી તેવી ને તેવીજ, કોઈ સ્થળે જણાતી જોવામાં આવે છે. જે ઉપરથી તે વખતના કામકરનારા અને બાંધકામનાં સાધનો સાથે, હાલનાં તકલદી કામ-તેના રાખનાર કંટ્રાકટર અને તેમના ઉપર દેખરેખ સારૂ રાખવામાં આવેલા સરકારી અમલદાર વર્ગની કુનેહ અને શક્તિનું સરખાવાપણું પ્રેક્ષકને આપોઆપ આવી જાય છે, અને તે વખતનાં કામ અને તેમના કરનારાને માટે ધન્યવાદના ઘોષનો ઉદ્દ્ગાર સહજ નીકળી પડે છે. તે વખત આટલાં કામ મજબુત થતાં અને આજે આવાં " ચાર દહાડાના ચાંદરણાં " જેવાં કયમ થતાં હશે, તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. પણ અન્ય વસ્તુ જેવી રીતે કૃત્રિમથી ભિન્ન છે, તેવી રીતે તે વખતનાં કામ અને હાલનાં કામની મારા મનથી હું સરખામણી કરૂં છું. રસ્તાની બન્ને બાજુના કોટ અને દરવાજા તથા કેટલાક ભાગમાં પડતર ખડીએરના દેખાવથી કયો ભાગ મુખ્ય હશે, કયો કયાનો અમુક રીતે સંબંધ કર્તા હોવો જોઇએ અગર આટલે ઉંચે આવી રીતે બંદોબસ્તની શી આવશ્યકતા લાગેલ કે આવું મજબુત કામ કરીને યુદ્ધ સામગ્રીની તૈયારીઓ કરી રાખવામાં આવી હશે. પહાડની નીચેનો તમામ પ્રદેશ નીચાણમાં છે એટલે એવું અનુમાન થઇ શકે કે ઉપરનો સારો બંદોબસ્ત હોય તો પહાડ ઉપર કોઇની તાકાદ નથી કે સહેજમાં ચઢી શકે. ઉપરથી તોપના મારા ચાલે કે તરત નિકાલજ આવી જાય.

ચઢતાં અડધા ભાગે માચીનું સ્થળ આવે છે, જેને હું પેહેલી ટુંક કહું છુ. અહીંવાં આગળ લશ્કરનો પ્રથમ ભાગ રાખવામાં આવતો હશે. ઘોડેસ્વાર વગેરેની જરૂર જણાતી હશે તેમને પણ ત્યાંજ રાખતા હશે, કેમકે તેની ઉપર ઘોડાં ચઢી શકે તેમ નથી ને કંઇ ઉપયોગ પણ ન થાય. તેની ઉપરની ટુકને આપણે કોઠારની સંજ્ઞાથી ઓળખીશું. હાલ ત્રણ મોટા ઓરડા ઘુમટદાર અને મજબુત છે. નીચે ભોંયરાં છે. પાણીનાં ટાંકા છે. મતલબ કે ઉપર રહેનારાંના ખાનપાનને સારૂ આ કોઠારની ગોઠવણની યોજના હશે. તેલીઆ તલાવની વસ્તુસ્થિતિ આ અનુમાનને ટેકો આપે છે કેમકે તેના સિવાય તે સ્થળે પાણીનું અન્ય સાધન નથી. કોઠારથી જેમ જેમ ઉંચે જઇએ છીએ, તેમ તેમ ચઢાવ વિકટ, ખીણો ઉંડી અને ભયંકર. એવું ઉગ્ર સ્વરૂપ લાગે છે કે કેટલાક ભાગને લોકો "પાટીઆ પોળ" અને "હાથીઆ ખાણુ"થી ઓળખાવે છે. અર્થાત્ હાથી જેવાં મોટાં પ્રાણી પણ અંદર એવી રીતે સમાઇ જાય કે કોઇને સમજણ ન પડે. રસ્તામાં કેટલાંક શ્રાવક લોકોનાં દેહરાં આવે છે, અને છેવટની ટુંકે ચઢયા એટલે " દુધીઆ તલાવ " નું દર્શન થાય છે. આ તલાવનું જેણે " દુધીયું તલાવ " નામ પાડયું હશે, તેની કોઇને ઇનામ આપો. " યથાનામા તથા ગુણા "-જેવુંજ આ તલાવ છે. ગમે તેવો શીઆળો હોય તોપણ ત્યાંહાં આગળ ચઢતાં ખાસ વૃદ્ધ સ્ત્રી કે પુરૂષને પરસેવા એવા થઈ જાય અને તૃષા એવી લાગે કે સ્વાભાવિક ન્હાવા તથા પાણી પીવાની જરૂરીઆત લાગ્યા વગર રહેજ નહીં. જેવી રીતે માના સ્તનપાનથી બાલકને, દુધથી મોટાને સંતોષ થાય, તેવી રીતનો સ્વસંતોષ માણસોને આ દુધીઆ તલાવથી થાય છે. ન્હાઇ ધોઇ, પવિત્ર થઈને સાત્વિક

અહીંયાં શ્રી કાલિકા માતાના દેહરાનાં પગથીઆં ચઢવાનો ઉત્સાહ ધરાવે છે, અને શ્રદ્ધા ભક્તિરૂપ વલ્કલ ધારીને, ભજન સ્તવનરૂપ વાણીથી માતાજીના કાલાવાલા કરતા ઉપર જાય છે, જે માના ધામમાં પોહોંચીને નિર્લેપતા પ્રાપ્ત કરી આનંદ કરે છે.

૨.

"अशोच्यानन्वशोचस्त्वम्" ઇત્યાદિ ગીતાવચનનું જન્મારો રહસ્ય સમજનાર માણસ પણ માયાનાં આવરણથી મુક્ત થતો નથી, એની મને દરેક વખતે ખાત્રી થાય છે. જ્યારે જ્યારે હું આ સ્થળ અને ધામનાં દર્શનનો લાભ લઉં છું, ત્યારે મને મારાં સ્વર્ગવાસી ધર્મપત્નિનું સ્મરણ–તેમની આવા પ્રસંગોનો લાભ લેવાની લાલચ અને જવા આવવાની ઉમેદ–તત્સંબંધી ન્હાની મોટી તૈયારીઓ, અને સટીક વાર્તાલાપનો સહજાનંદ–એકદમ સ્ફુરી આવતાં મારૂં હૃદય પીગળી જાય છે અને શોકગ્રસ્ત કરી દઇ એક ક્ષણ પરલોકવાસી બનાવે છે. આશરે પચીસ વર્ષ પહેલાં એમણે પાવાગઢ જવાને સારૂ ગાડાં ભાડે કરેલાં, નાસ્તાપાણીની તૈયારી કરી મૂકેલી, સાથે કોણ કોણ આવવાનું અને પ્રત્યેક મનુષ્યે શું શું કરવાનું તે નિયત કરી રાખેલું, અને એક મોટો સંઘ કાઢવા જેવી યોજના કરેલી, તે એક સાંસારિક પ્રસંગને લઇ એમને જતો કરવો પડ્યો અને તે સદાને માટે ગયો! તે વાતની યાદ આવતાં હું જરા મૂંઝાયો, પણ મારૂં જબરૂં શસ્ત્ર "પ્રભુ નામસ્મરણ" મ્હારી કુમકે ચઢયું, અને હું પાછો મ્હારા કાર્ય ક્રમમાં ગોઠવાઇ ગયો. અને પ્રાતઃસ્મરણથી મુખપાઠ શરૂ કર્યા.

દુધીઆ તળાવમાં સ્નાનથી હું જરા હુશીઆરીમાં આવ્યો હતો. પાઠ શરૂ થયા એટલે ગ્લાનિ જતી રહી. પણ શારીરિક કષ્ટ વેગળું શી રીતે થઇ શકે? ચઢતાં ઉપર દૃષ્ટિ કરૂં, એટલે છાતીછક્કા છુટી જાય. નીચેથી ઉપર જતાંનો દેખાવ નર્મદા કિનારે કુબેર ભંડારીના આરે ચઢતાં જે સ્થિતિ થાય છે તેનો અનુભવ કરાવે છે. છાતીભેર ચઢવાનું છે. પગથીઆં જરા સાંકડાં છે. હું તો કોઇ પણ સ્થળે બેઠા સિવાય ચઢી ગયો અને છેક માતાજીના મંડપમાં જઈ પડ્યું મૂકીને પુત્ર જેમ માતાના ખોળામાં સ્વસ્થ થાય, તેમ થઇ ગયો. થોડીવાર વિશ્રાંતિ લઇને આગળની શરૂઆત કરવા ધારી. પણ હું મ્હારા આગળ શું જોઉં છું? માતાજીનાં મંદિર બંધ! પુજારીએ મને ચઢતો જોઇને દ્વાર બંધ કરેલાં. મ્હારો કારકુન તેને તેડી આવ્યો. આવતાં ઘણી આનાકાની કરી. કહે કે "કોઇને ચઢા પાવો છે, તે પાઇને આવું છું." દ્વાર ઉઘાડવાની વિનતિ કરી, પણ તે શેઠ શેનો ગણકારે? આખરે મંદિર ઉઘડ્યું. મ્હારે જે કરવાનું હતું તે કર્યું. પૂજનને માટે એણે મ્હને ના પાડી. મ્હને એ વાતનું કંઇ ખોટું નથી લાગતું. હું માતાથી કયાંહાં વેગળો છું? મારે તેનાં દર્શનની અપેક્ષા હતી જે પૂર્ણ થઇ, એટલે સહુ કોઇ ગયું સમજીને પાઠ સ્તોત્ર ઇત્યાદિ શરૂ કર્યું. એટલામાં મ્હારી સાથેની મંડળી પણ આવી પહોંચી. સહુએ નાળિએર ફોડ્યાં. ચાંદલા કર્યા. પૈસા મૂક્યા. હું કોણ છું તેની ભાળણે તજવીજ કરી લીધી ... મ્હને પૂજા કરવાને મંડપની અંદર જવાને કહ્યું. ધર્માર્થ કામમાં ઢીલ કેવી! તેમ કરવું એ મૂર્ખનું કામ કહેવાય. યથાસ્થિત પુજા કરીને આનંદ લીધો.

માતાજીનું મંદિર સાધારણ પંક્તિનું છે. પથ્થરનું બાંધેલું છે. ઉપર ઘુમ્મટ છે. મંડપ પચાસ માણસ બેસી શકે તેવો છે. સ્થાનકની ઓરડી પણ ન્હાની છે. અંદર પેસનાં

સન્મુખ શ્રી કાળકામાતાની મૂર્તિ છે અને ડાબાજમણી શ્રી બહુચરાજી અને મહાલક્ષ્મીની મૂર્તિઓ છે. શ્રી મહિષાસુરમર્દિનીનું સ્વરૂપ જરા ઉગ્ર છે તેનો અર્ધો ભાગ આચ્છાદિત રહે છે, ખભા ઉપરનો દૃશ્યમાન છે. કંકુ તથા સિંદુરથી ચર્ચિત વિગ્રહ-કપાળે સોનાની દામણી, અને નેત્ર તથા સારો પોશાક જે ઓરડીમાં તેજ જણાય છે તે માતાજીના પ્રભાવનું કારણ છે. બાકી બ્રાહ્મણો તો માતાજીના નામે અહીંયાં પણ લૂટતા હોય એમ જણાય છે. યાત્રિકની સવડ કે સુખને માટે કાંઈ સાધન નથી. આવા ધામમાં કોઇ ચંડી પાઠ કરે તેવો બ્રાહ્મણ નથી એ પણ આપણી અધોગતિ દર્શાવે છે. મ્હેં પ્રથમ એવું સાંભળેલું કે પાવાગઢમાં ભટજીનો બંદોબસ્ત સારો છે. એ પોતે પણ સારા છે અને બહારગામથી આવનારને સવડ પણ કરી આપે છે પણ એક શઠ, વૃદ્ધ અને નિરુપયોગી રીતે ત્રાસ કરનાર પુજારી બ્રાહ્મણ સિવાય મ્હને તો ઉપર કંઇ જ ન જણાવ્યું.

ઉત્તર અને પૂર્વ હિંદુસ્થાનની યાત્રામાં મ્હારે અનેક પ્રસંગ આવા આવેલા દેવ દેવીને કેદખાનામાં પુરેલાં હોય તે યાત્રિકને આવતાં જોઇ અગર નહી તો આવ્યા પછી દોડ-દોરનું તાળું ખોલીને દર્શન કરાવે. દીવો ઓલવાઈ ગયો હોય તે કરે, અગર દીવો હોય તો સજ્જ કરે અને કોણ કેટલા પૈસા મુકે છે તે જોઇને ઉપાડી લઇ, ભાડાની ઓરડી ખાલી કરાવવાની ઉતાવળ આદરે. આ પ્રકારના અધમ ધંધાથી હું ઘણો કાયર થઇ ગયો છું. આવા અધમ પુજારીઓ જ દેવ સ્થળનું મહાત્મ્ય ખુવે છે પણ આપણા લોકો જેવા ભોળા, ભાવિક, અંધશ્રદ્ધાળુ અને આસ્થાવાળા ક્વચિત્ કોઇ દેશમાં પેદા થતા હશે. તમે અમે તેમ કરો પણ તે તો તેમનું લક્ષ્ય સ્થાન ચુકવાના નહી. ગમે તેટલી હાડ-મારી થાય, અગવડ પડે, ત્રાસ વેઠે, અપમાન થાય, વખતે માર પણ ખાય, અને છેવટ જીવનું જોખમ પણ વ્હોરી લે. છતાં પોતે જ વાર્ષિક પ્રવૃત્તિમાં ગયા હોય તે પુરી કર્યા સિવાય ત્યાંથી ખસે નહી. માતાજીનાં દર્શન કરવાની તમામ કોમને છૂટ છે, એ ઘણું સારૂં છે. અહીંયાં ભેદાભેદ નથી

વેગળેથી સઉ દર્શન કરી જાય છે. માતાજીના સ્થાનક ઉપર મુસલમાન લોકોના સદનશાહ પીરનું સ્થાનક છે એટલે તે જાતના લોકનો પણ ઉપર અવર જવર ચાલુ છે હિંદુના ધામમાં મુસલમાન લોકોએ પ્રત્યેક સમયે તેમના ઉદય કાળના વખતમાં લાકડાં પેસાડી દીધાં છે ને હજી પણ ચાલુ છે ઉપરનો ભાગ અતિશય સાંકડો છે મેળાના વખતમાં અહીયાં ઘણો ભય રહેતો હશે સ્ત્રીઓ અને બાળકને ન સંભાળે તો પડી જવાનો પણ ભય ખરો આ ધામ ઉપર કોઇ સરકારી અમલદારની તપાસણી હશે કે નહિ તેની મ્હેં તપાસ કરી છતાં કંઇ પણ જણાયું નથી હોય તો સારૂ. થવી ઘટે છે કોઈ જાતનું બંધારણ તો અવશ્ય જોઇએ દેખરેખના ભયની અસર જુદી જ રીતે કામ કરે છે લાગતા વળગતાને સતેજ રાખે છે દુધીઆ તળાવની આસપાસ ધર્મશાળાઓ હોય તો ઘણું સારૂ. એક પડી ગયેલું મકાન છે જેની અંદર આખા જમાનાનો કચરો—ને બારણાને સાંખ સાથે સંબંધ નથી ! છાપરાનાં પતરા બિચારા વિમૂખ છે, અને અસ્વચ્છતામાં અને બેદરકારીમા ઉછરેલાં આપણાં મનુષ્યોએ તેને ત્યારે ગંદુ અને ગીલીચ કરી દીધુ છે ચાંપાનેરના ભટજી આટલી

કાળજી કરતા હોય તોપણ ઘણું સારૂં. સ્થળનું મહાત્મ્ય સાચવવું એ તેમનું મહાન કર્તવ્ય છે. છેક તળેટીથી માંડીને તે માતાજીના મંડપ સમીપ આજની સ્થિતિ અતિશય દયાજનક છે. જેવી રીતે " અણુઆ ઉપરથી રાવણ " ચીતરવો અર્થાત્ કલ્પનાથી તમારે જે કરવું કે અનુમાન લગાડી મનના વેગ દોડાવવા, તે નિશ્ચય ઉપર આવવું, એના જેવું અહીંયાં જણાય છે।

છેક હાલોલથી જંગલ જેવો દેખાવ,-ઝાડી પહાડ અને પથ્થરનો મુલક જણાય છે પાવાગઢ, ચાંપાનેર અને હાલોલ, એક સાથે એકાકાર હશે. બન્ને ગામો પહાડની તળેટીમાંજ આવ્યાં છે. આપણા લોકોમાં ઇતિહાસ નહી લખી રાખવાની કુટેવને લીધે આપણે કેટલા બધા અંધારામાં ગોથાં ખાઇએ છીએ ? અમુક સ્થળ શું ? ક્યારથી તેનું માહાત્મ્ય વધ્યું ? ક્યાંહાં સુધી રહ્યું ? ક્યારથી અવનતિ પામ્યું ? કોણે ક્યારે અને કેવી રીતે તેની જાહોજલાલી કરી ? વગેરે એક હજાર અને એક પ્રશ્ન જેવા ઉદ્‌ભવે તેવા મરણ પામે ! ખુલાસો તમારે અનુમાનથી કરી લેવો. વર્તમાન સ્થિતિ ઉપરથી પ્રાચિન કાળનું કાલ્પનિક ચિત્ર ઉદ્‌ભવાવવું. આ સ્થળમાં હાલ શું જણાય છે તે જોઇએ. ચાંપાનેરના સ્ટેશનથી ગામમાં જઇએ ત્યારે પગ કેડી રસ્તાની આસપાસ જંગલનો દેખાવ નજરે પડે છે. ગામની નજીક આવીએ ત્યારે ખડીએર, પડી ગયેલા પથ્થરના દરવાજા, અને કોઇ કોઇ સ્થળે ઝઝુમી રહેલા પથ્થર, જુની ઇટ ચુનાના ઘરના પાયા અને ખાડા ટેકરાવાળી જમીન. ગામમાં પેસવાના દરવાજા આગળ ઉભા રહી જોઇએ, તો ચાર તરફ ચાર દરવાજા, અને ચાર રસ્તાનો આભાસ થાય છે, જે ઉપરથી " ચાંપાનેરનાં ચાર ચૌટાં મહાકાળી રે " વગેરે પ્રસિદ્ધ ગરબીનું સહજ સ્મરણ થાય છે. પથ્થરનું કામ જો કે પડી ગયેલું છે તોપણ હુન્નર અને કારીગરીનો નમુનો છે. તેવું ન હોય તો કાળના હુમલા શી રીતે સાંખી શકે ! પહાડ ઉપર જેમ પથ્થરના કોટ કિલ્લા અને દરવાજાની અવદશા છે, તેવી તળેટીનાં જુનાં મકાનની પણ સ્થિતિ છે. આવી સ્થિતિએ આવવા પામ્યાં તે મહા નિષ્કાળજીનું કૃત્ય થયું છે. હમણાં ત્યાંહાં આગળ મરામત અને દુરસ્તીનું કામ ચાલતું જોઇને મ્હેં કામ કરનાર પાસેથી તજવીજ કરી તો જણાયું કે ઇંગ્રેજ સરકારનું તે તરફ ધ્યાન ખેચાયું છે અને તેમના તરફથી આ કામ ચાલે છે. પ્રભુ કરે તે આ વાત સાચી હોય.

કાળની ગતિ કોણે જાણી છે ? બાદશાહી વખતના દીલ્હીની સ્થિતિ ફરશે અને મુંબઇ, કલકત્તા જેવાં શેહેરો તે બદલે તે સામ્રાજ્યનું પાટનગર બનશે, અને કરોડો રૂપીઆ ખર્ચ થઇને પાછું બેનમૂન શેહેર બનશે, એવી કલ્પના કોણે કરી હતી ? ત્યાંહાંનું ગોંધાઇ રહેલું વાતાવરણ જ્યારે ખળભળી ઉઠ્યું, ત્યાંહાંની જમીનના દેવતા જ્યારે જાગ્યા, જડ ચૈતન્યની વૃદ્ધિનો સમય આવ્યો, મુએલાંના આત્માના પોકાર સંભળાયા, અને ધરતીનાં રજકણો સ્ફુરવાને ચમકી નીકળ્યાં, ત્યારે કંઇ વાર લાગી ? ત્યારે એમજ સમજવું કે પ્રભુની ઇચ્છા હશે તો આ કંગાળ સ્થિતિ બદલાઇ પુનઃ સંસ્કારમયી શું કરવા નહીં થાય ? આખા ગુજરાતના ભાગમાં પાવાગઢના કિલ્લા જેટલી હરેક રીતે ઉપયોગી અને સુંદર પહાડમાં કોઇ જગો નથી. મ્હારી બુદ્ધિ પ્રમાણે હિંદુ રાજાઓના વખતમાં તે સુ-

ધારાની રાય ઉપર હશે મુસલમાનોએ તેની ખરાબ દશા બનાવી હશે * તે પછી અત્યાર સુધી અધોગતિમાં સડયા કરે છે. હાલની જુમામસીદ ત્યાંહાંના મુસલમાન કાળની સારી સાક્ષી પુરે છે. કેવું સુશોભિત અને ભવ્ય મકાન ! હું તો સમજું છું કે દીલ્હીની જુમામસીદ આનો નમૂનો હશે. અમદાવાદ તો આની આગળ વીસાતમાં નથી. જ્યારે આવું મકાન કર્યું હશે ત્યારે તે વખતની મુસલમાન વસ્તીનો પણ ખ્યાલ આવવો જોઇએ. એટલા પાક મુસલમાન નીમાજ પડવા ન આવતા હોય તો આવડું મ્હોટું મકાન શું કરવા કરે ? અને જ્યારે એટલી વસ્તી હશે ત્યારે તેમને રહેવા ઠગવાને સવડ—બરાબર હોવાં જોઇએ. એ સહુ ક્યાંહાં ગયું ? શું થયું ! અને સહુને પળાવીને આવી ભુકી ખંખ ડોસી જેવી એ શું કામ મુંઝાવવાને માટે જીવી ? જ્યાંહાં હજારો માણસ દરરોજ આવતાં હશે ત્યાંહાં આજે એક કાણો કુબડો ફકીર પડયો છે શરીર ઉપર પુરાં વસ્ત્ર પણ ન્હોતાં ! આ ઉપરથી આપણા ગામ રજવાડાએ દૃષ્ટાંત લેવાનું છે. તેઓના નવીન મકાનો ન બધાય તેની હરકત નથી, પણ જે જૂનાં હોય તેને સંસ્કારીત કરીને ટકાવી રખાવવાં તથા તેના ઉપર વૃત્તાંત લખાવી મૂકવા સાચવવાને માટે તજવીજ કરવી અર્થાત્ ઉપેક્ષા ન રાખવી. "ઘર પાડીને બંગલા કરવા" ની ખોટી નીતિ સર્વથા ત્યાજ્ય છે.

ઉક્ત વિચારોમાં ગ્રસ્ત થયેલું મારૂં ચિત ફરીને શુભ વિચારોમાં સંક્રમ્યું મેં વિચાર કર્યો કે ખોટા વિચારથી શો ફાયદો ? વળી કોના સંબંધમાં અને કેવી રીતે ? મહાકાલી કોણ છે ? એ તો સાક્ષાત્ પ્રકૃતિ છે. જે પુરૂષના અધ્યક્ષપણા નીચે રહીને આ સચરાચર જગતને જેવું દેખાય છે તેવું બનાવે છે, અને એના ઉપર જ્યારે પરમાત્મા પ્રભુના હુકમો નીકળશે ત્યારે તેને જલનું સ્થળ અને સ્થળનું જળ બનાવતાં ક્યાં વાર છે ? એતો ધારે તે કરવાવાળી શક્તિ છે, જેનું સહુએ એક ચિત્તથી ભજન, સ્તવન, અને આરાધન કરવું ભવ ભય મટાડનારી અને અભિવાંચ્છિત ફળ દેનારી ! જય ભગવતી ! હવે આરાસુરના પહાડમાં દર્શન દેજે.

---

દમ્પતિ પ્રતિજ્ઞા:

ॐ समञ्जन्तु विश्व देवा. समापोहृदयानि नौ

संमातरिश्वासं धाता समुद्रेष्ट्रिधातुनौ

હે વિશ્વે દેવા' આ યજ્ઞશાળામાં બેઠેલા વિદ્વાન્ લોકો અમો બન્નેને નિશ્ચયપૂર્વક જાણો કે અમારી પ્રસન્નતા પૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને સારૂ અમો એકબીજાનો સ્વીકાર કરીએ છીએ. અમો બન્નેનાં હૃદય જળની માફક શાન્ત અને એકમી નથી મળેલાં રાખીશું જેમ પ્રાણવાયુ અમને પ્રિય છે તેમ અમો એકબીજાથી સદા પ્રસન્ન રહીશું. જેમ ધારણ કરવાવાળો એવો પરમાત્મા જેમ બધામાં મળીને સર્વ જગતને ધારણ કરે છે તેમ અમો બન્ને એકબીજાને ધારણ કરીશું, અને વક્તા જેમ શ્રોતાઓને પ્રીતિ ઉપજાવે છે તેમ અમારો એકમેકનો આત્મા એકબીજાની સાથે દૃઢ પ્રેમને ધારણ કરો.

સુન્દરી સદ્બોધ માળા.

---

* પાવાગઢ-ચાંપાનેરની પડતી માટે મુસલમાનો નહિ, પણ મરેઠી રાજ્યકારભાર જવાબદાર છે. એમ ઇતિહાસ ઉપરથી જણાય છે, મુસલમાનની રાજ્યકાળમાં તો તે ફરીથી પૂર્ણકળાએ પ્હોંચ્યું હતું અને એક વખત આખા ગૂજરાતની રાજ્યધાનીનું નગર બન્યું હતું.

—તંત્રી, સુ. સુ.

# વાર્તાલહરી.

## વિનોદિનીનો વિનોદ.

લેખક. શ્રીયુત ' વિનોદી. '

૧.

વિનોદિની એ ખરેખર વિનોદિની હતી. તે જ્યારે તેર વર્ષની કુમારીકા હતી, ત્યારે તેના ભાઈ પ્રમોદરાય મારી સાથે કૉલેજમાં ભણતા હતા, અને હું તેમનો વારંવાર અતિથિ થતો. પ્રમોદરાય જેવા શાન્ત અને સૌમ્ય, તેવીજ વિનોદિની મજાકખોર અને તોફાની; તેનામાં બુદ્ધિ કરતાં કૌશલ્ય વધારે હતું, અને સરલ કરતાં પણ ચાલાક વધારે હતી તેના પિતા કંઈક સુધારેલા વિચારના હોવાથી તે ઇંગ્રેજી ચોથા ધોરણમાં ભણતી હતી અને આના એક સ્વાભાવિક પરિણામ તરીકે એ અમારી સાથે ઘણીજ છૂટથી વર્તતી.

અમને મૂળથીજ એક બીજાની સાથે ઘણુંજ ગોઠી ગયું હતું; મારો પોતાનો સ્વભાવ જરા ટીખળી, અને વાર્તાઓ વાંચવાનો મને ઘણો શોખ, એટલે હું જ્યારે જ્યારે તેમને ઘેર જઉં, ત્યારે ઘણીવાર તો પ્રમોદરાય કરતાં પણ તે મારી સાથે વધારે વાર વાતો કરે, મને પોતાના અનેક તર્કવિતર્ક કહેવાની અને અજાયબી ભરેલા સવાલો પૂછવાની મારી પાસે નવી નવી વાર્તાઓ, અને રમુજી ટુચકાઓ સાંભળવાને તે ઘણી ઉત્સુક રહેતી, અને મને પણ તે વિલક્ષણ અક્કલવાળી અને આનંદી સ્વભાવવાળી છોકરીની સંગતિમાં અગમ્ય રસ પડતો. તે સુધારાના સવાલોમાં પોતાનો એકડો ઉમેરતી, અને ન્યાતજાતના તેમજ બીજા માણસોની જોસભેર ટીકા કરવામાં તે હમેશાં જોડાતી; પણ તેનો લુચ્ચો, અને રમતિઆળ સ્વભાવ આટલેથી સંતોષ પામે એવો નહોતો. અમારી જરાપણ ભૂલ ઉપર તોફાનભરેલી ટીકા કરવાની કે અમારી કોઈ હાસ્યજનક સ્થિતિ ઉપર મીઠી મજાક કરવાની તક તે કદીપણ ખોતી નહીં. અમારી ચીજોને સંતાડીને અથવા તેની અવનવી ગોઠવણ કરીને અમને ઘણીવાર બહુ હાસ્યજનક સ્થિતિમાં મૂકતી, તેના ભાઈની આંખોને પાછળથી ઘણીવાર દાબતી, અને મારા કપડાંના છેડાને કોઈ ઠેકાણે બાંધી મને ઉઠતી વખતે બનાવતી અને કોઈ વખતે તેની આશા પણ ના રાખી હોય, તેવે વખતે ઓચિંતી કોઈ બાજુથી અજબ રીતે નિકળી આવી તેની લુચ્ચી આંખોનું ચકોર તેજ અમારા ઉપર વર્ષાવતી અને અમારૂં આશ્ચર્ય જોઈ ખડખડાટ હસી પડતી.

છતાં તેના એકપણ શબ્દમાં કઠોરતા નહોતી, તેનું એકપણ વર્તન-મૂર્ખ-સમાજીક રૂઢીને બાજુએ મૂકીએ તો-અયોગ્ય નહોતું. આ તોફાની સ્વભાવમાં ઘણું સૌજન્ય સમાયું હતું આ આનંદી હૃદયમાં ઘણો સ્નેહ સંતાયલો હતો. જમવાથી માંડીને અમારી નાનામાં નાની જરૂરીઆતો પૂરી પાડવામાં તે જે અસાધારણ ચીવટ દાખવતી હતી, તે ઘણાં વર્ષો પછી અત્યારે પણ મને બરાબર યાદ છે.

તેની રજા લીધા પછી પણ વારંવાર તેનું સુંદર આનંદી વદન અને વિશાળ લુચ્ચી

આંખો મારી દૃષ્ટિ સમીપ તરતી. અને જે ઉભરાતા નિર્દોષ ભાવથી તે મને હંમેશાં આવકાર દેતી, તે ઉપરથી હું માનું છું કે હું પણ તેને ઘણીવાર સાંભરતો હોઈશ. મારી સગી બ્હેન કરતાં પણ વધારે વાત્સલ્યથી હું તેને ચહાતો, સગા ભાઈ કરતાં પણ વધારે ભાવથી તે મને પૂજતી.

ઉપરે બી. એ. ની પરીક્ષા પસાર કરી હું મારે વતન જવા નીકળ્યો. એટલે તેનાથી અને તેના ભાઈથી હું છુટો પડયો. તે વખતે મારી આંખમાં ઝળઝળીઆં આવ્યાં. અને તેના સુકોમળ ગાલ આંસુથી ભીંજાયા. પણ હું તેના ઘર આગળથી નીકળ્યો, તે વખતે મારાં લગ્ન વિષે મારી મશ્કરી કરી મારા સામું મર્મકબંધ કટાક્ષથી જોઈ રહી. તે વખતે તેની વય ચૌદ વર્ષની હતી.

૨

પણ અમારો સંબંધ આટલેથી પૂરો થવાને સરજાયેલો નહોતો. ચાર વર્ષમાં સરકારી નિશાળમાં માસ્તર તરિકે તેજ ગામમાં મારી બદલી થઈ; ત્યાં જઈને તુરત હું પ્રમોદરાયને ઘેર ગયો, ત્યારે ઘરમાં પેસતાંજ તેના મધુર કંઠમાંથી નીકળતું મનોહર ગાન અને તેનું ખડખડ હસવું, મ્હેં સાંભળ્યું. મારા આવવાની ખબર થતાંજ તે મારી પાસે એકદમ દોડી આવી. તેનું યૌવન હવે સંપૂર્ણ કળાથી ખીલ્યું હતું. તેનાં નયનો અને આકૃતિમાં વધારે ઉંડા અને વધારે સ્થિર ભાવોનું દર્શન થતું હતું. પણ છતાં તેની આંખોમાં એનું એજ મનોહારી વાત્સલ્ય અને મધુર કટાક્ષ તેનાં વચન અને વર્તનમાં એની એજ સ્વતંત્રતા અને તોફાન હતાં. તે વખતે તે જરા ઉતાવળમાં હતી, એટલે સ્હેજ વાતચિત કરી તેણે મને પોતાને ઘેર આવવા વિનંતિ કરી-લગભગ હુકમ કર્યો. મ્હેં જ્યારે બીજે દિવસે તેને ઘેર આવવાની હા કહી, ત્યારે તેની ચમકતી આંખોમાંથી કાંઈક વિચિત્ર તેજ ઝળક્યું કે જેનો અર્થ તે વખતે હું બરાબર સમજી શક્યો નહિ.

પ્રમોદરાયના માણસને લઈ બીજે દિવસે હું વિનોદિનીને ઘેર ગયો. તેના ચોકના હિંચકા ઉપર એક ભારેખમ ગૃહસ્થ હળવી રીતે હિંચતા હતા. તે વિનોદિનીના પતિ મી. રાવજી હશે એમ મ્હેં તુરતજ અનુમાન કર્યું. તેઓ પોતાના ઘરમાંજ હોવાથી સ્વાભાવિક રીતે તેમના અંગ ઉપર ધોતીઉં અને એક મેલો રૂમાલ, એ સિવાય બીજું કંઈ નહોતું! અંગ્રેજની દૃષ્ટિથી કહીએ તો તેઓ અર્ધનગ્ન હતા-તેથી તેમના સ્થુળ શરીરનું હું તુરતજ માપ લઈ શક્યો. પણ તેમના મ્હોં ઉપર એક બે અઠવાડીઆંની દાઢી વધી ગયેલી હોવાથી શીશોળીઆંના જેવા તીણા વાળનો ભરાવો થયો હતો, એટલે તેમના મુખની આકૃતિ પારખતાં મને જરા મુશ્કેલી નડી. પણ હું તુરતજ જોઈ શક્યો કે તેમના ચ્હેરા ઉપર બુદ્ધિની ચંચળતા કે હૃદયની રસિકતાના નહિ જેવાંજ ચિન્હ જણાતાં હતાં. મ્હોંનું ઘણુંજ ભારે હતું અને ફક્ત જડતા અને મંદતાનું જ ભાસ કરાવતું. ફક્ત તેની ઝીણી આંખોમાં પૈસાનું ઘેન અને વિષયોની વાસના સ્પષ્ટ રીતે જણાતાં અને સાંકડા વ્યવહારમાં લોકોને ઉતરી મોટા કહેવડાવવાનું અભિમાન કવચિત્ કવચિત્ ચમકતું. તેઓ નાકની અણી ઉપર આવેલાં ચશ્મા ઉપરથી લગભગ સાતેક દિવસનું જુનું છાપું ઘણીજ ઝીણવટથી વાંચતા હતા.

આ દેખાવથી હું મારી ધારણામાં ઉત્તેજન પામ્યો નહિ. કારણ કે આવા માણસમાં સંભવતા સાંકડા વિચારોથી મને વિનોદિનીની સાથે વાતચિત કરવામાં હરકત થવાની ધાસ્તી લાગી; પણ વિનોદિની તો પહેલાંના જેવીજ હતી–તેની સ્વતંત્રતામાં મને સંપૂર્ણ શ્રદ્ધા હતી એટલે હું હિમ્મત ધરી ઘરમાં ધૂસ્યો.

"વિનોદિની બ્હેન ઘરમાં છે કે ?" મ્હેં રાયજીને પુછ્યું.

"કેમ, કોનું કામ છે ? શું કામ છે ? તમારૂં નામ શું ? ક્યાં જાઓ છો ?" આમ ઉપરા ઉપરી પ્રશ્નો ઝાંપમાંથી ઉટની માફક મ્હોંડું ઉંચું કરી અર્ધા આશ્ચર્ય અને અર્ધા ગભરાટમાં તેણે પૃચ્છ્યા.

એટલામાં વિનોદિનીએ રસોડામાંથી મારો સાદ સાંભળ્યો, અને મ્હેં પણ જરા આગળ વધતાં તેને જોઇ.

"આવો ભાઇ આવો. એમ શું કરો છો ? એતો અમારા મિત્ર છે !' વિનોદિનીએ જરા રૂઆબથી કહ્યું.

"કોના મિત્ર છે ? પ્રમોદરાયનું કામ હોય તો તેને ઘેર જાઓ. આંહિ શું છે ?" મને સંભળાવવાને માટે જોઇએ તે કરતાં ઘણેજ મ્હોટે અને ધ્રૂજતે અવાજે રાયજી ઉકળીને બોલ્યા.

"તમે તે કાંઇ ઘેલા થયા છો કે શું ? પ્રમોદભાઇને અને મને ઘણા વખતથી તેઓ ઓળખે છે. એતો મારા ભાઇ જેવા છે. કેમ ખરૂં ને ?" કાંઇક મજાકખોર આંખે વિનોદિનીએ મારી તરફ જોયું. મ્હે પણ વિનોદિની તરફ જોયું. મારાથી હસવું ખાળી શકાયું નહિ, અને વિનોદિની એ અટ્ટહાસ્ય કર્યું–અમારી આંખો મળી.

આથી બિચારા રાયજીનો પિત્તો ઉકળી જ ગયો. પોતાના ઘરમાં પોતાની એકની એક સ્ત્રી સાથે અજાણ્યો માણસ હસે અને આંખોના મીચકારા કરે, એ વિચારે તેનું મગજ ભમાવ્યું. વિનોદિનીનો રૂઆબ પણ તેને રોકવા અસમર્થ નીવડ્યો.

"કેમ, તમને જરાયે અક્કલ છે કે નહિ ? આમ હી–હી–હી–હસો છો. શું ? કાંઇ નિર્જનમાં તો રહો. મળવું હોય તો બે મિનિટ વાત કરી રસ્તે પડો ' રાયજી ક્રોધાયમાન થયા હતા, તે તો ઘણા જ ઘાંટા પાડીને બોલતા હતા. આ સંયોગોમાં છૂટથી વાત કરવાથી બારણા આગળ માણસ ભરાશે, એવી દહેશતથી બીજે દિવસે પ્રમોદરાયને ઘેર અમે મળવાનો ઠરાવ કર્યો. અમારે સર્વને ત્યાંજ જમવાનું હતું, એટલે વાર્તાવિનોદને માટે પુષ્કળ અવકાશ મળશે એમ અમે ધાર્યું. અને વિનોદિનીની આંખે સુચવ્યું કે આવતી કાલે આજનો પૂરેપૂરો બદલો લઇશું. રાયજીને મ્હે ભાવહીન સલામ કરી તે તેણે રોષભરી આંખથી ઝીલી.

૩.

ઘરમાંથી નીકળતાંજ રાયજીની ક્ષુદ્ર વર્તણુક માટે મ્હેં બરાબર વેર લેવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે પ્રમોદરાયને ઘેર તેને બનાવવાનો મ્હે ઠરાવ કર્યો. વિનોદિનીનો સ્વભાવ હું જાણતો હતો. એટલે મારી ધારેલી સોકટી ચોક્કસ વાગશેજ એવી મને આશા પડી.

બીજે દિવસે સવારે રાયજીને આઠ પાઇને વિનોદિની પ્રમોદરાયને ઘેર વહેલી આવી હતી, એટલે હું ત્યાં જઇને તરતજ તેને મળ્યો. અમે ઘણે વર્ષે એકઠાં થયાં એટલે સ્વાભાવિક રીતે અમારૂં મન એક બીજાની આગળ ખાલી કરવાને અમે ઘણાં ઉત્સુક હતાં.

આથી પહેલાની રીતિ મુજબ અમે હિંચકા ઉપર બેઠાં; અને વિવિધ વિષયો ઉપર અને ખાસ કરીને રાયજીની અને તેના જેવા માણસોના સંકુચિત વિચારો અને અઘટિત વર્તણુક ઉપર પુષ્કળ હસીને ગમ્મત કરવા લાગ્યાં. કેવા સંયોગોમાં તેના પિતાએ તેને આવા અભણ છતાં સાલસ માણસ જોડે પરણાવી હતી–શરૂઆતમાં તેમની વચ્ચે કેવા મ્હોટા અણબનાવો અને વિરોધો ઉત્પન્ન થયા હતા–છેવટે વિનોદિનીએ કેવી અસાધારણ સત્તા પોતાના પતિ ઉપર મેળવી હતી–અને હવે તેઓ કંઇક સંસ્કારી અને વધારે સુખીજીવન કેવી રીતે ગાળતાં હતાં તે બધું પોતાની ઉત્તમ વાક્ચાતુર્યથી તેણે મને કહ્યું છતાં રાયજી તરફના તેના સ્નેહે તેની અનેક ખોડો અને થોડી હસવા જેવી ખુબીઓ કહેતાં અચકાવી નહિ અને રાયજી તરફની માનવૃત્તિ તેના અનુદાર અભિપ્રાયો અને અસંસ્કારી ટેવોની મશ્કરી કરતાં તેને રોકી શકી નહિ.

આમ અમારૂં હૃદયકથન અને હાસ્યવિનોદ પૂર્ણ કળાએ પહોંચ્યાં હતાં, તેટલામાં રાયજી અમારા ખંડ આગળથી પસાર થયા. અમને એકજ હિંચકા ઉપર સાથે સાથે બેઠેલાં અને છૂટથી વાતો કરતાં અને હસતાં જોઇને તેની આંખોમાંથી રોષ વર્ષતો હતો, તે અમે જોયું. પણ તેને ચ્હીડવીને ઠેકાણે લાવવાનો અમે સંકલ્પ કર્યો હતો. એટલે વિનોદિની જરા આઘી જવાને બદલે સહેજ વધારે પાસે આવી અને વખતે વખતે ઘણા નિકટ સંબંધીની છૂટ લઇને મારી બાંય ઉપર આંગળી મુકવા લાગી. એજ ખંડમાં જરા દૂર એક બે માણસો કામ કરતા હતા, અને ઘર સસરાનું તોપણ પારકું એટલે અમારી વાતચિતમાં વિક્ષેપ કરવાની હિમ્મત રાયજીની ચાલી નહિ. ફક્ત આનંદથી ઉછળતી અમારી ગોષ્ટી અને મશ્કરીઓથી ઉભરાતું પુષ્કળ હસવું સાંભળતાં અને બળતાં રાયજીને બહાર ફેરાજ મારવા પડયા.

એટલામાં પ્રમોદરાય બહારથી આવ્યા એટલે અમે નાના ખંડમાં ગયાં. રાયજીની આગળ થઇને અમે સાથે સાથે હિંમતભેર ગયાં પણ ધુંધવાયલા રાયજી શું બોલે ? પ્રમોદરાય ખુરશી ઉપર બેઠા હતા. તેમની સામે હું આરામ ખુરશી ઉપર બેઠો. અને બીજી ખુરશીઓ જરા આઘે હોવાથી વિનોદિની કેવલ મજાક કરવાના હેતુથી મારી ખુરશીની એક બાજુ ઉપર અઢેલીને ઉભી, લગભગ બેઠી હોય તેમ ઉભી રહી. અહિંઆં ઘણે વર્ષે અમારી જુની ટોળી જામી, એટલે પછી અમારી ગમતનું અને વાતેનું અમારી મશ્કરીઓનું અને અમારા હસવાનું પૂછવુંજ શું ? વિનોદિની જાણે અઢાર વર્ષની યુવતિને બદલે તેર વર્ષની કુમારિકાજ ન હોય, તેની રીતે તેણે કેટલીએ વાર તેના ભાઇની પીઠ થાબડી, અને મારો હાથ તોફાનમાં દબાવ્યો. અમે આખી દુનિયાની વાતો કરી અને દુનિયાની મશ્કરીઓ કરી–સંબંધીઓ અને અજાણ્યા મનુષ્યોની આકૃતિની અને હાસ્યજનક ટેવોની પુષ્કળ ટીકાઓ કરી–અમે હસાય તેટલું હસ્યાં. અને અમારી આંખો નચાય તેટલું નાચી ઘણા દિવસનો ખંગ ઘણા આનંદથી વાળ્યો.

ગરીબ બિચારો રાયજી તે આ બધું બહારથી જોયાં કરતો હતો, અને હું તથા વિનોદિની તે બરાબર જાણતાં હતાં.

છેવટે જમવાનો વખત થયો. અને ત્યાં પણ વિનોદિનીએ પોતાનો વિનોદ કાયમ રાખ્યો. પીરસતાં બે ચારવાર મારી પાસે નજીકમાં બેસીને મારા કાનમાં કંઇ કંઇ વાતો

કહી ગઇ અને તોફાની આંખે હસી ગઇ. પીરસવામાં તેણે જાણી જોઇને મારા તરફ વારંવાર પક્ષપાત કર્યો, મને ઘણી વસ્તુઓ જમવાનો ખાસ આગ્રહ કર્યો. અને મારા ખાવા વિષે અને ખાસ કરીને કેટલીક વસ્તુઓ ન ખાવા વિષે ઘણી મશ્કરીઓ કરી છેવટે છાશ પીરસતાં આંખના અવર્ણનીય વિલાસથી તેણે છાશ પણ મારા અબોટીઆને પીવડાવી.

હવે રાયજીને પૂરેપૂરી શિક્ષા થઇ ચૂકી અને આ માટે વિનોદિનીને સજા કરવાને માટે તેમણે પણ પોતાનો અવસર સાધ્યો. વિનોદિની ઉપરના ખંડમાં કપડાં બદલી રહી કે તુરતજ ઉતાવળે પગે તે ખંડમાં દોડયો. સામાન્ય રીતે પોતાની પત્નિ સાથે તે ચીડાતા ત્યારે પણ તેની રમણીય આકૃતિ અને ચમકતી આંખો આગળ તેનું કાંઇજ ચાલતું નહિ. પણ આજે તો અતિશય રોષથી તેનું મગજ ગુચવાયલું-જામેલું હતું. એટલે વિનોદિનીને જોતાંજ અજાણે સ્હેજ હાથ ઉંચો કરી તે બોલ્યો:

"કેમ, તું તો હવે બહુ ફાટી ગઇ છે, આટલું બધું તોફાન કરતાં શરમ નથી આવતી ?"

વિનોદિની તો આ ઉભરાની વાટજ જોતી હતી. તેણે હસતે મ્હેરે રાયજીના બે હાથ ઝાલ્યા. કબજે કરવા પ્રયત્ન કરનારને તેણે તરતજ કબજે કર્યા.

"કેમ છે શું ! તમે કેમ આટલા બધા ગાંડા થયા છો ?"

જરા નરમ અવાજે રાયજી બોલ્યો: "શું તે શું ?–આ પેલા છોકરા જોડે આટલી બધી રમત શી ?–આટલું બધું હસવું શું ?"

"તમારી તો અક્કલજ ગઇ છે. જોતા નથી કે મારા ભાઇ અને મારે તેમની સાથે કેટલો જૂનો પરિચય છે ? નહિ તો ભાઇ અને બધાના દેખતાં હું આવું કરૂં ?"

આ જવાબથી રાયજીના હાથ હેઠા પડયા અને વિનોદિનીએ પહેલીવાર અમારો જુનો પરિચય સમજાવ્યો. આથી જ્યારે સંતોષનાં ચિન્હ દેખાડી રાયજીએ કહ્યું: "તું તો એવી ને એવી ઘેલીજ રહી."

ત્યારે છેવટે 'હું તો ત્હમારી જ છું' એવી ખાત્રી આપવાને વિનોદિનીએ "ત્હમે પણ એવાને એવા જ રહ્યા." એમ કહી ત્હેને એક ધીમો તમાચો માર્યો અને સરલ પ્રેમના આવેશમાં ત્હેને ગળે વળગી પડી ત્હેના ખડબચડા ગાલ ઉપર ચુંબન કર્યું.

---

## દમ્પતિ પ્રતિજ્ઞા:

ॐ गृभ्णामी ते सौभगत्वाय हस्ते मया पत्याजरदष्टिर्यथासः
भगोअर्यमा सविता पुरन्धिर्मह्य त्वादुर्गार्हपत्याय देवाः

पारस्कर गृह्यसूत्र.

હે શ્રી ઐશ્વર્ય, સુશન્તાનાદિ સૌભાગ્યની વ્રદ્ધી થવા સારૂ હું તારો હાથ ગ્રહું છું તું મારી સાથે વૃદ્ધાવસ્થા સુધી સુખરૂપ રહે. સકલ ઐશ્વર્ય યુક્ત ન્યાયકારી સર્વ જગતની ઉત્પત્તિના કર્તા બહુ જગતના ધારણ કરનાર પરમાત્મા અને આ સભા મંડપમાં બેઠેલા વિદ્વાન્ લોક ગૃહાશ્રમ કર્મના અનુષ્ઠાનને લીધે તું સ્ત્રીને મને આપે છે, જેથી આજથી તું મારે હસ્તે અને હું તારી સાથે વેચાઇ ચુકયા છીએ. જેથી આપણુ એક બીજા સાથે કદીપણ અપ્રિયાચરણ કરીશું નહિ

—સુન્દરી સુદ્બોધ માળા.

# "ઉપકારી."

( બંગાળી ઉપરથી ફેરફાર સાથે )

લેખકઃ રા. રા. ગૌરીશંકર આશારામ. ધોળકાવાળા.—અમદાવાદ.

## પરિચ્છેદ—૧.

કલકત્તાથી ૨૦— ૨૫ માઈલ પર એક નાનકડું, ગંગાકિનારા પર આવેલું ગામડું છે. ત્યાં મ્હોટાં મ્હોટા વૃક્ષોથી ઘેરાએલા નાના મનોહર બગીચા અને સુંદર મકાનો છે. આ નાનકડા ગામની દક્ષિણ બાજુએ એક સારા પાયાપર ચાલતું વિદ્યાલય છે.

આજે કાલી માતાનો ઉત્સવ હોવાથી વિદ્યાલય બંધ છે. દિવસના મધ્યાન્હ થઈ ગયા છે, સૂર્યદેવનાં પ્રખર કિરણોના તાપથી માણસો પોતપોતાના બગીચાઓમાં વિશ્રાન્તિ લે છે, એવામાં એક મકાનમાંથી એક કાન્તિમાન બાળક રમાનાથ કુદતોદોડતો બહાર આવ્યો. તેની ઉમ્મર માત્ર ૧૧ વર્ષની છે. આજે તેને રમવાને માટે મિત્રો મળ્યા નથી, તેથી તે ગંભીર મુખે આમતેમ ફરવા લાગ્યો.

અચાનક પાસેના એક બગીચામાંના જમરૂખના ઝાડ ઉપર તેની નજર પડી. પુષ્કળ તાજાં જમરૂખ તેને લટકી રહ્યાં છે. રમાનાથનું મન તેના ઉપર લલચાયું. આજુ બાજુ જોયું તો કોઇ માણસ ન હતું. જામફળને તાકી તાકીને તેણે નાનકડા પત્થર ફેંકવા માંડયા. પણ તેથી રમાનાથને જામફળ મળી શકયું નહિં. છેવટે તેણે ધીમે ધીમે વાડ ઓળંગીને બગીચામાં પ્રવેશ કર્યો. તે વૃક્ષ નીચે જઇને ઉત્સુકતાથી ઉંચી નજરે જોયું. આનંદ અને વિસ્મયતાથી તે હસી પડયો. અને ચારે બાજુ નજર ફેરવી, ઝપાટા બંધ ઝાડ ઉપર ચઢી ગયો. પહેલી જ ડાળી પર ઘણાં જામફળ લટકતાં હતાં. રમતિઆળ બાળકે એક બે ખાઇને નીચેના પત્થરો ઉપર તાકી તાકીને ફેંકવા માંડયા. પણ તેનું એકે નિશાન બરાબર લાગ્યું નહિં. ઉત્સાહી બાળકે વળી ફરીથી પાકાં જામફળ અડધાં અડધાં કરડીને બાકીના ટુકડાઓ પર તાકીને ફેંકવા માંડયાં, અને એવી રીતે રમતમાંલીન થઇ ગયો. બગીચાની અંદરના તળાવના પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડયું છે. બહુ દૂરથી એક મધુર પક્ષીનો અવાજ રમાનાથના કાનમાં આવી અથડાય છે. મધ્યાન્હ વાયુ તે જમરૂખ વૃક્ષની શાખા—પ્રશાખાને ડોલાવી રહ્યો છે. જો આ બગીચો પોતાનો હોત તો આવી મીઠી લહેરમાં રમાનાથ નીરાંતે એકાદ નિંદ્રા ખેંચી કાઢત, એમાં કાંઇ સંદેહ નથી.

આ સમયે બગીચાના દરવાજાની નજીકથી એક બાલિકા તથા બાળકના વાર્તાલાપનો મંદ મીઠો અવાજ સાંભળવામાં આવ્યો. રમાનાથ ચમકી ઉઠયો. મ્હોં ફેરવીને જોયું તો છુટી વેણીવાળી એક સુંદર બાલિકા દોડી આવે છે અને તેની પાછળ એક ન્હાનો બાળક પણ દોડતો દોડતો આવે છે. તેમને જોતાં જ રમાનાથે નાસી જવાનો વિચાર કર્યો. પરંતુ તેણે જોયું કે વૃક્ષપરથી નીચે ઉતરતાં જ બેઉ બાળકોની નજરે પડીશ, ત્યારે તેણે પોતાને હિંમત આપવા મનમાં જ કહ્યું—"શું એ નાનકડાં બાળકોથી ડરીને નાશી જાઉં ? કદી નહિં !—આ રમાનાથ એવો કાયર કે બીકણ નથી." એમ વિચારીને તે ડાળાં પાંદડાઓના જુથ વચ્ચે લપાઇને બેઠો. બાલિકા અને તેનો ન્હાનો ભાઇ બગી-

ચામાં આમ તેમ ફરવા લાગ્યાં. અને પોતાના બાલ્ય કિલકિલાટથી સઘળો બગીચો ગજાવી નાખ્યો.

ન્હાની ન્હાની લતાઓ ઉપર પતંગીઆંઓ નિશ્ચિંતપણે ઉડી રહ્યાં છે. બાળક તે ચળકતાં પતંગીઆં પકડવા જાય છે. પરંતુ હાથ લાંબો થતાં જ તે ઉડી જાય છે અને સૂર્ય કિરણોમાં તરીને ફરીથી પાછાં લતાઓ ઉપર આવીને બેસે છે. બાલક ફરીથી તેમને પકડવા જાય છે. બાલિકા જરીક ગંભીર ભાવ ધરીને ભાઇને શીખામણ દે છે-"છી! છી! ભાઇ, એમ ન કરીશ. પતંગીઆને પકડવાથી આવતા જન્મમાં પતંગીઆ થવું પડે છે!"

બ્હેનના ઉપદેશથી હોય અથવા તો ચાલાક પતંગીઆંઓની અત્યંત સાવધાનતાને લીધે હોય, પરંતુ બાળક નિવૃત્ત થઇ ગયો અને આમતેમ જોવા લાગ્યો. પછી થોડીવાર પછી જમરૂખના ઝાડ તરફ નજર પડતાં જ બોલ્યો—"બ્હેન, મ્હારે જામફળ ખાવું છે."

બાળકના શબ્દો સાંભળતાંજ ઝાડ ઉપર બેઠેલો રમાનાથ હાથ પગ સમેટીને ચુપ બેસી રહ્યો. જમરૂખ ખાવાની બ્હેનની ઇચ્છા હોય યા ન હોય પરતુ તેણે ભાઇને કહ્યું-"જામફળ ખાવાથી તો પેટમાં દુઃખે."

બાળકે બ્હેનની ઓઢણી ખેંચીને કહ્યું—"ના, નહિ દુઃખે. તું એક જામફળ તોડી આપને." આ શબ્દો સાંભળીને રમાનાથ તો શ્વાસોશ્વાસ પણ જાળવીને બેઠો

અશુભમણ બાળકે હઠ લીધી. બાલિકાએ તેની વૃત્તિ છોડાવવા કહ્યું—"ભાઇ, ભાઇ, ચાલ આપણે અહીંથી જતાં રહીએ. આ જમરૂખીમાં તો ભૂત છે! ચાલ ચાલ, આપણે માછલાં જોવા જઇએ."

"ભૂત"—શબ્દ સાંભળતાંજ બાળકે બ્હેનની પાછળ નાસવા માંડયું. બ્હેન તેને તળાવને કિનારે લેઈ ગઇ. પાણી ઉપર એક માછલાંનું ટોળું તરતું હતું. બાળક તે જોવામાંજ મુગ્ધ થઇ ગયો. તળાવને તીરે ઉગેલા એક પુષ્પ વૃક્ષ તરફ બાલિકાની નજર ગઇ. અને હાથ લંબાવી તેણીએ ભાઇને માટે હાર બનાવવાના ઉદ્દેશથી ફુલ વીણવા માંડયાં.

બાલક કિનારેથી ન્હાના ન્હાના કાંકરા વીણી લાવ્યો અને તોફાની માછલાંઓને શિક્ષા આપવા માટે તે પાણીમાં ફેંકવા લાગ્યો. એક મ્હોટો પત્થર જોરથી ફેંકતાં બાલક તળાવના કિનારા પરથી સરી ગયો અને ગબડતો ગબડતો જળમાં જઇ પડયો.

બાલિકાનુ વદન ક્ષણમાત્રમાં ફીકુ પડી ગયું. તેણી વ્યાકુળ નેત્ર ચારે બાજુ નિહાળી ઉચે સ્વરે રડવા લાગી.

જમરૂખ વૃક્ષ સવેગે ખખડી ઉઠયું. બાળાએ જોયું તો પોતાના કરતાં મ્હોટી ઉમ્મરનો એક છોકરો ઝાડની ડાળી પકડી, ટીંગળાઇ, જમીન પર પડયો. તેણે કુદીને પાણીમાં ડુબકી મારીને ત્હેમાં તણાતા જતા બાલકને તરત પકડી લીધો. બાળકે થોડુ કજ પાણી પીધું હતું, જેથી હરકત જેવુ નહોતું. બહાર લાવ્યા પછી થોડીવારે તે ઉઠીને બેઠો થયો. તેનાં ભીંજાયલાં કપડાં કહાડી નાખી, રમાનાથે ધોતીથી તેનું અંગ લુછી નાંખ્યું અને પોતાના શરીર ઉપરથી કબજો કહાડી તે બાળકના શરીરે લપેટી દીધો.

જાણે જરીક વરસાદ વરસ્યા પછી સૂર્ય ઉગ્યો હોયની તેમ બાલિકાની આંખના રૂદનનાં અશ્રુઓ હવે આનન્દનાં અશ્રુના રૂપમાં બદલાઇ ગયાં

રમાનાથે બાલિકાને પૂછ્યુ—"તમારૂ નામ શું, બ્હેન!"

બાલિકાએ જવાબ દીધો:–" મ્હારૂં નામ કલ્યાણી. "

બાલક ! બાલિકાઓ ! તમારી વયના રમાનાથનું આ પરોપકારનું પ્રથમ પગથીયું ધ્યાનમાં રાખજો.

## પરિચ્છેદ–૨.

આઠ–દશ વર્ષ વીતી ગયાં છે. રમાનાથ અત્યારે " બી એ. " કલાસમાં છે. નાનપણથીજ તેનાં માતાપિતા સ્વર્ગવાસી થએલાં હોવાથી તે કાકા કાકી પાસે ઉછર્યો હતો. તેના કાકાનો છોકરો નગેન્દ્રનાથ રમાનાથનો સમવયી છે. બેઉ જણા કલકત્તાના એક મ્હોટા મજલાઓવાળા મકાનની એક ઓરડી ભાડે રાખી તેમા રહેતા હતા તથા એકજ કોલેજમાં ભણતા હતા ફક્ત નગેન્દ્ર કરતાં રમાનાથ એક કલાસ આગળ હતો. અને બેઉ સરખી ઉમ્મરના હોવાથી અરસપરસ યથેષ્ટ મશ્કરી ઠઠ્ઠા પણ કરતા હતા.

રમાનાથ કોઇ પણ ઠેકાણે ભાષણ થતું તો તરત તે સાંભળવા જતો. ઉત્સવ, સમારોહ, મેળાવડા વગેરે જે કાંઇ હોય તેમાં રમાનાથ પ્રથમથીજ પહોચી જતો. ફુટબોલની મેચમાં બંગાળી જીતશે કે અંગ્રેજ જીતશે ?–ને ચિંતામાં તેને રાત્રે ઉંઘ પણ આવતી નહોતી. ક્રિકેટ મેચમાં કોણે કેટલા " રન " કર્યા, તે બાબતમાં વર્તમાનપત્ર વાળાઓની ભૂલ થઈ શકે; પરંતુ રમાનાથની તપાસમાં તો ભૂલ હોયજ નહિ ! વિશાળ કલકત્તામાંની ગલીએ ગલી, કુંજે કુંજ, પેળે પેળ, મહોલ્લે મહોલ્લો, અને રસ્તાઓ, બજારો,–એમાંનું કાઇ પણ રમાનાથનું અજાણ્યુ ન હોતું. પૃથ્વીપરના દ્રષ્ટવ્ય,[1] શ્રોતવ્ય,[2] તથા જ્ઞાતવ્ય[3]–ચક્ષુ, કર્ણ અને મન વડે ગ્રહણ કરવા છતા પણ રમાનાથ તૃપ્ત થતો નહિં. તેને હમેશાં નવું નવું જોવાનો, સાંભળવાનો બહુ શોખ હતો.

પરોપકાર કરવો એ તો રમાનાથની મૂળની પ્રકૃતિજ હતી. તેના ગામનાં માણસો કલકત્તામાં આવતા ત્યારે તે રમાનાથનોજ આશરો લેતાં. પરીક્ષા નજીક આવેલી જાણીને રમાનાથ પુસ્તકોની ધુળ સાફ કરવા લાગ્યો એટલામા તેના ગામના એક સજ્જને અતિથિ રૂપે દર્શન આપ્યાં અને રમાનાથને સાથે લેઇને કલકત્તા નગરીનાં દર્શન કરવા નીકળ્યો. જ્યા જે વસ્તુ સારી ને સસ્તી મળે, ત્યાથી તે ખરીદી, નાટક, સરકસ, બાગ બગીચા, બજાર વિગેરે બધું જોયુ. કેટલાક દિવસ રહી તેઓ રમાનાથનો પરમ પારિતોષ રૂપે આભાર માની વિદાય થયા.

નગેન્દ્ર લોકલાજણીની અપેક્ષા રાખનો ન હોતો અને આંખની શરમ કોને કહેવી તે પણ ધ્યાનમાં લાવતો નહોતો. તેથી તેની પાસે આવવાનુ સાહસ કોઇ પણ કરી શકતું નહિ તે એમજ સમજતો હતો કે પરોપકાર કરવાનો વખત ઘણો મળશે. પરંતુ પરીક્ષા પાસ કરવાનો આવો સુંદર સુયોગ ફરી મળશે નહિ.

એક દિવસ પાસેના મકાનના એક ગૃહસ્થે રમાનાથ પાસે આવીને કહ્યું:–" મહાશય ! આજ ત્રણ ચાર દિવસ થયાં આ છોકરાના માસ્તર આવતા નથી. આપ કૃપા કરીને જો તેના અભ્યાસ પર કાંઇક લક્ષ્ય આપો તો આપના આભારની હું સારી કદર કરીશ. "

---

[1] જેવા લાયક ૨ સાંભળવા લાયક. ૩ જાણવા લાયક.

રમાનાથે છોકરાને પૂછ્યું—" તમારા માસ્તર સાહેબની તબિયત સીક છે ?"

છોકરો—" અરે રામરામ કહોની સાહેબ ! તે મીસ્ટરની તો વાતજ કરશોના. મહા મહેનતે બચ્ચાજી " એમ. એ ' થયા છે. નાહક આવીને અમારી ખુરશીઓ તોડી નાખે છે અને હોગટનો પગાર ખાઇ જાય છે. "

માસ્તર પ્રત્યે છોકરાનાં આવાં ઉદ્ધતાઇ ભરેલાં વાક્યો સાંભળતાંજ રમાનાથ મુખ ફેરવીને હસી પડ્યો. પાસે નગેન્દ્ર બેઠો હતો. તેણે ક્રોધાન્વિત થઇને તે છોકરાને કહ્યું- " તું શું ભણી શકવાનો છે, તે હું સમજી શક્યો છું નાહક શા માટે બાબાપના રૂપીઆનું પાણી કરાવે છે ? આજકાલ ઘણા ખરા છોકરાઓ પોતાના માસ્તરોની ઠઠ્ઠા મશ્કરી કરવામાંજ પોતાની મોટાઇ માને છે. બે ચાર છોકરાઓની મંડળી એકઠી થઇ, તો તેમની બધી વાતોનો મુખ્ય વિષયજ એ નીકળશે.—પરીખ માસ્તર હિસાબ ગણવામાં ભૂલ્યા, પાઠક માસ્તરને સ્પેલિંગ ના આવડ્યો, અને ભટ્ટ માસ્તર વ્યાકરણમાં ગુંચવાયા વળી શેખ માસ્તરે મને પાટલી ઉપર ઉભો કર્યો તો હું સામો થઇ ગયો, એટલે તે ચુપજ થઇ ગયા. અને શાહ માસ્તરે ચંદુને સોટી મારી એટલે ચંદુના બાપાએ આવીને તેમને એવા અડાવ્યા કે તે દિવસથી વાણીઆ ભાઇ નેતરનો ઉપયોગજ કરવાનું ભૂલી ગયા. ભાઇ, આવી વાતો કરવાથી કાંઇ લાભ નહિ !"

તેને એટલેથીજ બોલતો અટકાવીને વચમાં રમાનાથ બોલી ઉઠ્યો—" હા, તેઓએ સ્મરણમાં રાખવું જોઇએ કે—જ્યાં સુધી ગુરૂ, વડીલો, અને સમસ્ત શિક્ષકો તરફ સન્માન, પ્રેમ, ભક્તિ, અને પૂજ્યભાવ નથી, ત્યાં સુધી કદી પણ તેઓની ઉન્નતિ થવાની નથી. કદી પણ તેઓ ખરી વિદ્વતા મેળવી શકવાના નથી. "

પેલો ગૃહસ્થ પણ પોતાના છોકરાના વર્તનથી લજવાઇ ગયો. તેણે રમાનાથ અને નગેન્દ્રનાથની ક્ષમા માગી. રમાનાથે છોકરાને સુધારવાનું સ્વીકાર્યું પણ તે માટે કોઇ પણ પ્રકારનો બદલો અથવા પગાર લેવાની સાફ ના કહી.

આ વરસે રમાનાથ " બી એ. " ની પરીક્ષામાં નાપાસ થયો-અને નગેન્દ્ર પાસ થવાથી એક ક્લાસ ઉપર આવતાં રમાનાથનો સાથી થયો. નગેન્દ્રે તેને મિત્ર ભાવે ઠપકો આપીને કહ્યું—" ભાઇ રમાનાથ, પરોપકાર કરવાની પ્રવૃતિ હમણાં મુકી દે, પોતાની ઉન્નતિ જ્યાં સુધી ન થાય, ત્યાં સુધી પારકી ઉન્નતિ ક્યાંથી થાય? "

નગેન્દ્રના આ ઉપદેશની રમાનાથને કશપણ અસર થઇ નહિં. બાલ્યકાળથીજ તે પરોપકારમાં ટેવાઇ ગયેલો હોવાથી નાનાં નાનાં બાળકોને યત્ન પૂર્વક ભણાવવામાં, મિત્રવર્ગને બનતા સુધી સહાયતા કરવામાં, અને પ્રાણી માત્રનાં દુઃખોમા ભાગ લેવાનો અભ્યાસ તેના હાડ માંસ સાથે મળી ગયો હતો. પારકાના કલ્યાણનાં કામો તે અનેક સંકટો વેઠીને આનંદથી હમ્મેશાં કરતો; અને તેથી પોતાને થતું નુકશાન કદિપ ગણકારતો નહિં દિવસની એક પણ ક્ષણ તેને વિશ્રાન્તિ ન હોતી. તથાપિ ' પરોપકાર ' એ શબ્દ કોઇપણ તેના મુખેથી સાંભળી શક્યું ન હોતું

નગેન્દ્ર નિરંતર રમાનાથની ઉન્નતિ ચ્હાતો, તેથી જે જે માણસો રમાનાથની પાસેથી ફોગટ કામ કઢાવી લેવાની ઇચ્છાથી આવતાં હતાં, તેઓના ઉપર તે અત્યંત ક્રોધાન્વિત થતો હતો, અને તેમને બનતાં સુધી તો ' રમાનાથ નથી " એમ કહીને અગર બીજું કાંઇ

બહાર્નું કાઢીને બારણેથીજ પાછાં કહાડતો. રમાનાથને વારંવાર તેના કર્તવ્ય પથમાં સાવચેત કરવા છતાં પણ જ્યારે તે દૂરીભૂત ન થઇ શક્યો, ત્યારથી નગેન્દ્ર રમાનાથને ક્લાસમાં, ઘરમાં અને બધે સ્થળે "ઉપકારી !" એ સંબોધનથી બોલાવા લાગ્યો,

## પરિચ્છેદ—૩

નગેન્દ્રની બ્હેન સુશીલાનું સાસરૂ ભવાનીપુરમાં હતું તેના બનેવી ભૂપેન્દ્રનાથ, એક મ્હોટા નામજાદા વકીલ હતા ભૂપેન્દ્રનાથ, ના તો હિંદુ—ના તો બ્રાહ્મણ,—ના તો આજકાલના ઉચ્ચ શિક્ષણ પામેલા સુધારકો—શ્રીમ તોના જેવા હતા છતા તેમના ઘરમાં તેમની વિધવા માતાનું વધારે ચલણ હતું. તેમની તરુણ બ્હેન નિર્મળા જે બહુ મનોહર રૂપવતી, ગુણબુદ્ધિના સંસ્કારવાળી હતી તે હજુ અવિવાહિતા હતી.

એક દિવસે નગેન્દ્ર રમાનાથને સાથે લઇ, પોતાની બ્હેનને મળવા ગયો. દીવાનખાનામાં કોર્ટમાં જવા સારૂ તૈયાર થએલા ભૂપેન્દ્રનાથ, અને નજીકમાં બેઠેલાં તેમની માતાએ તેમનો સારો આદરસત્કાર કર્યો. ભૂપેન્દ્રનાથ કોર્ટમાં ગયા પછી સુશીલાએ આવીને ભાઇના કુશળ વર્તમાન પૂછ્યા

મધ્યાન્હ ભોજન સમાપ્ત થયા પછી સુશીલા અંદરના ઓરડામાં નગેન્દ્રની સાથે બેઠી હતી, ત્યાં નિર્મળાને ફરતાં ફરતા ખેંચી લાવી. નિર્મળા સંકુચિત વૃત્તિથી ખુરશીપર બેઠી; નગેન્દ્ર અને નિર્મળાની ચાર આંખો મળતાં નગેન્દ્રના મુખ ઉપર કોઇક અલૌકિક જ્યોતિ તરી આવી; એટલે સુશીલાએ હસતાં હસતાં કહ્યું—" નગેન્દ્ર અને નિર્મળાનું જોડું જોવાથી રાધાકૃષ્ણનું જોડું પણ ભૂલી જવાય છે. " ત્રણે જણાં ખડખડાટ હસી પડયાં. પણ નિર્મળાનું હાસ્ય શુષ્ક જણાયું. કેટલોક વખત વાર્તાલાપ કર્યા પછી નગેન્દ્ર વકીલ સાહેબની લાયબ્રેરીના હોલમાં જઇ પુસ્તકો જોવા લાગ્યો.

આ તરફ રમાનાથે બ્હારના એક ખુલ્લા ઓરડામાં આરામખુરશી પર બેઠે બેઠે મકાનના છાપરાના ભોભ, પાટડીઓ, વળીઓ, ખપારો વગેરે ગણી લીધાં. અચાનક તેની નજર બારણા તરફ પડી, તો પંચ વર્ષની એક મનોહર બાલિકા ચુપચુપ ડોકિયાં કરતી જોવામાં આવી રમાનાથે તેને સ્નેહ પૂર્ણ સ્વરે બોલાવી. રમાનાથનો અવાજ સાંભળતાં જ તે ન્હાસી ગઇ. જરાવાર પછી ફરીને આવીને ડોકિયું કરવા લાગી રમનાથે તેને ફરીથી બોલાવી, અને તે ફરીથી હસતી હસતી નાસી ગઇ રમાનાથ સમજી ગયો કે આ હાથમાં આવવાનું પૂરૂં લક્ષણ છે. પછી તે ઉઠીને બારણા પાસે છુપાઇ ગયો. હવે બાલિકા પકડાઇ ગઇ. એટલે તેણે નાસી જવાને માટે રડવા માંડયું. રમાનાથે પણ બાળકના જેવું કૃત્રિમ રૂદન તેની સાથે જ આરંભ્યું બાલિકા એકદમ હસીપડી. રમાનાથે તેને વધારે હસાવી, ખુશ કરીને પૂછ્યું " બ્હેન, ત્હારૂં નામ શું ?"

બાલિકાએ કહ્યું—" મારૂં નામ સુનંદા "

સુનંદા એ બ્હેનની જ દિકરી છે. એમ જાણતાં રમાનાથને તેના ઉપર વિશેષ સ્નેહ ઉત્પન્ન થયો. બાલિકા પણ રમાનાથ મામાને પોતાની રમકડાંની પેટી વગેરે લાવીને બતાવવા લાગી. હજી કયાં કયા રમકડાં હોય તો ન્હાની ભાણેજની પેટી ભરાઇ રહે, તેની રમાનાથે એક યાદી કરી લીધી. અચાનક ત્યાં થઇને નિર્મળા નીકળી. તે જરા

આઘી રહીને આ સુન્દર દૃશ્ય જોવા લાગી બાલિકાની સાથે બાળક બનીને રમતો આ યુવાન ત્હેને બહુ મોહક લગ્યો એવામાં રમાનાથની દૃષ્ટિ તેના ઉપર પડી. નિર્મળાનાં નેત્રો પણ તેની સાથે મળ્યાં, અને ઉભયનાં હૃદયમાં કોઇક અપરિચિત, પણ અતિ પવિત્ર ભાવના મૂર્તિમન્ત થઇ જણાઇ. નિર્મળા શરમાઇને ત્યાંથી ઝપાટાબંધ ચાલી ગઇ. એવામાં નગેન્દ્ર આવી પહોંચ્યો અને રમાનાથને સાથે લેઇ ઘર તરફ વળ્યો

## પરિચ્છેદ—૪

તે સમય પછી નગેન્દ્ર વારંવાર સુશીલાને ત્યાં આવજાવ કરવા લાગ્યો. સુશીલાની નણંદ નિર્મળા ગંભીર પ્રકૃતિની બાલિકા હતી સુશીલાના આગ્રહથી, સુશીલાની હાજરી દરમ્યાન નગેન્દ્રની પાસે આવીને માનની ખાતર બેસતી, પણ તેની સાથે કંઇ પણ વાતચીત કરતી નહોતી. વળી નિર્મળાની હાજરી વગર નગેન્દ્ર તથા સુશીલાની વચ્ચે વાતચીત બીલકુલ જામતી પણ નહોતી. બે ચાર વખત રમાનાથ અને નગેન્દ્ર સાથે આવેલા, તે સમયના અનુભવથી નિર્મળાની વૃત્તિ કંઇક અંશે "પરોપકારી" રમાનાથ તરફ છે, એવું નગેન્દ્ર સમજી ગયો હતો તેથી તે હવે બહુધા એકલો જ આવતો અને નિર્મળાની હાજરીમાં પોતે રમાનાથ સંબંધીની કોઇ પણ વાત ઉકેલતો જ નહિ. પરન્તુ નગેન્દ્રની આનંદગમ્મત ભરેલી વાતચીતમાં પણ ત્હેને ઝઝો રસ પડતો નહિં, એ દેખીતું હતું.

જ્યારે ઉત્સાહથી પોતાની બ્હેનની આગળ નિર્મળાને પ્રસન્ન કરવાને વિનોદવાર્તાઓનો ઓત તે ચલાવતો, ત્યારે નિર્મળા કદિ કદિ સાંભળી ખુશી થયાનો ડોળ કરતી અને કંઇકવાર તો જાણે કંઇ ઉંડા-દૂરના વિચારોમાં હોય નહિ એમ જણાતી તેણીની આવી મીઠી ઉદાસીનતા બુદ્ધિમતિ સુશીલા સારી રીતે સમજી ગઇ હતી. પરતુ નગેન્દ્ર તો તેણીના તરફ તેથી ઉલટો વધારે ને વધારે આકર્ષાતો હતો.

બે ચાર વખત સુશીલાને ઘેર ગયા પછી નગેન્દ્રના પોતાના તરફના બદલાયલા વર્તનને લીધે રમાનાથ ત્હેના મનની વૃત્તિ બરોબર સમજી ગયો હતો અને તેના મનમાં એમજ ઠસી ગયું હતું કે હવે મ્હારે એ મકાનમાં આવવાની જરૂર નથી નિર્મળાના મનમાં પોતાના તરફ કંઇ વિશેષ મમતા છે, એની ત્હેના સરલ હૃદયને જરા પણ ભ્રાન્તિ ન્હોતી.

જે નજીકમાં રહે છે તે પ્રિય હોય છે ખરૂં, પરતુ કંઇકવાર તે પાસેજ રહેવાથી ધીમે ધીમે નવીનતા કમી થતી જાય છે. અને દૂર રહેવાથી ધીમે ધીમે શ્રદ્ધા, પ્રીતિ, સૌન્દર્ય, અને સન્માનનો વધારો થાય છે માણસ સ્વભાવથીજ અજ્ઞાન-અપરિચિત વસ્તુને વિશેષ ચાહે છે અને દૂરતા ત્હેની જન્મદાતા છે ફક્ત પદાર્થ પ્રાણીના દૂરત્વ ઉપરાંત પણ એક વસ્તુ એવી છે કે તે અત્યત નજીકમાં રહેવા-હોવા છતાં પણ એક પ્રકારની દૂરતા જાળવી રાખે છે અને તે દૂરતા અધિકતર રહસ્યમય છે, તથા તેથીજ તેને સર્વત્ર પ્રાણીમાત્ર ચાહે છે 'ભગવાન' આપણી નજીક હોવા છતાં પણ આપણાથી દૂર છે—તે દૂરતા જાળવી રહ્યા છે, તે પણ તેમને સૌ કોઇ ચાહે છે ત્હેનું એક વિશેષ કારણ છે.

## પરિચ્છેદ—૫.

એક વખતે એવી બૂમ પડી કે વર્ધમાન નગરમાં રેલ આવી છે. રમાનાથે મનમાં

વિચાર કર્યો કે—"પરીક્ષા હજી આવી નથી પણ મહાનદીનું પૂર તો આવી પહોંચ્યું છે. માટે પ્રથમતો ત્યાંજ જવું અને બની શકે તેટલાં ભાંડુઓને દુઃખદ સમયમાં મદદ કરવી. પરીક્ષાનું તો પ્રભુની ઇચ્છા મુજબ થશે." એમ સંકલ્પ કરી રમાનાથ તાબડતોબ વર્ધમાન પહોંચ્યો.

સાયંકાળનો સમય થવા આવ્યો છે. કલકત્તાની એક સાધારણ પહોળી ગલીના એક મનોહર મકાનના બીજા મજલાની એક બારી પાસે બેઠી બેઠી કલ્યાણી રેશમી વસ્ત્ર ઉપર સોયથી રેશમી દોરા વડે એક ચિત્ર કાઢતી હતી. અને પાસેના ખંડમાંના એક ખૂણા આગળની ખુરશી પર બેસીને તેનો પતિ રમેશચંદ્ર એક ઇંગ્લીશ નવલકથા (નૉવેલ) વાંચતો હતો.

એવામાં બારીની બહાર નજર જતાંજ અચાનક કલ્યાણીએ પતિ પાસે જઇને તેના ખભા ઉપર હાથ મુકીને કહ્યું—"તમારૂં નૉવેલ આજે પૂરૂં નહિં થશે." પતિએ તરત પુસ્તક બંધ કરી, કલ્યાણીના મુખ તરફ જોઇને તેણે કહ્યું, "કેમ, કાંઇ કામ છે?"

"કલ્યાણી—" તમે મને કયાં સુધી ચ્હાઓ છો?"

રમેશચંદ્ર હસતાં હસતાં ખુરશીમાંથી ઉઠયો અને એક મોટી નેતરની સોટી લાવી તે બતાવતાં બોલ્યો—" આ......અહીં સુધી ચાહું છું."

કલ્યાણી (હસતી હસતી)—હાં ઠીક, ત્યારે જુવો—"

રમેશને બારી પાસે ખેંચી લેઇ જઇને કહ્યું—"જુઓ, પેલો લીલારંગનો બીજાપસો ડગલો પહેરીને જાય છે, તેને મળી આવો જોઇએ!"

રમેશચંદ્ર—" જો હુકમ! પણ આવી વીલી કોઇ એક અપરિચિત માણસને હજૂર પાસે હાજર કરવો તે મને તો યોગ્ય લાગતું નથી."

કલ્યાણીએ હસતાં હસતાં રમેશને એક ધીમો ધક્કો મારીને કહ્યું-" હું શું તેને અહીં તેડી લાવવાનું કહું છું!"

રમેશ તરતજ એક દુપટ્ટો ઓઢી, પગમાં ચંપલ ઘાલીને બહાર નીકળ્યો અને રસ્તા પર આવીને "વૃન્દા, ઓ વૃન્દા!" એમ બુમો પાડતો કલ્યાણીએ બતાવેલા માણસની પાછળ પાછળ દોડવા લાગ્યો. ખૂબ નજીકમાં આવતાં વધારે જોરથી બૂમ મારીને કહ્યું— "વૃન્દા! અરે ઓ ભલા આદમી! સાંભળતોયે નથી?'

રસ્તે ચાલનાર પાછો ફરીને ઉભો રહ્યો, રમેશે તેના મુખ તરફ જોઇને તરતજ વિનીત ભાવે નમસ્કાર કરીને કહ્યું—" માફ કરજો ભાઇ! ભૂલ થઇ ગઇ. દૂરથી આપ મ્હારા એક મિત્ર વૃન્દાવન જેવા દેખાતા હતા તેથી......"

કલ્યાણી બારીએથી બધું જોઇ રહી હતી.

રસ્તે ચાલનારે સામો નમસ્કાર કર્યો.

રમેશે કહ્યું—" ગુન્હો માફ કરજો, મહાશય! આપનું નામ!"

રસ્તે ચાલનારે કહ્યું-" અરે એમાં શું!-મ્હારૂં નામ રમાનાથ રાય."

રમેશ—" આપ, અહીં કયાં રહો છો?"

રમાનાથ—" ૭૭ નંબર" નફર નિયોગીની લેન, અમરતલા ગલ્લીમાં. આપ મહાશય આપનું નામ?"

રમેશ—"મ્હારૂં નામ રમેશચંદ્ર દત્ત. જ્યારે આપની સાથે પરિચય થયો તોપણ હું એક દિવસ આપને મળવા આવીશ. અમરતલા ગલ્લીમાં કાર્ય પરત્વે કોઇ કોઇ વખત હું આવું છું.—નમસ્કાર."

રમાનાથ—"ભલે, જરૂર પધારજો—નમસ્કાર."

## પરિચ્છેદ—૬.

આજે પરીક્ષાનુ પરિણામ બહાર પડ્યુ છે. રમાનાથને ખબર પડી છે કે આ વખતે પણ પોતે "બી. એ. ની પરીક્ષામાં નાપાસ થયો છે. નાપાસની વાત સાંભળતાં આંખમાં "શ્રાવણ-ભાદરવો" ન વરસાવે, એવો વિદ્યાર્થી કોઇકજ હશે. રમાનાથ કંપની બાગમાં આવીને દૂર દિગંતમાં જોઇ રહ્યો. શુન્ય મુન્ય બેસીજ રહ્યો. સંધ્યા થઇ જવા આવી તેનું પણ તેને ભાન નથી. સંધ્યાના શીતળ પવનની અસરથી ધીમે ધીમે રમાનાથ શુદ્ધિમાં આવ્યો અને તાબડતોબ ઘેર આવી પહોંચ્યો. કોઇની સાથે મળ્યો નહિં. અને રાત્રિના આઠ વાગ્યામાં જમ્યા વિનાજ સુઇ જવાનો ડોળ કરી પથારીમાં જઇને પડયો. નિરાશાની કટુતામાં વધારો કરતા સમાચાર એ હતા કે નગેન્દ્ર ઉંચે નંબરે પાસ થયો હતો.

સવારમાં ઉઠતાંજ નગેન્દ્રનો પત્ર મળ્યો. તે ભવાનીપુરથી લખે છે કે–"બ્હેનની તબિઅત સારી નથી, તેથી એક બે દિવસ સુધી તમને મળી શકીશ નહિં. માફ કરજો."

કોઇ ગમે તેવુ અપરિચિત પ્રાણી પણ બિમાર હોય તો તેની સારવાર કરી ત્હેને બની શકતો આરામ આપવો, એ રમાનાથનો મૂળથીજ અભ્યાસ હતો. તેણે કેટલીક વખત વિચાર કરીને નક્કી કર્યું કે "બ્હેનને એક વખત જોવા જવુ તે ઉચિત જ છે. ટ્રામગાડીમાં જવાથી કોઇ ઓળખીતા સાથે મિલાપ થવાનો ભય. તેથી દિવસના બે વાગે તે પગરસ્તે ચાલી નીકળ્યો.

નાપાસ થએલા વિદ્યાર્થીઓ ઉપર ચારે તરફથી જે મશ્કરી ભરેલાં તથા ધિક્કાર જનક વચનો વરસાવવામાં આવે છે, તેજ તેઓના મોતનું કારણ થઇ પડે છે. બિચારો "પરોપકારી" રમાનાથ બ્હેનના દુઃખમાં ભાગ લેવા તે કંઇક ઓછું કરવા, ખરા બપોરના સખત તાપમાં ત્રણ ગાઉનો રસ્તો પગે ચાલીને બ્હેનને ઘેર આવી પહોંચ્યો.

આ વખતે બ્હેન બેઠી બેઠી હારમોનીયમ (વાજું) બજાવી રહી હતી. નગેન્દ્ર સાથે બેસીને ગાતો હતો. અને આજુબાજુ બ્હેનની સાહેલીઓ મીજલસ જમાવીને આમતેમ બેઠેલી હતી. તથા જરીક દૂર નિર્મલા એક ખુરશી પર બેઠી બેઠી વિરક્ત ચિત્તથી પુસ્તકનાં પાના ફેરવ્યા કરતી હતી

નગેન્દ્રનો કણ્ઠસ્વર સપ્તમ સુરમાં ચડવાની તૈયારીમાં હતો, એવામાં તાપથી વિહ્વળ થયેલો, પરસેવાથી પલળી ગએલો રમાનાથ ઓરડાના બારણા સામે આવીને વગર બોલે સ્તબ્ધ ઉભો રહ્યો.

ગીતવાદ્ય તરતજ બધ પડી ગયુ નિસ્તબ્ધ રમાનાથનુ મ્લાન મુખ જોઇને બ્હેન તથા નગેન્દ્રનું હાસ્ય સમાઇ શક્યું નહિં. સાથે સાથે બ્હેનની સાહેલીઓ પણ હસવા લાગી. ફક્ત નિર્મળાના સ્વાભાવિક ગંભીર વદન ઉપર વધારે ગંભીરતા છવાઇ ગઇ બધાંના ઉચ્છૃંખલ હાસ્ય તરફ ત્હેણે ધિક્કારની નજર ફેંકી.

નગેન્દ્રે શુષ્ક હાસ્ય કરીને કહ્યું—"કેમ ઉપકારી ! બ્હેન માંદી છે, એમ સાંભળીને 'પરોપકાર' કરવા આવ્યા છો કે !"

રમાનાથ અતિ કષ્ટે કંઇક કૃત્રિમ હાસ્ય મુખ ઉપર લાવી શક્યો હતો; પરંતુ નગેન્દ્રના શબ્દો સાંભળતાં જ તે હાસ્ય ક્યાંય ઉડી ગયું, અને તે ઉતાવળથી બોલી ઉઠ્યો—"ના આ બાજુએ જરીક કામ હોવાથી જતો હતો. ત્યારે મ્હારા મનમાં એમ આવ્યું કે તમે "સેકન્ડ ડીવીઝન" (બીજાવર્ગ) માં પાસ થયા છો, એ ખબર પણ તમને કહેતો જાઉં." એમ કહીને રમાનાથ ચાલ્યો જવા પાછો ફર્યો

નગેન્દ્ર પોતાનો પ્રફુલ્લિત ભાવ છુપાવીને બોલ્યો—"એ તો ઠીક. ઉપકાર કર્યો, પણ તમારી શી ખબર છે ?—જરીક બેસો તો ખરા !"

રમાનાથે ત્વરાભરેલાં પગલાંથી બ્હાર નીકળતાં જવાબ આપ્યો—" ના, અત્યારે મ્હારે જરા કામ છે."

બ્હેનના મકાનની આસપાસ એક નાનકડો ફુલનો બગીચો હતો. તેની બાજુ પરની વાડના છીંડામાંથી એક નાનકડું સ્મિત વિકસિત મુખ રમાનાથની નજરે પડ્યું. બાલિકાએ બ્હાર આવીને કોમળ કંઠે કહ્યું—" રમા મામા ! ઓ રમા મામા ! મ્હારે માટે બીજાં રમકડાં લાવ્યા છો કે ?"

સુનંદાના મુખ તરફ સ્નેહથી જોઇને હસવા જતાં રમાનાથની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં તેણે આંસુ મહા મહેનતે રોકીને કહ્યું-" ભૂલી ગયો છું, બ્હેન ! ફરીથી આવીશ ત્યારે લેતો આવીશ હોં !" એટલું બોલી રમાનાથે પાસે જઇને ત્હેના નિર્દોષ, પ્રેમાળ હાસ્યભર્યા મ્હોં ઉપર એક મધુર ચુમી લીધી અને પછી ત્યાંથી ચાલી ગયો.

પ્રેમથી છલકાતાં નયન-હૃદયથી નિર્મળા બારીમાંથી આ આકર્ષક દેખાવ જોઇ જ રહી હતી

## પરિચ્છેદ—૭

નગેન્દ્ર એક બે દિવસ માટે કલકત્તા ગયો. ત્યાં પરીક્ષાઓમાં પાસ થએલા મિત્રોને અભિનન્દન આપીને તથા નાપાસ થએલાઓને વાસ્તે દિલગીરી દર્શાવીને તે ભવાનીપુરમાં પાછો આવ્યો.

શ્વસુરગૃહે જેમ જમાઇ આવકાર પામે તેમ ભવાનીપુરમાં હવે નગેન્દ્ર પણ ત્હેવોજ આદરસત્કાર પામવા લાગ્યો. સુશીલાએ પોતાના પાસ થએલા ભાઇની સાથે નિર્મળાનો વિવાહ કરવાની તજવીજ કરવા માંડી. તેણે પતિને તથા વૃદ્ધ સાસુને તે બાબત વાત કરી હતી અને પિતા માતાની અનુમતિ મેળવવા માટે તેમને પણ તેણીએ એક પત્ર લખી મોકલ્યો હતો. પરંતુ આ વખતે કોણ જાણે છે કે નિર્મળાની ધારણામાં શું હશે ! વિવાહ વિચારના આનંદ-ઉત્સાહનો વેગ કંઇક ધીમો પડ્યા પછી બિચારો રમાનાથ સુશીલાને યાદ આવ્યો. તેણીએ નગેન્દ્રને પૂછ્યું—" ભાઇ નગેન્દ્ર ! પેલા આપણા ઉપકારીની શી ખબર છે ?"

નગેન્દ્ર—" બે ચાર દિવસથી તેને જરા વધારે તાવ આવે છે. દવાના બંદોબસ્તને માટે મેં ઝવેરીને ભલામણ કરી છે."

ઝવેરીલાલ નગેન્દ્ર અને રમાનાથના રહેવાના ઠેકાણાનો નોકર છે. નગેન્દ્રે કહેલી વાત નિર્મળાના કાને જઈ પહોંચી. તેણીના હૃદયમાં મ્હોટો ધ્રાસકો પડ્યો અને રમાનાથના મંગલ માટે તે પછી તેણી વારંવાર પ્રભુ પ્રાર્થના કર્યા કરતી હતી.

## પરિચ્છેદ–૮.

એક દિવસે સાંજે રમાનાથના રહેવાના મકાનના દરવાજા પાસે એક ગાડી આવીને ઉભી રહી. તેમાંથી રમેશચંદ્ર તથા કલ્યાણી ઉતર્યા અને રમાનાથના ઓરડામાં ગયા. અંદર જોયું તો રમાનાથ એકલો સખત તાવમાં બેભાન થઈ રહેલો છે. પાસે કોઈ માણસ નથી અને દીવો નથી. રમેશે પોતાના ગાડીવાળાને બોલાવી બત્તી પ્રગટાવરાવી. ઝવેરીલાલની તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિં, આજે સવારે આવેલો ત્યારે રમેશચંદ્રે રમાનાથની આંગળીમાં જે સોનાની વીંટી જોઈ હતી. તે અત્યારે નથી. ટેબલ ઉપર ઘડીઆળ હતું તે પણ અત્યારે નથી. કલ્યાણીએ રમાનાથના કપાળ ઉપર હાથ મુકીને જોયું તો તે અગ્નિના જેવું ગરમ હતું. લલાટે કોમળ, શીતળ સ્પર્શ થતાં જ રમાનાથ લાલચોળ આંખો ઉઘાડીને તાકતોબ બેઠો થયો. ગાંડાની માફક કેટલીક વખત શુન્ય દૃષ્ટિથી તેણે કલ્યાણી તરફ જોઈને કહ્યું--" બ્હેન આવ્યાં છો કે ? આપણી સુનંદા તો સારી છે ને ? તેને માટે થોડાં રમકડાં મ્હેં લાવી રાખ્યાં છે, તે પેલી પેટીમાં છે."

કલ્યાણી વ્યાકુળ નેત્રે રમેશના મુખ તરફ જોઈ રહી. રમેશે નજીક આવીને સાવચેતીથી રમાનાથને પથારીમાં સુવાડી દેઈ, કલ્યાણીને કહ્યું—" આ તો વિકારનું લક્ષણ જણાય છે. " થોડીવારમાં રમાનાથને કાંઈક ભાન આવ્યું જણાયું.

"રમાનાથે કહ્યું—" મહાશય ! આપ કોણ છો ! ઝવેરીલાલને એક વખત બોલાવી શકશો ? ઝવેરીલાલ ! અરે ઓ ઝવેરી ! પાજી ! સાંભળતો નથી ! અરે, બેન આવ્યાં છે. એક આસન આસન પાથરી આપ ને, બાપુ ! અને જો મ્હારી પેટીમાંથી રમકડાં સુનંદા માટે–

રમાનાથથી આગળ બોલી શકાયું નહિં. રમેશે કલ્યાણીને કહ્યું—"તમે જરીક સાવચેતીથી તેમની સંભાળ રાખીને બેસી રહો. તેમને ઉઠવા દેશો નહિં. હું જલદીથી ડૉક્ટરને બોલાવી લાવું છું."

સાત દિવસ સુધી તે દંપતીએ સતત્ પ્રયાસ કર્યા છતાં પણ તે રમાનાથને બચાવી શક્યાં નહિં. રમાનાથના ઉપકારથી વશ થએલાં હજારો માણસોએ તેના આત્માની શાન્તિ માટે પ્રભુ પ્રાર્થના કરી. કલ્યાણી અને નિર્મળા પરમ મિત્ર બન્યાં છે. ત્હેમની વાત વારંવાર રમાનાથના અનેક સદ્ગુણો તરફ વળે છે.

નિર્મળાએ પોતાની માતા તથા બાપ પાસે ચિરકાળ કુમારી રહી જગત્ સેવામાં જીવન ગાળવાની પરવાનગી લીધી છે.

# કુળ--લક્ષ્મી*

અનુવાદક, રા. રા. મગનલાલ હરીકૃષ્ણ મ્હેતા.

ઘણા દિવસની મહેનત પછી જે દિવસે અમદાવાદના રામચંદ્ર ભટ્ટના પુત્ર નરેંદ્ર સાથે સુરતના વિષ્ણુપ્રસાદની એકની એક પુત્રી લલિતાગૌરીના લગ્ન મોટી ધામધુમથી નિ-ર્વિઘ્ને થઇ ગયા, તે દિવસે વિષ્ણુપ્રસાદ પોતાને નિશ્ચિંત થયેલા માનવા લાગ્યા.

પરંતુ મનુષ્ય પોતાને નિશ્ચિત ધારે તેમાં શું વળ્યું? વિધાતાએ વિષ્ણુપ્રસાદના નસીબમાં સુખ લખ્યું નથી વિષ્ણુપ્રસાદને તેની ખબર નથી. ગમે તેવો વિદ્વાન કે બુદ્ધિમાન હોવા છતાં તે મનુષ્ય છે, તે મનુષ્ય દૈવની અકળીત લીલા જાણવાને અસમર્થ છે, તેથીજ આ આનંદમાંજ ગંભીર વેદના-દુઃખ-સમાયલી છે, આ નિશ્ચિંતતામાંજ ચિંતા રૂપ વિંછીના સેંકડો ડંખ છે, આ સુખનું સ્વપ્ન જોત જોતામાં જતું રહેવાનું છે, તેની વિષ્ણુપ્રસાદને ખબર નથી. લલિતાના લગ્નને ચાર માસ પણ હજુ નથી થયા એટલામાંજ એક કમનસીબ દિવસે લલિતાના વૈધવ્યના તારથી સમાચાર આવ્યા. વિષ્ણુપ્રસાદ ઉપર દુઃખનું વાદળ તુટી પડયું. તાર જોતાંજ તેની શુદ્ધ સાન ઉડી ગઇ. તે માથે હાથ દઇ જમીન ઉપર બેસી ગયો. તેની આંખ આગળ સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો. તેની આંખમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં. લલિતાની માતા પણ હાંફળી ફાંફળી થઇ ગઇ. પરંતુ પહેલા તો તેને કાંઇ ખબર પડી નહિ. છેવટે કેટલીકવારે વિષ્ણુપ્રસાદે જરા ધૈર્ય ધરી આંસુ લુછી નાખી તાર ફરીથી વાંચતા "કોલેરાથી નરેંદ્ર અચાનક મરણ પામ્યો છે" એ શબ્દો ઉચ્ચાર્યા ત્યારે તે પણ આક્રંદ કરતી બેભાન થઇ જમીન ઉપર પડી.

તેજ દિવસે લૌકિક કાર્ય કરી તઇ પહેલી ગાડીમાં વિષ્ણુપ્રસાદ લલિતાને સાસરે આવ્યા. લલિતાને તેના પિતાના આવવાના સમાચાર મળ્યા એટલે તે ડુસકાં ખાતી ખાતી, છુટે અંબોડે તેની પાસે આવી. વિષ્ણુપ્રસાદે તેની સામે જોયું, અને જોતાંજ તેની છાતી ફાટી ગઇ. પોતાની એકની એક પુત્રી લલિતાના અંગ ઉપર આભૂષણ નથી. તેણે એક જાડું લુગડું પહેર્યું છે. તેનો સૌભાગ્ય-સૂચક-સૌભાગ્યના મુખ્ય ચિન્હ સ્વરૂપ-કુંકુમ ચાંદ્લો પણ અંતર્હિત થઇ ગયો છે! વિષ્ણુપ્રસાદથી લલિતાની આ શોકજનક સ્થિતિ વધારે વાર જોવાઇ નહિ. તે લલિતાને પોતાની છાતી સરખી ચાંપીને અશ્રુ વિસર્જન કરવા લાગ્યા. લલિતાની સ્થિતિ જોઇ વિષ્ણુપ્રસાદને બહુજ લાગી આવ્યું હતું, અને તેથી જો આજ સ્થિતિમાં તે અહિં રહેશે તો તે બચવાની નથી એમ લાગ્યું. તેથી વિષ્ણુપ્રસાદે તેજ રાત્રે તેને પોતાને ઘેર લઇ જવાનો વિચાર કર્યો. રામચંદ્રે બહુ બહુ ના કહી પરંતુ તેમણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. છેવટે રામચંદ્રે "મારા પુત્રે મને દગો દીધો છે, તો હવે થોડા દિવસ પણ લલિતાને અહિં રહેવા દો તો સારૂં." એમ કહ્યું, પરંતુ વિષ્ણુપ્રસાદે તેનો ગંભીરતાથી એટલોજ જવાબ આપ્યો કે "અહિં રહેવાથી મારી પુત્રી બચવાની નથી. હું તો એને આજ ને આજજ લઇ જઇશ."

રામચંદ્રનું કાંઇ ચાલ્યું નહિ. વિષ્ણુપ્રસાદે લોકાપવાદનો પણ ભય રાખ્યો નહિ.

---

* બંગાળીને આધારે

લલિતામાં હજુ ઉંડી અક્કલ નહિ હોવાથી તે પણ તૈયાર થઇ ગઇ. એટલે તેને કોઇપણ રોકી શક્યું નહિ. જતી વખતે લલિતાની સાસુએ તેને છાતી સરસી ચાંપીને કહ્યું, "બેટા, હવે હું જેમાં ગણું તેમાં તુંજ છે. ત્યાં રહીને પણ અમને ભુલીશ નહિ. આ ઘર તારૂં પોતાનું જ છે એમ ગણજે." આટલું કહેતાં કહેતાંમાં તો પુત્ર શોકને લીધે તેની છાતી ભરાઇ આવી. હવે તેનાથી વધારે બોલાયું નહિ, તેથી તેણે રડતાં રડતાં જ લલિતાને આશીર્વાદ આપી જવાની રજા આપી આ તરફ બહારના ઓરડામાં રામચંદ્ર પણ પોતાના પુત્રના મરણનો શોક કરતા, અને વિષ્ણુપ્રસાદની ઉદ્ધતાઇને ધિક્કારતા માથે હાથ દઇને બેઠા હતા. લલિતાએ જતી વખતે રજા માંગી એટલે તેની સામુ જોઇ આંસું સારતાં વૃદ્ધ બોલ્યા, "બેન, મનમાં હતું કે તને જોઇને અમે નરેંદ્રને અનેક અંશે ભુલી શકીશું. પરંતુ તું નાદાન છે. છતાં જતી વખતે તારા આ વૃદ્ધ સસરાના બે બોલ સાંભળીને તે યાદ રાખજે. જો કોઇ દિવસ અમારે માટે તારૂં અન્તઃકરણ રડી ઉઠે, તો તું સુખેથી અહિં આવજે. આ ઘર તારૂં જ છે. નરેંદ્ર ગયો, છતાં તું અમારા માથા ઉપરજ છે. કારણકે તું મારી મોટી વહુ છે. અને મારા પવિત્ર હિંદુ સંસારનું રત્ન છે."

૨.

આ દુઃખદાયક બનાવ બન્યા ને બે વર્ષો વિતી ગયાં છે. આ બે વર્ષોમાં લલિતામાં પણ બહુ ફારફેર થઇ ગયો છે. વિષ્ણુપ્રસાદે પોતાની પત્નીની ઇચ્છા નહિ હોવા છતાં, લલિતાને વિધવાનો વેશ ધારણ કરવા દીધો નથી. તેમ વિધવાના આચારવિચારનું શિક્ષણ પણ આપ્યું નથી, એટલુંજ નહિ પરંતુ તેના મનમાં તે સંબંધી વિચાર પણ આવવા દીધો નથી. આથી લલિતા પહેલાંની માફક પહેરી ઓઢીને ફરે છે. ઘરેણાં પહેરે છે, માથામાં તેલ નાખે છે, અને પાન પણ ખાય છે. આ બધું એની માને બીલકુલ ગમતું નથી. પરંતુ વિષ્ણુપ્રસાદ આગળ તેનું કાંઇ વળે એમ નહિ હોવાથી મુંગે મોઢે જોઇ રહેવું પડે છે. આટલું છતાં તે લલિતાને ચાંદલો કરવા દેતી નથી. વળી વિષ્ણુપ્રસાદે લલિતાને ભણાવવા માટે એક મહેતી પણ રાખી છે. તેના મનમાં હતું કે, જો લલિતાનું મન અભ્યાસમાં, અને ભરવા ગુંથવામાં પરોવાશે, તો તે પોતાના પતિને તેમજ સાસુ સસરાને ભુલી જશે, પરંતુ વિધાતા કઇ વખતે મનુષ્યનું હૃદય ફેરવી નાંખે છે તેની કોઇને ખબર નથી. તેની લીલા અકલીત છે. તે ઘડીના છઠા ભાગમાં મહા શઠને સાધુ, અને સાધુને શઠ બનાવી દે છે, તો લલિતાને ફેરવી નાંખતા તેને શી વાર લાગે ? વિષ્ણુપ્રસાદ હવે એમજ ધારે છે કે લલિતા સઘળું ભુલી ગઇ છે. તેનું મન બરોબર અભ્યાસમાં પરોવાયું છે, અને હવે તે પોતાની પાછલી જીંદગીનો વિચાર પણ કરતી નથી. પરંતુ તેમાં તેની મોટી ભુલ થતી હતી. લલિતા સઘળું ભુલી ગઇ હતી. પરંતુ તે પોતાના પતિ સાથે ગુજેલી પ્રથમ રાત્રિ; તેના પતિનું સ્નેહાળ મુખ અને તેનું મધુર સંભાષણ ભુલી શકી નહોતી. વળી તેના વૃદ્ધ સસરાના છેલ્લા શબ્દો પણ તેના હૃદયમાં ઉંડા કોતરાઇ ગયા હતા, અને તે પણ કદી વિસારે પડે એમ નહોતા. તેથી જ્યારે જ્યારે લલિતા નવરી પડતી ત્યારે ત્યારે તેને પોતાના સાસુ સસરાનાજ વિચારો સ્ફુરી આવતા હતા. અને તેના પતિનું સુંદર મનોહર મુખ તેની સામું એકાએક તરી આવતું હતું.

આજે ફાગણ માસની પ્રભાત છે. ચારે તરફ વિહંગો કિલબિલાટ કરી રહ્યા છે. વૃક્ષોની ટોચે ઉદય પામતાં બાલ-સૂર્યના સોનેરી કીરણો પ્રસરી રહ્યા છે, અને તેથી સૂર્યનો સત્કાર કરવા માટે પ્રકૃતિએ સોનેરી ચાદર પાથરી દીધી હોય, એમ લાગે છે. કુદરતમાં જાણે નવીન જીવન આવ્યું હોય એમ ભાસે છે. ચારે દિશાઓમાં નવીન આનંદ પ્રસરી રહ્યો છે. આ વખતે લલિતા કાંઈક વિચાર કરતી પોતાની બારીએ ઉભી છે, હજુ તેની ઉંઘ બરોબર ઉડી નથી. મોઢું ધોયું નથી. તેથી તેની આંખો ઘેરાયલી જ લાગે છે. ગઈ કાલે એની માતાએ વિષ્ણુપ્રસાદને પુછ્યું હતું કે, " આવતા અઠવાડીયામાં લલિતાના દિયેરના લગ્ન છે, તો તેને ત્યાં મોકલીશું ને ? " તેના જવાબમાં " લલિતાને હવે એને સાસરે મોકલવી નથી. " એમ એના પિતાએ ચોખ્ખે ચોખ્ખું કહી દીધેલું હોવાથી લલિતા વિમાસણ કરતી તે વિચારમાં પડી છે.

લલિતા આ પ્રમાણે વિચારવમળમાં ગોથાં ખાય છે. એટલામાંજ નીચેથી એને કોઈએ બોલાવી—" બેન, કયાં છે ? " અહા કેવું મધુર સંબોધન ! કેવો સ્નેહ ભર્યો સ્વર ! લલિતાને આ સ્વર અજાણ્યો લાગ્યો નહિ, કારણકે આ સ્વર પહેલાં તેણે ઘણી વખત સાંભળ્યો હતો. આ સાંભળતાંજ નાટકના પડદાની પેઠે તેના હૃદય રાજ્યનું આવરણ એકાએક ખસી ગયું. ઘડીકમાં તેના મનમાં હજારો વિચારો ઉદ્ભવી લય પામ્યા. તેની આંખ આગળ બે વર્ષ ઉપરની વાત તરવરવા લાગી. તે વખતે એક વૃદ્ધ આવાજ મધુર સ્વરે મહા આનંદમાં તેને બોલાવી પોતાને ઘેર લઇ ગયા હતા. અને એવાજ મધુર સ્વરે પોતાની મરજી વિરૂદ્ધ હોવા છતાં વિદાય થતી વખતે " તું મારા પવિત્ર હિંદુ-સંસારનું રત્ન છે, " એવો આશીર્વાદ આપ્યો હતો.

રડતા હૃદયને બળાત્કારે જરા શાન્ત પાડી કંપતા કંપતા આગળ ચાલતાં લલિતાએ સાંભળ્યું,-તેના પિતા કહે છે,-" ના, હું એને મોકલવાનો નથી. "

" અરે એ શું કહો છો ? શું મારો નરેંદ્ર ગયો એટલે અમારો સંબંધ પણ ગયો કે ! અમારે મન તો એજ અમારો નરેંદ્ર છે. એજ અમારૂ સર્વસ્વ છે. એનેજ હવે અમને ઠેકાણે પાડવાના છે. " વૃધ્ધે નિશ્વાસ નાંખતાં જવાબ દીધો.

" ના ના, તે કશું નહિ. એ બધો સંબંધ તમારા પુત્ર સાથે પુરો થયો છે. "

" તેમ બને જ નહિ. તે તો અસંભવિતજ છે. હિંદુ સંસારના લગ્ન તો પાષાણમાંની રેખા જેવા છે. તે કદિ પણ ભુસાવાના નથી; મિથ્યા થવાના નથી. "

વિષ્ણુપ્રસાદ જરા ક્રોધ કરીને બોલ્યા, " માફ કરો, હું મારો વિચાર ફેરવી શકતો નથી. "

" વારૂ ઠીક, પરંતુ મને લલિતાને તો મળવા દો. આટલે આવ્યો ત્યારે એને તો મળતો જાઉં. " વૃધ્ધે નિરાશ થઇને કહ્યું.

" ના ના, તે કાંઇજ નહિ બને, હું લલિતાને ગઇ ગુજરી વાતનું કોઇ પણ રીતે સ્મરણ કરાવવા માંગતો નથી. " વિષ્ણુપ્રસાદે બેદરકારીથીજ જવાબ દીધો.

વિષ્ણુપ્રસાદનો જવાબ સાંભળતાંજ વૃદ્ધને ક્રોધ થયો, અને ચારે તરફ નજર નાંખી બોલી ઉઠયા, " ત્યારે શું લોકો ખરૂં કહે છે કે તમે તમારી પુત્રીના, મારી પુત્ર-વધુના પુનર્લગ્ન કરવાને તૈયાર થયા છો. "

વિષ્ણુપ્રસાદે આનો બિલકુલ જવાબ આપ્યો નહિ. તેણે મૌનજ ધારણ કર્યું. વૃદ્ધના ક્રોધનો પાર રહ્યો નહિ. તે એકદમ ત્યાંથી ચાલ્યા ગયા.

આ તરફ લલિતા પાસેના ઓરડામાં ઉભી ઉભી બધું સાંભળતી હતી. છેવટના "પુનર્લગ્ન" શબ્દે તેના હૃદયમાં મોટો આઘાત કર્યો. એકાએક એક મુખાકૃતિ તેની આંખ આગળ તરવરી આવી. તેણે વિચાર્યું, "મારાં લગ્ન તો થઈ ગયા છે." વળી વૃદ્ધના "હિંદુસંસારના લગ્ન તો પાષાણમાંની રેખા જેવા છે." એ શબ્દો યાદ આવ્યા, તેથી ફરીથી વિચાર થયો, "ત્યારે મારા પિતા એવું નિંદિત કાર્ય કરવાને શા માટે તૈયાર થયા હશે. ? શું તેઓ જાણતા નથી કે મારો આ દેહ તો વેચાઇ ગયો છે ? તે આજે હયાત નથી તેથી શું તેમનો અધિકાર જતો રહ્યો ! મારા પૂર્વભવના કર્મફળથી મેં મારા પતિને ખોયા છે, પરંતુ તેથી શું જેઓ છે તેનો પણ ત્યાગ કરવો ? શું મારા પતિના મરણથી મારા સાસરાનો સંબંધ તુટી ગયો ! શું હું પરણેલી મટી ગઇ ? ત્યારે શું હું મારા આવા સ્નેહાલ સાસુ સસરાનો ત્યાગ કરીશ. ? ના ના, તેમ તો નહિજ થાય. હું તો મારે ઘેર જ જઇશ.

૩.

લલિતાએ નીચે આવીને જોયું તો તેના સસરા રામચંદ્ર ત્યાંથી ચાલ્યા ગયા હતા. તેથી કાંઇપણ ન બોલતાં ત્યાંથી ધીમેધીમે પોતાના ઓરડામાં આવી. આ વખતે અન્તઃદૃષ્ટિથી એક મૃત્યુ-મલિન-મુખ તેના જોવામાં આવ્યું. તે મુખ બીજા કોઇનું નહિ પરંતુ તેના સદ્ગત પતિનું જ છે. તે જાણે ટગરટગર લલિતા સામું જોઇ રહ્યું છે, અને કહે છે કે. "એ બધા મને ભુલી જશે, પણ તું ભુલીશ નહિ."

બીજે દિવસે બપોરે લલિતાને એક પત્ર મળ્યો, એ પત્ર તેની સાસુનો હતો, તેમાં લખ્યું હતું કેઃ—

"બેન, મારી ખાત્રી છે કે તું અમને ભુલી નથી, અને ભુલી શકીશ પણ નહિ. એટલા માટેજ તને તેડવાને તારા સસરાને મોકલ્યા હતા, તને મોકલવાનો તારા પિતાનો વિચાર નથી. પરંતુ હું તારો વિચાર જાણવા માગું છું, અને તેથીજ આ પત્ર લખુ છું. જો તારૂં ઘર તુંજ નહિ સંભાળે તો બીજુ કોણ સંભાળશે ? આથી કાલે આ વખતે તારા સસરાને તારી પાસે મોકલીશ. માટે શરમ ન રાખતાં તેમને જે કાંઇ કહેવું હોય તે કહી દેજે. હું તને મારી પુત્રી તરીકે ગણું છું. સાંભળ્યા પ્રમાણે તારા પિતાને તારા ફરીથી લગ્ન કરવાનો વિચાર છે. જે આપણા હિંદુ શાસ્ત્રથી તદ્દન વિરૂધ છે. હું તારૂં અધઃપતન જોવા રાજી નથી. અને તેથીજ તને અહીં તેડી લાવવા આટલી જીદ કરૂં છું. આશા છે કે તું કાલે તારા સસરા જોડે જરૂર આવીશ.

લી—તારી માતાના આશીર્વાદ—"

આ કાગળની લલિતાના હૃદય ઉપર બહુજ અસર થઇ, તેને પોતાના પિતાના વિચાર માટે તિરસ્કાર છુટ્યો, અને તેણે પોતાને સાસરે ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. નિશ્ચય થતાંજ તેના મનમાં કોઇના પણ ઉપદેશ વિના એક પરમ પવિત્ર ધર્મભાવ જાગૃત થયો. તેને પોતાના ધર્મનું ભાન થઇ આવ્યું. તરતજ પોતાના અલંકારો ઉતારી નાખ્યાં, સાદું લુગડું પહેરી લીધું. તેનું મુખ મ્લાન થઇ ગયું. તે પોતાના સસરાના આવવાની વાટ જોવા લાગી.

પરંતુ વિરહ સહન ન થવાથી તરતજ પોતાના નવીન વેશમાં તેની માતા પાસે આવી ઉભી. પહેલાં તો તેની માએ જે.કાંઇ જોયું તેમાં તેણે વિશ્વાસ રાખ્યો નહિ, પરંતુ જ્યારે લલિતાએ, " મા, હું મારે સાસરે જાઉં છું " એમ કહ્યુ, ત્યારે તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પુત્રીના દેદાર જોઇને તેની છાતી ફાટી ગઇ. અને તે ગદ્‌ગદ્‌ કંઠે બોલી, "બેન, હવે ત્યાં શું છે જે?"

" પણ મા, જે છે તેનાથી પણ વંચિત થવું ? " લલિતાએ રડતાં રડતાં જવાબ આપ્યો.

લલિતાને સાસરે જવાને તૈયાર થયેલી જોઇને, અને તેના મુખના આવા શબ્દો સાંભળીને તેની માને ઘણુંજ લાગી આવ્યું. તેની છાતી ભરાઇ આવી. તેનાથી ન તો રડાયું કે ન બીજું કાંઇ કહેવાયું. બન્ને એક બીજાની સામુ ઉભા રહીને એક શબ્દ પણ બોલ્યા ચાલ્યા વિના અશ્રુવિસર્જન કર્યા કરે છે, એટલામાંજ લલિતાની નાની બેન " બા, બા, મોટી બેનના સસરા આવ્યા, " એમ બુમ પાડતી ઘરમાં આવી. તે સાંભળતાંજ રડતી માતાને પ્રણામ કરી લલિતા નીચે આવી અને સજળ નેત્રે રામચંદ્રને પગે લાગી દીર્ઘ નિશ્વાસ નાખી બોલી, " બાપાજી, હવે મને અહિંથી લઇ જાવ. "

રામચંદ્રનું હૈયું પણ ભરાઇ આવ્યું. તેની આંખમાંથી પણ બે ચાર અશ્રુ બિંદુ વહી ગયા. પછી લલિતાને પોતાના કુટુંબને-કુળને-કલેશમાંથી બચાવેલી ધારી. જરા ધૈર્ય રાખી સરી પડતાં અશ્રુ બિંદુઓને ઝડપથી લુછી નાંખી કહેવા લાગ્યા, " બેન, ચાલ. હું તને તેડવાનેજ આવ્યો છું. તું મારી કુલ લક્ષ્મી છે. તેં આજે મારા કુળને તાર્યું છે.

લલિતા ગઇ તે વખતે વિષ્ણુપ્રસાદ તેની સામુ ટગરટગર જોઇ રહ્યા, પરંતુ તેઓ એક શબ્દ પણ બોલી શક્યા નહિ. એટલુંજ નહિ પરંતુ કઇ દેવી શક્તિ લલિતાને .પોતાનો સોગ કરાવી આ પ્રમાણે દોરી જાય છે તેની પણ તેને ખબર પડી નહિ.

---

## ગૃહકાર્ય.

હે બ્હેનો ! આર્ય ભગિનીઓ તેમાં સુન્દરી બહેનો ઘણે ભાગે શરીરે નિર્બળ, માથાકાથી, બિરસ્થાલી, રોગીષ્ટ, શરીરમાં જરાએ લોહી નહિ અને મોં સફેદ પુણી જેવું એવીઓ દેખાય છે. આર્ય મહિલાઓની આવી દુર્બળ દશાનું કારણ કે ભગિનીઓ તમો જો સાચી રીતે સમજો તો તમોએ કસરત કરવા યોગ્ય તમારા પુર્વજોથી પરંપરા ચાલતું આવેલું ખાંડવું, દળવું, પાણી ભરવું, વાસણ માજવાં લીંપવું, કપડાં ધોવા વિગેરે ઘરનું કામ કાજ ત્યજી દેઇ શેઠાણીઓ બની તેવાં કામ ચાકરોથી લેવા શરૂ કર્યું છે તેજ છે. ઉપરની કસરતરૂપ ગૃહકાર્યની મહેનત ત્યજી દેવાથી તમારી શરીર સંપત્તિ કેવળ જ દુર્બળ બની ગઇ છે. બાળકની તંદુરસ્તીનું બંધારણ માતાની શરીર શક્તિ ઉપર આધાર રાખે છે, તો એવી દુર્બળ સ્ત્રીઓની પ્રજા હિંદનું કલ્યાણ કેમ કરી શકશે ? અરે ! એવી સ્ત્રીઓથી ઉત્પન્ન થનાર સંતાનો દેશની સેવા કેમ બજાવી શકશે ? અરે ! જે માતાઓએ ભીમ, અર્જુન, રામ, હરિશ્ચંદ્ર, ભોજ, વિક્રમ, અને શાલીવાહન, પ્રતાપ, પૃથુ અને શિવાજી જેવા વીર પુરૂષોનો જન્મ આપ્યો છે, એવી માતાઓ ક્યાં ? અને આજકાલની ઉધરતી એવી અબળાઓ ક્યાં ? માટે હે બ્હેનો ! મનની મોટમતા મૂકી દેઇ, તનની તંદુરસ્તીને ખાતર તમારા વડીલોથી ચાલતી એક પંથ અને દો કાજ એવી ગૃહકાર્યની ઉત્તમ કુદરતી ભરેલી ઉપરની કસરત તમારે જરૂર કરવી જોઇએ.

—સુન્દરી સુબોધ માળા.

# वालमीत्र.

## મારો ટીખળી સ્વભાવ.

અનુવાદકઃ—રા. રા. લલ્લુભાઈ ભીખાભાઈ દેસાઇ-ટીંબા—તારંગા. (મહીકાંઠા)

ધન્ય છે આ મારા સ્વભાવને ! મારો સ્વભાવ મારા તાબામાં નથી તેથી મને ઘણી-વાર આશ્ચર્ય તથા ખેદ થાય છે. જે પ્રમાણે વાસણ પાણીથી ભરી અગ્નિ ઉપર મુકયું એટલે તે કયારે ઉભરાઇ જશે એનો કાંઇ નિયમ નથી, અગર નળ નીચે ભરવા રાખેલા વાસણમાંથી પાણી કયારે ઢોળાશે એ કોઇથીએ કહેવાય નહીં, તેવીજ સ્થિતિ મારા સ્વ-ભાવની થઇ હતી. મને કયારે હસવું આવશે એ કોઈથી પણ કહી શકાતું નહોતું. એક વખત શરૂઆત થઈ કે સાત માળની ફેરી સીવાય વાતજ નહી ! હું તમારી જ ઉમ્મરનો હતો ત્યારથી મને આ હસવાની ખોડ પડેલી ! હમનું ખરૂં પણ તેનું કાંઇક પ્રમાણ ! લોકો કહે કેઃ–ઉઠતાં બેસતાં ચાલતું ને ચાલતુંજ; એ તેમનું કહેવું તદન અક્ષરે અક્ષર ખરૂં હતું. વધુ તો શું ! પણ ઉંઘમાંએ હું હસતો. મને હમણાં ખરેખરજ—મશ્કરી નહી—હસવાનો કંટાળો આવ્યો છે. મારૂં આ વ્યસન શી રીતે છુટયું તે કહેવું અશકય છે—પણ એટલી વાત તો ખરી કે હાલ મને હસવાનો તો કંટાળો જ આવ્યો છે.

આપણું મન હંમેશાં આપણા તાબામાં જ હોવું જોઇએ, બાઇબલમાં એવું એક વાકય છે કે " જે પ્રમાણે સામર્થવાન સારથી લગામ ખેંચી તોફાની ઘો-ડાને પોતાને કબજે રાખે છે, તેજ પ્રમાણે હે નર શ્રેષ્ટ ? જો તું ડાહ્યો હોય તો તારા મનોવિકારને તાબામાં રાખ !" આમ હું લોકોને મોટા ગંભિર-પણાનો ડોળ ઘાલીને કહેતો તો ખરો; પણ એ નિયમ મને પોતાને કેટલે અંશે લાગુ પડે છે એ બાબતમાં તો શંકા ભરેલું હતું.—એ હસવાની ટેવ બદલ મને કેટલીક વખત એટલો સજ્જડ માર પડયો હતો કે તેની યાદગીરી હું કોઈપણ વખત ભૂલીશ નહીં. માર ભૂલી ગયો નહીં તે ખરૂં; પરંતુ તેની સાથે હસવું તો ભૂલીજ ગયો.—

નાનપણમાં બીજાં બાળકો પ્રમાણે જ હું તોફાની હતો. અમારા ફળીઆમાં ઘણાં કુટુંબો રહેતાં હતાં. એક દિવસે હોળીને નિમીતે અમારે ઘેર ખાંડના હારડા આવ્યા હતા મારો નાનો ભાઇ વિનુ તો તોફાન કરવામાં મારા કરતાં પણ સવાઇ હતો ખાંડના હારડા માટે અમે મા પાસે કેટલુએ રડયા કકળ્યા પણ માએ અમને સાંજ સીવાય હારડા મળશે નહીં એમ છેક છેવટે કંટાળીને હુકમ છોડયો. ત્યારે અમે ત્યાંથી જતા રહ્યા. પછી અમે મનુને સાથે લઇ પાસેનાં એક ઘર તરફ અમારો મોરચો ફેરવ્યો. પણ ખીંટીએ ન પહોંચાવાનાં કારણથી અમે એક જણને ઘોડો થઇ ઉભો રહેવા કહ્યું ત્યારબાદ બદાની સ્વારી મનુની પીઠ પર બીરાજમાન થઇ અને ખાંડના હારડા મેળવ્યા. અને ત્યાંથી છટકયા પરંતુ તે અમારી માએ જોયું અને "હારડા કયાંથી !" એમ સવાલ પુછયો. પરંતુ અમારી સ્વારી શું કામ જવાબ આપે ? પછી માએ ધારિ કહાડીને કહ્યું કે "કયાંથી હારડા લાવ્યા ?" અમારા બાપા મેડા પર જ હતા તે એ ઘોંઘાટથી નીચે આવ્યા; ત્યારે

મનુએ ડરીને અમારૂં નામ કહ્યું. અમને પેલે તે વખતે મનુ ઉપર એટલો તો ગુસ્સો આવ્યો ! પણ શું કરૂં ! મનુએ કહેલી હકીકત સાંભળી બાપા એટલા તો ગુસ્સે થઈ ગયા કે તેમણે **તુરત અમારા શ્રીમુખમાં એક તમાચો લગાવ્યો**, તેજ વખતે હોઃ હોઃ હોઃ હોઃ હોઃ હોઃ એમ હાસ્ય માલિકા મારા મોંમાંથી બહાર પડી. તે વખતે બાપાનાં પાંચે આંગળાં મારા ગાલ પર ઉઠયાં હતાં. તોપણ હું તો મારે હસવોજ હતો. એ જોઇ બાપાએ "ગધેડા" કહી મારા **ખૂબ કાંન આમળ્યા તેની મને હજુ યાદ છે.—**

એક દિવસે આપણી સ્વારી વસંત વ્યાખ્યાનમાળામાં આવી; વ્યાખ્યાતા બોલ્યા "સ્વાભિમાન ન હોવો એ સ્વદેશને અત્યંત શોચનીય છે;" એ કહેતાંજ મેં તુરત હોઃ હોઃ હોઃ કરી મારા હાસ્ય-સારીગમની શરૂઆત કરી. ખરેખર વ્યાખ્યાતાને શું લાગ્યું હશે ! મને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યો. તે વખતે વ્યાખ્યાતાનાં વ્યાખ્યાનમાં ખલેલ પડવાથી મને જેટલું ખરાબ લાગ્યું તેટલુંજ મને હાંકી કાઢ્યો તેનો ગુસ્સો આવ્યો. ત્યારપછી આપણી ખાસ સ્વારીએ કુસુમમાલા કરી એક નવી વ્યાખ્યાનમાલા કાઢી પરંતુ આપણા અધિપતિપણા નીચે આવેલી વ્યાખ્યાનમાલા ટકેજ શાની ! શરૂઆતને પાંચેક મીનીટ થઇ નહીં તેટલામાં તો આપણે પોતે મહાન હાસ્યારૂ છોડેલુંજ એમ સમજવું. આ હસવાથી મારા સુખનો નાશ થયો.

મને કોઇ કોઇ વખત એકાદ મિત્રની સ્થિતિ માટે માઠું લાગે પણ તેજ વખતે મને મોટેથી હસવું આવે. આ મારા ગુણને લીધે મારા સર્વ સ્નેહિઓ ખિન્ન થતા. વધારે તો શું કહું ! પણ બાપા સુદ્ધાં મને મારા આ ગુણને લીધે કયાંય નાટક કે સર્કસ જોવા પણ ન લઇ જતા. મને એક નાનપણની વાત યાદ આવે છે.—હું અંગ્રેજી ચોથા ધોરણમાં હતો, ત્યારે એક દિવસ ઇન્સપેકટર સાહેબ નિશાળમાં આવ્યા હતા. તેમણે બે ચાર જણનું વાંચન લીધા પછી મને વાંચવા કહ્યું;—" તે વેળાએ તેણે ઘણોજ આક્રોશ કીધો. " એ વાકય વાંચી તુરત મોટેથી હોઃ હોઃ કરી હસવાની શરૂઆત કરી. એ જોઇ ઇન્સપેકટર સાહેબ નિશાળમાંથી જતા રહ્યા. પછી **અમારા વર્ગના સુપરીટેંન્ડેટ સાહેબ આવ્યા અને બોલ્યા રૂગનાથજી કૃષ્ણરાય દેસાઈ કોણ છે ? હું ઉઠીને ઉભો રહ્યો. અમારા સુપરીટેંન્ડટે બે સોટી ખેંચી કાઢયા પછી મેં તેમને કહ્યું " સાહેબ ! હું હવે એમ કરીશ નહીં. "** એમ કહી હોઃ હોઃ કરી એવું હસવા લાગ્યો કે કાંઇ પુછવુંજ નહીં. સુપરીટેંન્ડેટ સાહેબે ચીઠ્ઠી આપી મને બાપાની પાસે મોકલી દીધો, બાપાએ ચીઠ્ઠી ઠેઠ સુધી વાંચી અને ખેદથી બોલ્યા રધુ ! તને શું કરૂં ! એ સાંભળતાં મને ઘણું જ ખોટું લાગ્યું; પણ ખોડ કેમ જાય ! મેં તુરત મોટેથી હસવાની શરૂઆત કરી. તે વખતે બાપાને શું લાગ્યું હશે ! તેની ખરેખરજ કલ્પના કરવી જોઇએ ! હશે, હાલ હું ઘણુંજ **થોડું હસવાનો પ્રયત્ન કરૂં છું. કેટલે અંશે ફાવું છું તે જોઉં છું !**

---

# રમુજી સવાલો.

લેખકઃ ભુપતરાય ગોપાળજી મ્હેતા.-ભાવનગર.

( ફેબ્રુઆરી ૧૯૧૬ ના અંકના પૃષ્ઠ ૧૨૬ થી ચાલુ. )

૩૬. સઃ લંકાના તડકા લાવી દો.
જઃ શાતા બગલા રણે ચડ્યા, પાણી દેખી પાછા વળ્યા;
એક બગલાનો ભાંગ્યો હોઠ, લાવ્યા રે લંકાનો લોટ.
લોટ લાવતાં રાત પડી, કાળા સાડલામાં ભાત પડી;
ભાતે ભાતે ભડકા ને લાવ્યા રે લંકાના તડકા.

૩૭. સઃ બેય ચકલી બોખમાં અને પુંછડી એના મોંમાં.
જઃ મૂળો, ગાજર અથવા ડુંગળી.

૩૮. સઃ લીલી પીળી વાંસળી, બજાવનાર કોણ ?
બીબી ચાલ્યાં સાસરે મનાવનાર કોણ ?
જઃ મકડું.

૩૯. સઃ ચાર ચોર ચોકી કરે અને ચાર તેના મોંમાં પેસે-
જઃ ખાટલો.

૪૦. સઃ અંટલીક દડી, ડુંગરે ચડી.
જઃ દેવતા.

૪૧. સઃ વાવેડી પરવડી, લોહ્યાણું ગામ;
સગીરા પીપળા વચ્ચે એકજ પાન.
જઃ જીભ.

૪૨. સઃ નવેળામાં જઇ આવી અને ભારે વળી થઇ આવી.
જઃ કોસ.

૪૩. સઃ સાંકડી ગલીમાં ગઇ અને ભારે વગી થઇ.
જઃ રોટલી.

૪૪. સઃ બે બ્હેનો રોઇ રોઇને થાકી પણ ભેગી થઇ નહિ.
જઃ આંખ.

૪૫. સઃ બે ભાઇઓ દિવસે વઢે અને રાત્રે છાનાં ભ્રપ !
જઃ કમાડ.

૪૬. સઃ અઢી વરસની બાળકી કેડમાં છોકરું રમાડે.
જઃ મકાઇ ( મકાઇના બીજને વાવ્યા બાદ આસ થયા પછી ડોડા ઉગી નીકળે છે.)

૪૭. સઃ બે ગજે ઉંચું બેસવું ને માથે મેઘાડંબર ફરે.
જઃ ઘાણી.

૪૮. સઃ નદી કિનારે નીપજે, નરને નામે નામ.
આઠ મહિના ઉભો રહે, ને કાર્તિક મહિને કામ.
જઃ ઉંબો ( એક જાતનું ઘાસ છે )

૪૯. સઃ ફાડ રોટલો કળથી કરમદા.
જઃ ચંદ્રમા, તારા.

૫૦. સ આઠ હાડકાં, ને સુંડલો આંતર.
જ. પલંગ.

૫૧. સ સ્થળમાં બેસી ઘર કરે, જળમાં બેસી ન્હાય;
મસ્તક વાઢે ન મરે, એની આંખ ફોડે જીવ જાય.
જ શેરડી.

૫૨. સ· છો પગ ચાળવે, બે
પેટ વચાળે પુંછડી, એનું કોઇને સુઝે ?
જ. ત્રાજવું.

૫૩. સ· વાંકો ચુંકો બાવળીઓ, ને તેલ ગળાયા ખાય;
તે તરત વરતે નહિ, તે આંટા મારવા જાય.
જઃ ઘાણી.

૫૪. સ. દેડક જેસા દડદડે, મિંદડ જેસા માર્યાં;
હાથી જેસી સુંઢ ચઢાવી, દેખો જનાવર કેસા.
જઃ હોકો.

૫૫. સ દેડક જેસા દડદડે, ને પથ્થર જેસી કાયા;
વાંદર જેસા પુચ્છ લગાયા, દેખો જનાવર કેસા.
જ. ઝંઝરી.

૫૬. સ· તરધારું ને વાંકડું, ધીને નામે નામ;
તે વરન ઉકેલવામાં, ગુંચવાણું આખું ગામ.
જ ઘાસોડું. (તુરીયું.)

૫૭ સ ગોળામાં જોઇએ તે, કુમારે સોઇએ તે;
બે મળીને એક ગામ, કહો પંડયાજી કયું ગામ.
જ. પાણીતાળા.

૫૮. સ· જાનમાં જોઇએ તે, સુરજમાં સોઇએ તે;
બે મળીને એક ગામ, કહો પંડયાજી કયું ગામ.
જ. વરતેજ.

૫૯ સ છો પગું ને ચીપટું, ચોરે ચાલ્યું જાય;
રાજા પુછે રાણીને, કયું જનાવર જાય.
જ. જુવો.

૬૦. સ નગરમાં નાગી ભમે, વનમાં પેરે ચીર;
તે ચીજો મોકલાવજો, મારી સગી નણંદના વીર.
જ. સોપારી.

૬૧. સ ઉભો નર નિંદા કરે, ઝાકળ તડકો ખાય;
જેની મુછે મોતી નીપજે, રણમાં ઝોલા ખાય.
જ· ઘઉં (ગોધમ)

૬૨. સ વેલો તાણો ને વડ ધુધવે.
જ છાશ.

૬૩ સઃ નહિ સગો, નહિ સાગવો, ફડો દેખી રોય;
એના બાપનો બનેવી, મારો સગો નણદોઇ.
જ મા દીકરો.

૬૪. સ· અમારા સગપણ ઓડણ ગોડણ, હું શું જાણું ભાઇ વાસુ;

ગાડા ખેડુની બાપની બૈયર, મારા સગા ધણીની સાસુ.

જ. બાઇ બહેન.

૬૫. સ તીખાને વળી તકમરીઆં, કદળી જેવાં પાન;
તે વરત વરતે તેને આપું પીરમગામ.

જ. મૂળો.

૬૬. સ: બાપે જનમી બેટડી, બેટડીએ જનમ્યો બાપ,
તે વરત ઉકેલજે, બેટી ભલી કે બાપ.

જ. કેરી.

૬૭. સ બાર માસનો છોકરો, ચાર માસની છોડી;
કોઠીમાં ઘાલીને બાળ્યા.

જ ગોળ ને બજર—તમાકુ.

૬૮ સ· ઓધુ ઓધુ ઓધિનું, બાર પગને બે શિંગુ,
અરડક રાજા ઉછડી, પાંચ માથાં ને એક પુછડી.

જ: ચાર ઢેઢથી ઘસડીને લઇ જવાતો મરી ગયેલ બળદ.

૬૯. સ· પંદર પગુ તે પાળું ચાલે, માથે ડાક ડમાળ,
અસુરી વેળાની પાણી સંચરી, મે રમતા દીઠું મલાર.

જ અનાજ વાવતો વાવણીયો (આઠ પગ બે બળદના, બે પગ તે ખેડુતના અને પાંચ દાંતા વાવણીના મળીને પંદર પગુ થયેલ છે.)

૭૦. સ અગ્નિ કુંડમાં નીસરે, ભમર કુંડમાં નહાય;
પંડીતો પુછે પડીતને, ફુલ વેલાને ખાય.

જ. દીવો.

૭૧. સ: કાળું ને વળી કોયલાવર્ણું, રીન્દુરીયા વાનિ વાન;
કાળીધારના જેવી દાતરડી, ને બકરીની જેવા કાન.

જ. કેસુડો

૭૨. સ ત્રણ પગે ટીરોડી, ડોકે બધી દોરી,
તે વરત વરતે નહિ, તેને ઘેર થાય ચોરી

જ વાવેતર કરવાનો ઓરણી.

૭૩. સ· નહિ વાંસલો નહિ વીંધણું, નહિ કારીગર સુતાર;
અદ્દર ગઢ ચણાવીયા, રાજા ભોજ કરે વિચાર.

જ: સુગ્રીનો માળો.

૭૪. સ· જેને થડ પવન ન સંચરે, છાંયે ન બેસે કોય;
તે ચીજો મોકલાવજો, મારે એકાદશીનાં વ્રત હોય.

જ. શીંગ.

૭૫. સ કાર્તનમાં સોહએ તે ને હોકામાં જોઇએ તે,
બે મળીને એક ગામ, કહો પડવાળી કયું ગામ?

જ. ઝાંઝમેર.

૭૬. સ: 'મેતા રે મેંતા, તમે કયે ગામ રે'તા?'
ઠીક કુવાનું પાણી પીને, પાંદડામાં રે'તા'

જ: રીંગણાં.

૭૭. સ બે ભાઈ વચ્ચે એક મુખ.

જ: કાંટાની સળી.

---

આફતરતું.

# અમૃતબિન્દુ

રોગ અનેક પણ ઔષધ એક. ગમે તે રોગ ઉપર અજમાવો, પણ તે કદિ નિષ્ફળ જતું નથી. વિલાયતી દવાની દરેક દુકાને વેચાય છે. રજીસ્ટર્ડ નં. ૮૪૧-૧૦ જોઈને ખરીદ કરજો. વિગતવાર ચોપાનીઆ માટે અરજ કરો.

"અમૃતબિંદુ" ઓફીસ

મુ. નડિયાદ.
(ગુજરાત)

---

## બે જાહેર ચેલેંજો




અમો અમારા પ્રખ્યાત સેટનારાજા મોહીની જેના માત્ર ચારજ ટીપા રૂમાલપર નાખવાથી ચંબેલીના ફુલોની ચાર દિવસ સુધી ખુશબો નથી આપતુ તેવુ સાબીત કરનારને રૂ. ૧૦૦) નું ઈનામ તેમજ વળી અમારા પ્રખ્યાત

પુષ્પાકર હેઅર ઓઇલ.
(રજીસ્ટર્ડ)

જે તેલ માથામાં નાખવાથી ખીલતા ફુલોની તાજી ખુશબો આપે છે તેમજ માથાના દરેક દરદો માટે ઘણુંજ ફાયદાકારક છે. વળી બજારમા વેચાતાં સુગંધીદાર તેલો જેમ ધારનેટ (વાઇટ ઓઇલ) નાખવામાં આવે છે તે જે કોઈ સાબીત કરી આપે કે અમારાં પુષ્પાકર તેલ ધાસલેટ તેલથી બનાવવામાં આવે છે તેને અમો રૂ. ૫૦૦) ઈનામ આપવાને બંધાઈએ છીએ. તો શા માટે બન્ને ઇનામો મળવતા નથી.

એકલા માલેક.

ધી આરીએન્ટલ ડ્રગ એન્ડ કેમીકલ કું.

આગ્ન્યા:— મોહીની એજન્સી.

જુમા મસજીદ, મુંબઈ.

---

આ જાહેરખબર વિષે લખતાં સુન્દરી સુબોધમાં તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

# !!! અનાથોનો પોકાર !!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

" પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરોને દીન જાણી;
દયાનાં કામ કરો સદાએ પરથી, એવી સેવાની એંધાણી "

ગરીબોથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે, તમારાજ ઉપર આધાર રાખી રહેલાં અનાથ બાળકો, કુલીન સદાચરણી વિધવાઓ અને મદદ માટે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટી કરો તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો **સુપાત્રે દાન એજ સકમાણીની** સાર્થકતા છે. આ આશ્રમમાં ધન ધાન્યથી વિમુખ, ભુખે મરતાં, અને ટળવળતાં અનાથ બાળકો, નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારના નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે **હાથ કંકણથી** નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે કરકમળ લગાવો અને દયા લાવી લખોઃ—

**મણીલાલ રામશંકર ઠાકર.**

મંત્રી શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ

સિદ્ધપુર.

આ પત્ર તેના 'માલિક રામમોહનરાય જસવતરાય' માટે શા. સાંકળચંદ હરીલાલે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના શ્રી 'સત્યવિજય' પ્રેસમાં છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવતરાયે અમદાવાદ રાયપુર-'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રકટ કર્યું

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

એપ્રિલ—મે
૧૯૧૬.

પુસ્તક—
૧૩.
અંક—
૪–૫.



સ્વર્ગસ્થ ગં. સ્વ. જમનાબ્હેન નગીનદાસ સફાઈ.
(વૈધવ્યમાં)

આદ્ય સંપાદક—
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રીઃ—
રામમોહનરાય જસવંતરાય.

# અનુક્રમણિકા.

પુસ્તક ૧૩ મુ ] એપ્રેલ—મે: ૧૯૧૬. [ અંક ૪-૫



## સુન્દરી સુબોધ—માસિક વધારો

## સમાજ-સાહિત્ય-વિજ્ઞાન:



## કર્મક્ષેત્ર-વાણિજ્ય અને ઉદ્યોગ:



## પ્રવાસમંજરી:



## વાર્તાલહરી:



---

## ન્હાનાલાલ દલપતરામ કવિનાં પુસ્તકો.

૧. કેટલાંક કાવ્યો. ભાગ ૧ લો.
છુટાં છુટાં ન્હાનાં કાવ્યોનો સંગ્રહ. આઠ આના,

૨. વસોન્તોત્સવ.
પુનરૂજ્જીવન–નવજીવન વિશેનું એક લાંબુ કાવ્ય. આઠ આના.

૩. કેટલાંક કાવ્યો. ભાગ ૨ જો.
ન્હાનાં ન્હાનાં કાવ્યોનો બીજો સંગ્રહ. આઠ આના.

૪. ઇન્દુકુમાર લગ્ન. અંક ૧ લો.
એક ભાવપ્રધાન નાટકનો પ્રથમ અંક. બાર આના.

૫. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું ભાષાન્તર.
સમશ્લોકી: મૂળ સાથે, બાર આના, દોઢ રૂપિયો, ત્રણ રૂપિયા.
(ત્રણ જુદી જુદી આવૃત્તિ–કાચું પૂઠું, છીંટનું પૂઠું અને રેશમી પૂઠું.)

૬. ન્હાના ન્હાના રાસ.
પચાસ ગીત ગરબાઓ રાસડાઓનો સંગ્રહ–ચાર આના.

૭. "રાજરાજેન્દ્રને" કાવ્ય: સચિત્ર–એક રૂપિઓ.
ચિત્ર વિનાની આવૃત્તિ–ચાર આના.

## જયા અને જયન્ત હમણાંજ બ્હાર પડ્યું છે!

એક ત્રિઅંકિ સંપૂર્ણ નાટક. મૂલ્ય સવા રૂપિયો.

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું.

સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ પાસેથી મળશે.

મુખ્ય એજન્ટ:—જીવનલાલ અમરશી મહેતા.

સ્વામીનારાયણના મન્દિર પાસે, ધનાસુથારની પોળ, અમદાવાદ.

# કલાપીનો વિરહ.

લેખક—કવિ ત્રિભુવન પ્રેમશંકર.

ન્હાનાલાલ દલપતરામ કવિના ઉપોદ્ઘાત સાથે

લગભગ ૧૭૫ ખંડ.

## વિરાગ, વિરહ, પ્રકાશ, આનન્દ:

એમ ચાર ભાગમાં.

કીંમત સવા રૂપીઓ.



એજ લેખકનાં બીજાં કાવ્યો.

વિભાવરી સ્વપ્ન: કીંમત બાર આના.

સ્વરૂપ પુષ્પાંજલિ: કીંમત એક રૂપીયો.

---

( દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું. )

મળવાનું મુખ્ય ઠેકાણું:—

કવિ ત્રિભોવન પ્રેમશંકર.

આર્ટન લાયબ્રેરી પાછળ,—ભાવનગર.

સર્વે જાતીના પુસ્તકો વેચનાર પાસેથી મળશે.

# એક નવિન યોજના
# એક અસાધારણ તક.

| | | | |
|---|---|---|---|
| શયતાનનો સાથી | કિંમત રૂ૦ ૨—૦—૦ | | આ આઠે પુસ્તકો મી૦ ભાગલ્યાની કલમથી લખાયલાં છે ને વાંચક વર્ગમાં બહુ વખણાયલાં છે. |
| લુપીનની લાસેરી | ,, ,, ૧-૧૨—૦ | | |
| દોલતે દુન્યા | ,, ,, ૧—૮—૦ | | |
| ભાગલ્યા માળા નંબર ૧ | ,, ,, ૧—૦—૦ | | |
| ,, ,, ,, ૨ | ,, ,, ૦-૧૨—૦ | | |
| ,, ,, ,, ૩ | ,, ,, ૦-૧૨—૦ | | |
| બહેરતનું બુલબુલ | ,, ,, ૧—૮—૦ | | |
| મોતીગૌરી | ,, ,, ૨—૮—૦ | | |

આ પુસ્તકો ફક્ત રૂ. નવમાં આપી દેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

તે ઉપરાંત

ભાગલ્યાનું જાણીતું માસિક.

# ગુલશન.

વાર્ષિક લવાજમ રૂ ૩-૧૪-૦ છે તે એક વર્ષ સુધી મફત મળશે. ગુલશનમાં ઘણા જાણીતા લખનારાઓના લેખ દર માસે પ્રગટ થાય છે.

ત્રણ અંકો ખાસ લેડીઝ નંબર પ્રગટ થાય છે.

જાન્યુઆરી અંક: પારસી ને હિંદુ બહેનોનો ભેગો.

માર્ચ અંક: પારસી બાનુઓથીજ ખાસ તૈયાર થાય છે.

મે અંક: હિંદુ બહેનોના લેખથી તૈયાર થનાર છે અને તે મી૦ બહેન વિદ્યા રમણભાઈ બી. એ એડીટ કરશે.

આ ઉપરાંત બીજા ખાસ અંકો

આ બધું રૂપિયા નવમાં—પોસ્ટેજ જુદું તાકીદે એક કાર્ડ લખશો વહેલો તે પહેલો

**મેનેજર—ગુલશન,**

**નવસારી.**

ठ. आनंदजी सूरजी दांडी तरफथी भेट.

सुन्दरी सुबोध.

સુબોધ અને ગુજરાતના સ્ત્રીજીવનમાં અપૂર્વ જાગૃતિ પ્રેરનાર,

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના પ્રમુખ



સ્વર્ગસ્થ શ્રી "યમુના મૈયા" —

ગં. સ્વ. બા જમનાબ્હેન નગીનદાસ સક્કઈ.

(સૌભાગ્યમાં)

The Bombay Art Printing Works Fort

કેળવણી અને લોકહિતનાં સત્કાર્યોમાં લાખો રૂપિયા ખર્ચનાર દાનવીર—



સ્વર્ગસ્થ સરદાર સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ, બૅરોનેટ, સી. આઈ. ઈ.

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો-" સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ચિન્તાઓ અને કષ્ટોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને: કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે." સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસક્તિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુઓનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે:-એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રેમ નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે"]

વર્ષ ૧૩ મું. ] એપ્રિલ-મે: ૧૯૧૬. [ અંક ૪-૫.

## " દંપતી ધર્મના સિદ્ધાન્તો."

(ગૃહપતિ અને કુલદેવી-બન્નેને માટે:)

૧. જગત્માં સુખ પ્રાપ્ત કરવાનો ટૂંકો માર્ગ પતિ પત્ની ઉભયે પોતપોતાનામાં નિઃસ્વાર્થ વૃત્તિનો વિકાસ કરવો એ છે.

૨. જરા જરામાં ત્હમે ગુસ્સે થઈ જશો નહિ,-એક બીજાની સાથે તપીને બોલશો નહિ.

૩. ગમતમાં કે મશ્કરીમાં એકબીજાનું ભૂંડું બોલશો નહિ,-અને જ્યારે વાત કરો ત્યારે સ્નેહથી બોલો.

૪. એક બીજાની ઇચ્છાઓને માન આપતાં રહો.

૫. આત્મસંયમને ત્હમારો નિત્યધર્મ બનાવો.

૬. ગત દોષો સંભારી કદિ પણ મ્હેણાં મારશો નહિ.

૭. એક બીજાની લાગણીને માન આપતાં શીખો. કદિ પણ કડવી ટીકા કરશો નહિ.

૮. આનંદથી ઉભરાતા હૃદયના આવકાર વિના એક બીજાને મળશો નહિ.

૯. મોટા ભાવથી દોષ કબૂલ કરી ક્ષમા ચાહો ત્યાં સુધી ત્હમારી થએલી ભૂલ વિસરશો નહિ.

૧૦. વિસારો વીતેલું, વધારો વર્તમાનને.

૧૧. સમ પ્રભુ પ્રેરિત સંબન્ધ છે એ કદી વિસરશો નહિ. એ દયાળુ પિતાની આશીષ જ ત્હમારા ઉભયને સુખી બનાવશે.

-મગનભાઈ મીઠાભાઈ અમીન.

# वार्तालहरी.

## માનો પ્રેમ.

( બંગાલી ઉપરથી )

લેખકઃ—રા. રા. મહીદાસ પ્રેમજી પટેલ—સાન્તાક્રુઝ.

પાંચ રૂપીઆનો પગાર વધ્યો!! પગાર વધતાંજ વિનોદરાયે બજેટ ઘડી કહાડ્યું! હવે વિમળાને અહીં તેડી લાવું તોપણ ઘરખર્ચ ખુશીથી ચાલી રહેશે એવી તેને ખાત્રી થઈ. એકલું બેસી જમવું, એ વિનોદરાયને આજથી આકરૂં લાગવા લાગ્યું. વતનથી દૂરના જંગલ જેવા ભાગમાં મુસાફરના જેવી એકલી અટુલી કોટડીમાં, સુખદુઃખની ભાગિની પ્રાણપ્રિયા વેનાના દિવસો તેને હવે ખરેખર દુઃખમય લાગવા લાગ્યા.

વિનોદરાય "જી. આઈ. પી. " રેલ્વેના ખંડાલા સ્ટેશનમાં સીગ્નલરની નોકરી કરે છે. પોતાની સ્ત્રીને પોતાની પાસે રાખવાની લાંબા વખત થયાં ઇચ્છા છે, પણ પગાર ઘણો ઓછો હોવાથી આજ સુધી એ ઇચ્છા પાર પાડી શક્યો નથી. વહુને સાથે તેડી જવાનો તેની માતાએ કદી આગ્રહ પણ કર્યો નહતો. વહુને સાથે મોકલવાનું માતા શા માટે નહિ કહેતી હોય?–એ પ્રશ્ન વિનોદરાયનું મગજ હરવખત ભમાવતો. આ જ પ્રશ્ને માતા ઉપર અવિશ્વાસ ઉત્પન્ન કરાવ્યો હતો. વિનોદરાયને આ સંસારમાં એક વૃદ્ધ માતા તથા મરી ગએલી બેનના એક ભાણીઆ સિવાય બીજું કોઇ સગું કે વહાલું નહતું. આટલા દિવસ સુધી પોતાની સ્ત્રીને વિનોદરાય સાથે તેડી લાવી શક્યો નથી પણ આજ તેણે એવો નિશ્ચય કર્યો કે " માતા આ વખત ના પાડે તોપણ વિમળાને જરૂર તેડી લાવવી. "

રજા લઇ વિનોદરાય ઘેર આવ્યો. આંખથી અદીઠ રહેતો પુત્ર ઘેર આવ્યો જાણી માતાના પ્રાણ આનંદમાં ગરકાવ થવા લાગ્યા. કઇ રીતે મારો વિનોદ સુખી થાય, એજ ઇચ્છામાં વૃદ્ધ માતા હમેશાં તત્પર રહેતી હતી. વિનોદને જમવાનું આપી, પાસે બેસી માતા કુશળ સમાચાર પૂછવા લાગી. મરી ગએલી દીકરીનો ભાણીઓ તેના મામા પાસે ખંડાલાથી સાથે આવ્યો હતો જેથી તેની કુશળતા પણ પૂછી જોઇ. મૃદુ હાસ્યથી વિનોદે જવાબ આપ્યો કે "બા! ભાણીઓ આનંદ કરે છે. ખાવા સાથેજ એને સગાઇ છે. ઘરમાં હોય કે બહાર હોય. ખાવાનું મળ્યું એટલે પરમાનંદ. "

વિનોદની વાત સાંભળી માતાએ ધીમે રહી નિસાસો નાંખ્યો, અને ધીમે સ્વરે જવાબ આપ્યો કે "હાય! શું કરે? ઈશ્વરે પેટ દીધું જેથી ખાધા વિના ચાલે છે? " પેટ દીધો વેઠ પાપ દીધો " જુના ડાહ્યા માણસો કહે છે, એ મને તો ખરૂં લાગે છે. એ પાપ જો ન દીધું હોત તો આંખોના તારા જેવા મારા એકના એક વિનોદને શા માટે આંખથી અદીઠ થવા દેત? " આટલું બોલી માતા ઘડીક તો શાંત રહી, વળી બોલી. "હાય! એક કામ કર. ભાણીઆને અહીં મૂકી જા. અને આ વખત તારી વહુને સાથે તેડી જા. હાય! હું

કેટલા દહાડા એકલો દુઃખી થઇશ?" માતાનાં આ છેલ્લાં વચનો સાંભળતાં કંઇક લજ્જાથી અને કંઇક આનંદથી વિનોદનું માથું નીચું નમ્યું. તેના મનમાં વિચાર આવ્યો કે "શું? મા કહે છે તે ખરા અંતઃકરણથી કહે છે કે મારૂં મન રાખવા ખાતર કહે છે? આવી વાત તો આજ સુધીમાં એણે ક્યારે પણ કરી નથી." માતાના પ્રેમમાં વિનોદરાયને સંદેહ પડ્યો. માતાએ પીરસેલો દૂધનો કટોરો પુરો કરી બોલ્યો, "તેમ કેમ થાય? તમને શું ઘેર એકલાં રખાય? તમારાથી એકલું રહેવાય?"

"કેમ ન રહેવાય, બેટા? તું પરદેશમાં એકલો દુઃખી થતો હોય અને હું અહીં બધી રીતનાં સુખ ભોગવું?—એના કરતાં તો મરવું મને હજાર દરજ્જે સારૂં લાગે છે. બેટા! તું સુખી, ધનવાન, પુત્રવાન, લક્ષ્મીવાન, આયુષ્યવાન હો, તેમાંજ મને સુખ છે. આથી બીજું મારે કાંઇ જોઇએ નહિં." આટલું કહેતાં વૃદ્ધ માતાની બંને આંખો અશ્રુથી ભરાઇ ગઇ. જમવાનું પુરૂં કરી ઉઠતાં ઉઠતાં વિનોદે કહ્યું "ભલે એમ કરીશું." "તો તો સારૂં ભાઇ, મારૂં કહ્યું તું માને એમાંજ હું રાજી છું." માતાએ જવાબ આપ્યો. વિનોદે કાંઇ પણ વિશેષ ન કહેતાં પોતાની સંમતિ બતાવી.

બારણા પાસે ઉભી રહેલી, માતા અને પુત્રની વાતચીત સાંભળતી વિમળાના પ્રાણ આનંદમાં ઉછળવા લાગ્યા. મનમાં અવનવા વિચાર કરવા લાગી.—પણ આમ થશે તો શું ઠીક કહેવાશે? ઘરડી માતાને એકલાં ઘેર મૂકી મને શું સાથે લઇ જશે? આમ થશે તો લોકોની આંખે શું સારૂં દેખાશે?—વિચારની આમ ઘડમથલ કરતી વિમળા રસોડામાં ગઇ, અને વિનોદ જમેલો ત્યાંથી એઠાં વાસણ ઉપાડી લઇ સાફસૂફ કરવા લાગી.

વિમળાને સાથે લઇ જવાથી કેવા આનંદથી મારો નવો સંસાર ચાલશે? એ વિચાર તરંગમાં સરનારો વિનોદ આનંદી ચિત્તે રમણીય સંધ્યા સમયે બહાર નીકળ્યો. આ વખતે તેનો એક મિત્ર મળ્યો, મીઠી મશ્કરી શરૂ થઇ. "ભાઇ! ક્યારથી તમારાં વાઇફ (પત્ની)ને સાથે ફેરવતા થશો?" મિત્રે પૂછ્યું. પ્રશ્ન સાંભળતાંજ વિનોદ ઠંડો પડી ગયો. થોડીવારે સ્મિત હાસ્ય કરતો બોલ્યો "એનીજ તજવીજમાં છું."

"આમ કરશો તો તે શું ઠીક કહેવાશે? ઘરડી માતાને ઘેર મુકી તમારી પત્નીને સાથે તેડી જશો?" તેના મિત્રે પૂછ્યું. દિલગીર થતો હોય એવા ભાવે વિનોદે જવાબ આપ્યો. "તે સિવાય બીજું શું થાય?"

ઘડીક વાતચીત બંધ રહી. તબિયત બરાબર નથી માટે રજા લઉંછું, એમ કહી વિનોદરાય મિત્રથી છુટો પડ્યો. ઘેર આવતાં રસ્તામાં વિચારમાળા શરૂ થઇ. "ચારે બાજુની પીડા! મારી સ્ત્રીને સાથે તેડી જાઉં, તેમાં બીજાને શું? હું વિમળાને સાથે તેડી જવાનો છું એ વાત તેઓએ ક્યાંથી જાણી? માતાએજ કહ્યું હશે એમ જણાય છે. શા-માટે માતાએ કહ્યું હશે? આવા વિચાર કરતાં કરતાં વિનોદ ઘેર આવી પહોંચ્યો. વાળુ કર્યા પછી ગંભીર ભાવે સુવાના ખંડમાં ગયો. આજ તેની માતા ઉપરના અવિશ્વાસની વૃત્તિ બહુ વધી ગઇ હતી.

મુકરર કરેલે દિવસે વિમળાને લઇ વિનોદરાય મુંબઇ ચાલ્યો ગયો. સામાન્ય અને અસંબદ્ધ કારણોથી માતા ઉપર તેને અયોગ્ય અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો. અવિશ્વાસથી

મનની અશાન્તિ વધતી ગઈ. વિચાર શૂન્ય વિનોદે માતાના મનની પરીક્ષા કરવાનો યત્ન પણ કર્યો નહિ. માના મનનો ભાવ કેવો છે તે તે મુર્ખ જાણી પણ શક્યો નહિ.

વિનોદના ગયા પછી વહુ વિનાની એકલી પડેલી તેની વૃદ્ધ માતાને વહુનો વિયોગ વધારે ને વધારે સાલવા લાગ્યો. કારણ કે વિવાહ પછી વિમળા તેની પાસેજ રહી હતી. નિસાસા નાંખતી ડોશી બોલી, "હે ઇશ્વર! મારાં છોકરાંઓની રસ્તામાં રક્ષા કરી નિર્વિઘ્ને ખંડાલા પહોંચાડજે." આ વખતે વિનોદરાયનો ભાણીઓ ભુખણલાલ રમતો રમતો આવી ચઢ્યો. દાદીના સન્મુખ ઉભો રહી બોલ્યો "મા! મામી તો ગયાં, હવે મારૂં શું થશે? હું શું ખાઇશ?"

ભુખણના માથાપર હાથ ફેરવતાં ડોશીએ કહ્યું "કેમ બાપુ? તું રોટલી, દાળ, ભાત, બધું ખાજે."

ભુખણ—રાંધશે કોણ?

ઘરડી માતા—ભાઇ! હું રાંધીશ.

ભુખણલાલ—તમારાથી એ રંધાશે? તમે તો ઘરડાં છો.

ઘરડી માતા—સાંઇ! હા. ભાઇ, કંઇ દુઃખ નહિ થાય

તે મનમાંજ બોલી. "બાપુ! મારા દુઃખને હું દુઃખજ ગણતી નથી. કોઇ વાતે મારો વિનોદ સુખી થતો હોય તો બસ."

૨.

ખંડાલા આવ્યાને વિનોદને ત્રણ દિવસ થઇ ગયા છે. પોતાનું ઘર બરાબર વાળી-ઝાડી, સાફસુફ કરીને, જ્યાં જે વસ્તુ ગોઠવવી ઘટે ત્યાં તે વસ્તુ ગોઠવીને પતિપત્ની પોતાનો નાના પાયા પર ચાલતો ઘર સંસાર એક દીલથી ચલાવી રહ્યાં છે. રેલ્વે સ્ટેશનથી થોડે દુરના પોતાના નાનકડા ઘરને "ઓકુગોડ" બનાવી સુખે દિવસો કાઢે છે.

એક રાત્રે વાળુ કર્યા પછી વિમળા પોતાના સુવાના ખંડમાં ગઈ. તે વખતે સ્ટેશનમાંથી ૯ ને ૧૩ મિનિટની ગાડી છુટી ગઇ હતી. વિનોદરાયનો આ અઠવાડીઆમાં દિવસનો વારો હતો. જેથી આજ સાંજના સાતથીજ વિનોદ ઘેર છે. નોકરી પરથી છુટેલા નોકરો પોતાને બંદીખાનામાંથીજ છુટ્યા બરાબર ગણે છે. નોકરી પર હોય ત્યારે આખી રાત જાગનારો વિનોદરાય આજ ૯ા વાગ્યામાં તો અર્ધ નિંદ્રામાં પડ્યો છે. વિમળાના પગનાં ઝાંઝરના ઝમકારથી અને ગાડીના "કસાસાટી-કસાસાટી" કરતા ખડખડાટથી વિનોદરાય જાગી ઉઠ્યો; પથારીમાંથી બેઠો થયો. વિમળા પણ તેની સન્મુખ આવી ઉભી રહી. ઉઘાડી બારીએથી વિનોદરાય બહાર જોવા લાગ્યો. બહારના સુવિસ્તીર્ણ જંગલો, ઉંચા નીચા ગિરિનાં શિખરો, અને ભયંકર ખીણો નજરે પડે છે. આટલી રાત્રે આ બધું શાંત લાગે છે. આ શાંત સ્થાનમાં ઉગેલાં સાગ, પલાશ અને મહુડાનાં વૃક્ષો પોતાનું મસ્તક ઉંચું કરી ગગન ભેદવા તૈયાર થયાં છે. ચંદ્રનાં કિરણો દિશાઓને ઉજ્વળ કરી આ આખા જગતમાં જાણે સમાઇ જતાં હોય તેવાં દેખાય છે. પર્વતની હારોમાં પવનના સુસવાટા સંભળાય છે. જંગલમાંના સુકા વાંસના ઘસારાથી અગ્નિ પ્રગટ થાય છે. સુકાં ડાળ પાતરાંમાં તેનો ફેલાવો થવાથી પ્રગટતા અગ્નિની શિખાઓએ અતિ મનોરમ શોભા ધારણ

કરી રહે છે. પર્વતની પંક્તિ રાણી અમિની આભા ધારણ કરી સામી ઉભી ખડખડ હસે છે. આવા રાતના ઠંડા પહોરમાં, દૂરના જંગલમાં વાગતી ભીલની વાંસળીના મધુર સ્વરો વિનોદરાયના નાના સરખા ઓરડામાં દાખલ થાય છે. વાંસળીના સંગીતની કરુણ મુર્છનાઓ વાતાવરણ ભેદી-વિનોદ અને વિમળાના કાનપર અમૃત રેડે છે. આ ગીત સાંભળતાજ વિનોદ મુગ્ધ થઇ ગયો. અત્યારે પોતાના જેવો આ સંસારમાં કોઇ સુખીજ નથી એવી તેને પાકી ધારણા થઇ આવી આ હર્ષમાં વિમળાને સંબોધી કહેવા લાગ્યો કે "વહાલી! જો કેવી સુંદર રાત!" વિનોદે વિમળાની પાસે આવી તેનો હાથ પકડયો અને બોલ્યો, "આવા સુખનો લ્હાવો અને તને લેવરાવવાની લાંબા વખતની મારી ઇચ્છા હતી. આ સુખ મેળવવા તું ક્યારની ભાગ્યવતી થઇ ગઇ હોત પણ હું શું કરૂં? જો એકાદ વખત પણ બા ડાચામાંથી ફાટી હોત, તો હું ક્યારનો તને અહીં તેડી લાવ્યો હોત. આવા સુખમાં ખલેલ પાડનાર એ ડાકણી ડોશીને વિશેષ શું કહું?"

"હમણાં તો, મને અહીં લાવી શક્યા છો ને?" વિનોદ તરફ વાંકી દૃષ્ટિ કરી વિમળાએ જવાબ આપ્યો.

"તને તેડી લાવ્યો ખરો પણ બાએ મારાપર અંતઃકરણમાં કેવી રીસ ચડાવી છે?—તે હું બરાબર સમજું છું. સરળ ભાવે તને અહીં નથી મોકલી, એવી મને ખાત્રી છે." આટલું બોલતાં વિનોદરાયનો ચહેરો ગંભીર થઇ ગયો. વિનોદરાયના આવા વચનો સાંભળી સ્તબ્ધ થઇ ગએલી વિમળા વિનોદના મુખ સામે જોઇ રહી. તેના હોઠપર ફરકતું મૃદુહાસ્ય એક પળમાં તો કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું. મુંગી ઉભી તે વિચાર કરવા લાગી "આ શું? મારો ધણી તેની માતાપર આટલો બધો અવિશ્વાસ રાખે છે, એ વાત તો મેં આજેજ જાણી!" વિનોદરાય માતૃભક્ત છે એવી વિમળાને આજ સુધી ખાત્રી હતી. પણ આજ તેણે પોતાના વિચાર ફેરવી નાંખ્યા. ઉતરેલે મોઢે ધીમે ધીમે તે ઉત્તર દેવા લાગી "એ શું?—તમે શું બોલો છો? બાએ સરલ હૃદયથી મને અહીં મોકલી નથી? એમ કદી થઇ શકે? કોઇ રીતે તમે સુખી થતા હોય તો તેમાં બા દુખી થાય ખરા કે? આટલા દિવસ તમારી સાથે મને ન મોકલી તેનું કારણ તેઓ સારી રીતે સમજતા હતાં. તમારી આવક ઘણી ઓછી છે એ તેઓ બરાબર જાણતા હતા. આ વખતે તમારો પગાર વધવાથી મને તરતજ મોકલી દીધી. હું અહીં આવવાથી માતા કેટલા દુખી થતાં હશે એ વિશે વિચાર કરવાની આપણી પહેલી ફરજ હતી. મને અહીં તેડી લાવવાથી દુખી થતી માતાને જોઇ ગામના માણસો આપણી નિંદા કરતાં હશે."

વિમળાની વાત સાંભળતાં સાંભળતાં વિનોદરાયના મુખપર વિરક્તિનો ભાવ પ્રસરવા લાગ્યો. ચતુર વિમળા, સ્વામીના મુખનો ભાવ બરાબર સમજી ગઇ. વધારે કાંઇપણ કહેવાનું સાહસ તેણે કર્યું નહિ. એક હાથ માથાપર મુકી બીજો હાથ આંખોપર દાબતો વિનોદ ક્રોધથી બોલી ઉઠ્યો. "તને અહીં તેડી લાવ્યો એ જો અન્યાય થયો હોય તો એકદમ તને ઘેર મોકલી દઉં?" નિસાસો નાખી તે વળી બોલ્યો, "તમે બધા જેમ તેવી રીતે સુખી થાઓ. ભલે હું દુ:ખ ભોગવું." ગુસ્સા અને પ્રેમના પુર પ્રવાહમાં વિનોદરાય ઘસડાતો જાય છે એ વાત વિમળાના જાણવામાં આવી. વિનોદના માથા અને મોઢાપરના

હાથ ખસેડતી વિમળા વિનતિ કરવા લાગી "મારાપર ક્રોધ કાં કરો છો ? મને જે ઠીક લાગ્યું તે મેં કહ્યું. જો કાંઇ અયોગ્ય કહેવાયું હોય તો મને ક્ષમા કરો. તમે પોતેજ યોગ્યાયોગ્યનો વિચાર કરો, અને જેમ ઠીક લાગે તેમ કરો. તમને ગુસ્સે કરવાને મેં કાંઇ કહ્યું નથી. આ ઉપર ક્રોધ ન કરતા તેમને આપણી સાથે તેડી લાવવાં જોઇએ એટલોજ મારો વિચાર છે. અહિં આપણે ઓછું ખર્ચ કરીશું. માતાને દુઃખ દેવાથી કોઇપણ સુખી થયું છે ? તમે તો બારે માસ બહાર રહો છો, જેથી કાંઇ જાણતા નથી; પણ નાતાના પ્રાણ તમારે માટે જે તરફડીઆં મારે છે, તે હું બરાબર જાણું છું. તમારો પત્ર બે દિવસ મોડો મળે તો બા નાવાનું, પીવાનું, કે ખાવાનું ભુલી જઇ ગાંડાં બની જાય છે. રોજ સવાર સાંજ શિવના મંદિરમાં જઇ માથુ નમાવી તમનેજ સુખી કરવાની સ્તુતિ કરે છે. આવી માતાપર તમે........... !"

આ વખતે વિનોદરામ મોઢું ફેરવી પથારીપર જઇ સુઇ ગયો. વિમળાનું વાક્ય અધુરૂં રહ્યું. વિનોદને કોઇપણ રીતે ઓલાવવાના હેતુથી વિમળાએ વાત ફેરવી નાંખી. "વારુ, પણ બાના પત્રનો તમે જવાબ લખ્યો કે?" "લખ્યો નથી. કાલે લખીશ." અર્ધ નિદ્રામાં ઘેરાએલા કંઠે વિનોદે જવાબ દીધો. એથી વધારે કાંઇ વાત થઇ નહિ. વિમળાએ પણ નિશ્વાસ નાંખી શયન કર્યું.

૩.

આ વાતને છ માસ વીતી ગયા છે. વિનોદને આ સમય માત્ર છ ઘડી જેવો લાગ્યો પણ એની માતાને તે છ વર્ષ જેટલો થઇ પડ્યો. કારણકે સુખના સમયની ગતિ અતિ ઉતાવળી છે પણ દુઃખના દિવસોનો વેગ બહુ ધીમો છે, એ સહુ કોઇ જાણે છે.

છ માસે વિમળાને સાથે લઇ વિનોદ વતનમાં આવે છે. પુત્રના આવવાના ખબર જાણી વૃદ્ધ માતા ગાડી સામી આવી ઉભી રહે છે. ઘણા દિવસનુ ખોવાએલુ પુત્રરત્ન આજ તેને મળવાથી વૃદ્ધ માતા આનંદાશ્રુ રોકી શકતી નથી. આહા ! શું માનો પ્રેમ ? પુત્રદર્શન એજ માતાના પ્રાણ–એજ સ્વર્ગનું રાજ્ય !

પુત્ર અને પુત્રવધુના મેળાપથી ઘરડી માતાના દિવસો પૂર્ણ સુખમા જવા લાગ્યા. બપોર પછી વિનોદ બહાર જાય છે, ત્યારે વિનયવતી વિમળા સાસુ પાસે બેસી ધમ ઢાળે છે. સાસુના એક એક પ્રશ્નના સો સો ઉત્તર આપવા વહુ કોશિષ કરે છે.

"વહુબેટા ! ખાવાપીવાની જણુસો ત્યાં બરાબર મળે છે કે ?" સાસુએ પુછ્યું.

"સાસુજી ! ખાવાની બધી વસ્તુઓ તો ત્યાં મળે છે પણ બધું બહુ મોઘું ! આપણા કાઠીઆવાડમાં બે પૈસાનું શેર દૂધ કોઇ રાખતુંએ નથી, ત્યારે ત્યાં તેના બે આના આપવા પડે છે ! અહીં સોઢીએ શેર ભીંડા હરાજ થાય છે ને ત્યાં તેનો એક આનો બેસે છે ! બાઇજી ! વગડાની ભીલડીઓ વખતો વખત શાકભાજી વેચવા આવે છે, તેની સાથે ભાંગી તુટી વાતચીત કરતાં પણ હું શીખી છું. જેને આપણે તુરીઆં કહીએ છીએ તેને તે લોકો "દોડકાં" કહે છે. રીંગણાને "વાંગે" અને દૂધીને "ભોપળાં" કહે છે. આવી તો તે બોલી છે !" વિમળાએ જવાબ આપ્યો.

"એ તો ઠીક, બેટા ! પણ મેં સાંભળ્યું છે કે ત્યાંથી નાશિક-ત્ર્યંબક બહુ દૂર નથી. એ વાત ખરી ? પતિતપાવની ગોદાવરી માતામાં નાવાનું તો ભાગ્યવાનનાજ નસીબમાં હોય. બેટા ! અહાહા ! શું તે તપોવનની મહત્તા !! રામાયણની કથા સાંભળતાં, સીતાજીની પર્ણકુટી, સોનાનો મૃગ, વગેરે આંખ આગળ તરે છે. પણ એ તપોવન નજરે ક્યારે જોવાય ? ત્ર્યંબકેશ્વરનાં દર્શન તો મનુષ્યને દુર્લભ છે. બેટા ! સિંહસ્થ વર્ષમાં અહીંની જાત્રા કરનારાને જમતાં તેડાં તો આવેજ નહિ. આવી કથા છે, બાપુ !" વૃદ્ધ સાસુએ કહ્યું.

"બા ! હું તમારે પગે પડી વિનતિ કરૂં છું કે તમે જરૂર મારી સાથે આવો. રજાના દિવસોમાં તમારા દીકરા સાથે ખુશીથી નાશિક જઇ આવજો." સાસુનું મન સમજનારી વિમળાએ જવાબ આપ્યો.

"ના...રે બેટા ! મારા નસીબમાં એ જાત્રા કયાંથી હોય ! મારે નાશિક જઇને કરવું પણ શું છે ? ગોદાવરી મા અને ત્ર્યંબકેશ્વર મહાદેવ મારા વિનોદનું રક્ષણ કરે, એજ મારી વાંછના છે" સાસુએ જવાબ દીધો.

"ના, બા ! એક વખત તો જરૂર આવો. જુઓ, ઝીબ્યા કરતાં જોયું ભલું. વળી તમે તો ખર્યુંપાન કહેવાઓ. જાત્રાએ જઇને પાપ ધોવાં, પ્રભુ ભાવના હૃદયમાં સ્થાપવી, એવો આપણા ધર્મનો આદેશ છે, બા !" વહુએ કહ્યું.

"ઠીક છે બેટા. મારા વિનોદને પૂછી જોઇ. એનો હાથ પહોંચવા જેટલી સવડ હસે તો આવીશ. દીકરાને હેરાન કરીને મારે ક્યાંય જવું નથી."

આનંદના દિવસો એક પછી એક ચાલવા લાગ્યા, વૃદ્ધ માતાનો આ આનંદ ઘણા દિવસનો કાયમ રહે તેમ નથી. વિનોદની રજા પુરી થઇ જવાનો દિવસ આવી પહોંચ્યો. માતાના પ્રાણ આશંકાથી રડવા લાગ્યા. વિનોદરાયને પરદેશ ન જવા દેવાનો માતાએ મનમાંને મનમાં વિચાર કર્યો. "અનાજ વના ભૂખે મરીશ, પણ મારા વિનોદને આંખથી અળગો જવા નહિ દઉં." માતસ્નેહથી ઉત્પન્ન થએલો લાગણીનો પ્રબળ પ્રવાહ ડોશીના મનને ડોલાવી નાંખે છે પણ છેવટે પોતાની આર્થિક સ્થિતિનો વિચાર કરતાં એ આવેગને પ્રબળ ધક્કો લાગે છે. છેવટ માતા રડતે સ્વરે બોલે છે, "હે પ્રભુ ! તેં પેટ દીધો બડો પાપ દીધો !"

૪.

વહુના આગ્રહથી માતાએ એક દિવસ વિનોદને પૂછી જોયું, "બેટા વિનોદ ! મેં સાંભળ્યું છે કે તું નોકરીમાં છે ત્યાંથી નાશિક ત્ર્યંબક દૂર નથી. એ વાત જો ખરી હોય તો મને એક વખત ગોદાવરી ન્હાવા લઇ જા ને ? બેટા ! હવે હું કેટલાક દિવસ જીવવાની છું ! મારી આટલી ઇચ્છા તું પુરી ન કરે ?" માનાં વચન સાંભળી કેટલોક વખત વિનોદ મુંગો રહ્યો. છેવટે બોલ્યો "કોણે કહ્યું કે નાસિક દૂર નથી ? ત્યાંથી તો ઘણું દૂર—સો માઇલ દૂર છે ! વળી ખર્ચ પુરો કરવાની કેટલી તાણ પડે છે તે તો તમે જાણો છોજ." વાત કરતાં વિનોદના મન ઉપર ચિંતાના સેરડા પડતા જતા હતા. માતાએ જાણ્યું કે ખરેખર મારા વિનોદને ખર્ચની પુરી ભેંચ છે. વિનોદરાયને દુખી કરી નાશિક જઇ મારે

શુ કરવું છે? તીર્થ કરવા કરતાં પુત્રને સુખી કરવો એજ માતાનો ધર્મ છે. પુત્રને સુખી કરવો એ તીર્થ કરતાં હજાર દરજ્જે સારૂં છે, એમ વિચારી તેનું બોલવું પુરૂં થયું ન હતું તેવામાં તો બોલી ઉઠી! " ના ..ના, દીકરા! એમ હોય તો મારે જાત્રા બાત્રા નથી કરવી. મારે તું સુખી રહે ને એટલે જાત્રાજ છે."

નક્કી કરેલ દિવસે વિમળાને લઈ વિનોદ ખંડાળા પાછો આવ્યો. મે મહિનો જોત જોતામાં આવી પહોંચ્યો. રેલ્વેના મોટા અમલદારોની, મુંબઇના મોટા મોટા શેઠીઆઓની, વકીલ બારીસ્ટરોની, માથેરાન, મહાબળેશ્વર અને દેવલાલી જેવા સ્થળોએ હવા ખાવા જવાની દોડધામ લાગી રહી હતી. પતિ પત્નીની પ્રેમાળ જોડીઓને જોઈ, એવો લ્હાવો લેવાની વિનોદરાયને પૂર્ણ ઇચ્છા થઇ. એ ઇચ્છા એટલી પ્રબળ થઇ કે જેમ તેમ કરી દેવલાલી નાશિક ત્ર્યંબક, પાંડવ ગુફા, વગેરે જોઇ વખત બચે તો ભુસાવળ પાસેની અજન્તાની ગુફા પણ જોઇ આવવાનો ઠરાવ મનમાં તેણે ઘડી કહાડયો. કાલાવાલા કરીને રજા મંજુર કરાવી, વિમળાને તૈયારી કરવાનું કહ્યું.

તૈયારીની વાત સાંભળતાંજ દીંગ થઇ ગયેલી વિમળા પૂછવા લાગી. "વહાલા! આમ ઉતાવળે ક્યાંની તૈયારી કરાવો છો? શુ આપણી બદલી થઇ? ઈશ્વરે આપણા પર એમએક શુ કોપ કર્યો?"

હસતે મોઢે વિનોદે જવાબ આપ્યો " ના, ના, એવુ કાંઇ નથી. ભડકવાનું કાંઇ કારણ નથી. ઉનાળાની સીઝન (વખત)નો દેવલાલીનો લ્હાવો તને લેવરાવવાની મારી ઇચ્છાને પુરતી અનુકુળતા મળી ચુકી છે. એની તૈયારી કરવાની વાત કરતાં આમ કેમ ગભરાય છે? મોટા મોટા અમલદારો આજ મહાબળેશ્વર કે માથેરાન જાય છે. એટલી સગવડ તો આપણને ક્યાંથી મળે? તોપણ નાશિક પાસે આવેલા સુંદર હવાના દેવલાલી જેવા સ્થળમાં રહેવાની તથા આસપાસનાં પ્રસિદ્ધ અને પવિત્ર સ્થળો જોવાની ગોઠવણ કરી છે, માટે વ્હાલી! તૈયાર થા."

પતિનું આવુ લાંબુ પહોળુ કાલુ કમરૂં ભાષણ સાંભળી, ઘડીક તો આને શુ જવાબ આપવો એ પણ વિમળાને સુઝ્યુ નહિ. છેવટે બોલી. "વહાલા! તમારે તો ખર્ચ પુટણે પહોંચી વળવાની પુરતી તાણાતાણી છે ને? કોઇ દિવસ કાંઇ પણ ન માગનારા માતાએ ઘડપણની અતીમ ઇચ્છા—નાશિકની જાત્રા કરવાની ઇચ્છા બતાવી, ત્યારે તો તમે ઉત્તર આપ્યો કે મારે ખર્ચની તાણાતાણી છે અને આજ દેવલાલીની મુસાફરી કરવા આપણે તૈયાર થઇએ તે ઠીક લાગશે!"

વિનોદરાય—વહાલી, મે પૈસા ખરચ્યા નથી, ખરચવાનો પણ નથી. મારા મિત્ર મારફતે રેલ્વેનો પાસ મળ્યો છે. રહેવાનું ત્યાં મકાન પણ અહિંના શેઠ પાસેથી માગી લીધુ છે.

વિમળા—તો, તો ઘણું સારૂં. બાને પણ તેડી લાવો એટલે બધાં સાથે જઇ આવીએ.

કેટલોક વખત કાંઇ જવાબ આપ્યા વિના કટાણું મોઢું કરી રાખી, છેવટે વિનોદ બોલ્યો: "તારો વિચાર આમજ હોય તો દેવલાલી જવાની કાંઇ જરૂર નથી."

પતિનું મોહું ઝંખું પડી ગએલું જોઇ કર્તવ્ય વિચાર મૂકી જઇ વિમળા બોલી—"તમે ગુસ્સો શા માટે આણો છો ? તમે મને જ્યાં લઇ જવા ઇચ્છો ત્યાં ઉઘાડે પગે આવવું એ મારો ધર્મ છે, પણ... "

વિનોદરાય—પણ......બણુ બીજું શું ? તારે કાંઇ બીક રાખવાની નથી તારે ગળે હાથ દઇને કહું છું કે આ વાત બાને કોઇ રીતે જણાવા નહિ દઉં.

વિમળા કાંઇ પણ જવાબ આપી શકી નહિ. તે ચુપ રહી પણ કોણ જાણે શાથી તેના શરીરમાં એકદમ કમ્પારી આવી ગઇ. બધી તૈયારી કરી વિમળાને લઇ વિનોદ દેવલાલી તરફ ચાલી નીકળ્યો. દેવલાલી જવાના આનંદના ઉમળકામાં વૃદ્ધ માતા ક્યાં સડતી હશે, તેનો ખ્યાલ પણ વિનોદે કર્યો નહિ. એક કાગળ પણ લખ્યો નહિ.

૫.

વતનમાં વૃદ્ધ માતા, પુત્રનો ઘણા દિવસ થયા પત્ર ન આવવાથી ચિંતા કરવા લાગ્યાં. પત્ર આજ આવશે, કાલે આવશે, એમ કરતાં કરતાં લગભગ એક માસ ચાલ્યો ગયો છતાં વિનોદનો પત્ર આવ્યોજ નહિ. ઉપરા ઉપરી માતાએ કાગળ લખાવ્યા, તાર કરાવ્યો પણ દીકરાનો કાંઇ સમાચાર મળ્યા નહિ. ખાવા પીવાનું છોડી દઇ માંદી થઇ અહીંથી તહીં ડોશી વલખાં મારવા લાગી. વિનોદના સારા સમાચારનો ફક્ત એકજ પત્ર મેળવવા રાતની રાતો ઇશ્વરની ઉપાસના કરવામાં કાઢી, તોપણ શું ?—પુત્રનો પત્ર નજ મળ્યો.

એક દિવસ સવારે ઉઠી આડોશીપાડોશીને પૂછતી ડોશી ઘેર પાછી ફરે છે તો ઘરની બારીએ એક પત્ર ! ધ્રુજતે હાથે કાગળ ઉપાડી જુએ છે તો વિનોદરાયના અક્ષર. "હાશ આજ મારા વિનોદનો પત્ર—આજ વિનોદના અક્ષર." ટપાલવાળો બારીએ પત્ર મૂકી ચાલ્યો ગયો હશે એમ વિચાર થવાથી માતાના મનમાં આનંદ આનંદ થઇ ગયો. પત્ર છાતી સરખો ચાંપી, હર્ષભેર ડોશી એક પાડોશી પાસે ગઇ. "વાંચ તો ભાઇ મારા વિનોદનો પત્ર મારા વિનોદને કેમ છે ? ઘણું દહાડે પત્ર લખ્યો, જેથી તેને નક્કી કાંઇક અસુખ થયું હશે એમ ન હોય તો કાગળને માટે આટલી ઢીલજ ન થાય." પાડોશીએ પત્ર લીધો, જોયો અને બોલ્યો "બાઇ ! આ કાગળ આજનો નથી. આતો જુનો ઘણા દિવસ પહેલાંનો કાગળ છે" આ જુનો પત્ર છે એમ માના પ્રાણ હજુ કબુલ કરતાજ નથી. વિસ્મિત થતી ડોશીએ ફરી પૂછ્યું "બરાબર જો. બાપુ ! આજનોજ એ પત્ર છે."

પાડોશી—"ના, બાઇ ? એ ઘણો જુનો—કાર્તક શુદ ૩ નો કાગળ છે"

આ વખતે ડોશીના ઉપર ખરેખર વાદળ તુટી પડ્યું હોય એમ તેને લાગ્યું. પગની નીચેની જમીન કેટલીકવાર કંપતી હોય એમ લાગી. આંખે અંધારાં આવવા લાગ્યાં. અહાહા ? કેવી મોટી આશા રાખી પત્ર લઇ ડોશી આવ્યાં હશે ! વિનોદને સંભારતી સંભારતી એક લાંબો નિસાસો નાંખતી ડોશી ત્યાંથી ચાલી નીકળી. પુત્રની પાસે જવા માટે માતાના પ્રાણ તરફડીઆં મારવા લાગ્યા. અરે, હાય !......આ વખતે કપુત વિનોદરાય પોતાની સ્ત્રીનો હાથ પકડી પાંડવ ગુફાની રમણીયતા બતાવવામાં મશગુલ છે !

ઘેર આવી, ઘરના બારણાં બંધ કરી, ડોશી પથારીએ પડી. જેમ તેમ કરી સાંજ

પાડી. બધાંના ઘરમાં સાંજની બત્તી થઇ. ડોશી આજ દીવો કરવાનું પણ ભૂલી ગઇ પડી પડી વિચારજ કરે છે. અરે ? મારા વિનોદને શુ થયું હશે ? વિચારતા વિચારતાં બન્ને આખમાંથી આંસુના ટીપા સૂકા ઘમણુપરથી ચાલવા લાગ્યાં. પાસેના લક્ષ્મીનારાયણના મંદિરમાં આરતીના નગારાં વાગવા લાગ્યા. દેવની આરતી ક્ષણ વાર તો ગમે તેવા માણસના હૃદયમા ભક્તિનો આવેગ લાવી મૂકે છે ભીની આંખે ગદ્‌ગદ્ કંઠે ડોશી બોલી "હે નારાયણ ! હે નાથ ! મારા વિનોદના કુશળ સમાચાર લાવ. બાપા ! હું તમને દૂધ ઘીથી નવરાવીશ "

આખી રાત ડોશીને ઉંઘ આવી નહિ. માત્ર પાછલી રાત્રે સ્હેજ આખ મળી તેમા ડોશીને સ્વપ્નુ આવ્યુ જાણે, વિનોદ ઘોર શય્યામાં પડી દુખથી તરફડીઆં મારે છે, ને 'મા...અ ..રે ! મા...આ !' કરી બુમો પાડે છે પુત્રના દુખ સમયના આવા કરૂણામય સ્વરથી માની નિદ્રા ભાંગી ગઇ એકદમ બેબાકળી થઇ જાગી ઉઠી. નારાયણનુ નામ લેવા લાગી ભાવી આશંકાથી ડોશીનું શરીર થરથર કંપવા લાગ્યું. પરોઢીઆનુ સ્વપ્ન ખરૂ પડે છે એવો માતાને વિશ્વાસ હતો. પુત્ર નક્કી દુખી થાય છે, એવી માતાને ખાત્રી થઇ માતાના મનમા હવે ધીરજ રહી નહિ. પુત્ર પાસે જવાની માતા એજ વખતથી તૈયારી કરવા લાગી ભાણીબાને એના પિતા પાસે મોકલવાનો બદોબસ્ત કરી, તેજ દિવસે વિનોદરાય પાસે જવા માતા ચાલી નીકળી.

૬.

લગભગ એક માસે, રાતની ગાડીમા વિનોદરાય ખંડાળા આવી પહોચ્યો. ઘરડા માણસની માફક બરતડીઆ લેતો લેતો, જેમ તેમ કરીને પોતાને ઘેર આવ્યો. આજ વિનોદની આવી દશા કેમ ? તેના મોઢા પર તે દિવસનો આનંદ નથી. આંખમાં તે પ્રફુલ્લતા નથી. મોઢા પર અને આખો પ નિરાશાની છાયા છવાઇ રહી છે કેટલાક દિવસની લાંઘણોથી, અને કેટલાક દિવસોના જાગરણથી તેનુ શરીર અર્ધું થઇ ગયુ છે વળી તેની સાથે વિમળા નથી

બીજે દિવસે વિનોદને આકરો તાવ ચઢયો. આખો દિવસ પથારીમા તરફડીઆ મારે છે. વખતે વખતે લાબે સાદે "મા......આ .....રે,–મા... આ !" ની બુમો પાડે છે ઘડીક જપી જાઇ વળી પાછો એકદમ જાગી ઉઠી પાસેની કોઇ પણ વસ્તુ પર હાથ પગ ઘસે છે પોતાના કપાળ પર કોમળ હાથ ઘસાવવાની તેને પ્રબળ ઇચ્છા થાય છે, પણ એ ઇચ્છા કયાથી પુરી પડે ?, એની પાસે કોઇ છે ?–હે એક ખૂણામા શેતરંજીથી ઢાંકેલી, કરીઆવરરૂપે પીએરમાથી મળેલી વિમળાની એક ટ્રંક તેના ઉપર એક આરસો, કાંસકી અને હીંગળાની દાબડી, તેની પાસે જુનાં પુઠાં વિનાના માસિકોની બે ત્રણ નકલો. આ ઉપરાંત અરધી વપરાએલી તેલની એક શીશી છે વિમળાની આ છેલ્લી નિશાનીઓ જોઇ, વિનોદરાયના મનની વેદના વીશ ગણી વધી ગઇ. શોકથી બળતી છાતી બે હાથે દાબી તે ઉંધો પડી મોઢું સતાડી રડવા લાગ્યો આ મારૂં સુખ મદિર ? વિમળાએ કેટલી મહેનતે આ બધું વસાવ્યું ? પણ એજ મારી વિમળા અત્યારે ક્યાં ? બે દિવસમાં મારૂં ઘર ભાગી પડયું ! ક્યા ગયું ? હા વિમળાનાં વચનો બરાબર યાદ આવે છે કે આને દુઃખ દેવાથી

કોણ સુખી થયું છે ? મા, તને દુઃખ દેવાથીજ મારૂં સુખ છુંટાઇ ગયું. મા, એક માસ થઇ ગયો છતાં તારી સંભાળ પણ મેં લીધી નથી. રોગ શય્યામાં સુતેલા વિનોદની આંખો આંસુનો ઉનો વરસાદ વરસાવી પથારી પલાળવા લાગી. લાંબો નિસાસો નાંખી, દુઃખી સ્વરે "મા...રે..." "મા...આ !" ની બુમ પાડે છે. "સુખે સાંભરે ઘરની સ્ત્રી-દુઃખે સાંભરે માત !" એવાં ભજનીઆં વિનોદના મગજમાં ઘૂમતાં હતાં. જે વખતે "મા...રે...મા...આ "ની બુમ તે પાડે છે, તે વખતે કપાળ ઉપર કોઇનો આછો-જીર્ણ ચામડીનો હાથ ફરતો હોય એમ તેના જાણવામાં આવ્યું. એ સ્પર્શ કેવો શિતળ ?-કેવો શાન્તિદાયક ? સ્પર્શ માત્રથીજ વિનોદનું દુઃખ કોણ જાણે કેમ ઓછું થઇ ગયું. ચમકીને વિનોદ એકદમ જાગી ઉઠ્યો. તેનું દુઃખી શરીર કમ્પવા લાગ્યું. સંધ્યાના આછા અંધકારમાં ધારીધારી જોવા લાગ્યો તો પથારી પાસે આંસુની ધારા વરસાવતું કોઇ મુખું બેઠું છે. કંપતે કંઠે વિનોદે પૂછ્યું-"કોણ છે ! બા ?"

"બાપુ વિનોદ...બેટા ? એ તો હું છું. તને આવું દુઃખ થાય છે છતાં મને એક ખોટો સાચો સંદેશો પણ ન મોકલ્યો ?"

વિસ્મિત વિનોદે જવાબ દીધો-અરે ! કોણ ? બા ! માડી ? ! આ વખતે તમે અહીં ક્યાંથી ? કેમ કરી આવ્યા ? કેમ જાણ્યું ?"

"કેમ કરી એ તને કેવી રીતે બતાવી શકું, બાપુ ? એ તો માના પ્રાણજ જાણે. પુત્ર રોગની પથારીમાં પડ્યો પડ્યો એક વખત મા, કહી બોલાવે, તો આથી શું બેઠું રહેવાશે. જો પુત્ર દુઃખમાં પડી એકવાર 'મા' કહી બોલાવે, તો હજાર કામમાં હોય તો પણ માના પ્રાણ જરૂર કમ્પીજ ઉઠે. આવા સંસારના સારની સૃષ્ટિ તેજ 'માતાના પ્રાણ', બાપુ !" આંખમાંથી પાણી પાડતી, પથારીની પાસે બેસી પુત્રના માથા પર હાથ ફેરવતી વૃદ્ધ માતાનાં આ વચનો હૃદય ભેદવા-આકાશ ભેદવા પૂરતાં છે. વળી માતા આગળ કહે છે. "બેટા, આજ તારા એક માસ થયાં કાંઇ ખબર આવ્યા નહિ. છેવટે મનને ખાત્રી થઇ જેથી હું અહીં આવી."

તાવથી તપેલા અને દાઝથી, માતાના પગ પકડી, તપેલા મસ્તકે, કરૂણ સ્વરે વિનોદરાય કહેવા લાગ્યો. "અહીં આવ્યાં તે ઠીક થયું. નાશિક ત્ર્યંબક જવાની તમારી ભારે ઇચ્છા હતી, પણ તમારી એ ઇચ્છા મેં પાર પાડી નહિ. હવે મા દીકરો નાશિક ત્ર્યંબકજ જઇશું અને ત્યાંજ રહીશું. વિમળાની દહન ભૂમિ ઉપર મઢુલી બનાવીએ. મા તમને દુઃખી કરવાથી, તમારા પર મિથ્યા તિરસ્કારનો આરોપ મૂકવાથી, મારૂં બધું સુખ ખુંચવાઇ ગયું. પણ હું તેમાંજ સુખ માનીશ." આટલું બોલતાં વિનોદનો કંઠ રૂંધાઇ ગયો. વૃદ્ધ માતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો અને ધ્રુજતે કંઠે પૂછવા લાગી. "શા માટે ? શું થયું. બાપુ ! ગાંડા માફક શું બકે છે ? તારા બોલવાનો ભાવ હું કાંઇ સમજતી નથી. મારી વહુ ક્યાં ગઇ છે ? બેટા, હજુ સુધી ઘરમાં દીવો કેમ કર્યો નથી. દીકરા ? વહુ ! વહુ ! વહુ !"

વિનોદના હૃદયમાં એક સખત આંચકો લાગ્યો. માતાના ખોળામાં ધ્રુજતો ધ્રુજતો બોલ્યો. "કોને બોલાવે છે ? મા. અહીં કોઇ નથી."

માતા—એ તું શું બોલે છે ? ભાઈ ! મારી વહુ ક્યાં ?

વિનોદ—તે છે ત્ર્યંબકના કુશાવર્તના ઘાટ ઉપર ! આગળ કહું બા ?–પણ બા ! મારા પર ગુસ્સો નહિ કરોને ? ગુસ્સો ન કરો તો બધી વાત કહું.

માતા—ભાઈ બધી વાત કર. તારી આવી ભાંગી તુટી વાતથી મારા પ્રાણ ઉડી જાય છે.

વિનોદ—ત્યારે સાંભળ, બા ? તારી નાસિક જવાની ઇચ્છાને તો મેં દબાવી દીધી. અને તારી વહુની તારા શિવાય જવાની બિલકુલ ઇચ્છા નહિં હતી, છતાં મારા ઘણાજ આગ્રહથી અમે બંને જણાં દેવલાલી જઇ આ બધાં તીર્થનો લાવો લેવા નીકળી પડયાં. બધે ફરતાં ફરતાં ત્ર્યંબક આવી પહોંચ્યાં. એકાદશીનો અપવાસ અને તેમાં અહીંના મેલા પાણીના કારણથી તેને કોલેરાનો રોગ લાગુ પડયો. બન્યા એટલા ઉપાય કર્યા પણ બધું વ્યર્થ ! ! તેને બચાવી શકયોજ નહિ. આ સંસારમાં જેવી આવી હતી તેવીજ તેને કુશાવર્તના ઘાટ ઉપર મુકી ચાલ્યો આવ્યો. બા ! તને છેતરવાથી મને ડગલે ડગલે સજા થઇ." આટલું બોલતાં તો વિનોદ માતાના ખોળામાં માથું સંતાડી બાળકની માફક રડવા લાગ્યો. પ્રથમ તો માએ એમજ જાણ્યું હતું કે દીકરો તાવના તોરમાં બકે છે; પણ, આ અવિસ્તર હકીકત સાંભળ્યા પછી માતાએ પણ મોટું મોકળું મૂકયું દીકરાને ભેટી પડી માતા રડવા લાગી. "દીકરા ! એક માસમાં તો આમ રમતુંનું ભ્રમણ થઇ ગયું–એ વાત હું અભાગણી જાણી જ શકી નહિ."

માતા પુત્ર રડે છે. આજ પણ ચદ્રમાનું–ઘ્યજ્વાળું ગોખેથી આવી વિનોદનું ઘર ધોળે છે. વસંત ઋતુની મીઠી હવા, બીલોની વાગની ત્રાંસળીના સુરને વિનોદની કોટડીમાં ખેંચી લાવે છે. આ સુર આજ ઘણા કરુણ લાગે છે, તેથી પણ વધારે કરુણ લાગે છે.–પર્વતવાળી જગ્યાના તદન સુના સ્થાનમાં, રેલવેના સ્ટેશનથી થોડે દુરની કોટડીમાં એક કાઠીઆવાડી દુઃખી મુસાફરના કંઠનો હૃદયભેદી વિલાપ !

માતા પુત્રના આ દારુણ શોકનું દ્રશ્ય જોવા ત્યાં કોઇ પણ નથી. કેવળ ભીંત ઉપર વિનોદ અને વિમળાની એક છબી લટકે છે. ખુરસી પર બેઠેલા વિનોદની પાસે વિમળા ઉભી છે. વિમળા જાણે વિનોદના કાનમાં બોલે છે, કે "તમે આજે માતાને ઓળખ્યાં છે, એવું જાણી હું મરવા છતાં સુખી છું. છેવટ એટલુંજ કહું છું કે જીંદગીમાં કયારે પણ માતાના સ્નેહમાં મંદ થશો નહિ. માતાના પ્રેમમાં કૃત્રિમતા નથી. માતાનાં વચનો આશીર્વાદરૂપ સમજી સર્વદા માથે ચડાવવાં, માતાના પ્રાણમાં દુઃખ ઉત્પન્ન કરશો નહિ. માતાને સુખી કરવા જીવતોડ મહેનત કરવી. તેને સુખી કરશો તોજ સુખી થશો."

વિનોદ માતાના પ્રાણ સાથે પ્રાણ મેળવી, ગુનેહગાર બાળક માફક રડી, ડુસકાં ભરી, શાંત થઇ, માતાના ખોળામાંજ ઉંઘી ગયો હતો.

# સુમનનો સંતાપ.

લેખક—રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.–મુંબાઇ.

સુમનગૌરીનું લગ્ન આશરે બે માસ ઉપર કીશોરીલાલ નામના એક ચોવીસ વર્ષના જુવાન સાથે થયું હતું. કીશોરીલાલે એલ. એલ. બી. ની પરીક્ષા લગભગ અઢી વર્ષ ઉપર પાસ કરી ત્રણ ચાર માસ ધંધા વિશે નિર્ણય કરવામાં કાઢ્યા અને મ્હોટી પ્રતિષ્ઠાવાળા વકીલો તેમજ ટુંકા છતાં કડવા અનુભવવાળા કેટલાક મિત્રોની સલાહ વિરૂદ્ધ હેમણે અમદાવાદમાં જ વકીલાત કરવાનો નિશ્ચય કર્યો. સદ્‌ભાગ્યે બીજાના અભિપ્રાયને સ્વાનુભવથી સમજવા હેમને બે વર્ષ પુરતાં નીવડ્યાં. પછી તે અનુભવ લંબાવવા તેટલી ઘરની સ્થિતિ ન હતી એટલે હેમણે મુંબાઇમાં એક સોલીસીટરની ઓફીસમાં રૂ. ૬૦ ના પગારથી નોકરી સ્વીકારી. હેમના લગ્ન પછી થોડા વખતમાં આ નીમણુક થઇ એટલે નવી વહુને પગલે ઘરમાં લક્ષ્મીજી પધાર્યાં એમ હેમણે તથા હેમના સંબંધીઓએ માન્યું !

વાચકને ભાગ્યેજ જણાવવાની જરૂર છે કે કીશોરીલાલની વકીલાતની નિરાશામાંથી તેમજ સોલીસીટરની ઓફીસમાં નોકરી લેવાના હેમના સ્તુત્ય પ્રયાસોથી સુમનગૌરી અજાણી ન હતી. લગ્ન અને બંને તો વિવાહ પહેલાં પણ પત્રવ્યવહારથી વિચારવિનિમય કરવાનો જુવાન પ્રેમીઓનો હક આપણી સુધરતી સમાજમાં સિદ્ધ થઇ ચુક્યો છે. અલબત ડોસીસ ગ્નીની તીક્ષ્ણ ટીકાઓથી તેઓ બચવા પામશે નહિ; પણ ઉછળતું લોહી અને પ્રેમનો મોહ આવી ટીકાઓને ક્યારે ગાંઠે છે ? અને ખરેખર જો પતિપત્નીનો સહચાર એ લગ્નનો મુખ્ય સિદ્ધાન્ત હોય તો લગ્ન પહેલાં પણ "એ સહચાર અનંત" તે વિકસાવવાની હિમ્મત ખાસ કરીને સ્તુત્ય ગણાવી જોઇએ. આથી જ્યારે સુમનગૌરીએ પોતાના વ્હાલસોયા પતિની નીમણુકના સમાચાર સાંભળ્યા ત્યારે હેના હર્ષનો પાર રહ્યો નહિ. હેની પાડોસમાં રહેતી એક બે સ્ત્રીઓએ મુંબાઇની જુદી જુદી મઝાઓનાં એટલાં વર્ણન અને વખાણ કર્યાં હતાં કે મુંબાઇ જોવી જ, તક જવાને તે એક પગે નાચી રહી હતી. અને હવે પરણીને તરતજ પોતાના પતિ સાથે એકલાં–એકલાં મુંબાઇમાં મ્હાલવાનો પ્રસંગ આવ્યો એટલે હેની ખુશાલીનો પાર જ શો ? મુંબાઇનો વિચાર કરતાં તો કીશોરીલાલ સાથે ચોપાટી કે બૅન્ડ સ્ટૅન્ડ ઉપર ફરવાનાં કે વીક્ટોરીયા કે મોટરોમાં મ્હાલવાનાં સ્વપ્નાં હેની કલ્પના સમીપ રમવા લાગ્યાં.

સુમનગૌરી ઘણી રૂપવાન હતી અને આછાં નમુનેદાર ઘરેણાંથી અને "સ્માર્ટ ડ્રેસથી" રૂપને શોભાવી શકતી. તે સુન્દર દેખાવડી અને ઘણી શોખીન હતી, ઇંગ્રેજી પાંચ ચોપડીઓ ભણી હતી અને રસદાર ઇંગ્રેજી અને ગુજરાતી ચોપડીઓ વાંચવાનો ઘણો મોહ હતો. હેનું હૃદય જેમ રસથી છલકાતું હતું તેમ હેની કલ્પનાનો વેગ પણ ભરતીના જેવો હતો–કલ્પનાની પાંખો ઉપર પૃથ્વીમાં અને પૃથ્વીની પેલી મેર ઉડવું હેને બહુ ગમતું. પણ હેનો મનનો ચિતાર આર્ટસથી અધુરો 'ગર્ભાર્થ હારશે' કે જ્યારથી તે પરણી અથવા પરણવાની હેને ઉમેદ થઇ ત્યારથી સંસારનાં સર્વ સુખ બેલડીએ ભોગવવાનો અભિલાષ હેના હૃદયમાં તનમનાટ કરી મુકતો હતો. આથી મુંબાઇ જવાની તૈયારી કરતાં હેને

કંઇ કંઇ તાલાવેલી થઇ આવે એમાં શી નવાઇ? પોતાનો સામાન બાંધતે બાંધતે મુંબાઇના પોતાના સ્વચ્છ અને સુન્દર ઘરની કલ્પનામાં તે વિહાર કરતી. તકતામાં પોતાની આકૃતિ નીરખે ત્યારે મુંબઇમાં કેવો પોશાક પહેરી બધી બીયોમાં ભાર પાડશે અને પોતાના કીશોરને રીઝવશે ત્હેનો વિચાર કરે. અમદાવાદના સાંકડા અને અસ્વચ્છ રસ્તાઓ ઉપર ફરતાં પણ મુંબઇમાં અનુકૂળ બાગ અને સુશોભિત રસ્તાઓ અને ત્હેની બન્ને પાસ શોભતી સુન્દર બંગલાઓની હાર ત્હેની આપ્યને સમકાવતી. પોતાના સખી મંડપમાં હવે જ્યારે તે ફરે ત્યારે પોતાના અસાધારણ રૂપથી અને પોતાની બુદ્ધિના પ્રભાવથી મુંબાઇની યુવતીયોમાં શ્રેષ્ઠ લેખાવાની કલ્પના કરતી અને છેવટે જ્યારે કીશોરીલાલને જુવે કે મળે ત્યારે ત્હેના સંગમાં દિવસ અને રાત્રિને સુખનું એક અવિચ્છિન્ન સ્વપ્ન બનાવવાના તે અનેક સંકલ્પો રચતી. સ્હવારમાં ત્હેને ભાવતુ ભોજન જમાડવાના, અને બપોરે ઘરને શણગારવામાં, સાંજે સ્હેલ પી દરીયા કીનારે મઝર કરવાના કે પ્રેમ ગોષ્ઠી કરવાના વેગ ભર્યા અભિલાષ ત્હેના રસિક હૃદયમાં ઉભરાતા. મુંબાઇ જતાં- પહેલાં ભવિષ્યની સ્વપ્ન સૃષ્ટિ રચવામાં કેટલી મધ્ય રાત્રિયો વીતાવી હશે તે તો તેઓજ કહી શકે.

છેવટે મુંબાઇ જવાનો દિવસ આવ્યો અને સુમનગૌરી અને કીશોરીલાલ સબંધીયોના "આવજો"—"માયા રાખજો"—"કાગળ લખજો"ના પોકાર વચ્ચે અગ્નિગાડીમાં બેઠા. આજ આ નવી વહુને પોતાના પતિ સાથે મુસાફરી કરવાનો પહેલોજ પ્રસંગ હતો, પણ ઉઘડતી રજાના દિવસો હોવાથી ગાડીમાં ગીરદી અસાધારણ હતી. આથી થર્ડ કલાસના ડબ્બામાં મ્હોટાં ફાળીયાંવાળા કાઠીયાવાડી ગરાશીયાઓ અને જાડી ભાષા બોલતા પાટીદાર "ભયા"ઓ વચ્ચે સ્હામા સ્હામી બેસવાની ત્હેમને ફરજ પડી. સુમનગૌરીને આમ??? પ્રથમ ગ્રાસે મક્ષિકા આવી, પણ સ્હેજ મુશ્કેલીથી ત્હેનો ઉલ્લાસ દબાઇ જાય એવો ન હતો. કીશોરીલાલ સાથે બને તેટલી ભાંગી તુટી વાતચીત તે કરતી અને બાકીનો વખત મુંબાઇની આશાઓમાંજ ગાળતી. સુરત આગળ ઘણાં માણસ ઉતરી જવાના છે એમ જ્યારે ત્હેમણે જાણ્યું ત્યારે ત્હેની નાડી જોરથી ધબકવા લાગી પણ જ્યારે ત્યાં માણસોની અણધારેલી સંખ્યા પોતાના ડબ્બામાં દાખલ થઇ ત્યારે અતિશય સંકડાશમાં કીશોરીલાલની સાથે બેસવામાંજ માત્ર તે કૃતકૃત્ય થઇ. હવે વાતચીત કરતાં ઉઘની મુશ્કેલી વધારે ગંભીર બનતી ગઇ. અને પરિણામે જ્યારે તે ગ્રાન્ટરોડને સ્ટેશને સ્હવારમાં ઉતરી ત્યારે ત્હેનો મીજાજ ઘણી સારી સ્થિતિમાં ન હતો.

પહેલે દિવસે તો દંપતિ એક દૂરના પણ ઓળખીતા સગાને ઘેર ઉતર્યાં અને સુમનગૌરીએ પોતાના મનોરથો એક દિવસ મુલ્તવી રાખ્યા. આખો દિવસ શોધી, છતાં સારી ઓરડીની તપાસમાં અગણિત દાદરોની ચ્હડઉતર કર્યા પછી કીશોરીલાલે એક મ્હોટા અસ્વચ્છ ચોગાનની આસપાસ આવેલી ત્રણમાંની એક ચાલમાં પહેલે માળે ઓરડી ભાડે રાખી. સાંજે સુમનગૌરી આ ઓરડી જોવાને આવી ત્યારે ત્હેના કલ્પનાશાળી મગજમાં બંધાયેલા આકાશ હવાઇકીલ્લા તુટી પડ્યા! ખરેખર નવાઇ ભરેલું છે કે મુંબાઇની ન્હાની ઓરડીયો અમદાવાદ સુધી પ્રસિદ્ધ છે અને પોતાના સબંધીની જગ્યાનો પોતાને અનુભવ થયો હતો છતાં પોતાનું મકાન કંઇ બધાથી જુદીજ જાતનું હશે—હોવું જોઇયે, એવો તરેહવાર ખ્યાલ ત્હેના તરંગી મનમાં રહ્યો હતો. સ્હામેનો દેખાવ બીલકુલ અરમણીય; ઓરડીઓ

એ અને તે ઘણી ન્હાની, અને વળી ત્હેમનીજ બાજુમાં ભયંકર સન્નિધિમાં ઘણા અજાણ્યાં કુટુમ્બ રહેતાં હતાં. આ બધું જોતાં તેનો જીવ અકળાઇ ગયો. પણ જ્યારે કીશોરીલાલે ખાત્રી આપી કે આપણી સ્થિતિને માટે આ સારામાં સારી ઓરડીઓ છે ત્યારે બીજે દિવસે ત્હેમણે ત્યાં ઘર માંડ્યું.

સાંજે ૭ વાગે ઘેર આવવાનું વચન આપી કીશોરીલાલ ઓફીસે ગયો ત્યારે સુમનગૌરીએ ઘણા નિરાશાજનક સંયોગોમાં સામાનની વ્યવસ્થા કરવા માંડી. છતાં ત્હેની કુદરતી રસિકતા થોડી વારમાં આ ન્હાની ઓરડીઓને સુઘડ અને આકર્ષક બનાવવામાં સફળ થઇ. અને છેવટે જ્યારે અમદાવાદની છેલ્લી ફેશન પ્રમાણે વાળ હોળી અને સુન્દર કપડાં પ્હેરી આસપાસ ઓરડીમાં અને પછી ત્હેણે તકતામાં જોયું ત્યારે ત્હેના સુન્દર વદન ઉપર પ્રેમ અને ઉલ્લાસનું તેજ દીપી રહ્યું હતું.

બરાબર ૭ વાગે રહા તૈયાર કરી કીશોરીલાલની વાટ જોતી સુમનગૌરી બેઠી અને કોરામાં કે નીસરણી ઉપર જરા અવાજ થતાં બ્હાર નજર નાખતી. પણ ૭ ને બદલે સાત અને સાડીસાત થયા પણ ત્હેના પતિશ્રી ન આવ્યા, ત્યારે પહેલી વાર ત્હેના કોમળ હૃદયમાં શોક અને નિરાશાનું આવરણ પૂરજોસથી છવાઇ રહ્યું. એટલે સુધી કે જ્યારે કીશોરીલાલ છેવટે આઠ વાગે ઘેર આવ્યો ત્યારે ત્હેની પ્રેમાળ પત્ની ત્હેના પૂર સ્નેહથી ઓવારણાં લેવાને અશક્ત નીવડી." કઇ આટલું બધું મોડું? થયું " કીશોરીલાલની ટોપી અને કોટ ખીંટી ઉપર ભરવતાં સુમનગૌરીએ પૂછ્યું. "શું કહું કઇ મ્હારા હાથની વાત હતી? ઓફીસના કામમાંથીજ હું સાડા ૭ વાગે પરવાર્યો અને ઘેર આવવાનો વિચાર કરતો હતો, એટલામાં મ્હારા મિત્ર જેની મારફત મ્હને આ ઓફીસમાં નોકરી મળી છે, તે મ્હને ફરવા ખેંચી ગયા." બિચારી સુમનગૌરી આ સાંભળી નિરુત્તર અને નિરાશ થઇ કારણ કે આ સંયોગથી સાંજે ફરવા જવાના ત્હેના બધા મનોરથો ઉપર પાણી ફરી વળ્યું. મુંબાઇ સ્વતંત્રતાની સૃષ્ટિ છે. એને વિષે ત્હેને મજબુત શંકા થવા લાગી અને આવા ઘણા અણધાર્યા પ્રસંગો પોતાની સ્વપ્નદૃષ્ટિમાં અડચણ કરશે એવી ત્હેને બ્હીક લાગી.

કીશોરીલાલ જમ્યા પછી કોરામાં ઉભો હતો. ત્યારે ત્હેનો પાડોશી એક આડેધ વયનો સરકારી અમલદાર પોતાના બાલકને પાસે રમાડતો હતો. શરૂઆતમાં એક બીજાનું ઓળખાણ કોઇ પણ રીતે શોધવાના વ્યર્થ પ્રયત્ન કર્યા પછી તેઓ સ્હેજ વાતે વળગ્યા અને છેવટે કીશોરીલાલ તે ગૃહસ્થની ઓરડીમાં જઇ વકીલાતના ધંધા વિષે ગંભીર ચર્ચામાં ઉતરી પડયો. ઘડીયાળના કાંટા ઉપર પહેલાં તો ત્હેની નજર રહેતી પણ વાતનો રસ જામ્યા પછી તો ઘડીઆળનો કાંટો સાડા દશ ઉપર ગયો ત્યારેજ તે તરફ ત્હેની આંખ ગઇ. આ બધો વખત સુમનગૌરી એકલી બેસી રહી ન હતી. કારણ કે બપોરે એક યુવતી સાથે ત્હેને જરા ઓળખાણ થયું હતું તે ત્હેની ઓરડીમાં મુંબાઇની કેટલીક મુશ્કેલીઓ વર્ણવતી બેઠી હતી. તે સાડાનવ વાગે ગઇ એટલે કીશોરી લાલને નકામી માથાકુટમાં રોકવા માટે જોડેના ગૃહસ્થને દોષ દેતી અને વખતે વખતે ઝોકાં ખાતી સુમનગૌરી પથારી પાસે બેઠી. બારણાના અવાજે છેવટે પૂરેપૂરી સચેત કરી અને ફરીથી કીશોરીલાલને મોડી આવવે ગ્હેરે પોતાના વિલંબનું કારણ સમજાવવાની

ફરજ પડી. હેનું મન આથી તદન ખાટું થઈ ગયું કારણ કે હેને લાગ્યું કે આ પ્રસંગ પણ હમેશ બને એવો હતો અને આળપંપાળ વધતાં તે ઘટવાને બદલે વધવાનો સંભવ હતો. સાંજની બધી આશાઓ મુલતવી રાખ્યા પછી આમ પોતાના રાત્રિના રાજ્ય ઉપર પણ હુમલો થયો તેથી હેના પ્રેમાળ અન્તઃકરણને ઘણો કારી ઘા લાગ્યો. અને તે, સ્હવાર સુધીમાં રૂઝાયો હશે કે નહિ તે કહી શકાતું નથી.

સુમનગૌરી આમ આશા ભંગ થઇ, અને ભવિષ્યને માટે ઘણી ચિંતાઓ કરવા લાગી. કીશોરીલાલ એક પાસથી સુમનગૌરીને ખરા દીલથી ચ્હાતો હતો, તેમ બીજી પાસથી હેનો સ્વભાવ ઘણો માયાળુ અને મળતાવડો હતો. પરિણામે વખત જતાં હેના સાંજના અને રાતના વખત ઉપર દબાણ ઘટવાને બદલે વધવા લાગ્યું. એટલે સુધી કે કોઇ વાર રવિવારને દિવસે બપોરના બારથી રાતના નવ સુધી હેની સાથે એક શબ્દ પણ બોલવાની તક સુમનગૌરીને ન મળે! આથી હેની કોડીલી પત્નીને ઘણું ઓછું આવતું. એ વાત હેણે સમજવા માંડી પણ સુમનગૌરીની સેવામાં વધારે હાજર રહેવાના શરમાળ કીશોરીલાલના ઘણા પ્રયત્નો હેના મશ્કરીખોર મિત્રો શોધી હેને બનાવતા. સુમનગૌરી સમજતી કે પતિ હેને દેવી સમાન ગણે છે. પણ આથી દિવસે દિવસે હેના અંતરમાં ઉંડી ઉતરતી નિરાશા ઘટી નહિ. સ્ત્રી સ્વભાવને ઇર્ષ્યાની લાગણી ઘણી સુલભ હોય છે એટલે વિયોગની કોઇ કઠિન ક્ષણોમાં નિરાશાની સાથે અણુસમજાયેલી અસ્ફુટ ઇર્ષ્યાની લાગણી પણ ભળતી. થોડા વખતમાં પત્નીની અને હેને લીધે પતિની લાગણીઓ આ સંબંધમાં એટલી ગંભીર થઇ ગઇ કે બન્નેએ તે વિષે સંપૂર્ણ મૌન ધરવા માંડ્યું; અને જો એક બનાવે આ મૌનનું ખંડન કર્યું ન હોત તો હેમનું દંપતિજીવન કેટલું અંધેરું નીવડત એ ભાગ્યેજ કહી શકાય.

એક દિવસ રાત્રે આઠ વાગે સુમનગૌરી કીશોરીલાલની વાટ જોતી બેઠી હતી. તે વખતે શુક્લપક્ષનો ચંદ્ર ગગન મંડળમાં તારલીયો સાથે રાસ રમતો હતો. આ સુન્દર દેખાવથી હેનું રસિક હૃદય રસ હીલોળે ચ્હડયું અને જેમ જેમ કીશોરીલાલને વધારે વાર થતી ગઇ તેમ હેને પોતાના મનોરથો વધારે ને વધારે દૂર દીસવા લાગ્યા અને તીવ્ર શોકનાં આંસુ ગાલ ઉપર થઇ હેના ખોળામાં સરવા લાગ્યાં. લાગણીના જોરે વિચારમાળાને સ્થાન આપ્યું ત્યારે હેના જેવી અતિસ્નેહાળ સ્ત્રીને વધારે ને વધારે દારૂણ લાગે એવા પ્રશ્નો હેના મર્મજને દંભવા લાગ્યા. "એ મ્હને ચ્હાય છે ખરા?" એ વિચારમાં તરતજ બીજો ભળ્યો કે "બીજા કોઇની સોબત કે રમત મ્હારા કરતાં વધારે ગમતું હશે?"—ફરી ફરીને પોતાના સ્નેહજીવનના વ્હાલામાં વ્હાલા પ્રસંગોને હેણે ઝીણવટથી—શંકાની નજરથી તપાસ્યા. આમ શંકાની ત્રાસજનક સ્થિતિમાં જ્હેનું મન હીંડોળા ખાતું હતું તે વખતે શુમારે સાડાનવ વાગે કીશોરીલાલ ઓરડીમાં દાખલ થયો. એક પળમાં તે પોતાની પત્નીની સ્થિતિ સમજી ગયો. ખાસ કરીને એટલા માટે કે હેણે મોડું આવવાનું કારણ પૂછ્યું નહિ, આથી દયાભર્યું ચ્હેરે તે પોતે જ બોલ્યો કે "સુમન, હું ઘણો જ દિલગીર છું કે આટલું મોડું થઇ ગયું—ચાંદની છે એટલે ચોપાટી ઉપર બેસવાની મ્હારી નામરજી હતી છતાં મિત્રોએ મ્હને રોકી રાખ્યો હતો." આ ખુલાસો સાંભળ્યા પછી સુમનગૌરી થોડા ભાંગ્યાતુટ્યા શબ્દો સિવાય વધારે ન બોલી, તેથી વાત વધારે લંબાવવાની કીશોરીલાલની પણ હીંમત ન ચાલી. પરિણામે એ થયું કે બીજે દિવસે બાઇઓની સાથે રાત્રે હોડીમાં બેસીને ફરવા જવાનું નક્કી થયું હતું તે કહેવાનું રહી ગયું.

સ્હવારે જ્યારે ઘેરથી નીકળ્યો, ત્યારે પણ, સુમનગૌરીના દેખાવે રાતની "પાર્ટી"નું વિસ્મરણ કરાવ્યું. છેવટ ત્હેણે સાંજે નોકર સાથે ચીઠ્ઠી મોકલી જણાવ્યું કે હું મિત્રો સાથે ન્હીયા ઉપર "ક્લબ"ની મીજબાનીમાં જવાનો છું અને પછી હોડીમાં સહેલ કરી રાત્રે બારેક વાગે ઘેર આવવાનો છું. પહેલા દિવસનો ઘા તાજો જ હતો, તે વખતે આ અણધારેલો ફટકો સુમનગૌરીને અસહ્ય નીવડ્યો. થોડીવાર સુધી તો દુઃખ અને શોકથી તે સ્તબ્ધ જ બની રહી. લાગણીનાં ઘોર વાદળાં હૃદયમાં ગર્જે છે અને છતાં, જ્યારે અશ્રુધારાની વર્ષા થતી નથી ત્યારે ધુંધવાઇ રહેલું હૃદય દુઃખની જે પરાકાષ્ઠા ભોગવે છે તે આજે પહેલીવાર સુમનગૌરીએ સહન કર્યું. છેવટે વાચા ફાટ્યું અને ત્હેણે થોડીવાર સુધી અતીશય રુદન કર્યું—ત્હેનાથી દુઃખમાં ભળેલી લાગણી પણ ભાગી. એટલામાં ઉંઘ તેની મદદે આવી. આ ટુંકી અશાન્ત ઉંઘમાંથી તે જાગી એટલે મગજનું તોફાન પૂરજોસમાં શરૂ થયું. જે બાબતો અત્યાર સુધી શંકાભરેલી લાગતી હતી તે આજે ચોક્કસ લાગી. "એ મ્હને નથી ચ્હાતા—કોઇ બીજીને જ ચ્હાય છે?" એ ભયંકર વિચાર ત્હેના નબળા મગજને ઝેરી ડંખ દેવા લાગ્યો. તરત જ બીજો સંકલ્પ જાગ્યો કે "હવે લગ્નની બેડીમાંથી પતિને છોડી પોતે કેમ છુટવું?" અત્યારે ત્હેના વિચારો એ ભાગ્યેજ વિચારો હતા. તે તુટક સંકલ્પો, તરંગો, લાગણી હતા. આ બધા બોજાથી ત્હેનું મન ધીમે ધીમે થાકવા લાગ્યું પણ ત્હેનો જુસ્સો પૂરેપૂરો શમ્યો ન હતો. એટલામાં મધ્ય રાત્રિની ઘોર શાન્તિમાં કીશોરીલાલના પગલાંનો અવાજ સંભળાયો. એકદમ ત્હેની લાગણીઓનો પ્રવાહ પહેલાના કરતાં પણ વધારે જોરથી વહેવા લાગ્યો અને તે ઓરડામાં દાખલ થયો. એટલામાં તો અસહાય અબળાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. કીશોરીલાલનું પોતાનું હૃદય પત્ની તરફ પોતાના ક્રૂર અન્યાયથી ચીરાતું હતું. તે વખતે સુમનગૌરીને આંસુ સારતી જોઇ પોતાની એકવાર ત્યજાયેલી વ્હાલસોઇ પત્નીનું દયાજનક ચિત્ર ત્હેના મન આગળ ખડું થયું. તે પણ સ્નેહથી ગળગળો થઇ ગયો, અને વ્હાલના અનિવાર ઉમળકાથી પોતાની વ્હાલીને વળગી પડ્યો. બન્નેયે આંસુ મેળવ્યાં. બન્નેએ એક બીજાના આંસુ ચુમ્યાં. પરો ઘણા દિવસથી બંધાયેલા જુદાઇના બંધ આજે તુટી ગયા હોય અને તેઓ સ્નેહના પૂરમાં એક બીજાને ન્હવડાવવા—સાથે ન્હાવા આતુર થઇ ગયાં હોય એમ એક અક્ષર પણ બોલ્યા સિવાય તેઓ એક બીજાને ફરીફરીને ભેટ્યા—ફરીફરીને ચુમ્યા.

સ્નેહની જે ગુહ્ય અસંખ્ય શબ્દોથી ઉકલવી અશક્ય હતી તે સ્નેહનાજ મંત્રે એક પળવારમાં ઉકેલી.

× × × ×

તે દિવસથી સુમનગૌરીનો સંતાપ ઓછો થતો ગયો અને તે મુંબાઇના જીવનની વધારે સારી કદર કરવા લાગી. પતિના લાંબા સહવાસને બદલે પોતે સમાગમની મોંઘી ઘડી ક્ષણોથી સંતોષ પામતાં તે શીખી. તેમજ મિત્રમંડળમાં સભા મેળાવડા કે બીજા સંમેલનોમાં પતિનાં દર્શન અને વચનોમાં તે અનહદ રસ લેવા લાગી. કીશોરીલાલ સોલીસીટર થયો ત્યાર પછી તે પોતાના ધંધાઓમાં તેમજ જાહેર પ્રવૃત્તિઓમાં વધારે મસ્ત થયો અને સુમનગૌરીએ પણ પોતાનો નવરાશનો વખત સખીમંડળોમાં અને સ્ત્રી સમાજોમાં ગાળવા લાગી છતાં ફરીથી ત્હેમના લગ્ન જીવનમાં પહેલાંના જેવી વિરસ રિક્તતા કરકી પણ નહિ.

# મ્હારૂં નામ નીરૂ શાથી ?

લેખક—શ્રી રા. હરિલાલ બાળકૃષ્ણ પરીખ.—અમદાવાદ

" If it be noble in our hearts to keep
One memory of our faults, and weigh them well,
And in their room plant virtues, never more
Can it be right and praiseful, with long fret
For past misdeeds to undermine the heart,
And lame the spring of action ."

Cyoethe.

કાર્તિક માસ શરૂ થયો હતો. ટાઢનું પ્રબલ્ય દિવસે દિવસે વધતું હતું. મનુષ્યો પોતાના દિવસના કર્તવ્યથી વ્હેલાં વ્હેલા પરવારી, વાળુ કર્યા પછી ઘોડીવારમાં, હૂંફ આપે એવી કામળીઓ અને ગોદડાં ઓઢી, પથારીમાં સુઈ જતાં હતાં.

મ્હને મ્હારા અભ્યાસના એકાદ પુસ્તકની જરૂર પડવાથી એક રાત્રિએ મ્હારા મિત્રને ત્યાં તે લેવાને હું ગયો. તે સમયે આશરે સાડા આઠ વાગ્યા હશે. હું તેના કુટુંબથી પરીચિત હતો, તેમનાં જીવનમાં મ્હને રસ પડતો, તેમના સુખદુઃખમાં ભાગ લેવાની મ્હને ઇચ્છા થતી, અને તેમને દરેક રીતે ઉપયોગી થવાનો પ્રયત્ન હું કરતો. તેઓ પણ મ્હારા તરફ મમતા રાખતા

સઘળું કુટુંબ હું ગયો તે વખતે ઘર વચ્ચેના ચોકમાં એક મ્હોટી સગડીની આસપાસ વીંટળાઇને વાતો કરતું અને તાપતું બેઠું હતું. મ્હને જોઇને મ્હારા મિત્રે મ્હને બોલાવ્યો, અને હું તેની પાસે જઇને બેઠો. મ્હારા મિત્રના ન્હાના ભાઇઓ, દાયકા છોકરાઓ અને ઉખાણા કહેવામાં મશગુલ હતા. તેઓએ મ્હારા તરફ બહુ ધ્યાન આપ્યું નહિ. તે અને તેનો પિતા યુરોપમાં ચાલતી મ્હોટી લડાઇ સંબંધી વાત કરતા હતા, અને તેની માતા અને ન્હાની બ્હેન કંઇક ભય અને આશ્ચર્યભરી દૃષ્ટિએ આ વાતમાં રસ લેતા હતાં,—એમ મ્હને ઘરમાં દાખલ થતાં જણાયું. મ્હારા જવાથી તેમની આ વાત અટકી, અને શાન્તી પ્રસરી. મ્હેં મ્હારા મિત્રને મ્હારા આવવાનું પ્રયોજન જણાવ્યું, અને પછી શાન્તીનો ભંગ કરતાં મ્હેં કહ્યું, " કેમ ડૉક્ટર કાકા, તમારી વાત ચલાવોને. 'જર્મનો' અને 'વૉરસો' સંબંધી તમે શું કહેતા હતા ?"

ડૉક્ટર કાકાએ જવાબ આપ્યો, " ના, ના, એ તો રમણને હું આજનો લડાઇના સમાચાર પુછતો હતો. જર્મનોએ 'વૉરસો' લીધું, અને હજુએ તેઓ પૂર્વ તરફ આગળ વધે છે, અને રશીઆનો 'Orderly retreat' ('નિયમથી ગોઠવાઇને પાછા હઠવું તે ) ચાલુ છે, વગેરે સંબંધી અમે વાતો કરતા હતા." વળી તેમણે વધારામાં કહ્યું, " આજકાલ દવાખાનાનું કામ એટલું બધું વધી ગયું છે, અને patients ( દરદીઓ ) એટલાં બધાં આવે છે કે લડાઇના 'ન્યુસ' ( સમાચાર ) વાંચવાનો સમય પણ હવે મ્હને મળતો નથી, વળી પ્હેલાનો ઉત્સાહ પણ હવે મ્હારામાં રહ્યો નથી."

મ્હારા મિત્રે હસીને કહ્યું, "હા, સાચું! દુશ્મનો કંઇ કીલોમીટર પાછા હઠયા છે, અથવા અંગ્રેજોએ આગલી 'ટ્રેન્ચીસ' (ખાઇઓ) લીધી છે, અથવા ફલાણાભાઇનો આવો મત છે અને લડાઇનું આવું પરિણામ આવશે-વગેરે વાંચી વાંચીને તો હું હવે કંટાળી ગયો છું! પંદર વીસ દિવસે-અથવા મહિને અમુક બનાવ બન્યાની આપણને હકીકત મળે, અને તે પણ અધુરી, અને ગોળમાં, વીંટાળેલી! આવું વાંચવામાં હવે મ્હને કંઇ રસ પડતો નથી."

મ્હારે ઘેર જવાની ઉતાવળ ન્હોતી, અને મ્હને તે સમયે કંઇ વિચાર આવવાથી મ્હેં કહ્યું, "હા, એવું તો ખરૂં, 'Novelty is always charming' (નવીનતામાં દરેકને મજા પડે છે), પણ તેજ નવીનતા થોડા દિવસ પછી નીરસ લાગે છે, પણ હવે એ વાતને જવા દો ડૉક્ટર કાકા, તમે મ્હને તે દિવસે કહ્યું હતું કે ફુરસદને વખતે તું આ વાત મ્હને પૂછજે. જો અત્યારે તમને અડચણ ન હોય તો હું તે પૂછું."

તેમણે ઘણા ઉત્સાહથી હા કહી. મ્હેં ફરીથી મ્હારા મિત્ર (રમણ)ની બ્હેન નીરૂમતી તરફ જોઇને સ્મીત કરીને કહ્યું, "તમે બ્હેનનું નામ નીરૂમતી શાથી પાડયું તે હવે મ્હને કહો. મ્હને ઘણા દિવસથી આ હકીકત જાણવાની જીજ્ઞાસા હતી, અત્યારે અનુકુળ પ્રસંગ છે એ જોઇને આ વાત પૂછવાની મ્હને ઉત્કંઠા થઇ આવી, અને તેથી મ્હને હવે આ વાત કહો."

મ્હારી માગણી સાંભળીને પ્હેલા તો ડૉક્ટર કાકાને આશ્ચર્ય ઉત્પન્ન થયું, પછી તરતજ તેમને ભૂતકાળનો સમય યાદ આવ્યો હોય એમ મ્હને તેમની મુખમુદ્રાથી લાગ્યું, તેમની આંખો ચપળ બની અને તેજથી ઝળકવા લાગી, અને પછી અમારા સ્હામું જોઇને હસીને બોલ્યા, "હા, એ વાત હું તમને કહીશ; જુઓ, સાંભળો."

રમણના બે ત્રેથી ન્હાના ભાઇઓ રમતા રમતાં ઉંઘી ગયેલા હોવાથી, તેમને ઉપાડીને પથારીમાં સુવાડવાનું ડૉક્ટર કાકાએ નોકરને કહ્યું, પછી સગડીમાંના દેવતાને સતેજ કરી થોડીક મીનીટ વિચારમાં હોય તેમ બેસીને પછી અમારા સર્વ સ્હામી દ્રષ્ટિ ફેરવીને કહ્યું, "મ્હારી આસીસ્ટન્ટ સીવીલ સરજન તરીકે માલસીરાશ બદલી થવાથી મ્હારે ત્યાં જવાનું હતું. તું (રમણને ઉદ્દેશીને કહ્યું) તે વખતે ન્હાનો હતો અને અથડામણ બહુ હોવાથી ત્હારા દાદાએ કહ્યું કે એને સાથે લેઇ જવાનો નથી. બને તારી છોકરીને અને વહુને તારી ઇચ્છા હોય તો લેઇ જા. તે વખતે શાન્તીને (રમણની દેવલોક પામેલી બ્હેન, નીરૂમતીથી મ્હોટી બ્હેની) લગભગ બે વર્ષ થવા આવ્યા હશે. આ ભિચારી (રમણની માતાને ઉદ્દેશીને કહ્યું) તે વખતે તાવથી પીડાતી હતી, તેનામાં જરાયે શક્તિ ન્હોતી, અને તે હાડપીંજર જેવી લાગતી, અને શન્તી પણ માંદી ને માંદી રહેતી. આશારામ ઘાંચીની સાથે, આ બન્નેને લેઇને હું સ્ટેશનના ગાડીએ બેઠાં બેઠો. તે વખતે ચોમાસું શરૂ થયું હતું. સુખાય થોડે દૂર ગયા કે વરસાદ મુશળધાર આવવા લાગ્યો. તે વખતની ગાડીઓ પણ એવી હતી, કે ઉપરથી અમારા પર પાણી ટપકવા લાગ્યું. મ્હેં બન્નેને કામળા ઓઢાડયા, અને પછી શન્તીને ઉપાડીને તેમને હરકત ન થાય તેમ બચાવવા લાગ્યો. છેક બપોર સુધી આમ વરસાદ પડયો, અને પછી વાદળાં ચોખ્ખાં થઇ ગયાં, અને સૂર્ય પ્રકાશવા લાગ્યો. ટ્રેનમાંથી સૃષ્ટિસૌંદર્ય જોઇને અમારી અગવડ, અને દુ:ખ અને થોડા વખત વીસરી ગયા.

લગભગ સ્હાંજે પાંચ વાગ્યાના સુમારે માલસીરાશ જવાના સ્ટેશન ઉપર અમે સર્વે ઉતર્યાં. મ્હેં પ્હેલાથી ખબર આપેલી હોવાથી ગામનો મુખી સ્ટેશન ઉપર આવ્યો હતો, તેણે અમારો સામાન વેઢીઆ પાસે લેવડાવ્યો અને તે રાત્રિ પાસેની ધર્મશાળામાં ગાળવાનું અમને જણાવ્યું. તેણે કહ્યું કે માલસીરાશ જવા માટે તમારે નીરા નદી ઓળંગવી પડશે, ભરતીજ પડવા આવી છે, અને ચોમાસાનો સંભવ છે, માટે આ રાત્રિ તમે ધર્મશાળામાં ગાળો; તમારા માટે સર્વ પ્રકારની ગોઠવણ કરાવીશ, અને સીધુ મંગાવીને ખાવાની સોઇ પણ કરાવી આપીશું, અને પછી સ્હવારે તમે માલસીરાશ ખુશીથી જજો; અત્યારે કદાચ હોડીવાલો પણ નહિ હોય. પણ તે વખતે મ્હારામાં જુવાનીનો તોર હતો, મ્હારી ઇચ્છામાં જે આવે તે પ્રમાણે હું વર્તતો, સંસારનો પૂરેપૂરો અનુભવ મ્હેં ઓળખ્યો ન્હોતો, અને તેથી તેમનું કહેવું નહિ માનતાં, મ્હેં કહ્યું કે, નહિ મ્હારે તો અત્યારેજ ત્યાં જવું છે, હોડીવાલો ના હોય તો બોલાવી મગાવો; મ્હારે સ્હવારે "હપુટી" (નોકરી) ઉપર ચ્હડવાનું છે, અને તેથી મ્હારાથી આ રાત્રિ અહીં રહી શકાશે નહિ પેલે કિનારે મ્હેં ગાડીની ગોઠવણ કરાવી રાખી છે, અને તેથી માલસીરાશ જવામાં મ્હને અડચણ નડવાની નથી. મુખીએ અને બીજા નોકરોએ મ્હને ઘણુંયે સમજાવ્યો, પણ મ્હારૂં મન માન્યું નહિ. આખરે ના છૂટકે મ્હારો સામાન નદીને કિનારે તે લોકોએ લેવડાવ્યો. હોડીવાળો તે વખતે ત્યાં હાજર હતો તેણે પણ ઘણી આનાકાની કરી, અને કહ્યું કે ચોમાસાનો વખત છે, અને રાત્રિ પડવા આવેલી હોવાથી સ્હામે કિનારે જવું એ સહીસલામત નથી; તેમજ માલસીરાશ ગામ કીનારાથી ૭ સાત કોશ દૂર છે, અને કદાચ વરસાદ આવે તો તમને રસ્તામાં અડચણ પડે. મ્હારા અડગ નિશ્ચય વિરૂદ્ધ તેઓ કંઇ પણ કરી શક્યા નહિ. સામાન હોડીમાં મૂકાવીને અમે તેમા બેઠા. હોડીવાળાએ અમને કહ્યું કે તે નદીનું નામ નીરા હોતું, અને જ્યારે તેમાં પૂર આવતું ત્યારે તે એટલું બધું જોસબંધ આવતું કે જે વસ્તુ તેના સપાટામાં આવી જાય તે તણાઇ જતી, અને પ્રત્યેક વર્ષે બે ત્રણ માણસો તથા ઢોરનો તે ભોગ લેતી. હોડી થોડા વખતમાં સ્હામે કિનારે જઇ પહોંચી. ઇશ્વરકૃપાથી નદી ઓળંગતાં અમને કંઇ અડચણ નડી નહિ. કિનારે હોડીવાળાએ સામાન ઉતાર્યો, અને પછી ત્યાંથી તે પાછો ચાલી ગયો.

" અંધારૂ થવા આવ્યું હતું પણ હજુ સુધી ગોઠવણ કર્યા પ્રમાણે મ્હારા મિત્ર તરફથી ગાડી આવી ન્હોતી. અમે સર્વે જમીન ઉપર બેઠા, અને અડધો પોણો કલાક સુધી ગાડી આવવાની રાહ જોઇ. ગાડી આવવાના કંઇપણ ચિન્હ નહિ જણાયાથી મ્હેં બાલારામને કહ્યું કે તું માલસીરાશ તરફ જા, અને જો રસ્તામાં તને ગાડી મળે તો જલ્દીથી અહીં હાંકી લેવાવ; જો રસ્તામાં તે ન મળે તો તું ગામમાં જજે, અને ત્યાંથી ગાડી જોડાવીને ઝપાટા બંધ અહીં પાછો આવજે. અમે અહીં તારા પાછો આવવાની રાહ જોતાં બેસીશું." અમને એકલાં મૂકીને જવાની બાલારામે આનાકાની કરવા માંડી. રાત્રિને સમયે અંધારામાં એકાંત અને અજાણ્યા સ્થળે નહિ રહેવાનું મ્હને તેણે ઘણું કહ્યું, અને મ્હારી હઠ છોડવાનું મ્હને વણુંયે સમજાવ્યું, પણ તે ઉપર ધ્યાન નહિ આપતા મ્હેં તેને ધમકાવ્યો, 'તારે જવું છે કે નહિ ? તું મ્હારો મિત્ર છે કે નોકર છે ? મ્હારા હુકમ પ્રમાણે કર, અને ગાડી લઇને જલ્દીથી પાછો આવ.' તે બિચારો બબડાટ કરતો મને ત્યાંથી ગામ તરફ જવાના રસ્તે વળ્યો."

ડાક્ટર શાહ અહીં અટક્યા, અને વિસામો લેવા લાગ્યા. અમે સર્વે વાર્તા સાંભળવામાં એકચીત થઇ ગયાં હતાં. ચંદ્ર અમારા ઉપર તેનો તેજ રસ રેળતો હતો, અને તે પણ જાણે, આ વાર્તા સાંભળીને આનન્દીત થયો હોય તેમ પોતાનો હર્ષ પ્રકટ કરતો હતો. સર્વ સ્થળે શાન્તી હતી. પાસેના ઘરમાંથી કુતરાના ભસવાનો અવાજ આવ્યો. એક પછી એક મોળના સર્વે કુતરાં એકી સાથે અથવા થોડે થોડે અંતરે ભસવા અને રડવા લાગ્યા, અને ઘોઘાટ મચાવીને શાન્તીનો ભંગ કર્યો. આ કર્કશ અવાજો ધીમે ધીમે શમતા ગયા, અને ડાક્ટર શાહે પુનઃ બોલવાનું શરૂ કર્યું.

"હવે અમે ત્રણે એકલાં પડયાં. શાન્તી અને તારી બા કામળા ઓઢીને ઠુંઠીયું વાળીને ઠુઠવાતાં બેઠાં હતાં. ત્યાં વરસાદ તાજોજ વરસેલો હોવાથી જમીન ભીની હતી, અને ઠંડો પવન સુસવાટા મારતો ફુંકાતો હતો. આકાશ પણ વાદળાંથી છવાયેલું હતું, અને કદી કદી વીજળીઓ ચમકારા મારતી હતી. પૂર્વમાંથી જ્યારે વાદળાં ખસી જતાં, અથવા આછાં બનતાં ત્યારે ચંદ્ર ડોકીયું કરીને, આછો પ્રકાશ અમારા પર પાડતો હતો. મ્હને ચોર લુંટારાનો કે વાઘવરૂનો ભય ન્હોતો, પણ કદાચ નીરા નદીમાં પૂર આવે, અને અમારી તરફ પાણી ભરાય તો અમારી કેવી ભયંકર સ્થિતિ થાય તે વિચારથી મ્હને કંપારી આવી. કિનારાથી થોડે દૂર બેસવાનું મ્હને યોગ્ય લાગ્યાથી, મ્હેં તારી બાને શાન્તીને ઉચકવાનું કહ્યું, અને હું સઘળાં પોટલાંનો એક મ્હોટો ગાંસડો બનાવીને તેને ઉચકીને ચાલવા લાગ્યો. પણ થોડે દૂર અમે નહિં ગયા હોઇએ, એટલામાં તો હું તદન થાકી ગયો, અને મ્હેં ગાંસડાને નીચે ફેંકી દીધો. પછી, તેને લુગડું બાંધીને જમીન સાથે હું ઘસડવા લાગ્યો, પણ તેમ કરતાં મ્હને બહુ મુશ્કેલી લાગી, અને તેથી હદ કંટાળી જઇને, તેને નીચે નાંખી દીધો, અને તેના ઉપર હું બેઠો. તારી બા પણ થાકથી હાંફતી જણાઇ. તે બિચારી એટલી અશક્ત હતી કે ચાલી શકે નહિં તો પછી શાન્તીને ઉચકીને ચાલવાનું તો ક્યાંથી જ બને? હવે તો ઇશ્વર જે કરે તે ખરૂં, એમ વિચારીને અમે ત્રણે ત્યાંજ બેઠાં. મુખીનું કહેવું મ્હેં ન માન્યું એ માટે મ્હને દિલગીરી થવા લાગી.

"આકાશમાં વાદળાં ગાઢ થતાં મ્હને જણાયાં, અને વરસાદ પડશે એવો મ્હને ભય લાગ્યો. તારી બા અને શાન્તીને કામળા ઓઢાડીને બેસાડયાં અને હું રસ્તા તરફ કાન માંડીને ગાડી આવવાની રાહ જોતો બેઠો. અમારા મનમાં આ વખતે કેવા વિચાર આવતા હતા તેની ખ્યાલમાં કલ્પના કરવી પણ ભયંકર અને દુઃખકર્તા છે. થોડીવાર પછી વરસાદ ઝરમર આવવા લાગ્યો, અને અમારી મુશ્કેલી અને દુઃખમાં વધારો કરવા લાગ્યો. મ્હેં છત્રી ઉઘાડી, અને અમે ત્રણ છત્રી નીચે લપાઇને એક બીજાની હુંફ લેતાં બેઠાં. તારી બા અને શાન્તી તો ટાઢથી અને અશક્તિથી ધ્રુજતાં હતાં. મ્હારૂં હૃદય પીગળ્યું, મ્હને મ્હારી મુર્ખાઇ જણાઇ, અને મ્હને પશ્ચાતાપ થવા લાગ્યો. હવેથી કદી પણ વિચાર કર્યા સિવાય પગલું ભરવું નહિં, એવો મ્હેં નિશ્ચય કર્યો, આવી સ્થિતીમાં બધા થઇને અમે ચાર પાંચ કલાક ગુજાર્યા. આખરે ચારકોર લાગે ગાડીનો અવાજ દુરથી આવતો અમને સંભળાયો. અમારાં હૃદય હર્ષથી ધબકવા લાગ્યાં, હું સપાટ થયો, અને ઉઠીને ઉભો થયો, આત્મારામને લઇ ગાડી આવી પહોંચી. અને અમે સર્વે ગાડીમાં બેસીને બાલકીરામ જવા ઉપડયાં. આત્મારામના કહેવાથી મ્હને ખબર પડી કે મ્હારા મિત્રે કાગળનો અર્થ સમજવામાં

ભૂલ કરી હતી, અને તેથી તેણે ગાડી મોકલી ન્હોતી. બીજે દિવસે મ્હને આંબલીરામમાં ખબર મળી કે નીરા નદીમાં મ્હોટું પૂર આવ્યું છે, અને આગળ પાછળ પાણી ફરી વળ્યું છે.

" જીંદગીમાં કદી પણ નહિ ભુલાય એવો આ બનાવ અમારા મગજમાં તાજોજ હતો, એવામાં નીરૂનો જન્મ થયો; અને નીરા નદી ઉપરથી અમે તેનું નામ નીરૂમતી પાડયું. જ્યારે હું વિચારમાં હોઉં છું, અને તેનું નામ સંભાળું છું, ત્યારે મ્હને મ્હારી જીંદગીનો આ પ્રસંગ યાદ આવે છે. અને ઘડીભર તેના સ્મરણમાં ગરક થાઉં છું, અને હાલના મ્હારા જીવનમાં કેટલો ફેરફાર થયો છે તે વિચારીને અજાયબી પામું છું. દયાળુ પિતા જે કંઇ કરે છે તે સર્વ સારા માટેજ કરે છે, એમ મ્હને ત્યારથી લાગ્યું, અને ત્યારથી મ્હને તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. જો કદિ ભોળારામને આગ્રહ કરીને ગામ તરફ નહિ મોકલ્યો હોત, તો આખી રાત્રિ અમારે તે સ્થળે પડી રહેવું પડયું હોત, અને સવારે નદીમાં પૂર આવતાં અમારી શી સ્થિતિ થાત તેની કલ્પના કરવી પણ ભયંકર છે. ' Not ours but God's will be done, ' આપણી નહિં, પણ પ્રભુની ઇચ્છાઓ પ્રમાણેજ થવાનું છે. "

કોઇ વક્તા પોતાના ભાષણની, વાક્ચાતુર્યની, અને અભિનય કળાની પ્રેક્ષકો ઉપર શી અસર થઇ છે તે જોવા ઉત્કંઠાથી તીક્ષ્ણ દૃષ્ટિએ નીરખવાનો પ્રયત્ન કરે છે, તેવીજ રીતે પોતાની ભૂતકાળની કથાથી અમારા ઉપર શી અસર થઇ છે તે જોતા ડૉક્ટર દાસ પાસે પડેલી આરામ ખુરશી પર બેઠા. મ્હને અને કમળને તો આ કથા એક ન્હાનકડા 'Romance' ( નવલકથા ) જેવી લાગી, અને અમારા મુખ ઉપર સ્મીત અને આશ્ચર્યની ખુશી લાગણી છવાઇ. પોતાનું નીરૂમતી નામ પાડવાનું પ્રયોજન જાણીને તેનું હૃદય હર્ષથી છલકવા લાગ્યું, તેનાં નેત્રો પ્રકાશીત થયાં, અને અમારા સ્હામું જોઇને તે હસી પડી. તેની માતા તો શાન્તીથી વિચાર કરતી બેસી રહી હતી.

મ્હેં તેને કહ્યું, " નીરૂ બ્હેન, વાહ, તમારા નામનું મૂળ તો અજાયબ જ છે હોં! નીરા નદીનું ભાગ્ય અથવા કહો, કે તમારૂં ભાગ્ય કે આ બનાવ બન્યો, અને તમારૂં આ મધુરૂં નામ પડયું ! ખરેખર, નીરા નદીનાં દર્શન કરવા જરૂર તમારે જવું જોઇએ, અને તેનો ઉપકાર માનવો જોઇએ. "

ઘેર પાછા જવાનો સમય થઇ ગયો હોવાથી, મ્હારે જોઇતું પુસ્તક લઇ, ડૉક્ટર દાસને નમસ્કાર કરી, અને અમને આ વાર્તા કહી તેમનો આભાર માની, હું ત્યાંથી નીકળ્યો. મ્હને ત્યાં સુધી જવાનું કહેવામાં આવ્યું પણ ઘેર ફીકર કરે એમ કહીને તેમ કરવાની મ્હેં ના પાડી.

રસ્તામાં મ્હને એક પછી એક વિચાર આવવા લાગ્યા: પતિ સ્નેહ, જુવાનીનો તોર કર્તવ્ય બુદ્ધિ, સાહસ કામ, અડગ ધૈર્ય અને ધીરજ, પ્રભુની અગમ્ય લીલા, ડૉક્ટર દાસની તેની ઉપર શ્રદ્ધા વગેરે વગેરે વિચારો મ્હારા મગજમાં રમવા લાગ્યા, અને જુદા જુદા સ્વરૂપ ધારણ કરીને અવનવી લાગણીઓ ઉત્પન્ન કરવા લાગ્યાં. હું ઘેર પહોંચ્યો અને પથારીમાં સુઇ ગયો, પણ આ વિચારો મ્હારા મગજમાંથી કેમે ખસ્યા ખસે નહિં. નિદ્રાવશ થવાનો મ્હેં ઘણોએ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. આ સુંદર દૃષ્ટાંતથી મ્હારા મગજમાં સચોટ રીતે ઠસી ગયું કે, " પ્રભુ કરે તે સૌ સારાને માટે."

# ગૃહધર્મ.

## " ધર્મના તહેવારોમાં ધર્મ કરવું જોઈએ કે– કરમ બાંધવું જોઈએ ? "

લેખકઃ—રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર.—ચોરવાડ.

દીવાસાના દિવસે બપોરના બે વાગે પેતાની હાથણી 'ખડખડાવતી લલીતા આવીને કહેવા લાગી કે પુતળી બ્હેન, કેટલીવાર ? ચાલો, જલ્દી કરો. જશોદાને ઘેર દાવ મંડાઇ ગયો છે. અને ત્યાં પરભા, ચંદન, જેકી વગેરે આવી ગયાં છે."

એ સાંભળીને પુતળી બ્હેને કહ્યું કે " હું તો જુગાર રમવા નહિ આવું. સપરમે દહાડે જુગાર રમવા એ તે ક્યાંની રીત ? ધર્મના દિવસે ધર્મ કરવુ જોઇએ કે કર્મ બાંધવું જોઇએ ?"

લલીતા જરા છણકો કરીને બોલી, " એમાં વળી કરમ શેનુ ? બે ઘડી રમીએ અને આનંદ ભોગવીએ, એમાં કરમ બંધાઇ ગયું ? શુ કાંઇ એ નવી રમત છે ? સેકડો વરસો થયાં ચાલી આવે છે. ત્યારે શુ આપણા બાપદાદાઓ મુર્ખ હશે કે જન્માષ્ટમીમાં જુગાર રમતા હશે.

લલીતાની આ વાત સાંભળીને બાજુના ઘરમાંથી સાકર બાઇ ત્યાં આવ્યાં ને કહેવા લાગ્યા કે " લલીતાની વાત ખરી છે. સપરમે દહાડે બે ઘડી રમીએ ને પાવલી અડધો હારીએ કે જીતીએ, તેમાં શું થઇ ગયુ ? આજકાલની બાઇડીઓ તો હઇ ઉઠી છે, ને તેમા બે અક્ષર શીખ્યા, એટલે તો જાણે થઇજ રહ્યું ' રમીએ નહિ ત્યારે શુ કરીએ ? રમત વિના દિવસ કેમ ખૂટે. વ્રતને દિવસે તો કાંઇ ઘરનાં કામ કાજ કરવાના હોય નહિ. ત્યારે પછી વખતે કેમ જાય ? પુતળી રમવા ન આવે તો શુ થઇ ગયુ ? ભલે તે ઘરે બેઠી રહે. એને બદલે હું મારી નણંદ મોતીને તેડતી આવીશ. "

સાકર બાઇની આ વાત સાંભળીને તેની પાડોશણ જમના બાઇએ કહ્યું કે " તું બહુ ઉતાવળી છે. તને રમવુ હોય તો રમજે. એમાં કોણ ના પાડે છે ? પણ પુતળી બાઇની વાત તો સાંભળ, પુતળી બાઇ કાંઇ બીજી સે ભાગુ બાઇડીઓની પેઠે ગમે તેવી વાતો કરે તેવાં નથી. પણ તે તો બહુજ વિચારી વિચારીને કામ કરનારા છે, ને તોળી તોળીને શબ્દો બોલનારા છે. "

લલીતાએ કહ્યું, " હા. એ વાત તો સાચી. પુતળી બાઇની વાતમા કાંઇ ખુબી હોયજ. ને એમાંથી કાંઇક નવું નવુ જાણવાનુ મળેજ, એમાં કાંઇ શક નથી. પણ રોઝીએ રમવાની ના પાડે, એ કેમ ચાલે ? બાઇ, આપણે તો રમવું જોશે. હું તો સાચું કહું, રમત પહેલી ને જ્ઞાનની વાત પછી.

આમ વાતો ચાલે છે એટલામાં ચાલીમાંથી ઘણી બાઇઓનુ ટોળું ત્યા ભેગું થઇ ગયુ, કારણ કે દીવાસાને લીધે સૌ બીઓને ફુરસદ હતી. તેમાંથી મોટાં, નાનાં, રૂપાળાં,

પૂર્ણ કરી હતી, અને તેથી તેણે ગાડી મોકલી નહોતી. બીજે દિવસે મ્હને માંડવીરાથી ખબર મળી કે નીરા નદીમાં મ્હોટું પૂર આવ્યું છે, અને આગળ પાછળ પાણી ફરી વળ્યું છે.

"જીંદગીમાં કદી પણ નહિ ભુલાય એવો આ બનાવ અમારા મગજમાં તાજોજ હતો, એવામાં નીરૂનો જન્મ થયો; અને નીરા નદી ઉપરથી અમે તેનું નામ નીરૂમતી પાડ્યું. જ્યારે હું વિચારમાં હોઉં છું, અને તેનું નામ સંભાળું છું, ત્યારે મ્હને મ્હારી જીંદગીનો આ પ્રસંગ યાદ આવે છે અને ઘડીભર તેના સ્મરણમાં ગરક થાઉં છું, અને હાલના મ્હારા જીવનમાં કેટલો ફેરફાર થયો છે તે વિચારીને અજાયબી પામું છું. દયાળુ પિતા જે કંઇ કરે છે તે સર્વ સારા માટેજ કરે છે, એમ મ્હને તે પછી લાગ્યું, અને ત્યારથી મ્હને તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. જો કદિ બાલાગામને આગ્રહ કરીને ગામ તરફ નહિ મોકલ્યો હોત, તો આખી રાત્રિ અમારે તે રથમાં પડી રહેવું પડ્યું હોત, અને સ્હવારે નદીમાં પૂર આવતાં અમારી શી સ્થિતિ થાત તેની કલ્પના કરતાં પણ ભયંકર છે. 'Not ours but God's will be done,' આપણી નહિં, પણ પ્રભુની ઇચ્છાઓ પ્રમાણેજ થવાનું છે."

કોઇ વક્તા પોતાના ભાષણની, વાક્ચાતુર્યની, અને અભિનય કળાની પ્રેક્ષકો ઉપર શી અસર થઇ છે તે જોવા ઉત્કંઠાથી તીક્ષ્ણ દૃષ્ટિએ નિરખવાનો પ્રયત્ન કરે છે, તેવીજ રીતે પોતાની ભૂતકાળની કથાથી અમારા ઉપર શી અસર થઇ છે તે જોતા ડૉક્ટર કાક પાસે પડેલી આરામ ખુરશી પર બેઠા. મ્હને અને રમણને તો આ કથા એક ન્હાનકડા 'Romance' (નવલકથા) જેવી લાગી, અને અમારા મુખ ઉપર સ્મીત અને આશ્ચર્યની ખુશી લાગણી છવાઇ. પોતાનું નીરૂમતી નામ પાડવાનું પ્રયોજન જાણીને તેનું હૃદય હર્ષથી છલકવા લાગ્યું, તેના નેત્રો પ્રકાશીત થયા, અને અમારા સ્હામું જોઇને તે હસી પડી. તેની માતા તો શાન્તીથી વિચાર કરતી બેસી રહી હતી.

મ્હેં તેને કહ્યું, "નીરૂ બ્હેન, વાહ, તમારા નામનું મૂળ તો અજાયબ જ છે હોં! નીરા નદીનું ભાગ્ય અથવા કહો, કે તમારૂં ભાગ્ય કે આ બનાવ બન્યો, અને તમારૂં આ મધુરૂં નામ પડ્યું! ખરેખર, નીરા નદીનાં દર્શન કરવા જરૂર તમારે જવું જોઇએ, અને તેનો ઉપકાર માનવો જોઇએ."

ઘેર પાછા જવાનો સમય થઇ ગયો હોવાથી, મ્હારે જોઇતું પુસ્તક લઇ, ડૉક્ટર કાકાને નમસ્કાર કરી, અને અમને આ વાર્તા કહી તેમનો આભાર માની, હું ત્યાંથી નીકળ્યો. મ્હને ત્યાં સુધી જવાનું કહેવામાં આવ્યું પણ ઘેર ફીકર કરે એમ કહીને તેમ કરવાની મ્હેં ના પાડી.

રસ્તામાં મ્હને એક પછી એક વિચારો આવવી લાગ્યા. પતિ સ્નેહ, જુનીતીનો તેર કર્તવ્ય બુદ્ધિ, સાહસ કામ, અડગ ધૈર્ય અને માર્ગ, પ્રભુની અગમ્ય લીલા, ડૉક્ટર કાકની તેની ઉપર શ્રદ્ધા વગેરે વગેરે વિચારો મ્હારા મગજમાં રમવા લાગ્યા, અને જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરીને અવનવી લાગણીઓ ઉત્પન્ન કરવા લાગ્યા. હું ઘેર પહોંચ્યો અને પથારીમાં સુઇ ગયો, પણ આ વિચારો મ્હારા મગજમાંથી કેમે કર્યા ખસે નહિ. નિદ્રાવશ થવાનો મ્હેં ઘણોયે પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. આ સુંદર દૃષ્ટાંતથી મ્હારા મગજમાં સચોટ રીતે ઠસી ગયું કે, "પ્રભુ કરે તે સૌ સારાને માટે."

એ પછી "નીમાએકાદશી" આવે છે, તેને દેવપોઢી અથવા શયની એકાદશી કહે છે. તેનો ભાવ એવો છે કે, એ દિવસે ભગવાન પોઢી જાય છે, એટલે કે સૂતી ભોગવે છે. તે એમ બતાવે છે કે ચોમાસામાં તમારે શાંત રહેવું જોઇએ, અમુક રીતે ગાડીનો ન કરવાં જોઇએ, અને એ પ્રમાણે બની શકે તે માટે, મહાપ્રભુ હરીજનો પણ ખાતના નિયમો લે છે, એ બધા નિયમો સંબંધી તમે થોડું ઘણું જાણો છો, એટલે સમજાવવું કરવાની જરૂર નથી. મતલબ કે નીમાએકાદશી એમ શીખવે છે કે અંકુશમાં રહેવું જોઇએ, અને ઇંદ્રિયોને વશ રાખતાં શીખવું જોઇએ. એમાં ક્યાંઇ "જુગાર" રમવાની ગંધ પણ આવતી નથી.

"અષાડમાં, કન્યાઓ" માટે જયાપાર્વતીનાં વ્રત આવે છે, તેને "મોળાકત" (ગૌરીવ્રત અથવા ગોરો) કહે છે. એ વ્રતમાં પણ મોળું ખાવાનું હોય છે, એક વખત ખાવાનું હોય છે, અમુક ગીજે જ ખાવાની હોય છે, અને પવિત્રતાથી રહેવાનું હોય છે, તથા કન્યાઓને સંયમ શીખવવાનું હોય છે, એમાં રોવા કુટવાનું કે જુગાર રમવાનું ક્યાં છે? તે કોઇ કહો તો ખરા?

"એ પછી ગુરુપૂર્ણિમા આવે છે. તેને વ્યાસપૂર્ણિમા પણ કહે છે. એ વિદ્વાનોનો સત્કાર કરવાનો ઉત્સવ છે, શ્રેષ્ઠ જનોને માન આપવાનો ઉત્સવ છે. અને ગરીબ કથાકારો, વક્તાઓ, લેખકો, તથા ધર્મગુરુઓને મદદ કરવાનો દિવસ છે. એમાં ક્યાંઇ જુગાર દેખાય છે?

"અષાડ મહિનામાં કોકીલા વ્રત આવે છે, તેને ગામડાંઓમાં "કોયલ ન્હાવું" કહે છે. એ વ્રતમાં એક એવો વાધો છે કે–કોયલને બોલતાં સાંભળ્યા પછી જ જમાય છે અને જો કોઇ દિવસ કોયલ બોલતી સંભળાય નહિ તો ઉપવાસ કરવો પડે છે, આ વ્રત સંયમ સાથે રસીકતા શીખવા માટે છે. અને અવાજની મધુરતા અને તેનો મહીમા સમજવા માટે છે. સંગીતની મહત્તા બતાવનારૂં ને સ્ત્રીઓની અંદર સંગીતનાં બીજ વાવનારૂં એ વ્રત છે એટલું જ નહિ, પણ તે એમ શીખવે છે કે પક્ષીઓના મધુર અવાજ સાંભળવા માટે પણ જ્યારે આટલી બધી કાળજી રખાય છે ને પક્ષીઓના અવાજ માટે પણ જ્યારે વ્રત યોજાય છે ને ઉત્સવો થાય છે, ત્યારે જો સ્ત્રીઓની વાણીમાં મીઠાશ આવે તો એથી જગતને કેટલું બધું કલ્યાણ થાય? અને એનો કેટલો બધો મહીમા હોય? તેનો જરા ખ્યાલ તો કરો, બ્હેનો, જરા આપણી વાણીનું મૂલ તો સમજો? અને મીઠી વાણીનો પ્રભાવ તો સમજો? આ બધા ભાવો હૃદયથી સમજવા માટે વ્રત છે કે જુગાર રમવા માટે વ્રત છે?"

આ સાંભળીને અજબ થઇને રાધા કાકીએ કહ્યું કે–હે પુતળી! તું તો ભારે કરે છે હો? આ બધું લાવે છે ક્યાંથી? આટલું બધું ડહાપણ છે, એ અમને ખબર નહિ, તું તો ભારે કરે છે ને અમને અચંબો કરાવે છે.

પુતળી બાઇએ કહ્યું, "ક્યાંથી આવે છે," એ વાતો પછી કરશું. હમણાં તો માત્ર બહુજ ટુંકમાં મોટી મોટી એક એક બોલે વાતો જ કહું છું. બાકી એ વાતોને જરા હૃદયથી, વિસ્તારથી, ને દાખલા દલીલો સાથે કહું તો એક એક વ્રતની વાત કરતાં એક એક દિવસ જોઇએ, અને તમને સહુને રમવાનું લગન લાગ્યું જાય છે. માટે બહુજ ટુંકમાં કહું છું.

"એ પછી અષાડમાં કુંજ અગીઆરશ આવે છે, ત્યારે ઠાકોરજીને કુંજમાં ઝુલાવે છે. એ પણ રસીકતાનો ને ખેતીવાડીની મહત્તાનો ઉત્સવ છે. પતિપત્નીએ સાથે બેસીને કુંજમાં ઝુલવાથી કેવી મજા પડે છે.તે અનુભવવા જેવી વાત છે, એમાં પ્રેમનું દર્શન થાય છે, લીલોતરીની જે ઝાડપાનની ખુબી સમજાય છે અને નિર્દોષપણે ભોગવિલાસ ભોગવવાની યુક્તિઓ જણાય છે. અને કુંજ ખેતીવાડીથી થાય છે, માટે કુંજના આનંદની સાથે ખેતી વાડીની મહતા પણ સમજાય છે રાધાજી પોતાને હાથે વાવેલા પોતાના માનીતાં ઝાડને પાણી પાતા હોય અને કૃષ્ણભગવાન પોતાના હાથમાં કોદાળી લઈને ક્યારા સુગમ્યા કરતા હોય. એ પછી રાધાજી ફુલ વીણતા, હોય અને શ્રી કૃષ્ણ કુંજ ગોઠવતા હોય એ પછી રાધા હાર ગુંથતી હોય, અને કૃષ્ણ તેમા મદદ કરતા હોય અને એ પછી રાધા પોતાના પતિ કૃષ્ણને હાર પહેરાવતા હોય અને કૃષ્ણ પોતાની પ્રિયા રાધાને હાર પહેરાવતા હેય, અને એ પછી તે બને જણા ઝાડોની વચમા ને ફળ ફુલની લતામાં હીંડોળા ખાટ,ઉપર ઝુલતા હોય એ દેખાવ કેવો સ્વર્ગીય છે ? એનો જરા ખ્યાલ તો કરો. શું કુંજના ઉત્સવમાંથી આ બધા બાબતોને આ બધા ચિત્રો નથી ઉત્પન્ન થતાં ? મને તો દરેક તહેવારોમા આવુ આવુ ઘણુંએ દેખાય છે એ બધી મોજ મુકીને બે આબરૂ થવુ પડે એવો જુગાર રમવાને કોણ જાય ? આ રસીકતામાં, આ આનંદમાં તમને કયે ઠેકાણે જુગાર દેખાય છે, એ મને કહો તો ખરા ? એટલે હુ પણ તમારી સાથે જુગાર રમવા આવુ "

ત્યારે લલીતાએ કહ્યું, પુતળી બ્હેન ! તમે તો ભારે કરો છો, તમે નસીબદાર છો કે આવી ઉંડી વાતો ભણ્યા છો અને અમે અભાગીયા છીએ કે આવી ખુબીઓ સમજાવી નથી તેમજ આવી રસીકતાને અને આવો આનંદ અમને કોઈ સમજાવતું પણ નથી ખરે ખર તમે કહેલી રાધાકૃષ્ણની કુંજલીલાની વાતો તો મારી નજર આગળ તરી રહી છે અને હવે તો હુ પણ એવો આનંદ અનુભવવાની તજવીજ કરીશ. કારણ કે મારે ત્યાં બગીચામા બધી જાતની સગવડો છે, પણ કુંજના આનંદ લેતા આવડે ક્યાથી ? એવી રસીકતા હજી આપણા લોકોમા ક્યા ખીલેલી છે ? એ જ્યારે વાડીમાં રહેવાનું કહે છે, ત્યારે હું કહું છુ કે ગામ મુકીને ગામ બહાર રહેવાનું તે કોને ગમે ? પણ તમારી આ કુંજલીલાની વાતો સાભળ્યા પછી મારા વિચારો બદલાય ગયા છે અને તમારી પેઠે હવે હું પણ જુગારને રમતને ધિક્કારૂં છુ."

એ સાભળીને જમના બોલી ઉઠી-"ઓહો ! લલીતા તો વહેલીએ ખરી, અને એ આપણી મંડળીમાંથી ગઇ !"

ત્યારે લલીતાએ કહ્યુ કે-જે ડહાપણવાળી હશે, જે રસીકતાવાળી હશે, જે પ્રેમધર્મ સમજવાવાળી હશે, જે પવિત્રતાને ચાહનારી હશે, અને જે સત્યધર્મની જીજ્ઞાસુ હશે, તે સૌને મારી પેઠે વટલવુ જ પડશે. એ તો જે ભાગ્યશાળી હોય તેને આવી રીતે વટલતા આવડે છે.

એ સાભળીને રાધા શાણીએ કહ્યુ કે-"લલીતા, શાબાસ, શાબાસ, તેં પણ ભારે કરી. વીહર કરીશમાં હું પણ તારી નાતમાં છુ. હો"

" રાધા શાણીની આ વાત સાંભળીને જમના બાઇએ કહ્યુ "હું પણ તમારા મતમાં છુ"

" એટલે જશોદાએ કહ્યુ, શાણી પછવાડે ભત્રીજી પણ તૈયાર છે ?"

એ સાંભળીને ઘણી બાઈઓ પુતળી બાઈના મનની વાત સમજી. એ પછી રાધા કાકીએ હીરા શેઠાણીને પૂછ્યું કે "તમે કેમ કાંઈ બોલતાં નથી? તમે કયા મતમાં છો!"

ત્યારે હીરા શેઠાણીએ કહ્યું કે "હું કાંઈ એમ ઘડીકમાં કોઈની વાત માની લઉં તેમ નથી. મારૂં કાળજું ઠેકાણે છે એવી તો ઘણીએ વાતો થયા કરે, એ સારુ કાંઈ બાપદાદાથી ચાલી આવતી રમત મૂકી દેવાય! અમે તો હજી રમવાની તરફેણમાં છીએ."

એ સાંભળીને લલીતાએ કહ્યું કે "તમારા ભાઈ શું છે કે હવે રમી શકો? પુતળી બાઈની છબીમાં એવું જાદુ છે કે હમણાં થોડીવારમાં તમોને ફેરવી નાખશે. હું પણ અરધા કલાક પહેલાં એમજ કહેતી હતી કે શા માટે ન રમીએ? વરસમાં પાંચ સાત દહાડા થોડા પૈસાથી રમીએ એમાં શું મોટું નુકસાન થઈ જાય; પણ હવે મને એમ લાગે છે કે એ રમત ઘણીજ ખરાબ છે અને તેમાં બહુજ પાપ છે."

હીરા શેઠાણીએ કહ્યું, "તમોને જેમ ખાત્રી થઈ, કે એ રમતમાં પાપ છે તેમ મને જ્યારે ખાતરી થઈ જશે કે એ રમતમાં પાપ છે, ત્યારે હું તુરતજ પાણી મૂકીશ પણ જ્યાં સુધી મને એવી ખાતરી થઈ નથી, ત્યાં સુધી તો તમે સૌ ના પાડો તોપણ હું રમીશ."

લલીતાએ કહ્યું "એ ખરોબર છે જે કરવું તે પોતાના અંતરની ખાત્રી થયા પછીજ કરવું, એ બહુજ સારી વાત છે; ખાતરી થયા વિના કોઈના કહેવાથી કે દેખાદેખીથી કરવું, એમાં કાંઈ માલ નથી. એ તો પોલમપોલ કહેવાય!"

ચાકર બાઈએ કહ્યું, "તમારામાં એવી ચોકખાઈ છે ત્યારે તો તમે અમારા કરતા પણ વધી જશો. અને જુગારની રમતનાં જરૂર કટ્ટા દુસ્મન થઈ પડશો અને તમારાં જેવાં મજબુત મનનાં ને ધનવાળાં શેઠાણી જો એ રમતની વિરૂદ્ધ થઈ જશો તો તો થોડા વરસોની અંદર એ રમત આપણા દેશમાંથી નાબુદ થાય એમાં કાંઈ શક નથી."

જમના બાઈએ કહ્યું "ખરેખર એમજ છે જો હીરા શેઠાણી રમત બંધ કરે તો સેંકડો જણીઓ રમતી અટકી જાય, કારણ કે શેઠાણીઓજ સૌને રમાડે છે તેઓનેજ રમવાની સૌથી વધારે સગવડ હોય છે, અને તેઓ પોતે પોતાના દાખલાથી બીજીઓને હેરાન કરે છે."

આ સાંભળીને મંદુ બાઈએ કહ્યું, "હીરા બાઈ, જુઓ તો ખરાં જમના બાઈ તો શેઠાણીઓનો વાંક કહાડે છે ને તમે કેમ કાંઈ બોલતાં નથી?"

ત્યારે હીરા શેઠાણીએ કહ્યું, "જમના બાઈની વાત સાચી છે, એટલે હું શું બોલું! શું કાંઈ ગરીબોના ઘરમાં દાવ મંડાય છે! જ્યાં જુઓ ત્યાં શેઠાણીઓના ઘરમાં દાવ મંડાય છે, અને એમાં આગેવાન પણ શેઠાણીઓજ હોય છે. કોઈ કોઈ બચે એ જુદી વાત છે. પણ વધુ ભાગે તો જુગારની રમતમાં શેઠાણીઓજ મુખ્ય હોય છે. ઘણાં વરસો થયાં વરસો વરસ હું મારે ઘેર રમતના દાવ મંડાવું છું, અને જે રમતાં ન આવતી હોય તેને પણ શીખવાડી આપીને રમવા તેડી લાવું છું એટલે પછી હું શું બોલું?"

રાધા કાકીએ કહ્યું, "હવે પુતળી બાઈની વાત સાંભળો એટલે એ બધું આજની આજ બંધ થશે. બાઈડીઓની વાતો તો પૂરેજ નહિ, પણ તહેવારોની બીજી જેવી ખુબીઓ તો હવે આવે છે માટે સૌ એક ધ્યાને સાંભળો, બોલાવો પુતળી બાઈ પણ?"

પૂજા શું કામની? પણ બ્હેનો, એમાં નાગપંચમીનો વાંક નથી, આપણને સાચી પૂજા કરતાં આવડતી નથી, એ આપણોજ વાંક છે. "જેવા દેવ તેવી પૂજા" થવી જોઈએ. પણ હાલમાં આપણે તો સૌની ધૂપ દીવાની ને હાથ જોડવાની એકજ જાતની પૂજા કરીએ છીએ, એટલે તેનાં ફળ પણ વેરાજ મળે છે. સાપની ખરી પૂજા તો જન્મેજય રાજાને આવડતી હતી પણ એ સાથે હાલમાં આપણને કામ નથી."

"એ પછી શ્રાવણ માસમાં વીરપસલીનું વ્રત આવે છે, એ વ્રત ભાઈ બ્હેનનું હેત વધારવા માટે છે, અને ભાઈને બ્હેન આશીર્વાદ દઈ શકે અને ભાઈ પોતાની બ્હેનોને યથાશક્તિ મદદ કરી શકે તે સારૂ એ વ્રત છે. હવે વિચાર કરો કે—એજ વ્રતને દિવસે જુગાર રમતે રમતે જે બ્હેનો ભાઈને આશીર્વાદ આપે તે આશીર્વાદનું બળ અને તે આશીર્વાદનું ફળ તે કેવુંક હોય? તેમજ જુગારમાં હારેલા ભાઈઓ તે બ્હેનને કેટલીક પૈસાની આપી શકે? હવે વિચાર કરો કે શું આ વ્રત જુગાર રમવા જેવું છે?" અને તેમ છતાં આપણે જોઈએ છીએ કે-એવા સ્નેહ વધારવાના દિવસે પણ સ્નેહ તૂટે તેવો જુગાર રમાય છે, અને તેમ છતાં આપણી બ્હેનોની આંખો ઉઘડતી નથી, આથી વધારે અજ્ઞાન તે બીજું કેવુંક હોય!

"એ પછી બળેવ આવે છે, તે દિવસે બ્રાહ્મણ, ક્ષત્રી, વગેરે જનોઈ બદલે છે, અને આખા વર્ષમાં જે પાપ થઈ ગયા હોય તેનું પ્રાયશ્ચિત કરે છે, અને નવેસરથી પવિત્ર જીંદગી શરૂ કરે છે, હીંદુઓની જીંદગીમાં એ દિવસ ઘણુંજ મહત્વનો છે, એવા પવિત્ર દિવસે જુગાર રમવો એ કેટલી અધમતા કહેવાય? એનો જરા ખ્યાલ તો કરો? જીંદગી સુધારવાના દિવસે જ જુગાર રમવો? પાપનો પસ્તાવો કર્યો હોય તેજ દિવસે જુગાર રમવો? અને ફરીથી પાપ ન કરવા ઠરાવ કર્યો હોય તે દિવસેજ જુગાર રમવો? એ તે ક્યાંની રીત! આપણા બાપ, ભાઈ, દીકરી, પતિ વગેરે નદી, સમુદ્ર, મંદીર, તીર્થ વગેરે પવિત્ર જગ્યામાં જઈને દેહશુદ્ધિ કરતા હોય, પ્રાયશ્ચિત કરતા હોય, પિતૃઓનું તર્પણ કરતા હોય અને દેવોને નમસ્કાર કરતા હોય તેજ દિવસે આપણે ઘેર બેઠા બેઠાં જુગાર રમતાં હોઈએ, એ પ્રાયશ્ચિતનું ને એ તર્પણનું ફળ તે તેઓને ને આપણને કેવુંક મળે? તેનો જરા વિચાર તો કરો? ઈશ્વરની કૃપાથી હવે તો આપણી આંખો ઉઘડેલી છે, અને આ બધી બાબતો થોડી ઘણી સમજી શકીએ છીએ. અને તેમ છતાં જે ચાલ્યું આવે છે તેમ ચાલવા દઈએ છીએ. ને દીવો લઈને કુવામાં પડીએ છીએ, એજ આપણી નબળાઈ છે, અને એજ આપણી ખરાબીનું મૂળ છે. માટે બ્હેનો, હવે આપણે ચેતવું જોઈએ. આ બધી બાબતો ન જાણતી હોય તે અજ્ઞાન બાઈઓ જુગાર રમે એ જુદી જુદી વાત છે. તે આ બધું સમજતાં છતાં આપણે રમીએ એ જુદી વાત છે. કેમ હીરા બાઈ! કાંઈ ધ્યાનમાં ઉતરે છે કે?"

હીરા બાઈએ કહ્યું, "ધ્યાનમાં તો ઘણુંએ ઉતરે છે. પણ જુની ટેવો મૂકાતી નથી એ મુશ્કેલી છે, હમણાં એમ મન થાય છે કે—જુગાર ન રમવાનું પાણી મૂકી દઉં, વળી એમ લાગી જાય છે કે રમવાનું મન થઈ જશે ને વચન પાળી નહિ શકું તો ઉલટી મશ્કરી થશે તેથી ડરૂં છું.

આ સાંભળીને ખુશી થઈને સવીતાએ કહ્યું, "જુઓ" હીરા શેઠાણી પણ આરધા ફર્યા છે, અને હવે થોડી વારમાં આપણી નાતમાં તેઓ આવવાની છે! બ્હેનો! જ્ઞાનનું બળ તો જુઓ? જ્ઞાન પત્થરને પણ પીગળાવી નાંખે છે. માટે આપણી બ્હેનોમાંથી કુરીતિ કાઢવાના

સારૂ તેઓમા જ્ઞાન ફેલાવવુ જોઇએ. ધન્ય છે, પુતળી બાઇ, તમને ધન્ય છે. હીરા શેઠાણી જેવીને પણ તમે ફેરવ્યાં છે, તે એમ સમજતાં કે હું કોઇથી ડરીશ નહિ, ને તમારી સુધરેલીઓની એકે વાતો માનીશ નહિ. તેને તમે ફેરવ્યા છે, એ ભારે કરી છે. હજી જરા ચલાવે રાખો અને લાગ જોઇને કળ દાબો એટલે એ મ્હેણાથી નહિં ઉઘડે તેવુ અટપટું તાળુ પણ હમણાજ ઉઘડી જશે."

જમના બાઇએ કહ્યું, "ખરેખર મ્હેણાથી ન ઉઘડે તેવાં અટપટા તાળા જેવુંજ હીરા બાઇનું હૃદય છે, પણ પુતળી બાઇ પાસે એવી કુંચી છે કે એ તાળું ઉઘડ્યા વિના રહેવાનું જ નથી."

એ સાંભળીને રાધા કાકીએ કહ્યું કે, "એ બધી વાતો તો પછી કરીશું. હમણાં તો રમ આવ્યો જાય છે માટે પુતળી બાઇનીજ વાતો સાંભળો હાં. ચલાવો પુતળી બાઇ! પછી..

પુતળી બાઇએ કહ્યું, "શ્રાવણી પુનમનો તહેવાર જેમ જનોઇ બદલવા માટે જાણીતો છે. તેમજ "નાળિએરી પુનમ" તરીકે પણ તે જાણીતો છે. કારણ કે તે દિવસે સમુદ્ર કિનારાના ઘણાં શહેરોમાં સમુદ્રની પૂજા કરવાનો રિવાજ છે, પણ એ પૂજામાં પણ ગોટાળા થાય છે કારણ કે "જેવા દેવ તેવી પૂજા" કરતાં આપણા લોકોને આવડતી નથી. સમુદ્રની ખરી પૂજા તો વિષ્ણુ ભગવાનને આવડી હતી, કે જેણે સમુદ્રનું મથન કરીને તેમાંથી ચૌદ જાતનાં રત્નો કહાડી લીધાં હતાં એનું નામ ખરી પૂજા કારણ કે લક્ષ્મી મેળવવા માટે પૂજા હોય છે. અને હાલમાં સમુદ્રની થોડી ઘણી પૂજા કરતા યુરોપીઅનોને આવડે છે, એટલે કે તેઓને સમુદ્ર ખેડતાં આવડે છે, ને તેમાંથી લક્ષ્મી મેળવતાં આવડે છે. એવી પૂજા કરવાને બદલે સમુદ્ર પાસે ધુપ, દીવો કરવો ને સમુદ્રમાં ફુલ ને નાળિએર નાંખવું, એટલી પૂજામાંજ આપણે રહી ગયેલા છીએ. તેથી આપણને સમુદ્ર પૂજનનું ખરૂં ફળ મળતું નથી, કારણ કે આપણે જ્યારે સમુદ્રને નાળિએર કે સોપારી આપીએ છીએ ત્યારે યુરોપીઅનો સમુદ્રને મોટી આગબોટો, ક્રુઝરો, સબમરીનો અને મનવારો અર્પણ કરે છે. હવે આપણા નાળિએરની સાથે યુરોપીઅનોની મનવારોની સરખામણી કરો, એટલે ખબર પડશે કે તેઓ આપણા કરતાં કેટલી બધી કિમતી ને કેવી મ્હોટી બોટો સમુદ્રને ધરે છે? એટલે એ મોટી બોટોના પ્રમાણમાં તેઓને મોટાં ફળો મળે, તેમાં કાંઇ નવાઇ નથી, કારણ કે "જેવું અર્પણ તેવો બદલો" થોડું અર્પણ કર્યું હોય તો થોડું મળે અને ઘણું અર્પણ કર્યું હોય તો ઘણું મળે.

બ્હેનો! સમુદ્ર પૂજનના ઉત્સવમાંથી બીજી આ વાત પણ સમજવાની છે કે, સમુદ્ર પૂજન સૌને માટે છે. તેમજ દરેક માણસે મુસાફરી કરવી જોઇએ, ને સમુદ્રને ખેડવો જોઇએ. હવે મને કહો કે આપણામાં કયાંઇ પરદેશ ન જવાનો ભાવ આવે છે? પરદેશ ખેડવા માટેજ સમુદ્ર પૂજનનો તહેવાર છે. અને તેમ છતાં પરદેશ જાય તો નાત બહાર! આવુ અંધેર તે હવે આપણા જમાનામાં કેમ ચાલે! અને તેમ છતાં એવા અંધેરમાં પડયા રહીએ તો પછી ખરાબી થાયજ, એમાં કાંઇ નવાઇ છે?

"આપણા ઉત્સવ તહેવારોના આપણે ખરા અર્થ સમજતા નથી. ને સમજીએ તો પણ તે પ્રમાણે વર્તતા નથી. તેથીજ આપણે દુઃખી છીએ. માટે હવે આપણે આ બધા

વાતો સમજવી જોઇએ અને આપણા ધણી, દિકરા કે ભાઇઓ પરદેશ જતા હોય તેઓની મદદમાં રહેવું જોઇએ, અને બની શકે તેવી મુસાફરી આપણે પણ કરવી જોઇએ. બોલો આ સમુદ્રની સફરનાં તહેવારોમાં ક્યાંઇ જુગારની વાત છે? છતાં એ દિવસે જુગાર રમવો એ કોણપણ કર્યું ? એ દિવસ તો આપણાં જે સગાંવહાલાંઓ સમુદ્રની મુસાફરી કરી શકે તેવાં હોય તેઓને એ બાબતમાં ઉત્તેજન આપવું જોઇએ. અને જે સગાં વ્હાલાં મુસાફરી માટે સમુદ્રમાં હોય અગર સમુદ્રની પાર હોય તેઓની સલામતી માટે ને તેઓનું મંગળ થવા માટે પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ. કેમ, આ વાત કબુલ છે કે નહિ ? મારી ભૂલ થતી હોય તો મને સમજાવજો.

એ સાંભળીને રાધા શાહીએ કહ્યું કે—" તમે જે કહો છો તે બધું અમારે માટે તદન નવુંજ છે. છતાં પણ તે બધું સાવ સાચું લાગે છે, અને તુરતજ ગળે ઉતરી જાય છે. ખરેખર તમારામાં કોઇક જાદુ છે. તમારી સમજાવટ અજબ જેવી છે. જો આવી રીતે કોઇ બાયડીઓને સમજાવે તો તેઓ ન સમજે ને જાય કયાં ? મને તો એમ લાગે છે કે આપણી સ્ત્રીઓ સાવ આવી ભોળી છે, અને તેને જેમ વાળીએ તેમ વળી જાય તેવી છે. પણ તેઓને તેઓની રીત પ્રમાણે સમજાવનારાઓનીજ ખોટ છે. જો આવી રીતે સમજાવનારાં નીકળે તો ઘણું કામ થઇ જાય, પણ હવે એ બધી વાતો પછી, હમણાં તો તમે આપણાં વ્રતોની વાત કરો. તમારે મ્હોડે એ વાતો સાંભળતાં અમને બહુ ગમે છે, કેમ, ખરૂં કે લલીતા ? "

લલીતાએ કહ્યું. પુતળીબાઇ તે પુતળીબાઇ છે. એની તે શું વાત થાય ? એમની આ વાતોથી તો આજથી મારૂં જીવન સુધર્યું છે. "

જમના બાઇએ કહ્યું " તમારૂં એકલુંજ કે ' આ વાતો સાંભળવાથી તમારી પેઠે મારૂં પણ જીવન સુધર્યું છે, અને બીજી ઘણી બ્હેનોનું જીવન સુધર્યું છે એટલુંજ નહિ પણ આ વાત પૂરી થશે એટલે અહીં બેઠેલી ઘણી બ્હેનો ઉપર તેની ખાસ અસર થશે. માટે પુતળીબાઇ ! તમારી વાત આગળ ચલાવો ".

ત્યારે પુતળીબાઇએ કહ્યું કે, " નાળિએરી પુનમ પછી રક્ષાબંધનનો તહેવાર આવે છે, એ શુભસૂચક વ્રત છે. તે દિવસે આપણા સ્નેહીઓની રક્ષા થાય એવી ભાવના રાખવામાં આવે છે, ને એવી પ્રભુની પ્રાર્થના કરવામાં આવે છે. પણ બ્હેનો ! હવે વિચાર કરો કે કોની ભાવના અંતરના ઊંડાણની હોય ? પવિત્ર માણસોની કે પાપી માણસોની ? અને કોની પ્રાર્થના વહેલી સફળ થાય ? જુગારીઓની કે જુગાર નહિ રમનારાઓની ? એક તરફથી શુભેચ્છાનાં વ્રત પાળીએ અને હાથે રાખડી બંધાવીએ અને બીજી તરફથી જુગાર રમીએ ! એ રાખડી તે કેમ રક્ષા કરી શકે ! અને જે હાથે જે દિવસે બીજાઓને રાખડી બંધાય તેજ હાથે તેજ દિવસે થોડીવાર પહેલાં જુગાર રમાય ! એ જુગારીઓએ બાંધેલી રાખડી તે કેવીક રક્ષા કરી શકે ! શું આવી સાદી વાત સમજવાની શક્તિ પણ આપણી બ્હેનોમાં નથી ?

સાચી રક્ષા કરવી હોય તો રક્ષણના ઉપાયો શોધવા જોઇએ, અને તે ઉપાયો સૌને બતાવવા જોઇએ અને યાદ રાખજો કે આ કામ કાંઇ કોઇ અમુકજ માણસોનું નથી, પણ એ આપણું

શાધા કાઠીએ પૂછ્યું. "તમારી પાસે એ ઘણો વખત રહ્યા, ત્યારે તમે તેની પાસેથી એવી કઢી બનાવતાં કેમ ન શીખ્યાં?"

હીરા શેઠાણીએ કહ્યું: "એ શીખવા માટે મેં તથા મારી દેરાણીએ અને મારી નણંદે સૌએ ઘણી મહેનત કરી પણ કોણ જાણે શું છે, જે એના જેવી કઢી બનતીજ નથી. અમે એના કરતાં વધારે મસાલા નાંખીએ છીએ તો પણ એની કઢી જેવો સ્વાદ થતો નથી. અરે! બાઇ જો એમ આવડી જતું હોય તો બીજાનું જોઇએ શું છે? એવી ખરી ચીજો આવડવી એ તો માથાની ઓથી કોરની વાત છે.

લલીતાએ કહ્યું, "રસોઇની ખુબીની તો અનેક વાતો છે. એ બધી કહેવા બેસીએ તો આરો ન આવે. માટે ચલાવો, પુતળીબાઇ! તહેવારની ખુબીઓ ચલાવો."

ત્યારે પુતળીબાઇએ કહ્યું કે, "પછી શીતળાસાતમનું વ્રત આવે છે. એ વ્રતનો હેતુ એ છે કે-શીતળાનું પૂજન કરવું—એટલે કે શીતળાનો ભયંકર રોગ મટાડવાના ઉપાયો શોધવા, અને જેને એ રોગનો જેટલો અનુભવ હોય તે અનુભવની વાતો પોતાની બીજી બ્હેનોને કહેવી મતલબ કે-શીતળાના રોગમાં સાંતી મળી શકે અને શીતળાનો રોગ જગતમાથી ઓછો થાય, એવા બહારના તથા આધ્યાત્મિક ઉપાયો કરવા માટે શીતળાનું વ્રત પાળવામા આવે છે. પણ જેમ હાલના વખતમાં આપણી બ્હેનો બધા દેવોની જેમ એકજ રીતે પૂજા કરે છે, તેજ પ્રમાણે ફુલ પાને ને દુધ દીવાથી શીતળાદેવીની પણ પૂજા કરે છે, એટલુંજ નહિ પણ એ મંદવાડ મટાડવાના વ્રતને દિવસેજ ટાઢું ખાય અને ગાળું ખાય ને ઉલટાં વધારે માંદાં પડે છે. રાંધણછઠને દિવસે જે ઘણુંએક કહોળ ને ઘણી જાતનાં શાક બનાવ્યાં હોય, તે બધાં સાતમને દિવસે ખુબ ખાઇને ઉલટાં રોગને આમંત્રણ કરે છે આ વાત બહુ લંબાવીને કહેવાની જરૂર નથી. કારણકે તમને સૌને થોડો ઘણો અનુભવ હશે કે સાતમ પછી ઘણી સ્ત્રીઓના પેટમાં દુખે છે, કોઇનું માથું દુખે છે, અને કોઇને ઝાડા થાય છે. એ તો બહુજ જાણીતી વાત છે.

બ્હેનો, હવે જુઓ કે જે તહેવાર શીતળા જેવા ભયંકર રોગને શાંત રાખવા માટેનો છે, તેજ તહેવારના દિવસે વિના કારણ ઉલટું ઘણી જાતનો રોગ વધે તેમ કરવામાં આવે છે અને વળી તેનું નામ "વ્રત" કહેવાય છે! હવે વિચાર કરો કે આવાં તદ્દન ઉંધી રીતે કરવાતા વ્રતોથી ફાયદો ન થાય, તો એમાં કાંઇ નવાઇ જેવું છે? અને એવાં ખોટી રીતે કરાતા વ્રતોની સામે સુધારાવાળાઓ થાય તો એમાં કાંઇ તેઓનો વાંક છે?

"શીતળાના રોગ માટે આજે જેમ ડાકટરોની કોન્ફરંસ (સભા) ભરાય છે અને તેમા જુદા જુદા ડાકટરો શીતળાના રોગ ફેલાતો અટકાવવા માટે જુદી જુદી સૂચનાઓ કરે છે, પોતપોતાના અનુભવનું પ્રમાણ કહે છે, પોતાની અજમાવેલી દવાઓની વિગત તથા તેના પરિણામે દાખલાઓ જે પણ વખતમાં શીતળા માટે શુ ઉપાયો લેવાતા તે હકીકતો જાણે બીજી ઘણીએ જાણવા સંબંધી જે જે નવી શોધો થયેલી હોય તે બધી શોધો નથી, આજે આ ઠેકાણે તો આ જુદી જુદી જાતની, તથા જુદા જુદા ગામની રમતના રૂપમાં ન ઉડી જાય, તે તાની સભા ભરી શકે અને શીતળાના રોગની સોનબાને હીરા શેઠાણીએ કહ્યું કે જાણાવી શકે, તે સારૂ શીતળાસાતમનું વ્રત છે.

...રા માટે જેમ-ડાકટરોની કોન્ફરન્સ કે કોન્ગ્રેસ ભરાય છે ને

તેમાં પોતપોતાના અનુભવના નિબંધો વંચાય છે તથા ભાષણો અપાય છે તેમ અસલના વખતમાં આપણા દેશમાં શીતળાના મંદિરમાં ગામે ગામમાં વરસમાં એક વખત શીતળા સાતમને દિવસે સ્ત્રીઓની સભા થતી હતી, અને પોતાના બાળકોને શીતળાના રોગથી જે રીતે હાનિ થઈ હોય તે રીતો તથા તે ઉપાયો તેઓ કહી બતાવતી હતી અને તેનો લાભ બીજી હજારો બ્હેનોને મળતો હતો તેથી શીતળાનો રોગ શાંત રહેતો હતો. આમ કરવાને બદલે હવે શીતળાદેવીને નામે જે બેડોળ પત્થર માંડેલો હોય તે પત્થર ઉપર પાણી રેડી આવે છે ને નાળિયેર ફોડી આવે છે, અને ટાઢું ખાય છે. એટલે શીતળાનું વ્રત કર્યું કહેવાય એમ હવે બ્હેનો, વિચાર કરો કે પત્થર ઉપર પાણી રેડવાનું ફળ તે "પત્થર ઉપર પાણી!" ની કહેવતના જેવું જ હોય એમાં કાંઈ નવાઈ છે?

"શીતળાના વ્રતને દિવસે, રોગો અટકાવવાના દિવસે," જેવું તેવું—ગીતાજીમાં ના પાડેલું વાસી અન્ન ખાય ને ઉલટા રોગ વધારવામાં આવે છે. એટલું જ નહિ પણ શીતળાસાતમને દિવસે સ્ત્રીઓને રાંધવાનું કામ હોતું નથી એટલે તેઓ નવરી હોય છે, તેથી એ નવરાશનો વખત તેઓ જુગાર રમવામાં કાઢે છે. એટલે પરિણામ એ આવે છે કે પ્રથમ ટાઢું ખાય ને પોતાના શરીરની ખરાબી કરી અને પછી જુગારની રમત રમીને પોતાના મનની તથા ધનની ખરાબી કરે છે. હવે આવી સ્થિતિમાં શીતળાસાતમના વ્રતનો કેવો લાભ મળે,—એ સમજવું કાંઈ મુશ્કેલ છે? અને જેણે આવી રીતે સાતમ ગાળી હોય એટલે કે ટાઢું ખાઈને શરીરને સુસ્ત બનાવ્યું હોય, થોડુંક ધન પણ ગુમાવ્યું હોય. અને એ બન્ને બાબતોને લીધે મન પણ ચિંતાતુર હોય તેઓની આત્મા કેવી સુધરે? એનો વિચાર જરા તમે તમારા મનમાંજ કરી લેજો."

આ સાંભળીને જમનાબાઈએ કહ્યું કે "પુતળીબાઈ તમે કહો છો, એવાજ અમારા હાલ છે. પ્રભુ અમારી ઉપર દયા કરો."

ત્યારે પુતળીબાઈએ કહ્યું કે "જ્યારે આપણે ચેતી જઈએ ને પાપને તજી દઈએ ત્યારે—એજ વખતે પ્રભુ દયા કરવાને તૈયાર છે. બ્હેન! પ્રભુની દયા તો સર્વત્ર છવાઈ રહેલી છે, માત્ર એ દયાને સમજનાર ને મેળવનારની જ ખામી છે."

લક્ષ્મીબાઈએ કહ્યું, "તમારી કૃપાથી તો અમોને ખાતરીજ, એમાં કાંઈ શક નથી, કારણ કે આ વાતો સાંભળીએ છીએ, ત્યારથીજ અમને સૌને પ્રભુની દયાનાં કિરણો દેખાવા લાગ્યાં છે."

રાધાબાઈએ કહ્યું, "હવે જન્માષ્ટમીના ઉત્સવોની વાતો આવશે એટલે તેમાંથી પ્રભુની દયાનાં કિરણોને બદલે પ્રભુની દયાનો સૂર્ય દેખાશે. માટે સહુ બ્હેનો ધ્યાન દઈને સાંભળજો."

પુતળીબાઈએ કહ્યું કે "જન્માષ્ટમીના અતિ પવિત્ર વ્રત વિષે કહેતા પહેલાં શ્રાવણ અમાસના મહત્વ વિષે હું કહું છું.

શ્રાવણી અમાસ તે પિતૃઓનો દિવસ કહેવાય છે, ત્યારે પિતૃઓને પાણી અપાય છે અને પિતૃ નિમિત્તે દીવા બાળવામાં આવે છે. હવે વિચાર કરો કે પિતૃઓના દિવસોમાં, આપણા વડીલોના દિવસોમાં આપણા વડીલોની યાદગીરીના દિવસોમાં શુભ કામો કરવાને બદલે જુગાર રમવો એ શું વ્યાજબી છે? તેઓના આત્માને શાંતિ મળે તેવા ઉપાયો કરવાને બદલે તેજ દિવસે જુગાર રમવો, એ કેટલી બધી નિર્લજ્જતા કહેવાય? તેનો જરા ખ્યાલ તો કરો. પિતૃઓના શ્રાદ્ધના દિવસોમાં જુગાર રમીશું તો આપણા પિતૃઓ રાજી થશે? શ્રાદ્ધના દિવસોમાં જુગાર રમીશું તેથી શું આપણા પિતૃઓના આત્માને તૃપ્તિ મળશે! અને

પિતૃઓના શ્રાદ્ધના દિવસોમાં આપણે જુગાર રમીશું તેથી શું આપણા પિતૃઓનું કલ્યાણ થશે? મરનારા મરી ગયા તેની સાથે શું આપણી લાગણી પણ ગઈ! અને શું આપણે એટલાં બધાં નઠારાં થઈ ગયાં કે તેઓને શાંતિ આપવાને દિવસેજ તેઓને દુઃખ દે તેવી જુગારની રમત રમવા બેસીએ?—આતે કહેવાય શું? પોતાનાં છોકરાઓને જુગાર રમતાં જોઈને કોઈ પણ માબાપ રાજી થાય કે? નહિજ. ત્યારે આપણને જુગાર રમતાં જોઈને આપણા પિતૃઓ કેમ રાજી થાય? એ વખતે તેઓને કેટલું બધું દુઃખ થાય તેનો જરા ખ્યાલ તો કરો.

છેવટે પુતળીબાઈએ કહ્યું, કે-યોગેશ્વર શ્રી કૃષ્ણભગવાનના જન્મનો દિવસ એ પૃથ્વીના ધનભાગ્યનો દિવસ છે અને પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણના જન્મનો દિવસ એ, સ્વર્ગના દેવોનો પણ દુર્લભ દિવસ છે. જે કૃષ્ણે આ જગતમાં અવતરીને અમોને ગીતા જેવું ઉત્તમ જ્ઞાન આપ્યું, જે કૃષ્ણે અમોને સર્વ સિદ્ધિ આપનારો કર્મયોગ શીખવ્યો, જે કૃષ્ણે અમોને અનેક જાતના આનંદ ભોગવતે ભોગવતે મોક્ષમાં જવાનો રાજયોગ શીખવ્યો, જે કૃષ્ણે જગતની અનેક જંજાળો ભોગવતાં છતાં કમળપત્રવત્ નિર્લેપ રહેવાનું રહસ્ય અમોને બતાવ્યું, જે કૃષ્ણે વ્રજની ગોપીઓના પ્રેમ મારફત જગતમાં પ્રેમ-ધર્મ ફેલાવ્યો, જે કૃષ્ણે અનેક જન્મનાં પાપોને ક્ષણમાં બાળી નાંખવાની કુંચીઓ બતાવી, જે કૃષ્ણે અમોને દૈવી અને આસુરી સંપત્તિની પ્રત્યક્ષ લડાઈ બતાવી ને તેનાં પરિણામો દેખાડ્યાં, જે કૃષ્ણે સર્વ પ્રકારની ઉપાધીઓને ભસ્મ કરનારો જ્ઞાનયોગ બતાવ્યો, જે કૃષ્ણે મોતનો ભય છોડાવ્યો, ને શરીર તજવાને જુનાં લુગડાં તજવા જેવું બતાવ્યું, જે કૃષ્ણે બ્રાહ્મણમાં ને ચાંડાળમાં સમદૃષ્ટિ રાખવાનું શીખવ્યું, જે કૃષ્ણે ધર્મયુદ્ધનો મહિમા સમજાવ્યો ને ધર્મયુદ્ધમાં જીતવાથી આ દુનીઆનો લાભ તથા તેમાં મરવાથી સ્વર્ગ બતાવ્યું, જે કૃષ્ણે જીવતાઓનો તથા મૂએલાંઓનો શોક ન કરવાના સિદ્ધાંતો સમજાવ્યા, જે કૃષ્ણે પ્રભુની શરણાંગતિના રસ્તા બતાવ્યા, જે કૃષ્ણે તિતિક્ષા સહન કરવાના પાઠ શીખવ્યા, જે કૃષ્ણે ઘણી જુદી જુદી રીતે આત્માનું ૫ સમજાવ્યું, જે કૃષ્ણે પુનર્જન્મનો મહાન સિદ્ધાંત સમજાવ્યો, જે કૃષ્ણે કીર્તિનો મ- ૧ સમજાવ્યો, જે કૃષ્ણે ચારે વર્ણના સ્વાભાવિક ધર્મ સમજાવ્યા, જે કૃષ્ણે સુખ દુઃખમાં, લાભ હાનીમાં, ને જય પરાજયમાં સમાનવૃત્તિ રાખવાની કળા શીખવી, જે કૃષ્ણે કર્મનાં બંધનો તજવાના સહેલા માર્ગો બતાવ્યા, જે કૃષ્ણે જ્ઞાનયજ્ઞ સમજાવ્યો, જે કૃષ્ણે મનને વશ કરવાના ને બુદ્ધિને સ્થિર રાખવાના ઉપાયો બતાવ્યા, જે કૃષ્ણે ફળત્યાગી કર્મયોગ સમજાવ્યો, જે કૃષ્ણે કર્મની કુશળતામાં ને સમતા રાખવામાં યોગ સમજાવ્યો, જે કૃષ્ણે ફળની ઇચ્છાવાળાઓને કૃપણ દેખાડ્યા, જે કૃષ્ણે સ્થિર બુદ્ધિવાળાઓનાં લક્ષણ બતાવ્યાં, જે કૃષ્ણે વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લેવાની કુંચીઓ બતાવી, જે કૃષ્ણે મનુષ્ય સ્વભાવની નબળાઈઓ સમજાવી, જે કૃષ્ણે મુનીઓની રાત્રી કયી અને તેઓનો દિવસ કયો એ શીખવ્યું, જે કૃષ્ણે વિધિસર ભોગ ભોગવતાં છતાં તેમાંથી મોક્ષ મેળવવાનો રસ્તો બતાવ્યો, જે કૃષ્ણે કર્મ કર્યાં વિના રહી શકાયજ નહિ એમ સિદ્ધ કરી આપ્યું, જે કૃષ્ણે સૃષ્ટિની ઉત્પત્તિના ને લયના નિયમો સમજાવ્યા, જે કૃષ્ણે કર્તવ્યની જરૂર ન હોય તેવા મહાત્માની સ્થિતિ કેવી હોય તે સમજાવ્યું, જે કૃષ્ણે યજ્ઞોનો ને સંસાર ચક્રનો સંબંધ બતાવ્યો, જે કૃષ્ણે પોતાને કોઈપણ જાતના કર્મની કે ફળની ઇચ્છા નહિ હોવા છતાં લોકોના કલ્યાણ સારૂ અનેક પ્રકારના કર્મ કરી બતાવ્યા, જે કૃષ્ણે કર્મ કરતાં છતાં તેમાંથી આસક્તિ કાઢી નાંખવાની-

કુંચીઓ બતાવી, જે કૃષ્ણે કર્મનું અભિમાન તજવાના ઉપાયો બતાવ્યા, જે કૃષ્ણે પ્રકૃતિનું બળ સમજાવ્યું, જે કૃષ્ણે પરધર્મના ભય સમજાવ્યા, જે કૃષ્ણે પાપ થવાનું મૂળ કારણ સમજાવ્યું, અને જે કૃષ્ણે અર્જુનનો મહા મોહ મટાડી દીધો ને તેને કર્તવ્યમાં લગાડી દીધો, તે યોગેશ્વર શ્રી કૃષ્ણ ભગવાનના જન્મને દિવસે, બ્હેનો ! જુગાર રમવાનો હોય કે ?

"આપણાં પવિત્ર શાસ્ત્રનો, એ સિદ્ધાંત છે કે, કોઇપણ જાતના વ્રતને દિવસે કોઇપણ જાતનું પાપ કરવું નહિ, ન્હાનામાં ન્હાનું પાપ પણ કરવું નહિ ત્યારે જુગાર રમવાનું મહાન પાપ તો કેમજ થઇ શકે ?

બ્હેનો, શ્રી કૃષ્ણના જન્મને દિવસે વ્રજમાં કેવી ધામધુમ થઇ હતી ને કેવા આનંદ ઉત્સવ થયા હતા, એ જરા શ્રીમદ્‌ભાગવતમાંથી જુઓ તો ખરાં. એમાં ક્યાંઇ જુગાર રમવાની વાત છે ? હાય ! હાય ! કૃષ્ણના જન્મને દિવસે જુગાર ? જેણે કંસના કેદખાનાં તોડાવ્યાં, તેના જન્મને દિવસે જુગાર ? જેણે દુષ્ટોનો સંહાર કર્યો, તેના જન્મને દિવસેજ દુષ્ટ જુગાર ? જેણે જગતમાં પ્રેમધર્મ ફેલાવ્યો, તેના જન્મને દિવસેજ કલેશ ધર્મવાળો જુગાર ! અને શ્રી કૃષ્ણને ઇશ્વરના અવતાર તરીકે માનનારા તેના ભક્તો, તે ભક્તોમાંજ જુગાર ? ગજબ ! ગજબ ! આ કરતાં વધારે મૂર્ખાઇ બીજી કઇ ?

"બ્હેનો ? આષાઢ અને શ્રાવણ માસમાં આ મુખ્ય તહેવાર સિવાય બીજા નાના નાના તહેવારો પણ ઘણાએ આવે છે, જેમ કે—પવિત્ર બારસ, રાધાઅષ્ટમી, ઠકરાણી ત્રીજ, કસુંબાછઠ, સોમપ્રદોષ, અને જુદા જુદા તિર્થોના મેળાઓ, વગેરે આનંદ ભોગવવાની ને સાચો લાભ લેવા જેવી ઘણી બાબતો હોય છે. માટે, એ બધા રૂડા દિવસોનો જેમ બને તેમ સદુપયોગ કરવો જોઇએ, અને એવા પવિત્ર દિવસોમાં જુગાર રમવાનું મહાન પાપ ન થાય એ ખાસ સંભાળવું જોઇએ.

"બ્હેનો, આ કરતાં વધારે બીજું હવે શું કહેવું, તે મને આવડતું નથી. માટે જેમ તમારૂં ધ્યાન પહોંચે ને પ્રભુ રાજી થાય તેમ કરજો, એજ મારી વિનંતી છે." એમ કહી પુતળીબાઇએ સૌની સામે હાથ જોડ્યા અને ચૂપ રહ્યાં.

એ વખતે આંખમાં આંસુ લાવીને ગળગળી થઇ જઇને હીરા શેઠાણીએ કહ્યું કે "આજથી જુગારની રમત હરામ છે. આજ દિવસ સુધી હું રમતી એ મારી બહુ મ્હોટી ભૂલ થઇ છે. હવે હું કદી રમીશ નહિ. અને મારૂં ચાલશે તે ઠેકાણે કોઇ બ્હેનોને રમવા પણ દઇશ નહિ." હીરા શેઠાણી જુગારની રમતમાં આગેવાન હતાં તે ઉશ્કેરણી કરી કરીને બીજાઓને રમાડતાં અને કોઇ બાઇ પાસે પૈસા ન હોય તો પોતાના ઘરના રૂપિયા બે રૂપીઆ તેને આપી દેતી, પણ રમવા બેસાડે ત્યારેજ તેને મજા પડતી. પણ હવે એ બધું ચક્કર બદલાઇ ગયું અને હીરા શેઠાણી જેવી રમતની આગેવાન બાઇ જ્યારે બદલાઇ જાય ત્યારે બીજી બાઇઓ બદલાઇ જાય એમાં કાંઇ નવાઇ નથી.

એ પછી બધી બાઇઓએ પુતળીબાઇને કહ્યું કે હવે આજથી જુગારની રમત બંધ; પણ એને બદલે બીજી કોઇ નિર્દોષ આનંદદાયક રમત શોધી કાઢવી જોઇએ. અને આપણી ફુરસદનો વખત જ્ઞાન સાથે ગમતમાં જાય એવા કાંઇ ઉપાયો કરવા જોઇએ, તે ઉપાયો બતાવવાની કૃપા કરો. એ પછી જન્માષ્ટમીનો તહેવાર કેવી રીતે ઉજવવો તે સંબંધી વિચાર કરવા પુતળીબાઇને ઘરે મળવાનું ઠરાવ્યું ને એ વખતે સૌ બેનો છુટી પડી.

# पत्रमंजूषा.

૧.

## "ન્હાના ન્હાના રાસઃ" ઇનામી હરીફાઈ.

ગુજરાતના ઉત્તમ ભાવનાવાળા સમર્થ કવિ ન્હાનાલાલ દલપતરામ (એમ. એ.)ના "ન્હાના ન્હાના રાસ" જ્યારે પાંચ વર્ષ ઉપર બહાર પડયા ત્યારે તે હું મ્હારી બ્હેનને સમજાવતો હતો અને એ વખતે તેમાના ભાવો, તેમાની ખૂબીઓ, તેમાનું સાૌંદર્ય, તેમાંની રસિકતા, તેમાંની નવિનતા, તેમાંની સ્વાભાવિકતા, અને તેમાનુ આત્માને ભભી જાય એવું કોમળ ઉર્મીઓમાં ઉછળતું તત્વ જોઇને હું બહુ અજબ થતો હતો અને મ્હારી બ્હેન ગુણાનુરાગી હતી પણ તેમાં બહુજ આનંદ આવતો હતો. ત્યારથી મને એમ લાગેલું કે, આ "રાસ" નો ફેલાવો જેમ બને તેમ આપણી બ્હેનોમા વધારે થાય તો સારૂં અને એ કામમાં મ્હારી બ્હેન મ્હને બહુ મદદ આપી શકત. પણ દૈવઇચ્છા બળવાન છે આપણે કાંઇક ધાર્યું હોય અને કંઇક બની જાય છે. તેજ પ્રમાણે મારી બ્હેનની બાબતમાં પણ બન્યું. તે અકાળ સ્વર્ગવાસી થઇ, એટલે "ન્હાના ન્હાના રાસ" ફેલાવવામા તેની મદદની મને જે આશા હતી તે તુટી ગઇ. કારણકે સ્ત્રીઓની અંદર સ્ત્રીઓ વધારે સારી રીતે કામ કરી શકે છે પણ પુરૂષોને સ્ત્રીઓના મંડળમાં કામ કરતાં ઘણી મુશ્કેલી પડે છે. એટલે મ્હારી બ્હેનના મરણને લીધે મ્હારી "રાસ" ફેલાવવાની ઇચ્છા એ વખતે અટકી પડી પણ એ પછી હમણાં હમણાં પાછા બેચાર ઠેકાણેથી એ "રાસ"ના ગીતો મારા સાંભળવામાં આવ્યાં તે ઉપરથી મારી એ લાગણી પાછી તાજી થઇ અને મને એમ લાગ્યુ કે સ્ત્રીઓમા ઉચી ભાવના ફેલાવવા માટે તથા સારાં સારા ગીતો ઠેકાણે ઠેકાણે ગવાતાં થાય એમ કરવા માટે "ન્હાના ન્હાના રાસ" નું વચન વધારવાની તથા તેમાનું રહસ્ય સમજાવવાની જરૂર છે અને એ કામ સુન્દરી સુબોધની મારફત બહુ સારી રીતે થઇ શકે તેમ છે હું ધારૂં છું કે હું જેમ કવિ ન્હાનાલાલના એ "રાસ"ને વખાણનારો છુ તેમજ આપ પણ તેને વખાણનાર હશોજ, કારણકે આપની રસિકતાની બહાર એવી અમૂલ્ય વસ્તુ રહી જાય એમ બનેજ નહીં. ગુજરાતમાં સ્ત્રીઓને લગતું જે સાહિત્ય છે તેના આપ બહુ સારા અભ્યાસી છો. એટલે "ન્હાના ન્હાના રાસ"ની ખૂબીઓ આપના ધ્યાનબહાર હોયજ નહી. તેથી એ માટે વિનંતિ કરવાની કે—જે આપને યોગ્ય લાગે તો મારી નીચેની માગણી સ્વીકારવા કૃપા કરશોજી

સુન્દરી સુબોધ વાંચનારી બ્હેનો પાસેથી "ન્હાના ન્હાના રાસ"ની ખૂબીઓ સંબંધી કુંઇ લખાણ મગાવવું તેમા સરત એ રાખવી, કે—જે બ્હેનને જે રાસ (ગરબી) સૌથી વધારે ગમ્યો હોય તે ઉપર પોતાની તરફથી કાંઇક વિવેચન લખી મોકલે અને શામાટે તે રાસ ગમ્યો છે તેનાં કારણો જણાવે. તે માટે બે મહિનાની મુદત રાખવી. અને તેમા જેનો લેખ વધારે સારો જણાય તેને મારી તરફથી પ્રકટ થયેલાં "સ્વર્ગ"ના જુદાં જુદાં આઠ પુસ્તકો (ની એકેકી નકલ) ઇનામમા આપવાં. તે ઇનામનાં પુસ્તકો હું આપને સોંપીશ અને ઇનામ કોને આપવુ, અને કોની વચ્ચે વહેંચી આપવુ, તેની પસંદગી આપની ઉપરજ

ગણું છું. માટે મારી એ માંગણી સ્વીકારવા કૃપા કરશોજી. "ન્હાના ન્હાના રાસ" સમ્બન્ધી ઘણી બ્હેનો તરફથી જે જે લેખો લખાઇને આવે તે તે લેખોમાંથી જે જાણવાજેવી બાબત હોય તે સુન્દરી સુબોધમાં પ્રકટ કરવાની કૃપા કરવી, એટલે બીજી અજાણી બ્હેનોનું પણ "રાસ"નાં ગીતો ઉપર ધ્યાન ખેંચાય અને તે ગીતો વધારે વધારે ગવાતાં થાય.

(અમદાવાદ) —અમૃતલાલ સુંદરજી પઢીયાર.

૧. સાધુચરિત્ અમૃતલાલ પઢિયાર તરફથી પ્રકટ કરવામાં આવેલું ઈનામ અમારી વાંચક બ્હેનો સમક્ષ રજુ કરતાં આનન્દ થાય છે. શ્રીયુત્ પઢિયારનાં "સ્વર્ગ"નાં પુસ્તકો ઉપરાંત "સુન્દરી સુબોધ મન્દિર"માંથી પ્રકટ થયેલાં પુસ્તકોમાંથી જે સિલિકમાં હશે તે સઘળાંની એકેક નકલ પણ આ હરિફાઇને અંગે ઈનામ તરીકે આપવામાં આવશે.

૨. આ હરિફાઈમાં સઘળી બ્હેનો ભાગ લઇ શકશે રા. રા. ન્હાનાલાલ કવિ કૃત "ન્હાના ન્હાના રાસ"નું પુસ્તક વાંચી, ત્હેમાંથી કીયું ગીત (રાગ, ભાવ, રસ, અથવા શબ્દોની ઝમક વગેરે વિચારી જોઇ, તે–) શા કારણથી તે બ્હેનને પસંદ પડયું છે, તે તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૬ સુધીમાં "સુન્દરી સુબોધ મન્દિર—અમદાવાદ" એ સરનામે લખી મોકલવું.

—તંત્રી, સુન્દરી સુબોધ.

---

૨.

## ઝાલાવાડીને એક પ્રશ્ન.

હું આસો માસમાં કાર્ય પ્રસંગે અમદાવાદ ગયેલ હતો જ્યાં મને એક ભાઈએ પ્રશ્ન કર્યો હતો કે "તમારી ઝાલાવાડી સ્ત્રીઓનાં શરીર હૃષ્ટપુષ્ટ અને મજબૂત કેમ હોય છે?"

તેમને મેં જણાવ્યું કે અમારી બૈરીઓ સવારમાં ચાર વાગ્યે પથારીમાંથી ઉઠીને બે કલાક સુધી ઘંટી ઉપર દળે અને ગમે તેવી ટાઢ હોય ત્યારે પણ પરસેવાથી ઝેબઝેબ થઇ જાય. ત્યારપછી સાત આઠ બેડાં પાણીનાં કુવાઓથી ખેંચી ઘરે ઉપાડી લાવે. ત્યાર બાદ વરે આખો ઘરનું બધું કામકાજ કરી મંદિર–દેરાસરોમાં જોઇ આવે અને પછી રાંધે. જે વખતે તેઓ કણીક મસળે ત્યારે લોટનો પીંડો એવો બને કે તે ખાવાને એક બાજુ મુકી દે છે, જેથી મસલ્સ–સ્નાયુ મજબુત થાય. બપોરના ભાગમાં શાળામાં જાય, જ્યાં એકચિત્તે અભ્યાસ કરે. જો શાળામાં ન જાય તો ચાકળા, ચંદરવા વિગેરે ભરે. અને સાંજે વાળુપાણી કરીને ધર્મનું નિમિત્ત કાર્ય કરવા જાય રાત્રે પથારીઓ તમામની હાથે કરે. વળી દર રોજ નદી કે તળાવ ઉપર લુગડાંનો ગાંસડો બાંધીને ધોવા જાય, જ્યાં ધોકાથી ખુબ ધોવે અને ઘરનું લીંપણું ગુંપણું પણ બાર મહિનામાં બે ચાર વાર પ્રસંગ આવે, ત્યારે તેઓજ કરે છે. આથી અમારી સ્ત્રીઓના શરીર સારા હોય છે. નિન્દા–કુથલીમાં વખત ગાળવાનો ન હોવાથી એમનાં હૃદય પણ ભોળાં રહે છે અહિં તમારે તો નોકર પાસે કામ લેવરાવવાનું હોય છે. પાણીનો પ્યાલો પણ તમારાથી ઉઠીને ન લેવાય ? તેથી તમો શરીરમાં વધી ન શકો અને

પાઉડર તેલ સાબુ વિગેરે વાપરી ચ્હેરાને સુશોભિત દેખાડો. પરંતુ કામ છૂટથી કરો તો શરીરમાં લોહી એની મેળે ભરાશે અને લાલી આવશે અને દવાખાને પણ ભાગ્યેજ જવાનો પ્રસંગ આવશે!

બાઇએ કાનની બુટ પકડી અને હવેથી તે બે મહિલું કેટલુંક કાર્ય હાથેજ કરવાનું માથે લીધું. ઘણાં શેઠીયાઓને ત્યાં શેઠાણીઓ બેસી રહે છે અને બધું કામ નોકરો પાસે લેવરાવાય છે. તેથીજ તેમનાં શરીર સારાં નથી રહેતાં. મારે સઘળી બ્હેનોને વિનંતિ કરવાની કે, બની શકતું સઘળું ઘરકામ તમે કરો અને પછી ઝાલાવાડની સુન્દર સ્ત્રીઓની સાથે તમારાં શરીરની સરખામણી કરી જુઓ.

( સુડા. ) —ગુલાબચંદ મુળચંદ બાવીસી.

---

ૐ

## સુન્દરી સુબોધના કેટલાક લેખકો.

"સુન્દરીસુબોધ"માં સ્ત્રી લેખકો વિશેષ જોઇને એક તરફ મનને અતીશય આનંદ થાય છે. કારણ કે, મહાન પુરૂષો કથન કરી ગયા છે કે દેશને આબાદ કરવાને માટે સ્ત્રીઓને કેળવો—સ્ત્રી શીક્ષણ આપો કે જેથી તેમની પ્રજા વિશેષ સુધરે. મારી પણ પ્રાર્થના છે કે સ્ત્રીઓ એથી પણ વધારે ભણે, વિદ્વાન્ થાય અને વધારે સારા લેખો લખે. પણ અફસોસ કે પશ્ચિમનો વા પૂર્વના દેશોને પણ લાગ્યો છે. હાલનો જમાનો પ્રગતિનો છે. પરંતુ તેની સાથે લુચ્ચાઇનો પણ છે! "સુન્દરી સુબોધ"ના સ્ત્રી લેખકોને મારી એટલી વિનંતિ છે કે જો તેઓ સ્વતન્ત્રપણે લેખો લખતા હોય તો તેના જેવું એકે સુખાસ્પદ નથી. પણ જેમ ધર્મને નામે હજારો ઢોંગ ચાલે છે તે પ્રમાણે અહીં પણ માલમ પડે છે. સારી વિદ્વાન, નીતિમાન, શીયળવતી સ્ત્રીઓ લેખો લખે એમાં તો કંઇ શક ભરેલું નથી. પણ બે ચાર ચોપડી ભણી કોઈ પાસે લેખો લખાવી પોતાના નામે અસત્ય રીતે પ્રસીદ્ધ કરી દુનીયામાં પોતાનું નામ લેખક તરીકે ખપાવવું એ પણ આ જમાનાની બલીહારી છે! આ મારી ટીકાથી તમે લેખકો અને વાંચનારાઓ ગભરાશો નહીં. હું તમને ઉતારી પાડવા માંગતો નથી. સત્ય રીતે પોતે જાતે લેખ લખનારને મારા હજારો બલ્કે લાખો ધન્યવાદ છે. પણ આપ સુજ્ઞો જોઇ શકશો કે બે ચાર ચોપડીનું જ્ઞાન કેટલું અને તે કેવી રીતે લેખો લખી શકે? તે ઉપરાંત વળી કેટલાક પુરૂષો પત્ની અગર અન્ય સુંદરીના ધારણ કરેલા કાંઇ નામથી લેખો લખી "સુન્દરી સુબોધ" જેવા એક ગુજરાતી સાહિત્યના ઉત્તમ ચોપાનીયામાં પ્રસીદ્ધ કરાવે, એતો ઘણુંજ શરમ ભરેલું લેખી શકાય. લેખો જેણે લખ્યા હોય તેના નામથીજ પ્રસીદ્ધ કરવાને કોઇ જાતનો વાંધો "સુન્દરી સુબોધ"ના તંત્રી તરફથી ન જ હોય કારણકે તેમાં તો સ્ત્રી તેમજ પુરૂષો બંન્નેના લેખો આવે છે. આમ છે ત્યારે તો નામ છુપાવી ખોટા નામથી લેખો પ્રકટ કરવા એ ઘણું ખરાબજ ગણાય. આ સત્ય જાહેર કરવાનું કારણ નથી કોઇના ઉપર અંગત હુમલો કરવાનું કે નથી કેળવણીને બદનામ કરવાનું કે નથી કોઇ ખરાં સ્ત્રીલેખકોને વગોવવાનું અને તેમ જો હું કરૂં તો સ્ત્રીઓને માટે જે ઉચ્ચ વિચાર મારા છે, તેમાંથી હું પતિત થયો ગણાઉં. પરન્તુ ફક્ત કેટલાક ધાંધલીયા,

ઢોંગી પુરૂષ લેખકો કોઇ કોઇ સ્ત્રીને નામે લેખો પ્રકટ કરાવી તેમની ખોટી કીર્તિ ફેલાવવા ફાંફાં મારે છે તેમની વિરૂદ્ધજ મ્હારે લખવાનું છે. જમાનો જુઠાનો છે એટલે થોડો વખત તેઓ પોતાનું જુઠાણું લોકોમાં ચલાવી શકે છે. પણ એ જાણતાં નથી કે તેમ કરવાથી તેઓ પોતાની સ્ત્રીઓને પણ ખોટે માર્ગે દોરે છે. અને તેનું પરિણામ એમને પોતાનેજ વહેલું મોડું સહન કરવાનું ! કારણકે પોતાનાં અને સ્ત્રીઓનાં character—ચારિત્ર્યને ભારે દોષ લાગે છે, જેની અસરમાંથી તેમનાં પોતાનાં બાળકો પણ ભાગ્યેજ બચી જઇ શકે છે. આ ઉપરાંત વળી એમના લખાણોની પણ જનસમાજ ઉપર શી અસર થવાની ? કારણ કે લોકો પાછળથી જાણ્યા વિના રહેનાં નથી કે આ તો એક ઢોંગ છે: એટલે "ડાહી સાસરે ન જાય, ને ઘેલીને શીખામણ દે!"

(સુબોધ.) —મેલાભાઇ દ્વારકાદાસ શેઠ.

---

૪.

## સ્ત્રી લેખકો અને સ્ત્રી સુધારકો.

આપના તરફથી "સુન્દરી સુબોધ" પત્ર નીકળે છે તેનો હેતુ ઘણેખરે દરજ્જે મારા સમજવા પ્રમાણે સ્ત્રી વર્ગને પોતાની ફરજ તથા પોતાનો ધર્મ શું છે તે બતાવવા તેમજ તે પ્રમાણે વર્તવાથી કેવાં સારાં પરિણામ આવે છે, તે યોજવા પુરતો હોવો જોઇએ, ને તેને અનુસરતા તે પત્રમાં બેશક ઘણે ભાગે ઘણા સારા અને બોધ લેવા લાયક વિષયો ચર્ચાતા જોવામાં આવે છે. તે માટે ઘણાં દંપતિ આપના ઉપકૃત થતાં હશે ને થાય છે, તે કહેવું નિ:સંશય ખરૂં છે.

પણ મને જરા શંકા રહે છે કે તેમાં જે સ્ત્રીલેખ આવે છે તે બધા સ્ત્રી વર્ગ પોતે જાતે લખે છે કે તેઓ નકલ કરી પોતાનું નામ તેના લેખક તરીકે આપે છે—અગર તેમા વિદ્વાન પુરૂષોના તરફથી ખૂણેખોચરે થોડાઘણો સુધારો વધારો થયો હોય છે ? વળી એમ પણ શંકા થાય છે કે તેમાં જે વાર્તારૂપે બનાવ લખ્યા હોય છે તે બીનાકુન બનેલા બનાવો હશે કે જોડી કાઢેલી વાર્તાઓ છે. કારણ કે જો જોડી કાઢેલી વાર્તાઓ હોય તો તેને આવા ઉમદા પત્રમાં છાપી જગો બગાડવા કરતાં તેને એક જુદીજ રીતે પ્રકટ કરવા એ વધારે સારૂં છે. જો ખરી બનેલી વાર્તા હોય તો આવા બનાવ હવે બને છે તે જાણી મને બહુજ હર્ષ તેમજ શોક થાય છે. હર્ષ થવાનું કારણ એ કે, ગુર્જર સ્ત્રીઓ અને પુરૂષો હવે ભણીને વિદ્યાનો બહુ સારો ઉપયોગ કરે છે ને શોકનું કારણ એટલુંજ કે વિદ્યા ભણી સારાસાર સમજ્યા પછી પણ પોતાની (મનને માનવા પૂરતા) જ્ઞાતિના નઠારા રીવાજો તેમના મનને રૂચે એવા નહીં હોવા છતાં તેમને વળગી રહી પોતાનું જેમાં શ્રેય થાય એવા પગલાં ભરતાં અટકે છે: એવા ઘણા લેખ લખાયલા જોવામાં આવે છે કે સ્ત્રી પુરૂષો પોતાને રૂચે એવો પતિ અથવા પત્ની નહીં હોવા છતાં તેને જોડાય છે ને પોતાની જીંદગી પછીથી દુ:ખ ભોગવે છે ! મને લાગે છે હવે જ્ઞાતિ પરત્વે ઘણાખરા રીવાજો સુધારો વધારો કરવાની જરૂર આવી છે. તેમજ જ્ઞાતિ તરફ હવે દરેક માણસે કેટલે દરજ્જે દરકાર અને પરવા રાખવી તે વિષય વિદ્વાન વર્ગને હાથમાં લેવાની જરૂર બહુજ નજદીક આવી છે.

પુરૂષ વર્ગ જ્યારે ઉદર નિમિત્ત કાર્યમાં દેશ પરદેશ રોકાયલો છે, તો વિદ્વાન સ્ત્રી વર્ગ જો તે વિષય હાથમાં ધરે તો ઘણું જીવનનું કલ્યાણ કરી શકશે. પુરૂષ વર્ગને અનેક જંજાળ છે. સ્ત્રી વર્ગને વધારે ફુરસદ મળી શકે તેમ છે. પોતાના ગામમાં અને પરગામમાં, નાના મોટા પાયે જેમ તેમને રૂચે એમ સમાજો સ્થાપી કાંઇ કલ્યાણ કરે તો સારૂં. પુરૂષ વર્ગને નોકરી ધંધાના અંગે રજા-અવકાશ મળે અગર ના મળે. આ અડચણો સ્ત્રીઓને ઓછી નડે. એક મારો મિત્ર મને નાનપણમાં કહેતો હતો કે "ભાઇ, શું કરવા ગભરાઓ છો, વખત એવો આવશે કે સ્ત્રીઓ તમને ઠેકાણે લાવશે."—તે વાત તે વખતે મેં એક નિર્માલ્ય માની કાઢી નાંખી હતી. તે હવે ખરી માનવી પડે છે.

જ્ઞાતિમાં જમણ, લગ્ન વિગેરે રીવાજોમાં તેમજ લોકાચાર રૂઢીમાં સ્ત્રીઓ જેટલે અંશે માહિતી અને સુધારા કરવાની સત્તા ધરાવે છે તેના પ્રમાણમાં પુરૂષ વર્ગ કાંઇ હીસાબમાં નથી. પુરૂષ વર્ગ બિચારો ઉદર નિમિત્તે આખી જીંદગી દેશપરદેશ ભટકી પૂરી કરે છે. ને જો વૃદ્ધ પુરૂષો તેમાં જો કાંઇ જાગ્રુતા હશે તો તેની સંખ્યા હવે દીનપ્રતિદીન ઓછી થતી જાય છે. માટે હવે વિદ્વાન સ્ત્રી વર્ગ આ મોટો ગહન વિષય હાથમાં લેઇ તેમાં ઘટતો ફેરફાર કરી બધાને રૂચે એવો કાંઇ નિર્ણય લાવશે તો પોતાની વિદ્યાનું ખરૂં સાર્થક અને દેશનું ખરૂં હિત કરી શકશે.

( અજમેર. ) —મણિલાલ.

---

પત્રોઃ—૩ અને ૪.

જે પુરૂષો સ્ત્રીઓના નામથી પોતાનાં લખાણ પ્રસિદ્ધ કરાવે છે અથવા સ્ત્રીઓને લેખ લખી આપે છે, હેમના વિરૂદ્ધ સખ્તમાં સખ્ત ટીકા થાય તે પણ વાજબીજ ગણાશે. અમે તે બાબતમાં સંપૂર્ણ રીતે મળતા છીએ, પરન્તુ અમારા લાંબા અનુભવ ઉપરથી અહિં 'એટલું' પણ જણાવવું જરૂરનું માનીએ છીએ કે હવે ઘણી બ્હેનો બહુ સારાં લખાણ લખી શકે છે. અને સુન્દરી સુબોધના " સ્ત્રી લેખ " વાળા અંકો બ્હાર પડવા માંડયા પછી ગુજરાતનાં કેટલાંક બીજાં પત્રો પણ સ્ત્રીલેખના અંકો પ્રકટ કરે છે, એ સ્ત્રી કેળવણીની પ્રગતિ આપણે ભૂલી જવા જેવી નથી.

આ માસિકમાં ત્રણ જાતના સ્ત્રી લેખ પ્રકટ થાય છે. (૧) ઉત્તમ—સારા અને સ્વતંત્ર લેખ જે મળે છે હેવાજ સ્વરૂપમાં પ્રકટ થાય છે. (૨) મધ્યમ—સારા અથવા સાધારણ લેખ, જેમાં સહજ સુધારો-વધારો દાખલ કરવા યોગ્ય સહજ ફેરફાર (જેમ કેટલાક પુરૂષ લેખકોનાં લખાણોમાં પણ કરવાની ફરજ પડે છે તેમ) અમારી તરફથી થાય છે. અને (૩) ઉત્તેજન યોગ્ય—ઘણાં નવીન સ્ત્રી-લેખકો તરફથી કાંઇ કાંઇ લખાણ આવે છે, તે બધુ સારૂં, પ્રસિદ્ધ કરવા જેવું નથી હોતું. પરન્તુ સ્ત્રીઓ માટે ખાસ પ્રકટ થતા આ પત્રમાં હેવા લેખકોનાં લખાણને વર્ષમાં એકાદ વખત સ્થાન આપી હેમના વાંચન લેખનમાં ઉત્તેજન આપવું એવા હેતુથી હેવાં લખાણમાં સુધારો વધારો કરીને તે દાખલ કરવામાં

આવે છે. અહિં એટલું જણાવવું ઉપયોગી થશે કે આ પત્રના ખાસ ખાસ પ્રકટ થતા લેખોનો લગભગ અર્ધો ભાગ ન્હેના વર્ગનાં અને ત્રીજો ભાગ મધ્યમ વર્ગનાં લખાણો હોય છે.

સ્ત્રીઓ તરફથી સંસાર સુધારા અને જ્ઞાતિ ઉદ્ધારના કામને ખરેખર અમૂલ્ય મદદ મળી શકે તેમ છે અમારા વિચાર મુજબ આપણા સમાજનો સઘળો ઉત્કર્ષ સ્ત્રીઓનાજ હાથમાં છે અને સારા ચારિત્ર્યવાળી, સદ્ગુણી, વિદુષી બ્હેનો દ્વારા તે કામ ઉત્તમ રીતે થઇ શકશે, એમાં કાંઇ શક નથી —તંત્રી સુ. સુ.

---

૫.

## હિન્દુ સ્ત્રીનું જીવન.

( એક ખાનગી પત્રવ્યવહારમાંથી ઉતારા. )

(૧)

મહાશય—

કેટલાક પુસ્તકો અને પત્રોમાં સ્ત્રી સન્માનનાં બણગા ફૂકે છે. સ્ત્રીઓને દેવી સ્વરૂપ ગણવાની ડંફાસો હાંકે છે અને " પત્નીની આરતીઓ " પણ લખાય છે, તે વાસ્તવિક હકીકત જોતાં શું હાસ્યજનક નથી? રંગભૂમિનાં પાત્ર જેમ સ્ત્રીઓની સાથે જેઓનું બાહ્ય છે, તેવુંજ આન્તર જીવન પણ આવી ભાવનાઓથી પોષાય છે? જે પુરૂષો "દેવી" "દેવી" કરે છે, તેઓમાંથી કેટલા એ કહેવાતી દેવીઓની સાથેના આન્તર જીવનમાં તેમની તરફ સન્માન વૃત્તિ રાખે છે?

ઘણાને તો સ્ત્રીઓનાં આન્તર જીવનની ખબરજ નહિં હોય! છતાં એ "દેવીઓ" કેવી રીતે "ગુલામડીઓ" ગણાય છે અને ખૂણામાં બેસીને અશ્રુપાત ચલાવે છે તે વખતે તેમને દીલાસાના બે બોલ પણ આપનાર કોઇ નથી હોતું, એ જોવું હોય તો કાંઇ દૂર શોધવા જવાનું નથી દરેક ગૃહમાં એવા દેખાવો તો હોય છે જ. અને ગમે તેટલી કર્તવ્યપરાયણ હોય છતાં નાહક વગોવાય, હેરાન થાય અને દોષિત ગણાય, તે પણ સ્ત્રીઓજ! ઘરોમાં આવા બનાવો બનતા હોય, તે વખતે પુરૂષો પોતાની કોટડીમાં ભરાઇને " આરતીઓ " લખે અથવા સ્ત્રીસન્માનના લેખો અને ભાષણો લખી કહાડે, એ સ્ત્રીઓની મશ્કરી નહિં તો બીજું શું?

હવે પ્રશ્ન એ રહે છે કે સ્ત્રીઓની એ સ્થિતિ સુધારવાનો ઉપાય શો?—નારી સન્માનના પક્ષપાતી અને સુન્દરીઓને સુબોધ દેવા પ્રયત્ન કરનાર સર્વને હું તે પુછું છું.

લિ એક બ્હેન...

(૨)

માનવંત બ્હેન—

આપનું લખવું ઘણે અંશે સત્ય છે, પણ મ્હારા ધારવા પ્રમાણે આપની વખતે થોડી સમજ ફેર થતી હશે, જેઓ સ્ત્રી સન્માનના હીમાયતી છે અને " આરતીઓ " લખે છે અથવા આને "દેવી" કહે છે, તેઓજ આપે લખ્યું છે એવું વર્તન તેમના પ્રતિ ચલાવે છે કે બીજાઓ, એ પણ વિચારવા જેવું છે "આરતીઓ" લખવી અને "દેવી" કહેવું એ બહુ કૃત્રિમ છે, પણ તેમ લખનાર અને બોલનારનાં હૃદયમાં સ્ત્રીસન્માનની ભાવના નથી અને

તેઓ દુનિયા આગળ એક ફારસજ ભજવી બતાવે છે, એ કહેવું જરા વધારે પડતું નથી?

ખરી વાત એ લાગે છે કે, સ્ત્રી સંન્માનની વૃત્તિ જેમના હૃદયમાં છે હેમાંના ઘણા ખરા "આરતીઓ" પે નહિ લખતા હોય તેમ કદાપિ પત્નીને "દેવી" કહીને પણ નહિ બોલાવતા હોય છતાં જેમ હેમનાં હૃદયમાંની ભાવના ઉચ્ચ છે, તેમજ જેઓ ઉપર લખ્યા પ્રમાણે કરે છે, હેમની ભાવનાઓ પણ એવીજ ઉંચી નથી એમ શામાટે માનવું?

બીજું એમ પણ છે કે—એવા કોઇ કોઇ દુર્જન હશે કે જેઓ બાહ્ય દેખાવ જુદો કરતા હશે અને પોતાના ગૃહજીવનમાં જુદીજ રીતે વર્તતા હશે, એ હું સ્વીકારું છું, પરન્તુ હેની સાથે એમ પણ કહેવું જોઇએ કે સ્ત્રીઓ તરફ અન્યાય, જૂલમ કરનાર તે વર્ગ નથી. બહુધા જેઓ આવું નીચ વર્તન રાખે છે, તેઓ આ વર્ગમાં નથી એટલુંજ નહિં પણ તે લોકો તો સ્ત્રીઓ તરફની પોતાની હલકી વૃત્તિઓ, બેદરકારી તથા ખરાબ અભિપ્રાય પણ ભાગ્યેજ છુપાવવાની પરવા રાખે છે! આ લોકોને સુધારવાનો એકજ ઉપાય છે તે કેળવણી છે પણ હાલ જેઓ તદન પશુ વૃત્તિમાંજ રહે છે તેવા પુરૂષોને કાંઇ કેળવણી પણ એકદમ સુધારી શકવાની હતી?

હવે જો સ્ત્રીઓ સુશિક્ષિત હોય, કેળવાયલી હોય, તો બંને તેટલી સરળતાથી—જો કે ઘણીજ મુશ્કેલીઓમાં પોતાના ગૃહસંસારનું "ગાડું" ચલાવી શકે. પરન્તુ કેટલીક જગોએ આવો પણ સંભવ નથી રહેતો. ત્યાં તો એકજ ઉપાય છે અને તે વ્યવહારમાં કાંઇક શાન્ત આપી શકશે, એમ હું માનું છુ. આવા પ્રસંગોમાં "સ્હાવું અને સેવા કરવી" આ એકજ માર્ગ છે. બને તેટલી ગૃહ કુટુમ્બમાં સર્વની સેવા કરવા પ્રયત્ન કરવો અને પછી પ્રભુ ઉપર શ્રદ્ધા રાખવી કે એ દયાળુ પિતા આપણું ગમે હેવું કઠિન દુઃખ હશે તો તે પણ સત્વર દૂર કરશે.

વળી એમ પણ બને છે કે આપણે ઘણીવાર કેટલાક દુઃખોને તે હોય છે તે કરતા ઘણાં વધારે મ્હોટાં માની લઇએ છીએ. અતિશય લાગણીવાળાં થવાથી આપણે નજીવી મુશ્કેલીઓને ગહન માનીએ છીએ. આવા પ્રસંગોએ બને તેટલી લાગણીઓને કાબુમાં રાખવી, એ જરૂરનું અને લાભકારક છે.

જો કે આવા કોઇ પણ ઉપાયો સ્હેલા નથી. કારણકે દુઃખનું મૂળ કારણ એથી ઓછું થઇ શકતું નથી અને થાય છે તો ઘણે લાંબે કાળે થાય છે; તથાપિ આપણા હિન્દુસંસારના લોહબન્ધોમાં બંધાયલાં સ્ત્રી પુરૂષો વચ્ચેનો સંબન્ધ તો જીંદગી પર્યંન્ત કાયમજ રહેવાનો, એવું ધર્મશાસ્ત્રો દેશરૂઢી અને રાજ્યના કાયદાઓનું શાસન આપણા ઉપર છે, ત્યાં સુધી બીજા ક્યા ઉપાયો પ્રાપ્ત છે, એ મ્હને સમજાતું નથી.

લિ. ત્હમારો ભાઇ.

(૩)

મહાશય—

આપના પત્રમાં આપે સ્ત્રીજીવનની હાલની સ્થિતિનું સ્વરૂપ તથા તે સુધારવા માટે ઉપાય દર્શાવ્યો તે સત્ય છે. પરન્તુ આપે સૂચવેલો ઉપાય "લાગણી દબાવી સર્વે વ્યથાઓ સહન કરવી," એ જેટલો કલ્પનાપ્રદેશમાં સુન્દર લાગે છે, તેટલો વ્યવહારમાં અનુભવવામાં

નથી આવતો. જો લાગણી પર સંપૂર્ણ કાબુ ધરાવી શકાતો હોય તો કોઇ પ્રકારની આધિ કે ઉપાધિ અસરજ ન કરત. લાગણીનું ભાન જ ન હોત તો સુખ કે દુઃખ, આનન્દ કે શોક દર્શાવતા શબ્દોજ ન જડત. વળી સંસાર કીચમાં ખુંચી ગયેલા જીવડા અને પ્રભુમય આનન્દમાં મસ્ત રહેતા આત્મામાંથી "લાગણી" શબ્દ જ કાઢી લઇએ તો તે કઇ હદે મુનાસિબ ?

આ લખુ છું તેથી આપ એમ ન ધારશો કે "સ્હાવું અને સેવા કરવી" એ મંત્રની વિરૂદ્ધ હું છું. હિન્દની કમનશીબ બાળાઓનાં ભાગ્યમાં "સ્હેવાનું અને સેવા કરવાનું" ભાગ્ય પ્રાયોજ મળેલું છે ! છતાં માત્ર આસપાસના વાતાવરણમાં મારી સમવયની કેટલીએ બાળાઓ યૌવનનાં વસન્તકાળમાંજ કરમાય છે–કચરાય છે, એ હૃદયભેદક દૃષ્ય મને આટલુંયે લખવા પ્રેરે છે.

લિ. એક બ્હેન...

---

૬.

## એક વર્ષમાં ચાર કસુવાવડ !

થોડા દિવસ ઉપર એક જૈન સાધુ મહાત્માને મળવા માટે હું માંગરોળ ગયો હતો, ત્યાં એક બિમાર બાઇ મારી પાસે આવી. તેણે મને કહ્યું કે "એક વરસમાં મને ચાર કસુવાવડ થઇ ગઇ." એ સાંભળીને હું બહુ અજબ થયો. તેથી મે તેને એ સંબંધી વધારે હકીકત પુછી, ત્યારે તેણે મને કહ્યું કે, "પહેલી કસુવાવડ મને ગઇ સાલના કારતક મહિનામાં થઇ. એ પછી બીજી કસુવાવડ મહા મહિનામાં થઇ. ત્રીજી કસુવાવડ વૈશાખ મહીનામાં થઇ અને ચોથી કસુવાવડ આ કારતક મહિનામાં થઇ."

હવે આમાં મને જે અજાયબી લાગી તે એ કે, કસુવાવડ એ બહુ ખરાબ બનાવ છે. આપણા લોકોમાં સ્ત્રીઓમાં એક કહેવત છે કે "સાત સુવાવડ સારી પણ એક કસુવાવડ ભુંડી!" આવી ભયંકર કસુવાવડ થઇ ગયા પછી શરીરને પાછુ સુધારવા માટે કેટલું બધુ નિયમસર રહેવું જોઇએ ? કેટલા બધા વિકારોથી બચવુ જોઇએ ? અને ગર્ભાશયની સ્થિતિ પાછી સ્વાભાવીક થાય ત્યાં સુધી કેવી ઉત્તમ રીતે બ્રહ્મચર્ય પાળવું જોઇએ ? તેનો આપણા ભાઇઓ તથા બ્હેનોને જરા પણ ખ્યાલ નથી. તેથી સ્ત્રીઓને ઉપરા ઉપર કસુવાવડો થાય છે, અને તેથી ઘણી જાતના ભયંકર રોગોના ભોગ તેઓ થઇ પડે છે.

આ ચાર કસુવાવડવાળી બાઇના કેસમાં મને જે અજાયબી લાગી તે એ કે, જુદા જુદા ડાક્ટરો તે બિચારીને જુદી જુદી દવાઓ પાયા કરતા હતા પણ એવે વખતે અમુક મુદત સુધી–ઓછામાં ઓછું ત્રણ મહિના સુધી–બ્રહ્મચર્ય પાળવાની ખાસ જરૂર છે એ વાત કોઇ તેને સમજાવતું નહોતું. જો બ્રહ્મચર્યની બાબત એ બાઇના ખ્યાલમાં હોત, અગર જેની દવા લેતી હતી તે ડાક્ટરોએ જો તે બાઇને એ સૂચના આપી હોત તો પહેલી કસુવાવડ કારતકમાં અને બીજી કસુવાવડ મહા મહિનામાં,–એમ ત્રણ મહિનામાં બે કસુવાવડ થાત નહીં. તેમજ દરેક કસુવાવડ પછી ઓછામાં ઓછું ત્રણ મહિનાનું બ્રહ્મચર્ય પાળ્યું હોત તો કોઇ એક વરસમાં ચાર કસુવાવડ થવાનો પ્રસંગ આવત નહીં.

કસુવાવડ જેવા મહા પ્રસંગોએ આવા કુદરતી ઉપાયો ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે. કારણ કે સેંકડો દવાઓથી જે કામ નથી થતું, તે કામ અમુક વખતના બ્રહ્મચર્યથી

થઇ શકે છે પણ અફસોસની વાત એ છે કે, લોકો જેમ એ સબંધી કાંઇ જાણતા નથી તેમજ ઘણાએ ડાક્તરો તથા વૈદોને પણ આવી બાબતનો બહુ સારો ખ્યાલ હોતો નથી. તેથી તેઓ પોતાને સારી લાગે તેવી દવાઓ પાયા કરે છે, પણ આવા કુદરતી મહાન નીયમો ઉપર ભાર મુકતા નથી અને એવા નીયમો પળાવવાની સુચના આપતા નથી, તેથી એવા દરદીઓને કાંઇ સાચો લાભ થતો નથી.

એક વરસમાં ચાર કસુવાવડ થાય એ શું અજાયબીનો વિષય નથી ? અને એ શું દિલગીરીની વાત નથી ? આપણે આપણા દેશની અસલી રીતો સામું જોઇએ, તો આપણને એમ જણાશે કે, આપણા બાપ દાદાઓના વખતમા એક વરસમા ચાર કસુવાવડ થાય એવા પ્રસંગો એ વખતે આવતાજ નહોતા. કારણ કે એ વખતની ડોશીઓને બ્રહ્મચર્યના મહીમાની ખબર હતી. તેથી જ્યારે કસુવાવડ જેવો અણગમતો માઠો પ્રસંગ બને ત્યારે તેઓની માતાઓ પોતાની દીકરીઓને પીયેરમા તેડવી લેતી હતી, અને એ વખતે સાસરીયાંઓ પણ વહુની સ્થિતિ સમજી જઇને તેને પીયેર મોકલતા હતા અને ઓછામા ઓછા ચાર છ મહીના પીયેરમાં રહેવા દેતા હતાં તેથી સ્વાભાવીક રીતેજ બ્રહ્મચર્ય પળાતું હતું અને એટલા વખતમા તેઓની તબિયતને ઘણો ફાયદો થઈ જતો હતો, એટલે પાછી બીજી વખત તુરતજ કસુવાવડ થઇ જવાનો ભય રહેતો નહોતો.

જે સ્ત્રીને તુરતની કસુવાવડ થઇ હોય તે સ્ત્રી જો બ્રહ્મચર્ય ન પાળે અને ફરીથી મહિના બે મહિનામાં તેને ગર્ભ રહે તો એ વખતે ગર્ભ રહેવાની સાથેજ તેના મનમા એમ ફીકર લાગવા માંડે છે કે, જેમ ગઇ વખત મને કસુવાવડ થઇ ગઇ તેમ આ વખત પણ જલદી મહીના રહ્યા છે, માટે કસુવાવડ થઇ જશે તો ? આ ફીકર શરૂઆતથીજ તેના મનમાં દાખલ થાય છે કારણ કે એવો તાજો બનાવ બનેલો નજર આગળ તરતો હોય છે પણ એને બદલે એવે વખતે જો લાંબી મુદત સુધી બ્રહ્મચર્ય પાળ્યું હોય તો એ ફીકર ઓછી થઇ જાય છે. અને એ માઠા બનાવની યાદદાસ્ત ઝાંખી પડી હોય છે. તેમજ વચ્ચે લાંબી મુદત જવાથી કસુવાવડના ખ્યાલો ઓછા થઇ જાય છે, અને પોતે નીયમસર મુદત ગાળી હોય, તથા યોગ્ય દવાઓ લીધી હોય, અને શરીર પણ સારૂં થઇ ગયું હોય, તેને લીધે તેની ભાવનાઓમાં પણ એવું બળ આવી જાય છે કે, ઇશ્વરની કૃપાથી હવે મારી સુવાવડમાં કાંઇ વિઘ્ન આવશે નહીં. આવી મજબુત ભાવના થઇ જવી એ પણ બહુ મોટી વાત છે, કારણ કે સંકલ્પના બળથી પણ મન ઉપર અને શરીર ઉપર બહુ જબરી અસર થાય છે, અને જ્યારે એવી મજબુતી રાખવાના મજબુત કારણો મળ્યા હોય ત્યારેજ એવી મજબુતી રાખી શકાય છે. પણ જ્યાં સુધી એવી મજબુતી રાખવાના મજબુત કારણો મળે નહી, ત્યાં સુધી મન ઢચુ પચુ થયાં કરે છે, અને એવી ખરી મજબુતી રહી શકતી નથી. કારણ કે એવી મજબુતી રાખવામાં અમુક મુદતની જરૂર છે, અને બ્રહ્મચર્ય જેવા મજબુત નીયમની જરૂર છે. એ બન્ને બાબતનો લાભ જે સ્ત્રીઓને મળ્યો હોય, તેઓને ફેરીથી કસુવાવડ થવાની ચીન્તા રહેતી નથી. પણ જે સ્ત્રીઓ બ્રહ્મચર્ય ન પાળે અને ફરીથી જેને તુરતજ મહીના રહે, તે સ્ત્રીને ફરીથી કસુવાવડ થઇ જવાની સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે બ્હીક લાગ્યા કરે છે, અને એવી સ્થિતિમાં એ બ્હીક જ્યારે બહુ વધી જાય ત્યારે તે ધા-

સ્ત્રી ખરી પડે છે. આવી રીતે ભાવનાઓને મજબુત બનાવવા સારૂ પણ બ્રહ્મચર્ય પાળવાની તથા ફરીથી ગર્ભ રહેવાની મુદ્દત લંબાવવાની જરૂર છે. પણ આ બધી બાબતો ધ્યાનમા રાખ્યા વિના માત્ર એકલી ઉંચી ઉંચી દવાઓ પાવાથીજ કાંઇ ખરો ફાયદો થતો નથી, એ વાત દરેક સ્ત્રી પુરૂષોએ તથા દરેક વૈદ્યોએ અને ડાકટરોએ ધ્યાનમાં રાખવા જેવી છે.

કસુવાવડ વખતે જેમ બ્રહ્મચર્યની જરૂર છે તેમજ બીજા ઘણા રોગો વખતે સ્ત્રી પુરૂષોને બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે, અને એ બધી બાબતો 'સુન્દરી સુબોધ' જેવા સ્ત્રી ઉપયોગી ઉત્તમ માસિકમાં ચર્ચાવાની જરૂર છે. બ્રહ્મચર્યના ફાયદા વિશે સામાન્ય વાતો કહેવી એ જુદી વાત છે, અને એક એક રોગ પકડીને દાખલા દલીલ સહીત તથા કારણો બતાવીને વાતો કહેવી એ જુદી વાત છે. બનશે તો આવા કેટલાક દાખલાઓ જુદા જુદા રોગ સબંધી હું સૌ ભાઇ બ્હેનોની સેવામાં રજુ કરીશ, અને આશા રાખું છું કે બીજા અનુભવી બંધુએ પણ આવી અગત્યની બાબતો ઉપર કાંઇક નવીન અજવાળું નાંખવા કૃપા કરશે.

( ચોરવાડ ) —વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.

---

## સ્ત્રીઓમાં વાંચન વધારવાની યોજના.

આગની સમાજના હેતુને અનુસરી સ્ત્રીઓમા જાગૃતિ અને જ્ઞાનના પ્રચાર માટે, કેટલાંક બ્હેનો અને બંધુઓની સહાયતાથી, નીચે પ્રમાણે યોજના કરવામાં આવી છે, આશા છે કે સુજ્ઞ બ્હેનો આ યોજનાનો લાભ લેશે અને પોતાની બીજી બ્હેનોને પણ આપશે.

દરેકોઇ શહેરમાં, ગામડામા, શાળામાં, સ્ત્રી સંસ્થામા કે ઘરમા જ્યાં થોડી ઘણી બ્હેનો એકઠી થઇ ઉત્તમ પુસ્તકો, પત્રિકાઓ અને માસિકો નિયમીતપણે વાચશે અગર બીજાને વાચી સમજાવશે, અને વખતો વખત અમને તેમના કામની હકીકત લખી મોકલશે તેમને નીચે જણાવેલાં માસિકો, પુસ્તકમાળાઓ તેમજ પત્રિકામાંથી જેમને જે જોઇશે તે ફક્ત અરધી કિંમતે પૂરાં પાડવામાં આવશે.

જેમને આ યોજનાનો લાભ લેવો હોય તેમણે તરતજ અમને લખી જણાવવું.

વર્ષ આખરે જે સ્થળે સારૂ કામ થયેલુ અમને જણાશે તે સ્થળે કામ આગળ વધારવાને આ સગવડ ઉપરાંત બીજું પણ ઘટતુ ઉત્તેજન આપવામા આવશે.

આ પ્રમાણે ઠેક ઠેકાણે "સ્ત્રી વાંચન ગૃહ" શરૂ થાય અને ત્યા કેળવાયલી બ્હેનો પોતાની અજ્ઞાન બ્હેનોને પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપે, એવા હેતુથી આ કાર્ય હાથ ધરવામા આવ્યુ છે.

| પત્રિકા, પુસ્તક અને ગ્રંથમાળા. | માસિકો. |
|---|---|
| ૧ ભગિની સમાજ પત્રિકામાળા. | (૧) સુન્દરી સુબોધ (૨) સ્ત્રી બોધ. |
| ૨ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા. | (૩) જ્ઞાન સુધા. (૪) નવજીવન. |
| ૩ વિવિધ ગ્રંથમાળા. | (૫) વનિતા વિજ્ઞાન. |
| ૪ ચરિત્ર માળા | |

તરતજ લખો:—

કરસનદાસ જે. ચીતલીયા
ઑન. સેક્રેટરી,
ભગિની સમાજ.

હિન્દ સેવક સમાજ
ઠે ગીરગામ, મુંબઇ.

# વિવિધ વિહાર.

## લગ્ન ગીત.

[ કન્યા દાન વેળા કન્યા તરફની સ્ત્રીઓએ ગાવાનું. ]

સંપાદક બ્હેન શ્રી અજવાળી બ્હેન અમૃતલાલ શાહ-ભાવનગર.

જીનેશ્વર પ્રભુને વદીએરે,
મંડપમાં આનંદ,
આમનણુ સૌને આપીયારે,
કુટુંબ પરિવાર,

* * *ભાઇ તમને વિનવુંરે,
ગાદીએ બીછ વો,
શિરપાવ શેલાના આપજોરે,
દેજો સન્માન

* * *ના પુત્ર આવીયારે,
* * * સુજાણ,
સન્માન સર્વને આપજોરે,
કીર્તિ ગામેગામ,

સગા સ્વજન પંચ સાક્ષીયેરે,
પવિત્ર પુજ્ય તાત,
કન્યા દાનમા આપજોરે,
શક્તિની પ્રમાણ,

માત-તાત-ભ્રાત સૌ કહેરે,
યશસ્વી અમાપ,
વિદ્યા નિપુણ રતિ * * ભારે,
યશ કીર્તિ સાથ,

વડીલ વર્ગ સર્વે મળીરે,
રૂડે ભાળે વેશ,
રક્ષા પ્રભુજી તેની કરોરે,
એવી દઇ આશિષ,

* * *ના પુત્ર ઘણું જીવજોરે,
અવિચળ અખંડ રહો,
ઉભય કુટુંબ રહો સુખીરે,
નમાવીને શીષ,

પુજી સૌ થયાં પાવન,
મંગળ વાજીંત્ર વાગીયારે.
આવ્યાં સ્વજન સભા સાથ,
મંડપ શોભાવવારે.

શેરીએ શેત્રંજી પથરાવો,
* * * બાનાં લગ્ન છેરે.
* * * નગરની આવી છે જાનરે.
પોતાનાં કુળ રીતથીરે.

* * * બાના શિરતાજ,
મોતીડે વધાવજોરે.
આપો શુકન્યાનાં દાન,
* * * ભાઇની વધીરે.

* * * બા શ્રીમાત,
કન્યાદાન આપજોરે.
દેજો શોભીતા શણગાર,
* * * બા મન રીઝરેિ.

* * * નો પુત્ર આપ,
અમારૂં રત્ન સાચવોરે.
સોંપ્યાં તમારે હાથ,
સુશીલ છે શક્તિ સમરિ.

આપે આશિષ સુહેત,
જોડ જુગ જીવજોરે.
આપ જો દીર્ઘાયુષ,
કુલડાંએ વધાવજોરે.

મોધાં * * બાના કંથ,
સુખી શુભીએરે.
એટલી ગાઇ આશિષ,
× × × બેન એમ બોલતીરે.

* ( જ્યાં આવી ફુદડીઓ મુકી છે ત્યાં યોગ્ય સગાં વ્હાલાંનાં નામ બોલવાનાં છે )

# બાળલગ્નનું બળીદાન.

લેખક—શ્રીયુત્ "જોષી,"—લુણાવાડા.

પુત્ર—તપુ છુ'

તપે છે મગજ આજે,
ફુટે છે કંપારી શરીરમાં,
દેખી પાપનો પુંજ !
ફાટો આ હૃદય, પુકારો ગગને જઇ.
ઓ ક્રૂર પિતાઓ!
પરણાવશો નહિ, હમારાં ન્હાનાં બાળ.
પારધિથીયે ભૂંડા છો,
નરવધમાં આનંદ માનનારા
ઓ પિતાઓ!
હડાય લાગો હમારા હ્હાવામાં !
મૂકો છો મૂળમાં છેદ
વિચારો કલ્પના કરી,
રચી ગૃહ-કુંજે હવામાં,
માણવા ચાહો સંસારના લ્હાવ ?
કર્યો છે વિચાર કો દી
નિજ બાલકના શરીરનો?
ઉદ્ધારવા આવશે કોઇ
પુણ્યવર્ષનાં પુણ્ય.
અવતરશે ભગીરથ જ્યારે,
વ્હેશે ભાગીરથીનો પવિત્ર આવ,
ધોવાશે કલિમળ સેકડોના, ને
થશે સંસાર ગંગામય
બસ હવે હું જાઉં છું.

માતા—બેટા! ક્યહાં ?

પુત્ર—સળગતા સંસારને બીતારામથી.

માતા—બેટા! કુળની લાજ
સભાળો. માને ત્યજો ના.
માતાને છેહ દઇ છુટશો ક્યહાં ?

પુત્ર—અરે, પુત્રને કહે છો
ઓ મા ! "માતૃદેવો ભવ."
દેવ છો, હૃદયનાં વિશ્રામ છો,
પ્રેમના ભંડાર છો
કિન્તુ
મા એ મા નથી, બંધુ એ બંધુ નથી.
બ્હેન એ બ્હેન નથી, ઘર એ ઘર નથી !
હા ! ઓ અન્યકાર, પાપના પેસને.
શાસ્ત્રનો આદેશ છે કે,
બ્રહ્મચર્ય પળાવો
પુત્રને અને પુત્રીઓને.
જાઉં છું, મા ! વધારવા કુળની લાજ,
બજાવવા માતનો આદેશ.
જગાવીશ, પુકારીશ પ્રેમ ને શૌર્યનો
આહ્લેક !—
બચાવી મુગ્ધ બાળાઓને, ને
દેવરૂપ સમ બાળને
બનાવીશ ભીષ્મના જેવા અને
બોધાવીશ જગતને જોઇ કલ્યાણકારી
કૃષ્ણની બંસરીથી...કે—
આવશે ગૃહસ્થાશ્રમ આપોઆપ;
ત્યારે પ્રગટશે હિન્દનાં ઉજ્જવળ ભાવિ.

માતા— તથાસ્તુ.

# ફટાણું નહિ ગાવા વિશે.

લેખકઃ રા. રા. કેશવલાલ જગનાદાસ પાલખીવાળા —અમદાવાદ

( રામ લક્ષ્મણ વનમાં સિધાવતા—એ રાગ )

બેની ! ગીત ફટાણાં ન ગાઇએ,
શરમાઇએ તેથી સદાય, લાજે જનેતાય,
જૂઠું નવ ભાખીએ

જેવું દેખે તેવું શીખે દીકરી,
ગાશે ગીત નઠારા તેહ, નહિ સંદેહ,
જૂઠ નવ ભાખીએ

મનુ સ્નેહી ને સજ્જન સાંભળે,
તેથી દાઝે તે દેવ ખચિત, ખોટી એ રીત,
જૂઠું નવ ભાખીએ.

કરે હાંસી દુરીજન હોંશથી,
કહે જગજન નિર્લજ નાર, પડે ધિક્કાર,
જૂઠું નવ ભાખીએ

કુળ ઉભય કલંકિત થાય છે,
તજે સાસુજી નારી સંગ, બગડે એ રંગ,
જૂઠું નવ ભાખીએ

ભણી ગણી જે જૂઠ ભાખતી,
તેના ભણતરમાં પડી આગ, લગાડે ડાઘ,
જૂઠું નવ ભાખીએ

કદી કુળવતીને એ નવ ઘટે,
ભૂંડા બોલ લાગે મન ભાણ, ખરેખર જાણ,
જૂઠું નવ ભાખીએ

માટે વેણ વિચારીને બોલજો,
બોલે બોલનો તોલ ગણાય, નારી ન નિંદાય,
જૂઠું નવ ભાખીએ

કહે કેશવ તમ હિત કારણે,
ગાશો ગીત નઠારા ન કોઇ, ભલી સૌ હોય,
જૂઠું નવ ભાખીએ

---

# ગુણવતી ગૃહિણી.

લેખક—શ્રીયુત " સદ્વિલાસી "—મુંબાઇ.

( મનહર )

પતિની હરેક ભૂલ, દાબીને અનેકવાર,
ફક્ત ગુણ દર્શન, ઘડી ઘડી કરાવે છે,
વૃદ્ધ સુવક ને બાળ, સર્વની લઇ સંભાળ,
અંતરમાં થઇ વ્યાપ્ત, ઘડી વડી માને છે,
હસિત વદન સદા, કુપિત ન જોઇ કદા,
અંતરને આખું ઓક કરે જોઇ દેખીને
એવી "સુખકાર નાર" આ સંસારમાંહિ ભાગ્ય,
યાદ, યાદ, બ્હેનો બ્હેનો વદન કરાવજો
ખટપટોથી થાક્યો વ્હારથી, વ્હીએ બાળ "વ્હાઉ"જ
એવો અકળાયો પતિ, આવી ચઢે ઘરમાં,
જે અકારી તેને વાત, તે વિસારી મૂકે આજ
સ્નેહભરી રીતભાત, રાખતી રીઝાવવા,
મીઠા મીઠા બોલે બોલ, એક એક જે અમોલ
વદન તેનું અતોલ, સ્નેહ લાવે રહેજમાં,
એવી "સુખકાર નાર," આ સંસારમાંહિ બા
યાદ, યાદ, બ્હેનો બ્હેનો વદન વિસાર મો

---

# विद्याकळा–वैदक.

## पाकशास्त्र.

### બટાટાની કેટલીક ચીજો.

લેખકઃ બ્હેન સૌ. ઉમાંગલક્ષ્મી—આગ્રા.

**૧. હલવો.**

શેર બટાકાને બાફીને ભાંગી નાંખવા. આશરે ચારેક ચમચા ઘીમાં શેકવા. શેર ખાંડની ત્રણ તારી જાડી ચાસણી કરી અંદર બટાકા નાંખવા. જરા વધારે સમય કરવા માટે ફરી વધારે ગરમ કરી પછી નીચે ઉતારીને પાશેર માવો અંદર બરોબર ભેળવવો. પછી થાળીમાં પાથરી ઉપર એળચી બદામ ભભરાવી ચોસલાં પાડવાં

**૨. પૂરણપોળી.**

બટાકા શેર બાફી ભાંગીને જરા ઘીમાં સાંતળી સવાશેર ખાંડ નાંખી પૂરણ કરવું. કઠણ થાય એટલે ઉતારી લેવું. પછી ઘઉંનો, કે પરાળમાં વાપરવું હોય તો રાજગરાના લોટનો લુવો લઇ પુરી જેવડો વણી તેની અંદર પુરણ મુકી વણવી ને શેકવી. પૂરણમાં એલચી ને જાયફળનો ભુકો નાંખવો.

**૩. જલેબી.**

શેર બટાકા બાફીને ચાયણી ઉપર ઘસી કાઢવા, જેથી એક પણ ગાંઠો ન રહે. પછી સારી પેઠે હાથવતે થાળીમાં ફીણવા ને મસળવા, જેથી બટાકામાં ચીકાશ આવશે. દશબાર આંગળનો સમચોરસ જાડા લુગડાના કટકાની વચ્ચે ટચલી આંગળી જાય એવડો ગોળ છેદ કરવો. એને બટન પરોવવાના ગાજની પેઠે ઓટી લેવો. એ કપડામાં થોડો બટાકાનો લોંદો મુકી હાથવતે દાબવાથી એ છેદમાંથી નીકળશે. પછી ચુલે પેણીમાં ઘી મુકયું હોય તેમાં હાથવતે દાબતાં જઇને જલેબી પાડવી. જરા બરોબર લાલ થાય ત્યારે ઉથલાવી બીજી બાજુએ તળી, ઉતારીને અડધા શેર ખાંડની ચાસણી કરી મુકી હોય તેમાં ડુબાવી તરત કાઢી લેવી. બહુવાર ચાસણીમાં રહ્યાથી લોચો થઇ જશે. તળતી વખતે તાપ ધીમો હશે કે વ્હેલી ઉથલાવાશે તો છૂટી પડી જશે.

**૪. પાતુડી અથવા ખાંડવી.**

બટાકા બાફી ભાંગી નાંખવા. પછી તેલ મરચાં રાઇ મેથી હીંગનો વઘાર મુકી તેમાં વઘારવા. જરા શેકાય એટલે મીઠું, હળદર, આદુ, મરચાં ખાંડીને કોથમીર સમારીને નાંખવી. લીંબુનો રસ જોઇએ એટલો નાંખવો પછી થાળીમાં પાથરી ચોસલાં પાડી તાઢાં પડે કે ખાવામાં લેવાં. સાધારણ વઘારમાં નાંખીએ તે કરતાં રાઇ મેથી વધારે નાંખવાં.

**૫. પાપડ.**

બટાકાને બાફી એક ગાંઠો ન રહે તેવી રીતે લુછી વાટવા કે ચાયણી ઉપર ઘસી કાઢવા.

બટાકાના લોચાને સારી પેઠે ગુંદવો એટલે ચીકાશ આવશે. અંદર પ્રમાણસર મીઠું ને થોડું જીરૂં ને તેલ નાંખવું. એક ધોયેલું લુગડું તડકે પાથરી તેની ઉપર એક પાપડ માય તેટલા ભાગ ઉપર પાણી ચોપડવું. એ ભીના ભાગ ઉપર થોડો બટાકાનો લુવો લઇ થાપડીને ગોળ પાપડ કરવો. તેજ રીતે પાણી ચોપડી ચોપડીને બીજા પાપડ થાપડવા. સુકાય એટલે એક પાપડ જેટલા ભાગમાં નીચેથી લુગડા ઉપર પાણી ચોપડવું ને ઉપરથી ધીમેથી પાપડ ઉખાડી ફેરવી સુકવવો. એવી રીતે એકે એકે પાણી ચોપડી ઉખાડી લેવા. બરોબર સુકાય એટલે તળવા.

### ૬. કચોરી.

બટાકાને બાફી ભાગી નાંખવા. અંદર મીઠું, હળદર, લીલાં મરચાં ને આદુ વાટીને, કોથમીર સમારીને તથા લીલું ટોપરૂં ખમણીને નાંખવાં. પછી ઘઉંનો લોટ મોણ નાંખીને બાંધ્યો હોય તેની પુરી વણી તેમાં બટાકાનું પુરણ ભરી હાથે દાબી તેલમાં તળવી.

### ૭. ત્રીખુંટ.

બટાકાને બાફી ઝીણા સમારવા અથવા હાથે બહુ લોચો ન થાય તેવી રીતે ભાંગવા. પછી ઘીમાં સાંતળવા. જરા શેકાય ને છૂટા પડી જાય એટલે ઉતારવા. પછી મીઠું, ધાણાજીરૂં, રાતાં ખાંડેલાં મરચાં, ને લીલાં મરચાંના કટકા ઘીમાં તળીને એટલું નાંખવું. ખાટો મસાલો ને ગરમ મસાલો એમ બે જાતનાં મશાલા આવે છે તે નાંખવા. (એ મશાલા ઘણે ભાગે ઉત્તર હિંદુસ્તાનમાં બનાવે છે. ગુજરાતમાં મરચાં ને લીંબુથી ચલાવી લેવું પડે. જો કે મશાલાના સ્વાદની મઝા જુદીજ હોય છે.) પરમ્ ૧॥ લોટને ઘણું મોણ નાંખી બાંધવો તેની લાંબી પુરી વણી એ પુરીના છરીથી વચમાં આડો પાડી બે ભાગ કરવા. દરેક ભાગ અર્ધ ચન્દ્રાકાર ગોળ થશે. ગોળ ભાગ ઉપરની બાજુ રાખી, સીધા ભાગ તરફથી અણી કાઢી પાન વાળવું. પાનની બીડીની પેઠે ત્રણ ખૂણા થશે. વચમાં પેલા બટાકા ભરી ઉપરથી મ્હો બંધ કરી ત્યાં કાંગરા પાડવા. પછી ઘી કે તેલમાં તળવાં.

### ૮. પુરી.

બટાકા બાફી વાટી નાંખવા કે ચાયણી ઉપર ઘસી નાંખવા. અંદર મીઠું મરચું ધાણા જીરૂં, હળદર એ નાંખી સારી પેઠે મસળી વણીને કે હાથ વતી દાબીને પુરી બનાવવી. ન થાય તો થોડો શીંગોડાનો લોટ ભેળવવો. ઘી અગર તેલમાં તળવી.

### ૯. દહીં બટાકા.

બટાકાને બાફી શાકના જેવા મોટા કટકા કરી ઘી અગર તેલમાં તળી જરા લાલ કરવા શેર બટાકામાં અડધો શેર દહીં લેવું ટાઢા થાય ત્યારે એ તળેલા બટાકા દહીંમાં નાંખી દેવા પછી, મીઠું, લીલાં મરચાં, ને આદુના ઝીણા કટકા, કોથમીર સમારીને તથા જરા મીઠાશ માટે ખાંડ નાંખવી. ને મરચા, જીરૂં, ને હીંગનો વઘાર કરવો. બે ત્રણ કલાક પછી ખાવામાં લેવું.

### ૧૦ જાળી પતરી ને શેવ.

કાચા બટાકાને છોલી પાતળી ગોળ કે લાંબી પતરીઓ કરી ઘણા તેલમાં તળવી જાળી પાડવાનો સંચો મળે છે ત્હેનાથી જાળી પાડીને પણ એમજ તળાય છે શેવ કરવી હોય તો છીનીથી છીનીને નીચોવી પાણી કાઢી નાંખવું પછી તળવી મીઠું, મરચું કે મરી ઉપર નાંખવાં.

૧૧. અથાણાં.

બાફેલા બટાકાને ઝીણા સમારી લીલાં મરચાં ને આદુના કકડા સમારેલી કોથમીર, ખમણેલું ટોપરું, મીઠું, ને જરા લીંબુનો રસ નાખવો.

બાફેલા બટાકના મોટા કટકા કરવા. ખાંડેલી રાઇમાં જરા પાણી ને તેલ નાંખી ફીણવી. અંદર મીઠું, હળદર ને જરા ગોળ નાંખી બધું મેળવી બટાકાના કકડા નાંખવા ને હલાવી બધું મેળવી દેવું.

૧૨. શાક વિગેરે.

બટાકામાં ચણાના લોટનું વેસણ નાંખીને, સંભાર ભરીને, દહીં નાંખીને ને બીજાં શાક સાથે મેળવીને,-એમ ઘણી જાતનાં શાક ભજીઆં ને રાયતાં વિગેરે બનાવે છે, જેની સર્વેને ખબર હશે.

---

## માંદા માણસને ખાવાની વાનીઓ.

લેખકઃ બ્હેન સૌ. વિમળા સેતલવાડ.—મુંબાઇ.

માંદા માણસને સહેલાઇથી પચે તેવી વાની બનાવવાની રીત નીચે મુજબ છે.

પ્રોફેસર ટી. કે. ગજ્જરને લગભગ દશ વર્ષથી સંધરણીનો રોગ થયો છે. એમને નરશંક પણ દૂધ એકલું લે તો પચી શકતું નથી. આથી એમણે પોતાને તેમજ પોતાના જેવા રોગીષ્ટ માણસ સારૂ ચોખાના લોટનાં ઢોકળાં, પુડા તથા ભજીઆં ઘણી સહેલાઇથી પચે તેવાં કરવાની રીત શોધી કહાડી છે. આ રીત એમણે પોતે લખાવેલી છે. તે કોઇપણ રોગીષ્ટ (અથવા સાજા) માણસને ઘણી ઉપયોગી થઇ પડશે એમ હું ધારૂં છું.

આ ઢોકળાંમાં બે મુખ્ય ખુબીઓ છેઃ એક તો એ ફક્ત ચોખાના લોટનાંજ બને છે એટલે ઘણાંજ હલકાં થાય છે અને બીજી એ છે કે આ ઢોકળાં કરતાં પહેલાં એનો લોટ પા કલાકથી વધારે વખત આથી મુકવો પડતો નથી, તેથી આ ઢોકળાં કરવાં ઘણાં સુગમ થઇ પડે છે.

### ઢોકળાં કરવાની રીત.

ચોખાનો એક શેર લોટ લઇ તેમાં એક રૂપીઆભાર મીઠું, પોણા રૂપીઆભાર સોડા, સોડા ન હોય તો ખારો, થોડો અજમો, સ્હેજ હીંગ અને હળદર નાંખી શેર આખરેલું દહીં એક શેર નાંખી હલાવી નાંખવું. આ લોટમાં બિલકુલ મોણ નાંખવું નહીં, કારણ કે મોણ જેટલી ચિકાશ દહીંમાંથી મળે છે. છાશ વાપરવી નહીં, તેમ પાણી નાંખવું નહીં.

પછી એક સગડી પર મોટા તપેલામાં પાણી મુકવું અને વચ્ચે ઇટ મુકવી. પાણી ઇટની ઉપર આવે નહીં એવી રીતે ભરવું. તપેલીની અંદર સ્હેલાઇથી આવે અને જાય એવી ત્રણ થાળીઓ સાફ કરી તૈયાર રાખવી. પાણી ખળખળે એટલે એક પાવરા ઉપર અગર એક તાસકમાં થોડો લોટ મુકી તે તપેલાની અંદર ઇંટપર મુકવી, અને તપેલામાંથી વરાળ નીકળી ન જાય એવું સજ્જડ ઢાંકણું ઢાંકવુ. થોડી વાર પછી ઢાંકણું ઉઘાડીને જોવું અને

તાસકમાંના લોટનો રંગ લાલ થયો હોય તો થોડું દહીં નાખવું અને દહીં હાજર ન હોય તો એક આગર જરૂર પડે બે લીંબુ નીચોવવાં; ઢોકળાંનો રંગ જો બહુ ખુલ્લો પીળો થયો હોય તો સ્હેજ સોડા યા ખારો નાખવો. જ્યારે બરાબર પીળો રંગ થાય ત્યારેજ થાળીઓમાં બે આંગળ જાડાઇમાં કાલવેલું પીઠું પાથરવું અને એના ઉપર આદાની ચોખંડી કચુમર અથવા તો કોથમીર નાંખવી અને થાળીઓ તપેલામાં મુકવા માંડવી. લગભગ સાતેક મીનીટ રાખ્યા પછી ઢાંકણું ઉઘાડી લોટ પર આંગળી મુકી જોવી. લોટ કાચુ લાગે એટલે થાળી કહાડી લેવી અને બીજી થાળી મુકવી ઉતારેથી થાળી બે ત્રણ મીનીટ ઠરવા દઇ તેના ચોખંડા કકડા કરી દેવા. ઉન્હાં ઉન્હાં ખાવાથી તેલની પણ જરૂર પડતી નથી. સાજા માણસો તેલ લઇને ખાય તો વધારે સ્વાદિષ્ટ લાગે.

આ ઢોકળામાં મેથીની ભાજી, અળમાના પાંતરાની કચુમર, લસણની કળીઓ, કાકડીની કચુમર, પપૈયાની અને દુધીની છીણ નાંખે તોપણ સારાં લાગે છે. કાચાં પપૈયાને છોલી, તેની છીણ નીચોવીને ઢોકળાંના પીઠામાં નાંખે તો ઢોકળાં ઘણાં ફુલે છે.

આ ઢોકળાં તાઢાં પડે પછી પેણીમાં તેલ મુકીને ભજીયાંની માફક તળીએ છીએ, ત્યારે એનો સ્વાદ અત્યુત્તમ લાગે છે.

### એજ લોટના "પુડા" કરવાની રીત.

ઉપર પ્રમાણે લોટ કાલવવો, પણ થોડું પાણી નાંખી પુડા ઉતારવા જેવો લોટ પાતળો કરવો અને લોટના પુડા ઉતારવા. આ પુડા ઘણાજ ફુલે છે અને સાધારણ રીતે ચોખાનાં કરેલાં ઢોકળાં કરતાં બહુજ પોચા અને રહેલાઇથી પચે તેવા થાય છે. એમાં પણ ઉપર પ્રમાણે જુદી જુદી ચીજો નાખવાથી સ્વાદ ફેર થાય છે.

### તેનાંજ ભજીયાં

આ લોટને ભજીયાં ઉતારવા જેવો પાતળો કરી, માંદા માણસ સારૂ દુધી, વેંગણ, અને કાંદા જેવી હાની ન કરે તેવી ચીજોના પાતળા પીતા કરી ભજીયાં ઉતારીએ છીએ ત્યારે ભજીયું નાના બટાકાની માફક બે બાજુથી ફુલે છે.

ચોખા પણ ન પચે તેવા માણસ સારૂ જવના લોટની ઉપર લખેલી ત્રણે વાની.

તૈયાર જવનો લોટ બજારમાં દવાવાળાને ત્યાં મળે છે. આ લોટને ઇંગ્રેજીમાં "બારલી લોટ" કહે છે. જે માણસને ચોખા થોડા પ્રમાણમાં પચતા હોય તેવા માણસે અડધો જવનો અને અડધો ચોખાનો લોટ એમ લેવો; અને ચોખા બિલકુલ પચતા ન હોય તેવાઓએ તદનજ જવનો લોટ લઇ ઉપર પ્રમાણે મસાલો નાંખી ત્રણે ચીજો બનાવવી.

આ ઢોકળાં દુધ જેટલાંજ હલકાં હોય છે.

---

### જ્ઞાની માણસ મનને જીતે છે.

જ્યારે લોકો તેની સ્તુતિ કરે છે, ત્યારે તેનું મન શાન્ત હોય છે; તેની નિન્દા કરે છે, ત્યારે પણ તેનું મન શાન્ત રહે છે. સદાચારના ઉત્તમ ધર્મપર તેની પ્રીતિ છે અને તેનું મન શાન્ત છે.

—હીનકરરાય અ. રોયક કૃત "નિતિસાર."

# સમયતરંગ.

## વનિતા વિશ્રામ–મહિલા વિદ્યાલય.

( કન્યાઓ અને સ્ત્રીઓ માટે હાઇસ્કુલ. )

તા. ૧ લી જુલાઇ ૧૯૧૬ થી વનિતા વિશ્રામ તરફથી ખાડીયામાં આ સંસ્થા શરૂ કરવાની નક્કિ કરી છે. આપણા રીતરીવાજોને અનુકુળ થાય તેવો વખત અને અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. **પાંચ વર્ષમાં મેટ્રિક્યુલેશન જેટલું જ્ઞાન મળી શકશે.** અને તે ઉપરાંત હાલની શાળાઓમાં નહિ શીખવાતા એવા ગૃહ ઉપયોગી અને વિજ્ઞાનના વિષયોનું સામાન્ય શિક્ષણ આપવાની ગોઠવણ કરી છે.

**અભ્યાસના વિષયો.**

૧ ઇંગ્રેજી, ૨ ગુજરાતી સાહિત્ય, ૩ સંસ્કૃત, ૪ ઇતિહાસ, ભૂગોળ, ૫ ગણિત અને ૬ ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા, ૭ ડ્રોઈંગ, શીવણ, સંગીત વગેરે.

અર્થશાસ્ત્ર.

૮ વિજ્ઞાનશાસ્ત્ર { રસાયણ, પદાર્થ વિજ્ઞાન, ભુસ્તર વિદ્યા, ખગોળ વિદ્યા, વનસ્પતિ શાસ્ત્ર, પ્રાણિ વિદ્યા, અને શરીર વિદ્યા.

અંગ્રેજી શીવાયનું સઘળું જ્ઞાન ગુજરાતી મારફતે આપવાનું છે. પરંતુ અંગ્રેજી ફરજીયાત છે; અને એ ભાષાજ્ઞાન સંગીન કરવા તરફ ખાસ લક્ષ આપવામાં આવશે.

વિદ્યાલયનો વખત બપોરે ૧૨ થી ૪॥ નો રાખ્યો છે.

**શિક્ષકો.**

સૌ. શારદા સુમંત મ્હેતા બી. એ., ( લેડી સુપરીન્ટેન્ડંટ. )

રા. લક્ષ્મીશંકર જોશી, એમ. એ.

રા. રતનલાલ બાપાલાલ દિવાનજી ( અંડર ગ્રેજ્યુએટ. )

સૌ. ચંચળબેન કેશવલાલ ( મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલો. )

સૌ. કમળાબેન (સીનીયર ટ્રેંડ શિક્ષક.)

વેદ સં. શાસ્ત્રી-રાજરાજેશ્વર. ( સંસ્કૃત શિક્ષક. )

આ ઉપરાંત **ડૉ. શીવાભાઈ મોતીભાઈ અમીન** (એલ. એમ. એન્ડ. એસ.) તથા **રા. રમણીકરાય જાદવરાય ઠાકોર** (બી. એ., એલ. એલ. બી.) એ અમુક કલાકો સુધી શીખવવાનું માથે લીધું છે. આ ઉપરાંત બીજા પણ લાયક સુશિક્ષિત શિક્ષકો માટે અરજીઓ માગી છે અને આ સંસ્થાને જેમ બને તેમ ઉત્તમ બનાવવાની અમારી ઉમેદ છે.

**ફી.**

દાખલ ફી: રૂ. ૧—૦—૦ ( બધાં ધોરણો માટે )

**માસિક ફી:** ધોરણ ૧ અને ૨–મફત, ધોરણ ૩, રૂ. ૦–૮–૦. ધોરણ ૪, ૦–૧૦–૦. ધોરણ ૫, રૂ. ૦–૧૨–૦. ધોરણ ૬, રૂ. ૦—૧૪—૦. ધોરણ ૭, રૂ. ૧—૦—૦.

ગુજરાતી ચોથા ધોરણમા પાસ થયેલાને ધોરણ ૧ મા દાખલ કરવામાં આવશે. તે ઉપરાંત બીજી નિશાળોમાં અભ્યાસ કરતાં, તથા નિશાળ છોડી દીધી હોય તેવાને પરીક્ષા લઇ લાયકાત મુજબ ધોરણમાં દાખલ કરવામાં આવશે. પહેલાં ચાર ધોરણો ૭ ૭ મહિને પુરાં કરાવવામાં આવશે અને બાકીનાં ત્રણ વર્ષે વર્ષે પુરાં થશે. આમાંના અમુકજ વિષયો શીખવાની કોઇની મરજી હશે તો તે પ્રમાણે બનતી મદદ કરવામાં આવશે.

અમદાવાદની સ્ત્રીકેળવણીના કાર્યનો વિશેષ વિકાસ કરવા અમે આ રીતનો પ્રયાસ આદર્યો છે. કામ ઘણુંજ ભારે છે એ અમારી જાણ બ્હાર નથી. આશા છે કે સુજ્ઞ બહેનો અને ભાઇઓ તરફથી અમને બનતી સાહાય મળશે.

વનિતા વિશ્રામ, ખાડીઆ-અમદાવાદ. } સુલોચના દેસાઇ. વ્યવસ્થાપક.

## સ્મારક અંક.

### ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ-મુંબાઈ.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની મેનેજીંગ કમિટીના ઠરાવથી મંડળનાં પ્રમુખ સદ્‌ગત ગંગા સ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઇના સંબંધમાં તેમનાં જીવન અને કાર્ય વિષે સ્ત્રીહિતોપદેશનો એક ખાસ સ્મારક અંક પ્રસિદ્ધ થનાર હોવાથી મંડળનાં ઓ. સેક્રેટરીઓ-સૌ. કળાવતી ભવાનીદાસ મોતીવાળા, સૌ. રતનબાઇ લક્ષ્મીદાસ કપડિઆ, અને સૌ. વસુમતી ચન્દ્રશંકર પંડયા, મંડળનાં સભાસદોને, તથા ગુજરાતની સઘળી બ્હેનોને અને બન્ધુઓને સદ્‌ગતનાં સમ્બન્ધમાં કાંઇ લખી મોકલવાને વિનતિ કરે છે અને લખનારાઓને પોતાના લેખો—" ગીરગામ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ "ના સરનામે મોકલી આપવાને વિજ્ઞપ્તિ કરે છે.

દિ. ચન્દા રામજી હિન્દુ ગર્લ્સ હાઇસ્કુલ,
(સી પી ટેન્ક) ગીરગામ બેકરોડ, મુંબાઈ

## કોલેરામાં સાવચેતી.

### ઝાડા અને મરડાનું દરદ અટકાવવાના ઉપાય.

( અમદાવાદ મ્યુનિસિપાલેટી તરફથી પ્રગટ થયેલ સૂચનાઓ. )

આ રોગોનો ફેલાવો થવાનું મુખ્ય કારણ-પીવાનું પાણી તથા ખોરાક છે. અને તેનો ચેપ ખોરાક અને દૂધને માખીઓ મારફતે લાગે છે.

અટકાવવાના ઉપાય—

(૧) ઘરમાં પીવાનું પાણી પાંચ મિનિટ સુધી ઉકાળવું અને વાપરતાં પહેલાં ઠંડુ થવા દેવું. આમ કરવાથી પાણીમાં જે કંઇ ચેપ હશે તેનો નાશ થશે.

(૨) માત્ર તાજો રાંધેલો હલકો ખોરાક ખાવો.

(૩) દુકાનોમાં ઉઘાડી રાખેલી અને માખીઓ બણબણતી મીઠાઇ અથવા બીજો ખોરાક ખાવો નહિ.

(૪) વગર રાંધેલાં શાક ભાજી અથવા કાચાં યા તો ઘણાં પાકી ગયેલાં ફળો ખાવાં નહિ.

(૫) દૂધને પણ સારી પેઠે ઉકાળ્યા વગર ઉપયોગમાં લેવું નહિ. તથા દરેક જાતનો ખોરાક ઉપયોગમાં લીધા પહેલાં થોડો વખત ગરમ કરવો. ખોરાકને ઉઘાડો રાખી માખી અગર ધુળને બેસવા દેવી નહિ.

(૬) આધારૂપ ઝાડો થાય તો ઘટતી દવાનો તાત્કાલીક ઉપાય કરવો, અથવા તરત પાસેના દવાખાનામાં જવું

ह. आनंदजी मूळजी पाधी तरफथी भेट.

પ્રજા-કેળવણીને પ્રથમ પંક્તિએ મૂકનાર મહાન્ રાજ્યકર્તા—



શ્રીમન્ મહારાજ સર સયાજીરાવ ગાયકવાડ, સેના ખાસખેલ, સમશેર બહાદુર

મુંબાઈ યુનિવર્સિટીના પહેલા પાંચ "એલ. એલ. ડી."



પ્રિન્સીપાલ વર્ડઝવર્થ
(૧૮૯૦)



સર રેમંડ વેસ્ટ
(૧૮૮૧)



નામદાર લૉર્ડ રિપન
(૧૮૮૪)



ડૉ૦ સર રામકૃષ્ણ ભંડારકર
(૧૯૦૪)



પ્રિન્સીપાલ સેલ્બી.
(૧૯૦૮.)

ह. आनंदजी मूळजी गांधी तरफथी भेट.

# સુન્દરી સુબોધ ❀ માસિક વધારો.

આપણા બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સુતાનોનું ખરૂં દેશવ્રત છે

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૩—અંક ૪. ૫. એપ્રિલ-મે ૧૯૨૬.

## चन्द्रकला:

( श्री रवीन्द्रबाबु कृत "The Crescent Moon" नामना काव्यसंग्रहमांथी )

भाषान्तर करनारः श्रीयुत् " C. "—उमरेठ.

### ३. निद्रा तस्कर.

" म्हारे जाणवुंज जोइए के म्हारा बाळकनी उंघ कोण चोरी गयुं. "

कटीए घडो टेकवी माता गाम बहार पाणी लेवा गई.

बप्पोर हताः बाळकोने रमवानो वखत पूरो थयो हतो. सरोवरियामां हंसो शान्त हता.

वडनी छाया नीचे भरवाडनो एक न्हानो छोकरो उंघी गयो हतो.

आंबावाडीआ पासेनी तळावडीमां बगलुं शान्त अने गंभीर बनी गयुं हतु.

एटलामां निद्रातस्कर आव्यो अने बाळकनी आंखो उपरथी निद्रा चोरीने चालतो थयो.

माता ज्यारे आवी त्यारे पोताना बाळकने ओरडामां कूदतुं अने फरतुं जोयु.

" म्हारे जाणवुंज जोइए के म्हारा बाळकनी उंघ कोण चोरी गयुं ? म्हारे त्हेने शोधी काढी त्हेना हाथ पग बांधवाज जोइए.

" पथ्थर अने पांदडांमां थइ वही जता झरा पासेनी गुफामां जइ म्हारे त्हेनी शोध करवी जोइए.

" बकुल कुंजोनी तंद्रिल छायाभां पण,—के ज्यां पारेवा हंमेशां कूजन करे छे अने वळी ज्यां चांदनी रात्रिये परियो पोतानां नुपूर खखडावे छे, त्यां पण—म्हारे त्हेनी तपास करवी जोइए.

" संध्याए वांसना वननी कें कें वातो कहेती शान्तिमां हुं छानुंमानुं दोडीडं करीश,-के ज्यां अनन्त आगिया पोतानुं तेज आम तेम उदारताथी रेलावता फरे छे,-अने जे कोइ म्हने मळशे त्हेने दरेकने पूछीश के, ' निद्रा-तस्कर क्यां रहे छे ते तमे कोइ जाणो छो ? '

" म्हारे जाणवुंज जोइए के म्हारा बाळकनी उंघ कोण चोरी गयुं ?'

"जो हुं त्हेने शोधी काढुं तो शुं त्हेनी त्हेवी खो' म्हारे न भूलाववी जोइए ?

" त्हेना माळा उपर एकदम हुमलो करीश अने जोइ लइश के क्यां निद्रा ए क्यां भेगी करे छे !

" ते बधी लूंटी लइश अने घेर लावीश.

" त्हेनी बन्ने पांखो सखत बांधीश अने पछी एक नदीना किनारा उपर बेसाडीश. अने पछी एक बरुनी वांसळी आपी माछलां साथे अने कमळो साथे रमवा दइश. सांजरे ज्यारे मेळो पूरो थशे अने गामडानां बाळको पोतानी माताना खोळामां बेसशे, त्यारे रात्रिनां पक्षीओ त्हेना कान आगळ जइ मश्करीओ करशे के " हवे कोनी निद्रा चोरी लावीश ? "

## ४. अवतार.

"हुं क्यांथी आव्युं ? त्हें म्हने क्यांथी उपाडी लीधुं ?" बाळके माताने पूछयुं. बाळकने छाती सरसुं चांपी, अर्धु हसतां, अर्धु रोतां माताए जवाब आप्योः

" बापु, तुं म्हारा हृदयमां म्हारी इच्छानी माफक छूपायेलुं हतुं.

" म्हारा शैशवमां बाळरमतनी ढींगलीमां पण तुं हतुं, अने दर प्रभाते ज्यारे म्हारा प्रभुनी मूर्ति माटी वती बनावती त्यारे हुं त्हने बनावती अने भागी नांखती.

" आपणा गृहदेवनी साथे तुं हतुं: अने त्हेनी पूजा करती वखते त्हने पण हुं पूजती.

"म्हारी आशामां, म्हारा स्नेहमां, म्हारा जीवनमां, अने, खुद म्हारी माताना जीवनमां पण त्हारुं अस्तित्व हतुं.

" जे देव, जे अमर आत्मा आपणुं कुटुंब रक्षे छे- त्हेना खोळामां तुं अनेक युगोथी पोषायलुं छुं.

" म्हारी शैशवावस्थामां ज्यारे म्हारा हृदयनी पांदडीओ उघडती हती त्यारे तुं त्हेनी आसपास सुरभिनी माफक भमतुं.

" સૂર્યોદય પહેલાં ઉગતી સુનેરી સુરખીની માફક મ્હારાં નવયૌવન ગાત્રોમાં ત્હારી મૃદુતા અને મધુરતા ખીલી નીકળી.

" પ્રભાતના તેજની જ સાથે જન્મેલા ઓ મ્હારા સ્વર્ગના પ્રથમ વાલુડા ! તું માનુષી જીંદગીના ઝરાની પાર ગયો છે, અને છેવટે મ્હારા હૃદયમાં આવી વસ્યો છે.

" ત્હારા તરફ જરા દૃષ્ટિપાત કરું છું તેટલામાં તો કોઈ ગૂઢ તત્વથી હું આકુલ-વ્યાકુલ બની જાઉં છું: તું જે સર્વનું છે, તે મ્હારું બન્યું છું.

" કદાચ ત્હારો વિયોગ થાય તે બીકથી છાતી સરસું ત્હને હું ચાંપુ છું. કયા યોગે સારી આલમનો આ ખજાનો મ્હારા મતનુ હાથમા પૂરાઈ રહ્યો છે ? "

---

## દૂરનું દૂર.

લેખક—શ્રીયુત " નૂતનશ્રી. "—અમરેલી

( માલ કોષ )

ગયુ એ સમણું દૂરનું દૂર. ગયુ એ૦ ( ધ્રુ૦ )
સમણા માટે સતત બન્યો રહું,
ધૂન મહિ ચકચૂર. સમણું૦—ગયુ એ૦
    આશા અંતરમા ઉભરાતી,
    કાવ્ય રસે સરિતા છલકાતી,
    શબ્દોની માળા ગૂંથાતી,
પણ તે ના'વે ક્રૂર સમણું૦—ગયુ એ૦
    રસ પુષ્પોની સેજ બીછાવી,
    હૃદય હિન્ડોલે પ્રાણુ પ્રસારી,
    આમન્ત્રણ દેરી દઇ આવી,
તોયે દૂરનું દૂર: સમણું૦—ગયુ એ૦
    દૂર છતાં એ લુપ્ત ન થાયે,
    દૃષ્ટિ પથે રહીને લલચાવે;
    દૂર થકી સન્દેશ કહાવે,
" આવીશ નહિ જરૂર " સમણું૦—ગયું એ૦
    આન્દોલન હૃદયે બહુ થાયે,
    કાવ્ય રચાયે ને ફુટી જાયે,
    સ્થિતિ પ્રભુ ' જો આ બદલાયે,
તો સમણાનાં પૂર' સમણું૦—ગયું એ૦

---

## મ્હારે આંગણે.

લેખકઃ—શ્રીયુત "કુસુમાકર." (બી. એ.)-સુરત.

મ્હારે આંગણે એક અમર વેલડી સુહાય,
રસઘેલી કોકિલા વસન્તગીત ટહુકી જાય.
ચારૂ ચન્દા સ્નેહે ચન્દનચોક પુરી જાય,
મ્હારા ઉરની ઉષા દિવ્ય રંગ પુરી જાય.
મરકડે મીઠે સન્દેશ સ્નેહનો કહી જાય,
આંખલડીનાં તેજે અનન્ગ આજી જાય.
સુધાહાસિની એ મ્હને અમી પાઇ જાય,
દિવ્ય પ્રણયરસે મ્હારૂં હૃદય તો ભીંજાય.

## મૃત્યુને.

લેખક—બ્હેન શ્રી "લહરી."—સુરત.

ઓ મૃત્યુ! સર્વ જન ક્રૂર ત્હને ગણે છે,
ત્હારૂં સ્વરૂપ-તુજ નામ અપ્રિય લાગે;
ના હું ત્હને ક્રૂર ગણું, નવ ઘોર માનું,
ત્હારૂં સ્વરૂપ તુજ નામ સુરમ્ય લાગે
તું બંધનો જગતનાં જડ તોડી નાખે,
ને આત્મને અમર ચેતનમા ઉરાડે;
લેશ પ્રપંચ જગના થકી આત્મને જે,
લાગી રહી રજ ઘણી, સહુ તે નિવારે.
વ્હાલા જનો ત્યજી ગયા જગમાં સહુને,
તે સંગ તું ચિર સુયોગ કરાવનારૂં,
જ્યાં સ્નેહનો અસીમ સાગર ગાજતો ને
આનન્દ, શાન્તિ જ્યહિં રત્નજ છે છુપેલાં
એવા શુચિ સુખ પ્રદેશ મહિં મૂકે તું,
જ્યાં સ્વાર્થ લોભ જગનાં કદી ના પ્રવેશે.
તો હું ત્હને ક્રૂર ગણું કયમ ઘોર માનું?
ને કેમ ના તુજ સ્વરૂપ સુરમ્ય જાણું?

## વ્હાલાંને આમન્ત્રણ.

લેખકઃ—શ્રીયુત "અરૂણ."—મુંબઇ.

(રાગ, ઢાળ—પ્રકટયા શ્રી કૃષ્ણ મન ભાવતા રે લોલ)

વ્હાલાં! આવોને રંક ઝૂંપડે રે લોલ;
નેહથી સુહાવો અમ ગેહ જો!
વ્હાલાં! આવોને રંક ઝૂંપડે રે લોલ
ખીલી વસંતની વાડીયો રે લોલ
કોયલ કરે ટહુકાર જો!
વ્હાલાં! આવોને રંગ માણવા રે લોલ.
વાગે વસંતની વાંસળી રે લોલ
ઝીલે કુસુમ કળી રાસ જો!
વ્હાલાં! આવો એ રાસ ઝીલવા રે લોલ.
નેહ-લતા કેરા રૂડા હીંચકો રે લોલ.
ઉગ્યા હીંચોળુ હીંચોળ જો!
વ્હાલાં! આવો, ઝૂલો એ હીંચકે રે લોલ
નયને ઝરો પીયૂષનો રે લોલ
પીજો, પીવાડજો એ નીર જો!
વ્હાલાં! તૃષા સદા છીપાવજો રે લોલ.
સ્નેહી! ભૂખ્યાં તમારાં ભાવનાં રે લોલ
પૂરો એ રંકના કંઇ કોડ જો!
વ્હાલાં! આવોને રંક ઝૂંપડે રે લોલ.

# મિશ્ર હાલરડું.

લેખક—શ્રીયુત "રસિક"—ભાવનગર.

દ્રુતવિલંબિત— નિંદરમાં શિશુનું મુખ મીઠડું,
રુદનમાં પણ તે મુખ રૂડલું;
નયન નિદ્રિતમાં મૃદુલી પ્રભા,
નિંદર લે પ્રિય બાલક બાલુડા !

ગરબી— રે, તું આવડું શું કાજ રડે, બાલુડા રે લોલ,
તને માન્ય મધુર દુધ નથી, કાલુડા ? રે લોલ.
નથી ભાવ તને ખેલ ઉપર શું ભલા ? રે લોલ,
નિંદર લે તું બાલ પ્રિય મુજ બાલુડા ! રે લોલ.
પુછું પારણાને–"બાલ ન શું પોઢતું ?" રે લોલ,
પારણું કહે–"તે દુધ મીઠી ઓઢતું" રે લોલ.

દ્રુતવિલંબિત— નિંદરથી સમણાં દુર હું કરૂં,
મધુર નિંદર તું નયણે ભરૂં.

ગરબી— મુજ બાલ સાથ જન્મ મધુ-માસનો રે લોલ,
બાલને મળ્યો ગુલાબી રંગ ગાલનો રે લોલ.
ધન્ય જન્મ સમય છે વસંતપંચમી રે લોલ,
નિંદર લે તું મંજુબાલ ! ઘેનમાં મચી રે લોલ.

દ્રુતવિલંબિત— નિંદરની પરી નાસી જતી કહાં ?
રવિ ચડે ઉદયાચળ આ જહાં !
રેમકડે રમવા પછી જાગજે,
નિંદર બાળક ! લે; હમણાં મજે.

ગરબી— મુજ ઝુલણે ચંદુલો કલ્લોલતાં રે લોલ,
મોગરા સુવાસ મિષ્ટ મહૂ ઢોળતા રે લોલ.
ગંધહીન ફુલવેલ નથી ચીતરી રે લોલ,
નિંદર લે તું બાલ ! નેણમાં ભરી ભરી રે લોલ.

દ્રુતવિલંબિત— મધુ પ્રભાત સુધી સુખમાં સુજે,
પછી પ્રભાત પતત્રી ટુહૂકશે;
સબળ, સ્વસ્થ તદા શિશુ ! જાગજે,
તવ લગી પ્રિય બાળક ! ઉંઘજે.

વિશ્વ રાત્રિએ નેતા દીપક, પ્રેમ સ્નેહની દેવી સ્નાતક;
અનુપમ અમૃતની રસ પોષક, સ્નેહમયી શુભ નાર.
જીવનનાં નવલાં કૈં ન્હાણાં, જીવનનાં રસમય કૈં લ્હાણાં;
વિમલ સ્નેહનાં સુખમય માણ્યાં, સ્નેહમયી શુભ નાર.
વિશ્વ વિષે રસધામ મધુરું, સ્વર્ગ સમાન અભીષ્ટ અનેરું;
સત્ય જીવનનું સાધન રૂડું, સ્નેહમયી શુભ નાર.
રસ અંતરના સેવા દેવા, શુદ્ધ સ્નેહની સાત્વિક મેવા;
જ્યોતિ અખંડ અનુપમ એવા, સ્નેહમયી શુભ નાર.
દિવ્ય દયા રસ અમૃત ઝરણી, સ્વર્ગ તણી સુખદા નીસરણી;
મીષ્ટ રસે જીવન દુખહરણી, સ્નેહમયી શુભ નાર.

---

# સ્નેહનો સાગર.

લેખક—શ્રીયુત્ " મલયાનિલ. " ( બી. એ. ) અમદાવાદ.

( રાહ–પ્રભાત. )

ડૂબીઓ છું આજ હું તો સ્નેહતણે સાગરે,
ડૂબીઓ છું ત્હોય, કો ન તારશો મ્હને;
ડૂબીઓ તો ડૂબવા દોઃ ડૂબવામાં છે મઝાઓ,
ડૂબવા ફરી ન સ્નેહસાગરો મળે.

ઉછળે અનેક છોળ, ભમરીઓ ભમન્તી ગોળ;
ભરતી, જો ! ચઢી છે પૂર, ઉર્મિ ત્યાં ઝુલે,
છોળમાં ચઢું છું ને ભમું છું મધ્ય ચોતરફ;
ચિત્ત આ તુફાનમાં હસી હસી ફુલે.

છે પૂરાયાં નેત્ર કર્ણ, દેહના ફર્યા છે વર્ણ,
સ્નેહ વારિના સુરંગ, અંગમાં ભળ્યા;
એક રાગી થઇ રહ્યાં છે, અંતર ને આત્મ આજ;
ઉર આભલાષ સર્વ, ત્યાંજ ઓગળ્યા:

દર્શનીય વારિતણાં, સ્વર ગંભીર વારિતણો;
અન્ય કો ન નયન કે, ન શ્રવણમાં પડે.
ઘૂમતો એ જળ અહીં, ડૂબી મઇ હતી તહીં જ;"
પ્રિયતર શું અવર સ્થાન મૃત્યુને જડે ?

---

# समाज-साहित्य-विज्ञान.

## કન્યા શિક્ષણ અને સ્ત્રી કેળવણી.

[ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા તરફથી ત્હેના પ્રમુખ ઓન. રા બ રમણભાઇ મહીપતરામ નીલકંઠે " કન્યાઓ અને સ્ત્રીઓની કેળવણી " ની અભિવૃદ્ધિ સારૂ ગૂજરાતી વિદ્વાનો તથા સાહિત્યની સંસ્થાઓ તરફ અભિપ્રાય માટે એક પ્રશ્નમાળા મોકલી હતી આ પ્રશ્નો સુન્દરી સુબોધના ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ કરવામાં આવ્યા હતા મળેલા ઉત્તરોના ત્રણ વિભાગ કર્યા છે (૧) જાહેર સંસ્થાઓ તરફથી મળેલા, (૨) વિદ્વાનો અને વિદુષી બ્હેનો તરફથી મળેલા, અને (૩) માસિક અથવા વર્તમાન પત્રોમાં પ્રકટ થયેલા. આ ઉત્તરોમા સ્વભાવિક રીતે કેટલુક સામ્ય જોવામા આવે છે પરન્તુ ત્હેની સાથે કોઇ કોઇ ઉપયોગી સૂચનાઓ અને નવીન વિચાર પણ છે, જો કે કેટલાક અભિપ્રાય તો એવા છે કે તે વિષયમા લાંબા વખત સુધી વિદ્વાનોને મતભેદ રહેવાનો.

પ્રાપ્ત થયેલા ઉત્તરોનું દોહન કરીને વ્યાવહારિક રીતે કેટલે દરજ્જે એમાંની સૂચનાઓ આપણે હાલ સ્વીકારી-સ્વીકારાવી શકીએ છીએ, એ વાત ગુજરાત સાહિત્ય સભાના વિદ્વાન મંત્રી, રા રા. હીરાલાલ ત્રિ પારેખ ( બી એ. ) એઓએ આ સાથે અપેલા અનુલેખમાં સારી રીતે કહી છે અમને આશા છે કે આ અભિપ્રાયોના પ્રકાશનથી આપણી સ્ત્રી કેળવણીની ખામિઓ દૂર કરવા તથા ત્હેની જરૂરિયાતો પૂરી કરવા તરફ દેશ પ્રેમી બ્હેનો, તથા બન્ધુઓનું વિશેષ લક્ષ જશે અને આપણે તે વિષયમાં વધારે સરળતાથી મતિ કરી શકીશુ

તંત્રી, સુન્દરી સુબોધ. ]

( अ )

### ૧. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ—મુંબાઇ.

૧. સવાલ—( કન્યાઓને અભ્યાસ વધારવા મળતાં ) આ ચાર પાંચ વર્ષ દરમ્યાન ઇંગ્રેજીનું શિક્ષણ આપવું કે માતૃભાષા દ્વારા ઉચું શિક્ષણ આપવા યોજના કરવી ? તે વિષે આપનો શો અભિપ્રાય છે ?

જવાબ—પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી હિંદુ કન્યાઓને લગ્ન પ્હેલા તથા લગ્ન પછી ઓછામાં ઓછા ત્રણ ને વધતામાં વધતા ચાર વર્ષ પોતાની કેળવણી આગળ વધારવાને હાલમાં સન્જોગો પ્રાપ્ત થયેલા છે. આ ટુંક મુદ્દત દરમ્યાન બધા વિષયોનું શિક્ષણ માતૃભાષા દ્વારા જ અપાવવુ અને ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ તે પણ સાથે અપાવવું. પણ તે શિક્ષણ એટલુંજ જરૂરી હોવુ જોઇએ કે જેથી કરીને દરેક કન્યા સાધારણ ઇંગ્રેજી પુસ્તકો સ્હેલાઇથી વાંચી સમજી શકે અને પોતાનો વિચારો સ્હેલી ભાષામ દર્શાવી શકે.

કરી હતી અણુ વડી સરકારે સ્થાનિક સરકારોના અભીપ્રાયો લેઈ આ સહતને અવ્યવહાર ગણી હતી. આવા સંજોગોમાં મેળાયલી પ્રાથમિક કેળવણી બ્હોળા વિસ્તારમાં ફેલાય એ ઇચ્છવાજોગ છે. જો છોકરા અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગાં અપાય તો તે શિક્ષણ બેવડા વિસ્તારમાં આપણે આપી શકીશું. આના સંબંધમાં હિંદુસ્થાનમાં જે સ્ત્રીપુરૂષોને રાંકા હોય તેમનું ડાક્ટર ડબલ્યુ. ટી. હેરીસ જે કહે છે તે ઉપર-અમો ખાસ ધ્યાન ખેંચીયે છીએ. તે કહે છે કેઃ—

Co-education of the sexes is preferred because it is natural, following the ordinary structure of the family, and of Society; customary, being in harmony with the habits and sentiments of everyday life; impartial, affording one sex the same opportunity for culture that the other enjoys; economical, using the school funds to the best advantage; convenient, both for superintendent and teachers, in assigning, grading, teaching, and discipline; beneficial to minds, morals, habits, and development of pupils.

—Dr. W. T. Harris.

"છોકરા તથા છોકરીઓને સાથે કેળવણી આપવાનું પસંદ કરવાજોગ છે, કારણ કે તે કુટુંબ અને મંડળીનાં બાંધારણ બંધારણ મુજબનું હોવાથી કુદરતી છે; દરરોજની આપણી જીંદગીની આદતો અને આચાર વીચારોને તે અનુસરતું હોવાથી તે રીવાજ મુજબનું છે. એક જાતીને અભ્યાસ કરવાની જે તક મળે છે તેજ તક બીજી જાતી પણ ભોગવતી હોવાથી તે અપક્ષપાત છે; શાળા માટેનાં ફંડોનો ઉપયોગ સર્વેથી લાભકારક રીતે થતો હોવાથી તે કરકસરભરેલું છે; તે નીમાંણુ કરવા, ચહડ ઉતર બનાવવા, શિક્ષણ આપવા, અને ડીસીપ્લીન જાળવવાના સંબંધમાં એને સુપ્રીનટેનડંટ અને શિક્ષકો માટે સગવડ ભરેલું છે; વિદ્યાર્થીઓનાં મગજ, નીતિ, આદતો અને ખીલવણી માટે લાભકારક છે."

ડાક્ટર ડબલ્યુ. ટી. હેરીસ.

અમારા માનવા મુજબ આવું ભેગું શિક્ષણ ફક્ત ૯ વર્ષ સુધીજ આપવવું. હિંદુસ્થાનમાંની હિંદુ કન્યાઓમાં ૧૦ થી ૧૧ મે વર્ષે એકદમ જે ફેર થાય છે તે જોતાંજ અમો આવું ભેગું શિક્ષણ ફક્ત નવ વર્ષની ઉમર સુધી આપવાની તરફેણમાં છીએ.

૬. સવાલ—શાળામાં જઈ ન શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓ માટે દર્શાવેલી યોજના વીષે આપનો શો અભિપ્રાય છે? આપ તે સંબંધમાં શી સુચનાઓ કરો છો?

૧. ક્રમવાર ચહડતું વાંચનઃ આ માટે અત્યાર સુધી પ્રસિદ્ધ થએલાં ગુજરાતી પુસ્તકોમાંથી આશરે ૧૦૦ પુસ્તકોની પસંગી કરવી અને તેને પદ્ધતિ-સર પૌરણવાર ગોઠવી, તે યાદી પ્રસિદ્ધ કરવી.

જવાબ—હાલમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી ૧૦૦ પુસ્તકો પસંદ કરવા એ ઠીક છે.

અમારા વિચાર મુજબ સ્ત્રીઓને ખાસ ઉપયોગી વિષયો સંબંધી પુરતું જ્ઞાન મળે તે સારૂ પંદરથી વીશ વિષયો નકી કરી તે ઉપર ખાસ જુદા જુદા વિષયોના અનુભવીઓ પાસે ખાસ " ટેક્સ્ટ બુકો " રચાવવી એ મોટી અગત્યની બાબત છે. આવી ચોપડીઓનાં લખાણો હીંદુ સંસારને લાગુ પડે એવા જોઇએ. ચોપડીઓ દાખલા દલીલોથી ભરપુર, પીક્ચરો સાથની સરળ ભાષામાં લખાયલી હોવી જોઇએ. આવી ચોપડીઓનો એક આખો સેટ ખરીદનારને છુટક ચોપડી લેનાર કરતા સસ્તે ભાવે આપવાની ગોઠવણ રાખવી. છુટક ચોપડીઓની પણ કીમ્મત ખરચ નીકળે તેટીજ રાખવી. પૈસા કમાવાના લોભથી મોટી કીમ્મત રાખવાથી ચોપડીઓ ખપશે નહિ. અને ધારેલો લાભ સ્ત્રીઓ તેનો લઇ શકશે નહિ.

આવી રીતી અખત્યાર કરવાથી ગરીબ સ્ત્રી હશે તે પણ થોડા રૂપિયા ખરચી સાધારણ બાંધણીની ચોપડીઓનો આખો સેટ ખરીદ કરી પોતાને જરૂરોપયોગી જ્ઞાન મેળવી શકશે; આ જ ગરીબ સ્ત્રી હાલનાં પ્રસિદ્ધ થયેલાં ૧૦૦ પુસ્તકો, જેમાંના ઘણાંખરા તેને ખાસ લાયકના ન હોય તે છતા પણ પૈસા ખરચે એ બનવા જોગ નથી.

આવા સેટ રચાવી પ્રસિદ્ધ કરવામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તથા નામદાર મહારાજા ગાયકવાડ, નામદાર ગોંડલના ઠાકોર સાહેબ, નામદાર ભાવનગરના મહારાજા, ઓનરેબલ ચીનુભાઇ માધવલાલ વિગેરે ધનાઢય રાજા રજવાડાઓ તથા ધનાઢય હિંદુઓ ઘણું કરી શકે એવી સ્થિતિમાં છે.

યોજનામાં જણાવ્યા મુજબ જે યાદી પ્રસિદ્ધ કરવામાં આવે તો યાદી વધુ વાંચન સારૂ ઉપયોગી થઇ પડશે.

૨. ગોઠલાકનો કલાસ વનિતાવિશ્રામ, મહિલા મંડળ, વિગેરેમાં ખોલવો અને ત્યાં ઇંગ્રેજી વ્યવહારૂ જ્ઞાન અને ગુજરાતી દ્વારા ઉંચુ શિક્ષણ આપી શકાય તેવી યોજના કરવી.

જવાબ—ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી, સેવા સદન તરફથી તથા શેઠ નરોતમ મોરારજી ગોકળદાસે કાઢેલા ગુજરાતી સ્ત્રી શિક્ષણ વર્ગો તરફથી જુદા જુદા સ્ત્રી ઉપયોગી વિષયો શીખવવા સારૂ અમુક જગાએ ક્લાસો કાઢવામાં આવ્યા છે ને તેવા કલાસોથી સ્ત્રીઓને લાભ થાય છે. પણ જેટલો લાભ આવા કલાસોનો લેવાવો જોઇએ તેટલો લેવાતો નથી. મારૂંજ અમારૂં માનવું છે કે " હોમ-ક્લાસો. " કાઢવાથી મોટી સંખ્યામાં સ્ત્રીઓ તેનો લાભ લેશે. મોટા મોટા લત્તાઓમાં આવેલી મોટી ચાલીઓમાં, આખો ટાઇમ ( ૧૨ થી ૫ સુધી ) કામ કરનાર પગારદાર બાઇ શિક્ષક રાખી તેની પાસે અમુક ચાલીઓમાં, અમુક સ્ત્રીના ઘરમા તે ચાલીઓમાં રહેતી સ્ત્રીઓને એકઠી કરી શીક્ષણ આપવામાં આવે તો ઘણો ફાયદો મોટી સંખ્યાની સ્ત્રીઓને થાય. જે કલાસો ઉઘાડવામાં આવે તેમાં એકજ ધોરણનો અભ્યાસ કરનારી સ્ત્રીઓનેજ દાખલ કરવી. જુદા જુદા ધોરણોનો અભ્યાસ કરનાર બાઇઓ હોય તો તેને સારૂ જુદા જુદા શીક્ષકો રાખવા પણ તેમા પૈસાની તંગીને

લીધે ન બની શકે તો પણ આ નિયમની વિરૂદ્ધ કામ કર્યાથી પૈસા બરબાદ થાય છે. શિક્ષકોને કંટાળો આવે છે ને શીખનારાઓ નાસીપાસ થાય છે એટલુંજ નહિ પણ તેઓ પોતાનો અભ્યાસ જોઇએ તેટલો આગળ વધારવાને અશક્ત બને છે.

સ્ત્રીઓ સારૂં પણું જે વર્ગો કાઢવામાં આવે તેમાં ઇંગ્રેજી વ્યવહાર જ્ઞાન તથા ગુજરાતી દ્વારા ઉચ્ચ શિક્ષણ તથા કળા કૌશલ્યના સ્ત્રીઓને મનગમતા વિષયોનું જ્ઞાન મળે એવી ગોઠવણ કરવી જરૂરનું છે.

પરણેલી સ્ત્રીઓ અને વિધવા સ્ત્રીઓ સારૂ બની શકે ત્યાં સુધી જુદા વર્ગો કાઢવા. મોટાં શહેરોમાં આમ કરવું ખાસ જરૂરનું છે.

૩. અઠવાડિક ભાષણની યોજના: જુદા જુદા વિષયોપર પાંચથી દસ ભાષણની યોજના કરવી. તે સ્ત્રીઓ સમક્ષ અપાવવાં અને પછી છપાવી જુદે જુદે સ્થળે તે ભાષણો અન્ય દ્વારા અપાવી શકાય તેવી વ્યવસ્થા કરવી.

જવાબ—અમુક ભાષણ એક સ્થળે અપાયા પછી તે ભાષણ છપાવવું અને તેની નકલો જોઇતી સંખ્યામાં બ્હાર પાડવી. આ નકલો જાહેરમાં વ્હેંચવી નહિ. છાપેલી ચોપડીઓ તઇયાર થયા પછી શહેરના જુદા જુદા લત્તામાં તે ભાષણ પાછું અપાવવાની ગોઠવણ કરવી. આવી રીતે બધા લત્તાઓમાં ભાષણ અપાઇ રહ્યા પછીજ છાપેલી નકલો વેચવી અને ભાષણ જુદા જુદા છાપાદ્વારા પ્રસિદ્ધ કરાવવું. જુદાં જુદાં છુટક ભાષણો સાથે ખાસ મહત્વના વિષયો સારૂ ભાષણમાળાની ગોઠવણ કરવી.

૪. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી સ્ત્રી શિક્ષણ પરીક્ષા લેવાય છે તે જુદે જુદે મુખ્ય સ્થળે લઇ શકાય તેવી વ્યવસ્થા કરવી.

જવાબ—આ યોજના ઉત્તમ છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે પણ આવી યોજના રચી છે ને તે નીચે મુજબ છે:—

## સ્ત્રી શિક્ષણ પરીક્ષા.

આપણા હિંદુ સંસારમાં અને ત્હેમાં પણ ખાસ કરીને ગુજરાતી હિંદુ સંસારમાં નિશાળમાં પૂરેપૂરો અભ્યાસ કરવાનું અનેક સંયોગોને લીધે સ્ત્રીઓથી બની શકતું નથી. છતા ગૃહસંસારમાં પડયા પછી પણ પતિ, ભાઇ કે સુશિક્ષિત બ્હેનપણીઓના સહવાસથી ઘણી બ્હેનોને અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છા થાય છે. ઉમ્મર વધી જવાથી તેમજ કુટુમ્બનાં કર્તવ્યોનો ભાર પોતાને માથે હોવાથી આપણી સ્ત્રીઓથી નિશાળે જવાનું બની શકે તેમ હોતું નથી તેમજ ઘેર શિક્ષક રાખવાની સવડ કાંઇ બધાંને હોતી નથી. આવી સ્થિતિમાં અભ્યાસ કરવાની ઇચ્છાવાળી બ્હેનોની જરૂરિયાતો પૂરી પાડવા અને જે બ્હેનોનામાં તેવી ઇચ્છા ન હોય ત્હેમનામાં મૂર્તિમંત દૃષ્ટાન્તથી વિદ્યા માટે રુચિ ઉત્પન્ન કરવા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે સ્ત્રી શિક્ષણ વર્ગો કેટલોક સમય થયાં ખોલ્યા છે. તે ઉપરાંત, દરેક વર્ષે બે વાર છ છ મહિનાને અંતરે સ્ત્રીશિક્ષણ પરિક્ષા લેવાનો ક્રમ યોજવામાં આવ્યો છે પ્રથમ વર્ષની બને પરિક્ષાઓ માટે નીચેનાં પુસ્તકો પસંદ કરવામાં આવ્યાં છે:—

| પુસ્તક. | કર્તા. |
|---|---|
| ૧. સરસ્વતીચન્દ્ર, ભાગ ૨. | ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી. |
| ૨. માતે શીખામણ. | ડૉ. ત્રીભોવનદાસ શાહ. |
| ૩. સ્ત્રી કર્તવ્ય. | રા. બ. હરગોવીન્દદાસ કાંટાવાળા. |
| ૪. અમ્હારા જીવન સંબંધી કેટલીક યાદગારીઓ. | શ્રીમતી રમાબાઇ રાનાડે. સૌ. ભદ્રા મડગાવકર. |
| ૫. પસંદ કરેલાં દસ કાવ્યો. | (મંડળ તરફથી સગ્રહ પ્રકટ થશે.) |

આ પરીક્ષામાં વિજયી નીવડનાર બ્હેનોને મંડળ તરફથી પ્રમાણપત્ર (સર્ટીફીકેટ) આપવામાં આવશે. પ્રથમ પરિક્ષા ઈ. સ. ૧૯૧૬ ના જુન માસમાં થશે. લિખિત અથવા મ્હોંડાની. જેમને લિખિત પરિક્ષા આપવી હશે તેઓ લિખિત આપી શકશે અને જેમને મ્હોંડાની આપવી હશે તેઓ તે મુજબ આપી શકશે બન્ને પ્રકારની પરીક્ષાઓમાં સવાલો એના એ પુછવામાં આવશે. બની શકશે ત્યાં સુધી પરીક્ષકો તરીકે સ્ત્રીઓને નીમવામાં આવશે, પરિક્ષકોના નામ જાહેર કરવામાં આવશે.

વિજયી નીવડનાર સર્વ બ્હેનોને પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) મંડળ તરફથી આપવામાં આવશે. તે ઉપરાંત, પ્રથમ પાંચ બ્હેનોને નીચેને ક્રમે બન્ને પરિક્ષાઓમાં ઇનામો આપવામાં આવશે—

| | |
|---|---|
| ૧. રૂ. ૨૫ નું ઇનામ, | ગં. સ્વ. જમનાબાઇ નગીનદાસ સકઇ તરફથી. |
| ૨. રૂ. ૨૦ નું ઇનામ, | સૌ. લીલાવંતી કીકાભાઇ પ્રેમચંદ તરફથી. |
| ૩. રૂ. ૧૫ નું ઇનામ, | સૌ. લાડકાબાઇ લક્ષ્મીદાસ રવજી તેરસી તરફથી. |
| ૪. રૂ. ૧૦ નું ઇનામ, | લેડી લક્ષ્મીબાઇ વરજીવનદાસ તરફથી. |
| ૫. રૂ. ૫ નું ઇનામ, | સૌ. મણિબાઇ પરભુદાસ લલ્લુભાઇ તરફથી. |

ઉપરનાં પુસ્તકો સંબન્ધી શિક્ષણ આપવા મંડળની મેનેજીંગ કમિટી યોગ્ય ગોઠવણ કરશે. આ સંબન્ધી માહિતી મંડળનાં સેક્રેટરીઓ તરફથી મળશે. પુસ્તકો મંડળનાં સેક્રેટરીઓ પાસેથી વેચાતાં મળી શકશે. જે બ્હેનો પુસ્તક ખરીદવાની સ્થિતિમાં ન હોય તેઓને મંડળ માત્ર ઉપયોગ સારૂ પુસ્તક પૂરા પાડશે.

આવી પરીક્ષા લેવાનું જે જે સ્થળે નક્કી કરવામાં આવ્યું હોય તે તે સ્થળે પરિક્ષા સારૂ જે પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં હોય તે પુસ્તકો સંબંધી શિક્ષણ આપવાની તે સ્થળે ગોઠવણ થાય એ જરૂરનું છે. આ સાથે પરીક્ષા સારૂ પુસ્તકો જે મુકરર થયાં હોય તેની કીમ્મત સસ્તી રાખવી કે જેથી કરીને કોઇ પણ સ્ત્રીને તે ખરીદ કરવાં ભારે ન પડે અને તે પુસ્તકો જે સ્થળે પરીક્ષા લેવડાવવાની હોય તેજ સ્થળે વેચાતી મળે એવી ગોઠવણ થવી જોઇએ. પરીક્ષા મોંઢાની યા લિખીત આપવાનો સવાલ પરીક્ષામાં બેસનાર સ્ત્રીની મુનસુફી ઉપર રાખવો.

૭. સવાલ—સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં મળતાં નથી તો તે માટે આપ શા ઉપાયો સુચવો છો?

જવાબ—શિક્ષિકો સારૂ શહેરમાં ખાસ "નોરમલ ક્લાસો" કાઢી તેમાં ગરીબ સધવા અથવા વિધવા સ્ત્રીઓને 'સ્કોલરશીપો" આપી, ગુજરાતી ભાષાનું ખાસ શિક્ષણ અપાવવાની ગોઠવણ થવી જોઇએ. મુંબઇ જેવાં શહેરમાં ગુજરાતી શીખવવા સારૂ પણ સારો પગાર આપતાં છતાં ગુજરાતી હિંદુ બાઇ ન મળે તે ગુજરાતીની માતૃભાષા પારસી બાઇઓ પાસે ગુજરાતી હિંદુ કન્યાઓ તથા સ્ત્રીઓને અશુદ્ધ રીતે નાનપણથીજ શીખવાય એ હિંદુ કોમને છાજે એવી સ્થિતિ નથી. માટેજ સ્ત્રી કેળવણીનો બ્હોળો પ્રચાર થાય તેટલા સારૂ ગુજરાતના જાણીતાં શહેરોમાં ખાસ મહેનત લઇ અમુક સખ્યાની સ્ત્રીઓને ગુજરાતી ભાષાનું સારૂ જ્ઞાન આપવાની પ્હેલ કરવામાં આવે તો ગુજરાતમાં એક નવીન પ્રકારની જાગ્રતી સ્ત્રીઓમાં લાવવાનું બની શકે તેમ છે. આ વિચાર અમલમાં મુકાય તે પ્હેલા પણ શાળાઓમાં ગુજરાતી ભાષા શીખનાર પારસી બાઇઓને ગુજરાતી ભાષાનું શિક્ષણ આપ્યા પછીજ તેઓને શાળામાં ગુજરાતી શીખવવાનું કામ સોંપવું. આથી કેટલેક દરજ્જે સુધારો દાખલ થશે પણ તે નજીવા પ્રમાણમાંજ દાખલ થઇ શકશે.

૯. સવાલ—ગરીબ અને વિધવા સ્ત્રીઓ પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવું ઔદ્યોગિક શિક્ષણ વનિતા વિશ્રામ વગેરેમાં આપવાની વ્યવસ્થા થઇ શકે કે કેમ અને તે વિષે આપનો શો અભિપ્રાય છે?

જવાબ—ઔદ્યોગિક શિક્ષણ ગરીબ અને વિધવા સ્ત્રીઓને વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓમાં આપવાની ગોઠવણ થઇ શકે તેમ છે ને તેમ થાય એ ખાસ જરૂરનું છે, પણ આવા શિક્ષણનો પાયો તો સ્કુલોમાંથીજ રચાવવો જોઇએ. દરેક સ્ત્રીને એક એવો તો હુન્નર આવડતોજ હોવો જોઇએ કે વખત પડવે પોતે પોતાનો નિર્વાહ કોઇના પણ ઓશીંગણ ન રહેતા કરી શકે.

હાલમાં છુટાછવાયા પ્રયાસો સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવા થાય છે એ દેશના અભ્યુદયનું સુચિન્હ છે પણ આ પ્રયાસો પુરતા નથી. હિંદના સેક્રેટરી ઓફ સ્ટેટે વાજબી રીતેજ કહ્યું છે કે સ્ત્રી કેળવણીના પ્રશ્ન સંબંધી ચર્ચા હિંદમાં થવી જોઇતી હતી. સર વીલીયમ વેડરબર્ન તથા હિંદના બીજા હિતેચ્છુઓએ સ્ત્રી કેળવણી આગળ વધારવા સારૂ વિલાયતમાં ચર્ચા ચલાવી હિંદી પ્રધાનને અરજી આપી પણ તે અરજીના ટેકામાં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે ચોક્કસ પગલાં લીધા પણ હિંદના બીજા ભાગો તદ્દન શાંત રહ્યા એ બીના હિંદી આગેવાનો સ્ત્રીકેળવણીની અગત તરફ કેટલો ઉત્સાહ ધરાવે છે એ ખુલ્લું બતાવી આપે છે. ગુજરાત સાહિત્ય સભા તરફથી સ્ત્રી કેળવણીના અગત્યના પ્રશ્નોનો યોગ્ય નીર્ણય લાવવા જે શુભ પગલું ભરવામા આવ્યુ છે તે સારૂ મુંબઇનું ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ સાહિત્ય સભાનો ખાસ આભાર માને છે ને તેણે ઉપાડી લીધેલાં કામમાં તેમને યશ મળો એમ ઇચ્છે છે. આ સારૂ મુંબઇની ગુજરાતી હિંદુ સ્ત્રીઓ સાહિત્ય સભાને ખરા અંતઃકરણથી અભીનંદન આપે છે. આ સાથે એટલું કહેવું જરૂરનું છે કે સાહિત્ય સભા આટલું કરી બેસી રહે એ ઇચ્છવા જોગ નથી. ગુજરાતના આગેવાન સ્ત્રી પુરૂષોએ શુ કરવું જોઇએ તે સંબંધી સર વીલીયમ વેડરબર્ન "ઇંડિયા" પત્રમા નીચે મુજબ લખે છે:—

# હિંદમાં ઘટતી વ્યવસ્થાની જરૂર.

હિંદમાં ઘટતી વ્યવસ્થા કરવાના સંબંધમાં એવું જણાય છે કે સ્ત્રી કેળવણીનો વધારો કરવા માટે ઘટતાં પગલાં શું ભરવાં તેને લગતા 'હિંદી' વિચારો સત્તાવાર રીતે બહાર પાડવા માટે વગર ઢીલે પગલું લેવું જોઇએ છે. અત્યારમાંજ તરેહવાર ખાતાંઓ, મંડળો અને હલચલો હસ્તીમાં છે કે જે સુધારામાં આગળ વધેલી સ્ત્રીઓ ચલાવે છે અને એ ખાતાઓને વધુ ખીલવણી કરવા માટેનાં મધ્ય બીંદુઓ બનાવવાં જોઇએ છે, જે વેળા હાલની હિલચાલની નેમ જાળવવા તરફ મુખ્ય ધ્યાન દોડાવવું જોઇએ છે. ઉંચી પંક્તીનાં ઘણાં કેળવાયેલાં હિંદી બાનુઓ આપણી નેમ તરફ પુર દીલસોજી ધરાવે છે અને તેઓની દોરવણી હેઠળ અગતનાં મથકો ખાતે કમીટીઓ ઉભી કરવી જોઇએ છે, અને આપણે જાણીએ છીએ કે આ બાબતમાં આપણે જે મહેરબાન બાનુઓ સરકારની કેટલીક બેઠકો-વાળાં મથકોમાં બ્રીટીશ પ્રજાની દીલસોજીના પ્રતીનીધી રૂપ છે, તેઓના માથા ભરેલા ટેકા ઉપર આધાર રાખી શકીયે-(સર વીલીયમ વેડરબર્ને "ઇંડીયા"મા કીધેલું લખાણ.)

માટેજ આ અનુકુળ પ્રસંગે મહેનત લઇ કામ કરવાથી આપણે બધાં ઉમદા ફળ આ "ખરા બાર્ગ્યવંત થઇશું. સ્ત્રી કેળવણી પુર જુસ્સામાં આગળ વધે તે સારૂ દરેક સ્વદેશ ભક્તે પોતાથી બનતી કોશેશ કરવી જોઇએ. કન્યા શિક્ષણ અને સ્ત્રી શિક્ષણ સંગીન પ્રકારનું મળે તે સારૂ ખાસ ફંડો ઉભરાવવા ખાસ જરૂર છે. આ કામ ખાનગી આસામીઓએજ ઉપાડી લેવુ જોઇએ. મુબઇ ઇલાકામાં હિંદુ કન્યાઓને જરૂર ઉપયોગી જ્ઞાન મળે તે સારૂ ખાસ "મોડેલ" (નમુનેદાર) સ્કુલ તથા હિંદુ સ્ત્રીઓને ઉપયોગી જ્ઞાન મળે તે સારૂ ખાસ "મોડેલ" (નમુનેદાર) કોલેજ સ્થપાવાની જરૂરનું છે. આ સારૂ હિંદુ ધનાઢયો જેટલા પૈસા ખરચશે તેનો હજાર ઘણો બદલો તેઓને તથા હિંદને જરૂર ગણાશે હાલમા પૈસા જેટલા જોઇએ તેટલા ખરચાતા નથી. હિંદુ યુનીવર્સીટી સ્થાપવા સારૂ હિંદુ અગેવાનોએ ૫૦ લાખની જે બાદશાહી રકમ ભેગી કરી તેટલીજ રકમ જો સ્ત્રીકેળવણી સારૂ ખરચવામા આવને તો દેશને કેટલો લાભ થતે એ વિચારવુ રહેલ છે. સ્ત્રીકેળવણી આગળ વધતી નથી તે માટે સરકારનો દોષ કહાડતાં પહેલાં આપણે આપણો પોતાનોજ દોષ કાઢવો જરૂરનો છે.

"આ સલાહ અમલમાં મુકવી એ અમારી ફરજ છે એટલું નહિ પણ અમારા હિત દેરે ધરનાર ગુજરાતી સાક્ષરોની તો ખાસ ફરજ છે કે તેઓએ આ બાબતમા પોતાથી બનતું કરવું.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના ડેપ્યુટેશનના માનપત્રનો જવાબ આપતા શેઠ દાદાભાઇ નવરોજીએ જે હિલચાલ સર વીલીયમ વેડરબર્ને તથા બીજાઓએ ઉપાડી લીધી છે તે સબંધી બોલતાં કહ્યું હતુ કે—

"મારા મિત્ર સર વીલીયમ વેડરબર્ન અને બીજાઓએ આપણા સેક્રેટરી ઓફ સ્ટેટ મી૦ ચેમ્બરલેનને કન્યાઓ અને સ્ત્રીઓની કેળવણી માટે અરજ કરી છે તે જાણી હું બહુ ખુશી થયો છુ. આખુ હિંદુસ્થાન ખરા દીલથી આ હિલચાલને ટેકો આપશે તો મને આશા છે કે તેને પરિણામે આ દેશમા સ્ત્રી કેળવણીનો વીકાસ ત્વરીત કરવા તરફ સંગીન પગલાં ભરાશે. આનું ફળ ગમે તે થાઓ, પણ આ અતી અગત્યની બાબતમાં હિંદના લોકોએ પોતાનાથી બનતું કરવુંજ જોઇએ એમાં કાંઇ શક નથી."

કલ્યાણદાસ હાઉસ
ધી રીજ-મલબાર હીલ
મુંબાઇ—તા ૨૦-૧૨-૧૫.

મીસીસ કળાવંતી ભવાનીદાસ મોતીવાળા.
ગુ૦ હિં૦ સ્ત્રી૦ મંડળના જોઇંટ
ઓ. સેક્રેટરી.

## ૨.

# પારસી લેખક મંડળ–મુંબાઈ.

કન્યા કેળવણી સમંધેની પ્રશ્નાવલીનો છાપેલો સરક્યુલર પત્ર તા. ૧૪–૧૦–૧૫ નો અમારી મંડળની કારોબાર મંડળી સમક્ષ રજુ કર્યો હતો. તેમની ફર્માશથી તેનો જવાબ નીચે મુજબ કમવાર આપવાની રજા લઉં છું. કારોબાર મંડળી એ બાબે અભિપ્રાય ધરાવે છે કે;—

૧ એ ચાર પાંચ વર્ષ દરમ્યાન, ગુજરાતી ઉપરાંત અંગ્રેજીમાં પણ થોડુંક શિક્ષણ આપવામાં આવે તો સારૂં.

૨. એ અંગ્રેજી શિક્ષણ મેટ્રિકના ધોરણ સુધીનું રાખવાની જરૂર નથી. સામાન્ય વ્યવહાર જ્ઞાન આપી શકાય તો બસ.

૩ સંસ્કૃતનાં શિક્ષણના કરતાં, સ્ત્રી-શિક્ષકો કે જેમની અછત હોવાની વાત ૭મા પ્રશ્નમાં જણાવવામાં આવી છે તેવી સ્ત્રી-શિક્ષકો ઉત્પન્ન કરી શિક્ષણ આપવાની જરૂર છે

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવું

૫. ૧૧ વર્ષ સુધીના છોકરા છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગુ આપવામાં હરકત નથી

૬. શાળામાં જઈ ન શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓ માટે બાબે જે ચાર યોજનાઓ દર્શાવી છે, તેમાંની નં. ૨, ૩ અને ૪ વાળી યોજનાઓ કમિટીને વાજબી લાગે છે, જેમકે —

 ૨ બે કલાકનો કલાસ, વનિતા વિશ્રામ, મહિલા મંડળ વગેરેમાં ખોલવો અને ત્યાં ઈંગ્રેજી વ્યવહાર જ્ઞાન અને ગુજરાતી દ્વારા ઉંચું શિક્ષણ આપવું.

 ૩. જૂદા જૂદા વિષયો પર પાયથી દશ ભાષણો સ્ત્રીઓ સમક્ષ અપાવવાં અને પછી છપાવી જૂદે જૂદે સ્થળે તે ભાષણો અન્ય દ્વારા અપાવવા.

 ૪. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી સ્ત્રી–શિક્ષણ પરીક્ષા લેવાય છે તે જુદે જુદે મુખ્ય સ્થળે લેવાવી

૭. એ વિષેનો જવાબ ૩ જી બાબતમાં સમાઈ જાય છે.

૮. ગરીબ અને વિધવા સ્ત્રીઓ પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવુ ઔદ્યોગીક શિક્ષણ વનિતા વિશ્રામ વગેરેમાં આપવામાં આવે તો તે લાભકારક થઈ પડશે

સેવક,
રૂસ્તમજી નસરવાનજી સુતરી.
(ઓનરરી સેક્રેટરી)

તા. ૨ જી નવેમ્બર સને ૧૯૧૫.
તારદેવ ટેરેસ—મુંબાઈ.

( आ. )

[ સાહિત્ય સભા તરફથી પૂછાયલા પ્રશ્નો ગૂજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફના અભિપ્રાયમાં આવી ગયા છે તેથી બીજા અભિપ્રાયોમાં તે ફરી ફરીને નહિં આપતાં માત્ર તેના જવાબો જ પ્રકટ કર્યા છે. ]

## ૩.

( સૌ. શારદા મહેતા, બી. એ.—અમદાવાદ. )

( ૧ ) જવાબ—હાલમાં ઘણી જ્ઞાતિઓમાં કન્યાના લગ્નની વય વધી છે અને મોટી ઉમરે લગ્ન થાય છે એ વાત સત્ય છે. તેથી પ્રાથમિક શાળાનાં પાંચ છ ધોરણોનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછીથી તે સાસરે જતાં સુધીમાં લગભગ ચાર પાંચ વર્ષ માટે કશી સગવડ કે વ્યવસ્થા ન હોવાથી આ બધો ઉપયોગી વખત નકામો જાય છે. અમારૂં માનવું એમ છે કે પ્રાથમિક ધોરણો માત્ર ચાર ધોરણો સુધી ગણાય એટલે પાંચમા ધોરણથી એટલે કન્યા દશ વર્ષની લગભગ થાય ત્યારથી એના અભ્યાસને માટે જૂદી સવડ થવાની જરૂર છે. એટલે દશ વર્ષથી તે પંદર સોળ વર્ષ સુધીમાં છોકરીના અભ્યાસ માટે જૂદો જ ક્રમ તૈયાર થવાની અગત્ય છે. એ દરમ્યાન શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવું ઇષ્ટ છે એમ અમને લાગે છે. પર ભાષા દ્વારા શિક્ષણ આપ્યાથી આપણા યુવકોનાં શરીર અને બુદ્ધિની શક્તિ ક્ષીણ થઇ જવા માંડી છે. આપણામાં વિચારશક્તિ અને originality માલૂમ નથી પડતી તેનું પણ એ જ કારણ છે. આપણા લોકોના ધ્યાનમાં હજી સુધી એ વાત આવતી નથી એ જ આશ્ચર્યકારક છે. કદાચ આટલી અનર્થક્રિયા છતાં પુરૂષોને કદાપિ એ દ્વારા શિક્ષણ અપાવવું પડે તે હજી જૂદી વાત છે. પરંતુ સ્ત્રીઓને કોઇ એવાં કારણો નડતાં નથી. કન્યાઓ ઘણે ભાગે તો લગ્ન કરીને ગૃહસ્થાશ્રમમાં પડે, અને ઘર કુટુંબ ઇત્યાદિમાં પોતાનું જીવન ગાળે. જે શિક્ષણથી પુરૂષની શરીર અને બુદ્ધિની શક્તિ આટલી બધી ક્ષીણ થઇ જાય છે તે શિક્ષણથી સ્ત્રીઓની શક્તિનો નાશ થઇ જાય એમાં તો કાંઇ નવાઇજ નથી. આવા વિનાકારણના નુકશાનથી આપણા દેશની ભવિષ્યની માતાઓની શક્તિનો સંહાર વળી જાય એ આપણને જરાપણ ઇષ્ટ નથી. તે માટે સ્ત્રીઓના શિક્ષણને માટે ક્રમ એવો હોવો જોઇએ કે જેમાં આજના શિક્ષણના સદગુણ આવે ને તેની ખોટી પદ્ધતિ ન આવે. આ પરિણામ લાવવા માટે શિક્ષણ માતૃભાષા દ્વારા જ આપવું યોગ્ય છે તેને માટે પુસ્તકો તૈયાર ન હોય તો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, સાહિત્યપરિષદ્ ઇત્યાદિ સંસ્થાઓએ તે કાર્ય સત્વર હાથમાં લેવું જોઇએ. આ શિક્ષણથી બે લાભ છે. એક તો અભ્યાસમાં સરલતા થશે, અને બીજું ઓછે પગારે શિક્ષકો મળશે. અને આપણા પોતાના શિક્ષકો આપણા લોકના રીત, રીવાજ, આચાર, વિચાર જાણતા હોવાથી ઘણો લાભ થવા સંભવ છે.

આટલા લખાણ ઉપરથી અમારૂં એમ કહેવું નથી કે ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ બીલકુલ ના જ આપવું, બેશક ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન આ જમાનામાં સર્વને હોવું જ

જોઇએ. કારણ કે એક તો એ આપણી રાજ્યભાષા છે અને બીજું તેનું સાહિત્ય અખૂટ છે. આ ઉપરાંત આપણા પોતાના દેશમાં તેમજ અન્ય દેશોના આચાર, વિચાર, પ્રગતિ સંબંધી જ્ઞાન થવા માટે ઇંગ્રેજી ભાષા એજ મુખ્ય સાધન છે. તેથી દરેક બાળાને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન આવશ્યક છે. પરંતુ તે બીજી ભાષા તરીકે. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ઇત્યાદિ વિષયોનું જ્ઞાન ઇંગ્રેજી ભાષા દ્વારા આપવાની જરાપણ જરૂર નથી.

(૨) જવાબ—પ્રથમ પ્રશ્નના જવાબમાં જણાવ્યા મુજબ દરેક વિષયનું ઇંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ આપવામાં અમારી સંમતિ નથી. સામાન્ય વ્યવહાર ઇંગ્રેજી જ્ઞાન આપવાનું ઘણું આવશ્યક છે. તે માટે ઇંગ્રેજી સાહિત્યના શિક્ષણમાં ઘણો વધારો કરવાની જરૂર છે, ઇંગ્રેજી ભાષાનું અગર ગુજરાતી ભાષાનું–કોઇપણ શિક્ષણ આપવાનો આપણો હેતુ એટલો જ હોવો જોઇએ કે, શિષ્યના મનમાં બુદ્ધિયુક્ત જીજ્ઞાસા ઉત્પન્ન થાય. જો એ સ્થિતિ ઉત્પન્ન થશે તો જીવનવ્યવહારમાં પડયા છતાં જ્ઞાનમાં વધારો કરવાની ઇચ્છા હમેશ થશે જ. જો વ્યવહારૂ ઇંગ્રેજીનું જ્ઞાન આપવું હોય તો મેટ્રિકમાં ઇંગ્રેજીનું શિક્ષણ અપાય છે તેના કરતાં વધારે વિશાળ જ્ઞાન આપવાની જરૂર છે, અને તે આપવા માટે કન્યાઓના મગજને શ્રમ ન પડે માટે ઇતિહાસ, ભૂગોળ, ખગોળવિદ્યા ઇત્યાદિ વિષયો માતૃભાષા દ્વારા શીખવ્યાથી પ્રથમનાં વર્ષોમાં પૂરા કરી શકાશે એટલે પાછળનાં બે વર્ષો માત્ર ઇંગ્રેજી અભ્યાસ માટે તથા સ્ત્રીઉપયોગી વિષયો માટે ઉપયોગમાં લઇ શકાશે. જે કન્યાઓને પુરૂષો સાથે હરિફાઇ કરવાની ઇચ્છા હોય તે ભલે છોકરાની હાઇસ્કુલોમાં કે ખાનગી શિક્ષણ લઇને તૈયાર થાય એ શિક્ષણ લીધેલી સ્ત્રીઓ જનસમાજને ઉપયોગી થશે એ નિઃસંશય છે.

(૩) જવાબ—સંસ્કૃતનું શિક્ષણ ફરજીયાત ન રાખવું, પણ ઐચ્છિક ગણવું એમ અમને લાગે છે. તે એટલે દરજ્જે આપવું કે સામાન્ય શ્લોકો, નાટકો સમજી શકાય, અને ગુજરાતી ભાષાના જ્ઞાનમાં મદદ મળી શકે. એટલે માર્ગોપદેશિકાનાં બન્ને પુસ્તકો તે ઉપરાંત, પચાખ્યાન, હિતોપદેશ, ભર્તૃહરિનાં શતક, રઘુવંશનું કાવ્ય, કાલિદાસ તથા ભવભૂતિનાં નાટકો, કાદંબરીનો સાર, તથા ભગવદ્‌ગીતા, –આટલાનું જ્ઞાન આવશ્યક છે.

(૪) જવાબ—નીતિ અને ધર્મનું શિક્ષણ ભૂગોળ, ઇતિહાસની માફક પુસ્તકો દ્વારા અપાય શકાય એવું અમારૂં માનવું નથી. એ બાબતનું શિક્ષણ આપવાનું મૂળ સ્થાન તો ઘર અને કુટુંબ છે. કુટુંબની પરિસ્થિતિ પ્રમાણે નીતિ અને ધર્મનો વિકાસ બાળકમાં થાય છે. તેમાં ઉમેરો કરવાનું સાધન સારૂં વાંચન છે. મહાન પુરૂષ તથા સ્ત્રીઓનાં જીવનચરિત્ર વંચાવવાં, તેમાંથી સદ્‌બોધ આપવો, સારી નોવેલો વંચાવવી, વાંચનમાળામાં સામાન્ય નીતિ સંબંધી પાઠોને વિસ્તારથી શીખવવા, અને તેની છાપ કુમળા મગજ ઉપર સચોટ બેસાડવી. ઘરમાં આપવાનું તેમ જ શાળામાં, શિક્ષકોના વર્તનનું બાળકો અનુકરણ કરે છે અને તે વયમાં પડેલી છાપ જીવનપર્યંત પહોંચે છે. માટે સર્વત્ર વાતાવરણ નીતિનું હોય તે બાબત સાવધ રહેવું. ધર્મ બાબતના સામાન્ય સિદ્ધાન્તો કુમળા મગજમાં સીંચવા. ધર્મની અને નીતિની છાપ આ પ્રમાણે બાળકવયમાં પડશે તો તેમનો અંતર્દીપ ( Conscience ) સદા જીવંત જાગ્રત રહેશે અને પોતાનો અભિપ્રાય આપવાની શક્તિ ખીલશે.

(૫) જવાબ—પ્રાથમિક શિક્ષણ એટલે ચોથા ધોરણ સુધીનું શિક્ષણ છોકરા, છોકરીઓને ભેગું આપવામાં અમારી સંમતિ છે આ પ્રયોગથી સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઘણો સુગમ થઇ જવા સંભવ છે. સ્ત્રીકેળવણી ઘણી ત્વરાથી આગળ વધી શકશે. કારણ કે એમ કરવાથી ખર્ચમાં ઘણો ઘટાડો થશે. બે શાળા રાખવાને નાણાનું, તેમજ શિક્ષકનું સાધન મેળવવું મુશ્કેલ છે, પણ એક શાળામાં છોકરા છોકરીઓને ભેગા શીખવવાથી એ મુશ્કેલી દૂર થઇ શકશે અને આપણે આંગણે અને ચકલે ચકલે વાચતી, લખતી છોકરીઓ તૈયાર થશે. ભાઇ બહેન સાથે જેવી રીતે રમી શકે તેવીજ રીતે તેઓ ભેગાં શિક્ષણ લે તેમાં કાંઇજ નુકશાન નથી. એ પણ એક પ્રકારની કેળવણી છે. જાતની લાગણી જેમ મોટી ઉમરથી જાગ્રત થાય તેજ ઇષ્ટ છે. પાંચમા ધોરણથી છોકરા અને છોકરીઓનું શિક્ષણ જુદું પાડવું આવશ્યક છે કારણ કે છોકરાઓને શિક્ષણની વય વીસ વર્ષ સુધી પહોંચી શકે છે, અને છોકરીઓને પંદર કે સોળ વર્ષ સુધીમાજ પૂરી થાય છે. એટલે તેટલા વખતનાં તેમને જીવનપર્યંતનું ભાથું લઇ લેવાનું છે. માટે તેમનો અભ્યાસક્રમ જુદો હોવાની જરૂર છે

(૬) જવાબ—

૧. શાળામાં જઇ ન શકે તેવી મોટી સ્ત્રીઓને માટે, આપે બતાવેલી યોજના ઘણી ઉત્તમ છે. ક્રમવાર ચઢતાં વાચનના સંબંધમાં જણાવવાનું કે અત્યારસુધી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી સો પુસ્તકો સ્ત્રી ઉપયોગી ચુંટી કહાડવાનું કામ જરા મુશ્કેલ છે. સ્ત્રી ઉપયોગી વાચનની ન્હાની ન્હાની છુટક પત્રિકાઓ તૈયાર કરાવવી ને પછી તેનું વાચન વિવેચન કરાવવું એ યોગ્ય લાગે છે. તે પત્રિકાના બે વિભાગ પાડવા, કેળવણી સંબંધી અને સામાજીક. તે સંબંધી દરેક પેટા વિભાગ ઉપર પાંચ પાંચ પાનાની ન્હાની પત્રિકાઓ તૈયાર કરાવવી. ખાસ કરીને તંદુરસ્તીના વિષયમાં આ પત્રિકા ઘણી ઉપયોગી માલુમ પડશે આ ઉપરાંત વિજ્ઞાનના વિષયની, હાલમાં ચાલતા ટેલીગ્રાફ, ટેલીફોન, ગ્રામોફોન, વીજળીના બીજા અનેક પ્રયોગ, એ સર્વ બાબતોની છુટક પત્રિકાઓ ઠીક પડશે. સામાન્ય વિજ્ઞાન સ્ત્રીઓને શીખવવાની ઘણી અગત્ય છે. આ ઉપરાંત દેશનું બંધારણ—મ્યુનિસિપાલીટીનું અને સરકારનું એ બાબતનું શિક્ષણ પત્રિકા દ્વારા આપ્યાથી ઘણો લાભ થવા સંભવ છે. સ્ત્રીઓ માટે ઘરગથુ અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર—જેમાં આરોગ્યવિદ્યા, માંદાની માવજત, અકસ્માતના ઉપાય, બાળકોની સંભાળ, ખોરાક ઇત્યાદિનો સમાવેશ થાય છે, તેવાં પુસ્તકો તૈયાર કરાવવાની જરૂર છે સામાન્ય વાંચન માટે ભાષાની શૈલી પ્રમાણે ક્રમવાર યાદી કરવી યોગ્ય છે.

૨ સ્ત્રી-શિક્ષણ-વર્ગોની ઘણીજ જરૂર છે અને તે વર્ગોની સંખ્યા ઘણીજ હોવી જોઇએ. શહેરમાં એક બે હોય તેથી જ્ઞાનપ્રચાર થાય નહિ. અને તે બે કલાક નહિ પણ ઓછામાં ઓછા ત્રણ કલાક રાખવો. તેમાં ઇંગ્રેજી વ્યવહાર જ્ઞાન, ગુજરાતી દ્વારા ઉંચુ શિક્ષણ, સંગીત, સીવણ, ભરત, એટલું શીખવવું, આ ઉપરાંત આ વર્ગોમાં દર્દીની સંભાળ ઇત્યાદિના ભાષણ અઠવાડિઆમાં એકવાર અપાવવાં. મુંબઇમાં ચાલતા સેવા-સદનના દક્ષિણી સ્ત્રીઓના બપોરના વર્ગોમાં જે પદ્ધતિથી શિક્ષણ અપાય છે, તે ઘણી

ઉત્તમ છે. તેમાં સર્વ સ્ત્રી શિક્ષકોજ છે. ઘણે ભાગે વગર પગારનાજ શિક્ષકો છે. બે ત્રણ પગારદાર શિક્ષકો છે. બીજી એક સ્ત્રી શિક્ષણ શાળા છે તેમાં મોટા પ્રતિષ્ઠિત વકીલો, જડજો, પેન્શનરો વિગેરે જણે કલાક રોજ શિક્ષણ આપે છે. માટે આવા વર્ગો ઉઘાડી શકાય છે એમાં તો કાંઇ સંશય જ નથી.

૩. આડવાડિક ભાષણની યોજના યથાર્થ છે.

૪. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી સ્ત્રીશિક્ષણ પરીક્ષા લેવાય છે તે જુદે જુદે સ્થળે લઇ શકાય તેવી વ્યવસ્થા કરવી.

આ યોજના ઉત્તમ છે. માત્ર તેમાં એટલીજ સૂચના કરવાની છે કે તે પરીક્ષાઓનું ધોરણ સુધરવું જોઇએ. અને તેમાં વપરાતાં પુસ્તકોમાં પણ ફેર કરવો જરૂરનો છે. નીચા ધોરણ માટે હાલ જે બે પુસ્તકો છે તે તદ્દન નિરૂપયોગી છે. તેમાંથી કાંઇ પણ ઉંચા સંસ્કાર પડી શકે એમ નથી. પરીક્ષા માત્ર પરીક્ષા ખાતર ન હોવી જોઇએ. ઉંચા સંસ્કારની છાપ સ્ત્રીઓ ઉપર પડે એ મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. માટે પુસ્તકોની પસંદગી અમદાવાદમાં રહેતા એક બે પુરૂષોને હસ્તક રહે એ વ્યાજબી નથી. જે જે ગામે પરીક્ષાઓ લેવાની હોય ત્યાંના સાહિત્યપ્રિય જનોની ઇચ્છા જાણીને પુસ્તકોની યાદી તૈયાર કરાવીને તે પછી પરીક્ષાના વખત પહેલાં દશ બાર મહિના પહેલાં બુદ્ધિપ્રકાશ, વસન્ત, ઇત્યાદિ માસિકોમાં તેની જાહેરખબર આપવી. વળી કન્યાશાળામાં ભણતી બાળાઓને આ પરીક્ષામાં દાખલ કરવી નહિ. ભણીને જે સ્ત્રીઓ ઘેર અભ્યાસ કરે તેમનેજ દાખલ કરવી.

(૭) જવાબ—શિક્ષકો માટે મોટાં મોટાં શહેરોમાં નાર્મલ ક્લાસીસ કઢાડવા. તેમાં વિધવાઓને અને ગરીબ પણ ગૃહસ્થની સધવાઓને સ્કોલરશીપની લાલચ આપીને દાખલ કરાવવી. જે શિક્ષણક્રમ પુરૂષોની ટ્રેનીંગ કોલેજોમાં છે તેનાથી સરળ ક્રમ કરવો. અને પ્રવેશક પરીક્ષા પણ ઘણી સખ્ત ન રાખવી. હાલ તરતના ઉપયોગ માટે સામાન્ય જ્ઞાન હોય તો તે પુરતું ગણવું. ઘણું કરીને સ્ત્રીશિક્ષકોનાં ઉમેદવાર વિધવાઓ હોય છે. તો તેમને માટે દાખલ થવાની ઉમર વીસ બહુ ઓછી છે. તે વધારીને ત્રીસ કરાવવી એટલે મોટી ઉમરની પણ સ્ત્રીઓ શિક્ષક થવા આવશે.

જ્યાં સુધી સ્ત્રી શિક્ષકોની અછત છે ત્યાં સુધી પુરૂષ શિક્ષકોનો બેલાશક ઉપયોગ કરવો. અને ધીમે ધીમે નાર્મલ-ક્લાસીસનો વધારો થવાથી સ્ત્રી શિક્ષકો તૈયાર થાય એટલે પુરૂષ શિક્ષકો કમી કરવા.

પારસી સ્ત્રીશિક્ષકો કરતાં હિંદુ પુરૂષ શિક્ષકો રાખવા એ વધારે બહેતર છે. હિંદુ લોકોની રીતભાત અને પારસી લોકોની રહેણી કરણીમાં ઘણો ફેર છે, તેથી પારસી સ્ત્રીઓનું અનુકરણ આપણી સ્ત્રીઓ કરે તો આપણા સંસારમાં ઘણી હાની થવા સંભવ છે.

જાપાનમાં જ્યારે રાણીઓની મોટી યુનિવર્સિટી શરૂ થઇ તે વખતે સ્ત્રી શિક્ષકોની રાહ જોઇને બેસી નહોતાં રહ્યાં. યુનિવર્સિટીના ૩૦ પ્રોફેસરોમાંથી ૨૫ પુરૂષો છે અને માત્ર પાંચ સ્ત્રી શિક્ષકો છે. છોકરીઓની મહા પાઠશાળામાં ૧૧ સ્ત્રીશિક્ષકો છે, અને માત્ર ૭ પુરૂષ શિક્ષકો છે.

(૩) જવાબ—સ્ત્રીઓને માટે ઔદ્યોગિક શિક્ષણ વનિતાવિશ્રામ જેવાં સ્થળોમાં આપવા માટે વ્યવસ્થા થવીજ જોઇએ. માત્ર ભરત શિવણ ગુંથણ એજ ઉદ્યોગનું સાધન નથી. તે ઉપરાંત નાડાં, પાટી, બટન તૈયાર કરવાં નેતરનો સામાન તૈયાર કરવા મોજાં ગંજીફાક વિગેરે તૈયાર કરવાં, પુસ્તકો નોટબુકો બાંધવી, આ સર્વ ઉદ્યોગો સ્ત્રીઓને આજીવિકા માટે શીખવ્યાથી લાભ થાય. આ ઉપરાંત પ્રતિષ્ઠિત સ્ત્રીઓનું કર્તવ્ય એ છે કે આવાં ઉદ્યોગગૃહ માટે લોકોમાં જાણ કરાવવી અને તેમણે સાધન પુરાં પાડી આપવાં અને તેમણે તૈયાર કરેલી વસ્તુઓ વેચવાની વ્યવસ્થા કરવી. આમ કર્યાં શીવાય મહેનત કરેલી નકામી જાય છે. દરેક સ્ત્રીને આ શિક્ષણ લેવાની ફરજ ના પાડવી. પરંતુ જેને વધારે ગરજ હોય તેના પર ધ્યાન વિશેષ આપીને તૈયાર કરવી.

હાલમાં સ્ત્રી કેળવણી માટે આપણાં દેશમાં ચારે તરફ જાગૃતિનાં ચિન્હ દેખાય છે. એ એક શુભ શુકન છે. હાલમાં ચાલતાં વિધવાશ્રમો, નિષ્કામ કર્મમઠ, સેવાસદનો વનિતા વિશ્રામો, જનાના વર્ગો ઇત્યાદિ સંસ્થાઓ અનેક પ્રયાસ કરી રહી છે. પરંતુ સર્વમાં આપણી ગુજરાતી સ્ત્રીઓની પ્રગતિ ઘણીજ મંદ જોવામાં આવે છે. તેથી સાહિત્ય સભાએ પ્રશ્ન હાથમાં લીધો છે. તે ઘણું યોગ્ય થયું છે. પૂનામાં પ્રોફેસર કર્વેએ સ્ત્રીઓની યુનિવર્સિટીની સ્થાપના કરવા માટે પ્રયાસ કરવા માંડયો છે. આપણાં પ્રાંતમાં એવી સંસ્થા થાય તો અત્યંત લાભ થાય અને સ્ત્રી કેળવણીની ઘણી સત્વર ઉન્નતિ થાય એમાં સંશય નથી. જો કે હાલમાં ઘણી થોડી ગુજરાતી કન્યાઓ શાળાઓનો લાભ લે છે એ વાત સત્ય છે, પરંતુ તેનું કારણ શિક્ષણ પ્રત્યે અરુચિ એ નથી પરંતુ પ્રચલિત શિક્ષણ પદ્ધતિ તરફ વિરોધ વૃત્તિ એ કારણ છે. જો આપણાં દેશના રીતરીવાજને અનુકૂળ ગુજરાતી શાળાઓ, કૉલેજો અને યુનિવર્સિટી સ્થપાય તો દેશમાં ઘેર ઘેર કેળવણીનાં વાજાં વાગે. આવી સંસ્થા સ્થાપવાને અમે સાહિત્ય સભાને ભલામણ કરીએ છીએ. એવી સંસ્થા જો થાય તો ગમે તેવા મોટા સ્વાર્થનો ત્યાગ કરીને દેશની દાઝ જાણનાર સ્ત્રી પુરુષો તેમાં તન, મન, અને ધનથી સહાય થશે એવી ખાત્રી છે.

સૌ. શારદા મહેતા.

---

## ૪.

(રા. રા. મોહનદાસ કરમચંદ ગાંધી—અમદાવાદ.)

પ્રશ્ન ૧ લાનો જવાબઃ—મને તો લાગે છે કે અંગ્રેજીનું શિક્ષણ આપવું એ આપઘાત કર્યા બરાબર છે. લાખો સ્ત્રીઓ કોઇપણ કાળે અંગ્રેજીમાં પોતાના સારામાં સારા વિચારો કરતી અને બતાવતી થઇ જાય એવો સંભવ નથી. જો સંભવ હોય તો કરવા યોગ્ય નથી. જે સ્ત્રીઓને વિષે યોજના રચવાની છે તે સ્ત્રીઓ માતૃભાષાદ્વારા ઉચું શિક્ષણ પામે તો એ પોતાના ઘરસંસારને શોભાવે એટલુંજ નહીં પણ પોતાની સેંકડો અશિક્ષિત બ્હેનો ઉપર પોતાના ચારિત્રની છાપ પાડી શકે અને તેઓની અનેક પ્રકારે સેવા કરી શકે.

પ્રશ્ન ૨ જાનો જવાબઃ—મારા વિચારો અમેરિક શિક્ષણની વિરૂદ્ધ હોવાથી આ પ્રશ્નનો જવાબ આપવાપણું રહેતું નથી.

પ્રશ્ન ૩ જાનો જવાબઃ—સંસ્કૃતનું શિક્ષણ આપી શકાય તો આપવું બહુ યોગ્ય માનું છું. પણ એ ચાર પાંચ વરસમાં એટલો બધો ઉપયોગ કરવાનો છે કે સંસ્કૃતના શિક્ષણને પ્રધાનપદ તો ન અપાય.

પ્રશ્ન ૪ થાનો જવાબઃ—નીતિ અને ધર્મની વચ્ચે મને કંઇ ભેદ જણાતો નથી ધર્મના શિક્ષણની અતિ આવશ્યકતા છે એમ તો લાગ્યા કરે છે. પણ હિન્દુધર્મ એટલો બધો સૂક્ષ્મ છે કે કેવી રીતે શિક્ષણ આપવું એ એકાએક કહી શકાય નહીં. સાધારણ રીતે એટલું કહી શકાય છે કે, ગીતાજી, રામાયણ, અને મહાભારત તેમજ ભાગવત એ સર્વમાન્ય ગ્રન્થો ગણાય છે. એનું જ્ઞાન કેવળ અધ્યાત્મિક દૃષ્ટિથી જ અપાય તો બહુ ભણી રહે એમ લાગે છે. આ વિષયમાં શિક્ષણની યોજના કરતાં શિક્ષિકાઓની ચુંટણી ઉપર વધારે ભાર મૂકવા જેવું છે. 'સૂતર આવે સમ તું રહે, જ્યમ ત્યમ કરીને હરિને લહે.' અખા ભગતનો આ સિદ્ધાંત યાદ રાખીને જે ધર્મશિક્ષણ અપાય તે ફળ નીકળે.

પ્રશ્ન ૫ માનો જવાબઃ—છોકરા છોકરીઓને સાથે કેળવણી આપવાનો અખતરો મેં પોતે તો અજમાવ્યો છે. અત્યન્ત જોખમ ભરેલો છે. સાધારણ નિયમ તો નોખી કેળવણી આપવી એજ હોવો જોઇએ.

પ્રશ્ન ૬ ઠાનો જવાબઃ—આ સવાલનો જવાબ આપવાને હું સમર્થ નથી.

પ્રશ્ન ૭ માનો જવાબઃ—ભણેલી સ્ત્રીઓ માત્રને પરણવું એ લક્ષબિન્દુ જ્યાંસુધી રહ્યું છે ત્યાંસુધી સ્ત્રીશિક્ષકોની ખોટ રહ્યાજ કરશે એમ લાગે છે. વિધવા સ્ત્રીઓમાંથી સરસ શિક્ષિકાઓ નીકળવી જોઇએ; પણ જ્યાંસુધી હિન્દુસંસાર વૈધવ્યને તેની યોગ્ય પદવી નહીં આપે અને જ્યાંસુધી કેવળ પશ્ચિમના વાયરાથી ઝડપાયલાં હિન્દુઓજ આ વિષયો ઉપર

ગ ઘડયાં કરશે ત્યાંસુધી વિધવાવર્ગમાંથી પણ સરસ શિક્ષિકાઓ નીકળવી મુશ્કેલ છે

માટ ેસા ગોજનાઓ અમુક હદ પછી અટકી પડે છે કેમકે સુધરેલ વર્ગ અને બીજા

વિધવાઓ હોય બંધ હોવો જોઇએ તે નથી.

તે વધારીને ત્રીસ જવાબઃ—ગરીબ અને વિધવા સ્ત્રીઓને માટે કેટલાક ફેરફારો થાય

જ્યાં સુધી એ નિર્વાહ કરી શકે તેવું સહેજે યોજી શકાય એમ લાગે છે.

યોગ કરવો. અને ધીમે ધ

થાય એટલે પુરૂષ શિક્ષકો ક્ર

પારસી સ્ત્રીશિક્ષકો કરતાં હિંદુ પુરૂષ શિક્ષકો

લોકોની રીતભાત અને પારસી લોકોની રહેણી કરણ

સ્ત્રીઓનું અનુકરણ આપણી સ્ત્રીઓ કરે તો આપણા સં મોહનદાસ ગાંધી.

જાપાનમાં જ્યારે ટોકીઓની મોટી યુનિવર્સિટી

રાહ જોઇને બેસી નહોતાં રહ્યાં. યુનિવર્સિટીના ૩૦

માત્ર પાંચ સ્ત્રી શિક્ષકો છે. છોકરીઓની મહા પા

માત્ર ૭ પુરૂષ શિક્ષકો છે.

## ૫.

(રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા—વડોદરા.)

૧. આપે જે પાંચ વર્ષ બતાવ્યાં તે અરસામાં તથા સાસરે ગયા પછી પણ જેઓને ભણવા મોકલવા સાસરાવાળા ધારે તેમને માટે શિક્ષણ ઇંગ્રેજી કે માતૃભાષાદ્વારા આપવું એવો પ્રશ્ન છે. જેઓને રીતસર અંગ્રેજી ભણવું ન હોય તેમને માટે અંગ્રેજી શીખવવાની યોજના ખાતા તરફથી થયેલી તે બાબતમાં આપણા વિચાર અપાઈ ગયા છે. ઇંગ્રેજી શિક્ષણ આપવાની ઉમેદવાર રાખનારને માટે ઇંગ્રેજી શાળાઓ મોટે મોટે સ્થળે સ્થપાવી જોઈએ પરંતુ મારા ધારવા પ્રમાણે ઇંગ્રેજી કરતાં માતૃભાષાદ્વારા શીખનારની સંખ્યા વધારે થવાની, તે માટે કન્યાશાળાઓમાં એકાદ ધોરણ વધારવું અને ઉંચા દરજ્જાની (વર્નાક્યુલર હાઈસ્કુલ જેવી) સંસ્થા મોટે સ્થળે સ્થાપવી.

૨. ઇંગ્રેજી માટે ઉપર બતાવ્યા પ્રમાણે બને પ્રકારની શાળાઓ જોઈએ દહાડે દહાડે રીતસર કોલેજ સુધી શીખનાર બાળાઓની સંખ્યા વધતી જવાની તેમને માટેની ગોઠવણ થવી જોઈએ જો થોડા ઇંગ્રેજી સાથે વ્યવહાર જ્ઞાન વધારે આપી શકાય તો તે વિશેષ ઉપયોગી થઈ પડે.

૩. સંસ્કૃત માટે મારો વિચાર થતો નથી જો વર્નાક્યુલર હાઈસ્કુલો સ્થપાય તો તેમાં બીજી ભાષા તરીકે તે શીખવવાની સવડ રાખવામાં હરકત નથી.

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ અવશ્ય અપાવું જોઈએ. સાદા પુસ્તકો દ્વારા નીતિ શીખવવાની હું તરફેણમાં છું. કેટલાક તેથી વિરૂદ્ધ છે ધર્મનું શિક્ષણ આપવામાં મુશ્કેલીઓ ઘણી છે છતાં ધર્મના ઘણા વિચાર અથવા તત્વો જે સર્વ ધર્મને સામાન્ય છે તે તો વિના હરકતે શીખવી શકાય ધર્મના આચારો, વિધિઓ, ક્રિયાઓ તો છોડી દેવી પડે. જો તે પંથના પોતાના પંથ વિષે જ્ઞાન આપવા શિક્ષક મોકલી આપે તો તે માટે હવે સરકાર વાંધો નહિ ઉઠાવે એવો સંભવ છે.

૫ અગીઆર નહિ પણ દશ વર્ષ સુધી છોકરા છોકરીઓ ભેગી શીખે તેમાં હરકત નથી જે ગામોમાં કન્યાશાળાઓ જુદી સ્થપાઈ શકતી નથી ત્યાં તો તેઓ છોકરાની શાળામાં ભણે એવી ગોઠવણ વડોદરા રાજ્યમાં મુળથી ચાલતી આવી છે.

૬. શાળાઓમાં ન જઈ શકે એવી મોટી ઉંમરની સ્ત્રીઓ માટે—

(૧) ક્રમવાર થતા વાચન માટે ૧૦૦ પુસ્તકોની પસંદગી કરવાની ખાસ જરૂર નથી તેમ તેટલાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો મળવાનાં પણ નહિ.

(૨) વનિતા વિશ્રામ, મહિલા મંડળ વગેરેમાં બે કલાકનો ક્લાસ ખોલવો, એ સાચી વાત છે તેમાં ઇંગ્રેજી વ્યવહાર જ્ઞાન અને ગુજરાતી દ્વારા નવું જ્ઞાન આપવું તે ઠીક છે પરંતુ ખરી જરૂર તો સ્ત્રીઓને ઉત્તમ ગૃહિણી કરવાની છે, તેથી તેને લગતા જ્ઞાન ઉપર વિશેષ લક્ષ આપવું જોઈએ પશ્ચિમના દેશોમાં આ વાત સ્વીકારાઈ છે એટલુંજ નહી પણ હવે તેનામાં તો ગ્રામ્યજનોને પણ તે જ્ઞાન ચઢતી જાતનું અપાય છે.

૫. વિરૂદ્ધ. સેગું શિક્ષણ આપવું.

૬. (૧) બરાબર છે.

(૨) આવી યોજના કેટલીક જગાએ અમલમાં આવી છે, પરંતુ તેને કેટલેક દરજ્જે ફતેહ મળી છે તેની ખબર નથી.

(૩) આપણી યોજનાઓથી કોઇ તાત્કાલિક ફળ નહિ મળે, તેમજ લાંબે વખતે પણ નિરૂપયોગીજ જણાશે.

(૪) એ પરીક્ષાથી શું ફાયદો થયો છે તે હું જાણતો નથી. પરંતુ એમાં જે ઉમેદ્વારો આવતા હશે તે સઘળા ફીમેલ ટ્રેનીંગ કાલેજોના સ્કોલરો હોવા જોઇએ અને જો તેમ હોય તો પછી એવા ઉમેદવારોને એક વધુ પરીક્ષા આપી ઇનામ કમાવાની તક આપવા જેવું ગણાય.

૭. સારો પગાર આપી જેમ બને તેમ શિક્ષકની લાઇન વધારે ઐચ્છાકારક બનાવવી.

૮. વ્યવસ્થા થઇ શકે પણ તેનો લાભ લેનાર ઓછો નીકળશે, તેને બદલે જેમ મુંબઇમાં ચાલીએ ચાલીએ જેમ કામ કરવામાં આવે છે તેમ જ્યામાં બપોર ને ફુરસદને વખતે મોહલ્લે મોહલ્લે યા ઘેરેઘેર કોઇ માણસને મોકલી આપવાનું બને તો વધારે સારૂં. કારણ પહેલાં રૂચી ઉત્પન્ન કરાય અને તેમાંથી નીપજતો ફાયદો સમજાય તો પછી એવી સ્ત્રીઓ પોતાની મેળે તેના લાભ લેવા દોડી આવશે.

મુંબઇ. તા. ૧૪–૧૦–૧૫ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

૯.

(રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલ એલ. બી.—મુંબાઇ.)

આપે મોકલાવેલી પ્રશ્નાવળીનો ઉત્તર આપતાં પહેલાં એક ઘણી મોટી જરૂરીયાત તરફ આપનું ધ્યાન ખેંચાયું છે, માટે ગુજરાત સમસ્ત તરફથી આપને ધન્યવાદ આપવાનું મન થઇ જાય છે. "ગુજરાત સમસ્ત તરફથી" એમ કહેવાની ધૃષ્ટતા દરગુજર કરશો એવી આશા છે.

સ્ત્રી કેળવણી માટે મહા મોટા પ્રયાસો મુંબઇમાં તો થાય છે, બીજે પણ નથી થતા એમ નથી. પરંતુ તે બધા પ્રયાસો છોડ ઉગાડવાને બદલે પહેલેથીજ ફૂલ પાંદડાં પેદા કરવાના પ્રયાસ જેવા લાગે છે. અલબત, સ્ત્રીઓને જ્ઞાન આપવાની જરૂર છે જ એ ખરૂં છે; પરંતુ 'હાલની સ્ત્રીઓ' તરફજ દ્રષ્ટિની સમક્ષ ચોટ લાગેલી હોવાથી 'થવાની સ્ત્રીઓ' તરફ જરા પણ નજર પડતી નથી. તેથી સ્ત્રીના ભવિષ્ય માટેની નીરાશા લાંબી ને લાંબી ચાલતી જાય છે. તેવે સમયે આપે ભવિષ્યની સ્ત્રીઓ માટે જે વિચાર કર્યો છે–કરો છો–તે ખરેખર સ્તુત્ય અને ઉપકારક છે. તે તરફ દ્રષ્ટિ નંખાશે તો દશ પંદર વરસે સ્ત્રીકેળવણીનો સવાલ પૂછવાનોજ ન રહે એમ આશા રાખી શકાય.

આટલી પ્રસ્તાવના કરી આપના પ્રશ્નોના જવાબ લખવા મંડું છું.

૧. અંગ્રેજીનું શિક્ષણ આપવું, કે માતૃભાષા દ્વારા ઉંચું શિક્ષણ આપવું—એમ 'કે' થી બે જુદી પરસ્પર વિઘાતક સ્થિતિ હોય એવું આપ પૂછો છો. મને તો લાગે છે કે 'કે' નહિં પણ 'અને' જ બરાબર સ્વીકારશે, એટલે કે એ, ચાર પાંચ વરસમાં અંગ્રેજીનું શિક્ષણ તો આપવુંજ—અંગ્રેજીનાં થોડા ઘણા જ્ઞાનની જરૂર; દરેક શીક્ષીત હિન્દવાસી સ્વીકારે છે—સ્વીકારવી જોઈએ, રાજ્યભાષા અને હિન્દવાસીના ઉત્તમ વિચારકોની પરસ્પર વ્યવહારની ભાષા અંગ્રેજી છે, અને તેથી દરેક હિન્દીને અંગ્રેજીનું થોડું ઘણું જ્ઞાન આવશ્યક ગણવું જોઈએ, એટલે સ્ત્રીઓને પણ તેવું જ્ઞાન જરૂરનું છે. મીસીસ બેસંટ, મીસીસ સરોજની નાયડુ વગેરે સ્ત્રીઓનાજ વિચાર પણ સ્ત્રીઓ જાણી શકે એ પરિણામ મને તો ઇષ્ટજ લાગે છે. અને બીજી ભાષા તરીકે અંગ્રેજી શીખવાય એ બહુજ યોગ્ય પણ છે. માટે હું તો મક્કમપણે માનું છું કે બારથી સત્તર વરસ સુધીનાં પાંચ વરસ માટે જે અભ્યાસક્રમ નક્કી કરવામાં આવે તેમાં અંગ્રેજીને સ્થાન મળવું જોઈએ અને ફરજીઆત વિષયોમાં તેનો સમાવેશ કરવો જોઈએ.

પણ ઉંચું શિક્ષણ અંગ્રેજી દ્વારા આપવામાં હું વખતની અને તાકાતની વૃથા ક્ષતી થતી જોઉં છું. ગણીત, ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, વિગેરે વિષયો અંગ્રેજી દ્વારા શીખવતાં, શીખનારને મહેનત પડે છે, જોઈએ તેટલો અને તેવો પ્રવેશ તે તે વિષયમાં થઈ શકતો નથી અને તેથી માત્ર પુસ્તકોનું જ્ઞાન રહે છે. આપણા મેટ્રીક થયેલાઓમાં પરત્વે જ્ઞાનના અભાવની જે ફરીયાદ કરવામાં આવે છે તે અંગ્રેજી દ્વારાજ બધું શિક્ષણ આપવાની પદ્ધતિને લીધે છે એમ હું માનું છું. જો મારો પોતાનો શિક્ષક તરીકેનો અનુભવ કહેવામાં ધૃષ્ટતા ન ગણાતી હોય તો હું પુરા જોસથી અને અત્યંત ખાત્રીથી કહી શકું છું કે ઇતિહાસનો જે વિષય—જે ભાગ વિદ્યાર્થીઓને પહેલાં નીરસ લાગતો—તે ભાગ હું પહેલાં ગુજરાતીમાં સમજાવી જતો, તેનું પરિણામ એ આવતું કે વિદ્યાર્થીઓ ઇતિહાસના વિષયમાં રસ લેનારા અને ખરી સમજ ધરાવનારા થતા. સંસ્કૃતનાં તો અંગ્રેજી ભાષા મારફત શરૂ થતો અભ્યાસ અત્યંત હાનીકારક માલુમ પડતો. ગુજરાતીદ્વારા ભણવું સુગમ થતું અને વધારે ચોક્કસ અને સારું થતું. આ મારો જાતી અનુભવ છે. બીજાનો તેથી જુદો હોય તો પ્રભુ જાણે. પણ મારા અનુભવ પરથી હું તો ઘણાં વરસો થયાં એજ નિશ્ચય પર આવ્યો છું કે, આપણા વિદ્યાર્થીઓને રસ ઉત્પન્ન કરવા, સાચી સમજ આપવા, મગજનો વિકાસ કરાવવા એ અત્યંત જરૂરનું છે કે શિક્ષણની ભાષા તો માતૃભાષા જ રાખવી જોઈએ. બીજા વિદ્યાર્થીઓ માટે જે હું જરૂરનું માનું છું તે અવશ્ય આપણી જુવાન છોકરીઓને લાગુ પડે છે.

૨. અંગ્રેજી શિક્ષણ માટે મેં ઉપર કહ્યું તેથી સમજી શકાશે કે બીજા પ્રશ્નમાં 'તો' છે તે જરૂરનો નથી. દીલગીર છું કે પ્રશ્નાવળીના પહેલા પ્રશ્નમાંજ આટલો ગોટાળો થઇ ગયો છે. અંગ્રેજી શિક્ષણ આપવુંજ જોઈએ એ હકીકત નક્કી હવે, તે કેવી રીતે અને કેટલું આપવું એજ પ્રશ્ન રહે છે. અંગ્રેજીનું હાલ અપાતું વ્યાકરણ મૂલક શિક્ષણ સમય લે છે એ જાણીતી વાત છે તે સમય ઓછો કરવા 'ડાયરેક્ટ મેથડ' બતાવવામાં આવી છે, પરંતુ તે સફળ થઈ છે એમ બધાનું માનવું નથી. મારા અલ્પ અનુભવ પ્રમાણે મને એમ લાગ્યું છે કે, અંગ્રેજીનું શિક્ષણ બેવડી કે ત્રેવડી પદ્ધતિથી અપાય તો થોડા વખતમાં કદાચ સારો લાભ થાય. તે પદ્ધતી વિસ્તારથી આપવાનું આ સ્થાન નથી પરંતુ તેની રૂપરેખા જે

ત્રણ વાક્યોમાં બતાવવા રજા લઉં છું. (૧.) સારી પ્રાઇમરથી શરૂ કરી વાંચન ભાષાંતર અને વ્યાકરણના સાધારણ નીયમો. (૨.) સાથે સાથેજ, છોકરાં જેમ માતૃભાષા શીખે છે તેમ, ઘરગથ્થુ અને હમેશ ઉપયોગમાં આવતા પદાર્થો અને ક્રીયા માટે વપરાતા શબ્દોનું જ્ઞાન. (૩) આજ્ઞાર્થરૂપ અને પહેલા પુરૂષનાં રૂપોથી શરૂ કરી નાનાં સાદાં વાક્યોની રચના, આમાં પણ સ્મૃતીનેજ કામમાં લેવી. (૪.) દર હંમેશ બબ્બે ચચ્ચાર કે એકેક બબ્બે શબ્દો તૈયાર કરી તેના ઉપયોગનો મહાવરો પડાવવો. અને આ બધું થતું જાય તેમ તેમ ગુજરાતી વાક્યોને અંગ્રેજી ભાષામાં ઉતારવાનો મહાવરો પડાવવો.

આ પદ્ધતિ એકદમ નવી નથી. સારા શિક્ષકો એ પ્રમાણે શીખવતા માલમ પડશે. પરંતુ પાઠમાળા અને વાંચન પોથીમાંજ ભરાઇ રહેતા ઘણા શિક્ષકો આજે એવા પણ છે કે જે સાત વરસનાં શિક્ષણ પછી પણ અંગ્રેજીમાં કશું માલવાળું જ્ઞાન આપી શક્તા નથી.

આવી સંસ્થા અને આવાં ધોરણ માટે ખાસ આવશ્યક ગણવું જોઇએ કે બી.એ. થએલા શિક્ષકો અને તેવા પણ પોતાના કામમાં રસ લેનારા હશે તોજ પદ્ધતિ શુભ ફળ આપનારી થશે.

બારથી સત્તર વર્ષ સુધીનાં પાંચ વર્ષમાં મેટ્રીક જેટલું તો અંગ્રેજી જ્ઞાન થવુંજ જોઇયે. પેપરો વાંચવા, સાદી વાર્તા સમજવી, સાધારણ વાતચીત કરવી, આટલું તો થવું જ જોઇએ.

૩. સંસ્કૃતનું શિક્ષણ હમણાં હમણાં સ્ત્રીઓ પણ બહુ ઉત્કંઠાથી લેવા આવે છે. તે શીખવવાની પદ્ધતિ પણ હજી કાંઇ સારી રીતની માલમ પડતી નથી, પણ તે જુદી વાત છે. સંસ્કૃત માટે હમણાં મોહ બહુ છે. અલબત આપણાં ધર્મપુસ્તકો તે ભાષામાં લખાયેલાં હોઇ તેમાં મોહ હોય એ સ્વાભાવીક છે. પણ મને તો લાગે છે કે વીવાહિત સ્ત્રી ધર્મપુસ્તકો મદદ વગર વાંચી શકે તેટલું સંસ્કૃત કરી શકે એવું નથી. એકાદ કોઇ તૈયાર થાય તે જુદી વાત. પણ સામાન્ય ધોરણે જોતાં મને સંભવ લાગતો નથી. બીજું પણું ઉપયોગી જ્ઞાન થોડી મહેનતે લઇ શકાય તેવું છે. જ્ઞાનનોજ વધારો કરવો એ આપણો ઉદ્દેશ હોવો જોઇયે. સંસ્કૃત પર બહુ ધ્યાન રાખતાં જ્ઞાનના વધારા પર અંકુશ રાખવો પડશે.

ગુજરાતીના સારાં જ્ઞાન માટે સંસ્કૃત જરૂરનું મનાય એ પણ બનવાજોગ છે, પરંતુ તે માટે સંસ્કૃતનો શાસ્ત્રીય અભ્યાસ આવશ્યક માની શકાશે નહીં. ગુજરાતીના અભ્યાસ સાથે સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન અપાશે તો તે અર્થ સરશે સંસ્કૃત સારે, ધર્મપુસ્તકોની ભાષા છે તે માટે અને ગુજરાતીના સારા જ્ઞાનની અભિલાષાથી શીખાય છે. એ બે હેતુમાં બીજો તો અન્ય રીતે સધાય છે તે કહ્યું. પહેલો હેતુ પાર પાડવા માટે જેટલું જ્ઞાન જોઇએ તેટલું લાંબની સ્થિતિ જોતાં વીવાહિત સ્ત્રી લઇ શકશે નહીં. અને આપણા વિચાર પ્રમાણે ભાગે જુવાન વધુઓ વીગેરા—અગર તો જે યુવતીઓ વધૂઓ થશે એમ માનીએ છીએ તેમને માટે—હોવાથી સંસ્કૃત શીખવા શીખવવાના મોહને હું તો ખોટો મોહજ ગણું છું. છતાં પણ જેમને સંસ્કૃત શીખવુંજ હોય તેમને તેની મગરૂર આપવામાં આપણે આનાકાની

કરવાની જરૂર નથી. તેથી સંસ્કૃતને એક ઐચ્છિક વિષય તરીકે રાખવાની હું ભલામણ કરું છું.

૪. આ પ્રશ્ન અતી વિશાળ છે. તેને માટે મારો મત જગતને ઉપયોગી થશે એમ હું માનતો નથી એટલે આપતો નથી! નીતિ અને ધર્મ વીના માણસ એ માણસ નથી, પણ પશુ છે એ કાંઇ ન સમજાય તેવી વાત નથી. પણ નીતિ અને ધર્મ બાહતી શિક્ષકથી શીખવાય કે કેમ એ પ્રશ્નનો નિર્ણય હું મારે માટે પણ કરી શક્યો નથી. દરેક શિક્ષકે દરેક વિષયમાં નીતિનું લક્ષ્ય છોડવાનું નથી-અને તે વાત ધ્યાનમાં રાખે તો ડગલે ડગલે નીતિનું શિક્ષણ અપાતુંજ રહે. વાંચન પાઠમાં, ઇતિહાસમાં, ભુગોળ અને ગણીત જેવામાં પણ, આરોગ્ય વિદ્યામાં અને 'સાયન્સ' ના વિષયમાં પણ નીતિ વીનાનું શિક્ષણ વૃથાલાપ સમજાશે. ત્યારેજ આપણા શિક્ષકો ખરા શિક્ષકો કહેવાશે. તે કોટી ધ્યાનમાં રખાય તો નીતિનાં જુદાં શિક્ષણની જરૂર રહે નહીં અને ધર્મ તો દરેક ઘરમાં શીખવાય તેજ હું પસંદ કરું છું. ધર્મને નિશાળમાં દાખલ કરવાનો વિચાર, મને લાગે છે કે જે જે પ્રજામાં ખરાં ઘર નથી ત્યાંજ ઉત્પન્ન થયો હશે. હિન્દુસ્તાનમાં હજી 'ઘર' છે, અને તેથી ધર્મ શિક્ષણ તો દરેક ઘરમાંજ અપાય તો સારૂં એવું મારૂં નમ્ર માનવું છે. ધર્મના સનાતન સીદ્ધાંતોનો સમાવેશ 'નીતિ'માં થાય છે-પછી સંપ્રદાય અને પંથની માન્યતાઓ માટે તો ઘર કે મંદીર કે ધર્મ ગુરૂ પરજ આધાર રખાય તો સારૂં એમ હું માનું છું.

૫. મુંબઇની કેટલીક મ્યુનીસીપાલીટીની નિશાળોમાં છોકરાં છોકરી સાથે ભણે છે. ઘરમાં ભાઇ બ્હેન સાથેજ રહે છે; શેરીમાં ન્હાનાં બાળકો સાથે રમે છે-તો પછી છોકરા છોકરી અમુક ઉમ્મર સુધી સાથે ભણે તેમાં મને તો કશો બાધ લાગતો નથી. પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે છોકરાં છોકરીના મગજમાં તેમની ગ્રાહક શકતીમાં, બુદ્ધીના વીકાસમાં, મને તો ફેર માલમ પડયો છે. અને તેથી દશ વર્ષ પછી તો શિક્ષણ ક્રમમાં અને શિક્ષણની ઇયત્તામાં ફારફેર કરવાની જરૂર જણાય છે. જો આઠેક વર્ષથી ફેર રખાય તો પણ સારૂં છે. પણ દશ વર્ષ પછી તો ફેર આવશ્યકજ છે. પણ તેથી દશ વર્ષ સુધી છોકરા છોકરી સાથે ભણે તેમાં મને કાંઇ વાંધા જેવું લાગતું નથી.

આ પ્રશ્નનો આ જવાબ આપું છું ત્યારે એમ માનીજ લઉં છું કે શિક્ષકો પોતાનું કામ અને ફરજ સમજનારા છે. ઇષ્ટ આચાર, વીનીત વર્તન, મર્યાદાવાળી રીતભાત, ગૃહજીવનના સારા સંસ્કારો, અને નિર્મળ અંતઃકરણો, 'આવું આવું' જે શિક્ષક મેળવી શકે તેવાના હાથમાંજ છોકરા છોકરી સાથે રહે એ કરવા જેવું છે.

૬. આ પ્રશ્નનો જવાબ અમુક મુદ્દા સંબંધેજ માગ્યો છે એટલે 'શાળામાં ન જઇ શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓ માટે શિક્ષણની યોજના સંબંધે કાંઇ પણ લખવાનો અવકાશ રહેતો નથી. તેથી આપના મુદ્દાનાજ જવાબ આપીશ.

(૧) ચોપડી પ્રસિદ્ધ કરવામાં ખોટું કાંઇ પણ નથી. તે પગલું ઉતેજારી ધરાવનારાં બાઇઓને બહુ લાભકારક થશે. તે ચોપડી સંપૂર્ણ થઇ શકે તેટલાં સારાં પુસ્તકો ગુજરાતીમાં મળી આવે તો ઘણું સારૂં.

(૨) આવા વર્ગો મુંબઇમાં ત્રણ તો ચાલુ છે, ચોથો શરૂ થવાનો સંભવ છે. પણ તે વર્ગોમાં હાજરીની ફર્યાદ રહે છે. તે ફર્યાદથી એટલું તો સમજી શકાય કે હજી લોકોમાં જીજ્ઞાસા ઉત્પન્ન થઇ નથી. ગમે તેટલી હાજરીથી પણ સંતોષ માનનારા ઘણા થાય છે. હાજરી કરતાં વધારે મોટી મુશ્કેલી શીખવનારાઓની છે. કંગાળ પગારથી સારા શિક્ષકો મળે નહીં. સારા પગાર આપી શકાય નહીં. વળી સ્ત્રી શિક્ષકોની તો અત્યંત તંગી અને પુરૂષ શિક્ષકો પણ મળવાના ફાંસા. આવા વર્ગો જરૂરના છે—પણ તેમાં હાજરી ન હોય તો પણ અમુક ખરચ જારી રાખી પાંચ સાત વર્ષ સુધી વર્ગો ચાલુ રાખવામાં આવે તોજ સ્ત્રીઓ કાંઇક આકર્ષાય અને લોકમત કાંઇક કેળવાય.

(૩) ભાષણો સાંભળવાની સ્ત્રીઓની ઉત્કંઠા હમણાં વધતી જણાય છે એ એક સારું ચિન્હ છે. પરંતુ ભાષણો આપનારા ક્યાં છે એ કોઇ બતાવશે? ગુજરાતમાં સારાં કામ કરનારાની મોટી ખામી છે. તે ખામી પુરી પડે તો ભાષણની યોજના ખોટી કહેવાય નહીં.

(૪) સ્ત્રી શિક્ષણું પરીક્ષા પણ કેટલાંક પગલાંમાંનું એક છે. મુંબઇમાં ગુજરાતી હીન્દુ સ્ત્રીમંડળ તરફથી તેવી પરીક્ષાની યોજના થઇ છે. તેવી યોજના જેમ વધારે હોય તેમ વધારે લાભ થાય એમ હું તો માનું છું.

(૫) સ્ત્રી શિક્ષકો માટે એક ઉપાય તો એ છે કે નોકરી કરવી એ હીણું છે એ લોકમત દુર થવો જોઇએ. તેટલા માટે પૈસાદાર કુટુંબોની સ્ત્રીઓએ સાધારણ પગારથી કામ કરવાની હીંમત ધરવી જોઇએ. નોકરી કરવી એ ખોટું છે એ લોકમત દુર કર્યા સીવાય સ્ત્રીશિક્ષકો વધવાનો સંભવ નથી. બીજો ઉપાય ગમે તેમ કરી દેવની વિધવાઓને તે રસ્તે દોરવવી એ છે. જેમ હિન્દુ ધર્મની કેટલીક માન્યતા જન્મપ્રાપ્ત જેવી થઇ છે તેમ વિધવાઓને વિદ્યાદાન આપવા જેવું બીજું પુણ્ય નથી એમ સમજાવવામાં આવે, તેઓનો તે ખરો ધર્મ છે એમ મનાવવામાં આવે તોજ સ્ત્રીશિક્ષકો ઠીક પ્રમાણમાં મળી શકે. વિવાહીત અને બાળ બચ્ચાંવાળી સ્ત્રીને નોકરી કરવાનું કોઇ પણ રીતે પાલવે તેવું નથી. માટે હાલ પશ્ચીમના દેશો પેઠે—અને હમણાં પારસીઓ કરે છે તેમ કુમારીકાદશાવાળી સ્ત્રીઓ વધે તો તેવી સ્ત્રીઓ, અને નહીંતર વિધવાઓ જો બહાર પડે તોજ સ્ત્રીશિક્ષકો મળી શકે.

મધ્યમ સ્થિતિની કોઇ કોઇ સ્ત્રી ઉત્સાહી અને શીક્ષીત હોય છે, પણ સ્ત્રીશિક્ષકોને મળતા કંગાળ પગારને લીધે તેવી સ્ત્રીઓ શિક્ષકનું કામ કરી શકતી નથી. ઘરની સંભાળ માટે નોકર ચાકર તથા રસોઇયાની સગવડ કરી શકે તેટલો પગાર આપવામાં આવે તોજ તેવી સ્ત્રીઓ નોકરી સ્વીકારી શકે.

સ્ત્રી શિક્ષકો મેળવતાં પહેલાં શિક્ષક તરીકે રહેવા આવનાર સ્ત્રીઓનો અભ્યાસ કોટી ધ્યાનમાં લેવાની બહુ જરૂર છે. તે કોટી વધે માટે જરૂરનું છે કે સ્ત્રી શિક્ષણ સંસ્થા મોટા પાયા ઉપર અને ઘણા બહોળા ફંડથી શરૂ થવી જોઇએ. દર મહિને પંદર રૂપીયાની સ્કોલરશીપ અપાય અને શીખવનારા શિક્ષકો હોંશીઆર ભરોસાના પગારદાર રાખવામાં આવે તો પાંચ દશ વર્ષમાં સારા સ્ત્રીશિક્ષકો આપણે મેળવી શકીએ. આવાં કામ માટે પૈસાની તંગી છે એમ માનવાનું નથી. પૈસા તો આપણા દેશમાં—ગરીબડા દેશમાં પણ આવાં કામ

માટે ખરચનારાને જોઈએ તેટલો ફુન્ડ છે. માત્ર ખંતથી અને પ્રભુપ્રીત્યર્થે કામ કરનારા જોઈએ છે. ભાવનામાં ખરા અંતઃકરણથી કામ કરનાર નથી. બોલવા લખવાથી કાંઇ કામ થાય નહી. ખરાં કામ કરનારા અરધો ડઝન નીકળે તો પણ ઘણું કામ થઇ શકે.

(૮) સ્ત્રીઓને ઉદ્યોગ ક્યા ક્યા શીખવી શકાય એ વિચાર કર્યા પછીજ આ પ્રશ્નનો જવાબ આપી શકાય. હાલ તો એમજ મનાય છે કે ભરવા ગુંથવાનું શીખવાય એટલે બસ. અને મુંબાઇના વર્ગ કલાસોમાં ઘણું ખરૂં એજ શીખવાય છે. પણ ભરવું ગુંથવું એ કાંઇ જીંદગીની જરૂરીયાતો નથી. જે ધંધા અને ઉદ્યોગો જીંદગીની જરૂરીયાતો પુરી પાડનારા છે તે શીખવવામાંજ ખરો લાભ છે. શીવવું, વેતરવું, કાંતવું, વણવું કે એવા એવા ઉદ્યોગો તરફ નજર નાંખવામાં આવે તો ઘણું સારૂં. ઇંગ્રેજીમાં જેને Cottage industry કહે છે કે તેવા ઉદ્યોગો શીખવવામાં આવે તો સ્ત્રીઓને અવસ્યે લાભ થાય અને વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓ તેવાં કામ માથે લે તો ખરેખર ભફૂજ યોગ્ય થયુ એમ કહી શકાય.

હિ. ગ. અંજારીઆ.

---

# ૯.

( રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ, બી. એ. એલએલ. બી.—મુંબાઇ.)

(૧)

આપનું લખવુ વ્યાજબીજ છે કે હાલમાં કન્યાઓને પ્રથમ કરતાં અભ્યાસ માટે વધુ સમય મળી શકે તેમ છે. આપણા શહેરમાં ( અલબત્ત-સામાન્ય રીતે તો આ આપણે આખા ગુજરાત સારૂ વિચાર કરવાનો છે, પરંતુ અમદાવાદમાં ) સુશીક્ષિત વસ્તિ વધારે પ્રમાણમાં હોવાથી, તથા મોટી ઉંમરની ભણી શકે તેવી કન્યાઓ પણ ત્યાં વધારે હોવાથી, વારવાર-તે શહેરની સગવડો ધ્યાનમાં રાખીને મારૂં લખાણ થાય તો તે ક્ષમાપાત્ર ગણાશે પ્રાથમિક કન્યાશાળાઓ તો સામાન્ય રીતે પૂરતી છે. પરંતુ ત્યાર પછી આગળ વધવા માટે ફક્ત મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ છે. આમાં કન્યાઓને હાઇસ્કુલનો ક્રમ શીખવાય છે આ સંસ્થા તે ખરેખર અમદાવાદને સરકારની એક બક્ષીસ છે, છતાંએ પ્રાથમિક શાળાઓ અભ્યાસ પૂરો કરનાર બાળાઓની સખ્યા સાથે સરખાવતાં ઘણી જુજ કન્યાઓ-હિંદુ કન્યાઓ-આ શાળામાં જાય છે. અને આનાં કારણો પણ સમજાય તેવાં છે. અને તે આપણી આર્થિક સ્થિતિ તથા સ્ત્રીઓના સાંસારિક ફરજો સાથે સબંધ ધરાવે છે. અત્યારે તે સબંધીની ચર્ચામાં ઉતરવાનો વખત નથી. આપણે તો વસ્તુસ્થિતિ જે છે તે તપાસવાની છે. અને તે એ છે કે આ સસ્થાનો પૂરતો લાભ લેવાતો નથી કે લઇ શકાતો નથી.

કન્યા શિક્ષણ સબંધી વિચાર કરતાં આપણે બે પ્રકાર કન્યાઓ સબંધી વિચાર કરવાનો છે. એક તો જે કન્યાઓ પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા પછી, આગળ ભણવાને આતુર હોય છે, નિશાળે પણ જઇ શકે તેમ હોય છે, છતાએ કેટલીક નાની અગવડોને

સીધેજ આગળ જઇ શકતી નથી તે પ્રકાર અને બીજો પ્રકાર 'તે ઉમ્મરે વધી ગયેલી, પ્રૌઢ અવસ્થામાં આવી ગયલી અને સંસારમાં પડેલીનો' છે. આ બીજા વર્ગમાં પણ અભ્યાસ આગળ વધારવા આતુર સ્ત્રીઓ મળી આવે છે.

પ્રથમ આપણે જે કન્યાઓ શાળામાં જવા તૈયાર હોય છે તેમનો વિચાર કરીશું. તેઓ ટ્રેનીંગ કોલેજમાં જતી નથી તેનાં કારણો દેખાતાં નજીવાં હોય છે, પણ પરિણામે અજ્ઞાન લાવે છે. કોઇને તે આધી પડે છે, કોઇને તેનો સમય અનુકૂળ નથી આવતો, કોઇને તેનું આખું શિક્ષણ–મેટ્રીક સુધીનું પૂરૂં કરી શકાશે કે કેમ, તે વિષે શંકા હોય છે; તથા અધુરૂં મુકેલું શિક્ષણ લાભકારક છે કે કેમ તે વિષે શક રહે છે. અલબત્ત જે માબાપો પોતાની કન્યાઓને ઉચ્ચ શિક્ષણ–કોલેજનું શિક્ષણ અથવા તો દાક્તરી શિક્ષણ આપવા માગે છે તે તો ગમે તેટલી અગવડ વેઠીને પણ આ સંસ્થામાં, પોતાની કન્યાને મોકલશે જ. પરંતુ કેટલીક વાર એમ બને છે કે પ્રથમથી આ બધાનો નિશ્ચય કરી ન શકાય પણ પાછળથી અમુક સંજોગો ઉભાં થતાં વધુ શિક્ષણ આપવાનો વિચાર થાય છે. આવે વખતે જો પ્રથમથી આ હાઇસ્કુલના ક્રમની શરૂઆત થયેલી હોતી નથી, અને વચ્ચેથી વર્ગો પડયા હોય છે. તો પછી થએલો વિચાર નકામો જાય છે. અર્ધ વિચારવાળા પણ પોતાની કન્યાઓને આવા સરકારી ધોરણની શાળામાં મૂકે તેથી કેટલીએકવાર ઉચ્ચ અભ્યાસ કરવામાં તે સહાયભૂત થાય છે. માટે તેવા લોકો આ સંસ્થાનો વધારે લાભ લે તેવી યોજના થવી જોઇએ. અને તે માટે મારી સૂચના એમ છે કે જેમ સરકારી હાઇસ્કુલ કરતાં મિડલ સ્કુલ નીકળી છે, તેમ કન્યાઓ માટે પણ અનુકૂળ લત્તામાં મિડલ સ્કુલ ખોલવા સરકારી કેળવણી ખાતાંને વિજ્ઞપ્તિ કરવી જોઇયે. વળી તે સબંધી બીજી સૂચના એમ છે કે રા. બ. રણછોડલાલ કન્યાશાળા તથા મગનભાઇ કરમચંદ કન્યાશાળામાં થોડા વર્ગો વધારી સરકારી મિડલ સ્કુલ જેટલું ધોરણ દાખલ કરવા યત્ન થવા જોઇએ. આ પ્રમાણેની સવડો મળશે તો ત્રણ વર્ષનો નજદીકમાં અભ્યાસ કરવાનો અવસર મળશે. અને પછી તો તેઓ ટ્રેનીંગ કોલેજમાં જઇ શકે તેવી ઉંમરમાં આવી જશે. આ વર્ગ ભવિષ્યના ઉચ્ચ ધોરણના અભ્યાસકો માટે અતી લાભદાયી છે.

પરંતુ જે રચના મને પોતાને ઘણી પ્રીય છે, અને જે એકંદરે વધુ સંખ્યાને લાભદાયી થઇ પડે તેમ છે તે તો બીજીજ છે. તે એ છે કે કન્યાઓ માટે પ્રાથમિક શિક્ષણ પુરૂં કર્યા પછી, ખાસ વર્તમાન સમયને અનેક રીતે બંધ બેસતી નવીન સંસ્થાઓજ જોઇયે. આ સંસ્થા તે કન્યાઓ માટેની ગુજરાતી હાઇસ્કુલો છે. તેમાંનો સમય, તથા અભ્યાસક્રમ, રજાઓ અને બીજી વ્યવસ્થા આપણા સાંસારિક વિચારો, વ્હેમો તથા અડચણો વગેરે ધ્યાનમાં લઇ ગોઠવવા જોઇયે. પ્રાથમિક શાળાઓમાં પાંચ વર્ષ અભ્યાસ કર્યા પછી હાલના રીવાજો ધ્યાનમાં લેતાં, ખરેખર અભ્યાસ કરવાનો વખત, કન્યાઓને બીજાં પાંચેક વર્ષ મળે. આ નવીન સંસ્થામાં આ પાંચ વર્ષ દરમિયાન સ્ત્રીઓને ઉપયોગી જ્ઞાન મળે તેવી ગોઠવણ કરવી જોઇયે. હાલના ક્રમમાં કેટલીએક બિનજરૂરી બાબતો છે. વળી તે ઉપરાંત બધું શિક્ષણ ઇંગ્રેજી દ્વારા અપાતું હોવાથી સમય ઘણો જાય છે, અને પ્રમાણમાં વિષયોનું જ્ઞાન ઓછું મળે છે. તથા, ઇતિહાસ–ભૂગોળ વગેરે વિષયો બબેવાર ફરી આવે છે. આપણને તો વખત

ની કીંમત ઘણી છે, અને ઓછા વખતમાં વધારે જ્ઞાન આપવાનું છે. તે માટે આ નવીન સંસ્થામાં સઘળું જ્ઞાન માતૃભાષા દ્વારાજ અપાવું જોઇયે. આ સંસ્થામાં ક્યા ક્યા વિષયો, ક્યા ક્યા વર્ષોમાં શીખવવા જોઇયે, તેનો એક કોઠો, આ સાથે જોડયો છે તે ઉપરથી બધું સ્પષ્ટ થશે એમ આશા છે. આ શાળાનો વખત બાર વાગ્યાથી રાખવાથી કન્યાઓને ઘણી સવડ મળશે; તથા ચાર વાગે શાળા બંધ કરવાથી તેમને ઘેરથી કોઇ પણ અડચણ મૂકવા-આવશે નહિ. આ યોજના મ્હેં જે કેટલાએક મિત્રોની મદદથી તૈયાર કરી છે તે ઉપરથી પ્રશ્નાવળીના પ્રથમ ચાર પ્રશ્નનો જવાબ મળી જશે. આવી એક શાળા શરૂ કરવાનું કામ અમદાવાદ શહેર માટે કાંઇ અઘરૂં કહેવાય નહિ. વનિતા વિશ્રામ, સંસારસુધારાસમાજ, સાહિત્ય સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સંસ્થાઓએ આ વાત ઉપાડી લેઇ વ્યવહારૂ પગલાં ભરવા જોઇયે.

(૨)

પ્રશ્નાવળીના ઉત્તર સ્પષ્ટતાની ખાતર હું નીચે મુજબ જુદા આપુ છું.

૧. (અ.) જેને આગળ જતાં કોલેજમાં જવું છે તેને તો હાલની ઇંગ્રેજી કેળવણીજ લેવી પડશે. પણ તેમાં વધુ સવડ માટે એક જુદી મિડલ સ્કુલની સ્થાપના કરાવવી તથા કેટલીએક પ્રાથમિક કન્યાશાળાઓમાં મિડલ સ્કુલનું ધોરણ ઉમેરવું.
(બ.) પરંતુ સામાન્ય રીતે તો, અને વધારે સંખ્યા માટે તો, ગુજરાતી દ્વારા ઉંચું શિક્ષણ આપવા યોજના કરવી તે વધુ લાભદાયક છે.

૨. એમે તે પ્રકારની યોજનામાં અંગ્રેજી તો જરૂરી વિષય તરીકે રાખવુંજ જોઇયે અને તે મેટ્રીકના ધોરણ જેટલુંજ રાખવું જોઇયે.

૩. સંસ્કૃતનું જ્ઞાન આપવા વ્યવસ્થા થવી જોઇયે. પરંતુ તે એક ઐચ્છિક વિષય તરીકે રાખવું. છતાંએ તે શીખવા ઉત્તેજન આપવું. કારણ કે તેથી ગુજરાતી સાહિત્યને લાભ થશે.

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા માટે હું સનાતન ધર્મની પરીક્ષાઓનો તથા તે માટે નિયત થતાં પુસ્તકોનો લાભ લેવાની સૂચના કરૂં છું. પરંતુ વખતો વખત તે વિષયો સંબંધી વ્યાખ્યાન કરાવ્યાથી વધારે લાભ થવા સંભવ છે.

૫. મારૂં ધારવું એમ છે કે સામાન્ય રીતે દસ અગીઆર વર્ષ સુધી છોકરા છોકરીઓને એકઠું જ્ઞાન આપવાથી ઘણા ફાયદા છે. આ રીતથી નિશાળોની સંખ્યા બહુ વધારવી નહિ પડે તે એક આર્થિક ફાયદો છે. બીજું સારી ટ્રેઇન્ડ બાઇ શિક્ષકો કરતાં પુરૂષ શિક્ષકો વધારે પ્રમાણમાં મળી શકે છે. આમાં બાઇ શિક્ષકોને બાળ વર્ગ તથા પહેલી ચોપડી સોંપવાથી છોકરાઓને પણ લાભ થશે. વિદ્યાર્થીઓની ઉમર નાની હોવાથી નીતિ સબંધી પ્રશ્ન ઉદ્‌ભવતો નથી, પરંતુ આ રીતે સાથે ભણવાથી એક બીજાની નીતિને ભવિષ્યમાં લાભ થવા સંભવ છે.

૬. છઠ્ઠા પ્રશ્નમાં સૂચવાયલી યોજનાઓ બધીજ ઉત્તમ છે,-અને તે દરેકના જુદા જુદા લાભ છે. જુદે જુદે સ્થળે અનુકુળ યોજનાનો લાભ, સંજોગો તપાસીને, લેવાવો જોઇયે. પાંચ વર્ષના ક્રમનો કોઠો મેં આ સાથે આપેલો છે, તે ઉપરાંત, આ પાંચ

## ગુજરાતી પાંચમી ચોપડી પછીનો

| વિષય. | છઠ્ઠું વર્ષ. | સાતમું વર્ષ. |
|---|---|---|
| સાહિત્ય. ગદ્ય-પદ્ય-નિબંધ. | એક સરળ સંસારી વાંધા વિનાની નવલકથા તથા સતીચરિત્ર કે ભારતનાં સ્ત્રી રત્નો જેવાં પુસ્તકમાંથી થોડું અને સહેલાં કાવ્યો. | વાંધા વિનાની ઐતિહાસિક નવલકથા તથા મુસાફરીનું પુસ્તક. જરા અઘરી કવિતા. |
| અંગ્રેજી. પ્રાઇમર તથા પ્રથમ રીડર અત્યાર પહેલાં શીખવેલી. | પાઠમાળા ભાગ ૧ રીડર ભાગ ૨ | પાઠમાળા ૨ રીડર ૩ |
| સંસ્કૃત- ધર્મ- નીતિ. | સનાતનધર્મની પરીક્ષા નં. ૧૨ નાં પુસ્તકો. | સ. ધ. પરીક્ષા નં. ૧૦ ની પુસ્તકો. |
| વિજ્ઞાન. | ગુજરાતી સાયન્સ રીડર ૧ | નં. ૨ |
| ઇતિહાસ ભૂગોળ ખગોળ | હિંદનો ઇતિહાસ અકબર. હિંદની ભૂગોળ. જવાળામુખી-ધરતીકંપ. | હિંદનો ઇતિહાસ બળવા સુધી એશીયા યુરોપની ભૂગોળ. ખગોળની શરૂઆત. |
| લલિત કળાઓ. | પ્રવેશક ડ્રોઇંગ. કવિતા-શાસ્ત્રીય રાગો હારમોનીયમની સમજ. | ફર્સ્ટ ગ્રેડ. સાદું શીવણ. હારમોનીયમ શીખવાનું. |
| ગણિત અને અર્થશાસ્ત્ર. | અપૂર્ણાંક સેંકડે પ્રમાણ ભાગ | સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ. |

આ પ્રમાણે શીખવનારી સંસ્થાઓ ઘણી લાભદાયક થઇ પડશે. આમાં ઇંગ્રેજી શીવાયનું સઘળું જ્ઞાન માતૃભાષાદ્વારા આપવું. શાળાનો વખત બારથી ચાર રાખી દર પોણા કલાકના પાંચ વિભાગ કરી વચ્ચે પા કલાક રજા આપવી. જેટલા વિષય શીખવા હોય તેટલા શીખવાની છુટ રાખવી. અંગ્રેજી તરફ ખાસ લક્ષ આપવું. ઉપલા વર્ગોમાં અઠવાડીક ચર્ચા (debates) રાખવા સૂચના છે. અને આવું બનાવોથી વિદ્યાર્થીને માહિત રાખવા. ઘર

## કન્યા કેલવણીનો ક્રમ.

| આઠમું વર્ષ. | નવમું વર્ષ. | દસમું વર્ષ. |
|---|---|---|
| જીવનચરિત્ર. બાળવિલાસની કથાનાં પુસ્તક. કાવ્યમાધુર્ય નિબંધ. લખવાનો. | સદ્‌વર્તન, સરસ્વતીચંદ્ર ભાગ ૧-૨ જેવાં પુસ્તકો. નાનાલાલ, નર્મદ જેવાની કવિતા નિબંધ. | જાત મહેનત-કર્તવ્ય જેવાં પુસ્તકો. અધરી કવિતા. નિબંધ અને ચાલુ ચર્ચાઓ. |
| પાઠમાળા ૩ રીડર ૪. નિબંધ. | પાઠમાળા ભા. ૪ નિબંધ. સરળ વાર્તાઓ અને કવિતા નેસફીલ્ડનું વ્યાકરણ અરધું. | પાઠમાળા ૫. નિબંધ. સરળ નવલકથા અને કાવ્ય. નેસફીલ્ડનું વ્યાકરણ પૂરું. |
| નિતિશિક્ષણમાંના પાઠ. સં. માર્ગોપદેશીકા પ્રારંભ. | માર્ગોપદેશીકા થોડી. હિતોપદેશ કે ગીતાના શ્લોક થોડા. | માર્ગોપદેશીકા પૂરી. મંદિરાંત પ્રવેશીકા પ્રારંભ. ગીતા આગળ. |
| ,, નં. ૩ | શરીર શાસ્ત્ર માંદાની માવજત. | અકસ્માત વખતે ઉપાય. ઘરગતુ રસાયણશાસ્ત્ર. વસ્ત્ર, અથાણાં નાંખવા તથા સાચવવાની રીતો ( theoretical ) |
| ઈગ્લંડનો ઇતિહાસ અરધો પૃથ્વીની સામાન્ય ભૂગોળ ખગોળ આગળ. | ઈગ્લંડનો ઇતિહાસ. રાજ્ય બંધારણ સહિત પુરો. ખગોળ પુરી. ઈગ્લંડ અને હિંદની નિપજો. | હિંદનું રાજ્યબંધારણ, બળવા પછીથી તે અત્યાર સુધીનો હિંદનો ઇતિહાસ. |
| હારમોનીયમ પદ્ધતિસર. અક્ષર શીવણ. વેતરવાનું. થોડું ભરત કામ સે કડગ્રેડ ડ્રોઈંગ. | થર્ડગ્રેડ શીખવું હોય તો અથવા દીલરૂબા. ઝીકનું ભરત. ફેન્સી શીવણ. | ગૃહ શણગાર વિષે શિક્ષણ. |
| નહો તોરો દશાંશ. | અર્થશાસ્ત્ર અરધું. ગૃહ-વ્યવસ્થામાં કરકસર. | અર્થશાસ્ત્ર પૂરું ગૃહવ્યવસ્થા. |

કામ કરવા ઉત્તેજન આપવું અને તે વિષે પૂછપરછ કરવી. છેલ્લા વર્ષની પરીક્ષા સંભાવિત ગૃહસ્થો પાસે લેવડાવી પ્રમાણપત્ર આપવાની ગોઠવણ કરવી. આ આખો ક્રમ સૂચના રૂપે છે. વખતોવખત ધર્મ નીતિનાં વ્યાખ્યાન કરાવવા લાભદાયક છે.

કેશવપ્રસાદ દેસાઈ.

દશ વર્ષનો ક્રમ પૂરો કર્યા પછી બપોરના વર્ગોમાં
બે વર્ષનો વધુ ક્રમ.

| વિષય. | વર્ષ ૧૧. | વર્ષ ૧૨. |
|---|---|---|
| અંગ્રેજી. | ફ્રીડીયમ-સરળ નવલકથા. કાવ્ય. નિબંધ. | નવલકથા. જીવન વૃત્તાંત. કાવ્ય કવિજીવન. નિબંધ ન્યુસપેપર વાચન |
| સંસ્કૃત. | માર્ગોપદેશિકા પ્રવેશીકા. એક સહેલું પુસ્તક. ગીતા અર્થ સાથે. | વ્યાકરણ. નાટક. ભાષાંતર. ગીતા. |
| સાહિત્ય. | ઉત્તમ પુસ્તક અને કાવ્યનો અભ્યાસ, સમાલોચના. નિબંધ અને સામાજિક પ્રશ્નોની ચર્ચા. | ચાલુ બનાવો ઉપર ચર્ચા. ઉત્તમ પુસ્તક અને કાવ્યનો ઝીણો અભ્યાસ નિબંધ. |
| વિજ્ઞાન-વૈદક. | સગર્ભા સ્ત્રીઓની સંભાળ. અને ગર્ભ વિવેચન. | બાળકોનો ઉછેર અને તેમનું ગૃહ શિક્ષણ. |
| ઇતિહાસ. | જગતના ઇતિહાસની રૂપરેખા (રોમ તથા ગ્રીસ તરફ વિશેષ લક્ષ.) | અર્વાચિન રાજ્યોનું રાજ્ય બંધારણ. જગતમાં સ્ત્રીઓનો દરજ્જો. |

નિયમિત રીતે સંસ્થામા ન આવી શકે પણ બપોરે બે કલાકની ફુરસદ મેળવી શકે તેની સ્ત્રીઓ આમાં અભ્યાસ આગળ વધારી શકશે. વખત બારથી સવા બે. પોણા કલાકના ત્રણ વિભાગમાં પરીક્ષાનાં પ્રમાણપત્ર આપવાં તથા વિષયો શીખવા હોય તેટલાં શીખવાની છુટ રાખવી

કેશવપ્રસાદ દેસાઇ.

વર્ષનો ક્રમ પૂરો કર્યા પછી બીજા બે વર્ષના-દરરોજના ફક્ત બે કલાકનાજ બપોરના અભ્યાસના ક્રમનો બીજો કોઠો મેં આપ્યો છે. તેમાંના વિષયો ઉપરથી મારો મત જોઇ શકાશે.

૭. સ્ત્રી શિક્ષકો માટે તો વનિતા વિશ્રામની બાળાઓને મ્હેતીઓ થવા સમઝાવવી તે એક મૂખ્ય સૂચના છે. તેથી તેઓ આબરૂદાર જીવન ગાળી શકશે. વળી છોકરા છોકરીઓની નિશાળો એક થવાથી હાલ તરત સ્ત્રી-શિક્ષકોની તાણ બહુ નહિ પડે. સ્કોલરશીપ-ઇનામ-વગેરે લાલચોથી આ ધંધામાં સ્ત્રીઓને આકર્ષવી.

૮. મોતીનાં તોરણો કે પડદા અથવા ઝીક કસબનાં કામ શીખવવાથી ઔદ્યોગિક કે આર્થિક લાભ ગરીબ વિધવાઓને થાય તે હું માનતો નથી. આવા ધંધામાં વચના માણસો બહુ કમિશન ખાઇ જાય છે. જે ભણી શકે તેમ છે તે વિધવાઓને તો શિક્ષક થવાજ ઉત્તેજન આપવું જોઇયે. તેથી તેમને તથા સમાજને બન્નેને લાભ છે બાકી તો તેઓ જે કામ કરે તે વેચવા માટે આવાં મંડળોએ દુકાનો ખોલવી જોઇયે. આ ઉપરાંત જેઓ ભણતરમાં આગળ જાય તેમ નથી પણ બીજી રીતે ચબરાક હોય છે તેમને સારૂં ઘર ધંધા માટે વૃત્તિ ઉત્પન્ન કરવી જોઇયે પાશ્ચાત્ય દેશોમાં નોકર તરીકે કે રસોઇયા તરીકે નહિ પણ To keep the house સામાન્ય ગૃહવ્યવસ્થા સારૂ આબરૂવાળી સ્ત્રીઓ રોકવામાં આવે છે. આપણા દેશમાં પણ શ્રીમંત કુટુંબોમાં, અથવા મધ્યવર્ગમાં જેઓ વસ્તારી હોઇ વિધુર થાય છે તેમને ત્યાં, આવી બાઇઓની જરૂર પડે છે. આવો વર્ગ ઉભો કરવા તરફ લક્ષ દેવાથી, ઘણી સ્ત્રીઓને આબરૂદાર જીવન મળશે.

કેશવપ્રસાદ છો. દેસાઇ.

---

## ૧૦.

(રા. રા. કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા-તંત્રી, પટેલ બન્ધુ સુરત.)

અમારી પાટીદાર કોમમા હજી સુધી એવી સ્થિતિ ભાગ્યે પ્રાપ્ત થઇ નથી કે પ્રાથમિક શાળાનાં પાંચ છ ધોરણ પૂરાં કર્યા પછી કન્યાને ભણાવવાને માટે ચાર પાંચ વર્ષ મળી શકે. જ્યાં એવા અનુકૂળ સંયોગ પ્રાપ્ત થાય છે ત્યાં તે સબંધે મારા અભિપ્રાય પ્રમાણે નીચેની ગોઠવણ ઇચ્છવા યોગ્ય છે

૧. કન્યાને અંગ્રેજીનું શિક્ષણ આપવા કરતાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું લાભકારક છે. આથી એમની તંદુરસ્તી ઉપર પરભાષાના ગોખણના બોજાથી જે ફટકો પડે છે તે અટકશે. વળી આપણા દેશની સામાજીક પરિસ્થિતિ પ્રમાણે સ્ત્રીઓને અંગ્રેજી જ્ઞાનની ખાસ આવશ્યકતા નથી. અલબત અંગ્રેજી ભાષામાં જ્ઞાનગ્રંથો અનેક છે તે સમજીને તેનો લાભ લઇ શકાય એટલે સુધી જો એ ભાષા પર કાબુ

મેળવવામાં આવે તો ફાયદો બેશક થયા વિના નહિજ રહે. પણ આપના પ્રશ્ન પત્રમાં વધારેમા વધારે ચાર પાંચ વર્ષનો ગાળો કન્યાને એ શિક્ષણ માટે મળતો હોવાથી તેટલા વખતમાં સંગીન જ્ઞાન કદી પણ પ્રાપ્ત થઇ શકેજ નહિ. પરિણામે તેઓ ગુજરાતીનું સારૂં જ્ઞાન મેળવવાં અટકી જાય, અને અંગ્રેજી પણ પુરૂં ન જાણી શકે.

૨. માતૃભાષા દ્વારાજ કન્યાને શિક્ષણ આપવાનું ઠરે તો બીજો પ્રશ્ન પછી રહેતોજ નથી. છતાં બહુમતે અંગ્રેજી શિક્ષણ આપવાનું ઠરે તો:—

સ્ત્રીઓ માટે તો અભ્યાસક્રમ મેટ્રિકને અનુસરતો રાખવા કરતાં વ્યવહારૂજ રાખવો ફાયદાકારક છે. સ્ત્રીઓની પરિસ્થિતિ જોતાં હિંદની બાળાઓને અમુક પરીક્ષા પાસ કરવીજ જોઇએ એવા આગ્રહની જરૂર રહેતી નથી. વળી મેટ્રિકનો અભ્યાસ ક્રમ ખાસ કરીને છોકરીઓની શારીરિક અને માનસિક શક્તિ તરફ ધ્યાન આપીને ઘડાયેલો છે. તો પછી બાળાઓને માટે તે અભ્યાસ ક્રમ કેટલો બધો પ્રતિકૂળ થઇ પડે ? અંકગણિત, અક્ષરગણિત અને ભૂમિતિ જેવા મગજમારીના વિષયો સ્ત્રીઓને અતિશય બોજારૂપ થઇ પડે છે એવું સિદ્ધ થઇ ચુક્યું છે, માટે એવા વિષયોમાં અંકગણિતનું વ્યવહારૂ જ્ઞાન અપાય અને તેને ઠેકાણે લલિત કળા, અને ગૃહ વ્યવસ્થાદિનું શિક્ષણ ઉમેરાવું જોઇએ. દરેક સ્ત્રીને બાળકો ઉછેરવાનું કામ ખાસ કરીને હોવાથી તેમને વૈદકનું સામાન્ય જ્ઞાન, અકસ્માત્ અને તેવા તાત્કાળીક ઉપાયો, રોગી પરિચય અને નર્સ લાગતું કેટલુંક જ્ઞાન ખાસ કરીને તેમના નવા ક્રમમાં દાખલ કરાવુ જોઇએ. ગામડાંઓમાં વસતી અભણ સ્ત્રીઓ આવું ઘણું ખરૂં જ્ઞાન ધરાવે છે.

૩ ઉપરની ૧ અને ૨ કલમમાં જણાવેલી અગત્યની બાબતોને વાંધો આવે એમ ન હોય તો સસ્કૃતનું ઉપયોગી થઇ પડે તેવું અને તેટલું જ્ઞાન આપવામાં આવે તો ગુજરાતી અને ધર્મના સહેલા સંસ્કૃત ગ્રંથો સમજવામાં તે મદદગાર થઇ પડે અને ભાષાપર કાબુ વધી શકે. અંગ્રેજી કરતાં એને પહેલું સ્થાન આપવું.

૪. નીતિનુ શિક્ષણ તો ખાસ કરીને માબાપ અને શિક્ષકોના આચરણ ઉપરથી અનુકરણ કરીને બાળકો જેટલું મેળવી શકે છે તેટલું બીજા કશાથી મળી શકે એમ નથી. માટે સૌથી મહત્વની બાબત એ છે કે ચારિત્રવાન શિક્ષક, શિક્ષિકાઓ મળવાં જોઇએ. પુસ્તકો પણ એ બાબતમા માર્ગદર્શક થઇ પડે એમ છે, અને નીતિને દૃઢતા આપવામાં મદદગાર થઇ શકે. માટે ચારિત્ર્યવાન સ્ત્રી પુરૂષોનાં ચારિત્રો અને પ્રો. આનંદશંકરના "નીતિ શિક્ષણ" અને સદ્ગત પ્રો. મણિભાઇ નભુભાઇ દ્વિવેદીના "બાળ વિનાસ" જેવાં પુસ્તકો ટેકસ્ટ બુક તરીકે દાખલ કરવાં ફાયદાકારક છે. ધાર્મિક શિક્ષણ ઘણું મહત્વનું છે, પણ અનેક મત પથોની જાળમાં ગુંથાઈ ગયેલા આપણા દેશમા તે આપવુ વધારે મુશ્કેલ અને ભારે ખરચ વિના બની શકે એવું નથી. એ સબંધમાં બધા ધર્મોમાં સામાન્ય તત્ત્વો હોય તેટલાનાજ શિક્ષણવડે ચલાવી લેવા સિવાય ઉપાય નથી.

નીતિ અને ધર્મના શિક્ષણની સાથે સ્ત્રીઓને "સમાજ સેવા" ને લગતું જ્ઞાન ખાસ આપવુ જોઇએ, અને તેને માટે "સામાજીક સેવાના સન્માર્ગ" જેવાં પુસ્તકનુ

નિયમિત વાંચન કરાવવું જોઇએ. આથી તેમનામાં સેવાની ભાવના ઉદ્ભૂત થશે અને તે દ્વારા મહોલ્લાનાં, અને ગામનાં અનેક સ્ત્રી છોકરાંઓને તેમની સાહાય્ય મળી શકે. છોકરા છોકરીઓને એકત્ર શિક્ષણ આપવાનો સવાલ ચર્ચવોજ આપણા દેશમાં અને તે અસ્થાને લાગે છે. એ પદ્ધતિના લાભમાં અનેક દલિલો જોકે રજુ કરી શકાય ખરી, પણ તે વાત કદાચ અમેરિકા જેવા દેશમાં ફતેહમંદ થઇ શકતી હશે. બાકી અહિં તો છેક નાનપણથીજ આસપાસના વાતાવરણમાંથી એવા કુસંસ્કારો છોકરાંને મળતા કે તેમને એકત્ર કરવા એ ભાગ્યેજ ફાયદાકારક અને સલામત ગણી શકાય.

૫. વળી વધારે મહત્વની બાબત તો એ છે કે છોકરા છોકરી બન્નેનો શિક્ષણક્રમ અને વાંચનમાળા સુદ્ધાં તેમને ભવિષ્યમાં કરવાં પડવાનાં કામો તરફ નજર દોડાવતાં આરંભથીજ નિરનિરાળા દૃષ્ટિબિંદુથી રચાવાં જોઇએ. જ્યાં સુધી તેમના અભ્યાસના વિષયો તેમને અનુરૂપ બનાવવામાં આવે નહિ ત્યાં સુધી આપણી હાલની કેળવણીમાં ઘણી અપૂર્ણતા રહેશે, અને છોકરા છોકરીને એકત્ર કરવાની પદ્ધતિથી એ અપૂર્ણતા (પ્રકૃતિને અનુકૂળ શિક્ષણની) દૂર થવાના સંભવ પણ નાશ પામશે. ગામડાંઓમાં નિરૂપાયે એમને એકત્ર ભણાવવાં પડે છે પણ શહેરમાં જ્યાં અનુકૂળતા મળી શકે છે ત્યાં તેમ કરવાનું ખાસ કારણ નથી.

૬. આ પ્રશ્નોમાંની દરેક દરેક બાબત અમલમાં મૂકવા જેવી છે. સુરતના "વનિતા વિશ્રામ" માં મોટી ઉમ્મરની સ્ત્રીઓ અમુક કલાક શિક્ષણ લઇ શકે એમ ગોઠવણ કરવામાં આવેલી હોવાથી તેનો લાભ લેવાતો ઠીક જણાય છે.

૭. આ શિક્ષકો મેળવવા માટે 'વનિતા વિશ્રામો" અને સેવાસદનો" માં, અને સુરતના આશ્રમમાં જેમ "સર્વન્ટસ ઓફ ઇંડિઆ સોસાયટી" તરફથી "ટ્રેનિંગક્લાસ" ઉઘાડવામાં આવ્યો છે, તેવા ક્લાસો ઉઘાડવા. આથી કંઇક અંશે ખોટ પુરી પડશે ખરી. બાકી જ્યાં સુધી એ ધંધો ઉત્તમ છે એવું લોકોના મગજમાં ન ઠસે અને સારાં આબરૂદાર માણસો એ ધંધામાં ન ઝંપલાવે ત્યાં સુધીતો તે તરફ દુર્લક્ષજ રહેવાનું અને તંગી નડવાનીજ. કારણ કે ઘણીક મહેતીજીઓના આચરણથી ત્રાસ પામીને લોકોનો એ ધંધા તરફ અસદ્ભાવ થઇ ગયો છે.

૮. થઇ શકે. દાખલા તરીકે સુરતના મહાન "અનાથાશ્રમ"ની બાલિકાઓને ભરત ગુંથવાનું કામ શીખવવામાં આવે છે. આથી તેઓ આશ્રમમાંથી નીકળ્યા પછી પોતાના ઘરમાં બેઠાં બેઠાં સારૂં પેદા કરી શકે છે. શહેરના જરીકામના વેપારીઓ તેમને ભરવાનું પુરૂં પાડે છે. અને ઘેર માણસ મોકલીને મંગાવી લે છે. આથી તેઓ માનમર્યાદા સાથે ગુજરાન ચલાવી શકે. એજ પ્રમાણે સીવવાનું અને બીજું કામ શીખવી શકાય તો ફાયદાકારક થઇ પડે. આ બાબત આશ્રમમાંથી નીકળેલી અનાથોનાં કુટુંબમાં જાતે જઇને અમે તપાસ કરી હતી.

પરેધમન્નુ ઓફિસ. } લી. આપનો,
સુરત. } કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા.

## ૧૧.

(શા. શા. મગનલાલ હ. કાંટાવાળા, એમ. એ. તંત્રી "સાહિત્ય"-વડોદરા.)

૧. માતૃભાષા દ્વારા।

૨. સામાન્ય વહેવાર.

૩. ના.

૪. આપવા જરૂર નથી.

૫. દસ વરસની ઉપર નહીં.

૬. (૧) તેથા વિશેષ ફાયદો જણાતો નથી.
(૨) વડોદરામાં ઝનાના ક્લાસ ચાલે છે. બેથી ચાર વાગ્યા સુધી તેવુ કાંઇક કરવું.
(૩) ભાષણો વાંચવાં તથા છપાવવાં, એથી કાંઇ વિશેષ ફાયદો થશે એમ હું માનતો નથી.
(૪) તેનો કોર્સ ફેરવી વધારે વિશાળ કરવાની જરૂર છે.

૭ ટ્રેનિંગ કૉલેજો

૮. વ્યવસ્થા તો થઇ શકે પરતુ ઘરગથુ ધંધાઓ શીખવવા જોઇએ બારીના પડદા, ચોલકાં વગેરે કરતાં રેશમ કાઢવાનું કે સાદું શીવવાનું કામ વધુ ઉપયોગી થઇ પડે.

સાહિત્ય ઑફિસ. 
૩-૧૦-૧૫. } મગન હ. કાંટાવાળા.

---

## ૧૨.

(રા. રા. છોટાલાલ નરભેરામ, મેનેજર 'કેળવણી,'—વડોદરા.)

છોકરીઓ જ્યારથી પ્રાથમિકશાળાઓમાં અભ્યાસ કરવા માંડે ત્યારથી આરંભીને શાળાનું સૌથી ઉપલું ધોરણ તે પસાર કરે તે વખતે બાર તેર વર્ષની થયેલી હોય. એ વખત પછી સામાન્ય પ્રજામાં તો છોકરી કેટલીક મુદત સાસરે અને કેટલીક મુદત પિયેરમાં રહે છે. તેને વિશેષ અભ્યાસ કરવાની ભાગ્યેજ તક મળે છે. એટલે એવી છોકરીઓને બાદ કરતાં કેટલીકને પણ વિશેષ અભ્યાસ કરવાની તક મળે છે એમ સ્વીકારીને આપના પહેલા નવ પ્રશ્નો છે એમ હું સમજ્યો છું, તેથી જે વર્ગના લોકોની કન્યાઓને એવી તક મળે છે તેમને—

૧-૨. બની શકે તો માતૃભાષા દ્વારા ઊંચું શિક્ષણ આપવું વિશેષ અનુકૂળ થશે. બીજી ભાષા તરીકે (ગૌણપણે) અંગ્રેજી ભાષા પણ શીખવી શકાય, અને તેમાં મેટ્રિકના ક્રમને ન અનુસરતાં માત્ર વ્યાવહારિક અંગ્રેજી પુસ્તકો વાંચીને સમજી શકે તેટલું હોય તો નભી શકે.

૩. સસ્કૃતમાં વિશેષ નહિ તો ભાષાજ્ઞાન પૂરતું પણ શિક્ષણ આપવું અગત્ય છે.

૪. વ્યવહાર નીતિ માટે વિદુરનીતિ, હિતોપદેશ, કે એવાંજ બીજાં પુસ્તકો શીખવવાં. ધર્મનું શિક્ષણ આપવા માટે ધર્મવાર વિભાગ કરીને શીખવવું પડશે, એટલે હિંદુ

છોકરીઓને કોઇપણ સ્મૃતિ અને શ્રીમદ્ ભગવદ્ગીતા જેવાં પુસ્તકો દ્વારા ધર્મજ્ઞાન આપી શકાય. ઇતર ધર્મની છોકરીઓ માટે તે ધર્મના જાણનારા પસંદ કરે તે શીખવાય.

૫. છોકરા અને છોકરીઓને ભેગાં બેસાડી શીખવવાં આ દેશમાં હિતકર નથી. એથી જે લાભ થતા જણાવવામાં આવે છે તેના કરતાં હાનિ વિશેષ છે. સ્ત્રી પુરૂષનાં લક્ષણો, રમતો, હાવભાવ, ચાલ, અને જીંદગીના કર્તવ્યમાં પણ જે તફાવત છે, તો પછી થોડીક અનુકૂળતા ખાતર કે માની લીધેલા નીતિવિષયક સુધારાને આગળ ધરીને તેમને ભેગી અને એકજ જાતની કેળવણી આપવી અનુકૂળ થશે નહિ.

૬. શાળામાં જઇ ન શકે તેવી મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે જે યોજના બનાવી છે તે પસંદ કરવા જેવી છે; માત્ર એવી સ્ત્રીઓને અંગ્રેજી વ્યવહારૂ જ્ઞાન ન આપતાં સામાન્ય સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપવામાં આવે તો સારું. પોતાની જાતના અને સંતાનોના સુધારા માટે તો અંગ્રેજી કરતાં સંસ્કૃત જ્ઞાન સ્ત્રીઓને વધારે ઉપયોગી થશે. આ વિષયનું દલીલોથી સમર્થન કરવામાં લંબાણ થાય એમ હોવાથી અભિપ્રાય માત્ર જણાવ્યો છે.

૭. સ્ત્રીશિક્ષક પૂરતી સંખ્યામાં હમણાં મળતા નથી, પણ હમણાં ચાલે છે તેમજ સ્ત્રી કેળવણીનો ક્રમ ચાલશે તો થોડાં વરસ પછી તેની તંગી પડશે નહિ.

સ્ત્રી કેળવણી આબાદ થવાનો ઘણો આધાર સ્ત્રી શિક્ષકોની ઊંચા પ્રકારની નીતિમત્તા અને ધર્મભાવના ઉપર છે. એ નીતિમત્તા અને ધર્મભાવનાને પ્રતિકૂળ તત્વો શિક્ષણમાં ન આવે તેની સંભાળ રાખવાની જરૂર છે, તથા તે માટે જોઇતી યોજના ગુજરાત સાહિત્ય સભા કરે તો સારૂં.

૮. હું ધારૂં છું કે ગરીબ અને વિધવા સ્ત્રીઓ પોતાનો નિર્વાહ કરી શકે તેવું ઔદ્યોગિક શિક્ષણ વનિતાવિશ્રામ વગેરે સંસ્થાઓમાં આપી શકાય. વડોદરામાં થોડુંક વર્ષો એવું એક ઉદ્યોગગૃહ સ્થાપવામાં આવ્યું છે.

છોટાલાલ નરભેરામ.
મેનેજર–કેળવણી, વડોદરા.

---

# ૧૩.

(રા. રા. વિશ્વનાથ સદારામ પાઠક)

૧. સ્ત્રી કેળવણી, સ્ત્રી વર્ગને ઉત્તમ ગૃહિણી થવામાં ઉપયોગી થાય તેવી હોવાની જરૂર છે. સંસાર નિભાવવામાં યોગ અને ક્ષેમ એવા બે વિભાગ છે. પહેલાને માટે પુરૂષ વધારે યોગ્ય છે અને બીજાને માટે સ્ત્રી વધારે યોગ્ય છે. ઘર સાચવવામાં ઉંચા જ્ઞાનની જરૂર છે પણ અંગ્રેજી કેળવણીની જરૂર એટલી બધી નથી કે સ્ત્રીઓ પણ પુરૂષોના જેટલું અંગ્રેજી ભણે એ આવશ્યક ગણાય. માતૃભાષા દ્વારા સ્ત્રીઓને ઉંચું શિક્ષણ મળે એ જ ઇષ્ટ છે. ગામડાંમાં અને શહેરોમાં શિક્ષણ આપવાનાં ધોરણો ભિન્ન ભિન્ન જોઇએ.

સ્થિતિને અનુકૂળ કરે છે. પોતાના કુટુંબથી-વાલીથી તેઓ છુટાં પડી શકે એમ ચોક્કસ ધારી શકાતું નથી. એગને ઔદ્યોગિક શિક્ષણ તેમના ગામમાં જ અપાય એવી કાંઇ ગોઠવણ થાય તો ઠીક. એને માટે મૂડી કાઢી જોઇએ. સ્ત્રીઓને વેતરવું, શીવવું, ગુંથવું, ભરવું કે સાદુ પાટી વગેરે વણવાનું કામ શીખવી શકાય. એને માટે ફરતા શિક્ષકો રાખી જુદે જુદે ગામે અમુક મુદત ન્હી સ્ત્રીઓને તે તે શિક્ષણ આપે તથા તેનાં સાધનો પણ આપે અને અમુક મુદતે તેનાથી ઉત્પન્ન થએલું દ્રવ્ય ભેગું કરી લેવામાં આવે તો થઇ શકે. ઉપર ૬ ઠ્ઠા પ્રશ્નના ઉત્તરના ત્રીજા ભાગમાં બતાવેલી યોજના આની સાથે કદાચ ભેળવી શકાય.

વિશ્વનાથ સદારામ પાઠક.
રિટાયર્ડ ડેપ્યુ. એજ્યુ. ઇ. પોરબંદર સ્ટેટ.

---

## ૧૪.

(ગ. રા. પ્રાણશંકર લલ્લુભાઇ પ્રિન્સીપાલ, મુંગાં-બ્હેરાંની શાળા-અમદાવાદ.)

*૧. આ પ્રશ્નમાં દર્શાવેલાં ચાર પાંચ વર્ષ દરમ્યાન માતૃભાષા દ્વારા ઉંચું શિક્ષણ આપવું. આ સંબંધી અભ્યાસ ક્રમમાં ઉત્તમ પ્રતિનાં અંગ્રેજી પુસ્તકોના અનુવાદ આપણા અભિલાષા અને આશયોને બંધ બેસતા કરીને કન્યાઓના હાથમાં મૂકવામાં પૂર્વનાં અને હાલના ધર્મનિષ્ઠ, નીતિમાન અને કર્તવ્યપરાયણ સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રોનો ઉપયોગ કરવો. ઉપરચોટીઉં અંગ્રેજી જ્ઞાન આપવાથી કન્યાના મનમાં ખોટી અને અવળી છાપો પડવાનો ઘણો સંભવ છે. ઘણી જ્ઞાતિઓમાં છોકરાઓમાં પણ અંગ્રેજી કેળવણીનો પ્રચાર નથી. તેથી આ સંજોગોમાં કન્યાઓને અંગ્રેજી કેળવણી આપવી એ તેમનો ગૃહસ્થાશ્રમ કડવો બનાવવા જેવું થશે. છતાં આ વ્યવસ્થા કરનાર સુજ્ઞાની-ઓએ અંગ્રેજીને ઐચ્છિક વિષય તરીકે રાખવો અને જે જે જ્ઞાતિઓમાં પુરૂષ વર્ગનો ઘણો ભાગ અંગ્રેજી કેળવણીનો લાભ લે છે તે જ્ઞાતિની કન્યાઓને અંગ્રેજી શીખવું હોય તો તેને માટે તેવી ગોઠવણ રાખવી.

૨. ઉપર કલમ ૧ માં બતાવ્યા પ્રમાણે જે છોકરીઓને અંગ્રેજી શીખવવાનું ઇષ્ટ લાગે તેમને વ્યવહાર અંગ્રેજી જ્ઞાન આપવાની યોજના કરવી. મેટ્રિક્યુલેશનનો અભ્યાસ ક્રમ કોલેજના અભ્યાસની લાયકાત મેળવવાને માટે કેટલેક અંશે ઘડાયો છે. તેવો અભ્યાસ કરવાને માટે સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજ વગેરે વગેરે સાધનો તૈયાર છે.

૩. કન્યાઓને સંસ્કૃતનું શિક્ષણ આપવું ઇષ્ટ છે. તેઓ ભગવદ્‌ગીતા અને તેવાં બીજાં ધર્મનાં પુસ્તકો સમજીને પોતાનો ગૃહસ્થાશ્રમ સુખમય કરી શકે એવો આ શિક્ષણ આપવાનો આશય હોવો જોઇએ. આ બાબતનો અભ્યાસક્રમ વ્યવહાર રૂપનો ઘડાવો જોઇએ.

૪. કન્યાઓના મનમાં નીતિ અને ધર્મની ખરી અને ઉંડી છાપો પાડવી હોય તો તેવા સંસ્કારવાળા શિક્ષકો દ્વારા તેમને કેળવણી આપવી જોઇએ. ખોટું બોલવું, અનીતિ ભરેલું વર્તન કરવું, એવું કોઇ કાળે અને કોઇ ઠેકાણે શીખવાનું નથી, છતાં ઠેકાણે

ઠેકાણે બાલ અને વૃદ્ધને અયોગ્ય વર્તન કરતા જોઈએ છીએ. આ અટકાવવાનો અને સારા નીતિના અને ધર્મના સસ્કારો બાળકોમાં નાંખવાનો એક રસ્તો સારા પમાણદાર નીતિમાન શિક્ષકોને આ કામ સોંપવુ એજ છે. આ બાબતનો બોધ આપવાના અભ્યાસ ક્રમની રૂપરેખા નક્કી કરી તેનો વિસ્તાર કરવાનું શિક્ષકનેજ સોંપવુ. આ બાબ તમા ચાલુ જમાનાનાં નીતિમાન, ધર્મિષ્ટ અને કર્તવ્યપરાયણ સ્ત્રીઓ અને પુરૂષોનાં દૃષ્ટાંતોનો છુટથી ઉપયોગ કરવાનું સૂચવવુ. રામાયણ, મહાભારત, વગેરે પુસ્તકોમાથી આ વિષયને બંધ બેસતી ગાથાઓ પસંદ કરવી.

૫. છોકરા અને છોકરીઓના મિશ્ર વર્ગમાં વિદ્યાર્થીની સખ્યા ૧૫-૨૦ થી વધારે ન હોવી જોઇએ. તેમના ઉપર ઘણી સારી દેખરેખ રખાવી જોઇએ. તેઓ શાળામા રહે તે દરમ્યાન અને ત્યાંથી ઘેર પહોંચે ત્યાં સુધી તેમના વર્તન ઉપર ચોક્કસ કાળજી રહેવી જોઇએ. તેમ ન થાય તો આવા મિશ્ર વર્ગની યોજના નુકશાન કરનાર જ નીવડશે પૂર્વકાળની અને આધુનિક આપણા દેશની શાળાઓ આવી પ્રતિની થઇ નથી, તેમ આપણો વ્યવહાર પશ્ચિમના દેશો કરતા તદ્દન જૂદા પ્રકારનો છે તેથી આ પ્રયોગ એક અખ્તરા જેવો થશે તેથી ઉપર પ્રમાણેની દેખરેખની યોગ્ય ગોઠવણ ન જ થઇ શકે તો અજમાએશ પણ ન કરવી એવુ મારૂં માનવુ છે.

૬ (૧) આપણી મોટી ઉમરની સ્ત્રીઓના બે મુખ્ય ભાગ પડી શકે (અ) ભણેલી (આ) અભણ (અ) પહેલી પ્રતિની સ્ત્રીઓ માટે ૧૦૦ ગુજરાની પુસ્તકોની પસદગી અને અકતા ક્રમની ગોઠવણ અનુકૂળ પડશે. આવાં પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવા ઉપરાંત તે ઘેરેઘેર પહોચાડીને અને પરીક્ષા લઇ ઇનામ વગેરે આપીને વાંચનનો શોખ જાગ્રત કરવાની યોજના વધારે લાભદાયક નીવડશે. (આ) બીજી પ્રતિની સ્ત્રીઓ માટે બની શકે તો એમને અનુકૂળ પડે તેવે વખતે અને તેવી રીતે જુદા જુદા મહોલ્લાઓમા કથાઓ થવી જોઇએ કથાકાર સ્ત્રીઓ હોય તો સારૂં. આ કથાકારોનો આશય શ્રોતાઓને સસ્કારી બનાવવાનો અને તેમની પાસે નીતિની અને બોધની વાતોનો સગ્રહ થએલો જોવાનો હોવો જોઇએ જ્યાં સુધી આવાં કથાકાર ન મળે ત્યાં સુધી ૪-૫ મહોલ્લા વચ્ચે એક ક્લાસ એ પ્રમાણેની ગોઠવણ હાલમા એક ઠેકાણે આધેડ ઉમ્મરના પુરૂષની મદદથી કરવી ૩-૪ મહિના સુધીના પ્રયોગના ફળ જોઇને જરૂર પડયે તેને ઘટતો વિસ્તાર કરવો હાલ જે પુરૂષો કથાઓ વાંચે છે તેમાંથી યોગ્ય માણસ પસદ કરી તેને આપણી યોજના સમજાવી આવા કામમા પ્રેરવાથી વધારે લાભ મળશે એમ હું માનું છુ.

(૨) વનિતા વિશ્રામ, મહિલા મંડળ, વગેરે સસ્થાઓને અગે ખોલેલા વર્ગોમા ગુજરાતી દ્વારા ઉંચુ શિક્ષણ આપવાનો જ નેમ રાખવો. વ્યવહારૂ અગ્રેજી જ્ઞાન આપવાની યોજના પહેલા પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યા પ્રમાણે અધિકાર પરત્વે અમલમાં મૂકવી આ વર્ગોમાં પણ સાદુ, ઉપયોગી, નીતિમય જીવન ગાળવાથી થતા લાભો પૂર્વકાળના અને હાલના જમાનાનાં સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રો

દ્વારા સમજાવવા બની શકે તો પશ્ચિમના દેશોમાં થાય છે તેમ વ્યવહારૂ શિક્ષણ પ્રત્યક્ષ પ્રયોગોથી આપવું. (જેમકે કરકસરથી ઘર કેમ ચલાવવું તેનો પાઠ માત્ર ચોપડીમાં વાંચીને કે અમુક સ્ત્રી પુરૂષના દાખલા ટાંકીને ન આપવો પણ એક સ્ત્રી કે એક વર્ગની સ્ત્રીઓ પાસે શાળાને ખરચે ઘર મંડાવવું અને તેનો સંપૂર્ણ વ્યવહાર તે સ્વતંત્ર રીતે કરકસરથી ચલાવે તેવી ગોઠવણ કરવી. આનાં પરિણામોનો બધી સ્ત્રીઓ કે બાળાઓને અનુભવ કરાવવો.)

(૩) અડવાડીક ભાષણની યોજના ઠીક છે. ભાષણો શ્રોતાઓની સગવડ પ્રમાણે મહોલ્લાવાર અપાવાં જોઇએ ભાષણ માટે બીજાં સ્થાન ન મળે તો ધર્મશાળા, ન્યાતની વાડીઓ કે પછી મહાદેવનાં મંદિર હશે તો પણ ચાલશે. સ્ત્રીઓ ભાષણ કર્તા તરીકે મળે તો વધારે સારૂં. આવા પ્રસંગોમાં કોઇ અનુકૂળ વખતે મેજીકલેન્ટર્ન દ્વારા બોધ આપવો લાભદાયક થશે.

(૪) આવી પરીક્ષા બીજે મુખ્ય સ્થળે લેવાની વ્યવસ્થા કરવી યોગ્ય છે. સ્ત્રીઓ પોતાનું જીવન સુખમય અને તેને બને તેટલું ઉપયોગી બનાવે એવી પ્રેરણા તેમને નિરંતર થાય એ આશય ધ્યાનમાં રાખીને આ પરીક્ષાનો અભ્યાસક્રમ વ્યવહારૂ ધોરણ ઉપર ઘડાય તે ઇષ્ટ છે.

૭. સારી સખ્યામાં યોગ્ય સ્ત્રી શિક્ષકો જ્યાં સુધી ન મળે ત્યાં સુધી પાકટ (૪૦-૪૫ વર્ષની) ઉમરના ટ્રેઇન્ડ પુરૂષ શિક્ષકોનો ઉપયોગ કરવો. આવા શિક્ષકોની નીતિ અને વર્તનની બાબતમાં પરીક્ષા કરીને તેમને કામમાં યોજવા. આવી શાળાના મુખ્ય શિક્ષક તરીકે યોગ્ય વયોવૃદ્ધ માણસ રાખવો. આ શિક્ષકોને સારો પગાર આપવો. ખર્ચને માટે જોઇતાં નાણાંની મદદ મ્યુનિસિપાલિટી, લોકલ બોર્ડ કે એવી સંસ્થાઓ પાસેથી લેવી અથવા આવી સંસ્થાઓનો લાભ લેનાર પાસે ઇચ્છાપુરઃસર ભેટ Voluntary contribution ના ધોરણથી લેવી.

૮. ગરીબ અને વિધવા સ્ત્રીઓ પોતાની મેળે પોતાનો નિર્વાહ કરી શકે એવું ઔદ્યોગિક શિક્ષણ આપવાની વ્યવસ્થા વનિતા વિશ્રામ જેવી એકજ સંસ્થાને અંગે કરવી બસ નથી. આવા ઔદ્યોગિક વર્ગો દરેક ભાગે ત્રણ ત્રણ મહોલ્લે થવા જોઇએ. વનિતા વિશ્રામ જેવી સંસ્થા આ યોજનાના કેન્દ્રસ્થાન તરીકે કામ કરે અને દરેક મહોલ્લાના પેટા વર્ગો સગવડ પ્રમાણે અઠવાડીઆમાં એક કે બે વખત વારા ફરતી વનિતા વિશ્રામમાં જાય.

આપણા સંસારની ઘટના એવા પ્રકારની છે કે વૈધવ્ય પ્રાપ્ત થતાં આપણી કેટલીક સ્ત્રીઓ નિરાધાર થઇ પડે છે અને યુવાન સ્ત્રીઓ કુમળી વયે મરણને શરણ થાય છે. આવા પ્રસંગ ન જ આવે તેને માટે નાની અને મોટી ઉંમરની કન્યાઓની કેળવણીનો અભ્યાસક્રમ નીચેના ધોરણ ઉપર રચાવો જોઇએ.

(અ) શિવણ, ગુંથણ, ભરત વિગેરે હુન્નરનું ઉપયોગી અને વ્યવહારૂ શિક્ષણ આપાવું જોઇએ. પોતાનાં કુટુંબમાં જોઇતાં કપડાં કન્યાઓ અને સ્ત્રીઓ પોતેજ શીવીને પુરાં પાડે. આના ઉત્તેજન માટે પ્રદર્શનો ભરી ઇનામો આપવાં. આપણા

સંસારના વ્યવહારને વધારે ગુંચવણ ભરેલો અને દુઃખમય બનાવનાર બ્હારના ડોળી ઘાટને આવાં ખાતાંમાં સ્થાન ન મળે એવી દરેક પ્રકારની દેખરેખ રાખવી.

(આ) કન્યાઓ અને યુવાન સ્ત્રીઓનાં શરીર દીન પર દીન નબળાં થતાં જાય છે. આ એક પ્રકારનો સમાજનો ક્ષય છે. એને અટકાવવાને કન્યાઓનાં શરીર બળવાનને સુદૃઢ થાય એવી સારી, સાદી અને સંગીન કસરતના ઉપાયો અભ્યાસક્રમમાં યોજાવા જોઇએ. કન્યા કેળવણી અને સ્ત્રી કેળવણીના હીમાયતીઓએ યાદ રાખવું ઘટે છે કે બળવાન, નીતિમાન અને કસરતશીલ સ્ત્રીઓ જ વીર પુરુષો અને દેશ ભક્તની માતાઓ થઇ છે. ધર્મ સચવાય અને કસરત પણ થાય એવી કોઇપણ યોજનાનો શાળામાં અમલ કરવો લાભદાયક નીવડશે. (ગરબાની યોજના; ઘરનું કે શાળાનું કામકાજ કરાવવાની યોજના; વગેરે) આને માટે ઉત્તેજન ખાતર ઘટતાં ઇનામો આપવાં જોઇએ.

(ઈ) નિશાળે ભણવા જનારી બાળાઓ અને કન્યાઓ ઘરના વ્યવહાર કામમાં ધ્યાન આપી શકતી નથી. શાળાઓમાં રાંધવાનું શિખવાય છે તે ઠીક છે પણ પોતાના કુટુંબના રીત રીવાજ અને વ્યવહારને બંધ બેસતું વ્યવહારૂ અને કસરતશીલ જે શિક્ષણ છોકરીને પોતાની મા પાસેથી પોતાને ઘેર મળે છે તેવું શિક્ષણ શાળામાં મળવું અશક્ય છે. આમ થતું અટકાવવાને શાળાના કામનો વખત ૧૨ાા થી ૪ સુધીનો રાખવો જોઇએ.

(ઉ) ઘરગથુ વૈદક જ્ઞાનનો ધીમે ધીમે નાશ થવાના પરિણામ તરીકે નાનું બાળક સહજ માંદુ થાય કે તેને દાક્તરને ત્યાં લઇ જવું પડે છે. આવી રીતનું ખર્ચ સાધારણ સ્થિતિના માણસોને આવા રસાકસી અને મોંઘવારીના વખતમાં બોજારૂપ થઇ પડે છે, તેમ થતું અટકાવવાને ઘરગથું દવાઓનું જ્ઞાન કન્યાઓને શાળામાંજ અપાવું જોઇએ.

(ए) કન્યાકેળવણી અને સ્ત્રી કેળવણીની બધી યોજનાઓ અમલમાં મૂકવામાં જનસમાજના મોટા અજ્ઞાન ભાગનો વિશ્વાસ ઉત્પન્ન થાય એ પ્રમાણે તેના કાર્યવાહકો તરફથી હીલચાલ થવી જોઇએ.

(ऐ) શાળાનાં મકાનો પૂર્ણ પ્રકાશવાળાં, અને ખુલ્લી હવાનો અવરજવર થાય તેવી જગામાં હોવાં જોઇએ.

ભાણુસદાવતની પોળ, ખાડીયા, અમદાવાદ. } પ્રાણશંકર લલુભાઈ દેશાઈ.

---

## ૧૫.

### (રા. રા. અનંતાનંદ હરિશનંદ પંડિત—ભરૂચ.)

૧.

સ્ત્રીકેળવણીને લગતી આપની પ્રશ્નાવળીના જવાબમાં જણાવવાનું કે, સ્ત્રીકેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ તે તમોએ જણાવ્યું નથી. પુછેલા પ્રશ્નોના ઉત્તર આપવામાં તેની

ખાસ જરૂર છે કે જેથી જવાબ સ્પષ્ટતાથી સમજી શકાય. તેથી ટુંકમાં તે વિષે કાંઇક કહેવું પડે છે.

ભાષા જ્ઞાનને પ્રાધાન્ય પદ આપવાને બદલે, કુટુંબ સમાજ તથા દેશ પ્રત્યેની પોતાની ફરજોનું યથાસ્થિત જ્ઞાન થાય તેમજ ગૃહસંસાર સ્થિતિ પર યોગ્ય રીતે ચલાવવાની સમજ મળે,' એટલું જ નહીં પણ દરેક મહત્વની બાબતનો બહોળો વિચાર કરી શકાય, એટલે દરેકની વિચારશક્તિ વધે એવા પ્રકારની કેળવણી અપાય તો, કેળવણીનો મુખ્ય ઉદ્દેશ સમાજોન્નતિનો પાર પડે, એટલું જ નહીં પણ સ્ત્રીકેળવણી લોકપ્રીય થાય અને તેનો પ્રચાર વધે.

આ ઉદ્દેશ પાર પાડવાને, શિક્ષણ પદ્ધતિ તથા ધોરણો એવા સરળ, સમજવા પડતાં અને સુગમ્ય હોવાં જોઇએ કે જેથી કેળવણી લેવા ઇચ્છતી દરેક સ્ત્રીવિદ્યાર્થી લાભ લઇ શકે. દરેક કન્યાને એકજ પ્રકારનું અને ચોક્કસ વિષયોનું જ શિક્ષણ આપવાને બદલે જાત જાતના વિષયોનું જ્ઞાન પસંદગીના ધોરણ મુજબ અપાય એવી યોજના થવી જોઇએ.

શારીરિક વિદ્યા, સામાન્ય વૈદકીય જ્ઞાન અને તન્દુરસ્તીના નીયમોનું જ્ઞાન કન્યાઓને આપવાની આવશ્યકતા છે.

૨.

૧. દરેક કન્યાને અંગ્રેજીનું જ્ઞાન આપવાની જરૂર નથી. ઉંચું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાની અગત્યતા છે.

કારણ—અંગ્રેજી શિક્ષણ વિરૂદ્ધ લાગણીનું નથી. માતૃભાષા દ્વારા જ્ઞાન લેવું સહેલું અને સુગમ પડે છે. પરભાષાનું સારૂં જ્ઞાન મેળવતાં સમયનો મોટો ભાગ ભાષા જ્ઞાન પાછળ વ્યતીત થાય છે. તેમજ તેવું જ્ઞાન ન હોય ત્યાંસુધી ભાવાર્થ સમજવો કઠણ પડે છે, અને કોઇ વાર સમુદ્દલ સમજી શકાતો નથી. થોડું અંગ્રેજી જાણતી કન્યાઓના મનમા સ્વમાન વિશેષ જોવામાં આવે છે. વળી માતૃભાષાનો ક્ષય થવા સંભવ છે, અગર અશુદ્ધ તો થાય જ.

૨. અંગ્રેજી શીખવા ઇચ્છતી દરેક કન્યાને મેટ્રિક પ્રમાણેનું ધોરણ ફરજીયાત કરવાની જરૂર નથી. જેને વ્યવહાર જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેને તેવું જ્ઞાન લેવાની છુટ આપવી. તેમ જ મેટ્રિક યા કોલેજમાં જવા ઇચ્છતી સ્ત્રી વિદ્યાર્થીને માટે યુનિવર્સિટિનું દ્વાર બંધ કરવામાં ડહાપણ નથી.

કારણઃ—યુનિવર્સિટિના ધોરણ મુજબનું જ્ઞાન જોઇએ તેટલું લાભપ્રદ નથી.

૩. સંસ્કૃતનું જ્ઞાન ઉંચી કક્ષાની કેળવણી લેતી દરેક હિંદુ કન્યાને માટે ફરજીયાત હોવું જોઇએ.

કારણઃ—માતૃભાષા સારી રીતે સમજી શકાય તેમ જ ધર્મનાં પુસ્તકો જે સંસ્કૃતમાં છે તેનો યથાર્થ ભાવાર્થ સમજી શકાય, બીજાનાં દોરવ્યાં દોરવાય નહીં. તેમ જ ભાષા અશુદ્ધ થતી અટકે.

૪. ધર્મ અને નીતિ માટે હીતોપદેશ, ઇસબ નીતિ, અને નામાંકીત સ્ત્રી પુરૂષોનાં જન્મ વૃત્તાન્તોથી જ્ઞાન આપવું જોઇએ. ધર્મનું જ્ઞાન ભગવદ્ગીતા, મહાભારત તથા પરધર્મનાં પુસ્તકોમાંથી પણ, લખાણો ચુંટી કહાડી, પોતાના ધર્મનું યથાસ્થિત જ્ઞાન ય ા તેમ જ અન્ય ધર્મ વિષે માનની લાગણી રહે એવું શિક્ષણ આપવું જોઇએ.

કારણઃ—નીતિનાં આવાં ઉપયોગી અને રસીલાં બીજાં પુસ્તકો ઓછાં છે.

ધર્મનું જ્ઞાન એવી રીતે આપાવવું જોઇએ કે પોતાનો ધર્મ સમજવાને યોગ્ય તક મળે, તેમ જ બીજા ધર્મોની માહીતી મળે, કે જેથી ધર્મનાં મુળ તત્વોનું જ્ઞાન પોતાની મેળે થાય વહેમ કે જે ઓજ્ઞાતીમાં વિશેષ જોવામાં આવે છે તેનો નાશ થાય. કોઇપણ મત યા ગ્રંથનું પ્રતિપાદન કરવું ન જોઇએ. વિચાર સ્વાતંત્ર્ય સંપૂર્ણપણે મળવું જોઇએ.

૫. પ્રાથમિક જ્ઞાન સ્ત્રી અને પુરૂષ વિદ્યાર્થીને ભેગાં આપવામાં આવે તો હરકત નથી. વય ૧૦ ની અંદર હોવી જોઇએ.

કારણઃ—દેશ અને કાળ અનુકુળ નથી.

૬. પેટા વિભાગોમાં જણાવેલી યોજના પસંદ કરવા યોગ્ય છે. ઘણી જ જરૂરની છે.

કારણઃ—જ્ઞાન મેળવવાનાં પુરતાં સાધનને અભાવે સ્કુલોમાં જઇ ન શકે એવી સ્ત્રીઓ કેળવણી લઇ શકતી નથી.

જે સ્ત્રીઓ અમુક કલાકો સુધી સ્કુલોમાં હાજર રહી શકે એમ હોય તેમને માટે ચાલુ સ્કુલોમાં સગવડ મળે એવી ગોઠવણ થવી જોઇએ. કેટલાં એકને અમુક મંડળો ઉપર અણગમો હોય છે તેનો વિચાર કરવો ઘટે છે.

સ્ત્રી શિક્ષકો સ્ત્રીકેળવણીથી વધી શકશે. પુરૂષ શિક્ષકો સમાન કેળવણી પામેલી સ્ત્રી શિક્ષકો કરતાં વધારે સારૂં કામ કરી શકે છે પુરૂષ શિક્ષકો માટે ખાસ અણગમો રાખવો ન જોઇએ. કોઇ વાર સ્ત્રી શિક્ષક પુરૂષ શિક્ષક કરતાં વધારે ભયંકર નીવડવાનો સંભવ છે; કારણકે સ્ત્રીઓ ઉપર ખાસ વિશ્વાસ મુકવામાં આવે છે કે જે પુરૂષોની બાબતમાં હોતું નથી.

અનંતાનંદ ઇંદિરાનંદ પંડિત.

(ફ્રેન્ચ અને સાયન્સ શિક્ષક એમ. ડબલ્યુ. યંગ લેડીઝ હાઇસ્કુલ-ભરૂચ.)

---

## ૧૬.

### શ્રીયુત X. (બી. એ.)—નડીઆદ.

૧. છોકરાઓની હાલની કેળવણીની પદ્ધતિમાં-હાઇસ્કુલો ને કોલેજોમાં-ઇંગ્રેજીભાષા દ્વારા શિક્ષણ અપાય છે પણ તે પદ્ધતિ ખોટી છે. સર્વ જ્ઞાન-શિક્ષણ માતૃભાષા દ્વારાજ અપાવું જોઇએ. સર્વ સુધરેલા દેશોમાં આ સિદ્ધાન્ત સ્વીકારાયલો છે. અહીંઆં તે પ્રમાણે હજુ શિક્ષણ નથી અપાતું તે આપણું દુર્ભાગ્ય છે. સ્ત્રી કેળવણીની બાબતમાં આવી ભૂલ પહેલેથી ન થાય તે બાબત સાવચેતી રાખવી જોઇએ. ને જો સરકારને સ્ત્રી કેળવણી-બાબત અરજ કરવામાં આવે તો તે વખતે આ વાત ધ્યાનમાં રાખીને જ યોજના ઘડવી જોઇએ.

ઇંગ્રેજી ભાષા સ્ત્રી કેળવણીના વિષયોમાં અન્યભાષા તરીકે સ્થાન મેળવે તે ઇષ્ટ છે, પણ તે પણ ઐચ્છિક વિષય તરીકે. શુદ્ધ વાંચતાં, લખતાં તથા વાતચીત કરતાં આવડે-ઇંગ્રેજીનું વ્યવહારૂ જ્ઞાન મળે-તો સામાન્ય રીતે બસ છે.

૨. પહેલા પ્રશ્નના ઉત્તરમાં આ પ્રશ્નનો ઉત્તર સમાયલો છે.

કોઇકને યુનિવર્સિટીઓની ડીગ્રીઓ માટે અભ્યાસ કરવો હોય તો તેમ ભલે કરે, પણ તે અપવાદ તરીકે. આપણા દેશમાં સામાન્ય રીતે ડીગ્રીવાળી સ્ત્રીઓની જરૂર નથી પણ વિશેષ જ્ઞાનવાળી, આ જીવનમાં પોતાના અનેક ધર્મ વધારે સારી રીતે બજાવી શકે તેવી, સ્ત્રીઓની ખાસ જરૂર છે એવો મારો નમ્ર અભિપ્રાય છે.

૩. સંસ્કૃતનું શિક્ષણ પણ ઐચ્છિક જોઇએ. ભાષાજ્ઞાન વધારે સંસ્કારી થાય તે માટે ઉંચી ભાષાજ્ઞાનની અપેક્ષાવાળી સ્ત્રીઓ આ વિષય શીખે.

જો ઇંગ્રેજી, સંસ્કૃત જેવા વિષયો દરેકને શિખવવાનો આગ્રહ કરવામાં આવે તો કાંતો અનેક વિષયો થવાથી જે જરૂરના છે તેમના પર યોગ્ય ધ્યાન નહિ અપાય અથવા સ્ત્રી તરીકે લાયક થવાને તેમને શીખવાના વિષયો—દાખલા તરીકે, ઘરગતુ વૈદક, બાળકોને ઉછેરવા સંબંધી ગૃહવ્યવસ્થા પ્ર૦—તેની ઉપેક્ષા થશે. ને હાલની કેળવણીને પરિણામે જેમ જનસમાજને ઉપયોગી વિવિધ ધંધાવાળાના છોકરાઓ ગુજરાતી સાતેક ધોરણ કે જરા ઇંગ્રેજી ભણતા થયા કે પોતાના બાપીકા ધંધા વિશેષ સારી, સુધરેલી ને ફાયદાકારક રીતે કરવાને બદલે તે મૂકી દઇ સાત-દશ રૂપિયાની કારકુની કે માસ્તરગીરી પસંદ કરે છે તેમ પતિના પગારથી અસંતુષ્ટ, અને શેલી,-કીટ્સ વગેરેનાં કાવ્યોમાં આનન્દ માનતી, " બાળકના લફરા " તરફ તદ્દન બેદરકાર, ગૃહવ્યવસ્થા એ અમારૂં કામ નહિ એવું માનનાર, એવી સ્ત્રીઓનો વર્ગ ઉત્પન્ન થશે. આ અનિષ્ટ પરિણામ છે અને તેનો વિચાર પહેલેથી કરવો એ ડાહ્યા માણસોનું લક્ષણ છે.

૪. નીતિનું શિક્ષણ બે રીતે અપાય. (૧) પરોક્ષ રીતે—વર્તનદ્વારા. હાલની બાળાઓની કેળવણીમાં ઘણા પ્રમાણમાં સ્ત્રી શિક્ષકોનું વર્તન ( તેમની રહેણી કરણી ) સારૂં હોતું નથી ને તેની માઠી અસર બહુ થાય છે તે ખરેખર શોચનીય છે. (૨) પ્રત્યક્ષ રીતે—ઉપદેશદ્વારા. બને રીતિઓ યોજી શકાય પણ આને માટે ઉત્તમ કોટીના સ્ત્રી શિક્ષકો જોઇએ. નીતિધર્મની કેળવણીના સંબંધમાં તો એવું છે કે ગમે તે કેવળ ઉપદેશ દ્વારા આ શિક્ષણ આપી શકે જ નહિ. જો તેનું વર્તન સારૂ હોય-તે કહ્યા પ્રમાણે વર્તે-તો બને રીતિઓ યોજી શકેનાય. વર્તન નઠારૂં હોય-કહે કંઇ ને વર્તે કંઇ-તો ઉપદેશ ધોવાઇ જાય એટલુંજ નહિ પણ દંભ વગેરે અનેક દુર્ગુણો શિષ્યોમાં એની મેળે આવે, પછી ઉપદેશ કરવાની ગમે તેવી છટા હોય ! માટે જો આ પ્રકારની કેળવણી હાથ ધરવામાં આવે તો શિક્ષક ઉત્તમ કોટિના હોવા જોઇએ; નહિ તો બહેતર છે કે આ કેળવણી પડતી મુકવી; કેવળ ઉપદેશ ઉપદેશકના અનુકરણીય વર્તન વિના હાનિકારક છે. નઠારી કોલેજ-મેટ્રનો સારા સસ્કાર કમ પાડી શકે?

નીતિ ધર્મના સંસ્કાર મન પર ઠસાવવા કેટલાંક પસંદ કરેલાં બહુ ઉંચા પ્રકારનાં ચરિત્રો, આખ્યાનો, સ્તોત્રો, સાર્થ શ્લોકો, ગરબાઓ ને કવિતાઓનો ઉપયોગ થવો જોઇએ. ને તે સર્વ કે તેમાંનો ઘણો ભાગ કંઠસ્થ હોય તો તે વધારે સારૂં.

૫. નાનાં ગામડાંઓની નાની નિશાળોમાં આમ હોય છેજ; કારણ કે છોકરીઓની એટલી થોડી સંખ્યા હોય છે કે તે માટે જુદો વર્ગ થઇ શકે નહિ. પણ મોટાં ગામોમાં

તથા શહેરોમાં આમ કરવું હાલમાં ઇષ્ટ નથી. આપણા લોકોની સામાન્ય નીતિ એવી નથી કે આમ કરવામાં બાધ ન આવે. હાઇસ્કૂલો ને કૉલેજોના કેટલાક છોકરાઓ પણ અનુકરણીય વર્તન દાખવતા નથી. હજુ નિશાળનાં જાજરૂઓમાં ચાક વપરાતો બંધ થયો નથી ! છતાં મિશ્ર વર્ગોના ફાયદા તો છેજ. માટે જો છેક હલકા વર્ગોમાં આમ રાખવામાં આવે તો ઠીક. ગામો ને શહેરોમાં હાલમાં બીજી ચોપડી સુધી આમ મિશ્ર વર્ગો રાખી શકાય. તેથી ઉપર હાલમાં તો નહિજ. નહિ તો એક છોકરીના પર કાંકરો પડશે તો બધી ગામની છોકરીઓ આવતી અટકશે. તેવા મિશ્ર વર્ગોને માટે શિક્ષક સ્ત્રી હોય તો આ વાત લોકોને વધારે રૂચિકર થશે. પુરતા જ થામાં સારી સ્ત્રી શિક્ષકો મળે તો આમ કરવુંજ જોઇએ. જેમ જેમ સહી સલામત લાગે તેમ તેમ આગળ વધાય. પણ તેમાં સંભાળપૂર્વક વધવાનું છે નહિ તો Reaction થાય. છતાં સ્થળ ને કોમ પરત્વે સામાન્ય નીતિ ધ્યાનમાં લઇ જુદી જુદી હદ બાંધી શકાય. મુંબાઇમાં કેટલાક ખાનગી હલકા વર્ગોમાં છોકરા છોકરીઓને ભેગાંજ ભણાવવામાં આવે છે. તેમાં વિશેષ સંખ્યા પારસીઓની હોય છે.

૬. (૧) યોજના સારી છે યાદીમાં વિષય પરત્વે ભેદ પાડયા હોય તો સારૂં. વળી તે યાદીની સાથે એક ઉપયોગી સરલ સૂચનાઓનું ટિપ્પણ છપાવવું જોઇએ, જેમાંથી કેવી રીતે વાંચવું, કેમ ટુંક નોંધ કાઢવી, કેવી રીતે ઉપયોગી બાબતો યાદ રાખવી, અઘરા શબ્દો વગેરેને માટે શું કરવું, ભાષાજ્ઞાન વાચનથી ઉંચા પ્રકારનું કેમ કરી શકાય, વાચન વિશેષ ફલદાયી કેમ ને ક્યારે થાય, તેમ થાય માટે કઇ રીતિ ને ઉપાયો યોજવા, વિચાર ને ભાષાનો શો સંબંધ છે, બન્નેની ઉપયોગિતા શી છે, વગેરે સંબંધી જોઇતું માર્ગ દર્શક જ્ઞાન મળી શકે.

(૨) આ યોજના બહુ સારી છે સ્ત્રીઓ માટે જે ટ્રેનિંગ કૉલેજ નહિ કરી શકે તે આવાં મંડળો તથા વિશ્રામો કરી શકશે. વળી ટ્રેનિંગ કૉલેજમાં જે આવે છે તે ઘણીવાર હલકી કોમની અથવા તો હલકી નીતિની હોય છે ને તેમના કૉલેજમાંથી નીકળ્યા પછીના વર્તનની પણ બહુ માઠી અસર થાય છે. તેથી ઉલટું આવા વિશ્રામો ને મંડળોમાં ઉંચી કોમની તેમજ સારી નીતિની સ્ત્રીઓ વગર અડચણે તેમ બંધન વિના આવી શકે છે ને તે પણ ઘણું ખરું કેવળ કમાવાના ઉદ્દેશથી નહિ કે પતિથી સ્વતન્ત્ર થઇ સ્વચ્છન્દ રીતે રહેવાને નહિ, પણ ઉંચા પ્રકારની ગૃહિણી થઇ ગૃહ રાજ્ય ચલાવવા, પોતાના મનની કેળવણીને માટે, વખત સારી રીતે જાય તે માટે, તથા બાલકોને સારી રીતે કેળવી શકે માટે આવા વિશ્રામો ને મંડળોમાં જેમ જેમ સારી ઉંચી કેળવણીવાળી ને સારી પ્રતિષ્ઠાવાળી સ્ત્રીઓ ભાગ લેશે તેમ તેમ તે વધારે લોકપ્રિય થશે ને વધારે ઉપયોગી થઇ પડશે. આવાં મંડળો ને વિશ્રામો વધારે સ્થળે સ્થપાય તે ઇષ્ટ છે, ને તેમાં શરૂઆતમાં જેમ ઓછાં બંધન તેમ વધુ સારૂં.

(૩) આ યોજના સારી છે પણ તે બહુ લોકપ્રિય થાય એવો બહુ સંભવ નથી.

(૪) ઠીક છે. જ્યાં—સુધી આવી પરીક્ષા સનાતન ધર્મ પ્રવર્તક કમીટીની પરીક્ષાઓ જેવી લોકપ્રિય થઇ નથી તેમ જાણીતી પણ થઇ નથી ત્યાં—સુધી તેમાં ઠીક ઠીક સંખ્યા પણ આવવી મુશ્કેલ છે.

૭. (અ) જ્યાં સુધી હાલમાં છે તેમ કન્યાશાળાઓ મ્યુનિસિપાલીટીના પ્રેસિડન્ટ ને સ્કુલ કમીટીના ચેરમેન ને મેમ્બરો અથવા ડેપ્યુટી કે આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોની દેખરેખ નીચે છે ત્યાં સુધી સ્ત્રી શિક્ષકોને પુરૂષ—અધિકારીઓના કહ્યા પ્રમાણે વર્તવુ પડે છે ને તેમના છંદને અનુસરવું પડે છે; અને તેથી તેમની નીતિ ને પ્રતિષ્ઠા બહુ થોડી વાર જળવાય છે, કંઇ નહિ તો સહજ શંકાનું પણ કારણ લોકોને તેથી મળે છે. આ કારણથી એ ઇષ્ટ છે કે કન્યાશાળા તથા જનાના સ્કુલો ઉપરની દેખરેખ તેમના હાથમાંથી તદન લઇ લઇ બે—સવાસોના પગારની દરેક જીલ્લા માટે Assist Lady Inspectors જોઇએ તે પ્રમાણે નીમવી ને તેમના જ હાથમાં તે શાળાઓ મુકવી. તેમના પર Lady Inspector દરેક ડીવીઝન માટે જુદી. ટુંકામા એ ખાતું સ્ત્રીઓના જ હાથમાં જોઇએ. Assist. Lady Inspectors શરૂઆતમાં બને ત્યાં સુધી ઈંગ્રેજ જ રાખવી જેથી કન્યાશાળાઓની તથા જનાના સ્કુલોની પ્રતિષ્ઠા જળવાય ને ગામથી ગામ ફરવામાં રેવન્યુ અમલદારો તરફથી જોઇતી મદદ મળી શકે. દેશીને આ બાબતમા હરકત પડવાનો વિશેષ સંભવ છે. વળી બને ત્યાંસુધી ને જાતે સ્ત્રી કેળવણીમાં ઉત્સાહવાળી, તે વિસ્તારવા ને સુધારવા ઉત્સુક ને વર્નાક્યુલર જાણતી હોવી જોઇએ. હાલના કેળવણીખાતામાં સ્ત્રી કેળવણીના સંબંધમાં આવો ફેરફાર Inspection Staff હાલનો છે તે થોડો ઘટાડવાથી આ યોજના માટે બહુ નવો ખરચ નહિ કરવો પડે આ પ્રમાણે કરવા આપણે સરકારને અરજ કરવી ને તેમ કરાવવા યત્ન કરવો. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે આમ થવાથી સ્ત્રી શિક્ષકના ધધાની પ્રતિષ્ઠા સારી વધશે.

(બ) ટ્રેનિંગ કોલેજમાં શિક્ષણ મેળવતી સંખ્યામા વધારો કરવા અથવા બીજે ઠેકાણે બીજી ટ્રેનિંગ કોલેજ સ્થાપવા સરકારને વિનંતિ કરવી તેમ કદાચ હાલમાં સરકાર ન કરે, તો સરકારને વિનંતિ કરવાની કે અમુક મંડળ કે વિશ્રામમાં ભણેલી ને અમુક પરીક્ષામાં પાસ થયલી સ્ત્રીઓને સ્ત્રી શિક્ષક તરીકે કામ કરવાને લાયક ગણીને તેમને નોકરીમા રાખે, જેથી તેવા વિશ્રામો ને મંડળોમાં ભણતી વિધવાઓને તથા અનાથ સ્ત્રીઓને પોષણનો માર્ગ મળે ને સ્ત્રી શિક્ષકોની ભરતી થાય. સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કોલેજમાં અમુક જ સંખ્યા રાખે છે પણ તેટલી સંખ્યા આખા ડીવીઝન માટે બેહદ હાસ્યકારક છે. કન્યાશાળાઓમાં પુરૂષ શિક્ષકો રાખવા પડે છે તે ઇષ્ટ નથી એટલુંજ નહિ પણ ઉપર ( ૫ મા પ્રશ્નના ઉત્તરમાં ) બતાવેલા મિશ્ર વર્ગો માટે પણ સ્ત્રી શિક્ષકોની જરૂર છે. જો સરકાર વધારે સંખ્યામાં સ્ત્રી શિક્ષકો તૈયાર ન કરે તો આવાં મંડળો ઇ. ને અમુક સરતે પણ સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાની સરકારે છુટ આપવી જોઇએ, ને અનુકૂળતા આવે ત્યારે તેમને 'ટ્રેન' કરવા કૉલેજમાં મોકલવી જોઇએ. જેમ

૨. સાધારણ રીતે સામાન્ય અને સર્વમાન્ય નિયમોને પણ અપવાદ હોય છે એ રીતે જોતાં જે કન્યાઓને મેટ્રિક થઇ કાલેજ કેળવણી લેવા શક્તિ અને ઇચ્છા હોય તો તેઓ પોતાની મેળે જરૂરના વિષયો શીખી તેમ કરી શકે. Survival of the Fittest એ સૂત્ર ઇચ્છાએ કે અનિચ્છાએ વળાવાનું જ. માટે યોગ્ય કન્યાઓ આવું દ્વિતીય અને ઉચ્ચ શિક્ષણ લે તે વિશેષ પસંદ કરવા જેવું છે. કારણકે તેઓમાંની અમુક સમર્થ વિદુષી બ્હેનો નીકળે તો તેઓ પુરૂષવર્ગ કરતાં પોતાની જાતની યોગ્યતા વધારે જાણી શકે. પોતાના હકની સાથે પોતાની જોખમદારી પણ સમજી શકે. સમાજ વ્યવસ્થા માટે બધી કન્યાઓનું તેમ થવું અશક્ય છે માટે મેટ્રિકના અભ્યાસને અનુસરતું શિક્ષણ રાખવું તે કાંઇક અંશે બોજારૂપ છે. ભૂગોળ, ઇતિહાસ, ખગોળ, રસાયણશાસ્ત્ર, વિજ્ઞાન વિગેરેનાં મૂળતત્ત્વો સ્વભાષા દ્વારા શીખવવાં અને તેમને માટે તેમનામાં ખાસ અભિરૂચિ ઉત્પન્ન કરવી. જો તેમને તેમાં રસ લાગશે તો લગ્ન પછી પણ પોતાનો પ્રિય વિષય હાથમાં લેશે. ગણિત ખાસ શીખવવાની જરૂર છે પણ ભૂમિતિ અને અક્ષરગણિત કાંઇક ઓછાં કરી અથવા કાઢી નાંખી તેને સ્થાને શીવણ, ભરત, ગુંથણ, ચિત્રકામ અને સંગીત શીખવવું. આરોગ્યના નિયમો, ગૃહશિક્ષણ અને પ્રજોત્પત્તિ ( matrrnity ) સંબંધિ તેમને યોગ્ય શિક્ષણ આપવું જોઇએ.

૩. સંસ્કૃત શિક્ષણ આપવું પણ જરૂરનું છે કારણકે આપણા ધર્મગ્રંથો તેમાં લખાયેલા છે. માર્ગોપદેશિકા અને મન્દિરાન્તઃ પ્રવેશિકા ( Sanskrit 2nd book ) ના ૧૧ પાઠ બસ છે. આટલા સંસ્કૃત જ્ઞાનથી તેઓ નીતિશતક, ગીતા અને તેના જેવા બીજા ધાર્મિક ગ્રંથો વાંચી શકશે. તેમની રસવૃત્તિ ખીલવવા માટે સંસ્કૃત નાટકો વંચાય તો કાંઇ ખોટું નથી પણ તેમનામાં હાલની નાટકીવૃત્તિ ન પોષાય તે લક્ષ્યમાં રાખવા જેવું છે. હાલના સંયોગો જોતાં હિંદી ભાષાનું શિક્ષણ પણ આવશ્યક છે.

૪. નીતિના શિક્ષણ વિષે બહુ મતભેદ નથી, પરંતુ ઉત્તમ સ્ત્રીઓનાં જીવનચરિત્રોનું વાંચન ઘણી સારી અસર કરશે. નીતિના સામાન્ય નિયમો તો જીવનમાં ઓતપ્રોત થવા જવા જોઇએ એવું નીતિમય વાતાવરણ હોવું જોઇએ એટલે તેમના શિક્ષકવર્ગનું વ્યક્તિગત ચારિત્ર ઘણા જ ઉત્તમ પ્રકારનું હોવું જોઇએ. આપણી બ્હેનોના જુના વિચારો ઓછા થાય અને મોટા મનથી જોતાં શીખે માટે પશ્ચિમની ઉત્તમ ગૃહિણીઓનાં જવલંત દૃષ્ટાંતો તેમને સમજાવવાં. જાતિ અને જન્મ તરફ તિરસ્કારની દૃષ્ટિથી ન જોતાં ગુણ અને કર્મને આદરથી જોતાં શીખે એવી ભાવના તેમનામાં ખીલવી જોઇએ. નૈતિક શિક્ષણમાં idealistic કરતાં realistic તત્ત્વ વધારે હોવું જોઇએ કે જેથી તેઓ જોઇ શકે કે તે વાત તેમજ જીવનમાં ઉતારવી સંભવિત છે

ધર્મ સંબંધી અમુક વર્ગપુસ્તક (Text-book) રાખવા કરતાં "ધર્મ" શબ્દ બહુ જ વિશાળ વ્યાખ્યાથી સમજાવી તેના પર છુટક ભાષણો આપવા. વિધિધર્મ તો સૌ બ્હેનો ઘરમાંથી શીખે છે. વળી આપણા દેશમાં જુદા જુદા ધર્મ હોવાથી અમુક ધર્મ સબંધી શિક્ષણ આપવું એ પણ અન્ય ધર્મના અનુયાયીઓને કદાચ નહિ રૂચે. રા. રા. ધ્રુવનાં "ધર્મશિક્ષણ"માંથી અથવા એવાં કોઇ ધન પુસ્તકમાંથી પસંદ

કરેલા ફકરા વાંચવા એ વધારે અનુકુળ થશે. શૈવ, સ્માર્ત, પુષ્ટિમાર્ગી કે જૈન એને તે ધર્મ (પંથ)ની બ્હેન અન્ય ધર્મની બ્હેનને સ્નેહ અને સહિષ્ણુતાની દૃષ્ટિએ જોતાં શીખે એ વિશેષ ઇચ્છવા યોગ્ય છે.

૫. મારી માન્યતા છે કે જો પ્રાથમિક શિક્ષણ ભેગું અપાય તો મોટી ઉંમરે સ્ત્રીજાતિને જોઇને પુરૂષવર્ગની જે (પશુ)વૃત્તિ ઉશ્કેરાય છે તે ન ઉશ્કેરાય. છોકરા–છોકરીઓમાં હરિફાઇ થવાથી તેઓ બન્ને વધારે શીખી શકે. કેટલાંક ભાઇબ્હેન વિનાનાં બાળકો મનુષ્ય સ્વભાવની બન્ને બાજુનો સારો અભ્યાસ ત્યાં કરી શકે. એ સિવાય જાતે જાતિની સમાનતાનું ભાન થાય એ લાભ બહુ મોટો છે. પરંતુ આ બધા સામે એક દલીલ છે કે પશ્ચિમથી આપણા દેશનું વાતાવરણ જુદા પ્રકારનું છે. આ દલીલમાં કાંઇક વજુદ જણાય છે. વળી અમેરીકાના સંયુક્ત રાજ્યો સિવાય બીજે અલ્પ સ્થળે જ આ બાબત અમલમાં મુકવામાં આવી છે. આપણા લોકોમાં આ સંબંધે બે મત થવા સંભવ છે. માટે જે કન્યાપદ્ધતિ શિક્ષણ અપાય છે તેમાં હાલ તરત ફેરફાર ન થવો જોઇએ.

૬. ૧–૨–૩–૪. મોટી ઉંમરની સ્ત્રીઓની કેળવણી માટે જે યોજના કરી છે તે બરાબર છે. તે ઉપરાંત માસિકોના ઉત્તમ લેખો અને તેમાં પણ ખાસ બ્હેનોને હાથ લખાયેલા લેખો તેમની પાસે વંચાવવાથી બહુ સારો લાભ થવા સંભવ છે.

૯. આપણે ત્યાં પુરૂષ શિક્ષકો મળે છે તે પણ યોગ્ય લાયકાતવાળા મળતા નથી. જેઓને બીજી નોકરી ન મળે તેઓ ઘણું કરીને શિક્ષકનો ધંધો સ્વીકારે છે. યુરોપ–અમેરીકાની જેમ શિક્ષકના ધંધાનું ગૌરવ તેઓ સમજ્યા નથી. માબાપો પણ આવા વિચારો ધરાવતાં હોવાથી પોતાની કન્યાઓને છ–સાત ધોરણો પૂરાં કરાવ્યા બાદ ટ્રેનીંગ ટ્રેનીંગ કાલેજમાં મોકલવા ખાસ ઉત્કટ ઇચ્છા ધરાવતાં નથી. જો મોટી શિષ્યવૃત્તિઓ ઘણા પ્રમાણમાં કાઢવામાં આવે, અને હાલ જેટલી ટ્રેનીંગ ટ્રેનીંગ કાલેજો છે તેમાં ચાર–પાંચનો (ભાવનગર, વઢવાણ, નડીઆદ, વલસાડ, નવસારી વિગેરે સ્થળે) ઉમેરો કરવામાં આવે તો આ ખોટ ઘણે ભાગે દૂર થશે. નવી કાલેજોનો લાભ સ્થાનિક કન્યાઓ લઇ શકે. આ સિવાય શિષ્યવૃત્તિની જાહેરખબર દરેક હિંદુ ગામની કન્યાશાળામાં મોકલવી. સ્ત્રીઓને શિક્ષકો થવામાં કેટલાંક અનિષ્ટ સામાજિક ઉત્તર અમેરીકા, આડે આવે છે પણ તે સમયના વહેવા સાથે દૂર થશે. હાલની ટ્રેનીંગ ઇંગ્રેજી ભાષા બોલાય છે.' સાહિત્ય યુરોપાતે તેમાં શિક્ષણ લીધેલી બ્હેનો આદર્શજીવન શીખવવામાં આવે છે. અને જગતની હાલની ભાવના સામાન્ય લોકોમાં પણ ઉત્પન્ન વિશેષ સમૃદ્ધ છે. માટે ઇંગ્રેજી બીજી ભાષા તરીકે

તેમને શીખવવું જરૂરનું છે. કેટલાક એવી દલીલ કરે વનિતાવિશ્રામ " જેવી સંસ્થામાં સૌ- not at all માટે અંગ્રેજી ભાષાનું અધુરૂં જ્ઞાન તેમને ઠીક છે. આર્થિક દૃષ્ટિએ અને યથાર્થ નથી કારણકે કોઇ ઉચ્છૃંખલ બને છે તો તે બાળવિધવાઓને ઔદ્યોગિક શિક્ષણના અથવા સંસ્કારલોપ હોય છે. ઇંગ્રેજી ભાષાને બીજી નાછળ પૂરતું લક્ષ્ય આપવામાં આવે ઉંચું શિક્ષણ આપવાનું કારણ એ કે તેઓની કદાચાર પડે અને આવું પવિત્ર કાર્ય કરતાં

સમાજસેવાની ભાવના તેના હૃદયમાં પ્રકટે તો તેમના દુઃખ અને અંધકારમય જીવનમાં સુખનાં કિરણોનો આછો પ્રકાશ પણ પડે. એક પણ વ્યક્તિનું જીવન સુધરે તે કાંઇ ઓછી સેવા નથી.

તા. ૨૫-૧૦-૧૫. સમઢીઆળા (આટકોટ) કાઠીઆવાડ.

લિ શાહ વીરચંદ પાનાચંદ. ઓનરરી સુપ્રીન્ટેન્ડેન્ટ જૈન બોર્ડિંગ હાઉસ. ભાવનગર.

## ૧૮.

(શા. શા. વાલ્યમ મોરારજી સોમાણી-બોટાદ.)

૧. (અ) જેને ઇંગ્રેજીનું શિક્ષણ લેવા મરજી હોય અને તે મળે તેવાં સાધન મળે તો ઇંગ્રેજીનું શિક્ષણ આપવું. કેમકે ઇંગ્રેજી ભાષાના શિક્ષણથી આખી દુનિયાના પુસ્તક ભંડાર તેનું જ્ઞાન આગળ વધારી શકાશે.

(બ) માતૃભાષા દ્વારા ઉંચુ શિક્ષણ આપવું એ ઇંગ્રેજી શિક્ષણ કરતા પણ ચડતી બાબત છે. કારણ કે ઇંગ્રેજી અપૂર્ણ જ્ઞાન કરતા માતૃભાષાનું પુર્ણ જ્ઞાન વધારે લાભ કર્તા થશે. તો જે શીખનારની મરજી માતૃભાષા દ્વારા ઉંચુ શિક્ષણ લેવાની હોય તેને તેવું જ્ઞાન આપવું.

૨. (અ) જેને પરીક્ષાઓ પસાર કરવા ઇચ્છા હોય તેને મેટ્રિકના અભ્યાસને અનુસરતું જ્ઞાન આપવું.

(બ) જેને પરીક્ષા પસાર કરવાની ન હોય પણ સાધારણ લખતાં વાંચતાં બોલતાં શીખવુ હોય તેને સામાન્ય વ્યવહારીક જ્ઞાન આપવું.

૩ સંસ્કૃતનું શરૂઆતનું શિક્ષણ આપવાથી ગેરલાભ નથી. આગળ જતાં ધર્મનાં પુસ્તકો વાંચી શકવાની શક્તિ ધરાવશે તેથી દેશને લાભ થશે

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવાની ખાસ જરૂર છે. તે માટે સારી સોબત, સારાં પુસ્તકોનું વાંચન, મન કાબુમાં રાખવાની ટેવ પડાવવી વૃદ્ધ, નીતિવાન, ધર્મગુરુઓનો બોધ અને જે ઘર સંસારમાં કેળવણી લેનાર ઉછરતી હોય તે ઘર સંસારમાં સદાચરણ પ્રવર્તે તેમ થવાથી ઘરમાં ને અભ્યાસ સ્થાનમાં સઘળે સારા વિચારોનું પ્રાબલ્ય વધે અને દુર્વિચારનો સંકલ્પ ન થાય. તેવી કેળવણી મળે તો તેથી નીતિ અને ધર્મની બાબતમાં સારી કેળવણી મળી શકે.

૫ કોઇ પણ ઉમરમાં છોકરા અને છોકરીઓને પ્રાથમિક કે બીજું શિક્ષણ ભેગુ આપવાનો મારો મત નથી. છોકરા અને છોકરીઓને જુદા જુદાં શિક્ષણ આપવાનો મારો મત છે.

૬. મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી બાબતમાં ગરીબાઇને શ્રીમંતાઇ પર આધાર છે. ઘર

સંસારી કામમાંથી કેટલો વખત બચી શકે તે દરેકના ઘરની હાલતના પર આધાર રાખે છે. જ્યાં પુરૂષો પુરી કેલવણી પામેલા નહીં ત્યાં સ્ત્રીઓની કેલવણીની વાત પછાતમાંજ હોય, તેથી આ બાબત દ્રવ્ય વિષયક બાબત સાથે સંબંધ ધરાવતી હોઇને જરા કહીશું છે. તોપણ—

(૧) ક્રમવાર ચડતું વાંચન પસંદ કરવા યોગ્ય છે.

(૨) બે કલાકનો કલાસ ચલાવવો એથી લાભ છે.

(૩) આપણા દેશના દરેક ભાગમાં છપાની સસ્તી કીમતે'કે મફત મોકલવાં જેથી ઘણો ફેલાવો થઇ ઘણો લાભ થાય.

(૪) જુદે જુદે સ્થળે પરીક્ષા લેવાથી ઘણી અગવડો દૂર થાય છે.

૭. સ્ત્રી શિક્ષકો ટ્રેનિંગ કોલેજોમાંથી મળે છે. તે પુરતી સંખ્યામાં મળે તે માટે મડે તાજીઓના પગાર ઘણા મોટા રાખવા જોઇએ. અને દરેક કન્યાશાળા તરફ નામદાર સરકાર તરફથી લખાણ જાય કે ફીમેલટ્રેનિંગ કોલેજમાં વધારે બાઇઓ ટ્રેનિંગ લેવા આવે તેમ થવું જોઇએ. તેના પ્રમાણમાં શીખનારને સ્કોલરશીપો પણ વધારે મળવી જોઇએ. કન્યાઓને પુરૂષ શિક્ષક શીખવે તે કરતાં સ્ત્રી શિક્ષક ઘણીજ પસંદ કરવા યોગ્ય છે ને તે માટે નાણાંની છત રાખવાની જરૂર છે. તેમ થાય તો સ્ત્રી કેલવણી ઘણી વધે.

જો સરકારી ફીમેલ ટ્રેનિંગ કોલેજમાંથી પુરતી સંખ્યા મળી ન શકે તેમ હોય ને તેમાં સ્કોરશીપનો વધારો ન થાય તો એક ખાસ ફીમેલટ્રેનિંગ કલાસ કહાડવાની શરૂઆતમાં જરૂર છે. જ્યાં મોટી રકમની સ્કોલરશીપ અને આગળ પર જ્ઞાનના પ્રમાણમાં સારો પગાર મળવાની આશા સ્ત્રીઓને મળે તો કેલવણી આપવાના ધંધામાં ઘણી ગરીબ, આબરૂદાર સ્ત્રીઓ આવી મળે તેમનું સ્વમાન તેમના કુટુમ્બની સગવડ વગેરે સાધારણ અનુકુળતાઓ પણ શિક્ષક સ્ત્રીઓને કરી આપવાની જરૂર પડે છે. દેશનો કેલવણી પામેલો પુરૂષ વર્ગ જરા દીલસોજી રાખે તો આ કામ દુર્ઘટ લાગે છે તે સ્હેલાઇથી બની શકે તેવું છે. આ પ્રશ્ન સ્ત્રી કેલવણી માટે સૌથી અગત્યનો છે.

૮. પૈસાની છત હોય તો ગરીબ અને વિધવા સ્ત્રીઓને પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવું ઔદ્યોગિક શિક્ષણ આપી શકાય. દેશમા ગરીબ અને વિધવાઓની છત છે જે જ્ઞાતિમાં પુનર્લગ્ન થતાં નથી તેમાં મરકી વગેરેના વ્યાધિથી મોટી સંખ્યામાં જુવાન વયની વિધવાઓ છે કે જે ગરીબ હાલતમાં છે. તેવી સામટી સંખ્યાનું પોષણ કરનાર કેલવણી એ ઘણા મોટા ખર્ચની બાબત છે, ત્યારે પુનર્લગ્ન કરી રળતા કમાતા નીતિવાન પુરૂષના આશ્રયમાં રહેવું એ પસંદ કરવા યોગ્ય છે. છેવટ-દેશના સઘળા પુરૂષ વર્ગે પોતાની સ્ત્રી દીકરીઓ બ્હેનો અને પુત્રવહુઓને સારી કેલવણી આપવાની અને નીતિને ધર્મની ટેવ પાડી કેલવવાથી ઘણો લાભ છે તે વાસ્તે સર્વ દેશબંધુઓએ આ બાબત જાગ્રતિ કરવી જોઇએ.

---

## ૧૯.

( શ્રીયુત્ હોરમસજી મેહેરવાનજી વાલોડવાળા.-બાલદા. ડી. સુરત. )

૧. ખાસ કરી સ્ત્રીઓ માટે, માતૃભાષાના ભોગે, ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવાની દોડાદોડ થવી જોઇએ નહિં. એટલે કે ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ લેવાની શરૂઆત કરે તે પહેલાં, માતૃભાષામાં પ્રગટ થએલું ઉત્તમ સાહિત્ય વાંચીને સમજી શકે, તથા શુદ્ધ માતૃભાષામાં પોતાના વિચારો દર્શાવી શકે, તેટલો અભ્યાસ થવા પછી, ઇંગ્રેજી ભાષાની શરૂઆત કરવી યોગ્ય થઇ પડે. હમારી પારસી કોમમાં એ પ્રમાણે સંભાળ નહિં રહેવાથી, માતૃભાષા શુદ્ધ રીતે, ઘણા ભાગે, ઘણી સ્ત્રીઓ ( જેઓએ થોડુંઘણું ઇંગ્રેજી શીક્ષણ પણ મેળવ્યું હોય છે તે ) બોલી કે લખી શકતી નથી.

૨ ઉંચા શિક્ષણની વ્યાખ્યા કે મર્યાદા ખાસ કરીને સ્ત્રી કેળવણીના બાબમાં નક્કી થવી જોઇએ. હાલમાં પ્રચલીત શિક્ષણ આપવાની રૂઢી અને અભ્યાસક્રમ પ્રમાણે જેને Higher Education કે ઉંચી કેળવણી કહેવામાં આવે છે, તે ખાસ કરીને આપણા દેશમાં સામાન્ય સ્ત્રી વર્ગને માટે, બીનજરૂર અને પરિણામે એકંદરીએ ફાયદાકારક થઇ પડે નહિં.

હાલના વખતમાં ઇંગ્રેજી શિક્ષણ એટલે કે ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન, તે ભાષામાં પ્રગટ થએલું સાહિત્ય, કંઇક પ્રમાણમાં સમજી શકે, એટલું વ્યવહાર જ્ઞાન સામાન્ય સ્ત્રીવર્ગ માટે ઇચ્છવા યોગ્ય ગણાય.

પ્રાથમિકશાળાના પાંચ-છ ધોરણોનો અભ્યાસક્રમ પુરો કર્યા પછી પણ માતૃભાષામાં પ્રગટ થએલું ઉત્તમ સાહિત્ય-ખાને હરેક પ્રકારની જેવી કે શારીરિક, માનસિક, નૈતિક, સામાજીક વીગેરે પ્રકારની ખીલવણી અને ઉન્નતિને લગતું જ્ઞાન; ઘણુંજ થોડું મળવા પામે છે. અને એ કારણથી પ્રાથમિકશાળાનું છેવટનું ધોરણ પુરૂં કર્યા પછી, ઇંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન, તે ભાષાનું ઉત્તમ સાહિત્ય સમજી શકે તેટલા પુરતું મેળવવાને, વધુ લાંબો વખત પસાર થવાની જરૂર રહે છે. જેથી એ બન્ને ભાષામાંની એક ભાષા ઉપર પણ, જોઇતો અને ઘટતો કાબુ આપી શકાતો નથી. અને એ બન્નેમાંની એક ભાષામાંનું પણ ઉત્તમ સાહિત્ય નીતિ-રીતિ વગેરેને લગતું ખરી રીતે વાંચી, સમજીને અભ્યાસ કરવાનું બનતું નથી.

તાત્પર્ય એજ કે, ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન આપવાનું નક્કી થાય તો તે મેટ્રિકના ધોરણને અનુસરતું નહિં રાખવું. પરંતુ સામાન્ય વ્યવહાર ઇંગ્રેજી જ્ઞાન સાથે, ઘર સંસારમાં ઉપયોગી અને જરૂરી થઇ પડતાં જ્ઞાન ઉપર લક્ષ આપવું; કે જેથી સામાન્ય સ્ત્રી વર્ગની મોટી સંખ્યા, એકંદરીએ સદ્‌ગુણી ગૃહણીઓ-પત્નીઓ-અને ઉત્તમ ચારિત્ર ધરાવનારી માતાઓ બનવાને લાયક થાય; અને નહિં કે છુટાપણું અને સ્વતન્ત્રતાનો, પાશ્ચાત્ય સ્ત્રીઓની માફક અર્થ લઇ પડીને, ઘરની બહાર નોકરી-ચાકરી-ધંધો-રોજગાર કરવાની વૃત્તિ માને વલણ ધરાવનારી થાય.

૩. સંસ્કૃત ભાષાનું શિક્ષણ ઇચ્છવા યોગ્ય છે, કારણ એ ભાષાથી ધાર્મિક અને નૈતિક સંસ્કારો અંતઃકરણ પર ઉંડા કોતરાવા પામશે.

૪. નીતિ અને ધર્મનું શિક્ષણ અત્યંત જરૂરી છે. હાલના વિદ્યા–વિજ્ઞાનથી, આપણા ધર્મના ફરમાનો અને રીત–રિવાજોનાં શુદ્ધ અને ઉંડા રહસ્યો (જે શ્રદ્ધા–એકીનથી અસલના લોક પાળતા હતા, અને હાલમાં તારણો માંગનારી પ્રજા અંત એકી ન રાખી શકતી નથી) ઉપર જે રોશની પડવા પામી છે, તે રોશની પડવા પામી છે. તે રોશની વા પ્રકાશમાં પણ નીતિ અને ધર્મ તરફ અને ઇશ્વર તરફ એકીન ધરાનારું થવાની જરૂર છે.

૫. આપણા દેશના રીત–રીવાજો, જનસમાજની સ્થિતિ, દેશની ઋતુ યાને આબોહવા, વીગેરે તમામ બાબતો લક્ષમાં લેતાં, છોકરા–છોકરીઓને ભેગાં શિક્ષણ આપવાનું યોગ્ય નથી. છોકરીઓ એટલે કન્યા કે સ્ત્રીની કેળવણી માટે સ્ત્રી શિક્ષકો જ હોવી જોઇએ.

૬.—૧. આ ગોઠવણ તરફ હું પસંદગી ધરાવું છું.

૨. બે કલાકનો ક્લાસ ખોલવાનું ઘણું ઇચ્છવા યોગ્ય છે. એજ પ્રમાણે નાની ઉંમરની સ્ત્રીઓ માટે પણ, તેણીઓ દિવસનો મોટો ભાગ નિશાળમાં ગોંધાઇ રહેવા પામે નહિં તેમ થવું જોઇએ. કારણ ઘરને લગતાં કામકાજની કસરત–તાલીમ–કેળવણી–આવડત માટે વખત રહેવા પામતો નથી. જેથી મોટી ઉમ્મર થતાં એ જરૂરી કામકાજ તરફ અભાવ ધરાવતારી થઇ પડે છે.

૩. ઇચ્છવા અને અમલમા મુકવા યોગ્ય છે.

૪. આ બાબત પણ ઘટતી અને ઉત્તેજનને પાત્ર છે.

૫. સ્ત્રી શિક્ષકો નહિં મળવાની ફર્યાદ હાલમાં રથતી જાય છે. કારણ સ્ત્રી કેળવણી માટે પુરૂષ વર્ગના શિક્ષકો બધ બેસ્તા યાને અનુકુળ ગણાતા નથી.

૭. સ્ત્રી શિક્ષકોના કામ માટે વિધવા સ્ત્રીઓ અને ગરીબ સ્ત્રીઓ (તેણી નીતિવાન અને સદ્‌ગુણી હોવાની જરૂર છે) ને તૈયાર કરવાની જરૂર છે; અને તે માટે મોટી ઉમ્મરની એવી સ્ત્રીઓ માટે ખાસ ગોઠવણ થવી જોઇએ.

દિવસના થોડા કલાક એટલે ચાર કલાકનું રોકાણ હોય તો તેણીઓ પોતાનું ઘર પણ સારી રીતે જાળવી શકે. સ્ત્રી શિક્ષકનાં કામ કરવા ઉપરાંત તે માટે સવડતા ભરેલો વખત રાખવો–કાંતો ફક્ત એકલો સવારનોજ વખત–સવારના ૮ થી ૧૨ વાગતાનો રાખવો.

માસિક માંદગી વખતે સ્ત્રીશિક્ષકોને પોતાના શિક્ષકના કામની ફરજમાંથી મુક્ત રાખવી, અને ઘરેજ રહેવાની છુટ આપવી. સ્ત્રીશિક્ષકોને જેમ બને તેમ તેણીના ઉત્તમ ગૃહણી તથા માતાના કામ કે ફરજમાં ઓછી અડચણ કે અટકાવ થઇ પડે તેની સંભાળ રાખવી.

અગર તો સ્ત્રી જાતીનું હીત હૈડે ધરાવનારી સદ્‌ગુણી સ્ત્રીઓ, પોતાની જીંદગીનાં અમુક વર્ષ ઓછામાં ઓછુ એક અને વધુમાં વધુ પાંચ પોતાની રાજીખુશીથી

સ્ત્રી શિક્ષકના કામ માટે બહાર પડે એવા પ્રકારની બંધારણ પુર્વક સ્ત્રીમંડળી ઉભી કરવી.

૮. બનતાં સુધી એવા પ્રકારનું શિક્ષણ વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓમાં આપવાની ગોઠવણ કરવાનું ઇચ્છવા યોગ્ય છે—એવા પ્રકારનું શિક્ષણ આપ્યા પછી તેણી 'જ્યાં સુધી બની શકે ત્યાં સુધી, પોતાના ઘરમાં ઉદ્યોગ ધંધો કરીને પોતાનું ઘર પણ સાથે સાથની સંભાળી શકે અને પારકી તાબેદારી કરી, પરતંત્ર હાલતમાં સ્વમાન હલકી પડતી પર ઉતારી પાડનાર થઇ નહિ પડે, એવા પ્રકારની ગોઠવણ થવી જોઇએ. એટલે કે ઘરગતુ ગૃહઉદ્યોગ પાછા સજીવન બની શકે તેટલા કરવા જોઇએ. એવા ઉદ્યોગ માટે જાપાનીસ પ્રજા પાસેથી ઘણું શીખવાનું મળે છે. એવા ઘરગતુ ઉદ્યોગ ભાંગી પડવાથી એકંદરે વિધવા તથા ગરીબ સ્ત્રીઓને ઘણું ખમવું પડે છે. અસલ પહેલાં ખાડાની હાથની લુગડાં વણવાની શાળ હમારી પારસી કોમમાં નાનાં શહેરો—કસ્બાઓ વીગેરે ઠેકાણે વસતાં લોકના દરેક ઘરમાં હતી. જ્યાં મોહલ્લાના લોક સહાયકારી ધોરણપર કેટલુંક કામ કરતાં હતાં અને પોત પોતાનાં ઘરમાં પણ પોતાનું કુટુંબ ઘર સંભાલી આબરૂથી જીંદગી ગુજારતાં હતાં.

હોરમજજી મહેરવાનજી વાલોડવાળા.

---

## ૨૦.

( રા. રા. હરિદાસ વિ. અમીચંદ અંબાણી વકીલ.—ધારી. )

**પહેલાં પ્રશ્ન માટે—**

. એ ચાર પાંચ વર્ષ દરમીયાન માતૃભાષા દ્વારા ઉંચું શિક્ષણ આપવા યોજના થાય તો તે દરેક રીતે હિતાવહ છે. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી ટુંક વખતમાં ખરૂં જ્ઞાન અસરકારક રીતે આપી શકાશે. વળી ભાષા પ્રત્યે પ્રેમ પણ વધશે, ને ભાષાનો પણ ઉદ્ધાર થશે. નાનકડા જાપાને મહાન જાપાન એ પદ માતૃભાષા દ્વારા શિક્ષણ આપી બહુ થોડા વખતમાં મેળવેલું છે. એટલું ખરૂં કે જેને ઇંગ્રેજી જ્ઞાન લેવા ઇચ્છા હોય તે ભલે તે જ્ઞાન મેળવે, પરંતુ ઇંગ્રેજીની ખાસ જરૂર તો નથીઃ

**બીજા પ્રશ્ન માટે—**

. સ્ત્રીઓ કે કન્યાઓને પુત્રી તરીકે, પત્નિ તરીકે, ને માતા તરીકે આદર્શરૂપ કરવાને માટે એવું વ્યવહાર શિક્ષણ આપવાની અગત્ય છે; કારણ વર્તણુકનું મુખ્ય સ્થાન ઘર છે. ઘરરૂપી પાઠશાળા કે જે જગતના દરેક વ્યવહારમાં મુખ્ય પાયો નાંખનાર છે તેના પ્રોફેસરપદે આવતી દરેક સ્ત્રી વ્યવહાર શિક્ષણથી તૈયાર થશે તો ટુંક વખતમાં ઉમદા પરિણામો આવશે. માટે સામાન્ય વ્યવહાર જ્ઞાન આપવાની યોજના કરવી.

**ત્રીજા પ્રશ્ન માટે—**

સંસ્કૃતનું શિક્ષણ આપવાથી ધીરે ધીરે હિંદના પુરાતન જ્ઞાનનું સંરક્ષણ થવાનું વાતાવરણ પ્રસરશે વળી તે ભાષામાં તમામ જાતનું જ્ઞાન જુદી જુદી રીતે ભરેલું છે જેથી તે

શિક્ષણ બહુ ઈર્ચ્યા પરિણામો લાવી શકે ને જે ગૃહરાજ્યમાં તે પ્રસરે તેની પ્રજા ઓર કામ કરી શકે પરંતુ હાલ તુરત માટે એ શિક્ષણ આપવાની યોજના ફળીભૂત થાય કે કેમ એ પ્રશ્ન મને તો ગંભીર સ્થિતિમાં લાગે છે.

ચોથા પ્રશ્ન માટે—

નીતિ ને ધર્મનું શિક્ષણ એવા પાયા ઉપર આપવું કે જેથી સમગ્ર દેશમાં ઉચ્ચ વર્તણુક, ઉચ્ચ અભિલાષાઓ, પ્રમાણિકતા, મમતા, સાહસ, આંતર જીવનની સુધારણા ને સર્વ દેશીપણાની ભાવનાઓ દરેક ઘરમાં પ્રસરે; અને મતમતાંતરો, ઇર્ષ્યા, આળસ, તરંગી વિચારો દૂર થઈ ખરા પ્રેમની ભાવનાઓ ઘર થાય.

નીતિ ને ધર્મની કેળવણી ચારિત્રને જોરદાર કરી બુદ્ધિના વિકાસ કરશે, ને પરિણામે ઘર કે જે સમાજ તેમજ દેશનો મુખ્ય ને મજબૂત પાયો છે તેમાં ખરો પ્રકાશ પાડી શકશે.

નીચેના ઉપાયો ધારેલી સિદ્ધિ મેળવવામાં મદદગાર થાય એમ હું ધારૂં છું:—

૧. પવિત્ર સન્નારીઓનાં જીવનચરિત્રો અભ્યાસક્રમમાં ફરજીઆત ઠરાવવાં.

૨. રામાયણ, મહાભારત, ને મનુસ્મૃતિ આદિ પુસ્તકોમાંથી પસંદગી કરી તેની ખાસ એક બુક બનાવી તે દ્વારા આ શિક્ષણ મળે એમ યોજના કરવી.

૩. હિંદુ ધર્મનાં મુખ્ય સિદ્ધાંતો બને એટલાં શીખવવાં. તેમજ નીતિનાં તત્ત્વો પણ બને એટલાં શીખવવાં.

૪. અશ્રદ્ધા ને પાખંડનો નાશ થાય એવું શિક્ષણ આપવું.

૫. બાળલગ્ન ને કન્યાવિક્રયનાં નુકસાનો સમજાવવા મારેની યોજના કરવી.

૬. કર્મ, જ્ઞાન, ને ભક્તિનું શિક્ષણ જેમ બને તેમ વિસ્તૃત રીતે મળે એવી યોજના કરવી.

૭. પતિવ્રતાપણું, દયા, ક્ષમા, શાંતતા, નમ્રતા, રાજ્યભક્તિ, સભ્યતા, પતિ ને માબાપો તથા પૂર્વજો પ્રત્યે માન, કુટુંબ પ્રત્યે પ્રેમ, સ્વદેશ અભિમાન, તથા વ્હેમ નુકશાનકારક છે, એ વગેરે શિક્ષણ મળે એવી યોજના કરવી.

૮. ધાર્મિક ને નૈતિક શિક્ષણ ઉપરના ધોરણે મળે એ માટે બે નવી બુકો તૈયાર કરાવીને અભ્યાસક્રમમાં દાખલ થાય એમ પણ કરવું.

૯. ગ્રીસ તત્ત્વવેત્તા પ્લેટોએ જેમ સંગીતનું જ્ઞાન નીતિના ઉદેશ માટે આવશ્યક ધાર્યું છે તેમ આપણા મહાત્માઓનો પણ એ મત છે. આપણામાં કહેવાય છે કે " ગાયન એ પાંચમો વેદ છે " સાત્વીક ને શુદ્ધ ભાવોવાળું શાસ્ત્રીય રીતનું સંગીતનું જ્ઞાન મળે એ યોજના આવકારદાયક છે. સંગીતદ્વારા સચોટ રીતે કેટલુંક જ્ઞાન આપી શકાશે એમ પણ હું માનું છું.

પાંચમા પ્રશ્ન માટે—

છોકરાઓ ને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ૧૧ વર્ષની વય સુધી રોકું ન આપાય તો સારૂં.

પ્રાથમિક કેળવણીથીજ છોકરાઓ ને છોકરીઓનો અભ્યાસક્રમ જુદો હોવો જોઇએ. છોકરીઓને ગૃહ કામકાજ ને વ્યવહારનુ ઘણું શિક્ષણ આપવાનું છે, જેવું કે ભરત ભરવું, શીવવું, કાંતવુ, રાંધવુ, ઇત્યાદિ. વળી એવું શિક્ષણ આપવાથી છોકરીઓમાં કુદરતી રીતે જે કોમળતા છે તેમાં ઘણો ફેર પડી જાય.

છઠ્ઠા પ્રશ્ન માટે—

મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે શહેરોમાં લત્તાવાર શિક્ષણ આપવા યોજના થાય તો દરેક રીતે સારૂં. તેથી આ માટે ધર્મ મદીર કે જુદા મકાનની ગોઠવણ કરી શકાય. બપોરના ત્રણથી પાંચ કલાક સુધી હમેશાં શિક્ષણ આપવા યોજના થાય તો સારૂં. આવી સ્ત્રીઓને ગુજરાતી ભાષા દ્વારા જે ઉંચુ શિક્ષણ સરલતાથી અપાશે તેવું ઈંગ્રેજીથી નહિ અપાય એમ મારી સમજ છે

ભાષણોની યોજના થાય તો સારૂં છે પણ અઠવાડીઆમાં હાલ તુરત માટે ત્રણ ભાષણો અપાવવાં. આવાં ભાષણો હાલ કેટલીક સુરત દરિકથા થાય છે તે પદ્ધતીથી અપાવવાં. જેથી ઘણી સ્ત્રીઓ તેનો સચોટ લાભ લેશે

સાતમા પ્રશ્ન માટે—

સ્ત્રીશિક્ષકો મળતા નથી તેથી તે ખામી દુર કરવા માટે નીચેનો ઉપાય સારૂં પરિણામ લાવશે એમ મારી માન્યતા છે

જે શિક્ષકો પેન્શન ઉપર ગયા હોય કે જવા જેવા હોય તે જે વર્તનમાં સારા નિકળેલા હોય, તેવાઓને વધારે પગાર આપીને પણ ગોઠવવા. કારણ તેવા શિક્ષકો અનુભવી, ઠરેલ, ને શાંત હોય છે. તેથી આ ગોઠવણ થવાથી દરેક ઠેકાણે સંતોષ ફેલાશે ને આ યોજનાને બધા વધાવી પણ લેશે.

હરિદાસ વિ. અમીચંદ અંબાણી.

---

## ૨૧.

(શ્રીયુત્ "J. K. Mehta"—આહવા ડાંગ)

૧. દરેક મોટા લત્તામાં એક "નીચના ધોરણનો" વર્ગ ઉઘાડવો. તેમાં ગુજરાતી ચોથુ ધોરણ પાસ થયા પછીની છોકરીઓને દાખલ કરવી. અને તેને ગૃહીણી બનાવવા લાયક શિક્ષણ ગુજરાતીમા તથા વ્યવહારૂ અંગ્રેજી શિક્ષણ આપવું. એટલે અંગ્રેજીમાં three "R"s કહે છે તેટલું જ્ઞાન આપવુ તે ઉપરાંત "રાંધવુ—રસોઇ કેમ બનાવવી તેનું સામાન્ય જ્ઞાન મોઢેથી દરરોજ આપેલું બસ થશે. શીવવુ અને ગુંથવુ, આ કામ શીખવવુ. અને દરેક વર્ગ માટે એક સારા સ્ત્રી શિક્ષકની નિમણુક કરવી."

૨. ઉપર લખેલા વર્ગનો અભ્યાસ પૂરો કર્યા પછી જે કન્યાઓનાં મા બાપો ખુશી હોય અને છોકરીની ઉમર પહોંચી વળે એમ હોય તેને અંગ્રેજી સાતમા ધોરણ સુધીનો અભ્યાસ મદદ લત્તામાં "ઉંચા ધોરણ" નો વર્ગ ઉઘાડી કરાવવો આ વર્ગમાં

રસોઇ કેમ બનાવવી, તેનું સામાન્ય જ્ઞાન ઉપરાંત પ્રસંગોપાત છોકરીઓ પાસે, ઉજાણી રૂપે રસોઇ કરાવવી. શીવવા, ગુંથવાના કામ ઉપરાંત First aid to the injured and Hygiene શીખવવું.

છોકરીઓનાં માબાપો પોતાના લત્તામાં શાળા ઉઘડેલી જોશે તો મગવક થયલી જોઇ છોકરીને મોકલવા ખુશી થશે. Conduct, progress and health ઉપર ઘણું લક્ષ આપવું.

"નીચલા ધોરણ" નો વર્ગ experimental trial તરીકે ખોલવો. અને જેમ જેમ જરૂર જણાતી જાય તેમ તેમ સુધારા વધારા કરતાં જવું. અને પછી જરૂર પ્રમાણે "ઉંચા ધોરણ" નો વર્ગ ખોલવો. આ ધોરણોનો મુખ્ય "aim" (હેતુ) છોકરીને ગૃહીણી બનાવવાનો રાખવો. અને સંસ્થા લોકપ્રિય અને વ્યવહાર ઉપયોગી થાય તે ઉપર પુરતું ધ્યાન આપવું.

૩. બીજા પેરામાં સુચવ્યા પ્રમાણે "ઉંચુ ધોરણ" ઉઘાડવામાં આવે, તેમાં સંસ્કૃતનું જ્ઞાન આપવું.

૪. "Homely virtues" તેમ "religion" નું જ્ઞાન સરે બન્ને ધોરણોમાં આપવું. એટલે કે કોનફ્યુસ્યસ, સોક્રેટીસ, પ્લેટો, ક્રાઇસ્ટ, બેન્જામીન ફ્રેંકલીન, જરથોસ્ત, રામ કૃષ્ણ, ગ્લેડસ્ટન, બુદ્ધ, અને મહાત્માઓ, એઓની જીંદગીનું ટુંક વૃત્તાંત અને એઓએ પ્રરૂપીત કરેલા સદ્ગુણોના સીદ્ધાંતઃ તેમજ રામાયણ, મહાભારત, ગીતા વીગેરે પુસ્તકોમાંથી પસંદ કરેલા ફકરાનું જરૂર પડતું જ્ઞાન આપવું. ખાસ લક્ષ છોકરીઓની "character" બનાવવા ઉપર આપવાનું છે, કેમકે ભવિષ્યની પ્રજાના પ્રારબ્ધનો આધાર હાલમાં શિક્ષણ લેનારી છોકરીઓ ઉપર રહે છે."

૫. એક છોકરી તરીકે, એક ગૃહીણી તરીકે, અને છેવટે માતા તરીકેની તે ફરજ બજાવે તેવી શિક્ષણ પદ્ધતિ આપવાની છે. Home Management નું કામ શીખવવાનું છે. હાલની સંસાર સ્થીતિ છોકરા સાથે છોકરીને કેળવણી આપવા માટે તૈયાર નથી. જેથી છોકરીઓએ પોતાનીજ જાતી સાથે લાંબો સંબંધ રાખી આસ્ત્રિ બાંધવું અને શિક્ષણ ગ્રહણ કરવું, એ હાલના સંજોગો જોતાં હમોને વાસ્તવીક લાગે છે. General remarks માટે આવાં ધોરણો ઉઘાડયા પછી તેના માસિક પ્રોગ્રેસ રીપોર્ટ, and average monthly attendance register મેનેજરને ત્યાં રાખવું, average attendance કેના કારણથી વધઘટ થાય છે તેનાં કારણો જોતા જવું. તેમ મેલેરીયા જેવી સીઝન ચાલતી હોય તો છોકરીઓને મફત ક્વીનાઇન તથા medical aid આપવી. વારશીક રીપોર્ટ પબ્લીકની જાહેરાતમાં મૂકવો. અને લેડી વીઝીટર્સ, મેનેજર અને શિક્ષક ખંતથી કામ કર્યું હોય તેમની સર્વીસ એપ્રીશીએટ કરવી. શરૂઆતમાં થોડી છોકરી આવશે પરંતુ તેને સંગીન જ્ઞાન મળેલું જોઇ વધુ છોકરી ધીમે ધીમે વધશે. ધૈર્ય, ખંત અને હિમતની ઘણી જરૂર પડવાની કારણું છે કે "ઉત્તમ પુરૂષો ચાવે તેટલાં વિઘ્ન આવે છે છતાં હિંમત રાખી આરંભેલું કાર્ય કદી છોડતા નથી." આ પ્રયોગ સુમારે બે ત્રણ વરસ ઘણી મુશીબત આપશે. પરંતુ Self Sacrifice and

Sacrifice of money કરવાથી લાંબે વખતે આવા વર્ગ "Model High School for females" નું રૂપ ધારણ કરશે એમ હમારૂં માનવું છે.

## શાળામાં જઇ ન શકે તેવી મોટી ઉંમરની સ્ત્રીઓ માટેની યોજના સંબંધમાં સુચના.

૧. ક્રમવાર વાંચન. આપની યોજના પ્રમાણે અભિપ્રાય છે.

૨. બે કલાકનો કલાસ વનિતાવિશ્રામ, મહિલામંડળ, અનાથાશ્રમ વીગેરેમાં ખોલવો. ત્યાં અંગ્રેજી વ્યવહારૂ જ્ઞાન તથા ગુજરાતી દ્વારા ઉંચુ જ્ઞાન આપી શકાય તેવી ગોઠવણ કરવા ઉપરાંત "દેશીનામું" જરૂર પુરતું શીખવવું કે સ્ત્રી પોતાના ઘરનો હિસાબ રાખી શકે.

૩. અઠવાડીક ભાષણની યોજના. આપના અભિપ્રાય પ્રમાણે તે અપાવવાં જોઇએ.

આપે યોજેલાં ભાષણોમાં નીચે લખેલા વિષયો ઉપર એક એક ભાષણનો સમાવેશ થાય તો સારૂં.

(૧) દ્વેષ, અદેખાઇ, હલકાઇ, મગરૂરી અને લોભ એવા દુર્ગુણ તજવા ઉપર.

(૨) મનુમહારાજે બતાવેલા દશ Commandments પ્રમાણે વર્તવા ઉપર.

૪. *Town and city Municipality* ના *president* ઉપર લેટર લખી chairman of the School Committee and two members ની સમક્ષ મોકલેલા સેવાઓની પરીક્ષા લેવડાવવી. અગર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના એક પસંદ કરેલા સભાસદને મોકલી પરીક્ષા લેવડાવવી.

૫. (૧) સ્ત્રી શિક્ષક ન મળે ત્યાં સુધી સાધુરતિવાળા વૃદ્ધ, પ્રતિષ્ઠીત, અને અનુભવી પેન્શનર માસ્તરો અગર બીજા રીટાયર્ડ સરકારી નોકરો કે જેઓ ઉત્સાહી અને ઉમંગી માલમ પડે તેને નીમવા

(૨) સ્ત્રી શિક્ષકો માટેની માગણી લોકલ પેપરોમાં મોકલવી, અને તેમાં સારા પગારની તેમ તેમને જોઇતી સગવડ કરી આપવાની ખાત્રી આપવી.

(૩) શિક્ષકે પોતાનો વર્ગ વધારવો. અને સ્ત્રી વીઝીટરોએ શાળા વધુ પ્રમાણમાં inspect કરી અગવડો અને progress વિષે વીઝીટ બુકમાં નોંધ કરી સમજ કરાવી આપવી. છોકરીઓ વધુ પ્રમાણમાં શીખી પાસ થયાં બાદ સ્ત્રી શિક્ષકની ખોટ ભવિષ્યમાં હાલના જેટલી પડશે નહીં.

(૪) અનાથાશ્રમ જેવી સંસ્થામાં છોકરીઓને નાની વયથી કેળવણી આપી પાસ થયા પછી તેમને જ શિક્ષકમાં મુકવાથી સ્ત્રીશિક્ષકની સંખ્યા ભવિષ્યમા વધશે.

(૫) સ્ત્રીપરીક્ષકથી છોકરીઓની પરીક્ષા લેવાય અને સદર સ્ત્રીપરીક્ષક પરીક્ષા લીધા બાદ ખામીઓની નોંધ લઇ તે પ્રમાણે સુચના કરે તો, અને ખામીઓ દૂર કરવા ખબરદાર પગલાં લેવાય તો જલદી સ્ત્રી શિક્ષણ વધશે અને તેની સાથે સ્ત્રીશિક્ષકની સંખ્યા વધશે. મેહેતીઓએ આવા પરીક્ષકને "freely" અગવડોની અને ખામીઓની માહીતી આપવી.

૬. ગરીબ અને વિધવા સ્ત્રીઓને પૂરતી કાળજીથી શીવવાનું, રાંધવાનું, દાયણનું અને નર્સ વીગેરેનું સંગીન જ્ઞાન આપવું. આ કામ માટે શીવવાના હાથસાંચા રૂ. ૧૫-૨૦ ની કીંમતના આણીને વનિતા વિશ્રામ અને અનાથાશ્રમમાં તે શીખવવું. દાયણ અને નર્સનું કામ શીખવવા Civil Surgeion સાથે બંદોબસ્ત કરવો પડશે.

J. K. MEHTA.

---

# ૨૨.

( રા. રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ, બી. એ,—અમદાવાદ. )

૧. આપણા દેશને માટે અને ખાસ કરીને આપણા સ્ત્રી વર્ગને માટે ઉંચુ શિક્ષણ જરૂરનું છે અને અંગ્રેજીનું ભાષા જ્ઞાન જો કે ઘણી રીતે ઉપયોગી છતાં પણ Luxury જેવું છે. જે સ્ત્રીઓને ભણવાને અવકાશ હોય તેમણે બેશક અંગ્રેજીનો લાભ લેવો પણ આપણી યોજના તો ચાર પાંચ વર્ષના ટુંક સમયનો બને તેટલો વધારે ઉપયોગ કરી સંગીન કેળવણી આપવાની છે. મારા સમજવા પ્રમાણે કેળવણીનો હેતુ મનુષ્યને સંપુર્ણ જીવનને માટે તૈયાર કરવાનો છે. અને એ હેતુને અનુસરીને જ આપણી કેળવણી આપવી જોઇએ. ચાર પાંચ વર્ષની અંદર અંગ્રેજી ભાષાની પુસ્તકો વાંચે અને સમજે એવી જાતનું જ્ઞાન થાય એમ હું ધારતો નથી. વખતે તાર વાંચવા જેટલું જ્ઞાન મળે ખરૂં પણ એની ખાતર વખતનો એટલો બધો ભોગ આપવાની જરૂર નથી.

જો આપણી યોજના જે કન્યાઓને ભણવાને અવકાશ અને ઇચ્છા બન્ને હોય પણ સગવડના અભાવે અંગ્રેજી અભ્યાસ ન કરી શકતી હોય તેમને સગવડ કરી આપવાની હોય તો અંગ્રેજીને બીજી ભાષા તરીકે રાખવી અને બધુ ઉચું શિક્ષણ ગુજરાતી દ્વારા આપવું.

આ બે યોજનાઓ એકઠી જ નિભાવવી હોય તો અંગ્રેજીને ઐચ્છિક વિષય રાખવો અને બીજું બધુ જ્ઞાન ગુજરાતી મારફતે આપવું.

આપણા છોકરાઓને ન છુટકે બધા વિષયો અંગ્રેજી મારફતે શીખવા પડે છે અને તે કારણથી તે વિષયોનું જ્ઞાન જોઇએ તેવું સારૂં થતું નથી અને નકામો મગજ પર બોજો પડે છે એ દેખીતી વાત છે માટે એ ભુલ આપણે હાથે જ કન્યા કેળવણીમાં ન થાય એવું કરવું જોઇએ અને બધુ જ્ઞાન ગુજરાતી મારફતે જ આપવું જોઇએ.

## અંગ્રેજી શિક્ષણનું ધોરણ

૨. મેટ્રિક પ્રમાણે રાખવાની જરૂર નથી. કારણ કે રિપોર્ટ ઘણો સારો લખી કદાચ કે વર્તમાનપત્રો આપણી વાહ વાહ કરે એ તરફ લક્ષ રાખવાનું નથી પણ સંગીન કેળવણી તરફ જ લક્ષ રાખવાનું છે. જે કન્યાઓને મેટ્રિક કે તેથી આગળ અભ્યાસ કરવો હોય તેમને માટે બીજી શાળાઓ છે.

અંગ્રેજીના અભ્યાસને માટે આપણે આપણું જ ધોરણ અને આપણી કમીટીએ મંજુર કરેલાં પુસ્તકો ચલાવવાં. સરકારે મંજુર કરેલ પુસ્તકોને આપણે બંધનરૂપ ગણવાની જરૂર નથી. આપણી કમીટીને તે પુસ્તકો ચલાવવા યોગ્ય લાગે તો ભલે ચલાવે.

૩. આટલા ટુંક વખતમાં સંસ્કૃતનું સંગીન જ્ઞાન તો શું પણ શ્લોકોના અર્થ સમજી શકે એવું જ્ઞાન થાય એમ હું માનતો નથી. મેટ્રિક કે પ્રીવીયસ પાસ થએલા ઘણા વિદ્યાર્થીઓ, કન્યાઓ પાસે આશા રાખી શકાય તેના કરતાં વધારે નિયમીતપણું, વધારે વખત, અને વધારે કાળજી છતાં પણ સંસ્કૃતના સ્હેલા શ્લોકો કે સ્હેલી વાર્તાઓ સ્હમજી શકતા નથી. તકરારની ખાતર કન્યાઓ સંસ્કૃત સમજી શકશે એમ કબુલ કરીએ તોપણ સંસ્કૃત જ્ઞાન લીધાથી તેમને ખાસ ફાયદો થાય એમ હું ધારતો નથી. સંસ્કૃત ઘણું જાણનારાઓ ઘણે ભાગે ભૂતકાળમાં જ રમ્યા કરે છે અને વર્તમાનમાં હોવા છતાં તેમને તેનો જરા પણ રંગ લાગતો નથી અને વર્તમાન સમયને માટે તો તેઓ નકામા જેવા જ છે. આપણે કમભાગ્યે સંસ્કૃતના જ્ઞાનના overdoze વાળા શાસ્ત્રીઓ આ મુદ્દાના પુરાવાને માટે બસ છે. અને યુનીવર્સીટીની ઉંચી કેળવણી લીધેલામાં પણ જેમણે સંસ્કૃતનો overdoze લીધો હશે તેમની કેટલેક અંશે એવી જ દશા થએલી છે.

૪. લાયક શિક્ષકો જ્યારે જે વખતે નીતિનું શિક્ષણ આપી શકે છે. આ શિક્ષણને વાસ્તે ખાસ જુદો વખત રાખવાથી વિદ્યાર્થીઓને કંટાળો ન આવે અને મીશનરી સ્કુલોની અંદર બાઈબલને વખતે જેવું ફાર્સ ભજવાય છે તેવું ન થવા પામે અગર વિદ્યાર્થીઓમાં અંધશ્રદ્ધા ન પેસી જાય એ સંભાળવાનું છે.

૫. હિન્દુસ્થાનમાં ભણતી લગભગ સાડા નવ લાખ કન્યાઓમાંથી લગભગ ચાર લાખ એટલે લગભગ અડધા ભાગની કન્યાઓ તો મિશ્રશાળાઓમાં છોકરાઓની સાથેજ ભણે છે એટલે જે જગ્યાએ છોકરા અને છોકરીઓની શાળાઓ જુદી નભાવી શકાય એટલી સંખ્યા કે સગવડ ન હોય ત્યાં મિશ્રશાળાઓ કાઢવામાં જરાપણ વાંધો નથી અને લોકમત પણ ( શહેરો બાદ કરતાં ) તેની વિરૂદ્ધ નથી. યુનાઇટેડ સ્ટેટ્સમાં છોકરા અને છોકરીઓને એકઠું શિક્ષણ આપવાથી બન્નેની નીતિ સુધરી એવું ત્યાંના કેટલાક કેળવણી ખાતાના હિમાયતીઓનું માનવું છે. શહેરોમાં વખત છે લોકો વાંધો કાઢશે પણ કોન્વેન્ટ સ્કુલોમાં છોકરા છોકરીઓ એકઠાં ભણે છે તે છતાં એજ કારણથી માબાપે પોતાનાં બાળકોને ત્યાં મોકલતાં ખચકાતાં નથી.

૬. (૧) સોની સંખ્યા કે કોઇ પણ સંખ્યાને બંધનરૂપ ગણવાની જરૂર નથી. જે પુસ્તકો ભણાવવા લાયક હોય અને ચાર પાંચ વર્ષમાં વાંચી શકાય એવાં હોય તેટલાં પુસ્તકોની યાદી કાઢવી ઠીક પડશે. કોઇ શીખવવા લાયક વિષય પર જોઇએ તેવાં પુસ્તકો ન હોય તો તેવાં લખાવી પ્રસિદ્ધ કરવાને પણ પ્રયત્ન કરવો. એવી જાતનાં પુસ્તકો છપાવતાં હવે સસ્તુ સાહિત્ય વર્ધક- કાર્યાલય અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવાં ખાતાંઓની મદદથી બહુ મુશ્કેલ નહિ પડે.

વર્તમાનપત્ર, પત્રવ્યવહાર કે વાર્તા વિનોદમા પણ ભાગ લઈ શકે એવી હોય તો ઠીક. માતૃભાષાનું ઉચ્ચ શિક્ષણ પૂરેપૂરો તપાસ કરતાં જણાશે કે ઘણી પુરૂષોને પણ મળતું નથી. સદ્‌ભાગ્યે ગુજરાતી સાહિત્ય પર લોકોની રૂચિ વધતી જાય છે. બાકી એવા ઘણાં માબાપો છે કે ગુજરાતીનો ઉચ્ચ કરી બાળકોને ઇંગ્રેજી શિક્ષણજ આપવા લલચાય છે, મુંબાઇ જેવી જગાઓનાં નિશાળોમાં પણ ગુજરાતી એટલે એક બીજાના વિચાર સમજાય અને કામ ચાલે એજ. આ સ્થિતિમાં ઇંગ્રેજી શિક્ષણનીજ આવશ્યકતા છે. વળી કન્યાઓનો અભ્યાસકાળ છોકરાઓ જેવો હજી લંબાયો નથી તો તેવા સમયમાં ગુજરાતી બીજા કે ચોથા ધોરણમાથીજ બોજો ઓછો કરી દૈનિક પરીક્ષાને બદલે ઉચું શિક્ષણ રાખી ઇંગ્રેજી શરૂ કરાવવામાં આવે તો એમાં રસ લાગવાનો જ. સાસરે ગયા પછી પતિને તે ઇંગ્રેજી શિક્ષણ આપવા પ્રેરશે. માટે આ ચાર વર્ષ દરમીયાન ઇંગ્રેજીનું શિક્ષણ હાલના સંજોગો જોતાં આવશ્યક છે. આ ઉપરાંત ગુજરાતી સાહિત્ય શિક્ષણ પણ ઓછું જરૂરનું નથી. આ ચાર વર્ષ દરમીયાન બન્ને કેમ આપી શકે અને બોજો ન પડે એ વડે પ્રયોગાર્થે એક અભ્યાસક્રમ બનાવ્યો છે જે ભગિની સમાજ પત્રિકા દ્વારા અગર જુદો પ્રસિદ્ધ થયેલો (સુંદરીસુબોધમાંથી) મળી શકશે.

૨. ઇંગ્રેજી શિક્ષણ દાખલ થતાં જ મેટ્રીકના અભ્યાસને અનુસરતું રાખવાની જરૂર હું ધારતી નથી. જેમને મેટ્રીક થવું હોય તેમણે તો કોઇ નિશાળોમાંજ દાખલ થવું કિંવા ખાનગી શિક્ષણ લેવું. આ યોજના તો જેઓ પરણ્યાં એટલે આગળ ભણી શકવા રૂઢીને લીધે અશક્ત છે અને ભણવાનો જેમને ઉત્સાહ છે—પતિઓને ભણેલી પત્નીની લાલસા છે, પણ નિશાળનો લાભ લેવા લેઇ શકતી નથી, તેમને માટે છે. આમ હોવાથી આ પાંચ વા ચાર વર્ષ દરમીયાન સામાન્ય ઇંગ્રેજી શિક્ષણ અપાય અને એટલા સમયમાં સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકે એમજ વ્યવસ્થા થવી જોઇએ.

૩. સંસ્કૃતના અભ્યાસ માટે એટલુંજ છે કે એ ભાષા માટે સામાન્ય રીતે આપણને તે ધર્મ ભાષા હોઇ અતિશય માન હોય છે અને એ શિખવી એ ધર્મ કર્યા મનાય છે. પણ એ ભાષા મૃતભાષામાં ગણાતી હોવાથી—રોજના ઉપયોગમાં આવતી ન હોવાથી, એનો અભ્યાસ અને તે પણ ખાસ શરૂઆતમાં મુશ્કેલ લાગે છે. આટલા માટે ઉંડો અભ્યાસ કરાવવાને બદલે મુંબઇના નરહર શાસ્ત્રી ગોડસેની પદ્ધતિએ કિંવા ભારતમાં પ્રસિદ્ધ થયેલી સંસ્કૃત શિક્ષણની પદ્ધતિએ આ ચાર વર્ષ દરમ્યાન જ્ઞાન આપવામાં આવે તો જુના મતની સ્ત્રીઓ પુજા પાઠમાં શુદ્ધોચ્ચાર કરી શકશે અને સામાન્ય સ્ત્રીઓને હાલમાં પ્રસિદ્ધ થતા પુસ્તકોમાં આવતા અર્થ નહિ આપેલા એવા શ્લોક વાંચવા અને કંઇક સમજવા સહેલા થઇ પડશે. આ ઉપરાંત આપણા ધર્મ ક્રિયાઓ—પ્રાર્થનાઓ હજી સંસ્કૃતમાંજ થાય એમ આવશ્યક ગણાતું હોવાથી સંસ્કૃતનો અભ્યાસ લાભદાયક છે એ વાત ખરી છે, પરંતુ એ સાથે એ અભ્યાસ ઐચ્છિક રાખવાની જરૂર છે. ઇંગ્રેજી ફરજીયાત હોય તો છેવટે તાર કરવામાં કે મુસાફરીમાં સ્ટેશનનું નામ પણ વાંચતાં આવડે. એટલી જરૂરીઆત સંસ્કૃતના અભ્યાસની નથી.

૪. નીતિ અને ધર્મના શિક્ષણ માટે એકદમ ઉત્તર અપાય એમ નથી. ધર્મના સામાન્ય સિદ્ધાન્ત તો એકજ હોય છે પરંતુ ધર્મ માટે મનુષ્યને એટલી મમતા હોય છે કે

પોતાનોજ ધર્મ ખરો. આમ હોવાથી દરેક પોતપોતાના ધર્મના અભ્યાસ માટે એટમે ક્રિયા માટે મમતા રાખે. આવા કારણને લીધે ધર્મનું શિક્ષણ સામાન્ય હોવું જોઇએ. હાલના વાતાવરણમાં ભણ્યા એટલે ધર્મ ભૂલ્યા, એમ કહેનારાનાજ ઘરમાં ધર્મનું સહેજ પણ શિક્ષણ આપવામાં નથી આવતું. અને પરમેશ્વરની પ્રાર્થના પણ થતી નથી! આ વસ્તુસ્થિતિમાં એક સંસ્થામાં શું શિક્ષણ આપવું? આમ છતાં પરમેશ્વરની સર્વ શક્તિ–સર્વ વ્યાપકતા વગેરેનું ભાન કરાવવામાં આવે, સૃષ્ટીસૌન્દર્ય દ્વારા પ્રભુની કૃપા, પ્રભુની મહત્તાનું ભાન કરાવવામાં આવે, નાનાં સુંદર સ્તોત્રો દ્વારા પ્રાર્થના કરી હૃદયને કૂંળું બનાવવામાં આવે, પ્રભુના દ્વારમાં જાતિભેદ, સ્થિતિભેદ, દેશભેદ નથી અને ભુતદયાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, એનું શિક્ષણ આ ચાર વર્ષ દરમ્યાન અપાય, તો ભવિષ્યનાં બાળકો ઉપર ઉપકાર અને સંસાર સુખમય થાય. પદ્ધતિ માગી નથી એટલે આપવી યોગ્ય ધારી નથી.

નીતિના શિક્ષણ માટે તો ઉત્તમ શીલવાળાં પાસે રસપ્રદ કથાઓ, રસમય–નીતિમય વાર્તાઓ અને ઉંચું વાતાવરણ–દુનિયામાંના બોધક પ્રસંગોનું ધ્યાન, એજ ઉત્તમ માર્ગ મને લાગે છે.

૫. મિશ્ર શિક્ષણ માટે વસ્તુતઃ તો ૧૧ વર્ષ સુધી ઉત્તમ સ્ત્રીશિક્ષકો દ્વારા શિક્ષણ અપાય તો બહુજ સુંદર ફળ આવે. આમાં એ Boarding સ્કુલ પ્રમાણે દિવસભર સાથે અને કુટુમ્બ–સંસારથી થોડીવાર દૂર રહેવાનું હોય તો બસ. પરંતુ હાલની વસ્તુસ્થિતિ કેવી છે તે તપાસીયે. હિંદુ કુટુમ્બમાં અણુસમજણા બાળકના કાનમાં "સાસરૂં–સાસુ સાથાની મજરી ત્યારે ખબર પડશે–સાસરે ત્હારી શી વલે થશે–જો તારી વહુ આવી–" આમ હમેશાં શબ્દો પડે! રમવામાં કાદીમાં ગણાતી બાયલી છોકરીઓ સંસારની અનેક વાતો કરે. માબાપો અણસમજણાં બાળકો શું સમજે છે એમ કરી ગમે તેવી વાતો કરે. છોકરાંઓનાં જીવન કેમ જાય છે એ શિક્ષકો કે માબાપો તપાસ ન કરે અને એને લીધે અનેક અનર્થો થાય અને અશ્લીલ શબ્દો શીખે. એવા સંયોગોમાં મિશ્રશાળા બહુ લાભ કરે એમ મારૂં માનવું નથી. આ બધી વસ્તુઓ દૂર થાય તો પણ દસ અગીઆર વર્ષ સુધી મિશ્રશાળાજ ઉપયોગી અને જરૂરની છે.

૬. (૧) શાળામાં જઇ ન શકે તેવી મોટી વયની સ્ત્રીઓ માટે યોજના બહુજ જરૂરની છે. સુખાઇની અનેક સ્ત્રીસંસ્થાઓનો અનુભવ એવો છે કે આવી સ્ત્રીઓમાં હમને કંઇ આવડે, અમે કંઇ સમજીએ અને તે પણ જલ્દી. એ લાગણી વધતી જાય છે. પરંતુ દુર્ભાગ્યે ઘણાખરા શિક્ષકો અને સ્ત્રીશિક્ષકો અજ્ઞાનપૂર્ણ હિંદુ સ્ત્રીના હૃદયજન્ય સરકાર સમજી ન શક્યા હોવાથી સ્ત્રી વર્ગોમાં જીવન જણાતું નથી. આ સાથે આટલા વર્ગો છતાં અભ્યાસક્રમ ગોઠવાયો નથી. આ બન્ને મુશ્કેલીઓમાંથી એક મુશ્કેલી આ યોજનાથી જશે એમ મારૂં ધારવું છે. ગુજરાતી ક્રમવાર વાંચન માટે પુસ્તકોની પસંદગી અને ન હોય તો નવી બનાવરાવા તૈયારી કરવાની બહુજ જરૂર છે. મોટી વયની સ્ત્રીઓને ગુજરાતીના શરૂઆતના અભ્યાસમાં "મા બા સૂ પા કે આ પા."–એ પાઠોનું વાંચન બીન ઉપયોગી અને શરમ ઉપજાવે એવું લાગે જ. આટલા માટે ક્રમવાર વાંચનની યોજના પ્રશંસનીય છે.

(૨) વનિતાવિશ્રામ, મહિલા વિદ્યાલય અથવા બની શકે તો જૂદી જૂદી કન્યાશાળાઓમાં જ અમુક કક્ષાના વર્ગો ગોઠવવામાં આવે તો સ્ત્રી શિક્ષણને બળ મળ્યા વિના રહે નહી.

(૩) અઠવાડીક કે માસિક ભાષણની યોજના એટલીજ પ્રશંસનીય છે પણ એ ભાષણ લેખિત તૈયાર કરાવી છપાવી બીજે સ્થળે ઉપયોગમાં લઇ શકાય. તો એ યોજના વધારે લાભદાયક થઇ પડશે

(૪) ગુ. વ. સોસાયટી તરફથી પરીક્ષા લેવાય છે અને મુંબઇ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી પરીક્ષાની વ્યવસ્થા થઇ છે તે યોગ્ય છે. પણ હજી આપણી સ્ત્રીઓ પરીક્ષા માટે બ્હાર જતી થઇ નથી. તેવા સંયોગોમાં અમુક સભા તરફથી કોઇ સભાના ગૃહસ્થને ત્યાં એમની દેખરેખ નીચે પરીક્ષા લેવાય. એવાં સેન્ટરથાય તો ખોટું નથી આથી ઘણી વધારે સ્ત્રીઓ લાભ લેશે એમ મારી માન્યતા છે.

(૫) સ્ત્રી શિક્ષકોની ખુમ એવી ને એવીજ રહેવાની છે. કારણ સ્ત્રીશિક્ષકનો ઉત્તમ ધંધો છતાં વચલા વર્ગમાં સ્ત્રીઓએ કમાવું એ હજી ગમે તે કારણસર જરાક હલકું, મનાય છે. આથી જોઇએ એવી અને ઉચ્ચ સંસ્કારવાળી શિક્ષકો થઇ શક્તી નથી અને તેથીજ પુરૂષો અગર બીજી કોમની સ્ત્રીશિક્ષકોથી સંતોષ પામવું પડશે. સ્ત્રીઓને કમાવાની જરૂર છે કે કેમ, એ પણ પ્રશ્ન છે.

(૬) નિશાળ છોડયા પછી અને ગૃહ સંસારમાં પડ્યા પહેલાંનાં જે ચાર પાંચ વર્ષો દરમીયાન શિક્ષણની અનુકૂળતા કરવા યોજના ચાલે છે તેમાં માતૃભાષા દ્વારા ઉંચું શિક્ષણ આપવું કે ઇંગ્રેજી શિક્ષણ આપવું એ પ્રશ્નનો ઉત્તર આપતાં એટલુંજ કહેવાનું કે વચલા વર્ગમાં જ્યાં યુનીવર્સીટીની ઉચ્ચ કેળવણીના સંસ્કાર પડ્યા હોય છે ત્યાં ઇંગ્રેજી શિક્ષણની જરૂર વિશેષ છે.

---

## ૨૪.

( રા રા. કૃષ્ણલાલ હરગોવિન્દ પંડિત–ખંભાત. )

(૧)

૧. શાળાનો અભ્યાસ પૂરો કર્યો પછી પાંચ છ વર્ષ સાસરે જતાં સુધીનો જે સમય બાળાઓને મળે છે, તે વખતનો કેવી રીતે સદુપયોગ કરવો, અને તે માટે શી વ્યવસ્થા કરવી કે જેથી બાળાઓના જ્ઞાનમાં સંગીન અને વિશેષ ઉમેરો થઇ શકે ?

આ પ્રશ્નનો ઉત્તર ટુંકામાં નીચે પ્રમાણે છે

કન્યાઓને ફરજિયાત શિક્ષણથી, પ્રાથમિક શાળાની કેળવણી અપાઇ હોય તોપણ દરેક જ્ઞાતિના આચાર વિચાર પ્રમાણે અને તે જ્ઞાતિમાં પણ દરેક કુટુંબના મુરબ્બીઓના મત–અભિપ્રાય પ્રમાણે કન્યાઓને વિશેષ જ્ઞાન–(ઘરનું તેમજ પુસ્તક દ્વારાનું વિશેષ જ્ઞાન) અર્થાત્ Theoretical અને Practical જ્ઞાન અપાઇ શકાય. આવા પ્રકારનું જ્ઞાન આપવાને માટે ઉંચી કેળવણી લીધેલા વિદુષી બ્હેનોએ પોતાના વખતનો કેટલોક ભોગ આપીને

પ્રોફેસર કર્વે—મેસિ કેશવ કર્વેની શાળાના પાયા ઉપર એક ન્હાના પ્રકારની શાળા મ્હોટા મ્હોટા શહેરોમાં—અમદાવાદ, સુરત, નડીઆદ, ભરૂચ, મુંબઈ, તથા કઠીઆવાડ અને કચ્છ શહેરો વીગેરેમાં ઉઘાડવી આવશ્યક છે. તેમાં શિક્ષણ આપનાર બધી સ્ત્રીઓ જ હોવી જોઇએ. પુરૂષોની સમ્મતિ તથા સાહાય્ય સાહિત્ય સભા દ્વારા અથવા કમિટી તરફથી મળી શકે. પરન્તુ શાળામાં તો બધી સ્ત્રીશિક્ષકો જ હોવી જોઇએ. દર પખવાડીએ અથવા વીસ પચીસ દીવસે પ્રોફેસર વર્ગમાંથી અથવા સાક્ષરોમાંથી તે શાળામાં શીખતી બાલિકાને જ્ઞાન તથા સ્ત્રીઓને સાયન્સ, આધિક શાસ્ત્ર તથા બીજા ઉપયોગી વિષયો ઉપર જુદાં જુદાં ભાષણો આપીને તેમનાં વિચારોને સારી રીતે ઉત્તેજન કરવાની પદ્ધતિ રાખવી જોઇએ.

આ શાળાઓમાં કોલેજની જેમ ત્રણ કે ચાર વર્ષ સુધીનો અભ્યાસ રાખવો જોઇએ. અને તેમાં ક્રમવાર ધોરણો રાખવા. પ્રથમ વર્ષમાં અમુક શિખવવું અને કમિટીમાં પાસ થાય તે પ્રમાણે દરેક ધોરણોમાં વિષયો રાખવા. પ્રથમનાં બે વર્ષોમાં બધી સ્ત્રીઓ ખાસ કરીને ગૃહ કાર્યમાં વિશેષ દક્ષતા ધરાવી શકે એવો પ્રયત્ન થવો જોઇએ. અને તે સાથે પોતાના પતિનું મન રંજન કરીને તેની ઇચ્છાનુસાર ચાલતાં શીખે તેમજ પાકશાસ્ત્ર–રસોઇ સર્વ પ્રકારની કેવી રીતે કરવી તથા બચ્ચાઓને કેવી રીતે ઉચ્છેરવા અને બાળકોને બચપણમાં ન્હાના ન્હાનાં મંદવાડ આવે–જેમ કે ગળું પડે, સસણી થાય, પેટ ચઢે, મોટી ઉધરસ–ઉટાટીઆ થાય, દાંત આવે ત્યારે ઝાડા વીગેરે થાય; વીગેરે બચ્ચાંના મંદવાડમાં તેમને કેવા પ્રકારનું ઘરગથ્થુ ઔષધ તથા ઉપચારો કરવા તે સર્વનું જ્ઞાન ખાસ કરીને આપવાની જરૂર છે. તેની સાથે સાથે જો કે આ બધુ પરિપૂર્ણ શિખવવા પછી જ બાકીના (વધારે) વર્ષોમાં આર્થિક કેનવાસ તથા ભરત કામ–શિવવાનું કામ–ટાઇપરાઇટરનું–પ્રેમનો ફોટોગ્રાફીકનું–કમ્પાઉંન્ડીંગનું, ચિત્રકળાઓનું, ટોપલી, ખુરશી, કંડીયા, બાસ્કેટ વીગેરે વાંસ તથા નેતરથી ગુંથવાનું કામ, કોશ ભરવાનું વીગેરે વીગેરે—સંગીત તથા ગાયનના જ્ઞાન સાથે, સારા સારા અનુભવી સ્ત્રીશિક્ષકો રાખીને તેમને તાલીમ આપવી (See Pages 170 to 187. St. Nihal Sing's Messages of Uplift for India.)

૨. મ્હોટી ઉમરની સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન બહુ ધ્યાન ખેંચી રહ્યો છે. મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી વધારવામાં કેટલી બધી મુશ્કેલી આવે છે તે સર્વને સુવિદિત છે. અને જે સ્ત્રીઓ ભણેલી છે, તેની કેળવણી વધારવા માટે ઘણા પ્રકારની અડચણો અને મુશ્કેલીઓ આવે છે, ત્યારે અજ્ઞાન–નહિ ભણેલી, અભણ સ્ત્રીઓ અને મોટી ઉમરની સ્ત્રીઓને પ્રાથમિક કેળવણી આપવી, મોટી ઉમરે એવી કેળવણી ધારણ કરવી, એ અત્યંત દુર્ઘટ કાર્ય છે.

T. L. Crombie (B. A.), Bar-at-Law, પોતાના "The position of (Indian) Woman નામના પુસ્તકમાં નીચે પ્રમાણે લખે છે:

*The Indian woman of to day cannot occupy the place she ought to occupy with her husband. She is not his companion intellectually.* She is the mother of his Children, it is true, but *she has not the training that the mother of the children of young India should have*—a vital point for the India that is to be.

ઉપર કથિત શાળામાં બધી સ્ત્રીઓ પોતાના પતિની intellectual companion-સર્વ પ્રકારે સાથી થાય, તેવી રીતનું શિક્ષણ આપવુ જોઇએ.

કેટલીક સ્ત્રીઓને સ્પષ્ટ શુદ્ધ ગુજરાતી શબ્દો બોલતાં આવડતા નથી જેમકે થારી (થાળી), ગઈ (ગણી), પોંચ (પાંચ), ઘોરૂં, કારૂં, (ઘોળું, કાળું), શગન (છગન), વીગેરે વીગેરે. ચરોતર, નડીઆદ, અમદાવાદ, તેમજ કાઠીઆવાડ કચ્છ વીગેરે તરફના સ્ત્રીઓની ભાષામાં પોતપોતાના સ્થળના અમુક અમુક સ્વદેશના શબ્દો રહેલા હોય, જે બીજા દેશમાં બોલાતા હોતા નથી અને તે જ્યારે જ્યારે કાઠીઆવાડી સ્ત્રીઓ અમદાવાદી અથવા સુરતી સ્ત્રીઓની સાથે મળે છે અને વાત કરે ત્યારે તેઓ પોતાની દેશની ભાષામા ગુજરાતી બોલતાં એક બીજા તરફ હસે છે. તેથી પ્રાથમીક કેળવણીની ખામી આ દોષ જેમાનમાં પ્રથમથી દાખલ કરે છે તે સ્ત્રીઓના બાલબચ્ચાઓ પણ તેમની માફક જ થારી, કાઈ, ગઈ, વીગેરે બોલતાં શીખે છે, જે ગરીબ બિચારા નિશાળના માસ્તરના સખત પ્રયત્નથી પણ તેની માતાએ કરાવેલ શબ્દોના ખોટા ઉચ્ચારનું એ પાન કદી પણ નિવારણ થઇ શકતું નથી!!! ફરજીયાત કેળવણી સર્વસ્થળે અપાય તોજ બાલિકાઓની ભાષા તેથા ઉચ્ચારો શુદ્ધ થઇ શકે અને તોજ માતા તેના બચ્ચાંને શુદ્ધરીતે બોલતાં શીખવી શકે.

"ધર્મશાળા જઇ આવીને ઉચી કેળવણી લીધેલા ઘણા ઘણા મોટા લોકોનાં મુખમાંથી નિસરતાં શબ્દોમાં પણ સ્વ. સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇની બોલીની જેમ માત્ર શબ્દોચ્ચારનો દોષ આવી જતો જોવામાં આવે છે (આ બાબત મ્હારો પોતાનો પણ અનુભવ છે ને ઘણું ઘણા લોકોને એ પ્રમાણે બોલતા જોયાં છે ને હજી જોઉં છું.) આ દોષ ફરજીઆત કેળવણીથી અને તે પછીના વર્ષોમાં ઉપર કથિત શાળામા લીધેલી કેળવણીથી નાબુદ થઇ શકવાનો સભવ છે

ધર્મશાળાની કેટલીક કુમારીકાની સ્થિતિ થાય છે, તેની અગર તેથી પણ વિશેષ કફોડી સ્થિતિ આપણી ગરીબ વિધવા સ્ત્રીઓની થાય છે તેઓને ગુજરાન અર્થે જે સખત કામ કરવુ પડે છે, તેજ પ્રમાણે આપણી વિધવાઓને દળણાં દળીને, પારકે ઘેર રાંધી ચાંધીને, પાણી ભરીને, મજુરી કરીને પોતાનુ તથા પોતાની સતતિનુ ભરણ પોષણ ઘણીજ મુશીબતો વેઠીને કરવુ પડે છે અને તે બાબત કોઇ તેને મદદ કરતુ નથી, અથવા તો તેને લક્ષમાં પણ કોઇ લેતું જણાતુ નથી અને સુધરેલા લોકોને કહીએ તો વિધવાના પુનર્લગ્ન કરવા કહે છે; જે અસલી લોકોના વિચારથી વિરૂદ્ધ હોવાથી તકરારી અરસ પરસ થાય છે. અને તે બન્ને પ્રશ્નો વચ્ચે ગરીબ બીચારી વિધવાને નાહક હેરાન થવું પડે છે

Everywhere the woman gets the worst of it, she is the hardest worked, and has to do all the nastiest kinds of work, she is the worst paid, she is always bullied, scolded, threatened nagged and sworn at, she has the worst food, *she has the lion's share of trouble and the lamb's Share* of the pleasure she has the fewest amusements or holidays

Walter Besant's Children of Gipeon.

(५)

१. इंग्रेजी शिक्षण साथे मातृभाषानुं ऊंचुं शिक्षण आपवानी खास योजना करवी.

२. मेट्रीकना अभ्यासने अनुसरतुं राखवुं.

३. संस्कृतनुं शिक्षण खास आपवुं.

४. नीति अने धर्मनुं शिक्षण मळे तेवां संस्कृतनां पुस्तको शीखववां. एटले बन्ने काम सरी शके. मातृभाषानां तथा संस्कृत अने इंग्रेजीनां पुस्तको बने तेटलां वधारे दाखल करीने बन्ने बाबतनुं ज्ञान आपवुं.

५. बाळक अने बाळाओ आठ वर्ष पर्यन्त जो होय तो साथे भणी शकशे. आपणा देशमां आ रीवाज प्रचलित नथी जो के मुसलमानोनी मस्जीदमां छोकरा अने छोकरीओने साथे कुरान पढतां जोइए छीए. वर्ष अगीयारने बदले आठ अथवा नव राखवां उचित छे.

६. १-२-३-४ साथे हुं मळतो आवुं छुं.

७. स्त्री शिक्षको-वधारवा माटे जे बाळविधवा होय अथवा अनाथ होय तेने आपणी आ संस्थामां तैयार करवी अने तेनु जीवन आ संस्थानेज अर्पे तेवुं योजन करवुं.

८. गरीब विधवा स्त्रीओ माटे ए प्रथम कहेलुं औद्योगिक शिक्षण आपवुं अत्यंत आवश्यक छे. मुंबाइना सेवासदनमां अपाय छे, तेम टाइप राइटीग, प्रेस कम्पोझींग, भरतेट मेकीग, धुरकी नुं थावळ, वीगेरेनुं शिक्षण वनिताविश्राम अथवा तेनी श्रेणमां आपी शकाय अने तेनो व्यवस्था थइ शकशे.

भारा ता. ८-८-१६ K. H Pandit

(६)

२५.

(मुंबाइ समाचारः ता. ९-१०-२५)

कन्याओ अने स्त्रीओनी केळवणी सबंधी हालत सुधारवानो ख्याल कांइ नवो नथी. अनेक मंडळो ते बाबतमां प्रयत्न करवा लाग्यां छे, जेनां परिणामो न्हाना मोटा प्रमाणमां सारां ज आवे छे हालमां ए बाबत गुजरात साहित्य सभाए उपाडी लीधी छे अने तेमां पोताना सभासदोनां मत प्रमाणे कार्य आरंभवाने बदले जनसमाजनो अभिप्राय जाण्या पछीज पोता तरफनी योजना तैयार करवानुं तेणे वाजबी धार्युं छे. ते माटे चोकस प्रश्नो तैयार करी जनसमाजना अभिप्राय माटे तेणे रजु कर्यां छे. कन्याओनी लग्ननी वय वधती जाय छे, तेथी तेओने स्वभाषा उपरांतनो बीजो अभ्यास कराववानी सगवड हालमां प्राप्त थइ छे एम मानी लइने चारथी पांच वरसनो आगळ वधेलो अभ्यासक्रम तैयार करवानी जरूर मानवामां आवे छे. पण सवाल ए उभो थाय छे के एवो आगळ वधेलो अभ्यासक्रम कन्याकाळ दरमीआन उपयोगी थइ शकशे के केम ? एक कन्याने सातमे वरसे शाळामां दाखल करवामां आव्या पछी गुजराती पांचमुं धोरण पुरं करवा

માટે ૭ વરસ જોઇએ છે, એટલે કે સ્વભાષાનું પુરતું જ્ઞાન મેળવતાં તેઓ તેર વરસની વયે પહોંચે છે. જે પછી કદાચ તેઓનાં લગ્ન બે ત્રણ વરસ બાદ થવાનાં હોય, તોપણ તે ટુંક અરસામાં કોઇ ખાસ અભ્યાસક્રમને બદલે અંગ્રેજી શિક્ષણ મેળવવા માટે કન્યા હાઇસ્કુલ કે તેવી કન્યાઓ માટેની સરકારી શાળાઓમાંજ તે આગળ વધે તે ઇચ્છાજોગ છે. જે કાંઇ વ્યવસ્થા સાહિત્ય સભા અથવા ખાનગી મંડળો તરફથી કરવામાં આવે તે લગ્ન પછીના સમય માટેજ કરવામાં આવે અને તેમાં ચાર કે પાંચ વરસનો અભ્યાસક્રમ જવાન સ્ત્રીઓ માટે ગોઠવવામાં આવે તો તે વધારે ઉપયોગી થઇ પડવાનો સંભવ છે. તેવી કરવામાં આવનારી વ્યવસ્થાનો લાભ જે કન્યાઓ લેવા માગતી હશે તેઓને તેમ કરતાં કોઇ અટકાવનાર નથી, પણ કન્યાશાળાની અંદરજ તે સમયને સંકુચીત નહીં કરવાને ખાતર જવાન સ્ત્રીઓ માટે અને ખાસ કરીને લગ્ન થવા પછીના સમયમાં અનુકુળ પડે તેવી જાતની ગોઠવણો સાથેના વર્ગો સ્થળે સ્થળે ઉઘાડવામાં આવે તે વધારે પસંદ કરવા જોગ ગણાશે. તેમ કરવાનું એક બીજું પણ કારણ છે કન્યાઓ તેર ચૌદ વર્ષની થવા પછી તેમનાં લગ્ન થતાં સુધી ઘરમાંજ રહેવાનું પસંદ કરે છે અથવા તો તેમનાં માબાપ તેમને ઘરની બાહેર મોકલવા ખુશી નથી હોતાં. જે બીના કન્યાઓ માટેના ઉંચા અભ્યાસક્રમની યોજના રચતી વેળાએ ખાસ ધ્યાનમાં લેવી પડે તેમ છે. જે માબાપો તેવી જાતની લીધેલી ચીંતાને તાબે થતા નથી તેઓ પોતાની પુત્રીઓને હમણાં પણ જાહેર શાળામાં મોકલે છે, જ્યાં તેઓ પોતાની બુદ્ધીને વીકાસ આપનારૂં શિક્ષણ મેળવી શકે છે. તે કારણે જે ખાસ શ્રમ ઉઠાવવાનો છે તે લગ્ન પછીના વખતના સમયમાં તેમને અભ્યાસ આગળ વધારવાની સગવડ કરી આપવાને લગતોજ છે. કન્યાઓ માટે જવાન સ્ત્રીઓ માટેના જે વર્ગો ગોઠવવામાં આવે તેના અભ્યાસક્રમને કેટલાં વરસમાં વેહેંચી નાખવો, તે સવાલ ખાસ અગત્યનો છે અને તે નક્કી કરવા માટે દરેક સ્થળના ખાસ સંજોગો ધ્યાનમાં લઇને પછીજ આગળ વધી શકાશે; કારણ કે જ્યાં જવાન સ્ત્રીઓ પણ પોતાનો અભ્યાસ પાંચ કે સાત વરસ સુધી લંબાવી શકે તેમ નહીં હોય ત્યાં ત્રણ કે ચાર વરસમાંજ અમુક જ્ઞાન આપવાની ગોઠવણ કરવી પડે અને જ્યાં તેવી ચીંતા નહીં હોય ત્યાં વધારે છુટથી વિસ્તીર્ણ યોજના રચી શકાય. અભ્યાસક્રમ ક્યા પ્રકારનો હોવો જોઇએ, તેના સંબંધમાં પુછવામાં આવેલા પ્રશ્નોમાંનો પહેલો અંગ્રેજી ભાષાનું શિક્ષણ સ્ત્રીઓને માટે જરૂરનું છે કે કેમ તેનો નીર્ણય માગે છે. અંગ્રેજી ભાષાનું શિક્ષણ ઉંચા પ્રકારનું જ્ઞાન મેળવવા માગનારાં કોઇપણ સ્ત્રી પુરૂષને માટે જરૂરનુંજ છે, તે વીષે બેમત પડવાનો સંભવ નથી; કારણ કે માતૃભાષા ગુજરાતી દ્વારા ઉંચા પ્રકારનું જ્ઞાન ફેલાવવા માટેનાં સાધનો અત્યારે હસ્તી ધરાવતાં નથી. અલબત્તે ઘણાઓ એમ માને છે કે પુરૂષોની માફક સ્ત્રીઓએ કાંઇ નોકરી ધંધો કરવાનો કે જાહેર હીલચાલોમાં ભાગ લેવાનો નહીં હોવાથી તેમને અંગ્રેજી ભાષાની કાંઇ જરૂર નથી, પણ માત્ર ઘરના કારભારમાં ઉપયોગી થઇ શકે તેટલું સ્વભાષાનું જ્ઞાનજ પુરતું છે. બીજાઓ તેથી આગળ વધીને સ્વભાષા ઉપરાંત સંસ્કૃત શિક્ષણની હેમાયત કરે છે કે જેથી તેઓને ધાર્મીક અધ્યયન કરવાની સગવડ થાય. વળી એક માન્યતા એવી છે કે જ્યાં સુધી કોઇ પણ પારકી ભાષાનું પુરતું જ્ઞાન આપી નહીં શકાય, ત્યાં સુધી તે નીરૂપયોગી હોવાથી જો તેમને મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે જરૂરનું ગણાય છે તેટલું અંગ્રેજી શીખવી શકાય

તેમ નહી હોય તો બહેતર છે કે તેમને રેવભાષા વોજ સંતોષ પામવા દેવો. આવા અનેક મતોના રેકામાં અમુક દલીલો રહેલી છે અને તે દરેકનું માનમી કે ગેરવાજબીપણું સિદ્ધ કરવું મુશ્કેલ છે. પણ સંજોગો તપાસતાં એટલું તો કબુલ રાખવુંજ પડશે કે અંગ્રેજી ભાષા લખી વાંચી શકે તેટલું જ્ઞાન પણ એક સ્ત્રીને માટે નીરૂપયોગી થવાનો સંભવ નથી. તેજ પ્રમાણે સંસ્કૃત પણ જેટલું શીખવી શકાય તેટલું શીખવવું જોઇશે. કદાચ તે ભાષાઓ ઉપર તેઓ કાબુ મેળવી નહી શકે તોપણ તે ભાષાના સંસ્કારો એક વખત જાગ્રત થયા પછી જો તેઓ પોતાના પતીની મદદથી ઘરમાં પણ અભ્યાસ આગળ વધારશે તો તેમને તેમજ તેમનાં કુટુંબને ઘણો લાભ થવા વગર રહેશે નહી. નીતિ અને ધર્મનું શિક્ષણ આપવા વીશે માગવામાં આવેલી સુચનાના સંબંધમાં એ શિક્ષણની જરૂરીઆત વીશે બેમત પડવાનો સંભવ નથી. કોઇ પણ રીતે નીતિનું શિક્ષણ તો દરેક સ્ત્રી પુરૂષ માટે ખાસ જરૂરનું છે અને તે ઉપર જેટલું વધારે ધ્યાન આપી શકાય તેટલું ઉપયોગીજ થઇ પડશે. અગ્યાર વરસની વય સુધી છોકરા અને છોકરીઓને પ્રાથમિક શિક્ષણ ભેગું આપવાના સંબંધમાં પુછવામાં આવેલો પ્રશ્ન ઉભો થવાનાં કોઇ કારણો આપવામાં આવ્યાં હોત તો તે વધારે સારી રીતે હાથ ધરી શકાયો હોત. અગ્યાર વરસની અંદરના બાળકોને માટે બની શકે ત્યાં સુધી છોકરાઓ અને છોકરીઓની જુદી શાળાઓ પુરી પાડવામાં આવે છે અને નાની ગામડીઓમાં તેઓ ભેગાં એકજ શાળામાં ભણે છે તેમાં કોઇ ખાસ ફેરફાર કરવા કે તેમ કરાવવાની હેમાયત કરવાનાં કારણો ઉભાં થયલાં જાણવામાં નથી. બની શકે ત્યાંસુધી કન્યાઓ માટે જુદી શાળાઓ સ્થાપન કરવી જોઇએ, કારણ કે તેમ કરવાથીજ કન્યાઓને વધારે સારી સંખ્યામાં શાળાનો લાભ લેતી બનાવી શકાશે, જ્યારે છોકરાઓ માટેની શાળાઓમાં છોકરીઓને મોકલવાની ઘણાઓ આનાકાની કરશે. મોટી વયની સ્ત્રીઓને માટે સાહિત્ય સભાએ કરવા ધારેલી ગોઠવણ સંતોષકારક છે અને તે મુજબ અમલ કરવામાં તેમને ઘણી મુશ્કેલી કે મોટા ખર્ચમાં ઉતરવું પડવાનો સંભવ નથી. પણ સ્ત્રીશિક્ષકો મળતી નહી હોવાની બાબતમાં જે સવાલ ઉભો કરવામાં આવ્યો છે તેનો ઉપાય સેહેલાઇથી થઇ શકે તેમ નહી લાગતું. દક્ષીણની વીધવાઓ માટે પ્રોફેસર કર્વેએ જે વીધવાશ્રમ પુના ખાતે સ્થાપી એક નમુનેદાર સંસ્થા હીંદુ સમાજને પુરી પાડી છે, તેનું અનુકરણ ગુજરાતમાં થવાની ખાસ જરૂર છે. અહમદાબાદમાં એક વીધવાશ્રમ ઉભા કરવામાં આવ્યું છે, જેની સાથે ફક્ત સાહિત્ય સભાના તંત્રી અંગતનો સંબંધ ધરાવે છે, પણ તેને સંગીન પાયા ઉપર મુકવાની કોઇ હીલચાલ ઉપટલેર હાથ ધરવામાં આવી નથી. વીધવાઓના પુનર્લગ્ન કરવાની હીલચાલો પાછળ જે મહાન શ્રમ ઉઠાવવામાં આવે છે તેટલો શ્રમ તેઓને અજ્ઞાનપણાંમાંથી બાહેર કહાડી નીરાધારપણામાંથી મુક્ત કરવા ઉઠાવવામાં આવે તો અનેક નીર્ધન વીધવાઓનાં જીવનને સુધારવા તથા સુખી કરવાનો આશીર્વાદ મેળવી શકાય અને શિક્ષકો તરીકે પણ તેઓ સૌથી વધારે ઉપયોગી થઇ પડે. સભા તરફના આઠમા પ્રશ્નનું નીરાકરણ પણ તેનીજ એક સંસ્થાની મદદથી કરી શકાશે, એટલે કે, તેવી એક સંસ્થામાં વીધવાઓને ઔદ્યોગીક શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા કરી શકાય તેમ છે. પણ તે માટે નાણાં સંબંધી મોટી જોગવાઇની જરૂર પડશે, અને પોતાના લાગવગનો ઉપયોગ કરી તે કાર્ય ઉઠાવનારાં એક મંડળને સ્થાપન કરી શકાય, તો સભાનો ઉદ્દેશ વધારે સંતોષકારક રીતે પાર પાડી શકાશે.

---

## ૨૬.

### ( ગુજરાતી પંચ:—તા. ૨૬—૧૦—૧૫. )

સ્ત્રી કેળવણીને આગળ વધારવાને કયા માર્ગ યોજવા લાભજનક થઈ પડશે તે સંબંધમાં જન સમાજમાં ચર્ચા ઉત્પન્ન કરી કોઈ નિશ્ચિત યોજનાની રચના થઈ શકે તે માટે ગુજરાત સાહિત્ય સભાએ જે હીલચાલ કરી છે તે માટે તેના કાર્યવાહકોને ખરેખર અભિનંદન ઘટે છે. આ હીલચાલનો આ પ્રાન્તમાં સારો સત્કાર થયો છે અને સ્થલે સ્થળથી આ બાબતમાં વર્તમાનપત્રોમાં ચર્ચા થઈ રહી છે. હાલમાં કેટલીક જ્ઞાતિઓમાં કન્યાઓની લગ્નની ઉમ્મરમાં વધારો થયો છે અને તેઓ એ અમુક શિક્ષણનો લાભ લઈ શકે એ સ્પષ્ટ છે. આ બાબતમાં કેવી વ્યવસ્થા થવી ઇષ્ટ છે એ પ્રશ્નનો નિર્ણય મહત્વનો છે. વળી મોટી વયની ઘણી સ્ત્રીઓમાં ભણવાની–જ્ઞાન મેળવવાની ઉત્સુકતા હોય છે અને તેમને માટે પણ એકાદ સ્થળે નહિ પણ ભિન્ન ભિન્ન અનેક સ્થળે કાંઈ ચોક્કસ યોજના થવાની આવશ્યકતા છે. આ આવશ્યકતા તરફ ગુજરાત સાહિત્ય સભાના સભાસદોનું લક્ષ ખેંચાયું છે એ આનંદજનક બિના છે.

એ સભા તરફથી પ્રકટ થયેલા પ્રશ્નના ઉત્તર સંક્ષિપ્તમાં નીચે મુજબ છે.—

(૧) જમાનાની જરૂરીઆતો વધારે સારી રીતે સમજવા તથા પૂરી પાડવા સ્ત્રીઓને અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક છે અને તે કારણથી જણાવવામાં આવેલાં ચાર પાંચ વર્ષમાં અંગ્રેજીનું શિક્ષણ આપવું. (૨) અંગ્રેજી શિક્ષણનું ધોરણ મેટ્રિકના અભ્યાસને અનુસરતું રાખવું. સ્ત્રીઓને મેટ્રિક જેટલું અંગ્રેજીનું શિક્ષણ મળે તે તરફ વિશેષ લક્ષ રહેવાની જરૂર છે. મેટ્રિકના અભ્યાસ સુધી પહોંચવાને સાત વર્ષ જોઈએ તેને બદલે ચાર પાંચ વર્ષ મેળવાથી શિક્ષણના ધોરણ અને પદ્ધતિમાં ફેરફાર કરવો પડે એ વાતનો ઇશારો છે. (૩) મેટ્રિક સુધીમાં સંસ્કૃતમાં જેટલું જ્ઞાન હાલ શાળાઓમાં આપવામાં આવે છે તેટલું આપવાની ગોઠવણ રાખવી. પણ આ વિષય અમારા ધારવા પ્રમાણે ઐચ્છિક રહે તો વધારે સારૂં. (૪) નીતિ અને ધર્મનું સામાન્ય શિક્ષણ અમારા ધારવા પ્રમાણે શાળાઓમાં પરોક્ષ રીતે મળે છે તેટલું બસ છે. તેથી વિશેષ તેનો એક ચોક્કસ ક્રમ રાખવો નિરર્થક છે. (૫) હાલની ગોઠવણ પસંદ કરવા લાયક છે. (૬) પ્રશ્નના સંબંધમાં જણાવવું જોઈએ કે તેની નીચે બતાવેલી ચાર પ્રકારની ગોઠવણ સ્વીકારવામાં આવે તો તે લાભકારક થઈ પડશે. (૭) સ્ત્રી શિક્ષિકા પૂરતી સંખ્યામાં મળવાનો આધાર સ્ત્રી કેળવણીના બહોળા પ્રચાર ઉપર છે. મૂળ સ્ત્રી કેળવણીજ જુજ છે એટલે શિક્ષક થવાને યોગ્ય શિક્ષણ લેનાર જુજ નીકળે છે. ફરજીયાત કેળવણીથી આ પ્રશ્નનો નીકાલ થશે એમ અમારૂં ધારવું છે. (૮) સેવાસદનમાં, વનિતા વિશ્રામ આદિ સ્ત્રીઓને લગતી સંસ્થાઓમાં ગરીબ અને વિધવા સ્ત્રીઓ સ્વાશ્રયથી પોતાનો નિભાવ કરી શકે તેવા નાના હુન્નર ઉદ્યોગનું શિક્ષણ તેમને આપવાની વ્યવસ્થા થાય તો તેથી ઘણોજ ફાયદો થાય અને તેવી વ્યવસ્થા નાના પાયા ઉપર પણ આ પ્રકારની સંસ્થાઓમાં અમે ભુલતા ન હોઈએ તો તેનો વિસ્તાર વધારવાની–તેને ખીલવવાની જરૂર છે

થાય. આપણાં ધર્મશાસ્ત્રો સંસ્કૃતમાં લખાયલાં છે, એટલે સંસ્કૃત શિક્ષણની ખાસ આવશ્યકતા છે. જે સુત આપવામા આવી છે તેમાં તે શિક્ષણ સંપૂર્ણ આપી શકાય કે નહિ, એમાં શંકા રહે છે, છતાં ધાર્મિક તરીકે જો સંસ્કૃત કેળવણી અપાય તો અમુક અંશે ફાયદાકારક છે. ધર્મનીતિની કેળવણી વગર આપણું શિક્ષણ અધુરૂં ગણાય છે. આપણાં સાક્ષરોએ આપણાં ધર્મશાસ્ત્રોમાંથી સહેલી ભાષામાં મોટાં ન્હાનાં નીતિધર્મનાં સ્ત્રીઉપયોગી પુસ્તકો લખવાની ખાસ અગત્ય છે. પાંચમા પ્રશ્નમાં ૧૧ વર્ષ સુધી છોકરા છોકરીઓને એક સાથે પ્રાથમિક શિક્ષણ આપવાની યોજના વિચારવા જેવી છે. છોકરા અને છોકરીઓને જુદું શિક્ષણ અપાય અને તેમના અભ્યાસક્રમ પણ જુદા ગોઠવાય તો એ વધારે અનુકુળ થઇ પડશે. મોટી ઉંમરની સ્ત્રીઓના શિક્ષણ માટે છઠ્ઠા પ્રશ્નમાં જે જુદા જુદા ઉપાયો બતાવ્યા છે તે ઉપયોગી છે. અત્યાર સુધીમાં પ્રગટ થયેલાં પુસ્તકોમાંથી સ્ત્રીઓ સહેલાઇથી સમજી શકે તેવાં પુસ્તકની પસંદગી કરવી અને તેમાંથી સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગ, વિજ્ઞાન, સાહિત્ય સંગીત, ઇતિહાસ વિગેરે વિષયોમાં યોગ્ય શિક્ષણ મેળવે તે માટે યોગ્ય વ્યવસ્થા કરવી. વનિતા વિશ્રામ અને મહિલા મંડળ જેવા આશ્રમોમાં બપોરના બે કલાકનો ક્લાસ ખોલી શિક્ષણ આપવાથી ઘણો ફાયદો થવા સંભવ છે. વનિતા વિશ્રામે અત્યાર સુધીમાં જે પ્રગતિ કરી છે તે જોતાં આપણને તે દિશામાં ફતેહની સાક્ષી મળે છે. દર અઠવાડીએ સ્ત્રી વર્ગમાં ઉપયોગી વિષયોનાં ભાષણો કરાવવાથી સ્ત્રીઓના જ્ઞાનમાં સારો વધારો થશે અને આવાં ભાષણો જો સહેલી ભાષામાં અને સાદા સ્ત્રી ઉપયોગી વિચારોથી કરવામાં આવે તો એ સર્વને છપાવવાથી સ્ત્રીઓ સહેલાઇથી સમજી શકે એવા સાહિત્યની વૃદ્ધિ થાય. ઘણે ઠેકાણેથી ફરીયાદ આવે છે કે આપણી સ્ત્રીઓ માટે આપણી પાસે જોઇએ તેવું સાહિત્ય નથી. આ ફરીયાદ વાજબી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી, જેવી રીતે સનાતન ધર્મનીતિ શિક્ષણ પ્રવર્તક કમીટી તરફથી પરીક્ષાઓ લેવામાં આવે છે, તે પ્રમાણે દર વરસે જુદે જુદે સ્થળે ઉપયોગી વિષયોની પરીક્ષા લેવાય તો સ્ત્રી શિક્ષણમાં ઉત્સાહ તથા નવીન જીવન આવે. સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં નથી મળતા એમ સાતમા પ્રશ્નમાં ફરીયાદ છે. જો ઉપર પ્રમાણે સ્ત્રીશિક્ષણનો ક્રમ ગોઠવાય તો વધારે પ્રમાણમાં સ્ત્રીશિક્ષકો આપણે મેળવી શકીશું. તેમજ આઠમા પ્રશ્નમાં વિધવાની કેળવણી માટેનો જે પ્રશ્ન છે તેમાંથી પણ જો આપણી હિન્દની સંખ્યાબંધ વિધવાઓ કેળવાય તો સ્ત્રી શિક્ષકો મેળવવાથી આપણી ફરીયાદ દૂર થવા સંભવ રહે છે, વનિતા વિશ્રામ જેવી ઉપયોગી સંસ્થાઓને સંગીન મદદ મળે તો ઔદ્યોગીક શિક્ષણ આપવામાં બહુ સરળતા થઇ પડે. અત્યારે જે દુઃખી જીવન વિધવાઓ ગુજારે છે તેમાંથી તેઓને ઉગારવા અને સેવીકા બનાવવા માટે વિધવાઓને જો શિક્ષણ આપવામાં આવે તો દેશ ઉપર મોટો આશીર્વાદ ઉતરશે. ભરત ગુંથણ અને બીજા દરેક પ્રકારનાં શિક્ષણથી પોતાનું ગુજરાન કરવાનું બની આવે. તેમ જ ઉચ્ચ શિક્ષણના સંસ્કારથી વિધવાઓ ઉચ્ચ જીવન ગુજારી શકે એ નિઃસંશય છે. એકંદરે સ્ત્રીઓમાં સર્વ પ્રકારે તેવી કેળવણીની યોજના જો ઘડાય તો આપણા દેશમાં સ્ત્રીવર્ગ હાલ જે દયાજનક હાલત ભોગવે છે તેમાંથી આપણને કંઇક ઉદયની આશા રહે. હાલના આપણા સંસારી જીવનમાં જે સડો પેસે છે તેને દૂર કરવા માટે આવા પ્રયાસોની જરૂરીઆત છે. સ્ત્રીઓ ગૃહરાજ્યની દેવીઓ છે એ આપણે કાગળ ઉપર લખેલ વાંચીએ છીએ તેના કરતાં

પ્રત્યક્ષ આપણા આંગણામાં એ દેવીઓ પોતાની મંગળ પગલીઓ ભરે એ દરેક ભારતી પ્રજાની શુભ આશા છે. ગુજરાત સાહિત્ય સભાના આ પ્રશ્નો વધારે પ્રમાણમાં ચર્ચાય અને તેમાંથી તારતમ્ય કાઢી ઉપયોગી યોજના ઘડાય, એવી હમારી સતત ઇચ્છા છે. ગુજરાત સાહિત્ય સભાનો આ પ્રયાસ સ્તુત્ય છે અને સંપૂર્ણ ધન્યવાદને પાત્ર છે.

---

## ૨૮.

(ઇન્ડિયન લોયલિસ્ટ: તા. ૧૪-૧૦-૨૫)

હિંદની મ્હોટી ઉમરની સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી મળે તથા સ્ત્રી કેળવણીનો પ્રચાર કેમ વધારી શકાય ? હેની તપાસાર્થે જે વખતે હિન્દમાં એક કમીશન નિમવામાં આવ્યું છે, અને એ સંબંધિ ચર્ચા ત્યાં જોસશોરથી ચાલી રહી છે, તે વખતે ખુદ હિંદના સ્ત્રી કેળવણીના હિમાયતીઓ ચુપ બેશી રહે એ ઉચિત ગણાય નહિ. અમદાવાદની સાહિત્ય સભાએ એ પ્રશ્નને ઉત્સાહભેર ઉપાડી લીધો છે તે બદલ ઉક્ત સભાને ખરેખર ધન્યવાદ ઘટે છે, સભાના પ્રશ્નોપરથી એ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે, ઘણી જ્ઞાતિઓમાં હવે કન્યાના લગ્નની વય વધી છે એટલે પ્રાથમિક શાળાનો પાંચ છ ચોપડીનો અભ્યાસ પુરો કર્યા પછી ઘણી કન્યાઓને કેટલોક સમય વધુ અભ્યાસ વગર એમજ જીવન વ્યતીત કરવું પડે છે, હેમને માટે ચાર પાંચ વર્ષનો ખાસ અભ્યાસ ક્રમ રચવામાં આવે અને એ અભ્યાસ ક્રમ મ્હોટી ઉમરની ગૃહસ્થ સ્ત્રીઓને પણ ઉપયોગી થઇ પડે અથવા મ્હોટી ઉમરની ગૃહસ્થ સ્ત્રીઓ સંબંધીનો પણ કોઇ બીજો અભ્યાસ ક્રમ તૈયાર કરવામાં આવે તો તે કેવી રીતે ?—એ સંબંધે ગુજરાતના જુદા જુદા સ્ત્રીશિક્ષણના અનુભવીઓ પાસે ખુલાસા માગ્યા છે. એ વિષયમાં નીચેના ખુલાસા સાહિત્ય સભાને સ્ત્રીશિક્ષણના અનુભવીઓના વિચારાર્થે રજુ કરીએ છીએ. અમદાવાદ સાહિત્ય સભા તરફથી પ્રકટ થએલી યાદીમાં જણાવ્યા પ્રમાણે પ્રથમ તો આપણે એ વિચારવું જોઇએ કે કન્યાઓનું લગ્નનું વય કેટલું વધ્યું છે અને તેઓ કેટલા વર્ષની વય સુધી પોતાનો અભ્યાસ જારી રાખી શકે ? આનો ઉત્તરે એ મળશે કે હાલના સંજોગો જોતાં સામાન્ય રીતે કન્યાઓનું લગ્નનું વય વધીને ૧૪ અને વધારેમાં વધારે સોળ થએલું ગણાશે જે જ્ઞાતિઓમાં ૧૪ વર્ષની પૂર્વે કન્યાઓના લગ્ન થાય છે, તે જ્ઞાતિઓમાં પણ પરણ્યા પછી કન્યાને સાસરે વળાવતાં મ્હોટે ભાગે લગભગ સોળ વર્ષની વય વ્યતીત થઇ જાય છે સોળ વર્ષની આજુબાજુની વયે જેમાં લગ્ન થાય છે તે કન્યાઓ તરત સાસરે જાય છે. એમ માનીએ કે કન્યાને લગભગ છ સાત વર્ષની વયે સ્કુલમાં મુકવામાં આવે છે, તો તેને ૭ ધોરણ કરતાં ૧૨-૧૩ વર્ષ સહજ થઇ જાય અને ૧૪ વર્ષનું વય થયા પછી સાધારણ રીતે આપણી કન્યાઓ નિશાળે જતાં કતો શરમાય છે, અથવા તો હેમનાં માત પિતા હેમને શાળામાં મોકલતાં સંકોચાય છે; પંદર સોળ વરસની વયે કન્યાએ તે સાસરે મોકલવીજ જોઇએ એવો ઘણાંક શિક્ષિત કુટુંબોનો પણ મત છે, નહિ તો એક પ્રકારનું ભારે જોખમ તેઓ વ્હોરે છે એમ મનાય છે, એ દલીલમાં કંઇક સત્યનો અંશ પણ આવશ્ય છે જો કે મુંબઇ,

થાય, આપણાં ધર્મશાસ્ત્રો સંસ્કૃતમાં લખાયલાં છે, એટલે સંસ્કૃતના શિક્ષણની ખાસ આવશ્યકતા છે. જેટલું તે આપવામાં આવે છે તેમાં તે શિક્ષણ સંપૂર્ણ આપી શકાય કે નહિ, એમાં શંકા રહે છે, છતાં માર્ગદર્શક તરીકે જો સંસ્કૃત કેળવણી અપાય તો અમુક અંશે લાભકારક છે. ધર્મનીતિની કેળવણી વગર આપણું શિક્ષણ અધુરૂં ગણાય છે. આપણા સાક્ષરોએ આપણાં ધર્મશાસ્ત્રોમાંથી સહેલી ભાષામાં ન્હાની ન્હાની નીતિધર્મનાં સ્ત્રીઉપયોગી પુસ્તકો લખવાની ખાસ અગત્ય છે. પાંચમા પ્રશ્નમાં ૧૧ વર્ષ સુધી છોકરા છોકરીઓને એક સાથે પ્રાથમિક શિક્ષણ આપવાની યોજના વિચારવા જેવી છે. છોકરા અને છોકરીઓને જુદું શિક્ષણ અપાય અને તેમના અભ્યાસક્રમ પણ જુદા ગોઠવાય તો એ વધારે અનુકુળ થઇ પડશે. મોટી ઉંમરની સ્ત્રીઓના શિક્ષણ માટે છઠ્ઠા પ્રશ્નમાં જે જુદા જુદા ઉપાયો બતાવ્યા છે તે ઉપયોગી છે. અત્યાર સુધીમાં પ્રગટ થયેલાં પુસ્તકોમાંથી સ્ત્રીઓ સહેલાઇથી સમજી શકે તેવાં ૫૦૦ પુસ્તકોની પસંદગી કરવી અને તેમાંથી સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગ, વિજ્ઞાન, સાહિત્ય સંગીત, ઇતિહાસ વિગેરે દિશામાં યોગ્ય શિક્ષણ મેળવે તે માટે યોગ્ય વ્યવસ્થા કરવી. વનિતા વિશ્રામ અને મહિલા મંડળ જેવા આશ્રમોમાં બપોરના બે કલાકનો કલાસ ખોલી શિક્ષણ આપવાથી ઘણો ફાયદો થવા સંભવ છે. વનિતા વિશ્રામે અત્યાર સુધીમાં જે પ્રગતિ કરી છે તે જોતાં આપણને તે દિશામાં તેહની સાક્ષી મળે છે. દર અઠવાડીએ સ્ત્રી વર્ગમાં ઉપયોગી વિષયોનાં ભાષણો કરાવવાથી સ્ત્રીઓના જ્ઞાનમાં સારો વધારો થશે અને આવાં ભાષણો જો સહેલી ભાષામાં અને સાદા સ્ત્રી ઉપયોગી વિચારોથી કરવામાં આવે તો એ સર્વને છપાવવાથી સ્ત્રીઓ સહેલાઇથી સમજી શકે એવા સાહિત્યની વૃદ્ધિ થાય. ઘણે ઠેકાણેથી ફરીયાદ આવે છે કે આપણી સ્ત્રીઓ માટે આપણી પાસે જેવું જોઇએ તેવું સાહિત્ય નથી, આ ફરીયાદ વ્યાજબી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી, જેવી રીતે સનાતન ધર્મનીતિ શિક્ષણ પ્રવર્તક કમીટી તરફથી પરીક્ષાઓ લેવામાં આવે છે, તે પ્રમાણે દર વરસે જુદાં જુદાં સ્થળે ઉપયોગી વિષયોની પરીક્ષા લેવાય, તો સ્ત્રી શિક્ષણમાં ઉત્સાહ તથા નવીન જીવન આપે. સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં નથી મળતા એમ સાતમા પ્રશ્નમાં ફરીયાદ છે. જો ઉપર પ્રમાણે સ્ત્રીશિક્ષણનો ક્રમ ગોઠવાય તો વધારે પ્રમાણમાં સ્ત્રીશિક્ષકો આપણે મેળવી શકીશું. તેમજ, આઠમા પ્રશ્નમાં વિધવાની કેળવણી માટેનો જે પ્રશ્ન છે. તેમાંથી પણ, જો આપણી હિન્દની અસંખ્ય વિધવાઓ કેળવાય તો સ્ત્રી શિક્ષકો મેળવવાથી આપણી ફરીયાદ દૂર થવા સંભવ રહે છે, વનિતા વિશ્રામ જેવી ઉપયોગી સંસ્થાઓને સંગીન મદદ મળે તો ઔદ્યોગીક શિક્ષણ આપવામાં બહુ સરળતા થઇ પડે. અત્યારે જે દુઃખી જીવન વિધવાઓ ગુજારે છે તેમાંથી તેઓને ઉગારવા અને સેવીકા બનાવવા માટે, વિધવાઓને જો શિક્ષણ આપવામાં આવે તો દેશ ઉપર મોટો આશીર્વાદ ઉતરશે. ભરત ગુંથણ અને બીજા દરેક પ્રકારના શિક્ષણથી પોતાનું ગુજરાન કરવાનું બની આવે. તેમ જ ઉચ્ચ શિક્ષણના સંસ્કારથી વિધવાઓ ઉચ્ચ જીવન ગુજારી શકે એ નિઃસંશય છે. એકંદરે સ્ત્રીઓમાં સ્ત્રીત્વ પ્રકટે તેવી કેળવણીની યોજના જો ઘડાય તો આપણા દેશમાં સ્ત્રીવર્ગ હાલ જે દયાજનક હાલત ભોગવે છે તેમાંથી આપણને કંઇક ઉદયની આશા રહે હાલના આપણા સંસારી જીવનમાં જે સડો પેઠો છે તે દૂર કરવા માટે આવા પ્રયાસોની જરૂરીઆત છે. સ્ત્રીઓ ગૃહરાજ્યની દેવીઓ છે એ આપણે કાગળ ઉપર લખેલ વાંચીએ છીએ તેના કરતા

પ્રત્યક્ષ આપણા આંગણામાં એ દેવીઓ પોતાની મગન પગલીઓ ભરે, એ દરેક ભારતી પુત્રની શુભ આશા છે, ગુજરાત સાહિત્ય સભાના આ પ્રશ્નો વધારે પ્રમાણમાં ચર્ચાય અને તેમાંથી તારતમ્ય કાઢી ઉપયોગી યોજના ઘડાય, એવી હમારી સતત ઇચ્છા છે. ગુજરાત સાહિત્ય સભાનો આ પ્રયાસ સ્તુત્ય છે અને સંપૂર્ણ ધન્યવાદને પાત્ર છે.

---

## ૨૮.

### (ઇન્ડિયન લોયલિસ્ટ: તા. ૧૮-૧૦-૨૫)

હિંદની મ્હોટી ઉમરની સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી મળે તથા સ્ત્રી કેળવણીનો પ્રચાર કેમ વધારી શકાય? ત્હેની તપાસાર્થે જે વખતે ઇંગ્લાંડમાં એક કમીશન નિમવામાં આવ્યું છે, અને એ સંબંધિ ચર્ચા ત્યાં જોસભેરથી ચાલી રહી છે, તે વખતે પુ'હિંદના સ્ત્રી કેળવણીના હિમાયતીઓ ચુપ બેશી રહે એ ઉચિત ગણાય નહિ અમદાવાદની સાહિત્ય સભાએ એ પ્રશ્નને ઉત્સાહભેર ઉપાડી લીધો છે તે બદલ ઉક્ત સભાને ખરેખર ધન્યવાદ ઘટે છે. સભાના પ્રશ્નોપરથી એ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે, ઘણી જ્ઞાતિઓમાં હવે કન્યાના લગ્નની વય વધી છે એટલે પ્રાથમિક શાળાનો પાંચ ૭ ચોપડીનો અભ્યાસ પુરો કર્યા પછી ઘણી કન્યાઓને કેટલોક સમય વધુ અભ્યાસ વગર એમજ જીવન વ્યતીત કરવું પડે છે, ત્હેમને માટે ચાર પાંચ વર્ષનો ખાસ અભ્યાસ ક્રમ રચવામાં આવે અને એ અભ્યાસ ક્રમ મ્હોટી ઉમરની ગૃહસ્થ સ્ત્રીઓને પણ ઉપયોગી થઇ પડે અથવા મ્હોટી ઉમરની ગૃહસ્થ સ્ત્રીઓ સંબધીમાં પણ કોઇ બીજો અભ્યાસ ક્રમ તૈયાર કરવામાં આવે તો તે કેવી રીતે?—એ સબંધે ગુજરાતના જુદા જુદા સ્ત્રીશિક્ષણના અનુભવીઓ પાસે ખુલાસા માગ્યા છે. એ વિષયમાં નીચેના ખુલાસા સાહિત્ય સભાના ને સ્ત્રીશિક્ષણના અનુભવીઓના વિચારાર્થે રજુ કરીએ છીએ અમદાવાદ સાહિત્ય સભા તરફથી પ્રકટ થએલી યાદીમાં જણાવ્યા પ્રમાણે પ્રથમ તો આપણે એ વિચારવું જોઇએ કે કન્યાઓનું લગ્નનું વય કેટલું વધ્યું છે અને તેઓ કેટલા વર્ષની વય સુધી પોતાનો અભ્યાસ જારી રાખી શકે? આનો ઉત્તર એ મળશે કે હાલના સંજોગો જોતાં સામાન્ય રીતે કન્યાઓનું લગ્નનું વય વધીને ૧૪ અને વધારેમાં વધારે સોળ થએલું ગણાશે જે જ્ઞાતિઓમાં ૧૪ વર્ષની પૂર્વે કન્યાઓના લગ્ન થાય છે, તે જ્ઞાતિઓમાં પણ પરણ્યા પછી કન્યાને સાસરે વળાવતા મ્હોટે ભાગે લગભગ સોળ વર્ષની વય વ્યતીત થઇ જાય છે સોળ વર્ષની આજુબાજુની વયે જેમાં લગ્ન થાય છે તે કન્યાઓ તરત સાસરે જાય છે. એમ માનીએ કે કન્યાને લગભગ ૭ સાત વર્ષની વયે સ્કુલમાં મુકવામાં આવે છે, તો તેને ૭ ધોરણ કરતાં ૧૨–૧૩ વર્ષ સહજ થઇ જાય અને ૧૪ વર્ષનું વય થયા પછી સાધારણ રીતે આપણી કન્યાઓ નિશાળે જતા હંસો શરમાય છે, અથવા તો ત્હેમનાં માત પિતા ત્હેમને શાળામાં મોકલતાં સંકોચાય છે; પંદર સોળ વરસની વયે કન્યાએ તે સાસરે મોકલવીજ જોઇએ એવો ઘણાંક શિક્ષિત કુટુંબોનો પણ મત છે, નહિ તો એક ચ્હારકું ભારે જોખમ તેઓ વ્હોરે છે એમ મનાય છે, એ રીતમાં કંઇક સત્યનો અંશ પણ અવશ્ય છે જો કે મુજબ,

સુરત આદિ સ્થળોમા, તેમજ ખાસ કરીને દક્ષિણી, કાયસ્થ, પ્રભુ, કપોળ આદિ આગળ વધેલી જ્ઞાતિઓમા કન્યાઓ, હાઇસ્કુલ તેમજ કૉલેજનુ આગળ વધતુ શિક્ષણ લે છે, ત્હેમાંની કેટલીક તો અગાર વર્ષની વય સુધી કુંવારી હોય છે, તથાપિ ત્હેવો ભાગ બહુજ ન્હાનો એક બે ટકાનો પણ નહિ હોય એટલે એ ગણની આની સામાન્ય યોજના માટે ઉપયોગી નથી ત્યારે હવે શુ માર્ગ લેવો એ બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે વધારેમા વધારે પંદર કે સોળ વર્ષની વયે કન્યાનું શાળાનુ શિક્ષણ પૂર્ણ થવુજ જોઇએ એવી એક સામાન્ય યોજના પ્રથમ તો તૈયાર થવાની જરૂર છે, એ માટે પ્રાથમિક શાળાના શિક્ષણ ક્રમમા ખાસ ફેરફાર થવાની જરૂર છે છેલ્લી ગુર્જર સાહિત્ય પરિષદમા સરકાર તરફથી સ્ત્રી શિક્ષણની યોજના સબંધે માગેલો અભિપ્રાય લખી મોકલવા એક કમીટી નિમવામાં આવી હતી એથી એ વાત સ્પષ્ટ છે કે હાલની સ્ત્રી કેળવણીનો અભ્યાસક્રમ હિંદી સ્ત્રીઓની ઉન્નતિ માટે સંતોષજનક નથી તો આ પ્રસંગે ગુજરાત સાહિત્ય સભાએ પ્રાથમિક કન્યા શાળાઓની કેળવણીના અભ્યાસક્રમમા ઉચિત સુધારો કરવાના ક્રમથી આ કાર્યનો આરંભ કરવો જોઇએ હાલની કન્યા કેળવણીમા, છોકરાઓની કેળવણી માફકનોજ અભ્યાસક્રમ લગભગ હોઇ, ત્હેમની માફકજ ગણિત ઇતિહાસ, ભૂગોળ, આદિનું કેટલુંક શિક્ષણ આપવામા આવે છે એ આખો અભ્યાસક્રમ, કન્યાની જોઇતી ઉન્નતિ માટે અમુક અંશે બાધક અને બોજારૂપ છે પ્રાથમિક કેળવણીમા કન્યાઓ માટેનો અભ્યાસ ક્રમ પાંચ વર્ષનો રચાવો જોઇએ એ પાંચ ધોરણોમા ત્હેને ગુજરાતી સ્પષ્ટ અને શુદ્ધ રીતે વાચતાં લખતા આવડે, ઘરનો પરચુરણ હિસાબ રાખવા તથા સાધારણ ગણતી સારી રીતે કરી શકે એવુ આંક, લેખા, હિસાબ તથા નામાનું વ્યવહારિક જ્ઞાન અપાય, વળી બાળ બચ્ચા પોતના, તેમજ પોતાના કુટુંબનાં નિત્ય ઉપયોગના કપડા જેવા કે ચોળી, પોલકા, ફરાક, પેરણ, ખમીશ, તુમાન વિગેરે સાદા તેમજ ફેન્સી શીવતા આવડે, મોર, ટોપી, બુટ આદિ, ભરવાનું, મોજા, ગલેબંધ આદિ ગુંથવાનું, તોરણ, ચાકળા આદિ ભરવાનું, સાથીયા, રંગોળી આદિ પુરવાનુ, સુસ્વર ગાનુ, પોતાની ચીજો મર્યાદાસર મુકવી, ગૃહનો સામાન સુવ્યવસ્થિત રાખવો, વાસણ માજવા તથા રસોઇ કરવી, કપડાં આદિની સ્વચ્છતા રાખવી તથા ત્હેના ગુણદોષ સમજવા, ઇતિહાસ અને જીવન ચરિત્રો દ્વારા વિવેકથી બોલવું તથા ન્હાના મ્હોટા સાથે પ્રેમ અને સદ્ભાવથી વર્તવુ, માતા તથા ઉચ્ચ અને ઉદાર વિચારો માટે પ્રેમ થવો, નમ્ર અને સહનશીલ થવુ, એવી સામગ્રી ભરવાની કોશીશ કરવી અને ભૂગોળ જ્ઞાન હિંદના પ્રસિદ્ધ ઐતિહાસિક સ્થળોનું વર્ણન દુનિયાના જુદા જુદા ભાગો તથા ત્હેની પ્રજા સબંધી વાર્તા તથા વર્ણનના રૂપમા માહિતિ, એવુ જ્ઞાન સચિત્ર અને સપ્રયોગ બને તેટલા અંશમા આપવુ બીજો અભ્યાસક્રમ ૧૧ થી ૧૫ અથવા ૧૨ થી ૧૬ વર્ષનો રાખવો તે ચાર વર્ષના ક્રમમા, ગુજરાતી સાહિત્યમાના ગદ્યપદ્યમાના પ્રસંગો સંગ્રહિત કરી કરી ત્હેના અર્થ, તે પર વિવેચન–વિવાદ તથા નિબંધ લખવા, તથા નવીન કાવ્યો બનાવવાની ત્હેમની શક્તિને ખીલવવાનો ક્રમશઃ પ્રયત્ન કરવો સંસ્કૃતનાં બે કે ત્રણ ખાસ આરંભિક પુસ્તક દ્વારા ત્હેનું સામાન્ય વ્યાકરણ તથા સાધારણ શ્લોકોનો અર્થ સમજાય એટલુ જ્ઞાન આપવુ તથા અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનું શિક્ષણ ખાસ સ્હેલી રીતે વાતચીતની પદ્ધતિથી આપવુ ને સાથે સાધારણ ચીઠી લખતી, મનીઓર્ડર, વી પી, તારની

આજન સમજવી કે ભરવી, શિરનામાં કરવાં વિગેરે સાધારણ ઉપયોગી જ્ઞાન આપવું, દુનિયાના જુદા જુદા દેશનાં પ્રસિદ્ધ સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રો તથા જાણવાજોગ સ્થળો તથા ત્હેની પ્રજાના આચાર વિચાર વિષેનું વર્ણન, ચિત્રકામ, સંગીત, ભરતું, ગુંથવું આદિનો ઉત્કર્ષ, શરીરશાસ્ત્ર તથા આરોગ્ય વિદ્યા સંબંધિ જ્ઞાન, વ્યવહારિક પદાર્થ વિજ્ઞાન આદર્શ ગૃહજીવનો અને ઉત્તમ દંપતિઓનાં કથા ચરિત્રો, ગીતા, ઉપનિષદ; દર્શનશાસ્ત્રોના કેટલાક મન્ત્રોના મુખપાઠ, ખગોળ તથા ભૂસ્તર વિદ્યાની ન્હાની ન્હાની ગમ્મત વાતો, કુદરત અવલોકનના કેટલાક ન્હાના ન્હાના પ્રયાસો વિગેરે ક્રમ ઉક્ત યોજનામાં રાખવામાં આવે. આ પ્રમાણે પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમ ગોઠવવામાં આવે તો, દરેક હિંદુ કન્યા ૧૫-૧૬ વર્ષની વયમાં, એક આદર્શ ગૃહિણીને માટેની જરૂરી સામગ્રી, પોતાના શિક્ષણમાંથી મેળવી શકે બીજો વર્ગ એટલે માધ્યમિક અભ્યાસક્રમમાં એક એવો ખાસ વર્ગ રાખવો કે જેમાં કોલેજનું ઉચ્ચ શિક્ષણ લેવા ઇચ્છતી, વા પંડિતા શાસ્ત્રી કે ઉપદેશનો કોર્સ લેવાની અભિલાષા રાખતી કન્યાઓને અંગ્રેજી કે સંસ્કૃતનું વધારાનું ખાસ શિક્ષણ આપી શકાય. ત્હેમને માટે બીજા વિષયો ગૌણ કરવા; કોલેજનું ઉચ્ચ શિક્ષણ લેવા ઇચ્છતી કન્યાઓને આ માધ્યમિક અભ્યાસક્રમમાં મેટ્રીક સુધીનું શિક્ષણ મળે તથા પંડિતા કે શાસ્ત્રીનો કોર્સ લેવા ઇચ્છતી કન્યાને સંસ્કૃતનું ખાસ વધુ શિક્ષણ મળે એવી વ્યવસ્થા થવી જોઇએ. આથી ઉચ્ચ સ્ત્રી કેળવણીનાં દ્વાર પણ ખુલ્લાં થશે. આ સંબંધે વધુ વિગતમાં તો તે સંબંધેની ચર્ચા વખતેજ ઉતરી શકાય એટલે અત્રે એટલેથી પતાવી હવે ઉચ્ચ શિક્ષણના ત્રીજા ક્રમ વિષે વિચાર કરીએ. ત્રીજા પ્રકારના ઉચ્ચ શિક્ષણ માટે, જેઓ કોલેજ અથવા કન્યા મહાવિદ્યાલયનું શિક્ષણ લઇ શકે એમ હોય ત્હેમને કંઇ વધુ કહેવાનું છેજ નહિ. એ સિવાયનાને માટે ઉચ્ચ સ્ત્રીશિક્ષણના ખાસ વર્ગો સ્થપાવા જોઇએ, જેમાં સ્ત્રી શિક્ષણની માધ્યમિક પરીક્ષામાં પસાર થએલી નવવિવાહિત ગૃહિણીઓ અથવા તેટલી યોગ્યતા ધરાવનારી અન્ય ગૃહસ્થ સ્ત્રીઓનેજ દાખલ કરવામાં આવે આ કલાસમાં માધ્યમિક શિક્ષણમાં તૈયાર થએલા વિષયોનો સપ્રયોગ સાક્ષાત્કાર કરવામાં આવે અને અધુરા રહેલા વિષયોને આગળ વધારવામાં આવે, એવી જાતનો અભ્યાસક્રમ રચાવો જોઇએ. કૌટુંબિક આપત્તિમાં કેમ ધૈર્ય રાખવું, સંસારને સ્વર્ગ તુલ્ય કેવી રીતે બનાવવો, પતિ, કુટુંબ જ્ઞાતિ, સમાજ, દેશ પ્રત્યે પોતાની શું ફરજો છે? વિગેરે ઉપયોગી વિષયો સંબંધિ નિયમિત વાંચન તથા ભાષણો દ્વારા બોધ આપવો, ધર્મ તથા તત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નો સંબંધી શંકા સમાધાન તથા બોધ, અકસ્માતને પ્રસંગે શું કરવું, બાળકોને કેમ ઉછેરવા, વિગેરે સંબંધી સંગીન કેળવણી, દેશની દુઃખી બ્હેનોની કેમ સેવા તથા સહાયતા કરવી, વિગેરે ઉચિત વિષયો તથા બાબતોનું શિક્ષણ અપાય તથા સંસારના સર્વ પ્રકારના સામાન્ય ઉપયોગી જ્ઞાન સંબંધી ત્હેમને માહિતી મળે એ સર્વ આ ઉચ્ચ સ્ત્રીશિક્ષણ કલાસમાં કરવાનું છે. આ અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હોવો જોઇએ, અને ત્હેમના શિક્ષણનો સમય ૧ થી ૪ વર્ષનો હોઇ આવા કલાસો દરેક હિંદુ વસ્તીઓની મધ્યમાં સારી વસ્તિમાં સ્થપાવા જોઇએ. દરેક કલાસમાં કમમાં કમ એક વૃદ્ધ માનાધિકારી સ્ત્રી હાજર રહેવી જોઇએ. આ પ્રકારે થવાથી પવિત્ર હિંદુ સંસારની આખી કાયા પલટી શકશે અને હિંદુ સંસાર સુધારાની સર્વ મુશ્કેલીઓ નાબુદ થશે. જે ગૃહસ્થ અર્થાત વિવાહિત સ્ત્રીઓએ, ન્હાનપણમાં

કોઇ કેળવણી લીધી નથી તેઓ માટે ગૃહસ્થ સ્ત્રીશિક્ષણ 'પ્રવેશક વર્ગ' એ નામનો એક વર્ગનો અભ્યાસક્રમ સ્થાપવો જોઇએ અને બીજો સામાન્ય ગૃહસ્થ સ્ત્રીશિક્ષણ વર્ગ એ નામનો બે વર્ગનો અભ્યાસક્રમ સ્થાપવો જોઇએ, જેમાં શુદ્ધ ગુજરાતી વાંચન, લેખન, સાધારણ હિસાબી જ્ઞાન, ભરતું, શીવવું, ગાવું, ઇત્યાદિ જ્ઞાન અપાય બીજા વર્ગમાં કંઇક સેવા ભાવ તથા ગૃહશિક્ષણના અન્ય વર્ગનું જ્ઞાન અથવા ઉપદેશ મળે એવું કરવામાં આવે તો આ દેશની સ્ત્રીઓ પર એક મહાન ઉપકાર કર્યો લેખાશે એટલુંજ નહિ પરન્તુ હિંદી સમાજનો ખરેખરો આન્તરિક સડો ત્યારેજ દૂર થશે

( ૨ )

**પ્રશ્નાવળીના ઉત્તરો**—સાહિત્ય સભા તરફની સ્ત્રી કેળવણીની પ્રશ્નાવલિના ઉત્તરો આપતાં, એ જણાવવાની ખાસ અગત્ય છે કે, અમારામાં 'આર્ય સ્કુલ તથા વનિતાવિશ્રામ' અને સેવા સદન જેવી સંસ્થાઓ મુંબાઇ જેવામાં એકાદ છે તથાપિ એ સર્વનો અભ્યાસક્રમ હિંદુ ગૃહસ્થાશ્રમના શુદ્ધ વિકાસ માટે ખાસ રીતે તૈયાર ન કર્યો હોવાથી આવા ખાસ અભ્યાસ ક્રમની અગત્ય સ્વીકારાય છે જે પ્રશ્નાવલિ સાહિત્ય સભા તરફથી પ્રકટ થઇ છે, તેમાંના પ્રથમ પ્રશ્નનો ઉત્તર એ છે કે અંગ્રેજીનું શિક્ષણ આપવું હોય તો પણ તે માતૃભાષા દ્વારાજ આપવું જોઇએ બીજા, ત્રીજા તથા ચોથા પ્રશ્નોના અંગ્રેજી સંસ્કૃત તથા નીતિના શિક્ષણ સબંધી ખુલાસા અમારા આ લેખમાં અપાઇ ચુક્યા છે પાંચમા પ્રશ્નનો ઉત્તર એ છે કે, ૧૧ વર્ષની વય સુધીમાં પણ છોકરા તથા છોકરીઓના શિક્ષણની પ્રાથમિક શાળાઓ જુદીજ હોવી જોઇએ પરન્તુ અભ્યાસ ક્રમ પણ જુદો હોવો જોઇએ એમ આગળ જણાવ્યું છે શાળામાં ન જઇ શકે એવી મ્હોટી ઉમરની ગૃહસ્થ સ્ત્રીઓના શિક્ષણ સબંધેના અંતિમ પ્રશ્ન માટે જે પ્રથમના ચાર માર્ગો બતાવ્યા છે તે યોગ્ય છે એ સબંધે પણ વધુ વિવેચન અમારા આ લેખમાં થઇ ગયું છે સ્ત્રીશિક્ષકોની મુશ્કેલી દુર કરવાના સબંધમાં તથા વિધવા સ્ત્રીઓના નિર્વાહ માટે ઔદ્યોગિક શિક્ષણના ક્લાસો સ્થાપવાના વિષયમાં એટલુંજ લખવું બસ થશે કે, જે ઉક્ત વિધવાઓ માટે પ્રો. કર્વેની તથા જાલંધર કન્યા મહાવિદ્યાલયને અંગે રહેલા વિધવાશ્રમના નમુના પર અમદાવાદમાં એક ખાસ વિધવાશ્રમ કે સ્ત્રી શિક્ષક ક્લાસ કાઢવો, જેમાં અમુક ગુજરાતીનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરેલી વિધવાઓને દાખલ કરી સ્કોલરશીપ આપી શિક્ષકા કે ઉપદેશિકા થવા માટે તૈયાર કરવી અને તેને માટે સ્ત્રી શિક્ષક કે ઉપદેશકો માટેનો ખાસ અભ્યાસક્રમ તૈયાર કરવો જેથી આ બુમ દૂર થશે અને બોજા તથા ત્ચરારૂપ થઇ પડેલી ભાગ્યહીન વિધવાઓ દેશની ઉત્તમ ઉપદેશિકા કે શિક્ષિકાઓ બની શકશે, તથા ત્હેમના નિર્વાહની ચિંતા પણ દૂર થશે જો કામ કરતાં આવડે તો ઘણી વિધવા સ્ત્રીઓ એથી ખરા ત્યાગનું સત્ર પણ શીખી શકે અને તેઓ સ્ત્રી શિક્ષણના ઉપયોગ માટે કામમાં આવે વિધવાઓ માટેના ઔદ્યોગિક ક્લાસોના સબંધમાં સેવાસદન, વનિતાવિશ્રામ, તથા ઉચ્ચ ગૃહસ્થ સ્ત્રી શિક્ષણ ક્લાસદ્વારા ગોઠવણ થઇ શકે અને ત્યાં તેઓને અમુક ભરવા, શીવવા કે શીખવવાના ખાસ કામો માટે તૈયાર કરી તેજ વિષયની શિક્ષિકાઓ તરીકે પણ ઉપયોગમાં લઇ શકાય નહિ તો બીજી રીતે તેઓ સ્વતંત્ર રીતે પણ પોતાનું ગુજરાન કરી શકે ગુજરાત અને ગુજરાત સાહિત્ય સભા આવા અગત્યના વિષયમાં હવે કેટલાક વેગથી કામ કરે છે તે બારીકાઇથી તપાસવાનું છે

## ૨૯.

(મુંબઈ ગુજરાતી તા. ૧૦-૧૦-૧૫)

હિંદમાં સ્ત્રીકેળવણીનો વિષય આજકાલ ઘણું ધ્યાન ખેંચનારો થઈ પડ્યો છે, અને ત્યાંજ એનીજ ચર્ચા ચાલે છે એટલુંજ નહિ પરન્તુ દેશની ઉન્નતિ પણ સ્ત્રીકેળવણીથીજ છે એમ હવે લોકો સારી રીતે સમજવા લાગ્યા છે સ્ત્રીઓને-કન્યાઓને કેળવણી આપવાથીજ સારાં સંતાનો ઉત્પન્ન થાય છે. ભવિષ્યનો સમાજ સુધારવા સુસંસ્કૃત કરવા, બાળકોને વીર્યવાન ઉદ્યોગી અને સર્વરીતે સંપૂર્ણ બનાવવામાં પ્રથમ તેનાં બીજ કન્યાના હૃદયમાં રોપવા જોઈએ છીએ કે જેથી ભવિષ્યમાં તે બીજ છોડ-વૃક્ષરૂપે ઉગે છે અને સમાજ ઉચ્ચ સ્થિતિપર આવે છે. કન્યાકેળવણીના સબંધમાં અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા આજકાલ કાંઈક પ્રયત્ન કરી રહી છે તેણે એક પ્રશ્નાવલી બહાર પાડી છે, અને તેમાં પ્રશ્નોના ખુલાસા યોગ્ય કારણ સાથે માગ્યા છે આ પ્રશ્નાવલીનો ઉદ્દેશ, સ્ત્રીઓ કે કન્યાઓને કેવા પ્રકારની કેળવણી આપવાથી ભવિષ્યનો સમાજ ઉન્નત થાય, જ્ઞાન, કળા, વાણિજ્ય આદિની વૃદ્ધિ થાય, જીવન ઉચ્ચ આદર્શમય બને વિગેરે છે એ સંસ્કૃત ઈંગ્રેજી વિગેરે કઈ ભાષામાં કેવા પ્રકારનું શિક્ષણ આપવાથી ધારેલી મુરાદ બર આવે વિગેરે હેતુઓ સિદ્ધ કરવા માટે આ પ્રશ્નાવલી બહાર પાડવામાં આવી છે તેના ખુલાસા મળેથી કમિટી સન્મુખ મુકવાના છે આ વિષય ઘણો વિસ્તીર્ણ છે અમુક સભા તરફથી અને અમુકજ કમિટીમાં વિચારો થાય યા તેમાંથીજ કમીટી નીમાય તેના કરતા આખા ગુજરાતના સાક્ષર વર્ગની તેમજ વિદ્વાનો શાસ્ત્રીઓ વિગેરેની સભા સન્મુખ એમા પ્રશ્નો ચર્ચાયો અને તેના પરિણામ ઉપરથી જો યોજના રજુ થાય તો અવશ્ય સારૂં ફળ થાય. છતાં ગુજરાત સાહિત્ય સભાએ જે પગલું ભર્યું છે તે માટે તેને ઉત્તેજન આપવું ઘટે છે.

---

## ૩૦

(સયાજી વિજય: તા. ૨૧-૭-૧૫)

જુના અને ચર્વિતચર્વણ થયેલા વિષયો પણ કેટલીક વખત નવા ઉત્સાહથી અને નવા સ્વરૂપમાં પ્રજા સન્મુખ રજુ થાય છે જેનું તાજું ઉદાહરણ સ્ત્રીકેળવણીને લગતો વિષય છે સ્ત્રીકેળવણીની આગસના બીજા દેશોમાં તેમજ હિંદમાં સર્વસામાન્ય થઈ છે જુના તેમજ સુધારાના મતવાળાઓ એ બાબતમાં એકમત છે પરન્તુ સ્ત્રીકેળવણી ક્યાં સુધી ઉપર આપવી જોઈએ તેના ક્રમ અને પદ્ધતિ પરત્વે મતભેદ હોવાથી સ્ત્રીકેળવણીનો પ્રચાર આ દેશમાં જોઈએ તેવી ત્વરાથી વધતો નથી. આ બાબતમાં એક રીતે પ્રજા કરતા સરકારને વિશેષ જવાબદાર ગણી શકાશે, કેમકે પ્રજાની લાગણી અને પરંપરા સ્વભાવને અનુકૂળ સ્ત્રીકેળવણીના સાધનો પૂરા પાડવામાં નહીં આવેલાં હોવાથી લોકો પોતાની પુત્રીઓને ભણાવતા નથી અને ભણાવે છે તોપણ નામનુંજ ! આ સ્થિતિ સુધારવા હાલ છેલ્લા થોડા વર્ષોથી આખા દેશમાં જાગ્રતિ થઈ છે એટલે કે બીજી અનુકૂળ પ્રકારની અર્થાત્ સ્ત્રીઓને આદર્શ

ગૃહિણી અને લાયક માતાઓ બનાવનારી કેળવણી મળવાનું સાધન ન હોય ત્યાંસુધી તેમને તદન અજ્ઞાન પશુવત્ નહીં રાખતાં, છે તેજ કેળવણીનો લાભ આપવા સામાન્ય લોકવર્ગમાં પણ ઉત્સાહ પ્રેરાયો છે. પરન્તુ તેમ છતાં હજુ એવી સ્થિતિ તો નથી જ આવી કે જેથી દેશમાંથી અજ્ઞાનતાનો નાશ થઈ સમાજ ઉન્નતિના શિખરે પહોંચી શકે.

આવા સંજોગોમાં હિંદમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર કેમ આગળ વધારી શકાય તે માટે એક કમિશન નીમી તે દ્વારા તપાસ કરાવવાને ઈંગ્લાંડમાં જબરી હીલચાલ થઈ રહી છે, તે જો કે, ખુશી થવા જેવું છે, પરંતુ તે હીલચાલના એક આગેવાન મિસિસ ફોસેટની આગેવાની નીચે હિંદી પ્રધાન મિ. ઓસ્ટીન ચેમ્બરલેનની મુલાકાતે ગયેલા ડેપ્યુટેશનને જે રીતે તે નામદાર તરફથી જવાબ આપવામા આવ્યો છે તેથી હિંદની આશા ઉપર ટાઢું પાણી રેડાયું છે એમ દીલગીરી સાથે જણાવવું પડે છે! તે નામદારના હાથમાં હિંદી રાજ્યતંત્રના નાવનું નાજુક સુકાન હોવા છતાં, તેમણે જે હિંદી સ્ત્રીકેળવણીના વિષયમાં અજ્ઞાનતા બતાવી છે તેથી પ્રજામાં ખેદ અને નિરાશા ઉપજ્યા વિના રહેશે નહિં! તે નામદારે જણાવ્યું છે, કે ખુદ હિંદમાં તે માટે ખાસ માગણી તેમ કંઈ હીલચાલ નથી. હાલના લડાઈના મામલાને લીધે તે નામદારને કદાચ હિંદની પરિસ્થિતિથી જાતે વાકેફ રહેવા અવકાશ નહીં હોય, પરંતુ લોર્ડ મોરલી જેવા અનુભવી હિંદનાં માજી પ્રધાનોની સલાહ અને માહિતીનો લાભ તે નામદારે લીધો હોત તો ખચીત આ સવાલની મહત્વતા તેઓ સ્વીકારી યોગ્ય દીલસોજી બતાવી સારી આશા આપી શકત! પરંતુ લંડનની કમિટીએ તેથી નિરાશ નહીં થતાં, હિંદનાં મંડળો અને કોમો દ્વારા બહોળા પ્રમાણમાં પ્રજામત જમાવી નામ સરકારને રજુ કરવા અમો ભલામણ કરીએ છીએ

દરમ્યાન હિંદમા અને ખાસ કરીને આપણા ગુજરાત પ્રાંતમા અમદાવાદની 'ગુજરાત સાહિત્ય સભા' તરફથી હિંદી સ્ત્રીકેળવણીને લગતો સવાલ જાહેર ચર્ચા માટે ઉપાડી લેવામાં આવ્યો છે તે વખતસરનું અને ખુશી થવા જેવું છે. એ સભા તરફથી એક પ્રશ્નાવલી બહાર પડી છે, જેમાં હાલ કન્યાઓની લગ્ન વય વધતી જતી હોવાથી પ્રાથમિક અભ્યાસ પુરો થયા પછી સાસરે જતા સુધીનાં પાંચ છ વર્ષમાં શી રીતે અને કેવા પ્રકારની કેળવણી આપવી? એ બાબતમાં જાહેર મત જાણવા માગ્યો છે. પુખ્ત વયની સ્ત્રીઓની કેળવણીના સવાલને 'પાકે ઘડે કાંઠા ચઢાવવા' સમાન ગણી કન્યાકેળવણીના પ્રશ્નને વિશેષ મહત્વ આપવાની જરૂર હોઈ તે સંબંધમાં જેમ બને તેમ વધુ વાટાઘાટ ચલાવી બની શકે તેવી લોકપ્રિય અને સંગીન લાભદાયી કેળવણી આપવાનું ધોરણ તૈયાર કરવામાં આપણા કેળવણીમાં ઉત્સાહ ધરાવનારા સર્વ લોકોએ મદદ કરવા સૂચના કરીએ છીએ આ પ્રશ્નાવલીમાં સ્ત્રીકેળવણીના આદર્શનું સ્પષ્ટીકરણ કરવાની પ્રથમ જરૂર છે કે જે નક્કી થયા વિના સર્વમાન્ય અભ્યાસક્રમ અથવા ધોરણ ઘડવાનું અસંભવિત અને અવ્યવહારૂ જણાય છે. આર્ય સ્ત્રીઓને યુરોપની તેમની ભગિનિઓની પેઠે સમાનતાના હક માટે સમાજના પવિત્ર બંધારણ સામે કુચકડ કરતી અને ઈશ્વરી સંકેતોને પગ તળે છુંદતી જોવી તે આપણા હિંદુઓનો ઉદ્દેશ હોઈ શકે નહીં અને તેથી ચઢતા જ્ઞાન માટે અંગ્રેજી ભાષાજ્ઞાનની અનિવાર્ય આવશ્યકતા છતાં તદન પાશ્ચાત્ય ધોરણેજ આપણે ત્યાં સ્ત્રીકેળવણીનો પ્રચાર નહીં થાય તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

## ૩૧.

(પ્રજાબન્ધુ. તા. ૧૦–૧૦–૧૫)

હાલમાં સ્ત્રી વર્ગને જોઇએ તેવી કેળવણી આપવાના સંબંધમાં આપણો દેશ કેટલો પછાત રહ્યો છે તે લોકોની જાણમાં આવવા લાગ્યું છે. સરકારને હસ્તક ચાલતી કન્યાશાળાઓમાં જે અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો છે તે કેટલીક રીતે અસંતોષકારક માલૂમ પડ્યો છે અને તેમાં રહેલી મુખ્ય ખામીઓ સ્ત્રી જીવનને ઉપયોગી થઇ પડે તેવાજ વિષયોનું શિક્ષણ તેમને નહિ આપવાને લગતી છે. આ ખામીઓ દૂર કરવાને સરકારે પણ પ્રયાસ કર્યો છે અને જૂદે જૂદે સ્થળેથી થતી સૂચનાઓનો અમલ કરી સ્ત્રીઓ માટેના અભ્યાસક્રમને સુધારવાની કાળજી બતાવી છે. આમ હોવા છતાં એ ખામીઓ સદંતર દૂર થઇ શકી નથી અને તેથી જેવી રીતે સ્ત્રીકેળવણીના હિમાયતીઓ અસંતોષ દર્શાવે છે તેવીજ રીતે તેના વિરોધીઓને પણ પોતાની જૂની માન્યતાને વળગી રહેવાનું કારણ મળતું હોય તેમ માલૂમ પડે છે. જમાનો બદલાતો જાય છે અને તેની અસર સ્ત્રીકેળવણીના વિરોધીઓ ઉપર પણ હવે થવા લાગી છે અને તેઓ તેના લાભો સમજી પોતાની પુત્રીઓને ભણાવવા માટે નિશાળે મોકલવા લાગ્યા છે, પરન્તુ જે થોડો વખત કન્યાઓને અભ્યાસને માટે મળી શકે છે તેનો જો પૂર્ણ રીતે લાભ લેવામાં આવે તો તેથી કોઇને વધારે સંતોષ પામવાનું કારણ મળે એ ખુલ્લું જ છે. બાળલગ્નો કેવળ નાબૂદ થયાં નથી. તોપણ કન્યાઓની લગ્નની વય વધવા લાગી છે અથવા તો નાની વયમાં લગ્ન થયા છતાં તેમને સાસરે મોકલવાની વયનું પ્રમાણ વધવા લાગ્યું છે, એટલે હિંદુ સંસારમાં સ્ત્રીઓને ઉમરે આવતાં સુધીમાં અભ્યાસને માટે સહેજે આઠ દશ વર્ષ મળવાનો સંભવ રહે છે. અભ્યાસ માટેના આ થોડા વખતનો લાભ સ્ત્રીઓને જેમ બને તેમ વધુ પ્રમાણમાં મળે તેટલા માટે તેઓને શિક્ષણ આપવાનો ક્રમ કાળજીપૂર્વક ગોઠવવાની જરૂર છે અને તેમ કરતાં હાલના અભ્યાસક્રમમાં મોટા ફેરફારો કરવાની જરૂર પડશે. આ ફેરફારો કેવા પ્રકારના કરવા વાજબી છે તે સંબંધે લોકમત જાણવાને અત્રેની ગુજરાતી સાહિત્ય સભાએ એક પ્રશ્નાવલિ તૈયાર કરી છે અને તે ગુજરાતી ભાષા જાણનારી પ્રજામાં ફેલાવી છે. સુરતની સાહિત્ય પરિષદે પણ કેળવણી ખાતાના વડાની માંગણી ઉપરથી પોતાની તરફથી સૂચના કરવા માટે એક કમિટીની નીમણૂક કરી હતી જે કમિટી ઘણી નાની હોવાને લીધે તેમાં લોકમતની ઉચિત ગણના થવાનો સંભવ નહોતો. ગુજરાત સાહિત્ય સભાએ કરેલી ગોઠવણીથી સ્ત્રીકેળવણીના સુધારાના સંબંધમાં વધારે વિસ્તૃત સૂચનાઓ તે મેળવી શકશે અને એ સૂચનાઓ ઉપર વિચાર ચલાવવા માટે એક સભા બોલાવી એક ચોક્કસ યોજના પ્રજા સમક્ષ રજુ કરવાનો તેણે ઇરાદો રાખ્યો છે. સ્ત્રી અને પુરૂષના જીવન સંબંધે પાશ્ચાત્ય દેશોમાં પણ વિચારોનું એકસરખાપણું જોવામાં આવતું નથી, તેમજ એ દેશના સ્ત્રીજીવન કરતાં હિંદુસ્તાનનું સ્ત્રીજીવન કેવળ નિરાળાજ પ્રકારનું છે. પાશ્ચાત્ય દેશોનું સ્ત્રીજીવન હિંદને માટે ઇષ્ટ છે કે નહિ એ પ્રશ્ન સંબંધી ચર્ચા અત્ર અપ્રસ્તુત છે, અને કદાચ ઇષ્ટ હોય તોપણ તે પ્રકારનું સ્ત્રીજીવન હિંદમાં પ્રસરતાં ફેલાવવા માટે હજી થોડી એક સદીઓની જરૂર

પડે, એટલે અત્યારે સ્ત્રીકેળવણીનો જે ક્રમ રચવામાં આવે તે ક્રમ ચાલુ પરિસ્થિતિને યોગ્ય જ રચવાની જરૂર છે જ્યારે પાશ્ચાત્ય સ્ત્રીજીવનને માટે પ્રજા તૈયાર થાય ત્યારે જેવો ક્રમ જોઇએ તેવો ક્રમ ભવિષ્યની પ્રજા રચી લેશે, પરન્તુ અત્યારે તો હિન્દના ચાલુ જીવનને અનુકૂળ રહીને તેમાં સુધારો કરી શકાય તેજ પ્રકારના અભ્યાસક્રમની જરૂર છે એ ક્રમની શરૂઆત પ્રાથમિક શાળાઓથીજ થવાની અગત્ય છે અને તેથી ૧૧ વર્ષની વય સુધી છોકરા અને છોકરીઓને ભેગું અથવા એકસરખુ શિક્ષણ આપવું એ યોગ્ય લાગતું નથી સ્ત્રીજીવનને નીરૂપયોગી થઈ પડે અથવા ઓછા ઉપયોગી લાગે તેવા વિષયોનું શિક્ષણ દૂર કરીને કિંવા તેના ક્રમમાં ફેરફાર કરીને પ્રાથમિક શાળાઓથીજ એવા શિક્ષણનો પાયો રોપવો જોઇએ કે જેથી ગૃહિણી થવાની વયે પહોચતાં એક બાળાને ગૃહસંસારનું ગણું આવશ્યક શિક્ષણ મળી જવા પામે. ગુજરાતી અભ્યાસ ક્રમ પૂરો કર્યા પછી ઉંચા અભ્યાસક્રમ માટેના બે ધોરણ આવશ્યક લાગે છે એક ધોરણ ચાર કિંવા પાચ વર્ષમાં માતૃભાષાદ્વારા ઉચ્ચ સ્ત્રીજીવનનું વ્યવહારૂ જ્ઞાન આપનારી બાબતોનું શિક્ષણ આપવા ઉપરાંત સામાન્ય તથા વ્યવહારૂ રાજભાષાનું—અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપવાને લગતું હોવું જોઇએ અને બીજું ધોરણ ઉચ્ચ કાલેજની કેળવણી લેવાદેવાની સગવડને માટે સ્ત્રીઓને મેટ્રિક સુધી પ્હોંચવાની અનુકુળતા મળે તે પ્રકારનું હોવું જોઇએ બીજા પ્રકારનું ધોરણ આ દેશનાં સ્ત્રીજીવનને માટે ઓછું ઉપયોગી હોવા છતા ઉચ્ચ કેળવણી લેવાની અભિલાષા ધરાવતી બાળાઓને નિરાશ નહિં કરવા માટે અગત્યનું જણાય છે સંસ્કૃતનું માત્ર પ્રાથમિક શિક્ષણ પહેલા પ્રકારના ધોરણમાં મળે અને સામાન્ય નીતિના શિક્ષણને માટે થોડો વખત કાઢવામાં આવે એ પણ સ્ત્રી શિક્ષણ ક્રમના આવશ્યક અંગો ટેટલા જોઇએ શાળામાં જઇ ન શકે તેવી મોટી ઉમરની સ્ત્રીઓને માટે જે યોજના 'મહિલા સભા' એ આગળ કરી છે તે ઠીક છે, પરન્તુ તે માટે ઘર આગળના શિક્ષણના વર્ગોની યોજના જેટલી કામસાધક નીવડે તેટલી એ યોજના નીવડે તેમ લાગતું નથી તેથી એ દિશાએ પ્રયત્ન થવાની વિશેષ આવશ્યકતા છે ।

---

## હિતકર ઉપદેશ.

કડવા પ્યાલા માગવા, જગમાં સુલભ ગણાય
પણ પીવાના સમયમાં, તે વસમાજ જણાય.
હિતકર કડવાં વચનને, સુણે લાવીને પ્યાર
તેજ પ્રમાણે વરતતાં, પામે સુખ અપાર
દયા રાખવી સર્વપર, દેવું ન કેને દુઃખ
વાણી વદવી વીવેકથી, જેથી થાયે સુખ
ભાર સહીત ચડવું કઠણ, માટે તજજો ભાર
હલકા થઇને ચઢી જતાં નહિ લાગે બહુ વાર.

મીસીસ મહેતા,—અમરેલી.

# कर्मक्षेत्रः चारित्र्य अने उद्योग.

## સ્વર્ગસ્થ ગં. સ્વ શ્રી જમનાંબ્હેન સક્કઈ.

લેખક—રા. રા. કેશવલાલ ભીખાભાઇ મણિયાર—મુંબાઇ.

ગુજરાતની માતાસ્વરૂપ આદર્શ સ્ત્રીરત્ન—કેટલીક સાર્વજનિક સંસ્થાઓમા તન મન અને પોતાથી બને ત્યા સુધી ધનથી ઉત્સાહપૂર્વક મદદ કરનાર પરોપકારી ગુણાંગસ્વરૂપ જમનાબાઇ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસ થયાના દિલગીરી ભરેલા સમાચાર આપતા ઘણાજ દિલગીર છઇએ લગભગ પાચ મહિનાની લાબી માંદગી ભોગવી તેપન વર્ષની વયે વાલકેશ્વર ખાતે પોતાના બંગલામા ગઇ તારીખ ૮ મી એપ્રિલ શનિવાર રાત્રે અઢી વાગે આ ભલી પરોપકારી અને દયાળુ હૃદયવાળી બાનુનો સ્વર્ગવાસ થયો છે આ દિલગીરી ભરેલા સમાચારથી આખા ગુજરાત અને કાઠિયાવાડનો સ્ત્રીવર્ગ અશ્રુપાત કર્યા વિના રહેશે નહીં આ પ્રેમાળ સ્ત્રીએ પોતાના વ્હાલા પતિના સ્વર્ગવાસ પછી લગભગ બે વર્ષે પોતાના ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પોતાના પવિત્ર આત્માને પરમેશ્વરની હજુર રજુ કીધો છે

ભગવતી જમનાબાઈ સક્કઈનો જન્મ સવત ૧૯૧૮ ના શ્રાવણ શુદ પૂનેમને દિવસે તે વખતે પ્રખ્યાત લક્ષાધિપતિ શેઠ તુલસીદાસ વ્રજદાસને ત્યા થયો હતો તેમના માતુશ્રીનું નામ મણિબાઈ હતું આ વખતે મુંબાઈમા શેઠ તાપીદાસ વ્રજદાસ કે જેઓ જમનાબ્હેનના પિતા તુલસીદાસના સગા ભાઇ હતા, તેમના નામથી મોટી પેઢી ચાલતી હતી આ ભાગ્યશાળી પુત્રીના જન્મથી વેપારમા ઘણી વૃદ્ધિ થઈ અને દિવસે દિવસે વેપાર ધંધામા લાખો રૂપીઆની કમાણી થઈ હતી આ મોઢ વણિક ખાનદાની વિશાળ કુટુમ્બનો ઇતિહાસ તે વખતની તેમની જાહોજલાલીથી બોધરૂપ થઈ પડે તેવો છે ટૂકમા એટલુ કહેતે વખતે મુંબાઈમા શેઠ તાપીદાસ વ્રજદાસનું નામ સખાવતમા તેમજ વેપારમાં અને મિલ દારૂ-ખાનામાં વધુ મશહૂર થયેલુ હતું

ભગવતી જમનાબ્હેન નામાંકિત શ્રીમતની પુત્રી અને મોટી જાહોજલાલીમાં ઉછરી હતા પિતાને ઘેર બગલા, વાડી વજીફા, માણસ—નોકર અને ગાડી ઘોડા એમ પુષ્કળ હતું. આ વખતે જમનાબ્હેનની બાળ અવસ્થાનું જીવન ચરિત્ર પોતાના પિતાને ઘેર હાલના જમાનામા ઉછરતી બાળાઓને ખરેખર બોધપ્રદ થઈ પડે તેવુ છે આ બાળ અવસ્થાના નિર્દોષ રમત ગમત, આનદ, અભ્યાસ, વિવેક, રીતિ નીતિએ જમનાબ્હેનનું ભવિષ્યનું જીવન ઉત્તમ અને સમાજને અનુકરણીય થઈ પડે તેવુ છે.

ભગવતી જમનાબ્હેનના લગ્ન લગભગ તેર વર્ષની ઉમરે સુરત નિવાસી રા નગીનદાસ ભક્તિદાસ સક્કઈ સાથે થયા હતા રા. નગીનદાસ સક્કઈની ઉમર જમનાબ્હેનથી બે વર્ષ મોટી હતી રા નગીનદાસના પિતાએ અગાઉ બાબાસાઈ અને સક્કઈ રૂપીઆના ચલણ વખતે ચોકસી તરીકે વેપાર કરેલો હોવાથી તેમની અટક, સક્કઈ પડી હતી. આ ગરીબ

કુટુંબ વેપાર ધંધો કરી પોતાનું ગુજરાન સંતોષવી ચલાવતું હતું. લગ્ન થયા બાદ થોડીક મુદત રા. નગીનદાસે મુંબાઈમાં પ્રીવિયસ સુધી અભ્યાસ કીધો હતો. શ્રીમંતની પુત્રી જમનાબ્હેને આ ગરીબ સાસરામાં તે વખતની સ્થિતિમાં પોતાનો શરૂ થતો ગૃહસ્થાશ્રમ કેવી ઉત્તમ રીતે ચલાવ્યો હતો તે ચાલુ જમાનામાં લગ્ન થયા બાદ સમારમાં પડતી સ્ત્રીઓને અવશ્ય જાણવા લાયક અને મનન કરવા લાયક થઈ પડે તેમ છે.

આ દમ્પતિ ઘણાં સાદા, દયાળુ, પરગજુ, આનંદી, સંતોષી અને મળતાવડા સ્વભાવના હોવાથી તેઓ દરેક કોમના જનસમાજમાં બહુ પ્રિય થઈ પડ્યા હતા. અભ્યાસ છોડ્યા બાદ રા. નગીનદાસ સક્કઈએ શરૂવાતમાં મિલ વગેરે કેટલાંક ખાતામાં ટૂંક નોકરી કીધા બાદ મુંબઈમા ઇન્કમટેક્ષ ખાતામાં રૂપિયા ચાલીસના પગારથી નોકરી શરૂ કરી હતી અને ત્યાં બાર વર્ષ નોકરી કરી હતી ધીમે ધીમે દોઢસોનો પગાર થયો હતો. ત્યાર બાદ મુંબાઈ બેંકમાં રૂપીઆ સાડી ત્રણસોના પગારે પંદર વર્ષ ડેપ્યુટી હેડ શ્રૉફ તરીકે અને ત્યાર બાદ બેંકના હેડ શ્રૉફ મિ. સોરાબજી ફરામજી બેંકર પેન્શન ઉપર જવાથી તે રૂપીઆ આઠસોની જગ્યાએ મુંબાઈ બેંકના હેડ શ્રૉફ તરીકે લગભગ બે વર્ષ કામકાજ કરી સ્વર્ગવાસી થયા હતા. ભગવતી જમનાબ્હેન સક્કઈએ બાર બાળકોને જન્મ આપ્યો હતો પણ તે સઘળાં અધુરે ગયેલા હોવાથી પોતાને કાંઈ સંતાન નહોતું–પણ આ પરગજુ દમ્પતિએ પોતાના સગાંના બાળકોને પાસે રાખી હજુ સુધી પાળીપોષી મોટા કીધાં છે

આ દમ્પતિ કેળવણીની તેમજ સમાજ પ્રગતિની હીલચાલોમાં ઉત્સાહથી તન મન અને ધનથી ઉદાર દિલથી પોતાથી બનતી મદદ આપતાં રહ્યાં હતાં.

**ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની** સને ૧૯૦૩ માં જ્યારથી સ્થાપના થઈ ત્યારથી તે અત્યારસુધી સલાહ સંપથી દરેકના માનપાન અને પ્રેમ સાથે આ સસ્થાના એક પ્રમુખ તરીકેનું પ્રશંસાપાત્ર કામ બજાવી હિન્દુ કોમ સાથે પારસી, મુસલમાન વગેરે તમામ કોમમાં ઘણા પ્રીય થઇ પડનાર ભગવતી જમનાબ્હેન સક્કઈનું નામ તેઓની કર્તવ્યપરાયણ દિશાથી દરેક સ્થળે હિન્દુકોમને મગરૂર કરનાર થઈ પડયું હતું. મિ. મલબારીએ સ્થાપેલી સેવાસદન સંસ્થામાં હિન્દુ કોમ તરફથી સદનની કાઉન્સીલમા એક ઉપપ્રમુખ તરીકે હતાં અને સેવાસદનના કામકાજનો વિસ્તાર ચારે તરફ વધારવા માટે ભાષણો–વ્યાખ્યાનો આપી સતત પ્રયાસ ચાલુ રાખી આ સંસ્થાઓને પોતાથી બનતી દરેક પ્રકારની યોગ્ય મદદ આપતાં રહ્યા હતાં. પરોપકાર અને દેશના કલ્યાણ માટે જે જે પ્રયાસો ચાલુ રાખ્યા હતા તેનું વીગતવાર વર્ણન વિસ્તારવાળુ છે હિન્દુ સમાજમા સ્ત્રી અને પુરૂષની કેળવણી તેમની રીતિનીતિ આચાર વિચાર અને ધર્મ સમ્બધિ પ્રસગોપાત જુદે જુદે સ્થળે અનેક સંસ્થાઓમાં અને દેશાવરોમાં લગભગ એકસો પદર ભાષણો અત્યારસુધીમાં ભગવતી જમનાબાઈ સક્કઈએ આપી લોકો ઉપર મહાન ઉપકાર કીધો છે. કુદરતી રીતે તેઓનો એક પ્રકારનો બુલંદ અવાજ હોવાથી ભાષણો રજુ કરી શ્રોતાવર્ગ ઉપર ઉત્તમ છાપ પાડવામા ફતેહમંદ થતાં હતાં. હિન્દના દાદા મહર્ષિ દાદાભાઇ નવરોજીની દરેક જયંતિ પ્રસગે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી સ્ત્રીવર્ગનું એક ડેપ્યુટેશન લઈ તે દિવસે મલારના પહાડમા વેસાવા ખાતે ખાતે જઇ પોતે તે મહાન દાદાને અભિનંદન આપતાં હતાં.

મિ મોહનલાલ કરમચંદ ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી સત્યાગ્રહની લડત વખતે અત્રેની પ્રજામા અપીલો બહાર પાડી તેમજ બ્રિટિશ સંસ્થાનોમા હિન્દીઓને પડતા અસહ્ય દુખો વિષે ચારે તરફ સભાઓ ભરી ભાષણો આપી અનાગ્નયાર બે વખત ફંડો ઉઘરાવી અત્રેની બ્હેનોની મદદથી સારી રકમો એકઠી કરી દક્ષિણ આફ્રિકાના ફંડમા મોકલી આપી હતી દક્ષિણ આફ્રિકામા ઇન્ડીઅન વિમેન્સ એસોસિયેશનને સત્યાગ્રહની મદદ માટે ત્યા ભરેલા જુદી જુદી કારીગરીના પ્રદર્શન વખતે હિન્દુસ્થાનની કારીગરીના નમુનાઓ વગેરે કેટલીક ચીજો તે પ્રદર્શનમા મોકલવાને લેડી ફીરોજશાહ મહેતાના પ્રમુખ પણા નીચે અત્રેની એક લેડીઝ કમિટી નીમી મિસિસ જાહંગીર જહાગીર પીટીટ, અને મિસ શીરીન કાબરાજી સાથે મેહનત લઇકે કામકાજ કરી લગભગ એક હજાર રૂપીઆના નમુનાઓ મોકલી આપ્યા હતા—એટલે કે બધા નમુનાઓની જે કિમ્મત તે પ્રદર્શનમા ઉપજે તે બધી રકમ ઉપરથી એસોસિયેશનને ભેટ કરવામાં આવી હતી

ગુજરાત કાઠિયાવાડમા ગયા ભયંકર દુકાળ વખતે ભગવતી જમનાબાઈ સક્કઇએ ઉત્તમ સેવા બજાવી હતી ચાર તરફ અપીલો બહાર પાડી ભાષણો આપી અવાચક પ્રાણીઓ અને નિરાધાર કુટુમ્બોને મદદ કરવાને લગભગ એકત્રીશ હજાર રૂપીઆનુ ફંડ પોતે એકઠુ કીધુ હતુ આ ફંડમા મર્હુમ મિ એન એમ વાડીઆ ફંડમાથી રૂપીઆ પાંચ હેજારની મદદ મિ હિરજીભાઈ વાડીઆએ અને મિ નરોત્તમ મોરારજી ગોકલદાસે પણ તે વખતે ઉઘાડેલા બે આના દુષ્કાળ ફંડમાથી સારી રકમ આપી હતી અને તેથી ભગવતી જમનાબ્હેન સક્કઇએ કેટલીક બ્હેનોને (મીસીસ પુતળીબાઈ આર ડી ગોના, મીસીસ જાનકીબાઈ ભટ-પુનાવાળા, બાઈ વીજ્ળીબાઇ મણીલાલ ઠક્કર, બાઈ કાશીબાઇ મોદી મિસ વી મતી અને મૈ કમળાવતીને ) સાથે લઇ પંચમહાલ ગુજરાત અને કાઠિઆવાડ વગેરેમા આશરે પોણોસો દુષ્કાળ પીડીત ગામડાઓ અને શહેરોમા સખ્ત ઉન્હાળાની ઋતુમા લગભગ ત્રણ મહિના લાગલાગટ મુસાફરી કરી અવાચક ઢોરોને ધાસચારાની અને મધ્યમ કોમના ગરીબ નિરાધાર કુટુંબ અને બાળીક સ્થિતિમા આવી પડેલા ખાનદાન કુટુમ્બોને અનાજ કપડા વગેરેની મદદ કરી હતી—નામદાર સરકાર તરફથી ઉપલા પ્રાંતઓમા ભયંકર દુકાળ જાહેર થયો હતો અને મુંબાઇના ટાઉન હોલમા તે વખતના ગવર્નર નામદાર લોર્ડ સીડનહેમના પ્રમુખપણા નીચે મુંબાઈના શહેરીઓની એક ગંજાવર જાહેરસભા બોલાવવામા આવી હતી જેમા ભગવતી જમનાબાઇ સક્કઇએ દુકાળની ભયંકર આફતો વિષે અસરકારક ભાષણ આપી તમામ પ્રજાને આવા બારીક વખતે નાણાની મદદ કરવાને અરજ કરી હતી પોતે ઉઘાડેલા દુકાળ ફંડમા એકત્રીશ હજાર રૂપીઆ ભરાયા હતા મુંબાઇ, મદ્રાસ કલકત્તા, પંજાબ, સિંધ, બર્મા, ગુજરાત, કાઠિયાવાડ, પારીસ, વિલાયત, અમેરિકા વગેરે દેશોમાથી અને હિન્દુસ્થાનમા પ્રસિદ્ધ થતા કેટલાક વતમાનપત્રોના અધિપતિઓએ પણ આ ફંડમા રકમો ભરી હતી. લેડી સીડનહેમે પણ ફંડમા સારી રકમ ભરી હતી. ભગવતી જમનાબાઈ સક્કઇએ પોતાના ફંડમાથી રૂપીઆ ચાર હજાર બોમ્બે સેન્ટ્રલ ફેમિન રીલીફ ફંડમા આપ્યા હતા અને દુકાળવાળા ભાગોમા મુસાફરી કરી નજરે જોએલ તમામ ગરીબ સ્થિતિના વર્ણન—અમગા [illegible] દુકાળના અવાચક

પ્રાણીઓના નિભાવ માટે-ગરીબ અશક્ત થઇ પડેલા મેંકરો કુટુંબોને અનાજ કપડાં વગેરે અને લાચારીમાં આવી પડેલા ખાનદાન બચરવાલ કુટુંબોને બાકીની રકમની મદદ કરી હતી અને મુસાફરીનો તમામ ખર્ચ પોતાના માથે લઇ રૂપીઆ બે હજાર પોતે તે વખતે ખરચ્યા હતા. કુટુંબ કલ્યાણમાં, દેશ કલ્યાણમાં, સ્ત્રીજાતિના કલ્યાણમા અને રાજ્ય કલ્યાણમાં ભગવતી જમનાબાઈ સક્કઇની સેવા ઉત્સાહી, આનંદી અને પ્રેમનો ઝરાથી ઉભરાઈ જનારી હતી. હિન્દુસ્થાનની સ્ત્રીજાતિમાં કેટલીક સદી થયા અવિદ્યાનો તદન અંધકારનો પડદો જે ઢંકાયલો છે તે ધીમે ધીમે કેવા કેવા પ્રકારની રીત-યોજનાઓથી ખસેડી શકાય આ પડદો ખસેડવામાં પોતાના તમામ બન્ધુઓને-(પુરૂષોને) ભગવતી જમનાબાઇ સક્કઇ વિનયપૂર્વક નિરંતર સુવચનોથી પ્રાર્થના કરતા હતા.

ભાવનગર ખાતે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાખા કાઢવા માટે સૌ. હરિસુખગૌરી વામનરામ કપિલરામ મહેતા સાથે ભગવતી જમનાબાઈ સક્કઇએ ઘણો પત્રવ્યવહાર ચલાવ્યો હતો, અને તેના પરિણામથી નામદાર મહારાજા સર ભાવસિંહજીના રાજ્યમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાખાની સ્થાપના થઈ હતી અને આજે ત્રણ વર્ષ થયાં દીવાન સાહેબ રા. રા. મુરારજી આણંદજી ઠનાના પત્ની સૌ. મણીલક્ષ્મી પ્રમુખ તરીકે અને સેક્રેટરીઓ તરીકે સૌ. હરિસુખગૌરી વામનરામ મહેતા અને સૌ. મોંઘીબાઈ પરમાનંદદાસ ઠક્કર કામકાજ કરે છે. ગયા જુલાઇ માસમા ભગવતી જમનાબ્હેન ભાવનગર ખાતે ગયાં હતાં, જે વખતે ત્યાં મંડળની જાહેરસભા મારફતે સૌ. યશોમતિ અનંતરાય પ્રભાશંકર પટણીના પ્રમુખપણા નીચે ચાદીના કાસ્કેટમા તેઓના ભલા અને નેક કામોના વખાણો કરતાઉં માન પત્ર અર્પણ કરવામા આવ્યુ હતુ. આ મંડળમા પોતે રૂ. ૧૦૦) ભરી લાઈફ મેમ્બર થઈ બીજી બ્હેનોને થવાનો દાખલો બેસાડ્યો હતો. આ શાખામાં સ્ત્રીશિક્ષણ વર્ગો શરૂ કરવાને બે વર્ષ માટે ખર્ચના રૂપિયા ત્રણસો પોતે મોકલી આપ્યા હતા.

નામદાર બ્રિટિશ સરકારને મિત્રરાજ્યો સાથે જર્મની સામે ચાલુ ભયંકર લડાઈમાં ઉતરવાની ફરજ પડેલી હોવાથી આવા બારીક મામલામાં લોકોમા ખોટી અફવાઓથી ગેરસમજ અને અશાન્તિ ન ફેલાય અને લોકોનો વ્યવહાર શાંતિપૂર્વક ચાલે તે માટે લખાણો અને ભાષણોથી તેમજ મંડળ તરફથી લડાઈ ફંડ ઉઘરાવી અને પોતે પણ અવારનવાર રૂપિઆ પાયઓની ચાલુ લડાઈ ફંડમાં મદદ કરી હતી. નામદાર લેડી વિલીંગ્ડને ઉપાડેલા વૉર ફંડના વાર્ષિક મેલાવડા વખતે તે નામદારના આમંત્રણથી મુંબાઈના ટાઉનહોલમાં નામદાર ગવર્નર લોર્ડ વિલીંગ્ડનના પ્રમુખપણા નીચે ભગવતી જમનાબાઈ સક્કઇએ અસરકારક ભાષણ કરી લડાઈમાં નામદાર સરકારની જય ઇચ્છી હતી અને લડાઈ ફંડમાં દરેક પ્રકારની મદદ કરવાને પ્રજાવર્ગને વિનંતિ કરી હતી.

દેશોદ્ધાર અને લોકોના કલ્યાણ માટે અને દેશમાં પરોપકાર અને જનસમાજની સેવા કરવાનો તીવ્ર જુસ્સો વધારવામાં સતત પ્રયાસ કરનાર ભગવતી જમનાબાઈ સક્કઈ પોતાના જીવનનો જે ભોગ આપતાં રહ્યાં હતા તેને માટે હિન્દુ કોમ સાથે હિંદની સઘળી કોમ તેણીના ભલા કામને માટે મગરૂર બની હતી. ઘણાખરા પરોપકારી કામોમાં, કેટલીક સાર્વજનિક સંસ્થાઓમાં, સ્ત્રીસંસ્થાઓ વનિતા વિશ્રામ, સેવાસદન, વગેરે મંડળોમાં અવારનવાર

પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો અને નાણાં વગેરેની પોતાની શક્તિ મુજબ મદદ આપતાં રહ્યાં હતાં અને આવી મદદો જનહિતાર્થે મંડળોમાં અને સમાજોમાં કરવા પોતાની બ્હેનોને વિનતિ કરતાં રહ્યાં હતાં.

ભગવતી જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસથી ગુજરાતને પોતાની પ્રગતિમાં એક મ્હોટી ખોટ પડેલી જણાશે. ગુજરાતમાંથી આવી એક દેશસેવિકાના સ્વર્ગવાસથી અમો ઘણાંજ દિલગીર છીએ. પરમકૃપાળુ પરમેશ્વર તેમના આત્માને શાંન્તિ આપો, એવું ઇચ્છી પ્રાર્થના કરીએ છીએ કે આ દેશમાં ભગવતી જમનાબાઈ સક્કઈ જેવી અનેક સન્નારીઓ પ્રકટો !!

ભગવતી જમનાબાઈ નગીનદાસ સક્કઇએ પોતાની હયાતીમાં દાન માર્ગે કરેલા સદ્વ્યય ઉપરાંત પોતાના મૃત્યુબાદ નીચે મુજબ સંસ્થાઓને મદદ કરી છે:—

૭૫૦૦) અમારી મોઢજ્ઞાતિના બન્ધુને ટેકનિકલ અભ્યાસ માટે (વા. સ્કોલરશિપ)
૧૦૦૦) સેવાસદન–મુંબાઈ.
૫૦૦) વિમેન્સ યુનિવર્સિટી–પ્રો. કર્વે પૂના.
૩૦૦) ઇન્ડીયન વિમેન્સ એજ્યુકેશન એસોસિએશન ઇંગ્લાંડ(ગોખલે મેમોરિયલ.)
૧૦૦) સુરત વિઠ્ઠલદાસજીના મંદિરમાં.
૧૦૧) સીદ્ધપુર સરસ્વતીના મંદિરમાં
૧૦૦) સર્વન્ટ ઓફ ઇન્ડીયા સોસાઇટી મુંબાઈ.
૭૫) વનિતાવિશ્રામ સુરત.
૭૫) પ્રો. કર્વે વિડોઝહોમ પૂના.
૫૦) જાલંધર કન્યા વિદ્યાલય નગરશ્રેષ્ઠ.
૫૦) પંઢરપૂર આશ્રમ.
૫૦) હિન્દુ અનાથાશ્રમ સુરત.
૫૦) વિક્ટોરિયા અન્ધશાળા મુંબાઈ
૨૫) નડિઆદ હિન્દુ અનાથાશ્રમ.
૨૫) લેપર એસાયલમ માટુંગા.
૨૫) લલિતા આશ્રમ નડીઆદ.
૨૫) સોસાઇટી ફોર ધી એજ્યુકેશન ઓફ ધી માસીસ.
૨૫) મિસ ફ્લોરેન્સ ના. વિ. સે. ફંડ.
૨૫) બૂલેશ્વર નાઇટ સ્કૂલ મુંબાઇ.
૨૫) શાન્તાક્રુઝ "ગુરૂકુલ."
૨૫) બ્હેરા–મુંગાની શાળા મઝગામ.
૫૦૦૦) ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ મકાન ફંડ માટે.
૧૦૦૦) વનિતા વિશ્રામ મુબાઈ.
૫૦૦) શેઠ ચન્દારામજી હિન્દુ ગર્લ્સ હાઇસ્કુલ (વા. ઇનામ માટે સારી ચાલચલગત.)
૨૦૦) ભાવનગર ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ શાખાને.
૧૦૦) લેડી વિલીંગ્ડન મેટરનીટી હોમ ફંડમાં.
૭૫) વનિતાવિશ્રામ, અમદાવાદ.
૫૦) લેડી નોર્થકોટ ઓર્ફનેજ મુબાઈ.
૫૦) સોશિયલ સર્વિસ લિગ મુંબાઈ પુસ્તકો માટે.
૫૦) સેવાસદન પૂના.
૨૫) ભરૂચ અનાથાશ્રમ.
૨૫) ડિપ્રેસ્ડ કલાસ મિશન.
૨૫) પ્રોટેક્શન ઓફ ચિલ્ડ્રન.
૨૫) મહિપતરામ અનાથાશ્રમ અમદાવાદ.
૨૫) સ્ટૂડન્ટસ બ્રધરહુડ (પુઅર બાઈઝ સ્કોલરશિપ ફંડમાં) મુંબાઈ.
૨૫) એડમ વાઈલી હોસ્પીટલ મુંબાઈ.
૨૫) હરદ્વાર "ગુરૂકુલ".
૨૫) ગટ્ટુલાલજી પાઠશાળા મુંબાઈ.
૨૫) બ્હેરા–મુંગાની શાળા અમદાવાદ.
૨૫) વાલ્કેશ્વર સંસ્કૃત પાઠશાળા.

## સ્વર્ગસ્થ ઓનરેબલ સરદાર સર. ચીનુભાઇ માધવલાલ રણછોડલાલ, બેરોનેટ, સી. આઇ. ઈ.

લેખકઃ—રા. રા. માર્કંડરાય માધવરાય દવે, ( એલ. એમ. એન્ડ એસ. )–અમદાવાદ.

" Lives of Great Men all remind us,
" We can make our lives Sublime, "

'મહાપુરૂષો તણાં જીવન સૂચવતાં જનને,
" છે આપણુ આધીન કરવું ઉન્નત જીવનને."

( ૧ )

સરવી ગૂજરાતનું ગૌરવ, સકળ ગૂજરાતીઓનું ભૂષણ, અને રાજનગર (અમદાવાદ)નું અમૂલ્ય રત્નઃ–હિન્દુ કોમના પ્હેલા (અને એકલા) બેરોનેટ, ઓનરેબલ સરદાર સર ચીનુભાઇના દુઃખદ દેહત્યાગથી સમસ્ત ગુજરાતમાં જે તીવ્ર શોક ફેલાયો હતો, તે હજી આટલો લાંબો વખત ગયા પછી પણ એવા ને એવાજ લાગે છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી, અને ત્હેનું કારણ સ્પષ્ટ છે. એ મહાન નરે આપણા પ્રાન્તમાં પોતાના અનેક સદ્‌ગુણોથી, વિવિધ સત્કાર્યોથી, અને વિશાળ દાનવૃત્તિથી લોક હૃદયમાં એવું અપૂર્વ સ્થાન મેળવ્યું કે તે ઘણા લાંબા કાળ સુધી ખાલી રહે, એ સ્વાભાવિક છે.

આવા મહાત્મા પુરૂષનું જીવન વૃત્તાન્ત ખરેખર અદ્‌ભુત હોઇ, જનસમાજને ત્હેમાંથી ઘણું શીખવાનું–સમજવાનું મળી શકે તેમ છે. જે ઉચ્ચ ગુણો ગરીબ મનુષ્યને પણ શ્રીમન્તોમાં સન્માન અપાવે છે, તે જ્યારે ધનવાન હોય છે ત્યારે ત્હેમની ધન સંપત્તિને કેટલી વધારે દીપાવે એ સમજાય તેમ છે. એ ગુણો સર્વદા–સર્વથા કેટલા બધા શ્રેયસ્કર અને અનુકરણીય છે, ત્હેનું સુન્દર દૃષ્ટાન્ત આવી જીંદગીઓમાંથીજ પ્રાપ્ત થાય છે. સામાન્ય રીતે એમ બને છે કે પૈસાદાર માણસોમાં સન્તાન સારાં નથી નીવડતાં. સાધારણ સ્થિતિનાં મનુષ્યો જેમ ધણીવાર ભૂલથી માની લે છે, તેમ લક્ષ્મી કાંઇ પોતાની મેળે ધનવાનોની ઉન્નતિ કરી શકતી નથી. ઉલટું જગતનો અનુભવ વિચારીએ તો એમ જણાયા વિના ર્‌હેશે નહિં કે તવંગર માણસોની ઉપાધિઓ આગળ ગરીબોની ચિન્તા કાંઇ વિસાતજ નથી! છતાં એમ સ્વીકારીએ કે શ્રીમાન મનુષ્યો પોતાનાં અનેક સાધનથી ઘણી સગવડો ભોગવે છે, તોપણ સર્વને એમ તો કબુલ કરવું પડશે કે એમનાં છોકરાંની સારી કેળવણી, યોગ્ય દેખરેખ અને અનુકૂળ સોબત,–એ બાબતોની વ્યવસ્થામાં તો ઘણા ખરા ધનવાન મનુષ્યો નિષ્ફળ નીવડ્યાંજ છે, એમાં કાંઇ શક નથી. આમ હોવાનાં બહુ કારણો છે, તથાપિ એ વાત સાચી છે, ખરા અનુભવની છે, એટલું જણાવવું અહિં બસ થશે.

આવી વસ્તુસ્થિતિમાં પણ જ્યારે કોઇ મ્હોટા શ્રીમન્તનો પુત્ર અનુકરણીય ચારિત્ર્ય, ઉચ્ચ અભિલાષાઓ, અને ઉદાત્ત વૃત્તિઓવાળો હોય; વિદ્યાવિલાસી, શાસ્ત્રપ્રેમી, અને ધર્માચરણી બને; તથા ઉદ્યોગી, નિયમિત, અને વ્યવસ્થાકુશળ થાયઃ ત્યારે આપણે ત્હેના અસાધારણ બુદ્ધિ–શુદ્ધિ ઉપર આસક્ત થઇએ એમાં શું નવાઇ છે? આપણે પોતાના અનુભવ ઉપરથી

ઠ. આનં ી પાંધી તરફથી ભેટ

બનારસની હિન્દુ યુનિવર્સિટીના મુખ્ય સ્થાપકો



ઑનરેબલ પંડિત મદન મોહન માળવીય.

ઠ. आनंदजी मूळजी पांधी तरफथी भेट



નામદાર સર રમેશ્વરસિંહ, દરભંગાના મહારાજા.

ठ. आनंदजी मूलजी पांची तरफथी भेट.

હિન્દની કેળવણીનાં અગ્ર સહાયકો



શ્રીમતી એની બિસેન્ટ.
( બનારસ હિન્દુ કૉલેજના સ્થાપક )

શ્રીયુત દાદાભાઇ નવરોજી.
( મુંબઇમાં સ્ત્રીકેળવણીના પિતા )

સારી રીતે જાણીએ છીએ કે આપણી ન્હાનકડી જીવન મર્યાદામાં આપણને કેટકેટલી હલકી લાલચો—નીચ વૃત્તિઓ—મલીન વાસનાઓ સામે નિરંતર યુદ્ધ કરવું પડે છે અને કેટલી બધી વાર આપણે ત્હેમાં થોડે ઘણે અંશે પણ પરાજય પામીએ છીએ ? આપણા નિત્ય જીવનનું વર્તુલ બહુ સંકુચિત છે. આપણી કૌટુમ્બિક જીંદગી એ આપણી ખાનગી મિલ્કત છે. તેથી આપણા દોષો—દુર્ગુણો બહુ જાણીતા થઈ શકતા નથી. પરન્તુ જે મનુષ્યને સર્વકાળ જગતની સમક્ષ જ રહેવું પડે છે (મહાન પદની આ—એક રીતે જાણીએ તો—વિષમ ઉપાધિ છે,) ત્હેનાં અલ્પ દૂષણો પણ પ્રકટ થતાં કાંઈજ વાર લાગતી નથી. દુનિયાનું સૂક્ષ્મદર્શક યન્ત્ર ત્હેના મહાજનોની ઉપર સર્વદા ખુલ્લું છે. તેથી આવી વિકટ—અનત્ પરીક્ષામાંથી શુદ્ધ જીવન—નિર્મળ ચારિત્ર્યને સારી રીતે પાર ઉતારી શકવું અને તે પણ વિવિધ પ્રકારની અસાધારણ લાલચોની ઉપર પગ મૂકીને,—એ કાંઈ સામાન્ય માનવશક્તિનું કામ નથી. આથીજ એ પ્રમાણે કરી શકનાર મનુષ્યોને મહાત્મ પદ અર્પાય છે. આવા મહાન નરોમાંના એક આપણા વિદેહ નાગરિક સર ચીનુભાઈ હતા, એ સર્વમાન્ય છે

જે જે મનુષ્યો થોડા અથવા વધુ અંશે સ્વર્ગસ્થ સર ચીનુભાઈના પરિચયમાં આવ્યા હતા, તેઓને કાંઈ ને કાંઈ તો જાણવાનું—શીખવાનું અવશ્ય મળ્યું છે, એ સર્વના અનુભવની વાત છે. "લક્ષ્મી અને બુદ્ધિ સાથે હોયજ નહિ," એ આપણી જૂની કહેવત છે. વળી આપણે એમ પણ સાંભળી છીએ કે "સોનું અને સુગન્ધ એકઠાં રહેજ નહિ." છતાં આ કુદરતી વિરોધની વસ્તુઓ સર ચીનુભાઈમાં સંયોગ પામી હતી, એ સત્ય છે. ત્હેમની પાસે અઢળક દ્રવ્ય હતું અને છતાં ત્હેમનામાં અનેક સદ્ગુણો અને વિદ્યા ન્હોતાં, એમ કોઈ કહી શકે તેમ નથી. ધન હોય ત્યાં મદ હોય, છતાં ત્હેમના અનુભવવાળાં સઘળા મનુષ્યોને સુજ્ઞાત છે કે સર્વની સાથે સમાન ભાવથી તેઓ વર્તતા અને સહુને માટે સન્માન વૃત્તિ રાખતા. તેઓ ગુણગ્રાહી હતા એટલુંજ નહિ પણ ત્હેમની મનુષ્ય પરીક્ષા બહુ સચોટ હતી. એમનું વિશાળ દાન અને તે પણ સઘળું શુભ માર્ગોમાં એમને આપણા દેશમાં અક્ષય્ય કીર્તિ અપાવે એ સ્વાભાવિક છે પણ ત્હેમના એક સજ્જન—ગૃહસ્થ નરીકેના સદ્ગુણો—ઉદારતા, ઉદ્યોગ, કાર્ય દક્ષતા, નીતિ, વિવેક, સદાચાર તથા સદ્વિચાર, તે પણ સઘળાં માણસોને અનુકરણ કરવા યોગ્યજ હતાં. એમના હૃદય અને બુદ્ધિના ઉચ્ચ ગુણોનું પ્રતિબિમ્બ ત્હેમના દરેક કામમાં પડતું અને તેથી ત્હેમાં કાંઈ વિરલ ઓજસ્ જણાતું. તેઓ સ્વભાવે શાન્ત, સરળ અને સાદા હતા. જ્ઞાન પ્રાપ્તિ માટે તેઓ હમેશાં ઉત્સુક રહેતા, ખાસ કરીને સંસ્કૃત પુસ્તકોમાંથી; અને વિશેષત વેદાન્તના અભ્યાસીજ હતા. પ્રવાસનો પણ શોખ હતો અને જ્યાં ત્યાં જતા ત્યાંના સજ્જનના ગુણોના સંસ્કાર તેઓ પોતાના હૃદયમાં તરતજ સ્વીકારી લેતા.

આપણા દેશનાં નર રત્નો—દિ. બ. અંબાલાલ, શ્રીયુત ગોખલે અને સર ફિરોઝશાહ જેવાં હમણાં હમણાંજ ગયેલાં છે અને ત્હેમની ખોટ કાંઈ આપણને જેવી ત્હેવી પડી નથી. એવામાંજ આ પાછો એવોજ,—બલ્કે અમદાવાદના શહેરીઓને તો ત્હેનાથી પણ સખ્ત—ઘા સર ચીનુભાઈના પરલોક ગમનથી લાગ્યો છે. ત્હેમના દુઃખદ અવસાનના આગલજ દિવસો ઉપર આખું નગર હર્ષનાદથી—આનંદથી પૂર્ણ હતું. સર ચીનુભાઈનું

પોતાનું મકાન પણ મંગળ ઉત્સવના સમારંભની ધામધુમથી ભરપૂર હતું પરન્તુ એટલામાંજ લગ્નના ચોઘડીયાના અવાજ તથા મંડપો અને મકાનોમાં કરેલી સુન્દર વીજળીના દીવાઓની રોશની બંધ થઇ ગયા. મ્હોટી જાહોજલાલી અને ઉમંગથી ભરેલા વર્ષીતપ–છુટે હાથે આપેલા સત્પાત્ર અને ઇનામો–અને પુષ્કળ સામગ્રીવાળી જમણવારો, વગેરે પ્રસન્ન ચિત્તથી આરંભેલા પર્વોની શહેરમાં ચોતરફ ચાલી રહેલી વાતો અચાનક અટકી ગઈ! કારણ કે એટલામાંજ હૃદયભેદક સમાચાર ફેલાવા લાગ્યા કે સર ચીનુભાઇ અકસ્માત કોઇ ભયંકર અસાધ્ય દર્દમાં ફસાઇ પડયા છે. પ્રજા સઘળી અત્યંત શોકગ્રસ્ત થઇ ગઇ અને ગુજરાતના એ પ્રથમ નાગરિકના શુભ અર્થ વસ્તુ મનુષ્યોએ પ્રભુ પ્રાર્થના પણ કરી પરન્તુ ઇશ્વરની ઇચ્છા કાંઇ જુદીજ હતી. અને તે પરમ પિતાએ સર ચીનુભાઇના અમર આત્મતત્વને પોતાના ઉત્સંગમાં બોલાવી લીધું.

રવિવારની રાત્રિએ રાજકાર્યમાંથી પરવારીને પોતાના શહેરમાં દેસાઇની પોળના મકાનેથી શાહીબાગને બંગલે તેઓ ગયા. સા મંગળવારની સાંજ સુધી મૌન વગેરેનું નિત્ય કાર્ય આટોપી લીધું. તે રાતે તેઓ પોતાના હમ્મેશના નિયમ અનુસાર શાસ્ત્રીજી રામકૃષ્ણજીની પાસે વેદાન્ત કથાનું શ્રવણ કરતા હતા, એવામાં ત્હેમને છાતીનો દુઃખાવો શરૂ થયો. કથા બંધ કરવી પડી અને સીવીલ સર્જન વગેરે શહેરના હુશીયાર દાક્તરોની સારવાર શરૂ થઇ ગઇ. પણ થોડાજ વખતમાં રોગ અસાધ્ય જણાયો. અને શિવરાત્રિની રાત્રિએ સ્હાડા બારને સુમારે શિવ મન્દિરોમાં ચાલતી મહા પૂજાના ઘટનાદની વચ્ચે તેઓ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. તેઓ પાછળ યુવાન વિધવા, બાલક પુત્ર, પાંચ પુત્રીઓ અને એક મરહુમ પુત્રીનો પુત્ર મુકી ગયા છે. ઇશ્વર ત્હેમના આત્માને પરમ શાન્તિ આપો.

ગીતાજીમાં શ્રી ભગવાન કહે છે કે—

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।**

"યોગ ભ્રષ્ટ તપસ્વી પવિત્ર શ્રીમાનને ઘેર જન્મ પામે છે." ગર્ભ શ્રીમન્ત અને અતિ ધનાઢય મનુષ્યને આવું વિરલ–આવી પવિત્ર તિથિએ–પુણ્ય સમયે અવસાન, એ પણ ત્હેના કર્મભોગની મર્યાદા પૂર્ણ થઇ, પરલોક નિવાસનો અધિકાર પુનઃ પ્રાપ્ત થવાનુંજ સૂચન કરે છે. એ તો ખરૂંજ છે કે જેનું સારૂં જીવન ન હોય, ત્હેનું મરણ પણ સારૂં ક્યાંથીજ સંભવે?

( ૨ )

સર ચીનુભાઇનો જન્મ ઇ. સ. ૧૮૬૪ માં અમદાવાદમાં સાઠોદરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ, સી. આઇ. ઇ. ના પુત્ર શેઠ માધવલાલ ભાઇને ઘેર તે પુણ્યશાળી નર રત્ને જન્મ લીધો હતો. છોટાલાલભાઇના માતુશ્રી પાછળથી "સતી" થયા હતા, અને ત્યાં એ સાધ્વી બાઇની "સતી માતાની જગ્યા" તરીકે હજી પણ માનતા ચાલે છે. એવાજ કુટુમ્બમાં આવા મહાત્મા જન્મ તે એ સ્વભાવિક છે.

એમના દાદાજી રા. બ. રણછોડલાલ અમદાવાદના-બલ્કે આખા ગુજરાતના મીલ ઉદ્યોગના પિતા હતા ત્હેમણે જે વખતે પ્હેલી મીલ આ શહેરમા શરૂ કરી ત્યારે લોકોની પ્રતિકૂળતા નહિં, તો અરુચિ તો હતીજ અને પોતાની આર્થિક સ્થિતિ સારી નહિં છતાં ઘણુંજ જોખમ અને સાહસ ખેડીને એ ઉદ્યોગ આરંભ્યો; પણ આરંભુંજ બસ ન્હોતું. આપણે ત્યાં કોઇ પણ માણસ શરૂઆત કરવામાં શૂરો કહેવાય છે, પરન્તુ પાછળથી ત્હેની સાનમાં સારી યોજનાઓ છિન્ન ભિન્ન થઇ જાય છે અને જરૂરનાં ખંત, આગ્રહ અને ધૈર્યને અભાવે આરંભમાં સારૂં દેખાતુ કામ ધીમુ પડી મૃતપ્રાય થઇ જાય છે. ઉપાડેલું કામ જાતેજ બહુ સારૂં હોય તો તેથી લલચાઇને બીજાઓ પાછુ તે ઉપાડી લે, એ વાત ખરી છે પણ ત્હેની શરૂઆત કરનાર આપણા ગુજરાતી ભાઇ તો કપાળીને ક્યારનાયે ઉઘતા હોય!—આ ઉપરથી વિચારવાનુ એ કે એક તો કામ તદ્દન નવું હતું (અને આપણા લોકો સ્વભાવથી ગતાનુગતિક—એક બીજાની પાછળ—ગાડરિયા પ્રવાહની પેઠે દોડનારા છે) અને લોકોને તે પ્રત્યે અશ્રદ્ધા હતી. તેથી શરૂઆતમા નડેલી મુશ્કેલીઓ નહિં ગણકારતા રા. બ. રણછોડલાલભાઇએ એ ધંધામાં સારો નફો છે તે બતાવી આપ્યો. પરિણામ એ આવ્યુ કે અત્યારે અમદાવાદમા માઠ ઉપરાંત મીલો સારી રીતે ચાલતી જોઇએ છીએ અને આ શહેરને હિન્દુસ્થાનના મૅન્ચેસ્ટરનું ઉપનામ મળ્યું છે.

આ રીતે અમદાવાદ શહેરની ફરી આબાદીની શરૂઆત કરનાર સર ચીનુભાઇનું કુટુમ્બજ છે, એ વાતની કોઇથી ના પાડી શકાય તેમ નથી. જો કે ત્હેમણે એટલુંજ કર્યું હોત તોપણ તે કાંઇ ઓછુ નહોતુ; પરન્તુ ખરૂં કહીએ તો આ શહેરની સુન્દરતા, લોકહિત અને કેળવણીની અભિવૃદ્ધિ અર્થે પણ એમણે એટલું બધુ કર્યું છે કે ભાગ્યેજ કોઇપણ શહેરને કોઇ એક કુટુમ્બ તરફથી આવી બાદશાહી બક્ષીસો થઇ હોય. શહેરમાં જ્યાં જઇએ ત્યાં એ દાનશીલ કુટુમ્બનુંજ નામ મહત્વની આર્થિક, માનસિક, અને શારીરિક સ્થિતિ સુધારનારી સંસ્થાઓ સાથે જોડાયલુ જોવામા આવે છે. રેલ્વે સ્ટેશનથી શરૂ કરીએ તો ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, ધર્માદા દવાખાનાનુ, સ્ત્રીઓ માટેની વિશાળ ઇસ્પીતાલ, અને માધવબાગ. શહેરની મધ્યમા રણછોડલાલ કન્યાશાળા અને શહેરની પશ્ચિમે સાયન્સ કૉલેજ, ગૂજરાત કૉલેજ હૉલ અને લાયબ્રેરી, તથા હાઇસ્કૂલનુ મકાન અને બોર્ડિંગ. (આમાંના કૉલેજ હૉલ અને લાયબ્રેરી હજી સ્થાપિત થયાં નથી.) આટલું તો એ કુટુમ્બની ખાનગી સખાવતોનું પરિણામ આપણે જોઇએ છીએ. પણ એમની જાહેર પ્રવૃત્તિનાં સત્ફળ પણ અનેક છે. અમદાવાદમાં વૉટર વર્કસ (પાણીના નળ) ની યોજના પણ શરૂ કરનાર રા. બ. રણછોડલાલજ હતા. શહેરના વૃદ્ધજનો તો જાણેજ છે કે કેટલો મ્હોટો વિરોધ છતા એ મહાન નરે પાણીના નળની હીલચાલ શરૂ અને ફતેહમંદ કરી. પોતાના શુભ સંકલ્પમા અડગ રહીને તેમણે લોકોની ગાળો ધૈર્યથી સહન કરી. પરિણામ એ આવ્યું કે જે લોકો એમની નિન્દા કરતા હતા, તેઓજ એમને દેવતુલ્ય માનવા લાગ્યા. અને એમની દીર્ઘદૃષ્ટિ તથા કાર્યકુશળતાની હજી પણ મુક્ત કંઠે સર્વ તરફથી પ્રસંશા થયાં કરે છે. કારણ કે રા. બ. રણછોડલાલે પોતાના અમૂલ્ય સમયનો ઘણો મ્હોટો ભોગ આપીને અમદાવાદની મ્યુનીસીપાલેટી (શહેર સુધરાઇ) ને બહુ આગળ પડતા સ્થાને આણી મૂકી હતી, એમા કાંઈ શક નથી.

એ દાદાજીના હાથ નીચે સર ચીનુભાઈએ ગરણી જાતના કામની તાલીમ લીધી હતી એમના પિતા માધવલાલજીએ પોતાનું પૂર્ણ લક્ષ મીલ ઉદ્યોગની ખીલવણીમાંજ આરોપેલું હતું અને તેથી તેઓ રણછોડલાલભાઈ કરતા પણ તેમાં વધારે કુશળ થઈ શક્યા હતા, તેમની પાસે રહીને એમણે એ ઉદ્યોગની બધી શાખાઓનો અનુભવ પ્રાપ્ત કર્યો હતો આનું શુભ પરિણામ એ આવ્યું કે દાદાજી અને પિતાજીના સંઘળા સદ્ગુણો તથા કાર્યદક્ષતા સર ચીનુભાઈમાં ઉતર્યા હતા

ઇ સ ૧૮૮૯ માં સર ચીનુભાઈએ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી અને તે પછીના બે વર્ષ કોલેજમાં રહીને પોતાનો અભ્યાસ આગળ વધાર્યો હતો, આ પછી તેઓએ પોતાના ઘરના વ્યાપાર–ઉદ્યોગમાં રા બ રણછોડલાલની પાસે રહીને તથા પાછળથી માધવલાલભાઈની સાથે રહીને સઘળા કામની માહિતી લીધી હતી ખાસ કરીને દાદાજીની પાસેજ ઉછર્યાથી એમના ઉચ્ચ આશયો અને વિચારોની છાપ સર ચીનુભાઈ ઉપર સજ્જડ પડી હતી અને રા બા રણછોડભાઈને માટે એમને એટલું તો સન્માન અને પૂજ્યવૃત્તિ હતા કે છેક અવસાન સુધીમાં ભાગ્યે એક દિવસ પણ એવો ગયો હશે જેમાં એમણે દાદાજીને સંભાર્યા નહિ હોય. જાહેર કામો અને લોકહિતની પ્રવૃત્તિઓમાં પણ એ દાદાજીને પગલેજ ચાલતા 'તીજી પઢીએ તાર,' એ કહેવત અનુસાર રા બ રણછોડલાલે ઉપાડેલા દરેક કાર્યમાં સર ચીનુભાઈની પ્રવૃત્તિ હતી અને તે દરેક કામ તેમણે સંપૂર્ણ કર્યું મીલ ઉદ્યોગ ધારાસભાનું કામકાજ, તથા મ્યુનીસીપાલેટીનો સર્વભાર એ પ્રત્યેકમાં દાદાજીના અભિપ્રાયને અનુસરીનેજ તેઓ કામ કરતા

સર ચીનુભાઈની યુવાન વયમાંજ રા બ રણછોડલાલ તથા શેઠ માધવલાલનો સ્વર્ગવાસ થયાથી એમને માથે સઘળી મીલોનો કાર્યભાર વહન કરવાનું આવી પડ્યું હતું પરન્તુ પિતાજી અને દાદાજીની પાસે લીધેલી તાલીમ અને પોતાની કાર્યકુશળ બુદ્ધિને લીધે થોડાજ વખતમાં તેઓ એક બાહોશ અને આગેવાન વ્યાપારી તરીકે ગણાવા લાગ્યા હતા ઝીણામાં ઝીણા ૧૦૦ નંબરનું સૂતર કાંતવાની પણ એમણેજ પોતાની મીલોમાં પહેલ કરી હતી

અમદાવાદના મુખ્ય નાગરિક તરીકે જનહિતના પ્રસંગોમાં એમને હંમેશાં આગેવાની લેવી પડતી હતી જાહેરસભાઓનું પ્રમુખપદ વારંવાર એમનેજ લેવું પડતું તે વખતે એ અભ્યાસ તથા અનુભવના પરિણામ રૂપ જે ગંભિર વિચારો રજુ કરતા તે માટે સાંભળનાર તરફથી એમને માટે ઉંચો અભિપ્રાય બંધાયા વિના રહેતો નહિ શહેરની તમામ આર્થિક, ઔદ્યોગિક અને કેળવણીની હીલચાલો તરફ એમની સહાનુભૂતિ હતી અને તેને જરૂરની મદદ આપવાને તેઓ કદિ આનાકાની કરતા નહિ.

લાંબા વખત સુધી તેઓ શહેરની મ્યુનીસીપાલેટીના સભાસદ રહ્યા હતા અને જ્યાર સરકારે તે સત્તા પોતાના હાથમાં લીધી ત્યારે એમને પ્રમુખ નીમ્યા હતા–આથી શહેરની તંદુરસ્તી અને આબાદીના સવાલોમાં એ ધ્યાન આપતા અને તેમાં રસ લઈને ખંત દિલથી મદદ કરતા

ચંડની મીલ માલકોની મંડળીના પણ તેઓ આરંભથી પ્રમુખ હતા અને રહ્યા

પ્રતિનિધિ તરીકે ઇ. સ. ૧૯૧૩ થી મુંબાઇના નામદાર ગવર્નર સાહેબની કાઉન્સીલ (ધારાસભા) માં તેઓ બીરાજ્યા હતા.

૧૯૧૫ માં પાટણમાં નામદાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડનું બાવલું ખુલ્લું મુકવાની ક્રીયા તેઓના હાથથી કરવામાં આવી હતી. અર્થાત્ આખા ગુજરાતની પ્રજા પછી તે બ્રિટિશ રૈયત હોય અથવા દેશીરાજ્યની પણ તે-રાવ ચીનુભાઇને પોતાના પ્રાન્તના મુખ્ય નાગરિક તરીકે માન આપતી હતી.

આ રીતે તેઓએ રાજા પ્રજા બંનેની પ્રીતિ સંપાદન કરી હતી. પ્રજા મંડળના વિભાગો, જૂદાં જૂદા મંડળો તથા ખાનગી વ્યક્તિઓ તરફથી જે સંખ્યાબંધ માનપત્રો એમને મળેલાં હતાં, તે પણ એમની અસાધારણ લોકપ્રિયતાનો પુરાવો છે અને ગુજરાતમાજ નહિ પણ દેશમાં જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં સર્વત્ર લોકો એમની સાથે થોડા પણ સહવાસમાં આવતાં એમની તરફ પ્રીતિ અને સન્માનવૃત્તિ રાખતા આટલું બધું લોકહૃદયનું આકર્ષણ એકલા ધનથી થઇ શકેજ નહિ; અને ર્હેનું ખરૂ કારણ ત્હારશે તો સર ચીનુભાઈના હૃદય અને બુદ્ધિના ઉચ્ચ ગુણોજ હતા, એમ જણાશે.

નામદાર ઈંગ્રેજ સરકાર તરફથી પણ એમને મોટામા મ્હોટું માન આપવામાં આવ્યુ હતુ. ૧૯૦૭ મા તેઓને સી. આઇ. ઇ. નો ઇલ્કાબ મળ્યો. ૧૯૦૯ માં ગુજરાતના પ્હેલા વર્ગના સરદાર તરીકે જાહેર કર્યા. ૧૯૧૦ માં ત્હેમને સરનાઇટનો ખિતાબ આપ્યો. અને તે પછી થોડાજ વખતમાં ત્હેમને બૅરોનેટનું ઉમરાવ પદ પ્રાપ્ત થયું કહેવાની જરૂર નથી કે મુંબાઇની બ્હાર આખા હિન્દુસ્થાનમાં અને બધી હિન્દુ કોમોમાં બૅરોનેટનું વંશપરંપરાનુ માન મેળવનાર પ્હેલા ભાગ્યશાળી પુરૂષ સર ચીનુભાઇજ હતા.

આમ થોડા વખતમા આટલું મ્હોટુ અપૂર્વ માન મળે એ નવાઇ જેવી વાત છે, એ સત્ય છે. પરન્તુ જ્યારે એમની ઉદાત્ત અને અસંકુચિત વૃત્તિની આદરણીય સખાવતો તરફ આપણે દૃષ્ટિ ફેરવીએ છીએ, ત્યારે આપણને એમ જણાયા વિના રહેતું નથી કે નામદાર સરકાર તરફથી આવી ઉદારતાનો સત્કાર ન થાય તો પછી તે બીજા શેનો કરે? સર ચીનુભાઇની પોતાની ખાનગી સખાવતોનો સરવાળો પણ લાખ્ખોની રકમમાં થવા જાય છે. પરન્તુ તે ન ગણીએ અને માત્ર જાણીતી જાહેર સખાવતો લઇએ તોપણ તે રકમ કોઇ રીતે ન્હાની નથી.

| | |
|---|---|
| (૧) અમદાવાદમા સાયન્સ કૉલેજ માટે | રૂ. ૬૦૦૦૦૦ |
| (૨) અમદાવાદમાં ટેક્નિકલ ઇન્સ્ટીટયૂટ માટે | રૂ ૩૦૦૦૦૦ |
| (૩) અમદાવાદમાં ગુજરાત કૉલેજને મદદ. | રૂ. ૨૦૦૦૦૦ |
| (૪) મુંબાઇમાં વ્યાપારી કૉલેજ માટે. | રૂ. ૧૦૦૦૦૦ |
| (૫) અમદાવાદમા ગુ. કૉલેજમાં એક હૉલ કરવા. | રૂ. ૧૦૦૦૦૦ |
| (૬) અમદાવાદમાં ગુ. કૉલેજની લાયબ્રેરી માટે | રૂ. ૫૦૦૦૦ |
| (૭) અમદાવાદમાં રણછોડલાલ હાઇસ્કુલને મદદ. | રૂ. ૩૫૦૦૦ |
| (૮) ,, ,, ,, બોર્ડિંગ માટે. | રૂ. ૩૫૦૦૦ |
| (૯) ,, સંસ્કૃત શિક્ષણના ઉત્તેજન માટે. | રૂ. ૫૦૦૦૦ |

(૧૦) „ જ્યુ. હૉસ્પીટલમાં સુવાવડી સ્ત્રીઓ માટે હૉલ બાંધવા. રૂ. ૧૫૦૦૦૦
(૧૧) „ નર્સીંગની ક્લાસો માટે સ્કૉલરશીપ કઢાવવા. રૂ. ૧૫૦૦૦૦

આ ઉપરાંત અમદાવાદમાં–માધવ બાગ પાછળ થયેલુ ખર્ચ, વગેરે ક્ષય રોગીઓ માટેના ધર્મપુરના સેનેટેરિયમની શરૂઆતમાં તેઓએ મારી મદદ આપી હતી અને દર વર્ષે ત્હેમની મદદ ચાલુ હતી. ઘણી લાયબ્રેરીઓ અને ન્હાની મ્હોટી સંસ્થાઓને પણ એમની મદદ નિયમિત રીતે મળ્યાંજ કરતી. આ બધી મદદનો કુલ આંકડો નક્કિ કરવો મુશ્કેલ છે, છતાં તે ઘણો ભારે થવા જાય છે, એમાં કાંઇ શક નથી. કારણ કે એમની છપી મખાવતો પણ જાહેર બક્ષીઓના જેવીજ વિશાળ દૃષ્ટિથી થતી. ધર્મ અને કેળવણીની બાબતમાં એમનો હાથ હમ્મેશાં છુટો રહેતો. પ્રવાસમા અને ખાસ કરીને યાત્રનાં કેટલાક મુખ્ય સ્થાનોમાં એમણે ધર્મશાળાઓ બાંધી છે. હરદ્વાર અને બદ્રિકેદાર વગેરે સ્થળે એમણે કરેલી સગવડનો લાભ લાખ્ખો યાત્રિકો લે છે. કોઇ પણ વિદ્યાર્થી એમની પાસેથી નિરાશ થઇને પાછો જતો નહિં. અને કોઈ પણ વિદ્વાન્ બ્રાહ્મણ એમની પાસે આવે તો એની વિદ્વત્તાના પ્રમાણમા એનુ માં મન્માન થતું, એ જાણીતું છે. અર્થાત્ એમની દાનવૃત્તિ જેવી ઉદાર હતી ત્હેવી અંધ ન્હોતી બહુ વિવેકથી તેઓ આપતા અને ત્હેનો સદ્વ્યય થતો. કારણ કે એમનુ દાન સુપાત્રેજ થતું.

ધન મેળવવુ, મઘરી રાખવુ, એ બધુ ભલે કઠિન હોય. પણ તે યોગ્ય માર્ગે વાપરવું, ત્હેના કરતાં તો નિઃસશય ન્હેલુંજ છે. કારણ કે દ્રવ્યનો સન્માર્ગે વ્યય કરવો એ અતિશય કઠિન છે. આથીજ ધર્મશાસ્ત્રોમાં ખરૂ દાન એને ગણેલુ છે અને સુપાત્રે દાનનુ માહાત્મ ઘણું મ્હોટુ બતાવેલુ છે. આવા અનેક મહાન ગુણોને લીધે અને ખાસ કરીને મહાન દાનવૃત્તિની શુભ ખીલવણીને લીધે સર ચીનુભાઇને "દાન વીર" નું પદ લોકોએ સર્વાનુમતિથી આપ્યું હતુ, જે બૅરોનેટના ઉમરાવ પદ કરતા પણ કોઇ રીતે ઉતરતું નથી. આવા મહાન નરમા દેવાશી ગુણ જોવામા આવે અને અવતારી મનુષ્યોમાં ત્હેમની ગણના થાય તો ત્હેમા અતિશયોક્તિ ન કહેવાય.

( ૩. )

મહાપુરૂષોના જીવનમાંથી આપણને ઘણુ શીખવાનું મળે છે. જે સ્ત્રી અથવા પુરૂષ લોકસમહમાં ઉંચો દરજ્જો મેળવે છે, અથવા અધિક મન્માનને પાત્ર ગણાય છે, ત્હેમનાં કાંઇક વિશેષતા તો હોય, એ સ્વાભાવિક છે. એ વિશેષતા અમુક ગુણોને લીધેજ હોય છે. અને આવા ગુણ તરફની દૃષ્ટિ જગતને હિતાવહ થઇ પડે છે, કારણકે તે ગુણોનું અનુકરણ આપણું જીવન–ચારિત્ર્ય, હૃદય અને વિચારને ઉન્નત બનાવી કલ્યાણ માર્ગે પ્રેરે છે.

સર ચીનુભાઇના નિકટ પરિચયનો લાભ આ લેખકને લાંબાકાળ સુધી મળ્યો હતો. ત્હેમની જીંદગીના મહાન્ પ્રસંગો–ત્હેમણે કરેલા મ્હોટાં કામો, એ સહુ તો સુપ્રસિદ્ધ છે. ત્હેમની ખરી મ્હોટાઇના કેટલાક ખાસ ગુણ મ્હારા પોતાના જોવામાં–અનુભવમા આવ્યા છે, ત્હેનું સંક્ષિપ્ત અવલોકન અહિં અસ્થાને નહિં ગણાય.

કાર્યદક્ષતાઃ સર ચીનુભાઇમાં કાર્યદક્ષતા પુષ્કળ હતી. જે કામ કરવાનું તેઓ ધારતા, તે ગમે ત્હેવા સંપૂર્ણ જ્ઞાન અને માહિતી મેળવી, પછીજ ત્હેમાં પ્રવૃત્ત થતા.

અને તે કાર્ય કરવાનું સ્વીકાર્યા પછી પરિપૂર્ણ કર્યા શિવાય તે કદિ મુકતા નહિ. આ એમનો ગુણ દરેક કામમા જણાઇ આવતો દાખલા તરીકે મીલનું કામ એમનું મુખ્ય કાર્ય હતું પણ તે ઉદ્યોગ એમને વારસામા મળેલો હતો છતાં ઘણું મીલ માલેકો, જેમણે જાતે મીલો ઉભી કરી હોય છે, તેમના કરતાં પણ વધારે તે વિષયની માહિતી સર ચીનુભાઇને હતી દરેક ખાતાનો અનુભવ તેમણે જાતે લીધો હતો અને દરેક વિભાગને લગતા મારામાં સારા પુસ્તકોનો અભ્યાસ તેમણે કરેલો હતો આ પુસ્તકો હજી પણ એમની લાયબ્રેરીમાં છે દરેક ખાતાની માહિતી એમની એટલી ઉંડી હતી કે જ્યા ખાતાના અમલદારો ગુંચાતા ત્યાં તેઓને શેઠ સાહેબની સલાહ ઉપયોગી માલમ પડતી પોતાના જ્ઞાન અને અનુભવને લીધેજ તેઓ પોતાનો મીલ ઉદ્યોગ ઉંચામા ઉંચી ટોચ ઉપર લાવવાને સમર્થ થયા હતા તેઓ નવીન રીતિઓ દાખલ કરવાને હોંશીલા હતા અને કરવા લાયક બધું કામ જાતેજ કરતા હતા તેઓ પોતાનો વિશાળ અનુભવનો લાભ લેવામા સ્વાર્થી ન બનતા અને જેને જેને એ હેને નિષ્પક્ષવાળી સારી સલાહ આપતા આવી રીતે તેઓ દરેક બાબતમા કામ કરતા અને તેથીજ હેમનો કાર્ય પ્રદેશ આટલો બહોળો તથા ફળ દાયી થયો હતો

**દાનવૃત્તિ:** જે મોટા ગુણને લીધે તેઓ પકાતા હતા જેને લીધે તેઓનું નામ અમર થઇ ગયુ છે, અને જે વડે તેઓએ અનેક માણસોના દુખ દૂર કરી, કકળતી આંતરડી ઠારી હતી, અશક્ત જીંદગીઓમાં પ્રકાશનું ચેતન મુક્યું હતું, તે આ વૃત્તિ હતી આ ગુણ એટલો બધો વિશાળ-ઉંડો હતો, કે બીજો કોઇ મહગુણ હેમનામા ન હોત તો પણ તેઓ "મહાનપદ" પ્રાપ્ત કરત સર ચીનુભાઇની સખાવતો વિષે પ્રથમ કહેલું છે એટલે અહિં પુન લખવાની જરૂર નથી

**ધર્મપરાયણતા:** તેઓ સનાતન ધર્મમા પૂર્ણ શ્રદ્ધાવાન હતા પણ જે કરતા તે વ્હેમે નહિં—શાસ્ત્રનો પૂરેપૂરો આધાર લઇનેજ કરતા દરેક ધર્મકાર્ય પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે એવી શ્રદ્ધા અને ખંતથી કરતા કે બીજા માણસોને આશ્ચર્ય થયા વિના રહે નહિં અને એકવાર સંકલ્પ કર્યા પછી તે કદિ પાછા હઠતા નહિં પછી ગમે તેવી મુશ્કેલી આવી પડે તોપણ શું ? પરદેશથી શાસ્ત્રીજી હાથીરામજી જેવા વિદ્વાનોને બોલાવીને શાસ્ત્રના અધ્યયન અર્થે વિદ્યાર્થીઓની પરીક્ષાઓ લેવડાવી પારિતોષિકો આપતા અને દરેક રીતે શાસ્ત્રોનો સવિશેષ અભ્યાસ વધે હેને માટે તેઓ બહુ કાળજી રાખતા

**વિદ્યારસિકતા:** એક રીતે કહીએ તો એમને વિદ્યાનું તો વ્યસન હતું ઇંગ્રેજી અને સંસ્કૃતનું તેઓને ઘણુ સારૂ જ્ઞાન હતું, કે સંસ્કૃત તરફ તો એમને સ્વભાવિક પક્ષ પાત હતો વેદાન્તના અભ્યાસ માટે ખાસ શોખ હતો અને તે માટે તો બધુ કામ મૂકીને રાત્રિનો એકાદ કલાક દરરોજ તેઓ શાસ્ત્રીજી સાથે ગાળતા આ ઉપરાંત જ્યોતિષ અને વૈદક વગેરે વિવિધ વિષયોનું પણ સાધારણ જ્ઞાન એમણે મેળવી લીધુ હતુ અર્થાત્ તેઓ બહુ શ્રુત હતા એમના ખાનગી પુસ્તકાલય ઘણુ કીમતી છે, કારણકે એમા ઘણા જૂદા જૂદા વિષયોને લગતાં સઘળા પુસ્તકો છે આ લાયબ્રેરી જોતાજ આપણને એમના બ્હોળા જ્ઞાનનો ખ્યાલ થયા વિના રહે નહિ, કારણકે એમનો નિયમ હતો કે એમા કોઇ પણ પુસ્તક પૂરેપૂરૂં વાંચ્યા શિવાય મુકતુ નહિં

**નિયમિતતા:** સર ચીનુભાઇ ઘણા વ્યવસાયી હતા. એમને અનેક જૂદી જૂદી જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લેવો પડતો હતો અને તે ઉપરાન્ત પોતાના ઉદ્યોગનું કામ પણ કાંઇ થોડું ન્હોતું તેથી કામનો બોજો એમના ઉપર ભારે હતો. બે મીલોનો વહીવટ તેઓ એકલે હાથે ચલાવતા હતા. તે ઉપરાન્ત મ્યુનીસીપાલેટી અને મીલઓનર્સ એસોસિએશનના પ્રમુખ તથા ધારાસભાના સભાસદ હતા. વિવિધ પ્રકારની ધાર્મિક, આર્થિક અને વિદ્યોત્તેજક પ્રવૃત્તિઓમા પણ એમને પડવું પડતું હતું અને શહેરની જાહેર સભાઓનું પ્રમુખપદ ઘણુંખરૂં એમનેજ આપવામા આવતું હતું. આથી સહજ વિચાર થશે કે આવા ઉદ્યોગી પુરૂષને આરામ મેળવવાનો સમય ક્યાંથી રહે? પરન્તુ એ પોતાની નિયમિત કાર્ય પદ્ધતિથી દરેક કામ કરતા અને તે રોજનું રોજ કરી જતા. એટલે બાકીમા રહેવા દેતા નહિ. આથી અમુક વખત તેઓ ધાર્મિક કાર્યોમા, વ્યાખ્યાનમા, તથા કુટુમ્બ મેળાપના વિનોદ માટે પણ તેઓ મેળવી શકતા.

એમનામા નિયમિતપણાનો ગુણ કેટલે બધે અંશે વ્યાપી રહ્યો હતો ત્હેનો ખ્યાલ એકજ દાખલા ઉપરથી આવી શકશે. ત્હેમણે હિન્દુસ્થાનમા ઘણીવાર મુસાફરી કરી, અને ઘણું ખરૂં કુટુમ્બ સાથેજ તેઓ પ્રવાસ કરતા, છતા કોઇ પણ વખત ટ્રેન ચૂકયા હોય એવું બન્યું નહોતું. જે પ્રોગ્રામ (પ્રવાસક્રમ) કરીને ઘેરથી નીકળતા તેજ પ્રમાણે તેઓ પાછા આવી પહોંચતા. આથી ત્હેમના પ્રવાસમા અગવડ પડતી નહિ એટલુંજ નહિ પણ તેઓ ઘણી લાંબી મુસાફરીઓ આશ્ચર્યકારક રીતે ટૂંકા વખતમા કરી શકયા હતા.

બીજા કાંઇ કામોમા પણ આ નિયમનું ઉલ્લંઘન તેઓ થવા દેતા નહિ. રાતના દશ વાગ્યા પછી હમેશા આરામ લેતા અને ખાનપાનમા પણ તેઓ મિતાહાર તથા વખતસર—ખપ જોગાજ ખાતા.

**સાદાઈ તથા વિવેકીપણું:** મરહૂમ સર ચીનુભાઇ ગર્ભશ્રીમન્ત બાપના પિતાની મીલકત ધરાવતા હતા, અને સરકારમા તેમજ લોકોમા એક ઉમરાવના જેટલું સન્માન ત્હેમને મળતું હતું, છતા પણ રહેણીકરણીમા તેઓ બહુજ સાદા અને મીલનસાર હતા. તેઓ તદ્દન સાદા કપડાંજ પહેરતા. નવી ફેશન એમણે સ્વીકારી નહોતી. અને આ સાદાઈ એમનો પહેરવેશમાંજ નહિ પરંતુ એમના સ્વભાવમા—એમના વર્તનમા પણ હતી. ખાનગી બાગ બાબતમાં કે મુસાફરીમા ત્હેમના પરિચયમા આવનાર માણસને કદિ પણ એમ ન લાગતું કે તે એક અતિ ધનાઢ્ય અને સમર્થ લોકનેતા સાથે વાત કરે છે. દરેકને યોગ્ય સન્માન આપવા તેઓ હમ્મેશા ઉત્સુક રહેતા. એમના પ્રસંગમા ન્હાના મ્હોટા જે સર્વ આવ્યા હશે ત્હેમને તરતજ સર ચીનુભાઇ તરફ ચાહના અને સદ્ભાવ થયેલ. ત્હેનું એક કારણ ત્હેમની સાદાઈ, વિવેક અને મીલનસારપણું એ પણ હતું.

**પર્યટન:** મુસાફરીનો ત્હેમને ઘણો શોખ હતો અને ન્હાનપણથીજ તે વૃત્તિ અમલમા તેઓ મૂકી શકયા હતા. રામેશ્વર શિવાય હિન્દુસ્થાનનાં સઘળાં તીર્થો—ધર્મસ્થાનો—જોવા લાયક જગાઓએ તેઓ જઇ આવ્યા હતા. પરન્તુ હિન્દુસ્થાનના બીજા ભાગો કરતા કાશ્મીર અને હીમાલયના પ્રદેશોની અલૌકિક રમણીયતાએ ત્હેમની પ્રીતિ બહુ આકર્ષી હતી. તેથી વારવાર તેઓ તે તરફ જતા. ઉત્તરમા બદ્રિકેદારેશ્વરના મંદિરથી આગળ ઘણે દૂર સુધી પણ પહાડોના વિકટ માર્ગોમા થઇને અનેક શારીરિક કષ્ટો સહન કરીને

ઘણી મુશ્કેલીઓ વેઠીને ઘણા પૈસાના ભોગે, તેઓ જઇ આવ્યા હતા. એટલી બધી એમની આ ગિરિ પ્રદેશ તરફની મમતા હતી! મુસાફરીમાં હોય ત્યારે તો ખાસ કરીને તેઓ ચાકર નોકરો અને સાથેનાં સર્વ માણસોની સગવડ અને સંભાળ માટે ઘણીજ કાળજી રાખતા અને એક કુટુમ્બી હોય એમ સર્વની સાથે વર્તતા.

**સંસાર સુધારોઃ** યોગ્ય માર્ગોમાં તેઓ સુધારક પણ હતા. સંસાર સુધારા સમાજનો કાર્યક્રમ એમને સ્વીકારવો યોગ્ય લાગેલો નહિ, પરન્તુ સુધારાને અંગે એમને પોતાને જે યોગ્ય અને ખરૂં લાગતું તે પ્રમાણે વર્તવામાં કદિ પાછા પડતા નહિ. બાળલગ્નની તેઓ વિરૂદ્ધ હતા, તેથી પોતાની ત્રણે પુત્રીઓનાં લગ્ન તેમણે યોગ્ય વય થયા પછીજ કર્યાં હતાં. "કહી બતાવવા કરતાં કરી બતાવવું સારૂં," એ સૂત્ર તેઓ ઘણું પસંદ કરતા. પોતાની મ્હોટી પુત્રી જ્યારે ભરયુવાન વયમાં સ્વર્ગવાસી થઇ, તે વખતે રોવાકુટવાના ચાલ તરફ એમને તિરસ્કાર હોવાથી નાત જાતના માણસો અને સગા વહાલાંની ઘણી ના મરજી છતાં અને પોતાને ઘેર કેર થયેલો હતો તોપણ રોવાકુટવાનું બંધ કરાવી-ધર્મકથાનું વાંચન કરાવ્યું હતું. આ જાહેર હિંમતના કામનું શુભ ફળ એક એ આવ્યું છે કે હવે એમની પોતાની જ્ઞાતિ ઘણીખરી જગોએ ગમે તેટલું યુવાન મરણ થયું હોય તોપણ કથાનું વાંચન કરાવવાનો રિવાજ પડવા માડ્યો છે.

**કુટુમ્બ વત્સલતાઃ** સર ચીનુભાઈ ઘણાજ કુટુમ્બ વત્સલ હતા. લાંબી મુસાફરીઓમાં પણ પોતાના બધા કુટુમ્બને તેઓ સાથેજ ફેરવતા અને દરેકની સંભાળ તથા દેખરેખ જાતે રાખતા. એમના કુટુમ્બ પ્રેમનો એકજ દાખલો એ ગુણ બતાવવા બસ થશે એક વખત એક બાળક જરા માંદુ પડ્યું તે વખતે શેઠ સાહેબ પોતાને શાહપુરને બંગલે હતા. અને ડાક્ટરની સલાહ બાળકને ત્યાંથી ખસેડવાની નહોતી. હવે સર ચીનુભાઇનો નિયમ દરરોજ રાત્રિએ શાહીબાગને બંગલે સુવાનો હતો. અને નિયમિતતાનો એમનો આગ્રહ જાણીતો હતો. તેથી જ્યારે એમને જણાવવામાં આવ્યું કે-" આપ શાહીબાગ પધારો, બીજા બધાં શાહપુર રહેશે " ત્યારે એમણે શાન્તિથી જવાબ દીધો કે " જ્યાં મ્હારાં છોકરાં, જ્યાં મ્હારૂં કુટુમ્બ, ત્યાં હું આપ જ્યાંસુધી બધાંને જવાની રજા નહિ આપો ત્યાંસુધી હું પણ અહિંજ રહીશ. " અને ખરેખર બાળક શાહીબાગ લઇ જવાય એવી સ્થિતિમાં ન આવ્યું ત્યાં સુધી ઘણી અડચણ વેઠીને પણ તેઓ ત્યાંજ રહ્યા હતા.

> शतेषुजायते शूरः सहस्रेषु च पण्डितः ।
> वक्ता दशसहस्रेषु दाता भवति वा नवा ॥
> इन्द्रियाणां जये शूरो धर्मं चरति पण्डितः ।
> सत्यवादी भवेद्वक्ता दाता लोकहितेरतः ॥
>
> —श्री महाभारत.

( સેંકડોમાં એક શૂર થાય, હજારોમાં એક પંડિત થાય, દશ હજારોમાં એક વક્તા થાયઃ (પણ) દાતા તો ઉત્પન્ન થાય કે ન યે થાય !—શૂર તે ઇન્દ્રિયો જીતવામાં; પંડિત તે ધર્મ અનુસરવામાં, વક્તા તે સત્યવાદી, અને દાતા લોકહિતને માટે દાન કરે તે. )

# प्रवास मंजरी·

## કાઠીઆવાડની યાત્રા

### ( બાવીસ દિવસનુ બ્યાન. )

લેખકઃ શ્રીયુત્ "મસ્ત" ( બી. એ. )—અમદાવાદ

( ૩. )

પોરબંદરથી દ્વારિકા પગ રસ્તે જવાય છે અને આગબોટ મારફત પણ જવાય છે પગ રસ્તો લાંબો છે. તેમાં ત્રણચાર દહાડા થઇ જાય છે અને હાલાકી

દરિયાઇ સફરઃ ઘણી પહોંચે છે. તેથી દરિયાઈ માર્ગેજ મુસાફરી કરવાનુ નક્કી કર્યું. જમીન રસ્તે જવાનો અમારો વિચાર ભોળો પડવાનું બીજું કારણ "બ્હારવટીયાની ધાસ્તી" એ પણ હતું

દરીઆઇ માર્ગની મુસાફરીનો અમારો આ પહેલવહેલો પ્રસંગ હતો. જો કે દરીઆઇ સફરની-મુશ્કેલીના ડપકા લોકો તરફથી હમારા મનમાં નાખવામા આવ્યા હતા, પણ અમને તેની અસર ન થવાથી મનમાં ભીતિ ઉત્પન્ન થઇ ન હોતી. જો કે અનુભવ ઉપરથી એમ લાગ્યુ ખરૂં કે જ્યારે દરીઓ નૃસિંહ સ્વરૂપ ધરતો હશે, ત્યારે પામર મનુષ્યપ્રાણીનું ત્યાં કાંઇપણ ચાલી શકતું હશે નહીં. જે જે જગ્યાએ સ્ટીમર રોકાય છે, તે તે જગ્યાએ તેના આવી પહોંચ્યાની ખબર વાવટો ચઢાવીને આપવામાં આવે છે. હમે સ્ટીમર આવવાની હતી તેથી, અને સાત વાગ્યા પહેલા બંદરે સામાન પહેલાથી પહોંચતો કરી દેવો એવી ભલામણ થવાથી, હમારો સામાન તે અરસામાં આગળથી વીદાય કરી દીધો હતો. અને અડધા કલાક પછી હમે પણ નીકળ્યાં. જે દિવસ હમે નીકળવાનાં હતાં તે દિવસે સ્ટીમર હમેશના વખતે આવી નહીં. હમે ફક્ત લોકોના કહેવાથી બહાર સાત ને આઠની વચ્ચે જઇ બેઠાં. ત્યાં ગયા પછી માલુમ પડ્યું કે સ્ટીમર ક્યારે આવશે તેના હજી સુધી કાઇપણ ખબર આવ્યા નથી. જ્યારે આવે ત્યારે ખરી, અને બન્યું પણ તેમજ કારણ કે હમારે લગભગ ચાર કલાક બંદર ને બંદર ઉપરજ ખોટી થવું પડ્યુ. પોરબંદરના બંદરેથી સ્ટીમર ( કે જે આઘે ઉભી રહે છે તે ) ઉપર જવાને મછવામાં બેસવુ પડે છે અથવા તો રાજ્ય તરફથી સ્ટીમલોંચ ( વરાળથી ચાલતી હોડી ) હાજર રહે છે તેમાં બેસીને જવાય છે. પણ મછવા કરતા સ્ટીમલોંચનુ ભાડું વધારે આપવું પડે છે. હમને સ્ટીમરમા પુપમાં બેસવાની ભલામણ થયેલી હોવાથી હમે પુપની ટીકીટ લીધી અને તેના માણસ દીઠ રૂ. ૩ હમારે આપવા પડ્યા. નોકરો માટે હમે ડેક (થર્ડ ક્લાસની ) ટીકીટ લીધી અને તેનો દર માણસ દીઠ રૂ. ૧। હતો.

આ પુપ ( ફર્સ્ટ ક્લાસ ) કેબીનોના ઉપર હોય છે, અને તેની આસપાસ લાઇફ બોટસ ( બચાવવાની ન્હાની હોડીઓ ) ગોઠવેલી હોય છે. જો સ્ટીમર કંપનીનો એજંટ ભલામણ કેપટનને કરે છે તો કેપટન આ પુપમાં લાઇફ બોટની આસપાસ પડદા

બંધાવી આપે છે. કેબીનનો દર પુપથી વધારે હોય છે. ડેક (થર્ડ ક્લાસ) એનજીન હાઉસ, કેબીન તથા થર્ડ ક્લાસ માટેના જાજરૂ તથા રસોઇ ખાનાની આસપાસ હોય છે. સેકન્ડ ક્લાસ બોઇલરના ભુંગળાની આસપાસ હોય છે. આ સ્ટીમરના સાધારણ રીતે ત્રણ મજલા પાડી શકાય. પહેલો મજલો ગોડાઉન (માલ ભરવાની વખાર) તથા એનજીન હાઉસ તથા બોઇલર વીગેરેનો બનેલો હોય છે. બીજો મજલો ડેક, કેબીન, સ્ટીમરના ઓફીસરોની રૂમ (ઓરડીઓ) રસોડાં, જાજરૂ વીગેરેનો હોય છે. અને ત્રીજો મજલો પુપ અને સેકન્ડ ક્લાસ, કેપટનની રૂમ તથા સ્ટીમરને યોગ્ય માર્ગે ચલાવનાર "ગાર્ડ". ના સ્થાનકનો બનેલો હોય છે. આ ગાર્ડના હાથમાં આખી સ્ટીમરની ચાવી રહે છે. એ એને ધારે છે ત્યાં ઉભી રખાવે છે, ધારે છે તે દીશામાં લઇ જાય છે અને સ્ટીમરના જુદા જુદા ભાગના માણસોને હુકમ આપે છે. સ્ટીમરમા દર કલાકે ઘંટ વાગે છે. પણ એ લોકોના કલાકની ગણત્રી જુદી હોય છે. હમે તો સારા દસ અગીઆરના સુમારે સ્ટીમલોંચમાં બેસી બંદરેથી સ્ટીમર ઉપર ગયા. અને દરીઆમા ઉલ્ટી, ફેર વીગેરે થાય છે. તેનો અનુભવ પણ કર્યો. કારણ કે હમારામાંના બે એક જણાને હરહંમેશ ફેર આવવા માંડયા તેમ ઉલટી પણ થઇ. સ્ટીમલોંચમાથીજ આ પ્રમાણે શરૂઆતી થઇ તેથી એમ લાગ્યુ કે સ્ટીમરમાં વાત વધશે. પણ પરમાત્માની કૃપાથી તેવું કાંઇ બન્યુ નહિં. સ્ટીમલોંચ 'જેહવા' એ અમને ચારે તરફ પથરાયલા અંધારામાં સડસડાટ ચાલીને અને પાણીના મોજામાં આગબોટ અથવા વહાણ કેવી રીતે ઉંચાં નીચાં થાય તેને અનુભવ કરાવી સ્ટીમશીપ 'મહા નદી' આગળ લઇ જઇને મુક્યા. સ્ટીમલોંચ અને સ્ટીમર તરફ નજર ફેંકતાં હમારા મનમાં થયું કે "ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી!" એક તરફ જ્યારે હમે પોરબંદરને નિદ્રાવશ મુકીને આવ્યા ત્યારે બીજી તરફ આપણી વચ્ચેના નાનકડા શહેરમાં છતી રાત્રે દિવસનો આભાસ થવા માંડ્યો. જેમ કુરકુરીઆં માને ધાવવા વાસ્તે તેની આસપાસ વીંટળાઈ વળે છે ને મા વચ્ચે શાંત અને ગંભીર પણ વ્હાલ સોયા દિલથી બચ્ચાને ધવડાવવા સ્થિર થઇ ઉભી રહે છે તેવી રીતે આ સ્ટીમરની આસપાસનો દેખાવ હતો. કારણ કે તે પ્રચંડ અને ભવ્ય માતા પસારો કરીને પડી હતી, અને તેની આજુબાજુ મછવાઓ તથા વ્હાણ વીગેરે ગેલ કરી રહ્યા હતાં. અમે પહોંચ્યાં ત્યારે સ્ટીમર 'મહા નદી' વીજળીક રોશનીથી ચારે તરફ પ્રકાશી રહી હતી. અને વહાણ, મછવામાંથી માલ તથા માણસોને ઉપર લેવા સીડી નીચે નાંખવામાં આવી હતી દરીઆનાં મોજાં ઉપર ઉંચી નીચી થયા કરતી હોડી (સ્ટીમલોંચ) માંથી અમે ઝારો ફરતી સીડી દ્વારા સ્ટીમરમાં પહોંચ્યાં, અને ખલાસી લોકો અમારો સામાન ઉપર લઈ આવ્યા. જેવી રીતે રેલ્વે સ્ટેશન ઉપર મજુરો મળે છે તેવી રીતે દરીઆઇ મુસાફરીમાં મજુરો મળતા નથી, પણ વહાણવાળાઓજ મજુરની ગરજ સારે છે અને તે બદલ તેમને મ્હેનતાણુ જુદું આપવું પડે છે. જળમાર્ગમાં અમારો આ પ્રથમ પ્રવાસ હોવાથી વહાણમાં અને સ્ટીમરમા દરેક ક્રીયા અમે બહુ સાવચેતીથી કરતા હતા. કારણ કે સાહીતી વગરની ચીજ પહેલવહેલી હાથ ધરતાં મન ધીમું અને શંકાશીળ હોય છે. એની એ ચીજનો વારંવાર-મ્હાવરો-થતાં, મન ખુલે છે ને ત્વરાવાળું બને છે. સ્ટીમરમાં પુપ અને તેની નીચેની કેબીન તેને એક છેડે હોવાથી હમારે ડેક (થર્ડ ક્લાસ)

ચોરીને જવું પડ્યું. અમે પુપમાં જઇ એક ખુણે ગોઠવાયાં, નોકરોને ડેકમાં મુકી તેમને ટ્રંકો વીગેરે સોંપી, હમારા બીસ્ત્રા હમે સાથે રાખ્યાં હતા. શિયાળાની કડકતી ટાઢ હતી, લાઇફ બોટસની ઓથ હતી, અને તે બોટોની આસપાસ કપડું બંધાવી આપ્યું હતું; તો પણ ઠંડીના પ્રવાસનો અમને સંપુર્ણ અનુભવ થયો. એનાં બે કારણ હતાં. એક તો ભર શીયાળોજ હતો અને બીજું સ્ટીમર રાત્રીનો વખત હોવા છતાં પ્રયાણ કરવાની હતી સાધારણ રીતે જે બંદરે રાત પડી જાય છે તે બંદરે સ્ટીમર લંગર કરે છે અને સવાર થતાં ઉપડે છે. પણ અમારી સ્ટીમર તો રાતમાંજ કુચ કરવાની હતી. પુપ ઉપર બેએક બેંચો પડી હતી તેમાંની એક ઉંચકી જે બાજુએ લાઇફ બોટ નહોતી, પણ ફક્ત પડદો હતો તે બાજુએ હમે તેને મુકી હમારા બીસ્ત્રા પાથરવા માંડયા. કારણકે સ્ટીમર ઉપડવા પહેલાંજ હમને લાગ્યું કે ટાઢ સામે અને તેટલું રક્ષણ કરી લેવું. તેથી ગરમ ઓઢવાના લપેટીને હમે પડયે પડયે સ્ટીમર ઉપરની જગલીલાનું અવલોકન કરવા માંડયું.

પ્રથમ તો ઉપર આભ ને નીચે ( ધરતીને બદલે ) નીરનો વિચાર આવ્યો. માણસ જ્યારે એકલું પડે છે ત્યારે તેના મગજમાં વીધવીધ તરંગો ઉદ્‌ભવે છે કેટલીક વખત તેહેનું મન હર્ષથી ઉભરાઇ જાય છે અને કેટલીક વખત દુઃખમાં ડુબાઇ જાય છે; હમારામાં બેનું મિશ્રણ થયું હતું. નવેનવી આગબોટની સ્હેલ હોવાથી એક તરફથી હર્ષ થતો હતો ત્યારે બીજી તરફથી 'ટાઇટેનીક' જેવા આપણા પણ હાલ થાય ખરા, એવું મનમાં આવવાથી ભીતિ ઉત્પન્ન થતી હતી પણ આ હર્ષ શોકના તરંગોને વધારે વીકાસનો વખત મળ્યો નહી કારણકે સ્ટીમર ઉપર ચાલતી ધમાલે હમારા વિચારને હવાઈ-કીલ્લા બાંધવા દીધા નહીં. સ્ટીમરને ગોદીમાંથી ક્રેઇન ( સામાન ઉપાડવાનો ઉટડો )દ્વારા માલ ઉંચકાઇ, ઉંચે ચઢી, ફરી, વહાણ ઉપર જઇ, પાછો ઉતરી વહાણમાં પડતો તે દેખાવ મનને બહુ રમણીય લાગતો હતો બીજું પોતાની ગોઠવણમાં પડેલા ઉતારૂઓનો ઘોંઘાટ કંટાળો આપવાને બદલે મનને ખુશી કરતો હતો. હમારામાંના જે લોકોને હજી ઉલટી થવાનું થતું અને જેમનાં માંથા ચડી આવ્યાં હતાં ને લોકો તો મોમાં લવીંગ તજ રાખી માથે ઓઢી પડી રહ્યાં હતાં. સ્ટીમર ઉપર હીંદુ મુસલમાન માટે ચા-પાણી અને ખાવા પીવાની પણ તજવીજ હોય છે. જેમને મનનો બાધ હોતો નથી તે તો આ સગવડનો સંપુર્ણ લાભ લે છે. પણ ધાર્મીકવૃત્તિવાળા પોતાની ખાનગી સગવડ કરી લે છે. તેઓ મીઠા પાણીના દેગડા સાથે રાખે છે અને ખાવાને માટે નાસ્તો ભરી રાખે છે, ચાને માટે જમાવેલા દુધના ડબાઓ સ્ટીમર ઉપર વાપરવામાં આવે છે. માલ ઉતારવાનું અને ચઢાવવાનું પુરૂં થઇ રહેતા હમારી સ્ટીમર ઉપડી. આ સ્ટીમર ચાલે છે તેની ખબર પડતી નથી. છેટેથી બંદરના દીવા ચાલતા દેખાવા લાગ્યા તે ઉપરથી એમ લાગ્યું કે અમારી સ્ટીમર તો ઉભી છે પણ પડખે થઇને કોઇ બીજી સ્ટીમર જાય છે. પણ થોડીવારમાં ભ્રમણા દુર થઇ અને નક્કી થયું કે આપણીજ સ્ટીમર ઉપડી છે. લાઇફ બોટનું, પડદાનું અને બીછાનાં તથા ઓઢવાનું રક્ષણ લીધાં છતાં સ્ટીમરના ઉપડવાની સાથે પવન પણ ઉપડ્યો અને અમે તો ખરેખરાં ઠુઠવાઇ જવા લાગ્યા કારણકે તેણે તો પડદા ઉથલાવી નાંખવા માંડ્યા અને લાઇફ બોટોની વચ્ચેના માર્ગમાંથી તાકી તાકીને પોતાના સુસવાટા રૂપી બાણથી હમારા ઓઢવારૂપી કવચને કાપી હમારાં રૂંવેરૂંવા વીંધી નાખવા માંડયાં-પણ

ખબર પડતી નથી. હમે પણ આ પુન્ય થાપના ભાગી થાત પરંતુ ગોરને પડતા મુકી પરબારૂ કરવા જતા ગોર મહારાજની આખી મુઠી ખુલ્લી થઇ ગઇ એમનો અમને ન જણાવા દેવાનો ભરમ આપોઆપ ખુલ્લો પડી ગયો. એમણે અમને પેટ ફોડીને કહી દીધુ કે "ઠાકોરજીને જે કાંઇ આપે કરવાનુ અમને વચ્ચે નાખ્યા વગર કર્યું તેથી અમારી ખરી કમાણી ગઇ કારણકે અમારી મારફત જો કહેવડાવ્યુ હત તો જે કાંઇ આપ ઠાકોરજીને ફરત તેનુ અરધો અરધ અમને મળ એવો અમારા દસ્તુર છે મતલબ કે માણસ જો રૂ ૫૦૦ ઠાકોરજીને ભેટ મુકવા ધારે તો તેમાથી રૂ ૨૫૦ ગોરના થઇ ચુકયા ! વળી એ ગોર મહારાજ એમ પણ કહેતા હતા કે "યજમાન અમને આપી આપીને શુ આપે' પાચ આપે, દસ આપે, પચીસ આપે,–પણ તેથી અમારી આ (પેટ બતાવી) ગાગર શી રીતે ભરાય ? અમે તો આવી રીતે જ્યારે તમને ઉઘના ને ઉઘના ગખી ગાબડુ પાડીએ ત્યારજ તૃપ્ત થઇએ " ભેગાભેગુ અહીં જાણવુ આવશ્યક થશે કે ઠાકોરજીની સેવા દ્વારકામા જુદી જુદી રીતે થાય છે કોઇ અમુક રૂપીઆનો ભાગ ધરાવે છે, કોઇ વસ્ત્ર ધરાવે છે, અને કોઇ સોના-રૂપાના વાસણ મુકી સેવા કરે છે, કોઇ રાકડા રૂપીઆ પણ મુકે છે ગોર તમને સર્વ વાતથી અજ્ઞાત રાખવા માગે છે અને ફક્ત એજ રસ્તો બતાવે છે કે જેમા પોતાને ભખ્ખા થાય બીજુ દ્વારકામા એવો ધારા છે કે જ્યારે ત્યાના બ્રાહ્મણોની ન્યાત જમે ત્યારેજ શ્રીદ્વારકાનાથજીના મંદિર ઉપર ધજા ચડે આ ન્યાત કરવાને રૂ ૪૦૦-૫૦૦નો આશરો જોઇએ છીએ કારણકે અહિં એ લોકોની ન્યાત બહુ મોટી છે અને બીજુ બધુ મુકીને આ ન્યાત કરવા ગોર દબાણ કરે છે આ પ્રમાણે ગોરની હકીકત છે સાર બન જણાવવુ જોઇએ કે ગોર મહારાજ માત્ર આપ સ્વાર્થી નથી હોતા, પણ આગળી ચીખ્યાનુ પુણ્ય ખરુ સારી રીતે સમજે છે અને પારકે પૈસે બીજાના ઉપર ઉપકાર કરવા યજમાનને એ ભૂદેવ આગ્રહવગા ફેરવવાનુ ભુલતા નહી ગરીબ ગુરભાઇઓને પણ વળગાડી દેવા ચુકતા નથી

હવે દ્વારકાધીશના મંદીર તરફ નજર ફેરવીએ આ મંદીર અસલી બાંધણીનુ છે અને તે મકાનની મધ્યમા આવલુ છે શ્રીમંત ગાયકવાડ સરકારની દેખરખ નીચે એ મંદીરનો વહીવટ એક કમીટી કરે છે આ મંદીર એટલુ બધુ પુરાણુ થઇ ગયુ છે કે એને નીચથી સમારવુ પડ્યુ છે પણ નાયમ એવો છે કે એ સમાર કામ મંદીરની અમુક ઉંચાઇ સુધીજ થઇ રહે છે અને એની ઉપર નિષ્ફળતા પ્રાપ્ત થાય છે શ્રીદ્વારીકાધીશની પુજા જેનો વારા હોય તે પુજારી કરે છે આ પુજારી પોતાને હસ્તકના કપડા અને ઘરેણા પહેરાવી શકે છે અને ભોગપણ તેનેજ ધરવાનો હોય છે શ્રીદ્વારીકાધીશને વણુ ભોગ મુખ્ય ધરવામા આવે છે

દ્વારિકાધીશનુ મન્દિર

૧ ગાયકવાડ સરકાર તરફથી

૨ શંકરાચાર્ય મહારાજ

૩ દ્વારકાધીશનો પોતાના

નીચેની કોઈ પણ રકમનો ભોગ યાત્રી કરી શકે છે અને તે, તે ફાંતો શ્રીશંકરાચાર્ય મારફત કરાવી શકાય છે અથવા તો પુજારી મારફત આ ભોગ રૂ ૧૦૦,૫૦,૨૧, ૧૧ા અથવા પાનો પણ થઈ શકે છે બીજુ ઠાકોરજીને કેસર સ્નાન થાય છે અને તેનો દર આ પ્રમાણે છે

૧ શ્રી દ્વારકાધીશને માણસ દીઠ રૂ ૧—૪—૦
અને ચરણસ્પર્શનો દર નીચે મુજબ છ

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી દ્વારકાધીશને માણસ દીઠ | રૂ ૦—૮—૦ | |
| ૨ | શ્રી કલ્યાણજીને ,, ,, | રૂ ૦—૪—૦ | આ ત્રણે મદીર દ્વારકાધીશના મદીરની આસપાસ આવેલાં છે |
| ૩ | શ્રી ત્રિકમજીને ,, | રૂ ૦—૪—૦ | |
| ૪ | શ્રી અષ્ટપટરાણીના મદીરમાં | રૂ ૦—૪—૦ | |

બીજુ શ્રી દ્વારકાધીશને વસ્ત્ર અલકાર વીગેરે ધરાવાય છે વસ્ત્રમા ધોતીયુ, ઉપરણુ વાગા, પીતામ્બર વીગેરે થઈ શકે છે વાગાનુ માપ પુજારી આપે છે ને કપડુ ખરીદી દરજી એમારી તૈયાર કરાવાય છે બીજા વસ્ત્ર તૈયાર મળે છે

દ્વારકાધીશના દર્શન વખતે પુજારી શ્રીઠાકોરજીના અગ ઉપરના નીચે લખેલા ચીન્હો બતાવે છે

૧ કૌસ્તુભમાળા ૨ ભ્રગુરૂષીએ મારેલી લાતનુ ચીન્હ
૩ કાળીનાગ નાથવા જતી વખતે કમર બાધેલા દોરડાનુ ચીન્હ
૪ મલ્લ સાથે કરેલા યુદ્ધ વખતેનુ ચીન્હ ૫ વનમાળ
૬ શંખ, ચક્ર ગદા ને પદ્મ

દ્વારકાધીશની આસપાસ આવેલા ઉપર કહેલા મદીરો સીવાય બીજા આટલા જાણવા જેવા છ

૧ મદીરમા પગના જમણા હાથ ઉપર કુશેશ્વર મહાદેવ બીરાજે છ
૨ શ્રી દ્વારકાધીશના ઉપર શક્તિ માતા બીરાજે છે

અષ્ટપટરાણીના મદીરનો વહીવટ શ્રી શંકરાચાર્ય પોતે કરે છે

ઠાકોરજીના દર્શનાર્થે જવા પહેલા પહેલે દિવસે ગોમતીમા સ્નાન કરવાનો રીવાજ છે

**ગોમતી સ્નાન** આ એક કુંડ બાધેલો છે જેમા ભરતી વખતે દરીઆનુ પાણી અંદર આવે છે આ ગોમતીમાં ગામના લોકોને કાંઈ પણ આપ્યા વીના નાવા કરવાની છુટ છ પણ યાત્રીઓ માટે ગાયકવાડ સરકાર કરે નાખેલો છ આ કર ઉઘરાવવા ગાયકવાડ સરકાર પોતાનો માણસ નીમેલો નથી પણ એનો ઇજારો આપી દીધેલો છે અને ઇજારદાર યાત્રીઓ પાસેથી કર લે છે એટલુ સારૂં છે કે આ કર નક્કી કરેલો છે છતા માણસોને હેરાન થવુ પડે છે ખાસ કરીને ગરીબોનો મરો છે મરણકે ગરીબ માણસને ઇજારદાર મફત પાસ કરી આપવો પડે છે પણ પોતાને ખોટ ન જાય તેટલા માટે તે તેમને મદદ પીડે છે અને પગે પાણી ઉતરાવે છે ત્યારજ ન્હાવાની રજા મળે છે સ્નાનનો કર રૂ ૧—૧—૦ છે સ્નાન લીધીમા નીચેની ચીજો જોઈએ છે

૧. શ્રીફળ. ૨. ગંગા ભેટ. (રોકડ) ૩. પુજાપો.
૪. કોરૂં વસ્ત્ર-પુરૂષને માટે ધોતીયું અને બૈરાંને માટે લુગડું.
૫. પુજા કરાવનાર ગંગાગોરની દક્ષણા. ૬. બ્રહ્મભોજન સ્નાન પછી.
૭. શ્રાદ્ધ કરવું હોય તો તેનો સામાન. ૮. પરચુરણ-પુજન પીપીમાં જોઇતું, અને કિનારા પરનાં ગરીબ ગુરબાંને વહેંચવા પૈસા.
૯. દ્વારકામાં બીજી જોવાજેવી ચીજો નીચે પ્રમાણે છે.

(૧) શહેર બહાર આવેલુ રૂક્ષ્મણીનુ મંદીર. આ મંદીરમાં પણ જુના જમાનાની કારીગીરીનો આભાસ થાય છે. અને મૂર્તીખંડનનો ભૂતકાળમા પ્રપન હતો એની પ્રતીતી થાય છે.

(૨) ગયા કોઠો—આ પણ શહેર બહાર આવેલો છે. ત્યા ગયાકુંડ છે અને જુના વખતની ગૌશાળા છે. જો કે આ જગ્યાને ગયાકોઠો કહેવામાં આવે છે પણ ત્યાં વિશાળ ગૌશાળા હોવાથી ખરી રીતે એ " ગૈકોઠા " ને નામે ઓળખાતો હશે પણ પાછા ફેર થવાથી ગયાકોઠો કહેવાતો હોવો જોઇએ. એજ પ્રમાણે ગયાકુંડ " ગૌકુંડ " હોવો જોઇએ.

(૩) પંચકુઇ—આ કુઇઓ દરીઆની વચ્ચે આવેલી છે. છતાં ખુબી એ છે કે જ્યારે દરીઆનું પાણી ખારૂં છે, ત્યારે આ કુઇઓનું પાણી મીઠું છે. ત્યાંનો માણસ આપણને પાણી ચખાડીને આની ખાત્રી કરાવે છે. અહિં આવી કુઇઓ છે.

(૪) મુંબાઇના જાણીતા સાહિત્યવિલાસી શેઠ પુરૂશોત્તમ વિશ્રામ માવજીનો બંગલો. આ બંગલો સિંધુસદનને નામે ઓળખાય છે અને તે શેઠને પોતાનેજ ખાસ રહેવા માટે બાંધવામા આવ્યો છે. બંગલો ફરનીચરથી શણગારવામાં આવ્યો છે. અને તેમાં નાનાં મોટા રમકડાં પણ નજરે પડે છે. આ રમકડામાં ખાસ કરીને બોલતી ચકલી અને ખંજરી વગાડતી પુતળી જોવા લાયક છે. શેઠનો સાહિત્યનો શોખ પણ આ બંગલામાં જોવામાં આવે છે નીચેથી ઉપર ચડવાની સીડીની ભીતો ઉપર સાહિત્યના ફકરાઓ ટાંગવામાં આવ્યા છે. એમનો ખાસ સાહિત્યનો શોખ એજ બંગલામાં એમણે બનાવેલી છત્રીમા ખાસ જણાય છે. આ છત્રીમાં એમણે પોતાના સદ્દગત માતાપિતા તથા પત્નીનાં બસ્ટ (કમર સુધીનાં બાવલાં) મુક્યાં છે. છત્રીની વચ્ચે એક સ્થંભ છે. આ સ્થભ અને છત્રીના ઘુમટના પથ્થરોમા જુદી જુદી ભાષાના ફકરા કોતરેલા છે. તે જાણવા જેવા હોવાથી ઉતારી લઇ અહિં આપ્યા છે '

૧. What is our duty here ? to tend
From good to better, thence to best:
Grateful to drink life's cup, then bend
Unmurmuringly to our bed of rest;
To pluck the flowers that round us blow

Scattering our fragrance as we go,
And so live, that when the sun
Of our existence sinks in night
Memorials sweet of mercy done
May shrine our names in memory's light,
And the blest seeds we scattered bloom
A hundredfold in days to come.

૨. Still in the paths of honour
Persevere and not from
Past or present ills despair
For blessings ever wait
On virtuous deeds and though
A last, a sure reward succeeds

३. पुर्वे के लोक च्हातेथे, न्याय, धर्म, हरिनाम;
अवके लोक च्हातेहे, कामीनी चुगली, दाम.

४. मन गया तो जाने दे, तुं मत जाये शरीर;
विना चडाइ कामठी, क्युं लगेगो तीर.

५. तुं जाने हर दुर हे, पन हर ह्रदयामांय;
भीतर भरी कपटकी, तासे सूझतनाय.

६. कबीर ! गरव न कीजीअे, रंक न हसीए कोय;
अज हु नाव समुद्रमें, कया जाने क्या होय.

૭. પૃથ્વી, જલસુ, બીજ, મલ નથી, રોપ ફલ દુસદ થાય,
બુદ્ધી, સુસગત, જ્ઞાનથી, જીવન સુખદ બની જાય
ચલ જીવન, યૌવન સુચલ, ચલ સંપત્તી, ચલ દેહ,
ચના ચલી કે સમય મે, કછુ ભલાભલી કરી લેહ.

૮. ન ભુલાતું તુ ભુલી દે, વિધીનું ધાર્યું વેઠી લે,
છુટે ના તે નિભાવી લે, પડ્યું પાનું સુધારી લે.

૯. હાર સર્વ બધ થયા, મગ્નુ શું અકળાઇ,
આલસ કરીને ઉઠ બહાર પડ, મોહનમાહી,
ઉઠ, ઉઠ, ઉઠ, બોલો, કુચ કર મીયાદી !

१०. વાળા મજ્જન સગતી, પર ગુણે પ્રીતી, ગુરૂ નમ્રતા
નિંદા લોકની બીક છે, વ્યસનમાં વિદ્યા, સ્વસ્ત્રી આસક્તી
ભક્તી શ્રીની, શક્તી સંયમ, ખલ ત્યાગે સુસંગ તો,
જેમાં આ ગુણનો નિવાસ નિરખો, તેને નમો

११. જેની કીર્તિથી દેહ અમર રહ્યો, અવિ
પાળી, પોષી, રહી ઉઠુ ભજનને, દેશાટની સાધને,
ધર્મે પ્રેમ, પ્રીતિ સુશાસ્ત્ર શ્રવણે, એવી સ્ત્રીઓ ઉર ધરો
માતા તાત ગુણાનુરાગી અર્પુ, પુષ્પાંજલી આ અહો

१२. ज्ञान घटे कोइ मुंढकी संगत ध्यान घटे बिन धीरज लाये,
मीत घटे परदेश बसे, अरुभाव घटे नितही नीत आये;
सोच घटे कोइ साधुकी संगत, रोग घटे कुछ ओखद खाये;
कवी गंग कहे सुन शाह अकबर, पाप कटे हरीके गुन गाये.

१३ जेकां रंजले गांजले, त्यांसि ह्मणे जो आपुलें,
तो चि साधु ओळखावा, देव तेथेंचि जाणावा;
मृदु सबाह्य नवनीत, तैसे सज्जनांचें चित,
ज्यासि आपंगिता नाहीं, त्यासि धरीजो हृदयीं,
दया करणें जे पुत्रासा, तोस दासाआणी दासा,
तुकाह्मणे सांगूं किती, तो चि भगवंताची मूर्ती.

१४. देह त्यागी तां कीर्ति, मांगे उरावी,
मना सज्जना हेची, क्रिया धरावी;
मना चंदनाचे परीत्वांदी कावें,
परी अंतरी सज्जना, नीववावें.

१५. दीप न देखे अंधारा, आतां जतन हे चिकरा,
नारायण, नारायण, गांठी धन बळकट;
चिंतामणीपाशी चिंता, तत्वताही नमेल,
तुकाह्मणे उभयलोकीं, हे चिनिकी सामग्री.

१६. गुणवदगुणवद्वा कुर्वतां कार्यमादौ,
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।

अतिरभसकृतानां, कर्मणामाविपत्ते
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥

१७. न रम्यं नारम्यं प्रकृति गुणतो वस्तुकिमपि ।
प्रियत्वं वस्तुनां भवति खलु तद् ग्राहक वशात् ॥
उपकारीषु यः साधुस्ते तस्य कोगुणः ।
अपकारीषु यः साधुः स साधुः सद्भिरुच्यतेः ॥

१८. घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंध
छिन्नं छिन्नं पुनरपि पुनःस्वादुचैवेक्षुखंडम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णम्
न प्राणांते प्रकृति विकृतिर्जायते ह्युत्तमानाम् ॥

१९. निंदन्तु नीति निपुणा यदि वास्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्ट ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

२०. को लाभो गुणिसंगमः किमसुखं प्राज्ञेतरैः संगतिः
का हानिः समयच्युति निपुणता का धर्मतत्वेरतिः ।
कःशूरो विजितेन्द्रियः प्रियतमा काऽनुव्रता किं धनम्
विद्या किं सुखमप्रवास गमनं राज्यं किमाज्ञाफलं ॥

આ પ્રમાણેની આ છવીની કૃતિ તેના યોજનારનું ચમત્કારી હૃદય બનાવી આપે છે

(૫) આ નાનકડા શહેરમા એક નાની સારી લાઇબ્રેરી છે અને તે પણ જોવા જેવી છે

લોકોની માન્યતા એવી છે કે દ્વારીકાધીશની અસલ મૂર્તિ ડાકોરમા છે તે છે વૈષ્ણવી સપ્રદાયવાળા દ્વારકાની મૂર્તી કરતા એની મૂર્તિને વધારે માને છે અને તેથી એ લોક પોતાની રીદ્ધી સિદ્ધી ત્યા અર્પણ કરે છે એ લોકો એટની મુર્તિને ખરી માને છે તેનું કારણ એ છે કે જ્યારે દ્વારકાની મુર્તી લીસી લાગે છે ત્યારે બેટની મુર્તી ખડબડથી અને વેળુ જેવી માલુમ પડે છે અને તેથી એ સપ્રદાયના લોકાનું કહેવુ એમ છે કે એનીજ મુર્તી સમુદ્રમાથી નીકળી હોવી જોઇએ ડાકોરનાથજીના કરતા ઉચાઇમાં આ મુર્તી ઓછી છે અને તેનું કારણ એમ બનાવવામા આવે છે કે આ મુર્તીઓ પ્રાપ્ત કરવા જે મુદત પર મહાત્માએ આપી હતી તે પહેલા અધીરા લોકોએ તેની શોધ ખોળ કરવાથી તે ટુકી રહી ગઇ

# વાર્તાલહરી.

## ફૂલકુમારી.

અનુવાદક—ડૉકટર નટવરલાલ જગન્નાથ ગૌતમી—અજમેર

[શ્રીયુત્ પાચકડી બન્દોપાધ્યાય વિરચિત આ અજીબ વાર્તાનું રૂપાંતર કરવાને સત્તાધિકારી શ્રીયુત્ ગુરૂદાસ ચટ્ટોપાધ્યાય મહાશયની ખાસ પરવાનગી મેળવવામાં આવી છે ]

### ૧.

"મ્હારૂં રૂપ ?—મ્હારામાં એટલું બધું રૂપ—એટલી બધી લાવણ્ય-પ્રભા છે કે જેથી મ્હારા સ્વામી, મમા, સાસુ, નણંદ પ્રભૃતિ આત્મીય સ્વજનગણ સર્વદા મ્હારે માટે ચિન્તાતુર રહે છે હું મ્હારા ઘરના કુવા ઉપર સાડ્યો ધોવા જાઉં છું તો સાસુ મ્હારી સાથ આવે છે સન્ધ્યાકાળે જો હું જરા અગાશીમાં જાઉં તો મ્હારી નણંદ મ્હને તીવ્ર વ્યંગ-વિશિષ્ટ સ્વરે જવાની મના કરે છે કોઈ દિવસ સરકસ જોવા જવાની મને અનુમતિ મળતી નથી નિવાસસ્થાન કલકત્તામાં હોવા છતાં મ્હેં કોઈ દિવસ થિએટર પણ જોયું નથી "

"અને મ્હારા સ્વામી ?—તે તો કેવળ અનિમિષ નયને અનહદ પ્રેમથી મ્હારા પ્રતિ જોયા કરે છે મ્હારા હાથની આંગળીઓ લઇ નિશદિન રમ્યા કરે છે ઘડીકમાં મ્હારી કેશલટ ત્હેમની આંગળીઓ ઉપર વીંટે છે ઘડીમાં મ્હારા કંકણનું ખખડવું ત્હેના મધુર સંગીતના મનોરમ ધ્વનિ સાંભળવામાં નિમગ્ન થાય છે ઘડીકમાં મનોહર સુગંધપ્રદ પુષ્પોની વેણી ગુંથી મ્હારા કેશ-કલાપમાં બાંધી યથેચ્છ વિહાર કર્યા કરે છે આવી રીતે સતતનિ પ્રતિક્ષણે મ્હારા પ્રકારની રમત કર્યા છતાં પણ તે સંતુષ્ટ થતા નથી. મ્હારા રૂપની જ્વાળાથી ત્હેમનું અધ્યયન-શિક્ષણ બન્ધ થયું છે તે નોકરી મેળવવાને માટે પણ કંઇ પ્રયત્ન કરતા નથી. તે પોતાના બન્ધુ-બાન્ધવની સાથે સન્ધ્યાકાળે બહાર ફરવા પણ જતા નથી મંત્ર-મુગ્ધ સાપની માફક નિર્નિમેષ નયને તે કેવળ મ્હારા પ્રતિ જોયા કરે છે મ્હારૂં રૂપ ત્હેમનો કાળ છે "

### ૨.

"મ્હારૂં રૂપ મ્હારા પણ કાળ છે પિંજરાબન્ધ બુલબુલ પક્ષીની માફક ચિરકાળ ઘરમાં પડી રહેવાથી મનુષ્ય શું કરમાઈ જતું નથી ? રસોઇઓ મ્હને જોઇ લે તેથી રસોડામાં જવાને પણ મ્હને અનુમતિ નથી કોઈ નોકર-ચાકર મ્હને જોઇ લે તેથી ઘરમાં કોઇ ન્હાનું મ્હોટું કામ કરવાને પણ મ્હને અધિકાર નથી

"સ્વામી-સેવા પણ હું કરી શકતી નથી કહેતાં શરમ આવે છે પરન્તુ કહેવું પડે છે કે સ્વામી સ્વયં મ્હારી સેવા કરે છે તે સેવા કેવા પ્રકારની છે તે હું કેવી રીતે કહું ?

ગુલામ પણ જેવી સેવા ના કરી શકે, તેવી સેવા, મ્હારા આ કાળ અને પરકાળના દેવતા—મ્હારા સ્વામી સાનન્દ ચિત્તે કર્યા કરે છે સાસુ સસરાની સેવા હું કેવી રીતે કરૂં ? સસરાની તો સામે ઉભુ રહેવું પણ અનુચિત છે. સાસુની ચરણ—સેવા કરૂં પણ મ્હારા સ્વામી મ્હને એક પળ પણ છૂટી મુકતા નથી હેમની બે કન્યાઓ અનવરત હેમની સેવા કર્યા કરે છે તે મ્હારી સેવાની અપેક્ષા રાખતાં નથી. જ્યારે હું મ્હારી સાસુ પાસે જાઉં છુ ત્યારે તેઓ મ્હારી ચિબુક પકડી મ્હારા માથા ઉપર અનહદ પ્રેમથી હાથ ફેરવતા ફેરવતા કહે છે કે— "મ્હારી વહુ—ભુવન—મોહિની હજુ નાની છે. હેની આ પુષ્પલતા સેવા કરવાને માટે સર્જીત પણ નથી સ્વામીની સેવાજ હેને માટે બહુજ છે મ્હારો વખત આવશે ત્યારે વહુ મ્હારી સેવા કરશે" સાસુના આ શબ્દો સાભળતાં મ્હને બહુજ હસવું આવે છે તે બિચારાંને ક્યાં માલૂમ છે કે હું સ્વામીની સેવા કરતી નથી પરન્તુ સ્વામી સ્વયં મ્હારી સેવા કરે છે અને મ્હારી ખિદમતમાં હાજર રહે છે."

૩.

"બહુ આ રૂપ ! રૂપથી શું વળ્યું ? ખાવાની પણ મ્હને સ્વત્રતા નથી કોઇ અપેક્ષા, પણ મ્હારી પરિપૂર્ણ થતી નથી કોઇ નવી ચીજ જોવા જવાની મ્હને અનુમતિ મળતી નથી સવાર—સાંજ બે વખત બે થાળી ભાત ખાઉં છુ પરન્તુ તે પણ પેટે બેઠે પચતો નથી પચવાને માટે કંઇ પરિશ્રમનું કામ કરવાનો મ્હને અવસર નથી આવી સ્થિતિમાં મનુષ્ય કેવી રીતે જીવી શકે ? સ્વામી ! તે તો સ્વામીજ નથી સ્વામી સાથે રહવાથી સ્ત્રીની સઘળી વાસના પરિતૃપ્ત કરવું સુખ—સ્વામીની સેવા કરવાથી સ્ત્રીને સંપાદન થતું સુખ મ્હારા નશીબમાં લખાયું નથી સ્વામીની સોબતથી સ્ત્રીની સઘળી વાસના પૂર્ણ થાય છે સ્વામી સહિત કુલાંગનાઓ આમોદ—પ્રમોદ કરી સુખી થાય છે પરન્તુ અફસોસ છે કે મ્હારે હેમાનું કશુ નથી સ્વામી ફક્ત મ્હનેજ જોયા કરે છે શુભ્ર કેની શુભ્ર જ્યોત્સ્નામાં—દીવાની રમણિય જ્વલતામાં—વિદ્યુતની રમ્ય ગૌરતામાં—પ્રભાતે—મધ્યાન્હે—સન્ધ્યાકાળે—મ્હારા સ્વામી મ્હને રંગ બેરંગી સાડીઓ પરિધાન કરાવી મ્હારી રૂપ—પ્રભાનું અવલોકન કરી પ્રેમભર્યા દ્રષ્ટિપાત કરે છે આમ અનિમિષ નયને સ્નિગ્ધ દ્રષ્ટિથી જોયા કરે તેથી શું મ્હારો જીવન ગભરાય ? આમ કરે તેથી હેમને જોવાનો મ્હારો વારો ક્યાંથી આવે ? સુકાન્ત, સ્વર્ણવર્ણ, સુગઠિત સ્વામી મુખ અનિમિષ નયને એકાગ્ર ચિત્તે જોવાનો મ્હને અવસર ક્યાથી મળે ?

"હાય ! હાય !! આ રૂપની જ્વાળાએ મ્હારૂં જીવન—યૌવન બન્ને નષ્ટ કર્યું છે !"

૪.

"હું ઘણીવાર મ્હારૂં મુખ આઇનામાં જોયા કરૂં છુ મ્હારા હોલમાં એક મ્હોટો આઇનો મૂકેલો છે હું દિનરાત બેઠી બેઠી આ આઇનામાં મ્હારા શરીરનું પ્રતિબિમ્બ જોયા કરૂં છુ મ્હને જેમ નાક—કાન—આંખ—કપાલ—કપોલ—ગન્ડ—વક્ષ છે તેમ સર્વ સ્ત્રીઓને છે, ગૌરવર્ણી હું કંઇ એકલી નથી બંગાળ દેશમાં મ્હારા જેવી યુવતીઓ તો ઘણી છે—ઘણી હતી—ઘણી થશે ત્યારે ક્યાં પાપથી હું મોહપાશ બન્ધ હરિણીની માફક દુ:ખ પામું

છુ ? મ્હારા સ્વામી કહે છે કે મ્હાના સ્વચક્ષુથી જો કોઇ ત્હને જુવે તો તું નિશ્ચય તેને અસામાન્યા રૂપવતી પ્રતીત થાઉ પરન્તુ તેથી મ્હને શો લાભ ? આ તે કોણ જાણે કેવું રૂપ ! સ્વામી તો નદ્દન મુગ્ધ! સાસુ તો સદાય ચિન્તાતુર! મ્હારી સુન્દરતા મ્હને બોજા રૂપ છે રાતદિન હું તો વિચાર કર્યા કરૂ છુ કે કયારે હુ આ કર્મ–કષ્ટમાથી છુટી શકીશ ! મ્હારૂ પૂછો તો હુ તો કઇ મ્હારામાં પ્રકૃત રૂપ જોતી નથી. ત્હેમની આંખોથી તેઓ મ્હને રૂપવતી જુએ છે રૂપ કેવળ દૈહિક–સામગ્રી હોત તો હુ પણ મ્હારૂ રૂપ જોઇ મ્હારા સ્વામીની માફક મુગ્ધ થાત પરન્તુ રૂપ નયનની સામગ્રી છે અમુક વ્યક્તિને જોતાં સર્વ વ્યક્તિના હૃદયમા એક સરખી રૂપની જ્યોતિ જાગ્રત થતી નથી મ્હારી દેરાણી તો કઇ ગોરી નથી–ઘણીજ કાળી છે પરન્તુ મ્હારા દિયેર ઘણાજ સુખી છે દેરાણી મ્હારા દિયેરની ચરણ–સેવા કરી સસારના સર્વસ્વ સુખનો ઉપભોગ કરી નારી જન્મતું સાર્થક કરે છે પરન્તુ હુ ખૂબસુરત છુ છતાં પણ મ્હને તે સુખ મળતું નથી.

" ધીરે ધીરે મ્હારા મનમા એક પ્રકારનો વિરક્ત ભાવ ઉપસ્થિત થયો ? એ મોહ બન્ધન છિન્ન—ભગ્ન કરવા મ્હે એક પ્રકારનો સકલ્પ પણ કર્યો છે '

## ૫.

" મ્હારા સસરા ડેપ્યુટી કલેક્ટર છે. ગવરમેન્ટના હુકમથી ત્હેમની બદલી આરે થઇ અમે બધાં આરે આવ્યાં, અમારી સાથે એક અધ્યાપક પન્ડિત પણ આરે આવ્યા હતા આ શહેરમાં કઇક અમે વધારે સુખી થયાં આ નૂતન સ્થાન–નૂતન વ્યવસ્થા–અને નવીન નતાથી અમે ઘણોજ આમોદ પ્રમોદ પ્રાપ્ત કર્યો. પરન્તુ મ્હારા સ્વામીનો પેલો પુરાતન મોહ તો પૂર્વની માફક પ્રબળ રહ્યો આરામાં મ્હને એક કન્યાનો પ્રસવ થયો કન્યાની માતા થવાથી હવે મ્હને કઇક સ્વતંત્રતા મળવા લાગી.

" અમારી સાથે આરે આવેલા પન્ડિતનુ નામ રાજકૃષ્ણ હતું ત્હેમના શરીરનો વર્ણ ઘોર કૃષ્ણ હતું ત્હેમની આંખો ગોળ અને શરીર ખરેખર લોઢા જેવુ પુષ્ટ હતું શરીરના કોઇપણ ભાગમા એક લગીર પણ કોમળતાનો અશ નહોતો રાજકૃષ્ણ પન્ડિત અમારૂ અનેક કામ કરતા કદિ કદિ તેઓ અમને ધમકાવતા પણ હતા હું તો રાજકૃષ્ણ પન્ડિતથી બહુજ બ્હીતી હતી ત્હેમને જોતાંજ મ્હારામાં ભયનો સચાર થતો હતો !

" મ્હારી એક નણદના સ્વામી ગયાના મુનસફ છે અમને આરે આવ્યાં સાંભળી ક્રીસ્ટમસની છુટીમાં મ્હારી નણદ ત્હેમના સ્વામી સહીત અમને મળવા આવ્યા મ્હારી આ નણદ આવી ત્યારથીજ મ્હને વિષરૂપ જોવા લાગી વાત વાતમાં તે મ્હારો તિરસ્કાર કરતી ત્હેની નિન્દા–તિરસ્કાર ગર્જના પ્રથમ તો મ્હને કઇક ઠીક લાગી લગ્ન થયા પછી હું કેવળ માનમા મ્હોટી થઇ હોવાથી નણદના કર્તવ્યથી મ્હને કઇપણ માઠુ લાગતું નહી મ્હે કોઈ દિવસ હજુ સુધી કોઇના તિરસ્કારયુક્ત શબ્દો સાભળ્યા નહોતા મ્હારા બાપા પને ત્યાં પણ હુ લાડમાં ઉછરેલી હતી. સાસરામા પણ સ્વામી–સસરા–સાસુ સર્વ મ્હને બહુજ સન્માનથી રાખતા હતા પરન્તુ અન્તે મ્હારી આ કાલસ્વરૂપિણી નણદે મ્હારા નિર્મળ જીવનમા અશાંતિનુ ઝેર રેડી મ્હારૂ સર્વસ્વ નષ્ટ કર્યું ! "

૬.

' અમે પતિ-પત્ની જે કક્ષામાં શયન કરતા તે કક્ષાની પાછળ એક બાથરૂમ (ન્હાવાની ઓરડી) હતી આ બાથરૂમની પૂર્વ દિશામાં રાજકૃષ્ણ પન્ડિતની પણ શયન કક્ષા હતી આજે નૂતન વર્ષ જનારીનો નૂતન દિવસ છે મ્હારા સ્વામી કંઇ કામસર બાંકીપુર ગયા છે હું અને મ્હારી આ પ્રાણ નણંદ બન્ને જણ એકજ કક્ષામાં સુતા હતા. મધ્ય રાત્રી થઇ હતી ટપક ટપક કરતો બહાર થોડો થોડો વરસાદ પણ પડતો હતો પોષ માસ ઉતરતો હોવાથી પશ્ચિમ તરફના પવનની ભીષણ શીત-ટાઢથી હું અત્યંત ધ્રુજતી હતી તેથી તાપવાને માટે કોલસા લેવા હું બાથરૂમમાં ગઇ બાથરૂમમાંથી કોલસા લઇ જેવી હું પાછી ફરૂં છું કે તરતજ મ્હેં મ્હારી નણંદને જોયા તે તત્ક્ષણ પાછા ફર્યા અને મ્હારી પ્રતિ તીવ્ર દૃષ્ટિ કરી તિરસ્કાર સ્વરે બોલ્યા—'કેમ ભાભી! રાજકૃષ્ણ પન્ડિત પણ બાથરૂમમાં હતા ને? આટલી રાત્રે ત્હમે ત્યાં શું કરવા ગયા હતા?'

મ્હેં ક્રોધથી પ્રત્યુત્તર આપ્યો કે— રાજકૃષ્ણ પન્ડિત ક્યાં હતા ને ક્યાં નહીં ત્હમે ગયા હતા તે ત્હમે જાણો! હું તો ફક્ત તાપવાને માટે કોલસા લેવા ગઇ હતી તે કરતા પણ જો ત્હમને વિશ્વાસ ન આવતો હોય તો ત્હમારા પાંચ ભાઇ ઉપર એ પણ એક ત્હમારો છઠ્ઠો ભાઇ છે

મ્હારા આ વચન નિશ્ચય વાગ્બાણ સાંભળી તે ઘણીજ જાગી ઉઠી વનરાજ-સિંહણની માફક તીવ્ર વેગે-સર્પિણી સમાન ક્રોધના ફુંફાડા મારતી તે મ્હારી સાસુના શયનાગારે ગઇ તે ઉચ્ચ-કન્ઠે મ્હારા કલંકની અસત્ય કથા કહેવા લાગી

મ્હારી સાસુએ મ્હને પૂછ્યું ત્યારે મ્હેં કહ્યું કે— 'રાજકૃષ્ણ પન્ડિતને મ્હેં જોયા નથી' કિન્તુ કોઇએ મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ કર્યો નહીં પ્રાતઃકાળે રાજકૃષ્ણને પણ જોવામાં આવ્યા નહીં ત્હેમને માટે શોધ કરવામાં આવી પરન્તુ પત્તો મળ્યો નહીં સન્દેહને વધારે પુષ્ટિ મળી બાંકીપુરથી સ્વામી પણ આવી પહોંચ્યા મ્હારા શ્વશુર મહાશયે મ્હારા સ્વામિનો વિલક્ષણ રીતે તિરસ્કાર કર્યો

મ્હારી સાસુએ મ્હારા સ્વામીને સ્પષ્ટ ભાષામાં કહ્યું કે—"જો ભાઇ! સાંભળ તું ત્હારી વહુનો ત્યાગ કર એ કાળામુખીને હવે હું મ્હારા ઘરમાં રાખવાની નથી

મ્હારા સસરાએ પણ કહ્યું કે— જો તું મ્હારી સાથે રહેવા માગતો હોય તો એ ચુડેલનો પરિત્યાગ કર જો ત્હેને તું રાખવા માગતો હોય તો ત્હમે બન્ને મ્હારા ઘરમાંથી ચાલ્યા જાવ

મ્હારી નણંદ બોલી ઉઠી—' એ અભાગિણીને દૂર કરો! મ્હારા ભાઇનો વિવાહ કોઇ સારે બીજે સ્થળે કરીશું '

" મ્હારા જીવનના રૂપનું કુસુમસ્તર એકદમ કરમાઇ ખરી પડ્યું!'

રાજકૃષ્ણના મનમાં પાપ હતું કે નહીં તે હું જાણતી નથી મ્હેં ત્હેમને બાથરૂમ આગળ જોયા નહોતા હું ત્હેમના ઉપર પ્રેમ કરૂં છું તે સત્ય પરન્તુ તે પ્રેમ જુદોજ

હતો અનુગત આદર ઉપર જે પ્રકારનો સ્નેહ હોય તેવોજ સ્નેહ મ્હારો ત્હેમના ઉપર હતો મ્હાન મનમા પણ પાપ નહોતુ કિન્તુ મ્હારા લલાટે પાપનુ કલંક આલેખાયેલુ તે કોણ મિથ્યા કરી શકે ? મ્હાન આ અસત્ય અસતીત્વતી નિન્દા ચારે તરફ ફેલાઇ ગઇ "

" સ્વામી શયનગૃહમા આવ્યા, તેઓ મ્હને જોતાંજ ગદ્‌ગદ્ કન્ઠે કહેવા લાગ્યા — " ફૂલ ! આજથી ત્હને ત્હારે પિયેર મોકલવામા આવે છે ત્હારો ભાઇ સ્ટેશને સામો આવી ત્હને લઇ જશે '

હુ રોતી રોતી બોલી —" મ્હારો શો અપરાધ છે કે ત્હમે મ્હારી આ અઢાર વર ષની ઉમ્મરમાં મ્હારો પરિત્યાગ કરો છો ? ત્હમારી આ કન્યા સુશીલા પ્રતિ જોઇને તો લગીર દયા લાવો હું મ્હારે પિયર જવાની નથી '

" નહી જાય તો ત્હને બળાત્કાર કરી મોકલવી પડશે મ્હારી ઇચ્છાનસાર વર્તવાથી ત્હારુ સન્માન સચવાશે નોકર સાથે ત્હને બળાત્કાર મોકલવાથી ત્હારી આબરૂને હાની પહોચશે. માટે ત્હારો સર્વ સામાન તૈયાર કર. "

" મસાનુ સર્વસ્વ ત્યાગ કરીને જવાનુ છે તો પછી સામાન લેવાનુ શુ પ્રયોજન હું તો ફક્ત પહેરેલે વસ્ત્રે જઇશ "

" ત્હારા સર્વ કપડાં તુ લઇ જા મ્હને તુ દુખી ના કર જે કઇ ત્હારૂ છે તે સઘળુ તુ લઇ જા "

" લગ્ન થયાં ૭ વરસ થયા પરન્તુ ત્હમારા ચરણની સેવા કરવાનો મ્હને અવસર મળ્યો નથી ત્હમે મ્હને અવસર પ્રાપ્ત કરવા દીધો નહી ! આજે એ બન્ને ચરણો પકડીને હું ત્હમને પૂછું છુ કહો, એકવાર કહો—મ્હા ! મુખપ્રતિ દૃષ્ટિ કરી–મ્હારી આ શિશુકન્યાની સ્હામે જોઇ–મ્હારા માથા ઉપર હાથ મુકી એકવાર કહો કે હુ ત્હમારી દૃષ્ટિમા નિરપરાધિણી છુ કે નહી ? ત્હમે એકવાર બોલો એટલે મ્હારી સકળ જ્વાળા શાન્ત થશે મ્હારૂ સકળ દુખ નષ્ટ થશે બોલો પ્રિયતમ એકવાર બોલો "

" સ્વામીના ચરણ યુગલ પકડી મ્હે ઉર્ધ્વમુખે આક્રન્દ કર્યુ મ્હા ! મુખપ્રતિ નજર કરતાની સાથેજ સ્વામી એકદમ નિચે બેસી ગયા બે હાથથી મ્હારા બન્ને ગાલ ઉપર પોતાનો કોમલ કર ફેરવી મ્હને ગાઢ આલિંગનમા બદ્ધ કરી ચુમ્બન કર્યુ મ્હારા અશ્રુ લ્હોતા સ્વામી શોકગ્રસ્ત સ્વરે કહેવા લાગ્યા.—"ફૂલ ! આમ રડ નહી ત્હારી રડતી પ્રતિમા જોવાથી મ્હારા નેત્રો સ્થિર રહી શકતા નથી ત્હારી એ ઘટના સાભળતા હુ ભ્રમિત થઇ ગયો છુ હવે તું અફીણ પ્રાશન કરી જીવનપાત કરીશ ! ફૂલ ! તુ મ્હારૂ સવસ્વ–તું સુખ–તુ ઐશ્વર્ય–તુ વૈભવ વિલાસ–તુ મ્હાન ક્લાન્ત કલુષિત હૃદયનુ વિશ્રાન્તિ સ્થાન–તુ જીવન યૌવન–મ્હારૂ સર્વસ્વ તુજ છે તુ સતી–તું સાધ્વી–મ્હારી દૃષ્ટિથી તુ શાન્તિ, શ્રદ્ધા, નીતિ અને ધર્મનો સુવાસ ફેલાવતારી મ્હારી રૂપમયી ઇષ્ટ દેવી છે ત્હારો પરિત્યાગ કરવાથી મ્હને ઘણુંજ કષ્ટ થાય છે તુ મ્હારા મુખ પ્રતિ જો એક દિવસમા પચાસ વરસના વૃદ્ધ મનુષ્ય જેવો થઇ ગયો છુ !

" ત્યારે ત્હમે મ્હારા કેમ ત્યાગ કરો છો ? પ્રભૂ ચાલો બન્ને જણ દેશાન્તર જઇશુ ભિક્ષા ઉપર નિર્વાહ કરી દિન યાપન કરીશુ "

"છિ! ફૂલ! એવું બોલ નહી. ઇશ્વર નિરાકાર–અજ્ઞેય પુરૂષ છે પરન્તુ આ જગતમાં માતાપિતા સજીવ અને સાકાર દેવતા છે. એ દેવતા મ્હને ત્હારો પરિત્યાગ કરવાનું કહે છે. ત્હેમની આજ્ઞા ઉલ્લંઘન કરવી એ ઘોર અધર્મ છે. તું સતી છે–સાધ્વી છે–પતિવ્રતા છે, પરન્તુ તું મ્હારા માતાપિતાની પરિત્યક્તા છે. ત્હને સાથે રાખી હવે હું કેવી રીતે સુખી થઇ શકું ? હવે તું જાણ–ત્હારા પ્રભૂ હવે મરણ પામ્યા છે. તું હવે વિધવા થઇ છે. મ્હારા આ દેહ ઉપર મ્હારો અધિકાર નથી પરન્તુ મ્હારા માતાપિતાનો અધિકાર છે. ત્હેમની ઇચ્છાનુસાર કદાચિત મ્હારે પુનર્લગ્ન પણ કરવું પડશે."

"ઉપર–કથિત સંભાષણ કરી સ્વામી શયનાલયમાંથી બ્હાર નિકળ્યા. હું એકદમ મૂર્ચ્છિત થઇ ખરી પડતા ફુલની પેઠે જમીન ઉપર પડી."

૭.

"હવે હું મ્હારા પિયેરમાં રહું છું. મ્હારી સ્વામીએ પુનર્લગ્ન કર્યું છે. ત્હેમને સંતાનમાં બે પુત્ર રત્નની પણ પ્રાપ્તિ થઇ છે. હવે તે નોકરી ઉપર પણ જાય છે. એ મ્હારે માટે કેવા સૌભાગ્યની વાત ? પુરૂષજાતિ નિષ્ઠુર અને સ્વાર્થી છે પરન્તુ સ્ત્રીજાતિ પ્રેમનું તત્વ–આત્મત્યાગનો આદર્શ પદર્શિત કરવાને જન્મેલી છે!

"મ્હારા સ્વામીએ મ્હને ઘણા સન્માનથી રાખી છેવટે નિષ્ઠુર થઇ મ્હને પગથી ઠોકર મારી પરન્તુ તેથી શું ? હું તો હજુપણ ત્હેમના સુખથી સુખી છું. પ્રભૂ પ્રત્યક્ષ દર્શન આપે કે ન આપે–અનુગ્રહ કરે કે ના કરે–પરન્તુ ભક્ત કંઇ થોડાજ ઇષ્ટ–દેવના ગુણાનુવાદ કરવા કે ધ્યાન ધરવામાં પાછા પડે છે ?

"હું સધવા હોવા છતાં પણ વિધવા અવસ્થા ભોગવું છું. મ્હારામાં હવે પેલું રૂપ નથી.–લાવણ્ય નથી–આદર નથી–સૌહાગ નથી. મ્હારા જીવનનાં સુખ–વસન્તનું એક માત્ર અવલમ્બન મ્હારી કન્યા સુબાલા છે. મ્હારી બાલિકા સુબાલા મ્હારી પાસે રહે છે. પૂર્વકાળના એ સુખ–સ્વપ્નની સુખ–સ્મૃતિ હજૂ પણ મ્હને યાદ આવ્યા કરે છે. આ અતીત જગતમાં મ્હારૂં અધિષ્ઠાન મ્હારા ભાગ્યમા વર્તમાન–તેમજ ભવિષ્યમાં પણ જણાતું નથી.

"બળ્યું રૂપ! રૂપને લીધે તો મ્હારે આટલું બધું સહન કરવું પડ્યું! 'सर्व मत्यन्त गर्हितम्' જે રૂપને લઇ હું સન્માન અને સત્કારમાં મ્હોટી થઇ મંગલકારી લક્ષ્મીરૂપે લેખાતી તે રૂપને લીધેજ હવે હું વેદનાની વિષ–ધુળમાં આળોટું છું. સ્વર્ગનાં દેવતા મ્હારા ચરણ તળે બેસી મ્હારી મુખેન્દુ પ્રભા જુવે છે અને હું સ્વર્ગના દ્વાર ક્યારે ઉઘડશે ત્હેની અપેક્ષામાં મ્હારા દિવસો નિર્ગમન કરૂં છું.

"બળ્યું રૂપ! જો મ્હને આટલા બધાં રૂપની પ્રાપ્તિ ના થઇ હોત તો મ્હારે આ યાતના સહન કરવી પડત નહી! પૂર્વે મ્હારા સ્વામી મ્હારા રૂપની પૂજા કરતા અને હું રાત્રિ દિવસ ત્હેમની રૂપ–પૂજાની ધામધુમ જોઇ મનમાં ફક્ત વિરક્તિનો પ્રકાશ કરતી હતું આ પ્રાયશ્ચિત! નહી ?

"રૂપનો આ તુષાનલ રાવણની ચિતાની માફક મૃત્યુ–શૈયા પર્યન્ત મ્હારા આ દેહની ઉપર પ્રજવલિત થયા કરશે. હજુ હું મૃત્યુ પામી નથી પરન્તુ હવે હું જીવી શકીશ ખરી કે ?"

# કેવો આ સ્વાર્થત્યાગ.

લેખક—રા. રા. નાગરદાસ જે. રાવળ—કરાંચી.

વસંત ઋતુની રાત્રીના દસ વાગ્યાને સુમારે શુભ્ર ચાંદની સર્વત્ર છવાઇ રહી હતી. દિવસે ઉન્હાળાના તાપથી ત્રાસેલાં હૃદયોમાં રજનિનાથ પોતાનાં શીતળ અને સૌમ્ય કિરણોથી શાન્તિનું સામ્રાજ્ય ફેલાવતો હતો. પોતાના મધુર સ્વરવોથી સૃષ્ટિ દેવતાનાં શ્રવણ યુગ્મ તૃપ્ત કરનાર વિહંગ ગણુ પોતાના વિશ્રાંતિ સ્થાનમાં શાન્તિનું સુખ ભોગવતા હતા. નભમંડળમાં અસંખ્ય તારાઓ ચમકતા હતા આ રમ્ય સમયે સદાશિવ મંદિર પાસેના નાના સરખા બાગમાંના પુષ્પોની મીઠી વાસ અહીં તહીં પ્રસરી રહી હતી એકંદરે આ સમય બહુજ રમણીય, અને ક્લાન્ત હૃદયોને આનન્દજન્ય હતો

આ સુખમય સમયે એક ન્હાની સરખી કોટડીમાં એકવીસ બાવીસ વર્ષની ઉમ્મરનો તરૂણ પોતાના બીછાના પર પડયો હતો, તેનો ચહેરો કરમાઇ ગયેલો હતો બીછાનાની બાજુમાં એક ખુલ્લો પત્ર પડયો હતો. વારેવારે તે પત્ર તરફ તેની નજર જતી કદાચ તે પત્રજ તેની ઉદાસીનતાનું કારણ હોય ! કારણ કે જ્યારે જ્યારે તેની નજર પત્ર તરફ જતી ત્યારે ત્યારે તે દુઃખપૂર્ણ નિશ્વાસ મૂકતો. અને તેનું મન વિશેષ અસ્વસ્થ થતું. તેના ચહેરા પર ખિન્નતા, નિરાશાના વિકારો સ્પષ્ટ દેખાઇ આવતા.

બાજુમાંજ એક ન્હાના ટેબલ પર કુમારસંભવ, શાકુંતલ, વગેરે સંસ્કૃત પુસ્તકો તથા મહાન્ કવી સેક્સપીઅરનાં એક બે સુન્દર નાટકો પણ પડયા હતાં, મનને બીજા વિષયમાં જોડવાના ઇરાદાથી તેણે એક પુસ્તક હાથમાં લીધું પરન્તુ મન વાચનમાં ન જોડાયું. પુસ્તક બંધ કર્યું, અને પોતાનો શોખનો વિષય 'હાથવાજું' કાઢી તે બજાવવા લાગ્યો. પણ હમેશના જેવી આજ તેમાં પણ મજા નજ પડી મજા ન પડે, તેમાં કાંઇ નવાઇ નથી જ્યાં મનનુંજ સ્વાસ્થ્ય નથી, ત્યાં બાહ્યોપચારોથી શું થવાનું ! તરૂણ પૂર્વવત્ પોતાના બીછાનામાં પડયો, અને નજર ફરી તે પત્ર પર ગઇ હવે તેના ઉદ્ગારો નીકળવા લાગ્યા.

"અરેરે શું ! ત્યારે આજસુધી મેં જે વિચારો ગોઠવી રાખ્યા હતા, તે સર્વ માત્ર મનોરાજ્યજ કે ? દિનકર મામા આમ કરશે, એવી મને કલ્પના પણ નહોતી. કમલા ! તારા મનમાંજ પણ હવે તો મારો લોપજ થયો ના ? ના, તારો મારા પર નિષ્કપટ પ્રેમ હતો. મારા સિવાય અન્યને તું પરણનાર નથી એમ મારી ખાત્રી હતી પણ હવે શું ! લગ્નમુહુર્ત પણ નક્કી થયું. અરેરે ! કમળા, નાનપણના દિવસો તું એટલામાંજ કેમ ભૂલશે ! પણ તારો શો વાંક ? સમાજે તારી ઇચ્છા જાણવાની થોડીજ પરવા કરી છે ! 'માબાપ જ્યાં આપે ત્યાં દીકરીએ જવુંજ જોઇએ' એજ સમાજની આજ્ઞા ! અરેરે શી પરવશતા !" તરૂણ કેટલોક સમય પોતાના મન સાથે આવુંજ કાંઇક બબડયો, અને પછી રાત્રી ઘણી ગયેલી જોઇ દીવાને રજા આપી. કોટડીમાં સર્વત્ર અંધકાર છવાયો પરન્તુ તેના કરતાં પણ તરૂણના અંતઃકરણનો અંધકાર (તેનો આશાદીપ બુઝાઇ જવાથી) બહુજ ભીષણ હતો. છેવટે તેણે નિશ્ચય કર્યો — "બસ, સવારે કમળાને એક-છેલ્લો એકજ પત્ર લખવો, અને લગ્નમાં જવું નહિ " તેના અંતઃકરણમાં નિરાશાનું સામ્રાજ્ય

પ્રસરેલું હોવાથી ઘણા વખત સુધી ઉંઘ આવી નહિ. પરોઢીઆના સુમારે સ્હેજ આંખ મળી

× × × × ×

પ્રભાકર ફરગ્યુસન કૉલેજમાં બી. એ. ના કલાસમાં હતો. તે ન્હાનપણથીજ માબાપના સુખથી વંચિત હતો અને સંસારમાં મળતા દર્શાવનાર ( તેની માએ જીભના માનેલા ભાઇ ) દિનકરપંત સિવાય કોઇ ન હોતું. દિનકરપંતની આર્થિક સ્થિતિ બહુ સંતોષકારક ન હતી. તેને વડિલોપાર્જિત થોડી ઘણી ખેતીવાડી હતી. અને તેમાંથી તેને સરેરાશ રૂા. ૨૫) ની આવક હતી. પ્રભાકર જો કે તેમની સાથેજ રહેતો તોપણ ફક્ત ખાવાપીવાના સિવાય બીજો ખર્ચ દિનકરપંત સહન કરી શકે તેમ ન હતું. પ્રભાકર મહેનતુ અને તીવ્ર બુદ્ધિનો હોવાથી તેને સ્કૂલમાં સ્કોલરશીપ મળતી. તે તેની ફી, અને પુસ્તક ખર્ચમાં કામ આવતી. કૉલેજમાં આવ્યા ત્યારથી કૉલેજની સ્કોલરશીપ, અને એક બે ટયુશન ઉપરથી તે પોતાના ખર્ચનું ગાડું ગબડાવતો હતો. દિનકરપંતને કમળા નામે એકની એક દીકરી હતી. તે સ્વભાવે શાણી, પણ કામમાં ચાલાક હતી. પ્રભાકર પર તેનો અસ્વાભાવિક પ્રેમ હતો. તે તેના સિવાય કોઇ પણ કામ કરતી નહિ. પ્રભાકરનો પણ તેનાપર એવોજ પ્રેમ હતો. તેણે પૂર્ણ ઉત્સાહથી તેને લખતાં વાંચતાં શીખવ્યું હતું. તેજ પ્રમાણે પાંચ સાત ઇશ્વર સ્તવન પણ શીખવ્યાં હતાં. બન્ને બાળકોનો આવો અપ્રતિમ પ્રેમ જોઇ દિનકરપંત અને રાધાબાઇને બહુજ આનંદ થતો. દિનકરપંત તો વખતો વખત કહેતા કે " કમળાને માટે વર શોધવા આપણે દૂર જવું પડે તેમ નથી " રાધાબાઇ ફક્ત આ વિષે કાંઇ બોલતા નહિ. દિનકરપંતના નજીકના સબંધી પણ પ્રભાકર તરફ આંગળી કરી કમળાની મશ્કરી કરતા. કમળા જો કે આ વખતે 'પતિ એટલે શું' એ બીલકુલ સમજતી નહતી તોપણ એટલું તો ખરૂંજ કે તે આવી મશ્કરીથી બીલકુલ ચીડાતી નહિ. માત્ર બાળપણના આવા વિનોદથીજ નહિ, પણ દિનકરપંતની કેટલીક વાતચીતપરથી પ્રભાકરને કમળા પોતાનીજ થવાની છે એમ દૃઢ નિશ્ચય થયો હતો. અને તેથીજ તે તેને પ્રથમ કરતાં વિશેષ કાળજીથી શીખવતો હતો. સતિ દ્રૌપદી, સીતા, દમયંતિ, વગેરે પ્રાચીન સ્ત્રીઓની સુન્દર વાર્તાઓ તે તેને કહેતો. ટૂંકામાં તે એક હુશિયાર માળી પ્રમાણે કમળાના મનક્ષેત્રમાં સદ્ગુણોનું બીજ રોપવું પ્રથમથીજ કરતો હતો. અને તેથીજ તેણે લગ્ન થયા પછી 'હું આમ કરીશ' 'તેમ કરીશ' વગેરે મનોરાજ્યની ભવ્ય ઇમારતો બાંધી રાખી હતી હાય! જેમ વિદ્યુત કોઇ સુન્દર ઇમારત પર પડી, તેને ભિન્ન ભિન્ન કરી નાખે, તેમ આજ આ પત્રિકાએ પ્રભાકરના મનોરાજ્યની ભવ્ય ઇમારત મૂળમાંથી તોડી પાડી, ખરેખર તે હતાશ ખિન્ન થયો. એટલુંજ નહિ પણ તેને પોતાનો જીવન વ્યાપાર પણ અસહ્ય જણાવા લાગ્યો. પણ હવે તેનો ઉપાય શો? વિધિસૂત્રમાં ફેરફાર કરવો એ માનવ—અલ્પ બુદ્ધિ માનવના હાથમાં થોડુંજ છે! જો માનવની દરેક આશા—ઇચ્છા પૂર્ણ થાય તો જગતમાં દુઃખનું નામ પણ કેમ સંભવે! પરન્તુ તે અગાધ સત્તા પોતાના હાથમાં રાખનાર ભાગ્યચક્ર કર્તા કાંઈ ગૂઢ હેતુ હોવોજ જોઇએ. તેના ગૂઢ હેતુની—અગમ્ય લીલાની કલ્પના પણ માનવશક્તિ મર્યાદાની પેલે પાર છે અસ્તુ.

ગઈ રાત્રે કરેલા નિશ્ચય પ્રમાણે પ્રભાકરે કમળાને એક સવિસ્તર હકીકતનો પત્ર લખ્યો. "બાળપણથી આજપર્યંત આપણો એક બીજા પર કેવો પ્રેમ હતો, દિનકર મામાનો

પત્ર વાંચીને પોતાની કેવી અવસ્થા થઇ ! પોતાને કેટલું દુઃખ થયું ! પોતાનું આશાવૃક્ષ કેવું મુળમાંથી ઉખડી પડયું ! વગેરે હકીકતનું તેણે તે પત્રમાં હૃદયદ્રાવક-કરૂણાજનક ચિત્ર આલેખેલું હતું. અને પોતાનો જીવનપર્યંત અવિવાહિત રહેવાનો નિશ્ચય પણ તેમાં જણાવી દીધો હતો. × × × × ×

વૈશાખ સુદિ દ્વાદશી. આજ ગોરજ મુહુર્તમાં કમળાના લગ્ન થવાના. દિનકરપંત અને રાધાબાઇના જીવની આજ કોઇ જુદીજ ગુચવણ ઉભી થઇ હતી. પોતાના માથાપરનો એક જબરજસ્ત બોજો ઉતરી જવાથી એક રીતે તેમને આનંદ થતો હતો. ત્યારે બીજી રીતે પોતે આજ પર્યંત મમતાથી ઉછેરેલી એકની એક દીકરી બીજાના હાથમાં સોંપવાની હોવાથી જરા ખેદ પણ થતો. દિનકરપંતને ઘેર આ પહેલુંજ કાર્ય હોવાથી તેનું જ્ઞાતિ-મંડળ અને સમાંવહાલાંની સારી સંખ્યા એકઠી થઇ હતી. પ્રભાકર નહિ આવવાને લીધે દિનકરપંત અને રાધાબાઇને બહુજ ખોટું લાગ્યું. તે આજ આવશે, કાલે આવશે, એવી રીતે તેની રાહ જોવાતી હતી. છેવટે લગ્નના દિવસે તેઓ નિરાશ થયા. આજે કમળાના નામનો એક પત્ર આવ્યો, કમળા તે વાંચવાને એકાંત શોધતી હતી. એવામાં તેની માએ ઘરમાં કાંઇ કામ સબબ બોલાવી. તેથી તે પત્ર વાંચ્યા વીનાજ રહી ગયો. તેણે તે પત્ર અંદરના ઘરની એક બારીમાં એમજ રાખી દીધો. લગ્નની ગરબડને લીધે તે દિવસે તેને તે પત્ર વાંચવાની ફુરસદ મળીજ નહિ. લગ્નમાં તેના ચહેરા પર પ્રસન્નતા-આનંદ બીલકુલ જણાતાં નહિ. એટલુંજ નહિ પણ તેની મુદ્રા ખિન્ન જણાતી હતી. કદાચ તેનાં માબાપે જોયેલું સ્થળ તેને પસંદ નહિ હોય, કે એ ખિન્નતાનું બીજું કાંઇ કારણ હશે તે કાંઇ સમજાયું નહિ. કદાચ પ્રભાકર સાથે પોતાના લગ્ન થયાં નહિ, તે પણ તેની ઉદાસીનતાનું કારણ હોય ! ખરી હકીકત શું હશે તે પ્રભુ જાણે, વાદ્યોની ગર્જનામાં અને શુકલ બ્રાહ્મણોના મંગલાષ્ટકોના મંગલધ્વનિમાં વધુપર અક્ષતની વૃષ્ટિ થઇ. જમાઇરાજ શંકરરાવને વધારે રહેવાની સગવડ નહિ હોવાથી લગ્ન સમારંભનું કાર્ય એક દિવસમાંજ આટોપી લેવામાં આવ્યું. અને જમાઇરાજ બીજેજ દિવસે મુંબઇ ગયા. શંકરરાવને અંગનું સગું કોઇ ન હતું. પણ તેની આર્થિક સ્થિતિ સારી હતી, તે સુશિક્ષિત અને સંસ્કારી હતો. તેથી એક સરકારી ખાતામાં પોણોસો રૂપીઆ પગાર મળતો હતો. લગ્ન સમારંભ બહુ ઠાઠથી ન થયો, તોપણ સ્થળ સારૂં મળવા બદલ દિનકરપંત અને રાધાબાઇ આનંદિત થયા. કમળા માત્ર ઉદાસી હતી.

લગ્ન સમારંભ પૂર્ણ થયો. તે પ્રસંગે આવેલ સગાંવહાલાં પોતપોતાના ઘેર ગયાં. કમળા એક દિવસ બપોરના વખતે પોતાની કોટડીમાં બેઠી હતી. તેવામાં તેને પ્રભાકરનો પત્ર યાદ આવ્યો. તે અહીં તહીં જોવા લાગી. પણ પોતે તેને ક્યાં રાખ્યો હતો તેજ તેને સાંભરે નહિ. તેણે બહુએ શોધ કરી. પણ તે તેને મળ્યો નહિ. અને તેથી તેના જીવને ચટપટી થઇ પણ વ્યર્થ. પત્ર નજ મળ્યો. × × ×

કમળાના લગ્ન થવાને આજે લગભગ ચાર માસ થયા. એક દિવસ સંધ્યાકાળે દિનકરપંત, રાધાબાઇ, અને કમળા અહીં તહીંની વાતો કરતાં બેઠાં હતાં, એવામાં એક તારનો પટાવાળો ત્યાં આવ્યો અને દિનકરપંતના હાથમાં તેમના નામનો તાર આપીને સહી મળતાંજ કાંઇપણ બીજાની આશા ન રાખતાં ચાલ્યો ગયો, તાર જોતાંજ ત્રણે

જણાંના પેટમાં ફાળ પડી. તાર ક્યાંથી આવ્યો હશે તેની અટકળ થઈ શકી નહિ ત્યારે કવર ફોડતાં દિનકરપતનાં હાથ ધ્રુજવા લાગ્યા અને રાધાબાઈની આંખોમાં આંસુ આવી ગયાં કમળા તો ગાંડા સરખી ઘડીમાં પિતાના મુખ તરફ અને ઘડીમાં તેમના હાથમાંહેના ગુલાબી કવર તરફ જોવા લાગી. દિનકરપતે તાર ફોડ્યો તેમાં ફક્ત પાંચજ શબ્દો પણ તે ઘણા ભયકર હતા! ન હોય તેટલી ભયકરતા પ્રત્યક્ષ કાળના મુખમાં, કે સર્પના દાંતમાં! ' દિનકરપતે કારમી ચીસ પાડી અને તેમના મુખમાંથી "છોડીનુ નસીબ ફુટી ગયુ" એવો ઉદ્ગાર નીકળ્યો. રાધાબાઈ અને કમળા પણ હૃદયફાટ રડવા લાગ્યાં આ ત્રણે જણાંનો શોક–રૂદન હૃદય ભેદક હતાં બીજે દીવસે શંકરરાવના સ્નેહી–માધવરાવ વકીલનો પત્ર આવ્યો. સવિસ્તર હકીકતનો પત્ર વાંચતાં તે ત્રણે જણાંનાં નેત્રો ફરી અશ્રુથી ઉભરાઈ ગયાં. દિનકરપતનું અંતઃકરણ ફાટી ગયુ, રાધાનુ હૃદય ચૂરા થઈ ગયું અને કમળાની આંખો રડી રડીને સુઝી ગઈ ટૂંકામાં તે ત્રણે જણાને જબરો આઘાત થયો. જમાઈના ગુજરી જવાથી ગાંડા જેવી થઈ ગયેલી રાધાબાઈના મનને કમળાના પુનર્વિવાહની ભલામણ વાંચીને તેને દાઝયા ઉપર ડાઘ લાગ્યા જેવુ થયુ માધવરાવ વકીલે શંકરરાવના મૃત્યુ પત્રની એક નકલ, અને તેણે પોતે મરણ પહેલાં પોતાની સ્ત્રી કમળા ઉપર લખેલો એક નાનો સરખો પત્ર પણ પોતાના પત્રમાં બીડેલા હતાં "જો કમળા પુનર્વિવાહ કરે, તો તેને માધવરાવ વકીલ પાસે રાખેલા રોકડા રૂા દસહજાર મળે" મૃત્યુપત્રમાં આ વિલક્ષણ સરત જોઈ દિનકરપતને કાંઈ કાંઈ થયુ. "પતિના મરણ પછી તેની આજ્ઞાને તેની ઈચ્છાને સમજી તે પ્રમાણે વર્તવુ એ સતિત્વનુ ખરૂ લક્ષણ છે માટે મારી ઈચ્છા પ્રમાણે મારી આજ્ઞા પ્રમાણે તુ પુનર્વિવાહ કર" વગેરે હકીકત ઉપર જણાવેલા કમળા ઉપરના પત્રમાં પણ મળી હતી આ વખતે દિનકરપતની સ્થિતિ બહુ શોકજનક હતી. તે જો કે જૂના વિચારના હતા તોપણ સ્ત્રીશિક્ષણ ' પુનર્લગ્ન ' વગેરે બાબતોમાં તેમનો મત બહુ પ્રતિકુળ નહતો એટલુંજ નહિ, પણ કમળા જેવી બાળવિધવાએ તો અવશ્ય પુનર્લગ્ન કરવુ. એવો તેમનો પ્રથમથીજ મત હતો પરંતુ માત્ર મત આપવો, અને પોતા પર પ્રસંગ આવી પડે, તો તેવુ વર્તન કરી બતાવવુ એમાં પુષ્કળ ફેર છે દુઃખની વાત એ છે કે, માત્ર મત બતાવનારા–બીજાઓને ઉપદેશ કરનારા ઘણા હોય છે, પરન્તુ બોલવા પ્રમાણે પ્રત્યક્ષ વર્તન કરનારા આ સમયમાં બહુજ થોડા છે!

કમળાની દુઃખદ સ્થિતિ જોઈને તેમનુ અંતઃકરણ બળવા લાગ્યુ અને ' તેનાં પુનર્લગ્ન કરવાં ' એમ તેમના મનમાં વારવાર આવવા લાગ્યુ. પણ સમાજના તીક્ષ્ણ વાક્પ્રહાર સહન કરવાનુ મનોધૈર્ય તેમનામાં નહિ હોવાથી પોતાની ઈચ્છા પ્રમાણે વર્તન કરવાને તે બહાર પડી શકતા નહિ અરેરે! દિનકરપત જેવા કેટલાય બાપ સમાજ શસ્ત્રથી ડરીને પોતાની બાળ કન્યાઓને વૃદ્ધ બનાવતા હશે! પણ તેમાં સમાજને શુ ? આ અરસામાંજ કોલેજમાં નાતાલની રજાઓ પડી હોવાથી પ્રભાકર ઘેર આવ્યો કમળાના મામા પણ દિનકરપતને મળવા માટે આવ્યા હતા, કમળાના મામા ભાઉસાહેબ સતારાના સનદી વકીલ હતા તેમણે દિનકરપત પાસેથી શંકરરાવના મૃત્યુની અને તેના મૃત્યુ પત્રની હકીકત જાણીને કહ્યુ "હવે એ વિષે તમારો શો મત છે?"

' મને એમ કરવુ ઠીક લાગતું નથી, "

" કાં એમાં શું ઠીક નથી ? એમાં તમને નવાઈ જેવું શું લાગે છે ! "

" નવાઈ નહિ તો શું ! આજ સુધીમાં અમારા કુળમાં આ કામ થયું નથી. "

" આજ સુધી નહિ થયેલાં કામ આપણે નજ કરવાં એમ થોડુંજ છે ! આપણા વડીલોએ સાહેબ લોકના હાથ નિચે નોકરી કરી ન હતી તેમજ રેલ્વેમાં બેસી મુસાફરી પણ કરી નહોતી છતાં આજ આપણે સર્વ તે કામ કરીએ છીએ જેવો સમય, તેવું વર્તન રાખવું એ દરેક સમજુ મનુષ્યનું કર્તવ્ય છે "

ભાઉસાહેબનું આ ભાષણ દિનકરપંત સાંભળીજ રહ્યા સ્તબ્ધરજથી ભાઉસાહેબે ચલાવ્યું " જો તેમાં તમને કાંઈ નવાઈ લાગતી નથી, તો આ પુનર્લગ્ન સબંધી આટલી નવાઈ કાં લાગે છે ? જગત્ આજકાલ બહુજ આગળ ગયેલું છે તેવા સમયમાં આપણા આચારવિચારમાં પણ સમયાનુસાર થોડો ઘણો ફેરફાર કરવાની જરૂર છે "

" નવાઈ તો એટલીજ કે આપણામાં હજુ સુધી બહુ પુનર્લગ્ન થયાં નથી "

" પણ થોડાં તો થયાં છે ના ! "

" પણ એકંદર તો ગૌણુજ "

" ગૌણ ખરાં પણ તે બીલકુલ નહિ કરવાં જેવાં ગૌણ તો નથીજ પંત ! તમને તમારા પેટના છોકરાંની પણ દયા નથી આવતી ! આટલી નાની છોકરીનો જન્મ આપજ દુઃખદસ્થિતિમાં ગાળવો એ તમને ઠીક લાગે છે ! આવુંજ તમારૂં કન્યા વાત્સલ્ય, આવોજ તમારો અપત્ય પ્રેમ ! "

બોલતાં બોલતાં ભાઉસાહેબનો કંઠ રૂંધાઈ ગયો પંતની આંખો પણ પાણીથી ભરાઈ આવી તે ગદ્ગદિત કંઠે બોલ્યા " ભાઉસાહેબ કમળાને માટે મારા મનમાં શું થાય છે, તે માત્ર પરમેશ્વરજ જાણે છે. પણ શું કરૂં, સમાજના ભયથી પુનર્લગ્ન કરવાને મારૂં મન કબુલ કરતું નથી

" પેટના છોકરા કરતાં તમે સમાજને વધારે ગણો છો ! વારૂ સમાજ, સમાજ એટલે શું ? તમે અમેજ ના ! જે પ્રસંગ આજ તમારા પર, તેજ કાલે મારા પર પણ આવશે જે વાત સર્વના ફાયદાની છે, હિતની છે, તે કરવામાં તમે આટલા બધા બીઓ છો શામાટે ? "

" સમજો કે હું પુનર્લગ્ન કરી આપવા કબુલ થાઉં, પણ કમલાને કબુલ કરનાર કોઈ પુરૂષ તો જોઈએ ના ! "

" કમળા જેવી સુશિલ, અને સુશિક્ષિત કન્યાનું પાણી ગ્રહણ કરવાને જોઈએ તેટલા તરૂણ કબુલ થશે અરે દૂર કયાં જાઓ છો ! આ તમારો પ્રભાકર પણ ખુશીથી કબુલ થશે " ભાઉ સાહેબે બોલતા બોલતાં પ્રભાકર તરફ નજર ફેંકી.

" પ્રભાકર કબુલ કરે, તો હું જોઈશે " પંતે જવાબ આપ્યો

પ્રભાકરે કાંઈ જવાબ આપ્યો નહિ, તેથી ભાઉસાહેબે તેને, ઉદ્દેશીને કહ્યું " કેમ પ્રભાકર, કમળા જેવી બાળ વિધવાની તને કાંઈ દયા નથી આવતી ! જો તેમજ હોય, તો આજ સુધી તેં સંપાદન કરેલું જ્ઞાન ઉચ્ચ જ્ઞાન તદ્દન વ્યર્થ છે આટલા દિવસો કોલેજમાં જઈને તું કાંઈ પણ શીખ્યોજ નથી એમ કહેવામાં કાંઈ અડચણ નથી અમારી ભાવી ઉન્નતિ તમારા જેવા તરૂણોનેજ અવલબી રહેલી છે તાન જેવાએ તો આવા

સામાજીક કામો કરવામાં આગળ પડવું જોઇએ તારા જેવા ગ્રેજ્યુએટો સમાજના નેતારૂપ છે. તમારી પછવાડેજ, અમારા જેવા અજ્ઞાનોએ જવાનું છે. તારૂં વર્તન દેશના અને સમાજના કાયદામાં નથી શું ?" પ્રભાકર ભાઉસાહેબના બોલવાથી પીગળ્યો તેણે, કહ્યું " હું આપની અને મામાની આજ્ઞા બહાર નથી ".

ભાઉસાહેબે પોતાની બેનના અને કમળાના મનનું પણ આ રીતે જ સમાધાન કર્યું અને " શુભસ્ય શીઘ્રં " આ ન્યાયથી તરતજ પ્રભાકર સાથે કમળાનું પુનર્લગ્ન મુંબાઇના પ્રાર્થના સમાજમાં કરવામાં આવ્યું. વર્તમાન પત્રોમાં, વરવહુને અભિનંદન અપાયાં, અને એક બે પ્રસિધ્ધ માસિક પત્રોમાં તેમના ફોટાઓ પણ આવ્યા. લગ્ન સમારંભને બીજેજ દિવસે કમળાને એક રજીસ્ટર્ડ પત્ર મળ્યો, તેમાં હજાર હજારની એક એવી દશ નોટો હતી. અને માધવરાવ વકીલની સહીનો એક કાગળ હતો. પ્રભાકરે તે, રૂપીઆ બીજેજ દિવસે કમળાના નામ પર બેન્કમાં મુક્યા. × × ×

ઉપરની હકીકત બની ગયાને આજે લગભગ વીસ વર્ષ વીતી ગયાં છે,-' વીસ વર્ષ.' શબ્દ બેજ પણ અહા ! કાળ કેટલો અગાધ છે ! આ વીસ વર્ષમાં કેટલી નવા જુની થઇ ગઇ હશે ! આ દીર્ઘકાળમાં કેટલા સુધારા વધારા થયા હશે ! જગત કેટલું બધું આગળ ગયું હશે ? ! અસ્તુ ! કાળના સ્થિત્યંતર પ્રમાણે કમળાની સ્થિતિમાં પણ પુષ્કળ ફેરફાર થઇ ગયો છે. તે અત્યારે આગળ પ્રમાણે એક અલ્લડ બાળિકા નથી. પણ ત્રીસ પાત્રીસ વર્ષની એક પોઢ બાઇ છે. પ્રભાકર પણ ૪૦-૪૫ વર્ષના ઠરેલ ગૃહસ્થ છે. દિનકરપંત અને રાધાબાઇ તો કેટલોય સમય થયા આ લોક છોડી પરલોકમાં ગયાં છે, અને પ્રભાકરનો એક જીવનમિત્ર પણ આજે તેજ માર્ગે જવાની તૈયારીમાં છે, પ્રભાકર અને તેના મિત્ર શંકરરાયને આજે લગભગ દસબાર વરસ થયાં સ્નેહ બંધાયો હતો. આ બન્ને મિત્રોનો પરસ્પર સ્નેહ જોઇને ચાલમાં રહેનારાં માણસો તો એમજ કહેતાં કે ' આ રામ લક્ષ્મણની જોડી છે. ' આવા પ્રાણ સ્નેહી મરણ પથારીએ પડેલો હોવાથી ક્યા મારો મિત્રને દુ:ખ ન થાય !

શંકરરાયના ઘરમાં કોઇ સ્ત્રી નહિ હોવાથી પ્રભાકરના કહેવાથી કમળા ઉત્તમ પ્રકારે તેની સારવાર કરતી ! પરન્તુ કમળાને અને પ્રભાકરને યશ આપવાનો ઇશ્વરી સંકેત ન હતો. એક દિવસ રાત્રે બારબાર એક વાગ્યાના સમયે તે બન્ને રડતાં બેઠાં હતાં. શંકરરાયનો પ્રાણ સ્થૂળ શરીરને ત્યજી ચાલ્યો ગયો હતો. મરણ પહેલાં સુમારે એક કલાક શંકરરાવે એક પત્ર પ્રભાકરને આપ્યો, અને ક્ષીણ સ્વરે તેણે તેનો અને કમળાનો બહુ ઉપકાર માન્યો. મરણ પછીની સર્વે વીધી થઇ ગયા બાદ બીજે દિવસે તેમણે તે પત્ર ઉઘાડ્યો. તો તેમાં પોતે કમળા ઉપર તેના લગ્ન પહેલાં લખેલો પત્ર જોઇ સ્તબ્ધ થઇ ગયો. બીજો એક પત્ર શંકરરાવે કમળાપર લખેલો હતો તે પત્ર વાંચતાં શો તેના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી કમળાની પણ તેજ દશા થઇ વીસ વર્ષ પહેલાં બનેલા બનાવનું ચિત્ર તેઓની દૃષ્ટિ આગળ ખડું થયું કેટલોક સમય તો બન્નેએ આ પ્રમાણે માનસિક રૂદન કર્યા પછી પ્રભાકરના મુખમાંથી " આ કેવો સ્વાર્થત્યાગ ! " એવો ઉદ્ગાર નીકળ્યો. શંકરરાવે કમળાને આપેલા રૂ. દસ હજાર તેણે શંકરરાવના નામે દાન ધર્મમાં, અને ઉપયોગી સંસ્થાઓમાં મદદ કરવામાં વાપર્યા.

# !!!અનાથોનો પોકાર.!!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

"પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરીને દીન જાણી,
દીનાના કામ કરો સદાએ પરેથી, એવી સેવાની એંધાણી."

ગરીબોથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલા અનાથ બાળકો, કુલીન સદાચરણી વિધવાઓ અને મદદ માટે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દષ્ટી કરો તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો. સુપાત્રે દાન એજ સદ્કમાણીની સાર્થકતા છે. આ આશ્રમમાં ધન ધાન્યથી વિમુખ, ભૂખે મરતા, અને ટળવળતા અનાથ બાળકો નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારના નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે. હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે. રકમ લખાવો અને દયા લાવી લખો—

મણીલાલ રામશંકર ઠાકર.
મંત્રી શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ,
સિદ્ધપુર.

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સોમાલાલ મગનલાલે અમદાવાદમાં પાચકુવા ચાર રસ્તે આવેલા પોતાના ધી 'ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં' છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ રાયપુર- 'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રગટ કર્યું.

## સ્વર્ગની અલૌકિક બક્ષિસ.

# કામીનીયા ઑઇલ.



સ્ત્રીઓનો આનંદ તેમની સૌંદર્યતને લીધે છે સૌંદર્યતા સુંદર વાળના અંગે રહેલી છે અને સુંદર વાળો પ્રાપ્ત કરવા માટે હિંદુસ્તાનની સ્ત્રીઓ કામીનીયા ઑઇલતજ વાપરે છે

કિંમત બાટલી ૧ નો રૂ ૧—૦—૦ વી પી. ખર્ચના રૂ ૦—૪—૦

" " ૩ ના રૂ ૨—૧૦—૦ " " રૂ ૦—૭—૦

## ધી ઍંગ્લો ઇંડિયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની

૫૫, જુમા મસજીદ મુંબઈ.

દરેક વેપારી પાસેથી પણ મળી શકશે.

ठ. आनंदजी मूळजी पानी तरफथी भेट

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

જુન–
૧૯૧૬.

પુસ્તક ૧૩–
અંક ૬



રાઈટ ઑનરેબલ હર્બર્ટ હેન્રી ઍસ્કીથ.
(બ્રિટિશ મહારાજ્યનો મુખ્ય પ્રધાન)

આદ્ય સંપાદક —
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી —
રામમોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર અમદાવાદ.

Block by courtesy of Navyug

# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૩ મું. ] જુન ૧૯૧૬. [ અંક ૬.

## અનુક્રમણિકા.



### સુન્દરી સુબોધ—માસિક વધારો.



### સૂચના.

અમને જણાવવાને ફરમાશ થઈ છે કે ગયા વર્ષના સુન્દરી સુબોધના શ્રીલેખના (ઓગસ્ટ ૧૯૧૫ ના) અંકમાં "પ્રિયતી જન્મુતિથિ" એ નામનું કાવ્ય બ્હેન "સૌ. હનુ બ્હેન"ની સહીથી પ્રકટ થયું છે તે બ્હેન સૌ. હનુબ્હેન છગનરામ આ. મ્હેતાનું લખેલું નથી.

વ્યવસ્થાપક—સુન્દરી સુબોધ.

## ખાસ અંકો.

સ્ત્રીલેખનો અંક: હવે પછી થોડા વખતનાં પ્રકટ થશે તે માટે પંદર વીસ દિવસની અંદર લેખક ભગિનીઓ તરફથી લખાણુ મળશે, એમ આશા છે.

બાળકોના લેખ: પણુ તે સાથે અથવા તે અરસામાં બ્હાર પડશે:-(૧) બાર વર્ષની અંદરનાં-તથા (૨) પંદર વર્ષની અંદરનાં બાળકો તે માટે લખાણુ મોકલી શકશે. સારા લેખને માટે ઈનામો આપવામાં આવશે.

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

---

## કેટલાંક ઈનામો.

ગયા મહિનાના અંકમાં સાહિત્યના વાચનારા માટેનું એક ઇનામ જાહેર કર્યું હતું, તે પછી બીજા જે બે ઇનામો જાહેર કરવાની અમને ફરમાસ થઇ છે, તે ઉપકાર સાથે નોંધીએ છીએ. એકંદરે ત્રણ ઇનામો નીચે મુજબ હરીફાઇ માટે નક્કી કરવામાં આવ્યાં છે–

(૧) ગઇ વખતે જાહેર કર્યા પ્રમાણે રૂ. ૫) પાંચ "યજ્ઞોપવીત સંસ્કારનો ઉદ્દેશ" એ વિષય ઉપર સાહિત્યનાં આશરે ૪ પાન રોકે તેટલો સારામા સારો નિબંધ જેનો આવશે તેને. આ હરીફાઈ ફક્ત પુરૂષો માટે છે.

(૨) "યુવતિનાં આભૂષણુ" એ વિષય ઉપર સાહિત્યના આશરે આઠ પાનાં રોકે તેવો સૌથી શ્રેષ્ઠ જેનો નિબંધ આવશે તેને રૂ. ૧૦) નું ઇનામ આપવામા આવશે. આ ઇનામ ફક્ત સ્ત્રીઓને માટે છે.

(૩) "બારીના સળીઆ ગ્રહી કર દ્વયે શૃંગાર શીલ્પ ઉભી" એ લીટીની પાદપૂર્તિ કરનારા સૌથી ઉત્તમ પાચ શ્લોક લખી મોકલનારને રૂ. ૧૦) દસ ઇનામ આપવામાં આવશે. આ હરીફાઇ સ્ત્રીઓ માટેજ ખુલ્લી છે.

ઉપરનાં ઇનામ મુંબાઇના અમારા મિત્ર રા વસનજી ઠક્કર મારફત રા. પ્રાગજી ડી. હરીઆણી તરફથી રા. પ્રયાગજીનાં સદ્‍ગત પત્ની અ. સૌ. પ્રેમદાબહુના સ્મરણાર્થે આપવામાં આવે છે.

નિબંધો તથા પાદપૂર્તિઓ આ સાલના ડીસેમ્બર તા. ૩૧ મી સુધીમાં મળી જવા જોઇએ.

ઇનામો માટે જાહેર થયેલા લેખો 'સાહિત્ય'માં પ્રસિદ્ધ કરવામાં આવશે. ઇનામનું પરિણામ આ સાલ આખર સુધીમાં જાહેર કરવામાં આવશે. અમે કરેલો નિર્ણય છેવટનો ગણાશે. લેખો પાછા મોકલવામા આવશે નહીં.

આ ઇનામો માટેના લેખ તથા પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

તંત્રી, 'સાહિત્ય.'
વડોદરા.

---

આ માસિકનું વાર્ષિક લવાજમ
૧૯૦ પાનાંના માસિકનું રૂ. ૩-૮-૦. ૩૨ પાનાંના માસિકનું રૂ. ૧-૮-૦.

ठ आनदजी मूळजी पाघी तरफथी भेळाणे प्रलय वायुनुं तोफान ! ठ. आनदजी मूळजी पाघी तरफथ



“ बेगाळले सर्स ” ( हिन्दी घोडेस्वार लस्कर ) नो प्रचंड धसारो, जेना महावेगनी आगळ दुश्मनो थी बिलकूल टकी शकातु नथी

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પઠિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતપોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મુગ્ધ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે." સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન રેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધવના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયમાર્ગના તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે -એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ' ]

વર્ષ ૧૩ મું. ] જુન: ૧૯૧૬. [ અંક ૬.

## उदय गुंजनः

### નાથને પ્રશ્ન.

નાથ ! બડી બડી વાતો કરો છો: આચરશો ક્યારે ?
નાથ ! પ્રિયાને રસ ઝીલવો છો: જગમાં રેલશો ક્યારે ?
નાથ ! શ્રીમન્ત છો, શૂર છો સંન્યાસ લેશો ક્યારે ?
નાથ ! પાંખો આવી છે: પરિવ્રાજક ઉડી થશો ક્યારે ?
નાથ ! સંગીત કરો છો: નૃત્ય જગાવશો ક્યારે ?
નાથ ! સાધુ છો, શાસ્ત્રી છો: સન્ત થશો ક્યારે ?
નાથ ! હું રંકનો હાથ ઝાલ્યો છે: લોકગણુને દોરશો ક્યારે ?
નાથ ! ગૃહરત્નોના છત્ર છો: જગવિષ્ણુ વિકસશો ક્યારે ?
નાથ ! રસભગિની કરી છે: સદ્ધર્માચાર સધાવશો ક્યારે ?
ક્યારે ! ક્યારે ! રે નાથ ! અધીરી કરી છે રે રડતા જગતે મને.

—નિજકુંજ.

# ગૃહ–ધર્મ.

## વિધવાઓનાં દુઃખ.

" વનિતા વિશ્રામ " તરફથી મળેલું.

[ દેખાવ: કેટલીક વિધવા સ્ત્રીઓ વાતો કરે છે. ]

પહેલી—બ્હેન, તું હવે સમજુ થઇ છે હવે રડયા કર્યે શું વળવાનું છે ? તારૂં દુખ દૂર કરવા કંઇ સન્માર્ગ લાગ.

બીજી—બ્હેન, શું મારૂં કપાળ સન્માર્ગે લાગું ? મારા માબાપ જ જ્યાં મારા જન્મનાં વૈરી થઇ પડયા તો પછી હૂં બીજે કોનો વાંક કાઢું ?

પહેલી—બ્હેન, તારૂં લગ્ન ક્યારે થયું હતું ?

બીજી—પરમાત્મા જાણે, મારા લગ્ન શું ને વાત શું ? મને તો કંઇએ ખબર નથી. મારી સાત આઠ વર્ષની ઉમ્મર થઇ ત્યાં સુધી તો હૂં જાણતી એ નહોતી કે હું ક્યારે પરણી, કોની સાથે પરણી અને કોને ત્યાં પરણી ! માબાપ કહ્યા કરતા હતા ને લોકોની સાથે વાત કરતાં હતા કે આ છોકરીનો ભવ બગડયો. ભવ બગડયો એટલે શું તે પણ તે વખતે મારી બલારાત જાણે ! આખરે મોટી થઇને જાણ્યું કે આ ફુટેલા કરમમાં રંડાપો જ લખ્યો હતો.

પહેલી—બ્હેન, ધીરજ રાખ. હવે એ બાબત શોક કીધે તારૂં શું વળવાનું છે ? તું જાણે છે ખરી કે હિંદુ સમાજ જેમાં કેવળ અંધકાર જ છવાઇ રહ્યો છે, તેમાં બાળલગ્ને શું સત્યાનાશ વાળ્યું છે, ને તારા જેવી અનેક બાળાઓને દુષ્ટ માબાપે પૈસાની લાલચે તેના જન્મભર તેને અંધારા કુવામાં નાંખી છે ? માટે ધીરજ રાખ. હું એનો ઉપાય બતાવું છું. ઉભી રહે.

ત્રીજી—ઓ બ્હેન, હવે આગથી આ દુખ સહન થતું નથી. રોજ ને રોજ ઘરમાં ક્લેશ, કંકાસ, માનફાડ, મેણા ટોણા, ઝરકા, ત્રાસ એ શિવાય ઘરમાં બીજું કશું જોવામાં આવતું નથી. બ્હેન, હું તો પરાધીનતાના સાગરમાં ડુબી મરેલી જેવી છું. કંઇ ઉપાય સુઝતો નથી. જરા જીવને દિલાસો આપવા કંઇ પુસ્તક લઇ વાંચવા બેસું છું તો ત્યાં મારી કરમફુટ સાસુ લાગલી જ આવી કહે છે કે, " શું ભણીને ચોપડી લઇ બેસવું—ઘરકામ કરવું નહિ ? ભણીને કંઇ નોકરીએ મરવું છે ને ક્યા હિસાબો ખતવવા છે ને ક્યાં રાજ ઉંધા વાળવાં છે ? આજી બાયડીઓ—તારા જેવી બીજી રાખણીઓ ભેગી કરી ટાહેલા કરી લોકોને બતાવવું છે કે હું પંડિતની દીકરી છું ! " અરે ! એટલુંજ નહિ પણ પુસ્તક વાંચવાનું કારણ કહેવા ગઇ એટલામાં તો મારો સસરા ત્યાં આવ્યો. મને બે ચાર ચાઠા કાઢી ને કહ્યું કે " નિકળ ઘરમાંથી. તારા જેવી તો હું નવમા નવાણુ હમણા ભેગી કરીશ " એમ કહીને મને ઘરમાંથી કાઢી મુકી

**પહેલી**—ગભરાઈશ નહિ, બ્હેન ! હુ તને એનો પણ ઉપાય બતાવુ છુ

**ચોથી**—બ્હેન, હવે મારાથી આ દુ ખ સહન થઇ શકતું નથી એમ થાય છે કે કોઈ પણ રીતે આ દેહનો અત આણુ ને એમાથી છુટુ

**પહેલી**—બ્હેન ! વળી શુ નવુ જાગ્યુ ?

**ચોથી**—એ વાત અહિંથીજ દાટ, બ્હેન ! મા । ધણીનો આટલો આટલો પૈસો છતા મારે ભુખે મરવુ ને રોટલા માટે આડોશીપાડોશી પાસે ભીખ માગવી ? આ છોકરી રડી રડીને પ્રાણ કાઢે છે તેને પૈસાના મમરા અપાવવા મારી પાસે એક પાઇ પણ ન મળે શો જુલમ ! મારા ધણીના મરણ પછી મામરીયા કહે છે કે તારા ધણીનુ તુ શેની લે ? હમે તેને ભણાવી ગણાવી ઉછેરી મોટો કીધો ને હવે તેનો દહ્લો લેવા આવી છે !—ધણીનોદહ્લો ? નિકળ ઘરમાથી ઉતાર તારૂં ઘરેણુ મે ના કહી એટલે મને લાતો મારી ઘરમાથી કાઢી મુકી માબાપે કઇ ભણાવી એ નહિ ને કઈ શિખવ્યું એ નહિ કે જેથી કઈ ઉદ્યોગે લાગુ ભુડા લોકો કહે છે કે કોર્ટમા ફરિયાદ કર પણ વકીલને ને સરકારને ભરવા કયા ચુલામાથી પૈસા લાવવા ? હવે તો ધાર્યું છે તે ખાધા વગર છુટકો નથી

**પહેલી**—બ્હેન ! ધીરજ રાખ અકળામણ તો થાય પણ કઈ પ્રાણ કઢાય ? બ્હેન, જરા સબુર રાખ ને કહુ છુ તે સાભળ ને પછી તારી નજરમા આવે તે કરજે ત્યાર સાભળ જા, આપણા હિંદની કેટલી બધી બાળાઓ કેટલા બધા દુ ખમા ડુબેલી છે તેનો જો આપણે વિચાર કરીએ તો મને આશા છે કે તું આવા ઘોર કૃત્યથી દુર રહેશે આ તારી નજર આગળ થોડી બ્હેનોને બતાવુ છુ કે તેઓ તારા કરતા પણ કેટલા વધારે દુ ખમા સબડે છે ? નહિ માથે માબાપ, નહિ રહેવા ઘર, નહિ સુકા પાકો રોટલો ખાવાની જોગવાઇ નહિ કોઈ સગા વ્હાલાનો દયાભાવ કે આશ્રય ને નહિ ધણી તરફથી મળેલી એક રાતી પાઈ એઓ બિચારીની શી અવસ્થા ? છતા પણ એઓ એ કઇ તારા જેવા ગાડા ગાંડા વિચા કરતી નથી માટે સબુર કર. જો આ આઠી વરસે પરણેલી ને દશ વરસે વિધવા થયેલી, બીજીની પણ તેવી જ સ્થિતિ !—વળી આ ત્રીજી, આ ચોથી ! બ્હેનો ! આ સસારમા પુરૂષો ઓછુવત્તુ પોતાનુ કાર્ય કર્યા કરે છે ન કરે તો કુટુંબનો નિર્વાહ ચાલે નહિ સ્ત્રી એટલે આળસ મૂર્ખતા, અને હઠીલાઇની મૂર્તિ ! ઘરનુ વૈતરૂં તો કરવું યોગ્યજ હોય જ ને જો પ્રારબ્ધ યોગે વિધવા થઇ એટલે તે સાક્ષાત્ ઘરની ચુનામડી થઇ ચુકી ! પેટનો ખાડો પુરવા માટે વગર પઇસાની ચાકરડી ! ઘરનાંના મોઢાના દાયરો આખો દહાડો ચડેલો ! બડબડાટ બારે પહોર ને બત્રીસે ઘડી ને જશમા જુતીયા ! સ્હેજ સ્હેજમા મોહોલ્લો ગજવી મુકે ! એ બધા ત્રાસથી જો બચવુ હોય તો હુ કહુ તે સાભળો

આ સ્થિતિમાથી બચવાને માટે માર્ગ એટલો છે કે બાળપણમાથીજ પુત્રીને યોગ્ય ધાર્મિક શિક્ષણ આપવુ અને યોગ્ય વયે પરણાવ્યા વિના કદીપણ તેના લગ્ન કરવા જ નહિ ને જો એમ થાય તો જ આ દુ ખ નિવારી શકાય ખરૂ જોતાં તો સ્ત્રી એ પુરૂષને સભ્યતા શીખવનાર શિક્ષણ ગુરૂ છે સ્ત્રી એ પુરૂષનો જમણો હાથ છે તેનુ

કાર્ય તેણી મંત્રી તરીકે બજાવે છે. ગૃહિણી એ ગૃહદેવી છે. **गृहिणी गृहमुच्यते.** ગૃહિણી એજ ઘર છે. અરે ! સ્ત્રી એ જગતની આદ્યશક્તિની મૂર્તિ છે, એ કેટલા જાણે છે ? આપણે તો માણુ જીવનને ઉચ્ચતમ ગણી પ્રારબ્ધને વશ થઇ આપણું કર્તવ્ય કરવું અને માણુ જીવન જ ગાળવું, એવો મનથી નિશ્ચય રાખવો. **उत्तिष्ठ जाग्रत कुर्वन्नेवेह कर्माणि.** એ સત્રને સમજી કાર્ય કરવા ચાલો. તમે બધીઓ મારી સાથે ચાલો, હું તમને **વનિતા વિશ્રામમાં** તેડી જાઉં. ત્યાં તમને ધાર્મિક, નૈતિક વિષયોનું ઉત્તમ શિક્ષણ મળશે અને વિદ્યા, કલાકૌશલ્ય તથા ઔદ્યોગિક વિષયો શીખવાના મળશે. તમારી બાકીની જીંદગી દુઃખમય બદલાઇ સુખમય થશે અને તમારા જીવને આનંદ થશે.

**બધી**—ત્યાં અમને તેડી તો જશો. પણ અમે ખાઇશું શું ? પહેરીશું શું ? અને રહીશું ક્યાં !

**પહેલી**—અરે ! હવે એમાંની કોઇ જાતની તમારે ફીકર રાખવી નહિ. બધુંજ ત્યાં મળશે. ખાવાનું, પીવાનુ, સુવાનું, ઓઢવાનુ, રહેવાનું, ફરવાનું, સ્લેટ ચોપડી, વગેરે તમામ તમને ત્યાં તૈયાર મળશે.

---

# ધનાઢ્યોનાં બાલકોનું શોચનીય શિક્ષણ.

લેખકઃ રા. રા. પુરૂષોત્તમ ઝીણારામ પાઠક.–મુંબાઈ.

જેઓ ધનાઢ્યોનાં બચ્ચાંઓના સંબંધમાં સારી રીતે આવ્યા હશે તેઓ સહેલાઇથી કબુલ કરશે કે, સામાન્ય રીતે, ત્હેમનાં મનની, પ્રમાણસર, ખીલવટ થતી નથી. ધનિકના સદ્ગુણોનો ત્હેમનામાં તદ્દન અભાવ હોતો નથી; પરંતુ એ ગુણોની વૃદ્ધિ થતી નથી. ત્હેમને ગતિમાન રાખી શકે અને પોષે એવા યોગો બહુ ભાગે વ્યર્થ જાય છે, અને અનેકવાર તેઓ દોષનું રૂપ ધારણ કરે છે.

ત્હેમના નજીકના પૂર્વજો ઉપર હતી તેવી ધર્મની અસર ત્હેમના ઉપર, "વર્તમાન રંગ" ની પ્રબળતાને લીધે, આવતી નથી, અને "વર્તમાન" નો ખરો રંગ, યથાર્થ શિક્ષણની ખામીને લીધે, ત્હેમને ચડતો પણ નથી. પરિણામે ત્હેમની દશા ત્રેતના જેવી થઇ જાય છે – ન પૃથ્વીમાં, ન સ્વર્ગમા, ન નરકમાં ! શિક્ષિત વર્ગ, અંતઃકરણથી, ત્હેમના તરફ માન ધરાવી શકતો નથી, અને અશિક્ષિત ગરજુ ખુશામતીઆઓનું જોર ત્હેમની પાસે વધે છે. આથી આપણા દેશમાં ધન અને બુદ્ધિનો યોગ નહિ જેવો થાય છે અને આ સંયોગની ખામીને લીધે મુડીનો જોઇએ તેટલો ઉત્પાદક ઉપયોગ થતો નથી, અને બુદ્ધિની ખીલવટને બહુ ઉત્તેજન પણ મળતુ નથી. આવાં કારણોને લીધે આ બેનો સંગ કરવામાં કુશળ વિદેશીઓ થોડાં વરસોમાંજ, હિન્દીઓના હાથમાં રહેલા વ્યાપાર અને ઉદ્યોગમાંનો ઘણો ભાગ હસ્તગત કરી ગયા છે.

આ વિચિત્ર દશા જોઇ ઘણા શ્રીમંતોનુ મન બળતુ હશે. પોતાની પછી ગાદીએ આવનારની અશક્તિ અને દોષ ભંડાર જોઇને, પોતાના હાથમાથી જતા બેઠેલા કોળીઆને

રોકી શકનાર ઘણા થોડાને જોઇને હેમને ખરેખર બહુ દુખ થતું હશે પણ બચ્ચાંઓના દોષનું મૂળ ક્યાં છે તે હેમનામાંથી ઘણા થોડા જ જાણે છે

પોતાનાં બાળકોને ભણાવવા પાછળ શ્રીમંતો ઘણો ખર્ચ કરે છે સારી કહેવાતી ભારે ફી લેતી શાળાઓમાં હેમને મોકલે છે, હેમને ઘેર ભણાવવા ખાનગી માસ્તરો રાખે છે, મોં માગ્યા સાધનો આપે છે, મગજ અને શક્તિની ખીલવણી કરે તેવી છાપવાળી વિદેશી ને દેશી દવાઓના પૈસા ખરચે છે, પણ એ બધાનું પરિણામ હેમને સંતોષ આપતું નથી આ અસંતોષના કારણ તરીકે બચ્ચાઓનાં શરીરની નબળાઇને વારંવાર આગળ લાવવામાં આવે છે એમાં સત્ય છે પરંતુ તે દશ-પંદર ટકા કરતાં વધારે નથી

ખાનગી શિક્ષક તરીકેના અનુભવ અને બીજા ટ્રેઇન્ડ શિક્ષક મિત્રોની સાથેની ચર્ચાથી આ અસંતોષના, શરીરની નબળાઇ સિવાયનાં અને તેના કરતાં વધારે બળવાન, કારણો મ્હને જણાયા છે અને તે દૂર કરવાના ઉપાયોની કલ્પનાઓ કરી છે પ્રયોગો દ્વારા આ ઉપાયોની સિદ્ધતા રચવાની તક મળી નથી, કારણકે ચાર વર્ષનો અનુભવ તે માટે પૂરતો નથી આથી મ્હારી માન્યતાઓની પૂર્ણતા કે સચોટપણાનો દાવો કર્યા વિના, બીજાઓના અનુભવો, જ્ઞાન અને વિચારોથી આ બાબત ઉપર વધારે પ્રકાશ પડાવવાના હેતુથીજ નીચેનાં કારણો અને ઉપાયો રજુ કરૂં છું

(૧) બાળકના ઉછેરની વિધિઓ વિશે માબાપોનું અજ્ઞાન અને ચાકરોનો સહવાસ

(૨) બાળકો માટેની ખાસ શાળાઓનો અભાવ.

(૩) શિક્ષકોની પસંદગીની ખામી

(૪) અંગ્રેજી ભણાવવાની બેહદ ઉતાવળ અને તેથી માતૃભાષાની પૂરેપૂરી અવગણના

જેમ અજીર્ણ બહુ રોગોનું મૂળ છે તેમ માબાપોનું અજ્ઞાન બચ્ચાંઓના બહુ દોષોનું કારણ છે બાળકોનો ઉછેર બરાબર નહિ, એટલે શરીર સારૂં નહિ, જરા મોટુ થાય એટલે મનને અસ્થિર બનાવી મૂકે તેવી ચીજોનો નિરંકુશ ઉપયોગ થાય એટલે મન હંમેશાં નાની નાની વાતોમાજ રમ્યા કરે અને અજ્ઞાન ચાકરો સાથે મોટો ભાગ સહવાસી થવાથી બીજરૂપે આવેલા દુર્ગુણો પોષાયાં કરે વાત્સલ્ય ભાવને વિકસાવવો અને તે દ્વારા માતા-પિતાનું વધારે ધ્યાન બાળકોનાં હિત તરફ દોરવું મોહક ચીજોનો-શિક્ષણને હાનિકર થવાને બદલે ઉપયોગી થાય તેટલી હદમાં—ઉપયોગ થવા દેવો અને ચાકરોના સહવાસમાથી ધીમે ધીમે બાળકોને દૂર કરવાં

આ સાદી વાતોને આચારમાં નહિ મૂકવાથી ઘણી હાનિ થાય છે, ત્યારે જરાક વધારે ધ્યાનથી વરતાય તો મોટો લાભ થાય છે થોડાંક દૃષ્ટાંતો આ ભેદ સમજાવશે

(૧)

મ્હારી ઓળખના એક બહુ મોટા શ્રીમંત છે હેમને ચારેક વર્ષનો એક પુત્ર છે એક દિવસ, તે હીંચોળા ઉપર બેસી, કંઇ આડું તેડું લલકારતો હતો શેઠજીના જુવાન ધર્મપત્ની પાસેના ઓરડામા બેઠાં બેઠાં કંઇ વાચતાં હતાં હેમણે આ લલકાર સાંભળ્યો એકાદ મિનિટ જવા દીધા પછી તેઓ બહાર આવ્યા અને હસતાં મ્હોયે, ધીમા સ્વરે, માતાની મમતા ભરેલા શબ્દોયે, માતૃભાષા કચ્છીમાં કહ્યું કે "કાકુ, તું આ ગાય છે તે મ્હને ન ગમે મ્હને તો તું "વિસરૂં નહિ પ્રભુ નામ ગાય તો ગમે' કઠોર હૃદયનો

ઘડાયેલો માણસ પણ શરમાઇ જાય અને પોતાની નિરર્થક પ્રવૃત્તિને ફેરવી મહત્પ્રવૃત્તિમાં જોડાય એવી અસર કરનાર આ વત્સલ શબ્દોની સામે સરળ હૃદયનો બાળક કેટલી ક્ષણ ટકી શકે? તુરતજ બાલક કાકુભાઇએ ગાયન ફેરવ્યુ. અને તેઓ "વિસરૂં નહિ કદિ નામ, પ્રભુ! હું વિસરૂં નહિ કદિ નામ" ગાવા લાગ્યા. શી જાદુઇ અસર? અક્રોધ, મમતા, મૃદુતા, મીઠાશ અને શિક્ષાનો કેવો સુંદર યોગ? શું બધી માતાઓ ન્હાનકડાં બ્હાલુડાઓ માટે આટલું કરી શકે તેમ નથી?

(૨)

એક બીજા શ્રીમંતની છ—સાત વર્ષની એક બાળા છે. બુદ્ધિશાળી પણ હઠીલી છે એક વખત નિશાળે જવા માટે ગાડી તૈયાર થઇ, પોતે પણ તૈયાર થઈ. પરંતુ કંઈ તરંગ આવ્યો અને નહિ જવાની હઠ લીધી. ત્હેના જુવાન માતા પાસે હતાં ત્હેમણે એક બે વાર કહ્યું પણ માન્યું નહિ. એટલે ત્હેમણે જરા લાગણીથી, આર્દ્રતાથી, અસર કરે એવા સ્વરે કહ્યું—"ઠીક.......ત્યારે આજ તું ભણવા નહિ જ જા ને?" આ પ્રશ્નમાં માતાનું—હૃદય હતું. બાળાએ તે જાણ્યુ અને તરત ગાડીમાં બેસી ગઈ. પોતાની માતાને ખરેખર દુઃખ થાય છે એવું ભાન એને થયુ હતું. ભય નહોતો કારણકે તે કુટુંબમાં શરીર શિક્ષાનો આશ્રય લેવાતો જ નથી.

પોતાનાં બાળકો તરફ ધ્યાન નહિ આપનારાઓના બે ત્રણ દાખલા જોઇએ.

(૩)

એક શ્રીમંત પૈસા કમાવવામાં અને ભેળા કરવામાં બહુ મશગુલ છે. જગતની બીજી બધી વાતો ત્હેમને તુચ્છ લાગે છે. દ્રવ્ય પ્રાપ્તિ સિવાય બાકીનાં કાર્યોમાં ગુંથાનારને તેઓ મૂર્ખ સમજે છે! ત્હેમનો એક જુવાન પુત્ર છે. તે શેઠને એક પ્રમાદો ખુશામતીઓ મળ્યો છે. આ માણસ જુવાન શેઠને, તે શેઠ થાય ત્યારે પોતાને વશ રહે એવી બુરી દાનતથી, હલકી કોમની અને મપડાઇ જાય તો ઉચ્ચ કોમની મારી દેખાતી છોકરીઓ સાથે દુરાચારની જોગવાઇ કરી આપે છે. શેઠ એ વાત સાંભળતા પણ ત્હેમને તે સંબંધમાં કંઇ કરવાની ફુરસદ નહોતી!—હજુ નથી!

(૪)

પોતાના મુખ્ય શિક્ષકને વ્હાલો થવા એક મોટી ઉમરનો શિષ્ય તે શિક્ષકના દશેક વર્ષના બાળકને બહુ રમાડતો. તેની સાથે હમેશાં હલકી દુરાચારની જ વાતો કરતો ત્હેના મિત્રો ત્હેને તેમ કરતા વારતા પણ તે હરામી વૃત્તિ છોડી શક્યો નહિ. આ બાળક આજે સત્તરેક વર્ષનો થયો છે પણ તે કાણી આખના જેટલો ત્હેના વડીલોને કિંમતી છે!

(૫)

એક શિક્ષક પોતાના હાથમા સોંપાયેલા બાળકને પોતાની લાગવગમાં ખેંચી રાખવા ત્હેની બુરી ટેવો ત્હેના પિતાથી છુપાવતો. બાળકના હાનિકર આચારોની તૃપ્તિને માટે તે ઉદાર શિક્ષક ઘણી વખત ગાંઠના પૈસા યે ખરચતો! વૃદ્ધ પિતાએ કુટેવો છોડાવવા માટે જ આ શિક્ષકને રાખ્યો હતો! શેઠજી હજુએ પોતાનાં બાળકો તરફની બેદરકારીને લીધે આવેલાં પરિણામથી બળે છે!

બાળકોનો શારીરિક, માનસિક અને નૈતિક ઘાણ કેમ વળે છે તે આ ઉપરથી સમજી શકાશે. આ બધી દુઃખી અનુભવની વાતો છે. બીજા ચાકરો શેઠના બાળકોને ધમ-

કાવે છે, ગુપ્ત શિક્ષા કરે છે, અપશબ્દોનો ઉપયોગ કરે-કરાવે છે, અવિવેક, અભિમાન, ક્રૂરતા વગેરે દુર્ગુણો પોષે છે. આ બધામાં ઇરાદાના અને અજ્ઞાન અણસમજના અંશોનું મિશ્રણ કદાચ હશે; પણ તેથી પરિણામમાં કંઇ ફેર પડતો નથી.

આવા પ્રસંગોમાં, બીજી રીતે ગમે તેવા ઉપયોગી હોય તો પણ નોકરોને દૂર કરવા એજ ઉપાય છે. જામી ગયેલા નોકરોને, જુનાં પાપ અને રોગની પેઠે કાઢવામાં મુશ્કેલી નડશે અને કદાચ થોડીક હાનિયે થશે. પરંતુ ભવિષ્યના શ્રીમંતોના હિતને ખાતર, પોતાના નામને ખાતર, ધર્મને ખાતર, અને દેશને ખાતર, આટલો ભોગ આપવા,—હજારોના ફાળા ભરી આપનારા, ધર્મની મોટી મોટી વાતો કરનારાઓ—તૈયાર થઈ શકશે નહિ ? બે રૂપીઆ વધારે પગાર આપવામાં આવે, ઘટિત માન જાળવવામાં આવે, અને માણસની કદર બુઝી શકાય તો નિમકહલાલ, શાણા અને ઉપયોગી નોકરોની ખોટ નથી.

બાળકોને માટે શાળાઓ છે; પરંતુ કોઈ પણ જાણકાર માણસ કહેશે કે તેમાં સુધારો કરવાની ઘણી જરૂર છે. શાળાનાં મકાનો, આજુબાજુની પરિસ્થિતિ, શિક્ષકોની યોગ્યતા, અંદરનાં સાહિત્યો, અને સાધનો વગેરેમાં ઘણું કરવાનું છે. પરંતુ નમુનેદાર ખરચાળ શાળાઓ માટે ગરીબ સરકાર અને ખરચાળ મ્યુનિસિપાલિટી ઉપર આધાર રાખવો વ્યર્થ છે. દાન કરતામાં પુષ્કળ પૈસો ખરચી નાંખનારા શ્રીમંતો જો ધારે તો મુંબઈ જેવાં શહેરમાં પાંચ-પંદર નમુનેદાર ખાસ શાળાઓ ચલાવી શકે. ખાનગી મદદ કરવાને તૈયાર હોય તેવા સુશિક્ષિત શિક્ષકોને મદદ કરવામાં આવે તો પણ ઘણું કામ થઇ શકે તેમ છે. ગૃહશિક્ષણ માટે જે ખર્ચ થતો હોય તેટલીજ રકમ દર મહિને આવી શાળાને આપવા માટે ધનિકો તૈયાર થાય તો પણ જરૂર ખાસ શાળાઓ સ્થાપવાનું કામ આર્થિક નજરે સહેલું થઈ પડે તેમ છે.

ઘણાં શ્રીમંત કુટુંબોમાં ખાનગી શિક્ષકો હોય છે. આ શિક્ષકોને પસંદ કરવામાં કંઇ પણ ધોરણ નથી. કોઈ છોકરાંના વર્ગ-શિક્ષકને, કોઈ નિશાળમાંથી એકાદ માસ્તરને, કોઈ પાડોશીનાં બચ્ચાંઓને ભણાવનારને, કોઇ થોડું ઘણું અંગ્રેજી ભણી બીજો ધંધો કરનારને, કોઇ વિદ્યાર્થીઓને, કોઇ નવરા વકીલ બેરિસ્ટરોને અને કોઇ આશ્રિતને, એમ જેમ ભળતું આવે તેમ કોઇને પણ શિક્ષક તરીકે ગોઠવી દે છે. શિક્ષક થવાની લાયકાત—જે લાયકાત મેળવવાનું કામ ઘણું કઠિન છે તે કોણ ધરાવે છે તે કોઇ જોતું જ નથી. બે પગારો, પોતાને ઘણી રીતે ઉપયોગી થઇ શકે તેવો, બાળકોને ગમે તે રીતે બેસાડી રાખી શકે તેવો, અને કેટલીક વખત મહેતા અને ચાકર વર્ગનાં માણસોને રાજી રાખી શકે તેવો માણસ કામ ચલાવે છે. માનસશાસ્ત્રનાં જ્ઞાનવાળા, શિક્ષણની પદ્ધતિઓ જાણતા, સારાં આચરણવાળા શિક્ષકના ધંધામાં રહેવા ઇચ્છતા માણસો તદ્દન દુર્લભ નથી. ખપ વધશે તો છત જરૂર થશે.

શ્રીમન્ત વર્ગમાં એક બહુ નુકસાનકારક પવન ફૂંકાયો છે. ઘણાના મનમાં એવું ભૂત ભરાઇ ગયું છે કે બચ્ચાંઓને ઝટપટ, "અબી કે અબી," અંગ્રેજી શીખવી નાંખવું ! જાણે કે કોઠીમાં દાણાની ગુણ ઠાલવી દેવી હોયની ! ગુજરાતી પૂરૂં પાધરૂં વાંચતાં આવડે નહિ ત્યાં અંગ્રેજી ! એક શ્રીમંત મ્હને કહેતા કે મ્હારાં બચ્ચાંઓને અંગ્રેજી આવડે એજ મ્હારી ઇચ્છા છે. ગુજરાતી તો જગતરા છાપું વાંચતાં આવડે એટલે પત્યું. શિક્ષણનો હેતુ આવા લોકો મુદ્દલ સમજતા નથી અને ગરીબ માસ્તરો પોતે જાણતા હોય

તો પણ પોતાના પેટ ઉપર પાટુ મારવા તૈયાર થઇ શકતા નથી. જે ભાષામાં મરણ સુધી, સામાન્ય રીતે, વ્યવહાર કરવાનો હોય, તે ભાષાદ્વારા જ શિક્ષણ અપાવુ જોઇએ. પણ દંભ દેવના ઉપાસકો 'યસ'–'નો' બોલતાં 'ફેશનેબલ' બૈરાં અને બાળકોને જોઇ રાજી થતા હોય ત્યાં ઉપાય શું ?

માતૃભાષાનો અનાદર કરતાં વડીલોને જોઇ બાળકો એ ભાષા ઉપર કંટાળો બતાવે એમા નવાઇ શું ? આવાં બચ્ચાંઓનાં મગજમાં મૂળાક્ષરોની છાપ પાડવાનું પણ કઠણ છે તો ત્હેમને અભ્યાસી બનાવવાનું કામ તો અશક્યજ હશે.

માતૃભાષાની અવગણના ! હા ! આ બે શબ્દો સાંભળીને જ આપણાં મનને આઘાત લાગે છે. પરંતુ આ બેદરકારીને લીધે આપણને પ્રજા તરીકે કેટલું સહન કરવું પડે છે એ તો ત્યારે પ્રજા જીવન ઉપર સાહિત્યની અસરનો ઇતિહાસ આપણા દેશમાં લખાશે ત્યારેજ આપણે જાણી શકીશું. આ લેખમાં તો બાળ કેળવણીમાં તેને લીધે શું હાનિ થાય છે તેજ જોઇએ.

ઉતાવળે અંગ્રેજી શીખવવા ઇચ્છનારાં માબાપોને ઘણી વખત બચ્ચાંઓને માટે પારસી કે યુરેઝીયન શિક્ષિકાઓથી કામ લેવુ પડે છે. આ બાઇઓ હિન્દુ સંસારને કેમ સમજે ! હિન્દુ બાળકોનાં હૃદયને ક્યાંથી ઓળખે ? એમને લાગુ પડે એવા માનસશાસ્ત્રના સિદ્ધાંતો, જ્યાં એ શાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતોનું પણ અજ્ઞાન હોય ત્યાં, તેઓ ક્યાંથી જાણે ? આવું હોય તો અનુકૂળ શિક્ષણની પદ્ધતિયે ક્યાંથી હોય ! શું ધનાઢ્યો પોતાનાં બાળકોની મનોદશા વિષે વિચારજ નહિ કરતા હોય ? જે મનુષ્યો આપણી ભાષા શુદ્ધ રીતે જાણે નહિ, બીજી કોઈ ભાષામાંયે પારંગત હોય નહિ, જેઓને થોડું પારસી–ગુજરાતી, અને આમા–બટલર–શાઇ અંગ્રેજી–હિન્દીમા કામ ચલાવવું પડે, તેઓ બાળકોનું શિક્ષણ કેવી રીતે રસિક, આકર્ષક અને બોધક કરી શકે ? પ્રભુ ! અમારા દેશની ભાવિ શ્રીમંત પ્રજાને આવી વિષમ અસ્વાભાવિકતામાંથી બચાવ.

આ હાનિ બધાને કદાચ ન સમજાય, પરંતુ પરભાષા દ્વારા શીખવવામાં વખતનો ભોગ અપાય છે, શક્તિઓનો ચૂરો થાય છે, પરભાષાનાં સાહિત્યના આ અંગને અને શિક્ષણનાં સાધનોને, આપણાં સાહિત્ય અને સાધનોની ખીલવણીને ભોગે, કેટલો ભોગ અપાય છે તેનો વિચાર પણ આપણે કરી શકતા નથી !

આપણે ત્યાં નથી નીપજતા સારા શિક્ષકો, નથી નીવડતાં બાળકોને ગમે, ઉપયોગી થાય અને લોભાવે એવા પુસ્તકો, નથી આપણે ત્યાં બાળકોને કામનાં સાધનો અને નથી આપણે ત્યાં બાળકોના મનોવ્યાપારના અભ્યાસી તત્વચિંતકો અને પરિણામે નથી આપણે ત્યાં સુશિક્ષણ પદ્ધતિઓ.

અંગ્રેજીની આવશ્યકતાનો અસ્વીકાર નથી. માત્ર માતૃભાષાની અવગણનાની અસ્વાભાવિકતા તરફજ આપણે ધ્યાન આપી ત્હેને લીધે બાળકોને થતી હાનિઓમાંથી બચાવી લેવાની જરૂર છે

અંતમાં આપણા બાળકોનું પ્રાથમિક શિક્ષણ સુધરે, ત્હેમને માટે નમુનેદાર શાળાઓ, શિક્ષકો અને સાહિત્યો ઉભાં થાય, એવા પ્રયત્નો આપણા શ્રીમંતો કરે અને એવી પ્રવૃત્તિમાં ઘણા શિક્ષકો જોડાય એવી પ્રાર્થના છે.

---

# વાર્તાલહરી.

## નવવધૂ

### અથવા નવી વહુ.

લેખકઃ—રા. રા. પ્રભાશંકર મગનજી દ્વિવેદિ.—રાજકોટ.

પાત્રોની સમજ.

| પુરૂષ વર્ગ. | સ્ત્રી વર્ગ. |
| --- | --- |
| રમેશ—નવવધૂનો પતિ | રમા—નવવધૂ |
| મોતીચંદ—નવવધૂનો પિતા | માણેકબાઇ—નવવધૂની મા |
| મણીલાલ—રમેશનો પિતા | કર્કશાબાઈ— ,, ની સાસુ. |
| બચુ—રમેશનો ભત્રીજો | હીરી—નવવધૂની બહેન |

તે સિવાય પાડોશણો, કુમારીકાઓ વિગેરે

---

### અંક પહેલો.

#### પ્રવેશ પહેલો.

પાત્રો—રમા તથા માણેકબાઇ.

( સ્થળઃ ઘરની મેડી. )

**રમા**—( એકલી ) અરેરે! મ્હારૂં શું થશે! આજે હું ક્યાં જવાની છું? મ્હારાં મા, બાપ, ભાઇ, વગેરેને મુકીને હું આજે ક્યાં જવાની છું? હા! સાસરે. સાસરૂં એટલે શું? ડીકી કહેતી કે સાસરામાં તો અતિશય દુઃખ હોય છે. શું આ સાચી વાત હશે? નહિ, નહિ બીલકુલ નહિ. તદન જુઠી! કારણકે મ્હારી સાસુ એકવાર અહીં આવ્યા હતાં, ત્યારે તો મ્હને સારૂં સારૂં ખાવાનું તથા મજેની ઓઢણી આપી ગયાં હતાં અને મને હેતથી બોલાવતા હતા. તે શું મને દુઃખ દે? ના, ના. તે તો દુઃખ દેજ નહિ. બસ! સાસરે જઇશું, આનંદ કરીશું ને સારૂં સારૂં ખાઇશું તથા મારાં સારાં લુગડાં પહેરીશું. વાહ! સાસરૂં કેવું મજાનું!

પણ હાય! મારાં માતા, પિતા, ભાઇ વગેરે કોઇ ત્યાં નહિ હોય. હું શું કરીશ? ના, ના. મ્હારે તો નથી જાવું. ભલે ત્યાં સુખ રહ્યું. મ્હારે તો નથીજ જાવું. ત્યાં હું કોઇને ઓળખું પણ નહિ. મ્હારી વહાલી બેન ડીકીને પણ મ્હારે અહીંજ મુકીને જવું પડે. અરેરે! તે મ્હારાથી ન થાય. હું તેમને બધાને મુકીને નહિજ જાઉં અને.........

**માણેકબાઇ**—(પ્રવેશ કરીને) ઓ રમા! ઓ રમા! અહીં આવને, બા. અત્યારસુધી તું ત્યાં શું કરે છે? ચાલ જલદી કર, હજી તો ત્હારાં લુગડાં બાંધવાં છે, ત્હને નવરાવવી છે

તથા વસ્ત્રાભૂષણ પહેરાવવાં છે, ચાલ જલદી. અરે! આ તું શું કરે છે; શું તું રવે છે? શા માટે બહેન! હા જાણ્યું. પણ તને ખબર નથી કે સાસરીની સૂળી પણ સારી. સાસરે તો જવું જ જોઇએ, તેમાં ન ચાલે. માટે ચાલ જલદી. જો તો ખરી રોઇ રોઇને ત્હારી આંખો કેવી લાલ બની ગઇ છે?

રમા—બા! સાસરું કેવુ હશે! મેં તો કોઇ દહાડો જોયું નથી. ફીઝી બહેન કહે છે કે સાસરામાં તો દુઃખ છે. પણ બા મને તો કોઇ ત્યાં દુઃખ દે એમ નથી, નહિ બા?

માણેક—હા બહેન! તને કોઇ કાંઇ નહિ કહે હો! જો સાસરામાં ડાહ્યાં થઇએ, બધા કહે તેમ કરીએ, મમત ન કરીએ; એટલે આપણને કોઇ પણ કહે નહિ, સમજી?

રમા—ઠીક બા, તું કહે છે તેમજ કરીશ. ચાલ નીચે આવું.

(બંને જણ જાય છે.)

## પ્રવેશ બીજો.

પાત્રો—રમા તથા તેની બા.

(સ્થળ: ઘર તથા સ્ટેશનનો રસ્તો.)

(રમાને નવરાવી ધોવરાવી તેની મા તેને જમવા બેસાડે છે. પછી વસ્ત્રાભૂષણ પહેરાવીને વિદાય કરવાની તૈયારી કરે છે.)

રમા—બા! હું તો સાસરે નહિ જ જાઉં. મને ત્યાં નહિ ગમે. કારણકે ત્યાં કોઇ મને ઓળખે નહિ. ત્યાં તું નહિ, ભાઇ નહિ, પિતાજી નહિ તથા ફીઝી બહેન પણ નહિ!

બા—બહેન! ચાલે નહિ, ચાલ ગાડીમાં બેસી જા. મોડું થાય છે. ચાલ બહેન! એમ ગાંડી ન થઇએ, સાસરામાં તો બહુજ મજા છે જો હું પણ સાસરેજ આવી છુ ને. મને અહીં કાંઇ દુઃખ છે?

રમા—ના બા! મને ફીઝી બહેન વિના સાસરે ગમે નહિ. હું ત્યાં નહિ જાઉં. જ્યારે ફીઝી બહેન સાસરે જતાં ત્યારે તો હું રોઇરોઇને અડધી થઇ જતી

બા—બહેન! એમ ન કરીએ. આજ નહિ તો કાલે, તારે સાસરે જવુંતો પડશે જ. માટે ચાલ ગાડીમાં બેસ. જુઓ શુકન પણ સારા થાય છે. (રમા વગેરે ગાડીમાં બેસે છે.) બહેન! સાસરે જઇએ ત્યા ડાહ્યાં થઇ રહીએ; સાસુની સેવા કરીએ. જો બહેન, તું તેમ કરીશ તો સુખી થઇશ.

રમા—પણ બા હું ત્યા ન જાઉ તો કેમ? મ્હારે સારૂં સારૂં ખાવુ નથી. હું તો અહીં જ રહીશ. ફીઝી બહેન સાથે આવે તો જાઉં; અમે બંને ખાઇશું પીશુ ને આનંદ કરશુ

બા—રમા! ત્યા બહેનથી ન અવાય. ત્યાં તો ફક્ત ત્હારાથી જ જવાય ને અમે તને બે ત્રણ મહિનામા તેડવા આવીશું પછી અહીં રહેજે.

રમા—બા, એટલા બધા દિવસ તો ન રહેવાય. ભાઇને તો મ્હારી સાથે મોકલ ને.

બા—ગાંડી! તું સમજે છે કે નહિ, ત્યાં કોઇથી ન જઇ શકાય. સમજી? હું ત્હને બીજે મહિને તેડવા આવીશ.

રમા—આ........(સ્ટેશન આવે છે; ને સર્વ ઉતરી પડે છે. રમા તથા તેનો સસરો ગાડીમાં બેસે છે. રમા ખૂબ રૂવે છે, તેનું માતપિતા સાંત્વન કરે છે. ગાડી ઉપડે છે.)

### પ્રવેશ ત્રીજો.

(સ્થળ: ગાડીમાં.)

પાત્રો:—રમા, તેનો સસરો, તથા મુસાફર બાઇઓ.

રમા—(મનમાં મુંઝાઇને) અરેરે! હું હવે મ્હારી માને કેવી રીતે મળીશ? હાય! હાય! હવે મ્હાગથી કોઇને નહિ મળાય. હું શું કરીશ? (રૂવે છે.)

એક બાઇ—બ્હેન! તમે કેમ રૂવો છો? શું તમે પહેલવહેલાં સાસરે જાઓ છો કે શું? તમારાં લુગડાં ઉપરથી તો એમ જણાય છે.

રમા—કોણ છે! બાઇ, હા. હું સાસરે જાઉં છું, તમે કોઈ દહાડો સાસરે ગયાં છો?

બાઇ—(નિશ્વાસ નાંખીને)—હા બ્હેન, હું સાસરે જતી પણ...... .

રમા—પણ શું! હવે નથી જતાં? એતો બહુ સારૂં. તમે ગયાં ત્યાં શું શું હતું?

બાઈ—જો બ્હેન, સાસરૂં તો બહુ મઝાનું છે. સાસુ સારી હોય તો ઘણુંજ સારૂં, નહિતર બહુ દુઃખ થાય છે. ગમે તેમ હો પણ પીઅર કરતા સાસરૂં બહુજ સારૂં. કારણકે "પીઅરની પાલખી કરતાં સાસરાની સળી પણ સારી". માટે જ્યાં મારૂં સારૂં કહે છે. માટે પતિની સેવા કરવી અને સાસુ નણંદ વગેરે મહનું કામ કરી તેમને ખુશી રાખવાં......

રમા—ત્યારે બ્હેન, તમે કેમ નથી જતાં!

બાઇ—બ્હેન, એતો મ્હારા કરમનો વાંક છે! હું મ્હારા પતિના મરણ પછી સાસરે જતી પણ નથી ને મ્હારી સાસુ તેડાવતા પણ નથી

રમા—કેમ તેડાવતાં નથી?

બાઇ—જો બ્હેન, બધુ પતિથી સોહે છે. સાસુ સસરા પતિની હયાતીમાં વહુને ઘરની લક્ષ્મી ગણે છે. પણ દૈવયોગે તે દેવ થયા તો પછી, બિચારી વહુની ખરી દુર્દશા થાય છે અને તેને કાંટીગપેલું ખાસડું જ ગણે છે! જતાંએ બ્હેન, સાસરે ગયા વગર છૂટકો છે? (વચમાં એક સ્ટેશન આવે છે.)

રમા—બ્હેન મારે તો અહિં જ ઉતરવાનું છે.

બાઇ—બ્હેન, આવજો હો. મ્હારે તો હજુ વાર છે તારે શું આ ગામ જવું છે?

રમા—ના. હજુ અહીંથી ત્રણ ગાઉ દૂર ગામ છે ત્યાં જવું છે.

(રમા તથા તેનો સસરો ગાડીમાંથી ઉતરે છે ને એક ગાડું કરીને ગામ જાય છે.)

### પ્રવેશ ૪ થો.

(સ્થળ: ગાડા રસ્તો)

પાત્રો:—રમા તથા સસરો.

રમાને ગાડામાં ખરે તડકે—ઉઘાડા ગાડામા લુગડાં પહેરેલાં ઉપરાંત સાસરાની શર-

મને લીધે એક ચાદર, ઓઢવી પડે છે ને તાપને લીધે ચાદર સુદ્ધાં પરસેવાથી ભીની થઇ જાય છે. રમા અંદર ગુંગળાય છે ને નિઃશ્વાસ નાંખતી મનમાં બોલે છે—" હાય ! મેં શું પૂર્વ જન્મમાં પાપ કર્યાં હશે કે મ્હારે ખરે બપોરે આમ ગોંધાઈ રહેવુ પડે છે ? અરેરે ! આ કરતાં તો પીએર બહુજ સારૂં હવે તો ત્યાં બહુજ ગમે. આ તો ગોંધાઇ મરવા જેવું થાય છે. ઠીક. પણ હવે મ્હારે સાસરે જઇને શું કરવું ? કેવી રીતે વર્તવું ? મ્હારી સાસુ તો મારી છે. હું તેની સાથે સારી રીતે વર્તીશ, બોલીશ, ચાલીશ, કામકાજ કરીશ, પછી તેને વહાલી નહિ લાગું ? મ્હારી પાડોશણ કહેતી હતી કે જેની પાસે ઝાઝાં લુગડાં તથા ઘરેણાં હોય છે તેને બહુ માન મળે છે. મ્હારી પાસે તે તો છે. હવે મ્હારે શું હરકત છે ? મ્હારે મારા પતિ સાથે કેમ વર્તવુ ! તે બાઇએ કહ્યું પણ અધુરૂં કહ્યું, પણ ભલે ને હુ તો તેની સાથે સારી રીતે વર્તીશ, એને હુ પૂજ્ય ગણીશ અને પછી મ્હારી સાસુને પૂજ્ય ગણીશ પછી મ્હારે શું દુઃખ છે ? સાસરાને પણ પૂજ્ય ગણીશ. નણંદ કહેશે તેમજ કરીશ, એટલે મને શું હરકત નડવાની છે ?

(ગામ આવે છે.)

---

## અંક ૨ બીજો.

### પ્રવેશ ૧ લો.

(સ્થળઃ આંગણામાં)

પાત્રોઃ—પાડોશણો, રમા, તેની સાસુ, નણંદ વગેરે.

(સમરો તથા વહુ અંદર જાય છે. સાસુ કળશીઓ કરી વહુને ઘરમાં લે છે.)

૧ લી પાડોશણ—(વહુનો લાજનો ઘુમટો ઉંચો કરી) વહુ તો રૂપમાં રંભા જેવી છે, ગુણવાળી છે, સુશીલ જણાય છે, પણ આવી ફુટડી છતાં જો નાક કાંઇક સારૂં સારૂં હોત તો બહુજ રૂપાળી લાગત. નહિ શીવકોર ?

શીવકોર—(વહુ સામું જોઇને) અરે જુઓ તો ખરાં આંખમાં કાજળ કોણ જાણે કેટલીએ પાલી ભરી દીધું છે.

બીજી—(હામાં હા મેળવી) અરે આ તો જુઓ ! સાડલો પણ ક્યા સરખો પહેરતાં આવડયો છે ?

ત્રીજી—અરે એ બધું તો ઠીક. આ તરફ આવો ને જુઓ—ચાંડલો તો જાણે આંખ આમળ કર્યો હોય એમ લાગે છે.

ચોથી—વોયરે બાઇ ! આવી તે વહુ કેવી ? બળ્યું બાઇ, આ તો ફુવડ જ લાગે છે.

પાંચમી—એમાં એનો બિચારીનો શુ વાંક ? એની મા જ એવી ફુવડ છે એટલે છોકરી શીખી. ખરૂં કે નહિ, રેવીબા ?

રેવીબા—બાળને મોઢું એની માનું ! એની મા તો છે રૂપમાં રંભા જેવી (!) જાણે ડાક્યુજ જોઇ લો. રાતે તો છોકરાં પણ બીહે !

બીજી—શું એટલું એ ડહાપણ એનામા નહિ હોય કે છોકરીને સરખી શણગારી પણ નથી ?

શીવકોર—અરે બાઇ ! બિચારી ભાગ્યશાળી લાગે છે કે અહીં આવી. ડાકણ તો બહુ બુડી છે, છોકરીને દુ:ખ દેવામા બારી રાખતી નહીં હોય

ત્રીજી—આમ આવો આમ ! વહુના હાથ તો જુઓ ! વગડા ઝગડા કરીને કેવા બરસટ થઇ ગયા છે ? એની માએ ધોવરાવવાનીયે બાધા લીધી લાગે છે !

પાંચમી—અરે બાઇ, આમા તે શુ જોઇએ ને શું ન જોઇએ ? બધુએ ઠીક છે !

( નવી વહુ ગૃહરામ છે અને બધા આ પ્રમાણે વાતો કરતા કરતાં અંદર જાય છે )

## પ્રવેશ ૨ જો.

( સ્થળ ઘરનો અંદરનો ભાગ )

પાત્રો—ઉપરના જ તથા કન્યાઓ

પહેલી—( વહુની ચાલની નિરીક્ષા કરતી ) પાનકોર ફુઇમા ! આ તે કેવુ ! વહુ ચાલે છે, તે વેળા લાજ પણ પૂરી કાઢી શકતી નથી કેટલો ટુંકો સાડલો છે ? એના બાપની કંજુસાઇ તો જુવો !

બીજી—આવડી મોટી ૨૦ (!) વરસની થઇ પણ હાલતાંય પૂરૂં ક્યા આવડે છે !

ત્રીજી—હું તો કે'તીજ હતી કે આની સાથે વિવાહ ન કરો પણ મ્હારાં કાકી એવાંજ છે અત્યારમાંજ આવી છે તો આગળ ઉપર કોણ જાણે કેવીએ થશે ?

સાસુ—અરે બાઇ એમા એનો ( પોતાના પતિનો ) વાંક છે મે તો હજારવાર ના કહી હતી ને એનું હજારવાર નાક કાપ્યુ હતું કે આમ ન કરો એની સાથે આપણે સગપણ કરવુ નથી, છતા કર્યું હવે પસ્તાવાનો પાર નથી ! કહેવત છે કે " પુત્રનાં લક્ષણ પારણામાંથી ને વહૂનાં લક્ષણ બારણામાંથી ! "

( વહુ રોવા મંડે છે )

પેલી કન્યા—ભાભીજી ? આવો આવો ! કેમ રૂવો છો ? શુ તમારા બાપા સાભર્યા છે ?

બીજી—ભાભી ! બોલો તો ખરા અમે તમારી પાસેથી સોપારી તજ નહિ લઇએ હો !

ત્રીજી—એ તો અત્યારથીજ લોભ કરે છે. એને સોપારી આપવી નથી તે શેનાં બોલે ?

ચોથી—ભાભી ! ચાંદલા તો આપો !

પેલી—ચાંદલા તો લાવ્યાં જ નહિ હોય

ત્રીજી—ન લાવ્યાં હોય તોય આપણે શુ ? આપણે તો જોઇએ. ન દીએ તે કાંઇ ચાલશે !

ચોથી—ચાંદલા ના આપો તો કાંઇ નહિ, પણ હીંગળો તો આપો ?

છઠ્ઠી—ચાલો ચાલો ! ભાભીને મુંઝવો છો શા માટે ? અત્યારે શુ બધાં લુગડાં તમારા માટે ઓડે ! ચાલો આપણે બધા આપણે ઘેર જઇએ પછી આવીશું.

( સર્વે જાય છે )

## પ્રવેશ ત્રીજો.

( સ્થળ. રસોડું તથા ઘર. )

પાત્રો—રમા, સાસુ, નણંદ, વગેરે.

સાસુ—વહુ ! ચાલ જોઇએ, આજ પહેલો દહાડો છે તેથી રાંધવા બેસ જાઇએ કેવુંક આવડે છે ? મામે તો કાઇ શીખવ્યુ નથી પણ જોવાતો દે એ મારી પેલા ભવની વેરણે શુ શીખવ્યું હશે ! ( વહુ રાધવા બેસે છે )

સાસુ—અરે ઓ રા—! લાપસી દાઝી જાય છે, કાંઇ ભાન છે કે નહિ ? જા ! જા ! અત્યારે રાધતા રાધતા શુ કરે છે ? મ્હારા કરમના ભોગ છે કે આવુ બોડું મળ્યુ !

વહુ—બાઇજી ! એતો તમને અમસ્તુ લાગ્યુ હશે લાપસી તો મે ક્યારની ઉતારી મુકી છે.

સાસુ—હાય ! હાય ! આ તો અત્યારથીજ ફાટી છે. અત્યારથીજ સામું બોલવા લાગી ! મુઈ ! કાઇક તો વિચાર કર કે તું કેની સામું બોલે છે ?

વહુ—બાઇજી ! મે તમને શુ કહ્યું છે તે તમે ખોટું લગાડો છો ?

સાસુ ( ક્રોધમાં )—હવે જા જા ! રાં...! તને ઓળખું છુ તું તે કોણ મને શિખામણ દેવાવાળી ? જો બોલી છે, તે ચુલામાંથી લાકડું કાઢીને ગુડી કાઢીશ.

( બધા જમવા બેસે છે )

સાસુ—લાપસી તો કરી પણ મોળી કરી તે કાઇ ભાન છે ? આજે જ અપશુકન કર્યા !

નણંદ—( દાળ ચાખીને ) અરેરે ? બા ! આપણે તે આ બોડુ ક્યાંથી ઉપાડી લાવ્યા કે દાળમાં તો મીઠુ મુદ્દલ નહિ !

સાસુ—ગગી ? રોટલી તો જો, આ ઠેકાણે કાચી રહી અહિં ઉભ નીકળી છે ને અહિ તો જાણે કાનજ જોઇ લે

નણંદ—બા ! ચોખા તો સાવ બાળી નાંખ્યા છે બાપદાદાએ ખાધા હોય તો ખબર પડે ને

સાસુ—બા વહુમા આપણે રાંધણમાયે ન કર્યા તો બીજા શેમા કરશુ ?

નણંદ—બા ! બા ! જો તો ખરી ! ચુલા ઉપર રોટલો નાખતાયે આવડયો નહિં તેથી ભાગીને કટકે કટકા થઈ ગયો.

સાસુ—હાય હાય ! આમ જો રોજ એક એક રોટલો બગડે તો ક્યા આરો આવે ? ઉઠ બાઇ, ઉઠ ! એતો અમેજ રાંધીશુ ! તું શું રાધતી હતી ?

( વહુ મુંઝાય છે, તે રૂવે છે )

---

## પ્રવેશ ૪ થો

( સ્થળ ઘર. )

સાસુ—વહુ ! ઓ વહુ ! ક્યાં છો ! અહિ આવ, અહિ આખો દહાડો ઉપર ને ઉપર બગાઇ સ્હીને શુ કર્યા કરે છે ? ચાલ જોઇએ, ઘરમાથી ઝાડુ કાઢી નાંખ્ય જોઇએ

વહુ—આઇજી ! આ આવી

[ વહુ ઝાડુ કાઢી રહે છે એટલામાં ઇન્સ્પેક્ટર જનરલ સાહેબ ( નણુદ ) પધારે છે ]

નણુદ—( આમ તેમ જોઇને ) બા ! ઓ બા ! આજ આ ઝાડુ કોણે કાઢેલ છે ?

સાસુ—કેમ ! વહુએ કાઢયુ છે

નણુદ—હું જાણતીજ હતી કે એ એણેજ કાઢયુ હોવુ જોઇએ

સાસુ—કેમ ? શુ છે ?

નણુદ—અહિ આવ—ત્હારી નજરે જ એને ખબર પડે

( વહુએ ઝાડુ કાઢયા પછી બચુએ રમતા રમતા ધુળ વેરી હતી ને બિલાડીએ દહીં ઢોળ્યુ હતું તેથી આખા ઓરડો ભરાઇ રહ્યા હતો તે જોઇને )

સાસુ—વહુ ! અહિ આવ.

વહુ—કેમ માતાજી, શુ કામ છે ?

સાસુ—અહિ આવીને ત્હારી આમા કોડ ને જો શુ છે ? રાં ! દેખતી નહોતી કે દહી વચ્ચે પડયુ છે ? આંધળી ! ભગવાને એ આખો તો આપી છે, તે શુ કરવા આપી છે ? અને આ ઝાડુ આમ કઢાતું હશે ! ખરે ત્હારી મા કુવડજ છે, કે તને કંઇ શીખવ્યુ નહિં ! હે ભગવાન ? આ વહુથી તો બે દહાડામા કાઇને કાંઠે આવી ગયાં. આ કરતા તો દીકરો કુંવારો રહ્યો હોત તો સારૂ થાત હવે તો મને લઇ લે કાં આને લઇ લે પછી દેખવુ નહિ ને દાઝવુ નહિ ( જાય છે )

---

## અંક ત્રીજો.

### પ્રવેશ પહેલો.

( સ્થળ શયન મંદિર વખત રાત્રી )

પાત્રો રમા, તેનો પતિ, પાછળથી સાસુ તથા નણુદ

( રમા તથા તેનો પતિ શયન મંદિરમા છે બારણા પાસે સાસુ તથા નણુદ વાતો સાંભળવા ઉભા છે )

પતિ—વ્હાલી ! કાલે કેમ નોતી આવી ?

રમા—કાલે માજીએ ના કહી તેથી તેમની પાસે સુતી હતી. ( એમ કહી રડવા માંડે છે. )

પતિ—વહાલી ! કેમ રડે છે !

રમા—અમસ્થીજ

પતિ—ના ! ના ! મ્હારા સમ કહે તો ખરી ! શુ ત્હારા પિતાથી કે માતાજી સાંભરી આવ્યા છે !

રમા—ના ! ના ! તેમ તો નથી.

પતિ—ત્યારે શું બા તને કનડગત કરે છે ?

રમા—ના ! ના ! બા શા માટે કનડે ? ( એમ કહી વધારે રોવા માંડે છે. )

પતિ—નિશ્ચય તને બા કનડે છે. હને મ્હારા સમ છે જો ખરી વાત ન કહે તો.

રમા—વચન આપો તો કહું.

પતિ—શેનું ?

રમા—આ વાત તમારે બા તથા કોઇને કરવી નહિ.

પતિ—શા માટે ?

રમા—કારણ તે તમને નડશે.

પતિ—ઠીક ! કહે, જોઇશું.

રમા—હું મ્હારા ભાઈ, બાપ, મા, બહેન વગેરેને મૂકીને રોતી કકળતી આવી છુ: પણ મેં ધાર્યું હતું કે માતાજી મને સુખ આપશે કારણકે તેઓ જ્યારે મ્હારે પીએર આવતાં ત્યારે મને સારૂં સારૂં ખાવાનુ આપતાં, પણ અહિં તો ચાર રોટલી ખાઉં છુ તો કહે છે કે હાય ! હાય ! વહુ ચાર રોટલી ખાય છે ને ત્રણ રોટલી ખાઉં તોયે ભૂખ કહે છે ! હશે ! મ્હારા કરમનો દોષ ! ઠીક—કાલ તમે જમ્યા હતા ખરૂં ને ? રસોઇ કેવી થઇ હતી ? લાપશી મોળી હતી ? ને રોટલી વાકી ચુકી હતી નહિ ?

પતિ—બીલકુલ નહિ બધી રસોઇ જોઇએ તેવી, બહુ મજેની થઇ હતી. તેં કરી હતી ?

રમા—હાં. બા કહે છે કે રસોઇ ખરાબ થાય છે ને મને નકામા ધપે છે.

પતિ—પછી ?

રમા—આજે સાંજે ઝાડુ કાઢવાનું કહ્યું—મેં કાઢયું. બચુભાઇ આવીને પાછુ હતું તેવું ને તેવું કરી ગયા. ઓછામાં પૂરૂં બિલાડી દહીં ઢોળી ગઇ. તેમાં મ્હારી માને ગાળો દેવા માંડી. મને ગાળો દે તેની હરકત નહિ કારણકે તેઓ તો મ્હારાં માવતર છે પણ મ્હારાં પિતા માતાએ શો ગુનો કર્યો ?

પતિ—પછી !

રમા—હવે મ્હારે કાંઇ કહેવું નથી પણ ..

પતિ—પણ શું ?

રમા—આ વાત કોઇને કરો તો મ્હારા સમ છે. કારણકે નહિતર તમને નકામાં હેરાન કરશે

પતિ—શા માટે હેરાન કરે ?

રમા—તેઓનો સ્વભાવ બહુ આકરો જણાય છે. માટે વળી...

પતિ—વળી શું ?

રમા—વળી મને પણ વધારે ધખશે અને હેરાન કરશે. કારણકે તેઓ તે મને, એકલી જાણી આવી પાછી કરે છે એમ કહેશે. માટે ન કહેવામાજ માલ છે.

પતિ—નહિ ! નહિ ! આ વાત હું નહિ માંખી શકું. હજી આવ્યાને બે દહાડા થયા ત્યાં તો આટલું તોફાન ! ત્યારે પછી તો એ બધાં શું નહિ કરે ?

રમા—તમને મારા સમ જો કહો તો.

પતિ—ઠીક ત્યારે નહિ કહું. પણ તને જે કાંઇ કહે તે તારે મને કહેવું પડશે કે કોઇ દહાડો કામ આવે.

રમા—ભલે કહીશ. ચાલો હવે સુઇ જઇએ. ઘણો વખત ગયો છે.

( બન્ને સુઇ જાય છે. )

## પ્રવેશ ૨ જો.

( સ્થળ. ઘર. વખતઃ રાત્રિ )

પાત્રોઃ—સાસુ અને નણંદ.

સાસુ—બહેન ! સાંભળ્યું કે નહિ ? સવાર પડવા દે, પછી ગંડના નામનાં છાજીયાં લઉં.

નણંદ—આ જોને ! કેવું ખોટું ખોટું કીધું ! શં . ને કાંઇ અક્કલ છે !

સાસુ—અરે હલકા કુળની છે. નથી કોઇ ઉંચા કુળની કે શરમ પડે. દેખીતી સાધુડી છે. ચાડી કરવી હોય તો તેનો પહેલો નબર આવે.

નણંદ—આ ! પણ ભાઇએ એવા થઇ ગયા ને શું ?

સાસુ—દીકરી ! એતો એણે બે દહાડામાં વશ કરી લીધો. એટલા માટે તો મેં તેને કાલ મોકલી નહોતી. પણ માણસ વાતો કરવા લાગ્યાં એટલે મોકલી, તો આ ફળ આવ્યું

નણંદ—હવે તો શં ..ને બરાબર સરખી કરવી.

સાસુ—સવાર તો પડવા દે. પછી વાત છે.

નણંદ—આ ! પણ લેહુડાં પહુડાં કેવી કરવા મંડી ગઇ હતી !

સાસુ—અરે બાળને મોઢું. મ્હારે તો મારા ઘરમા એ ન જોઇએ.

નણંદ—ઠીક, હવે સવારે વાત, ચાલ સુઇ રહીએ. ( બન્ને જાય છે. )

## પ્રવેશ ત્રીજો.

વખતઃ સ્હવાર, સ્થળ ઘર.

પાત્રો રમા, નણંદ, સાસુ, રમાનો પતિ.

રમા—વ્હાલા ! ઉઠોને સ્હવાર પડી.

પતિ—હા વ્હાલી ! ચાલો ઉઠીએ. પણ આજે મ્હારૂં મન બહુ બહુ છે.

રમા—એટલા માટે તો હું તમને વાત નહોતી કરતી.

પતિ—તેની તો મને યાદદાસ્તી પણ નથી, આતો કુદરતી રીતેજ બધ જણાય છે.

રમા—પ્રભુ સારૂં કરશે. ( જાય છે. ) ( સાસુ પ્રવેશ કરે છે )

સાસુ—(ક્રોધમા) ભાઇ! ઊઠ્યા ?

પતિ—હા, બા. આજ આમ કેમ જણાઓ છો ?

સાસુ—(વધારે ક્રોધમા) ત્યારે બાનું એ શુ કામ છે ને બેનનું એ શુ કામ છે. રાણી સાહેબ (!) નું મોઢુ જોઇને બેશી રહે! અમારે ત્હારૂં કામ નથી

પતિ—(મનમા) આ લોકોએ બધી વાત ગત્રે સાભળી લાગે છે. મારે નમ્ર થવામાજ માલ છે (પ્રકાશ) બા શુ છે! વાત તો કરો!

સાસુ—જા! જા! સાળા, બાઇડીના ગુલામ! રાતે તે શુ વાત કરતી હતી તે કહે, નહિતર નારી વાત છે.

પતિ—અમે શુ વાત કરી એનું તમારુ શુ કામ છે? સાધારણ વાત ન કરીએ ત્યારે શુ કરીએ?

સાસુ—(ચંડીકા સ્વરૂપ ધારણ કરીને) જા! સાળા બાઇડીના ભ.. ..! તેં શરમ તથા લાજ બધું નેવે મેલ્યુ છે. બાઇડી કહે તેમ કરવુ. બોલ કહે છે કે નહિ?

પતિ—શી વાત!

સાસુ—હજી શી બાબત! ત્હારી બાઇડીએ મ્હારા વિષે કશું એ બાબત બોલ, તેણીએ શું વાત કરી?

પતિ—કાંઇ નહિ.

સાસુ—જા! જા! મ્હારા પી ! ત્હારૂ તો ઘણીએવાર નાક કાપ્યું છે. પણ તને ભાન નથી. બાઇડીએ તને વશ કરી લીધો છે, તું તો હવે ગુલામ બની ગયો છે એ વહુ અહી આવ!

(વહુ આવે છે)

અહીં આવ રાં.. ..! અહીં આવ! બોલ તે શુ વાત કરી હતી? કહે નહિતર ઘરમાંથી કાઢી મૂકું છુ.

વહુ—માતાજી, ક્યારે?

સાસુ—રાત્રે.

વહુ—માજી, એતો અમે અમસ્થી વાતો કરતાં હતા

સાસુ—રાં......! મ્હારૂં વાંકુ બોલતી હતી ને આમ કહે છે? જા, નીકળ મ્હારા ઘરમાંથી! મ્હારે ત્હારૂં કામ નથી.

(એટલામા વહુનો ભસરો આવે છે ને કજીઆ બધ પડે છે)

થોડા દહાડા પછી વહુના પિતા આ વાતથી વાકેફ થાય છે ને હાલ તુરતને માટે તો વહુને તેડી જાય છે.

# विद्याकला वैदक.

## પાણીનું ટીપું: તેની આત્મકથા.

લેખક: રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ. (એમ. એ., બી. એસ. સી.)—વકની

[પદાર્થવિજ્ઞાન વિષે હવે નિશાળો અને કોલેજોમાં જ્ઞાન અપાય છે તો છતાં આ ભણેલું ગુણી જતા વાર લાગતી નથી. દાખલા તરીકે વરસાદ, ઝાકળ, બરફ એ પાણીના રૂપો શી રીતે બને છે, તે વિષે કેટલીએક વખત ગંભીર અજ્ઞાનતા બતાવવામાં આવે છે. એક વખત કોલેજના વિદ્યાર્થીઓ બરફવાળા વાસણની બહાર દેખાતા પાણીના ટીપા ક્યાંથી આવે છે તેનો વિચાર કરતાં વાસણની અંદરના બારીક છીદ્રોમાંથી આવે છે એમ નિર્ણય ઉપર આવ્યા હતા! વળી ગુજરાતમાં હીમ અને બરફ પડવાનું કારણ સમજાવતાં એક ગ્રેજ્યુએટ સ્કુલ માસ્તરે છોકરાઓને કહ્યું હતું કે હિમાલયના શિખરો ઉપરથી પવન બરફને ઘસડીને અહીં સુધી લાવે છે!!! આવી સાધારણ બાબતોમાં પણ આપણા કેળવાયેલા બંધુઓ અજ્ઞાન બતાવે તે શોકજનક છે. આ વસ્તુસ્થિતિનું મુખ્ય કારણ શિક્ષકોની પદ્ધતિ છે—જાણે કે વિજ્ઞાન એ એક મહા કઠિન અને ગુહ્ય વિષય હોય અને આપણી રોજની જીંદગી સાથે ત્હેને કાંઈ સંબંધ ન હોય તેવી રીતે તે શીખવાડવામાં આવે છે. વિજ્ઞાનની વાતો સ્હેલાઇથી સમજી શકાય તેવા શબ્દોમાં કહેવાનો આ પ્રયત્ન છે અને તેમાંથી વાચકને ગમ્મત સાથે જ્ઞાન મળશે તો તે સફળ ગણાશે.

પો. ગો. શાહ.]

મુંબાઇ શહેરમાં સર્વથી સુંદર અને રમણિય સ્થળ બાબુલનાથની ટેકરી પાસેના તળાવની ઉપરનો બાગ છે. આ બાગના એક ખુણા ઉપરથી અર્ધચંદ્રાકારમાં ગોઠવાયેલા ચોપાટી, કોટ અને કોલાબાના ભવ્ય મકાનો અને લગભગ આખા મુંબાઇનું એક ચિત્રપટ પર દર્શન થાય છે, અને બીજી બાજુએથી ક્ષીતિજ સુધી દેખાતા સમુદ્ર અને અસ્ત પામતા સૂર્યની લીલા થાકેલા મનુષ્યને શાન્તિ અને આનંદ આપે છે અને કુદરતની રચના જોવાને પ્રેરે છે. આ સ્થળે હું ઘણીવાર ફરવા જાઉં છું. એક સાંજરે આ ઠેકાણે અસ્ત પામતા સૂર્યની સાથે ગેલ કરતી શ્રાવણ માસની વાદળીઓ અને તેમના બદલાતા રંગ અને આકાર તેમજ સૂર્યનાં દર્શન અને અદર્શન વિગેરે દેખાવ જોતો બાગની દીવાલ ઉપર હું બેઠો હતો. તેટલામાં વરસાદનું એક નાનું સરખું પણ સખત ઝાપટું આવ્યું. હું છત્રી ઉઘાડીને બીજી જગ્યાએ આશ્રય લઇ શકું તે પહેલાં તો તે 'શ્રાવણ માસનું સરવરીયું" બંધ પણ થઇ ગયું. ફરીથી વરસાદ પડે તેવું લાગતું નહોતું તેથી સૂર્યાસ્તનું સૃષ્ટિસૌંદર્ય જોવાની ઉત્કંઠાથી પાછો મ્હારી જગ્યાએ બેઠો, અને બેસતાં બેસતાં પાસેના ઝાડના પાંદડા ઉપર પાણીના એક ટીપા ઉપર મારી નજર ગઇ. પાંદડું ન્હાનું હતું અને પાણીનું ટીપું પણ ન્હાનું એકલું એમ જ હતું. ઘેરા લીલા રંગના પાંદડા ઉપર તાજા વરસાદનું આ ટીપું ગોળ અને સફેત હોવાથી શુદ્ધ મોતી જેવું લાગ્યું. તે જોતાં પાણીના બિન્દુને મોતી ધારીને તેને પકડવા જનાર મૂર્ખ માણસની વાત યાદ આવી અને તે વિચારમાં હું તેના સામું જોતો હતો. તેટલામાં તે પાણીનું ટીપું—કાં તો પવનના જોરથી હાલતું હોય અથવા ફરતું હોય તેથી—મને સંબોધીને બોલે છે તેવી ભ્રમણા મને થઇ.

"ક્ષુદ્ર મનુષ્ય ! તું તારી છાછરી અક્કલથી મારા કરતાં મોતીની કિંમત વધારે આંકે "છે તે તારી ભુલ છે. હું અને મારા મિત્રો (પાણીના બીજા બિન્દુઓ) સ્થિર નથી પણ "અમર છીએ; અમારી અસ્થિરતા અને ચંચલતાને લીધેજ અમારૂં અમરપણું જાળવીએ "છીએ. શહેરોની ગીચ વસ્તીમાં રહેનારા ત્હારા જેવા મનુષ્યોને અમારો મહિમા, અમારૂં "ગૌરવ, અને અમારી વિભૂતિઓનું ભાન હોઇ શકેજ નહીં."

મ્હારી વિચારશક્તિ ઉપર આક્ષેપ કરનારા આવા શબ્દોથી હું વિસ્મય પામ્યો. પણ કાંઇક થાકથી અને કાંઇક કુતુહલથી શાંત બેસી રહ્યો. આ અવાજ આગળ વધતો હોય તેમ લાગ્યું:—

"જુઓ ! આ પૃથ્વી ઉપર મનુષ્ય, પ્રાણી અને વનસ્પતિને આવશ્યક પાણી આપનાર હું અને મારા મિત્રોજ છીએ. અમારી વિભૂતિઓ ઘણી છે અને અમારા અવતારો અસંખ્ય છે; અમે વરાળ, બાષ્પ, ધુમસ, ઝાકળ, વાદળીઓ, વર્ષાદ, બરફ, કરા, વિગેરે અનેક રૂપો લઇ શકીએ છીએ, અને અમારી વિભૂતિઓ મનુષ્ય અને પ્રાણી માત્રના ઉપકારને માટે હોવાને લીધેજ અમે નદી, કુંડ, સમુદ્ર વિગેરે રૂપોમાં પૂજાઇએ છીએ અમારી મદદ શિવાય અને અમારી હાજરી શિવાય ગામો અને શહેરો બંધાઇ શકાતાં નથી અને બંધાય તો ટકી શકતાં પણ નથી. પૃથ્વી ઉપરથી અમે જતા રહીએ તો પૃથ્વી ઉપર કોઇ પ્રાણી રહી શકશે નહીં. આ હવામાં પાણીનો ભાગ ન હોય તો સૂર્યનો બધો તાપ અને તડકો એકદમ સીધો લાગવાથી પૃથ્વી તપી જાય; પણ અમે અદ્રશ્ય વરાળરૂપે રહીને સૂર્યનું પૂર્ણ તેજ અને ગરમી તમારી પૃથ્વી ઉપર પડતાં અટકાવીએ છીએ તેવીજ રીતે રાત્રીએ પૃથ્વી તરફથી બહાર નીકળતી ગરમી અમે શોષીને પૃથ્વીને એકદમ ઠંડી પડતી અટકાવીએ છીએ. એટલે કે પૃથ્વી ઉપરની હવામાં અમારી હાજરી ન હોય તો તમે દિવસના સૂર્યના તાપથી બળી જાવ અને રાત્રીએ પૃથ્વીની ગરમી જતી રહેવાથી ઠરી જાવ અમારી ગેરહાજરીમાં આકાશમા વાદળાં બનતાં અટકે, વર્ષાદ પડતો બંધ થાય, નદી, નાળાં, ઝરણાં સુકાઇ જાય અને સૂર્યમંડળના બીજા ગ્રહો માફક પૃથ્વી ઉપર પણ કોઇ પ્રાણી રહી શકે નહીં.

"હવે તો તમે કબુલ કરશો કે મોતી કરતાં અમારી કિંમત વધારે છે. તમને મોતી પ્રિય હોય તો પણ યાદ રાખજો કે "માછલીના પડમાં અમારા શિવાય મોતી બાઝી શકતાં નથી." હજુ સાંભળો, અમારી વિભૂતિઓ અને અમારા અવતારોનો ઇતિહાસ પાણીમાંથી વરાળ, અને તેમાથી વાદળીનું રૂપ લઇને હવામા ઘુમવુ અને તેમાથી પાછુ પાણી અથવા બરફ થઇને પૃથ્વી ઉપર આવવુ, એ તો અમારે મન રમત જેવુ છે. ખાસ કરીને જ્યારે જ્યારે ઉન્હાળાના તાપથી કંટાળેલા મનુષ્યો અમારી પ્રાર્થના કરે છે ત્યારે અમે વરસાદનો અવતાર લેવામા આળસ રાખતા નથી. કાલે સવારેજ હું અને મારા મિત્રો અરબી સમુદ્રમાં હતા; ત્યાંથી આજે અમે વરસાદના રૂપમાં અહીં આવ્યા છીએ. પણ ઘણી વખત તો ... દિવસ અને મહિનાઓ સુધી હવામાં રમત કરીએ છીએ.

પહેલાં તો પાણીની બાપ્પ (વરાળ) થઇને હવા સાથે મળી[1] જઇને ઉંચે ચઢીએ છીએ અને ત્યાં અદ્રશ્ય રહીએ છીએ, ઉંચે ચઢતાં કેટલાએક કારણોથી હવા ઠંડી થતી જાય છે અને તેવે પ્રસંગે રજકણો[2] હોય તો તે રજકણોને બાઝીને વાદળાનું રૂપ લઇએ છીએ વાદળીઓના રૂપમાં પણ અમે ઝીણાં ઝીણાં પાણીનાં ટીપાં જ હોઇએ છીએ કેટલીએક વખત સૂર્ય અનુકુળ જગ્યાએ હોય તો અમારામાંથી કેટલાએક, ઝુમરના પ્હેલવાળા કાચની માફક, સૂર્યની સફેદ રોશનીને જુદા જુદા રંગમાં વહેંચી નાખીએ છીએ અને તેથી તમને સુંદર મેઘધનુષ્યનો દેખાવ જોવાનો મળે છે વાદળીઓના રૂપમાં અમારે પવનની સાથે ઘસડાવું પડે છે અને કેટલીએક વખતે પવન ખુબ જોરમાં હોય તો એકેક સાથે અથડાઇને ગંભીર ગર્જના અને ગાજવીજ ઉત્પન્ન કરીએ છીએ આ બધી વાદળીઓ ગાજતી નથી અને ગાજે છે તે બધી વરસાદનું રૂપ લેતી નથી, જો સૂર્યનો તાપ મળે તો આ વાદળીઓ હવામાં ઓગળી જાય છે પણ જો તેની કોઇપણ કારણથી[3] ઠંડી હવા મળે તો તે વધારે

1 મુખ્ય વસ્તુ યાદ રાખવાની એ છે કે હવા પાણીને ચુસી લેવાની અમુક શક્તિ ધરાવે છે, હવા વધારે ગરમ હોય તો તે બાષ્પ (વરાળ)ને વધારે પ્રમાણમાં ચુસી શકે છે અને હવા ઠંડી હોય તો ઓછી ચુસી શકે છે તેથી ગરમ ભેજવાળી હવા ઠંડી કરવામાં આવે તો વધારાની બાષ્પ છુટી પડશે અને ધૂમસ વાદળી વરસાદ, અથવા બરફ એમાંથી કોઇનું રૂપ પકડશે શિયાળામાં આપણા મ્હોમાંથી નિકળતી ગરમ હવામાં બાષ્પનું પ્રમાણ વધારે હોય છે, તેથી તે જો ખુલ્લી ઠંડી હવાના સ્પર્શમાં આવે તો વધારાની બાષ્પ એક ન્હાના ધૂમસ અથવા વાદળીનું રૂપ લે છે અને મ્હોમાંથી "વરાળ નીકળે છે એમ આપણે કહીએ છીએ. આ જ પ્રમાણે આકાશમાં હવા ઠંડી થવાથી વધારાની બાષ્પ વાદળીનું રૂપ લે છે અને જો તેથી વધારે ઠંડી થાય અને બાષ્પનું પ્રમાણ વધે તો વાદળીનો વરસાદ થાય છે, અને જો હવા તેથી પણ વધારે ઠંડી થાય તો આ વરસાદ પાણીને બદલે બરફના આકારમાં પડે છે

2 હવામાં રહેલા રજકણો ઘણી અગત્યનું કામ કરે છે આ રજકણો ઉપરથી સૂર્ય અને પૃથ્વીના તેજનું પુનરાવર્તન થઇને આવતા રંગોને લીધે જ આકાશનો રંગ સુંદર આસમાની લાગે છે, રજકણો ન હોય તો સઘળું આકાશ ભયંકર કાળા રંગનું દેખાય વળી આ રજકણો ન હોય તો હવામાં રહેલી બાષ્પનું વાદળીના રૂપમાં ઘનીકરણ થઈ શકે નહીં આ વાત ઘણા પ્રયોગોથી સિદ્ધ થઈ છે એક ન્હાનો પ્રયોગ સ્હેલાઈથી દરેક કુટુંબમાં થઈ શકે તેમ છે બે બીલકુલ સ્વચ્છ કાચની શીશીઓમાં બે ચાર પાણીનાં ટીપાં નાખો; અને શીશીઓને ખુબ હલાવો કે જેથી શીશીમાંની હવા બને તેટલું પાણી ચુસી શકે પછી એકમાં સળગતી દીવાસળીના ધૂમાડાના રજકણો દાખલ કરો અને બન્ને શીશીઓ હવે સરખાવો જે શીશીમાં રજકણો દાખલ થયા હશે તેમાં ધૂમસ જેવી વાદળી બંધાઇ હશે

3 હવા ઠંડી થવાનાં બે મુખ્ય કારણો હોય છે એક તો ઠંડા પ્રદેશો અથવા પર્વતો સાથે સંસર્ગમાં આવવાથી હવા ઠંડી થાય છે; બીજું પૃથ્વીના વાતાવરણના ઉંચા ભાગોમાં હમેશાં ઠંડી હવા રહે છે આશરે ત્રણેક માઈલ સુધી ઉંચે જઇએ તો હવા બરફ જેટલી ઠંડી હોય છે તે હવા કોઈ વખત તોફાનના જોરથી નીચે આવે તો નીચેની હવા પણ ઠંડી થઇ જાય છે વળી વાતાવરણના ઉંચા પ્રદેશોમાં હવાનું દબાણ ઓછું હોવાથી ઉપર ચઢતી હવા કેટલીક વખતે એકદમ બહોળી જગ્યામાં પથરાઇ જવાથી ઠંડી પડે છે (Cooling by Expansion) આ ઠંડી રીતની પૂર્ણ સમજણ આપવાની જરૂર નથી પણ એક પ્રયોગથી સારો ખ્યાલ આવશે છેલ્લા પ્રયોગમાં વાપરેલી શીશી સાફ કરીને કામમાં લેવાશે તેમાં પાણીને હલાવી રાખવાથી કાંઈ ફેરફાર થતો નથી પણ તેનાથી હવા [illegible] વતી અથવા સચાવતી ચુસી લઇએ તો હવાનું દબાણ ઓછું થવાથી અને હવા ઠંડી પડવાથી ધૂમસ બંધાશે

૪ આવી જ રીતે આકાશમાં પણ હવાનું દબાણ કેટલાએક કારણોથી ઓછું થવાને લીધે હવામાં રહેલી વરાળનો ભાગ ઠંડો થવાથી વાદળાનું રૂપ પકડે છે

ઘનરૂપ લઇ વાદળીમાં રહેલું બધું પાણી વરસાદ અથવા બરફના રૂપમાં નીચે આવે છે. વાદળીમાં અમે ઘણા ન્હાના ન્હાના પાણીના બિન્દુ તરીકે રહીએ છીએ અને વરસાદનું રૂપ લેતાં આ બિન્દુઓ મ્હોટા થાય છે. છેવટે અમે બધા ભેગા થઇને ન્હાનો વહેળો બનાવીએ છીએ; અને તે રૂપમાં નદી, નાળામાં થઇને આખરે સમુદ્રને મળીએ છીએ. આ સમુદ્રમાંથી ફરીથી સૂર્યના તાપથી બાષ્પ (વરાળ)નું રૂપ લઇને અમે આકાશમાં વિહરવાનું અમારૂં સ્વચ્છંદી અને સ્વતંત્ર કાર્ય ફરી શરૂ કરીએ છીએ. આજે હું એકલું પડ્યું છુ તેથી વરાળના રૂપમા હવામાં મળીને આકાશમાં જવાનો પ્રસંગ મ્હને વહેલો પ્રાપ્ત થશે એમ હું ધારૂં છુ. પાણીના રૂપમાં પૃથ્વી ઉપર રહેવા કરતાં અથવા આકાશમાં વાદળીઓ તરીકે પવન સાથે ભટકવા કરતાં, અદૃશ્ય બાષ્પ (વરાળ)રૂપે રહેવાનું અમને બહુ ગમે છે. આ કારણથી કોઇ વખતે અમારે મુંબાઇ જેવા ગીચ વસ્તીના શહેરોમાં આવવું પડે છે તો અમને બીલકુલ ગમતું નથી; કેટલીએક ગટરોમાંથી તો અમારો છુટકારો કેટલે વર્ષે પણ થતો નથી. પવન અને સૂર્યના તેજના અભાવથી અમારે પાણીના રૂપમાં રહેવું પડે છે; અને મેલ, ગંદકી, અને જંતુઓની સોબતમાં વખત પસાર કરતાં અમને ઘણો કંટાળો આવે છે. કોઇ વખતે ચોમાસાના ભેજવાળા દિવસોમાં હોટેલો અને વિશીઓમા અમારે પાણીનાજ રૂપમાં ઘણો વખત સડવુ પડે છે; તેવામાં સ્હેજ પવનની મદદથી સુકાઇને વરાળના રૂપમાં આવીએ છીએ તો બરફ અને આઇસ્ક્રીમના શોખીનો બરફથી આજુબાજુની હવા ઠંડી કરી નાંખીને અમને—અમારા હવામાં રહેલા અદૃશ્ય બાષ્પના રૂપને પાછા પાણીના રૂપમાં લાવે છે. તમે કેટલીએક વાર જોયુ તો હશે કે બરફવાળા વાસણોની બહારની બાજુ ઉપર પાણીનાં ટીપાં બાઝે છે, આ ટીપાં અમારાંજ સ્વરૂપ છે. અને હવામાં રહેલા અદૃશ્ય રૂપમાંથી પાણીના રૂપમાં આવેલાં હોય છે.

"આવીજ રીતે કોઇ વખતે હવા બરફના જેટલી ઠંડી થઇ જવાથી અથવા તો હવામાં બાષ્પનું પ્રમાણ વધી જવાથી અમારે ઝાકળ અને ધૂમસનું રૂપ લેવું પડે છે. વાદળાં વગરની શાંત રાત્રિએ જમીન, ઝાડ, અને ઘાસ વિગેરે વસ્તુઓ હવામાં પોતાની ગરમી છોડી દેવાથી* બરફ જેટલી ઠંડી થઇ જાય છે ત્યારે અમારે પણ તેમના સંબંધમાં રહેવાનું હોવાથી ઝાકળના રૂપમાં પાણી બનવું પડે છે. કેટલીએક વખત જમીન અથવા પાણીની સપાટી આટલીબધી ઠંડી ન હોય અને હવામાં ભેજનું પ્રમાણ વધારે હોય તો અમારામાંથી ઘણાને ધૂમસના આકારમા ગોઠવાઇ જવું પડે છે. ધૂમસ અને વાદળીઓ એ અમારા બન્ને સ્વરૂપોમાં બહુ ફેર નથી હોતો, મુખ્ય ફેર એ હોય છે કે વાદળીઓ હવામાં ભટકે છે ત્યારે ધૂમસ જમીન અથવા પાણીની સપાટી ઉપર રહે છે. સૂર્યનું તેજ હોય તો અમારે ધૂમસ અને ઝાકળના રૂપમાં બહુ વાર રહેવુ પડતુ નથી. કારણ કે હવા ગરમ થવાથી અને તેની પાણી ચુસવાની શક્તિ વધવાથી, ધૂમસ અને ઝાકળ સુસાઇ જાય છે અને અમને અમારી સ્વતંત્રતા જલદીથી પ્રાપ્ત થાય છે.

"કેટલીએક વખતે હવા બહુજ ઠંડી થઇ જાય છે અને જો બરફના કરતાં પણ વધારે ઠંડી થઇ જાય તો અમારે બરફ, હીમ, અથવા કરાના રૂપમાં નીચે આવવું પડે છે.

* Cooling by Radiation.

પૃથ્વીના વાતાવરણમાં જેમ ઉંચે જઈએ તેમ હવા ઠંડી થતી જાય છે અને જો અમુક માઇલ ઉપર જઈએ તો હવા હમેશ બરફ કરતાં ઠંડી હોય છે; તોફાનના જોરથી કોઈ વખત આ ઠંડી હવા નીચે આવીને અમને અને અમારી વાદળીઓને બરફના રૂપમાં ફેરવી નાંખે છે અને આ બરફના રૂપમાંજ અમે ઘણી વખતે નીચે આવીએ છીએ. ખાસ કરીને હિમાલયનાં અસંખ્ય શિખરો અને પર્વતો ઉપર અમે ઘણું કરીને બરફના રૂપમાંજ રહીએ છીએ. આ શિવાય અમે કેટલીએક વખત ગરમ હવામાં મ્હોટી સંખ્યાબંધ મળેલા હોઈએ છીએ અને આ હવા એકદમ ઉંચે ચઢવાથી અને ઓછા દબાણવાળી જગ્યામાં જવાથી ઠંડી થઇ જાય છે અને આ ઠંડકથી પણ અમારે બરફનું રૂપ લેવું પડે છે અને પર્વતોથી દૂર તેવી જગ્યામાં હીમ અથવા કરાના રૂપમા નીચે આવીએ છીએ. આ બરફના રૂપમાંથી પણ પાછુ પાણી અથવા બાષ્પ (વરાળ)નું રૂપ લઇએ છીએ. અને ઉન્હાળામાં પર્વતો ઉપરના બરફ ઓગળવાથી પાસેની નદીઓના પાણીમા ભરતી કરીએ છીએ. પછી નદીઓમાંથી સમુદ્રને જઇને મળીએ છીએ, અને જતા જતા પર્વતોને તોડતા જઇ છીએ અને તેમાંથી પત્થરો લઇને પાણીના વહેળામા પત્થરોનો પણ ચુરો કરતાં કરતાં તેમને રેતીના રૂપમા આણીએ છીએ પર્વતો અમને ઘણીવાર બરફ અને પાણીના રૂપમાં કેદ કરી રાખે છે પણ અમે તેમનુ વેર ઘણી રીતે લઇએ છીએ પર્વતોની ન્હાની તડોમાં અમને કેટલીએક વાર કેદ કરવામા આવે છે તો અમે બનતા સુધી નીચે થઇને પલાયન કરી જવાનો રસ્તો શોધી કહાડીએ છીએ; નહીં તો અમારે શિયાળા સુધી વાટ જોવી પડે છે અને શિયાળામાં બરફનું રૂપ લઇને આ પર્વતોને તોડીને* અમારી સ્વતંત્રતા પ્રાપ્ત કરીએ છીએ. વળી અમારા મિત્રો ભેગા થઇને જ્યારે પાણીનો મ્હોટો ધોધ થઇને પર્વત ઉપર પડીએ છીએ ત્યારે અમે તેને ઘણી રીતે નુકશાન કરી શકીએ છીએ. લાખો વર્ષ સુધીના અમારા પાણીના મારાને લીધે અરવલ્લી અને સહ્યાદ્રિ પર્વતો પહેલાં કરતાં ન્હાના થયા છે, તેમની ઉમ્મરના પ્રમાણમાં હીમાલયના પર્વતો ઉંચા અને લાંબા હોવા છતાં ઉમ્મરમાં હજુ બચ્ચા સમાન છે. હીમાલયનો ગર્વ પણ અમે ધીમે ધીમે ઉતારીશું, જોકે આ કામ કરતાં અમને લાખો વર્ષો લાગશે અને તમારા મનુષ્યો તે જોઇ શકશે કે કેમ તેની શંકા છે.

"અમારી આટલી સર્વવ્યાપી વિભૂતિઓ છતા અમે તમને મનુષ્યોને હમેશાં મદદ આપીએ છીએ. વનસ્પતિ અને ઝાડના મૂળોમા દાખલ થઇને તેમને જીવનવંત બનાવવામાં મદદ કરીએ છીએ અને ત્યાં અમારૂં કામ કરીને પાંદડાના છિદ્રો વાટે બહાર નીકળી જઇએ છીએ. પ્રાણીઓના પેટમા પેશીને તેમના જીવનને યોગ્ય મદદ આપીને અમે બીલકુલ બદલાયા વિના પાછા અમારી શાશ્વત પ્રવૃત્તિ યોજ્યા કરીએ છીએ કેટલીએક વખતે તમે દવાના રૂપમાં, મારીના રૂપમા અમને શીશીઓમા બંધ કરીને ઘણા દુર દેશાવર મોકલો છો તે છતાં પણ આખરે અમને અમારી સ્વતંત્રતા મેળવતી અધરી પડતી નથી. તમે અમને કેદ કરીને ભીલોના બોઇલરોમાં લઇ જઇને વરાળ રૂપે અમારી પાસે કામ

* પાણીના કરતા બરફ વધારે જગ્યા રોકે છે તેથી શિયાળાની ઠંડીને લીધે પાણીનુ બરફ બનતા બરફ વધારે જગ્યા મેળવવાનુ જોર કરે છે. આ જોર કેટલીએક વખતે એટલું બધુ પ્રચંડ હોય છે કે પર્વતની બાજુઓને સુરંગની માફક તોડી શકે છે આ જ કારણથી યુરોપના ઠંડા પ્રદેશોમા પાણીના નળની નળીઓ શિયાળામા ઘણીવાર ફાટી જાય છે.

કરાવો છો; તે છતાં પણ અમે તમારી ઉપર દયા લાવીને તમારૂં કામ કરી આપીને પાછા અમારે રસ્તે પડીએ છીએ; પરંતુ આટલાથી સંતોષ ના પકડતા કેટલાએક કૃતઘ્ન મનુષ્યો તો અમારૂં વ્યક્તિત્વ નાશ કરવાના પ્રયત્ન કરે છે. અને વિજળીની મદદ લઇને અમને હાઇડ્રોજન અને ઓક્સીજન નામના વાયુમાં છુટા પાડે છે. આટલો વખત અમારે અમારૂં અમરત્વ છોડવું પડે છે. પણ તેનાથી અમારી શાશ્વત જીંદગીને કાંઇ નુકશાન થતું નથી ભલે ને તમે હાઇડ્રોજન છુટો પાડીને વિમાનમાં ભરો અથવા હવામાં છોડો પણ તે આખરે આકાશમાં વિજળીની મદદથી પાણીના રૂપમાં બદલાઈ જાય છે. હજુ સુધી આ પૃથ્વીના વાતાવરણમાં પાણીનો ભાગ અને પ્રમાણ ઓછાં થયાં નથી. છેલ્લાં કરોડો વર્ષોથી પૃથ્વી ઉપર પાણીનું પ્રમાણ* છે તે જેટલું ને તેટલુંજ રહ્યું છેઃ એજ બતાવી આપે છે કે અમે અમર રહ્યા છીએ અને હજુ અમર રહીશું ..”

આ અવાજ એકદમ બંધ થયો. એક સખત પવનના ઝપાટાથી પાણીનું ટીપું પાંદડા ઉપરથી નીચે પડી ગયું અને નીચેની રેતાળ જમીનમાં સુકાઇ ગયું! તેની શાશ્વત ગતિનું ચક્ર ફરીને ચાલતું થયું. હું પણ રાત્રિ થવા આવેલી હોવાથી વિચાર કરતો ઘર તરફ પાછો ફર્યો.

---

## ધન્ય તે નરનાર.

ધન્ય તે નરનાર જગતમાં ધન્ય તે નરનાર,
કરે જે પરઉપકાર જગતમાં ,,
મુકીને તન ધનની માયા, પરોપકારે તૈયાર. જગતમાં
લઇને વ્રત જન સેવાનું, વ્હોરે ઉપાધિ અપાર. જગતમાં.
જીવન આપે પરને કાજે, ધન્ય ધન્ય અવતાર. જગતમાં
દેખીને પરદુ:ખ દ્રવે છે, હૃદય ખમે નહિ ભાર. જગતમાં
વગર વિલમ્બે સ્હાય કરે જે, અનાથ નિરધાર. જગતમાં
ચંદન સમ સુવાસ પસારે, તેનો જયજય કાર જગતમાં.
દયા તણા ભંડાર જાણીને, સફળ કરે અવતાર. જગતમાં
માગે નહિ યશ કાર્યે કદી તો, લેશ નહિ દરકાર જગતમાં.
નીજ તણું કર્તવ્ય ગણીને, મર્દ કર્મ કરનાર. જગતમાં.
આત્મવત્ સૌ પ્રાણી પેખે, ભેદ ન રાખે લગાર. જગતમાં.
રટણ રહે દિન રાત હૃદયમાં, કરવા દેશ ઉદ્ધાર. જગતમાં

—અનાથસેવક.

---

* આનું મુખ્ય કારણ તો એ છે કે વાતાવરણમાં જેમ ઉંચે જઇએ છીએ તેમ હવા પાતળી અને આછી થતી જાય છે અને તેમાં પાણી અને બાષ્પનો ભાગ ઓછો થતો જાય છે જેથી પાણીનો કોઇ પણ ભાગ વ્યોમ (space)માં જઈ શકતો નથી અને તેથી પૃથ્વી અને તેના વાતાવરણમાં રહેલ પરાગ ગેરે રૂપમાં રહેલા કુલ પાણીનું પ્રમાણ હમેશાં એક સરખું રહે છે પાણીમાંથી હાઇડ્રોજન વાયુ ક તો તે વાયુનું હવાના ઓક્સીજન વાયુ સાથે વિજળીની અસરથી પાછુ પાણી બને છે

# आनन्दाश्रम.

## " રૂદન કૂટન " વિશ્વવિદ્યાલય !

લેખકઃ—ગ. રા. વકીલ ચંદુલાલ મગનલાલ ડૉક્ટર (બી. એ., એલ એલ. બી.)–વડોદરા.

રડવા કૂટવાના રિવાજની મહત્તા અને ઉપયોગીતા જો કે વેદકાળના ઋષી મુનિઓએ કિંવા સ્મૃતિ–પુરાણકારોએ પણ જોયેલી જણાતી નથી, તોપણ તેથી કાંઇ ન્યૂનતા આવી જતી નથી. આપણા બાપદાદાના વખતથી આ રિવાજ ચાલ્યો આવે છે એજ તેની મહત્તા દેખાડી આપે છે.

રડવા કૂટવાનો રિવાજ અખિલ સૃષ્ટિમા પ્રચલિત છે. સમુદ્ર ભણી નજર કરશો તો તે પોતાના મોજારૂપી હાથ ઉંચા કરી પોતાની વિસ્તૃત છાતી ઉપર ફડાફટ અફાળે છે, અને ઘરરર અવાજ કાઢી રૂદન કરે છે. આકાશનાં વાદળ તરફ જોશો તો તે વર્ષા ઋતુમાં રડી કૂટીને શોર–બકોર કરી મૂકે છે. આવી મહત્તાવાળા રડવા કૂટવાના રિવાજનો હાલમાં અધઃપાત દેખાવા લાગ્યો છે. જ્યાં ત્યાં બિચારા પુરાતન રિવાજને લોકો વખોડી કાઢી નિંદે છે! પુરૂષો તેને તદ્દન ધિક્કારે છે ને શિક્ષિત ગણાતી તરુણ સ્ત્રીઓ તેનાથી વિમુખ થવા લાગી છે! તેથી કરીને આ પવિત્ર તથા પૂજ્ય રિવાજ ઘણી દયાજનક સ્થિતિમાં આવી પડ્યો છે. તેથીજ તેના પુનરૂદ્ધારાર્થે આ તેના પરમ ભક્ત પરમ સેવકે એક મહાન્ યોજના ઘડી કાઢી છે, જેને સમજુ અને વિચારશીલ જનસમાજ ટેકો આપી તથા તન મન અને ધનથી સંપૂર્ણ સહાય આપી આરંભેલું કાર્ય પાર પાડવામા મદદ કરશે એવી આશા છે.

રડવા કૂટવાનો રિવાજ ગુજરાત–કાઠિયાવાડમા વિશેષ પ્રચલિત હોવાથી આ પ્રદેશના પાટનગર ગણાતા અમદાવાદ શહેરમાં " રૂદન કૂટન વિશ્વવિદ્યાલય " એ નામની સંસ્થા સ્થાપવી. તથા તેને અંગે સુરત, વડોદરા, રાજકોટ, ભાવનગર, એ સ્થળોએ પાઠશાળાઓ સ્થાપવી. જરૂર પડે અને માગણી થાય, તો વિશેષ પાઠશાળાઓ પણ કાઢવામાં આવશે.

અભ્યાસક્રમના ત્રણ ભાગ પાડવામા આવશે. પ્રથમ પરીક્ષા ત્રણ માસ પછી આપી શકાશે, જે મેટ્રિકની પરીક્ષાની બરોબર ગણવામાં આવશે. આ પરીક્ષામાં પાસ થયા પછી બીજી પરીક્ષા ત્રણ માસ પછી લેવામાં આવશે. આની લાયકી ઇંટરમીડીએટની પરીક્ષા જેટલી ગણવામાં આવશે. અને આ પરીક્ષા પસાર કર્યા પછી ત્રણ ત્રણ માસની બે ટર્મ ભર્યા પછી (એટલે છ મહિના પછી) ત્રીજી પરીક્ષામા બેસવા દેવામાં આવશે. આ પરીક્ષા બી. એ.ની પરીક્ષાની બરોબર ગણવામાં આવશે.

પ્રથમ પરીક્ષાના ક્રમમાં ઓળમાં કેમ ઉભાં રહેવુ, બેઠી કૂટણી, તથા નાનું છોકરૂં મરે ત્યારે કેમ કૂટવુ અને રડવું તે શીખવવામાં આવશે. બીજી પરીક્ષાના ક્રમમાં ઉભી કૂટણી એટલે કૂદીને કૂટવું તે તથા ઘરડુ માણસ મરે ત્યારે કેમ કૂટવુ. તે તથા કૂટના કૂટનાં બોલવાના શબ્દો એટલુ શીખવવામાં આવશે

છેવટની-ત્રીજી પરીક્ષાના ક્રમમાં, શબ્દયા, બીજી જાતની કૂટણીઓ તથા જવાન માણસ મરે ત્યારે કેમ કૂટવું તથા કાણુ કેવી રીતે કરવી, તે વગેરે મધરુ શીખવવામાં આવશે. પ્રથમના ક્રમમાં ડ્રીલ કરાવવામાં આવશે તથા બીજા અને ત્રીજા ક્રમમા પરેડ કરાવવામા આવશે

કૂટવાનું કેવી રીતે શીખવવામા આવશે તેનો વાંચકોને ખ્યાલ આપવા સારૂ શીખવવાની પદ્ધતિ અત્રે દર્શાવવામા આવે છે

રડવા કૂટવાના જ્ઞાનની જીજ્ઞાસુ એવી એકઠી મળેલી સ્ત્રીઓને નીચે પ્રમાણે ઓર્ડર અથવા હુકમ આપવામાં આવશે

ઓળ બંધાવ
ઉંચો હાથ.
નાંખો હાથ
ઉપાડો હાથ
નીચા હાથ

'ઓળ બંધાવ' કહેતાંની બરોબર સ્ત્રીઓ બે ઓળોમાં ગોઠવાઇ જશે 'ઉંચા હાથ' કહેતાં સર્વ હાથ ઉપાડી પોતાના મ્હોંની સન્મુખ હથેળી રહે તેવી રીતે ઉંચા કરશે. 'નાખો હાથ' કહેતાંની બરોબર સર્વ સ્ત્રીઓ એકી વખતે મોટા ધબકારાની સાથે પોતાની છાતી ઉપર હાથ મારશે 'ઉપાડો હાથ' કહેતાં હાથ પાછા ઉપાડી લેશે. ને છેવટે 'નીચા હાથ' કહેતાં પ્રથમની માફક સ્ત્રીઓ ઉભી રહેલી માલમ પડશે થોડું વાગતા ઘણો ધબકારો થાય તેવી કળાનું સંપૂર્ણ જ્ઞાન અપાશે, કારણુ કે તે હાલની નાજુક અને નબળા બાંધાની સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી અને જરૂરનુ છે

ઘણી ઉંચી પ્રતિનુ જ્ઞાન આપવાના હેતુથી હાલ તો ગુજરાત-કાઠીયાવાડમાં રડવા કૂટવામાં નિષ્ણાન ગણાતી ( પાવરધી ) એવી સ્ત્રીઓને શીખવવા માટે રોકવામાં આવશે. ત્યાર પછી આ વિશ્વ-વિદ્યાલયમા ઉંચે નબરે માન સહિત ઉત્તીર્ણ થનારનેજ અધ્યાપક તરીકે રાખવામાં આવશે.

આ સસ્થા ઘણી સારી ચાલશે તો-અને તે ગુજરાત કાઠીઆવાડમા સારી ચાલશેજ એવી મજબુત આશા છે, તો-પછી એક "એમ. એ"ની ડીગ્રી બરોબરની પરીક્ષા પણુ કાઢવામા આવશે. આ પરીક્ષામા ઉત્તીર્ણ થવા સારૂ વિશેષ જ્ઞાન અથવા સ્પેશીયલ નૉલેજની જરૂર પડશે અને આ પરીક્ષા માટે અનેક પ્રકારના રડવા કૂટવાના રિવાજનુ જ્ઞાન અને વ્યવહારિક અથવા પ્રેક્ટીકલ રડવા કૂટવાનો અનુભવ જોઇશે તૃતીય ક્રમમાં પાસ થયા પછી બે વર્ષ વીત્યા શીવાય આ પરીક્ષામા બેસવા દેવામાં આવશે નહિ

ઉપર પ્રમાણેની મહાન યોજના ટૂંક સમયમા અમલમાં મુકવામા આવશે તેથી રડવા કૂટવાના રિવાજના હિતૈષી સર્વ ગુર્જર બન્ધુઓને વિનતી છે કે તેઓએ આ આપણા દેશની ઉન્નતિના કાર્યમાં કાળ વ્યતિત ન કરતા સત્વર મદદ કરવા ચુકવુ નહિ. દેશની ઉન્નતિનો પાયો કેળવણી છે એમ જે લોકો માને છે, તે તેમનો મિથ્યા ભ્રમ છે ઉન્નતિનો ખરો પાયો તો આપણા આવા પુરાતન મહાન્ રિવાજ જ છે માટે આ યોજના સર્વ ..ા અંતઃકરણથી વધાવી લેશે ને આ ભાવિ યુનિવર્સિટી મહાન પાયા ઉપર ચાલશે ..છે

**વ્યવસ્થાપક-ર. ક. વિ. વિદ્યાલય.**

તા. ક.

હાલમાં કેળવણી પામતી સ્ત્રીઓમાં આ રિવાજને માટે અણગમો જોવામાં આવે છે ને આ વિદ્યા બીલકુલ આવડતી નથી. તેથી નામદાર સરકારે રડવા કુટવાના મૂળ તત્વોનું જ્ઞાન આપવાની યોજના કરવી જોઇએ. અને પ્રજાએ પણ તે બાબતની હીલચાલ કરવી જોઇએ. જો તેમ નહિ થાય તો પરિણામ એવું પણ આવે કે હાલમાં જે ચૌટામાં ને શેરીઓમાં રડતી કુટતી અસંખ્ય સ્ત્રીઓનો સુંદર દેખાવ દ્રષ્ટિએ પડે છે તે થોડાં વર્ષ પછી અફસોસની સાથે સ્વપ્નવત્ થઇ જશે! વળી આવું પ્રાથમિક જ્ઞાન મળેલું હોય તો પાઠશાળાઓમાં શિક્ષણ આપવું વધારે સરળ થાય અને વિદ્યાર્થીઓની સંખ્યા પણ સારી થાય. પ્રશ્ન ગંભીર છે ને વિચારવા જેવો છે; અને ત્હેની સાથે ત્હેની વિશાળ ઉપયોગિતા સર્વમાન્ય હોવી જોઇએ. વ્યવસ્થાપક,—રૂ. કૂ. વિ. વિ.

---

# सहचरी संमेलन.

## " શ્રી મહાકાળ "ના વ્યવસ્થાપક તરફથી મળેલું.

[" સહચરી સંમેલન " નામની નવી શ્રેયસ્કર પ્રવૃત્તિ વડોદરાના " શ્રી શ્રેય. સાધક અધિકારી વર્ગ " તરફથી ચાલુ વર્ષમા આરંભાઇ છે, ત્હેને સપ્રેમ સત્કાર આપતા અમને બહુ આનંદ થાય છે અમારી અન્તઃકરણની પ્રાર્થના છે કે આવી અનેક સત્પ્રવૃત્તિઓ આપણા દેશમા ગતિમાન થઈ સુફળદાયિની બનો. અસ્તુ તંત્રી સુ. સુ.]

૧.

સ્ત્રી, પુરૂષ તથા બાળક, એ ત્રણે વર્ગમાં ઉન્નતિ થવાની મર્યાદા અગત્ય રહે છે અને તે ઉન્નતિ તે તે વર્ગમાં વિવિધ પ્રકારના જ્ઞાનવડે પ્રકટે છે. આમ હોવાથી ત્રણે વર્ગને જ્ઞાનની અગત્ય છે. જ્ઞાન પ્રકટવામા અનેક માર્ગો હેતુરૂપ છે. પરંતુ તેમાં મુખ્ય યોગ્ય સમાગમ, ઉપદેશ અને દ્રષ્ટાંત છે. યોગ્ય સમાગમવડે મનુષ્યમા જ્ઞાનના સંસ્કાર સ્થપાય છે, પોષણ પામે છે અને વિકાસ પામે છે. તેજ પ્રમાણે ઉપદેશ દ્વારા પણ એ કાર્ય સધાય છે અને એજ રીતે પ્રત્યક્ષ દ્રષ્ટાંત વડે પણ એ ઉદેશ સિદ્ધ કરી શકાય છે. પરંતુ એ ત્રણે સાધનોનો સહકારી ઉપયોગ થવાથી મૂળ ઉદ્દેશની સિદ્ધિ અધિક સત્વર થાય, અર્થાત્ મનુષ્યમાં જ્ઞાનના સંસ્કાર અધિક દ્રઢપણે પડે, એ સ્વાભાવિક છે.

પુરુષ અને બાળક એ બે વર્ગની મધ્યમા સ્ત્રીજાતિનું સ્થાન છે. અને તેથી તે સ્ત્રીવર્ગને પુરૂષની સાથેના વ્યાવહારિક તેમજ બાળક સાથેના વ્યવહારાદિનું જ્ઞાન હોવાની જરૂર છે. સ્ત્રી એ એવી જ્યોતિ છે કે જેનો પ્રકાશ પુરુષના જીવન ઉપર તેમજ બાળકોના જીવન ઉપર પડે છે. અને તે બંને પ્રદેશોને ઉજાળે છે આમ હોવાથીજ સ્ત્રીજાતિનું માહાત્મ્ય પૂર્વ પુરૂષો ગાઇ ગયા છે, અને તેનીજ સાથે તે વર્ગને જ્ઞાનસંપન્ન રાખવાનો ખાસ ઉપદેશ કરી ગયા છે.

સ્ત્રીજાતિને માથે જે કર્તવ્યભાર છે તેનું જો તેમને ઉત્તમ પ્રકારે જ્ઞાન હોય તો આખી માનવજાતિ કેટલી ઉન્નતિને પામે, એ સહજ સ્પષ્ટ થાય એમ છે. સ્ત્રીજાતિને અંગેજ

પુરુષને માટે 'ગૃહસ્થાશ્રમ' રૂપ આશ્રમ રચાયો છે, અને તે આશ્રમની સવિશેષ સિદ્ધિ સ્ત્રીજાતિની ઉન્નતિ હોય છે તોજ રુડી રીતે થાય છે.

આમ હોવાથી સ્ત્રીજાતિને તેમના વાસ્તવ કર્તવ્યનું ભાન થવાની પ્રથમ જરૂર છે. અને પછી તે માર્ગમાં તેમનું જીવન વહેતું થાય એ બીજી જરૂર છે. આ બંને માટે સ્ત્રીજાતિમાં તેમના વિકાસને યોગ્ય જ્ઞાનને પ્રકટાવવું જોઇએ. એ જ્ઞાનના ટુંકામાં બે વિભાગ પડે. ૧. વ્યાવહારિક અને ૨. પારમાર્થિક. એજ વિભાગોનું જરા વિશેષ સ્પષ્ટ રૂપ કરીએ તો સાંસારિક, શારીરિક, નૈતિક, ધાર્મિક, માનસિક, આધ્યાત્મિક એ વગેરે વિભાગો પડે છે. આ સર્વનું ધીમે ધીમે પરંતુ ઉપયોગી જ્ઞાન પામવાની સ્ત્રીજાતિને આવશ્યકતા છે.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી સ્ત્રીજાતિની ઉન્નતિ માટે વિવિધ પ્રકારના પ્રયત્નો કંઇ કંઇ અંશમાં થતા રહ્યા છે. ઉક્ત વર્ગ સ્ત્રીજાતિની ઉન્નતિ કરવાના કર્તવ્ય પ્રતિ ઉપેક્ષા બુદ્ધિવાળો નથી, પરંતુ તે જાતિની વાસ્તવ ઉન્નતિ કેવા પ્રકારે થઇ શકે તેનું ચિંતન કરતો આવ્યો છે અને કરે છે. વર્તમાન સમયમાં પ્રવર્તતા સ્ત્રીજાતિના વિકાસના ઉપાયો અથવા માર્ગો કેટલે અંશે યોગ્ય છે, અને તેમાંથી શું લાભાલાભ પ્રાપ્ત થાય છે, તેના પ્રતિ દૃષ્ટિ નાંખી યથાશક્તિ વિચાર કરે છે.

સ્ત્રીજાતિના વિકાસને માટે અને તેમને પ્રાપ્ત કર્તવ્યોને તે ઉત્તમ રીતે સાધી શકે એવા પ્રકારનું જ્ઞાન પામવાને માટે ઉપર જણાવ્યા તે ત્રણે માર્ગોનું સહકારી સાધન તેમને પ્રાપ્ત થાય તો તે વિશેષ હિતકર છે, એ વિચારથી ઉક્ત વર્ગ તરફથી અનેક સજ્જન સ્ત્રી પુરુષની ઇચ્છાને અંગે **સહચરીસમેલન** નામનો કેવળ **સ્ત્રીવર્ગનો** સમારંભ વર્તમાન વર્ષના ચૈત્ર શુક્લ ૧૨, ૧૩, ૧૪, (શનિ, રવિ, સોમ તા ૧૫, ૧૬, ૧૭, એપ્રીલ ૧૯૧૬) એ ત્રણ દિવસ વડોદરામા **શ્રી વિશ્વવંદ્યોપવનમાં** ઇશ્વરેચ્છાથી પાલન કરવાનો નિર્ણય થયો છે.

**શ્રી "સયાજી વિજય" ઉપરથી.**

---

૨.

## પહેલો દિવસ.

શ્રી શ્રેયસાધક અધીકારી વર્ગ તરફથી સહચરી સમે ાનો ઉત્સવ વડોદરામા ગઇ તા. ૧૬, ૧૭ અને ૧૮ મી એપ્રિલ–શની, રવી અને સોમવારે કારેલી બાગમા શ્રી વિશ્વ-વંદ્યોપવનના બંગલાના કંપાઉન્ડમાં થયો હતો, જેને અંગે ભરત ગુંથણનાં કામોનું તેમજ સ્ત્રી ઉપયોગી પ્રયોગોનું એક નાનું પ્રદર્શન પણ ભરવામા આવ્યુ હતું. ત્રણે દિવસ સવારમાં ૮ થી ૧૦ સુધી સ્ત્રીઓ તરફથી ઇશ્વર ભજન કીર્તન અને જપ જાપ વિગેરે ધાર્મિક ક્રિયાઓ થઇ હતી.

### સૌ. જયંતીદેવીનું ભાષણ.

શનીવારે સાંજે ૬ વાગે સ્ત્રીઓ તરફથી વ્યાખ્યાનો અને કીર્તનો થયાં હતાં, જેમાં સ્ત્રીઓના મેળાવડા સન્મુખ શ્રીમતી સૌ. જયતીદેવી શ્રી શ્રેયસાધક વર્ગના આચાર્ય શ્રી ઉપેંદ્ર ભગવાનનાં પત્નીએ **માનસીક સુધારણા** વીશે સ્ત્રી–ઉપયોગી વ્યાખ્યાન આપ્યુ હતું તેમાં વિષયના બે ભાગ પાડી પ્રથમ બાહ્ય સુધારણા માટે સત્સંગ અને સારાં પુસ્તકો

તથા આંતર સુધારણા માટે ઇશ્વર પ્રાર્થના, જપજાપાદિ અને ધર્મ ક્રિયાઓ વગેરે સાધન આવશ્યક જણાવી પ્રત્યેક આર્ય સ્ત્રીએ એ સાધનોનો વ્યવહાર જીવનમાં ઉપયોગ કરવા અને તે હેતુસિદ્ધિ માટે સત્યનું સ્વરૂપ સમજવું આવશ્યક હોઇ તે માટે જ્ઞાન પ્રાપ્ત કરવા સમજાવી દરેક કાર્યની પેઠે આ સુધારણાના કાર્યમાં નડતી પ્રાથમિક મુશ્કેલીઓ ધૈર્ય અને દૃઢ નિશ્ચયથી દુર કરવા ભગીની વર્ગને સદ્બોધ આપીને તે ભાષણ સંપૂર્ણ કર્યું હતું.

એ પછી સ્ત્રીઓના ભજન કીર્તન થયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

## બીજો દિવસ.

### રા. પીનાકીપ્રસાદ દેસાઇનું ભાષણ.

બીજે દીવસ રવીવારે સાંજે એજ સ્થળે મેલ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલ રા પીનાકીપ્રસાદ એમ. દેસાઇએ **અમેરીકા આદિ દેશોની સ્ત્રીઓના વ્યવહારો** એ વિશે ભાષણ આપ્યું હતુ, જે વેળા સ્ત્રીઓ તથા પુરૂષોએ સારી સંખ્યામા હાજરી આપી હતી.

સ્ત્રીઓ તરફથી ઇશ્વર સ્તુતિ ગવાયા બાદ વક્તાએ ઉપલા વિષય સબંધી ભાષણ આપતા જણાવ્યુ કે યુરોપ અને અમેરીકા આદી સુધરેલા અને આગળ વધેલા દેશોની સ્ત્રીઓના જીવનની સ્થિતી સમજવા માટે પ્રથમ તેમના રીવાજ સમજવા આવશ્ય હોઇ, તે માટે ત્યાંની સ્ત્રીઓના ત્રણ વર્ગ પાડી શકાય, ( ૧ ) ધનાઢ્ય, ( ૨ ) મધ્યમ અને ( ૩ ) મજુરીયાત વર્ગ. અમેરીકામાં ઇંગ્લાંડની પેઠે વંશપરંપરાથી ચાલતો આવેલો ઉમરાવ વર્ગ નથી. પણ તેને બદલે ત્યાંનો ધનાઢ્ય વર્ગ છે. આ વર્ગ ઘણો ધનાઢ્ય હોઇ પ્રતિષ્ટાવાન અને વગદાર હોય છે અમેરીકાની એ વર્ગની સ્ત્રીઓના જીવન અને કેળવણીનો મુખ્ય ઉદ્દેશ એ છે કે પુરૂષોનુ આકર્ષણ કરી ધનાઢ્ય પુરૂષ સાથે લગ્ન સંબંધથી જોડાવું. આ હેતુની સિદ્ધિ માટે કેળવણી, સંગીત અને સુંદરકળાઓનુ ઉત્તમ જ્ઞાન આવશ્યક હોવાથી એ વર્ગની સ્ત્રીઓની બુદ્ધિ અને શક્તિની ખીલવણી ઘણી થયેલી હોય છે. તેવી સ્ત્રીઓની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ સાંસારિક ઉપરાંત રાજકીય બાબતોમાં અને ખાસ કરીને પરરાજ્યોની ગુપ્ત બાતમીઓ પણ ખેંચી લાવવામાં ઘણો થાય છે.

અમેરીકાની મધ્યમ વર્ગની સ્ત્રીઓ સમાજ હિતનાં ઉપયોગી કાર્ય કરવામાં વધુ પ્રવૃત્ત રહે છે. તે વર્ગમાં પરણવા ઇચ્છનારી સ્ત્રીઓને કુંવારી રહેવા ઇચ્છનાર સ્ત્રી કરતાં વિશેષ લાયકાત મેળવવા સાહિત્ય-સંગીત-અને વિવિધ કળાઓ શીખવા વધુ પ્રયત્ન કરવો પડે છે. ગૃહવ્યવસ્થા ઉપરાંત બીમાર, ગરીબ અને દુઃખી લોકોની જરૂરીયાતો પુરી પાડવા અને પરદેશી તથા બીજા અજ્ઞાન લોકોને જોઇતી માહીતી આપી જનસમાજની સેવા કરવાનું કાર્ય તેમની દિનચર્યાનો મુખ્ય ભાગ છે. ત્રીજો મજુરીયાત વર્ગ-તે તરફ એ દેશોમા આપણી પેઠે તીરસ્કારથી જોવામાં આવતું નથી. તે વર્ગ વધુ સાદી જીંદગી ગુજારે છે અને તેની સખ્યા પણ ઘણી મોટી છે. તેઓના સંજોગો પ્રમાણે કારખાના વગેરેમાં જોડાઇ કુટુંબના ગુજરાનમાં તેઓ ધણીને મદદ કરે છે. ટુંકામાં એકંદર રીતે જોતાં જે અગત્યની બીના નજરે પડે છે તે એ છે કે એ દેશોની સમાજમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા માનપ્રદ હોય છે આપણે ત્યાં તેથી ઉલટું પુરૂષો સ્ત્રીને રોક આણી કરનાં મીલકત તરીકે વધારે સમજે

છે. જો કે યૂરોપના સ્ત્રીસ્વાતંત્ર્યના રીવાજની પરાકાષ્ઠાથી સમાજને હાનિ થઇ હશે તો પણ એકંદર રીતે ત્યાંની સમાજની સ્થિતિ આપણા કરતાં ચઢીયાતી જણાય છે. અમેરીકામાં તે સ્ત્રીઓને રાજ્યસભામાં બેસવાનો હક પણ મળ્યો છે. ત્યા સ્ત્રીઓને બીજી રીતે આગળ પડવા યોગ્ય કેળવણી અપાય છે, છતાં પણ તેમાં ઉત્તમ ગૃહિણી તૈયાર કરવાનો હેતુ પણ વિસારવામાં આવ્યો નથી. ગૃહવ્યવસ્થા, રસોઇ, હીસાબ, કરકસર વગેરેનું ઉંચું જ્ઞાન નીશાળમાંજ આપવામાં આવે છે. આપણી સ્ત્રીઓ આવા જ્ઞાનમાં પછાત છે. તેમને ઘર શણગારનું કામ આવડતું નથી. એ કળામા પણ યુરોપ-અમેરીકાની સ્ત્રીઓ આપણા કરતાં ઘણી ચઢીયાતી હોય છે. સંગીત અને બીજી કળામાં પણ આપણી સ્ત્રીઓ બહુ પછાત છે. ટુંકામાં એટલુંજ કહીશ કે ત્યા સ્ત્રીઓ સમાજના અંગ તરીકે ઉપયોગી ભાગ ભજવે છે. આ વાત એ દેશોના લોકો વધુ સારી રીતે સમજે છે અને તેથી સ્ત્રીઓમાં જે કુદરતી શક્તિઓ રહેલી છે, તેને સંપુર્ણ ખીલવી તેનો વધુમાં વધુ લાભ લેવા તેઓ સદા પ્રયત્નશીલ રહે છે અને તેથી ત્યાંનો સ્ત્રીસમાજ આપણાં કરતાં ઘણો ચઢીયાતો છે.

## સૌ૦ શાંતાબેનનું ભાષણ.

સૌ૦ શાંતાબેન બીમરાવે સ્ત્રી ઉન્નતિના કાર્યમાં ઉત્સાહ અને ઉત્તેજન આપવા તકલીફ લેઇ પધારવા માટે વક્તાનો તથા ઇતર શ્રોતા વર્ગનો આભાર માની આજના વ્યાખ્યાન સબંધમાં ટીકા કરતા કહ્યું કે, સ્ત્રીઓના જીવન અને ચર્ચામાં-આ દેશની સ્ત્રીઓને શીક્ષણીય હોય તે ગ્રહણ કરવા વાંધો નથી. પણ આપણે માટે ત્યાંની ધનાઢ્ય સ્ત્રીઓના મોજશોખ-કે તેમની લાગવગથી ચાલતી રાજદ્વારી પ્રવૃત્તિઓ ઇચ્છવા યોગ્ય નથી.

મધ્યમ વર્ગની સ્ત્રીઓની પરોપકાર અને સમાજ સેવાની વૃત્તિ આપણે માટે અનુકરણીય છે અને તે જેસ્સાની આપણામાં ખરેખરી ખામી છે. મજુર વર્ગની સ્ત્રીઓ પોતાના કુટુંબના ગુજરાનમાં પતિને મદદ આપે તેમાં વાંધા જેવુ નથી યુરોપના પુરૂષોને પોતાની સ્ત્રીઓને સમાજમાં આગળ લાવવાની ઇચ્છા છે, પણ તે સબંધમાં આપણે ત્યાં પુરૂષો હજુ જરા સંકુચિત વૃતિ વાળા છે એમ દીલગીરી સાથે મારે કહેવું પડે છે. કન્યાઓને શાળામા સારી કેળવણી મળે તો આપણી સ્ત્રીસમાજનું જીવન 'સોનું અને સુગંધ' જેવુ થાય. સુલેહ શાંતિ અને નિર્ભયતાના અનુકુળ સમયમા જો આપણા પુરૂષો પોતાની સંકુચિતતા થોડી દુર કરે તો અમો સ્ત્રીઓ વધારે ઉન્નત અને ઉપયોગી થઇએ એમ હું માનું છું. એટલું કહી વિદ્વાન વક્તાનો ફરીથી આભાર માની, અમારાં સ્ત્રીમંડળનાં ભજન કીર્તન સાંભળવા માટે થોડો વખત વધુ બેસવા આપ સર્વને વીનંતી કરૂં છું

તે પછી સ્ત્રીમંડળે પત્નીની પ્રાર્થના વગેરે સમેલન પ્રસંગ માટે ખાસ રચેલાં કીર્તન પદો દીલરૂબા અને મૃદંગ સાથે મધુર કંઠથી ગયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

## ત્રીજો દિવસ.

સમેલનની ત્રીજા દિવસની બેઠક સોમવારે સાંજે મળી હતી. જે વેળા સન્નારીઓ તથા પુરૂષોની મોટી સંખ્યાએ હાજરી આપી હતી. સ્ત્રીઓ માટે નેટના પડદાની ખાસ સગવડ રાખી હતી. કાર્યક્રમના આરંભમાં સ્ત્રીઓએ ઇશ્વર સ્તુતિ અને કીર્તનો ગાયાં હતાં.

## સૌ. શાંતાબહેનનું ભાષણ

સૌ શાતાબહેન ભીમરાવે ગુરૂ ભક્તિ અને તેની આવશ્યકતા એ વિશે ભાષણ કરતા જણાવ્યુ કે ગુરૂનો અર્થ મોટા એટલે અધકારનો નાશ કરનાર એવો થાય છે અજ્ઞાનરૂપી અધકારનો નાશ થવો એ જીવનનું પ્રાધાન્ય હોઇ ગુરૂની આવશ્યકતા જન્મથી મરણ પર્યંત હોય છે તદન અજ્ઞાન બાલ્યાવસ્થામા કુદરત, પછી માબાપ, અને પછી શિક્ષક વગેરે ગુરૂનું કાર્ય કરે છે દરેક ધધાવૃત્તિમા પણ સહાયતી જરૂર પડે છે તે સહાય આપનાર આપણા ગુરૂ છે શાસ્ત્રમા સ્ત્રીનો ગુરૂ પતિ અને પુત્રનો ગુરૂ માતપિતા કહ્યું છે સ્મૃતિકારોએ પુરૂષોને ગુરૂ કરવાની છુટ આપી છે, છતા સ્ત્રીને તો ફક્ત પતિજ ગુરૂ છે એમ કહ્યુ છે, તેનો હેતુ એ જણાય છે કે તે સમયે પુરૂષો એવા તૈયાર થતા કે સ્ત્રીઓને જોઇતુ સવ જ્ઞાન ઘરમાથી પતિ દ્વારા જ મળતુ હશે આજે તેવી સ્થીતિ નથી. આપણા પુરૂષોને જીવનપ્રવૃત્તિઓને લીધે સ્ત્રીઓની આધ્યાત્મિક તૃષ્ણા શાત કરવા અવકાશ ન મળે તે કુદરતી છે અને તેથી સ્ત્રીઓને તેવા આત્મોન્નતિના જ્ઞાન માટે પુરૂષોની પેઠેજ ગુરૂની આવશ્યકતા જણાય છે તાત્પર્ય કે શાસ્ત્રમા તેવો અધીકાર નથી તેનુ કારણ માત્ર તે સમયના ચોક્સ સજોગોને લીધે હશે તેથી સ્ત્રીઓ જો ઉચા જ્ઞાનની પ્રાપ્તિ માટે સદ્ગુરૂનો સ્વીકાર કરે તો તેમા કઇ ખોટુ હોય તેમ હુ માનતી નથી સદ્ગુરૂથી ભય હોવાનો ખ્યાલ ખોટો છે અમારા મડળના સદ્ગુરૂ સસારમા વૈમનસ્ય ઉત્પન્ન થાય કે ઘર સસારમા કે પતિ ભક્તિ કે ઇશ્વર પ્રેમમા ન્યૂનતા આવે તેવો બોધ કદી આપતા નથી, પણ ઉલટુ તે ગુણોને દૃઢ કરવા બોધ આપે છે એટલે કે સદ્ગુરૂ સ્ત્રીઓ માટે પણ આવશ્યક છે અને તેવો ગુરૂ સ્વીકારવાનો તેમને અધીકાર છે ગુરૂભક્તિના તનમનની સેવાના દાખલા વૈષ્ણવોમા બહુ દેખાય છે જ્યારે ગોસ્વામી મહારાજ પાસે ત્રીસ લાખ રૂપીયાના જમીન માગવામા આવ્યા હતા ત્યારે મુબઇના શ્રીમાન સ્વ० શેઠ ચતુભુજ મોરારજીએ તે પણ આપીને ગુરૂને છોડાવ્યા હતા આનુ નામ તે ગુરૂભક્તિ અને તેવી ભક્તિની ખીલવણી થવી જોઇએ ત્યારેજ તે ભક્તિનુ સફળ પ્રાપ્ત કરી શકીયે

## શ્રી સુલોચના જાદવરાયનુ ભાષણ

અમદાવાદ વનીતાવીશ્રામના વ્યવસ્થાપક બહેન શ્રી સુલોચનાએ **સત્સમાગમની આવશ્યકતા** એ વિષે ભાષણ કરતા જણાવ્યુ હતુ કે શાસ્ત્ર અને વ્યવહાર બને દ્રષ્ટિએ જાતાં સત્સમાગમથી જીવન ઉચ્ચ બને છે આપણી ઐહિક અને આમુષ્મિક ઉન્નતિ માટે ઉચ્ચ સમાગમ ખાસ આવશ્યક સાધન હોઇ દરેક વ્યક્તિ—દરેક સ્ત્રી પુરૂષે તેનુ અવલબન કરવાની જરૂર છે શાસ્ત્ર પુરાણમાથી પણ ખાત્રી થાય છે કે સદ્ગુરૂ અને સત્સમાગમથી કેટલા અધમ જીવો પણ ઉન્નતિ અને ઇશ્વરપદ પામ્યા છે આ સમેલન પણ સત્સગના હેતુથીજ ભરવામા આવ્યુ છે અને તેવા સમાગમનો આપણને સપૂર્ણ લાભ મળી-હેતુ પાર પડો એવી પ્રાર્થના કરૂ છુ

તે પછી સ્ત્રીઓએ પતિની સહચારિણી રહેવા પ્રમોધ અને પૂજનક્રમ વગેરે વિશે રમિક અને બોધક કીર્તનો સુસ્વરથી ગાયા હતા

### પ્રમીલા બહેનનું ભાષણ.

તે પછી પ્રમીલા બહેને સંસારના પ્રવાસ સંબંધી ભાષણ કરતા જણાવ્યુ કે સંસારમાં અનેક સ્થિતિનું દર્શન થાય છે. એક સ્થળે નિર્ધનતા, તો બીજે સ્થળે વૈભવ, એક સ્થળે આનંદ વિનોદ તો બીજે સ્થળે તો કલેશ કજીયા ગાળાગાળી અને અનાચાર, એવા દાખલાઓ દ્રષ્ટિએ પડે છે. એક સ્થળે ઉદ્વેગ, બીજે સ્થળે જુઓ તો શાંતિ અને સુખ આવી ભિન્ન સ્થિતિઓનું કારણ એટલુંજ છે કે સ્ત્રી અને પુરૂષ બંનેની કેળવણી અને સંસ્કૃતિની અસમાનતા છે. જ્યાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે વિચાર અને આચાર પરત્વે ભિન્નતા હોતી નથી ત્યાં સંસાર સુખમય અને આદર્શ જણાય છે. વિદ્યા એ સુખ શાંતિનું સાધન છે પણ જો તેના ઉચ્ચ સંસ્કાર નહીં પડે તો તેથી એ હેતુ પાર પડતો નથી. માટે સ્ત્રી-પુરૂષ યાને પત્ની પતિ વચ્ચે આચાર વિચારની એકતા અને અભેદ ભાવ થવાની જરૂર છે.

### બહેન હીરાગવરીનું ભાષણ.

અમદાવાદ વનિતા વીશ્રામની શીષ્યા બહેન હીરાગવરીએ વ્યાખ્યાન આપતા જણાવ્યું કે આત્મા એ આત્માનો ઉદ્ધાર કરે છે અને આત્મા આત્માનો નાશ પણ કરે છે. માટે આત્મા આત્માનો જેમ બંધુ છે, તેમજ શત્રુ છે. જેથી આત્માને આત્મારૂપે જાણવા સદ્‌ગુરૂ દ્વારા મોક્ષ પરમાર્થ પ્રાપ્ત કરવાની જરૂર છે, જે નિશ્ચય અને શ્રદ્ધા વીના પ્રાપ્ત થઇ શકે તેમ નથી ગુરૂ પૂજા-ગુરૂ ભક્તિ અને ગુરૂ સેવાથી અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને તેથી અનિત્યમાંથી નિત્યમાં જઇ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી, આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ થઇ શકાય છે. માટે ઉત્તિષ્ટ જાગ્રત એ શાસ્ત્રની આજ્ઞાનું પરિપાલન વ્યવહારમાં કરવા વિનતી કરૂં છુ

ઉપર પ્રમાણે વ્યાખ્યાનો થયા પછી શ્રી મંડળે વિવિધ રમત્ગમત અને બોધક કીર્તનો ગાઇ શ્રોતા વર્ગને વિનોદ આપ્યો હતો

---

## તે નરને ધિક્કાર.

તે નરને ધિક્કાર જગતમા, તે નરને ધિક્કાર.
કર્યો ન પર ઉપકાર, જગતમા.
રંક અનાથો દુઃખી દરિદ્ર, કરી ન તેની વ્હાર જગતમાં.
પરની પીડા હૃદયે જાણી, સ્વારથમાં રમનાર. જગતમા.
સંચીને ધન એકઠુ કીધું, ભર્યો ખૂબ ભંડાર. જગતમાં
'કીડી સંચે તેતર ખાએ,' પછી બને લાચાર. જગતમા.
આવ્યા ત્યારે કહો શુ લાવ્યા ? હવે શુ લઇ જનાર ? જગતમાં.
પરમારથમાં કોડી ન આપે, સ્વારથમાં તો હજાર. જગતમા.
વ્યર્થ અભાગી એવા નરનો, એળે ગયો અવતાર ! જગતમા

—અનાથ સેવક.

# સુન્દરી સુબોધ — માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પામહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી—પોતપોતામાં તેમજ સ્ત્રીઓ, પુરુષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરે દેશહિત છે.

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૩—અંક ૬. જુન: ૧૯૧૬.


## सरस्वती.

उदय गुंजनः

सत्य सदा बलवान महा छेः सत्यनूं ज्ञान, प्रभुनी दया पः
सत्यनी प्रीति प्रभुनी पूजा छेः पोते सत्य प्रभु.

* * * *

गीत गमे प्रभुनां तमने तो, चित्त अनन्य प्रभुजी चहे तो,
हृदय प्रताप अमाप सहे तो, ओ व्हालां आवो.

* * * *

मूक वदे, प्रभु! त्हारी दयाथी! पंगु चढे गिरि त्हारी दयाथी!
बधिर सुणे, प्रभु! त्हारी दयाथी! स्वामी ओ म्हारा!
तत्त्व वहन्त जीवन्त तूंमांथी! स्नेह, प्रकाश, ज्वलन्त तूंमांथी!
पामुं हूं सत्य अनन्त तूंमांथी! स्वामी ओ म्हारा!

* * * *

योग अमूलख त्हें, प्रभु! दीधोः भेख अजायब म्हें, प्रभु! लीधोः
पन्थ बताव्यो त्हें, प्रभु! सीधोः तो डरवुं शाने?

* * * *

" दीवाने सागर. "

# काव्यकुंज.

## બ્હેનીનું બાળક.

લેખક—રા. રા. વૈકુંઠરાય જોષીપુરા બી. એ.

( ગરબી )

આજે બ્હેનીને એક બાળક આવીયું,
જાણે હળવું શું કુસુમ !
નંદન ઉપવનનું

ચળકે નાજુક એને શિર કેશ ગુચળા,
ફુલડે કનકમય તંત !
નંદન ઉપવનનું

જોયા જોવાય નવ મીઠા લોચનીયા,
અંતર પ્રસરે શો મકરંદ !
નંદન ઉપવનનું.

આરસ ઓષ્ટ એના અધુરા વિલસતા,
ગાછા અનુપ દલ રંગ !
નંદન ઉપવનનું

મુંઠી વાળી પીયુષ કુંજે કર લાવીયુ,
ખીલે અમી રસ ચંદ !
નંદન ઉપવનનું.

પગલે પનોતે એને રેખા અંકાઈ છે,
રંજીત કુંકુમ તણે રંગ !
નંદન ઉપવનનું

મળ્યુ મન ભાવતું એ ઉરને લોભાવતુ,
ચુમી લીધી મેં સુગન્ધ !
નંદન ઉપવનનું

## સ્રીની મહત્તા.

( હરિગિ )

પુનિત કરતી ગંગા પેઠે સતી જગને મદા,
નમન કરવુ તેને, નિન્દા નહિ કરવી કદા !
કુળ દીપકને પૃથ્વીપાળો, ગુણી ગરવા મહા !
સતી પ્રસવતી પુત્રો એવા અનેક પ્રભાભર્યા.

ધીરજ.

# સ્નેહ યાચના.

લેખક—શ્રીયુત્ "નૂતનશ્રી."

( અજની ગીત )

ક્ષુધાર્તને જે ભોજન આપો,
તૃષાર્તને દુધલડાં આપો,
વસ્ત્રહીનને વસ્ત્રો આપો,
સ્નેહ ન કાં આપો ?

પશુઘાતમાં દયા ધરાવો,
શારીર દુઃખ શમાવા ધાઓ,
તો કાં છોડી દયા હણો છો,
હૃદય પ્રેમ ભૂખ્યું ?

સ્નેહ દાન એ દાન મુખ્ય છે,
દયા પાત્ર પણ પ્રેમ ભૂખ્યું છે,
સર્વે દુઃખ ખમાયે, કિન્તુ
અસહ્ય એ દુઃખ છે

લક્ષ્મી ના અમને બાધક છે,
કીર્તિ ના ચિર સુખસાધક છે,
એકજ ઇચ્છા સ્નેહ વર્ષણે
આર્દ્ર નિત્ય રાખો

ક્ષુધા–તૃષા–શીત–તાપ ખમાએ,
રોગ–મૃત્યુ–જીવઘાત ખમાએ,
સ્નેહઘાત–પણ અસહ્ય સૌથી,
દયા ત્યાંજ સોહે

તો એ સ્નેહજીવનને પોષો,
નેહ નજરથી અમૃત સીંચો,
સંસારી સુખ, દુઃખ ભૂલીને,
સ્નેહ ઐક્ય સ્થાપો.

---

પદ્માવતી જયદેવ દમ્પતિ એવા વિરલા હોય
એવા દેવજનોને કીર્તન અખંડ મઝા હોય,
અહો રસિકાના એ અવતાર
—લલિત

# પ્રણય ત્રાસ.

લેખક—શ્રીયુત " કુંજ "—ગોધરા.

આનન્દે ઉભરાતી મે   વ્હાલની મદમાં સખી;
ગયા એ દમતી નિત્યે   હર્ષઘેલી અનેકધા.

પિપાસુ પ્રેમનો નિત્ય   પ્રેમોન્માદ સહી રહે,
પરન્તુ પાળ તોડીને   હવે પૂર વહ્યાં કરે !

વ્હાલી ! કશુય હજુયે ન ત્હને કહ્યું છે,
ઇચ્છુ, કદિય તુજને કહું ના કશુયે !
કિન્તુ અસહ્ય તુજ ત્રાસ વૃથા થતો છે,
કાંઇ સ્થિતિ પલટવી તુજને ઘટે છે !

રહેનારને નહિ અસહ્ય કશુય લાગે,
અન્તે ય ના હૃદય કો સહનાર થાકે !
સૌભાગ્ય વા હૃદય દુર્બલતાજ મ્હારી,
દેશે ત્હને જખમ કે ડરૂં, કો દી કારી !

આ હાવભાવ તુજ બાલકના દિસે જે,
અજ્ઞાન ગાઢ તુજ ઉર તણું જણાવે !
ગંભીરતા ધરવી વ્હાલી ! હવે ઘટે છે,
ને, આ સ્વભાવ બદલો જ ઉચિત બને છે !

ત્હારૂં જ મ્હારૂં ગણ્યું છે, ક્યમ ભૂલતી તે ?
ક્યારે થશે મનન આ ઉરનું, અરેરે !
છે સ્વાર્થ ભિન્ન ન કદિય ઉરે ગણેલો,
સંપુર્ણ ભાવ સહુ છે તુજમાં ઢળેલો !

તું દાઝ યશ મુજ સ્વાર્થ તણો કર્યો છે,
હોમ્યુ 'સ્વ' સર્વ, પ્રિય ! ના કથવુ ઘટે એ !
આજે ય આ સહન છે, સહવું જ પ્રેમે,
તું કાજ કેમ કહું ?—એ અણુપાર્થ સર્વે !

ત્હારૂં જ મ્હારૂં સહુ, મ્હારૂં બધુંય ત્હારૂં,
ત્હારો વૃથા, પ્રિય ! હું ત્રાસ ય મિષ્ટ માનું !
મ્હારૂં છતા પ્રણયનું સહુ થાઓ ત્હારૂં !
નિર્દોષ હર્ષ સહ જ્ઞાન વધાર ત્હારૂં !

# પ્રિય વચન.

લેખક:—રા. રા. વલ્લભજી ભાણજી મહેતા.—કલકત્તા.

૧.

વ્હાલાને—

ખોલો, ખોલો વ્હાલા ! અંતર ઓરડા,
મહિં ભરેલા પ્રેમ રત્ન ભંડાર જો:
ખોલો, ખોલો વ્હાલા ! અમૃત ઓલડા,
ઉઘડે ઉજ્વળ ઉદય ઉષાના દ્વાર જો,
ખોલો, ખોલો વ્હાલા !

આવો, આવો વ્હાલા ! અંતર ગૂંથિયે,
એક બનીને કરીએ આત્મ વિચાર જો,
જ્ઞાનસિંધુને મથતાં સત્યજ શોધિએ,
અનંત જ્યોતિમાં બની રહી એક તારે જો
ખોલો, ખોલો વ્હાલા !

૨.

વ્હાલીને—

ખેરવ, ખેરવ વ્હાલી ! મીઠા બોલડા,
મહિં ભર્યાં માધુર્ય અમી સંભાર જો,
વીણી વીણી સ્ફાટિક પ્રીતિ ફુલડા,
ગૂંથું અનેરો નવલખ નૌતમ હાર જો
ખેરવ, ખેરવ વ્હાલી !

ખેરવ, ખેરવ વ્હાલી ! મોંઘાં આસુડા,
થાયે નાજુક હૈયા હલકાં ફુલ જો
આંસુડે આંસુડે અમુલખ મોતિડાં,
સાથે કરૂં હું પ્રાણજીવન મમ કુલ જો
ખેરવ, ખેરવ વ્હાલી !

---

પ્રેમ સરિત્માં સ્નાન કરીને, પ્રેમ હૃદયમાં પૂર્ણ ભરીને
પ્રેમનાં ફૂલડાં કર ગ્રહીને, પ્રેમ પ્રભુને વધાવીએ
—પ્રેમ વિશ્વાસી

# તે નહિ ને આ કાં ?

લેખકઃ—શ્રીયુત્ "કુસુમાકર" (બી. એ.) ગોંડલ.

તેના ભવ્ય કપાળમાં વિધિ લખ્યા લેખો, અહા ! મીઠડા,
તેનાં નેનમહિં ભર્યું નવલું આ જ્યોતિ પ્રભુ પૂણ્યદા;
ગોધિરી કલિકા ગુલાબ ફુલની ભીની તુષારે થતી,
ચક્ષુ શી ઝરતાં પ્રભુ પૂનિત હા ! પૂણ્યોજ્વલી થી રતિ ?
આને અંગ ભરી દીસે વિધિ, અહા ! કંઇ ભોગની વાંછના,
મસ્તી મોહ મદાન્ધતા, પ્રભુ ! અરે ! પ્રીતિ પ્રતિબિમ્બ ના !
સાળુ એ સકોરતી લચી, અહા ! શું મોડિયું બાળતી ?
ખેંચીને તરછોડી આ જીગરને નિષ્ઠુર એ બાળતી.
તોયે આ ઉન્માદ કાં ! અરર હા ! રે શી પ્રભુ ! વૃત્તિ આ !
ઢોળાયે મુજ ઉરની પ્રીતિ, અહા !—આના પ્રતિ પ્રેમ કાં ?
ને સાદી સરળા પવિત્ર હૃદયા વ્હાલી મ્હને કેમ ના ?
તલપે આ મુજ ઉર કાં મલિનતા શું ? કેવી આ ઘેલછા !

---

# દિલડાં !

લેખક—શ્રીયુત્ "પાદરાકર."

(મીઠડા ગોરસ લ્યો ! એ રાગ)

દિલડા હીરે જડયા—હીરે જડયાં !
એને જડનારા હૃદય અમૂલ રે ! દિલડાં.

પ્રસરાવે સુરભિ, અહો ! દિલડાં એ અણુમોલ !
રેલે રંગરંગ દિવ્ય શો ! પ્રેમ અણદીઠ ને અણબોલ રે ! દિલડાં.

ધાર્યું ઉજ્વલ અવનવું, રસ સૌંદર્ય દુકૂલ,
વેરે પરિમળ પ્રેમનાં, એના વેજામાં વિશ્વ વસુલ રે ! દિલડાં.

ઓપે અંતર અવનવાં, આછાં એ દિલફુલ !
વેરે સુરભિ જીવનના, જાણે કરીએ ગુલામી કબુલ રે ! દિલડાં.

પ્રભુનાં દર્શન દોહ્યલાં, એ દિલડામાં થાય !
ત્રિવિધી તાપો જગતના, ઘડિ એકમાં સમુળા જાય રે ! દિલડાં.

દિલે ! અમ એ લચી રહ્યું, દૈવી પ્રીતિફુલ !
પદ્મમૂલે વેચાયલું, કરી દઇએ જીવન અમ ડુલ રે ! દિલડાં.

# समाज-साहित्य-विज्ञान.

## પ્હેલી ગુજરાત કેળવણી પરિષદ્.

### ( ચર્ચવાના વિષયોની યાદી. )

આપણા પ્રાન્તમા કેળવણીની પરિષદ્ આવતા ઓક્ટોબર માસમા પ્હેલી વખત જ મળે છે ત્હેના ઉત્સાહી મન્ત્રીઓએ ત્હેને સપૂર્ણ વિજય પ્રાપ્ત થાય તે માટે બહુ આગ્રહથી પ્રયાસ કરવા માડયો છે અને અમને શ્રદ્ધા છે કે જે રીતિથી આ શુભ કાર્યનો આરભ કરવામા આવ્યો છે, તે ચાલુ રહેશે તો પરિષદ્નુ કામ ઘણુ લાભદાયી નીવડશે પરિષદ્મા ચર્ચવાની એક વિષયાવલી મન્ત્રીઓ તરફથી બહાર પાડવામા આવી છે, તે પણ બહુ મનન યોગ્ય છે, કારણ કે આપણી કેળવણીનો ઉદ્ધાર ત્હેમાના ઘણા પ્રશ્નોના સુયોગ્ય નિકાલ ઉપરજ આધાર રાખે છે આમ હોવાથી સ્થળ સકોચ હોવા છતા, તે આખી પ્રશ્નમાળા અહિ પ્રકટ કરવામા આવી છે આગામી પરિષદ્ને અમે અન્ત કરણ પૂર્વક વિજય ઈચ્છીએ છીએ

—તંત્રી, સુન્દરીસુબોધ

### પ્રાથમિક કેળવણી.

૧. પ્રાથમિક કેળવણીનો વિસ્તાર

ઇ સ ૧૯૧૦-૧૧ પહેલાં કેવો હતો ? અને ત્યાર પછી ગુજરાતમા કેટલો વધ્યો છે ? તેના જૂદા જૂદા જીલ્લાઓમાં કેટલો વધ્યો છે ? જૂદા જૂદા દેશી રાજ્યોમાં કેટલો વધ્યો છે ? વડોદરા રાજ્યમાં કેટલો વધ્યો છે ? એ વધઘટનો મુકાબલો

૨. પ્રાથમિક કેળવણીના વિસ્તારના માર્ગ.

ક કેળવણીની સ્થિતિની મોજણી ( Survey ), ગુજરાતમા-બ્રિટિશ રાજ્યમાં અને દેશી રાજ્યમાં ક્યા ગામોમા તરતજ નિશાળો સ્થાપવી જોઇએ ?

ખ દરવર્ષે નિશાળોની અમુક વધારે સખ્યા વધારવાની યોજના કેવી રીતે વ્યવહારૂ થઇ શકે ?

ગ નિશાળોની સખ્યા વધારવા મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડની ગ્રાંટ કેટલા દરજ્જે વધારવી જોઇએ ? ઓછી વસ્તીવાળા અને ટુકી આવકવાળા ગામોની મ્યુનિસિપાલીટીઓને કેળવણીનો ખર્ચ પહોચી વળવા ખાસ ગ્રાંટની જરૂર.

ઘ. મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડને કેળવણીનું અદાજપત્ર ઘડવાની સ્વતન્ત્રતા

ङ કેળવણી વધારવા ખાસ કર નાખવાની સત્તા લોકલબોર્ડ અને મ્યુનિસિપાલીટીને આપવી જોઇએ ?

ચ મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ મારફત કેળવાતી પ્રાથમિક કેળવણીની સ્થિતિ અને કેળવણીની વ્યવસ્થા પર એ મડળોની સત્તા વિશે ચર્ચા, આ મડળો સિવાય

નિશાળોની દેખરેખ માટે ગામવાર તથા શહેરોમાં જુદા જુદા લત્તાવાર ત્યાંના રહીશ પ્રતિષ્ઠિત ગૃહસ્થોની કમીટીની અગત્ય.

છ. ચાલુ નિશાળો બંધ કરતાં પહેલાં ત્યાંના ગામલોકની સંમતિ લેવાની જરૂર. કેળવણી ખાતાની નિશાળો કમી કરવાની સત્તામાં કરવા જેઈતા સુધારા.

જ. સ્વયંસેવકો, ગામડામાં ફરતા સરકારી અમલદારો, મહેતાજીઓ, તથા મહેતીજીઓ વગેરે દ્વારા કેળવણીના લાભ પ્રચાર, વગેરે સમજાવવાની અગત્ય.

ઝ. મંદિરો અને સદાવ્રતમાંથી પ્રાથમિક નિશાળોની સ્થાપના થઈ શકે ? હમણાં જ જ્યાં શરૂઆત થઈ શકે એવાં મંદિરો વિશે માહિતી.

૩. અભ્યાસ.

(ક) ગ્રામ્ય ધોરણો (Rural standards)માં કેવો ફેરફાર થવો જોઈએ ?
(ખ) અભ્યાસ ક્રમ વિશે સામાન્ય ચર્ચા.
(ગ) જુદા જુદા વિષયોનાં પાઠ્ય પુસ્તકો (text books) વિશે ચર્ચા. પ્રચલિત પુસ્તકોના ગુણ દોષ. કેળવણીમાં આગળ વધતી બીજી પ્રજાઓનાં પુસ્તકો સાથે તેમનો મુકાબલો.
(ઘ) શિક્ષણનાં સાધનો વિશે ચર્ચા.
(ડ) તાલુકા નિશાળ જેવી ઉચ્ચ પ્રાથમિક નિશાળમાં ઉપલા ત્રણ ધોરણમાં બીજી ભાષા તરીકે અંગ્રેજી શીખવવાની વ્યવસ્થા વિશે ચર્ચા.
(ચ) ગામડાંઓની નિશાળોમાં ખેતીવાડીની કેળવણી દાખલ કરવાની જરૂર.
(છ) કીન્ડરગાર્ટન પદ્ધતિથી અપાતી કેળવણી વિશે ચર્ચા.
(જ) દેશીનામાનું તથા માપનનું શિક્ષણ પ્રાથમિક નિશાળોમાં વધારે પડતું છે કે કેમ ?

૪. શિક્ષકો.

(ક) તેમની કેળવણી.
(ખ) ટ્રેઈનીંગ કૉલેજો અને નોર્મલ સ્કુલો સરકારી રાજ્યમાં અને દેશી રાજ્યમાં સરકારે તેમ ખાનગી મારફતે વધારવાની જરૂર.
(ગ) રાજકોટ, અમદાવાદ અને વડોદરાની ટ્રેઈનીંગ કૉલેજો સંબંધી ચર્ચા.
(ઘ) ટ્રેઈનીંગ કૉલેજોના અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો વિશે ચર્ચા. તેમાં અંગ્રેજી બીજી ભાષા તરીકે દાખલ કરવાની જરૂર.
(ડ) વધારે સારા શિક્ષકો મેળવવા માટે વ્યવહારૂ સૂચનાઓ. પ્રાથમિક શાળાઓમાં મુખ્ય શિક્ષકો તરીકે ગ્રેજ્યુએટોની પસંદગી.
(ચ) સરકારી રાજ્યમાં, વડોદરા રાજ્યમાં અને બીજા દેશી રાજ્યોમાં શિક્ષકોના પગાર, પ્રોમોશન અને પેન્શન વગેરેની સ્થિતિ, તેમાં સુધારો શી રીતે થઈ શકે ! શિક્ષકો માટે પ્રોવિડંટ ફંડ
(છ) નાની મોટી નિશાળોમાં શિક્ષકોની સંખ્યા વધારવાની જરૂરિયાત વિશે ચર્ચા. ધોરણ દીઠ એક શિક્ષકની અગત્ય

(જ) શિક્ષકોની નીમણુક, પ્રોમોશન, બદલી વગેરેમાં લોકલબોર્ડની સલાહની અગત્ય.

(ઝ) ગામઠી શાળાઓને અડધો ખર્ચ માટ-ઇન-એઇડ તરીકે સરકાર તરફથી અપાય અને બાકીનો ખર્ચ રૂઢી મુજબ ગામલોક પૂરો પાડે તથા આવી નિશાળો સરકારે પોતાની દેખરેખ નિચે લેવાની અગત્ય.

૫. મકાનો અને સગવડ.

(ક) ગામડામાં નિશાળો માટે મકાનો મેળવવા તથા પસંદ કરવા વિશેના સરકારી ધારાઓ વિશે ચર્ચા.

(ખ) મકાનોની મુશ્કેલીથી કેળવણીનો ફેલાવો અટકે છે? અટકતો હોય તો કઈ કઈ રીતે મુશ્કેલીઓ દૂર થઈ શકે?

(ગ) હાલનાં સરકારી મકાનોની કિમ્મત. ઓછામાં ઓછી કેટલી કિમ્મતના થઈ શકે?

(ઘ) મકાનની અગવડને લીધે વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર અંકુશ મુકાય છે?

## માધ્યમિક કેળવણી.

૧. મેટ્રિક્યુલેશન.

(ક) માધ્યમિક કેળવણીપર મેટ્રિક્યુલેશનના ઓથારની અસર વિશે ચર્ચા.

(ખ) મેટ્રિક્યુલેશનની સર્વ વ્યવસ્થા પર યુનિવર્સિટિની સત્તા. માધ્યમિક નિશાળોના હેડમાસ્તરોના પ્રતિનિધિઓ અને યુનિવર્સિટિના પ્રતિનિધિઓના સંયુક્ત મંડળને એ સત્તા સોંપવાની જરૂરિયાત વિશે ચર્ચા.

(ગ) મેટ્રિક્યુલેશન અને સ્કુલ ફાઇનલ પરીક્ષાઓનો મુકાબલો, બન્નેને એક કરી દેવાનો સવાલ. કોલેજમાં ન જવું હોય એવા વિદ્યાર્થીઓ માટે માધ્યમિક શિક્ષણનું સ્વરૂપ કેવું થવું જોઇએ, તેની ચર્ચા.

(ઘ) મેટ્રિક્યુલેશન પરીક્ષાનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો.

૨. માધ્યમિક નિશાળોનો અભ્યાસક્રમ.

(ક) પ્રચલિત અભ્યાસક્રમ વિશે ચર્ચા.

(ખ) પાઠ્ય પુસ્તકો વિશે ચર્ચા.

(ગ) વેપારી, ઔદ્યોગિક અને કારિગિરિની કેળવણી માટે વિષયોને ઐચ્છિક સ્વરૂપમાં પ્રચલિત અભ્યાસક્રમમાં સ્થાન આપવાનો સવાલ વ્યવહારૂ રીતે કેવી રીતે અમલમાં મૂકાય?

(ઘ) હાઇસ્કુલોમાં સાયન્સનું શિક્ષણ અને તે નિયમિત કરવાની જરૂર.

(ઙ) અભ્યાસક્રમમાં માતૃભાષાના શિક્ષણનો પ્રશ્ન. દરેક ધોરણમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય હાલ કેવી રીતે શીખવાય છે? તેમાં સુધારાને ક્યાં ક્યાં અવકાશ છે?

(ચ) શિક્ષણ અંગ્રેજી મારફત કે ગુજરાતી મારફત આપવાથી વિદ્યાર્થીની બુદ્ધિ વધારે ખીલે છે?

(७) થોડી મહેનતે અને થોડાં વર્ષોમાં અંગ્રેજી શીખવી શકાય ખરું ?
(૮) નીતિશિક્ષણ કે દેશાભિમાનતાનાં શિક્ષણ, કુમાર સ્વેચ્છા સૈનિકોની તાલિમ, Boy scouts, co-operation, વગેરે (civics) ને અભ્યાસક્રમમાં કેવી રીતે સમાવવાં ?

શિક્ષકો.

(૧) સરકારી, ખાનગી અને દેશી રાજ્યોની નિશાળોના શિક્ષકોના પગાર, પ્રોમોશન, પ્રોવિડન્ટ ફંડ, પેન્શન, વગેરેની ચર્ચા
(૨) માધ્યમિક નિશાળોના શિક્ષકો માટે ટ્રેનીંગ કૉલેજ તથા ખાસ પુસ્તકાલયો.
(૩) સરકારી કેળવણીખાતા તરફથી શિક્ષકોના સંબંધમાં અને શિક્ષણના સંબંધમાં છેલ્લાં દસ વર્ષમાં થયેલા હુકમો વિગેરે વિશે ચર્ચા.
(૪) માધ્યમિક શાળાના શિક્ષકો માટે લાયકાતના સરટીફીકેટની પરીક્ષા યુનીવરસીટીને હસ્તક સોંપાવી જોઇએ ? એ વિષે ચર્ચા.
(૫) શિક્ષકોના મંડળની અને સંમેલનની અગત્ય.

પરચુરણ.

(૧) યુનિવર્સિટિ સાથે નિશાળોનો સંબંધ રાખવાની રીતિ (affiliation) અને સરકાર તરફથી પ્રતિષ્ઠિત નિશાળ તરિકે ગણવાની રીતિ (recognition)નાં ધોરણો.
(૨) માધ્યમિક નિશાળોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાની પદ્ધતિ વિશે અને વર્ગવાર વિદ્યાર્થીની સંખ્યાપર અંકુશ રાખવાના રીવાજ વિશે ચર્ચા
(૩) માધ્યમિક નિશાળોને માટે ગ્રાંટ–ઇન–એઇડ કોડમાં કરવા જેવા ફેરફારોની ચર્ચા. ન્હાની અને ઉછરતી નિશાળોને ગ્રાંટ–ઇન–એઇડ ખર્ચના ⅓ થી વધારી ½ સુધી આપવાની અગત્ય.
(૪) ખાનગી નિશાળો ઉપર સરકારી કેળવણી ખાતાનો અંકુશ કેવો છે ? કેવો હોવો જોઇએ ?
(૫) બોર્ડિંગો અને હોસ્ટેલોની વ્યવસ્થા. તેમાં કરવા જેવા ફેરફારો.
(૬) માધ્યમિક નિશાળોમાં છેલ્લાં થોડાં વર્ષોમાં કરવામાં આવેલા ફેરફારો વિશે ચર્ચા. ફી, ચોપડીઓ, અભ્યાસના વિષયો વગેરેના સબંધમાં.
(૭) ખાનગી શિક્ષણના અનર્થો અને તે કમી કરવાના ઉપાયો.
(૮) વધારે મિડલ સ્કુલો અને હાઇસ્કુલો શી રીતે ઉઘાડી શકાય ?
(૯) નિશાળોના વિદ્યાર્થીઓને લાંબી રજાઓમાં સફરે લઇ જવાની જરૂર (conducted Tours)

વિદ્યાર્થીઓનાં શરીરો.

(૧) દાકતરી તપાસની જરૂર. કેવી રીતે દાકતરી તપાસ જલદી અને નિયમિત થઇ શકે ?
(૨) શરીરબળ મેળવવા કસરત, રમત, ખોરાક વગેરેની કેવી વ્યવસ્થા થવી જોઇએ ? વિદ્યાર્થીઓને બે વાગ્યાની રજામાં નાસ્તો આપવાની જરૂર.

(૩) અભ્યાસક્રમમા કસરતને સ્થાન આપવુ જોઇએ ? કે ઐચ્છિક રાખવી ?
(૪) પ્રત્યે નિશાળને અંગે એક રમવાની ખુલ્લી જગાની જરૂર છે ? રમત ગમતના આવાં મેદાન ક્યાં રાખવાં જોઇએ ? નિશાળોના અખાડા, કસરતખાના, વગેરે સબંધી સૂચનાઓ
(૫) હાલમાં રમાતી ક્રિકેટ વગેરે રમતોથી થતા ફાયદા અને ગેરફાયદા એનાથી વધારે મરદાનગી વાળી રમતો વિશે સૂચનાઓ
(૬) હાલ વિદ્યાર્થીઓનાં શરીરબળ ક્ષીણ થતા જાય છે તેનાં કારણોની તપાસ બાળ લગ્ન, ઓછો પૌષ્ટિક ખોરાક, ભણતરનો બોજો, કસરત વિનોદ વગેરેનો અભાવ, ગરીબાઇ, શહેરી જીંદગી, ભણવાનો વખત વગેરેમાંથી ક્યાં કારણો વધારે બળ વાન છે ? તેમનાથી થતી હાનિ કેવી રીતે દૂર થઇ શકે ?
(૭) આપણા દેશના વિદ્યાર્થીઓ યુવાવસ્થામા પ્રવેશ કરે ત્યારે તેમની માનસિક અને શારીરિક સ્થિતિ કેવી હોય છે ?
(૮) આપણી નિશાળોનો વખત અને તે બદલવાની જરૂર છે કે કેમ ? ખાસ કરીને ખેડુત વર્ગનાં છોકરાંઓને ખેતીમા હરકત ન આવે તેવો અનુકૂળ વખત રાખવાની તજવીજ

## ઉંચી કેળવણી.

૧ મુબાઇ યુનિવર્સિટિનો ઇતિહાસ હિન્દુસ્તાનની બીજી યુનિવર્સિટિના ઇતિહાસ સાથે મુકાબલો

૨ મુબાઈ યુનિવર્સિટિનુ હાલનુ બંધારણ

(ક) સરકારનો તેના ઉપર અકુશ
(ખ) બીનઅમલદારી તત્વ વધારવાની જરૂર વિશે ચર્ચા.
(ગ) ગ્રેજ્યુએટોને વધારે પ્રતિનિધિઓ મોકલવાની સત્તા

૩ મુંબાઇ યુનિવર્સિટીને વધારે ગ્રાંટની જરૂર

૪ મુબાઇ યુનિવર્સિટિ તરફથી ખાસ વિષયોના શિક્ષણની વ્યવસ્થા તેનો લાભ મુફસિલની કોલેજોને શી રીતે મળી શકે ?

૫. કોલેજોને યુનિવર્સિટિ સાથે સબંધ કરનારા ( affiliation ) નિયમો

૬ જૂદી જૂદી કોલેજોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાના નિયમો વિશે અને તેમની સખ્યા નિયમિત રાખવાના અકુશ વિશે ચર્ચા, ખાસ કરીને દાક્તરી, ઇજનેરી, ખેતીવાડી વગેરે કોલેજોને લગતી આવી બાબતોની ચર્ચા

૭ આર્ટ્સ કોલેજોનો અભ્યાસક્રમ

(ક) બી એ મા ખાસ અભ્યાસ ( specialization )નો સિદ્ધાન્ત.
(ખ) અભ્યાસક્રમમા વિજ્ઞાનના વ્યવહાર અને સિદ્ધાન્તમત શિક્ષણનું સ્થાન
(ગ) ઇતર વિષયોની અગત્ય અને વ્યવસ્થા

(ધ) યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં માતૃભાષાને ઐચ્છિક અથવા ફરજિયાત સ્થાન આપવાનો પ્રશ્ન.

૮. જે વિષયમાં વિદ્યાર્થી નાપાસ પડ્યો હોય તેજ વિષયમાં માત્ર ફરી પરીક્ષા લેવાની પદ્ધતિ સ્વીકારવા યોગ્ય છે ?

૯. પરીક્ષાઓની પ્રચલિત પદ્ધતિમાં કેવા સુધારા થવા જોઇએ ?

૧૦. કોલેજોની હોસ્ટેલો અને તેમાં ચાલતું વિદ્યાર્થીજીવન.

૧૧. કોલેજોના વિદ્યાર્થીઓની શારિરિક સ્થિતિ. શરીરબળ મેળવવા શું કરવું જોઇએ ?

૧૨. ઇમ્પીરીઅલ અને પ્રોવિન્સિયલ એજ્યુકેશનલ વચ્ચેના ભેદ.
અંગ્રેજ પ્રોફેસરોના ( ક ) હિન્દી પ્રોફેસરો સાથે અને ( ખ ) હિન્દી વિદ્યાર્થીઓ સાથે કેવા સંબંધ હોય છે ?

૧૩. દેશી પ્રોફેસરો પોતાની માતૃભાષાનું સાહિત્ય વધારવા શું કરે છે ? શું કરી શકે ?

૧૪. કોલેજોમાં ચારિત્ર્યગઠન ( character building ). કોલેજમાં બુદ્ધિશાળી લાગતા, સાર્વજનિક સેવામાં આગળ પડતા વિદ્યાર્થીઓ, સંસારમાં કેમ વધારે દીપી નીકળતા નથી ?

૧૫. મુંબાઇ યુનિવર્સિટિ તરફથી અપાતા જ્ઞાન ઉપરાંત વિશેષ જ્ઞાન, તેજ વિષયોનું તેમજ જૂદા વિષયોનું જ્ઞાન મેળવવાની હિન્દુસ્તાનમાં જોગવાઇ છે ? હોય તો ગુજરાતીઓ તેનો લાભ કેવી રીતે લઇ શકે ?

૧૬. પરદેશ જ્ઞાન મેળવવા જવા કેટલી સ્કોલરશિપો છે ? તે કેવી રીતે વધી શકે ? આજ લગી કેટલા ગુજરાતીઓ પરદેશથી જ્ઞાન મેળવી આવ્યા છે ? ત્યાંથી આવ્યા પછીની તેમની સ્થિતિ. તેમણે શી દેશસેવા કરી છે ?

૧૭. ગુજરાતમાં વધારે આર્ટસ, દાક્તરી, ઇજનેરી, ખેતીવાડીની, ઔદ્યોગિક, (technological) વગેરે કોલેજોની જરૂર. તેમના ખરચના અડસટ્ટા. દેશી રાજ્યો આ નવી કોલેજો સ્થાપવામાં કેવી રીતે મદદગાર થઇ શકે ? માતૃભાષા દ્વારા દાક્તરી કેળવણી આપનારી સંસ્થાઓની જરૂર છે ?

૧૮. ગુજરાતમાં ખાસ યુનિવર્સિટિની જરૂર.

૧૯. ઉચ્ચ શિક્ષણ લીધેલાઓએ ગુજરાતની શી શી સેવા કરી છે ? મહારાષ્ટ્ર અને બંગાળાના ગ્રેજ્યુએટોની સેવા સાથે એ સેવાનો મુકાબલો.

## સંસ્કૃત અને અરબી શિક્ષણ.

૧. ગુજરાતમાં સંસ્કૃત પાઠશાળાઓ કેવી સ્થિતિમાં છે ?
દેશી રાજ્યો, મંદિરો અને નાતો તરફથી તેમને કેવો આશ્રય મળે છે ?
એમાં ભણેલા વિદ્યાર્થીઓ જીંદગીમાં શું કરે છે ?

૨. એ સંસ્થાઓ વધારે સારી સ્થિતિમાં શી રીતે આવી શકે ?
એ સંસ્થાઓને સાંકળવા એક મધ્યસ્થ સંસ્થાની જરૂર.

૩. એ પાઠશાળાઓનો અભ્યાસક્રમ, તેમાં થવા જોઇતા ફેરફારો. અંગ્રેજીનું શિક્ષણ

તેમાં દાખલ કર્યું હોય તો તેથી થતા લાભ. જ્યોતિષ, વૈદક, સંગીત, સંસ્કારોની વિધિઓ, વગેરેનું શિક્ષણ એ પાઠશાળાઓ દ્વારા આપવાની જરૂર.

૪. ગોરો, પુરોહિતો, મહન્તો, મહારાજો વગેરેની કેળવણી. વડોદરામાં એ દિશામાં થએલી પ્રવૃત્તિનો અહેવાલ.

૫. આ પાઠશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને મદદ અને ભણ્યા પછી ઉપયોગી જીવન ગાળી શકે એવી વ્યવસ્થા થવાની જરૂર.

૬. ધાર્મિક શિક્ષણ આપવા જૂદા જૂદા સમ્પ્રદાયોના મંદિરો મારફત શી વ્યવહારૂ યોજના થઇ શકે? પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ નિશાળોમાં ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ?

૭. મુસલમાનોની અરબી મદ્રેસાઓની સ્થિતિ.

## વેપાર કેળવણી.

૧ મુંબઇની વેપારી કાલેજથી થતા લાભ.
એ કોલેજમાં ભણનારા હુંશીઆર વેપારી થઇ શકશે?

૨. વેપારી શિક્ષણની ખાનગી સંસ્થાઓમાં સુધારો અને તેમને સરકારી તેમજ ખાનગી મદદની જરૂર.

૩. દેશી વેપારી પદ્ધતિના શિક્ષણ માટે સંસ્થાઓની જરૂર.

૪. માધ્યમિક નિશાળોમાં વેપારી કેળવણી આપવાની તજવીજ થવાની જરૂર.

## ખેતીવાડીની કેળવણી.

૧. પુણાની ખેતીવાડીની કોલેજથી થતા ફાયદા.

૨. ગુજરાતમાં ખેતીવાડીની કોલેજ અને નિશાળોની જરૂર.

૩. ખેતીવાડીની આદર્શ શાળાઓ.—(Model Farms સાથે).

## ખાસ વર્ગોની કેળવણી.

૧. રાજકુમારો, તાલુકદારો અને ગરાસીઆઓની કેળવણીની સંસ્થાઓ, તેમાં કરવા જોઇતા ફેરફારો. તેમને માટે અલાહિદે સંસ્થાઓ જોઇએ કે સાર્વજનિક સંસ્થાઓમાં તેમને શિક્ષણ આપવું?

૨. મુસલમાનોમાં કેળવણી કેવી રીતે ફેલાવવી?
ખાસ નિશાળોથી કે સ્કોલરશિપોથી?
ઉર્દૂ મારફત કે ગુજરાતી મારફત શિક્ષણ આપવું?

૩. અસ્પર્શ વર્ગોની કેળવણી. હાલ શી સ્થિતિમાં છે? તેમાં કેવા અને કેવી રીતે સુધારા થઇ શકે?

૪. જંગલી લોકોની કેળવણી. હાલ શી સ્થિતિ છે?

૫ નાયકો (ભવૈયા ભગાં આંવગા) વગેરેની કેળવણી હાલ શી સ્થિતિ છે?

## ઔદ્યોગીક કેળવણી.

૧. ગુજરાતમા ઔદ્યોગિક કેળવણી માટે જે સંસ્થાઓ છે તેમની સ્થિતિ અને કાર્ય પ્રદેશ.

૨. એવી સસ્થાઓ વધારવાની જરૂર. એ સંસ્થાઓમાં હાલ જે વિષયો શીખવાય છે તે ઉપરાંત નવા જરૂરી વિષયો શીખવવાની વ્યવસ્થા. એવી સસ્થાઓનું ખરચ. દેશી રાજ્યો, સરકાર, મંદિરો અને વેપારીઓના પંચો અને મહાજનો આ શિક્ષણ વધારવા શું શુ કરી શકે?

૩. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓ અને કારખાનાઓનો વધારે નિકટ સંબંધ કરવાની જરૂર.

૪. સંગ્રહસ્થાન, પ્રદર્શન, પ્રયોગશાળા અને કાર્યશાળા ( workshops ) ગુજરાતમા સ્થાપવાની જરૂર.

૫. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓમા માતૃભાષા, અગ્રેજી, ઇતિહાસ આદિનું જ્ઞાન આપવાની જરૂર.

## સ્ત્રી કેળવણી.

૧. સ્ત્રી કેળવણી વિશે હિન્દી સરકારે પ્રાન્તિક સરકારો ઉપર મોકલેલા પત્રના મુદ્દાઓની ચર્ચા.

૨. શિક્ષણ.

(ક) પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમમાં આવશ્યક ફેરફારો.

(ખ) કોલેજમાં જવા ન ઇચ્છતી કન્યાઓ અથવા સ્ત્રીઓ માટે જૂદા અભ્યાસક્રમની વ્યવસ્થા.

(ગ) ગુજરાતી દ્વારા સર્વે વિષયો શિખવવાનો પ્રશ્ન.

(ઘ) ગુજરાતી સાહિત્ય, સસ્કૃત, અંગ્રેજી, આરોગ્ય, બાલઉછેર, સંગીત આદિના ઐચ્છિક કે ફરજિયાત શિક્ષણની વ્યવસ્થા શી રીતે કરવી? સ્ત્રીઓનાં કર્તવ્યોને અનુકૂળ કેવો અભ્યાસક્રમ થવો જોઇએ?

(ઙ) છ છ મહિને પરીક્ષા લેવાનો પ્રશ્ન.

(ચ) માધ્યમિક નિશાળોમાં કોલેજોના વર્ગો ઉઘાડવાની જરૂર.

(છ) ટર્મ ભર્યા સિવાય યુનિવર્સિટીની પરીક્ષામા બેસવાની સ્ત્રીઓને પરવાનગી આપવા બાબતનો પ્રશ્ન.

૩. સંસ્થાઓ.

(ક) કન્યાઓ માટે અલાહિદી પ્રાથમિક નિશાળો ક્યા ક્યા કહાડવાની જરૂર છે?

(ખ) માધ્યમિક નિશાળો વધારવાની જરૂર. કેવી રીતે વધારવી? હાલ જે નિશાળો છે તેમની સ્થિતિ. નાતો આ દિશામા શુ શુ કરી શકે?

(ગ) મુબાઇમા સ્ત્રીઓ માટે ખાસ આર્ટસ અને વૈદ્યકની ભેગી કોલેજ કહાડવાનો પ્રશ્ન.

(ઘ) હિન્દુસ્તાનના બીજા પ્રાંતોની પ્રસિદ્ધ અને સફલ કન્યાશાળાઓના અહેવાલ.

૪. શિષ્યવૃત્તિઓ.

(ક) ઉંચું શિક્ષણ મેળવવા ઇચ્છતી સ્ત્રીઓ માટે શિષ્યવૃત્તિઓ.

(ખ) નાતો અને દેશી રાજ્યો આવી શિષ્યવૃત્તિઓ કેટલી સ્થાપી શકે ?

૫. શિક્ષિકાઓ ( મહેતીજીઓ ).

(ક) રાજકોટ, અમદાવાદ અને વડોદરાની ફીમેલ ટ્રેઇનીંગ કોલેજોની સરખામણી અને સ્થિતિ.

(ખ) વધારે ટ્રેઇનીંગ કોલેજો અને નોર્મલ સ્કુલોની જરૂર ઉચ્ચ પ્રાથમિક નિશાળો-માં નોર્મલ વર્ગ ઉઘાડવાની જરૂર.

(ગ) અનટ્રેઇન્ડ શિક્ષિકાઓને ટ્રેઇન્ડ શી રીતે કરવી ?

(ઘ) તેમના પગાર, પ્રોમોશન, પેન્શન, પ્રોવિડન્ટ ફંડ વગેરેના પ્રશ્નો.

૬. ઈન્સ્પેક્શન.

(ક) સ્ત્રી ઇન્સ્પેકટરો રાખવાથી થએલા લાભ. ડેપ્યુટી ઈન્સ્પેકટ્રેસ કે ઍસીસ્ટંટ ડેપ્યુટી તરીકે અનુભવી દેશી બાઇઓને નીમવાની જરૂર છે ?

(ખ) અંગ્રેજી ઇન્સ્પેકટ્રેસ અને ટ્રેઇનીંગ કોલેજ તથા હાઇસ્કુલમાં શીખવનાર અંગ્રેજી શિક્ષિકાઓને ગુજરાતી શીખવવાની જરૂર.

૭. મ્હોટી વયની સ્ત્રીઓની કેળવણી.

(ક) વનિતાવિશ્રામ, શ્રાવિકાશાળાઓ વગેરેથી થયેલા લાભ. એવી સસ્થાઓ કેની રીતે વધી શકે ? એ સંસ્થાઓમાં કરતા જેવા ફેરફારો.

(ખ) વિધવાશ્રમો સ્થાપી વિધવાઓને કેળવી શિક્ષિકાઓ કરવાનો સવાલ.

(ગ) આ બાબતમાં સરકાર, દેશી રાજ્યો, નાતો, મંદિરો, વગેરે શું શું કરી શકે ?

(ઘ) મ્હોટી વયની સ્ત્રીઓ માટે ફરતાં પુસ્તકાલયોની જરૂર.

૮. શારિરિક સ્થિતિ.

(ક) કન્યાઓ અને સ્ત્રીઓને શરીરબળ પ્રાપ્ત કરવાની જરૂર. તેની વ્યવસ્થા.

(ખ) દાક્તરી તપાસ.

૯. ખાસ વર્ગોમાં સ્ત્રી શિક્ષણનો ફેલાવો.

રાજકન્યાઓ અને ગરાસીઆ વગેરે ઓઝલ પાળતી જ્ઞાતોની કન્યાઓ અને મુસલમાન કન્યાઓ માટે ખાસ નિશાળોનો સવાલ.

## ખાનગી પ્રયત્નો.

૧. ખાનગી પ્રયાસોથી.

૧. (ક) પ્રાથમિક નિશાળો—છોકરા અને છોકરીઓની—

(ખ) માધ્યમિક નિશાળો—છોકરા અને છોકરીઓની—

(ગ) કોલેજો—જૂદા જૂદા વિષયોની—

કેવી રીતે સફળ થઇ શકે ? આવી ખાનગી સંસ્થાઓ શી રીતે વધે ?

૨. સર્વ પ્રકારના કેળવણીના પ્રસાર માટે મંડળો તથા ચળવળની જરૂર.

(ક) સુરતની સાર્વજનિક સોસાયટી

(ખ) ચરોતર કેળવણી મંડળી.

(ગ) ગુજરાત કેળવણી મંડળી.

(ઘ) સમસ્ત ગુજરાત પૈસા ફંડ વગેરેની હકીકત.

## પરચુરણ.

૧. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવામા સરકાર અને દેશી રાજ્યોએ કેવી ચોક્કસ પદ્ધતિ અંગીકાર કરવી જોઇએ ? દેશી રાજ્યોમા મફત અને ફરજિઆત પ્રાથમિક શિક્ષણ થાય તો માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણના પ્રસારણને હાનિ પહોંચે ખરી ? એજ પ્રમાણે માધ્યમિક શિક્ષણ મફત થાય તો તેથી શા ફાયદા ગેરફાયદા થાય ?

૨. માધ્યમિક શિક્ષણનું ખર્ચ ઓછું શી રીતે કરી શકાય ?

૩ બોર્ડિંગોમાથી રેસિડેન્શીઅલ સ્કુલો શી રીતે કરી શકાય ? ભણવાનું ખર્ચ તેથી વધે કે ઘટે ? એથી શા શા લાભ થાય ? ગુરુકુળના લાભ હાનિ

૪ રાત્રિશાળાઓની જરૂર હયાત રાત્રિશાળાઓની સ્થિતિ તથા અભ્યાસ ક્રમ તેમનો વધારો તેમા કયા કયા કરવા જેવો છે ?

૫. શિક્ષણના સબંધમા ગુજરાતમાં જુદે જુદે સ્થળે ઉપયોગી અને સફળ પ્રયોગો થયા હોય તેના અહેવાલ

૬. કેળવણીના પ્રસાર માટે યુનિવર્સિટિ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જ્ઞાતિમંડળો તથા બીજી સસ્થાઓ તથા દેશી રાજ્યો મારફત દરવર્ષે કેટલા રૂપિઆની અને કેટલી શિષ્યવૃત્તિઓ અપાય છે ? એમા સુધારા કરવા જેવુ છે ? ગરીબોને પુસ્તકો વગેરે કેળવણીના સાધનો પુરા પાડવાની જરૂર. લોકોપયોગી પુસ્તકાલયોની અગત્ય.

૭. વિવિધ વિષયોનું ઉચ્ચમા ઉંચું જ્ઞાન મેળવનારાઓની સંખ્યા વધારવા અને એવુ જ્ઞાન આપનારી સંસ્થાઓની સ્થાપના કરાવવાની જરૂર.

૮. જુદી જુદી કારિગરિ અને જુદા જુદા ધંધાઓ માટે નિશાળો સ્થાપવાની જરૂર છે ? સોની, દરજી, પ્રીન્ટર, એકટર, વહાણવટી વગેરે વગેરેના પેશા માટે નિશાળોની જરૂર છે ? એવી નિશાળોના અભ્યાસક્રમ, અભ્યાસકાળ અને ખરચ, વગેરે. હિન્દુસ્તાનમાં બીજે એવી નિશાળો હોય તો તેમના અહેવાલ.

૯. બુક કમિટીનું બંધારણ, તેમા કરવા જેવા ફેરફારો ?

૧૦. પાઠ્ય પુસ્તકો છાપવાનો કોન્ટ્રાક્ટ અમુક વ્યક્તિ કે મંડળનેજ આપવો યોગ્ય છે?

૧૧. સમસ્ત ગુજરાતમા કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે એક સંસ્થા (Gujarat Education League) સ્થાપવાની જરૂર.

# ઇસ્લામી સ્ત્રીઓ.

## તુર્કી સ્ત્રીઓની દેશભક્તિ.

( ઈજીપ્ત ઉપરથી અનુવાદ )

લેખક—શ્રીયુત "S"—નડિયાદ.

ઑટોમેન ગવર્નમેન્ટ આત્મઘાતક મૂર્ખાઈથી હાલના મહા યુરોપીય વિગ્રહમાં અપલાઈ પડયુ તે પ્હેલા થોડા વખત ઉપર તેના તરફથી એક મહત્વનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. કૉન્સ્ટાંટીનોપલમા એવુ જાહેર કરવામાં આવ્યુ હતું કે સ્ત્રીઓને યુનિવર્સીટીમા દાખલ કરવી. અને તે માટે ત્હેની પાઠશાળાઓમાં આરોગ્ય શાસ્ત્ર, બાળ કેળવણી, ગૃહ વ્યવસ્થાનુ અર્થશાસ્ત્ર અને સમાજમા સ્ત્રીઓને સ્થાન વિગેરે વિવિધ વિષયો જે સ્ત્રીઓને ખાસ વધારે ઉપયોગી છે, તે ઉપર ભાષણો અપાવવા માટે વિશિષ્ટ અભ્યાસક્રમની વ્યવસ્થા કરવામા આવી. તુર્કસ્તાનની આખી મુસલમાન પ્રજામાં આ પગલાથી નિ:સંશય ઘણી ઉંડી અસર થઇ હતી, અને ધીમે ધીમે જેમ આ વર્તમાન પ્રચાર પામશે તેમ આખી દુનીઆની મુસલમાન કોમમાં પણ આ એક વાદગ્રસ્ત પ્રશ્ન થઇ પડશે.

તે ઉપરથી લંડનના એક પત્ર—"ડેઈલી ટેલીગ્રાફે" એક અગ્ર લેખ શરૂ કર્યો હતો. "અંતઃપુરનું જીવન" એ વિષય ઉપર **મીસ ગ્રેસ એલીસને** ઘણા લેખો લખ્યા હતા, તે લેખોના નિષ્કર્ષરૂપ સ્ત્રીઓને યુનિવર્સીટીમાં દાખલ કરવી જોઇએ એ અર્થસૂચક વિષયની ઉભય બાજુનું પ્રથક્કરણ તેમાં કરવામા આવ્યુ હતું. **મીસ એલીસને** તુર્કસ્તાનમા ઘણાં કુટુંબો સાથે દીર્ઘકાલ સૂધી મારો સબંધ અનુભવ્યો હતો, અને તુર્કસ્તાનનાં ઘણાં ગૃહમાં શુદ્ધ ભાવવાળુ આતિથ્ય મેળવ્યુ હતુ. તેના લેખોમાં જે ચિત્ર આલેખવામાં આવ્યુ છે તે ઘણું મહત્વનુ અને અતિ પ્રકાશ પાડનારૂ છે. રાષ્ટ્ર જીવનમા તુર્કસ્તાનની સ્ત્રીઓની જાગ્રતિ અને પ્રગતિ અમુક અંશે તે દેશની સ્ત્રીઓના દારિદ્રય અને અમુક અંશે આગળ વધવાની પ્રવૃત્તિનુ જ જવલંત અને ગૌરવવાળુ પરિણામ છે. પરન્તુ એમ પણ હોય કે તુર્કસ્તાનના પુરૂષોએ જ ઘણા દીર્ઘકાળથી જર્જરી ભૂત થઈ ગયેલા રીતરીવાજની અનિષ્ટ ધૂસરીમાંથી પોતાની સ્ત્રીઓને સ્વતંત્ર કરવા અન્ત:કરણપૂર્વક સહાય અને ઉત્તેજન આપી હોય. અને એ રીતે સ્ત્રીઓની જાગ્રતિ એ માત્ર ત્હેમના જ પ્રયાસોનું ફળ હોય.

આ બાબત ઉપર ટીકા કરતાં "ટેલીગ્રાફ" લખે છે કે—"ખરેખર વસ્તુસ્થિતિ એ છે કે સ્ત્રીઓ ખાસ પોતાનું એક પત્ર દરેક અઠવાડીએ ટર્કીશ છાપખાનામાંથી પ્રકટ કરે છે. આ વસ્તુ એટલી બધી અસામાન્ય છે કે સ્ત્રીઓની એ પ્રવૃત્તિ અને સંપૂર્ણ વિજય મેળવશે. વળી સ્ત્રીઓની આ પ્રવૃત્તિઓમાં એક વિલક્ષણ લાભ એ છે કે—મીસ એલીસને પોતાના લેખોમાં બતાવ્યું છે તદનુસાર નવા જમાનામાં આગળ પડતો ભાગ લેનાર પુરૂષો તરફથી ઉત્સાહ અને ઘણી સારી સહાય તેમણે પ્રાપ્ત કરી છે. પ્રજા-જીવનમાં સ્ત્રીઓની

સ્વાધીનતા એ એક નૈતિક અને અમૂલ્ય ખજાનો છે—એ સત્ય ત્યાંના સમાજ સુધારકોએ ઘણા આગ્રહપૂર્વક સ્વીકાર્યું છે. તુર્કસ્તાનની સરકારે પણ પ્રકૃત કાર્યથી—યુનિવર્સીટીમાં સ્ત્રીઓને પ્રવેશ કરવાની અનુમતિ આપવાથી તેઓની આ ધર્મ્ય પ્રવૃત્તિ સફળ થવાનો સંભવ વધે છે.

પરન્તુ ખરૂં કહીએ તો તુર્કસ્તાનની સ્ત્રીઓને તો આ પાંચ વર્ષના ઉત્ક્રાંતિ કાળ પહેલાથી પણ નવજીવનની ઝાંખી થઇ હતી, અને ગૃહદ્વારની બહાર સ્ત્રીજાતિના કર્તવ્ય-ક્ષેત્રનું ભાન સચોટ રીતે થયું હતુ. તથા એમાં કોઇપણ દેશની બંધનમુક્ત સ્ત્રીઓને શોભે એવી રીતે તુર્કસ્તાનની સ્ત્રીઓએ ઉત્સાહભર્યો અને ખરા અંતઃકરણથી ભાગ લીધો હતો.

મિસ એલીસનના લેખો ખાસ ઉપયોગી છે કારણકે તેમાં દીર્ઘકાળ સુધી તે દેશમા રહેલા એક મિત્રના અસરકારક વિચારો અને તે દેશની સૂક્ષ્મ માહીતી પ્રકટ થયેલાં છે. પાંચ વર્ષની લાંબી ગેરહાજરી પછી તુર્કસ્તાનમાં થયેલા ફેરફાર વિષે લખતાં મીસ એલીસન જણાવે છે કે—

કોન્સ્ટાંટીનોપલના જાહેરનામામાં તુર્કસ્તાનની સ્ત્રીઓના હિતાર્થે પરોક્ષ રીતે ઘણું કહેવામાં આવ્યું છે. તે દિવસ પછી જે સ્વદેશ વિષે તેમણે આટલું બધું વાંચ્યુ હતું તેમાં મુસાફરી કરવા અને જોવાલાયક ભિન્ન ભિન્ન પ્રદેશોમાં જવા તેઓ નિર્બદ્ધ હતી. ત્યાર-પછી સ્ત્રીઓએ પોતાના સૂક્ષ્મ નિરીક્ષણ અને તત્વવિવેચક મનથી પોતાનાં જીવનની મર્મ દીશાઓનું યથાર્થ જ્ઞાન, મેળવ્યું હતું—જેવું ભાગ્યે કોઇ પાશ્ચાત્ય સ્ત્રીએ પૂર્વની પરિસ્થિતિનું જ્ઞાન મેળવ્યુ હોય. આનુ પરિણામ એ આવ્યું છે કે આજ કોઇપણ મુસાફર જો કે તેમને બુરખાઓ અને ઝનાનામાં જુએ છે છતાં પણ તેઓ આગળ આવવા એટલી બધી પ્રવૃત્ત થઇ છે કે પાચ વર્ષની ગેરહાજરી પછી હું ભાગ્યે જ તેમને ઓળખી શકું.

"કડવે લીંમડે કડવો વાસ*" એવી આપણામાં એક કહેવત છે. જો કે આ અભિનંદન ઘણું ન્યૂન જણાય છે, છતાં એક રીતે આ અત્યંત દરિદ્ર તુર્કસ્તાન જેવા દેશનું મોટુ દુર્ભાગ્ય છે કે જેથી સર્વ સ્ત્રીઓને એકત્ર થવુ પડયું છે. જો કે એથી તેઓના આત્માનાં ઓજસ પ્રકટ થયા છે, અને તેઓ પોતાની પિતૃભૂમિના રક્ષણ માટે યથાશક્તિ પાશ્ચાત્ય રીતિ અનુસાર યુદ્ધ-પ્રવૃત્તિ કરી શકી છે. કહ્યા છે તે સ્ત્રીઓનાં આભૂષણો, વસ્ત્રાલંકાર અને વૈભવવિલાસ જે પાંચ વર્ષ પહેલાં દરબડીએ દૃષ્યમાન હતાં—તે સર્વ વસ્તુઓ સ્વદેશના રક્ષણાર્થે સમર્પવામા આવી છે

વસ્તુત:—તુર્કસ્તાનની સ્ત્રીઓ કેવા પ્રકારની છે તે યુરોપે લાંબા સમય સુધી જોયુ છે. તેઓએ "રેડ ક્રેસન્ટ સોસાઇટી"ની ઘણી આબાદ રીતે વ્યવસ્થા કરી છે. તેઓએ પોતાનાં મંડળો સ્થાપ્યાં છે. સ્ત્રીઓને હાથે પ્રકટ થતાં પત્રોનું આધિપત્ય તેઓએ સ્વીકાર્યું છે. પોતાના દેશબન્ધુઓના આરોગ્ય માટે વ્યવસ્થિત યોજનાઓ તેઓ કરે છે. સ્વયંસેવિકાઓ, માંદા સૈનિકોની માવજત કરનાર દયાની બ્હેનો અને ઑર્ડરલીના વર્ગો તેઓએ ઉઘા-

* બાલ્કન રાજ્યોના વિગ્રહ સમયનું આ લખાણ છે. ચાલુ લડાઈમા સ્ત્રીઓએ એવી દેશભક્તિ દર્શાવ્યાનું જણાઈ નથી. કારણકે તેઓ જાણે છે કે પોતાના દેશને જર્મન લાલચે નાહક વિગ્રહમાં હોમ્યો છે કહે છે જર્મન અધિકારીઓ સામે સ્ત્રીઓના સખ્ત વિરોધ વિષે વારંવાર વાંચીએ છીએ.

હયા છે. પ્રજાનું દારિદ્રય હરેક રીતે દૂર કરવા અને આવી રીતે દેશના ભવિષ્યને ઉજ્વલ કરવા ત્યાંની સ્ત્રીઓ ઉદ્યુક્ત થઇ રહી છે. નિઃસંશય જે માનને પાત્ર હોય તેને માન મળવું જોઇએ અને જો કે એનાં કારણો ત્યાંની સ્ત્રીઓ પોતાના બુરખાનો ત્યાગ કરશે તે પછી હું મ્હારાં અન્ય લેખમાં જણાવીશ છતાં પણ યુરોપીય પ્રજા ધારે છે તેવી પતન તુર્કસ્તાનની સ્ત્રીઓ હવે નથી. પુરાણા જનાનાના અધકાર અને ભયમાંથી સ્ત્રીઓ હવે હિમ્મત અને આગ્રહથી જાગ્રત થઇ છે અને દુનિઆને બતાવી આપે છે કે માત્ર એક જ જાતિ દેશ ઉપર હકુમત ચલાવી શકે નહિ તથા સ્ત્રીઓનો અભિપ્રાય પ્રત્યેક મહત્વના વિષયમાં સાંભળવો પડશે,–પહેલાની જેમ, માત્ર પૂછવા ખાતર પૂછવું–એવી રીતિએ નહિ, પણ સ્ત્રીજાતિનો પણ ત્હેમાં અધિકાર છે એમ જાણીને સ્પષ્ટ અને પ્રમાણીકપણે કોઇપણ સ્થાને સાંભળવાં પડશે ત્યાંની સ્ત્રીઓ ભાગ્યવાન્ છે કારણ કે તુર્કી સરકાર તેમના પક્ષમાં છે. તે ઉપરાંત અતિશયોક્તિ વિના કહી શકું છું કે તે દેશના મોટા મોટા પુરૂષો પણ તેમની સહાયે આવી ઉભા છે.

અઠવાડીક સામાન્ય સભાઓ જે પ્રત્યેક શુક્રવારે એકત્ર થાય છે તેમાની એક સભા જેમા ઘણી સ્ત્રીઓ ભાષણ અને વિવેચન કરવા ઉભી થઇ હતી તેનુ સાદુ પણ આબેહુબ વર્ણન નિચે આપવામા આવ્યુ છે,–એ વાચીને લેખિકા અને વાચકો આશ્ચર્યની લાગણી અનુભવશે:—

જે હૉલમાં સ્ત્રીઓની જાહેર સભા એકત્ર થઇ હતી તે ભાષણ કરવાનો યુનિવર્સીટીનો ભવ્ય હૉલ પુરૂષોએ તેમને વાપરવા આપ્યો હતો. આ સભાના વ્યવસ્થાપક પુરૂષો હતા. જે ચાર જણ પ્રથમ બોલનાર હતા તે પણ પુરૂષો જ હતા–એ સાહસિક અને આશ્ચર્યજનક હતું કે સ્ત્રીઓની પ્રવૃત્તિમાં પુરૂષો આટલો વેગભર્યો ભાગ લેતા સભાનુ કાર્ય શરૂ થતા પહેલા આખો હૉલ બુરખાવાળી સ્ત્રીઓથી ચિક્કાર થઇ ગયો હતો. જાણે કે આખો હૉલ મઠમાં રહેનારી કુમારીકાઓથી ભરાયેલો ન હોય એમ દેખાતો હતો કારણકે જેઓએ બુરખા ઓઢ્યા હતા તેઓએ સાવચેતીથી પોતાના વાળ ઢાંકી બુરખો પાછળ નાખી દીધો હતો. પ્રથમ વક્તા એક મહા કવિ હતો. પોતાની પિતૃભૂમિના રક્ષણાર્થે સ્વાર્થ ત્યાગ કરવા, સ્ત્રીઓને તેણે અરજ કરી. અન્ય વક્તાએ સ્ત્રીજાતિની મહત્તા શાસ્ત્રીય રીતે પ્રતિપાદન કરી અને કહ્યું કે એક જાતિની ઉત્પત્તિ અન્ય જાતિની સહાય વિના અસંભવિત છે. મિસ એલીસન કહે છે કે "બતાવશો યુરોપમાં એવી એક પણ સ્ત્રીઓની સભા કે જે પુરૂષોથી ઉપસ્થિત થઇ હોય અને જેમા પુરૂષોએ પોતે જ સ્વાતંત્ર્ય માટે સ્ત્રીઓને હડતાલ પાડવા અને પોતાના હક પ્રાપ્ત કરવાને આગળ આવવા અરજ કરી હોય!"

અન્ય વક્તાએ પણ ઘણી અસરકારક અરજ કરી. મીસ એલીસન તે નિચે પ્રમાણે લખે છે- ભાષણકર્તા પાસે પહેલાથી લખી લાવેલી કોઇપણ જાતની નોંધ ન હતી પણ અન્ય જાતિ માટે આટલા વાક્ચાતુર્યથી અને વેગભરી રીતે બોલતાં મ્હેં કોઇપણ પુરુષને દીઠો હોય તો તે આજેજ. તેનો વિષય "બુરખો અને સ્ત્રીઓની પરાધીનતા."–એ હતો નીતિની દૃષ્ટિથી તેણે બુરખાને ધીક્કાર્યો હતો અને શારીરિક આરોગ્યતાના દૃષ્ટિબિન્દુથી પણ તેનો તિરસ્કાર કર્યો હતો. વળી તેણે જણાવ્યું હતું કે યુગોના યુગોથી ચાલી આવતી અદિનકર–

બુરખો પહેરવાની—રીત શ્રી કુરાનથી વિરુદ્ધ છે આ અનિષ્ટ તેઓએ હવે સ્વીકાર્યું છે આપણા પેગંબર સાહેબે જણાવ્યું છે કે અજ્ઞાન એ પાપ છે અજ્ઞાનના અંધકારનો પડદો વિચ્છિન્ન કરવા ત્હમારે માટે શું કરવામાં આવ્યું છે ? શ્રી કુરાનના કાનુન પ્રમાણે તો સ્ત્રીઓ મસ્જીદોમાં ભાષણ આપી શકે અને પોતાને યોગ્ય ધંધો પણ કરી શકે આ અમરપટાનો ત્હમે ક્યાં સુધી લાભ લીધો છે ?" ત્યાર પછી તેણે સ્ત્રીઓનીજ ભૂલ કાઢી તેમને પૂછ્યું "ત્હમને આ બંધન સાલતું નથી ?" ત્હમે ત્હમારી જાતે જ સ્વાતંત્ર્યનો ગુંદો ઝાલી ઉઘુક્ત થશો નહિ તો બીજું કોણ આપવા આવશે ? સ્ત્રીઓને હલકી ગણી બંધનમાં—પરાધીનતામાં મૂકવાનો પુરૂષોને શો હક છે ?" હું ધર્મ વિરુદ્ધ બોલવા માગતો નથી, પણ ઉલટું કોઈપણ પ્રસંગનો ધર્મ નહિ હોય તો તુર્કસ્તાનનું ભવિષ્ય ઘણું નિસ્તેજ રહેશે. પણ મ્હારી માગણી ગમે તે વિચારશીલ પુરૂષ કે સ્ત્રીની માગણી—ફક્ત એજ છે કે તુર્કસ્તાનમાં એક સંસ્કાર પામેલો—સત્યશોધક—પેગંબરોના ઉપદેશોનો સત્યાર્થદર્શક ધર્મ હોવો જોઇએ તમે તમારી જાતેજ જોઇ નથી શકતા કે તમારી સ્ત્રીઓને સાચવવાનો તમારો ધર્મ છે છતાં પણ પ્રત્યેક મૃદુ—મંદ પવનના ઝપાટાથી પણ તેમને બચાવવાને પ્રયત્ન કરવો એ તેમને—સ્ત્રીજાતિને—પોતાને જ માટે ઘણું અહિતકર છે ? આ જીવન—ઉદ્યાનમાં આવા ગરમ પ્રદેશના પુષ્પોનો ઉપયોગ શો ? પરાધીનતાથી કંઇ સદ્‌ગુણો વ્યક્ત થતા નથી ત્હમારા બાલકો અસત્ય કથન કરશે માટે ત્હમે કંઇ તેમની જીભ કાપી નાખશો ?"

બીજી સભાનું અતિ રસભર્યું ચિત્ર મીસ એલીસન પોતાના અન્ય લેખમાં આપે છે આટોમેન ગવર્નમેન્ટની સ્થાપનાની જયંતિ ઉજવવા ભિન્ન ભિન્ન પ્રકારની સ્ત્રીસમીતિઓ પહેરવહેરી એકત્ર થઇ હતી પ્રત્યેક સમીતિમાં એક એક સભાસદે ગત વર્ષનો વૃત્તાંત વાંચ્યો હતો આની રીતે સ્ત્રીઓ સરકારના રક્ષણ નીચે જાહેરમાં બોલવા ઉભી થઇ હતી ત્યાં જેટલા પ્રશ્નો ઉપસ્થીત થયા હતા તેનો નિર્ણય તેમને હાથેજ થયો હતો તુર્કસ્તાનની સરકાર આપણા (યુરોપીય દેશ) કરતાં ઘણી દીર્ઘદૃષ્ટિવાળી છે અને જાણે છે કે ગરીબ લોકોની કેળવણી અને તેમને રહેવા માટેની યોજના સ્ત્રીહસ્તક રહેવી જોઇએ.

એક મ્હોટા ટર્કિશ સરદાર જે આવા મેળાવડામાં પ્રમુખ હતો ત્હેને મ્હેં પૂછ્યું કે "ત્હમે ત્હમારા રાજ્યમાર્યલાદના કામ જમા સ્ત્રીઓની આગેવાની કબૂલ કરશો ?" ત્હેણે જવાબ દીધો કે "ઘણી જ ખુશીથી આ આખો પૂર્વનો પ્રશ્ન શું સ્ત્રીઓનો પ્રશ્ન નથી ?" સ્ત્રીઓને યુદ્ધ—નૌકા જોવાનો પ્રથમ પ્રસંગ આપનાર વીર તે હતો એરોપ્લેન—હવાઈ વિમાન—મા પણ પછી એક સ્ત્રી—બેલ્કીશ ચેરકેટ—ને ઉડવાની તુર્કસ્તાનના પ્રધાનમંડળે રજા આપી હતી અને તુર્કસ્તાનની ગંજ્ય તિજોરી અને જુનું ઝવેરાત સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે ઉપયોગ માટે જાહેરમાં મૂકવામાં આ યુ હતુ

જે શાળામાં સભા ભરવામાં આવી હતી તેમાં દરેક જગ્યા સભાના સમય પહેલાં ચિક્કાર ભરાઇ ગઇ હતી શ્રોતા જનમાં માત્ર સ્ત્રીઓ જ હોય છે પરંતુ સભાનો કાર્યક્રમ ગોઠવનાર અને સ્ત્રી વિષયક ભાષણ કરનાર પુરૂષો હોય છે શ્રોતાજનોનો આખો દેખાવ એવો જુદા પ્રકારનો હતો કે પશ્ચિમમાં મ્હેં આવો ભાગ્યે જ દીઠો હશે—કાળા ઝભા પહેરેલી અને બુરખા ઓઢેલી સ્ત્રીઓમાંથી કેટલીક સંતોષથી સીગારના ધૂમાડા કાઢતી

અને કેટલીક પોતાના બાળકોને શાન્ત કરતી આમતેમ ફરતી જોવામાં આવતી હતી. આવી સભામાં બાળકો સાથે આવવું એજ મ્હને આશ્ચર્યજનક લાગતું હતું. આ વિષે મ્હેં મ્હારા એક મિત્રને જણાવ્યું કે ઘણાઓએ ધાર્યું હશે તેમ માતાનું શિક્ષણ લેવાના ક્લાસમાં તેઓ આવતાં નથી પણ દેશોદય માટે જેમનાં હૃદયોમાં દેશદાઝનો અગ્નિ પ્રજ્વલિત છે એવી માતાઓ તો અહીં એકત્ર થઇ છે. આશ્ચર્યજનક તો એ હતું કે પોતાની-સ્ત્રી-જાતિને ઉન્નત કરવાનો વિચાર કરવા એકત્ર થયેલી હોવાથી પોતાનાં બાલકોને ઘેર ન મુકી આવવા આગ્રહ-પૂર્વક તેમણે નિશ્ચય કર્યો હતો. નવા અને જુના જમાનાની સ્ત્રીઓ વચ્ચે આ એક વાદગ્રસ્ત પ્રશ્ન હતો. મ્હેં તુર્કસ્તાનની સ્ત્રીઓને આવેશથી જાહેરમાં બોલતાં સાંભળી હોય તો આ પ્રથમ પ્રસંગ હતો. તેઓ બધળી વારાફરતી કંઇપણ હરકત વિના ઘણીજ સાદી છતાં ભાવભરી ભાષામાં શાંતિથી અને મુક્ત કંઠે બોલવા ઉભી થતી હતી. પણ જ્યારે જ્યારે "પિતૃભૂમિ" એ શબ્દ તેમના ભાષણમાં આવતો ત્યારે તેઓની આંખો આસુથી ભરાઇ જતી અને લાગણીથી એટલી બધી ગમગમી થઇ જતી કે પછી ટુંકમાં જ પોતાનું ભાષણ પતવી દેતી.

વળી આગળ સ્ત્રીઓના સ્વાર્થત્યાગ વિષે લખતાં મિસ એલીસન સ્વદેશ માટે પોતાના વાળ—સ્ત્રીઓનું સૌભાગ્ય-તેનું બલિદાન પણ આપવા તત્પર થયેલી એક સ્ત્રીનું ભાવભર્યું ચિત્ર આપે છે. તે લખે છે કેઃ

હા, શું સ્તુતિપાત્ર સ્ત્રીઓનું સ્વદેશાભિમાન ! એક પુરૂષ કરતા એક સ્ત્રીનુ સ્વદેશાભિમાન મર્વસંપૂર્ણ હોય છે.—તેમાં ઘણા ઉચ્ચ પ્રકારની ધાર્મિક લાગણી, પરંપરાથી ચાલતી આવતી પવિત્ર પ્રણાલીકા, ભવિષ્યની પ્રજાની માતા તરીકેની પવિત્ર અને ગંભિર જવાબદારીનું મિશ્રણ થયેલુ છે. વળી આ સ્ત્રીઓની સભાનું બીજું તાજુબ પમાડે એવુ લક્ષણ તો એ હતું કે તેઓ કેવી હોંશીઆરીથી પૈસો એકત્ર કરી શકે છે અને કેટલા ઉત્સાહથી તેઓ તેમની બેનોની અરજ સ્વીકારે છે.

સભામા એકકની ફીના વધારેમાં વધારે પાંચ રૂપિયા રાખવામાં આવ્યા હતા. આ પ્રવેશક ફી હમણાંજ તે સ્ત્રીઓએ સ્થાપેલી એક કન્યાશાળાને પોષવાને સમર્પણ કરી છે શાળાઓના ખર્ચ માટે તેઓ જવાબદાર છે. મ્હારા દેશમાં ગરીબ નિરાધારના ઉદ્ધાર માટે બપોરને સમયે "એલેકઝાન્ડ્રા રોઝીઝ" (ગુલાબ) વેચવામા આવે છે તેમ ત્યા પણ તેઓ ફુલ વેચી પૈસા એકત્ર કરે છે, અને અંતે મુખ્ય ભાષણો થઇ ગયા પછી દેશના રક્ષણ અર્થેનુ એકું ફંડ ખરેખરી **મીસીસ પૈખર્સ્ટ** (મતને માટે લડનાર બાનુઓની સરદાર) ની રીતિ અનુસાર ઉઘરાવવામાં આવે છે. જ્યારે મ્હેં આ યુદ્ધ વિષયક ભાષણકર્તાને ફંડ માટે અરજ કરતા સાંભળ્યા ત્યારે જાણે હું ઈંગ્લાંડમાં ન હઉં એમ ઘડીક ભાન થયું.... દરેક દરેક સ્ત્રી એકી ટશે સ્ટેજ તરફ જોઇ રહી હતી. બાજુઓમાંથી ત્યાંની સ્ત્રીઓ પોતાના હાથમાં લાંબા વસ્ત્ર તળે નાના બાળકને લઇને તે ન આવતી હોય એમ કંઇ મંનાઇને આવતી હતી. ધીમે ધીમે તેના ઉપર ઢાંકેલું રેશમી વસ્ત્ર કાઢી નાંખ્યું અને ઘણા માન-પૂર્વક અને નમ્રતાથી તેમણે પ્રમુખ આગળ નજર કર્યું—તે બાલક ન હતું પરંતુ એક સુંદર સ્ત્રીના વાળથી ભરપૂર મ્હોટું હતું. "તુર્કસ્તાનના લશ્કરની મદદ માટે આટલી નમ્ર ભેટ" આટલાજ શબ્દો તે ભેટ સાથે કહેવડાવ્યા હતા! વસ્તુતઃ તુર્કસ્તાનની સ્ત્રીઓને ઘણા સુંદર

વાળ હોય છે. હજરત મહમદ પેગમ્બરે સ્ત્રીઓના વાળને તેમનો શિરતાજ-સૌભાગ્ય-ગણ્યો છે, અને આ જ કારણથી તેણે કહ્યું હતું કે પરીણિત સ્ત્રીઓએ પોતાના વાળ ઢાંકવા જોઇએ. સ્ત્રીઓનું મ્હોડું ઢાંકવાને નહિ પણ તેમના વાળ ઢાંકવાને ધર્માગ્રહી વ્યક્તિઓનો મત હતો. વાળને આટલી બધી મહત્તા આપ્યા પછી તુર્કસ્તાનના નૌકા સૈન્યને માટે ત્યાંની સ્ત્રીઓએ આવા પ્રકારની ભેટ આપી છે તેમાં ઘણો અર્થ રહેલો છે. આ ભેટ અર્પણ કરનાર પરિણિત સ્ત્રી હતી? જો તેમ હોય તો તો ખાસ શારીરિક સૌંદર્ય કરતા પણ આ તેમના વાળના સ્વાર્થત્યાગની કીમત ઘણી ઘણી આંકી શકાય. શું તેઓ તુર્કસ્તાનના સૈનિક, સત્તાધિકારી વિગેરે અમલદારોની સહચારીણી, બેન, કે પુત્રી હતી? તેમણે તુર્કસ્તાનને શોભે એવી મર્યાદાથી તેમણે અજ્ઞાત રહેવાનું પસન્દ કર્યું હતું અને ૮૦ પાઉંડ (રૂ. ૧૨૦૦) તે વાળ વેચવાના આવ્યા તે તે ફંડમાં ભરવામાં આવ્યા હતા.

ઝવેરાત, વસ્ત્રાલંકાર અને ઘણી મુલ્યવાન વસ્તુઓ તે સભામાં આપવામાં આવી હતી. આ ઉપરાંત એક ભાવભરી પાંચ પાઉન્ડ (રૂ. ૭૫) ની ભેટ નિચેના સંદેશા સાથે મોકલવામાં આવી હતીઃ—

"મ્હારી પ્રિય પિતૃભુમિ માટે દેહત્યાગ કરનાર મ્હારા પાંચ પુત્રોના સ્મરણાર્થે."

---

## પ્રાચીન અને મધ્ય કાલીન હિન્દુ સ્ત્રીઓ.

અનુવાદક—"શ્રીયુત્ મસ્ત" (બી. એ.)—અમદાવાદ.

આનવના વખનથી તે અત્યાર સુધીમાં હિંદુ સ્ત્રીઓની સ્થિતિમાં શું શું ફેરફારો થયા છે તે જાણવા ખાતર આપણે અત્યાર સુધીના વખતને ૭ ભાગમાં વહેંચી દેવો જોઇએ.

### (૧) વૈદિક સમય.

(૨૦૦૦ થી ૧૫૦૦ ઈ. સ. પૂર્વે.)

સ્ત્રીઓની તરફ ઘણી માનની દ્રષ્ટિથી જોવામાં આવતું હતું, અને તેઓને લાજ મુમાજો પાળવાની ફરજ પાડવામાં આવતી નહોતી. તેઓ ધાર્મિક ક્રિયાઓ કરી શકતી હતી અને ઇશ્વિર સ્તુતી રચી શકતી હતી. માતાઓ મંભાળ અને ચાલાકીપુર્વક ગૃહકાર્યો ઉપર દેખરેખ રાખતી હતી. છોકરીઓને મોટી ઉમરે પરણાવવામાં આવતી હતી અને વિધવાવિવાહ સામે આ સમયમાં પ્રતિબંધ નહોતો. "સતી" થવાનો અમાનુષી રિવાજ લોકોમાં નહોતો.

### (૨) મહાભારત અને રામાયણનો (ઐતિહાસિક) સમય.

(૧૫૦૦–૧૦૦૦ ઇ. સ. પૂર્વે.)

જ્ઞાતિસંસ્થા દાખલ થઇ અને જનસમાજ પોતપોતાના કર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર જાતિઓમાં વહેંચાઇ ગયો. આ સમયમાં પણ હિંદુઓની સામાજીક સ્થિતિની ઉન્નતિ ચાલુજ રહી. છોકરીઓ મોટી ઉમરેજ પરણતી હતી અને બાલવિવાહને કોઇ જાણતુ નહોતું. વિધવાવિવાહની સામે આ સમયમાં પણ પ્રતિબંધ નહોતો એટલું જ નહીં, પણ કાયદેસર રીતે તેની છુટ આપવામાં આવતી હતી, એ વાત વિધવાઓએ કરવાની

ધાર્મિક ક્રિયાઓ નક્કી કરવામાં આવી હતી તે ઉપરથી સાબીત થાય છે. ડૉ. રાજેંદ્રલાલ મિત્ર, અસલના વખતમા વિધવા વિવાહની કાયદાથી અને રિવાજથી છુટ હતી, એવી શાસ્ત્રથી સાબીતી આપે છે. તેઓ કહે છે કે:—

દિધીસુ = જે માણસ વિધવાને પરણ્યો છે તે.

પાલાપૂર્વ = જે સ્ત્રી બીજો ધણી પરણી હોય તે.

પુનર્ભવ = બીજા ધણીથી થયેલો છોકરો.

આ શબ્દો વિધવાવિવાહનો રિવાજ અસલના વખતમાં હતો એમ સાબીત કરે છે. આ સમયમાં પણ "સતી"નો રિવાજ પ્રચલિત નહોતો. સ્ત્રીઓ સંપુર્ણ છુટ ભોગવતી હતી અને પુરૂષોના જેટલીજ કેળવણી લઇ શકતી હતી. વિશ્વનારા, લોપામુદ્રા, રોમાસા, આત્રી, ગાર્ગી, મૈત્રેયી અને એવી એવી બીજી કેળવાયલી સ્ત્રીઓ વૈદિક ઋષીઓનો દરજ્જો ભોગવતી હતી, કારણ કે ઋગવેદના કેટલાક ભાગ તેમણે બનાવ્યા હોય એમ જણાય છે. ધાર્મિક પરિષદોમાં વાદવિવાદ વખતે તે ભદ્ર-સ્ત્રીઓ ઉંચા સ્થાને બિરાજતી હતી, અને પોતાના જ્ઞાનથી તે સ્થાનને દિપાવતી હતી. આ સમયમાં સ્ત્રીઓ સામાજીક મેળાવડાઓમા સંકોચ વિના હરતી ફરતી હતી, અને સામાજિક વિષયોમાં ભાગ લેતી હતી

(૩) બુદ્ધિ વર્ધક સમય. (૧૦૦૦–૨૬૦ ઇ. સ પૂર્વે.)

ગૃહ અને ધાર્મિક કાર્યોના સુધારા તરફ વધારે લક્ષ અપાયલું જણાય છે.

(૪) બુદ્ધ ધર્મનો સમય. (૨૬૦ ઇ. સ. પૂર્વેથી ૫૦૦ ઇ. સ.)

આ સમયના પાછલા ભાગમાં સામાજીક રિવાજોની ઉન્નતિને બદલે પતન થયુ. છોકરીઓને મોડી ઉંમરે પરણાવવા તરફ લોકો નાપસંદગી દેખાડવા લાગ્યા, અને પરદેશીઓના હુમલાઓ અને જાન માલના જોખમને લીધે બાળવિવાહ કરી દઇ નાની છોકરીઓને તેમના પતિના આશરા હેઠળ મુકી દેવાના લોકોના વિચાર હિતકારક સમજાઇ સ્વીકાર થયો. અસલના વખતથી ચાલતા આવતા વિધવાવિવાહને ઉત્તેજન ન મળવા લાગ્યું, જો કે તેને તદન બંધ કરવામાં આવ્યો નહોતો. આ સમયમાં પણ "સતી"નો ક્રૂર રિવાજ હિંદુસ્તાનના લોકો જાણતા નહોતા. નુકસાનકારક રિવાજો જો કે ધીમે ધીમે આ સમયમાં દાખલ થવા લાગ્યા, તો પણ સ્ત્રીઓ તરફની માનની દષ્ટિ કોઇ પણ રીતે ઓછી થઇ નહોતી.

(૫) પૌરાણિક સમય. (૫૦૦–૧૨૦૦ ઇ. સ.)

આ સમયમા છોકરીઓને નાની ઉંમરમાં પરણાવવામાં આવતી નહોતી. તેમને વાચતાં લખતાં શીખવવામાં આવતુ હતું. સંગીત અને ચિત્રકળાને સ્ત્રીની પ્રવીણતાનાં સાધનો તરીકે ગણવામાં આવતાં હતાં. વિધવાવિવાહ ઉપર અંકુશ મુકવામાં આવ્યો હતો, અને "સતી"નો રિવાજ દાખલ થઇ ચુકયો હતો.

અવલોકન.

આ ઉપરથી જણાયા વિના રહેશે નહિ કે આર્યાવ્રત-દેશમાં જોવામાં આવતા અનિષ્ટ રિવાજો પૈકી ઘણાખરા મુસલમાનો આવીને રાજ્ય કરવા લાગ્યા ત્યારથી શરૂ થયા છે. એ

વાળ હોય છે. હજરત મહમદ પેગમ્બરે સ્ત્રીઓના વાળને તેમનો શિરતાજ-સૌભાગ્ય-ગણ્યો છે, અને આ જ કારણથી તેણે કહ્યું હતું કે પરીક્ષિત સ્ત્રીઓએ પોતાના વાળ ઢાંકવા જોઇએ. સ્ત્રીઓનું મ્હોઢું ઢાંકવાને નહિ પણ તેમના વાળ ઢાંકવાને ધર્માગ્રહી વ્યક્તિઓનો મત હતો. વાળને આટલી બધી મહત્તા આપ્યા પછી તુર્કસ્તાનના નૌકા સૈન્યને માટે ત્યાંની સ્ત્રીઓએ આવા પ્રકારની ભેટ આપી છે તેમાં ઘણો અર્થ રહેલો છે. આ ભેટ અર્પણ કરનાર પરિણિત સ્ત્રી હતી ! જો તેમ હોય તો તો ખાસ શારીરિક સૌંદર્ય કરતાં પણ આ તેમના વાળના સ્વાર્થત્યાગની કીમત ઘણી ઘણી આંકી શકાય. શું તેઓ તુર્કસ્તાનના સૈનિક, સત્તાધિકારી વિગેરે અમલદારોની સહચારીણી, બ્હેન, કે પુત્રી હતી ? તેમણે તુર્કસ્તાનને શોભે એવી મર્યાદાથી તેમણે અજ્ઞાત રહેવાનું પ્રસન્ન કર્યું હતું અને ૮૦ પાઉંડ (રૂ. ૧૨૦૦) તે વાળ વેચ્યાના આવ્યા તે ને ફંડમાં ભરવામાં આવ્યા હતા.

ઝવેરાત, વસ્ત્રાલંકાર અને ઘણી મૂલ્યવાન્ વસ્તુઓ તે સભામાં આપવામાં આવી હતી. આ ઉપરાંત એક ભાવભરી પાંચ પાઉન્ડ (રૂ. ૭૫) ની ભેટ નિચેના સંદેશા સાથે મોકલવામાં આવી હતીઃ—

"મ્હારી પ્રિય પિતૃભૂમિ માટે દેહત્યાગ કરનાર મ્હારા પાંચ પૂત્રોના સ્મરણાર્થે."

---

# પ્રાચીન અને મધ્ય કાલીન હિન્દુ સ્ત્રીઓ.

અનુવાદક—"શ્રીયુત્ મસ્ત" (બી. એ.)—અમદાવાદ.

અસલના વખતથી તે અત્યાર સુધીમા હિંદુ સ્ત્રીઓની સ્થિતિમાં શું શું ફેરફારો થયા છે તે જાણવા ખાતર આપણે અત્યાર સુધીના વખતને ૭ ભાગમાં વહેંચી દેવો જોઇએ.

## (૧) વૈદિક સમય.

(૨૦૦૦ થી ૧૫૦૦ ઈ. સ. પૂર્વે.)

સ્ત્રીઓની તરફ ઘણી માનની દ્રષ્ટિથી જોવામાં આવતું હતું, અને તેઓને લાજ ઘુમટો પાળવાની ફરજ પાડવામાં આવતી નહોતી. તેઓ ધાર્મિક ક્રિયાઓ કરી શક્તી હતી અને ઇશ્વિર સ્તુતી રચી શકતી હતી. માતાઓ સંભાળ અને ચાલાકીપુર્વક ગૃહકાર્યો ઉપર દેખરેખ રાખતી હતી. છોકરીઓને મોટી ઉંમરે પરણાવવામાં આવતી હતી અને વિધવાવિવાહ સામે આ સમયમાં પ્રતિબંધ નહોતો. "સતી" થવાનો અમાનુષી રિવાજ લોકોમાં નહોતો.

## (૨) મહાભારત અને રામાયણનો (ઐતિહાસિક) સમય.

(૧૫૦૦–૧૦૦૦ ઈ. સ. પૂર્વે.)

જ્ઞાતિસંસ્થા દાખલ થઇ અને જનસમાજ પોતપોતાના કર્મ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર જાતિઓમાં વહેંચાઇ ગયો. આ સમયમાં પણ હિંદુઓની સામાજીક સ્થિતિની ઉન્નતિ ચાલુજ રહી. છોકરીઓ મોટી ઉંમરે જ પરણતી હતી અને બાલવિવાહને કોઇ જાણતું નહોતું. વિધવાવિવાહની સામે આ સમયમાં પણ પ્રતિબંધ નહોતો એટલું જ નહીં, પણ ઉત્સાહી રીતે તેની છુટ આપવામાં આવતી હતી, એ વાત વિધવાઓએ કરવાની

# ફૂલવાડી.

## છોકરાને ભણાવવો કે પરણાવવો !

### ( એક પત્ર વ્યવહાર. )

સંપાદક: શ્રીયુત્ " ભૂમિપુત્ર. " સુરત.

" આ સાથે બે પત્રો મોકલ્યા છે. વસ્તુસ્થિતિ એવી છે કે એક કેળવાયલા અને અમુક વર્ગની ઉન્નતિ માટેની જાહેર હીલચાલના ઉત્પાદક કુટુંબમા એક કેવળ નાના ( આઠજ મહિનાના ) બાળકનો વિવાહ કરવા તે કુટુંબના વૃદ્ધ જનોને–જો કે તેમના વિચારો પણ ઉંચા હોવા છતા અદૃઢ હોવાને લીધે–બાહ્ય સંયોગોથી પ્રલોભન મળેલા અને તે માટે તે બાળકના પિતા તથા કાકાનો અભિપ્રાય પૂછાવતા તેમણે લખેલા જવાબો બીજા એવા ઘણા કુટુંબોને જાહેર હિંમત અને નૈતિક બળનુ કંઈક અંશે દૃષ્ટાન્ત પૂરૂ પાડશે, એવી માન્યતાથી **"સુન્દરી સુબોધ"** માટે મેં તેમાના એક ગૃહસ્થ પાસેથી ઉતારી લીધો છે અને તે પ્રકટ કરવાની પરવાનગી પણ મેળવેલી છે "

—સંપાદક.

૧.

( બાળકના પિતાનો પત્ર. )

પૂજ્ય પિતાશ્રી તથા પૂજ્ય કાકાશ્રીઓની પવિત્ર સેવામાં સવિનય નિવેદન કે આપનો તા. ૨૭–૭–૧૫ નો પત્ર પૂજ્યશ્રી . . .. મારફત મળ્યો. વાંચી સમાચાર જાણ્યા. જવાબમાં શું લખવુ તે સુઝ પડતું નથી. તોપણ મારો મૂળ વિચાર જરાપણ શિથિલ થયો નથી. આજ બે ત્રણ મહિના થયાં તે લોકો મારી પાસે આવે છે પણ મેં તેઓને નકારમા જ જવાબ આપેલો છે. છેવટે આપ વડીલો પાસે તે લોકો આવીને નક્કી કરવા આગ્રહ કરે છે, એ વાત આપના કાગલપરથી જાણી. વધારામા આપ લખો છો કે " આ જમાનો નાક દેવાનો નથી. લોકો મોટાઈવાળા ધારી નકામી વાત વધારશે. " પણ હું કહું છું કે ખરેખર ના કહેવાનો જ આ જમાનો છે, જમાનાને ફેરવવો એ પુરપાર્થીનું કર્તવ્ય છે. કેવળ જગતની રૂઢીને તાબે થઇ તે તરફ ઘસડાવું એ તો માણુસાઇથી વિરૂદ્ધ વાત છે. જે કાર્યથી આપણને–આપણી પ્રજાને સુખ થાય તેજ આપણે પ્રથમ તપાસવું જોઇએ. ચિ.. ના વિવાહ બાબતમાં કદાચ આજે પાંચ માણુસો સારૂં બોલશે તો તેથી શુ ? તેમાં કંઇ તેના સુખ દુઃખનો વિચાર થઇ શકતો નથી. છોકરાઓને કેળવવા–સંસ્કારી બનાવવા–સદ્ગુણી કરવા અને છેવટે દેશસેવક કરવા, એ આપણુ કર્ત્તવ્ય છે. પણ તેના ઉપર ઓળીમાંથી જ પરતંત્રતાની છાપ પાડવી અને નાનપણથીજ તેની છાતી ઉપર મો મણનો પત્થર મૂકી તેની ભવિષ્યની જીંદગી ઉપર તરાપ મારવી, એવો આપણુ વડિલોને હક નથી. વડિલોએ તો ભવિષ્યમાં પ્રજાને સુખી કરવા માટેના જ રસ્તા યોજવા જોઇએ. મોટી ઇજતના લહાવામાં ભવિષ્યની પ્રજાની જીંદગી દુઃખી થતી હોય તો તે વખત ઇજતને લાત મારવા જેટલી ઉદારતા બતાવવી જોઇએ.

ઉચિત નથી. એને માટે મારી ખાત્રી છે કે બહુ મુશ્કેલી નહિ નડે. પણ હવે થતાં જોઇ વિચારીને જ પગલાં ભર્યાં એટલો પાડ તો એ ઉપરથી પણ નથી મળતો કે?

છતાં આપ ન જ અટકી શકો એમ હો તો......કરતાં ઓછામાં ઓછી ચાર વરસ નાની છોકરી* જો દુનીઆમાં મળી શકતી હોય તો આજેજ તેનો વિવાહ કરશો તો એટલો-બધો વાંધો નહિ લઉં. પણ સરખી ઉમ્મરની કન્યા સાથે લગ્ન કરાવવાં એ આ જમાનામાં તો મોટી મૂર્ખાઈ કહેવાય. છોકરા કરતાં છોકરી ઉમ્મરે વહેલી આવે છે, અને આપણ છોકરાઓને તો પાછું પૂરતું ભણતર લેવાનું છે એ વાતનો વિચાર કરતાં આપ ઉમ્મરમાં ચાર કરતાં પણ વધારે વરસના તફાવતની જરૂરિઆત સ્વીકારી શકશો. માટે ટુંકમાં મારો તો એવો સ્પષ્ટ અભિપ્રાય છે, કે હાલ બીલકુલ વિચાર કરવાનોજ નથી. દુનીઆ અમારે માટે ગમે તે વિચાર કરે, પ્રમાદી કહે, અભિમાની કહે કે ગમે તેમ બોલે. તેની આવી બાબતમાં જરા પણ પરવા અમે રાખી નથી અને રાખવાના નથી. દુનીઆં તો દોરંગી છે, તેના સ્તુતિ નિંદાપર વિશ્વાસ કેમ રાખી શકાય? ખરાં સ્તુતિનિંદા આત્માનાંજ સાંભળવાં. અને અમારો આત્મા સ્પષ્ટપણે કહે છે, કે અમે આ કરીએ છીએ તે પાપ નથી.

આ જાતની જાહેર હિમ્મત આપનામાંથી જ અમારામાં ઉતરવા પામી છે. બારમાનો નિંદ્ય રિવાજ લોકોની નિંદા અને જ્ઞાતિજનોનાં અનેક જાતનાં દબાણ છતાં આપે હિમ્મત ભરી રીતે તેને આપણા જ ઘેરથી તિલાંજલિ આપવામાં જે નૈતિક બળ અને જે જાહેર હિમ્મત બતાવી છે, તેની પ્રબળ છાપ અમારા મગજ પર પડી છે. તે કેમ ભૂલાય? પણ જરા દિલગીરી થાય છે કે તે જ આપ લોકો આ પ્રસંગે શામાટે લોકોની શેહમાં તણાવા ભલામણ કરો છો? સગાં વહાલાં કે મિત્રોની ભલામણને આ સંબંધે તો મહેરબાની ખાતર ફેંકી દો અને તેમને સ્પષ્ટતાથી કહી દો કે અમારા કુળમાં પરણાવવા કરતાં ભણાવવાની વાતને પહેલું સ્થાન અપાઇ ચૂક્યુ છે. માટે કૃપા કરી હવે પછી એ સંબંધી વાત લઇ અહીં આવવાની તસ્દી જ લેશો નહિ.

બ્હેન......ના વિવાહ કરીને શું હજી પસ્તાયા નથી કે વળી આ બીજું દુઃખ જાણી જોઇને ઉપસ્થિત કરતું? જરૂર ને છોકરીનો વિવાહ રદ કરવો પડશે અને ત્યારે જો કે સગાં વહાલાઓ અને મિત્રો (કે જેમને અમને પૂછ્યા સિવાય એ સગપણ કરવાનો બિલકુલ હક નહતો–છતાં શરમને ખાતર આપે સ્વીકાર કર્યો હતો) દુસ્મન થશે, એ પણ નક્કી જ છે. છતાં તેના ભાવી સુખને ખાતર તે સઘળું વેઠી લઇશું. લગ્ન નથી થયું ત્યાં સુધી એટલો પણ માર્ગ રહ્યો છે, પછી નહિ. આ સઘળું આપ જાણો છો અને વળી પાછા ચિ... ના વિવાહની વાતને વજન આપો છો એ કેવી વાત? એ લોકો તો આજે મહિનાઓ થયાં સુરત અમારી પાસે આવ્યા કરતા પણ તેમને સ્પષ્ટ ના જ પાડવામાં આવી હતી. એટલે હવે આપને શરમમાં નાખીને કામ સાધવાનો–અરે એ છોકરા છોકરી બન્નેનો ભવ બગાડવાનો પ્રયત્ન કરતા જણાય છે. પણ તેને જરા પણ મચક આપશો નહિ.

* છોકરાહજ વય એક વરસ કરતાં વધારેનું નથી, તો તેના કરતાં ચાર વરસ નાની છોકરી મળવી અસંભવિત હોવાથી પત્ર લખનારે જરા વિનોદમાં આટલું લખ્યું છે —સંપાદક

અમે આપના વિચારની વિરૂદ્ધ થઇ શકીએ જ નહિ. આપના પુત્ર તરીકે આપનો પડ્યો બોલ ઉપાડવો એ અમારી ફરજ છે, તે બજાવવા અમે તત્પર છીએ. અને આ પત્રમાં જે વિચારો દર્શાવ્યા છે તે પણ આપનો જ વારસો છે. અને હમણા પણ આપનો પોતાનો અભિપ્રાય તો આવો જ હશે. પણ આજુબાજુનાં દબાણ પરથી આપને એ પત્ર લખવો પડ્યો હશે એમ હું ધારૂં છું. હવે આશા છે કે આપ જાહેર હિમ્મત બતાવી તે લોકોને આપનો સ્પષ્ટ અભિપ્રાય જણાવી દેશો. હું કુશળ છું અને આપનો આશિર્વાદ ચાહુ છું.

લિ૦ આપનો સદાનો......

તા૦ ક૦ વાચકને જણાવતાં આનંદ થાય છે કે આ પત્રોની સચોટ અસર તે વૃદ્ધ વડિલ પર થઈ છે અને તે બિચારો બાળક ઘણા લાંબા સમયને માટે ભયમુક્ત થવા પામ્યો છે. ને કુટુંબના ઘરડાંઓની આવી સરળતાનો ઘડો પોતાનો જ ફક્ત ખરો કરાવનારા મનુષ્યો હશે એવી આશા છે

સંપાદક

---

# માનસિક ચમત્કાર

અથવા

## મનમાં રહેલી મહાન અદ્ભૂત શક્તિઓ.

( હિન્દી ઉપરથી અનુવાદ )

અનુવાદકઃ—ગ. રા. વેલજી મોરારજી મ્હેતા.-કુમ્બાકોનમ.

મનની શક્તિ અત્યંત તીવ્ર છે. હજારો ઘોડાની શક્તિ ધરાવનાર આગગાડીનું ઇન્જીન પણ એટલી તેજીમાં નથી દોડી શકતું કે જેટલી તેજીથી મન દોડે છે. કોઇ પણ વખતે તે શાન્ત નથી બેસી રહેતું. મનની ચંચલતા શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે. આપણા પ્રાચીન ઋષિઓએ મનની શક્તિનો સારી રીતે અનુભવ કર્યો હતો; અને તેઓએ તેથી કામ લેવાનો માર્ગ પણ શોધી કહાડ્યો હતો. યોગાભ્યાસ શું છે ? મનને પોતાના વશમાં લાવવું અને તે દ્વારા આપણી ઇચ્છાનુસાર કામ લેવું તેનું જ નામ યોગાભ્યાસ કહેવાય છે. મહામુનિ પતંજલિ યોગનું લક્ષણ આ પ્રકારે બતાવે છે—योगश्चित्तवृत्तिनिरोधः અર્થાત્ ચિત્તની વૃત્તિઓને રોકી રાખવી એનુ નામ યોગ છે. યોગની સિધ્ધિઓની પ્રાપ્તિથી મનુષ્ય શું નથી કરી શકતો ! એક રીતે યોગી બ્રહ્મમાં લીન થઇને અનીર્વચનીય આનંદનો અનુભવ કરે છેઃ બીજી રીતે જો તે ચાહે તો થોડોક જ ચમત્કાર બતાવી આખા સંસારને ચકિત કરી શકે છે; પરન્તુ યોગી એવો ચમત્કાર બહુજ થોડો બતાવે છે. યોગબલ દ્વારા યોગી અન્ય મનુષ્યો પર પોતાનો પ્રભાવ નાંખી શકે છે, અને સાથે જ તેઓની નિર્બળ માનસિક શક્તિઓને પોતાને આધીન પણ કરી શકે છે. મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ વિગેરે યોગનાજ શુદ્ધ ખેલો, છે, યોગના બહુજ થોડા અભ્યાસથી જ્યારે જરા શક્તિ પ્રાપ્ત થાય છે ત્યારે પણ લોકો મદારી બનીને તેના ચમત્કારો બતાવવા કરે છે, જેથી તેની તે શક્તિ નષ્ટ થઇ જાય છે. અને તે આધ્યાત્મિક ઉન્નતિમાં નથી કામ આવતો. તેની શક્તિ પણ પછી આગળ નથી વધી શકતી.-યોગ-વિદ્યાનો સ્ત્રોત આ ભારત દેશમા પ્રગટ થયો હતો, આજ પણ ભારત

શિવાય અન્ય કોઇ પણ સ્થળે પ્રકૃત યોગીનું મિલન અસંભવિત છે. મિસર દેશના પ્રાચીન નિવાસિઓ અને ઈરાનીઓએ યોગવિદ્યા અહીંથી શીખી હતી. યોગવિદ્યાથી સબંધ રાખનાર વાળા થોડાક ચમત્કારોનું વર્ણન અમે અહીંઆ આપીએ છીએ. આ ચમત્કારોની સત્યતા વિષે કોઇ પણ જાતનો સંશય રહેતો નથી. યુરોપના એક ગૃહસ્થે ભારતમાં આવીને આવા પ્રકારનો એક ચમત્કાર પોતાની આંખોથી જોયો હતો. તે ચમત્કારોની સત્યતા ઉપર વિશ્વાસ નહોતો રાખતો, તેને તો ફક્ત હાથની ચાલાકી જ સમજતો હતો. એક દિવસ તેણે જે કાંઇ જોયું તેનું વર્ણન તે આ પ્રમાણે કરે છે.

મદારી એક હિન્દુ હતો, તેની આકૃતિ બહુજ પ્રભાવશાળી હતી, તેના બીજા ચાર સાથીઓ તેની સાથે બેઠા હતા. મદારીએ પોતાની સન્મુખ જમીન ઉપર કેટલાક પ્યાલા, ડબ્બા અને એવા પ્રકારની બીજી ઘણી ઘણી ચીજો રાખી હતી. પ્રથમ એક ડબ્બામાંથી તેણે કેટલાક સર્પો કહાડયા, સર્પોને સર્વના સન્મુખ રાખીને તે પોતાને ત્યાં ઉભેલા શ્રોતાજનોને કહેવા લાગ્યો કે "બધા લોકો આને સારી રીતે નિહાળીને બરોબર પરિક્ષા કરો. આ ખરેખરા સર્પ છે અને અન્ય કોઇ વસ્તુ નથી." ઉભેલા શ્રોતાજનોમાં પ્રાણીશાસ્ત્ર જાણવાવાળો કોઇ એક અંગ્રેજ પણ તે વખતે હાજર હતો. તેણે સર્પોની બરાબર તપાસ કરીને કહ્યું કે "આ ખરેખર દેશી જાતના સર્પો છે." તે પછી મદારી થોડીવાર થમીને ધીમે ધીમે "ઉમ મ. મ મ. મ" નો અવાજ કરતો રહ્યા. તેનો અવાજ બરોબર એવો જ હતો કે જેમ માખીઓ ગણગણે છે.

મદારીએ એમ કરતા જ સઘળા સર્પો પોતપોતાની પુછડીઓની સહાયથી ઉભા થઇ ગયા અને પોતપોતાના મસ્તકો હલાવવા મંડયા, મદારી ક્યારે ક્યારે પોતાની લાકડી વતી તેઓને મસ્તકને હળવે હળવે સ્પર્શ કરી લેતો હતો. થોડીક મિનિટ બાદ શ્રોતાજનોને માલુમ પડયું કે તે નાના નાના સર્પો હળવે હળવે વધવા લાગ્યા. તે એટલે સુધી કે તે વધી વધીને છેક ભયંકર અજગરો થઇ ગયા; આ બનાવ જોઇને સઘળા શ્રોતાજનો અંગ્રેજ શું કે હિન્દુ શું અત્યંત ભય પામ્યા. આ ઉપરથી મદારીએ સંકેત ના કરી બધાને કહ્યું કે "ચુપ ચુપ બેસી રહો. ડરવાની વાત નથી." તત્પશ્ચાત તેણે ઉલટી ક્રિયાનો આરંભ કર્યો, સઘળા સર્પો ધીમે ધીમે નાના થવા લાગ્યા, છેવટે તેઓ એટલા તો નાના થઇ ગયા કે એકદમ તેઓ અદૃશ્ય થઇ ગયા.

૨.

આવી રીતે તેણે એક બીજો પણ ખેલ કરી બતાવ્યો. તે પણ એવોજ આશ્ચર્યકારક હતો. મદારીએ પોતાના સાથીઓમાંના એક છોકરાને પોતાની સન્મુખ બેસાડી દીધો તેના બેઠા પછી મદારીએ તેની ચારે બાજુએ જમીન ઉપર એક લીટો ખેંચી કાઢયો ત્યારબાદ મદારી કાંઇ જાદુના મંત્રો બોલવા લાગ્યો. થોડીવારમાં તે લીટાની અંદરનો તે છોકરો લટુની માફક જલદી જલદી ઘુમતો હોય એમ માલુમ પડયું. ઘુમતા ઘુમતા તે આકાશ ઉપર ચઢયો. અન્તે ઘુમતાં ઘુમતા તે લોપ થઈ ગયો. ત્યારબાદ મદારીએ ઉલટી ક્રિયાનો આરંભ કર્યો, છોકરો આકાશ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. પહેલા તે એક નાના ગોળાની માફક જણાવા લાગ્યો. આખર જેમ જેમ તે નીચે આવતો ગયો તેમ તેમ મ્હોટો થવા લાગ્યો. પૃથ્વીપર આવી ઉભો રહેતાજ મુજરો કરીને શ્રોતાજનોને પ્રણામ કર્યો.

૩.

તેના પછી એક બીજો પણ ખેલ કરી બતાવ્યો મદારીએ આંબાની કેટલીક ગોટલીઓ લઈને એક નાના રેતીના ઢગનામાં તેને દાટી દીધી ગોટલીઓને દાટયા બાદ તે મંત્ર ભણી ભણીને રેતીના ઢગલા ઉપર હાથ ફેરવવા માંડયો, થોડાજ વખતમાં ઢગલામાથી એક અંકુર (રોપો) ફુટી નીકળ્યો, જોત જોતામાં તે વધીને વૃક્ષ થઈ ગયો, વૃક્ષ ઉપર ડાળીઓ તથા પાન પણ નીકળી આવ્યાં આખરે તેના ઉપર મોર પણ દેખવામા આવ્યો અને એક પળમા પાકેલા આંબાના ફળો તૈયાર થઇ ગયા

૪

એક બીજો પણ આશ્ચર્યકારક ખેલ મદારીએ કર્યો તેણે રસ્સા (દોરડુ) નો લપેટેલો એક ગોળો બાહેર કહાડયો શ્રોતાજનોના હાથમા મૂકીને તેણે સારી રીતે તેની હાલ બાને કહ્યું પછી તેણે રસ્સાના એક છેડા ઉપર ગાંઠ વાળી દીધી અને તે ગાંઠવાળા છેડાને આકાશમા અધર ઉછાળી રસ્સાનો લપેટો ખુલ્લી ગયો અને તે આકાશમા અધર જવા લાગ્યો, ધીરે ધીરે સઘળો રસ્સો ખુલ્લી ગયો અને તેનો છેડો વાયુમાં એવા તરેહથી લટકતો રહી બતાવી આપવા લાગ્યો જાણે કે ગાંઠને આકાશમા સો એક ફુટ ઉંચે કોઇએ બાંધી દીધી હોય ! એટલામા મદારીનો એક સાથી રસ્સાની નજદીક ગયો અને નીચે લટકતો તેનો છેડો પકડી લીધો મદારીના હુકમથી તે માણસ રસ્સાની સાથે ઉંચે આકાશમા ઉડવા લાગ્યો ઘણેજ ઉપર ગયા પછી તે એક પતગની માફક જણાવા લાગ્યો અન્તમાં તે ત્યાં જ અંતર્ધાન થઇ ગયો આ ઉપરથી મદારીએ પોતાના મોઢામાથી કાંઇક બીજા શબ્દો કહાડયા—અને રસ્સો ઉડીને આકાશમા એટલો તો ઉપર ગયો કે તેની પાછળ દ્રષ્ટિ પહોચવી પણ મુશ્કેલ થઇ પડી

આ ખેલની સાથે તમાસો ખલાસ થયો તે વખતે એક અંગ્રેજ કેમેરા (Camera) હાથમાં લઇને ઉભો હતો જ્યારે માણસ રસ્સા ઉપર ચડવા માંડયો ત્યારે તેણે તેનો ફોટો પાડી લીધો, પરન્તુ જ્યારે પ્લેટ (Negative)ને તેણે ધોઇ ત્યારે નહીં તે માણસની કે ન તે દેખાવની કે ન તે રસ્સાની-કોઇની પણ તસબીર તેના ઉપર દેખાઇ નહીં, ફક્ત મદારીની છબી કાચ ઉપર દેખવામા આવી, પરન્તુ તે બહુ જ વિચિત્ર હતી મદારી અજબ તરેહથી બેઠેલો જણાઇ આવ્યો વાત એ હતી કે વાસ્તવમા તે ખેલ કરવામા જ નહોતો આવ્યો, તે આખો ખેલ-કેવળ દ્રષ્ટિભ્રમને લીધે-જોનારાઓને દેખવામા આવ્યો હતો નિત્યના અભ્યાસથી મદારીને બીજાના મન પોતાના વશમા કરવાની શક્તિ પ્રાપ્ત થઇ હતી, ઉક્ત શક્તિ દ્વારા તેણે શ્રોતાજનો ઉપર પોતાના મનનો પ્રભાવ નાખી દીધો હતો

૫.

એક બીજા ખેલનુ વર્ણન સુણો —તે અમેરિકાના એક વર્તમાનપત્રનો સંવાદદાતા (ખબરપત્રી) હતો તેના બ્યાનનો સારાશ તેના શબ્દોમા નીચે આપીએ છીએ

ભારત દેશની એક મોટી નદીમા હુ બોટ દ્વારા યાત્રા કરી રહ્યો હતો બોટ જ્યારે બંદર ઉપર પહોંચી ત્યારે એક હિંદુસ્તાની લંગોટી વાળેલો માણસ ચપળતાથી અમારી બોટ ઉપ ચડી આવ્યો, તેની વખતે ડુબવાથી બચાવને માટે તેણે એક લાંબ કમની

ગાંસડી ગળામાં બાંધી દીધી હતી તે એક મામૂલી સાધુ જેવો દેખાતો હતો, પરન્તુ તરત જ તેણે પોતાનાં ગુણોનું પરિચય કરાવવા આરંભ કર્યો.

બોટની કિનારી ઉપર પગ રાખતાં જ તેણે ત્યાં પડેલા એક રસ્સાનો ગોળો ઉપાડી લીધો. તેનો એક આંટો ખોલીને (ઉખેડીને) તેને ગાંઠ વાળી દીધી–તે ગાંઠ વાળા છેડાને એકદમ ઘણા જોરથી તેણે આકાશમાં પેલી મેર ઉછાળી દીધો. ગાંઠ ઉપર ચડતી જતી હતી અને રસ્સાનો ગોળો ઉખડતો જતો હતો. આખો રસ્સો ઉખડીને આકાશમાં ચડી ગયો અને ત્યાં તે અદૃશ્ય થઇ ગયો. આ વખત બોટપર એક ખલાસી એક ભાગેલું નાળિએર લઇને ઉભો હતો. સાધુએ તેની પાસેથી તે નાળિયેર લઇ લીધું અને ઉભા થઇને તેમાંનું પાણી એક બાલદીમાં રેડવા માંડયો: એક બાલદી ભરાઇ ગઇ, ત્યારે નાળિયેરની નીચે બીજી બાલદી રાખવામાં આવી. તે પણ તરત જ ભરાઇ ગઈ. આ પ્રમાણે તે નાળિયેરના પાણીથી કંઇ નહી તો બાર બાલદીઓ ભરાઇ ગઈ. બાલદીઓના ભરાઇ રહેવા પછી તેણે તેમાંથી એકને હાથમાં લીધી અને મંત્ર ભણ્યા કે તરત જ તે ત્યાંથી અદૃશ્ય થઇ ગઈ. થોડી વાર પછી તેના હાથમાં એક ચિહ્ન જેવું દેખાયું. તે ચિન્હ ક્રમવાર વધતાં વધતાં પાણીની છલાછલ બાલદી બની ગયું. મદારીએ તેને બોટની કિનારી ઉપર ઉલટાવી દીધી

૬.

આ ખેલને એક યુવતિ પણ જોઈ રહી હતી, થોડેક દુર તેનો બાળક તેની આયા આગળ ઉભો હતો. એકાએક માતા શું જુએ છે!–કે આયાએ બન્ને હાથો ઉપર બાળકને ઉપાડી લીધું અને તરત જ આકાશમાં ઉંચે ઉડીને ત્યાં અદૃસ્ય થઇ ગઈ! માતા બેશુદ્ધ થઇને ગાંડાની માફક આકાશને જોવા લાગી, આકાશ તરફ ફરીથી ગોદું કરી જોતાં થોડીજ વારમાં શું જુએ છે—કે એક વાદળનો ટુકડો નીચે આવતો જણાય છે. તે વાદળ ધીરે ધીરે આયાના રૂપમાં બદલાઈ ગયું–જેમ જેમ આયા નીચે આવતી ગઈ તેમ તેમ તેનો આકાર મોટો થતો થતો ગયો. છેવટે તે બોટના તખ્તા ઉપર આવીને ઉભી રહી. બોટ ઉપર ઉભી રહેતાં જ આયાએ બાળકને તેની માતાના હાથમાં આપી દીધું, માતાએ બાળકને છાતીસરસો ચાંપીને આયાને કહ્યું–તું મ્હારા બાળકને કેમ લઇ ગઇ હતી? આયાએ જવાબ આપ્યો–બાઇ સાહેબ! બાળક તો ઉંઘતું હતું, હું એને ક્યાંય પણ નથી લઇ ગઈ. આ સાંભળીને માતા બહુ જ ચકિત થઇ ગઈ. એ ઉપરથી સાધુ બોલ્યો, બાઇ સાહેબ! વિચિત્ર વસ્તુઓનું કેવળ સ્વપ્ન તું જોઇ રહી હતી. આ ખેલ સાધુની માનસિક કલ્પનાનું ફળ હતું. તેણે તેનું ચિત્ર તે યુવતિના મન ઉપર અંકિત કરી દીધું.

૭.

આ ખેલની બાદ સાધુએ લાલ કપડાની ગાંસડી ખોલી, તેમાંથી એક નાળિયેર કહાડીને તેણે સઘળા યાત્રાવાસીઓને બતાવ્યું. જ્યારે સઘળાઓ જોઇ રહ્યા ત્યારે તેણે તેને વાસની એક લાકડીના છેડા ઉપર રાખીને આજ્ઞા કરી કે "ફુવારાની માફક જળ વરસાવો." સાધુની આજ્ઞા થતાં જ નાળિયેરમાંથી પાણીની ધારા વહીને બોટના તખ્તા ઉપર પડવા લાગી. થોડા વખત પછી તેણે આજ્ઞા કરી "બંધ રહો" જળધારાનું પડવું એકદમ બંધ થઈ ગયું ફરીથી તેણે આજ્ઞા કરી "ચાલવા માંડો". બસ તે ચાલવા માંડયું! આ

પ્રમાણે તેણે કાંઇ નહીં તો બાર ક્રિયા કરી. તેના પછી છેવટે તેણે એકાએક એક અજગર ઉત્પન્ન કર્યો; આ અજગરને જોઇને લોકો બહુ જ ડરવા લાગ્યા, ત્યારે સાધુની આજ્ઞા થતાં જ તે અદશ્ય થઇ ગયો! અજગરના પછી તેણે સૂર્યના પ્રકાશમાં કેટલીક મનુષ્યાકૃતિઓ પેદા કરી દીધી, તે મૂર્તિઓ ધીરે ધીરે ધૂમાડાનાં વાદળાઓની માફક તેઓ ત્યાંજ અદશ્ય થઇ ગઈ. આ અદ્ભુત તમાસાઓ પછી તે સાધુને કોડીનું દાન મળ્યું. તે લઇને તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઉપરના સઘળા ખેલો—માનસિક પ્રભાવનું જ ફળ છે. જે લોકો માનસિક પ્રભાવનો વિરોધ કરે છે અને તે પોતાના ઉપર નથી પડવા દેતા, તેઓને આ પ્રકારનાં દશ્યો બહુધા નથી દેખાતાં. અન્ય શ્રોતાજનો જ્યારે માનસિક ભ્રમમાં પડેલા આવા પ્રકારના સ્વપ્નો જુએ છે; ત્યારે પ્રભાવ નહી પડેલા લોકોને તરત જ મદારી એકાગ્રચિત્ત હોઇને પોતાની કલ્પના-શક્તિનો પ્રયોગ કરતો દેખાવ દે છે. આ પ્રકારના બીજા અનેક ખેલો કરવામાં આવે છે. હમણાં થોડા દિવસો ઉપર સાંભળ્યુ હતું કે મદ્રાસમાં કોઇ એક સાધુ આવ્યો છે તે રૂપીઆની વૃષ્ટિ કરે છે; તે પણ માનસિક ભ્રમનું જ ફળ છે. કેમેરાથી લીધેલ આ તરેહ કોઇપણ ફોટોગ્રાફમાં પ્લેટ ઉપર માનસિક એકાગ્રતાથી બેઠેલા ફક્ત મદારીનું જ પ્રતિબિમ્બ દેખવામાં આવે છે. મદારી પોતાની અંદર એક એવી શક્તિની પ્રાપ્ત કરી લે છે કે જેની દ્વારા તે એક જ સમયમાં ઘણાએ લોકોને કઈક જાતની ચીજો બતાવી શકે છે, સંભળાવી શકે છે અને ચખાડી પણ શકે છે. વાસ્તવમાં તે વસ્તુઓ વિદ્યમાન નથી હોતી.

એક ભારતનિવાસી ગૃહસ્થ લખે છે કે "જ્યારે મ્હેં પહેલવહેલો આવો ખેલ જોયો ત્યારે મને તે વિશે બહુ જ ચમ્બો લાગ્યો. છેવટે મ્હેં મ્હારા મનમાં તેની પરિક્ષા કરવાનો નિશ્ચય કીધો. મદારીની આસપાસ જોનારાઓની બહુ જ ભીડ હતી. જ્યારે હુ દર્શકોની સાથે ઉભો થયો ત્યારે તો અદ્ભુત દશ્યો એક પછી એક મને દેખાવા લાગ્યાં. પરન્તુ જ્યારે હું દર્શકોથી અલગ થઇને એક અન્ય સ્થાનથી જોવા લાગ્યો ત્યારે મને મદારી સિવાય બીજો કોઈ દેખાવ જોવામાં ન આવ્યોઃ તે પછી હુ મદારીના નજદીક ગયો તોપણ મને કોઈ તમાસો ન દેખાયો! તેથી સિદ્ધ થયું કે મદારીનો પ્રભાવ એક અમુક સીમા સુધી જ હતો. આ ગૃહસ્થે આંબાના ફળવાળો તથા રસ્સાવાળો (જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે) એ બન્ને તમાસાઓની ખુબ સારી રીતે પરિક્ષા કરી-છેવટે તેને નિશ્ચય થયો કે તે બાબતો પ્રાકૃતિક નિયમોની નહોતી, કિન્તુ, માનસિક ભ્રમના કારણથી જ દેખવામાં આવે છે. મદારી-ઇન્દ્રજાલ લગાડતી વખતે પાલખી (પદ્માસન) વાળીને બેસે છે, તે મોઢાથી ઉમ્-મ્-મ્-મ્-મ્-મ્ ની સદશ ધીમે અવાજ કરતો પોતાના ધડને આમ તેમ ઘુમાવતો રહે છે, તેથી કેટલાએ માણસો સમજે છે કે તેની આ ક્રિયાનો સંબંધ જાદુ સાથે છે. પરન્તુ તેઓની તે ભૂલ છે. શારીરિક ચેષ્ટાનાં તેનાં કાર્યોની સાથે કાંઇ સંબંધ નથી રહેતો. સારો અભ્યાસ કરેલા લોકો કદી પણ પોતાના શરીરને નથી હલાવતા-ડોલાવતા. તેઓ પદ્માસન વાળીને સમાધિસ્થ થઈ જાય છે-ખેલના સમયે શરીરને હલાવવું-ડોલાવવું, એ શ્રોતાજનોની ઉત્કંઠામાં વધારો કરવા માટે કરે છે.

તમાસો જોવાવાળાના મન ઉપર પ્રબળ માનસિક કલ્પનાનુ ચિત્ર અંકિત કરવા માટે પ્રાયઃ નિમ્નલિખિત વિદ્યાની અવલમ્બન ક્રિયા કરવામાં આવે છે.

ગાંસડી ગળામાં બાંધી દીધી હતી તે એક મામૂલી સાધુ જેવો દેખાતો હતો, પરન્તુ તરત જ તેણે પોતાના ગુણોનું પરિચય કરાવવા આરંભ કર્યો.

બોટની કિનારી ઉપર પગ રાખતાં જ તેણે ત્યાં પડેલા એક રસ્સાનો ગોળો ઉપાડી લીધો. તેનો એક આરો ખોલીને (ઉખેડીને) તેને ગાંઠ વાળી દીધી-તે ગાંઠ વાળા છેડાને એકદમ ઘણા જોરથી તેણે આકાશમાં ચેલી મેર ઉછાળી દીધો. ગાંઠ ઉપર ચડતી જતી હતી અને રસ્સાનો ગોળો ઉખડતો જતો હતો. આખો રસ્સો ઉખડીને આકાશમાં ચડી ગયો અને ત્યાં તે અદૃશ્ય થઇ ગયો. આ વખત બોટપર એક ખલાસી એક ભાંગેલું નાળિએર લઇને ઉભો હતો. સાધુએ તેની પાસેથી તે નાળિયેર લઇ લીધુ અને ઉભા થઇને તેમાંનું પાણી એક બાલદીમાં રેડવા માંડયો: એક બાલદી ભરાઇ ગઇ, ત્યારે નાળિયેરની નીચે બીજી બાલદી રાખવામાં આવી. તે પણ તરત જ ભરાઇ ગઈ. આ પ્રમાણે તે નાળિયેરના પાણીથી કંઇ નહી તો બાર બાલદીઓ ભરાઇ ગઈ. બાલદીઓના ભરાઇ રહેવા પછી તેણે તેમાંથી એકને હાથમાં લીધી અને મંત્ર ભણ્યા કે તરત જ તે ત્યાંથી અદૃશ્ય થઇ ગઈ. થોડી વાર પછી તેના હાથમાં એક ચિહ્ન જેવું દેખાયુ. તે ચિન્હ ક્રમવાર વધતાં વધતાં પાણીની છલાછલ બાલદી બની ગયું. મદારીએ તેને બોટની કિનારી ઉપર ઉઠાવી દીધી

૬.

આ ખેલને એક યુવતિ પણ જોઈ રહી હતી, થોડેક દૂર તેનો બાળક તેની આયા આગળ ઉભો હતો. એકાએક માતા શું જુએ છે?—કે આયાએ બન્ને હાથો ઉપર બાળકને ઉપાડી લીધું અને તરત જ આકાશમા ઉંચે ઉડીને ત્યાં અદૃશ્ય થઇ ગઈ! માતા બેશુદ્ધ થઇને ગાંડાની માફક આકાશને જોવા લાગી, આકાશ તરફ ફરીથી મોઢું કરી જોતાં થોડીજ વારમાં શું જુએ છે—કે એક વાદળનો ટુકડો નીચે આવતો જણાય છે. તે વાદળ ધીરે ધીરે આયાના રૂપમાં બદલાઈ ગયું-જેમ જેમ આયા નીચે આવતી ગઈ તેમ તેમ તેનો આકાર મોટો થતો થતો ગયો. છેવટે તે બોટના તખ્તા ઉપર આવીને ઉભી રહી. બોટ ઉપર ઉભી રહેતાં જ આયાએ બાળકને તેની માતાના હાથમાં આપી દીધું, માતાએ બાળકને છાતીસરસો ચાંપીને આયાને કહ્યું—તું મ્હારા બાળકને કેમ લઇ ગઇ હતી? આયાએ જવાબ આપ્યો—બાઇ સાહેબ! બાળક તો ઉંઘતું હતુ, હું એને ક્યાંય પણ નથી લઇ ગઈ. આ સાંભળીને માતા બહુ જ ચકિત થઇ ગઈ. એ ઉપરથી સાધુ બોલ્યો, બાઇ સાહેબ! વિચિત્ર વસ્તુઓનું કેવળ સ્વપ્ન તું જોઇ રહી હતી. આ ખેલ સાધુની માનસિક કલ્પનાનું ફળ હતું. તેણે તેનું ચિત્ર તે યુવતિના મન ઉપર અંકિત કરી દીધું.

૭.

આ ખેલની બાદ સાધુએ લાલ કપડાની ગાંસડી ખોલી, તેમાંથી એક નાળિયેર કહાડીને તેણે સઘળા યાત્રાવાસીઓને બતાવ્યું. જ્યારે સઘળાઓ જોઇ રહ્યા ત્યારે તેણે તેને વાસની એક લાકડીના છેડા ઉપર રાખીને આજ્ઞા કરી કે "ફુવારાની માફક જળ વરસાવો." સાધુની આજ્ઞા થતાં જ નાળિયેરમાંથી પાણીની ધારા વહીને બોટના તખ્તા ઉપર પડવા લાગી. થોડા વખત પછી તેણે આજ્ઞા કરી "બંધ રહો". જળધારાનું પડવું એકદમ બંધ થઈ ગયું. ફરીથી તેણે આજ્ઞા કરી "ગાવવાં માંડો". બસ તે ગાવવા માંડયું! આ

# वार्तालहरी.

## કાશી વાસિની.

( એક બંગાળી વિદ્વાનના લેખના હિન્દી અનુવાદ ઉપરથી )

લેખક—રા. રા. ચાંપશી વિઠુલદાસ ઉદ્દેશી—કલકત્તા

(૧)

દાનાપુર સ્ટેશનથી દાનાપુર શહેર પાંચ માઈલ દૂર છે જે જગ્યાએ સ્ટેશન છે તે જગ્યા ખગોલ નામથી પ્રસિદ્ધ છે

ખગોલની બજારથી થોડેક દૂર સ્ટેશનના માલગુદામના બાજુ ગિરીન્દ્રનાથનું રહેવાનું મકાન છે મકાન સાધારણ છે દિવાલ પત્થરની છે અને ઉપર વાંસની ચીપોની આવરી કરેલી છે સાડાત્રણ રૂપીઆ માસિક ભાડું આપવું પડે છે.

ગિરીન્દ્ર નોકરીમાં દાખલ થતાંજ ખરાબ સોબતથી ભ્રષ્ટ ચરિત્ર થઇ ગયો હતો દશ વર્ષ સુધી તેણે યથેચ્છ મદ્યપાનાદિ દુરાચાર કીધા હવે બે વર્ષથી કંઇક શિષ્ટ બન્યો છે, અર્થાત્ તેણે વિવાહ કીધો છે સ્ત્રી દેખાવમાં રૂપાળી અને સુઘડ હતી, તે જોઇને તેમણે વિવાહ કીધો હતો તેનું નામ ચપા હતું તેના શરીરનો રંગ બહુ ગોરો નહોતો તોપણ તેના મુખની શોભા સારી હતી. શરીર લાવણ્યયુક્ત હતું આવી નાની અવસ્થામાં તે બીચારી એક અપરિચિત સ્થાનમાં સાસરાનું સુખ ભોગવવા આવી છે ઘરમાં સાસુ નથી તેમજ નણંદ નથી વળી કોઇ નાનનો આડોશીપાડોશી પણ નથી કે જે તેના દુઃખમાં ભળે સ્વામીના ઓફીસમાં જવા પછી એવું કોઇ નથી કે જેની સાથે બેસીને બે ચાર વાતો કરે ઘરમાં માત્ર એક બુઢ્ઢી કામ કરનારી 'ભજુઆની મા' હતી

ને કામ કરનારીને—આખો દિવસ ઘરમાં રહી વહુની સેવા ચાકરીમાં હાજર રહેવા માટે તેને પગાર કરતાં મહિને રૂ ૧) વધારે મળે છે ખગોલમાં એક બંગાળી મહાશય ઘણા દિવસ સુધી સહકુટુંબ રહેતા હતા, તેમણે આ કામ કરનારીની જુની અને વિશ્વાસ પાત્ર જણાવી ભલામણ કીધી છે તે જુની હતી તે બાબતમાં તો કોઇને કાંઈ સંદેહ ઉત્પન્ન થઇ શકતોજ નહોતો તેના વાળ તદ્દન ધોળા થઇ ગયા હતા. શરીર સ્થુળ હોવા છતાં પણ ચામડી સંકોચાઇ ગઇ હતી, તેજ તેની વૃદ્ધાવસ્થાની સાક્ષી પૂરતી તે વિશ્વાસ પાત્ર પણ જણાતી હતી, કેમકે બજારમાંથી કોઇ પણ સોદો લાવવાની તે અનિચ્છા દેખાડતી ગિરિન્દ્રબાબુ એક સરળ સ્વભાવના મનુષ્ય હતા તેઓ જાતે જઇ બજારમાંથી સોદો ખરીદી લાવતા તેટલો વખત 'ભજુઆની મા' પરશાળના ખુણામાં સુતા સુતા ઉધરસ ખાધા કરતી

શિયાળાનો વખત છે ત્રણ વાગી ચુક્યા છે હવે સાંજ પડવામાં ઝાઝો વિલંબ

નથી. ચમ્પા શયનગૃહથી બહાર આવી પરશાળમાં ઉભી રહી. 'ભજુઆની મા' યથાસ્થાન ચટાઇ પર પડી કાળા કામળામાં મો છૂપાવી નાસિકાના ધ્વનિ સંભળાવ્યા કરે છે. ચંપા તેના તરફ જોઇ ધીમે અવાજે બોલી—"ગમ ગમ! શું આ રાંડ આખી દુનીઆની ઉંઘ લઇનેજ મારે ત્યાં આવી છે ?"

તેજ સમયે બહારથી કોઇએ કર્કશ સ્વરે "બાબૂ! ઓ બાબૂ!" કહી પોકાર કીધો. ચંપા દોડીને સદર દરવાજા પાસે ગઇ. દરવાજો અંદરથી બંધ હતો. તેણે બારણાના એક છિદ્રમાંથી જોયુ તો એક રેલ્વેનો પોર્ટર માથાપર એક પેટી અને હાથમાં એક ગાંસડી લઇ ઉભો છે. તેની પાછળ એક આધેડ વિધવા સ્ત્રી છે.

ચંપા તરત પાછી ફરી 'ભજુઆની મા' ને બુમ પાડવા લાગી. જ્યારે અનેક વખત બુમ પાડવા છતાં પણ તેની નિદ્રા ન ઉડી, ત્યારે ચંપા તેના વદનપર હાથ રાખી 'ઓ ભજુઆની મા!' કહી ખૂબ જોરથી હલાવવા લાગી. ત્યારે એની નિદ્રા ઉડી અને "હું જાગતી તો હતીજ" કહીને ઉઠી. ચંપાના કહેવાથી તેણે ટાઢથી થરથરતાં દરવાજો ઉઘાડયો.

જરાવાર પછી તે વિધવા અંદર પરશાળમા આવી ઉભી અને સ્થિર દૃષ્ટિથી ચંપાના મુખ તરફ જોવા લાગી. ચંપાએ વિચાર્યું કે કદાચ સ્વામીની કોઇ સગી કે ઓળખાણવાળી હશે, પણ કોઇ આવશે એમ તો સ્વામીએ કહ્યુ નહોતું. વળુ તેને પ્રણામ કરવા કે ન કરવા તે વિચારવા લાગી

આવેલી સ્ત્રીએ પૂછ્યુ "શુ આ ગિરીન્દ્રનાથનું ઘર છે ?"

ચમ્પા—"હા."

"તું તેની પત્ની છો ?"

ચંપાએ દૃષ્ટિ ફેરવી સ્વીકાર સૂચક શીર હલાવ્યુ. તે પછી તેણે સાહસ કરી પૂછ્યું "હું આપને ન ઓળખી શકી, આપ ક્યાંથી આવો છો ?"

"હું કાશીથી આવુ છું. મારી ટિકીટ રેલગાડીમાં ક્યાંઇ ખોવાઇ ગઇ તેથી રેલવાળાએ મને ગાડીથી ઉતારી મૂકી. સાંભળ્યું છે કે બીજી ગાડી રાતે જશે. હુ એકલી બાઇ માણુસ સ્ટેશને ક્યાં રહુ તેથી કોઇ સારા માણસનું ઘર શોધતી શોધતી અહીં આવી છું."

ચમ્પા—"સારૂં કર્યું. હાથ પગ ધોઇ બેસો."

'ભજુઆની મા'એ પાણી આપ્યુ. તેણે હાથ પગ ધોયા. ચંપાએ એક શેતરંજી લાવીને પરશાળમાં બીછાવી. ત્યાર પછી તેણે મમતાથી પૂછ્યુ "આપ ક્યારે ગાડીમાં બેઠા હતાં ? જણાય છે કે આપે હજી સુધી કાંઇ ખાધું પીધું નથી."

તેણે હસીને જવાબ આપ્યો: "નથી થયુ તો હવે થશે"

ચંપાએ કામ કરનારીને તરત બૂમ પાડી કહ્યું, "શીઘ્ર ચુલો સળગાવ અને-બજારમાં જઇ થોડાક ચોખા ખરીદી લાવ." આ સાંભળી તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યુ "ચોખા ખરીદી લાવવાની જરૂર નથી. મારી ગાડ઼ડીમાં ચોખા બાંધ્યા છે. તમે તેને માટે ફિકર ન કરો."

થોડીવાર પછી તેણે ચંપાને હેતથી પૂછયું "બેટી, તારૂં નામ શું છે?"

"મારૂં નામ ચંપા છે."

"પિયર ક્યાં છે?"

"શિવપુર."

"તારાં માબાપ છે ને?"

ચંપા મોં ઉદાસ કરી બોલી–"હું જ્યારે મારી માના પેટમાં હતી ત્યારેજ મારા બાપા ગુજરી ગયા હતા. જ્યારે હું એક વર્ષની થઇ ત્યારે મારી મા પણ ગુજરી ગઇ." એમ કહી ચંપા ઉઠી ઉભી થઇ. ચુલો સળગાવવામાં વિલંબ થતો જોઈ તે કામ કરનારીને વઢવા લાગી અને પોતે ચૂલો સળગાવવા બેઠી.

કાશી–વાસિની પણ ત્યાંથી ઉઠી રસોડામાં આવી બેઠી. ચંપાએ રેશમી કપડું પહેરી રસોઇનું વાસણ ચુલા પર ચઢાવ્યું. બેઉ જણીઓ ત્યાં બેસી વાર્તાલાપ કરવા લાગી.

કાશી–વાસિનીએ પૂછયું—"બેટી, તારા વિવાહને કેટલો વખત થયો?"

"મારો વિવાહ આ જ વૈશાખમાં થયો છે."

"ત્યારે તો થોડોજ વખત થયો. અહીંઆ ક્યારે આવી છો?"

"અહીં આવ્યાં બે માસ થયા."

"તારો સ્વામી ઓફીસે કેટલે વાગે જાય છે?"

સ્વામીનું નામ સાંભળી ચંપાને લજ્જા પેદા થઇ. તેણે માથું નમાવી આંચલના છેડાની દોરીને આંગળાથી વળ દેતાં દેતા કહ્યું 'નવ વાગે."

"ઓફિસથી ક્યારે આવે છે?"

"કોઇ દિવસ ૭ વાગે આવે છે. કોઇ દિવસ સાત વાગી જાય છે."

"કેટલો પગાર મળે છે?"

"ત્રીશ રૂપીઆ."

"તે સિવાય કાંઇ આડું અવળું મળતું હશે કે?"

ચંપાએ શરમાઇ જઇ કહ્યું–"કોણ જાણે!"

કાશી–વાસિની મનમાં ને મનમાંજ ખુશી થઇ.

( ૨ )

આજ અન્ય દિવસો કરતા કંઇક વહેલા એટલે સાયંકાલ થતાંજ દિવાબત્તીને વખતે ગિરીન્દ્રનાથ ઓફિસેથી આવ્યા. તેમને આવતા જોઇ ચંપાએ ઉલ્લાસથી પૂછયું, "આજ તો આપ બહુ જલદી આવ્યા!" ગિરીન્દ્રે મલકાતો જવાબ આપ્યો "હા, વહાલી, તું કોઇ વાત કરનાર નહિ એટલે એકલી–અટુલી હઇશ એમ ધારી જલદી ચાલ્યો આવ્યો."

ચંપા—"આજ તો એકલી નથી. આજ તમારે ઘેર એક નવું માણસ આવ્યુ છે. શું આપને માલુમ નથી?"

ગિરીન્દ્ર—"ના, કોણ આવ્યુ છે?"

ચંપા—"તમને ખબર નથી ત્યારે તો હું પણ ખરી કે ન કહું."

ગિરીન્દ્ર—(હસીને) "ત્યારે તો તારો કોઇ પ્રેમી હશે."

ચંપાએ સ્હેજ છણકો કરી કહ્યું "પ્રેમી શા માટે? આપનીજ પૂર્વ પરિચિતા કોઇ વિધવા સ્ત્રી આવી છે. તે કાશીથી વિદાય થઇ ત્રણ વાગ્યાની ગાડીમાં પોતાને દેશ જતી હતી. તેની ટિકિટ ખોવાઇ જવાથી તેને અહીં ઉતારી દીધી છે."

ગિરીન્દ્રે વિસ્મિત થઈ પૂછયું "કાશીથી જતી હતી? શું સાથે કોઇ નહોતું? તેની ઉમ્મર કેટલી હશે?"

ચંપા—"સાથે કોઇ નહોતું. ઉમ્મર ત્રીશ ચાલીશ વર્ષની હશે?"

ચંપાનું અનુમાન સાંભળી ગિરીન્દ્ર હસીને બોલ્યા "ત્રીશ અને ચાલીશમાં કેટલો ફેર હોય છે એ જ્યારે તું સમજતી થઈશ ત્યારે તારી ઉમ્મર ત્રીશ વર્ષની હશે."

આ હાસ્યપરિહાસની વાત વધારે વાર ચાલી નહિ. ગિરીન્દ્રનો ભાવ બદલાઇ ગયો. બધી વાત જાણ્યા પછી તેઓ સ્હેજ ગુસ્સાથી બોલ્યાઃ "અહીં આટલા માણસો રહે છે, છતાં રાંડ મારે ઘેર કેમ આવી?"

ચંપા જરા અટકી ગઇ. કાશી-વાસિનિને પોતાના ઘરમાં ઉતારો આપવાથી પતિ ગુસ્સે થશે એવો તો તેને જરાએ વિચાર આવ્યો નહોતો. ઉલટું તે ઘણી હોંસથી પતિને આ વાત કહેવા આવી હતી.

ગિરીન્દ્રે ફરી પ્રશ્ન કર્યો "દેખાવમા કેવી છે?"

ચંપા—"આપ આટલી બધી પૂછપરછ કેમ કરો છો?"

ગિરીન્દ્રે મોં સંકોચી કહ્યુઃ "કાશીથી એક સ્ત્રી આપણા ઘરમાં એકલી ચાલી આવી છે, તે વળી વિધવા છે, એજ વાતનો વિચાર કરૂં છું."

ચંપા પોતાના પતિનો આશય સમજી ગઇ અને બોલીઃ "ના, ના, ત્યારે તેમ જેમ ધારો છો તેમ નથી. તે એક ભલી સ્ત્રી છે."

ગિરીન્દ્રે કહ્યુઃ "તું ભોળી છો, તેથી તેને કદાચ ભલી સમજતી હઇશ. વારૂ એ તો કહે, એ દેખાવમાં કેવી છે? તેણે ક્યારે જવાનું કહ્યું છે?"

ચંપા—"સાધારણ ગૃહસ્થની વિધવા જેવી દેખાય છે. જવા વિષે તો તેણે કાંઇ કહ્યું નથી."

ગિરીન્દ્ર—"તેને રાત્રે એક વાગે ગાડી મળશે."

ચંપા—"એટલી મોડી તે એકલી સ્ટેશને શી રીતે જઇ શકે?"

ગિરીન્દ્ર ઉભા થઇ બોલ્યા "તેને હું પહોંચાડી આવીશ. તે રાંડ અહીંથી જેટલી વ્હેલી જાય તેટલું સારૂં. હું પોતે તેને સ્ટેશન સુધી પહોંચાડી આવીશ."

ચંપા મો ફુલાવી બેઠી ગિરીન્દ્ર બહાર જઇ હાથ પગ ધોઇ આવ્યા, ત્યારે પણ

ચંપા એજ રીતે માથું નમાવી ગાલપર હાથ દઇ બેઠી છે. ગિરીન્દ્રે કહ્યું. "શી વાત છે? કાંઈ સમજી શકાતું નથી."

ચંપાએ કહ્યું "કોઈ માણસ આપણે ઘેર આવ્યું તેને કેવી રીતે કાઢી મૂકશો! તેણે જવાની ચર્ચા કીધી નથી. જશે કે રહેશે તે તેણે કાંઇ કહ્યું નથી. તેને હું શી રીતે કહી શકીશ કે તમે રાત્રે એક વાગ્યાની ગાડીમાં જવાની કૃપા કરો?"

ગિરીન્દ્રે સ્હેજ ઉંચે સ્વરે જવાબ આપ્યો: "તેને માટે તું કાંઈ ચિંતા કરીશ નહિ. હું તે બધી બાબતનો બંદોબસ્ત કરીશ."

તે પછી ગિરીન્દ્રે પેટી ખોલી શીશો અને ગ્લાસ કાઢયાં. શીશાનું મોં ખુલતાંજ આખું ઘર ઉત્કટ ગંધથી ભરાઇ ગયું. ગિરીન્દ્રે ધીરે ધીરે અર્ધો શીશો ખાલી કરી નાંખ્યો.

મદ્યના પ્રભાવથી તેમના ચ્હેરા ઉપરની રીસ જતી રહી. તેઓ હાનિ લાભની વાતો ભૂલી ગયા, અને રસોડામાં જઇ ચંપા સાથે ઉલ્લાસપૂર્વક વાતો કરવા લાગ્યા.

કેટલીકવાર પછી કાશી-વાસિની બહાર પરસાળમા આવી ઉભી રહી. ગિરિન્દ્ર એકાએક રસોડામાંથી બહાર નીકળી કાશી-વાસિની તરફ જોઈ બોલ્યા: "અહા, આજ આપના આગમનથી મારૂં ઘર પવિત્ર થયું. હું આનંદિત થયો. ધન્ય મારૂં ભાગ્ય!" એમ કહી તેમણે વિનયપૂર્વક પ્રણામ કીધા.

કાશી-વાસિની કાંઇ બોલી નહિ.

ગિરીન્દ્રે સ્હેજ લથડાતાં કહ્યું "આપનું નિવાસસ્થાન?"

"મારૂં નિવાસસ્થાન કાશી જ સમજી લ્યો."

"આપનો ક્યાં જવાનો વિચાર હતો?"

"વિચાર તો દેશ જવાનો હતો. ઘણા દિવસથી એક વાર દેશ જોવાની લાલસા લાગેલી હતી. આજ તેજ મતલબથી નીકળેલી, પણ ટિકીટ ખોવાઇ જતાં એકાએક અહીં ઉતરી જવુ પડયું. તેથી વિચાર્યું કે—"

ગિરીન્દ્રે તેને બોલતાં રોકીને કહ્યું "સારૂં કીધું, ઘણું સારૂં કીધું. આને આપ પોતાનુંજ ઘર સમજજો. આજ અહીં રહો, કાલે બપોરે ત્રણ વાગ્યાની પેસેંજર ગાડીમાં જજો."

"આજ રાતની એક વાગ્યાની ગાડીમાં—"

"ભલા એમ તે કાંઇ થાય? આવી ટાઢમાં આપ વૃદ્ધ માણસ અર્ધી રાત્રે શું મરવા જશો? કાંઇ વિશેષ કામ તો નથી?"

"ના, ના, કામ તો કાંઇજ નથી"

તે પછી ગિરીન્દ્ર કાશ્મીરી કોટ પહેરી, શાલ ઓઢી, હાથમાં લાકડી લઇ, પાન ચાવતા ચાવતા ફરવા નીકળ્યા.

દશ વાગે તેઓ ઘેર આવ્યા: કાશી-વાસિની ઉંઘી ગઇ હતી. કામ કરવાવાળી પણ ગાઢ નિદ્રામાં પડેલી હતી. ચંપા પણ ગિરીન્દ્રના આવવાની રાહ જોતાં જોતાં ઉંઘી ગઇ હતી. ગિરીન્દ્રે ઘણીવાર પોકાર્યા પછી ચંપા ચમકીને ઉઠી અને તરતજ બારણું ઉઘાડયું.

આરણું ખૂલતાંજ ગિરીન્દ્રે ચંપાને આલિંગન કરી ઘણા વહાલથી તેનું મોં ચુંબ્યું. મોમાંથી મદ્યની ઉત્કટ વાસ આવતી હતી, પણ ચંપા તે સહેવાને હવે ટેવાઇ ગયેલી હતી.

ચંપાએ કહ્યું "આજ, આટલા મોદ કેમ?"

"એક આનંદની ખબર મળી છે."

"શી?"

"તાડીઘાટમાં મારી બદલી થઇ છે."

"પગાર વધ્યો છે?"

"હા, પાંચ રૂપીઆ."

"બસ, એટલોજ?"

આમ વાતો કરતાં કરતાં બેઉ ઘરમાં ગયાં. ગિરીન્દ્રે હસીને કહ્યું "તે પગાર વધારે કે ન વધારે, પણ અહીં ચાર પૈસા બહારથી ખાવાને મળી જતા હતા."

ચંપા: "ક્યારે જવું પડશે?"

ગિરીન્દ્ર "ત્રણ ચાર દિવસ પછી."

ભોજન વિષે પૂછતાં ગિરીન્દ્રે કહ્યું: "મિત્રોને ત્યાંથી પેટ ભરીને ખાઇ આવ્યો છું. ભૂખ નથી." ચંપા ભોજન કરીને આવી. જોયું તો સ્વામી ગાઢ નિદ્રામાં અચેત પડ્યા છે. કેટલીકવાર માથે હાથ રાખી તે તેમના પગ સન્મુખ બેઠી રહી. પછી ધીરે ધીરે નિદ્રામાં પડી.

બીજે દિવસે સવારે સાત વાગે ગિરીન્દ્ર ઉઠ્યા. નિત્યકર્મ કરતાં કરતાં આઠ વાગી ગયા. કાશી-વાસિનીને જોઈ તેમણે રૂષ્ટ થઇ ચંપાને પૂછ્યું "આ સ્ત્રી રાતની ગાડીમાં કેમ ગઇ નહિ?"

ચંપા—"વાહ! શું કહેવું? આપેજ એને કાલે જતાં રોકી હતી ને? તે તો રાતની એક વાગ્યાની ગાડીમાં જવાને ઇચ્છતી હતી."

ગિરીન્દ્ર પોતાની ભૂલપર ભમર ચઢાવી ચૂપ થઈ ગયા. પછી કહ્યું "આજ ત્રણ વાગ્યાની પેસેંજર આવતા પહેલાંજ હું પોર્ટરને મોકલીશ. "આ રાંડને વિદાય કરી દેજે. તે જાય તે વખતે સાવધાન રહેજે, કાંઇ લઇને ભાગી ન જાય"

ચંપા ઉદાસ બની એ વિશાળ નેત્રોથી સ્વામી તરફ જોવા લાગી.

ગિરીન્દ્રના ઓફીસમાં ગયા પછી ચપાએ કાશી-વાસિનીને કહ્યું "બાપા, આપણે કહે, એ દેખાવમાં કેવી છે? તેણે ક

ચંપા—"સાધારણ ગૃહસ્થની વિધવા જેવી દેખાતી. ચંપાને જ્યારથી તે સાસરે-અથવા કહ્યું નથી."

દિવસ પણ મન મૂકીને આ રીતે

,ગિરીન્દ્ર—"તેને રાત્રે એક વાગે ગાડી મળશે." રોતો. "ભજુઆની મા"

ચપા—"એટલી મોડી તે એકલી સ્ટેશને શી રીતે જઇ શકે?" ળી ગઇ હતી.

હતું નહિ, તેથી

ગિરીન્દ્ર ઉભા થઇ બોલ્યા "તેને હું પહોંચાડી આવીશ. તે રાંડ આ વહેલી જાય તેટલું સારૂં. હું પોતે તેને સ્ટેશન સુધી પહોંચાડી આવીશ."

જણીએ વાળ

ચપા મોં ઝુકાવી બેઠી ગિરીન્દ્ર બહાર જઇ હાથ પગ ધોઇ આવ્યા, ત્યારે

સુકાવ્યા અને થોડા વખત વિશ્રામ લીધો. ત્યાર પછી ચંપા વાળ બાંધવાની બધી સામગ્રી લઇ આવી. આટલા દિવસ સુધી તે પોતેજ પોતાના વાળ બાંધતી હતી. પોતાનાજ હાથે શું સારી રીતે વાળ બંધાય ? કાશી-વાસિનીએ તેના કેશ-કલાપની દુર્વ્યવસ્થા જોઇ ખેદ પ્રકાશિત કીધો અને તેણે પોતાને હાથે સારી રીતે ચંપાના વાળ બાંધી દીધા.

એટલામાં બે વાગી ગયા. હવે પોર્ટર આવતો હશે એમ ધારી કાશી-વાસિની જવાને તૈયાર થઇ અને કરૂણ સ્વરે બોલી "બેટી, એકજ દિવસમાં તારા ઉપર એટલીબધી મમતા ઉપજી ગઇ છે કે તને છોડી જવામાં મને દુઃખ જણાય છે."

ચંપાને પણ તેમજ જણાતું હતું. વિદેશમાં અનેક દિવસો પછી એક સ્વજાતીય સ્ત્રીનો સમાગમ થયો, તો તે પણ અલ્પ કાળ માટેજ-એમ વિચારી તેને અત્યંત કષ્ટ થયું. આ નવી આવેલી સ્ત્રીના સ્નેહ વ્યવહારથી એવું જણાતું હતું કે જાણે તે તેની કોઇ વિશેષ આત્મીય હોય. તેના ચાલ્યા જવા પછી ફરીને તેને આખો દિવસ એકલાં બેસી બેસીને જીવન વ્યતીત કરવું પડશે.

ચંપાએ કહ્યું: "આજ નહિ જાઓ તો શું થશે ? હજી બીજા બે દિવસ રહી જાઓને ! આટલા દિવસ પછી આજ બે દિવસમાં તમારી સાથે વાર્તાલાપ કરી મનનો ભાર હલકો કીધો છે. કોઇ સાથી ન હોય તો શી રીતે ગમે ? એકલાં બેઠાં બેઠાં જીવ અકળાઇ જાય છે અને કોઇક વખત તો રોવું આવી જાય છે."

કાશી-વાસિની—"હું તારા કહેવાથી કેટલાક દિવસ રહી જાત, પણ તારા પતિના મનમાં કાંઇ સંદેહ ઉપજે તો ?"

ચંપાએ મનમાં વિચાર્યું "સંદેહ શા માટે ઉપજે ?" પણ તેનું ચિત્ત કાંઇક શિથિલ થઇ ગયું. તેણે વિચાર્યું "કાશી-વાસિનીનું અનુમાન ખરૂં છે. મારા સ્વામી તેનાથી ખરેજ નાખુશ છે. જો પોર્ટર આવે તો તેને પાછો વાળી શકાય, પણ તેઓ પાછળથી ક્રોધે તો નહિ ભરાય ?" ફરી તેણે મનને મનાવ્યું. "ક્રોધ કરે તો પણ શું ? આ કાંઇ એવું નિંદવા લાયક કામ તો નથીજ કે જેથી તેઓ મને અપરાધિની સમજે. હું એકલી આખા ઘરનો ભાર માથે ઉપાડી મરી રહી છું. કોઇ 'અહા' કે'વાવાળું પણ અહિં નથી. ઘરમાં એવું કોઇ માણસ પણ નહિ કે જેની સાથે વાતો કરી મનને રાજી કરૂં. શું હું એક ગૃહાગત સુશીલા સ્ત્રીને બે દહાડા રોકી ન સકું !" યદિ સ્વામી ઘેર આવી અસંતોષ બતાવે તો તેને શી રીતે સમજાવવા તથા પોતે શી શી દલીલો રજુ કરવી તેનો મનમાં ને મનમાંજ ચંપા વિચાર કરવા લાગી.

બે વાગી ગયા, પણ પોર્ટર આવ્યો નહિ. ત્રણ વાગી ગયા, પણ તેનું દર્શનજ ન મળે. ચંપા દીર્ઘ નિશ્વાસ લઇ કુશળ માનીને પ્રસન્ન થઇ અને સ્થિર-ચિત્ત થઇ ફરીને કાશી-વાસિનીની સાથે ઉમંગ ભર્યા ભાવથી વાર્તાલાપ કરવા લાગી.

જ્યારે થોડો દિવસ બાકી રહ્યો ત્યારે ચંપા નાસ્તો ખરીદી લાવવા માટે કામ કરવાવાળાને બજારમાં મોકલવા લાગી. આ જોઇ કાશી-વાસિનીએ કહ્યું: "રામ, રામ, તમે લોકો બજારમાંથી નાસ્તો મંગાવી શા માટે ખાઓ છો ? શું ઘરમાં નાસ્તો બનાવતાં નથી આવડતો ?"

ચંપા "અરે, એટલી બધી પંચાત કોણ કરે ?"

કાશી-વાસિની-"પંચાત શી છે ? હું આજે મારે હાથે નાસ્તો બનાવી તને બતાવું છું" એમ કહી તેણે પોતાની પેટીમાંથી એક રૂપીઓ કાઢી 'બંજુઆની મા'ને બજારમાંથી ઘી, સાકર, લોટ આદિ વસ્તુ ખરીદી લાવવાની આજ્ઞા આપી.

ચમ્પા—"આ શું ? આપ શા માટે રૂપીઓ આપો છો ? હું રૂપીઓ આપું છું" એમ કહી તેણે દાસીને કહ્યું "તેનો રૂપીઓ પાછો આપી દે" દાસી કાશી-વાસિનીને રૂપીઓ આપવા ગઈ તેણે કોઈ રીતે લીધો નહિ અને કહ્યું "મે તમારે માટે કદાચ એકાદ રૂપીઓ ખર્ચ્યો તો શું થયું ? તમે તો મારી આટલી બધી ખાતર કરો છો. એક રૂપીઓ તે શું હિસાબમાં ?

ચમ્પા—"અમારાથી આપનો શો આદરસત્કાર થઈ શકે ? અમે લોકો તે શને લાયક થઈએ ? તો પણ મારાથી બનશે તેટલી આપની સેવા બજાવીશ. આપ આ રૂપીઓ રાખી લ્યો."

"જો બેન, મારી સાથે આ પ્રમાણે વર્તશો તો હું આજ જ રાતની ગાડીમાં એક વાગે ચાલી જઇશ."

ચમ્પા હવે વધારે હઠ કરવી ઠીક ન ધારી ચૂપ રહી. જરાવાર પછી કહ્યું "સારૂ, આપ જેમાં રાજી રહો તેજ કરો. પણ આ અન્યાય થાય છે તે કહી દઉં છું."

'બજુઆની મા' રૂપીઓ લઇ બજારમા સોદો લેવા ગઇ.

(૩)

આજ ગિરીન્દ્રનાથ ઘેર બહુ મોડા આવ્યા. આવતા આઠ વીતી ગયા. તેણે આવતાં જ કાશી-વાસિનીને જોઈ કહ્યું "મારાથી ઘણી ભૂલ થઇ ગઈ, અપરાધ ક્ષમા કરજો. ઓફિસના કામમા રોકાઈ જવાથી પોર્ટરને મોકલવાનુ સ્મરણ ન રહ્યુ. જો બે દહાડા કષ્ટ વેઠ્યુ તો એક દહાડો વધારે. કાલ મારી ઓફિસ બંધ છે. કાલ હું પોતેજ આવી આપને ગાડીમાં બેસાડી જઇશ."

ગિરીન્દ્ર કાશી-વાસિનીને આ રીતે અનુનય વાક્યથી પ્રસન્ન કરી ચમ્પાને ઓરડે ગયા. તેના ઓરડામાં આવતાંજ ચંપા ખુશી થતી થતી તેમને ભેટવા આવી. પણ મદ્યની ગંધથી તે અટકી ગઇ અને બોલી "આપની ચાલ સારી નથી. અધિક રૂપીઆ કમાશો તો પણ શુ થયુ ? ત્યાં જઇને તો તમે વધારે બગડી જશો. જ્યાં તમારા હાથમાં ચાર પૈસા આવ્યા કે બસ તમે પોતાને 'વાજદઅલી શાહ' નવાબથી પણ વધારે સમજો છો. જે ન કરવાનુ કામ તેજ કરો છો."

ગિરીન્દ્ર—"વ્હાલી, તારૂં કહેવુ કોઇ રીતે ખોટું નથી, પણ તેવી રીતે ત્યાં નહીં થાય. તે સ્ટેશન નાનકડું છે ને ત્યાં કઇ કિલબર્ન કંપનીની દુકાન પણ નથી. સાચું જ માનજે હું ત્યાં જઇ, ગંગા સ્નાન કરીને બધુ એકદમ છોડી દઇશ."

ચંપા—"શું આપ કાલે ઓફીસમા નહિ જાઓ ?"

ગિરીન્દ્ર—" નહિ, મારૂં અહીંનુ કામ બધુ પુરૂં થઇ ગયું છે કાગળ-પત્ર પણ બધા બરોબર થઇ ગયા છે સ્ટેશન પરના બાબુઓએ મને કહ્યું છે કે પરમ દિવસે બધાને જમાડવા પડશે, તેથી કાલે તેની બધી સામગ્રી તૈયાર કરવી પડશે "

એમ કહી તેઓ હાથ-પગ ધોવા ઉઠયા. ત્યાર પછી બોલ્યા "આજ ફરવા જવુ નથી જે કઇ હોય તે લઇ આવ એટલે સાથે જ ખાઇ લઉં "

કાશી-વાસિનીએ બનાવેલ પૂરી, મોહનભોગ અને અન્ય અન્ય વસ્તુઓ ચપા એક થાળીમાં લઇ આવી

" આ બધું કોણે બનાવ્યું ? '

" કાશી-વાસિનીએ

" એમ ! ત્યારે તેને જરા પૂછી જોને કે બે દહાડા વધારે રહી શકશે ? પરમ દિવસે બધાને જમાડવા પડશે, જો વખતે તે રસોઈ બનાવે તો કેવુ સારૂં ?

ચપા મનમાજ ખુશી થતી બોલી " આપજ પૂછો ને '

ગિરીન્દ્ર દાતમા જીભ દાબી બોલ્યા " આવી દશામા હું તેની સાથે શી રીતે વાત કરી શકું ? મોમાંથી કાંઈ આડુ અવળુ નીકળી જાય તો ? '

ચપા—" અરે વાહ ! આજ ઘરમા દાખલ થતાંજ આપ કોની સાથે વાતો કીધી હતી, તે ભૂલી ગયા ? " એમ કહી ઉમગ ભર્યા ભાવે ઉઠીને કાશી-વાસિની પાસે જઇ રહેવાનો પ્રસ્તાવ કીધો કાશી-વાસિનીએ કબુલ્યુ ચપાની ખુશીનો તો પાર પણ ન રહ્યો

બીજે દિવસે સવારે ઉઠીને ગિરીન્દ્ર ભોજન માટેની સામગ્રીની એક નોંધ કાગળ પર લખી તે સાંભળી લઈ કાશી-વાસિનીએ તેમાં જે કાંઇ ઘટાડો વધારો કરવાનો પ્રસ્તાવ કીધો તે ગિરીન્દ્રને બહુ ગમ્યો તેણે ચપાને એકાંતમાં બોલાવી કહ્યુ " જો, તે ઘણી ચાલાક સ્ત્રી છે. એમ ન સમજતી કે તે માત્ર ધર્મ કર્મ લઇનેજ કાશી-સેવન કરે છે '

રાતના આઠ વાગે ભોજનનો સમય નક્કી કરેલો હતો ભોજન નિર્વિઘ્ન સમાપ્ત થયુ ભોજન સામગ્રી એકથી એક વિલક્ષણ અને સ્વાદિષ્ટ બની હતી જો ખાવાવાળાઓ પુરતી શુદ્ધિમાં હોત તો એક સ્વરથી પાક કર્તાને ધન્યવાદ દીધા વિના રહેત નહિ.

( ૪ )

આજ રવિવાર છે આજ રાતની ગાડીમાં ગિરીન્દ્ર તાડીઘાટ જવાના છે કાશી-વાસિનીએ ચપાને કહ્યુ " હવે હું દેશ નહિ જાઉં આહીંથી પાછી કાશી જ જઈશ "

ચપા—" વારૂ ત્યારે તો તમે પણ અમારી સાથેજ ચાલો. તાડીઘાટથી કદાચ ચાર પાંચ સ્ટેશન આગળ જવુ પડશે "

ભોજન કરી લીધા પછી ગિરીન્દ્રે ચપાને કહ્યું " પેટીમાંથી ત્રીસ રૂપીઆ કાઢી આપ તો બજારમા મા । પર જે કાંઈ લેવુ છે ને ચૂકવી આવુ

ચંપા એ સાંભળી ચૂપ થઇ ગઇ. થોડીવાર પછી બોલી-"આપે પૈસો પૈસો કરીને મારી પાસેથી બધુંય લઇ લીધું છે ને? હવે મારી પાસે રૂપીઆ ક્યાં છે?"

ગિરીન્દ્ર—"કેમ! તે દહાડે એંશી રૂપીઆ રાખવા આપ્યા હતા તે!"

"પરમ દહાડે બન્દરમાં જવા વખતે આપ ત્રીસ રૂપીઆ લઇ ગયા હતા. બાકી હતા તે પણ કાલ સન્ધ્યા સમયે બે ત્રણ વખત આપી ચૂકી અને આપ સમજો છો કે હજી સુધી રૂપીઆ પડ્યા જ છે!" એમ કહી તેણે પેટી ઉઘાડી જોયું તો બે રૂપીઆ અને ચૌદ આના પુંજી બાકી રહી હતી.

ગિરીન્દ્રે કહ્યું: "ત્યારે કેમ થશે? મારી પાસે પણ કાંઇ નથી."

ચંપા ચૂપ રહી થોડીવાર પછી બોલી: "હું શું કરૂં? મારો તેમાં શો વાંક? મદ્ય જ આપને આવા કંગાલ બનાવે છે. તે સમયે તો કાંઇ ભાન રહેતું નથી, હવે કેવળ "રૂપીઆ લાવ, રૂપીઆ લાવ." એટલુંજ સૂઝે છે."

ગિરીન્દ્ર ક્રોધે ભરાઇ બોલી ઉઠ્યા: "વારૂ તું તારા રૂપીઆ રહેવા દે હું જાઉં છું, કોઇ પાસેથી ઉધાર માગી આવું છુ."

કાશી-વાસિની બહાર બેઠીને બેઉની વાતચીત સાંભળતી હતી. તેણે ચંપાને બોલાવી કહ્યું: "તેમને જવાની ના કહે. મારી પાસે રૂપીઆ છે. હું દેશ જવાનું મુલતવી રાખીશ."

ચંપાએ એ પ્રમાણે પોતાના સ્વામીને કહ્યું. ગિરીન્દ્રે કહ્યું· "એમ બને? તેની સાથે ઓળખાણ પીછાન નહિ ને તેના રૂપીઆ માગુ?"

આ સાંભળી કાશી-વાસિની ઘરમાં પ્રવેશ કરી બોલી: "બાબુ, તેમાં વાંધો શો છે? આપ તાડીઘાટ જઈ સ્થિર થાઓ, હું થોડા દિવસ પછી પાછી આપની પાસે આવીશ. તમારી મુલાકાત પણ થશે ને તે વખતે હું મારા રૂપીઆ પણ લઇ જઇશ."

ગિરીન્દ્ર જરાવાર મનમાં વિચાર કરી બોલ્યા· "તો આપ કૃપા કરી કાશી ન જતા મારી સાથે તાડીઘાટ આવો-ત્યાં પાંચ ૭ દહાડામાં બંદોબસ્ત કરી આપને રૂપીઆ આપી દઇશ."

કાશી-વાસિની—"વારૂ, તે વાત પછી થઇ રહેશે. આપને કેટલા જોઇએ! ત્રીશ? જો વધારેની જરૂર હોય તો તે પણ મારી પાસે છે. જેટલાની જરૂર હોય તેટલા લ્યો."

ગિરીન્દ્ર—"નહિ, મારે વધારેની જરૂર નથી. ત્રીશ મળશે તો કામ ચાલ્યું જશે." કાશી-વાસિનીએ પેટી ઉઘાડી દશ દશ રૂપીઆની ત્રણ નોટ કાઢી ગિરીન્દ્રના હાથમા આપી દીધી.

તેજ દિવસે રાત્રે ગિરીન્દ્રનાથ પોતાની સ્ત્રી અને કાશી-વાસિનીને લઇ ૧૧ વાગ્યાની ગાડીમાં રવાના થયા. 'ભજુઆની મા' રોવા લાગી. ગિરીન્દ્રની મરજી તેને પણ સાથે જ લઈ લેવાની હતી, પણ તેણે આવવા કબુલ્યું નહિ.

સ્ટેશન પર જઇ કાશી-વાસિનીએ ચંપાને કહ્યું· "બેટી, બાબુને કહે કે મારે માટે કાશીની ટિકીટ લઇ લે મારે ત્યાં કંઇક જરૂરનું કામ છે."

ગિરીન્દ્રે તેને તાડીઘાટ આવવાનો ઘણો આગ્રહ કર્યો, પણ તે તાડીઘાટ આવવા કબૂલ ન થઈ.

તાડીઘાટ જતાં દિલદાર નગર જંક્શનથી ગાડી બદલવી પડે છે. ગિરીન્દ્ર થોડી રાત બાકી હતી ત્યારે સ્ત્રીને લઇ દિલદાર નગર જંક્શને ઉતરી ગયો. કાશી-વાસિની સીધી બનારસ ચાલી ગઇ.

(૫)

ગિરીન્દ્રનાથ સવારે સાત વાગે સકુશલ તાડીઘાટ સ્ટેશને પહોંચ્યા. ગાડીમાંથી ઉતરી તેમને ઉતરવા માટે જે સરકારી મકાન નક્કી કરવામાં આવ્યું હતું ત્યાં ગયા. સરસામાન બધો ઠેકાણે રાખી તેઓ સ્ટેશન માસ્તરની મુલાકાત કરવા ગયા.

ચંપાએ સ્નાન પછી પહેરવા માટે સાડી કાઢવા માટે પેટી ખોલી, તેનાં ઘરેણા રાખવાનો પિતળનો ડબ્બો હંમેશાં તેજ પેટીમાં રહેતો હતો. સાડી કાઢતી વખતે જુએ છે તો તેમા ડબ્બો મલે નહિ

ચંપાના મનમાં ખાત્રી હતી કે તે કોઇ બીજી પેટીમાં જરૂર હશે. તેણે બધી પેટીઓ તપાસી જોઈ પણ ડબ્બો ન મળ્યો. તોયે તેનો જીવ માન્યો નહિ, તેથી તેણે દરેક પેટીમાંની વસ્તુઓ જુદી જુદી કાઢી ડબ્બો શોધ્યો, પણ તેનો પત્તો લાગ્યોજ નહિ. ત્યારે તે હતાશ થઇ. બેસીને રોવા લાગી.

તે ઘણીવાર સુધી ડુસકાં ખાઇને રોવા લાગી. સ્ટેશન માસ્તરની છોકરી પોતાના-નાના ભાઇને પડખામા લઇ વહુને (ચંપાને) જોવા આવી હતી તે ચંપાને રોતી જોઇ કાઇ પણ બોલ્યા વગર પાછી ચાલી ગઇ

તેટલામાં ગિરીન્દ્રનાથ પણ આવ્યા, તેમણે ચકિત થઈ પૂછ્યું "આ શું!"

ચંપાએ રોતાં રોતાં બધી હકીકત કહી સંભળાવી.

તે સાંભળી ગિરીન્દ્ર માથે હાથ રાખી બેસી ગયા. કેટલાક વખત પછી તેમણે કોમલ સ્વરે ચંપાને પૂછ્યું: "બધું સારી રીતે તપાસી જોયું છે?"

ચંપા-"હા, સારી પેઠે જોયું છે. જ્યારે ક્યાંય પત્તો ન મલ્યો ત્યારે હતાશ થઇ બેઠી છું."

ગિરીન્દ્ર—"તે ડબો છેલ્લી વાર તેં ક્યારે જોયો હતો?"

"કાલે જ્યારે ખગોળથી નીકળી ત્યારે એક રંગીન કપડામાં તેને બાંધી પેલી કાળી 'ટ્રંક'માં મુક્યો હતો, તે મને બરાબર યાદ છે."

"ગાડીમાં કોઇ બીજી ચીજ કાઢવા માટે તે કાળી પેટી એકે વાર ખોલી હતી કે!"

"હા, એકવાર. જ્યારે ટાઢ વાવા માંડી ત્યારે તે પેટી ખોલી તેમાંથી શાલ કાઢી હતી."

"તે વખતે ઘરેણાનો ડબ્બો બહાર કાઢીને રાખ્યો હતો કે?"

"ના, શાલ તો ઉપર જ હતી. મેં તે ધીરેથી કાઢી લીધી અને બીજી સર્વ ચીજો તેમાં એમને એમ જ પડી હતી"

"કુંચી ક્યાં હતી?"

"કમરમાં."

"ગાડીમાં ઉંઘ તો જરૂર આવી હશે!"

"હા, એકાદ બે વાર જરાક આંખ મળી હતી."

"ત્યારે જરૂર કાશી-વાસિની જ એ લઇ ગઇ છે."

ચંપા ચૂપ રહી. જરા વાર પછી ગિરીન્દ્ર ફરી કહેવા લાગ્યાઃ "જ્યારે તું ઉંઘી ગઇ હઇશ ત્યારે તેણે ધીરે ધીરે તારી કમરમાંથી કુંચી કાઢી લીધી હશે અને પેટીમાંથી પેલો ઘરેણાંનો ડબ્બો કાઢી લીધો હશે. તને તેનાં નામની ખબર છે?"

ચંપા—"ના, તે બુઢ્ઢી હતી એટલે તેનું નામ પૂછવાનો અવિવેક મારાથી થઇ શક્યો નહિ."

ગિરીન્દ્ર—"વારૂ, કાશીમાં તે ક્યાં રહે છે તે જાણે છે?"

ચંપા—"કોઇક મઠમાં રહે છે."

ગિરીન્દ્ર ગુસ્સે થઇ બોલ્યા—"કાશીમાં તો નવમો નવાણું મઠ છે. ક્યા મઠમાં રહે છે અને તે મઠ ક્યાં છે તે જાણે છે?"

ચંપા—"ના."

ગિરીન્દ્ર—"મેં તેજ દિવસે કહ્યું હતું કે તેનો વિશ્વાસ ન કરો. ત્રીશ રૂપીઆની લાલચ આપી સર્વસ્વ લઇ ગઇ."

ચંપા—"આપ ગમે તે કહો, પણ તેણે નથી જ લીધો. કદાચ હું જ ખગોળ ભૂલી આવી હઉં." ગિરિન્દ્રને ચંપાના બોલવા પર કોઇ રીતે વિશ્વાસ બેઠો નહિ. તેમણે કહ્યું "આ વ્યર્થ વાતને જવા દે. હું એવી વાહિયાત વાતોને ભરોસે રહી શકતો નથી. તું સંસારના છળ પ્રપંચની વાતો શું સમજે? વારૂ એટલું કહે, તે સ્ત્રીએ તારાં ઘરેણાં કોઇ દિવસ જોયેલાં કે?"

ચંપા ડરતાં ડરતાં બોલીઃ "જોયાં તો હતાં, આપણે ભોજન આપ્યું, તે દહાડે તેણે મને કહ્યું-બેટી, તારાં ઘરેણાં મેં નથી જોયાં. જોઉં કેવાં છે? મેં પેટીમાંથી કાઢી બધાં ઘરેણાં તેને દેખાડી દીધાં હતાં."

ગિરીન્દ્ર—"ત્યારે, હવે તેમાં કાંઈ સંદેહ નથી. હું પોલિસમાં ખબર આપવા જાઉં છું." એમ કહી ગિરીન્દ્ર સ્ટેશન પર ગયા. ચંપા એકલી બેઠી બેઠી રોવા લાગી.

(૬)

બે અઠવાડીઆં વીતી ગયાં છે. આ એક પખવાડીઆના અરસામાં સ્ત્રી અને સ્વામી ઘરેણાંનો શોક પ્રાયઃ ભૂલી ગયાં છે. તેઓ બન્ને હવે પરસ્પર પૂર્વવત્ હસવા બોલવા લાગ્યાં છે. આ નવી જગામાં આવી ગિરીન્દ્રને સારી પેદાશ થવા લાગી, તેથી જણાય છે કે તેમને ઘરેણાં ખોવાવાનું દુઃખ હવે એટલું બધું રહ્યું નહિ.

જે દહાડે પોલિસને તાર કીધો હતો તેજ દહાડે દિલદોર નગરથી આવી જમાદાર ઘરેણાંની ટીપ અને તેના સંબંધમાં સર્વ વાતો પૂછીને લખી ગયો. પણ તે પછી પોલિસની તપાસનું પરિણામ કાંઈ જણાયું નહિ

સાડા અગીઆર વાગ્યાનો સમય છે. ગિરીન્દ્રનાથ ઓફિસમાં ગયા છે. ચંપા ભોજન કરવા બેઠી છે. એવા વખતે દિલદાર નગરથી ગાડી આવી. ગિરીન્દ્રનાથનું ઘર પ્લેટફાર્મની નીચેજ હતું. દ્વાર પર ઉભા રહેવાથી ગાડીમાંના યાત્રિઓનુ અનાયાસે દર્શન થતું હતું. ચંપાને એ એક વિચિત્ર ટેવ પડી ગઇ હતી, કે જ્યારે જ્યારે પેસેંજર ગાડી આવતી ત્યારે તે જોવા માટે તે દોડતી. જાણે પ્રતિવાર ગાડીને જોવી એ તેનુ કર્ત્તવ્ય હોય ને ! ન જુવે તો તેના કર્ત્તવ્યમાં જાણે હાનિ થતી હોય ને !' ગાડી આવવાનો અવાજ સાંભળી ચંપા થાળી પરથી ઉઠી એ ઠે હાથે અને એંઠે મોંએ ગાડી જોવા ગઇ. બારણું બંધ હતું, તેણી દરવાજા પાસે ઉભી રહી એક છિદ્રમાંથી જોવા માંડયુ, જોયુ તો કાશી–વાસિની ગાડીમાંથી ઉતરી પ્લેટફોર્મ ઉપર ઉભી છે. એક પોર્ટર તેનો સામાન ગાડીમાંથી ઉતારી રહ્યો છે. કોણ જાણે કાશી–વાસિનીએ પોર્ટરને શુ પૂછયુ ? તે પોર્ટરે ગિરિન્દ્રનાથના ઘર તરફ આંગળી કરી.

ચપા દોડીને આગણામા ગઇ અને મો હાથ ધોયા તેની છાતી ધડકવા લાગી. તે ચકિત દૃષ્ટિથી કાશી–વાસિનીના આવવાની રાહ જોવા લાગી, તેના હૃદયમાં એક આનુપૂર્વિક આહલાદ જાગ્યો. તેણે મનમા ને મનમાંજ ઇશ્વિરની પ્રાર્થના કીધી કે સ્વામિએ તેના પર જે ચોરીનો આરોપ મૂકયો છે તે તેને કાને ન પડે. તેને પૂરો ભરોસો હતો કે—કાશી–વાસિનીએ તેના ઘરેણા લીધા નહોતાં. તેને પોતાને ત્યાં આવતી જોઈ ચંપાનો એ વિશ્વાસ દૃઢ થયો. જો તેણે ઘરેણાં ચોર્યા હોત તો તે પોતાની મેળે ત્યાં કદી ન આવત.

આ રીતે તે વિચાર કરતી હતી એટલામાં કાશી–વાસિની ત્યાં આવી પહોંચી. "માં, આપ આવ્યાં" કહી ચંપાએ તેને પ્રણામ કીધા. તેણે ચંપાને માથે હાથ રાખી વહાલથી આશીર્વાદ દીધા.

ચંપાએ કહ્યુ "આપ સ્નાન કરો તેટલામા હુ રસોઇ ચઢાવી દઉં છુ."

"સ્નાન તો હું કરીશ, પણ રસોઇ ચઢાવવાની કાંઇ જરૂર નથી, આજ એકાદશી છે."

ચંપાએ કાશી–વાસિનીના મુખ તરફ લક્ષપૂર્વક જોયું તો જણાવ્યું કે તેના મુખ પર ઉદાસી છવાઇ હતી. તેનો મુખભાવ ઘણો ગભીર હતો. વાતવાતમાં તેની આંખોમાં આંસુ ભરાઇ આવતાં હતાં. ચપાએ પૂછયું "આપનુ મન આટલું ઉદાસ કેમ છે ?"

"જાણતી નથી ?"

ચંપા કાંઇક ભય અને વિસ્મયથી આક્રાન્ત થઈ બોલી "શુ ?"

"તમારો મારા પર સન્દેહ થયો છે કે હું તમારા ઘરેણાનો ડબ્બો લઇ આઈ છું. તપાસ માટે પોલિસને મોકલેલ છે, શુ તને તેની ખબર નથી ?"

ચપા શરમથી માથું નમાવી ચૂપ રહી. જરાવારે બોલી "જો હું સોગંદ ખાઇને પણ કહું કે મારા મનમાં આ સન્દેહ પેદા થયો નહોતો તો શુ આપ તે માનશો ?"

કાશી–વાસિનીએ ખેદ યુક્ત સ્વરે કહ્યું. "બેટી, તને નહિ તો તારા પતિને તો મારા પર શક ગયો છે ?"

ચંપા—"પોલિસને તમારો પત્તો મળશે એમ એ માનતા નહોતા. આજ પણ તેમણે કહ્યું હતું કે કાશીમાં લાખો મંદિર છે. કેટલાએ સ્થાનબાગી વૈષ્ણવ છે, તેમા તેનો ક્યાં પત્તો લાગશે ?"

"પોલિસે તો મને શોધી કાઢી અરે! તેણે શું મારા પર ઓછો જુલમ ગુજાર્યો છે! જ્યારે બસો રૂપીઆ લાંચ આપી ત્યારે હું છૂટી થઇ છું."

ચંપા—"અમારી સાથે સ્નેહ બાંધવાનું તમને ઉચિત ફળ મળવું જોઇતું હતું તે મળી ગયું!"

કાશી–વાસિનીએ પૂછ્યું: "ગિરીન્દ્રનાથ ક્યારે આવશે?"

ચંપા—"સાંજે."

કલાકો સુધી એમજ વાતચીત થતી રહી. આકાશમાં વાદળ ઘેરાવાથી તડકો ઢંકાઇ ગયો. કાશી–વાસિની ઉંચે દૃષ્ટિ કરી બોલી "આજ વરસાદ આવે તો સારૂં."

ચંપા—"એમ કેમ?"

"હુ આજ જ જઇશ."

"આજ જ જશો?"

કાશી–વાસિનીએ હસીને કહ્યું: "તુ હજી છોકરીજ રહી. તારા સ્વામી મારા પર ચોરીનું આળ ચઢાવી મને પોલીસમાં આપવા માગે છે અને તારી ઇચ્છા છે કે હુ અહીં રહું. હું અઢી વાગ્યાની ગાડીમા પાછી જઇશ. મારા મઠમાંથી ઘણા લોકો શ્રીક્ષેત્ર જાય છે. કાલ હુ પણ તેઓની સાથે શ્રીક્ષેત્રની યાત્રા કરીશ.

ચંપા—"ત્યાંથી કેટલા દિવસે પાછા ફરશો?"

"કેમ? પાછા ફરતી વખતે હવે શુ તને મળાશે?" આમ કહેતાં કાશી–વાસિનીની આંખમાં પાણી આવી ગયાં. કેટલીક વારે તેણે પૂછ્યું. "એક કામ કરીશ?"

ચંપા—"શું"

"મારાં કેટલાંક ઘરેણાં મારી પાસે મોજુદ છે. જો તુ તેને પહેરે તો હું જરા જોઉ કે તુ કેવી દેખાય છે?" એમ કહી તેણે પેટી ઉઘાડી તેમાંથી હાથી દાંતની એક નાનકડી પેટી કાઢી. ચંપાએ આશ્ચર્ય ભરી નજરે જોયું તો જણાયુ કે તેમાં અનેક બહુ મુલ્ય જડાઉ ઘરેણાં હતા

કાશી–વાસિનીએ કહ્યું "આ બધા ઘરેણાં તું લઇ લે"

ઘરેણાંમાં હીરા, મોતી અને માણેક આદિ રત્નો જડેલાં હતાં. તેના ચમકાટથી ચપાના ચપલ નેત્રો અંજાઈ ગયા. તોપણ તેણે લાલચ અટકાવી કહ્યું "હું કેમ લઈ શકું?"

કાશી–વાસિની—"કેમ?"

ચંપા—"હું આપના આવા બહુમુલ્ય ઘરેણાં કેમ લઇ લઉં?"

કાશી–વાસિની—"હું દઉં છું ને?"

ચંપા—"તમે તો દયો છો પણ મારો લેવાનો શો અધિકાર છે? હુ નહિ લઇ શકું."

એટલામાં આખું આકાશ મંડળ મેઘથી છવાઇ ગયું. પાણીનાં ટીપાં પણ પડવા લાગ્યા. દિવસનો પ્રકાશ અંધારાનું અનુકરણ કરવા લાગ્યો. ચારે તરફ નિસ્તેજ ભાવ છવાઇ રહ્યો. જણાતું હતુ કે સાંજ પડવામાં હવે કાંઈ વિલંબ નથી.

કાશી–વાસિનીએ ફરી એકવાર આકાશ તરફ જોયું ચંપાયે કહ્યુ. "જો અધિકાર હોય તો?"

ચંપા—" અધિકાર ! શો અધિકાર ? "

કાશી-વાસિનીએ માથું નમાવી કહ્યું: " તે કહીશ, તે કહેવાજ આવી છું ! "

ચંપાની છાતી ધડકવા લાગી. તે ચકિત થઇ નિસ્તબ્ધ ભાવે કાશી-વાસિનીનું મુખ જોવા લાગી.

કાશી-વાસિનીએ પૂછ્યું " શું તારી મા જરૂર મરી ગઇ છે ? "

ચંપા જરા અટકી જઇ બોલી " કેમ ? "

કાશી-વાસિની—" અમસ્તીજ પુછુ છુ. "

ચંપા—" લોકો તો એમજ કહે છે. "

કાશી-વાસિની—" તો હું તને ખુલાસો કેમ ન કરી દઉં ? હુંજ તારી હીનભાગી મા છુ. " એમ કહેતાં કાશી-વાસિનીની આંખમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં.

ચંપા આ સાંભળી ચમકી ઉઠી. તે ચિત્રની પેઠે નિશ્ચેષ્ટ ઉભી રહી. તે મનમાં ને મનમાંજ થોડા સમય પહેલાં બનેલી ઘટના વિચારવા લાગી. તેની અન્નપૂર્ણા નામની એક ફોઇ હતી. તે તીર્થાટન કરી ઘણે દિવસે ઘેર પાછી આવી હતી.

તે ફોઇ રાત્રે સુતી વખતે તેની કાકી સાથે આડી અવળી વાતો કરતી હતી. ને એમ સમજતી હતી કે ચંપા ઉંઘી ગઇ છે, પણ ચપા ઉંઘી નહોતી. તે શ્વાસ બંધ કરીને છાનીમાની સાંભળતી હતી. તેણે જે સાંભળ્યુ તેથી તેની આંખો સામે આખું બ્રહ્માંડ ઘૂમવા લાગ્યું. તે આટલા દિવસ સુધી એમ જાણતી હતી કે તેની-મા મરી ગઇ છે, પણ તેણે હમણાં સાંભળ્યું કે તેની મા હજી જીવે છે. અન્નપૂર્ણાએ કોઇક તીર્થ સ્થળે તેને એકાએક જોઇ અને તેની મુલાકાત કરી. જે માનું સ્મરણ પુણ્યતમ સમજીને કન્યા જન્મથીજ તેને ભક્તિપૂર્વક હૃદયમા ધારણ કરી બેઠી હતી, તેજ માનું સ્મરણ યથાર્થમાં ગર્હિત છે. તેની મા કલંકિની હતી તે તેણે ત્યારે જ જાણ્યું. એ બધી વાતો જાણી તે રાત્રે ચંપાને કેટલું કષ્ટ થયું તે અવર્ણનીય છે.

ચંપા સમજી ગઇ: " આ એજ મા છે. " તેનું હૃદય કંપી ઉઠ્યું. તે પોતાના નેત્રો સન્મુખ એક અપૂર્વ ઘટના જોઇ સ્તબ્ધ થઇ રહી.

કાશી-વાસિની હજી પણ રોતીજ હતી. કેટલીકવારે જ્યારે તેનો જીવ ઠેકાણે આવ્યો ત્યારે તેણે પૂછ્યું. " હું જીવતી છું એમ તારો સ્વામી જાણે છે ? "

" નહિ. "

" તેં ક્યારે સાંભળ્યું ? "

" વિવાહ થયા પછી. "

" અન્નપૂર્ણા ફોઇને મોઢે ? "

" હા. "

કાશી-વાસિની—" મેં પણ તેનેજ મોઢે સાંભળ્યું હતું કે તારો વિવાહ થયો છે, અને જમાઇ બાબુ દાનપુરમાં ' ગુડસ્ ક્લાર્ક ' છે. વિજયયાત્રાને દિવસે તું દાનપુર આવીશ એમ પણ તેમણે કહ્યું હતું. "

ચંપા: "તો જણાય છે કે આપ જાણી જોઇને કાનપુર આવ્યાં હતાં! દેશ જવાની વાત તમે જૂઠીજ કહી હતી? કેમ?

ચંપાએ આ વાત કઠોર સ્વરે પૂછી.

કાશી–વાસિનીએ રોતાં રોતાં કહ્યું—"પોતાના સંતાનને શું કોઇ ભૂલી શકે છે!"

આ સાંભળી ચંપાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે પોતાની મા છે એ જાણીને નહિ, પણ પોતાના પ્રતિ જે માતૃત્વ ભાવ ઉત્પન્ન થયો હતો તે તેની આગળ ઉપસ્થિત થયો તેથી, તે રોવા સરખી થઇ બોલી–"તમો મારી મા છો એ મને શા માટે કહ્યું?"

કાશી–વાસિની "કોણ જાણે મારાથી કેમ ન રહી શકાયું?"

ચંપા આવેશમાં આવી એકવાર કહેવા ઇચ્છતી હતી તે કહ્યું તો સારૂં થયું. નહિં તો આ આંખોથી માને ક્યારે જોત? પણ તરત તેના મનનો ભાવ બદલાઇ ગયો. તેણે મનમાં કહ્યું—"આ માનું મન ન જોત તો સારૂ થાત."

આવા વિચારમાં પડી તે ચૂપ રહી, ઘણી વાર સુધી કાંઇ બોલી નહિ. ગાડી આવવાનો સમય થયો! કાશી–વાસિનીએ પોર્ટરને કહી રાખ્યુ હતું તેથી તે સામાન લેવા આવ્યો.

ચંપાએ કહ્યું "ઘરેણાં લેતા જાઓ હું એ નહિ પહેરૂં."

કાશી–વાસિની પુત્રીના મુખ તરફ જોઇ તેના મનનો ભાવ સમજી ગઇ. પછી જરા વારે બોલી–"તું જેમ ધારે છે તેમ નથી. તું આ ખુશીથી પહેર. જો એમ હોત તો હુંજ તને ન આપત. આ જીવનમાં એકવાર જે પાપ કીધું તેનું પ્રાયશ્ચિત આજ ચૌદ વરસથી ભોગવી રહી છું. આ ભૂષણ મારા–કોઇની કમાઇનાં નથી. હું એકવાર મોટા ઘરની ઘણીયાણી હતી તે તને ખબર નથી?"

ચંપા—"મારા સ્વામીની સંમતિ વગર હું લઇ શકતી નથી."

"વારૂ, જો તે તને આ ઘરેણા પહેરવા ન દે તો તેને કોઇ ધર્મકાર્યમાં આપી દેજે."

આમ કહી કાશી–વાસિની જવા તત્પર થઇ.

ચંપાની માતૃભક્તિ ઉછળી રહી તેનાથી રહેવાયું નહિ. "મા, ફરી દર્શન દેજે" એમ કહી માના ચરણમાં પડી અશ્રુ ઢાળતી પ્રણામ કરવા લાગી. તેની મા આંખો લૂછી બોલી "સાવિત્રી થા, સતી થા, રાણી થા," એમ કહી ઝટપટ પોર્ટર સાથે ઘરની બહાર નીકળી ગઇ.

---

# કાલિન્દી.

અનુવાદક—ડોકટર નટવરલાલ જગન્નાથ ગૌતમી—અજમેર.

[ શ્રીયુત્ પાંચકડિ બન્દોપાધ્યાય વિરચિત આ બંગાળી વાર્તાનું રૂપાન્તર કરવાને આમ પરવાનગી મેળવવામાં આવી છે ]

૧.

બંગાલ—પ્રદેશમાં કોણ સ્ત્રી સુન્દર નથી? અવગુન્ઠનવતી સ્ત્રીઓ સૌન્દર્યનો ખજાનો છે, એમ બંગવાસિ પુરૂષો અનુમાન કરે છે કિન્તુ અમે સ્ત્રીઓ ચકની અન્દરથી—ગાડીના શટર (shutter)માંથી—થિએટર (નાટકશાળા)ના જાળીદાર પડદાની અંદરથી પુરૂષોને

જોઇએ છીએ—સારી રીતે મનોયોગ પૂર્વક તેમનું અવલોકન કરીએ છીએ—એકાન્તમા આરામ કરવાને વખતે—મનમાં ને મનમાં એકાગ્ર ચિત્તે જોઇએ છીએ—જોઇને અમારી સાથે તુલના કરતાં સમાલોચના પણ કરીએ છીએ. અતએવ બંગ—પ્રદેશમાં કેટલા પુરૂષ સુન્દર અને કેટલા કુત્સિત છે એ અમે સ્ત્રીઓ સારી રીતે જાણીએ છીએ, કિન્તુ અમારી જાતિમાં કેટલી સ્ત્રીઓ સુન્દર છે અને કેટલી કુત્સિતા છે એ પુરૂષો જાણતા નથી ! ગંગા સ્નાન સમયે તેઓ અમને એકવાર ચપળા પ્રકાશની માફક એક નજરે જોવાનો પ્રયત્ન કરે છે, કિન્તુ જેવી રીતે અમને જોવાં જોઇએ તેવી રીતે જોઇ શકતા નથી. તેઓ ફક્ત અમારા સૌન્દર્ય ઉપર મુગ્ધ થાય છે ! ભીના પોશાકમા પરિધાન થએલા પુરૂષના સૌન્દર્ય ઉપર કેટલા બધા પુરૂષો વિભોર થાય છે ?

આ પ્રદેશમાં એક પ્રકારના બીજા પણ મનુષ્ય નિવાસ કરે છે તેઓ અવગુન્ઠન ઉપર ચીડાય છે અને અવરોધ પ્રથાની ઉપર અભિમાન કરી કહે છે કે—"સ્ત્રીઓ સૌન્દર્યવાન નથી. સૌન્દર્ય ઉપર સ્ત્રીઓનો હક નથી. પુરૂષોજ સૌન્દર્યવાન છે. આ શ્રેણીના પ્રમુખ રાજકૃષ્ણ મુખ્યોપાધ્યાયનું કહેવું એવું છે કે—"પુરૂષોને દાઢી છે—મૂછ છે—સિંહની સમાન કેશ છે—કોકિલની સમાન સ્વર છે—શિરનાવાળ અત્યન્ત સુન્દર છે—હાથીની માફક દાન છે—સુતગમ પુરૂષજ સુન્દર છે—પુરૂષજ રૂપવાન છે."

આવી આવી વાતો નિરાશ પ્રાણવાળા મનુષ્યના મુખેથીજ સાંભળવામાં આવે છે. તેઓ આંધળા છે—જોઇ શકતા નથી—તેમજ તેઓને જોતાં આવડતું પણ નથી. આ કારણથી અમે કેવાં અને કેટલાં સુન્દર છીએ, તે જાણવાને તેઓ સર્વથા અસમર્થ છે. અમારૂં મનહરણ કરવાને—અમારી સેવા કરવાનેજ પુરૂષોનુ રૂપ—પુરૂષોનુ ઐશ્વર્ય છે ! ભલે અમે તમે તેવા હોઇએ પરન્તુ અમારા ચરણ તળે રહેવાનેજ પુરૂષો જન્મેલા છે !

૨.

હવે હું મ્હારી વાત કહુ છું. મ્હારૂં નામ કાલિન્દી છે. બંગવાસિની હોવા છતાં પણ મ્હારામા રૂપ નથી. આ વાત મ્હને આયનામા મ્હારૂં પ્રતિબિમ્બ જોતાંજ માલૂમ પડે છે. આથી હું કહું છુ કે હું રૂપવતી નથી. મ્હને કપાળ છે, કપોલ છે, નાક છે, કાન છે, કન્ઠ છે, ચક્ષુ છે, ઓષ્ઠ છે, ચિબુક છે, કક્ષ છે, વક્ષ છે, શ્રોણી છે, જંઘા છે. સર્વ છે કિન્તુ રૂપ નથી. સપ્તદશ વર્ષમાં પદાર્પણ કરતી સ્ત્રીઓને જે જે રહેવુ આવશ્યક છે તે સર્વ મ્હારામાં છે કિન્તુ કેવળ રૂપ નથી, આથીજ કદાચિત્ મ્હારૂં નામ કાલિન્દી પાડ્યુ હશે. આ અવસ્થામાં ગધેડીને પણ રૂપ હોય છે, ઘોડી પણ આ અવસ્થામા સુન્દર જણાય છે અને મનુષ્યોના વિષયમાં તો સર્વ વ્યક્તિનુ એનુ કહેવુ છે કે આ અવસ્થામાં ભલે પુરૂષ હો કે સ્ત્રી હો પરન્તુ દરેક જણ અવશ્ય સુન્દર જણાય છે કિન્તુ કહેવાને દિલગીર છુ કે આ અવસ્થામા આવ્યા છતા પણ મ્હારામાં રૂપ નથી !

"આ સ્ત્રી સુન્દર નથી" એમ કહી જે પુરૂષો મ્હારી આ રૂપ-કથાને નહી વાંચે તેને માટે હું લગીર પણ દુઃખી થવાની નથી. આ દુર્દિન દિવસે, દુર્ગા-પૂજાની ધામ ધુમ સમયે, મેલેરિયા (જ્વર)ના ભયંકર પ્રકોપના સમયે, તમને જ્ઞાન-શૂન્ય કરવાની મ્હારી ઇચ્છા નથી.

" મ્હારો રંગ કાળો છે, કિન્તુ બુટના બ્રશની માફક કાળો નથી. રાણીગંજની કોલસાની ખાણોમાં કામ કરનારા કુલીઓની માફક કાળો નથી સાહિત્ય ક્ષેત્રના કંઇ એક સુપ્રસિદ્ધ ધુરન્ધર લેખકોના શરીરની માફક કાળો નથી. મ્હારો રંગ મ્હારા સમાનજ કાળો છે. દુર્ગા પૂજાના દિવસો પાસે આવતા ત્હમારી ગૃહિણી રોષ—વિકારથી ત્હમને અલંકાર ઘડાવવાનું કહે છે તે વખતે ઘરેણાં ઘડાવવામાં અસમર્થ હો ત્યારે ત્હમારૂં નિવાસ-સ્થાન યા હૃદય જેવું અંધકારમય-કાળું જણાય છે તેવોજ કાળો મ્હારો રંગ છે.

" હું પરણિતા છુ એ કહેવાની કંઇ આવશ્યકતા નથી. મ્હારા પતિ મ્હારા ઉપર પ્રીતિ રાખે છે કે નહી તે જાણવાને મ્હને અવસર પ્રાપ્ત થયો નથી પરન્તુ દુર્ગા-પૂજા સમયે મ્હને તેઓ પાકા લીલુ રંગતી—કેસરી સાડી ખરીદ કરીને આપે છે જો ત્હમે મ્હારા આદર સોહાગના વિષયમાં જાણવા ચાહતા હો તો ત્હેની શી ગણના ? કેમકે પોતાનું કામ હોય ત્યારે તો બેશરમા પુરૂષો અમે જેમ કહીએ છીએ તેમ કરે છે, તેથીજ કહું છુ કે આદર સોહાગની શી ગણના ? મ્હારૂં નામ કાલિન્દી, મ્હારૂં નિવાસ—સ્થાન કાલીઘાટ મ્હારા પિતાનું નામ કાળઘોસ, મ્હારા સ્વામીનું નામ કાલાચાંદ—તો વારૂં હું કાળી કેમ ન હોઉં ? વિશેષત જ્યારથી હિન્દુસ્થાનમાં વિદેશીની પધરામણી થઇ છે ત્યારથી મ્હારો દેશ કાળા કુલીઓનો દેશ કહેવાય છે ! આ સમ્બન્ધથી પણ કાળા કુલીની સ્રી કાલિન્દી પણ કાળીજ હોવી જોઇએ. ભગિની-વાચક ! (પુરૂષ-વાચક ! ત્હમે ગુસ્સે ના થશો ) ત્હમે પુરૂષોની મીઠી વાતોમાં ત્હમારી જાતને ભૂલી જઇ આનંદમાં નિમગ્ન થાવ છો. ત્હમારી આવી અવસ્થામાં ત્હમને મ્હારી આ ઘટના વાંચવી ક્યાથી ગમશે ? કિન્તુ લાચાર છું વખત આવ્યે સત્ય વાત કહેવી અને સાંભળવી પણ પડે છે હું કુરૂપા છુ એ વાત ખરી છે.

૩.

મ્હારા સ્વામી વકીલ છે દુર્ગા—પૂજાની છુટી પડવાથી તેઓ ઘેર આવ્યા છે. ત્હેમના આવવાથી મ્હને નાટક જોવાનો અવસર મળ્યો છે. બે ઘોડા ગાડીઓ અમારે માટે ભાડે કરવામાં આવી છે. એક ગાડીમાં ન્હાનાં બાળક—બાલિકાઓ અને ઘરની વૃદ્ધ સ્રીઓ જશે. બીજી ગાડીમાં હુ, મ્હારી ન્હાની બ્હેન, મ્હારી વચટ ભાભી અને મ્હારા સ્વામી—આ ચાર વ્યક્તિ જઇશુ. ગાડી આવીને ઉભી રહી. અમે સર્વ ઉક્ત વ્યવસ્થા અનુસાર ગાડીમા બેઠા અને ગાડી હાંકવામાં આવી. કાલી ઘાટથી અભિનય સ્થાન બહુજ દૂર છે. ઘોડા ગાડીમાં જઇએ છીએ તો પણ એક કલાક લાગે છે હુ અવશ્યમેવ બહુજ કુરૂપા છું. એ આ એક કલાકમાં હું સારી રીતે સમજી ગઈ. આ વખતે હું અવગુન્ઠનવતી નહોતી કારણ કે મ્હારા સ્વામી મ્હારા વૈભવથી સુપરિચિત હતા. મ્હારા ભાભી અવગુન્ઠનવતી થઇ મન્દ—હાસ્યની પ્રભામય ચન્દ્રિકા વિકસિત કરતાં ત્હેમના નણદોઇ—મ્હારા સ્વામીની સન્મુખ બેઠાં હતા.

પુરૂષો ! જેને સદૈવ ત્હમે જુવો છો, જેને જોવાનો ત્હમને અધિકાર મળ્યો છે, ત્હેની સાથે તારા મૈત્રક (નયન મિલાપ) કરવુ ત્હમે પાપ સમજો છો, ત્હમે ત્હેની સાથે વાર્તાલાપ કરવાને પણ લજ્જિત થાવ છો, પરન્તુ જ્યાં અવગુન્ઠનવતી કામિની નજરે પડી, પછી ભલે તે દુષ્પ્રાપ્ય હો અને ભલે તે કુરૂપા હો પરન્તુ ત્હમે ત્હમારી આંખો વિસ્ફારિત કરીને ત્હેની પ્રતિ જોવાનું શરૂ કરી દો છો ! આ ત્હમારી કેવી ખરાબ આદત છે ?

મ્હારી ભાભીના સૌન્દર્યની લાવણ્ય—ધારા પ્રત્યેક ક્ષણ નવશિખર—શિખતા શેફાલિકાની માફક ચારે તરફ પરિસ્ફુટ થવા લાગી મ્હારા સ્વામી સમજ્યા કે મ્હારી ભાભી અત્યંત સુન્દર છે અને હું પણ સમજી કે તે રૂપવતી—લાવણ્યમયી છે. આ વખતે હું કોણ જાણે કેમ અકસ્માત્ ભયથી વિહ્વળ બની ગઇ. તેજ વખતથી હું અન્ય મનુષ્યક જેવી થઇ અભિનય જોઇ ઘેર આવી.

બીજે દિવસે પ્રાતઃકાળે સ્વામીએ ટ્રંક (પેટી) ઉઘાડી મ્હને વસન્તી રંગની એક સાડી અને રીંગણ રંગનું એક પોલકું આપ્યું.

૪.

આજે દ્વિતીય વર્ષની દુર્ગા—પૂજા છે. આજે સ્વામી પણ ઘેર આવ્યા છે. કોર્ટમા પણ એક મહીનાની રજા પડી છે. કિન્તુ હાય ! જુવોને ઘણા દિવસે હૃદયેશ્વર—હૃદય વલ્લભ જીવનસર્વસ્વ પરદેશથી ઘેર આવ્યા, પરન્તુ મ્હને મળ્યા વિના મ્હારો વિયોગાગ્નિ પ્રશાન્ત કર્યા વિના દારજિલીંગ જવાને માટે બેગ (ચામડાની પેટી)માં કપડાં ગોઠવે છે. પ્રિયતમ જો મ્હને રૂપવતી સમજતા હોત—મ્હારી સૌન્દર્ય પ્રભાના જો તે પ્રણયી હોત તો અવશ્ય તે મ્હારા ચરણોની દાસત્વ-વૃત્તિનો સ્વીકાર કરી સદૈવ મ્હારી આજ્ઞામાં રહેત ! પરન્તુ હું તો કુરૂપા છું. દારજિલીંગમાં કાંચન ગંગા છે, જ્યાં ધવલ-કાન્તિ વાળી વિદેશી રમણિયો વિહાર કરે છે તો પછી આવા દેશમાં બેશરમા પુરૂષો કેમ ન જાય ?

"કિન્તુ મ્હારામાં પણ સુન્દરતા છે. તે મ્હારી સુન્દરતા છે કે મ્હારા અવગુન્ઠનની સુન્દરતા છે તે હું કહી શકતી નથી. પરન્તુ જે વખતે હું અવગુન્ઠનવતી થઇ કંઇ જવાને માટે બહાર નિકળું છુ ત્યારે લોકો મ્હારૂં રૂપ જોવાની આકાંક્ષાથી ચક્ષુ વિસ્ફારિત કરીને મ્હને જુવે છે. જે વખતે લોકો મ્હને જોઇ મ્હારા રૂપનું અન્વેષણ કરે છે તે વખતે હું ઘણીજ સુન્દર છુ એવુ મ્હને જ્ઞાત થાય છે. પરન્તુ તે રૂપ મ્હારા સ્વામીની દષ્ટિમા નિરૂપ છે. આથીજ મ્હારામાં રૂપ નથી એવો ભય ઉત્પન્ન થાય છે !

"રૂપ—કથામાં હું આટલી બધી કેમ લીન થઇ ગઇ ? તમે જાણો છો ?—સુપ્રસિદ્ધ પુરૂષોના લખેલા નાટક નૉવેલ પ્રભૃતિ સર્વ પુસ્તકોમા સ્ત્રીઓના રૂપ-વર્ણનની અધિકતા જોવામા આવે છે ત્યારે મ્હારી કામિની કલમ કલંકિત કાલિન્દીની. કથામાં રૂપનો ઉલ્લેખ કેમ ના કર્યો જાય ? પુરૂષો પોતાના રૂપનું વર્ણન પોતે કરતા નથી કિન્તુ મ્હારા રૂપનું વર્ણન મ્હેં પોતે કર્યું છે

૫.

મ્હારા સ્વામી દારજિલિંગ ચાલ્યા ગયા છે આજ દુર્ગા-પૂજાની પંચમી તિથિ છે. જગતજનનીની પ્રતિમા પ્રસ્તુત થઇ રહી છે. ઘરની પ્રાયઃ સર્વ વ્યક્તિ કામકાજમા વ્યસ્ત છે. કામ કેવળ મ્હને જ નથી. હું હજુ કંઇ પુત્રવતી થઇ નથી—મ્હને હજુ સુધી કંઇ સન્તાન-સંતતિ થઇ નથી મ્હારા મ્હોટા ભાઇ વિપત્નીક છે ત્હેને પણ કંઇ પુત્ર નથી. મ્હારાં વચટ ભાભી પણ મ્હારા જ જેવા છે. મ્હારા વચટ ભાઇ હજુ સુધી વિદેશથી આવ્યા નથી. સુતરાંમ અમને આટલાં જણને કંઇ કામ કરવાનુ નથી, માતા, નોકર આદિ વૃદ્ધ સ્ત્રીઓ પૂજાના કામમાં વ્યસ્ત છે, અમે એક ઉમ્મરની સર્વ સાથે મળી મન્દહાસ્યના ફુવારા સ્ફુરિત કરીએ છીએ. પ્રસગ આવ્યે મ્હને એવુ પણ કહેવું પડે છે કે હું કુરૂપા છુ. જો મ્હારા વચટ ભાઇ પણ ઘેર આવી દારજિલિંગ જાત તો હું પણ સમજતી કે મ્હારાં વચટ ભાભી પણ મ્હારા જ જેવા કુરૂપા છે.

"પચમી તિથિની સન્ધ્યાને સમયે મ્હારી મચટ ભાભીના નામનો એક પત્ર પોસ્ટમેન આપી ગયો. કવર ઉપરના હસ્તાક્ષરો જોતાંજ હું કમ્પી ઉઠી. તે અક્ષરો મ્હારા સ્વામીના હતા. મ્હારી ભાભીએ મ્હને પત્ર વાંચી બતાવ્યો. પત્રમાં મ્હને "કુરૂપા કાલિન્દી" લખવામાં આવી હતી. પત્રમાં પ્રિયતમે એક સ્થાનપર લખ્યું હતું કે:—"પ્રાણેશ્વરી! ઘેર આવી ત્હમારા ચન્દ્રવદનનું દર્શન આ વખતે ના કરી શક્યો—આ સેવક ત્હમને કંઇ પ્રેમોપહાર પણ સ્મરણને માટે ના આપી શક્યો ત્હેનો મ્હને ઘણો જ પશ્ચાતાપ છે. ત્હમે મ્હારા આ અપરાધને ત્હમારા હૃદયાસનમાં સ્થાન આપશો નહીં. દારજિલિંગથી કઇ ચીજ લાવી ત્હમને સુખી કરૂં? પત્રદ્વારા સૂચના મળવાથી હું મ્હારી જાતને અહોભાગ્ય સમજીશ!" ઇત્યાદિ, ઇત્યાદિ. પ્રિય વાચક, વિચાર તો કરો કે આથી શું હું મ્હારી જાતને સુન્દર કહી શકું?

"બીજે દિવસે પટીના પ્રાતઃકાળે મ્હારા શ્વસુરનો પ્રતિપાલિત નગેન્દ્ર નામક એક દરિદ્ર યુવાન મ્હારે ઘેર આવ્યો. બહુ જ દૂરની સગાઇએ નગેન્દ્ર મ્હારા શ્વશુરનો ભાણેજ થતો હતો, નગેન્દ્રે આવીને તરત જ નોકર સાથે મ્હને કહેવરાવ્યું કે:—"કાલિન્દી ભાભીને તેડવાને માટે ત્હેમના શ્વસુરાલયથી હું આવ્યો છું. મ્હારી સાથે આજે જ ત્હેમને આવવું પડશે. ગાડી હું સાથે લેતો આવ્યો છું." મ્હેં કંઇપણ ઉત્તર આપ્યો નહીં. કારણકે હિન્દુ-રમણિયોને શ્વશુરગૃહ જ સર્વસ્વ છે! સુતરામ, મ્હને તેજ દિવસે શ્વસુર—ગૃહે જવું પડ્યું.

પુનઃ આજે તેજ ઘોડાગાડી છે. એક દિવસ સન્ધ્યાને સમયે આજ ઘોડાગાડીમાં બેસી મ્હેં મ્હારાં વૃચટ ભાભીને ઘણાંજ સુન્દર જોયાં હતાં અને આજે બપોરના સમયે આ ઘોડાગાડીમાં બેસી હું નગેન્દ્રને અત્યન્ત સુન્દર જોઉં છું!

"આ શું? અતિ પરિચયથી રૂપના અભાવનું જ્ઞાન થાય છે, અને અપરિચિતના સમીપ રૂપનો પ્રભાવ થાય છે! આ કેમ થાય છે? ગાડીમાં નગેન્દ્રે મ્હને પૂછ્યું:—"ભાભી! ત્હમારૂં નામ કાલિન્દી કેમ પડ્યું? ત્હમારામાં રૂપ તો અત્યંત છે, તો પછી ભાઈ ત્હમને છોડી દારજિલિંગ કેમ ચાલ્યા ગયા!" આ સાંભળતાંજ શુષ્ક—ભૂમિ ઉપર જલબિન્દુ પડવા લાગ્યાં અને સ્નેહ સિક્ત શીતલ ભાવથી હૃદય દ્રવિત થઇ ગયું.

જ્યારથી હું શ્વશુર—ગૃહાલયે ગઇ ત્યારથી ત્રણ દિવસ પર્યન્ત એટલે દુર્ગા—પૂજા સુધી મ્હારે સદા અવગુનાનવતી થઇ રહેવું પડયું. શ્વશુર પક્ષના સર્વ લોક મ્હારા રૂપની તારીફ કરવા લાગ્યાં. મ્હારી સાસુ પાડોશણોને કહેતી કે:—"મ્હારી વહુના શરીરનો રંગ કેવો સુન્દર ચમ્પા—પુષ્પના જેવો છે? ત્હેના શરીરનું બંધારણ પણ કેવું મનોમુગ્ધ છે. મૃદુહાસ્ય—મ્હોટી આકર્ણ-વિસ્તૃત કાળી મૃગોપમ આંખો, સુધારસ પૂર્ણ ઓષ્ઠ, અહા! મ્હારી વહુ માનો જાણે સાક્ષાત લક્ષ્મી છે." મ્હારી સાસુના મ્હોડેથી આવી આવી વાતો સાંભળી હવે હું આયનામાં મ્હારૂં પ્રતિબિંબ જોતી નથી.

"સર્વ ઘડીઆળો એક છે પરન્તુ સર્વ એક ચાલથી ચાલતી નથી. કંઇક અન્તર રાખીને ચાલે છે. સર્વ વ્યક્તિને બે નેત્રો છે. કિન્તુ સર્વ નેત્રોને દરેક ચીજ એક સરખી દેખાતી નથી. કંઇને કંઇ તફાવત માલૂમ પડે છે, મ્હારા સ્વામી જે દષ્ટિથી મ્હને જુવે છે, તેજ દષ્ટિથી નગેન્દ્ર મ્હને જોતો નથી. મ્હારી મા મ્હને જેવી જુવે છે, તેવી મ્હારી સાસુ મ્હને જોતી નથી. આ જ ખરેખરૂં વૈષમ્ય છે. આ જ વૈષમ્યથી સર્વ નષ્ટ થાય છે અથવા નષ્ટ થવાનો સંભવ રહે છે. કિન્તુ વૈષમ્ય જ માનવ સમાજની વ્યવસ્થા છે. વૈષમ્ય જ વૈચિત્ર્ય દ્વારા મનુષ્ય ચરિત્રની પુષ્ટિ છે.

"મ્હારા રક્ત માંસના દેવતા—મ્હારા જીવનના પ્રકાશ—મ્હારી ભિક્ષાની ઝોળી, દરિદ્રતાની છિન્ન-કન્થા— પિસિપાત પથિકનું જલપાન—અન્ધાનુ અવલમ્બન—આ જન્મનુ ઐશ્વર્ય—પર કાલનુ સુખ—મ્હારા જીવિતેશ્વર!—મ્હારા સ્વામી આ વખતે દારુજીલિંગ છે મ્હારા રમત-ગમતના મિત્ર—મ્હારા નેત્રનુ અંજન—મ્હારા સીમન્તનું સિન્દૂર—મ્હારા હૃદયના નિધિ—મ્હારા સ્વામી—મ્હારા પતિદેવ આ વખતે દારજીલિંગ છે અને હુ—મ્હારા પિતાની વ્હાલી છોકરી—મ્હારી સાસુની સોહાગિણી વધુ—મ્હારી પ્રતિવેશિણીયોનુ ગૌરવધન—નગેન્દ્રનુ ઇપ્સિત પારિજાત કુસુમ—હુ પતિપ્રેમનિષ્ફળાતા અહીં પદ સ્ખલિત થઈ"

"જે આપણુ પોતાનુ નથી તે શુ સારૂ ને મીષ્ટ લાગે છે? જેને પૂર્વે પ્રાપ્ત કર્યું નથી તે શુ અપૂર્વ હોય છે? મ્હારા ભાભી મ્હારા સ્વામીની દૃષ્ટિમા અપૂર્વ અને હુ નગેન્દ્રની દ્રષ્ટિમાં અપૂર્વ! ન્હે મ્હારૂ સર્વસ્વ ધુળની મુઠીની માફક વાયુ-પ્રવાહ મુખે ઉડાવી દઈ નષ્ટ કર્યું!

"જે નિર્મિત છે તે થયા કરે છે લાખ યત્ન કરવા છતાં પણ તે રોકી શકાતુ નથી-થયા જાય છે—અદૃષ્ટમાં જે લખાયું છે તે અવશ્ય થશે

"પરન્તુ જોયુ? ત્હમે પુરૂષ છો. ત્હમારે માટે સકળ સસાર છે. તમાસા કરતા નટ કદિ પુષ્પને પોતાના માથા ઉપર મુકે છે અને કદિ ધૂળમાં ફેંકી દે છે આ પ્રમાણે સંસારે પહેલા મ્હને શિર ઉપર આરૂઢ કરી પરન્તુ હવે મ્હને પદ-દલિત કરી છે! ત્હમે લોકો નિરાદરપૂર્વક છોડી દો છે અને છોડી દીધા પછી પણ કદિ મદિ જોતા રહો છો અન્તમાં. નિન્દા પણ કરો છો આજ કારણથી ત્હેના પ્રતિરોધ સ્વરૂપમા અમને શ્રેણીનો આકાર ધારણ કરી સમાજના સ્કન્ધ ઉપર માનવમસ્તકને લેઇ ફરવુ પડે છે. કિન્તુ ત્હેમાં કોનો દોષ છે! અમારો દોષ નથી પહેલા પણ હુ સસારમાં હતી અને હવે પણ છુ સંસારે મ્હને જેવી બનાવી તેવી હુ બની છુ. જે સસારમા મ્હારા સ્વામી રહે છે, તેજ સસારમા નગેન્દ્ર પણ રહે છે જે સસારમા મ્હારી મા રહે છે, તેજ સસારમા મ્હારી સાસુ પણ રહે છે અને હું પણ તેજ સંસારમાં રહુ છુ. ત્યારે મ્હારી દશા આવી કેમ થઇ? આ પાપ-કર્મમા મ્હારી લિપ્સા કેમ વધી ગઇ?

"ત્હમે લોકો હાથ તાળી પાડી મ્હને નચાવો, નહી તો હું નૃત્યનો આરંભ કરીશ તો ત્હમારા સમાજ હૃદયને હું મથિત કરીશ ત્યારેજ છોડીશ

"મ્હને હવે શ્રી ગૌરાગ પ્રભુનો જ વિશ્વાસ છે કેમ નહી? પતિત—પાપિષ્ટનું અવલમ્બન શ્રી ગૌરાગ છે જેણે પિશાચિનિઓને પણ નામસુધાપાન કરવાનો અધિકાર આપ્યો છે, તેજ મ્હારા તારણનો પથ પરિષ્કાર કરશે

"ત્હમે લોકો પણ પતિત છો—પાપિષ્ટ છો સત્ શિક્ષાના દોષથી—અસંયમના ફેરથી—ત્હમે લોક પણ પુરૂષ—વેશ્યા" છો વારાંગનાઓના વિલાસ-વિભ્રમથી વિમૂઢ થઇ ત્હમે ત્હમારી જાતને ભૂલી જાવ છો. પતિત પુરૂષોના કામ—કટાક્ષ—કજ્જલથી અમે સ્ત્રીઓ પણ ચિર—કલંકિની છીએ

"અમારા અને તમારા ઉભયનો વિશ્વાસ કુલિકલુષનાશી—

"શ્રી કૃષ્ણ ચૈતન્ય!"

# प्रवासमंजरी·

## મહાબલેશ્વર.

( બે પ્રવાસપત્રો. )

લેખકઃ—બ્હેન સૌ. મદન બ્હેન.-મુંબઈ

### પત્ર ૧.

માણેકબાઈ સેનિટેરિઅમ,

મહાબલેશ્વર. તા. ૧૪-૧૨-૧૫

પ્રિય બ્હેન મંજુ,

તા. ૭ મીને મંગળવારે બોરીબન્દરના સ્ટેશનથી ઉપડતી ૨-૪૫ ની પૂના મેલમાં બેસી અમ્હે મુંબાઇ છોડયું. કેટલાંક સ્નેહીજનો સ્ટેશન ઉપર આવ્યાં હતાં સર્વેને છોડી જતાં દિલગીરી તો થતી હતી, પરન્તુ કુદરતની અગમ્ય લીલાને ફરીથી જોવાની આશામાં આનંદ પણ થતો હતો.

અમ્હારી જોડે જયાબ્હેન તથા માસ્ટરનું આખું કુટુંબ હતું એટલે ટ્રેનમાં તો ખુબજ મજા પડી હતી. ટ્રેન જ્યારે ભુગદા ( Tunnels ) પસાર કરે છે ત્યારે વિચિત્ર છતાં સરસ લાગે છે. 'કરજત' નામના સ્ટેશનથી અમ્હારી ટ્રેનને ગાર્ડના ડબ્બાની પાછળ બીજુ એન્જીન જોડવામાં આવ્યું હતું. કારણકે તે વખતથી ભવ્ય, રળીઆમણા ડુંગરાઓ ચઢવાનું શરૂ થાય છે. લગભગ સ્હાડા પાંચ વાગ્યે 'રીવર્સિંગ' સ્ટેશન આવ્યું હતું. તે બહુજ ઉંચે આવેલું છે. સ્હાંજનો વખત હોવાથી, સૃષ્ટિ સૌન્દર્યના વિવિધ દેખાવો બહુજ ચિત્તાકર્ષક લાગતા હતા. સાત વાગ્યે પૂના આવ્યું હતું. ત્યાંથી M. S, M. R. ( મદ્રાસ સધર્ન મરાઠા રેલવે ) માં બેસવાનું હોય છે. ટ્રેન બદલીને બરોબર ગોઠવાઇ ગયા પછી અમ્હે નાસ્તો કર્યો. રાત્રે સાડા નવ વાગતા સુધી અમ્હે બધાં જાગ્યા પણ પછી તો બધાંએ વારા ફરતી નિદ્રાદેવીની ઉપાસના કરવા માંડી.

લગભગ સવા અગીઆર વાગ્યે અમને જયાબ્હેને ઉઠાડયાં. પોર્ટરને પૂછતાં જણાયું કે તે 'સામલા'નું સ્ટેશન હતું અને ત્યાર પછીનું સ્ટેશન 'વાઠાર' આવે છે. અમ્હે 'વાઠાર'ના સ્ટેશનની ઉત્સુકતાથી રાહ જોવા માંડી સાડા અગીઆર વાગ્યા સુધી રાહ જોયા પછી 'વાઠાર' દૃષ્ટિગોચર થયું. અમ્હે ઉતર્યાં, સામાન બ્હાર કાઢયો અને સ્ટેશનની બ્હાર ગયાં. કેઈટન (ગાડી)નું પ્હેલેથી નક્કી કર્યાં છતાં આવતાં જરા વાર લાગી એટલે અમ્હે થોડીવાર તો તાઢમાં ધ્રૂજતાં સ્ટેશન ઉપરજ ઉભાં રહ્યાં. કેઈટન આવી અને બધો સામાન અંદર ગોઠવાઇ ગયો.

કેઈટનને ડુંગરી ઘોડા જોડેલા હોય છે, કારણકે સાધારણ ઘોડા કાંઇ ભાર સહી મ્હોટા ડુંગરાઓ સરેરાટ ચડી શકે નહિ. વાઠારથી મહાબલેશ્વર ૪૦ માઇલ દૂર છે. આ

આઠ માઈલને અંતરે ટપ્પા રાખવામાં આવે છે, ત્યાં ઘોડા બદલાય છે. સાડા સાત વાગે અમ્હે અમ્હારે બંગલે આવી પહોચ્યાં.

અમ્હે શેઠ પુરૂષોતમ વિશ્રામ માવજીએ બંધાવેલા 'માણેકબાઈ અને ગંગાબાઈ સેનિટેરિઅમ'માં બ્લૉક નં. ૨ મા રહીએ છીએ. નં. ૧ ના બ્લૉકમાં માસ્ટરનું કુટુંબ રહે છે. આ સેનિટેરિઅમ જૂના મહાબળેશ્વરના ગામ અને તીર્થની નજદીક છે અને નવા મહાબળેશ્વરથી ૪ માઈલ દૂર છે. હવાના તથા કુદરતી દેખાવના દૃષ્ટિબિન્દુથી આ આરોગ્ય ભુવન એક ઉત્તમ સ્થાને આવેલું છે એમ લાગે છે. મ્હામે સુન્દર ડુંગરાઓની હાર છે, તેમજ એક ઉંડી મનોહર ખીણ છે, જેમાં ખાલિકા–તન્વગી–કૃષ્ણા નદી વહે છે.

અત્રેની વસ્તી ઘણે ભાગે બ્રાહ્મણની છે, જેઓ યાત્રાળુની દક્ષણા અને યજમાનવૃત્તિ ઉપર ગુજારો કરે છે. અહિં આગળ કાંઇ પણ વસ્તુ મળી શકતી નથી. જે કાંઇ જોઇએ તે નવું મહાબળેશ્વર કે જેને અહિંના લોકો નહેર કહે છે ત્યાં જ મળે છે.

અમ્હે અહિંના જૂના મહાબળેશ્વરના મંદિરમાં ગયાં હતાં. અમ્હારા મુકામથી ત્યાં સુધી માત્ર દસ મિનિટનો રસ્તો છે. ત્યાં આગળ મહાબળેશ્વર મહાદેવનું મ્હોટું દેવાલય છે. દેવળમાં પેસતાંજ આગળના ઓરડામાં એક મ્હોટો નદી છે, જે એક પથ્થરમાંથી કોતરી કાઢેલો છે. સ્હામેના ઓરડામાં ઘણું મ્હોટું શિવલિંગ છે, જેનો વ્યાસ લગભગ એક હાથ જેટલો હશે, તે ઉપરથી તો તદ્દન ખડબચડું છે. લિંગની પાસેના પાંચ ખાડામાં પાણી ભરા યલું રહે છે, અને તે–કૃષ્ણા, વેના, સાવિત્રી, ગાયત્રી અને કોયના એ પાંચ નદીઓનાં મૂળ છે. એમ ત્યાંના પૂજારીએ અમને કહ્યું. આ ઓરડામાં અંધારૂં ઘણુંજ છે, અને તેથી પૂજારી દીવા સળગાવીને યાત્રાળુને બધુ બતાવે છે.

મહાદેવથી થોડેક દૂર એક બાવાએ એક કુંડ બંધાવ્યો છે. તેમાં ઉપરની પાંચે નદીનાં પાણી એક પથ્થરના ગૌમુખમાંથી એકઠાં થઇને પડે છે. આ કુંડ બહુ પવિત્ર ગણાય છે. કુંડ તથા આજુબાજુની જગા પથ્થરની કમાનોથી બાંધેલી છે, અને ઉપર પતરાનું છાપરૂં છે. વળી ત્યાંથી થોડેક દૂર 'અહલ્યાબાઇ હોલકર' નામનાં મરાઠા રાણીએ 'રૂદ્રેશ્વર' નામનું ન્હાનું સરખું મંદિર બંધાવ્યું છે. આ મંદિરની પાછળ "બ્રહ્મારણ્ય" આવ્યું છે. ત્યાં બ્રહ્માએ તપ કર્યું હતું. આ વિના અમ્હારા ભણી બીજું કાંઈ જોવા જેવું નથી.

તા. ૯ મીએ અમ્હે બધાં નવા મહાબળેશ્વર શેઠ રતનશી ધરમસીને ત્યાં ટાંગામાં બેસીને ગયાં હતાં. એમના બંગલાનું નામ 'મોરારજી કૅસલ' છે, અને તે છે પણ બરોબર કિલ્લા જેવોજ. ત્યાં જતી વખતે રસ્તામાં સીનરી એવી તો રમણીય, આંખોને ઠારે તેવી લાગતી હતી કે સંયમી હૃદયમાં પણ અહો બુદ્ધિની પ્રેરણા કરે. વનસ્પતિ ઘીચોઘીચ અને ઝાડ બહુ ઉંચાં નહિ જેમ આગળ વધતા જઇએ તેમ તેમ પાછળનો રસ્તો ધીમે ધીમે અદૃશ્ય થઈ વીચ ઝાડીથી ઢંકાએલા ભવ્ય રળીઆમણા ડુંગરાઓ જાણે આપણને એન્જીનની ઝડપથી મળવા આવતા હોયને એવુંજ દેખાતું. અહિંના રસ્તા પણ તદ્દન સાફ, સ્વચ્છ સુન્દર, મ્હોટા અને લાલ હોય છે. રસ્તા વળી એક એક કરતાં એવા ચઢીઆતા આવે કે જોનારને આનંદ આનંદ થઇ જાય.

મહાબળેશ્વરમાં પ્રસિદ્ધ પોઇન્ટ્સ (નાકાં) સાત છે. બૅબિંગ્ટન પૉઇન્ટ, કર્નાક પૉઇન્ટ, કૉનૉટ પૉઇન્ટ, બૉમ્બે પૉઇન્ટ, લૉડ્વિક પૉઇન્ટ, એલ્ફિન્ગ્ટન પૉઇન્ટ, અને કેટ્સ પૉઇન્ટ. એમાંથી પ્હેલાં ચાર પૉઇન્ટ અમ્હે ગયાં હતાં. આ બધાં પૉઇન્ટ ઉપરથી દુર્બીન દ્વારા બારિકીથી જોતાં સ્હામેના ડુંગરાઓનાં શિખર ઉપર જાણે ઝૂરી જાડી પેન્સીલથી સીધી લાઇન દોરી હોય એમ જણાય છે. દરેક પૉઇન્ટ ઉપરથી નિર્ગત સતેલા સિંહની પેઠે અતિ રમણીય લાગતા ભવ્ય ડુંગરાઓ, ઊંડી ઊંડી મનોહર ખીણો વગેરે દેખાવો પણ એવા તો સુન્દર લાગે છે કે ત્યાંથી પાછા ફરવાનું સ્હેજ પણ મન થાય નહિ.

'બૉમ્બે પૉઇન્ટ' જતાં રસ્તામાં ગવર્ન્મેંટ હાઉસ આવે છે. ત્યાં મુંબાઇના નામ-ધાર ગવર્નર સાહેબનો સીઝનમાં મુકામ હોય છે. ગવર્ન્મેંટ હાઉસ એક ઉંચી ટેકરી ઉપર આવેલું છે; જેની આજુબાજુ ન્હાના મ્હોટા ઘણા બંગલાઓ આવી રહેલા છે. અહિં પણ દેખાવ જોનારને ઘડીભર મોહાન્ધ બનાવી મૂકે તેવો છે. એક પાસ અનુપમ સૌન્દર્ય-વાળા ડુંગરાઓની હાર છે અને બીજી પાસ લીલોતરી વાળી ઉંડી ખીણો છે. બન્ને પાસનાં ઝાડો જાણે એક બીજાને મિત્રતાના ભાવથી આવીને મળી જતાં હોય તેમ ગોળ કમા-નના આકારમાં ગોઠવાઇ ગયેલાં હોય છે. આથી બપોરે મુસાફરી કરનારને પણ સૂર્યના તાપથી હાનિ થતી નથી. અહિંથી સ્હામેના ડુંગરા ઉપર શિવાજીનો પ્રતાપગઢનો મજબુત કિલ્લો આવેલો છે.

'બૅબિંગ્ટન પૉઇન્ટ' ઉપરથી પણ સીનરી ઘણી આકર્ષક લાગે છે. ત્યાંથી સ્હામે આવેલો કૅસલ ઘાટનો ડુંગર દેખાય છે. ત્યાંથી નીચે 'નાર્થકોટ ડ્રાઇવ' છે. ત્યાં અમ્હે ઉતર્યાં અને 'ચાઇનામેન્સ વૉટરફૉલ' (ધોધ) જોયો. મહાબળેશ્વરમાં માત્ર બેજ વૉટરફૉલ્સ છે. બીજાનું નામ 'ધોબીઝ વૉટરફૉલ' છે.

સ્હાંજે પાછાં ફરતાં રસ્તામાં બજાર પણ જોયું હતું. બજારની દુકાનો પાસે પાસે છે, અને વેપારીનો મ્હોટો વર્ગ મરાઠી છે. અત્ર એંશી તોલાભારનો સેર હોય છે અને અનાજ વગેરે ભરીને આપવાના માપને પાલી કહે છે. એક પાલી એટલે ચાર સેર થાય છે. મુંબાઇ કરતાં સામાન અત્ર એકંદર રીતે મોંઘો પડે છે. પાણીને માટે ઠેક ઠેકાણે કુવા તથા ઝરા હોય છે. કુવાની ઉંડાઇ વીસથી પચીસ ફીટ હોય છે. એના ઉપર લોખંડની રેંટ નાંખેલી હોય છે, જેની ઉપર દોરડાં વીંટી પાણી કાઢે છે.

અહિં શાકની અંદર બટાટા, લીલા વટાણા, મહેત શક્કરીઆં, ફણસી, અને વેંગણ હોય છે. સ્ટ્રૉ બેરીઝ, રાસ્પ બેરીઝ, મધ અને બટાટા એ અહિંની ખાસ ચીજો ગણાય છે.

બ્હેન ! અહિંના અમ્હારા આનંદોનું તથા કેટલાક જાણવા જેવા સમાચારનું ત્હને મ્હેં સંક્ષેપમાં વર્ણન આપ્યું છે. હું આખો દિવસ કેવી રીતે ગાળું છું, તે જાણવાની ત્હેં ઇંતેજારી બતાવી છે તેથી મ્હને આનંદ થયો, પરન્તુ હવે તે વિષે ત્હને બીજા પત્રમાં લખીશ. અત્ર હમણા ગુલાબી ઠંડી પડે છે.

અમ્હે સર્વ કુશળ છીએ. રોજ સ્હવાર સ્હાંજ લગભગ બે ત્રણ માઇલ ચાલીએ છીએ. અહિં પાણીમાં લોખંડનો અંશ આવતો હોવાથી, તે પચાવવાને માટે ફરવાની બહુજ જરૂર હોય છે. તમ્હે સર્વ કુશલ હશો. કુટુંબમાં સર્વને સ્નેહસ્મરણ.

લે. સ્નેહાધીન, મદન.

## પત્ર ૨.

માણેકબાઇ સેનિટેરિઅમ,
મહાબળેશ્વર. તા. ૨૨-૨-૧૬.

વ્હાલી બ્હેન મંજુ,

ત્હારો સ્નેહમય પત્ર મળ્યો. વાંચી અતિશય આનંદ થયો. અહિંના વિવિધ આનંદનો ઉપભોગ કરતાં, હું ત્હને બહુજ યાદ કરૂં છું. ખરેખર જો સ્નેહી સાથે હોય તો આ જગા સ્વર્ગીય આનંદ આપવાને પણ શક્તિમાન્ છે. બ્હેન ! ઘણાં થોડાં માણસો આવા અલૌકિક આનંદોને પૂર્ણ રીતે ભોગવવા ભાગ્યશાળી હોય છે. અમ્હારા ઉપર ઇશ્વરની કૃપા છે.

તા. ૧૩ મીએ સ્હવારના આઠ વાગ્યે અમ્હે 'હન્ટર્સ પૉઇન્ટ' ફરવા ગયાં હતાં. ત્યાં અમ્હે લગભગ એક કલાક બેઠા હતા. ત્યાંથી પણ સ્હવારનો વખત હોવાથી સૃષ્ટિસૌન્દર્યની લીલા કાંઇ અજબ તરેહની લાગતી હતી. પાંદડાં ઉપર પડતાં સૂર્યનાં કિરણોથી ન્હાનકડી ઝાડીઓની શોભામાં પણ વૃદ્ધિ થઇ રહી હતી. ત્યાંથી નીચેની ઉંડી ખાઇઓ, ડુંગરાઓની હાર તથા ન્હાનકડા પાણીના ધોધ-ઝરા વગેરે જોયાં.

બીજે દિવસે સ્હવારે અમ્હે 'કૅનૉટપીક' ગયાં હતાં. આ જગા બહુજ આકર્ષક છે. બે માઇલ ચાલ્યા પછી એક માઇલનું ચઢાણ આવે છે. આ ટેકરી ઘણી ઉંચી હોવાથી દૂરના તેમજ પાસેના સોનેરી સુન્દરતાવાળા 'બ્રજ' (દેખાવો)નું બહુ સારી રીતે અવલોકન થઇ શકે છે. પચ્ચીસ માઇલ દૂરના ડુંગરાઓ પણ ઘણાજ નજદીક લાગે છે. પૃથ્વી માતા તો જાણે વિવિધ રંગના બુટ્ટાવાળી લીલા રંગની ચળકતી સાડી પ્હેરી, પોતાનું સૌન્દર્ય વધારવા પ્રયત્ન કરતાં હોય એમ લાગતું. ટેકરી ઉંચી હોવાને લીધે અહીંથી પણ 'લૉડ્વિક પૉઇન્ટ,' 'એલ્ફિન્સ્ટન પૉઇન્ટ' તથા 'પ્રતાપગઢનો કિલ્લો' દેખાતાં હતાં.

તા. ૧૩ મીએ ચિ. ન્હાની બ્હેન તથા મુ. ન્હાનાકાકા, સૌ. તારામાશીના કુટુંબ સાથે પ્રતાપગઢ જઇ આવ્યા. પૂ. માતુશ્રી પાસે ઘેર બીજું કોઈ ન હોવાથી, હું જઇ શકી ન્હોતી, પરન્તુ તેઓએ ત્હેમના ન્હાનકડા, સ્મુચ્ચ પ્રવાસનું વર્ણન વિગતવાર કરેલું હોવાથી અને તે જાણવા લાયક હોવાથી, ત્હને હું સંક્ષેપમાં લખી દઉં છું. બેશક, સ્વાનુભવનો ઇતિહાસ જેટલો સ્પષ્ટ અને સારી રીતે લખી શકાય તેટલો આ ભાગ્યેજ લખાશે.

પ્રતાપગઢના કિલ્લાની તળેટી અમ્હારા સેનિટેરિઅમથી દસ માઇલ દૂર છે. મહાબળેશ્વરનાં સર્વ પશ્ચિમ નાકાં (Points) ઉપરથી છેટેની દૃશ્યભૂમિ (Landscape) સૌથી મનોરમ દેખાવ આપે છે. કોયના નદીની ખીણના મનોહર લીલોત્રીવાળા ઉચ્ચ પ્રદેશમાંથી ઉભો રેળાવવાળા વાઘના મુખની આકૃતિવાળા 'લૉડ્વિક પૉઇન્ટ' ઉપરથી તે ઘણોજ પ્રકાશી નીકળે છે. ઘણે દૂરથી જોતાં પણ તે દુર્ગ મહત્તા દાખવતો દેખાય છે.

અફઝુલખાનની કબર, એનું માથું દાટ્યું છે તે જગા, શ્રી ભવાનીનું મંદિર, અફઝુલખાનના લશ્કરની છાવણીની જગા, શિવાજીના સૈનિકો સતાયા હતા તે જગા, વગેરે તેઓએ જોયાં હતાં. અફઝુલખાનની કબર શિવાજીએ ચણાવી હતી, એ એની ઉદારતાની શાખ પૂરે છે. હાલ મહાબળેશ્વરમાં વસના મુસલમાન બનિકોએ એ કબર ચણાવી મ્હોટી

કરાવી છે, અને સાથેજ શાઇસ્તખાનની કબર પણ છે. થોડેક અંતરે બે સરદારોની કબર છે. પ્રતાપગઢના તદ્દન અભણ લોકો પણ આ ઇતિહાસથી માહિત છે. દંતકથા પ્રમાણે અફઝુલખાનને ભેટતી વખતે તેણે શિવાજીનું માથું દબાવ્યું હતું અને આત્મસંરક્ષણ અર્થેજ શિવાજીએ વાઘ નખનો ઉપયોગ કર્યો હતો.

શિવાજીની પવિત્ર દેવી શ્રી ભવાનીનું મંદિર કોઇપણ નકસી કે કારિગીરી વગરનું સાદું, પણ કાળા પથ્થરનું ઘણુંજ મજબૂત બાંધેલું છે. માતાજીની મૂર્તિ અંદરના ઘણા અંધારા ભાગવાળા ઓરડામાં બિરાજેલી છે. તે મૂર્તિ પાસે શિવાજીની પોતાની પૂજાના સ્ફટિકના પારદર્શક મહાદેવનું લિંગ તથા બાળકૃષ્ણના મૂર્તિ રાખેલી છે. મંદિરના શિખરનો ભાગ એક આખા પથ્થરમાંથી કોરીને બનાવેલો છે.

હાલમાં આવી હાલતમાં પડેલો પ્રતાપગઢનો આ સુપ્રસિદ્ધ ગઢ, એક વખત આખા ભારતવર્ષમાં પોતાની મહત્તા દાખવતો. અત્યારે તે માત્ર સ્મારક ચિન્હ તરીકે ઉભો છે. પ્રવાસી ઉપર ચઢવા પરિશ્રમ લે છે, ત્હેનો બદલો તે પોતાની આસપાસના મનોરમ, સર્વ દિગ્દર્શક, ચિત્તવેધક દેખાવથી વાળી આપે છે.

તા. ૧૯ મીએ સ્હાંજે અમ્હે સ્હામેની અવર્ણનીય રમણીય ખીણમાં, વાંકી ચૂંકી લાઇનમાં વ્હેતી, રૂપેરી, તન્વંગી કૃષ્ણા નદીનું મૂળ જોવા ગયાં હતાં. અમ્હે 'સર્પન્ટ્સ સ્ટાઇલ'ની (વાંકીચૂકી) ન્હાનકડી પગવાટનો રસ્તો લીધો હતો. મંજુ ! ગીચ ઝાડી, ઢોળાવ તથા ચઢાણ એ સર્વના મિશ્રણથી અમને કાંઇક અનેરીજ મઝા પડતી હતી. અહાહા ! શો સુન્દર લાગતો તે વખતનો સૂર્યાસ્તનો દેખાવ ! પાછા ફરવાને મન કહ્યું પણ ન કરે. વાદળા પણ અનેક જાતનો સુન્દર આકાર ધારણ કરી, ઘડી ઘડીમાં વિવિધ રંગથી રંગાઇ જતાં અને જોનારને મોહાન્ધ બનાવી મૂકતાં. મ્હને તો તે વખતે એમજ થતું કે,

'જોયાં કરૂં, મોહ્યાં કરૂં,
'ઝીણું ઝીણું ગાયાં કરૂં.'

આવી શાન્ત, ધીચ ઝાડીમાં થઇને સાયંકાળે પણ અમને ફરવાનું, ભટકવાનું ઘણુંજ મન થઇ. પરન્તુ 'પ્રકૃતિના સૌન્દર્યરૂપ જંગલો વાઘ, સાપ વગેરે ફાડી ખાનારાં જાનવરોનું પણ નિવાસસ્થાન છે' એ ક્રુર સત્યનું ભાન થયે વૃત્તિને બધીવાર અમલમાં મૂકી શકાતી નહીં. અસ્તુ.

બ્હેન ! હવે ત્હને હું મ્હારા દિવસના કાર્યક્રમનો સ્હેજ ખ્યાલ આપું છું. સ્હવારમાં ઠંડી ઘણી લાગે છે એટલે સાત વાગ્યે ઉઠું છું. દાતણ પાણી કરી, ન્હાના કાર્યથી પરવારી, કપડાં બદલી, આઠ વાગ્યે રોજ બધાંની સાથે ફરવા જાઉં છું. નવ વાગ્યે ઘેર આવી રસોઇના કાર્યમાં જોડાઉં છું. ગૃહકાર્યથી રોજ લગભગ બાર વાગ્યે પરવારૂં છું. પછી અર્ધો કલાક વિશ્રાંતિ. એકથી પાંચ વાગતા સુધી રોજ નિયમિત રીતે વાંચું છું, ફક્ત એકાદકલાક વચમાં પત્રલેખન વાંચનમાં. પ્હેલો એક કલાક કોઇપણ ચારિત્ર્ય ઘડનારી ચોપડીજ વાંચું છું, અને પછીના વખતમાં ઐતિહાસિક નવલકથા, ચોપાનીયાં, સારા લેખકોની વાર્તા વગેરે વાંચું છું. પાંચથી છ સુધી સ્હાંજે ફરવા જઇએ છીએ; તે વેળાએ, આખા દિવ-

સમાં જે કાંઇ વાંચ્યું હોય, ત્હેનું સંક્ષેપમાં વર્ણન આપી જઇએ, અથવા તો બીજા કોઇ સારા વિષયો લઇ વાત કરીએ અને વખત માત્ર આનંદમાંજ પસાર કરીએ. ઘેર આવી, અર્ધો કલાક થાક ન લાગ્યો હોય તો બાગમાં જરા તરા આંટા મારૂં અને પછી ગૃહકાર્યમાં પ્રવૃત થાઉં. રાત્રે આઠ વાગે પરવારી અમ્હે બધાં રોજ સાથે બેસીએ છીએ. તે વખતે અમ્હારા ન્હાનકડા કુટુંબમાં કોઇપણ પ્રકારનો વાર્તાવિનોદ ચાલ્યાં કરે છે. દોઢેક કલાક સુધી આમ બેઠા પછી સર્વોપરિ નિદ્રાદેવીની નિરતિ ઉપાસના કરીએ છીએ. અત્ર હમણાં તો થંડી ઘણીજ પડે છે.

અત્ર સર્વ મઝામાં છીએ. તત્ર પણ કુશલ હશો. સૌ. મા. બાને હવે ઠીક થતું જાય છે એટલે થોડા વખતમા ત્યાં આવવાનું થશે. એજ પત્ર લખજો.

લે. સ્નેહાધીન મદન.

---

# બાલમિત્ર.



## બાલકોની વાતો.

લેખકઃ—રા. રા. મોતીલાલ બાવાભાઈ પુરોહિત—જુનાગઢ.

( સર રવીંદ્રનાથ ટાગોરકૃત The Crescent Moon—"ઇન્દુકલા" માંથી અમુક ફકરાઓનો અનુવાદ. )

### ૧. ચંપાનું ફુલ.

માઁ ! ધારો કે હું ગમ્મતને ખાતર ચંપાનું ફુલ થઇ એક ઉંચા ઝાડની શાખા પર બેસી જાઉં, અને પવનની લહેરો જ્યારે મ્હને હલાવે ત્યારે હસું, અને નવાં પાંદડાં પર નાચું, ત્યારે તમે મ્હને ઓળખી શકો કે નહિ ?

તમે કહો કે " ભાઇ ! કયા છો ? " આ સાંભળી હું ખુશી થાઉં અને શાન્તિમાં બેઠો રહું.

પછી હું ધીમે ધીમે મ્હારી પાંખડીઓ ઉઘાડું અને શાન્ત આનંદમાં બેઠો બેઠો તમે જે કરતાં હો તે જોઉં.

સવારમાં સ્નાન કરી જ્યારે તમારા ખભાપર ભીના વાળ પડયા હોય અને તમે ચંપાના ઝાડ નીચે થઇને દેવની પૂજા કરવા જતાં હો ત્યારે તમને ફૂલની સુગંધ આવે, પણ તે ક્યાંથી આવે છે તે તમે જાણી શકો ?

ભોજન કર્યા પછી બપોરે બારી પાસે બેસી જ્યારે તમે रामायण વાંચતા હો, અને ઝાડનો પડછાયો તમારા શરીર ઉપર અને ખોળામા પડ્યો હોય, ત્યારે હું પણ મ્હારો છાંયો તમે વાંચતા હો તેજ લીટી પર નાખું. પણ તમે ક્યાથી જાણો કે આ કામ તો મ્હારા " ન્હાના બાળુ"નું હશે ?

સાંજે હાથમાં દીવો લઇને જ્યારે તમે ગાયના વાડા તરફ જતાં હો, તે વખતે અચિંતો હું જમીન ઉપર તમારી પાસેજ ખરી પડું અને તરત તમારો હવો તેજ "બાળુ" થઇ જાઉં. પછી પાછો જલદી હું તમને વાતો કહેવાને આગ્રહ કરવા મંડી પડું.

ત્યારે તમે પુછો "મ્હારા લુચ્ચા ! અટક્યાળા બાળુ ! આટલો વખત ક્યાં સંતાઈ ગયો હતો ?"

છતાં હું જવાબ ન આપુ અને કહું, "માજી ! એ વાત તો નહિ કહું."

## ૨. એક ન્હાનો-મ્હોટો માણસ.

હું ન્હાનુ છોકરૂં છુ એટલે ન્હાનો માણસ કહેવાઉં, પણ જ્યારે મ્હારા પિતાજી જેવડો થાઉં ત્યારે મ્હોટો માણસ કહેવાઉં.

મ્હને મ્હારા માસ્તર કહેશે, "આજે કેમ મોડું થયું ?—ચોપડીઓ અને સ્લેટ લઈને આવ."

હુ કહીશ, "માસ્તર સાહેબ ! મ્હારે હવે લેશન કરવાની જરૂર નથી."

"હું હવે મ્હારા પિતાજી જેવડો મ્હોટો માણસ છું." ત્યારે માસ્તર નવાઇ પામીને કહેશે ! "તારે હવે ચોપડીઓ છોડી દેવી કેમકે તું મ્હોટો થયો છે."

પછી હું લુગડા પ્હેરી, મેળામાં જ્યા ઝાઝાં માણસો એકઠા થયા હશે ત્યા જઇશ.

તરતજ મ્હારા કાકા દોડતા દોડતા આવશે અને કહેશે, "બચુ ! તું ભુલો પડી જઇશ ! ચાલ ! હું તને મારી સાથે તેડી જાઉં."

ત્યારે હું કહીશ —"કાકાજી ! તમે નથી જાણતા ? હવે હું પિતાજી જેવડો મ્હોટો થયો છુ."

કાકા કહેશે —"ઠીક ત્યારે તારી મરજી પડે ત્યા જા."

પછી હું મ્હોટો હોવાને લીધે જ્યારે કુંચીથી પેટી ઉઘાડી મારી આયા (ચાકરડી)ને પૈસા આપતો હોઇશ ત્યો માજી ન્હાવાની ઓરડીમાંથી આવી કહેશે "અટક્યાળા ! આ શું કરે છે ?"

હું કહીશ.—"માજી ! હવે હુ મ્હોટો છુ અને પિતાજી પેઠે મ્હારે પણ નોકરોને પૈસા આપવા જોઇએ."

માજી કહેશે, 'એમ ?—હવે આ છોકરો મ્હોટો થયો. માટે ભલે જેને મરજી પડે તેને એ પૈસા આપે."

તહેવારોના દિવસમાં જ્યારે પિતાજી આવશે ત્યારે મ્હને છોકરૂં જાણી મ્હારે માટે ન્હાનાં બુટ અને રેશમી ઝભલા લઈ આવશે

ત્યારે મને આપશે ત્યારે કહીશ. "પિતાજી ! મધુ મ્હોટા ભાઇને આપો, હવે હું તો તમારા જેવડો મ્હોટો થયો છુ."

પિતાજી વિચાર કરશે —"છોકરો હવે મ્હોટો થયો છે અને પોતાનાં કપડાં પોતેજ લઈ આવશે."

---

* આનતજી ર ત્ની વાગી તરફથી ભેટ.

૫ આદર્શનૃપમણિ, ધર્માવતાર, "શ્રીરામચંદ્રનો ધર્મોપદેશ."

૬ વેદાન્તાચાર્ય, અવતારશિરોમણિ, આદર્શ પરમપુરૂષ, શ્રીકૃષ્ણ ચંદ્રની "વિદવાણી"

૭ વિજ્ઞાનવાગીશ, સમર્થલેખક, શ્રી રામેન્દ્રસુંદરત્રિવેદીનું વિજ્ઞાનરત્ન—"પ્રકૃતિ."

૮ ભારતના રાજનીતિ-પથદર્શક, હિન્દીપ્રકરણ "ભારત-રાજ્ય-પધ્ધતિ"

૯ ઋષિશ્રેષ્ઠ ભગવાન શુકદેવજીનો સાત્વિક શૃંગાર

૧૦ સુવિખ્યાત બંગાલી મહાત્મા ઠાકુરશ્રી (પાગલ) હરનાથના ' ચમત્કારિક ' ઉપદેશો—અથવા—"પ્રભુનાં ઘરની વાતો"

૧૧ પરમ પુરૂષ, વિશ્વવિખ્યાત, પરમહંસ મહાત્માશ્રી રામકૃષ્ણનો "અમૃત-પ્રવાહ"

૧૨ સમર્થ પુરુષશ્રેષ્ઠ, અદ્દભુત યોગીશ્વર, મહાત્મા શ્રીપરમહંસ માધવદાસજી મહારાજનું સચિત્ર, અતિ રસિક અને પરમપવિત્ર જીવનચરિત્ર.

૧૩ આરોગ્ય અને આયુષ્યની અદ્દભુત ચાવી.

૧૪ પરમ પ્રેમપ્રભુ, શ્રીકૃષ્ણચન્દ્રના પ્રેમાવતાર, ભક્તિરસનો પ્રબલ પ્રવાહ રેલાવનાર, પદ્ભુજધારી શ્રી ગૌરાંગ મહાપ્રભુ (શ્રીકૃષ્ણ ચૈતન્યદેવ)નું સચિત્ર રસીક ચરિત્ર

૧૫ જ્ઞાનભાનુ, યોગીવીર, રાજર્ષિ જનકવિદેહીનો ચમત્કારિક ગુરૂમંત્ર શિખવનારી, યોગનાં ગુહ્ય રહસ્યોથી ભરપૂર એક ચમત્કારિક નવલકથા "અષ્ટાવક્રની લંગોટી."

૧૬ ભક્ત મહાત્મા, સંત શિરોમણિ, કબીર—કમાલની "કબીર કસોટી"

૧૭ એ સિવાય દેશી-વિદેશી-વિવિધ ઉત્તમ ભાવનાવાળા, નવા—તાજા અને પરમ ઉપયોગી લેખો દ્વારા શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાના સરલ તેમજ વ્યાવહારિક માર્ગોનું અસરકારક વર્ણન પ્રકટ થાયછે

નર જન્મ સફળ કરનારા, ગૂઢ જીવનમંત્રોનું સ્પષ્ટીકરણ કરનારા, ઓજસ્વી લેખો, અને પરમ પુનિત, અતિ ગહન, સાત્વિક તેમજ સર્વસિધ્ધિદાતા સર્વોત્તમ સેવામાર્ગનું દેશકાલાનુસાર અનુસરણ કરવાની સહેજ ચાવીઓ સમજાવનારા ઉજ્વળ લેખોનું સરળ હૃદયગ્રાહી, રસીક અને અસરકારક ભાષામાં નિરૂપણ કરવામા આવે છે.

આત્મ બંધુઓ ! તમારા ઉદ્ધાર માટે પ્રભુએ ઉતારેલો આ મધુરી રસ-પ્રમાદથી છલકાતો જ્ઞાનામૃતનો પ્યાલો ઉઠાવો ! આવો ! આત્મજ્યોતિ જગાવો ! અને આ અલૌકિક આનન્દામૃતનો લ્હાવો લેવાનાં સૌભાગ્ય અજમાવો !

તા. ક.—પોસ્ટ ખર્ચને માટે માત્ર એકજ આનાની ટિકીટ મોકલવાથી આ ગ્રંથમાળામાં પ્રકટ થતા, ઉત્તમલેખોના નમુના રૂપ એક રસીક પુસ્તક વિના મૂલ્યે લેટ મોકલવામાં આવે છે. તે મંગાવી વાંચી નિર્ણય ખાત્રી કરો કે,—

આ માસિક ગ્રંથમાળા માત્ર આપનાં કલ્યાણને માટેજ પ્રકટ થાય છે કે નહી ? અને આ સેવાધર્મ, કેવળ, નિસ્વાર્થ બુદ્ધિવડેજ સ્વીકારવામાં આવ્યો છે કે નહીં ?

અને ખાત્રી કરીને ગ્રાહક થવાને નીચેને સરનામે સત્વર લખો:—

વ્યવસ્થાપક—"ઉન્નતિ મંદિર" ગ્રંથમાળા.

ઢાળની પોળમાં-જમાલભાઈની પોળ.

અમદાવાદ.

તેમજ વકીલ; બારિસ્ટરોને આ ગોળીઓ બહુજ ઉપયોગી થઈ પડે છે. ચોવીસ ગોળીની એક શીશીની કિંમત ફક્ત રૂ. ૧-૦-૦

**ખાંસીની ગોળીઓ**—કફના સંબંધી જાતના દરદો, સળેખમ સહિત કફવાળી ખાંસી, કફની સાથે લોહી કે બલગમ પડતું હોય એવી સખ્ત ખાંસી, હાંફ, વખતની ઘર ઘાલી બેઠેલી જુની ખાંસી વિગેરે છાતીના કફના બધાં દરદોને નાબુદ કરી, છાતીને મજબુત બનાવે છે. શ્વાસોશ્વાસની ક્રિયાને સરલ તેમજ નિયમિત બનાવી દે છે. આમાં કોઈ નિશાની ચીજ બીલકુલ વપરાતી નથી. ૫૦ ગોળાની શીશીનો રૂ. ૧-૪-૦

**જઠરદીપક**—મંદ જઠરાગ્નિમાંથીજ બધા રોગો ઉત્પન્ન થાય છે. સેંકડે નવાણું વ્યાધિનું મૂળ મલાવરોધ અને જઠરાગ્નિની મંદતા છે. આ ગોળાઓ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરી દિવસમાં ત્રણ વખત સખ્ત ભુખ લગાડે છે. વગર જુલાબે પેટ સાફ લાવે છે. અન્નને બરાબર રીતસર પચાવે છે. આંતરડાંને શુદ્ધ કરે છે. વાયુ તેમજ મળના માર્ગોને સાફ રાખે છે. અને પાચન શક્તિ તેમજ ખોરાકમાં મન માનતો વધારો કરી મનને ખુશમિજાજ બનાવે છે. ૧૦૦ ગોળાનો રૂ. ૧-૮-૦

**જ્યોતિર્બિંદુ**:—આંખમાં નાખવાનાં ટીપાં.—હમેશ નાખવાથી આંખનું તેજ વધારે છે. મગજ તેમજ નેત્રોની ગરમી દરી લેછે, અને દ્રષ્ટિની શક્તિને સદાને માટે જાળવી રાખે છે. આવેલી આંખોને માત્ર ત્રણ દિવસમાંજ સારી કરે છે, આંખની ઝાંખ, ખિલ, લાલાશ, પીળાશ અને બળતરા દૂર કરીને આંખોને સ્ફટિકના જેવી સ્વચ્છ તેમજ તેજસ્વી બનાવે છે. દરેક શીશીના રૂ. ૦-૮-૦.

**ગંધકના પ્યાલા**:—લોહી વિકારની બધી અસરો દૂર કરી, શરીરને વિશુદ્ધ, બળવાન, તેમજ તેજસ્વી બનાવે છે, પાચન, તાકાત અને સ્ફુર્તિ વધારે છે. દેખાવમાં ઘણા સુંદર અને લાંબો વખત કામ આપે તેવા છે. પાશેરના દરેક શુદ્ધ પ્યાલાનો રૂ. ૧.).

**ચાંદીના પિલ્સ**:—છાતી, મગજ અને શરીરની નબળાઈ, હાથ પગની તોડ, વીર્યનું પાતળાપણું, લોહીના વિકારો, ફિકાશ તેમજ શરીરના સઘળા અવયવોની ન્યૂનતા અને નિર્બળતાને દૂર કરી તન, મન, તેમજ હૃદયને બળવાન બનાવે છે, નવી જુવાનીનો નવો જુસ્સો લાવે છે. નવી શક્તિ અને સ્ફુર્તિ જમાવે છે. દરેક શીશીનો રૂ. ૧-૪-૦.

**લોહસત્વ**:—શાસ્ત્રીય પદ્ધતિથી ઘણા પ્રયાસે શોધેલા અને ઘણા મ્હોટા ખર્ચથી તૈયાર કરેલો, લોહી તેમજ બળવર્ધક લોહભસ્મ છે. આવો ભંડાર અમને ખાત્રી છે કે બીજે મળવો દુર્લભ છે. દર એક તોલાના રૂ. ૧—૪—૦

**સુનાની યાકુતી**:—અને દેવતાઈ લેપ! નામદાઈનો અકસીર ઇલાજ, જેને માટે સેંકડો સર્ટિફિકેટો મેળવ્યાં છે. સાતજ દિવસમાં સંપૂર્ણ પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. અજમાવી ખાત્રી કરો. કિંમત બન્નેની સાથેજ ફક્ત રૂ. ૫—૦—૦

**કસ્તુરીની ગોળીઓ**:—જીવનવર્ધક, બળ, બુદ્ધિ, અને તેજપ્રદ, રાજવંશી કુટુંબોમાં વપરાતી સ્વાદિષ્ટ, સુગંધીદાર અને પુષ્ટિકારક ગોળીઓ. ૩૨ ગોળાની શીશીનો રૂ. ૧—૮—૦

આ પત્રની વધારો.

સસ્તામાં સસ્તું અને સારામાં સારું અપ-ટુ-ડેટ સાહિત્ય !

# નવીનવી નવલકથાઓનો મહાસાગર !

—જેમાં વહે છે—

અલૌકિક પ્રેમ અને વીરરસનાં દિવ્ય ઝરણાં !

તેમજ

## યુરોપીય મહાયુદ્ધનો અદ્‌ભુત ઈતિહાસ !

જેમાં યુરોપનો ભીષણ વિગ્રહ-વૃત્તાંત, જ્ઞાન-વિજ્ઞાન, વીર્ય-શૌર્ય, પ્રેમ અને -પ્રેમદાની ફિલસુફી, વિવિધ વિચાર વૈભવ તેમજ હૃદયની સમગ્ર રસનાડિની નસોમાં તન્મનાટ ઉપજાવે એવી અતિ ચમત્કારિક, જુસ્સાદાર, છટાદાર, મનોહર અને રસદાર નવી નવી નવલકથાઓના—

પ્રબળ તરંગો ઉછળતાજ રહે છે !

વળી જેમાં સમગ્ર જગતના સુવિખ્યાત સમર્થ સાક્ષરોએ નવે રસનાં અનુપમ નવા નવા સત્વો સીંચેલા છે ! !

---

## નવરસનો ભંડાર ! નવો શૃંગાર ! ! નવો બહાર ! !

પ્રાચીન-અર્વાચીન-ઐતિહાસિક-સામાજિક-ધાર્મિક-દેશી-વિદેશી-વિવિધ દેશી-ઇહલૌકિક-પારલૌકિક-પ્રેમ-ધર્મ અને શૌર્યભર્યા પરાક્રમો તેમજ અદ્‌ભુત ચમત્કારોનો એક નવોજ—

અખૂટ ખજાનો ! લૂટો ! લૂટો !

આવો, આ મસ્ત ઉલ્ફતનો પ્રેમપ્યાલો ઉઠાવો ! અને લો આ દિવ્યરસનો લ્હાવો !

" પોથે સબ પોથે ભયે, પંડિત ભયા ન કોઇ !
અઢાઇ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય ! "

જો એ જગતને ડોલાવનારૂં બહુ શીખવું હોય, પવિત્ર પ્રેમના અભાવથી જીવનને સાર્થક કરવું હોય, સ્વધર્મ, સ્વજન અને સ્વદેશને તારવાના સબળ છતાંય-સરલ-છેકજ વ્યાવહારિક-મહામંત્રો શિખવા-સાંભળવા હોય તો-

આ અમૂલ્ય તક ગુમાવતાજ નહિ !

આવો, આવો ! ગ્રાહક થાઓ !

નવીન રસીક **'પ્રણય માલિકા.'** સચિત્ર-સુન્દર ગ્રન્થાવલિ !!

જેમા સમગ્ર જગતનાં અત્યુત્તમ સાહિત્યમાંથી ચુંટી કહાડેલી, સર્વોત્તમ ન્હાની મ્હોટી પ્રેમકથા, વીરગાથા અને સુંદર નવી નવી નવલવાર્ત્તાઓની પ્રત્યેક માસે એક સામટી ભેટ લેવાને તૈયાર થાઓ !

---

પ્રયોજક;-ગુજરાતી ભાષાના સુપ્રસિદ્ધ અને લોકપ્રિય લેખક શ્રીયુત વસંત.

આવો, આવો દાવ અન્યત્ર નહિજ મળે !

આ "પ્રણય-માલિકા" ગ્રંથાવલિ, નવી નવી અને નવરંગ ભરી ઉત્તમ નવલકથાઓનીજ ગ્રંથાવલિ છે ! જેની યોજના અને જેમાની નવીન નવીન નવલકથાઓ લખવાનું કાર્ય ગુજરાતી ભાષાના પ્રસિદ્ધ સાક્ષરોને હાથે સોંપાયેલું છે અને તેમા અનેક ભાષાઓની સર્વોત્તમ ઠરેલી તેમજ લોકપ્રિય નિવડેલી પ્રાગૈહિક નોવેલો ઉપરથીજ પસંદ કરી-ચુંટી કહાડીને-આ ગ્રંથાવલિદ્વારા પ્રેમ અને જ્ઞાનનું સાત્વિક ભાણું ભાવપૂર્વક પીરસવામા આવે છે!

એ 'પ્રણય-મન્દિર' માં કોણ કોણ બિરાજે છે ?

પ્રથમ તો સમગ્ર જગતપર અચલ સામ્રાજ્ય ભોગવતા, સાક્ષાત્ ઈશ્વરાવતાર

**મહાપ્રભુ પ્રેમદેવતાની અજબ-લીલા !**

અને

પ્રેમના અનન્ય ઉપાસકો રૂપે જગતના વિવિધ દેશવાસી, મહાન્ પ્રેમી પુરૂષોના અદ્ભુત પ્રેમ-પ્રસંગો ! અર્થાત્ અને જેમની દિવ્ય યજ્ઞવેદીપર જેમણે નિ:સ્વાર્થવૃત્તિથી પોતાના જીવન-સર્વસ્વનું હસ્તે મુખડે-ચાહોમ કરીને-બલિદાન આપ્યું છે, એવા પ્રબલ પ્રેમપ્રતાપી નરરત્નો અને દિવ્ય દેવાંગનાઓ જેવી સ્નેહમય સુંદરીઓના પ્રેમ-કરૂણા-વીરરસ ભર્યા અદ્ભુત પરાક્રમો !

(૨) મહાકાલીનું ખપ્પર !

અથવા

હાલ યુરોપખંડમાં જોસભેર ચોમેર વ્યાપી રહેલાં યુદ્ધનું વૃત્તાન્ત.

(૩) શ્રી કૃષ્ણ અને કંસ—અથવા જર્મનીની શયતાની સત્તાપર ઇશ્વરી આક્રમણ ! યુરોપમા ચાલતા પ્રચંડ યુદ્ધની એક વીરરસપ્રધાન અદ્ભુત નવલકથા !

(૪) જર્મનીનાં ભયંકર શસ્ત્રો !—જેમા ભીષણ જર્મન કાવત્રાઓ અને કુટિલ છલ-પ્રપંચોવાળી એ કૂટનીતિના લોહીને ગરમ કરી નાખે એવા અદ્ભુત

—— જો નર્મવેલા છે

(૪) જર્મન અને બ્રિટિશ બહાદુરો—મિત્ર-શત્રુનેતાઓના પ્રસિદ્ધ યોદ્ધાઓ અને વીર તેમજ પ્રબળ પરાક્રમી મહાપુરૂષોના શિક્ષણીય અદ્‌ભુત પરાક્રમો.

[ તેમનાં સુંદર ચિત્ર, રસીક ચરિત્ર અને વિસ્તૃત જીવનવૃત્તાંત સહિત. ]

ભયંકર જર્મન મહિલા!—એક જર્મન સુંદરીએ યુદ્ધક્ષેત્રમાં કરી બતાવેલાં પરાક્રમોની અતિ આશ્ચર્યજનક અદ્‌ભુત અને રસીલી કહાણી!

ત્યાર પછી ધાર્મિક અને સામાજિક દ્રષ્ટિબિંદુ વડે લખાયેલી

## સર્વોત્તમ વિવિધ નવીન નવલકથાઓ!

(૫) " મહારાજ ચંદ્રગુપ્ત " અથવા ' કોણ હશે એ કંકણચોર ?'

[ આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે જાગેલી પ્રબળ પ્રેમની રંગભૂમિ. ]

પ્રચંડ જ્વાળામુખી! અથવા ઉદયનો અસ્ત—શૂરા સિસોદિયા કુલોત્પન્ન રણઘેલા રજપુત-રત્નોનો અજસ્ર રક્તપ્રવાહ! તેમાં ક્ષાત્રદર્પ અને રાજપુત પરાક્રમોનો દિલને ઉશ્કેરનારો, લોહીને ઉષ્ણ કરનારો, અને વીરત્વથી ભભકતો, મહાપ્રતાપી રણ વૃત્તાંત વર્ણવેલો છે

(૬) ડૂબતું-વહાણ—સર રવીન્દ્રનાથ ઠાકુરના જગવિખ્યાત એક સર્વોત્તમ નૉવેલ ' નૌકાડુબિ 'નો સુલલિત, અતિરસિક ગુજરાતી ભાષામા અનુવાદ.

વહુરાણીનું બજાર!—એજ સમર્થ લેખક કવિ શ્રી રવીન્દ્ર ઠાકુરની અમૂલ્ય પ્રસાદીરૂપ, સર્વોત્તમ ગણાતી, સુરસ અને આકર્ષક કૃતિ "બૌ ઠાકુરાનીર્ હાટ"નું છટાદાર તેમજ મનોવેધક ગુજરાતી રૂપાન્તર.

સ્નેહની સાંકળ યાને વિધવાની વેદના—આધ્યાત્મિક નવલકથાકાર, સમર્થ બગાલી સાક્ષર શ્રીયુત સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યના એક અતિ પ્રસિદ્ધ બગાલી નૉવેલનું ગુજરાતીમા સચિત્ર, સુચારૂ અને આકર્ષક રૂપાન્તર.

પરનારીનો પ્યાર અથવા નરકનું દ્વાર!—એક અતિ રસીલી, અદ્‌ભુત પ્રસગોવાળી, ચિત્તાકર્ષક પ્લોટ અને વિવિધ પ્રેમ-પ્રસગોથી ભરપૂર, છટાદાર ભાષામા લખાયેલી અને હાસ્ય-શૃગાર-કરૂણા તેમજ શાન્તરસથી શબ્દે શબ્દે ટપકી ઉડતી, આ લોક અને પરલોકના ચિત્તાકર્ષક તાદશ્ય ચિત્રો બતાવનારી, અતિ આશ્ચર્યકારક નવીન, સચિત્ર, અદ્‌ભુત નવલકથા.

પ્રેમની ચુટકી!—' રસ ચુવે ને ટીપા ઝરે ' એવી ન્હાની ન્હાની નવરસભરી પ્રેમ કથાઓ! તેમજ હાસ્ય અને શ્રૃગારાદિ વિવિધ રસની વાર્તાઓ.

વિવિધ વાર્તાલહરિ!—અદ્‌ભુત ચિત્રોનો રંગબેરંગી સિનેમા-ટી નૉવેલ્સ!

જુઓ! આ સિનેમેટોગ્રાફના રસીક સુંદર શબ્દચિત્રો જેવો માલ-મસાલો બીજે ક્યા મળશે?

એ ઉપરાંત પ્રાચીન-અર્વાચીન, ભારત, ઇંગ્લાંડ, જર્મની, ઇટાલી, ગ્રીસ, ફ્રાન્સ, રશિયા, જાપાન, અમેરિકા, વિગેરે વિવિધ દેશ-પ્રદેશોમાં પ્રકટેલા પ્રેમ પિપાસુ વીર નરનારીઓ કે પરાક્રમી અને સાહસિક મહાન્ પુરૂષો તેમજ સમર્થ ક્રાન્તિકારોનાં અદ્‌ભુત વૃત્તાંતો અને તેમની અનેક ન્હાની મ્હોટી નવલકથાઓ પ્રસંગોપાત આ ગ્રંથમાળામાં નિયમિત રીતે પ્રકટ થાય છે ! 'કહેવા કરતાં કરી બતાવવા' માંજ અમે વિશેષ મહત્વ સ્હમજીએ છીએ; માટે અમારી આ 'નવલ માલિકા' માટે અમારે મુખે કંઇપણ વિશેષ ન કહેતાં એકવાર ત્હેનાં એકાદ મણકાનું અવલોકન કરી જાતેજ ત્હેની શ્રેષ્ઠતાની ખાત્રી કરી લેવાની અમો અમારા ગુણજ્ઞ ગ્રાહક બંધુઓને, સવિનય-ખાસ-આગ્રહથી-સાદરસેવાના ઉત્સાહપૂર્વક-પ્રેમભરી પ્રાર્થના કરીએ છીએ.

**વાર્ષિક લવાજમ**—ગ્લેઝકાગળ, સુંદર પુંઠાં અને ભેટના પુસ્તક સહિત માત્ર રૂ. ૩-૦-૦ અને રફકાગળ, કાચી બાંધણીના રૂ. ૨-૦-૦ પોસ્ટેજ જુદું.

**વિશેષ**—ચાલતી કાગળની મોંઘવારીમાં પણ અમે આ મહાન્ સાહસ માથે ઉઠાવી, અમારા સુજ્ઞ બંધુઓની સેવા કરવાને તત્પર થયા છીએ; તેમજ ચિત્રો-ચરિત્રો-વિગેરે કેટલીક નવીન યોજનાઓ, રસીક ભાવનાઓ અને અવનવી સામગ્રીઓ તૈયાર કરાવવાનો ખર્ચ પણ માથે ઉઠાવવાને કટિબદ્ધ થઇને અમે હામ ભીડીએ છીએ, ત્યારે અમારા પ્રિય ગુર્જરબંધુઓ પાસેથી કદાચ અમે સારાં ઉત્તેજન અને સદ્‌ભાવની આશા રાખીએ તો તેમાં કંઇ અમારી અયોગ્ય ધૃષ્ટતા અથવા દુરાશા નહિજ ગણાય !

પ્રિય બન્ધુઓ ! આપનાં અંતરાત્માને પૂછી; અમારી સ્નેહની સેવાનો નમુનો નજરે નિહાળી, અમારી સાથે સ્નેહથી હાથ મેળવીને, આ સ્વદેશ-સેવાના એક રક સત્કાર્યમાં સહાય્ય થઇ, આપના પ્રેમી તેમજ પારમાર્થિક જીવનને સફલ કરશો, એવી સંપૂર્ણ આશા છે. અધિક શું ? નામ નોંધાવવાનું ઠેકાણું:-

સેવા-પ્રભ

વ્યવસ્થાપક:—"પ્રણય માલિકા." ઑફિ..

ઢાળની પોળ—અમદાવાદ.

પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# ક્યાં છે હીસ્ટિરિયા !

**વાયુમુક્તા—કી. રૂ. ૪-૧૦-૦ પો. જુદું.**

હીસ્ટિરિયા વાયુ ગમે તે જાતનો, એટલે ચીત્તભ્રમ, મુગી, ફેફર, કે ઉન્માદ વાયુ તેમ સુવારોગ, રતવા, ગળતી, પ્રદર, લોહી વહી આમળ નીકળી, દુષ્ટ રોગ-કાળા ડાઘા,-વગેરે માટે ખાસ દવા: દેશી વનસ્પતિની અને મધ્ય રહીત બનાવેલી. ખાત્રી માટે વાંચશો !

**પાંચપાંચ મિનિટે બબાડ કમાન થતું.**

રેવાકાંઠાના મે. પોલ. એ. સાહેબ નં. જ. મહેતા—"પાટણમાં મી. બહેન હાથી સખત તણોઇને કમાન થતી અને ભુત પ્રેતનો વળગાડ માનતાં તે વાયુમુક્તાથી આઠવાડિયામાં સુધરી ગયું. તેની સાથે બીજા બે કેસ સુધારી શક્યો."

**ગાયકવાડના દવાખાનામાંથી રદ થયેલો કેસ.**

શામળદાસ મગનલાલ કારભારી ગઢભોરીઆદ-નડીઆદ "મારા કુટુંબને દવાખાનામાંથી નાપાડી ત્યારે હું નિરાશ થયો, પણ વાયુમુક્તા વાપરતાં શરીરમાં ગરમી આવી; શરુના મટી. રડવું અને નાચવું વગેરે ચિત્તભ્રમનું દર્દ મટયું."

**૭ માસે અનાજ ખાઇ શકી.**

રા. જે. માસ્તર, વડોદરા કેમ્પ ટ્રેઝરી ક:—"ચી. બહેન લલિ ૭ માસથી મહા આફત પથારીવશ રહેલી પડી પડી ગડથોલાતી, ગમથા ચાલેર ઝગવતી, અને વૈદ્ય, ડાક્ટર તથા ભુવાએ મરવા ધારેલી તે વાયુમુક્તા વડે આઠ કલાકમાં સાજી થઇ." ઇ. ઇ. અનેક સ્ત્રી પુરૂષોપર અજમાવેલી છે.

છગનલાલ લલ્લુભાઈ શાહ—મુ. ડભોઇ-વડોદરા.



**આ ભલામણ પત્ર જુઓ.**

શેઠ કાનજી ગોવિંદજી, નં. ૪, ઇજરા સ્ટ્રીટ કલકત્તા, લખે છે:—

"તમારૂં બાલામૃત બચ્ચાંઓ માટે આશીર્વાદ સમાન છે. એક વખત બચ્ચાંને આપવાથી ફરી તે માગે છે. તે સ્વાદમાં મીઠું તેમજ પુષ્ટિકારક છે, તેથી દરેક કુટુંબોને હું ભલામણ કરૂં છું કે એક વખત વાપરી ખાત્રી કરવી.

અમારા બચ્ચાંનો ફોટો આ પત્ર સાથ બીડયો છે, તે જોવાથી તંદુરસ્તી વીષે ખાત્રી થશે. આ ફોટો જાહેર કરવા તમોને છુટ છે"

ડાંગરેનું બાલામૃત લેતી વખતે તે ડાંગરેનુંજ છે એ વીષે ખાત્રી કરી લેવું. શીશી ૧ ના ભાવ આના. ૨. ખ. ૪ આના.

**કે. ટી. ડાંગરે કં.,**
ગીરગામ, મુંબઇ.

આ જાહેરખબર વિષે લખેન- સુન્દરી સુબોધમાં તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

ચારૂતરનું.

# અમૃતબિન્દુ

રોગ અનેક પણ ઔષધ એક ગમે તે રોગ ઉપર અજમાવો. પણ તે કદિ નિષ્ફળ જતુ નથી, વિલાયતી દવાની દરેક દુકાને વેચાય છે. રજીસ્ટર્ડ નં, ૮૪૧-૨૦ જોઇને ખરી કરજો. વિગતવાર ચોપાનીઆ માટે અરજ કરો.

"અમૃતબિંદુ" ઓફીસ.

મુ. નડિયાદ.

(ગુજરાત)

---

## બે જાહેર ચેલેંજો.




અમો અમારા પ્રખ્યાત મેટના તાજા મોહીની જેના માત્ર થોડાં ટીંપા રૂમાલપર નાખવાથી ચમેલીના ફુલોની ચાર દિવસ સુધી ખુશબો નથી આપતું તેવું સાબીત કરનારને રૂ ૧૦૦) નું ઇનામ તેમજ વળી અમારા પ્રખ્યાત

પુષ્પાકર હેઅર ઓઈલ.

(રજીસ્ટર્ડ)

જે તેલ માથામા નાંખવાથી ખીલતા ફુલોની તાજી ખુશબો આપે છે તેમજ માથાના દરેક દરદો માટે ઘણુંજ ફાયદાકારક છે. વળી બજારમાં વેચાતા સુગંધીદાર તેલો જેમ પારસેટ (વાઈટ ઓઇલ) નાંખવામાં આવે છે તે જે કોઈ સાબીત કરી આપે કે અમારા પુષ્પાકર તેલ પારસેટ તેલથી બનાવવામા આવે છે તેને અમો રૂ ૫૦૦) ઇનામ આપવાને બંધાઈએ છીએ. તે સા માટે બન્ને ઇનામો મેળવતા નથી.

એકલા માલેક — ધી ઓરીઅન્ટલ ડ્રગ એન્ડ કેમીકલ કું.

આડત્યાઃ— મોહીની એજન્સી

જુમા મસજીદ, મુંબઇ.

---

આ જાહેરખબર વિષે લખતાં સુન્દરી સુબોધમાં તે વાંચ્યાનું જણાવવા કૃપા કરશો.

# !!!અનાથોનો પોકાર.!!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

" પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરોને દીન જાણી,
દયાના કામ કરો સદાએ પરથી, એવી સેવાની એંધાણી. "

અમીરોથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલા અનાથ બાળકો, "કુલીન" સદાચરણી વિધવાઓ અને મદદ માટે પોકાર કરતા વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટિ કરો તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા, હુનરનું જ્ઞાન આપી સનાથ બનાવો. સુપાત્રે દાન એજ સફળતાની સાર્થકતા છે. આ આશ્રમમાં ધન ધાન્યથી વિમુખ, ભૂખે મરતા, અને ટળવળતા અનાથ બાળકો નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે દાન આપનારના નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે કરકમળ લંબાવો અને દયા લીધી લખો—

**મણીલાલ રામશંકર ઠાકર.**
**મંત્રી શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ,**
**સિદ્ધપર.**

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવતરાય માટે શા ગોપાલદાસ મગનલાલે અમદાવાદમાં પાચકુવા ચાર રસ્તે, આવેલા પોતાના ધી 'ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં' છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવતરાયે અમદાવાદ રાયપુર—'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રગટ કર્યું.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

પહેલી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખ.

જુલાઈ અને ઑગસ્ટ ૧૯૧૬.

પુસ્તક ૧૩ અંક ૭-૮



આ. મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ

બી. એ., એલ. એલ. બી.,

એડવોકેટ-હાઇકોર્ટ, મુંબઈ

માન સંપાદક —
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી —
રામમોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર અમદાવાદ.

# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૩ મું. ] જુલાઈ-ઑગષ્ટ, ૧૯૧૬: [ અંક ૭-૮.

## અનુક્રમણિકા.



## સુન્દરી સુબોધ—ના રસિક વધારો.

આ માસિકનું વાર્ષિક લવાજમ
૧૦૦ પાનાંના માસિકનું રૂ. ૩-૮-૦. ૩૨ પાનાંના માસિકનું રૂ. ૧-૮-૦.

# કલાપીનો વિરહ.

લેખક—કવિ ત્રિભુવન પ્રેમશંકર.

ન્હાનાલાલ દલપતરામ કવિના ઉપોદ્‌ઘાત સાથે.

લગભગ ૧૭૫ ખરા.

## વિરાગ, વિરહ, પ્રકાશ, આનન્દ:

એમ ચાર ભાગમાં

કીંમત સવા રૂપીઓ.



એજ લેખકનાં બીજાં કાવ્યો.

વિભાવરી સ્વપ્ન: કીંમત, બાર આના.

સ્વરૂપ પુષ્પાંજલિ: કીંમત, એક રૂપીયો.

---

(દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું.)

મળવાનું મુખ્ય ઠેકાણું:—

કવિ ત્રિભોવન પ્રેમશંકર.

બાર્ટન લાયબ્રેરી પાછળ,—ભાવનગર.

સર્વે જાણીતા પુસ્તકો વેચનાર પાસેથી મળશે.

बाजीराव–मस्तानी.



म्होटा बाजीराव पेश्वा पासे मस्तानी पुरुषनो वेश धारण करीने आवे छे
अने पाछळथी पोताना स्वरूपमां प्रकट थाय छे.



सितारना मनहर रणकारमां एक तरुण सुन्दरी गानमुग्ध बनी रही छे.

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો સ્ત્રીઓ પતિવાર રસજ્ઞ પ્રાય, કુટુંબપોષક થાય સ્વસ્થ થાય શરીરે બળવતી રોગહીન અને સુન્દર થાય પોતાના પ્રમાણમાં મહત્ બન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મુખ્ય નૈકાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહાદિની બને / કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વગેરેની અસ્વાસ્થ્યવાસનાઓ દૂર કરે" સાધ્વી સતી થઈ પતિનું જીવન ઉન્નત કરે પતિવ્રતાંગન સેવાભાગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધવના આત્મા-હૃદય ઉદ્ધારે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિશ્રામ અને પ્રીતિની સાધન થાય તથા પ્રજાવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ નિસ્તારથી પ્રસારે એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે સ્ત્રી વિના ગૃહ નથી ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ]

વર્ષ ૨૩ મુ. ] જુલાઈ—ઓગસ્ટ ૧૯૨૬ [ અંક ૭-૮.

## ઉદયગુંજન.

### મંગલ મન્દિર ખોલો !

મંગલ મન્દિર ખોલો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો લ્યો
દયામય !
મંગલ મન્દિર ખોલો !
નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો
દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ-અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !

નરસિંહરાવ ભોળાનાથ કૃત 'સ્મરણ સંહિતા'

# वार्तालहरी.

## ગુલાબ.

લેખક—શ્રીયુત "રણદીવે."

સુવિખ્યાત ગુજરાતી માસિક પત્ર "ગુલાબ"ના સંપાદક નગીનદાસ દેસાઈની સાથે મારો ગાઢ સ્નેહ હતો. અમે બે જીગરજાન મિત્ર હતા, એમ કહીએ તો પણ ચાલે. નગીનદાસનો સ્વભાવ મને બહુજ સારો લાગતો હતો. તેઓ અત્યંત પ્રેમાળ, શાંત, અને વિનયસંપન્ન ગૃહસ્થ હતા. તેઓમાં મિજાજ અને અભિમાન બિલકુલ નહોતાં. તેઓ મોટા વિદ્વાન હતા અને એકાદ ઋષિ પ્રમાણે હમેશાં પોતાના વ્હાલા લેખન-વાચનના વ્યવસાયમાંજ નિમગ્ન રહેતા. બહારના જગતની ઉપાધિ તેમને સ્પર્શ કરતી નથી એવું દેખાતું હતું. એકનિષ્ઠા અને વિદ્વત્તાને લઇને નગીનદાસે 'ગુલાબ'ને પહેલાંથીજ ઉચ્ચ પંક્તિનું શ્રેષ્ઠ માસિક બનાવી મુક્યું હતું. આથી 'ગુલાબ' ગુજરાતનું શ્રેષ્ઠ માસિક પુસ્તક અને અત્યંત લોકપ્રિય થઇ પડ્યું હતું. નગીનદાસની મોહક કલમથી લખેલા લેખ—વિશેષતઃ તેમની વાર્તા અને કાદંબરીઓ વાચવા માટે ગુજરાત અને કાઠિયાવાડનાં ઘેરેઘેર સ્ત્રી અને પુરૂષ વાચકો પ્રત્યેક માસના ગુલાબના અંકની અતિશય ઉત્કંઠાથી રાહ જોતા હતા. હું વચમાં વચમાં ફુરસદને વખતે નગીનદાસને ત્યાં જઇ તેમની સાથે સાહિત્ય સંબંધી વાતચિત કરતો અને દરેક વખતે કાંઇને કાંઇ નવીન શીખીને ઘેર આવતો હતો.

એક દિવસે એમજ નગીનદાસના ઘેર ગયો હતો. નગીનદાસે હજી સુધી લગ્ન ન કર્યાં હોવાથી અને તેમના ઘરમાં કોઇ બાઇ માણસ ન હોવાથી અમારા જેવા 'ફ્રિંગભાઇ'—રખડેલને જ્યાં જોઇએ ત્યાં ફરતાં ફાવતું હતું. એ દિવસે હું નગીનદાસના ટેબલની બીજી બાજુએ ખુરશી ઉપર બેઠો તેવીજ કીમતી હાથીદાંતના સુંદર રૂપાની ગુંથણવાળા એક ફ્રેમ ઉપર મારી નજર ગઇ. આવા ભારે ફ્રેમમાં અધિપતિ સાહેબે કોનો ફોટો રાખ્યો હશે, એ વિશે મને જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. મેં એજ વખતે તેમને પુછ્યું "આમાં કોની છબી છે, ભાઈ!"

નગીનદાસે જરા શરમાઇને કહ્યું કે "એ ફોટોગ્રાફ નથી."

"તો શું છે?"

નગીનદાસ થોડીવાર નીચે માથું નમાવી સ્તબ્ધ બેસી અને કહ્યું કે "કાંઈ વિશેષ છે એવું નથી. એ એક મારૂં ઘેલાપણું છે."

મેં ઉઠીને હાથ લાંબો કરીને તે ફ્રેમ ખેંચી લીધી અને તેમાં શું છે તે જોવા લાગ્યો. ત્યો તે ફોટોગ્રાફ નહોતો, કે કોઇ-ચિત્ર પણ નહોતું.—તેમાં તો ટપાલદ્વારા આવેલું એક પોષ્ટકાર્ડ માત્ર હતું! મેં તે આશ્ચર્યથી—જીજ્ઞાસાથી વાંચ્યું,—તો કોઇ અપરિચિત માણસે બીજા માણસને કાંઇ કામકાજ સમ્બન્ધી લખ્યું હોય એવો એક પત્ર તેમાં હતો:

"શ્રીયુત્ સંપાદક 'ગુલાબ'

વિ. વિ. કે 'ગુલાબ'નો સપ્ટેંબરનો અંક મને મળ્યો. પરંતુ તેમાં "૭૦૪—એ પાના પછી એકદમ ૭૧૩ મું પાનું છે. ને વચલાં "પાનાં નથી. ૭૨૯ થી ૭૩૬ સુધીનાં પૃષ્ઠો બે વખતે આવેલાં છે, તેથી એ અંકમાં આવેલી "હૃદયભેદ" નામની નવલકથા મારી પ્રતમાં પુરી નથી. તો વચલાં ૭૦૫ થી ૭૧૨ સુધીનાં આઠ પૃષ્ઠો જેમ અને તેમ જલદી મોકલી આપવા મહેરબાની કરશો. એજ વિનંતિ.

સૌ. પ્રસન્નગૌરી મહેતા (વર્ગણીદાર નં. ૪૫૧૬)

રા. રા. ભગવાનદાસ ટી. મહેતા, મુનસફ સાહેબને ઘેર.

જળગામ—(ખાનદેશ.)"

મેં હસતાં હસતાં નગીનદાસને કહ્યું કે "એટલા બધા તમારા શ્રીપુરૂષ વર્ગણીદાર છે, નગીનદાસભાઇ! તેમાં ૪૫૧૬ નંબરનાજ ઉપર તમારી એટલી મહેરબાની કેમ?"

શરમાઇને જરા હસીને નગીનદાસે કહ્યું: "તેમાં કાંઇ વિશેષ નથી, ચંદુભાઈ! આ મારા મૂર્ખપણાની રમત છે! આ વાતમાં તમને જેટલું રોમાન્સ (અદ્ભુત) છે એવું લાગે છે, તેટલું બિલકુલ નથી."

મારી જીજ્ઞાસા એ ખુલાસાથી તૃપ્ત ન થઈ. અને હું તે હકીકત કહેવા બદલ નગીનદાસને ઘણોજ આગ્રહ કરવા લાગ્યો. મેં પૂછ્યું: "પણ પ્રસન્નગૌરી તમારી કોણ? તેમાં એટલું ગુપ્ત રહસ્ય શું છે?"

નગીનદાસ નીરાશા ભરેલે ચ્હેરે ગુપચુપ બેઠા. કેટલાક વખત પછી મારા વિશેષ આગ્રહ ઉપરથી પોતાના જીવનનો દુઃખપૂર્ણ વૃત્તાન્ત તેમણે મને કહ્યો.

(૨)

આ પ્રસન્નગૌરી મારી કોઇ નથી એ જેટલું ખરૂં છે, તેટલુંજ તે મારૂં જીવન સર્વસ્વ છે એ પણ ખરૂં છે. પ્રસન્નગૌરીને તેના પીએરમાં નાનપણમાં સહુ ગુલાબ કહેતા હતા. ગુલાબને મેં જે દિવસે પહેલાં જોઇ તે દિવસની સ્મૃતિ હજી સુધી મને આનંદમય અને સુખકારક લાગે છે. એ વખતે વૈશાખ મહિનો હતો. એક દિવસ સંધ્યા વખત થઇ હતી. બગીચાનાં ઝાડ ઉપર અને રસ્તા ઉપર પાણી છાંટવામાં આવ્યું હતું, તેથી તાજા ફુલોની અને પલળેલી માટીની સુગંધમાં થઇને આવતો પવન ઘણોજ પ્રિય લાગતો હતો. આ બગીચાના એક ઝાડ પાસે ઉભી રહીને એક છોકરી ફુલો વીણતી હતી. તે છોકરી બાર તેર વર્ષની હતી. તેનો ચ્હેરો તેના હાથમાંનાં ફૂલો પ્રમાણે અત્યંત સુંદર—મનોહર—હતો. મારા તરફ તેની નજર જતાંજ એ અપરિચિત કુમારીએ જે સ્નિગ્ધ હાસ્ય કર્યું, તેનું સ્મરણ મારા હૃદયમાંથી કદિ ખસે તેમ નથી.

એ બાલિકાની સાથે મારે સહજ વાતચીત થઇ. હું ફુલો વીણવા લાગ્યો અને એ રીતે અમારૂં પીછાન થયું. એનું ઘર મારી બેનના ઘરની જોડેજ હતું. તેના ઘરનાં દરેક માણસ સાથે મારી બેનને મારૂં ઓળખાણ હતું. હું તે વખતે મેટ્રિકની પરીક્ષામાં પાસ થઇ અમદાવાદ કૉલેજમાં ભણવા માટે મારી બેનને ત્યાં આવી રહ્યો હતો. . . .

મારી મા મારા નાનપણમાંજ ગુજરી ગઈ હતી. મેટ્રિકના પહેલાં થોડા દિવસ મારા પિતાજી પણ મને એકલો મુકી ચાલ્યા ગયા હતા. મારા વિદ્યાભ્યાસ માટે અથવા પોષણ માટે મારી પાસે કાંઈ મિલ્કત નહોતી. પરંતુ મારી દયાળુ બેને મારો સઘળો બોજો પોતાના ઉપર લઈ મારી સઘળી વ્યવસ્થા કરી અને હું પ્રવેશક (મેટ્રિકની) પરીક્ષા પાસ થતાંજ તેણે મને અમદાવાદ બોલાવી પોતાની પાસે રાખ્યો. મારા બનેવી ત્યાંના પ્રખ્યાત વકીલ હતા. અને ગુલાબના વડીલ માણેકલાલ આસિસ્ટંટ ડિસ્ટ્રીક્ટ જજ્જના અધિકાર ઉપર હતા. ધીમે ધીમે મારો અને ગુલાબનો પરિચય બહુ ગાઢ થયો. અમે બને જગતના અનુભવ વિનાના હતા. હું તરૂણ હતો અને એ બાલક હતી પરંતુ એજ સમયમાં પ્રેમની દૃઢ છાપ હૃદય ઉપર કોરાઈ અખંડતી કાયમ થઈ જાય છે, એ કોણ નથી જાણતું?

માણેકલાલના બંગલાની આસપાસ આવેલા બગીચાને લગતાઈને મારા બનેવીનો બંગલો હોઈ મારા લખવા વાંચવાની ઓરડી તેજ બાજુએ હતી. હું વાંચતો હોઉં તે વખત કોઈ વખત મારા શરીર પર એકદમ ગુલાબનું ફૂલ આવીને પડે! હું ચમકીને બારીએ જોઉં તો ઘરની બારીના સળીયા પકડી ગુલાબ ખડખડ હસતી હોય. કોઈ વખત ગુલાબનાં મધુર હાસ્ય સમાન શોભતા જાઈનાં ફૂલ મારા પુસ્તકપર પડી મારૂં વાંચવાનું બંધ કરાવતાં. કોઈ દિવસ હું કમ્પાઉન્ડની નાની દિવાલ ઉપર બેસીને વાંચતો હોઉં તે વખત ગુલાબ મારી પાછળ હળવેથી આવીને મારી આંખો બંધ કરતી. કદાપિ હું ભૂલથી કહું કે "અરે રમણિક! આ શું? ખોલી દે મારી આંખ!" તો તરતજ તે મારી આંખો ઉપરથી પોતાના કોમળ હાથ લઈ લઈને પેટ પકડીને હસતા હસતાં મારી સામે આવી કહે "કેમ કેવા ભુલાવ્યા? બહુ હુંશિયાર છોને 'હું રમણિક છઉં હા!'" આવીજ ભૂલ ઘણીવાર મારાથી થતી પણ ગુલાબના એ મનોહર હાસ્યનો બીગાડમાં કોઈ દહાડો ઉણપ આવી નહીં.

ગુલાબને વાંચવાનો બહુ શોખ હતો. ગુજરાતી માસિક પુસ્તકો અને નવલકથા-નાટકો વાંચવાને તેને બહુજ રસ પડતો. ગુલાબના વડીલ સ્વભાવે કંજુસ હોવાને લીધે માસિક કે પુસ્તકોમાં એક પાઈ પણ ખર્ચતા નહીં. મારા બનેવીને સારાં પુસ્તકો અને પત્રો એકઠા કરવાનો શોખ હોવાથી ગુલાબની વાંચવાની ઇચ્છા મારાથી પુરી પાડી શકાતી. આવા આનંદમાં કેટલાંક વર્ષ વહી ગયાં.

(૩)

તે વખતે હું બી. એ. ના છેલ્લા વર્ગમાં હતો. એવામાં એકાએક ગુલાબના લગ્નની ખટપટ ચાલી રહી છે, એવી ખબર મારા કાન પર આવી. આથી મારા મનને વિલક્ષણ ધક્કો લાગ્યો! ગુલાબને તે વખતે પંદરમું વર્ષ ચાલતું હતું વાસ્તવિક તેનાં લગ્ન બે ત્રણ વર્ષ પહેલાંજ થવાનાં હતાં પરંતુ કેટલેક અંશે માણેકલાલની કૃપણતાને લીધે તથા આળસ અને તેમના મિજાજને લીધે વાત આટલી લંબાઈ હતી. ગુલાબના લગ્નની વાત સાંભળ્યાથી મારા મનની સ્થિતિ વિચિત્ર થઈ ગઈ. અભ્યાસમાં અથવા કોઈ પણ કામમાં મારૂં ચિત્ત લાગતું નહિં. જગત્ શૂન્યકાર ભાસવા લાગ્યું.

થોડા વખતથી ગુલાબની રીતભાત પણ ગંભીર થવા માંડી હતી. પહેલાંનો તેનો રમતીઆળ અને મશ્કરીખોર સ્વભાવ લુપ્ત થયો હતો.

એવામાં એક દિવસે મેં ગુલાબને હસતાં હસતાં પુછયું—" કેમ ગુલાબ ! પછી તારા વિવાહનું ક્યાં નક્કિ થયું ? "

અમે તે વખતે સાહિત્યના હાસ્યવિનોદની વાતોના આનંદમાં હતા. પણ મારા આ પ્રશ્નથી તરતજ ગુલાબની ચમત્કારિક સ્થિતિ થઈ ગઇ હોય એમ જણાયું. અશ્રુપૂર્ણ નેત્રોથી તે મારી તરફ જોઇ રહી અને એક નિશ્વાસ મુકી ત્યાંથી જલદીથી ચાલી ગઇ !

થોડા વખતમાં ગુલાબના વિવાહની વાતો ધમધોકાર ચાલવા માંડી હવે અમારું મિલન પણ લગભગ બંધ થયું હતું. તેમ મારો અભ્યાસ, નિદ્રા અને શાન્તિ પણ ગયાં હતાં. આવી સ્થિતિમાં મેં મારા એક પરમ મિત્ર માધવલાલની સલાહ અને મદદ માગી

ખુબ વિચાર કર્યા પછી માધવલાલે માણેકલાલની મુલાકાત લીધી અને આમ તેમ વાતો કર્યા પછી પુછયું " કેમ ભાઇસાહેબ ! ગુલાબબેનની સગાઇનું નક્કિ થયું કે નહિ ?"

માણેકલાલે ખેદપૂર્ણ શબ્દોથી જવાબ દીધો—" નહી છોકરીનું નસીબ કોણ જાણે કેવું છે. કોઇ ઠેકાણે બનતું નથી. તમારા ધ્યાનમાં કોઇ સારૂં સ્થળ હોય તો કહો ?"

કેટલાક વખત સુધી માધવલાલે વિચાર કરતા હોય એમ કરીને કહ્યું " અમારા નગીનદાસ સાથે બને તો !"

આશ્ચર્યથી માણેકલાલ વચમાં બોલ્યા કે " કોણ, નગીન ? આ પડોશનો નગીન કેશાઇ ! બેનના અને બનેવીના આશરા ઉપરજ પડી રહેનાર એવા મૂર્ખને મારી ગુલાબ આપું ? તેના કરતાં છોકરીના હાથ પગ બાંધી એને એકાદ કુવામાં ફેંકી દઉં તો શું ખોટું ?"

એવું બોલી માણેકલાલ તિરસ્કારથી હસ્યા આ જોઇને બીચારા માધવલાલને એમ થઇ ગયું કે આ કામ આપણે ક્યાંથી માથે લીધું ? પરંતુ એક વખત છેવટનો પ્રયત્ન ફરી જોવો એવો વિચાર કરીને માધવલાલ ધીમા ધીમા ધીમેથી બોલ્યો. " કેમ સાહેબ આપને એવું લાગે છે ? નગીનનું સ્થળ કાંઇ ખરાબ નથી. છોકરો સારો છે ખુબ હુશીયાર–બુદ્ધિવાન છે. દર વખતે પહેલા વર્ગમાં પરીક્ષા પાસ થાય છે આ સાલ એ બી. એ. થશે અને બે વર્ષ પછી એલ. એલ. બી. થતાંજ આપના અને કાંતિલાલભાઈ ( મારા બનેવી ) ની મદદથી એનું ઠેકાણું પડી જશે."

માણેકલાલે તુચ્છકારથી હસીને કહ્યું કે—" ભેંસ ભાગોળે, છાશ છાગોળે ને ઘરમાં ધમાધમ—એના જેવી તમે વાત કરો છો. નગીન એલ એલ. બી. પાસ થઇને વકીલ, મુન્સફ થશે, એતો દૂરની વાતો છે. એ બધું તો થાય પણ ને ન પણ થાય ! માટે કોઇ પૈસા કમાતો વકીલ, ડોકટર કે મુન્સફ તમારા ધ્યાનમાં હોય તો કહો, અને તમારા નગીનને સલાહ આપો કે આવા હવાઇ ખ્યાલોમાં વખત અને બેન બનેવીના પૈસા બગાડવાનું છોડી દઇ અભ્યાસમાં સઘળું લક્ષ આપે. ભણી રહ્યા પછી લાયકાત હશે તો કન્યા મળી રહેશે."

માધવલાલ આ પછી ત્યાંથી ચાલ્યો આવ્યો. પરંતુ એ ઉપરથી એ વાત સંબંધે અમારા બેઉ કુટુંબમાં અતિશય ચર્ચા થઇ. મને તો શરમાઇને મરી જવા જેવું થઇ ગયું. ગુલાબના હવે દર્શન થવાં તદન બંધ થઇ ગયાં.

( ૪ )

એક દિવસે એક નવીન મુન્સફ રાઉ બનીને ગુલાબનો પ્રાસ કરવા માટે આવ્યો. મુન્સફ સાહેબ ઉમ્મરે ત્રીસ બત્રીસના સુમારમાં હોઇ બીજવર હતા. તેમનો લક્ષણો તો ખુબ દેખાયો. તેમના ગળામાં અને કાનમાં રુદ્રાક્ષ જોઇ ને જુના ચાલના તેઓ ધર્મનિષ્ટ ગૃહસ્થ હશે, એવો સહેજ તર્ક કર્યો.

લગ્નને દિવસે મારા બનેવીએ કહ્યાથી હું માણેકલાલને ઘેર જઇ તેમને અંતઃકરણ પૂર્વક મદદ કરવા લાગ્યો. પરંતુ એ વખત મારા હૃદયમાં શું શું થતું હતું તે મારુ મનનેજ ખબર છે. પાસે કોઈ નથી, એવું જોઇ માણેકલાલે મને કહ્યું કે " અરે નવીન, દેવઘરમાં જઈ ત્યાંથી એક તરભાણું લાવને. "

હું ઝટપટ દેવઘરમાં ગયો. પણ ભાન ભુલી જઈ પત્થરના પૂતળાની માફક તેને નેજ ઠેકાણે ઉભો રહ્યો. વિવાહ વખતનું વસ્ત્ર પહેરીને ગુલાબ અંદર લગ્નના મુહૂર્તની વાટ જોતી દેવ પાસે બેસી રહી હતી. ગુલાબની સામે તરભાણાં પડયાં હતાં, તેમાંથી એક હું લેવા ગયો તો ગુલાબે એકદમ ઊંચું જોતા મને જોયો. અમારી બન્નેની નજર મળી. ગુલાબની કદિ નહિં ભુલાય એવી-ચિત્તાકર્ષક આંખોમાં મેં કાંઇ એવું અલૌકિક જોયું કે તેનું મારાથી વર્ણન થઇ શકે એમજ નથી. અર્ધી મિનિટ સુધી તેની કરુણ દૃષ્ટિ મારા તરફ લાગી રહી. જોત જોતામાં તેની આંખમાંથી અશ્રુધારા શરૂ થઇ તેના ગાલપર પડવા લાગી. તત્ક્ષણે એણે દૃષ્ટિ નીચી નમાવીને માથું નીચે નમાવ્યું.

હવે મારૂં તો ભાનજ ગયુ હતું ! હું તે વખતે શું કરતો હતો, એવું મને સ્મરણ નથી. એવી સ્થિતિમાં કેટલો વખત ગયો તે કોણ જાણે ?-એટલામાં માધવલાલે ત્યાં આવીને મને કહ્યું કે " અરે નવીન, અહીં શું કરે છે ? માણેકલાલ તને ખોળે છે ને બહાર ! "

તરતજ મને ભાન આવ્યુ. જલદીથી એમાંથી એક તરભાણું ઉચકી ગુલાબ તરફ એક વખત દૃષ્ટિ ફેંકી હુ બહાર આવ્યો. મારાથી હવે ત્યાં ઉભુએ રહેવાતું નહોતું. મારી સર્વ શક્તિ જાણે નષ્ટપ્રાય થઇ ગઇ ન હોય એમ મને લાગ્યું. કષ્ટે આંસુનો વેગ દાબી રાખીને મેં માધવલાલને કહ્યું કે " માધવલાલ, મારાથી હવે અહીં રહેવાય એમ નથી. તો હુ ઘેર જાઉં છું. માણેકલાલ મારા વિના પુછપરછ કરે તો કહેજે કે મારી તબિયત એકાએક ના દુરસ્ત થઇ ગઇ છે. "

માધવલાલની મદદથી ઘેર આવી હું મારી ઓરડીમાં મારા પલંગપર પડયો ! મારા કપાળ ઉપર બે ત્રણ વખત હાથ ફેરવી, એક દીર્ઘ નિશ્વાસ નાંખી માધવલાલ ત્યાંથી ગયો.

બીજે દિવસે રાત્રે નાત હતી. ગુલાબની સામે જોઇને આત્મસંયમ કરવું મને મુશ્કેલ હતું, માટે હું તેને ઘેર ગયોજ નહીં. જમતી વખતે હું અમારા કંપાઉન્ડની બહાર ઉભો

રહી, અમારા ઘર આગળથી જે વખતે વધૂ-વરની ગાડી જશે, તે વખત હું અને ગુલાબ એક બીજાને છેવટનાં જોઈ લઈશું એવી મને ઘણી આશા હતી.

થોડા વખતે ગુલાબની જાન નીકળી. તાંસાં, બેન્ડ વગેરે વાજીંત્રો જોરથી વાગતાં હતા. તેમની પાછળ મશાલોના પ્રકાશમાં વધૂ-વરની ગાડી માણેકલાલના કંપાઉન્ડમાંથી બહાર નીકળી. વરરાજા ગાડીમાં આમ તેમ દમથી જોતા બેઠા હતા. પરંતુ બીચારી ગુલાબ ! તેણે તો માથું નીચેજ નાંખ્યું હતું. તેના મનમાં આ વખતે કયા વિચાર ચાલતા હશે ? તે કોણ જાણે ! પરંતુ પોલીસ કોર્ટમાંથી કેદીની ગાડી જેલમાં જાય છે, એવો મને ભાસ થયો ! જોત જોતામાં મારા સામેથી ગુલાબ નીકળી ગઈ. પછી તે કદિ મારી દૃષ્ટિએ પડી નથી.

( ૫

ગુલાબ અમદાવાદથી ગઈ, તે પછી મને સઘળુ જગત્ શૂન્યકાર ભાસવા લાગ્યું ! કોઈપણ કામમાં મન લાગે નહીં. એમ કેટલાક દિવસ મુઝવણમા ગયા. છેવટે મેં ગુલાબને એક પત્ર લખ્યો. આજ સુધી તેના વિષે જે પ્રેમ ચોંટયો હતો તે મેં કોઈપણ દિવસે સ્પષ્ટ બોલી દેખાડયો નહોતો. તે પ્રમાણેજ આ પત્રમાં પણ તે વ્યક્ત કરવો એ શક્ય નહોતું. એ પત્રમાં ફક્ત ગુલાબને તેનું કુશળ લખવા મેં વિનંતિ કરી હતી. ગુલાબનું સ્મૃતિ ચિન્હ તેના હાથની એક ચીઠ્ઠી મારી પાસે રહેશે, એવી આશાથી પ્રેરીત થઈને મેં એ પત્ર લખ્યો હતો. તેના હાથનું એક એટલું પણ સ્મરણ-પ્રીતિ ચિન્હ પાસે રહે તો સારૂ, એમ મને તીવ્ર ઇચ્છા થઈ આવી હતી.

ચાર દિવસ ગયા-આઠ-પંદર ગયા. પરંતુ ગુલાબ તરફથી કાંઈ મને પત્ર આવ્યો નહીં. એક દિવસે માણેકલાલે મને પોતાના ઘેર બોલાવી મારા હાથમાં એક પત્ર આપ્યો, અને તે મને વાંચવા કહ્યું. મને આમ કરવાનું કારણ કાંઇ સમજાયું નહીં. મેં ધડકતા અંતઃકરણે કવરમાંથી પત્ર બહાર કાઢયો તો શું ?—ગુલાબને મેં મોકલેલા પત્રની સાથે એક બીજો પત્ર તેમાથી નીકળ્યો ! મારી આંખ આગળ જાણે અંધકાર પથરાઈ ગયો હોયની એમ દેખાવા લાગ્યો. તે પત્ર મારા હાથમાંથી છુટી પડયો. પરતુ તે ઉંચકીને મારા હાથમાં આપી માણેકલાલે મને તે વાંચવાને ફરીથી કહ્યું. યંત્રની માફક હું તે વાંચવા લાગ્યો. તે ગુલાબનો પતિ-પત્ર નીચે પ્રમાણે હતો.

"વડીલ મુરબ્બીની સેવામાં, સા૦ દં૦.-વિ૦ વિ૦ કોઈ નગીનદાસ નામના ઇસમે
"સૌભાગ્યવતિને એક પત્ર મોકલ્યો છે, તે આ પત્ર સાથે સામેલ છે. આ નગીનદાસ
"આપના પડોશમાં રહેતો હોઇ ઉમ્મરે તરૂણ છે, એવું સૌભાગ્યવતિ પાસેથી ઘણી મુશ્કેલીએ
"સમજાયું. કોઇ ઇતર પુરૂષે મારી પત્ની સાથે પત્રવ્યવહાર રાખવો, એ મને પસંદ નથી.
"માટે આ નગીનદાસને બોલાવીને આપે તેને આ વિષે સમજ આપવી. ફરીથી તે આવું
"કરશે તો તેના ઉપર હું ફોજદારી કર્યા શિવાય રહેવાનો નથી. એજ વિનંતિ.

લિ૦ આપનો—
ભગવાનદાસ ટી૦ મહેતા."

પત્ર વાંચી ગુલાબનો વર ન્યાયાધિશ છે, એ વાતની મારી ખાત્રી થઈ. લજ્જાથી, ભયથી ગભરાઈ તે પત્ર મેં માણેકલાલને પાછો આપ્યો અને નીચું માથુ ઘાલી ઉભો રહ્યો. મને એમની તરફથી શું શિક્ષા થશે એની સમજ પડી નહીં.

માણેકલાલ પત્રો ફાડી તેના કકડે કકડા કરી નાંખતાં બોલ્યાઃ—"નગીન! તેં આ કાંઇ સારૂં કામ કર્યું નથી. તું સમજે છે કે તેથી બીચારી ગુલાબને તેના વર તરફથી માત્ર વધારે ત્રાસ થશે."

હું કાંઇ ન બોલતાં માથું નીચું નમાવીને ઉભોજ રહ્યો. માણેકલાલે મને કહ્યું.—"ઠીક, એકવાર તારાથી ભૂલ થઈ તો થઈ, પણ હવેથી કદિ એવું કાંઈ કરીશ નહીં, સમજ્યો? આ વખત તો હું ભગવાનદાસને સમજાવીશ."

શરમાઇને મૃતપ્રાય થઈ હું ઘેર આવ્યો. આ વેળા માતા વસુંધરા સીતાજીની માફક મને પણ પેટમાં લે તો સારૂં, એવું મને લાગ્યું. મારા કામથી "બીચારી ગુલાબ ને તેના વર તરફથી વધારે ત્રાસ થશે!" એ માણેકલાલના શબ્દ મારા કાનમાં એક સરખા જોશથી ઘુમવા લાગ્યા અને મારા હૃદયમાં તીરની માફક વેદના થવા લાગી. હાય! કેટલો હું હતભાગી! ગુલાબને ત્રાસ અને તે મારા થકી!? બીચારીને મારા તરફથી જન્મમા જરાએ સુખની તો કોઈ દિવસ પ્રાપ્તિ થઇજ નહીં, પણ એને ત્રાસ મળવાનું કારણ હું? —અરે ભગવાન! "વધારે ત્રાસ?" ત્યારે શું ગુલાબ ત્યાં પૂરેપૂરી સુખી નહિ હોય?—કોણ જાણે?"

( ૬ )

આ વાતને આજ સુમારે આઠ વર્ષ થઇ ગયાં છે. ગુલાબના લગ્ન પછી હું બી. એ. થયો. બે વર્ષે એમ્. એ. ની પરીક્ષામા ઉત્તીર્ણ થયો. ગુલાબના લગ્ન થયા પછી બીજેજ વર્ષે માણેકલાલની અમદાવાદથી બદલી થઇ તેઓ નાશક ગયા. એમ્. એ. થયા પછી એલ્. એલ્. બી. થઇને હું વકીલ થાઉં અને મને પોતાના ધંધામાં મદદ કરવી, એવી મારા બનેવીની ઘણીજ ઇચ્છા હતી.અને તે વિષે એમણે આગ્રહ પણ ઘણો ચલાવ્યો હતો. પરંતુ તેમના અને બેનના કહેવા તરફ દુર્લક્ષ કરી મેં વકીલાતનો લોભ મુકી આ મારા સ્વભાવને અનુકૂળ સાહિત્યના ધંધામા પડયો. આઠ વર્ષ થયાં હું "ગુલાબ" માસિક ચલાવું છું. તેનેજ મેં તન, મન, ધન, સર્વ અર્પણ કર્યું છે. રામે સીતાની સુવર્ણ પ્રતિમા નિર્માણ કરી તેમ મેં પણ દરિદ્રતામાંથી પણ પોતાનું સર્વસ્વ વેચી આ કાગળની "ગુલાબ"ની સ્થાપના અને પ્રતિષ્ઠા કરી છે. મારી સર્વ વિદ્યા—બુદ્ધિ—શાંતિ—પૈસો "ગુલાબ"ની સેવામાં મેં અર્પણ કર્યાં છે. ગુલાબને માસિક પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. તેને પત્ર મોકલવાનો જ્યારે માર્ગ બંધ થયો, ત્યારે વિચાર કરતાં આ એક યુક્તિ મારા મગજમાં આવી. ગુલાબનાજ નામનુંજ એક માસિક પત્ર કહાડી તેમાં મારા હૃદયની મર્મભેદક હકીકત લખી જ્યાં ત્યાં હું તેનો પ્રચાર કરીશ—કે જેથી દૈવવશાત્ કોઇ વખત મારૂં હૃદય ગુલાબને સમજાઇ આવે!—તે દિવસથી મારી કલ્પના ચલાવી જુદાં જુદા રૂપે હૃદયનું આવિષ્કરણ કરી, મારી વિચિત્ર દુઃખવેદના મારા "ગુલાબ"માં હું પ્રગટ કરવા લાગ્યો. મારા દેવતાને આ પૂજનથી મારી દયા આવતી હતી કે નહીં, એ મને સમજાતું નહોતું. મારા 'ગુલાબ'નો ઘેર ઘેર પ્રવેશ થશે, એવા વિચારથી તેને સર્વાંગસુંદર કરવામાટે હું જોરથી પ્રયત્ન કરવા લાગ્યો; આવું કરવાનો મારો એક એ ઉદ્દેશ પણ હતો કે—મારી એ ભક્તિનું અર્પણ કરેલું અર્ઘ્ય મારા પ્રિય દેવતાના ચરણમાં જાય.

મારો આ ઉદ્યોગ અવિશ્રમે એકસરખો ચાલતો હતો. વચમાં વચમાં મને વણે

નિરૂત્સાહ લાગે, મન એટલું થાકી જાય કે કામકાજ કાંઈએ સૂઝે નહીં. સઘળાં અફાટ જગતમાં મનને વિશ્રાંતિનો આધાર કાંઈ જડતો નહીં. ગુલાબ કેટલાંક વર્ષ સુધી મારી પડોશમાં રહેતી હતી. અમે બેઉ એકબીજાને ખરા 'દિલથી—નિર્મળ હૃદયથી' ચ્હાતાં હતાં—તે પણ નક્કી હતું; પરંતુ ગુલાબનું કાંઈએ સ્મરણચિન્હ મારી પાસે નહોતું. તેથી તેને અભાવે મારૂં જીવન શૂન્ય, નિરાનંદ, ઉત્સાહહીન લાગતું હતું. ગુલાબના કરકમળથી પાવન થયેલી એક નાની સરખી ચીઠ્ઠી મારા પાસે હોત તોપણ મારા જીવનમાં કાંઈ જૂદોજ આનંદ જુદોજ પ્રકાશ નીકળી આવ્યો હોત, એમ હું નિરંતર ધારતો.

એક દિવસે અમદાવાદ હું ગયો હતો, તે વખતે મારી બેનને પૂછયું, "બેન, ગુલાબનો કોઈ દહાડે કાગળ બાગળ તને આવ્યો હતો?"

બેને કહ્યું કે, "નારે ભાઇ! કોઇ દહાડે નહીં. ગુલાબ હવે ક્યાં છે તે પણ મને ખબર નથી."

પરંતુ ગુલાબ ક્યાં હતી, તે મને માલમ હતું.

દર ગુરૂવારે નીકળતા 'ગવર્મેન્ટ ગેઝેટ'માં જોઈ ગુલાબના વરની ક્યાં બદલી થઈ તે જાણવું, એ મારૂં એક અવશ્ય કર્તવ્ય થઇ પડયું હતું. મેં જરા મુંઝાઇ બેનને કહ્યું:—"ગુલાબનો વર હાલ જળગામમાં છે. તેને એક પત્ર તો લખને?"

નાક ચડાવીને ગર્વથી બેન બોલી, "હા. હુંજ લખવા બેઠી છઉં પત્ર તેને! તે કોઈ દિવસ એક કાગળનો કકડો લખી અમારા સમાચાર તો લેતી નથી, તો મારૂં શું અટકી રહ્યું છે કે તેને હું પત્ર લખવા બેસું?"

બેનનું પણ કહેવું ખરૂં હતું. પરંતુ એ ક્યાં જાણતી હતી કે તેના સમાચાર જાણવાનું મને કેટલું આવશ્યક હતું. પણ એ બેનને મારાથી કેમ કહેવાય? મનમાં ને મનમાં નિરાશાની જ્વાળા દાબીને હું ચૂપ રહ્યો. મારી મનોવ્યથા કોઈની પાસે પણ પ્રગટ કરવી, એ બની શકે તેમ નહોતું.

( ૭ )

આવી સ્થિતિમાં એક દિવસ મારા મેનેજરે આ કાર્ડ લાવી મારા હાથમાં આપ્યું અને અંક બાંધનારની નિષ્કાળજી બદલ મારી પાસે ફરિયાદ કરી. તથા મારી પાસે 'ગુલાબ'નાં ફૉર્મોની જે ફાઇલ હતી તેમાંથી ૭૦૫ થી ૭૧૨ સુધીનાં પૃષ્ઠોવાળું ફૉર્મ પ્રસન્નગૌરી બ્હેનને મોકલવા મારી પાસે માગ્યું.

મેનેજરે આપેલું કાર્ડ હું કેટલોક વખત જોઇજ રહ્યો. મારા મોંમાંથી એક શબ્દ પણ નીકળે નહીં! મારી સ્થિતિ અવર્ણ્ય થઇ પડી. પ્રસન્નગૌરી એટલે ગુલાબ! તેના હાથનું ચિરવાંચ્છિત પત્ર! ગુલાબ "ગુલાબ"ની વર્ગણીદાર છે? તેના નામનું મારૂં માસિક શરૂ કરતાં ગુલાબે પોતાના હાથથી એક કાર્ડ પહેલાં મને લખ્યું હશે. પરંતુ તે દેવદુર્લભ પત્ર મારી નજરમાં કોઇ દહાડે પડયું નહીં. તેના પત્રની મને ખરી કિંમત શું છે તેની કલ્પના એ ન હોવાથી મેનેજરે તેને કાણું પાડી તે ફાઇલમાં મુકયું હશે, કે ફાડી કકડે કકડા પણ કરી નાંખ્યા હશે! મારૂં અત્યંત સુદૈવ, માટે ગુલાબનું આ પોસ્ટ કાર્ડ આજ મારા હાથમાં આવ્યું. મારાં સર્વ તપનું, શ્રમનું આજ સાર્થક થયું. મારી કેટલાક વર્ષની પૂજા આજ સફળ થઈ ને માન પ્રભુએ પ્રસન્ન દષ્ટિએ આજ મારા તરફ જોયું.

'ગુલાબનો અંક બાંધતી વખતે છાપખાનાનાં બાઈંડરે જો આ ચુક કરી, તેના બદલામાં તેને મારૂં સર્વસ્વ અર્પણ કરૂં, એવું, મને લાગવા લાગ્યું. કેટલીક ક્ષણ પછી ભાન પર આવી મેં મેનેજરને કહ્યું, "બાઈંડરને કહેવાનું તે હું કહીશ. એ વર્ગણીદારને ખૂટતુ ફૉર્મ મોકલવાની જરૂર નથી. તેના બદલામાં એક સારો અંક જોઇ પૅક કરી મારી તરફ મોકલાવી આપો, એટલે તેનો પત્તો લખી હું તે મોકલાવી દઇશ."

એ દીવસથી ૪૫૧૬ નંબરના વર્ગણીદારના લેબલ ઉપરનો પત્તો દર વખત હું મારા હાથે લખું છું. એકાદ અપરિચિત માણસને લખ્યુ હોય—તે પ્રમાણે ગુલાબે મને લખેલું આ કાર્ડ મારૂં જીવન સર્વસ્વ થઇ બેઠું છે. ચોવીસે કલાક તે મારી નજર આગળ રહે, માટે મેં આ મૂલ્યવાન સુંદર ફ્રેઇમમાં બેસાડી તે મારા લખવાના ટેબલ ઉપર મૂક્યુ છે,—ને મારા મરણ સુધી તે કાયમ મારી નજર આગળ રહેશે.

( અમરેલી. )

---

## " પ્રેમનું સ્વરૂપઃ "

પ્રેમભાવ એ નિંદ્ય નથી એટલુ જ નહિ પણ કોઇ મહા સદ્ભાગી વીરના હૃદયમાં જ એ ઉદ્ભવે છે વસ્તુ વિચાર સર્વના સારા અને નઠારા બે ઉપયોગ સંભવે છે. સારામા સારી વસ્તુના પણ નેવા ઉપયોગ થઇ શકે છે, એટલુંજ નહિ પણ, નઠારી વસ્તુના પણ બે ઉપયોગ થઈ શકે છે. બુદ્ધિ એક મોટા કવિમા, નરહ રાજપુરૂષમા, અને અંધારી રાત્રે ખાતર પાડનાર ચોરમા સર્વત્ર હોય છે પરન્તુ તેના ઉપયોગ ઉપરથી સારા નઠારાનો ભેદ માલુમ પડે છે પ્રેમનુ પણ એજ રીતે છે કાઇપણ બે હૃદયની એકત્રતા થતા જે અવર્ણ્ય આનંદ થાય છે, તેવો આનંદ સર્વત્ર તેવી એકતા થવાથી થાય એ પ્રેમનુ ઉત્તમોત્તમ રૂપ છે. પ્રેમ તો એક ભાવના જ છે એમા સ્થૂલ વાસનાનો સમાસ થતોજ નથી. પિતા પુત્ર, પતિ પત્ની, ભ્રાતા ભગિની, મિત્ર મિત્ર, સર્વત્ર પ્રેમ જ હોય છે પણ તે કેવલ ભાવનામય જ છે એમા સ્થૂલ વાસનાનો ગંધ પણ ક્યા છે? મનુષ્ય સ્વભાવ જ એવી સ્થૂલતાવાળો છે કે ગમે તેવી ઉત્તમોત્તમ ભાવનાને સ્વર્ગમાથી તાણી આણી પૃથ્વીપરની ભૂળમા રગદોળી સ્થૂલ બનાવી દે છે. પ્રેમમા પણ એમજ થાય છે મનુષ્યના દૈવી સ્વરૂપનો સાર જે પ્રેમ જે સાક્ષાત્ ઈશ્વર બ્રહ્મ જ છે; તેને મનુષ્યો કોઇ લીલા રમતા દેવરૂપે, કોઇ ગુરૂ રૂપે, કોઇ મૂર્તિ રૂપે કે ઉદર વ્યવહાર માત્રના નિર્વાહાર્થે ઉપયોગી ક્ષુદ્ર ઇન્દ્રીયોના સંતોષરૂપે સમજી સ્થૂલ બનાવી દે છે એ પ્રમાણે માણસ જાત પોતાની ક્ષુદ્ર વાસનાને અનુસારે પ્રેમના સ્વરૂપને ઓળખે છે પછી પ્રેમ ખોટો એવી મિથ્યા બુમ પાડે છે. માણસો જેટલા જેટલા કવેશ, નિંદા આદી આદરે છે, તેમા પોતાના પડછાયા સાથે જ વિરોધ કરે છે. સર્વત્ર અભેદ ભાવનામય પ્રેમ વેદાન્તે જણાવ્યો છે, પણ શરૂઆતમા આવો એકાકાર પ્રેમ ન સમજાય તો આરંભ ગુરૂ શિષ્ય, પિતા પુત્ર, પતિ પત્ની, મિત્ર મિત્ર, ઇત્ય તેવો પણ ઉત્તમ પ્રેમ અવશ્ય જોઇએ. પોતાપણું તજી પારકાપણુ મટવું, હું મટી તું થવુ એજ પ્રેમનો ઉત્તમોત્તમ ઉપહાર છે. ને તે જ્યા સુધી સમજાતો નથી. સગવડ માટે કે પરસ્પર હેતુસિદ્ધિ માટે વ્યક્તિ વ્યક્તિના પ્રેમ છે, એમ જ્યા સુધી ટુંકી અને ક્ષુદ્ર નજર છે ત્યા સુધી આપણે કલિકાલને તરીને સત્યકાલને પ્રાપ્ત કરી શકીશું નહિ. પારકાના જીવનમા રમવાનો, પારકાના જીવનરૂપ થવાનો, અહેતુક આનંદ એ પ્રેમ જેણે જાણ્યો નથી, ચાખ્યો નથી, ભલે એક માણસ પરત્વે પણ અનુભવ્યો નથી, ત્યા સુધી મોક્ષ દુરજ રહેવાનો.

હે બુદ્ધિમત જીવો! આ કલિકાલમા મિત્રધર્મ અથવા પ્રણયકર્તવ્ય નષ્ટ થઇ પ્રેમ માત્ર પરહેતુ સિદ્ધિ માટે છે એમ મારા વિશુદ્ધ હૃદયમા પડેલી છાપ પ્રભુ દૂર કરે. આપ પણ અહેતુક પ્રેમના પ્રતિનિધિ હશો યા થશો, એમ એજ પ્રાર્થના છે. H. K. D.

# ગૃહધર્મ.

## વિધવાઓએ દિલાસો મેળવવાના ઉપાય.

લેખકઃ—રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢિયાર.

રોવામાંજ જીંદગી ગાળતી પોતાની વિધવા બ્હેનને તેના ભલા ભાઈએ કહ્યું કે, બ્હેન, રોવાથી કાંઇ વળવાનું નથી, બહુ દહાડા સુધી ગયા, હવે તો કાંઇક જીંદગીની સાર્થકતા થાય તેમ કરો, વિધવાપણાનું દુઃખ જેમ તમારાથી નથી ખમાતું તેમજ આપણી બીજી લાખો વિધવા બ્હેનોથી પણ એ નથી ખમાતુ, માટે તેઓનું દુઃખ ઓછું થાય તેમ કરો, અને તેઓના આંસુઓ લ્હુઓ, એટલે તમારાં આંસુ પણ લ્હોવાશે. કાંઈને ભક્તિનાં પદો ગાતાં આવડે છે, તમને ભરવા ગુંથવાનું કામ આવડે છે, અને ન્હાની ભાભીને બહુ સારી રીતે લખતા વાચતાં આવડે છે. માટે તમે ત્રણે જણાંઓ મળીને **વિધવાઓને મદદ કરનારી એક મંડળી** કાઢો. એ માટે આપણા નવા ઘરમાં હુ તમને જગ્યા આપીશ. ત્યાં તમે આપણા ગામની જુવાન વિધવા બ્હેનોને ભરતાં ગુંથતાં શીખવો. **ભાભી** લખતાં વાંચતાં શીખવે ને કાંઈ ધર્મનાં કિર્તનોથી તેઓનાં મનને શાંતિ આપે. એ પછી હું મ્હારા મિત્રોને કહી તમારી મંડળીને ભરવા ગુંથવાનું, શિવવાનું, લખવાનું વિગેરે આપણી વિધવા બ્હેનોથી સહેલાઈથી બની શકે એવું કામ અપાવ્યા કરીશ. તેથી નિરાધાર ગરીબ બ્હેનો દર મહિને પોતાની ફુરસદ પ્રમાણે ને પોતાની હુશિયારી પ્રમાણે બે ચાર રૂપીઆ જાત મહેનતથી મેળવી શકશે. તેથી તેઓને ખર્ચમાં મદદ થાય, વખતનો સારો ઉપયોગ થાય, અફસોસ કર્યા કરવાને બદલે કામકાજમાં મન ગુંથાય, અને આસપાસ એકબીજાની મદદ મળવાથી સૌને કાંઇ કાંઇ ફાયદો થાય. માટે બ્હેન ! હવે રોવામાં જ પડયાં રહો માં પણ જીંદગીની સાર્થકતા થાય તેમ કરો. જો તમે આવી રીતે એક બીજાને મદદ કરવાની શરૂઆત કરશો તો તમારો દાખલો જોઈને બીજે ઘણે ઠેકાણે એ કરતાં બીજાં ઘણાં વધારે સારાં કામો થશે, અને એમાથી પણ તમોને થોડુ ઘણુ પુણ્ય મળશે. કારણ કે આપણે ત્યાં એ જાતનાં બી વાવનાર પ્રથમ તમે ગણાશો. માટે તમને વધારે પુણ્ય થશે. બોલો, ઘરમાં બેસીને રોયા કરવા કરતા અને ઠેકાણે ઠેકાણે આભડવા જવા કરતાં શું આ કામ વધારે સારૂં નથી ? દુઃખના અને સ્વાર્થનાં આંસુ પાડયા કરવાં ને જીવને રીબાવ્યા કરવો, એથી તમારૂં કલ્યાણ થશે કે પ્રભુને વહાલાં લાગે એવાં આવાં પરમાર્થનાં કામો કરવાથી તમારૂં કલ્યાણ થશે ? એ જરા વિચાર તો કરો ? બ્હેન, હવે તમારાથી રોવાય નહિ, કારણ કે તમે વિધવા થયાં ત્યારથી ગ્રહસ્થાશ્રમનો મોટો બોજો પ્રભુએ તમારી ઉપરથી ઉપાડી લીધો છે, અને તેને બદલે તેણે તમને પોતાની સેવામાં અંગીકાર કરી લીધાં છે. માટે હવે તો પ્રભુ પ્રીત્યાર્થે તમારે સૌની સેવા કરવી જોઇએ, સૌનાં આંસુઓ લુછવાં જોઇએ, બિમારોની સારવાર કરવી જોઇએ, ગરીબોને મદદ કરવી જોઇએ, અનાથોને માટે ભીખ માગવી જોઇએ, ગામના ગરીબ માણસોને ત્યાં મદદાક

વખતે ઉજાગરા કરવા જોઇએ, મરકી, કોલેરા કે એવા કોઇ બીજા ચેપી રોગના વખતમા જ્યાં જતાં સૌ કોઇ બીતાં હોય ને મરીઓને મદદ ન મળતી હોય, તેવે વખતે એવા નિ-રાધારોની સારવાર કરવા માટે એવી ભયની જગ્યામાં તમારે નીડરપણે જવું જોઇએ, તમારી બ્હેનોનુ ભલું થાય એમ તમારે કરવું જોઇએ, અને જગતમા પ્રભુનો મહિમા વધે એમ તમારે કરવું જોઇએ, કારણ કે પોતાની સેવામાં પ્રભુએ તમને અંગીકાર કરેલાં છે. માટે દુનિયાદારીના નજીવા સ્વાર્થ તથા વિકારોની તૃપ્તિને અર્થે રોવાને બદલે હવે તમે પરમાર્થને અર્થે રોતાં શીખો. તમારી લાખો દુઃખિયારી વિધવા બ્હેનોને માટે રોતા શીખો. આપણા રસાતળમા ચાલ્યા જતા પરાધીન દેશને માટે રોતાં શીખો. આપણુ કરોડો બંધુઓ રોટલાના ટુકડા વિના તરફડી તરફડીને મરી જાય છે તેઓને માટે રોતા શીખો, દરસાલ આપણા હજારો બંધુઓ પરધર્મમાં વટલી જાય છે તેને માટે રોતાં શીખો. આપણા સૌ બંધુઓ ઘણી ઘણી જાતની સાવ નકામી ગુલામગીરીમાં ફસાઇ રહેલા છે તેઓને માટે રોતાં શીખો, અને આપણા દેશમા તથા આપણા લોકોમાં જે જે જાતની મહાન ખરાબીઓ છે તેને માટે રોતાં શીખો. કારણ કે સેવા કરવા માટે પ્રભુએ તમોને ચુંટી કાઢેલાં છે. માટે હવે તો "સૌને ચ્હાવું" એટલે કે સૌની ઉપર હેત રાખવુ, સૌની સાથે ભલાઇ કરવી, અને સૌ જીવોના સુખ માટે તરફડવુ, અને "સ્હેવું" એટલે કે ખમી ખાવુ, કડવો ઘુંટડો ગળે ઉતારી જવો, પોતાને માટે બહુ દરકાર રાખવી નહિ, અને જેમ પ્રભુ રાખે તેમ રહેવું, એજ તમારૂં કામ છે. માટે બ્હેન, હવે તો "ચ્હાવું ને સ્હેવું" એજ તમારો મહામંત્ર હોવો જોઇએ. આવી રીતે તમારી બ્હેનોને સમ-જાવો ને તમારાથી બની શકે તે થોડી ઘણી શરૂઆતની મદદ આપો, એટલે મને ખાત્રી છે કે રોવામાં જીંદગી ખોઈ નાંખવાને બદલે તેઓ ભલાં કામો કરવામાં પોતાની જીંદગી ગાળવા લાગશે.

---

## શુભ અશુભ પ્રસંગે થતાં નકામાં ખર્ચો.

અમદાવાદમાં નાતજાતનાં મંડળોની પરિષદ્ આગળ કરેલા ભાષણનો સાર.

લેખકઃ—સૌ. શાન્તા બ્હેન.

આપણી જ્ઞાતિઓની આપણા દેશની આર્થિક સ્થિતિ માટે વિચારીશું તો ખરેખર આપણે દિલગીર થયા વિના નહીં રહીએ. કેમકે આપણી આવક ઘટી છે ને ખર્ચો વધ્યાં છે. જીવન-નિર્વાહના સાધનોની પણ પુષ્કળ મોંઘવારી છે. વળી આપણે આપણી જરૂરી-આતો પણ એટલી વધારી મૂકી છે અને હજી કેટલી વધશે તે સમજાતુ નથી. એવાં એવા ઘણાં કારણોથી આપણી આર્થિક સ્થિતિ સારી નથી તેથી નકામાં ખર્ચો અટકાવવા તરફ જો લક્ષ નહીં કરીએ તો હું ધારૂં છું કે આપણે હજી પણ વધારે દિલગીર થવું પડશે.

વળી આ નવા જમાનામા આપણને જે જે કર્તવ્યો પ્રાપ્ત થયાં છે તેનો સર્વ રીતે બરાબર ટુંકાણમાં વિચાર કરીએ તો એ છે કે હાલમાં આપણી આર્થિક, સાંસારિક, શારીરિક, માનસિક, નૈતિક, આધ્યાત્મિક, દરેક દરેક બાબતોમાં અવનતિ થએલી છે જેમાંથી

આપણો ઉદ્ધાર કરવાનો છે. આવા વિકટ પ્રસંગમાં આપણે નકામો ખર્ચ બચાવી તેનો સદુપયોગ થવા તરફ લક્ષ આપવુંજ જોઈએ.

ઘણા શુભ અગર અશુભ પ્રસંગે ન્યાતિ જમાડવાનો ઘણી ખરી ન્યાતોમાં રિવાજ છે. શુભ પ્રસંગોમાં એ ખર્ચ કરેલું તુરત તો આનન્દદાયક હોય છે. અને શ્રીમાન્ લોકોને એ આનંદ આપનાર થાય છે. પણ મધ્યમ વર્ગના લોકો જેઓને આબરૂભેર વર્તવુ પડે છે ને આવક ટુંકી હોય છે, તેવાંને તે ક્ષણભંગનો ઉછીનો આનદ પાછળથી ક્લેશમાંજ પરિણામ પામે છે; કેમકે તેમને તે પ્રસંગ માટે વ્યાજે નાણાં લેવાં પડે છે. પાછળથી તેનો તગાદો થતાં તે વિપત્તિમાં ડુબે છે. તેથી જો શ્રીમાનોજ એવે શુભ પ્રસંગે વર વરઘોડાનાં ખર્ચ ઓછાં કરે તો મધ્યમ વર્ગના લોકોનો ઉંડા અંતઃકરણનો આશિર્વાદ લઇ શકે. વળી ક્ષણિક આનંદમાં વપરાતો પૈસો કોઈ સ્થાયી પરોપકારના કાર્યમાં વાપરે તો દેશને પણ આશિર્વાદને પાત્ર થાય. શુભ પ્રસંગમાં પણ ખર્ચ કરવાની કાંઈ હદ રાખવી જોઈએ કે જે આનંદરૂપ હોય ને બોજારૂપ ન હોય.

વળી તેથી પણ વધારે દિલગીર થવા જેવી વાત મરણ પાછળના જમણવારોની છે. ઘણું ખરૂં દિંદુ ગણાતી દરેક કોમમા ઓછા વધતા પ્રમાણમા આ રિવાજ છે. આ રિવાજ ગમે તે કોઈ સારા હેતુને લઈને અમલમા આવ્યો હોય પણ અત્યારે તો આ રિવાજ ખરાબજ લાગે છે. ઘરનાં માણસો પોતાના ગએલા માણસની દિલગીરીથી હતાશ થઈ ગયાં હોય તેમા દાઝ્યા ઉપર ડામની પેઠે ને દુઃખ બાજુ ઉપર મૂકી જમણવારો જમાડવાની પંચાતમાં પડવું પડે છે. ને તેમાં પણ જ્યારે સ્ત્રીને વૈધવ્ય ને તે પણ વૃદ્ધાવસ્થા અગાઉ પ્રાપ્ત થયુ હોય તેવે વખતે તેને પોતાનેજ લોકોને જમાડવાની ત્રેવડ કરવી પડે તેના જેવુ ત્રાસજનક બીજું શુ હોય ! તે બિચારીનું હૃદય વીંધાઈ ગયુ હોય તે ઢાંકી દઇને પણ જ્ઞાતિને કર આપવો પડે છે. કેમકે તેમ ન કરે તો જ્ઞાતિનાં મનુષ્યો મેણાં બોલે કે ! "હાય હાય ! બિચારાનું ચોથીયુ કરી નાંખ્યું. આવુ થાય કે શુ?" વિગેરે. આવા લાડુ જમવા તે શું લોહીના લાડુ જમવા બરોબર નથી ? શુભ પ્રસંગ કરતાં પણ અશુભ પ્રસંગનાં જમણવારોને વધારે વજન અપાય છે. બીજી ન્યાતોના દાખલા તો દૂર રહ્યા પણ અમારીજ જ્ઞાતિમાં મરણ પછાડી અગિયાર જમણવારો ફરજીઆત છે. જ્યારે શુભ પ્રસંગમાં ન્યાતો ઓછી થઇ છે. શું આપને એમ નથી લાગતું કે મરણ પાછળનો આવો હદ ઉપરાંતનો રિવાજ અટકાવવોજ જોઇએ ? મને તો તે નકામોજ ખર્ચ લાગે છે. જ્યાસુધી આવા મરણ નિમિત્તના પરાન્ન ભોજનથી આપણી બુદ્ધિ ભ્રષ્ટ થએલી છે ત્યાંસુધી ઉન્નતિની આશા રાખવી એ પણ મિથ્યા છે.

આ રિવાજ અટકાવવામાં બે વિઘ્નો નડે છે. એક **અજ્ઞાનતા** ને બીજું **નાહિંમતપણું**. અજ્ઞાનતામાં પણ પુરૂષની અજ્ઞાનતા કરતાં આ બાબતમાં સ્ત્રીઓનું અજ્ઞાન વધારે નડતરરૂપ છે. પુરૂષને ન્યાતો ન જમાડવી હોય પણ ઘરમાં સ્ત્રી કંકાસ લઇ બેસે કે મ્હારે લોકોમાં નીચું જોવુ નથી. આ તો કર્યા વિના નહીંજ ચાલે. પછી પુરૂષ શું કરે. જો સ્ત્રીઓનું આ અજ્ઞાન દૂર કરવામાં આવે તો જે જે સુધારા કરવા હાલ અઘરા લાગે છે તે સહેલાઇથી થઇ જાય. જે પુરૂષો આ ચાલતા રિવાજથી કંટાળેલા હોય છે ને કરતાં

ગૌભક્ષક બની જાય છે. ગૌમાંસાદિ અભક્ષ પદાર્થ ખાવામાં ધર્મ માની બેસે છે. શું કહું ? ગરિબ નિરાધાર અનાથના પાલનપોષણની વ્યવસ્થા ન હોવાથી હિંદુઓનું સામાજીક બળ દિન પર દિન નષ્ટ થતું જાય છે. લાખો માણસ હિંદુપણામાંથી નીકળી વિદેશીઓની જાતિ અને ધર્મમાં સામેલ થઈ ગયા છે અને હજુ થાય છે. જો પરધર્મમાં જતા મનુષ્યને રોકવાને વાસ્તે કાંઇ પણ વ્યવસ્થા નહિ કરવામાં આવે તો એક દિવસ એવો આવશે કે હિંદુ જાતિનું નામ સંસારમાંથી નીકળી જશે. વિદેશીઓના ધર્મમાં જતા મનુષ્યને રોકવાનો એજ ઉપાય હોઇ શકે છે કે દરેક જીલ્લામાં નિરાધાર ગરિબ અનાથોના પાલનપોષણ તથા રક્ષણને માટે સાર્વજનિક અનાથાશ્રમ ખોલવામાં આવે, તેમાં હજારો નિરાધાર ગરીબ અનાથ બચ્ચાંનું પોષણ તથા સંરક્ષણ કરવામાં આવે, એટલુંજ નહીં પણ દેવનાગરી તથા અંગ્રેજી ભાષાનું શિક્ષણ સારી રીતે આપવામા આવે. તે ઉપરાંત કમાઇ ખાવાના સાધન તરીકે ધંધો પણ શિખવવામાં આવે. ગુજરાત જેવા બીજી રીતે ઉન્નતિએ પહોંચેલા ભાગમા આવા આશ્રમની ખાસ જરૂર છે, એમ ધારી કોઇ પણ પ્રકારની ખામી નીકળી શકે નહિ, તેવુંજ એક સાર્વજનિક અનાથાશ્રમ વડોદરા શહેરમાં ખોલવાનો કેટલાક ઉત્સાહી ગૃહસ્થોએ વિચાર કર્યો. આ રાજ્યના શ્રીમંત યુવરાજ ફતેહસિંહરાવ ટુંક મુદતની માંદગી ભોગવી સ્વર્ગસ્થ થયા તેમનુ નામ અમર રહે અને અનાથોનુ પાલનપોષણ થઇ શકે એવા હેતુથી શ્રી "ફતેહસિંહરાવ આર્ય અનાથાશ્રમ" નામનું એક આશ્રમ તા. ૪ થી એપ્રિલ સને ૧૯૧૦ ને રોજ વડોદરામા ખોલવામાં આવ્યું. ઘણા જુજ ફંડથી આ કામ આરંભાયું. આઠ દશ છોકરાઓથી શરૂઆત થઈ વધતા વધતા છોકરાની સંખ્યા સને ૧૯૧૧ ના ડીસેંબરમા બાવીશની થઇ. એની વ્યવસ્થા અને પ્રતિષ્ઠા એટલી પ્રસરી કે મોમ્બાસા આફ્રીકામાંથી પણ ચાર છોકરાઓને કેટલાક સખી ગૃહસ્થોએ આ આશ્રમમાં મોકલાવ્યા.

આજ પાંચ વર્ષથી વડોદરામા શ્રી ફતેહસિંહરાવ આર્ય અનાથાશ્રમ નામની સંસ્થા ચાલે છે. તે આપની દૃષ્ટિ બહાર નહિંજ હોય. તેનું ફંડ માત્ર સાત હજાર રૂપિયાનું છે. તેના વ્યાજની આવક આવી એક સંસ્થા ચલાવવા માટે સમુદ્રમા ટીપાં સમાન છે. આથી પ્રત્યેક માસે ચાલુ ખર્ચને પહોંચી વળવા કાર્યવાહકોને અથાગ શ્રમ કરવો પડે છે. આટલો શ્રમ કરવા છતા પણ આવકમાથી ફક્ત ચાલુ ખર્ચ નભી શકે છે ને મકાન ફંડ માટે કંઈ પણ રકમ ફાજલ પાડી શકાતી નથી. મકાન માટે કારેલીબાગની સડકના કિનારા ઉપર સાત વિઘાં જમીનનો એક ટુકડો ખરીદવામાં આવ્યો છે, પરંતુ ધનના અભાવે હજુ સુધી મકાન બાંધવાના કામની શરૂઆત થઇ શકી નથી. કોઇ પણ જાહેર સંસ્થાને પોતાનું સ્વતંત્ર મકાન ના હોય ત્યાં સુધી તે સંસ્થા સ્થિર થઇ શકતી નથી ને જનસમાજને તેના સ્થાયીપણા માટે વિશ્વાસ પણ બેસતો નથી. આપણામાં કહેવત છે કે 'વર વની હજે પણ ઘર વની ના હજે'—'ગામમા ઘર નહિં અને સીમમાં ખેતર નહિં.' તે મુજબ આશ્રમને સ્થિર કરવા સારૂ તેને પોતાની માલકીના સ્વતંત્ર મકાનની અનિવાર્ય અગત્ય છે. આ અગત્ય પુરી પાડવા સારૂ હાલમાં એક એવી યોજના કરવામાં આવી છે કે, જે ગૃહસ્થ આશ્રમને એકી વખતે રૂ. ૨૫૧) આપે, અગર ભિક્ષા માગી ઉઘરાવી આપે તેમના નામથી એક ઓરડી બાંધી તે ઉપર દાતાના નામની આરસની તખ્તી ચોડવી. જો મુંબાઇ પ્રદેશમાંથી આવા પંદર હજાર દાનવીર નીકળી આવે તો આ કાર્ય સહેલાઇથી થઈ શકે

તેમ છે અને જાહેર પ્રજામા આશ્રમની સ્થિરતાને માટે વિશ્વાસ ઉત્પન્ન થાય તેમ છે અમોને વિશ્વાસ છે કે હિંદુ સમાજમાથી જરૂર એવા પરદ કર્મવીરો નીકળી આવશે કે જેઓ લાજ અને શરમ વગળી મુકી, ભૂખે મરતા આર્ય સંતાનો માટે ઘેર ઘેર ભટકી ભીખ માગી (રૂ ૨૫૧) ઉઘરાવી આપશે, અને હિંદુ સમાજની પ્રબળ કર્તવ્ય શક્તિનુ જનસમાજને દર્શન કરાવશે બંધુઓ ! આ અનેરી આશા સફળ થવી આપનાજ હાથમા છે, હવે બોલવાનો જમાનો વહી ગયો છે, અને કામ કરવાનો આવ્યો છે, માટે ભુખે મરતા દેશ બાંધવો ખાતર, પવિત્ર ધર્મની ખાતર, ભિક્ષા માગી એકેક ઓરડી બંધાવી આપવાની આજેજ પ્રતિજ્ઞા લો, ને ઋષિઋણમાથી મુક્ત થાવ ધનાકાના બીજા અનાથાશ્રમો પુરબહારમા ખીલતા જાય છે, ત્યારે આ એમનું એક અનાથાશ્રમ દ્રવ્યવારિના સિંચન વગર કરમાતુ જાય છે ધર્મબંધુઓ ! આ આશ્રમને આપેજ જન્મ આપેલ છે, ને તે આપનુજ બાળક છે આજ સુધી આપ જેવા બંધુઓની ઉદારતાથી તેનો નિર્વાહ થતો આવ્યો છે ને આ કટોકટીના સમયે પણ તે આપનીજ સહાય માગે છે આપ જેવા દયાળુ ધર્મ પિતા વિદ્યમાન હોવા છતા આપના આ દીન બાળક બીજે કયા યાચના કરે ? અંતમા આ અનાથાશ્રમના અનાથ બાળકો ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી આપના ઉદાર હૃદયને અપીલ કરે છે કે, હે ધર્મ પિતા ! અમો ઘર બાર વગરના અનાથ બાળકો માટે એકેકી ઓરડી બંધાવી આપવાનુ આજેજ વ્રત લો, ને આપની ઉજ્વળ કીર્તિને વધુ ઉજ્વળ બનાવો ફંડ એકત્ર કરવા કુપનબુકો, હેન્ડબીલ્સ વિગેરે સાહિત્ય આશ્રમ તરફથી પુરુ પાડવામા આવે છે માટે એક પત્ર લખીને મગાવી લો, ને કાર્યની શરૂઆત કરો. પરમાત્મા આ ધર્મ કાર્યમા જરૂર આપને સહાય થશે, ને યશ આપશે

આ સિવાય આપને જ્યારે જ્યારે એક પાઇ પણ દાન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે આ અનાથાશ્રમને જરૂર આપના હૃદયમા સ્થાન આપશો તેમા રોકડ, અનાજ, કપડા, વાસણ, પુસ્તકો વિગેરે દરેક પ્રકારનુ દાન આભાર સાથે સ્વીકારવામા આવે છે. એક રૂપિયો ને તેથી વધુ કીમતનુ દાન આપનારના મુબારક નામ "આર્ય પ્રકાશ"ને "વડોદરા વર્તમાન" પત્રોમા દર માસે પ્રગટ થાય છે

---

## શાન્તિઃ

શુદ્ધાત્માઓના અને સાધુ પુરુષોના હૃદયમા શાન્તિ હોય છે, અને તે શાન્તિ તેમના કાર્યોમા પણ દર્શન દે છે, તેમના જીવનમા તેઓ તેમને ક્રમે ઉગાડે છે ક્લેશ કરતા તે વધારે શક્તિમાન છે, જ્યા સ્થૂળ બળ નિષ્ફળ નીવડે છે ત્યા તે વિજય પામે છે તેની પાંખો સાધુ પુરુષોની ઢાલ બને છે તેના રક્ષણમા નિરાધારને ક્ષય પહોંચતુ નથી સ્વાર્થી ઇચ્છાઓના તાપમાથી તે ખરેખર આરામ આપે છે હારેલાઓને માટે વિશ્રામસ્થાન છે, ખોવાયલાઓને માટે તે એક તંબુ છે, અને શ્રદ્ધાળુઓને માટે તે એક દેવળ છે

જ્યારે શાન્તિ માટે યત્ન કરવામા આવે છે શાન્તિનો સ્વીકાર કરવામા આવે છે અને શાન્તિ અનુભવવામા આવે છે, ત્યારે પાપ ને પશ્ચાત્તાપ, આશા ને નિરાશા, ઇચ્છા ને શોક મનનો આ બધો ખળભળાટ ને દેસાડુશી—એ અસ્વસ્થતાની કાળી ભૂમિને તાગે છે ને જ્યાથી તેઓ બહાર જઇ શકતા નથી ત્યાજ તેમનો નાશ થાય છે જ્યા આ કાળા ભૂતો ચાલે છે તેનાથી દૂર, દૈવી ઓપવાળા તેજસ્વી મેદાનો અનન્ત પ્રકાશમા ઝગી ઉઠે છે અને ઊર્ધ્વને પવિત્ર માર્ગના પ્રવાસીઓની ઉપર પ્રેમ વર્ષે આવે છે જ્યા સુધી સત્બ્રિમાન અને તેજસ્વી વીર અજીજ અને નમ્ર થઇને શાન્તિના આનંદ પૂર્ણ ધામમાં આવતો નથી ત્યા સુધી કામ વાસનાના બન્ધનકારક ખાબોચીયામાથી ભ્રષ્ટ વૃત્તિઓના કાદવ અને ગંદકીમાથી, સંશય અને નિરાશાના અંધારા વેરાનો ઓળંગી તે આગળ પ્રવાસ કરે છે તે પાછું વળી જોતો નથી, અતિને ખીલવણ રોકતો નથી પરંતુ પોતાના પરમ લક્ષ્ય તરફ આગળને આગળ વધ્યાજ કરેછે ૨૦ શા. મો. વિ માધી કૃત 'પશુમાથી દેવ

# વિવિધ વિચાર.

## સાસરૂં.

[ બે જૂદાં જૂદાં સ્વરૂપનું દર્શન. ]

લેખકઃ—રા. રા. કેશવ હ. શેઠ.

૧.

સાસરિયું મુજ સ્વર્ગ પ્રભુ ગૃહતીર્થ જો,
બલિહારી સખી ! મ્હારા સંસારની:
સસરાજી મ્હુવારનું નિર્મળ નામ જો,
સાસુ મ્હારાં સુરતરૂ શી છાંયડી:
જેઠજી ગૃહજીવનનું જમણું અંગ જો,
જેઠાણી, સખી ! સ્નેહ વરસતી વાદળી:
દીયરજી લાડકવાયા-રસબાલ જો,
દેરાણી ઉભરાતી વાડી ફૂલની:
નણદી નીતરતો અમીનો અભિષેક જો,
નણદોઇ સંસાર દીપકનાદ નાવડું:
વીર મ્હારો શરદપૂનમનો ચંદ જો,
વ્હેની મીઠડી ધવલ ચળકતી ચાંદની:
કુટુમ્બ કલ્લોલે રોલે દિક્પાળ જો,
બાલુડાં પરમેશ્વરનું પારેવડું:
કંથજી મ્હારા પ્રભુના-પ્રીતિપાત્ર જો,
પ્રિયપૂજક હું અલબેલાની આરસી.

૨.

સાસરિયું મુજ શૂળી સરખું ત્રાસ જો,
સાગરથીયે ખારો ભવ, સાહેલડી !
સસરો કેવળ શુક સમ કાચે કાન જો,
સાસુડી સંતાપે, સખી ! હું શું કરૂં ?
જેઠ મહારો અગ્નિનો અંગાર જો,
ઝેર ભરી જેઠાણી પાપની પૂતળી:
દીયર મૂષક ફૂંકી ફોલી ખાય જો,
દેરાણી કાળા નાગણ દિલને ડસે:
નણદી નિર્દય નિન્દા કેરો છોડ જો,
ક્રોધ પેઠે નણદોઇ વણ વાંકે નડે
પેટ પડ્યો દીકરો તે વેરી સમાન જો,
કુટુમ્બીજન દવથી બળતીને બાળતાં:
"ઘરવાળો" મુજ જીવ તરસ્યો જમરૂપ જો,
એ કરતાં રંડાપો બ્હેનર' વેઠવો:
નડશે ક્યાં સુધી પરભવનાં પાપ જો,
મનખ્યા દેહે હડકાં હડકું હાલવા !

---

## વહુનું પૂજન !

સંપાદકઃ—શ્રીયુત " B. "

ગાજે છે ઘન આજ શો ! — નહિ, નહિ, — ગમો દીવે સાસુજી !
ચળકે શી વીજળી ? — નહિં, — ચપળ એ નણદી તણી જીભડી !
છાયો શું અંધકાર ? — ના, — પતિજીએ ગાલ્હાં પર્યાં રૂપણાં !
વર્ષે છે જળ ? — નોય એ, — ગરીબડી વહુ દાસીનાં આંસુડાં !

# દિવાળી.

( લેખક—રા રા. મગનલાલ જગન્નાથ પુરાણી. )

"દિવાળી" "દિવાળી" મ્હેના, જન આ જગમા દેખાય,
પણ દિલમા "દિવાળી" વાળા, લાખે એક નહિ લેખાય
"દિવાળી" દિ ગળવા બદલે, દિન દિન દુઃખાને મ્હો છો,
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

ગોરી ઘર લીપીગુંપીને, કરતી દીસે સ્વચ્છ અવાસ,
પણ હિંદુ ગ્રહસ્થાશ્રમમાથી, દુષ્ટ રૂઢિ નવ પામે નાશ
એ વિણુ ક્રોડ ઉપાય કરો પણ, દુખમા ડુબેલા રહો છો,
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

ભાનુની માજે પાત્રો ને, કાઢે કાટ કરીને યત્ન,
પણ મનના મળ મટશે નહિ તો, શી રીતે શોભે નરરત્ન ?
મિષ્ટ જમી મનમાહિ રીઝો પણ, એ શુ શ્રેષ્ટ સુખો સ્યો છો,
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

ઘર ઘર બારી અને અટારી, શોભે દીપક હાર ગણાય,
સત્ય જ્ઞાન દીપક વિણુ અતર, નહિ આનદ ઉજાશ જણાય
અજ્ઞાને અર્થહાર્દ હમેશા, દુખિયાર દિલમા રહો છો,
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

દારૂખાના મિષે દોક્ડા, લગાડતા લાખો લેખુ,
કુસપ દારૂમા દવ દેતો, દાનો ના એક દેખુ,
નતન વસ્ત્રો ધરો દિનપર, અતરમાં ક્યા સુધરો છો ?
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

સમરસ છે સસાર સમારે, વણિક તનો વેગે વહતા,
નીરસ બની નમ બાળ બિચારા, અનેક સકટમાં સડતા
એ સૌ દુખ ટળવા સુખ મળવા ઉપાય ક્યારે શોધો છો ?
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને મ્હો છો ?

વ્યાપારી વર્ષાન્તે કાઢે, નફા ખોટનું સરવાળુ,
નમ વ્યવહારે કમી વધારે, શુ તે અતર ના આવ્યુ !
મગન છતાં "દિવાળી" દિને, હોળીની જ્વાળા રહો છો,
આ પુછુ હેતે હિંદુઓ ! "દિવાળી" શાને કહો છો ?

---

## ફેર શો ?

લેખક.—શ્રીયુત " અગડમ્ બગડમ્ "

થની ભૂલો દિવાનાથી થઇ રે એજ દાનાથી,
પછી શો ફેર દાના ને દિવાનામાં રહ્યો તે કહો ?
કરે ના કાર્ય જે મોટા થતાં તે સર્વ છોટાથી,
પછી શો ફેર છોટા કે ગણો મોટા મહિં તે કહો ?
બનીએ છે મર્દ જ્યાં જનતા, મદ ત્યાં ઓરતો સુખે,
પછી શો ફેર ઓરતો ને ગણો મર્દો મહિં તે કહો ?
અતિ વિદ્વાન ત્યાં નાશ, હતા જ્યાં મૂર્ખના ટોળા,
પછી શો ફેર મૂર્ખો ને ગણો વિદ્વાનમાં તે કહો ?
મથે સુધારવા જગને, ન સુધરે આપ તો પોતે,
અરે ! તે બાપ શું પાડે, પછી બકવાદ તેને કહો ?
અતિ ડાહ્યા થતા ઘેલા, વળી મૂર્ખો થતા છેલા,
પરન્તુ અર્ધદગ્ધોને મળે શું સુખ તે તો કહો ?

---

## અરેરે શું હવે થાશે ?

લેખક—શ્રીયુત " અરૂણ "—અંકલેશ.

થયું તેડું જહાંમાંથી, જવાની રાહ છે મોટી;
નથી ભાથું ભર્યું કાંઇ, અરેરે ! શું હવે થાશે ?
અલૌકિક મિષ્ટ રસવાળી, પ્રભુના પ્રેમની પ્યાલી;
ભૂલ્યો પીતાં, સુરા પીધી, અરેરે ! શું હવે થાશે ?
નથી ખયરાત કાંઇ કીધી, અનામત પુંજીઓ લીધી,
અનીતિ છે સદા કીધી, અરેરે ! શું હવે થાશે ?
સુણી ના ધા ગરીબોની, મગર ધક્કા બહુ માર્યા;
મયા ના દિલમાં રાખી, અરેરે ! શું હવે થાશે ?
હતી બાંધી મુઠી મારી, ઉઘાડી તે હવે થાશે;
અદલ ઇન્સાફમાં મારું, અરેરે ! શું હવે થાશે ?

## “ મહા લગ્ન ” કોઇ બંધ કરો.

લેખકઃ—રા. રા. ગૌરીશંકર આશારામ ધોળકાવાળા.

( સવૈયા—રુચિરા-કોઇ પણ રાગમાં ગવાશે )

સાઠ વરસના ઘરડા વરશું મુગ્ધા સોળ વરસની વરે !
કનક-કૂળમાં મોહિત થઈને દુહિતા નાંખો દુઃખ ઝરે !
વિષ તુલ્ય સંસાર બનાવી, નિજ તનયા સુખ શીદ હરો ?
આર્યતણા સુખટાળક-પાળક ! “ મહા લગ્ન ” કોઇ બંધ કરો !

પુત્ર વધૂનું સિમંત ચાલ્યું ચમું તાન નીરખે નજરે,
વિધવા તનયા ઘેર છતાં પણ પિતા ચડે છે વરઘોડે !
કેવી દુર્ગતિ ! મંદ થઈ મતિ ! વર્ણાશ્રમને કાંય ધર્યો ?
આર્યતણા સુખ ટાળક-પાળક ! “ મહા લગ્ન ” કોઇ બંધ કરો !

દંપતિ સુખતો દૂર રહ્યું પણ સંપ સ્નેહની શી આશા !
યૌવનમાં અબળા ઉચ્ચારે હાય હાયના નિશ્વાસા !
આવી અક્કલહીણ પ્રજાથી ભાગ્યોદય બહુ દૂર ગયો,
આર્યતણા સુખ ટાળક-પાળક ! “ મહા લગ્ન ” કોઇ બંધ કરો !

“ બાળલગ્ન ” ને “ મહાલગ્ન ”થી વિધવાની વૃદ્ધિ રે થાય,
બાલા-યુવાન વિધવાઓ બહુ તેથી અનીતિ જગ ફેલાય,
ચિર-પ્રવાહમાં વિધવા જ્હોતા સન્યાસો પણ પાપ મરો,
આર્યતણા સુખ ટાળક-પાળક ! “ મહા લગ્ન ” કોઇ બંધ કરો !

હિંદ બાપડી દેવી આપણી રડતી નજરે સાદ કરે,
“ બાળલગ્ન ” ને “ મહાલગ્ન ”થી પ્રજા ખુવારી નિશદિન છે,
જન્મ ભૂમિનું બિરદ જગાવો, પુરાણ ગુણનીતિ યાદ કરો.
આર્યતણા સુખ ટાળક-પાળક ! “ મહા લગ્ન ” કોઇ બંધ કરો !

---

## શું પ્રિયા ?

લેખકઃ—રા. રા. રમાકાન્ત ગુપ્ત.

“ જોતું કર્યું પાણિગ્રહણ તે કયેમ-કયાં છોડી ગઇ ?
“ છાયા રૂપે મુજ પાસ રહે તે ત્યાગી મુજને ક્યાં ગઇ ?
“ હું જાઉં જ્યાં ત્યાં આવતી, મુજને વળી જે દોસ્તી;
“ શું વૃદ્ધ ! આપ પ્રિયા ! ગઇ ! ”   “ ના બાપુ !-મ્હારી લાકડી ! ”

---

# अनुभविका.

## जिंदगीनी आप वीती अने पर वीती कथाओ.

(આ માસિકમા અને આ વિભાગમા પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઈ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામા આવે છે એટલીજ કલ્પના છે.

(તંત્રી, સુ સુ.)

## "રજનું ગજ!"

અથવા

## કનુ અને કીકીની ચુંક.

લેખક રા. રા. દેસાઈ મોતીલાલ મથુરભાઈ. મહુધાવાળા.

આણંદલાલ શેઠના ઘરમા આજે શોક દેખાય છે. માણસો આવ જા કરે છે. નોકર ચાકર દોડાદોડી કરી રહ્યાં છે ધાધળવાળા ઘરમા સુપડી પથરાઇ છે. બારણાં આગળ ગાડીઓ ઉભી છે. સ્ત્રીઓના ટોળેટોળાં આવ જા કરે છે ત્યારે આપણે પણ તે તરફ જરા દૃષ્ટિ કરીએ. પણ તે પૂર્વે શેઠનો થોડો પરિચય વાંચકવર્ગને કરાવવો ઉચિત છે—

શેઠને ઘેર લક્ષ્મીની પ્રસન્નતા છે. ન્યાતમાં અને ગામમાં તે પંકાતા છે. કુટુંબ મોટું,—ન્યાતમાં આગેવાન,—ગામમા શ્રીમંત, એટલે લોકો સાથે પરિચય ઘણો. પરંતુ આ જગતમાં શ્રી અને સરસ્વતીને બનતુ નથી. તેથી જ્યાં એકનો નિવાસ હોય ત્યાં ભાગ્યેજ બીજીનો પ્રવેશ કે વાસ હોય છે. કવિ નર્મદાશંકરને સરસ્વતી પ્રસન્ન થયાં ત્યારે લક્ષ્મીજી માટે તેમણે ઘણોએ આદર અને પ્રયાસ કર્યો પણ બન્ને એક જગે નહીં રહેવાનાં નિયમ વાળા હોવાથી કવિનો પ્રયાસ પાર પડ્યો નહિ.

આણંદલાલ શેઠનાં ...ી, સુગ પીધી, સુંદર હતું. લોકો તેમને સુંદર શેઠાણી કહેતા. ને સ્વભાવનાં ચસીલ ... અને નવા જમાનામાં પણ તેમણે જુના વિચારને માન આપી મર્યાદાપૂર્વ... પચરાત કાંઇ કીધી, ... અને શેઠાણીને લોકો સરખાવતા. આણંદલાલને કંજુસ કહેતા ... છે મદા કીધી, ... લા દોલાં કહેતા. શેઠને ખંધા કહેતા ત્યારે શેઠાણીને "ભોળાભા" ... ધા ગરીબોની, ... અને ગામની પંચાતમાં ઘણું રોકાતા ત્યારે ...ણી ન્યાતના અને આ... દિલમાં રાખી, ... અવસર સાચવવામાં એક્કા હતાં. શેઠ પોતાના ...મા ઘણું ગુંચાયલા રહેતા ... મારીરની વ્યવસ્થામા અને કુંટુબ જાળમાં થોડો જ ...ખર્ચની વ્યવસ્થા શેઠની હતી. સુંદર બાકીનું ઘરનું સઘળું સંભાળતા.

આણંદલાલ શેઠને સંતાનમાં એક કનુ અને બીજી કીકી હતાં. ઉંમરે પહોંચ્યા પછી ...પ્રાપ્તિ થઇ હતી. બંને સંતાન વચ્ચે દોઢ વરસનો ઉમરમાં ફરક હતો. કનુ મોટો,

ચોર ભોળો, મીઠો, ચાલાક, અને અડપલો હતો. નિશાળે ના જવું હોય ત્યારે કાંઇ કાંઇ બહાનાં, એવા ગોઠવી કાઢતો, તથા કારણો ઉભા કરતો કે શેઠાણી તેને મળતાં થઇ "ભાઇ, ત્યારે કાલે જજો હો" એટલુંજ કહેતાં. તેની આ ટેવને ઉત્તેજન મળતું તેથી તે ઘણીવાર બહાના કાઢતો. કીકી અતિ રમતિયાળ, આળસું, ખાઉધરી અને જુઠી હતી. તે પણ નિશાળે જતી નહીં. કોક દિવસ ઘણી ટોકણી થાય ત્યારેજ જતી સુંદર શેઠાણી કહેતાં કે "નવરાં લોક છોડીઓને નિશાળે મોકલે અને આપણે ન મોકલીએ તે કેવું દેખાય ? આપી છોડીઓ તો ના ભણે તોય ચાલે હું ક્યાં ભણી છું ?—મારો સંસાર ખાસ્સો છે." આ વાક્યો કીકીએ ઘણીવાર સાભળેલા એટલે તેણે પણ તેનું સાર્થક કરેલું. પણ શેઠે એક માસ્તર રાખ્યો હતો તે ઘેર ભણાવા આવતો.

લાડ પાડના છોકરાંમાં ઉપરોકત અવગુણો પેશી જાય, એ સ્વાભાવિક છે. છોકરાંમાં અવગુણ પેઠો, તે ઘણાક માબાપના જાણવામાં આવતું નથી. જાણવામાં આવે તો વહાલમા જતુ કરે છે,—જતુ કરે છે એટલે તે દુર્ગુણ કે કુટેવ દૃઢ થતાં જાય છે—અને દૃઢ થયા એટલે તો "કુમળા–ભોગવટા" ના ન્યાયે પછી ખસેજ શાના ? ને મરણ પર્યન્ત કાયમ રહે છે ! અમારા એક ઓળખાણવાળા સ્નેહી સરકારી નોકર છે. તેમને બધાં મળીને પાચ છોકરાં છે, તેમા બે દીકરીઓ છે. મે તેમને પૂછ્યુ "આપનો વચલો દીકરો શુ ભણે છે?" ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે "હુ જાણતો નથી. ગુજરાતી નિશાળે તો જાય છે. હું એ કડાકુટમા પડતો નથી અને ખરૂ પૂછો તો નવરાશ પણ નથી અને મને એ ગમતુ પણ નથી !" પ્રિય વાંચનાર ! તમને આશ્ચર્ય લાગશે. પણ આશ્ચર્ય પામવાનું કાંઇ કારણ નથી. અમારા બીજા એક ઓળખાણવાળાને કોઇ વાતના પ્રસગમા પૂછ્યુ કે "તમારા (દીકરા) ની વહુનું નામ શુ ?" ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે "બધા છોકરાની વહુઓના નામ મને યાદ નથી. પણ મે નોટબુકમાં લખી રાખ્યાં છે" આ ભાઇને ચાર દીકરા છે. ઘણાં માબાપો બાળકોની સંભાળ અને કાળજી રાખે છે. પણ જગતમાં ઉપરના દૃષ્ટાન્ત જેવા માબાપોની પણ હાજરી છે ! હવે આપણે શેઠ આણંદલાલના કુટુંબનો આવો ટુંકો પરિચય કરી તેમના ઘરમા દૃષ્ટિ કરીએ.

કીકી પથારીમાં, સુઇ રહી છે. આજે સવારની ઉઠી નથી ચાહ પીવાના વખતે નોકર પાસે ઓરડીમા ચાહ મગાવી પીધી છે. જ્યારે સાડા દશ થયા ત્યારે શેઠાણીને ખબર પડી ! કે કીકી ઉઠી નથી. શેઠાણી તેની ઓરડી પાસે આવ્યાં અને કહ્યું "અરે ઘેલી ! ક્યા સુધી સુઇ રહીશ ? ઉઠ બારણે બાર—વાગવા વખત થશે" કીકીએ સુતા સુતાં જવાબ દીધો કે "બા, મને પેટમાં ચુંક આવે છે, દુખે છે, કંઇક દરદ થાય છે." આ સાભળી શેઠાણી જરા તડુક્યા "ઉઠવું પડે, દાતણ પાણી કરવાં પડે, અને માસ્તર પાસે શીખવા બેસવુ પડે,—તેની ચુંક આવતી હશે. ઉઠ. હમણા જમવા વખત થશે." એમ કહી શેઠાણી ઘર ધંધામાં વળગ્યા

નિશાળનો વખત સવારનો હતો. કનુ નિશાળેથી આવ્યો કે તુર્તજ એક ખુણામાં ચોપડીઓનું પાકીટ ફેંકી દઇ શેઠાણી પાસે ગયો અને કહેવા લાગ્યો કે "બા ! મને પેટમાં કંઇક દરદ થાય છે." શેઠાણીએ સાભળ્યુ ના સાંભળ્યુ કર્યું અને રસોડામાં ગયાં. કનુ

સાંભળનાર પૈકી એક સ્ત્રી બોલી–" માનો યા ના માનો પણ બેન, આ તો દેવનો કેપ કે માતાની ઝપટ ! કાંઇ દરદ નહીં આ, દરદ તે બળ્યું આવું હોય ?–એ માથે !

શેઠના પીછાનવાળાઓ પણ આવતા હતા. શેઠ તેમની માથે પણ વાત કરતા. આવનાર કાંઇને કાંઇ ઉપાય બતાવતા, ને દાખલા આપતા. શેઠ સર્વે સાંભળતા અને પ્રસંગે ઉત્તર આપતા કે "દવાદારૂનું કામ સ્ત્રીઓનું છે. તેઓ સર્વ કરે છે." શેઠનો એક ખેડુત ભુવાને બોલાવી લાવ્યો હતો તેણે દાણા ઉનારી કહ્યું કે " વળગાડ છે " એમ કહી બ ત્રીસી–સુપડી–સાવરણીના લાકડા–અને મીઠુ–માટી–અને ખુંટો ઉતાર મુકાવ્યાં. અને "અબ ઘડી આરામ થઇ જશે " એમ કહી ચાલતા માંડયું !

આવનાર લોકો જે કાંઇ બતાવે તે થતું હતું. ટુંકામાં " દોરા–ધાગા, ભૂત–પ્રેત, મંતર–જંતર, નજર–ઝપટ," થવા લાગ્યાં. અને ઉતાર પણ ઉપરાઉપરી મુકાવા લાગ્યા.

હિન્દુ જનસમાજમાં સ્ત્રીમંડળ જ્યારે કોઇ દરદીને જોવા આવે છે, ત્યારે માંદાને અગર ઘરના મુખ્યને કાંઇને કાંઇ કહેવું–કાંઇને કાંઇ સારા માઠા દાખલા આપવા–તથા ગમે તે દવા બતાવવી, એતો આવનારનું કર્તવ્ય અને ભૂષણ ગણાય છે ?

સ્ત્રીઓનો ડાયરો ચાલુજ હતો–વાતો પણ ચાલતી હતી. એક જોવા આવનાર બાઇ કહેવા લાગી–" બેન ! માતાજી સર્વ સારાં વાનાં કરશે, તમે કોના બરામાં રાજી છો ? બાકી, આવુજ દરદ ગોટીની શેરીમાં ગોવિંદલાલના ગપુને થયું હતુ તે બેન ! બોલતો બોલતો રહી ગયો.

બીજી સ્ત્રી—બેન : દવાદારૂ તો બધુંએ ઠીક ! માતાજીની દયા. બાકી બીજુ બધુંય તો ભામાં છે.–બેન, ભામા !

ત્રીજી સ્ત્રી—હમારો નોકર નથુ કહેતો હતો કે એક વખત તેના છોકરાને આમજ થયું હતુ. તેને ચૌરીઆનાં પાન અને ખરસાણી બાફી પાણી કાઢી, ચપટી મીઠું નાંખીને પાયુ કે તુરત બધુંએ દરદ બેસી ગયુ.

ચોથી સ્ત્રી—પાડીના કાનનો મેલ અને ગાયની મળીની ગોળમાં ગોળી કરી ગળાવે તો કાનમાં કલાની પેઠે બેસી જાય.

એમ અગણિત ઉપચારો આવનારાં તરફથી ઉપરાઉપરી બતાવવામાં આવતા. સુંદર શેઠાણી તો આ ધમાલથી આભાંજ થઇ ગયાં હતા અને મંદવાડના વિચારથી તે બિચારાના હોશ કોસ ઉડી ગયા હતા. જનાર સ્ત્રીઓને વળાવા જવું–વિવેક કરવો–એમ કરવામાંજ તેઓ થાકી ગયા હતાં.

સાંજ પડવા આવી હતી. લોકોની અવર જવર જોવીને તેવીજ ચાલુ હતી. સુંદરની સગી શામકોર ત્યાં બેઠેલીજ હતી. તેણે સુંદરને કહ્યું " તમે તો ભાનજ રાખતાં નથી. આ સાંજ પડવા આવી–બપોરે છોકરાંએ કાંઇ ખાધુ નથી–અને અત્યાર સુધી કાંઇ પૂછતાં નથી, તો વરસ જેવડી રાત જવી મુશ્કેલ ! ગમે તેટલું તોએ એતો ફૂલ–તે રભૂખમાં શું સમજે ? એમ કહી તેમણે છોકરાને પૂછ્યુ–" બેન કીકી, જરા અડદનો પુડલો અને પુરી કરી આપું તે ખાઇશ ? જો તું ખાઇશ તો ભાઇ પણ ખાશે–અને જરા ખાઇશ એટલે બધું મટી જશે." કીકીને સારૂં સારૂં ખાવાનું ગમતું. તેણે કહ્યું: " શામુ માશી, હું એ

ખાઇશ, અને ભાઇને પણ ખવરાવીશ. પણ પેલો સંચગ ને અજમો નહીં ફાકું !' એથી તો ઉલટી થાય છે. શામભ્રકે ખાવાનું કરી આપ્યું, બંને છોકરાંએ યથાશક્તિ ખાધું. એટલે સુંદર બોલ્યાં: "શામુ બેન, તમે તો સગાં છો, તે'આટલી કાળજી કરો છો. બાકી બીજાં તો મર્વે ઉપરનું કરે. હું આ ગણું-પણું ઘેર મંદવાડ, તે કાંઈ બોલાય ખરું ! બાકી મનમાં તો બધુંએ સમજું."

દીવાબત્તીનો સમય થઇ ગયો હતો. શેઠના એક સ્નેહી રામશંકર આવ્યા તેમણે કહ્યું "વારૂ ! કોઇ વૈદ્યને બતાવ્યું ?" ઉત્તરમાં કોઇ બોલ્યુ નહીં. શેઠે કહ્યુ, "મને તો ખબર નથી. બૈરાં કંઇ કાકુર-ઓસડવેસડ કરે છે તો ખરા. રામશંકરે કહ્યું, "વારૂ, ત્યારે હજ જાઉં છું અને વેણીશંકર વૈદ્યને બોલાવી લાવું છુ." એમ કહી તેઓ વૈદ્યને બોલાવવા ગયા.

શામકોરે કહ્યું:-"સુંદરબેન, તમે કોઇએ મવારનું ખાધુ નથી. છોકરાંને વળતી વહાર છે, તમે અને શેઠ બે કોળીયા જે ભાવે તે ખાઈ લ્યો. હાન્ફુલ જેવાં ઘરમા છોકરાં માંદાં એટલે ખાવાનુ તો ના ભાવે, પણ કાંઇ ખાધા વિના ચાલે ? એમ કહી આગ્રહ કરી શેઠ શેઠાણીને તેણે વાળું કરાવ્યું અને પોતે ઘેર ગઈ.

વેણીશંકર વૈદ્ય વૈદું ભણ્યા નહોતા, પણ પોતાને અનુભવ ઘણો હતો એમ કહેતા. તેઓ અસલી શસ્ત્ર-વૈદ્ય વાગ્ભટ્ટ અમથા પથાના વખતના હતા. તેમના મનમાં એક વિચાર એવો સજ્જડ ભરાયો હતો કે-અંગ્રેજ તમામ દવામાં દારૂજ હોય છે અને દાકતરો. લોકોને વટલાવવા ગમે તે દરદમાં તે આપે-આપે ને, આપેજ। જો દરદીની દવા બીજા કોઇ વૈદ્યે કરી હોય તો વેણીશંકર વૈદ્ય તે દરદીને દવા આપતા નહીં. અને માનતા કે બે દવા ભેગી થાય તો રોગ વકરે અને કોની દવાથી આરામ થયો તે શું જણાય ? આખા ગામમાં વેણીશંકર પોતાના "લોભીશંકર" ના ઉપનામથી ઓળખાતા. રામશંકર આ વૈદ્યરાજને તેડીને આવ્યા. તેમણે છોકરાંની નાડ તપાસી. અને વિચારમાં પડી, ગંભિર ચહેરે કહ્યું:-"દરદ ગંભીર છે પણ હાડે જાયે તેવુ નથી, એમ કહી પોટલી છોડવા માંડી. રામશંકરે એક રૂપીઓ કહાડીને વૈદ્યને આપ્યો. આણંદલાલે રામશંકરને કહ્યું:-"રામુભાઇ, સવારમાં ગુમાસ્તા પાસેથી હિસાબમાં લખાવી લેઇ લેજો." વૈદ્યે બે પડીકાં વાળ્યાં અને મધના પાણીમાં પીવાની સુચના કરી બોલ્યા-"શેઠ ! એતો રામુભાઇ મને ઓળખે છે. મને વાત કરી નહીં કે દરદ આવું છે. તેથી હું કીમતી દવાઓ લાવ્યો નથી. પણ તેનો ઉપયોગ કરવો પડે તેમ લાગે છે—પ્રભુએ તમને ઘણું આપ્યો છે હીરા-મોતીની ભસ્મો તમારા જેવા માટેજ છે. પ્રભુ કરશે તો હરકત નથી: વારૂ સવારમા બોલાવજો. એટલે માત્રાઓ લેતો આવીશ. તમારા જેવા-શ્રીમંતો કીમતી દવાઓ ના વાપરે તો પછી હમારૂં ટટ્ટુ કેમ ચાલે !" સર્વેએ એક બીજાના સામું જોયું. વૈદ્યે પોતાની 'ઝોળી સમેટી ચાલવા તૈયારી કરી. રામુભાઇ બોલ્યા-"વૈદ્યરાજ ! જરૂર પડશે તો સવારે બોલાવીશું." વૈદ્ય ગયા.

દેશી વૈદ્યોમાં કોઇ કોઇ આવાં રત્નો હોય છે ! "વૈદ્યવિદ્યા," કે સમગ્ર વૈદ્યો માટે આ ટીકા નથી. વાંચકવર્ગમાંથી ઘણાએ આવાં રત્ન જોયાં હશે અને કસોટી પણ કરી હશે. જેમણે જોયા-જાણ્યાં હશે તેમને આ બિના નવીન નહીં લાગે.

શ્રીમંતોમાં પણ અણીને વખતે સુપડી પડનાર માત્ર આણંદલાલ છે એમ નહીં, પણ તેમના જેવા ઘણા છે. કેટલાક (શેઠ જેવા) તો કહે છે કે "દરદ પોતાની મેળે મરે, કાંઇ પૈસો પોતાની મેળે આવતો નથી!"

રાત્રી—સુવાનો વખત વિતાવી—એક ઉંઘ જેટલી અસાર થઈ હતી. કનુએ રાતે તેની મા પાસે થોડું દુધ માગ્યું એટલે સર્વે રાજી થયાં, તેણે થોડું દુધ પીધું તે જાણી ચડ-ભીલી—ખાઉધરી કીકીએ પણ માગીને પીધું. અને પુરી પણ માગીને ખાધી. કીકીએ ખાધી એટલે કનુએ પણ ખાધી!

રાતના હાજર રહેલી બીયોમાંની એક બોલી—"છોકરાં બીચારાં બહુ સારાં છે. આ તો દુઃખનાં માર્યાં કરે શું! જરા માતાજીએ વળતી વહાર કરી એટલે કેવું ખાવાનું માગ્યું?"

બીજી સ્ત્રી બોલીઃ—"બેન, વરસ જેવડી રાત! ના ખાધું હોત તો કંઇનું કંઇ થઇ જાત. પેટમાં ગયું સૌ શુણ દે!"

સુંદર શેઠાણીએ સર્વેને કહ્યું, "બન્ને છોકરાંને હવે ઠીક છે મારી શાસુ આવી છે. મારે હવે કોઇને ઉજાગરા કરવાની જરૂર નથી." એમ કહી સર્વેને વિદાય કર્યાં. પણ તોયે શેઠાણી સાથે ઘણો ઘરોબો માનનારાં બે ત્રણ જણ સુઇ રહ્યાં. સર્વેએ વહેલાં મોડું ઉંઘવા માંડયું. કનુ ઉંઘી ગયો. માત્ર કીકીનું પેટ ચડયું હતું, તે તળાસતી હતી—કણસતી હતી અને તેને શાન્ત નિદ્રા આવતી ન હતી. બાકી સર્વે જણે ઉંઘને થોડે ઘણો આદર આપ્યો હતો.

સવારમાં શેઠના એક સ્નેહી અનવંતરાય મુંબાઇ ગયેલા તે મેઇલ ગાડીમાં આવી પહોંચ્યા. તેમની સાથે મુંબાઇવાળા એક પ્રસિદ્ધ ડાકતર પણ કોઇ જાહેર કામ સારૂ આવેલા હતા. તેમને આ મંદવાડની ખબર પડતાં ડાકતરને સાથે તેડી આણંદલાલ શેઠને ત્યાં આવી પહોંચ્યા.

શેઠે ડાકતરને ઉપલક હકીકત નિવેદન કરી. ડાકતરે કહ્યું મારે તેમને જોવાં, તપાસવા પડશે એમ કહી સર્વે, બન્ને છોકરાં જ્યાં સુતાં હતાં ત્યાં આવ્યા. કનુના ખાટલા પાસે ખુરશી નાખી ડાકતર બેઠા. બીજાં સર્વે નીચે બેઠાં. ડાકતરે નાડી તપાસી. તો, બરાબર લાગી તેથી તેમણે કહ્યું કે "નાડી તો સારી છે."

ભુંગળી વતી છાતી તપાસતાં હૃદયના ધબકારા પણ નિયમસર અને ફેફસાં નિર્વિકાર જણાયાં. આંખ—જીભ તપાસતાં તે પણ વિકાર રહિત લાગ્યાં ડાકતરે આશ્ચર્યથી થરમોમિટર —તાન માપવાની નળી મુકી તો શરીરની ગર્મી "નોર્મલ" (સારી) જણાઈ. તેથી તેઓ વધુ આશ્ચર્ય પામ્યા. પછી કનુનું પેટ તપાસ્યું તો તે પણ પોચું માલુમ પડયું. સર્વ રીતે શરીરની વ્યવસ્થા નિર્વિકાર લાગતાં ડાકતરે કનુને પૂછયુંઃ ભાઇ? તને દરદ ક્યાં થાય છે? કનુએ પેડુની બાજુમાં તથા કમ્મર બતાવી કહ્યુંઃ—"અહીં દુઃખે છે."

ડાકતરે હવે દરદનું કારણ શોધવા માંડયું. તેમણે કમરના જે ભાગમાં કનુએ દરદ બતાવ્યું હતું તે ભાગ જોવા પાટલુન ઉતરાવી તપાસ્યું, તો તે ભાગ ઉપર કંઇ વાગવાથી થોડો સોજો આવેલો હતો તથા બાજુમાં કોઈ કઠણ પદાર્થ લાગવાથી છોલાઇને ઉઝરડ

થયા હતા અને સહજ લોહી નીકળી જામ્યુ હતુ દાક્તરે પુછ્યુ "ભાઈ, તમે કઈ પડી ગયા હતા કે—અગત કરો છો?" કનુએ જવાબ આપ્યો "હાઉ—કસરત કરતા માસ્તર દોડાવે છે હુ કાલે પડી ગયો હતો અને એક ઈટ વાગી હતી" દાક્તરે દરદનુ કારણ પકડી કાઢ્યુ જોઈ સૌ એક બીજાના સામું આશ્ચર્યથી જોવા લાગ્યા દાક્તરે કહ્યુ "ભાઇ? તમે થોડુ ચાલો જોઇએ" કનુ થોડ ચાલ્યો તો થાપામા દુખવાને લીધે તેનો પગ જરા ખવાતો હતો દાક્તરે પલાંઠી વળાવી તો જરા અડચણથી તે વાળી શક્યો.

ખાટના નીચે નજરો બાંધેલી—થાળીઓ ત્રણ ચાર પડી હતી બાજુમા ગુગળ અને લોબાનના તાજા ધૂપ થઇ ગયાની નિશાનીઓમા શકોરા પડ્યા હતા તથા કનુના હાથે એક બે દોરા અને દાણા બાંધેલી કોથળી વીટાએલા હતા આ સઘળુ દાક્તર વખતો વખત તાકી તાકીને જોતા હતા પછી દાક્તર કહ્યુ "મનુભાઇ, આ છોકરાને કાઇ દરદ નથી શેઠ જેવુ કહેતા હતા તેવી કાઇ ઝપટ (કોલેરા) પણ નથી. માત્ર આશરે એક બે દિવસ ઉપર પડી જવાથી તેના થાપામા લચક લાગી છે અને કમરે છોલાયુ છે તેથી બાળક પેટમા દુખાવો થયો છે એમ પણ સમજે તમે લોકો જેને મચકોડ કહો છો તેવુજ દરદ છે મીઠુ તેલ લગાવી થોડો શેક કરવાથી અને મીઠાના પાણીથી ઝરવાથી આરામ થાય તેમ છે જ્યા છોલાયુ છે ત્યા દવા ચોપડવાની જરૂર છે બાકી પેટમા કાઇ પણ દરદ કે રોગ નથી" દાક્તરે શેઠને પૂછ્યુ "શેઠ સાહેબ કોઈ દાક્તરને બતાવ્યુ નહોતું? તમારામાંથી પણ કોઇએ પૂછીને તપાસ કરી હોય એમ લાગતુ નથી." કોઇ જવાબ આપે તે પૂર્વે બટક બોલો એક ચાકર બોલી ઉઠયો કે—"વેણીશંકર વૈદ્યને બતાવ્યુ હતુ અને તેમણે બે પડીકા પણ આપ્યા હતા, સાહેબ!"

વેણીશંકરે પોતાના સ્વભાવથી ખ્યાતિ સારી મેળવી હતી દાક્તર પણ આ ગામમા પાંચ પચીસ વખત આવી ગયેલા તેથી તેને ઓળખતા હતા એટલે તેઓ બોલી ઉઠયા "એમ કહોને કે લોભીશંકરને બોલાવ્યા હતા!" સર્વે ચૂપ રહ્યા ચાકરે જવાબ દીધો, "હા, સાહેબ, હા એજ શામશંકર તેડી લાવ્યા હતા"

દાક્તર બોલ્યા—"વારૂ, ચાલો આપણે હવે બેનને તપાસીએ એમ કહી કીકી જ્યા સુતી હતી તે ઓરડી તરફ ગયા બન્ને ઓરડીઓની વચમા બારણુ હતુ બારણા આગળ બેસનાર બન્નેને જોઈ શકે તેમ હતુ દાક્તરે ખુરશી ઉઠાવી કીકીના ખાટલા આગળ મુકાવી અને પૂછ્યુ "બેન, તને ક્યા દરદ થાય છે?" કીકીએ કહ્યું "પેટમા દુખે છે" દાક્તરે પેટ જોયુ તો પેટ ચડેલુ ને ભારે—કઠણ લાગ્યુ સભાળથી તપાસ્યુ અને જીભ જોઇ તો બધકોશની અસર માલુમ પડી બાકી નાડી, હૃદય, છાતી, વીગેરે સર્વ વ્યવસ્થિત હતા. દાક્તરે કીકીને પૂછ્યુ—'બેન, તમને ઝાડો સાફ આવે છે? આજે કેટલી વાર ગયા હતા?" કીકી જવાબ આપે તે પહેલા શેઠાણી બોલી ઉઠયા—"સાહેબ એ છોડી બહુજ આળસુ છે ત્રણ ચાર દિવસે મહારીએ ત્યારે જાજરૂમા જાય છે" દાક્તરે કહ્યું—"બસ્મ્મન દરદનું મૂળ કારણ તેજ છે વારૂ આજે એને ખાવા શુ આપ્યુ હતું?" સુંદર શેઠાણીએ ધીરેથી કહ્યું—"સવારમા જરા શીરો અને સાંજના પુરી—પુરી અને દુધ, દરદને લીધે પટાકી ફોસલાવી બે ચાર મોઢા ભરાવ્યા હતા. તે બીચારીએ ભાવતા—ન ભાવતા બે કોળીઆ ખાધુ

હતું. એ છોડી બહુ આડી છે, ખાંડ વિના ખાતી નથી. તે જ્યારે દુધમાં ખાંડ નાંખી ત્યારે બે ઘુંટડા પીધું. બાકી "અવદાન" કર્યું નથી. અમે તેનું પણ ફ્ક્ર! જે દિવસમાં ચાર પાંચવાર ખાનારી, તેણે દાંતે દાંણો ભાંગ્યો નથી" એમ કહી શેઠાણી જરા દુર ઉભાં રહ્યાં.

દાક્તરના મનમાં મોટા ઘરમાં ચાલતી વ્યવસ્થા સંબંધી અનેક તરંગ ચાલતા હતા, તેમનો વિચાર કોઈ જુલાબની દવા આપવાનો હતો, તેથી પોતાની આમદાની થેલી (બેગ) સાથે રાખેલી તેમાંથી ફ્રુટસોલ્ટ કાઢી પાણી મંગાવી દવા કરવાની તૈયારી કરી, એટલે કીકી બોલી ઉઠી: "બા, ભાઇને પણ ચુંક આવે છે, તેને દવા પાવાની નહીં અને મને પાવાની' હું દવા નહીં પીઉં, બા!" દાક્તરે કહ્યું, "બેન, એ તો તમે ઉનાળામાં સોડાવોટર પીઓ છોને તેવું છે. જરા ખાટું લાગશે. કડવું કે તીખું નહીં લાગે. સુંદર શેઠાણી બોલ્યા– "બેન, તું દવા પીશ પછી તને મોં સાફ કરવા કંઇ આપીશું." કીકી બોલી ઉઠી– "બા, કેળું આપું તો, દવા પીઉં, જા લઇ આવ તોજ દવા પીઉં."

શેઠાણી ઘરમાં કેળું લેવા ગયાં. ત્રણ દિવસ ઉપર કેળાંની લુમ આણેલી હતી, તેમાં એકજ કેળું રહેલું જોઇ બોલ્યાં–"રામા, બધાં કેળાં ક્યાં ગયાં?" નોકરે જવાબ દીધો: "બા સાહેબ, મને ખબર નથી. પરમ દીવસે, અને કાલે કીકી બેન કેળાં ખાતા હતા." આ સાંભળી કનુ બોલી ઉઠ્યો–"બા, કીકી બધાં કેળાં ખાઇ ગઇ છે, મને તો બેજ આપ્યાં હતાં. હવે એક રહ્યું છે તે તો મારા ભાગનું છે. કીકીને હું નહીં આપવા દેઉં, તે તો મારા ભાગનું છે."

દાક્તરને આથી ઘણો આનંદ પડ્યો. મોટા ઘરની ગૃહવ્યવસ્થા બાળકો પ્રતિ માબાપોનું લક્ષ, વિગેરે બાબતોમાં પોતે જે અભિપ્રાયો બાંધ્યા હતા તે દ્રઢ થયા. તેઓ બોલ્યાં– "કીકીબેન, કહો તો બેન, તમે કેટલાં ખાધાં હતાં? અને ભાઇને કેટલાં આપ્યાં હતાં' સાચું કહેજો. જો સાચું બોલશો તો દવા નહી પાઉં!" "દાક્તર સાહેબ, કેળાની લુમ માંથી મેં બે ભાઇને આપ્યાં હતાં. બાકીનાં હું ખાઇ ગઇ. મને કેળાં બહુ ભાવે છે સાચુ બોલી છું–હવે દવા નહીં પીઉં, સાહેબ! લ્યો તમારી દવા પાછી."

કીકીના દર્દની દાક્તરને ખાત્રી થઇ. તપાસ કરતાં લુમમાં ચોવીસ કેળાં હતાં એમ માલુમ પડ્યું. કીકીએ બે દીવસમાં થઇને ૨૧ કેળાં ખાધાં હતાં! દાક્તરે કહ્યું–"શેઠ સાહેબ જુલાબ આપવાનું યંત્ર ("ડુશ" અથવા "એનીમા") ઉતારે મારી પેટી–ટ્રંકમાં છે. તે મંગાવો. કીકીને એનાથી ખુલાસો કરાવવો પડશે. પેટ ચડ્યું છે અંદર ભાર છે દવા કરતાં "એનીમા" થી તુર્ત ખુલાસો થતાં દરદની શાન્તિ થતાં વાર નહીં લાગે" દાક્તર સાહેબને ઉતારે માણસ "એનીમા" લેવા ગયો.

બહાર સીમંડળમાં વાતો ચાલુતીજ હતી.

એક સ્ત્રી બોલી ઉઠી–"બેન! છોકરાં કોને વહાલાં ન હોય. જુઓને, બાલુદલાલ મુંબાઇથી દાક્તર બોલાવ્યા. કહે છે–બેન, દાક્તરની શી રોજના બસે રૂપીઆ, છે!"

બીજી સ્ત્રી–"અલી બેન! છોકરાંને તો કાંઇ થયું નહોતું. એ તો જાણે છે ને શેઠનો મંદવાડ અને નાનાં–ના...."

ત્રીજી સ્ત્રી—"ખરૂં કહો છો ! કીકીએ ફળાં ખાધાં તેની ચુંક અને કનુ કસરતમાં હીંડતાં પડી ગયો તેની ચુંક ! અરે બેન, એતો શ્રીમંત રહ્યાં એટલે આમ બધું આંકુ કર્યું ! જાણો છો ને મોટાં જે કરે તે છાજે-ઉપર ઢોલ-નગારાં વાગે."

ચોથી સ્ત્રી—"મને તો એ નવાઇ લાગે છે. કે આટલા બધા—ભાત ભાતના અને જાતજાતના લોક ભેગા થયા પણ કોઇએ એટલુ એ ના પૂછ્યું કે તમને શું થયું છે ?—શાથી થયું છે ?"

પાંચમી સ્ત્રી—"ખરૂ કહો છો તમે—એ તો મોટાંની જાત્રા—પોટલે પહોચાય !"

છઠ્ઠી સ્ત્રી—"અરે પેલો લોભીશંકર આવ્યો હતો.—આવ્યો હતો તો કમાવા પણ કંઇ ફાવ્યો નહીં. આણંદલાલ કાંઇ ભોળા નથી કે વરશી જાય !"

સાતમી સ્ત્રી—"અરે બેન, છોકરાંનાં દરદ તો જેવાં થાય તેવાં એની મેળે મટે. પણ પૈસાના કાંઈ વેશ આવે છે ?"

"એનીમા" લેવા માણસ ગયો હતો. તે વખત દાક્તરે શેઠને કહ્યું. "શેઠ સાહેબ, તમે મારા સ્નેહીના સ્નેહી એટલે મારા પણ સ્નેહી. વારૂ સાહેબ, પણ હું જો મનુભાઇની સાથે અહીં નહીં આવ્યો હતે તો વાતનું વતેસર થતે, એમ લાગે છે. મારા સાહેબ ! રોગ થતા પહેલાં તેનાં—અને તેટલાં-સામાન્ય રીતે, કારણો જાણવાની કાળજી કરવી જોઇએ. મારા એક યુરોપીયન સ્નેહી આ દેશમાં ઘણા વરસથી કલેકટર છે તેઓએ "હિન્દુઓના રીત રીવાજ" એ નામનું પુસ્તક લખ્યું છે. તેમાં તેઓ લખે છે કે "શા-હુકારો વીગરે એક ઘોડો ખરીદવા જેટલી કાળજી રાખે છે, તેટલી કાળજી સ્ત્રી ખરીદતાં (પરણતાં) રાખતા નથી." આ તેમના વિચારો અનુભવ ઉપરથી મને વાસ્તવિક લાગ્યા હતા. બાળકોની બાબતમાં પણ તેમજ છે ! તમે તમારા ગાડી ઘોડાની જેટલી સંભાળ રાખો-રખાવો છો, તેટલી સંભાળ-જો બાળકોની રાખો-રખાવો તો ભાગ્યેજ આવો પ્રસંગ આવે."

એટલામાં નોકર "એનીમા" લઇ આવ્યો. દાક્તરે કીકીને એનીમાથી જુલાબ કરાવ્યો. અને પેટનો બિગાડ નીકળી જવાથી તેનું પેટ હલકું પડયું. પેટ ચડેલું ઉતર્યું અને દાક્તરે કીકીને પછી પૂછ્યું કે હવે તને દુઃખે છે ? હવે ફરી આમ બહુ ફળાં ખા ઇશ તો આથી પણ વધારે દુઃખશે. આ દરદ ફળાંથી થયું હતું."

અહીંથી પરવારી તેઓ દિવાનખાનામાં જવા ઉઠ્યા, તે પહેલાં તેમણે, શેઠાણીને સંબોધી કહ્યું:—"બ્હેન, પુરૂષ વર્ગને બહારનાં ઘણાં કામ હોય છે. ઘરની સંભાળ, બાળકોની સંભાળ, તેમની હાજતો અને જરૂરીયાતો જોવાનું કામ સ્ત્રીઓનું છે. આજનો પ્રસંગ ફક્ત બેકાળજીના પરિણામે આવ્યો છે. અમારા દાક્તરોની ફરજ છે કે "કડવી દવા પાવી અને મીઠું બોલવું." પણ કોઇક પ્રસંગે તો મને કડવી દવા પાવાની અને કડવું બોલવાની જરૂર જણાય છે. અને કોઇક વખત મીઠી દવા પાવાની અને કડવું બોલવાનું બને છે. બંને વાત દરદીના હિત માટે હોય છે એટલે અમે લોક તેમ કરતાં અચકાતા નથી. માફ કરશો કાંઇ અવિવેક થયો હોય તો". સર્વ પુરૂષ વર્ગ દિવાનખા-નામાં આવ્યો. એટલે દાક્તરે કહ્યું:—"આપણે બાળકોને દવા આપી પરવાર્યા. હવે આ-

પને દવા ( દુવા ) આપવી થોડી બાકી છે, જ્યારે સ્નેહી તરીકે સ્વીકાર કર્યો ત્યારે દવા આપવામાં કંજુસાઈ કરવી એ—સ્નેહીના ધર્મથી ઉલટું છે.—" દાક્તરે ચલાવ્યું.

"શેઠ સાહેબ! લાભશંકર જેવા-વૈદને હાથે આરામ થવો દુર્લભ છે પણ નુકશાન થવું તો સુલભ છે. તમે સમજુ છો. વિચાર કરશો તો જણાશે કે રીતસર અભ્યાસ કર્યા વિનાના લેભાગુ વૈદ્ય કે ડૉક્ટરથી નવાણું ટકા નુકશાન થવાનો સંભવ છે. એક ટકો "આંધળાના ગોળી બહાર" ની પેઠે ટેકી લાગે તો લાગે! દરદની ખાત્રી કરી, જે કારણોથી દરદ ઉપસ્થિત થયું હોય તે શોધી કાઢી દરદ નિર્મૂળ કરવામાં વૈદ્ય કે ડૉક્ટરની ચતુરાઇ અને હોંશીયારી છે. કાંઇ દવાની લાંબી યાદીઓ કે ઉકાળાનાં લાંબાં કાગળીઆં કરી આપવાં કે મોટી માત્રાઓનાં વગર સમજે પડીકાં વાળી પૈસા ધુતી લેવા, એમાં ચતુરાઇ કે હોંશીયારી નથી. અલબત્ત વખત તો રોકાશે પણ તમારા દરદની પણ પુરી દવા કરવી એ કર્તવ્ય છે અને એક સ્નેહી દરજ્જાની ફરજ પણ છે એટલે—જ્યાં રોગનું કારણ જાણવામાં ન આવે અને ઉપચાર કરવામાં આવે, તે "પાડાને રોગ અને પખાલને ડામ" એના જેવું થાય છે. એક દૃષ્ટાન્ત છે કે—

## ( મીયાંભાઈ અને ખીચડીની વાત. )

એક હકીમના દવાખાનામાં એક મુસલમાન દવા લેવા ગયો અને કહ્યું કે "સાહેબ, મેરે પેટમાં કુછ ચુંક મરીખા દર્દ હોતા હે." હકીમે શાન્તિથી ઉત્તર આપ્યો—"બેઠીએ જનાબ ઇસ લોક કુ દવા દે કે, ફીર આપકી અર્જ બી સુનતાહું." હકીમે બીજા દર્દીઓને દવા આપી, પોતાના આસનપર આવી બેસતાં કહ્યું.—"ચલો. બોલીયે સાહેબ!"

દરદી—જી હઝુર, મેરે પેટમા ચુંક બહોત આતી હે?

હકીમ—કીતને રોજમે આતી હે?

દરદી—જી આજહી આઈ.

હકીમ—આપકું સબબ કા ખ્યાલ હે?

દરદી—જી. નહીં સાહેબ. મેરેકું સબબ માલુમ નહીં હે.

હકીમ—ચુંકકી આપકું આદત તો નહીં હે?

દરદી—જી, નહીં સાહેબ?

હકીમ—આજ આપને કયા ખાયાતા?

દરદી—જી હજુર, ખીચડી.

હકીમ—કલ કયા ખાયાતા?

દરદી—જી હજુર, ખીચડી. કલ દોનો બખ્ત ખીચડી ખાઈથી.

હકીમ—પરસુ?

દરદી—પરસુ બી, દોનો બખ્ત ખીચડી હી ખાઇથી." ઓર કુછ નહીં.

હકીમે વિચાર કર્યો કે ત્રણ દિવસથી ખીચડી જેવો હલકો પદાર્થ ખાનારને ચુંક આવવા સંભવ નથી. માટે કાંઈ ખાસ કારણ હોવું જોઇએ.

હકીમ—આજ ઓર કલ ફરાગત કેતની બેર ગયેથે?

દરદી—જી હજુર મેં હરરોજ દીનકો દો બખત જાતા હું. ઓર ખુલાસાસે ફરાગત હોતા હે. ઉસકા કુછ દર્દ નહીં હે.

હકીમને વિશેષ આશ્ચર્ય લાગ્યું. અને વિચાર કર્યો કે હતો જવાબ આપે છે તે ખોટા છે અગર કાંઇ બીજું કારણ હોવું જોઇએ.

હકીમ—જો બાત આપ પેશ કરતે હો, ઉસમેં કોઇ ગલત બાત તો નહીં હૈ ?

દરદી—જી, આપકી ખાત્રી કરનેકે લીયે જો આપ ફરમાવ તો મેં તૈયાર હું મૈંને ચારે રોજસે ખીચડી ખાઇ હૈ. ઉસકા પુરાવા મેરે ઘરમેં મોજુદ હૈ.

હકીમ—અચ્છા. પુરાવા પેશ કરના મુનાસબ હૈ.

દરદી પોતાને ઘેર ગયો અને થોડીવારમાં જે હાંડલામા તેણે ચાર દિવસ અગાઉ પાંચ માતશેર ખીચડી તૈયાર કરી મુકેલી, અને જેમાંથી કાઢીને તે દરરોજ બે વખત (ટાઢી) ખાતો હતો, તે હાંડલું લઇ આવ્યો અને હકીમ પાસે રજુ કર્યું. હકીમે અંદર જોયું તો ખીચડી લીલી થઇ ગઇ હતી, ઉપર ફુગ વળી હતી અને કોહવાણની ગંધ મારતી હતી ! તે જોઇ હકીમની ખાત્રી થઇ કે ચુંક આવવાનું કારણજ આ ખીચડી છે. અને મુર્ખ દરદીની અકલ ઉપર તે દિલગીર થવા લાગ્યો. તથા આવા મુર્ખાઇના કૃત્યપર મનમાં હસ્યો. પછી આંખમાં નાંખવાની દવાની શીશી તથા દવા નાંખવાનું પીછું લઇને દરદી પાસે આવી બોલ્યો.-મીયાં સાહેબ આપકી આંખમે દર્દ હુવા હૈ. ઉસ સબબસે આપકે પેટમે ચુંક આ રહી હૈ. ઉસ લીયે આંખમે દવાઇ ડાલના મુનાસબ હૈ.

દર્દી—નહીં સાહેબ. મેરે આંખમેં કુછ દર્દ નહીં હૈ. મેરેકુ અચ્છી તરહસે સબ દીખ પડતા હૈ. દુરસેભી મેં સબ દીખ શકતા હું. ઓર આંખ બી દુઃખતી નહીં હૈ. જો કુછ દર્દ હૈ, સો મેરે પેટમાં ચુંકકાહી હૈ.

હકીમ—આપકી આંખમેં દર્દ નહી હૈ. એ સબ જુઠ બાત હૈ—આપકી આંખોસે આપ કમ દેખતે હો. જો બરાબર દેખતે હોતે તો એસી-લીલી, ઓર બીગડી હુઇ-ખીચડી આપ ખાતે નહીં. ઓર ચુંકભી આતી નહીં. મેરેકું તો યેહી માલુમ હોતાહૈ કે આપકી દોનો આંખમેં દર્દ હૈ.

દર્દી સમજી ગયો અને ભૂલ કબુલ કરી. હકીમે શીખામણ દેઇ ચુંકની દવા આપી.

શેઠજી સાહેબ, ઉપરના દૃષ્ટાંતથી તમારી ખાત્રી થશે. તમારાં બાળકોને જે રોગ થયો તેનું કારણ તમે અને શેઠાણી છો. અને તેથી કરીને આપને આ કડવી દવા આપવી પડી છે. દર્દનું કાંઇ કારણ નથી. માત્ર બાળકોની સંભાળ રાખવામાં તમારા કુટુંબની બેદરકારી અને પ્રમાદ છે. બાળક છોકરી બે દીવસમાં સંખ્યાબંધ કેળાં ખાય અને તેની મા તથા ઘરનાં માણસ જાણે નહીં અને આવા દર્દમાં શીરો, પુરી, પુડો, તથા ખાંડ દુધ ખાવા આપે અને દર્દની તપાસ ન કરે, એ બનાવ તમારા જેવાના જ ઘરમાં બનવા પામે છે ! સાહેબજી, માફ કરજો. કાંઇ અવિનય થયો હોય તો." એમ કહી ડાક્તરે તથા મનસ્તરાયે રજા લીધી.

પ્રિય વાંચનાર—હીન્દુ જનસમાજનું નિરક્ષણ કરનારને આશ્ચર્ય લાગે તેવું આમાં કાંઇ નથી. વાર્તાનું રહસ્ય ખુલ્લું છે.

# પતિનો પશ્ચાતાપ.

લેખક—શ્રીયુત "મસ્ત."

મને કોઈ લાવી આપોને, પ્રિયા મારી રિસાયેલી:
રિસાયેલી, દુભાયેલી,–વગર વાંકે ત્યજાયેલી !

બન્યો હું નાથ નાનકડો, નિયમ ના નાથના જાણ્યા;
બીજાનાં વૈર–અગ્નિની આહુતિ કાજ મેં આણ્યાં.

સતીને રક્ષવાનો ધર્મ, પતિનું મ્હોટું એ જે કર્મ;
ચુક્યો કરવા બનીને નર્મ, નહીં સમજ્યો પ્રિયા તુજ મર્મ.

કસાઇ પાસ દમડીને, તુંને લાવ્યો હું પકડીને;
નમાવી ડોક જકડીને, કહ્યું કાપો તરકડીને !

નહીં સુખ રૂપમાં દીઠું, ગણ્યું તુજ હાસ્ય ના મીઠું;
બીજાના કાનને દગથી, છની સાને ગણ્યું જુઠું !

લીધો, લેવા દીધો છુટથી, પુરો તુજ નમ્રતાનો લાભ;
કમોટીમા ઘુટી નાંખી, ખબર ન્હોતી કે તુટશે આભ !

બન્યો સર્વસ્વ તુજ સ્વામી, ખઇ જોતાં, રહ્યો દે' નો;
નહીં મન મેળવી જાણ્યું, પશુ અવતાર, વિણુ શેનો !

કદર થાતાં નહીં તારી, બની સ્વામી મનોબળમાં;
ગરીબડી ગાય ગઇ કરથી, ફસાવ્યાં ઢોંગીને પગમાં !

કરી હત કામદુધા ઓ ! સેવા તુજ જો ખગ દિલથી,
પુરત મમના તું મારા કોડ, અલગ ના રાખતે ફૂલથી.

બીજાના ચેનની ખાતર, વધુકાવી મેં નાખી રે;
રીઆથી કાજ પરને મેં, હવે ક્યાં તુજ આખી છે !

હતી મુજ સંગ તું જ્યારે, કદર કીધી નથી તારી;
નહીં વિસરૂં–નહીં વિસરૂં, જીવીશ હૃદયે તને ધારી.

દીધેલા દુઃખનું કરવા, સ્મરણુ ચિન્હ છું ગઇ રાખી,
નહિં એને થવા દુઃખ દઉં, સદા રાખીશ ઉર ચાંપી.

સમજમાં આવતાં તારો, કહી પુછશે સવાલો જો;
"હતી કેવી," "મરી શાથી ?"–દઇશ શા હું જવાબો તો ?

અલગ રાખી ય જીવતાં જેમ, અલગ થાતાં નહી છોડું;
નજર મુજ અશ્રુ પર કર તું, મનિ તુજમા સદા જોડું.

# દુઃખી વધૂ.

લેખક—શ્રીયુત્ "ભારતભક્ત ભરત."

( એક પત્રિકા )

મ્હારા રે સ્વામિ ! વ્હાલે વ્હલા વર તે, સુણીને હું તો વિનવું વ્હાલે સુણજો
મ્હારા રે દુઃખની વાતો નથી ખ્હેવા હાય ! કહોને વ્હાલા ' કોને જઈ ક્હેવાય ?
ત્હમે છો મ્હારા અંતરના આરામ તો શાને વ્હાલા ! દૂર વસો શાને આમ ?
મ્હારૂં તો અહીંયા હૈયું જાણે બળતું, કેમે એ બળ્યું દુઃખ નથી ટળતું !
વ્હાલા રે મ્હારા, બહુ બહુ મળ્યું છે, ઇશ્વર એકજ એનો સાક્ષી કહ્યું છે
સાસુજી મ્હારા નાના બહુ ક્હાવે, ડગને ને ડગને વાંકજ મ્હારો ક્હાડે !
સવારે વ્હાલા ! વ્હેલી વ્હેલી હું ઉઠું, દાતણ કરી ચુલા મહીંજ પેસું,
લાગે ન વ્હાલા ! મને મ્હને શું કાંઈ કરૂં શું વ્હાલા ! તમવિણ રહું રોઈ !
સાસુજી મ્હારા મોડા મોડા ઉઠતા, મને હું હોઉં તોયે હું પગ ફરતા
રાંધું હું તોયે હાથ હલાવે તો સમ ! તોયે એ પાછાં માગે મના થઈ દમ !
ન્હાઈને ધોઈ ઢોર ચોખ્ખાઈનો ડરે, પગવારૂં ત્યારે પૂજા કરવા નિસરે
સસરાજી મ્હારા પૂરેપૂરા છે શાણા, સાસુજી એને માથે થાપે છે છાણાં !
સમતાજી સમજે ' બોલવામાં નથી સાર, સાસુ યે બોલ્યે વૈરી નણો પડે મા !"
પૂછો જો વ્હાલા ! ખરૂં તો હું તો કહું, સાસુજી તણું રાજ હવે ન સહું
દીયેર મ્હારા ! સાસુજીનું જ સ્વરૂપ, દુર્ગુણ એમાં સાસુજીના જ અનુપ
મ્હારા પર, વ્હાલા ! હાય ! જોસો કરતા, દહાડે એ આંખો જંપીને ના ઠરતા
મ્હારીરે વ્હાલા ! જ્યાં ત્યાં ચોકી કરતા, હું શું શું કરૂં છું તે જોતા ફરતા
કહોને વ્હાલા ! મ્હારાથી કેમ સહેવાય ? આવું રે અણજુગતું ન જોઈ રહેવાય.
દેરાણી મ્હારી સાસુજીને વ્હાલી, ચઢાવે એને મીઠું મીઠું એ બોલી
સાસુજી ભોળા એનું જાણીને ફુલાય, તેથી એ મ્હારા દેરાણી લાડકા થાય
મ્હારો તો વ્હાલા ! ભાન ન કો પૂછતું, પાંજરે નાખી મૈં કો તોયે રૂડતું
ત્હમે તો વ્હાલા ! દૂર વસો પરદેશ, ક્યાંથી હો જાણ્યા શા છે મ્હારા અહીં ક્લેશ ?
મ્હારે તો નથી હૈયું મળાવવા માટ, હવે તો વ્હાલા ! લઈ લેશો મ્હારી હું વાટ
નથી, ઓ ! મ્હારે જેવું—નથી ગમતું, વ્હાલા રે ! ઘરમાં કો સાથ ના લડવું
મ્હારા ઓ વ્હાલા ! વાંચી દુઃખી ના થશો, મ્હારીરે પૂંઠે ભમતા વ્હાલા ! ન જશો;
વિધિનું ધાર્યું થાય તેમાં શું કરૂં ? ઈશ્વરના તેડાથી હું તો મરૂં
ત્યાસે રે તોયે જતાં જતાં હું કહું છું, મ્હારૂં તો વ્હાલા ! માન્ય રાખો એટલું
મ્હારી ઓ પ્યારા ! દશા વાંચી સમજો મ્હારી તો પૂંઠે મ્હારૂં કહ્યું કરજો.
વ્હાલા રે ! હવે પછીથી કો દિન હો ! મ્હારા રે જેવી અન્ય દુભવશો ન હો !
જાઉં છું પ્રીતે દુઃખી જરી ન થશો, ઈશ્વર ભજી મુજને પછી ભગરો

—( પતિવિલાસ )

# आनन्दाश्रम.

## " બળવું " શબ્દના અર્થો.

લેખકઃ—શ્રીયુત " K. G. M. "

દર વખતે અમારા શિક્ષક અમને એક મહિનામાં એક નિબંધ લખવા આપે છે. ગયે મહિને અમને એમણે એમ કહ્યું કે " આવતે મહિને બળવું, અને તે ઉપરથી નિકળેલા શબ્દોના ઉદાહરણ સહિત અર્થો, એ વિષય ઉપર લેખ લખી લાવવો. " હું તો ચકિતજ થઈ ગયો કે આટલો સહેલો વિષય શિક્ષકે કેમ આપ્યો હશે ? એમાં તે શું એવું કઠણ છે કે એક મહિનો એના અર્થો લખતાં લાગે ? બળવું—એટલે સળગવું, દાઝવું કે ચચરવું, બીજું શું વળી ?

હરખાતો હરખાતો હું ઘેર આવ્યો, અને છેક છેલ્લા દહાડા સુધી નિબંધના વિષય માટે ચિંતા કરવી નહિ પડે એમ લાગવાથી નિરાંત કરીને હિંચકો ખાવા લાગ્યો. હિંચકાના એક બે ઝોકાં લીધાં, એટલામાં પાડોશીના ઓરડામાંથી શબ્દ નિકળ્યો—

" બાળ એના ભાણામાં, બ્હેન, એ તો નહીં માને. "

"બાળ !" શબ્દ સાંભળતાંજ હું વિચારમાં પડ્યો. બાળ એટલે શું ?—સળગાવ, દઝાડ કે ચચરાવ એના ભાણામાં ? આમાંથી તો એકે અર્થ બેસતો નથી ? વિચાર કરતાં લાગ્યું કે બોલનાર બાઈનો ભાવાર્થ એ હતો કે "મૂક એના ભાણામાં." બાળવુંનો અર્થ મૂકવું પણ થાય છે, એમ મ્હને માલુમ પડ્યું.

શિક્ષકે આપેલો વિષય હું ધારતો હતો એટલો સ્હેલો નથી, એમ મ્હને હવે લાગ્યું; અને બળવું શબ્દનો આવો અણધારેલો અર્થ સાંભળી, એ શબ્દના બીજા અર્થો શોધવા જિજ્ઞાસા વધી.

બીજે દિવસે મ્હારા પિતાની પાસે કોઈ એક માણસ આવ્યો. કોઈ સંબંધી તે વાતો કરતો હતો, એટલામાં તે બોલી ઉઠ્યો.

" મનમાં તો તે બહુએ બળ્યો, પણ કરે શું ? " બળ્યો ?—એ સાંભળતાંને વાર વળી હું ચોંક્યો. મનમાં વળી બળ્યો કેવી રીતે હશે ?—હં, હં, ગુસ્સે થયો, એમ એનું કહેવું છે. ત્યારે બળવું એટલે ગુસ્સે થવું પણ થાય, એ વળી નવું જાણ્યું.

તે દિવસ પછી તો બધાની વાતો હું ઘણા ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો, અને બળવું જ્યાં વપરાય ત્યાં પકડવા લાગ્યો. ખાસ કરીને અમારી પાડોસણ બ્હેને અમને એ શબ્દના ઘણા અર્થો શીખવ્યા.

એકવાર પોતાના છોકરા પર ચીઢાઈને કહ્યું—" બળ, અહિંથી, " મ્હેં તુર્ત નોંધી લીધું કે 'બળ' એટલે 'ખસ'. તેજ પ્રમાણે " ત્હારૂં મ્હોડું બાળ " એટલે 'દુ

નિકળ' એમ પણ સાંભળ્યું છે.

એકવાર કહે,—"બળેલી, શરમ છે જગએ?" મ્હેં જાણ્યું, 'બળેલી' એટલે 'દૂપિલી, બ્રિદ્ધિણ, સુકલી, અથવા એવકૂફ' કે એવી કાંઇ ધીમી-મધુરી ગાળ છે.

એક વખત કોઇકને મ્હોડે સાંભળ્યું, "ગઇ કાલથી મ્હારો જીવ બળે છે." હું શીખ્યો કે 'બળવું' એટલે 'ઉદ્વેગ પામવો.'

એકવાર અમારી પાડોસણની છોકરીએ શાક કેમ કરવું, તે એની માને પૂછ્યું. માએ જરા ક્રોધમાં જવાબ આપ્યો, "વઘાર તો બાળ પહેલાં, પછી બીજું કહીશું." મ્હેં જાણ્યું કે-'બાળવું' એટલે 'કરવું'-'મૂકવું.'

એક દિવસ એક મનુષ્યને બીજા મનુષ્યને સલાહ આપતા સાંભળ્યો. તે કહે, "એવી ચીજ મધરીને શું કરશે, બાળીને પૈસા કરશે તો કામ લાગશે." "બાળવું" એટલે 'વેચવું' એમ પણ થયું.

એક બાઇ એના ધણીને રોજ કહેતી, બળ્યું, હવે તો કંટાળી ગઈ ત્હમારા ત્રાસથી. "મ્હને લાગે છે કે અહિં 'બળ્યું' એટલે 'ખરેખર' થતું હશે.

'બળ્યું' એટલે 'શું' પણ થતું હોવું જોઇએ. નહિ તો, "બળ્યું" એટલુ એ ખબર ન પડે?" એ વાક્યમાં એનો શું અર્થ થાય?

એકવાર પેલી પાડોસણનો છોકરો છૂટી દાળ વગર ખાવાની જ ના પાડે. છૂટી દાળ આપે તોજ ખાઉં' એવી એણે હઠ લીધી; પેલી બાઈ અને સ્ત્રીયઇને બોલ્યાં, "આપ એને બળેલું." વાહ! 'બળેલું' એટલે 'એજ,' એમ પણ થાય છે.

'બળાપો કરવો' એટલે 'શોક કરવો,' એ તો સમજ્યો, પણ 'બળ્યું એનું મ્હો,' ત્યાં 'બળ્યું' નો અર્થ સમજાયો નથી.

બસ. હવે તો મ્હને લાગ્યું કે 'બળવું' એ શબ્દ ઉપર એક ઘણો સારો નિબંધ લખી શકાય. આવા શબ્દના આટલા બધા અર્થ થતા હશે એમ મ્હને કલ્પના પણ ન્હોતી અને જ્યારે મ્હેં નિબંધ પૂરો કર્યો, ત્યારે હું પોતેજ આશ્ચર્યચકિત થયો.

આ બધા ઉપયોગોમાં, મ્હને એક સમાનતા લાગી, અને તે એક ઘણું ખરૂં એ શબ્દ ગુસ્સામાં અથવા સ્ત્રીઓમાં વપરાય છે. પણ આટલા બધા અર્થોમાં આવો મ્હેલો શબ્દ વાપરવો, તે મ્હને તો ઠીક નથી લાગતુ. મ્હારી બ્હેનોને તો જે લાગતું હોય તે ખરૂં.

**નોંધ:** આ ઉપરાંત "બાળ-લગ્ન" વગેરે શબ્દપ્રયોગોના અર્થ પણ વિચારવા જેવા છે. બાળકોનું લગ્ન તે ખરેખર લગ્ન કરનારને બાળવા સારૂં હોય છે કે તેમાં કાંઇ બીજી અપૂર્વ વિશેષતા હોય છે, એ વિશે હું ધારૂં છું કે વિદ્વાન્ સાક્ષરો (જો કે એક પ્રસિદ્ધ લેખકને એ ગરીબડા શબ્દ સામે પુષ્કળ અણગમો છે) યોગ્ય વિચાર કરશે. આપણી અનુભવી અને બિનઅનુભવી તથા વગર બળેલી અને અનુભવી બ્હેનોના વિચાર પણ આ વાતના નીકાલમાં બહુ કામ લાગશે.

# નફટાઈની હદ !

લેખકઃ—શ્રીયુત "बहुश्रुत."

એક ગામમાં ગરિબદત્ત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે ભિક્ષાવૃત્તિ કરી પોતાના કુટુમ્બનો નિર્વાહ સાધારણ રીતે કરી શકતો હતો. તેને ચાર છોકરીઓ હતી,–ગોદાવરી, સુભદ્રા, ચંદ્રભાગા ને કુમુદિની. મ્હોટીનું લગ્ન કેશવભટ સાથે, બીજીનું માધવ વૈદ સાથે, ત્રીજીનું ત્રિકમપુરાણી સાથે, ને ચોથીનું રાઘવવ્યાસ સાથે થયું હતું. ચારે જમાઈઓ એક ગામના હતા. તેઓ જે ગામમાં રહેતા હતા, ત્યાં દુકાળ પડવાથી તેમના ઉદ્યમને આશ્રય મળતો બંધ થયો. તેથી તેઓ એક એકના પરિચિત હોવાથી એક દિવસ સાંજે શિવાલયમાં એકઠા થયા. ત્યા કેટલીક સુખદુઃખની વાતો કર્યા પછી એવા નિશ્ચયપર આવ્યા કે આ ગામમાં દુઃખ વેઠી પડી રહેવા કરતાં તો એ ઠીક છે કે સસરાના ગામમાં જઇ એમને ઘેર રહેવું. તે વખતે કોઇ બીજો માણસ પાસે બેઠો હતો, તેણે કહ્યું કે સાસરે જશો તો સુખની સમૃદ્ધિ તો મળશે પણ ત્યાં કેટલા દિવસ રહેશો ? કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે–**श्वसुर गृह निवासः स्वर्ग तुल्यं नराणाम् ।*** સાસરે જઇને રહેવું એ જગતમા સ્વર્ગ સમાન સુખ આપનાર છે. પણ–**भवति यदि विवेकः पंच षा षड्दिनानि ।** કદાપિ ત્યાં આદરસત્કાર થાય છે તો તે ફક્ત પાંચ છ દિવસજ. માટે વધારે વખત ત્યાં રહેવાની શાસ્ત્રની આજ્ઞા નથી. તેથી તમે ત્યાં બહુ વખત પડી રહેશો તો–**समवति खर तुल्यो मानवो मानहीनः ।** ગધેડાના જેવા (ગધેડું જેમ લાગણી રહિત જણાય છે તેમ) ગણાઇ માનભંગ થવાની દશા તમારી આવશે. પછી ભાઇઓ, તમને ઠીક લાગે તે કરજો." પણ આ કહેવું તેમને રૂચ્યું નહીં અને પોતાનો જવાનો ઠરાવ કાયમ રાખ્યો. બીજે દિવસે સ્હવારે ચારે જણ સાસરે જવા નીકળ્યા. નીકળતી વખતે માંહેમાંહે સંતલસ કરી ઠરાવ કર્યો કે કોઇએ વહેલા ઘેર પાછું જવું નહિ. કારણ કે પાછળ પડી રહેનારની હાંસી થાય. માટે જવું ત્યારે આપણે ચારે જણાએ સાથેજ જવું ને જે વ્હેલો ઘેર જાય તેણે રહેનારની બે થપ્પડો ખાવી.

જમાઇ ગણઓ સાસરે પહોંચ્યા. સસરાએ માન આવકાર આપ્યો. અને પોતાની સ્થિતિ સારી નહિં છતાં ગમેતેમ કરીને પણ એમને કંસારરોટલી જમાડયા. તે પ્રમાણે ચાર દહાડા તો ચાલ્યું. પછી તો સાસરિયાં અકળાવા લાગ્યાં. પણ કોઇ જવાની વાતજ કહાડે નહિ ! ઘરમાં ભરેલી ફસલ ખરચાઈ ગઇ અને સસરાને દેવું પણ થયું. ઘઉં મુકીને બાજરી ખાવા માંડી પણ કોઈ જમાઇએ જવાની ઇચ્છા બતાવી નહિં એટલે બાજરી મુકીને સસ્તામાં સસ્તું અનાજ વાપરવાનો ગરિબદત્તે વિચાર કર્યો. તપાસ કરતાં કોદરા સસ્તા માલમ પડયા તેથી તે લાવ્યો. ભાણામાં કોદરાનો રોટલો આવેલો જોઇ, જ્યેષ્ટ જમાઇ કેશવભટને અપમાન થવા જેવું લાગ્યુ. તેથી તેણે વિચાર કર્યો કે, હવે અહિં રહેવું ઉચિત નથી. તેથી બીજે દિવસે સ્હવારે હિમ્મત પકડી તેણે બીજા ત્રણે જમાઇઓને

* આ લેખમાં આવેલાં સંસ્કૃત વાકયો રસિક અનુભવી–જ્ઞાનીએ લખેલાં છે: શુષ્ક શબ્દ–વ્યાકરણ–પંડિતના નથી. તેથી ત્હેમાં સાધારણ સંસ્કૃતની રીતિનીતિ અનુસરવામાં આવી નથી, એ પ્રસિદ્ધ છે.

—બહુશ્રુત.

કહ્યું કે "ભાઈઓ તમારે બબ્બે થપ્પડો મારવી હોય તો મારી લ્યો પણું હું તો જાઉં છું, કેમકે આ અપમાન હવે હું સહન કરી શકતો નથી. બાકી રહેલા ત્રણુ જમાઈઓએ શરત પ્રમાણે થપ્પડો મારી એને રજા આપી. અને પોતાનો ત્યાંજ નિવાસ ચાલુ રાખ્યો.

ગરિમદત્તને હવે તાંબા પિત્તળનાં વાસણો વેચીને ઘર નિભાવવાનો પ્રસંગ આવ્યો પણ જમાઈઓએ જવાની વાત કહાડી નહિ. રસોઈ માટીનાં હાંલ્લામાં કરવા માંડી ને ખાવાને શાનકું (માટીનું વાસણ) વાપરવા માંડ્યું. હવે બીજા જમાઈ માધવચંદને પણ કેશવભટનું અનુકરણ કરવું પડયું, ને ચાર થપ્પડ ખાઈ તેણે રૂકસદ લીધી.

ત્રિકમપુગણી ને રાઘવવ્યાસ તો હજી નિશ્ચિંતજ હતા. સુવાનાં ગોદડાં પણ છેવટે ઘસાઈ ગયાં. તેમાંથી રૂના ગાભા નિકળવા માંડ્યા. રૂનો ભાવ ઠીક હોવાથી ગરિમદત્તને, એમ લાગ્યું કે ઘાસની પથારીમાં સુઈશું પણ પેટને ભાડું આપ્યા વગર નહિં ચાલે. એમ કરીને તેણે રૂ વેચી દીધું. જ્યારે ઘાસ ઉપર સુવાનો પ્રસંગ આવ્યો ત્યારે ત્રિકમપુગણીને પણ જરા ઓછું આવ્યું ને સસરાની દયા લાવી. તેથી વ્યાસની બે થપ્પડો ખાઈ પોતે વિદાય થયા. રાઘવવ્યાસ તો જવાનું નામજ દે નહિ. ઘણા દહાડા થયા પછી થાકીને છેવટે ગરિમદત્તે કંટાળી તેમને કહ્યું કે–" મહારાજ! હવે ઘેર પધારો " પણ તેમણે તેપર કાંઇ લક્ષ આપ્યું હોય એમ જણાયું નહિ. એક વખત બારણાના ચોકઠામાં તેઓ ઉભા હતા. ત્યાં અકળાયેલો ગરિમદત્ત આવી પહોંચ્યો. અને જમાઈને ધક્કા મારીને કહ્યું કે "રાંડના! હવે મારા ઘર ઉપર છાપરૂં પણ રહેવા દેવું છે કે નહિં?—નીકળ ઘરમાંથી. હવે આવ્યો તો માથુંજ ભાગી નાંખીશ " રાઘવજી આ પ્રમાણે જ્યારે ધક્કા ખાઈને વાગેલા ધક્કાથી અર્ધચંદ્રરૂપ (વાંકા) થઈ ગયા, ત્યારેજ સાસરેથી સિધાવ્યા!

આ જોઈને કોઈએ કહ્યું છે કે—

केशवो कोदरे जातः मृत्भाण्डेन माधवः ।
त्रिकमस्तृणशय्यायाम् अर्द्धचन्द्रेन राघवः ॥*

(કેશવ કોદરે ગયો–માધવ માટીનાં વાસણવડે–ત્રિકમ તૃણ શય્યામાં–અને રાઘવ વ્યાસજી તો જ્યારે અર્દ્ધ ચન્દ્ર થયા ત્યારેજ પોતે પધાર્યા! इति श्रुति)

---

## ઉચ્ચાભિલાષ.

જેમ ઇચ્છાથી તેમ હરરોજની ટેવથી પણ ઉચ્ચાભિલાષ પામી શકાય છે, તેને પોષી શકાય છે અને પ્રબળ બનાવી શકાય છે. તેનું સંશોધન કરીને દૈવી ફિરસ્તા તરીકે તેને મનમાં દાખલ કરી શકાય છે, અથવા તો તેના તરફ બેદરકારી રાખીને એનો પ્રવેશ અટકાવી પણ શકાય છે. ખુલ્લી હવાને વધારે પસંદગી આપીને કોઇ શાન્ત સ્થળમાં હરરોજ થોડો કાળ જવું અને પવિત્ર આનન્દનાં ઉછળતાં મોજાંમાં માનસિક શક્તિઓનું આવાહન કરવું, એ મહાન આધ્યાત્મિક વિજયો અને ઉજ્જવલ ભવિષ્યો માટે મનને તૈયાર કરવા બરાબર છે, કારણ કે આવો આનંદ એ જ્ઞાન માટેની તૈયારી અને શાન્તિ માટે આગાહીરૂપ છે. મન પવિત્ર વસ્તુઓનું ચિન્તન કરવા માટે તે પહેલાં તેને એમની તરફ વાળવું જોઇએ; તેને અપવિત્ર વસ્તુઓથી પર ચઢાવવું જોઇએ; અને ઉચ્ચાભિલાષના સાધન વડે એ સિદ્ધ થઈ શકે છે. એની મદદથી મન સ્વર્ગીય ભૂમિકા તરફ ત્વરિત અને નિશ્ચિત ગતિથી નિ:સંશય ઉડે છે અને દિવ્ય વસ્તુઓનો અનુભવ લેવા માટે છે; તે જ્ઞાન એકઠું કરવા માટે છે અને પ્રતિદિન વધતા જતા જ્ઞાનના દિવ્ય પ્રકાશથી પોતાને દોરે છે.

રા. મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી કૃત 'પંગુઓમાંથી દેવ

# विद्याकला वैदक.

## ક્ષયરોગ.

લેખક—રા. રા. ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

રા. સુંદરી સુબોધના તંત્રી,
અમદાવાદ.

મે સાહેબ—

આપને વિદિત હશે કે ક્ષયરોગથી ઘણા મનુષ્યો યુવાન વયમા મૃત્યુશરણ થાય છે, અને તેમા ખાસ કરીને આપણા સ્ત્રીવર્ગમા તે વ્યાધિનો પ્રચાર ઘણો હોઇ ઘણી સ્ત્રીઓ તેનો ભોગ થઇ પડે છે, તથા પુરૂષોને તે દરદ થતા ઘણે ભાગે સ્ત્રીઓ તેમની માવજત કરનારી હોય છે તેટલા માટે આની સાથે ક્ષયરોગીઓને માટે કેટલીક જરૂરની સૂચનાઓ, જે સભાળથી પાળવામા આવે તો ઘણી સહેલી અને ઉપયોગી છે તેનું ઇંગ્રેજીમાથી ભાષાંતર કરી પ્રસિદ્ધિ માટે મોકલી છે મનુષ્યજાતિમા મરણ પામતા દરેક દસ માણસે એક માણસ તે રોગનો ભોગ થઇ પડેલો હોય છે અને ભાગ્યેજ એવુ ઘર હશે કે જેમા એક માણસ પણ તેનો ભોગ થઈ પડ્યો નહિ હોય. તે બીના જ બનાવી આપે છે કે તે એક કેવો ભયકર શત્રુ છે અને તેની સામે કેવી સખ્ત લડત કરવાની જરૂર છે વિલાયતમા ગવર્મેન્ટ તરફથી એવા પગલા તેનો નાશ કરવા માટે લેવામા આવે છે કે તેની ગણત્રી પ્રમાણે ૨૫ વર્ષમા તે રોગને બિલકુલ નાબુદ કરી શકાશે એમ માનવામા આવે છે અનુભવથી એટલુ સિદ્ધ થાય છે કે શરૂઆતથી યોગ્ય ઉપાય કરવામા આવે તો તે રોગને મટાડી શકાય છે આપણા દેશના કેટલાક આગેવાનોનું લક્ષ આ બાબત તરફ ખેંચાએલું છે, જેના પરિણામે મુંબઇમા એન્ટીટયુબરક્યુલોસીસ લીગ (ક્ષય રોગની સામે લડત કરનારી સભા) નીમણી છે લાહોરમા લાલા લાજપતરાયે પણ ત્યાની મ્યુનિસિપાલિટિદ્વારા આ રોગને ત્યા ફેલાતો અટકાવવા ઘણી સખ્ત મહેનત કરેલી છે મુંબઇની સેવાસદનની સસ્થાદ્વારા મર્હુમ મી બહેરામજી મલબારી, શ્રીયુત દયારામ ગીડુમલ અને લાહોરના અવિનાશચન્દ્ર મજમુદારના પ્રયત્નોથી અને નામદાર પટીયાલાના મહારાજાની ઉદાર મદદથી સીમલાના પહાડમા ધરમપુરમા એક સેનેટોરીયમ (આરોગ્ય ભુવન) ખોલવામા આવેલુ છે આ પત્રનો લેખક ત્યાં સાડાચાર માસ અને સીમલામાં લગભગ બે વર્ષ રહેલો છે માટે તેના સબધી અથવા આ રોગ સબધી કાંઇ પણ માહિતી નીચેના સરનામે પત્રદ્વારા પૂછાવતા ખુશીથી આપશે જનસમાજમાં આ વ્યાધિ સબધી પૂરતું જ્ઞાન ફેલાય અને તેને અટકાવવાને માટે પ્રત્યેક મનુષ્ય તરફથી પ્રયત્ન થાય ત્યા સુધી ઉપયોગી કાર્ય થવુ મુશ્કેલ છે આ પત્રના વાચક આ લેખ વાચી તે તરફ પ્રેરાય એવો આ લેખનો આશય છે, ભવિષ્યમા વિશેષ આ વિષયપર લખી મોકલવા ઇરાદો છે.

પોસ્ટ ગોમતીપુર (અમદાવાદ) }
તા ૧ ઑગસ્ટ ૧૯૧૬ }

લી૦ સેં
ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

## *ક્ષયના દરદીઓ માટે સૂચના.

મનુષ્ય એ શરીર, મન અને આત્માની ત્રિપુટિનો સંયોગ છે. તંદુરસ્તી એ ત્રણેની સ્વસ્થતા, સુધારો, કેળવણી અને સંપૂર્ણતા છે. એક ભાગનો વ્યાધિ બધાને હલાવી નાખે છે. આ બાબત ધ્યાનમા રાખી નીચેના નિયમો પાળો તેનાથી વ્યાધિ દૂર થશે અને આરોગ્ય મળશે. ખાત્રી રાખજો કે ક્ષયરોગ જો તેની સારવાર માટે તેની તરતની શરૂઆતમા યોગ્ય પગલા લેવાય તો મટે તેવો રોગ છે સેનેટોરીયમ (આરોગ્યભુવન) એ એવી જગા છે જ્યા બરોબર રીતે સારવાર થઇ શકે. અને નિયમાનુસાર વર્તન પળાવી શકાય. ઘેર પણ આરોગ્ય મેળવી શકાય છે દરદીઓએ પોતે પોતાના આરોગ્ય માટે મદદગાર થવુ જોઇએ. જેઓ પોતાને મદદગાર થાય છે તેમને ઇશ્વર મદદ કરે છે દવાઓ કાંઇ કામ કરી શકતી નથી દવાઓ છોડી દો ક્ષયરોગની સારવાર માટે ત્રણ મુખ્ય નિયમાનુસાર વસ્તુઓ નીચેની છે. (૧) ખુલ્લી હવા, (૨) સારો ખોરાક અને (૩) સંપૂર્ણ આરામ

### ખુલ્લી હવા.

નિયમ ૧. જેમ બને તેમ વધારે ખુલ્લી હવામા રહો.

નિયમ ૨. દિવસે કે રાત્રિએ ખુલ્લી હવાથી ન બ્હીવાનું શીખો.

નિયમ ૩. પવનના ઝપાટાની દિશાનો અભ્યાસ કરો, અને રાત્રે જે બારીમાંથી હવા આવતી હોય તેની પાસે તમારૂં માથુ રાખો.

નિયમ ૪. જો તમને શરદી થાય તો પુષ્કળ કામળીઓ ઓઢો અને ગરમ કામળીઓમા લપેટાઇને સુઇ રહો

### સારો ખોરાક.

નિયમ ૧. શરીરમા ચરબી વધારવા પ્રયત્ન કરો, દુકાળના વખતમા અનાજનો કોઠાર જેમ કામમા આવે છે તેમ ચરબી, વ્યાધિમા શરીરને કામમા આવે છે.

નિયમ ૨. દિવસમા ચાર વખત ખોરાક લ્યો, સવારે આઠ વાગે, અને અગીઆર વાગે, બપોરે ત્રણ વાગે, અને સાંજે આઠ વાગે

નિયમ ૩. જમવાના દરેક વખતે જેટલુ ખવાય તેટલુ ખાઓ, અને દરેક વખતે એક પ્યાલો દૂધનો પીઓ

નિયમ ૪. સવારમા ઉઠીને તરત કોઇ દિવસ ખોરાક લેવો નહિ, તેમજ કસરત કરીને તરત ખાવુ નહિ બપોરના અને સાંજના ખોરાક લેતા પહેલા એક કલાક અને બીજા બે ખોરાક પહેલા અડધો કલાક ખુલ્લી હવામા કોચમા સુઇ રહીને આરામ લ્યો

નિયમ ૫. દરેક વખત જમ્યાબાદ એક કલાક આરામ લેવો.

---

*અવિનાશચંદ્ર મજમુદારે કિંગ એડવર્ડ સેનેટોરીયમ ધરમપુર, માટે ઉમેરેલા પ્રસિદ્ધ કરેલ
૨ જોશાલાલ પંડિત.

## સંપૂર્ણ આરામ.

નિયમ ૧. યાદ રાખજો કે આરામ તેજ ક્ષયરોગ મટાડવાનું ઓસડ છે. મન, શરીર, અને આત્માનો સર્વ જાતનો શ્રમ દુર રાખો.

નિયમ ૨. બધી ચિંતાનો ત્યાગ કરો.

નિયમ ૩. તમારા મનને એવી રીતે ટેવ પાડો કે જેથી જીંદગી વિષે શાંત વિચાર રાખી શકાય, અને તમારો વ્યાધિ દુર થવા માટે ધીરજથી રાહ જુઓ.

નિયમ ૪. જ્યારે તાવ હોય ત્યારે જરૂર આરામ લ્યો. ખુલ્લી હવામાં પથારી રાખી આરામ લેવો તે સૌથી ઉત્તમ છે. આરામથી તાવની ગરમી કમી કરો

નિયમ ૫. જ્યારે તાવ કાબુમા આવે ત્યારે કસરત કરો.

નિયમ ૬. બધી જાતની કસરત સપાટ જમીનપર ચાલવામાંજ સમાએલી છે.

નિયમ ૭. કલાકના બે માઈલથી વધારે ચાલવુ નહિ.

નિયમ ૮. સ્હવારમા ાા કલાક હમેશાં જમ્યા બાદ અને સાંજે સૂતાં પહેલાં ાા કલાક પથારીમાં સતે સતે શાંત ચિત્તે ઇશ્વરનું ધ્યાન ધરો.

## બીજી જરૂરની બાબતો.

નિયમ ૧. કોઇ પણ મનુષ્યની સત્તા તમારૂં દરદ મટાડી શકશે નહિ. માટે ઈશ્વરનો વિશ્વાસ રાખો, કુદરતની મદદ લ્યો, તમારાથી બની શકે તેટલો હવા અને ઉજાસનો ઉપયોગ કરો, મનુષ્યની ગિરદીથી દુર રહો અને ઝાડ અને ફુલની વચમાં વાસ કરો. પાઇન (દેવદાર) અને યુકેલીપ્ટસનાં ઝાડ તમારા ઉત્તમ મિત્ર છે. પહાડની પાતળી ધુળ વિનાની હવા તમને નવી જીંદગી આપશે.

નિયમ ૨. તમારૂં તેમજ બીજાનું ચેપથી રક્ષણ કરો. કોઈ દિવસ જમીનપર થૂંકશો નહિ પણ હમેશ કેનાઇલ, સાઇલીન અથવા કારબોલીક એસીડવાળા વાસણમાં થૂંકજો.

નિયમ ૩. જે જે વસ્તુ તમારા મ્હોંને અડકે તેને સંભાળીને ચેપરહિત થાય તેવી રીતે સાફ કરજો.

નિયમ ૪. ઘરની બહાર હો ત્યારે ગજવામા રહી શકે તેવા કાગળના પાકીટ, પ્યાલા અગર શીશીઓમા થૂંકવું

નિયમ ૫. કાગળના જાપાનીસ રૂમાલ વાપરો. કોઇ દિવસ કપડાના રૂમાલથી તમારૂં મ્હોં લુછશો નહિ.

નિયમ ૬. તે કાગળના રૂમાલ તથા થૂંકવાનાં પાકીટ બગડે કે તરત બાળી નાંખવાં.

નિયમ ૭. ક્ષયરોગના દરદીએ ખાવાપીવા માટે ખાસ જૂદાં વાસણ રાખવા જે બીજા વાપરી ન શકે અને હમેશ તેમાથી ખાવું યા પીવુ.

નિયમ ૮. હમેશ ત્રણ વખત મ્હોમા જીભ નીચે થર્મોમિટરથી ગરમી માપવી. ઉઠયાં પહેલાં સ્હવારે ૭ વાગે, બપોરે એક વાગે, અને સાંજે ૭ વાગે, અને તે હમેશાં પથારીમાં સુતા માપવી.

# ડોશીઓનું ઘરવૈદું.

( માર્ચ ૧૯૧૯ ના અંકના પૃષ્ઠ ૮૦ થી ચાલુ. )

( માર્ચ ૧૯૧૯ ના અંકના પૃષ્ઠ ૮૦ થી ચાલુ. )

લેખક—રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢીયાર. ચોરવાડ.

વ્હેનો! થોડાં વર્ષો પહેલાંની આપણી વૃદ્ધ દાદીઓ વૈદકનું બહુ સારૂં જ્ઞાન ધરાવતી હતી. અને હજી પણ ઘણાં ગામડાંઓમાં કોઈ કોઇ એવી ડોશીઓ હોય છે, કે જેઓને ઘણી જાતની દવાઓ યાદ હોય છે એટલુંજ નહિ પણ તેઓની દવા બહુજ રહેલી, બહુજ સાદી, બહુજ નિર્દોષ અને બહુજ સસ્તી કીમતની તથા બહુ મહેલાઇથી અને તુરતજ મળી શકે એવી હોય છે. એ દવા કેવી હોય છે, તેનો કાંઇક તમોને ખ્યાલ આવી શકે, અને તેમાંથી કોઇક ચીજો તમને કાંઇક ઉપયોગી થઇ શકે તે સારૂ તેઓના થોડાક પ્રયોગો જણાવું છું.

## આંખની દવા.

(૧) જ્યારે કોઈ જુવાન બાઇને પહેલુ છોકરૂં આવ્યુ હોય અને તેને બાળકોના રોગોની તથા દવાઓની ખબર ન હોય એવી કોઇ બાઇના બહુ નાના છોકરાની જ્યારે આંખો દુખતી હોય ત્યારે તે કોઈ ઘરડી ડોશી પાસે જઇને પૂછે કે ફઇબા! જુઓની આને આંખોમાં ચીપડાં બહુજ આવે છેને, અજવાળામાં આંખો ઉઘાડી શકતો નથી. ત્યારે તે ફઇબા તે બાળકની આંખો જોઇને કહે છે કે તારા ધાવણનાં ટીપાં એની આંખમાં નાંખજે, દિવસમાં બે ત્રણ વખત. એ પ્રમાણે ધાવણનાં ટીપાં નાંખીશ એટલે બે ત્રણ દિવસમાં આંખો મટી જશે. અને વ્હેનો! તમે સાંભળીને અજબ થશો કે ખરેખર એમજ બને છે. દૂધનાં ટીપાંથી એક બે મહિનાના બાળકની આંખો ઘણી વખત સારી થઇ જાય છે. અને એ ઉપાય બહુ નિર્દોષ છે.

(૨) એવી ડોશીઓ પાસે કોઈ બીજી બાઈ જઇને કહે કે માજી આ મારી દીકરીની આંખો આવ્યા કરે છે, તેને શું લગાડું? ત્યારે તેની આંખો જોઇને ડોશીમા કહે છે કે તેની આંખમાં ગરમી લાગે છે. માટે મોટી હરડે પાણીમાં ઘસીને જરા આંજ એટલે આઠ દિવસમાં સારૂં થઇ જશે. દરરોજ એક વખત આંજજે.

(૩) કોઇ બાઇ પોતાના છોકરાની આંખો બતાવે ત્યારે ડોશીમા કહે છે કે એ બચ્ચાની આંખમાં થોડા દહાડા ચોકખું મધ આંજ્યા કર એથી એની આંખો સુધરી જશે.

(૪) કોઇ બાળકની આંખ માટે ડોશીમા કહે છે કે તેની ઉપર ગાયના દૂધના પોથાં મૂકવા એટલે ફાયદો થશે. તે પોથાં મૂકવાની રીતિ એ છે કે જુનું રૂ લઇ તેને સાફ કરી તાજા દૂધમાં ભીંજવી આંખઉપર બે ત્રણ કલાક મૂકી રાખવાં અને ઉંઘી જવું. તેથી આંખને ઘણો ફાયદો થશે.

(૫) કોઈ બાળકની આંખ દુખતી હોય ત્યારે ડોશીમા કહે છે કે એના ઉપર આવળના પાટા બાંધો. આવળના પાંદડાને વાટી તેમાં જરા ફટકડી તથા હળદર નાંખી

ગરમ કરી તેને મલમલના કપડા વચ્ચે મૂકી તે પાટો આંખ ઉપર બાંધવાથી આંખની લાલી મટી જાય છે.

(૬) પાંપણો સુજેલી હોય તથા આંખની આસપાસનો ભાગ સુજેલો હોય ત્યારે ડોશીમા કહે છે કે તેના ઉપર રસવન્તી પાણીમાં ઘસીને ચોપડી દો. રસવન્તી ચોપડવાથી આંખનો સોજો ઉતરી જાય છે.

(૭) કોઇ વખત કોઇ બાળકને આંખ ધોવા માટે ડોશીમા કહે છે કે પાશેર પાણીમા ફટકડીની કણી નાંખી તે પાણીને મહેજ ગરમ કરીને તે પાણીનાં પોથાં વડે આંખને ધોવી. તેમ કરવાથી પણ આંખને ઘણો ફાયદો થાય છે.

(૮) બાળકોની આખો આવી હોય ત્યારે તેમા ચીમેડનું ભરણુ કરવું એ બહુ જાણી-તો ઉપાય છે. ચીમેડને દાંત વડે છોલી તેમાથી મહેંદ દાળ કાઢવામાં આવે છે તેને કાંસાની થાળી ઉપર મૂકી થાળી નીચે દેવતાના એક બે અંગારા રાખી તે ચીમેડને કાંસાના વાડકાથી વાટવામાં આવે છે. અને તે બહુ બારિક વટાઇ જાય તે પછી સૂતતા સતી વખતે આંખમાં આંજવામા આવે છે. તે ભરણની અંદર બીજી પણ કેટલીક વસ્તુઓ નાખવામા આવે છે. જેમકે કોઇ વખત તેમાં જરા મીઠાની કણી નખાય છે. કોઇ વખત તેમાં કપુર નખાય છે. કોઇ વખત તેમા એલચીના દાણા નખાય છે. કોઇ વખત એ ભરણમાં સાકરની કણી નંખાય છે. આવી રીતે જે ચીજની જરૂર લાગે તે ચીજ એ ભરણમાં મિલાવવામાં આવે છે. અને ભરણથી લાખો માણસોને સેંકડો વરસ થયાં ફાયદો થતો આવ્યો છે.

(૯) કોઇ કોઇ વખત ડોશીમા આખ મટાડવા માટે બહુજ ગમતી ઉપાયો બનાવે છે. જેમકે તેઓ કહે છે કે અડાયા છાણાંની રાખને કપડે ચાળી લઇ એ રાખમાં ગાયનું મૂત્ર નાંખવુ ને તેને મલમલના કપડા વચ્ચે મૂકી તેનો પાટો આંખ ઉપર બાંધવામાં આવે તેથી માત્ર રાખ ને મૂત્ર વડે આંખો મટી જાય છે.

(૧૦) કોઇ વખત ડોશીઓ આંખ ઉપર કુંવારની પોટીશ બંધાવે છે. તેની રીતિ એ છે કે, કુંવારનો ગર્ભ કાઢી નાખી તેની ઉપર હળદર, મીઠું તથા ફટકડી લગાડી તેને બારીક લુગડામાં બાંધી પોટલી બનાવે છે, એ પોટલીને દેવતા ઉપર ગરમ કરી તે વતી આંખ ઉપર શેક કરાવે છે. તે પ્રમાણે સવાર સાંજ આંખોને નરમ પ્રકારનો શેક કરવાથી પણ ઘણો ફાયદો થાય છે. એ સિવાય એ બધી વસ્તુઓના આંખ ઉપર પાટા પણ બંધાય છે. અને તેથી પણ ફાયદો થાય છે.

(૧૧) આખની લાલી માટે ડોશીમા હળદરની પોટલી લગાડવાનું કહે છે. એ પોટલીની રીતી એ છે કે એ ત્રણ રૂપીઆભાર વાટેલી હળદરને મલમલના કપડામાં લઇ તે કપડું ભેવડુ કરી તેની પોટલી બાંધી તેની ઉપર ફૂંક મારી તે પોટલી આંખો ઉપર વારે વારે લગાડયા કરવી. પોટલી ઉપર વારંવાર ફૂંક મારવાથી પોટલી ગરમ થાય છે. અને એવા શ્વાસોશ્વાસના પ્રયોગથી પણ આંખને બહુ મારો ફાયદો થાય છે.

(૧૨) ઘણી વખત આંખની દવા માટે ડોશીઓ કહે છે કે એ માટે ખાસ કંઇ

બીજી દવાની જરૂર નથી. માત્ર લીમડાની ડાંખળી વારંવાર આંખને લગાડયા કરો. એટલે ફાયદો થઈ જશે. તેથી આંખો દુખનાર માણસ લીમડાનાં લીલાં તાજાં પાંતરાંવાળી નાની ડાખળી હાથમાં રાખી મૂકે છે. અને તેને બે બે ચાર ચાર મિનિટે આંખ ઉપર લગાડયા કરે છે. તેથી આંખ સારી થઇ જાય છે.

(૧૩) કોઈ વખત કોઇ બાળકોની આખમાં કે કોઇ બાઇની આખમાં ખીલ પડે છે. ત્યારે તે ખીલ ઉપર એવી ડોશીઓને મોરથુથુ ઘસતાં આવડે છે. એ માટે તેઓ પાંપણને ઉથલાવી મોરથુથુ ઘસે છે. એ પ્રમાણે થોડા દિવસ કરવાથી ખીલનું જોર નરમ પડે છે.

(૧૪) કોઇ કોઇ વખત કોઇની આખો માટે ડોશીમા એવો ઉપાય બતાવે છે કે હરડાં, બેડા, અને આમળાં એ ત્રણે ચીજો સરખે વજને લઇ તેમાંથી આશરે પાંચ તોલા જેટલું લેવું અને તેને એક શેર પાણીમાં માટીના વાસણમાં ભીંજવી રાખવું. પછી સવારમાં તે પાણીને ગાળી લઇ તે પાણીને આખોમાં છાંટવુ. એ પ્રમાણે પખવાડીઉં કરવાથી ઘણો ફાયદો થાય છે. અને આખની ગરમી મટી જાય છે.

(૧૫) કોઈ વખત કેટલાંક બાળકોની આંખ ઉપર આજણી થાય છે. તે ઉપર કાળી શાહી લગાડે છે અગર વાલ ઘસીને ચોપડે છે. કોઇ વખત તે ઉપર ચંદન પણ લગાડે છે. અને આવા સાદા સાદા ઉપાયથી ત્રણ ચાર દિવસમાં આંજણી મટી જાય છે.

(૧૬) કોઇ કોઇ વખત ડોશીમા આંખમાં સાકર આજવાનું કહે છે. એ માટેની વિધી એવી છે કે, તાંબાના વાસણ ઉપર પાણીનું ટીપું મૂકી તે ઉપર સાકરની કાંકરી ઘસવી અને તે આંખમાં આજવું. તેથી પણ આંખનાં રોગો મટે છે.

(૧૭) આખના કેટલાક રોગો માટે કોઇ કોઇ વખત ડોશીઓ જરા સખત ઉપાય પણ કરે છે. તે ઉપાય એ છે કે કોઇ વખત તેઓ આખમાં લીંબુના રસનું ટીપું નાખે છે. તેથી એ વખતે આંખમા બહુ વેદના થાય છે. પણ લીંબુના રસના ટીપાથી આંખને ઘણો ફાયદો થાય છે. એ પ્રયોગને ભડકીઉ કહે છે. કારણ કે લીંબુનું ટીપુ આંખમાં પડે તે વખતે આંખમાં ભડકો ઉઠી જાય છે, ને બહુ વેદના થાય છે, તેથી તેને ભડકીઉ કહે છે.

(૧૮) આંખના ઘણા ઉપાયો ઉપરાંત ડોશીઓને ઘણી જાતના આંખનાં અંજનો બનાવતાં આવડે છે. તે આંજણ બનાવવાની સૌથી સારી રીત એ છે કે ઘીનો દીવો કરવો. તે દીવા ઉપર કાંસાની થાળી મૂકવી અને થાળીમાં ઠંડુ પાણી ભરવું. એ પછી થાળી નીચે જે કાજળ પડે તે લઇ લેવું. એ કાજળમાં ઘી મીલાવવું. પછી તેને સો વખત પાણીથી ધોઇ નાંખવું. એ પછી તેને સીસાની ડબીમાં ભરી રાખવું અને એ દાબલીને એકાદ મહિના સુધી પાણીના ગોળામાં રાખી મુકવી. પછી તે કાજળ બાળકોની આંખમાં હમેશાં આંજ્યા કરવું. એથી બાળકોની આંખો સારી રહે છે, અને આંખોમાં ઘણી જાતના રોગો થતા અટકે છે.

નોંધ:- આ સિવાય બીજાં પણ ઘણી જાતનાં કાજળો બને છે. અને આ કાજળની અંદર પણ બીજી કેટલીક વસ્તુઓ મીલાવી શકાય છે તથા એ સિવાય આખોના ખાસ

રોગો પર કામ લાગે તેવાં બીજાં વધારે સખત પ્રકારનાં કાજળો પણ બનાવી શકાય છે. પણ આજે તો આપણે તદ્દન સાદા સાદા ઘરગતુ પ્રયોગોનીજ વાતો કરીએ છીએ એટલે જેમાં ઘણી દવાઓ પડતી હોય અને જે બનાવતાં જરા મહેનત પડતી હોય તેવી વાતો આજે હું તમારી આગળ કરતો નથી કારણ કે એ આજનો વિષય નથી.

(૧૯) કેટલીક વખત કોઇ બાળકોની આંખમાં ઓંકો વાગી જાય છે. એટલે કે રમતે રમતે કોઇ ચીજ આંખમાં વાગી જાય છે. પણ એ વાગવું બહુ સખત પ્રકારનું ન હોય, તેમજ ઘાવ નડવું પણ નહોય, પણ જે વાગવાથી આંખ લાલ થઇ ગઇ હોય, આંખમાંથી પાણી ઝરતું હોય અને સહજ સહજ દુખાવો રહેતો હોય તેને માટે અનુભવી ડોશીઓ બાળકોના મનમાંથી વહેમ કાઢવા માટે તે ઓંકો ઉતારવાનો એક અખતરો અજમાવે છે. અને એ પ્રયોગથી ઘણા બાળકોને ફાયદો થાય છે. એ પ્રયોગની રીત એવી છે કે, એક ભીંદરીના કકડા ઉપર રૂ અગર કપડું વીંટે છે. પછી તેને તેલમા બોળી સળગાવે છે અને જે બાળકને ઓંકો વાગ્યો હોય તેની આંખ આગળ આરતી ઉતારવાની પેઠે સાત વખત ફેરવે છે. એથી બાળકોને એક જાતની ગમત થાય છે. એ પછી પાણીનો વાટકો ભરી તેની અંદર એ દોરડાને દીવા સાથે ઉંધું પકડી રાખે છે તેથી એ દીવામાંથી તેલનાં ટીપાં ગરમ થઇને નીચે પાણીમાં પડે છે. તે ટીપા લાલ લાલ દેખાય છે અને તેલમાં એ કાકડાને ખૂબ બોળેલું હોય તેથી તેનાં ઘણાં ટીપાં પડે છે. એ બાળકને બતાવીને ડોશીમા કહે છે કે જો દીકરા તારી આંખનો ઓંકો અહીં પાણીમા ઉતરી ગયો. આંખની લાલી બધી ખેંચાઇને આ પાણીમાં આવી ગઇ એટલે તારી આંખો મટી જશે. આ પ્રમાણે કરવાથી બાળકના મનમાંથી આંખ દુખવાનો વહેમ નીકળતો જાય છે અને કંઇ પણ દવા લગાડયા વિના વખત જતાં કુદરતી રીતેજ તેની આંખો સારી થતી જાય છે. આંખની દવાનો આ ઉપાય પણ જાણવા જેવો છે.

(૨૦) કાંસાજણ અથવા જેને જમતનાં ફુલ કહે છે તે દવા તૈયાર આવે છે. એ દવા ઘણી ડોશીઓ પોતાની પાસે નાખી મૂકે છે. અને કેટલાંક બાળકોની આંખમાં કોઇ કોઇ વખત થોડા દિવસ તે દવા આંજી આપે છે. એથી પણ ઘણા બાળકોની આંખોને ઘણો ફાયદો થાય છે.

(૨૧) એ સિવાય ચોક્કસ જાતની દવાઓ નાના બાળકોની ડોકમાં બાંધે છે. એ દવામાં એવો ગુણ હોય છે કે તેની બાસને લીધે તથા એનો સ્પર્શ શરીરને થયા કરે તેને લીધે આંખોના કેટલીક જાતના રોગો મટી જાય છે. પણ અફસોસ કે એવી દવાઓની ખરી ખૂબીઓ હાલના લોકો જાણતા નથી અને વૈદકના નિયમો પ્રમાણે તેની ખૂબીઓ સમજાવતાં એવી ડોશીઓને આવડતું નથી, એટલે વહેમને નામે કેટલીક સારી ચીજોનો પણ નાશ થતો જાય છે. પણ એવી કેટલીક દવાઓ પણ જાણવા જેવી હોય છે અને એ માટે હજી પણ કેટલીક ડોશીઓ તરફથી કંઇક ઉપયોગી સૂચનાઓ મળી શકે તેમ છે.

આ સિવાય કેટલીક જાતના સુરમાઓ તથા બીજી ઘણી જાતની દવાઓ ડોશીઓ છે.-જો એ બધા નુસખાઓ ભેગા કર્યાં હોય તો એક આંખના રોગ માટેજ એવા કે પ્રયોગો મળી શકે તેમ છે. અને તે બધા પ્રયોગોમાં ખાસ ખૂબી એ હોય છે કે

એ પ્રયોગો ખરુજ સાદા, સસ્તી કીંમતના, તદ્દન સહેલા, ઘરગતુ વસ્તુઓમાથી બની શકે તેવા અને નિર્ભેખમી હોય છે. માટે એમાથી જે સારૂ સારૂ હોય તથા જે સમયને અનુસરતુ હોય તે ગ્રહણ કરવું જોઇએ. બ્હેનો ! જુની ડોશીઓ પાસે બધી ચીજો બરોબરજ હતી એમ કઇ હું કહેતો નથી કારણ કે કેટલાક વ્હેમ ભરેલા વિચારો તેમાં હોયજ. કેટલીક દવાઓ બરાબર ફાયદો કરે તેમ ન હોય એમા પણ કાંઇ નવાઈ નથી પણ તેમ છતા એ બધુ બાદ કરીએ તો બીજું ઘણુએ મેળવવા જેવું પણ તેઓની પાસે હતુંજ અને તેમાથી કંઇક ચાગ્ગો તમે મેળવી શકો એમ હું ઇચ્છુ છુ. તે સારૂ આ લાંબી લાંબી વાતો તમારી આગળ કહું છું અને તે એવી ઇચ્છાથી કે કેટલીક જાતની દવાઓ જાણવાથી તમારામાં એક જાતનું બળ રહે, એ બાબતની તમારી પરાધિનતા કંઈક ઓછી થાય, તમારા ખર્ચમાં કંઈક ફાયદો થાય અને તમારી માનસિક ચિંતાઓ થોડેક દરજ્જે પણ ઓછી થાય. તે સારૂ આ પ્રયોગો હું તમને બતાવુ છુ. આશા રાખું છુ કે એમાંથી જે ચીજો તમને યોગ્ય લાગે તે યાદ રાખવાની મહેરબાની કરશો તથા એ સબંધી વધારે પુછપરછ કરી તેમાના નિર્દોષ પ્રયોગો અજમાવશો. અને તેનો લાભ મેળવશો તો હું મારી મહેનત સફળ થએલી સમજીશ.

## ગુમડાંની દવા.

(૧) આપણી દાદીઓ આપણાં બાળકોને ગુમડાંઓ ઉપર કેવી જાતના ઉપાયો અજમાવતાં તે વાતો પણ જાણવા જેવી છે. જ્યારે કોઇ બાળકની આગળી કાંઇ દબાણમા આવી જાય, જેમકે બારણાની ફાટમા પીસાઇ જાય અગર આગળી ઉપર પત્થર પડે એથી કઇ થાય અને એમાથી કઇ લોહી નીકળે નહિ કે અંદરના હાડકાને ઇજા થાય નહીં, ત્યારે તેવે વખતે આંગળી ઉપર ભીના કપડાનો પાટો બાધી દેવામા આવતો હતો અને જ્યારે તે પાટો સુકાઇ જાય ત્યારે તેની ઉપર ફરીથી પાણી રેડવામા આવતું હતું. આવી રીતે ફક્ત પાણીનો પાટો બાધવાથી પીસાએલો ભાગ એક બે દિવસમા સારો થઇ જતો હતો. દાક્તર લૂઇ કુન્હે પાણીના પ્રયોગોથી દરદો મારા કરે છે. તે પ્રયોગો આપણી દાદીઓ સેકડો વર્ષો થયા નાનાં બચ્ચાઓ ઉપર અજમાવ્યા કરે છે, અને તેથી ઘણા બાળકોને ફાયદો થાય છે.

(૨) કેટલીક જાતના સાદાં, જલદી મટી શકે તેવા ગુમડાઓ ઉપર પાણીમાં નળાયુ ઘસીને ચોપડે છે અગર જુની ઇટનો કકડો ઘસીને ચોપડે છે, તેથી બાળકોનાં ગુમડા મટી જાય છે.

(૩) ઘણી વખત જે ગુમડાંઓ જલદીથી નહિ રૂઝાતાં હોય તેની ઉપર, પીપરનું ઝાડ થાય છે, તે પીપળનાં કુળાંકુળા પાંદડાં વાટીને પોગીરા પેડ બાંધે છે. તેથી દરદીને ઘણી ઠંડક વળી જાય છે અને બહુ હઠીલા ગુમડાંઓ પણ બહુ સહેલાઇથી રૂઝાઇ જાય છે.

(૪) કેટલીક જાતમાં ગુમડાંઓ ઉપર આખનના પાંદડાના ડીંટીઆં મોઢામોઢ ચાવીને ને લગાડે છે. અને તેની ઉપર પાટો બાધી દે છે તેથી પણ અજબ જેવો ફાયદો થાય છે અને તુરતજ ગુમડાંઓ મટી જાય છે.

(૫) કેટલીક જાતનાં ગુમડાંઓ તથા બીજા કઠીણુ જખમો ઉપર તુળસીનાં પાન વાટીને ચોપડી દે છે. તેથી પણ ઘણી જાતનાં ગુમડાંઓ તથા ઘણી જાતના જખમો જલદીથી રૂઝાઈ જાય છે.

(૬) કોઇ વખત કોઇ ગુમડા ઉપર માત્ર તલના તેલનું પોતુ મૂકી રાખવાથીજ આરામ થઈ જાય છે. રૂમાં બોળેલા તેલ સિવાય બીજી કોઇ પણ ચીજ તેમા નાખતા નથી. એકલા તેલથીજ ફાયદો થઇ જાય છે. પણ તેમા મુદ્દાની વાત એટલી જ છે કે ગુમડાની જાતો ઓળખવી જોઇએ. કારણ કે કેટલીક જાતના ગુમડાઓને તેલ લગાડવાથી તેઓ પ્રકોપે છે અને તેમાથી રજનું ગજ થાય છે. માટે કઈ જાતના ગુમડાંઓ ઉપર તેલ લગાડવુ વ્યાજબી છે. અને કઇ જાતના ગુમડાઓ ઉપર તેલથી નુકશાન થાય છે. તે વાત જાણી લેવી જોઇએ.

(૭) નાના બાળકોને ઘણી વખત ખસ થાય છે અને ખસ એ ચેપી રોગ છે. તેથી ઘરમા એક છોકરાને ખસ થઇ હોય તો તેનો ચેપ લાગીને બીજાં છોકરાંઓને પણ ખસ થાય છે. એટલુંજ નહિ પણ પાડોશીના છોકરાઓને ખસ થઇ હોય અને તેની સાથે બેદરકારીથી બીજા છોકરાઓ રમ્યા કરે તો તેઓને પણ ખસનો ચેપ લાગી ખસ થાય છે. એટલે ઘણે ઠેકાણે અને ઘણા છોકરાઓમા ખસ નીકળવી એ સ્વભાવિક છે. એ માટે આપણી જુની ડોશીમા એવો ઉપાય કરતા કે કળીચૂનો લઈ તેને કપડે ચાળી ઘીમા મીલાવતાં અને સો વખત ટાડા પાણીથી તેને ધોઇ નાખતાં. એ પછી તે ઘી અને ચૂનાનો મલમ થાય તે મલમ છોકરાઓની ખસ ઉપર લગાડતા તેથી થોડા દિવસમાં ખસ મટી જતી હતી.

(૮) ઘણી વખત ચાકુ, કાતર, સુદી વિગેરેની અણી બાળકોને વાગી જાય છે. તેથી હાથમાથી કે પગમાંથી લોહી નીકળે છે એ વખત આપણી દાદીઓ એમ કરતાં કે ગોદડામાથી જૂના રૂને કાઢી દેવતા ઉપર મૂકી તેને બાળી દેતા અને એ રૂની જે કાળી રાખ થાય તે કાળી રાખ જખમ ઉપર ડાબી પાટો બાંધી દેતા, તેથી બચ્ચાઓના જખમો રૂઝાઇ જતા હતા. બળેલા રૂ સિવાય બીજી કોઇ પણ દવા એવા જખમો ઉપર તેઓ લગાડતા નહિ.

(૯) કેટલીક જાતના ગુમડાઓ ઉપર કેટલીક ડોશીઓ, સ્ત્રીઓ પોતાના કપાળમા ચાંલ્લો કરે છે તે કંકુ લગાડે છે. તેથી પણ ઘણી જાતનાં ગુમડાં મટી જાય છે કારણ કે કંકુ હળદરમાથી બનાવે છે. અને હળદરમા જંતુઓ નાશ કરવાનો તથા ગુમડા મટાડવાનો ગુણ છે. એટલે ફક્ત કંકુ લગાડવાથી પણ કેટલીક જાતના ગુમડાઓ મટી જાય છે.

(૧૦) બાળકોમાં ફટકીઆ નામે એક જાતના ચેપી ગુમડાંઓ થાય છે. એ ગુમડા બહુ જલદી જલદી થાય છે. અને તે ફુટે ત્યારે તેમાંથી પાણી જેવો પદાર્થ નીકળે છે એ રસી શરીરમાં જે ઠેકાણે લાગે તે ઠેકાણે તુરતજ તેના જેવાં બીજા ગુમડાઓ થાય છે. તેને ફટકીઆં કહે છે. એવાં ગુમડાંઓ ઉપર ગળી લગાડી દે છે તેથી તે જાતના ગુમડાંઓ વધતાં અટકે છે અને થોડા દિવસમાં મટી જાય છે.

(૧૧) બાળકોના ગુમડાંઓ માટે કેટલીક ડોશીમા સિંદુરનો મલમ બનાવી રાખે છે. એ મલમ બનાવાની રીત એ છે કે પાશેર તેલને ગરમ કરી તેમાં પાશેર મીણ નાંખે છે અને મીણ પીગળી જાય તે પછી તેમાં અર્ધો શેર સિંદુર નાંખી ધીમી આંચે હલાવ્યા કરે છે. તે સારી રીતે પાકી જાય ત્યારે ઉતારી એક વાસણમાં ભરી રાખી મુકે છે તે મલમની પટ્ટી ઘણી જાતનાં ગુમડાંઓ ઉપર લગાડે છે. તેથી ઘણી જાતનાં ગુમડાંઓ મટી જાય છે.

(૧૨) કેટલીક જાતનાં ગુમડાંઓ ઉપર અસલના વખતની ડોશીઓ રાંધણીઆમાં ધુમાડો જામી જવાથી જે ધુંસ થએલો હોય તે ધુસ લગાડતાં હતાં. જેમકે કોઈ બાળક જ્યારે પડી જાય અથવા હાથે પગે ઠેસ વાગે તેથી લોહી નીકળે ત્યારે તે ઉપર ધુમાડીનો ધુંસ લગાડતાં હતા અને એથી પણ એ વખતે ઘણો ફાયદો થતો હતો. હાલના વખતના દાક્તરોને આ પ્રયોગ ગમે નહિ એ જુદી વાત છે. તેઓ ધુસમાથી કંઇ જંતુઓ શોધી કાડે તો તેમાં કાંઈ નવાઈ નથી. પણ આપણી દાદીઓએ તો ગધણીઆમાં જામી ગએલા ધુમાડાના ધુંસમાંથી પણ ઘણાં બાળકોને સાજાં કરેલાં છે.

(૧૩) ગામડામા ગરીબ વર્ગના છોકરાંઓ સીમમાં બહુ ફર્યા કરે છે. અને તેમને પગમાં પહેરવા માટે જોડા પણ હોતા નથી અને ગામડાઓમાં બાવળ, બોરડી, ગોખરૂ, હાથલા, કંટાળા વિગેરેના કાંટા પણ બહુ હોય છે. તેથી ઘણા બાળકોના પગમાં ચાલતે હાલતે કાટા વાગી જાય છે. એ વખતે કાટો કાઢ્યા પછી પગ ન પાકે માટે ત્યાં આપણી અસલની ડોશીઓ ગોળને ગરમ કરી લગાડી દેતાં. એથી કાંટાનો જખમ રૂઝાઇ જતો અને તે પાકવાની ફીકર રહેતી નહિ

(૧૪) ઘણી વખત કેટલાંક બાળકોનાં માથાં ઉપર બહુ ગુમડાં નીકળી પડે છે. એ ગુમડાં માટે કેટલીક ડોસીઓ એવા ઉપાયો કરતી હતી કે ધુપેલ-તેલ ગાળ્યા પછી તેના વાસણના જે કોયલા બાકી રહે તે કોલસાને તેલમાં વાટીને માથાના ગુમડાં ઉપર ચોપડી દેવામા આવતા હતા. આથી ઘણાં બાળકોના માથાનાં ગુમડાંઓ મટી જતાં હતાં.

(૧૫) બાળકોની ખસ મટાડવા માટે વધારે આકરો મલમ બનાવવો પડે તો તેઓ પારાને તથા ગંધકને મીલાવી તેમા ઘી કે તેલ નાંખી તેનો મલમ બનાવતાં હતા. એ મલમથી ખસ જલદી મટી જતી હતી. એ મલમ બનાવવાની રીત એ છે કે પારો તોલો એક લેવો અને ગંધક બે તોલા લેવો. તે બન્નેને ખલમાં વાટી નાંખવા તેથી તેની કાળી કજ્જલી બની જાય છે. પછી પાંચ તોલા ઘી અને આઠ તોલા મીણ ગરમ કરી તેમાં એ પારા ગંધકની કજલી મીલાવી દેવી. તે મલમ લગાડવાથી ખસ મટી જાય છે. આવી જાતના સાદા સાદા મલમો ઘણી ડોસીઓ પોતાને ઘેર બનાવીને તૈયાર રાખતાં હતાં અને ગામમાંથી જે કોઇ લેવા આવે તેને મફત આપતા હતાં

(૧૬) કેટલાંક બાળકોને શરીરમાં ઝીણી ઝીણી રાતી રાતી ફુદડીઓ નીકળી પડે છે. અને તે કોઈ કોઈ એકજ ઠેકાણે નહિ પણ આખા શરીરમાં નીકળી પડે છે. આજે તેને માટે દાક્તરો કહે છે કે કારબોનિકવાળા સાબુથી એ ફુડકીઓને ધોવી જોઇએ. પણ થોડાં વરસ પહેલાં આપણી દાદીઓનાં વખતમા કારબોનિક સાબુની પધરામણી આપણા દેશમાં થઇ નહોતી ત્યારે આપણી દાદીઓ કાર્બોનિક સાબુને બદલે ગાયના તથા ભેંસના છાણનો ઉપયોગ કરતા હતાં અને કારબોનિક સાબુથી જે કામ થાય તે કામ ગાય

લેમન ડાબુથી થતું હતું તે માટે તેઓ એમ કરતા કે તેઓ આખા શરીર ઉપર ડાબુથી માલેસ કરાવતા એ પછી થોડા વખત તડકામા બેસાડી મૂકતા, તે પછી નવતાવી દીન લુગડી ધુપેલતેલ શરીર ઉપર ચોળાવતાં તેથી શરીરમા ફરી નીકળેલી લુકખસ તથા ખુજલી મટી જતી હતી

બ્હેનો ! સૂર્યના તાપથી ઘણી જાતના દરદો સારાં થાય છે, એમ હાલના ડાક્તરોએ શોધ કરેલ છે. પણ એ વાત આપણી ડોસીઓ સેંકડો વરસ થયા જાણતી હતી અને પોતાના બાળકો ઉપર પણ એ પ્રયોગ અજમાવતી હતી

(૧૭) ઉનાળામા ગરમીને લીધે નીકળતા કેટલીક જાતના ગુમડાઓ ઉપર પાણીમા સૂખડ ઘસીને કે ચદન તેઓ ચોપડતા હતા એ ચદન ચોપડવાથી પણ ઘણા બાળકોના તથા ઘણીએ જુવાન સ્ત્રીઓના મોઢા ઉપરના ગુમડાઓ મટી જતા હતા

(૧૮) કેટલીક જાતના લોહી વિકાર માટે પાણીને ગરમ કરી તેમા લીંમડાના પાન નાખી ઉકાળતાં હતા અને એ પાણીવડે બાળકોને સ્નાન કરાવતા હતા

(૧૯) કેટલીક જાતના ગુમડાંઓ કે જેને પાકતા કે ફૂટતા વાર લાગે તેમ હોય તેની ઉપર કોઇ વખત લીમડાના પાદડા વાટીને બાધતા હતા કોઈ વખત કેટલીક ગાંઠો ઉપર કાદાની પોટીસ બાધતા હતા કોઈ વખત નગોડના પાદડાની પોટીસ બાધતા હતાં કોઈ વખત મગ તથા બાજરીને બાફી તેની પોટીસ બાધતા હતા કોઈ વખત શીંગભારીની પોટીસ બાધતાં હતા કોઇ વખત ઓથપાતરી વાટીને બાધતા હતા અને કોઇ વખત પીં પળાના કૂળાકૂળા પાદડા વાટીને બાંધતા હતા આવા આવા સેંકડો જાતના ઉપયો તેઓને મોંઢે યાદ હતા એટલુંજ નહિ પણ એ બધા ઉપાયો ઘણા માણસો ઉપર ઘણી વખત અજમાવેલા હતા

(૨૦) આ સિવાય કેટલાક બાળકોને ભરનીંગળ ગુમડાઓ થાય છે તે ગુમડાઓ ભરાય છે ને ફુટે છે પણ તે જલદીથી રૂઝાતા નથી એવા ગુમડાંઓ ઉપર હાલના વ ખતમા ડાક્તરો ઓપરેશન કરે છે પણ અમલના વખતમા કાંઇ ઓપરેશનના સાધનો ન હતા તે વખતે એવા સખત પ્રમાણના ગુમડાઓની દવા આપણી ડોસીઓ પાસે હતી અને એવી જાતના મુશ્કેલ ગુમડાંઓ પણ તેઓ બહુ સહેલાઇથી મટાડી શકતા હતા એ માટે ઘણી જાતની દવાઓ છે પણ બ્હેનો ? તેમાની કેટલીક દવાઓ તમે નહિ ઓળખી શકો, તેવી હોય છે અને કેટલીક જાતની દવાઓ બનાવવાની વિધી જરા કડાકૂટવાળી હોય છે અને હાલના વખતમા તમે એ જાતની તસ્દી લો તેમ નથી એટલે એ બધી વાતો હુ તમારી આગળ કહેતો નથી

બ્હેનો ! હવે વિચાર કરો કે શુ આ બધી બાબતો જાણવા જેવી નથી ? અને આવી સાદી સાદી ચીજોથી આપણા બાળકો, આપણા કુટુબીઓ તથા આપણા પડોશીઓના રોગો મટાડી શકીએ અને તેઓના દુખ દૂર કરી શકીએ એ શુ ખૂબીની વાત નથી ? બેશક કોઇના પણ દરદો મટાડવા એ બહુ મોટી વાત છે માટે દેશકાળ પ્રમાણે આમાથી જે પ્રયોગો તમને ઠીક લાગે તે તમારે પકડી લેવા જોઇએ અને તેનો લાભ લેવાય તેમ કરવુ જોઇએ

## બાળકોના પેટમાં દુઃખે છે તેના ઉપાયો.

બ્હેનો ! ઘણી વખત ઘણા માણસોના પેટમાં બહુ દુખ્યા કરે છે. તેથી તેઓ રોયા કરે છે. પણ બાળક શા માટે રૂએ છે. તે વાતની ઘણીએ અજ્ઞાન માતાઓને ખબર હોતી નથી તેથી તેઓ તો એમજ સમજે છે કે આ બાળક ખાવા માટેજ રૂએ છે. એમ ધારીને અજીરણ થયું હોય, અગર પેટમાં ચૂંક નીકળતી હોય, અગર પેટમાં કરમનો ઉછાળો થયો હોય, અગર પેટ ચઢયું હોય, અગર પેટમાં વાયુ ભરાઇ ગયો હોય તેને લીધે બાળક રોતુ હોય તેવે પ્રસંગે પેટનો ભાર ઓછો કરવાને બદલે, ઉલટી ઘણી બાઇઓ રોતાં બાળકોને કંઇક મીઠાઇ ખવરાવે છે. પણ એમ કરવાથી જે બાળકોના પેટમાં દુખતુ હોય તે બાળક ઉલટું વધારે દુખી થાય છે અને વધારે વધારે રૂએ છે. તે પછી તે બાળકની માતા કોઈ જાણીતી ડોશીમા પાસે જાય છે અને કહે છે કે મારો છોકરો બહુ રોયા કરે છે. આકડો આકડો રોયા કરે છે ધવરાવુંછુ તો પણ રોયા કરે છે. અને પેંડો, શીરો વગેરે ખવરાવુંછું તો પણ રોયા કરે છે. માટે તેનો કંઇ ઉપાય બતાવો. ત્યારે તે ડોશીમા રોતા બાળકનું પેટ તપાસીને કહે છે કે:—

(૧) બ્હેન ! આના પેટમાં તો બહુભાર થઇ ગયો છે. માટે આને દીવેલનાં બે ટીપાં પાઇ દે. એટલે બેચાર વખત ઝાડો આવી જશે અને તેનું પેટ હલકુ પડી જશે. હમણાં એને કાંઇ ખાવાનું આપીશ નહિ, એટલે એને ફાયદો થઇ જશે. અને પછી એનું પેટ સાફ આવ્યા કરે એવી દવા હું તને બતાવીશ.

(૨) બીજી કોઇ બાઇ પોતાના બાળકને ડોશીમાને બતાવે, અને કહે, છે કે આ છોકરો શરીરે ભરાતો નથી અને મળ કરતી વખતે તેને બહુ જોર કરવું પડે છે. ત્યારે ડોશીમા કહે છે કે મોટી હરડેનો ઘસારો પાતી જા એટલે એને ફાયદો થઇ જશે.

(૩) કોઇ બાળકના પેટમાં દુ:ખતું હોય ત્યારે ડોશીમા કહે છે કે એના પેટ ઉપર હીંગનું પાણી ચોપડીદો. એ પાણી બનાવવાની રીતિ એવી છે કે અરધી ચમચી પાણીમાં અરધો વાલ હીંગ વાટી તાંસવી અને તે પાણી બાળકના પેટ ઉપર ચોપડી દેવું તેથી પેટમાંનો વાયુ ઓછો થઈ જાય છે, બાળક રોતું અટકી જાય છે, ને તેને ઉંઘ આવી જાયછે.

(૪) કોઇ બાળકના પેટમાં દુખતું હોય તેને માટે ડોશીમા કહે છે કે એને કાકચીઓ શેકીને ઘસીને જરા પાઇદો. એટલે આરામ થઇ જશે. અને બે ચાર દહાડે કાકચીઆનો ઘસારો આપ્યા કરીશ તો તેના પેટમાં કરમ પડશે નહિ. તેથી તેનું શરીર સારૂ થઇ જશે.

(૫) કોઇ બાળકના પેટમાં દુખતું હોય ત્યારે ડોશીમા કહે છે કે એને જરા દીકામાળી પાણીમાં ઘસીને પાઇદો. દીકામાળીથી પેટના દુખાવાનો બહુ જલદી ફાયદો થાય છે.

(૬) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે કાળીજીરી શેકીને તેનો ભૂકો કરી એ ભૂકો જરા જરા મધમાં મીલાવી ચટાડયા કરો એટલે ઘણો ફાયદો થઇ જશે.

(૭) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે કકુને શેકી તેનો ભૂકો ગોળમાં મીલાવી ચટાડી દો. એટલે પેટનો દુ:ખાવો મટી જશે.

(૮) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે તેને ઇદ્રિજવનું મીંજ જરા ઘસીને પાઇદો એટલે પેટમાંથી ભાર નીકળી જશે. અને બાળક રોતું રહી જશે. એ મીંજ ચોખા જેટલું પાજો. વધારે પાશોમાં.

(૯) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે એને જરા હીંગોળીઆનો ગોળ ધાવણમાં મીલાવી પાઇદો. એટલે તુરતજ ફાયદો થઇ જશે. અને ખચીત તેમજ થાય છે. હીંગોળીઆથી લાખો બાળકો આપણી ડોશીઓને હાથે આપણા દેશમાં સારા થયાં છે. હીંગોળીઆનું સેવન કરાવવાથી પેટના દરદવાળાં બાળકોને અજબ જેવો ફાયદો થાય છે.

(૧૦) કોઈ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે ખાખરાના ઝાડના પીતપાપડા થાય છે. તે પીતપાપડો વાટી તેનો ભૂકો કરી તેની ગોળમાં ગોળી બનાવી એ ગોળી જરા પાણીમાં પાઇ દો એટલે કરમના વિકાર મટી જશે.

(૧૧) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે એના પેટ ઉપર જરા ડુંગળીનો રસ ચોપડી દો. એથી એને ફાયદો થઇ જશે.

(૧૨) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે આકડાનું પાન લઇ તેની ઉપર એરંડીઉં તેલ ચોપડી એ પાનને દેવતા ઉપર શેકી તે પાન વડે બાળકના પેટ ઉપર શેક કરવો. એટલે બાળકના પેટમા દુખતું મટી જશે.

(૧૩) કોઈ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે એને અરધી ચમચી વાછરડીનું મુતર પાઇ દો, એટલે તેના પેટમાના રોગો નીકળી જશે. ને જરૂર પડે તો મોટે થાય ત્યાંસુધી જરા જરા વાછરડીનું મુતર પાવામાં પણ કાંઇ અડચણ નથી. કારણ કે અજમાવેલા હતા ઘણા જાતના રોગો બહુ સહેલાઇથી મટી શકે છે

(૨૦) આપ્રૂ બાળકને બહુ ઝાડા થતા હોય અને તેને લીધે પેટમાં દુખતું હોય કે ભરાય છે ને ફુટે છે ના બાળક રોતું હોય તે ઉપર ડોશીમા કહે છે કે એને જરા ઇદ્રિજવ ખતમાં દાક્તરો ઓપરેશન' મીલાવી પાઈ દો, અગર મધમાં કે ગોળમાં મીલાવી ચટાડી દો હતા. તે વખતે એવાં સખત :
એવી જાતનાં મુશ્કેલ ગુમડાંઓ પમાં દુખાવા માટે ડોશીમા કહે છે કે અરણીનાં બી વાટીને ઘણી જાતની દવાઓ છે. પણ બ્હેનો ! જે
તેવી હોય છે. અને કેટલીક જાતની દવાઓ બના ડોશીમા કહે છે કે વાવડીંગને પાણીમાં અને હાલના વખતમાં તમે એ જાતની તરદી લો તેમાં દુખતુ મટી જશે.
તમારી આગળ કહેતો નથી. કહે છે કે એને આકરી દવા
બ્હેનો ! હવે વિચાર કરો કે શું આ બધી બાબતો ઉપર ચોપડી દો, એટલે
આવી સાદી સાદી ચીજોથી આપણા બાળકો, આપણાં કુટુંબીઓ
ઓના રોગો મટાડી શકીએ અને તેઓનાં દુઃખ દૂર કરી શકીએ છે કે એના પેટમાં ચરબી નથી ? બેશક કોઇનાં પણ દરદો મટાડવાં એ બહુ મોટી વાત એટલે ઘણો ફાયદો થઇ જશે.
આમાથી જે પ્રયોગો તમને ઠીક લાગે તે તમારે પકડી લેવા કહે છે કે મરી બાળી તેને લેવાય તેમ કરવુ જોઇએ. માં સારૂ થઇ જશે.

(૨૦) કોઇ બાળકના પેટના દુખાવા માટે ડોશીમા કહે છે કે આકડાનાં ફુલ મરી મીઠા સાથે મીલાવી તેની ગોળી બનાવી તે ગોળી ખવરાવી દો. અગર પાણીમા વાટીને પાઇ દો એટલે તેના પેટમાં સારૂ થઇ જશે.

(૨૧) અને કોઇ બાળકો માટે ડોશીમા કહે છે કે એને બીજુ કાંઈ કરવાની જરૂર નથી. માત્ર જરા ગરમ પાણી ચમચી ચમચી પાયા કરો એટલે આરામ થઈ જશે.

બ્હેનો ! આપણી દાદીઓ આવા સાદા સાદા ઉપાયોથી બાળકોના ઘણી જાતના રોગો મટાડી શક્તી હતી; એટલુંજ નહિ પણ ઘણી જાતના દરદોના ઉપાય તેઓ જાણતાં હતા અને તે પણ કાંઇ એક બે ઉપાય નહિ પણ એકેક દરદના દસ દસ વીસ વીસ ઉપાય તેઓની જીભને ટેરવે હતા. માત્ર જીભને ટેરવે હતા એટલુંજ નહિ પણ એ બધા ઉપાયો ઘણી વખત તેઓના અનુભવમા આવી ગએલા હતા. ટુંકામા એજ કે એક સારો વૈદ જેટલું કામ કરી શકે તે કરતા અર્ધું કામ એવી ડોશીઓ કરી શકતી હતી અને એવી ડોશીઓ કોઇકજ ઠેકાણે હતી એમ કંઇ ન હતું. દરેક ગામમા ગામના પ્રમાણમા ઘણીએ એવી અનુભવી ડોશીઓ હતી અને બીજી પણ ઘણી બાઇઓ, ઘરગતુ વૈદકના થોડા થોડા જ્ઞાનવાળી દરેક કુટુંબમા હતી તેથી તેઓને ખર્ચમા ફાયદો થતો, વખતનો બચાવ થતો, નાની નાની વાતો સારૂ દાક્તરો કે વૈદોની પરાધિનતા ભોગવવી પડતી નહિ અને તેઓ પોતાના બચ્ચાંઓની તંદુરસ્તી બહુ સારી રીતે જાળવી શકતા હતાં. તેથી પરિણામ એ થતું કે હાલના વખતમાં માતાઓની ભૂલને લીધે બાળકોના મરણનું પ્રમાણ ઘણું વધારે આવે છે એવી રીતે બાળકોના મરણનું પ્રમાણ ઘણું વધારે આવતું નહિ. અને બીજી એ વાત તો બહુજ જાણીતી છે અને સિદ્ધ થએલી છે, કે હાલના વખતમાં બાળકો બહુ નિર્બળ હોય છે, બહુ કમજોર હોય છે, બહુ નાના કદનાં હોય છે અને બહુ રોગી હોય છે. પણ જે વખતે માતાઓની અંદર ઘરગતુ વૈદક હતું તે વખતે કાંઇ આપણા દેશમાં એવાં નબળાં બાળકો ન હતા જે વખતે આપણા દેશની માતાઓમાં ઘરગતું વૈદકનું જ્ઞાન હતું તે વખતે કાંઇ બાળકોમા હાલના જેટલા રોગ નહોતા. માટે જો આપણા બાળકોને તંદુરસ્ત બનાવવાં હોય તેઓને રોગમાંથી બચાવવાં હોય તેઓને કદાવર બાંધાનાં બનાવવાં હોય અને તેઓ લાંબી જીંદગી ભોગવી શકે એવા તેઓને બનાવવા હોય તો આપણે આપણી બ્હેનોની અંદર તેઓનાથી બની શકે તેવું સાદુ સાદુ ઘરવૈદું ચલાવવું જોઇએ. કારણ કે યાદ રાખજો કે બીજાં જેટલી જાતનાં જ્ઞાનની જરૂર છે તે કરતાં તંદુરસ્તીના નિયમો જાણવાની માણસોને વધારે જરૂર છે. અને તેમાં પણ જે બાઇઓને નાનાં બાળકો ઉછેરવાના હોય તેઓએ તો ખાસ કરીને એ બાબતો જાણવી જોઇએ.

બ્હેનો ! હવે હું મારૂ આજનું વખાણ સમાપ્ત કરૂંછું અને આશા રાખુંછું કે આમાંની કેટલીક-સૂચનાઓ અને કેટલાક ઉપાયો તમોને બહુ ઉપયોગી થઇ પડશે, અને જો એમ થશે, તો હું મારી મહેનત સફળ થએલી સમજીશ.

છેવટ એજ કે આવી જાતના સાદા સાદા ઘરગતું પ્રયોગો વાપરતા તમને આવડે અને તમારાં બાળકો સુખી રહે તથા આપણી અસલની ડોશીઓનો ઘરગતું વૈદક જાણવાનો ગુણ તમારામાં ઉતરે એમ હું ઇચ્છુછુ અને તે બાબતમા પ્રભુ આપને મદદગાર થાઓ એમ પ્રાર્થના કરૂંછું.

# પાકશાસ્ત્ર.

લેખક:—બ્હેન શ્રી "મધુરી."

( માર્ચ ૧૯૧૬ ના અંકના પૃષ્ઠ ૮૨ થી ચાલુ. )

## શાક, મેળવણી અને બનાવટો.

ચીભડાં ( આરીયાં )નું શાક—ચીભડું ને બટાટાનું શાક થાય, ચીભડું અને ગવારનુ શાક થાય, ચીભડું ને તુરીયાંનું શાક થાય, ચીભડું ને ભીંડા થાય, ચીભડું ને વડીનું શાક થાય, ચીભડું ને ચણાની દાળનું શાક થાય, ચીભડું ને વાલની દાળનું શાક થાય, ચીભડું ને મગની દાળનું શાક થાય, ચીભડાના આરીયાં થાય, તેમ ચીભડાંનું રાયતું થાય. જો ચીભડાં ને દાળોનું શાક કરવુ હોય તો જોઇએ તેટલો મસાલો નાંખી સાથે વધારવાં. જો ચીભડું પાકું હોય તો દાળ થયા પછી નાખવુ. ચીભડું અને ભીંડાનું શાક કરવું હોય તો ભીંડાને તળી નાખ્યા પછી ગમે તો ચીભડું પાકુ હોય કે કાચું હોય તો પણ નાખવું. ગુવારના શાકમાં જો ચીભડુ કાચું હોય તો સાથે વધારવું ને પાકું હોય તો પછી નાંખવું. ચીભડું ને વડીનું શાક કરવું હોય તો ચીભડું થયા પછી વડી નાંખવી. ચીભડું ને ફુલવડીનું શાક કરવું હોય તો પ્રથમ ચીભડું વધારવું ને તે થયા પછી તેમાં ભજીયાં નાંખવાં. આરીયાનાં રવૈયા થાય, આરીયાં બટાટાની પેઠે આખા પણ થાય, અને તેની ચીરી પણ થાય છે.

ગવાર—ગવારનું શાક એકલું થાય, ગુવારને ચોળી થાય, દુધી ને ગુવારનું શાક થાય, પપૈયા ને ગુવારનું શાક થાય, ગુવારની કાચરી થાય, અને ગુવારને મેથીયામાં નંખાય. જો ગુવાર દુધી કરવી હોય તો ગુવાર અને દુધી બન્નેને સાથે વધારવાં. ગુવાર ને ચોળી સાથે વધારવાં, ગુવારને તુરીયાં સાથે વધારવા, જો ગુવારની કાચરી કરવી હોય તો વીણીને તેને સુકવી નાંખવી, પછી મીઠા સાથે ભેળવી તળી નાંખવી. જો ગુવારને મેથીઆમાં નાંખવા હોય તો બે દિવસ ખાટા પાણીમાં નાંખી મેથીઆમાં નાંખી દેવાં.

રીંગણાનું શાક—રીંગણાંને ચોળીનું શાક થાય. રીંગણાં આખાં કરવાં હોય તો ચણાના લોટમાં મસાલો નાંખી મોયણ દઇ રીંગણાના ચીરીયામાં ભરવું થોડી વાર રાખી જરા મીઠાનું પાણી થાય એટલે પછી એકલા તેલમા મુકવાં. તેની નીચે તાપ થોડો રાખવો કેમકે બળી જાય. રીંગણાની ચીરીનુ એકલું શાક થાય. રીંગણાં ને ટમેટાં થાય, રીંગણાં બફાઇ જાય એટલે પછી ટમેટાં તેમાં નાંખવાં, નહી તો ખાટાં હોય તો બફાય નહીં. રીંગણાં ને શકરીઆંનું શાક થાય છે.

શકરીયાંનું શાક—બટેટાને શકરીયાં થાય છે, મેથીની ભાજી ને શકરીયાંનું શાક થાય છે, શકરીઆં એકલા થાય છે, શકરીયાં અને રીંગણા થાય છે. શકરીયાનાં ભજીઆ થાય છે.

તુરીયાંનું શાક—તુરીઆં ને ચીભડાનું શાક થાય છે, તુરીઆં ને બટાટાનું થાય છે, તુરીયાંની ચીરી થાય છે. તુરીયાંના ગોળ કકડા કરી તેને ચીરી ચણાના લોટમાં મસાલો નાખી તુરીયાંમાં ભરી એકલા તેલમાં ધીમે તાપે થવા દેવાં. તુરીઆં ને મગની દાળનું શાક થાય છે, તુરીયાંને ચીભડાના શાકમાં ફુલવડી પાડી નંખાય છે.

ગલકાંનુ શાક—ગલકાં ને બટાટાનું શાક થાય છે, ગલકાનાં ભજીયાં થાય છે, ગલકાનાં તુરીયાંની પેઠે રવૈયા થાય છે, તેમ ગલકાંની ચીરી થાય છે.

ભીંડાનું શાક—ભીંડા આખા થાય છે, છાશીઆ થાય છે, લોટવાળું શાક થાય છે, અથાણામાં નંખાય છે, કાચલી થાય છે. હવે જો આખા કરવા હોય તો ચીરીને ચણાના લોટમાં મસાલો નાંખીને ભરવા અને પછી તેલમાં તળવા. જો કાચલી કરવી હોય તો કકડા કરીને સુકવવા. અથાણામાં નાખવા હોય તો બે દિવસ ખારા પાણીમાં રાખી બે દિવસ પછી મેથીઆમાં નાખવા.

કારેલાંનું શાક—કારેલાં ને બટાટા થાય, કારેલા આખા થાય, તેની ગલેરી (ભજીયાં) થાય, ચીરી થાય, લોટવાળું શાક થાય, ઘંતુરીયાં થાય, કઢીમા નંખાય, દાળમાં નંખાય. જો આખાં કરવાં હોય તો ચીરીને ચણાનો મસાલાવાળો લોટ ભરવો. ભરીને તેલમાં તળવાં. ગલેરી કરવી હોય તો ચણાના લોટમાં મસાલો નાખી ડોળી તેમાં તેના કકડા બોળીને તેલમાં તળવા. ચીરી કરવી હોય તો ચીરીયાં કરીને તળવાં. ઘંતુરીઆ કરવાં હોય તો પહેલાં તેને પાણીમાં બાફી પછી તેલમા છમકારીને તેમાં હળદર મીઠું હીંગ મરચાં ધાણા જીરૂ ખાંડ ગોળ વગેરે નાખી થોડીવાર ચુલે મુકવા. લોટીયાં કરવાં હોય તો પ્રથમ કારેલા છમકારી એકલા તેલમાં તળવાં. પછી તેમા લોટ અને મસાલો નાખવો.

કંટોળાંનું શાક—કંટોળા આખાં થાય, ચીરી થાય, અમથાં થાય, લોટીયાં થાય, દાળમાં નંખાય આ કરવાની રીત કારેલાના શાકની માફકજ છે.

ટીંડોળાં—ટીંડોળાં પણ એજ રીતે કારેલા-કંટોળાની માફક થાય છે, આખાં લોટવાળાં, ચીરી, અમથા વિગેરે.

ગાજરનું શાક—ગાજરનું અથાણું થાય છે, મુઠીઆં થાય છે, શાક થાય છે, લોટવાળું ખમણ થાય છે. જો લોટવાળુ ખમણ કરવું હોય તો છમકારી ગાજરને બાફવાં, પછી મસાલો ને લોટ તેમા નાંખવો. અથાણામાં ચીરીયાં કરી નંખાય છે. મુઠીઆં કરવાં હોય તો લોટમા ખમણીને મુઠીઆ વાળવા, પછી તેલમાં તળવાં.

બોર—બોરનુ શાક થાય, અથાણુ થાય છે,

ખારેક—ખારેકનું અથાણુ થાય છે

મુઠીયાં—સુરણનાં મુઠીયાં થાય છે, શકરીયાના થાય છે, દુધીનાં થાય છે, પપૈયાનાં થાય છે, મેથીની ભાજીનાં અને મોરસ ભાજીનાં થાય છે, વગેરે

ભજીઆં—કોળાનાં થાય, મરચાંનાં થાય, અળવીના ડાંડલાંનાં થાય, પોઇના પાનાનાં થાય, અજમાનાં પાનનાં થાય, બટાટાનાં થાય, કેળાનાં થાય, વગેરે. ચણાના લોટમાં મસાલો મેળવી લીંબુ કે આંબલીનો રસ નાખીને પાનને ચોપડવાં પછી એ દોરથી વાળી તેનાં વાટા બનાવવા, આ વાટાને બાફીને કકડા કરી તેલમા તળવા.

દાળ—તુવેરની દાળને ખુબ ઉનું પાણી થાય એટલે ઓરવી. તેની નીચે તાપ સારો રાખવો નહી તો હાંડી જશે કે બળી જશે તે ગળી જાય એટલે હળદર, મીઠું મરચું નાંખીને ઉભરો આવ્યા પછી કોકમ (આંબલી) ને જરા ગોળ નાખવો. પછી લોઢાની કડછીમાં જરા તેલ રાઇ મરચા હીંગ તજ લવીંગ ઇત્યાદી નાંખી વઘાર કરવો. ચણાની

દાળને પણ ખુબ ઉનું પાણી થાય એટલે ઓરવી, અને ગળી જાય એટલે ઉપર કહ્યા પ્રમાણે મસાલો નાંખવો, તેમાં દ્રાક્ષ અને બદામ પણ નાંખવામાં આવે છે. મગની દાળને ઓરીને તરત સંભાળવી. કેમકે તે રાંક જાત કહેવાય. બહુ કુંળી છે તેથી તેને સાવ ગળવા દેવી નહી, નહીં તો સવાદ ખરાબ લાગે છે. એટલે કે દાળ માત્ર બફાઇ જાય તેમ કરવું પછી મસાલો નાંખવો, અને વઘાર કરવો. આ દાળમાં લવીંગનો વઘાર થાય છે. અડદની દાળને પણ તદન ગળવા દેવી નહીં કારણ કે ગળે તો ચીકણી લાગે. એટલે દાણો બફાઇને આખો રહે પણ છુંદાઇ જાય નહી. પછી મસાલો નાંખીને વઘાર કરવો. **ચેવટી** દાળમાં બધી દાળ ભેળવવામાં આવે છે. ચણાની દાળ, મગની દાળ, તુવેરની દાળ, ચોખાની દાળ, અને વાલની દાળ. અડદની દાળ ભેગી કરી ધોઇને ઓરવી, તેને પણ સાવ ગળવા દેવી નહીં. મહજ ચાડલો રાખવો. પછી ઉપર કહ્યા પ્રમાણે મસાલો નાંખવો.

**કઠોળ**—વાલને એક દિવસ પલાળી બીજે દીવસે જો શિયાળો હોય તો લુગડામાં બાંધવા, અને ઉનાળો હોય તો વાસની સુંડલીમા નાખી તેના ઉપર લુગડું ઢાંકી મુકવું. આથી તે ફણગી જશે. તેને કાઢી સવારે પાણીમાં નાંખી રાત્રે છોલીને (ફોલીને) ફોતરાં કાઢી નાંખવાં. આથી તે તે શડ(ણ)ગા બનશે. પછી તેને તળીને ખવાય ને વઘારીને પણ ખવાય. વાલ આખા થાય, ચોળા આખા થાય, મગ આખા થાય, અડદ આખા થાય, અને ચણા પણ આખા થાય છે. આ બધાને દાળની પેઠે આખા ઓરવા. મગ, અડદને ઓરીને ફોતરા કાઢવા સારૂ ટાઢું પાણી નાંખવુ. પછી ફોતરાં જતાં રહે એટલે મસાલો નાંખવો. અડદ હોય તો તેમા છાશ નાંખવી અને આદુ મરચાં કોથમી વિગેરે બીજો મસાલો નાંખવો. મગ, ચણા, અને મઠ વાલની પેઠે એક દિવસ પલાળી તળવા કે વઘારવા કે જે કરવું હોય તે કરવુ.

**રોટલી**:—ઘઉંના લોટની, બાજરીના લોટની, જારના લોટની, ચોખાના લોટની, એ બધાની રોટલી થાય. તેમાં પ્રથમ ઘઉંનો લોટ લઇ તેની કણેક બાંધવી. પછી તેને જરા વાર પાણી નાંખી ગરબી મુકવી. પછી થોડીવાર થાય એટલે તેલ લઇ થોડી વાર ગુંદવી. પાછી થોડી વાર રાખવી એટલે કણક કુણી થઇ જશે. અને રોટલી સારી થશે. કહ્યું છે કે—

થાય કેળવેથી કણક, વિધવિધ જાત પકવાન;
કાન્તા કેળવતાં બને, ઇચ્છિત ગુણનું સ્થાન

એ નિયમ પ્રમાણે જેમ કણક સારી તેમ રોટલી સારી થાય. રોટલી સારી વણી તો ખરી પણ તાપ નહીં હોય તો રોટલી કાંતો ચીમડ અને કાં તો ખાખરા જેવી સખત થાય. માટે તે પણ ધ્યાનમાં રાખવુ કે કાચી હશે તો પણ નહશે અને ચીમડ હશે તો ચ-વાશે નહીં. બાજરાની રોટલી કરવી હોય તો તેનો લોટ લઇ કણક બાંધવી. પછી પાણીનો હાથ લઈ મસળવી જેથી તેની રોટલી સારી થશે. આને પણ તાપ સારો જોઇએ. નહીં તો કાચી રહે, તેમ બહુ હોય તો બળી જાય. જારની રોટલી ગરીબ વર્ણના લોક કરે છે. સાધારણ સ્થિતિના લોકોમાં કોઇ કરતું નથી. તેને દળી લોટ કરી કણક બાંધવી. લુઓ પાડી તેને વણવી અગર ઘડવી. આ બન્ને રીતે થાય છે. આ રોટલીને પહેલાં તવી ઉપર નાંખીને જરા વાર થાય એટલે ઉપમાવવી (ફુલવવી.) ઉપસાવવાથી સરસ કુણી થાય છે. ચોખાની પણ રોટલી થાય છે. બંટીની પણ થાય છે

# સુન્દરી સુબોધ ✲ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી—પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે.

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૩—અંક ૭–૮. જુલાઈ—અગસ્ટ: ૧૯૧૬.


## सरस्वत.

### नारी प्रतिष्ठा (दंपती जीवन.)

परमात्मा संबन्धी ऋषिओनी प्राचीनमां प्राचीन भावना पुरुषरूपे नहि, पण स्त्रीरूपेज प्रत्यक्ष थयेली छे....स्त्री अने पुरुष यज्ञमां साथे भाग लेतां; स्त्री अने पुरुष बंने घरनां एकठां मालिक....गणातां...." इंट माटीनुं घर ते घर नथी पण गृहिणी एज घर छे," इत्यादि पाछला काळनां वचनोमां प्रत्यक्ष थतो कोमळ भाव ते वेदकालमां पण अस्तित्वमां हतो एम बतावनारां प्रमाणो छे..." हे मघवन्! (इन्द्र) स्त्री एज घर छे, एज सर्वनुं कारण छे...." एम स्त्रीनो महिमा गाई इन्द्रने गृहस्थाश्रमीने घेर आववा प्रार्थना करे छे....वहुने नीचे प्रमाणे आशीर्वाद दीधो छे. "ससरा उपर तुं महाराणीपद मेळव; सासु उपर मेळव, नणंद उपर मेळव, दीयरो उपर मेळव." आमां सपत्नीनो उल्लेख नथी; अने जो ते वखते वहु स्त्रीओ परणवानो रिवाज होय तो सपत्नीजनउपर महाराणी पद प्राप्त करवानो आशीर्वाद तो आपणे सौ करतां पहेलोज वांचीए....परस्पर हृदय जोडवानी देवताओने वर वहु प्रार्थना करे छे....पतिपत्नी एकठां घरडां थाय ए करतां जगत्‌मां बीजुं वधारे सुख नथी. अने ए पवित्र भाव आपणा ऋषिओने घणोज मीठो लागतो....सूक्तमां कह्युं छे के...." आ घरमां तुं तारा वहाला पतिने प्रजा आपीने सुखी कर; आ घरमां तारुं गृहपति (त्नी)पणुं भोगववा माटे जागती रहे; ए पति साथे तारुं शरीर जोड; अने तमे घरडां थाओ त्यां सुधी एकठांज परमात्मानी ज्ञानभरी प्रार्थना बोलो "....सारा मनवाळी, सारा शरीरवाळी, वीरमाता जे 'देवकामा' एटले के धार्मिक वृत्तिवाळी होय, अने जेनी आंख सर्वत्र शीळी पडे....अने जे घरनां सघळां माणस अने पशुओने कल्याणकारिणी होय एवी स्त्री ऋषिओ मागता. अने तेओनो संबन्ध मात्र आ लोक पुरतोज नहतो ...परलोकमां पण पतिनी साथे

पत्नीनो वास कर्यो छे. .वहु एक 'गृहपत्नी' हती एटलुंज नहि पण गृहमां वधो अधिकार एनो एकलीनो ज हतो .." गृहरूपी दुनिआ तो परमेश्वरे स्त्रीनेज सोंपी दीधी छे, " एम स्पष्ट प्रतिपादन थयुं छे.

—प्रो. आनन्दशंकर ध्रुव.

---

# काव्यकुंज.

---

## સાધુ બાન્ધવોને.

લેખક—શ્રીયુત પ્રેમાત્મા.

( ઓ રવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ. )

૧

સ્નેહ તટે વસતા ઓ સાધુ બાન્ધવો !
ઝૂંપલડી હમ પાવન કરવા કાજ જો,
આવો—આવો લ્હાવા લઇએ કાંઇક કિં.
ઉર હલવીશે હળવો થાયે ભાર જો,
સ્નેહ તટે વસતા ઓ વ્હાલાં બાન્ધવો !

૨

ધન્ય ક્ષણમાં ગાતા, રોતા, ખેલતા,
પ્રીતલડીનું પાન પરસ્પર થાય જો
શ્રદ્ધા ને ઔદાર્ય, દયા, સત્ય, ક્ષમા,
સ્વીકારન્તા સુન્દરતા મચવાય જો.
સ્નેહ તટે વસતા ઓ સાધુ બાન્ધવો !

૩

સેવન કરીએ વસ્તુ વિરોધક પ્રેમની—
તાપ ત્રિવિધે બળે, મુક્ત થવાય જો,
જન્મેલા નિમાંણો સહવાં સ્નેહ શું !
નાથ નમી ઇચ્છા તે બધી નિર્મોવ જો,
સ્નેહ તટે વસતાં ઓ વ્હાલા બાન્ધવો !

૪

ન્હાવું, સ્હેવું, રોવું એ શિથલી મળી—
શીખવાઓને કરતાં નવલાં હાસ્ય જો,
ઓપેરા—વ્હાલેરા ! આવો ઓ ઉરો !
ઉચ્ચારોને અનુપ ગીતાના ભાષ્ય જો
સ્નેહ તટે વસતા ઓ સાધુ બાન્ધવો !

( બોરસદ. )

# ભારત મૈયાનાં કુંજમાં.

લેખક—શ્રીયુત નલિનીકાન્ત.

સખિ! ભારત કુંજ દીપે રૂડા, જાણે નન્દન વન સોહાય,
આનંદ પમાય—અહી ફુલ છાબડી
ચાલો મળીએ આજે સહુ કુંજમાં, હિન્દ માડીના દર્શનકાજ,
સજી શુભ સાજ—અહી ફુલ છાબડી
વહે દેવ-સરિતા એ વાડીમાં, ચાલો પ્રેમથી કરીએ સ્નાન,
ધરી હરિ ધ્યાન—અહી ફુલ છાબડી
ગંગા-યમુના-સરસ્વતી-નર્મદા, રૂડી સિન્ધુના નીર મધુર,
વહે રસ પુર—અહી ફુલ છાબડી
સાગુ સુંદર અંગે ધારીને, કરીએ ભાલમાં ભસ્મ ત્રિપુન્ડ,
મનાય વિશુદ્ધ—અહી ફુલ છાબડી
લઇ સિન્દૂર ચન્દન સાથમાં, ધુપ-દીપ-નિવેદ ધરાય,
હૃદય હરખાય—અહી ફુલ છાબડી
કુંજ વિષે વિવિધ ફુલ વેલીઓ, ભાત ભાતના ખીલ્યા સુપુષ્પ,
મહા સુખરૂપ—અહી ફુલ છાબડી
ચંપો, ચમેલી, માલતી, મોગરો, જાઇ, જુઇ, ગુલાબ મધુર,
કમલ ને કુમુદ—અહી ફુલ છાબડી
એના સુંદર ફુલડા ખીલતા, હિન્દ દેવીના કુંજની માંહી,
બની ઉત્સાહિ—અહી ફુલ છાબડી
વીણો વીણો બેની! સહુ ફુલડા, ભાવે છાબડી સર્વ ભરાય,
આનંદ ન માય—અહી ફુલ છાબડી.
હિન્દ માડીના મેયા ગુંથીશુ, રૂડા ગુંથીશુ બાજુબન્ધ,
પસન્ગે સુગન્ધ—અહી ફુલ છાબડી.
રૂડી ઉતારીશુ સખિ! આરતી, સાથે સાહેલિઓના સમાજ,
પ્રભુ-પદ કાજ—અહી ફુલ છાબડી.
ઘંટા-મૃદંગ-શંખ-વગાડીશુ, ગાશું ભારત મૈયાના ગાન,
વધારીશુ માન—અહી ફુલ છાબડી.
'નલિનીકાન્ત' ભારત કુંજમાં, પૂર્ણ ગીતે પ્રેમથી હમેશ,
ખીલવજો વિશેષ—અહી ફુલ છાબડી

(જુનાગઢ)

# એક સરિતાને.

લેખક—શ્રીયુત "શિરીષ"—વાસણાકેલીયા.

(હરિગીત)

૧

વ્હાલી સરિતા ! વેગથી જાતી અરે ક્યાં જોશમાં ?
ઉભી રહે ? ના આપતી ઉત્તર તું આતુર ઘોષમાં.
શું વેગ ધારી વ્હાલમાં બેભાનથી વનમાં ધસે ?
જાતાં અરે ઓ સુન્દરી ? કંઇ ભય નહિ તુજ મન વસે ?

૨

શું વિશ્વમાં કે નહિ હો તુજ વ્હાલજેવી શક્તિઓ ?
ને નહિ હશે શું અન્ય ઉરમાં સ્નેહકેરી ભક્તિઓ ?
ના, ના નહિ એ ધારતી તુજ ઉરનિ પ્રિય સરિત ઓ ?
કે કે વસે આ વિશ્વમાં તુજ વ્હાલજેવી વ્યક્તિઓ

૩

શું ઓપતી–તુજ શોભતી સાડી ભલી સોહામણી !
ઓઢી અને । રંગની ઝગકન્તી શી ળિઆમણી ?
મહીં દીપતા શું મન્દ–તારક દિવ્ય તેજ પ્રકાશતા,
હા સુન્દરી ! તુજ સામું જોતા આંખને અંજાવતા.

૪

પાલવ મરે જવ ઉર અચળ પ્રેમ–પુષ્પો શોભતાં,
તુજ દિવ્ય દેવાલય તણા દર્શન મધુરા ઓપતા,
નિજ પૂજ્ય–પ્રેમી પાદ પડતા માર્ગ મનહર મ્હેંકતો,
ભૂમિ ભલી હરિઆળીમાં શો દૈવી પન્થજ દીપતો ?

૫

આવા રૂપ શણગારમાં શાણી બની ક્યાં સાજતી ?
ફૂહે ફૂહે મધુર ઓ સુન્દરી ? ફૂહેતા અરે શું લાજતી ?
શું ભાન ભૂલી ઉરનું પુર પ્રેમમાં રાચિ પ્રેમદા ?
જાતા ખરે તું ભાસતી નિજ પ્રિય પતિને ભેટવા

૬

જા, જા શાણી ઓ સુન્દરી ! તું જાય ક્યાં એ જાણ્યું મ્હેં,
કરેવો નહિ તુજ વ્હાલમાં વિક્ષેપ છે ઉર ધાર્યું એ,
તું પણ અનુપમ વિશ્વમાં છે વ્હાલની વ્યક્તિ ખરે,
નહિ અન્ય માર્ગો અવનિના રુચિકર હૃદય જ્યાં સ્નેહ છે

# " ભાભલડી આવજે! આવજે! "

( લેખકઃ—રા. રા. ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા. )

૧

ત્હારો કોડીલો કંથ દેખાડું,
ભાભલડી આવજે! આવજે!
એનાં નયણાંનો નેહ ચખાડું,
ભાભલડી આવજે! આવજે!

૨

ભીમ ને મૃદતા ભર્યાં, મધુરા એના બોલ;
વીર મ્હારો વિનયી સદા, હાસ્ય કરે અણમોલ;
એની જ્ઞાની-સિતારી સુણાવું,
ભાભલડી આવજે! આવજે!
એના જીવનનો દેશ દેખાડું,
ભાભલડી આવજે! આવજે!

૩

વીર મ્હારો સાગર સમો, સરિતા—ભાભી જણાય;
નિરખી સંગમ સ્નેહનો, દિલ મ્હારૂં હરખાય.
એની સેવાનો ભેખ બતાવું,
ભાભલડી આવજે! આવજે!
એની આશાના લેખ વંચાવું,
ભાભલડી આવજે! આવજે!

૪

ચંદ્ર સમો મુજ વિરલો, ચાંદની-ભાભી ગણાય,
શીતળતાં અમી રસ ઝરે, કુટુંબ—જગ પોષાય;
ત્હારા સૌભાગ્ય દેવ બનાવું,
ભાભલડી આવજે! આવજે!
ત્હારા જીવનના પ્રાણ દેખાડું
ભાભલડી આવજે! આવજે!

# ભાભીને.

લેખકઃ—શ્રીયુત "રસવિહારી."

ભરી રહ્યાં કે ભરત ત્હમારૂં ભાભી રે !
ભર્યું શું સારૂં કાલ હતું નહીં આવું રે !
કઠા પત્થર વાર શી કરતાં આવડી રે ?
ભાભી ! આ તમ દેહની વેલ શી ખીલી રે !
નવ જળધરનો રસ પી ધરતી ફાલે રે,
તેમ અંકુર દિન દિન શા દેહથી ફૂટે રે !
સ્નેહતણો રસ સંચય કરવા માંડ્યો રે !
મારૂં, ભાભી ! વધશે કુળની વાડી રે,
ચટિયા વીરનાં ચટિયાં વહુઅર ! વ્હાલાં રે,
"મલિન થયુ આ ફુલડું કયમ કરી લીધું રે ?
ઝુટાવી હું લઇશ એ કુણું ફુલડું રે,
ઝુલાવીશ એ ફુલને ગાતાં ગીતડાં રે,
કહીશ રૂઆબે હક નહીં ભાભી ! ત્હારો રે
એને કુણે કાને ફુંકીશ મંત્ર રે,
રાતદિને એમ જાણ્યે જતડા થાશો રે.
મ્હેડાં સાત ભર્યાના મંગળ દિવસે રે,
ભાભી ! મગળ ન્હા કરવા કેરી રે,
સ્નેહીઓના વિયોગ દિન તો આવ્યા રે !
ચિન્તાચૂસ્યા વીર પરદેશે ભમશે રે,
કરમાશો, ગભરાશો નહીં, હું પૂરીશ રે,
મમ મોઢલી ઉદાર હસતે મુખડે રે,
પત્રો હું પાડવશું વીરને છાના રે,
વિયોગ સ્નેહે સ્નેહી ! સહેલી પડશે રે,
રસિયા વીરના રસ લાભો નહીં મળશે રે !
પણ શું હું ના એજ વીરની બ્હેની રે,
એ રસ પીરસીશ રોજ ત્હમોને, ભાભી રે
દેશપૂજક પૂજારજનાં ગુણ ગાનો રે,
વીરાંગના વીર ગુણ પ્રશંસા ગાઇશ રે,
સીતા જેવાં વિયોગ તપ આદરતાં રે,
સતી બળ વૈભવ દાખવતું રસ ગીતડું રે,
આશો ધીમે એક દિવસ એ ગીતડું રે ?

ચાલો મ્હારી સાથ છે મ્હારે કામ કે.
નવલ નિવેદન મ્હારે કરવાં આજ કે.
આવો પહેલાં ચાલી હું તમ ઓરડે.
નવલ મનોહર ફુલ શું એને આપશે !
ત્યમ શા રમથી ફાલ્યાં રસિયા વીરના !
સૂર્ય સુભગ કુંડા કેવો ત્યાંથી ઉગશે ?
લક્ષ્મી કેવી સાંપડશે એ સ્નેહથી ?
'નવરંગી કો હસતું રમતું ફૂલડું !
ડોલાવી હું ઠાક કરીશ તમ ચેકડી;
ચોફ્ખાંનો ચોફ્ખો મારુ મેલો થશે !"
પંપાળી સુંઘીશ ને ખેલીશ એહશું.
નહીં જોવા દઉ પાંખડિએ બીકાપણી !
કુલમાં હક છે રસમાળી મુજ વીરનો !
ત્હારૂં નહીં રહેશે, ગ્હેરો મુજ વીરનું !
મદભર ડોલી ફરશો જાણે સાથણી !
ચાલ ત્હમારી સ્હામી આવી જોઇશ હુ !
કિંમતી કહોને વ્હાલાં ! કરવું રાખડી ?
વીનવશો ક્યમ સમય પરમ સૌભાગ્યના ?
રાણી ! કરજો રાજ્ય નગર આ કુળને.
કોડ ત્હમારે હૈડે જે જે ઉગશે
દર્શાવશું હું આને યે પૂછ્યા વિના.
મોકલશો એ છાની નવલ નવાઇઓ
લાંબા કાળની અવધો અહીં, તમ મંદિરે
નહીં મળશે કોમળ સહવાસો સ્નેહના !
એમની કે હૈ રસવૃત્તિની ભાગિયણુ ?
પીરસ્યો, એવો કદી નહીં તગ આવડી !
ત્હમ સંગ હું ગાઇશ ત્હમારે ઓરડે !
અભિનય કરતી ત્હારી આગળ હોંસથી !
અશ્રુધારાઓ જાઇશું વાંચતાં.
સાંભળિયાં છે મ્હેં ત્હમને ગાતાં
સાંભળી કહી "હું ધન્ય" ને ટીપીશ હું.

વનસદ ચારે સુખો સીતાના ગાશો રે?
ચિત્ર મનોરમ જોઇશુ મુખે વખાણી રે
સીતાની વાડીએ રમતા રામનું રે,
સુન્દર મુજ વીર સુન્દર આ ભાભીને રે
કુળવર્ધક મુજ વીરના રમિયા રાણી રે!
રસવેની શા સિંચાજો કુળ સ્નેહે રે,
પૂર્વજ પુણ્યે ખીલની કુળની વાડી રે,
અદકુ ભણજો, ભાભી! છો હજી અધુરા રે,
કહેવુતું થોડું અદકુ ગયુ કહેવાઈ રે!
કહેવાનુ હજી કૈં કૈં કાને કહીશુ રે,
ઝીલીશ હુ એ ભૂલ વિના, ભાભી! તહુ
હૈયું ને આત્મા ત્યા વિસ્તરી ફુલશે.
ચિત્ર વિરલ ચારૂ ફરી ફરીને જોઇશુ.
ચિતરે એવો ગોધીશ ચિત્ર ચતુર કો
વીર સહચારે કુશળ ન્હો કુળ નન્દમા!
ધારણુ કરના કુળ ઉદ્ધારક ફુલડા!
મ્હેકો ફુલ સુગધે જગ ઉલ્લાસતા!
કુળદીપક દીપવવા જોઇશે કૈં કૈં!
ચાલ્યા જાઓ કામ ત્હમા! રહી જશે.
કહી ના દેતા છાના માના ભાઇને.

## અનામિકા.

( ઉર્મેઇ ઉપરથી )

લેખક—શ્રીયુત્ 'કુસુમાકર'—બી એ

બાલા મધુરે મૂકુલા અભિધાન જાણી!
વર્ષાર્ધ પૂરી હજી લીધી ન વિશ્વ લ્હાણી!
કામિનીની શી કલિકા સુકુમાર ચારૂ!
તેના પરે લટકતું મધુબિન્દુ ધારૂ!

જાણે અહા રજનીના કુન્દ્રા મહીંથી!
એ ડોકતો ઘડી ઘડી પ્રિય બાલ ચંદ્ર!
સૌન્દર્યવન્ત મધુરી પરી—બાલ રાજા!
એના સુવર્ણમહીં ઝૂલતુ રત્ન ન્હાનુ!

ચાંપી શુ છાતી સરસી ભગિની કહેતી!
લાગે તે વ્હાલી બહુ તુ નથી પૂતળી શી!
મીઠુ ગુલાબ અમી બિન્દુ મ્હને તુ લાગે,
વ્હાલો કરી કઇ કઇ પ્રિય ભ્રાત કહેતો!

જ્યા આમ સૌ પ્રિયજનો ઉપમા શી ખોળે!
ઉચે શીરે હસતી આખ વિશાળ ખોલે.

(સુરત)

# ભાભીને.

લેખકઃ—શ્રીયુત "રસવિહારી."

ભરી રહ્યાં કે ભરત ત્હમારૂં ભાભી રે !
ભર્યું શું મારૂં કાલ હતું નહીં આવું રે !
કઠણ પત્થર વાર શી કરતા આવડી રે ?
ભાભી ! આ તમ દેહની વેલ શી ખીલી રે !
નવ જળધરનો રસ પી ધરતી ફાલે રે,
તેજાંકુર દિન દિન શાં દેહથી ફૂટે રે !
સ્નેહતણો રસ સંચાર કરવા માંડ્યો રે !
ધારૂં, ભાભી ! વધશે કુળની વાડી રે,
ચટિયા વીરનાં ચટિયાં વહુઆર ! વ્હાલાં રે,
"મલિન થયું આ ફુલડું ક્યમ કરી લીધું રે !
'જુદાવી હું લઇશ એ કુમળું ફુલડું રે,
સૂવાડીશ એ ફુલને ગાતા ગીતડાં રે,
કહીશ રૂઆબે હક નહીં ભાભી ! ત્હારે રે,
એને કુણે કાને ફુંકીશ મંત્રો રે,
રાતદિન રસ જાગ્યે જાડા થાશો રે
મ્હેડાં સાત ભર્યાના મંગળ દિવસે રે,
ભાભી ! મંગળ ન્હાવા કરવા કેવી રે,
સ્નેહીઓના વિયોગ દિન તો આવ્યા રે !
ચિન્તાચૂરયા વીર પરદેશે ભમશે રે,
કરમાશો, ગભરાશો નહીં, હું પૂરીશ રે,
મમ મોંઘેરી ઉદાર હસતે મુખડે રે,
પત્રો કે પારેવશું વીરને છાના રે,
વિયોગ સ્નેહે સ્નેહી ! સહેલી પડશે રે,
રસિયા વીરના રસ લાભો નહીં મળશે રે !
પણ શું હું ના એજ વીરની બ્હેની રે,
પીરસીશ રોજ તમોને, ભાભી રે
પૂજારણનાં ગુણ ગાનો રે,
રાંગના વીર ગુણ પ્રશંસા માણીશ રે,
સીતા જેવાં વિયોગ તપ આદરતા રે,
સતી બળ વૈભવ દાખવતુ રસ ગીતડું રે,
ગાશો ધીમે એક દિવસ એ ગીતડું રે ?

ચાલો મ્હારી સાથ છે મ્હારે કામ કે.
નવલ નિવેદન મ્હારે કરવાં આજ કે.
આવો વ્હેલાં ચાલી હું તમ ઓરડે.
નવલ મનોહર ફૂલ શું એને આવશે ?
ત્યમ શા રસથી ફાલ્યાં રસિયા વીરના ?
સૂર્ય સુભગ કહો કેવો ત્યાંથી ઉગશે ?
લક્ષ્મી દેવી સાંપડશે એ સ્નેહથી ?
નવરંગી કો હસતું રમતું ફૂલડું !
ડોલાવી હું ડોક "કરીશ તમ ચેકડી:
ચોકખાંનો ચોકખો આણે મેલો કર્યો !"
પંપાળી સુંઘીશ ને ખેલીશ એહશું.
નહીં જોવા દઉં પાંખડિયો બીજાથકી !
ફુલમાં હક છે રસમાળી મુજ વીરનો !
ત્હારૂં નહીં રહેશે, રહેશે મુજ વીરનું !
મદભર ડોલી ફરશો જાણે હાથણી !
ચાલ તમારી મ્હાણી આવી જોઇશ હું !
કિમતી કહોને વ્હાલા ! રત્નનુ રાખડી ?
વીતવશો ક્યમ સમય પરમ સૌભાગ્યના ?
રાણી ! કરજો રાજ્ય નગર આ કુળને.
કોડ તમારે હૈડે જે જે ઉગશે.
દઇશ સહુ હું આને પે પૂછ્યા વિના.
મોકલશે એ છાની નવલ નવાઇઓ
લાંબા કાળની અવધો અહીં, તમ મંદિરે ?
નહીં મળશે કોમળ સહવાસો સ્નેહના !
એમની કે હું રસવૃત્તિની ભાગિયણ !
પીરસ્યો એવો કદી નહીં તમ ભાવડી !
નૃત્ય સંગ હું ગાઇશ તમારે ઓરડે !
અભિનય કરતી ત્હારી આગળ હોંસથી !
અશોકવાડીમાંયે જઇશું વાચતાં.
સાંભળિયા છે મ્હેં તમને ગાતાં ખરૂં.
સાંભળી કહીં "હું ધન્ય" ને ટીપીશ તાળીઓ.

વનસહ ચારે મુખો સીતાનાં ગાશે રે?
ચિત્ર મનોરમ જોઇશું મુખે વખાણી રે
સીતાની વાડીએ રમતા રામનું રે,
સુન્દર મુજ વીર સુન્દર આ ભાભીને રે
કુળવર્ધક મુજ વીરનાં રમિયાં રાણી રે!
રસવેલી શાં મિયાંને કુળ સ્નેહે રે,
પૂર્વજ પુષ્પે ખીલતી કુળની વાડી રે,
અદકું ભણજો, ભાભી! છો હજી અધુરાં રે,
કહેવું થોડું અદકું ગયું કહેવાઇ રે!
કહેવાનું હજી કૈં કૈં કાલે કહીશું રે,

ઝીલીશ હું એ ભૂલ વિના, ભાભી! સહુ.
હૈયું ને આત્મા ત્યાં વિસ્તરી ફુલશે.
ચિત્ર વિરલ ચારૂ ફરી ફરીને જોઇશું.
ચિતરે એવો ગોધીરા ચિત્ર ચતુર કો.
વીર સહચારે કુશળ રહો કુળ ગર્ભમાં!
ધારણ કરતાં કુળ ઉદ્ધારક ફુલડાં!
રહેશો ફુલ સુગંધે જગ ઉલ્લાસતાં!
કુળદીપક દીપવવા જોઇશે કૈં કૈં!
ચાલ્યાં જાઓ કામ તમારાં રહી જશે.
કહી ના દેતાં છાનાં માના ભાઇને.

---

# અનામિકા.

(ઇચ્છા ઉપરથી.)

લેખક—શ્રીયુત 'કુસુમાકર'—બી. એ.

બાલા મધુરે મૃદુલા અભિધાન વ્હોણી!
વર્ષાર્ધ પૂરી હજી લીધી ન વિશ્વ લ્હાણી!
કામિનીની શી કલિકા સુકુમાર ચારૂ!
તેના પરે લટકતું મધુબિન્દુ ધારૂ!

જાણે અહા રજનીનાં ઝુલકાં મહીંથી!
એ ડોકતો ઘડી ઘડી પ્રિય બાલ ચંદ્ર!
સૌન્દર્યવન્ત મધુરી પરી—બાલ રાજ!
એના સુકર્ણમહીં ઝૂલતું રેલ ન્હાનું!

ચાંપી શુ છાતી મરસી ભગિની કહેતી!
લાગે તે વ્હાલી બહુ તું નવી પૂતળી શી!
મીઠું ગુલાબ અમી બિન્દુ મ્હને તું લાગે,
વ્હાલો કરી કંઇ કંઇ પ્રિય ભ્રાત કહેતો!

જ્યાં આમ સૌ પ્રિયજનો ઉપમા શી ખોજે!
ઉંચે શીરે હસતી આંખ વિશાળ ખોલે.

(સુરત)

---

## લગ્ન.

લેખક–શ્રીયુત " મલયાનીલ "–બી. એ.–અમદાવાદ

( રાગ પીલુ–તાલ પોસ્તો. )

ગૂંથાયાં હો ! આજ ઉરના અંકુર, જેય છૂટા હતા,
પીલાયાં હો ! આજ પર્ણે પર્ણ કૈં ભિન્નથીય છૂટાં હતાં.

અમે એક બાગે ઉગીયા,
છોટાં એક પાળે ઉગીયાં.

બન્ધાયાં હો ! આજ, પુષ્પે પુષ્પ જે દૂર બહુ દુઃખિયાં હતાં.

પૂર્યું પ્રેમ આતર બેઉને,
સીંચ્યું સ્નેહનું જળ બેઉને.

મેળાયાં હો ! આજ સ્નેહે, સ્નેહ, જે સ્નેહી એક, દૂભ્યાં હતાં.

પેલો પુષ્પેપુ માળી બન્યો !
વેલો વેલી સાથે કુસુમ કર્યો.

જોડાયાં હો ! અમે એકરૂપ–અભિન્ન, જે વિખૂટાં હતાં.

નવ જાણીએ કોણ કોણ છે,
નવ જાણશો કોણ કોણ છે.

રોપાયાં હો ! અમે એક આત્મે–જે આત્મના કકડા હતાં.

---

## ઉદ્ગાર.

લેખક—રા. રા. રતિપતિરામ ઉ. પંડયા–નડીયાદ.

( શિખરિણી. )

શિરે આ[illegible] ધારી. ચરણ તવ સેવા દિલ, પ્રિયે !
નમું પૂર્ણું [illegible] હારી. પ્રતિકૃતિ વસી જે હૃદ વિષે;
રૂતાર્થી કીધો [illegible] હેં, પરમ પ્રિય છું પાત્ર તવ હું,
ઉછેર્યો અંકુરો [illegible]ગા[illegible]કર પ્રિય ! હવે પોષણ બહુ;
થયો પૂર્ણાનન્દી [illegible]પુલકિત થતું અંગ સઘળું,
કરે છે કલ્યાણિ [illegible]દરત તવ સ્મરણ મોહાંકિત તનું;
" વધે છે વિયોગે [illegible]ગીત[illegible] વિરહદવ પ્રેમી દિલ વિષે, "
સ્ફુરંતાં સચોઓ [illegible]ગીત દિસત અંદકું સત્યજ હવે;

દિલે ચિંતા ત્હારી, સ્મરણ તવ, પ્રેમારટણ શું,
ચંતુ ઉષ્ણોચ્છ્વાસે જીવ મથન, વેગે ક્યમ્ મહું !
નથી મ્હાણ્યાં વ્હાલી ! તવ સ્મરણથી અન્ય સુખને,
સુકાવે શોકાગ્નિ વધતી જડતા ચિત્તજ વિષે;
ગઈ ક્યાં નન્દિનિ ! પ્રણય રસથી ધાર જીવ આ,
કૃપાગ્નિ ! ભૂલું છું તવ સ્મરણ, વાધે શિથિલતા;
ભલે વાધે દુઃખો, મરણ પણ છો જીવિત હરે,
પ્રિયા મૂર્તિ નાશે વનસમ બને શૂન્ય જગ એ;
વિકાસ્યા ગુણો સૌ પ્રિય ! તવ અનાપે મમ ઉરે,
અપાવ્યું વ્હાલી ! ત્હેં જનપદ પશુરૂપ મુજને;
જપાવ્યો સર્વાંગે પ્રણય રવનો જાપ સઘળો,
કૃતાર્થી ત્હેથે હું પ્રિય ! તવ કૃતઘ્ની થઇ રહ્યો;

---

## વિયોગ.

લેખક—શ્રીયુત "નૂતન શ્રી"

(અજનિ ગીત.)

બહુ દિન સાથે હસતાં રમતાં,
વાર્ત્તાલાપે રાત્રિ વિતવતાં;
સાથ સદા રહેવાને મથતાં,
વિયોગ શો આ ત્ય્હાં !

સાથ સદાએ નહિં રહેવાનાં,
આ સંસારે સ્નેહી જનો કાં !
સંયોગી સુખસૂર્ય તમે ત્યાં
વિયોગ વાદળ શાં ?

એ વાદળને દૂર કરશું,
દૂર છતાં એ સાથ રહીશું.
"સ્વર્ગભૂમિ વિણ સતત સુખનાઃ—
એ જૂઠું કહીશું.

આવો એક બનીને રહીએ,
આત્મયોગ પ્રકટાવી દઇએ;
સ્નેહબિન્દુ સિંચી પૃથ્વીપર,
સ્વર્ગભૂમિ કરીએ.

---

# कर्मक्षेत्रःचारित्र्य अने उद्योग.

## ઑનરેબલ મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ.

બી. એ. એલ એલ. બી., એડવોકેટ–હાઇકોર્ટ, મુંબાઈ.
અમદાવાદમાં મળનારી પ્હેલી "કેળવણી પરિષદ્"ના પ્રમુખ.

લેખક—શ્રીયુત્ "સેવાધર્મી" (બી. એ., એલ એલ. બી.)

પરમાત્માના કોઇ નહિ કળી શકાય તેવા મહાન્ નિયમને આધીન થઇ, આખા હિંદુસ્તાનને પ્રિય થઇ પડેલા, ચાલુ જમાનામાં આખા ભારતવર્ષને કર્મયોગનો ગૂઢ પાઠ શીખવી રહેલા, અને આખી ઈંગ્રેજી સલ્તનતમાં કુનેહબાજ રાજ્યદ્વારી તરીકે નામના કરી રહેલા, ગોપાલ કૃષ્ણ ગોખલે એમના પ્રિય કર્તવ્ય પ્રદેશને છોડીને ગયા માસમાં ચાલી ગયા. તેમના જવાથી જે ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં હિંદના ઉદ્ધાર માટે તેઓ કામ કરતા હતા ત્યાં તેમનું સ્થાન સુનું પડ્યું; અને તે પુરવાનું અન્ય દેશાભિમાની પુરૂષોનું પરમ કર્તવ્ય થઇ પડ્યું. આવું એક સ્થાન આપણા દેશની ના: વાઇસરોયની વડી ધારાસભામાં ખાલી પડ્યું. અને તે પુરવાને માટે આપણા જ્ઞાતિબંધુ રા. રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડ ખરા દેશસેવકોને છાજે તેવી તત્પરતાથી તૈયાર થયા. અને ગઇ તા. ૧૩ મી માર્ચે મુંબાઇની ધારાસભાના બિનસરકારી સભાસદોએ તેમને ના. વાઇસરોયની ધારાસભામાં કામ કરવાનેમાટે યોગ્ય ઠરાવીને ના. ગોખલેની જગોએ ચુંટી કાઢ્યા. લોકો તરફથી ચુંટાઇને જે ઉંચામાં ઉંચી જગ્યાએ પહોંચવાનું કોઇપણ હિંદીને આપણા દેશમાં શક્ય છે તે જગ્યાએ રા. રા. ચીમનલાલજી ચુંટી કઢાયા છે. આ માન મેળવનારા તેઓ પ્રથમજ ગુજરાતી હિંદુ છે: અને તે માટે આપણી આખી નાત વ્યાજબી અભિમાન ધરાવી શકે; આ પ્રસંગનો લાભ લઇ તેમના ઉપયોગી અને બોધક જીવનનું ટુંકું વૃત્તાંત અત્રે આપ્યું છે.

રા. ચીમનલાલજી એક પુરાણા અને જાણીતા કુટુંબના નબીરા છે. તેમના દાદા અંબાશંકર બ્રીજરાયનું નામ આખા ગુજરાતમા જાણીતું છે અને પ્રમાણિકપણા માટે તો તે કહેવતરૂપ છે. તેઓ અમદાવાદના મુખ્ય સદર અમીનના ઉંચા અને માનભર્યા હોદ્દા ઉપર હતા, અને તેમને વિષે લખતાં જેમ્સ સધરલેંડ સાહેબે જણાવ્યું છે કે "શુદ્ધ દાનત અને કામની એકાગ્રતા તથા પ્રમાણિકપણામાં એમને માટે તેવો બીજો કોઇ દેશી ગૃહસ્થ મ્હેં જોયો નથી." વળી એમના પ્રમાણિકપણાની કથા તો હજી પણ ગુજરાતમાં ઘણીજ જાણીતી છે.

રા. ચીમનલાલજીના પિતા રાવસાહેબ હરીલાલજી પણ સદર અમીનને ઓધ્ધે આવવા ભાગ્યશાળી નિવડ્યા હતા. સન ૧૮૫૪-ની સાલમા-ગુર્જર સાહિત્યમાં જાણીતા થયલા, "ફાર્બસ વિલાસ" અને "ફાર્બસ વિરહ"ના નાયક, એ. કે. ફાર્બસ સાહેબે લખ્યું હતું કે, હરીલાલ અંબાશંકર, એમના પિતા જેઓ મ્હારી ઓળખાણના સઘળા ન્યાયાધીશોમાં ઘણુંજ હોંશિયાર અને પ્રમાણિક હતા, તેમનો હોદ્દો ઘણીજ સારી રીતે

ગોભાવે તેવાં ચિન્હ દાખવે છે. આ ઉપરાંત વૉકર સાહેબ, ન્યુનહેમ સાહેબ વગેરે જાણીતા ન્યાયાધિકારીઓએ વખતોવખત તેમના કામ માટે સંતોષ દર્શાવ્યો હતો; અને સન ૧૮૭૭ માં તેઓ નોકરી ઉપરથી ફારગ થયા ત્યારપછી તેમની સેવાની પિછાન કરીને હિંદુસ્તાનના વાઇસરોય લૉર્ડ લીટને તેમને રાવસાહેબના ઇલ્કાબની સનદ બક્ષી હતી. ઇંગ્રેજ સરકારની સેવા બજાવ્યા બાદ બીજા દશ વર્ષ સુધી રા. સા. હરીલાલજીએ લીમડીના દિવાનનો માનવંત ઓધ્ધો ભોગવ્યો હતો. દિવાન તરીકે તેમણે રાજા અને પ્રજા બન્નેની પ્રીતિ સંપાદન કરી હતી. રા. ચીમનલાલજી મર્હુમ રા. સા. હરીલાલજીના બીજા પુત્ર છે. તેઓનો જન્મ ભરૂચ શહેરમાં ઇ. સ. ૧૮૬૪મા થયો હતો. તેમણે પોતાની શરૂઆતની કેળવણી અમદાવાદમા લીધી હતી. સન ૧૮૮૦ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી, તેઓ વધુ અભ્યાસ માટે મુંબાઇ આવ્યા અને ઍલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. આ વખતે જાણીતા ડૉ. વર્ડ્સવર્થ ત્યા પ્રીન્સીપાલ હતા; અને તેઓને રા. ચીમનલાલજીની ખંત, ઉત્સાહ તથા વિદ્યા પ્રીતિને લીધે તેમની તરફ પક્ષપાત થયો હતો; અને તેમનો સંબંધ ગુરૂ શિષ્યમાંથી ફેરવાઇને મૈત્રિનો થઇ ગયો હતો. અને કૉલેજ છોડ્યા પછી વર્ષો સુધી બન્નો વચ્ચે પત્ર વ્યવહાર ચાલુ હતો. સન ૧૮૮૪મા ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય લઇને તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. આ સમયમા, દરેક વિદ્યાર્થીની માફક તેમની આગળ પણ "ધંધાની પસંદગી" નો સવાલ આવીને ઉભો રહ્યો. ડૉ. વર્ડ્સવર્થ તેમના કુટુંબની પ્રખ્યાતી જાણતા પામેલા હોવાથી તેમણે સૂચના કરી કે સનંદી નોકરી માટે ઉમેદવારી કરવી. તે વખતે ઉંચા જાણીતા અને નામીચા કુટુંબના નબીરાઓને આ ઉંચી જગાઓએ નીમવાનો રિવાજ હતો, અને ડૉ. વર્ડ્સવર્થે ફક્ત સૂચના કરી એટલુંજ નહીં પણ સેતલવાડ કુટુંબની તવારીખ આપીને ગવર્નર સાહેબના સેક્રેટરી ઉપર મજબુત ભલામણ પણ આપી. પરંતુ વિધિએ કાંઇ જુદુંજ નિર્મ્યું હતું. રા. ચીમનલાલજીને તરતને માટે ન્હાની લાલચ આપી સદાને માટે સરકારી નોકરીની સુનાની માકળે બાંધી લેવા નહોતા; પણ બીજા ક્ષેત્રોમાં ઘુમવાનું, ઝળકવાનું અને અનનવી લોકસેવા કરવાનું તેમને માટે નિર્માયેલું હતું. તેથી તેજ વખતે સરકારે ઠરાવ બહાર પાડ્યો કે હવે એ જુની રૂઢીને બદલે ખાતાના માણસોનેજ ઉંચા ઓધ્ધા ઉપર નિમવા. આ ઠરાવને લીધે રા. ચીમનલાલજીની નિમણુંક થઇ નહીં. બી. એ. પાસ થયા પછી સરકારી ટ્રાન્સલેટરની ઑફીસમા રૂ. ૧૦૦) ને પગારે તેઓ નિમાયા હતા, અને સાથે સાથે કાયદાનો અભ્યાસ પણ કરતા હતા. ૧૮૮૭ ના જાન્યુઆરી માસમા તેમણે એલ. એલ. બી. ની ડીગ્રી મેળવી અને મુંબઇમાં વકીલાત કરવા માંડી.

આ પછીના એમના જીવનનું વૃત્તાંત તે એક ઝળકતી કારકીર્દીની કહાણી છે. વકીલાતના ધંધામાં દિનપ્રતિદિન તેઓ વધુ અને વધુ ફાવતા ગયા. હાઇકોર્ટમા જાણીતી અપીલોમા તેઓ રોકાતા હતા, તેમ બહારગામની કોર્ટોમા પણ તેઓને લઇ જવામાં આવતા હતા. અને ધીમે ધીમે એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકે તેમની કીર્તિ ચોદિશ પ્રસરવા લાગી; પરંતુ ધંધાના દબાણમા તેઓ લોકસેવા વિસર્યા નહોતા. બી. એ. પાસ થયા તે વખતથીજ કોઇપણ પ્રકારે દેશસેવા કરવા તરફ તેમની તીવ્ર વૃત્તિ હતી. તે સમયમા ગુજરાતી ભાષાનો વિકાસ ઘણોજ ઓછો થયેલો હતો અને તેમાંએ, રાજકીય અથવા તો શાસ્ત્રીય પુસ્તકો તો ઘણુંજ ઓછા લખાયલા હતાં. આ ઉપરથી પોતાની માતૃભાષાને સમૃધ્ધ કરવાના હેતુથી,

તથા પોતાના દેશભાઇઓમાં નવીન જ્ઞાન પ્રસારવાના ઉત્સાહથી તેમણે ફોસેટસાહેબના "બ્રિટીશ હિંદુસ્તાન" નામના ગ્રંથનું ભાષાંતર કર્યું. ત્યારબાદ બીજા બે શાસ્ત્રીય ગ્રંથો પણ તેમણે ગુજરાતીમાં અનુવાદ કર્યા. આપણાજ જ્ઞાતિબંધુ સદ્‌ગત દિ. બા. અંબાલાલજીએ મીલકૃત અર્થશાસ્ત્રનું ભાષાંતર કર્યું હતું. તે પહેલાં અને ત્યાર પછી ગુજરાતી ભાષામાં અર્થશાસ્ત્રનું એક પણ પુસ્તક નહોતું. તે ખોટ પુરી પાડવા રા. ચીમનલાલજીએ ફૉસેટકૃત પુસ્તકને આધારે "અર્થશાસ્ત્રનાં મૂળતત્વો" નામનું પુસ્તક રચ્યું. આમાં તેમણે ઘણા પારિભાષિક શબ્દો નવા સ્થાને દાખલ કર્યા છે. આ પુસ્તક ટ્રેનીંગ કૉલેજમાં વિદ્યાર્થીઓને વંચાવવામાં આવે છે. ત્યાર બાદ તેમણે અર્થશાસ્ત્રનું જ્ઞાન લોકપ્રિય થાય તે સારૂ અર્થશાસ્ત્રની વાતો ઈંગ્રેજી ઉપરથી અનુવાદ કરીને લખી. આ વાતો ઘણીજ સરળ ભાષામાં લખેલી છે, અને તેમાં અર્થશાસ્ત્રના મૂળ સિદ્ધાંતોનો સમાવેશ કરેલો છે. વકીલાતના ધંધામાં દાખલ થયા પછી પણ કાયદાના એકેક પુસ્તકો તેમણે પ્રસિદ્ધ કર્યા છે. પરંતુ લોકસેવાનું સંગીન કાર્ય કરવા માટે તેમનું ક્ષેત્ર જુદુંજ હતું. ઇ. સ. ૧૮૯૨ ની સાલમાં મુંબઇની મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં તેઓ ચુંટી કઢાયા અને તે વખતથી તેમનો જાહેર જુસ્સો લોકોની નજરે આવ્યો. ૧૮૯૩ ની સાલમાં ધારાસભામાં સુધારા થયા અને તેથી લોકો તરફના વધુ પ્રતિનિધિઓને તેમાં બેસવાનો હક મળ્યો. આ પ્રસંગે ઉત્તર વિભાગ તરફથી રા. ચીમનલાલજી ધારાસભા માટે એક ઉમેદવાર તરીકે બહાર પડ્યા હતા, અને રસાકસી ઘણીજ હતી, છતાં પોતાના નામીચા કુટુંબને લીધે તથા બહોળા મિત્રમંડળ અને સગાસંબંધીને લીધે તેઓ સફળ નિવડ્યા. પણ રમુજી વાત તો એ હતી કે ઉત્તર વિભાગના ઘણા જીલ્લા તેમને પોતાના તરીકે ગણવાનો દાવો કરતા હતા; સુરત તેમનું મૂળ વતન હતું, ભરૂચ તેમનું જન્મ સ્થાન હતું, ખેડા જીલ્લાના આસીન્દ્રા ગામના જાણીતા દેસાઇ કુટુંબમાં તેમનું મોસાળ હતું અને વળી તેમનું લગ્ન અમદાવાદના જાણીતા સરકારી વકીલ નરભેરામજી રૂપનાથદાસજીને ત્યાં થયું હતું. આ રીતે તેઓ ચાર જીલ્લાના વતની લેખાતા હતા અને આ વાતથી તે વખતે કેટલીએક રમુજ ઉત્પન્ન થઈ હતી. ૧૮૯૫ ની ચુંટણીમાં પણ તેઓ ફરી નિમાયા હતા. જ્યારે ઑન. મી. સેતલવાડ અઠ્ઠાવીસ વર્ષની જુવાન વયે કાઉન્સીલના સભાસદ ચુંટાયા ત્યારે જાહેર પત્રોમાં ચુંટણી કરનારાઓના ડહાપણ બાબત શક બતાવવામાં આવ્યો હતો. પણ થોડાકજ સમયમાં તેઓએ જાહેર પ્રજાની ખાત્રી કરી આપી કે તેમના ઉપર મુકાયલો વિશ્વાસ યોગ્યજ હતો. આ દરમ્યાન તેમણે જે અગત્યની પ્રજાસેવા કરી તે પ્રાથમિક કેળવણી હતી. અત્યાર સુધી પ્રાથમિક શાળાઓના માસ્તરોને ત્રણ રૂપિયા અને ચાર રૂપિયા જેટલો નજીવો પગાર આપવામાં આવતો હતો. આવા પગારના માસ્તરો હિંદુસ્તાનના ભવિષ્યના શહેરીને કેવી કેળવણી આપતા હશે તેનો ખ્યાલ વાંચનારે પોતેજ કરી લેવો. ઑન. સેતલવાડે આ મહેતાજીઓ તરફથી મજબુત લડત ધારાસભામાં ચલાવી અને વર્ષોની મહેનત પછી તેઓ પોતાના ઉદ્દેશમાં ફાવ્યા, અને મહેતાજીઓના પગારનું ધોરણ વધારવામાં આવ્યું. આ લડતમાં તેમને આપણા જ્ઞાતિબંધુ અને કેળવણી ખાતામાં જાણીતા થયેલા સદ્‌ગત સાક્ષર રા. સા. માધવલાલ હરીલાલ દેસાઇની ઘણીજ મદદ હતી. આ ઉપરાંત હાઇકૉર્ટની અંદર પણ અગત્યના સુધારા કરાવવા તેમણે ઘણી મહેનત કરી હતી. અને ૧૮૯૭ના ઇલેકશનમાં તેઓ ચુંટણીમાં નિષ્ફળ નિવડ્યા ત્યારેજ તેમની ખોટ ધારાસભામાં માલુમ પડી. લૉર્ડ સેન્ડહર્સ્ટ, તે વખતના ગવર્નર સાહેબે

તેમની ગેરહાજરી માટે પોતાના ભાષણમાં શોક કર્યો હતો. પરંતુ ધારાસભામાંજ તેમણે પોતાના કર્તવ્યક્ષેત્રની સમાપ્તિ કરી દીધી નહોતી. તેઓનું પક્કું માનવું હતું કે ખરેખરો દેશોદય કરવો હોય તો દેશની કેળવણી અને ખાસ કરીને પ્રાથમિક કેળવણી તરફ ઘણુંજ લક્ષ આપવું જોઇએ, અને તેથી તેમણે તે વિષયનો ઘણો અભ્યાસ કરીને, તે વિષય પોતાનોજ કરી લીધો હતો. સને ૧૮૯૪ માં પ્રાથમિક કેળવણીની બાબતમાં લૉર્ડ હેરીસની સરકારમાં તેમણે જુસ્સાદાર ભાષણ કર્યું હતું, જેને પરિણામે તે વખતની સરકારે એક સિદ્ધાંત તરીકે પ્રાથમિક કેળવણી મફત હોવી જોઇએ તે વાત સ્વીકારી હતી. ઈ. સ. ૧૮૯૬ માં તેમણે પ્રાથમિક કેળવણીનાં ધોરણ અને તેની તપાસણીના સંબંધમાં એક અગત્યનો લેખ વાંચ્યો હતો. આ લેખના મુંબઈ ઇલાકાના તે વેળાના કેળવણી ખાતાના ડીરેક્ટર જાઇલ્સ સાહેબે ઘણાં વખાણ કર્યા હતા અને તેમાંની સૂચનાઓ સ્વીકારવા સરકારને ભલામણ કરી હતી. ઇ. સ. ૧૮૯૫ ની સાલમાં માધ્યમિક અને ઉચ્ચ કેળવણી ઉપર દેખરેખ રાખનારી કેળવાયલી દુનિયાની માતારૂપે ગણાતી–મુંબઇ યુનિવર્સિટીના તેઓ ફેલો નિમાયા; અને ત્યાર બાદ હમેશ તેઓ તેના કારોબારમાં ઘણોજ ભાગ લેતા આવ્યા છે. ઇ. સ. ૧૮૯૮ માં તેઓ યુનિવર્સિટીની સીન્ડીકેટના–કારોબારી મંડળના–એક સભાસદ ચુંટી કઢાયા. આ માન મેળવનાર તેઓ પહેલાજ ગુજરાતી હતા. આ વખતથી તેઓને માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીની પણ સેવા કરવાનો અવસર પ્રાપ્ત થયો.

આ સઘળો વખત તેમનો ધંધો પણ ધમધોકારે ચાલતો હતો. અને ખાસ કરીને તેઓ ડાકોરના રણછોડરાયના મંદિરના મુકદ્દમામાં ઘણા પ્રખ્યાતિમાં આવ્યા. અને ઈ. સ. ૧૮૯૮ માં પ્રીવી કાઉન્સીલમાં અપીલ કરી ત્યારે ઑન૦ મી૦ સેતલવાડને ત્યાંના બારીસ્ટરોને સમજુતી આપવા માટે ખાસ વિલાયત મોકલવામાં આવ્યા હતા. વળી અત્યાર સુધી તેઓ ફક્ત વકીલજ હોવાથી હાઇકૉર્ટ ઍપેલેટ બાજુએજ ધંધો કરી શકતા હતા. પરંતુ તેમની તીવ્ર બુદ્ધિ, કાયદાનું વિશાળ જ્ઞાન, તથા તકરાર કરવાની હોંશિયારી જોઇને, પોતાની ખાસ સત્તાને આધારે ૧૮૯૮ માં હાઇકૉર્ટના મુખ્ય ન્યાયાધિશ અને બીજા ન્યાયાધિશોએ તેમને અડવોકેટનું પદ આપ્યું અને હાઇકૉર્ટની અસલ દિવાની હકુમત નીચે ધંધો કરવાની પરવાનગી આપી. મુંબઇના સોલીસીટરોએ પણ તેમની હોંશિયારી જોઇ અને તેનો લાભ લેવા માંડ્યો, જેને પરિણામે તેઓ પોતાના ધંધામાં ઘણુજ આગળ વધ્યા. અને અત્યારે તેઓ મુંબઇના ધારાશાસ્ત્રીઓના મોખરાની હારમાં ગણાય છે.

મુંબઇની અંદર પ્રાથમિક કેળવણી ઉપર દેખરેખ માટે પહેલાં એક જોઇન્ટ સ્કુલ કમિટી નામે મંડળ હતું. ઑ૦ મી૦ સેતલવાડના કેળવણી સબંધી પ્રશ્નોના ખાસ અભ્યાસને લીધે ઇ. સ. ૧૮૯૭ની સાલમાં સરકારે તેમને આ મંડળના સભાસદ નીમ્યા. ૧૯૧૦ માં પ્રાથમિક કેળવણીનો બધો બુજ્જો તેમજ કારોબાર મુંબઇની મ્યુનિસિપાલીટીને હાથ આવ્યો તે વખતે, અને ત્યાર પછી પણ ઑન. સેતલવાડને મ્યુનિસિપાલીટીએ સ્કુલ્સ કમિટીમાં ચુંટી કાઢીને મોકલ્યા. અને ૧૯૦૨ ની સાલથી તો આ કમિટીના સભ્યોએ પોતાના પ્રમુખ તરીકે વખતોવખત ચાલુ નિમ્યા છે અને હજી પણ તેઓ તેના પ્રમુખ તરીકે ચાલુ છે. આ કમિટીદ્વારા તેમણે મુંબઇમાં પ્રાથમિક કેળવણી સંબંધી સંગીન સુધારા દાખલ કર્યા છે. તેમાં ખાસ કરી શિક્ષકોની યોગ્યતા, તથા શાળાઓ માટે યોગ્ય મકાનોની વ્યવ-

નમા તેમણે ઘણું ધ્યાન આપ્યું છે. વળી મ્યુનિસિપાલીટીના તેઓ ૨૭ વર્ષ સભાસદ છે અને તે કામ પણ દેશસેવા બજાવે છે.

૧૮૯૭ થી ૧૯૦૩ સુધી તેઓ ધારાસભાની બહાર રહ્યા પરંતુ જે સંસ્થાના પ્રતિનિધિ થવાને તેઓ સર્વથી યોગ્ય હતા તેજ સંસ્થાએ છેવટે તેમની કદર કરી, અને ૧૯૦૩ ની સાલમા મુંબાઇ યુનીવર્સીટીએ તેમના પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામા ચુંટી કાઢીને મોકલ્યા. તે વખતથી તે આજ સુધી તેઓ આ સંસ્થા તરફથીજ ધારાસભામા બિરાજે છે, અને આજ ત્યાં આગળ નિડરતાથી લોકમતના ચર્ચા કરે છે અને આ લીટીઓ લખાય છે તે વખતે પણ તેઓ હાઇકોર્ટના ઓફીશીયલ એસાઇનીની જગોના સવાલ ઉપર મુંબાઇની ધારાસભામા ચર્ચા ચલાવી રહ્યા છે ધારાસભામા ઉચ્ચ કેળવણી બાબત તેમણે જે સેવાઓ કરી છે તેમા બે મુખ્ય તરી આવે છે. લાર્ડ હેરીસના વખતમા પુનાની ફર્ગ્યુસન કોલેજની મળતી સરકારી ગ્રાંટ બંધ કરવામા આવી તે સબંધી એમણે ઘણી સખત લડત ચલાવી હતી તથા બીજી સેવા અમદાવાદની ગુજરાત કોલેજના સંબંધમા તેઓએ કરી હતી. અમદાવાદની વધતી જતી આબાદી તથા વિદ્યાર્થીઓની સંખ્યા ધ્યાનમાં લઇને ત્યા આગળ અવ્યવસ્થિત કોલેજને બદલે આદર્શરૂપ સરકારી કોલેજ હોવી જોઇએ, એ મત તેમણે સરકાર આગળ રજુ કર્યો અને સરકારે તે છેવટે સ્વીકાર્યો પણ ખરો. આ ઉપરાંત બીજી કોલેજના સાધન વધારવા તરફ તથા છોકરાઓને રહેવાના મકાનોના સુધારા તરફ તેમણે વારંવાર સરકારનું ધ્યાન ખેંચ્યા કર્યું છે અને તેમા સુધારા પણ કરાવ્યા છે. આ સામાન્ય કેળવણી ઉપરાંત હાલમા સર્વનુ ધ્યાન ખેંચી રહેલી ધંધાને લગતી કેળવણી તરફ પણ તેઓ લક્ષ આપે છે. અને ઘણા વર્ષોથી વિક્ટોરિયા જ્યુબિલી ટેકનીકલ સ્કુલના કારોબારી મંડળના તેઓ સભાસદ છે.

ઇ. સ. ૧૯૦૨ ની સાલમા લોકો તરફથી તેમને જે માન મળ્યું હતું તેની નોંધ લીધા શિવાય અમે એમના જીવનનું ટુંક વૃત્તાન્ત પુરૂં કરી શકતા નથી આ સાલમા સોલાપૂરમા આપણા ઇલાકાની બારમી પ્રાંતિક કૉન્ફરન્સ મળી હતી તે કૉન્ફરન્સના પ્રમુખપદ માટે ડૉ. સી. સેતલવાડને ચુંટી કાઢવામા આવ્યા હતા આ વખતે તેમણે આપેલું ભાષણ ઘણુંજ વિદ્વત્તાભર્યું અને જાહેર સવાલોના તેમના ઉંડા અભ્યાસના પુરાવારૂપ હતું અને જાહેર છાપાઓએ તે ઘણું વખાણ્યું હતું, તથા ટાઇમ્સ ઑફ ઇંડિયા જેવા પત્રમા તે ઘણીજ ચર્ચાનો વિષય થઇ પડ્યું હતું. અને તેમના આ ભાષણ ઉપરથી મુંબઇના એક અઠવાડિક પત્ર હીંદી પંચે તેમને "લીઓ (સર ફીરોઝશાહ) ના બહાદુર લેફટેનંટનું" નામ આપ્યું હતું.

મુંબાઇ ઇલાકાના રાજકીય સવાલો તરફ ધ્યાન આપતી સંસ્થા પ્રેસીડેન્સી એસોસીએશનના તેઓ ઘણા વર્ષોથી એક સેક્રેટરી છે, અને તે દ્વારા ઉપયોગી કામ કરે છે વળી ઈ. સ. ૧૯૦૨ મા યુનિવર્સીટી કમિશન બેઠું હતું, ત્યારે તેમણે ટાઇમ્સ ઑફ ઈંડીયામા સંખ્યાબંધ ખુલ્લા પત્રો લખી યુનિવર્સિટીની બાબતમા ઘણી ચર્ચા ચલાવી હતી. ૧૯૧૩ ની સાલમાં નિમાયલા ડીસેન્ટ્રેલાઇઝેશન કમીશનમા પણ તેમણે પોતાની જુબાની આપી મોકલી ઉપયોગી સૂચનાઓ કરી હતી. વળી ૧૯૧૦ મા તેઓ પોતાના પ્રતિનિધ

જીવનમાંથી આરામ લેવા વિલાયત ગયા હતા તે વખતે પણ તે વખતના હિંદી પ્રધાન જાણીતા રાજદ્વારી લૉર્ડ મોર્લીએ તેમને મુલાકાત માટે બોલાવ્યા હતા. તે વખતે તેમણે પ્રજાદૃષ્ટિએ ઘણી ઉપયોગી બાબતો સંબંધમાં આ મહાન રાજ્યદ્વારીને જાણીતા કર્યા હતા. હિંદી નેશનલ કૉંગ્રેસના કામમાં તેઓ ઘણો ઉલટભર્યો ભાગ લે છે અને કૉંગ્રેસની ઘણી બેઠકોમાં તેઓ હાજર રહેલા છે તથા તેમાં વખતો વખત ભાષણો પણ આપેલાં છે.

આ પ્રસંગે આ સદ્‌ગૃહસ્થની લોકસેવાનું ટુંક વૃત્તાંત અહિં રજુ કર્યું છે. સ્વ. લો. ગોખલે એક ચુસ્ત દેશ સેવક હતા અને દેશસેવા માટે તેમણે ભર જુવાનીમાં વાનપ્રસ્થ અંગીકાર કરી પોતાનો સઘળો સમય દેશસેવા પાછળ ગાળ્યો હતો. ઑ. સેતલવાડ જુદા પ્રકારના દેશ સેવક છે. તેઓનો ઘણો સમય તેમના ધંધાની રોકાણોમાં જાય છે, છતાંએ તેઓએ કરેલા કામનો સરવાળો ઉપર જણાવ્યા મુજબ ઘણોજ સંગીન થાય છે. આ ઉપરથી આપણા સામાન્ય સંસારીજનોને ઘણોજ ધડો લેવા જેવું છે. વખત નથી એમ બુમ પાડીને બેશી રહેનારા પણ, જો ધારે તો પોતાના ધંધા ઉપરાંત દેશ સેવામાં ઘણો સમય ગાળી શકે. અલબત્ત સ્વ. ગોખલે માફક નિવૃત્તિ નિવાસ અંગીકાર કરી શકાય તો તો ઘણુંજ ઉત્તમ; પરંતુ તેમ ન થાય તો કાંઈજ ન કરવું તે કાંઈ વ્યાજબી નથી.

ગૃહજીવનમાં તેઓ સાદા, નિરભિમાની, શાંત પ્રકૃતિના અને મિલનસાર સ્વભાવના ગૃહસ્થ છે. ધંધાની રોકાણને લીધે અને અન્ય પ્રવૃત્તિઓને લીધે સાંસારિક પ્રશ્નો તરફ તેઓ જોઇએ તેટલું ધ્યાન આપી શક્યા નથી; છતાં એ પોતે જાતે તો ઘણાજ આગળ વધેલા વિચારો આ બાબતમાં ધરાવે છે. તેઓ ઉપલાજ કારણથી તથા મુંબઈના વસવાટને લીધે, નાત સંબંધી બાબતો તરફ પણ કાંઇ લક્ષ આપી શક્યા હોય તેમ લાગતું નથી. પરંતુ આપણે બ્રહ્મક્ષત્રીઓ જાહેર દેશસેવાઓ કરનાર આ જ્ઞાતિબંધુને—આપણા જ્ઞાતિભોગે પણ—ખટપટ કે કચવાટ વિના વધુ ને વધુ દેશસેવાઓ કરવા માટે આનંદ સાથે આગ્રહ કરીશું. ઑન. મિ. સેતલવાડના પત્નિ પણ મુંબઇમાં કેટલું થયાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ દ્વારા પોતાની બ્હેનોની સેવા કરે છે તેની નોંધ લેવી અસ્થાને નહીં ગણાય.

ઑન. મિ. સેતલવાડની બુદ્ધિશક્તિ, ધારાસભાનો તેમનો અનુભવ, તેમની ચર્ચા કરવાની પદ્ધતિની ઉત્તમતા, ભાષણની છટા તથા જાહેર સવાલોનો અભ્યાસ તથા કેળવણી સંબંધી વિષયોનું તેમનું જ્ઞાન ધ્યાનમાં લેતા જે માનવંત ગૃહસ્થની અધુરી મૂકેલી સેવા બજાવવા તેઓ વડી ધારાસભામાં જાય છે તે તેઓ ઘણે દરજ્જે બજાવી શકશે એમ આશા રાખીશું. તે સંબંધીની તેમની યોગ્યતા બાબત મુંબઈના એક જાણીતા પત્રમાંથી ઉતારો કરીને આ ટુંકો લેખ સમાપ્ત કરીશું:—

"× × × × × તેઓ ખચીતજ એવું પાણી ધરાવે છે કે જે કીર્તિવંત નરની "જગ્યાએ તેઓ ચુંટી કઢાયા છે, તેમનો જેવીજ મ્હોટી લોકપ્રિયતા, નામના, અને પ્રજા " તથા નામદાર સરકારની બન્નેની એકસરખી પ્રશંસા મેળવવાને, અને મર્હુમ મિ. ગોખલેની " માફક દેશ પરદેશમાં પોતાની કીર્તિનો ડંકો વગાડવાને તેઓ ભાગ્યશાળી થયા વિના રહેશે " નહિ. દેશસેવાને ખાતર મર્હુમ મિ. ગોખલેની માફક જાતિભોગ આપવાને તૈયાર "થવાની ઑન. મિ. સેતલવાડને પ્રજા મજબુતીથી માનપૂર્વક અપીલ કરે છે."

# समाज-साहित्य-विज्ञान.

## ઈસ્લામી સ્ત્રીઓ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૪૨ થી. )

સ્ત્રીઓની પ્રવૃત્તિ એટલે મોટી મોટી સભાઓ ભરવી તેવો અર્થ ત્યાં થતો નથી. મિસ એલીસન કહે છે કે 'રેડ ક્રેસંટ સોસાઇટી' ની તુર્કી સ્ત્રીઓ ઘણુંજ પ્રસંશાપાત્ર કામ કરે છે. યુધ્ધ થવાથી જે સ્ત્રીઓ વિધવા થઇ હોય છે તે સ્ત્રીઓ કોઇ પણ ધંધામાં દિવસ કાઢે તેટલા માટે ભરવાની તથા વણવાની સંસ્થાઓ ઉઘાડવામાં આવી છે. વળી તે સ્ત્રીઓની કેળવણીના સંબંધમાં પણ તે બાઇ ઘણું રસિક બ્યાન કરે છે. જે તુર્કી ભાષાનું શિક્ષણ એક વખતે એટલું તો ભુલી જવામાં આવ્યું હતું કે કોઇ અજાણ્યા મનુષ્યને તુર્કસ્તાનની ભાષા ફ્રેન્ચ હશે તેમ લાગતું, તે તુર્કી ભાષા શીખવા અને તેનો અભ્યાસ કરવા તુર્કી સ્ત્રીઓ કેવો આગ્રહ દર્શાવે છે તે વિષે તે બાઇ કહે છે કેઃ—

તુર્કી લેખકોમાંની એક ઘણી બુધ્ધિમતિ સ્ત્રીલેખક હલીદ હનુમે પોતાની વીસ વર્ષની ઉમર થયા પછી પોતાની ભાષાનો અભ્યાસ કરવા માંડયો હતો. એક બીજી તુર્કી સ્ત્રીનો પતિ તુર્કસ્તાનના એલચી ખાતામાં નોકર હતો તેથી તેને એક વરસ લંડનમાં રહેવું પડયું હતું તે સમયે તે બાઇ તુર્કી ભાષા લખતાં શીખવા માટેજ રાત અને દિવસ મહેનત કરતી હતી.

કામના અતિશય બોજાથી હલીદહનુમ હાલમાં ઘણી ગંભીર માંદગી ભોગવે છે. તે બાઇ બે બાળકની માતા છે. મહિના પહેલાં તો કન્યાઓની "નોરમલ સ્કુલમાં" ઈતિહાસ શિક્ષણ પદ્ધતિ, અને સાહિત્ય, તે શીખવતી હતી. તેણે પાંચ કે ૭ અગત્યના ગ્રન્થો લખ્યા છે. તેમજ અમુક નક્કી કરેલા વિષયો ઉપર નિબંધો પણ લખ્યા છે. શુક્રવારને દિવસે પાછલે પહોરે વારંવાર તે વ્યાખ્યાન આપે છે. તે મ્હને કહે છે કે 'આ બધા મ્હારા કામમાં મ્હને પુરૂષ વર્ગ તરફથીજ ઉત્તેજન મળે છે અને આવાં કાર્યોમાં મ્હારો વખત જવાથી મ્હારાં છોકરાં અથવા તો ઘરમાં ધ્યાન અપાય છે કે કેમ તે વિષે મ્હને કોઇ સવાલ કરતું નથી.'

એક બીજી બાઇએ ઈંગ્લાંડમાં એક વરસ ગાળ્યું હતું અને તેણે 'બેલફોર્ડ કોલેજમાં' અભ્યાસ કર્યો હતો, તેને વિષે તે કહે છેઃ "જ્યારે તેના આખા અઠવાડીયાના પાઠ તૈયાર થઇ ગયા હોય છે ત્યારે તુર્ક લોકનો આરામનો દિવસ શુક્રવાર ગરીબ વર્ગની સ્ત્રીઓને પાઠ આપવામાં ગાળતી મ્હેં ત્હેને જોઇ છે. આ સ્ત્રીઓમાંની કેટલીક પચાસ અને સાઠ વરસની વચ્ચેની ઉમ્મરની છે. અને કેટલીક તેથી ન્હાની ઉમ્મરની છે. પણ લાગણીકારક દેખાવ મ્હારી નજરે મ્હને એ પડયો કે આ સ્ત્રીઓ ન્હાનાં છોકરાંની માફક ભોંયણીઓ કરે છે અને જાણે કે તેમની જીંદગી લખવા વાંચવા ઉપરજ આધાર રાખતી હોય તેમ લખતાં શીખવાને વાકી વળેલી પીઠથી મ્હેનત કરે છે."

"તુર્કસ્તાનની સ્ત્રી લેખકો" આ નામનો આવા નિબંધોની શ્રેણિમાં એક પ્રખ્યાત ઉગ્ર ભાવાર્થસૂચક નિબંધ છે; કારણ કે આ શ્રેણિમાં આવા નિબંધો બધા અર્થને દમ છે. તુર્કી લોકમાં સાહિત્ય નથી એવી જે સામાન્ય માન્યતા યુરોપિઅનોમાં ચાલી રહી છે તે માન્યતા વિરૂદ્ધ મિસ એલીસન તેમાં એવો વિરૂદ્ધ મત દર્શાવતી કહે છે કેઃ—

તુર્કી લોકનાં સાહિત્યમાં કેટલીક ઘણી સુંદર ખુબી ભરેલી બાબતો છે. આ માટે આપણે કેમ્બ્રીજના ઇંગ્લીશ ભાષાના પ્રોફેસર મિ. ઈ. જી. બ્રાઉનનેજ આભારી છીએ. તે ગ્રહસ્થે તુર્કી કવિતાના ઇતિહાસના પાંચ ગ્રન્થોનો અભ્યાસ કર્યો છે અને ઘણુ જ રસિક અને મનરંજક પુસ્તક લખ્યું છે. પાંચ વર્ષ ઉપર જ્યારે હું તુર્કસ્તાન ગઇ હતી ત્યારે મ્હને એવું લાગ્યુ કે કેળવણી પામેલી તુર્કી સ્ત્રીઓને પોતાના વિચાર દર્શાવવા કાંઇપણ કળા શોધી કાઢવાનો સમય ઘણોજ પાસે આવેલો છે. તુર્કી સ્ત્રીઓ ઘણી નમ્ર સ્વભાવની હોય છે. આ તેમનો નમ્ર સ્વભાવ, તેમને નુકસાનકર્ત્તા થઇ પડયો છે. કારણકે તેમની આત્મશ્રદ્ધા નષ્ટ પામી છે. યુરોપના પશ્ચિમ ભાગની સ્ત્રીઓની માફક તેમનાં મગજ તેમનાં પૂર્વજોનાં થાકી ગએલા મગજમાંથી નીકળી આવ્યાં નથી. સેંકડો વર્ષની નિદ્રામાંથી તેઓ હમણાં જાગી ઉઠી છે તેથી તેમનાં મગજ તાજાં, ને કામ કરવાને તત્પર થઇ શકે તેવાં છે. જેટલી સહેલાઇથી તે લખી શકે છે તે જોઇનેજ નવાઇ ઉપજે તેમ છે અને સાહિત્યમાં પણ તેમજ છે. મ્હારી ઘણી ખરી સ્નેહી બ્હેનો કવિતા બનાવી શકે છે પણ તેઓએ હજી ગદ્ય લખ્યું નથી અને જે પાંચ તુર્કી સ્ત્રી લેખકો દુનિયાના સાહિત્યમાં પોતાનું સ્થાન મેળવવાનો હક ધારણ કરે છે તેમણે પણ પ્રથમ કવિતાજ બનાવવા માંડી હતી.

જે તુર્કી સ્ત્રીઓને ફ્રેન્ચ ભાષાનું સારૂં જ્ઞાન છે તેવી તુર્કી સ્ત્રીઓને તેમના ગ્રન્થોનું સારૂ ભાષાંતર કરી પોતાની સ્વદેશી બ્હેનોની સાહિત્ય સંબંધી આબરૂ જાળવવા મિસ એલીસન આગ્રહ કરે છે. હનુમનું 'હન્દન' નામનું એક પુસ્તક છે તેમાં તુર્કી સ્ત્રીઓનું જીવન અને તેમની માનસિક સ્થીતિનો સંપૂર્ણ અભ્યાસ પત્રરૂપે દર્શાવ્યો છે. તુર્કસ્તાનમાં ઘણાજ ફેલાએલા પુસ્તકનું આ ભાષાન્તર ઘણુંજ ઢંગધડા વગરનું અને ભૂલ ભરેલું થયું છે તેમ મિસ એલીસન દિલગીરી સાથે દર્શાવે છે. આ વિનોદી સ્ત્રી વિષે તે લખે છે કેઃ—

તેનું શરીર સ્હેજ ન્હાના કદનું છે. તેને માથે સોનેરી પડતા કેશનો સમુદ્ર છે અને તેની આંખો પૂર્વ દેશના વનનીઓની આંખોની માફક અર્થસૂચક અને વિશાલ છે. તે ઘણા ઘણા વિષયો ઉપર પોતાનો મત દર્શાવી શકે છે અને બીજાને મોહિત કરે તેવી રીતે ચાલતા સવાલોનો વિવાદ કરે છે. તેનાં વિવાદથી મોહિત થવાય છે તેનું કારણ તેના કહેલા શબ્દો નથી પરંતુ આપણે ધારતા પણ ન હોઇએ તેવું તેનું કથન છે. નવાઇ જેવું તો એ લાગે છે કે સેંકડો વર્ષથી બંધનમાં પડેલી આ સ્ત્રી જ્યારે વિચાર કરવાની શરૂઆત કરે છે ત્યારે વિચારશીલ જનમંડળ સમક્ષ પોતાના વિચાર દર્શાવવામાં બીલકુલ અંકુશ કે હદને ગણતી નથી.

બીજી સ્ત્રી વિષે તે એમ લખે છે કે, ન્હેતમા અલી હનુમના ગ્રન્થોમાંથી ફ્રેન્ચ ભાષામા ભાષાન્તર થએલું, "આઉદી" અથવા વિણા વાદક નામનું પુસ્તક મ્હેં વાંચ્યું છે.

તેમાં પૂર્વ દિશાનું માધુર્ય અને સૌન્દર્ય બીલકુલ માલુમ પડતાં નથી. તોપણ આ સ્રી-લેખકના સ્વદેશી પુરૂષ અને સ્રીઓ તેની અગાધ બુદ્ધિ, સૂક્ષ્મ જ્ઞાનશક્તિ, સ્પષ્ટ કાવ્યમય શૈલી અને તેના બેહદ ઐતિહાસિક જ્ઞાન માટે તેને ભારે માન આપે છે. હાલ મા તો ફાતમા અલી હનુમ યુવાન ઉમરની સ્રી નથી. તેનો ચ્હેરો માયાળુ જણાય છે અને તેથી હૃદયની તેની સારી ભાવના જણાઇ આવે છે. તેનું કદ ન્હાનું છે. શરીર પાતળુ અને શ્યામ રંગનું ને બેહદ ચાલાક છે. તેને રસિક લાગતા વિષયો ઉપર જ્યારે તે આપણી સાથે વિવાદ ચલાવે છે ત્યારે તેની આંખો ગુસ્સાથી ચકચકાટ મારે છે. ફાતમા અલીનું વલણ સ્રી જાતીના પક્ષમાં છે. ઉપયોગી પ્રવૃત્તિપર જીવન ગાળતી-જરૂર પડતા ધંધામાં પરોવાયલી સ્રીઓનો એ જબરો પક્ષ કરે છે, પણ સાહત્યની શૈલીમાં, પોશાક અને ઘરની સામગ્રીની માફક યુરોપીઅન રીતરીવાજનું અનુકરણ કરવામાં તે બીલકુલ વિરૂદ્ધ છે. જો કે તે સ્રીઓનો પક્ષ ખેંચે છે તોપણ જનાના રીવાજમાં કાઇપણ સુધારો કરવાના પક્ષથી વિરૂદ્ધ છે. આ રીવાજને ધાર્મિક સમ્પ્રદાયના કારણથી પવિત્ર માને છે તેમ નથી પરંતુ પોતાની જાતમાં એક પરાપૂર્વથી ચાલી આવતી રૂઢિ હોવાથી તેને પવિત્ર માને છે. તુર્કસ્તાનની કોઈ પણ સ્રીએ તેના જેટલો કુરાનનો પુરેપુરો અભ્યાસ કરેલો નથી. જ્યારે મુસલમાની સ્રીઓની સ્થિતિ તે મ્હને સમજાવતી ત્યારે તુર્કી લોકના આબેહુબ ખ્યાલ આપતા ઘરમા જે આનંદજનક વખત મ્હેં ગાળ્યો છે તેને માટે હું ત્હેની આભારી છુ

તુર્કસ્તાનના પ્રખ્યાત દેશાભિમાની વીર જેવદત પાશાની પુત્રી તરીકે ફાતમાઅલી હનુમને કેટલાક કાગળ પત્રો વારસામાં મળ્યા છે. આથી તુર્કસ્તાનના પાદશાહના ઇતિહાસમા જેમને રસ પડતો હશે તેમને માટે ખાસ આ બ્હેનનો ગ્રન્થ કીમતી થઈ પડશે. છેવટના ચાર પાદશાહોના રાજ્યનો ઇતિહાસ યોગ્ય સમયમાં તે છપાવી પ્રસિદ્ધ કરનાર છે. આ કામ કરવા માટે તે ખરેખર યોગ્યજ છે કારણ કે તેના મરણ પામેલા પિતાના સેક્રેટરી તરીકે તેણે ઘણા વર્ષો સુધી કામ કર્યું હતું.

હાલની તુર્કી સ્રીલેખકો સંબંધે મ્હારે કાંઇ કહેવું જોઇએ. સ્રીલેખકો ત્રણ છે એક તો લયલાહનુમ તે હાલમાં વૃદ્ધ થઇ ગઇ છે. અને તેનાં કાવ્યો ઘણી વખત મ્હારી પાસે ગાવામા આવ્યા હતાં. લેખક તરીકે હું આ બ્હેન વિષે કાંઇ કહી શકતી નથી. ફક્ત આટલું કહું છું કે તુર્કી લોક તેના ગ્રન્થો વખાણે છે અને જો ત્હેમને ત્હેમના લોકમાં સાહિત્ય નથી એમ કહેવામા આવે તો તેઓ ગુસ્સાથી "લયલા છે ને?" એમ જવાબ આપે છે.

નાઇગોર હાનુમ નાઇગોર નામની એક બીજી પણ એક સ્રીકવિ છે. 'કોન્સ્ટાન્ટીનોપલના' દહેરા પડ્યા ઓન્ટ કોલ્મોમાં મ્હેં ત્હેનું-ઓળખાણ કર્યું હતું. તે સ્રીકવિ મોહજનક અને બુદ્ધિમતિ બાઇ છે અને ઘણુંજ સખ્ત કામ કરનાર છે. પોતાનાં સુંદર સંગીતના કાવ્યોનું ફ્રેન્ચ અને જર્મન ભાષામાં તે બાઇ પોતેજ ભાષાન્તર કરનાર છે.

ફાતમઅલી હનુમની બ્હેન એમીની સેમી નામની એક બીજી બાઇ છે. તેની બુદ્ધિનાં વખાણ તેના પોતાના દેશમાં ઘણાં થાય છે. તેની રચેલી નવલ કથાઓનાં હજુ સુધી ભાષાન્તર થયાં નથી પણ તેના રાજદ્વારી નિબંધો સુજ્ઞ તુર્ક લોકને ઓછી મદદના ગ્ર્ય પડતા નથી.

ભૂતકાળની ઇસ્લામની સ્ત્રીઓની બુદ્ધિની શક્તિમાહિત્યના જ્ઞાનની પ્રાપ્તિ અને માન ભરતબાવાળી સ્થિતિનું મિસ એલિસન વર્ણન કરે છે. પૂર્વ તરફના દેશોમાં મહમદ પેગમ્બર સાહેબના 'નન્દન વનની સુન્દરી'ના નામથી ઓળખાતી પુત્રી એક પ્રખ્યાત વક્તા હતી તેમ તે લખે છે. જ્યારે બગદાદનો ખલીફ હારૂન અલ રસીદ હતો ત્યારે ત્યાંના વિશ્વવિદ્યાલયની પ્રોફેસર "લેયનબ" નામની એક સ્ત્રી હતી અને તેના તત્વજ્ઞાનના વ્યાખ્યાનોને પાંચસો યુવાન માણસો દરરોજ સાંભળતા. લયલા, મીહરી, ફીતુયટ સ્ત્રીકવિ તરીકે નામીચી સ્ત્રીઓ છે. સ્ત્રીઓનું જે સાપ્તાહિક પેપર પ્રથમ જણાવ્યું છે તેમાં રસજનક વાતો જણાવવામાં આવી છે. જેઓ તુર્કી સ્ત્રીઓની આશ્ચર્યજનક ઉન્નતિ વખાણે છે તેઓ મિસ એલીસનની લાગણીજનક ટીકાઓની કિંમત જરૂર જાણશે. તે લખે છે કે—

"કદીનલર દુન્યાસી" જેનો અર્થ સ્ત્રીઓનું જગત એવો થાય છે તેને વિષે બોલ્યા સીવાય તુર્કસ્તાનની સ્ત્રી લેખકો વિષેનો આ લેખ હું પુરો કરી શકતી નથી. કદીનલર દુન્યાસી સ્ત્રીઓના વિષયોની ચર્ચા કરતું એક સાપ્તાહિક સચિત્ર પત્ર છે. તેના પાનામાં ગમે તે સ્ત્રી પોતાનો લેખ આપી શકે છે. પ્રથમ તો આ પત્ર એક દૈનિક સચિત્ર પત્ર તરીકેજ ઉભું કરવામાં આવ્યું હતું—અને આ વિચાર કદાચ વધારે પડતો હશે પરંતુ દૈનિક તરીકે તે નિષ્ફળ નિવડવાથી છેવટે સાપ્તાહિક સચિત્ર પત્રના રૂપમાં તેને ફેરવી નાખવામાં આવ્યું છે.

આ પત્રની માલિક અને તંત્રિ ઓકિન વયમેવલન હનુમ નામની સ્ત્રી છે. તેને ચાલુ થએલા પત્રના કામકાજનો અથવા તો તંત્રિપણાના કામકાજનો બિલકુલ અનુભવ નથી, તેથી તેના પ્રયત્નોનું પરિણામ વધારે નમિક લાગે છે. તેની સમજ એવી હતી કે સ્ત્રીઓની કેળવણી માટે જો કોઇ વિચારશિલ સંસ્થા સ્થાપવીજ હોય તો તે સંસ્થાને માટે તેઓના વિચાર દર્શાવવા કોઇપણ પત્રરૂપી સાધન હોવું જોઇએ.

જેમને સ્ત્રીઓ સંબંધીના સવાલમાં કાંઇપણ રસ છે તે સર્વને માટે આ પત્ર પ્રસિદ્ધ થવાથી ભવિષ્યનું સુખજનક ચિન્હ થઇ પડ્યું છે. જ્યારે તુર્કી સ્ત્રીઓને તેમના ઉપર શ્રદ્ધા અને વિજય મેળવવાનો આગ્રહ હોય છે ત્યારે તેઓ શું કરી શકે છે તે આ પત્ર દર્શાવી આપે છે. કમનસીબે એટલું કહેવું પડે છે કે તેઓનામાં એ ગુણ ભાગ્યેજ હોય છે. મ્હારા કહેવાનો એવો ભાવાર્થ નથી કે તેઓ આળસુ છે પરંતુ તેમનામાં એકાગ્રચિત્ત રાખવાની શક્તિ નથી અને એટલી અહંકારી છે કે કોઇપણ કામનો અમલ કરવામાં નિષ્ફળતાનું જોખમ માથે વહોરી શકે તેમ નથી પણ આ બધું બદલાઇ જશે, ફક્ત સરખામણી કરવાથી આપણે સમજી શકીશું કે મહાન્ પુરૂષો પણ પ્રયત્ન કર્યા છતાં વારંવાર નિષ્ફળ થયા છે અને ત્યારેજ આપણને આપણા કાર્યમાં હિમ્મત આવે છે.

કદીનલર દુન્યાસીના લેખ બીજા દૈનિક પત્રોમાં પ્રસિદ્ધ થએલા લેખોની બરાબર ન હોય તો કાંઇ વાંધા જેવું નથી. દરેક તુર્કી શબ્દની ખરાબ જોડણી કરવામાં આવી હોય દરેક વાક્યની ખરાબ રચના હોય અને દરેક લેખ પણ કોઇપણ વજન વગરનો હોય તો પણ શું થઇ ગયું? કદીનલર દુન્યાસી ફક્ત પરસ્પર મહાશ્રમકારી પ્રયત્નનું ફળ છે તેમ ધારી હું તો તે પ્રસિદ્ધ થવાથી રાજી થઇશ. અને પરસ્પર સહાયકારી પ્રયત્નોજ તુર્કસ્તાનનો બચાવ કરી શકે તેમ છે. તુર્કસ્તાનની સ્ત્રીઓમાં મ્હને તો શ્રદ્ધા છે. તુર્કી સ્ત્રીઓ જો કે

તેઓ ઘણી સંસ્કારી છે છતાં પણ કેળવાયલી નથી તેથી તેમને કેળવણી મળવાથી તેમનો ખંતીલો અને ચોકસપણાનો સ્વભાવ થશે. કેળવણી ન લેવાથી તુર્કી સ્ત્રીઓ યુરોપના બીજા વર્ગની પાછળ રહી ગઇ છે. બોલાચાલીના સુધરેલા સાધનથી અને વ્યવસ્થા ભરેલાં કાર્યોથી તેમનું વર્તન સુધરશે. તેઓ મહાન્ કાર્યોમાં ઘણી સારી રીતે પોતાનું સ્થાન લઇ શકે છે. તેમનામાં અદ્વિતીય હિમત બેપરવાઇ અને વિવેક વિચાર આવે છે તે તો હું જાણતી નથી પણ વધારે વિસ્તારવાળા હકીકતથી તેઓ કંટાળી જાય છે; અને તેથી તેમની હિમત કમી થાય છે તેથી "આ તો હું કાલે કરીશ" એમ ભયંકર વચન કાઢે છે. પરંતુ આ સઘળાનું કારણ દેશનાં હવા પાણી તથા કેટલેક અંશે તેમનો પરાપૂર્વથી ચાલતો રિવાજ છે. આજ કારણો હમણાં સુધી તુર્કી સ્ત્રીઓના તમામ કાર્યોમા અવરોધ રૂપ થઇ પડયાં છે.

આપણી પ્રખ્યાત સર્વાનુમતવાળી મંડળીઓ તરફથી મ્હેં હલીદ હનુમને અંગ્રેજ સ્ત્રીઓ તુર્કી સ્ત્રીઓને તેમના સુધારા વધારામાં કેવી મદદ કરી શકે તે વિષે સવાલ કર્યો. તે ઉપરથી તેણે જવાબ આપ્યો કે "જે જનાના શબ્દનો તેમણે ખોટો ભાવાર્થ કરી ગેર-સમજ ઉભી કરી છે તે શબ્દ કાઢી નાંખી અમારા તુર્કી વ્યવહારની રીતમાં અમારે વિષે વાત કરવાનું તેમને કહો ! તે જનાના શબ્દના ખોટા ભાવાર્થે અમારી જીંદગી ઉપર જે ખોટા વિચારનું વાતાવરણ ઉભું કર્યું છે તે વાતાવરણ કાઢી નાંખવાનો પ્રયત્ન કરવાનું અને અમારૂં જીવન ખરી રીતે કેવું છે તે તેમને કહો !"

આ નિબંધોમાં ઘણી વાતો માર્મિક રહસ્યની છે. તુર્કી જીવનની અંદરની બાબતો વિષે મિસ એલીસન લખાણ કરે છે. તુર્કીમાં તેનો સ્વાગત મિત્ર તરીકે સત્કાર કરવામાં આવ્યો હતો અને તે એક ટીકાકાર તરીકે નહીં પણ એક મિત્ર તરીકે તુર્કસ્તાનમાં ગઇ હતી. તેથી તે તુર્કી લોકની સંસારી સ્થીતિની આનંદજનક તેમજ શોકજનક બાબતોનો આબેહુબ ચિતાર રજુ કરે છે. તુર્ક લોકની બેહદ સ્વાગત વૃત્તિ અને મોહક સભ્યતાનું વર્ણન કરે છે. શહેરના દેખાવોનું તાદસ્ય વાક્યોમાં ચિત્ર ખડુ કરે છે. પાદશાહી જનાના-માંથી જણાએલી "બેસ મેન" ની ભવ્ય રાજદ્વારી ક્રિયાનું અને રાજમહેલમાંના સન્માનનું એશીયામાઇનોરના તેના પ્રવાસનું, બુર્સામાં તેણે જોએલી વસ્તુઓનું અને તેના ઉપર જે માયાળુ વૃત્તિ દર્શાવવામાં આવી હતી તેનું મનરંજક રસિક શબ્દોમાં તે વર્ણન કરે છે. અમે એવા શુભ સમાચાર સાંભળ્યા છે કે આ સર્વ નિબંધો એક ચોપડીના ઘાટમાં છપાઇ થોડી કિંમતે પ્રસિદ્ધ થનાર છે. (મેથ્યુન આવૃત્તિ કિંમત ૩ શિ. ૬ પે.) તુર્કી દૈનિક પત્ર ટેનીનમાં તે ક્યારના પ્રસિદ્ધ થઇ ગયા છે; અને પ્રમાણુ તરીકે પ્રથમ ટાંકેલા મુખ્ય લેખમાં 'ડયલી ટેલીગ્રાફ'પત્ર એવું સૂચન કરે છે કે "જનમંડળની સુધારણા અને કેળવણીના કાર્ય-માં આ નિબંધોએ ઘણું ઉત્તેજન આપ્યુ છે." તુર્કી સ્ત્રીઓની સુધારણાના ઉત્તેજક કાર્યો માટે મિસ એલીસનને પુરૂષ વર્ગ તેમજ સ્ત્રી વર્ગ અને જનસંસ્થાઓ તેમજ પ્રગતિસૂચક કાર્યવાહકો તરફથી આભારસૂચક પત્રો મળ્યા છે. હિન્દના મુસલમાન વર્ગે પણ આ બાબત-માં તેમની પસંદગી લખી દર્શાવી છે અને એમ લખ્યું છે કે આ નિબંધો દેશનો ભેદ રાખ્યા શીવાય તમામ મુસલમાન સ્ત્રીવર્ગને સહાયજનક થઇ પડશે.

# તુર્કસ્તાનની સ્ત્રીઓ.

[ તેમના સંબંધી જાણવાજોગ થોડીક હકીકત. ]

( અંગ્રેજી ઉપરથી અનુવાદ. )

કૉન્સ્ટેન્ટીનોપલમાં આવ્યા પછી મ્હેં નિશ્ચય કર્યો કે તુર્કીશ સ્ત્રીઓ સંબંધી પ્હેલાં જે જે મ્હેં સાંભળ્યું અને વાંચ્યુ હતું તે સઘળું મ્હારા મસ્તિકમાંથી દૂર કરવુ, અને મ્હારી નોંધપોથીની નવેસરથી શરૂઆત કરવી. સ્વતંત્રતા અને ઉત્કર્ષના લક્ષબિંદુથી સ્થપાયલા ત્યાંના નવા રાજ્ય બંધારણથી તુર્કીશ સ્ત્રીઓના જીવનમાં કંઇ ફેરફાર થયો છે કે નહિ તેની નોંધ કરી લેવાનો અને તેના ઉપર વિચાર કરવાનો મ્હારો ઇરાદો હતો.

સદ્ભાગ્યે ત્યાંનાં ચેમ્બર ઑફ ડેપ્યુટીનાં બ્હેન સેલ્મા હેનોમ સાથે મ્હારે ઓળખાણ થઇ. તુર્કીસ્તાનની સ્ત્રીઓની ઉન્નતિ અને સ્વતંત્રતાને માટે ત્યાંની સ્ત્રીસમાજનો જે થોડો ભાગ પ્રયત્ન કરી રહ્યો હતો તેમાં આગેવાની ભર્યો ભાગ લેનાર સેલ્મા હેનોમ હતાં અને તેથી તેમનું નામ તુર્કીના લોકોમાં જાણીતું હતું. તુર્કીશ સ્ત્રીઓ સાથેના મ્હારા સઘળા મેળાપમાં મ્હને ખબર પડી કે પાશ્ચિમાત્ય દેશની સ્ત્રીઓ જેટલી સ્વતંત્રતા હાલમાં ભોગવે છે તેટલીજ સ્વતંત્રતા મુસલમાન ધર્મની શરૂઆતમાં પૂર્વ દેશની સ્ત્રીઓ ભોગવતી હતી. આ સત્યને પરિપૂર્ણ સ્થાપન કરવાને અને પુનઃ તેવી સ્વતંત્રતા ભોગવવાને તેઓ પ્રયત્ન કરી રહી હતી. સેલ્મા હેનોમ અને અન્ય શિક્ષણ પામેલી સ્ત્રીઓની માગણી એ છે કે કુરાનમાં અમને જે સ્વતંત્રતા આપવામાં આવી છે તે અમને ભોગવવા દો; તે ઉપરાંત અમારે કંઇ જોઇતું નથી. તુર્કસ્તાનમાં પ્રગતિના દુશ્મનોએ સેલ્મા હેનોમને ઘણા ખરાબ સ્વરૂપમાં ચીતરેલી છે અને તેના સંબંધી ઘણું ખોટું લખેલું છે અને તેની પોતાની જીંદગી ઘણી વખત જોખમમાં આવેલી છે. તે એક હોંશીયાર લેખક છે, પણ શકને લીધે સરકાર તેને કંઇ પણ લેખ પ્રસિદ્ધ કરવા દેતી નથી. દેશનું ભલું કરવાના શુભ ઇરાદાથી તેઓ કંઇ પણ હાલમાં છપાવતાં નથી. નવું રાજ્યબંધારણ હજુ સુધી એવા મજબુત અને સારા પાયા ઉપર આવ્યું નથી કે આ સ્ત્રીઓના કાર્ય તરફ પોતાની સંમતિ અને વલણ ખુલ્લી રીતે દર્શાવીને પ્રજાના અન્ય ધર્માંધ ભાગની લાગણી ઉશ્કેરીને તે પોતે મુશ્કેલીમાં આવે.

આ નવા રાજ્યબંધારણની શરૂઆતના શુભ દિવસોમાં કેટલીક સ્ત્રીઓની એવી માન્યતા હતી કે, આ સ્વતંત્રતા અને પ્રકાશના યુગમાં સ્ત્રીઓને વધુ સ્વતંત્રતા મળશે, અને તેથી તેઓએ બુરખા વગર ઘરે બ્હાર જવાની હિંમત ધરી હતી. આ સ્ત્રીઓમાંની ઘણીએ ગત રાજ્યદ્વારી હિલચાલમાં ભાગ લીધો હતો. પણ ટૂંક સમયમાંજ તેઓ નિરાશ થઇ; કારણ કે પોલીસે હુકમ કર્યો કે, બુરખો ઓઢ્યા શિવાય સ્ત્રીઓએ ઘર બ્હાર નિકળવું નહિં. પોલીસે ઉપર જણાવેલી સર્વ સ્ત્રીઓને ચેતવણી આપી કે હવેથી આવી રીતે બ્હાર નીકળવું નહિં. આ કારણને લીધે બાહ્યદૃષ્ટિથી જોનારને એમ માલમ પડે છે કે તુર્કસ્તાનની સ્ત્રીઓની સ્થિતી પ્હેલાં જેવી હતી તેના કરતાં હાલના નવા રાજ્યમાં કંઇ પણ સુધરેલી નથી. કૉન્સ્ટેન્ટીનોપલની સ્ત્રીઓના ગમે તેવા સ્વતંત્ર અને

સુધરેલા વિચાર હોય તોપણ તેઓમાંની કોઇ ઘર બહાર બુરખા સિવાય જવાની, કોઇ યુરોપીયન મિત્રની તેના ઘર અથવા હૉટેલમાં મુલાકાત લેવાની, અથવા કોઇપણ પુરૂષને પોતાને ત્યાં બોલાવીને તેની મુલાકાત લેવાની છુટ લઇ શકતી નથી. બોસ્ફરસમાં હજારો નાવડાંઓ આમથી તેમ આવજા કરે છે. આ નાવડાંમાં પુરૂષો અને સ્ત્રીઓ, એમ બન્નેને માટે જુદા જુદા વિભાગ હોય છે; અને કોઇ પણ સ્ત્રી પુરૂષ વર્ગના વિભાગમાં જઇ શકતી નથી. રસ્તામાં ટ્રામની અંદર બેસનાર જો કે ફક્ત એક સ્ત્રી હોય તોપણ ટ્રામ હાંકનાર તેની આગળ પાછળ પડદો નાંખે છે અને આવી રીતે તેને પુરૂષોની દૃષ્ટિથી દૂર રાખવામાં આવે છે.

આ સર્વે જોવાથી પ્હેલાં તો આપણને એમ ખબર પડે છે કે આ સ્ત્રીઓ ઘણી પછાત છે; પરંતુ થોડા વખત પછી, સત્ય શું છે, તે આપણા જાણવામાં આવે છે. સેલ્મા હેનોમે મ્હને એક વખત કહ્યું હતું કે બુરખો ઓઢવો એમાં શું ? એ તો એક નજીવી બાબત છે. અમારે તો ખરી સ્વતંત્રતા-માનસિક સ્વતંત્રતા જોઇએ છે. અમને માનસિક સ્વતંત્રતા આપો, અને પછી જુઓ કે અમારો બુરખો યોગ્ય સમયે દૂર થઇ જાય છે કે નહિ. સત્ય છે કે પ્રગતિને માર્ગે અમે ઘણું ધીમે ધીમે પ્રયાણ કરીએ છીએ. કોઇપણ દેશમાં સમાજ વિરૂદ્ધ વર્તન ચલાવીને તેમની લાગણી ઉશ્કેરવામાં આવતી નથી; અને અમારા દેશમાં તો અમારા પ્રતિસ્પર્ધીઓ એટલા બધા બળવાન છે અને અમારી ભૂલ શોધી કાઢીને પ્રજાની લાગણી ઉશ્કેરવાને એટલા બધા તત્પર છે, અને અમારી હીલચાલને તેઓ એટલી બધી બારીકાઇથી નિહાળે છે કે, અમે હાલમાં તો પ્રજા વિરૂદ્ધ કોઇપણ પ્રકારનું વર્તન ચલાવી શકીએ તેમ નથી.

તુર્કીસ્તાનની સ્ત્રીઓની હીલચાલનું ખરૂં સ્વરૂપ તો ઉપર દર્શાવ્યું તેવું છે. માર્ગમાં હજારો મુશ્કેલીઓ છતાં તેઓ શરૂઆતમાં તો માનસિક સ્વતંત્રતા મેળવવાને માટે પ્રયત્ન કરી રહી છે. અન્ય બાબત ઉપર તેઓ હાલમાં વિશેષ લક્ષ આપતી નથી. હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં મ્હેં જોયું કે સ્ત્રીઓ કેળવણી અને પ્રગતિને માટે તનતોડીને પ્રયાસ કરી રહી છે.

જ્યારે હું સેલ્માહેનોમને મળવા ગયો ત્યારે મ્હને ખબર હતી કે તુર્કીસ્તાનની ઉચ્ચી પાયરીની એક સ્ત્રીને હું મળવા જાઉં છું, કારણકે જનસમાજ સુધારવાનો પ્રયત્ન કરનાર ઘણુંખરું આ કોટીનાં મનુષ્યો હોય છે. જેટલો સમય હું ત્યાં રહ્યો તેટલા સમયમાં તો મ્હેં બીજી ઘણી તુર્કી સ્ત્રીઓની મુલાકાત લીધી, અને તેઓમાંની કેટલીકની સાથે તો મ્હેં મિત્રતા પણ બાંધી. કેટલીક વિદ્વાન તુર્કી સ્ત્રીઓ સાથે મ્હારે ઓળખાણ થયું; આ સ્ત્રીઓમાંની એક નવલકથાકાર અને સ્ત્રીકવિ હતી અને તેનાં પુસ્તકો તુર્કીસ્તાનમાં લગભગ દરેક ઘેર વંચાતાં હતાં. કેટલાક પાશાઓને પણ હું મળ્યો, અને તેઓની પત્ની અને દીકરીઓએ મ્હારી સારી આગતાસ્વાગતા કરી. જે જે તુર્કી સ્ત્રીઓએ પોતાના સગાંવ્હાલાં સાથે યુરોપમાં મુસાફરી કરી હતી તેઓને પણ હું મળ્યો. બે રાજ્યકન્યાઓનો પરિચય પણ સદ્‌ભાગ્યે મ્હને થયો, અને તેમની સાથે વાર્તાલાપ પણ હું કરી ગયો. પ્રાચિન વંશજોની અને જુના વિચારની કેટલીક સ્ત્રીઓ સાથે પણ મ્હારી મુલાકાત થઇ. મ્હને સૌથી નવાઇની વાત તો એ લાગી કે આ જુદાં જુદાં કુટુંબો વચ્ચે કોઇપણ જાતનું મળતાપણું નહતું. તેઓ જાણે જુદી જુદી પ્રજાઓનાં કુટુંબો હોય એમ લાગતું હતું.

તુર્કીસ્તાનમાંનાં કેટલાંક ગૃહોની મુલાકાતની કલ્પના હવે હું તમને કરાવીશ.

આ ઘર એમ-હેનોમનું છે. ભભકાબંધ તુર્કીશ ક્વાર્ટર્સમાંના નીકેનટકમાં આ ઘર આવેલું છે. ગૃહરચના સર્વ પ્રકારે યુરોપીઅન રીતને મળતી આવે છે. તમે બહારથી ઘંટડી વગાડો છો, અને એક નોકર આવીને તમને અંદર દાખલ કરે છે અને તમારા બુટ ઉતારે છે. પછી તમને એમ-હેનોમના દિવાનખાનામાં લઈ જવામાં આવે છે. તમારી આતિથ્યકારિણી ઉભી થઇને તમને સ્હામે લેવા આવે છે, અને આવકાર આપે છે. તે એક સુંદર નાજુક સ્ત્રી છે; તેના વાળ મનોહર અને ચ્હેરો આકર્ષક છે, શુદ્ધ ઈંગ્લીશ ભાષામાં તે તમને આવકાર આપે છે. ત્યાં બેઠેલી બીજી બે સ્ત્રીઓ—એક તેની બ્હેન અને બીજી ભત્રીજી—સાથે તે તમારું ઓળખાણ કરાવે છે. આ બે સ્ત્રીઓનું ઈંગ્લીશ પણ તેના જેવુંજ શુદ્ધ હોય છે. તેઓનો પોષાક સાદો પણ આકર્ષક લાગે છે. દિવાનખાનું ઉત્તમ પ્રકારે શણગારેલું છે. એક બાજુએ ખુણામાં (ઈંગ્લીશ વાદ્ય) એક મ્હોટો પીયાનો ઉઘાડો પડેલો છે. કોઇપણ કેળવાયલી સ્ત્રીના દિવાનખાનાની સમાન આ દિવાનખાનાની વ્યવસ્થા કરવામાં આવી છે. પુસ્તકો, ચિત્રો અને ફોટોગ્રાફો-સર્વે વ્યવસ્થાથી યોગ્ય સ્થળે મુકેલાં છે. ઈંગ્લીશ રીત પ્રમાણે ચ્હા આપવામા આવે છે. ઇંગ્લેન્ડની પાર્લામેંટની ચુંટણી સંબંધી તમે વાત કરો છો; અને આ સ્ત્રીઓનું આ સંબંધી આટલું પૂર્ણ જ્ઞાન જોઇને તમને અજાયબી થાય છે. અમેરીકા અથવા ગ્લેન્ડની સ્ત્રીઓને તુર્કીસ્તાનની રાજ્યદ્વારી હકીકતની જેટલી ખબર હોય છે તેના કરતાં વિશેષ ખબર આ સ્ત્રીઓને ઇંગ્લેન્ડની રાજ્યદ્વારી સ્થિતિની હોય છે. તમને ભ્રમ થાય છે કે શું આ તુર્કીની સ્ત્રીઓ છે? બેશક, આ સ્ત્રીઓ તુર્કીસ્તાનનીજ છે. પછી મોઢા ઉપર ન્હેલા બુરખા સંબંધી વાતની શરૂઆત થાય છે. ત્યાં બેઠેલી સ્ત્રીઓમાંની એક કહે છે કે મ્હેં ગઇ કાલ પેરામાં એક તુર્કી સ્ત્રીને એટલો બધો પાતળો બુરખો પ્હેરીને ફરતાં જોઈ હતી કે તેના શરીરની આકૃતિ પણ તેમાંથી જણાઇ આવતી હતી. રસ્તામા આવતા જતા તુર્કીશ લોકો આ સ્ત્રીના પોષાક વિષે ઘણી ટીકા કરતા હતા. એક સ્ત્રી કહે કે તે તો સાલોનીકામાંથી આવેલી લાગે છે. છેવટે બધા એ નિર્ણય ઉપર આવે છે કે આ સાલોનીકા સ્ત્રીને કેમ વર્તવું જોઇએ તેનું તેને ભાન નથી. સત્ય કહીએ તો આ સ્ત્રીઓ પણ ભવિષ્યમાં પોતાને આટલા જાડા બુરખા ઓઢવા ન પડે અને પોતાને વધુ સ્વતંત્રતા મળે તેવા દિવસોની આશા રાખે છે. આ દિવસો પાસે આવતા જાય છે.

થોડા સમય પછી વાર્તાનો વિષય બદલાઇને તુર્કીશ સ્ત્રીઓમાં હાલમાં ચર્ચાતા એક બનાવ તરફ વળે છે. આ બનાવ આ પ્રમાણે છે. નુરી બેની દીકરીઓમાંની એક ફીગારો નામના પત્રમાં પોતાનો એક લેખ પ્રકટ કર્યો હતો. આ લેખમાં જણાવવામાં આવ્યું હતુ કે અંધકાર લોટીના પુસ્તકમાં તુર્કીશ જીવનનું જે ચિત્ર આલેખવામાં આવ્યું છે તે, મુખ્ય સ્ત્રી પાત્રના દુઃખદાયક અંત શિવાય, લગભગ સર્વ રીતે સત્ય હતું; અને તે પુસ્તકમાં આલેખવામા આવેલાં ત્રણ સ્ત્રી પાત્રમાંના પોતે એક હતાં.

અમારી આતિથ્યકારિણીમાંથી એક જણુ ગુસ્સાથી બોલી ઉઠે છે કે, "નુરી બે ની દીકરીઓ પેરામાં રહેતી હતી, અને તેમને તુર્કીશ રીત પ્રમાણે ભાગ્યેજ ઉછેરવામાં

આવી હતી. એમ. લોટીનાં સ્ત્રી પાત્રોને તુર્કીશ સ્ત્રીઓ તરીકે સ્વીકારવામા આવે છે તેથી અમને તુર્કીશ સ્ત્રીઓને ઘણો સંતાપ થાય છે. સત્ય છે કે આ પ્રકારની સ્ત્રીઓ હાલમા જોવામાં આવે છે પણ તેથી કોઇપણ રીતે એમ ન કહી શકાય કે તુર્કીસ્તાનની કેળવણી પામેલી સર્વ સ્ત્રીઓ આ સ્ત્રીઓના જેવી હોય છે. તે પુસ્તકમાં એવી ઝાંખી કરાવવામાં આવી છે કે સઘળી તુર્કીશ સ્ત્રીઓ પરદેશી પુરૂષોની સાથે સ્નેહથી જોડાવાને તત્પર છે, પણ અમને તો અમારા દેશના પુરૂષોથીજ પૂર્ણ શાંતિ અને સંતોષ છે. ટૂંકામાં કહીએ તો તુરીની છોકરીઓને યોગ્ય વર્તનનું ભાન ન હતું. સારી કેળવણી પામેલી તુર્કીશ સ્ત્રીઓમાંની એવી એકને પણ બતાવો જે ઇસ્તામ્બુલ અથવા બીજા કોઇ પણ મુકરર કરેલા સ્થળે અજાણ્યા પુરૂષ સાથે મુલાકાત લે. દરેક દેશમાં એવી કેટલીક છોકરીઓ હોય છે જેમને યોગ્ય વર્તનનું ભાન હોતું નથી, પણ આવી છોકરીઓના વર્તનથી આખા સ્ત્રીસમાજના વર્તનનું અનુમાન બાંધવુ એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી."

આટલું બોલીને તે તિરસ્કારની દૃષ્ટિથી આમતેમ જુએ છે. થોડા વખત પછી જ્યારે તેણે એક ફોટોગ્રાફ મ્હને બતાવ્યો, ત્યારે મ્હને લાગ્યું કે તેનું કહેવું સત્ય હતું. આ ફોટોગ્રાફમાં તે સ્ત્રી અને તેનો પતિ તેમના પ્હેલા સંતાનને સ્નેહથી રમાડતાં હતાં. પૂજ્ય અને સૌન્દર્યયુક્ત પતિ, આલ્હાદજનક ગૃહ, અને સુધરેલા વિચારોમાંથી ઉત્પન્ન થતી સ્વતંત્રતા —આ કરતાં સ્ત્રીને વિશેષ સુખ શું હોઇ શકે?

હવે આપણે એક બીજા ઘરની મુલાકાત લેઇએ. કોન્સ્ટેન્ટીનોપલમાં થોડાંક અમીર ઉમરાવોનાં કુટુંબો વસે છે, તેમાંના એકને આપણે આ સમયે મળવા જઇએ છીએ. અમેરીકા કરતાં કોન્સ્ટેન્ટીનોપલ વધારે (Democratic) માયાળુ છે. કોઇપણ તમને તમારા કુળ અથવા કુટુંબ વિષે ત્યાં પુછતું નથી, અને આજ કાલનો એક હલકી પાયરીનો નોકર ભવિષ્યમાં મોટા વઝીરની પદવી ઉપર ત્યાં આવી શકે છે.

અમારી સાથે એક ફ્રેન્ચ સ્ત્રી છે. આ સ્ત્રીએ તુર્કીસ્તાનમાં પોતાની લગભગ આખી જીંદગી ગાળી છે, અને અહીંયાં તેને ઘણા મિત્રો છે. ગેલેટા પૂલ ઓળંગીને અમે એક ગાડી ભાડે કરીએ છીએ. આ ગાડી એવી મજબુત બાંધવામાં આવી હોય છે કે રસ્તો ગમે તેટલો ખરાબ હોય તોપણ તે ઉંધી વળી જતી નથી. અમારી ગાડી ઇસ્તામ્બુલની સાંકડીશેરીઓમાં આમથી તેમ આગળ દોડતી જાય છે. અમારી બન્ને બાજુએ લાકડાના મ્હોટાં ઘરો એટલાં સાથે આવી લાગેલાં હોય છે કે ઉપરથી તો જાણે તે મળી જતાં હોય એમ લાગે છે. આ ઘરોની બારીઓ ઉપર, રસ્તામાં જતા આવતા પુરૂષોની દૃષ્ટિથી દૂર રહેવા; મ્હોટા પડદા નાખેલા હોય છે. છેવટે અમે એક જુની બાંધણીના ઘર પાસે આવી પહોચીએ છીએ. અહિંથી મુસલમાનીયા મસજીદના ન્હાના ન્હાના મિનારાઓ આછા ભુરા આકાશમાં જાણે ભળી જતા હોય એમ લાગે છે. અમે સ્હેજ જોરથી બારણું ખખડાવીએ છીએ. અંદરથી અમે કોણ છીએ એવું પુછવામાં આવે છે. અમારો જવાબ સંતોષકારક લાગવાથી અમને અંદર દાખલ કરવામાં આવે છે. ઘરના વડીલ, એ—બે એ અમારી આતિથ્યકારિણીઓને અમારા આગમનની અગાઉથી ખબર આપેલી હોય છે. ઓસરી ઓળંગ્યા પછી ત્રણ સ્ત્રીઓ અમને સ્હામી લેવા આવે છે, અને તે લોકોના રીવાજ પ્રમાણે

હૃદય, ઓષ્ઠ અને મસ્તકનો સ્પર્શ કરીને અમને નમ્રતાથી આવકાર આપે છે યુરોપીઅન દેશોમા જેમ હસ્તમિલનનો રીવાજ છે તેમ આ દેશમા હૃદય, ઓષ્ઠ અને મસ્તકને સ્પર્શ કરીને એવુ દર્શાવવામા આવે છે કે આ ત્રણે તમારી સેવામા હાજર છે

આ સ્ત્રીઓએ પોતાનો ઉત્તમ પોષાક પહેરેલો છે, કેશ યુરોપીઅન રીત પ્રમાણે ઓળેલા છે, અને સર્વેએ કાને હીરાના એરીંગ અને હાથે વીંટી ધારણ કરેલી છે

અમારે એક બીજાનું અરસ્પરસ ઓળખાણ થયા પછી આ સ્ત્રીઓ અમારી આગળ ચાલીને બીજે માળે મ્હેમાનો માટેના ખાસ ઓરડામા અમને લઈ જાય છે જૂની કાઢેલી વાર્તાઓમા આ લોકોના ઝનાનખાનાનુ જે સુદર વર્ણન આપણે વાચેલુ હોય છે તેમાનુ અત્રે કઈ પણ જોવામા આવતુ નથી જો કે જમીન ઉપર સુદર સાદડીઓ પાથરેલી હોય છે તો પણ આગળ પાછળનો દિવાલનો દેખાવ કટાળો ઉપજાવે છે આ ઓરડાની મુખ્ય ચીજોમા બન્ને બાજુએ બે મ્હોટા સોફા, અને તેની વચ્ચે સ્હામેની બારીને અઢેલીને મુક વામા આવેલો એક ન્હાનો સોફા—એટલુ હોય છે આ ન્હાના સોફા ઉપર મ્હેમાનોને બેસાડવામા આવે છે શિયાળાની ઋતુ હોવાથી ઓરડાની વચ્ચે એક મ્હોટી સઘડીમા દેવતા ભરેલો હોય છે તે ઉપરાત પુસ્તકોનુ એક ન્હાનુ કબાટ, અને જોઈ શકાય એવા સ્થળે મુકવામા આવેલુ એક ગ્રામોફોન—પૂર્વના લોકોને આ ગ્રામોફોન-કેટલા વ્હાલા હોય છે! ચીતરેલાં બેડોળ માટીના વાસણો, દિવાલ ઉપર લટકાવેલો યુરોપનો નકશો, અહિં તહિં કુરાનની ઉક્તિઓના તખતા અને કુટુબના મશહુર પિતામહ એમ-પાશાની તસ્વીર, આ સઘળે પણ આપણી દૃષ્ટિએ પડે છે.

મ્હને કોન્સ્ટેન્ટીનોપલમા રહેવુ ગમે છે કે નહિં, મ્હારૂ લગ્ન થયુ છે કે નહિ, અને અત્રે મ્હારે કેટલો સમય રહેવાનુ છે—વગેરે સભ્યતાથી પુછાયેલા સવાલોના જવાબ આપ-તા આપતા હુ મ્હારી આતિથ્યકારિણીઓનો મસ્તિક વડે ફોટોગ્રાફ લઉ છુ તેઓમાની એક, જે સૌથી મ્હોટી હતી, અને જે સૌથી હોશીયાર અને ચપળ દેખાતી હતી, તે કાળી પણ તન્દુરસ્ત હતી અને તેના નેત્ર ચળકતા અને ભુરા હતા બીજી યુવતી જે ઉપર જણા વેલી સ્ત્રીની પુત્રવધુ હતી તેનો ચ્હેરો ફીક્કો, કેશ લાલાશ પડતા અને બદન નિસ્તેજ હતું બીજી પુત્રવધૂ પણ સુદર હતી આ બન્ને પુત્રવધૂઓ ચોખ્ખી હવા ન મળવાથી રોગીલી જણાતી હતી. અમને સીગારેટસ (પીવાની બીડી) આપ્યા પછી થોડા સમયમા એક જાડી ગુલામ-છોકરી થાળમા તુર્કીશ કોફીના પ્યાલા લાવે છે તે દરમિયાન અમારા વચ્ચે સાહિત્ય સબધી વાત નીકળે છે વડીલ સ્ત્રી દિલગીરી સાથે જણાવે છે કે "હુ ફક્ત તુર્કીશ, ફારસી અને આરબી ભાષા જાણુ છુ, અને તેથી હુ તમારા લખેલા પુસ્તક વાંચી શકતી નથી." વધારામા તે કહે છે કે, "હુ વાચનની ઘણી શોખીન છુ, અને પોલ બરજેનાં પુસ્તકોનાં તુર્કીમા થયેલા ભાષાંતર મ્હને ઘણા પ્રિય છે"

મ્હે પુછ્યુ, "તમારા તુર્કીશ નવલકથા કારોમાથી તમને કોણ પ્રિય છે?"

તે વડીલ સ્ત્રીએ જવાબ આપ્યો, "વિદ્યમાન તુર્કીશ ગ્રથકારોમા તો મ્હને અબ્દુલ્લા હમીદ બે અને એહમદ મીદહાત ઇફેન્ડી વાચવા ગમે છે. કામ્યામલ બેના પુસ્તકોની

પણ હું ઘણી શોખીન છું; તે થોડો સમય થયાંજ ગુજરી ગયેલા છે. ફ્રેન્ચનાં ભાષાંતરો પણ હું વાંચું છું."

આ વખતે મ્હોટી પુત્રવધૂ મગરૂરીથી વચમાં બોલી ઉઠી, "મ્હારા બે ન્હાના પુત્રો ઈંગ્લીશ અને ફ્રેન્ચ વાંચી શકે છે." પરદેશમાં પોતાના પુત્રોને અન્ય ભાષાની કેળવણી મળે તે માટે પોતાને અને પોતાના પતિને કેવી યુક્તિઓ અને ઉપાયો યોજવા પડયા હતા તે સઘળું તેણે અમને કહ્યું. નવા રાજ્ય બંધારણ પહેલાં અબ્દુલ હમીદના વખતમાં યુરોપીયન કેળવણી લેવાની છુટ ન હતી, અને જે લોકો આ નિયમ વિરૂદ્ધ વર્તતા તેઓને દેશપારની શિક્ષા કરવામાં આવતી અથવા જેલમાં મોકલવામાં આવતા. નવા રાજ્ય બંધારણમાં ગમે એટલી ખામી હોય તો પણ એટલું તો કબુલ કર્યા શિવાય ચાલતું નથી કે પહેલાંના જુલમના દિવસો હવે ગયા છે અને પ્રમાણના માર્ગો જે પહેલાં બંધ કરવામાં આવ્યા હતા તે હાલમાં ખુલ્લા થયા છે.

આ વાતચીત દરમિયાન ગુલામ-છોકરી (હવે તે ફક્ત નામનીજ ગુલામ છે; કારણકે નવા રાજ્ય બંધારણથી કોઇપણ ગુલામ પોતાની સ્વતંત્રતાનો હક મેળવી શકે છે.) હાથમાં ગુલશીરાબ-ગુલાબના શરબતના પ્યાલા ભરીને લાવે છે, અને તે પીધા પછી અમે વિદાયગીરી લેઇએ છીએ. તુર્કીશ આગતાસ્વાગતાના નિયમ પ્રમાણે આ સ્ત્રીઓ અમારી આગળ ચાલતાં ચાલતાં કહે છે, "કોન્સ્ટેન્ટીનોપલમાં પાછા વ્હેલા પધારજો. બોસ્ફરસ તટે અમારા ગ્રિષ્મભવનમાં આપણે સાથે રહીશું અને જે જે વિષય સંબંધી તમે લખી શકો તેમ હો તે તે સર્વે અમે તમને બતાવીશું. અમને આશા છે કે અમારાં હૃદય તમને આ સ્થળે પુનઃ આકર્ષવાને શક્તિમાન નિવડશે।"

એક કરતાં વધારે સ્ત્રી કરવાના રિવાજ સંબંધી પણ કંઈક અત્રે કહેવાની જરૂર છે. તુર્કીસ્તાનમાં સ્ત્રીઓને આ રિવાજના અસ્થિત્વ વિષે પુછતાં, તેઓમાંની લગભગ બધી તેનો અસ્વિકાર કરશે. આ રિવાજ ત્યાં એટલો થોડો છે કે તેનું અસ્થિત્વ નથી એમ કહીએ તો પણ ચાલે. પણ આ રિવાજને બદલે બીજા બે રિવાજોનું ત્યાં પ્રાબલ્ય છે. એક તો છુટાછેડા કરવાનો અને બીજો સ્ત્રીઓ પ્રત્યેની પુરૂષોની અપ્રમાણિકતાનો. તુર્ક લોકો સ્વભાવથી હળી જાય એવા અને માયાળુ દિલના હોય છે અને તેથી કરીને ત્યાંનાં ગૃહજીવનમાં પ્રમાણસર સુખ અને શાંતિ જોવામાં આવે છે. પરંતુ તુર્કીશ પત્નીને પોતાની ચાલુ સ્થિતીની જરાપણ ખાત્રી હોતી નથી. તેનો પતિ, જો અન્ય કોઇ યુવાન સ્ત્રીની સાથે ફરીથી પરણવા માંગે, અને તેની પાસે રિવાજ પ્રમાણે તે સ્ત્રીને લગ્નમાં આપવાના પૂરતા પૈસા હોય તો તે પોતાની પત્નીની સાથે છુટાછેડા કરી શકે. જ્યાં સુધી આવી વસ્તુસ્થિતી છે ત્યાં સુધી પોતાની જાતીની ઉન્નત્તિ અને પોતાના હક્ક મેળવવાના કાર્યમાં તુર્કીશ સ્ત્રીઓને ઘણી મુશ્કેલી નડવાનો સંભવ છે. પણ દરેક સવાલને બે બાજુઓ હોય છે, અને નિષ્પક્ષપાત દ્રષ્ટિથી નિહાળતાં હાલની પદ્ધતિમાં કેટલાક પ્રશંસાપાત્ર મુદ્દાઓ પણ છે. પોતાના પતિને ન ચ્હાતી એવી સ્ત્રીઓ ભાગ્યેજ તુર્કસ્તાનમાં દ્રષ્ટિએ પડે છે. આપણા દેશમાં (ઈંગ્લેન્ડમાં) મ્હોટી ઉમ્મરની બહુ કુંવારીકાઓ હોય છે, અને તેઓ કૃત્રિમ જીવન ગાળે છે, પણ અત્રે તેવું કંઈ છે નહિ. પ્રત્યેક તુર્કીશ સ્ત્રીની સંભાળ લેવામાં આવે

છે. માતૃત્વ પૂર્વમાં જેટલું માનનીય ગણાય છે તેટલું બીજા કોઇપણ દેશમાં જોવામાં આવતું નથી. લગ્ન થયા પછી જે સંતાન થાય છે તેમની સઘળી જવાબદારી પુરૂષોને માથે છે અને સંતાન થયા પછી પોતાની પત્નીને તે પોતાના જીવનભર કાયમ રાખે છે. સુલતાનના ઝનાનખાનામાં પણ જે સ્ત્રીઓને સુલતાનથી સંતાન થાય છે તે, બેશક, રાણીની પદવી ધારણ કરે છે.

ચાલુ સ્થિતિનો, અન્યની માફક, તેનો ભેળજ ભવિષ્યમાં નિર્ણય આવશે. ફક્ત યુરોપીઅન રીતરિવાજથીજ માહિતગાર એવા પાશ્ચિમાત્ય માણસોથી આવા અતીશય ગુંચવણી ભરેલા સામાજીક સવાલનો નિર્ણય સહેલાઇથી થઇ શકે તેમ નથી. પૃથ્વી ઉપરના કોઇપણ દેશમાં સુખ અને શાંતિ ભોગવતી પત્નિઓ અને માતાઓનું જેટલું પ્રમાણ જોવામાં આવે છે તેટલુંજ તુર્કસ્તાનમાં પણ છે. આ સ્ત્રીકેળવણીની હિલચાલનું અને પુરૂષો સાથેની માનસિક સ્વતંત્રતા સ્થાપન કરવાના તેમના આ પ્રયાસનું પરિણામ શું આવશે, તે તો ફક્ત ભાવિજ કહી શકે એમ છે.

અમદાવાદ. —શ્રી હરિ.

---

# ટર્કીની સ્ત્રીઓ.

[ ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૧૨ ના Times of India Illustrated Weekly ઉપરથી. ]

ટર્કીમા થોડા વખત પરની રાજ્યની ઉથલપાથલ ઉપરથી જણાઇ આવે છે કે તે દેશની થોડી સ્ત્રીઓ સુધારામાં પૂરતી આગળ વધેલી છે. જુવાન તુર્કોની બ્હેનો ને વહુઓને પુરૂષો કરતાં ત્યાંની સરકારના છુપા જાસુસો તરફથી ઓછી હરકત થતી હતી; તેથી આ રાજ્યની ઉથલપાથલમાં સામેલ થનારાઓની વચ્ચે સંદેશા લઇ જવા લાવવાનું ઘણું ખરૂં કામ તેઓએ ખુશીથી ઉપાડી લીધું હતું. આ ઉથલપાથલના કામમાં તેઓ સામેલ થઇ હતી તેનું કારણુ તેમને છળભેદ કરવા પસંદ પડતા એમ નહિ, પણ તેઓમાંની ઘણી ખરી યુરોપમા જઇ આવેલી હોવાથી અથવા યુરોપવાસીઓ સાથે સમાગમમા આવેલી હોવાથી તેમનામાં સ્વતંત્રતાની તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઇ હતી.

તે દેશની પ્રજા રાજ્યબંધારણને માટે આંહોમાંહિ લડી રહી ને તેનું ઇષ્ટ પરિણામ આવ્યું ત્યારે જે થોડી તુર્ક સ્ત્રીઓ, પશ્ચમનો વાયરો લાગવાથી, સ્વાતંત્ર્યના વિચારથી ઉશ્કેરાઇ હતી તેમને લાગ્યુ કે હવે સ્વતંત્રતા મેળવવાનો ખરેખરો લાગ આવ્યો છે. કેટલીકે રસ્તામાં બુરખા વિના જવાનું શરૂ કર્યું. સોએક સ્ત્રીઓએ તો નાટકશાળામાં ખાસ સ્ત્રીઓનેજ માટે એક સ્વદેશાભિમાની નાટક પણ ભજવાવવાને માટે ગોઠવણ કરી. ઘણાખરા સુધરેલા પુરૂષો પણ આ બાબતમાં તેમને રજા આપવા ખુશી હતા. તથાપિ કેટલાક જુના મતના લોકો એટલા બધા આની વિરૂદ્ધ પડયા કે જે દિવસે આ નાટક ભજવાવાનું હતું તે દિવસે છરા સાથે મુસલમાનો તે નાટકશાળાની આસપાસ વિંટળાઇ વળ્યા ને જે બાઇ તેમાં જવા યત્ન કરશે તેને મારી નાખીશું એવી ધમકી આપવા લાગ્યા.

પણ હું ઘણી શોખીન છું; તે થોડો સમય થયાંજ ગુજરી ગયેલા છે. ફ્રેન્ચનાં ભાષાંતરો પણ હું વાંચું છું."

આ વખતે મ્હોટી પુત્રવધૂ મગરૂરીથી વચમાં બોલી ઉઠી, "મ્હારા બે ન્હાના પુત્રો ઇંગ્લીશ અને ફ્રેન્ચ વાંચી શકે છે." પરદેશમાં પોતાના પુત્રોને અન્ય ભાષાની કેળવણી મળે તે માટે પોતાને અને પોતાના પતિને કેવી યુક્તિઓ અને ઉપાયો યોજવા પડ્યા હતા તે સઘળું તેણે અમને કહ્યું. નવા રાજ્ય બંધારણ પહેલાં અબ્દુલ હમીદના વખતમાં યુરોપીયન કેળવણી લેવાની છુટ ન હતી, અને જે લોકો આ નિયમ વિરૂદ્ધ વર્તતાં તેઓને દેશપારની શિક્ષા કરવામાં આવતી અથવા જેલમાં મોકલવામાં આવતા. નવા રાજ્ય બંધારણમાં ગમે એટલી ખામી હોય તો પણ એટલું તો કબુલ કર્યા શિવાય ચાલતું નથી કે પહેલાંના જુલમના દિવસો હવે ગયા છે અને પ્રગતિના માર્ગો જે પહેલાં બંધ કરવામાં આવ્યા હતા તે હાલમાં ખુલ્લા થયા છે.

આ વાતચીત દરમિયાન ગુલામ–છોકરી (હવે તે ફક્ત નામનીજ ગુલામ છે; કારણકે નવા રાજ્ય બંધારણથી કોઇપણ ગુલામ પોતાની સ્વતંત્રતાનો હક મેળવી શકે છે.) હાથમાં ગુલશીરાબ–ગુલાબના શરબતના પ્યાલા ભરીને લાવે છે, અને તે પીધા પછી અમે વિદાયગીરી લેઇએ છીએ. તુર્કીશ આગતાસ્વાગતાના નિયમ પ્રમાણે આ સ્ત્રીઓ અમારી આગળ ચાલતાં ચાલતાં કહે છે, "કોન્સ્ટેન્ટીનોપલમાં પાછા વ્હેલા પધારજો. બોસ્ફરસ તટે અમારા ગ્રિષ્મભવનમાં આપણે સાથે ન્હાશું અને જે જે વિષય સંબંધી તમે લખી શકો તેમ હો તે તે સર્વે અમે તમને બતાવીશું. અમને આશા છે કે અમારાં હૃદય તમને આ સ્થળે પુનઃ આકર્ષવાને શક્તિમાન નિવડશે!"

એક કરતા વધારે સ્ત્રી કરવાના રિવાજ સબંધી પણ કંઈક અત્રે કહેવાની જરૂર છે. તુર્કીસ્તાનમાં સ્ત્રીઓને આ રિવાજના અસ્થિત્વ વિષે પુછતાં, તેઓમાંની લગભગ બધી તેનો અસ્વિકાર કરશે. આ રિવાજ ત્યાં એટલો થોડો છે કે તેનું અસ્થિત્વ નથી એમ કહીએ તો પણ ચાલે. પણ આ રિવાજને બદલે બીજા બે રિવાજોનું ત્યાં પ્રાબલ્ય છે. એક તો છુટાછેડા કરવાનો અને બીજો સ્ત્રીઓ પ્રત્યેની પુરૂષોની અપ્રમાણિકતાનો. તુર્ક લોકો સ્વભાવથી હળી જાય એવા અને માયાળુ દિલના હોય છે અને તેથી કરીને ત્યાંના ગૃહજીવનમાં પ્રમાણસર સુખ અને શાન્તિ જોવામાં આવે છે. પરંતુ તુર્કીશ પત્નીને પોતાની ચાલુ સ્થિતીની જરાપણ ખાત્રી હોતી નથી. તેનો પતિ, જો અન્ય કોઇ યુવાન સ્ત્રીની સાથે ફરીથી પરણવા માગે, અને તેની પાસે રિવાજ પ્રમાણે તે સ્ત્રીને લગ્નમાં આપવાના પુરતા પૈસા હોય તો તે પોતાની પત્નીની સાથે છુટાછેડા કરી શકે. જ્યાં સુધી આવી વસ્તુસ્થિતી છે ત્યાં સુધી પોતાની જાતીની ઉન્નત્તિ અને પોતાના હક મેળવવાના કાર્યમાં તુર્કીશ સ્ત્રીઓને ઘણી મુશ્કેલી નડવાનો સંભવ છે. પણ દરેક સવાલને બે બાજુઓ હોય છે, અને નિષ્પક્ષપાત દ્રષ્ટિથી નિહાળતાં હાલની પદ્ધત્તિમાં કેટલાક પ્રશંસાપાત્ર મુદ્દાઓ પણ છે. પોતાના પતિને ન ચ્હાતી એવી સ્ત્રીઓ ભાગ્યેજ તુર્કીસ્તાનમાં દ્રષ્ટિએ પડે છે. આપણા દેશમાં (ઇંગ્લેન્ડમાં) મ્હોટી ઉમ્મરની બહુ કુંવારીકાઓ હોય છે, અને તેઓ કુત્રિમ જીવન ગાળે છે, પણ અત્રે તેવું કંઈ છે નહિ. પ્રત્યેક તુર્કીશ સ્ત્રીની સંભાળ લેવામાં આવે

ઉપરચોટીયુ જ્ઞાન અપાય છે તો પણ કુરાનનું શિક્ષણ એ તેમા મુખ્ય સ્થાન ભોગવે છે. છોકરીઓ માટેની માધ્યમિક શાળાઓમાં તો શિક્ષણ વધારે વિસ્તારવાળું છે. ત્યા કુરાન શિખવાય છે એટલુંજ નહિ પણ ફારસી તથા અરબી, ગણિતમા આગળનાં પ્રકરણો, વિજ્ઞાનના મૂળ-તત્ત્વો, ભૂગોળ અને નિબંધ શિખવાય છે, અને થોડો વખત હસ્તકળા માટે નખવામા આવે છે. ઘણી બાળાઓ માધ્યમિક શાળામાથી પસાર થયા પછી લલિત કળાઓની પાઠશાળાઓમા જાય છે આવી પાઠશાલાઓ તે દેશમા થોડી છે. ત્યા તેઓ સીવણકામ, ચિત્રકામ, રગકામ, મકાન વગેરેના નકશા કાઢવાનુ કામ, અને સગીત શીખે છે. કેટલીક વધારે ઉત્સાહી બાલાઓ ટ્રેનિગ કૉલેજોમા જાય છે. ત્યા તેઓને અરબી, ફારસી, નીતિશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, નિબધ, ઇતિહાસ, ભૂગોળ, ગણિત અને ગૃહવ્યવસ્થા શિખવાય છે ટર્કીમા સ્ત્રી શિક્ષકોને માસિક પગાર રૂ ૩૦ થી ૧૫૦ સુધી મળે છે, અને સ્ત્રી શિક્ષક તરીકે શિક્ષણ લઇ તૈયાર થએલી બાળાઓ માટે નોકરી શોધી કાઢવા ત્યાની સરકાર હમેશ આતુર ને તૈયાર રહે છે. જો કે છેલ્લા પાચ વર્ષમા છોકરીઓની નિશાળોની સંખ્યામા સરકાર તરફથી ઘણો વધારો કરવામા આવ્યો છે, તોપણ તે નિશાળોની સખ્યા જે હોવી જોઇએ તેની સાથે સરખાવતા હજુ તો બહુજ ઓછી છે પણ યોગ્ય શિક્ષકોને પૈસા પુરતા ન હોય ત્યારે સરકાર સ્વાભાવિક રીતે ધારે તેટલું તો નજ કરી શકે

ટર્કીમા મહા પાઠશાળા (કૉલેજ) એકજ છે, ને તે પણ પાદરીની છે, તથા તે અમેરિકાના લોકનું સાહસ છે કૉન્સ્ટાન્ટીનોપલથી બોસ્ફરસમાં થઈ આવતા સ્કુટેરીના એક સુદર ને શાન્ત વિભાગમા તે આવેલી છે આ શાળામા ટર્કી છોકરીઓ જાય તે વિચાર સુલતાન અબદુલ હમીદને ગમ્યો નહિ, ને તેથી તેણે પહેલા તો તે બંધ કરાવવા પ્રયત્ન કર્યો એમ કહેવાય છે કે તે અમેરિકન કૉલેજના પ્રેસીડન્ટને એકવાર કોઈ ભણવા આવેલી મુસલમાન છોકરીના રક્ષણ માટે ચાલાકી વાપરવાની જરૂર પડી હતી. સુલતાને સાભળ્યુ હતુ કે કોઇ તુર્ક છોકરી ત્યા ભણે છે તે પરથી સા તપાસ કરવાને તથા આ વાત ખરી છે કે નહિ તેની ખાત્રી કરવા સુલતાન વારંવાર ઇન્સ્પેક્ટરો મોકલતો. એકવાર જેમ જેમ તપાસ ચાલતી હતી તેમ તેમ એક ઓરડામાથી બીજામા ને બીજામાથી ત્રીજામા એમ પેલી છોકરી જતી હતી, ને આવી રીતે તે પેલા અમલદારની નજરે પડતી નહિ. આખરે આ અમલદારે જતી વખતે ત્યાની મુખ્ય સ્ત્રી શિક્ષકને કહ્યું કે જો કે મે કોઇ મુસલમાન છોકરીને જોઇ નથી, તોપણ એક અહિં છે તો ખરીજ એમ હું ખાત્રીપૂર્વક માનું છું તે ઉપરથી પેલી ચતુર અમેરિકન સ્ત્રીએ જાણે આશ્ચર્ય ઉપજ્યુ હોય તેમ દેખાવ કરી તેને પૂછ્યુ કે ટર્કી સ્ત્રી પુરૂષને દેખા દે તે માટે મજુરીની મારી પાસેથી આશાજ તમે કેમ રાખી શકો? આમ પોતાની શોધમા હરકત નડવાથી ઇન્સ્પેક્ટર ચાલ્યો ગયો, અને પેલી છોકરીએ પોતાનો અભ્યાસ જારી રાખ્યો અને આખરે ગ્રેજ્યુએટ થઇ. આ પછી તે દેશની કેટલીક છોકરીઓએ તે સસ્થામા પોતાનો અભ્યાસ શરૂ કરી પૂરો કર્યો છે અને બીજી ઘણી હાલમા તે કૉલેજમા ભણે છે. ઉંચી કેળવણી લેવામા હવે કોઇપણ જાતની હરકત કરવામા આવતી નથી. આ સંસ્થા તરફ સુલતાન અબદુલ હમીદનું જે વર્તન હતું તેનાથી નવા સુલતાનનું જુદાજ પ્રકારનું છે, અને કૉલેજમા ભણતી પાંચ ટર્કી છોકરીઓનું ખરચ આ સુલતાનના

રાજ્ય તરફથી પૂરૂં પાડવામાં આવે છે, તે ઉપરથી આ વાત જણાઇ આવે છે. આ છોકરીઓ પાસે 'પછીથી શિક્ષક તરીકે પાંચ વર્ષ નોકરી કરીશું' એવી કબુલાત લેવામાં આવે છે; પણ આ સિવાય તેમની પાસેથી બીજી કંઇપણ માગણી કરવામાં આવતી નથી.

એમ સમજાય છે કે આ છોકરીઓ, યુરોપ ને અમેરિકામાં જેમને ભણવા મોકલી છે તે, તથા પસંદ કરેલી પશ્ચિમની સ્ત્રીઓ—આ બધીનું, સ્ત્રીઓ માટે ઉંચી કેળવણી તથા ભાષણો અપાવવાની વ્યવસ્થા કરનાર, એક (આવી જાતનું ટર્કીમાં પહેલુંજ) મંડળ થોડા વખતમાં કોન્સ્ટાન્ટીનોપલમાં સ્થપાશે, અને સુલતાને તેને માટે કન્દિલી મહેલ આપવાનું કર્યું છે. આવા પ્રકારનાં ફ્રેન્ચ મંડળોની જે યોજના છે તે યોજનાપરજ અહીં કામ ચાલશે. તે દ્વારા અમુક અમુક વખતે પરીક્ષાઓ લેવાશે અને ઉંચામાં ઉંચી પરીક્ષા બેચેલર–ઍસ–લૅટ્રૅઝની (બી. એ. ની પરીક્ષાને મળતી) થશે. આરંભમાં સર્વ જ્ઞાન તુર્ક ભાષામાંજ આપવું, ચઢીઆતું જ્ઞાન પણ તેજ ભાષામાં, પણ વિજ્ઞાન જેવા થોડાક વિષયને માટે બીજી ભાષા રાખવી અને તે શિખવવા માટે પરદેશી સ્ત્રીઓને નોકરી—આવી તે મંડળીની યોજના છે.

કુલ સરવાળે જોતાં, ટર્કીમાં સ્ત્રીકેળવણી બહુજ ઉતરતી સ્થિતિમાં છે એમ કહી શકાય નહિ. મોટાં શહેરોમાં કેટલીક આગળ પડનારી સ્ત્રીઓ તથા તેમને અનુસરતી અનેક બુદ્ધિશાળી સ્ત્રીઓ દેખવામાં આવે છે. આમાંની કેટલીક આગળ વધેલી સ્ત્રીઓ ફ્રેન્ચ, જર્મન અથવા અંગ્રેજી જેવી વિદેશીય ભાષામાં વાંચી તથા લખી શકે છે. કેટલીકને યુરોપીય કેળવણીનો લાભ મળેલો છે અને થોડીક તો ડીગ્રીવાળી પણ છે. બીજી કેટલીક (ઘણુંખરૂં પોતાના પતિ અથવા કોઇ સગાની સાથે) નવલકથાઓ લખીને, ભાષાન્તરો કરીને તથા વર્તમાનપત્રો ચલાવીને ખ્યાતિ મેળવે છે. કોઇ કોઇક સારી કવિતા કરે છે ને કોઇ કોઇક સ્વતંત્ર રીતે પુસ્તકો લખે છે.

જે તુર્ક બાનુઓ સાહિત્યસેવા અથવા શિક્ષકમાર્ગ સ્વીકારતી નથી તે કલા તથા સંગીતનો સારો અભ્યાસ કરે છે ને તે એવા દઢ નિશ્ચયથી કે તેમાંની એકાદનું કામ તો પૅરિસ સલોનમાં પ્રદર્શિત કરવા જેવું સારૂં ગણવામાં આવ્યું છે. આજે સુલતાનની સલ્તનતની ખરેખર પ્રગતિ કરતી સ્ત્રીઓએ નકામા ગપ્પા હાંકવા મૂકી દીધા છે, અને તેઓ પોતાના દિવાનખાનામાં પહેલાંના રિવાજ પ્રમાણે ઘરસંસારની નજીવી વાતોમાં વખત નહિ ગાળતાં, સાહિત્ય, કલા, સંગીત અને રાજ્યનીતિ જેવા વિષયો પર ગંભીર ચર્ચા ચલાવે છે. આ સ્ત્રીઓની દૃષ્ટિનો–તેમના મનનો વિકાસ કરવા ઉપર કહેલા મંડળદ્વારા તેમને માટે ખાસ ભાષણો અપાવવાની યોજના કરવામાં આવી છે.

જેમ સર્વ પ્રકારના વિકાસો થતાં વાર લાગે છે તેમ સ્વાતંત્ર્ય મેળવવાનું કામ પણ હંમેશ બહુ ધીમુંજ ચાલે છે, તથાપિ કેળવણીના પ્રસાર સાથે ટર્કી સ્ત્રીઓ બુદ્ધિશાળી અને ચપળ હોવાથી બહુ ઝડપથી આગળ વધે એમ સંભવે છે. એટલું તો કબુલ કરવું જોઇએ કે ટર્કીમાં સ્ત્રીઓને પોતાને માટે વોટનો હક મેળવવાને મથવાનું છે તેના કરતાં વિશેષ યત્ન મન, વચન અને કર્મની સ્વતંત્રતા મેળવવાને કરવાનો છે. તે ભૂમિની સ્ત્રીઓ જાણે પાળેલાં જાનવર અથવા ભાગ્યાહક પ્રાણીઓ હોય તેમ અત્યારસુધી તેમની તરફ ત્યાંના લોકોનું વર્તન હોવાથી તેઓ આ પ્રકારના જીવનથી કંટાળી ગઇ છે. તેઓને પૂરા

પુરૂષના જેટલા સામાજીક હક જોઇએ છે. તેમની મરજીમાં આવે ત્યાં, ખુલી રીતે ને અડચણ વગર, તથા તેમને ગમે તેવા પોશાક સાથે તેમને જવા આવવાની છૂટ મળે એવી તેમની ઇચ્છા છે. સાર્વલૌકિક જીવનમાં ભાગ લેવા માટે તેઓ આગળ પડી દીલચાલ કરતી નથી, તેમને તો જે કંઇ જોઇએ છે તે સાંસારિક સ્વતંત્રતા-સામાજીક જીવનમાં નડતાં બંધનોમાંથી છૂટ-છે; અને જો આ મળી તો અમે ઘેર રહી શાન્તિથી અને આનન્દથી જીવન ભોગવીશું એમ તેઓનું કહેવું છે.

---

# તુર્કસ્તાનની કુમારિકા.

## ( બુરખો અને લગ્ન. )*

યૂરોપના બીજા દેશોની કન્યાઓની જેટલી છૂટ અથવા ગમત ગંમત તુર્કસ્તાનની બાલિકાઓને નહિં મળતી હોવાથી, હેમને યુવાવસ્થા દર્શાવતું બુરખાનું વસ્ત્ર પોતાનાં કપડાં ઉપર ધારણ કરવાનો સમય આવે છે ત્યારે કાંઇ ખાસ અણગમો થતો હોય એમ જોવામાં આવતું નથી. બુરખો ધારણ કરનાર યુવતી લગ્ન કરવાની ઉમ્મરે આવી છે એવું સમજાય છે. જો કે બુરખો ધારણ કરવાનું ફરમાન ઇસ્લામી ધર્મશાસ્ત્ર કુરાનમાં નથી, તથાપિ લાંબા સમયના રિવાજથી તે રૂઢી લોકોમા શાસ્ત્રની આજ્ઞા જેવીજ પ્રચલિત થયેલી છે. ધીમે ધીમે બુરખાનું વસ્ત્ર જે પ્રથમ ઘણું બેડોળ અને કઢંગુ હતું તે હવે ઘણું બારીક થતુ ગયું છે, અને તેથી તે બહુ દેખાવડું તથા મનોહર લાગે છે.

માતાઓ સ્વાભાવિકરીતે પોતાની પુત્રીઓ માટે સારામાં સારો વર શોધવાની તજવીજમાં રહે છે. પણ એ શોધ તેઓ કેવી રીતે કરી શકે? કારણ કે તેઓ (તેમજ હેમની પુત્રીઓ) ની નજરે ભાગ્યેજ કોઈ પુરૂષો પડે છે. તેથી તે પોતાનાં સગાં વહાલાં અને સહીપણીઓને ત્યાં જાય છે; અને તેઓ પોતપોતાના પરણવાલાયક થયેલા પુત્રો તથા સગાઓના અતિશયોક્તિ ભરેલા વખાણ સાંભળે છે. એકથી બીજી જગાએ જઇ આમ તેઓ તપાસ ચાલુ રાખે છે. અને ઘણી વાર લગ્ન કરાવવાનો ધંધો લઈ બેઠેલી સ્ત્રીઓની પણ મદદ હેમને લેવી પડે છે. પરન્તુ ખુબી એ છે કે આવી રીતે ગોઠવાયલા લગ્નમા પણ પતિપત્નીને સુખી થવાનું પ્રમાણ, જે દેશોમા સ્ત્રીપુરૂષો એક બીજાને પસંદ કરી લગ્ન કરે છે હેના કરતાં, ભાગ્યેજ ઓછું આવે છે!

ટર્કીમા પ્રજા નિયંત્રિત રાજ્યની સ્થાપના કરવામાં ત્યાંની સ્ત્રીઓએ પણ મહત્વનો ભાગ લીધો હતો. જૂદી જૂદી જગાએ કાગળપત્રો અને સંદેશા પહોંચાડવાનું કામ હેમને સોંપવામાં આવેલું હતું, કારણ કે દેશોન્નતિ માટે પ્રયત્ન કરનાર મંડળના સભાસદોની સ્ત્રીઓને ગજ્યકર્તાઓનું ખાસ ધ્યાન ખેંચ્યા શિવાય એક બીજાને મળવા જવાનું કામ ઘણું સુગમ હતું! ટર્કીમા સ્ત્રીઓનું જે સન્માન રાખવામા આવે છે, તેથી હેમની તપાસ થઇ શકતી નથી; અને ટર્કીશ મકાનમાં જનાનાના ઓરડામા પ્રવેશ કરવાનું અથવા તપાસ ચલાવવાનું કામ એટલું મુશ્કેલ છે કે કોઇપણ પોલીસ અમલદાર ઘણા અગત્યના કામ શિવાય પ્રાચીન કાળના નિયમોનું ઉલ્લંઘન કરીને સ્ત્રીઓના ઓરડામા જઈ શકતો નથી.

---

* ૧ લી નવેમ્બર ૧૯૧૧ ના Times of India Illustrated Weekly ઉપરથી.

તેઓ શાસ્ત્રવેત્તા, તત્વજ્ઞાની, ભૂગર્ભશાસ્ત્રી, ધર્મશાસ્ત્રકર્તા, જ્યોતિષી, વૈદ્ય, અધ્યાત્મજ્ઞાની અને ઇતિહાસકારક હતા. કેટલાક યુગ સુધી તેમની એવી સમજ હતી કે ખરૂં જ્ઞાન દૂતો તરફથીજ મળે છે. તેમની પ્રેરણાથી માનવોએ ગ્રંથો લખ્યા અને તે પવિત્ર મનાયા. ગ્રંથમાં અને વસ્તુસ્થિતિમાં ભિન્નતા જણાતી હોય તો તે દોષ વસ્તુસ્થિતિમાં છે, કિં બહુના તેવી ભિન્નતા કહેનારજ દોષવાન છે. આ ગ્રંથમાં અમરત્વની કલ્પના છે. આ ગ્રંથને અમાન્ય ગણવા કે તેનું ઐશ્વર્ય ન સ્વીકારવું તે અમરત્વની કલ્પનાને દૂર ફેંકી દેવા જેવું છે.

આ સ્વર્ગવાસી દૂતો માનવોનાં રાજ્યસૂત્ર હલાવે છે. મનુષ્યો જે રાજ્ય ચલાવે છે તે કેવળ તેના તંત્રથીજ ચલાવે છે. બાદશાહ, રાજા, સંસ્થાનિક વગેરે સર્વ તેના વતી વહિવટ કરે છે—તેના પ્રતિનિધિ છે, એવી માન્યતા હતી. સર્વનો એવો દૃઢ વિશ્વાસ હતો કે, કોઇને પણ લુંટવામાં આવતો હોય, કચરી નાખવામાં આવતો હોય કે તેને ગુલામ બનાવવામાં આવતો હોય તો તે તેનાજ નામ અને તેનાજ હુકમથી સર્વ કંઇ થાય છે.

આ આકાશવાસી લોકો કહેતા હતા કે શ્રદ્ધા જેવો ગુણ નથી અને સંશય સમાન પાપ નથી. કોઇપણ વાતની ચિકિત્સા કરવી તે મર્યાદા ઓળંગી જવા જેવું છે. આ અપરાધ માટે મરન ત્રાસ આપવો એ શિક્ષા ઠરેલી હતી.

અનંત યુગ સુધી જગત્પર આ સ્વર્ગવાસી મંડળની સત્તા હતી. મનુષ્યની બુદ્ધિને ચૈતન્યહીન કરવા માટે તેઓએ અતિ પ્રયત્ન કર્યો હતો. આ નિંદ્ય કૃત્ય પાર પહોચાડવા મનુષ્યના હૃદયમાં રહેલો સત્ય પ્રેમ નષ્ટ કરવા માટે, તેમની પ્રગતિ અટકાવવા માટે, જ્ઞાન સૂર્યનું એક પણ કીરણ પૃથ્વીપર નહિ પડવા દેવા માટે અને તેમના મનમાં અંધ શ્રદ્ધાને પ્રબળ બનાવવાને માટે ગમે તેવો અનર્થ થતો હતો.

તે યુગ ભય, ગુલામગીરી, અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાનો હતો. અજ્ઞાન, ભય અને અંધ વિશ્વાસથી ઉત્પન્ન થયેલી ચેટક વિવાનું સામ્રાજ્ય રાજા, ધારાશાસ્ત્રી, વૈદ્ય, વિદ્વાન અવિદ્વાનાદિ સર્વ પર હતું. તેઓ સવ થરથર કાંપતા હતા. તેમનો નિશ્ચય થઇ ગયો હતો કે, મનુષ્યો ભૂતોનાં રમકડાં છે.

પ્રાર્થના, ઉપાસ, હોમહવન, મનુષ્ય કે જાનવરોના રક્તથી ભૂત અને દેવોને સંતોષ થતો હતો. નમસ્કાર, ગંત્રયોપ, ઉત્સવ વગેરે તેઓને અતિ પ્રિય હતા. સંસાર ત્યાગ, અવયવ છેદ, જંગલ નિવાસ, બ્રહ્મચર્ય વગેરેથી આકાશસ્થ દેવોને સંતોષ થતો હતો. પુરૂષ, સ્ત્રી અને બાળકોનાં ખૂન કરવામાં, છળનાં નવીન નવીન સાધનો તૈયાર કરવામાં, જ્યાં ત્યાં અંધારા કોટડીઓ તૈયાર કરવામાં, લોકોના હાથ પગમાં બેડીઓ નાંખવામાં, નાસ્તિકોને ઉભા બાળવામાં અને તેમનાં નેત્ર ખેંચી કાઢવા જેવાં ઘોર કૃત્યોમાં તેમને ઘણો આનંદ થતો હતો. સારાંશ, ભૂતને માનનાર લોકો ગમે તેવાં ઘાતકી નિંદ્ય રૂવાટાં ઉભાં કરે તેવાં કૃત્યો કરતા હતા.

આ ભૂતો અને દેવતાઓની ઉત્પત્તિ ડરકણ અને ભૂલી લોકોના કળરૂપ બેજામાંથી ઉદ્ભવી અને અંધશ્રદ્ધાવાળા લોકોએ અન્ય મનુષ્યોના મન પર તેનું ભયંકર સ્વરૂપ ઠસાવવાનો અતિ પ્રયત્ન કર્યો, ભયથી વિચારશક્તિ શિથિલ બની ગઈ, બીકણો પગે પડી

પ્રાર્થના કરવા લાગ્યા, ગાંડી ધર્મશ્રદ્ધા જ્યાં ત્યા પ્રસરી ગઇ. અને રાક્ષસ, ભૂત, પિશાચાદિની વાતો જેને તેને ખરી લાગવા માંડી. આ સર્વ હવે પછીના ચમત્કાર વર્ણન પરથી સ્પષ્ટ થશે.

## પંચાક્ષર.

ખ્રીસ્તી લોકોના બાયબલમાં એવુ લખ્યુ છે કે " ઇસુએ યોહાના પાસે બાપ્તીઝમ લીધા પછી આકાશમાંથી પવિત્ર આત્મા કબૂતરની માફક તેના પર ઉતર્યો, તે વખતે આકાશવાણીથી પ્રભુ બોલ્યા કે તુ મારો પ્રિય પુત્ર છે. હું તને જોઈ સંતુષ્ટ થયો છું."

આ આત્માએ સેતાનદ્વારા ઇસુની પરીક્ષા કરવા માટે ઇસુને રાનમાં લઇ જવામા આવ્યો. સેતાને તેને છળવાને માટે મોહ નાખવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તે ફસાયો નહિ. સેતાનરૂપ ભૂત તેને વશ કરવાને સમર્થ થયું નહિ. કારણ કે દેવરૂપ પવિત્ર ભૂત—આત્મા તેના દેહમા સંચર્યો હતો.

ઇસુ શબ્દથીજ ભૂતને દૂર કરતો હતો. એક વખતે કબરાવિન થયેલાં બે માણસો ભૂત થઈ બહાર નીકળ્યા. તે ઘણાં ભયકર હતાં, તેમણે ઇસુને જોયો ત્યારે મારીગપુર હરમાન કે બાવાગોર આગળ કરીને ભૂતો બોલે છે તેમ ને કરીને બોલ્યાં " હે પ્રભુના પુત્ર ! તું અમને પીડા કરવા અત્રે આવ્યો છે કે શું ? " નજીકમાંજ ડુક્કરોનું ટોળું ચરતુ હતુ. તે ભૂતોએ ઇસુને વિનતી કરી કે, " તું અમોને કાઢતો હોય તો અમોને તે ટોળામાં મોકલ. "

ઇસુએ કહ્યુ " જાવ, " ત્યારે તે ત્યાંથી નીકળી ડુક્કરમાં પેઠાં. પછી તે ડુક્કરો દોડી જઇ ભેખડ પરથી સમુદ્રમાં કુદી પડી મૃત્યુ પામ્યાં.

ઇંગ્લાંડના પ્રસિદ્ધ કવિ શેક્સપિયરનાં ઘણાં નાટકોમાં ભૂત, પિશાચનો ઉલ્લેખ છે ટેંપેસ્ટ, મેકબેથ અને હેમ્લેટ નાટકો જેઓએ વાંચ્યાં હશે તેઓને આની સત્યતા જણાશે. ઇંગ્લાંડના ઇતિહાસમાં એક પ્રસિદ્ધ ચેટકનું નીચે પ્રમાણે વર્ણન છે.

" ઇ. સ. ૧૪૨૮ માં ઈંગ્રેજોનો ફ્રાન્સના અર્ધ કરતાં અધિક ભાગ પર અધિકાર હતો. ફ્રેંચોમાં સ્વદેશપ્રીતિ, રાજ્યનિષ્ઠા અને આત્મબળનો અભાવ હતો. ઘણા ફ્રેંચ સરદારો ઈંગ્રેજોને સળી ગયા હતા. ફ્રાન્સનો રાજા હતાશ થઇ નાસી ગયો. સર્વને લાગવા માડયુ કે આખો ફ્રાન્સ હવે ઈંગ્રેજોની સત્તામાં જશે. પણ તેટલામાં એક એવો વિલક્ષણ બનાવ બન્યો કે તેથી સર્વ ચક્ર પાછુ ફરી ગયુ. તે બનાવ એ હતો કે.—

જોન ઓફ આર્ક નામની ૧૪-૧૫ વર્ષની એક ખેડુતની છોકરી પોતાનાં ઢોર ચરાવતી હતી. એક વખત ઢોરા ચરાવતાં તેના મગજમાં દેશની દુર્દશાના વિચાર થોળાવા લાગ્યા. દેશની દુસ્થિતિથી તેને ઘણું લાગી આવ્યુ. તેણે વિચાર કર્યો કે મારે આ દીનતા દૂર કરવી જોઇએ. આ નિશ્ચય થતાંજ તે ઘેર આવી સર્વને કહેવા લાગી કે " પ્રભુની મને આજ્ઞા થઇ છે કે હું ફ્રાન્સને સ્વતંત્ર કરી રાજાને પુનઃ ગાદી પર બેસાડુ, લોકોનો તેના પર વિશ્વાસ બેઠો. તેણે રાજા પાસે જઇ આ વિષે વાત કરી ત્યારે તેને પણ તે

## મૂર્ખ કલ્પનાનું ભયંકર પરિણામ.

પંદરમી સદીના અંતમાં એટલે હિન્દુસ્થાનમાં શિકંદર લોદી રાજ્ય કરતો હતો. તે વખતે ભૂતપિશાચ એટલાં પ્રખ્યાત થયાં હતાં કે રોમના ધર્માધ્યક્ષ આઠમા 'ઇનોસેંટ' પોપ એઓએ આજ્ઞાપત્ર કાઢી ગુન્હાનો તપાસ કરનારા લોકોએ ચેટકો શોધી કાઢી તેમને સખત શિક્ષા કરવી એવો હુકમ ફરમાવ્યો હતો. હેમર ઓફ વીચેસ નામક એક પુસ્તક કાઢી તેમાં ચેટકોની ચોકસી કેવી રીતે કરવી તે સંબંધી નિયમ ઠરાવવામાં આવ્યો હતો. ત્યારપછી એલેકઝાંડર, લીઓ અને એડીયન એ પોપોએ પણ એવાંજ આજ્ઞાપત્ર કાઢયાં હતા. સુમારે ત્રણસો વર્ષ સર્વ ધર્માધિકારીઓ ચેટકોના અવસ્ય ગુન્હા દૂર કરવામાં નિમગ્ન થઇ ગયા હતા. પુરૂષ, સ્ત્રી, બાળક ગમે તે પકડાયું કે તેને બસ જીવતું બાળો, ફાંસીએ ચઢાવો, પકડો, મારો એજ ધડાકો ચાલી રહેતો હતો. પ્રોટેસ્ટંટ એટલે ઉદાર ધર્મવાદી અને કેથોલીક એટલે અનુદાર ધર્મવાદી એ બન્નેએ આ બાબતમાં બીડાં ઝડપેલાં હતાં. જીનીવા (સ્વીટઝર્લાંડ) મા ત્રણ મહિનામાં પાંચસો ચેટકોને જીવતાં બાળવામા આવ્યાં હતાં. કોમોમાં એક વર્ષમાં એક હજાર ચેટકોને ફાંસીના લાકડે ચઢાવ્યાં હતાં. એકલા જર્મનીમાં આ માર્ગે ઓછામાં ઓછાં એક લાખ મનુષ્યોનો ઘાણ નીકળી ગયો હતો. ઈ. સ. ૧૭૩૯ માં કેટલીક સ્ત્રીઓને આ અપરાધ માટે ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવી હતી. સ્વીટઝર્લાંડમાં ઇ. સ. ૧૭૮૦ સુધીમાં ઘણી સ્ત્રીઓને ચેટક ગાની બાળવામાં આવી હતી.

ઇંગ્લાંડમાં આવીજ ભયંકરતા ચાલી રહી હતી. છઠ્ઠા હેનરીના વખતથી તે પહેલા જેમ્સ સુધી એટલે બસો વર્ષ સુધી ચેટકોના ગુન્હા અને તેમને શિક્ષા કરવા સંબંધમાં કાયદાપર કાયદા પસાર થતા હતા. જે લોર્ડ બેકનને આધુનિક સુધારણાનો જન્મ આપનાર લેખાતું સુધરેલાં રાષ્ટ્રો કહે છે તે જ્યારે કોમન્સ સભામાં સભાસદ હતા ત્યારે ચેટકોનો છેવટનો કાયદો પાર્લામેંટે પસાર કર્યો હતો. આ કાયદો ત્યારપછી સો વર્ષે એટલે ઈ. સ. ૧૭૩૬ માં ઇંગ્રેજો અને ફ્રેંચો હિન્દુસ્તાનમાં રાજ્ય મેળવવા માટે લડતા હતા તે વખતે રદ કરવામાં આવ્યો હતો.

ઇંગ્લાંડમાં ઓછામાં ઓછાં ત્રીસ હજાર ચેટકોને બાળી દેવામાં અથવા ફાંસીએ લટકાવવામાં આવ્યાં હતાં એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. સ્કોટલાંડમાં ઈ. સ. ૧૭૨૨ મા એક ચેટકને ફાંસીએ ચઢાવવામાં આવ્યું હતું. આ એક વૃદ્ધ સ્ત્રી હતી. તેને હસ્તપાદ હીન એક છોકરી હતી. લોકોની એવી સમજ થઇ હતી કે, આ ડોસીએ પોતાની છોકરીને ઘોડી બનાવી તેને ભૂતો પાસે નાલબંદ કરાવી તેથી તેના હાથ પગ ગયા હતા.

મ્યાસાચુસેટસ—સાલેમમા ઈ. સ. ૧૬૩૨ માં ચેટક માની ૧૯ માણસોને ફાંસી દેવામાં આવી હતી.

છેક હમણાં એટલે ઇ. સ. ૧૮૧૫ માં બેલજીયમ દેશમાં એક ચેટક પર કામ ચલાવી તેને પાણીમાં ડુબાડી દેવામાં આવ્યું હતું. તેના માટે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જો તે મનુષ્ય જીવતું નીકળશે તો તેને ખરૂં ચેટક માનવામાં આવશે! તેવીજ રીતે ઇ. સ. ૧૮૩૬ માં ડેંઝીક નજીકના હેલા ગામના લોકોએ એક સ્ત્રીને ચેટક માની તેના

ઉપર પાણીનો પ્રયોગ કર્યો હતો. તે બાઇ એ વખત પાણીપર આવી હતી તેથી તેને ખરૂં ચેટક માની તેને ઠાર કરવામાં આવી હતી !

ઇ. સ. ૧૭૧૨ સુધીમાં ચેટક કરનારને ઇંગ્લાંડમાં ફાંસીની શિક્ષા થતી હતી. ફ્રાન્સમાં ઇ. સ. ૧૭૧૯ સુધી અને સ્પેનમાં ઇ. સ. ૧૭૮૦ સુધી ચેટકી મનુષ્યોને બાળી દેવામાં આવતાં હતાં. પ્રત્યક્ષ લ્યૂથરને ૧૫૨૦ ભૂતો સાથે લડવું પડયું હતું. એટલે લ્યૂથર જેવા માણસોનો પણ આ વખતે ભૂતાં પર વિશ્વાસ હતો. તે કાળના લોકોની ચેટકો વિષે એવી માન્યતા હતી કે, ચેટક કરનારી સ્ત્રીના ઘરની બીલાડીને પકડી તેનું રક્ત કાઢી સાત વર્ષની કુમારીકા સૂર્યોદય થતા પહેલાં ઉઠી વનસ્પતિનો પાલો એકત્ર કરે અને એવો પાલો રક્તમા વાટી તેનો લેપ કરવામાં આવે તો ચેટક—ભૂત નીકળી જાય. આ સમજ સર્વ યૂરોપમાં પ્રચલિત હતી. બ્લેસ પેસ્કલ એક વર્ષનો હતો ત્યારે તેને ચેટક વળગ્યું હતું તે આ પ્રયોગથી દૂર થયુ હતું. વિદ્વાન શાસ્ત્રવેત્તા કેપ્લરની માસીને ચેટક કરવાના ગુના માટે ફાંસીની શિક્ષા થઇ હતી. તેની માતા મહા મુશ્કેલીથી આ શંકામાંથી છુટી હતી. સ્વતઃ કેપ્લર સર્વ યુરોપમાં તે સમયે શાસ્ત્રીય વિષયમાં આટલો વિદ્વાન હોવા છતાં ચેટકોની માન્યતા મિથ્યા છે એમ કોઈ કહી શકે તેમ નથી એવી તેની સમજ હતી. ભૂતાં અને જાદુની વાતો અશક્ય છે એમ તો શું પણ તે ખરેખર નથી એમ કહેવું તે જુના અને નવા કરારમાં દેવોએ કહેલી વાતો પ્રત્યે અશ્રદ્ધા દર્શાવવા જેવું મનાતું હતું. તે વખતના વિદ્વાનો એવું સમજતા હતા કે, આ માન્યતા વાસ્તવિક ખરી છે અને તે જગતના સર્વ રાષ્ટ્રોમાં પ્રત્યક્ષ થયેલી છે. અને તેને નષ્ટ કરવા કાયદા થાય છે તે પ્રત્યક્ષ પુરાવા છે. તે ઉપરથી ભૂતનો સંબંધ મનુષ્યો સાથે હોવો શક્ય છે.

એડીનબરોમાં બ્રાઉન સાહેબે ઇ. સ. ૧૮૦૭ માં બાયબલનો જે શબ્દકોષ પ્રસિદ્ધ કર્યો છે તેમાં તે કહે છે કે "સેતાનની સાથે જેનો વ્યવહાર હોય છે તે ચેટકી હોય છે. આ લોકોને દેહાંત શિક્ષા થવીજ જોઇએ।" આ ગ્રંથની બીજી આવૃત્તિ ન્યુયોર્ક—આલબનીમાં નીકળી છે. આ શહેરના પાદરીઓ હજુ અજ્ઞાની અને ધર્માંધ હોય તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

મિસિસ હિક્સ અને તેની નવ વર્ષની પુત્રી ભૂત છે. તેઓ પોતાના પગનાં મોજાં કાઢે છે કે તરત વાદળાં થાય છે એવી સમજથી ઇ. સ. ૧૭૯૬ માં તેમને ફાંસી દેવામાં આવી હતી.

આ અજ્ઞાન કાળમાં એવી સમજ હતી કે, પુરૂષો અને સ્ત્રીઓ ભૂતાં સાથે લેખી અને મૌખીક કરારાદિ કરે છે, દેવને તથા ખ્રીસ્તને ગાળો દે છે અને સેતાનના સેવક બને છે. ચેટકો અને ભૂતાંની સભા ભરાય છે, તે સભાનું અધ્યક્ષ સ્થાન સેતાન લે છે અને ત્યાં આ કરાર પાકા કરાવવામાં આવે છે. લોકો પોતાનાં શરીરમાંથી રક્ત કાઢી તેનાથી તે કરાર ઉપર સહી કરે છે. આ કરારમાંના કેટલાક કરાર હયાતી સુધીના અને કેટલાક અમુક વર્ષના હોય છે. વર્ષમાં એક વખતે ચેટક કોંગ્રેસ મળે છે તે વખત તે સર્વ નગ્ન હોય છે અને નામ ન પાડવામાં આવ્યાં હોય તેવાં નાનાં બાળકોનું રક્ત તેઓ અંગપર

લગાડે છે. આ સભામાં ઘણે દૂર દૂરથી કોઈ સાવરણી-ઝાડુના હાથા ઉપર તો કોઈ ચીમટા ઉપર, કોઈ ડુક્કર ઉપર તો કોઈ કુત્રા પર સ્વાર થઈ આવે છે; અને ભૂતાંના રાજા સેતાન કે વૈતાળ આગળ ઘુંટણીએ પડી સ્વનિષ્ઠા વ્યક્ત કરે છે, નાનાં બાળકોનો ભોગ આપે છે અને પ્રકાશ થતા સુધી ગમે તેવા અવાજો કરે છે.

અજ્ઞાન અને અંધશ્રદ્ધાના કામમાં મનુષ્યોના મન કેટલાં બીરૂ હતાં તેની કલ્પના થવી પણ અશક્ય છે. હવામાં, ઘરોમાં, સ્નેહિઓના હૃદયમાં, પોતાના શરીરમાં, અંધકારમાં અને ટુંકામાં કહીએ તો આકાશ, પાતાળ અને ચાર દિશાઓ-દશે દિશાઓમાં દુષ્ટ અને ઘાતકી ભૂતો ભરાયલાં છે એમજ તેમના હૃદયમાં ઠસી ગયું હતું,

દેવ (દેવદૂત) શાસન કરે છે તેથી અગર પિશાચો દીર્ઘદ્વેષ કરે છે તેથી રોગ માત્ર ઉત્પન્ન થાય છે. વાસ્તાવક રોગનું નામજ નથી કિંતુ પિશાચ કે દૈવી કોપજ હોય છે. વૈદકશાસ્ત્ર એ પિશાચ અગર દેવોને નીકળી જવાની જરૂર પાડનારી વિદ્યા છે. મંત્ર તંત્ર કરી, ચીસો પાડી, ઝાંઝ, પખાજ, નગારાં વગાડીનેજ હજારો વર્ષ સુધી રોગીઓના રોગ દૂર કરવામાં આવતા હતા. અને નેટલી રીતે ભૂતાંનો સંચાર અપ્રિય થાય તેવો પ્રયત્ન થતો હતો. આ હેતુથી દષ્ટિને ગમે પણ નહિ તેવાં કામ લોકો કરતા હતા. તેથી જો ભૂત ન જતું તો માણસ તો અવશ્ય નાશી જતું ભૂતાંમાં પણ ઉંચા નીચા દરજ્જા અને અધિકાર છે એવી કલ્પના હતી. કેટલાક કહેતા કે અમોએ પ્રબળ ભૂત વશ કર્યું છે (નારસિંગો, ભેંસાસુર, નાનો નારસિંગો વગેરે) તેથી સાધારણ ભૂતાં તો હાથમાં આવ્યાં છે. આવા લોકો નામાંકિત વૈદ્ય બનતા હતા.

સામાન્ય રીતે એ સમજ હતી કે, સામાન્ય પિશાચ તો માછલીનું કાળજું, સાપની કાંચળી, દેડકાના નેત્ર, અજગરની જીભ આદિને બાળી તેનો ધુમાડો તેના નાકમાં જવા દઇએ છે તો તે ગભરાય છે. આ ધૂમ્ર આજારીના ઓરડામાં ભરીએ છીએ તો ભૂત જતું રહે છે, કાંતો રોગી મૃત્યુ પામે છે. તેમજ અતિ પ્રબળ ભૂતનું નામ કે કંઇ અમુક (મંત્ર) શબ્દો ઉચ્ચારવાથી તે જતું રહે છે. લેટીન મૃત ભાષા હતી અને તે ફક્ત પાદરીઓનેજ આવડતી હતી જેથી લેટીન શબ્દ અત્યુત્તમ મનાતા હતા. વળી લોકોની એક એવી સમજ હતી કે, ગમે તેવું મોટું ભૂત હોય પણ જો તેના આગળ બે ઉભી આડી લાકડીઓ ધરીએ તો તે તરતજ નાશી જાય. હજારો વર્ષ સુધી ભૂતાં કાઢવાનો ધંધો એજ વૈદકશાસ્ત્ર ગણાયું હતું.

કેટલાક એવા પણ દાખલા જોવામાં આવ્યા છે કે એ ભૂતો વચ્ચે આપલેનો વ્યવહાર રહેતો હતો. એક વખતે સેંકડો ભૂતાંએ એક માણસ પાસેથી ડુક્કરોનું ટોળું ખરીદ કર્યું હતું. આ વ્યાપારમાં ભૂતાંને ઠોકર લાગી હતી. કારણ કે તે ડુક્કરો થોડાજ સમયમાં સમુદ્રમાં ડુબી મર્યાં હતાં.

મનુષ્ય માંદું પડતાંજ તેને કંઇ વળગ્યું છે એવી સમજ સર્વ જગતમાં હતી અને હજુ પણ સર્વાંશે તે નષ્ટ થઇ નથી. અપસ્મારના આંચકા, અર્ધાંગવાયુથી થતો કંપ, ચાનતંતુના રોગના કારણે ઉત્પન્ન થતું સ્વપ્ન, અને અન્ય ભયપ્રદ વાતોને મનુષ્યના અંગમાં અતિ દુષ્ટ ભૂત પ્રવેશ્યું છે એ હેલપુરાવો આપવામાં આવે છે.

આવી બાબતોને નૈસર્ગિક કે અંગરોગ છે તેથી તે ઔષધથી દૂર થવા જેવી છે એમ કહેતાજ ધર્મમંડળ નાસ્તિક કહી નાખે છે? કોઇપણ વાતનું નિદાન કરવું તે ગુન્હો મનાય છે. જે કંઇ બને છે તે દેવ કે ભૂતાંની ઇચ્છા અને સત્તાથી બને છે એમ કહીએ તો તેના ભક્તો ખૂશ ખૂશ થાય છે પણ તેજ નિસર્ગ નિયમથી બને છે એમ પ્રતિપાદન કરીએ તો પછી ભક્તોની જરૂર કયાં રહે? જે મંત્ર લોકોના કર્ણમાં ફુંકાયલો છે તે જો તેઓ કાઢી નાંખે તો જેને ધર્મ ધર્મ કહેવામાં આવે છે તે કયાં રહે? આટલા માટેજ અદ્‌ભૂત વાતોની અદ્‌ભૂતતાને જેઓ ઉતારી પાડવાની વાત કરતા તેઓનો તિરસ્કાર થતો હતો. વૈદકશાસ્ત્રને આજ તત્વપર ઉતારી પાડવાનો પ્રયત્ન થયો હતો. જ્યા સુધી પ્રાર્થનાથી રોગાદિ સારા થતા હતા ત્યાં સુધી ભક્ત અને યાચકો ઉપયોગી હતા; પણ ઔષધથી રોગ ટળવા લાગ્યા પછી ભક્તોનું શું મહત્વ? ભક્તોએ પ્રાર્થનાની શારીરિક રોગ ઉપર અસર થયેલી જોઇ નહિ ત્યારે તેઓએ પોતાની પ્રાર્થનાનો ઓઘ માનસિક વિકાર દૂર કરવા તરફ વાળ્યો છે.

ગત શતકના આરંભથી ભૌતિક શાસ્ત્રની પ્રગતિ અતિ જોરથી થવા લાગી અને પછી તેમાં તત્વજ્ઞાનનું અપ્રતિમ બળ જોડાયું. સર્વ લોકોને પ્રત્યક્ષ ફાયદો જણાવા લાગ્યો એટલે પાશ્ચાત્યોનાં નેત્ર પણ દૂર થયાં. તેઓનો નિશ્ચય થયો કે, અજ્ઞાન, અંધશ્રદ્ધા, પરાધિનતા અને વિશેષતઃ ભીતિએ અમારો કોળીઓ કરી અમોને અતિ હાની કરી છે. જેને ભૂત કહેવામાં આવે છે તે આજ છે. એને દાબી નાંખવાથી આપણે દુઃખ મુક્ત થઇ શકીશું. જ્ઞાન, આત્મપ્રત્યય, સ્વતંત્રતા અને ધૈર્ય એ ભૂતોને નષ્ટ કરવાનો મહાન્ મંત્ર છે. તેઓની ખાત્રી થઇ કે અન્ય ઉપાસના અજ્ઞાન, અંધશ્રદ્ધાદિ ભૂતોને નસાડે તેમ નથી. તેઓએ કાળક્ષેપ ન કરતા આ દિવ્ય ચતુષ્ટયની ઉપાસના કરવા માંડી. તેના પ્રત્યક્ષ ફળ સુખ, શાંતિ, ઉત્કર્ષ અને પ્રગતિ આપણે જોઇ શકીએ છીએ. આપણે જાણી શકયા છીએ કે પાશ્ચાત્યો આપણા કરતાં વહેમમાં ઘણા આગળ હતા, તેમજ આપણને એમ પણ લાગે છે કે આપણે તેમના કરતાં ઘણા સમજુ હતા પણ દુર્ગુણ દૃષ્ટિએ આવતાંજ પાશ્ચાત્યો તે દુર્ગુણને હડસેલી કાઢવા અહર્નિશ પ્રયત્નશીલ રહે છે ત્યારે આપણને દુર્ગુણ સમજ્યે સેંકડો વર્ષ થઇ ગયા છે તોપણ આપણે તે દુર્ગુણમય કીચડમાં આળોટયા કરીએ છીએ તે એક શરમની વાત છે. તે સમજવા માટેજ પાશ્ચાત્યોની ભૂત વિષયક કલ્પના વિષે વર્ણન કરવામાં આવ્યું છે. હિન્દુ સમાજમાં આપણને ઘણી જગ્યાએ જણાઇ આવે છે કે ઘણી સ્ત્રીઓ ભૂતાંના વહેમથી પીડાય છે. આ માન્યતાનું પરિણામ એ આવ્યું છે કે ઘણાખરાં સ્થાનોએ જો ઘરમાં કોઇ સ્ત્રીને ભૂત વળગેલું છે એમ કહેવામાં આવે છે તો પછી તેના વિષે કોઈ દરકાર પણ રાખતું નથી. ગરીબ બિચારી સ્ત્રીઓ આવી માન્યતામાં પીડાઈ એજ પીડાથી મરણ શરણ થાય છે. કેટલીક જગ્યાએ જ્યારે રોગી સ્ત્રી વિષે કાળજી ધરાવવામાં આવે છે અને ભૂત કલ્પના નક્કી થયેલી હોય છે ત્યારે દવા કરવામાં ખર્ચ થાય તેના કરતાં કેટલીએ વધુ ખર્ચ ભૂવા જાગરીઆમાં કરવામાં આવે છે. આ ભૂવા જાગરીઆમા જ્યાં સુધી મિથ્યા મમતા ધરાવવામાં આવે છે ત્યાં સુધી તેની અસત્યતા દર્શાવવા ગમે તેટલા પ્રયત્ન થાય તો પણ તે એકદમ દૂર થઇ શકે તેમ નથી. નિરક્ષકને તો સ્પષ્ટ જણાય છે કે જેઓ સુશિક્ષિત, સ્વચ્છતાથી રહેનારા અને તેવી કલ્પનાને મિથ્યા માનનારા છે તેમને

એક પણ ભૂત બાધ કરી શક્યું નથી. ભૂતોની અગત્યતાનાં વિશેષ દષ્ટાંતો અજ્ઞાન સમાજ-માંજ વિશેષતઃ જણાઇ આવે છે તે પરથી પણ તેની સત્યતા માટે અનુમાન થઇ શકે તેમ છે. આપણી માન્યતા વિષે સ્વતંત્ર લેખ લખવાની જરૂર છે તેથી અમે તેનું વિશેષ વિવેચન કરીશું નહિ.

વિષય વિવેચનની પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એવી બે પ્રકારની પદ્ધતિ છે તેમાં અપ્રત્યક્ષ પદ્ધતિ કેટલીક વખત ઘણી સારી અસર કરે છે. દષ્ટાંત તરીકે કહીશું કે શિવાજી અને ઔરંગઝેબ અગર તો વેલીંગ્ટન અને નેપોલીયનમાં શિવાજી અને વેલીંગ્ટનના મહત્વની કલ્પના તેમનાંજ કૃત્યો કહેવાથી જેટલી હૃદયમાં ઠસે તે કરતાં શત્રુ ઔરંગઝેબ અને નેપોલીયનનાં કૃત્યોનું ખૂબ વર્ણન કરી છેવટે તેમને જીતનારા એમ કહેવામાં આવે તો તે ઘણી સારી રીતે ઠસે. આજ પદ્ધતિનો અત્રે સ્વીકાર કરવામાં આવ્યો છે. પ્રથમ પાશ્ચાત્યોનું છિદ્ર સન્મૂખ કરી તેમનો ઉપહાસ કર્યો છે; પણ દુર્ગુણ જણાતાંજ તેનો ત્યાગ કરી સદ્ગુણ સ્વીકારવાની અને આગળ પગલું ભરવાની તેમની અપૂર્વ ઉત્સુકતા વ્યક્ત કરી છે તે ઉપરથી આપણા હૃદયમાં ઉપહાસના સ્થાને માન જ યોગ્ય સ્થાન લીધા સિવાય રહેશે નહિ. તેવીજ રીતે આપણને આપણા દુર્ગુણ દૂર કરવાની ઇચ્છા થાય એજ હેતુથી આ લેખ લખાયો છે, અને તે સફળ થાય એવી ઇચ્છા છે. પ્રભુ તે પૂર્ણ કરશે !

—જયન્ત.

---

## ભૂત–પ્રેતની વાત ખરી છે ?

મેં નજરે જોયું છે કે–અમુક માણસને ભૂત આવ્યું હતું. તે રડતું હતું–હસતું હતું–કાંઇ કાંઇ બોલે ને ખાવા માગે વગેરે કરતું હતું. આ ઉપરાંત કેટલાક માણસો પાસેથી મેં સાંભળ્યું છે કે તેમણે રાતે અમુક જગોએ ભૂત જોયું હતું. એક માણસ કહેતો હતો કે એને પોતાને તે રાતે સૂતો હતો ત્યાંથી મીનાલા સાથે ઉપાડી અમુક ( બીજી ) જગોએ નાંખી દીધો હતો. જૂના જમાનાથી પણ લોકો તેના આવી વાત માનતાં આવ્યાં છે, અને ભૂતનો રોગ ઘણો જૂની હજારો વર્ષ સુધી ભૂતાં હતું.

–ચાય કહે છે એ સાંભળ્યું છે, પણ

કેટલાક એવા પણ દાખલા જોવામાં આવ્યા છે એક માણસને બીજી જગોએ ખાટલા સાર રહેતો હતો. એક વખતે સેંકડો ભૂતોએ એક કર્યું હતું. આ વ્યાપારમાં ભૂતોને ઠોકર લાગી હે સમુદ્રમાં ડુબી મર્યાં હતાં.

મનુષ્ય માંદું પડતાંજ તેને કંઇ વળગ્યું હજુ પણ સર્વાંશે તે નષ્ટ થયું નથી. અપસ્માર જ્ઞાનતંતુના રોગના કારણે ઉત્પન્ન થતાં ર અંગમાં અતિ દુષ્ટ ભૂત પ્રવેશ્યું છે એ હે

—“ વિદ્યાવિલાસી. ”

કરી તથા સૌ. બેન ચંદ્રમતીનો પણ નિબંધ ઉત્તેજન આપવા લાયક ગણાયાનું દર્શાવી નિબંધ સ્ત્રી વર્ગ પાસે લખાવવાની જરૂરીયત વીષે કહેતાં જણાવ્યું કે "આવા નિબંધના વિષયના હેતુમાં ગુણીની કદર તથા ગુણને ઉત્તેજન સમાએલાં હોય છે. પોલો આઉન્ડ કે ૧લે આઉન્ડમા પહેલે નંબરે આવનારના ઇનામનો હેતુ ખાસ કરી ગુણીની કદરનો હોય છે. શ્રી ગોકલજી ઝાલા વેદાંત પ્રાઇઝનો હેતુ ઘણું કરી વેદાંત વિદ્યાના ઉત્તેજનનો હોય છે. પણ મારા નિબંધના વિષયમાં તો મારી જ્ઞાતી બહેનોની કદર તથા ધર્મને ઉત્તેજન એ બન્ને હેતુ સમાએલા છે. હું એક ધર્મ ઉપદેશક નથી કે મારો મુખ્ય હેતુ ધર્મના ઉત્તેજનનો હોઇ શકે. હું સહુ બ્હેનોનો એક જ્ઞાતી ભાઈ છું, અને તેથી જ્ઞાની બ્હેનોની કદર હું જેટલી કરૂં તેટલી ઓછી છે. મને પોતાની જ્ઞાતિની શ્રેષ્ટતા વીશે મગરૂબી છે અને તે શ્રેષ્ટતા જળવાઈ રહી જોવા હું ચાહું છુ. ધર્મનો ઝરો એ શ્રેષ્ટતાના સાધનરૂપી મૂળોને જેટલે દરજ્જે સિંચશે તેટલે દરજ્જે બીજી કોઇ પણ ચીજ નહીં સીંચે એમ હું ધારૂં છુ. શ્રેષ્ટતાનો આધાર રહેણી છે અને રહેણીનો આધાર ધર્મ છે. નિશાળોના શિક્ષણમાં હાલ આનું સ્થળ નથી પણ ઘરમાં છે. ઘરમાં સ્ત્રીની પ્રભા પ્રાધાન્ય છે અને તેથી સ્ત્રીઓના ધર્મશિક્ષણદ્વારા આ સીંચવાનું બનતું રહે એમ હું જોવા ચાહું છું. અને આજ કારણથી મેં આ નિબંધ પુરૂષ કરતાં સ્ત્રીઓને લખવા સોંપ્યો હતો."

પછી છેવટમાં કમીટીના મેમ્બરોનો ઉપકાર માનતા જણાવ્યુ હતું કે,—

"કોઇને એમ લાગશે કે ભાઇએ પદવી આપી બેન પાસે કામ કરાવી લીધું કારણ તેમને માથે આ કાર્યનો મોટો બોજો નાંખ્યો. પણ મને ખાતરી છે કે જ્યારે બેહેનો એમ જોશે કે એ કામ કરવામાં તેઓ પોતાના માટે આ ભવ તથા આવતા ભવમાં ઉંચ સ્થાન સાધ્ય કરી શકે છે, પોતાની પ્રજાને સુભગ્ગ બનાવી શકે છે અને પોતાની શ્રેષ્ટ જ્ઞાતિની શ્રેષ્ટતા જાળવી શકે છે ત્યારે સોપેલા કામ માટે તેઓ મને ઠપકો આપશે નહીં."

છેવટમા કહ્યું હતું કે,—

"આજ આ વહેતો મુકેલો પાણીનો રેલો આગળ ચાલતાં નદી, નાળાં, તળાવ સરોવર વીગેરેની સહાયતાથી વહેતો રહેશે–બંધ નહીં પડે એમ હું આશા રાખું છું."

આ પછી ગંગા સ્વરૂપ બેન જશબાએ વિદ્વતા ભરેલો ઉપદેશ આપ્યો હતો અને બેન મધુમતીને ઇનામ આપી સૌ. બેન ચંદ્રમતીને ઉત્તેજન ખાતર આપેલું ઇનામ રજુ કર્યું હતું. ગંગા સ્વરૂપ બેન જશબાએ પોતાના તરફથી બન્ને બેનોને પુસ્તકની ભેટ આપી હતી. તે પછી બેન મધુમતીએ ઇનામ બદલ ઉપકાર માન્યો હતો અને તે પછી સૌ. **વિદ્યાબ્હેન** (બી. એ.) એ એક અસરકારક અને ઘણી સારી સમજથી ભરેલું ભાષણ આપ્યું હતું. રા. રા. ગોપાલશંકરનાં પુત્રવધૂ સૌ. મહેંદબાએ સહુનો ઉપકાર માન્યો ને પછી મેળાવડો બરખાસ્ત થયો હતો.

---

૨.

## " સંસાર વ્યવહારમાં ઉચ્ચ સ્થાન મેળવવા સારૂ નીતિના શિક્ષણ સાથે ધર્મના શિક્ષણની જરૂર. "

લેખક—બ્હેન શ્રી મધુમતી દોલતરાય.

दिक्कालाद्यनवच्छिन्नानन्त चिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येक साराय नमः शान्ताय तेजसे ॥
( भर्तृहरि शतक )

ધર્મ વિનાનું મનુષ્ય એ વાસવિનાના ફૂલ જેવું છે
—હીન.

આ વિષય એટલો તો ગૂઢ છે કે, એની ઉપર લખવા જેટલું જ્ઞાન મ્હારામા નથી છતા પણ મ્હારી અલ્પ શક્તિ અને થોડા અનુભવો ઉપરથી હું મ્હારી અન્ય ભગિનીઓ સાથે આ વિષય લખવાને પ્રવૃત્ત થઇ છુ ત્હેમા પરમ કૃપાળુ પરમાત્માની સહાય હો !

**પ્રાચીન સમય અને ધર્મ.**

આ ધર્મ શિક્ષણની જરૂરીઆતની આપણને જ આજે ખબર પડી છે એમ નથી અને આપણે આજે જ સ્વીકારીએ છીએ એમ પણ નથી ઘણા પ્રાચીન કાળથી એટલે વેદ કાળથી તે અત્યાર સુધીના જમાનાનુ અવલોકન કરતા જણાય છે કે, અત્યારે જે **ધર્મો ધર્મ ! !** કે **નીતિ ! નીતિ ! !** નું આપણે માત્ર મુખથીજ ઉચ્ચારણ કરીએ છીએ તે **ધર્મ** તે **નીતિ** તે કાળમા પ્રત્યેક બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર કુટુંબોમા વિદ્યમાન્ હતા આ બાલ વૃદ્ધ પર્યંત **ધર્મ** અને **નીતિ**ના શિક્ષણને જીવનનુ લક્ષ્ય બિન્દુ જાણતા, દરેક અવસ્થાનુ ધોરણ **ધર્મ** ઉપરજ બાંધવામા આવ્યુ હતું જનસમાજનું આચ રણ મ્હોટે ભાગે નિષ્કામ **ધર્મ**થીજ થતુ, તેથી તે કાળ ખરેખર શાન્તિ કાળજ હતો ઉમદામા ઉમદા સાહિત્ય ઇશ્વરનુ પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન દર્શાવતા **જીવન તત્વના** અને **જીવન આદર્શના** યોગ્ય પ્રાણીના ધર્મો રચનાર અને સમજાવનાર દુનિયા ઉપરનુ ઉત્તમમા ઉત્તમ સાહિત્ય જે વેદ તે, તે સમયની ધાર્મિક જાહોજલાલીનુ ચિન્હ છે જ્યા સુધી આ જાહોજલાલી હતી, જ્યા સુધી ધર્મ ચારે પાયે વિદ્યમાન હતો, ત્યા સુધી ભારત વર્ષ ઉપર શાન્તિનું સામ્રાજ્ય છવાઇ રહ્યુ હતું

**ધર્મનો અવતાર સાક્ષાત્ રામચંદ્રજી**

ધીમે ધીમે ધાર્મિક જ્ઞાનમા ન્યુનતા આવી, હલકી વૃત્તિઓ પ્રવેશવા લાગી, હલકા આચાર વિચારથી દેશનો નેતા વર્ગ ઉભરાવવા લાગ્યો, ત્યારે સાક્ષાત્ ધર્મ ને નીતિની પ્રતિમારૂપ શ્રી રામચંદ્રજીનો પ્રાદુર્ભાવ થયો ત્હેમણે નેતાઓનુ જીવન યોગ્ય માર્ગે વાળ્યુ નષ્ટ થતો ધર્મ રાજાને મજ પ્રજા ઉભયને સમજાવ્યો, હલકી વૃત્તિવાળાઓને ભૂસીદસ્ત કર્યા. કૌસલ્યાના કોમળ બાળક, દશરથ રાજાના આજ્ઞાધારક પુત્ર, સીતાના પ્રેમાળ-પતિ, વશિષ્ટ

મુનીના ચાલાક શિષ્ય, રાક્ષસી સમૂહના ઘાતક, દૈવી સમૂહના રક્ષક, પોષક અને છેવટે એક સમ્રાટ રાજાધિરાજ તરિકેનાં પોતાનાં સ્થાનો તેમણે નીતિ અને ધર્મમય કૃતિથી દિવ્ય અને ઉચ્ચ બનાવ્યાં છે.'

શ્રીમદ્‌ભાગવતમાં જમાનાને અનુસરીને એક ઠેકાણે લખ્યું છે કે, સત્યુગમાં ધર્મ ચારે પાયે હતો, ત્રેતામાં ત્રણ, દ્વાપરમાં બે, અને કલિયુગમાં ધર્મ ફક્ત એકજ પાયે રહેશે. મતલબ કે, જમાનાના ફેરફાર સાથે ધર્મનો પણ ફેરફાર–ધર્મની પણ ચઢતી પડતી થવાનીજ. રામના સમયમાં ધર્મનો આવો ફેરફાર થયો હતો, કાંઇક ધાર્મિક જ્ઞાન ઓછું થયું હતું; જહેને પરિણામે આપણે આગળ કહ્યું છે તેમ, જે ધર્મના નિયમે–જે કુદરતના નિયમે વર્ણ અને અવસ્થાનું ધોરણ બાંધવામા આવ્યું હતું ત્હેમાં કાંઇક અવ્યવસ્થા અને કાંઇક મનુષ્યોનાં સ્થાનોની અવનતિ થઇ હતી. શ્રીરામચંદ્રજીએ, એ, અવ્યવસ્થાનું નિયમન કર્યું, અને મનુષ્યોને જીવનની ઉન્નતિને સારૂ સ્વસ્થાનના ધર્મોનું જ્ઞાન આપ્યું, એ આપણે ત્હેમના ઇતિહાસ ઉપરથી જાણ્યું છે.

આ વ્યવસ્થા પણ પાછી તુટી. સુખ અને શાન્તિ ધીમે ધીમે ઓછાં થવા લાગ્યાં, કેમકે સત્ય ધર્મનું જ્ઞાન રાજા અને પ્રજા ઉભયમાથી પાછું નષ્ટ થયું, તે ખામી પુરવાને તે કાળને અનુસરીને ધર્મનો ઉપદેશ આપવા યોગ્ય શ્રી કૃષ્ણનો અવતાર થયો. આ અવતારથી માનવોને મહાન્ લાભ થયો છે. કેવળ નાશ પામતા ધર્મને અતિ ઉગ્ર પ્રયત્નોથી ત્હેમણે ટકાવી રાખ્યો છે. વેદની શ્રુતિઓ મોઢે રાખી પૌરાણિક કાળ પરંપરાએ જે ઇશ્વરી જ્ઞાન–ધાર્મિક જ્ઞાનનો ફેલાવો આદિકાળમા થતો હતો તે ઝાઝો વખત ટકયો નહિ જેથી અક્ષરજ્ઞાનનાં સાધનોથી સ્મૃતિઓ ઇતિહાસો અને પુરાણો તે સમયનાં મનુષ્યોની બુદ્ધિને અનુસરી, જનસમૂહને ધાર્મિક જ્ઞાન આપવા માટે રચાયાં. શ્રી કૃષ્ણે અર્જુન જેવા અધિકારીને લક્ષ્ય કરી, ધાર્મિકજ્ઞાનનો ઉપદેશ જનસમૂહના કલ્યાણ અર્થે ગીતાદ્વારા કર્યો.

**અધ્ય સમય અને ધાર્મિક સંપ્રદાયો.**

આની અસર કેટલોક કાળ રહી. પણ જેમ મરણ પથારીએ પડેલા મનુષ્યને ઔષધ ફક્ત તાત્કાલીક–પીએ એટલીજ વાર–ગુણ કરે છે, અથવા કેટલીક વખત ઉલટો ગેરફાયદો પણ કરે છે, તેમ મૃત્ પ્રાય થવા માંડેલા ધર્મે, ઉપદેશકોના અસ્તિત્વમાં કાંઇક માર સારૂં દેખાડયું–કાંઇક પ્રકાશ આપ્યો. પણ પાછળથી ત્હેમાં ઘણીજ અંધાધુની ચાલી. જનસમાજની પડતી અને ગૃહસંસારની અવ્યવસ્થા થવાનુ કારણ ધાર્મિક સંસ્કારોની ખોટ છે, એ વાત સર્વમાન્ય થતી પણ કયો ધર્મ કેવી રીતે જીવનમા ઓતપ્રોત કરવો તે વિવેકની ખામીને લીધે અનેક સંપ્રદાયો રચાયા. ધર્મનું શિક્ષણ સર્વ દેશી અને સર્વમાન્ય થવું જોઇએ ત્હેને બદલે એકદેશી અને એક વર્ગને માન્ય થયું. વૈષ્ણવો–શૈવો–શાકતો–રામાનુંજ–કબીર–નાનક–બૌદ્ધ વિગેરે સંપ્રદાયો ફક્ત, પોતાનાજ વંશને સંપ્રદાયને–ઉત્તમ ગણવા લાગ્યા, આથી શાન્તિને બદલે અશાન્તિ વધી, ઉન્નતિને સ્થાને અવનતી થઇ, ધર્મની વિશાળ ભાવના સંકુચીત સ્થિતિ પામી. તેથી જીવનતત્વ અને જીવન-આદર્શને અર્થે રચાએલો ધર્મ, જીવનતત્વ અને જીવનઆદર્શથી ભિન્ન થયો. અર્થાત્ જીવન અર્થે–વ્યવહાર અર્થે ધર્મ છે, અથવા ધર્મને માટેજ જીવન છે, એને

બદલે ગુરૂ, મંદિરમાં જવું કે સ્હવારમાં-કે સ્હાંજરે અમુક ક્રિયા કરવી એનું નામજ ધર્મ એવી માન્યતા વધી ગઈ. ધર્મઉપદેશનું કથન અવળા અર્થમાં ફેરવાયું. જીવનની દિવ્યતા અને સંસારની ઉચ્ચ પદ્વીઓ નાશ પામી.

જુદા જુદા રાજકર્તાઓ પણ કેટલેક અંશે આ, ધાર્મિક જીવનની વિકૃતિનું કારણ થઇ પડયા છે. શ્રીકૃષ્ણપરમાત્માએ ગીતાજીમાં કહ્યું છે કે,

यद्यदाचराति श्रेष्ठ स्तत्त देवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनु वर्तते ॥

**સત્ય ધર્મની ખામી એજ દેશની અશાંતિનું ખરૂં કારણ છે.**

ઇસ્લામી રાજકર્તાઓએ, એ ધર્મનો અખાડો વધાર્યો. બુદ્ધ રાજાના ઉપદેશની પાછળ, કુમારપાળના ઉપદેશની પાછળ હઝારો મનુષ્યોએ પરંપરાનું ધાર્મિક વલણ મુકી દીધું, અને હાલ આપણે જુએ તો કેટલાએ લોકો ક્રિશ્ચિયાનિટીમાં પ્રવેશે છે. સનાતની હિન્દુ ધર્મ, બૌદ્ધધર્મ, ઇસ્લામી ધર્મ અને ખ્રીસ્તી ધર્મ એ ચાર મુખ્ય ગતોમાં, આપણે આગળ કહ્યું તેમ, અસંખ્ય ફાંટાઓ થઇ ગયા છે અને તેમ છતાં પણ ત્હેમાંથી એકે સંપ્રદાયના અનુયાયિઓ પોતાના જીવનને ઉત્તમ બનાવી શકયા નથી—સંસારિક સ્થાનો ઉચ્ચ બનાવી શકયા નથી. આનું કારણ **સત્ય ધર્મની—વિશ્વવ્યાપી ધર્મની—ખામીજ** છે. જ્યાં સત્ય ધર્મ ન હોય; ત્યાં નાસ્તિકતા અપ્રશ્રદ્ધા—વ્હેમ—અજ્ઞાન વિગેરે દુર્ગુણો પ્રવેશેજ એ નિ:સંશય વાત છે.

**સાંપ્રત સમય અને શિક્ષણ.**

આપણો હાલનો જમાનો આ સ્થિતિમાં છે. કેટલાક અપવાદ શિવાય જન વર્ગ ધર્મનું નામ સાંભળી પોંબારા ગણતો જણાય છે. જાણે ધર્મને અને જીવનને સંબંધજ ન હોય, જીંદગીમાં ધર્મની કાંઇ જરૂરજ પડતી ન હોય, ધર્મ એ જાણે બુદ્ધિને ડહોળાવનાર, ખાલી મ્હોટા ગપાટા કે પોથીમાંનાં રીંગણાંજ હોય તેમ; ધર્મને, હાલના આપણા સંસારવ્યવહારમાં બીલકુલ સ્થાન અપાતું નથી, અથવા પોતાનાં સ્થાનો ધાર્મિક સંસ્કારોથી દીપાવવામાં આવતાં નથી. હાલના આપણા જનસમાજમાં બે વર્ગ છે. (૧) અંધશ્રદ્ધાવાળો અને (૨) અશ્રદ્ધાવાળો. આ ઉભય વર્ગ દેશના કલ્યાણમાં વિઘ્નકર્તા છે—ધાર્મિક જીવનને નષ્ટ કરનાર છે—ગૃહસંસારને કલિષ્ટ બનાવનાર છે અને પોતપોતાના સ્થાનોથી ભ્રષ્ટ થનાર છે. જમાનો કહે છે—વસ્તુસ્થિતિ કહે છે કે, આવું ઝાઝો સમય રહેવું ન જોઇએ. **સત્ય ધર્મ એ મનુષ્યનું જીવન છે અને ત્હેનો નાશ કે અત્યાચાર એ જીવનનો નાશ છે.** પાશ્ચાત્ય સુધારાના—કેળવણીના પ્રતાપે આ, સ્હમજવામાં તો આવ્યું છે, પણ ત્હેને જીવન સાથે ગોઠવી શકાયું નથી. આપણી રાજકર્તા પ્રજાએ આપણને સ્હમજાવ્યું છે કે "ત્હમારે સંસારવ્યવહારમાં ઉચ્ચ સ્થાન મેળવવું હોય, દેશની સમાજની ઉન્નતિ કરવી હોય તો દેશને ખુણેખાચરે કેળવણીનો પ્રચાર કરો." મ્હને એમ લાગે છે કે, જનસમાજનો મ્હોટો ભાગ આ શબ્દાર્થનેજ કેવળ વળગી રહ્યો છે. કેમકે, કેળવણીનો અર્થ શું ! કેળવણી શા સારૂ લેવી જોઇએ ? એ પુરતા પ્રમાણમાં હજુ સુધી કોઇને સ્હમજાયું નથી. જો મ્હારી સમજ ખરી હોય તો આપણે પૂર્ણ થવા—સમાજની ઉન્નતિ

કરવા–સંસાર વ્યવહારમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાને સારૂ કેળવણી લઇએ છીએ આ વાત કેટલે અંશે સત્ય ઠરે છે તે જોવું જરૂરનું છે.

**પાશ્ચાત્ય કેળવણી અને ત્હેમાં ન્યૂનતા.**

આપણે એક બીજું પણ ભુલવું ન જોઇએ કે, બ્હારનાં સુખ, ક્ષણિક શાન્તિ કે, કૃત્રિમ ભપકા સારૂ, આપણે કેળવણી લેતાં નથી, પણ સ્થાયી શાન્તિ, અને કુદરતી સરળ નિયમમાં રહેવા સારૂજ આપણે કેળવણી લઇએ છીએ. પાશ્ચાત્ય મુલકમાં અત્યારે કેળવણીનો પવન પુર જોસમાં વહવાય છે. પણ તે, ત્હેમના ગૃહ જીવનનો સડો દુર કરી તેમાં મીઠાશ ભરી શકયો નથી અને આપણે પણ ત્હેમનાજ અનુકરણથી કેળવણી આપતાં હોવાથી અહીંઆંએ એજ સ્થિતિ છે. અત્યારે કેળવણીનો પ્રચાર એટલો બધો થયો છે અને થાય છે, કે સંખ્યાબંધ સ્ત્રીપુરૂષો, સ્કૂલો, કોલેજો વ્યાખ્યાનો અને પુસ્તકોદ્વારા શિક્ષણ લે છે. પરંતુ જેટલા પ્રમાણમાં આપણે આગળ વધેલા દેખાઇએ છીએ તેટલા ખરેખર વધ્યા છીએ ? નથીજ વધ્યા. કારણ કે, હજી આપણા ગૃહ સંસારમાં સડો છે. "ઉપરથી તો અપ્સિ બની ને ભીતરથી તો રામ જાણે." એવી આપણી સ્થિતી છે. આપણી પદ્ધીઓ—આપણાં સ્થાનો ઇમિટેશનના અલંકારો જેવા છે. આનું કારણ શું ? જો કે હાલ સ્કૂલોમાં ભાષાનું, ગણિતનું, ઇતિહાસનું, ભૂમીતિનું, ખગોળનું, વિજ્ઞાનનું, ચિત્રકળાનું અને વધારામાં **નીતિનું** શિક્ષણ પણ અપાય છે. પરન્તુ આપણામાં પૂર્ણતા આવતી નથી: આપણા ગૃહ સંસાર દિવ્ય બનતા નથી અને આપણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકતા નથી. ત્હેનું કારણ એજ છે કે, **विद्या धर्मेण शोभते** એ નિયમ પ્રમાણે સવ પ્રકારનું શિક્ષણ ઉત્તમ અને લાભદાયક હોવા છતાં પણ, ધર્મના શિક્ષણની ત્હેમાં ન્યૂનતા છે. કોઇ પણ ધંધો, ફરજ, વ્યવહાર કે સમાજસેવા કરતી વખતે નૈતિક અને ધાર્મિક વિચારોથી ભરપૂર કૃતિ આચરવામાં આવે તો તે, યથાસ્થિત થઈ શકે એમ હું ધારૂં છું. પણ એ આચરણ થવું એ મ્હોટા ભાગે ધર્મ નીતીના શિક્ષણ અને સંસ્કારો ઉપરજ આધાર રાખે છે.

**ધર્મ અને નીતિનો સંદેશ સ્કુલમાં ઓનપ્રોશિક્ષણ દેશો અને ? વૈષ્ણવો–શૈવો–ના સંપ્રદાયને–ઉત્તમ અવનની થઈ, જીવન આદર્શને અર્થાત્ જીવન અર્થે–વ્યવહને**

ત્યારે આ ધર્મશિક્ષણ હાલની સ્કૂલોમાં ન આપી શકાય ! આવો વિચાર મને એક વખત થયો હતો અને તે મ્હેં એક બન્ધુને જણાવ્યો હતો ત્યારે ત્હેમણે કહ્યું હતું કે, "ધર્મશિક્ષણ સ્કૂલોમાં મળી શકે એમ નથી. કારણકે ધર્મના અનેક ઝગડાઓની મારામારી સ્કૂલોમાં દાખલ કરવામાં આવે તો, હાલ જે સુલેહશાન્તિથી આપણે રહીએ છિએ તે રહેવાય નહીં અને વિદ્યાર્થીઓનાં મગજ ગુંચવાઇ જાય. માટે સ્કૂલોમાં નીતિનું શિક્ષણ આપી વિરમવાની જે પદ્ધતિ છે તેજ યોગ્યછે. આ સત્ય છે રીતીજ અટકવું–બીજો કોઇ ઉપાય શોધ્યા વિના આ વાત કેવળ પકતીજ ધર્મનેત્મ લાગતું નથી. કારણ નીતિને અને ધર્મને ઘણોજ ગાઢ સંબંધ છે. ધર્મમાંથીજ ઉદ્ભવિ છે, નીતિનો મૂળ પાયો ધર્મજ છે અને પોષણ આપે છે, ટકાવી રાખે છે. જેમ કાચા પાયા રહે છે, તેમ ધર્મના શિક્ષણ વિના એકલી નીતિ ટકવી

પણ અશક્ય છે અને તેથીજ સંસાર વ્યવહારમાં ઉચ્ચ સ્થાન મેળવવા સારૂ નીતિના શિક્ષણ સાથે ધર્મના શિક્ષણની જરૂર છે અને આને સારૂ ધર્મના ભેદ જાણવાની—ધર્મનો ખરો અર્થ સમજવાની જરૂર છે

**ધર્મ એટલે શું ?**

ધર્મ એ શબ્દ સંસ્કૃતમા ધૃ એટલે ધારણ કરવું એ ધાતુ ઉપરથી થયો છે ધર્મ એટલે, જેનાવડે, જે ચિદ્શક્તિથી, જે અનિવાર્ય નિયમનથી, આ અખિલ વિશ્વનુ ધારણ થઇ રહ્યુ છે, સ્થિતિ બની રહી છે, તેનુ નામ ધર્મ ઇંગ્રેજીમા એનો અર્થ પાછું બાંધવુ એવો થાય છે અર્થાત્ જે આપણને આપણા મૂળ સ્થાને પાછા પહોચાડે તેનુ નામ ધર્મ ટુંકાણમા ધર્મ એટલે, ઇશ્વરના નિયમોનું—આત્માસબંધી જ્ઞાન, અને કર્તવ્ય કે ફરજ

આ કર્તવ્ય અથવા ફરજને આપણે સાધારણ રીતથી સર્વ કોઇ સમજી શકીએ છીએ, અને સંસાર વ્યવહારના પ્રાપ્ત સ્થાનોને સાચવવા યોગ્ય કર્તવ્યની—સદાચારની જરૂર છે એ પણ સ્વીકારીએ છીએ, પરન્તુ જે ઇશ્વરના નિયમોનુ જ્ઞાન—શિક્ષણ—આપણને ઉચ્ચ સ્થાને લઇ જનાર છે ત્હેને કેવળ વિસરી ગયાં છીએ અને તેથીજ આપણે ઉચ્ચ પદ્દી પ્રાપ્ત કરી શકયા નથી આની વિગતવાર વિચાર કર્યાથી ખાત્રી થશે

**ગૃહ સંસારનાં સ્થાનો.**

આ સંસારમા મનુષ્યોના સ્થાન—પદ્દી—બે ઠેકાણે જોવામા આવે છે ૧) ગૃહ સંસારમા અને ૨) બ્હાર જનસમાજમા. જન વ્યવહારમા—ઘરમા પુરૂષોના સ્થાન, પુત્ર, પતિ કે પિતા તરિકેના હોય છે, જ્યારે સ્ત્રીઓના સ્થાન પુત્રી, પત્ની—ગૃહિણી કે માતા તરિકેનાં હોય છે ઇશ્વરે આ દરેક સ્થાનોમા દિવ્યતાઓ ભરી છે, પણ અજ્ઞાનના વાતાવરણથી—ધાર્મિક સસ્કારોના નાશથી—તે જણાતી નથી જેથી દરેક જણ પોતપોતાની સ્થિતિમા અસંતુષ્ટ રહી આવી પડેલી ફરજો વેઠીઆની માફક પુરી કરે છે

**માતાપિતા અને બાળક.**

બાળકની અવસ્થા જુઓ ! કેવી નિર્મળ અને સુખી છે ! ભારત વર્ષનું તે રત્ન છે, ભાવિ વૃક્ષનુ તે બીજ છે પણ આ વાત ત્હેના મનમા હોતી નથી કારણ બાળશિક્ષણમા ધર્મના શિક્ષણે સ્થાન મળેલું નથી ન્હાની વયમા ત્હેને સમજાવવામા નથી આવતું કે, "તું અલ્પજ્ઞ ને અલ્પશક્તિમાન્ નથી પણ, અમારા જેવોજ, અથવા અમારાથી વધારે બુદ્ધિશાળી અને શક્તિમાન્ છુ અને યદ્યપિ દેહની અપેક્ષાએ તુ બાળક છે પણ ત્હારો આત્મા જગતની અંદર અનુભવ લેવા કેટલાએ જન્મોથી આવા આવા શરીરો ધારણ કરતો હશે. તેથી તું ન્હાનો નહિ પણ અમારા જેટલોજ છુ" વળી ત્હેને બાળક ધ્રુવ અને પ્રહ્લાદની શક્તિની વાતો કરવામા નથી આવતી. જો તેમ બને તો હું ખાત્રીથી કહું છુ કે બાળક એટલું ઉલ્લાસમય રહે—એનુ પ્રાપ્ત સ્થાન એટલું બધુ દિવ્ય બનાવે કે ભાવિમા એની બુદ્ધિને આગળ વધતા ઘણી ઝડપથી વગ મળે અને અત્યારે વધતી જતી નઠોર અને રખડેલ છોકરા—છોકરીઓની સખ્યા ઘટે પણ આવુ ક્યારે બને કે, ત્હેને જન્મ આપનાર જનની અને પોષક પિતા, એવા ધાર્મિક શિક્ષણથી વિભૂષિત થયા હોય—ત્યારે બાળકને ઉછેરતા, ત્હેના તરફની ફરજો બજાવતા પ્હેલા, ત્હેમા ધર્મભાવના વિદ્યમાન થવાની જરૂર છે. પિતૃઋણમાથી અને ભારત માતાના ઋણમાથી મુક્ત થવા, ઇશ્વરે બાળક આપ્યુ છે, અથવા

ત્રિવિધ તાપરૂપ કારાગૃહમાંથી મુક્ત કરવા–ભારત માતાના કષ્ટ કાપવા–સાક્ષાત્ બાળકૃષ્ણ ભગવાન પોતાને ઘેર પધાર્યા છે, એવી ભાવના દરેક માતાપિતાને સ્વબાળક પ્રત્યે હોવી જોઇએ. વળી આ પોતાને ઘેરજ પધારેલા બાળકના પોતે માતાપિતા નથી અને પોતાનાંજ માતાપિતાનાં પોતે બાળક નથી, પણ દરેક વડિલ–દરેક જ્ઞાનીના–પોતે બાળક, અને દરેક બાળકનાં પોતે માબાપ રૂપ છે. જ્યારે આવી આધ્યાત્મિક ભાવના દરેક બાળક અને માત પિતામાં જાગ્રત થશે ત્યારે તેઓનું સ્થાન હાલ છે ત્હેનાથી ઘણુ ઉચ્ચ થશે–સ્ત્રી માતા અને પુરૂષ પિતા શબ્દને યોગ્ય થશે આ ભાવના અને આને અનુસરતા વર્તનનું જ્ઞાન એજ ધાર્મિક શિક્ષણ છે.

આવીજ રીતે દંપતિનું જીવન પણ ધાર્મિક ભાવનાથી ઓતપ્રોત થવુ જોઇએ. સ્ત્રી એ ગૃહની–પુરૂષની લક્ષ્મી છે–દેવી છે અને પુરૂષ એ સ્ત્રીનો પ્રભુ છે.

**દંપતિ.**

આ ત્હેમનો સંબંધ ફક્ત સ્થૂળ વિષયભોગ, કે મોજમઝાને માટે નથી, ન્હાના મ્હોટા ઝગડા કરવા માટે નથી અને સ્થૂળ શરીરની માફક ક્ષણિક પણ નથી પરતુ નિત્ય આનંદરૂપ છે. દિનપ્રતિદિન આત્માને વિકસાવવા–દ્વૈતમાથી અદ્વૈત બનવા–શુદ્ધ, શીવ અને શકિત રૂપ બનવા–તેમજ જગતને પોતા રૂપ, અને પોતાને જગત રૂપ જાણી, અન્યના દુઃખ ઓછાં કરવા સારૂ, ત્હેમનો સંબંધ દૈવી શક્તિથી થયો છે–લલિત આવા સંબંધને અનુસરીને કહે છે કે,

સોઽહં સોઽહં સતી રટે સાઽહં સાઽહં કંથ
સેવે એક બીજા થકી એ સહચાર અનંત.

આ અક્ષય અને અનંત સહચાર શ્રીરામ અને સીતાનો હતો અને હાલ પ્રત્યેક દંપતિનો હોવો જોઇએ. સદ્ગત સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઈ કહે છે કે, " પુરૂષ, પરિશિલન અને સ્ત્રી સમવનન ભાવથી એક બીજા સાથે જોડાય તો જ ત્હેમનો સંબંધ દિવ્ય અને અનંત થઈ શકે " આપણી લગ્ન વખતની સપ્તપદીમાંથી—પ્રતિજ્ઞામાંથી—આજ રહસ્ય નિકળે છે ત્હેમના દેહનું નહિ પણ આત્માનુંજ લગ્ન થાય છે એ વાત પ્રત્યેક દંપતિએ જાણવી જોઇએ. જેથી એક મહાન લાભ તો એજ થશે કે, કદાચ કર્મયોગે બેમાથી એકાદ શરીરનું પતન થાય તોપણ આત્માની અમર ભાવનાથી તેઓ શાન્તિથી પ્રીતિમય રહી શકે. નીતિથી ભ્રષ્ટ થનાર—વ્યભિચારી વર્ગ–દષ્ટિએ પડે છે ત્હેનું કારણ આ, ધર્મના સસ્કારોની ખામીજ છે. સ્થાન ભ્રષ્ટ, નીતિ ભ્રષ્ટ, થનારને ઉન્નત દશાએ લાવવા માટે, પુનર્વિવાહનો સવાલ ચર્ચવા કરતાં ધાર્મિક શિક્ષણનીજ છાપ ત્હેમના મન ઉપર પાડવાની જરૂર છે.

આપણા મનુ ભગવાને સસાર વ્યવહારમા ઉચ્ચ સ્થાન મેળવવા સારૂ, જીવાત્માને ઉન્નતિ ક્રમમા આગળ વધવા સારૂ, દેશ, કાળ, અને વસ્તુનો વિચાર

**ધાર્મિક સંસ્કારો.**

કરી, જે સોળ સંસ્કારોની વિધિ બતાવી છે તે ઘણીજ ઉત્તમ છે આપણા ગૃહોનુ બધારણ ત્હેના ઉપરજ છે. હિંદુઓમા તેમાંના ઘણા ખરા સંસ્કારો કરવામા આવે છે તે, ખરેખરી ધાર્મિક ભાવનાથી નહિ. "સાપ ગયા અને લીસોટા રહ્યા." જેથી એ સંસ્કારો કાઇપણ આપણા સંસારમા ફાયદો કરતા નથી. ઉલટાં બીજાઓને અશ્રદ્ધા ઉપજાવે છે. જો ખરેખરી ધાર્મિક ભાવનાથી, એ સસ્કારોની છાપ પાડવામાં આવે તો, અત્યારના બાળકોના જીવનમા, દંપતિ જીવનમા અને માતાપિતાના જીવનમા અણધાર્યો ફેરફાર થઈ જાય–તેઓના સ્થાનો ઉચ્ચ બને।

**સામાજીક જીવન.**

આ શિવાય સામાજીક જીવનમાં પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે, ધાર્મિક શિક્ષણની જરૂર છે. આજકાલ કેટલાકોની સમજ પ્રમાણે, ઉચ્ચ સ્થાન મેળવવું એટલે એમ નથી કે, ઘરનાં વડીલ કે, સમાજનાં પ્રમુખ બનવું. પણ ઉચ્ચ સ્થાનનો અધિકારી તો તેજ છે, તેજ ઉચ્ચ સ્થાન મેળવી શકે છે, કે જેનું અંતઃકરણ વિશાળ છે રોગી, દુઃખી, અનાથ, અપંગ, અપરાધી ને મૂર્ખ, તેમજ જ્ઞાની, શ્રીમન્ત વિગેરે તમામ જીવજંતુ સહિત સ્થાવર જંગમ જગતને પોતારૂપ અને પોતાને જગત્ રૂપ માને છે. **आत्मवत् सर्वभूतेषु** નો મહા મંત્ર જેના જીવનમા ઓતપ્રોત થઈ ગયો છે તેજ પોતાનાં સામાજીક સ્થાનોને ઉચ્ચ બનાવી શકે છે–ત્હેમા આગળ વધી શકે છે દરેક અધિકારીઓએ જાણવું જોઇએ કે "જે આત્મા મ્હારામા છે તેજ અન્યમા છે આત્માના પોષણ માટે જેટલી જરૂર મ્હારે છે તેટલીજ બીજાને છે. બ્રહ્મજ્ઞાનની દ્રષ્ટિથી કોઈ ન્હાનું મ્હોટું, સેવ્ય, સેવક નથી." આ આધ્યાત્મિક જ્ઞાનથી, જો તેઓ અધિકાર ઉપર વિરાજે, તો, અનેકનું કલ્યાણ કરે,–જનમંડળના આશિર્વાદ મેળવે અને ભલી ઇચ્છાઓ સાથે પોતે જીવનમા અને જીવન પછી પણ સ્વસ્થાનની ઉત્તમતા જાળવી શકે. એવીજ રીતે દરેક દેશસેવકો, સુધારકો અને ધર્મોપદેશકોની પણ ફરજ છે કે, આધ્યાત્મિક,–પરાવિદ્યાનો આનંદ પોતાનામા ભરી પછી અન્યને ત્હેનો આસ્વાદ ચખાડવો, નહી તો ત્હેમનો પ્રયત્ન સફળ નહિ થાય

**હાલની ધર્મશિક્ષણ માટેની સંસ્થાઓ.**

મ્હને જોતા અને વિચારતા સંતોષ થાય છે કે, આવા શુભ પરિણામો આવવાને–સંસાર વ્યવહારમા ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાને—હવે ઝાઝો વિલંબ નથી. આજે પંજાબમા કન્યાઓને–સ્ત્રીઓને ધાર્મિક શિક્ષણ આપવા માટે "જાળંધર કન્યા મહા વિદ્યાલય, બંગાળામા બાલિકા આશ્રમ, પૂનામા વિધવાશ્રમ, અને ગૂજરાતમાં સુરત, મુંબાઇ, અમદાવાદ તથા બીજા ન્હાના મ્હોટા ગામોમા વનિતા વિશ્રામ જેવી ધાર્મિક સંસ્થાઓ સ્થપાઈ છે.

વળી ન્હાની ઉમરમાથીજ ધાર્મિક સંસ્કારોની શરૂઆત થવી જોઇએ એ અવસ્થામા ગમે તેવા સંસ્કારો પડી જાય તો ત્હેની છાયા જીંદગી પર્યંત રહી પોતાના ધર્મના અને સામાજીક સ્થાનોમાથી પાછળ પાડે છે આવા વિચારથી બાલ્યાવસ્થામાજ ધર્મની છાપ બેસાડવાને સંસારિક વાતાવરણમાથી તેટલો કાળ દુર રાખી ધાર્મિક પદ્ધતિથી આર્યોના સનાતન ધર્મશાસ્ત્રને અનુસરીને જ્ઞાન આપવા "ગુરૂ કુળ" "ઋષિ કુળ" અને "મુનિ મહા મંડળ"ના જેવી સંસ્થાઓ વિદ્યમાન થઇ છે, તેમજ પ્રોફેસર કર્વેના દીર્ઘ પ્રયાસથી "મહિલા યુનીવર્સીટી" અને મીસીસ એની બીસેન્ટના પ્રયાસથી "હિન્દુ યુનીવર્સીટી" જુદી સ્થપાઇ છે. ઉમેદવારોના સ્થાન અને અવસ્થાનો વિચાર કરીનેજ, આ પગલું ભરવામા આવ્યુ છે. હું ધારૂં છુ અને ઇશ્વર પાસે યાચું છુ કે આતુ શુભ ફળ આપે!! છેવટમા પરમ કૃપાળુ પરમાત્મા પાસે હૂં એટલીજ યાચના કરૂંછુ કે હે વિશ્વંભર! ત્હારી શક્તિ અઘાત છે, અનંત છે, ત્હારી ગતિ અકલિત છે. હમને ત્હેનું યત્કિંચિત પણ જ્ઞાન આપ કે જેના આનંદથી–જેના પ્રકાશથી હમે હમારા અજ્ઞાનનુ આવરણ દુર કરી ગૃહના સડાનું ને ભારત માતાના દુઃખોનું છેદન કરી ઉચ્ચ સ્થાન મેળવીએ–સંસારને સ્વર્ગ બનાવીએ

શાન્તિ, શાન્તિ, શાન્તિ–અસ્તુ

૬.

# સંસાર વ્યવહારના શિક્ષણ સાથે ધર્મ અને નીતિના જ્ઞાનની જરૂર.

લેખકઃ—બ્હેન સૌ. ચન્દ્રમતી ડાહ્યાભાઇ.

ગૃહસ્થાશ્રમમાં સ્રીજ સર્વ વાતની કર્તા હર્તા અને અધિકારી છે. ઘરરૂપ રાજ્યની રાણી સ્રીજ છે, માટે સ્રીઓએ ધર્મ, કેળવણી, માનસિક, અને નૈતિક, જ્ઞાન બરાબર સ્હમજવું જોઇએ.

સ્રીઓએ ખાસ કરીને ગૃહ વ્યવસ્થા-ગૃહને લગતું દરેક કામકાજ, રસોઈ, સ્વચ્છતા કુંટુંબમાં દરેકની સાથે સંપથી રહેવું, સારો ને મળતાવડો સ્વભાવ રાખવો, છોકરાં ઉપર દેખરેખ રાખવી; તેમજ તેમને સારી કેળવણી આપવી એમ ગૃહને લગતું દરેક કામકાજ સ્રીઓએ ખાસ કરીને સ્હમજવું જોઇએ અને એવી દરેક જાતની કેળવણી મળવીજ જોઇએ.

**માતા પિતા પ્રત્યેની ફરજો.**

આપણને જન્મ આપનારી આપણી વ્હાલી માતા છે. આપણને અનેક કષ્ટ વેઠીને ઉછેરી મ્હોટાં કર્યાં છે. અને આપણા ઉપર તેમનું ઘણુંજ વ્હાલ છે. આપણા સુખને ખાતર તેણે અનેક દુઃખ વેઠયાં છે અને વેઠે છે. માટે સદાએ માતા પિતાની આજ્ઞા પાળીને રહેવું અને કોઇ દિવસ પણ તેમનું મન દુભવવું નહી. અને તેમનું મન રાજી રહે તેમ વર્તવું. કોઇ વખત ગુસ્સે થઈ વખતે ઠપકો આપે તોપણ આપણા સારા માટેજ કહે છે એમ સ્હમજી, માની ગાળો, તે, ઘીની નાળો એમ સ્હમજવું અને કદી ખોટું લગાડવું નહીં. આપણે ગમે તેટલી માતા પિતાની સેવા કરીશું. પણ તે ઓછીજ છે એમ સ્હમજવું. એમના ઉપકારનો તથા તેમના સ્નેહનો બદલો કદિ પણ વાળી શકાવાનો છેજ નહીં, તેમ સ્હમજી સદા તેમની આજ્ઞામા તત્પર રહેવું. તેમની વૃદ્ધ અવસ્થામાં તેમના ઉપર કટાળો ના લાવતાં તેમની પુરેપુરી મરજી સાચવીને રહેવું અને સદાએ તેમની આજ્ઞા પાળી સેવા કરવી.

માતા પિતાનો સ્નેહ, તેમના જેવુ વ્હાલ અમે તેમના જેવો પ્રેમ બીજા કોઇનો આ દુનિયામા છેજ નહીં. કવિ દલપતરામ કહે છે, કે—

સુકામાં સુંવાડે ભીને પોઢે પોતે,
પીડા પામુ પંડે તજે સ્વાદ તો તે;
મ્હને દુઃખી દેખી, દુઃખી કોણ થાતું,
મહા હેતવાળી, દયાળુજ મા તું.

તેવીજ રીતના અનેક દુઃખો સહન કરી પોતાના વ્હાલા બાળક ઉપર પ્રાણ પાથરી તેને ઉછેરી મ્હોટા કર્યાં અને તે મ્હોટાં થયા પછી માતા પિતાની આજ્ઞા ઉલ્લઘન કરે અને તેમની દરકાર ના રાખે, તો બાળકો ઉપર માતા પિતાને પણ તિરસ્કાર આવે.

વખતે મા, બાપ, કાંઇ આપણને ના રૂચે તેવું કાંઈ કહે તો પણ તેમનું માન સાચવી મર્યાદા મુકવી નહીં.

પુત્રના કરતાં પુત્રીને માતાની જરૂર વિશેષ પડે છે. પુત્રીને સારી કેળવણી આપવામાં, તેને બરાબર ગૃહ વ્યવસ્થા શીખવવામાં, તેની સર સુવાવડના પ્રસંગમાં એમ દરેક વખતે પુત્રીને માતાની જરૂર પડે છે. માતા વગર પુત્રીને ઘણું દુઃખી થવું પડે છે.

પિતાનાથી અને તેવી રીતેથી ઘણીજ સારી રીતે પોતાની પુત્રીને રાખે, તેને સારી કેળવણી આપે, ભણાવે ગણાવે અને તેની કાળજી રાખે, પણ ગૃહ વ્યવસ્થા વિગેરે કેટલીક જાતની કેળવણી, માતા વગર કોણ આપે ? પુરૂષોને ધંધા માટે બ્હાર રહેવું જોઇએ. પુત્રીની કેટલીક બાબતમાં તેમને સમજણ પણ ના પડે.

કુંવરબાઇના સિમન્ત વખતે કુંવરબાઇ નરસિંહ મહેતાને કહે છે કે, ગોળ વિના મોળો કંસાર—મા વિના સુનો સંસાર, તે વાત ખરી છે. પિતા પુત્રીને ગમે એવા લાડમાં ઉછેરે પણ માતાની ખોટ પૂરી પડેજ નહીં.

## માતાપિતાએ પુત્રી તરફ કેમ વર્તવું ?

પુત્રીને સારી કેળવણી આપવી, સારૂં ગુજરાતી જ્ઞાન સંપાદન કરાવવું. તેની સાથે ઈંગ્રેજી તેમજ સંસ્કૃત જ્ઞાન પણ સાધારણ આપવું. હાલના જમાનામાં સાધારણ ઈંગ્રેજીની પણ જરૂર પડી છે. પણ તેમાં કાંઇ એમ નથી કે મેટ્રિક કે બી.એ, એમ.એ, કરવાની જરૂર પડે. પણ ફક્ત ગુજરાતી સારૂં જ્ઞાન આપીને ધાર્મિક અને નૈતિક કેળવણી આપવી જોઇએ. સાધારણ ઈંગ્રેજી જાણવું જોઇએ કે, કોઇક દિવસ જરૂર પડે તો કામ લાગે. એટલું આવડતું હોય તો ઘણું છે. પણ હાલનો જમાનો એવો થઇ ગયો છે કે બ્હેન, બે ચોપડી ભણ્યાં એટલે તો હવે કાંઈ બાકી રહીજ નહીં, અને કાંઇક હમે ભણ્યાં છીએ એવો ખોટો ડોળ અને દંભ વધી ગયો છે. વિદ્યાથી તો વિનય આવવો જોઇએ, અને નીરાભિમાની થવું જોઇએ, પણ આતો સારાં ફેશનએબલ કપડાં પ્હેરી રોફ ભારી પગમાં ઉંચી એડીનાં બુટ પ્હેરી, છત્રી ઓઢી, ન્યુસપેપર વાંચવા બેસવું એટલુંજ નહીં. પણ મર્યાદા સાચવવી નહીં. અને ઘરના કામકાજને હલકું ગણી તેમાં બીલકુલ જીવ રાખવો નહીં, એવો હાલનો જમાનો થઇ ગયો છે. અને અભિમાન તેમજ મ્હોટાઇ વધી ગયાં છે.

માટે બાલ્યાવસ્થામાંથીજ પુત્રીને સારૂં શિક્ષણ આપી, તેનામા વિનય આવે, વિવેક વિચાર બધું સમજે અને તેનો સંસાર સુખમય અને સફળ અને તેની પૂર્ણ કાળજી માતા પિતાએ રાખવી જોઇએ. પુત્રીને ઘરનું દરેક કામકાજ કરતાં શીખવાડવું જોઇએ. રાંધવા પીરસવાનું કામ અને ઘરમાં સ્વચ્છતા રાખવી ઘરમાંની દરેક વસ્તુ બરાબર ઠેકાણે રાખવી, વીણવું ઝાડવું, દરેક વસ્તુ સમારી સ્વચ્છ રાખવી, એવી દરેક જાતની કેળવણી માતાએ પુત્રીને આપવી જોઇએ. તેને શીવતાં ભરતાં એવા દરેક જાતના હુન્નર આવડવા જોઇએ, અને ફુરસદના વખતમાં સારાં પુસ્તકો વંચાવવાં. સીતા, દ્રૌપદી, સાવિત્રી, દમયન્તિ, અનસુયા, એવાં સતિઓનાં ચરીત્રો વંચાવવાં કે જેથી તેમનું શિયળવ્રત સાચવવા તેમણે કેટલા દુઃખો સહન કર્યાં છે તે સમજાય અને એવીજ જાતનાં બીજાં સારાં પુસ્તકો વંચાવવાં કે જેથી તેના કુમળા મગજમાં સારા વિચારો ઉત્પન્ન થાય.

તેને હાથે તેના નાના ભાંડુઓ ઉછેરવાનું પણ કેટલુંક કામ કરાવવું કે જેથી નાના છોકરા કેમ ઉછેરવા તેની પણ તેને કેટલીક માહીતી મળે.

પુત્રીની યોગ્ય ઉમ્મર થાય એટલે તેનું લગ્ન કરવું. તેનાં સાસરીયાં સાથે સારી રીતે નમ્રતાથી તેમજ વિનય અને વિવેકથી વર્તવું. પુત્રી રૂપે ધન પારકું છે ત્યારથી આપણે તેને ઘેર સોપી ત્યારથી આપણો તેના ઉપરનો હક ઉઠી જાય છે. માટે તેને સારો વર અને સારાં માણસો હોય તેવે ઠેકાણે સબંધ કરવો. પુત્રી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ કહેવત પ્રમાણે છે. માટે એ સુખી થાય એવો રસ્તો કરવો.

આપણે પુત્રીને પારકે ઘેર સોંપી દીધા પછી એના કામકાજમાં કાંઈ પણ આશા રાખવી નહી. તેના સાસરીયાં જ્યારે મોકલવાનું કહે ત્યારે તેને વિદાય કરવી અને એ મોકલે ત્યારેજ આપણે ઘેર તેડાવવી પણ તમે એને કેમ ના મોકલો ? વિગેરે એવાં વચનો કહી નજીવી બાબતોમાં કલેશ અને કજીઓ થાય એવું ના કરવું, અને તેના સાસરીયાં જે કાંઇ પુત્રીને ઘરેણાં લુગડાં આપે તેમાં સંતોષ માનવો, અને પુત્રીને પણ સદા સારી શીખામણ આપવી.

સંબધ બાંધીને સ્નેહ વધારવો પણ ઘટાડવો નહી. ઘણાં માબાપો, પુત્રીનાં સાસરીયાં જોડે લડાલડી કરી કુસુમ્પ કરે છે, અને પછી તેનું પરિણામ બિચારી પુત્રીને ભોગવવું પડે છે, અને પછી તેનાં સાસરીયા તેને ગમે એમ મ્હેણાં મારે તે તેને સાંભળવા પડે છે માટે દરેક માબાપોએ તેમની સાથે સ્નેહ અને સંપ રાખવો. અને પુત્રીને પણ સદા સારી શીખામણ આપવી. અને કહેવું કે બ્હેન ! સદા સાસુ, સસરા, પતિ અને બીજાં સર્વ વડિલોની સાથે સભ્યતાથી, મર્યાદાથી, અને સ્નેહથી, તેમની આજ્ઞા પ્રમાણે રહેવું અને સાસુ, સસરાની સેવામાં સદા તત્પર રહેવું પતિની સેવામા હાજર રહી તેમની ઇચ્છાનું કદિ ઉલંઘન કરવુ નહી, અને સદા પતિનું મન પ્રસન્ન રાખી એને પ્રેમ મેળવી લેવો.

ઘરમાં નણંદ, દિયર, જેઠ, જેઠાણી, દેરાણી, વિગેરે સમોવડીઆ સાથે સ્નેહથી અને સંપથી રહેવું. વખતે કાંઇ કડવુ વચન કહે તો સહનશિલતા રાખી સહન કરી લેવું અને, ના બોલ્યામા નવ ગુણ, એમ જાણી કોઇના સ્હામો ઉત્તર આપવો નહીં

અને સાસરામા ગમે એવું દુઃખ હોય, પણ દુઃખ ના સ્હમજતાં સુખ કરી સર્વની સાથે મળી જઇને, ગૃહકાર્યનો બોજો આપણા માથા ઉપર લઇને, ઘણું હોંશથી સ્હમજીને કરી લેવુ. અને સાસુ નણંદ વિગેરે સ[illegible] [illegible]પાદન થી હોંશે અને કામ કરે તે કામણ કરે, એ વાત લક્ષમા[illegible] [illegible] લેવો.

આવી રીતે પોતાની પુત્રીને સદ[illegible] [illegible] કરી દીકરીની ફરજ, કરેના બરાબર શીખવવુ.

સાસરીના માણસો સારાં હોય [illegible] વ્હાલા બાળક ઉપર પ્રાણ આપે બધુ મધ સર બનાવે, નહી તો કહેશે કે, [illegible] માતા પિતાની આજ્ઞા ઉલંઘન કરાવીને મોક [illegible] માતા પિતાને પણ તિરસ્કાર ક[illegible] [illegible] નથી. એવી કરે

માતાએ ઘરના દરેક કામમાં વાકેફગાર કરી, તેને યોગ્ય કેળવણી આપવી અને તેના અંતઃકરણ ઉપર ધર્મ, નીતિ, ઉદારતા, સ્નેહ વિગેરે સારા સદ્ગુણોની છાપ પડે, અને આજ કાલની ખોટી ફેશનની રીતભાતમાં ના ફસાઇ જાય, અને યોગ્ય રીતે ગૃહવ્યવસ્થા શીખે, મ્હોટાનું માન સાચવી, અભિમાન કે, મ્હોટાઇ, રાખ્યા વગર સર્વની સાથે સ્નેહથી અને સંપથી ચાલે, અને એનો સંસાર સુખમય થાય, એજ માતા પિતાનું કર્તવ્ય છે, અને એજ તેમનો આશિર્વાદ છે.

## સાસુ સસરાની આજ્ઞા પાળવા વિષે.

જેવી રીતે આપણે આપણાં માતાપિતાને ચ્હાઇએ છીએ–તેમના ઉપર પ્રેમ રાખીએ છીએ તેવીજ સાસુ સસરા ઉપર ભાવ રાખી, તેમનો પ્રેમ સંપાદન કરી લેવો. તેમની સેવા ચાકરી કરવામાં જરાપણ ન્યૂનતા રાખવી નહીં અને સદા તેમની આજ્ઞા પાળી વર્તવું. તેમની વૃદ્ધાવસ્થા થઇ હોય એટલે ઘર કામનો તમામ ભાર આપણે માથે લઇ લેવો અને એમને સન્તોષ થાય તેમ વર્તવું. કોઇ દિવસ આપણા ઉપર ગુસ્સે થાય તેવો વખત આવવા દેવો નહીં. છતાં પણ વખતે કાંઇ કડવું વચન કહે તો નમ્રતાથી, મ્હોટાં છે–કહે ખરાં, એમ સ્હમજી, સન્તોષ માની સહનશિલતા રાખવી અને ચાલતા સુધી તેમની વાત બ્હાર કોઇને મ્હોંએ કહેવી નહીં, બ્હાર તેમનું ભૂંડું બોલવું નહીં, તેમની આજ્ઞા શિવાય બ્હાર જવું નહીં અને તેમની મર્યાદા રાખી તેમનું મન ગમ્યું રહે તેમ વર્તવું.

## સાસુના પુત્રવધૂ તરફના ધર્મ.

સાસુએ સદા વહુને પોતાની પુત્રી સમાન સ્હમજવી. અને આખો દિવસ તેને ગમે એવાં વચનો કહી કંટાળો ઉત્પન્ન થાય તેમ ના કરવું. પણ કદાચ તેનો વાંક હોય તોપણ તેને પોતાની પાસે બેસાડી સારી શીખામણ આપવી. ઘર ઘરના રીવાજ જૂદા હોય છે. માટે તેને ધીમે રહી આપણા ઘરના રીત, રિવાજ, સ્હમજાવવા. જો કાંઇ ના આવડતું હોય તો ત્હેને એક, બે, વાર બતાવીને શીખવવું. વહુ બિચારી તદન અજાણી હોય, કોઇ દિવસ સાસરાનું પગથીયું દીઠું ના હોય, તેવા ઘરમાં આવી તેને બધું કામકાજ કરવું, તે બતાવ્યા વગર શી ખબર પડે ? અજાણ્યું ને આંધળું બરાબર, એ કહેવત પ્રમાણે એ બિચારીને થાય. માટે એને ત્રાસ આપ્યા વગર, વહુને તો કાંઇજ આવડતું નથી, કાંઇ ભાન નથી, વિગેરે કટુ શબ્દ બોલ્યા વગર, ધીમે ધીમે તેને માહીતગાર કરવી. આપ ઘેર દિકરી અને પર ઘેર વહુ. આપણી છોકરી સાસરે હોય અને તેનાં સાસરીયા તેની સાથે તેમ વર્તે તો આપણને કેવું લાગે ? તેમજ વહુની સાથે પણ આપણે તેમ વર્તીએ તો, ત્હેનાં મા, બાપ, ને તેવુંજ લાગે, એમ ઉભય પક્ષનો વિચાર કરવો. આપ વિચારીએ તો તાપ ના લાગે, એ કહેવત યાદ રાખવી. આપણે પણ વહુમાં અને પુત્રીમાં ભેદ ના રાખવો, પુત્રી અથવા તો પુત્ર, એટલે નણંદ, દિયેર, અથવા પોતાના ગમે તે સગાં વ્હાલાં વહુને આખો દિવસ સંતાપે તેને પણ કહી દેવું કે એ વહુ થઇ છે માટે ગધેડી નથી પકડી, માટે ત્હમે કોઇ એને દુઃખ થાય એવું ના કરશો. પ્હેલાં સાસુજ એની સાથે સારી રીતે વર્તે તો પછી ચાલતા સુધી એને કડવું વચન કોઇ પણ કહે નહીં. એ તો કહેવત છે કે દેખ. દેખે ને શીખ શીખે. ઘરમાં જેવું દેખે તેવું શીખે. ઘરમાં વડિલો જે પ્રમાણે વર્તે તે પ્રમાણેજ

બાળોદા કરે, માટે વહુએ સાસુની આજ્ઞા પાળી માન સાચવીને રહેવુ અને સાસુએ વહુને પુત્રિ સમાન સ્હમજી રહેવુ.

## સમોવડીઆં પ્રત્યે કેમ વર્તવું ?

સાસરામાં નણદ દિયર દેરાણી જેઠ જેઠાણી વિગેરે સરખે સરખાએ એક બીજા જોડે સપ રાખીને રહેવુ નણદ ભાભીને મ્હેણાટુણા મારે, અને ફાવે તેમ બોલે અને ભાભી નણદને પણ ગમે એવા શબ્દો કહે, એમ ના થવુ જોઇએ દેરાણી જેઠાણીએ પણ સંપથી રહેવુ જોઇએ અને કામકાજ પણ એક બીજાએ મળીને કરવું જોઇએ એક બીજાની મશ્કરી કરવી, ગમ્મત કરવી, સરખે સરખાએ આનંદ કરવો, પણ તે આનંદ એવી જાતનો નહી, કે જેમાથી કલેશ અને કુસંપ થઇ જાય રંગનો ચટકો હોય, કુંડાં ના હોય. તેમ આનંદ પણ ઘડિ બે ઘડિજ થાય, અતિશય કાંઇ સારૂ નહી તે પ્રમાણે બધાએ ભેગા રહી સુખમાં, અને સંપમાં દિવસો વ્યતીત કરવા, અને બધાએ એક બીજા પ્રત્યે, બ્હેનોના જેવુ વ્હાલ, અને ભાવ રાખી વર્તવુ સંપ છે ત્યા જ જંપ છે એ બરાબર ધ્યાનમા રાખવુ

• પોતાની કોઇ પણ સખી વચ્ચે, અથવા તો દેરાણી જેઠાણી વચ્ચે, નણદ ભોજાઇ વચ્ચે, અથવા તો ગમે તેની સાથે પણ આપણને કાંઇ છાની વાત મ્હી હોય તો જીવ જાય પણ તે વાત બીજાને કહેવી નહીં બિલાડીના પેટમા ખીર ટકે તો સ્ત્રીના પેટમા વાત ટકે, એવી કહેવત છે પણ એ કહેવત પ્રમાણે નહી વર્તતા તેને જૂઠી પાડવા પ્રયત્ન કરશો અને કદિ પણ ગુપ્ત વાત, કોઇની કહેલી બીજાને મ્હોએ કરવી નહિ અને ઉદાર દિલ રાખી, સર્વના ઉપર સ્નેહ રાખી, મ્હોટુ મન રાખવુ અને જેની સાથે જેવુ ઘટે તેવા માનથી અને સ્નેહથી વર્તવુ કોઇએ આપણા ઉપર વિશ્વાસ રાખી કાંઇ કહ્યું હોય તેનો વિશ્વાસઘાત કરી ચાડીઆની માફક બધે કહી વળીએ, તો તેમાથી આપણો વિશ્વાસ ઘટી જાય અને માન જતુ રહે છે

સરખ સરખામા આપણને જે કાંઇ ભરતા, શીવતા આવડતું હોય તે, બીજા જે કોઇ કહે તેને બતાવવુ પણ સ્વાર્થબુદ્ધિ રાખી, એ શીખી જશે અને મ્હારૂ સારૂ નહીં કહેવાય, વખતે એ મ્હારાથી સારૂ કરી દેશે અને હુ પાછળ રહી જઇશ, લોકો એના કામને વખાણશે વિગેરે વિચારથી ઘણી બ્હેનો પોતાની પાસે કોઇ કાંઇ શીખવા આવે તો, મ્હને નથી આવડતું, વિગેરે શબ્દો કહી, બતાવે નહી, પણ તેમ ના રાખતા, આપણાથી બને ત્યા સુધી, કોઇને શીખવાડવામા થોડો વખત ખોટી થઇને, સ્વામા માણસને થોડી મદદ કરીને, પણ બને ત્યા સુધી જે કાંઇ સારૂ આવડતું હોય, તેનો લાભ બીજાને આપવોજ જોઇએ

માટે નિરાભિમાની થઇ સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કરી, સર્વનો સ્નેહ મેળવી લેવો અને ઉપર કહ્યા પ્રમાણે ગુપ્ત વાત પેટ મ્હોટુ રાખી કોઇને ક્હેવી નહી અને એમ ના રાખે તો માણસનામા ગમે એવા સદ્‌ગુણ હોય પણ જો એક મ્હોટો અવગુણ હોય તો સર્વ સદ્‌ગુણને ઢાંકી દે છે અને તેનો ઇતબાર ઉઠી જાય છે

માટે સરખે સરખામા એક બીજા ઉપર અદેખાઇ અને ઇર્ષા ના વધારતા સદા સંપ રાખી, એક બીજા પ્રત્યેના વ્હાલમાં વધારો થાય તેમ વર્તવું

પતિવ્રતાના ધર્મ પાળતાં શીખવા વિષે.

પતિવ્રતા થઇને આપણે આપણું શિયળ બરાબર સાચવી પતિની મરજી અને પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ પતિવ્રતાનો ધર્મ છે. ઇશ્વરનો ભય રાખી, કદાપિ પણ પતિવ્રતથી ચલિત થવું નહીં. સતીઓનાં ચરીત્રોનો વિચાર કરી, ક્દાપિ પણ શિયળનો ભંગ ના થાય અને શુદ્ધ અંતઃકરણથી પતિની સેવા કરે, તેજ સ્ત્રી દેવી સમાન છે.

સુખ આવે બહુ છાકી ના જાવું દુઃખ આવે ન ડરવુંજી—એ પ્રમાણે સુખના વખતમા અભિમાની ના થઇ જવું અને ગમે તેવું દુઃખ હોય પણ ધીરજ રાખી સહન કરવું. દુઃખ એ પણ માણસની કસોટી છે. માટે તેવે વખતે પતિને ધીરજ આપી પોતાએ પણ ધીરજ રાખવી. બ્હારથી સ્વરૂપ ઘણુંજ સુન્દર હશે પણ જ્યાં સુધી અંતઃકરણમાં સુન્દરતા—શુદ્ધતા નથી, ત્યાં સુધી બધું નકામું છે. ઇંદ્રવારણાનું ફળ ઘણુ રૂપાળું હોય છે, પણ કડવું ઝેર જેવું હોય છે, તે શા કામનું? કુલટા સ્ત્રીએ શરીરે ઘણા અલંકાર ધારણ કર્યા હોય, પણ સદ્‌ગુણરૂપી અલંકાર વગર તે શા કામના !

માટે બ્હેનો ! સદ્‌ગુણરૂપી અલંકાર ધારણ કરીશું અને અંતઃકરણ શુદ્ધ, સુંન્દર, અને નિર્મળ હશે તોજ સુખી થઇશું. માટે ચોખ્ખા મનથી પતિના સુખ દુઃખનાં સાથી થઇને રહેવુ. આપણે સદા આનંદમાં રહીને તેમને પણ આનંદમાં ગાળવા પ્રયત્ન કરવો અને તેમનો શોક, તથા ચિન્તા મટાડવા આપણે હમેશાં આનંદી રહેવું. આપણા ઘરની સ્થિતિમાં સદા સન્તોષ માની રહેવુ. ઘરેણાં લુગડાં વિગેરે ગમે એવી ચીજો માટે સ્ત્રી હઠ ના કરવી અને પ્રભુએ જે આપ્યું હોય તેમાં સંતોષ માનવો.

પતિની આરોગ્યતા સાચવવા માટે પૂરે પૂરૂં લક્ષ આપવું. રસોઇ વિગેરે બધું સ્વચ્છ રાખી પતિની ઇચ્છા પ્રમાણે તૈયાર કરવુ. અને તેમને સંતોષ થાય તેવી રીતે સર્વ સામગ્રી તૈયાર રાખવી. પતિ બ્હારથી આવે ત્યારે, જમવા બેસે ત્યારે, વિગેરે દરેક વખતે હાજર રહી તેમની સેવા ઉઠાવવી. કોઇ દિવસ પતિની સાથે કંકાસ કે કજીયો કરવો નહીં. અને તમારાં મા આમ બોલ્યાં અને બ્હેન આમ બોલ્યાં વિગેરે કુથલી કરી કંટાળો આપવો નહીં. ખોટો વ્હેમ રાખી ખાત્રી કર્યા વગર એકદમ કંકાસ કરવો નહીં, સ્વામીનામાં ગમે એવી ભૂલ હોય પણ આપણે યુક્તિથી તે સુધારવા પ્રયત્ન કરવો. સતી સ્ત્રીએ આંધળો, લુલો, લંગડો, વિદ્યા વગરનો, રૂપ વગરનો ગમે એવો પતિ હોય પણ તેને ઇશ્વર સમાન સમજી રહેવું જોઇએ. અને સદા તેમની આજ્ઞામાં રહી તેમની રજા લઇ બ્હાર જવું હોય તો જવું.

પતિને જમાડીને જમવુ, પતિના ઉઠયા પ્હેલાં ઉઠવું, પતિના સુતા પછી સુવું અને પતિની સાથે મધુર વચનોથી વાત કરવી. જે પુરૂષના ઘરમાં સ્ત્રી આખો દિવસ કંકાસ કર્યા કરે, સ્ત્રીનું હસતું વદન પણ જોવા પામે નહીં, તે પુરૂષને નિર્ભાગી સમજવો. ગૃહસંસાર માંડીને રહેવું, તે સુખને માટે છે, અને પત્ની એજ એના સુખનું મૂળ છે. જેના ઘરમાં સુલક્ષણી નાર તેજ પુરૂષનો ધન્ય અવતાર—એજ પ્રમાણે ઘરમાં સ્ત્રી સારી હોય તો પુરૂષોને સર્વ વાતનું સુખ છે. પુરૂષ બ્હારથી ઘરમાં આવે તે વખતે જો સ્ત્રી સારી હોય, તો ત્હેમને માટે પાણી વિગેરે સર્વ કાંઇ જોઇતી ચીજો હાજર કરે, અને અનેક પ્રકારની

મીઠી અને આનંદની વાતો કરે. આથી પતિનો બ્હારનો થાક, દુઃખ ક્લેશ વિગેરે સર્વ ભૂલી જઇ પતિજ આનંદમાં આવી જાય છે અને પોતાને સદ્‌ગુણી પત્ની મળવાથી, પ્રભુનો ઉપકાર માની સન્તોષ માને છે. ગમે એવા કઠણ મનનો પતિ હોય, તોપણ સુલક્ષણી સ્ત્રી તેને વશ કરે છે. મંત્ર જંત્રથી પતિ વશ ના થાય પણ પોતાના સદ્‌ગુણથી પતિને વશ કરી, તેનો પૂરો પ્રેમ સતી મેળવી લે છે. સતી સ્ત્રીઓએ પોતાના પતિની દુર્દશા દૂર કરવાને પોતાની પ્રાણની પણ દરકાર કરી નથી તેવાં વૃત્તાંતો મનન કરવાની સુશિલ સ્ત્રીઓને ખાસ જરૂર છે.

બ્હેનો ! આગળની સતી સ્ત્રીઓનો એક અંશ પણ આપણામાં નથી તેમનાં જેવા દેવી સ્વરૂપ બનવું બહુ મુશ્કેલ છે. પણ આપણે તેમનાં દૃષ્ટાન્તો વાંચીને, મનન કરતાં શીખીશું, તો તેમાથી કાંઈ પણ સાર ગ્રહણ કરવાની ઇચ્છા ઉત્પન થશે પોતાનું શિયળ વ્રત સાચવવુ, સદા પતિના સુખદુઃખના ભાગીયણ થઇ રહેવું, સંસાર વ્યવહારના કામમાં પતિને સદા સારી સલાહ આપવી, શોકના વખતમાં દુઃખ અને ચિન્તા મટાડી સદા આનંદમા રાખવા, તેમની આરોગ્યતા માટે ખાસ કાળજી રાખવી, કલેશ કંકાસને હરી સદા મધુર અને મીઠાં વચનોથી વાતચીત કરવી, સારૂં સ્વાદીષ્ટ ભોજન જમાડી સન્તોષ આપવો, દરેક રીતે પતિનો પ્રેમ સંપાદન કરવો, અને બન્નેનો પ્રેમ એક બીજા ઉપરનો સ્વાર્થી પ્રેમ ના થતાં શુદ્ધ પ્રેમથી બન્નેના હૃદયોનું એકીકરણ થઇને, એકત્ર થઇને, પ્રભૂની ભક્તિમાં બન્નેનો આત્મા લીન થઇ જાય એ ખરેખરો શુદ્ધ પ્રેમ કહેવાય અને જે સ્ત્રી પોતાના પતિનો એવો શુદ્ધ પ્રેમ પ્રાપ્ત કરે તેજ સ્ત્રી ખરેખરી ભાગ્યશાળી કહેવાય.

## બાળકને કેમ ઉછેરવાં ?

બાળકને ઉછેરવા, તેમની દરેક રીતે સંભાળ રાખવી, તેમને આરોગ્ય રાખવાં, સ્વચ્છ રાખવાં, આનંદી બનાવવા, સાદી ઉંચી કેળવણી આપવી, ધર્મિષ્ટ બનાવવાં, નીતિનું જ્ઞાન આપવું, સારાં આચરણવાળા બનાવવાં, ઉદ્યોગી, મ્હેનતુ, અને સદા સત્યનો માર્ગ ગ્રહણ કરી, પ્રભુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી, અને પ્રભુની બ્હીકમાં રહી, પ્રભુ ભક્તિમાં લીન થઇ, સદા સારો રસ્તો ગ્રહણ કરે, એવા બાળકનામાં ગુણ ઉત્પન્ન થાય એવી જાતની કેળવણી આપવી, એ માતાની ફરજ છે. બાળકને ન્હવરાવી, ધોવરાવી, સદા સ્વચ્છ રાખવું, તેની આરોગ્યતા બરાબર સાચવવી અને તે શરીરે સદા બળવાન અને નિરોગી રહે તેવી તજવીજ રાખવી જોઇએ.

બાળકને ઘણું ધવરાવ્યા કરવું નહીં. જરા રૂવે એટલે તેને ધવરાવવું નહીં. કારણ તેમ કરવાથી અપચો વધે છે અને વારે વારે માંદુ થઇ જાય છે. માટે બાળકને ધાવ્યાને અમુક વખત થયા વગર કદિ પણ ધવરાવવુ નહીં; તેમજ તેને બીલકુલ ધવરાવવું નહીં–એટલે ગમે તેટલો વખત જાય અને આનંદી બાળક હોય તો પડયુ પડયું રમ્યા કરે–તેમ પણ કરવું નહીં. કારણ છેક ન્હાની વયમાં બાળકને થોડા થોડા વખતને, આંતરે ધવરાવવામાં ના આવે તો, તેનું ગળુ સુકાય છે, અને ગળું પડી અનેક જાતનાં દરદ થઇ જાય છે, માટે બાળકની બરાબર કાળજી રાખવી, અને પાણી વિગેરે તેને નિયમસર પાતાં રહેવું.

તેમજ બાળકને દવા, ધસારા વિગેરે પાવું, અને એવી એવી ઘણી જાતની દવાઓ માતાને જાણવાની ખાસ જરૂર છે. બાળકને સાધારણ ઉધરસ, કફ, જરાજરી તાવ, પેટમાં અપચો, એવી ઘણી જાતનાં દરદો ઉપર માતાએ ખાસ કરીને, દવાઓ જાણવી જોઇએ. અને એવી બાબતમાં આપણી વૃદ્ધ માતાઓ ઘણી જાતની દવાઓ જાણે છે. તેમની પાસેથી આપણે કેટલાક ઉપાયો જાણવા જોઇએ, અને એવા ઉપાયો એટલે ઘરની દવાઓથી ન્હાનાં બાળકને ઘણોજ ફાયદો થાય છે પણ તેમા એમ ના થવુ જોઇએ કે, ઉટવૈદાં કરવાં, અને ગમે એવી દવાઓ સમજ્યા વગર આપ્યા કરવી. પણ સમજીને દવા પાવી અને એવી બાબતો બરાબર સમજવી. ન્હાના છોકરાં ચાલતાં હાલતા માંદાં થઇ જાય છે માટે ન્હાનાં છોકરાંની મા, વખતે પરદેશ જાય એટલે ગામ પરગામ જાય તો પણ, પ્હેલો એણે ધસારાનો ડાબલો સાથે રાખવો જોઇએ. છોકરા ઉપર માતાની દેખરેખ, માતાની છોકરાં માટેની પૂરી કાળજી, માતાનું દુધ, અને માતાનો વ્હાલ એ છોકરાને તન્દુરસ્ત રાખે છે.

છોકરાંને ચાકર નોકરના હાથમાં સોંપવાં નહીં. એટલે આખો દિવસ નોકર બ્હાર લઇ ફર્યા કરે, પોતાના ભેગું ખવરાવે, સુવાડે, અને આખો દિવસ નોકરજ તેની સંભાળ રાખે, અને માતાને તેમાં કાંઇપણ જાતની કાળજીજ નહીં, તેમ ના થવું જોઇએ. છોકરા ઉછેરવાં, તેની સંભાળ રાખવી તે દરેક કર્તવ્ય માતાનુંજ છે. છોકરાં આખો દિવસ નોકર ચાકરોના હાથમા રહી લદન બગડી જાય છે. સોબત તેવી અસર, એ કહેવત પ્રમાણે નોકર ચાકરોના હાથમાં ઉછરે તે છોકરાંમાં ગુણ પણ તેવાજ આવે, અને તેની વૃત્તિ પણ તેના જેવીજ હલકી થઇ જાય અને તેને દરેક જાતની ખરાબ ટેવ પડે.

માટે હંમેશાં માતાએ છોકરાંને પોતાની પાસે રાખી, તેને સારી કેળવણી આપવી. જરા જરા બાળકનામાં સમજણ આવે ત્યારથી, તેના કુણા મગજમાં સદ્‌ગુણની છાપ પડે તેમ વર્તવું. જરા વરસ દોઢ વરસનું થાય ત્યારથીજ એને મન ઉપર ધર્મ, અને નીતિના સંસ્કારોની છાપ પડે તેવી રીતે, તેને ન્હાની ન્હાની, તેને જલદી સમજણ પડે તેવી રીતથી, તેની સાથે વાત કરવી અને જેમ તેની ઉમ્મર મ્હોટી થતી જાય, તેમ તેમ તેને એવી અનેક જાતની વાતો કરી, તેને તેવી રીતથી સારૂં જ્ઞાન મળે તેમ કરવું.

તેને બહુ ન્હાની વયમાંથી એટલે બે ત્રણ વર્ષની ઉમ્મરમાથી ભણવા માટે બહુ દબાણ કરવું નહીં, પણ તેને સમજાવી, રમાડી, ખુશીમાં રાખીને, વાર્તાના રૂપમાં સમજાવીને, એવી રીતથી થોડું થોડું ભણતાં શીખવવું કે, જેથી તેમાં એને કંટાળો ના આવતાં, આવું ભણવામાં મઝા છે અને આનંદ પડે છે, એમ સમજી તે ઉદ્યમથી ભણે નહીં તો પછી તેને ન્હાનપણમાથીજ કંટાળો ઉત્પન્ન થાય છે, અને ભણવાનો ઉદ્યમ જતો રહે. અને ત્રાસમાં થોડું ઘણું ઉદ્યમ વગરજ શીખે. માટે પ્હેલેથીજ પોતાની ઇચ્છાથી આનંદ માનીને શીખે, તેમાં વધારે સારૂં શીખી શકે છે. બાળકની ઉમ્મર પાંચ વર્ષની થાય ત્યારપછી ભણવા માટે, તેમજ બીજા પણ જે કાંઇ અવગુણો હોય તો. તે માટે ઠપકો આપવો, અને અતિશય ખોટાં લાડ કરી ખરાબ ટેવો ના પડવા દેવી. તેમજ હલકી વર્ણનાં છોકરાં સાથે રમવા જવા દેવું નહીં કારણ તેમનાં છોકરાં ગાળો વિગેરે ઘણી જાતનાં ખરાબ વચનો બોલે અને તેનું જોઇને આપણાં છોકરાં પણ તેવું શીખે. તેમજ આપણામાં

પણ કોઇ જાતના અવગુણો હોય તો કહાડી નાંખવા. ઘણી માતાઓ પોતાનાં છોકરાંને વ્હાલમાં તેમજ ગુસ્સામાં ગાળો દે છે. ઘરમાં એવું જુવે એટલે છોકરાં તેવુંજ શીખે. એવા જે કાંઇ અવગુણ આપણામાં હોય તે કહાડી નાંખી, છોકરાંને એવી જાતનું શિક્ષણ મળવું જોઇએ કે તે ડહાં, કહ્યાગરાં, વિવેકી, સત્ય બોલનારાં, સમજણાં, હોશીઆર, આનંદી તેમજ નીતિ, અને ધર્મ સમજી પ્રભુની સેવા કરે, અને માતાપિતાની આજ્ઞા પાળી વડિલોનું માન સાચવી રહે, અને પોતાનાં ન્હાનાં મ્હોટાં ભાંડુઓમાં સંપથી રહે. અને બાળકને સારી કેળવણી આપવી તે માતાની ફરજ વિશેષ છે. પિતાની પણ છે ખરી પણ પિતા કરતાં પણ માતાની વધારે છે. કારણ બાળક વધારે વખત માતા પાસે રહે છે, માટે સ્ત્રી જો કેળવાયલી સુશિલ અને સારા ગુણ વાળી હશે તો પોતાનાં બાળકોને પણ તેવાંજ બનાવશે.

## ગૃહવ્યવસ્થા.

ઘરનું દરેક કામકાજ કરતા બરાબર શીખવું જોઇએ. ગમે એવાં ભણેલાં હોય, ગમે એવા લેખો લખે અને ગમે એવા ભાષણો કરે, રોફ મારીને ફરે, પણ જ્યાં સુધી ઘરનું દરેક કામકાજ કરતાં ના આવડે ત્યાં સુધી બધું નકામું છે. પ્હેલું ઘરનું કામકાજ કરતાં બરાબર આવડવું જોઇએ. બીજું કાંઇ ના આવડતું હોય તો ચાલે, પણ ઘર કામ કરતાં તો બરાબર આવડવુંજ જોઇએ.

રસોઇ કરતાં, પીરસતાં, બધું બરાબર આવડવું જોઇએ. રસોઇનો સામાન, રસોડું વગેરે બધું સ્વચ્છ રાખવું, દાળ, ચોખા વિગેરે વીણી ઝાટકી સાફ રાખવું, લોટ વિગેરે ચાળી કરીને ચોખ્ખો રાખવો, તેલ, ઘી, મરી, મસાલા વિગેરે ચોખ્ખું રાખવું, અને તે ભરવાનાં વાસણો સ્વચ્છ રાખવાં, રસોડામા વાળીઝુડી ચોખ્ખું રાખવું, ઘરમાં બાઉવાં વિગેરે બાઝે નહી તેની પૂરી કાળજી રાખવી, ખાવાની કોઇપણ વસ્તુ ઉઘાડી મૂકવી નહીં, રસોઇમાં દરેક જાતના જુદા જુદા પદાર્થો કરતાં શીખવુ, અથાણાં, મુરબ્બા વિગેરે બધું બરાબર કરતાં શીખવું, અને તે, બાર મહિના સુધી રાખવાનાં તેથી બગડે નહીં તેની કાળજી રાખવી, અને બરાબર કટાઇ ના જાય તેવા ચોખ્ખા વાસણમાં ભરી ઠેકાણે મૂકવું. રસોઇમાં દરેક વસ્તુઓ જૂદી જૂદી રીતે કરવાની છે, માટે તે દરેક વસ્તુ શીખવામાં બરાબર લક્ષ રાખી, માતા, સાસુ વિગેરે વડિલો પાસેથી લક્ષ રાખી શીખી લેવું. રસોઇમાં બહુ તેલ, મરચાં, આંબલી, વિગેરે નાંખવું નહીં. કારણ ઘણાં મરચા, આંબલી વિગેરે નાખવાથી નુકશાન થાય છે. કોઇ કહે કે હાય કરે તે પ્રમાણે કોટ ના કરે પણ હાય કરે. ઘણાં મરચાં તેમજ ઘણી આંબલી, તેલ, એવી એવી વસ્તુઓ બહુ નાંખ્યાથી સ્વાદ સારો નથી થતો, પણ બધુ પ્રમાણસર નખાય તોજ સ્વાદ સારો થાય છે.

તન્દુરસ્તીનો મુખ્ય આધાર ખોરાક ઉપરજ છે. માટે રસોઇ સ્વાદિષ્ટ, પરિપકવ અને ઉત્તમ થવી જોઇએ. રસોઇમાં પ્રમાણસર મરી, મસાલા નાંખવા જોઇએ. પરિપકવ થાય અને જરાપણ ઉતાવળ કરી કાચી ના રહે તે માટે પૂરૂં ધ્યાન રાખવું ઘરમાં રસોઇઓ રસોઇ કરે તો પણ રાંધવા પીરસવાની બાબતમાં તો બૈરાઓએજ કાળજી રાખવી જોઇએ. માટે પ્હેલાં રસોઇ કરતાં, પીરસતાં શીખવું અને ઘરના કામમાં બરાબર લક્ષ રાખવું. જ્યાં સુધી ઘરકામ નહીં આવડતું હોય ત્યાં સુધી બધું નકામું છે એ બરાબર ધ્યાનમાં

રાખવુ. બરાબર પચે તે પ્રમાણમાં ખોરાક ખાવો રોજને રોજ બહુ ભારે પડે તેવો ખોરાક ખાવો નહી પણ શરીરે રૂચે તેવો સ્વચ્છ અને સાદો ખોરાક ખાવો અને આપણુ તેમજ ઘરના માણુસોનુ શરીર તન્દુરસ્ત રહે તે માટે આપણેજ કાળજી રાખવાની છે, માટે રસોઈ વિગેરે બીજી દરેક જાતની સ્વચ્છતા રાખતા શીખવુ જોઇએ

## સ્વચ્છતા

ઘરમા દરેક ઠેકાણે વાળીઝુડી સ્વચ્છ રાખવુ ઘરમાં કચરા પડયા હોય, દરેક ઠેમણે માખીઓ બણુબણાટ કરતી હોય, પાણી દુધ વિગેરે ઉઘાડા પડયા હોય, મરી, મસાલા, અથાણા વિગેરેના વાસણો ઉપર કચરા ડર્યા હોય, સામાન અવ્યવસ્થીત ગોઠવ્યો હોય, ઘરમા ઠેકઠેકાણે લુગડાના ડુચ્ચા પડયા હોય, પોતાના તેમજ છોકરાના લુગડાં મેલા, ગંદાં થઇ ગયા હોય અને છોકરા પણ નાહ્યાધોયા વગર મેલા ઘેલા ફરતાં હોય, તેવુ ના રાખતા ઘરમા સામાન બરાબર સારી રીતે ગોઠવવો દરેક વસ્તુ ઢાંકીને બરાબર ઠેકાણે રાખવી. વાસણકુસણ સાફ સ્વચ્છ રાખવા પાણીઆરૂ, રસોડુ, અને તેના વાસણો વિગેરે બધુ સ્વચ્છ રાખવુ લુગડાને સંકેલી બરાબર ખીટીએ મેલા ના થાય તેમ મૂકવા, છોકરાને ન્હવરાવી ધોવરાવી ચોખ્ખા રાખવા છોકરાને ન્હાનપણથીજ આપડે ચોખ્ખા રહેતાં શીખવીશુ તો તે મ્હોટા થયા પછી પોતાની જાતે પણ ચોખ્ખા રહેતાજ શીખશે ઘરમા કોઇપણ જગ્યાએ કચરો ના રહે તે માટે કાળજી રાખવી. ઘરમા ખાળ વિગેરે, પણ ધોઇ ધોઇ ચોખ્ખા રાખવા સુવાના ઓરડામા સ્વચ્છ રાખવુ ચાદરો, ગલેફ, ગોદડા, વિગેરે ચોખ્ખા રાખવા ચાદરો ગલેફો ધોઇધોઇ ચોખ્ખા રાખવા, ગોદડાને પણ બીજે, ત્રીજે તડકે નાખતા રહેવુ ઘરમા પાણી બહુ ઢોળી ગદકી રાખવી નહી કારણ ગદકી રહેવાથી માકણ, મચ્છરનો ઉપદ્રવ થાય છે, માટે માકણ મચ્છર ના થાય તે માટે ખાસ કાળજી રાખવી. ખોરાક અને ઉંઘ એ બે, માણસની આરોગ્યતા સાચવવાના મુખ્ય સવાલ છે ઉંઘ વગર માણસ માંદા જેવુ થઇ જાય છે માટે ઘરમા દરેક રીતે સ્વચ્છતા રાખવી. ઘરમાં સાદાઇ, સ્વચ્છતા અને સુંદર વ્યવસ્થા કરવી એજ સ્ત્રીનું કર્તવ્ય છે

## મનને હંમેશાં આનંદમાં રાખવું

હમેશા મનને આનદમા રાખવુ, ગમે એવુ દુખ આવી પડે—ગમે એવો મદવાડ હોય પણ જો મન આનદમા રહે તો સર્વનો નાશ થાય, અને તન્દુરસ્તી દિનપ્રતીદિન વધતી જાય અને શરીર આરોગ્ય રહે, માટે મન હમેશા આનદમા રાખવુ જેવુ મન હોય તેવુજ શરીર બંધાય છે

ઘણી બ્હેનોના મન ઘણાજ નબળાં હોય છે એમનો ઘણો વખત દિલગીરીમા, અને ગમગીનીમાજ પસાર થાય છે અને તેવી બ્હેનોના મન તેવા રહેવાથી તેમનુ શરીર નબળુજ રહે છે અને છેવટ ઘણો વખત તેમ રહેવાથી ક્ષિગ્નીગઆ તાણ વિગેરે રોગના ભોગ થઇ જાય છે માટે મન હમેશા રાજીમાં રાખી, આનદમા રહેવુ. શરીરે સુખી તે સુખી સર્વ વાતે, શરીર દુખી તે દુખી છે સદાએ માટ મનને આનદમા રાખીને, શરીર પણ તન્દુરસ્ત રહેવુ જો શરીર સારૂં હશે તો જ માસુ, સસરા, પતિ, વિગેરે સર્વની મરજી સાચવી

શકશે. સ્વભાવ સારો અને આનંદી હશે તો પીયરમાં, તેમજ સાસરામાં સર્વનું મન રાજી રાખીશું. અને તેમનો પ્રેમ આપણા ઉપર વધશે. અને જો સ્વભાવ કલેશી, અને દ્વેષી, હશે તો સર્વની સાથે કુસંપ થશે.

પતિને પણ તેના નવરાશના વખતમાં આનંદ આપવો એ આપણો ધર્મ છે. માટે હમેશાં આનંદમાં રહી પતિને તેમજ બીજા સર્વને સદા આનંદ આપવો, સર્વનો સ્નેહ મેળવી લેવો અને કલેશ, કજીયો, કંકાસ, દ્વેષ, વિગેરે સર્વનો નાશ કરવો.

કરકસર.

ઘરમાં કરકસર રાખવી. કરકસર એટલે દરેક વસ્તુ સંભાળી સાચવીને રાખવી. કરકસર તે કાંઈ એમ નહીં કે કંજુસાઈ કરવી પણ આવકના પ્રમાણમાં ખર્ચ રાખવો. જેટલી આવક હોય તેના કરતાં ખર્ચ વધી ના જાય તેની કાળજી રાખવી અને થોડો થોડો પણ બચાવ કરતાં રહેવું. જેવી સ્થિતિ હોય તેમાં સંતોષ માની તેમાથી થોડું થોડું બચાવતા રહેવું. લુગડાં વિગેરે કાંઇ ફાટે તો તરત તેને સાંધવું પણ વધારે ફાટવા દેવું નહીં. દરેક સામાનમાંથી થોડો થોડો સંભાળી સાચવીને રાખવો. તેવડ ત્રીજો ભાઇ, એ કહેવત યાદ રાખવી. દરેક વસ્તુમાં એટલામા શું ? એમ ના સ્હમજવું પણ ટીપે ટીપે સમુદ્ર ભરાય, એ પ્રમાણે થોડો થોડો સંઘરો કરતા શીખવું. કોઈ મ્હેમાન પરોણો આવે ત્યારે તેની સારી રીતે બરદાસ્ત રાખવી. બીજા કોઈ સારા પ્રસંગ વખતે પણ તેમ ના રાખવું, પણ વગર કારણ પૈસા ઉડાવી નકામો રોફ શોખ મારી પૈસા બગાડવા નહીં. યોગ્ય રીતે સ્હમજીને જરૂર હોય ત્યારેજ ખર્ચ કરવું.

ધર્મ પાળવા વિષે.

દરેક જાતના વિષયને લગતી એટલે સંસાર વ્યવહારને લગતી ઘણી ખરી બાબત આવી ગઇ. પણ ધર્મ વિષે હજી કાંઇ આવ્યું નથી. ધર્મ પાળવા વિષે જાણવાની ખાસ જરૂર છે. હાલમાં તો ઘણે ખરે ઠેકાણે ધર્મના નામનું તો મ્હોટું મીડુંજ વળી ગયું છે. અને પુરૂષો અને સ્ત્રીઓ બન્નેમા એમજ થઇ ગયુ છે કે ધર્મ તો પાળવોજ નહીં. ન્હાવું નહીં, ધોવું નહી, આચાર પાળવો નહીં, પાઠ પુજા કરવા નહીં, દેવ દર્શન કરવા નહીં, ને એવી રીતે કરીએ તેમાંજ ડહાપણ હોય તેમ બધાં તેમજ કરવામાં ડહાપણ સ્હમજ્યાં છે.

પણ એક વાર વિચાર કરવો કે આપણા વૃધ્ધોએ જે રિવાજ કર્યા છે, તે કેટલા વિચાર કરીને કર્યાં છે તેનો પણ વિચાર કરવો જોઇએ. બે વખત ન્હાવું, ન્હવેણમાં રસોઇ કરવી, અને પૂજા પાઠ વિગેરે કરવું. ન્હાવાથી શરીર સાફ રહે છે. રાત્રે ન્હાવાથી સારી ઉંઘ આવે છે. આપણું શરીર પણ બે વખત ન્હાવાથી સ્વચ્છ અને તંદુરસ્ત રહે છે. અને આપણો ધર્મ પણ સચવાય છે અને ધર્મ છે ત્યાંજ જય છે. માટે પુરૂષો ભલે ગમે એમ વર્તે પણ સ્ત્રીઓએ બરાબર ધર્મ પાળતાં શીખવુ અને પોતાનો ધર્મ બરાબર સાચવવો. રાંધતાં રાધતા આપણામાં બધે અડકાતું નથી તે પણ કેટલો બધો સારો રિવાજ છે ? રસોઇ કરતે બધે અડકવાનો રિવાજ હોય તો આપણે પછી ગમે એવા ગંદામા ફરી આ-

વીએ, મ્હાર જઈ આવીએ અને પાછાં દાળ શાક હલાવતાં જઈએ. આખો દિવસ રસોડામાં જતી વખતે હાથ પગ ધોવાય નહીં અને એવા ગંદા હાથ પગે રસોડામાં જઈએ. મ્હારનાં ખરાબ જીવજન્તુ પગે વળગી રસોડામા આવે અને તે પાછાં આપણા ખોરાકમાં આવે. એવી રીતે દરેક બાબતમા અને આતો સાધારણ ન્હાનો દાખલો છે. પણ આપણા ધર્મમાં એટલુ ઉંડું રહસ્ય સમાએલુ છે કે, ધર્મ, અને તન્દુરસ્તી, એ સવાલોનો સમાવેશ થઇ જાય છે. આપણો ધર્મ ઘણોજ ઉત્તમ છે. આપણો ધર્મ પાળવાને જે જે નિયમો બધાયા છે તેજ પ્રમાણે બરાબર વર્તવુ. આચાર પ્રથમો ધર્મ, ધર્મસ્ય પ્રભુ રુચ્યતે. માટે આચાર વિચાર બરાબર સમજી આભડછેટ તથા અજવાળ બરાબર સંભાળવો. અધર્મ બોલે નહિ, પણ બોલે. માટે આપણે આપણો ધર્મ બરાબર સમજવો, અને પાળવો. પાઠ પૂજા વિગેરે પણ બધુ નિયમસર કરતા રહેવુ. કહેશો કે મન ચંગા તો કથરોટમાં ગંગા, એ વાત ખરી. પણ મન ચંગા એટલે ચોખ્ખુ રહેવું તો ઘણું મુશ્કેલ છે. પણ એવુ બોલીને આએ મુકવું ને તે પણ મુકવુ, એવો ઘાટ થાય. મન ચોખ્ખું રાખવું નહીં—મનમાં તો અનેક જાતનાં પાપ ભર્યા હોય, અને પાઠ પૂજા પણ કરવા નહી. અને ફક્ત અહી અહી વાતો કરી બેશી રહેવું તેના કરતા આપણુ મન સ્વચ્છ ચોખ્ખું હશે ને, પાઠ પૂજા કરીશું તો પાપ નહીં લાગે. પણ તેમાં પ્રભુની ભક્તિમાં વધારો થશે. અને આપણે પા કલાક એક ચિત્તે પ્રભુની ભક્તિ કરીશું તો તેમા આપણને ઘણોજ આનંદ થશે. પ્રભુની સામે ધૂપ, દીપ કરી આપડે તેની ભક્તિમાં લીન થઈ ખરા અંતઃકરણથી શુદ્ધ મનથી તેની સેવા કરવાથી દિન-પ્રતિદિન આપણી ભક્તિમાં વધારો થાય છે.

તેમજ ધૂપ, દીપ, કરવાથી આપણા ઘરની હવા પણ હમેશાં ચોખ્ખી રહે છે.

દેવ દર્શન કરવાથી પણ ઘણું સારૂં છે. મન્દિરના હારથી અને પ્રભુની મૂર્તિના દર્શન કરવાથી આપણને કાંઈક અલૌકિકજ આનંદ થાય છે. પણ હવે આપણને મન્દિરમાં જવાની ઇચ્છા નથી થતી. અને આપણા વડીલો પણ જવાની ના કહે છે. તેનું કારણ મન્દિરમાં ભીડ, અને ધક્કા મુક્કી ઘણાંજ થાય છે. લોકો તો ધર્મને નામે ઢોંગ કરવા અને દર્શન કરવાનું બ્હાનું કહાડી અનેક જાતનાં તોફાન કરે છે. તેવે ઠેકાણે સ્ત્રીઓએ જવું વ્યાજબી નથી. માટે તેવે ઠેકાણે જવુ નહિ. પણ જ્યાં તેવું ના હોય ત્યા જઈ બેશક પ્રભુનાં દર્શન કરવાં. પણ તે એવી રીતથી નહીં કે, લોકોને બતાવવા કે હમે દર્શન કરવા જઈએ છીએ. તેમ રણછોડજીએ પીળો વાઘો પ્હેર્યો ને, લક્ષ્મીજીએ રાતી સાડી પ્હેરી હતી, તેમ પણ નહીં, પણ ખરા મનથી સર્વ જગતમાં વ્યાપી રહેલા શ્રી પ્રભુનાં કે જેની લીલાઓનું અદ્ભૂત વર્ણન આપણાથી થઇ શકતું નથી તેવા શ્રી પરમાત્માના દર્શનમાજ લીન થવું. પણ દર્શન કરવાને તે કોણ જાય ? એવી મૂર્તિઓને તે કોણ પગે લાગે ? એવાં વચનો બોલી તિરસ્કાર કરવો નહીં અને નાસ્તિક થઈ જવું નહીં. સ્ત્રીઓએ ખાસ કરીને પોતાનો ધર્મ પાળવો, આચાર વિચાર રાખવો, પાઠ પૂજા કરવાં અને પ્રભુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી તેમાંજ આનંદ માનવો. જો સ્ત્રીઓજ પ્રભુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખશે, આચાર વિચાર પાળશે, ધર્મને સાચવશે અને હાલના જમાનાના ખોટા પ્રવાહમાં નહીં તણાય તો, કદિ પણ ધર્મનો નાશ થવાનો નથી એ બરાબર ધ્યાનમાં રાખવું.

## નીતિ.

અસત્ય, દ્વેષ, ઇર્ષ્યા હઠીલાઇ, અસન્તોષ, ખરાબ વિચારો, અનીતિ, અન્યાય, નિર્દયતા વિગેરે દરેક પાપી કર્મનો ત્યાગ કરવો અને સદા સદ્‌ગુણોને કેળવવા. સત્યતા દઢતા, સાદાઈ, ઉદારતા, દાનવૃત્તિ પરોપકારપણું, દયા, પ્રેમ વિગેરે દરરોજ દરેક કામમા રાખવાં, એવા સદ્‌ગુણોની ખાસ કાળજી રાખીને ટેવ પાડવી. જો કે પહેલાં તો મુશ્કેલ લાગે પણ ખરા મનથી તેવા ગુણોનું આચરણ કરવું. અને તેમ કરવાથી ધીમે ધીમે ટેવ પડશે. માત્ર બોલીનેજ બેથી રહેવું નહીં.

સદાએ પરોપકાર વૃત્તિ રાખવી. ગમે તેવી રીતે પણ દરેક જણને મદદ કરવી અને દરેક જણ ઉપર દયા રાખવી. કોઇને ભોજન કરાવીને, કોઇને વસ્ત્ર આપીને, કોઇને ક્ષમા આપીને, કોઇને દિલાસો આપીને, ગમે એવી રીતની પણ સદા દાનવૃત્તિ રાખીને પરોપકાર કરવો.

દયા, ધર્મ, દિલમાં ધરી, કરીએ રૂડાં કામ;
ગરીબોનાં દુઃખો હરી, હારવી નહીં કદિ હામ.

આવી રીતે સદા પરોપકારી વૃત્તિમાં સદા તત્પર રહેવું અને પ્રભૂની ભક્તિમાં પણ સદા લીન રહેવું. આ દુનિઆમાં ખરો આનંદ આત્માનો છે. અને આત્મા જ્યારે પરમેશ્વરમાં લીન થાય છે, ત્યારેજ ખરો આનંદ અનુભવે છે. દેવ, દર્શન, પૂજા, પાઠ, વિગેરે સારૂં છે. પણ એટલું કરીને બેશી ના રહેવું અને એટલુંજ કરવાથી ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણ મનથીજ એની નજદીક લીન થવું. એનું સ્તવન દરેક ક્ષણે રાખવું. અને આખો દિવસ ફરતાં ફરતાં ઉઠતાં બેસતાં દરેક ક્ષણે એનુંજ ધ્યાન ધરવાથી, એનુંજ સ્તવન રાખવાથી એનામા આપણને પૂર્ણ વિશ્વાસ રહે છે અને દરેક કામોમાં આપણે પાર પડીએ છીએ. ખરો ધર્મ એજ છે કે પોતાના આત્માને પરમેશ્વરમા લીન કરવો. એમ કરવાથીજ સારાં કામો કરવાની બુદ્ધિ સુઝે છે અને સારા ગુણો પણ આપણામા આવે છે. અને પતિને પત્નીનો જે પ્રેમ છે, તેની ગાંઠજ પ્રભૂનો પ્રેમ છે. અને એવાજ પ્રભૂના પ્રેમથીજ બીજા બધા પ્રેમો સાચવી શકાય છે. માટે ધાર્મિક કેળવણી ઘણીજ જરૂરની છે. અને સદા આવા વિચારોથીજ નીતિનો રસ્તો ગ્રહણ કરતાં શીખીએ છીએ. એટલે માનસિક અને નૈતિક વિગેરે આમાથીજ ઉત્પન્ન થાય છે. માટે સદાએ પ્રભુભક્તિમાં લીન થઇ નીતિનો રસ્તો ગ્રહણ કરવો અને સદાએ નીતિથીજ રહેવું.

સ્ત્રી એ પુરૂષનો અર્ધો ભાગ છે, મે એને એવી રીતે પરમેશ્વરે બનાવી છે કે પુરૂષની બધી ખોટો પૂરી પાડે. હાલના જમાનામા સ્ત્રીઓની ફરજ સબંધી ઘણા જુદા જુદા વિચારો થઇ ગયા છે. કેટલાકો એમ માને છે કે દરેક બાબતમાં સ્ત્રી જોડેજ જોઇએ અને તેથી પૂરૂષના ધંધા પણ સ્ત્રીઓજ કરે. પણ આવા વિચારો તદન ખોટા છે. જેથી ફરજો સ્ત્રીઓને બજાવવાની છે તે બરાબર બજાવાય નહીં. તેમાં કાઇ એમ નથી કે, બીલકુલ બ્હાર ના જવું—તેમને દુનિયાનું કશું જ્ઞાન આપવુંજ નહી; પણ બ્હાર આધારણ હરવું ફરવું, પોતાના સગા વ્હાલાં તેમજ બીજા પણ સારાં માણસો જોડે બેસવું ઉઠવુ પણ હદથી બ્હાર ના જવું, અને ગૃહવ્યવસ્થા—રાંધવું, પીરસવુ, કરકસરથી ઘર

ચલાવવું, વિગેરે આપણી ફરજો છે તે બરાબર બજાવવી. બધાં ઘરનાં દરેક કામ કાંઈ પુરૂષનાથી થવાનાં નથી. એ તો આપણું કર્તવ્ય આપણે કરીએ અને તેમનું કર્તવ્ય તે કરે, જેનું જે કામ હોય તે તેજ કરે અને તેજ સારૂં દેખાય. પુરૂષો નોકરી ચાકરીજ કરે અને સ્ત્રીઓ ઘરધંધોજ કરે તેજ સારૂં દેખાય. માટે આપણે માનસિક, નૈતિક, ધાર્મિક, વિગેરે ગુણો સંપાદન કરો. પરમેશ્વરે જે ફરજો સોંપેલી છે તે પૂરેપૂરી રીતે બજાવવી અને નીતિ રિતીથી સદા સારો રસ્તો ગ્રહણ કરવો, અને સદા પવિત્ર આચરણમાં રહી, સદા પવિત્રતા ગ્રહણ કરવી અને પિયરના તથા સાસરાના બંનેના કુળને દીપાવી સદા નીતિ રીતિથી રહી, પ્રભુની ભક્તિમાં અને પરોપકારમાં દિવસ વ્યતીત કરવા.

---

# પ્રવાસમંજરી.

## કાઠીઆવાડની યાત્રા.

### ( બાવીસ દિવસનું બ્યાન. )

( લેખકઃ શ્રીયુત "મસ્ત" (બી. એ.)—અમદાવાદ )

( અનુસંધાન અંક એપ્રિલ–મે પૃષ્ઠ ૩૦૮ થી. )

બેટ જવાને માટે દ્વારકાંથી ગાડાં કરવાં પડે છે. અને એ ગાડાંનું આવતા જતાં ભાડું સવા અથવા દોઢ રૂપીઓ થાય છે. સાંભળ્યા પ્રમાણે આમાં પણ ગોર લોકોનો લાગો હોય છે અને એઓ ઉપર કહ્યું તેથી બમણું જેટલું ભાડું લાગ આવે અપાવવા ચુકતા નથી. આ ગાડામાં બેસીને ગોપીને કુરદે જવું પડે છે. અને ત્યાં બે રસ્તે થઇને જવાયછે. કેટલાક ગોપીતલાવ થઇને તે ફુરદે જાય છે અને કેટલાક બીજે રસ્તેથી પહેલા તે ફુરદે જાય છે અને પછી બેટથી પાછા ફરતી વખત ગોપીતલાવ થઈ દ્વારકાં પાછા ફરે છે. ગોપીને કુરદેથી બેટ વહાણમાં બેસીને જવાય છે અને માણસ દીઠ બે પૈસા આપવા પડે છે. આ શિવાય એ ફુરદાઉપર ગાયકવાડ સરકારનો દર માણસે અરધા આનાનો લાગો છે. જો આખું વહાણ ખાસ રોકવામાં આવે છે તો તેનો ઉચક દર વધારે આપવો પડે છે. પણ પછી તેમાં બીજાં માણસો બેસાડવામાં આવતાં નથી. જો પવન અનુકૂળ હોય છે તો અરધા પોણા કલાકમાં બેટ પહોંચી જવાય છે પણ જો તેમ નથી હોતું તો બે ત્રણ કલાક થઇ જાય છે. કારણકે ખલાસીઓને હલેસાં મારી મારીને વહાણ ચલાવવું પડે છે. થોડો વખત રહેવું પડે કે વધારે પણ તે મનને આલ્હાદિત કરનારો હોય છે. પાસે થઇને પસાર થતાં વહાણો, પશ્ચિમ દિશામાં દ્રષ્ટિગોચર થતી બેટની દીવાદાંડી, ઉત્તર દિશામાં બેટનો દેખાવ, દક્ષિણમાં સામે દેખાતું ગામ અને પૂર્વમાં ધીરે ધીરે પાછો પડતો ગોપીનો કરદો આ બધું

કયા મનને રંજન ન કરે ? બેટમાં સમુદ્રમાં પડતો ધક્કો બાંધેલો છે અને ત્યાં વહાણ આપણને લાવી મુકે છે. એ ધક્કા ઉપર મજુરો તૈયારજ ઉભા હોય છેઃ તેમની મારફત સામાન ઉચકાવી અગાઉથી નક્કી કરી રાખેલી ધર્મશાળામાં લઈ જવાય છે. આ ધક્કા ઉપરજ બેટની મ્યુનિસિપાલીટીનું નાકું છે. અને તે નાકા ઉપર માણસ એક એક આનો મ્યુનિસિપલ કર લેવાય છે. બેટમાં ઘણી ધર્મશાળાઓ છે. પણ ધક્કાની અને બેટના દ્વારકાંધીશના મંદિરની વચ્ચે આવેલી ડોસાભાઈની ધર્મશાળા ઠીક હોવાથી અમે અમારો ઉતારો ત્યાં ગખ્યો હતો. આ ધર્મશાળા દરેક રીતે સગવડવાળી હોવા ઉપરાંત એના રખેવાળ કે જેના નામથી એ ધર્મશાળા માલીકના નામ કરતાં વધારે ઓળખાય છે તે રખેવાળ યાત્રીઓની બરદાસ સેવા કરવામાં વધારે તત્પર રહે છે. આ ડોસાભાઇ રખેવાળ ભિન્નભાવ વિના દરેક યાત્રીને પોતાની જાતથી બનતુ કરી છુટી તથા તેને તમામ જાતની સગવડ કરી આપી સંતોષ આપવા પ્રયત્ન કરે છે. એમને ગોવિંદાના નામથી ઓળખવામાં આવે છે કારણકે, હરતે ફરતે, વાતચીત કરતે, સુતે બેસતે, એમને ઘડીએ ઘડીએ 'ગોવિંદ' ને સંભારવાની ટેવ પડી ગઈ છે. બેટ આવવાને માટે દ્વારકાંથી એવે વખતે નીકળવું પડે છે કે ગોપીને ફુરદે આવ્યા પછી રોકાઇ રહેવું ન પડે. કારણકે બેટથી ભરતી ચડતાં, ઉતારૂઓને બેટ લાવવા ગોપીને ફુરદે આવવા, વહાણો છુટે છે. માટે જુવારના વખતથી તિથી ઉપરથી ગણત્રી કરી નીકળવું સલાહભરેલું છે. હમે જવાનાં હતાં તે દિવસે બપોરના બાર વાગે ભરતીનો વખત હોવાથી હમે દ્વારકાંથી સવારના આઠેકના સુમારે નીકળ્યાં. રસ્તો બહુ ખરાબ ન હોવાથી વખતસર ગોપીને ફુરદે આવી પહોંચ્યાં. ત્યાંથી વ્હાણમાં બેઠાં પણ પવન બંધ હોવાથી બરાબર બે કલાકે બેટ પહોંચ્યાં. ડોસાભાઈની ધર્મશાળામાં જઈ ખાઈ પી પરવારતાં પાંચ છ મ્હેજમા થઈ ગયા. બેટમાં સમા સમાનાં દર્શન હોવાથી ગત્રીના સમયના પહેલાં દર્શનની ખબર આપતી નોબતની ડાંડીઓના અથડાવાની રાહ જોતાં બેઠાં. સમય થયો એટલે અમે મંદિરમાં ગયાં. ત્યાં મંદિરમાં પેસતાં પહેલાં ગાયકવાડ સરકાર તરફથી માણસ દીઠ રૂ. ૧) નો કર લેવામા આવે છે. દ્વારકાંના ગોમતીસ્નાનની પેઠે આનો પણ ઇજારો આપવામા આવે છે અને ઇજારદાર પોતાનાં માણસો ગખી ઉપરના દરથી યાત્રીઓ પાસેથી કર વસુલ કરે છે. ગોમતીસ્નાનની પેઠે અહીંઆં પણ જે માણસ સોગન ખાય છે કે હું ગરીબ છુ અને મારી પાસે આવવા જવાના ખરચ ઉપરાંત પાઈ પણ નથી તે માણસને છાપ હાથ ઉપર આપી વગર ફીએ દર્શન કરવા જવા દેવામાં આવે છે. ગોમની ઉપર તેમ અહીંયાં ઇજારદાર તરફથી ગરીબ વર્ગને દયામણી હોય છે કારણકે પોતે સરકારમા ભરેલા પૈસા ઉપરાંત તે નફો કરવાનું શોધે છે જેથી ગતી રગાવી રગાવીને છુટી આપે છે. દ્વારકાંમાં દર્શન કરી આવેલા માણસને બેટની મૂર્તિનાં દર્શન કરતાં ઉપર કહેલો તફાવત તરત જણાય છે. બેટમા શ્રીદ્વારકાંધિશના મકાનમાં ખુદ મંદિર ઉપરાંત બીજા પાંચ મોટાં મંદિરો છે. દ્વારકાધિશની બન્ને બાજુએ કલ્યાણજી અને ત્રીકમજી અને સામી બાજુએ પુરૂષોત્તમજી, માધવજી અને દેવકીજીનાં મંદિરો છે. આ ઉપરાંત ગરૂડજી અને અંબીકાજીનાં બે નાનાં મંદિર છે. આ છએ મંદિરોની ઉપજ તેમના પૂજારીઓને ન જતાં શ્રીમંત ગાયકવાડ સરકારની તીજોરીમાં જાય છે. વૈષ્ણવોનો અહીંયાં ભાવ સારો હોવાથી મકાનોની ઠમકઠમક તથા દેવસેવાનો ઠાઠ દ્વારકાં કરતા વધારે જોવામાં આવે છે. (દ્વારકાંધીશ)—શ્રીશંખોદ્ધારની

આરતી સાથે બીજાં પાંચ મંદિરોની આરતી ઉતરે છે. રાત્રીની છેવટની આરતી વખતે પાસેના શ્રીલક્ષ્મીજીના મંદિરમાંથી શ્રીશંખોદ્ધારના મંદિર સુધીનો લક્ષ્મીજીના પગલાંવાળો લાંબો લુગડાનો કકડો પાથરવામાં આવે છે અને લક્ષ્મીજી પોતાના મકાનમાંથી શ્રીજીના મકાનમાં પધારે છે એમ માનવામાં આવે છે. શ્રીશંખોદ્ધાર, કલ્યાણજી, ત્રીકમજી દરેકને પોતપોતાનું શયનગૃહ પોતાનાજ મકાનમાં હોય છે. ચોકનાં ઉપર કરેલાં ૭ મંદિરોની ભીંતો ઉપર શેષશાયી ભગવાન, ગોવર્ધન ક્રિડા, વસુદેવનું યશોદાને ત્યાં કૃષ્ણને ટોપલીમાં લઈ યમુના ઓળંગી જવું, રાસક્રિડા વગેરેનાં ચિત્રો ચીતરેલાં છે. આ ચોકની બહાર લક્ષ્મીજીના મંદિર ઉપરાંત સત્યભામાજી, રાધીકાજી, જાંબુવંતીજી, શંખનારાયણ અને હવેલીના મંદિરો છે. આ બહારનાં મંદિરો ખાનગી મહારાજોની માલકીનાં છે. અને એમનો વહીવટ અને ઉપજ એમને હસ્તક હોય છે. શ્રીશંખોદ્ધાર દ્વારકાંધીશની દિવસમાં નવ વખત આરતી ઉતારવામાં આવે છે અને તેમને તેર વખત ભોગ ધરાવવામાં આવે છે. બેટના દ્વારકાધીશના ચર્ણુસ્પર્શ કરવાનું અને કેસર સ્નાન તેમને કરાવવાનું સવારમાં તેમને જે વખતે પૂજારી તરફથી સ્નાન કરાવવામાં આવે છે તે વખતેજ બની શકે છે. અને તેની ફી માથા દીઠ રૂ. ૦-૮-૬ હોય છે; આ ફી ભરવાથી શ્રીશંખોદ્ધારની સાથે સાથે બીજાં પાંચ મંદિરોનાં પણ ચર્ણુસ્પર્શ થઈ શકે છે. પટરાણીનાં મંદિરોના ચર્ણુસ્પર્શની ફી દર માણસે રૂ. ૦-૬-૬ દરેક મંદિરની હોય છે. અહીંઆં પણ દ્વારકાંની માફક રૂ. ૧૫૦, ૧૦૦, ૫૧, ૩૫, ૨૧, ૧૧, અથવા ૫ા) નો ભોગ થઈ શકે છે. વળી વસ્ત્ર પણ ધરાવી શકાય છે તેમ ભેટ પણ રોકડી મુકી શકાય છે.

મંદિરો ઘણાં હોવાથી અને દરેક મંદિરની ઇચ્છા દમારે ત્યાં વધારે કરે એમ રહેની હોવાથી અજાણ્યો માણસ ગભરાઇ જાય એવું છે. માટે પહેલેથી નિશ્ચય કરી નીકળવું સુખકર થઈ પડે છે. બેટમા નવો નવો યાત્રી આવ્યાની ખબર પડે છે કે ઉપર કહેલાં મંદિરોમાથી તો ખરૂજ પણ પાસે આવેના તમામ મંદિરોમાથી પ્રસાદી આવવી શરૂ થાય છે. રીવાજ એવો હોય છે કે જ્યાં જ્યા ભેટ મુકવા અગર બીજી કોઇ રીતે સેવા કરવા વિચાર હોય ત્યા ત્યાંની પ્રસાદી કબુલ કરવી. બેટમાં દરેક મંદિરોમાં માળા ધરાવવાનો રિવાજ હોય છે. અને આ માળાઓ મંદિરોમાં માળાઓ લઈ ફરનાર માણસો પાસેથી મળી શકે છે. માત્ર શોચનીય એટલું છે કે આ માણસો કમાવા બેઠેલા હોવાથી યાત્રીની આગળ પાછળ મંદિરે મંદિરે ફરે છે ને એને નીરાંતે દર્શન કરવા ન દેતાં માળા લ્યો ને ચડાવો. એજ ટેલ નાંખ્યા કરે છે. આ લોકોને જો મંદિર બ્હારજ રાખવામાં આવતા હોય તો દર્શનાર્થે આવેલાનું ચિત્ત ભંગ ન થાય.

બેટમાં આ ઉપરાંત જોવાની ચીજો નિચે મુજબ છે:—

(અ) દાંડીના હનમાનઃ—આ હનમાન ગામને એક છેડે દરીઆ [illegible] ...નડી રાખ-
છે. માન્યના એવી છે કે દર વરસે એક ચોખાપુર આ હનમાન જમીનમાં [illegible] છે. વેરાવળથી
એમની બાધા આખડી રાખવામાં આવે છે. માનતા ફળીભૂત થશે કે ન [illegible] ગાડી પણ સારી રીતે
સોપારી ચોડવામાં આવે છે. જો સોપારી ચોટી રહે છે તો એમ [illegible] જેથી માણસ ચાલીને
મનકામના સિદ્ધ થશે. આ સોપારી પછી માનતા રાખનારને આપવ[illegible] સુધી દોડે છે. અને તેનો

(આ) કલ્પવૃક્ષ;—આ વૃક્ષ બારે માસ પાંદડાં વગરનું રહે છે. એને જેઠ મહિનામાં ફુલ આવે છે. આ ફુલને પારિજાતકનું ફુલ કહેવામાં આવે છે. આ ફુલ પાંચ પાંદડાંનું હોય છે. એની વચમાંથી ગોનેરી રંગના રેસા નીકળે છે જેને છેડે ફળીઆ જેવડા ધોળા દાણા બાઝે છે. આ ફુલ જ્યારે લીલું હોય છે ત્યારે બહુ સુંદર હોય છે.

(ઇ) સત્યભામાની પાદુકા:—આ પાદુકા કલ્પવૃક્ષની પાસે ઉઘાણમાં આવેલી છે.

(ઈ) શંખનારાયણ:—આ મંદિર પણ ગામ બહાર છે. શ્રીશંખનારાયણની મૂર્તિમાં ભગવાનના બધા અવતારો જણાય છે.

(ઉ) શંખ તળાવ—આ તળાવ શંખનારાયણના મંદિર પાસે છે. આ તળાવમાં ૧૦૮ કુવા છે. આ તળાવમાં નારીઅળ અને ગંઆભેટ સાથે સ્નાન કરવામાં આવે છે. કેટલાક ૧૦૮ ફેરા, ફેરા દીઠ એક પૈસો અથવા એક શ્રીફળ લઈ ફરે છે.

(ઊ) ૮૪ ધુણી—આ ધુણીઓ દાંડીના હનમાન પાસે આવેલી છે. આ ધુણીવાળી જગ્યા એકાંત છે. ત્યાં કોઈ રહ્યાઈ રહી શકતું નથી એમ કહેવામાં આવે છે. દાંડીના હનમાનનો પૂજારી સાંજ પડે ત્યાં દીવો કરી આવે છે. એ જગ્યા જોતાં ૮૪ ધુણીઓ પ્રત્યક્ષ દીઠામાં આવે છે.

(એ) પદ્મ તીર્થ—આ જગ્યાએ મુવેલા માણસોની રાખ પાણીમાં નાખવામાં આવે છે અને એમ કહેવામાં આવે છે કે પદ્મ આ રાખનાં દરીઆમાં બને છે.

(ઐ) પંચકુઈ—દ્વારકાની પેઠે બેટમાં પણ સમુદ્રમાં આ કુઇઓ છે. બેટ પાસે સમુદ્રમાંથી શંખો, કોડા, પદ્મ વિગેરે નીકળે છે અને તે કાઢીને વેચવાનો ઇજારો અપાય છે. આ શંખો અને કોડા ઘણા મોટા કદના થાય છે. શંખો બે જાતના થાય છે. ડાબી સુંઢ વાળા સાધારણ રીતે ઘણા નીકળે છે. પણ જમણી સુંઢ વાળા ક્વચિત ક્વચિત મળી આવે છે અને ખાસ કરીને તે સુવર્ણથી મઢી ઠાકોરજીની પૂજામાં વપરાય છે. આ જમણી સુંઢના શંખો કીમતમાં પણ ભારે હોય છે. શંખનાં જીવડાં સુકવીને વેચવામાં આવે છે. અને હરસનો રોગ મટાડવાને તે ખાસ કરી વપરાય છે. આ રોગ માટે તેની ધુણી હરસને આપવામાં આવે છે. આ જીવડાં બીજા રોગ ઉપર પણ વપરાય છે.

આ પ્રમાણે આ શંખોદ્ધાર બેટની રચના છે.

બેટથી પાછાં દ્વારકાં ફરવું પડે છે. કારણકે બેટ આગળ આગબોટ લંગર નાંખતી
...પુન...ને રસ્તે આવી હમે ગોપીતળાવ ગયાં. આ તળાવમાં સ્નાન કરવાનું મહાત્મ્ય
છે. દ્વારકાધિશન. ગામડું છે અને દેવસ્થાનો છે. ગોપીતળાવની માટીમાંથી ગોપીચંદન
માધવજી અને, દેવક ...દવાનો પણ ઇજારો અપાય છે. વૈદક દ્રષ્ટિથી આ માટી ઘણી ઠંડી
મંદિર છે. આ ક્એ ...ર છોડીને દ્વારકાં આવતાં વચમાં નાગેશ્વર મહાદેવ આવે છે. આ
રેની તીજોરીમાં જાય ...માં કહેલા નાગેશ્વા દારુકાવને એ છે. આ નાગેશ્વર મહાદેવની
તથા દેવસેવાનો દાક્ દા

જગ્યા રમણીય છે. મહાદેવ નીચે ભોંયરામાં બીરાજે છે. અને મંદિરની પાસે નાનું સુંદર તળાવ છે. આ મંદિર ઝાડોની છાયા નીચે આવેલું છે.

દ્વારકાંથી નીકળતી વખત ગોરમહારાજને ભુરશીથી સંતુષ્ટ કરવા પડે છે. અને તે વખતે

"જુવાર કુંવાર ને મીઠું, એ દ્વારકાએ દીઠું,"

"દંડ, મુંડ ને ડામ, એ દ્વારકાનાં કામ,"

કહી યજમાનને રાજી કરે છે.

દ્વારકાંથી વેરાવળ આવવાને સ્ટીમરની ટીકીટના દર ડેકીનના રૂ. ૫, પુપ (ફર્સ્ટ) ના રૂ. ૪, સેકન્ડના રૂ. ૩, અને ડેક (થર્ડ) નો રૂ. ૧ાા હોય છે. પોરબંદરથી દ્વારકાં આવતાં પુપનો હમને પરીપૂર્ણ અનુભવ થયેલો હોવાથી, આ વખતે હમને સેકન્ડની ટીકીટ લેવાની સલાહ મળી. સ્ટીમરનો પ્રથમ પ્રવાસ હોવાથી સલાહ ન મળી હતતો એ અનુભવ જ કરવાનો હતો જેથી હમે સેકન્ડની ટીકીટ ખરીદી. આ જગ્યા બોઇલરની ચીમનીની આસપાસ હોય છે. હમને આ વખતે થોડા ખરચે વધારે આશાએશ મળી કારણકે શીયાળો હોવાથી આ બોઇલર પાસેની જગ્યા હમને વ્હાલી હીમ જેવી લાગતી હતી. બોઇલરની ગરમીની અસર ચારે તરફ ફેલાયલી હોવાથી ટાઢ સામે ટકી રહેવાનું અમને સુલભ પડયું. આ જગોએ મારે કહેવું જોઇએ કે ગ્રિષ્મ ઋતુની સ્ટીમરની મુસાફરીમાં પુપને પસંદગી આપવી એજ મારૂં છે. કારણકે શીયાળામાં સેકન્ડ જેટલો વ્હાલો લાગે છે તેટલો જ ઉનાળામાં અળખામણો થઈ પડે છે. બપોરના ચારેક વાગે, હમે, જે વિધિથી દ્વારકાંને કીનારે સ્ટીમર છોડયા પછી પહોંચ્યા હતા તેજ વિધિથી પાછા સ્ટીમર ઉપર ગયા. સ્ટીમર 'બાહાદુરી'એ અમને નવેક વાગે પોરબંદર આણી રાતને માટે આગળ વધવાનું મોકુફ રાખ્યું. હમે પણ એની સાથે આરામ લેવાનો વિચાર કરી નિદ્રાવશ થયાં. સળમર્ક થતા તે ઉપડી. ચોમાસામાં જ્યારે સ્ટીમ દરીઆની વચ્ચોવચ્ચ ચાલે છે ત્યારે અન્ય-ઋતુમાં કીનારે કીનારે ચાલે છે. એક તરફ કીનારો દેખાયજ કરે છે. વેરાવળ એક બંદર તેમ રેલ્વે ટરમીનસ સ્ટેશન છે. સ્ટીમરમા આવેથી એનો દેખાવ વ્હાઈટ સીટી (સફેદ શહેર) ના જેવો અતી રમણીય લાગે છે. અહીંઆ સ્ટીમરમાંથી વહાણુમાં બેસી અમે કીનારે ગયાં. શહેર વેપારનું મથક છે એટલુજ બાકી ખાસ કાંઇ જોવા જેવું નથી એની મહત્વતા હોવાનું બીજું કારણ એ છે કે ત્યાં થઇને પ્રાચી અને પ્રભાસ પાટણ (સોરઠી સોમનાથ) જવાય છે. આ બન્ને યાત્રાનાં ધામો છે. વેરાવળથી પ્રાચી ઘોડાગાડી વા બળદ ગાડીમાં જવાય છે. ત્યા જતાં વચમાં ગૌરખ મઢી આવે છે. મોટી સડક રીપેર થતી હોવાથી અને જે રસ્તે જવાનું હતું તે નાનાં નાનાં બાળકોને લઈ જવામાં અથડામણી ઉત્પન્ન કરતો હોવાથી અમે પ્રાચી જવાનું માંડી વાળ્યું હતું. પણ પ્રાચી સંબંધી વેરાવળમાંથી આવી હકીકત મળી હતી. પ્રાચીમાં નદી વચ્ચે માધવરાયની મૂર્તિ છે. અને પ્રાચીમાં એક પીપળો છે જેની ભૂત પ્રેતને લગતી અને સંતતી સારૂ બાધા આખડી રાખવામાં આવે છે. ખાસ કરીને આ બે સંબંધના લોકો ત્યાં વધારે જાય છે. વેરાવળથી પ્રભાસ ઘોડાગાડીમાં અથવા ઘોડાની ટ્રામમા બેસીને જવાય છે. બેલ ગાડી પણ સારી રીતે જઇ શકે છે. વેરાવળ અને પ્રભાસ વચ્ચે બે એક માઇલનું છેટું છે જેથી માણસ ચાલીને પણ જઇ શકે. ઘોડાની ટ્રામ આ બન્ને વચ્ચે સવારથી તે રાત સુધી દોડે છે. અને તેનો

દર પણ ભારે નથી. કારણકે તે અરધો આનો છે. ગ્રામના પાટા શહેરની અંદરના અમુક ભાગ સુધી નાંખેલા છે, પરંતુ સાધારણ રીતે ગામના દરવાજા બહારથી બેસવાનો રીવાજ છે. વેરાવળના પ્રમાણમાં પ્રભાસ નાનું લાગે છે. પ્રભાસમાં મુખ્ય મંદિર સોરઠી સોમનાથનું છે. ગામને એક છેડે દરીઆ કીનારા ઉપર સોરઠીસોમનાથનું જુનું દેવલ ખંડીત હાલતમાં ઉભેલું છે. અને અસલના વખતની કારીગીરીનો સારો ખ્યાલ આપે છે. કાળના કોળીઆમાંથી દૈવી ચીજો પણ બચી શકી નથી, એમ આ સોમનાથ નાના શીવલીંગના અસલી શિવાલય ઉપરથી પ્રતિત થાય છે હાલમાં શ્રી સોમેશ્વર મહાદેવનું ગામની અંદર બીજું મંદિર છે. પ્રભાસમાં ત્રિવેણી સ્નાન કરવાનું મહાત્મ છે અને આ ત્રિવેણી સંગમ ઉપર શ્રાદ્ધ કરવાનો રીવાજ છે. શેઠ વસનજી નંદજીની ધર્મશાળા પાસે થઇને ત્રીવેણી ઉપર જવાય છે. આ ત્રિવેણીસંગમ સરસ્વતી, કપીલા અને હિરણ્ય નદીઓનો થાય છે અને તેઓ એકત્ર થઇ સાગર સ્વામીને મળે છે. પ્રભાસમાં નાગર લોકોના ગોર નીશળાજ છે. તેઓ અન્ય જ્ઞાતિનું ગોરપદું કરતા નથી. શ્રી સોમેશ્વરનું હાલનું મકાન અહલ્યાબાઈએ બંધાવ્યું કહેવાય છે. આ મકાનમાં બે મહાદેવ બીરાજે છે. એક મહાદેવ શિવાલયમાં પેસતાં સન્મુખ છે ને બીજા નીચે ભોંયરામાં છે. આગળના વખતમાં મુસલમાન જુલમી રાજાઓના જુલમમાંથી બચવા સારૂ આ પ્રમાણે ગોઠવણ કરવામાં આવી છે એમ લાગે છે. ઉપરના મહાદેવ અહલ્યાબાઇએ પધરાવ્યા છે અને સોમેશ્વર નીચે ભોંયરામાં વાસ કરે છે. અહીંયાં શ્રી સોમેશ્વર ઉપર રૂદ્રીઓ કરાવવામાં આવે છે. જાતે પણ શ્રી સોમેશ્વરનું પુજન થઇ શકે છે. રૂદ્રીને અંતે બ્રહ્મભોજ કરાવવામાં આવે છે. ગોરને કાંતો સીધાનો સામાન અપાવાય છે નહીંતો માણસ દીઠ રૂ. ૦॥ ના હીસાબે રોકડું આપી દેવાય છે. ભોજનનો વખત થતાં સંકલ્પ સારૂ ગોર તેડવા આવે છે અને યજમાન સંકલ્પ મુકે છે. ત્યાર પછી ભૂદેવો ભોજનમાં મગ્ન થાય છે. શ્રી સોમનાથને પણ થાળ ધરાવવાનો રીવાજ છે. પ્રભાસ ગામમાં અને ગામની બહાર બધાં મળીને લગભગ પંદરેક ભોંયરાં છે. ત્રિવેણી ઉપર ત્રિવેણી માતા છે. પ્રભાસમાં જુના શિલા લેખો પણ નજરે પડે છે. શ્રી સોમનાથની તેમ ત્રિવેણી સ્નાનની પુજાસામગ્રી ગોરને કહેવાથી તેઓ કરી આપે છે. પ્રભાસમાં જુમા મસીદના ઘુમટની અંદરની કારીગીરી પણ સારી છે. પ્રભાસથી પાછા ફરતાં પ્રભાસ અને વેરાવળ વચ્ચે ભીડભંજન મહાદેવનું મંદીર આવે છે. સુર્યાસ્ત વખતે આ શિવાલય આગળ અમે પહોંચેલા હોવાથી અને દરીઆની છોળો શિવાલય પાસેના કીનારાને અથડાતી હોવાથી દેખાવ અતી રમણીય લાગતો હતો. ભીડભંજન મહાદેવનાં દર્શન કરી અમને કહેવામાં આવ્યું કે દરીઆમાં બે મહાદેવ છે તેમનાં દર્શન કરવા જાઓ. અમે તો પાછા વળતા હતા પણ આ સાંભળવાથી અમારી ઉત્કંઠા સતેજ થઇ અને અમે કીનારા ઉપર ગયા તો એક મહાદેવને તો પાસેજ દરીઆની અંદર દીઠા અને બીજાને થોડે દુર દીઠા. આ બન્ને મહાદેવોનો પુજારી સાગર પોતેજ છે. એણે પોતાનું તન મન અને ધન એમને અર્પણ કર્યું છે. જ્યારે અન્ય પુજારી દિવસમાં બે વખત મહાદેવને નવરાવી પુજા કરતો હશે ત્યારે સમુદ્ર ચોવીસે કલાક આ મહાદેવોને નવરાવ્યા કરે છે. પોરબંદર અને દ્વારકાં કરતાં દરીઓ અમને વધારે, શાંત ઋતુ હોવા છતાં, તોફાની લાગ્યો. જે મનુષ્યના મગજમાં મોટાની મરજી ઉઠાવતાં સ્હેજમાં ખુમારી આવી જાય છે તો પછી

દેવોમાં પણ મોટા એવા મહાદેવ એમની જે અહોનિશ સેવા કરે તેના મનમાં કેમ ફાંદો ન આવે ? આજ વખતે ફીનારે ઉભા રહી કુદરતનુ અવલોકન ચારે તરફ કરતાં કરતાં અમારી દ્રષ્ટિ પશ્ચિમ દિશા તરફ ફરી. આકાશ રતાશથી છવાઇ ગયું હતું. આપણા પગ નીચેના દેશો, અંધારાંથી અકળાયલા હોવાથી આકાશરૂપી ભીંતોને લાલરંગથી, રંગી સૂર્ય-ના મંગળમય આવાગમનને, વધાવી લેતા હોય નહીં એમ દ્રશ્યમાન થતું હતું. સવિતા નારાયણ આખો દિવસ તપીને બળું બળું થતો હોવાથી સમુદ્રમાં સ્નાન કરી ઠંડો પડવા માંગતો હોય નહીં એમ દેખાતું હતું. મારા જવાથી જગત નિરાશ થશે એનુ એને દુઃખ થતું હોવાથી એ ધીરે ધીરે હસાવી ફોસલાવી આથો આથો હડતો હતો. ન જંપા દેવાને રૂદન કરતા બાળકને રમકડું આપી તેનું ધ્યાન તેમા લગાડી તેને હલાવી ફુલાવી પિતા જેમ એકદમ અલોપ થઈ જાય છે તેમ સૂર્ય પિતા રમણીય મનમોહક કુદરતરૂપી રમકડું જગત બાળકને સોંપી તેને તેમાં લુબ્ધ કરી ધીરે ધીરે નીચે ઉતરતા જઈ એકદમ દરીઆ-માં ઉતરી પડયા અને જગત બાળકને ખબર પડે તે પહેલાં અંધાર પછેડો ઓઢાડી દીધો. અમે પણ ઢીલા પગે વેરાવળ પહોંચવા ગાડીમાં બેઠા અને સમજાવીને સટકી ગયેલા સૂર્ય-દેવની લીલામાં ગરક થઇ શયન કરી ગયા.

વેરાવળથી જુનાગઢના થર્ડ ક્લાસના તેરઆના બેસે છે. અને સેકન્ડના રૂ. ૧–૧૦–૦ થાય છે. જુનાગઢમાં પણ ઉતરવાને ધર્મશાળાઓ છે. હાલમાં જુનાગઢમાં એડમીનીસ્ટ્રેશન છે. અને તેને અંગે દિવસો દિવસ શહેર સુધારો થતો જાય છે. જુનાગઢ શ્રાવકોનું તેમ અન્ય હીંદુઓનું તથા મુસલમીન ભાઇઓનું યાત્રાનું સ્થાન છે. જુનાગઢની માહીતી "જુ-નાગઢ ગીરનારનો ભોમીઓ" અને "ગીરનારના નકશા" ઉપરથી મળે છે. આ પુસ્તક ગુજરાતીમાં છે જેથી ઇંગ્રેજી ન જાણનારને ઉપયોગી છે. જુનાગઢમાં અમે નીચેની ચીજો જોઇ હતી.

જુનાગઢમાં { ૧. સરદારબાગ; ૨. મોતીબાગ; ૩. પરીતળાવ; ૪. સ્ટેઇટપેલેસ અને ૫. નૃસિંહ ચોગ.

જુનાગઢ ઉપરકોટમાં { ૬. અડીચડીવાવ; ૭. નવગણ (લાંઝણુ) કુવો; ૮. બોયરૂં; ૯. તોપ.

જુનાગઢથી ગીરનાર જતાં { ૧૦. અશોકનો લેખ; ૧૧. વાઘેશ્વરી માતા; ૧૨ દામોદર કુંડ.

(૧–૨) જુનાગઢ શહેરના બાગોની સંભાળ લેવા એડમીનીસ્ટ્રેશન તરફથી એક ગાર્ડન સુપરીન્ટેન્ડન્ટ રાખવામાં આવ્યો છે. આ માણસના ખંતીલાપણાને લઇ નવા રાજા અને નવી પ્રજા એવું થયું છે. બાગોએ નવો અવતાર ધારણ કર્યો જણાય છે. સરદાર બાગમાં ગિરનારની ઉમદામાં ઉમદી પેદાશને (સીંહને) તે બાગ જોવા આવનારને તે વનરાજનો ખ્યાલ આપવાને પુરવામાં આવી છે.

(૩) પરી તળાવ એક સુંદર તળાવ છે.

(૪) સ્ટેઇટ પેડોકમાં ખાસ કરીને સારી સારી ઘોડાની જાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. શુદ્ધ કાઠીઆવાડી ઘોડાની જાતને નાબુદ થતી અટકાવવાનો આ પેડોકમાં પ્રયત્ન કરવામાં આવે છે.

(૫) નૃસિંહ ચોરો, ભક્ત કવિ નૃસિંહ મ્હેતાનું સ્થાનક છે. આ મકાનમાં ચોતરો છે, જેની વચમા ઝાડ છે. એમ કહેવામાં આવે છે કે કૃષ્ણ પરમાત્મા આ જગ્યાએ રાસ રમ્યા હતા અને નરસિંહ મ્હેતા વચ્ચે મસાલ પકડી બેઠા હતા. આ મકાનની ડાબી બાજુ ઉપર નૃસિંહ મ્હેતાનું મંદિર છે. તેમાં મુરલીધર શ્રી કૃષ્ણની મૂર્તિ છે. અને તેમને ડાબે પડખે નરસિંહરામ બીરાજે છે.

(૭) નવગણ કુવો ઘણોજ ઉંડો છે અને પથ્થર તોડીને બાંધવામાં આવ્યો છે. આ કુવો સર્પાકાર અથવા ચક્રાકાર છે, અને તેમા ઠેઠ સુધી જઈ શકાય છે. અસલી વખતોમા વગર ભણે અને માત્ર બુદ્ધિ બળથી કેવા કેવાં ભગિરથ કામો થતાં હતાં તેનો આ કુવો સારો ખ્યાલ આપે છે.

(૮) ઉપર કોટમાં આવેલું બોમરૂ પણ અસલી બાંધણીનો નમુનો છે. નવગણ કુવો અને અડીચડી વાવ માટે કહેવામાં આવે છે કે—

" અડીચડી વાવ, ને નવગણ કુવો,
ન જુએ તે જીવતો મુવો. "

(૯) ઉપર કોટમા એક તોપ પડેલી છે. એ તોપ પણ અસલી વખતની છે. ને એના ઉપર ઉર્દુ ભાષામા કોતરેલું છે. આ તોપની જાણવા જેવી નવાઈ એ છે કે બન્ને બાજુએથી માપતા તેની લબાઇના માપમાં ફેર પડી જાય છે.

(૧૦) અશોકનો લેખ એક જબરજસ્ત પથ્થર ઉપર કોતરેલો છે. એ પથ્થર ખડબચડો અને તેના પૂર્વજોના રીવાજ મુજબ લાબો થઈને પડેલો છે. તેના રક્ષણાર્થે ઓરડી જેવું કરી લઈ છાપરૂં નાંખવામાં આવ્યું છે.

(૧૨) દામોદર કુંડ ગિરનારની તળેટીમાં આવેલો છે. આ કુંડમા ગિરનારમાંથી પાણી આવે છે. કુંડ ઉપર નૃસિંહ મ્હેતાને હાર પહેરાવનાર શ્રી દામોદરજીનું મદિર છે.

" ગિરિ તળાટીને કુંડ દામોદર, ત્યા મ્હેતાજી ન્હાવા જાય:
ઢેડ વરણમાં દ્રઢ હરિ ભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય "

એ હાલના વખતમાં શાળામાં ભણતાં બાળકોથી પણ અજાણ્યું નથી.

ગિરનાર ઉપર ચડવાને માટે સ્નાન સંધ્યાથી પરવારી ચા દુધ પી સવારના આઠેક વાગે ઘેરથી નીકળવાનો વખત હમે પસંદ કર્યો હતો. કારણ કે ઋતુ શીયાળાની હતી. શીયાળામાં નીચાણ કરતાં પર્વત ઉપર પવન વધારે ફુકે છે જેથી ખાવા પીવાના સામન ઉપરાંત ખાસ કરીને ઓઢવાના બીસ્રા હમે સાથે રાખ્યા હતા. બેડીંગ સાથે રાખવાનું બીજું

મુખ્ય કારણ એ હતું કે હમારે રાત ગિરનાર ઉપરજ પસાર કરવાની હતી. જે લોકો સવારે ચઢી રાત્રે પાછા ઉતરી આવવા માંગે છે તે લોકો તો શીયાળામાં ફક્ત ગરમ કપડાંજ પહેરે છે. ગીરનારી દરવાજા સુધી તો હમે ગાડીમાં બેસીને ગયા. પણ શહેરમાં પણ જેમ જેમ ચડાવ આવતો ગયો તેમ તેમ હમારે ગાડીમાંથી ઉતર્યા પછી પણ ઉંચેને ઉંચે જવાનું છે તેનું હમને ભાન થવા લાગ્યું. દરવાજામાં જઇ હમે માણસ દીઠ એક આના પ્રમાણે કર આપી હમે ઉપર ચડવાની ટીકીટ કઢાવી અને ત્યાંથીજ 'જુનાગઢ ગિરનારનો ભોમીઓ' અને નકશાની અઢીઆના અને દોઢ આનો એમ અનુક્રમે કીંમત આપી ખરીદી કરી. હાલના વખતમાં ગીરનાર ચડવું સ્હેલું થઇ પડે છે કારણ કે આખા પર્વત ઉપર મુખ્ય મુખ્ય સ્થાનકોએ ત્યાં ત્યાં પગથીઆં બંધાયલાં છે. આ પગથીઆ ગિરનાર લોટરી કાઢી બાંધવામા આવ્યા હતાં. અને આ ઉપરથી મુસલમાન ભાઇઓએ પણ લોટરી કાઢી ગીરનાર ઉપરના પોતાના ધાર્મિક સ્થાન દાતાર ઉપર જવા માટે પગથીઆ બધાવ્યાં છે. આ પગથીઆંની બાંધણી એવી રાખવામાં આવી છે કે ચાર પાંચ પગથીયાં ચઢી પછી થોડે દુર સીધુંજ ચાલવાનું આવે છે. જેથી ચડનારને કાંઇક રાહત મળે છે. ગિરનાર ઉપર ચડતાં થાક ન લાગે તેને માટે સર્પાકાર ચડવાનો રીવાજ હોય છે. ગિરનાર ઉપર પગે ચાલીને ચડાય છે અને જેઓ તેમ કરી શકતાં નથી તેમને માટે ગિરનારી દરવાજા આગળજ ડોળીઓ તૈયાર હોય છે. આ ડોળીઓ બે જાતની હોય છે. એક ડોળી તો કાપડની બેઠક જેવી હોય છે તેમાં પલાંઠી વાળીને બેસવું પડે છે અને તે ડોળીને બે માણસો ઉચકે છે. આ ડોળીની બેઠકનું ચોકઠું પાટીથી ભરેલું હોય છે. બીજી જાતની ડોળીને ચોવડ કહે છે. ચોવડ એટલે ટુંકા પાયાવાળી લાકડાના હાથાની ખુરશી અને પગ મુકવાને તેની આગળ ઝુલતું નાનું પાટીયુ. આ ડોળીને ચાર માણસો ઉચકે છે. ગિરનાર ઉપર જુદી જુદી જગ્યાએ લઇ જવા માટે આ બન્ને જાતના ડોળીવાળાઓના દર યાત્રાળુઓ માટે સરકાર તરફથી બાંધેલા છે. આ ઉપરાંત ફક્ત ડોળીમાં બેસી ઉપર ચડવું હોય અને ખાલી ડોળી પાછી મોકલી દેવી હોય તો તેને માટે પણ જુદા દર બાંધેલા છે. વળી ડોળીવાળાઓને ગીરનાર ઉપર એક દિવસથી વધારે રાખવા હોય તો તેનો દર તથા ખોરાકીનો દર પણ બાંધેલા છે. શહેરમાંથી ગિરનારી દરવાજા સુધી ડોળીમા જવું હોય અથવા ત્યાંથી પાછા શહેરમા ડોળીમાં બેસીને આવવું હોય તો તેના પણ દર મુકરર કરેલા છે. આ પ્રમાણે રાજ્ય તરફથી યાત્રીઓને ડોળીવાળાઓ પજવે નહીં તેને માટે પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. ગિરનાર ચડતાં મરજી શિવાય ડોળીવાળા આ રસ્તામાં બેસનારને ઉતારી શકતા નથી. સ્ટેઇટ તરફથી જનારાઓને માટે ડોળીના દર જુદા હોય છે. ડોળીવાળાઓ ગીરનાર ઉપર લાકડીના ટેકા દઇ દઇને ચડે છે. ઉપર સામન લઇ જવા માટે ગિરનારી દરવાજા આગળ મજુરો પણ તૈયાર હોય છે. બચ્ચાંઓને તો ખોળામાં લઇ ડોળીમાં બેસાય છે પણ છોકરાંને મજુરો ઉચકી ઉપર ચડાવે છે. ગિરનાર ચડવા માંડયા પછી હમે માળી પરબ જઈ અટક્યાં. આ જગ્યાના સંતે હમારી આગતા સ્વાગતા કરી જેથી હમને વિશ્રાંતિ મળી. અડધા એક કલાક પછી ત્યાંથી નીકળી હમે સાડા અગીઆર બારે 'ગીરનાર કોટ' માં આવી પહોંચ્યા. આ કોટના એક મકાનમાં હમારો ઉતારો હતો ત્યાં કલાક એકનો આરામ લેવાનો હતો. જુનાગઢમાંથી સાથે લાવ્યું

કાંઈ બાંધી લીધું હતું તેનો નાસ્તો કરી હમે આગળ વધવાને તાજા થયા. કોટમાંથી ઉપડેલા હમે ગિરનારી માતામાં આવી પહોંચ્યા. ગિરનારની માત ટુંકોમાંની ઉંચામાં ઉંચી ટુંક ઉપર જગતજનુની બીરાજેલાં છે અને ત્યાંથી પોતાનાં બાળકો ઉપર અમિદ્રષ્ટિ નાંખે છે. માતાજીની સામેના ભાગમાં ગોખ છે જેમાંથી ઝાડીરૂપે દેખાતા જુનાગઢનો, અન્ય ગામડાંઓનો અને કુદરતનો ખ્યાલ કરી શકાય છે. માતાજીનાં દર્શન કરી હમે આગળ વધ્યા. હવે હમારે ફક્ત ચડવાનું નહોતું, પણ ચડ ઉતર બન્ને કરવાનું હતું. રસ્તે રસ્તે હમે ગુરૂ દત્તાત્રયની ટુંક નજદીક આવી પહોંચ્યા. ગુરૂ દત્તાત્રય પહોંચવાનાં પચાસેક પગથીઆં પહોળાઈમાં ટુંકાં હોવાથી અને ઘસાઇ ગયેલાં હોવાથી ચડતાં ઉતરતાં સાવચેતી રાખવી પડે છે. તેમ આ પગથીઆં ચડાણમાં વધારે છે જેથી મુશ્કેલી લાગે છે. સાધારણ રીવાજ યાત્રીઓનો શ્રી અંબાજી સુધી જવાનો હોય છે. કેટલાક દત્તાત્રય સુધી આવે છે અને થોડાકજ કાળકાની ટુંક ઉપર જાય છે. ગુરૂ દત્તાત્રયનાં પગલાંનાં દર્શન કરી હમે કોટમાં હમારે મુકામે આવવા પાછા ફર્યા. પર્વત ચડવો સ્હેલો છે પણ ઉતરવો મુશ્કેલ છે. એકવાર ગતિમાં આવેલા પગ કાબુમાં રહેતા નથી. તે થરથરવા માંડે છે જેથી ઉતર્યાજ કરીએ એમ થયા કરે છે. અને તે પણ બને તેટલી ત્વરાથી. ઉતરતી વખત જો શરીરને પાછું નાંખી ઉતરવામાં આવે તો સહેલું પડે છે. દત્તાત્રયથી પાછા ફરતી વખત હમે ગૌમુખી ગંગાના દર્શન કર્યાં. આ એક કુંડ છે અને તેમાં ગૌમુખમાંથી પર્વતનું ઝરણુ ધીરૂં ધીરૂં પ્રવેશ કરે છે. પાસે શિવાલય છે. કોટમાં આવી ખાઇ પી હમે આરાં થયા. રાત પડી ગઇ હતી પણ હમે નજદીકમાં આવેલી સંતદાસજીની જગ્યા જોવા ગયા. આ જગ્યાએ જવાને ગૌમુખી ગંગા પાસે થઇને જવાય છે. રસ્તાની એક બાજુએ પર્વત આવેલો છે અને બીજી બાજુએ ખીણ ઉંડી આવેલી છે. પવનનો સુસવાટો જોસબેર ચાલી રહ્યો હતો અને હમે આગળ વધે જતા હતા. ખીણ તરફ દ્રષ્ટિ કરતાં શહેર તથા ગામડાનાં ઘરોમાં બળતા નજરે પડતા દીવા અને ચારે તરફ ઘોર પથરાયલું અંધારૂં મનને કાંઇ ઓર દોરમાં ઘસડી જતાં હતાં. સંતદાસજીની જગ્યામાં પહોંચી શ્રી રામચંદ્રજીનાં દર્શન કરી મહાત્માશ્રીનાં દર્શન કર્યાં. એક તો જગ્યા રમણીય છે, અને તેમાં વળી મંદિરને શણગારવામાં આવ્યું છે, જેથી શોભામાં વધારો થાય છે. રાત્રીનું રાજ્ય શરૂ થઇ ગયેલું હોવાથી અને પવનની, હમને આગળ વધવાની, મના થવાથી હમે ચુપચુપ ઠેકાણે આવી શયન કરી ગયા. પણ એ મગજના ફાટેલાએ તો હમે હરેક રીતનો જાપતો કરેલો હોવા છતાં રાતમાં પોતાનો હાથ બતાવ્યો. કારણ કે બારીઓ બંધ કરેલી હોવાથી અને એણે ઘરમાં ઘુસવાનું નક્કી કરેલું હોવાથી સુતે સુતે હમારે એ બન્ને વચ્ચે થતા મલ્લ યુદ્ધની સાક્ષી ભરવી પડી. એ દુષ્ટ બારીને પટકી, પોતાને આવતો અટકાવવા માટે હમારા ઉપર પોતાનો બધો ગુસ્સો હમણાં કાઢશે એની એ ફિકરમાં હમે સવાર પડવાની વાટ જોતા પથારીમાં પડી રહ્યા. સૂર્યનારાયણે અમને એના પંજામાંથી છોડવ્યા માટે અમે નાહી ધોઇ એમની સ્તુતિ કરી નીચે ઉતરી આવવાની તૈયારી કરી. હજી હમારે જોવાનું ઘણું રહી ગયું હતું પણ શું કરવું? કોટમાં રહેનારા માણસો સાતપુડાનું પાણી પીવા માટે મંગાવે છે.

ઉપર જણાવેલાં સ્થાનકો શિવાય ગિરનારમાં જાણવા જેવી બીજી કઇ કઇ જગ્યાઓ છે તેનું સવિસ્તર બ્યાન ' ગિરનારનો ભોમિઓ ' નામની ચોપડીમાં આપેલું છે.

જેમ આગબોટમાં બેઠા પછી ચારે તરફ પાણી શીવાય બીજું કંઇ નજરે ન પડતાં પરમાત્માની અલૌકિક કૃતિનું ભાન થાય છે તેમ ગિરનારનો પહાડ નીહાળતાં થાય છે. જેમ દરીઓ નિરખતાં મનુષ્ય તેના આગળ એક મગતરા સમાન છે, તેમ આ વાદળ સાથે વાત કરતા ગિરનારને જોઇ આપણે કાંઇ વિસાતમા નથી એમ થાય છે. છતાં ખુબી એ છે આવી આવી પ્રચંડ ચીજોને ઉત્પન્ન કર્યાં છતાં તેને મનુષ્યના કાબુમાં તો અમુક અંશે મુકવામાં આવી છે. અને ત્યાં પાછું પરમાત્માએ માનવની શ્રેષ્ટતાનું પ્રતિપાદન કર્યું છે. વગર ટાંકણે પથ્થર અને તે પણ કાળા મજબુતમાં મજબુત પથ્થર કોરી કોરી કાળ કારીગરે જે ખાડા પાડી દીધા છે તે ભાન કરાવે છે કે એના પંઝામાંથી શું રંક કે શું રાય કોઇ બચવા પામતું નથી. ગિરનાર ચડતાં નકસી ઉંચા કદના પથ્થરોમાં કેટલીક જગોએ કુદરતે મનુષ્યને માટે છત્ર બનાવ્યાં છે. જ્યાં તે વિશ્રાંતિ લઇ શકે છે. સાથે સાથે ગિરનાર જંગલમાં ઉગતા ઝાડ તથા વનસ્પતી પણ નજરે પડે છે. તેનો ભેદુ એ ઝાડ પાલાનો લાભ લઇ શકે છે. પણ સાધારણ દ્રષ્ટિને તો તેની રમણિયતાજ આનંદરૂપ છે. ગિરનાર મહાત્મા, મંત, સાધુ પુરૂષોનુ સ્થાન ગણાય છે. લાખો વખત પસાર કરવામાં આવેતો વખતે ભેટો પણ થઇ જાય છે. કારણકે સાધારણ રીતે ગિરનારમાં રહેનારા પ્રભુપરાયણ વૃત્તિવાળા દિવસના વખતમાં એ લોકો પોતાની ગુફામાંજ મગ્ન રહે છે અને જ્યત જ્યારે જળપ્રપંચથી પરવારી આરામ લેવાની તૈયારી કરવા માંડે છે ત્યારે પ્રભુના પ્રિય એવું અસ્તિત્વ વધારેને વધારે દ્રઢ કરવા અને વધારેને વધારે એનામાં લીન થવા સારૂ એની રચનાનું અવલોકન સ્વસ્થ ચિત્તે અને એક ધ્યાને કરવા નીકળી પડે છે. આવા પુરૂષો બીજાના સંસર્ગમાં આવવાનું બહુ થોડું પસંદ કરે છે. આવી રીતનું આ ગિરનારનું જગદષ્ટિ તેમ ગળી ગયેલા મન વાળાને અવલોકન કરવાનું, સ્થાનક છે. ગિરનારમાં કોટમાં શ્રાવકોનાં દેવાલયો છે. આ દહેરાંઓ તેમને નીહાળનારને ભાન કરાવે છે કે એ લોકો ધાર્મિક કામોની પાછળ પૈસા વાપરતાં પાછું વાળીને જોતા નથી.

પ્રવાસે નીકળ્યા પછી મનુષ્યનું સંકુચિત હૃદય વિકાસ પામે છે. અને જેમ છુટથી ઉડેલા પક્ષીને પાછું પીંજરમાં પુરાવું પરવડતું નથી, તેમ મનુષ્યને ફરીથી નિયમિત વ્યવસાયમાં, પોતને સ્થાનકે પાછા ફર્યા, પછી જોડાવું ગમતુ નથી. પણ એ ધોંસરીને કોણ ખસેડી શકે છે? યાદ રાખવું જોઇએ કે ચાર દિવસનું ચટકુંજ ચેન આપે છે. હમેશનું થતાં તે પણ કંટાળો ઉપજાવે છે. દરરોજનો ગોઠવાયલો નિયમિત ક્રમજ સુખદાયી નીવડે છે. હમે પણ યાત્રામાંથી પાછા ફરી સુખકર ધોંસરીને ખાંધે મુકી વહન કરવા માંડયું.

# वार्तालहरी.

## અનૂપમા.*

અનુવાદક:—ડૉક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી–અજમેર.

૧.

" શ્રી ચરણેષુ—

ત્હમારી સાથે મ્હારૂં લગ્ન થયા પછી ત્હમને હું આ પહેલોજ પત્ર લખું છું. ત્હમે મ્હને બે ત્રણ પત્રો લખ્યા હતા, કિન્તુ તે પત્રોનો ઉત્તર મ્હેં હજુ સુધી આપ્યો નથી. ત્હમારા પત્રોનો પ્રત્યુત્તર મ્હેં કેમ નથી આપ્યો ? આજે એજ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર હું ત્હમને આપું છું.

" યદ્યપિ આપણે બન્ને શુભ પરિણય સૂત્રથી આબદ્ધ છીએ તથાપિ આપણી ઇચ્છા–અનિચ્છા, રૂચિ–પ્રવૃત્તિ આપણે એક બીજા પ્રતિ જાણાવી નથી. હિન્દુસમાજમાં એવી રીતિ પણ નથી. માતાપિતા જ લગ્નની સર્વ વ્યવસ્થા કરે છે. વિવાહ પહેલાં વરકન્યા એક બીજાને શુભ દૃષ્ટિથી જોઇ પણ શકતા નથી, તથાપિ ત્હમે તો એકવાર લગ્નના પહેલાં ત્હમારા મિત્રોની સાથે આવી છાનામાના મ્હને જોઇ પણ ગયા હતા. ત્હમે મ્હને સારી રીતે જોઇ હતી. મ્હારી સૌન્દર્યતા વિષે ત્હમે ત્હમારા બન્ધુ–ગણોને કંઈક કહ્યું પણ હતું.

" જ્યારે મ્હારૂં લગ્ન થયુ ત્યારે હું સોળ વર્ષની હતી. કિન્તુ ત્હમને મ્હારી ઉમ્મર તેર વરસની જણાવવામાં આવી હતી. આ અસત્ય ઘટનાનો હું પ્રત્યુત્તર આપી શકતી નથી. એક મેમસાહેબ મ્હને શિક્ષણ આપે છે એ વાત ત્હમને સારી રીતે જ્ઞાત છે. તે એક અંગ્રેજ રમણી છે. તે ધર્માવલંબિની–પાદરણ હોવા છતાં પણ મ્હારી શિક્ષયિત્રી છે. તે મ્હારી ઇષ્ટદેવી સ્વરૂપિણી છે. ત્હેના આદેશથીજ હું ત્હમારી સેવામાં આ પત્ર આલેખું છું. આશા છે કે ત્હમે મ્હારી આ પ્રગલ્ભતા–ધૃષ્ટતા ક્ષમા કરશો. ત્હમે ઉચ્ચ શિક્ષણથી શિક્ષિત, ઉદાર પ્રકૃતિના સાધુ પુરૂષ સજ્જન વ્યક્તિ છો. આવા મહાનુભાવોથી યદિ કોઇ ત્હમને હૃદયની વાત ગમે તેવી હો પરન્તુ સરળ ભાવથી કહે તો ત્હમારે તે સાંભળવી જોઇએ. આશા છે કે મ્હારી આ દુરવસ્થાના વિષયમાં વિવેચના કરી મ્હને ક્ષમા કરશો.

" ત્હમારી સાથે મ્હારૂં લગ્ન થયું તે પહેલાં શ્રીયુત્ સિતેશચન્દ્ર ચટ્ટોપાધ્યાય મહાશયને મ્હેં મ્હારા મનથી વરમાલા પ્રદાન કરી હતી. આ કાર્યમાં સહાયતા એક તો પરમ પિતા પરમાત્માએ અને બીજી મ્હારી અધ્યાપિકાએ આપી હતી. સિતેશચન્દ્ર પણ મ્હારી મનોવાંછના જાણતા હતા. તે મ્હારી સાથે લગ્ન કરી ઘણા સુખી થાત અને મ્હને પત્નીરૂપે ગ્રહણ કરવાને માંગલ્ય મુહૂર્તની પ્રતીક્ષા કરતા હતા, કિન્તુ તેઓ કુલીનતાની મર્યાદા શૂન્ય-

* શ્રી પાચકડિ બન્દોપાધ્યાય વિરચિત આ બંગીય વાર્તાનું રૂપાન્તર કરવાને સ્વત્વાધિકારી શ્રીયુત્ ગુરૂદાસ ચટ્ટોપાધ્યાય મહાશયની ખાસ પરવાનગી આપવામાં આવી છે

નહિન દરિદ્ર સન્તાન હતા. આજ કારણથી મ્હારા પિતાએ મ્હને ત્હમને સંપ્રદાન કરી નથી. ત્હમે કુલીન છો, ગર્ભશ્રીમન્ત છો, શિક્ષિત છો અને તેથીજ મ્હારા પિતાએ ઘણો ખર્ચ કરી અનેક કષ્ટ સહન કરી ત્હમને જામાતૃ બનાવ્યા છે. હિન્દુ સમાજની દ્રષ્ટિથી તો હું ત્હમારી પત્ની છું અને ત્હમે મ્હારા પતિ છો પરન્તુ જે સકળ સમાજોના સારભૂત છે, જે સંપૂર્ણ જાતિયોના ઇષ્ટ દેવતા છે, તે દયામય પરમેશ્વરના સિંહાસન સન્મુખ હું સિતેશચન્દ્રની પત્ની છું. ત્હમારા પ્રણયપત્રનો પ્રત્યુત્તર આપવાથી, ત્હમારા પ્રેમ–આલિંગનના પ્રતિ આલિંગન આપવાથી હું કલંકિની માલિન થાઉં છું. ગજાની આજ્ઞા–સમાજનું શાસન સર્વ ત્હમને અનુકૂળ છે. ત્હમે મ્હારૂં શરીર લઇ ત્હમારી ઇચ્છાનુસાર સર્વ કંઇ કરી શકો એમ છો પરન્તુ હું તો મ્હારા દિલની સઘળી વાત ત્હમને સ્પષ્ટ કહી દઉં છું. જે દયામય પરમાત્મા ત્હમારા હૃદયમા સદૈવ નિવાસ કરે છે તેજ ત્હમને સુબુદ્ધિ આપી સત્પથ નિર્દેશ કરશે એવો મ્હને ત્હેનો સંપૂર્ણ વિશ્વાસ છે. ઇતિ."

ક્ષમા પ્રાર્થિની,
"અનૂપમા."

૨.

હસશો નહિ આ મ્હારી પત્નીનો પ્રથમ પ્રણય–પત્ર છે. ઘણી શ્રદ્ધાથી મ્હેં અનૂપમા સાથે લગ્ન કર્યું છે. ત્હેની અનુપમેયા રૂપ–માધુર્યતા જોતા, ત્હેને પિયાનો વગાડતા સાંભળી, ત્હેના કોકિલ–વિનિન્દિત કંઠથી અપૂર્વ સંગીત શ્રવણ કરતાં, ત્હેના મુખથી શેલી, (Shelly) બાયરન (Byron) એમ–કઇ કંઇ મહા કવિઓની કવિતા સાંભળતા હું મ્હારી જાતને પણ ભૂલી જાઉં છું. તે વખતે યોગ્યાયોગ્યનો વિચાર, આ લોક અને પરલોકની ભીતિ પણ મ્હારામા રહેતી નથી. મ્હારા હૃદય–સ્વર્ગના નન્દન–કાનનની વનદેવી બનાવવાને મ્હેં મ્હારા નિષ્કલંક પ્રીતિ–પર્યંક ઉપર અનૂપમાને વિરાજિત કરી હતી. અનૂપમા કેટલી સૌંદર્યવાન છે તે હું કેવી રીતે કહી શકું ? ત્હેના કેશ જ્યારે ત્હેની સુન્દર ગ્રીવા ઉપર પડેલા હોય છે ત્યારે તે રાહુ કવલિત અર્ધચન્દ્ર માફક અપરૂપ શોભાનો વિસ્તાર કરે છે. અને દેહલતિકા ! ત્હેનું તો પૂછવુંજ શું ? ખરેખર તે તો એક સ્વર્ણ–લતિકાજ છે ! ડાળી અને પાંખડીવાળી પુષ્પાભરણ ભૂષિતા વલ્લરી જેમ મૃદુ પવનથી ધીરે ધીરે પ્રકમ્પિત થાય છે તેમ અનૂપમાની પણ દેહલતા લાવણ્ય–કુસુમાભરણા થઇ સોહાગભરી ધીરે ધીરે સદા વિકમ્પિત રહે છે.

શું હું જ્ઞાન–શૂન્ય થઇ જઇશ ? મ્હારી અનૂપમાએ મ્હને આવો પત્ર કેમ લખ્યો ? હું શું કરૂં ! હું ત્હેના સૌન્દર્યનો મોહ કદાપિ ત્યાગી શકતો નથી, ત્હેના સૌન્દર્યને માટે હું સર્વસ્વ જલાંજલી આપી શકુ એમ છું ! મ્હારી વકીલાત ગઇ તેથી ઉપાર્જન પણ બન્ધ થયુ છે. લોકોને પહેલાની માફક બરાબર મળી પણ શકાતું નથી. માતાપિતાની સેવા પણ થતી નથી. હાય ! મ્હારા આ સૌન્દર્યતા કનક–કટોરામાં કોણે હલાહલ મિશ્રણ કર્યું ? મ્હારા સુખના કામિનીકુન્જમાં કરાલ વ્યાલ કોણે છોડી મક્યો ? હાય ? મ્હારા વિલાસચન્દ્રના પર્યંકમાં કલંકનો શશાંક કોણે સ્થાપિત કર્યો ?

શું હું જ્ઞાનશૂન્ય થઈ જઇશ ? હવે જ્ઞાનશૂન્ય થવામાં શું બાકી રહ્યુ છે ? જ્યારથી

અપરાધનું આટલું બધુ વિષમ પ્રાયશ્ચિત ? પ્રભૂ! દાસીએતો યુવતીસુલભ કાપટ્ય-વ્યવહાર ત્હમારાથી કર્યો નથી। આ અભાગી બુદ્ધિમાં તે વખતે જે સારૂં લાગ્યું તે ત્હમારી સેવામાં લખી નાંખ્યુ.

"ત્હમે મ્હારા સ્વામી છો ! ત્હમારૂં ગૌરવ મ્હારી દ્રષ્ટિમાં દેવતાઓની અપેક્ષાથી પણ અધિક છે। ત્હમે અમ્હારા આ લોક અને પરલોકના સર્વસ્વ । ત્હમે મ્હારા ઉપર કરૂણા કરી મ્હારો ત્યાગ કર્યો નથી. હું આ વખતે પણ કુલાંગનના પવિત્ર આસનની અધિકારિણી છુ. જે દયાના પ્રભાવથી ત્હમે દુસ્સમયમાં મ્હારી રક્ષા કરી તેજ કરૂણાની દ્રષ્ટિએ ત્હમારા પદ-પ્રાન્તે હવે આ અભાગણીને સ્થાન નહીં આપો ? પ્રભૂ। હું કંગાલિની-અભાગિણી-નનવાસિની છુ. આ અનાથિની ઉપર આટલી બધી અકૃપા ! પ્રભો ! સન્ધ્યા સમય થતા પહેલાં જ્યારે હું છજામા બેસું છું, ત્યારે હું ત્હમને બાગમાં ફરતા જોઉં છુ. તે વખતે હૃદયમાં અત્યંત ઈચ્છા થાય છે કે એકવાર દોડી ત્હમારે પદ-પ્રાન્તે પડી, રોતાં રોતાં મ્હારા મનની મારી વ્યથા ત્હમને કહી સંભળાવું. પરન્તુ હું સ્ત્રી છું. મ્હને મ્હારી રમણી-સુલભ લજ્જા મ્હારી ઇચ્છા માર્ગમાં આવી અટકાવ કરે છે. મ્હારા હૃદયની વાસના હૃદયમાંજ ઉન્મીલિત થઇ હૃદયમાંજ વિલીન થઇ જાય છે.

"ધિક્કાર છે મ્હારા શિક્ષણને ! જો હું લખવું, વાંચવું, જાણતી ના હોત-મ્હેં જો નોવેલ અને નાટકો વાંચ્યા ના હોત તો હું તે પુષ્પ-શય્યાની રાતથીજ ત્હમારા સંપૂર્ણ સુખની અધિકારિણી થાત.

"રક્ષા કરો પ્રભૂ। મ્હારી રક્ષા કરો. જો ત્હમે મ્હારી રક્ષા નહીં કરો તો પછી મ્હારી રક્ષા કરે એવું બીજુ કોણ છે ? ત્હમે મ્હારા લજ્જા-નિવારણ-વિપદ ભંજન છો। ત્હમે મ્હારા આ તુચ્છ નારી-જીવનના તારણ કર્તા છો ! હું તો ત્હમારી સેવિકાની પણ સેવિકા થવાને યોગ્ય નથી. પરન્તુ ફક્ત એક ત્હમારી દયા દ્રષ્ટિથી મ્હને આ લોક અને પરલોક બંને મળશે. ઇતિ."

ત્હમારી—
"અનુપમા."

૫.

પત્ર વાંચ્યો. પત્ર વાંચતી વખતે આંખો ઉપર વિશ્વાસ બેઠો નહીં-બુદ્ધિ પર વિશ્વાસ રહ્યો નહિ-હૃદયનો પણ વિશ્વાસ કરી શક્યો નહી. વિચાર કરવા લાગ્યો-"આ શું ! હું શું ખરે આ વખતે જીવિત છું ! આ શું પ્રેતપૂરીની કોઇ અલૌકિક ઘટના તો નથી ! અને પ્રિયનાથ ! શું કોઇ દેવતા યા કોઇ ભવિષ્યદર્શી ઋષિ તો નથી ? હું એકદમ દોડતો પ્રિયનાથને ત્યા ગયો. મ્હારી અનુપમાનો પત્ર ત્હેના પદ-પ્રાન્તે મૂકયો. પ્રિયનાથ પત્ર લઇ ને વાચવા લાગ્યો. પત્ર વાંચ્યા પછી મ્હારી પ્રતિ જોઇ પુનઃ પેલુ હાસ્ય।—આ હાસ્ય મ્હારાથી સહન થઇ શક્યુ નહીં.—થોડા સમય પહેલાં આવોજ ભયંકર પત્ર વાંચી તે હસતો હતો. આજે આ પ્રાણ મન ભ્રમિત કરતો પત્ર વાંચી તે પુનઃ હસવા લાગ્યો. ઉદ્‌ભ્રાન્ત ઉન્મત બનતાં મ્હેં કહ્યું-"આમ હસે છે શું ? મ્હારી સ્ત્રીનો પ્રણય પત્ર વાંચી ત્હને હસવું. આવે છે કેમ ?"

"આટલો બધો ચંચળ શા માટે થાય છે? ઔષધે કેવું કામ કર્યું તેથી મ્હને હસવું આવે છે. એકલી અનૂપમાજ કંઇ રોગી નથી. તું પણ રોગી છે. અનૂપમાની ચિકિત્સા સાથે ત્હારી પણ ચિકિત્સા થવી જોઇએ."

"ત્હારી આ સર્વ ઘટના મ્હારા સમજવામા આવતી નથી. આ વખતે તો હું ત્હને પણ ઓળખી શકતો નથી. ત્હારી ભાષા પણ મ્હારા સમજવામાં આવતી નથી."

"તું સમજતો નથી તેથી તો હું કહું છું. જે દિવસે તું લગ્ન કરવા જવાનો હતો તે દિવસે ત્હારી માએ ત્હને જીજ્ઞાસાથી પૂછ્યું હતું કે–"બેટા! તું કોને લેવા જાય છે?" પ્રત્યુત્તર આપતા ત્હેં કહ્યું હતું કે–"મા! ત્હારે માટે દાસી લાવવા જાઉં છું." જ્યારે વાતે વાત નિકળી છે ત્યારે કહું છું કે ત્હેં માને અસત્ય કહ્યું નહીં?"

"અસત્ય શાનું?".

"માને માટે દાસી લાવવામાં આટલી વિડંબના વેઠવી ના પડત. તું તો અનૂપમાના સૌન્દર્ય ઉપર મુગ્ધ થઇ ત્હેના રૂપની પૂજા કરવા ગયો હતો. હિન્દુ–સંસારમા–દેવતાના સંસારમાં–સાકાર સજીવ દેવ દેવી પિતા માતા નિવાસ કરે છે. તું અશક્યને શક્ય કરવા ચાહતો હતો તેથીજ ત્હારે આ નરક–યંત્રણા ભોગવવી પડી. હજુ પણ થોડા દિવસ ધૈર્ય ધરો. જ્યારે અનૂપમા શ્વશ્ર અને શ્વસુરની સેવા કરવાને અસ્થિર થશે ત્યારેજ અનૂપમા ત્હને મળી શકશે."

૬.

આજે સુપ્રભાત છે. આજના જેવો દિવસ મ્હને મ્હારા આ જીવનમાં પુનઃ મળી શકશે નહી. મ્હારી મા પણ પેલા બગીચાવાળા બંગલામા આવી છે. મ્હારી અનૂપમા ત્હેની પદ સેવા કરે છે. માએ મ્હને બોલાવરાવ્યો. હું ત્હેની પાસે ગયો ને જોયું તો મ્હારી અનૂપમા મ્હારી માતા ચરણો ચાંપતી બેઠી છે. મ્હારી માએ મ્હારો હાથ પકડી મ્હને ખોળામાં બેસાડયો. અને અમારા બન્નેના ગળામાં ત્હેના બન્ને હાથ રાખી બોલીઃ–"ત્હમે લોકો ન્હાનાં બાલક–બાલિકાઓની માફક આમ કજીઆ શું કરો છો? આજે હું મ્હારા ઘરની લક્ષ્મીને મ્હારે ઘેર લઇ જાઉં છું."

તેજ રાતે હું હસતો હસતો ઘરમાં ગયો. ૭ મહિને મ્હારા શયનાગારમા પુનઃ મ્હારો અધિકાર થયો. થોડીવાર પછી મ્હારી અનૂપમા પણ મ્હારી પાસે આવી. તે શ્રાવણ માસની વૃષ્ટિની માફક આંખોમાથી અશ્રુ–ધારા પ્રપાત કરતી બાષ્પ ગદ્‌ગદ્‌ કન્ઠે કહેવા લાગી.–"પ્રિય પ્રભૂ! મ્હારા અપરાધો ક્ષમા કરો."

હવે મ્હારાથી રહેવાયુ નહીં. મ્હારા યૌવન–સુખની અધિષ્ઠાત્રિ દેવી–મ્હારા સૌહાગ સ્વપ્નની હરિણી આમ મ્હારા ચરણો નીચે કેવી રીતે ર્‌હી શકે?

મ્હે મ્હારા બંન્ને બાહુ લાંબા કરી મ્હારી અનૂપમાને મ્હારી પાસે ખેંચી લીધી.

# જુવાનીને ચકડોલે.

( લેખકઃ—'કુસુમાકર' બી. એ. )

પ્રથમ દર્શન.

" સુરત બંગડીમાં મ્હારૂં મન મોહ્યું !
બંગડી પ્હેરીને હું તો સાસુ ઘેર ગઈ'તી,
સાસુએ મ્હોંઢું મચકોડ્યું હો રાજ !
શા રે કારણે સાસુ તમે મ્હોઢું મચકોડો
નથી મ્હારે સસરે ઘડાવી હો રાજ !
કોણે ઘડાવી, મ્હારે મામે મઢાવી
વીરે મ્હારે મોકલી જડાવી હો રાજ !
સુરત બંગડીમાં મ્હારૂં મન મોહ્યું."

અહા ! શું મધુર સંગીત ! શો કોમળ ભાવ ! ગાનારની કેટલી મીઠી હલક ! વાંચક ! "વડોદરાને વડલે" કેટલીક નાગર બાળાઓની આ નવરંગ લીલા હતી. નાગરની છોકરી એટલે ફુલની કળી ! ફુલનીએ જાત હોય અને ભાત હોય ! ગુલાબ, મોગરો, વટ્ટમોગરો, જુઈ, જાઇ, શિરીષ, બકુલ, કરેણુ, કમળ ! ફુલ ઉપર કોને પક્ષપાત નથી થયો ? ફુલ ઉપર તો સારૂં જગત દિલ ફ્લ છે; તો પછી માસ્તર રમણલાલ એવાં એકાદ સુન્દર ગુલાબ ફુલને પોતાની જાત સમરાવવા તૈયાર થઇ જાય તો એમાં શું આશ્ચર્ય !

રમણલાલ ! રમણલાલનું કંઈક ઓળખાણ ત્હારે જોઇએ છે નહિ કે વાંચક ? અરે નાગર લોકોનો બહુ વાસ છે એ લત્તામા કોઇ ન્હાનાં છોકરાને પૂછીશ તો એ તને કહેશે કે એ તો પેલા માસ્તર ! સ્વભાવે જરા લ્હેરી છે, એમનો કંઠ તીણો અને મધુર છે; એટલે સહુ કોઇનું મન રંજન કરી શકે છે. હમણા હમણાં તો એમણે કવિતાઓ લખવા માંડી છે ને પ્રતિષ્ઠિત માસિકોમાં એમના લેખો પ્રકટ થાય છે; છતાં એ એકંદરે માણસ દુઃખી છે. એમને જોનારના મનમાં સહજ એમ થાય કે એમના હૃદયમાં કંઇ ઊંડુ શલ્ય છે. શેષનાગ જેવી જીભવાળા લોક ભિન્ન ભિન્ન પ્રકારે એમના માટે બોલે છે. કોઈ કહે છે કે માસ્તર ગબ્બર છે, કોઇ કહે છે કે ચક્કર છે—મેળુ ગેપ છે; કોઇ કહે છે કે ઉંડો ને ખંધો છે; કોઇ કહે છે કે છેક છોકરવાદ–મૂર્ખ છે; પરંતુ અમારા નિકટ પરિચયને અંગે અમે રમણલાલને એક ખાનદાન કુટુમ્બના ફરઝંદ તરીકે જાણીએ છીએ. અમે જરાએ સંકોચ વિના કહીશું કે એ નિખાલસ હૃદયના છે, એમના હૃદયમાં દેશ પ્રતિની ઉગ્ર જ્વાળાઓ બળે છે. સેવા–મંત્ર એજ એમનો જીવન મંત્ર છે, એમની બુદ્ધિ પણ સતેજ છે આવા રમણલાલની દૃષ્ટિ પેલી હેમલતાપર ........

હેમલતા ! હેમલતા એટલે કાચની પૂતળી ! હેમલતા એટલે ગુલગુલનું બચ્ચું ! હેમલતા એટલે મીઠડું સ્વર્ગીય સ્વપ્ન ! હેમલતા એટલે તારિકાઓની વચ્ચે ઘૂમતી ચંદ્રા !

તું સમજ્યોની વાચક! વાત એમ બની કે છોડીઓનું ન્હાનું ટોળું કીકીઆરી કરતું બરાબર માસ્તર સાહેબના ગૃહ-કુન્જની સામું આવી ઉભું. માસ્તર તો કિતાબનાં પાનાંમાં ચકચૂર થઇ ગયા હતા; બહાર બગરાણ વધ્યું ને કુતુહલ વૃત્તિએ એમને બારી આગળ પ્રેર્યા; સ્વાભાવિક રીતે એમની દૃષ્ટિ રસ-રાશી જ્યોતિ-કેન્દ્ર પર પડી; ઓછાંમા પુરૂં પેલી બાલિકાથી પણ સ્હેજ હસી પડાયું ને જાણે કંઇ બાકી રહી ગયું હોય તેમ અનાયાસે એક ન્હાની છોકરીએ બીજાના ખભાપર જરાક હાથ મૂકી ટહુકો કર્યો:—

"ત્હમને કઇ વહુ ગોરાં ગમશે રાજ, અચકો મચકો કારેલી!"

૨.

અનુરાગ, પિપાસા, ઉન્માદ!

ગઇ! હેમલતા ગઇ! ગઇ! અને માસ્તરનું કુમળું હૃદય લેતી ગઇ! નવો ઉત્કંપ, નવો રોમાંચ, નવા ધબકારા અનુભવાવી ગઇ! કનક-રેખા વિદ્યુતના ઝબકારા માફક ઝબકી ગઇ! નભોમંડપમાં ચારૂ ચન્દ્રા ઘડિભર ઉગી ઉડી ગઇ! દુઃખી આંખ, દીનવદન, દ્રવતું હૃદય અને ઉશ્કેરાયલું મસ્તિક બસ એટલુંજ મૂકી ગઇ! માસ્તરના હૃદયમાંથી કવિતાનો અસ્ખલિત ધોધ વહેવા માંડ્યો! ભારતનું ગાન ભારતીય બાળાના ગાનમાં સંક્રાન્તિ પામ્યું! માસ્તરને એમની ધૂનમાં ગાતા સાંભળવા એ પણ જીવનના અનેક આનંદમાંનો એક નિર્દોષ આનંદ છે.

આ રહ્યો એમના હૃદયનો લલકાર!

છબિ સો વાર મેં ભૂંસી, ફરી રંગાઇ નવરંગે,
ઉખડતી એ નથી બાળું! રસિલી ચોંટી શી દગે!

કહું કોને હું તે વારૂ? બધાંએ હઠ લઇ બેઠાં,
શ્રવણ ને નેન આ જીહ્વા મસલત કંઇ કરી બેઠાં.

નયન ને જો કહું બીજે અરે એ કેવું ભીંજે છે!
રસિલી વાત સાંભળતાં શ્રવણ થઇ તૃપ્ત રીઝે છે.

કદિ હું વાત બીજી કાંઇ કાઢું કાન ઘૂરકે છે,
અરે રસ-મસ્તી ના જાણે રહ્યો છ ગમાર તું કહે છે.

શું કહું જીભનો ચસકો, પ્રિયાનાં ગાન ગાએ છે,
નથી એ જાણતી ઘેલી પ્રિયા કહે વિષ પાએ છે.

જૂઓને આ જબરદસ્તી, નથી કંઇ ચાલતું મ્હારૂં!
મને કંઇ માર્ગ બતલાવો અરે હું શી રીતે વારૂં?

હા! ક્યાં જવું? કોને કહેવું? શું કરવું? શો ઉપાય? શો માર્ગ? શી રીતે ઇષ્ટ પ્રાપ્તિ કરવી? આજ પ્રશ્નની પરંપરા માસ્તરના મનમાં ચાલવા માંડી. અનુરાગ સજોર થયો. પિપાસા વધી પડી, ઉન્માદ શરૂ થયો, હેમુ! હેમુ! મ્હારી આંખની કીકી! મ્હારા હૈયાના હાર! જીવનાધાર! પ્રિયા હું ત્હને ચાહું છું. તું મ્હને નહિ ચ્હાય? હેમુ! જીવન

સહચરી થા ! હૃદય સ્વપ્નની સમભાગી થા, ઉન્નત માર્ગે લઇ જા !—દોરી જા ! ઉપેક્ષવ પાપનાં ખાડેલાં પડો ! સરી પડશે માત્ર ત્હારા એક સુકોમળ સ્પર્શે આત્માની મલિનતા—ભ્રષ્ટતા !—રે અધમતા ! દેવી ! દેખાડ દેશોદયનો માર્ગ. ઉઘાડ સ્વર્ગનાં બારણાં ! દેવી ! જીવન ! હસીને એકજ વાર બોલાવ ! આપણને પાંખ ફુટશે, આપણે વિશાળ વ્યોમ માપી લઈશું અને ન્હાઇશું સૂર્યકિરણના સરવરમાં ! આ પ્રમાણેનો ઉન્માદ વધી ગયો ! દિવસના દિવસ ચાલવા માંડયા ! દર્દમાં ઘટાડો ન થયો, ઉલટું દર્દ વધવા માંડ્યું ! ફરી એકવાર વાદળામાં ઢંકાયેલી ચંદ્ર દૃષ્ટિનું દાન દઇ ગઇ ! આંખ ઠારી ગઇ, હૃદય બાળી ગઇ ? વિરહ વસમો થયો ! જીવન કટુ થયું ! ધીકતો ધગધગતો તાવ ચઢ્યો. માસ્તરને અચાનક વિચાર સ્ફુર્યો—ઝણુક્યો ! માસ્તર કપડાં પ્હેરી સ્ટેશન પર ગયા. સુરતની ટિકિટ ખરીદી ! વાચક ! ત્હને આ જીવન કથામાં રસ પડે છે ! પડતો હોય તો ચાલ આપણે પણ ર્‌હેના પછીની ગાડી પકડી લઈ રમણલાલની પાછળ પાછળજ સુરત જઇએ અને ત્યાંની અલૌકિક લીલા નીરખીએ.

3.

વિચિત્ર મુલાકાત.

ગોપીપરાના એક રમણીય બંગલામાં એક ન્હાના પણ સુન્દર દિવાનખાનામાં માણસોની ઠઠ જામી હતી. એમાં એક આધેર વયના ગૌરવર્ણા ગૃહસ્થ આપણું ખાસ ધ્યાન ખેંચતા હતા. અમારા વાચકને અમે એઓશ્રીને સુરજરામ વકિલ તરિકે ઓળખાવીશું. આજ કાંઇ નહિ તો દસ વરસ થયાં એઓશ્રી કાઠીયાવાડ બાજુથી આવી અત્રે વકીલાત કરતા હતા. ધંધો ધમધોકાર ચાલતો, હતો. ઘણા વકીલોને જ્યારે પાન ચાવવાને પૈસા નથી મળતા ત્યારે સુરજરામભાઇને પાન ખાવાને પણ ભાગ્યેજ વખત મળતો. એમનામાં વ્યવહાર કુશળતાનો ગુણ ખાસ આગળ પડતો હતો. અગર જો કે ચોપડી લખવી એ તો રંક ગરીબનું કામ એમ તેઓ સમજતા હતા તો પણ એમણે 'પૈસો કેમ કમાવો' એ વિષય પર હમણાંજ એક પુસ્તક બ્હાર પાડયું હતું. લોકોમાં ચોપડી બહુજ વખણાઇ. કારણ કે એ એમના હૃદયનો રણકો હતો—એ અનુભવજન્ય હતી. એમને પૈસો એટલો બધો પ્રિય હતો કે એકવાર જો એ એમની કોથળીમાં પડયો તો પછી તે ભાગ્યેજ બ્હાર નીકળી શકતો. એમના દિવ્ય મુખમાંથી એક પણ શબ્દ કઢાવવો હોય તો તે એમના દેવ—દ્રવ્ય વિના કોઈનું ગજુંજ નહિ. વકીલ સાહેબ ભાગ્યેજ બૈરાં છોકરાં જોડે બેસી હસીને વાત કરતા. કારણ કે એઓશ્રીને હમેશાં એજ ખ્યાલ રહેતો કે એટલા વખતમાં તો સ્હેજ પાંચ પચીશ રૂપિયા પેદા થઇ શકે. વાચક અમારા કહ્યા વિના પણ સમજી શકયો હશે કે એમની પાસ બેઠેલા લોકો તે બધા એમના અસીલ હતા.

નોકરે આવીને કહ્યું કે બ્હાર કોઇ આપને મળવાને માટે ઇંતેજાર ઉભુ છે, હુકમ તો અંદર બોલાવું. આજ્ઞા મળી એટલે આપણા રમણલાલ વકીલસાહેબસમક્ષ આવી વકીલસાહેબની આંખો ચકચકવા માંડી, કારણ કે એમના મનમાં ઠીક ફુટી કાઢીશું વો વિચાર આવ્યો.

'આપનું નામ' !

'જી ! આ દેહમાં રહેતા આત્માને રમણના અભિધાનથી સહુ કોઇ ઓળખે છે.'—

'અત્રે આવવાનું પ્રયોજન.'

'આપનાં દર્શનનો લાભ.'

'હેં હેં ! તો પણ'—

'જી ! આપણા દેશમાં ન્હાની કુસુમકળીઓ ચગદાય છે' !

'હેં' !

'પ્રેમભાવની કોમળ લાગણી એમના સ્વપ્નમાએ નથી હોતી.'

'હેં હેં' !

'જી ! કૌમારમાંજ લગ્નની ધુંસરી એમનાપર નાંખવામાં આવે છે' !

'આ કોઇ વિચિત્ર પૂતળું દેખું' સુરજરામના મનમાં સહજ વિચાર થયો. તો પણ ધીરજ રાખી ઉત્તરમાં માત્ર 'હેં હેં' ! એટલુંજ.

'જીવન એટલે રાસેશ્વરની રાસ-ક્રીડા'

'હં ઉંહું હં' !'

'આપણે ત્યાં લગ્ન એટલે ઉભય આત્માનો યોગ નહિ પરંતુ બન્ને પક્ષનાં માબાપના સમાજમાં દરજ્જાનું લગ્ન.'

'ઉંહુંહ ! પણ આપને શું કહેવાનું છે.' (જરા ચીડવાઇને).

'હેમુને હું ઉરના ઉમળકાથી હૈયાના હેતથી ચાહુ છું.'

'હેમુ ? હેમુ કોણ ?'

'હેમુ'—આપના ઘરનું રત્ન ! આપના પુત્રની થનાર કુળ-વધૂ

'એટલે' આપ શું કહેવા માગો છો ? (ગુસ્સામાં).

આપના ચિરંજીવીને હેમુએ સરખી ને કમુએ સરખી એમને તો માત્ર રૂપની ભુખ્યા છે તે ગમે ત્યાંથી મળશે ! હેમુ એટલે મ્હારી મનોરાણી !

સુરજરામનો પિત્તો ઉછળ્યો ! શું બકે છે ? ચિત્તભ્રમ થયો છે કે શું ? તુરતજ ઉઠી હાક પાડતાં માત્ર એકજ ક્ષણ લાગી ! નોકર ઘડીમાં અંદર દાખલ થયો. રમણને ધક્કો મારી બારણાં બ્હાર ગબડાવી દીધો.

આ વાત જે ઓફીસનું અમે વર્ણન આપ્યું તે પાસેના ખાનગી દીવાનખાનામાં થઇ ત્યાંથી કંઇક ક્રોધ અને કંઇક ગ્લાનિયુક્ત વદને વકીલ ઉઠયા. ઉઠતાં ઉઠતાંએ ધીમેથી બબડયા. શું યુનિવરસીટીના ગધેડા ! ભણ્યા પણ ગણ્યા નહિ ! તોબા પરમેશ્વર આ ભણેલા ઢોરથી તો !

૪.

છેલ્લી જાત્રા.

રમણનું જીવન કડવુંઝેર થઇ ગયુ. દુનિયાપર તિરસ્કાર છુટયો. આંસુ કોઇએ ન લુછ્યાં. એના મનમાં હવે તો .જીવન એટલે જગજગનું ઝેર; વિશ્વવ્યાપિની, વિષમતા; દારમી કટુતા; અરણ્યમાનું રૂદન; અકારો અન્ધકાર; ઘોર તમિસ્રા, મહામેઘલી; ભીરૂતા ને ભ્રમણા, આત્માનુમૂર્છા; ખૂંચતો કાંટો, હદભેદની બેડી, પગલે પગલે પાપ; બસ આવુંજ લાગ્યું. મૃત્યુની વાંચ્છના થઇ. મૃત્યુ એને મન, પ્રભુના ઘરનું મહેમાન, સ્વર્ગની શ્રેણી; ધર્મરાયનું કહેણ; જગજગનું જ્યોતિ! સુધાનો ભંડાર; દુઃખીનો છુટકારો; દિલનો દિલાસો, મીઠી મઝા ને મધુરતા, છેલ્લું શાન્તવન એમજ લાગ્યુ.

દિવસપર દિવસ ચાલવા માંડયા. લગ્નમાં આવી રમણલાલના એકાન્ત ગૃહમાં કોઇએ પ્રવેશ કર્યો. રમણના ઘરનું કોઇ માલિક થયું, મનનું માલિક ન થઇ શક્યું. હેમુનાં પણ લગ્ન થયાં. લગ્ન થયા કરતાં હેમુની ખરીદી થઇ ગઈ એ વધારે બંધબેસતું છે. આ બનાવ પછી રમણલાલને અમે કદિ હસતા જોયા નથી. હેમુની શી સ્થિતિ છે એ અમે જાણતા નથી અને મિથ્યા કલ્પનાને દોડાવવાનું સાહસ અમે કરતા નથી.

---

# અપમાન.

લેખકઃ—નટવરલાલ ત્રિકમલાલ મ્હેતા, અમદાવાદ.

## (પ્રાણશંકરની આત્મકથા.)

(૧)

મ્હારૂં નામ પ્રાણશંકર જોશી છે. બાપનું નામ જાણવાની જીજ્ઞાસા છે કે ? તે હું કહેવાનો નથી,—ઘર જમાઇના પિતાનો પરિચય કરાવવાનો નથી. સસરાજીનું નામ ?—તે નામ આ જીંદગીમાં હું ફરીથી બોલવાનો નથી—તે વંશનું નામ—ઠામ કહેવાનો નથી; હું તેમના ગુણોનુ જે વર્ણન કરીશ, તે સાંભળીને તે સર્વસંપત્તિ અધિકારી ભટ્ટ મહાશયનું નામ સાંભળવાની કોઇ જીજ્ઞાસા—ઇચ્છા દર્શાવશો નહિ.

મ્હારા સસરાજી એક ધનવાન ગૃહસ્થ હતા,—પૈસા ટકે, માન મરતબે, સરકાર દરબાર માં તેમની બરાબરી કરનાર કોઇ નહોતું; પરંતુ એવા પાછા સ્વભાવના હતા કે હું કાંઈ કહી શકતો નથી. તેઓ ક્ષુદ્ર હૃદયના હતા,—ક્ષુદ્રમાં પણ ક્ષુદ્ર હૃદયના હતા; અહંકારી—એટલા બધા હતા કે તેનું વિવેચન કરવુ મ્હારા જેવાને માટે બહુ મુશ્કેલ છે.

ધર્મ નિંદા કરે છે ? હા, ધર્મની વાતો કહે છે, દેવદેવાધિનો પરિચય કરાવે છે,—નિંદા પણ કરે છે. તેમણે મ્હારા ઉપર ઉપકાર કર્યો છે ? તે હું કેમ ના કહી શકુ ? પરંતુ તેમણે ઉપકાર માત્ર એટલોજ કર્યો છે કે, મ્હને ગરીબાઇમાંથી મુક્ત કરી 'મ્હેંજ ત્હારો ઉદ્ધાર કર્યો છે' એમ કહી, એક ક્ષુદ્ર નિશ્વાસ નાખી, પોતાના મનમાં ફુલાઇ જતા હતા

પાઠક ! મ્હારી કેટલીક હકિકત સાંભળો ! મ્હારૂં શરીર દુર્બળ છે—રોગથી જીર્ણ થઈ ગયું છે; મરણ પથારી પર પડી હું મ્હારી આત્મકથા કહું છુ..

હું ગરીબનો પુત્ર છુ. મ્હારા પિતાશ્રી મહા કષ્ટે મ્હારો ભણવાગણવાનો ખર્ચ કરતા હતા. મ્હારા ગામમાં એક અંગ્રેજી સ્કુલ હતી; તેમાં હું મેટ્રીકની પરીક્ષા પસાર કરી ગયો. તે સ્કુલમાં મ્હારો અભ્યાસ પૂરો થયો તે હું જાણતો હતો. પરંતુ મ્હારૂં ભાગ્ય મ્હને અન્ય રસ્તે દોરવાને માગતું હતું. ગામની નિશાળની છેલ્લી પરીક્ષા પસાર કરી હું માસિક પંદર રૂપિયાની નોકરીમા જોડાયો. એટલે શુ મ્હેં અભ્યાસ છોડી દીધો ? મ્હારા પિતાશ્રીએ કહ્યું—" પંદર રૂપઈડીમા તું ત્હારૂં પોતાનુંજ મહા મુશીબતે પુરૂં કરી શકે છે, તો પછી બીજાં શુ કરશે ? હુ ગમે તેમ કરકસર કરીને તને મહિને પાંચ રૂપિયા આપીશ; અને તું અભ્યાસ કર." પિતૃ આજ્ઞાને માથે ચડાવીને હું અમદાવાદમા ભણવા આવ્યો.

જ્યારે હું પ્રિવીયસ ક્લાસમાં અભ્યાસ કરતો હતો ત્યારે મ્હારા પિતાશ્રી પરલોકમા સીધાવી ગયા. આ સંસારમાં મ્હારે અભાગિની માતુશ્રી સિવાય કોઇ રહ્યું નહિ. મ્હારા પિતાશ્રી એક સાધારણ તલાટીની નોકરી કરતા હતા, અન્યાયને રસ્તે એક પૈસો પણ ઉપાર્જન કરવા પ્રત્યે તેમને ઘણો તિરસ્કાર હતો; મ્હારા પિતાશ્રી પાસે થોડી ઘણી જમીન જમ્યા પણ હતી; તેની ઉપજ ત્યા પિતાશ્રીના ટુક પગાર ઉપર જેમ તેમ કરીને અમારો નિર્વાહ થતો હતો.

પિતાશ્રીના મૃત્યુ પછી સંસારનો કાર્યભાર મ્હારા શિર પર આવી પડયો. એક વખત મેં વિચાર કર્યો કે હું અભ્યાસ કરવાનો છોડી દઉ; પરંતુ પાછો વિચાર આવ્યો કે પંદર રૂપરડીની નોકરી કરવા કરતાં **B. A** ની પરીક્ષા પસાર કરી અભ્યાસ છોડી દેવો **B. A.** માં પહેલે નંબરે પાસ થયો પરંતુ સારી નોકરી મળી નહિ

જો તે વખતે પણ મ્હે મ્હારો અભ્યાસ છોડી દીધો હોત તો આ મહા કષ્ટ, આ ભયંકર અપમાનનો ભોગ થઇ પડત નહિ. પરંતુ તે વખતે તો એક વધુ પરીક્ષા પરવાનો લોભ લાગ્યો. મ્હેં વિચાર્યું કે કંઇ સહાયતા મળે તો હું સહેલાઇથી M A. ની પરીક્ષા પસાર કરીશ, તેમ કાયદાની માહિતી મેળવી વકીલ થઇ શકીશ. તે વખતે હું ભવિષ્યનાં ઉજ્વળ સ્વપ્નો જોવા લાગ્યો; પરીક્ષા પસાર કરી હું મ્હોટો વકીલ થઇશ, ખુબ પૈસા કમાઇશ. પાચ માણસમાં મ્હારી આબરૂ વધશે; એવી ઉચ્ચ અભિલાષાઓએ મ્હારા મનને ઉન્મત બનાવી દીધું—અને તેમજ કરવાથી આ વિશ્વ વિદ્યાલયમાં મ્હોટી પદવી ધારણ કરી શકીશ—અને તેજ પ્રમાણે કરવું ! વૃદ્ધ માજીએ પણ મ્હારા સંકલ્પને અનુમતિ આપી કહ્યુ કે—" ચાર પાંચ વર્ષ હું ગમે તેમ કરીને નિભાવી લઇશ અને તું ત્હારા અભ્યાસની વ્યવસ્થા કર."

ઉપાય મળી આવ્યો—ઘણો સહજ ઉપાય હતો. એક ધનવાન ગૃહસ્થ તેની એકની એક પુત્રીને માટે વર શોધતો હતો. મ્હારા જેવા ગરીબ છોકરાની તેને જરૂર હતી. તે પોતાંના પૈસા ખરચી તેને ભણાવવાને સમર્થ હતો. તેમ તેની અખુટ દોલત, જમીન

જગ્યા, વગેરે પુત્રી તેમજ જમાઇને આપવાનો ઇરાદો હતો. હું કુલિન વંશનો હતો, પહેલે વર્ષે B. A. પાસ થયો હતો; કાલેજના પ્રિન્સીપાલ સાહેબને પણ મ્હારા માટે સારી લાગણી હતી; તેઓએ કહ્યું હતું કે–હું જોત જોતામાં સન્માન સહિત M. A. ની પરીક્ષા પસાર કરી શકીશ; મ્હારા સ્વભાવ તેમજ રીતભાતથી તેઓ સંતુષ્ટ હતા. ધનવાન ગૃહસ્થને જેવા પાત્રની જરૂર હતી તેવું પાત્ર તેમને મળી આવ્યું. આ બાજુ મ્હેં પણ જોયુ કે, મ્હારી ઇચ્છા ફલિભૂત થવાને હવે કાંઇ પણ વિઘ્ન નડશે નહિ. ઘર જમાઇ થવું પડશે ? ના, તેવી વાત તો તે વખતે કાંઇ પણ થઇ ન હોતી. તેમ કદાચ જો તે વખતે થઈ હોત તો તે હું ના પણ કહેવાનો ન હોતો. બધી બાબતનો વિચાર કરવાનો તે વખતે અવકાશ હતો ? અભ્યાસ કરવાનો આવો સુયોગ મળેલો જોઇ મ્હેં કોઇ પણ બાબતનો વિચાર કર્યો નહિ. મ્હારાં માતુશ્રી ઘણાં ભોળાં હતાં; તેમણે પણ આગળ પાછળનો કાંઇ વિચાર કર્યા સિવાય સંમતિ આપી. હું ધનવાન ગૃહસ્થની રૂપવતી કન્યાનું પાણિગ્રહણ કરી એકજ રાતમાં ગરીબ વિધવાનો પુત્ર મટીને એક મ્હોટા ગૃહસ્થનો "જમાઇરાજ" બની ગયો. તે વખતે મ્હને સહજ પણ વિચાર નહોતો આવ્યો કે મ્હેં તે ધનવાન સસરાને નોકર તરીકેનો કરાર લખી આપ્યો છે. અફસોસ ! ! !

મ્હારા સસરાજીએ જ્યારે મ્હને કાલેજમાં આગળ અભ્યાસ કરવાનો બંદોબસ્ત કરી આપ્યો ત્યારે હું આનંદાવેશમાં અધિરો બની ગયો હતો. લગ્ન થયા પછી તે ધનવાન ગૃહસ્થે તેની પુત્રીને મ્હારા ગરીબ ઘેર મોકલી નહિ, પરન્તુ લોકો સાથે કહેવરાવીને મ્હારી માતુશ્રીને કેટલાક દિવસને માટે તેને ઘેર બોલાવી 'પુત્રવધૂ' નું મુખ દર્શન કરવાની ઇચ્છા ફલિભૂત કરી, તે અપમાનનો મ્હને તે વખતે સહજ પણ આઘાત થયો નહિ. ત્યાર પછી પુત્ર વિક્રયની ભેટ તરીકે મ્હારા સસરાજી મ્હારી માતાને દરેક મહિને પંદર રૂપિયા મોકલાવવા લાગ્યા, તે વખતે તે પૈસા ગ્રહણ કરતાં મ્હને લેશ પણ સંકોચ કે ગુસ્સો ઉત્પન્ન થયો નહિ. M. A. ની પરીક્ષા પસાર કરવાને મ્હેં મ્હારા માન મરતબાનો નાશ કર્યો ! હાય !

મ્હેં અમદાવાદની કાલેજમાં રહીને મ્હારો અભ્યાસ શરૂ કર્યો. વેકેશનમાં મ્હારે સાસરે જવું પડતું હતું નહિતો તેઓ મ્હારા ઉપર અત્યંત ગુસ્સે થતા અને કહેતા કે "ગરીબ લોકોને ઘેર વારંવાર જવાની–ઇચ્છા કરવાથી મન અને આચાર વિચાર હલકા થઇ જાય છે." તેમનો આવો બોધ સાંભળી મ્હને ઘણું લાગી આવતું હતું પરંતુ પ્રતિષ્ઠા રૂપી પર્વતના શિખરે પહોંચવા–મ્હોટા માણસ થવાની આકાંક્ષા મ્હારી હૃદય વેદનાને દૂર કરતી હતી. કેવો મુંઢ જેવો બની ગયો હતો !

સાસુ સસરાથી છુપાઇને કોઇ કોઇ શનિવારે હું મ્હારે ઘેર જતો હતો, અથવા તો રવિવારે ચોરની માફક જઇ આવતો હતો. બોર્ડિંગમાં કોઈ પૂછે તો કહેતો કે, રાયપુરમાં મ્હારા એક મિત્રને મળવા ગયો હતો, તો કોઇ વખત કહેતો કે, મ્હારે સાસરે ગયો હતો. વૃદ્ધ માતાનો હું એકજ પુત્ર હતો–મ્હારા સિવાય તેને આ દુનિયામાં કોઇ નહોતું.

એક વર્ષ પછી હું એક છોકરાનો બાપ થયો. અદ્યાપિ મ્હેં M. A. ની પરીક્ષા પસાર કરી નહોતી. મ્હારા પુત્રનું મ્હો જોવાને મ્હારી મા અત્યંત વ્યાકુળ થવા લાગી.

મ્હેં મ્હારી સાસુને આ બાબતથી વાકેફ કરી; તેણે કહ્યું કેઃ—"તમારે ઘેર હું છોકરાને મોકલવાની નથી, તેમ શેઠને હું તે વાત કહી શકતી પણ નથી. તમારી મા અહિં આવીને જોઈ જશે. તમારા જેવું ઘુર કરતાં અમને કાંઇ અડચણ નડવાની નથી. આટલા માણસો અમારે ઘેર ખાય છે તો તમારી મા અમને કાંઇ ભારે પડવાનાં નથી." સાસુજીનાં આ અપમાનસૂચક વાક્યો સાંભળી મ્હારી આંખે અંધારાં આવવા લાગ્યાં. મહા કષ્ટ સહન કર્યાં હતાં, બહુ બહુ અપમાન સહન કર્યાં હતાં, પરંતુ આ અપમાન મ્હને અસહ્ય થઇ પડ્યું! મ્હારી દુઃખી માતા શું તેનું પેટ ભરવાને આ ઘેર આવે? મ્હોટા માણસની પત્નીનું આવું નીચ હૃદય! હું રોઈ પડ્યો. મ્હને રડતો જોઇને સાસુજી, તે ધનવાન ગૃહસ્થનાં પત્નીએ તીવ્ર સ્વરે કહ્યું:—"એવું તે મ્હેં તમને શું કહ્યું છે કે તમે આમ રોવા બેઠા છો?" એમ કહી તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયાં. મ્હારા સદ્‌ભાગ્યે તે રૂમમાં બીજું કોઈ નહોતું. હું મ્હારી આંખોનાં આંસુઓ લ્હોઇ બ્હાર ચાલ્યો ગયો, કોઇને આ બનાવથી વાકેફ કર્યું નહિ—મ્હારી સ્ત્રીને પણ નહિ. આટલા દિવસ સુધી હું બધું મુંગે મ્હોડે સહન કરતો હતો, પરંતુ મ્હારી સ્ત્રીને કોઇ દિવસ કોઇ પણ વાત જાહેર કરી નહોતી, હું એવું ધારતો હતો કે મ્હોટા માણસની પુત્રી તેની માની માફક મ્હને બેચાર વાતો સંભળાવી દેશે, અને જો તેમ બનશે તો મ્હારૂં દુઃખ અત્યંત શોચનીય થઇ પડશે. તે દિવસે બ્હાર બેસીને મ્હેં અનેક પ્રકારના વિચારો કર્યા, એક વખત વિચાર કર્યો કે, હવે આ ઘરમાં હું ફરીથી પગ મૂકીશ નહિ. શું એક ટ્યુશન રાખવાથી મ્હારૂં ખર્ચ નહિ નભી શકે? પરંતુ તેજ વખતે પાછો વિચાર આવતો કે પરીક્ષા નજીક આવી પહોંચી છે. તેમ ટ્યુશન પણ અત્યારે ક્યાંથી મળે? છતાં જો કદાચ મળી આવ્યું તો મ્હારો અભ્યાસનો ટાઇમ નકામો જાય તેમ હતું. જ્યારે આટલા દિવસ અપમાન સહન કર્યું છે. તો થોડાક દિવસ વધારે. તે વખતે મ્હેં શાશા વિચાર કર્યા હતા તે અત્યારે મ્હને બરાબર યાદ નથી. છેવટે મ્હેં અપમાન સહન કરવાનો નિશ્ચય કર્યો—અને મ્હારા ભાગ્ય પર અફસોસ કરવા લાગ્યો.

અમદાવાદ જતાં પહેલાં એક શનિવારે હું મ્હારે ઘેર ગયો. મ્હારી માતુશ્રી મ્હારા પુત્રને જોવાને માટે બહુ જીદ કરવા લાગી. મ્હેં ટુંકમાં તેને એટલુંજ જણાવ્યું કે "તમારે ત્યાં જવાની કાંઇ જરૂર નથી." છેવટે માજીએ કહ્યું:—"ભાઈ! હું ત્હારા બોલવાનો અર્થ સમજી શકતી નથી. ભાઈ! હું ગરીબ માણસ છું; મ્હારૂં અપમાન કરશે તો શું થયું? ગરીબને વળી માન-અપમાન કેવું? મ્હેં બહુએ અપમાન સહન કર્યું એ; તે મ્હેં કોઇ દિવસ ત્હારા આગળ કહ્યું છે? શું કરીએ ભાઇ, ભગવાન જ્યાં સુધી આપણને સારો દિવસ દેખાડે નહિ ત્યાં સુધી સઘળું ભૂલી જઇશું. હું એક વખત પુત્રનું મ્હોં જોવાને આવવા માગું છું." મ્હેં કહ્યું:—"ના મા ત્યાં જવાની કાંઇ જરૂર નથી. જ્યારે પુત્ર મ્હોટો થશે ત્યારે તેને આપણે ઘેર લાવીશું." માએ એક દીર્ઘ નિશ્વાસ નાખી કહ્યું—"ભાઇ, હું સમજી, ભગવાને મ્હારા નશીબમાં પૌત્રનું મ્હો જોવાનું લખ્યું નથી, પુત્રને પરમેશ્વર દિર્ઘાયુષી રાખે એજ મ્હારો આશિર્વાદ છે." માતાના દિર્ઘનિશ્વાસથી મ્હને ઘણું લાગી આવ્યું; પરંતુ હું હતભાગિ માતાની ગંભીર હૃદયવેદનાને દૂર કરવાનો એક પણ રસ્તો શોધી શક્યો નહિ.

આમને આમ ૭ માસ વીતી ગયા. મ્હારા પુત્રનો–ના ના, તે સદ્‌ગૃહસ્થ મહાશયના દોહિત્રનો નામ પાડવાનો પ્રસંગ આવ્યો. રહી રહીને તે દિવસ ક્યારનો નિરધારવામાં આવ્યો તે તમે જાણો છો કે? મ્હારી M. A.ની પરીક્ષાના બીજેજ દિવસે. માંભળવા પ્રમાણે આ એકજ શુભ દિવસ હતો, તેના પહેલાં એક સારો દિવસ નહોતો. તેમ આવતા ચાર માસમાં આવતો પણ નહોતો. તેથી આ શુભ દિવસ ફેરવવાનું કોઇ પણ પ્રકારે બનવું અશક્ય હતું. હું સત્યજ કહું છું કે, આ બિચારા પ્રાણશંકર જોશીના પુત્રનો નામ પાડવાનો પ્રસંગ નહોતો પરંતુ મ્હારા ધનવાન મસરાજીના દોહિત્રનો નામ પાડવાનો પ્રસંગ હતો; તેથી પુત્રના દરિદ્ર બાપ–ઘરજમાઇને તે પ્રસંગે હાજરી આપવાનું કાંઇ પ્રયોજન છે?

આ પ્રસંગે તેમણે મ્હારાં માતુશ્રીને યાદ કર્યાં. ઘરના એક નોકરને મ્હારે ઘેર મોકલ્યો હતો. મ્હારી માતાએ જવાને સંમતિ દર્શાવી નહિ; અને નોકરને મ્હોંડે કહેવરાવ્યું કે "હું પુત્રને આશિર્વાદ આપું છું." ઘણી દીલગીરી સાથે મ્હારાં માજીએ તેને પાછો મોકલ્યો. આવી માતાને પેટે મ્હારા જેવા પુત્રે કેમ જન્મ ધારણ કર્યો હશે–તે તમે કોઇ કહી શકશો?

યથા સમયે મ્હોટી ધામધૂમથી ધનવાન સદ્‌ગૃહસ્થના દોહિત્રનો નામ પાડવાનો પ્રસંગ પૂરો થયો. મ્હારા સસરાજીનો પત્ર આવ્યો હતો કે પરીક્ષા જે દિવસે પૂરી થાય તે દિવસે તમારે અહિંયાં આવવું; પરંતુ તે પ્રમાણે બન્યુ નહિ. જે દિવસે પરીક્ષા પૂરી થઇ તે દિવસે મ્હને ખબર મળી કે મ્હારાં માતુશ્રી તાવની સખ્ત બિમારીથી શય્યાવશ પડયાં હતાં તેથી હું વગર વિલંબે મ્હારે ઘેર જઈ પહોચ્યો.

ઘેર જઇને જોયું તો માજીની પ્રકૃતિ સારી નહોતી. જે દિવસે પુત્રનો નામ પાડવાનો પ્રસંગ હતો તે આખો દિવસ માજીએ રોવામાં પસાર કર્યો હતો; અને તેજ રાત્રિથી તેમને તાવ શરૂ થયો. તાવ ક્રમે ક્રમે વધી પડયો. મ્હારા પરીક્ષાના દિવસો હોવાથી મ્હારાં માજીના કહેવાનુસાર આડોસી પાડોસીએ મ્હને અગાઉથી ખબર આપી નહોતી.

ઘેર પહોંચ્યા પછી ડાકટરને મ્હોંએથી સાંભળ્યું કે માજીની અવસ્થા સારી નથી, આ વખતે તે બચવાં મુશ્કેલ છે; ઉપરાંત તે કોઈ પણ પ્રકારનું ઔષધ પીતાં નથી. મ્હેં પણ તેમને ઔષધ પીવાનો અત્યંત આગ્રહ કર્યો; પરંતુ તેઓ એકજ જવાબ આપતાં હતાં કે, "મ્હારે આ લોકમાથી પરલોકમા જવાનો વખત થઇ ગયો છે, મારે ઔષધ પીવાની કાંઈ જરૂર?" તે દિવસે સાયંકાળે માજીએ મ્હને કહ્યું—" ભાઈ! મ્હારી એક ઇચ્છા પૂર્ણ થઇ નહિ. જો પુત્રનું મ્હેં એકવાર મ્હો જોયુ હોત તો હું આનંદે મરતી."

મ્હેં કહ્યું:—" મા, તમે કશી ફિકર ચિંતા કરશો નહિ. હું પુત્રને તેડી લાવવાની વ્યવસ્થા કરૂં છું." એમ કહી બ્હાર આવી આડોસીપાડોસીની સલાહ લેવા લાગ્યો. કોઇએ કહ્યું કે માણસ મોકલીને બોલાવી મંગાવો; કોઇએ કહ્યુ કે ગાડીવાળાને મોકલી આપો, મ્હારી સ્કુલના વૃદ્ધ હેડમાસ્તરે કહ્યું કે, ના, ના, તેમ કર્યા કરતાં પ્રાણશંકર તું જાતે જા, ત્હારા ગયા સિવાય કંઇ બનવાનું નથી, તું જાતે જાય તો શું છે શું નહિ તે બધું ખબર તો પડે! ત્હારાં માજીની અવસ્થા પ્રમાણે એક બે દિવસમાં કંઇ ભય રાખવા જેવું નથી. તું એક કામ કર, અત્યારે એક ગાડી ભાડે કરી ત્હારે સાસરે જા, સાત ગાઉનો રસ્તો

કંઇ વધારે નથી; જો તું અત્યારે રવાને થામ તો રાત્રે આઠ વાગ્યામાં તો પહોંચી જાય. ત્યાર પછી તેમને લઇને સ્હવારે વહેલો નીકળજે, તે આઠ નવ વાગ્યે તો પાછો અહિં આવીને ઉભો રહીશ. અત્યારે ને અત્યારે તે પ્રમાણેની વ્યવસ્થા કર." હેડ માસ્તર મ્હારા ગુરૂ હતા. તેથી તેમની મરજી મુજબ કામ કરવાનો વિચાર કર્યો. મ્હારા ગામમાં ત્રણ ભાડાના ટેંકડા હતા સદ્‌ભાગ્યે તેમાંનો એક મ્હને તેજ વખતે મળી આવ્યો. પાડોસીઓએ પહેલાની માફક તે દિવસે પણ માજીની સંભાળ રાખવાનું કબુલ કર્યું, ડાકટર સાહેબે પણ રાત્રે મ્હારે ઘેર રહેવાની સંમતિ આપી હું મ્હારી પત્ની તથા પુત્રને તેડી લાવવાને વિદાય થયો.

હું અનેક પ્રકારના વિચારો કરતો ચાલી નીકળ્યો. કોણ જાણે કેમ, મ્હારા મનમાં માત્ર એકજ વિચાર આવતો હતો કે, મ્હારો ફેરો ફોગટ જવાનો છે; તેઓ મ્હારી સ્ત્રીને મોકલશે નહિ; ઉપરાંત મ્હારે બે શબ્દો સાભળવા પડશે. એક વખત વિચાર આવ્યો કે લાવ પાછો જાઉં. પરંતુ મરણ પથારીપર પડેલી મ્હારી વૃદ્ધ માતાની ઇચ્છાનું સ્મરણ થઈ આવ્યું. હું એવો હતભાગિ કે માતાની કોઇ ઇચ્છા પૂર્ણ કરી શકું નહિ? તેમની આ છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવાને મ્હારે સહજ પણ પરિશ્રમ લેવો ના જોઇએ? તેને સારૂં હું અપમાનનો ભય રાખું તે મ્હારૂં કર્તવ્ય કહેવાય કે? ના, જવું તો જોઇએજ!

રાત્રે લગભગ આઠેક વાગ્યાને સુમારે હું મ્હારે સાસરે પહોચ્યો. તે વખતે મ્હને જોઇને બધાં આશ્ચર્ય પામ્યાં. મ્હારા સસરાજીએ કહ્યું કે, "કંઇ ખબર તો આપવી હતી સ્ટેશને ગાડી મોકલી આપત. કેમ આવ્યા છો કહો?" મ્હેં કહ્યું—"હું અમદાવાદથી આવતો નથી. મ્હારી માતુશ્રીના સખ્ત માદગીના સમાચાર સાભળી આજે સ્હવારે હું મ્હારે ઘેર ગયો અને જોયુ તો માજીની હવે જીવવાની આશા નથી; તેથી"—

મ્હને બોલતો અટકાવીને મ્હારા સસરાજીએ કહ્યું—"તેમને તમે લેતા આવ્યા છો?"

મ્હે કહ્યું:—"ના, હું લેતો આવ્યો નથી; તેમની સ્થિતિ બહુજ નરમ છે. તેમની માત્ર એકજ ઇચ્છા છે કે, મરતા પહેલા એક વખત પુત્રનું મ્હોં જોવું. તેથી—"

આ વખતે પણ મ્હને આગળ બોલતો અટકાવીને તેમણે રહસ્ય પૂર્ણ મજાકમાંજ કહ્યું કે, "હુંઉઉ, તેથીજ તમે ચડયે ઘોડે પુત્રને તેડી જવાને આવ્યા લાગો છો?"

તે રહસ્યમય સંભાષણ સાંભળી હું એકાએક તપી ગયો; પરંતુ ધૈર્ય ધારણ કરી, ગુસ્સાને સમાવી દઇને કહ્યું:—"હાજી."

સદ્‌ગૃહસ્થ સસરાજીએ કહ્યું—"તમાગમાં તે અકલ છે કે નહિ! મ્હારી પુત્રી તમારે ત્યાં આવે ખરી કે? અકલ તો કંઇ બહુ દોડાવી જાઓ છો. જાઓ, જાઓ, આવી છોકરવાદી કરશો નહિ. આવ્યા છો તો ભલે; કહો તમારી માતુશ્રીને અહિં લાવવાની વ્યવસ્થા કરવી છે? અહિંયાં તેમને બધી રીતે અનુકુળ થઇ પડશે."

હું વધારે વાર શાન્ત રહી શક્યો નહિ, મ્હે તીવ્ર સ્વરે કહ્યું—"આવું બોલવું તમને ઘટતું નથી. મ્હારી સ્ત્રી અને મ્હારા પુત્રને હું મ્હારે ઘેર લઈ જાઉં તેમાં મ્હને કોણ અટકાવી શકનાર છે?"

મ્હારા સસરાજીએ કહ્યું:—"તમે તો ભારે મર્દ, જણાઓ છો ને શું? આટલું બધું તેજ ક્યારે આવ્યું!"

મ્હેં પણ તે વખતે કહ્યું:-"હું તમારો નોકર નથી. જીભાન સંભાળીને બોલજો. મ્હારી સ્ત્રીને હું લઇજ જવાનો; કહો તમે મોકલો છો કે નહિ?"

મ્હારા સસરાજી ગર્જના કરી ઉઠયા—"ના, મોકલવાનો નથી. વધારે 'ટકટક' કરશો નહિ, નહિં તો કાન પકડીને બ્હાર કાઢવામાં આવશે, સમજ્યા?"

"શું કાન પકડીને"—ગુસ્સાથી મ્હારા મ્હોંમાંથી પણ આ શબ્દો નીકળી પડયા; હું તે વખતે અંદરના રૂમમાં જવાને આગળ વધવા લાગ્યો.

સદ્‌ગૃહસ્થ મહાશય બોલી ઉઠયા—"ખબરદાર! જો તમે અંદર જશો તો અપમાન કરવામાં આવશે. હું તમને સાફ કહી દઉં છું."

હું તે વખતે ક્રોધમાં વિચારશૂન્ય બની ગયો હતો; મ્હેં કહ્યું-"કોણ અપમાન કરવા આવે છે, આવો ને?"

મ્હારા આ શબ્દો સાંભળી તેમણે પોતે આવીને મ્હારી ગળચી પકડી અને કહ્યું કે-"રાસ્કલ, આટલા નાના મ્હોએ આટલું બધું સાહસ!" એમ કહી મ્હને તાણીને લઇ ચાલ્યા. મ્હારી તે વખતે ચીતક્ષણ કરવાની શક્તિ પણ નષ્ટ થઇ ગઇ હતી.

મ્હને ઘરની બ્હાર કાઢી મૂકી તેમણે બારણાં બંધ કરી દીધાં. હું તેજ બારણા આગળ ઢળી પડયો. ત્યાર પછી મ્હારૂં શું થયું તે હું કહી શકતો નથી.

થોડીકવાર પછી મ્હને ચૈતન્ય આવ્યું. હું ગરીબ, અસહાય, અને આશ્રય વગરનો હતો. બીજો ઉપાય શું? હું લમણે હાથ દઇને કેટલાક વખત સુધી ત્યાં બેસી રહ્યો. પછી ધીમે ધીમે આવીને મ્હારી ગાડીમાં બેઠો. ગાડીવાનને મ્હેં તેજ વખતે ગાડી ઘર તરફ હાંકવાનો હુકમ કર્યો. ત્યાર પછી શું થયુ તે મ્હને બિલકુલ ખબર નથી.

જ્યારે મ્હને ભાન આવ્યું અને આંખો ઉઘાડી, ત્યારે હું મ્હારા તેજ ગરીબ ઘરમાં પથારી પર પડેલો હતો. અને જોયું-શું જોયું? જોયું કે, મ્હારી પાસે પુત્રને ખોળામાં લઇને મ્હારી સ્ત્રી 'રત્નવતી' ચિંતાતુર વદને બેઠેલી છે. આ દેખાવથી મ્હારૂં મગજ ફરી ગયું—હું બેભાન થઇને પડી રહ્યો.

* * * * *

## (રત્નવતીની આત્મકથા.)

આ આત્મકથાને પૂરી કરવાને માટે મ્હારા સ્વામિ મ્હને આ દુનિયામાં મૂકતા ગયા છે. તેઓ જ્યારે રોગ શય્યાપર પડયા હતા, ત્યારે તેમનુ શરીર કાંઇક ઠીક હતું, અને આટલે સુધી તેમની આત્મ કથા લખી હતી; પરંતુ પછીથી આગળ લખી શકયા નહિ—સઘળું કષ્ટ, સઘળી માંદગી, સઘળું અપમાન તેઓ આ લોકમાં મૂકી તેઓ પરલોકમાં સીધાવી ગયા. આજે હું આંખોમાં અશ્રુ સહિત તે કરૂણાજનક વૃતાન્ત પૂરૂં કરૂં છું.

મ્હારા પિતાશ્રીએ જ્યારે મ્હારા પતિને અપમાન કરીને કાઢી મૂક્યા, પોતાને હાથે જ્યારે ઘરની બ્હાર કાઢી મૂક્યા, ત્યારે આ સમાચાર મ્હને કોઇએ કહ્યા નહોતા; જો કદાચ મળ્યા હોત તો શું થાત તે ભગવાન જાણે. થોડા વખતમાં આ દુઃખદાયક સમાચાર આખા ઘરમાં ફેલાઇ ગયા; તેમ તે મ્હારા કાન સુધી પણ આવી પહોંચ્યા. તે વખતે મ્હારા હૃદયમાં કેટલો આઘાત થયો હતો તે જે માથા ઉપર છે તે જાણે છે. મ્હારી ઇચ્છા, તે વખતે ગળે ફાંસો ખાઇને મરી જવાની થઇ. આંખોમાંથી આંસુઓ પણ આવતાં નહોતાં કારણ કે તે પણ સુકાઈ ગયાં હતા, હું આકુળવ્યાકુળ થઇ જવા લાગી. એક વખત વિચાર કર્યો કે ચીતકાર કરીને આખું ઘર ગજાવી મૂકું; અથવા તો માળ પરથી ભૂસકો મારીને મરી જાઉં. આ પ્રાણ રાખવાથી શું ફાયદો હતો ? પરંતુ પુત્ર—

મરવું તો નહિંજ, તેમ ગુસ્સો કરવાથી કાંઇ વળે તેમ નથી. કોના ઉપર ગુસ્સો કરૂં ! અત્યારે મ્હારૂં કોણ ? કોઇ નહિ—અત્યારે નહિ ? જેમણે મ્હારા સ્વામિનું અપમાન કર્યું અને ઘરમાંથી બ્હાર કાઢી મૂક્યા તેમની સાથે મ્હારે સબંધ રાખવાનું પ્રયોજન શું? કંઈ પણ નહિ.

એક વખત વિચાર આવ્યો કે, ઘરનાં બારણાં બંધ કરીને કોઇને અંદર આવવા દઉં નહિ; પરંતુ પુત્ર તો નોકરની સાથે બહાર હતો. તેથી તરતજ મ્હેં પુત્રને લઇને છાતી સરસો ચાંપ્યો. આ ૭ માસના પુત્રને મ્હેં કહ્યું—" બેટા ! શું કરવું, કહી દે ! કહી દે ? પુત્ર રડવા લાગ્યો.

તે વખતે મ્હેં રૂમના બારણાં બંધ કરી કેટલોક વખત વિચાર કર્યો. પુત્ર મ્હારા ખોળામાં ઉંઘી ગયો. હું તેના મ્હોં સ્હામું જોતી હતી અને વિચાર કરતી હતી. તેમનો જીવ કેટલો દુભાયો હશે, કેટલું દારૂણ કષ્ટ સહન કરી તેઓ ચાલ્યા ગયા હશે ! તેઓ ઘેર ગયા હશે કે દુઃખમા માર્યા બીજે ક્યાંઈ ચાલી ગયા હશે ! ના, બીજે ક્યાંઇ તો તે જાય નહિ કારણ કે, માતુશ્રી રોગ શય્યાપર પડયાં હતાં !

તેથી મ્હેં નિશ્ચય કર્યો કે, કોઇને કંઇપણ કહ્યા વગર, ઘરનાં બધાં માણસો ઉંઘી જાય તે વખતે પુત્રને લઇને મ્હારે સાસરે ચાલી જવું, જવુંજ જોઇએ—જે ઠેકાણે તેઓ હોય તે ઠેકાણેજ હું જઇશ. મ્હારાં માતા પિતા મ્હને કોઇપણ રીતે અટકાવી શકશે નહિ.

પરંતુ આટલી રાત્રે સાત આઠ હું શી રીતે જઈ શકીશ ! રસ્તો પણ જોયો નથી. એકલી ભટકીને શું કરીશ ? તેથી વિચાર કર્યો કે મ્હારાજને મ્હારી સાથે લઇશ. મ્હારાજે મ્હને બચપણથી મ્હોટી કરી છે, પુત્રની પણ તેજ સંભાળ રાખે છે. તેનેજ સાથે લઈ જઇશ. તે હા પાડશે નહિ ? ગમે તેમ કરીને, તેને હાથે પગે પડીને તેને મ્હારી સાથે આવવાનું નક્કી કેરાવીશ. તે મ્હારી વાત કબુલ કરશે. આ ઘરમા હું રહીશ નહિ પરંતુ માસુજીની મૃત્યુ શય્યા પાસે જઇને બેસીશ અને તેમના—તેમના પગ આગળ મસ્તક નમાવીને આજીજી કરીશ કે, " મ્હારો કંઇપણ અપરાધ નથી; " હું તેમનો ત્યાગ કરીને આવી છું; હું તમારા અપમાનનો ભાગ લેવા આવી છું. " તો તેઓ મ્હને ક્ષમા કરશે નહિ ! કરશે—નિશ્ચય કરશેજ. મ્હારા આ પુત્રને, તેનું સુવર્ણ પ્રતિમા સરખું મ્હોં જોઇને મ્હને તેમની પાસે રાખશે. જો તેઓ નહિ રાખે તો પુત્રને તેમના ખોળામાં આપી, તેમના પગમાં માથુ મૂકીને મરીશ ?

પછી મ્હેં મ્હારાજને બોલાવ્યો; તેને મ્હેં સમસ્ત હકિકત કહી સંભળાવી. તેણે પ- હેલાં તો ના કહી; પરંતુ મ્હેં તેને અત્યંત આજીજી કરી, તેનો હાથ પકડીને રોઇ, ત્યારે તેણે મ્હારી સાથે આવવાનું કબુલ કર્યું. પરંતુ સવાલ માત્ર એટલોજ હતો કે આટલી રાત્રે શી રીતે જવું ? સાત ગાઉ મ્હારાથી આવી શકાય ? તેમ રાત્રે થંડી લાગવાથી પુત્રની શી વલે થાય ?

પરંતુ મ્હારૂં મન મ્હને સાક્ષી આપતું હતું કે "ભય રાખવાની કાંઇ જરૂર નથી." ભય શો છે ?-સાત ગાઉ ચાલી શકીશ. તેઓ દુઃખીત્ વદને આટલી રાત્રે સાત ગાઉ ચાલી ગયા હશે તો શું હું નહિ ચાલી શકું—ચાલવુંજ જોઇએ. બાળકને પણ ઠંડી લાગવાની નથી, તેને કંઇપણ થશે નહિ—કંઇપણ નહિ. મ્હારે જવુંજ જોઇએ. મ્હારાજને પણ હિં- મત આપી અને તેણે પણ સંમતિ આપી.

રાતના અગિયાર વાગ્યા પછી ઘરનાં સૌ માણુસ ઉંઘી ગયાં, હું મ્હારાજની સાથે ધીમેથી બારણું બંધ કરી નીકળી પડી. મ્હારા અંગ ઉપર જે જે ઘરેણાં હતાં તે સર્વ કાઢીને ટેબલ ઉપર મુક્યાં હતાં; મ્હારી સાથે હું કંઇપણ લઈને નીકળી નહિ. હું ગરીબની પત્ની હતી, મ્હારે સોના રૂપાનો ખપ શો ? એક મ્હોટી ચાદર લઇને પુત્રને ઢાંકી-વિંટાળી, એક વસ્ત્રે ધનવાન બાપના ઘરનો ત્યાગ કર્યો. રસ્તે નીકળ્યા પછી મ્હારૂં શરીર ઠંડીથી ધ્રુજવા લાગ્યું. કોઇ દિવસ ઘરની બ્હાર નીકળેલી નહિ, પગે ચાલેલી નહિ; તે આજ આ- ટલી રાત્રે સાત ગાઉ ચાલવાને ઘેરથી નીકળી પડી હતી. હજુ તો એક ગાઉ કાપ્યો નહોતો એટલામાં તો હું થાકી ગઇ, પગ ભાગી ગયા; પુત્રને તો મ્હારાજે ઉચકી લીધો હતો. મ્હેં દુઃખીત્ સ્વરે મ્હારાજને કહ્યું:—"મ્હારાજ ! હવે મ્હારાથી ચાલી શકાતું નથી." મ્હા- રાજે કહ્યું—"બ્હેન ! તે તો મ્હેં તમને પહેલેથી કહ્યું હતું; પરંતુ તમે માન્યું નહિ. હવે શુ કરીએ ! આટલી રાત્રે રસ્તાપરથી કોઈ જતું આવતું પણ નથી, શું કરીએ કહો ?" તે વખતે મ્હેં કહ્યું—"મ્હારાજ ! આવો આપણે રસ્તાની બાજુએ બેસી જરા વિશ્રામ લઇએ; પછી હું ચાલીશ શકીશ." એમ કહી હું બેસી પડી.

પરંતુ ફરીથી મ્હારામાં ઊઠવાની શક્તિ રહી નહિ. મ્હારા બંન્ને પગોમાં શ્રમથી લોહી બાઝી ગયું હતું. હું પરમેશ્વરને યાદ કરવા લાગી; આંખોમાંથી અશ્રુઓ નીકળવા લાગ્યાં. તેવામાં દૂરથી એક ગાડી આવવાનો અવાજ સંભળાવા લાગ્યો. અમે જે બાજુથી આ- વતાં હતાં તે બાજુથીજ ગાડી આવતી હતી. મ્હારા શરીરમા આ નવિન આશાથી જોર આવવા લાગ્યુ; મ્હેં કહ્યું:—"મ્હારાજ, ભગવાને મ્હારી આજીજી સાંભળી છે. જો એકાદ ગાડી આવતી હોય તેવો અવાજ સંભળાય છે."

અમે રસ્તાની બાજુપર બેસીને ગાડીની રાહ જોવા લાગ્યા. જ્યારે ગાડી અમારી નજીકમાં આવી ત્યારે મ્હારાજે ગાડીવાનને કહ્યું—"ભાડે આવવું છે કે ?" ગાડીવાને હા કહી કહ્યું કે—"મ્હારે પણ તેજ ગામ જવું છે. હું પ્રાણશંકર જોશીની નજીકમાંજ રહું છુ. બાર આના ભાડુ આપવું હોય તો ચાલો, બેસો." અમે 'હા' કહી ગાડીમાં બેઠાં.

ગાડી જ્યારે ઘેર પહોંચી ત્યારે પરોઢીયાના ચાર વાગ્યા હતા. મ્હેં ઘરમાં જઇ જોયું તો 'ખેલ ખલાસ' થઈ ગયો હતો. મ્હારી સાસુને 'ચોકે' નાંખ્યાં હતાં; સઘળા સ્મશાની

આવ્યો તેમને અગ્નિદાહ કરવાની વ્યવસ્થા કરી રહ્યા હતા. હું આ બનાવ જોઈ સ્થિર ઉભી રહી શકતી નહોતી; સાસુજીના શબ પાસે પડી મ્હોટેથી રડી પડી. "મા ! એકવાર જુઓ, હું તમારા પુત્રને લઇને આવી છું ? હું તે બધાંનો ત્યાગ કરીને ચાલી આવી છુ ! એક વખત પુત્રના માથે હાથ મૂકી આશિર્વાદ આપો !—અરે કાંઈક તો બોલો !"

તે વખતે બધાએ મ્હને પકડીને ઓટલા ઉપર બેસાડી. એક પાડોસીએ કહ્યું કે—"જો તમે એક કલાક વહેલાં આવ્યા હોત તો તમારાં માતુશ્રીનો મેળાપ થાત. આહા ! પુત્ર, પુત્ર, કહેતાં તેમનો પ્રાણ ચાલ્યો ગયો !" એકલી "અરે બેટા, અરે બેટા," ની હૃદયભેદક ચિસોથી મને ધણું લાગી આવ્યું."

પાડોસીએ કહ્યું:—"બ્હેન ! હવે રોઇને શું કરશો ? આફત ઉપર આફત ! પ્રાણ- શંકર તમને તેડવાને આવ્યા હતા. તે રાત્રીના અગીયાર વાગે પાછા આવ્યા. બધાએ ગાડી પાસે જઇને જોયુ તો તે ગાડીમાં ચૈતન્ય વગરના—બેભાન સ્થિતિમાં પડ્યા હતા. અદ્યાપિ હજુ તે તેવીજ સ્થિતિમાં છે."

આ વાત સાભળી મ્હારૂં હૃદય ફાટી જવા લાગ્યું. મ્હેં એકદમ પૂછ્યું કે "ક્યાં છે, ક્યાં છે, તેઓ ક્યા છે ?" મ્હને તે વખતે લાજ શરમનું પણ ભાન રહ્યું નહિ. પાડોસી તે વખતે મ્હને ઘરમાં લઇ ગયાં. ત્યાં જઇ જોયુ તો તેઓ બેભાન સ્થિતિમાં પડેલા હતા.

મ્હારા સ્વામિ આવી સ્થિતિમાં ત્રણ દિવસ સુધી પડી રહ્યા; ત્યાર પછી ધીમે ધીમે તેમને શુધ્ધી આવવા લાગી. તેમણે, સહજ સ્વસ્થ થઇને એક દિવસ મ્હને કહ્યું:—"રત્ન- વતી, આટલું કષ્ટ સહન કર્યું છતા તું અહિંયાં રહી શકીશ ?"

મ્હેં કહ્યું:—"ઘણી સારી રીતે. જુઓ સાભળો; હું તમારા સ્હામે પ્રતિજ્ઞા કરૂં છુ કે, હુ તે ઘરનું નામ મ્હારા મ્હોંડેથી ફરીને બોલીશ નહિ. તમે તો જાણે જશોજ નહિ, તેમ પુત્રને પણ જવા દઇશ નહિ; ભીખ માગીને ખાઇશું; નહિ ખાવાનું મળે તો આ ઘરમાંજ મરી જઇશ; છતાં કોઈ દિવસ તેમના સહાયતા માગીશ નહિ—જરા પણ નહિ. કદાચ પુત્ર જો મ્હોટો થઇને તેમની સહાયતા માગે તો હુ સત્યજ કહું છુ કે તેનું મ્હોં પણ ફરીને જોઉં નહિ.

દિનપર દિન તેમની પ્રકૃતિ બગડતી ચાલી. તે માંદગીમાંથી તેઓ બચ્યા નહિ; તેજ માદગી તેમને આ દુનિયામાંથી ઉપાડી ગઈ. મૃત્યુ પામ્યા તે આગલે દિવસે તેમણે મ્હારા તરફ જોઇ દીન સ્વરે કહ્યું:—"રત્નવતી, હું તો જાઉં છું. તું અપમાન, અભિમાન વગેરે ભૂલી જજે. પુત્રને રસ્તાનો ભીખારી બનાવીશ નહિ. મ્હારૂં કોઇ સગું વ્હાલું નથી, હું તેને કોના હાથમાં સોંપી જાઉં ? હું સઘળું ભૂલી જાઉં છું અને તું પણ ભૂલી જજે. પુત્રને લઇને ત્હારાં માબાપને ઘેર જજે; અપમાનની વાત મનમાં લાવીશ નહિ."

મ્હેં કહ્યું:—"આ જીવનમાં તો તે પ્રમાણે કદી બનશે નહિ. મ્હને ક્ષમા કરો ! તમે દેવ છો, તમે ક્ષમા કરી શકો—તમે ભૂલી શકો, પરન્તુ હું પતિનું અપમાન ભૂલી શકવાની નથી—જો તેમણે મ્હારૂં અપમાન કર્યું હોત તો મ્હને આટલું લાગત નહિ: પરંતુ તેમણે તમારૂં અપમાન કર્યું છે અને તેની ક્ષમા ? એ વાત ફરીને બોલશો નહિ." તેઓ જાણે

ખંડમાં લાવી. યુવતિ બાલિકાના ચરણ સમીપ બેસીને સુશ્રુષા કરવા લાગી, દાક્તરે ફરીથી એકવાર તે બાલિકાને ઔષધ પાયું. ફરી એક વખત બાલિકાએ ચક્ષુઓ ઉઘાડી ઓરડામાં ચારે બાજુ દષ્ટિ નાંખી અતિ સુકોમળ સ્વરે બોલી.-" હું ક્યાં છું ! " દાક્તરે તેને આશ્વાસન આપતા કહ્યું. " તું નિર્ભય સ્થાને છે. " બાલિકાએ ચક્ષુઓ મીંચી દીધાં અને નિંદ્રાધીન થઇ ગઇ.

૨.

" પંખી એકવાર બોલ. " એક બાલિકા એક સુંદર પોપટને હાથમાં લઇ ઉપર પ્રમાણે બોલી. પોપટ શિખવાડયા પ્રમાણે બોલ્યો " સરોજ, " " સરોજ, " બાલિકાએ પ્રફુલ્લ વદને પોતાના કોમળ હસ્ત વતી સહર્ષ તાળી પાડી અને પક્ષિને ચુંબન કર્યું. તેજ વખતે કોઇ પાછળથી હાસ્ય સહિત બોલ્યું "બકુલ ! પોપટને શું શીખવે છે ! " બાલિકાનું મુખ લજ્જાથી શરમાઈ ગયું. તેના ગુલાબી ગાલ ઉપર રક્તવર્ણ સુરખી પ્રસરી રહી. બાલિકા તતક્ષણાત પક્ષિ સહીત અન્ય દ્વારથી પલાયન થઇ ગઈ. આગન્તુક ક્ષણવાર બોલ્યા ચાલ્યા સિવાય ત્યાં ઉભો રહ્યો. પછી બીજા ખંડમાં જવા માંડયું તે વખતે પાછળથી કોઇ હસતું હસતું બોલ્યું-" બકુલ સાથે શું વાર્તાલાપ કરો છો ? " યુવક હાસ્ય સહિત બોલ્યો- " બકુલ પોપટને રાત્રિ-દિન શું શીખવે છે તે પૂછતો હતો. પછવાડેથી આવેલી યુવતિ યુવકનો હસ્ત પકડીને તેને અન્ય ગૃહમાં લઇ ગઇ તે ખંડને બંન્ને દંપતિ શયનગૃહ તરીકે વાપરતાં હતાં. તે ખંડની એક બાજુની દિવાલને અડીને એક સુંદર ટેબલ ગોઠવવામા આવ્યું હતું. મધ્યમા પણ એક ગોળ ટેબલ તથા તેની આસપાસ ત્રણ ખુરશીઓ મનોહર રીતે ગોઠવવામાં આવ્યાં હતાં. દિવાલ ઉપર થોડીક સારી ચિતાકર્ષક છબીઓ ટાંગેલી હતી. એક ખૂણામાં એક કોચ ગોઠવેલો હતો. યુવકને કોચ ઉપર બેસાડીને યુવતી સ્નેહ પૂર્વક બોલી. " વ્હાલી બકુલ હવે ઉમ્મર લાયક થઇ છે. તેથી ત્હેનાં લગ્ન કરવાં પડશે. મ્હોટી ઉમ્મરની બાલિકાને ગૃહમાં રાખી શકાય નહિં. " કાંઇ સમજણ પડે છે ? " યુવક ગંભીર અવાજે બોલ્યો—" કમળ, ત્હારી મરજી પડે તે પ્રમાણે કર, મ્હને તે બાબતમાં સમજણ પડતી નથી. " યુવતી બોલી " બકુલ, મનોહર છે, મ્હને તેનાથી છુટું પડવું ગમતું નથી. " બોલતાં બોલતાં યુવતિનો સ્વર ઈંધાઈ ગયો, ઉભય સ્તબ્ધ થઇ ગયાં. યુવક બોલ્યો-" હું હવે જાઉં છું તું બકુલ પાસે જા. " યુવક જવાને માટે ઉઠયો. યુવતિ યુવકના સ્કંધ ઉપર પોતાનો કોમળ હસ્ત મૂકી. સ્નેહમય દ્દષ્ટિથી તેના મુખારવિંદ પ્રતે જોવા લાગી. યુવકે તેને પોતાના બંન્ને બાહુમાં આશ્રય આપ્યો અને યુવતિના ભાલ પ્રદેશ ઉપર સ્નેહથી એક ચુંબન કર્યું. અહા ! કેવું સુંદર દશ્ય ? યુવતિ મૃદુ હાસ્ય સહિત હસી ! હૃદય હરણ કરનારી પ્રત્યક્ષ મોહિનીજ ? ત્હેનો રેશમી રીતથી બાંધેલો કાળો કેશકલાપ, ચંચલ, તેજસ્વી અને પ્રફુલ્લ નેત્રો ગુલાબના પુષ્પ સરખા ગાલ અને તેનું હસવું કેવું મધુર અને સુંદર ? અહા ! શાપદગ્ધ અપ્સરાજ નહિં તો શું ?—

૩.

ગજાસમપુર નામના ન્હાના ગામમાં એક બ્રાહ્મણ યુવક વસતો હતો. ત્હેનું નામ સરોજકુમાર હતું સરોજની સ્ત્રીનું નામ કમળા હતું. કમળા ખરેખર કમળના જેવીજ

સુંદર હતી. ત્હેનું લાવણ્ય સ્વર્ગની અપ્સરાઓને પણ ભુલાવે તેવું હતું કિન્તુ કમળાને સંતાન પ્રાપ્તિ ન હોવાથી ત્હેનું વદન હમેશાં ચિંતાતુર રહેતું. ગામનાં સઘળાં માણસો તે પ્રેમી યુગલ પ્રત્યે સારો ભાવ રાખતા. ગામનું કોઇપણ મનુષ્ય વિપદમાં આવી પડતું તો તે યુગલ તેને તન, મન, અને ધનથી બની શકે તેટલી મદદ કરતું. ઘણા દિવસથી સરોજકુમારને જ્વર લાગુ પડયો હતો અને એક દાક્તરની સલાહ પ્રમાણે એક ન્હાની નૌકા ભાડે કરી તે દાક્તર અને સ્ત્રી સહિત જાન્હવી નદીમાં ફરતો હતો. એ સમયે બકુલને અર્ધ મૃત્યુ અવસ્થામાં કમળાએ બચાવી પોતાની નૌકા ઉપર લઈ લીધી. બકુલે પોતાનો સઘળો હેવાલ કમળાને નિવેદન કર્યો. શિવપુર નામના ગામમા શિવનાથ ભટ્ટાચાર્યની તે પ્રથમ કન્યા હતી. તેની માતાના મૃત્યુને લગભગ બે વરસ વીતી ગયાં હતાં. માતાના મૃત્યુ પછી લગભગ એક વરસે પિતાએ ત્રીજી સ્ત્રી સાથે પાણી ગ્રહણ કર્યું. વિમાતા હમેશાં બકુલને ઘણું કષ્ટ આપતી. પિતા પોતાની સ્ત્રીને કંઇપણ ન કહેતાં ઉલટો સ્ત્રીનો પક્ષ લઇ કન્યાનો તિરસ્કાર કરતો. બકુલ હમેશાં એકાંતમા રૂદન કરતી. વિમાતાનો અત્યાચાર હમેશાં વધતોજ ગયો તે એટલે સુધી કે બકુલને સારો આહાર આપવાનુ પણ બંધ કર્યું. ઘરના નોકરો જે ખોરાક ખાતા તે બકુલને પણ ખાવો પડતો. પણ હાચાર ! બાલિકા શું કરે ? એક દિવસ વિમાતાએ બકુલને ઘણી મારી. અતિશય દુ:ખ સહન ન થવાથી બકુલે આત્મહત્યા કરવાનો દૃઢ નિશ્ચય કરી જાન્હવી નદીમાં ઝંપલાવ્યુ. પ્રભુની મરજી ન્યારી હતી. સુયોગે કમળાની દ્રષ્ટિ તેના ઉપર પડવાથી તેને બચાવી પોતાની નૌકા ઉપર લઈ લીધી.

સરોજકુમારે શિવનાથ ભટ્ટાચાર્યને એક માણસ સાથે આ હકીકત કહેવડાવી. શિવનાથે કહ્યું હવે મ્હારે એ કન્યાનો ખપ નથી. હવે નિરાધાર બકુલ કયાં જાય ? કમળાએ બકુલને ભગ્નિરૂપે પોતાની પાસે રાખી. બકુલ ઉમ્મર લાયક થઈ હતી છતાં કમળા ત્હેના લગ્ન વિષે પ્રયત્ન કરતી નહિ. ત્હેના મનમાં શું હતું તે તો તેજ જાણે ! એક દિવસ બકુલનો કેશકલાપ ગુંથતાં ગુંથતાં કમળાએ બકુલને કહ્યું "બકુલ, હવે તુ મ્હારી પાસે વધારે વખત રહી શકીશ નહિં. હવે શિઘ્ર ત્હારાં લગ્ન કરવાં પડશે ત્હારાથી જુદુ પડતાં મ્હને ઘણું દુ:ખ થાય છે પરતુ કઈ ઉપાય નથી." બકુલ તતક્ષણાત્ સરલ ભાવે બોલી "કેમ દિદિ" હું તો સદાકાલ ત્હારી સાથેજ રહીશ ત્હે મ્હને બચાવી આશ્રય આપ્યો છે તેથી તુંજ મ્હારી અધિકારિણી છે. મ્હારા પોતાના ઉપર મ્હારો કઇ પણ અધિકાર નથી" કમળાએ હાસ્ય સહિત કહ્યુ "બ્હેન. એમ કદાપી બને નહિં. ચિરકાળ અવિવાહિત રહેવાય નહિ." બકુલે ઉત્તર આપ્યો "તેમાં શું દોષ છે "દિદિ" ?" કમળા ક્ષણ વાર તે નિર્દોષ મુખ તરફ જોઇ રહી. અને પછી ત્હેના ઓષ્ટ યુગલ ઉપર એક ચુમ્બન કર્યું બાલિકા લજ્જીત થઇ ગઇ. કમળાએ કહ્યું. "બકુલ, મરણ પર્યંત તને મ્હારી સાથેજ રાખીશ. હું કંઇ ઉપાય કરીશ." એ સાંભળી બાલિકા સંતુષ્ટ થઇ કમળાના ગળાની આસપાસ વિંટળાઈ બોલી—"દિદિ" મ્હને તારી પાસેજ રહેવું ગમે છે."

૪.

બકુલ સુંદર બાલિકા હતી. તે કમળાને પ્રાણ કરતાં પણ અધિક ચહાતી. બકુલને માટે ઘણે ઠેકાણેથી લગ્નના માગાં આવતાં પણ કમળા તે પ્રત્યે લક્ષ્ય આપતી નહીં. એક દિવસ કમળાએ સરોજને કહ્યું. "વ્હાલા ! આજે આ દીન દાસી ભિક્ષા માટે યાચના

સુશીલા—(ફુલ ફેંકી દઇને) મ્હને-તો માંખ્યે ચટકો ભર્યો, ત્હેને ઇશ્વરે કેમ બનાવી હશે !

(વનમાળી હાથથી સુશીલાની આગળી દબાવી લોહી કાઢે છે.)

સુશીલા ! ત્હમે કદિ મધ ખાધું છે ? તે આ માખીનું બનાવેલું છે.

સુશીલા—મધ તો બહુ મીઠું લાગે છે, પણ માંખ્યોનો દંખ તો બહુ દુ:ખ દે છે.

વનમાળી—સંસારની સૌ વસ્તુઓમાં સુખ દુ:ખ હોય છે જુવો ગુલાબનું ફુલ કેવું સુન્દર ને કોમલ છે પણ ત્હેના કાંટા કેવા વાગે છે ?

રમણ—જુવો, સામે પેલો માખ્યોનો બનાવેલો સુન્દર પુડો છે.

સુશીલા—તે એટલી બધી માખ્યો ભેગી કેવી રીતે રહે છે ? ત્હેમનામાં લડાઇ થાય તો સલાહ સંપ કોણ કરાવે ?

વનમાળી—ત્હેમનામાં એક માખી રાણી હોય છે. ત્હેની આજ્ઞા સૌ માને છે.

રમણ—જુવો, ત્હેમણે કેવાં સુન્દર ખુણાદાર ઘરો બનાવ્યા છે. ત્હેમને ઘર બનાવતાં કોણ શીખવતું હશે ?

વનમાળી—તે સૌ ઇશ્વરની કૃપા છે. સૌ જીવજન્તુને પોતાને માટે ઘર બનાવવાની બુદ્ધિ આપી છે. સુગરીનું ઘર તો ત્હેના કરતાં પણ ઘણું સુન્દર હોય છે. ઘરનું ઘર અને દીવકાનો દીવો.

તે વાતચીત ચાલે છે, ત્હેવામાં જમવાનો વખત થવાથી તુર્ત તે સઉ દોડતાં દોડતાં ખાવાના રસોડામાં ગયા અને હાથ મોંઢું ધોઇ આસન પર બેઠી ગયાં તે દિવસે સરલાની જન્મતિથિ હતી તેથી દુધપાક પુરી કર્યાં હતા. માતાએ બહુ વ્હાલથી ભાણુંમાં પીરસ્યું અને તે સર્વ આનન્દથી ખાવા લાગ્યા

રમણ—(દુધપાક વાડકીમાંથી થોડો ખાઇને)—જુવો, આ બંગાળાની ખાડી છે.

સરલા—પૂરી તો ઠીક નથી થઇ.

સુશીલા—ત્હારાથી તો તેવી પણ નહિ થાય

રમણ—અન્દર અન્દર કેમ વઢો છો ? જુવો, મ્હેં તો આખા હિંદુસ્થાનનો નકશો બનાવી દીધો આ હીમાલય અને આ વિંધ્યાચલ પર્વતો છે, અને આ જમના, ગંગા, ગોદાવરી, નર્મદા નદીઓ છે. જુવો આ મુંબાઇ, કરાચી તો કહીં ખૂણે પડયુ છે

માતા—ત્હમો જમો છો કે ખેલ કરો છો ? પોણા નવ વાગી ગયા છે. મહેતાજી ભણાવવા આવતા હશે. દરરોજના સમય પર તૈયાર થઇ જવું જોઇએ, અને સુમિત્રાની પાસે પણ થોડા વખત બેસવાનું છે જુવો, ત્હેને તાવ આવ્યો છે, માટે એને એકલીને ગમે નહિ. આ સાંભળીને સૌ જલદી જલદી જમી ત્હેની પાસે દોડી ગયાં. સુશીલાએ સુમિત્રાને ફૂલનો ગુચ્છો આપ્યો

સરલા—હે ઇશ્વર ! મ્હારી બ્હેનને ઝટ સારી કરી દઇશ તો હું ત્હને કંઇ કંઇ આપીશ.

સુશીલા—જેણે ચંદ્ર, સૂર્ય, તારા બનાવ્યા છે, ત્હેને તું શું આપીશ ?

રમણ—સુમિત્રા તો દવાથી સારી થઇ જશે

માતા—અહીંઆં આવીને પાછો શો ઝગડો મચાવી રહ્યાં છો ?

સુશીલા—આ સુમિત્રા કેમ માંદી થઈ ? ત્હેણે કોઈનું બગાડયું હશે ?

સરલા—ત્હેણે કાલે મ્હને ગાળો દીધી હતી.

રમણ—ગાળો દેવાથી શું થાય છે ? સડક પર બહુ છોકરા ગાળો દે છે. તે તો કોઈ માંદા નથી થતા

માતા—ગાળો દેવી એ સારી વાત નથી સુખ દુઃખ પોતાના કર્મોથી મળે છે. શરીર સ્વચ્છ ન રાખીએ તો માંદા પડીએ

## બાળકોને વંદીએ !

( મનહર છંદ )

કાલું-ઘેલું બોલનારા,
ખેલ રૂડા ખેલનારા,
ગૃહને શોભાવનારા,
બાળકોને વંદીએ !—૧

મુનિ સમ મ્હાલનારા,
દુઃખને ભૂલાવનારા,
હસીને હસાવનારા,
બાળકોને વંદીએ !—૨

કપટ ન જાણનારા,
મીઠી મોજ માણનારા,
ઊમળકા આણનારા,
બાળકોને વંદીએ !—૩

પ્રીતિ-રસે રાચનારા,
પ્રેમદાન માચનારા,
જ્ઞાન નવું સચનારા,
બાળકોને વંદીએ !—૪

મેલું તન રાખનારા,
મન-મેલ કાઢનારા,
નીતિ પથે ચાલનારા,
બાળકોને વંદીએ !—૫

કામ-ક્રોધ બાળનારા,
દૃઢ યોગ પાળનારા,
રાગ-દ્વેષ ટાળનારા,
બાળકોને વંદીએ !—૬

હૂકમ ઊઠાવનારા,
ભેદ ભાવ ભૂલનારા,
રમીને રીઝાવનારા,
બાળકોને વંદીએ !—૭

દેખે તેવું શીખનારા,
આનંદમાં નાચનારા,
પ્રેમને પીછાણનારા,
બાળકોને વંદીએ !—૮

( બરવાળા ) —" ધીરજ "

## મ્હારી માતાનાં દૂધ.

રૂડાં દૂધડા માવડી ! ત્હારા, દેજે મ્હને રોજ,
મીઠા દૂધડા માવડી ! ત્હારા, દેજે મ્હને રોજ
ત્હારા દૂધડાના સ્નેહ
નવ ભૂલની એ, જો.
મીઠા અમી એ માવડી ! ત્હારા, દેજે મ્હને રોજ

દૂધડાંને ટપકે, છે ટપકે, સદ્ગુણ;
ત્હારા દૂધડાંને ટપકે ધોવાતી મેલી શુદ્ધ;
ધોળાં ઉજળાં, માવડી ! ત્હારાં દેજે મ્હને રોજ–રૂડાં૦

દૂધડાંએ ગળતાં જીવન નવું જાગે;
અન્ય દૂધની ન આશ ત્હારાં મીઠાં અતિ લાગે;
અન્ય જનમે માવડી ! તુંજ દેજે મ્હને રોજ–રૂડાં૦

જાનેવારી—૧૯૧૪. }
અમદાવાદ. } " मलयानिल. "

## બાલવિનોદઃ જ્ઞાનદાયક સમસ્યાઓ.

૧

સવાલ—કોઠારમાં કયું સળે, કાંસા કટાઇ જાય;
જોગી નર જાંખા પડે, કહો ચેલા કયું થાય ?
જવાબ—રાખ ન હોય તો.

૨

સવાલ—વગર આકૃતે ઘર પડે, ઘોડા ઘાસ ન ખાય;
સેજ પલંગ છતાં ભોંય સુવે, કહો ચેલા કયું થાય ?
જવાબ—પાયો ન હોય તો.

૩

સવાલ—છતે બળદ ચાલે નહિ, હોય જોડા કારે મરે;
સ્ત્રી પુરૂષ બને નહિ, કહો ચેલા કયું કરે ?
જવાબ—જોડ ન હોય તો.

૪

સવાલ—પાન સડે ઘોડા હડે, વિદ્યા વીસર જાય;
તવે-પર રોટી જલે, કહો ચેલા કયું થાય ?
જવાબ—ફેરવે નહિ તો.

૫

સવાલ—છતે અક્ષર ચાલે નહિ, ગંજીપે ન રમાય;
બે કુતરા ભાગી મરે, કહો ચેલા કયું થાય ?
જવાબ—પાનું ન હોય તો.

(કંથારિયા) —વલભ ધનજી શાહ.

ટ. આનંદજી મૂળજી પારેખ તરફથી ભેટ.

---

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । मनु.

| | | |
|---|---|---|
| સપ્ટેમ્બર | | પુસ્તક |
| અને | | ૧૩ |
| ઑક્ટોબર | | અંક |
| ૧૯૧૬: | | ૯-૧૦. |



શ્રીમાન્ મહારાજ શ્રી શિવાજી છત્રપતિ

હિન્દુ સામ્રાજ્યનો પુનરુદય કરનાર દેશભક્ત મહાવીર

આદ્ય સંપાદક — શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી — રામમોહનરાય જસવંતરાય

સુન્દરી સુબોધ મન્દિર અમદાવાદ

# નિવેદન.

આ પત્રના ગ્રાહકોને ભેટનું પુસ્તક ( જે લગભગ તૈયાર થઈ ચૂક્યું છે તે ) થોડા સમયમાં મળશેજ પરન્તુ બની શકતો વિશેષ લાભ આપવાની ઇચ્છાથી જ્યોતિર્વિદ્યો-પાધ્યાય ગિરિજાશંકર દુર્ગાશંકર જોષી ( કાવ્ય ભૂષણ ) કૃત ૧૯૭૩ ની સાલનું મ્હોટું લગભગ ૧૦૦ પાનાંનું-અનેક વિગતો તથા માહિતી સહિતનું-પંચાંગ આ અંક સાથે દરેક ગ્રાહકને વિનામૂલ્યે મોકલવામાં આવ્યું છે

કાગળની મોંઘવારીના આવા મુશ્કેલ સમયમાં વિશેષ ખર્ચ કરીને પણ યથાશક્તિ અમે અમારા ગ્રાહકોને પ્રસન્ન કરવા પ્રયત્ન કરીએ છીએ, એ આથી વિદિત થશે એમ આશા છે

નવેમ્બર-ડિસેમ્બરનો સ્ત્રી લેખનો અંક પ્રકટ થતાં વિલંબ થયો છે. થોડાજ સમયમાં તે તથા જાન્યુઆરી અને ફેબ્રુઆરીના અંકો ગ્રાહક મહાશયોને મળી જશે, એમ ખાત્રી છે

વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

# ન્હાનાલાલ દલપતરામ કવિનાં પુસ્તકો.

૧. કેટલાંક કાવ્યો. ભાગ ૧ લો.

છુટા છુટા ન્હાના કાવ્યોનો સંગ્રહ. આઠ આના.

૨. વસન્તોત્સવ.

પુનર્જીવન—નવજીવન વિશેનું એક લાંબુ કાવ્ય. આઠ આના.

૩. કેટલાંક કાવ્યો. ભાગ ૨ જો.

ન્હાના ન્હાના કાવ્યોનો બીજો સંગ્રહ. આઠ આના.

૪. ઇન્દુકુમાર લગ્ન. અંક ૧ લો.

એક ભાવપ્રધાન નાટકનો પ્રથમ અંક. બાર આના.

૫. શ્રીમદ્ ભગવદ્ ગીતાનું ભાષાન્તર.

સમશ્લોકી: મૂળ સાથે, બાર આના, દોઢ રૂપિયો, ત્રણ રૂપિયા.

( ત્રણ જૂદી જૂદી આવૃત્તિ-કાચું પૂઠું, છીંટનું પૂઠું અને રેશમી પૂઠુ. )

૬. ન્હાના ન્હાના રાસ.

પચાસ ગીત ગરબાઓ રાસડાઓનો સંગ્રહ—ચાર આના.

૭. "રાજરાજેન્દ્રને" કાવ્યઃ સચિત્ર—એક રૂપિઓ.

ચિત્ર વિનાની આવૃત્તિ—ચાર આના.

## જયા અને જયન્ત હમણાંજ બ્હાર પડયું છે!

એક ત્રિઅંકિ સંપૂર્ણ નાટક મૂલ્ય સવા રૂપિયો.

દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું.

સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ પાસેથી મળશે.

મુખ્ય એજન્ટ:—જીવનલાલ અમરશી મહેતા.

સ્વામીનારાયણના મન્દિર પાસે, ધનાસુથારની પોળ, અમદાવાદ.

# કલાપીનો વિરહ.

લેખક—કવિ ત્રિભુવન પ્રેમશંકર.

ન્હાનાલાલ દલપતરામ કવિના ઉપોદ્ઘાત સાથે.

લગભગ ૧૭૫ ખરડા.

## વિરાગ, વિરહ, પ્રકાશ, આનન્દ:

એમ ચાર ભાગમાં.

કીંમત સવા રૂપીઓ.



એજ લેખકનાં બીજાં કાવ્યો.

વિભાવરી સ્વપ્ન: કીંમત, બાર આના.

સ્વરૂપ પુષ્પાંજલિ: કીંમત, એક રૂપીયો.

---

( દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જૂદું. )


મળવાનું મુખ્ય ઠેકાણું:—

કવિ ત્રિભોવન પ્રેમશંકર.

બાર્ટન લાયબ્રેરી પાછળ,—ભાવનગર.

સર્વે જાણીતા પુસ્તકો વેચનાર પાસેથી મળશે.

# સુન્દરી સુબોધ

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પતિવાળી થાય ત્યારે કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, શિક્ષણ [illegible] કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની સુખદ ઇચ્છાઓ અને ધ્યેયોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની [illegible] સેવાઓ [illegible] કરે ' સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિપ્રાણ સેવાભક્તિની બની દુ:ખનિમિત્તમાં ડૂબતા વ્હાલના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સન્તાનોના વિમલ અને ઉન્નતિની સહાય થાય તથા પ્રેમવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયમાર્ગના તેજસ્વી ઉપાસકો કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે ' સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ' ]

વર્ષ ૧૩ મું. ] સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૯૧૬. [ અંક ૯–૧૦.

## उदयगुंजन.

## આનન્દનો ખજાનો.

લેખક: રા. રા. હરિલાલ બાલકૃષ્ણ પરીખ—અમદાવાદ.

બાળ, જુવાન અને વૃદ્ધ ! પ્રભુની સેવામાં આનન્દ લ્યો આ સૃષ્ટિના સૌન્દર્યમાં, તેના દિવ્ય દેખાવોમાં, તેના મહાન અનુપમ મર્મોમાં, જ્ઞાનની આશા અને તેની પૂર્ણતામાં, આનન્દ લ્યો. જેમ જેમ આપણે વૃદ્ધ થઇએ છીએ તેમ બીજી દુનીયાના જીવનની વધુ સમિપ આવતા જઇએ છીએ, તે પરજીવનના વિયોગમાં આનન્દ પ્રિયજનોના લ્યો. સ્નેહ અને સમાગમમાં કોઇપણ અન્ય સ્થળ સાથે સરખાવી ના શકાય એવા ગૃહ કુટુમ્બમાં મૃત્યુ શિવાય અન્ય કોઇ જુદા ના પાડી શકે એવા સન્મિત્રોમાં આનન્દ લ્યો મૃત્યુ પામેલા મનુષ્યો, જે જીવતા માનવીઓ કરતા વધારે સુખી છે,—કારણકે તેઓ પ્રભુના મંદિરમાં બિરાજે છે, જ્યાં તેઓને દુષ્ટ વાસના અમર કરી શકતી નથી—એવા મૃત્યુ પામેલા મનુષ્યોના પુણ્ય સ્મરણમાં આનન્દ લ્યો પ્રભુએ આપણા માટે જે કાર્ય અત્રે નિર્માણ કરેલું છે તે કાર્ય પ્રભુનું પોતાનુંજ છે એવુ માનીને તે કરવામાં આનન્દ લ્યો આ દુનીયાથી પર, અને કલ્પનામાં આપણે વિચારી કે કલ્પી પણ ના શકીએ, એવા ભાવિ જીવનની તૈયારી કરવામાં આનન્દ લ્યો સ્વાર્થ દુર્પદ અભીમાન, ક્ષુદ્રતા અને નીચતા જે આપણને

પૃથ્વીપર પસરી જાવે છે, તેનાં બન્ધનમાંથી આપણે મુક્ત થયાં છીએ તેને માટે,—આભાનના દિવસ સમાન આપણા અંતરાત્મા વિશુદ્ધ છે, શરદ્ પુનમની ચન્દ્રિકા સમાન આપણી મનઃકાન્તિ ઉજ્જ્વળ છે, સ્વેચ્છાથી કોઇપણ પાપમાં આપણે ધસડાતા નથી,—તેને માટે આનન્દ લ્યો. આપણે શાંતિથી રહીએ છીએ, અને પ્રભુએ આપણા માટે ભવિષ્યમાં જે કાંઇ નિર્માણ કરેલું હોય, તેને આધિન થઇને રહી શકીએ છીએ, તેને માટે આનન્દ લ્યો. કેટલા આપણી જાતને ખાતરજ આપણે જીવી શકતા નથી, પણ પ્રભુ અને આપણાં બંધુ માટે આપણે જન્મ્યા છીએ અને જીવન ગાળીએ છીએ, તેને માટે આનંદિત થાઓ. સત્ય જે આપણી દૃષ્ટિ સમિપે ધીમે ધીમે ખુલ્લું થતું જાય છે તેમાં પણ આનન્દ લ્યો, કારણકે પ્રભુ સત્ય છે, અને સત્ય માર્ગે આપણે જેટલું વધુ પ્રયાણ કરીએ—છીએ તેટલા પ્રમાણમાં આપણે પ્રભુનું વધુ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ.*

---

## નવીન વર્ષનો સન્દેશ.

લેખકઃ રા. રા. કેશવલાલ ભીખાભાઈ મણિયાર—મુંબાઈ.

### બન્ધુઓને—

આર્યભૂમિના તમે પુત્ર છો—તો
આનન્દી શુદ્ધ ઉર્મિએ
પાળજો વ્રત રૂડાં દેશ કલ્યાણ માટે.

રંકને દયા ભાવે નિરખજો સદા કાળે,
ધિક્કારશો નહિ અહિં દેશબન્ધુને કદિયે.

નમ્રતા, ક્ષમા, દયા ને વિવેકથી વર્તજો
દેશબાન્ધવ પ્રત્યે.

આળસ, અજ્ઞાનતા અને નિર્ધનતા દૂર કરવા મથો,
સ્થાપી સઘળે રૂડાં હુન્નરી કારખાનાં.

વસ્ત્ર તંત્રો અને યન્ત્રના નાદમાં—હવે
સંભાળજો લક્ષ્મી આ દેશની રંકના.

જાઇ રહી લક્ષ્મી જે પાછી તે લાવશો,
તો ખરા આર્યભૂમિતણા પૂત સપૂત છો.

ભૂમિ આ રંક ઉદ્ધારવા જાગજો
પ્રસંગ આવો ફરી ના મળે કદિયે.

વાંચજો, વિસરશો નહિં કદિ આટલું—
રટણ રટજો રૂડું દેશી સ્વદેશીનું.

### બ્હેનોને—

નૂર છો દેશનું દેવીઓ માનજો
વ્રત લો દેશકલ્યાણ કરવા.

નીતિરીતિ, વિવેક, લજ્જા—આદર
નહિ ત્યાગશો—એજ
આદેશ ચિત્તમાં સ્વીકારો.

પરની ફેશનો દૂર કરવા મથો
વાપરી દેશની ચીજ અંગે.

દેશ-કુટુંબ-જ્ઞાતિતણા પ્રેમને
હૃદયથી દૂર કરશો કદિ નહિં.

રંક નિર્ધન બ્હેનોતણાં કષ્ટમાં
સહાય થાજો ઉદ્ધાર દિલે.

કેળવો પુત્ર ને પુત્રીઓ હોંશથી
દેશકલ્યાણ ચિત્તમાં ચહો જો.

શીખજો, શીખવજો તમ સર્વ બ્હેનો મહીં
આટલું વ્રત તમ દેશ ઉદ્ધાર માટે.

"જ્યાં લગી આત્મા અંગમાં છે
"ત્યાં લગી દેશી સ્વદેશી હું કહે."

---

*બેન્જામીન જોવેટના એક લેખ ઉપરથી.

# મહર્ષિ દાદાભાઈની ૯૨ મી જન્મતિથિ.

૧.

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે આપેલું અભિનન્દન.

પરમ પૂજ્ય તીર્થરૂપ મહર્ષિ,

પ્રભુની કૃપા છે અમારા ઉપર, વર્ષે વર્ષે આપના મંગળ અને પ્રેરક દર્શનનો લાભ અમને મળે છે. વર્ષોવર્ષ આપની જન્મતિથિનો ઉત્સવ અમે પાળીયે છીયે. દેવભક્તિ ને દેશસેવાના વ્રત લઇએ છીએ ભારતના તાત ! આપની આ આણુમી જન્મતિથિ ! દયાળુ પરમાત્મા આપને ચિરંજીવ કરો. "સો વર્ષના થાવ" એમ આશીર્વાદ અપાય છે આજે અમારું હૃદય કહે છે–પ્રભુ પાસે માગે છે કે "આપ સવાસો વર્ષના થાવ"

ચાતુર્માસ—ચોમાસાના આ દિવસો હિંદુ સ્ત્રીઓના વ્રતના દિવસો છે અનેક વ્રત સાધના આ મંગળમય દિવસોમા અમે કરીએ છીએ ચોમાસામા પ્રભુની કૃપા વર્ષારૂપે અવતરે છે અને પૃથ્વીને પોષે છે ચાતુર્માસમા આ આપની જન્મજયંતિનો મંગળ ઉત્સવ અમને સફળ થાવ ! ઇન્દ્રદેવની કૃપા ઉપર ભારતનો આધાર છે ભારતભૂમિ સ્નેહની, ફળવતી, શક્તિમતી થાવ !

અમને સ્ત્રીજાતને દેવસેવા બહુ જ પ્રિય છે. દેવોની સેવા અમે બહુ હોંસથી કરીએ છીયે દેવોની પ્રતિમાઓને પણ ભાવથી પુજારીયે છીયે અમે જડ દર્શનદ્વારા ચેતના જીવીયે છીયે. ભારતની ધરતી ક્ષમાની મૂર્તિ છે, દેવોની પ્રતિમાઓ દિવ્ય શક્તિની, અમર અંશોની સૂચક છે–પ્રેરક છે,

મહર્ષિ ! આપ અમારા સાક્ષાત દેવ છો, આપની જન્મતિથિ તે આપણા ભારતના દેહધારી દેવની પૂજાનો દિન છે વરસોવા આપના નિવાસથી પવિત્ર બન્યું છે વર્ષે વર્ષે સમસ્ત ભારત–હિંદુ, મુસલમીન, પારસી આ નવા યુગમા નવીન પ્રભાતનું લોકમેળા–મેળો વરસોવામા કેમ ન કરે ને દેશસેવાનાં વ્રત કેમ ન લે ?

પૂજ્ય દેવ ! આપનું તપોમય જીવન ! આપ એટલે સમસ્ત ભારત ! કીર્તિ અને લક્ષ્મીના મોહને દૂર રાખી આપના સત્યપ્રિય આત્માએ દેશહિતની વીરગર્જના કરી છે સાદાઇ ને સરલતાના સદ્ગુણોએ આપને આરોગ્ય આપ્યું છે ને ચિરંજીવ કર્યા છે આપની ઐતિહાસિક દૃષ્ટિએ ઇંગ્લન્ડ ને ભારતની ઐક્યને તેમના સમભાગી સંગમ પર જ મીટ રાખી છે ને નિડર રીતે તે પ્રગટ કરી છે આપે આ સ્વદેશ સ્વરાજ્યનો માર્ગ ભારતને સુલભ થાવ ! પુરાણા ઇતિહાસમા અમર થએલ ભારત જગતના ભાવી ઇતિહાસમા ઉચ્ચ સ્થાને બિરાજે, ભારતના પુત્રો અને પુત્રીઓ ભારતની સેવામા જાત ગાળે–તન, મન ધન–તેમનું સર્વસ્વ અર્પણ કરે. અમે સ્ત્રી જાત અમારા પતિઓમા, પુત્રોમા ને દેશમા આ શક્તિના પ્રેરક ને પોષક બનીએ આ અમારી અભિલાષા છે, દેવ !

ભારતના પુત્રો ઇશ્વરને પ્રિય એવું સ્વરાજ્ય માગે છે મહર્ષિ ! સ્વ એટલે આત્મા, સ્વરાજ્ય એટલે આત્માનું રાજ્ય ! સ્વ એટલે પોતાપણું—પોતાનો આત્મા, મન ને દેહ !

આત્માના અમર અભિલાષ અને મનના માનને જીવનમાં ઉતારે તેવો દેહ, તેવો ગૃહસંસાર, તેનાં નમ્ર! મન, વચન અને દેહની પુષ્ટિ—શક્તિ, તપ ને વ્રત—આ સર્વને, મહર્ષિ! ગૃહરાજ્યની ગુપ્તરૂપ છાયામાં પોષણ મળે છે આપના દેશયજ્ઞને પ્રેરનાર આપના માતા હતા આપની માતાએ આપને સ્ત્રીજાતના ઉત્કર્ષ માટે પ્રેર્યા. દેશભક્ત દેવ! જ્યાં સુધી અમે સ્ત્રીઓ ગૃહરાજ્યમાં સ્વરાજ્ય પ્રાપ્ત નહિ કરીએ—નવ ભારતના નવ યુગને ચેતાવનાર સહધર્મચારિણીઓ નહિ બનીએ—ત્યાં સુધી એક પગે ચાલતી તમારી સ્વરાજ્યની ભાવના સબળ નહિ બને! સમાજમાં—ગૃહરાજ્યમાં સ્ત્રીઓના સ્વરાજ્ય સ્થપાય તે અમારી છે આજની અભિલાષા, અમારાં આજનાં વ્રત. માર્ગ કઠણ છે, દેવ! પણ આશા અમર છે. અમને પ્રભુમાં શ્રદ્ધા છે. અમારી સબળ શ્રદ્ધા જેવાં અમારા દેશના આત્મા, મન ને દેહ સબળ બનો!

શ્રી કેળવણી માટે અમારા મંડળના પ્રયાસ ચાલુ છે. સ્ત્રીઓના સમાગમનું સ્થાન—તેમના આત્માને દેશપ્રીતિ પોષનારને વિકસાવનાર અમારૂં મંડળ છે. અમારા પગલાં ધીમા છે પણ અમારી દૃષ્ટિ હવે વિશાળ થતી જાય છે. આપના જેવા સાધુની કૃપા છે અમારી સંસ્થાપર તો તેનો આત્મા ને દેહ સબળ થશે.

સ્ત્રી કેળવણી એ સંસારસુખનું મૂળ છે—દેશહિતનો પાયો છે. આ દિશામાં રાજ્ય ને લોકના વધતા પ્રયાસની જરૂર છે. લોર્ડ હાર્ડિંજની ઉદાર રાજનીતિ ચાલુ રહે ને નવ યુગમાં સ્ત્રી કેળવણી માટે રાજ્ય વિશેષ ખરચ કરે—એ કર્તવ્યમાં રાજ્ય તથા પ્રજાને વિશેષ જાગૃત કરવાની આપણી ફરજ છે.

મહર્ષિ! આ વર્ષમાં અમારા મંડળની નેતા, અમારા જીવનને જગાડનાર, અમારા મંડળની સ્થાપનાર ને દિવ્ય, ભવ્ય, ઉદારચરિત જમનાબૈયા આ દુનિયા છોડી ચાલ્યાં ગયા છે. ગાયો જેવી ગરીબ અમારી સ્ત્રીજાતની સબલ સેવા એક મનથી, તનથી, ધનથી—જીવન સર્વસ્વથી તેમણે કરી. તેમણે અમારા જીવનમાં વિશ્વાસ વધાર્યો, અમારાં હૃદય, દૃષ્ટિને, કર્તવ્યક્ષેત્રને વિશાળ કર્યાં. હિંદુ ગુજરાતનું તે ભૂષણ! અમારી આશાના તે મંગળ ઉષા હતાં. તેમના જીવન યજ્ઞનો દિનરૂપે વિકાસ થયો ને અમારા અંધકારને ઘણે અંશે તેમણે ખસેડ્યો. તે શુદ્ધ મન ને મહા આદર્શવાળી દેવી આજે વિદ્યમાન નથી. તેમના પતિદેવની પાછળજ તે સ્વધામ સીધાવ્યાં. શ્રીયુત નગીનદાસ સંઘવી તેમની પત્નીના પરમાર્થ જીવના પ્રેરક હતા. પણ પ્રભુપરાયણ જીવન અમર છે, દેવ! જમનાબૈયાની શક્તિ અમને અહર્નિશ પ્રેરશે, દોરશે. તે દેવીનું જીવન ધર્મમય હતું, આનંદમય હતું. ધર્મ—કર્તવ્યમાં તે આનંદ માનતું. તે હસતા મુખની અમારી રખવાળી ગોવાળી—તે પ્રભુના અમર ધામમાંથી પણ કરશે. આ અમારી શ્રદ્ધા છે. દેવ!

આપના જેવા મહર્ષિની અમારા મંડળ પર કૃપા છે. આપ ચિરંજીવ થાવ ને અમારૂં મંડળ સ્ત્રી જાતને ઉદ્ધારે ને પોષે ને પુણ્ય પ્રવૃત્તિને કર્તવ્યમાં પ્રેરે એવો આશિર્વાદ અમને આપો. દેવ!

૨.

## ડૉ૦ દાદાભાઇ નવરોજીનો જવાબ.

વ્હાલાં લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ અને બીજાં બ્હેનો,

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભાસદો અને અનુકંપકો—સર્વને હું અન્તઃકરણપૂર્વક આવકાર આપું છું મારી ૮૦ મી વર્ષગાંઠ નિમિત્તે મુબારકબાદીનું જે માન તમે મને આપ્યું છે તે માટે હું તમારો ખરા જીગરથી ઉપકાર માનું છું મારી સઘળી હિન્દી બ્હેનો મારે માટે જે મોટું માન અને પૂજ્ય બુદ્ધિ રાખે છે તેની કદર હું બહુ સારી રીતે કરી શકું છું મારા દેશના ભલા માટે મેં જે કાંઈ સેવા બજાવી છે તેની જે ઉદારતાથી તમે બધા કિમત કરો છો, અને સ્ત્રી કેળવણી જે મારો ઘણો પ્રિય વિષય છે તેમાં પ્રગતિ કરવા માટે તમે જે ઘટતાં પગલાં ભરો છો તે ઉપરથી મને તમારા ઉંચા ભવિષ્યનો કાંઈ ખ્યાલ આવી શકે છે મારી જીંદગીના શરૂઆતના ભાગમાં મેં બીજો વાવ્યાં છે, તે બી જેને પોષવાનું અને વિકસાવવાનું માન તમને ઘટે છે

હિન્દમાં સ્ત્રી કેળવણીના વધારા માટે ચોતરફથી જે પુરાવા મને મળતા જાય છે તેથી હું ઘણોજ પ્રસન્ન થાઉં છું તમારૂં મંડળ જે જે કાર્ય કરી રહ્યું છે તે, સેવાસદન અને બીજી તેવી સંસ્થાઓ તરફથી કન્યાઓ તથા સ્ત્રીઓને ઘટતું શિક્ષણ આપવા માટે જે જે પ્રયાસો થાય છે તે, પ્રોફેસર કર્વેની હિન્દી સ્ત્રી યુનિવર્સિટી, સુરત અને અમદાવાદમાં થયેલા મહિલા વિદ્યાલયો અને વનિતાવિશ્રામોથી થતાં કામ આ અને એવાં બીજાં કામો તમારા શ્રમનાં પરિણામરૂપજ છે ઈશ્વરકૃપાથી આપણાં હિતેચ્છુઓ આપણને આ કામમાં સારી મદદ કરે છે સરકાર પણ હવે જાગૃત થયેલ છે અને આપણા દેશમાંથી સ્ત્રી કેળવણીની ગતિ ઘણીજ ધીમી કબુલ કરી તેને વધારે ઉતાવળી કરવા તત્પરતા બતાવે છે હું આશા રાખું છું કે મારા દેશના પુરૂષો અને સ્ત્રીઓ બનતું ... પ્રસંગજ વખતે જેવા થવું જોઇએ તેવા થશે. પોતાની ખરી જરૂરીયાતો ...વે તેઓએ સત્તાધીશોને યોગ્ય રીતે ભાન આપવું જોઇએ હિન્દની સ્ત્રીઓની કેળવણી ... આગળ વધારવા માટે ઉત્તમ પગલાં લેવા માટે પહેલી જરૂરની વાત એ છે કે આ ... આ દેશનો સમુદિત ... એકત્રિત કરવો જોઇએ મને સારી પેઠે વિશ્વાસ છે કે કેળવણી ... ખાતાના ઉપરી તરીકે મારા સ્નેહી મિત્ર પી ઓન સર ચક્કર નેરના જેવા ... મ માનપાત્ર હિન્દી સભાસદ હોવાને લીધે આપણી મનવાંછિત રીતે સંગીન સુધા... ના ખાતરીથી કરી શકશું હિન્દી સ્ત્રીની સુધારણા માટે જે નવા અને ઘટતા ઉપાયો ... આપણી સરકાર અને મારા દેશ બાંધવો લે છે તે બધા તેમના પ્રશંસનીય પ્રયાસોને ... સારી ફતેહ મળે એવું હું ઇચ્છું છું

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ ... નાં માનવંત પ્રમુખ સ્વ. જમનાબાઇ નગીનદાસ સક્કઇના જેવાં મહાન અને ભલાં બા... ના સ્વર્ગવાસ વિષે આ પ્રસંગે મારે કાંઈ કહેવું જ પડે છે। મીસીસ સક્કઇએ પોતાની ... જીંદગી તમારાં ભલા માટે જ ગાળી છે. જરૂર પડતી દિશામાં તમણે જે જે હિન્દ... ની સેવા એકનિષ્ઠ અને ઉદાર મનથી બજાવી છે તે ખરેખર નમુના રૂપજ છે અને ... યોગ્ય તક અને ઘટતો ઉત્સાહ આપવામાં આવે તો એક હિન્દુ સ્ત્રી પણ

કેટલી ઉંચાઇએ પહોંચી શકે છે તે બતાવનાર એક અદ્દભુત દૃષ્ટાન્ત તરીકે આપણે મીસીસ સકાઇને બતાવી શકીએ. હું ઇચ્છું છું કે મીસીસ સકાઇના પાત મી. નગીનદાસ ભગ્તિદાસ સકાઇ જેમણે મીસીસ સકાઇના જીવનકાર્યની કદર કરી તેમાં મદદરૂપ થવાની ઉદારતા બતાવી હતી એનો દાખલો બીજા દેશ પુરૂષો લે, અને સાથે એ પણ ઇચ્છું છું કે મારી હિન્દી બ્હેનો એ મહૂમ મીસીસ સકાઇનાં પવિત્ર જીવનનો દાખલો લઇ તેથી આગળ વધવા અભિલાષ બતાવે અને તેમના તે તે કાર્યના કેવા ચમત્કારી પરિણામ આવે છે તે અનુભવી પોત પોતેજ સંતોષ મેળવે.

મીસીસ સકાઇના સ્વર્ગવાસથી મુંબાઇ શહેરને જે મોટી ખોટ પડી છે, તેની નોંધ લેવા નામદાર લેડી વિલિંગ્ડનના પ્રમુખપણા નીચે મુંબઇની સ્ત્રીઓની મોટી સભા થોડા દિવસમાં થવાની છે તે તમારી પાસેથી જાણી હું ખુશી થાઉં છું.

તમારા ભલા માટે મેં જે કાંઇ કર્યું છે તે મારાં કામની આવી માયાળુ કદર કરવા માટે, અને આ બધાં વર્ષો મારી વરસગાંઠ ઉજવવાની જે તસ્દી તમે લોકો લો છો તે માટે, હું ફરીથી તમારો ઉપકાર માનું છું.

---

# સન્નારીઓને ચરણે !

**લેખકઃ—રા. રા. કેશવલાલ ભીખાભાઇ મણિઆર.–મુંબાઇ.**

જે સ્ત્રી પતિપ્રત્યે સારા સ્વભાવવાળી મધુર બોલનારી, રૂડા આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ ચિત્ત રાખનારી તથા પ્રસન્ન મુખવાળી હોય તે ધર્મચારિણી સમજવી.

પતિએ કઠોર વચન કહ્યા હોય, તથા ક્રોધ દૃષ્ટિએ જોયુ હોય તો પણ તેના પ્રત્યે જે નારી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહે, તે પતિવ્રતા કહેવાય છે.

જે સ્ત્રી પ્રસન્ન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે અને વિનય રાખે તે ધર્મિષ્ટ જાણવી.

વળી જે ગુણવાન સ્ત્રી નિત્ય સાસુ સસરાના ચરણ સેવે અને માતપિતાની ભક્તિમાં તત્પર રહે તેને પરમ તપસ્વિની જાણવી

જે સ્ત્રી ન ભજતા પહેરવેશના ફેશનવાળા કપડાંલત્તા ખરીદ કરવામાં જરાપણ મન કરતી નથી, બનતા સુધી દેશમાં બનતી ચીજો વાપરી બતાવે છે, લક્ષ્મીનો જેને મદ નથી, અને સર્વ પ્રત્યે દયાદૃષ્ટિ છે, દેશ અને સામાજીક હિતના પ્રયત્નોમાં મદદ કરનારી છે– તેવી સ્ત્રીઓ દેશની દોલત, દેવીઓ અને માતા રૂપ છે.

# વાર્તાલહરી.

## "ભેદી ભૂલવણી."

લેખક—રા. રા. અંબેલાલ સવરામભાઈ દેસાઈ—સુરત.

લલીને આવતી કાલે સાસરે જવાનું હોવાથી સર્વ તૈયારી કરી રહી હતી. એટલામા ત્હેના પિતાએ આવી કહ્યુ કે—" લલી! તું કાલે એકલી જઈશ કે ?—વેડછાના સ્ટેશનથી હું ત્હને ગાડીમાં બેસાડીશ અને તું સુરત ઉતરી પડજે. વરીઆવ પત્ર લખ્યો છે એટલે સ્ટેશન ઉપર ગાડી લેવા આવશે. "

"વારુ, બાપુજી!" કહી લલી પોતાના કામમા પ્રવૃત્ત થઈ, અને ત્હેના પિતા બ્હાર ગયા.

બપોરે પોણા ત્રણ વાગ્યાની ટ્રેનમાં લલીને જવાનુ હોવાથી બીજે દિવસે લલી વેડછા સ્ટેશને આવી ટ્રેનની વાટ જોવા લાગી. થોડીવારમા ધમધમ કરતી ટ્રેન આવી પહોચી, અને "વેડછા-ત્રણ મિનિટ" ના અવાજ પોર્ટરો લલકારવા લાગ્યા. ગાડી ઉભી રહેતાજ લલીની સાથે આવેલા નોકરે લલીની ટ્રંક ગાડીમાં ગોઠવી દીધી, અને લલી પણ ગાડીમાં બેસી ગઈ. ન્હાનું સ્ટેશન હોવાથી ગાડી તુર્તજ ઉપડી અને એક પછી એક સ્ટેશનો મૂકતા, છેવટે સુરતના ભવ્ય સ્ટેશનપર આવીને થોભી. લલી ગાડીમાથી ઉતરી પડી. મજુર પાસે પોતાની ટ્રંક (પેટી) ઉચકાવી પ્લેટફોર્મ નીચે આવી* વરીઆવથી પોતાને લેવા માટે ગાડી આવી છે કે નહિ ?—ત્હેની તપાસ કરવા લાગી. સ્ટેશન સામે બાગ પાસે બે ત્રણ ગાડીઓ છુટેલી હતી, ત્હેના હાંકનારાઓને પૂછતા તેઓ વરીઆવથી કોઈને લેવા માટે આવેલા ન્હોતા એમ લલીને માલુમ પડ્યું. લલી નિરાશ થઈ. વરીઆવ જવા માટે હવે શુ ઇલાજ કરવો ત્હેના વિચારમાં તે હતી, એટલામા એક બળદની ગાડી ત્યાં આવી પ્હોચી અને ત્હેમા બેઠેલા માણસે બાગ પાસે તે છોડવા માડી. આ માણસ તદ્દન જુવાન વયનો હતો અને ત્હેનામા કંઇક કેળવણીના સંસ્કારો હતા એમ જોનારને માલુમ પડતુ હતું ત્હેણે ગાડી છોડી, બળદ બાંધ્યા, આમ તેમ જોવા લાગ્યો અને સ્ટેશનના પ્લેટફોર્મ તરફ ચાલ્યો ગયો. લલી બાગની પાસે જ ઉભી રહી હતી

પેલો જુવાન થોડીવારમાં સ્ટેશનપરથી પાછો આવ્યો અને ગાડી જોડવા માંડી, એટલે લલીએ પૂછ્યુ " ભાઈ ત્હમે ક્યાંથી આવો છો ?—ક્યા જવાના છો ? "

" હું વરીઆવથી આવું છુ અને વરીઆવ પાછો જાઉં છુ." પેલા જુવાને કહ્યુ.

. " ભાઇ, ત્યારે ત્હમારી ગાડીમા બેસાડી મ્હને વરીઆવ લઇ જશો ? " લલીએ પૂછ્યુ

---

*સુરત જેમણે ન જોયુ હોય ત્હેમની જાણ માટે અહિ જણાવવુ જરૂરનુ છે કે સુરત શહેર કરતા સ્ટેશન ઉંચુ છે નહિ તો "પ્લેટફોર્મની બહાર આવી"—એમ લખાત.

"હા, ત્હમે ભાડાના પૈસા આપશો તો હુ ખુશીથી લઇ જઇશ" યુવાને કહ્યું.

"કેટલા પૈસા લેશો?" લલીએ પ્રશ્ન કર્યો

"બાર આના" યુવાને ઉત્તર આપ્યો

"ઠીક ભાઇ, હું બાર આના ત્હમને આપીશ પણ મને બરોબર વરીઆવ પહો ચાડજો" લલીએ કહ્યું.

"ચાલો બેગી જાઓ મ્હારે, મોડું થાય છે" યુવાને કહ્યું.

લલી ગાડીમા બેઠી અને યુવાને ગાડી હાકી મૂકી.

રસ્તે જતા લલીએ પૂછ્યુ, "ભાઇ, ત્હમે કોને લેવા આવ્યા હતા?"

"મ્હારા એક સગા મુમ્બઇથી આજ આવનાર હતા ત્હેમને તેડી જવાને હું આવ્યો હતો" યુવાને કહ્યું

"ત્હારે તેઓ ન આવ્યા?" લલીએ પૂછ્યુ.

"આજે આવનાર તો હતા પણ કોણ જાણે શા કારણથી તેઓ આવ્યા નહિ" એવુ કહી તે યુવાને ગાડી પૂર જોરમાં હાંકવી શરૂ કરી.

લગ્ન થયા પછી લલીએ વરીઆાવ બીલકુલ જોયુજ ન્હોતું એટલે તે કેવું હશે? તથા સાસરીયા પણ કેવા હશે? એવા અનેક તર્ક વિતર્ક કરતી તે રસ્તા તરફ જોઇ રહી હતી.

સડકની આજુબાજુના સુશોભિત બગલાઓ, ત્હેને લગતા બાગ બગીચાઓ ત્હેમા સુમધુર કર્ણથી થતા કોયલોના ટૌકાઓ, તથા પરમ રમણીય ઋતુરાજ વસન્તના પ્રભાવથી થએલા નવપલ્લવ વૃક્ષો, તથા બગીચામાના વિકસી રહેલા સુન્દર સુમનો, એવો અવર્ણનીય દેખાવ જોઇ લલી તો દિગમુઢજ થઇ ગઇ અને કોઇ નવી સૃષ્ટિમા પ્રવેશ કરતી હોય એમ ત્હેને ભામ થવા લાગ્યો આગળ ચાલતાં સૂર્યદેહી તાપી નદી આવી, તથા રેલ્વે કંપનીએ બાંધેલો મજબુત પૂલ નદીમાં દ્રઢતાથી ઉભેલો દ્રષ્ટિગોચર થવા લાગ્યો. ત્હેને જોતાંજ લલીએ પૂછ્યુ "ભાઇ, આજ તાપી નદી કે?"

"હા બ્હેન, એજ તાપી નદી કે જે સાતપુડાના પર્વતમાંથી નીકળી આગળી સમુદ્રને મળે છે" યુવાને ભૂગોળવિદ્યાના આધાર સહિત જણાવ્યુ

એમ વાતો કરતાં ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળમાં જતા પહેલાં તેઓ વરીઆવમા દાખલ થયા, અને એક મોહોલ્લામાં ગાડી ઉભી રહી એટલે લલી ત્હેમાથી ઉતરી પડી ગાડીમાંથી ઉતરતાજ લલીએ પૈસા કાઢવા માડ્યા પણ બળદ તોફાની હોવાથી તે ઉભા રહેતા ન્હોતા તેથી "ત્હમે અહીં ઉભા રહો હું ગાડી પાસેના વાડામાં છોડી પાછો આવુ છુ" એમ કહી યુવાને ગાડી હાંકી.

લલી જે મહોલ્લામા ઉતરી હતી તે મહોલ્લામાંજ ત્હેનુ સાસરૂં હતું એમ તપાસ કરતાં ત્હેને જણાયું અને ઘર પણ નજદીક હોવાથી ત્હેની સાસુ જે પોતાની ઓશરીમાં બેઠી હતી ત્હેણે એને જોઇ અને ઘરમાં તેડી ગઇ.

લલીના પિતાએ લલીને સાસરે પત્ર લખ્યો હતો પણ તે પહોંચ્યો ન્હોતો લલીને જોતાજ સર્વ આશ્ચર્યમા ગરકાવ થઇ ગયા અને ક્ષેમકુશળ પૂછી, યુવાન તેમજ વૃદ્ધ સ્ત્રીઓ લલીને વચમા ઘેરી કુંડાળુ વાળી બેઠી અને વાતોમા રોકાયાં તેમજ એકદમ પત્ર સિવાય આવવાનું કારણ પૂછવા લાગ્યા. ' પત્ર લખ્યો હતો પણ પહોંચ્યો નહિ હોય. " એમ લલીએ ખુલાસો કર્યો અને બીજાં ગપ્પા મારવા મંડી પડ્યા

પેલો યુવાન ગાડી છોડી જ્યહા લલી હતી ત્યહા આવ્યો, પણ ત્હેને ત્યહા ન જોતા તે આશ્ચર્ય પામ્યો અને પોતાના ઘરમા ગયો

પેલું સ્ત્રી મણ્ડળ બીજી ત્રીજી વાતોમા રોકાયુ હતુ એટલામા પેલો યુવાન ઘરમા પેઠો અને પોતાની ગાડીમા બેસીને આવેલી સ્ત્રીને પોતાના ઘરમા જોતાજ ત્હેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને તે કોણ છે એમ પોતાની માને પૂછવા લાગ્યો એટનામા તો લલીની નજર ત્હેની તરફ જવાથી તે બોલી ઉઠી કે " લ્યો, ભાઇ, આ તમારા ભાડાના પૈસા. હું આ લોકો સાથે વાતમાં પડી એટલે પૈસા આપવાનુ ભૂલી ગઇ હતી."

લલીનો ભાડાના પૈસા આપવાનો તથા ' ભાઈ ' કહેવાનો પ્રકાર જોઇ, સર્વ સ્ત્રી મણ્ડળ ખડખડાટ હસવા મંડી પડ્યુ અને ત્હેમા એક ઉતાવળા સ્વભાવની સ્ત્રી હતી ત્હેણે તો કહી પણ નાખ્યુ કે—

" લલી, તું કોને પૈસા આપે છે !—અને કોને " ભાઇ " કહી બોલાવે છે ? "

" અરે, એતો હું આ ભાઇની ગાડીમા બેસીને અહિં આવી છુ,—તે એમના ભાડાના પૈસા આપુ છુ. " લલીએ પ્રશ્નનો જવાબ વાળ્યો.

" એમનાથી ત્હારી કને પૈસા ન લવાય. " એક યુવતિએ કહ્યું.

" ન કેમ લેવાય !—પૈસા ખરચતા પણ એ ભાઇ ગાડીમાં બેસાડી લાવ્યા તે એમનો મ્હોટો ઉપકાર. નહીં તો હુ શુ કરત ? " લલીએ કહ્યું.

" બેસાડી લાવ્યા તેમાં શુ નવાઇ કરી ? " પેલી યુવતિએ કહ્યું.

" કેમ શુ નવાઈ કરી ? એમ કેમ બોલો છો ? " લલીએ પૂછ્યુ

લલીનુ આવુ કહેવુ સાભળી સર્વ વધારે હસવા લાગ્યા એટલે લલીએ વધારે ઉત્સુક થઈ પૂછ્યુ કે—" તમે શું હસો છો ? "

" ગાડીમાં એ ન બેસાડી લાવે તો કોણ બેસાડી લાવે ? " યુવતિએ ટહોકારમા કહ્યું

" કેમ વારૂ ! " લલીએ પૂછ્યું.

" કેમ વારૂં, તે ધણી ધણીઆણીને ન બેસાડી લાવે તો કોને બેસાડી લાવે ? " યુવતિએ કહ્યું.

" તમે મશ્કરી કરતા હશો પણ એમા મ્હને કઇ સમજ પડતી નથી. " લલીએ જરા ગુંચવાઇને કહ્યું

" હજી ત્હને સમજ ના પડી ? એ તો ત્હારો વર થાય. " યુવતિએ કહ્યું, " હવે સમજી ? "

લલીએ શરમને લીધે નીચું જોયુ, અને યુવાન ત્યહાંથી ચાલ્યો ગયો.

ભાળલગ્નનું પરિણામ !

# "વરવિક્રયે વીંધેલી વીણા."

લેખકઃ—રા. રા. મોતીલાલ અ. દેસાઇ. (બી. એ.) અમદાવાદ.

૧.

"હવે આ આ વિણાનું શું ધાર્યું ? સોળ પુરાં થઇ સત્તરમું બેસશે. હું તો આમાં કરવા ગઇ હતી પણ કોઇ મ્હો માગતું નથી. પેલા મગનના છોકરા માટે કાલે ગઇ હતી, પણ તેની વહુ તો જાણે નવલકાની મા. તે તો કહે છે કે મ્હારા ચીમનને બી. એ. પાસ થયા પછી પરણાવવો છે" લલીતા-વિણાની માએ કહ્યું.

"મ્હેં તમને નથી કહ્યું કે તમારે માગું કરવાજ ના જવું. તમારે વિણાની ફીકર કરવીજ નહીં. પરમેશ્વર આપણો કાંઇ ઉઘી ગયો નથી, તેનું ધાર્યું થનાર છે, હજુ તો તે બાળક છે; મ્હારો વિચાર તેને અંગ્રેજીનો અભ્યાસ ચારેક વર્ષ કરાવવાનો છે, પછી એની મેળે વર મળશે. આટલા બધા છોકરા છે, અહીં નહીં મળે તો પરગામ પરણાવીશું." વિણાના પિતા કૃષ્ણલાલે કહ્યું.

"ના, ના, લોકો મ્હને મ્હેણાં મારે છે. જુઓને ચાચીજી ગઇ કાલે આવ્યાં હતાં, તે કહેવા લાગ્યાં કે એ તો સાપનો ભારો, ગમે તેમ પરણાવી દો. આપણાં કુટુંબમાં બાર વર્ષની કન્યા કદિ કુંવારી રહી નથી. તમે બાપદાદાનું નામ બોળવા તૈયાર થયા છો, પંચવર ન મળે તો બીજવર એમ લોકો કહે છે. મેં કહ્યું વર બતાવો, ત્યારે તેમણે પેલો હરિલાલ બતાવ્યો. એ તો ચાર છોકરાનો બાપ છે. મ્હેં કહ્યું, મ્હારી વિણા તો બીચારી બાળક છે, એવા ચાળીસ વર્ષના ડોસા સાથે પરણાવી મ્હારી દીકરીનો જન્મારો બાળવા મ્હારો વિચાર નથી. એવી કાંઇ ખાટી છાશ નથી કે ઢોળાવે ઢોળી દઉં. આથી તેમને ખોટું લાગ્યું છે ને રીસાઇને જતાં રહ્યાં." લલીતાએ કહ્યું.

"ઠીક કર્યું. ફરી શિખામણ દેવા નહીં આવે. હવે કોઇ કહેવા આવે તો કહેજે કે ભાયડા જાણે, હું શું જાણું?"

"પેલાં જેઠાર માશીને એવું કહ્યું ત્યારે ઉલટાં મ્હારા પર ઉતરી પડ્યાં, અને બોલ્યાં, આવી વાતમાં બીચારા ભાયડા શું જાણે, તે તો કમાઇ જાણે. ઘર ચલાવવું, છૈયાં છોકરાં પરણાવવાં એ તો બૈરાંઓનું કામ. લગાર આંખ કાઢીને કહીએ તો તરત માને. અમારે ધણી નથી? અમે તો જેમ કહીએ તેમ કરે. આટલી મોટી થઇ તોએ ધણી કહે એમ થાય એ શું!

રોજ રોજ સગાંવહાલાં કહેવા આવે અને લલીતાના મનને સંતાપ થાય. વિણા તેમની એકની એક છોકરી હતી. કૃષ્ણલાલ બી. એ. થયો હતો, અને કલેકટરની ઓફીસમાં જોડાયો હતો. ધણી ધણીઆણી સારી રીતે રહેતાં તો પણ શરૂઆતમાં ત્રીસ રૂપીઆના પગારમાંથી પણ તેઓને બચાવવું પડતું, કેમકે કૃષ્ણલાલના બાપ વારસામાં પાંચ હજારનું દેવું મુકી ગયા હતા. વિણાને ગુજરાતી ચોથી ભણાવ્યા પછી અંગ્રેજી ભણવા પારસી

સ્કુલમાં મુકી હતી. જો કે તેની ઉમ્મર સોળ વર્ષની હતી, તો પણ શરીર ઘણું મજબુત તથા કદાવર હતું. શરીરે ગૌરવર્ણી તથા દેખાવડી હતી. ચ્હેરાનો ઘાટ પણ આકર્ષક હતો, અને જ્યારે સફેદ વસ્ત્ર પહેરતી ત્યારે ગમે તેવા અરસિકની પણ દૃષ્ટિ ખેંચાયા વગર રહે નહીં. જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તેની ખુબસુરતી વધતી ગઇ અને તેમ તેમ લલીતાની અધિરાઇ વધતી ગઇ. લલિતાની કેળવણી નહીંજ જેવી પણ, ભણેલાના સહવાસથી કાંઇક સુવિચારો તેના મનમાં ઠસ્યા હતા. કૃષ્ણલાલ અગાડી તેનું ચાલતું નહીં, અને ચલાવવા તેણે પ્રયત્ન પણ કર્યો નહોતો. પતિ તરફ તેનો ભાવ પણ અત્યંત અને તેમની આજ્ઞા કદિ પણ ન માનવા વિચાર પણ આવ્યો નહોતો, તો પણ કોઇ કોઇ વાર તેને ઓછું આવતું, અને છોકરીને જોઇ તે રોતી તથા પ્રભુ પાસે માગતી કે "હે પ્રભુ! આ છોકરીને ઉપાડી લે તો હું કોઇની ઓશીયાળી ના થાઉં. બે છોકરા મરી ગયા તેનું મને દુ:ખ છે, તે કરતાં આ છોકરી આટલી મોટી થઈ છે તેનું દુ:ખ વિશેષ છે."

કૃષ્ણલાલ ઘણા ગંભિર વિચારના ગૃહસ્થ હતા. તેમણે વિણાને બને તેટલો અભ્યાસ કરાવવા ઠરાવ કર્યો હતો. એકલી નિશાળની કેળવણી નહીં પણ ગૃહ કેળવણી પર ખાસ ધ્યાન આપતા. દરરોજ સારી સારી ચોપડીઓ પોતે વાચતા તથા વચાવતા. ચિત્ર કામ તથા ભરત કામ પણ શીખે એવી ગોઠવણ કરી હતી. જો કે તેની ઉમ્મર ફક્ત સોળ વર્ષની હતી, તો પણ સાજની રસોઇ તેજ કરતી હતી તથા બીજી ઘણી રીતે તે તેની માને મદદ કરતી.

૨.

આમ ને આમ ત્રણ વર્ષ વીતી ગયા. પછી આખરે ઘરડાં લાડકોર ચાચીથી ના રહેવાયું. ચાચી બાળગરડ હતા અને તેથી નાનપણથી નાતની પટલાઈ કરવામાંજ તેમનો વખત જતો. ચ્હેરો કાંઈ વધારે મોટું થયું કે જ્યારે મરે કે કુટવા તૈયાર થઇએ, એકમેકની વાતો કહી આવવી, રજનું ગજ કરી અંદર અંદર લટાવવાં બધાંને મુરબ્બી તરીકે સલાહ આપવા જવું એ તેમના જીવનનું કામ હતું તે લલીતાના દુરનાં સગા થાય અને કૃષ્ણલાલના મોસાળના સગા હતા. ગામમાં બધા ચાચીજ કહેતા. તે કૃષ્ણલાલ પાસે આવ્યા ત્યારે સ્હેજ પ્રસંગ વગર પૂછી વાત ઉપાડી "ભાઇ હવે વિણાનું શું ધાર્યું, તે ઓગણીસ વર્ષની થઇ. ગમે ત્યાં હવે ઠેકાણું કરવું જોઇએ."

"ચાચી, હજુ કાંઇ વિચાર કર્યો નથી. હજી ઓગણીસમું તો હમણાંજ બેઠું. એનાથી મોટીઓ હજુ કુંવારી છે."

"પણ આટલી મોટી છોકરી કુંવારી આપણા ઘરમાં ન રખાય" ચાચી બોલ્યાં.

"એમાં શું? તમે દશ વર્ષે રાંડયા હતાં, તમારા માબાપ તમે ચાળીસ વર્ષનાં થયાં ત્યાં સુધી તમને જીવી શક્યા. કુંવારી છે અને લાયક વર મળશે એટલે પરણાવીશું. મ્હારે કાંઇ લાકડે માંકડું વળગાડવું નથી. અહીં લાયક વર નહીં મળે તો પરગામ જઇશ. છોકરીનો ભવ બાળવા વિચાર નથી."

"હું કાંઇ ભવ બાળવાની વાત કરતી નથી, આ તો લલીતાથી તમારે મોઢે કહેવાય

નહીં, અને તેણે કહ્યું કે તમે કહો, તેથી હું તો હજુ કહું છું હા, બા, છોકરીને કોઈ કુવે ઉતારાય નહીં વિણા બિચારી કેવી ડાહી છે સારો લાયક વર મળે તોજ પરણાવવી પણ બાઇ, આ તેને અંગ્રેજી ભણાવો છો તે ઠીક કરતા નથી, એ આપણા ઘરમાં ના પોસાય, પારસણો સાથે ફરવાથી પારસી જેવા વિચાર આવે અને વઠી જાય ને પછી કોઇ પરણતું હોય તોએ ના પાડે."

"ચાચી, એ વાતજ ના કરો વઠી જશે તો મ્હારી છોકરી છે, તેની તમારે ચિંતા કરવી નહીં હવે તમે ઘરડા થયા, જરા માળા ફેરવો, તમારે પારકી શી પંચાત" કૃષ્ણલાલ જરા ગુસ્સે થઇ બોલ્યો.

લાડકોર ચાચીએ આવો જવાબ સાંભળ્યો નહોતો જો કોઇને તેમનું કહ્યું ગમે નહીં તો સાંભળીને બેઠા રહે, પણ સામો જવાબ તો નાજ આપે આ જવાબથી તેમને ખોટું લાગ્યું અને બોલ્યાં, "મ્હારે શું! તને ફાવે તે કર, મ્હારૂં તો પેટ બળે એટલે બોલ્યા વગર ન રહેવાય. તારે ફાવે તો પરણાવ નહીં તો મીસબાઇ કર અમારે શું." આમ કહી તે ઉઠ્યાં અને ફરીથી કૃષ્ણલાલ પાસે આવ્યાંજ નહીં

પણ કૃષ્ણલાલના મનમાં વિણાના વિવાહનો વિચાર આવ્યો નાતના છોકરાઓ તપાસવા લાગ્યો તો વિણાને લાયક બે ત્રણ છોકરાજ જડ્યા બીજા લાયક હતા, પણ પીનાક, ગોવાક્ષ, વગેરે પાસેનાં સગાં એટલે બે ત્રણ ઠેકાણેજ લાગુ કરવા વિચાર કર્યો અને લલીતાને તેમ કરવા કહ્યું લલીતા જન્માક્ષરો આપી આવી, પણ કોઈ હા કે નાનો જવાબ ના આપે બાકીને પૈસાની સુઝ લલીતાએ હજાર, બારસો અને આખરે પંદરસો લગી આપવા કહ્યું પણ કોઇ મ્હોંજ માંડે નહીં છોકરાની માઓ તો એમજ જાણે કે છોકરા તે તો ચલણી નોટો ચલણી નોટો સારી કે તેના પર આંક નકી, પણ ક્ષત્રીની નાતના છોકરા તો વગર આંકની નોટો જેમ જેમ એક પરિક્ષા વધારે પાસ, અગર એક વર્ષ મોટો થાય એટલે પાંચસો રૂપીઆ કીમત વધે બીજા સાધારણને ત્યાં માગાં કર્યાં. પણ જવાબ મળે કે, "અમારે તો હજુ ભણાવવો છે" "હજુ મ્હારો છોકરો નાનો છે" "અત્યારથી શું? મ્હારો દીકરો ના પાડે છે' કેટલાક તો જન્માક્ષર મળતા નથી કહી ના પાડે. લલીતા કંટાળી ગઇ અને પ્રભુ પાસે માગે કે આ છોકરી મરી જાય તો મ્હારે ઘર ઘર ભટકવું મટે.

ફાગણ ગયો, ચૈત્ર ગયો, પાછો લગ્નગાળો શરૂ થયો એટલે દીકરીવાળાઓ દીકરાવાળાને ઘેર આંટા મારવા લાગ્યા, પણ ક્યાંઇ પત્તો લાગેજ નહીં કૃષ્ણલાલ પંદરસે આપી શકે એમ નહોતો, પણ જો લાયક વર મળે તો ઘર ગીરો મુકીને આપવા તૈયાર હતો વિણાનું આ વર્ષે કાંઇ ઠેકાણું પડ્યું નહીં કૃષ્ણલાલ કહેવા લાગ્યો કે, "કાંઇ નહીં, આવતે વર્ષે થઇ રહેશે"

૩.

માણેકઠારી પુનેમ ઉપર કૃષ્ણલાલ સહકુટુમ્બ ડાકોર ગયો સાથે પાડોશમાં રહેતાં લાડકોર ચાચી પણ ગયાં હતાં. ચાચીની ઉમ્મર અત્યારે સાઠેક વર્ષની હતી—તે આશરે વીશેક વર્ષની ઉમ્મરે રાંડ્યાં હતાં, પણ કાંઇ સંતાન નહોતું પણ જીવન રામભજનમાંજ

ગાળતાં. જાત્રા કરી સાંજની ગાડીમાં ભરૂચ આવવા નીકળ્યાં. આણંદમાં ગાડી બદલવાની હતી અને ગાડીમાં ભીડ પુષ્કળ હતી. જગ્યાને માટે બહુ ફર્યાં પણ આખરે કેક ઍન્જીન પાસેના ડબ્બામાં જગા જણાઇ. કૃષ્ણલાલને જોતા વાર અંદરના એક ઉતારૂએ બારણું ઉઘાડ્યું તો તેઓ પણ અમદાવાદના ક્ષત્રી જણાયા. તેઓ ચાર હતા. તેમાંના ત્રણ તો લગભગ સોળ સત્તરની ઉમ્મરના હતા, જ્યારે બીજો નવીન, ચોવીસનો જણાતો હતો. તેઓ એક બાજુએ બેઠા અને સામા કૃષ્ણલાલ વિગેરે બેઠાં. લવીના એક બાજુને છેડે બેઠી. તેની નજર બધા યુવાનો પર પડી; પણ આખરે તેમાંના સૌથી મ્હોટાપર ઠરી. આ યુવકનો ચ્હેરો દેખાવડો તથા આનંદી હતો. તે ઘણોજ વિવેકી તથા મર્યાદાશીલ જણાયો. કૃષ્ણલાલે પૂછ્યું, "ક્યાં જાઓ છો?"

તરતજ આ યુવક બોલી ઉઠ્યો, "અમે મુંબઇ પરીક્ષા આપવા જઇએ છીએ."

"શો અભ્યાસ કરો છો?"

"આ ત્રણ પ્રીવીયસમાં છે, અને હું એમ. એ. માં બેસનાર છું. તેઓ પહેલી વહેલાજ મુંબઇ જાય છે તેથી હું વ્હાર વ્હેલો જાઉંછું."

"પરીક્ષા ક્યારે છે?"

"એમની પરીક્ષા આ સોમવારે છે, અને મારી આજથી વીસ દિવસે છે."

"તમારૂં નામ શું?"

"મ્હારૂં નામ 'કુન્દલાલ' અને મ્હારા પિતાજીનું નામ વિક્રમલાલ વકીલ."

"ભાઇ, તમારી ઉમ્મર કેટલી છે?"

"ત્રેવીસ વર્ષની."

"ભાઇ, ત્હારી બ્હેન હમણાજ પરણીને?" લવીનાએ પુછ્યું.

"હા, ગયા વૈશાખમાજ પરણી."

"કેટલા આપવા પડ્યા? તમારી અમદાવાદની ન્યાતે તો અવધી કરી છે. રૂપીઆ વિના કોઇ વાતજ કરતુ નથી. આ કેટલા દહાડા પહોંચશે? રૂપીઆ આપવા અને નથી આપ્યા કહેવુ અને વળી ઝલકત્યા કોરની. તમે તો અમારી ભરૂચ સુરતની ન્યાતને પણ બગાડી, પણ અમારે એટલું તો ઠીક કે પૈસા આપી ઉજાગર થઇએ." નાહલકોર ચાચી બોલ્યાં.

"ચાચી, અમારે તો પંદરસેંએ પત્યુ."

"પણ હજુ તું પરણવાનો છુને. પાસ થઇશ એટલે ચાર પાંચ હજાર ઉપજશે. તારી બ્હેનનું સાટું વળી જશે. હાલ અમદાવાદનું બજાર બહુ તેજ છે, એટલે ભાવ પણ ઠીક ઉપજશે." ચાચી બોલ્યાં.

"ચાચી, એ વાતજ ના કરો, મ્હેં તો નિશ્ચય કર્યો છે કે મ્હારા લગ્નમાં જો રૂપીઆ લે તો પરણવુજ નહીં. આવી રીતે વેચાયલા વર થવુ તેના કરતાં કુંવારા રહેવું હું વધારે પસંદ કરૂં છું."

"ભાઇ, એ તો બોલવુંજ નહીં," કૃષ્ણલાલ બોલી ઉઠ્યો. "જવા દો તમારા જુવાનીઆઓની વાત. વાતો તો મ્હોટી મ્હોટી કરે, નાના મ્હોટાનું માન તો ગણે નહીં, પણ જ્યારે આવી પૈસા મળવાની વાત આવે ત્યારે તો, શું કરીએ ? મ્હારા માબાપ જાણે. જુઓને પેલો કાન્તીલાલ કોન્ફરન્સમાં મોટા મોટા ભાષણો કરતો, તે પોતે પરણ્યો ત્યારે બારેબાર રૂપીઆ ઓકાવ્યા."

"એ તો હાલ ઉઠીને વકીલ થશે અને કમાશે. તેનો બાપ કાંઇ ભૂખે નથી મરતો, પણ ભાઇ પૈસા કોને વ્હાલા નથી ?" લલીતાએ ટાપશી પૂરી

"ગમે તેમ કહો પણ હું તો બોલ્યો ને બોલ્યોજ. આ ઉમર જાય બહેતર પણ કદિ એ વાતમાં માબાપની આજ્ઞા માનનાર નથીજ. ઘર બહાર કાઢી મૂકશે, લોક મને ભાંડશે, પણ કદિ મ્હારો નિશ્ચય ફેરવવાનો નથી. આ અનીતિમાં હું સહાયક થાઉં તો મ્હારા ભણતરને એમ લજાવવા જેવું છે અને આવી અનીતિ અટકાવવાનો આજ ઉપાય છે કે જો પૈસા લેવામાં આવે તો પરણવુંજ નહીં અને બહેતર છે કે કુંવારા રહેવું. અમારા જેવા ભણેલા નહીં કરીએ તો બીજો કોણ કરશે. અને હવેથી બીજી પણ પ્રતિજ્ઞા લઉં છું કે જે કોઇ એ પ્રમાણે પરણે તેના લગ્નની ન્યાતો તથા વરઘોડામાં પણ જવું નહીં, તેમજ બીજાને જતાં અટકાવવાં. એ તો જેવી ઘરડાની મુવાની નાતો તેવી આ છોકરીઓના માબાપને મારવાની નાતો."

વાતમાં ને વાતમાં અમારગામ પસાર થયું. કૃષ્ણલાલે સામાન તઈયાર કર્યો. કુન્દનલાલને મિત્ર સહિત પાછા આવતા ઉતરવા આગ્રહ કર્યો. તેના મિત્રોએ તો ના પાડી, પણ તેણે બનશે તો ઉતરવા કબુલ્યું અને કૃષ્ણલાલનું નામઠામું લખી લીધું. હરેક આવતાં સૌ છૂટાં પડ્યાં.

૮.

કૃષ્ણલાલનું ઘર સુતારવાડાની મધ્યમાં આવ્યું હતું. જો કે તે સાધારણ એક ઘાટનું હતું તો પણ પાછલો ભાગ નદી તરફનો તદ્દન ખુલ્લો હતો. ભરતીનો વખત હતો અને પાણીનાં મોજાં ઉછાળા મારી રહ્યાં હતાં. ડાકોરથી આવ્યાને આજે વીસેક દિવસ થયા હતા. કુન્દનલાલને જોયા પછી તેનું મન કુન્દનમયજ હતું. તે આવશે અને મનના મનોરથ ફળશે, એમ મનમાં તે માનતી લલીતા મન સાથે બોલવા લાગી "પ્રભુ, આપે તો એજ પતિ આપજે. જ્યારથી મ્હારી દ્રષ્ટિએ તે પડ્યા છે, ત્યારથી તે મ્હારી નજર આગળજ ખડા છે. તેમની મૂર્તિ મ્હારા હૃદયમાં જડી છે. તે કુંવારા જાણી મ્હેં મ્હારા હૃદય દિપક સ્થાપ્યા છે મ્હારા અંતરના અંધકારને તેજ આપ્યું છે અને તે વધારે તેજોમય કરશે વળી બાપાજીની પણ એવી ઇચ્છા છે કે તેમને વિવાહ કરવા આગ્રહ કરવો. શું તેમનું મુખ, તેમની બોલવાની છટા, શું તેમનો વિવેક જ્યારે વિવાહની વાત થાય છે, ત્યારે ત્યારે તે મ્હારી સમક્ષ આવી ખડા થાય છે. કુન્દનલાલ તમે કુન્દનજ છો. કુન્દન સ્ત્રીનું આભૂષણ છે, અને તમે મ્હારા આભૂષણ છો અને સદા રહો એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. પ્રભુ તો મ્હને સહાયજ છે. અગર તે અમને વળી મળેજ કેમ, અને મળે તો ઓળખાણ પણ શી રીતે થાય; વળી તે ભણનારા છે. આ, પરગામ પરણાવવા ના

પાડશે, ત્યારે ગામમાં ગમે તેવા સાથે પરણાવશે ? ના, ના એમ તો હું કરવા નહીં દઉં, બસ હું તો તેમને મ્હારા મનથી વરી ચુકી છું, હું તો તેમનીજ છું. અને બીજા અવર-ની થવાની નથી, પછી ભલે તે હા પાડે કે નહિ તેની મ્હને દરકાર નથી, બીજો પરણાવશે તો આ જીવ, હે નર્મદે તારે ખોળે મુકીશ."

તરતજ બારણું ખખડ્યું; ટપાલવાળાએ પત્ર નાંખ્યો. કાર્ડ ઉપર કુન્દનલાલનું નામ દેખાતાં વિણાએ સ્હેજ નજર નાખી તો તે સોમવારે સવારે આવનાર હતા એમ મોલુમ પડ્યું. કાગળ કૃષ્ણલાલના મેજપર મુકી પાછી પોતાના વાંચનગૃહમાં ગઈ અને વિચાર કરવા લાગી—"ખરેખર પ્રભુની મ્હારાપર કૃપા છે, તે અહીં પધારવાના. બાપાજી મારું નહીં કરે તો હું જ મારું કરીશ; મ્હારો આત્મા તેમને અર્પીશ. ભણેલા છે, વિવેકી છે, વિદ્વાન છે તો સુગુણી તો હોવાજ જોઇએ. સુવિચારવાળા છે અને મારી માગણી સ્વીકારશેજ. પ્રભુ તું કરે તે થાય છે માટે તું સહાય થજે."

આમ વિચાર કરી બહાર આવી તો કૃષ્ણલાલ તથા લલીતા કુન્દનલાલનોજ વિચાર કરતાં હતા અને જો તે વિણાને પરણવા રાજી હોય તો પછી તેના બાપને કાગળ લખવાનો તેઓએ નિશ્ચય કર્યો. તેનો ઉતારો વિણાના વાંચનગૃહમાંજ આપવા ઠર્યું વિણાએ તે શણગારવા શરૂ કર્યો. પોતે ચીત્રેલી છબીઓ ટંગાવી. એક ચિત્રમાં એક બાળા એક યુવક પાસે પ્રેમ માગતી દર્શાવી હતી, અને બીજામાં તે બન્નેને પ્રેમ ગાંઠે જોડાતાં બતાવ્યાં હતાં, વળી ત્રીજામાં તેમનું સુખી કુટુંબ ચિતર્યું હતું. મેજપર હાથનો ભરેલો સુંદર રૂમાલ પાથર્યો તથા ખુરશીઓપર રેશમના ભરેલા તકીયા મુકી દીધા. સોમવારે સવારે કૃષ્ણલાલ સ્ટેશને તેડવા ગયા ત્યારે વિણાએ આંગણું લીપીગુપી છાપાં પાડ્યાં. "ભલે પધારો અમારા પનોતી પરોણા." ઘોડીવારમાં કુન્દનલાલને લઈ કૃષ્ણલાલ આવી પહોંચ્યા. લલીતાએ ખબર પુછી; વિણાએ નજર નાંખી, બન્નેની આંખો મળી અને આંખોમાં સ્મિત જણાયું. તરતજ તેમને વિણાના વાંચનગૃહમાં લઇ જવામાં આવ્યા. ગૃહમાં પેસતાંજ તેમને કાંઇક સ્વર્ગીય શોભા જણાઇ. ચિત્રો, ભરતકામ, રંગ પુરેલી આકૃતિઓ તથા નદીના સુંદરદેખાવથી કુન્દનલાલનું મન વિહ્વળ થવા લાગ્યું. આખો ઓરડો વિણામય થઇ રહેલો જણાયો અને તરતજ તેના મોમાંથી શબ્દ નિકળી ગયા. કે "આ બાળા તો મહા ભાગ્યશાળીનેજ મળશે." તરતજ ચા આવી. સ્નાન કરી ભોજનની તઈયારી થઇ કેમકે કૃષ્ણલાલને કચેરીમાં જવાનું હતું. વિણાએ રંગોળી પુરી આસનો ગોઠવ્યાં. ભાતભાતની રસોઇ પીરસી કુન્દનલાલને આનંદ આપ્યો. જો કે કૃષ્ણલાલની સ્થિતિ સાધારણ હતી પણ ગરૂચ કદિ પણ પરોણાગતમાં પાછી પાની કરતું નથી. કહ્યું છે કે:—

"લક્ષ્મી જાતી ભલે—જવાદે જેહ જવાની,
ના છોડીશ ગરૂચ—કદિ અસલી ખાનદાની."

ખરેખર, કૃષ્ણલાલ ખાનદાન હતો તે બરોબર જણાઇ આવતું હતું. જમી રહ્યા પછી કૃષ્ણલાલ કચેરીમાં ગયા અને કુન્દનલાલ પોતાના ઓરડામાં જઇ આરામ ખુરશીમાં આરામ લેવા લાગ્યો. રાતનો ઉજાગરો અને ભારે ભોજન તેથી તરતજ આંખ મળી ગઇ

અને વિણા આંખ અગાડી ખડી થઇ આણંદ ગ્રેથને જોયેની વિણા, સવારે સ્મિત સહીત આનકાર આપતી જોયેની વિણા, જગતી વખતે પીમના ગાલની વરમાળ વિણા, તેના શબ્દો, તેનો ચ્હેરો ઉંઘમાં અને ઉંઘમાં તેને ત્યત આનંદ આપના દેખાયાં એમએક કાઇક ખડખડાટથી આંખ ઉઘડી તો દિવાને ક્બાટમાં કાઇક શોધતી જોઈ

કુન્દનલાલને સુવા ગયે બેએક કલાક થયા હતા. લલીતા તેની ગાશીની છે રીતે અસુખ હોવાથી ત્યાં ગઇ હતા તેથી વિણા બારણુ વાસી ઉપર કાંઈક ભરવાનું લેવાના બ્હાને મનના ગમો ય–કુન્દનલાલના હૃદયની માગણી કરવાના વિચારથી ઉપર આવી, પણ તેમને ઉંઘતા જોઇ, જગાડવાની યુક્તિ કરી કબાટમાં કાંઈક શોધતી હોય એમ અવાજ કર્યો કે કુન્દનલાલ લગાર આરામ–ખુરસીમાં ટટાર થયો અને વિણાએ તેના સામુ જોયું, નજરે નજર મળી વિણાએ નીચુ જોયુ, પાછુ ફરી જોયુ ફરી આંખો મળી અને આંખો દ્વારા પ્રેમના બીજ રોપાયાં કુન્દનલાલે પુછ્યુ. "શુ કરો છો ?"

વિણા બોલી, "મ્હ નહીં ભરવાનુ લેવા આવી છુ દિલગીર છુ કે ઉંઘમા ખલેલ પહોંચી"

"શુ ભરો છો !"

"આ તો સ્હેજ સુતરનો રૂમાલ"

"લાવો જરા જોવા દો"

"શુ સુન્દર ભરત કામ છે ! તમે સ્ત્રીઓના પ્રદર્શનમાં મોકલો તો તમને ચાંદ મળેજ"

"ગયા મુંબઇના પ્રદર્શનમા મ્હને સુવર્ણ ચાંદ મળ્યો છે."

"ખરેખર તમે સુવર્ણને લાયક છો. મ્હને આવો એક રૂમાલ ભરી આપશો ?"

"લો આ જે રૂમાલે મ્હને સુવર્ણને લાયક બનાવી છે તેજ તમને ભેટ આપુ છુ" આમ કહી ધીરે ધીરે વિણા કુન્દનલાલની પાસે પડેલી ખુરશી અગાડી આવી, તેને પકડી ઉભી રહી શરીર ધ્રુજવા લાગ્યુ, મન સાથે કહેવા લાગી કે હા, હું સુવર્ણ–કુન્દનનેજ લાયક છુ, પણ કુન્દન સ્વીકારે ત્યારને શુ કરવુ ? શી રીતે માગણી કરવી ? તેના વિચાર આવવા લાગ્યા મુખે જવાબ દેતી પણ ચિત્ત કાંઇક જુદાજ વિચારમાં હતુ આંખે કુન્દનલાલને બરોબર નિહાળ્યા અને હૃદયમા કાંઇક જુદીજ ઉર્મિઓ ઉત્પન થઇ. કપાળે પરસેવો થયો

"કેમ ગભરાઓ છો ? આવો ઠંડો પવન આવે છે અને તમને પરસેવો કેમ ? તાવ તો નથી આવ્યો ને ?"

"ના, ના કાંઇ નહીં પણ મ્હારી ભેટનો—"

"કેમ અચકાઓ છો કેમ ? બોલી દો તમારે જે કહેવુ હોય તે કહો, ગભરાઓ નહીં."

"ના, ના, મ્હને કાંઇક મુઝવણ થાય છે. પણ આ ભેટનો બદલો–"

"શું માગો છો ?"

"મ્હારી એક માગણી છે તે સ્વીકારો તો માગુ."

" એવી તે શી માગણી છે. મ્હને કાંઇ હરકત નહીં પડે તો સ્વીકારીશ."

" હરકત કેવી પડે, કદાચ દુઃખ પણ ખમવું પડે, જો તમે સ્વીકારવા બંધાતા હો તોજ માગું."

" કહો. જાઓ, હું વચન આપું છું કે તમારી માગણી ગમે તેવી હશે તો પણ સ્વીકારીશ."

" જો કદાચ તમારાથી ના પળાય તો આ વાત અહીંજ દાટવી. તમે અને હું સિવાય બીજું કોઈ જાણે નહીં."

" તમારે તે સંબંધી ફીકર રાખવી નહીં."

" ત્યારે તમે કહ્યું કે હું સુવર્ણનેજ લાયક છું, અને સુવર્ણ તેજ કુન્દન અને તેથી હું કુન્દનલાલ તમનેજ લાયક છું. તેથી મ્હારે તમેજ મ્હારા થાઓ એજ જોઇએ છીએ. આ દાસીને આપની સહચરી બનાવો."

" ઘણી ખુશીથી, પણ તમારા માતપિતા માનશે?"

" એ તો માનશેજ, તમે ગાડીમાં મળ્યા ત્યારથીજ મ્હે તો મ્હારા દેવ તરીકે તમને થાપ્યા છેજ. તેઓ પણ તમનેજ આપના વિચાર રાખે છે. તમારી સાથે લગ્ન કરવા ખુશી છે. આવા વખતમાં તમારા જેવા જમાઇ મેળવવા તે કાંઇ સ્હેલ નથી. માટે આ દાસીની માગણી આપ સ્વીકારશો તો મ્હારા ગરીબ માબાપ પણ તમારો ઉપકાર માનશે."

" આમ શું બોલો છો. જો તે કબુલ રાખે તો તો હું મ્હારી જાતનેજ મહા ભાગ્યશાળી માનું."

" અરે, તે તો કબુલ કરશે, પણ તમારા માબાપની મરજી પણ પાછી જાણવી જોઇએ."

" મ્હારા માબાપની મરજીની મ્હારે આ વાતમાં જરૂર નથી, કેમકે તેમણે દમયાજ પઇસે ભર્યા છે, અને તેથી વ્યાજ સાથે મ્હારામાંથી ઉપજાવવા તેઓ તત્પર છે. પણ એ વાતમાં હું તેમને સહાય થવાનો નથી, માટે મ્હે તમારી માગણી સ્વીકારીજ છે. પ્રાણ જાય એ વચન તોડનાર નથી. તમારા વગરની બીજી બધી છોકરીઓ મ્હારી બ્હેન સમાન છે."

" ત્યારે લો, આ દેહ, આ મ્હારો આત્મા તમારે શરણે"—આટલું બોલતાં વિદ્યુએ કુન્દનલાલના હાથમાં હર્ષ સાથે પોતાનો હાથ આપ્યો. સ્પર્શ થતાં એક બીજાના હૃદયમાં કાંઇક જુદીજ ઉર્મિઓ સ્ફુરી આવી. કુન્દનલાલે તે દમ્પતાના પ્રેમપાન કર્યું, અને બન્નેના આત્માઓની ગાંઠ બાંધી.

ત્યારબાદ નીચે કોઇએ બારણું ઠોક્યું. વિદ્યુ હાથમાં ફાનસ લઇ નીચે ગઇ તો મુખ્યાજી ઉદ્યોગમાંથી ભેલા પાછા આવેલા જોયા. તે તરતજ કુન્દનલાલના ઓરડામાં ગયા અને પુછ્યું, "કેમ કુન્દનલાલ, આ નદિનો દેખાવ કેવો રમણિય છે?"

" ખરેખર, તમારૂં ઘરજ રમણિય છે. જુઓ આ ઓરડો, આ ચિત્રો, આ બાન્ત-કામ, અને વળી અહિંથી દેખાતો નદિનો સુંદર દેખાવ."

"આતો વિશ્નુનું વાચનગૃહ છે."-તેણે પોતેજ આ શણગાર્યું છે. પછી થોડી આડી અવળી વાતો કરી કૃષ્ણલાલે પૂછ્યું-"કેમ આ વર્ષે લગ્ન તો થવાનાં ને?"

"લાયક કન્યા મળશે તો વિચાર છે. પણ લાયક કન્યા શોધવાનું મેં પોતે માથે લીધું છે, મ્હેં તેવી એક કન્યા શોધી કાઢી છે, પણ તે મેળવવા તમારી મદદની મ્હારે જરૂર છે.

"ઘણી ખુશીથી, તમારૂં હિત થતું હશે તો મ્હારે કાંઇ હરકત નથી, તમે જે મદદ માગશો તે આપવા તૈયાર છું."

"પણ કદાચ—"

"કહી દો, અચકાઓ છો કેમ, મ્હને લગારે ખોટું નહીં લાગે."

"ત્યારે તો તમારી પુત્રી મ્હારે લાયક છે એમ મ્હને જણાય છે."

"મ્હારી પૂર્ણ સંમતિ છે. પણ તમારા માબાપને પુછ્યું છે? હું તો મ્હારી શક્તિ પ્રમાણે પહેરામણી આપીશ."

"મ્હારે પહેરામણી કાંઇ જોઇતી નથી. જો તમે તૈયાર હો તો મ્હારા બાપને પૂછવાની જરૂર નથી. સંસાર મ્હારે માંડવો છે. મ્હારી જન્મની સહચરી કેવી જોઇએ તે મ્હારે જોવાનું છે. તેમાં પૈસાની વાત આણીને તેમણે તેમનો અધિકાર ગુમાવ્યો છે."

"પણ તેમને પુછવું જોઇએ. તમને ઉછેરી આટલા મોટા કર્યા તો આવી વાતમાં તેમને પૂછવું જોઇએ."

"તેમની સંમતિ મેળવવી મ્હારે માથે; પણ હું તો બોલથી બંધાઉ છું અને તમે પણ બંધાઓ છો?"

"મ્હારે તો લોભ છે. તમે તૈયાર હો તો મ્હારી ના હોયજ નહિ. ઉલટું મ્હારે તો આનંદ થવા જેવું છે કે પ્રભુએ મ્હારી ધીરજનો યોગ્ય બદલો આપ્યો."

કુન્દનલાલે સાંજેજ અમદાવાદ જવા નિશ્ચય કર્યો અને રાતની ગાડીએજ ઉપડી ગયો.

૫.

કુન્દનલાલે અમદાવાદ આવવાની ખબર આપીજ નહોતી તે રસ્તામાં વડોદરે થઈ ને પાંચ સાત દિવસ પછી આવનાર હતો, તેથી જેવો તે ઘર આગળ આવી પહોંચ્યો કે તરતજ તેના પિતાજી ત્રીકમલાલ તથા માતુશ્રી અખિલલક્ષ્મી બ્હાર આવ્યાં અને પૂછવા લાગ્યાં, 'કેમ ભાઇ એકાએક આવવું થયું! શરીર તો ઠીક છે ને' 'કાગળે ના લખ્યો,' 'મુંબઇથી બહારોબહાર આવ્યો કે શું!' કુન્દનલાલ જવાબ આપે તે પહેલાં આમ પ્રશ્નોનો વરસાદ વરસી રહ્યો, પણ તેણે ટુંકામાં પતાવ્યું "શરીર સારૂં છે. ભરૂચ એકજ દિવસ રહ્યો ને પછી બહારોબહાર અહિં આવ્યો." પરીક્ષાની ચિંતા મટી અને લાગ્યમાં પ્રેમ ચિંતા દાખલ થઇ; તેના માબાપની ઇચ્છા તે જાણતો હતો અને તેથી હવે વાત કેમ ઉપાડવી તેનો વિચાર કરવા લાગ્યો. મ્હોં ધોઇ સૌ સાથે ચ્હા પીવા બેઠો. ચ્હા પીતાં પીતાં ભરૂચની બધી વાત કહી. તેના માત પિતાએ અહિં તેના વિવાહની ગોઠવણ

કરી હતી તેથી આ સાંભળતાંજ તેઓ જરા ગભરાયાં; કુન્દનલાલે ઠંડે પેટે જણાવ્યું કે "હું તો વિવાહ કરી આવ્યો છું, ફક્ત તમારી અનુમતિની જરૂર છે. આ વાત તમારે કાને નાખવી તેથી આ કહું છું." તરતજ મણિ બોલી ઉઠી; "બહુ ભણ્યા એટલે બહુ. વંઠયા. ભાઇ ભાઇ કર્યા એટલે ભાઇ તો માથે ચઢી બાઝ્યા. માબાપને કોણ પૂછે? શું અમે મરી ગયાં છીએ કે તારે ચિંતા હોય? બધું થઇ રહેશે; અમારે તો ખરચ ખરચ કાંઇ જવું નથી. અહિં ક્યા કન્યા નથી મળતી! પરગામની કન્યા આખો દહાડો પગ બાંધી અહીં રહે એમાં શો લાભ? મ્હારે તો ગામની કન્યાજ લેવી છે કે જ્હાણું વાય અને પીએર જાય કે એક વખતનું ખાવાનું તો ઉગરે. વળી હમણાંજ પંદરમે ગણી આપ્યા છે તેથી તારામાંથી રૂપીઆ ત્રણ હજાર મેળવવાના છે. બા, ભણાવ્યો છે તેનો કાંઇ બદલો તો લઇશુને."

"ના, હું મ્હારી જાતને વેચવા માગતો નથી, ભલે તમે બ્હેનના આપ્યા પણ મ્હારી એક પાઇ પણ લેવા વિચાર કરશો નહી, તેમજ બીજે ઠેકાણે કરવાનો વિચાર પણ કરતા નહીં. એ છોકરી સિવાય બીજી કોઇને હું પરણનાર નથી."

ત્રીકમલાલ ઘણા સમજુ હતા તેથી સમજી ગયા કે વાત બગડી છે. હજે શમ કરવા જેવું છે. તેથી પોતાની પત્નિને કહ્યું, "તમારે શુ? એ બિચારો ખરી વાત કહે છે. તમે બૈરાંઓ શું સમજો? હવે છોકરા મોટા થયાં તેથી તેમને પુછ્યા વગર ચાલે નહી." કુન્દનલાલ તરફ ફરીને "ઠીક ભાઇ, જોઇશું, તે બનશે તો ત્યાં કરીશું. આજે હું કાગળ લખીશ" આમ કહી કુન્દનલાલને ઠંડો પાડયો. કુન્દનલાલ તેના બાપનો વિચાર પારખી ગયો હતો તેથી તેણે પણ એક પત્ર લખ્યો. ત્રીકમલાલે રૂ. ૩૦૦૦)ની માગણી કરી અને વિવાહનું લખ્યું.

બીચારો કૃષ્ણલાલ પંદરમે તો આપી શકે એમ નહોતો. તે ત્રણ હજાર તો ક્યાથી લાવે? કાગળ વાંચી રહેતું મો ઉતરી ગયું. લલીતાને વાત જણાવી કે તે બીચારી તો બેહબાકળી થઇ ગઇ. વિણાએ સાંભળ્યું કે તરતજ તે તો બેભાન થઇ પડી. કૃષ્ણલાલે ઉપાડી ખાટલાપર સુવાડી કપાળે થડુ પાણી નાંખ્યું તો જરા ભાન આવ્યું અને બોલી, "ત્યારે તો કુન્દનલાલ તમે નો નહીંજ મળો" લલીતાએ ધીરજ આપી. "પરમેશ્વર સૌ સારા વાનાંજ કરશે."

સાંજની ટપાલમા બીજો કાગળ આવ્યો. તેમા કુન્દનલાલે લખ્યુ હતું કે "મ્હારા પિતાજીએ તમને પત્ર લખ્યો હશે તેમણે ભારી રકમની માગણી કરી હશે તે તમે આપવા બંધાતા નહી. પણ હું તમારી સાથે બંધાયો છુ અને મ્હારા માબાપ ના પાડશે તો પણ હું તમારે ત્યાજ પરણીશ."

કૃષ્ણલાલે તેજ દિવસે પત્ર લખી જણાવ્યું કે, "મ્હારી સ્થિતિ એટલા રૂપીઆ આપવા જેટલી નથી હું તો રૂ. ૧૦૦૦) આપું. પરંતું નહી કરશો તો ચાલશે; છોકરીના નસીબમા હશે તો સૌ મળશે." વીણાએ પણ કુન્દનલાલ ઉપર પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે "હુ તો તમને વરી ચૂકી છું. તમારા માતપિતાને ગમે તેમ કરી સમજાવજો. પરંતુ મ્હારે જોઇશે નહીં. તને-મ્હારા કુન્દન-તમેજ મ્હારા આભૂષણ છો. જો તમે મ્હારી

સાથે હશો તો મ્હારે બીજાં આભૂષણની શી જરૂર છે! જે સ્ત્રીઓ લુગડાં ઘરેણાં તરફજ ચિત્ત રાખે છે તેમને તેમના પતિ તરફ ભાવ ઓછો હોય છે, માટે આપ એની ચિંતા ના કરતા; ને આ દાસીને આપની સહચરી બનાવશો."

બીજે દીવસે ત્રીકમલાલને કાગળ મળ્યો કે તરતજ કુન્દનલાલને બોલાવ્યો અને કહ્યું, "જો કૃષ્ણલાલ વિવાહ કરવાજ ના પાડે છે. આપણાથી કાંઇ જુલમ થાય! એની મરજીજ નથી."

"ને ના પાડેજ નહીં. આપે કાંઇક માગણી કરી હશે અને તે તેમનાથી આપી શકાય એમ નહીં હોય તેથી તે બીચારાએ લાચારી બતાવી હશે. મ્હને લગાર કાગળ જોવા દો."

"જા, જા, ન્હાના છોકરાં સમજનારનો હશે. અમદાવાદની રીતે પહેરામણી માગી, ને આપી શકે એમ નથી. તેને તો મફતમાં છોકરી પરણાવવી છે. ફક્ત હજાર રૂપરડી આપવી છે."

"પિતાજી, ગમે તેમ થાય પણ હું તો ત્યાંજ પરણી ચૂક્યો છું"

"ત્યાર આ ઘર છોડી ચાલવા માંડ. મ્હારી મરજી પ્રમાણેજ વર્તવું પડશે. જો ન વર્તવું હોય તો તું તારે રસ્તે, મ્હારે તારૂં મો જોવુંજ નથી. છોકરો નહોતો એમજ માનીશ. વાંઝીયા હોય તે બીચારા સાગ કે દેખવુંએ નહીં અને દાઝવુંએ નહીં."

"પિતાજી આમ શા માટે તુચ્છકારો છો? હું તમારો બાળ છું, તમારો દાસ છું. તમે મ્હને ઘર આપો કે ન આપો, ઘરમા રાખો કે ન રાખો તોપણ તમારી ખીજમત કરવી એ મ્હારી ફરજ છે. હજી તમે વિચાર કરો અને મ્હારા પર દયા લાવો. કૃષ્ણલાલ તમને હજાર આપવા તૈયાર છે. હું આ વર્ષે પાસ થઇશ અને નોકરી લઇશ. ગમે તેમ કરકસર કરી તમને એ હજાર પુરા કરી આપીશ; તમે આ મ્હારી વિનંતી માન્ય રાખો."

"જા, જા. મ્હોટા પૈસાવાળો ન જોયો હોય તો! ખબરદાર જો ફરીથી આ સંબંધી વાત કરી તો. લગાર મ્હોટા ન્હાનાની આમન્યા રાખ. અમને અમારા માબાપેજ પરણાવ્યા હતા. તારા જેવા ઉતાંવળા તો કોઇએ દીઠા નથી. અમે તો વિવાહ કર્યો છે ત્યાં પંચને કહી તરે ધા કરાવીશું, અને ત્હારે ત્યાં પરણવુંજ પડશે. જા, મ્હારે હવે વધારે સાંભળવું નથી."

કુન્દનલાલ ઉઠી ઓરડામાં ગયો અને વિચાર કરવા લાગ્યો. "હવે શું કરવું! જો અહિં રહીશ તો મ્હને પરણાવશેજ. બસ, ચાલ હું આજ રાતની ગાડીએ ભરૂચ જઇશ કૃષ્ણલાલને સમજાવીશ અને પરણીનેજ પાછો આવીશ. જો પિતાજી ઘરમાં રાખશે તો ઠીક નહિ તો કાંઇ નોકરી શોધી લઇશ. પણ મ્હારા લોભી માબાપને મારા હાથના પૈસા લેવા નહી. દઉં.

ત્રીકમલાલે તરતજ ભરૂચ તાર કર્યો કે "Kundanlal betrothed here, don't wait." (કુન્દનલાલનો વિવાહ અહીં કર્યો છે. રાહ નહીં જોતા.)

સંધ્યાકાળ થઇ હતી. કૃષ્ણલાલ બહાર ગયા હતા. તારવાળાએ બુમ પાડી. કહે તાર આવે નહીં અને આમ એકાએક તાર તેથી લવીતા ગભરાઇ. વિષ્ણુને બુમ પાડી તાર વંચાવ્યો. તાર વાંચતાંજ વિષ્ણુ બેભાન થઇને પડી. માથું પથ્થર સાથે અફળાવાથી

ફરતું, આડોશીપાડોશી દોડી આવ્યા. કૃષ્ણલાલે આવી તાર વાંચ્યો. આ સમાચાર સાંભળી આડોસીપાડોશી, સગાસંબંધી વિસ્મય થયા. કોઇને ખબર નહોતી કે વિજુનો વિવાહ ત્યાં થયાનો હતો. આ બધુ એજ દિવસમાં થયું. તરતજ વિજુને ઉપાડી ખાટલામાં સુવાડી માથે પાણી નાખ્યા જરા શુદ્ધિમાં આવી ત્યારે આંખ ઉઘાડીને બોલી, "પણ આ શું કર્યું? તમારાં વચન આવાં." પાછી તાણ આવી, બેભાન થઈ પડી સહેજ ભાન આવતાં કૃષ્ણલાલ આશ્વાસન આપવા લાગ્યા, કે, "બ્હેન ગભરા નહીં એથી પણ સારો વર મળશે પરમેશ્વર જે કરે છે તે સારાને માટેજ કરે છે, પ્રભુ ઉપર ભરોસો રાખ"

લલીતા બોલી, "જીજી, આ શું કરે છે? તાન જોડીઆ સબંધ નહી નીરે આપણે ક્યાં સારું કર્યું હતું, તેમણેજ સારું કર્યું. જેવી પ્રભુની ઇચ્છા. એ બીચારા કુન્દનલાલનો શો વાંક! તેના માબાપ એવા અને આપણી સ્થિતિ આવી હું તો કહું છું કે ઘર વેચીને ત્યાં પરણાવો પણ હવે શું કરીએ આપણા હાથની વાત નથી

થોડી વારે વિજુને બરોબર ભાન આવ્યું, ઉભી થઇ એટલે કૃષ્ણલાલ બજાર દવા લેવા ગયા. સગા સબંધી વીખરાઇ ગયાં અને લલીતા રસોઇ કરવા લાગી. આ લાગ જોઇ વિજુએ એક કાગળ લઈ લખ્યું, "પિતાજી હું તો કુન્દનલાલ સાથે પરણીજ ચુકી છું, પણ કુન્દનલાલને બીજે પરણાવવાનું નક્કી થયું છે, તો મ્હને પણ બીજે પરણાવવામાં આવે, તો મ્હારે એક ભવમાં બે પતિ થાય. ભલે કુન્દનલાલ પરણે, તેમના લગ્નની ખાખી હું જીવું તો રહું માટે તેથી દુર થાઉં તો તેમના માબાપની આશા તે સુખે પાળી શકે મ્હારા લગ્નની ચિંતાએ મ્હારી બાનું શરીર અર્ધું થઇ ગયું છે. તમે પણ મ્હારું બને તેટલું ભલું ઇચ્છ્યું છે, પણ મ્હારું નશીબજ મ્હને દુખી કરે છે. તમારી ચિંતાનો ભાર ઓછો કરવા, અને કુન્દનલાલ સુખે પરણી શકે, તેથી મ્હને મારો વાજબી તે માર્ગ લીધો છે. મ્હારે માટે શોક ના કરશો. મ્હારી બાને રોવા દેતા નહી. પ્રભુ તમને પુત્ર આપે કે ઘડપણમાં તમારી તે ચાકરી કરી શકે કુન્દનલાલને જણાવજો કે તમને બીજે પરણવાની છુટ છે. અને તેમની વિજુ તેમનુંજ સ્મરણ કરતી ગઈ છે"

આટલું લખી, કબાટ ઉઘાડી, ઝેરી દવાની શીશી લઈ પી ગઇ પાંચ મિનિટમાં ઝેર આખા શરીરમાં વ્યાપી ગયું હાથ પગ તણાવા લાગ્યા. વધારે હિંમત હારી નહીં, આખરે "કુન્દન! મ્હારા કુન્દન! જાઉં છું," કરી જોરથી ચીસ પાડી પ્રાણ ત્યાગ કર્યો ચીસ સાંભળી લલીતા દોડી આવી પણ તે આવે તે પહેલા તે સ્વર્ગલોકમાં પહોંચી ગઈ હતી. આડોશીપાડોશી, સગાં વહાલાં દોડી આવ્યાં, ચીઠી હાથમાંજ હતી તે ઉપાડી વાંચી, વાત ગામમાં પવન વેગે ફેલાઇ.

સ્હવારે પાંચ વાગે ગાડી ભરૂચ આવી. કુન્દનલાલ ઉતર્યો. ભાડે ગાડી કરી કૃષ્ણલાલના ઘર તરફ ગાડી હંકાવી. ગાડીવાળાએ કૃષ્ણલાલનું નામ સાંભળતાંજ વિજુના આત્મઘાતની વાત કહી તેથી કુન્દનલાલ ચકલામાં ઉતરી પડ્યો, ને લોકો વિજુ ઝેર ખાઇ મરી ગયાની વાતો કરતા હતા તે સાંભળી, તરતજ તે પાછો ફર્યો, સ્મશાન ભૂમીએ ગયો. નદિ કીનારે કોઇ જણાયું નહીં. તરતજ એક કાગળપર કંઇક લખી હાથે પહેરેલી વીંટીમાં હીરો હતો તે ચૂસ્યો અને કંઇક ઝેરી પડીકું હતુ તે પણ પી ગયો જેથી થોડી વારમાં પ્રાણ ગયો.

વિણાને લઇ સૌ સ્મશાનગૃહમાં આવી પહોંચ્યાં તો કુન્દનલાલને પડેલો જોયો, હાથમાં એક ચીઠી હતી તે લઇ વાંચી તેમાં લખ્યું હતું કે, "વિણા ત્હેં ઉતાવળ કરી. હું ત્હને મળવા આવ્યો, પણ તું તો સ્વર્ગલોકમાં જઇ વસી. ત્હારા વગર આ દુનીઆમાં મ્હારાથી એક પળ પણ રહી શકાય એમ નથી. તેથી જ્યાં તું ત્યાંજ હું, એમ માની ત્હારી પછાડી આવું છું. અહિંજ ત્હારા શબને અગ્નિદાહ કરશે કે નહીં તેની મ્હને પરવા નથી, પણ મ્હારો આત્મા સાથે સંધાયલો તે તટે કેમ ? મ્હારા સુખ કરતાં મ્હારા પિતાજીએ પૈસો વ્હાલો ગણ્યો. અરે મ્હારા ન્યાતી બંધુઓ ! અમે આ વરવિક્રયના હોમમાં અમારો ભોગ આપ્યો છે. આ અબળાની હત્યા તથા મ્હારી આત્મહત્યાનું પાપ ન્યાતી બંધુઓ તમારે શિર છે. અને તો મ્હારા શબને વિણાના શબની સાથેજ અગ્નિદાહ કરજો. એજ મ્હારી વિનંતી છે."

---

# "પિતૃ પ્રેમ."

લેખકઃ રા. રા. જયપ્રસાદ મણિલાલ જાની.

"મગન ! દુકાન બરાબર સંભાળજે ! હું જરા ઘેર જઇ આવું છું; કદાચ પાછો ન પણ અવાય ! શેઠ ઘણા ભાગે તો નહિ આવે પણ ફરતા ફરતા આવી ચઢે તો કહેજે કે હું ઘેર ગયો છું."

મગન અને બીજા ગુમાસ્તાઓ મુનિમનું ઉપરોક્ત બોલવું સાંભળી અજાયબ થયા. આખા દિવસનો હિસાબ કિતાબ નક્કી કર્યા સિવાય રાત્રે નવ દશ વાગ્યા પહેલાં છગનલાલ ભાગ્યેજ ઘેર જતો. શેઠજી તો સાંજના ચાર વાગ્યાના સુમારે દુકાનેથી જઇ પોતાના વાલકેશ્વરના બંગલે જઇ બેઠા હતા. તેમના પાછા આવવાનો તો જરાપણ સંભવ નહોતો.

રામનારાયણ શેઠ કાપડના મોટા વેપારી હતા. વિલાયતની એક માતબર પેઢીની આડત તેમને મળેલી હોવાથી તેઓ સારૂં પેદા કરતા. વીશ વર્ષથી એક નિષ્ઠાથી નોકરી કરવા છતાં રામનારાયણ શેઠે છગનલાલના પગારમાં ચાલુ વર્ષે સોનો વધારો કરી આપી એકંદર પગાર પાંચસોનો કરી આપ્યો હતો. છગનલાલની દક્ષતાથી રામનારાયણને પ્રતિવર્ષે ચાર પાંચ હજાર રૂપિયા ફાયદો થતો હતો. છગનલાલના પગાર સંબંધી બીજા ગુમાસ્તાઓ અનેક અનુમાનો કરતા. કોઇ તેને ૭૦૦-૮૦૦ મળવાનું ધારતું તો કોઇ કહેતું કે દુકાનમાં તેનો ચાર આની ભાગ હોવો જોઇએ ! ખરી વાતથી તેઓ અજાણ હતા. વાર્ષિક પાંચસે રૂપરડીમાં આવી ઇમાનદારીથી છગનલાલ નોકરી કરે એ કેટલાક કેવળ અસંભવિત માનતા ! કદાપિ તે બીજી દુકાને નોકરી કરવા ઇચ્છા જણાવે તો તેને પ્રતિ-વર્ષ પંદરસો રૂપિયા આપવા ઘણા વેપારીઓએ તત્પરતા બતાવી હતી ! તેમ ન કરતાં સ્વતંત્ર દુકાન કાઢી વેપાર કરે તોપણ તેને સારો લાભ મળી શકે ! લોકો આવાં અનેક અનુમાનો કરતાં પણ વસ્તુતઃ એમ હતું કે ઘારે ઘડીએ એક નોકરી છોડી બીજીએ વળગવું છગનલાલને પસંદ નહોતું. એક વખત જેની નોકરી સ્વીકારી તેને ત્યાંજ રહી તેન

કામમાં અહોનિશ મચ્યા રહેવામાંજ તે આનંદ માનતો. વેપારીઓ આવા નિમકહલાલ નોકરોની ખરી યોગ્યતા ભાગ્યેજ સમજે છે. પ્રતિ વર્ષે છગનલાલને આશા રહેતી કે પોતાનો પગાર વધશે પણ પ્રત્યેક સમયે તેને નિષ્ફળતાજ મળતી. પગાર વધારવા માટે પોતે શેઠને વિનવે તેના કરતાં પોતાના કામની કદર કરી વગર માગેજ શેઠ કંઈક વધારો આપે એવી તેની ઈચ્છા હતી. આખરે પત્નીની ઈચ્છાને આધીન થઈ તેણે શેઠને પગાર વધારવા વિનંતી કરી અને શેઠે ઉપર જણાવ્યું તેમ રૂપિયા સોનો વધારો તેને આપ્યો. તેનુ કામ જોતાં જોકે આ વધારો નજીવો હતો પણ શેઠને તો લાગ્યુ કે ઘણા ઉદાર થઇ જવાયું ! ? મુંબાઇ જેવા શહેરમાં આના ટુંકા પગારમાં છગનલાલ જેમ તેમ કરી નીભાવ કરતો હતો.

દુકાનમાંથી નીકળી છગનલાલ ચિંતાગ્રસ્ત ચ્હેરે રસ્તે ચાલ્યો જતો હતો. ત્રીજા ભોઇવાડામાં એક નાની ઓરડીમાં તે રહેતો હતો. પોતાની પત્ની સુશીલાને બારણામા ઉભી રહેલી જોઇ તેણે પૂછ્યું "હમણાં કેમ છે ?"

"છે તેમને તેમજ છે." સુશીલાએ નિરુત્સાહથી જવાબ આપ્યો.

"ડાક્ટર આવ્યા હતા કે ?"

"હા ! કલાક પહેલાં આવ્યા હતા; ઓપરેશન* કર્યા શિવાય છુટકો નથી એમ તેમણે કહ્યું."

"ત્યારે તેં તેમ કરવા કહ્યું નહિ ?"

"પણ તેમણે તમને મળવા કહ્યુ છે. ઑપરેશનના પાંચસો રૂપિયા લાગશે !"

"પાંચસો રૂપિયા ! અરે બાપરે ! લાવવા ક્યા આડેથી ? મારી પાસે પુરા પચાસ રૂપિયા પણ નથી."

"માત્ર તેજ ઉપાય છે. તમને યોગ્ય લાગે તેમ કરો !"

"તે બધું ખરૂં ! પણ પાંચસો રૂપિયા લાવુ ક્યાંથી ? પણ હાલ તો ડાક્ટરને મળી આવુ. પછી બધો વિચાર."

છગનલાલ ઘેરથી તરતજ બહાર જવા નીકળ્યો. ભોઇવાડામાંથી બહાર નીકળતાં પાસેજ કૃષ્ણલાલ ડૉક્ટરનું દવાખાનું હતું. ડૉક્ટર વિઝિટ માટે ગયા હતા તેથી તેને અર્ધો કલાક બેસી રહેવું પડ્યુ. ડૉક્ટરે આવી છગનલાલને તેના પુત્રની તબિયતના સમાચાર પૂછ્યા અને કહ્યું.

'છગનલાલ ! ઑપરેશન કર્યા શિવાય તે બચવો મુશ્કેલ છે !'

"ડૉક્ટર સાહેબ ! હું તો આપનો રોજનો પેશન્ટ છું. કંઇ ફી ઓછી કરોને, સાહેબ ! હું તો ગરીબ માણસ છું."

"ભાઇ ! ઑપરેશન મારે ક્યાં કરવાનું છે ? આખા મુંબઇમાં બેજ જણ આ ઑપરેશન કરી શકે તેમ છે. એકતો અમારા કોલેજના પ્રિનસીપાલ મિ. બ્રાઉન અને બીજા ડૉક્ટર મહેતા; તેમના શિવાય ત્રિજો મને તો કોઇ જણાતો નથી. દરદ ઘણું ભયંકર છે !"

* શસ્ત્રપ્રયોગ—વાઢ કાપ.

"સારે દવાખાનામાં લઇ જઇ ત્યાંજ ઑપરેશન કરાવીયે તો ?"

"છટ્ ! દરદીને જરાપણ શ્રમ પડવો જોઇએ નહિ. તમારે મકાને આવી તેઓ ઑપરેશન કરશે કે કેમ તેની પણ મને તો શંકા છે. તમારી પાસે તેટલી રકમની તૈયારી હોય તો હું તેમને વિનંતી કરી જોઉં."

"રૂપિયા આગળથી આપવા પડશે ને ?"

"બેશક ઘેર જઇ વિચાર કરી પછી મને કહી જજો. કાલે અગર મોડામાં મોડું પરમ દિવસે તો ઑપરેશન થવુંજ જોઇએ. વિલંબ થશે તો કેસ બગડશે !"

૨

ઉપર પ્રમાણે વાતચિત કરી ડૉકટર સાહેબ બીજા દરદીઓ સાથે વાત કરવા લાગ્યા. વધારે બેસી રહેવામાં કે વિનવણી કરવામાં કંઇ વળે તેમ નથી તે જોઈ છગનલાલ ત્યાંથી ઉઠયો. પોતાની પાસે રૂપિયા છે નહિ અને ઑપરેશન કેવી રીતે કરાવવું-ઑપરેશન થાય નહિ તો પોતાના એકના એક પુત્રનું જીવન ભાગ્યેજ ટકી શકે એ વિચારે તેને અર્ધઘેલો બનાવી મૂકયો. ઘેર જતા પત્નીએ પૂછયું:—

"કેમ ! શું નક્કી કર્યું ?"

"ડૉકટર તો કહે છે કે પાંચસો રૂપિયા જોઇએજ-તેટલી રકમ આપણી પાસે નથી એટલે શું નક્કી થાય ?"

"ત્યારે શું રૂપિયાના અભાવે મારા પુત્રને મરવા પણ દેવાય કે ?" સુશીલા અશ્રુધારા વર્ષાવતી બોલી.

"કરવું શું ? મને તો કંઇ સુઝ પડતી નથી."

"ન કેમ સુઝે ! ગમે તેમ કરી રૂપિયા મેળવીશ-જાતે વેચાઇશ પણ મારા પુત્રને મરવા નહિં દઉં !"

"પણ તું શું કરીશ ?" છગનલાલે ગળગળા થઇ કહ્યું.

"પુત્રના પ્રાણ આગળ કશાની પરવા કરનાર નથી. તે આપણું સર્વસ્વ છે એ જાણ્યા છતાં તમે તેને આમ નાંખી મૂકશો ?"

"શેઠ પાસે ઉછીના માગી જોઉં છું. મને આશા નથી કે તે એટલા બધા રૂપિયા ઉછીનાં આપે !"

"તમારી જગાએ હું હોઉં ને ઉછીના ન આપે તો હું શું કરૂં તે કહું કે ? ચોરી કરૂં !"

"હેં ચોરી કરે !!"

સુશીલાએ આવેશથી કહ્યું "અલબત ! હું ચોરી પણ કરૂં. તમને તો ઘણી સારી સગવડ છે. દુકાનની સઘળી ચાવીઓ તમારી પાસે રહે છે."

"શેઠના વિશ્વાસનો દુરૂપયોગ કરી નીચ કૃત્ય કરવું ?"

"વિશ્વાસ ! વિશ્વાસને કુવામાં નાંખવાનો !! વિશ્વાસમાં આપણું શું રંધાયું ? આજ લગી તેને હજારો રૂપિયાનો ફાયદો તમે કરી આપ્યો તેનો બદલો તેણે શું આપ્યો ! આપણી

જીંદગી ચારસો રૂપિયામાં કાઢી ત્યારે સો રૂપરડીનો વધારો આપ્યો !' ધન્ય છે તેને–તેના પુત્ર પ્રેમને ! તે ખરાબ સોબતે ચાલી લાખો રૂપિયા ઉડાવી દે છે તોપણ તેને કંઇ કહેતો નથી અને તમારો પુત્ર પ્રેમ ! તમને તમારા પુત્ર માટે કંઇ લાગણી પણ થતી નથી."

"એમ કેમ કહે છે, તે મારો પ્રાણ છે."

"પ્રાણ છે અને તેને ઔષધ વિના .... ..." સુશીલા આટલું બોલી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

છગનલાલની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. જરા સ્વસ્થ થઇ તેણે કહ્યું, 'તું તેની પાસે બેસ. હું કંઇ સગવડ કરૂં છું."

સુશીલા પુત્ર પાસે ગઇ. છગનલાલ વિચારમાં લીન થઇ ત્યાંજ બેસી રહ્યો. સવારે શેઠને મળી ચાલુ વર્ષનો પગાર અગાઉથી આપવા વિનંતી કરૂં ! દિવાળીને ૭ માસ છે અને કદાપિ શેઠ પૈસા આપવા ના પાડે તો ? તે પાંચ રૂપિયા પણ આપે તેવા નથી તો પાંચસોની તો આશા ક્યાંથી રખાય ! પરમ દિવસેજ પેલા મગને સોનાની કંઠી મૂકી રૂપિયા આપ્યા તે પણ તેણે આપ્યા નહિ તો મને માત્ર વિશ્વાસપર કેવી રીતે આપશે ! ! મારી પાસે તો ઘરેણું પણ નથી. ડૉક્ટરને થાપ આપીએ તો ! રૂપિયા તૈયાર છે કહી ઑપરેશન કરાવીએ ને પછી રામ રામ ! ! પણ તેમ બનવું તદ્દન અસંભવિત છે. તેઓ ચોચેલા હોય છે. પહેલા રૂપિયા હાથમાં પકડયા શિવાય ઑપરેશન કરે નહિ તો પંચાત પડે. રૂપિયા તો અવશ્ય જોઇએજ. આવી ગંજાવર રકમ ક્યાંથી લાવું ? શેઠે મારા કામની કદર કરી યોગ્ય પગાર આપ્યો હોત તો મારી આર્થિક સ્થિતિ આવી અધમ નહોત. મારો બાળક ઔષધ વિના મૃત્યુ શય્યાપર પડી ન રહેત. નિમકહલાલીથી નોકરી કરવાનું ફળ ! ! શાબાસ ! શેઠજી ! તેમને બંગલે જઇ તેમને સઘળી હકિકત કહી મારી સારી નોકરીના બદલામાં રૂપિયા પાંચસોની માગણી કરૂં ! ન આપે તો નોકરી છોડી દઉં ! પરમ દિનથી વેપારમાં બેંચ પકડ કરી તેમને બે હજારનો ફાયદો કરી આપ્યો છે તે પેટે પાંચસો માગું તો ! પણ શેઠ તો આજ બપોરે અમદાવાદ જવાના હતા. હવે કરવું શું ? તે પ્રામાણિક પણ ચોરી ન કરવાના નિશ્ચય ઉપર આવ્યો. જોડેની ખોલીમાં જઇ પુત્રની સ્થિતિ જોતાં તેને ઘણી ગંભીર લાગી. પિતાને જોઇ પુત્રે ક્ષીણ સ્વરે કહ્યુંઃ—

"પિતાજી ! મારાથી દુઃખ સહન થતું નથી. કંઇ ઔષધ ન હોય તો મને વિષ આપી મરવા દો. મારાથી વેદના સહન થતી નથી."

થઇ ચુકયું. છગનલાલના અંતઃકરણમાં તુમલ યુદ્ધ શરૂ થયુ. તેનાથી તેનું દુઃખ જોઇ શકાયું નહિ. પુત્ર પ્રેમે આખરે તેના અડગ નિશ્ચયને શિથિલ કર્યો. તેણે ચોરી કરવા નિશ્ચય કર્યો. સવારે હોંશિયાર ડૉકટરને બોલાવી ઑપરેશન કરાવી પુત્રને વ્યાધિ–મુક્ત કરવાનો તેણે નિશ્ચય કર્યો.

છગનલાલે કૃષ્ણલાલ ડૉકટરને ઘેર જઈ પોતાના પુત્રને ઑપરેશન કરવા જણાવ્યું. ડૉકટરે ટેલીફોનમાં મિ. બ્રાઉનને પૂછી કહ્યું—બ્રાઉને પહેલાં તો તમારે ઘેર આવી ઑપરેશન કરવા ના પાડી પણ સીરીઅસ કેસ અને ભારી ફીને લીધે તેણે હા પાડી છે. પરમ દિવસે અગીઆર વાગે ઑપરેશન કરશે. કાલે હું તમારે ઘેર આવી સર્વ વ્યવસ્થા કરીશ. રૂપિયા પરમ દિવસે સવારે તૈયાર રાખજો ! ઠીક ગુડ નાઇટ !"

રાત્રે છગનલાલને જરા પણ ઉંઘ આવી નહિ. વીશ વર્ષે સત્યનિષ્ઠાથી ચાલી આ વયે ચોરી કરી જેલયાત્રા કરવી તે કરતાં મૃત્યુ હજાર દરજ્જે શ્રેષ્ટ છે ! પુત્ર મરી જાય તોપણ શું ? પણ હવે કરવું શું ? યુરોપીઅન ડૉક્ટર સાથે સઘળું નક્કી થઇ ગયું હતું. હવે ના પાડું તો મારો કોઇ ભરોંસો કરે નહિ–મારી ફજેતી થાય. આખરે તેણે શેઠની તીજોરીમાંથી રૂપિયા લેવાનો નિશ્ચય કાયમ રાખ્યો. સવારે આઠ વાગે કૃષ્ણલાલ ડૉક્ટરે આવી ઓરડી બરાબર સાફ કરવા કહ્યું. મિ. બ્રાઉન–નર્સ અને પોતાની મળી રૂપિયા છસો ફી થશે તે પણ સાથે સાથે જણાવી દીધું કામ સોળ આના થશે તેની પણ ખાત્રિ આપી. ઑપરેશન કર્યા પછી સાત દિવસમાં પુત્ર નિરોગી થવાની પણ ખાત્રિ આપી. છગનલાલે મુગે મ્હોંએ સઘળું સાંભળ્યા કર્યું રોજના વખતે તે દુકાને ગયો. શેઠ અમદાવાદથી પાછા આવ્યા નહોતા તેથી તેમનો પુત્ર રતિલાલ દુકાને આવ્યો. પિતાની ગેરહાજરીથી દુકાનમાં આજ તેનું સામ્રાજ્ય હતું. તેને જુગાર રમવાનો છંદ પડ્યો નહોતો. પિતાજી ન હોવાથી દુકાનમાં આવી તેણે મુનીમ પાસે સો રૂપિયાની માગણી કરી. છગનલાલે શેઠના હુકમ પ્રમાણે પચીસ રૂપિયા રતિલાલને આપ્યા. તેના ગયા પછી છગનલાલે તીજોરીમાંથી રૂપિયા છસોની નોટો લઇ ખીસામાં મુકી અને દરરોજના નિયમ પ્રમાણે નવ વાગે ઘેર ગયો.

પત્નીને નોટોનું બંડલ જોઇ હર્ષ થયો; પણ તે ઝાઝીવાર ટક્યો નહિ. ઑપરેશનથી પુત્ર તો સારો થશે પણ સવારે તીજોરીમાંથી રૂપિયા ગયા જાણી પોતાના પતિને જેલમાં મોકલશે તો ! પતિને મુંબાઈ છોડી નાસી જવાનું પણ તેણે સુચવ્યું.

" પુત્રના જીવનના બદલામાં ચાર પાંચ વર્ષના કેદખાનાની શિક્ષાનો શો હિસાબ છે ? " છગનલાલે કહ્યું.

જેમ તેમ કરી પતિપત્નીએ રાત કાઢી અને સવારમાં દુકાને ગયો. રામનારાયણ શેઠ તીજોરી ઉઘાડી તેની પાસે બેઠા હતા. પોતાનું કૃત્ય તેમના જાણવામાં આવ્યું હશે ધારી તે બીતો બીતો પોતાની જગાએ જઇ બેઠો. શેઠની મુદ્રા પણ આજ તેને ભયંકર ભાસતી હતી. તેમણે છગનલાલને બેંકમાંથી એક ચેક વટાવી લાવવા મોકલ્યો. દશ વાગ્યા હતા અને આ પ્રમાણે અનાયાસે પેઢી જવાની તક મળવાથી તેણે પરમાત્માનો ઉપકાર માન્યો. શેઠ જરા આધાપાછા થાય કે તેને એમ લાગતું કે રખેને તે પોલિસને બોલાવતા હોય !

૪

સાડાદશ વાગે છગનલાલ દુકાનમાથી બહાર નીકળ્યો. બેંકમાં જવાને બદલે ઘેર જઇ પુત્રના ઑપરેશન વખતે હાજર રહેવાને તે અત્યંત ઉત્સુક હોવાથી તે ઘર તરફ ચાલ્યો. કૃષ્ણલાલ ડૉક્ટર અને નર્સ આવ્યાં હતાં અને આપરેશનમાં જોઇતી સામગ્રી તૈયાર કરતાં હતા. થોડીવારમાં મિ. બ્રાઉનની મોટર આવી પહોંચી.

ઑપરેશન કરવાની શરૂઆત થઇ પતિ પત્નીને ઑપરેશન–રૂમમાં આવવાની રજા નહોતી. બન્ને જણ ઓસરીમાં ઉભા રહી પરમેશ્વરની પ્રાર્થના કરતાં હતાં.

ડૉક્ટર હાથ ધોઇ બહાર આવ્યા એટલે કૃષ્ણલાલે છગનલાલને બોલાવ્યા. તેમણે [illegible]માં કહ્યું 'Operation is Successful. Within a week your child will be alright' ( ચાદકામ નિર્વિઘ્ને થયું છે, તમારો પુત્ર એક અઠવાડીયામાં સાજ

થશે ). છગનલાલે ડૉક્ટરનો આભાર માની નોટો ગણી આપવા માંડી. નોટો ગણતાં ગણતાં છગનલાલને તે કેવી રીતે મેળવી છે તે યાદ આવવાથી રડવું આવ્યું. ડૉક્ટરને આશ્ચર્ય લાગ્યું. કૃષ્ણલાલે મિ. બ્રાઉનને બધી હકિકત કહી વધારામાં કહ્યું કે ઑપરેશનની ફીના બદલામાં તેને બે વર્ષ વિના પગારે નોકરી કરવી પડશે.

ડૉ. બ્રાઉનનું હૃદય દ્રવિત થયું. તેમણે કહ્યું —

"હું અંહી આવવા નીકળ્યો તેવામાં વિલાયતથી મારા પુત્રની માંદગીનો તાર મને મળ્યો. ઑપરેશન કરવાથી તેને સંપૂર્ણ આરામ થવાની ખબર પણ તેમાં હતી. મારા પુત્રના આરોગ્ય થવાની ખુશાલીમાં હું તારી પાસેથી કોઇ પણ ફી લેવા માગતો નથી. છગનલાલ આભાર માને તે પહેલાં તો તે એકદમ સાહેબજી કરી મોટરમાં બેસી હંકારી ગયા.

* * * * *

બીજા સવારે છગનલાલ દુકાને ગયો. શેઠ નહોતા એટલે તીજોરી ઉઘાડી છસો રૂપિયાની નોટો પાછી મૂકી દીધી.

* * * * *

"આજ આ શું નાટક આરભ્યું છે?" છગનલાલને બે હાથ જોડી પોતાની સમક્ષ ઉભેલો જોઇ શેઠે કહ્યું. "દુકાને મોડા આવવા માટે ક્ષમા માગવાની જરૂર નથી."

છગનલાલ કંઇ પણ પ્રત્યુતર ન આપતાં રોઈ ગયો.

રામનારાયણ—આ શું?

છગનલાલ—શ......શે..ઠ મેં નોટો ચોરી હતી.

રામનારાયણ—હેં! તેં ચોરી? જૂઠ્ઠ! તદન ખોટી વાત!

છગનલાલ—આપ તો દયાના સાગર છો. મેં કાલે ચોરી કરી હતી અને આજ પાછી પણ મૂકી દીધી.

રામનારાયણ—સવારે નોટો નહોતી. હાલ તીજોરીમાં છે, પણ તારા હાથે ચો....

છગનલાલ—હા. શેઠજી! હુંજ ચોર મોરે ઘણી ભીડ હતી.

રામનારાયણ—મેં તો તે રતિલાલનું પરાક્રમ માન્યું હતું.

અમદાવાદથી પાછા આવતા તીજોરીની કુંચીઓ ટેબલપર પડેલી મેં જોઇ. મને લાગ્યું કે કુંચીઓ હાથમાં આવવાથી તેણે નોટો લીધી હશે.

છગનલાલ—હુંજ આપનો ચોર છું. યોગ્ય શિક્ષા સહન કરવા સેવક તૈયાર છે.

કેવા સંજોગોમાં રૂપિયા લીધા હતા તે સઘળું છગનલાલે શેઠને કહ્યું.

"પુત્રપ્રેમથી હું ચોરીનો ઢાંક પીછોડો કરવા તૈયાર થયો હતો. તો તું પુત્રપ્રેમને લીધે-તેને વ્યાધિ મુક્ત કરી નવ જીવન અર્પવાને માટે ચોરી કરે તે ક્ષંતવ્ય છે. ડૉક્ટરની ફીના રૂપિયા તારી પાસે નહોતા તેમા તારો નહિ પણ મારોજ દોષ છે. મારા અપરાધની શિક્ષા એજ કે આજથી તારો પગાર હું વાર્ષિક હજાર રૂપિયા કરી આપુ છુ અને આ છસો રૂપિયાની નોટો તારા પુત્રને ભેટ આપુ છુ.

શેઠની ઉદારતાથી છગનલાલને હર્ષનાં આસુ આવ્યાં પતિ-પત્ની અને તેમનો પુત્ર આનંદમાં દિવસો વ્યતિત કરવા લાગ્યા.*

---

* મરાઠી પરથી ફેરફાર સાથે

# ગૃહધર્મ.

## જગત મિથ્યા છે?

( એક સંવાદ. )

લેખક—પ્રાગજી ચકુભાઈ દેસાઈ—ફીનિક્સ ( નાતાલ )

**પત્ની**—ક્યા વિચારના પ્રદેશમાં આજ ભમો છો, નાથ? આપનું મુખકમળ કેમ કરમાએલું લાગે છે? મધુરી મારી સાહેલી "શાન્તિ" સ્વામીને તજી આજે ક્યાં ભગે છે?

**પતિ**—પ્રિય! અંતરનાં ઉંડાણમાં નિર્ભય પ્રવેશ કરવાનો તારો હક છે તેમાં એક ડુબકી માર અને તારી મેળેજ શોધી લે કે તારી મધુરી સાહેલી "શાંતિ" ક્યાં ઉડી ગઇ છે?

**પત્ની**—ત્યારે, તે ઉંડાણમાં પ્રવેશ કરાવો, નાથ, કારણ હું એકલી અબળા ભુલી ભટકું છું. તેને શુદ્ધ માર્ગ એ તે અભિલાષાથી તો આ દેહરૂપી નાવ આપના કરમાં મુકી ધર્મપત્ની થઇ પ્રભુના દ્વાર પાસે પહોંચવાનો માર્ગ—વિશુદ્ધ સ્નેહ—તેનું દર્શન આપે કરાવ્યું. મારા જીવનને જાગ્રતિ આપી, રસમય બનાવી તેને સ્ફુરાવ્યું. દિવ્ય ચૈતન્ય આપ્યું. હવે તો હું એ વિશુદ્ધ સ્નેહમાં નિર્ભય બની આપની સાથે સર્વત્ર વિચરૂં છું. પણ નાથ, મારા પ્રશ્નનો ઉત્તર આપો શા વિચારે આજે પડ્યા છો?

**પતિ**—પ્રિયા! આજે કાંઇક નિરાશા ઉપજી હતી.

**પત્ની**—કવિએ તો ગાયું છે કે "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."

**પતિ**—કવિતા કથનમાં કઇંજ કચાશ નથી. તેમાં તો ડહાપણ અને સત્ય હોય છેજ. નિરાશામાં પડેલો પુરૂષ આશા બાંધી ધીર થઇ પાછો ઉઠે છે.

**પત્ની**—આપને ધીર અને ધીર પુરૂષ સમજીને તો હું આપનું રમકડું બની ગઇ છું. એ રમકડાની પ્રિય મૂર્તિ ભાંગશો નહિ, નાથ!

**પતિ**—એ રમકડાથી તો આ જીવનમાં આનંદનો સંચાર થયો છે, એનાથી પ્રભુની મૂર્તિને સ્મૃતિમાં રાખવાનું સદા ભાન રહેતું આવ્યું છે. અને તેના પાસે પહોંચવાનું સાધન માત્ર મારી પાસેનું એ રમકડુંજ છે. તેને હું કેમ ભાંગીશ? પ્રિય આજે તો તેને હૃદયમાં વિષાદ થઇ આવી આખું જગત્ મિથ્યા ભાસ્યું!

**પત્ની**—જગત્ મિથ્યા ભાસ્યું આપને? શું બોલો છો, પ્રાણ?

**પતિ**—હા, પ્રિય! મને મિથ્યાજ ભાસ્યું. સુંદર લાગતી આ તારી મારી સુકુમાર કાયા પણ એક દિવસ તો ચિતામાં પ્રવેશ કરશેજ. આપણે આ જગત્‌રૂપી જાળમાં આવી ફસેલા છીએ. ચિતામાં દાખલ થવું પડશે તેની ચિંતા આજથી થાય છે.

**પત્ની**—નાથ! મૃત્યુ, વહાલું મૃત્યુ, આપણાં દ્વાર ઉપર આવી ધીરે રહીને દ્વારની સાંકળ ખખડાવશે ત્યારે આપણે બન્ને તેનો સ્નેહપૂર્વક સત્કાર કરવા સામે જઇશું.

એની મરજીમાં આવે તેને પ્રથમ લઈ જાય, એમ નિર્ણય કરીને હું ઉચરીશ. વિખુટાં પડવાનું આવશે તો પ્રભુની ઇચ્છાને આધિન થઈશ. પરંતુ એક-વસ્તુ પ્રભુ પાસે માગું છું. અને તેની યાચના તો મહાકાળ પાસે પણ કરીશ અને તે એજ કે જીવનના અપૂર્વ સ્નેહને ન સુકાવીએ—આપની પાસે ભુલેલો પાઠ હું કદિ નહિ ભૂલું પણ નાથ! આપે જગતને મિથ્યા કેમ કહ્યું.?

પતિ—પ્રિયા! આ દેહલતા એકવાર કરમાવાની છે તો પછી આ બધા જગતની પ્રવૃત્તિઓ શાને માટે?

પત્ની—પ્રાણ, મૃત્યુની સામે નિર્ભય ઉભવાને પણ પ્રવૃત્તિની તો જરૂરજ છે. કર્મવીર થવા પ્રયત્ન કરશો તો જગતની સુંદરતા કેમ જોઈ શકશો?

પતિ—આ અસાર સંસારમાં સુંદરતા શી જોઇ છે તે—અને તે પણ શાને માટે!

પત્ની—નાથ! જાણી બુઝીને આવો પ્રશ્ન તે શું કરવા પૂછતા હશો? આપેજ વારવાર કહ્યું છે તેમ આ જગત પ્રભુની પુષ્પવાટિકા છે. તેમાંનાં સુકર્તવ્ય-પુષ્પો તે પ્રેમજળ સિંચવા હું માળણ બનીશ. પુષ્પો-ફળો આપતા સુધી તે કલ્પતરૂઓની આપ માળા બની સંભાળ રાખો, સ્વામી! તેમાંથી ઉતરતાં પુષ્પોની ત્રણ માળાઓ ગુંથી એક મારા પ્રિયતમ પ્રાણીના કંઠમાં આરોપીશ બીજી વાડીના માલીક પ્રભુને પ્રેમથી પહેરાવીશ, નાથ. અને ત્રીજી સકળ જગતનાં ભાનુઓને હું અર્પીશ જગત અને જીવન વાડીનાં સુંદર ફળફુલો સર્વત્ર સોહાય—એ કરતા બીજી વધારે સુન્દરતા આપને કઈ જોઈએ, મારા પ્રાણ?

પતિ—તું ખરૂં કહે છે, પ્રિય! મારૂં હૃદય નમ્ર બનતું જાય છે સંસારની સુંદરતાનું ચિત્ર હજી કંઈક અપૂર્ણ છે. પ્રીયે! તેમાં પૂર્ણતા ન લાવે?

પત્ની—પૂર્ણતા તો માત્ર એક પ્રભુમાંજ છે. આપણે પણ પૂર્ણ ક્યાં છીએ!

પતિ—સત્ય છે પ્રિય! પરંતુ પુરૂષ પ્રયત્ન કરવો એ શુ ધર્મ નથી?

પત્ની—નાથ! પણ હું તો સ્ત્રી છું. હું પુરૂષ-પ્રયત્ન કેમ કરી શકું?

પતિ—અરે, ભુલ્યો, શબ્દથી બાધતા તને ઠીક આવડે છે. પુરૂષ પ્રયત્ન નહિ તો પછી સ્ત્રી-પ્રયત્ન કર.

પત્ની—"સ્ત્રી-પ્રયત્ન" એવો શબ્દ તો ક્યાય સાંભળવામાં આવ્યો નથી.

પતિ—એ શબ્દ ભલે નવો હોય તથાપિ મને તો એમાં જગતની સઘળી ઉત્તમ મદુતા, દિવ્યતા, રસિકતા અને સુંદરતા લાગે છે માટે સ્ત્રી-પ્રયત્ન કર, પ્રિય!

પત્ની—જગતનાં સર્વ જનોને આપે બધુત્વ ભાવથી જોવાં, જગતની સર્વ સ્ત્રીઓને બ્હેને ભગિનીઓ ગણી ચાલવુ જીવનનો આ એક ઉદ્દેશ આપે શીખવેલો છે. પુરૂષ પ્રયત્ન કે સ્ત્રી પ્રયત્ન—બન્નેમાથી વધુ સુન્દર શું છે ?—એજ કહેવાદો આપણે "દંપતી પ્રયત્ન."

પતિ—પ્રીયે! ભલે મારૂં શીખવેલું હોય પણ મારૂં હૃદય અત્યારે વિષાદગ્રસ્ત છે. જ્ઞાનહીન છે. માટે તું તારા સુન્દર સુરોદથી મને ફરીથી સંભળાવ.

પત્ની—દુઃખી અને દીનની સેવા કરવી. તેમના દુઃખમા ભાગ લેવો વ્હ અને

વડીલનું પુજન કરવું. તેમના અનુભવરૂપી વાણીનું યથોચિત સન્માન કરવું. એવું એવું કંઇક કરવું કે જેથી જગતરૂપી વાડીના માલિક પરમાત્મા પ્રભુને રીઝની શકાય અને જનનિ સ્વરૂપ માતૃભૂમિની સેવામાં જીવનમાં સંગ્રહેલી સર્વ સમૃદ્ધિઓને સમર્પવી.

પતિ—મારી પાસે એવું એવું કાંઇક કરાવીશ તો પછી ફરી કોઇવાર સ્ત્રી સ્વભાવ પ્રમાણે પાછી તું મારી સામે બીજી ફરીયાદો ન કરીશ. માતૃભૂમિની સેવા ખાતર આપણું જે કંઇ હોયતો સર્વસ્વનું દાન કરવું એજ તારી વૃત્તિ છે ને?

**પત્ની**—હા, નાથ, એજ મારી માગણી જે પુણ્ય ભૂમિની મિટ્ટીથી આપની તેમજ મારી કાયા બંધાએલી છે તે જનનિ ભૂમિની સેવા અર્થે આપણું સર્વસ્વ તો શું પરંતુ આ દેહનું પણ બલિદાન અપાતું હોય તો તે તુચ્છ છે. એ ભારત માતાની સેવા કરવી અને સહુ ભારત નિવાસીનું સુખ ઇચ્છવું. તેઓ કેમ સુખી થાય એવું એવું કાંઇ કરવું—એજ આપણો પરમ " દંપતી ધર્મ " છે.

**પતિ**—ભારત વાસીઓ દુઃખી છે એમ તું શા ઉપરથી કહે છે?

**પત્ની**—નાથ, આજે તો તમે બરાબર મારી પરીક્ષા લેવાજ બેઠા છો. આપ પુછો છો કે ભારતવાસી દુઃખી છે એમ શા ઉપરથી હું જાણું છું?—આપણી દૃષ્ટિ સમક્ષ જોઇએ છીએ કે ભારતવાસીઓ દીન અને દુઃખી છે. દુષ્કાળ અને મરકીના તેઓ ભોગ બની રહેલા છે. અસંખ્ય ભારતવાસીઓ પેટ પુરતું ખાવું શું તે જાણતા નથી. આ બધું તો આપ પોતેજ મને વાંચી સંભળાવતા અને ન ભુલવાનું કહેતા.

**પતિ**—ખરું, પરંતુ તેમની સેવા તું કયે રસ્તે કરવા ધારે છે?

**પત્ની**—નાથ! આપ કહેતા હતા કે તેઓનાં જેવાં દુઃખો તેમના સાથે રહી ભોગવવા આપણે તૈયાર રહેવું, તેમનાં સુખને કાજે આપણી સર્વ સમૃદ્ધિ વાપરવી. આપણાં મોજ અને વૈભવને જેમ બને તેમ ઓછાં કરવાં. દીન અને દુઃખીની જોડેજ પ્રભુનો નિવાસ છે. દીન ભારતવાસીઓ જોડે દીન બની આપણે પ્રભુને ખોળશું. તેની શોધમાં જીવનમાં જે કંઈ છે તે સર્વ ખર્ચી નાંખીશું.

**પતિ**—પ્રિયે! આવો ઉત્સાહ સદા રહેશે કે—ભૂખ—થાક—તૃષાથી કંટાળાશ તો નહિ?

**પત્ની**—નાથ! કહી તો ઘણુંએ નાંખું છું. પરંતુ બધું કરીશ ક્યારે? મનની રહેલી નબળાઇને લીધે તો કોઇવાર મન અતિ વ્યગ્ર બની વ્યથા પામે છે! કહેવું ઘણું સહેલ છે પરંતુ કરવું અતિ મુશ્કેલ છે!

**પતિ**—ઉત્સાહ ભંગનો કંઇ પણ ન થવું પ્રિય! તારી દેશ ભગિનીઓની સેવાથી જ શરૂઆત કર.

**પત્ની**—નાથ! સ્વદેશની પુત્રીઓનાં દુઃખો કથતાં હૃદય ભરાઇ આવે છે. મારી દેશ ભગિનીઓ બાળવયમાં બાળકપણું સહજ માતાઓ થાય છે. બાળ સમ કરી દૈવયોગે પતિ મૃત્યુ વશ થાય તો જીવન પર્યન્ત વૈધવ્યને પ્રાપ્ત થાય છે. બાળ. વયથી પ્રાપ્ત થએલું વૈધવ્ય પવિત્ર બાળાઓ ન સાચવી શકવાથી પાપ પંકમાં પડે છે. પુરૂષો

એક પત્નીવ્રત નથી પાળતા છતાં બાળ વિધવાઓ પાસે પણ પતિવ્રત પરાણે પળાવે છે! આવા આવા અત્યાચારો આપણી સ્ત્રીઓ સહન કરે છે! આ દુઃખ અને દીન અવસ્થા મારી ભારત ભગિનીઓની છે. મેરામા સજ્જ રહેવું એજ મારૂં મત આજથી નાથ! એ ગ્રંથમાળાનામાં અને એ કર્મક્ષેત્રમા કામ કરવામા આપની સહાયતા એટલુંજ મારે બસ છે. હું થાકું, કંટાળુ કે ગભરાઉં, ત્યારે તમ્હારી ઉત્સાહ-પ્રેરણા એટલીજ મારી યાચના છે.

પતિ—આવું આપણે કરી શકીએ તો તો જગત્ અને જીવનમાં આનંદ દેખાય ખરો.

પત્ની—જગત અને જીવનમાં આપ આનંદ માનો છો એટલે જગત્ મિથ્યા હોવાનો આપને ભાસ થયો તો મિથ્યા હતો. નહિ. નાથ? માટે આપ જે માર્ગે આનંદ માનો છો તેજ ક્રમ કરી આપણે કર્તવ્યપરાયણ થવા પ્રયત્ન કરશુ અને તેમાં પ્રભુની સહાય માગીશું. અસ્તુ.

---

# સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણીના પ્રચારની જરૂર.

## અને તેના પર દેશોત્કર્ષનો મુખ્ય આધાર.

લેખક: રા. રા. વિઠ્ઠલદાસ મુ. શાહ. (બી. એ.)—ભાવનગર.

એ એક સામાન્ય અનુભવની વાત છે કે જ્યાં સુધી દરેક દેશમાં કેળવણીને અનુકૂળ વાતાવરણ રચવામા આવે નહિ ત્યાં સુધી કેળવણી જનસમૂહમાં સંપૂર્ણ અને વિસ્તાર પામી શકે નહિ. આવુ વાતાવરણ રચવાને ઉચ્ચ કેળવણી મજબુત અને ગંભીર પાયા ઉપર હોવી જોઇએ. આ વિચાર દેખીતી રીતે અસત્યાભાસ લાગે છે. પરંતુ તેનાથી એટલું તો સમજાય છે કે જો સ્ત્રી કેળવણીની પ્રગતિ કરવી હોય તો હાલમાં જેની ખરેખર આવશ્યકતા છે તે એ છે કે દેશમાં સુશિક્ષિત નારીઓની મોટી સંખ્યા હોવી જોઇએ. જેઓ શિક્ષિકા તરીકે, માતા તરીકે અથવા વધૂ તરીકે પોતાના પરિચયમાં રહેનારી સ્ત્રીઓ અને કન્યાઓમાં કેળવણી લેવા ઉત્કંઠા જાગ્રત કરે અને એ પ્રમાણે દેશની સ્ત્રીઓમા કેળવણીનો વિસ્તાર કરવામાં મદદ થઇ પડે.

વળી કેળવણી એ એવો વિષય છે કે જેમા માગણી અને માગણી મુજબ પુરૂં પાડવાના ધંધાદારી વિચારો લાગુ પડી શકતા નથી જ્યારે આ દેશમાં અંગ્રેજી શિક્ષણ પ્રથમ દાખલ કરવામાં આવ્યું ત્યારે તેને માટે માગણી કરવામાં આવી ન હતી એ નિ:સંદેહ છે. જો જનસમાજના પ્રત્યેક ગૃહમાં કેળવણીનો સંચાર થાય તોજ આ દેશમા તેમજ પ્રગતિમા પાછળ રહેલા કોઇ પણ દેશમાં તેનો સાત્વિક ઉત્કર્ષ થઇ શકે; અને આ હેતુ સાધવા માટે સુશિક્ષિત ભારત મહિલાઓની સદા વધતી જતી સંખ્યા કરતા અન્ય કોઇ શક્તિ કે સાધન બળવત્તર નથી.

માતાની શરીર સંપત્તિનું ઉચ્ચ ધોરણ, બચ્ચાઓની વધારે સારી માવજત, બાળકોના રોગો અને તેઓની શારીરિક સ્થિતિપર અસરકારક ધ્યાન, આરોગ્યકર સંજોગો

અને ગૃહને લગતી બીજી અગત્યની બાબતો—આ બધા વિષયોમાં સ્ત્રીઓને કેળવણી આપવાની અગત્ય છે. શિક્ષણ પદ્ધતિના બધા પ્રકારમાં, સદાભ્યાસના પ્રશ્નના પરીક્ષણને પુરતું લક્ષ અપાયું નથી, જે પરીક્ષણ અલાભકારી થયું ન હોત. હરીફાઈની પરીક્ષાનો ભાર અને હદ ઉપરાંત માનસિક દબાણ—આપણી શિક્ષણ પદ્ધતિના એ બે દોષો ઉપર ઘટતું ધ્યાન આપવામાં આવ્યું નથી. એ સદાભ્યાસ ચાલુ રાખવામાં આવે તો કન્યાઓની હાજરીથી સમસ્ત જાતિની શારીરિક સંપત્તિ ઉપર થતી પાઠશાળાના જીવનની અસરના ઘણાજ અગત્યના પ્રશ્ન ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર પડશે. કારણ કે એટલું તો કબુલ કરવું જોઈએ કે કન્યાઓના શરીરનું નૈસર્ગિક બંધારણ એવું હોય છે કે તેઓ છોકરાઓ કરતાં હરીફાઈનો શ્રમ સહન કરવાને કંઈક અશક્ત હોય છે. તેથી અગત્યની બાબત તો એજ છે કે બન્નેની શિક્ષણ રીતિ જુદી હોવી જોઈએ. શિક્ષણ હેતુ જુદો હોવો ન જોઈએ.

પ્રાથમિક શિક્ષણ ઉપર આપવામાં આવતું ધ્યાન અને કરવામાં આવતો ખર્ચ પુરતાં થઈ શકે એમ નથી, પણ એટલું તો સ્મરણમાં રાખવું જોઈએ કે પ્રજાકીય ઉદ્ધારના માર્ગ તરફ પ્રગતિનો આધાર ઉચ્ચ કેળવણી ઉપર છે; અને દેશના ઉત્કર્ષ માટે સ્ત્રીઓમાં ઉચ્ચ કેળવણીના પ્રચાર અને તેના યોગ્ય ઉત્તેજનની ખાસ અગત્ય છે. કારણ કે યોગ્યજ કહ્યું છે કે " an abler and more cultured motherhood means a richer nobler manhood " (વધારે સમર્થ વધારે સુશિક્ષિત માતાઓના સન્તાન વધારે શક્તિવાન અને વધારે ઉન્નત થવાના એ નક્કી છે.)

---

# જાપાનમાં સ્ત્રીઓની સ્થિતિ.

(ક્રમેજ ઉપરથી.)

લેખક: રા. રા. મોતીલાલ બાપાલાલ પુરોહિત—જામનગર.

## બાલ્યાવસ્થા.

જાપાનમાં પુત્ર અગર પુત્રીનો જન્મ સરખેજ અંશે ઉત્સવનું કારણ થઈ પડે છે. પુત્ર તેમજ પુત્રીના જન્મ વખતે સગાં સ્નેહીઓને વધામણી મોકલવામાં આવે છે અને સર્વત્ર આનંદ ઉત્સવ થઈ રહે છે. સઘળા સ્નેહીઓ નવા જન્મેલા બાળક માટે કાંઈ કાંઈ ભેટ લાવે છે. સાત દિવસની અંદર બાળકનું નામ પાડવામાં આવે છે. પ્રાય: પિતાજ બાળકનું નામ પાડે છે. તેને માટે કંઈ ખાસ ધાર્મિક ક્રિયા કરવામાં નથી આવતી પરંતુ ઘરમાં મિષ્ટાન્ન રંધાય છે. પુત્રીનું પોતાનું નામ અમુક ચીજો અથવા પુષ્પો પરથી પાડવામાં આવે છે.

બાળપણથીજ પુત્ર તેમજ પુત્રીના પહેરવેશમાં ફેરફાર હોય છે. બાળકીનો રૂમ પીળો અને લાલ હોય છે, પુત્રનો તેથી તદ્દન ભિન્ન હોય છે.

બાળકોને પ્રથમથીજ ગોઠણ વાળીને બેસવાની રીતિ શીખવવામાં આવે છે અને તેમ બેસવાથી તેઓની નસો વધારે મજબુત થાય છે સ્ત્રીઓ શૈશવથી આરભી વૃદ્ધત્વ પર્યંત તેજ ઢબમા બેસે છે છોકરાઓને રમવાના ઓરડામા ટેબલ ખુરશી એવુ કઇ પણ રાખવામા આવતુ નથી જમીનપર જાડી સાદડીઓ માત્ર હોય છે તેને અંગે બાળક પડે, આખડે તો પણ કઇ ઇજા થતી નથી

બાળકને ચાલતા આવડયા પછી ત્હેને ઘરની બહાર જવા દેવામા આવે છે ત્યાંથી બાળકને હમેશા છુટ પહેરાવવામા આવે છે અને તેથી બાળક સ્હેલાઇથી ચાલી શકે છે

## કન્યા.

જાપાનના પ્રત્યેક કુટુમ્બમા પુત્રી એ આનદના કેન્દ્રરૂપ છે સૌ કોઈ ત્હેને ચ્હાય છે અને માવિત્ર શિવાય અન્ય કુટુમ્બિઓ ત્હેને ચ્હડવત કરે છે સર્વ પુત્રીઓપર સમાન ભાવ અને પ્રીતિ રાખવામા આવે છે બાલપણમાથી તે છેક વિવાહપર્યંત જો કે સૌ કોઇ પુત્રીને ચ્હાય છે પરતુ પુત્રી પોતાની ફરજો નથી અદા કરતી એવુ કઇ નથી તે પોતાનુ સર્વ બહુજ સારી રીતે કર્યા કરે છે ગૃહ-કાર્ય ઉપરાત ગૃહિણી તેમજ માતાતરીકેનુ સર્વ કાર્ય ત્હેણે શીખવુ પડે છે પુસ્તકનુ જ્ઞાન પણ કન્યા મેળવે છે; તેમા પણ ગણિત તો મુખ્યત્વે કરીને જરૂરી ગણાય છે ગૃહનુ અમુક કામ કન્યાએ કરવુ જોઇએ—જેમકે અગ્નિથી માટે ન્હા તૈયાર કરવી, પથારીઓ ઉપાડવી, ઝાડુ કાઢવુ, ઘર સાફ કરવુ, વાસણ માજવાં વિગેરે સવારનો નાસ્તો તૈયાર કરવો, રગાણીઓ ગોઠવવી, સાફ કરવી, બજારથી કઇ પણ લઇ આવવુ અગર ઘર આગળ વેચાવા આવી હોય તે ચીજ લેવી—એ સર્વ કામ લગભગ ઘણા કુટુમ્બોમા કન્યાઓએજ કરવુ પડે છે ત્યારબાદ એટલે ગૃહકાર્ય સપૂર્ણ થતા ને સ્વસ્થ ચિત્તે સીવવા, ભરવાનુ કામ કરે છે કે જેની જાપાનમા ખાસ આવશ્યકતા છે, તેમજ અભ્યાસ પણ કરે છે

કન્યા જેમ જેમ મ્હોટી થતી જાય છે તેમ તેમ ત્હેનું જીવન સુખમય અને રમ્ય બનતું જાય છે તોપણ ત્હેનું જીવન કોઇપણ પ્રકારે સ્વચ્છદી તો થઇ શકતું જ નથી. તેનાથી અમુક મર્યાદાઓનું ઉલ્લઘન થઇ શકતુંજ નથી તે ઉપરાંત ન્હાનપણથી તે વૃદ્ધત્વ પર્યન્ત સદૈવ સ્ત્રીઓએ પુરૂષોના તાબામાં રહેવું પડે છે વળી પ્રથમથીજ તેઓની પદવી પણ બહુ ઉચ્ચ નથી પણ જેમ જેમ શારીરિક સ્વચ્છતા અને સુઘડતા વધારે અંગે રાખવામાં આવે છે, વર્તન જેમ જેમ વધારે આકર્ષક તેમજ આનંદિત બનતું જાય છે તેમ તેમ, ત્હેની પદવી પણ વધારે ઉચ્ચ અને માનવતી બનતી જાય છે

ખેડુતોની કન્યાને ઘર બહાર ખેતરોમા કામ કરવા જવુ પડે છે. બાકી તો બીજી કન્યાઓ ઘરનુંજ કામ કરે છે છોકરાઓ પેઠે છોકરીઓ અમુક કામ-ધધો કરવા જઇ શક્તી નથી. સ્ત્રી ગુજરાન માટે પિતા, પુત્ર અગર પતિ ઉપરજ હમેશા આધાર રાખે છે જાપાનની સ્ત્રીઓ ખાસ કરીને આત્મ-સયમમાં વધારે દરજ્જે ટકેવાઇ રહે છે મનોબળનો ગુણ સ્ત્રીઓ માટે ખાસ આવશ્યક ગણાય છે. એ આત્મ-સયમ ક્રોધની, શોકની અગર વ્યાધિની અમુક લાગણીઓ સતાડવામાં નહિ પણ દુ:ખના સમયમાં ઉલ્લાસિત અને હૃદયાકર્ષક વર્તણુક રાખવામાં સમાયેલુ છે ન્હાનપણથીજ બાળકીઓને એ ગુણ શીખવવામા

આવે છે. અને દરેક માવિત્ર પુત્રીઓપાસેથી એજ ગુણની આશા રાખે છે. બાળકીઓએ પોતાનો નહિ પણ બીજાઓનોજ વિચાર કરવો જોઇએ; બીજાઓને સહજ હોય એવાજ ઉદ્ગારો કાઢવા જોઇએ અને લાગણીઓ અદર્શિત કરવી જોઇએ એજ સભ્યતાનું ખરૂં રહસ્ય છે. જાપાનની સ્ત્રીઓ નથી બહુજ શરમાળ તેમજ નથી લેંની તેઓ દરેક કાર્યમાં આગળ પડતો ભાગ, નથી તેઓ બીલકુલ ગર્વિષ્ઠ કે નથી તેઓ દેશની સ્થિતિથી અજ્ઞાત, પણ તેઓ જ્ઞાનમય અને રસમય જીવન ગાળે છે.

## કુમારિકા.

જાપાનનો પ્રખ્યાત લેખક લાફ્કેડીઓના શબ્દોમાં—"દુનિયાના સર્વ દેશોમાં જાપાનની સુંદરી સર્વોત્તમ છે. કુમારિકાઓ સ્કુલો અને કોલેજે જાય છે. તેઓને ઘણું કાર્ય કરવું પડે છે; રકાબીઓ કરવી; ભિન્ન ભિન્ન પ્રકારની રસોઇ શીખવી, બેસતા વર્ષને દિન તૈયાર કરવામાં આવતી મીઠાઇ જાણવી એ સર્વ તેઓએ જાણવું પડે છે અને કરવું પણ પડે છે. તેઓને બહુજ અલ્પ ફુરસદ મળે છે.

કુમારિકાને જો કે અમુક ફરજો બજાવવાની હોય છે તોપણ તે સુખી, સારો અને નિર્દોષ આનંદ અનુભવી શકે છે. કુમારિકા નાટક જોવા પણ જાય છે અને ત્યાંથી દેશના જુના જુના વીરત્વના ઉદાહરણોથી વાકેફ થાય છે. આવી રીતે વફાદારીનો ગુણ પણ ગ્રહણ કરે છે. જાપાનની સ્ત્રીઓ પતિ તરફ, માવિત્ર તરફ, તેમજ અન્ય તરફ કેવું વર્તન રાખવું, અને જાપાનની એક અનુકરણીય રમણી થવા માટે કયા સદ્ગુણની આવશ્યક્તા છે એ સર્વ બાબતથી માહિતગાર થાય છે. આવા સંયોગો વચ્ચે કુમારિકા ઉછરે છે.

જીવનના પ્રાતઃકાળમાંજ કાંઇ શૈશવનો નિર્દોષ આનંદ અંતર્ધાન થઇ જતો નથી. કુમારિકા છોકરાઓ સાથે છૂટ લે છે. વિવાહ લાયક ઉમ્મર થતાં હેનો પિતા કોઇ યોગ્ય યુવાન માણસ સાથે મેળાપ ગોઠવે છે. બન્નેની ઇચ્છા હોય તો જ લગ્નગાંઠથી તેઓ જોડાય છે; નહિંતર તો નહિંજ. બન્નેનો સ્વભાવ મળતો હોય તો જ વિવાહ મુકરર થાય છે. જાપાનની સ્ત્રી પુરૂષવર્ગપર હમેશાં માનની દૃષ્ટિએ જુવે છે. લગભગ ૧૬–૧૭ વર્ષની ઉમ્મરે જાપાનની કુમારિકા સ્કુલ-કોલેજનું સર્વ જ્ઞાન સંપાદન કરી લે છે. કુમારિકા સદા શુદ્ધ તેમજ મધુરભાષિણી રહે છે; આત્મસંયમ સદૈવ જારી રાખે છે અને કાર્યદક્ષ રહે છે. તેઓનો ખાસ વખાણવા લાયક ગુણ એ તેઓનું આજ્ઞાંકિતપણું છે.

કુમારિકા અવસ્થાની પૂર્ણાહુતિ થતાંજ જાપાનની રમણીનો સુખી વખતની અવધિનો અંત આવે છે.

## સ્ત્રી–પત્ની.

લગભગ ૧૬–૧૭ વર્ષની વયે જાપાની કન્યા પરણે છે. વર પસંદગીમાં હેનો મત ખાસ આવશ્યક છે. વિવાહની વિધિ નથી ધાર્મિક કે નથી કાયદેસર. વિવાહ એક જાતનો કન્ટ્રાક્ટ છે. જ્યાં સુધી પતિપત્નીની ઇચ્છા હોય ત્યાં સુધીજ લગ્નસંબંધ ચાલુ રહે છે. પણ કંઇ પણ તકરાર અગર કલહ ઉપસ્થિત થતાં તેઓ છુટાછેડા કરી લે છે.

વિવાહ વરને ઘેર થાય છે. અને વિવાહ વખતે કન્યાને વરને ઘેર લઇ જવામાં આવે છે. પુત્રીને આપવાનાં વસ્ત્રાભૂષણ પણ માવિત્રો કન્યાને તેજ વખતે આપે છે અને

તે ઉપર કન્યાનીજ કુલ સત્તા છે. છુટાછેડા વખતે આ સ્ત્રી-ધન તે પોતાની સાથે લઈ જઇ શકે. વિવાહ વખતે કન્યાવાળા વરના દરેક સગાંને કંઈક કંઈક પણ આપે છે. આગળ લગ્નક્રિયા મધ્યાન્હ સમયે થતી પણ હાલ તે સંધ્યા સમયે થાય છે. લગ્ન સમયે એ પ્યાલામાં દારૂ ભરવામાં આવે છે અને તે પ્યાલા વર કન્યાને આપવામાં આવે છે. આ પ્યાલા તેઓ પીએ છે અને તેનો ગુહ્યાર્થ એ કે પરણેલ જીંદગીનાં સુખ દુઃખમાં સમભાગી થવું. વિવાહ વખતે સર્વ સગાંઓને એક મોટું ખાણું આપવામાં આવે છે. તે વખતે નાચ મુજરા, ગાન તાન વિગેરે કરવામાં આવે છે.

પ્રત્યેક માણસ કમાવાને શક્તિમાન થયા પછીજ પરણે એવો કંઇ પણ પ્રતિબંધ નથી. અમુક અંશે એકત્ર કુટુંબની પ્રથા ત્યાં પણ પ્રચલિત છે. પરણેલ પુત્ર પત્નીસહ પિતાને ત્યાં રહે છે. વિવાહ કાયદાનુસાર કરવા માટે કન્યાનું નામ સરકારી રજીસ્ટરમાં પિતાના ઘરના માણસોમાંથી કાઢી સસરાના ઘરના માણસોની સાથે ઉમેરવામાં આવે છે.

બાળક ઉપર માત્ર પિતાનીજ કુલ સત્તા છે અને તેથી છુટાછેડા વખતે બાળકો તો પિતાની સાથેજ રહે છે. અને સ્ત્રી પોતાના પિતાને ઘેર જાય છે. પુરૂષ ત્રણ ચાર વખત પરણે અથવા કોઇ સ્ત્રી ત્રણ ચાર વખત પરણે તો તે કંઇ શરમ ભરેલું લેખાતું નથી.

## બે બોલ.

દેશનો ઉદય સ્ત્રીઓની ઉન્નતિપર જ આધાર રાખે છે. જાપાનનો ઉદય તેઓમાં સ્ત્રીઓને અપાતા માન અને સત્કારને લીધે હશે એમ કહીએ તો તે અતિશયોક્તિ તો ભાગ્યેજ કહી શકાય. સ્ત્રીઓ પરતંત્રતામાં રહે, કન્યાને માટે " રાડ-પત્થરો " વિગેરે શબ્દો વાપરવામાં આવે, વિધવાઓને નિર્જીવ વસ્તુઓ જેવી લેખવામાં આવે, સ્ત્રીઓ અજ્ઞાનના અંધારા કૂપમાં આથડે ત્યાં સુધી સંસાર કદિપણ સુખમય-આનંદમય-રસમય નહી બનશે. માટે સ્ત્રીઓને ઉન્નત કરવા સોગંદ લ્યો ! તેઓની ઉન્નતિના કાર્યમાં સહાય આપો ! અને પ્રભુ તમારૂં કલ્યાણ કરશે.

---

# ગામડાનું એક સુખી કુટુંબ.

લેખક—રા. રા. પ્રભાશંકર જયશંકર પાઠક-મુંબાઈ.

## કુટુંબિક સુખ એજ ઉત્તમ સુખ છે.

સંસારમાં ખરૂં સુખ તો કુટુંબનું છે. ધનવાન હોય છતાં ઉંચાં ઠેકાણાં વગરનો એકલો હોય તો તેનો આત્મા અંદરથી ખિન્ન રહે છે. વિદ્વાન પણ એકલો હોય તો યુવાવસ્થામાં વખતે, પૈસાની ધૂનમાં, વિદ્વતાના કેફમાં અને સ્વાર્થી ખુશામતીઆના ક્ષણિક સ્નેહમાં કુટુંબની ઉણપ જણાતી નથી પણ તેની જેમ તેમ ઉમ્મર પાકતી જાય, તેમ તેમ કુટુંબના સુખની ઇચ્છા તેને ઉદ્ભવતી જાય છે. મતલબ કે સંસારના અન્ય સર્વ સુખો કુટુંબના સુખ વગર નકામાં છે.

## આજકાલના સુખી કહેવાતા કુટુંબોની સ્થિતિ.

હાલ જેને લોકો સુખી જીંદગી ગણે છે તે તરફ જરા નજર કરીએ. ગામડાનાં

કુટુંબો છોડી શહેરીઓ તરફ વળીએ. ધારો કે એક જુવાન જોડું શહેરમાં રહે છે. પુરૂષ કેળવાયેલ હોવાથી તેને ઑફિસમાં રહેવું પડે છે, ને તે માટે ગજા ઉપરાંત તેને ખર્ચ કરવું પડે છે. તેથી ધનની બાબતથી તેઓ દુઃખી છે. રાત દિવસ વધારે કમાવા તેના મગજમાં અનેક તર્ક વિતર્કો થયાજ કરે છે. એકલા જ હોવાથી મરજી માફક હરવા ફરવાનું વખત મળે છે પણ તેથી સંયુક્ત કુટુંબના લ્હાવા લેવાથી તેઓ વંચિત રહે છે. બે માણસોની રસોઈ કરી જમી પરવાર્યા ને ન્હાનકડા ઘરને સાફસુફ રાખ્યું એટલામાંજ સંસારના સર્વ સુખોનો સમાવેશ થઈ જતો નથી. મધ્યમ વર્ગનું દૃષ્ટાંત લઈએ, તેના કુટુંબને આવક સારી હોવાથી ગૃહસ્થના ડાકમાં સારી રીતે રહી શકે છે પણ આવક-જાવક બાજુ સરખી થઇ રહે છે. વૃદ્ધાવસ્થાને માટે અગર સંતતિની કેળવણી માટે શી વ્યવસ્થા કરવી તેની તેમને મોટી પંચાત થઇ પડે છે. શ્રીમંતોના સુખ સામું જુઓ. તેઓ વખતે વૈભવી જીંદગી ગાળતા હશે પરંતુ સંસારના ખરા સુખોના ભોક્તા તેમાંથી થોડાજ હશે. આજ્ઞાંકિત પતિવ્રતા સ્ત્રી, કેળવાયેલ કુળદીપક પુત્ર, નીતિને માર્ગેજ પૈસાની આવક, આરોગ્ય-આ બધા સુખો એ વૈભવી શ્રીમંતોમાંના ઘણા થોડાજ ભોગવતા હશે એવી ઉંડા ઉતરી તપાસી જોવાથી ખાત્રી થાય છે.

## કુટુંબનું સુખ કેવું હોઇ શકે ?

લાઇબ્રેરીનો હોય, ઉમ્મર મોટી હોય, પુત્રપૌત્રાદિક કિલકિલાટ કરી ઘરને ગાજતી મુકતા હોય, આંગણે દુઝાણું ( દુધ દેતી ગાય કે ભેંસ ) હોય, ઘરમાં સવારમાં વલોણાના ધમકારા થતા હોય, જુવાન પુત્રવધૂઓ ઘરમાં મર્યાદાસર છૂટથી આનંદમાં રહેતી હોય, જ્યાં વડિલોના યોગ્ય સન્માન પળાતાં હોય એવા કુટુંબનેજ સુખી કુટુંબ કહી શકાય. બધા પરથી કંટાળેલા ઘેર આવતાં નાના બાળકો કાલું કાલું બોલી ખોળામાં આવી પડે છે ત્યારે થાક ક્યાંઇ નાશી જાય છે ને કેવી સુખી જીંદગીનો ભાસ થાય છે ! ! ઘરમાં દુધ દહીં છાશ વિગેરેનો છુટથી ઉપયોગ થતો હોવાથી છોકરા કેવાં નિરોગી હોય છે ? ચાહ જેવી વિનાશકારી વસ્તુના ભોગીઓ છાશ જેવી આરોગ્યવર્ધક ચીજને વખતે તિરસ્કારશે. પણ જ્યાં સુધી તેના ગુણની તેમને ખબર નથી ત્યાં સુધીજ.

## ગામડાનું એક સુખી કુટુંબ.

આવું એક સુખી કુટુંબ કાઠીઆવાડના શત્રુંજય પર્વતની તળેટીમાં નદીને કાંઠે આવેલા એક ગામડામાં મેં જોયું છે શોધતા એવાં અને એથી વધારે સુખી કુટુંબો પણ મળી આવી શકે. પરંતુ આ તો ફક્ત દૃષ્ટાંત ખાતેજ મુકું છું. તે એક બ્રાહ્મણનું કુટુંબ છે. એકજ ફળીયામાં ચારે બાજુ ઘરના લાઇનબંધ ઓરડા છે. ને વચમાં ઠાકરનું દેવળ છે. દેવળને પડખે જરા આવતા મુસાફરોને રાતવાસો કરવા એક જુદી ઓરડી પણ છે. એક બાજુ ઢોરોને બાંધવાની જગા છે. તેની પછવાડે વાડો છે. બે ત્રણ પેઢી પછી એકજ વંશજો જુદા જુદા ઓરડામાં પોતાનાં પેટાકુટુંબો લઈ જુદા રસોઇ કરી જમે છે. આવા બહોળા કુટુંબને એકજ ચુલે રાંધી ખાવું એ અશક્ય હોવાથી દરેક નાના કુટુંબની આમ જુદી રસોઇ કરવાની રીત કેટલેક દરજ્જે પ્રશંસનીય પણ છે. ધંધો રોજગાર બધાનો

સાથેજ ચાલતો હોવાથી આમ જુદી રસોઈ કરવા માત્રથીજ જુદાઇ આવી ગઇ છે એમ માનવા કારણ નથી ઉત્તમ ધંધો ખેતીનો છે તે તેઓ બ્રાહ્મણ છતાં મજુર રાખી કરાવે છે તથા મધ્યમ જે વ્યાપાર તે પોતે જાતે ચલાવે છે કનિષ્ઠ ચાકરી હજુ કોઇએ ગ્રહણ કરીજ નથી. કુટુંબનો મુખ્ય પુરૂષ ગામનું મુખીપણું કરે છે. આથી તે કુટુંબ આખા ગામમાં સારી રીતે પ્રતિષ્ઠિત ગણાય છે ફળીયામાં રમતાં છોકરાં બાલસ્વભાવ પ્રમાણે કદિ લડે તો મોટા તેનું ઉપરાણું લઈ લડી પડતાં નથી. હમેશ દળવા ચલાવવાનું હોવાથી સ્ત્રીઓ વહેલી ઉઠે છે તે ક્રમથી પરવારી વાસીદું વાળી નાહી ધોઇ નદીએથી પાણી ભરી આવે છે પછી રાંધી સૌને જમાડી કાંઇ ખાંડવું ભરડવું હોય તો તે કરે છે, અગર ખેતરમાં કાંઈ કામે કાજે જાય છે સાંજે આવી બધી પરવારી નાની મોટી સૌ સ્ત્રીઓ ટોળે મળી ગીતો ગાય છે, વાર્તાઓ કહે છે કે અમસ્થી વાતો કરે છે. પુરૂષવર્ગ પણ આખો દિવસ ધંધામાં મચ્યોજ રહે છે અમુક જણ દુકાન બાબતની, અમુક જણ ખેતર તરફની, અને અમુક મુખી તરીકે પટલાઇની સંભાળ રાખે છે આ પ્રમાણે કામ વહેંચી લીધેલાં છતાં દરેક જણ એક બીજાને મદદ કરવા બંધાયેલા છે. વળી જુવાન છોકરા સૌને સામટી મદદ આપતા રહે છે કોઇ કારણસર પુરૂષો તેમને ધમકાવે તો તેથી તેમના માનનો ભંગ થઇ જતો નથી વડિલોની આમન્યા રાખવી એ તેઓ પોતાનો એક ધર્મ સમજે છે, છતાં પણ કેટલીક વખત મોટાઓને એ છોકરાની મરજી સાચવવી પડે છે કારણ કે જરા પણ છુટ દીધા વગર કેવળ અંકુશમાં જ રાખવાથી છોકરાના મનપર ખરાબ અસર થાય છે એમ આ વગર કેળવાયેલા ગ્રામ્ય વડિલો સમજતા જણાય છે પુરૂષોના દિલ ઉદાર હોય છે. કોઇ વધારે ઓછું કામ કરે, વધારે ઓછી આવડતવાળો હોય ને તેથી વખતે કામમાં ન્યૂનાધિક થાય તો દરગુજર કરાય છે બૈરાંની તકરારોમાં પુરૂષો ભાગ લેતા નથી. બૈરાં લડી પાછાં ઘડીમાં જ એકઠાં થઈ જાય છે. કાંઇ મોટું કામ કરવાનું આવે ત્યારે વગર બોલાવ્યે તેઓ એક બીજાને મદદ કરવા મંડી જાય છે મેમાનગીરી તો કાઠીયાવાડનીજ. ગમે તે મેમાન આવે પણ અહીં ઘણા સ્નેહભાવથી તેની ખાસ બરદાસ થાય છે સગાની વાત તો બાજુપર રહી પણ કોઇ ત્રાહિત આગન્તુક આવે તો તેને પણ રહેવા જમવાની સોઇ કરી આપવામાં આવે છે ગામડાની હવા, સાંજ સવાર ખેતરમાં કામે જવું પડે, અને ઘેર પણ શારીરિક વ્યાયામ જોઇએ તેટલો થાય, દૂધ ઘી છાશ વીગેરેનો સાદો પણ પૌષ્ટિક ખોરાક, આવા કારણોથી સૌ નિરોગી રહે છે. મોટી મોટી આશાઓનો વાયરો તેમને વાયેલો ન હોવાથી તેઓ છે તેજ સ્થિતિમાં બહુ સંતોષથી રહે છે ધર્મ ઉપર પણ સર્વની શ્રદ્ધા છે નાનેથી મોટું, સ્ત્રી તેમજ પુરૂષ ઠાકરના દર્શન કર્યા વગર કોઈ જમતું નથી. સ્ત્રીઓમાં વળી કોઇને પીપળાની પ્રદક્ષિણા ફરવાનું, તુળશી પૂજવાનું, કે ગાયને પૂજીને જમવાનું વ્રત હોય છે માત્ર કેળવણીનો જ અભાવ છે હાઇસ્કુલો અને કોલેજોની ઉંચી કેળવણી લેવાને તેમનાથી બને તેમ નથી. તેઓ ધંધાની અને ઘરગથ્થુ વ્યાવહારિક કેળવણીનેજ મહત્વ આપે છે. પરંતુ ઉંચા પ્રકારની કેળવણીની ખામી તે તો ખામીજ કહી શકાય આ બાબત ફક્ત બાદ કરીએ તો તેઓ સર્વ રીતે સુખી છે હાલ જમાનો બદલાતો જાય છે જરૂરીયાતો વધતી જાય છે ને તે મેળવવા માટે અશાંત અને અસંતુષ્ટ જીંદગી ગાળનારાઓ કરતાં થોડામાંજ સંતોષ માનનારૂં આ ગામડીયા કુટુંબ સુખી છે એમ કહેવાને વાંધો નથી.

---

# पत्रमंजूषा.

## ૧. સ્ત્રી કેળવણી અને કન્યાઓનાં લગ્ન.

મારે એક ભાઈ છે અને નાની બ્હેન છે. બ્હેનને વનિતાવિશ્રામમાં કેળવણી લેવાને મેં રાખી છે. અમારી જ્ઞાતિ ટૂંકી છે અને કેળવણીમાં ઘણીજ પછાત છે. વળી પૂરી એવી છે કે જ્યારે અમારામાં એકડા હોવાથી કન્યા આપી શકાય એવો અમો ધરનો મનસુ છે ત્યારે કન્યા લઈ શકાય એવાં ફક્ત પચાસ ઘર છે !

બધી જગોએ તપાસી જોતા મારી બ્હેન જે થોડી ઘણી કેળવણી પામી છે તેને લાયક પણ એકે વર મળે તેમ નથી. હવે એમ કહેવું સહેલું છે કે "તમારી જ્ઞાતિમાં એકડા બહાર કન્યા આપો." એમ કરવા જતાં આશરે રૂ. ૫૦૦૦ બ્હેનને પરણાવવા માટે વરને આપવા પડે છે અને પાછા "એકડા બહાર" થઈએ એટલે મારા ભાઈને તો કન્યા ન જ મળે ! અને મારા ભાઈને માટે પણ રૂપિયા ભરીને વહુ લાવીએ, તો તેમાં તથા બ્હેન પરણાવવામાં વિક્રયનું પાપ લાગે છે.

આ ઉપરાંત જેમ જેમ વધારે કેળવણી મારી બ્હેન લેતી જાય છે, તેમ તેમ એને લાયક વર મળવાની મુશ્કેલીઓ વધારે વધતી જાય છે. કારણકે કેળવણીનો ફેલાવો અમારી જ્ઞાતિના યુવાનોમાં પણ ઘણોજ ઓછો છે ! આથી ચાલુ જમાનાને યોગ્ય શિક્ષણ મારી બ્હેનને આપવું, તે એને જીંદગીમાં સુખ આપનારૂં કે હેરાનગતી વધારનારૂં થશે, એ વિશે મને ઘણુ વિચાર થયાં કરે છે. આ વિચાર મને પહેલાં આવ્યો હોત તો કદાચ બ્હેનને શાળામાં ન મુકત. પણ હવે જ્ઞાન વધારવાની એની ઉમેદ હું તોડી પાડવા ઇચ્છતો નથી; તેમ મને પોતાને પણ શું કરવું તે વિશે કોઈ રસ્તો સુઝતો નથી.

"જ્ઞાતિ બહાર જઈને બીજી જ્ઞાતિ સાથે સંબંધ કરો," "જ્ઞાતિ છોડી દઈને સુધારક મંડળમાં ભળી જાઓ," "તમારી બ્હેન મ્હોટી થઈને પોતાને પસંદ પડે એ જ્ઞાતિમાંથી યોગ્ય વર સાથે લગ્ન કરજે તથા તમારા ભાઈને પસંદ પડે એ જ્ઞાતિની કન્યા સાથે પરણવાની છુટ આપો,"—આવા આવા માત્ર બોલવામાં સહેલા સટ ઇલાજો મને ઘણા તરફથી જણાવવામાં આવ્યા છે. પણ એ લોકો પોતે આવી મુશ્કેલીઓમાં હોય તો પોતાના સગાં વ્હાલા અને ન્યાતીલાઓને તજી દઈ બીજી (ઉતરતી) જ્ઞાતિઓ સાથે વ્હેવાર કરવા તૈયાર કે કેમ તે એક સવાલ છે. આ ઉપરાંત તે ઉતરતી જ્ઞાતિઓમાં પણ રૂપિયાની આપલેઓ હાલવાની વાત છે !—એ તો માત્ર લગ્નના પવિત્ર સંબંધને અપવિત્ર કરવા જેવુંજ છે. સંસાર સુધારક મંડળ પણ કાંઈ અમુક જ્ઞાતિ અથવા મજહ્બ નથી. એમાં તો થોડાંક જુદાં જુદાં કુટુંબો છે, જે ઘણું ખરૂં પોતપોતાનામાં આવો સંબંધ કરતાં જણાય છે; અને તેઓ પૈસાવાળાં તથા જાણીતાં હોવાથી તેમની સાથે સબંધની વાતો કરવાનું પણ સાહસ જ છે અને તે નિરર્થક છે. વળી કન્યાને મોટી કરવી એ વાત ઠીક છે. પણ મુશ્કેલીઓ એથી કાંઈ ઓછી થવાની છે ? ઉલટો "સાપનો ભારો" સંભાળવાનો થશે. હવે ઇલાજ શું લેવો તે કોઈ જણાવશે ? સંસારના બનાવો પરમદના વિચારો કરતાં વધારે ગહન છે.

—એક યુવક.

## ૨. બાવાના ફંદમાં ફસતી સ્ત્રીઓ.

અમારી શેરીમા શિવની ડેલી પ્રખ્યાત ગણાય છે તે મોટી ડેલીમા લુહાણા, બ્રાહ્મણ વગેરે રહે છે મ્હારૂં ઘર પણ અહિ આવેલુ છે એક દિવસ હું મ્હારી મેડી ઉપર બપોરે ઉભો હતો, એટલામા એક બાવો ડેલીમા દાખલ થયો તેનું સ્વરૂપ જોતાંજ હું આશ્ચર્ય પામ્યો તેણે ચદરવા જેવો અગણિત થીગડા દીધેલ લાંબો પગથી તે ગળા સુધી ઢકાય એવો ઝભ્ભો પહેર્યો હતો, પાસે કાળી નાની લાકડી હતી અને એક મોટી ઝોળી હતી માથાના વાળ એવા તો વીખરાએલા હતા કે તેનું મહોડું જોતાજ આપણને બીક લાગે તે બાવો "અલખ જગાવી"ને એક ઓટલા ઉપર બેઠો પછી તે ઓટલાવાળા ઘરમા રહેનાર સ્ત્રીને કહ્યુ કે "બાઇ, મને છાશ દે તો પ્રભુ ત્હારૂં ભલું કરશે.' બાઈ ભોળી હતી તેથી વાટકો ભરીને છાશ આપી છાશ મળી એટલે તો વધારે મધલાળ લાગી ને તેણે રોટલો માગ્યો તે પણ મળ્યો. પેટ ભર્યા પછી તે પોતાનું પોત પ્રકાશવા મડ્યો હવે તે બોલ્યો કે—"હું જોષ જાણું છું '

બસ કાઠીઆવાડી બૈરાંને તો એટલુંજ જોઇએ. કોઇ જોષી નજરે પડ્યો કે તરત એકઠી થઇ જવાના અને પોતપોતાનો હાથ બતાવે, સુખદુખ-નસીબદશા પૂછે અને પોતાની સઘળી હકીકત ભોળપણમાં-તેમ અરસપરસની વાતચીતમા કહી દે બાવો પૂછે છે—"તારૂં નામ—? તારા બાપનુ નામ—? વીગેરે પછી કહે છે—તારે દીકરીઓ છે, ધણી સાથે બોલચાલ છે, વીગેરે" આમને આમ વાત વધે છે અને જોષ જોવડાવનારના ભગતોની સખ્યામા વધારો થતો જાય છે

અહિં પણ આ બાવાએ પેલી બાઇને કહ્યુ—ત્હારા મોટા દીકરા ઉપર ઘાત છે ત્હારા સાસરાની એક બાઈ મરી ગઇ છે તે રોજ રાતે ત્રણ વખત રાડો પાડે છે અને કહે છે—"મારૂં," "મારૂં!' જો ત્હારે વાત મટાડવી હોય તો સવા મુઠી જવ, સવા મુઠી મીઠું અને સવા પાવલુ તેલ-લોટીમા નાખીને કોઇને દઇ દેજે અને કોઈ સાધુ વેરાગીને સવા પાચ રૂપિયા દેજે નહિતર ત્હારા દીકરાને આવતી પાંચમને દહાડે મોટી ઘાત છે

એટલામા એક બાઇ કે જે તેની પાડોસણ હતી તે બોલી—"હા, હા બાઇ, અહિ બાવાજી કહે છે એ પ્રમાણે કરજે. એમાં તે શુ ખરચ આવું હતું ? ત્હારા દીકરાને માથેથી ઘાત જશે ને ઘરમાથી વગવાડ જશે!"

બીજી બોલી—હવે પાચ રૂપિયામાં તે શુ મરી જાય છે? તારો વર કમાય છે કોના માટે ?

બાઇ મૂળ ભોળી ને તેમા ટેકો આપનાર મળ્યા એટલે તેણે બાવાજીને પૂછ્યુ કે મહારાજ તમે દાન લેશો ?

બાવાજી—"હા, માઇ, હું કોઇ જગેથી પૈસો લેતો નથી-પણ તેં મને ભૂખ્યા તરસ્યાને તરપત કર્યો છે તેથી તારા ભલા માટે હું લઇશ તે લેઇને કોઈ સાધુ સતને ભોજન કરાવી દઇશ

પછી તે બાઇએ એક લોટીમા કહેલ સામગ્રી લાવી નાખી, એટલે બાવાએ પોતાનો

ઝભ્ભો કાઢી નાંખ્યો ને પદ્માસન વાળીને ઉમરા આગળ બેઠો. તેની સાથે પેલી બાઇનો છોકરાને બેસાડયો. પછી છોકરા ઉપરથી અને ઉમરા ઉપરથી તે લોઢી ઉતારીને તેલ પોતે પી ગયો અને મીઠું તથા મૂળ લુગડે બાંધી ઝોળીમાં નાંખી લીધાં. પછી સવા પાંચ રૂપિયા લઇને ચાલતી પકડી.

પાછળથી જણાયું કે આગલે દહાડે આવીને એક ભીખારી જેવો માણસ કોઇ છોકરાને તેના ઘરની બધી હકીકત પૂછી ગયો હતો. તે વાતની ઘરમાં ખબર પડતાં તે બાઇ ભોંઠી પડી ગઇ! ને વાત વધતાં જ્યારે તે બાઇની સાસુને આ વાતની ખબર પડી ત્યારે આખો દહાડો તે ઘરમાં લડાઇ અને કજીયો થયો તે જૂદો!

કાઠિઆવાડનાં બૈરાં ઘણુંજ ભોળાં હોય છે ને આવા બાવાઓના ફંદમાં ફસાઇને નાહક પૈસા અને કોઇવાર તો આબરૂ પણ ગુમાવે છે. અને કોઇ સારો માણસ તેમને શિખામણ આપવા જાય તો તેની કાંઇ અસર થતી નથી, એટલુંજ નહિં પણ એને પોતાનો વિરોધી ગણે છે, તે નફામાં!

—પ્ર. મં. દવે.

## ૩. લગ્ન પહેલાં તપાસની જરૂર.

દરેક સુધરેલા દેશે લગ્નસંસ્થાને સુધારાનું કેન્દ્રસ્થાન ગણ્યું છે. જે સમાજમાં લગ્ન સંસ્થા જેટલા પ્રમાણમાં પૂર્ણ, એ એના સુધારાનું ને ઉચ્ચતાનું ખરૂં માપ છે. આ લગ્ન સંસ્થાને અગત્યનું વેશવાળ છે ને એનો ઉપયોગ પણ બધા સુધરેલા દેશોએ સ્વીકાર્યો છે. જે દિવસે લગ્ન કરવા ઇચ્છા થાય ત્યારે શોધ કરવા નીકળાતું નથી. તે તુરતજ નક્કી થતું નથી. એ કંઇ એક દિવસ માટે ભાજી પાલો લાવવાની બાબત નથી. દરેક દેશના રિવાજ પ્રમાણે લગ્ન પહેલાં અમુક સમયે વેશવાળ થાય છે, ત્યાર પછી સંબંધમાં વધારો થાય છે, ને પ્રીતિ જામે છે ને અનુકૂળ પ્રસંગે લગ્ન થાય છે. યુરોપીય પ્રજામાં આને મંવનન (Courtship) નો વખત કહે છે. આપણામાં એ નથી, કારણકે વેશવાળ માત્ર ભવિષ્યના પતિપત્નીની મરજીથીજ થયાં હોતાં નથી તેમ સામાજીક બંધનો પણ ઘણાં છે. છતાંએ ખાસ કરીને વર ને કન્યા એકજ ગામ કે શહેરનાં હોય તો ઘણી વખત એક બીજાને ત્યાં જમવા ને બીજા પ્રસંગે જા આવ કરે છે. ખરી વાત છે કે વરને કન્યાને મળીને સ્નેહ વધારવાનો લાભ નથી મળતો પણ બન્ને બાજુનાં સગાંઓ એક બીજાના સંબંધમાં આવે છે.

અત્યારે આપણી વેશવાળ કરવાની પદ્ધતિમાં ફેર પડતો જાય છે ને પડવોજ જોઇએ. હવે ઘણાં માબાપ પુત્ર પુત્રીને લાભ જોયા વિના માત્ર ઘરને જ લઇને સગપણ નથી કરી નાંખતાં. સગપણમાં કેળવણી બન્ને બાજુએ ખાસ લક્ષમાં લેવામાં આવે છે, તો ઉંચી કેળવાયલી જ્ઞાતિઓમાં યુવાનની મરજી જોવામાં આવે છે, એને કન્યા બતાવવામાં આવે છે ને એની મરજી થાય તોજ સગપણ કરવામાં આવે છે. કન્યાને બહુ છૂટ હોતી નથી, કારણકે એની ઉમ્મર લાભ ગેરલાભ સમજવાને પુરતી નથી, છતાં એને યુવકનો ચ્હેરો ગમે છે કે નહીં એટલું તો ખાસ જોવાય છે. આપણે પશ્ચિમની રીત તદ્દન અનુ-

કરી શકીએ એમ નથી ને એની જરૂર પણ નથી. માબાપ ને પુત્ર પુત્રી બન્નેએ મળીને આ બાબતનો નિર્ણય કરવાનો છે. પુત્ર પુત્રીની ઇચ્છા ધ્યાનમાં લેવાની છે એ ખરી વાત છે પણ સંસારિક બાબતો પણ જોવાની હોય છે જ ને તેમાં વડીલોની સલાહ ઘણીજ ઉપયોગી થઇ પડે છે. ખરા સ્નેહલગ્ન અહિંયાં કે યુરોપમાં સ્વપસંદગીથી કરેલાં, હમેશાં થતાં નથી અને પસંદગીનાં લગ્નો ત્યાં પણ અહિંની પેઠે જ ઘણીવાર અસંતોષ ઉપજાવે છે. આપણે ત્યાં પણ પસંદગીનું લગ્ન થતું હોય તો માબાપને વચમાં આવવાનું કારણ નથી, કારણ કે એમ કરવું એ પાપ છે. બાકી તો ઘણાખરાંમાં વરકન્યાને લગ્ન પછી, સ્નેહથી ને સ્વાર્થત્યાગથી ખરા સ્નેહલગ્નનો લાભ મેળવવાનું બને છે.

આપણે ઉપર કહ્યું એમ અત્યારે સગપણ કરતી વખતે કેળવણી ખાસ ધ્યાનમાં લેવામાં આવે છે. અત્યારની આપણી રીતમાં આને લઇને ફેર કરવાની જરૂર પડે છે. નવીન કેળવણી પામેલ તદ્દન જૂની રીતે રહી શકતા નથી ને તે ઇચ્છવા લાયક પણ નથી. કેટલાએક સુધરેલા ઘરોમાં જોડાને મળવાની છૂટ હોય છે. એ લોકો પણ મર્યાદાને માન મર્યાદા શું છે એ ધ્યાનમાં રાખે છે. એટલું જ નહિં પણ જેવી રીતે ઘરના બીજા માણસો સાથે વાતચિત કરે એવી રીતે એક બીજા સાથે અંદર અંદર વર્તે છે. આથી પરિચય વધે છે. બન્નેને પત્રવ્યવહાર ચલાવવાની પણ પૂરતી છૂટ મળવી જોઇએ ઉપરાંત ઉનાળાની કે બીજી રજા વખતે સસરાને ત્યાં જમાઇને બોલાવવામાં આવે તો પણ ખોટું નથી. આથી એક બીજાના સ્નેહમાં વધારો થાય છે ને પ્રીતિ બંધાય છે. ગમે તે રીતે જોડાને વખતો વખત મળવાની ને સ્નેહ વધારવાની તક આપવી ઘટે છે. કેટલોક વખત એકઠાં રહેવાથી એમ પણ બને કે એક બીજાના દોષ નજરે પડે અને તેથી તે વિષે પણ યોગ્ય તપાસ થઇ શકે.

એ વાત ખરી છે કે કોઇની બાબતમાં એવું હોય કે મળવાથી કુટુમ્બમાં ક્લેશ થાય ને ક્લેશ નહીં તો નારાજી ઉત્પન્ન થાય. એવી રીતે બીજાને બીજી અડચણો હોય તો દરેકે પોતાને માટે સારૂં શું છે એ વિચારી લેવાનું છે.

વરકન્યા ન જ મળી શકે એવી વસ્તુસ્થિતિ હોય તો આપણા સંસારની હાલની સ્થિતિમાં કાંઇ ભારે હાનિ થઇ જતી નથી. વડિલો બહુધા પુત્રીનું હિત વિચાર્યા વિના વિવાહનું ગંભીર પગલું ભરતા નથી, એ પણ સ્વીકારવું ઘટે છે. અને અનુભવી વડિલોના મત ઘણીવાર ખરા પડે છે, એ ભૂલવા જેવું નથી છતાં વડિલોએ પણ યુવાન દંપતિ તરફ જરા છૂટથી જોવાની જરૂર છે અને એમની લાગણીઓને પણ માન આપવું ઘટે છે. દાખલા તરીકે બિમારીનો વખત હોય યા અકસ્માત થયો હોય ત્યારે બન્નેને મળવાની છૂટ આપવી જોઇએ. આવા પ્રસંગોમાં ટીકા થશે એ વિચારને કોરે મૂકવા જોઇએ અને જમાનાને અનુસરતો ફેર કરવાની જરૂર છે જ.

કેટલાક આ ફેરની વિરૂદ્ધ છે. લગ્ન પહેલા વરકન્યા એક બીજાના સહવાસમાં વધારે આવે તેનું માઠું પરિણામ આવે છે એમ કહે છે. કેળવાયેલા તો આભણ કરતાં પણ ખરાબ નીકળે છે, એમ પણ કોઇ કહેશે. આ વાત ઠીક છે પણ સામાન્ય રીતે જ્ઞાનની અસર હમેશાં સારીજ હોય છે. હજારો કેળવાયેલા સુખથી ને શાંતિથી ગૃહસંસાર ચલાવે

છે એ ધ્યાનમાં ન લેતાં એ પાત્ર ખરાબ દાખવા હાથમાં આવી જાય તે બતાવવામાં આવે છે. ખરાબ માણસો ગમે તેવી સારી વ્યવસ્થાનો ગેરઉપયોગ કરે તેથી એ વસ્તુ સ્થિતિને દોષ આપવાનો નથી. બાકી તો ખાસ કરીને નવી કેળવણી પામેલાને ન મળવા દેવાથી ઉલટું પરિણામ આવે છે. એટલે નવા વિચાર મગજમાં ભરાઇ રહ્યા હોય ને એકજ સ્થળે રહેતાં હોય તો છુપી રીતે વાતચીત કરવા મળે છે, તે બહારગામ હોય તો ખાનગી પત્રવ્યવહાર પણ ચલાવે છે! પરન્તુ આ સખ્યા નજીવી છે એ ધ્યાનમાં રાખવાનું છે. આથી પણ એમને ઘરની અંદર મળવા દેવાની જરૂર વધે છે. કુટુંબની અંદર મળવાથી એક બીજાને સંતોષ ને આનંદ રહે છે અને અધારામાં ભૂસકો મારવા જેવી પાછળની સ્થિતિનો ગભરાટ ઓછો રહે છે

—હાકરશી કાનજી આસર.

## ૪. સ્ત્રીઓને પણ નમસ્કાર કરાય ?

આપના સુવિખ્યાત પત્રના ઑક્ટોબર ૧૯૧૩ ના અંકમાં "પ્રશ્નમંજૂષા" વાળા વિભાગમાં "સ્ત્રીઓને પણ નમસ્કાર કરાય ?" એ સવાલ રા. ગ. પોપટલાલ ગોવિન્દલાલ શાહ તરફથી પુછવામાં આવેલ છે અને સુન્દરી સુબોધના વાચકો અને લેખકો આ સબંધી વિચારી પોતાનો અભિપ્રાય આપશે અને યોગ્ય લાગે તો તેમ વર્તન પણ કરશે એવી સૂચના કરેલી છે.

ખરેખર જુના કાળમાં આ રિવાજ ચાલુ હતો અને હાલમાં કેટલાક દેશોમાં પ્રચલિત છે, એ ઘણી આનંદની વાત છે. પંજાબમાં અને બંગાળામાં સુશિક્ષિત વર્ગોમાં એ રિવાજ ચાલુ જુના વખતથી છે. આ ઉપરાંત નવા સ્થાનોમાં આ રિવાજ ચાલુ થવાનું માન આર્યસમાજને ઘટે છે. આર્યસમાજી ભાઇઓમાં પોતાના સમાજી બંધુને મળતાં "નમસ્તે" કહેવાનો રિવાજ જગજાહેર છે, અને તેજ રીતે તેમના સ્ત્રીવર્ગમાં પણ તે દાખલ થાય તેમાં નવાઈ નથી. આપણા ગુજરાતમાં જૈનસમાજમાં પોતાના ધર્મબન્ધુને અગર બ્હેનને મળતાં "પ્રણામ" કહેવાનું પ્રચલિત છે. કચ્છમાં "વિશાઓશવાળ" ની કોમમાં તો એ રિવાજનો એટલો પ્રચાર છે કે બ્હારગામના મહેમાન કોઇના પણ ઘેર સ્ત્રીવર્ગમાંથી અગર પુરૂષવર્ગમાંથી આવેલ હોય અને આપણે સહજ રસ્તામાંથી પસાર થતા હોઇએ તોપણ તે બ્હેનોને અગર બન્ધુઓને ફરજીઆત "પ્રણામ" કહેવુંજ જોઇએ. સામાન્યતઃ પુરૂષો પોતાના સબંધીઓને "પ્રણામ" કહેતા નથી, કેમકે તેઓ "જોહાર" એમ ઉચ્ચારી એક બીજાને મળે છે. "જોહાર" શબ્દની ઉત્પત્તિ કેમ થઈ હશે તે કાંઇ સમજાતું નથી, તેમ સ્ત્રીવર્ગમાં પોતાની વેવાણો અગર બે બ્હેનો મળે છે ત્યારે "ખીં બાઇ!" અગર ખાલી "ખીં વેવાણ!" એમ ઉચ્ચારે છે, તેની પણ મતલબ કાંઇ સમજણ પડતી નથી પરંતુ દિવસે દિવસે "જોહાર" અને "ખીં બાઇ" એ શબ્દો ઓછા સંભળાય છે હવે ખરો શબ્દ તો "પ્રણામ" એટલે હાથ જોડીને નમસ્કાર કરું છું તે વિશેષ પ્રચારમાં આવતો જાય છે. બ્હારગામના—આપણા સગાં નહીં પણ—બીજાં કોઇ આપણે ત્યાં આવે અગર ખાલી કોઇનું ઘર પૂછતા હોય તો પણ આ-

વર્તા વારજ પ્રથમ આપણે તેઓને "પ્રણામ" કહેવુંજ જોઇએ જો કે કેટનાક જુવાની આઓ એ રિવાજને તુચ્છકારી કાઢે છે અને તે પ્રમાણે વર્તતા નથી તો પણ જુના વિચાર નાં માણસોમા તો શુ પણ આખા ગામમા તેની ચર્ચા થાય છે કે અમુક ઘેર અમે ગયા તો તેણે અમને પ્રણામ સુદ્ધાં કર્યા નહીં

મારવાડી લોકોમા પણ સ્ત્રીઓ બ્હાર ગામથી આવે છે ત્યાર ઘરના માણસો તથા બૈરાઓ "જય શ્રી કૃષ્ણ" અને કેટનીક જગોએ "રામ રામ" કહે છે કાગળમા પણ લખાવતા સાભળેલ છે એ રિવાજ મુમ્બઈમાં વમતી ભાટીઆ કોમમા વિશેષ છે

પરદેશી એટને અનાહાબાદ તરફના અશિક્ષિત લોકોમાં આવો કોઇ રિવાજ મુદ્દલ નથી એટલુજ નહીં પણ આપણાથી એક પગનુ આગળ ગણાતા મહારાષ્ટ્રી લોકોમા પણ બૈરાઓને નમસ્કાર કે એવુ બીજું વચન કહેવાનું મુ લ નથી ખાલી કોઇ આવે તો "યા" "બમા" એટનુજ કહીને માન આપે છે

"ગેડહેડ," "સલામ," અને "શાહેબજી" એ અર્થશૂન્ય રીત તો પાશ્ચિમાત્ય રીતિનું અનુકરણ છે ત્હેમા પણ "સલામ" અને "ગૂડ્હેડ" કહવાની રીત કાંઇક અર્થથી પડી. જેમકે વેપારીઓ જેઓ ઇંગ્લીશ જાણના નહતા અને પ્રથમ યુરોપીયન પેઢીઓ ગાથે જ્યારે તેઓને કામ પડતુ ત્યારે પ્રથમ જતી વખતે "સલામ, સાહેબ" એમ કહી સલામ કરી હાથમા હાથ મેળવના અને દુભાષિયા દ્વારા પોતાનુ કામ કાઢના. પણ "સાહેબજી" એ તો તદન અર્થ વગરનીજ રીત છે અને તે પારસીઓ સાથેના ગાઢ સબંધથી આપણી સમાજમા પેસી છે તો ા પીપટલાલ ગાહે જણાવ્યા મુજબ જો "નમસ્કાર" "પ્રણામ" અગર "નમસ્તે" એ શબ્દો જો આપણામાં ચાલુ થાય તો એવા અર્થ વગરના વચનો પોતાની મેળે જ બધ થશે પણ તદ્દન પશ્ચિમની રીતિનુજ અનુસરણ કરનારાઓને આ ગમશે કે કેમ તે સવાલ છે

—ટોકરશી પુંજાભાઇ છેડા

## ૫. બાલ વૈધવ્ય.

મ્હારી માન્યતા પ્રમાણે માતૃભૂમિની સેવા અર્થે કાર્ય કરતી સસ્થાઓની હકીકત આપણી બ્હેનો જાણે તો ઠીક

હુ એક કાઠિયાવાડી છુ ને પ્રમાણમા કાઠિયાવાડ પછાત છે વળી સાંસારિક એવા કારણ સજોગો મ્હારે માટે બન્યા છે કે માત્ર વાંચન ઉપરજ મ્હારા નજીવા જ્ઞાનનો આધાર છે, જેથી તે અપૂર્ણ અને ખામીવાળુ હોય એ સ્વાભાવિક છે આપણા હિન્દુ સંસારમાં ભાઇ બ્હેનનો શિષ્ટાચાર જુદાજ પ્રકારનો હોય છે અને હું આપને મ્હારા ભાઇજ માનું છુ છતા ક્ષણભર તે શિષ્ટાચાર દૂર કરી લખુ છુ કે મ્હા ા સ્વ પતિની હૃદય ભાવનાઓ એટલી વિશાળ ગ ી ઉચ્ચ હતી કે જે યાદ કરતા આટલે લાબે સમયે પણ મ્હારૂ હૃદય ફાટે છે મ્હારી નાદાન બાનક વયમાં તેમના વિચારો મે સાંભળ્યા હતા, જો કે હું એટલી બાલ (વયમા) હતી કે તે વખતે હું તે સમજી શકતી નહોતી અને કમનશીબે માત્ર ગણ્યાજ દિવસોના પરિચય પછી મ્હારૂં (સૌભાગ્ય) જીવન નષ્ટ થયુ!

—લિ૦, બ્હેન * * *

### ૬. સંયુક્ત કુટુંમ્બ.

...આપે કેટ્ટા મારે માગણી કરી, તે ખાતે ઉપકાર થયો. પરંતુ હાલ મારી સ્થિતિ અને આજુબાજુના વડિલ તેમજ મુરબ્બીઓના વિચાર જોતાં હું મોકલી શકું તેમ નથી. કારણકે તેમ કરવાથી મ્હારી સ્થિતિ કફોડી થવાનો સંભવ છે. ન મોકલવાનું આ ખાસ કારણ છે.

બીજુ હજી હું પ્રત્યક્ષ ભાગ પડવાને હાલ તરતમાં તો બહુ ખુશી નથી અને તેવી યોગ્યતા અને અનુભવ પણ હજી મ્હારામાં નથી. તેમ છતાં આપ કદાચ મ્હારા જેવી બ્હેનોને ઉત્તેજન આપવા ખાતર આટલી લાગણી અને ઉત્સાહ ધરાવો છો એ પણ ઘણુ છે. આટલું છતાં પણ આગળ ઉપર તક આવશે તો આપની માગણી સ્વીકારીશ...

આપને યાદ હશે કે "**સાંપ્રત સમયનું સામાજીક ચિત્ર**"* એ નામથી એક લેખ "સુન્દરી સુબોધ" માં અગાઉ પ્રકટ થઇ ગયો છે તે સ્થીતિ અમે અનુભવીએ છીએ

લિ૦ સૌ. * * *

### ૭. સુયોગ્ય લગ્ન.

...( બાલક અવસ્થામા માતા પિતાના મરણથી ) અનાથ થવાથી વિદ્યાહિન દિવસો ગુજારના પડયા એટલુંજ નહીં પણ બીજા અનેક દુઃખો સહન કરવાં પડયાં. આ ગામમાં શાળા છે, છતાં બાળાઓને યોગ્ય શિક્ષણ મળી શકતું નથી. હેડમિસ્ટ્રેસની અજ્ઞાનતાને લીધે બાલિકાને ગૃહિણી ધર્મની કેળવણી બીલકુલ અપાતી નથી. ઈશ્વરકૃપાથી હું એ ગેર લાભમાંથી મુક્ત થઈ. નવ દશ વર્ષની વયે સુજ્ઞ ભ્રાતાઓની સાથે રહેવુ થયું. અહીં અનેક નવા નવા સદ્ અનુભવો તથા ધર્મનીતિનુ ગહ્ શીક્ષણ મેળવી સ્ત્રી-કર્તવ્ય ધર્મ શીખી શકી.

હિન્દુ સંસારમા કેટલાક રિવાજ દહનાથી ઘર ઘાલીને બેઠા છે તે કેટલા હાનિકારક છે ! જ્યારે સુજ્ઞ મનુષ્યો તે રિવાજ નાબુદ કરીને પોતાની વ્હાલી પુત્રિઓનાં ભવિષ્ય સુધારે છે, ત્યારે જુના મતના માણસો કન્યાવિક્રયનો તિરસ્કાર કરી પૈસાપર પોતાની પુત્રિઓને નાખવાનું કરે છે !

મારૂં જીવન પણ એક જુના વિચારના કુટુંબીના હસ્તપર હતું પરંતુ તેમાંથી સુજ્ઞ ભાઇઓએ બચાવી મને સુખી કરી છે. તેમનો અને પરમકૃપાળુ પરમાત્માનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

હાલ મારો અભ્યાસ સુજ્ઞ પતિના અને સદ્‌ગુણી બ્હેનના સહવાસથી તેમજ સુન્દરી સુબોધ જેવા ઉત્તમ વાંચનથી સાધારણ રીતે વધ્યો છે. હું માનુ છું કે યોગ્ય પતિ સાથે લગ્ન કરી મારા સુશિલ ભ્રાતાઓએ મને દુઃખી જીંદગીના ખાડામાં ડુબતી ઉગારી છે અને મદ્‌ગ્રંથોનો વધારે ઉપયોગ કરી શકું છું, તે પણ પ્રિય પતિના ઉત્તેજનને જ આભારી છે.

લિ૦ બ્હેન સૌ. * * *

---

* સુન્દરી સુબોધનો ખાસઅંક—( ડિસેમ્બર, ૧૯૧૨ જાન્યુ-ફેબ્રુ-માર્ચ ૧૯૧૩ )

# ભૂતકાળનું એક સ્મરણ.

સંપાદક—બ્હેન " શ્રી સન્ધ્યા, "—આનંદ

પૂ. શ્રી બન્ધુ,

અભ્યુદયની પૂર્વ સ્થિતિમાં એક મિત્ર બન્ધુ તરફથી લગ્ન સમયે મળેલ સ્નેહાશિષના બે પત્રો આજે મ્હારા હાથમાં આવ્યા. વાચતાની સાથેજ ભૂત–ભવિષ્ય–અને વર્તમાન હૃદય સમિપ મૂર્ત્તિમાન થઇ રહ્યા. અહા! કેટલો આશ્ચર્યકારક ફેરફાર? અહા! ક્યાં તે પાણીના રેલાની માફક વહી ગયેલા મધુરા સમયમાં કરેલા ભાવિના વિવિધ વિચાર,–મન સૃષ્ટિમાં જોયેલા સુખના ચળકતા રંગો અને હૃદયમાં પોષેલી નવીન આશાઓ અને તે સર્વ,–હે પ્રભુ! ક્યાં ભવિષ્યના ગાઢ અંધકારમાં લય પામી, દુનિયાના વિવિધ કડવા અનુભવોમાં કેવળ નિરાશામય વહન કરાતું આ વર્તમાન સમયનું હતભાગી જીવન?

પરન્તુ પ્રભુ! હું ભુલું છું રંકના ભાગ્યમાં રત્ન કદિ પણ છાજે? દરિદ્રિને સ્વપ્નમાં મળેલા ધનનું સુખ કેટલા દિવસ પ્હોંચે? આંખ ઉઘડતાંની સાથેજ એ સર્વ વૈભવ પલાયન કરી જાય છે! તેજ પ્રમાણે કાળના વહેવા સાથે મ્હારી સર્વ આશાઓ વહી ગઇ છે અને તેનું સ્થાન કેવળ નિરાશામય અંધકારે લીધું છે પ્રભુ! મનુષ્ય માત્ર પોતાના સુખની કલ્પનાઓ કરી જાણે છે તેને પોતાના અધિકારનું જ્ઞાન હોતું નથી. પરન્તુ તું તો સર્વની યોગ્યતા જોઇનેજ દાન કરે છે. હે દયાળુ પિતા! આ રંક બાલિકાની એટલી યોગ્યતા ક્યાંથી હોય કે ત્હારી કૃપા–પ્રસાદી મેળવવાને તે ભાગ્યશાળી થાય?

નીચે ઉતારેલા બે કાવ્યોમાંથી પહેલાની આશિષમય સ્થિતિ બદલાઇ જઇને આજે બીજા કાવ્યમાં ગંભીર ભવિષ્યસૂચક વાણી ઉચ્ચારાયલી છે, તે ભાવિ પ્રત્યક્ષ થયું છે. હે દિવ્ય બન્ધુ! શું આપના સંસ્કારી આત્માએ હમારા શ્યામ ભવિષ્યને જોયું હતું? અથવા શું પરમાત્માએજ આપની વાણી દ્વારા આવતી વિપત્તિની હમને સૂચના કરી હતી?

ગમે તેમ હો, પરન્તુ ઉચ્ચ પ્રેમનો પોતાનાં જીવનમાં સાક્ષાત્કાર કરાવતા,–સૂચક અને માલક–તે બન્ને પવિત્ર દિવ્યાત્માઓએ મહાન પ્રેમમય ઇશ્વરી તત્વને માર્ગે પ્રયાણ કર્યું છે, અને એ ગંભીર ભાવિનું સૂચન જેના કારણે ઉદ્ભવ પામ્યું હતું તે અત્યારે આ મિથ્યા જગતનો ભાર વહેતી શ્યામસંધ્યારૂપે જેવી ને તેવી હયાત છે!

પવિત્ર આત્માઓનાં પ્રીતિ ભરેલા વચન હૃદયમાં સમાવી શકાતા નથી, તેથીજ આજે તે પ્રગટ કરી દેવાય છે. કાવ્યો હાથમાં આવ્યા પછીની અતિશય મનોવ્યથામાં હું તે આપની તરફ મોકલું છું. આપને યોગ્ય લાગે તે સ્થિતિમાં તેને પ્રકટ કરશો

લિ. આપની બ્હેન,

અભાગિની શ્યામસંધ્યા.

૧.

રમિ શર્વરિ ચન્દ્ર અમિય કંઇ, કરી ગાન સુદર્શતણાં વિરમી,
નભ મંડળ દિવ્ય સ્વરૂપ ધરે, અતિ તારક રત્ન જડેલ ખગે.
સ્મિત સૃષ્ટિ ગહિં અજો પ્રસરે, શશિ તેજ સમદ્ધ પ્રફુલ્લ બને,
શીળી જ્યોતિ પ્રીતિરૂપ ધારી રહે, પ્રિય પત્ની મધુરૂપનું પાન કરે.
શશિરશ્મિ તણી ચળકન્ત પ્રભા, શુચિ હાર કુસુમ તણો બનેતાં,
નવ પૃથ્વીતણે કંઇ પૃષ્ઠ પડે, કુમુદિનિ સુકોમળ કંઠ સરે.
બહુ રત્ન સમા કુસુમો કુમળાં, શશિ પ્રેમ પ્રસંગ ઉરે સ્મરતાં,
સુખરૂપ સદા શુભ પ્રેમતણું કરતા સહુ ચિન્તન, વ્યર્થ થતું!
નવ નેત્ર સુદીપક જ્યોતિસમા શશિના કદિ અન્ય કુસે સરતા,
કુમુદિનિજ પ્રેમનું પાત્ર સદા,—પ્રિય રમ્ય સુકોમળ ઉરલતા.
પ્રિય મિત્ર! સુપ્રેમલ પુષ્પ તણી, કરિ માળ સુરંગી સુગંધ ભરી,
નરરત્ન! તહારિ સુચિત્ત પ્રિયા શુભ કંઠ સમર્પ્ય પ્રીતિની સુધા.
* * સ્નેહવતી તુજ પ્રિય * *, ઉરરત્ન સમાન સદા ગણ તું,
શશિ દ્રષ્ટિ ન અન્ય કુસુમ કરે, ત્યમ રમ્ય તહારિ * * ઉર લે.
પ્રિય પત્ની પતિ વસજો સુખમાં, બનિ સ્નેહલતા—તરુરમ્ય સમાં,
પ્રસરો તમ કીર્તિ, સુદીપ્ત બનો, યુગયુગ અખણ્ડિત યુગ્મ રહો.

૨.

× × મણિકાન્ત રાખિ ઉર, શાન્ત સદા તું રહેજે,
ઉર સ્નેહ તણી ભરી છાબ, અર્પી શુભ—આશ સુનાવી લહેરે

નભ-ક્ષિતિજ સુખે ઉભરાય,
તુજ જીવન રમ્ય સુહાય,
શુભ કંકણ નાદ સુણાય,
તુજ ઉર ગીતડાં ઉભરાય

એ સ્નેહરૂપ રણકાર વાગી તુજ ઉર રમ્યતા રેલે,
તે નિરખી હૃદય આમ, બ્રાત! સહુ અહિં રમે હર્ષ આનન્દે

*          *          *          *

ઓ બન્ધુ! ક્ષિતિ નવરંગ,
વિચરે બની ભિન્ન પ્રસંગ
નવ ભાસ્ય યુવા રહે નિત્ય,
ફરતું જગરથનું ચક્ર;
ફરતું એ ચક્ર સતત જગરથનું, નિત્ય એક રૂપ નાહિં,
તદપિ તજો એ ખેલ દેખતાં ત્યાગ * * નહિ, ભાઇ!

કોકિલ યદિ કજ્જલ શ્યામ,
મૃદુલો રવ જરી નહિં શ્યામ;
વૃષ્ટિ પળ કરતાં ગાન,
ભરતી જગ ઉર તમામઃ

નિર્જ રવ મીઠે જગ ઉરમાંહિં ભરતી સ્નેહનું ગાન,
એ ન્યાયે મૃદુ મધુરી ત્હારી * *, ભરો તુજ ઉર તમામ.

કુમળી કળી કુસુમની બાળ,
અનિલે ધડી ધડી લહેરાય;
ખિલવે જ્યમ રવિકર રાય,
મધુરી મૃદુલિ બની જાય.

રવિ રૂપ લઇ બન્ધુ ! ત્હારી, કળા ખીલાવી લેને,
સ્નેહ તાનમાં અનિલ થઇ તું રૂપ એક બની જોને.

શુભ્ર ઉરથી ગંગા સમી તુજ સ્નેહ ધાર સરવા દે,
સર્વ ભ્રાતૃ વીર હૃદય માંહિ કંઇ અંશ સેર વહેવા દે.

દર્પણમાં આકાર મનુ તન કેરો જેમ જણાએ,
તુજ સ્નેહતણા દર્પણની માંહિ * * ઉર છબી શુભ્ર જો તે ને

નિત્ય સ્નેહ એ પ્રફુલતા આ હૃદય નિરીક્ષણ વાંછે,
સત્ય પ્રેમની લલિત લહરિઓ તણી અંજલી અર્પજે.

૩.

પવિત્ર બ્હેન "સન્ધ્યા"—હું એમને "શ્યામ" સન્ધ્યા નથી કહી શકતોઃ કારણકે એમના જીવનનો, આત્માનો અહોનિશ થતો વિકાસ નિહાળવાનો, અલ્પ સ્વરૂપમાં પણ, અધિકાર મ્હને પ્રાપ્ત થયો છે. એ માબ્બી ભગિનીના હૃદયમાં પૂર્વકાળના સ્મરણથી દુઃખ થાય, એ અતિ સ્વાભાવિક છે. કારણકે એમનું હામ સૌખ્ય જે થોડાજ સમયમાં સ્વપ્નવત થઇ ગયું ત્હેની,—એમના જીવન વિકાસના પ્રથમાનન્દની—એમાં પુણ્ય સ્મૃતિ છે.

પરન્તુ આ પત્રે એક બીજા હૃદયને પણ અતિપ્રિય દિવ્યાત્માનું પુનર્દર્શન કરાવી પાવન કર્યું છે. એ કાવ્યોના લેખક મ્હારા સ્વર્ગસ્થ બન્ધુ વિન્દુભાઈ હતા, જેમની જીવન મર્યાદા પરમ પિતાએ ઘણીજ ટૂંકી નિર્માણ કરી ન હોત, તો એમના સદ્વર્તન અને સદ્વિચારના અનુભવવાળાં ત્હેમના પરિચયમાં આવનાર સર્વને ખાત્રી છે કે આપણાં સાહિત્ય અને સમાજનાં કર્મક્ષેત્રોમાં એ સંસ્કારી ભાઇનાં સ્નેહપૂર્ણ હૃદય અને ઉચ્ચબુદ્ધિ વિદ્યાની કાંઇ અપૂર્વ પ્રસાદી નિશ્ચય જોવામાં આવતી હોત.

—શ. જ.

# विद्याकला—वर्द्धक.

## શિયાળામાં ખાવા લાયક શક્તિવર્દ્ધક પાકો બનાવવાની રીતો.

લેખકઃ રા. રા. વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર–મુંબાઈ.

હવે ધીમી ધીમી ગુલાબી ઠંડી પડવા લાગી છે, એવા વખતમાં શક્તિ વધારનારો કોઈ સારો પાક અથવા એવીજ બીજી કંઈ ઉત્તમ પ્રકારની દવા ખાવામાં આવે તો તે બહુ જલદીથી પચી જાય છે અને તેથી બહુ સારો ફાયદો થાય છે. ઉનાળામાં ગરમીને લીધે પાક બગડી જાય છે, તેમજ ચીકણી ગરમ વસ્તુઓ ખાવી ફાવતી નથી. એજ પ્રમાણે ચોમાસામાં પણ દરદોનું જોર વિશેષ હોય છે અને જઠરાગ્નિ મંદ હોય છે એટલે ચોમાસામાં પણ બધા માણસોને પાક ખાવાનું અનુકૂળ આવતું નથી. પણ શરીરમાં ઝમઝમાટી આપવા વાળી ગરમ, ચીકણી, ધાતુ વધારનારી તથા મગજને તાજગી આપનારી પૌષ્ટિક દવાઓ ખાવાને માટે શિયાળાનો વખત બહુ અનુકૂળ છે. માટે ઘણા લોકોથી પોતાને ઘેર બહુ સહેલાઈથી અને ટુંકા ખરચમાં બની શકે તેવા કેટલીક જાતના પાકો બનાવવાની રીતિ સમજાવવાની જરૂર છે. આ બાબત લખવાનું મને મન થયું છે તેનું બીજું કારણ એ છે કે તુળશીનાં બીનો પાક, પીંપળાના ફળનો પાક તથા હાથલાના થોરવાના ફળનો પાક વિગેરે બાબત ઉપર મુંબાઈ વૈદસભામાં મેં ભાષણ આપ્યું હતું, તે ઉપરથી એ બધા પાક કેમ બનાવવા એવો સવાલ પુછનારા સેંકડો કાગળો મારી ઉપર આવેલા છે. એટલે મને લાગ્યું કે પાક બનાવવાની રીતો જાણવાની હજારો લોકોની ઇચ્છા છે, માટે એ પ્રયોગો ખુલ્લા દિલે જાહેરમાં મૂકવા જોઈએ. આમ લાગવાથી પાક બનાવવાની વિધિનો આ લેખ હું લખું છું.

### ૧. તુળશીના બીનો પાક બનાવવાની રીતઃ—

ઘણાએ હિંદુલોકો પોતાને ઘેર કુંડામાં તથા બગિચાઓમાં તુળશીના છોડ રોપાવે છે. એ તુળશી બે જાતની હોય છે. તેમાં જે તુળશીનાં પાન બહુ લીલાં હોય છે તે લીલી તુળશી કહેવાય છે અને જે તુળશીનાં પાન જરા કાળાશ પડતાં હોય તે કૃષ્ણ તુળશી કહેવાય છે. એ બન્ને તુળશીનાં બી પાક બનાવવામાં કામ લાગી શકે છે, પણ એ બને જાતનાં બીમાં કાળી તુળશીનાં બી વધારે સારાં ગણાય છે. તુળશીનાં બી એટલે તુળશીની ઉપર જે મંજરી થાય છે, ને જેને લોકો માંજર કહે છે તે સુકાયા પછી તેને ચોળી ખંખેરવાથી તેમાંથી ખસખસના દાણા જેવડાં, રાઈના જેવા રંગવાળાં બી નિકળે છે તે. એ બી કંઈ ઠેકાણે ઠેકાણે મળતાં નથી. પણ ખાસ ચાહીને, ચોકસી રાખીને કોઈ બગીચામાંથી મેળવીએ ત્યારે તે બી મળે છે. ગાંધી લોકોની દુકાને તુળશીનાં બીને નામે કોઈ બીજી જાતનાં બી આપી આપે છે. પણ એ બીથી કંઈ તુળશીનાં બી જેટલો

ફાયદો થતો નથી. આપણી તરફ તુળશીનાં ખેતરો લોકો વાવતા નથી. એટલે તુળશીના બી જ્યાબંધ મળી શકતાં નથી, પણ મેં સાંભળ્યું છે કે બંગાલામાં તુળસીનાં બી મળી શકે છે અને મથુરા પાસે વૃંદાવન છે ત્યાં તુળશીનાં ખેતરો છે તે મેં જોયેલાં છે. એ લોકોને મેં પૂછ્યું કે તુળશીનાં ખેતરો રાખવાં તમને કેમ પાલવે છે ? ત્યારે એ લોકોએ કહ્યું કે, તુળશીની ખેતી કરવામાં બહુજ મોટો ફાયદો છે. કારણ કે તુળશીના એક ક્યારામાંથી આખું વરસ તુળશી ઉતારે તેની કિંમત રૂ. ૧) એક મળે છે અને એક વીઘા જમીનની અંદર ઘણા ક્યારા થઇ શકે છે. એ તુળશી દેવને ચડાવવા માટે તેનાં પાંદડાં તોડી લેવામાં આવે છે એ પછી કાર્તિક માસમાં તેનાં બી તૈયાર થાય છે. એ એક રતલ બીની કિંમત એક રૂપિયાથી માંડી ચાર રૂપિયા સુધી ઉપજી શકે છે, એ સિવાય તુળશી સુકાઈ ગયા પછી તેનાં જે લાકડાંઓ રહે તે લાકડાંઓની કિંમત પણ ઘણી ઉપજે છે. એ લાકડાંઓ માળા તથા કંઠી બનાવવાના કામમાં લોકો વાપરે છે. અને તે લાકડાંના બંગાળી એક મણના વીસ રૂપિયા કિંમત ઉપજે છે. આવી રીતે તુળશીનાં પાંદડાંમાથી પણ પૈસા ઉપજે છે ને તુળશીનાં બીમાથી પણ પૈસા ઉપજે છે તેમ તુળશીનાં લાકડાંમાંથી પણ બહુ મોટી કિંમત ઉપજી શકે છે માટે તુળશીનાં વાવેતર કરવા ગુજરાતના ખેડુતો ધ્યાન આપે તો તેઓને બહુ ફાયદો થઇ શકે તેમ છે.

લીલી અને કાળી તુળશી સિવાય બીજી એક જંગલી જાતની તુળશી થાય છે. તે પોતાની મેળે જંગલોમાં ઉગી નિકળે છે. તેનાં પાંદડાં બહુ મોટાં હોય છે, અને તેનાં બી પણ રાઇના દાણા જેવાં હોય છે. અને તેનો રંગ પણ ઘણું કરીને રાઇના દાણાને મળતોજ હોય છે. એ તુળશીને કેટલાક લોકો રામ તુળશી કહે છે અને કોઇ લોકો તેને રાન તુળશી પણ કહે છે. તેના છોડ કૃષ્ણ તુળશી કરતા મોટા થાય છે અને એ તુળશીમાંથી બી પણ વધારે નિકળે છે. તે બીનો પણ પાક બની શકે છે. અને તેનાં બીની તપાસ જો આસો માસમાં કરી હોય તો તે વખતે ઘણા બી મળી શકે છે. પણ અફસોસની વાત એ છે કે જે ઠેકાણે એવી ઉત્તમ વસ્તુઓ થાય છે ત્યાંના લોકોને એ વસ્તુઓની કંઇ કિંમત હોતી નથી. એટલે તેઓ એ બીને સાચવી રાખવાની તજવીજ કરતા નથી. તેથી તે કિંમતી બી પોતાની મેળે પાકીને જમીન ઉપર ખરી જાય છે અને ત્યાંજ તેનો નાશ થાય છે. માટે આવી ઉત્તમ વસ્તુઓનો નાશ ન થાય ને તેનો કંઇ સદુપયોગ થાય તેમ કરવાની સૌ ભાઇબહેનોએ કાળજી રાખવી જોઇએ.

## તુળશીના બીનો પાક બનાવવાની રીત.

તુળશીનાં બીને ખાંડી, વાટી, અગર ઘંટીએ દળાવીને તેનો લોટ જેવો બારીક ભુકો કરવો. તે ભુકો શે. ૦ા લેવો. મરી તો. ૧, ભાંગ તો. ૦ાા, કેશર તો. ૦ા, એલચી તો. ૧, બદામનો મગજ શેર ૦ા, માવો શે. ૦ા, ચણાનો લોટ શેર પા, સાકર શે. ૧ાા, ઘી શેર ૧૧, એટલી વસ્તુઓ તૈયાર રાખવી. પછી પ્રથમ ચણાના લોટમાં સારી પેઠે ઘીનું મોણ દઇ તેમાં જરા દુધ છાંટવું. એ પછી લોખંડ અગર પીતળના વાસણમાં ઘી મુકી, ઘી ગરમ થાય ત્યારે તેમાં ચણાનો મોણ દીધેલો લોટ નાંખી ધીમા તાપે શેકવો. અને જ્યારે અડધો શેકાઇ રહે ત્યારે તેમાં માવો નાખવો અને એ લોટની સાથે માવાને પણ

શેકાવા દેવો. માવાને તેમાં નાખ્યા અગાઉ ભુકો પાડી નાંખવો. લોચા જેવો એમને એમ નાંખવો નહિ. એ પછી જ્યારે માવાની અંદરનું પાણી બળી જાય ને માવો શેકાઇ રહે ત્યારે તેમાં બદામના મગજનો ભુકો નાંખવો. બદામનો મગજ રીતસર પાકી જાય ત્યારે તેમાં તુલશીનાં બીનો ભુકો નાંખવો. એ ભુકામાં ભાંગ ને એલચીનો તથા મરીનો ભુકો પણ મીલાવી દેવો અને તે પછી તુરતજ ઉતારી લેવો. ત્યાર બાદ સાકરની ચાસણી તૈયાર રાખવી. તેમાં કેશર નાંખવુ, એ ચાસણી કેવી રાખવી તેનો આધાર જુદી જુદી ઋતુઓ ઉપર છે. જેમકે શિયાળામાં ચાસણી જરા નરમ હોય તો પાક રીતસર રહે છે. પણ જો આકરી ચાસણી થાય તો પાક બહુ કડણ બની જાય છે. તેમજ ચોમાસામાં જો નરમ ચાસણી રહે તો પાક બહુ જલદીથી બગડી જાય છે. અને ઢીલો પડી જાય છે. પણ જો આકરી ચાસણી હોય તો પાક સારો થાય છે. બીજુ એ કે પાકની અંદર ઝાઝું ઘી સમાવવું હોય તો જરા આકરી ચાસણી લેવી પડે છે. અને ચોડા ઘીમાં કામ ઉકેલવું હોય તો નરમ ચાસણી રાખવી જોઇએ. આ બધી બાબતો વારંવાર પાક બનાવનારા વૈદરાજો તથા મીઠાઇ બનાવનારાઓ સમજે છે. પણ ઘણા લોકોને આવી ઝીણી ઝીણી બાબતોની ખબર હોતી નથી. અને આ લેખ તો સામાન્ય લોકોને માટે છે એટલે આ બધી બારીક વિગત કહેવી પડે છે. એ પછી તૈયાર થયેલી ચાસણીમાં તૈયાર થયેલા પાકને મીલાવવો. અને સારી રીતે હલાવવો. એ પછી ઠરવા જેવું થાય ત્યારે તેને થાળીની અંદર ઠારી દેવું. એ પછી તેમા ચપ્પુ વતી કાપા પાડી પોતાની મરજી પ્રમાણે નાના કે મોટા કકડા બનાવવા. એ પાક દર રોજ બે તોલાથી દશ તોલા સુધી સૌ સૌની જઠરાગ્નિના જોર પ્રમાણે ખાઇ શકાય છે. એ પાક સવારના પહોરમાં ખાવો અને તેની ઉપર પાશેર કે અડધો શેર દુધ પીવુ. એ પાક ખાતી વખતે તેલ, મરચું, ખટાશ વિગેરે ચીજો ન ખવાય તો એ પાક ઘણોજ વધારે ફાયદો આપી શકે છે. અને જો શાકભાજીમાં બહુ મસાલાઓ ખવાય તો તે પાક ઓછો ગુણ આપે છે. માટે પાક ખાની વખત તેલ, મરચું, આમલી, ગરમ મસાલો વિગેરે વસ્તુઓ ન ખાવામાં આવે અગર ઓછી ખાવામાં આવે તેવી તજવીજ રાખવી જોઇએ.

## તુળશીના બીનો પાક ખાધાથી થતા ફાયદા.

તુલશીનાં બી માટે વૈદકશાસ્ત્રમાં એમ કહેલુ છે કે એ બી બહુજ શક્તિવર્ધક છે. એ બીથી ધાતુ બંધાય છે અને વિર્ય વધે છે. શરીરમાં સાચી ગરમી આવી જાય છે. અને વાયુના તથા કફના ઘણી જાતના રોગ મટી જાય છે. જો એ પાક વિધિસર બનાવ્યો હોય અને પોતાની પ્રકૃતિ સમજીને વિધિસર ખાધો હોય તો તેથી બેહદ ફાયદો થાય છે. અને બીજી ઘણી જાતના રોગો એ પાક ખાધાથી મટી જાય છે.

તુળશીનો પાક બનાવવાની ઉપર જે રીત બતાવેલી છે તે રીત સહેલામાં સહેલી અને ઉત્તમમાં ઉત્તમ છે કારણકે એમાં ઘણું ખરચ લાગતું નથી, કે ઘણી મહેનત પડતી નથી તેમજ તેમાં કોઇ કોઇ નહિ મળી શકે તેવી અજાણી વસ્તુઓ પડતી નથી. અને તેની બનાવટ પણ બહુ સહેલી છે, એટલે ઘણા લોકોથી બહુ સહેલાઇથી તે બની શકે તેમ છે. એ સિવાય તુળશીના બીનો પાક બનાવવાની બીજી પણ ઘણી રીતો છે. અને

એ પાકમાં બીજી પણ ઘણી જાતની દવાઓ નાખી શકાય છે પણ એ બધી વાતો કઇ આ ઠેકાણે લખી શકાય નહિ. કારણકે જુદી જુદી પ્રકૃતિના માણસો માટે અને જુદા જુદા રોગો માટે જુદી જુદી દવાઓ મીલાવીને એકઠો પ્રકારના પાક થઈ શકે છે અને પાક બનાવવાની રીતિઓ પણ ઘણી હોય છે એટલે એ બધી વાતો લખતા કઇ પાર આવે નહિ. એતો દરેક માણસોએ પોત પોતાના અનુભવ પ્રમાણે યોજનાઓ કરી લેવી જોઇએ. તુલશીના બી પૌષ્ટિક છે અને ચીકાશવાળા છે તથા તેલવાળા છે, એટલે તેમાં દસ્તને બાંધવાનો ગુણ છે એથી જેને વધારે દસ્ત થતા હોય તેને એ પાક બહુ સારો ફાયદો કરે છે પણ જેને દસ્તની કબજીયાત હોય તેને કોઇ વઈ વખતે એ પાકથી ઝાડો રોકાય છે માટે એવે વખતે એવા માણસોએ પાક બનાવતી વખતે તેમાં ઝાડો સાફ લાવવા માટે નસોતરનો ભુકો અગર સાટોડીના મૂળનો ભૂકો મીલાવવો જોઈએ એમાં સાટોડીનાં મૂળ એ વધારે સારી ચીજ છે.

## પીંપળાની પેપડીનો પાક બનાવવાની રીત.

પીંપળાને જે ફળ થાય છે તે ફળને પેપડી કહે છે તે ફળ પક્ષીઓ ખાય છે. અને જ્યા ગામને ઝાંપે પીંપળાઓ હોય છે ત્યાં છોકરાંઓ પણ એ ફળ વીણી વીણીને ખાય છે. એ પાકેલી પેપડી લાવી તેને છાંયે સુકવવી, પછી તેને કુટવી અગર દળાવીને લોટ બનાવવો અને તે લોટનો તુળશીના બીની માફક પાક બનાવવો અને તેમાં પણ એજ પ્રમાણેની વસ્તુઓ નાખવી તથા વજન પણ તેજ પ્રમાણે સમજવુ તે સિવાય કોઇ માણસને માવો પસંદ ન હોય અગર કોઇને બદામની જરૂર ન લાગે તો એ વસ્તુ નાખ્યા વિના પણ ચલાવી શકાય છે. તેમજ પેપડીનુ તથા તુળશીના બીનું વજન પણ પોત પોતાના શરીરની પ્રકૃતિ પ્રમાણે ઓછુ વધતું કરી શકાય છે જેમકે ઉપર જણાવેલ વજનના પાકમાં નવટાક પેપડી પણ નાખી શકાય, પાશેર પેપડી પણ નાખી શકાય અને એથી વધારે પણ નાખી શકાય. પણ એ પ્રમાણે જેમ પેપડી વધારે કે ઓછી નાખીએ તે પ્રમાણે પાકના ગુણમાં તથા સ્વાદમાં ફેર પડે છે અને બહુ દવાવાળો પાક ઘણા લોકોને ખાવો ભાવતો નથી તેમજ પચવામા પણ મુશ્કેલી પડે છે માટે ઉપર જે વિધિ બતાવેલી છે તે સ્વાદ તથા ગુણ અને વસ્તુ સચવાય અને સૌને માફક આવે તથા સહેલાઇથી બની શકીને ઓછા ખરચમા થઈ શકે તેવી છે માટે જેનાથી બની શકે તેણે તેનો લાભ લેવો જોઇએ પીંપળાની પેપડી પુરૂષોને તાકાત આપવામા અતિશય ફાયદાવાળી વસ્તુ છે, અને સ્ત્રીઓના ગર્ભાશયના ઘણી જાતના દોષો એથી દુર થાય છે, તથા પીંપળાની પેપડી ખવરાવવાથી બાલકાની ભાષા સુધરી જાય છે અને તેને જલદીથી બોલતાં આવડી જાય છે, તથા તેઓના શરીરમાંથી ઘણી જાતના રોગો ફક્ત પેપડી ખાવાથીજ મટી જાય છે અને એવી ઉત્તમ વસ્તુઓ માત્ર પક્ષીઓજ ખાઇ જાય છે. તથા નીચે ખરીને ધુળમાં મળી જાય છે અને જે દવામા તેના કરતાં સોમા ભાગ જેટલો પણ ગુણ ન હોય તેવી દવાઓ બહુ મોંઘી કિંમતે ઘણા લોકો વાપરે છે. ને ઉલટા દુખી થાય છે એમ ન થાય માટે આવી સાદી સાદી નિર્દોષ ઘરગતુ વસ્તુઓના લાભ લેતાં શીખવુ જોઇએ

## હાથલાના ફળના રસનો પાક બનાવવાની રીત.

ગામડાંઓમા ખેતરોની વાડોમા હાથલાના થોર નામે કાંટાવાળા થોર થાય છે. તેનો આકાર હાથના પંજા જેવો હોય છે. તેની ઉપર બહુ કાંટા હોય છે અને તેમાં લાલ ડોડવા થાય છે. તેની ઉપર પણ બહુ બારીક કાંટા હોય છે. એ પાકેલા ફળને લાવી તેની ઉપરની છાલ કાઢી નાખવી. અને અંદરથી જે ગર્ભ રહે તે ગર્ભને છુંદી નાંખવો એટલે તેમાથી રસ નીકળશે. એ રસને જાડા કપડા વડે બે વખત ગાળી લેવો. તે રસમા સાકર નાંખી તેની ચાસણી બનાવવી, મતલબ કે ચાસણી બનાવવા માટે સાકરમા જેમ પાણી નાખીએ છીએ તેમ પાણી નહિ નાખતાં તેને બદલે હાથલાના ડોડવાનો રસ નાંખવો અને તેની ચાસણી બનાવવી. એ પછી ચણાનો લોટ શે. ૧, લેઈ તેને ઉપર મુજબ મોણ દઇ તથા દુધનો ધ્રાબો દઇ ઘીમાં મોહનથાળની પેઠે શેકી લેવો. અને તેમાં પણ ઉપર પ્રમાણે ભાગ-તથા મરી મીલાવવાં અને બરોબર લોટ શેકાઇ રહે ત્યારે પેલી ચાસણીમાં મીલાવી દેવુ. એ પાક ખાસી તથા દમના દરદવાળાઓને બહુ ફાયદો કરે છે. અને જેના શરીરમા બહુ શરદી રહેતી હોય અને બહુ ટાઢ વાયા કરતી હોય તેને પણ એ પાકથી બહુ ફાયદો થાય છે. એ પાક લાલ રંગનો થાય છે. એ હાથલાના ડોડવાનો રસ કાઢતી વખત બહુ સંભાળવું જોઇએ કારણકે તેની ઉપર બહુ કાંટા હોય છે એ કાંટા પાકની અંદર ન આવી જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ. એ પાક ખાવાથી પણ અજબ જેવો ફાયદો થાય છે. અને એ ડોડવાં હજારો ખાંડી મફત મળી શકે તેમ છે. કારણકે કોઇ પણ લોકો તેમાથી કોઇ ખાસ ચીજો બનાવતા નથી. ખણુ જો કોઇ રસાયણશાસ્ત્રી શોધ કરે તો હાથલાના ડોડવામાંથી ગોળ તથા સાકર બહુ સહેલાઇથી બનાવી શકાય તેમ છે અને એ સિવાય બીજી પણ ઘણી જાતની દવા તેમાથી મેળવી શકાય તેમ છે. અને તેમાં ખાસ ખુબીની વાત એ છે કે એના ઝાડને પાણી પાવું પડતું નથી, કે તેની ઉપર કઇ મહેનત લેવી પડતી નથી પણ ખરાબમાં ખરાબ જમીનમાં પણ પોતાની મેળે તે ઉગી નીકળે છે અને જથાબંધ ફળ આપ્યા કરે છે. માટે એવી અમૂલ્ય વસ્તુઓ ફોકટ ન જાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ, અને એવી ફોકટ જતી વસ્તુઓમાંથી પણ દેશની સમૃદ્ધિ વધે એવા ઉપાયો કરવા જોઇએ.

## હાથલાના ફળમાંથી નિકળતા બીજનો પાક બનાવવાની રીત.

હાથલાના ફળનો રસ કાઢી લીધા પછી તેમાથી જે બીજ રહે તે બી પણ બહુ ગુણકારી વસ્તુ છે એ બી કઢાવી તેને પાણીથી ધોઇને સુકવી રાખવા પછી તેને ખડાવવાં. તે બી બહુ સખત હોય છે. તેને કુટી તેનો ભૂકો કરતાં બહુ મહેનત પડે છે એ બીમાથી પણ બહુ મજેનો લોટ નિકળે છે અને એ લોટનો પણ ઉપરની વિધિ મુજબ પાક થઇ શકે છે. અને એ પાકના ગુણ પણ ઘણાજ સરસ છે. ખાસ કરીને ધાતુપુષ્ટિની બાબતમા પણ આ પાક બહુ સારૂં કામ આપે છે, અને શરીરમા ગરમી રાખવાની બાબતમા પણ એ પાક અજબ જેવો ફાયદો કરે છે.

આ બધી વસ્તુઓના જેમ પાક બની શકે છે. તેમજ તેમાથી તેના પેંડા પણ બનાવી શકાય છે. એ પેંડા બનાવવાની રીત એવી છે કે એક શેર માવો લેવો, તેને

ગરમ કરી પેંડા બનાવવા જેવો થાય ત્યારે તેમાં પાશેર તુળશીના બીનો ભૂકો નાંખવો. તથા એક તોલો એલચીનો ભૂકો નાંખવો અને તેમાં પાવલીભાર ભાગ તથા એક તોલો મરી મીલાવવાં અને સવાશેર સાકર નાખવી ને પેંડા વાળી લેવા. તે પેંડા દરરોજ એક તોલાથી પાંચ તોલા સુધી ખાઇ શકાય છે. એજ પ્રમાણે પીપળાની પેંપડીના પેંડા પણ બની શકે છે. તથા દાયવાના બીજના લોટના પેંડા પણ બની શકે છે. એ સિવાય શીવલીંગી તથા બીલીના ફળની અંદરથી જે બીજ નીકળે છે તેના પેંડા પણ એ રીતે બની શકે છે. એ બન્ને જાતના પેંડા પણ અતિશય ગુણ કરે છે. એ સિવાય શીવલીંગીના બીનો તથા બીલીના બીનો પણ ઉપરની રીત મુજબ પાક બની શકે છે. અને તે પાક પણ બહુ સારો ફાયદો આપે છે આવીજ રીતે સફેદ મૂસ્લીનો પાક બનવાય છે. અને તે પણ લોહી સુધારવાના કામમાં અતિશય ઉપયોગી છે. તથા સ્ત્રીઓનાં કેટલાંક ખાસ દરદોને પણ એ પાક બહુજ ગુણકારી છે માટે આવી સાદી સાદી ને મફત મળતી વસ્તુઓમાંથી પોતાની તંદુરસ્તી સુધારવાનો મહાન લાભ લોકો લે એમ હું ઇચ્છુ છુ. અને આવી જાતના સહેલા સહેલા પ્રયોગો સૌની તરફથી વધારે વધારે જાહેરમાં આવે એમ હું ઇચ્છુ છું.

---

# बालोद्यान.

## ગોધરાની ડાકણ અને લુચ્ચાઇનો બદલો.

### બાળવાર્તા.

લેખક: કેશવપ્રસાદ દેસાઇ (બી એ. એલ એલ. બી.)—અમદાવાદ.

પંચમહાલ જીલ્લાના ગોધરા ગામની પાદરે એક નાનું સરખું ઘર છે, તે ઘરની પાછળ આશરે બસો અઢીસો ચોરસ વાર જમીન છે. આ જમીન બાવળીઆ વિગેરે ઝાડોથી ઢંકાઇ ગઇ હતી અને ભર જંગલ જેવો દેખાવ આપતી હતી. આ વાર્તાના સમયમાં તે ઘર પેમલા નામના ઘાંચીના તાબામાં હતું આ ઘાંચી પૈસે ટકે સાધારણ સુખી હતો. પણ વધારે સુખી તો તે તેની સ્ત્રીને લીધે હતો. તેની વહુનું નામ જમની હતું. તે ઘણી સંતોષી અને સદગુણી બૈરી હતી. પેમલો આ સઘળી વાતે સુખી હતો પણ એક વાતે એ એના મનથી ઘણોજ દુ ખી હતો કારણ એને સમૂળગી ગરદનજ નહોતી તેથી કરીને એનો દેખાવ ઘણોજ બેડોળ લાગતો હતો તે પોતાના બેડોળ દેખાવથી ઘણોજ શરમાતો અને જેમ જેમ લોકોએ એની મશ્કરી કરવા માંડી તેમ તેમ તેણે બહાર નિકળવાનું મૂક્યું. એની ડાહી સ્ત્રી એને ઘણોયે દિલાસો આપતી અને સમજાવતી કે રૂપ રંગનો કરનારો તો ઇશ્વર છે, તેમાં માણસ જાતનું કાંઇ ચાલતુ નથી, માટે તેને વાસ્તે મનમાં નકામુ દુઃખ આણવું નહિ, અને સદાયે સંતોષી રહેવું.

પણ પેમલો કોઇ પણ દિવસ એની આ શિખામણ ધ્યાનમાં લેતો નહિ, અને દિવસે દિવસે પોતાના બેડોળ રૂપનો સંતાપ વધારે અને વધારે કરતો હતો.

એક દિવસ રાત્રે ખાઈ કરીને શધડી પાસે બેઠો બેઠો તે નિરંતિ તાપતો હતો; અને એની સ્ત્રી રસોડામાં કામકાજ કરતી હતી; તે વખતે વળી પાછું એને એનું રૂપ સાંભર્યું અને નિશ્વાસ ઉપર નિશ્વાસ મુકવા લાગ્યો. એવામાં જાણે કે કોઈ હસતુ ના હોય એવો અવાજ તેણે સાંભળ્યો. આથી કરીને તેનું ધ્યાન તે તરફ દોરાયું અને તેને લાગ્યું કે કોઈ કોઈ મ્હારા રૂપની મશ્કરી કરે છે. આથી તેનો મિજાજ ગયો અને જે હસતુ હોય તેને એકદમ પોતાની સ્હામે છતાં થવાનો હુકમ કર્યો.

આ માણસ છતું થાય તે પહેલાં આપણને લગાર ગોધરા ગામની તે વખતની સ્થિતિ જોવાનું ઉપયોગી થઇ પડશે.

તે વખતમાં ગોધરા ગામમાં ડાકણો ઘણીજ વધી ગયેલી હતી.

તેઓ ઠેર ઠેર જ્યાં આગળ કાંઇ પણ ખાલી જગ્યા જુવે ત્યાં આગળ પોતાની સંભાઓ ભરતી અને આખા ગામના લોકોને પજવતી. આ ઉપરથી તે ગામના લોકોએ એક દિવસ એકઠા થઇને એવો ઠરાવ કર્યો કે દરેક જણે પોતાને ત્યાં જે કાંઇ ખુલ્લી જમીન હોય તેમાં ખીલા ઠોકવા અને પોતાના ઘરમાં હમેશ ચંડીપાઠ ભણવા કે ભણાવવા.

પેમલો પણ ઉપલી સભામાં હાજર હતો અને તેણે પણ તેમાં હા કહી હતી.

પેમલો એના મકાનમાં જે દિવસે તાપતો બેઠો હતો તેને આગલે દિવસેજ આ સભા ભરાઇ હતી, અને એ બે ત્રણ દિવસમાં એના ઘરની પાછળની ખુલ્લી જગોમાં ખીલા મરાવતો હતો.

હવે જેવું પેમલાએ પેલા હસતા માણસને છતું થવાને જણાવ્યું કે તરતજ એ તાપતો હતો તે શધડીમાંથી ધુમાડાના ગોટે ગોટ નિકળવા મંડયા અને પેમલાની સામે એક ઘણીજ વિચિત્ર દેખાવની ડાકણ ઉભી રહી.

પેમલો પહેલાં તો લગાર ગભરાયો પણ તરતજ સાવધ થઇ ગયો અને પેલી ડાકણને પૂછયું કે ત્હારે મ્હારી મશ્કરી કરવાનું શું કારણ?

ત્યારે પેલી ડાકણે જવાબ આપ્યો કે ભાઇ હવે થઇ ગયું તે થઇ ગયું. એમાં નકામો ટંટો કરવો શા કામનો છે. મ્હેં તારી મશ્કરી કરી એમ જો તું માનતો હોય તો તેનો બદલો આપવા તૈયાર છું. જો તારી ઇચ્છા હશે તો હું તારી ગરદન ઠીક કરી આપીશ પણ તેના બદલામાં તારે મને કાંઇ આપવું પડશે. પેમલો તો ગરદન ઠીક કરવાની વાત સાંભળી ખુશ ખુશ થઇ ગયો અને પેલી ડાકણને પૂછયું કે એવું તે મોટું ત્હારે શું જોઇયે છે.

ત્યારે પેલી ડાકણ બોલી કે ભાઇ મ્હારે જે જોઇયે છે તે કાંઇ મ્હારાજ લાભનું નથી પણ ઘણાના લાભનું છે અને જે તું તે આપીશ તો ઘણા જણ ત્હારા આભારી થશે. અને વળી તેથી ત્હને કાંઇ પણ નુકશાન થાય એમ નથી. એવું સાંભળીને પેમલો બોલ્યો કે જો એમજ છે તો ત્હારે જે જોઇયે તે એકદમ કહી દે. ત્યારે પેલી ડાકણ બોલી કે ભાઈ મ્હારે કાંઇ મોટી મહાભારત ચીજ નથી જોઇતી કે નથી જોઇતા મ્હારે પૈસા ટકા મ્હારે તો ફક્ત ત્હારી પાસેથી એકજ નજીવી કબુલત લેવી છે. જો ત્હારે ત્હારી

ગરદન ઠીક કરાવવી હોય તો વળી હું ત્હને કહું. પેમલાયે કહ્યું કે જે હોય તે જલદીથી કહી દે. ત્યારે પેલી ડાકણે કહ્યું જો ભાઇ ત્હારા ઘરની પાછળ ઘણી છુટી જમીન છે, તે જમીનમાં તુ આ ગામના લોકોના ઠરાવ પ્રમાણે થોડા વખતમાં ખીલા મારવાનો છે. જો તું મ્હને એવી કબુલાત આપે કે તારે તે જમીનમાં ખીલા મારવા નહિ, અને વળી તે મતલબનો મ્હને એક દસ્તાવેજ કરી આપે, તો હું ત્હને ત્હારી ગરદન ઠીક કરી આપું. આ સાંભળીને પેમલો તો વિચારમાંજ પડી ગયો. એક તરફથી તેની ગરદન જેને લીધે શરમાતો હતો અને જેનાથી હિજરાઇ હીજરાઇને અધમુવા જેવો થઇ ગયો હતો, તે સારી થવાની લાલચ હતી; ત્યારે બીજી તરફથી તેને ડાકણોની પીડાનો મહાભય હતો. ત્હેને વિચારમાં પડેલો જોઈ ડાકણ બોલી જો ભાઇ આ બધી ખુલ્લી જગાઓમાં લોકો ખીલા મારે ને ઘેર ઘેર ચંડી પાઠ ભણાવે તો હમારે જવું ક્યાં? અમે કાઇ કોઇને સતાવતાં નથી. અમે અમારી મેળે એકઠાં મળી હસી રમીને ગમ્મત કરીયે છીયે.

જો તું અમને ત્હારી જમીનમાં રમવા દઇશ તો અમે ત્હને બિલકુલ સતાવીશું નહિ અને વળી ત્હારી ડોક સારી થશે તે તો નફામાં. આ બધુ સાંભળ્યા પછી પણ પેમલાનું મન માન્યું નહિ અને ડોક સારી કરવાની લાલચ પણ છોડાઈ નહિ; તેથી તે વળી પાછો વિચારમાં પડી ગયો. વિચાર કરતાં ત્હેને એક વાત સાંભરી આવી. ત્હેના ઘરમાં ત્હેના બાપદાદાના વખતની એક જાદુઇ અસરવાળી શાહીની બાટલી ભરેલી હતી. ત્હેમાં એવો ગુણ હતો કે ત્હેના વડે કાગળ ઉપર કાંઇ લખ્યું હોય તો તે લખાણ ત્રણ કે ચાર કલાક સૂધીજ તે કાગળ ઉપર રહે અને પછી કાગળ કોરોને કોરોજ રહે. આ વાત ત્હેને સાંભરી આવી, અને તે ડાકણને છેતરવાને ત્હેણે નિશ્ચય કર્યો, ડાકણના કહ્યા પ્રમાણે કરવાની ત્હેણે ત્હેને કબુલાત આપી. ડાકણ ઘણીજ ખુશ થઈ ગઈ અને બીજે દિવસે આવવાનો વાયદો કરી ચાલી ગઇ.

પેમલાભાઇ પણ ઘણાજ ખુશ થઇ ગયા અને આખો દિવસ આનંદમાં ગુજાર્યો. બીજે દિવસે પેમલાભાઈ પેલી શાહી તૈયાર કરી આગળ લઇને ડાકણની વાટ જોવા બેઠા. થોડી વારમાં પેલી ડાકણ આવી, ને બધો દસ્તાવેજ લખાવ્યો, પેમલાની સહી કરાવી, મ્હોડાનું વચન લીધું, અને તે રાત્રે ત્હેની ગરદન ઠીક કરવાનું વચન આપી ચાલી ગઇ. પેમલાભાઇ ખુશ ખુશ થઇ ગયા અને ડાકણને પણ છેતરી તે વિચારથી ફુલાઈ ગયા. રાત્રે સુતા ત્યારે ત્હેમને મન તો દિવાળીના દીવસ જેટલી ખુશાલી હતી. તે રાત્રે ત્હેમને ઘણાંજ મધુર સ્વપ્નાં આવ્યાં અને આખા જન્મારામાં જેવી ઉંઘ ત્હેમને નહિ આવી હોય, તેવી ઉંઘ તે રાત્રે ત્હેમને આવી. પ્હરોડમાં પેમલાભાઇ ઉઠયા અને ગરદન ઉપર હાથ ફેરવી જોયો. હા! તે વખતે શો ત્હેમનો આનંદ! શી ખુશાલી! આનંદના માર્યા ત્હેનાથી થોડીવાર સુધી તો બોલાયુંજ નહિ, પછી ત્હેણે એકદમ જમનીને બૂમ પાડીને કહ્યું "અરે સાંભળે છે કે! જો જો આમ આવ આમ, આવ જલદી આમ આવ, અને જોતો ખરી. જમની તો બિચારી હાંફળી ફાંફળી દોડતી આવી અને કહે છે કે છે શું? ત્યારે પેમલાભાઇયે કહ્યું કે અરે મ્હારી ડોક તો જો. જમની તો ડોક જોઇને ખુશ ખુશ થઇ ગઇ અને તેને પૂછ્યું કે તે શાથી ઠીક થઇ. ત્યારે જમલાએ જવાબ દીધો કે એ બધુ હું તને

પછી કહીશ; પણ તે પહેલાં તું એક ચાટલું લાવ કે હું મ્હારી સુંદર ડોકને જોઇ મ્હારી આંખ ઠારૂં, જમની તુરતજ જઇને એક ચાટલું લઇ આવી. પેમલાભાઇ પોતાની સુંદર ડોક જોઈ મનમાં ઘણુંજ મલકાવા લાગ્યા. પછી જમનીએ કહ્યું કે હવે તમે પથારીમાંથી ઉઠો તો ખરા, દહાડો તો ઘણો ચ્હડી ગયો છે. આ સાંભળી પેમલાભાઇ ઉઠવા લાગ્યા પણ જેવા તે બેઠા થયા કે તરતજ મ્હોટી ચીસ પાડી બોલી ઉઠયા "અરરરર—હાય—આ શું-અફસોસ, કમનશીબ—અરેરે અક્કરમીના દહીયા કાણા તે કાણાજ. તે લુચ્ચી ડાકણ મને છેતરી ગઈ. જમની તો બિચારી આ સાંભળી ગભરાઇજ ગઇ અને પૂછવા લાગી કે ત્હમને થયું શું. ત્હારે પેમલાભાઈ ગાજી ઉઠયા કે બક બક શું કરે છે. જો તો ખરી આ મ્હારી ડોક. આ ફુટયાં કરમ મ્હારા તો, જમની તો બિચારી ડોક જોઇને સડ જ થઇ ગઇ. જાણે તે ડોક કાગળની બનાવેલી હોય તેમ નીચી બેશી ગઇ હતી અને પેમલાને ત્હેના માથાનો ભાર બધો ડોક ઉપર ઉપાડવો પડતો હતો. પછી જમનીએ પેમલાને દિલાસાના શબ્દો કહી લગાર શાંત પાડયો અને પછી પૂછયું કે ત્હમારી ડોક આમ શાથી કોણે કરી અને પાછી ભાગી કોણે? ત્યારે પેમલાએ ત્હેને બધી વાત માંડીને કહી. તે ઉપરથી ધર્માત્મા જમની બોલી ઉઠી કે જે માણસો પોતાને ઇશ્વરે બક્ષેલા રૂપથી શરમાય છે અને તેથી સુંદર રૂપ લેવાને લલચાય છે ત્હેમની અંતે આવીજ દશા થાય છે. અને વળી જેઓ લુચ્ચાઇ કરી સ્હામાને છેતરવા માગે છે તેઓ તો અંતે છેતરાવાનાજ અને છેવટે પૂરેપૂરા પસ્તાવાનાજ.

હવે ત્હમારી જે સ્થિતિ થઇ છે ત્હેનાથી સંતોષ પામો અને મનમાં દુઃખ આણ્યા વિના આનંદે રહો.

પેમલો આ સાંભળી પોતાના મૂર્ખ વર્તનને માટે મનમાં ઘણોજ પસ્તાવા લાગ્યો અને લુચ્ચાઇ કરી પાપમાં પડયો હતો તેને વાસ્તે ખરા અંતઃકરણથી પરમેશ્વરની માફી માગી અને, પોતાની કાગળ જેવી ડોકને વાસ્તે અફસોસ કરવો છોડી દીધો. છેક જ નિરાશ થઇને તે દિવસે પેમલો એકલો બેઠો હતો તેવામાં પેલી ડાકણ ત્હેની સમક્ષ પાછી આવી. પેમલો તો ગભરાટનો માર્યો કાંઇ બોલી શકયોજ નહિ. પેલી ડાકણ ત્હેને કહેવા લાગી કે હે મૂર્ખ! હવે તને તારા પાપી કર્મનો પસ્તાવો થાય છે. મૂર્ખ તે વખતે ત્હને વિચાર ના આવ્યો કે જે કોઇ ત્હારી ગરદન ઠીક કરવાને સમર્થ છે તે ત્હારી લુચ્ચાઇથી અજાણ્યુ રહેશે! હા પણ લોભ આંધળોજ છે. લોભી પૂરૂષ લાજ જોતોજ નથી. તે લાંબો વિચાર કરતોજ નથી. અલ્યા ત્હને એટલો પણ વિચાર ના આવ્યો કે ત્હારા દસ્તાવેજને મ્હારે શું કરવો તો. મ્હારે તે તારી સાથે કાંઈ કચેરી દરબારમાં લડવા આવવું'તું! ફકત એ તો મેં ત્હારી પરીક્ષા લેવાને વાસ્તે કર્યું હતું. પણ જ્યારે હવે તું પસ્તાય છે ત્યારે હું ત્હને માફ કરૂં છું. જા ત્હારી સદ્‌ગુણી સતી સ્ત્રીની સલાહ પ્રમાણેજ સઘળી વાતમાં વર્તજે અને હમેશ ઇશ્વરનો ડર રાખજે. કદી કાળે લોભમાં તણાઇશ નહિ આમ કહી તે ડાકણ તેને ગળે હાથ ફેરવી ચાલી ગઇ. તે દિવસથી પેમલાની ડોક સુંદર થઇ ગઇ અને તે પોતે પણ સ્વભાવે માયાળુ અને નમ્ર બન્યો. તેની સ્ત્રી જેને તે પહેલાં ધીક્કારતો અને ત્હેના સદ્‌ગુણને હસતો તેનીજ સલાહ પ્રમાણે હવે તે વર્તવા મંડયો. હવે તે એક ધર્મપુરૂષ બન્યો છે અને સુખી જીંદગી ગુજારે છે.

# સુન્દરી સુબોધ ❀ માસિક વધારો

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી પોતાનામાં તેનજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,—સર્વમા સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સતાનોનું ખરૂં દેશવ્રત છે

સુન્દરી સુબોધઃ પુસ્તક ૧૩—અંક ૯–૧૦. સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૧૬.


## सरस्वती.

[ अमदावादमा मळेली प्रांतिक परिषद्मां गुर्जरबालिकाओए गायेला राष्ट्रीयगीत. ]

१

जय जय गरवी गुजरात,
दीपे अरुणुं परभातः
ध्वज प्रकाशशे झळळ कसुंबी, प्रेम शौर्य अंकित
तु भणव भणव निज संतती सहुने
प्रेम भक्तिनी रीत,
उंची तुज सुंदर जात. —जय जय.

उत्तरमां अंबा मात, पूरवमां काळी मात,
छे दक्षिण दिशमा करंत रक्षा कुन्तेश्वर महादेव,
ने सोमनाथ ने द्वारिकेश ए
पश्चिम केरा देव
छे सहायमां साक्षात. —जय जय.

नदी तापी, नर्मदा जोय, मही ने बीजी पण जोय,
वळी जोय सुभटना जुद्ध रमणने, रत्नाकर सागरः
पर्वत उपरथी पूर्वजो
दे आशिष जयकार,
संपे सोहे सहु जात. —जय जय.

ते अणहिलवाडना रंग, ते सिद्धराज जयसिंह,
ते रंग थकी पण अधिक सरस रंग थाशे सत्वर मात !
शुभ शुकन दीसे, मध्याह्न शोभशे,
वीती गई छे रात,
जन घूमे नर्मद साथ. —जय जय.

२

मळी सर्व भारत संतान, एक तान मन प्राण,
गाओ भारतनां यशो गान.
भारत भूमि तुल्य नहि कोई स्थान
नहि अद्रि हिमाद्रि समान
फलवती वसुमती स्रोतस्वती पुण्यवती
शतखंड रत्ननुं निधान.
थाओ भारतनो जय,
जय, भारतनो जय;
गाओ भारतनो जय !
शुं भय ? शुं भय ?
गाओ भारतनो जय !

रूपवती साध्वी सती भारत ललना,
कोने आपुं स्हेनी तुलना;
शर्मिष्ठा, सावित्री, सीता, दमयन्ती पतिव्रता;
अतुलना भारत ललना. —थाओ भारतनो जय.

वीरयोनि आ भूमि वीरनी जननी,
व्यापी रही अज्ञान रजनी;
सुगंभीर ए तिमिर कदी नहि रहे चिर,
देखा देशे दिप्त दिनमणि. —थाओ भारतनो जय.

केम डरो भीरु करो साहस आश्रय,
" यतोधर्मस्ततो जयः "
छिन्नभिन्न हीनबल, ऐक्यथी पामशुं बल,
माता मुख उज्ज्वल करेथी शुं भय ? —थाओ भारतनो जय.

३.

उठ ओ भारत लक्ष्मी, उठो आदित जगत जन पूज्य;
दुःख दैन्य दूर करी करो दूरित भारत लज्जा.
छोडो रे छोडो शोक शय्या, थाओ सज्ज;
पुनः कमल कनक धन धान्य.

जननी रे ले त्हारे वक्षे,
शान्तिथी वास दे त्हारे हृदये;
आक्रन्द करे तुज चरण तळे, विंशती कोटी नरनारीओ.
कमला, दुःख लांछित भारत वर्षे
शक्ति मुज सहु यात्री, काल सागर कंपन दर्शे,
त्हारे अभय मद स्पर्श, नव हर्षे;
पुनः तरणी चाल, मुख लक्ष्ये.                    जननी.

भारत श्मशान करो पूर्ण, शुभ कोकिल कुंजित कुंजे,
द्वेष हिंसा करी चूर्ण, करो पूरित प्रेम आलि गुंजे;
दूरित करी ताप पूंज, पाप पूंज,
पुनः विमल करो भारत पुण्ये.                    जननी.

४.

वन्दे मातरम्

सुजलां सुफलां मलयज शीतलाम्
शस्य श्यामलां मातरम्–मातरम्
वन्दे मातरम्.
शुभ्र ज्योत्स्ना पुलकित यामिनी
फुल्ल कुसुमित द्रुमदल शोभिनी
सुहासिनी, सुमधुर भाषिणी
सुखदा, वरदा, मातरम्–मातरम्
वन्दे मातरम्.

# काव्यकुंज.

## શ્રી અમદાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયમાં નવરાત્રિ પ્રસંગે ગવાયલા ગરબા.

સંગ્રહ કરનાર: બ્હેન શ્રી સુલોચના દેસાઈ.

### ૧. ગુજરાતી બ્હેનોને આમંત્રણ.

આવો આવો ને સખિઓ ! આજ રસતાળી પાડી,
ક્હીં ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી.

હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફુલની કળી સમ સુકુમાર સુરતની રમણી !
છબી છટા ભરી, સોહાગ તપે મુખ, સુગંધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી આ ચતુરા !

રૂડી હરેક, બુદ્ધિ વિશાળ, નરમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ધરરખુ આ ગૃહિણી !

નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઇની મોહનરૂપ સખિ આ અલબેલી !

અમૃત શા મીઠા બોલ, પણ શાને અધુરી,
આ કોકિલ ક્હીં નાર હાલારની મધુરી !

એ સુન્દર, રસિક, ઉદાર, મદુ ભગિની આવો.
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ ક્હાવો.

( ન્હાનાલાલ દલપતરામ કવિ. )

### ૨. સ્વદેશ ભક્તિ.

જગ હસે શો ભારત ઉદયનો પ્રસંગ !
વીર ઘુમો પ્રજા સમાજે સુરંગ ! જગ હસે૦

એ તો વરતાયો ઉત્તમ અતિ જંગ !
કરો નિજ કર્તવ્ય ઋત્વિજ કામ ! જગ હસે૦

ભરત હિત ચિત્ત ધરી વિચરો વિદેશ,
પીવી રે ત્યાં પ્રજા સમાજ સુવેશ. જગ હસે૦

એ તો ઉજવી છે દિવાળી આજ !
ઘેરે ઘેર વર્તો મંગળ સુખ સાજ ! જગ હસે૦

એમાં રાજહિત છે, પ્રજાહિત સાથ!
સ્વતંત્રતા શું રાજ્યભક્તિ સંગાથ! ઝગ હલે૦

સ્વદેશપ્રીતિના ત્યાં વહેશે આ પૂર!
ગવાશે સુસંપના ગુણ ત્યાં જરૂર! ઝગ હલે૦
કરે બધુ કોટ્યાદિ ભોજન એક!
ટાળો દુઃખ તેમનું મહિત વિવેક! ઝગ હલે૦

સહુ સહુ ગણું એક આસુડાં ધન!
દુઃખના થાવ તે હરિ! સુખના આ દિન! ઝગ હલે૦

( સ્વ. ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ. )

## ૩. ઝીણા ઝીણા મેહ.

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી

એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલારે

ભીંજે સખી, ભીંજે ગગન અનબોલડી.
ભીંજે મ્હારા હૈયાની માળા
હો ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પીયો પિયુ પિયુ બોલે,
ટહુકે મયુર ફરી વેણુરે

ટમ ટમ ટમ ટમ વાદળી વરસે,
ટમકે મ્હારા નાથના નેણ
હો! ભીંજે મ્હારી ચુંદડલી

આનંદ કન્દ ઊગે સુન્દરીના વૃન્દને,
મીઠાં મૃદંગ પડઘન્દારે,

મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુ રસ ચન્દા!
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

( ન્હાનાલાલ દલપતરામ કવિ )

## ૪. ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત
નમીએ નમીએ માત, અમારી ગુણવંતી ગુજરાત.

મોંઘેરા તુજ મણિ મંડપમાં ઝુલી રહ્યાં અમ દીલ,
માત મીઠી! તુજ ચરણે પડીને માગીએ શુભ આશીષ
અમારી ગુણવંતી ગુજરાત

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદન વન શી અમોલ,
સુન્દર વીણતાં ફૂલડાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ
અમારી ગુણવંતી ગુજરાત.

સંત, મહંત, અનંત વીરોની વ્હાલી અમારી માત,
જય જય કરતા ત્હારી જગતમાં અર્પણ કરીયે જાત
અમારી ગુણવંતી ગુજરાત.

ઉંચા અઘોર અરણ્ય દિશે કે સુંદર ઉપવન માંય,
દેશ પ્રદેશ અહોનિશ અંતર એક જ ત્હારી છાંય
અમારી ગુણવંતી ગુજરાત.

નમણી સરિતા રસ ભર અમીઝરણાં, રત્નાકર ભરપુર,
પુણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝુમી, માત રમે અમ ઉર
અમારી ગુણવંતી ગુજરાત

હિન્દુ, મુસલમિન, પારસી સર્વ, માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નમને કરિયે સેવા સહુ કાળ
અમારી ગુણવંતી ગુજરાત

ઉગે પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અન્ધાર,
એમ ભરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર
અમારી ગુણવંતી ગુજરાત.

( અરદેશર ફરામજી ખબરદાર )

## ૫. ગુર્જર પુત્રીઓને આમંત્રણ.

આવો, આવો ને, સાહેલી! આજ, આનંદે રમીએ
આવો, આવો બ્હેની! પ્રીતિસુખ કાજ, ઉર જે ભમીએ
ભમીએ ને ભમીએ નંદન વન આ વાડી ત્યાં ગુર્જરી ખીલીરે,
સહુ અમીઝરણાં સંગીતધરણાં, ઝરી રહી દ્રવતન વેલી     આનન્દે
પ્રીતિ નીતિના કુંજકુંજેમાં, કોયલ ગુંજગુંજ માય રે,
મિષ્ટ રાગ સુણી ફુરફુરત, ઉરગ—અરિપુ વિલીન મન થાય.     આનન્દે

ભક્તિવીણા કર ધરીને, કવિવર સંત કવે કલ્લોલરે;
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં છવન કરે રસલોલ. આનન્દે.

ગગન ગજવતી, ગાનવિમાને, પતિવ્રત વેણુ વાયરે.
તે લવકાની લલના હૃદયે પ્રણયથી મૂર્તિ સુહાય. આનન્દે.

પતિપત્નીના આત્મ યુગલની, ગુંથી રૂડી ફુલમાળરે,
પ્રભુપદ ધરીએ, ગાતા ફરીએ ગુર્જરી ગુણ સદ્ બાળ. આનન્દે

( રામમોહનરાય જસવંતરાય. )

## ૬. મીરાંબાઈ અને પંથીનો સંવાદ.

મીરાંબાઇ મધ્યાને મંદીરીઆમાંથી નીકળ્યાં રે,
ઉભાં આસો પાલવ હેઠે જોતા પથ,
વાટે વટેમારી પૂછે છે પૂરા પ્રેમથી રે.

પંથી—મીરાંબાઇ ! આતુર થઇ ઉભાં છો શાને બારણે રે,
મીરા ! શું મહીઅરીઆને મારે આવો પથ;
વ્હાલા વીરાને મળવાને માટે ટમટમોરે ?

મીરાં—મારે મહીઅરીઆને સાસરીઆં મોંઘા ઘણા રે,
મુજને મળતા નિત્યે સોઘા સાધુ સંત:
આજે મોઘામા મોઘા તે મારે થઇ પડયા રે.
હું તો સંત સાધુને નિત્ય જમાડીને જમું રે,
મારી ટેક નિભાવે જુક્તે જગદાધાર,
આજે અભ્યાગત વિણુ ભોજનીયા ખટકી પડયા રે.

પંથી—મીરાંબાઇ ! મહારાણાના થાળ જમો જુક્તે કરી રે,
માળા છાપ તીલકના ઉતારો શણગાર,
હીરા, માણેક મોતી ઝળહળ જ્યોત વિષે રમો રે.

મીરાં—ભાઈઓ ! અવિનાશીમા ચિત્ત અમારા ચોટીઆં રે,
વસ્તુ ક્ષણ ભંગુરથી ભાગ્યા મારા મન.
લાગે વૈભવ એના લુખા ને અળખામણા રે.

પંથી—મીરાંબાઇ ! સ્વામીની સેવામા પુણ્ય અતિ ઘણાં રે,
મારે સંસારે રહી સેવો સમજો કંથ,
એની આજ્ઞામાં વર્તીને મહાપદ પામશો રે.
પતિની આજ્ઞા લોપી ભક્તિ કરવી વ્યર્થ છે રે,
પહેલાં પતિને પૂજી પૂજો પૂરણ બ્રહ્મ,
પતિવ્રત સાથે ભક્તિ ભાવે છે ભગવાનને રે.

મીરાં—હું નવ લોપું આજ્ઞા સ્વામીની સુખપાવની રે,
પતિની આજ્ઞાથી મેં પાદર પૂર્યો વાસ,
પતિની આજ્ઞાથી મેં વિષ પીધા અમૃત ગણી રે
આજ્ઞા અવિનાશી છોડ્યાની મુજને નવ ગમે રે,
હું તો સાધુને છોડીને એવું કંઈ
તોપણ અવિનાશી અંતરમાં રોજ રમી રહે રે

પથી—મીરાંબાઈ! જગદીશે આપેલા વૈભવ ભોગવો રે,
ગયો રાણાને રીઝવીને રૂડી પેર
શાને ધાવું, બ્હેની! અણુદીઠાને આશરે રે

મીરાં—ભાઈઓ! માટીની કાયાના મન માનની રે,
તેને આણું જતા પડતા નવ લાગે વાર,
આખર જાવું છે અવિનાશી પ્રભુની ઓથમાં રે

પથી—મીરાંબાઈ! સમારી શી વસ્તુ પરને સાંપડે રે,
ક્યાં વિશ્વતણા વૈભવથી માણો મોજ,
પેલો અવિનાશી તો જગમાં શોધ્યો નવ જડે રે.

મીરાં—પૂર્ણ પ્રેમ વિના અવિનાશી જગમાં નવ જડે રે,
એ તો સર્વ સ્થળે છે વસી રહ્યો ભરપુર.
સાચા ભક્તિના ભોગી તો એને અનુભવે રે.

પથી—મીરાંબાઈ! પ્રેમ તમારો પ્રભુજીમાં ઓછો નથી રે,
તે ક્યમ અભ્યાગત થઈ આવે નહિ તમ ઘેર,
ભૂખ્યા ભક્ત તણી પીડા તે ક્યમ નવ ઉરે ધરે રે!
એવે અભ્યાગત છેટેથી દીઠા આવતા રે,
મીરાંબાઈ મલપતે મુખડે ત્યાં સામા ધાય,
ઉત્તર પથીને દેવાને પગ ચોભ્યા નહિ રે
( અજ્ઞાત )

## ૭. ભારતી સ્ત્રીગીત.

અરુણે નમતા સાહેલી! સાયંતે રે લોલ,
ભારતીમંદિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ,
આવો બ્હેની! ગીતરંગ રેલીએ રે લોલ.

ગગન પુનમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય;
ચન્દ્ર મુખ નન્દન શીળી, સ્મિતલહરિ લહરાય.

રમે રંગ શારદા સોહામણી રે લોલ,
કંકુમે ન્યા સાથિયા પૂરેલ, છે શોભા ઘણી રે લોલ;
આવો બ્હેની! આજ રાસ ખેલીએ રે લોલ.

મિઠાં ઝ ણ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂં સુરગાન,
કોકિલ, બુલ્બુલ રસભર્યાં કરે અનુપમ તાન –

દેશવાડી નવરં પલ્લવે લગી રે લોલ,
કુંજ કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલરી રે લોલ,
આવો બ્હેની! જનનિ ગાન ગાઇએ રે લોલ.

ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર
રમે સિંધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદા નીર,–

ગુર્જરી ને બંગસુંદરી મળી રે લોલ,
કાશ્મીરી, દ્રાવીડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓ રે લોલ,
આવો બ્હેની! ઐક્યતાન ગાઇએ રે લોલ.

કુસુમિત લીલી લલિત લતા નમતા તરૂ પતિ સંગ,
ભારતવાડી દીપાવતી, વિવિધ વર્ણ, નવ રંગ.–

પારસી, ઈસ્લામી, આર્ય રમણિઓ રે લોલ
યુરોપી સન્નારીઓ, ઉદ્યાન રમ્ય વિલાસિની રે લોલ.
આવો બ્હેની! હિન્દ દેવી વંદીએ રે લોલ

હિમાલય શિર ઝળકતી, નિર્મલ એ મન આશ,
ભિન્ન જાતિ-રીતિ, તદપિ રહો એક ઉર અમ વાસ

લાવો! લાવો! હૃદયપાત્રમાં ભરી રે લોલ,
મંગલ પ્રીતિ અર્ધ્ય, ભક્તિ આત્મ સુવાસે ભરી રે લોલ
આવો બ્હેની! માતૃભૂમિ પૂજીએ રે લોલ.

(રામમોહનરાય જસવંતરાય.)

## ૮. પ્રભુ મહિમા.

પ્રભુ મહિમા ગુણ ગાઓ રે સર્વ મંગલ થાશે.
ત્રિભુવન પાલન, બ્રહ્મ સનાતન, સચ્ચિદ્‌ઘન પદ ધ્યાઓ રે,
સર્વ મંગલ થાશે. —પ્રભુ મહિમા૦
પરાભક્તિના પુણ્ય તિર્થમાં, નિર્મલ મન થઈ નાહો રે.
સર્વ મંગલ થાશે. —પ્રભુ મહિમા૦
પરમામૃતપદ પ્રાપ્ત થવાને, પ્રભુ શરણાપન્ન થાઓ રે,
સર્વ મંગલ થાશે. —પ્રભુ મહિમા૦
કુત્સિત કર્મનો ત્યાગ કરીને, મંગલ માર્ગે જાઓ રે
સર્વ મંગલ થાશે. —પ્રભુ મહિમા૦
પરમાત્મા પરબ્રહ્મ પદાબ્જે, પ્રીતિ પુષ્પ વધાવો રે
સર્વ મંગલ થાશે. —પ્રભુ મહિમા૦

(સ્વ. શ્રી ભોળાનાથ સારાભાઈ.)

## ૯. બંસીનાદ.

વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કાન;
નાદે વેંધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન.
તરની શાખાઓ ઝુકી રહી રે, ચરણે નમવાને કાજ,
વેવી વૃક્ષ માથે ઝુમી રહી રે, ભાગ્ય અમારાં આજ. —વાગે૦
જમના નીર હાલે નહિં રે, મુગ્ધ મન મોહન થાય,
પંખી માળામાં હાલે નહિ રે, નાદ સુણી ન રહેવાય. —વાગે૦
વાછરું કાન દઇ સાંભળે રે, કરે નહિ પય પાન,
ગાયો ગાળા તોડી ત્યાં પડે રે, નાદ સુણવાને કાન; —વાગે૦
ફુલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદીયો છે ભાણ,
શંકર સમાધ મેલી રહ્યા રે, થયું જગતને જાણ. —વાગે૦

( મહા કવિ દયારામ )

## ૧૦. ઘર સૂત્રની આંટી ઉકેલવા વિષે ગરબી.

સખિ! આંટી ઉકેલો સુતરની,
કાં તો ઉચરો વાચા ઉત્તરની, આંટી ઉકેલો સુતરની;
થિર રાખીને મન ઠેકાણે, આ આંટી ઉકેલે આ ટાણે.
ઘર સૂત્ર ચલાવી તે જાણે, —આંટી૦
આ આંટીમાં છે ઘુંચ ઘણી, ઉકેલે તે મારી બેનપણી;
ભલું ભણતર તો તે થાઈ ભણી, —આંટી૦
સૈયર એ કામ નથી મહેલું, સાધારણ સમ ભાસે પહેલું.
પણ જાણે જેણે ચલાવેલું, —આંટી૦
આગળ જતાં ઘુંચો આવે, એ તો અતિશે જીવને અકળાવે;
ફુવડ નારીને નવ ફાવે, —આંટી૦
જો તંતુ પરો કોઈ તાણે, તો તરત તૂટે તે ટાણે,
જુદાઇ પડે તે જગ જાણે, —આંટી૦
સાંધે તો વચમાં ગાંઠ વળે, પછી તે તો કોઇ કાળે ન ટળે;
સાંભળતાં ચર ઘેર ચિત્ત બળે, —આંટી૦
જે સમજણ વગર ગરવ આણે, તે આંટી ઉકેલી નવ જાણે;
પણ સમજે તંતુ ઘણો તાણે, —આંટી૦
કાં તો વારે વારે તોડે, કાં તો નરહોડીને છોડે;
પછી આંટીને તે અવળોડે, —આંટી૦

બેસે રોષ ધરી બહુ રોવાને, જન મળે તમાશો જોવાને;
ખાવા ન ઉઠે પત ખોવાને, —આંટી૦

સમજુ તો ધીરજ ધારીને, પૂછે જઈ પ્રવીણ નારીને:
તે વચન કહે વિચારીને; —આંટી૦

એકાદી ઘુંચ કાઢી આપે, રૂડી રીત બતાવી સ્થિર સ્થાપે,
બધિ તો ઘુંચ નવ કાઢી આપે, —આંટી૦

પૂરી સમજણ પોતાની જોઇએ, બીજો શું કરી શકે કોઇએ:
નવ અકળાઇએ ને નવ રોઇએ, —આંટી૦

જે મનડું રાખે થિર ઠામે, તે આંટી ઉકેલી જશ પામે;
દિધી શિખામણ દલપતરામે. —આંટી૦

(કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.)

## ૧૧. રંગીલી પુનેમ.

રંગીલી રૂડી પુનેમ રાતે રીઝાઇએ,
બેની! ચાલો તો ગીતડાં ગાઇએ. —રંગીલી૦

જુવો ચન્દ્ર પ્રકાશ બહુ તેજમાં,
રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં;
વહી જાશે જો વેળા, પસતાઇએ. —રંગીલી૦

ઘરબાર સંસાર વેદ નીતની,
અવકાશે રમત રૂડી રીતની:
સિદ નીતિ ભાવા શરમાઇએ, —રંગીલી૦

રચ્યાં ત્રણે ભુવન જેણે નેમથી.
દીપ કીધું આકાશ રવિ સોમથી,
તેના ગુણ ગાવાજ નીત ધાઇએ. —રંગીલી૦

સખી! ભુલીએ પ્રભુ ન જોઇ સુખને,
સર્વ ધારે ઘણે છે શરણ દુ:ખને,
નહિ ભય જોઇને અકળાઇએ. —રંગીલી૦

હસી હમી લીઓ તાલ પ્રેમથી,
હરી ભાવે ભજો ભલી નેમથી;
કહે ફિરોઝ ગાંધ હરખાઇએ. —રંગીલી૦

(કવિ ફિરોઝ.)

## ૧૨. ફુલડાં કટોરી.

ચન્દ્રીએ અમૃત મોકલ્યા, રે બ્હેન!
ફુલડાં કટોરી ગૂંથી લાવ,
જગમાતણી રે, બ્હેન!
અમૃત અંજલીમા નહિ ઝીલું, રે બ્હેન!

અંજલીમા ચાર ચાર ચાનણી, રે બ્હેન!
અંજલીએ દશ ગુના હાથ
જગમાતણી રે બ્હેન!
અમૃત અંજલિમા નહિ ઝીલુ, રે બ્હેન!

ઝીલું નહીં તો ઝરી જતું, રે બ્હેન!
ઝીલું તો ઝર દશ ધાર
જગમાતણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલુ, રે બ્હેન!

ફુલડાંમા દેવની હથેળીઓ રે બ્હેન!
દેવની કટોરી ગૂંથી લાવ,
જગમાતણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલુ, રે બ્હેન!

(ન્હાનાલાલ દલપતરામ કવિ.)

## ૧૩. મહેમાનોને પ્રાર્થના.

મહેમાનો! ઓ વ્હાલા! પુન પધારજો
તમ ચરણે અમ મન મહેર સુહાય, જો!
કરજો માફ હજારો પામર પાપ જે—
દિન ચર્ચામાં પ્રભુ પામે પશુ થાય, જો!
મહેમાનો! ઓ વ્હાલા! પુન પધારજો!

ઉન્નત ગિરિ શૃંગોના વસનારા તમે
ઉતર્યાં રંક પરે ગો પુણ્ય પ્રભાવ જે!
શુશ્રૂષા માગી ના અમને આવડી,
સેવા ન લીધો ચકિત ઉરોનો લ્હાવ જો!
મહેમાનો! ઓ વ્હાલા! પુન પધારજો!

(મણિશંકર રતનજી ભટ્ટ)

# समाज-साहित्य-विज्ञान.

## શ્રી દાદાભાઈ જયન્તિ.

દાદાભાઈ જયન્તિના દિવસે અત્રેના સ્વદેશી મિત્રમંડળના સેક્રેટરીએ વાંચેલું ભાષણ.

લેખક—રા. રા. ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત—અમદાવાદ.

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો:—

હિંદના દાદા અને ભારતવર્ષના મહાન હિતૈષી દેશભક્ત દાદાભાઈ નવરોજજીની માંગલિક જન્મ તિથિ તે આ મંડળનો પણ વાર્ષિક દિવસ છે તે પ્રસંગે આખા વર્ષમાં અમેના કાર્યની આલોચના કરવી એ એક સાધારણ નિયમ થઇ પડેલો છે. પ્રત્યેક વર્ષે તે કાર્ય અમારા મંડળના પ્રમુખ સાહેબ તરફથી કરવામાં આવતું હતું આજરોજ તેમની ગેરહાજરીને લીધે મ્હારે શિર તે આવ્યું છે અને તે યથાશક્તિ બજાવવા હું આપની રજા લઉં છું.

આ વર્ષમાં દેશની સાથે-બલ્કે બ્રિટિશ સામ્રાજ્યની સાથે-સંબંધ ધરાવતી પ્રથમ પંક્તિએ આવતી બીના તે હાલનું વિશ્વવ્યાપી યુદ્ધ છે. પ્રતિદિન બ્રિટિશનો અને તેની સાથે તેના મિત્રરાજ્યોનો વિજય સિદ્ધ કરવા પ્રાપ્ત કરવાની સ્થિતિપર આવે છે અને દુશ્મન રાજ્યોને તેમના કરેલા અત્યાચારનો બદલો મળવાનો સમય હવે નજીક આવી લાગ્યો છે. દુશ્મનોના આક્રમણનું જોર હવે પુરેપુરે તુટી ગયું છે એટલુંજ નહિ પણ સઘળી દિશામાં તેમને પાછા હઠવાની શરૂઆત થએલી છે. છેલ્લામાં છેલ્લી હકીકતમાં બાલ્કન રાજ્યોમાં બાકી રહી ગયેલા રાજ્ય રૂમાનીઆએ મિત્રરાજ્યોનો પક્ષ લઇને યુદ્ધનું ત્રાજવું કઇ બાજુ નમે છે તે સિદ્ધ કરી આપ્યું છે. આના સંબંધમાં આપણે આપણાથી બનતી ફરજ બજાવી છે ને બજાવે જઇએ છીએ. સમગ્ર હિંદે-ગુજરાત પ્રાંતે-અને અમદાવાદે જે મદદનો ફાળો આપ્યો છે તેને માટે આપણે મગરૂર થવા જેવું છે. ગયા વર્ષમાં અહીંની સ્ત્રીઓએ ફેન્સી ફેર કરીને રૂ. ૨૦૦૦૦) જેવી મોટી રકમ લડાઇના ફંડને માટે ઉભી કરી હતી. બીજા પણ અનેક પ્રકારના ફંડો મદદનાં અર્થે થયાં હતા. અહીંના મીલ માલિકો તથા કેટલાક ખાનગી કારખાનાવાળા પોતાની લેથો ચલાવી ગોળા બનાવવાના કામમાં મદદ આપે છે. ગુજરાતના ત્રણ ચાર ગૃહસ્થોએ હમણાં લશ્કરમાં કમીશન લઇ તેઓ અમદાવાદના ઓદ્ધાપર નીમાયાના સમાચાર પણ આવ્યા છે. એકંદરે હિંદે જે કર્યું છે તેનાથી સૌ આશ્ચર્યચકિત થયા છે અને આપણા ઉદાર દિલના ગત વાઈસરોય લોર્ડ હાર્ડિંજે મુક્ત કંઠે આપણી સેવાના વખાણ કર્યાં છે. અત્રે તે સંબંધમાં ઉચ્ચારેલા તેમના શબ્દો ઉતારવા યોગ્ય ધારૂં છું.

" To me it will always be the proudest reflection of my life that mine were the honour and provilege of showing to my Sovereign, to my country and the whole world that the loyalty

of India was no mere form of words England has trusted India, and India has nobly responded, and her sons—alas! how many! have sealed her loyalty with their life-blood".

ઉગનું વર્ષ દુષ્કાળમા પસાર થયા પછી આ વર્ષે વરસાદ મોડો પડવાથી બીજે દુષ્કાળ પડવાની ચિંતા ઉભી થઇ હતી પણ આપણા સુભાગ્યે પાછળથી વરસાદ ઘણે ભાગે આવ્યો અને તે ચિંતાનું કારણ દૂર થયુ છે

આ વર્ષ આપણા દેશના આગેવાન પુરૂષોના સબંધમા તેમજ આ શહેરના નેતાઓના સબંધમા પણ કમનશીબ નીવડ્યુ છે. એંગ્લો ઇંડીયનોમાંના ગણ્યા ગાંઠ્યા હિન્દને માટે લાગણી ધરાવનારા પુરૂષોમાથી ઉદાર ચિત્ત સર હેન્રી કોટન જેમણે ૧૯૦૪ મા મુંબાઇની કોંગ્રેસનું પ્રમુખપદ લીધુ હતું તેમનું અવસાન થયુ છે. ભારતવર્ષના મહાન્ અગ્રણી, મુંબાઇની મ્યુનિસિપાલીટીના પિતા, અને મુંબાઇ શહેરના તાજ વગરના રાજા સર ફિરોજશાહ મહેરવાનજી મહેતાનો પણ સ્વર્ગવાસ થયો છે અને હાલ તરત તેમની જગા પુરાવી મુશ્કેલ છે. દેશભક્ત ગોખલેના મરણ પછી થોડાજ સમયમા આ સ્વદેશાભિમાની પુરૂષોનુ મરણ તે એક અસહ્ય ઘા છે. તેમની રગેરગમા હિંદીપણું દેખાઇ રહ્યુ હતું સર ફિરોજશાહ "પ્રથમ હિંદી અને પછી પારસી" છે એમ માનતા હતા. આના સબધમાં તેમના શબ્દો આપણા ભિન્ન ભિન્ન જાતિના લોકોએ મનન કરવા જેવા છે.

"To my mind a Parsi is a better or truer Parsi—as a Mahomedan or a Hindu is a better Mahomedan or a Hindu—the more he is attached to the land which gave him birth and the more he is bound in brotherly relation or affection to all the children of the soil, the more he recognises the fraternity of all the native communities of the country and the immutable bond which brings them to-gether in the pursuit of common aims and objects under a common government."

મદ્રાસ ઇલાકાના લોકમાન્ય શ્રીયુત જી. સુબ્રહ્મણ્ય આયર જેઓ એક ચુસ્ત કોંગ્રેસમેન અને નિડર પત્રકાર હતા તેમના મરણથી પણ આ દેશને ભારે ખોટ ગઇ છે; અને હમણાં જ થોડા સમય ઉપર મુંબાઇ ઇલાકાના આગેવાન પુરૂષમાના એક ધી ઓન. શ્રી દાજી આબાજી ખરે, જેઓ કોંગ્રેસના ચુસ્ત હિમાયતી હતા તેમના મૃત્યુથી પણ આપણે એક આગેવાન પુરૂષ ગુમાવ્યા છે. જેવી રીતે આપણો દેશ એક વર્ષમા અનેક આગેવાન પુરૂષો ગુમાવવાને કમનસીબ નીવડ્યો છે તેવી રીતે આપણું શહેર પણ કુભાગી નીવડ્યુ છે. ગુજરાતના પ્રથમ હિંદુ બેરોનેટ સર ચીનુભાઇના ભરવયમા અણધાર્યા અવસાનથી આપણા શહેરને, મુંબાઇ ઇલાકાને અને સમસ્ત દેશને મોટુ નુકશાન થયુ છે તેમની સખાવતો એટલી વિવિધ અને ઉદારતાથી ભરેલી હતી કે તેનું અહીં વર્ણન આપવુ અશક્ય છે. ત્યાં એટલું કહેવું બસ થશે કે આ શહેરની વ્યાપાર, કેળવણી અને આરોગ્ય વિષયક પ્રગતિ તેમને આભારી છે. લાખો રૂપિયાની એમણે આપેલી ઉદાર મદદો સિવાય આ શહે-

રની ઘણી જાહેર સંસ્થાઓ હયાતીમાં આવી શકી ન હોત એમના મૃત્યુથી થએલો ઘા હજી તાજોજ હતો તેવામાં અત્રેના સુપ્રસિદ્ધ વકીલ અને અમદાવાદના જાહેર જીવનના આગેવાન રા. ગોવિંદરાવ આપાજી પાટીલના દુઃખમય મૃત્યુનો શોકજનક પ્રસંગ પ્રાપ્ત થયો છે.

આ દેશ સ્વદેશ હિતાર્થે જાહેર જીંદગી ગાળનારા પુરૂષોમાં ગરીબ છે અને ઉપર જણાવેલા હિંદનું હિત ધરાવનારા પુરૂષોનાં મૃત્યુથી વિશેષ ગરીબ થયો છે. જ્યાં આવી કોટીના પુરૂષો વિરલ હોય ત્યાં પછાત સ્થિતિ ભોગવતી સ્ત્રીકેળવણીવાળા દેશમાં તો તેવી સ્ત્રીઓ ક્વચિદ્ હોઇ શકે, છતાં છેલ્લા બે દસકાથી આ ઇલાકામાં કેટલીક વિદુષી બાઇઓ આ ક્ષેત્રમાં કામ કરે છે અને તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. તે બધામાં સ્વ. ગં. સ્વ. જમનાબાઈ સક્કાઇ ઘણો આગેવાની ભર્યો ભાગ લેતા હતાં, પણ તેઓ થોડા વખત ઉપર પરલોક પામ્યા છે તેની અત્રે નોંધ લેતા ઘણી દિલગીરી થાય છે. તેઓ મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ હતા અને તેમણે દુકાળમાં, આફ્રિકાના શાંત અવરોધના ફંડમાં અને વોર રીલીફ ફંડમાં ઘણી કીમતી સેવા બજાવી હતી. જો કે આ સઘળા દેશહિતૈષીઓની જગા હાલ તરત પુરવી મુશ્કેલ છે છતા તેમના જ્વલંત દાખલા બીજાઓને આવા કામ પ્રત્યે ઉત્સાહ પ્રેરવાને મોજુદ છે, તે કાંઇ ઓછો લાભ નથી. પ્રભુ તે સૌના આત્માને શાંતિ આપો!

આ વર્ષમાં બીજો મહાન્ બનાવ બન્યો તે હિંદના માજી દિલસોજ વાઇસરોય લોર્ડ હાર્ડિંજે રાજ્ય ધુરા એમના પછીના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડને સોંપી તે છે. લોર્ડ હાર્ડિંજનો મોટામાં મોટો ગુણ એ હતો કે તેમણે હિંદનું હૃદય પૂરેપૂરૂં પારખ્યું હતું અને હિંદપર પૂરેપૂરો વિશ્વાસ રાખ્યો હતો. એમની રાજદ્વારી કુનેહ ઘણા ઉંચા પ્રકારની હતી, અને પ્રજાનું દિલ તેમણે પૂરેપૂરૂં જીતી લીધું હતું. બંગાળાના ભાગલા રદ કરી તેમણે હિંદી પ્રજાની હમેશની ચાહના મેળવી હતી. આશા છે કે આપણા હાલના હાકેમ લોર્ડ ચેમ્સફર્ડ પણ મુંબાઇ મ્યુનીસીપાલીટીના માનપત્રના ઉત્તરમાં તેમણે જણાવ્યું હતું તે પ્રમાણે લોર્ડ હાર્ડિંજની રાજનીતિ ચાલુ રાખશે.

બાકીની મુખ્ય બીનાઓમાં મીસીસ એની બીસાન્ટની આગેવાની નીચે હિંદી સ્વરાજ્ય મેળવવા માટે હોમ રૂલ લીગ સ્થાપવાની હીલચાલ થઇ હતી પણ તેની સ્થાપના એક વર્ષને માટે મુલતવી રાખવામાં આવી હતી. છાપખાના અને વર્તમાન પત્રોના હક અને લાભ જાળવવા માટે પ્રેસ એસોસીએશનની સ્થાપના તે પણ એક જરૂરનું પગલું હતું. કેળવણીની બાબતમાં બે મહાન્ સંસ્થાઓની શરૂઆત કરવામાં આવી હતી, અને તેના સંબંધમાં ઉપયોગી કામ થયું હતું. હિંદુ યુનીવર્સીટી બીલ પસાર કરવામાં આવ્યું હતું, અને તે યુનીવર્સીટીની ના. વાઇસરૉય લોર્ડ હાર્ડિંજને હાથે સ્થાપના કરવામાં આવી હતી. પ્રો. કર્વેની સ્ત્રીઓની સ્થિતિને અનુકુળ થઇ પડે તેવો અભ્યાસક્રમ સ્વીકારી તેમને આગળ વધારવા માતૃભાષા દ્વારા ઉંચી કેળવણી આપવાને માટે હિંદી સ્ત્રીઓની યુનીવર્સીટીની સ્થાપના તે પણ એક અતિશય ઉપયોગી કામ હતું. રાષ્ટ્રીય સભાપરત્વે નેશનલીસ્ટો તરફથી કોન્ગ્રેસનું સુધારેલું બંધારણ સ્વીકારી સમાધાનનો માર્ગ જે લખનૌ કોન્ગ્રેસમાં

અડણ કરવામાં આવ્યો તેનાથી બધા દેશભક્ત પુરુષો આનંદ પામ્યા વિના રહેશે નહિ. રાજ્ય બંધારણમાં ફેરફાર પરત્વે ઇન્ડીયન કોન્સોલીડેશન બીલ પસાર થયું તે પણ આ દેશના હિતની સાથે સંબંધ ધરાવતી અગત્યની બીના છે. આ બીલમાં ત્રણ વાંધા પડતી બાબતો હતી. ૧. સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન કાઉન્સીલની સામે પ્રજાજનોનો અમુક પ્રકારના દાવા કોર્ટમાં લાવવાનો જે હક હતો તેને બંધ કરવાની કલમ હતી. ૨. કોઇ વ્યાપારી પેઢીના અંશભૂત ગૃહસ્થને પોતાના ખાનગી ધંધામાં ચાલુ રહેવા દઇ વાઇસરૉય અને ગવર્નરની કારોબારી મંડળના સભ્ય તરીકે નીમવાની સત્તા આપનારી કલમ પણ વાંધા ભરેલી હતી. અને ૩. દેશી રાજ્યની પ્રજા અને રાજ્ય કર્તાઓને બ્રિટિશ હિંદમાં કેટ... ઉંચા જોખમ ભરેલા હોદ્દાપર નીમવાની સત્તા આપનારી હરકત કર્તા કલમ તેમાં ... વવામાં આવી હતી. આ ત્રણેની સામે પ્રબળ પોકાર ઉઠાવવામાં આવ્યો હતો અને જાણીને ખુશી થવા જેવું છે કે પ્રથમ બે પડતી મેલવામાં આવી હતી, ત્યારે દિલગીરીની બીના એ છે કે છેલી કલમ રાખવામા આવી હતી. વિશેષમાં આ વર્ષની લોર્ડ હાર્ડિંજની છેલી ધારાસભાની બેઠકમા સંસ્થાનમાં ચાલતી હિંદી ગુલામી ખાન (ગિરમિટ)ની રૂઢી બંધ કરવાનો ઠરાવ સરકારે કબુલ રાખ્યા હતો અને તેને સેક્રેટરી ઓફ સ્ટેટ કબુલ રાખશે એવી ખાત્રી આપવામાં આવી હતી તેને માટે આપણે સરકારના આભારી છીએ. પ્રેસ એક્ટના સંબંધમાં જે રીતિથી કામ લેવામાં આવે છે અને જેનો છેલામાં છેલો ભોગ મીસીસ બીસાન્ટ અને તેમનું પત્ર 'ન્યુ ઇંડીયા' થઇ પડયાં છે તેના સંબંધમાં આ પ્લેટફોર્મપર ચોક્કસ સમય ઉપર સખ્ત પ્રકારનો વાંધો જાહેર કરવામાં આવ્યો હતો, અને આખા દેશમાં પણ તેમ કરવામાં આવ્યું હતું; આના સંબંધમાં પ્રેસ એસોસીએશનનું એક ડેપ્યુટેશન ના. વાઇસરૉય લોર્ડ ચેમ્સફર્ડની પાસે જનાર છે અને તે નામદારે તેને મુલાકાત આપવા કબુલ્યું છે. આશા છે કે તેના પરિણામે પ્રેસ એક્ટ જલદીથી સંપૂર્ણ રીતે રદ કરવામાં આવશે.

આ સાલમાં દેશની પ્રગતિ માટે ઘણી દિશાઓમાં પ્રવૃત્તિ થઇ હતી તેમાં આ શહેરે પણ ઉપયોગી ફાળો આપ્યો હતો. આ વર્ષમાં અત્રે નીચેની સંસ્થાઓ સ્થપાઇ હતી જેણે તેમાં દર્શાવ્યા પ્રમાણે કામ કર્યું હતું.

૧. હિંદુસ્થાનની અને મુખ્યત્વે કરીને ગુજરાતની આર્થિક, રાજકીય અને કેળવણીને લગતી તથા સામાજિક સ્થિતિનો અભ્યાસ કરવા, ઉપરના વિષયોનું જનસમાજમાં જ્ઞાન ફેલાવવા અને સમાજ સેવાનાં કામ કરવા સ્વ. શ્રીયુત ગોખલેની જયંતીના દિવસે આ મંડળના કેટલાક સભાસદોએ ગોખલે સોસાઇટીની સ્થાપના કરી હતી.

૨. સમાજનું કલ્યાણ સધાય તેને માટે અને સુધારાનું કામ વધારે અસરકારક કરવા બધી નાત જાતના મત એકત્રિત થાય તે કારણથી નાતજાતની પરિષદ બોલાવવામાં આવી હતી. તેના પરિણામે પ્રસ્તુત પરિષદના હેતુ ફલિભુત થઇ શકે તથા તેના ઠરાવોને વ્યવહાર સ્વરૂપ અપાય તેને માટે સમસ્ત જ્ઞાતિ મંડળ સ્થાપવામાં આવ્યું હતું. આ સઘળી હિલચાલ ગોખલે સોસાઇટીએ કરી હતી.

૩. આ શહેરના કેટલાક આગેવાન ગૃહસ્થોએ અમદાવાદ શહેરની તંદુરસ્તી અને આરોગ્યને લગતી બાબતોમાં સુધારો કરવાને સેનેટરી એસોશીએશનની સ્થાપના કરી હતી.

૪. શ્રીમતી શારદા સુમન્ત મહેતાની મદદથી ગં. સ્વ. સુલોચના બ્હેને સ્ત્રીઓને ઉંચા પ્રકારની કેળવણી આપવાને વનિતા વિશ્રામ વિદ્યાલયની સ્થાપના કરી હતી.

૫. શ્રીમતી વિદ્યા રમણભાઈ નીલકંઠ તથા સૌ. મહાલક્ષ્મી બ્હેન તરફથી મહિલા મંડળ નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી જેમાં સ્ત્રીઓને માટે શીવણની અને સંગીત કલાસ ખોલવામાં આવી છે તથા સ્ત્રીઓ માટે પરચુરણ ભાષણોની યોજના કરવામાં આવી છે.

૬. આ વર્ષમાં ગુજરાત સભાનો પુનરુદ્ધાર કરવામાં આવ્યો છે.

૭. અત્રે થીઓસોફીકલ ફીડરેશનની એક બેઠક થઈ હતી, અને તેના તરફથી સનાતન ધર્મની પરીક્ષા લેવાઈ હતી.

૮. ગુજરાત સાહિત્ય સભા તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં કળા, ઇતિહાસ અને સાહિત્યનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું જે ઘણું ફતેહમંદ નીવડ્યું હતું.

૯. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી સ્ત્રીઓની નીચલા અને ઉપલા ધોરણની પરીક્ષાઓ પ્રત્યેક વર્ષની માફક લેવાઈ હતી. તેમાં નીચલા ધોરણમાં ૪૨ સ્ત્રીઓ પરીક્ષામાં બેઠી હતી. આ બીના સ્ત્રી કેળવણીના ભવિષ્ય માટે સારી આશા બતાવે છે.

૧૦. અત્રેની ગુજરાત કૉલેજમાં મેટ્રીક પાસ થએલા ઘણા છોકરાઓને દાખલ થવામાં નાસીપાસ થવું પડ્યું હતુ તેથી પ્રો. શાહ તરફથી પુના ફર્ગ્યુસન કૉલેજને મળતી શરૂઆતમાં ઇન્ટરમીડીએટ આર્ટસ કલાસ સુધીની સેકન્ડ ગ્રેડ કૉલેજ સ્થાપવાની યોજના બહાર પડી છે. આ શહેરની ઉંચી કેળવણીની પ્રગતિ માટે પ્રો. શાહ જેમણે નિઃસ્વાર્થ આ સંસ્થાની સેવા બજાવવા વચન આપ્યું છે તે તેમના જેવા બીજા ગ્રેજ્યુએટો તેમની મદદમાં ઉભા રહી તેને સિદ્ધ દશાએ પહોંચાડશે એવી આશા છે.

૧૧. હિંદુસ્થાનના ઉદ્યોગ હુન્નરની સ્થિતિ વિષે તપાસ કરવાનું હોલેન્ડ કમીશને પોતાનું કાર્ય શરૂ કરી દીધું છે. તેના ઉપર ગોખલે સોસાઈટીએ અમદાવાદના કાગળ, દીવાસળી અને હાથની સાળોના ઉદ્યોગ વિષે તપાસ કરીને તેને લગતી હકીકત લખી મોકલી છે. અત્રેની મિલઓનર્સ એસોસીએશને પણ કાપડ સુતરના ઉદ્યોગ વિષે કેટલીક કિમતી સૂચનાઓ કરી છે અને તેમ કરીને તેમણે ઉપયોગી કાર્ય બજાવ્યું છે. આશા છે કે તે સંસ્થા ભવિષ્યમાં એવોજ ઉત્સાહ બતાવી તે ઉદ્યોગની પ્રગતિ તરફ લક્ષ આપશે.

લોકમાન્ય ગોખલેની સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટીમાં રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, રા. કેસરીપ્રસાદ મણીલાલ ઠાકોર અને રા. અમૃતલાલ ઠક્કર નામના ગુજરાતી ગૃહસ્થોએ દાખલ થઈ ગુજરાતી લોકો આવી સંસ્થામાં ઉલટ નથી લેતા એવો હંમેશનો અપવાદ દૂર કર્યો છે અને તેને માટે આપણે તેમના આભારી થયા છીએ.

આજની સભાના પ્રમુખ મહાત્મા ગાંધી સાહેબે આપણા શહેરમાં પોતાનો કાયમનો વસવાટ કરી સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો છે અને તેમ કરી આપણાપર મોટો ઉપકાર કર્યો છે. આશા છે કે આ શહેરમાં તેમની હાજરી તેની જાહેર જીંદગીમાં નવું જીવન રેડશે.

થોડા સમય પછી ઓન મી. જીન્હાના પ્રમુખપણા નીચે પ્રોવીન્શીયલ કોન્ફરન્સ, ઓન મી. પરાંજપેના પ્રમુખપણા નીચે સોશીયલ કોન્ફરન્સ અને ઓન મી. ચીમનલાલ સેતલવાડના પ્રમુખપણા નીચે ગુજરાત એજ્યુકેશનલ કોન્ફરન્સ ભરવાનું કાર્ય આપણા શહેર તરફથી માથે લેવામાં આવ્યું છે. આશા છે કે તે કાર્ય ઘણીજ ફતેહમંદીથી પાર પાડવામાં આવશે અને તે આપણામાં નવી જાગ્રતી ફેલાવશે.

સરકારી ટાઉન પ્લેનીંગ એક્સપર્ટ મી. મીરમ્સે મીલઓનર્સ એસોસીએશનનું ગરીબ લોકોને માટે સારાં રહેઠાણ બનાવવાની જરૂરીયાત પ્રત્યે લક્ષ ખેંચ્યું છે. કારીગર વર્ગની ઉપયોગીતા અને તેને માટે તેમનું જીવન વધારે સગવડવાળું કરવાના સવાલને પુરતી રીતે ધ્યાનમાં રાખી તે પ્રશ્નને તેઓ હિમ્મતથી હાથમાં લેશે એવી આશા છે.

હવે અંતમાં મંડળે આ વર્ષમાં જે કાંઈ કાર્ય બજાવ્યું છે તે ટુંકામાં જણાવી મારો વિષય પૂર્ણ કરૂં છું. મંડળના હાથે શરૂ થએલી દાદાભાઈ નવરોજજી લાઇબ્રેરી અને સમસ્ત ગુજરાત પૈસા ફંડની મદદથી ચાલતી મફત રાત્રિશાળાઓ વિગેરે સસ્થાઓ સારી રીતે ઉછરતી જાય છે. દાદાભાઇ નવરોજજી લાઇબ્રેરીનું કાર્ય આપ બધાની સમક્ષ ચાલે છે અને તે પ્રતિદિન લોકોને કેટલી આકર્ષક થતી જાય છે તે અત્રે કહેવાની જરૂર નથી. પૈસા ફંડની મદદથી નવ શાળાઓ ચાલે છે અને તેમાં બધા થઇને લગભગ ૪૦૦ છોકરાઓ કેળવણી લે છે.

આ નિશાળોને ફતેહમંદ બનાવવાને મી. લાહેર અને વકીલ મી. કૃષ્ણલાલ હીરાલાલ ઘણો ઉત્સાહ ભરેલો ભાગ લે છે વળી આ વર્ષમાં ગોખલે જયંતી અમારા મંડળે ઉજવી હતી જે કાર્ય હવે પછીથી ગોખલે સોસાઇટી બજાવશે. આજની દાદાભાઇ જયંતી દર વર્ષ અમારા તરફથી ઉજવવામાં આવે છે તે આપ સૌ જાણો છો. વિશેષમાં આ વર્ષમાં ચાર જાહેર ભાષણો અપાવવાની યોજના થઇ હતી. ૧. આપણો ધર્મ અને ૨. દેશની ધાર્મિક સ્થિતિ. આ બે નાગજી સ્વામી પાસે અપાવ્યાં હતાં. અને ૩. આગાર અને ૪. દેશની આર્થિક સ્થિતિ તે વિષયોપર મી. કાલે પાસે ભાષણો અપાવ્યાં હતાં વળી લોકો હુન્નર ઉદ્યોગમાં વધારે ને વધારે સ્વાશ્રયી બને એવી કેળવણી આપવા અર્થે અને ઉદ્યોગ ભવનની યોજના આ મંડલના હાથમાં હાલ છે તે પણ અનુકૂળ સમય પ્રાપ્ત થતાં અમલમાં મેલવામાં આવશે.

આ બધી આપણી હિલચાલો દેશની રાજકીય, સામાજિક અને આર્થિક સુધારણાર્થે છે. પ્રથમની બાબત આપણા અને આપણા રાજકર્તા બેના હાથમાં છે, છતાં પણ અંશે આપણા હાથમાં છે. આપણે આપણા કામમાં બરોબર પ્રવૃત રહીશું તો આપણી પ્રગતિ ઘણીજ નજીક છે; અને ચોક્કસ માનજો કે આપણા રાજકર્તા પણ તેને બરોબર રીતે પોષશે. આપણે આપણામાં બરોબર વિશ્વાસ રાખવો ઘટે છે અને શ્રદ્ધા રાખી કામ કરવું જરૂરનું છે. અને તેઓ આપણને તેમની મેળે સહાય થશે. તેમના જોખમદાર રાજનીતિવેત્તાઓ હિંદની પ્રગતિ કેટલી અનિવાર્ય છે તે બરોબર સમજે છે. આના સંબંધમાં આપણા સ્વદેશ સંધાવેલા મારી વાઇસરોયે જે ઉદ્ગાર કહ્યા છે તે આપણા ધ્યાન

આશાના અંકુર ઉપજાવે છે. અને તે શબ્દો ટાંકીને હું આ વિષય પૂર્ણ કરવાની આપની રજા લઉં છું.

"England has installed into this country the culture and civilization of the west, with all its ideas of liberty and self-respect It is not enough for her now to consider only the material outlook of India, it is necessary for her to cherish the aspirations of which she has herself sown the seed and English officials are gradually awakening to the fact that high as were the aims and remarkable the achievements of their predecessors a still nobler task lies before them in the present and future in guiding the uncertain and faltering steps of Indian development along sure and safe paths

---

# બેસતા વર્ષમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદોને બે બોલ.

લેખક—સૌ. શારદા મહેતા. (બી એ)—અમદાવાદ.

પ્રિય બહેનો,

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને સ્થપાયે આજ તેર વર્ષ થયા છે ઉત્તરોત્તર એની ઉન્નતિ થતી ગઇ છે અને સમસ્ત ગુજરાતમાંજ નહિ પણ આખા હિંદુસ્થાનમાં એની ખ્યાતિ જાણીતી છે એના કાર્યક્રમમાં નિરંતર વધારો થએજ જાય છે, એ જોઈને સર્વને સંતોષ થાય છે સ્ત્રી જાતિની પ્રગતિને અર્થે જે કાંઇ પગલું યોગ્ય લાગે તે ગ્રહણ કરવાને આ સંસ્થાના કાર્યવાહકો તૈયારજ હોય છે. આ સંસ્થા સ્થપાયા પછી ગુજરાતમાં બીજા સ્થળોમાં પણ એવી સંસ્થાઓ સ્થપાઇ છે એ એક શુભ ચિન્હ છે પરંતુ જે કાંઇ કાર્ય થયું છે તેટલાથી સંતોષ માનીને બેસી રહેવાનો આ જમાનો નથી દિવાળીને પ્રસંગે, જૂના વર્ષની સમાપ્તિ, અને નવા વર્ષના આરંભને પ્રસંગે વેપારી લોક, તેમજ અન્ય વર્ગ પોતાનો જૂનો હિસાબ તપાસે છે, અને નવા વર્ષની બાજી કહાડીને બજેટ કરે છે તે પ્રમાણે આપણે પણ અત્યારે આપણા કાર્યનો હિસાબ તપાસવાનો છે આપણી જાતિની સ્થિતિ શી છે, આપણે કેટલું વધ્યા છીએ, અને કેટલું વધવાનું બાકી છે તે જોઇને તે-તે પ્રમાણે યોગ્ય માર્ગ હાથ ધરવાનો પ્રસંગ છે ઇશ્વર આપણા કાર્યમાં સહાય થાઓ એટલી પ્રાર્થના છે

વીસમી સદીના ઇતિહાસમાં સ્ત્રીની ઉન્નતિનો પ્રશ્ન ઘણો મહત્વનો છે દુનિયામાં ચારે તરફ દરેક વર્ગની સ્ત્રીની તમામ પ્રક્રિયામાં એક નવીન બળ પ્રસરતું જાય છે ગરીબ તેમજ શ્રીમંત, શિક્ષિત તેમજ અજ્ઞાન સ્ત્રીઓને તેમની પોતાથી નવીન ઉપયોગિતાનો ઉદય થતો

લાગે છે. ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ તરફથી ઉત્સાહ ભરી પ્રવૃત્તિ દાખલ થઇ છે. દુનિઆની મહાન પ્રગતિમાં સ્ત્રીઓ પણ સહાયભૂત બને, તે માટે પોતાની ભગિનીઓનો અજ્ઞાન રૂપી અંધકાર દૂર કરવા, અને તેમની સુધારણા કરવા સારૂ એકત્ર થવા દરેક દેશની સ્ત્રીઓ પરસ્પર આમંત્રણ કરે છે. સ્ત્રીઓની આ જાગૃતિ એ શુભ ચિન્હ છે કારણકે મનુષ્ય માત્રના બન્ધુત્વની જે વૃત્તિ મનુષ્ય જાતિમાં ફરી વળી છે તેને તે અનુરૂપ છે. અમેરિકાની સ્ત્રીઓએ જે પ્રવૃત્તિ માન્ય કરી છે, તે જ યુરોપની સ્ત્રીઓને ગ્રાહ્ય છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને જર્મનીમાંથી આખા યુરોપખંડપર એ પ્રવૃત્તિ ગઈ છે, અને એ ગતિ સાથે તેનું સામર્થ્ય પણ વધતું ગયું છે. આ વિગ્રહમાં છેવટે સ્ત્રીઓને એ પ્રવૃત્તિના આમંત્રણનું માન થયું છે. અને તેઓ પણ વીસમા સૈકાના આ બીજા દસકામાં જે નવજીવનનો ઉદય થયો છે, તેમાં પોતાનો ભાગ બજાવવા લાગી છે. ઇતિહાસમાં જોતાં થોડાક કાળ સ્ત્રીજાતિની ઉન્નતિનો આવે છે, પછી પડતીનો આવે છે. દુનિઆના પ્રાચીન યુગમાં એટલે જ્યારે ઉત્તર યુરોપ જંગલીપણામાં ડુબેલો હતો, ત્યારે આપણા દેશમાં સ્ત્રીઓને જાહેર સન્માન મળતું, તથા તે કાળની સર્વ પ્રવૃત્તિઓમાં, તેમજ જ્ઞાનમાં તેમનો ભાગ હતો. પરંતુ તે પછીના સમયમાં હિંદમાં સ્ત્રીની કીર્તિ ઝાંખી થઇ છે. આપણા દેશમાં બહારથી થતા હુમલા, અને વિગ્રહોને લીધે, ચાલતા નિરંતરના કલહથી વિદ્યા માટે થતા પ્રયાસ બંધ પડયા. એનાજ શાન્તિમાં વૃદ્ધિ પામનારી સર્વ કળાઓ ખીલી શકી નહિં, અને સત્તરમા તથા અઢારમા સૈકામાં વિગ્રહો ચાલુ રહેવાથી દેશ ઉજડ થયો, અને સ્ત્રીઓના હિત તથા તેમની કેળવણી માટે બેદરકારી થઇ—તે દબાઇ ગઇ, અને હમણાંજ તે બાબત ફરીથી ચેતન થવા લાગી છે.

સ્ત્રીઓ ઉંચી અને ઉન્નત પદવી કયા સાધનથી પ્રાપ્ત કરી શકે તે પ્રશ્ન પૂછવાની હવે સુભાગ્યે જરૂર નથી રહી. સ્ત્રી જાતિનો ઉદ્ધાર તેની કેળવણીના સદુપયોગને આધારે રહ્યો છે, એ વાત આપણે પણ હવે નિશ્ચયપૂર્વક માનવા માંડી છે. જ્યાં સુધી તેઓ અજ્ઞાન રહેશે, ત્યાં સુધી તેઓ અવનતિથી પીડિત રહી મનોરથમાં ભાગ લેવા શક્તિમાન થશે નહિ. પરંતુ તેઓને કેળવણી આપશો તથા તેમના પ્રયાસ સુવ્યવસ્થિત કરવામાં સહાય થશો તો તેઓ જ્યાંએવી પરિસ્થિતિને અનુરૂપ બનશે. માત્ર કેળવણી, અને ઉપયોગી સંસ્થાઓ યોગ્ય સ્વતંત્રતા તથા જ્ઞાન આપવામાં સમર્થ છે. યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓના મંડળોમાંથી સ્ત્રીઓએ ભૂતકાળમાં નહોતી તેવી જે વધારે વિશાળ દૃષ્ટિઓ, વધારે વિસ્તીર્ણ સ્નેહ પ્રાપ્ત કર્યાં છે તથા જીવન તરફ વધારે ઉજ્જવળ તથા સામાન્ય રીતે વધારે ઉપયોગી વૃત્તિ ધારણ કરી છે, તે સર્વ આપણે પ્રાપ્ત કરી શકીશું. ભૂતકાળમાં જે આળસ તથા બેદરકારી આપણી આસપાસ વીંટળાઇ રહ્યા છે, તે ઊંચી નીચી, ગરીબ શ્રીમંત—સર્વ વર્ગની સ્ત્રીઓએ ઘણે ભાગે ખંખેરી નાખવાનું શરૂ કર્યું છે. આ કાર્ય કોઇ એક વર્ગ કે ધર્મ અથવા દેશ કે ખંડમાં આવે છે એમ નથી. આખી દુનીઆમાં સ્ત્રી જાતિની માનસિક ઉન્નતિ કરવાનો તથા જાહેરમાં તેની પદવી ઉન્નત કરવાનો એ કાર્યનો હેતુ છે. આ બાબત સ્ત્રી પુરૂષનાં હિત જુદાં નથી. સ્ત્રીનું હિત છે તેજ પુરૂષનું હિત છે. એક ઇંગ્રેજ નાટકકાર કહે છે કે "સ્ત્રીઓ પુરૂષપર

સામાન્ય ચલાવે છે, તેમને પરિપૂર્ણ બનાવો, જેટલી તે વધારે સંસ્કારી થશે તેટલા વધારે સારા પુરુષો થશે. સ્ત્રીઓના મનની કેળવણી પર પુરુષોના ડહાપણનો આધાર છે."

કેળવણીથી, જ્ઞાનથી, સ્ત્રીઓ પતિની સહચરી, તથા શુભ કાર્ય પ્રેરનાર સરકારિણી બનવા લાયક થઇ શકે, પોતાના છોકરાંના આચરણ વ્યવસ્થિત કરી શકે, અને તેની સાથે ઉત્તમ નાગરિક ( citizen )થઇ શકે. જે કાંઇ હષ છે, તે શુભ શિક્ષણને લીધેજ ઉત્પન્ન થાય છે.

માત્ર જ્ઞાન પ્રાપ્ત કરવું, વેદીઆ ઢોર થવુ એ આપણો આશય નથી. પરંતુ જીવનનું ખરૂં કર્તવ્ય, ખરૂં સ્થાન શોધવું અને તે મેળવવું એજ ખરો આશય છે. આપણા દેશની પ્રાચીન કીર્તિ ફરી મેળવવા માટે કેળવણીની આશા વધારે ને વધારે બંધાતી જાય છે.

જીવનનો ખરો આનંદ સેવામાં છે, અને સારી સેવા કેવી રીતે બજાવી શકાય તેનું જ્ઞાન સંપાદન કરવું એજ કેળવણીનું ખરૂં પરિણામ છે. સંભાળ એ રાખવાની છે કે, જે માર્ગમાં પ્રયાણ કરતાં હોઇએ ત્યાં આપણાં ઘર કુટુંબ અને પ્રજાની વિસ્મૃતિ થવી ન જોઇએ. જો એમ લાગે કે આપણી પરિસ્થિતિ તો ઘણી વિપરીત છે, સામાજીક સુધારો કે વ્યક્તિનો સુધારો થઇ શકે તેમ નથી, તો તેમાં દિલગીર થવાનું કારણ નથી. ઉલટું એ તો આનન્દનું કારણ છે. કારણકે એવી પરિસ્થિતિ હશે તોજ સેવાનાં કર્તવ્યનો અવકાશ રહેશે અને આપણા કર્તવ્યનું એક સ્થાયી લક્ષ્યસ્થળ રહેશે. અને આપણી કેળવણીનો ઉપયોગ એજ માટે કરી શકાશે.

અત્યારે આપણું કર્તવ્ય, ઘરમાં તેમજ શાળાઓમાં શિક્ષણ કેવી રીતે આપવું તે શીખવાનું, તથા આપણા દેશનું અજ્ઞાન, દરિદ્રતા, રોગ અને વિગ્રહના તપાસવાનું, અને તેની સામે ટક્કર ઝીલવાનું છે. તમે જે કાંઇ કાર્ય હાથમાં લો, તમને ગમે તે સલાહ આપે, તે સર્વમાં લક્ષ્યસ્થળ, મધ્યબિન્દુ આ રાખવાનું છે. રાષ્ટ્રિય ધર્મને બન્ધન કર્તા જે કાંઇ આપણી ઇચ્છા કે આપણી પ્રગતિ હોય તેને અવકાશ ન આપો. આપણા દેશમાં આપણી સેવાની જરૂર છે એ સ્પષ્ટ જ છે. આપણી માતૃભૂમી છેક જ ગરીબ છે. "ગયું સહુ, ગયું એક આસુડા ધન" એ તો નક્કીજ છે. આ દુ:ખ દુર કરવું તે સર્વ એ માતાની ખરી પુત્રીની અંતઃકરણની અભિલાષા હોવી જોઇએ અને આપણો દેશ પ્રથમ પંક્તિનો થાય તે માટે આપણું પોતાનું તેમ જ બીજા સર્વ દેશનું જે કાંઇ ઉત્તમ હોય તે લઇને, આપણા દેશમાં એકત્ર કરીને સ્ત્રી જાતિની કેળવણી પદ્ધતિનો સંગીન પાયો સ્થાપવા એ તરફ પ્રયાણ હોવું જોઇએ. બીજા દેશમાં અથવા પુરુષોનેજ જે યોગ્ય હોય તેજ પદ્ધતિ આંખ મીચીને ગ્રહણ કરવાની જરૂર નથી. આપણી સ્થિતિ પરિસ્થિતિને અનુકૂળ સામગ્રી લેવી જોઇએ.

પુરુષો સ્ત્રીઓ ઉપર જન્મોજન્મથી દાબ ચલાવે છે. કાળ તથા સામાજીક પરિસ્થિતિ-ને લીધે તેમાં સહેજસાજ ફેરફાર જોવામાં આવે છે. છેક શરૂઆતમાં—જંગલી લોકોમા સ્ત્રીને ઉઘાડી રીતે ગુલામ, કામ કરનાર પશુ, મજુર તરીકે ગણવામાં આવતી આપણા દેશોમાં ઘણે ઠેકાણે તેને જનાનખાનામાં પૂરી મુકવામા આવે છે. અને નવનગરના વખતનું

રમકડું ગણવામાં આવે છે. ઈંગ્લાંડના મધ્યસમયમાં કૂતરા કરતાં જરા ચઢીઆતી અને ઘોડા કરતાં જરા વધારે વ્હાલી વસ્તુ ગણાતી, વિક્ટોરીઆ રાણીના વખતમાં જીવનનું સુંદર આભૂષણ સ્ત્રી ગણાતી. મધુરતા, અને નિર્દોષતાની મૂર્તિ ગણાતી. પરંતુ વ્યવહારના ઉપયોગમાં તેની કાંઈજ કિંમત ન હોતી. આ જમાનામાં સ્ત્રી જાતિને પોતાની જાતનું ભાન થવા માંડ્યું છે, અને પરિસ્થિતિના બંધન પાંજરાંના દ્વાર ઠોકવા માંડ્યાં છે. પાંજરૂં થોડું મોટું થવા માંડ્યું છે. પરંતુ તે હજી પાંજરૂં તો ખરૂંજ. યુનિવર્સિટીમાં પરીક્ષા આપવાની પરવાનગી મળી છે. ઉત્તમ પંક્તિમાં પાસ થાય છે. પરંતુ ઈંગ્લંડમાં ડિગ્રી મેળવવાને તે ભાગ્યશાળી થતી નથી. વકીલની પરીક્ષામાં પાસ થાય છે. પરંતુ આપણા દેશમાં વકીલાત કરવાની તેને પરવાનગી મળતી નથી. વ્યવહારના બીજા ધંધામાં જાય છે તો સ્ત્રી પુરૂષના પગારમાં ઘણોજ ભેદભાવ હોય છે. પર પુરૂષથી દુષીત થાય તો તે દુષ્ટ પુરૂષને જનસમાજ હરી કહાડે છે, અને ભોગ થઈ પડેલી સ્ત્રીને ઠેઠખાનું સેવવું પડે છે. પગલે પગલે સ્ત્રી ને પુરૂષનું ગજ સ્વીકૃત છે તે માલુમ પડી આવે છે, જો સારી સ્થિતિમાં હોય તો તેની આસપાસ પુષ્કળ નોકર ચાકર હોય અને લાખો રૂપીઆના ઘરેણાં હોય. ગરીબ સ્થિતિ હોય તો તો તેના દુ:ખનો પારજ નહિ. વિષમતા તો હોયજ. પુરૂષના બનાવેલા જગતમાં તેને રહેવાનું છે એટલે તેને ન્યાય તો હોઈ શકેજ નહિ. બ્રીટનના રાજા ચાર્લ્સ ૧૧ મા-ને એક વખત પોતાની રાણીએ કોઈ કેદી ઉપર રહેમ કરવાની વિનંતી કરી ત્યારે રાજાએ જવાબ દીધો "મૅડમ, હું તમને પરણ્યો હતો તે છોકરાં જણવાને માટે તમારી સલાહ લેવા માટે નહિ." આ વચન તો ઘણાં વર્ષો ઉપર કહેવામાં આવ્યા હતાં. પરંતુ ઘણા સૈકાના ફેરફાર થયા છતાં હજી પણ અંદરખાનેથી તો સ્ત્રી જાતિ પ્રત્યે પુરૂષોની આવીજ વૃત્તિ છે.

આવી સ્થિતિ તો સુધરેલા ઈંગ્લંડની છે. ત્યારે આપણે તો ક્યાં આવીશું. હજી એ આપણે તો છોકરી જન્મે ત્યારથીજ કહીએ કે પથ્થર જન્મ્યો. અથવા કેટલેક ઠેકાણે તેને દૂધપીતી કરી દે છે. પથરો, તે આગળ જતાં મિસીસ પૅન્કહર્સ્ટ કે મિસ ક્રીસ્ટૅબેલ પૅન્કહર્સ્ટની સ્થિતિએ શી રીતે પહોંચી શકશે? પરંતુ પુરૂષો તરફથી થતું અપમાન, આપણી અધમ સ્થિતિ એ તરફ મુખ મોઢે જોયા કરવાનો કે પુરૂષોને દોષ દઈને બેસી રહેવાનો જરા વખત નથી. આપણો દેશ પૈસે ટકે, બરબાદ થઈ ગયો છે, આપણી શારીરિક સંપત્તિ છેકજ ઘસાઈ ગઈ છે, આપણે જે પ્રજાને જન્મ આપીએ છીએ તે છેક નિર્માલ્ય થઈ ગઈ છે. આપણો દેશ એટલે આપણે પોતેજ એમ સમજવાનું છે; તો તે સ્થિતિ સુધારવાનું કામ આપણુંજ છે. આપણે જો આપણા પુરૂષોને મદદ કરીશું, તેમનો વ્યવહાર સરળ કરીશું તેમના ઉચ્ચ આશયો સમજવાનો પ્રયત્ન કરીને તેમના કાર્યમાં સહાયક થઈશું તો આપો આપ તેઓમાં આપણે માટે માનવૃત્તિ ઉત્પન્ન થશે, આપણી કિંમત વધશે અને તેને પરિણામે ફાયદો પ્રાપ્ત થશે.

આપણે જે ઉપર ઈંગ્લીશ સ્ત્રીઓની સ્થિતિની વાત કરી તેજ ઈંગ્લીશ સ્ત્રીઓ પોતાના પતિ, બાપ, ભાઈઓની સાથે ધર્મનું રક્ષણ કરવા માટે ઈંગ્લંડ છોડીને અમેરિકામાં વસવા ગઈ હતી. તે વખતે તેમની એવીજ સ્થિતિ હતી. અત્યારે ત્યાંની સ્ત્રીઓની શી સ્થિતિ છે!

એક ફ્રેન્ચ ગ્રન્થકર્તા કહે છે કે "યુનાઇટેડ સ્ટેટ્સમાં પુરુષો સ્ત્રીઓનાં વખાણ કરતા ભાગ્યેજ જણાય છે. પણ તેઓ તેમને પુષ્કળ માન આપે છે તે હમેશ માલુમ પડે છે. પત્નીની બુદ્ધિ માટે તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોય છે, અને તેમની સ્વતંત્રતા માટે અત્યંત માનવૃત્તિ હોય છે."

પ્રથમ જ્યારે આ સ્ત્રીઓ પોતાનો દેશ છોડીને, અમેરિકામાં ગઇ તે વખતે તેમને હરહમેશ ત્યાંના મૂળ વતનીઓની બીક રહેતી હતી. કારણકે એ લોકો બહુજ ઝનુની હતા. અને ગમે તે વખતે તેમને મારી નાંખતા; ઘણીવાર દિવસોના દિવસો સુધી તેમને ભૂખે ટેકાવવુ પડતું. પુરુષોને બહાર જવું પડે તેથી એકલે હાથે ભૂખ, માંદગી, લુંટફાટ, વિગેરે સામે બાથ ભીડવી પડતી. કોઇવાર બંદુક લઇને પણ સામા થવુ પડતું. આવા પ્રસંગોને લીધે તેમનામાં તેમજ તેમની સંતતિમાં સ્વાશ્રયની તીવ્ર બુદ્ધિ જાગૃત થઇ. આવે વખતે તેમની સ્વતંત્રતાની આડે આવવાની પુરુષોને ઇચ્છાજ ના રહે. કારણકે તેમની પાસેજ રહીને, અને તેમનાં પોતાનાંજ બાળકોના રક્ષણ માટેજ તેઓ પ્રયાસ કરતા. આ જ સ્ત્રીઓ જંગલની ઝુંપડીઓમાં આનંદ અને રસિકતા રેડતી, અને પુરુષોને તેને લીધે ઘણી શાન્તિ વળતી. તેજ પ્રમાણે સંકટને પ્રસંગે દઢતા અને ધૈર્ય તેઓ દેખાડતાં, તેની પણ ઘણીજ કદર થતી. અઢળક ધન છોડીને માત્ર ધર્મનું રક્ષણ કરનાર પુરુષોની સાથે સ્ત્રીઓ રાજગાદી જેવી સ્થિતિ છોડીને, આનંદ ભોગવવાને નહિં, પણ માત્ર પોતાના પુરુષોનાં ઘર માંડવાને: તેમને મદદ રૂપ થવાને તેમણે દેશ છોડયો હતો. અનેક આપદાઓ તેમને વેઠવી પડી હતી. શરૂઆતમાં નોકર ચાકરનું સઘળું કામ પોતાની મેળે કરી લેવું પડતું. ઝુંપડાં બાંધવાનાં પણ મેળે જ. ખેતરમાં હળ ફેરવવાનું, બી રોપવાનું, સઘળું મજૂરીનું કામ પણ તેમને કરવું પડતું, તે ભાગના મૂળ વતનીઓ સામે રક્ષણ કરવા માટે બંદુક ફોડતાં તેમજ બીજાં સર્વ હથીઆર વાપરતાં શીખવાની જરૂર પડતી. ગમે તેવે કસોટીને પ્રસંગે પણ તેમણે ધીરજ છોડી નહોતી. આમાંની કેટલીક સ્ત્રીઓ તો છેક અનાથ થઇ ગએલી હતી. તેથી પેટનું પુરૂં કરવાને પણ તેમને મહેનત કરવી પડતી. પરંતુ તેથી પણ તેઓ ડગતી નહિ. આ પ્રમાણે પુરુષોની સાથે રહીને તેમના સુખ દુઃખમાં ભાગ લેવાથી સ્વાભાવિક રીતે પુરુષોને તેમને માટે અત્યંત પ્રેમ અને માનની વૃત્તિ થઇ. તેના ઉપર તેમનો વિશ્વાસ પણ ઘણો વધ્યો, અને પુરુષની ખરેખરી સહચરી ગણાવવા લાગી. આટલી સખત જીંદગી ગાળ્યા છતા એમના જીવનમાં કોઇ ઉણપ પડી નહોતી. તેમનું ખરૂં લક્ષ તો ઘર, પતિ, અને છોકરાં તરફજ હતું. તેમને માટે તે મહેનત કરતી, અને સ્વાર્થનો ભોગ આપતી. ગૃહજીવનને વધારે સુખમય બનાવવુ એજ પોતાનો મુખ્ય ઉદ્દેશ હતો.

આનો ખરો પૂરાવો તો ત્યાર પછી જે ઇંગ્લંડ સાથે મોટો વિગ્રહ થયો, જેને ( The War of American Independence કહે છે ) તે પ્રસંગે મળી આવે છે. આ વિગ્રહનું કારણ એ હતું કે અમેરિકા ઇંગ્લંડને પૈસાની મદદ કરતું હતું, કર ભરતું હતું, પણ રાજ્ય વહિવટમાં અમેરિકાનો જરા પણ હિસ્સો ન હોતો. તેથી તે હકને માટે તકરાર પડી. શરૂઆતમાંજ જ્યારે આ તોફાનની વાત અમેરિકાની સ્ત્રીઓને કાને પડી ત્યારથીજ તેમણે પોતાના ભાઇ, બાપ, ધણીને ઘણુંજ શૂર ચડાવવા માંડયું. પોતાના દેશના

હકનું રક્ષણ કરવું, સ્વમાન જાળવવું એ કર્તવ્ય છે એ તેમને દઢતાથી શીખવ્યું ઈંગ્લંડથી કાંઇ પણ માલ દેશમાં આવવો નહિ એ બાબત પણ તેમનો જ સખત આગ્રહ હતો દેશના લોકની ઇચ્છા વિરૂદ્ધ મ્હેસુલ દાખલ કરવાથી કેટલું નુકશાન થાય છે, તે ઇંગ્લીશ પ્રજાને સિદ્ધ કરી આપવા માટે એ પ્રયત્ન હતો એક પ્રાન્તમાં બૈરા તથા છોકરીઓએ પોતાની મેળે વણવા, કાંતવાનો ઉદ્યમ હાથમાં લીધો, અને ગમે તેટલી અગવડ પડે તે વેઠી પણ પરદેશનો માલ વાપરવો નહિં એવો નિશ્ચય એકત્ર મળી થઈને કર્યો અને એવા પાદડા સ્હાયને બદલે ઉકાળીને પીવા માંડ્યા, અને તેનું નામ 'લિબર્ટી ટી' (સ્વતંત્રતાની સ્હાય) પાડ્યું જ્યાં સુધી ઈગ્લંડ અમેરિકન સંસ્થાનો સાથે અન્યાય અને દબાણ કરીને ધાતકી વર્તણુક નાખે ત્યાં સુધી અમેરિકા સાથે ઈંગ્લંડે કાંઇ પણ વેપારની આશા રાખવી નહિ એ સિદ્ધાન્તના ત્યાંના પુરૂષોના પ્રયત્નોમાં મદદ કરવાને અમેરિકન સ્ત્રીઓએ જરા પણ પાછી પાની કરી નહિ ગમે તેટલું કષ્ટ પડે, ગમે તેટલી અગવડ પડે, પણ તે ગર્વ ઘણા ઉત્સાહથી સહન કરતી, અને છેવટ વેપારને નુકશાન આવતા છતાંએ ઈંગ્લંડે ત્યાં પોતાનો મમત જારી રાખીને અમેરિકન લોકોને ઠેકાણે લાવવાને લશ્કર મોકલ્યું ત્યારે પણ ત્યાંની સ્ત્રીઓએ મરણ પર્યંત લડાઇ કરવાનો આગ્રહ કર્યો. અને ત્યારે ઘર આગળ લડાઇ શરૂ થઇ ત્યારે પુરૂષોને હથીઆર, કપડાં, વિગેરે સઘળી સામગ્રીથી સજ્જ કરીને અંતઃકરણના ઉમળકા, અને આવેશથી રણસંગ્રામમાં મોકલ્યા હતા, નિરાશ થએલી પત્ની, બહેન, માતાને ઘેર મુકીને નથી આવ્યા, પણ ખરા વીર પુરૂષની માફક અમારાં કર્ત્તવ્ય બજાવીશું એવી ઇચ્છાવાળી સ્ત્રીઓના આશિર્વાદે અને એના વિચારે તેમનામાં વધારે બળ પ્રેર્યું અને તેમના પ્રયાસનો યોગ્ય બદલો તેમને છેવટ મળ્યો પણ ખરો. સત્યનો જય એ સિદ્ધાન્ત આગળ આવ્યો તે પ્રસંગનો એક સ્ત્રીનો પત્ર દ્રષ્ટાંત તરીકે જોગ છે.

'મ્હેં શું કર્યું છે તે હું તમને કહીશ. અંતઃકરણની પ્રાર્થના, અને આશિર્વાદ સહિત મ્હારા એકના એક ભાઇને મ્હેં રણસંગ્રામમાં મોકલ્યો છે. મ્હારી લાજ એ રાખશે એવી હું આશા રાખું છું. જો મ્હારે વીસ છોકરા અને ભાઇઓ હોત તો તે બધાને હું મોકલત મ્હારા સોરા ખર્ચમાં અને ઘર ખર્ચમાં વગેરેજ ઘટાડો કર્યો છે જરૂર સિવાય એક પાઇ પણ હું ખરચતી નથી. ગઇ ક્રિસ્ટમસ પછી સ્હાય તો મ્હેં પીધીજ નથી અને એક નવી ટોપી કે ઝભ્ભો વેચાતો લીધો નથી અને મ્હેં પહેલાં કદિ કર્યું નહોતું તેવું કામ કરવા હવે માંડ્યું છે ગુંથતા શીખી છું, અને મ્હારા નોકરોને માટે અમેરિકન ઉનના મોજાં હું પોતે ગુંથું છું અને આ પ્રમાણે જન સમાજના હિતાર્થે મ્હારો હિસ્સો આપવા પ્રયત્ન કરૂં છું હું જાણું છું કે સ્વતંત્ર થઇને એક વાર મરવું તો છે જ, પણ ગુલામ તરીકે તો જીંદગી ગુજારવા યોગ્યજ નથી મ્હારી મરજી અમેરિકન બ્હેનોની સત્યાગ્રહનો આશીજ બાબતી છે. પાર્ટીઓ, ઉજાણીઓ, કિંમતી કપડાં પહેરવાનું સર્વ દેશ હિત માટે છોડી દીધું છે, જો સ્ત્રીઓનો ભાવ આવો છે તો આપણા પતિ, ભાઇઓ અને પુત્રોના અંતઃકરણમાં કેટલો જુસ્સો ઉભરાતો હોવો જોઇએ! મનુ કે સ્વતંત્ર થવું એજ તેમનો નિશ્ચય છે"

આજ પ્રમાણે દરેક પંક્તિની સ્ત્રીઓ એકસંપ કરીને મહેનત કરતી હતી.' મોટા વૉશીંગ્ટનની પત્ની સવારે વહેલી ઉઠીને રાત્રે મોડે સુધી જાગીને ઘવાએલા સિપાઇઓ માટે મોજાં ગુંથતી. એક પ્રસંગે મિસિસ ટ્રોપ નામની કોઇ સામાન્ય સ્થિતિની બૈરી લખે છે–

"એક વખતે અમે કેટલાંએક મળીને વૉશિંગ્ટનની પત્નીને મળવા જવાનું નક્કી કર્યું અને એવડી મોટી બૈરીને મળવા જવું એટલે અમે તો અમારાં સારામાં સારાં લુગડાં પહેરીને ગયાં, ત્યારે એમણે તો સાદાં છીંટનાં લુગડાં પહેરેલાં હતાં અને બેઠાં બેઠાં મોજાં ગુંથતાં હતાં. તેમણે બહુજ સારી રીતે આવકાર આપ્યો, અને થોડી વાતચિત પછી એ તો પાછાં ગુંથવા મંડયાં. અમારા હાથમાં તો કાંઇ ગુંથવાનું નહોતું અને આ મોટા પ્રેસીડેન્ટની પત્નીને જોઇને અમે તો ચીલા પડી ગયાં, વળી પાછળથી અમને ઘણીજ મીઠાશ અને ધીમાશથી અમને જરા પણ માઠું ન લાગે એવી રીતે કહ્યું કે આ વખતે આપણે અમેરિકન સ્ત્રીઓએ બહુજ ઉદ્યમી થવાની જરૂર છે. કારણકે ઈંગ્લંડ સાથેનો વેપાર બંધ થવાથી ઘણી જરૂરની વસ્તુઓ આવી શકતી નથી. આપણે પોતે બનાવી ન શકીએ તેવી વસ્તુઓ વગર ચલાવી લેવાની ટેવ આપણે પાડવી જોઇએ. આપણા પતિ અને ભાઈઓ જ્યારે દેશભક્તિના આદર્શરૂપ થાય છે ત્યારે આપણે ઉદ્યમી થઇને દૃષ્ટાન્ત બેસાડવું જોઇએ.

આ પ્રમાણે અમેરિકામાં શરૂઆતથીજ સ્ત્રીઓમાં રાષ્ટ્રિય ભાવના જાગૃત થઇ હતી અને ધીમે ધીમે તેમાં વૃદ્ધિ થઇ હતી. તે સમયના રાષ્ટ્રિય જીવનની સઘળી માહિતી સ્ત્રીઓને હતી અને તેજ પ્રમાણે તેમનું વર્તન હતું. ગુલામગીરી નાબુદ કરવામાં પણ સ્ત્રીઓએ ઘણોજ આગળ પડતો ભાગ લીધો હતો. આ પ્રમાણે દેશની દરેક હીલચાલમાં તેઓ આગળ પડતો ભાગ લેતી, અને સ્ત્રીઓ કરી શકે એવાં સઘળાં કામ ઘણે ભાગે તો ઇશ્વર પ્રીત્યર્થે અને દેશ સેવા બજાવવા ખાતર ઉપાડી લેતી અને તેથી પુરૂષોના કાર્યમાં ઘણીજ મદદ મળતી અને તેમનો ભાર ઓછો થતો.

જે સ્થિતિ તે વખતે યુનાઇટેડ સ્ટેટ્સની હતી તેજ સ્થિતિ અત્યારે આપણા દેશની છે. આપણા પુરૂષો દેશની સાંસારિક અને રાજકીય ઉન્નતિ માટે તન તોડીને શ્રમ કરે છે, જીવન અર્પણ કરે છે. મ્યુનિસિપાલીટી, લેજીસ્લેટિવ કાઉન્સિલો, વગેરેમાં વ્યાજબી હક મેળવવા માટે સ્વમાન સાચવવાને કમર કસીને બાથ ભીડે છે. કોંગ્રેસો, કોન્ફરન્સો મેળવીને દેશની સેવા બજાવે છે, સ્વદેશી અને સ્વરાજ્યની ચળવળ ચલાવે છે. ત્યારે આપણે ક્યાં છીએ ? આપણે તો સવારથી સાંજ સુધી પેટની પૂજા કરવામાં; આડોશી પાડોશીની બારી કુથલી કરવામાં, સારાં સારાં તદ્દન નવી ફેશનના કપડાં ઘરેણાં પહેરવામાં, બહુ બહુ તો ફેરો કરીને મેળાવડામાં જવામાં કે ગાડીઘોડે મહાલીને સહેલ કરવામાંજ આપણા દિવસો પૂરા કરીએ છીએ. જરા વાંચતાં આવડતું હશે તો ઉપર ચટકે ન્યુસપેપર વાંચીશું કે નોવેલોના પારસી તરજૂમા વાંચીશું. આ ઉપરાંત આગળ કાંઇ નહિ. પણ બહેનો ! એમાં આપણું કાંઇ વળવાનું નથી. આપણે જો આપણા ભાઇઓને મદદ નહિં કરીએ તો એમનું કાર્ય સફળ થવાનું નથી. તેટલા માટે આપણે કોઈ મ્યુનિસિપાલીટીમાં જઇને કે કાઉન્સીલોમાં કે કૉન્ફરન્સોમાં જઇને લાંબાલાંબા હાથ કરીને ભાષણો આપવાની જરૂર નથી. એવું મ્હારૂં કહેવું છેજ નહિં. પરંતુ એક તો આપણે એ સઘળી બાબતો બરોબર સમજવાનો

પ્રયત્ન કરવાનો છે. મ્યુનિસિપલ ગવર્નમેન્ટ એટલે શું? તેનો વહીવટ કેમ ચાલે છે? કૉન્ગ્રેસ એટલે શું? આપણા દેશના મહાન પુરૂષોએ અત્યાર સુધી શું શું કર્યું છે! આપણા દેશનો રાજ્યવહીવટ કેવો છે! ડીમોક્રસી, ઑટોક્રસી, બ્યુરોક્રસી, હોમરૂલ એ શબ્દો એટલે શું! એ બરોબર સમજીને, આપણે પુરૂષોને બતાવવું જોઇએ કે તેમના કાર્યમાં અમે પણ રસ લઇએ છીએ અને તેમને ધીરજ દઇને કામમાં ઉશ્કેરવા અને મદદ કરવી, તે કેવી રીતે! દૃષ્ટાન્ત તરીકે સ્વદેશીનો વિષય લઇએ. સ્રીઓને હસ્તક એટલો વહેવાર ચાલે છે કે જો આપણે દૃઢ પ્રતિજ્ઞા લઇશું તો ઘણી વસ્તુઓ આપણા ઘરમાં પરદેશી વપરાતી હશે. ખાસ કરીને સ્રીઓનાં કપડાં, લીવર્પુલ, મેન્ચેસ્ટર, ફ્રાન્સ, ઑસ્ટ્રીઆ વિગેરે ભાગમાંથી આવતાં કપડાને લીધે આપણા લાખો વણકરો ભૂખે મરતા થયા છે. એ વાતની કોઇથી ના કહી શકાશે નહિં. હવે આપણે જો થોડા વખત હાલ ચાલતી ફુલ ફટાક ફેશનોને પડતી મૂકીશું, અને અહીં બનતાંજ રેશમી, સુતરાઉ, કસબી સાડીઓ, કબજા, ચોળીઓ પહેરીશું, લેસ, લટકણીઆં, બુટ મોજાં મુકીને, આપણો સાદો સુંદર પોષાક પહેરીશું તો ઘણો ફાયદો થશે. એક તો આપણી શોભા વધશે. કારણકે આપણી સ્રીઓનો પોષાક ઘણોજ મનોહર છે, તેમાં પારકાનું અનુકરણ કરવા જેવું કાંઇ છેજ નહિં. બીજું એમ કર્યાથી આપણા દેશના લાખો વેપારીઓ, મજૂરોને આશ્રમ આપી શકીશું, અને ત્રીજું પુરૂષોનો દેશ સેવાનો માર્ગ સરળ કરી આપીશું. ચોથું આપણી એક નિષ્ઠાવાળી દેશભક્તિ જોયાથી આડોશી પાડોશી તે પ્રમાણે કરશે, અને સહુથી વધારે મહત્વનું આપણાં બાળકોનાં કુમળાં મગજ ઉપર દેશભક્તિ, દેશને માટે પ્રેમ એ ભાવ મજબુત ઉત્પન્ન થશે અને આગળ ઉપર એ ભાવની વૃદ્ધિ થઇને ખરા દેશ હિતેચ્છુ સ્રી પુરૂષોનો સમૂહ વધશે.

તેજ પ્રમાણે મ્યુનિસિપાલીટીના કાર્યમાં આપણે રસ લેતાં થઇશું તો શહેરની સ્વચ્છતા, બાળકોની પ્રાથમિક કેળવણી, સ્રીઓનાં દવાખાનાં વિગેરેની જરૂરીઆતો, ખોડ ખાંપણ બરોબર સમજીને પુરૂષોને કહી શકીશું અને તે પ્રમાણે પછી સુધારા કરવાના પ્રયત્ન થશે.

સાંસારિક રીતરીવાજોમાં પણ તેજ પ્રમાણે છે. અત્યારે તો આપણે ઘણે ભાગે સાંભળીએ છીએ કે પુરૂષો સામાજીક સુધારણામાં આપણો દોષ કહાડે છે, અને ઘણે ભાગે તે ખરો છે. જો આપણે એમ નિશ્ચય કરીશું કે છોકરીઓને સોળ વર્ષ પહેલાં પરણાવવી નથી તો મગદુર છે કે પુરૂષો તે પહેલાં પરણાવવાનો આગ્રહ કરશે? લગ્ન મરણના નકામા ખર્ચ માટે જો આપણેજ જીદ પકડીશું કે, ના અમુક ખર્ચ તો નથીજ કરવો, જોવા જવા માટે, રૂઢીને વળગી રહેવા ખાતર ખરા પરસેવાનો પૈસો, ન્યાત વરામાં ઉડાડી નાંખવાની જો આપણે ના કહીશું તો શું તમે ધારો છો કે પુરૂષો કરજનો બોજો જન્મારા સુધી ઝીલવાને માટે એવાં ખર્ચ ઉપાડશે?

છોકરી દશ અગીઆર વર્ષની થઇ કે નિશાળેથી ઉઠાડી લઇએ છીએ. કેમકે આપણને કામની આપદા પડે છે. અથવા ન્યાતનાં બૈરાં આપણી મશ્કરી કરે છે. જો આપણે સમજીશું કે છોકરીઓને ભણાવવામાં જ એની જીંદગીનું હિત સમાએલું છે તો માત્ર આપણને થોડી આરામ મળે, કે દેવ દર્શને કે વા ફરવા જવા માટે છુટી થવાય તે ખાતર એના જીવનનું હિત ખરાબ નહિં કરવાનો પ્રયત્ન કરીશું. આ પ્રમાણે સ્રી કેળવણીની પ્રગતિ કરીશું.

રોવા કૂટવાનો, ફટાણાં ગાવાનો ઘણોજ શરમ ભરેલો જંગલી રીવાજ છે તે જો આપણે પોતેજ એકઠાં થઇને કહાડી નાખીશું તો તેમ કરવામાં પુરૂષો આડે આવવાના નથી.

આ પ્રમાણે દરેક સામાજીક સુધારણાના પ્રશ્નનું નિરાકરણ લાવવામાં આપણે સહાયભૂત થઇ શકીશું.

આપણે એક નિશ્ચયવાળાં, દૃઢ આગ્રહવાળા, અને ધૈર્યવાન થઇશું તો દરેક રીતે પુરૂષોને મદદ કરી શકીશું. આપણાં ઘર ઉપર, બાળકો ઉપર કોઈ આફતો આવે તે વખતે 'હિસ્ટેરિકલ' ન થઇ જતાં સમયસૂચકતા વાપરીને યોગ્ય ઉપાયો લેતાં થઇશું તો પુરૂષોને આપણામાં વિશ્વાસ બેસશે અને આપણી ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવી શકીશું અત્યાર સુધી પુરૂષોએ એકલે હાથે પ્રયત્ન કર્યા છે. આપણે જોઇએ છીએ કે ક્યાં સુધી એ લોકોનો પ્રયાસ સફળ થયો છે. જો આપણી સહાનુભૂતિ, મદદ આપીશું, તો તેમનામાં હજાર ગણું બળ વધશે, અને જે કાર્ય આ અર્ધ સૈકાથી નથી થયું તે પાંચ વર્ષની અંદર કરી શકશે. આપણામાં જાદુઈ શક્તિ કેટલી છે તે તો બધાં જાણોજ છો. જગતમાં વ્યાપી રહેલી શક્તિને સ્ત્રીસ્વરૂપ આપવામાં આવે છે. મહાન પરમાત્માને પણ વધારે વધારે શક્તિમાન બનાવવા માટે જગત્જનની એમ કહેવામાં આવે છે. તો આપણે તો ખરેખરી જનનીજ છીએ તો આપણે સંશય લાવવાનું કારણ નથી.

આ ઉપરથી આપણને જણાશે કે આ બદલાયેલા જમાનામાં આપણું કર્તવ્ય શું છે. સારી સંતતી ઉત્પન્ન કરવી, તેમને યોગ્ય કેળવણી આપવી; અને ઉત્તમ ગૃહ બનાવવામાં ત્રણે પ્રકારની સેવા આવી ગઇ. બાળક પ્રત્યેની, પતિ પ્રત્યેની અને જન સમાજ પ્રત્યેની. આપણું કર્તવ્ય પ્રદેશ, દૃષ્ટિબિન્દુ વિશાળ કરવાનાં છે. સારી ગૃહિણી એટલે ઉત્તમ નાગરિક એ ઉદ્દેશ રાખવાનો છે, જો આપણે આપણા પોતાના ઘર અને તેની આસપાસની જગ્યા સાફ રાખીશું, પાડોશી પાસે રખાવીશું તો મ્યુનિસિપાલીટીનું કામ ઘણું ઓછું થશે.

શહેરી તરીકે આપણે કેળવણીના પ્રચારમાં–સુધારામાં સારી રીતે ભાગ લઇ શકીએ. નિશાળના શિક્ષકો સાથે Co-operation કરીને આપણા પોતાના બાળકોની કેળવણીમાં તેમજ બીજાં બાળકોની કેળવણીમાં સુધારો વધારો કરી શકીએ. વળી આપણા દેશમાં તો મ્યુનિસિપાલીટીના હક સ્ત્રીઓને છે તો તેનો પણ આપણે ઉપયોગ કરી શકીએ. જે માણસ આપણા Grievences–આપણી જરૂરીઆતો સાંભળે તેવા માણસને મ્યુનિસિપાલીટીમાં દાખલ કરી શકીએ.

બાળકોની સુધારણાના દરેક પ્રયાસમાં સારી રીતે ભાગ લઇએ. છોકરાઓની રમતગમતોનાં કસરતનાં સાધનો પૂરાં પાડે છે, પરંતુ છોકરીઓની કસરત રમતગમત તરફ કોઇ નજરજ નથી કરતું. તો તે પ્રશ્ન આપણે હાથમાં લઇ શકીએ. સ્ત્રીઓના ઉદ્યોગોની દેખરેખ કરી તેમાં સુધારો કરી શકીએ.

આપણે જોઇએ છીએ કે ઘણા ઉદ્યમો માટે સ્ત્રીઓ લાયક છે. તેઓનું કામ સ્વચ્છ

હોય છે; ભરૂંસા લાયક હોય છે, અને તેની સાથે મજૂરીમાં મસ્તુ પડે છે. તે છતાં તેમને ઉદ્યમ જોઇએ તે વખતે મળતા નથી. અને જો ઉદ્યમ મળે છે તો કરેલી વસ્તુઓ વેચવાની મુશ્કેલી પડે છે. આ કામ સ્ત્રીઓની કલબોએ ઉપાડી લેવું જોઇએ. હવે આપણી કલબો માત્ર રમતગમતનું કે ભાષણો કરવાનું સ્થળ કરી મૂકવાનો અવકાશ નથી. ગામેગામની સમાજોએ એક અમુક ચોક્કસ પદ્ધતિથી-કામ કરવું જોઇએ અને તેને પરિણામે જન્મ, પદવી, અને ન્યાત જાત ધર્મનો ભેદ દૂર થવો જોઇએ. આપણે એક પ્રજાના હિત માટે કાર્ય કરીએ છીએ એવી ભાવના રાખવી જોઇએ.

અનીતિમય જીવન ગાળતી સ્ત્રીઓના જીવન સુધારવા પ્રયાસ કરી શકીએ. કુટુંબ જીવનમાં દુઃખી થતી સ્ત્રીઓ, વિધવાઓના જીવન માર્ગમાં પ્રકાશ રેડી શકીએ.

દારૂનું વ્યસન આપણા લોકમાં ઘણું વધી ગયું છે. તેથી શારીરિક નુકશાન થાય છે અને પૈસાની ખુવારી થાય છે. કુટુંબોના સંહાર થઇ જાય છે. તો તે બૈરાંઓ પ્રયત્ન કરીને પોતાના ધણીને, ભાઇને, છોકરાઓને તે બદીમાંથી દૂર કરવાનો પ્રયાસ કરીશું તો એ ઘણે ભાગે ઓછું થશે.

વળી આપણે અહીંઆં નર્સો, દાયણો, સ્ત્રીશિક્ષકોની કેટલી બધી ખોટ છે તે તો સહુ જાણે છે. અમેરિકા ને ઇંગ્લંડમાં પ્રાથમિક શાળાઓમાં છોકરા અને છોકરીઓ બન્ને માટે સ્ત્રીશિક્ષિકાજ હોય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં એકંદર ૬૧૬, ૨૮૫ શિક્ષકો અને પ્રોફેસરો છે તેમાંથી ૮૮૪, ૧૧૫ જેટલી સ્ત્રીઓ છે એટલે પુરૂષ કરતા ત્રણ ગણી સ્ત્રીઓ શિક્ષકનું કામ કરે છે. તેમાંની ઘણી મોટે દરજ્જે પહોંચેલી પણ હોય છે. ચિકાગોની શાળાઓની સુપ્રિન્ટેન્ડેન્ટ સ્ત્રી છે અને તેને ૭૨૦૦ રૂ. નો વાર્ષિક પગાર છે. સ્ત્રીઓ ઘણું ઉમદા કામ કરે છે એમ ત્યાં માલુમ પડયું છે. સ્ત્રીઓના ધીમા માયાળુ સ્વભાવને લીધે પ્રાથમિક શિક્ષણમાં કેટલો લાભ થાય છે. અને યદિ જોઇએ છીએ કે આપણી ન્હાની છોકરીઓને મન એક ભારે કલ્પાનું લાગે છે. તેનું કારણ એટલુંજ કે છોકરીઓની નિશાળમાં સ્નેહ, દયા અને કોમળતા છે. કારણકે ત્યાં સ્ત્રી શિક્ષકો ઘણે ભાગે હોય છે. અને છોકરાઓની નિશાળમાં કઠોરતા, રૂક્ષતા, અને સોટીના અવાજ છે. તેનું કારણ કે ત્યાં નિષ્ઠુર પુરૂષો છે. આટલા માટેજ સ્ત્રી શિક્ષકોની જરૂર છે. જ્યાં સુધી સારા કુટુંબની સ્ત્રીઓ શિક્ષક તરીકે જણાશે નહિ ત્યાં સુધી ઇષ્ટ પરિણામ આવશે નહિ. નોકરી કરવી એ હીણપત છે એમ જ્યાં સુધી આપણે માનીશું ત્યાં સુધી આપણાં છોકરાંને સારી કેળવણી મળી શકવાની નથી એ નિશ્ચય છે. પશ્ચિમના દેશોમાં છોકરીઓ મોટી ઉમ્મર સુધી અને કદાચ જીવન પર્યંત કુંવારી રહે છે તેથી એક તો તેમના પેટના પોષણ માટે તેમજ કાંઇક ઉદ્યમ મેળવવાની ખાતર તેઓ શિક્ષક થાય છે. અહીં કુંવારિકાની સંખ્યા નથી. પરંતુ વિધવાઓ છે તે આપણી મોટી Asset છે. પણ તેનો જરા ઉપયોગ થતો નથી. માત્ર ધર્મધ્યાનમાં, ન્હાવા ધોવામાં અને પૂજા પાઠ કરવામાં. ઘરમાં સંબંધીઓનાં ઓશીઆળાં રહીને તેમની સાથે અપમાન સહન કરીને કેટલી નિરર્થક જીવન પૂરું કરે છે. તેને બદલે એ લેડી, શિક્ષિકા, નર્સો, ડાક્તરો, દાયણો થાય તો દેશમાં Porarites ને બદલે ઉપયોગી અંગ થઇ શકે. અને મહાન દેશ સેવા બજાવી શકે. મારા કુટુંબની સ્ત્રીઓએ

પહેલ કરાવવી જોઇએ. ઇંગ્લંડમાં ફ્લૉરેન્સ નાઇટીંગેલ નર્સ થઇ તે પહેલાં નર્સો કાંઇ નહોતી થતી એમ ન હતું, પણ તે અજ્ઞાન અને હલકી જાતની હતી એટલે તેને લીધે ફાયદાને બદલે નુકશાન થતું. જ્યારથી મિસ નાઇટીંગેલ નર્સ થઇ ત્યારથી સારા કુટુંબની છોકરીઓએ નર્સ, અને મિડવાઇફનું કામ કરવા માંડ્યું અને વૈદક ખાતામાં તેને લીધે સુધારો થયો. આપણી વિધવાઓ અને જે સ્ત્રીઓને બાળક ના હોય, ઘરની ઘણી ઉપાધિ ના હોય તે લોકો આ પ્રમાણે દેશના ઉપયોગમા આવી શકે. અને તેને લીધે ઘણો લાભ થવા સંભવ છે. અનેક પ્રકારનાં દરદોથી પીડાતી સ્ત્રીઓના આશિર્વાદ રૂપ થશે. સુવાવડનાં સંકટ દૂર થઇ જશે અને સ્ત્રી બાલકના મરણ પ્રમાણમાં ઘટાડો થશે.

આ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાની જરૂર છે. અને આ પ્રસંગનું કાર્ય સ્ત્રીમંડળો, અને સ્ત્રી સમાજ મારફતેજ થઇ શકશે. માટે આવાં મંડળનાં નેતાઓએ તેમજ મેમ્બરોએ આળસ કહાડી નાંખીને નવા યુગમાં નવાં કર્તવ્ય હાથ ધરવાની આવશ્યકતા છે.

પ્રથમ જ્યારે આવાં કાર્ય હાથમાં લેવાશે ત્યારે પુરૂષો તેમજ સ્ત્રીઓ તરફથી ઘણીજ વિરૂદ્ધતા દેખાડવામાં આવશે એતો ખરૂં જ. કારણકે સહુને એમ લાગશે કે આમ તો ઘર બાર છોકરાં છૈયાં છોડીને સ્ત્રીઓ કામ કરશે તો ઘર વંઠશે, છૈયાં છબુલાં થઇ જશે અને છેવટ આપણો સંસાર વિફરશે. પરંતુ હિંમત અને ડહાપણથી કામ કરીશું તો એવી ધાસ્તી નકામી જશે. અમેરિકામાં જ્યારે એવી બૈરાંની કલબો શરૂ થઇ ત્યારે પણ તેવીજ બીક હતી પણ પાછળથી એજ વિરોધી મતના લોકોને લાગે છે કે કેળવણી, શહેર આરોગ્ય, વિગેરે બાબતોમાં અમેરિકા આગળ વધ્યો છે તે ઘણે ભાગે ત્યાંની સ્ત્રીઓની કલબોને લીધે છે. ત્યાંની સ્ત્રીઓની કલબોમાં સાહિત્ય અને સાક્ષરોની ચર્ચા નથી થતી. જે રસ્તેથી એ લોકોને આવવું પડે તે રસ્તામાં કાદવ કીચડના ઢગલા હોય તેના તરફ તેમનું લક્ષ પહેલું ખેંચાય છે. કલબો કહાડીને તરત તેમને લાગ્યું કે ગૃહવ્યવસ્થા અને ઘર બાબતની બીજી સઘળી બાબતોમાં એકત્ર થઇને પ્રવીણતા સ્ત્રી જાતિથી વધારે મેળવી શકાશે. અને ઘરમાં રહીને તેમજ બહાર જઇને તેજ કામ આપણે હાથ ધરવાનું છે. જ્યાં સ્વચ્છતા, સુંદરતા અને સમતા છે ત્યાંજ ખરેખરી કલાનો વાસ છે. જો ઘરની અંદર સુઘડતા રાખતાં આવડતું હશે તોજ રમવાની જમીનો ને બાગ સ્વચ્છ રખાશે. ઘર, છોકરાં, પોતાનાં અને પારકાં તેમની માવજત કેવી રીતે કરવી, તેમની ઉન્નતિ કેવી રીતે કરવી એજ કલબનો ઉદ્દેશ રાખેલો છે. અને એ કલબોના વ્યવસ્થિત ધોરણોને પરિણામેજ હજારો શહેરો, ગામડાં, અને ઝુંપડાંમાં આનંદ અને રસિકતા ઉદ્‌ભવી છે. સારી હવા અને અજવાસવાળાં શાળાનાં મકાનો તેમના જ પ્રયાસથી થયાં છે. ફરવાના બગીચા અને સ્વચ્છ રસ્તાઓની સંખ્યા પણ વધી છે. ગરીબ માંદાં માણસોની માવજત શીખવાને, આરોગ્ય રક્ષણના નિયમો શીખવવાને ગામે ગામે નર્સો ફરે છે; માણસો અને ઢોરને પીવાને સ્વચ્છ પાણીના હવાડા હોજ વિગેરેનો બંદોબસ્ત થયો છે. રજામાં શિક્ષણ લેવાની નિશાળો, કસરત શાળાઓ, બાળક ગુન્હેગારને માટે અદાલતો, સ્વચ્છ બજારો, સાર્વજનિક લાઇબ્રેરીઓ, હજારો ટ્રાવેલીંગ (ફરતી) લાઇબ્રેરીઓ, રોગના મૂળ કહાડવાના પ્રયત્નો, આ પ્રમાણે અમેરીકન લોકની સર્વ પ્રકારની ઉન્નતિમાં ત્યાંની સ્ત્રીઓનો હાથ છે.

આ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાથી આપણે સ્ત્રીત્વ ખોઇશું એ તો દરનું ખોટીજ બીક છે.

આપણો કર્તવ્ય પ્રદેશ વધશે તેથી આપણા પુરુષોની લાગણી વધશે, આપણું ઘર સુધરશે એ નક્કી છે.

ઉત્તમમાં ઉત્તમ કેળવાએલી અને ઉદ્યોગી સ્ત્રીની અંતરની ઇચ્છા તો એજ હોય છે કે માત્ર પોતાના બાળકોના સમાગમમાં તેઓ આવે તેની સ્થિતિ સુધારવી એજ આ જમાનાની શુભ પ્રગતિ છે. માતૃત્વની ભાવના વિશાળ કરવી એજ આપણો ઉદ્દેશ છે. અને એ ઉદ્દેશ પરિપૂર્ણ કરવા માટે આપણે અટલ પ્રયાસ કરવો પડશે, અને મહાન વ્રત આદરવા પડશે. એવા વ્રત લઇને તેને પાર પાડવાની પ્રતિજ્ઞા લેવાનો અત્યારે પ્રસંગ છે. ઈશ્વર આપણા કાર્યમાં સહાય હોજો એ પ્રાર્થના છે. તથાસ્તુ.

---

# FACTORY LABOUR.

## કારખાનામાં કામ કરતો મજુરવર્ગ.

લેખક—બહેન શ્રી અનસૂયા સારાભાઈ.—અમદાવાદ.

મજુરવર્ગની સ્થિતિનો ખ્યાલ બધાને નહિ તો તમારામાંના કેટલાકને તો હશેજ. તેમનાં દુઃખો એટલાં બધાં છે, કે હવે તેમણે આવી સામાજિક પરિષદ (Social Conference)નું ધ્યાન ખેંચ્યું છે. પણ તેટલેથી ઉદ્ધાર થાય તેમ નથી. આવી પરિષદમાં હજારો વખત હજારો માણસોના મોઢથી તેમની ખરી સ્થિતિનું વર્ણન અપાશે, તમે જાતે તેમનાં દુઃખો જોશો અને તેમને સુધારવા તે આપણા હાથમાં છે એટલુંજ નહિ, પણ દયા (humanity)ની ખાતર તે કેટલું જરૂરનું છે, તે સમજશો, ત્યારેજ તે સ્થિતિ સુધારવાને યત્નો થશે.

તેમની સ્થિતિ સુધારવાના કોઇ પણ વિચારોની સામે તેમના શત્રુઓ પડે છે. તેમને અધમ અને નીચા રાખવાથી જેઓએ અત્યાર સુધી ફાયદાઓ મેળવ્યા છે તેઓ તેમના માણસ તરીકેના હક્કો સ્વીકારતા નથી. જેઓ સાર્વજનિક રાજકીય સભાઓ (Congresses) અને પરિષદો (Conferences) માં નીડરતાથી લડે છે, જેમનામાં ઈંગ્લંડની પ્રજાનાં ન્યાય, સ્વતંત્રતા અને સમાનતાના વિચારો આવ્યા છે, તેઓજ મજુરવર્ગની આશાઓ છે. સ્વતંત્રતા આપણે ચાહીએ છીએ, જુલમોની સામે આપણે પોકાર ઉઠાવીએ છીએ, તો તેજ ન્યાયે, તેજ સ્વતંત્રતાની દૃષ્ટિએ આ આપણો પ્રશ્ન હાથ ધરવાનું વિનતિ કરૂં છું.

એક દિવસ એવો હતો, કે જ્યારે આ ગરીબવર્ગ પોતાના ઝુંપડામાં નાના ઉદ્યોગો કરતો, તેઓ પોતાના કુટુંબીઓ સાથે વાતો કરતા, આનંદ કરતા અને કામ કર્યે જતા. અત્યારે આપણે સંચાકામ (machinery) નો ઉપયોગ શીખ્યા, મોટાં કારખાનાં ખોલ્યાં,

ભુખી હતા અને કુટુમ વચ્ચે કામ કરતા કારીગરને તનમાંથી આવી ખરાબ હવાવાળા કારખાનામા ઘસડી લાવ્યા. એક દિશાથી જેમ દુદ ઝપવામ, તેમ અનેક લાલચોથી તે લલચાઇ ગયા અને અને અનેક દુખોના ભોગ થયા

તમારામાના ઘણાએ ગઇ સદીના યુરોપના મજુરોની સ્થિતિનો ઇતિહાસ વાચ્યો હશે તેઓને પગાર પૂરતા મળતા નહિ, ખોરાક મોઘો હતો, સ્ત્રીપુરૂષો અને છોકરાઓ બાર બાર કલાક કામ કરતા, ખાવાને પણ પુરતી રજા મળતી નહિ, ધાન્યની આયાત અને નિકાશ ઉપરનો અકુશ દૂર કરવાના કાયદા (Corn Laws), સહાયકારી મડળો, (Co-operative Societies) અને સમાજો (Trade Unions) તેમના રક્ષણે આવ્યા મજુરવર્ગની સ્થિતિ સુધારવાનો મવાલ જે સામાજિક હતો. તે રાજકીય થયો તેવખતે ત્યાના મજુરોની જે સ્થિતિ હતી તેને લગભગ મળતી સ્થિતિ હાલ અહીના મજુરોની આવી છે

જ્યારથી સાચા (machinery) દાખલ કરવામા આવ્યા, ત્યારથી ઘેર નીપજતા માલના ઉદ્યોગો (home industries) ધીમે ધીમે નાશ થતા ચાલ્યા ઘરના ઉદ્યોગો (home industries) ના વખતમા શેઠ અને કારીગર વચ્ચે અમુક લાગણી રહેતી તેઓ કારીગરને પોતાના ધધાના મુખ્ય અગભૂત ગણતા, અને તેઓની સામાજિક અને આર્થિક સ્થિતિ માટે હમેશાં દરકાર રાખતા કારખાના દાખલ થયા પછી શેઠ અને કારીગર વચ્ચેનો તે સબધ જતો રહ્યો, તેટલુજ નહિ પણ કારખાનાના માલીકો એમ સમજતા થયા, કે મજુરો તેમને પૈસા પેદા કરી આપનારા જીવતા યત્રો છે. અને તેથી જેમ બને તેમ ઓછા પૈસા આપી વધારે કામ કરાવવુ તે મીન રીબાર (management) નો મુખ્ય સિદ્ધાંત થયો, પહેલાનો કારીગર જ્યારે ધધાનો અગભૂત ગણાતો ત્યારે આજનો કારીગર એક બેદરકાર આળસુ લુટારો ગણાયો. મજુરવર્ગ એટલો અજ્ઞાત છે, કે તે પોતાની સામાજિક, આર્થિક કે શારીરિક સ્થિતિનો વિચાર કરી શક્યો નહિ. તેથી તે છેક ઘણી દયાજનક સ્થિતિમા આવી પડયો. આવા અજ્ઞાન મજુરોનુ રક્ષણ કરવા ઇ સ ૧૮૮૧ મા પહેલો કારખાનાનો કાયદો (Factory Act) ઘડાયો, છતા તેમની સ્થિતિ જોઇએ તેવી સુધરી નહિ અનેક લાલચોથી દોરાઇ તેઓ ઘણા લાબા કલાકો કામ કરતા લાગ્યા કરતા અને કારખાનાની ખરાબ હવાથી તેમના શરીર નમળી પડયા આવી ઘણી આફતોમાથી તેમને બચાવવાને ઇ. સ. ૧૯૧૧ મા ફરીથી કારખાનાનો કાયદો (Factory Act) ઘડાયો આ કારખાનાનો કાયદો (Factory Act) ઇ. સ ૧૯૦૮ મા કારખાનાની સ્થિતિ સુધારવાને નીમાએલા પચ (Factory Commission) ની ભલામણના પરિણામે ઘડાયો છે તે કમિશન આગળ રજુ થએલી જુબાની આપનારના નામની નામવારી ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે, કે આમા માત્ર માલીકોના દૃષ્ટિબિદુથીજ આખો સવાલ જોવાયો છે મજુર વર્ગના હિમાયતીઓના નામ તેમા જોવામા આવતા નથી તેમજ એ કમિશને તેમની સ્થિતિનો પૂરતો અભ્યાસ કર્યો નથી આવી જુબાનીઓના પરિણામે ઘડાએલો કાયદો મજુરોનુ પુરુ રક્ષણ ન કરી શકે એ સ્વાભાવિક છે. દાખલા તરીકે કારખાનાના કાયદા (Factory Act) પ્રમાણે એક માણસ એક દિવસમા બાર કલાક કરતા

વધારે કામ ન કરી શકે, છતાં હિંદુસ્તાનની મીલમાં લા ૧૮ ખોતેર કલાક કામ કરાવવાના દાખલા આપણે સાંભળ્યા છે. આવી રીતે બોતેર કલાક માણસો કામ કરી શકતા હશે કે તે શારીરિક અશક્યતા હશે? તે બાબત જુદીજ છે. જે બાબત બહારની દુનિયા માની શકતી નથી તે ઘણી વખતે હિંદુસ્તાનની મીલોમાં થઇ શકે છે. બીજે તેવોજ દાખલો લઇએ. કારખાનાની અંદરની હવા સ્વચ્છ અને સારી ન હોય તો ગુન્હો ગણાય છે છતાં અંદરની ગરમ હવાથી ઘણાં માણસો બેભાન થઇ જવાના અને કવચિત મરણ નીપજવાના દાખલા આપણે સાંભળ્યા છે. વધારે અગત્યની જોવું એ છે, કે આવી બાબતો કારખાનાની તપાસ (Factory Inspection) ના વાર્ષિક રીપોર્ટમાં આવતી નથી. કારખાનામાં કામ કરતી સ્ત્રીઓ વીસ વર્ષની વયે ઘરડી થતી જોવામાં આવે છે. નવ વર્ષની વય કામે જતા બાળકોના શરીર પણ કોઇ સુધારે તપાસવા જેવાં છે.

આવી દુઃખમય જીંદગી ભોગવતા મજુરોથી આપણા ઉદ્યોગની ખીલવણી શી રીતે થઇ શકે તેનો વિચાર પણ કરવા જેવો છે. મીલનો ઉદ્યોગ આપણા દેશમાં આશરે લગભગ ૫૦ વર્ષ થઇ ગયા, છતાં આપણુજ બજારમાં પરદેશીઓ પોતાનો સારો અને સસ્તો માલ શાથી વેચી શકે છે, તેના કારણો જો બારીકાઇથી શોધવામાં આવશે, તો મજુરો સારો મોટો ભાગ ભજવે છે, તેની ખાતરી થશે.

આપણે જોયું તેમ એક તરફથી ઇ. સ. ૧૯૧૧ નો કાયદો (Factory Act.) મીલ ૧
મજુરોનું બચાવ કરવાને પૂરતો નથી, તો બીજી તરફથી તેમની દુર્દશા તેમની બીન–કેળવણીને આભારી છે. તેમને કેળવણી આપવાની ખાસ જરૂર છે અને તેની સાથે તેમને પૈસાનો સદુપયોગ કરતા પણ શીખવવાનો છે. ઘણા કલાકો કામ કર્યા પછી લાગેલો થાક દારૂ પીવાથી ઉતરે છે, તેવી તેમને ખોટી સમજણ હોય છે. તેથી તેઓ તે વ્યસનમાં પડે છે. વળી આ વ્યસનનો બહોળો ફેલાવો આપણા આબકારી ખાતાને પણ આભારી છે.

એક તરફથી દારૂની દુકાનો જાહેર રસ્તા અને મીલની નજીક રાખવામાં આવે અને બીજી તરફથી તેને અટકાવવાને ભાષણો થએ જાય, તો આ અજ્ઞાન મજુરવર્ગને આ ભાષણોથી કોની વધારે અસર થશે? માટે આપણોની સાથે આવી સામાજિક સુધારા (Social Reform) ની સંસ્થાઓએ સરકારને આબકારી ખાતું જડમૂળથી નાશ કરવા અરજ કરવી.

દારૂનું વ્યસન મજુરવર્ગને મોટા કરજમાં ઉતારે છે, તેઓના પૈસા દારૂમાં જાય છે, તેમજ તેઓ દરેક ચીજ લેવા વગર છે. એમના પ્રસંગમાં આવનારા દરેક દુકાનદારો તેમને છેતરે છે વળી આવા મજુરોના વ્યાજના દર આઠ દસ કે બાર ટકા હોતા નથી, પણ પચાસ, સો કે ત્રણસે ટકા જેટલા ઘણી વખત હોય છે.

કોઇ પણ ઉદ્યોગની ખીલવણીમાં મજુરની જીંદગી અગત્યનો ભાગ ભજવે છે, મજુર તે ઉદ્યોગનું મોટું અંગ છે. તેમની જીંદગી જેમ, ધાંધી તેમ તે ઉદ્યોગની ખીલવણીમાં મોટો હિસ્સો આપે છે. વળી એમ પણ કહેવાય છે, કે સાધના સાંચાઓ (machinery) ને મજબુતીમાં લાવવાને સામાન્ય મજુરોએ મોટો હિસ્સો આપ્યો છે.

ઘણી બાબતોમાં આપણે ઇંગ્લંડનું અનુકરણ કર્યું છે. તેમાં બીજા ઉદ્યોગ પણ એક છે. આપણે અહીંના સાંચા ઇંગ્લંડથી લાવ્યા, તેમજ બીજા કારોબાર ( management ) માં પણ આપણે તેમનુંજ અનુકરણ કર્યું છે. ઇંગ્લંડના માલમાલીકો ( employers ) મજુરોની સંભાળ લેતા નથી, તેવીજ રીતે આપણા મીલમાલીકો ( employers ) પણ તેઓને માટે બેદરકાર છે. મીલમાલીકો (employers) એ સંભાળ ન લીધી તો તેને બદલે ઇંગ્લંડમા મંડળો (unions) થઈ, એટલે મંડળના કાર્યવાહકોએ તેઓની સંભાળ લીધી. પરિણામે, ત્યાંની મંડળો મજુરવર્ગને મહાન્ આશીર્વાદરૂપ નીવડી છે. વળી તેને લીધે ઉદ્યોગની ખીલવણી થઇ છે.

હિંદુસ્તાનમાં એવા મંડળો નથી, અને કારખાનાના માલીકો મજુરોની દરકાર રાખવાનું તેમના ફાયદામાં છે તેમ સમજતા નથી. બીજા કોઇ કારણથી નહિ તો કેવળ આપણા ઉદ્યોગની ખાતર કાંતો મીલમાલીકોએ મજુરોની સંભાળ લેવી જોઇએ; નહિ તો ઇંગ્લંડના જેવા મંડળો બંધાવા જોઇએ.

આપણી, જુની રીતનો મહાન ફાયદો જો કારખાનાંઓ ( factories ) માં લેવાયો હોત, મજુર અને તવંગર વચ્ચે કુટુંબરૂપ સંબંધ રહ્યો હોત, તો ઉદ્યોગની ખીલવણી કેટલી મોટી થઇ હોત! વળી આપણે પારકું લેતા આપણું પોતાનું સારૂં પણ ગુમાવી બેઠા છીએ. મીલમાલીકોએ પોતાના નફાતોટા સિવાય બીજો પણ વિચાર કરવો જોઇએ. મજુરો પૈસાની ખાતર, સુકા રોટલાની ખાતર, તેઓની પાસે આવે છે, છતાં તેમનું હિત જોવું તે મીલમાલીકોની મોટી ફરજ છે. પૈસા ખાતર કામ કરે છે, અને તે પૈસા મીલમાલીકોએ તેમને આપી દીધા એટલે એમને સુધારવાની જોખમદારી ત્યાં પૂરી થતી નથી. જેઓ ત્યાં પૂરી થતી માનતા હોય, જેઓને નફા ( profit ) સિવાય બીજા વિચારો આ સંબંધમાં આવી શકતા ન હોય, તેઓના હાથમાં મજુરોનું ભવિષ્ય કેવું હોઇ શકે! તેનો વિચાર કરો!

જે દૃષ્ટિબિંદુથી હિંદુસ્તાનના પહેલાંના શેઠો (employers) કામ કરતા તે મહાન મંત્ર જાપાન તેમજ બીજા દેશોમાં સમજાયો છે. જ્યારે બીજા દેશો મજુરવર્ગને કેળવવામાં પોતાનો ફાયદો સમજ્યા છે, ત્યારે અહીં એમ મનાયું છે, કે મજુરો ભણેલા તો ઉદ્યોગને મોટું નુકસાન કરશે. જ્યારે અહીંનો મજુર પોતાના રોટલાનો કકડો મોંમાં રાખી કામ કરતો જોવામાં આવે છે, ત્યારે બીજા દેશોમાં તેમને માટે જમવાને વિશાળ ઓરડાઓ અને ભોજનગૃહો ( restaurants ) રખાય છે. જ્યારે અહીંનો મજુર ભાંગેલી તૂટેલી ઝુંપડીમાં બિમાર પડેલો જોવામાં આવે છે ત્યારે ત્યાં તેઓને માટે ખાસ ઘરો અને ઇસ્પિતાલો રાખવામાં આવે છે. બીજા દેશોમાં જ્યારે અમુક વર્ષ કામ કર્યા પછી પેન્શન અપાય છે ત્યારે અહીંઆં ગમે તેટલાં વર્ષ કામ કર્યું હોય તો પણ કોઇપણ જાતની નોટીસ આપ્યા વિના તેમને કાઢી મૂકવામાં આવે છે, અને પેન્શન તો શું પણ મજુરોના ન ધણીઆતા પૈસા ( unclaimed wages ) નો પણ ઉપયોગ થતો નથી.

અમદાવાદ અને મુંબાઇની મીલોમાં કામ કરતા મજુરોમાંથી કેટલાક બીજી મીલોમાં જાય છે ત્યારે તેમના પગાર મીલોમાં પડી રહે છે, આવી જાતના મજુરોના ન ધણીઆતા

# ફુલવાડી.

## પ્હેલી ગુજરાત કેળવણી પરિષદ્.

### સ્ત્રી કેળવણી સંમેલન.

( પ્હેલો દિવસ )

સ્ત્રી કેળવણીના કેટલાક પ્રશ્નોની ચર્ચા માટે અમદાવાદ શહેરના થોડાક આગેવાન સ્ત્રી પુરૂષોનું એક સમેલન તા. ૭ મી અને ૮ મીની સાંજે સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ. ના પ્રમુખપદ નીચે પ્રેમાભાઈ હૉલમાં મળ્યુ હતુ. આશરે સો જણ હાજર હતા અને તેમાં ફીમેલ ટ્રેઇનીંગ કૉલેજની કેટલીક શિક્ષિકાઓ અને શિક્ષકો પણ ત્યાં હાજર હતાં

૧.

સ્ત્રીઓ માટે જુદી કૉલેજ—એ વિષે બોલતાં સૌ. વિદ્યાગૌરીએ જણાવ્યું કે ગયે વર્ષે સ્ત્રી કેળવણીની ચર્ચા વિલાયતમા શરૂ થઇ છે અને તેનો આપણને ધક્કો લાગ્યો છે હિંદી વજીરે આપણા ઉપર એવું તહોમત મુકયુ હતું કે આપણા દેશમા તે વિષે કાંઇ જ ઉહાપોહ થયો નથી તેથી આપણે તે વિષયના જુદા જુદા તબક્કો ચર્ચવા જોઇએ. ગયા ૨૫ વર્ષમાં માધ્યમિક શિક્ષણ લેનાર સ્ત્રીઓની સંખ્યા વધતી ગઇ છે દર વર્ષે લગભગ સો બાળાઓ મેટ્રીકમા પાસ થાય છે અને તેમાની કેટલીક કૉલેજમા જાય છે આથી વધારે સખ્યામા તેઓ ઉંચી કેળવણી લેતી નથી એનું કારણ એ છે કે તેમને માટે જુદા કૉલેજ નથી. આપણી સમાજમા સ્ત્રીઓ અને પુરૂષો છૂટથી એક બીજા સાથે ભળી શકતા નથી. હાલ કૉલેજમા જે સ્ત્રીઓ ભણે છે તેમને ચુપચુપ બેસી રહી ભાષણો સાંભળવા પડે છે. પણ કૉલેજ જીવન, ડીબેટીંગ સોસાયટી વગેરેનો લાભ તેમને નથી. આથી જો છોકરીઓની જુદી કૉલેજ હોય તો આ લાભ તેમને વધારે મળી શકે આર્ટ્સ સાથે વૈદકની કૉલેજની પણ ખાસ જરૂર છે. વૈદકનુ જ્ઞાન- સેવાથી મગજને પણ લાગે છે. ઘણીએ બાળાઓ ગૂજરાત માટે વૈદકનું જ્ઞાન મેળવવા ઇંતેજાર હશે. પણ જુદી કૉલેજ ન હોવાથી તેમાની ઘણી હાલ વૈદકની કૉલેજમા જઇ શકતી નહિ હોય. આ બાબત ધ્યાનમા લઇનેજ વડી સરકારે દિલ્હીમા સ્ત્રીઓ માટે જુદી વૈદક કૉલેજ કાઢી છે, પરન્તુ તેનો લાભ અહિંની સ્ત્રીઓ ભાગ્યેજ લઇ શકશે. મુબાઇની સરકારે જુદી આર્ટ્સ કૉલેજની એક યોજના વડી સરકાર ઉપર મોકલી આપી છે, તેથી તેને ટેકો આપવાનો હાલ ખાસ પ્રસંગ છે.

રા. જીવણલાલ બૅરિસ્ટરે ચર્ચા કરતા જણાવ્યુ કે પહેલો સવાલ તો એ વિચારવાનો છે કે સ્ત્રીઓનો અભ્યાસક્રમ છોકરાઓના જેવોજ હોવો જોઇએ કે નહિ ? વળી જો કૉલેજ જુદી કાઢવી હોય તો તે માટે સ્ત્રી શિક્ષક જોઇએજ, અને તે મળી શકશે કે કેમ ? અમેરિકા દેશ આપણને ઘણું શીખવી શકે તેમ છે. ત્યાં નજર કરતા જણાય છે

કે ત્યાંની કૉલેજોમાં છોકરા અને છોકરીઓ એકઠાં ભણે છે. તો અહિં પણ તેમ કેમ ન કરવું ? હું ખાત્રીથી કહું છું કે તેમ થવાથી છોકરાઓ બાયલા નહિ બને કે છોકરીઓ નફ્ફટ નહિ થઇ જાય. ઉલટા છોકરાઓ સ્ત્રીઓ તરફ માનની નજરે જોતા શીખશે. જો ક્રમ જુદો કરવો હોય તો તો શાળાઓ કૉલેજો અને યુનિવર્સિટિઓ પણ તેમને માટે જુદી કરવી પડશે. જુદી આર્ટ્સ કૉલેજમાં પૈસા ખરચવા કરતાં સ્ત્રીઓ માટે ક્લાસીસ જુદા કરવામાં આવે તો કૉલેજ જીવનનો લાભ મળે. મી. હોરમસી પે. વાચ્છાએ વધુ ચર્ચા કરતા જણાવ્યું કે, સ્ત્રીઓ માટે જુદી કૉલેજ એક luxury ( સુખોપભોગની વસ્તુ ) છે. ક્રમ જુદો હોય તો જુદી કૉલેજો કાઢવી. નહિ તો જુદી કૉલેજ પાછળનો પૈસો તેમના માધ્યમિક શિક્ષણ પાછળ ખર્ચવો જોઇએ.

રા. નગીનદાસ સંઘવીએ જણાવ્યું કે સ્ત્રીઓને ભણાવવી હોય તો ક્રમમાંના બધા તત્ત્વો બેહજ ઓછો કરવા જોઇએ.

રા. રામમોહનરાયે જણાવ્યું કે જુદો ક્રમ અને જુદી કૉલેજો બહુ લાભકારક છે.

રા. ચંદુલાલ દવેએ જણાવ્યું કે જો ભેગી કૉલેજોથી છોકરીઓ કૉલેજમાં જતી અટકતી હોય તો ભેગા ભણવાથી ગમે તેટલો લાભ હોય તોપણ વધુ કન્યાઓને આગળ ભણવા લલચાવવાના હેતુથીજ જુદી કૉલેજ જોઇએ.

રા. બ. જમીયતરામ શાસ્ત્રીએ જણાવ્યું કે છોકરીઓ માટે જુદી કૉલેજ કરી તેમાં છોકરાઓ જેવોજ ક્રમ હોય તો કંઇજ વાંધા જેવું નથી. પછી ફેરફાર કરવાની જરૂર લાગે તો તેમ કરવું.

રા. ગટુલાલ ધ્રુવે જણાવ્યું કે જો કૉલેજજીવન ન મળતું હોય તો જુદા ક્વાર્ટર્સથી તે મળશે અને પ્રોફેસરનાં ભાષણ તો બેઉજ સાંભળે તેમાં કાંઇ વાંધો ન હોવો જોઇએ. જો ક્રમ જુદો કરવો હોય તોજ જુદી કૉલેજની જરૂર છે.

રા. પર્જન્યરાય ભટ્ટે જણાવ્યું કે વૈદાની કૉલેજનો લાભ પુરષો જેટલો સ્ત્રીઓ લઇ શકતી નથી. માટે વૈદકની જુદી કૉલેજની તો જરૂર છેજ.

રા. બ. રમણભાઇએ એવી ફરીયાદ કરી કે ભેગી કૉલેજોમાં છોકરાઓ તરફથી સ્ત્રીઓ તરફ જોઇએ તેવો વિનય બતાવવામાં આવતો નથી. બલ્કે અવિનય બતાવવામાં આવે છે અને તેથી કેટલીક બાળાઓ કૉલેજમાં જતાં ખચકાયજ. માટે જુદી કૉલેજોની જરૂર છેજ.

૨.

પ્રો. કર્વેની સ્ત્રીઓની યુનિવર્સીટી સાથે આપણો સંબંધ—આ વિષય વિષે બોલતાં રા. રામમોહનરાય જસવંતરાયે જણાવ્યું કે, પ્રો. કર્વે એક મહાપુરૂષ છે, અને આપણે બધા તેમની તરફ માનની નજરે જોઇએ છીએ. સ્ત્રીઓ માટે તેમણે સ્થાપેલી યુનિવર્સિટિ સાથે આપણા સંબંધનો પ્રશ્ન ઘણીજ વ્યાવહારિક દૃષ્ટિથી તપાસવો જોઇએ. આપણે વિચારવાનું એ છે કે સુરત અને અમદાવાદમાં સ્થપાએલાં મહિલા વિ-

ધાલયો ફર્વેની યુનિવર્સિટિ સાથે જોડવા કે નહિ. જોડવાની તરફેણમાં એમ કહેવામા આવે છે કે સ્ત્રીઓ માટે "વિશ્વવિદ્યાલય" સ્થાપવાની ભાવના ઘણી આકર્ષક છે. ઉપરાંત એમ જણાવી શકાય કે પ્રો. ફર્વેની સંસ્થા અમુક પ્રાન્ત કે વિભાગ માટે નહિ, પણ સકળ ભારતવર્ષની છે. દેશસેવા કરવાના મહાન હેતુથી હેમણે આ કાર્ય આરંભ્યુ છે, એ પણ નિ:શંક છે. વર્ષો સુધી સ્ત્રી કેળવણીના કામમા હેમણે જીવન અર્પેલુ હોવાથી, તે સંબંધી હેમનો અનુભવ પણ વિશાળ છે. નવી યુનિવર્સિટીને અંગે જે સેનેટ નિમવામા આવી છે, હેના સભાસદો વિદ્વાન અને અનુભવીઓ છે. મેટ્રિક અને તે પછીની પરિક્ષાઓને માટે, જે અભ્યાસક્રમ આ સેનેટે રચ્યો છે, હેમા ઐચ્છિક વિષયો ઘણા છે. એટલે જે સંસ્થાઓ એની સાથે જોડાય હેની પસંદગી માટે વિશાળ અવકાશ રહે બીજી પાસ જોઇએ તો ગુજરાતમાં એવી કોઇ સંસ્થા નથી કે જેની સાથે આપણી શાળાઓને જોડી શકીએ. ગુજરાતમા સ્ત્રીઓની જુદી યુનિવર્સિટી નીકળવાનો હાલમાં સંભવ પણ નથી આ સંયોગોમાં ફર્વેની જે એકજ સંસ્થા પ્રાપ્ત છે, હેનો લાભ આપણે લેવો જોઇએ હેની સેનેટમા થોડા પણ ગુજરાતીઓ છે, અને જો ગુજરાતની કોઇ સંસ્થા હેની સાથે જોડાશે, તો ત્યાના હેના વિદ્યાર્થીઓની પરીક્ષા માટે જુદી કમિટી નીમાવાનો સંભવ છે. આમ કહેવામા આવે છે.

પરન્તુ આપણી ગુજરાત હાલની વસ્તુસ્થિતિનો પણ આપણે કાંઇક વિચાર તે સાથેજ કરવો જોઇએ. પ્રો. ફર્વેએ એક નવીન અને ઉત્કર્ષક મહાન ભાવના આપણી સમક્ષ મૂકી છે, તે માટે આપણે હેમના આભારીજ છીએ. પણ એમની યુનિવર્સિટીનું બધુ કામ દેશી ભાષાઓમાંજ ચાલવાનુ છે તેથી પ્રો. ફર્વેનો ક્રમ હેમની દેશી ભાષામા રચાશે, અને તેથી પુણાની આ યુનિવર્સિટી સાથે સંયુત, મરાઠી કે અમરાઠીની કોઇ શાળા જોડાય એને હેના પાઠ્ય પુસ્તકોનો લાભ મળે તે અશક્ય છે. ખરી રીતે જોઇએ તો હાલ ફર્વેએ સ્વતન્ત્ર ધોરણ ઉપર સ્ત્રીઓ માટે સંસ્થા ઉઘાડી છે, તે આપણે ધ્યાનમાં રાખવુ જોઇએ કે ઘણા વખત સુધી મહારાષ્ટ્રનીજ યુનિવર્સિટી રહેશે, અને આખા હિંદની થઇ શકશે નહિ વળી સેનેટમા ગુજરાતીઓની સંખ્યા ઘણીજ ઓછી છે અને રહેવાની; અને જેઓ તે પદવી ધરાવે છે તે ઘણા વ્યવસ્થાયી હોવાથી સેનેટના કામમાં અગત્ય પડતો ભાગ લેવાને બહુધા અશક્તજ રહેશે. આથી અભ્યાસક્રમ તેમજ પરીક્ષાની વ્યવસ્થામાં ગુજરાતની પરિસ્થિતિ કદાચ ધ્યાનમા નહિ લેવાય, એ સંભવિત છે. આપણુ મહિલા વિદ્યાલય તે સંસ્થા સાથે જોડાય તો પણ હેની પરિક્ષા તો સ્થાનિક સંયોજન સહી શકશે આથી ફર્વેની યુનિવર્સિટી સાથે જોડાવામા હેની છાપ મેળવવા સિવાય બીજો લાભ કાંઇજ નથી. જો આપણે ન જોડીએ તોપણ ફર્વેના અભ્યાસક્રમ, પરિક્ષાના પ્રશ્નો, કાર્ય પદ્ધતિ વગેરેનો લાભ હેમના રિપોર્ટ ઉપરથી પણ આપણે લઇ શકીએ. ઐચ્છિક વિષયો ઘણા રાખવામા પણ કાઇ ખાસ લાભ નથી. તેથી શાળાના વ્યવસ્થાપકોને પડતી અગવડો આપણે જોવી જોઇએ. કારણ કે ઘણા વિષયો શિખવવામાં ખર્ચ ઘણોજ થઇ જાય અને શરૂઆતમા આવકનાજ વાંધા હોય છે. વળી જવાબદારીની બુદ્ધિથી આપણી શાળાઓ સ્વતંત્ર રીતે કામ કરી શકે, એવા માણસો ગુજરાતમા નથી એવું કહેવુ તે હાલના કાર્યકર્તાઓની અવગણના કરવા જેવુ છે. વનિતા વિશ્રામ અને

મહિલા વિદ્યાલયોની વ્યવસ્થા કરનાર ઘણી સ્વાર્થત્યાગી બ્હેનો અને ભાઈઓ ત્હેનો અને બન્ધુઓ આપણામાં છે. આ સંસ્થાઓ પુણાની યુનિવર્સિટી સાથે જોડવાથી આપણને પોતાની સ્વતંત્ર સંસ્થા કાઢવાનો વિચાર પછી નહિ રહે. પૈસાનો સવાલ પણ આપણે વિચારવો જોઈએ છે, કારણકે જો કર્વેની સંસ્થા સાથે આપણે સંબંધ બાંધીએ તો આપણા ઉપર પૈસાના સંબંધમાં ત્હેમનો વધારે હક રહે અને તેથી આપણાં વિદ્યાલયોને કદાચ બેસવું પડે. પહેલા આપણે આપણા પગ ઉપર ઉભા રહેવાનો પ્રયત્ન કરવો, અને પછી જો બીજો ઉપાયજ ન રહે અને યોગ્ય લાગે તો પ્રો. કર્વેની સંસ્થા સાથે આપણી શાળાઓ જોડવી. તે આગળ ઉપર જોડી શકાશે, માટે હુંઆ બાબતમાં ઉતાવળ કરવાની કાંઈ જરૂર જણાતી નથી. અને હજી તો કર્વેની સંસ્થાનો કાર્યક્રમ તથા અભ્યાસક્રમ પણ ચોક્કસ થયો નથી, ત્હેને રખને એકદમ જોડી દેવાની સલાહ આપવી એ ઠીક નથી.

આ વિષે ચર્ચા શરૂ કરતા રા. ઇન્દુલાલ યાજ્ઞિકે જણાવ્યું કે સ્ત્રીઓની કેળવણી માટે ખાનગી બીન સરકારી સંસ્થા સ્થાપીને પ્રો. કર્વેએ આખા હિન્દુસ્તાન આગળ એક નવી ભાવના રજુ કરી છે. દેશના જુદા જુદા ભાગોમાં તેથી નવો ઉત્સાહ સ્ફુર્યો છે, અને મોટે ભાગે તેનીજ અસરથી આપણા શાંત ગુજરાતમાં પણ બે ખાનગી વિદ્યાલયો સ્થપાયા છે. આમ જો પ્રો. કર્વેનાજ ધોરણ ઉપર આપણી સંસ્થાઓ ચલાવવાની હોય તો આપણો પ્રશ્ન એ નથી કે પ્રો. કર્વેની યુનિવર્સિટી સાથે શામાટે જોડવી. પુણાની સંસ્થા સાથે સંબંધ બાંધવાથી ઘણાજ અનુભવી શિક્ષણશાસ્ત્રીઓએ રચેલા અભ્યાસક્રમનો લાભ મળશે. તેમજ પ્રતિષ્ઠિત પરિક્ષકોનું મંડળ આપણી શાળાઓની પરીક્ષા લેશે. સમગ્ર હિંદની દૃષ્ટિથી પણ જરૂરનું છે કે આમ થવું જોઈએ. કારણકે જો પુણાની યુનિવર્સિટી સાથે જો કોઈ શાળા ન જોડાય તો તે નિષ્ફળ થઈ કહેવાય. આપણે તો ખાસ કરીને એજ જોવાનું છે, કે આપણી સંસ્થાને આપણે કોઈ સંસ્થા જોડીશું કે કેવળ અદ્ધર રાખીશું. ગુજરાતની યુનિવર્સિટિ સ્થાપવાની હાલ કાંઈ ચોક્કસ યોજના નથી. તો પંદર કે વીસ વર્ષ પછી તે સ્થપાય ત્યા સુધી તો કર્વેની યુનિવર્સિટિ સાથે જોડાવામાંજ લાભ છે. રા. નગીનદાસ સંઘવીએ વધુ ચર્ચા કરતાં કહ્યું કે જો પરિક્ષકને માટે આ સંબંધ બાંધવામાં આવતો હોય તો તે યોગ્ય નથી, કારણકે અહિંના પરિક્ષક તરીકે પ્રતિષ્ઠિત પુરૂષો હસે એવો ઉત્તર છે. રા. શંકરરાય અમૃતરાયે જણાવ્યું કે પ્રો. કર્વેની સ્કીમનું બંધારણ જુદા જુદા પ્રાંતોને ન્યાયી નથી. અને તેથી આપણી શાળાઓ તેમને સોંપવાની જરૂર નથી વળી શિક્ષણ ગુજરાતી દ્વારા આપવાનું હોવાથી ગુજરાતના પરિક્ષક જોઈએ. જો ગુજરાત માટે યુનિવર્સિટીની જરૂર હોય તો તે એકદમ સ્થાપવી જોઈએ. રા જીવણલાલ દેસાઈએ પૂછ્યું કે યુનિવર્સિટિ પરીક્ષા લેવા માટે છે કે શિક્ષણ આપવા માટે છે! પરીક્ષા માટે જોડવાની જરૂર નથી, અને શિક્ષણ માટે જુદી યુનિવર્સિટી કાઢવાની જરૂર છે.

૩.

માધ્યમિક શાળાઓની સંખ્યા અને તેનો વધારો—એ વિષે બોલતાં રા. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેના આંકડા રજુ કર્યા હતા.

| સ્થળ. | સંસ્થા. | સરકારી. | મ્યુનિસિપલ | દેશી રાજ્યોની | ગ્રાંટ લેતી શાળાઓ. | | | ખાનગી | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | યુરોપીયનની. | ઇંગ્રેજી ભાષાની | એંગ્લોવર્નાક્યુલર | | |
| મુંબાઇ. | હાઇસ્કુલ. | ૨ | ૦ | ૧ | ૧૨ | ૪ | ૧૧ | ૨ | ૩૨ |
| | મીડલ સ્કુલ. | ૦ | ૧ | ૩ | ૧૪ | ૧૬ | ૧૬ | ૭ | ૫૫ |
| ગુજરાત. | હાઇસ્કુલ. | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૩ | ૦ | ૬ |
| | મીડલ સ્કુલ. | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૪ |

આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે કન્યાઓની માધ્યમિક શાળાઓની સંખ્યા પ્રમાણમા ઘણીજ જુજ છે. જ્યારે આખા ઇલાકામાં છોકરાઓની હાઇસ્કુલો ૧૪૧ અને મીડલ સ્કુલ ૩૭૯ છે, ત્યારે છોકરીઓ માટે તેજ સંસ્થાઓ અનુક્રમે ૩૨ અને ૫૫ છે. ૩૨ હાઇસ્કુલોમાંથી વળી ૧૨ ફક્ત યુરોપિયન કન્યાઓ માટેજ છે, અને ૪ મા પહેલેથીજ બધુ ઇંગ્રેજીમાં શિખવવામાં આવે છે. આથી આપણા દેશની સામાન્ય છોકરીઓ જેનો લાભ લઇ શકે હેવી તો ફક્ત ૧૬ રહી. હેવીજ રીતે ૧૪ મીડલ સ્કુલ યુરોપિયન માટે છે, અને ૧૬ માં ઇંગ્રેજીથીજ શરૂઆત થાય છે. એટલે આપણા દેશને સામાન્ય કન્યાઓ માટે તો ફક્ત ૨૫ જ રહી. આ નિશાળોના વધારા માટે ત્રણ માર્ગ સૂચવી શકાય. પ્રથમ તો સરકારેજ દરેક જીલ્લામાં ઓછામાં ઓછી એક હાઇસ્કુલ અને તેમ ન બની શકે તો એક મીડલ સ્કુલ છોકરીઓ માટે સ્થાપવી જોઇએ. આખા ઇલાકામાં સરકાર બે હાઇસ્કુલ ચલાવે છે, અને તે પણ કાંઇક અચાનક ઉપડેલી છે, કારણકે પુણાની હાઇસ્કુલની શરૂઆત તો ત્યાંના વતનીઓએજ કરી હતી, અને અમદાવાદની હાઇસ્કુલ ફીમેલ ટ્રેનીંગ કૉલેજ સાથેજ ચલાવવામાં આવે છે. હવે જરૂરનું છે કે આ શાળા દરવર્ષે વધારવાનો ચોક્કસ ક્રમ સરકારે યોજીને અમલમાં મુકવો જોઇએ. બીજું મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડે પણ પોતપોતાના ક્ષેત્રમાં જ્યાં જરૂર જણાય ત્યાં આવી શાળાઓ સ્થાપવી જોઇએ. અત્યારે પણ મ્યુનિસિપાલિટિઓ આખા ઇલાકામાં છોકરાઓ માટે ૪ હાઇસ્કુલ અને ૫૬ મીડલ સ્કુલ ચલાવે છે. તો છોકરીઓના માધ્યમિક શિક્ષણ માટે સત્વર સંસ્થાઓ કાઢે એ જરૂરનું છે, લોકલબોર્ડ પણ આ દિશામાં કાંઇ કરી શકે. કારણકે તે હાલ ૫ મીડલ સ્કુલ ઇલાકામાં ચલાવે છે. ત્રીજું લોકોના આગેવાનો અને પરોપકારી પુરૂષોએ પણ પોતાના દેશની કન્યાઓની કેળવણીમાં રસ લઇ તે માટે ન્હાની મોટી સંસ્થા કાઢવાને તત્પર થવું જોઇએ. સરકાર કે મ્યુનિસિપાલિટિ તરત જાગૃત ન થાય તો પ્રજાએજ આ કામ હાથ ધરવું જોઇએ.

આ વિષે ચર્ચા કરતા રા. સંઘવીએ જણાવ્યું કે મ્યુનિસિપાલિટિને પૈસાની ખોટ રહે છે, માટે આપણે પોતેજ કન્યાશાળાઓ સ્થાપવી જોઇએ. આ સ્થળે ચર્ચા બીજા દીવસ ઉપર મુલતવી રાખવામા આવી હતી

---

( બીજો દિવસ. )

૪.

સરકારી શાળાઓ માટે સ્થાનિક આગેવાનોની કમિટિ નીમવાની જરૂર—તે વિષે બોલતા રા બા. રમણભાઇ મહિપતરામે જણાવ્યું કે ગયા ફેબ્રુઆરી માસમા સ્ત્રીકેળવણી વિષે હિંદી સરકારે જે પત્ર બહાર પાડ્યો છે તેમાં આ પ્રશ્ન વિષે સ્થાનિક સરકારો અને તેની દ્વારા લોકોના આગેવાનોનો પણ મત પુછેલો છે, તેના જવાબમા મ્હે જણાવ્યું છે કે આવી કમિટિઓ નિમવાની જરૂર નથી પ્રથમ તો અભ્યાસ-ક્રમ ગોઠવવાને માટે કદાચ કમિટિ નીમી શકાય. પરંતુ જુદે જુદે સ્થળે જુદો જુદો ક્રમ રાખવાને કાંઇપણ કારણ નથી. ને તો આખા ઇલાકાની શાળાઓ માટે એક સરખોજ હોવા જોઇએ. કેળવણી ખાતાના ઉપરી, બહારના અનુભવીઓનો અને કેળવણીકારોનો મત લેવો ઠીક છે, પણ તેમાં ફેરફાર કરવાની સત્તા જુદી જુદી શાળાના અધિકારીઓને ન હોવી જોઇએ. જુદે જુદે ઠેકાણે જુદા જુદા વિષયો શિખવાના હોય તો એક શાળામાથી બીજી શાળામા જવા ઇચ્છનાર કન્યાઓને ઘણીજ અગવડ પડે કમિટિ બીજા કામને માટે પણ નીમી શકાય—શાળાની વ્યવસ્થા માટે આ સંબંધમાં ધ્યાનમા રાખવાનું કે જેઓ શાળા માટે નાણાં આપે છે, તેમનો હાથ વ્યવસ્થામા કેટલેક અંશે રહેવાનો મ્યુનિસિપાલિટિ કે લોકલબોર્ડ આવી શાળાઓ સ્થાપે એવો સંભવ નથી કારણકે તેમને માટે ભાગે પ્રાથમિક શિક્ષણ તરફ લક્ષ આપવાનું હોય છે સરકાર જો આવી શાળાઓ કહાડે તો તેની વ્યવસ્થા કેટલાક સ્થાનિક આગેવાનોના મંડળને સોંપે એ બની શકે એમ છે સખાવત કરનાર પૈસા આપે તો અમુક ઠરાવના નિયમો પ્રમાણે વ્યવસ્થા રાખવાની ફરજ પાડી શકે. છતા જો ધોરણ એકવાર નક્કી થાય તો સ્થાનિક કમિટિ નીમી શકાય તેમા બધા સ્ત્રીઓ હોય અને તેમની મદદમા કેળવણી ઉપયોગી હોય તો એકંદર કમિટિ લાભદાયક બને કમિટિ હોય તો પણ હમેશની દેખરેખ માટે કોઇ પગારદાર માણસ રાખવો જોઇએ. કેળવણીની આખી વ્યવસ્થામા ફેરફાર થવાનો તો ત્યારેજ થશે કે જ્યારે ઇંગ્લંડની માફક અહીંઆ પણ દરેક જીલ્લામા એક સ્વતંત્ર સ્કુલબોર્ડ નીમાય અને તેના સભાસદો કેટલેક અંશે લોકોની ચુંટણીથી પસંદ થશે. આવા બોર્ડોની સ્થાપના જો શક્ય હોય અને તેમા અનુભવી કેળવણીકારો નીમી શકાય એમ હોય તો કન્યાઓની માધ્યમિક શાળાઓપર દેખરેખ રાખવાનું કામ તે યોગ્ય રીતે કરી શકે તે સિવાય જો એકધારા બધાજ શાળાની કમિટિ નીમી શકાય તો ઠીક છે, પણ અભ્યાસક્રમની પસંદગી માટે તો કમિટિ ન જ હોવી જોઇએ.

૫

કન્યાઓ માટે જુદો અભ્યાસક્રમ અને તેના ખાસ જરૂરી વિષયો—એ વિષે સૌ. શારદા મહેતાએ એક બોધદાયક ભાષણ કર્યું હતું પ્રથમ તેમણે જણાવ્યું કે પ્રાથ-

મિક શિક્ષણ માટે જુદા અભ્યાસક્રમની જરૂર નથી. કારણકે હેમાં લેખન, વાચન અને સાધારણ ગણિત વગેરે સામાન્ય બાબતો શિખવવાની હોય છે. લગભગ નવ દશની ઉમ્મરે માધ્યમિક શિક્ષણ શરૂ થાય છે. હેમા એ પહેલાં બે ધોરણમા તો છોકરા છોકરીઓને જુદું શિક્ષણ આપવાની જરૂર નથી રહેતી. આટલે સુધી આવતા છોકરીની ઉમર લગભગ અગિઆર વરસની થાય છે, અને મ્હારૂં માનવું એમ છે કે આથી આગળના ધોરણમા છોકરીઓ માટે જુદો અભ્યાસ કરવો જોઇએ. આનુ પ્રથમ કારણ તો એજ છે કે છોકરીઓ ઓછા સમય સુધી કેળવણી મેળવી શકે છે, અર્થાત પંદર સોળ વરસમા હેમને પોતાની કેળવણી પુરી કરવી પડે છે. સામાન્ય કેળવણી લીધા પછી, પુરૂષ વર્ગને ધંધા-ધારીમા અનેક પ્રકારનું શિક્ષણ મળે છે તેજ પ્રમાણે સ્ત્રીઓને સંસારનુ જે કર્તવ્ય છે, તે યોગ્ય રીતે બજાવવા માટે હેમને હેમના પ્રદેશમા મળવાની જરૂર છે. સંયુક્ત કુટુંબને લીધે એવી કેળવણી પ્હેલા મળતી હતી પણ હવે તે સંસ્થા તુટી જતી હોવાથી, સુશિક્ષિત માતા થવા વિષે સંગીન જ્ઞાન આપવાની જરૂર પડે છે. આવુ ગૃહવ્યવસ્થાનું શિક્ષણ વ્યવહારમા મુકવાનું કામ મુશ્કેલ નથી, પણ આજના ધોરણોમા આ વિષયોનું સ્થાન હોતુ નથી બીજુ હાલમા સર્વ પ્રકારનું ઉચું શિક્ષણ ઇંગ્રેજી ભાષાદ્વારા અનેક કૃત્રિમ અડચણો આવી પડે છે. જો પુરૂષની મગજ શક્તિનો પરભાષા દ્વારા શિક્ષણથી ક્ષય થતો હોય, તો આપણી બાળાઓની કોમળ મગજની શક્તિ ક્ષીણ કરી નાખવાની જરા પણ ઇચ્છા નથી નવા અભ્યાસક્રમ વિષે બોલતાં હેમણે જણાવ્યુ કે, સામાન્ય વ્યવહાર ઇંગ્રેજીનું જ્ઞાન આપવા માટે તે વિષેના શિક્ષણને હાલના કરતા પણ વધારે સ્થાન આપવુ જોઇએ. ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, ખગોળ વિદ્યા ઇત્યાદિ માતૃભાષાદ્વારા શિખવાથી પ્રથમના પાંચ વર્ષમા પુરા કરી શકાશે, એટલે પાછળના બે વર્ષોમા ઇંગ્રેજી, ગુજરાતી અને બીજી ઉપયોગી વિષયો ઉપર ખાસ ધ્યાન આપી શકાશે અનમન જ્હેમની પાસે પૈસો, વખત વગેરે સાધનો હોય તેઓ મેટ્રિકની પરીક્ષામા જઇ શકે, પરંતુ બાકીની છોકરીઓને ઉપર સુચવેલો અથવા તો હેવો કાઇ અભ્યાસક્રમ અનુકુળ પડે છોકરીઓના અભ્યાસના વખતમા પણ થોડો ફેર હોવાની જરૂર છે. કારણકે સામાન્ય રીતે ઘરમા છોકરીઓને કાંઇ કામ કરવાની જરૂર નથી, આ પછી વક્તાએ જુદો અભ્યાસક્રમ કેવો રાખવો જોઇએ તે વિષે વિગતવાર સુચનાઓ કરી હતી.

રા. **નગીનદાસ સંઘવીએ** આ વિષે ચર્ચા કરતા કહ્યુ કે મા. શારદાના ભાષણમા આપણી સ્થિતિનો સારો ચિતાર આપવામા આવ્યો છે ઘરગથ્થુ બાબતોનું સારૂં જ્ઞાન કન્યાઓને આપવા વિષે તેમણે જે કહ્યુ છે તે મનન કરવા યોગ્ય છે. રા ગટુલાલ ગોપીલાલે જણાવ્યુ કે સ્ત્રીઓને કેવું શિક્ષણ આપવુ એ વિષે વિચાર કરવાનો અધિકાર હવે પુરૂષોને રહ્યો નથી. પરંતુ આ વિષે બધી સ્ત્રીઓના વિચાર કાંઇ એક સરખા નથી જ્યારે સૌ. શારદાએ તદ્દન જુદા અભ્યાસક્રમની માગણી કરી છે ત્યારે મુંબાઇના "Women Graduate's Union" (સ્ત્રી-ગ્રેજ્યુએટોનું મંડળ) તરફથી નડી સગમ-ના પત્રનો જે જવાબ મોકલવામા આવ્યો છે તેમા તદ્દન વિરોધી વિચારો જણાવવામા આવ્યા છે. તે સભાનો મત એવો જણાય છે કે ઘરની સંભાળ અને માતૃત્વને લગતા વિષયોનું શિક્ષણ મોટા પ્રમાણમા નાની વયની છોકરીઓને આપવાથી તેમને બહુ લાભ

નહિં થાય પણ ઉલટું તેમના અભ્યાસનું ધોરણ 'બહુ નીચું' થશે. માટે એકંદરે છોકરાઓના જેવોજ અભ્યાસક્રમ સ્ત્રીઓ માટે પ્રથમ રાખવો અને શિવણ, ભરત, ગુંથણ વગેરે વિષયો માટે અઠવાડીઆમાં બે ત્રણ કલાક રાખવા. આ ઉપરથી સમજાશે કે એ કેળવણી પામેલી સ્ત્રીઓના આ અભિપ્રાયને આપણે વજન આપવું જોઈએ. રા. રામમોહનરાય જસવંતરાયે પૂછ્યું કે ઉપર જણાવેલા સ્ત્રીઓના મંડળમાં હિંદુ સ્ત્રીઓ હતી? એ મંડળ બહુધા પારસી અને યુરોપિયન સ્ત્રીઓનું બનેલું છે. હિન્દુ સંસારની જરૂરીઆતો તેથી તેઓ ન સમજી શકે એમાં કાંઇ નવાઇ જેવું નથી. અહિં જે સૌ. શારદાબ્હેનનો અભિપ્રાય છે તે સુશિક્ષિત ગુજરાતી હિન્દુ સ્ત્રી તરીકે—અનુભવ પછી—અપાયલો છે માટે આપણે ત્હેને અવશ્ય માન આપવું જોઇએ. અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ રાંધવાનું અને ગુંથવાનું કામ નિશાળોમાં શિખવવામાં આવે છે. વળી આવા વિષયો અભ્યાસક્રમમાં દાખલ કરવાથી તે ઘણોજ હલકો બની જાય છે એમ કહી શકાયજ નહી. સૌ. શારદાગૌરીએ ખુલાસો કરતાં જણાવ્યું કે કન્યાઓને ઓછું Liberal Education (મહાશિક્ષણ) આપવું એવો મ્હારો કાંઈ મત નથી. પરંતુ આપણી સ્થિતિને અનુકૂળ વિષયો માતૃભાષાદ્વારા શિખવવા જોઇએ. એવો મ્હારો અભિપ્રાય છે. રા. દિવાનજીએ લોન્ગ મેન કંપનીએ પ્રસિદ્ધ કરેલી વિજ્ઞાનની ગુજરાતી ચોપડીઓ ઉપર ટીકા કરતાં કહ્યું કે આ જાતના પ્રાણી અને વનસ્પતિ વિષે ઘણીજ કંટાળા ભરેલી વિગતો તે પુસ્તકોમાં આપવામાં આવી છે. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણે જણાવ્યું કે રા. ગટુલાલના સિદ્ધાંતને હું ગળતો થઉં છું સ્ત્રી પુરૂષના શિક્ષણના ધોરણો સરખાં હશે તોજ તેમની સામાજિક સ્થિતિ સરખી ગણાશે. નહિ તો સ્ત્રીઓની પદવિ કાંઇ હલકી મનાશે. બીજા કેટલાક ગૃહસ્થોએ ચર્ચા કર્યા બાદ મી. હોમી વાડીઆવાલાએ જણાવ્યું કે રા. ગટુલાલે આપણને કેટલીક ચોંકાવનારી ખબર આપી છે, તેમણે મુંબાઇના મંડળનો મત વાંચ્યો ન હોત તોજ ઠીક હતું કારણકે તેઓએ જણાવ્યું છે કે ઘર કામ કરવું તે ચાકર બનવા જેવું છે! Liberal Education કોને કહેવું એ ઘણો કઠીન સવાલ છે. હાલની કૉલેજમાં તેવી કેળવણી અપાતી નથી. અને તે છોકરાઓને સાથે લાભદાયક થઇ નથી તો છોકરીઓને તો કેમજ થશે! શિક્ષણથી સ્ત્રીઓની બુદ્ધિ ખીલવી જોઇએ અને તે સાથે જીવન પણ ખીલવું જોઇએ. માટે સ્ત્રીઓનો અભ્યાસક્રમ જુદો હોવો જોઇએ અને તે માટે કૉલેજ પણ જુદી હોવી જોઇએ. બાદ રા. મોહનદાસ ગાંધીએ કહ્યું કે છોકરાઓ અને છોકરીઓને કેળવવાનો અખતરો મેં કર્યો છે પણ તેમાં મ્હારા હાથ દાઝયા છે. કુદરતે જે મર્યાદા મુકી છે તેને ઓળંગવા જઇશું તો આપણે ખાસડા ખાઇશું. સ્ત્રી પુરૂષો વચ્ચે ઉચાઇ કે નીચાઇનો પ્રશ્ન નથી. દરેક પોતપોતાને સ્થાનેજ શોભે છે અને જો તેઓ સ્થાનભ્રષ્ટ થાય તો સર્વથા ભ્રષ્ટ થાય. માટે જો અમુક સિદ્ધાંતો નક્કી કરીને આપણે આગળ ચાલીશું તોજ શ્રેયસ્ થશે. મને તો એમ લાગે છે કે છોકરાઓની કેળવણીમાંજ બધું બગડી રહ્યું છે. તો પછી તેમાં છોકરીઓને હોમવાથી શો લાભ?

૬.

પાઠ્ય પુસ્તકો—એ વિષે બોલતાં રા. ગટુલાલ ગોપીલાલે જણાવ્યું કે કન્યાવાંચનમાળા સિવાય છોકરીઓની શાળાના બીજાં પુસ્તકો છોકરાઓના જેવાંજ છે માટે તે

વિષેજ હું બોલીશ. પ્રથમ તો મ્હારૂં એમ માનવું છે કે છોકરાઓ અને છોકરીઓ માટે જુદી વાચનમાળા હોવી ન જ જોઈએ, આશરે દશ વર્ષની ઉમ્મરે કન્યા વાચનમાળાનું પુસ્તક છોકરીઓને વાચવાનું હોય છે પણ તેટલી વયે તો જુદો અભ્યાસક્રમ ના હોવો જોઈએ એવો સર્વેનો મત છે હાલની કન્યા વાચનમાળામાં કેટલીક બાબતો અયોગ્યજ નથી પણ ભયંકર છે સાસરૂ, પતિ, નણંદ, વગેરે બાબતો વિષે જે પાઠ અનેક વાર મુકવામાં આવ્યા છે તે નિર્દોષ બાળાઓના મનપર ખરાબ સંસ્કાર પાડે આ પુસ્તકોની ભાષા પણ ઘણી બાધા ભરેલી છે કેટલેક ઠેકાણે અન્તિક અને કેટલેક ઠેકાણે અશુદ્ધ દાખલા આપતા જણાયું કે ઋષભદેવના પાઠમાં એવું જણાવ્યું છે કે અમને ભાઈબેન પરણતા હતા. આવી વાત જો ખરી હોય તો પણ તે શિખવવાથી નુકસાનજ થાય બીજું સીતાબાઈ અને બાદશાહની જે વાત વાચનમાળામાં છે, તે દન્ત લોકકથા જેવીજ છે—કાંઈ ઐતિહાસિક નથી અને તેમાં પણ ઘણી અનિષ્ટ બાબતો છે ત્રીજું વીરમતીનો પાઠ ઘણોજ ક્ષન્તવ્યજ છે કારણકે તેમા જુલમ વિષે વર્ણન કરેલામાં આવ્યું છે ચોથું 'વાજીઆ બારતો બાળકને' એવો ગામડીઓ શબ્દ પ્રયોગ સમજવો ઘણો કઠીન છે અને બાળાઓને શિખવવા જેવો નથી પાંચમું વાચનમાળામાં ફક્ત વિરાંગનાનાજ પાઠ મુકવામાં આવ્યા છે તે યોગ્ય નથી. ફ્લોરેન્સ નાઈટીંગેલ જેવી સમાજ સેવિકાના પાઠ પણ મુકવા જોઈએ છઠ્ઠું કવિતા એકંદરે નિષ્ફળ ગઈ છે. ગમેતે કવિતાના અનુવાદ ઘણાજ ખરાબ છે અને ગેયતનું કોઈ ઠેકાણું નથી. ના નરસિંહભગતની કોયલની કવિતામાં જરા ફેરફાર કરીને તે કેવળ અર્થહીન બનાવવામાં આવી છે શિખામણની વાતો શિયાળની વાતો અને પતિવ્રતાના પાઠ એટલા બધા છે કે તેથી કદાચ કોઈ બહારના માણસને એમ લાગે કે હિંદુસ્થાનમાં સ્ત્રીઓને માટે ઘણો અવિશ્વાસ છે. બીજી બાજુ પુરૂષોના પુસ્તકોમાં પત્નિવ્રતનો એક પણ પાઠ હોતો નથી ચિત્રો ઘણાજ કદરૂપા અને કઢંગા છે જગદંબા પરમાર મારવાડી કે મોચી જેવો ચિતરો છે, અને વીરમતી એક સાધારણ બાનડી જેવી દેખાય છે પાઠમાં તલવાર છે ત્યારે ચિત્રમાં તીર છે એકંદરે ચિત્રો નકામા તથા રા. દિવાનજીએ વિદ્યાના ગુજરાતી પુસ્તકો વિષે ફરીથી ચર્ચા ચલાવી હતી અને તેમાંથી નકામી કઢંગા ભરેલી વિગતોના વધારે દાખલા આપ્યા હતા

૭.

ખાનગી માધ્યમિક શાળાઓ: મહિલા વિદ્યાલયો—એ વિષે બોલતા રા. કેશવપ્રસાદ દેશાઈએ જણાવ્યું કે આપણી આગળ રજુ કરવામાં આવેલા આંકડા ઉપરથી આપણને ખબર પડી છે કે માધ્યમિક શાળાઓની સંખ્યા ઘણીજ થોડી છે ગુજરાતના પાંચ જીલ્લાની પ્રાથમિક નિશાળોમાં ૨૧ હજાર છોકરીઓ ભણે છે જે સંખ્યા હાલ લખી વાચી રહ્યું ન શકતી વસ્તીની સંખ્યા જોતા નહિ જેવીજ છે પણ માધ્યમિક શિક્ષણની સ્થિતિ તો આથી પણ વધારે ખરાબ છે કારણકે આખા ગુજરાતમાં ચાર શાળાઓ ફક્ત પાંચ (અમદાવાદ ૨, સુરત ૨, ભરૂચ ૧)—બાળાને ઠેકાણે તો શાળાઓને અભાવે અનેકાનેક અપ્રમાણિક વ્હેરો રહે છે, જો આપણે ધ્યાનમાં લઈશું કે પ્રાથમિક વર્ગોમાં તો મ્હોટે ભાગે લખતા વાચતાજ આવડે છે અને ખરૂં શિક્ષણ માધ્યમિક શાળામાંજ મળે છે તો

હાલની સ્થિતિની ગંભીરતા આપણને સમજાશે. આ સંજોગોમાં સુરત અને અમદાવાદમાં મહિલા વિદ્યાલયો સ્થપાયાં છે એ કાંઈ સંતોષની બીના છે. આ શાળાઓને સરકારી મદદ મળી શકે નહિ. કારણકે સરકારની મદદ લેતાં કેળવણી ખાતાનો યુનીવર્સીટીનો ક્રમ સ્વિકારવાની જરૂર પડે છે અને આપણને અનુકુળ ક્રમ તેઓ ઘડે તે પહેલાં તો વર્ષો વીતી જશે. કદાચિત હાલને પણ સરકાર તો નહિજ ઘડે. માટે હાલની જરૂરીઆત તો એ છે કે આપણા પોતાના સાધનથી અને લોકોના બળથી ખાનગી માધ્યમિક શાળાઓ સ્થાપવી જોઇએ. આનો પ્રથમ હેતુ તો માધ્યમિક શિક્ષણનો પ્રસાર છે. ઉપરાંત આપણી સમાજની કન્યાઓ બહુ મ્હોટી વય સુધી ભણી શકે એમ ના હોવાથી થોડા વખતની અંદર ઘણા ઉપયોગી વિષયોનું સંગીન જ્ઞાન આપવાનો પ્રયત્ન આ સંસ્થાઓમાંજ કરી શકાય. મેટ્રિકના શિક્ષણ માટે ઘણાં લાંબા સમયની જરૂર હોવાથી તે મેળવવાનું કન્યાઓથી સાધારણ રીતે બની શકે એમ નથી. આપણીજ સમાજના સ્ત્રી પુરૂષો કન્યાઓના શિક્ષણની વ્યવસ્થા કરે એ જરૂરનું છે. પરદેશી સ્ત્રીઓનાં હાથમાં આપણી બાળાઓની કેળવણી ના સોંપવી જોઇએ. આવા હેતુની સિદ્ધિ માટે ઘણાં નાના મોટા ગામમાં આવા મહિલા વિદ્યાલયો સ્થપાવાં જોઈએ. જે ગામમાં ચાર પ્રાથમિક શાળાઓ હોય ત્યાં એક મહિલા વિદ્યાલય સહેલાઇથી સ્થાપી શકાય. આ સંસ્થાઓ ચલાવવામાં પૈસાની મોટી મુશ્કેલીઓ નડશે. સરકારની મદદ આપણને મળી શકશે નહિ પણ આપણે યાદ રાખવું જોઇએ કે સરકારના પૈસા પણ આપણા ખીસાગાંથી આવે છે. માટે જો આપણે પોતાના ઉપરજ થોડો ઘણો પણ કર આપીએ તો આવી ખાનગી સંસ્થા સહેલાઇથી ચલાવી શકીએ. મ્યુનિસિપાલિટિની મદદ પણ આ કામમાં મદદ કરી શકે. આવી સંસ્થાઓ મ્હોટી સંખ્યામાં સ્થાપવાના હેતુથી સમસ્ત ગુજરાતમાં એક મંડળ સ્થપાવું જોઇએ. જે ગામના લોકો પૈસાની અમુક રકમ મહિલા વિદ્યાલય સ્થાપવાને આપી શકે ત્યાં આ મંડળ તે સંસ્થા સ્થાપી શકે. આવી કંઇ યોજના સિવાય માધ્યમિક શીક્ષણનો પ્રસાર અશક્ય છે અને પરિણામે સમાજ સુધારો અને પ્રગતિ પણ અશક્ય છે. મેટ્રિકની પરિક્ષામાં દાખલ થવા ઇચ્છતી કન્યાઓને અનુકુળતા કરી આપવાની મુશ્કેલી રહે છે. આ માટે સાધારણ રીતે શિખવવાનાં પાંચ ધોરણ ઉપર વધારાના બે વર્ગો ઉમેરી શકાય, અને ત્હેમાં મેટ્રિકમાં જોઇતા વિષયોનું શિક્ષણ આપી શકાય.

આ વિષે ચર્ચા કરતાં પ્રો. બળવંતરાયે જણાવ્યું કે શાળાઓની મજુરી કરીને શિક્ષણની કિંમત આપવાની પદ્ધતિ મને કદી પણ સમજાતી નથી. કારણકે ખરી શાળા તે તેજ છે, કે જે સારી શાળા છે. ખાનગી શાળાનો અર્થ હું સ્વતંત્રશાળા એમ કરે છે. જ્યાં આ સ્વતંત્રતા નથી ત્યાં સંસ્થાજ નહોય તો ચાલશે. બધી વિદ્યાર્થી શિક્ષિકાઓ સામે મને વાંધો છે. ભરત અને નકશીમાંની જુની ઢબની પારસણો આપણી કન્યાઓને શિખવવાને યોગ્ય છે. પણ મુંબઇની પારસી શિક્ષિકાઓ જે શિક્ષણ આપે છે, તે ઘણુંજ વાંધા ભરેલું છે. હિંદુઓનાં વાસણ અને સામાનથી માંડીને ત્હેમના રીતરિવાજ અને ધાર્મિક રૂઢીઓ સુધી સર્વ વસ્તુઓની સામે જે તિરસ્કાર તે બાઇઓ બતાવે છે, ત્હેની ઘણીજ ખરાબ અસર આપણી કન્યાઓ ઉપર થાય એવો સંભવ છે. માટે હાલ મ્હોટામાં મ્હોટી જરૂર હિંદુ શિક્ષિકાઓ વધારવાની જરૂર છે, તે સિવાય કન્યા કેળવણીનો સારો પ્રચાર

અશક્ય છે. સ્ત્રીઓની કેળવણી અળગાથી આપવી જોઇએ નહિ. સ્વતંત્રતા અને સંસ્કૃતિને ભોગે તેમાં વધારો ઇષ્ટ નથી. રા. હરિપ્રસાદ પિતાંબરદાસે જણાવ્યું કે હજી ગુજરાતમાં મહિલા વિદ્યાપીઠ એક પ્રયોગ રૂપ છે. માટે ત્હેની સંસ્થાઓ બીજે સ્થળે સ્થાપવાનો આગ્રહ કરવો જોઇએ. પ્રાથમિક નિશાળોના ઉચા વર્ગમાં કંઇક શિખવાય તો હાલની જરૂરીયાત કેટલેક અંશે પુરી પડે.

૮.

**મ્હોટી વયની સ્ત્રીઓની કેળવણી**—એ વિષે બોલતાં ગં. સ્વ. સુલોચનાએ જણાવ્યું કે બે જાતની મ્હોટી વયની સ્ત્રીઓને માટે કેળવણીની ખાસ વ્યવસ્થા કરવાની જરૂર છે. એક તો બીલકુલ નિરક્ષર સ્ત્રીઓ અને બીજી પ્રાથમિક શિક્ષણ લીધું હોય તેવી સ્ત્રીઓ. હવે નિરક્ષર સ્ત્રીઓને માટે જુદા જુદા લત્તાઓમાં એકાદ ન્હાની મેડીમાં ખાસ ક્લાસો ઉઘાડવાની જરૂર છે, જેમાં તે મહોલ્લાની સ્ત્રીઓ ઘણીજ સરળતાથી આવી શકે. કોઇ શ્રીમાન બંધુ આ કામ માટે પોતાનું ખાલી મકાન આપી શકે, અને શિક્ષણ માટે જે ખર્ચ થાય તે તેજ લત્તાના માણસો પાસે લઇ શકે. આ વર્ગોમાં લખવા વાંચવાનું તેમજ વ્યવહારમાં ઉપયોગી થાય એવું ગણિતનું જ્ઞાન આપવું જોઇએ. ઇતિહાસ, ભૂગોળમાં પોતાના દેશની મુખ્ય જગ્યાઓ અને મુખ્ય બનાવોનું જ્ઞાન પણ આપવું જોઇએ. બને ત્યાં સુધી બાઇ શિક્ષિકાજ રાખવી જોઇએ અને શિક્ષણનો વખત ૧ થી ૨ રાખવો જોઇએ. પ્રાથમિક શિક્ષણ મેળવ્યું હોય તે સ્ત્રીઓને માટે પણ દરેક લત્તામાં ન બને તો બે ત્રણ લત્તાઓની વચ્ચે આવાજ વર્ગ ઉઘાડવા જોઇએ. અહિંયા ભાષા-જ્ઞાન વધારે સંગીન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ અને ગણિત, ઇતિહાસ, આરોગ્ય વગેરે વિષયોનું કાંઇક વધારે જ્ઞાન આપવું જોઇએ. બને તો દર અઠવાડીએ સામાન્ય વિષયો ઉપર કંઇક ભાષણો રખાવવાં જોઇએ, જેથી સ્ત્રીઓના સામાન્ય જ્ઞાનમાં વધારો થાય, અને વર્ગો એકંદર વધારે આકર્ષક લાગે. આ વિષે ચર્ચા કરતાં રા. હરિપ્રસાદ પિતાંબરદાસે જણાવ્યું કે આ વિષયમાં બધા એકમત છે. સાહિત્ય સભા તરફથી મોકલવામાં આવેલા જવાબોમાં પણ આવાજ વિચારો સૂચવેલા છે. મહિલા મંડળો આ કાર્ય જો માથે લે તો બની શકે. ઇંગ્રેજી શિક્ષણ મોટી વયની સ્ત્રીઓને આપવા વિષે કાંઇક મતભેદ રહે, પણ વ્યાવહારિક જ્ઞાન તો ત્હેમને આપવુંજ જોઇએ. સમય અને સાધન હોય તો કેટલીક કળાઓનું જ્ઞાન પણ આપી શકાય.

૯.

**શિક્ષિકાઓની ટ્રેનીંગનો પ્રશ્ન**—એ વિષે બોલતાં રા. ગટુલાલ ગોપીલાલે જણાવ્યું કે, સ્ત્રીકેળવણીના પ્રસાર માટે વધારેને વધારે સ્ત્રીશિક્ષકોની જરૂર છે.—એમ આપણે ચોમેર સાંભળીએ છીએ, તેથી ત્હેમની ટ્રેનીંગ વિષે આપણે વિચાર કરવો જોઇએ. હાલ આપણા ઇલાકાના દરેક વિભાગમાં એક ફીમેલ ટ્રેનીંગ કોલેજ છે. ત્હેમાં દાખલ થવા માટે ગુજરાતી ૫ મું ધોરણ પાસ કરીને એક ખાસ પ્રવેશક પરીક્ષામાં શિક્ષિકાને ફતેહમંદ થવું પડે છે. નિશાળોમાં જે રીતે ત્હેમને વિષયો શિખવવાના છે, તે ઉપર આ કોલેજમાં જોઇએ તેટલું ધ્યાન આપી શકાતું નથી કારણકે ઘણા વિષયોનું જ્ઞાન આપવામાંજ ઘણો

શાળાઓનું ઇન્સ્પેકશન સ્ત્રી ઇન્સ્પેક્ટરોને સોંપવુ જોઇએ અને તે કાર્ય માટે જો દેશી બાઇઓ ન મળે તો તે જગ્યાએ યુરોપીઅન બાઈ નીમવાને કાંઇ વાંધો નથી

આખી ચર્ચાનો ઉપસંહાર કરતા પ્રમુખ સૌ. વિદ્યાગૌરીએ કહ્યું કે બે દિવસનું આપણું વિવેચન કાંઇ નિર્થક ગયુ નથી, જો કે મતભેદ તો ઘણા વિષયોમા રહ્યા છે. ખાસ કરીને કન્યાઓ માટે જુદા અભ્યાસક્રમ વિષે ઘણા વિરોધી મત જણાવવામાં આવ્યા છે, આથી ચર્ચાનો સાર એના એટલું તો સિદ્ધ છે કે જેમ બને તેમ શિક્ષણના દ્વાર ખુલ્લા કરવા જોઇએ, અને તે માટે જુદી જુદી જાતની શાળાઓ ઉઘાડવાને પણ હરકત નથી ત્યા યોગ્ય લાગશે ત્યા તે શિક્ષણ લેશે હાલની સરકારી શાળાઓમા જેમને ન ફાવતુ હોય, તેમને માટે જુદી વ્યવસ્થા કરવાની જરૂર છે સૌ. શારદાબ્હેને વિસ્તારપૂર્વક જણાવ્યુ છે કે સ્ત્રીઓ માટે જુદા જુદા અભ્યાસક્રમની જરૂર છે તેમ હોય તો જુદા ખાના કાઢવા જોઇએ આમ ગમે તેવી યોજના કરવામા આવે તો પણ આશય તો હમેશા ઉચ્ચ રાખવો જોઇએ જ્યાં વ્યવહારમા ન મૂકી શકાય તો Second best થી સંતોષ માનવો જોઇએ. કૉલેજમાં શિક્ષણ જેમણે મેળવ્યુ હોય તેઓ પુરૂષોની સામે લડશે એવું કાંઇ નથી માટે બે જાતિઓ વચ્ચે વિરોધ વધે એવી ભ્હીક સ્ત્રીઓની ઉંચી કેળવણી સામે રજુ ન કરવી જોઇએ. સ્ત્રીઓ પુરૂષોને કેમ વધારે ઉપયોગી થાય એ દ્રષ્ટિથી નહિ પણ પોતાના સમાજ અને દેશને કેમ વધારે ઉપયોગી થાય એ દ્રષ્ટિથી ત્હેમની કેળવણીનો નિશ્ચય કરવો જોઇએ પોતાની કેળવણીની જરૂરીઆતો વિષે સ્ત્રીઓનેજ માગણી કરવા દો, અને જો તે જુદો ક્રમ માગે તો તેમને ખુશીથી આપો કાનું સ્થાન સ્ત્રીઓના પ્રદેશમા હોવાથી તે તેમને આપવુ જોઇએ કન્યાશાળાઓના ઇન્સ્પેકશન વિશે ના રામમોહનરાયે જે દરખાસ્ત કરી છે તે મહત્વની અને ખાસ ધ્યાનમા લેવા યોગ્ય છે.

---

## પ્હેલી ગુજરાત કેળવણી પરિષદ્.

---

## કેળવણી સંબધી ચર્ચાએલા જુદા જુદા વિષયો.

( પહેલો દિવસ )

પહેલી ગુજરાત કેળવણી પરિષદ્ ગયા સોમવાર સ્હવારે ૮ વાગતાં પ્રાર્થના પરિષદ્ ના મંડપમા મળી હતી શહેરના ગણ્યાગાંઠ્યા ગૃહસ્થો ઉપરાંત બહાર ગામથી આવેલા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોએ તેમા મોટી સંખ્યામા ભાગ લીધો હતો. શરૂઆતમા બાળાઓએ સરસ્વતીની સ્તુતિ કરી હતી અને 'જય જય ગરવી ગુજરાત'નુ ગીત ગાયુ હતુ ત્યારબાદ પ્રતિનિધિઓને આવકાર આપનારૂ ભાષણ ગોખલે સોસાયટીના પ્રમુખ મી. જીવણલાલ વ્રજરાય બેરીસ્ટરે વાંચી સંભળાવ્યુ હતુ.

શરૂઆતમા પ્રતિનિધિઓએ લીધેલી તસ્દી માટે તેમનો આભાર માનીને તેમણે ? ન- ચણી પરિષદની ઉત્પત્તિનો ઇતિહાસ આપ્યો હતો તેમા જણાવ્યુ હતુ કે ઉછી કોંગ્રેસ વખતે

વગેરે સંબંધી ધીમે ધીમે વધુ સખ્તાઈ થતી ગઈ છે વળી મેટ્રિકમાં પસાર થતા વિદ્યાર્થીઓને કૉલેજોમાં સમાવવાનું મુશ્કેલ માલુમ પડયુ છે, તેથી કૉલેજોની સંખ્યામા વધારો થવાની જરૂર છે.

## માતૃભાષાદ્વારા કેળવણી.

શાળાઓની શિક્ષણ પદ્ધતિમા પણ ફેરફાર થવાની જરૂર છે. રાષ્ટ્રીય જુસ્સો વિદ્યાર્થીઓમા દાખલ થાય તેવી કેળવણી હોવી જોઇએ અને જે વિષયો શીખવાય તે માતૃભાષાદ્વારા શિખવવામા આવવા જોઇએ. પુસ્તકોની ખામીથી માતૃભાષામા કેળવણી આપી શકાતી નથી એવી દલીલનો રદિયો જાપાને પૂરો પાડયો છે.

## બીજા ધંધાની કેળવણી.

આપણી શાળાઓમા તથા કૉલેજોમા ફક્ત સાહિત્યની જ કેળવણી અપાય છે તેઓ વકીલ કે ડાક્તર જ થવા તરફ દોરાય છે વેપારી લશ્કરી, ખેતીવાડી તરફ બહુ થોડુ લક્ષ અપાય છે હાલની કેળવણી પામેલો યુવક સ્વાશ્રયી બનતો નથી વળી કેળવણી બહુ મોંઘી છે તે સસ્તી થવી જોઇએ ત્યારબાદ શારદા-ઉદ્યોગમંદિરની પોતાની યોજના વિષે તેમણે ટૂંકુંક જણાવ્યુ હતું

## સ્ત્રી કેળવણી.

સ્ત્રી કેળવણીના સંબંધમા પણ ઉપર જણાવેલી સઘળી ટીકા લાગુ પડે છે કન્યાશાળાની નજીવી સંખ્યાના સંબંધમા જેટલું બોલાય એટલુ થોડુ છે. બાળાઓની સ્થિતિને યોગ્ય શિક્ષણ અપાવુ જોઇએ સ્ત્રીઓ માટે જુદી કૉલેજની યોજના કરવામા આવે છે એ સંતોષની વાત છે

## ઉંચી કેળવણી.

યુનીવર્સીટીઓમા અપાતી ઉંચી કેળવણી વિષે 'મોડર્ન રિવ્યુ'ના એ લેખકના અભિપ્રાયો ટાંકી તેમણે જણાવ્યુ હતું કે કે પ્રમાણીક ગૌરીદ દરેક યુવકના મનમા ઉદ્‌ભવે અને વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બને તેવી કેળવણી તેમને આપવાની જરૂર છે. માનસિક શક્તિના વિકાસને માટે મનને કેળવણીની જરૂર છે તેવીજ શારીરિક કેળવણીની પણ જરૂર છે તે શિક્ષણ દરેક શાળામા ફરજીઆત હોવુ જોઇએ ત્યારબાદ તેમણે સંગીતની કેળવણીની આવશ્યકતા બતાવી હતી

## કેળવણી ખાતામાં થતી નીમણુંકો.

આ સંબંધમા બે શબ્દ બોલવા અનુચિત નહિ ગણાય. પ્રાથમિક શાળાના શિક્ષકોને જે પગાર અપાય છે તે તેમના ઉદરનિર્વાહને માટે પુરતો હોતો નથી ગામડામા મહેતાજીની સ્થિતિ પણ દયાપાત્ર હોય છે. ડેપ્યુટી અને આસિ. ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોની મહેરબાની ને બજાવી એ તેમનુ લક્ષ્ય હોય છે. શિક્ષકોને અધિકારી તરફથી પુરતુ ઉત્તેજન આપવામા આવતું નથી તેથીજ કેળવણીના પ્રચારમા અગાડો થાય છે વળી આપણા દેશી ભાઇઓને ઉંચી નોકરીઓમાથી બાતલ રાખવામા આવે છે બ્રિટિશ અમલને લગભગ ૧૫૦ વર્ષ

થયાં છતાં આપણા યુવાનોને કેળવણી આપવાને માટે આપણા વિદ્વાનો સરકારની નજરે ના લાયક ગણાય છે તે ઓછું શોચનીય નથી. જ્યારે લાયક દેશીઓને તરછોડીને તેમનાથી હલકા દરજ્જાના વિદેશીઓને કેળવણી ખાતાના ઉંચા હોદ્દાઓ આપવામાં આવે, ત્યારે સરકારની રાજનીતિ ફળીભૂત થતી નથી અને સરકારનો કેળવણી સંબંધી આ દેશ ગૌણત્વને પામે છે.

## ઉપસંહાર.

હાલની કેળવણીને પરિણામે દેશનો ઉછરતો વર્ગ વધી જાત, વૈદક અગર ન્યુસપેપરનો ધંધો પસંદ કરે છે. તેના સંબંધમાં બોલતાં સર જ્યોર્જ બાર્ન્સે સામન્સ અને વેપાર ઉદ્યોગ ઉપર લક્ષ આપવાની દેશીઓને સૂચના કરી હતી, પરંતુ દેશમાં એવી કેળવણી આપનારાં પૂરતાં ખાતાં જ ક્યાં છે? ના. સરકારની પાસે આપણે માગણી કરીએ છીએ તેવી રીતે આપણા લોકોની પાસે માંગણી કરવાને પણ આપણે હકદાર છીએ. એક પ્રાથમિક શાળા નીભાવવાનું ખર્ચ વાર્ષિક માત્ર રૂ. ૩૫૦ થાય છે અને આ શહેરમાંથી જો માત્ર તે રકમ આપનારા ૫૦ ગૃહસ્થો નીકળે તો ઘણો લાભ થાય. મને ખાત્રી છે કે ગુજરાત કેળવણી લીગ જે આજ સ્થાપવાની છે તેને આવા સખી ગૃહસ્થો મદદ આપશે. છેવટે જે દેશી રાજ્યોએ પ્રતિનિધિઓ મોકલીને તથા પોતાના નોકરોને આ પરિષદમાં ભાગ લેવાની પરવાનગી આપીને સહાનુભૂતિ આપી છે તેઓનો હું આભારી છું, પરંતુ દિલગીરી માત્ર એટલી છે કે મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાએ પોતાના વિદ્વાન શિક્ષકોના અનુભવો જાણવાને માટે આપણને તક આપી નથી.

## પ્રમુખની નીમણુંક.

મી. નંદનાથ કેદારનાથ દિક્ષિતે જણાવ્યું હતું કે જે ગૃહસ્થ આજે આપણી પરિષદનો પ્રમુખસ્થાને બિરાજવાના છે તેમણે ઇલાકાની કેળવણી સંબંધી બાબતોનો સારો અભ્યાસ કર્યો છે. ઓન. મી. શેતલવાડનું નામ ઓખા દેશમાં જાણીતું છે. મી. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદિએ એ દરખાસ્તને ટેકો આપ્યા બાદ પ્રમુખે તાળીઓના ગડગડાટ વચ્ચે પોતાની બેઠક લીધી હતી.

## પ્રમુખનું ભાષણ.

પ્રતિનિધિબંધુઓ, સન્નારીઓ, અને ગૃહસ્થો,

કેળવણી પરિષદની બેઠકના પ્રમુખ થવાની મ્હને તક આપવા માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું કંઇ વિદ્વાન શિક્ષણશાસ્ત્રી નથી, તેમજ સાહિત્ય કે લેખનકળામાં પ્રવીણ હોવાનો દાવો રાખતો નથી. પરન્તુ મ્હારી આખી જાહેર જીંદગીમાં કેળવણીના વિષયમાં મ્હેં ઘણો જ રસ લીધો છે અને મુંબઇની યુનિવર્સીટીના દિનપ્રતિદિનના કાર્યમાં તેમજ મુંબઇ શહેરની પ્રાથમિક શાળાઓના વહીવટમાં ઘણા વર્ષ સુધી મ્હેં ભાગ લીધો છે, અને હું એમ માનવાની હીમ્મત કરૂં છું કે મ્હને પ્રમુખ નીમીને કેળવણીના આ ક્ષેત્રમાં મ્હેં કરેલા નમ્ર કાર્યની તમે કદર કરી છે.

## કેળવણી સંબંધી સરકારી રાજનીતિ.

હિન્દુસ્તાનના લોકોને કેળવવાનો અને ઉન્નત કરવાનો બ્રિટિશ રાજ્યનો સ્પષ્ટ ધર્મ છે એમ સમજીને વોરન હેસ્ટિંગ્સે સને ૧૭૮૧ માં કલકત્તામાં એક મદરેસા સ્થાપી, અને સને ૧૭૯૧ માં બનારસમાં એક સંસ્કૃત કૉલેજ સ્થપાઇ. આ વિચાર ધીમે ધીમે વધારે સબળ થયો અને સને ૧૮૧૩ માં જ્યારે કંપનીની સનદની મુદત વધારવામાં આવી ત્યારે કેળવણી ખાતે વાપરવાને દર વર્ષે એક લાખ રૂપિયા જુદા કાઢવાનો ત્હેને આગ્રહ કરવામાં આવ્યો અને સને ૧૮૨૩ માં જાહેર કેળવણી માટે એક સ્થાયી કમિટી રચવામાં આવી. તે વખતમાં સંસ્કૃત અને અરબ્બીના જ્ઞાનનું ઉત્તેજન અને પુનર્જીવન કરવાનો સરકારનો હેતુ હતો. પરન્તુ મેકોલે આ દેશમાં આવ્યા તે પહેલાં વર્ષો પૂર્વે કેટલાંક એવાં તત્ત્વો હસ્તીમાં આવ્યાં હતાં કે જેનું વલણ આજ દિશામાં હતું અને ત્હેની શરૂઆત પણ થઇ ગઇ હતી. ખ્રીસ્તી પાદરીઓ આ દેશમાં આવ્યા હતા અને ત્હેમણે પોતાની ધાર્મિક હીલચાલના સાધન તરીકે ઇંગ્રેજીનું શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી. રાજા રામમોહનરાય કે જેઓ પોતે ઇંગ્રેજી કેળવણી લીધેલા એક આદર્શરૂપ હિંદી હતા ત્હેમણે કેવળ પૌર્વાત્ય વિદ્યાની સંસ્થાઓ સ્થાપવા સ્હામે મજબૂત વાંધો ઉઠાવ્યો અને ઇંગ્રેજી શિક્ષણ આપતી સંસ્થાઓની તરફેણમાં મજબૂત હીલચાલ કરી. પરિણામે સને ૧૮૧૭ માં કલકત્તામાં હિન્દુ કૉલેજ સ્થાપવામાં આવી. મુંબઇમાં પણ એવીજ કાંઇ શરૂઆત કરવામાં આવી હતી. સને ૧૮૧૫ માં ધિ બોમ્બે એજ્યુકેશન સોસાઇટિની સ્થાપના થઇ. જ્યારે ૧૮૨૭ માં મોન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન વાનપ્રસ્થ થયા ત્યારે મુંબઇના શહેરીઓ તરફથી ત્હેમના સ્મરણ માટે એક ભંડોળ કરવામાં આવ્યું હતું અને આમ ભેગા કરવામાં આવેલી બે લાખથી વધારે રૂપિઆની રકમમાંથી એલ્ફિન્સ્ટન પ્રોફેસરશીપો સ્થાપવામાં આવી અને તે વડે એલ્ફિન્સ્ટન કૉલેજનો પાયો રચાયો. જ્યારે મેકોલે સન ૧૮૩૪ માં હિન્દુસ્થાનમાં આવ્યા અને પછીથી કલકત્તાની કમિટી ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના પ્રમુખ નીમાયા તે વખતે આટલી શરૂઆતો થઇ હતી. પૂર્વની વિદ્યાઓ કે ઇંગ્રેજી કેળવણી?—એ પ્રશ્નનો છેવટનો ઉકેલ ત્હેમણે કર્યો, અને પોતાના નામાંકિત ખરડામાં ત્હેમણે આગ્રહપૂર્વક જણાવ્યું કે હિન્દના બુદ્ધિવિકાસ માટે ઇંગ્રેજીનો અભ્યાસ ઉત્તમ છે. ઇંગ્રેજી કેળવણીની મેકોલેએ કરેલી મજબૂત વકીલાત સફળ થઇ અને સન ૧૮૩૫ ના માર્ચ માસમાં લૉર્ડ બેન્ટિંકે હિંદમાં ઇંગ્રેજી કેળવણી આપવાનો ઠરાવ કર્યો. સન ૧૮૪૪ માં ઇંગ્રેજીને જાહેર કામકાજની ભાષા તરીકે વાપરવાનું શરૂ થયું અને જેમણે ઇંગ્રેજી કેળવણી મેળવી હોય ત્હેમને સરકારી નોકરીમાં નીમવાની માગણી કરવામાં આવી. સન ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડનો નામાંકિત ખરીતો પ્રકટ થયો. હિંદીઓ ત્હેને ખરી રીતે કેળવણીના વિષયમાં પોતાનું હક પત્ર સમજે છે.

## મુંબઇ ઇલાકામાં કેળવણીની પ્રગતિ.

બ્રિટિશ રાજ્યની કેળવણી સંબંધી રાજનીતિ આવી ચોક્કસ અને સ્પષ્ટ રીતે ઠરાવવામાં આવેલી હતી ત્હેને અમલમાં મૂકવામાં આવી અને બધા ઇલાકામાં પ્રાથમિક, માધ્યમિક અને ઉંચી કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં આવી. પ્રાથમિક અને માધ્યમિક

હસ્તક હતી. વર્ષમાં સરકારે કૉલેજમાંથી પોતાનો હાથ ખેંચી લીધો અને કૉલેજની વ્યવસ્થા તથા દેખરેખ રાખવાનું કામ, ગુજરાતમાં ઉંચી કેળવણીને-ઉત્તેજન માટે સ્થપાએલા એક મંડળને સોંપી દીધું પૂરતાં ફંડ ન હોવાથી અને તેને અભાવે પ્રોફેસરો અને સાધનોની સામગ્રીની અછતથી કૉલેજનું સ્થાન અને પ્રતિષ્ઠા મતર ઉતરી ગયાં. ધારાસભામાં વર્ષોવર્ષ સ્વર્ગસ્થ સર ફિરોજશાહ મહેતા અને મે આ બાબત તરફ સરકારનું લક્ષ દોર્યું હતું. પરંતુ સઘળું પત્થર ઉપર પાણી નીવડયું હતું. આવકારથી જરા પણ ડગ્યા વિના અમે અમારી લડત ચલાવી, અને માત્ર એકલા ગુજરાતમાં જ નહી, પરંતુ સિંધમાં તેમજ કર્ણાટકમાં સરકારે સર્વ સાધન સામગ્રીવાળી કૉલેજો ચલાવવી જોઇએ એવી માગણી કર્યા કરી. આખરે ઇ. સ. ૧૯૧૨ માં જ્યારે સ્વ. સર ચીનુભાઇએ રૂપીઆ બે લાખની મ્હોટી રકમ આપી. ત્યારેજ સરકારે કૉલેજ પોતાના હસ્તક લીધી, અને એ દાનવીરના વિશેષ દાનથી સાયન્સ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના થઈ. ઉચ્ચ શિક્ષણ ખાનગી સાહસથી થવું જોઇએ, એ વાદની વિચાર વગરના અને ઉતાવળીઆ અખત્યારથી આ આખા ઈલાકાને મેં દર્શાવ્યું તે રીતે નુકશાન થયું. ત્યારબાદ તેમણે કોલ્હાપુર કૉલેજ, વડોદરા કૉલેજ, ડેકન એજ્યુ. સોસાઇટી, ફરગ્યુસન કૉલેજ, ભાવનગર, કરાંચી અને જુનાગઢની કૉલેજોની ઉત્પત્તિનો ઇતિહાસ આપ્યો હતો.

## પ્રાથમિક કેળવણી.

ઇ. સ. ૧૮૮૨ ના કેળવણી કમીશને સૌથી અગત્યનો જે મત પ્રકટ કર્યો હતો તે પ્રાથમિક શિક્ષણને લગતો હતો. "કેળવણીની પ્રત્યેક શાખા રાજ્ય તરફથી ઉછેરવાને વાજબી રીતે હક ધરાવે છે તોપણ દેશના હાલના સંયોગોમાં જનસમાજની પ્રાથમિક કેળવણી તેની વ્યવસ્થા, તેનો વિકાસ અને સુધારો-એ તો કેળવણીના સમગ્ર તંત્રનું એક એવું અંગ છે કે જેના સંબંધમાં પહેલાના કરતાં પણ વધારે અંશે રાજ્યે ખંતીલા પ્રયત્ન કરવા જોઇએ એવું જાહેર કરવું જરૂરનું છે."

## માધ્યમિક કેળવણી.

સન ૧૮૮૫ મા ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ સ્થપાઈ અને તેની પહેલી બેઠક મુંબઈમાં મળી તે દીલચાલ વર્ષે વર્ષે જામતી ગઇ અને આખા દેશમાં પ્રસરતી ગઇ, અને તેમાં રાજદ્રોહની સુગંધ અમલદારોને લાગી. રાજકીય અસંતોષના આક્ષેપ કેળવણી ઉપર મુકનો એ સમે તેટલું ભૂલભરેલું હોવા છતાં ઘણું અહેલું પગલું છે, અને કેળવણીના ખાનગી વ્યવસ્થા વિષે કેમ અણવિશ્વાસ દર્શાવવામાં આવ્યો તે મહેલાથી સમજી શકાય તેવું છે. સરકારી કૉલેજના સંબંધમાં યુનિવર્સિટીમાં તેમજ બ્હાર મુંબાઇમાં ઘણોજ અસંતોષ ઉત્પન્ન થયો હતો. તેનું શિક્ષણ અસંતોષકારક હતું. કાયદાની એક કૉલેજ મુંબાઇમાં સ્થાપવાને એક કમિટી નીમવામાં આવી જેના પ્રમુખ ઓન. જસ્ટીસ તૈયબજી હતા અને જેના એક સભાસદ સર નારાયણ ચંદાવરકર હતા. યુનિવર્સિટી તરફથી (આ સંસ્થા માટે) મંજુરીની અરજી કરવામાં આવી. વાઇસ ચાન્સેલર કે જેઓ એક સીવીલીયન હતા તેઓ આ મંજુરીની વિરૂદ્ધ હતા; પરન્તુ સીન્ડીકેટે આ કૉલેજ મંજુર કરવાની ભલામણ સેનેટને કરી, અને

પ્રમાણે આ દેશમાં પણ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાનો વખત હજી શું નથી આવ્યો ? મને તો લાગે છે કે આપણે ઘણો કીમતી વખત નકામો ગુમાવ્યો છે અને હવે આ જેમ બને તેમ જલદી હાથ ધરીએ તેમ સારૂ. આ વ્યાખ્યાનની અંદરના મી. ગોખલેના બીલના ગુણનું વિવેચન કરવું એ શક્ય નથી હું આશા રાખું છું કે જ્યારે વિગ્રહને અંતે સામાન્ય સ્થિતિ પાછી આવે ત્યારે વડી સરકારની ધારાસભાની અંદર કોઈ મહાશય આ વિષયનું નવું બીલ સંપૂર્ણ વિચાર કરીને દાખલ કરશે

## મફત અને ફરજીઆત કેળવણી.

વિષે વાત કરતાં એ કાર્યની વિશાળતા અને તેની મુશ્કેલીઓ આપણે સમજવી જોઈએ. તેને માટે જોઈતા પુરતા શિક્ષકો, લાયક મકાનો અને સર્વથી વધારે મદદનું પૂરતા નાણાંની સગવડ કરવાની ઘણી મુશ્કેલી છે. પરંતુ આ કામ પાર ઉતારવાનો નિશ્ચય કરી સરકાર અને પ્રજા બન્નેએ એક બીજાની મદદે ઉભા રહેવું જોઈએ. તેને માટે જરૂરના ભોગ આપવા પડશે. સર્વત્ર પ્રાથમિક કેળવણીના ફેલાવા સબંધી કેટલાએક પ્રસિદ્ધ અંગ્રેજ કવિનું વાક્ય ટાંકે છે કે 'થોડું જ્ઞાન એક ભયંકર ચીજ છે.' તેઓ ભુલી જાય છે કે બીલકુલ અજ્ઞાન એ એથી પણ વધારે ભયંકર ચીજ છે, અને થોડું જ્ઞાન એ બીલકુલ અજ્ઞાન કરતાં સારૂં છે.

## આપણી હાઇસ્કુલો.

આ પ્રમાણે પ્રાથમિક કેળવણીમા તુરતના મોટા વધારાની જરૂર છે ત્યારે આપણા માધ્યમિક શિક્ષણની પદ્ધતિમા ઘણો સુધારો આવશ્યક છે. આપણે ઘણી વાર સાંભળ્યું છે કે આપણી યુનિવર્સિટીના ફળો સંતોષકારક નથી. આનું ખરૂ કારણ આપણી હાઇસ્કુલોની સ્થિતિ અને આપણી માધ્યમિક કેળવણીની પદ્ધતિ છે. હાઇસ્કુલોમાથી ઘણીમા પૂરતો ઉપસ્કર હોતો નથી, તેમ પૂરતા શિક્ષકો હોતા નથી. અહીંઆ પણ પૂરતા પગારનો સવાલ આગળ આવે છે. અત્યારના પગાર માત્ર એવા જ ગ્રેજ્યુએટોને લલચાવે છે કે જેઓ બીજી કોઈ રીતે પોતાની સ્થિતિ સુધારવાને અશક્ત હોય છે. જો તમારે તમારા હાઇસ્કુલના શિક્ષક તરીકે એવા માણસો જોઈતા હોય કે જેઓ પોતાની જવાબદારી સમજે અને તે જવાબદારી સંતોષકારક રીતે અદા કરે તો તમારે હાલના પગારમા ઘણો વધારો કરવો પડશે. આપણી શાળાઓ જેવી હોવી જોઈએ તેવી કરવી હોય તો હાલની પદ્ધતિને નદન ફેરવી નાખવી જોઈએ. કમભાગ્યે અત્યારે એવું બને છે કે દરેક જણ—પછી તે યુનિવર્સિટીના અભ્યાસક્રમનો લાભ લેવો માગતો હોય કે નહિ—ઉંચી કેળવણીને માટે તે લાયક હોય કે ન હોય પણ તે એક જ જાતનું શિક્ષણ મેળવે છે, અને તેનું લક્ષ મેટ્રીક્યુલેશન પરીક્ષા હોય છે. જેઓ મેટ્રીક્યુલેશન પસાર કરે છે તેઓ વળી, પછી તેઓ નિશ્ચિત હેતુ સિવાય કોલેજના કલાસો ભરે છે. આ વસ્તુસ્થિતિની અસર હાઇસ્કુલ અને કોલેજોના શિક્ષણ ઉપર અનિષ્ટ થાય છે જેઓ પોતાની શક્તિ અને બુદ્ધિના યોગે યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દાખલ થવાને યોગ્ય હોય અને જેઓ એવી લાયકી ન ધરાવવાને લીધે શાળાનો અભ્યાસક્રમ પૂરો થયા પછી જીંદગીના કામમાં જોડાવાના હોય તે બેના અભ્યાસક્રમને ગમે તે યોગ્ય સ્થાનેથી જુદા પાડવા જોઈએ. મને લાગે છે કે આપણે હાઇસ્કુલના શિક્ષણનું

ધોરણ ઉંચું કરવું જોઇશે અને કેટલાક તરફથી સૂચના કરવામાં આવે છે તે પ્રમાણે કૉલેજના પહેલા વર્ષમાં અત્યારે ચલાવાતો અભ્યાસ હાઇસ્કુલોને સોંપવો પડશે. હાઇસ્કુલના અભ્યાસક્રમમાં ઉપર જણાવેલા હેતુસર કરવાના કાંઇ પણ ફેરફાર સૂચવતાં શિક્ષણ કઇ ભાષાદ્વારા આપવું એ સવાલ હાથ ધરવો જ પડશે. અત્યારે એમ બને છે કે વિદ્યાર્થીઓ ગુજરાતી શાળાઓમાં ગણિત, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયો ગુજરાતી ભાષાદ્વારા શીખે છે અને પછી જ્યારે તે હાઇસ્કુલમાં ચડે છે ત્યારે તેનું તેજ અંગ્રેજી ભાષાદ્વારા ફરી શીખે છે. જો આને બદલે જૂદા જૂદા વિષયો માતૃભાષાદ્વારા જ શીખવવામાં આવે અને અંગ્રેજી બીજી ભાષા તરીકેજ શીખવાય તો મને લાગે છે કે ઘણું વધારે સંગીન જ્ઞાન આપી શકાય. આ ક્રમ પાંચમા ધોરણ સુધી રાખી શકાય અને શાળાના અભ્યાસમાં છેલ્લા બે વર્ષો એટલે છઠ્ઠું અને સાતમું ધોરણ અંગ્રેજી ભાષાદ્વારા શીખવાય. જો આમ કરવામાં આવે તો હું ધારવાની હિમ્મત કરૂં છું કે અત્યારના કરતાં વધારે ઉપયોગી ક્રમ અત્યારના જ સમયમાં એટલે કે સાત વર્ષમાં પૂરો કરી શકાય. ઉંચી કેળવણીના વિષયમાં અત્યારે હસ્તી ધરાવતી કૉલેજોની સંખ્યામાં, અને તેનાં સાધનોમાં ઘણો વધારો અને સુધારો કરવાની જરૂર છે. અને મને લાગે છે કે ઘણા જ નજદીકના ભવિષ્યમાં ઇલાકામાં એક કરતાં વધારે યુનિવર્સિટીની જરૂરનો સવાલ હાથ ધરવો પડશે. આ સ્થળે સુરતમાં એક આર્ટસ કૉલેજ સ્થાપવાને માટે થતી હીલચાલની ઘણા સંતોષ સાથે આપણે નોંધ લઇએ છીએ.

## ચારિત્ર્યનું બંધારણ.

કેળવણીનો હેતુ ઉપયોગી જ્ઞાન આપવાનો અને વિદ્યાર્થીઓની બુદ્ધિ વિકસાવવાનો ગણાય છે, તે ઉપરાંત ચારિત્ર્યનું બંધારણ પણ ગણવો જોઇએ, માટે આપણી કેળવણીનો ક્રમ એવી રીતે રચાવો જોઇએ કે જેથી યુવાન વિદ્યાર્થીઓના મન ઉપર નીતિ અને નિયમન વિષે વાસ્તવિક ખ્યાલ, યોગ્ય સત્તાધીશ અને પદ્ધતિસર તન્ત્રતંત્રને માટે માન, મુરબ્બીઓને માટે પૂજ્યભાવ, અને મનુષ્ય જાતિને માટે સહાનુભૂતિ ઉત્પન્ન થાય. તે હેતુ માત્ર નીતિનાં પાઠ્ય પુસ્તકો અને નીતિના શિક્ષણથી સાધી શકાશે નહિ તે સાધવાનો સીધો સારો ઉપાય એ છે કે આપણે આપણા શિક્ષકો તરીકે દૃઢ નિશ્ચયવાળા અને નિષ્કલંક ચારિત્ર્યવાળા માણસોની પસંદગી કરવી. પરંતુ જ્યાંસુધી શિક્ષકના ધંધાને માટે તમે પૂરતો પગાર અને પૂરતું માન ન આપી શકો ત્યાંસુધી એવા શિક્ષક મેળવવાની આશા કેમ રાખી શકાય? શિક્ષણના ક્રમમાં તમે ગમે તેટલા ફેરફાર કરો પણ તેની અંદર ફેરફારનો અવકાશ અને પૂરતી છુટ રહેવાં જોઇએ. એ પદ્ધતિમાં જરા પણ ફેરફાર ન થઇ શકે એવું ખાનાનું મજબૂત બંધન ન જોઇએ. શાળાઓના શિક્ષકો અને કાર્યવાહકોને પાઠ્ય પુસ્તકોની પસંદગીમાં અને પોતાના વિદ્યાર્થીઓની ખાસ જરૂરીઆત પ્રમાણે અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની પુરતી સ્વતંત્રતા આપવી જોઇએ.

## કેળવણીની સંસ્થાઓની સ્વતંત્રતા.

મેં કહ્યું તે પ્રમાણે આ દેશમાં કેળવણીના સુધારા અને વધારા માટેની બધી હીલચાલની ફતેહને માટે એ ખાસ જરૂરનું છે કે કેળવણીની સંસ્થાઓ એક વખત બરાબર

સ્થાપિત સ્થાપવામા આવે, ત્યાર પછી તેઓને નવા પ્રયોગો માટે સત્તા અને સ્વતંત્રતા મળવી જોઇએ કેળવણી ખાતાના સુધારાની ફતેહને માટે બીજી એક જરૂરની બાબત એ છે કે સત્તાધીશોએ પ્રજા અને તેઓના પ્રતિનિધિઓને પોતાની સાથે સુધારાના કામમા જોડવા જોઇએ ઈ સ ૧૯૧૧ મા પરીક્ષા અને અભ્યાસક્રમના સબધમા સૂચનાઓની એક યાદી સરકારે યુનિવર્સિટીને મોકલી અને તેમા કેટલાએક ફેરફારોને માટે ભલામણ કરી આ ફેરફારોમા બી એ ની પરીક્ષા માટેના આવશ્યક અભ્યાસક્રમમાથી ઇતિહાસના વિષયને રદ કરવાની ભલામણ હતી સેનેટે, માત્ર એક વિરૂદ્ધ મતે પણ ડીરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ખાસ મરજી પ્રમાણે ઇગ્લાડના ઇતિહાસને બી એ ના અભ્યાસ ક્રમમા ફરજીઆત વિષય તરીકે સ્થાન આપ્યુ પણ જ્યારે એ નિયમો સરકાર પાસે મજુર થવાને ગયા ત્યારે સેનેટનો ઠરાવ માન્ય કરવાને સરકારે આનાકાની કરી અને સી શાર્પને હુકમ કર્યો કે સેનેટનો આગલો ઠરાવ રદ કરી બી એ ના અભ્યાસક્રમમા ઇતિહાસને કમી કરવાને માટે તેણે દરખાસ્ત કરવી બિચારા ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન જેમણે એક વખત ઇતિહાસને રહેવા દેવા માટે પોતાનો ખુદનો મત આપ્યો હતો તેમને સરકારના હુકમને આધીન થઇ એ વિષયને કમી કરવાની દરખાસ્ત લાવવી પડી આ પ્રસગે હાજર થવાને માટે અને એ દરખાસ્તની તરફેણમા મત આપવાને માટે સરકારી અમલદારોમા ખાસ ગાડી ફેરવવામાં આવી હતી, અને છતાં પણ ઇતિહાસને રદ કરવાની દરખાસ્ત માટેની બહુમતી માત્ર ચારની થઇ યુનિવર્સિટીની સેનેટ એક એવુ મડળ છે કે જેના ૧૦૦ સભાસદોમાંથી ૮૦ સભાસદોને મુખ્યત્વે કરીને તેઓની કેળવણી માટેની લાયકાત ઉપરથી સરકાર નીમે છે અને જ્યારે આવુ મડળ લગભગ સર્વાનુમતે કેળવણીના જ એક સવાલ ઉપર અમુક ઠરાવ કરે છે ત્યારે સરકારનો એ વિષયમા જુદો મત હોવાથી પોતાના અમલદારોને હુકમ કરે છે કે આ વિષયમા તમને જે વાજબી લાગે તે પ્રમાણે નહિ પણ સરકારના હુકમ પ્રમાણે તમારે તમારો મત આપવો સરકારની ક્ષુદ્ર વૃત્તિનો બીજો પણ એક દાખલો હુ રજુ કરૂં છુ જ્યારે યુનિવર્સિટીએ મેટ્રીક્યુલેશનની પરીક્ષા રદ કરવાનુ સરકારનુ સૂચન સ્વીકારવા ના પાડી ત્યારે સરકારે એક ઠરાવ બહાર પાડયો કે હવે પછીથી મેટ્રીક્યુલેશની પરીક્ષા પસાર કરનાર કોઇ વિદ્યાર્થીને સરકારી નોકરી આપવામા આવશે નહિ. આ ઠરાવ હજી પણ રદ થયા વગરનો કાયમ છે

## રાજકીય હીલચાલનું કારણ કેળવણી નથી

મે ઉપર જણાવી દીધુ છે કે બધા વર્ગોની કેળવણીમા સુધારા તેમજ ઘણા અને તાકીદના વધારા કરવાની ખાસ જરૂર છે અને આ સ્થિતિ સુધારવામા સરકાર અને પ્રજાએ હિંમતથી કામ કરવાનુ છે સરકાર અને પ્રજા વચ્ચે સપૂર્ણ સહાયકારિતા સિવાય આ કાર્ય બને તેમ નથી હિંદમા બ્રિટીશ રાજ્યની જાહેર કરેલી રાજનીતિ પ્રજાને કેળવણી આપવાની છે અને આ રાજ્યનીતિ કુચ મુદતની શકા અને આનાકાની છતા સામાન્ય રીતે અમલમા મુકાય છે, આપણે જે ખાસ માગીએ છીએ તે એ છે કે કેળવણી વધારે ઝપાટાબધ વધવી જોઇએ કેટલાક લોકો એવા હોય છે કે જેઓના મત પ્રમાણે કેળવણીનો વધારો હમેશા ઇષ્ટ ગણાતો નથી કારણકે તેઓને બીક લાગે છે કે વધારે કેળવણીથી વધારે રાજકીય અસતોષ ફેલાશે મ્હારા મત પ્રમાણે જેઓ એમ માને છે કે આપણા

દેશની અંદર અત્યારે જે રાજકીય અસંતોષ હસ્તી ધરાવે છે તે કેળવણીનું પરિણામ છે. તેઓની ચિકિત્સા અતિશય ભૂલભરેલી છે. જો દેશમાં રાજકીય અસંતોષ હોય તો તેનાં રાજકીય કારણો હોવાં જોઇએ, અને તે કારણો દૂર થવાં જોઇએ. રાજકીય અસંતોષનો ઉપાય કેળવણીની સંસ્થાઓ બંધ કરવાથી કદી થઈ શકશે નહિ. માટે સરકારને આપણે હિમ્મત અને ખરા દીલથી કેળવણીના વિષયમાં પ્રગતિ કરવાને વિનવીશું કે જેથી તેઓ એક ઉપકારી પ્રજાની રાજ્યભક્તિ અને શ્રદ્ધાથી બ્રીટીશ અમલનાં ઉંડાં મૂળ નાખવાને શક્તિવાન થશે.

## કમિટીનો અહેવાલ.

પ્રમુખનું ભાષણ પૂરૂં થયા બાદ જુદા જુદા પ્રશ્નપત્રોના તારણનો અને અભ્યાસક્રમ તથા પાઠ્ય પુસ્તકોની કમિટીનો અહેવાલ જે અગાઉથી છાપીને તૈયાર રાખવામાં આવ્યો હતો તે રા. કેશવલાલ હ. ધ્રુવે રજુ કર્યો હતો. અને મંજુર રાખવામાં આવ્યો હતો.

## માતૃભાષાદ્વારા શિક્ષણ.

**મી.** વીરબળ હ. મહેતાએ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનો નિબંધ વાંચ્યો હતો. જેમાં તેમણે પરભાષામાં જુદા જુદા વિષયો શીખવામાં સમાએલી મુશ્કેલીઓનો ચિતાર આપ્યો હતો. અને દેશી ભાષાથી રાષ્ટ્રીય જીવનનો વિકાસ થવાનું જણાવીને તેની હિમાયત કરી હતી.

**મી.** મોહનલાલ કે. ગાંધીએ તે વિષે બોલતાં જણાવ્યું હતું કે આપણી એવી સ્થિતિ થઇ ગઈ છે કે ગુજરાતી બોલતાં પણ વચ્ચે વચ્ચે અંગ્રેજી શબ્દો આપણને વાપરવા પડે છે. દક્ષિણ આફ્રિકામાંના ડચ લોકો તથા જનરલ હરઝોકના પોતાના ભાષા સંબંધી અનુભવ વિષે જણાવીને તેમણે કહ્યું હતું કે પરભાષાથી આપણે સંપ અને ઐક્ય જાળવી શક્તા નથી તેમજ ગૃહવ્યવહારને પણ નીરસ અને પ્રેમહીન બનાવી બેઠીએ છીએ. જો હું આફ્રીકામાં ગુજરાતીને બદલે અંગ્રેજી ભાષાનો ઉપયોગ કર્યો હોત તો હું ૨૦,૦૦૦ દેશીઓને સત્યાગ્રહની લડતમાં કાયમ રાખી શક્યો નહોત. શેઠ મંગળદાસે કાલે અંગ્રેજીમાં ભાષણ આપ્યું ત્યારે મને તેમના ઉપર બહુજ દયા આવી હતી. જો તે ગુજરાતીમાં બોલ્યા હોત તો તે તેમનું કુટુંબ અને તેમની મીલોના મજુરો પણ સમજી શક્યા હોત. હું તમને અંગ્રેજી ભાષાનું સાહિત્ય અને સૌંદર્ય છોડી દેવાનું કહેતો નથી, પરન્તુ તેમના વિચારો ગુજરાતી ભાષામાં ઉતારવાનું કહું છું, જ્યાં સુધી આપણે માતૃભાષાનેજ આશરે રહીશું નહિ ત્યાંસુધી આપણે એક પ્રજા બનીશું નહિ અને પ્રજા બનીશું નહિ ત્યાંસુધી સ્વરાજ્યને લાયક બનીશું નહિ.

## પ્રાથમિક કેળવણીમાં ખેતીનું સ્થાન.

ડા. હરીરલાલ રણછોડલાલ પંડયાએ એ વિષય ઉપર બોલતાં જણાવ્યું હતું કે દેશમાં ૭૨ ટકા જેટલો પ્રજાવર્ગ ખેતી ઉપર આધાર રાખે છે અને ગુજરાતમાં તો તે કરતાં પણ વધારે પ્રજા ખેતીવાડી ઉપર જીવે છે. દેશમાં ૧૨ કરોડ એકર જમીન ખેતી વિનાની પડતર છે એ જો ખેડાય તો દેશની સંપત્તિને લાભ થાય, પરંતુ તે માટે કેળવણી

શિક્ષણની ખામીથી ખેતી સુધરતી નથી આગળ વધતી નથી. ગામડાના વિદ્યાર્થીઓ થોડું ભણીને પછી ખેતીમાં જોડાય છે તેઓ જો નાની વયમાં ખેતીનું જ્ઞાન મેળવે તો તેમને તે ઘણું લાભકારક થાય.

### ઠરાવ ૧ લો–ફરજીઆત પ્રાથમિક કેળવણીની જરૂર.

(૧) જે દેશી રાજ્યોએ કેળવણી મફત અથવા મફત અને ફરજીયાત કરી છે તેમને આ પરિષદ્ અભિનંદન આપે છે અને બીજાને તેવાંજ પગલાં ભરવાની ભલામણ કરે છે, (૨) પ્રાથમિક કેળવણીનો સત્વર પ્રસાર કરવા તેમજ તે મફત અને ફરજીઆત કરવા આ પરિષદ્ સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. (૩) લોકલબોર્ડના અને એજન્સીના પ્રદેશમાં જે દરેક ગામમાં પંદર વિદ્યાર્થિઓ ભણવાને તૈયાર હોય તે સર્વેમાં નિશાળો પાંચ વર્ષમાં સ્થાપવાનો નિશ્ચય સરકારે કરવો જોઇએ અને તેની સિદ્ધિ માટે ચોક્સ યોજના બહાર પાડી, તે દર વર્ષે અમલમાં મુકવી જોઇએ તેમજ તે માટે કેળવણીની ગ્રાંટમાં જરૂરી વધારો કરવો જોઇએ.

ઉપરનો ઠરાવ રજુ કરતાં **મી. નંદનાથ કેદારનાથ દિક્ષિતે** જણાવ્યું હતું કે જે દેશના લોકો લખી વાંચી જાણતા ન હોય અને રાજકાજમાં ભાગ લઇ શકતા ન હોય તેઓ સુધરેલા કહેવાય નહિ. કેળવણી આપવાનું કાર્ય શ્રી કોઇનું છે અને રાજ્યનું કાર્ય પણ તે હોય તેમાં કાંઇ નવાઇ લેખાય નહિ. તે માટે શિક્ષણ મુફત અને ફરજીઆત હોવું જોઇએ. કડવી દવા જેમ માતા પાય તેમ સરકારે કેળવણીરૂપી દવા પાઇને-ફરજીઆત રીતે પાઇને પણ પ્રજાને કેળવવી જોઇએ. વડોદરા રાજ્યના મારા અનુભવ ઉપરથી હું કહું છું કે એ રાજ્યમાં પહેલાં કેળવણી માટે રૂ. ૧૪ હજાર ખર્ચાતા હતા ત્યારે હાલ ૧૪ લાખ ખર્ચાય છે અને ૨૧ લાખનું બજેટ તૈયાર છે પણ નાણાં ખાતાના મંત્રી જરા હરકત કરે છે. હાલમાં અમે રૂ. ૧ ની જગ્યાએ રૂ. ૧૫૦ ખર્ચીએ છીએ. ૩૧૦૦ ગામમાં ૩૦૮૮ શાળાઓ અને કોઈ મોટાં ગામમાં ૧૫ શાળાઓ પણ હોય છે. માત્ર ૭૦૦ સિવાયનાં બધાં ગામોમાં નિશાળ છે. છોકરાંમાંના ૮૯ ટકા અભ્યાસ કરે છે એટલે કુલ વસ્તીના ૧૩ ટકા ભણે છે, જે પ્રમાણ વધારેમાં વધારે ૧૫ ટકા જેટલું હોઇ શકે. એશિયાનાં જાપાનને બાદ કરતાં વડોદરા રાજ્યે જે કાંઈ કર્યું છે તે બીજા કોઇ દેશે કે રાજ્યે કર્યું નથી. ફરજીઆત મુફત કેળવણીના આવા લાભો છે અને ના. સરકારે પણ તે સમજીને કેળવણીને ઉદાર પોરણે આપવી જોઇએ. **મી. અમૃતલાલ વી. ઠક્કરે** તે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે શહેરોની વસ્તીને કેળવણીનો લાભ મળે છે અને ગામડાંની વસ્તી તેથી બેનસીબ રહે છે પણ વસ્તીનો એકંદર ૧૮ ટકા ભાગ જ શહેરોમાં રહે છે. દર વર્ષે ૫૦૦ શાળાઓ ઉઘાડવાનો ઠરાવ પણ સરકાર ૨ વર્ષથી પાળતી નથી. ૨૦ છોકરાઓ મળે ત્યાં શાળાઓ ઉઘાડવી એવા નિયમમાં ફેરફાર કરીને ૧૫ નું પ્રમાણ ઠરાવવું જોઈએ.

### ઠરાવ ૨ જો–પ્રાથમિક સ્ત્રીકેળવણીની વૃદ્ધિ.

(૧) પોતાના શહેરમાં કન્યાઓના પ્રાથમિક શિક્ષણની વૃદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવા અને તે હેતુસર વધારે એક્ષાહિદી કન્યાશાળાઓ સ્થાપવા આ પરિષદ્ મ્યુનિસિપાલીટીઓને

પણ ખરાબ છે વળી પોતાની પદવીને લીધે તેના ઘરમાં બીજા માણસો પારકાં માણસોનું કામ કરીને રળી શકતા નથી. મુંબઈની ભંગી સ્કુલના માસ્તરને રૂ. ૧૮ પગાર મળે છે પણ બીજું ત્રણ માણસનું ભંગી કુટુંબ મહિને દરેક જણ રૂ. ૧૫ કમાતા રૂ. ૪૫ કમાય ને માસ્તરની બીકથી કોઈ બીજાનું કામ થાય નહિ. આવી સ્થિતિને લીધે માસ્તરોના પગારો વધારવાની જ આપણે માગણી કરી છે. આપણી માગણી વ્યવહાર છે—અસાધારણ નથી. કેળવાયેલા શિક્ષકોની ખોટ છે અને ટ્રેનીંગ કોલેજોમાં જગ્યા નથી માટે તેવી સંસ્થાઓમાં પણ વધારો કરવો જોઈએ. ગ. પ્રાણશંકર લલુભાઈએ તે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે શિક્ષકોના ઓછા પગારોથી તેઓ ખાનગી શિક્ષણ આપીને પૈસા કમાય તે અને પછી શાળામાં આવીને કશું કામ કરતા નથી. તેઓની સ્થિતિ કુતરા જેવી છે. દરેક કેદીના ખોરાક પાછળ સરકાર રૂ. ૫ દર મહિને ખર્ચે છે, ત્યાને રૂ. ૧૫ ના શિક્ષકના ઘરના ૪ માણસોને તેટલું પણ મળે નહિ દી. બા. અંબાલાલના અભિપ્રાય પ્રમાણે દરેક શિક્ષકને ઓછામાં ઓછો રૂ. ૨૦ નો પગાર મળવો જોઈએ.

## ઠરાવ ૫ મો—માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ.

માધ્યમિક શાળાઓનો હાલનો ભારે અભ્યાસક્રમ કાંઈક હલકો કરવાના હેતુથી આ પરિષદ્ નીચેની ભલામણ કરે છે—(૧) પહેલાથી સાતમા ધોરણ સુધીમાં ગણિતનો અને વિજ્ઞાનનો અભ્યાસક્રમ પ્રમાણમાં સરળ કરવો જોઈએ. (૨) ચોથા અને પાંચમા ધોરણમાં ઇંગ્લંડ અને હિંદુસ્થાન એ બન્ને દેશોનો ઇતિહાસ શિખવવાને બદલે ફક્ત ઇંગ્લાંડનો ઇતિહાસ જ શીખવવો જોઈએ અને છેલ્લા ત્રણ ધોરણમાં હિંદુસ્થાનનો ઇતિહાસ વધારે સંપૂર્ણ રીતે શિખવવો જોઈએ.

ઉપરનો ઠરાવ રજુ કરતા રા. જીવણલાલ હરિપ્રસાદ દીવાને જણાવ્યું હતું કે કોન્વોકેશનમાંના પોતાના ભાષણમાં ડો. મેકીને વિદ્યાર્થીઓના અધુરા જ્ઞાન માટે હાઈસ્કુલો ઉપર આક્ષેપ કર્યો હતો, ખરી રીતે આપણા ગ્રેજ્યુએટોની કચાશનું કારણ કોલેજોના પ્રોફેસરો જ છે. ગણિતનું શિક્ષણ બહુ આકરૂં લેવાય છે તેમાં ભૂલ છે, અને માધ્યમિક શાળાઓમાંથી જ ગણિત ભૂલભરી રીતે શિખવાય છે. તેવી રીતે ઇતિહાસમાં પણ તેનું ખરૂં તત્ત્વ શીખવનારા પુસ્તકો શિક્ષકોના હાથમાં મેલવામાં આવ્યા નથી અને વિજ્ઞાનનું શિક્ષણ માત્ર નામનું જ છે અને તે પાછળ વખત બરબાદ જાય છે. બીજી ભાષા તરીકે ગુજરાતીને સ્થાન જ નહિ આપવાથી માતૃભાષાનું જ્ઞાન કાચું રહી જાય છે અને ભૂમિતિના અભ્યાસક્રમમાં પણ ઘટાડો કરવો જોઈએ.

## ઠરાવ ૬ ઠો—ગ્રાંટ-ઇન-એઈડ કોડમાં સુધારાની જરૂર.

સરકારી ગ્રાન્ટ લેતી પ્રાથમિક અને માધ્યમિક નિશાળો ઉપર કેળવણી ખાતાનો અંકુશ ઓછો કરવાના હેતુથી ગ્રાન્ટ-ઇન-એઈડ કોડમાં યોગ્ય ફેરફારો સૂચવવા તેમ જ ગ્રાન્ટ ન લેતી નિશાળો માટે જુદા નિયમો પાડવા અધિકારીઓ અને બીન-અધિકારીઓની એક કમિટી નીમવાની અને તેમાં ખાનગી નિશાળોના પ્રતિનિધિઓની નીમણુક કરવાની આ પરિષદ સરકારને ભલામણ કરે છે.

### ઠરાવ ૭ મો–મેટ્રીક્યુલેશનના અભ્યાસક્રમમાં ફેરફાર.

"હાલની મેટ્રીક્યુલેશનની પરિક્ષાના અભ્યાસક્રમમાં બધા વિષયો ફરજીઆત છે ત્હેને સ્થાને કેટલાક વિષયો ઐચ્છિક રાખવા કે નહિ તેનો નિર્ણય કરવા તથા તે સંબંધી ચોકસ સુચનાઓ કરવા તેમ જ મેટ્રીક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમના સંબંધમાં બીજી કંઇ સુચનાઓ કરવા જેવી હોય તો તે કરવા પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે કમિટી નીમી હતી.

### ઠરાવ ૮ મો–માધ્યમિક શાળાઓનાં પાઠ્ય પુસ્તકો.

"માધ્યમિક શાળાઓમાં શિખવવાનાં પાઠ્ય પુસ્તકો આ પરિષદને એકંદર અસંતોષ કારક લાગે છે અને તેના સુધારાને માટે નીચેની સુચનાઓ કરે છેઃ—

(૧) મુંબાઇની ધારાસભામાં ઓન. પ્રો. પ્રાંજપેએ આ સંબંધી ઠરાવને અમલમાં મૂકવા સરકારે તાકીદથી પગલાં લેવાં. (૨) છેલ્લાં પાંચ વર્ષથી દરેક વર્ષે ચોક્કસ પુસ્તક નિયત (prescribe) કરવાની જે પદ્ધતિ દાખલ કરવામાં આવી છે તે સત્વર રદ કરવી જોઇએ. (૩) ખાસ કરીને ઇતિહાસનાં (History) અને ઇંગ્રેજી સાહિત્યનાં (English) ચાલુ સાલનાં પુસ્તકો (prescribed) નિયત થએલાં પુસ્તકોની યાદીમાંથી દૂર કરવાં જોઇએ. (૪) બુકકમિટીમાં ⅓ ભાગના સભાસદો તરીકે બીન અમલદારી ગૃહસ્થોને નીમવા જોઇએ અને તે પૈકી કેટલાક નિશાળના હેડ માસ્તરોને નીમવા જોઇએ."

ઉપરનો ઠરાવ રજુ કરતાં પ્રો. હરિલાલ માધવજી ભટે માધ્યમિક શાળાઓના પાઠ્ય પુસ્તકોની ખામી દર્શાવી હતી અને ઇતિહાસનાં જે ત્રણ પુસ્તકો ચલાવવામાં આવે છે તેમાં ઇતિહાસની વાતોની પસંદગી તથા તેમાંની વિગતો આપીને તેમાં સમાએલ અજ્ઞાન તથા નિરૂપયોગીતાનું દર્શન કરાવ્યું હતું. અને ટેકો આપતાં રા. બળવંતરાય પ. ઠાકોરે જણાવ્યું હતું કે સ્વીકારાએલી શાળાઓ ઉપર કેળવણી ખાતાનો બહુ અંકુશ છે. ચોકસ પુસ્તકો તો શું પણ નકશા પણ અમે અમારી દીવાલો ઉપર ટાંગી શકતા નથી. કેળવણી ખાતું પોતાના અમલદારો પાસે પુસ્તક લખાવે છે અને પસંદ કરે છે. ત્યારબાદ તેમણે જણાવ્યું હતું કે બુક કમિટીમાં હેડ માસ્તરો પણ હોવાની અગત્ય છે.

### ઠરાવ ૯ મો–માધ્યમિક શાળામાં ગુજરાતીને સ્થાન.

"ગુજરાતી ભાષાના શિક્ષણને ઉત્તેજન આપવાના હેતુથી તેનો જુદો વિષય કહાડી નાખી બીજી ભાષા તરીકે માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાં અને મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તેને સ્થાન આપવાની અને ક્રમેક્રમે આર્ટસ કોલેજના અભ્યાસક્રમમાં પણ તે સિદ્ધાંત સ્વીકારવાની આ પરિષદ્ ભલામણ કરે છે."

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ઉપરનો ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું કે અભ્યાસક્રમમાં ગુજરાતીની અગત્યના ઘાટ છે એ સ્થિતિ સારી નથી અને ચલાવી લેવા જેવી [illegible] વિજ્ઞાન અને દેશી ભાષાને અભ્યાસક્રમમાં હાલમાં શિક્ષણના વિષયો લેખવામાં આવે તેને બદલે તેમને પરીક્ષાના વિષયો બનાવવા જોઇએ અને ગુજરાતી તથા સંસ્કૃત વગેરે બન્નેને બીજી ભાષા તરીકે એકસરખી ગણનાથી ચાલુ રાખવી જોઇએ.

ઠરાવ ૧૦ મો—નવો ઐચ્છિક અભ્યાસક્રમ.

"યુનિવર્સિટીની પરીક્ષાઓમાં જે વિદ્યાર્થીઓને પસાર થવું ન હોય હેમને વધારે વ્યવહારોપયોગી માધ્યમિક શિક્ષણ આપવાની આ પરિષદ્ ભલામણ કરે છે, અને તે માટે સૂચવે છે કે ઇંગ્રેજી ચોથા ધોરણમા પાસ થએલા વિદ્યાર્થીઓ માટે ત્રણ વર્ષના જુદા ક્રમો યોજવા જોઇએ અને હેમાં ખાસ કરીને ખેતી; કુસરઉદ્યોગ, શિક્ષણશાસ્ત્ર અને વેપારી શિક્ષણના ઐચ્છિક અભ્યાસક્રમ ગોઠવવા જોઈએ."

ઉપરનો ઠરાવ પંડયા હાકોરલાલ રણછોડલાલે રજુ કર્યો હતો અને જણાવ્યું હતું કે અંગ્રેજી પહેલા ધોરણમાં દાખલ થનાર વિદ્યાર્થીઓમાથી માત્ર ૧૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ મેટ્રીક્યુલેશન સુધી પહોંચી શકે છે અને બાકીના વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ વચમાં છોડી દે છે, તેઓને માટે ખાસ વ્યવહાર ઉપયોગી થઇ પડે તેવા અભ્યાસક્રમની જરૂર છે. વેપારી વર્ગના અને બીજા વિદ્યાર્થીઓ એવા અભ્યાસક્રમની ખાસ માંગણી કરે છે.

ઠરાવ ૧૧ મો—વધારે કૉલેજોની જરૂર.

"(૧) બ્રિટિશ વિભાગમાં તેમજ દેશી રાજ્યોમાં વધારે કૉલેજોની જરૂર આ પરિષદ્‌ને લાગે છે અને સુરતમાં કૉલેજ સ્થાપવાની જે યોજના થઇ છે તેને મદદ કરવા સર્વે ગુજરાતીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. (૨) હાલની કૉલેજોમાં વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓ લઇ શકાય એવી વ્યવસ્થા કરવા માટે સરકારને તથા દેશી રાજ્યોને આ પરિષદ્ ભલામણ કરે છે."

એ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરી પસાર કરવામાં આવ્યો હતો.

ઠરાવ ૧૨ મો—જુદા જુદા ધંધાની શાળાઓ.

"આપણી પ્રજાની કેળવણી મર્દદેશીય અને વ્યવહારપયોગી થાય એ હેતુથી ખેતીવાડી, કુસરઉદ્યોગ, વૈદક, વ્યાપાર વિગેરેના શિક્ષણ માટે શાળાઓ સ્થાપવા પરિષદ્ સરકારને તથા પ્રજાને ભલામણ કરે છે."

ઉપરનો ઠરાવ મી. પિનાકીપ્રસાદ એન. દેસાઇએ રજુ કર્યો હતો અને જણાવ્યું હતું કે ખેતીવાડી વગેરે ઉદ્યોગોનાં જે ચોપાનીયાં વગેરે દેશોમાં બહાર પડે છે તેનો ઉપયોગ કરીને ત્યાંના ખેડુતો ધનવાન થાય છે પણ આપણા દેશમાં કેળવણીને અભાવે જે કાંઈ ચોપાનીયાં બહાર પડે છે તેનો જોઇએ તેવો ઉપયોગ થતો નથી. સરકારે ખેતીવાડી, હુન્નર-ઉદ્યોગ વગેરેનાં ખાતાં સ્થાપ્યાં છે પણ તે જોઈએ તેટલાં ઉપયોગી થતા આખા ઇલાકામાં એકાદ બે અખતરા મારેના ખેતરો હોય તેથી કાંઈ જોઇએ તેટલો લાભ થાય નહિ. તે સાથે વ્યવહારૂ વિજ્ઞાનનું શિક્ષણ મળે તો જ જે કાંઇ માહિતી સરકાર ચોપાનીયાં મારફતે ફેલાવે છે તે ઉપયોગી થઇ પડે.

ઠરાવ ૧૩ મો—આંધળાં બહેરાં-મુંગાંની કેળવણી.

"અપંગો (આંધળા, બ્હેરાં, મુંગા વ.)ની કેળવણી માટે જુદાવાર ખાસ નિશાળો સ્થાપવા અને જ્યાં એવી નિશાળો હોય તેને ખાસ ગ્રાંટ આપવા સરકારને આ પરિષદ્ ભલામણ કરે છે."

ઉપરનો ઠરાવ પ્રમુખ તરફથી રજુ કરી પસાર કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૧૪ મો—સ્ત્રીકેળવણી અને સ્ત્રીશિક્ષિકાઓ

"હિંદી સરકારે ઓગષ્ટના ઠરાવમાં જે પ્રાંતિક સરકારને અભિપ્રાય માટે મોકલ્યો છે, તેમાં જણાવેલા મુદ્દા વિષે પરિષદ નીચે પ્રમાણે સૂચનાઓ કરે છે —

(૧) કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં ઘરુ કરછ બાબત વિષયો રાખવા જોઈએ અને ઘણા વધારે ઐચ્છિક વિષયો રાખવા જોઈએ બીજા વર્ગના વિષયોમાંથી પ્રાથમિક શાળાઓ માટે અમુક વિષયો પસંદ કરવાની સત્તા મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડને હોવી જોઈએ, અને માધ્યમિક શાળાઓ માટે ત્હેવી પસંદગી કરવા માટે અધિકારીઓ અને બીનઅધિકારીઓની ખાસ કમિટી નીમવી જોઈએ (૨) મોટાં સ્થળોમાં સ્ત્રીઓ માટે જુદી કૉલેજો સ્થાપવી જોઈએ, જ્યાં તેમ ન બની શકે ત્યાં માધ્યમિક શાળામાં કૉલેજના બે વર્ગો જોડવા જોઈએ, તેમ જ ત્હેમને અભ્યાસ વધારવાનું ઉત્તેજન આપવા માટે સ્કોલરશીપો આપવી જોઈએ (૩) જે શિક્ષિકાઓને ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં ટ્રેઈન થવાનું બની શકે એમ ન હોય, તેમને માટે રજાના વખતમાં એક માસના કે વધુ મુદતના ટુંક વર્ગો ઉઘાડવા જોઈએ ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં જ દરવર્ષે દાખલ કરવા વધારે શિક્ષિકાઓની સંખ્યા દાખલ કરવી જોઈએ (૪) કન્યાશાળાઓનું ઈન્સ્પેક્શન કરવા માટે બધા સ્થળોમાં ઇન્સ્પેક્ટરેસો નીમવી જોઈએ પણ તેમ એકદમ ન બની શકે તો પણ મ્યુનિસિપાલીટીના મોટા શહેરોમાં તો આ પદ્ધતિ દાખલ કરવી જ જોઈએ."

ઉપરનો ઠરાવ રજુ કરતાં **મી. રામમોહનરાય જસવંતરાયે** જણાવ્યું હતું કે ઓછી કેળવણી પામેલી સ્ત્રી શિક્ષિકાઓની હાલમાં ખામી છે માટે વધારે ટ્રેનિંગ કૉલેજની જરૂર છે એટલું જ નહિ, પણ સ્ત્રીઓને માટે શિક્ષક તરીકેનો ધંધો વધારે પ્રતિષ્ઠિત બનાવવો જોઈએ છે. કન્યાશાળાઓનું ઈન્સ્પેક્શન પુરૂષ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો તરફથી થાય છે અને મહેતીજીઓ એવા ડેપ્યુટીઓની દયા ઉપર જ અવલંબી રહેલી હોવાથી ઘણીવાર અનર્થો બને છે. બધા ડેપ્યુટીઓ ખરાબ હોતા નથી પરંતુ મહેતીજીના ધંધાની પ્રતિષ્ઠા વધારવા માટે અનુભવી શિક્ષિકાઓને ઇન્સ્પેક્શનનું કામ સોંપવું જોઈએ. **મી. હોમી પેસ્તનજી ચાયનાવાળાએ** આ ઠરાવને ટેકો આપતાં વર્નાક્યુલર માસ્તર કોડમાં સુધારો કરવાની અથવા તે રદ કરવાની જરૂર દર્શાવી હતી અને કેળવણી ખાતાના બધા ભાગમાં મોટા ફેરફાર કરવાનું સુચવ્યું હતું.

## ઠરાવ ૧૫ મો—શારીરિક કેળવણી.

"વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સુધારવાને માટે આ પરિષદ નીચેની સુચનાઓ કરે છે—(૧) દરેક છોકરાની શારીરિક તપાસ વખતો વખત સ્થાનિક ડાક્તરોથી થવી જોઈએ. (૨) તેમના શરીરબળના પ્રમાણમાં તેમને માફક આવે એવી કસરત (Gymnastics) ફરજીઆત કરવી જોઈએ (૩) મકાનની તેમ જ તેની આસપાસની જગાની સ્વચ્છતા ઉપર દેખરેખ રાખવાની ખાસ જરૂર છે અને ત્હેની આગળ છોકરાઓને રમવાને પુરતી જગ્યા રાખવી જોઈએ. (૪) First aid, Physiology અને Hygiene (તાત્કાલિક મદદ, દેહવિજ્ઞાન, અને આરોગ્ય)ના શિક્ષણ માટે શિક્ષક તરીકે એક ડાક્તરને નીમવો જોઈએ."

ઉપરનો ઠરાવ રા. ડાહ્યાભાઈ લ. પુરોહિતે રજુ કર્યો હતો, તેમણે જણાવ્યું હતું કે આપણે ત્યાં વિદ્યાર્થીઓને પુરતી શારીરિક કેળવણી આપવામાં આવતી નથી એટલુંજ નહિ પણ સૌને કવાયત કે દંડ પીલવા એવી મરજી કેળવણી અપાય છે તે વાજબી નથી લંડનની પોલ્સમરી હાઇન્ડ સ્કુલમાં બાળક બાળકી સૌને શારીરિક કેળવણી અપાય છે, પરંતુ સૌને તેઓના જુદા જુદા રોગોને અનુસરીને જુદી જુદી જાતની શારીરિક કેળવણી અપાય છે. તેવી રીતે આપણે ત્યાં એ કેળવણી આપવી જોઇએ. ડૉ. હરિપ્રસાદ વ્રજરાયે એ ઠરાવને ટેકો આપતાં શારીરિક કેળવણી પુરતા પ્રમાણમાં આપવાની જરૂરીઆત બતાવી હતી અને તે માટે મેદાનો તથા સાધનો પૂરાં પાડવાનું જણાવ્યું હતું. વિનાયનીની માફક દેશી રમતો અને મર્દાનગીના ખેલોની પણ તેમણે પ્રશંસા કરી હતી

## ઠરાવ ૧૬ મો—અંત્યજોની કેળવણી.

"અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓની કેળવણીના વિકાસ માટે આ પરિષદ્ સુચવે છે કે—(૧) જીલ્લાનાં મુખ્ય શહેરોમાં તે વર્ગના વિદ્યાર્થીઓ માટે એક અલાયદી હોસ્ટેલ સ્થાપવી જોઇએ. (૨) મ્યુનીસીપાલીટીએ પોતાના શહેરમાં આ વર્ગને માટે ઓછામાં ઓછી એક શાળા સ્થાપવી જોઇએ. (૩) ગામડાંઓમાં જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં તેમને માટે લોકલબોર્ડે જુદી શાળાઓ સ્થાપવી જોઇએ."

## ઠરાવ ૧૭ મો—પરીક્ષાની પદ્ધતિમાં ફેરફારની જરૂર.

"મેટ્રીક્યુલેશન તથા કોલેજની પરીક્ષાઓ વર્ષમાં બે વાર લેવી અને જે વિષયમાં વિદ્યાર્થીઓ નપાસ થયા હોય તેમની તેટલાજ વિષયમાં ફરી પરીક્ષા લેવા આ પરિષદ્ યુનિવર્સિટીને ભલામણ કરે છે."

## ઠરાવ ૧૮ મો—માધ્યમિક શાળાઓની ફી.

"માધ્યમિક શાળાઓમાં ફીનું ધોરણ કમી કરવા અને સરકારે ઠરાવેલી રકમના ઓછામાં ઓછા ત્રીજે ભાગ જેટલી ફી લેવાનું મંજુર કરેલી નિશાળો ઉપર મૂકાયેલું બંધન દૂર કરવા આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે"

ઉપરના ત્રણે ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરી પસાર કરવામાં આવ્યા હતા.

## ઠરાવ ૧૯ મો—ગુજરાત એજ્યુકેશન લીગ.

"સમસ્ત ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની ચર્ચા અને સતત ચળવળ ચાલુ રાખવા અને કેળવણીના વ્યવહારૂ કાર્યો કરવા ગુજરાત કેળવણી મંડળ (Gujarat Education League) સ્થાપવાનું આ પરિષદ્ ઠરાવે છે અને તે માટે સર્વે જોઇતા પગલાં લેવા, શ્રી. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર, શ્રી ઈશ્વરલાલ હીરાલાલ દેસાઈ તથા શ્રી. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, એ મંત્રીઓ સાથે એક કમીટી નીમે છે.

ઉપરનો ઠરાવ રા. આશાશંકર ઉત્તમરામ મસલજીએ રજુ કર્યો હતો અને રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે તેને ટેકો આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે અમદાવાદ, સુરત, ભરૂચ, આણંદ, ચરોતર વગેરે સ્થળે કેળવણીને લગતા ખાસ મંડળો છે અને તેઓ સારૂં કામ કરે છે પરન્તુ તે સાથે આખા ગુજરાતને માટે એક આવા લીગની જરૂર છે.

તેવી કેળવણી લેવાના સ્ત્રીના હક વિષે આપણે થોડું જ સાંભળીએ છીએ. તે લોકો એમ કહે છે કે સ્ત્રીઓને કેળવણી આપવાનો હેતુ માત્ર એટલો જ છે કે તેમને સારી પુત્રીઓ, સારી પત્નીઓ અગર સારી માતાઓ બનાવવી. પણ સ્ત્રીઓ સારા શહેરીઓના જેવી થાય તથા તેમને માનસિક, નૈતિક અને આધ્યાત્મિક શિક્ષણ મળે તે અભિપ્રાય સામા પક્ષના લોકો બીલકુલ કીંમતી ગણતા નથી. સ્ત્રી કેળવણી આપવાના સવાલને પ્રજાકીય ઉધારણના સવાલ સાથે સંબંધ છે તે તે લોકો ભુલી જાય છે.

બાળલગ્નથી પરણનારાં જોડાઓને નુકશાન થાય છે એટલું જ નહિ પણ હિંદુસમાજ સામે તે એક ગુન્હો છે. પરદેશગમન કરીને આવનારાઓને પ્રાયશ્ચિત આપીને ન્યાતમાં લેવામાં આવે છે એટલે ન્યાતનું વલણ પરદેશગમન કરનારાઓ તરફ હજુ બદલાયલું નથી. ન્યાતોએ સ્વીકારવું જોઈએ કે પરદેશગમન એ પાપ નથી અને પરદેશગમન કરનારાઓને પ્રાયશ્ચિત આપવાની જરૂર નથી. જો ન્યાતો તે સ્વીકારશે નહિ તો તે સંસ્થાનો અંત આવશે. સુધારકોએ પરદેશગમન સામેની એવી બધી હરકતો દૂર કરવાની છે.

જુદી જુદી ન્યાતોમાં કન્યા વ્યવહાર ચલાવવા, તથા અંત્યજ વર્ગની સ્થિતિ સુધારવા વગેરે બીજા સુધારાઓમાં પણ સુધારકોએ ભગીરથ કરવાનો છે. સુધારકોને એમ સમજાવવામાં આવે છે કે તેમણે ન્યાતની સામેની વિરૂદ્ધતા છોડી દેવી. તેમને એમ કહેવામાં આવે છે કે સંસાર સુધારાનું કામ આગળ વધતું નથી તથા તેથી તે બહુજ અપ્રિય થાય છે. પણ લોકપ્રિયતાની ખાતર જો સુધારકો જુલમનો ભોગ થઇ પડેલાઓનું કાર્ય પડતું મુકે તો તેમની કાંઇ પણ ગણના ગણાય કે? જેઓ લાચાર અને નિરાધાર હોય તેમને છોડી દેવાથી સંસારસુધારાનું કાર્ય શું કદિ પણ આગળ વધી શકશે? નહિ, સંસાર સુધારકોએ બીલકુલ અટકવું નહિ અને આગળ વધવુંજ પડશે.

## પ્રમુખની ચુંટણી.

ઓન. મી. ગોકળદાસ કહાનદાસ પારેખે પરિષદના પ્રમુખનું સ્થાન ઓન. પ્રીન્સીપાલ મી. આર. પી. પરાંજપેને આપવા દરખાસ્ત કરી હતી જે પસાર થઇ હતી અને ઓન. મી. પરાંજપેએ પ્રમુખસ્થાન લીધું હતું.

## પ્રમુખનું ભાષણ.

બાદ પ્રમુખે પોતાનું ભાષણ વાચ્યું હતું, જેનો સાર આપવામાં આવ્યો છે. પ્રમુખપદ આપવા બદલ આભાર માન્યા બાદ પ્રમુખે જણાવ્યું હતું કે હાલમાં લોકમત કેળવણીથી ઘણો બદલાયો છે છતાં "ઓછામાં ઓછા અવરોધને માર્ગે ઉન્નતિ" એવી સૂત્રો પાડનારા લોકો ઘણા છે અને તેથી દેશાભિમાની કેટલાક સંસારસુધારાના પક્ષની અવગણના કરે છે. ઉપરના સિદ્ધાંતમાં ઘણું સત્ય છે. પણ સાધારણ રીતે કોઇ માણસ કોઈ સિદ્ધાંતને બીજાના બોલવા ઉપરથી ઓળખી જાય ત્યારે તેની અંદરનું રહસ્ય તે ભુલી જાય છે. કિન્તુ સામાજીક કે રાજકીય સુધારાઓમાંથી પહેલું સ્થાન કોને આપવું તે વીષે પણ ઘણા માણસો વિવાદ કરે છે, રાજકીય અને ઔદ્યોગીક સુધારાઓ માટે તેના હિમાયતીને હમેશના જીવનમાં તત્કાળ કાંઇ કાર્ય કરવાનું હોતું નથી. સરકારના દોષો બતાવી તથા આવેદન

### આવતી પરિષદ્ ભરૂચમાં.

ના. ન્યાયાધીશ ઉ. મયજીએ આવતી પરિષદ્‌ને ભરૂચ ભરવા સર્વની તરફથી આમંત્રણ કર્યું હતું.

### ઉપકાર દર્શન.

રા. મોહનદાસ કરમચંદ ગાંધીએ પરિષદ્‌ના સહાયકો તથા પ્રમુખનો આભાર માનતાં જણાવ્યું હતું કે પ્રમુખ થવાનું કામ ઘણું વિકટ હોય છે અને ઘણીજ સહનશીલતા રાખવી પડે છે. તે ઉપરાંત બોલનારાઓને પણ બોલતું બંધ કરાવવાની ફરજ તેમને બજાવવી પડે છે એવી સ્થિતિની ખરી કસોટીમાંથી પસાર થનાર પ્રમુખનો આપણે આભાર માનવો એ આપણી ફરજ છે.

### પ્રમુખના ઉત્તરના શબ્દો.

રાઓ પ્રમુખે જણાવ્યું હતું કે તમે મને આ મારા વતનના શહેરમાં તેડીને અને આ મોટું માન આપીને ઉપકૃત કર્યો છે. કેળવણીના કામમાં ગુજરાતે અને ખાસ કરીને અમદાવાદે જે ઉત્સાહ દર્શાવ્યો છે તે જો ચાલુ રહેશે તો આ ગુજરાતની કેળવણીની સ્થિતિમાં ટુંક વખતમાં ફેરફાર થઈ જશે.

## પ્રાંતિક સંસાર સુધારા પરિષદ્.

(આ સભા પણ પ્રાંતિક પરિષદ્ મંડપમાં મળી હતી.)

### સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ.

રા. બ. રમણભાઈએ પોતાના ભાષણમાં ડેલીગેટોને આવકાર આપ્યા બાદ જણાવ્યું હતું કે ૫૦૦ વર્ષ પહેલાં અમદાવાદ સ્થપાયું હતું અને તે દરમ્યાન કંઈક ફેરફારો થયા છે તથા ઘણા જુના વેપારો નાશ પામ્યા છતાં અમદાવાદ ગુજરાતની રાજધાની કાયમ છે. અમદાવાદના કીનખાબ અને કનક કે જેની ગણના પહેલાં બહુ થતી તે હવે બહુ ખપતા નથી છતાં અમદાવાદ પાછું ટટાર થયું છે. સન ૧૯૧૩ ની પ્રાંતિક સંસાર સુધારા પરિષદ્‌ના સ્વાગત મંડળના પ્રમુખનું સ્થાન મર્હુમ સર ચીનુભાઈ માધવલાલે લીધું હતું. મર્હુમ લાલશંકર ઉમીયાશંકરની પછી ગુજરાત સોશ્યલ રીફોર્મ એસોસીએશનના પ્રેસીડન્ટ સર ચીનુભાઈ હતા. દિલગીરી એટલી જ છે કે હાલમાં તેઓનું અસ્તિત્વ નથી પણ તેમના ઉમદા વિચારો આપણે ગુમાવ્યા નથી. હાલના જમાનામાં સંસાર સુધારાની સામેની વિરૂદ્ધતા બહુ રહી નથી. જે જે ખોટા રિવાજો છે તે દૂર થવા જ જોઈએ તેમ જ બાળલગ્ન પણ ઓછાં થતાં જાય છે. પરદેશગમન તરફ કેટલીક નાતો વધુ ને વધુ વળતી જાય છે. કન્યા કેળવણી કેટલાક શહેરોમાં માધ્યમિક કેળવણી સુધી આવી છે

### સ્ત્રી કેળવણી.

સ્ત્રી કેળવણીના સંબંધમાં હજુ કેટલાક લોકો એમ ધારે છે કે પુરૂષોને સ્ત્રીઓ ઉપયોગી થઈ પડે તેટલા પુરતી જ તે કેળવણી આપવી પણ પૂરેપૂરી રીતે ખીલવી ઠ ?

ક્રમમાં ફેરફાર થયેલો જોવા હું ઇચ્છું છું અને તેમાં દેશી ભાષાનો વધુ ઉપયોગ થાય તેવી પણ મારી ઇચ્છા છે. 'હીંદી સ્ત્રીઓની યુનીવર્સીટી' ના સંબંધે જે ધોરણોની યોજના કરવામાં આવી છે તે યોજના પણ પસંદ કરવા જેવું છે, વળી કોલેજોમાં પણ છોકરાઓની સાથે જ છોકરીઓને અભ્યાસ કરવા દેવો, જેથી તેમનું શરમાળપણું દૂર થાય. વળી તેમને માટે હોસ્ટેલો પુરા પાડવાની જરૂર છે. જુદી કસરતશાળા પણ નાખવી જોઇએ. જે બાળાઓ ગ્રેજ્યુએટ થવાની ઇચ્છા રાખે છે તેમની આખી જીંદગી સુધી આખી સમાજ ઉપર સારી અસર થાય છે.

## જ્ઞાતિ વિનાશનો પ્રશ્ન.

બીજો અગત્યનો પ્રશ્ન જ્ઞાતીઓને લગતો છે. આપણે મનમાં એટલી ખાત્રી રાખવી જોઇએ કે જ્ઞાતિની એ એક અનિષ્ટ વસ્તુ છે અને તેનું અસ્તિત્વહીન હોય ત્યારે જ હીંદુસ્તાનમાં એક મોટો યુગ ઉત્પન્ન થશે. આ સંસ્થા વેદોના વખતમાં હતી કે નહી તેની મને દરકાર નથી, પણ રાષ્ટ્રીય પ્રગતિના માર્ગમાં તે એક મોટા અંતરાય જેવી છે. દરેક જ્ઞાતિ પોતપોતાના હક્કો મેળવવા વારંવાર દબાણ કરે ત્યાં રાજકીય એકતાની વાત આપણે શી રીતે કરી શકીએ? જ્ઞાતિની પરિષદો, ફંડો તથા સંસ્થાઓ ચલાવવામાં ઘણા શ્રમનો વ્યય થતો નથી શું? જ્ઞાતિ બહાર મુકવાના ભયથી પરદેશગમન સામે પ્રતિબંધો નડે છે અને તેના પરિણામે ઔદ્યોગીક પ્રગતીને કેટલી હાની પહોંચે છે? હવે રોટીવ્યવહાર તથા બેટી વ્યવહારનું ક્ષેત્ર સંકુચીત નાખવાની બીલકુલ જરૂર નથી. પહેલાં ચાર જ્ઞાતિઓ હતી તેને બદલે હવે હજારો જ્ઞાતિઓ થઇ પડી છે અને મહારાષ્ટ્ર કરતા ગુજરાતમાં એ અનિષ્ટ વધારે છે. આ જ્ઞાતિરૂપી દીવાલો બનાવવાનું કાર્ય કેટલું આત્મઘાતક છે? આપણે હીંમતથી તે દીવાલોને તોડી નાખવી જોઇએ. હાલમાં જ્ઞાતિ તે માત્ર કપટ અને ઢોંગનું સ્વરૂપ છે. આનો અર્થ એટલો જ થાય કે તમે ફાવે તેમ કરો પણ ફક્ત બહારનો ભાગ જો તમે જોઇએ તેવો રાખો તો જ્ઞાતિ તમને હેરાન કરશે નહી.

## લગ્નવ્યવહાર.

જુદી જુદી જ્ઞાતિઓમાં અંદર અંદર લગ્ન કરવાની પણ કાયદા પ્રમાણે હવે છૂટ થવી જોઈએ અને તેમ કરવાને હાલ જે પ્રતિજ્ઞા લેવી પડે છે તથા ના મા સંબંધી જે હરકત આવે છે તે દૂર થવી જોઇએ. ઓન. મી. [illegible] ધારાસભામાં નીમાયા છે તે પુરતી થવા જેવું છે. હાલમાં તો વાણિયા અને બ્રાહ્મણો વચ્ચેનું લગ્ન હોઇ પણ હિંદુ અને મુસલમાનોની વચ્ચેના લગ્ન જેટલું જ અસંભવિત છે. હાલની રાજકીય સ્થિતિ અને અને ના ત્યાગીઓના વલણને લીધે સમાજ સુધારો ઘણી જ પ્રતિકૂળ સ્થિતિમાં મુકાયેલ છે. સરકાર કોઇના ધર્મની આડે આવે એમ અમે ઇચ્છતા નથી પણ બીજા પુરૂષોના વિચાર સ્વાતંત્ર્યની આડે આવવાનો તેમને શો હક છે? મી. બસુએ એટલી જ માગણી કરી હતી કે કોઇ માણસ પોતે હિન્દુ, મુસલમાન, ખ્રીસ્તી, પારસી, બૌદ્ધ તથા યહુદી નથી એમ જાહેર કર્યા વીના યોગ્ય અધિકારીઓની સન્મુખ પોતાના લગ્નની નોંધ કરાવી શકે. જો એ બીલ પસાર થયું હોત તો કોઇપણ સ્ત્રીને પોતાનું [illegible] થવાની

તેની સાથે જ લગ્નની નોંધ રાખેલી હોવાની ખાત્રી મળી શકત. છુટાછેડાના વિચારથી જ કેટલાકોને બીક લાગે છે પણ કેળવાયેલા સ્ત્રી પુરૂષોની સમાજમા તેની ખાસ જરૂર છે. કારણ કે પતિ ક્રૂર, અભીમાની, દારૂડીઓ તથા રોગીષ્ટ હોય અથવા બીજી સ્ત્રીને પોતાની સાથે રાખનો હોય છતા હાલના કાયદા પ્રમાણે જો સ્ત્રીને ગોરાણી પોષાણી મળે તો તેને તેની સાથે જીવન ગાળવુ પડે છે. છુટાછેડાના રિવાજથી સ્ત્રીઓ આ ત્રાસમાથી બચી જશે

## બીજા સવાલો.

ગુજરાતમા ખાસ કરીને પરદેશગમનનો સવાલ અગત્યનું સ્થાન ધરાવે છે. મહારાષ્ટ્રમા તે સવાલનું લગભગ નિરાકરણ થઇ ગયુ છે જો આપણે પ્રજા તરીકે ઉન્નત થવા માગતા હોઇએ તો આ બાબતમા આપણે આગળ વધવાની જરૂર છે. દુનીયાની મુસાફરી શીવાય કોઇ પણ પ્રજાની ઉન્નતિ થઇ શકતી નથી. જે મેરીકા, ઇંગ્લેન્ડમાં, પૂર્વ આફ્રીકા, ગાલીપોલી તથા મેસોપોટામીયામા અપૂર્વ અનુભવ મેળવીને પાછા ફર્યા છે તેઓ તેથી સારા શહેરીઓ બન્યા છે. બીજુ અત્યજ વર્ગની સ્થિતિ તરફ આપણે નજર કરી તેમની ઉન્નતિ કરી જોઇએ. સમાજોમા તથા પરસ્પર સહાયનાના વિચારે પણ આપણામા પ્રસરતા જાય છે તે ખુશ થવા જેવુ છે વળી કારખાનામાના મજુરોની સ્થિતિ સુધારવાને પ્રાથમિક કેળવણી મુફત અને ફરજીઆત કરવા તથા દેશમા વસતા ભીખારી સાધુઓના સંબંધમા પણ આપણે આગળ વધવાનુ છે સાધુઓનો સવાલ ધાર્મિક પ્રજાની સાથે એવો નિશ્રિત થએ છે કે કેટલાકોને પોતાનો મત છુટથી આપતા પણ સંકોચ થાય છે. હિંદુ તથા મુસલમાનો દાનને ધારી અગત્યની ફરજ સમજે છે પણ વિચાર કર્યા વીના દાન આપવાથી પૈસાનો દુરૂપયોગ થાય છે. કેટલા બધા ભટકતા પુરૂષોને આપણે આળસુ અને દુરાચારી જીંદગી ગાળવામા ઉત્તેજન આપીએ છીએ ? જે લોકો બુદ્ધિમય તથા ધાર્મિક કાર્યોમા પોતાનું જીવન ગાળે છે તેઓની વીરૂદ્ધ કઇ પણ સખ્ત કહેવાની મારી ઇચ્છા નથી પણ સાધુઓ તથા ભીખારીઓ જે કામ કરે છે તે ધાર્મિક અને બુદ્ધિમય છે તેમ કહેવુ તે શબ્દોનો ઘણો ભોગ જ અર્થ કરવા જેવુ છે. સાધુ વર્ગને દાબી દેવામાં આપણે જરા કડણ હૃદયવાળા થવુ પડશે. ભાષણના અંતમા પ્રમુખે જણાવ્યુ હતુ કે સમાજ સુધારાના આપણા પ્રયત્નો જે સિદ્ધાંતોથી દોરવાના છે તે તમારા મન ઉપર ઠસાવવાની જ મારી ઇચ્છા હતી. દરેકે કોઇ પણ નવાનું આચરણ કર્યા વીના સઘળા સમાજ તથા વ્યક્તિનું શ્રેય શામા છે તેનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઇએ અને જ્યા સુધી કોઇ સમાજ ન્યાય અને નીતિ ઉપર રચાએલી ન હોય ત્યા સુધી તે સમાજનો ઉત્કર્ષ તથા તેના સભ્યોનુ શ્રેય થવાનો સંભવ નથી

બીજે દિવસે સભાસ્થાનમા આજ વાગ્યના તે જ સ્થળે પરિષદની બેઠક ઓન. મી સામ ના પ્રમુખપણા નીચે મળી હતી.

### ઠરાવ ૧ લો–વફાદારી.

આ પરિષદ ના શહેનશાહ તરફ પોતાની વફાદારી જાહેર કરે છે તથા બ્રીટીશ અને તેના મીત્રોની જીત થાય એવી પ્રાર્થના કરે છે.

### ઠરાવ ૨ જો-મી. ગોખલે, સર ચીનુભાઈ તથા જમનાબાઈ સક્કાઇનાં મૃત્યુ બદલ દિલગીરી.

આ પરિષદ્ મી. જી. કે. ગોખલે, સરદાર સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટ તથા મીસીસ જમનાબાઇ સક્કાઇના શોચનીય મૃત્યુથી ગયેલી ખોટની બહુ જ દિલગીરી સાથે નોંધ લે છે.

### ઠરાવ ૩ જો-કન્યા કેળવણી.

આ પરિષદ્ કન્યાઓને, છોકરાઓના જેવી અગર જરૂર હોય તો તેમાં ફેરફાર કરીને પણ ઉચ્ચ કેળવણી આપવાની અગત્યની હીમ્મત કરે છે તથા પુખ્ત વયની સ્ત્રીઓને માટે ખાનગી શિક્ષણના વર્ગો ઉઘાડવાનું પસંદ કરે છે.

### ઠરાવ ૪ થો-બાળલગ્ન અને બહુલગ્ન.

આ પરિષદ્ હિંદુ સમાજમાં થતાં બાળલગ્ન તથા બહુલગ્નના રીવાજને નાપસંદ કરે છે અને ભાર મૂકીને એવો અભિપ્રાય દર્શાવે છે કે લગ્ન માટે કન્યાઓની ઉમ્મર ઓછામાં ઓછામાં ઓછી ૧૬ અને છોકરાની ૨૧ વર્ષની કરવી, જેથી તંદુરસ્તી સચવાય, ઉચ્ચ કેળવણી મળી શકે તથા સારી સંતતિ પેદા થાય, તથા આ પરિષદ્ ના. નામદારને અરજ કરે છે કે તે નામદાર બાળલગ્ન પ્રતિબંધક નિબંધને કડવા કબુલી કામને ચાલુ પાડવો.

### ઠરાવ ૫ મો-ફરજીઆત વિધવાપણું.

આ પરિષદ્ હાલ સુધીમાં વિધવા વિવાહના કામમાં થએલી પ્રગતિથી સતુષ્ટ થાય છે તથા તે કામમાં થતી હરકતો દૂર કરવા અને વિધવાવિવાહ કરાવનાર મંડળો અને પરણવા ઈચ્છતી વિધવાઓ માટે આશ્રમો સ્થાપવાનો આ પરિષદ્ આગ્રહ કરે છે.

### ઠરાવ ૬ ઠ્ઠો-વિધવાશ્રમો.

વિધવાશ્રમો તથા સેવાસદન, વનિતાવિશ્રામ અને પુનાનું વીડોઝ હોમ કે જ્યાં મુશ્કેલીમાં હોય તેવી વિધવાઓને આશ્રય, સામાન્ય કેળવણી તથા સામાજીક સેવા માટેનું શિક્ષણ મળે છે તેવી સંસ્થાઓવડે વિધવાઓ સમાજનાં માનનીય તથા સ્વમાનવાળા અંગો અને તેવી રીતે વિધવાઓની સ્થિતિ સુધારનારી હીલચાલને આ પરિષદ્ મજબુત ટેકો આપે છે.

### ઠરાવ ૭ મો-જ્ઞાતિવિનાશ

આ પરિષદ્ એવા અભિપ્રાયની છે કે જ્ઞાતીઓથી હિંદુ કોમની પ્રગતીને ખોટી રીતે હરકત થાય છે માટે તે કાઢી નાખવી જોઇએ. તેને માટે જે જ્ઞાતીઓ બીજી જ્ઞાતીઓની સાથે ભળી જવાના પગલાં લે છે તેને આ પરિષદ્ આવકારદાયક ગણે છે તથા સંસાર સુધારાના મિત્રો જ્ઞાતીઓના એકીકરણને ટેકો આપે છે. આ પરિષદ્ એવો અભિપ્રાય ધરાવે છે કે હીંદુ કોમની જુદી જુદી જ્ઞાતીઓના અંદર અંદરના લગ્નને કાયદેસરના કરવા માટે ખાસ કાયદો ઘડવો જોઇએ.

### ઠરાવ ૮ મો–લગ્ન માટે, ખાસ કાયદો.

સન ૧૮૭૨ ના ખાસ લગ્નના કાયદા પ્રમાણે જે જોડું પરણતું હોય તેને એવા સોગંદ લેવા પડે છે કે તેઓ કોઇ ખાસ ધર્મ પાળતા નથી તે કાયદો એવી રીતે સુધારવો કે જેથી તે સોગંદ લેવા પડે નહી

### ઠરાવ ૯ મો–અંત્યજ વર્ગનો ઉદ્ધાર.

આ પરિષદ્ સંસાર સુધારાની હિલચાલના મિત્રોને અંત્યજ વર્ગની કેળવણી આપી તથા તેમની અને આપણી વચ્ચેના અસ્પર્શ જેવા પ્રતિબંધો દૂર કરી તેમની ઉન્નતિ કરવા સૂચના કરે છે.

( આ ઠરાવ રજુ કરતાં મોહનદાસ ગાંધીએ જણાવ્યું હતું કે મે પોતે જ આવું પગલું ભરેલું છે અને તેને માટે મારી કફંગી સ્થિતિ થઇ છે. પ્રમુખે પોતાના ભાષણમાં જે વિચારો દર્શાવ્યા છે તે કાતો એક સ્વચ્છંદી મનુષ્ય બતાવી શકે અગર કાં તો એક સંયમી લેખ લખી શકે. મને તો પ્રમુખના ઉદ્ગારોમાં સ્વચ્છંદીપણાનો ભાસ થાય છે. તેમણે જણાવેલા પગના ભાગવાને આપણે હીંદીઓ હજુ જોઇએ તેના લાયક નથી વિધવાવિવાહ વીશે જે ઠરાવ થયો છે તેની પણ હું સખ્ત વીરૂદ્ધ છું ખરી રીતે વિધવાઓને સંયમ પાળવાનો આદર્શ બતાવવો જોઇએ. સંયમી પુરૂષો તો વિધવાઓને સંયમી થવાનું જ કહે, પ્રમુખના વિચારો પ્રમાણે તો આપણે હીંદુ જ મટી જઇએ તેઓએ શાસ્ત્ર તથા ધર્મની સામે પણ હુમલો કર્યો છે. તેમણે પુનર્જન્મના સિદ્ધાંતને પણ સ્વીકાર્યો નથી. મને એ જ દહેશત રહે છે કે જેવી સ્થિતિ નર્મદાશંકરની થઇ હતી તેવી જ તેમની પણ થશે સંયમનું સૌંદર્ય સ્વેચ્છાચારથી જતું રહે છે.)

### ઠરાવ ૧૦ મો–પરદેશગમન.

આ પરિષદ્ પોતાનો સંતોષ દર્શાવે છે કે હવે પરદેશ જનારા સખ્શોની સંખ્યા વધતી જાય છે અને પરદેશથી પાછા ફરેનારાઓને ન્યાતમાં લેવા માટે જે પ્રતિબંધો હોય તે કાઢી નાખવા આ પરિષદ્ ન્યાતોને આગ્રહ કરે છે

### ઠરાવ ૧૧ મો–સામાજિક મિતાહાર.

સામાજીક રીવાજોમાં પવિત્રતા આણવા તથા મિતાહાર દાખલ કરવા તેમજ નાચ તથા હોળી સમયના તોફાનો બંધ કરવાની અગત્ય ઉપર આ પરિષદ્ ભાર મુકે છે.

### ઠરાવ ૧૨ મો–અનિષ્ટ રીવાજો.

કન્યાવિક્રય, વરવિક્રય, તથા વૃદ્ધલગ્ન, જન્મ તથા મરણ પ્રસંગોએ થતા ઉડાઉ ખરચો, રોવા કુટવાના રીવાજો, વિધવાઓનું કેશવપન વગેરે જે રીવાજો હીંદુ સમાજમાં ચાલે છે તેને આ પરિષદ્ નાપસંદ કરે છે

### ઠરાવ ૧૩ મો–સગોત્રમાં લગ્ન.

હાલમાં હીંદુ કાયદામાં સગોત્રમાં લગ્ન કરવાની મનાઈ કરેલી ધારવામાં આવે છે તે તેવી રસમથી લગ્નનું ક્ષેત્ર સંકુચીત થઈ જાય છે માટે એવી માગણી કરે છે કે તેવી રસમ

કાઢી નાંખવી તથા કાયદામાં એવી જોગવાઇ કરવી કે માત્ર અમુક પેઢીએ જે સગોત્ર થઈ હોય તોજ લગ્નની મનાઇ કરવાનું ઠરાવવું.

ઠરાવ ૧૪ મો–સ્ત્રીઓને મિલકતનો વારસો મળવા બાબત.

કાયદા પ્રમાણે હીંદુ સ્ત્રીઓને મિલકતનો વારસો મળતો નથી તે હરકત દૂર કરવા તથા ધારાસભાઓ તેમજ મ્યુનીસીપાલીટીઓમા તેમજ કાયદાનો ધંધો કરવા સામે કાયદાની જે હરકત હોય તે દૂર કરવા જણાવેલું હતું.

ઠરાવ ૧૫ મો–કારખાનાંના મજુરોની સ્થિતિ.

આ ઠરાવ મીલ મજુરોની સ્થિતિ સુધારી તેમને કેળવણી આપવા, તેમને દેવામાંથી ઉગારવા, તેમનાં બાળકોને કેળવણી આપવાની જોગવાઇ કરવા તથા તેમનામાંથી દારૂની બદી દૂર કરવા બાબતનો હતો.

ઠરાવ ૧૬–૧૭ મો–પ્રાથમિક કેળવણી અને સુખશાન્તિ.

સોળમો ઠરાવ પ્રાથમિક કેળવણી મુફત અને ફરજીઆત કરવાનો તથા સત્તરમો ઠરાવ બાળમરણના વધતા પ્રમાણનો અટકાવ કરવા સરકારને ભલામણ કરવાનો હતો.

પ્રમુખના છેવટના શબ્દો.

છેવટે પ્રમુખે જણાવ્યું હતું મારા ભાષણ ઉપર શ્રીયુત ગાંધીએ જે ટીકા કરી છે તેમા મને કાંઈ વાંધો નથી. પણ તેઓએ પોતે જ જે કામ કરી બતાવ્યું છે તે જોતાં તેઓ પોતે જ અસ્પર્શ્ય વર્ગને માટે કામ કરી રહ્યા છે. વળી સ્વચ્છંદી શબ્દનો અર્થ સારો પણ થાય અને ખોટો પણ થાય. તે શબ્દનો અર્થ હું વિશાળ અર્થમાં લઉં છું. વિધવાઓને માટે સયમનો આદર્શ આ જમાનામા પાળવાનું બને તે અશક્ય છે એમ હું માનું છું.

---

## ' મારો આફ્રિકાનો અનુભવ '

લેખક:—રા. રા. મૂળજી દેવચંદ મણિયાર.

આફ્રિકા એ કાળા લોકોનો દેશ છે જેને આપણે સીદી લોકો કહીએ છીએ. તેઓ રંગે કાળા, નાકે ચીબા, વાળ વાંકડીઆ અને ચહેરો કંઇક બીહામણો હોય છે.

આગળ તે લોકો તદ્દન નગ્ન અવસ્થામાં ફરતા હતા અથવા તો ચામડાં પહેરતા હતા પણ હાલમાં આપણા તથા અંગ્રેજોના સહવાસથી, તેઓ સુધર્યા છે અને આબેહુબ યુરોપિઅનની નકલ કરવા લાગ્યા છે. ફક્ત પહેરવેશમાંજ તેઓની નકલ કરે છે એમ નહિ પરન્તુ તે સિવાય ખાવા–પીવામાં કે રમત ગમ્મતમાં અને તેવી બીજી ઘણીએક બાબતોમાં તેઓ યુરોપિયનોનું અનુકરણ કરવા લાગ્યા છે.

તેઓનો હાલનો પહેરવેશ કોટ, પાટલુન અને ટોપી તથા કોઇ કોઇ લાંબા–પગની પાની સુધીના ઝભ્ભા પણ પહેરે છે. સ્ત્રીઓ કાળા સાયા તથા ચિત્ર વિચિત્ર રંગની પોતડીઓ પહેરે છે. તેઓને સાડ્યા પહેરતાં આવડતા નહિ હોવાથી તેને કેડ છાતીની ઉપર

બગલ સુધી શરીરની આસપાસ વીંટી લે છે અને ઉપરનો ભાગ–ખભો તથા માથું ઘણે ભાગે ઉઘાડુંજ રાખે છે. તેમાં કોઇ કોઇ ખોજાઓ તથા આરબોના મલવામથી ઓઝર પણ રહે છે અને મોઢા ઉપર બુરખાને બદલે કાળો સાલ્લો ઓઢી આખું શરીર ઢાંકી દે છે. આ લોકોમાં મોજશોખ અને અનીતિ બેહદ વધી ગયાં છે, તેમાંનો ઘણો ભાગ મુસલમાની ધર્મ પાળે છે અને કેટલોક ભાગ ક્રિશ્ચિયન ધર્મ પણ પાળે છે. હવે તેઓ ઇંગ્લીશ કેળવણી લેવા લાગ્યા છે અને સરકારી ખાતાઓમાં નોકરી પણ મેળવવા લાગ્યા છે

તેઓની આજીવિકાનાં સાધનમાં મુખ્યત્વે કરી નોકરી, મજુરી કે ખેતી છે.

આ દેશમાં આરબની વસ્તી પણ પુષ્કળ છે તેઓ ઘણે ભાગે વ્યાપાર કે મજુરી કરે છે અને કોઇ જમીનદાર પણ છે.

આફ્રિકાના સીદીઓમાં પણ જાતો ઘણી છે જેવી કે સ્વાહિલી, કફરેડો, કીકુયુ, મસાઈ વિગેરે. તેમાં સ્વાહિલી લોકો કંઇક સુધરેલા છે પણ બાકીનો ભાગ તો હજુ જંગલી અવસ્થામાંજ છે. તે સઘળાઓની ભાષાઓ પણ ભિન્ન ભિન્ન છે અને ભાષાઓનાં નામ પણ તેઓની જાત ઉપરથીજ પાડવામાં આવેલ છે જેવી કે સ્વાહિલી ભાષા, કફરેડો ભાષા, વિગેરે.

તેઓનો ખોરાક ઘણે ભાગે 'મોગો' કે જે એક જાતનો કંદ–શકરીઆ જેવો થાય છે તે, તથા મકાઈ, મગફળી કે જેને તે લોકો 'જુગુ' કહે છે તે, તથા સતી જાર, ચોખા, માંસ, મચ્છી વિગેરે છે. તેઓ જેમ જેમ સુધરતા જાય છે તેમ તેમ તેઓમાં દારૂનો ઉપયોગ વધતો જાય છે.

દરેક રવિવારે તેઓ–મોજશોખની ખાતર, 'ગોમો' કરે છે. એટલે કે સ્ત્રીઓ પોતાનાં શરીરને ચિત્રવિચિત્ર રંગથી ચિતરી માથામાં કૃત્રિમ જટા બનાવી તેમાં પીછાં ખોસે છે તથા શરીરે અને હાથ ઉપર રંગબેરંગી લુગડાનાં ચીથરાં વીંટી ઘુઘરા પહેરી નાચે છે. ગોળ-ચક્કર ફરે છે, શરીરથી બિભત્સ ચાળા કરે છે, વાજીંત્ર વગાડે છે વિગેરે. આમાં ઘરડાં ડોશી ડોસાં પણ ભાગ લે છે.

તેવીજ રીતે પુરૂષોનો એક બીજો પણ જુદો 'ગોમો' થાય છે. તેઓ સેંકડોની સંખ્યામાં એક જગ્યાએ એકઠા થાય છે, લશ્કરી પોશાક ધારણ કરે છે ને એવી તો આબેહુબ નકલ કરે છે કે અજાણ્યો માણસ તેને જોઇ એમ ન કહે કે તે કૃત્રિમ પોલીસ છે. તેમા તેઓ કૃત્રિમ લડાઇ પણ કરે છે, સઘળાં હથીઆરો કૃત્રિમ રાખે છે, બેંડ વિગેરે પણ રાખે છે, કૃત્રિમ લડાઇમાં કોઇ કૃત્રિમ રીતે ઘાયલ થઇ પડી જાય છે, તેવીજ રીતે તેવાઓની સારવાર કરવા નીમેલા કૃત્રિમ હોસ્પીટલમાં લઈ જાય છે, ત્યાં તેવીજ રીતે પાટાપીંડીનું કામ થાય છે. આ કૃત્રિમ પણ આબેહુબ દેખાવ ઘણોજ ચિત્તાકર્ષક લાગે છે. તે જોવાને હજારોની સંખ્યા એકઠી થાય છે.

પહેલાં તો આ 'ગોમો' સરકાર તરફથી બંધ કરવામાં આવ્યો હતો પણ પાછો મારી મુસાફરી દરમ્યાન તે ચાલુ કરવામાં આવ્યો હતો જેથી મને પણ તે જોવાનો લાભ મળ્યો હતો. પહેલાં તો હું પણ છેતરાઇ ગયો હતો. એક વખત હુ બજારમાં ગયો હતો ત્યારે રવિવાર હતો અને આવી એક ટુકડી પોલીસનાં 'અપટુડેટ' ડ્રેસથી ફરવા નીકળી

હતી. મેં તેને ખરી પોલીસ જાણી પણ એક ત્યાંના જાણીતા માણસે મારી તે ભૂલ ભાંગી.

આમાં તેઓ દરેક અઠવાડીએ બેસુમાર ખર્ચ કરે છે અને તેવા ખર્ચને પહોંચી વળવાને માટે તેઓ ચોરી, લુંટફાટ કે ઘર ફાડવાના ધંધા કરે છે.

આવાજ કારણથી "ગોમા" સરકાર બંધ કરતી હશે એમ માની શકાય છે.

ત્યાંના લોકો, રહેવાનાં મકાન લાકડાનાં બનાવી તેના ઉપર માટીનું લીપણ કરી લે છે. છાપરું પણ ઘાસ-પાંદડાં કે રદી ડબાનાં પતરાંઓનું બનાવે છે અને કોઈ કોઈ તો આપણા દેશનાં કોળી-વાઘરી લોકોના જેવા ઝુંપડાંઓ પણ બનાવે છે.

પૈસાદાર લોકો પથ્થર તથા ઈંટોનાં મકાનો બનાવે છે. તેનાં છાપરાં પતરાનાં અને વધારે ગૃહસ્થ લોકો વિલાયતી નળીઆનાં પણ બનાવે છે; પરન્તુ આપણું દેશી નળીઉં ક્યાંએ પણ જોવામાં આવતું નથી કારણ કે ત્યાં કુંભારની કે તેવો ધંધો કરનાર કોઈ માણસની વસ્તી નથી. માટીનાં વાસણો મળે છે પણ તે ત્યાં બનતાં નથી પરન્તુ તે સઘળાં આપણા દેશમાંથી-મુખ્યત્વે કરી પોરબંદરથી ત્યાં વહાણોમાં ભરી લઈ જઈ આપણા દેશી લોકો ત્યાં તેનો વ્યાપાર કરે છે. આવા કારણથી તે વાસણો ત્યાં મોંઘાં પણ વિશેષ હોય છે.

ભાર બરદારી-માલ ખેંચવાનાં સાધનોમાં ચાર પૈડાના રેંકડા માણસથી ખેંચાય છે. તેને ખેંચનારા ત્યાંના આરબ, મકરાણી કે સ્વાહિલી લોકો હોય છે. તેઓ ખેંચતા ખેંચતાં રસ્તામાં બૂમો પાડતા ચાલ્યા જતા હોય છે. તે પણ તમાસો જોવા યોગ્ય છે જેને આપણે, જંગલી લોકો કહીએ છીએ એવા તે લોકો પણ આપણા ઈન્ડિયન બંધુઓનું માન રાખતા નથી તેથી તેઓએ થોડાક શબ્દો-આપણને અપમાનકારક ગોખી રાખેલા હોય છે તે આ વખતે (રેંકડા ખેંચતી વખતે) બોલતા જતા હોય છે. "બનીઆની ગાંડા" આ આપણને અપમાન સૂચક શબ્દ તેઓએ ગોખીજ રાખેલો હોય છે અને આપણી સાથેના કામકાજમાં જરા પણ તેઓને ગુસ્સાનું કારણ મળે કે તર્તજ તે શબ્દનો ઉપયોગ કરે છે.

ભારબરદારી માટે રેંકડા ઉપરાંત ગધેડા અને ઢોરોનો પણ ઉપયોગ થાય છે.

માણસોને બેસવા માટે માણસથીજ ખેંચાતી "રીકશા" નામની ગાડી વપરાય છે જેની અંદર બે માણસ બેસી શકે છે. તેને બે માણસ આગળથી ખેંચે છે અને બે માણસ પાછળથી ધકેલે છે તેને ખેંચનારા સ્વાહિલી લોકો ઘણે ભાગે હોય છે.

આ સિવાય મોટર, ટ્રોલી વિગેરે સાધનો છે પણ "રીકશા"નો ઉપયોગ વિશેષ થાય છે. ઘોડાગાડી તો કોઈકજ પૈસાદાર માણસ રાખે છે એમ કહેવાય છે કે ત્યાં આપણા દેશી પશુઓ ઘણે ભાગે ઉછરતા નથી. યુરોપિયન લોકો ત્યાં ઉત્પન્ન થતા "ઝીબ્રા" નામના ઘોડા જેવા પશુઓને જંગલમાંથી પકડી તેનો વાહન, ખેતી વિગેરેમાં ઉપયોગ કરે છે. "ઝીબ્રા" લગભગ ઘોડા જેવાજ હોય છે માત્ર શરીર ઉપર બિલાડીની માફક કાળા પટા હોય છે તે સિવાય કંઈ તફાવત જોવામાં આવતો નથી.

આફ્રિકામાં ભેંસ તો ક્યાંએ પણ જોવામાં આવતી નથી આપણા દેશી લોકો તેમજ ત્યાંના લોકો ગાયો રાખે છે પણ આ જાનવરોની ઘણી અછત હોવાથી ઘણી જગોએ દુધ ઘણું મોંઘું હોય છે.

ત્યાં દુધ વેચવાનો હિસાબ 'સુશે' (શીશાથી) હોય છે આપણે વાતનેટ બાર વાના શીશા સવા કે દોઢ શેરના વાપરીએ છીએ તેવો એક દુધનો શીશો ૪-૫ કે ૬ આને મળે છે ગામડામાં દુધ સસ્તુ હોય છે પણ તે ચોખ્ખુ ભાગ્યેજ હોય છે

તે લોકોને ઘી કરતા નહિ આવડતુ હોવાથી તથા તેઓ ઘણા ગન્દા હોવાથી ઘી ઘણુંજ ખરાબ આવે છે જે આપણાથી તો ખાઇ પણ શકાતુ નથી કઇક પણ સારી સ્થિતિનો હિન્દી બનતા સુધી તે ઘી ખાતો નથી પણ તે આપણા દેશનુ કે જેને ત્યા 'કચ્છી ઘી' કહેવાય છે તે ખાય છે આ ઘી વિશેષે કરી પોરબંદરથી ત્યા જાય છે ત્યાના ઘીમા ફકત મચ્છીશી[1] ઘી જરા સારૂ હોય છે અને તે આપણા લોકો ઘણે ભાગે ખાય છે, કારણકે કચ્છી ઘી આપણા દેશમાથી જતુ હોવાથી ઘણુ મોઘુ હોય છે

આપણા દેશના પક્ષીઓ જેવા કે બગલા, પોપટ, ચકલા, કાગડો, સમળીઓ હોલા વિગેરે પણ ત્યા જોવામા આવતા નથી

મોમ્બાસા ઉષ્ણકટિબંધમા આવેલુ હોવાથી ત્યા બાર માસ ગરમી પડે છે તેમજ વરસાદ પણ વખતો વખત આવ્યા કરે છે એટલે કે ત્યા ઉનાળો તથા ચોમાસા સિવાય શિયાળાની રૂતુજ નથી

આના કારણથી મોમ્બાસામાં કેરી બારે માસ આવ્યા કરે છે અને જાબુ પણ વ સમા બે વખત આવે છે

મોમ્બાસાથી આશરે ૩૦૦ માઇલ દૂર-ઉપર (ઉત્તર તરફ) શિતકટિબંધ પ્રદેશ આવે છે ત્યા બારે માસ સખત ઠંડી પડ્યા કરે છે આ શિતકટિબંધમા 'નાઇરોબી' શહેર આવેલુ છે અહી ઠંડી ઘણી પડતી હોવાથી યુરોપિયન લોકોએ તેને પસંદ કરેલુ છે જેથી મોટી સરકારી ઓફિસો તથા મુખ્ય ગવર્નમેન્ટના હેડ ક્વાર્ટર્સ વિગેરે ત્યાજ છે. અહીં શિયાળા અને ચોમાસાની રૂતુ સિવાય ઉનાળાની રૂતુ બિલકુલ જણાતી નથી.

જેમ જેમ ઉત્તર તરફ જતા જઇએ છીએ તેમ તેમ જંગલી લોકોની વસ્તિ વિશેષ જોવામા આવે છે તેઓનો ઘણો ભાગ નદન નગ્ન અવસ્થામા ટોળા બધ ફરતો હોય છે રેલ્વેના સ્ટેશન ઉપર જ્યારે ગાડી જઇ પહોચે છે ત્યારે આવા ટોળા ત્યા આવી ઉભા રહે છે જે જોઇ આપણને ઘણુ આશ્ચર્ય જેવુ લાગે છે

તેઓનો દેખાવ ઘણો વિચિત્ર હોય છે, આખા શરીરપર તેલ કે માખણ ચોપડે છે માથામા લાલ ગેરૂ-(રમચી) તેલમા મેળવી ઘાલે છે, શરીરે પણ તે ચોપડે છે, તે ઉપરાન્ત શરીરને ચિત્ર વિચિત્ર રંગથી રગે છે કાન ફાડી તેમા મોટા મોટા ચુડીઓ જેવા લોખડના કે અન્ય ધાતુઓના ચકરડા ઘાલે છે, હાથમા પણ તેવીજ રીતે પીતળની કે લોખડની કડીઓ પહેરે છે તથી સ્ત્રીના ઘણે ભાગે એક મોટો ભાલો હાથમા રાખે છે કોઇ કોઇ તો માથામા જુદી જુદી ફેશનની હજામત કરાવી માથામા જુદા જુદા આકાર કરે છે આ લોકો હજામત કરવાના હથીયાર તરીકે કાચ કે લોખડના કકડાનો ઉપયોગ કરે છે આ તે તેનો માથા કે પથ્થર ? ।

---

[1] અચાકોરા નામનુ ગામ છે

આમાંના ઘણા ખરા સ્ત્રી પુરૂષો મોઢા આગળ કપડાને બદલે બકરા, ઘેટા કે અન્ય કોઇ જંગલી પ્રાણીના ચામડા બાંધી પોતાનો ગુપ્ત ભાગ ઢાંકે છે. પણ કોઇ કોઇ સ્ત્રીઓ તેને બદલે ઝાડના પાંદડા કે ઝીણી દોરીના ગુચ્છાવતી પણ પોતાના ગુહ્ય ભાગો ઢાંકે છે, તેમાં એમ જણાય છે કે કુમારિકાઓ પાંદડાનો અને પરણેલી સ્ત્રીઓ ગુચ્છાનો ઉપયોગ કરે છે.

સ્ત્રીઓ, બાળક-છોકરાને બાંધી માથે બોજો ઉપાડે છે. હાથ અને પગમાં કડીઓ પહેરી હાથ પગ ભરી મુકે છે

આ લોકોમાં 'મસાઇ'ની જાત ઘણી તોફાની અને ચાલાકી હોય છે તેના ઉપર સરકારની પણ સખ્ત દેખરેખ હોય છે અને વળી લાગે તે લોકોને ગામની અંદર રહેવા પણ દેવામાં આવતા નથી

આ દેશ પહાડી તથા ઝાડીથી ભરપૂર હોવાથી રેલ્વે બાંધતા ઘણાએક માણસોના ભોગ આપવા પડ્યા છે અને કરોડો રૂપિયા ખર્ચવામાં આવ્યા છે આ રેલ્વેનું નામ 'યુગાન્ડા રેલ્વે' છે તે મોમ્બાસાથી કીસુમુ સુધી લગભગ ૬૦૦ માઇલ લાંબી છે પહાડોમાં રસ્તા એવી રીતે વાંકા-ચુંકા કાઢ્યા છે કે એ-જ જગ્યાએથી પસાર થઇ ગયેલી ગાડી ગોળ ચક્કર ફરી તેજ જગ્યાએ આવી પસાર થતી જોવામાં આવે છે આવી રીતે વાંકા ચુંકા ચલાવવામાં આવવાનું હોવાથી તે વખત પણ ઘણો લે છે રેલ્વેનું ભાડું પણ આપણા કરતા લગભગ બમણું છે

ત્યાંના સ્ટેશનો ઘણા નાના અને યુરોપિયન લોકો સિવાય બીજાને માટે ખાવા-પીવાની કંઇ પણ સગવડ વગરના છે

ત્યાંનો વ્યાપાર ઘણે ભાગે યુરોપિયનોના અને આપણા ઇન્ડિયનોનાજ હાથમાં છે પણ યુરોપિયનો આપણા લોકોની હરીફાઇમાં ઘણી બાબતમાં જોઇએ તેવા ફાવી શકતા નથી જેથી ત્યાં પણ દક્ષિણ આફ્રિકાની માફક દિન પર દિન પ્રતિબંધ થતા જાય છે.

અન્ય પણ અનેક બાબતોમાં અનેક પ્રકારની અડચણો ઉપસ્થિત થતી હોવાથી હવે આપણા ભારતવાસીઓ કંઇક જાગ્રત થવા લાગ્યા છે અને તેના પરિણામે સને ૧૯૧૪ના માર્ચથી એક કોંગ્રેસ પણ સ્થાપન થઇ છે જે દ્વારા પોતાને પડતી અડચણો અને હાડમારીઓ સરકારના કાનપર નાખવા પ્રયત્ન કરે છે.

આ દેશમાં પેદાશ-હાથીદાંત, ચામડા, કપાસ, તલ, મકાઈ, મગફળી, જુવાર, મટામા ( ધની જાત ) વિગેરેની છે. આમાંનો ઘણોખરો ભાગ વિલાયત ખાતે નિકાસ થાય છે.

આગળ જણાવ્યા મુજબ આ દેશ પહાડી હોવાથી તેમાં જંગલી જાનવરો, જેવાં કે, જંગલી ગાયો, જંગલી ભેંસો,-કે જે માણસને પણ મારી નાખે છે—વાઘ, સિંહ, હાથી, ઝીબ્રા, શાહમૃગ વિગેરે વિગેરે પ્રાણીઓ પુષ્કળ થાય છે ત્યાંના જંગલી લોકો તેનો શિકાર કરી ચામડા, શીંગડા, પીંછા વિગેરે વ્યાપારીઓને વેચે છે અને વ્યાપારીઓ તે માલ વિલાયત મોકલે છે કે જેનો પાકો માલ થઇ પાછો આપણા દેશમાં આવે છે

ત્યાંના આપણા લોકોને ખોરાકી પોષાકી વિગેરે ખર્ચ લગભગ ૧૫ થી ૨૦ રૂપીઆ માસ ૧ ના થાય છે. આપણો ખોરાક ઘણે ભાગે હિન્દુસ્થાનમાંથી ત્યાં જાય છે તેથી મોંઘો પડે છે. શાક-ભાજી આપણા ત્યાં જઇ વસેલા લોકો ઉત્પન્ન કરે છે.

ત્યાની વસ્તી ત્યાના સીદી લોકો ઉપરાન્ત યુરોપિયન, ગોવાનીસ, પનામી, ફરંગી, કાઠીઆવાડી, ગુજરાતી, મદ્રાસી વિગેરેની છે

મોમ્બાસામાંજ આપણા ઇન્ડિયન વેપારીઓની વસ્તી ૪-૫ા હજારની છે અને તે સિવાય ઉપરના ભાગમાં પણ લગભગ તેટલીજ આપણા લોકોની વસ્તી છે આખો બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા લઇએ તો લગભગ ૨૫ હજારની એશિયાટીકોની વસ્તી ગણાય છે

આફ્રિકામાં એક ઘણુંજ સૂક્ષ્મ અને ઝેરી જીવડું થાય છે જેને ત્યાંના લોકો 'ફુકુ' કહે છે તે હાલતાં ચાલતાં પગના નખમાં પેસી જાય છે અને તે ઠેઠ ચામડીની અંદર દાખલ થઇ તેમાં ઇંડાં મુકે છે આ જીવડું ઘણુ નાનુ અને નરી આંખે દેખાય પણ નહિં તેવું હોય છે તોપણ જો ગાફલ રહેવામાં આવે તો તે ભયંકર પરિણામ લાવી મુકે છે તે જે જગ્યાએ દાખલ થાય છે તે જગ્યાને ગોડની નાખે છે તેનાથી ઘણા લોકો વખતે હાથે પગે ખોડવાળા થઇ જાય છે

'ફુકુ' દાખલ થયા પછી એક અઠવાડીઆ સુધી તો ખબર જ પડતી નથી એક અઠવાડીઆ બાદ તે જગોએ ખુજલી આવવા માંડે છે, ત્યારે તપાસ કરતા જણાય છે કે ત્યાં 'ફુકુ' પડયુ છે આ વખત તરતજ તેને સોયની કાઢી નાખવુ જોઇએ ત્યાંના જંગલી લોકો 'ફુકુ' કાઢવામાં ઘણા હુશિયાર હોય છે તે કાંટાની માફક તેને કાઢી નાખે છે જ્યારે એક અઠવાડીએ ખુજલી શરૂ થાય છે અને તે વખતે કાઢવામાં આવે છે તે તે લગભગ જારના દાણા જેવડુ અને રંગમાં પણ તેવુ જોવામાં આવે છે આટલામાં તો તેના અસંખ્ય ઇંડા હોય છે એમ કહેવાય છે કાઢતી વખતે તે કપાઈ જઇ અંદર જરા પણ રહી જાય તો તે નુકસાન કરે છે તેને સમ્પૂર્ણપણે કાઢી નાખવુ જોઇએ તેવી રીતે કાઢી નાખ્યા બાદ તેના ઉપર કેરોસીન રેડવુ જોઇએ અને તેનોજ પાટો બાંધી વારવાર તેના પર કેરોસીન સીંચવુ જોઇએ આમ કરવાથી થોડાજ વખતમા તે જગા તદ્દન સાફ થઈ આરામ થઈ જાય છે

મને પણ આવા ૩-૪ 'ફુકુ' પડયા હતા ઘણે ભાગે આપણા લોકોને એમ૦ વખત 'ફુકુ' પડયા વગર રહેતા નથી આવા કારણથી ત્યા હમેશા મોજા પહેરી રાખવા પડે છે

પહેલા કરતા હાલમા તે 'ફુકુ' ઘણા ઓછા થઈ ગયા છે કેમકે ગામની આસપાસ તમામ ઝાડી જેમ જેમ ઉગતી જાય છે તેમ તેમ કાપી બળાવી નાખવામાં આવે છે

ત્યા બારે માસ વરસાદ થોડે થોડે અંતરે ચાલુ રહેતો હોવાથી જંગલ હમેશા લીલુંજ રહે છે જેથી તે એમને એમ બાળી શકાતું નથી પણ પ્રથમ ખોદાવી બે ત્રણ દિવસ સુકાવા દઈ પછી બાળી નાખવામાં આવે છે આ કામ સરકાર તરફથી બારે માસ ચાલ્યા કરે છે કારણકે સાફ કરેલી જગ્યાએ થોડાજ દિવસમાં પાછુ ઘાસ ઉગી નીકળે છે

મોમ્બાસા એ ઇસ્ટ આફ્રિકાનું મુખ્ય દ્વાર છે જેથી દરેક મુસાફરને પ્રથમ મોમ્બાસાજ ઉતરવુ પડે છે. એવા એક શહેરમા આપણા ત્યા જઇ વસેલા બંધુઓએ એક મહત્વનું અને ઘણું ઉપયોગી કાર્ય કર્યું છે અને તે એ છે કે ત્યા એક 'હિન્દુ યુનિયન' નામનું મંડળ લગભગ ૧૦-૧૫ વરસ થયા સ્થપાએલુ છે તેમના તરફથી એક હિન્દુ વિદ્યાલય

ધર્મશાળા, સ્મશાનગૃહ વિગેરે બાંધવામાં આવ્યા છે, દેશમાંથી જતા હિન્દીભાઈઓને ઉતાનનું સાધન તેમજ દેવસ્થાન જેવું એક સ્થળ તેના જમતી દેશમા બનાવી આપ્યા બધુઓએ આપણા ઉપર એક મહાન ઉપકાર કર્યો છે એમજ કહેવાય.

હાલનો આપણો યુવક વર્ગ ઘણોખરો ઉર્છખલ સ્વછંદી બની ગએલો જોવામા આવે છે સારા સારા ખાવા પીવા પહેરવા ઓઢવા અને મોજશોખ માણવો એજ જાણે મનુષ્ય જીદગીનો ઉદ્દેશ હોય અને એમાંજ જાણે મનુષ્ય કર્તવ્ય સમ્પૂર્ણ થતુ હોય તેવુ ઘણા ખેદ પૂર્વક બધુઓમાં જોવામા આવે છે.

મારી આ ખરી પણ લાગણીવાળી ટીકા માટે માફી નર્મ પૂર્વક બધુઓ પ્રત્યે ક્ષમા ચાહું છુ.

ત્યાના જનની લોકોમા લગ્નના રિવાજ ભિન્ન ભિન્ન હોય છે

કોઈ કોઈમા એવો રિવાજ હોય છે કે વરવાળા કન્યાને ૨૫–૩૦ કે ૪૦ રૂપિઆ આપે છે એટલે કન્યા તેના ઘરમા આવી બેસે છે પણ જો તેમા દમ્પતિને કંઈ કારણસર અણબનાવ થાય છે તો કન્યાએ લીધેલા રૂપિઆ વરવાળાને પાછા આપી પોતે ત્યાંથી છૂટી થાય છે અને ફરી પણ તેજ પ્રમાણે નાતરૂં કરી શકે છે.

વળી કોઈ કોઈ જાતમા એવો રિવાજ છે કે વરવાળો કન્યાવાળાને અમુક સખ્યામા ગાયો, બળદો કે બકરા આપે કે ત્યારે કન્યા મળે છે વિગેરે લગ્નના ભિન્ન ભિન્ન પ્રકારો તેઓમા જોવામા આવે છે.

ત્યાંના ચલણમા રૂપિયો હિન્દુસ્થાનનાજ ચાલે છે, બધાં તથા પાવલીની છાપમા કે હોય છે તેમાં એક બાજુ બ્રીટીશ શાહનશાહની છાપ ( આપણા નાણા ઉપર હોય છે તે પ્રમાણે ) અને બીજી બાજુ સિંહની છાપ હોય છે, બે આનીના સિક્કાનું ત્યા ચલણ નથી પણ તેને બદલે ૧૦ સેન્ટ, ૫ સેન્ટ અને એક સેન્ટનો સિક્કો હોય છે ( સેન્ટ એટલે દોકડો અથવા બે પાઈ ) સો સેન્ટનો રૂપિયો થાય છે

દશ સેન્ટનો સિક્કો રૂપિયો જેવડો અને વચમા ગોળ કાણુ હોય છે, પાચ સેન્ટનો સિક્કો લગભગ પૈસા જેવડો અને મધ્યમાં કાણુ, એક સેન્ટનો સિક્કો અધી પૈસાથી જરા મોટા અને પૈસાથી જરા નાનો અને તેને પણ મધ્યમા તેવુ જ કાણુ હોય છે

આ દરેક સેન્ટની એક બાજુ મુગટ અને બીજી બાજુ હાથીદાંતનું ચિત્ર તથા જેટલા સેન્ટ હોય તેનો અંગ્રેજીમા આંકડો હોય છે તેની ધાતુ, આપણી આનીમા જે વપરાય છે તેજ હોય છે

બધા સેન્ટનો સિક્કો પહેલા હતો પણ હાલ રદી નાખવામા આવ્યો છે

આ સિવાય ત્યા સોવરીન અને આફ્રિકાની નોટોનુ પણ ચલણ છે ત્યાનો તોલ ૪૦ રતિયાભારનો શેર, ૮ શેરનો મણ અને ૩૬ શેરનો ફ્રાસલો થાય છે તે સિવાય પણ જુદી જાતના અનાજ વિગેરેના તોલ જુદા જુદા હોય છે

ત્યા ઘણો ખરો વિલાયતી માલ વપરાય છે જેથી બદર ઉપર વિલાયતી માલ પુષ્કળ ઉતરે છે અને અમેરિકા યુરોપ, ફ્રાન્સ વિગેરે સ્થળોથી આવેલી મોટી મોટી સ્ટીમરો ત્યાના

'ખીતીન્ડીની' ના બાગમા નાગર નાખી પડેલી જોવામા આવે છે નાની સગવડો માત ઉતરી રેલ્વે મારફતે યુગાન્ડા તથા જર્મન ઇસ્ટ આફ્રિકા વિગેરે જવાને જાય છે

ત્યાના યૂરોપિયન લોકો પોતાના સ્વદેશના માલને જેટલા ભાવ ચાહે છે અને તેનુ ઉત્તેજન આપે છે તે એટલાજ ઉપરથી જણાશે કે ઘણા ખરા યૂરોપિયનો તો પીવાનું પાણી ને મીઠુ મસાલા જેવી વસ્તુ પણ પોતાના દેશમાથી મગાવી તેનો ઉપયોગ કરે છે ત્યારે આપણા સ્વદેશ બધુઓ સુધારાનો ખોટા ફાંકો ધરાવી પોતાના દેશના માલનો અનાદર કરી પરદેશી માલપર જ મડી પડેના દ્રષ્ટીગોચર થાય છે

આગળ જણાવ્યા મુજબ મોમ્બાસામા આપણા લોકોની વસ્તી લગભગ પાંચ હજારની છે પરન્તુ દિલગીરીની વાત એ છે કે ત્યા આપણા લોકોને વાસ્તે એક પણ સરકારી દવા ખાનુ નથી થોડા વખતથી એક ફંડ કાઢવામા આવી છે, ફ્રી લાયબ્રેરી એક પણ નથી, જો લાયબ્રેરી આપણા લોકો તરફથી ખોલવામા આવેલી છે પણ તે ફ્રી નહિ હોવાથી જનસમાજ તેનો જોઇએ તેવો લાભ લઇ શકતુ નથી

ન્યુસ પેપરામા 'હિન્દી પ્રકાશ' નામનું એક અઠવાડિક પેપર અને રાજદ્વારા 'ઇસ્ટ આફ્રિકા સમાચાર' નામનું પેપર બહાર પડવા લાગ્યુ છે તેના એડીટરો આપણા સ્વદેશી બધુઓ અને સ્વદેશ હિતચિંતક છે પરન્તુ દિલગીરી માત્ર એટલીજ છે કે તેઓ મનાહુમપની અન્યો ન્યાય નામ કરતા હોય તેમ મારા અનુભવમા નથી આવ્યુ

આગળ જણાવ્યા મુજબ મોમ્બાસાથી કીસુમુ સુધી 'યુગાન્ડા રેલ્વે' ચાલે છે પણ ત્યાથી (કીસુમુથી) યુગાન્ડામા જવા માટે 'વિક્ટોરિયા ન્યાઝા' સરોવરમા મુસાફરી કરવી પડે છે

આ સરોવર લગભગ બે, અઢી હજાર માઇલના ઘેરાવાનું કહેવાય છે પરન્તુ જ્યાથી જોઇએ ત્યાથી એમ જ જોવામા આવે છે કે સામેજ કિનારો છે પણ ખરી રીતે તેમ નથી હોતુ તેમ દેખાવાનુ કારણ એ છે કે તે સરોવરની અંદર મોટા મોટા ડુગરો બબ્બે ચચ્ચાર માઇલને અંતરે પડયા હોય છે જેથી સ્ટીમરમાથી એમ લાગે છે કે થોડાજ માઇલનુ સરોવર છે પણ જ્યારે સ્ટીમર તે ડુગરો પાસે જાય છે કે તરતજ પાછા સામો તેવાજ બીજા ડુગરો પડેલા જોવામા આવે છે આવી રીતે આખી મુસાફરીમા ચાલ્યા કરે છે.

આવી રીતે ડુગરો આડા ઉભા પડેલા હોવાથી સ્ટીમરને પણ સંભાળપૂર્વક ચાલવુ પડે છે અને રાતની વખતે અકસ્માત ન થઇ જાય માટે રાતના ૧૦ વાગે કે સ્ટીમર જ્યા હોય ત્યા લાંગર નાખી દે છે અને સવારે પાછી ૪-૫ વાગે લાંગર ઉપાડી ચાલવા માડે છે, જેટલા દિવસની મુસાફરી કરવાની હોય તેટલા દિવસ તે આજ પ્રમાણે કરે છે

વળી આ સરોવરમા 'કીમેકો' નામનું મગર જેવુ ઘણુ બળવાન પ્રાણી થાય છે તેની ચામડી માણસની હથેળી કરતા પણ જાડી હોય છે ત્યાના લોકો તે ચામડાની સોટીઓ બનાવે છે જેને 'કીબોકો' કહેવામા આવે છે આ 'કીબોકો' એક હથીઆરનું કામ સારે છે તે જેને મારવામા આવે તેની તેટલી ચામડી જ ઉતારી લે છે.

આ 'કીમેકો' આપણા દેશમાં એકથી વધારે લાવવા દેતા નથી કદાચ કોઇને લાવવો હોય છે તો ત્યાંની કસ્ટમડ્યુટી ભરી પાસ કરાવવો પડે છે.

આ બંદરમાં ચાલનારી સ્ટીમરો પણ યુગાન્ડા રેલ્વેની જ હોય છે. તેઓ ઇન્ટેબે, કમ્પાલા, જીંજા વિગેરે બંદરો ઉપરથી પુષ્કળ માલ લાવ લઇજા કરે છે.

ઉપરનાં બંદરો પણ ઘણાં સુંદર અને રમણિય લાગે છે કારણકે તે દેશ એક તો ઝાડ અને પહાડથી ભરપૂર વળી વરસાદ વારંવાર આવ્યા જ કરે જેથી સર્વ સ્થળે લિલોતરી હર હંમેશ છવાઇ જ રહેલી હોય છે. વ્યાપાર હમેશાં ધમધોકાર ચાલ્યાજ કરે છે; વળી જંગલી લોકોનો ચિત્ર વિચિત્ર દેખાવ વિગેરે દશ્ય જોઇ મનને ઘણો આનંદ થાય છે. જ્યાં જોઇએ ત્યાં આપણા હિન્દિયનોની જ દુકાનો જોવામાં આવે છે અને એક વખત તો એમજ લાગે છે કે 'જાણે આપણે પરદેશમાં નહિં પણ દેશમાં જ છીએ.'

'કમ્પાલા' બંદર ઉપરથી આશરે ૬–૭ માઇલ દૂર છે. બંદર ઉપર 'રીકશા' ભાડે મળે છે તે દર એક માણસના ત્રણ રૂપિયા ભાડાના કમ્પાલા શહેરમાં લઈ જવાના લે છે, જો કે રસ્તા ડુંગરાળુ હોવાથી ટેકરા ચડવા ઉતરવાના આવે છે તોપણ તે "રીકશા" ઘોડાગાડીનું કામ કરે છે.

કમ્પાલા વધીને બે થયું છે. (જુનું અને નવું). તેમાં જુનાને કમ્પાલા કહેવામાં આવે છે અને નવાને 'નાકા સેરો' કહેવામાં આવે છે. બન્ને કમ્પાલા જુદા જુદા ડુંગરો ઉપર આવેલ છે જેથી કમ્પાલાથી નાકા શેરો જવા આવવા માટે ડુંગર ચડવો ઉતરવો પડે છે. અહીં કેળાં પુષ્કળ થાય છે જ્યાં જોઇએ ત્યાં કેળનાં જંગલો ને જંગલો પડયાં છે.

વળી આ દેશમાં આપણા દેશી (ખોજા, વ્હોરા વિગેરે) વ્યાપારીઓ એવા મોટા મોટા પડયા છે કે તેઓ ઠેકઠેકાણે અને ગામે ગામ પોતાની શાખો ખોલી લાખોની ઉથલપાથલ કરી રહ્યા છે. તેમાં પણ જે વ્યાપારી પહેલા ગએલા–કે જ્યારે તે દેશ તદ્દન જંગલી હતો, ત્યારે તેઓએ વ્યાપારમાં પુષ્કળ લાભ પ્રાપ્ત કર્યો છે; પરન્તુ જંગલી લોકો એક લુગડાના કકડામાં હાથીદાંત આપી જતા તે વખત હવે જતો રહ્યો છે. અહીં હાથી પુષ્કળ થાય છે અને હાથીદાંત પણ ઘણો આવે છે પણ હવે સરકારની દેખરેખ ઘણી સખ્ત છે.

મુંબઇથી સ્ટીમરમાં બેઠા પછી લગભગ ૧૦ દિવસે તે મોમ્બાસા પહોંચાડે છે. સ્ટીમરમાં સુવા (લોખંડના) હોય છે ત્યાં દરેક હિન્દુ મુસલમાન એકજ સુવા ઉપર વાતો કરતી રહે છે. ખોરાક સ્ટીમર તરફથી મફત મળે છે. હાલમાં સ્ટીમરમાં હિન્દુ તથા મુસલમાનની વીશીઓ થઇ છે પરન્તુ તે પણ જગ્યાની તાણને લીધે સગવડ વગરની હોય છે અને પેસેન્જરોને જેમ ફાવે તેમ વીશીવાળાઓ લુટે છે, આપણી પોતાની ૦॥ શેર ખીચડી લઇ રંધાવવા જઇએ તો બે આના રંધામણ લે છે. 'સોના કરતાં ઘડામણ મોંઘુ', આ એક કપના બે આના.

રેલ્વેમાં જેવી રીતે થર્ડ કલાસ પેસેન્જરોને હાડમારી તેવી જ રીતે સ્ટીમરમાં પણ તેઓને હાડમારી ભોગવવી પડે છે. વખતે જગ્યા પણ પુરતી મળતી નથી અને સંકડાશ. મોંજ ૧૦–૧૨ કે દૂર જવું હોય તો ૧૫ દિવસ પસાર કરવા પડે છે.

સ્ટીમરમાં પાણી અમુક ટાઇમે જ આપે છે. જેથી તેને માટે પણ પડાપડી થાય છે. કોઇ વખત મારા મારી કે તોફાન પણ થઇ જાય છે. નાના નોકરની બાબતમાં તો

પૂછવું જ શું ? જ્યાં પીવાના પાણી માટે પણ આટલી અગવડ ત્યાં નાવા ધોવાનું તો શાનુંજ મળી શકે ?

જ્યાં જઈએ ત્યાં પૈસાની લુંટાલુંટ અને મારામાર, આવતા જતા રેલ્વેના નોકરો, સ્ટીમરના નોકરો, મછવાવાળાઓ, મજુરો, ગાડીવાળાઓ વિગેરે પોતાથી બને ત્યાં સુધી દેશ અને પરદેશમાં મરજી સ્થળે ભૂખ્યા ડાંસની માફક–ગરીબ અને અજ્ઞાન પેસેન્જરોનું લોહી ચૂસતા ચૂકતા નથી.

ઘણાએક બન્ધુઓ 'આફ્રિકામાં સોનાની ખાણો છે' આવું ધારી કોઇ પણ જાતના સાધન વગર એકદમ સોનું લેવા દોડે છે તેમાના સોએ સો ટકા ફસાઇ પાછા ફરે છે અને નહિ તો ત્યાં પછી જેવી મળી તેવી નોકરી કરો કે ગુલામગીરી કરો, તેમાં જોડાઇ જઇ સુખે દુઃખે દહાડા કાઢે છે.

ત્યાં ગરમી ઘણી પડતી હોવાથી તન્દુરસ્તી જોઇએ તેવી તો રહેતી નથી તોપણ એટલી બધી નુકશાનકારક પણ જણાતી નથી. પરન્તુ જેમ જેમ ઉપર (ઉત્તર તરફ) જઇએ છીએ તેમ તેમ હવા પાણી ઘણા ખરાબ આવતા જાય છે. તેવી જગોમાં કમ્પવા (ધ્રુજારો)નો મને કદીક જાતી અનુભવ છે.

આપણા દેશી વ્યાપારીઓ પોતાના નોકરો પાસેથી ઘણીજ સખત નોકરી લે છે. તે નોકરો પણ આપણા જ બન્ધુઓ હોય છે. તેઓની પાસે ૧૧ કલાક કામ કરાવે છે અને વાર તહેવાર કે રવિવારની પણ રજા મળતી નથી. આ બાબત ત્યાંના પેપરોમાં પણ વારંવાર ચર્ચા થાય છે પણ તે બિચારા ગરીબ અને અજ્ઞાન નોકરોનું કોણ સાંભળે ?

---

# वार्तालहरी.

---

## અપરાધી કોણ ?

લખનાર—શ્રીયુત્ "ધીરજ."–બરવાળા

"બાપુ ! તારી સઘળી પરીક્ષાઓ પૂરી થઇ રહી તું સારી રીતે તેમાં પાસ થયો હવે તારે લગ્ન કરવામાં શું અડચણ છે ? તારા હાથે વિદાય બાંધેલું હું ક્યારે જોઇશ ? તે દિવસ તે મારૂં કહ્યું માની પેલી છોકરી સાથે લગ્ન કર્યું હોત તો આજ વૃદ્ધાવસ્થામાં હું તારા બે ત્રણ બાળકોને ખેલાવતી હોત ! પણ મારા કિસ્મતમાં એ લખ્યું હોય ત્યારેને ?"

"શું મા ! તું એકજ હઠ પકડી રહીશ ? લગ્નથી શું અધિક સુખ છે ? અને સર્વના લગ્ન થવાજ જોઇએ એવો શું નિયમ છે ?" મેં હસતા હસતા જવાબ આપ્યો.

"રે ! એવું અભદ્ર કેમ બોલે છે ?" માતાએ ચીડાઇને કહ્યું.

રજામાં જ્યારે જ્યારે હું ઘેર આવતો ત્યારે ત્યારે લગ્ન માટે મારી માતા મને આગ્રહ કરતી કોઇ કોઇ છોકરીનો ફોટો લાવીને પણ મને દેખાડતી કિન્તુ તે વખતે હું પરીક્ષાનું નિમિત્ત કાઢી માતાને સમજાવી પાછો જતો. આ વખતે પરીક્ષાની પૂર્ણાહુતિ

ઘણીવાર અમે બન્ને સ્તબ્ધ ઉભાં રહ્યાં પરંતુ મારે મારા ભાગ્યની પરીક્ષા જોવાની હતી તેથી તે સ્તબ્ધતા મેં બહુ વખત ટકી રહેવા દીધી નહિ. મારો સઘળો મનોભાવ તેને કહીને હું ક્યારે હૃદયનો ભાર હલકો કરૂં એમ મને થતું હતું. મેં પ્રથમ કયા શબ્દથી શરૂઆત કરી અને ઉત્તર શું કહ્યું તે મને કંઇ યાદ નથી તથાપિ હું જ્યારે ઉત્તરની આશામાં આતુરતાથી તેની સામે જોઇને ઉભો રહ્યો હતો ત્યારે તે પોતાના હાથમાંના પુષ્પગુચ્છની સાથે રમત કરતી હતી. ઘણીવાર સુધી કાંઈ જવાબ ન મળ્યો એટલે છેવટે અધીરાઇથી મેં કહ્યું "બોલ, બોલ કમળા! તારો ઉત્તર કદી કઠિન હશે તોપણ તે સાંભળવા હું તૈયાર છું."

હું આગળ વધારે બોલવાનો હતો પણ તેણે વચ્ચોવચ કહ્યું: "શું બોલું હું?"

"જે તારા હોઠ ઉપર હોય તે બોલ. તારા..."

પરંતુ આગળ હું બોલી શક્યો નહિં. મારો કંઠ રૂંધાઈ ગયો. કપાળે પ્રસ્વેદ આવ્યો. તે બોલી: "મારે શું કહેવું? બાપાજીની પરવાનગી લેવી જોઇએ."

આહાહા! કેવો તે સુન્દર ઉત્તર હતો. મારા કાનમાં જાણે કોઇ અમૃતવર્ષણ કરતું હોયની! મારી કમળાની વાણીમાં આટલું માધુર્ય આજ પર્યન્ત મેં કદિ પણ અનુભવ્યું નહોતું. હવે રાવસાહેબની સંમતિ લેવી એ મારૂં પહેલું કર્તવ્ય હતું. પણ તેમની પાસે બોલવાનું મારામાં ધૈર્ય નહોતું. પ્રભાકરની સાથે ગાઢ પરિચય હોત તો તે અત્યારે મદદરૂપ થાત પણ તેમ ન હોવાથી ઘેર જઇને પત્ર લખી રાવસાહેબની મંજુરી મેળવવી એમ નિશ્ચય કરી હું ઉપડી જવાની તૈયારી કરવા લાગ્યો. એટલામાં સુરતથી 'એકદમ નીકળી આવો' એવો મારા જોડીદાર મિત્રનો-નટવરનો તાર આવવાથી મારા ઉપડી જવાના વિચારને નિમિત્ત મળ્યું. મારો સરસામાન બાંધતાં માલમ પડ્યું કે તેમાં એક સો રૂપિયાની નોટ તથા ઘડીઆળ નથી! હું ભુલકણો નહોતો. તે વસ્તુ મેં ક્યાં ગુમાવી તે મારા સ્મરણમાં નહોતું. કામની ધમાલને લીધે તે વખતે કાંઇ ચોકશી કરવાનો વિચાર બંધ રાખી સુરતથી આવતાં બે ત્રણ દિવસ મુંબઇ રહ્યો. આ કૃત્ય કોણે કર્યું હશે! નોકર ચાકર આવું કામ કરી શકે એ રાવસાહેબના ઘરમાં અસંભવિત હતું. મને જે ઓરડી આપવામાં આવી હતી તે એકાંતમાં હતી. મહમાન ત્યાં આવી શકે તેમ નહોતું, ઘરમાં માણસો એટલાં બધાં સારાં હતાં કે તેમને માટે તેવી શંકા લાવવી એ પણ કૃતઘ્ન થવા જેવું હતું. મારી વસ્તુઓ ગઇ હતી છતાં તેના વિષે મને લાંબી તપાસ કરવાનું ગમ્યું નહિ! એક દિવસ કમળા બાહેર ગઇ હતી. રાવસાહેબ તથા પ્રભાકર ઑફિસેથી આવ્યા ન હતા અને મને એક યુક્તિ સુઝી. નોકર ચાહ લાવ્યો ને પીતાં પીતાં મેં તેને કહ્યું:—"હવાખાવું હું ફરવા જાઉં છું. રાત્રે મારા એક મિત્રને ત્યાં જમીને હું મોડો આવીશ, માટે જમતી વેળાએ મારી વાટ ન જુએ એમ રાવસાહેબને કહેજે". નોકર 'સારૂં સાહેબ.' કહીને ગયો. અને હું કપડાં પહેરી નિયમ પ્રમાણે ઘર બહાર નીકળ્યો. સંધ્યાકાળે જ્યારે અંધકાર વિશ્વને ઢાંકી દેવા લાગ્યો ત્યારે હું બગીચામાંની બારી વાટે ધીમેથી મારી ઓરડીમાં ઉતર્યો. અંદર બહુજ અંધારૂં હતું. હું એક પડદાની ઓથે ખુરશી ઉપર અંધકારમાં બેસી ગયો. ઘરમાં કોઈ નહોતું ને હું રાત્રે મોડો આવનાર છું એમ કહ્યું હતું માટે નોકરો પૈકી જેણે ચોરી કરી હશે તે આ સંધીનો લાભ લઇને પુનઃ ઓરડીમાં આવ્યા

વિના રહેશે નહિ એમ મારી ખાત્રી હતી થોડીવાર પછી મારૂં એ અનુમાન ખરૂં પડ્યું. ઓરડીનાં બારણાં ઉઘડ્યાં અને એક વ્યક્તિ મંદ પગલાંથી અંદર આવી. હું અત્યંત બારીક નજરથી તે જોતો હતો. મારી બૅગ વગેરે સામાન પ્રથમ પ્રમાણેજ પડ્યો હતો પણ તે ઉપર દુર્લક્ષ કરી તે વ્યક્તિ મેં મારો કોટ ખસીને ખુંટી ઉપર મૂક્યો હતો ત્યાં જઇને ખીસ્સાં તપાસવા લાગી. મારી ધીરજ હવે રહી શકી નહિ. કારણકે કોટના ખીસ્સામાં કેટલુંક જોખમ હતું. હું ઉઠ્યો, તે વ્યક્તિનો એકદમ હાથ પકડ્યો. પણ મને તેનો સ્પર્શ થતાંજ હાથ છોડી દીધો. તે વ્યક્તિ તરતજ જમીન ઉપર પડી, ને તેની એવી સ્થિતિ જોઇને મને પણ આશ્ચર્ય થયું; કારણકે તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ મારી કમળા હતી! પરંતુ હાય! કમળા આની ચોર! જેને મેં પવિત્ર દેવી સમજી મારા હૃદયમાં સ્થાન આપ્યું છે તે જ્યારે આવું ચોરી જેવું અધમ કૃત્ય કરે છે ત્યારે પવિત્રતા ક્યાં રહી શકશે તેને સર્વ વાતનું સુખ હોવા છતાં તે ચોરી કરવા કેમ પ્રવૃત્ત થઇ હશે? હું શુદ્ધિમાં છું કે સ્વપ્નમાં છું તે કહી શક્યો નહિ. એટલામાં કમળા ઉઠી ને કંઇક બોલવા લાગી પણ મને તેનું સંભાષણ રુચ્યું નહિ. મેં ગંભીર અવાજે કહ્યું "હું સર્વ સમજું છું. કૃપા કરીને તું જા. જે મેં જોયું છે તે સહન કરવાની શક્તિ ઇશ્વર મને આપે. એથી અધિક મારી શક્તિ નથી."

એમ કહીને તેના બોલવા ઉપર લક્ષ ન આપતાં મેં તેને બહાર કાઢી દરવાજો બંધ કર્યો. મારા ભાવિ સુખનો દરવાજો પણ બંધ થયો હોય તેમ ઓરડીમાંના અંધારા પ્રમાણે મારા હૃદયમાં ગાઢ અંધકાર છવાયો. મગજ ભમવા લાગ્યું અને ક્ષણે ક્ષણે કમળાના એ વર્તનથી આશ્ચર્ય થવા લાગ્યું. જો કોઇ મારી સર્વ સંપત્તિના બદલામાં તે વિચારની વિસ્મૃતિ કરાવે તો મોટા આનંદથી હું તે બદલો બદલી કેરફાર કરવા ખુશી હતો. છેવટે હું ઉઠ્યો. મારો સામાન બાંધી નોકરને હાંક મારી ને તાર આવવાથી હું ગયો છું એ રાવબહાદુરને કહેજે એમ કહી હું સ્ટેશનને માર્ગે પડ્યો. મેં તે ઘર છોડ્યું પણ મને તે વિચારોએ છોડ્યો નહિ. અગ્નિરથ–ટ્રેન મને તે ઘરથી દૂર દૂર લઇ જતી હતી ખરી પરંતુ તે વિચાર, તે સ્મૃતિ, તે કમળાની કરૂણ મૂર્તિએ સર્વ મારી દૃષ્ટિ સમક્ષજ હતું. ઘેર ગયા પછી હું માંદો પડ્યો. એકાએક આજારી થઇ જવાથી મારી માતા ગભરાઇ ગઇ. તે બિચારી રાત્રિ–દિવસ મારી સુશ્રુષા અને ઇશ્વર સ્તવન કરવા લાગી. ઘણે દિવસે મને સહજ આરામ થયો. પરંતુ પ્રકૃતિ બરાબર ઠીક થઇ નહોતી. મારી માતા લગ્ન કરવા માટે પાછી પૂર્વવત્ મને કહેવા લાગી. મેં સ્પષ્ટ જણાવ્યું કે "મારી પ્રકૃતિ બરાબર સુધર્યા વિના હું કોઇ બાળકી કન્યાને ફસાવવા માગતો નથી." અંતે માતાએ હઠ છોડી દીધી.

આવી સ્થિતિમાં વર્ષ–દોઢ વર્ષ સહજ નીકળી ગયું અને તેટલી મુદ્દતમાં તો મારામાં પણ ઘણો ફરક પડી ગયો. માત્ર એકજ વાતમાં પરિવર્તન થયું નહોતું. મારી કમળાનું સ્મરણ જેમનું તેમ મારા સ્મૃતિપટ ઉપર કોતરેલું હતું. તેનું વિસ્મરણ આ જન્મમાં તો શક્ય નહોતું!

એક દિવસ મારા કામના કાગળો વાંચતો હું બેઠો હતો તેટલામાં એક જરૂરી કાગળ શોધવા માટે મેં આજ સુધી બંધ રાખેલી મારી બૅગ ઉઘાડી. જે કોટમાંથી મારી બટિઆળ

તથા નોટ ચોરાઈ ગઈ હતી તે કોટ અદ્યાપિ તેમનો તેમ હતો. જેમાંથી કાઢી બે પડતા ઈથી જોઉં છું તે નીચે મૂકવા ગયો કે તરતજ તેમાંથી અર્ધ પડ્યું હોય એવો અવાજ આવ્યો ને હું જોવા લાગ્યો. પણ આ શું? મારા સોનાના છેડા સાથે કમળાની ઘડીઆળ કોટના ખીસામાંથી નીચે પડી હતી! હું ક્ષણવાર આશ્ચર્ય ચકીત થયો. કમળા મારી ઘડીઆળ ચોરી ગયા પછી જ્યારે પુનઃ મારા રૂમમાં આવી અને મેં તેને પકડી ત્યારે આ ઘડીઆળ તેના હાથમાં હતી. ચોરી ઉઘાડી ન પડે તેટલા માટે તેણે આ ખીસ્સામાં તે નિરૂપાયે નાખેલી હોવી જોઈએ, એમ તર્ક કરીને હું પૂર્વવત્ ઉદ્યોગમાં નિમગ્ન થવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ તે મારે સ્વાધીન નહોતું. આજ કેટ વર્ષથી જે વાતનું વિસ્મરણ થયું નહિ તે વાતની સ્મૃતિ આજ પ્રત્યક્ષ કારણ મળતાં અધિક જોરાવર થાય એમાં શું આશ્ચર્ય? તે કમળાની ઘડીઆળ જાણે કેમ તેના તરફનું વકીલપત્ર લઈને તે નિર્દોષ છે એમ કહેતી હોય એવો મને ભાસ થવા માંડ્યો. હું ઘણીવાર તેના તરફ જોઈ રહ્યો. મેં કમળાનો ખુલાસો સાંભળ્યો નહિ તે બદલ મને આજ પ્રથમથીજ પશ્ચાત્તાપ થયો. હું ઉંડા વિચારમાં હતો એટલામાં તારના સિપાઈએ મારા નામનો એક તાર મારા હાથમાં મૂક્યો. તે તાર મુંબઈથી આવ્યો હતો ને મને ત્યાં સત્વર તેડાવ્યો હતો. કામ જલદી આટોપી હું સ્ટેશન ઉપર આવ્યો ને મુંબઈ પહોંચતા સુધીમાં તો મને અનેક પ્રકારના વિચારો ઉદ્ભવ્યા. તારમાં આપેલા એડ્રેસ પ્રમાણે મકાન ખોળીને હું ગયો તો મને સમજાયું કે એક ડૉક્ટરની આવશ્યકતા છતાં મને ભૂલથી બોલાવ્યો હતો. કારણ કે એક માણસ ભયંકર બિમારી ભોગવતો પડ્યો હતો. મને જોઈને તેણે ક્ષીણ સ્વરે કહ્યું "બાપૂ સાહેબ! તમે જલદી આવ્યા એ ઠીક થયું. હું હવે થોડી મુદ્દતનોજ સોબતી છું."

આજારી બીજો કોઈ નહિ પણ પ્રભાકર હતો. તેની આવી દશા જોઈ મને બહુજ માઠું લાગ્યું. બોલવાનો શ્રમ નહિ કરવા મેં તેને શાંત રહેવાનું કહ્યું. પણ તે તરફ દુર્લક્ષ કરીને તે આગળ બોલવા લાગ્યો.

"મને બોલવા દ્યો. મરણ પહેલાં મારૂં પાપ કબુલ કરવા દ્યો. હું તમારો અપરાધી છું. તમારા સુખમાં આડે આવવાનું ફળ આજ હું ભોગવું છું. બાપૂ સાહેબ! ઈર્ષ્યાને વશ થઈ તમારી ઘડીઆળ ચોરી નિર્દોષ કમળાને મેં દુઃખમાં નાખી છે. ને બિચારી તદ્દન નિર્દોષ છે. પહેલી ચોરી કરી ત્યારે તેને માહિતી નહોતી. બીજી ચોરી વખતે અચાનક તે ત્યાં આવીને મારા હાથમાંથી વસ્તુ લેવાનો પ્રયત્ન કરવા લાગી. પરંતુ સોનાના છેડા સિવાય તેના હાથમાં કાંઈ આવ્યું નહિ. તેણે મધ્યાહ્નકાળ સુધી મારી પાસેથી તે વસ્તુ મેળવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ થઈ. છેવટે તે બિચારીએ મારૂં કૃત્ય તમારી પાસે પ્રગટ ન કરતાં પોતાની ઘડીઆળ ખીસ્સામાં નાખી અને તેને ધર્મ ગણતાં કેમ આડે આવ્યું એ તમને માલમ છે. બાપૂસાહેબ! હું અત્યંત પાતકી છું. મામાએ મને પોતાના છોકરા પ્રમાણે ઉછેરીને શિક્ષણ આપ્યું અને કમળાનો મારી સાથે વિવાહ કરી સર્વ સંપત્તિનો મને માલિક બનાવવા ધાર્યું, પરંતુ હું એ પ્રેમ પામવાને પાત્ર નહોતો. બાળપણથીજ અનેક વ્યસનોને આધીન થયો હતો. મારૂં ખરાબ આચરણ તેમના જાણવામાં આવતાં કમળા મારા ઉપર તિરસ્કારની નજરે જોવા લાગી અને મારા દુર્ગુણોએ છેવટ તેમના ઘરને પણ છોડ્યું નહિ? આ બધું એનુંજ પરિણામ!!'

કરવા માંડી અને તેને માલુમ પડ્યું કે તે હજુ અવિવાહિતજ છે, અને તેનો પિતા પણ તેને માટે યોગ્ય પતિની શોધમાંજ છે. આ વાતની ખબર પડતાંજ, મહેન્દ્રે પોતાની ઉમેદવારી જાહેર કરી. ઉભય પક્ષજ જોઇએ તેવો યોગ મળી આવ્યો. અને મહેન્દ્રે તે કન્યા સાથે લગ્નની પવિત્ર ગ્રંથિથી બંધાવાનું નક્કી કર્યું. મૃણાલિની પણ પોતાને ઇચ્છિત, મારા કેળવાયલા પુરૂષ સાથે પરણવાનો વિધિએ યોગ કરી આપ્યો તેથી, પોતાને કૃત્ય કૃત્ય માનવા લાગી. લગ્નતિથિ ચાલુ મહિનામાં પસંદ કરી, અને મહેન્દ્ર–મૃણાલિનીના વિવાહ મોટી ધામધુમથી કરવામાં આવ્યા. વિધાતા અપ્રતિમ યોગ કરવામાં કુશળ છે એવું તેના ઉપરનું લાંબા કાળનું મેણું જાણે આજ ટળી ગયું એમ સૌને લાગ્યું.

લગ્ન પછી તે પ્રેમી દંપતી, અન્યોઅન્ય આનંદ આપી મહાલતાં હતાં. મહેન્દ્ર, પોતાની લાંબા વખતની આશા ફલિત થવાથી મલકાતો હતો. વાંચવા, લખવામાં, ભરત તથા ચિત્રકામમાં, ગાયનકળામાં તેમજ એવી એવી અન્ય લલિતકળાઓમાં ( fine arts ) મૃણાલિનીની બરોબરી કોઈથી થઇ શકે તેમ નહોતું.

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યાને હજી એક માસ થયો નહોતો, તે અરસામાં મહેન્દ્ર એક દિવસ જમીને પાનસોપારી લઇ,–ડ્રેસીંગ કરી–કપડાં પહેરી ઓફીસે જવા તૈયાર થયો હતો. મૃણાલિની હમેશના નિયમાનુસાર, પતિના માર્ગ તરફ દૃષ્ટિ નાંખી ઉભી રહેવા માટે ત્યાં આવી હતી. તેની મુખમુદ્રા ઉપર નિર્ભેળ પ્રેમની છાપ વ્યક્ત થતી હતી. તે વખતે તે બોલી,

" વ્હાલા તમે એમ માનોછો કે આપણે કોઇ દિવસ એક બીજા ઉપર ગુસ્સે થઇ વિફરી પડીશું ખરા ? શું એવી એક તક સરખી પણ આવવા સંભવ છે ખરો ! "

" વાહરે, મ્હારી મૃણાલિની, " મહેન્દ્રે ઉત્તર આપ્યો.

" એમ તે કદિ બને ખરૂં કે. તારા મગજમાં આવો અનિષ્ટ વિચાર સરખો એ કેમ આવ્યો. ? "

" અરે, એ તો કંઇ નહિ. હું તો માત્ર વિચાર કરતી હતી કે આપણા બેમાંથી કોઇ પણ એક બીજાને તાણીને કે જરા ગુસ્સામાં બોલે તો તેનું શું પરિણામ આવે. "

" વારૂ, ત્યારે ગાડી થામો. આવા અનિષ્ટ તથા તદન અશક્ય વિચારોને મગજમાં કોઇ દિવસ પેસવાજ દેતી ના, " તે બોલી ઉઠ્યો, " આપણ બન્નેને લડવાનો કદિ પણ પ્રસંગ આવવાનોજ નહિ. "

" મને ખાત્રીજ છે, માયડીયર—યો ત્યારે સાહેબજી પાછા વહેલા પધારજો—અરે પણ મને યાદ આવ્યું, મેં આજે મારાં માતુશ્રી ઉપર એક ચિઠ્ઠી લખી રાખી છે, તમે આજ સાંજ સુધીમાં તે પહોંચાડી દેશો ? તે બહુ ઉપયોગી છે. "

" વાહરે. એમાં તે શું. જો વખત મળશે તો જરૂર પહોંચાડી આવીશ. "

" વખત મળશે તો ! ! અરે વાહરે વાહ.

" કેમ એમાં શું થયું. "

" નારે, એમા શુ થયુ, ( જરા ચીડાઇને ) બન્નની અચિથી જોડાયા પછી તમારી પરિણિત સ્ત્રિએ પહેલુ સમ માગ્યું ત્યારે 'જો વખત મળશે તો' એવો જવાબ મળ્યો.'

" અરે, માઇડીયર મૃણા મને નાહમા કામનો સખ્ત બીડાવા છે. "

" આમારૂ કામ કરતી વખતે તો કામનો બીડાવાજ હોય તો. અરેરે. તમે મારી લાગણીને દુખાવો છો

" કેમ, વ્હાની આ "

" હુ તમારી વ્હાલી, બાલી કઇ નથી હુ તો તમારી પરણેતર સ્ત્રી છુ—અને હુ "

" અરે પ્રિયે આશુ ?"

" નહિ બસ બહુ થયુ જો હુ તમારી પ્રિયા હોત તો, મારી માતા ઉપર ચીઠ્ઠી લઇ જવામા આવા આડા તેડા જવાબ કેમ મળે અરે હાય હુ અદ્દ ભુની. "

" અરે પણુ મૂર્ખ તુ જરા વિચાર તો કર. "

" નહિ બસ તમે એમ ના બોલો "

" મૃણા—ડીયર મૃણાલિની જરા સમજ, સમજ "

" ઠીક, ત્યો ત્યારે બોલો ગને મારા અતઃકરણના ચૂરેચૂરા કરો. "

મહેન્દ્રનો મિજાજ ગયો, પોતાનો કોઇ પણ પ્રકારનો ગુન્હો નહિ છતાં મૃણા આ પ્રમાણે બોલે તેથી તેનો ક્રોધાગ્નિ પ્રજવલિત થયો તે બોલ્યો

" નોનસેન્સ, સ્ટુપીડ "

" બરાબર છે, મારા વાના હુ બધુ નોનસેન્સ અને સ્ટુપીડજ બોલુ છે. ત્યારે જો તમારી મરજી હોય તો હુ મારે પીયેરજ જાઉ. તમે મને ચાહતા નથી પરતુ મારી માતા મને ચાહે છે સમજ્યા."

" મૃણા, તારૂ મગજ આજે ફરી ગયુ લાગે છે "

" હા હા મારૂ મગજ ફરી ગયુ છે મને મૂર્ખ કહો, ગાંડી ઘેલી કહો "

બસ આપણા મહેન્દ્રનો મિજાજ હવે તો ઉછકજ ગયો, તે કઇ પણ પ્રત્યુત્તર નહિ આપી બારણાને જોરથી પછાડી ઝપાટાબધ નીચે ઉતરી ગયો અને " ખરેખર સ્ત્રિ એક વિચિત્ર અને અગમ્ય પુતળુ છે " એમ બડબડતો ચાલ્યો ગયો

× × × × × ×

વાચનાર, મહેન્દ્ર અને મૃણાલિનીને આ પ્રમાણે બોલવુ થયુ જોઇ તને ખેદ થશે પરતુ રાત્રિએ પાછા પતિ પત્ની બને શાન્ત થશેજ, અને સવારે બનેની વાત ભૂલી જશે. આખા વર્ષમા તેઓને આવા અનેક પ્રસગો આવશે, અને જ્યારે તેઓ ઉત્તર અવસ્થાએ પહોચશે ત્યારે એક બીજા પ્રત્યે કહેશે કે " આજે લગભગ ચાળીશ, પીસ્તાળીશ, વર્ષ થયા આપણે પરણ્યા છીએ પરતુ એક બીજાને દુખ થાય તેવો એક શબ્દ સરખો એ બોલ્યા નથી આપણે કેવા સુખી છીએ "

# માન ભંજન.

પ્રયોજક—નટવરલાલ ત્રીકમલાલ મ્હેતા—અમદાવાદ.

કેશવલાલે પત્નીનો અપરાધ કરીને માત્ર એટલુંજ કહ્યું કે—"તું સારી છે, પરંતુ ત્હારા કરતાં ત્હારી બ્હેન 'મરચૂ' ઘણી ખૂબસુરત છે."

કમળાએ મ્હો મરડીને ઉત્તર આપ્યો,—"હશે પુરૂષોના આવાજ વ્રત કરવું હોય છે તમાન લોકોની આંખો કેવળ પરસ્ત્રી તરફ આકર્ષાય છે ઉપરાંત પોતાની પત્ની ઉપર પણ પ્રેમ રાખો છો પુરૂષોની નસેનસમાં કપટ, અતૃપ્તિ, અને ખોટા ઢોંગ હોય છે તમે પણ તેનોજ પ્રેમ રાખો છોને!"

કેશવલાલે નિરાશ થઈને કહ્યું—"કેમ, કમળા? હું ત્હારા ઉપર પ્રેમ રાખતો નથી?'— તે જવાબ આપોને," એમ કહી કમળા ચાલી ગઈ

આ વાતને આજ ત્રણ દિવસ થયા છે કમળાના હાથે ભૂલથી પાનમાં ચુનો વધારે પડવા લાગ્યો,—કેશવલાલના શાકમાં મીઠું નાખવાનું ભૂલી જવા લાગી કોઇ વખત પાનમાં કાથો વધારે પડી જવાથી, કેશવલાલ પાન ચાવતો ચાવતો કમળા પાસે આવીને ચુનો માગતો, તો કમળા ઉઠીને તેના ન્હાના દિયેર સાથે ચુનાનો આખો ઘડો કેશવલાલ પાસે મોકલાવી દેતી હતી ભાત ખાતા ખાતા દાળમાં મીઠું ઓછું હોવાથી કેશવલાલ મીઠું માગતો, તો કમળા મ્હોટો ઘુમટો ખેંચીને તેના ભાણામાં મુઠી ભરીને મીઠું મુકી દેતી હતી તે વખતે કેશવલાલ કહેતો કે, 'આટલા મીઠે શુ થશે? મ્હને આખે શરીરે મીઠું લગાવી દેને! ત્હારી મ્હોટી ભૂલ છે' કેશવલાલ જમવા બેસતો ત્યારે કમળા તેને જમવાનું પીરસીને ઘુમટો ખેંચીને રસોડાની બ્હાર જતી રહેવા લાગી અને પોતાના ન્હાના દિયેરને રસોડામાં મોકલી દેતી હતી. આ પ્રમાણે બિચારા કેશવલાલ ઉપર આફતોનો વરસાદ વરસવા લાગ્યો કેશવલાલ ઑફીસમાં જવાના ટાઈમે પોતાનો ઑફીસનો ડ્રેસ પણ શોધી શકતો નહિ બુટ ઉપર પણ ધુળ પડી રહેવા લાગી ઑફીસેથી કંટાળીને જ્યારે તે ઘેર આવતો ત્યારે પોતાના સ્લીપર પણ યથાસ્થાને જોઇ શકતો નહિ સ્લીપરો તથા બુટ પરસ્પર લડીને વાદ વિવાદ કરતા અને એક બીજાથી રીસાઇને જોડભંગ થઇને ક્યાંઇક ભરાઈ જતા હતા ખોળતા ખોળતા એક સ્લીપર દાદર આગળથી મળી આવતું તો બીજું દીવાનખાનાના ટેબલ ઉપર સિગરેટ્સ માલુમ પડી આવતું હતું કેશવલાલ બહુ મુંઝાવા લાગ્યો તેણે વિચાર્યું કે 'સંસારમાં રહીને એક આવા ન્હાના મકાનમાં પણ સુખેથી રહી શકતો નથી, ઘર છોડીને ક્યાં જઈએ!'

તે દિવસે રાત્રે દશ વાગ્યા પછી કેશવલાલ તેના શયનગૃહમાં ટેબલની સન્મુખ એક ખુરસી ઉપર બેસીને "સુન્દરી સુબોધ' વાંચતો, કાંઇ પરિચિત હસ્તની બંગડીઓનો 'ખણુ ખણુ' કરતો મધુર અવાજ સાંભળવાની રાહ જોતો બેસી રહ્યો છે કેટલીક વાર પછી આંખો સુધી ઘુમટો ખેંચીને, કમળાએ રૂમમાં પ્રવેશ કર્યો કેશવલાલ—પતિ તેની રાહ જોતા બેસી રહ્યા છે, માટે તેને કંઈ પણ લાગણી થતી નથી, એ પ્રમાણેનો ભાવ પ્રદ

શિત કરીને, રૂમના એક ખુણામાંથી, એક સાદડી લઇને, કેશવલાલની પાછળ અંધારામાં પાથરીને, નિશંતે સુઇ ગઇ, રૂમમાં કોઈ બીજું માણસ બેઠેલું નજરે પડયું છે તેવી સહજ પણ ચેષ્ટા તેણે કરી નહિ. કેશવલાલ ખમ્યો કે તરત કમળાના મ્હો ઉપર દીવાનું તેજ પડયું; તેથી તે કેશવલાલ તરફ પાસ ફેરવીને, માથાને છાતી સરસું નમાવીને, સોડ તાણીને સુઇ રહી. કેશવલાલે જાણ્યું કે, મામલો ગંભીર છે તેથી વખત વિચારી જઇને તેણે કહ્યું:—" કમળા ! જરા સાંભળ." કમળા આમતેમ હાલીને વધારે સંકોચાઇને સુઇ ગઇ. તે ઉપરથી તેણે માત્ર એટલુંજ જણાવવા માગ્યું કે, તે જાગે છે; પરંતુ તેની વાત સાંભળવા યાતો તેની સાથે વાતચિત કરવાનો તેનો વિચાર નથી. કેશવલાલે ઉઠીને રૂમનાં બારણાંને સાંકળ લગાવી અને કમળાના માથા આગળ બેસીને પોતાના હાથ લંબાવીને કહ્યું:—" કમળા, ઓ કમળા !"

"હુંઉઉ, રહેવા દ્યોને, ઉંઘવા દેતા પણ નથી !"

"કમળા ! તું મ્હારા ઉપર ગુસ્સે થાય છે ?"

"મ્હારે શું કરવા ગુસ્સે થવું જોઈએ ?"

"ત્યારે તું બોલતી કેમ નથી ?"

"તમારી સાથે શું અત્યારે મહાભારત અને રામાયણની કથા કરવા બેસું ? આઘા ખસો, મ્હને તો ઉંઘ આવે છે."

"ઉંઘ આવતી હોય તો પલંગ ઉપર સુઇ રહેને, અહિં શું સુઇ રહી છે, ચાલ !"

"એટલી બધી દયા દર્શાવવાનું કાંઇ કારણ નથી, આઘા ખસો." એમ કહી કમળા જરા ખસીને સુઇ ગઇ. કેશવલાલે કહ્યું:—"કેમ કમળા, આજ તું આમ કેમ બોલે છે ? ત્હારા ઉપર શું મ્હારો પ્રેમ નથી ? ત્હારા માટે શું મ્હને લાગણી નથી ? મ્હારી સાથે આટલા બધા દિવસ રહીને તું આવુંજ સમજીને !"

કમળાએ મ્હોં ઉંચું કરીને કહ્યું:—"આહોહો ! શું તમારો પ્રેમ, તમે મ્હારા ઉપર અત્યંત પ્રેમ રાખો છો. દુનીયામાં કદી કોઈના ઉપર આવો પ્રેમ નહિ રાખતું હોય, હવે જરા મહેરબાની કરીને આઘા ખસો તો ઠીક, મ્હને ઉંઘવા દ્યો, મ્હારા કાન પાસે આવીને નકામા 'ગુણ ગુણ' ના કરો."

કેશવલાલે વિચાર્યું કે 'ચમત્કાર સિવાય નમસ્કાર' થતો નથી; તેથી તેણે એક ગ્લાસ પાણી અને એક પંખો લાવીને કમળાના મ્હો આગળ મૂક્યાં, અને કહ્યું:—" કમળા ! હજુ મ્હારૂં કહ્યું માનીને અહિંયાંથી ઉઠ અને પલંગમાં સુઇ જા, નહિતો જોવા જેવી થશે."

કમળા નિરૂત્તર પડી રહી.

કમળાને ત્યાંને ત્યાં પડી રહેલી જોઇ કેશવલાલ બારણું ખોલીને તેની માતુશ્રી પાસે ગયો અને હાંફતે હાંફતે કહ્યું:—" મા, મા, જલદી ચાલ, ત્હારી વહુને કંઇ થયું છે; તે બેભાન બની ગઇ છે, માટે જલદી ચાલ." તેની મા અને તેનો ન્હાનો ભાઇ સુતે સુતે આવતી કાલે શું રાંધીશું તેનો વિચાર કરતાં હતાં. તેઓ આ દુઃખદાયક સમાચાર સાંભળી અને કેશવલાલનો ગભરાયલો ચ્હેરો જોઇ "શું થયું ?" એમ કહી ગભરાઇને કમળા પાસે દોડી આવ્યાં. તેનો ન્હાનો ભાઇ પણ માતાની પાછળ પાછળ આવ્યો હતો. તેણે બારણા

આમળથી ભાભીને સાદડી ઉપર સુતેલી જોઈ; તે તરત તેના બાપાને ખબર આપવાને દોડી ગયો.—"બાપા, બાપા, જલદી ચાલો, મ્હારી ભાભીને કંઇ થયું છે.—બેભાન બની ગયાં છે, તમે જલદી ચાલો, બાપા!" પિતાશ્રી તે વખતે આરામખેર ઉપર પગ લંબાવીને ધુમ્રપાન કરતા હતા. "શું થયું વહુને?" એમ કહી ગભરાઇને ઉભા થયા,—સ્લીપર્સ એકાએક નહિ મળી આવવાથી ઉઘાડે પગે પુત્રના શયનગૃહ તરફ દોડી પહોંચ્યા.

કેશવલાલનો પરાજય થયેલો જોઈ કમળા જે વખતે મ્હોં છુપાવીને ખૂબ હસતી હતી, તેવામાં તેની સાસુએ હાંફતાં હાંફતાં રૂમમાં પ્રવેશ કર્યો અને "ઓ કમળા, શું થયું છે, કમળા!" એમ કહી કમળાનું માથું તેમના ખોળામાં લઈને બેસી ગયાં. પોતાની સાસુનો આવિર્ભાવ સમજીને કમળા સ્તબ્ધ બની ગઈ; તેણે વિચાર્યું કે, "નક્કી તેઓ માજી પાસે જઈને કંઈ કહી આવ્યા હશે." તે શરમની મારી કંઇ બોલી શકી નહિ, પહેલાંની માફક પડી રહી. એવામાં સસરાજી પણ ત્યાં આગળ આવી પહોંચ્યા અને ગંભીર સ્વરે કહ્યું:—"વહુને શું થયું છે?" સાસુજીએ કોઇ દિવસ બેભાન થયેલું જોયેલું નહિ હોવાથી તેમણે રડારોળ કરી મૂકી. તેમણે રડતે સ્વરે કહ્યું:—"આ જુઓને, વહુ બિચારી હાલતીયે નથી અને ચાલતીયે નથી, કશું બોલાતું પણ નથી! સસરાજીએ કહ્યું:—"તેને મ્હોંએ, માંથે અને આંખે પાણીની ઝાપટો મારો, માંથા ઉપર પવન નાંખો. રૂમની બધી બારીઓ ઉઘાડી નાંખો અને પવન આવવા દો. તે વખતે આડોશીપાડોશી પણ રૂમમાં આવીને ઉભા રહ્યાં હતાં; એક જણે ઝપાટા બંધ બારીઓ ઉઘાડી નાંખી. અચાનક લોકો ભેગા થઈ જવાથી, મ્હો અને માથા ઉપર પાણીની ઝાપટો વાગવાથી, કમળાની, વિસ્મયતાનો પાર રહ્યો નહિ; તેણે વિચાર્યું કે,—'આ શું?' પરંતુ સાસુજી સસરાજી સન્મુખ તે સ્વસ્થ શરીરવાળી છે, એવું કહેવાની હિંમત કરી શકી નહિ, જો તે કદાચ તેમ કરે તો સઘળી વાત ખુલી પડી જાય—ઘરમાં તે એક મહા કર્કશાની કહેવાય અને સાસુજી તરફથી પહેરામણી મળે તે જુદી. તેથી તે ઢોંગ કરીને જાણે તેને ભાન આવ્યું હોય તેમ બેઠી થઇ.

કેટલીક વાર પછી સાસુજીએ જ્યારે તેને કમળા, ઓ કમળા! એમ કહીને બોલાવી—કમળાએ ત્યારે જ્ઞાન સંચાર થાય છે એવા ભાવ અને નેત્રોના પલકારા માર્યા અને થોડી વાર પછી બેઠી થઇ, ચારે તરફ લોકોને જોઇ શરમાઇ ગઇ—તેણે ઘુંમટો ખેંચ્યો. પુત્રવધુને ચૈતન્ય આવેલું જોઈ સસરાજી રૂમમાંથી ધીમે ધીમે બ્હાર ચાલ્યા ગયા. સાસુજીએ સ્નેહપૂર્વક કમળાને પૂછ્યું:—"વહુ તમને શું થયું હતું?"

કમળાએ કહ્યું:—"શી ખબર બા, માથું એકદમ ઘુમ મારી ગયું ત્યાર પછી શું થયું તેની મ્હને ખબર નથી."

સર્વે રૂમમાંથી બ્હાર ગયાં પછી કેશવલાલે અંદર આવીને કહ્યું:—"કમળા, હવે તને કેમ છે?—માથું ઠંડું થયું કે નહિ?"

કમળાએ ખડખડાટ હસીને કહ્યું:—"જાઓ, જાઓ."

"બસ, હારી ગઇ?"

"તમારી સાથે કોણ પહોંચે, કહો?"

એક સુંદર મોટી નદી વહેતી હતી. કિનારે જઇ હું ઉભો ત્યાં પાછી પ્રભુની પ્રાર્થના કરી ' પ્રભુ! જળ તો આ રહ્યું પણ મ્હારી પાસે પીવાનું કાંઇ સાધન નથી." ખરે ખર હવે મ્હારામાં લગાર પણ શક્તિ બાકી ન્હોતી મ્હને લાગી નહિ ત્યારે શું પ્રભુએ આવી પાણી પાયું?

શું આવી આવી તે વાતો કહેવાય? તમને લાગે છે? શું પ્રભુ નથી કોઇને તે મદદ કરતો નથી? અરે, ના, ના, આ વાત તેજ વાત છે પ્રભુ દયાળુ છે તે બધું કરી શકે છે પણ તેણે તમને સઘળી શક્તિ આપી છે તેની પાસે માગવાનું કાંઇજ નથી જે છે તે તમારેજ કરવાનું છે તમે તેને નકામો બોલાવશો નહિ કામ કરે જાવ. અને તમને ફળ અવશ્ય મળશેજ. તમારામાં બધી શક્તિ છે, તે તમે ભુલી જતા નહિ. તમને જય મળે ત્યારેજ પ્રભુનો આભાર માનજો

—"પ્રેમયોગી"

---

# બાલક અને પંખી.

(ચરણાકુળ છંદ)

બાળક— ન્હાના પંખી! આવ અહિં તું
ત્હારે માટે ઘર સોનાનું,
જો મ્હેં આ કેવું છે રાખ્યું?
તેમાં તું આવી જા, બાપુ!
નીદર ફુલો આપીશ તુજને,
વાડીમાંથી લાવ્યા રોજે,
ખાવાનું રુડું આપીશ સારૂં,
ગીત શિખાડીશ તુજને ચારૂં

પંખી— ના, ના, બાપુ! એ ના પ્યારૂં,
સોનાની પરવા ના વારૂં
હું બહુ સારૂં ગાયું છું તો,
ને મ્હારા ફાલો સાળો

બાળક— દરિયાને ટેકરીઓ વચ્ચે,
તુજને કોણ બચાવે રસ્તે,
મુર્ખા! તેથી ના ઉડીજા,
આ ઘરમાં આવી રેજા

પંખી —પ્રભુજી સ્હાય કરે છે મુજને,
ક્યાં તું ઓળખી પિંજર પુર,
હું તો છુટથી નિત રમવાનું
સૂર્ય કિરણમાં બસ ફરવાનું×

આમોદ
એંગ્લો ઇન્ડિયન સ્કુલ } "પ્રેમયોગી"

× ઇંગ્રેજી ઉપરથી

# મધમાખી.

(ચરણાકુળ છંદ)

૧.
હું ન્હાનકડી મધમાખી,
ફુલો ઉપર નિત ગણગણતી
જે ફુલો મુજને મધ આપે,
ત્યાં હું ઉડું સખીઓ સાથે

૨.
એક ઘડી હું ના ગુમાવું,
મુજને મ્હારૂં કામ પ્યારૂં,
જો આ આવ્યો છે ઉનાળો,
ખોરાક કરૂં હું બેસો મ્હોરે

૩
જો હું ના સંઘરૂં ઉનાળે,
કહો, ભાઇ! ખાવું શું શિયાળે,
આળસમાં જે એમી રહે છે,
તે તો ભાઇ! મરે છે ભુખે!

૪.
જાગો ઓ ન્હાના બચ્ચાઓ!
ગુમાવો ના વખત તમારો
જુઓ ગણગણતી આ માખી,
ફુલો પાસે ગીતો ગાતી ×

આમોદ
એંગ્લો ઇન્ડિયન સ્કુલ } "પ્રેમયોગી."

× ઇંગ્રેજી ઉપરથી

ધી ધપમાર જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ મતાપોલ્ગ રોડ—અમદાવાદ. ૧૦૦૦, ૧૦-૧૬

# !!! અનાથોનો પોકાર. !!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરોને દીન જાણી,
દયાના કામ કરો મહાએ પરથી, એવી લેવાની એંધાણી."

ગરીબોથી ગુજરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલા અનાથ બાળકો, કુલીન સદાચરણી વિધવાઓ અને મદદ માટે પોકાર કરતા વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટિ કરો. તેમના દુ:ખ ફેડી, મદદ્યાદ, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો **સુપાત્રે દાન એજ સકમાણીની સાર્થકતા છે.** આ આશ્રમમા અન્ન ધાન્યથી વિમુખ, ભૂખે મરતા, અને રઝળતા અનાથ બાળકો નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે વ્યવસ્થા સંપૂર્ણ—અહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારના નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે **હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે.** કરકમલ લંબાવો અને દયા લાવી આ આશ્રમમા કેટલાક સમયથી બ્રહ્મચર્ય આશ્રમ ખોલવામા આવ્યો છે અને તેમા જનોઈ દીધેલા દ્વિજ બટુકોને ગેરંટીથી દાખલ કરી પોતાના નિત્યકર્મો સાથે સાયંપ્રાત-હોમ કરાવી દંડ ધારણ આદિ ઋષિ વેશમા સંસ્કૃત, વૈદિક, ગુજરાતી અને ઇંગ્રેજી વિદ્યા શીખવવામા આવે છે.

મંત્રીઃ શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ,
સિદ્ધપર.

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સોમાલાલ મગળદાસે અમદાવાદમા પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના ધી 'ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમા' છાપ્યુ અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ રાયપુર- 'સુન્દરી સુબોધ' ...થી પ્રકટ કર્યું

महान योगी भर्तृहरी कहे छे के

परिमलभृतो वाता शाखा नवाङ्कुर कोट्यो
मधुर विरुतोत्कण्ठा वाच प्रिया पिकपक्षिणाम्।

એટલે—

'વસન્ત ઋતુ જ્યારે પ્રસરી રહી હોય છે ત્યારે વાયુ સુગંધ રૂપ બને છે શાખાપલ્લવમાંથી સેંકડો નવાંકુર ઉત્પન્ન થાય છે કોકીલ પક્ષીની મધુર વાણી ઉત્કંઠા ઉત્પન્ન કરે છે'




ખરે ! વસન્ત ઋતુમાં સર્વ ગુણોનો ઉદય થાય છે, વસન્ત ઋતુની ગેરહાજરીમાં પણ વસન્તમાં ખીલતા પુષ્પોની સુગંધી આપનાર એવું ફક્ત એકજ ઓટો-દીલબહાર સેન્ટ છે તેની મનોહર સુંદરશીશી ઉઘાડતાં જ હવામાં સુગંધ ઉત્પન્ન થાય છે તેથી અંતઃકરણ શુદ્ધ થઈને મનને એક પ્રકારનો નવીન ઉત્સાહ અર્પે છે

માંગલીક પ્રસંગે વાર તહેવારે બીજું કોઈપણ જાતનું સેંટ અથવા અત્તર વાપરવા કરતા હજારો ફુલોનું બનેલું ઓટો દીલબહાર વાપરો અને તેની ખુશબોનો બે ઘડી વિચાર કરો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઓટો | દિલબહાર | સેન્ટ—નાની બાટલી | કીંમત | રૂ. | ૦ | ૮ | ૦ |
| ,, | ,, | ,, મધ્યમ ,, | ,, | | ૦ | ૧૨ | ૦ |
| ,, | ,, | ,, ૪॥ ઔંસની,, | ,, | | ૨ | ૦ | ૦. |

સુગંધી કાર્ડ એકનો એક આનો.

## ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.

૫૫, જુમા મસજીદ મુંબઈ

દરેક જાણીતા વેપારીને ત્યાંથી પણ મળી શકશે

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

ઠ. આનંદજી મૂળજી પાંધી તરફથી ભેટ.

નવેંબર: ડિસેંબર. ૧૯૨૬

પુસ્તક ૧૩: અંક ૧૧-૧૨



કુચબિહારનાં મહારાણી નામદાર શ્રી. સૌ. ઇન્દિરારાજા.

આદ્ય સંપાદક:
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી:
રામમોહનરાય જસવંતરાય.

## પ્રો૦ જેમ્સની

# વિજળીક શકિતની ગોળીઓ.

આ ગોળીઓ શરીરમાં ઘટી ગયેલુ વિજળીક તત્વ પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરી, સંપુર્ણ શકિત ઉત્પન્ન કરે છે. જ્ઞાનતંતુની નબળાઇ, અજીરણ, ખોરાક ન પચવો, હાથ પગનું દુખવું, મગજે ચકરી આવવી, યાદશકિત ગુમ થવી, મનની ચિંતા, ઉદાસી કોઇપણ કામ પર ચિત્ત ન લાગવુ ખાવા પર અરૂચિ, છાતીનો ધબકારો હરસ, દમ, આંખે અંધારાં આવવા, ચહેરાની ફીકાશ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસના બોજાને લીધે નબળું પડેલુ મગજ તેમાં, તેમજ વકીલ, બારીસ્ટરો અને કલાર્કો, સ્કુલ માસ્તરો, અને બીજાઓ કે જેમને રાત દીવસ મગજ કસવું પડે છે તેમને આ ગોળીઓ થોડી મુદતમાં અજબ જેવા ગુણ કરે છે. તેમ જે સ્ત્રીઓને હદબાર માસીક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુઃખાવો, પ્રદર, ભુખ મરી જવી, વીગેરે રોગો થાય છે તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે.




આ દવા લેવાથી જ્ઞાનતંતુ અને બુદ્ધીમાં અસાધારણ વધારો થાય છે, ગાલ લાલ થાય છે, આંખ ચળકતી અને તેજસ્વી બને છે, મન ચંચળ અને ચોખ્ખું થાય છે ભુખ સારી પેઠે લાગે છે અને પેટ સાફ આવે છે. બીજી ભળતી દવાઓ વાપરવા પહેલ, આ ગોળીઓ વાપરી જુવો

ચેતવણી:—ગોળીઓ ખરીદતી વખતે Pro. James Electro Tonic Pearls પ્રો. જેમ્સ ઇલેકટ્રો ટોનીક પર્લસ. (પ્રો. જેમ્સની વીજળીક શકિતની ગોળીઓ) બરાબર વાંચીને લેવી.

**કીંમત—૨૫ ગોળીની શીશીના રૂ. ૧-૪-૦ તથા ૪૦ ગોળીની શીશીના રૂ. ૨**

**વી૦ પી૦ ના એકથી ત્રણ શીશાઓ સુધીના રૂ. ૦| વધુ.**

## ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની

નાં. ૫૫, જુમા મસજીદ મુંબઇ.

# મ્હોટી વયની સ્ત્રીઓએ ટૂંક સમયમાં કેળવણી કેમ અને કેવી લેવી?

## ઇનામી 'હરિફાઇનું' પરિણામ.

શ્રી કેળવણીની પ્રગતિ ઇચ્છનાર એક સ્વદેશ પ્રેમી જૈન ગૃહસ્થ તરફથી આ માસિકના માર્ચ-એપ્રિલ (૧૯૧૫) ના અંકમા ઇનામી હરિફાઈ જાહેર કરીને ઉપર જણાવેલા વિષય ઉપર સ્ત્રી લેખકો પાસે નિબન્ધો માગવામાં આવ્યા હતા.

આ હરિફાઇને અંગે કુલ ૧૨ નિબન્ધો મળ્યા હતા. ત્હેમાંથી ત્રણને ઉત્તમ ગણી ઇનામ યોગ્ય અને ચારને પ્રશંસા પાત્ર ઠરાવવામા આવ્યા છે. પ્હેલા ત્રણ આ અંકમાં આવી ગયા છે. અને બાકીના ચાર આવતા વર્ષના ફેબ્રુઆરી માસના અંકમાં પ્રકટ થશે. ઇનામ અને પ્રશંસા મેળવનાર સર્વ બ્હેનોને અમે અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ.

આ વિષયમાં ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે કે ઘણા ખરા લેખકો વિષયની બ્હાર જઇને બિન જરૂરનું ઘણું લખી નાખે છે આથી બીજું લખાણ સારૂં હોય તો પણ ત્હેની ઉપયોગીતા બરોબર સમજાતી નથી અને લેખકને પણ તેથી ગેરલાભ જ થાય છે

| | | | |
|---|---|---|---|
| પ્હેલું ઇનામ | રૂ. ૧૫) | બ્હેન સૌ | વિમળા સેતલવાડ. |
| બીજું ,, | રૂ. ૧૦) | ,, | શ્રી. જયશ્રી મનુભાઈ |
| ત્રીજું ,, | રૂ. ૫) | ,, | શ્રી પદ્માવતી ચીમનલાલ. |

ને મળે છે અને તે ત્હેમને મોકલી આપવામાં આવ્યાં છે બ્હેન સૌ હરિસુખગૌરી વામનરાય મહેતા, બ્હેન શ્રી મધુમતી દોલતરાય, બ્હેન શ્રી ગંગાબાઈ પ્રાણશંકર યાજ્ઞિક, અને બ્હેન સૌ. વીરમતી એમના નિબન્ધો પ્રશંસા પાત્ર ગણવામા આવ્યા છે.

રામમોહનરાય જસવંતરાય દેશાઈ.
ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા.

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવતરાય માટે શા. સોમાભાઈ મગનલાલે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના 'ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં' છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવતરાયે રાયપુર—'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રકટ કર્યું છે.

સ્ત્રી લેખનો અંક.


# સુન્દરી સુબોધ.


[ સ્વર્ગસ્થ રાજ્યરત્ન ગોવર્દ્ધનરામના શબ્દોમાં કહીએ તો—" સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વરૂપ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત—સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે,' સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતા બાન્ધુના આત્મા—હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રેમવત્સલ જનનીરૂપે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે 'સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી .સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ]


વર્ષ ૧૩ મું. ] નવેમ્બર-ડીસેમ્બર ૧૯૧૬. [ અંક ૧૧-૧૨.


## સ્વર્ગસ્થ શ્રી જમનાંબાઈ સકૈ.

O fearless and fragile, O selfless and tender and strong!
Why needeth your greatness our tribute of speech or song?
Your hands that were swift and so eager to comfort all needs
Have crowned your sweet name with the garland of glorious deeds
And lotus memorials have sprung round each gracious foot-fall,
That carried your mercy to solace sad Poverty's call.
The tears you have stilled shine like gems on your brows and your breast ..
Set forth, O brave Soul, like a queen to your Island of Rest!

ઓ નિર્ભય અને મૃદુ ઓ આત્મત્યાગી, મધુર અને સબળ ભગિની !

ત્હમારી મહત્તા અમારી વાણી અથવા કવિત્વના ઉપહારની પરવા શા માટે રાખે ?

મધળાની જરૂરિયાતો પૂરી પાડવાને ત્હમારા જે હાથ એટલા બધા ઉત્સુક અને તત્પર હતા, હેમણે ત્હમારૂં મીઠલડું નામ સત્કર્મોની માળાથી શોભાવ્યું છે

અને દુઃખી નિર્ધનતાની સહાય માટે ત્હમારી દયા જે કૃપાળયી પગલા ભરતી, તે પ્રત્યેકની આસપાસ કમળ શાં સ્મારકો ખીલી નીકળ્યાં છે:

જે આંસુ ત્હમે લ્હોયાં હતાં તે આજ ત્હમારા કપાળ અને હૃદય ઉપર રત્ન સરખાં પ્રકાશે છે.

માટે, ઓ બહાદુર આત્મન્! ત્હમે શાન્તિ દ્વીપ તરફ રાણી સમાન પધારો.

સૌ. સરોજિની નાયડુ.

# નારી ધર્મ.

[ મહાત્મા તુલસીદાસજી કૃત રામાયણ "અરણ્યકાંડ" માં અત્રિ ઋષિનાં ધર્મપત્ની સતી અનસૂયાજી સીતાજીને સતીધર્મ સંભળાવે છે: ]

સંપાદક:—ભાવનગરનાં મહારાણી સાહેબ નામદાર સૌ. નન્દકુંવરબા, સી. આઇ.

" कह ऋषिवधू सरल मृदु बानी । नारिधर्म कछु ब्याज बखानी ॥
मातु पिता भ्राता हितकारी । मित सुखप्रद सुन राजकुमारी ॥"

અર્થ:—ત્યારે અનસૂયા સીધી અને કોમલ વાણીથી નારીધર્મનું કંઈક નિરૂપણ કરવા લાગ્યાં. હે રાજકુમારી ! સાંભળ માતા, પિતા, ભાઇ, એ સૌ માપી શકાય તેવું સુખ આપે છે.

" अमितदानी भर्त्ता वैदेही । अधम सो नारि जो सेव न तेही ॥
धीरज धर्म मित्र अरु नारी । आपदकाल परखिये चारी ॥"

અર્થ:—પણ હે જાનકી ! અમાપ સુખ આપનાર તો પતિ છે, અને જે નારી તેને સેવતી નથી તે અધમ છે ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રીની પરીક્ષા આપત્તના વખતમાં કરવી ઘટે છે.

" एकै धर्म एक व्रत नेमा । काय वचन मन पतिपदप्रेमा ॥

અર્થ:—સ્ત્રીને એકજ ધર્મ, એકજ વ્રત, અને એકજ નિયમ છે, કે મનથી, વચનથી, અને શરીરથી પતિના ચરણમાં પ્રેમ કરવો.

" बिनु श्रम नारि परम गति लहई । पतिव्रत धर्म छाँडि छल गहई ॥

અર્થ:—જે કપટ છોડીને પતિવ્રત ધર્મ પાળે, તો મહેનત વગર સ્ત્રી પરમ ગતિને પામી જાય છે.

"હિન્દી અને બ્રિટિશ વિક્રમ" માંથી.

## શ્રી જમનાબાઈ નગીનદાસ સક્કઈના મરણ માટે શોક પ્રદર્શિત કરવાને મળેલી—

# મુંબઈની સ્ત્રીઓની જાહેર સભા.

(તા. ૧૨મી સપ્ટેમ્બર ૧૯૧૯—માધવબાગ.)

૧.

## સભાનાં પ્રમુખ નામદાર લેડી વિલિંગ્ડનનું ભાષણ.

**લેડી જગમોહનદાસ અને મુંબાઇની સન્નારીઓ,**

પ્રથમ તો તમ્હારા માયાળુ અને હૃદયપૂર્વક આવકાર માટે હું અન્તઃકરણથી તમ્હારો ઉપકાર માનું છું જ્યારે હું થોડા વખત ઉપર સિમ્લા ગઇ હતી ત્યારે સૌ મુંબાઇની સ્ત્રીઓ અને ત્હેમની પ્રવૃત્તિઓ હમેશાં મ્હારા મન આગળ રહેતી, અને ત્યાંથી પાછા આવ્યા પછી તરતજ આવે પ્રસંગે પ્રમુખપદ લેતાં મ્હને ખાસ આનન્દ થાય છે, કારણકે આ પ્રસંગ પૂરેપૂરી ખાત્રી થાય એવી સાબીતી આપે છે કે તે પ્રવૃત્તિઓ વધારે ને વધારે વ્યાપક બનતી જાય છે અને ઐક્યતા, ચેતન તથા વ્યવસ્થાની બાબતોમાં એક સરખી રીતે આગળ વધતી જાય છે.

જો કોઈ પણ સમયે એવી દિલગીરી માટે કારણ મળ્યું હોય—અને મ્હને ભય છે કે ભૂતકાલમાં તેવી સ્થિતિ હતી કે સામાજિક સુધારાના કામમાં હિન્દુસ્તાનની સ્ત્રીઓ અને ફક્ત સ્ત્રીઓજ જેવો ભાગ લઇ શકે તેવો તે લેતી નથી, તો હવે એવો સમય પાસે આવતો જાય છે કે એવી ફરિયાદ ન્યાયપૂર્વક થઈ શકે એવો સંભવ રહેશે નહિ. છેલ્લા વર્ષોમાં જે મહાન પ્રગતિ થઇ શકી છે ત્હેમાં યુદ્ધે કરેલી માગણીઓએ આશ્ચર્યકારક પ્રેરણા આપી છે, અને મ્હારી ખાત્રી છે કે જ્યારે સદ્ભાગ્યે યુદ્ધની માગણીઓનો અન્ત આવશે ત્યારે ત્હેમણે જન્મ આપેલાં ચેતન, સ્વાર્થત્યાગ અને શક્તિ પૂર વેગમાં શાન્તિકાલના ઉપયોગી કાર્યોમાં વહેશે

આ ગુણો કોઇ પણ કાલે ન્હોતા એમ ન્હોતું અને ત્હેમને માટે કેવળ કાર્યપ્રદેશની અને પ્રસંગનીજ જરૂર હતી, એ વાત હિન્દની સ્ત્રીઓએ યુદ્ધને અંગે કરેલાં મહાન કાર્યથીજ માત્ર નહિ, પરન્તુ જે પૂજ્ય સન્નારીના સ્મરણને માન આપવા આપણે આજે એકત્ર થયાં છીએ ત્હેમના જીવનમાર્ગની નોંધ ઉપરથી પણ સાબીત થાય છે માર્ગ દર્શાવવાને માટે નિશ્ચયવાળી અને હિમ્મતવાળી જે સ્ત્રીઓ ઉત્પન્ન થઇ છે અને ભવિષ્યમાં વધારે મ્હોટી સંખ્યામાં ઉત્પન્ન થશે ત્હેમાંના મિસિસ સક્કઇ એક છે અને ત્હેમણે ત્યાંથીજ શરૂઆત કરવા માંડી હતી કે જ્યાંથી મ્હારા મત પ્રમાણે શરૂઆત થવી જોઇએ,—અર્થાત્ પોતાની જાતથી,—અને પોતાના કુટુમ્બથી પ્રથમ તો પોતાના આગળના કાર્યને માટે શિક્ષણથી અને

અભ્યાસથી લાયક થવાનો હેમણે પ્રયાસ કર્યો હતો અને જે ઉદાર સિદ્ધાન્તોથી પ્રત્યેક હિન્દી ગૃહ પ્રેરાય એવું તેઓ ઉત્સાહપૂર્વક ઇચ્છતાં હતાં, તે સિદ્ધાન્તોનો પ્રયોગ પ્રથમ પોતાનાં કુટુમ્બમકસમાજ હેમણે કર્યો હતો. એક બાજુથી સ્ત્રી તરિકેના હેમના પ્રથમ ધર્મોમાં હેમની સામાજિક પ્રવૃત્તિઓને હેમણે વિક્ષેપરૂપ બનવા દીધી ન્હોતી અને બીજી બાજુથી અન્ય સ્ત્રીઓ તરફનાં તથા સમાજ તરફનાં પોતાનાં કર્તવ્યો બજાવવામાં ગૃહધર્મને બ્હાને તેઓ બેદરકાર રહ્યાં ન્હોતાં. સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવામાં સ્ત્રીઓને—અને ખાસ કરીને હિન્દી સ્ત્રીઓને—જે મ્હોટામાં મ્હોટી મુસ્કેલી નડે છે તે કદાચિત્ આ જ છે, અને મિસિસ સક્કાઇએ બતાવ્યું છે કે એ મુસ્કેલીનું નિરાકરણ ગૃહધર્મો તથા સમાજ ધર્મોને હાનિ કર્યા વગર થઈ શકે છે એટલું જ નહિ પરન્તુ એ બન્ને પ્રકારના ધર્મોને ઘણો લાભ થાય એવી રીતે થઈ શકે છે.

પોતાના જીવનનો અને પોતાના દ્રવ્યનો મ્હોટો ભાગ જે માટે તેઓએ અર્પણ કર્યો હતો તે કાર્યનો નિર્વાહ કરવો એ જ હેમના સ્મરણને માન આપવાનો ઉત્તમ માર્ગ છે. મ્હને વિશ્વાસ છે કે હેમના હૃદયને જે યોજના અતિશય પ્રિય હતી અને જે માટે હેમણે હેમના વિલમાં ઉદારતાથી વ્યવસ્થા કરી છે હેને અમલમાં મૂકવા માટે મુંબાઇની સ્ત્રીઓ એકત્ર થશે. એક ઉમદા જીવન માટે તે કરતાં વધારે યોગ્ય સ્મારક તમ્હે બીજું કાંઇ પણ યોજી શકશો નહિ.

૨.

ઠરાવ. ૧.

આ સભાનું પ્રમુખસ્થાન લેવા ના. લેડી વિલિંગડનને વિનંતિ કરવી.

દરખાસ્ત મૂકનાર—મિસિસ ચુનીલાલ હરિલાલ સેતલવાડ.

અનુમોદન આપનાર—લેડી ચન્દાવરકર.

ઠરાવ. ૨.

મુંબાઇની સર્વ કોમોની સ્ત્રી-નાગરિકોની આ સભા, મિસિસ જમનાબાઇ નગીનદાસ સક્કાઇના અવસાનથી, ગુજરાત, કચ્છ અને કાઠીઆવાડને સામાન્ય રીતે અને મુંબાઇને ખાસ કરીને પડેલી, ન પૂરી શકાય એવી ખોટની લાગણી જાહેર કરે છે અપ્રતિમ વ્યક્તિત્વ અને વિરલ સ્ત્રીસદ્‌ગુણો ધરાવી, જીવન એક પવિત્ર ટ્રસ્ટ ગણી અને નાતજાતના ભેદ વિના સર્વની સેવામાં અર્પણ કરી, પ્રીતિથી પ્રેરાયલા આત્મત્યાગથી અને આદર્શ દયાભગિની પ્રમાણે તન મન અને ધનથી, તેર વર્ષ સુધી જેનાં તેઓ માનનીય પ્રમુખ હતાં તે ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડલની જ નહિ, પાંચ વર્ષ સુધી જેનાં તેઓ ઉપ-પ્રમુખ હતાં તે સેવાસદનની જ નહિ, પરંતુ મુંબાઇ, સુરત, અમદાવાદ, ભાવનગર આદિ સ્થાનોની જુદી જુદી સ્ત્રીસંસ્થાઓની, પોતાની દેશભગિનીઓની છેલ્લાં તેર વર્ષ સતત્ અને અમૂલ્ય સેવાઓ જે વી એ કરી હતી અને—

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ પ્રસંગે, ૧૯૧૧-૧૨ ના ગુજરાતના ભયંકર દુષ્કાળ સમયે, અને ચાલુ વિગ્રહ માટે તેમણે પોતાના દેશબંધુઓ અને ભગિનીઓના ભલા માટે અસાધારણ ઉપયોગી સેવાઓ કરી હતી સમજીવનમાં અને પછી, જરા પણ દંભ વિના કરેલાં પુણ્યકાર્યો, તેમના દેશબંધુઓ અને ભગિનીઓને પ્રેરણાના અક્ષય કારણ બનશે.

દરખાસ્ત મૂકનાર-લેડી જગમોહનદાસ વરજીવનદાસ.

અનુમોદન આપનાર-મિસ શીરીનબાઈ માણેકજી ખરશેદજી.

ટેકો આપનાર-મિસિસ જાઈજી પીટીટ, દીલશાદ બેગમ અને મિસિસ સિરાઝી.

ઠરાવ. ૩.

આ સભાની સમભાવ અને શોકની ઉંડી લાગણી, સ્વ. મિસિસ સરકારનાં સંબંધીઓને, ગુ. હિં. સ્ત્રીમંડલના સેક્રેટરીઓને અને સેવાસદનના પ્રમુખ મિસિસ રમાબાઈ રાનડેને જણાવવા પ્રમુખને વિનંતિ કરવી.

દરખાસ્ત મૂકનાર-મિસિસ એમ. આર. જયકર.

અનુમોદન આપનાર-મિસિસ દેહદસ્તી.

ઠરાવ. ૪.

આ સભા ઠરાવ કરે છે કે સ્વ. મિસિસ જમનાબાઈ નગીનદાસ સક્કઈનું જીવન અને કાર્ય સ્થાયિ કરવા એક યોગ્ય મેમોરિઅલ ફંડ ઉભું કરવું, અને સર્વ કોમની સ્ત્રીઓના લાભ માટે "હિં. સ્ત્રીમંડલની મફત જાહેર લાયબ્રેરી" અને ગુ. હિં. સ્ત્રી મંડળ માટે "ધી જમનાબાઇ સક્કઇ હૉલ" નું મકાન ઉભું કરવાના હેતુને ગુ. હિં. સ્ત્રી મંડળે શરૂ કરેલા "ધી જમનાબાઇ સક્કઇ મેમોરિઅલ ફંડ" ને અંતઃકરણપૂર્વક ટેકો છે, અને ઠરાવે છે કે એ મેમોરિઅલ ફંડ ભેગું કરવા માટે સન્નારીઓની કમિટી નીમવી.

દરખાસ્ત મૂકનાર-લેડી ધનબાઇ કાવસજી જહાંગીર.

અનુમોદન આપનાર-લેડી સ્ટેન્લી રીડ.

ટેકો આપનાર-મિસિસ દ્વારકાદાસ ગોવર્ધનદાસ અને મિસિસ શીરૂર.

ઠરાવ. ૫.

નામદાર લેડી વિલિંગ્ડનનો પ્રમુખપદ સેવા માટે ઉપકાર માનવામાં આવે છે.

દરખાસ્ત મૂકનાર-લેડી જગમોહનદાસ વરજીવનદાસ.

અનુમોદન આપનાર-મિસિસ એફ. એસ. તાલ્યારખાન.

# वार्तालहरी.

## ગિરીબાલા.

લેખક: બ્હેન "સૌ. પ્રમીલા."—મુંબાઈ.

મુંબાઇમાં ચોપાટી ઉપર આવેલા એક સુંદર બંગલાની બ્હારીએ સોળેક વર્ષની કોમળ બાળા હાથ ઉપર માથું ટેકવી ઉભી હતી એ ઘણીજ થાકેલી તેમજ વિચારમાં હોય એમ જણાતી હતી આ વખતે સ્હાંજના ૭ વાગ્યા હતા, આકાશ વાદળાંથી છવાયલું હતું, મંદ મંદ પવન આવતો હતો એ દેખાવ જોઇ તેનું મન કંઇક શાન્તિ અને કંઇક ઉદ્વેગ વચ્ચે ઝોલાં ખાતું હતું, એટલામાં કાંઇ અચાનક સાંભર્યું હોય તેમ પાછી ફરી પાસેજ પડેલા ટેબલ આગળ જઇ તેણે ખડીઆ ને હોલડર તથા કાગળ લીધો ને અધુરૂં રહેલું લખવા બેઠી.

આ બાલા એક ધનાઢ્ય શેઠીઆની એક્ની એક પુત્રી હતી, તેનું નામ ગિરીબાલા હતું. ગિરીબાલાને એની મા નાની મુકીને મરી ગઇ હતી, તે પછી તેના બાપને ફરીથી લગ્ન કરવા માટે ઘણાં માગાં આવ્યાં પરંતુ તે બધાની તેણે સાફ ના પાડી હતી ગિરીબાલાને પોતેજ સાથે લઇ સાંજ સવાર ફરવા જતો, ભોજન વિગેરે દરેક વખતે તે ગિરીબાલાને સાથેજ રાખતો, તેમજ તેની કેળવણી ઉપર પણ જાતેજ ધ્યાન આપતો હતો, પિતાની દેખરેખ, સ્ત્રી શિક્ષકોની મહેનત અને પોતાના ઉત્સાહના પરિણામે ગિરીબાલા દરેક પરીક્ષામાં પહેલે નંબરે આવતી, હાલ તે મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવાની હતી

હમેશાં સુખ દુઃખ એક સરખા રહેતા નથી, તેવુંજ ગિરીબાલાના સંબંધમાં થયું હતું. પિતા તથા પુત્રી, પત્ની અને માતાનું દુઃખ વિસરી આનંદમાં દિવસ ગાળતાં હતાં, ત્યાં પિતાને એકદમ સખ્ત માંદગી આવી અને ઘરમાં પિતાની સારવાર કરનાર કોઈ ન હોવાથી ગિરીબાલાને અભ્યાસ છોડી દેવો પડ્યો ઘણા ઉપાયો કર્યા પરંતુ આરામ થયો નહિ ને ટુંક વખતની માંદગી ભોગવી વ્હાલસોઇ કોમળ હૃદયની પુત્રીને રોતી મુકી પિતા મૃત્યુ પામ્યો.

ગિરીબાલા તદન એકલી પડી, તેની મીલકત ટ્રસ્ટીને હાથ ગઇ, પિતાના વિલ પ્રમાણે ગિરીબાલાને ખરચ જેટલી રકમ મળતી અને ઉમ્મર લાયક પુત્રી એકલી ન પડે માટે તેની વિધવા માશી સાથે રહેતી પિતાના ગુજરી ગયાથી ગિરીબાલાને પોતાની માતા પણ જાણે આજેજ મરી ગઇ ન હોય, તેમ થયું અંદરની જવાળા બ્હાર કાઢવાનું સાધન ન હોવાથી ગિરીબાલાને ઝીણો તાપ આવવા માંડ્યો રાત્રીની ઉંઘે તદન જતી રહી ઘણીવાર ગિરીબાલા સનમાં ઉઠી બ્હારીએ ઉભી રહી, આકાશ તરફ કલાકોના કલાક સુધી જોઇ રહેતી કેટલીકવાર અગાસીમાં ખુરશી નાખી બેસી રહેતી જ્યારે એની માશી જાગે ને પલંગમાં ન જુવે ત્યારે ગિરીબાલાને શોધતી આવતી અને પરાણે સુવા લઇ જતી આખરે ગિરીબાલાનું ધ્યાન ધીમે ધીમે વાંચવા તથા લખવામાં વધારે ગુંથાઇ ગયું ને છેવટ આખો દિવસ એમાંજ ગાળતી તેણે "બાલકોની ફરજ" એ નામનો એક નિબંધ લખ્યો આ નિબંધ

એણે બહુ સંભાળથી લખ્યો હતો ને તેણે કોઈ પ્રસિદ્ધ માસિકમાં છપાવવા વિચાર કર્યો; પરંતુ ભય અને ચિન્તા બન્ને થયાં; "કદાચ મ્હારો લેખ વાંચી કોઈ ટીકા કરશે તો?" "ખરાબ લખાયું હશે તો?" લોકો શું કહેશે? એના એ વિચારમાં તેણે ચારપાંચ દિવસ કાઢી નાખ્યા. છેવટે "મહિલા અને સ્ત્રી ઉન્નતિ પ્રસારક" એ નામના માસિક પત્રના તંત્રીને તે લેખ તેણે મોકલી આપ્યો.

"બાલિકા" ની સંજ્ઞાથી તે લેખ પ્રસિદ્ધ કરવા વિનંતિ કરી. થોડા વખતમાં જ્યારે "મહિલા" બ્હાર પડ્યું ત્યારે એમાં એક "બાલિકા" નો સરળ, સારો અને વિચાર શીલ નવો લેખ જોઈ દરેકને નવાઈ લાગી. પુરૂષોમાં ટીકા થવા લાગી તથા "બાલિકા" કોણ છે તેની પુછપાછ થવા માંડી. એક લેખ પ્રસિદ્ધ થયો. એની ખ્યાતિ થઈ એટલે ગિરીબાલાનો ઉત્સાહ વધ્યો ને તંત્રીના ઉત્તેજનથી ગિરીબાલાએ "મહિલા" માસિકમાં વારંવાર પોતાના લેખો મોકલવા માંડયા.

* * * * * *

ચોપાટી ઉપર સાંજે હમેશાં ગિરીબાલા ફરવા જતી. ગિરીબાલ પોતાની સાથે એક વૃદ્ધ બાઈને લઇ જતી. અથવા કોઇ વખત એકલી પણ જતી હતી. આજ તે એકલી હતી; ફરતી ફરતી ખાલી પડેલા એક બેંચ (બેઠક) ઉપર તે બેઠી હાલ તેણે ટુંકી વાતો ને છુટક લેખને બદલે એક નવલકથા લખવા માંડી હતી. અને અત્યારે તેનાજ વિચારમાંજ હતી. ત્યાં પાસેની બેંચ પર બેઠેલા બે સદ્‌ગૃહસ્થની વાતો તરફ તેનું ધ્યાન ગયું બન્ને જણ ઘણાજ રસથી વાત કરતા હતા.

કેશવચન્દ્ર—ખરે, જ્યોતિન્દ્ર! 'મહિલા' આજકાલ સુધરતું જાય છે. એમાં લેખો સારા આવે છે. ને તેમાએ ખાસ કરીને "બાલિકા"ના લેખ તો ઘણાજ સારા હોય છે. પણ મ્હને ધારતી છે કે "બાલિકા" ખરેજ "બાલિકા" નહિં હોય. હું તો એમજ માનું છું કે એ લેખો પુરૂષોને હાથેજ લખાયલા હશે; બાકી આવા લેખો આપણી ગુજરાતી સ્ત્રીઓ તો નજ લખી શકે? એટલો તો વિચાર કર કે પુરૂષો નથી લખી શકતા તો પછી સ્ત્રીઓ તો ક્યાંથીજ લખી શકે? ને એટલી આવડત સ્ત્રીઓમાં હોવાનો સંભવ નથી.

જ્યોતિન્દ્ર—ખરે, કેશવ મને પણ એમજ લાગે છે. પુરૂષ પાસે લખાવી આજકાલની બ્હાર આવવા માગતી કોઇ સ્ત્રીએ આમ પોતાની હોંશીઆરી બતાવી છે.

કેશવ—કદાચ એમ પણ હોય કે "મહિલા" સ્ત્રીઓ માટેનું માસિક છે તેથી ગ્રાહક વધારવા તંત્રીએ પોતેજ આ યોજના ઘડી ન હોય!

જ્યોતિન્દ્ર—વખતે એમ પણ હોય. કારણકે એકાદ બે લેખ હોય તો મનાય. પરંતુ આતો દરેક મહિને જ્યાં "મહિલા" ઉઘાડીએ કે તરત "બાલિકા" લેખ તો હોય ને હોયજ. આવા ખોટા ઢોંગ કરવાનું શું કારણ હશે!

કેશવ—પોતાની હોંશીયારી બતાવવા કે સ્ત્રીઓના માસિકમાં સ્ત્રીઓનાજ લેખ આવે છે એવો ડોળ કરવા!

જ્યોતિન્દ્ર—કેશવ! જોજેને, હુ આ પરીક્ષા થઇ રહે એટલે પછી એ લખાણ કોણ લખે છે એ તો બધુએ શોધી કાઢીશ. અને સ્ત્રી હોય ત્હોયે જોવું તો ખરૂં કે એ મૂર્તિ પણ કેવી છે ?

કેશવ—સ્ત્રી તો હોયજ નહિ! ગુજરાતીઓમાં એક પણ સ્ત્રી એવી છે કે જે આવું સારૂ લખી શકે ? એટલુ તો બતાવ. આપણી સ્ત્રીઓમા આટલી હોશીઆરી હોય ત્યારે પછી જોઇએ છે શુ ? પણ જોને એ પેલા એજ માસિકના તંત્રી રમણલાલ આવે છે, તેમનેજ પુછીએ સાહેબજી, રમણલાલ! આજ કાંઇ 'મહિલા' નું કામ છોડીને આવ્યા લાગો છો ? છાપખાનું ( પ્રેસ ) બંધ છે કે શુ ?

રમણ—ના પ્રેસ તો કાંઇ બંધ નથી, પણ કોર્ટમાં જરા કામ હતું તે ગયો હતો, ત્યાંથી સાંજ પડી એટલે એમ થયુ કે ફરતો ફરતોજ ઘેર જઇશ.

કેશવ—ભાઈ રમણલાલ! તમારા "મહિલા" માસિકમાં "બાલિકા" નામથી લખે છે તે કોણ છે ?

રમણલાલ—તે હું જાણતો નથી ને જાણવા પ્રયાસ પણ કરતો નથી. એ બ્હેન શરણાગું અમુક જગ્યાનું લખે છે ને પોતાનું નામ કોઇને પણ જણાવવા ના લખે છે, એટલે હુ તે વિષે પુછપરછ પણ કરતો નથી.

જ્યોતિન્દ્ર—ઓ કેશવ! એ તો રમણલાલ પોતેજ બે રીતે લખી શકતા હશે ઘણા પુરૂષો એવા હોય છે. પોતે લખે ને સ્ત્રીને નામે પણ લખે પરન્તુ મોડા વ્હેલા પણ કોઇ પકડાયા વિના નથી રહેતા.

રમણ—ખરેખર, તમારા જેવા કેળવાયલા ભાઇઓને મોંહિથી આવું સાંભળતાં મ્હને દિલગીરી થાય છે. તમારે તો સ્ત્રીની ઉન્નતિને માટે પ્રયાસ કરવો જોઇએ. અને સ્ત્રી સન્માન વધારવું જોઇએ. આપણોમાં તો કાંઇ કરો છો ને અત્યારે કાંઇ બોલો છો ?

જ્યોતિન્દ્ર—એની અમે ક્યાં ના કહીએ છીએ? સ્ત્રીઓને સુધારનીજ જોઇએ. પરંતુ આ તો કેટલેક ઠેકાણે એમ જોઇએ છીએ કે પુરૂષો લખી આપે ને સ્ત્રીઓ ભાપણ વાચી જાય તે સારૂં! પુરતી કેળવણી મળ્યા વગર એટલે ભણ્યા વગર તેઓને ક્યાંથી આવડે ?

રમણ—તમે કહો છો તે ખરૂં. પણ શુ કોલેજમાં ભણ્યા વિના સ્ત્રીઓ ન લખી શકે ? ઈંગ્રેજી ભણ્યા શિવાય તેનામાંજ સામાન્ય જ્ઞાન પણ ન હોય ? હું કબુલ કરૂં છું કે ઉંચી કેળવણી લેવાય તો સારૂં. પરતુ તમો ધારો છો કે આ જ્ઞાન બીજી સ્ત્રીઓને હોય નહિ, ત્યા સુધી તેઓ લખી શકેજ નહિ; એ ત્હમારૂં ધારવું ખોટું છે હાલના આપણા પુરૂષ લેખકોમાથી દરેકે ઉંચી કેળવણી લીધી છે? યુનિવ્હર્સિટીની પરીક્ષાઓ પાસ કરી છે ? જો તેમ ન હોય છતાં પુરૂષોને લખતાં આવડે તો સ્ત્રીઓને ન આવડે એનું શું કારણ ? લખવાની શક્તિ એ તો ઇશ્વરી બક્ષીસ છે. માટે એ તમારૂં માનવું તન ખોટું છે. તમે કહો છો કે પુરૂષોના લખાયલા લેખો સ્ત્રીઓ વાચે છે, પણ એટલીએ સ્થિતિ પહેલાં ક્યાં હતી ? એટલો ઉત્સાહ આવ્યો તો પછી આગળ ઉપર પોતે લખીને કેમ નહિ વાચે? એમ શા ઉપરથી માનવું કે તેઓ પોતે લખેલું નથી વાંચતી ? કદાચ ધારો કે બે ચાર

સ્ત્રીઓએ એમ કર્યું કે એના વધારે જણે કંઈ, માટે આખી સ્ત્રી જાત ઉપર શા માટે તહોમત મૂકવું? હું તો એ ઠીક નથી ધારતો.

કેશવ—ભણેલી સ્ત્રીઓ જેટલું કામ કરે છે, મારીગીમાં સારી રીતે ભાગ લે છે, તેટલો બીજી નથી લઇ શકતી. તો પછી શામાટે તેમની સાથે સરખામણી કરવી ને તેવાં ખતા ખોટો પ્રયત્ન કરવો?

રમણ—ખરેખર, તમે બોલો છો તેથી હસવું આવે છે ને દિલગીરી થાય છે કે તમારા જેવાને મ્હોંએથી આવા શબ્દો સાંભળવાનો સમય આવ્યો. હું કબુલ કરૂં છું કે પુરતી કેળવણી લીધેલી સ્ત્રી વધારે સારૂં કરી શકે. પરંતુ બીજી સ્ત્રીઓ તેમ ન જ કરી શકે એ કેમ જાણ્યું? કેટલીકવાર તમે જોશો તો જેને તમે વગર કેળવાયલાં કહો છો તે વધારે સારૂં કામ કરે છે. બીજું એ જોવાનું છે કે સરખામણી અથવા હરીફાઇ કરવા કેટલાં નીકળે છે?—દરેક વર્ગમાં થોડાં કાંગડુ તો નીકળવાનાંજ. તેમ તમે પણ કબૂલ કરશો કે ભણેલી સ્ત્રી પૈકી કેટલીકમાં સાદાઇ બીલકુલ નહિં અને અભિમાન કેટલું બધું હોય છે?—માટે કાંઇ આખા વર્ગને દોષ દેવાય?

હું તો એમજ ધારૂં છું કે "બાલિકા" પોતેજ એ લેખો લખે છે ને મને મોકલી આપે છે. એના કેટલાક લેખો તો ઘણાજ સરસ છે. વળી એમ શામાટે માનવું કે એને ઉંચી કેળવણીનો લાભ નથી મળ્યો. પણ દિલગીરી એટલીજ છે કે હું પોતે તેને ઓળખતો નથી કે કોણ છે.

જ્યોતિન્દ્ર—ખરેખર કુંવારી હોય તો લગ્ન કરવા પણ તૈયાર થઈ જાઓ, એમ લાગે છે તમે તો કુંવારાજ છોને એ "બાલિકા" લખે છે એટલે એ પણ કુંવારીજ હોવી જોઈએ!

રમણ—જ્યોતિભાઇ! આ તમે શું બોલો છો? આવો ખોટો આભાર શામાટે રાખો છો? ગમે તે હોય પણ હું તો એના લખાણથી ખરેખર ખુશ થયો છું.

કેશવ—તે ખરૂં છે. તમે હમણાના "મહિલા"માં બધા લેખો એનાજ આપો છો, શું બીજું કોઇ નગને લેખો નથી મોકલતું?

રમણ—ઘણા લેખો આવે છે ને છપાય છે પણ ખરા. "બાલિકા"નાં લખાણ દાખલ થયા પછી ત્રણસો ચારસો નવા ગ્રાહકો વધ્યા.

જ્યોતિન્દ્ર—મને તો એમ લાગે છે કે કોઇ શેઠીઆની છોકરી હશે તે કોઇ માસ્તર કે કોઈ એવું હશે તેને પૈસા આપતી હશે ને લખાવતી હશે કે એ નામે એની કબુક નામના થાય!

કેશવ—મને પણ એમજ લાગે છે. પણ એનું ઠેકાણું હશે ને? એટલું તો કહેશો કે એના કાગળો મુંબાઇથી આવે છે કે બ્હારગામથી?

રમણ—હા. એ કહેવામાં મ્હને કાંઇ દોષ જણાતો નથી. એ બ્હેનના સઘળા કાગળો "ચોપાટી–મુંબાઇ"થી આવતા જણાય છે.

જ્યોતિન્દ્ર—આપણી ન્યાતના પેલા મદનલાલ હમણાં મરી ગયા તેમની છોકરી છે, તે ભણેલી છે ખરી પણ તે તો માંદી છે, એ શું લખી શકે?

કેશવ—ના, ના, એ તો બાપની પાછળ મરી જશે, એમજ લોકો વાત કરે છે. ઉધતીએ નથી ને ખાતીએ નથી!

આમ વાતો ચાલતી હતી એટલામાં તેમની નજર સામેના બાંકડા ઉપર પડી. બાલા ચોપડીમા નજર રાખી સઘળી વાત સાંભળતી હતી. પણ તે ત્હેમને જણાયું નહિ. થોડીવાર પછી એકબીજાને "સાહેબજી" કરી તેઓ ઘર તરફ વળ્યા

ગિરીબાળા ત્યાથી ઉઠી ઘર તરફ ગઈ, સ્ત્રીઓ માટે પુરૂષોના-કેળવાયલા પુરૂષોના કેવા વિચાર છે, એનો ખ્યાલ આવતા તે બહુ દિલગીર થઇ અને બંગલામા પેસતા-વાટ જોતી માથીને પણ તે ધ્યાનમાં જોઇ શકી નહિ.

ગંગા—કેમ બ્હેન? આટલી બધી વાર થઇ? હું તો ક્યારની ત્હારી રાહ જોઉં છુ, મ્હારા મનથી કે કહ્યા વગર કોઇ દિવસ વધારે વખત રોકાય નહિ ને આજ કેમ મોડુ થયું?

ગિરીબાલા—માથી! આ ચોપડી સાથે લઈ ગઇ હતી એમાં એવો રસ પડ્યો હતો કે આટલું પ્રકરણ પુરૂં થાય એટલે ઉઠું, એમ ધારી બેઠી હતી આ ચોપડી ઘણી સારી છે. વાચવા માંડ્યા પછી છોડાતી નથી. એમ કહી ખરી વાત છુપાવી.

ગંગા—બ્હેન! ત્હારે તો ઇંગ્રેજી ચોપડીઓ વાંચવી એટલે અમારે શા કામની? કંઇ ધર્મનું હોય તો હમારે કામનું. પણ ચાલ, બ્હેન! વાળુની વખત થઇ ગઇ છે આજ તો ત્હેને પસંદ પડતી બધી રસોઈ કરી છે.

ગિરીબાલા—ચાલો, આવુ છું, માથી! થાળી પીરસાવો. કપડાં બદલું એટલી વાર છે.

માથીએ ઘણે હાડે બાલાજીને ખુશી જોઇ તેથી તે હરખાઇ ગઇ. ત્હેના મનથી કે રસોઇનું ન્હેં કહ્યુ તેથી ખુશી થઇ હશે જો બાલા આમ હસતી થશે તો આવી રસોઇ રોજ કરાવીશ એમ વિચાર કરતી કરતી તે રસોડામાં ગઇ. કપડાં બદલી ગિરીબાલા રસોડામાં ગઇ; જમતી વખત પચીસ વાર માથીએ પૂછ્યું "બ્હેન કેમ છે?—આજ કંઇક ઠીક છે?—જરા ખવાયું?" પણ ગિરીબાલા "હા" શીવાય કંઇજ બોલી નહિ. તેનું સઘળું ધ્યાન રમણલાલમાં હતું તેણે કરેલાં પોતાના લેખના વખાણ તેની બોલવાની છટા, ત્હેની બચાવ કરવાની રીત, એ બધુ જોઇને તે ખુશ થઇ ગઈ હતી. માથીએ ફરી વાત ઉપાડી.

"બ્હેન બાલા? એક વાત કેટલાક દિવસથી હું કરવા ધારૂં છું-પણ થતી-નથી. પણ આજ તો જરા અગાશીમા મ્હારી સાથે બેસજે કે નીરાંતે વાતચીત થઈ શકે. ત્હારે તો આખો દિવસ એકજ ધંધો-કાગળ ને હોલ્ડર ને ખડીયો લઇને બેસે છે! ત્હને કંટાળોએ નથી આવતો?"

ગિરીબાલા—ના, માથી! મને એમાં બહુ આનંદ પડે છે ને મ્હારૂં મન શાન્ત રહે છે. પણ એવી તે શી વાત કરવાનાં છો તે કહોને?

ગંગા—ના બ્હેન! તે અહીંયાં થાય એવી નથી. ચાલો આપણે પાન સોપારીનો ડબ્બો લઇ અગાસીમાં જઇએ. રામા! નોકરને બૂમ પાડીને કહ્યું, અગાસીમા બેસવાનું તૈયાર છે કે? બ્હેન માટે આરામ ખુરસી ઉપર ગાદી મુકજે. એમ કહી બ્હો ધોઈ બંને અગાસીમાં ગયા.

ગંગા—બ્હેન, ખરી વાત તો એ છે કે હવે ત્હારે માટે માગાં ઘણાં આવે છે-તું ડાહી છું; ત્હારા પિતાજીનો હવે વરસ દિવસ થઇ ગયો તો હરકત ન હોય તો લગ્નની તૈયારી કરીએ. મને રાત દિવસ ત્હારી ચિન્તા થયા કરે છે. તાવ બાવ લગ્ન પછી જતો રહેશે.

ગિરીબાલા—માશી! એ વાતજ હાલ મ્હારી આગળ ન કરશો. મ્હારી તબિયત સારી નથી. જે લગ્ન પછી સારી થશે એ શાથી જાણ્યું? શરીર સારૂં હોય તેને લગ્ન!

ગંગા—બ્હેન! મને લોકો જંપવા દેતા નથી, મ્હારી પાસે આવીને પણ કહી જાય છે. પણ ના કહેવી પડે છે. શું કરૂં? આજે પણ પેલા દેસાઇને ત્યાંથી સાંજનો કહેણ આવ્યું હતું. તું દુર રહે ને ન્યાત જાતમાં જાય આવે નહિ એટલે તને શી ખબર પડે!

ગિરીબાલા—માશી! ભલે લોકો ગમે તે કહે. મ્હારી ચિન્તા ન રાખશો. મને ઠીક લાગશે ત્યારે હું લગ્ન કરીશ. બાકી હાલમાં તો પરણવાની મ્હારી બીલકુલ મરજી નથી; માટે ચોખ્ખી નાજ પાડજો.

ગંગા—બ્હેન! એમ તે થાય! આખી ન્યાતમાં કોઇ તને પસંદ નથી? જે તને ઠીક લાગે તેને માટે કહે.

ગિરીબાલા—ના, માશી! મ્હારી તો હાલ લગ્ન કરવાનીજ મરજી નથી. માટે માફ કરો. ને હવે બીજી વાત કરો.

ગંગાએ જાણ્યું કે વાત ગળે ઉતરે એમ નથી એટલે મુંગી રહી. ગિરીબાલા થોડો વખત ઘરની વાત કરી સુવા ચાલી ગઇ.

* * * * *

કેશવચન્દ્ર ને જ્યોતિન્દ્ર કાઠીઆવાડના રહેવાશી અને ગિરીબાલાની જ્ઞાતિનાજ હતા. જ્યોતિન્દ્ર જુનાગઢનો હતો. સાધારણ રીતે ગુજરાત કરતાં કાઠીઆવાડમાં લાજનો રિવાજ વીશેશ હોય છે તેમાં એ ભાવનગર કરતાં જુનાગઢમાં વધારે જણાય છે.

કેશવચન્દ્રના પિતા ભાવનગરમાં વકીલ હતા ને બે પૈસાની સારી આવક હતી. તેમને પુત્રમાં કેશવચન્દ્ર એકજ હતો ને એક નાની બ્હેન હતી. એકનો એક પુત્ર એટલે કેશવ સ્વતંત્રતાથી ઉછરેલો હતો. પરંતુ આમ છતાં હદ ઉપરાંતની છુટ મળી નહોતી; માતા પણ કંઇક ભણેલી તેમજ કેશવના પિતાના વિચારોને અનુસરનારી હોવાથી કેશવચન્દ્રને બગડવાનું કારણ નહોતું; માત્ર લાડને લીધે સ્વતંત્ર વિચારનો થઇ ગયો હતો. ભાવનગરના રિવાજ પ્રમાણે ન્યાતમાંથી લગ્ન માટે ઘણાં માગાં આવ્યાં હતાં. પરંતુ પિતાની અને માતાની ઇચ્છા પુત્ર સંપૂર્ણ ભણી સારી પદવી મેળવે, પછીજ યોગ્ય વહુ લાવવી એમ હતી. એટલે લોકોને એટલુંજ કહેતાં કે કેશવ ભણી રહેશે પછી લગ્ન કરવાં છે. આથી કન્યાવાળા એમ ધારતા કે એકનો એક પુત્ર છે તેથી મીજાજી ને અભીમાની થઇ ગયા છે. એમને પણ છોકરી છે! જોઇશું ને હવે. પરંતુ આ લોકોએ તો નક્કીજ કર્યું હતું. કેશવચન્દ્ર મેટ્રીક પાસ થઇ ગયો પછી બધાની ઇચ્છા એને મુંબાઇ મોકલવાની હતી ને ત્યાં બી. એ. થાય એટલે પછીથી વિલાયત મોકલાય, આ ઇચ્છાથી કેશવચન્દ્રને મુંબાઇ ભણવા માટે રાખ્યો હતો.

કેશવ મુંબાઇ આવી એન્જીનીયર કૉલેજમાં દાખલ થયો. અભ્યાસમાં ઘણો હોંશીયાર હતો. પ્રોફેસરોનો માનીતો થયો હતો.

કૉલેજમાં આવ્યા પછી તેને જ્યોતિન્દ્રની ઓળખાણ થઇ. જ્યોતિન્દ્રનાં માબાપ જુના વિચારનાં હતાં. જ્યોતિન્દ્ર એકલો નહોતો. તેને ત્રણ ન્હાના ભાઇઓ હતા ને બે બ્હેનો હતી. જ્યોતિન્દ્ર પરણ્યો હતો. લગ્ન પછી તરતજ પત્નીનાં માબાપ છ મહિનાને અંતરે ગુજરી ગયાં. આથી પત્નીને સાસરે રહેવું પડ્યું. અત્યારે એની ઉમ્મર ચૌદેક વર્ષની થઇ હતી. સાસરામાં મોહોળું કુટુમ્બ હોવાથી આખો દિવસ કામમાં તે ગુંથાઇ રહેતી; માત્ર રાત્રે પરવારી અગીઆરેક વાગે સુવા માટે પોતાની મેડીમાં જતી; તે વખત જ્યોતિન્દ્ર ઉંઘતો હોય તો એકદમ બોલ્યા વગર સુઇ જતી ને જાગતો હોય તો હર્ષથી તેની પાસે જતી, ત્યાં ચોપડીઓ તૈયારજ હોય ! આજકાલના યુવાનોના મગજમાં ફીતુર હોય છે કે મ્હારી સ્ત્રી ભણેલી કેમ ન હોય? માટે તેને ભણાવવી. પત્નીનું શરીર, મનની શાન્તિ, ઘરકામની ગરબડ કશુંય જોવાનું નહિ ! અને તેને જો ધીમેથી, વ્હાલથી ભણાવતા હોય તો તો ઠીક; પણ આતો આવડે તો ઠીક, નહિ તો ગુસ્સો ચડી જાય અરે જાણે, અત્યારેજ ઓફીસરની પદવી મળી હોયની એમ હુકમ કરી ગોખવા બેસાડે ને ઠેઠ બાર વાગે સુવા પામે ! વળી પાછી સ્હવારની ચિન્તા તો ઉભીજ હોય અને વ્હેલી ઉઠાડી લેસન કરાવી પછી હેઠળ જવા દે ! તેમાં વળી જરા પણ વાર થઇ હોય તો સાસુ નણંદોનો રોષ તૈયારજ હોય ! દિવસનાં વખત ન મળે ને છાનું ભણવું, પછી બીજો શો ઉપાય ? એમ કરતાં વેકેશન (રજા) પુરી થાય ને જ્યોતિન્દ્રને મુંબાઇ જવાનું થાય, એટલે કમળાનું લેસન સાથીજ રહે.

એક દિવસ જ્યોતિન્દ્ર ને કમળા બેઠાં હતાં. આજે પત્નીને લેસન આવડ્યું હતું ને બીજે દિવસે જ્યોતિન્દ્ર જવાનો હતો. એટલે ખુશી હતો. કમળાએ કહ્યું:—"બાએ જાણ્યું જે તમે ભણાવો છો તે મોટી બેન ને બા બન્ને આજ મ્હારા ઉપર ગુસ્સે થયાં. ને કાલે તો તમે જવાના. હવે હું કોની પાસે શીખીશ ? "

આથી જ્યોતિન્દ્ર ગુસ્સે થયો; તમારા લોકોમાં હીમતજ નહિ.. તમે તો રસોઇ કરી જાણો. તમે શું ભણવાનાં હતાં ! પણ ભણશો નહિં તો હું કદિ બોલાવાનો નથી. ગમે તેમ થાય તોએ ભણવાનું છે.

બીજે દિવસે જ્યોતિન્દ્રની રજા પુરી થવાથી મુંબાઈ ગયો.

* * * *

એક દિવસ બપોરના ઘરમાં કોઇ હતું નહિ. કમળા પોતાના લેસનમાં આગળ વધી હતી. પરંતુ કેટલાક શબ્દોમાં તે ગુંચવાતી હતી તેથી તેની પાડોશમાં રહેનાર એક છોકરાને તેણે પૂછ્યું. આ વાત તેની સાસુને કાને આવી ને "કાગનો વાઘ" થયો ! તે દિવસે રાત્રે વહુને સાસુએ ઘણી ધમકાવી એટલું જ નહિ પણ કમળાના સસરાને પણ વાત કરી ને જ્યોતિન્દ્રને લખ્યું કે "ત્હારી બાયડી બગડી ગઇ છે. ગમે તેમ વર્તે છે ને ઘરમાં કોઇનું કહ્યું માનતી નથી." વિગેરે ઘણાં શબ્દો કહ્યા. કમળાએ રાત્રે ખાધું નહિ. આખી રાત રોઇ રોઇને કાઢી પણ કોઇને દયા ન આવી. બીજે દિવસે પણ ઉઠતાંની સાથે પાછો

વધારે મેણાં મારવા માંડયાં આમ ને આમ બે ત્રણ દિવસ ગયા ને કમળાને કસુવાવડ થઇ ને તેમાં તબિયત એકદમ બગડવાથી અઠવાડીઆમાં તે મૃત્યુ પામી. પોતાના મંદવાડનાં ને અંતના ખબર પતિને મુંબાઇ મોકલવા ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ કોઇએ ખબર કર્યાજ નહિ. તેના મનથી એમ કે છેવટની ઘડીએ પણ હું નિર્દોષ ઠરીને જાઉં તો મને શાન્તિ વળે, પણ તેટલું યે ન બન્યું; ત્યારે પરાણે એક પત્ર લખી જ્યોતિન્દ્રની ખાનગી પેટીમાં રાત્રે ખાટલામાંથી પરાણે ઉઠીને મુકયો.

જ્યોતિન્દ્ર મુંબાઇથી આવ્યો ત્યારે સ્મશાનથી ડાઘુ આવ્યા હતા અને જ્ઞાતિના લોકો માત્ર તો હવે ન્યાતમાં એક વર વધ્યો. એમ પોતાની કન્યા માટે વિચાર કરતા હતા.

જ્યોતિન્દ્રે આમ બનશે એમ ધાર્યું જ નહોતું. ઘરમા તો દિલગીરી જણાતી નહોતી. જે શોક દેખાતો હતો તે બૈરાં ફક્ત કુટવામા ને રોવામાં દેખાડતાં હતાં! એની એક બ્હેન બહુ જબરી હતી. સાસરે બહુ રહેવુ ગમતુ નહોતું એટલે પીહેરમાં કારભાર કરતી હતી. તે જે રોવા કુટવા કે દિલાસો દેવાને આવે તેને કહેતી કે "જુઓને બા તો છાની રહેતી જ નથી. મ્હારા કરતાએ ભાભીનુ એને ઘણું લાગે. નાનપણથીજ હમારે ઘેર રહેલાં કઈ પીહેરનો મ્હવાસ છે બાકી જરા હસેતાં નો ખરાં તે આ (બાળક) ને ફોઆઇન ને ગમે તેમ નાખે. ને હું કંઇ કહું તો મ્હને લડે અને કહે કે વહુને ત્હારે કઈ કહેવું નહિ હોય શુ કરીએ? સ્હમજશે પીહેરમા કોઇ શીખામણ દેનાર નહિ! પછી આપણેજ સુધારીએને! "

સ્ત્રીઓની વાતો ટીકા અને ચર્ચાથી કંટાળીને જ્યોતિન્દ્ર તો ઉપર ચાલ્યો ગયો; બારણું બંધ કરતાં પત્ની સાભરી ગ્લાનિ થઇ અને આંસુ આવ્યાં. માત્ર એજ વિચાર આવ્યો એણે "કેમ મને ખબર ન કરી?" આ લોકોએ કેવાં? હેઠળ મોટી બેન કહે છે કે છોકર-મત કરી જરા આડું પગલું લીધુ તે બાએ કહ્યું તેનો કંકાસ આદર્યો. તેનો અર્થ શો? કદાચ એમ પણ હશે. બાકી આમ હોય નહિ. બૈરાંની જાત સાલી! છુટયો ત્યારે! મ્હારી બાએ શીખામણ દીધી ત્યારે આ રસ્તો લીધો. એટલામાં નીચેથી બૂમ પડી ને હેઠળ ગયો. પાંચ સાત દિવસ ગયા ને ખાનગી રીતે માંગાં પણ આવ્યાં. પણ જ્યોતિન્દ્રે કઈ જવાબ જ ન દીધો. જવાનો દિવસ આવ્યો તે દિવસ કંઇ કપડાં કાઢવા ટ્રંક ઉઘાડી તો અંદરથી કવર નીકળ્યું. ઝડપથી કાગળ ફોડયો ને વાંચ્યો.

" વ્હાલા,

"પત્ર લખું છુ તે વખત મ્હારી સ્થિતિ ઘણીજ ખરાબ છે. વખત પણ રાતનો છે
" પરંતુ મ્હારૂં હૃદય રહેતું નથી એટલે લખવા બેઠી છું. વ્હાલા! પ્રથમ તો એકે મ્હારી
" આટલી માંદગી છતાં મ્હેં તમને બોલાવવા ઘણાં પ્રયત્નો કર્યા પરંતુ વડીલોએ ન માન્યું
" ને આખેર મને કહેવામાં આવ્યું કે પરીક્ષા આપી છે તે વાંચવાનું બગડે. માટે નહિ આવી
" શકે. બેર, હું ધારૂં છુ કે મ્હારા મરણ પછી તમે આવી શકશો વ્હાલા! ન મનાય તો
" પણ હું નિર્દોષ છું, એજ દર્શાવવા આ પત્ર લખ્યો છે. તમે મને જતી વખત હંમેશ
" લખવાનો આગ્રહ ખાસ કરી ગયા હતા. તેથી હું રોજ રાત્રે પરવારી બધાના સુતાં પછી
" મ્હારૂં લેસન કરતી. ને દરેક કાગળમાં મ્હારો અભ્યાસ કેટલો થયો લખતી તે તો તમે
" જાણો છો. વીસેક દિવસથી તમારો પત્ર નહોતો. તમને પુછેલા શબ્દના અર્થનો જવાબ

"ન આવવાથી હું મુઝાઇ કે કોને પુછુ તમે મને કહ્યું હતુ કે એવુ કંઇ પુછવુ હોય તો
"આપડા પાડોશી ચમનને પુછજે. તેથી આજથી દરેક દિવસ ઉપર બપોરે ન્હે તેને આ-
"પણા ઓટલા આગળ ઉભેલો જોયો, ત્યારે શબ્દોના અર્થ પુછયા ને તેની આગળ એક
"પાઠ વાંચી ગઇ આ ઉપરથી "કાગનો વાઘ" થયો ને બા ને મોટીબેન બહુ ગૂસ્સે થયાં.
"રાત્રે બ્હાર કાઢવા તૈયાર થયાં કેટલું મેં કહ્યુ ત્યારે ઘરમાં રાખી, પરંતુ મ્હારા ઉપર
"ત્રાસ ઘણો થવા માંડયો ને આનું ખોટું પરિણામ આવ્યુ! વ્હાલા, હું તદ્દન નિર્દોષ છુ.
"તમને મળી મારી નિર્દોષતા સમજાવવા ઘણાં ફાંફાં માર્યાં પરંતુ વ્યર્થ. વ્હાલા, હું તો
"હવે જાઉં છુ. હવે બીજી આવે તેના તરફ ધ્યાન રાખજો. ઇશ્વર કૃપાએ ઝટ પાસ થઇને
"સારો હોદ્દો મેળવો એટલી છેવટની વિનંતિ છે

"લિ તમારીજ કમળા."

આ પત્ર વાંચી જ્યોતિન્દ્રની આંખ્યમાંથી અશ્રુની ધારા વ્હેવા માંડી. "કમળા! ત્હારામા આટલી બધી કોમળતા, પ્રીતિભાવના હશે, તે હું નહોતો જાણતો "બસ, હવે તો મુંબાઇ ચાલ્યા જવુ. ને લગ્ન હમણાં નથી કરવુ, એમ ચોખ્ખું કહી દેવુ." રજા પુરી થએ જ્યોતિન્દ્ર મુંબાઇ ચાલ્યો ગયો. વેકેશનમાં પણ તેના પિતા આવવા ઘણું લખતા પણ તેના જવાબમા એટલું જ લખતો કે મ્હારે વાચવાનું ઘણું છે. મા ને બેન લોકોને કહેતા કે બાપડી મરી ગઇ તેની દિલગીરી થઇ છે, તેમાં નથી આવતો.

* * * * *

જ્યોતિન્દ્રને કેશવ સાથે ઘણો સારો સબંધ હતો ને એણે કેશવને બધી વાત કરી હતી, રોજ સાંજના ચોપાટી ઉપર ફરતા તે વખત પેપરોની માસિકોની વાતો કરતા, રજાના વખતમા ઘણું લખતા, તેમા કેશવ ઘણું સારૂં લખતો ને તેના પેપરોમાં સારા લેખ આવતા. આથીજ તેને "બાળિકા"નાં લખાણો વાંચીને ઇર્ષ્યા ઉત્પન્ન થઇ, કે આવુ સારૂં લખનારી સ્ત્રી કોણ છે સ્વભાવિક રીતે પુરૂષોના મનમા એમ હોય કે સ્ત્રી તો લખી શકે, જ નહિ. ને તેમા આવો પ્રશંસા પાત્ર લેખતો સ્ત્રીનો હોય જ નહિ. આથી કેશવને એ કોણ છે તેની તપાસ કરવાની ઇચ્છા થઇ, એટલું જ નહિ, પરંતુ કેટલાક પેપરોમાં તેણે "બાલિકા" ના લેખ સામે ટીકા પણ કરવા માંડી મહિનો જાય માસિક આવે ને અંદર "બાલિકા"નો લેખ તો હોય જ! તરત પ્હેલો એ જોઇ જાય, પોતાનું અંત કરણ વખાણે પરતુ ઇર્ષ્યાને પ્રભાવે વૃત્તિઓ ફેરવાઇ જાય. ગિરીબાલા સાહિત્ય,સેવામાં રાત દિવસ તત્પર રહેતી હતી હવે તેણે એક કરતાં એક ચડીઆતા લેખો ધીમે ધીમે લખવા માંડયા હતા. એક દિવસ "મહિલા"નો અધિપતિ એને મળવા આવ્યો કેટલાક વખતથી તેમને અરસ્પરસ ઓળખાણ થયુ હતુ અને રમણલાલની જ સૂચનાથી ગિરીબાલાએ નવું નોવેલ લખવા માંડયુ હતું.

ગિરીબાલા—આવો રમણલાલ ભાઇ! અત્યારે ત્હમે આ તરફ ક્યાંથી. અહિં પાસે કંઇ કામસર આવ્યો હતો. ત્યા વિચાર થયો કે ગિરિબાળાને મળતો જાઉં આ વખતે હજુ સુધી તમારો લેખ ન મળ્યો એટલે મને ફિકર થઇ કે ત્હમારી તબિયત તો ઠીક છે ને આજકાલ તમારા ઉપર ખોટા આક્ષેપો ઘણા મુકાય છે

ગિરીબાલા—રમણભાઇ ! ચિન્તા નહિ, ભલે દુનીઆ કહે કે તે મ્હારા લખાયલા નથી પણ સત્ય છેવટે તો તરીજ, માટે એથી ડરી જાઉં એમ નથી. કેટલોક વખત લોકો ટીકા કરશે. છેવટ થાકીને રહેશે કોણ લખે છે. એટલુ તો હજી જાણતા પણ નથી. પરંતુ મ્હારી નવલકથામાં તો હું સ્પષ્ટ જણાવવાની છુ માટે કોઇ પણ બાબતની પરવા રાખવાનુ કારણ નથી.

રમણ—અરે કેટલાક તો આવીને મને મ્હોએ કહે છે કે એડ્રેસ આપો. હમે જઇને મળીએ વાત કરી જોઇએ એટલે કેટલુ પાણી છે તે જણાશે ! પણ હું ત્હેમને કહું છુ કે —હજી રાહ જુઓ—થોડા વખત માટે.

ગિરીમાળા—કંઇ નહિ હમણાં થોડો વખત છુપુ રાખજો, પછી જોઇશુ આટલી મ્હારી ચોપડી બ્હાર પડે પછી વાત. પણ એ ટીકામાં વધારે આગળ પડતો ભાગ લે છે તે "કેશવ" કોણ છે ?

રમણ—તમે મને ચોપાટી ઉપર પ્રથમ જોયેલો એમ કહ્યુ હતું, તે વખતે મારી સાથે જે બે જણ વાત કરતા હતા, તેમનો એક છે. તે ઘણુંજ સારૂં લખે છે. હોશીઆર છે. એડવોકેટનુ શીખે છે પણ એમને એમજ ખુમારી છે કે સ્ત્રીઓ તો લખી શકેજ નહિ !

ગિરીબાલા—એમને સ્ત્રી હૃદયનો ખરો અનુભવ નહિ હોય ને લગ્ન કર્યું હશે તો તે સ્ત્રી બિચારી અજ્ઞાન હશે એટલે શી રીતે માને ? ઘણા ભણેલા સુધરેલા હોય છે, પરંતુ તે ખાવા પીવામા કે પોતાની જાતે ટીકટાક કપડાં પહેરવામાજ સુધારો. પછી દાક્તર હોય કે વકીલ હોય પણ તેમના અંત કરણના વિચાર ઘણાજ સાંકડા અને જુના ! સ્ત્રીઓ તો ઘર સંભાળે એટલે બસ છે યુરોપ, અમેરીકાની સ્ત્રીઓને પણ ઘરનુ કામ હશે છતા ભણવામાં પાછી પાની નથી કાઢતી—પરંતુ આપણે અહિ તો પુરૂષોનાજ વિચાર એવા હોય પછી શુ ? પુરૂષો ગમે ત્યાં—ગમે તેની સાથે ફરી શકે ને સ્ત્રીથી સભ્યતાની ખાતર પણ પુરૂષ સાથે વાત ન થાય. ને બ્હાર જણાવે કે હમે સુધરેલા છીએ ! કોટ પાટલુન ને નેકટાઇમાજ એમનું બધુ આવી જાય છે એવા લોકો ક્યાથી સમજી શકે કે સ્ત્રીઓની બુદ્ધિ અને હૃદય પણ એમની જેમજ ખીલાવી શકાય છે.

રમણ—હા ઘણે ભાગે ઠેકાણે એવુ જોવામા આવે છે કે સ્ત્રીની ઉન્નતિ કરવી,—બાલકોને કેળવવાં, એ વિષે ભાષણો કરવા હોય તો તૈયાર પણ એ વિચાર વર્તનમાં મુકનાર ઘણાજ થોડા હોય છે બાળકો શુ ભણે છે, સ્કુલમા કેમ ચાલે છે, નંબર કેમ આવે છે ? તેની પણ ખબર નથી હોતી. અને બાલકેળવણીના હીમાયતી થઇને સભાઓ ગજાવે સ્ત્રીઓની ઉન્નતિના સવાલમા તો એનાથી પણ ખરાબ છે

ગિરીબાલા—પ્રભુ કૃપાથી એ બધુ ધીમે ધીમે સુધરશે. આપણે માત્ર ધૈર્યથી કામ કરવાનુ છે

રમણ—ગજવામાંથી ઘડીઆળ કાઢતાં, માફ કરજો હવે હું વાત કરવા હું આવ્યો હતો તે તો તદન ભુલીજ ગયો. આપ તૈયાર થશો ?

ગીરીબાલા—હવે બહુ વખત નહિ લાગે. વચ્ચે મ્હારી તબિયત સારી નહોતી એટલે વિલંબ થયો.

* * * * * * *

પેર કેશવચન્દ્ર રમણલાલની રાહ જોઇને બેઠો હતો.

રમણ—ઓહો! કેશવચન્દ્ર તમે ક્યારના આવ્યા છો?

કેશવ—ક્યારનો આવ્યો છું ને તમારી રાહ જોઉં છું. કેમ "મહિલા" ક્યાં સુધી આવ્યું છે? આ વખતની ભેટ તૈયાર છે કે નહિ? મ્હારી પાસે એક વાર્તા લખેલી તૈયાર છે.

રમણ—થેંક્સ (ઉપકાર થયો.) પણ એ તો છપાય છે ને પંદરેક દિવસમાં બ્હાર પણ પડશે. હવે આવતે વર્ષે વાત.

કેશવ—આ મ્હારી વાર્તા ઘણી સારી છે, ને જનસમાજમાં બહુ સારી અસર થાય એવી છે. "મહિલા" માટેજ મ્હે લખવા માંડી હતી. તમે કોની પાસે લખાવી છે. ને નક્કી શું કર્યું છે?

રમણ—નક્કી. કંઇજ કરવાનું નથી, કારણકે પૈસા લેવાની લેખક ના કહે છે.

કેશવ—ત્યારે તો લોભે લોભાયા હશો કેમ?

રમણ—ના, એમાં તમે ભુલો છો. લોભે નથી લોભાયો. પરંતુ એક સ્ત્રીને હાથે લખાયલી છે તે "સ્ત્રી માસિક"ને ઉત્તેજન કરતા થઇ પડે ને ઘણીજ સારી લખાઇ છે માટે લેવા વિચાર છે.

કેશવ—હું સ્હમજ્યો. તમારી પેલી "બાલિકા" હશે. તે સિવાય તમને કોઇ મળે એમ નથી, પણ હજી એ "સ્ત્રી" જ લખે છે ને એને હાથેજ લખાઇ હશે એ વિશે મને બહુ શક રહે છે.

રમણ—કંઇ હરકત નહિં હું તમારો એ શક થોડા વખતમાં કાઢી આપીશ, ત્યારેજ તમે જાણશો કે ખરું છે કે ખોટું? આ વખતના માસિકમાં પણ ચાર પાંચ સ્ત્રીના લેખો છે. ને હવે વધારે આવતા જાય છે. તમે કેટલાની તપાસ કરશો?

કેશવ—ખરે, પણ આ તો પુરૂષને હઠાવે એવા લેખો લખે છે લેખમાં જોતાં મ્હારા ને એના વિચારો તદ્દન મળતાજ આવે છે, એથી મને વિશેષ નવાઇ લાગે છે.

રમણ—ભાઇ કેશવચન્દ્ર! તમે પણ ઘણું સારૂં લખો છો. માત્ર તમારો સ્વભાવ ઇર્ષ્યાળુ છે એટલોજ વાંધો છે.

કેશવ—ખરે, રમણભાઇ!, તમે કહો છો. તે હવે મને ખરૂં લાગે છે. આ વખતનો મ્હારો લેખ જોયો? કેવો છે?

રમણ—ઘણોજ સારો છે. તમે ઘણું સારૂં લખો છો અને આનાથીયે વધારે સારૂં લખી શકશો. તમારી પરીક્ષા ક્યારે છે?

કેશવ—મ્હારી પરીક્ષા આવતા અઠવાડીઆમાં છે. તે પછી નીરાંતે મળીશ.

કેશવચન્દ્ર પછી પોતાને ઘેર ગયો.

* * * * *

એક દિવસ સ્હવારમાં ગિરીબાલા દુધ પીને લખવાં બેઠી. એટલામાં ટપાલ આવી. તરતજ "મહિલા" માસિક પત્રનો નવો અંક નજરે પડ્યો. કાગળો કોરેજ મુકીને "મહિલા" લઇ તે એક સોફા (કોચ) ઉપર પડી, આખું ચોપાનીઉં ઉથલાવી ગઇ. છેવટે પોતાનો લેખ વાંચ્યો અને સંતોષ પામી. કેટલીકવાર લખતી વખત ખબર નથી પડતી કે કેવું લખાયું છે ને એને માટે ચિન્તા રહ્યાં કરે છે. પરંતુ છપાઇને આવ્યા પછી વાંચવામાં વધારે સારૂં લાગે છે તે પ્રમાણે ગિરીબાલાને થયું. ને પછી તેની નજર એક બીજા લેખ ઉપર ગઈ. તે " K " (કે) ની સંજ્ઞાથી લખાયલો હતો, એ પણ એને ઘણોજ ગમ્યો. એક બે વખત વાંચી ગઇ " અરે ! મ્હારા ને આ લેખના વિચારો ઘણાજ મળતા આવે છે. જ્યારે જ્યારે પણ આ લેખકનું કંઇ પ્રકટ થાય છે ત્યારે ઘણાજ સારા વિચાર થઇ આવે છે. ખરે આ કોણ છે તેની તો તપાસ કરવી જોઇએ.

આવો વિચાર કરતી તે ઉઠી. આજ એની ચોપડી પુરી થઇ ગઇ હતી. એથી ગિરીબાલા આનંદમાં હતી અને નવરી પણ પડી હતી આવા આનંદમાં એને એની ભાશીએ ગિરીબાલાના બાપના મરી ગયા પછી કોઇ દિવસે જોઇ નહોતી. " ગૃહજીવન, ને સ્નેહની ન્યૂનતા " એ નામ તેણે પોતાની ચોપડીનું રાખ્યું હતું.

ચોપડી બ્હાર પડી. પરંતુ તેના વિશે પ્રકટ થતા અભિપ્રાયો વાંચ્યા વગર ગિરીબાલાને શાન્તિ નહોતી. એક દિવસ સ્હાંજના તે ફરવા ગઈ ત્યાં અચાનક ન્યુસપેપર વેચનારો છોકરો દીઠો ને તરત તેણે પેપર લીધું ને બાંકડા ઉપર બેસી વાંચવા માંડ્યું. પુરૂં કરતાં તે ધ્રુજી ઉઠી. એકવાર બેવાર વાંચ્યું પણ એનું એ ! એની ચોપડી ઉપર સખત ટીકા થએલી હતી. અનેક ભૂલો કાઢી હતી ને ઘણી ખરાબ રીતે ટીકા કરી હતી આથી ગિરીબાલા ઘણીજ દિલગીર થઇ ગઇ. તેનું હૃદય ભરાઇ આવ્યું. તે ઉઠી એકદમ ઘર તરફ આવી ને જમવાની ના કહેવરાવી પલંગ ઉપર જઇને પડી પુષ્કળ રોઈ તે દિવસ કોઇને જવાબ દિધો નહિ. ને બે ત્રણ દિવસ સુધી એમને એમ એટલી પડી રહી. તેણે અનિષ્ટ વિચાર કર્યો કર્યા. રાત્રે ઉંઘતી નહિ તેમ પુરૂં ખાતી પણ નહિ આથી છેવટે એને તાવ શરૂ થયો. મુળ તબિયત નરમ હતી અને તેમાં વધારો થયો. દિવસ દિવસે અશક્તિ વધવા માંડી ને તાવનું જોર પણ વધ્યું ડાક્તરોએ ફેરવી ફેરવીને દવા આપવા માંડી પણ કશાની અસર જણાઇ નહિ આ ખબર રમણલાલને પડતા તરત તે જોવા ગયો. સ્હેજસાજ વાત થતાં રમણલાલ તાવનું કારણ સમજ્યો ! ને વિરૂદ્ધ ટીકાકાર કેશવચન્દ્ર હશે એમ ધાર્યું તેથી ઘેર જઇ કાગળ લખી બીજે દિવસે મળવા બોલાવ્યો

કેશવ—કેમ, રમણભાઇ ! મ્હારૂં શું કામ છે ?

રમણલાલ—બીજું કંઇ કામ નથી પણ તમે તો બધું કરી છે. દ્વેષને ખાતર તમે એક બાલિકાનો નકામો જીવ જોખમમાં નાખ્યો છે. આ વાત તમને શોભે ?

કેશવ—શું છે પણ મને વાત તો કરો. ખોટું આળ કેમ મુકો છો? હજી હું સમજ્યો નથી.

રમણ—કેશવચન્દ્ર! ખરું કહેજો. 'બાલિકા'ના પુસ્તક વિરૂદ્ધ ટીકા કોણે લખી છે?

કેશવ—મ્હેંજ. એમાં ખોટું શું કામ બોલું? પણ તેથી જીવ કોનો જોખમમાં છે?

રમણ—તમારી ટીકાની ઘણી ખરાબ અસર થઈ છે. અત્યારે એ બાઈ પથારીવશ છે, કેટલો વખત થયાં માંદી છે, તે તો મને ખબર નહોતી. પણ મ્હને કાલે ખબર પડી ને તરત ગયો તો આ ખબર મળ્યા.

કેશવ—ખરે રમણલાલ, મ્હેં આવું નહોતું ધાર્યું કે એની આવી અસર થશે. ચાલો હું તમારી સાથે આવું ને એની અંતઃકરણપૂર્વક માફી માગું. જો એને અન્યાય કર્યો હોય તો ખરે મ્હેં મ્હોટો ગુનો કર્યો છે. ચાલો હું તૈયાર છુ. બન્ને ગીરીબાલાને ઘેર ગયા. પલંગ પાસે માણસો ફર્યા કરતાં હતાં છતાં તદ્દન શાન્તિ હતી. ડાકતર તરતનો આવી ગયો હતો. ને નર્સ પાસે બેઠી હતી.

રમણલાલે પાસે જઈ ધીમેથી ગિરીબાલાને બોલાવી, આંખ ઉઘાડી પરંતુ પાસે કોઈ બીજા સદ્‌ગૃહસ્થને જોઈ, વિચારમાં પડી ધીમેથી પૂછ્યું:-" આ કોણ છે?"

રમણલાલે બીજી ખુરશી મંગાવી. બન્ને પાસે બેઠા. નર્સ દુધ પાવાનો વખત થવાથી બહાર તૈયાર કરવા ગઈ,

રમણલાલ—બાલા બ્હેન, શાન્ત રહેજો. ગભરાશો નહિ. આજ કેશવચન્દ્ર જેણે ત્હમારા પુસ્તક વિરૂદ્ધ ટીકા કરી હતી અને જે "મહિલા" માં "K"ની સંજ્ઞાથી લખે છે. તે ત્હમારી માફી માગે છે.

કેશવ—બ્હેન! માફ કરજો મ્હેં તમારો મોટો ગુનો કર્યો છે મ્હે તમને હલકાં પાડવા ઘણા પ્રયત્નો કર્યા છે પરંતુ સત્ય તર્યું છે. મ્હારૂં અંતઃકરણ તો ત્હમારા લેખોને વખાણતું પરતુ ઇર્ષ્યા થતા એ બધું વિસરી જતો. હવે હું તમારી માફી માગું છું.

ગિરીબાલા—કેશવચન્દ્ર! એમાં તમારો વાંક નથી. હમેશાં એજ પ્રમાણે થાય છે. ને એથી લાભ થાય છે. ત્હમે મ્હારા લખાણને તોડી પાડવા આટલા પ્રયત્નો ન કર્યા હોત તો તે આટલા સુધરત નહિ. ને મારો આટલો ઉત્સાહ વધત નહિ. મને એ વીશે કંઈ નથી. હવે તમે જરા પણ એ વીશે મનમાં ન લાવશો.

આ પછી પેપરોની ને આર્ટીકલો વિશે ઘણી વાત થઈ તેમાં ઘણે ભાગે ગિરીબાલા સાંભળ્યા કરતી. પરતુ તેને રસ વધારે પડ્યો, ફરી બીજે દિવસ આવવાનું કહીને તે બન્ને ગયા.

આ બનાવ બન્યા પછી હૃદયની શાન્તિને લીધે કે દવાની અસરથી પણ ગિરીબાલાને ફેર પડવા માંડ્યો. રોજ કેશવચન્દ્ર બખ્ખે કલાક આવતો અને પત્રોના નવા અંકોમાંથી ગિરીબાલાના પુસ્તકનાં વખાણ વાંચી સંભળાવતો. ધીમે ધીમે સહવાસ વધતાં દવા વિગેરે

પણ પોતે આપવા માંડી. પહેલાં ગિરીબાલા દુધ દવા લેતાં હઠ કરતી. પરંતુ હવે તે ગિરીબાલા કેશવ પ્યાલો લઇ આવનારની સાથેજ પી જતી.

ગિરીબાલાના હૃદયમાં પહેલે દિવસથીજ તેને માટે માનની લાગણી ઉત્પન્ન થઇ હતી ને દિવસે દિવસે જુદાજ પ્રકારમાં તે વધી ગઇ. ત્રણેક મહિનામાં તેણે ફરવા માંડ્યું. હવે માત્ર કેશવચન્દ્ર સાંજના ખબર કાઢવાજ આવતો તે વખત તેની સાથે વાત કરતો અગર ગિરીબાલાની માશીનું કાઠિઆવાડમાં સાસરૂં હોવાથી બન્ને એક બીજાને ઓળખતા ને જુની વાતો કરતાં. એને ઘરમાં આવતો જોઇ માશીને એમ થયું કે આને પુછી જોઉં, લગ્નને માટે. પણ ગિરીબાલા ક્યાં હા પાડે એવી છે? એ હા પાડે તો કેવું સારૂં? કેવો ભણ્યો ગણ્યો છે?"

ગિરીબાલા પણ પોતાના મન સાથે વિચાર કરતી. એકજ જ્ઞાતિનો ને બધી રીતે અનુકૂલ બીજો આવો યુવાન ભાગ્યે મળશે, એવું મનમાં આવતું પરંતુ એ વિચાર કોઇને જણાવતી નહિ.

કેશવચન્દ્ર આવતો પરતુ પેપરો ને પુસ્તકોની વાતો જેમ બે મિત્રો કરે એમ કરીને ચાલ્યો જતો

એક વખત અચાનક ત્રણે જણ બેઠાં હતાં એવામાં ગિરીબાલાની માશીએ પૂછ્યું. "કેશવભાઇ હું પુછું—તમારૂં લગ્ન થએલું છે?"

કેશવ—ના કાકી. વડીલને કહેવું અયોગ્ય; પરતુ યોગ્ય કન્યા ન મળે ત્યાં સુધી કુંવારા રહેવા વિચાર છે. ઘેરથી તો ઘણા કાગળો આવે છે પરંતુ મ્હેંજ ના લખી છે.

માશીએ સ્હેજ અચકાતાં પૂછ્યું. "કેશવભાઇ, ખોટું ન લગાડશો પરંતુ તમારી ને મ્હારી બાલાની મરજી હોય તો આપણે નક્કી કરી નાખીએ. તમે બન્ને બરોબર છો. એ પણ એટલીજ હઠ લઇને બેઠી છે મ્હારો તે કઇ હવે ભવ છે? અને પછી એનું કોણ? પણ હું તો મ્હારી બાલાને જીવની પેઠે જાળવે તેને દઉં.

કેશવચન્દ્ર—કાકી, હું પણ ઘણા દિવસથી એજ વિચાર કરતો હતો. પરંતુ આગળું અઘટિત ગણાશે કે કેમ આ વિચારથીજ તમારે મ્હોએ મ્હેં વાત નહોતી કરી.

આ બધી વાત ગિરીબાલા ચ્હા પીતાં પીતાં સાંભળતી હતી કાંઇ કામસર માશી અંદર ગયાં કેશવે ગિરીબાલાને પૂછ્યું. માત્ર માથું નમાવીને હાનો હર્ષથી નીચી નજરે તેણે જવાબ દીધો

માશી આવતાં કેશવે તેમને આ ખુશખબર કહ્યા અને બધું નક્કી કર્યું.

થોડા દિવસ પછી પરીક્ષામાં પણ કેશવે ફતેહ મેળવી ને બન્નેનાં લગ્ન થયા. લગ્નની ધામધુમમાં કેશવ જ્યોતિન્દ્રને ભુલી ગયો નહોતો જ્યોતિન્દ્ર સંસાર સુખની બાબતમાં તદન નિરૂત્સાહિ થઇ ગયો હતો. તેણે એલ. એલ બી થઇને વકીલાત કરવા માંડી પરંતુ તેમાં મન ન ગોઠવાથી છોડી દીધું. હવે તેણે દેશની સેવા કરવા માંડી હતી ને સ્ત્રી કેળવણી માટે ઠેકાણે ઠેકાણે કામ કરવા માડ્યું હતું તે વખતો વખત કેશવચન્દ્ર પાસે આવી હેની

મૃત્યુ પામેલી માને સંભારી આંસુ પાડતો કેશવચંદ તેને પણ શાન્ત કરતો હતો, પણ તે ઘડી ભર રહી પાછો એજ સ્થિતિમાં ફરતો.

પોતાના વતન તો જવું તેને ગમતુંજ નહિ.

* * * * * * *

ગિરીબાળાના લગ્નને બે વર્ષ થયા હતાં. થોડાજ વખત થયા પતિપત્ની કાશ્મીરની લાંબી મુસાફરી કરી પાછાં આવ્યાં હતાં. ને ત્યાર પછી ગિરીબાળાએ એક બીજું પુસ્તક લખ્યું હતું ને થોડા વખતમાં બ્હાર પડવાનું હતું એક દિવસ ચાંદનીમાં બન્ને બેઠાં હતાં, ત્યાં ગિરીબાળાએ પૂછ્યું. 'કેમ વ્હાલા, આ વખત કેવી ટીકા લખવી છે? કહી દો કે આગળથી ચેતું "

કેશવ—વ્હાલી, સાઈજ થયું એ ટીકાના બદલામાં તું આખી મળી છુ ને હવે આ વખત કંઈ નવું માણસ મળશે, વ્હાલી! તું ચોપડી લખે છે ને મને ફાયદો થાય છે.

ગિરીબાળાને સીમન્ત હતું તે મન્દ હાસ્ય કરતી શરમાઈને નીચુંજ જોઈ રહી.

---

## વિચારબળઃ—

વિચારબળથી આશ્ચર્યકારક કામો થઈ શકે છે વિચારબળને કશુંજ અશક્ય નથી દ્રષ્ટાન્ત આપી આ વાતની અધિક સાબીતી કરીએ

એક વખત એક લશ્કરના કેપ્તાન ઉપરીને કોઈ કારણસર ઘણો ગુસ્સો થયો હતો અને તેના પરિણામથી તેનું મૃત્યુ થયું આ પ્રમાણે એકાએક થવાનું કારણ કપ્તાનના અપાર ગુસ્સાને આભારી હતું. તેના ગુસ્સાના-ક્રોધના વિચારોની અસર તેના શરીર ઉપર તથા હૃદયમાં થઈ અને છેવટે તે મરી ગયો.

અમેરીકાના 'સેન ફ્રાન્સિસ્કો એક્ઝામિનર' નામના પત્રમાં નીચેની હકીકત પ્રકટ થઈ છે યુનાઈટેડ સ્ટેટસનો સેનેટર એ પી. વિલીયમ્સ નામનો એક માણસ ઉદરરોગથી પીડાતો હતો તે ઘણો પૈસાદાર હોવાથી ફ્રાન્સીસ્કોની પેલેસ હોટેલમાં રહેતો હતો, અનેક ડોક્ટરોના ઉપચાર થવા છતા તેની પ્રકૃતિ સુધરી નહોતી ડોક્ટરોએ તેને પથારીમાંથી ઉઠવાની પણ ના પાડી હતી ખાવામા પણ તેને કાંજી વગેરે પચી જાય એવો ખોરાકજ આપવામા આવતો હતો એવામા એક દિવસે ધરતીકંપ થયો અને વિલીયમ્સ જે હોટેલમા રહેતો હતો તેને આગ લાગવાનો વખત આવ્યો ત્યારે હોટેલમાં રહેતા બીજા સર્વે મનુષ્યો પોત પોતાનો સામાન લઈ નાસવા લાગ્યા આ જોઈ તેણે પણ વિચાર કર્યો કે મારે મારો સામાન પણ બચાવવોજ જોઈએ. તરતજ તેને બળ આવ્યું અને પોતાનો સામાન બચાવવાને તેણે સાતમાળ સુધી સાતવાર ચઢ ઉતર કરી ત્યાર પછી હવે તેની પ્રકૃતિ સુધરી ગઈ છે તેનું જઠર જે પૂર્વે કાંજી જેવો હલકો ખોરાક પણ પચાવી શકતું નહોતું, તે આજે ભારેમા ભારે ખાવાના પદાર્થોને પણ પચાવી શકે છે

'સેન ફ્રાન્સિસ્કો કોલીન્યુઝ' નામના પત્રમા વિચારબળ સબંધમા એક બીજું દ્રષ્ટાંત પ્રકટ થયું છે

વોર્સ્ટર સ્ટ્રીટમા રહેનારી મિસીસ માર્ગરેટ હીગીન્સ નામની એક ડોશીને ઘણા સમયથી પક્ષઘાત થયો હતો તેના શરીરનો ઘણો ખરો ભાગ પક્ષઘાતથી રહી ગયો હતો પરંતુ જ્યારે ધરતીકંપ થયો અને સર્વ મનુષ્યો પોતપોતાનો જીવ બચાવવાને જ્યાં ત્યાં નાસવા લાગ્યા ત્યારે આ ડોસીને પોતાનો જીવ બચાવવાનો પ્રબળ વિચાર થઈ આવ્યો અને તરતજ તેણે પથારીમાંથી ઉઠી બીજા મનુષ્યોની પેઠે નાસવા માંડ્યું

રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ કૃત "પ્રાણાયામ."

# गृह--धर्म.

## મોટી ઉમ્મરની સ્ત્રીઓએ ટુંક વખતમાં કેળવણી કેમ અને કેવી લેવી?

### ઇનામી નિબન્ધો.

૧.

લેખક: બ્હેન સૌ. વિમળા શેતલવાડ.—મુંબાઇ.

આપણા દેશમાં બાળા ચૌદવર્ષની થાય ત્યારથીજ સ્ત્રી ગણાય છે. નાગર, ક્ષત્રી, કાયસ્થ અને બીજી ન્યાતની કેટલીક બાળાઓ સિવાયની લગભગ દરેક બાળાને ચૌદેક વર્ષની ઉમ્મરે અભ્યાસ છોડી દેવો પડે છે કારણકે આ ઉમ્મરમાં ઘણુંખરૂં તેમનું લગ્ન થાય છે આમાંની ઘણી બાળાઓએ તો નિશાળનું મોઢું જ જોયું હોતું નથી ફક્ત એમાંની થોડી બાળાઓએ જ માતૃભાષાનું પાયથી છ ધોરણ સુધીનું શિક્ષણ મેળવ્યું હોય છે. આથી તેર ચૌદ વર્ષથી માંડી મોટી ઉમ્મરની સ્ત્રીઓને કેળવણી કેમ આપવી તે વિષે વિચાર કરવો હોય તો શિક્ષણ લેનારી સ્ત્રીઓના બે વિભાગ પાડવા પડે. એક વિભાગ ઉપર કહ્યા મુજબ પાંચ છ ધોરણ ભણેલી એટલે વાંચતાં લખતાં શીખેલી સ્ત્રીઓનો અને બીજો વિભાગ નિરક્ષર સ્ત્રીઓનો.

પણ આ બે વિભાગોની કેળવણીની યોજના કેવી રીતે કરવી તે ચર્ચ્યા પહેલાં, એકંદર સ્ત્રીઓને શિક્ષણ કેવા પ્રકારનું આપવું જોઇએ તે નક્કી કરવું જરૂરનું છે તેમને અંગ્રેજીમાં ફક્ત વાતચિત કરતાં શીખવવી છે કે તેમને ઉત્તમ રીતે કેળવી, ગૃહસંસારમાં દીપક પેઠે ઝળકી રહે તેવી કરવી છે? ભલે જેને વખત તેમ બીજી અનુકૂળતા હોય તે સ્ત્રીઓ અંગ્રેજી સાહિત્ય વાચવા સમજવા જેટલું અંગ્રેજી શીખે પણ દરેક સ્ત્રીને અંગ્રેજી ભાષા જાણવાની અગત્ય નથી મોટી ઉમ્મરની સ્ત્રીઓની કેળવણીની બાબતમાં તો આપણે ટુંકા વખતમાં ઘણું શિક્ષણ આપવાનું છે તેથી અંગ્રેજી શરૂઆત શીખવી "રાત થોડીને વેષ ઘણા" એ કહેતી મુજબ વર્તવામાં ફાયદો નથી મારા વિચાર મુજબ તો સ્ત્રીઓ પોતાની જાતને તેમ પોતાના સગાંવહાલાંને અજ્ઞાનને લીધે વ્હેમોને વશ થઇ દુઃખી ન કરે, અજ્ઞાનને પરિણામે ભયંકર ચેપી રોગોમાં ફસાઇ ન પડે અને પોતાનાં બાળકોને ઉત્તમ રીતે ઉછેરી લાયક શહેરીઓ બનાવી શકે તેવી કેળવણી આપવી જોઇએ.

કેળવણી આપવાનો એક ઉદ્દેશ સ્ત્રીઓને તેમનો ગૃહસંસાર સુખી કરવાનો માર્ગ શીખવવો એ છે ખરો, પણ કેળવણીનો એક બીજો ઉદ્દેશ વખત આવ્યે પોતાનું તેમ બીજાનું ગુજરાન કરી શકે એવાં સાધનો તેમને આપવા એ છે મધ્યમ સ્થિતિની સ્ત્રીઓ કમાવા

નીકળતી નથી એ વાત ખરી છે, પણ આપણા દેશમાં તો ગરીબ વર્ગ જ મોટો છે અને તેમને જો થોડી કેળવણી આપી હોય તો તેઓ હાલ જેટલી મહેનત કરે છે તેટલી જ મહેનતના બદલામાં, કેળવણીની મદદથી વધારે દ્રવ્ય મેળવી શકે. વળી મધ્યમ સ્થિતિની સ્ત્રીઓને પણ કમાવાનાં સાધન જો આપ્યાં હોય તો તેઓ તેને ઉપયોગ કરવો ધારે ત્યારે કરી શકે.

જો કે આપણા દેશમાં સ્ત્રીઓ નોકરી કરે એ હિણપદ ગણાય છે, પણ બીજા ઉન્નતિના શિખરે ચઢેલા દેશોમાં તેમ ગણાતું નથી. તેમનું અનુકરણ કરી આપણી કેટલીક સ્ત્રીઓ નોકરી કરવાના ઉદ્દેશથી જ અભ્યાસ કરવો શરૂ કરે છે. આવી સ્ત્રીઓએ એટલે નોકરી કરવા ઇચ્છતી સ્ત્રીઓને તો સ્કુલ તથા કૉલેજોનો અભ્યાસ પુરો કરવો પડે છે. માટે આવી રીતે કેળવણી લઇ પોતાનું ગુજરાન ચલાવવા ઇચ્છતી સ્ત્રીઓની કેળવણીની બાબતમાં આપણે પડીશું નહિ

હવે ઉપર કહેલા સ્ત્રીઓના બે વિભાગને જો આપણે અજ્ઞાનમાંથી બ્હાર કાઢવા હોય તો, તેમને, તેમનાં અનુકૂળ વખતે, સહેલાઇથી, સરળતાથી ને કોઈ પણ જાતના કરજીઆતપણા સિવાય કેળવણી આપવાં જુદીજ સંસ્થાઓ કાઢવાની જરૂર છે. એ તો દેખીતું જ છે કે હાલની છોકરીઓની નિશાળોમા તેમને જોઇતી કેળવણી આપવી અશક્ય છે.

આવી સંસ્થાઓ લત્તે લત્તે સ્થપાવી જોઇએ. તેમાં શીખવવા શિક્ષકોને રાખવા અને સાયંન્સ જેવા વિષયો સારૂ તે વિષયોનું ખાસ શિક્ષણ લીધેલા શિક્ષકોને રોકવા. બને ત્યાં સુધી પગાર વગર કામ કરનાર માણસો શોધવા. અને મારૂં ધારવું છે કે પેન્શન લીધેલા માસ્તરોમાથી આ પ્રમાણે કામ કરનારા કેટલાએક મળી આવે. તેવા માણસોની ગેર હાજરીમાં પગારદાર માણસો રાખવાં અને પગાર વિગેરે ખર્ચ સારૂ ફંડ ઉઘરાવવાં. ભણવા આવતી સ્ત્રીઓ પાસે કોઇ પણ જાતની આશા રાખવી નહિ. કારણકે ફી આપી શકે એવો આપણો દેશ તવંગર નથી ને કદાચ ફી ભરી શકવાની શક્તિ હોય તો પણ બહુ થોડી જ સ્ત્રીઓ પૈસા આપી અભ્યાસ કરવાનું પસંદ કરશે.

ભણવા આવવાનો વખત ૧ થી ૩ નો રાખવો. તે ન ફાવે તો ૧॥ થી ૩॥ રાખવો. રવિવારની રજા ન આપતાં વાર તહેવારની રજા આપવી; કે જેથી વાર તહેવારોમાં તેઓ પોતાના ગૃહકાર્યમાં પુરતું ધ્યાન આપી શકે

દરેક સ્ત્રીને વાંચતાં લખતાં આવડે એટલે કેળવણી મળી એમ નથી. ઉત્તમ સાહિત્ય સમજી વાંચી શકે; તેમાંથી પોતાની જીંદગીમાં લેવી જોઇતી શિખામણ લઇ પોતાનું જીવન સુધારે, તેમજ થોડું ઘણું સાયન્સ શીખી પોતાની તેમજ કુટુંબીઓની જીંદગીમાં સુધારો કરે તો જ કેળવણીનો મુખ્ય અને જરૂરી અર્થ સર્યો કહેવાય.

પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારાની માહીતી; તે શાના બનેલા છે તેનું જ્ઞાન; તે કેમ ફરે છે, દિવસ રાત્રીના તથા ઋતુમા થતા ફેરફાર થવાનાં કારણો અને ગ્રહણ થવાનાં કારણો સમજવાં જેટલું ખગોળશાસ્ત્ર; બાળકોને ઉછેરવા સંબંધી તથા પોતાનાં તેમ કુટુંબીઓના તન

નીરોગી કેમ રાખવા? માંદાની માવજત કેમ કરવી ને ચેપી રોગનાં જંતુ ક્યાંથી પેદા થાય છે તે કેમ અટકાવવું તે જાણવા જેટલું આરોગ્યશાસ્ત્ર; આપણો દેશ ક્યાં છે? પૃથ્વી કેટલા ભાગમાં વ્હેંચાયેલી છે? પર્વત, નદી ને સમુદ્ર વિષે કાંઈ જ્ઞાન; અને મુખ્ય રાજ્ય કેટલાં છે? ક્યા દેશમાં કયો ધર્મ ચાલે છે વિગેરે જાણવા જેટલાં ઇતીહાસ ભૂગોળ; ઉત્તમ રસોઇ કેવી રીતે બનાવવી, પૌષ્ટિક ખોરાક કયો? માંદા સારૂ વાનીઓ બનાવવા કઇ ચીજ પસંદ કરવી ને તેમને પાચન ખોરાક કેવી રીતે કરી આપવો તે જાણવા જેટલું પાકશાસ્ત્ર; અમુક પદાર્થો એકઠા પડવાથી શો બગાડ થશે અને અમુક ગુણ ઉત્પન્ન કરવા કઇ ચીજો એકઠી કરવી એ સમજી શકાય તેટલું રસાયન શાસ્ત્ર; આટલા વિષયો દરેક સ્ત્રીએ શીખવાં જ જોઇએ. આ વિષયો મેજીકલેન્ટર્નના દેખાવોની મદદથી તેમ પ્રયોગો કરી બતાવ્યાથી જલદી શીખાય છે. આ વિષયો ભાષણો દ્વારા શીખવવા કારણકે તેમ કરવાથી ચોપડી દ્વારા શીખવવા કરતાં વખતનો વ્યય બહુ ઓછો થાય છે.

થોડું ઘણું શીવણકામ, ભરતકામ, સંગીત અને ચિત્રકળાનું જ્ઞાન આપવાની પણ જરૂર છે. શીવણ જેને આવડતું હોય તે સ્ત્રી, પોતે અવનવા ઘાટ શીવીને પહેરી મનને આનંદ આપવા ઉપરાંત, પોતાના ઘરમાં પૈસાનો પણ બચાવ કરી શકે છે

બજારમાંથી ચીજ ખરિદતી વખતે તથા શાક ભાજી આણતી વખતે જરૂર પડે તેટલું તેમજ વ્યાજ, નફો તોટો ગણતાં આવડે તેટલું ગણિત પણ દરેક સ્ત્રીએ જાણવું જોઇએ

ઉપર આપણે સ્ત્રીઓને શિક્ષણ કેવા પ્રકારનું આપવું તે કહ્યું; હવે તે શિક્ષણ કેવી રીતે આપવું અને શિક્ષણક્રમ કેમ ગોઠવવો તે તપાસીએ

ઉપર કહેલા શીખવવાના બે કલાકને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખવા અને દરરોજ ત્રણ વિષયનું શિક્ષણ આપવું મારા ધારવા પ્રમાણે શિક્ષણક્રમ નીચે આપેલા કોઠા પ્રમાણે ગોઠવવો ઠીક પડશે.

પ્હેલા વિભાગ સારૂ એટલે પાંચથી છ ધોરણ ભણેલી સ્ત્રીઓ સારૂ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ટાઇમ ૧થી ૧-૪૫ | ખગોળશાસ્ત્ર | રસાયન શાસ્ત્ર | ગણિત. | ખગોળ શાસ્ત્ર. | રસાયન શાસ્ત્ર. | ગણિત | ભગિનીહિતતા. |
| „ ૧-૪૫થી ૨-૩૦ | આરોગ્યશાસ્ત્ર | અંગ્રેજી. | પાકશાસ્ત્ર. | અંગ્રેજી. | આરોગ્ય શાસ્ત્ર. | ઇતિહાસ ભુગોળ. | અંગ્રેજી |
| „ ૨-૩૦થી ૩. | સાહિત્ય. | દૈનિક, માસિક પત્ર વિગેરે. | સાહિત્ય. | દૈનિક, માસિક પત્ર વિગેરે. | ઇતિહાસ ભૂગોળ. | ઉત્તમ નવલકથા. | દૈનિક, માસિક પત્ર વિગેરે. |

| પહેલાં ૧ વર્ષ સારૂ કોઠો. | બીજા વિભાગ સારૂ એટલે નિરક્ષર સ્ત્રીઓ સારૂ. | | | | | |
|---|---|---|---|---|---|---|
| ટાઇમ. ૧થી ૧-૪૫ ગણિત. | લેખન. | ગણિત. | લેખન. | વાંચન. | વાંચન. | સંગીતાદિ કળા. |
| ,, ૧-૪૫થી ૨-૩૦ આરોગ્યશાસ્ત્ર. | ગણિત. | પાકશાસ્ત્ર. | ગણિત | આરોગ્ય શાસ્ત્ર. | શહેરના ઇતીહાસ. | ગણિત. |
| ,, ૨-૩૦થી ૩. વાંચન. | વાંચન. | વાંચન. | વાંચન. | લેખન. | ભૂગોળ શહેરની. | વાંચન. |

તેમને સારૂ બીજા નવ મહિનાનો કોઠો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ટાઇમ. ૧ થી ૧-૪૫ વાંચન. | ગણિત. | વાંચન. | ગણિત | વાચન. | ગણિત. | સંગીતાદિકળા. |
| ,, ૧-૪૫ થી ૨-૩૦ ખગોળશાસ્ત્ર. | વાંચન. | ગણિત. | આરોગ્ય શાસ્ત્ર. | રસાયન શાસ્ત્ર. | ઇતિહાસ. | લેખન. |
| ,, ૨-૩૦ થી ૩ આરોગ્યશાસ્ત્ર. | દૈનિક, માસિક પત્ર વિગેરે | લેખન. | દૈનિક, માસિક, પત્ર વિગેરે | પાકશાસ્ત્ર. | વાંચન. | ભૂગોળ. |

બીજા વિભાગ સારૂ જ વધુ નવ મહિનાનો કોઠો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ટાઇમ. ૧ થી ૧-૪૫. ખગોળશાસ્ત્ર. | રસાયન-શાસ્ત્ર. | ગણિત, | ખગોળ શાસ્ત્ર. | આરોગ્ય શાસ્ત્ર. | રસાયન શાસ્ત્ર. | સંગિતાદિ કળા. |
| ,, ૧-૪૫ થી ૨-૩૦ આરોગ્ય શાસ્ત્ર. | વાંચન | વાંચન. | લેખન. | ગણિત. | સ્હેલું સાહિત્ય. | ભૂગોળ. |
| ,, ૨-૩૦ થી ૩. સ્હેલું સાહિત્ય. | દૈનિક, માસીક પત્ર વિગેરે. | ઇતિહાસ. | દૈનિક માસિક પત્ર વિગેરે. | સ્હેલું સાહિત્ય. | ગણિત. | દૈનિક, માસિક પત્રવિગેરે. |

ઉપર આપેલા પ્હેલા વિભાગના શિક્ષણક્રમમાં અંગ્રેજી સારૂ વખત નિમેલો છે. અંગ્રેજી શિક્ષણ હાલ નિશાળમાં અપાય છે તેમ ન આપતાં પ્રત્યક્ષ પદ્ધતિ એટલે "ડાયરેક્ટ મેથડ" દ્વારા અપાય તો થોડા વખતમાં અંગ્રેજીનું ઉપર ચોટીયું જ્ઞાન મળે. અને આટલું જ્ઞાન થોડે દરજ્જે તેમને ઉપયોગી થઈ પડે. પણ અંગ્રેજી શીખવું યા ન શીખવું તે દરેકની મરજીપર રહેવું જોઇએ. અને જેમને અંગ્રેજી શીખવાની ઇચ્છા ન હોય તેમને, તેને બદલે અંગ્રેજી શીખવા નિમેલા વખતમાં બીજા વિષયોનું જ્ઞાન આપવું.

પહેલા વિભાગને તેમને સારૂ ઉપર આપેલા કોઠા પ્રમાણે જ પુરા દોઢવર્ષ સુધી શિક્ષણ અપાય તો ઠીક. વાંચનમાળા દ્વારા તેમજ બીજી રીતે પ્રમાણે આ વિભાગની સ્ત્રીઓને

નિશાળમાં જ શિક્ષણ ક્રમમાં નાંખેલા જુદા જુદા વિષયોનું થોડું ઘણું જ્ઞાન મળેલું હોવાથી તેઓ અંગ્રેજી, શિવાયનો અભ્યાસક્રમ સહેલાઇથી દોઢ વર્ષમાં પુરો કરી શકે.

બીજા વિભાગની સ્ત્રીઓને, વાંચતાં લખતાં ન આવડતું હોવાથી અઢી વર્ષમાં ઉપર કહેલા કોઠા પ્રમાણે જુદા જુદા વિષયો શીખવવા કાંઇક મુશ્કેલ થઇ પડે ખરા; પણ જો પહેલા બાર મહિનામાં યોગ્ય રીતે શીખવાય તો તેઓ સાધારણ વાંચતાં લખતાં તો તે વખતમાં શીખી જાય. અને ત્યાર બાદ બીજા વિષયો શીખવવા ઘણા સુગમ થઇ પડે. ઉપર આપેલા અઢીવર્ષ સારૂ નિમેલો શિક્ષણક્રમ તો પુરો કરાવવો જ અને જો સગવડ હોય તો પહેલા વિભાગ સારૂ નિમેલા કોઠા મુજબ એક વર્ષ વધુ અભ્યાસ કરાવવો.

વાંચતાં લખતાં શીખવાની બીજા વિભાગને જરૂર છે, કારણકે પહેલા વિભાગે તે શિક્ષણ લીધેલું હોય છે. મૂળાક્ષરના નકશા, કક્કાનાં પાનાં તથા ચિત્ર પોથીઓની મદદથી જો અક્ષર ઓળખતાં શીખવે તો જલદીથી શીખાય. ત્યારપછી બાળપોથી વંચાવવી. આ બાળપોથી પુરી થયા પછી વધૂબોધ, સદ્ગુણી સુશીલા, પુત્રીશિક્ષા, સતીમંડળ, ને નણંદ કે બહેન, કે વિદ્યારૂપી વાડી જેવી ચોપડીઓ તથા કન્યા વાચનમાળામાંના પાછલા પાઠો, વાચન તરીકે વંચાવવા. જેથી વાચન સાથે આજુબાજુનું જ્ઞાન પણ મળે સારી અને સદ્બોધ આપતી નવલકથા વાચન સારૂ પસંદ કરવામાં આવે તો કાંઇ ખોટું નહિ.

સાયન્સના બધા વિષયો ઉપર કહ્યા મુજબ પ્રયોગો કરી બતાવી તથા મેઝરમેન્ટર્સના દેખાવો બતાવી શીખવવા. સાયન્સના કેટલાક વિષયો બન્ને વિભાગને જોડે શીખવી શકાય; અને આથી એક માસ્તર બન્ને વિભાગને સાથે શીખવે તો ખર્ચમાં પણ બચાવ થાય. જે, સાયન્સના વિષયોમાં વાચન યા ગણિતની જરૂર પડતી હોય તે વિષયો જુદાજ શીખવવા; કે જેથી પહેલા વિભાગની સ્ત્રીઓને વખત નકામો ગુમાવવો પડે નહિ.

સંગીત, ચિત્રકળા, શિવણ, ભરત વિગેરેમાંથી દરેક પોતાને ફાવતી આવતી કળા પસંદ કરે એમ રાખવું. પણ શિવણ શીખવા સર્વેને ઉત્તેજવાં ખરાં.

આ સંસ્થાઓમાં એક ઉત્તમ દૈનિક અઠવાડિક ને એકાદ બે માસિક મંગાવવાં અને પત્રવાંચનના વખતમાં એક હુંશિયાર માણસે તેમાં આવતી નોંધ ટુંકામાં કહી સંભળાવવી. વળી જોણવા લાયક ફકરાઓ પર વિવેચન કરવું; તેમાં આવતા જાણીતા અને આગેવાન ચોપડીનું, તેમજ "મિત્ર" દેશોના "મહાન નેતાનું ટુંક વૃત્તાંત તેમને કહી બતાવવું, અને દેશમાં ચાલતી હીલચાલોથી તેમને માહીતગાર કરવાં.

ઇતિહાસ ભૂગોળ બે રીતે શીખવાય. એક તો ક્લાસ ચાલતી હોય તેમાં ચોપડીઓ-દ્વારા વાંચવાથી ને નકશાઓ બતાવ્યાથી ને બીજું મોઢેથી પ્રાચીન ને અર્વાચીન વૃતાંતો કહેવાથી. શહેરમાં જાણવા લાયક ને જોવા લાયક સ્થળોએ તેમને ફરવા લઇ જઇ પુરાણા મકાનો તેમને બતાવ્યાથી કાંઇક ઇતિહાસનું જ્ઞાન અપાય છે. અને આ રીત સીધી સ્હેલી છે. શહેરની ભૂગોળ તથા ઇતિહાસ તો આજ રીતે શીખવવાં.

વાર તહેવારે સ્ત્રીઓને સાંજના વાળુ કર્યા પછી બોલાવવી ને તેમની પાસે ગરબા ગવડાવવા. આ ગરબા જુના તેમજ નવા ઉત્તમ કવિઓના રચેલા હોવા જોઇએ. ભેગાભેગી તેમને તાલ તથા સુર મેળવવા એકાદ સંગીત શીખેલા સ્ત્રી કે પુરૂષની મદદ આપવી, વળી તેમાંના ઉપદેશ પ્રમાણે વર્તવા તેમને ઉત્તેજવાં.

ગણિત શીખવવા જરૂર પડતાં સાધનો મંગાવી રાખવાં. અને બને તેટલી સરળતાથી તેમને શીખવવું. બીજા વિભાગની સ્ત્રીઓને શરૂઆતનું ગણિત તો કણુકા, લખોટા અને એવીજ બીજી ચીજોની મદદવડે વ્હેલું શીખવાય.

આ સ્ત્રીઓની પરીક્ષા ન લેતાં થોડા થોડા વખતને અંતરે તેમની પાસે નિબંધો લખાવવા, પ્રયોગો કરાવવા અને ટુંક વિવેચનો કરાવવાં. આમાં હુશીઆર જણાતી સ્ત્રીઓને ઇનામ આપવાં.

ધારો કે સંસ્થાઓ સ્થપાઇ, માસ્તરો રખાયા અને કેળવણી આપવાની દરેક સગવડો થઇ; પણ કેળવણી લેનારજ ન મળે તો આ બધી માથાકુટ કર્યાનો ઉપયોગ શો? માટે દરેક કેળવાયેલી સ્ત્રીએ પોતાની અજ્ઞાન બેન, ભાભી તથા દીકરીઓને આ સંસ્થાઓમાં મોકલવી. અને દરેક પુરૂષે પોતાની પત્ની, બ્હેન, ભાભી, પુત્રી અથવા પુત્રવધુઓને આવી સંસ્થાનો લાભ લેવડાવવાનો પ્રયત્ન કરવો. કુટુંબની વડીલ સ્ત્રીઓને પણ તેમને મોકલવા ઉત્તેજવી.

ઘણીએ મારી હોંશીલી બેનો છે કે જેમને ઉત્તેજનની જરાએ જરૂર નથી. પણ તે કિંવા પોતાના કુટુંબની વડીલ સ્ત્રીઓના અગર તો રૂઢીબાઇના ભાર નીચે એવી તો દબાઇ ગયેલી છે કે તેમનાથી આવી સંસ્થાઓમાં શિક્ષણ લેવા તો શું પણ ફુરસદને વખતે ઘરમાંયે ચોપડી લઇ બેસાતું નથી.

આપણી સ્ત્રીઓને મનની કેળવણીની જેટલી જરૂર છે તેટલીજ તનની કેળવણીની પણ જરૂર છે એક સ્ત્રી ઉત્તમ રીતે કેળવાયેલી હોય પણ જો તે હમેશ માંદી રહેતી હોય તો તે પોતાના કુટુંબને શી રીતે સુખી કરી શકે? અને કેવી રીતે પોતાનાં બાળકોને ઉત્તમરીતે ઉછેરી શકે? કેળવણી લેવાનો ઉદ્દેશ પોતે તથા પોતાના કુટુંબીઓએ સુખી થવાનો છે અને માંદુ માણસ આ ઉદ્દેશ કેમ પાર પાડી શકશે? દરેક સ્ત્રીએ પોતાનું શરીર સારૂં રાખવા કસરત ખુબ કરવી કસરત કરવાથી શરીરમાં જાગૃતી રહે છે. હાલ ઘરકામ કરવામાં ખોટી શરમ મનાય છે. જુનું ગયું છે ને નવું આવ્યું નથી. ઘર કામની જુદી જુદી જુની કસરતો ગઇ છે અને આપણે નવી ઢબની કશી કસરત કરતાં નથી. માટે દરેક સ્ત્રીએ ઘર કામ કરી યા બીજી કોઇ પણ રીતે શરીરને પુરતી કસરત આપવા લક્ષ આપવું. વળી ઉપર કહેલી સંસ્થાઓમાં પણ આ બાબત સ્ત્રીઓના હૃદયપર ઠસાવવા પ્રયત્ન કરવો.

તન નિરોગી હશે તો જ મનની કેળવણી અપાશે. માટે શરીર કેળવી સુધારવામાં જરાએ કચાશ રાખવી નહિ.

ઓ વડીલ સ્ત્રીઓ! તમારા ઘરમાં જો-સુખશાંતિ પ્રસરાવવી હોય, તો તમારી દીકરીઓને, પુત્ર વધુઓને ઉત્તમ રીતે કેળવો. કેળવણી એજ સુખ મેળવવાનું સાધન છે. પરોણાની આગતા સ્વાગતા કરવાનું આપણી હિંદુ સ્ત્રીઓ સારી રીતે જાણે છે અને સુખશાંતિ રૂપી પરોણો ફક્ત જ્ઞાનરૂપી આગતાસ્વાગતાજ માગે છે. માટે જો આપણી સ્ત્રીઓને જ્ઞાન આપશો તો એ મેમુલ પરોણો નોતરાંની વાટ પણ જોયા વગર આપણા ઘરમાં આવી વસશે.

"કેળવો ને મેળવો."

૨.

લેખક: બ્હેન શ્રી જયશ્રી મનુભાઇ મહેતા,—વડોદરા.

પત્ની એ સુખનું મધ્યબિંદુ છે. સંસાર સુખ પ્રાપ્ત કરવાનાં સાધનોમાં સૌથી પ્હેલું અને અગત્યનું સાધન સ્ત્રી છે. સંસારના દરેક સુખો સ્ત્રીપર આધાર રાખે છે શાસ્ત્રમાં સ્ત્રીને પુરૂષની અર્ધાંગના કહી છે. ગાડીના બે પૈડામાનું એક પૈડું ભાગેલું હોય તે વખતે ગાડી જેટલી નિરૂપયોગી છે તેજ પ્રમાણે સદ્‌ગુણી સ્ત્રી વગરનો સંસાર નિરૂપયોગી છે.

ઇશ્વરે જ્ઞાનરૂપી બક્ષીસ પુરૂષ અને સ્ત્રીને એક સરખી જ આપેલી છે. પુરૂષ કેળવણીથી તેનું જ્ઞાન વધારે છે, સ્ત્રી કેળવણીના અભાવે તેના જ્ઞાનમાં ઘટાડો કરે છે

અજ્ઞાન અને અભણ માણસ ઉપર જ્ઞાની અને વિદ્વાન એક જાતની સત્તા ચલાવે છે. રાજ્યમાં ધન નહીં, પણ વિદ્યાજ પૂજાય છે, અને વિદ્યાવગરનું માણસ પશુ સમાન છે.

ગૃહસંસાર ચલાવવો એ એક ન્હાનકડું રાજ્ય ચલાવવા બરોબર જ છે તે રાજ્યમાં સ્ત્રીની પદવી મન્ત્રી તરીકેની છે સ્ત્રીને આ ઉચ્ચ સત્તાનો કેટલો હક્ક છે? તથા તે મેળવવાને તે શી રીતે લાયક થઇ શકે? તથા કયા કયા પ્રકારની કેળવણીથી ગૃહિણીનું માનવાળુ પદ મેળવી પોતાના ગૃહસ્થાશ્રમમા માત્ર નહીં, પણ જે કોઇ ત્હેના સંબંધમાં આવે ત્હેના ઉપર શ્રેષ્ઠ કેળવણીથી સત્તા ચલાવી શકે?

ખરી કેળવણી કંઇ નિશાળમાથી ઉઠી ગયા કે પુરી થતી નથી ઉમગથી પ્હેલેથી જ તે મેળવવા તરફ મંડયા રહીશુ તો કેળવણી તો આખી જીંદગી લગી પ્હોચશે. વાંચન લેખન એ જ્ઞાન મેળવવાનાં સાધન છે, પણ તેટલાથી જ પૂર્ણજ્ઞાન સંપાદન થયું એમ નથી.

"સ્ત્રી કેળવણી' આ વિષય આજકાલ ઘણો ચર્ચાય છે આપણામાંના ઘણા સ્ત્રી કેળવણીથી ફાયદા થાય છે એમ કબુલ કરે છે.

સ્ત્રીનું માનસિક બળ વધારવાને તથા ત્હેના મનની શક્તિ વધારવા સારૂ પ્રથમ ત્હેની શારીરિક તન્દુરસ્તી વધારવાના ઉપાયો લેવાની જરૂર છે. આપણામાં કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા, ત્રીજું સુખ કુલવતી નાર, ચોથું સુખ કોઠીએ જાર" શરીર સુખ એ અનેક સુખોમાંનુ પ્હેલું સુખ છે કુટુંબ દરેક વાતે સુખી હશે અને શરીરે આરોગ્ય નહી હોય તો સર્વ સુખ નકામાંજ. સ્ત્રીઓને પ્હેલાંના વખતમા પોતાના ઘરકામમાં ચાકર નોકરની બહુ જરૂર નહોતી જણાતી તેથી એ બધું કામ કરવાથી ત્હેમના શરીરને સારી કસરત મળતી તેમજ દેવદર્શન તથા તળાવ કુવા ઉપર પાણી ભરવા જતાં, ખુલ્લી હવા મળતી આથી ત્હેમનાં શરીર તન્દુરસ્ત, અને મન પ્રફુલ્લ રહેતાં. હાલના વખતમાં આવો ઉપયોગી તથા તન્દુરસ્તી વધારવાનો સુલભ માર્ગ લેવામાં સ્ત્રીઓ હીણપત માને છે આથી જ હાલના જમાનાની સ્ત્રીઓ દુર્બળ તથા ઉત્સાહ રહીન હોય છે. ત્યારે તેમને રોગના પંજામાંથી બચાવવા અને ત્હેમની આરોગ્યતા વધારવા સારૂ તેમનો પોતાનો નક-

રાશનો થોડોક વખત, ખુલ્લી સ્વચ્છ હવામાં તથા કંઇક અંગ બળનો ઉપયોગ કરવામાં વાપરવો જોઇએ.

તન્દુરસ્તી તથા શારીરીક ખુબસુરતી પૂર્ણ બનાવવા મનની છુટ વીના એકલી શારીરીક છુટ આપવી નકામી છે. સ્ત્રીને મનનો સંતોષ તથા સુખ ન મળે તો ત્હેની તન્દુરસ્તી તથા ખુબસુરતી વધારવા તરફ પ્રયત્ન કરવો નિષ્ફળ છે. એક રહમજુ શાણી સ્ત્રીના માર્ગમાં એવું એક પણ દબાણ કે દાબ ન મૂકવો જોઇએ કે જે એના મ્હોં ઉપર ચિંતા પાથરી, ત્હેની નિર્દોષ આનંદી આંખોમાનું તેજ હરી લે. સ્ત્રી જો આનંદી હશે તો જ ઘરમાં લક્ષ્મી વાસ કરશે. સ્ત્રીની ખરી ખુબસુરતી ત્હેણે ભૂતકાળમાં સદ્‌ગુણી ઉપયોગી જીંદગી ગાળી છે તે સાબીત કરતી જે ગંભીર શાન્તિ સુખ ઉપર પથરાઇ રહેલી છે ત્હેમાં જ છે.

આમ ત્હેના શરીર બળને ખીલવ્યા પછી ત્હેને યોગ્ય ત્હેને માનસિક કેળવણી આપવી.

સ્ત્રી કેળવણીનું મહત્વ હવે બધાં સમજવા લાગ્યા છે. અને ઠેકઠેકાણે કન્યાશાળાઓ તથા મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓને માટે પણ નિશાળો સ્થપાઇ છે. આ શાળાઓથી ઘણા ફાયદા થયા છે. અને એમાં બીજાં જ્ઞાન સાથે ગૃહશિક્ષણનું થોડુંક જ્ઞાન હવે શિખવવામાં આવે છે. પણ હજી એવી એકે સંસ્થા નથી કે જ્યાં સ્ત્રીઓ પોતાનું ઘર ચલાવવામાં ઉપયોગી થઇ પડે એવું, વ્યવહારિક, ધાર્મિક અને સામાન્ય શિક્ષણ ટુંક મુદતમાં મેળવી શકે.

કોલેજમાં ગયાં કે યુનિવર્સિટીની પરીક્ષા પાસ થવાથી કંઇ આ જ્ઞાન મળતું નથી.

એક સ્ત્રી અકબર, ઇલીઝાબેથ કે ઓરંગઝેબના વૃત્તાંત મ્હોડે બોલી જાય પણ ત્હેના દાદા કેટલું જીવ્યા તથા તેમણે કેવી જીંદગી ગાળી તેની ખબર ન હોય! ફ્રાન્સ ક્યાં છે; સીંધુ ક્યાંથી નીકળી; લીવરપુલમાં શું પેદા થાય છે, વિગેરે ભૂગોળની વાત જીભ્હાગ્રે હશે પણ ઘરમા થાળી વાડકો ક્યાં મુકવો, ઘર શુશોભિત શી રીતે રાખવું એ ખબર નહીં! વ્યાજ અને ત્રિરાશીના હિસાબ ઝડપથી કરી શકશે પણ રોજ જરૂરના વ્યાવહારિક દુધ, ઘી, દાણાના હિસાબ કરતાં કલાકો લાગે! અમુક રંગમાં અમુક રંગ મળ્યાથી ચોકસ રંગ બનશે એમ ખાત્રીથી કહેશે, પણ ખીચડીમાં મીઠું કે હળધર કેટલાં નાખવા તેની ભ્રાંતિ આમ થવાનું કાર ગૃહશિક્ષણનો અભાવ છે. સારાં પવિત્ર સ્ત્રી તથા મહાત્માનાં વૃત્તાન્તનાં તથા ધાર્મિક પુસ્તકોના વાંચન સાથે રાંધવું, શીવવું, ઘરમાં કરકસરથી સારી વ્યવસ્થા રાખવી, ગૃહકામમાં સુઘડતા, બાળકોને સ્વચ્છ રાખવાં, કપડાં લત્તાં ચોખ્ખાં રાખવાં, નિયમસર ટાપટીપથી વસ્તુઓ મૂકવી ઇત્યાદી વ્યવહારિક જ્ઞાન સાથે લખવા વાંચવાના જ્ઞાનવાળી સ્ત્રી પતિને સંસારમાં વધારે સુખ આપશે સ્ત્રીમાં બીજી પણ કેટલીક બાબતોનું જ્ઞાન હોવું જોઇએ. બાળકોને કેવી રીતે ઉછેરવાં, તેમની તન્દુરસ્તી કેવી રીતે સાચવવી, ન્હાનપણમાં તેમને કયે માર્ગે દોરવાં, વિગેરે બાબતોનું જ્ઞાન દરેક સ્ત્રીએ મેળવવું જરૂરનું છે. એક સામાજીક કથામાં લખ્યું છે કે "અન્ન" વખત સારો પણ મિષ્ટ અને સ્વચ્છ રસોઇપાક, બાળકોની સારી સંભાળ, મહેમાનોનો યોગ્ય આદરસતકાર, ગરીબ સ્થિતિમાં કરકસરથી ખર્ચ, પાડોશીની સારી સ્થિતિ અને વૈભવ જોઇ તે પ્રમાણે પોતાને પણ જોઇએ એવી ઇચ્છાનો અભાવ, ઇત્યાદી ગુણોથી મ્હારી સ્ત્રી તરફ મ્હારો પ્રેમ દિવસે

દિવસે વધતો હતો. મ્હારી સ્ત્રીની સુપ્રસન્નમુદ્રા, તેનું ગૃહમાં પૂર્ણ ચિત્ત, અને સજ્જનપણું ઇત્યાદિ મ્હારાં સંસાર સુખનાં, મુખ્ય સાધન છે એવી મ્હારી પક્કી સમજણ છે." આમ પુરૂષને દરેક કામમાં મદદગાર થવા સારૂ તથા એક મિત્ર તરિકેની ઉમદા ગરજ સારવા સારૂ દરેક સ્ત્રીએ વ્યવહારિક કેળવણી લેવાની ખાસ જરૂર છે.

બીજાં શિક્ષણ સાથે ધર્મશિક્ષણ લેવા પણ આવશ્યકતા છે. દિલગીરીની વાત છે કે હજી કેળવાયલી સ્ત્રીઓ પણ ધર્મશિક્ષણ મેળવવાની ઇચ્છા બતાવતી નથી. કેટલાંક એવી દલીલો આગળ મૂકશે કે આપણી સ્ત્રીઓ રોજ તુલસી પુજા કરે છે, વ્રત તથા અપવાસ કરે છે, દેવદર્શને જાય છે. આનાથી બીજું ધર્મશિક્ષણ કયુ? આજ ધર્મનું તત્વ છે! આ સર્વ તો ગાડરીયો પ્રવાહ છે. અંધશ્રદ્ધા છે. પણ એટલી સંતોષની વાત છે કે મને અથવા કમને પણ થતી ક્રિયાના યોગે આપણી સ્ત્રીઓપર ધર્મશિક્ષણ જલદી અસર કરી શકે છે. ધર્મ એ સ્વર્ગનો દરવાજો છે. ધર્મોન્નતિ વિના દેશોન્નતિ થવી અશક્ય છે. આપણે ધાર્મિક ઉપદેશક નહીં થઇયે તો ચાલશે પણ આપણું નિત્ય કર્તવ્ય-કર્મ શું છે? કુટુંબ અને પોતાનું પાલન પોષણ કર્યાની સાથે, આપણી અન્ય ફરજો શી છે તે જાણવાની ખાસ જરૂર છે. સંસારમાં આપણું જે જે કર્તવ્ય તે આપણો ધર્મ છે. કોઇને મદદ કરવી એ પણ ધર્મ છે. ફરજને અત્યંત પવિત્ર માની તે પાળવા આપણો અંતરાત્મા આપણને સૂચવે છે. એક નિષ્ઠાથી આપણી ફરજ અદા કરવી એજ ખરી કર્તવ્ય નિષ્ઠા છે. ઇશ્વરભક્તિ કરવી એ આપણી પ્હેલી ફરજ છે રામાનુજ હોય કે શિવાનુજ હશે, આર્યસમાજના કે પ્રાર્થના સમાજના, પણ તેઓ દરેક કબુલ કરશે કે આપણો રક્ષક સર્વ સત્તાધિશ એકજ ઇશ્વર છે. શુદ્ધ અંતઃકરણ ને સાચાભાવે ઇશ્વરની ભક્તિ કરી, સર્વ પ્રાણી માત્રપર પ્રેમ રાખવો એ ખરો ધર્મ છે સ્ત્રીને ધર્મ શિક્ષણ આપી ધાર્મિક કરીયે તો તે શાન્ત સુસ્વભાવની થશે. ઘરમાં સર્વને સુખ તથા સંતોષ આપી ઘર સંસાર ચલાવશે. વાંચન અને ઇતિહાસ સમજાવવા સારૂ તેમના હાથમા ભગવત ગિતા, રામાયણ, મહાભારત તથા સાધુ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો આપવાથી ત્હેમના વાંચન લેખનનાં જ્ઞાનની સાથે ધાર્મિક જ્ઞાનનો પણ વધારો થશે

આ પ્રમાણે ધાર્મિક કેળવણી ત્હેમના વિચારો ખીલવે છે અને સન્માર્ગે દોરે છે.

આ બન્ને જાતની કેળવણીની સાથે સામાન્ય કેળવણીનું પણ કંઇક જ્ઞાન આપવું અગત્યનું છે. ગૃહવ્યવસ્થા, અકસ્માત અને તાત્કાલીક ઉપાય (first aid), તથા થોડુંક વૈદક શાસ્ત્રનું જ્ઞાન મેળવીયે તો બહુ ઉપયોગી થઇ પડે કુટુંબમાં તથા આડોશીપાડોશીમાં જરૂરને વખતે જેને દવાદારૂની થોડી માહિતિ હોય તો તે કેટલું મદદગાર થઇ શકે છે. રહેજ તાવ આવવો, માથું અથવા પેટમા દુઃખવુ, સાધારણ ઇજા થવી તથા બાળકોનાં સાધારણ દરદો મટાડવાં વિગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જેથી ઉઠતાં બેસતાં દવાખાનામાં જવાનો વખત ન આવે.

આ સિવાય વખતની સવડ હોય તો બીજી જાતનો હુન્નર શિખવાથી પણ ફાયદો થાય છે. મનને આનંદ આપવા ગાયન કે ચિત્રકળા વિગેરેનું થોડુંક જ્ઞાન મળ્યું હોય તો સારૂં. આપણે દરેક વિષય વિષે થોડુંક પણ જાણતાં હોઇયે તો વાતચિતમાં સ્હામા માણસને આપણી વાતમાં રસ પડે અને આપણો સહેવાસ ત્હેને આનંદદાયી થાય.

પરંતુ હિમગિરીની વાત તો એ છે કે ટુંક સમયમાં મ્હોટી વયની સ્ત્રીઓને આ જાતનું શિક્ષણ મળી શકે એવી સંસ્થા ઘણી થોડી છે અને તે પણ તદ્દન ખોટ પુરી પાડે એવીતો નહિં જ! એક એવી આદર્શ સંસ્થા દરેક શહેરમાં હોવી જોઇયે કે જ્યાં, સ્ત્રીઓ વ્યાવહારિક, ધાર્મિક વિગેરેને લગતું શિક્ષણ મેળવી શકે. ઉત્તમ શુદ્ધ ગુજરાતી પુસ્તકો ત્યાંથી વાચવા મળી શકે, અને વાંચીને સમજતાં શીખે.

પ્રતિ અઠવાડીયે ધાર્મિક વ્યાખ્યાનોથી એમનું ધર્મબળ વધારે તેજ થઇ અંધ શ્રદ્ધા દૂર થાય તેમ કરવું. ચાલતા પ્રસંગોપર રસ લઇ શકે એવું જ્ઞાન આપવું. શિવણ, ભરત તથા ચિત્ર વિગેરે પણ શીખવવા. અને કોઇ કોઇ દિવસ જેને ઇંગ્લિશમાં "Domestic Economy" (ગૃહવ્યવસ્થા) તથા 'First Aid' (અકસ્માત અને તાત્કાલિક ઉપાય.) નર્સીન્ગ, તથા ગૃહઆરોગ્યતા કહે છે તેના ઉપર પણ ભાષણો આપવાની જરૂર છે. વર્ષમાં એકાદ વખત દરેક સ્ત્રીના ઘરની તપાસ લેવી જોઇયે, અને જે સ્ત્રી પોતાનું ઘર વધારે સુઘડ રાખે તથા બાળકોને સ્વચ્છ રાખે તથા બીજી પણ ગૃહવ્યવસ્થા સારી રાખે તેને ઉત્તેજન આપવા ખાતર ઇનામ આપવાં

ઉપર કહ્યું તે બધું શીખવાને કંઇ બહુ વખત ન લાગે અને જો સંસ્થા સારી હોય તો ઘણાજ ટૂંક વખતમાં શિક્ષણનો લાભ લઈ શકાય.

---

## ૩.

### લેખક: બ્હેન શ્રી પદ્માવતી ચીમનલાલ.—અમદાવાદ.

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः
ते मृत्युलोके भुविभारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ (ભર્તૃહરિ.)

"જેમ વસ્તી વિનાનું ઘર અને પ્રાણ વિનાનું શરીર નકામું છે; તેમ જ્ઞાનહીન માણસનું જીવન પણ નકામું છે" (શ્રી જ્ઞાનદેવ.)

**પ્રસ્તાવિકા.** સામાજીક સુધારણાના દરેક પ્રશ્નમાં આ સ્ત્રીકેળવણીનો પ્રશ્ન અતી અગત્યનો ભાગ લે છે અને રાષ્ટ્રની ઉન્નતિનું મૂળ પણ આ પ્રશ્નજ છે. આ પ્રશ્નનેજ લઇને યુરોપ, અમેરિકા, જાપાન, ફ્રાન્સ, જર્મની વિગેરે દેશો આપણા દેશની આધુનિક સ્થિતિ જોતાં ઘણાં આગળ વધેલાં અને ઉન્નતિની ટોચે પહોંચેલા લાગે છે. અને તેની અપેક્ષાએ આપણો દેશ તો ઘણીજ અધમ સ્થિતિ ઉપર આવી રહેલો જણાય છે. આનું કારણ આપણી આ પ્રશ્નમાં હજી ઘણી શિથિલતા છે એમ વિદ્વાનોની ખાત્રી થઇ ગઈ છે. જેથી આવા ઇનામી નિબંધો તથા જુદી જુદી પરીક્ષા વિગેરેની હરીફાઇદ્વારા કંઇક જાગૃતી કરવા માંડી છે.

આ જાગૃતી-પ્રેરણા-હરિફાઇમાં; ઘણી વિદ્વાન બ્હેનોની કલમ કામ કરતી હશે તેમાં; હું પણ મ્હારો અલ્પ પ્રયાસ આદરૂછું. જેમાં મુંગાને વાણી બક્ષનાર દયાળુ પરમાત્માની સહાનુભૂતિ હો!

**પ્રથમ વિભાગ. વિષય પ્રારંભ-પ્રાચીન સમય અને તે કાળની સ્ત્રિઓ.**

એક સમય એવો હતો કે જ્યારે ભારત વર્ષ પૂર્ણ જાહોજલાલી ભોગવતું હતું. અને દુનિઆના સર્વ દેશો કરતાં ઉચ્ચપદે હતું. તે વખતે સ્ત્રિઓને સંપૂર્ણ માનસિક સ્વતંત્રતા આપવામાં આવતી હતી. તેમના જીવનને, સ્વભાવને અને શક્તિને અનુરૂપ શિક્ષણ આપી, તેમને મહાન બનાવવામાં આવતાં હતાં. તે વખતના પુરૂષોનાં હૃદયો મોટે ભાગે આટલાં બધાં સંકુચીત નહિ હોય એમ લાગે છે. જો કે કોઇક કોઇક સ્થળે અપવાદરૂપે न स्त्रीस्वातंत्र्यमर्हति ॥ તથા विश्वासो नैव कर्तव्यं स्त्रीषु ××ઇત્યાદિ ઉલ્લેખ છે છતાં પણ यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ એ સૂત્રો પણ તેજ કાળના પુરૂષોનાં લખેલાં છે.

ગાર્ગી અને મૈત્રેયી જેવી સ્ત્રિઓને યાજ્ઞવલ્ક્ય જેવા ઋષિની સાથે સર્વ સાંસારિક સુખોને તુચ્છ ગણી બ્રહ્મવિદ્યાની આલોચના કરતી જોઇ આપણને વેદ કાળની સ્ત્રિઓને માટે ભક્તિ ઉત્પન્ન થાય છે. અનેક સત્વોના અને જ્ઞાનના ભંડારરૂપ સંસ્કૃત ભાષાની આદ્ય ઉત્પાદક દેવી સરસ્વતીની આજ સકલ દુનિઆ ઉપાસના કરે છે. પ્રાચીન સ્ત્રિઓ ધર્મશીલતા અને ઉચ્ચ ચારિત્ર્યથી પ્રસિદ્ધ છે એટલું જ નહિ પણ તેમાંની ઘણી રમણીઓ ઉત્તમ જ્ઞાનને માટે યશ વધારી ગઇ છે. ધર્મતત્ત્વ, સાહિત્ય, વિજ્ઞાન, કલા કૌશલ્ય, આદિમાં પ્રાચીન ભારત મહિલાઓએ ઘણો ભાગ લીધો છે. વિશ્વવારા, વાક્, સમતા, ઘોષા, અદિતિ, યમી, રોમશા વિગેરે દેવીઓએ વેદના સુક્તો રચ્યા છે એવું કહેવાય છે. જે મતનો આધાર લઇ શ્રિમન્ શંકરસ્વામીએ વિશ્વવ્યાપી બૌદ્ધ ધર્મના ત્રાસમાંથી બ્રાહ્મણોનો ઉદ્ધાર કર્યો તે અદ્વૈતમત, તો ઘણો સમય પૂર્વે વાક્દેવીએ વેદમાં જણાવી દીધો છે. વળી, મધ્ય સમયમાં એજ શંકરસ્વામીની સાથે વાદમાં ઉતરનાર મંડનમિશ્રની પત્ની ભારતી દેવીએ, અને જ્યોતિષ શાસ્ત્ર ઉપર મહાન ઉપકાર કરનાર બ્રાહ્મણની વિધવા કન્યા લીલાવતીએ તે કાળની સ્ત્રિઓનું મહત્વ અને ગૌરવ વધારી આપ્યું છે. વેદકાળથી માંડીને તે મહાભારત પછી કેટલાક સમય સુધી સ્ત્રિઓએ જુદી જુદી દિશાઓમાં પોતાની બુદ્ધિનો વિકાસ કરી, સીધી કે આડકતરી રીતે સમાજને મહાન લાભ કરી આપી કીર્તિ અમર કરી છે.

**આધુનિક સમય. સ્ત્રિઓની સ્થિતિ અને કેળવણી**

પણ ઇશ્વરની અકલિત ગતિથી આ બધી સ્ત્રિઓની સ્વતંત્રતા અને બુદ્ધિનો વિકાસ ધીમે ધીમે લોપ થયો. કાળચક્રની ઉન્નત બાજુ પાશ્ચાત્ય મુલકો તરફ ફરી અવનત બાજુ આપણે ભાગ્યે રહી. કૃષ્ણાવતાર પછી ધીમે ધીમે ક્ષત્રીઓ રાજ્ય ચલાવવાને અનધિકારી નિવડયા. મુસલમાની રાજ્ય સ્થાપન થયું. તેમના ત્રાસથી શીલરક્ષણ સારૂ સ્ત્રિઓને ગોંધાડી રાખવામાં આવી. વિધવાઓને સતી થવાની ફરજ થઇ અને માથેથી જુમ્મો ઓછો કરવા કન્યાઓને નાની ઉમ્મરમાં પરણાવવામાં આવી. ત્યાથી તેમનાં ખીલવાનાં-વિકાસ પામવાનાં સાધનો બંધ થયાં, અજ્ઞાનતા વધી. અમુક કારણને લઇને જે કાર્ય કરવામાં આવે તેને આર્યાવર્તનો જનસમુદાય પ્રમાણરૂપ માની રૂઢીમાં દાખલ કરવા લાગ્યો. લાજ, બાળલગ્ન, વ્હેમ, કન્યાવિક્રય, એક ન્યાતમાં અનેક તડ, ન્યાતવરા ઇત્યાદિ રિવાજો ક્રમે ક્રમે દાખલ થયા. બાળલગ્નથી કન્યાકેળવણીનાં દ્વાર બંધ થયાં, અને કન્યાવિક્રયથી

કજોડાં વધવા માંડયાં. આથી પ્રેમ અને ઉદારતા જગતમાંથી નાશ થયાં. પુરૂષોએ સંપૂર્ણ સ્વામીત્વ જમાવ્યું. "સ્ત્રિઓ હલકી વૃત્તિની છે, નઠારી છે, તેમને જ્ઞાનનો અધિકાર નથી, તેમની બુદ્ધિ પગની પાનીએજ હોય છે, તે ડાબા પગના ખાસડા જેવી છે, તે મુર્ખ તે ઉદરથી મુર્ખ, અને કન્યા જન્મીને પથરો જન્મ્યો" વિગેરે વિગેરે હરેક રીતે જ્યાં ત્યાં સ્ત્રિઓનો અનાદર થવા માંડયો. સ્ત્રિઓ પોતે પણ આ અજ્ઞાન, અનાદરણીય પરતંત્ર જીવનમાં કુવામાંના દેડકાની માફક સંતોષ માનવા લાગી. જ્યારે સ્ત્રિઓની આવી અંતર બ્હાર સ્થિતિ હોય ત્યારે તેનાથીજ ઉત્પન્ન થએલી પ્રજા પણ કેવી થાય તે વિચારવા જેવું છે. દુનિઆની અન્ય સર્વ પ્રજાઓમાં સર્વોત્કૃષ્ટ પદ ભોગવતી આર્ય પ્રજા અત્યારે નિર્માલ્ય, આળસુ નિર્ધન અને શુષ્ક થઇ ગઇ છે તેનું મૂળ કારણ સ્ત્રિઓની આવી સ્થિતિજ છે.

પરન્તુ હવે આ સ્થિતિ ફરવા માંડી છે મુસલમાની રાજ્યનો નાશ પછી અને દયાળુ અંગ્રેજ સરકારની સત્તા જામ્યા પછી કાંઇક ખરૂં સમજાવવા લાગ્યું છે. સરકારે અને પ્રજાએ કેળવણીનાં સાધનો વધારવા માંડયાં છે. પ્રાથમિક કન્યાશાળાઓ, તેમને ઉપયોગી વાંચનમાળાઓ અને શિક્ષણીય વિષયક્રમ સારો ગોઠવવા માંડયો છે જુદી જુદી ભાષાઓમા વર્તમાન પત્રો, સ્ત્રિ ઉપયોગી માસિકો અને વિવિધ પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. છતાં પણ આ બધું જરૂરીયાતના પ્રમાણમાં બહુજ થોડું છે તે, નિચે મુજબના, ૧૯૦૬ થી તે ૧૯૧૨ સુધીના શાળાપત્રના રિપોર્ટ અને સરકારી વસ્તિપત્રકના પ્રમાણમાંથી તારવેલા આંકડા ઉપરથી જણાઇ આવે છે

મુંબાઈ ઇલાકામાં પ્રાંતવાર સ્ત્રી કેળવણી.

| | પ્રાંત. | ૧૦૦૦ સ્ત્રિએ લખી વાંચી શકે એવી. | ૧૦૦૦ અંગ્રેજી લખી વાંચી શકે એવી. |
|---|---|---|---|
| સ્ત્રી કેળવણી-નો કોઠો. | ગુજરાત | ૨૬ | ૦—૯ |
| | કોંકણ | ૯ | ૧—૬ |
| | દક્ષિણ | ૮ | ૧—૭ |
| | કર્ણાટક | ૫ | ૦—૭ |
| | સિંધ | ૮ | ૧—૭ |
| | ઇલાકાના કુલ | ૧૪ | ૨—૧ |

આવી રીતે આખા ઇલાકામાં ફક્ત હજારે ચૌદજ સ્ત્રીઓ સાધારણ લખી વાંચી શકે એવી છે. તેમાં જો ધર્મવાર સ્ત્રિ કેળવણીનો આંકડો તપાસીએ તો આપણાં હિંદુઓને તો ઘણુંજ નીચું જોવાનું છે. હિંદુઓમાં હજારે નવ સ્ત્રિ ગુજરાતી જાણનાર અને અંગ્રેજી જાણનાર હજારે એક નહિ. જૈનમાં ગુજરાતી પાંસઠ અને અંગ્રેજી એક. મુસલમાનમાં ફક્ત ગુજરાતીજ સાત. ખ્રિસ્તીમાં ગુજરાતી બસેં છત્રીસ અને અંગ્રેજી એકસો અઠાવન અને જરથોસ્તીમાં છસેં ચુમાળીસ ગુજરાતી જાણનાર અને એકસો પચોતેર અંગ્રેજી જાણનાર. આવી રિતે બધા ધર્મોમાં કુલ ગુજરાતી જાણનાર ચૌદ અને અંગ્રેજી જાણનાર ત્રણ થાય છે. આ પ્રમાણે આપણા હિંદુઓની સ્ત્રિ કેળવણી ઘણીજ ઓછી છે અને બીજી કોમની સંતોષજનક તો નથીજ. કારણ કે ખરો કેળવણીનો પ્રચાર થયો ક્યારે કહેવાય કે જ્યારે

સોએ સો ટકા સરાસરી નિકળે ત્યારે. અન્ય દેશોમાં કેળવણી લીધેલા સાધારણ સમજી શકે એવા વર્ગનું પ્રમાણ સોએ સો ટકા નીકળે છે જ્યારે આપણા દેશમા તો સોએ ૭ ટકા જેટલું પ્રમાણુજ સ્ત્રિ પુરૂષો મળીને થાય છે કેળવણીના આટલા પોકાર ઉઠયાં છતાં કન્યા કેળવણીનું પરિણામ પણ સંતોષજનક નથી તો સામાન્ય સ્ત્રિ શિક્ષણને માટે ખુમાટ રહે એમાં નવાઇ નથી નિશાળે જઇ શકે એવી ઉમ્મરમાંની કન્યાઓમાંથી કેટલી કન્યાઓ કેળવણી લે છે તે નિચેના આંકડા જોવાથી જણાય છે.

## હિંદુસ્તાનમાં ભણતી છોકરીઓ.

કન્યા કેળવણીના આંકડા

| પ્રાન્ત. | સંખ્યા | ટકા |
|---|---|---|
| મદ્રાસ | ૨૨૬૬૮૫ | ૭૦૨ |
| મુબઇ | ૧૫૩૦૮૦ | ૭૦૮ |
| બંગાળા | ૧૯૪૧૧૪ | ૪૦૬ |
| સંયુક્તપ્રાંત | ૫૪૩૭૫ | ૧૦૨ |
| પજાબ | ૫૩૯૦૮ | ૪૦૦ |
| બ્રહ્મદેશ | ૭૯૪૧૬ | ૮૦૫ |
| પૂર્વબંગાળાઅને આસામ | ૧૫૩૭૬૬ | ૬૦૧ |
| મધ્યપ્રાંત ને વરાડ | ૨૦૮૪૭ | ૨૦૬ |
| કુર્ગ | ૧૯૩૫ | ૧૦૪ |
| વાયવ્યપ્રાંત | ૪૮૯૦ | ૩૦૦ |
| કુલ. | ૯૫૭૯૧૧ | ૫૦૧ |

**કન્યા કેળવણી એ જ સ્ત્રિ કેળવણીનું બીજ છે.**

આ તપાસણી ઉપરથી જણાય છે કે જ્યારે નવલાખ બાવન હજાર નવસે ને અગીઆર નિશાળે જઈ શકે એવી ઉમ્મરની છોકરીઓ હિંદુસ્તાનમાં છે ત્યારે તેમાથી ફક્ત પાંચસે ને એક છોકરીજ નિશાળે ભણે છે અને નવલાખ બાવનહજાર સતરસે ને એક છોકરી ભણ્યાવિના રહી જનારી છે. આટલા થોડા પ્રમાણની કન્યા કેળવણીથી દેશનું શુ દળિદ્ર ફીટે ? કન્યા કેળવણીજ સ્ત્રિ કેળવણીનું બીજ છે તેમની આટલા બધા ઓછા પ્રમાણની અને પાછી કેટલેક અંશે એકદેશીય કેળવણીથી મોટી સ્ત્રિઓ અજ્ઞાન ભાસે છે ગુજરાતમા ફક્ત ત્રણ હિંદુ સ્ત્રિ ગ્રેજ્યુએટો છે આટલુબધુ સ્ત્રિઓનું વસ્તી પ્રમાણ છતા કેળવણી તદન કમતી છે તે ઉપરના આંકડા ઉપરથી જણાઇ આવે છે. આનું કારણ આપણે આગળ કહી ગયા તેમ અનર્થકારક રૂઢિઓ અને વિચારોજ છે. હજી કેળવણીની જરૂરીયાત અને ફાયદા દેશના નાના મોટા દરેક ભાગમાં જણાયા નથી ત્યા સુધી આવુ પરિણામજ રહેવાનું. કેટલાક જ્યારે શિક્ષણની આવશ્યકતા સ્વીકારે છે ત્યારે અમલમાં મુકી શકતા નથી અને જુના મતવાળાઓ તો મોટે ભાગે સ્ત્રિ કેળવણીને ધિક્કારેછેજ પરંતુ એ ધિક્કાર કેવળ ગેરવાજબી છે. આ વીસમી સદીનો ઝળકતો જમાનો સંક્રાન્તિનો છે-આગળ વધવાનો છે જ્યારે દુનિઆના સર્વ દેશો સ્ત્રિ કેળવણીના પ્રતાપે આગળ વધી મહાન ઉપલ પાયલો કરે ત્યારે, ફક્ત આપણે તે સર્વ અજ્ઞાનરૂપી બેડીમા

રહી પુરેલા કેદીની માફક જોયા કરવું શું ઉચિત છે? ભુલ્યા ત્યાથી ફરીથી ગણવું જોઇએ કન્યા કેળવણીનો પ્રચાર વધારવો અને અજ્ઞાન રહી ગયેલી મોટી ઉમ્મરની બ્હેનોએ કેળવણી લેવી શરૂ કરવી. રૂષિ કહેછે કે उत्तिष्टत जाग्रत प्राप्यवरान्निबोधत.

**મોટી સ્ત્રિઓને કેળવણીની જરૂર.**

"હવે તે કેળવણી શી રીતે લવાય? આપણે તે કેળવણીનું શું કામ છે? પાણી કોઠીએ કાના શી રીતે ચઢે?" વિગેરે વિચારોમાં વખત ગુમાવવો જોઇતો નથી ખરી રીતે જોઇએ તો કેળવણીની જરૂરજ મોટી ઉમ્મરની સ્ત્રિઓને છે નાનપણમાં કેળવણી લીધાનું ખરૂં સાર્થક મોટાં થયે જ્યારે વ્યવહારની અતી વિકટ ગલીઓમાંથી પસાર થવાનું આવે છે ત્યારે, પડે છે માટે ઉમ્મર લાયક સ્ત્રિઓ શું શીખી શકે? કેવી રીતે અને શું કામ શીખે? એ કહેવું ઉચિત નથી

**શ્રીમંત સ્ત્રિઓ.**

આપણા દેશમાં ઘણાએ શ્રિમંતો, શેઠ શાહુકારો, અમલદારો અને વિદ્વાનોનાં બૈરાં કેવળ નિરક્ષર છે એમને કેળવણીની જરૂર, વખત અને સગવડ છે છતા પણ કેળવણીની બીલકુલ ઇચ્છા કરતા નથી એ શોચનીય છે એવી બ્હેનોએ નિત્યનો છ સાત કલાકનો વખત કેળવણી પાછળ ગાળવો જોઇએ, કારણ કે રસોઇઆ, ચાકર તરફની એમને સગવડ હોવાથી ગૃહકામમાં તેમનો વખત જતો નથી એટલે એ બચતો વખત જે તેઓ કેવળ લ્હેર ઉડાવવામાં પુરો કરે છે તેને બદલે તેનો શિક્ષણમાં ઉપયોગ કરવો જોઇએ. માસ્તરને રાખીને, સ્રસ્થા સ્થાપીને ઝુલ્લા કલાસો ખોલીને, તેમાં પોતાની સખાવતથી શિક્ષકો રાખીને તે દ્વારા પોતે કેળવણી લે અને બીજાને તેનો લાભ આપે

**મધ્યમ વર્ગ.**

મધ્યવર્ગની સ્ત્રિઓને કેળવણીની જરૂરતો શ્રિમંતો જેટલીજ છે કારણ કે તે જે કામ બીજા પાસે કરાવે છે તે આમને પોતાને હાથે કરવાનાં છે ગૃહકાર્ય, બાળકોને ઉછેરવાનું કામ, અને એ શિવાયના બીજાં ઘણાં કામો મધ્યમ વર્ગની સ્ત્રિઓને હાથે કરવાનાં હોય છે તેમાં પોતાને કેળવણીની જરૂર પડે છે એ લોકો શ્રિમતો જેટલો નહિ પણ બપોરનો ત્રણેક કલાકનો વખત શિક્ષણ ખાતે રોકી શકે

**ધંધાર્થી સ્ત્રિઓ.**

ઉપર ગણાવેલાં કામો શિવાય જે એક ગરિબ વર્ગ છે તેમને તો ઉદરપોષણને માટે પણ કાળ આપવો પડે છે પરંતુ એ જેટલો વખત સુખ દુખ વેઠીને કેળવણી પાછળ શરૂઆતમા રોકે તે તેમનો ઉગી નીકળે છે અને પાછળથી સારૂં ફળ આપે છે ઘણી સ્ત્રિઓને ઉદર નિર્વાહ સારૂ ગુલામગીરી કરવી પડે છે એવી ઘણીએ ગૃહસ્થ સ્ત્રિઓ જોઈ છે કે જેમને જુદા જુદા ધંધા કરી ખાનગી રીતે દ્રવ્યોપાર્જન કરવું પડે છે આવાંઓમાં જો શિક્ષણનો પ્રચાર હોય તો બહુ ઉત્તમ રીતે તેઓ પોતાનું કાર્ય સાધી શકે અને શારીરિક માનસિક બન્ને પ્રકારનો લાભ-ખોરાક-ફક્ત એક કેળવણીમાથીજ મળવાથી હિન્માન.મા બધો વખત પુરો કરે

આ બધામાં વિધવાઓને પણ ભુલવી જોઈતી નથી. હિન્દુસ્તાનમાં વિધવા-જીવન દુખમય માનવામાં આવે છે અને તે મોટે ભાગે ખરૂં છે.

**વિધવાઓ.**

હિંદની બત્રીસ કરોડની વસ્તીમાંથી એવાં કેટલાએ જીવનો છે કે જેમનું જીવતરજ બધું ફોગટ હોય છે; આમાં ભિક્ષુકો સંન્યાસીઓ અને વિધવાઓનો સમાવેશ થાય છે. દુનિયામાં પતિપ્રાણા વિધવાનું માનસિક કષ્ટ-વિયોગ દુઃખ તો કેવળ અકથનીય છે એનો દિલાસો તો ફક્ત જ્ઞાનજ છે. જ્ઞાનથી તે પોતાના મનને શાંતિ આપી શકે છે. તેમને વ્યવહારની વિટંબનાઓ ફરજીઆત ઓછી હોવાથી પ્રાપ્ત સ્થિતિનો ઉપયોગ કરવાની પણ જરૂર છે. સાધારણ રીતેજ સ્ત્રિઓ પરતંત્ર છે તો પછી વિધવાઓ હોય તેમાં શું નવાઇ? ઘણી વિધવાઓ બિચારી પરતંત્રતામાં સીડાઇ-દબાઇ જાય છે. જ્યારે કેટલીક, દયા, પૈસો અને નવરાશનો બરાબર ઉપયોગ કરી જાણતી નથી શારીરિક માનસિક વેગને ગમે તેમ વહેવા દે છે. આ બધું જોતાં વિધવાઓને કેળવણી દયા, સ્વતંત્રતા ને પૈસો મળવો જોઇએ અને મળે તો ત્હેનો ઉપયોગ પણ બરાબર થવો જોઇએ જો ફક્ત હિંદી વિધવાઓજ કેળવાઇને બહાર પડે તો દેશમાં ઘણોજ ફેરફાર કરી શકે. કેળવણી-ઉદ્યોગ વધારી શકે, ઘણાંનું કલ્યાણ કરી જીવન સફળ કરી શકે.

વિધવાઓને જેમ સંસારીક ઉપાધી ઓછી હોય છે તેમ જો ઇચ્છે તો કેળવણી લેવાના પ્રસંગો વધારે અનુકુળ હોય છે. અને તેમાં જો આપણી વિધવા બ્હેનો માનસીક આધિક કેળવણી તરફ પોતાના વખતનો ઉપયોગ કરે તો પોતાની ઉન્નતી થાય. એટલુંજ નહીં પણ આત્માની ઉન્નતિથી પોતાના પ્રભુ સમાન દેવ થયેલા પતિના આત્મામાં પોતાનો પાવન થએલો આત્મા જોડી જેમ અસલ સ્ત્રીઓ અગ્નીમાં બળી પોતાના દેવ થએલા પતિને મળતી તેમ હાલ તેઓ સહેલેજ પોતાના મૃત પતિના આત્મા જોડે એક થઇ જાય મારૂં તો એમજ માનવું છે કે સરસ્વતિચંદ્રને ખરી રીતે ઉચ્ચ સ્થાને લાવનાર વિધવા થએલી કુમુદસુંદરીજ છે. કુમુદસુંદરીની સલાહથીજ સરસ્વતિચંદ્ર કુસુમ જોડે પરણે છે. તો તેમાં કુમુદસુંદરીને કેટલી ઉચ્ચતર સ્થાને મૂકી તે સહેજ સમજાઇ શકાશે દ્રષ્ટાંત એટલા વાસ્તે છે કે વિધવા સ્ત્રીઓ ઉચ્ચ કેળવણીથી જનસમુદાયને જેટલો લાભ આપી શકે છે. તેટલો બીજાથી આપી શકાય કે કેમ તે જોવાનું છે.

માનસિકજ્ઞાન—અંગ્રેજીમાં જેને charactor કહે છે એટલે કે આદર્શ તરીકે ગણાય એવી જેની ચાલ ચલગત છે તે તો મારા સમજવા પ્રમાણે સ્ત્રીઓજ સ્થાપી શકે છે અને સ્ત્રીજ પુરૂષોની character બંધાવાનું એક દ્વાર છે. શૌર્ય-વીર્ય-સમાનતા-ઉદારતા-દ્રઢતા સહનશીલતા વીગેરે માનસિક ગુણો સ્ત્રીજ સ્થાપી શકે છે અને તેની છાપ પુરૂષો ઉપર પડે છે. આના દાખલા આપણા હિંદુસ્થાનના રજપુતોના ઇતિહાસમાંથી ઘણા મળી શકે છે.

કેળવણીની જરૂર દરેકને સરખી છે જ્ઞાનનો અધિકાર સ્ત્રિ પુરૂષ બન્નેનેજ છે એ તો હવે બધા માને છે પણ અત્યારની સ્ત્રિઓની સ્થિતિ, સ્વભાવ અને સંયોગો ધ્યાનમાં રાખી કેળવણી કેવી આપવી તે જોવાનું છે. એક અંગ્રેજ વિદ્વાન લખે છે કે "પોતાની તમામ શક્તિઓને સારી પેઠે ખીલવે એનું નામ ખરી કેળવણી." આ શક્તિ ૧ શારીરિક, ૨ માનસિક

**કેળવણી કેવી આપવી.**

એમ બે પ્રકારની છે. આપણી બ્હેનોએ થોડી કિન્તુ એવી સંગીત કેળવણી લેવી જોઇએ કે જેથી તમામ શક્તિઓ ખીલે, બીજાને તેનો લાભ મળે અને પોતે સ્વયંમ આનંદ પ્રાપ્ત કરી લે. કેટલીક સુધરેલી કોમોમાં કપડાંની ફેશન, બોલવા ચાલવાની ચાલાકી, દેખીતી સભ્યતા, પેપરોમાં મોટાં મોટાં નામ અને મોટી મોટી સભાઓમાં હાજરી જોઇને, આપણે તેને કેળવાયલી માનીએ છીએ; પણ આ કોઈ વસ્તુ ખરી કેળવણી નથી કેળવણીનો અર્થ ફક્ત મોટી મોટી ડીગ્રીઓ મેળવવી એ પણ નથી પણ મુદ્દામ કેળવણીનો અર્થ તો જાણવું, કેળવાવવું એજ છે. માટે આ જાણવાની જરૂરીયાતવાળી મોટી બ્હેનોએ વધુ નહિ તો **૧ ભાષાજ્ઞાન, ૨ ગૃહશિક્ષણ,** અને સાધારણ **૩ સામાજીકજ્ઞાન,** અને મુખ્યત્વે કરીને **માનસિક જ્ઞાન તો લેવુંજ જોઇએ કે તે દ્વારા પોતાની તમામ શક્તિઓને ખીલવી શકાય.**

**વિષયની સમજુતી અને ભાષાજ્ઞાન.**

ઘણી ભાષાઓ દુનિઆમાં અસ્તિત્વ ધરાવે છે. ફક્ત આપણા હિન્દુસ્તાનમાં પણ ગુજરાતી, મરાઠી, બંગાળી, હિન્દુસ્તાની, મારવાડી, વિગેરે જુદી જુદી ભાષાઓ છે. આ બધીજ ભાષાઓ કંઇ શીખી શકાતી નથી અને એમાંજ બધું જીવન ગાળવું એ એટલુંબધું ઉપયોગી પણ નથી; પરંતુ જે ભાષામાં ઉત્તમ સાહિત્ય હોય તે ભાષા તો જાણવી જોઇએ. જેમ દરેક માણસ હિન્દુસ્તાની ભાષામાં તો સમજીજ શકે, એ તો દેશની સામાન્ય ભાષા ગણાય છે તેમ હવે આ રાજભાષા ( અંગ્રેજી ) પણ સર્વ સ્થળે સામાન્ય થવા લાગી છે. એમાં સાહિત્ય વધ્યુ છે તેમ એનો ઉપયોગ–વ્યવહાર પણ વધ્યો છે તેથી માતૃભાષાની સાથે એ ભાષાજ્ઞાનની જરૂરીયાત પણ વધારે સ્વીકારાય છે. જુદા જુદા દેશોમાં વિવિધ પ્રવૃત્તિને અંગે નિકળવાનું થાય છે ત્યારે આ ભાષાથી વ્યવહાર ચાલે છે. તેવાં પણ કેટલાંક કારણોસર અંગ્રેજીની જરૂર પડે છે મ્હારા એક બંધુએ મ્હને કહ્યું હતું કે "બ્હેન! ત્હારે જો કાંઇ પણ જાણવું હોય તો પહેલાં તું ઇંગ્લીશ શીખ". આવી રીતે રાજભાષાની જરૂર છતાં; જે કેવળ નિરક્ષર હોય તેમણે તો પોતાની માતૃભાષા શીખવી અને જેમને માતૃભાષાનું જ્ઞાન હોય તેમણે ઇંગ્લીશ, સંસ્કૃત, મરાઠી, બંગાળી, વિગેરે ભાષાએ જાણવી કારણકે એમાં સાહિત્ય સારૂં છે. દરેકથી ના બની શકે પણ શ્રીમંત બાનુઓ, વિધવાઓ અને સ્વતંત્ર સન્નારીઓથી તો શીખી શકાય. માતૃભાષાથી જ્યારે આપણો બધો વ્યવહાર ચાલે છે ત્યારે રાજભાષાથી; જે જ્ઞાન આપણા પ્રાચીન ગ્રન્થોમાં હતું તે બુદ્ધિબળથી તારવી, પ્રયોગોના તાજા અનુભવો ગણુગારેલુ દ્રષ્ટિએ પડે છે, એટલીજ જરૂર જો વિચારીએ તો, સંસ્કૃત ભાષાની પણ છે. કારણકે એના જેવી સંસ્કૃતી પામેલી ભાષા દુનિઆમાં એકે પણ નથી. કોલેજો, સ્કુલો અને સંસ્થાઓમાં એ ભાષાજ્ઞાન અપાય છે પણ અત્યારની કેળવણીના પ્રમાણમા તો એ ભાષાજ્ઞાનીઓનું પ્રમાણ કેટલુંએ ઓછું છે બલ્કે નહિ જેવું છે. એ આપણી પ્રાચીન ભાષા હોવા છતાં એનો વ્યવહાર અને ઉપયોગ આપણે ઓછો કરીએ છીએ પણ યુરોપ, અમેરિકા વિગેરે પાશ્ચાત્ય દેશવાસીઓ એ જ ભાષાનાં ભાષાંતર છાપી જુદું જુદું તત્વ ગ્રહણ કરે છે. જે સાયન્સની શોધોથી આજ દોઢ વર્ષ થયાં જર્મન ઇંગ્લાંડ જેવા મહાન્ રાજ્યની સ્હામુ ટક્કર ઝીલી રહ્યું છે તે ઉમદા સાહિત્ય સંસ્કૃતમાંજ છે. આ બધી ભાષાઓ શીખવી, કઠણ છે. એ માટે સારા સંયોગો અને હોંશની જરૂર છે. કોઇ પણ

પ્રકારનું જ્ઞાન મેળવવું હોય-કાંઇ પણ જાણવું હોય તો દરેકના પહેલાં ભાષા શીખવાની જરૂર પડે છે માટે પોતપોતાની અનુકૂળતા પ્રમાણે દરેક બ્હેનોએ પ્રથમ ભાષાજ્ઞાનમાં પ્રવૃત્તિ કરવી અને ત્યાર પછી તે ભાષાજ્ઞાનની મદદથી મોટી ઉમ્મરની બ્હેનોએ જે સ્થિતિમા પોતે છે તેને સાર્થક્ય કરવા તે જ્ઞાન મેળવવું જોઇએ. ઘણી વૃદ્ધ માતાઓને મુખેથી મ્હેં સાભળ્યું છે કે ' અમે ભણ્યા નથી તો પણ અમારૂં ઘર ચાલે છે " આ વાત સાચી છે કેમકે બહુ સારી વ્યવહાર નિપુણતાથી–

**ગૃહશિક્ષણોપયોગી વિષયો.**

અનુભવજ્ઞાનથી તેમના ઘર તો સારા ચાલતાં હતાં, કેટલીક વાતમાં તો ભણેલી સ્ત્રીઓ કરતાં પણ બહુ સારા ચાલતા હતા, પરંતુ જે ખોટ ભણતરની–જ્ઞાનની પડતી તે કાંઇ તેઓ પુરી શકતાં નહિ. હવે જમાનો ફર્યો છે સ્ત્રિઓનાં મન નકલ કરવામા બહુ દોરાઇ જાય છે નવું તે સારૂં અને જાુનું તે તમામ ખોટું એવી સમજ યુવાન બ્હેનોની થઇ ગઇ છે ઘરડાની અનુભવની વાતો તેમને મન ટકટકારા જેવી લાગે છે પૈસો હોય તો ગૃહકાર્ય હાથે ચોખ્ખું કરવાનો હવે રિવાજ રહ્યો નથી માટી કે ચુનાથી ઓટલીઓ થાપવી, ઓરડાઓ લીપવા, બહુ ચકચકાટ માગતા તાંબા પિત્તળના વાસણથી, કાચથી કે અબરખથી ઘોડાખર્ચે ઝાકઝમાળ થતાં નાનું પણ સુંદર ઘર બનાવવાનું હવે કોઇને મન થતું નથી, નાના રોગોનું સામાન્ય વૈદું કોઇ જાણતું નથી, બાળકને નિરોગીપણે ઉછેરવાનું કોઇને જ્ઞાન નથી. એવી એવી ઇચ્છા અને વિચારો જે કોઇનામાં હોય તો તેમને જુના વિચારવાળાં માની હસી કાઢવામાં આવે છે, પરંતુ ગૃહોપયોગી શિક્ષણમા તો એ બધાંની જરૂર છે (૧) આરોગ્યવિદ્યા, (૨) સાધારણ વૈદક જ્ઞાન, (૩) બાળકોને ઉછેરવાનું જ્ઞાન (૪) સાધારણ ગણિત (૫) પાકશાસ્ત્ર (૬) સંગીત (૭) ભરતશિક્ષણ (૮) ચિત્રકામ (૯) કેરકસર (૧૦) વ્યવહાર નિપુણતા–નીતિ–ધર્મ–કર્તવ્ય વિગેરે આ બધા ગૃહ શિક્ષણના વિષયો છે અને તે અનુક્રમે બધાજ ભણવા જોઇએ ગૃહશિક્ષણ એ દરેક શિક્ષણમાં અગ્રપદ ભોગવે છે. એ જેણે લીધુ નથી તે ભલેને મોટી મોટી ડીગ્રીઓથી વિભૂષિત હોય, દુનિયાની ચારે બાજુ મુસાફરી કરી વળ્યાં હોય અને જગત આખું તેમને કેળવાયેલ માનતું હોય પણ હું કહું છું કે એ તેમની કેળવણી સંપૂર્ણ નથી. સ્ત્રિઓને ગૃહશિક્ષણ વિના બધાં શિક્ષણ અધુરાં સમજવાં. સ્ત્રિઓને કેળવણીથી જે આનંદ થતો હોય, કર્તવ્ય બજાવાતું હોય–સ્વાર્થ પરાર્થ સધાતો હોય તો તે મોટે ભાગે ગૃહમા–ગૃહશિક્ષણમાથીજ છે કારણ કે ગૃહ અને વ્યવહાર એ માનવ જીવનની સ્થિતિ અને ફરજનું કેન્દ્રસ્થાન છે આપણી અવિભક્ત કુટુંબ સ્થિતિજ આપણને આ શિક્ષણ લેવાની ફરજ પાડે છે એમ નથી પણ દુનિયાની નાની મોટી સર્વ સુધરેલી પ્રજાએ સ્ત્રિ કેળવણીમાં ગૃહશિક્ષણ તો રાખ્યુંજ છે આપણે જાણી, વિચારીને અમલમાં મુકીયે તો ગૃહશિક્ષણનાં વિષયો આપણને સુખ આપનારાંજ છે

કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યાં" અથવા

" શરીરે સુખી તે સુખી છે સદાએ, શરીરે દુખી તે દુખી છે સદાએ ".

**શારીરિક કેળવણી.**

એનું કારણ શરીર એ વ્યવહારનું જીવન સ્થિતિનું મોટું સાધન છે. માટે શરીરને સારૂં રાખવાનાં તંદુરસ્તીના નિયમોનું જ્ઞાન પ્રત્યેક બ્હેનોને હોવું જોઇએ, હાલ ડૉક્ટરો અને હોસ્પીટલો બહુ વધી ગએલ હોવાથી દરેકને શારીરિક જ્ઞાન મેળવવાની ફીકર તો ઓછી થઇ ગઇ છે. આ ઠીક નથી. સેજ સેજમાં—નજીવા નજીવા અકસ્માતો અને, રોગોમા ડૉક્ટરની મદદથી એ શિક્ષણમાં બેદરકારી આળસ અને અજ્ઞાન વધી પૈસાનો નાહક વ્યય થાય છે. અને જો ડૉક્ટરની મદદ તુરત ના મળી આવે તો સામાન્ય રોગ યા અકસ્માત ભયંકર સ્વરૂપ લે છે. માટે આ નુકશાનોમાથી શરીર સુધારવા, બુદ્ધિનો પ્રમાદ ઓછો કરવા, અને પૈસો બચાવવા સાધારણ વૈદકજ્ઞાન લેવું. બાળકને સેજ ભાર થયો કે આપણને લગાર માથું દુખ્યુ કે સુંક આવી એટલા ખાતર પ્રભાત થતા હાથમાં બાટલી લઇ ડૉક્ટરને ઘેર જવું એમાં કાંઇ બહુ મોટાઇ કે શાબાશી નથી તેમ જાણી જોઇને શરીર બગડવા દેવુ, ભયંકર પરિણામ આવે ત્યાં સુધી લક્ષ ના આપવું એમા પણ શાબાશી નથી, મ્હેં ઘણી બ્હેનો એવી જોઈ છે કે જે ખોટી નાજુકાઇથી શરીર હાથે કરીને બગાડે છે. ઘણી વિધવાઓ શરીર ક્ષયમાંજ પોતાની પ્રવૃત્તિ આરમે છે. પણ એમ શરીરનો ક્ષય થયા પહેલા શરીરની નબળાઈની અસર મનને લાગવાથી તે નબળુ થઇ, બુદ્ધિ નાશ પામી આસુરી ગુણો ઉત્પન્ન થાય છે **કસરત, ખુલ્લી હવા; અતીશય સ્વચ્છતા વિગેરે કારણોને લીધે પણ સ્ત્રીઓનાં શરીર નબળાં રહે છે જેથી તેમની પ્રજા પણ નબળી અને નિર્માલ્ય થઇ સમાજનું મૃત્યુપ્રમાણ બહુ વધી જાય છે. વિધવાઓ, વિધુરો અને નિઃસંતાનની પાયમાલીમાં પડેલા કુટુંબોની વૃધ્ધિ એ એની ખરેખરી સાબીતી છે. ટુંકાણમાં શારીરિકવિજ્ઞાન, આરોગ્યજ્ઞાન અને વૈદકજ્ઞાનથી શારીરિક શકિતઓનો વિકાશ થાય છે. માટે તે જ્ઞાન લેવુ**

**માનસિક કેળવણી.**

જેવી રીતે "ક્રિયા શક્તિઓને" ખીલવવા—મજબુત બનાવવા શારીરિક કેળવણી લેવી એ પ્રમાણે "પ્રેરક શકિતને" ખીલવવા—ઉત્તમ બનાવવા માનસિક કેળવણીની જરૂર છે આ બે પ્રકારની શક્તિઓને યોગ્ય રીતે કેળવવાથી—વાળવાથી ઉત્તમ જીવન પ્રાપ્ત કરી શકાય છે. દરેક પ્રકારની કરણીનો મુળ આધાર મન છે. સસ્કૃતમાં એક વચન છે કે, **यन्मनसि मनुते तद्वाचा वदति** અર્થાત્ જે વિચાર મનમા થાય છે તેજ વાણીમાં વ્યક્ત કરીએ છીએ અને કૃતિથી આચરીએ છીએ. માટે મનને કેળવ્યા વિના એકલી શારીરિક કેળવણીથી ઇચ્છીત લાભ મેળવી શકાય નહિ. મનોવિજ્ઞાન અને જ્ઞાનથી મનનું સ્વરૂપ બરાબર સમજાય છે. માનસિક કેળવણીના પ્રતાપે પ્રાચીન આર્યાવર્તે દુનિયાના ઇતિહાસના તેજોમય પૃષ્ઠ ઉપર પોતાની અમરકીર્તી આલેખી છે અને હાલના વિદેશી વિદ્વાનીઓ કવીઓ વિગેરે પણ એજ કેળવણીને આભારી છે. હમણા શારીરિક શિક્ષણ ઉપર જેટલુ ધ્યાન અપાય છે તેટલુ માનસિક શિક્ષણ ઉપર નથી અપાતું. હીસ્ટ્રીઆદિ રોગો એ મનની નબળાઇનું—મનોબળની—માનસિક કેળવણીની ખામીનું પરિણામ છે. આથી જેમ બને તેમ મનોબળ મેળવવું જોઇએ. દુનિઆના—વ્યવહારના અસંખ્ય વાવાઝોડા સ્હામું ટક્કર ના ઝીલાય ત્યાં સુધી ઉત્તમ જીવન

પ્રાપ્ત કર્યું ન કહેવાય. ક્રોધ, અસૂયા, સાંકડાપણું, મલીનતા, કઠોરતા, કાપટ્ય, અનડાઇ, સુસ્તી નિંદા, અસંતોષ આ બધા માનસિક દુર્ગુણો મનને નીચે પાડનારા અને સ્ત્રિજીવનને દુષણરૂપ છે. તેને બદલે, પ્રશાંતતા, પ્રેમાલતા, એકપતા, નિર્મલતા, સરલતા, ઉદારતા, દયા, સંતોષ, વિગેરે સદ્ગુણો મનને દિન પ્રતિદિન ઉન્નત બનાવનાર અને સ્ત્રિજીવનને ભુષણરૂપ છે, માટે આ માનસિક શક્તિઓને ખીલવવાની દરેક સ્ત્રિને જરૂર છે. દેવી ઘોષા કે અદિતિની માફક વેદની ઋચાઓ અને લીલાવતીની માફક ગણીતશાસ્ત્ર બનાવતાં કદાચ વાર લાગશે પણ ગુણસુંદરીની માફક વ્યવહારીક વિટંબનાઓમાંથી કર્તવ્યનિષ્ઠ રહીને તરી જવાની શક્તિ તો તરતજ આવશે અત્યારે પણ કેટલીક પૂજ્ય વિરાંગનાઓ મનોબળના પ્રભાવથી ઘણાં જીવનમાં ફેરફાર કરી શકે છે. સુરતના અને મુંબાઇના "વનિતા વિશ્રામ"ને ચિરસ્થાયી અને દેશોપયોગી બનાવવાને, મ્હોટા વિત્તોપાર્જનને માટે પૂજ્ય નાનીબેન અને બાઇજીગોરી બેનને કેટલી માનસિક ધૈર્યતા રાખવી પડતી હશે? પ્રત્યેક પ્રતીકુળ સંયોગોની સામું દ્રષ્ટિ પણ કર્યા વિના કેવળ "ભગિની સેવા'માં તન મન અર્પનાર અમદાવાદ 'વનિતા વિશ્રામ" ના વ્યવસ્થાપક શ્રીમતી સુલોચના બ્હેનનું મનોબળ હિંદુ વિધવાઓને-સ્ત્રિજાતીને અનુકરણીય છે. મિસિસ સરૂાઇનો એકેએક શબ્દ કેવળ શુદ્ધ મનોભાવથી અને જુસ્સાથી બોલાયલો હોઇ શ્રોતાઓના હૃદયપટ ઉપર કેવી છાપ પાડે છે? અને સાચા સ્થાનને કેવું ગજાવી મુકે છે! ગૃહથી-સ્ત્રિથી વિરક્ત રહી લોકસેવાનું વ્રત લેનાર એક યુવાન બંધુએ શ્રીમતી 'સરોજીનીનું' ભાષણ સાંભળી ઘર જઇ પોતાની સ્ત્રિને પણ એવી બનાવવાનો નિશ્ચય કીધો હતો. આ શિવાય જીવનચરિત્રો તથા ઇતિહાસ ઉપરથી જણાય છે કે ઘણી સ્ત્રિઓએ સ્વદેશરક્ષા અને શીલરક્ષા માટે અતાત સંકટો સહન કરી; યુક્તિથી, સમયસૂચકતાથી, પોતાનો અને બીજાનો બચાવ કર્યો છે આ બધીજ મનોબળની પરિસીમા છે ટુંકાણમાં કોઇ નહિ ને કોઇ પણ ઉત્તમ વિષયમાં પોતાના મનના વિચારોને વાળવા એ માનસિક કેળવણી છે. એક વસ્તુ બીજીને ખેંચી લાવે છે તેવી રીતે એક વખતના સબળ પ્રયાસ પછી-અને મનના યોગ્ય વલણ પછી જ્ઞાનચક્ષુ ખુલશે. મન બરાબર કેળવાશે એટલે કાંઇ પણ અસાધ્ય નહિ રહે.

**સામાજીક જ્ઞાન, ઐતિહાસીક દ્રષ્ટિ બિંદુથી.**

આપણે આગળ "ભાષાજ્ઞાન" અને "ગૃહશિક્ષણ" સબંધી કહી ગયા તે આ શારીરિક માનસિક શક્તિઓના પોષક વિષયો છે અને હવે આગળ જે "સામાજીક જ્ઞાન" સબંધી કહીશું તે પણ આ શક્તિઓને ખીલવનાર છે. રાજકિય સ્થિતિ અને સામાજીક સ્થિતિ તથા તેના વિષયોની સાધારણ સમજણ તે આ સામાજીક જ્ઞાનનો હેતુ છે. ઐતિહાસીક દ્રષ્ટિથી આ સર્વ જાણવાની જરૂર છે. વૈદીક સમય, મહાભારતનો સમય, મધ્ય સમય, રજપુત રાજ્યો, મુસલમાની રાજ્યો, તે તે વખતની આપણા અને દેશોની, સમાજસ્થિતિ-લોકબંધારણ, રાજકીય બંધારણ, સાહિત્ય, વિજ્ઞાન, આર્થિક, ઓદ્યોગિક. નૈતિક, ધાર્મિક સ્થિતિ, અને તે સાથે આધુનિક; આપણી અને અન્ય દેશોની સમાજસ્થિતિ, રાજકિયસ્થિતિ, સ્ત્રિઓનું સ્થાન વિગેરેની સરખામણી અને કોના સમયમાં, ક્યારે કેવી કેવી જાતના યોગીક, ફેરફારો થયા અને થાય છે ઇત્યાદિ વિષયોનું જ્ઞાન થવું જોઇએ. હાલ દુનિઆ આપણા આગળ ખુલ્લી છે. ઇશ્વર વિરાટ રૂપે ઉભા છે,-ફક્ત આ મ્હોટા જ્ઞાનથી અર્જુન જેવા અધિકારી

થવાની જરૂર છે. દુનિઆની ચારે બાજુનું સામાન્યજ્ઞાન તો હોવું જોઇએ. જુદા જુદા દેશો ત્યાંની વ્યાવહારિક ઔદ્યોગિક સ્થિતિ સ્ત્રિઓના જીવનનો સુધારો તેનાં પરિણામ ઇત્યાદિ આ વિષયમાં પારંગત થવાને તો હજી વર્ષો લાગશે. પણ તેનું ઉપલક–સામાન્યજ્ઞાન તો ધીમે ધીમે લેવું જોઇએ.

**ઔદ્યોગિક શિક્ષણ.**

અને તેમાં અત્યારની આપણી સ્થિતિ જોતાં ઔદ્યોગિક શિક્ષણની તો મ્હને ઘણીજ આવશ્યકતા જણાય છે. દિનપરદિન થતી જતી મોંઘવારી, દુકાળ અને વધતાજતા ભુખમરામાં આ ઔદ્યોગિક શિક્ષણ રક્ષણના નાવ સમાન છે. જેને તેમાથી પૈસો પ્રાપ્ત કરવાની આવશ્યકતા નહિ હોય તે ફકત બુદ્ધિની ખીલવણીને અર્થે પણ કરશે તોએ તે દેશને ઉપકાર કરનાર થઇ પડશે. આ ઔદ્યોગીક શિક્ષણથી (૧) બુદ્ધિની ખીલવણી (૨) કરકસર અને (૩) સમયનો સદુપયોગ થાય છે. અસલ ઘણા બૈરાં નવરાં બેસી રહેવુ પસંદ કરતાં નહિ. કાંઇ ને કાંઇ ઉદ્યમ કરતાં દળવું, ખાડવુ, પાણી ભરવું, શીવવું, કાંજો વિણવી, દોર કાંતવું ઇત્યાદિ ધંધો પોતાનો તથા વેચાતો કરતાં અને હાલ પણ કેટલાં કરે છે, પહેલાંના કેટલાંક બૈરાંમાં કવિત્વ શક્તિ, ચિત્રજ્ઞાન, શિલ્પ વિદ્યાનું જ્ઞાન હતું. દેશકાળની સાથે હુન્નર ઉદ્યોગમાં પણ ફેરફાર થયો છે. જુદી જુદી જાતનું રેશમ, સુતર, કીડીઆ, જરી, મોતી વિગેરેનું ભરત કામ, વિવિધ પ્રકારનું શિવણકામ, ડ્રોઇંગ (શિલ્પકળા એ હાલના જમાનાને અનુસરતું દરેક બ્હેનોએ શીખવું જોઇએ.

**વિજ્ઞાન અને તત્વજ્ઞાન.**

દેશના અભ્યુદયને માટે સ્ત્રિઓને સાધારણ વિજ્ઞાનની ને તત્વજ્ઞાનની જરૂર છે. વિજ્ઞાન ઘણી જાતના છે. રસાયનિક, વનસ્પતિ, શારીરિક, પદાર્થ મનોવિજ્ઞાન વિગેરે આ વિજ્ઞાનની ઉપલક સમજણ પડે છે તોપણ આપણને ઘણો આનંદ થાય છે અને ઘણી જાતના વ્હેમો નાબુદ થાય છે, બુદ્ધિ ખીલે છે અને સત્યદ્રષ્ટિ સમીપ ખુલ્લી થાય છે. અને ગૃહિણી તરીકે સ્ત્રીને રસાયનિક જ્ઞાનની ઘણી આવશ્યકતા (જરૂરીઆત) છે.

તત્વજ્ઞાન, ધાર્મિક અજ્ઞાનતાનો પડદો ખેસવે છે. જે ધાર્મિક અજ્ઞાનતાને લીધે સ્ત્રિઓમાં અંધશ્રદ્ધા અને પુરૂષોમાં નાસ્તિકતા આવી છે તે નાબુદ થવાની જરૂર છે, આ બન્નેથી સમાજને ભારે નુકશાન છે. આપણી પડતીનું આ એક સબળ કારણ છે આ તત્વજ્ઞાન જ્યારે સ્ત્રિઓ મેળવશે ત્યારે પોતાની અંધશ્રદ્ધા અને પુરૂષોની નાસ્તિકતા દુર કરશે. ખરા તત્વજ્ઞાનના અભાવે, નાસ્તિકતાએ અને અંધશ્રદ્ધાએ આજે દેશમાં હજારો પંથો સંપ્રદાયો અને ધુતારાઓ વધાર્યા છે અને સદ્ગ્રંથો તથા સાધુપુરૂષોનો નાશ કર્યો છે. આ સર્વના ઉદ્ધારથી દેશનો ઉદ્ધાર છે અને દેશના ઉદ્ધાર માટે સ્ત્રિઓને આ જ્ઞાનની જરૂર છે.

આ વિષય એટલોબધો વિસ્તૃત છે કે તેનું સંપૂર્ણ વિવેચન સ્થલ સંકોચને લીધે અત્રે થવું મુશ્કેલ છે સ્ત્રિકેળવણીને માટે–પોતાની શક્તિઓને ખીલવવાને અર્થે–દેશકાળને સંયોગોને અનુસરી–ધ્યાનમાં લઇ. "ભાષાજ્ઞાન" "ગૃહશિક્ષણ" ને "સામાજીકજ્ઞાન" સબંધી મ્હેં મ્હારી અલ્પશક્તિ પ્રમાણે કહ્યું, બાકી વિદ્યાનો કંઇ પાર નથી કોઇ એકાદ વીરનાળો સમગ્ર જીવનજ્ઞાનના માર્ગમાં ઝીકાવે તોપણ તે સંપૂર્ણ મેળવી શકે નહિ એવો એતો અખુટ ખજાનો છે. કહ્યું છે કે,

अनन्तपारं किल शब्द शास्त्रं स्वल्पैर्यथा गुर्वैहवश्चविघ्ना.
તેટલા માટે यत् सारभूतं तदुपासनीयं 'हंसैर्यथा क्षीरमिवाम्बुमध्यात्' ॥

આવી રીતે પ્રથમ વિભાગમાં બુદ્ધિથી અત્યારની વસ્તુસ્થિતિ અને વિદ્વાનોના અભીપ્રાયથી આપણે શીખવાના વિષયો સમજ્યાં હવે વિશ્યના દ્વિતીય વિભાગમાં તે કેવી રીતે શીખવા તે વિચારીએ.

**દ્વિતીય વિભાગ સમય ને તેનો યથાર્થ ઉપયોગ.**

આને સારૂ પ્રથમ વખતનું નક્કિ કરવાની જરૂર છે. કારણ કે આગળ જણાવી ગયા પ્રમાણે કેટલીક અનર્થકારક રૂઢીઓ અને વિચારોને લીધે સ્ત્રિઓનાં મન, બુદ્ધિ બહુ નાની ઉમ્મરમાં સંકોચાઇ જવાનો વખત આવે છે. તેથી જેમ બને તેમ થોડા વખતમાં તેમને ઉપર ગણાવેલા વિષયોનું સામાન્યજ્ઞાન મળીજવું જોઇએ. એને માટે ઓછામાં ઓછા ત્રણ વર્ષ રોકવાની દરેક સ્ત્રિને જરૂર છે. પહેલા વર્ષમાં સાધારણ "ભાષાજ્ઞાન" અને બીજા અને ત્રીજા વર્ષમાં "ગૃહશિક્ષણ" અને સાધારણ "સામાજીકજ્ઞાન" લેવું આપણી સ્ત્રિઓને વખત બહુ ઓછો મળે છે એ વાત ખરી. પણ વિચાર કરીએ તો ઘણોખરો વખત નકામું ફરવા હરવામાં, કુથલીમાં, ફેશનમાં ઈત્યાદિમાં પુરો થાય છે, માટે આ બધો વખત બચાવી ચિવટ રાખી સ્ફુર્તીથી કામ આટોપી લઇ બે-ત્રણ કે ચાર પાંચ કલાક શિક્ષણ માટે રોકવા અને તે વખત પોતપોતાની અનુકુળતા પ્રમાણે સવારે બપોરે કે સાન્જરે મેળવી લેવો. ઘણુંખરા બપોરે વખત મેળવી શકે છે.

જેમ વખત પણ અનુકુળતા પ્રમાણે ચિવટ રાખી મેળવવો તેમ તેનો ઉપયોગ કરવા સાધનો પણ પોતપોતાની અનુકુળતા પ્રમાણે શોધી લેવા. હાલમાં મોટી સ્ત્રિઓનાં શિક્ષણ સારૂ અમદાવાદ, સુરત, મુંબાઇ, તેમજ બીજા પણ કેટલાંક નાનાં ગામોમાં વનિતા વિશ્રામો ખોલ્યા છે. મુંબાઇનું સેવાસદન અને પુનાનું કર્વેનું વિધવાશ્રમ તેમજ

**શિક્ષણ મેળવવાનાં સાધનો સંસ્થા અને ઘર.**

ઉપર ખાતેની સ્ત્રિઓની શાળા પણ મોટી સ્ત્રિઓને શિક્ષણ લેવા માટેની સંસ્થાઓ છે બની શકે તો આ સંસ્થામાં દાખલ થવું "બધાથી સંસ્થામાં દાખલ ના થઇ શકાય" એવું ઘણાંનું માનવું છે, તો તેવાઓને માટે "મહોલ્લા કલાસો" "રાત્રીશાળાઓ" સ્થાપવી જોઇએ તેમાં વિદ્વાનો, પેન્શનરો અને શ્રિમંત સ્ત્રિ પુરૂષોએ જાતીભોગ આપવો જોઇએ અને શેરીની નિરક્ષર-શાળા બિચારી સન્નારીઓએ તેનો લાભ લેવો જોઇએ તેવી કાંઇ સમવડના ના હોય તો ઘરમાં ભાઇ, પિતા, પતિ, પુત્ર કે કોઇ સબંધીદ્વારા શિક્ષણ લેવુ.

મોટી સ્ત્રિઓ ટુંક મુદતમાં શિક્ષણ લઇ શકે એવી વાચનમાળાઓ હાલમાં ક્યાંય જણાતી નથી જે છે તે કન્યાઓને માટે છે મોટી ઉમ્મરની સ્ત્રિઓની વાચનમાળા પાઠોમાંજ ઉપર ગણાવેલા બધા વિષયોનું સામાન્યજ્ઞાન આવી જવું જોઇએ વ્યાકરણનું, ઇતિહાસનું, વિજ્ઞાનનું, કવિતાનું, વૈદકનું વિગેરેનું સાધારણ જ્ઞાન ઉત્તરોત્તર મળ્યા કરે એવા સાદી અને સહેલી ભાષામાં લખાયેલા પાઠો હોય તો શીખવું સહેલું પડે. અને તેથી હાલ તરત આવી વાંચનમાળાઓ તૈયાર

**મોટી સ્ત્રિઓને માટે સારા વાંચનમાળા તૈયાર થવાની જરૂર.**

કરાવવા તરફ સમાજે કેળવણીખાતાવાળાઓએ અને નામદાર સરકારે ધ્યાન ખેંચવાની ઘણી જરૂર છે.

**વિવિધ વાંચન શ્રવણ વિગેરે દ્વારા બહારથી મળતું જ્ઞાન.**

આ ઉપરાંત પ્રયોગોથી જ્ઞાન વધે છે જલદી સમજાઇ પડી જાય છે અને ધર્મના, નીતિના, વ્યવહાર, હુન્નર ઉદ્યોગના ગ્રંથો વિવિધ વર્તમાનપત્રો સ્ત્રિ ઉપયોગી માસિકો વિગેરે વાંચવાથી તથા કોઇ કોઇ વિષય ઉપર થોડું લખવાની ટેવ રાખવાથી ભાષા સુધરી બુદ્ધિ ખીલે છે. વર્તમાન સાક્ષરોના વિવિધ વિષયો ઉપર લખાયલા લેખો કવિતાઓ ઇત્યાદિ વાંચવાથી આધુનીક જમાનો દ્રષ્ટી આગળ તર્યા કરે છે. જુના લેખો કથનો, સ્મૃતિઓ, ઇતિહાસો, પુરાણો વિગેરે સુજ્ઞ ભાષામાં કે ભાષાન્તરમાં વાંચવાની ટેવ રાખવી. એથી રસ તત્વ સ્હેજ સમજાય છે. હમણાં સસ્તા ગ્રન્થો માસિકો બહાર પડે છે તેથી બની શકે તો ખરીદવા નહિ તો કોઇને ત્યાંથી કે લાયબ્રેરી-માંથી મંગાવી વાંચવા. સારાંની સોબત કરવી. વિદ્વાનોનાં ભાષણો તથા કથાઓ સાંભળવી. મંડળો, ક્લબોમાં ભાગ લેવો ટુંકાણમાં જુદી જુદી જાતના અવલોકનથી મુસાફરીથી, અનુ-ભવથી કામ કરવાના ખંતથી મહાન આત્માઓના જીવનોનો અનુભવ કરવાથી સાર ગ્રહણ કરવાની ટેવથી પરસ્પર સજ્જનોના સમાગમમાં ભળી જ્ઞાનની "આપ" "લે" કરવાથી, વિવિધ વાંચનથી, સ્મરણ, શ્રવણ, મનન ને નિદિધ્યાસનથી જ્ઞાન વધે છે. સ્ત્રિઓ જો આવી રીતે મળેલા વખતનો ઉપયોગ કરી જ્ઞાન લેવામાં આગ્રહી ઉપભોક્તા બનશે તો દેશમાં; કાળીદાસ, શેકસપીઅર કે વર્ડઝવર્થ જેવા કવિઓ; અભિમન્યુ, શિવાજી, પ્રતાપ જેવા વીરો; પ્રહલ્લાદ, નૃસિંહ કે મીરાં જેવાં ભક્તો અને કૃષ્ણ, ક્રાઇસ્ટ કપીલ કે બુદ્ધ જેવા અવતાર ધારી આત્મા-ઓને ઉત્પન્ન થતાં વાર નહિ લાગે. ટુંકાણમાં હિંદુસ્તાન એક આબાદ દેશ થઇ રહેશે. સ્વર્ગ-સ્થ ગોવર્ધનરામ ભાઇએ ખોટું નથી કહ્યું કે " સ્ત્રિની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ થવી અશક્ય છે. સ્વામી વિવેકાનંદ કહે છે કે કોઇ પણ પ્રકારની ઉન્નતિને માટે જ્ઞાન વિના नान्यः पन्था विद्यते यनाद બીજો માર્ગ નથી.

છેવટમાં પરમ કૃપાળુ પ્રભુ સ્ત્રિઓનાં, કુટુંબીઓનાં ને સુધારકોનાં હૃદયોમાં ઉગી હોય અને સગવડતા વધારી અમલનો અજ્ઞાનાન્ધકાર દુર કરી જ્ઞાન જ્યોતી પ્રસરાવે ! એજ અંતીમ ઇચ્છા.

મ્હેં મ્હારી યથાશક્તિથી જે કાંઇ લખ્યું છે તેને યોગ્ય લાગે તો સ્વીકારવાની વિદ્વા-નોને વિનંતિ કરી અત્રેજ વિરમું છુ

समाप्तः हरिः ॐ तत् सत् शांतिः शांतिः शांतिः

# रमणीमणिमाला.

## સાવિત્રી*

લેખક—બ્હેન શ્રી "નિર્મળા."—મુંબાઇ.

અશ્વપતિ નામનો એક રાજા હતો તેને સાવિત્રી નામની એક ભલી અને સુંદર કુંવરી હતી. જ્યારે સાવિત્રી ઉમ્મર લાયક થઇ ત્યારે તેના પિતાએ તેને વાસ્તે યોગ્ય વર પસંદ કરવાનું તેને કહ્યું. તે સમયમાં હિંદુસ્તાનમાં રાજકુંવરીઓ ઘણી સ્વતંત્ર હતી અને પોતાને વાસ્તે પોતેજ પતિ પસંદ કરતી

સાવિત્રીએ પિતાના વિશ્વાસુ કારભારીઓ અને વૃદ્ધ રક્ષકો સાથે દૂર દેશના મુલકમાં જવાનું કબુલ કર્યું માર્ગમાં જુદા જુદા રાજદરબારોમાં ઘણા કુંવરોને જોયા પણ તેમાંથી એક પણ કુંવર તેને પસંદ પડ્યો નહિ છેવટે તેઓ એક જંગલમાં એક પવિત્ર આશ્રમ આગળ આવી પહોંચ્યા. તે વખતમાં કેટલાંક વનો માત્ર પ્રાણીઓને વાસ્તે અલગ રાખવામાં આવતાં હતાં અને તેમાંના કોઇ પણ પ્રાણીની હિંસા થઇ શકતી નહિ. જાનવરો મનુષ્યથી ડરતાં નહિ સરોવરનાં મત્સ્યો પણ કિનારે આવતાં અને હાથમાંથી ખોરાક લઇ જતાં. સેંકડો વર્ષ પર્યંત એક પણ પ્રાણીની હત્યા ત્યાં થએલી નહિ ઋષિમુનીઓ અને વૃદ્ધ માણસો ત્યાં હરિણો અને પક્ષિઓ સાથે પર્ણકુટિ બાંધીને રહેતા. ગુન્હેગારો પણ ત્યાં સલામત રહી શકતા જ્યારે કોઇ મનુષ્ય જીંદગીથી કંટાળી જતો ત્યારે તેવા વનોમાં જઇ વસતો ઋષિમહાત્માઓના સમાગમમાં રહીને ધર્મની વાતો સાંભળતો, ને પછી વિચાર કરતો અને તે પ્રમાણે પોતાના આયુષ્યનો શેષ ભાગ ત્યાં પસાર કરતો

દ્યુમત્સેન નામનો એક રાજા હતો તેના શત્રુઓએ તેને હરાવ્યો અને તેનું રાજ્ય-પાટ લઇ લીધું તે વૃદ્ધ તેમજ અંધ થયો. આ ગરીબ, વૃદ્ધ, અંધ રાજાએ પોતાની રાણી ઓ કુંવરને લઇને જંગલમાં નિવાસ કર્યો, અને તે સખ્ત તપ કરીને પોતાની દુઃખી જીંદગી પુરી કરતો હતો તેના પુત્રનું નામ સત્યવાન હતું

જુદા જુદા રાજદરબારોની મુલાકાત લીધા પછી સાવિત્રી છેવટે આ આશ્રમમાં આવી. તે સમયે આશ્રમ વાસ્તે એટલું બધું માન આપવામાં આવતું હતું કે મોટામાં મોટા રાજાને પણ આશ્રમમાં રહેતા ઋષિમુનીઓને વંદન કરવા ગયા વગર ચાલતું નહિ જંગલમાં રહેતા, કંદમૂળ અને ફળફળાદિ ઉપર નિર્વાહ કરતા, ચીંથરેહાલ વસ્ત્ર પહેરતા કોઇ મહાત્માના વંશથી ઉતરી આવેલા છીએ એમ કહેવાને હિંદુસ્તાનના મોટામાં મોટા રાજાઓ પણ આનંદ માને છે. આપણે જ્યારે મહાત્માના વંશથી ઉતરી આવેલા છીએ ધર્મને એટલું બધું માન આપવામાં આવે છે રાજાઓ પણ મહાત્માઓને વંદન કરવામાં પોતાને માન

* સ્વામી શ્રી વિવેકાનંદના ભાષણોમાંથી ભાષાન્તર.

સમજતા જો તેઓ ઘોડેસ્વાર થએલ હોય તો તેઓ નીચે ઉતરીને ઋષિઓ તરફ પગે ચાલીને જતા. જો તેઓ રથમાં બેઠેલા હોય તો આશ્રમમાં દાખલ થતી વખતે રથ અને હથિયાર તેઓએ બહાર રાખવાં જોઇએ. કોઈ પણ ક્ષત્રિયને આશ્રમમાં દાખલ થવું હોય તો તેણે શાંત, અને નમ્ર, ધાર્મિક માણસ તરીકે દાખલ થવું જોઈએ. સાવિત્રી આ આશ્રમમાં આવી અને ત્યાં મહાત્મા ધ્યુમત્સેનના પુત્ર સત્યવાનને જોયો. તેનું અંતઃકરણ આકર્ષાયું. મહેલોમાં વસનાર રાજકુંવરોથી છટકી શકી હતી, પણ અહિંયા ધ્યુમત્સેનના વનાશ્રમમાં તેના કુંવર સત્યવાને તેનું ચિત્ત ચ્હોર્યું.

જ્યારે સાવિત્રી પોતાને પિતાને ઘેર પાછી ફરી ત્યારે તેના પિતાએ તેને પૂછ્યું, "સાવિત્રી, પ્રિયપુત્રી, તને કોઈ કુંવર પસંદ પડયો ?" ત્યારે શરમાઇને ધીમેથી સાવિત્રીએ કહ્યું, "પિતાજી, હા" "તે રાજકુંવરનું નામ શું છે ?" "તે કોઇ રાજકુંવર નથી પણ રાજા ધ્યુમત્સેન જેણે પોતાનું રાજ્ય ગુમાવ્યું છે તેનો પુત્ર છે. રાજ્યપાટ વગરનો રાજકુંવર છે. સાધુની જીંદગી ગાળે છે; વનમાં સંન્યાસી તરીકે રહે છે, કંદમૂળ એકઠાં કરે છે; પોતાના વૃદ્ધ માતાપિતાને સહાય કરે છે, અને પર્ણકુટિમાં રહે છે.

આ સાંભળીને તેના પિતાએ ઋષિ નારદ જેઓ તે વખતે ત્યાં હતા તેની સલાહ લીધી. તેણે કહ્યું કે એથી વધારે કમનસીબ પસંદગી હોઈ શકેજ નહિ. રાજાએ નારદ મુનિને તેનું કારણ સમજાવવા કહ્યું મુનિએ કહ્યું, "આજથી બાર માસની અંદર તે કુંવરનું ભવિષ્ય થશે." ત્યારે રાજા ભયભીત થયો અને કહ્યું, "સાવિત્રી, આ કુંવરનું ભવિષ્ય બાર માસની અંદર થવાનું છે અને તું વિધવા થઇશ. તે તો વિચાર કર. મારી પુત્રી, તારી પસંદગી ફેરવ. ટુંકા આયુષ્યવાળા અને કમનસીબ કુંવર સાથે તારૂં કોઇ દિવસ લગ્ન કરવામાં આવશે નહિ." "પિતાજી, તેની પરવા કરો નહિ, કોઈ પણ બીજા વર સાથે લગ્ન કરવાનું મને કહીને મારા મનની પવિત્રતાનો નાશ કરશો નહિં. કારણકે તે ભલા અને બહાદુર સત્યવાનને હું ચાહું છું, અને મારા મનમાં મેં તેને પતિ તરીકે પસંદ કર્યો છે. કુમારિકા ફક્ત એકજ વખત પતિની પસંદગી કરે છે અને તે કદી પોતાની પસંદગી ફેરવતી નથી " જ્યારે રાજાએ જોયું કે સાવિત્રીએ દૃઢ નિશ્ચય કર્યો હતો ત્યારે તેણે હા કહી પછી સાવિત્રી રાજકુંવર સત્યવાન સાથે પરણી અને પોતાના પિતાના મહેલોમાંથી ચાંતપણે પતિ સાથે વનાશ્રમમાં ગઇ. ત્યાં તે તેના સાસુ સસરાને મદદ કરતી. જો કે સાવિત્રી જાણતી હતી કે અમુક દિવસે સત્યવાન દેહ ત્યાગ કરશે તોપણ તેણીએ તેના પતિથી તે વાત છુપી રાખી સત્યવાન દરરોજ જંગલમાં દૂર જતો, ફળ ફૂલ એકઠાં કરતો, બળતણ લાવતો, અને સાવિત્રી રસોઇ કરતી અને વૃદ્ધ સાસુ સસરાની સેવા કરતી. આ પ્રમાણે તેઓની જીંદગી પસાર થતી હતી પણ તેટલામાં તે કમનસીબ દિવસ નજદીક આવ્યો અને ફક્ત ત્રણ ટુંકા દિવસ બાકી રહ્યા. તેણીએ એવી સખત માનતા કરી કે હું ત્રણ રાત્રી જાગરણ કરીશ અને ત્રણ દિવસ ઉપવાસ કરીશ અને તે સખત માનતા પ્રમાણે વર્તી. સાવિત્રીએ ખરા અંતઃકરણની પ્રાર્થનાથી અને અદૃશ્ય આંસુઓથી દિલગીર, અને ઉંઘ વગરની, રાત્રીઓ ગાળી. છેલ્લા દિવસનું ભયંકર પ્રભાત થયું તે દિવસ સાવિત્રી સત્યવાનને પોતાની દૃષ્ટિ બહાર એક પળ પણ દૂર રાખવા માગતી ન હતી. જ્યારે તેનો પતિ દરરોજની માફક કંદમૂળ અને

બળતણ વિગેરે લેવાને વાસ્તે ગયો ત્યારે તેની સાથે પોતે જવાની સાસુ સસરા પાસે રજા માગી, અને તેઓની રજા મેળવી તેણી ગઇ. એકાએક મુંઝાતા શબ્દોમાં પોતાને મૂર્છા આવે છે એમ સત્યવાને કહ્યું, "વ્હાલી સાવિત્રી, મારા મગજમાં તમસ આવે છે અને મારી ઇંદ્રિઓ નબળી પડે છે. અને ઉંઘ આવતી હોય એમ લાગે છે. મને થોડો વખત તારી પાસે આરામ લેવા દે." બ્હીતી અને ધ્રુજતી સાવિત્રીએ જવાબ આપ્યો, "મારા વ્હાલા સત્યવાન, પધારો, અને તમારૂં મસ્તક મારા ખોળામાં મુકો." અને તેણે પોતાની પત્નીના ખોળામાં પોતાનું બળતું માથું મુક્યું. અને થોડા વખતમાં નિશ્વાસ નાંખીને દેહત્યાગ કર્યો. સાવિત્રીએ પોતાના પતિને આલિંગન કર્યું. તેની આંખોમાંથી આંસુ દડ દડ વહેતાં હતાં. ત્યાં તે એકાન્ત વનમાં એકલી બેઠી હતી, તેવામાં યમરાજાના દૂતો સત્યવાનનો આત્મા લઇ જવાને ત્યાં આવી પહોંચ્યા. પણ જ્યાં સાવિત્રી પોતાના પતિના શબની પાસે બેઠી હતી ત્યાં જવાની તેઓની હિંમત ચાલી નહિ. તેની આસપાસ તેજનો પ્રકાશ પડતો હતો. અને યમરાજાનો એક પણ દૂત તેની અંદર જઇ શક્યો નહિં. તેઓ સઘળા પાછા નાશીને મૃત્યુદેવ યમરાજા પાસે ગયા અને સત્યવાનનો આત્મા તેઓ લઇ શક્યા નહિં તેનું કારણ તેને કહ્યું.

પછી મરણ વશ થનારનો ન્યાયાધિશ મૃત્યુદેવ યમરાજા આવ્યો. પહેલો મનુષ્ય પૃથ્વી ઉપર મરણ પામ્યો તે યમરાજા હતો. અને જે બધા મૃત્યુ પામે તેનો ઉપરી દેવ તે થયો હતો. મનુષ્યના મરણ પામ્યા પછી તેને શિક્ષા કરવી કે બદલો આપવા તેનો નિર્ણય તે કરે છે. તેથી તે જાતે ત્યાં આવ્યો. તે દેવ હતો તેથી તે તેજસ્વી ચક્રની અંદર જઇ શક્યો. સાવિત્રીની પાસે ગયો અને કહ્યું; "પુત્રી, આ શબને તજી દે. કારણકે મનુષ્યના નસીબમાં મૃત્યુ નિર્માણ થએલું છે અને હું સૌથી પ્રથમ મૃત્યુવશ થયો હતો. તે વખતથી દરેક મનુષ્યને મૃત્યુને વશ થવું પડે છે. મૃત્યુ મનુષ્યને વાસ્તે નિર્મિત થએલું છે. એમ કહેવાથી સાવિત્રી ખસી ગઇ અને યમે સત્યવાનના આત્માને લઇ લીધો. તેના આત્માને લઇને તે પોતાને રસ્તે પડતો. થોડે દૂર ગયા પહેલાં તેણે સુકાં પાંદડાઓ ઉપર પગલાં સાંભળ્યાં. તે પાછો ફર્યો અને કહ્યું. "પુત્રી, તું મારી પાછળ શામાટે આવે છે? દરેક મનુષ્યના નસીબમાં મૃત્યુ નિર્માણ છે." સાવિત્રીએ જવાબ આપ્યો, "પિતાજી, હું તમારી પાછળ આવતી નથી. સ્ત્રીના નસીબમાં પણ નિર્માણ થએલું છે કે જ્યાં પોતાનો પતિ જાય ત્યાં પોતે જવું. અને અનંત નિયમ પ્રમાણે પતિ અને પતિવ્રતા સ્ત્રીને જુદા પાડી શકે નહિ." પછી યમદેવે કહ્યું, "તારા પતિની જીંદગી સિવાય બીજું કંઇ પણ વરદાન માગ." "હે યમદેવ, જો તમે વરદાન આપવાને પ્રસન્ન હો તો હું માગું છું કે મારા સસરાનો અંધાપો દૂર થાય અને તે સુખી થાય." "ગુણવાન પુત્રી, તારી પવિત્ર ઇચ્છા સફળ થાઓ." અને પછી સત્યવાનનો આત્મા લઇને મૃત્યુદેવ આગળ ચાલ્યો. ફરીને પાછળથી તેજ પગલાં સંભળાયાં. તેણે પાછું જોયું, "હે પુત્રી સાવિત્રી, તું હજી મારી પાછળ આવે છે?" "હા, પિતાજી, તેમ કર્યા વગર મારો છુટકો નથી. હું બધો વખત પાછી ફરવાની કોશીશ કરૂં છું પણ મારૂં ચિત્ત મારા પતિ પાછળ જાય છે. અને મારો દેહ પણ સાથે જાય છે. મારો આત્મા તો ક્યારનો ચાલી ગયો છે. કારણકે તે આત્મામાંજ મારો આત્મા સમાએલો

છે. અને જ્યારે તમે તે આત્મા લઇ જાઓ છો ત્યારે આ દેહ પણ સાથે જાય નહિ?" "સુંદર સાવિત્રી, હું તારા શબ્દોથી પ્રસન્ન થયો છું હજી બીજું વરદાન માગ પણ તારા પતિની જીંદગી માગની નહિ." "પિતાજી, જો તમે બીજું વરદાન આપવાને ખુશ થયા હો તો હું માગું છું કે મારા સસરાને તેણે ગુમાવેલાં દોલત તથા રાજ્ય પાછાં મળો." યમે જવાબ આપ્યો, "વ્હાલી પુત્રી, હું આ વરદાન આપું છું પણ તું ઘેર પાછી ફર, કારણકે જીવતું મનુષ્ય યમદેવ સાથે જઈ શકે નહિં." અને પછી યમરાજા પોતાને રસ્તે આગળ ચાલ્યો. પરંતુ સાવિત્રી, પવિત્ર અને ગુણીયલ સાવિત્રી, પોતાના મૃત પતિની પાછળ ચાલી. યમ ફરીને પાછો ફરે છે, "ઉમદા સાવિત્રી, મારી પાછળ આવ નહિં.- કારણકે તારૂં આવવું ફોકટ છે. મૃત માણસ જીવીત થઇ શકતું નથી." જ્યાં જ્યાં તમે મારા વ્હાલાને લઇ જાઓ છો ત્યાં ત્યાં હું પાછળ ગયા વગર રહી શકતી નથી" "સાવિત્રી, ત્યારે ધાર કે તારો પતિ પાપી હોય અને તે નર્કમાં જાય તો સાવિત્રી, પોતાના વ્હાલાની પાછળ જવા તૈયાર થઇશ?" તેણે કહ્યું, "સ્વર્ગ હોય યા નર્ક હોય, જીવન હોય યા મૃત્યુ હોય, જ્યાં તે જશે ત્યાં જવાને હું ખુશી છું." "મારી પુત્રી, તારા મધુરા શબ્દો મને પ્રસન્ન કરે છે હજી બીજું વરદાન માગ. પણ મૃત્યુવશ થએલાને ફરી જીવ આવતો નથી" 'જ્યારે તમે એવી રજા આપો છો ત્યારે હું માગું છું કે મારા સસરાનો મહાન વંશ નાશ પામે નહિ. સત્યવાનના પુત્રો તેની રાજ્યગાદી ઉપર બેસે." ત્યારે મૃત્યુદેવે સ્મિત કરીને કહ્યું, "ભોળી સાવિત્રી, હવે તારી ઇચ્છા પ્રાપ્ત થશે. તારા પતિનો પ્રાણ આ રહ્યો તે ફરીને જીવતો થશે અને તારા પુત્રો પણ યોગ્ય વખતે રાજ્ય કરશે ઘેર પાછી ફર, પ્રેમે મૃત્યુને પણ પરાજીત કર્યું છે. કોઇ પણ સ્ત્રીએ તારા જેટલો સ્નેહ બતાવ્યો નથી અને તેં સાબીત કરી આપ્યું છે કે મારા જેવો મૃત્યુદેવ પણ સત્ય પ્રેમની શક્તિ આગળ અશક્ત છે'

હિંદુસ્તાનમાં દરેક કુમારિકાએ સાવિત્રીનું ચરિત્ર જાણવાની જરૂર છે મૃત્યુ પણ તેના પ્રેમને વશ કરી શક્યું ન હતું. અને તેનો સ્નેહ એટલો અનહદ હતો કે તેના પતિનો પ્રાણ યમદેવ પાસેથી પણ તે પાછો મેળવી શકી હતી

---

## સ્ત્રીધર્મ:—

સ્ત્રીધર્મ એટલે શું તે પ્રથમ જાણવું જોઇએ, ને તે દરેક સ્ત્રીએ શીખવું જોઇએ. તે એક મહાશાસ્ત્ર છે, ને તેનાપર આખા ગૃહસ્થાશ્રમનો આધાર છે. દરેક જાણે સમજે છે કે સંસારનું નાવ સ્ત્રી છે, ને તેને લીધે જ ગૃહસ્થાશ્રમ શોભે છે, સ્ત્રીધર્મમાં સ્ત્રીના કર્તવ્યોનો સમાવેશ થાય છે, સ્ત્રી કંઇ નિર્માલ્ય વસ્તુ નથી. મનુ જેવા ઋષિએ પણ તેની નીચેના શબ્દોમાં પ્રશંસા કરી છે તે કહે છે કે "ઘરની શોભારૂપ, પૂજ્ય પ્રજાર્થે સર્જાયલી, મહાભાગ્યવાળી સ્ત્રી અને લક્ષ્મી દેવતા તે બેમાં કંઇ ભેદ નથી" "'જ્યાં નારીની પૂજા થાય છે ત્યાં દેવતા પણ વાસો વસે છે' આવા ઉત્તમ ગુણો કુદરતથી જ મેળવનારી સ્ત્રીએ સ્ત્રીપણું તો જાણવું જ જોઇએ. તેણે જાણવું જોઇએ કે તે ગૃહિણી છે પુરૂષ ઘરનો રાજા ને તે તેની પ્રધાન છે આટલું છે છતાં પણ ઘરમાં તો તે રાજા છે. ઘરનો બધો બોજો તેના માથાપર રહેલો છે જે ઘરમાં સ્ત્રી સુઘડ, સમજુ તથા સારી રીતે પોતાના દરેક પત્ની ધર્મમાં કેળવાયેલી હોય છે તે ઘર કેવું સુખી રહે છે!

—શ્રી. સગુણા કૃત 'સ્ત્રીબોધક સતીચરિત્રો.'

# आनन्दाश्रम.

જાહેરખબર ! જાહેરખબર ! જાહેરખબર !

## ગુજરાતની ખાદ્ય વાનીઓનું-જંગી પ્રદર્શન.

અનુવાદક બ્હેન "આકૃતિ."

(વાચનાર, વાંચવા ન ઇચ્છતા હોય તો તેને તેમ કરવા સદર પરવાનગી છે. કોઈના ઉપર પીનલ કોડ લાગુ પાડવાનો નથી!)

લોકો કહે છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" પણ તે સુખ કેમ મળે? પ્રથમ ખાવાની વસ્તુઓ ચોકખી જોઇએ. તેમ ન હોય તો તે ખાવાથી પેટમાં રોગ થાય તે પેટમાંથી મુખમાં આવે, તો ગમે તેમ બોલી દેવાય, તો બીજાઓને ખોટું લાગે, તો આપણે આત્મઘાત કરવો પડે, (જો કે આત્મા તો અમર છે!) તો સાત જન્મ આપઘાત કરવો પડે! કેવું ભયંકર! હરિ (૨)*

તેમ ન થાય તો પણ રોગ ખરાબ હોય તો આપણે મરી જઇએ અને તેથી આપણાં વહાલાંઓ વિરહથી થઇ જાય-સુદામાને લાકડે લાડુ! હાય, (૨)* તે જોઇને કદાચ અંધારામાં અથડાઈ પડીએ તો આપણા માથામાં વાગે પછી કની? હંઅ (૨) (૨) (૨)*!

માટે આપણે ખોરાક સારો વાપરવો પણ તે ખોરાકની પરીક્ષા કેમ કરવી? બ્હીશો નહિ. અમે તે માટે યોજના યોજી છે. તે અમારી યોજના સાંભળવા ઇચ્છનારને "રૂન રૂપીયો-હ્નન આનો-સુન પાઇ" મનિઆર્ડરથી મોકલી આપવા (શીરનામું આવતે મહીને જણાવીશું) બીજાઓએ કાનમાં પૂમડાં (અને આંખમાં મરચાં) દાબી બેસવું.

અમારી યોજના પ્રમાણે એક મોટું—વાનીઓનું જંગી—પ્રદર્શન તારીખ ૦—૦—૦ ને દિવસે ગનિના સાડી શુન્યથી વાગતે ભરાશે (દરેક માણસની મરજી હોય ત્યાં છે—તેને માટે મહા મહેનતે જે નિયમો—ખાઈ પી ગડયા રહીને ઘડી કાઢયા છે તે આ પ્રમાણે છે (વાંચવા હોય તેણે વાંચવા અમે બે પરવા છીએ!)

### નિયમો.

(૧) જોવા આવનારે પોતાના માથાં દીઠ એકજ ટીકીટ લેવી તેને માટે દરેકે ડબલ ભાડું સીધું પહેલેથી મોકલી આપવું.

(૨) કેટલાક જમાનાના ખાધેલાને ડાહ્યાં થઇ આવવાની ટેવ હોય છે તેમને તેમ

* (૨) જ્યાં આમ લખ્યું હોય ત્યાં આપશ્રી શબ્દ બેવાર વાપરવો.

કરવાની "૧૦૫" ડીગ્રી સખત મનાય છે કારણકે કથરોટમાં ગોઠવેલા લાડુ, તેમના હાથ જોઇ ભયથી ગબડી પડે છે અને તેમ થતાં અકસ્માત થવાનો સંભવ છે.

(૩) કેટલાક ભૂખી મરેલાંઓ કુતરાં બીલાડાં અથવા વાંદરાં લઈ ફરે છે. તેમને પણ આવવા દેવામાં આવશે નહિં. કારણકે કુતરાં બીલાડાંઓ તથા વાંદરાંનાં મોમાંથી પાણી ઝરે છે, તેથી લાડવા પલળી જાય છે.

(૪) તેવાંઓને હાંકી કહાડવા દ્વાર પ્રદેશે એક દંડાસજ્જ પલટણ રાખવામાં આવશે.

(૫) મંડપ બાંધવાને માટે ટેકો દેવા માટે "વૉલંટીઅરો" એ પોતાના જન્મ દિવસની તારીખ પહેલાં અરજી કરવી. (જો કે તેમ કરવાથી તેમને સોટા ગાળ સિવાય કંઇ પણ બીજા પારિતોષિકની લાલચ આપવાને અમે અશક્તિમાન છીએ.)

વાનીઓ નીચે પ્રમાણે ગોઠવવામાં આવશે.

૧. આ વિભાગમાં જેની સાથે માથું કુટીએ તો લોહી નીકળે એવી વસ્તુઓ ગોઠવવામાં આવશે. જેવી કે, લાડુ, સક્કરપારા વગેરે, (લાડુ ડીપાર્ટમેન્ટમાં, દાળ ગેંઠવાઇ ગયેલી જે પ્રેક્ષક બનાવશે તેને ત્યાંજ મીટીંગ ભરી એક હીંદરાની માટલી પુર પાણીથી ભરેલી દાળ ઇનામ બક્ષાશે.)

૨. પણ "ભાત ડીપાર્ટ મેન્ટ (વિભાગ) માં સક્કરપારા મૂકાઇ ગયેલા બતાવનાર ને કંઇ મળશે નહિ. કારણકે ભાત-ડીપાર્ટમેન્ટના મેમ્બરો એક સક્કરપારાને મારીને હાંકી કાઢવા સમર્થ છે. ‡ (અમારી ફુટનોટ વાંચશો ?)

૩. આલણ તળકાવવાને ત્યાં એક જૂદો ખંડ રાખવામાં આવશે. તેમાં જવાની ફી કંઇ પણ લેવામાં આવશે નહિ, કારણકે તે જોઇને જ પ્રેક્ષકના મુખમાંથી અશ્રુધારા ઝરશે, તેજ બહુ મોટી ફી થઇ પડશે (કારણકે કોઇકનાં અશ્રુમાંથી મોતી પાકે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે.)

વાની મોકલનારને સુચના.

(૧) દરેક મોકલનારે પોતાનું પૂરેપૂરૂં નામ ઠામ લખી મોકલવું.

(૨) દરેક શહેરમાં અમારો એજન્ટ રહેશે, તેને તે વાનીઓ પહોંચાડવી. નમુનારૂપી એજન્ટો:—

‡ આ નિયમ આમ શા માટે રાખ્યો, તે માટે અમારા ઉપર મી૦ ફરોશાભટનો આવેલો પત્રઃ
" તા૦ કંઇ નહિ.
બાઇ તમે જે છો તે......(અમારૂં નામ.) મુ. તુરીયાંપૂર
જત. તમારો કાગળ નથી માટે લખશે તુરીયાંપૂરથી લખિતમ આપનો સેવક......વાંચી બીના જાણી છે બીજું, તમે બહુ તુચ્છ છાજો. કારણકે તમે ભાત-ડીપારટમેન્ટને અન્યાય કીધો છે. મારી ઉમ્મરમાં મેં કદી એવો જોયલું નથી" ઇત્યાદિ, ઇત્યાદિ......આને અમારે શું જવાબ દેવો ?

સિ. ય. છ. જ.

સુરત—લાલીઆ લીખા ક્તલચંદ ખુરશેદ
પેંરાપુર—મુખવાનજી મ્હેરવાસ ચનાપાપડી.
બુદીઆગાવ—દોસ્તદારયા મંચેર મહમદ ખીસ્સાં ખરાબ
ગેરાપેટ—બાઇ ડોશી નવ યૌવના અદ્દહજમીહાર.

(ઠેકાણું! સૌસૌને ઘેર. અરજ ઉપર લખેલાં વગેરેના નામ વાચતાંજ જેમને ચિતરી ચઢી આવ્યો થઇ આવતો હોય તેમણે તરતજ લાકડીવાળા હાથે વળતું પણ વચમાં નકામો ભોંગેરો ન વાગવો! એજ, રામ રામ!)

---

## "મુક્તિ!"

લેખકઃ—બ્હેન શ્રી "જ—"

શ્રાવણ માસ ચાલતો હતો, ઘણા ખરા રસ્તાઓ ઉપર મારુભટ કથા કહેવા બેઠેલા હતા હમારા પાડોશી સ્વર્ગસ્થ શેઠ ઘેલાભાઇના પુત્ર ચતુરભાઇ પણ હમેશા સાંભળવા જતા હતા એક દિવસે કથાની આખરે મહારાજે કહ્યું કે "જે કહેવાય તે આજ સાયુજ્ય મુક્તિ શી રીતે મળે તે કહેવાયુ, અને થોડો બાકી રહેલો ભાગ આવતી કાલે કહેવાશે, જેથી સાંભળનારને મુક્તિ મળશે" હમારા પાડોશીએ બીજુ તો કાંઈ સાંભળ્યુ નહી પણ છેલ્લી વારે બોલાયલા શબ્દો "મુક્તિ મળશે" એટલાજ ધ્યાનમા રહી ગયા. બીજે દિવસે સવારમાં તેઓ પોતાની દુકાનના સર્વ ગુમાસ્તાને કહેવા લાગ્યા કે "આજે રાત્રે કથામા આવજો કથામા આજે મુક્તિ વહેચાવાની છે. ગુમાસ્તો ગાંડાભાઇ પૂછવા લાગ્યો કે "આપ મુક્તિને શુ કરશો?" અરેરે એટલીએ ખબર નથી પડતી? અકેક બબ્બે આપણે ખાઇશુ ને બીજી છોકરાને માટે ઘેર લેતા આવીશુ" [શેઠ સમજ્યા કે રાજગરાની ખાંડ ચઢાવેલી ખાવાની વસ્તુ જેને કેટલાક મુક્તિ (નુક્તિ) કહે છે તે મળવાની છે] એ વાત હાચી કહી, હુએ આવીશ ને છોકરની માને પણ તેડી લાવીશ કે વધી આવે તો છોકરાંને બે દહાડા ચાલે શનના શેઠની ત્રીપુટી કથામા ગઇ હતી પણ ત્યાંતો ખાવાની મુક્તિ ન મળી તેથી અત્યંત નીરાશા અને ક્રોધથી સર્વે પાછા આવ્યા. સવારમાં હુ મારા ઓટલા પર ઉભી હતી ત્યારે ચતુરભાઇ કાકા પાસે મ્હે મુક્તિ માગી, ત્યારે તેઓ પાસે આવીને બોલ્યા કે,

"કથા સાંભળી ફૂટ્યા કાન,
"પણ ન મળી મુક્તિ, "ને વાગી માણ!"

---

# विद्याकला-वैद्यक.

## માથાનો દુઃખાવો.*

લેખક: સ્વ. સૌ. ઉમંગ બ્હેન.

આજકાલ આપણે "મારૂં માથું દુખે છે," એમ ઘણા ભાઇઓ તથા બેનોને કહેતાં સાંભળીએ છીએ. આનું કારણ ફક્ત આપણા શરીરની તંદુરસ્તી સાચવવાના નિયમોમાં ભંગ થયો છે એમ માનવું. અને તેનું કંઇ હોય તો તરત તે કારણ દુર કરવું જોઇએ.

માથાના દુઃખાવાનાં ઘણું કરીને ચાર કારણો હોય છે. (૧) ગરમીથી, (૨) શરદીથી, (૩) મગજ ખાલી પડવાથી અને (૪) વધારે શ્રમથી અથવા બદ્ધકોષથી.

૧. ગરમીથી દુઃખતું માથું નીચેના ઉપાયોથી મટે છે.

ઝીણા રૂમાલની ચાર ગેડવાળી ગુલાબજળમાં બોળી માથે રાખવો. માથે ચંદન ચોપડવું અથવા બરફ મુકવો. માખણ અથવા ઘી ઘશીને ઉપર કેળ અથવા એરંડાનાં પાન મુકવાં. ઠંડાં ફળો ખાવા અથવા સરબત પીવો. ઘીમાં મરીનો ભુકો ભેળવી તેને પગના તળીએ વાડકાવડે ઘસવું તેથી પણ માથે ચઢેલું લોહી ઉતરી ગરમી ઓછી થાય છે અને ગુલકંદ અથવા આમળાનો મુરબ્બો ખાવાથી પણ આવું માથું મટે છે.

હવે શરદીથી માથું દુઃખતું હોય તો નિચેના ઉપાયો કામ લાગી શકે છે.

કેસર કે મરિ વાટી તેનો લેપ માથે કરવો. તુળશીના રસનાં ટીપા પાંચ છ કાનમાં નાંખવા.—સુંઠ, મરી, પીપરીમુળ, ને તજના પાણીની રાબડી કરી પીવી.

**બીજા પ્રકારથી માથું દુઃખતું હોયતો—**

દુધનો ખોરાક વધારે રાખવો.—બ્રહ્મચર્ય પાળવું.—એલચી, જાવંત્રી, પીપરીમુળ, સતાવળી એ સરખે ભાગે લઇ તેનો ભુકો કરી દરરોજ એક તોલો લેવો અને તેને દુધમાં નાખી રાબડી કરી પીવી, અંદર સાકર પણ નાંખવી—બદામ તોલા દશ લઇ તેને રાત્રે અધશેર પાણીમાં પલાળી પછી ફોલી નાંખીને ખુબ ઝીણી વાટવી. વાટતાં પાણીનો ખપ પડે તો રાતનુંજ પાણી વાપરવું પછી ખસખસ તોલા સવા પાંચ અને વરીઆળી તોલો અડધો પલાળીને બદામ સાથે વાટવા પછી સાકર તોલા ચાર, ઘી તોલો દોઢ, તથા એલચી ચાર પાંચ લઇ પાણી પીવાય તેટલું મુકી અંદર આ બધું નાખી દેવું જ્યારે પાણી ચહાના ઉકાળા જેવું થાય ત્યારે નીચે ઉતારી લઇ પીવું.

આપણને વધારે શ્રમ પડતો હોય તે કારણ દુર કરવું. રાતે વધારે વાચવું નહિ. અને મગજને તસ્દી પડે એવું કામ બહુ કરવું નહિ. કબજીઆત હોય તો ફક્ત જુલાબ લેવો અથવા થોડા દિવસ દરરોજ સવારે નીચે પ્રમાણે બનાવેલું પાણી પીવું.

૭ તોલા ખજુર તથા ૨ તોલા સોનામુખી લઇ રાતે પાસેર પાણીમાં પલાળી મુકવું અને સવારમાં ઉઠી પહેલા તે પી લેવું.

---

* આ લેખ સ્વ. બેન ઉમંગની નોંધપોથીમાંથી લીધેલો છે. થોડા ફેરફાર દવાના અનુભવ.

# पाकशास्त्र.

## પઉંવાનો બીરંજ.

લેખક:—બ્હેન શ્રી કૃષ્ણ બ્હેન—પેટલાદ.

શેર પઉંવા સારા વીણી ચોખ્ખા કરીને અચ્છેર દુધમાં બે કલાક પલાળી રાખવા, અને તુવેરની શીંગના લીલવા પાશેર ફોલી મુકવા. પછી અચ્છેર બટાટાને બાફીને ફોલી તેના ઝીણા કકડા કરવા. પાશેર મગફળીના દાણા અને પાશેર કોપરાના ઝીણા કકડા કડાઇમાં પાશેર તેલ મુકીને પહેલાં બટાટા તળી લેવા, પછી તુવેરની શીંગના લીલવા તળવા અને મગફળીના દાણા તથા કોપરૂં પણ સાંતળવું પાછું કડાઇમાં ફરી નવટાંક તેલ મુકીને રાઇ આખા મરચાં અને હીંગનો વઘાર મુકવો. વઘાર થાય એટલે પઉંવા વઘારવા. પછી તેમાં બટાકા, લીલવા, મગફળી, કોપરૂં વીગેરે નાંખી દેવું પછી હળદર મીઠું લીલાં મરચાંના કકડા તથા લીલા ધાણાની બે પણી સમારીને નાખવી. થોડીવાર ઢાંકી મુકવું. એક બે પખન હલાવી પઉંવા તળાયા જણાય એટલે ઉતારી લેવુ પછી એમાં લીંબુ નીચોવીને તે ખાવામાં લેવું બહુ સ્વાદિષ્ટ લાગે છે

---

## ચણાના લોટના ગાંઠીયા.

લેખક:—"એક નાગર સ્ત્રી."—જુનાગઢ.

એક શેર ચણાની વીણેલી ચોખ્ખી દાળ લેવી અને ઘંટી સાફ કરીને દળાવવી. પછી તેમાં શેકેલું મીઠું તથા શેકેલ પાપડીઓ ખારો દર એકેક રૂપિયાભાર, વીંણીને સાફ કરેલો અજમો આખો એક રૂપિયાભાર, તથા મરી (તીખા) આખાંભાગાં એકથી દોઢ રૂપિયાભાર નાખવા કાચી ફટકડી ચણી બોર જેવડી લઇ ફુલાવવી અને તે પણ અંદર નાખવી પછી બધી વસ્તુઓ લોટની અંદર મેળવી દેવી અને હીંગનું, અથવા તડબૂચનું પાણી* કહાડીને તે વડે લોટ બાંધવો પણ પાપડનો બાંધીએ છીએ તેવો સખત નહિં—નરમ બાંધવો અને તેને ખાંડવો. પછી ચુલા ઉપર કડાઇમાં અડધો શેર ચોખ્ખું તેલ મુકીને પછી જોવું કે તેલ બરોબર થયું છે કે નહિં. તે માટે થોડી કણક લઇને તેનો નાનો લોચો અંદર નાખી જોવો. તેલ ખરાબ હશે તો ફીણથી કડાઇ ભરાઇ જશે અથવા તેલ બરોબર થયું નહિં હોય તો પણ ફીણ થઇ આવશે. બરોબર તેલ ગરમ થયા પછી તેમાં થોડી કણક લઇ તેનો અડધો ભાગ બોળવો. અને પછી તેને સારી રીતે મેળવવી. પછી એક ખરસટ પાટલો

---

* આરીસાના પાણીથી અગર દુધથી પણ લોટ બંધાય પણ તેના ગાંઠીયા તળતા લાલ થઇ જાય છે

લઈ તે માથે એક હાથે છેવટની આગળા નીચેની હથેળીના ભાગથી બાર દઈને ધીમે ધીમે ગાંઠીયા વણવા જેમ/મેદાની સેવી આપણે બે હાથે વણીએ છીએ ને તે બારીક હોય છે તેમ આ જરા જાડા વણવા જેમ હાથ નીચેથી બેચરાં જઈશું તેમ એની ગેળ ગો આમળો ચઢતો આવશે જ્યાં સુધી આમળો જોઈએ તેવો ન પડે ત્યાં સુધી ગાઠીયા બરો બર થયા ન કહેવાય પછી તેને થોડે થોડે તૈયાર થયેલા તેલમાં ધીમે તાપે તળવા. કઢાઇમાં વારેવારે હલાવ્યા કરવા. કઢાઇમાંજ ખરા થવા દેવા પણ લાલ ન થઈ જાય તે સંભાળવું એજ રીતે બધા લોટના ગાઠીયા કરવા

અમારા દેશમાં ગાઠીયા માટે ઝારી વાપરવામાં આવતી નથી

---

# કેરીની થોડી બનાવટો.

## ગોળ કેરી.

લેખક:—બ્હેન શ્રી "સુમન" બ્હેન—વડોદરા.

કાચી કેરી લઇ તેને છોલી નાખવી અને તેના કકડા કરવા પછી તે પાણીમાં નાખી ખારી નાખવા પછી જેટલી કેરી હોય તેટલો ગોળ લેવો અને ઘીનો વઘાર કરવો, તેમાં તજ લવિંગ નાખવા. વઘાર તૈયાર થાય પછી પેલી બાફેલી કેરીના કકડા તેમાં નાખવા અને ગોળ પણ નાખવો પછી થોડું પાણી નાખવુ અને તેને ખુબ ઉકાળવું પછી નરમ રહે એટલે ચુલેથી ઉતારી લેવુ આ રીતે ગોળ કેરી થાય છે.

## કેરીનો છુંદો.

કેરીને છોલી તેને ખમણીવતે ખમણી નાખવી, અને તેને નીચોવીને પાણી તદન કાઢી નાખવુ પછી એને પાણી નાખી ખુબ ધોઇ નાંખવી પછી રાઇ, હિંગ, મરચા અને તેલનો વઘાર મુકવો વઘાર થઈ જાય એટલે આ ખમણેલું છીન તેમાં વઘારી દેવુ પછી તેમા થોડું ઘી ને જોઇએ તેટલો ગોળ નાખવો પછી તેમાં મીઠું હળદર નાખી, ધીમે તાપે શીજવા દેવું.

## કચુંબર.

કેરીને ખમણી તેના છીનમાં મીઠું નાખી પાંચેક મિનિટ રાખી તેનુ પાણી નીચોવીને કાઢી નાંખવુ. પછી તેમાં ડુંગળીને સમારી નાંખવી અને ખાંડ, ધાણા-જીરૂં, મરચાં નાખી ખાવાના કામમાં લેવું (ડુંગળી ન ખાતાં હોય તે નહિ નાંખે તોપણ ચાલે)

## કેરી તલનું શાક.

કેરીને છોલી નાખી તેના નાના કકડા કરવા અને તે ખુબ ઉના પાણીમાં જરાવાર

રાખવા. અને તે ગળી જાય નહિ માટે ખાસ ધ્યાન આપવું પછી તેલ, હિંગ, રાઈ મરચાંનો વઘાર મુકી, તે કકડા નાખવા અને તે ખદખદવા આવે ત્યારે, લીલા ધાણા ( કોથમીર ) ગોળ આદુ, લીલા મરચાં, સુકુ ટોપરૂં, બોયશીંગના દાણા, દ્રાક્ષ, તજ, તજ, લવિંગ, ગરમ મસાલો વગેરે નાખવાં. તે સારી રીતે સીઝી જાય

## ગળ્યો છુંદો.

કેરી છોલી ખમણી, સારી રીતે નીચોવી રાઈ, હિંગ મરચાંનો વઘાર મુકી તે છીનવઘારી દેવું અને તેને ધીમા સીજવા દેવુ પછી અડધો શેર ગોળ નાખી, તેમાંનું ગોળનુ પાણી બળી જાય ત્યારે ઉતારી લેવા

## મેથુઓ,

કાચી કેરી છોલી કકડા કરી બાફી નાખવા અને તેમા મેથીનો વઘાર કરી શેર કેરી હોય તો નવટાંક મેથી નાંખવી અને તેમા બાફેલી કેરીના કકડા નાખી દેવા, પછી શેર ખાંડ નાખવી પછી થીજી જાય ત્યારે ખાવાના કામમાં લેવુ

## ગોળવાણું.

છોલેલી કેરી બાફીને ઘઉંનો લોટ ઘીમાં શેકી, ઘીનો વઘાર મુકી તેમાં કેરી અને લોટ નાખી દેવો પછી તેમાં પાણી નાંખવુ અને તેમા ગોળ નાખી તેને ઉકાળવુ અને ઉકળ્યા પછી ઉતારી લેવુ.

---

## મેલેરિયા ( ખરાબ હવાનો ) તાવ—

મેલેરીયાથી હિન્દુસ્તાનમાં સાધારણ તન્દુરસ્તીના વર્ષોમાં દર વર્ષે ૧૦ લાખ મોત થાય છે. અને કોઈક વર્ષોમાં તાવના વાવર વધારે ચાલે છે ત્યારે ૨૦ લાખ મનુષ્યો એ હલકા જણાતા રોગથી મરણને શરણ થાય છે. આ આંકડા ઉપરથી ખાત્રી થશે કે આપણા દેશમાં આ રોગ કેવો ભયંકર નાશ ફેલાવે છે ! સ્વદેશને માટે લાગણી ધરાવનાર કોઈ પણ મનુષ્ય આટલી બધી વસ્તી, દર વર્ષે-આ એકજ રોગથી ઘટી જાય છે એમ જાણી દુઃખી થયા વગર રહેશે નહીં. પ્લેગ નવો મનાય છે અને એનાથી ટપોટપ મરણો થાય છે એટલે એની ભયંકરતા ઝટ સમજી શકાય છે કોલેરા પણ બહુ મોટા પ્રમાણમાં જીવલેણ રોગ નીવડયો છે અને એણે પણ આપણા ઘણા ઉગતા જુવાનોને અકાળે મૃત્યુને શરણ કર્યા છે એટલે એનાથી પણ સાવચેત રહેવાનું આપણને ઝટ સૂઝે છે પરન્તુ તાવથી આપણે ટેવાઈ ગયા છીએ અને એ જુનો દુશ્મન છુપી રીતે આપણા ઉપર કેવા ઘા કરે છે તે જાણી શકાતું નથી.

—ડૉ. હરિપ્રસાદ કૃત "મેલેરીયા તાવ."

# बालोद्यान.

## વેંગણજી.

લેખક:—"એક બ્હેન."

એક ગામમાં કેટલાક ઠગારા વસતા હતા તેઓ બીજાઓને ઠગવામાં જ પોતાની મ્હોટાઈ સમજતા. એક વખત તે ટોળી એક જગ્યાપર એકઠી થઈ અને હવે કોને ઠગવા, તેનો બધા વિચાર કરવા લાગ્યા. અહિંથી એક જણ બોલી ઉઠયો "મારવો તો હાથી અને લુંટવો તો ભંડાર! હવે નાની નાની ઠગાઈઓથી તો ધરાઈ ગયા. જો તમારી બધાંની નજરમાં આવતું હોય તો એક ભારે તડાકો બનાવું."

બધા બોલી ઉઠયા: બતાવો ભાઈ, બતાવો. તમે તો દરેક વખતે એવી કાંઈ સારી વાત લાવવાનાજ."

આ સાંભળીને પેલો ઠગ ખુશી થઈને બોલ્યો "જુઓ આપણે કોઈ વખત અંબાજી જતા સંઘની ખબર લીધી નથી તેથી સંઘની રાજાને ખોટું લાગશે. માટે ચાલો આપણે આ વખતે એમની ખબર લઈ આવીએ."...બધા હસ્યા અને બોલ્યા "પણ, કેવી રીતે એટલાં બધાં માણસોની સામે આપણે થઈ શકીશું? ઘણાં માણસો સામે હામ (હીંમત) ભીડવામાં તો કાંઈ યુક્તિ જોઈએ તે કોઈને આવડે છે?"

પ્હેલાએ કહ્યું "મને કોઈ પણ વસ્તુની અંદર મીણો (ઘેન) મુકવાનો મંત્ર આવડે છે."

બીજો માણસ બોલ્યો "મને એક રાતમાં બધા શાક તૈયાર કરતાં આવડે છે."

ત્રીજો બોલ્યો "હું એક કલાકમાં વેંગણ (વંત્યાક) ના છોડ તૈયાર કરી જાણું છું."

ચોથાએ કહ્યું: "હું જ્યારે ચાર બાજુપર ચાર કાકરા મુકી પાણી છાંટી મંત્ર ભણું છું ત્યારે તેની ઘણી સુશોભિત વાડ બની જાય છે." તેઓનો સરદાર જે ક્યારનો બધુ ચુપચુપ સાંભળતો હતો, તે બોલ્યો "શાબાશ શાબાશ મારા શુરવીરો! ચાલો, ત્યારે આપણે તેને માટે જગ્યા જોઈને સઘળું નક્કી કરી રાખીએ" તેઓ સર્વે ઉઠયા, બધુ નક્કી કર્યું અને છુટા પડી ગયા. * * *

આશરે એક મહિના પછી લોકોનો સંઘ જાત્રા કરવા માટે નીકળ્યો. તે લોકો પોતાની હંમેશની ઉતારો કરવાની જગ્યાપર આવી પ્હોંચ્યા અને જોયુ તો ત્યાં કોઈની વેંગણની વાડી બનેલી હતી! તેથી તેમને જગ્યા બદલવી પડી. વાડીનાથી થોડે દૂર તેઓએ પડાવ નાખ્યો. એક તરફ સઘળાઓને માટે રસોઈ બનવા લાગી. કેટલાકો જોઈતો સામાન લેવા

જુદે જુદે રસ્તે ગયા અને કેટલાક વાડી તહીં ફરવા લાગ્યા. ફરતાં ફરતા બે ત્રણ માણસો પેલી વાડી પાસે આવ્યા અને આવી સરસ તૈયાર થએલી વાડીનો કોણ ધણી હશે ધારી ચારે બાજુ જોવા લાગ્યા પણ કોઇને જોયુ નહીં તેથી ચોરી કરવાં મન લલચાયું. લાકડી વડે છીંડુ પાડી સર્વે અંદર પેઠા. અને મઝેદાર તૈયાર થયેલાં વેગણુ તોડી એકઠાં કરવા લાગ્યા. કેટલોક વખત આમ લીધા પછી બીક લાગવા માંડી કે રખેને ધણી આવે તો આટલાં પણ પડાવી લે. આમ ધારીને તેઓ નાસી ગયા. ઉતારાપર જઇ બીજાઓને વાત કરી તો સહુનું મન પણ લાલચને વશ થઇ ગયું અને બબ્બે ત્રણ ત્રણની ટોળીઓ બની ધીમે ધીમે લેઇ આવવા લાગ્યા. થોડા વખતમાં લગભગ બધી વાડી ખલાસ થઇ ગઇ આ બધુ જોઇ સંઘમાં એક વૃદ્ધ માણસ હતો તેણે કહ્યું. "તમે આ શાક ખાશો નહીં. કારણ કે આપણી હમેશની બરઆ જાણતા છતા તે સ્થળે એ વાવ્યાં છે ને વળી આવે દિવસે રખવાળ' સરખો પણ રાખ્યો નથી તેથી એ બાબતમાં મને તો કાંઇ ગુરૂ ભાસે છે. વાવનારના મનમા કાંઇ પણ કુચ્ચાઈ હશે." આમ તે બિચારાએ કહ્યું. પણ બધાના મત એક ત્યા "નગારામાં તુતીનો અવાજ કોણ સાંભળે?" એક જણે જવાબ દીધો કાકા તમારે ન ખાવુ હોય તો ન ખાશો ને. તમારે બીજાની શી પંચાત?" અને મનમાં બબડયો. "બહુ ડાહ્યો છે તો!"

આવો જવાબ મળવાથી તે માણસ કાંઇ પણ બોલ્યો નહીં. જમવામાં સર્વેએ શાક ખાધુ પણ પેલા માણસે લીધુ નહીં જમી રહ્યાને થોડીવારે સહુને એવું ઘેન ચ્હડવા માંડયું કે સહુ જ્યાં ઉભું હતું ત્યાંજ સુઈ ગયુ નાના મ્હોટા કોઇમા ભેદ રહ્યો નહીં. પેલા ભલા માણસે વિચાર્યું કે આનું પરિણામ કાંઇ પણ ખોટું તો આવશે જ માટે જે થાય તે હવે મુંગે મ્હોંયે જોવું. એવો નિશ્ચય કરી તે પણ બધાંની સાથે ઘેનનો ડોળ કરીને સુઈ ગયો, મધ્ય રાત્રી થઇ એટલે કેટલીક મસાલોનાં અજવાળાં જણાયાં અને પેલા ઠગો ત્યાં આવીને ઉભા. તેઓનો સરદાર આગળ આવ્યો અને પાસે ઉભેલાઓને પૂછ્યું તમે મ્હારા કહેવા પ્રમાણે મોટો ખાડો ખોદી રાખ્યો છે? પેલાઓએ જવાબ દીધો, હાજી. પછી તે બોલ્યો,—"હવે જુઓ મારો ઇનામ કેવો છે તે આપણે કોઈ પણ તરેહની મહેનત કર્યા શીવાય બધું કામ કરાવી શકીશું" એમ કહી એણે પોતાના ગજવામાથી થોડા અડદના દાણા કહાડયા અને ત્યા સુતેલાઓ ઉપર નાખ્યા આ બધું પેલો ભલો માણસ સુતો સુતો સાંભળ્યા ને જોયા કરતો હતો. પછી પેલા સરદારે ઘાંટો પાડીને કહ્યું "વેગણુજી!" તુરત બધા સુતેલાઓએ "જી." એવો શબ્દો કર્યો. સરદારે કહ્યું. "તમે બધા ઉભા થાવ." તુરત બધા ઉભા થયા. "હવે તમે બધાએ પ્હેરેલા દાગીનાંનો અહીં ઢગલો કરી દો." બધાએ તે પ્રમાણે કર્યું. આપણા પેલા ભલા માણસે પણ તેમ કર્યું; "હવે બધા એક ધોતીયુ રાખીને તમારા બીજા કપડાં અહી નાંખી જાવ." બધાએ કપડા કાઢી આપ્યાં. વળી સરદારે કહ્યું "વેંગણુજી!" પ્રત્યુત્તર મળ્યો, "જી" હવે બધા મારી પાછળ ચાલો" સડસડાટ કરતું ટપાટપ બધું સરઘસ સરદાર પાછળ ચાલ્યુ.

થોડે દૂર ગયા પછી સરદારે કહ્યું. "વેંગણજી." "જી." "બધા ઉભા રહી જાવ અને એકે એકે કુવામાં પડવા માંડો." આમ કહ્યું કે તુરત તે ઉઘના ઝાડ એક પછી એક અંદર કુદી પડવા લાગ્યાં. હવે પેલા માણસના ગભરાટનો પાર રહ્યો નહીં પણ તેણે હીંમત છોડી નહીં જેમ જેમ આગળનાં માણસો પડે અને એનો વારો આવે તેમ તેમ તે પાછળ ખસતો જાય. રાત્રીના અંધારામાં અને મજેની દોલતના આનંદમાં સરદાર આ જોઇ શક્યો નહીં, છતાં પણ છેવટે ભલાનો વારો આવ્યો. હવે ખાડો લગભગ ભરાઈ ગયો હતો ભલો અંદર પડ્યો. એટલે સરદારે હાથ નીચેનાં માણસોને ખાડો પુરવાનો કહી અમુક જગ્યા પર આવવાનું કહ્યું ને તે ચાલતો થયો. થોડી ધુળ નાખ્યા પછી એક જણે કહ્યું;—"રહેવાદેને એવકુફ! આમાંથી તે કોણ એનો બાપ નીકળવાનો હતો? સરદાર સાહેબમાં પણ કયાં અકલ બળી છે? નહીતો આવા ખાડા પુરાવે?" બીજાએ કહ્યું, "થાકી ગુવા" પહેલો બોલ્યો. "ચાલ ચાલ યાર, ભાગ પાડવામાં મોડું થાય છે." બીજો કહે "હા, દોસ્ત, ચાલ મ્હારાથી પણ આવી મ્હેનત થતી નથી."

બન્ને ચાલ્યા ગયા. તેઓના ગયા પછી ભલાએ ઇશ્વરના હજારો હજાર ઉપકાર માન્યો અને થોડી વારે તે બહાર નીકળ્યો સરદારે જે ઠેકાણાનું નામ દીધું હતુ તે મ્હોં એથી બોલવા લાગ્યો અને આસપાસનાં ઝાડોના વેલા એકઠા કરવા લાગ્યો. થોડી વારમાં તેણે ઘણા વેલા એકઠા કર્યા અને તેનું એક દોરડા જેવું બનાવ્યુ ને કુવામાં મુકયુ પછી તે સરદારનીજ માફક બોલ્યો; "વેંગણજી! અંદરથી જવાબ આપ્યો "જી." "આ દોરડું ઝાલીને બધા ઉપર આવો" એકે એકે દરેક જણે ઉપર આવવા માંડયુ થોડા જે નીચે હતા તે મરણ પામ્યા હતા. તે શીવાય બધા ઉપર આવ્યા. હવે સવાર થવાને થોડી વાર હશે. તેણે વિચાર કર્યો; હવે અહીં વધારે રોકાવું તે ઠીક નહીં. તેથી તેણે બધાને કહ્યું;"વેં-ગણજી!" "જી." બધા મારી પાછળ આવો." બધાને લઇ તે પાસેના ગામની ધર્મશાળામાં ગયો ત્યાં તેણે ધર્મશાળાવાળાને બધી હકીકત કહી, એક અલાહેદો ઓરડો માગી લીધો ત્યાં બધાને સુવાડ્યા ને પોતાને માટે આડે કપડાં લઇ આવ્યો. પછી એ ચાવડા ઉઠીને જઇને મળ્યો. અને બધી હકીકત કહી તથા પેલા ઠગારાનું રહેઠાણ પણ કહ્યું, તુરત સી પાઇઓ દોડાવવામાં આવ્યા. ઠગ લોક હજી ત્યાંજ ભાગ પાડવાને બેઠેલા હતા. તેમને એ-કદમ કેદ કર્યા. અને ઉપરી પાસે રજુ કર્યા. ઠગના સરદાર પાસે બધાને સુદ્ધિ (ભાન) આવે એવો મંત્ર ભણાવ્યો અને બધા સુદ્ધિમાં આવ્યા. તેમણે બધાએ ભલાનો ઉપકાર માન્યો અને જેણે તીરસ્કાર કરી અપમાન કર્યું હતું તે તો ઘણોજ લજવાઇ ગયો. ઠગારાઓને દેહાંતીકાલની સજા થઇ. સંઘના લોકે પ્રતિજ્ઞા લીધી કે હવેથી "પારકો માલ તફડાવી જ-વાની દાનત કરવી નહી" પછી સૌ સૌને ઘેર ગયા.

# સુન્દરી સુબોધ ✲ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશહિત છે

વર્ષ ૧૩ મું.] નવેમ્બર-ડીસેમ્બર ૧૯૧૬. [ અંક ૧૧-૧૨.


## काव्य कुंज.

## આર્ય બાળક હિન્દ માતાપ્રત્યે.


લેખકઃ—બ્હેન શ્રી ભલુ બહેન.


( કેદારની ધુનમાં )

જાગ જનનિ તું જો જરી, પૂર્વ રંગ પૂરાય નવલ શું !—જાગ
અનુજ મ્હારા ઉંઘતા તુજ સોડમાં શી ચૈનમાં,
હૃદય થાય વિદીર્ણ મમ, તું જાગ માત ! કૃપા કરી—જાગ
તારલા સંતાય જો ! ઓપે શશિ ઝાંખો થયો,
ઉલુક અંધ, નિષાદ બંધ, ન ભય હવે ભાસે જરી તું—જાગ.

અનિલ લહરી વાય મધુરી, શાન્ત સરિતા વહી રહી,
હંસ કુકૅકુટ મધુર મયુરો, નાદ શ્રવણે ધર જરી તું—જાગ
કમલ કુંજે ભ્રમર ગુંજે, તરૂલતાઓ ડોલતી
ખગચરો કલરવ કરે, નીહાળ માત ! નયન ઠરી તું—જાગ
ઓઢી અંબર ઉંઘતું લઇ સોડમાં તુજ બાલુડાં,
દીસતાં ગુલ્મો ગયાં, રવિ કિરણ તેજોમય થયાં—
તું જાગ માત દયા ભરી !—જાગ.

ઉદિત ભાનુ આજ નભમાં વિકમાઈ વિભાવનો.
દે તું મંગલ શુભ આશીષ બાળ રંકે સપે ફરી તું—જાગ.
ચાન્ય બાગમાં સુરભરી અરિદળનણુ સહુ ભાગ હરી,
દીર્ઘ આયુ દે તું ભગવતી ! જ્યોતિ રૂપ રહે ઠરી તું—જાગ.

# "સાત નામ."

લેખક:-બ્હેન શ્રી " જ—"

આજનો પ્રાત આનંદનો " હરિહરા ! "
પૂર્વમાં ભાનુએ કર પ્રસાર્યા;
વર્ષ બેઠું નવુ લાગ્યું છું હું ધણું,
વર્ષ ગત વહી ગયું એદીખાતે !
અતિશ ઉપકાર કરી મનુ તનુ આપીઓ,
તેહ ભુલી ગઈ હું કૃતઘ્ની;
આવી મંદિરીએ ગુપ શુ દાખવું ?
કાર્ય સમયે "પ્રભુ" થઇ પ્રમાદી.

ભુલી હું ભાન અજ્ઞાન થઇ અંધને,
સ્વાર્થને સાધવા થઈ અધીરી;
સાંભરે કૃત્ય કંપી ઉઠે કાયને,
કર દયા "શંભુ" પાદિ નમામિ.
નવીન સંવત્સરે સુધરવા ચાહું હું,
મદદ આપો પિતા " ત્રિશુલધારી ! "
દોષના કોપથી પશુ થઇ પડી રહી,
સમિપ દાવાગ્નિ ઉઠયો પ્રજાગી

ધર્મ સાત્વિક રૂપ ચરણ આપો મને,
સમિપ તમ આવવા હોય ક્રોધી,
તમ કૃપા હોય તો તૃણ મેરૂ બને,
દયો દયા દાન શ્રી "ભસ્મ રાગી !"
અચળ—અવિચળ, અલા ! અણુ અણુમા વસો,
વારે વારે કહું થાય સારી;
મમ હૃદયમાં વસે અસુર બહુ પ્રબળ થઇ,
તેહનો નાશ કરો મદા આવી

માતને તાત છો આપ વિશ્વેશ્વરા ! "
અમ સહુ આપનાં બાળ ઘેલા
કર્મ શુભમાં અમે ઉલટથી વિચરિયે,
આપજો આર્યને બળ અનેરાં.
નૂતન સંવત્સરે બેઉ કર જોડી હું,
" નેત્ર તૃતીય " હરિને પ્રણામું;
શખું માયા જગે સર્વ પ્રાણી પ્રતિ,
ફરી ફરી ચીર નામી હું યાચું.

# સંપૂર્ણતા ક્યાં છે?

લેખકઃ—બ્હેન "લહરી."

સંપૂર્ણતા આદિ વિલોકવાને,
ઉત્સુક હૈયું સહુને નિહાળે;
ભક્તિભર્યું અંતર જ્યાં નમાવું,
સંપૂર્ણતા ક્યાં જગમાંહી ભાળું?

ગુલાબનો રંગ સ્વરૂપ રમ્ય,
વળી મધુરી સુરભિ વહાવે;
તથાપિ એ કંટકથી ભર્યું છે,
સંપૂર્ણતા મ્હેં ગુલમાં ન ભાળી.

ને કોકિલા મંજુ સ્વરે ટહુકી,
પ્રભાતમાં સ્ફુર્તી ઉરે ભરે છે;
પરંતુ કોકિલ સ્વરૂપ શ્યામ,
સંપૂર્ણતા મ્હેં નવ ત્યાંય દીઠી.

રત્નાકરે રત્ન ઘણાં ભર્યા છે,
વિશાલ છે ને જલપૂર્ણ એ છે;
પરંતુ ખારાશ ભરી સમુદ્રે,
સંપૂર્ણતાયે નવ ત્યાં નિહાળી.

મનુજ સૃષ્ટિ પણ છે અપૂર્ણ,
સંપૂર્ણ ના માનવ કોઇ દીસે;
વિશાળ હૈયું પણ અલ્પ બુદ્ધિ,
ગુણીજનોનું ન સ્વરૂપ ચારુ.

વિપુલ બુદ્ધિ પણ શુષ્ક હૈડું.
ભક્તિ થકી અંતર ત્યાં નમે ના:
સંપૂર્ણતા તો પછી ક્યાંહિ શોધું?
એ પ્રશ્નનો ઉત્તર કોણ દેશે?

આ લોકની પાર સુગૂઢ કોઇ
અદ્ભૂત શક્તિ જગને ચલાવે;
અનેક રૂપે મનુજો ભજે છે,
સંપૂર્ણતા તે પ્રભુમાંહિ ધારું.

આ વિશ્વમાંથી મુજ નેત્ર વાળી
અને પરોવું પરમાત્મમાંહિ;
ભક્તિભર્યું અંતર ત્યાં નમાવું,
સંપૂર્ણ માત્ર પ્રભુને પ્રમાણું.

---

# આગીયાને.

લેખકઃ—બ્હેન "સૌ. લીલાવતી."

તેજસ્વી તારક સમી ચળકંતી પાંખ,
ને તેજરશ્મિ ફૂરતી નવલી સુરમ્ય;
ક્યાંય વેમુતલ પેરે, તરુ ડાળમાં કે,
દઇ દર્શનો ઘડીકમાં બનતો અદૃશ્ય.

તારૂં સુકોમલ સુનેરી તનુ ખાતરી,
ના કાળની ઝપટ લાગી જરાય જેને;
સ્વાતંત્ર્ય જીવન તણું તુજને મળ્યું છે,
રે, ના પરાધીન દશા અમ જેવી સ્વપ્ને!

ના જીંદગીભર નડે ક્યહો તને કંઈ,
જેથી બન્યા દિન કટુ અમ માનવોના;
ત્હારે નથી સુખ દુઃખો તણી વાદળીઓ,
જેથી અમે જીવન શાન્તિ અનુભવી ના.

ચિન્તાની રાક્ષસીની પાંખ કરાળ કાળી,
નિર્દોષ મુજ મનમાં કદિયે ન ભાળી;
જે રાક્ષસી ચુસતી રક્ત અમારૂં સર્વ,
સાધુ હશે વિરલ કોઇક તેથી મુક્ત.

તારા સહુ પ્રકૃતિ બાગ પરિન્દોની,
સંગે અહોનિશ રમે પ્રભુથી બનીને
તું ખેલ કૂદ રસિલી રૂડી માધુરીમાં,
ક્ષણુ રૂપ કિન્તુ ભરી સ્વર્ગીયતા અનેરી.

# મનને ઉપદેશ.

લેખકઃ બ્હેન શ્રી સકીનાબાઈ કરમાલી પટેલ.

નિઃસાર આ સંસારમાં આવે અને જાએ ઘણા,
સુયશ તણા મંદિરમાં દસ કોટિમાં કોઇક ગયા;
મદ, મોહ, મમતા મૂકને એ દુઃખ દેનારાં, ખરે !
હે મન ! મરી જવું નકી ઉપકાર કર તું સઉ પરે.

તું બાળ ને અજ્ઞાન છે, જાણે નહિ આ જગતને,
પણ કાળ તો વહી જાય છે તે કાળને તું સમજને;
ધીમાન માને છે સઉ નિઃસાર આ સંસાર છે,
હે મન ! મરી જવું નકી, કર શ્રેય જે ઉપકાર છે.

કલુષિત કુટિલ વિચાર મૂકી ધાર વિમલાચારને,
ઇચ્છે કદી જો ઉચ્ચ ગુણ, તો ત્યાગ ઈર્ષા દુઃખદને;
સમ ભાવના રાખી રહે સ્થિર, સ્વચ્છ શાન્ત બની રહે,
હે મન ! મરી જવું નકી, ઉપકાર કર તું સહુ પરે.

આ ભૂમિમાં દુઃખીઓ વસે તેના પરે તું ધ્યાન દે,
સન્માનજે સજ્જન ગુણી, શક્તિ પ્રમાણે દાન દે.
જો ઈશને વશ રાખવાની હૃદયમાં ઇચ્છા ધરે,
હે મન મરી જવું નકી, ઉપકાર કર તું સઉ પરે.

શુભ નામ રહે તુજ જગતમાં કર કામ એવાં તું સદા.
ઉદ્યોગશીળ બની રહે પરમેશ રાજી રાખવા;
આશા અને તૃષ્ણા તજે તો સત્ય સુખ આવી મળે,
હે મન ! મરી જવું નકી, ઉપકાર કર તું સહુ પરે.

ત્યજ સ્વાર્થ સારો, પાર્થસમ જીવન બનાવીને રહે,
આવાગમન યદિ ના ગમે તો લક્ષજે પરમાર્થનેઃ
પરમાર્થમય જીવન થકી સુખીઉ હૃદય નિત નિત રહે,
હે મન ! મરી જવું નકી, ઉપકાર કર તું સહુ પરે.

કદિ ક્રોધ દિલ ધરવો નહિ, માયા મહિં રમવું નહિ,
કરીને ઉપેક્ષા દોષની સંસારમાં ફરવું નહિ;
સંસારને નિઃસાર તું જાણે છતાં વળગ્યો રહે,
હે મન ! મરી જવું નકી, ઉપકાર કર તું સઉ પરે.

સાહસ ખડગ ગ્રહી હાથમાં, બેસી વિવેક વિમાનમાં,
બખ્તર પહેરી સત્યનું, તત્પર રહે હરિ ધ્યાનમાં;
પરમાત્મ દર્શન ઇચ્છતો, તો શાસ્ત્ર વિધિએ ચાલજે,
હે મન ! મરી જવું નકી, ઉપકાર કર તું સહુ પરે.

# સારસ યુગલ.

લેખક–બ્હેન સૌ. શાન્તા મહેતા.

( અનુષ્ટુપ ) શિકારી કો નથી પાસે, અંગે ના ઘણુ દીસતા;
ત્હોય મૃત્યુ તણું અહૈ સતું છે યુગ્મ શાથી આ ?

( વસંતતિલકા ) ના પારધી કર થકી દુઃખ મૃત્યુ પામ્યાં,
કો વ્યાધિએ ઉભયનો નથી ભોગ લીધો,
જે છે અમૂલ્ય, જડતો નહીં સર્વ સ્થાને
તે પ્રેમને વશ થઈ નિજ પ્રાણ ત્યાગ્યા

*      *      *      *      *

( અનુષ્ટુપ ) સરિતાતીર સપ્રીતે રહેતું, તું પ્રેમી જોડલું !
નિર્મલા સ્વચ્છ વારિથી હૈયાં નિર્મલ બે હતાં.

( દ્રુતવિલમ્બિત ) જગતના નહીં તાપ અહીં નડે,
પ્રસરી સર્વ સ્થળે રમણીયતા
રજનિઓ_ વિરહે નિત ગાળીને*
હરખતાં મળીને સુપ્રભાતમાં.

( વસંતતિલકા ) સંયોગથી સુખી થતાં નમતાં ઉષાને,
તાજાં તરૂવર મહીં ભમતાં જરાએ;
ઉત્સાહને કલરવે ઊડી યુગ્મ ચાલ્યું,
રાત્રિ તણું વિરહ દુઃખ ભુલી જવાને
આનંદમાં સમય,–માર્ગનું ભાન ભૂલ્યાં,
આવ્યાં શ્રમિત થઈ બેઉ અરણ્ય માંહી,
લાગી તૃષા રવિ તપ્યો ખુબ તાપથી છે,
વારિની શોધ મહીં વ્યાકુળ બે થયાં ત્યાં.

( અનુષ્ટુપ ) કૂપ દ્રષ્ટે પડ્યો ત્હેને પથી કો તૂતેનું ગયું,
રહ્યું છે શેષ થાળામાં વારિનું ખાબડું ભર્યું.

* સારસ પક્ષિ માટે એવી લોકમાન્યતા છે કે નર અને માદાનું જોડું સાથેજ રહે છે પણ રાત્રિએ ત્હેમને જુદા પડવું પડે છે–આ બેમાંનું એક મરણ પામતાં બીજું પણ પોતાનો પ્રાણ કહાડી નાંખે છે

### સારસી.

( દ્રુતવિલંબિત ) નિરખીને સ્મિતથી વદી સારસી,
" પ્રિય ! જુઓ, જલ આ અવશેષ છે,
" સહીશ કાંઇ પળો લગી હું તૃષા,
" પ્રથમ તું જળ પી, પ્રિય ! શાન્ત થા. "

### સારસ.

( દ્રુતવિલંબિત ) " મધુર કોમળ કંઠ સુણી જરી,
" નહીં નહીં મુજ તેથી તૃષા છીપે,
" જતુ હવે દુર તે યદી શેષ આ
" જલપીને પ્રિય ! શાન્ત તું પ્હેલી થા."

### સારસી.

( વસંતતિલકા ) " આદર્શ આજીવનનો નિજ સ્વાર્થમાં છે,
" અન્યોન્ય સ્નેહવિણ વિશ્વ નભી શકે ના;
" સૌન્દર્ય સૃષ્ટિ તણું જે થકી પ્રિય લાગે,
" જેના વિના જીવનમાં વિષ જેવું ભાસે
" તે વારિનીણ ટવળે નિજ સ્નેહી સામે,
" તે વારિ બિન્દુ મુજને કયમ તૃપ્તિ આપે ?
" તું ઇચ્છું સત્ય તુજ આત્મ પ્રસન્ન જોઇ,
" તું પી સખે ! જલ ખરે મુજ સામું જોઈ. "

### સારસ.

( વસંતતિલકા ) " છે ધર્મ ને ફરજ એ મુજ જન્મ સાથી,
" હું અન્ય રક્ષણ કરૂં નિજ આત્મ ભોગે,
" એ કુંજને સરિત સૌ મુજને નકામાં,
" જીવ્યું વૃથા સહચરી વીણ એમ માનું.
" સંવાદનો સમય આ નથી પ્રાણ જાશે,
" તું પી સખી ! જલ ખરે ! મુજ શાન્તિ માટે. "

* * * * *

(સોરઠા) દાબ્યાં અંગપર અંગ, તરફડતાં ધરણી ઢળ્યાં,
સુકાયા છે કંઠ, પ્રાણ પ્રયાણ કરી ગયા.
સ્વાર્થ રહિત જે સ્નેહ હૃદય પટોમાં પોષીને,
પામ્યાં ઇચ્છિત એહ, ધન્ય ધન્ય એ મૃત્યુને.

---

# બાલિકા અને મૃગલું.

લેખકઃ—"સૌ. સદ્‌ગુણ બ્હેન."

(હરિગીત)

રમતું હતું મૃગલું બીચારૂં અહીં તહીં તે વન મહીં,
દીસતી હતી બેઠેલ પાસે એક ન્હાની બાળકી;
તે બાલિકા મૃગની રમત જોતી હતી આનંદથી,
ને મૃગ બહુ ચંચળ દીસે નીહાળતું ચોપાસથી.

એવે પડયો મૃગકર્ણ કૈં સુસવાટ ઝાડી માંહીથી,
કર્ણો કર્યાં ઉંચા અને દોડયું બહુ ભીતિ થકી;
આવી ઉભું આ બાલિકાની પાસ થરથર તે ધ્રુજી,
ને બાળિકા પણ ભીતિમય બુમ પાડીને બોલી ઉઠીઃ

"નવ મારશો ભાઇ અહિં મુજ મૃગલું છે નિર્દોષ આ,
"શા કારણે લો જીવ તમે?—પ્રિય બાલુડા! ગભરેશ ના."
પણ નહિં સુણ્યા તે બાલિકાના શબ્દ કોયે ઝાડીમાં,
ને તીર તણો સુસવાટ પડીઓ બાલિકાના કાનમાં.

રે હાય! તે તીર જે છુટયું ભેદ્યું હૃદય મૃગલા તણું,
બેશુદ્ધ થઇ તે બાલિકા નિહાળી દુઃખ નિજ બાલનું;
બોલી વળી બેભાન થાતાં, ચીસ પાડી કારમી,
"ઓ બાપુ૦! તું કયાં ગયુ મુકી મુને અરી એકલી?"

તે ચીસ સુણીને વૃદ્ધ જન તહીં એક આવ્યો દોડતો,
નીહાળતો જે દ્રશ્ય તે ઉભો રહ્યો જડ બનેલ શો!
નવ તેહને દીસતું "અરે શુ આ થયું—કોણે કર્યું?
પ્રિય બાળકીને જાગૃતિમાં કેમ લાવી હું શકું?"

પણ તેટલામા યુવક આવી કોઇ તહીં ઉભો રહ્યો,
આશ્ચર્ય પામી વૃદ્ધ જન પેલો ત્વરાથી બોલીયો;
"કુમાર! તું આહી કયહાથી?—કેમ વનમાં આવીયો?"
યુવાન તે સુણી વદ્યો "આપો ક્ષમા, છુ પાપીયો."

"આ મૃગ અને તમ પુત્રીની આજે સ્થિતિ જે થઈ રહી,
"તે મ્હેં જ પાપીએ કરી અજ્ઞાનતામા તેમની;
"શીકાર કરવા હું હતો નીકળ્યો અહીં આ વન મહીં,
"ને ભેદીયું તમ કોમળું મૃગલું બીચારૂં ભૂલેથી."

તે વૃદ્ધ બહુ ગુસ્સે થઇ, બોલ્યો ફરી તેના પ્રતિ,
"કુમાર! ચાલ્યો જા હવે આ મૃગ તણા શબને લઇ"
વદી એટલું ચાલ્યો ગયો નિજ પુત્રીને તે લેઇને,
યુવાન પણ ચાલ્યો ગયો થઇ ભગ્નહૃદયી ત્યાંથીરે.
આ બાલિકાનો ભવિષ્યનો સ્વામી હતો કુમાર તે,
પણ બાળીકા નવ જાણતી મૃગ મારનારો કોણ છે?

* * * * *

હતું આંગણું શોભી રહ્યું તે વૃદ્ધ જનતું આજ ત્યાં,
ફરતાં હતાં ચોપાસ સહુ આનંદ ને ઉલ્લાસમાં;
શુભ લગ્ન બાલિકા તણું પેલા કુમારની સાથ છે,
પણ—કોણ જાણે કયેમ?—આજે હૃદય એનું ખિન્ન છે!
બાલાતણા સ્મરણે રમે મૃગ બાપુડું જે તેહતું,
તેથીજ તે દીસતી હતી નીરાશ ને સૂનું બધું
થયું લગ્ન પૂર્ણ અને ગઇ યુવતી થઇ સ્વામી ઘરે,
કરવા પૂજન પતિ પત્ની સાથે દેવ ગૃહમાં જાય છે;
મંદીરમાંહિં બેસવાનીજ પાટ ઉપર જાય જ્યાં,
દીઠું તહીં મૃગ ચર્મ તેના "બાપુડા"નું રે! ત્યહીં.
નીહાળીને તે ચર્મ પેલો દીવસ આવ્યો સ્મરણમાં,
તેને ખબર પડી ત્યાહરે-તે પાપી તો નિજ નાથ છે!
તે સમય બાળા કેરું કોમળ હૃદય ચીરાઇ ગયું,
ચાલ્યો ગયો જીવ "બાપુડા"ની સાથ! જગ ઝાંખું થયું;
સર્વે બન્યાં ગ્રામાં અને રોયાં—દશા વિયોગથી,
ને લગ્નમન્દિર સ્થાન એ જ સ્મશાન ભૂમિ થઇ રહી!

---

# પ્રભુ સ્તુતિ.

લેખકઃ—બ્હેન "શૌ સ્મૃતિ."

અહો દેવના દેવ, વિશ્વેશ સ્વામી! કરૂં સ્તુતિ આપની શીશ નામી
દયાદાન દઇ દાસી ઉરે પધારો, પ્રભુ! આપ છો એક આધાર મ્હારો
પિતાજી! સદા રંકને પાળનારા, વળી ભક્તનાં દુખ સૌ ટાળનારા
કૃપાળુ વિભુ દીન બાલો ઉગારો, પ્રભુ! આપ છો એક આધાર મ્હારો
પિતા! પુત્રી જાણી મ્હને જ્ઞાન દેજો, વિભુજી! ભવાબ્ધિથી ઉદ્ધારી લેજો
સદા ચર્ણમાં રાખીને દાસી તારો, પ્રભુ! આપ છો એક આધાર મ્હારો

# કમળની હંસ પ્રત્યે ઉક્તિ.

લેખક—બ્હેન સૌ. "મંગલા."

રે હંસ પ્રિય! તુજ કમલ આ નવ ક્રૂર દષ્ટિથી ઝુરે,
તુજ આશ્રયે આવી પડેલુ, પ્રતિક્ષણે તુજને સ્મરે;
દષ્ટિ પ્રસારી જો જરી તું, ધ્યાન કોનું તે ધરે,
સ્થાપી પ્રતિમા તાહરી, શ્રદ્ધા યકી ભક્તિ કરે.
સ્થાન આપ્યું હૃદયમાં, પછી તેહને તરછોડવું,
એ ધર્મ છે નહિ તાહરો, નવ એટલું નિર્દય થવું;
દીધા પ્રથમથી આશ સઘળી, સર્વ તે વિસરીજવું,
નહિ, નહિ, ઘટે એ તુજને, કૃતઘ્નતાથી વર્તવું.
હા, "પ્રાણ છુ તું માહરો, તું માહરું સર્વસ્વ છો,"—
એ શબ્દ ત્હારા ક્યાં ગયા? તું ક્યમ ભૂલ્યો, વિચારી જો;
હા! કમલ જે તુજ આશથી અતિ પ્રેમભર ખીલતું હતું,
ફેંકી દીધું તેં ક્રૂરતાથી, રે–અરે કરમાઇ જતુ.
પણ શ્રવણ કર તું શબ્દ ત્હેના, શું મુખે એ જો વદે,
"હે, પ્રાણ, ના તરછોડજે, તું રે! વસ્યો મ્હારે હદે;
"મુજ જીવનનો તું દેવ છુ, શું વિણ અધિક કોઇ નથી,
"તુ ભલે નવ માન, (પણ) તુજ ચરણ પૂજીશ પ્રેમથી.
"ઉરની કુળી મુજ કલ્પના કચરીશ નાહિં તું અરે!
"નિર્ભાગી રે! તુજ પ્રિય કુસુમ આ, ભસ્મ યાતું અંતરે,
"ત્હારી દયાની દષ્ટિથી, મુજ હૃદય દુઃખ શમી જશે,
"વર્ષાન્ત કરણા એટલી, કોઇ અંતરે શાંતિ થશે

"આપત્તિ હો મુજ પર પડે, દરકાર પછી નથી રે જરી,
"ખીલુ, અહા, હું સર્વદા, હા! પ્રીત ત્હારી રે ધરી.

---

કર્મયોગી:

સંસ્કૃત ઉપરથી

કદિ ભૂમિ સુવા, કદિ કમળની ખાટ સુખદા,
કદિ ખાવા ભાજી, કદિક દૂધને ભાત મધુરાં;
કદિ ફાટી કંથા, કદિક મળતાં અંબર રૂડાં,
મનસ્વી કાર્યાર્થી, સુખ દુઃખ નહિં કાંઈ ગણુતાં.

"સૌ. ચારૂ."

## સ્મરણો.

લેખક—બ્હેન "સૌ ચારૂ."

(હરિણી) ગત દિવસના સ્મરણો વ્હાલાં ઉરે તરી આવતા,
મનમહિ કઇ ઉર્મિઓને મીઠી ઉભરાવતાં,
પ્રિય ! સુદિન એ રૂડા, સ્વપ્નાં સમાન ગયા વહી,
નહિ કદિય રે એવા દિનો મધુર મળે ફરી !

(અનુષ્ટુપ) મીઠડી બાલ પ્રીતિના દિવસો સુખના ભર્યા,
જિંદગીમાં ઝબુકીને વીજ જેવા જતા રહ્યા !
ઉર મૃદુ હતા ભોળાં, મુગ્ધ પ્રીતિ ઝગન્ત જ્યાં,
દુઃખ વાદળકેરી ત્યાં, છાયા પડી હતીય ના.
હસતાં રમતા નિત્યે સુખમાં દિન-રાત્રિએ,
હતું ના કદિયે સ્વપ્ને, વિશ્વ આ કડવું હશે !
દિન મીઠા ફરી એવા કદિ શું નહિ આવશે ?
જિંદગી મધુરી શીળી પાછી શું કદિ ના થશે ?

## ક્ષમા યાચના.

લેખકઃ—બ્હેન સૌ. "મંગળા"

અપરાધી શરણે આવી તમ હે હરિ ! મુજ રક્ષા કરો !
દોષો તણી યાચુ ક્ષમા, તમ કિંકરી ના પરહરો,
વ્હે વૃત્તિઓ જે અન્ય વિષે, તેહને પ્રભુ ! સ્થિર કરો,
વ્હારે ચડો કરૂણાનિધિ ! કરૂણા વડે મુજને સહો.

ભવસિંધુ તરતાં હે પ્રભો ! ખાબોચિયામાં જઇ પડી,
નવ દિશ સુઝતી કાંઇ, હું અધવચ રહીછું રડવડી,
ધરી બાહ્ય આશ્રિતની, પિતા ! દોરો સરળ માર્ગો પ્રતિ,
ના દૂર થાશો ! ઓ વિભો ! થાશે મહારી અવગતિ.

હું મુઢમતિ નિર્બળ તણો, મળ હૃદયનો સહુ ટાળજો,
તોડી તિમિર અજ્ઞાનનું, દીપ જ્ઞાનનોજ પ્રકાશજો,
છો નાથ સર્વ અનાથના, વળી અધમ-ઉદ્ધારણ, ખરે !
અશ્રુ લુહોછો પતિતના, જે અંતરે તમને સ્મરે.

એવા દયાળુ ! દીનબંધુ ! ભક્તના ત્રાતા અરે !
અપરાધ સઘળા વિસ્મરી, ભગવન્ ! વસો મુજ અંતરે,
ત્રિતાપ હરી મુજ દૂર મીઠી શાંતિ ઉર પ્રસરાવજો.
કહું શું પિતાજી ! આપ પાસે, રંક ઉર અજવાળજો.

## આંસુડાં.

લેખક: બહેન " શૈ. ચારૂ. "

દુ:ખથી પીડાતા દિલને શાન્તિ દીયે ક્ષણમાં જ્યહાં,
એ છે દિલાસો દૈવનો દીધેલ નિર્મલ આંસુડાં

પતિહીન દુ:ખી નારી ને માતા વિનાનાં બાળુડાં,
એ સર્વ દહતાં હૃદયને ઠારી રહેતા આંસુડાં.

ગૃહભંગ કલેશિત પુરૂષનો,-સુતહીન માવડી દુ:ખમાં,—
ઉંડી હૃદય પીડા ધુએ ધીમે ધીમે મૃદુ આંસુડાં.

પ્રિયજન—સ્વજનથી દૂર, પરભૂમિ વિષે દિન ગાળતા,
એકાન્તવાસી ઉર તેને, રે દિલાસો આંસુડાં.

વિપત્તિથી ઘેરાયલાં, ધનહીન કષ્ટે દુ:ખીયાં,
રહેનાય દિલ દુ:ખભારને ઓછોજ કરતાં આંસુડાં.

ઉર મનુજનાં ઠારે નહી, ખમી દુ:ખ વિવિધ પ્રકારનાં,
દિલ દર્દ જો ધોનાર ના હોયે કદિ પ્રિય આંસુડાં.

---

## પુત્રીને.

લેખક બ્હેન શ્રી " જ— "

( વસંતતિલક )

કહું વાત આજ ધર ચિત્ત વિષે તું શાણી!
આવ્યું મનુષ્ય તન એ ઇશના કૃપાથી;
જાતા દીનો વહી અને વય જાય સાથે,
તેની કરી તું ગણના ન નિરાશ થાજે,

જે દિન થાય હૃજને શુભ-સદ્ વિચારો,
ને તે પ્રવૃત્તિ મહિં જે દિન જાય સારો;
તે દિનને ગણીજ માન તું વર્ષ પહેલું,
ને માનજે જીવન થાય શરૂ સહેલું.

પ્રેરિત કાર્ય ઈશનાં કરતાં હુલાસે,
સતોષ શાન્તિ સુખ એ સહુ થાય સાથે,
તે દિન તું ગણી લહે દીપ માલિકાનો,
દીપોત્સવી જગતની ખરી દાખનારો!

યાચે દયાળ તુજ અંતર જે દી એવું
દેખી દુ:ખી જીવરે દ્રવીભૂત થા તું;
થાવા સમાજજનનિ, શુભ સેવિકાને
તે દીન માન મનથી અતિ પુણ્યનો છે.

અદ્રશ્યથી વિવિધ સૃષ્ટિ રચેલી જેણે,
તેને સદાય નમજે ધરી ભાવ પ્રેમે;
જાયે ભુલી નમવું જો કદિ તું પ્રભુને,
કૃતઘ્નની તણી મ્હોટી નીશાની એ છે!

## " વીરાને રક્ષા બંધન "

લેખક: બ્હેન સૌ. ગંગાગૌરી.

( મધુર સ્વર ક્યાથી આ સજ્ઝાય-એ લય )

આશિષ આપુ આજ—વીરાને આશિષ આપુ આજ,
હે ઇશ ! સફળ કરો મુજકાજ,-વીરાને
બન્ધુ મ્હારાને આયુષ્ય અર્પો, આનદે રહો દિનરાત,
તન ધન પત્નીનુ સુખ આપીને, સુખી રાખો મુજ ભ્રાત. વીરાને.
રક્ષા પ્રીતે મોકલી મ્હેતો, આનદે'ઉરથી આજ,
ઇશ પાસે માગુ ત્રેમથી,-ભોગવો સસાર સ્વર્ગ સુખરાજ. વીરાને
શ્રાવણ સુદિ દિન પૂર્ણિમા, વીરાને રક્ષા બન્ધન થાય,
શ્રી પ્રભુ કને પ્રાર્થના કરૂં છુ વીરાના સંકટ સર્વ જાય વીરાને.

---

## મનને ઉપદેશ.

લેખક: બ્હેન શ્રી મણિ બ્હેન.

( હુ તો પ્રેમની લેગણ પ્રીતમને શોધવા ચાલી-એ રાગ )

અરે, મન ! બોલ સાચુ આમ શને અવળુ તું જાતુ ?
અવળું હું જાતું, નથી સુસાર ને રહાતું-અરે મન
દુખદ વિષયના કીચમા કેમ રહે લપટાતુ ?
અભિમાનની મદિરા પીને શીદ ફરે મઝાતુ ?-અરે મન.
અસ્થિર ધનના સુખમા શુ મોહ ધરી ધાતુ
કદળી સુવૃક્ષ મૂકી મૂરખ ! તું કૌચને ચહાતુ—અરે મન.
વચનો લહે નિજ બોધના, હવે કઇક સમજ તું,
અવળા માર્ગમા જાવુ ત્યજી, સરળ માર્ગમા વળતું-અરે મન
આ મારૂ-તારૂ વ્યર્થ ત્યજી દઇ પ્રભુ ઓળખ તું
જાવુ અવિનાશી દેશમા શી. અહીં તું ભટકાતું-અરે મન
નાદાની તારી છોડી દઇ સત્ય ધર્મ આચર તું,
મરણ તણી છે બીક માથે, ઝટ શ્રી હરિ ભજ તુ-અરે મન
અતે જવુ પ્રભુ ધામમા ત્યા નિકળશે ખાતું,
શુભ કર્મ જે કઇ અહી કરીશ તે ત્યા જમે થાતુ-અરે મન.
માટે હવે આળસ ત્યજી કર ધર્મનું ભાતુ,
કીટ ભ્રમરની માફક બની, અન્તે પ્રભુ (મય) થાતુ-અરે મન
પ્રભુ સ્વરૂપને પામીશ નિશ્ચે રહેતું હરખાતું,
ઉપાધી ત્યાગી, શીલ ગ્રહી, સુખે શ્રી હરિ ગાતુ-અરે મન.

# શાન્તિ પ્રભુ વિણ મેળવે કહો ક્યાં જઇ ?

લેખકઃ-બ્હેન સૌ. કનુ બ્હેન દવે.

( હરીગીત. )

આશા તણો રચી હીંચકો હું તે પરે ઝુલતી હતી,
તૂટી પડી તે સૌ દિલાસો ને જીગર ચીરતી ગઇ,
સંસારનાં સહુ સ્થૂલ સુખો લાગતાં મૃગજલ સમાં;
શાન્તિ અનુપમ ના દીઠી એ સુખમાં મેં તો હવાં !

આ જગતના વિષયો મહિ ના ઠેરતું મુજ દિલડું,
રાગી હતું ત્યાગી થયું વૈરાગ્યમાં જઇને વસ્યું;
આ જગતના સહુ મોહ જે દુનીઆં કહે છે પ્રેમ તે,
એ પ્રેમ રૂચતો ના મને નિસ્વાર્થ નહી જ્યાં પ્રેમ તે.

જે સ્નેહમાં સ્વાર્પણ નહીં એ સ્નેહ કહેવો કેમ હો !
એ સ્નેહ છે-એ પ્રેમ છે; એવું કહી ઠગશો ન કો.
શાન્તિ અનુપમ આવશે આશા દિલે ધારી હતી,
પણ ઝાંઝવાનાં નીર પેઠે દૂર રે તે નાસતી !

મન મોહને જીતી શક્યું, પણ શોક જીતી ના શક્યું;
એ શોકથી જલતા જીગરને ક્યાંય શાન્તિ ના મળી !
શાન્તિ અરે ! શાન્તિ, કહી હું ટેકતી થાકી ગઇ !
થાક્યું જીગર, શાન્તિ પ્રભુવિણ મેળવે કહો ક્યાં જઇ ?

---

# સૃષ્ટિ સૌન્દર્ય.

લેખક —બ્હેન સૌ. વસુમતી ધીમતરામ પંડિત.

( વસન્તતિલકા. )

દીસે બહુ નભ રૂડું રવિરાજ્યથી શું ?
લીલા બધી નિરખતા જન વ્યોમની શું ?
વૃક્ષે વળી વિલસતી પ્રિય કોકિલા શું ?
ગાયે મધુર કરણે ટહુકા ગયા શું ?

વારી વહે નદી તટે અતિ રમ્યતાથી,
શાંતિ ધરે હૃદયની વધુ નીરખ્યાથી,
ધારે ધરા લલિત શી લીલી રમ્ય સાડી ?
વૃક્ષે લતા લટકતી કરી ઘટ્ટ ઝાડી.

દોડે ઘણા અવનવાં લઇ અભ્ર વારી,
પોષે બધા જગતને પરમોપકારી,
વૃષ્ટિ વસુંધરા મહીં સુખ શાન્તિ આપે,
દુખો બધાં જગતના સઘળેયે કાપે.

સૌદાગની ઝબકતી ક્ષણમાં જતી જો !
ગાયા બધી અવનિમાં ચપળા સમી જો !
ભાસો ભર્યાં ભવરણે, અતિ નિર્વિકારી,
પ્રીતે કરૂં નમન હું ઉરને પ્રસારી.

આપો જરા પ્રભુતણા, સઉ કષ્ટ કાપો
દાતા, દયાળુ વિભુ ! શું મુજ માપ આપો !
આપો વિચાર અમને મતિ શુદ્ધ જાણી,
ગીતો રચું પ્રભુતણાં ઉર પ્રેમ આણી.

# ચીમળાયલી ફુલ કળી.

લેખક:—બ્હેનશ્રી ડાહીબ્હેન હરિહરરામ.

(હરિગીત).

કળી પુષ્પની સુંદર જોઈથી, શુભ ગંધને પ્રસરાવતી,
પ્રીતેથી પરિમલ આપીને, રંજન કરે મનને અતિ;
હેતે ઉછેરી ભાવથી, વિકસિત કળી મેં તો કરી,
સૌંદર્ય તેનું જોઈને, નયનો જતાં મારો ઠરી.

પણ હા! અચાનક શું થયું? હું જોઉંછુ શું આ અરે!
ચીમળાઈ કળી કરમાઈને, હેઠે પડી ધરતી પરે!
ઘા કારી લાગ્યો કાળજે, અશ્રુ વહે નયનેથી રે,
તેં આ પ્રભુ! આશુ કીધુ? દુઃખ નાખ્યું હેતું અર્ભપરે!

યાચુ વિભુ હું એટલું, તું પાપ એનાં કાપજે,
રાખી કળી તારે શરણ, વળી શાન્તિ ઉરમાં આપજે;
મારા પ્રભુજી નમ્ર હૃદયે સુખી એને રાખજે,
સ્વીકારી મારી યાચના પિતુ! શરણુ તારૂં આપજે.

---

# પરપુરૂષ ત્યાગ.

લેખક—બ્હેન શ્રી મગળાબ્હેન મોતીલાલ.

(રાગ—વ્હાલા વીરજીનેશ્વર જન્મ જરા નીવારજોરે)

પર પુરૂષને તાત ને ભ્રાત માની નીહાળજો રે.
સ્થાન નરકનું માની શુદ્ધ હૃદયથી ત્યાગજો રે. —પરપુરૂષ.
રૂપ કરતાં જેને લઘુ નીરખો, પુત્ર સમાન ગણીને પેખો;
ઉચ્ચ વચનને અમૃત લેખો, હૃદયે દીપાવજોરે. —પરપુરૂષ.
સમ વર્ષના જે દેખાયે, બંધુ તરીકે તે લેખાયે,
કર્મકો ન રોકાયે, સમજી રાખજો રે. —પરપુરૂષ
ઉમ્મર કરતાં અધીકજ લાગે, શાણી તાતને સમજી ત્યાગે;
આત્મ સદા અમૃત રસ ચાખે, માનજો રે. —પરપુરૂષ.
સ્વહીત કરવા મનથી માગો, નીશ્ચય રાખી વીષયને ત્યાગો;
મંગળ મોક્ષમાં લાગો, સમજી રાખજોરે. —પરપુરૂષ.

# મીરાંબાઈની સ્તુતી.

સંપાદક "એક બ્હેન."

(પુનમ ચાનની એ રાગ)

પ્રભુ ! પાલવ પકડી રહીશું પુરણ પ્રેમથી રે;
મ્હારા છેલછબીલા, અંતરના આધાર ! ઉભી અરજ કરે છે મીરાં રાંકડીરે.
તમો દાસી તણાં પ્રભુ દુઃખ દુર કરો રે, શીશ નામી મ્હારા સાધુને સલામ,
ઉભી અરજ કરે છે મીરાં રામને રે.

સાસરીઆમાં સુખ નહી ને મહીઅરમાં નહી માન;
દુઃખ સુખકેરી વાતડી, તે કોઇ ના ધરતુ કાન.
નથી રહેવું મ્હારે રાણાજીના રાજ્યમાં રે, રાણો રોષ ભરેલો બહુ છે કપરો કંથ.
ઉભી અરજ કરે છે મીરાં રાંકડી રે.

(સાખી) આ વખત ફરી ! આવજો, ને વીઠ્ઠલ ધાજો વાર;
ગોવીંદ સાથે ગોઠડી એ, અબળાનો આધાર.'
વેરી વસમા જાણી વેગે વ્હેલા આવજોરે, નીકર જરૂર મ્હારા જીવનું જોખમ થાય,
ઉભી અરજ કરે છે મીરાં રામને રે.

(સાખી) ઉંડે કુવે ઉતર્યાં ને વચમા તુટયો દોર,
તારણ વાળો તારશે ને શામળીઓ સમર્થ.
એવા વીવેકી વીઠ્ઠલને જાઉં વારણે રે, મટશે હરીજનના અંતરના પરીતાપ,
ઉભી અરજ કરે છે મીરાં રાંકડીરે.

(સાખી) વીસવાસે વળગી રહી, જો શ્રીકમ રાખો ટેક,
વળગી નહીં તમ આગળે, તેમ ન ધારી વીવેક.
ભક્ત સારૂ આવે જાવે ભુધર ભેટવા રે, અંત રાખો હૈયે સાચા સુંદર સ્યામ,
ઉભી અરજ કરે છે મીરાં રામને રે.

(સાખી) નીતી ધરમ ના મુકવા, જ્યા લગી ઘટમાં પ્રાણ,
ને સેજે સંકટ દુર કરે, તે હરી ઉગારે તાણ.
નીત્યે નામ લેતા પાપી પાવન થાય છે રે, પ્રભુ ! રાખો મુજને પ્રેમ ધરીને પાસ.
ઉભી અરજ કરે છે મીરાં રાંકડીરે.

(સાખી) કૃપાળા રણછોડજીને લળી લળી લાગુ પાય;
દુષ્ટ જનોને દુર કરો, જેથી શીયળ સચવાય.
તમો દરશન દીધેથી દુઃખ જાયછે રે, ભેટવાને આવો ભાવધરી ભગવાન !
ઉભી અરજ કરે છે મીરાં રામને રે.

(સાખી) ભક્તિ ભેદના ભેદને, શું જાણે ગમાર ?
મીરાં બાઇની વીનતી જે કોઇ ગાશે ધરી પ્યાર.
હરી ભજે તેની આશા પુરણ થાય છે રે, જે શીખે સુણેને ગાશે તેનો ચરણકમળમાંવાસ.
ઉભી અરજ કરે છે મીરાં રાંકડી રે.

# પ્રભુ પ્રાર્થના.

લેખકઃ—બ્હેન સૌ. કનુબ્હેન છગનરામ મ્હેતા.

( સુરતમાં "મહિલા વિદ્યાલય" ખુલ્લુ મુકાયુ તે પ્રસંગ માટે રચેલી. )

[ રાગ પીલુ. ]

*હે પ્રભુ ! પ્રાર્થના કરીએ તમારી,*
શિવ શક્તિ ! તમે છે જો શિવકારીઃ —હે પ્રભુ.
સન્નારી સર્વે આજે પધાર્યાં,
મહિલાનાં માન વધાર્યાં છે ભારીઃ —હે પ્રભુ.
આર્ય ભગિનીના ભાગ્યનો ભાનૂ,
ઉગ "મહિલા વિદ્યાલય"થી માનુ —હે પ્રભુ.
ભ્રાતૃભાવને ખીલવો હૃદયમાં,—
સન્મતિ દીજો સુ માર્ગ જવાઃ —હે પ્રભુ.
પામો સુશિક્ષણ આર્ય કુમારી !
સદા ચરણથી દીપવો જનનીઃ —હે પ્રભુ.
પ્રેરો સ્વજનને પ્રભુ ! શુભ કાર્યે,
દેશની રાજની ભક્તિતે પથેઃ —હે પ્રભુ.
સૂર્ય ભવિષ્યનો આ સૂર્યપુરમાં,
ધન ધન ઉગતો જન્મભૂમિમાં— —હે પ્રભુ.
રમે સુરતમાં શારદ દેવી,
ગૌરવ વધારવા રક આ જાતીઃ —હે પ્રભુ.
આદર્શરૂપ થવા આ સંસ્થા,
આશીષ આપો દેવ તપંતાઃ —હે પ્રભુ.
સફળ કરો ઉદ્દેશ હમારો,
કૃપાવંતા ! કૃપા વરસાવોઃ —હે પ્રભુ.

---

# ગુરૂ સ્તુતી.

લેખક—બ્હેન સ્વ. સૌ. પ્રેમન બ્હેન.

( અનુષ્ટુપ )

દયાળુ હો ગુરૂ દાતા ! ભક્તિનું દાન આપજે;
સદા ચર્ણે મુને રાખો સંકટો પ્રભુ કાપજો.
ગુરૂ સેવું સદા ચર્ણો, આપતા પ્રેમથી કરી,
નિભાવી લ્યો મુને સ્વામી ! અજ્ઞાની બાળ છું, હરિ

# समाज-साहित्य-विज्ञान.

## સ્ત્રીઓને યોગ્ય ધંધા.

લેખકઃ—બ્હેન સૌ. ગુણવંતગૌરી ચીમનલાલ ઠાકર.

આ સૃષ્ટિમાં પરમેશ્વરે સ્ત્રી પુરૂષોને એકઠા રહી ગૃહસંસાર ચલાવવામાં પરસ્પરને સહાયક થવા માટે સર્જેલાં છે. પરંતુ પુરૂષ તનબળ, હૃદયબળ, તથા માનસિકબળથી યોગ્ય અને સ્ત્રી અયોગ્ય હશે તો તે સ્ત્રી ખરી રીતે સહાયક થઇ શકશે નહીં. સ્ત્રીના તનમનની સ્વાભાવિક રચના જોતા પુરૂષના કરતાં થોડા શ્રમના કાર્યો ઘરમાં બેસીને તે કરી શકે તેમ છે. માટે જો તેને ખરી સહાયક ને ઉપયોગી બનાવવી હોય તો તેમને ગૃહધર્મ ને વ્યવહારોપયોગી જીવીકા અને સુખ સંપત્તિના સાધનો થોડા શ્રમથી ઘરમાં બેસી ઉપાર્જન કરી શકે એવાં કળા કૌશલ્યનું શિક્ષણ આપી કુશળ બનાવવી જોઇએ. એકલી હૃદય કેળવણીથી સર્વ વ્યવહાર સિદ્ધ થઇ શકશે નહીં દરેક માતાપિતાની ફરજ છે કે તેમણે પોતાની કન્યાને કળા કૌશલ્યની કેળવણી આપવી જોઇએ, કે જેથી કરી પ્રસંગ આવે તે ગભરાશે નહીં ને યોગ્યાયોગ્યનો વીચાર કરી પોતાનો તથા પોતાના બાળકોનો નિર્વાહ સુખ શાંતિથી ચલાવી નીતિથી દિવસ નિર્ગમન કરશે. શ્રીમંત લોકોની વહુ દીકરીઓને આવો પ્રસંગ કવચિત આવે છે, તો પણ તેમને સ્ત્રી ઉપયોગી ધંધાનું જ્ઞાન આપવું અયોગ્ય ગણાશે નહીં. ઇશ્વરે સારી સ્થિતિ આપી હોય તો પોતાની ગરીબ બ્હેનોને મદદ કરી દેશની સેવા કરવી એ ઘણું પ્રશંસનીય છે. સ્ત્રીઓ પણ સમાજસેવા કરતી થશે, પોતાના દેશની દાઝ જાણશે તો આપણો દેશ જલદી આબાદ થાય. ધંધામાં કેળવાયેલી શ્રીમંત વર્ગની સ્ત્રીઓ આગળ પડી પોતાનો ધંધો પરોપકાર અર્થે પણ કરી બતાવે તો આપણા દેશમાં તેનો પડો બેસે, કારણ સમાજ બંધારણને લીધે લોકો સ્ત્રીઓ ધંધો કરે તે હલકું ગણે છે ને તેથી તેના માતાપિતાના તથા સાસરાનાં કુળ હલકાં પડે છે એવી તેમની માન્યતા છે. પણ શ્રીમંત વર્ગની બ્હેનો આગળ પડી તેવાં કાર્યો કરતી થશે, એટલે સાધારણ સ્થિતિની તેમ ગરીબ વર્ગની પણ ઉંચા કોમની સ્ત્રીઓની તે માન્યતા દુર થશે. સ્ત્રીઓની ધંધા કરવા વૃત્તિ છતા, તથા તેમને નિર્વાહ માટે ઘણી અડચણ પડવા છતા તેઓ ખોટી મોટાઇને લીધે ધંધો કરવા આગળ પડતી નથી ને અંતઃકરણમાં બળ્યા કરે છે માટે શ્રીમંત વર્ગની બ્હેનોએ આગળ પડી તેમાં ભાગ લેવો જોઇએ ખરેખર તેમનું આ પગલું ગરીબ તેમ સાધારણ સ્થિતિની સ્ત્રીઓને આશિર્વાદરૂપ થઇ પડશે ને તેઓ અંતઃકરણથી તેમનો આભાર માનશે. સાધારણ સ્થિતિની સ્ત્રીઓની ઘણી વખતે એવી કફોડી સ્થિતિ થાય છે કે તેમની આપત્તિનું પુછવુંજ શું? કારણ ગુજરાતની ઘણી કન્યાઓના પતિઓ ન્હાના હોય છે, જેથી કરી પતિ ગુજરી જાય તો સ્ત્રીઓને નિર્વાહ માટે ઘણી મુશીબત પડે છે. પીયેર ગરીબ હોય ને કોઇ પોષણ કરનાર ન હોય તેમ વખતે સાસરીઆં સારી સ્થિતિનાં હોય પણ સારાં ન હોય તો ત્યાં પણ કોઇ રાખે નહીં. અને જો, સ્ત્રીને ન્હાનાં છોકરાંની જંજાળ વળગી હોય તેની આપત્તિનું પુછવું

જ શું? કદાચ કોર્ટ દરબાર ચઢે તો અન્ન વસ્ત્ર તથા રહેવા માટે કાંઈ બંદોબસ્ત થાય પણ આપણા લોકોને કોર્ટની દેવડીએ ચઢવું બીલકુલ પસંદ નથી. આવી સ્થિતિમાં સ્ત્રીઓએ પોતાના નિર્વાહ માટે કોઇ પણ ધંધો શીખવો આવશ્યક છે; અને તે માટે તેમણે યોગ્ય કેળવણી લેવી જોઇએ. ત્યારે પ્રશ્ન એ થાય છે કે સ્ત્રીઓને માટે કયા ધંધા યોગ્ય છે? યુરોપ અમેરિકા આદિ દેશોમાં સ્ત્રીઓ પુરૂષોના ધંધામાં હરીફાઇમાં ઉતરે છે અને તેથી સ્ત્રીઓ રેલ્વે, ટેલીગ્રાફ. ખાતાઓમાં તથા બીજી ઓફીસોમાં ટાઇપીસ્ટ, કલાર્ક, વગેરે ધંધા કરતી માલમ પડે છે, તેમજ હુન્નર ઉદ્યોગમાં પણ તેમની મોટી સંખ્યા હોય છે. કેળવણીનું કામ પણ અમેરિકામાં ઘણે ભાગે સ્ત્રીઓના હાથમાં હોવાનું માલમ પડે છે. પ્રાચીન કાળમાં આપણો દેશ અનેક વિદ્યા અને કળાકૌશલ્ય માટે પ્રખ્યાત હતો. એ વખતે સ્ત્રી પુરૂષો ૧૪ વિદ્યા, ૬૪ કળા, ૭૨ ચાતુરી વિગેરેમાં કુશળ હતાં, એવું પાર્વતી, લક્ષ્મીજી, સીતા, દ્રૌપદી, તારા, મદાલસા, શકુન્તલા અને ચીત્રલેખા વિગેરે સતી સ્ત્રીઓનાં ચરીત્રો, ઇતિહાસ, ધર્મશાસ્ત્રો વિગેરેથી સિદ્ધ થાય છે. આથી કરી તેઓ સર્વે પ્રકારે સુખી હતાં. તેમની કીર્તિનાં કીરણો અદ્યાપી પૃથ્વીમાં ચોપાસ પ્રસરી રહ્યાં છે. જે દેશ સર્વે પ્રકારની વિદ્યા અને હુન્નર કળાથી ભરપુર હોય છે, તે દેશ દ્રવ્યાદિ સમૃદ્ધિથી પૈટ અને સુખી હોય છે. જે વખતે આપણા દેશમાં સર્વ પ્રકારની વિદ્યા અને હુન્નર કળા હતાં તે વખતે આપણો દેશ સર્વ પ્રકારની સમૃદ્ધિ બળથી ઝળકી રહ્યો હતો પરંતુ દૈવેચ્છાથી વીપરીત કાળ આવતાં આપણી સમૃદ્ધિના મોહ પાશમાં પડી અનેક વીદેશી જન તે સમૃદ્ધિ હરણ કરવાને મથન કરવા લાગ્યા, ને પરિણામે આપણી પડતી થઈ ને આપણે નાબેદાર બન્યા, વિદ્યા અને હુન્નરો નાશ પામ્યા અને આપણે ગરીબ સ્થિતિમાં આવી પડયા. ઘણાં કુટુંબો દુ ખી સ્થિતિમાં દિવસ ગુજારે છે. આજે આપણા દેશમાં ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, જાપાન, ને અમેરીકા વીગેરે સુધરેલા દેશોમાંથી કરોડો રૂપીઆનો માલ આવે છે તેમાં એ સુધરેલા દેશોની હુન્નર કળામાં કુશળ થયેલી સ્ત્રીઓના હાથની બનાવેલી ચીજો જેવા કે મોજાં, ગલપટા, ગુથેલા રૂમાલ, ટેબલ કલોથ, ભરતકામ, ચિત્રકામ, શીવણકામ, કોતરકામ, નેતરકામ, વીવીધ પ્રકારનાં રમકડાં, દોર, શીત, રેશમ, ઉન, કાગળ, વીગેરેના રંગીન સુંદર મોહક ફૂલો વેલો વૃક્ષો ને સુંદર ગુચ્છાઓ વગેરે અનેક લાખો રૂપીઆની જણસો આવે છે, અને બીજા દેશોમાં પણ જાય છે તેથી એ લોકો ઘણુ દ્રવ્ય ખેંચી જાય છે. શું તેમનામાં ઇશ્વરે બુદ્ધિ આપી છે ને આપણી સ્ત્રીઓમાં નથી આપી? આપી છે. જો તેમને હાલના સુધરેલા ધોરણે નવીન હુન્નરકળા અને તેના યંત્રો વગેરેનું સચોટ શિક્ષણ આપવામાં આવે તો તે પણ બીજા દેશોની સ્ત્રીઓની માફક સર્વ બનાવી શકે. હાલની કન્યાશાળાઓમાં, તેને લગતું જુજ ઉપર ચોટીયું શિક્ષણ આપવામાં આવે છે, તે જોઇએ તેવું ઉપયોગી નથી. આપણો દેશ દિવસે દિવસે વધારે ગરીબ સ્થિતિમાં આવતો જાય છે; ઉદ્યોગ વગર ઘણાં કુટુંબ પાયમાલ થયાં છે; તેવા સમયમાં હવે બીજા ઉપર આધાર રાખી બેશી નહી રહેતાં સત્વર ચેતવાની જરૂર છે. આપણા ઉપર હાલ ન્યાયી પ્રતાપી અંગ્રેજ સરકારનું રાજ્ય છે તેવા સમયમાં સ્વદેશપ્રેમી દેશહિતેચ્છુ સુજ્ઞ પુરૂષોએ ઉત્સાહ, આગ્રહ અને હીમતથી આપણા દેશની સ્ત્રીઓને ઘર બેઠાં કરી શકાય એવા સ્વતંત્ર ધંધાની કેળવણી આપવાનો પ્રયાસ કરવો જોઇએ. દરેક શહેર કે ગામડાઓમાં સ્ત્રીઉપયોગી હુન્નરોને લગતી શાળાઓ સ્થાપવી જો-

ઇએ જે મોટી સ્ત્રીઓ તેવી શાળામાં જઇ ન શકે તેમને માટે જુદી શાળાઓ કાઢવી જોઇએ અને તેવી શાળાઓમાં પણ જે ન જઈ શકે તેમને માટે એવું શિક્ષણ લેવા જે ખુશી હોય તેમને ત્યાં જઇ થોડો થોડો વખત શીખવી આવે તેવી સ્ત્રી શિક્ષકો પણ રાખવી જોઇએ. આ પ્રમાણે યોજના કરી ઉપાયો લેવાથી સત્વર ધારેલો હેતુ પાર પડશે, અને સ્ત્રીઓ ત્યારે જ પોતાના પતિને ખરી સહાયક થઇ દેશને આબાદ કરવામાં સહાયભુત થઇ શકશે પરંતુ આપણે ત્યાં સ્ત્રીઓમાં અજ્ઞાન અંધકાર પ્રસરેલો છે તે દુર થતાં ઘણો વખત લાગશે, અને તેથી ત્યાં સુધી બેસી રહેવું શ્રેયસ્કર થશે નહી માટે આપણે હાલના સંજોગોને અનુકુળ એવા ધંધા શીખવાની જરૂર છે આ ધંધાઓમાં સ્ત્રીશિક્ષકનો ધંધો મુખ્ય છે.

દેશની દરેક દરેક સ્ત્રીને કેળવવા માટે સ્ત્રીશિક્ષકોની મોટી ફોજની જરૂર છે પણ આપણે ત્યાં સ્ત્રી શિક્ષકોની ઘણીજ અછત છે તેથી જો સ્ત્રીઓ સ્ત્રીશિક્ષકોની લાયકાત ભળે એવી કેળવણી લે તો તેમને માટે એક વિશાળ ક્ષેત્ર ઉઘડું છે મારા ધારવા પ્રમાણે સ્ત્રી કેળવણી ઉત્તમ રીતે આપવા માટે સ્ત્રી કેળવણીનું સંપૂર્ણ કામ સ્ત્રીઓને હસ્તક હોવું જોઇએ એટલુંજ નહી પણ સ્ત્રી કેળવણી ખાતાનો ઉપરી પણ સ્ત્રી હોવી જોઇએ. આ ધંધો સ્વીકારવાથી કોઇની પ્રતિષ્ઠામાં બીલકુલ કમીપણું, આવતું નથી ઉલટુ એક પંથ ને દો કાજ જેવું થાય છે કારણકે આપણે ત્યાં સ્ત્રી કેળવણીની ઘણી અછત છે ખરી કેળવણી લીધેલી સ્ત્રી સેંકડે એક પણ મળવી મુશ્કેલ પડશે માટે સ્ત્રીઓનું આ પગલું દેશને ઘણુંજ ઉપયોગી થઇ પડશે મહેનતીજી થવું તે આપણા હીંદુ સંસારમાં એક હલકુ કાર્ય ગણાય છે; પણ હવે લોકોની તે માન્યતા કમી થતી જાય છે ને કેળવણીના ફાયદા સમજવામાં આવવા લાગ્યા છે આ ધંધા શીવાય પણ સ્ત્રીઓ મોજા તથા ગજીફરાક ગુંથવાનું શીખે તો પણ તેઓથી સારી કમાણી થઇ શકે તેમ છે, કારણ તે કામ મશીનથી થઇ શકે છે સાધારણ રીતે એક માણસ કામ કરે તો મહીને રૂ ૧૫-થી ૨૦ સુધી મેળવી શકે છે, તેમ તે ધંધો શીખતા ઘણો વખત લાગતો નથી, ને ઘેર બેઠા આબરૂથી પોતાનો ધંધો ચલાવી શકે છે. તેમજ સ્ત્રીઓ સ્ત્રી ઉપયોગી કપડા શીવવાનું કામ સારી રીતે શીખે તો તેમાથી ઠીક પેદા થાય, કારણ હાલના જમાનામાં શીલાઇની ફેશન વધારે વધી પડી છે, નજીવા કપડાની શીલાઇ પણ લગભગ કપડાના સરખી થાય છે ને કોઇ વખતે એમ પણ બને છે કે કપડાની કીમત કરતાં વધારે શીલાઇ આપવી પડે છે. આ ધંધાના અંગે સ્ત્રી ઉપયોગી કાપડ તથા પરચુરણ સામાન વેચવા રાખ્યા હોય તો વધારે પ્રાપ્તી થવાનો સંભવ છે; કારણ સ્ત્રીઓને દુકાનનો ભરોસો બેસે કે આપણે બીજેથી માલ લાવીએ છીએ તેના કરતા કોઈ પણ રીતે અહીં ઉતરતાં નથી પણ કંઇ કિફાયત ભાવે મળે છે; ત્યારે એવી મમતાથી ઘણી ખરી સ્ત્રીઓને તેવા સ્થળથી માલ લેવો તથા શીવડાવવો સુગમ થઇ પડશે, ને ઘણી ખરી સ્ત્રીઓ ત્યાંજ જશે. સ્ત્રીઓ પોતાના નવરાશના વખતમાં ભરત ગુંથણ તથા સ્ત્રી કસબનું કામ કરે તો પૈસાની કેટલીક કમાણી થાય ને ધણીની થોડી કમાણી હોય તો તેમાં મદદ થાય ને નિંદા કુથલીઓ કરતી અટકે તે પણ એક મોટો ફાયદો થાય. તે શીવાય પોતાના ધણીના ધંધામાં માથું ઘાલી માહીતી મેળવે તો આપત્તિ કાલમાં તેની માહીતી વધારે ઉપયોગી થાય ને સુખે કુટુંબનો નિર્વાહ ચાલે. આપણા દેશમા સામાન્ય રીતે

ભણેલી ને કેળવાયેલી દાયણોની ઘણી જરૂર છે. પણ હાલમાં બીન કેળવાયેલી ને અજ્ઞાન દાયણોથી કામ લેવાય છે. તેને લીધે ઘણી વખતે પ્રસુતિમાં બેરાંના જીવનું જોખમ થાય છે, તે ઘણું દયાજનક છે. અજ્ઞાન દાયણોથી કામ લેવાથી ઘણી સ્ત્રીઓને સુવા રોગ તથા તાવ વગેરેનો ઉપદ્રવ થાય છે. ઘણી વખતે તો એવા ભયકર રોગ થાય છે કે બીચા- રીને જીવતાં સુવાની યાતના કરતાં પણ ભૂડી સ્થિતિ ભોગવવી પડે છે. ઘણાં બાળકોની પ્રસુતિ વખતે જોઈતી કાળજી ન લેવાયાથી તેઓ નબળા બાંધાના તથા અનેક પ્રકારના રોગથી પીડાય છે. આ બધાનું કારણ અજ્ઞાન દાયણોજ છે. કારણ તેમને પ્રસુતિ વખતે કેમ વર્તવું તેનું બીલકુલ ભાન હોતું નથી તેમજ ઘરના માણસોને પણ ખબર હોતી નથી કે પ્રસુતિ વાળા બાઈની કેવી કાળજી રાખવી. જુના વખતથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે વર્તન કરે છે પણ હાલના વખતમાં સ્ત્રીઓના બાંધા નબળા હોવાથી જુના વ ખતની પદ્ધતિથી થતી સુવાવડ માફક આવતી નથી. તેમને જુના વખતના જેવો ભારે પો- રાક પાચન થતો નથી વીગેરે માહિતી અજ્ઞાન દાયણોને હોતી નથી, પણ હુશીયાર દાયણ હોય તો તે પોતે ઘરના માણસોને સમજુતી આપી શકે. માટે દાયણનો ધંધો ઉપયોગી ને દેશહીતનો છે ને તેથી હજારો જીવ બચે ને હજારો બૈરાં રોગના ભોગ થતાં બચે. તેથી બૈરાંએ આ ધંધો શીખવા લાયક છે ને એ ધંધામાં નિર્વાહ માટે પુરતી કમાણી મળે એમ છે. આ શીવાય જેને સાધન હોય તેઓ ડાક્ટર થઈ શકે આપણા દેશમાં સ્ત્રી ડાક્ટરોની સંખ્યા ઘણીજ ઓછી છે. અને આપણા સમાજ બંધારણને લીધે આપણી સ્ત્રીઓમાં જે ખોટી શરમના વીચારે ઘર ઘાલ્યુ છે તેથી આપણી સ્ત્રીઓ પુરૂષ ડાક્ટરની સલાહ લેવા ઘણી શરમાય છે તેમ સંકોચ પામે છે. તેમાં જો ગુપ્ત રોગોથી સ્ત્રીઓ પીડાતી હોય અને તેથી ફરી શરીર તપાસવાની જરૂર હોય તેવે પ્રસંગે શરીર બતાવી ઉપચાર કરાવવા તે કેટલીક સ્ત્રીઓને મરણથી પણ અધીક લાગે છે; અને તેવા રોગોની ઉપેક્ષા કરી કેટલીક વખતે પોતાના પતિથી પણ તે રોગ છુપા રાખી મરણને શરણ થાય છે. આ પ્રમાણે આપણા હીંદુમાં બને છે તેમ નથી પણ મુસલમાન વિગેરેમાં પણ હોય છે. પ્રસુતિના પ્રસંગે પણ કેટલાક સંજોગોમા દાયણથી પ્રસુતિ થઈ શકતી નથી ત્યારે શસ્ત્રક્રિયા વીગેરે માટે ડૉક્ટરની જરૂર પડે છે. પરંતુ આપણા દેશના હતભાગ્યે આપણા સમાજ બંધારણ તથા રીત રીવાજ- થી તથા રહેણી કરણીયા વાકેફ એવી સ્ત્રી ડૉક્ટરો ભાગ્યેજ મળે છે. કેટલીક વખતે વિદેશી સ્ત્રી ડૉક્ટરની મદદ કોઈ મ્હોટા શહેરમાં હોય છે પણ તે લોકો આપણા રીત રીવાજ તથા આપણી જરૂરીઆતથી અજાણ્યા હોવાથી તેઓ બહુ ઉપયોગી થઈ પડતાં નથી. અને વળી તેઓ મોંમાગી ફી માગતાં હોવાથી તેમનો લાભ ગરીબ તથા મધ્યમ સ્થિતિના લોકો લઈ શકતા નથી જ્યારે આ સ્થિતિ મ્હોટા મ્હોટા શહેરોની છે ત્યારે બીજા ગામોનું પુછવું જ શું ? આ ધંધો શીખવાથી પરોપકાર થઈ શકશે તેમ નિર્વાહ માટે સારૂ સાધન થશે. જે સ્ત્રીઓને ઘરની શ્રીમંત હોવાના લીધે નિર્વાહ માટે સાધન કરવાની જરૂર નથી તેમણે પણ લોક કલ્યાણાર્થે પરોપકાર અર્થે સ્ત્રી ડૉક્ટર બની પોતાનો નવરાશનો વખત સારા કાર્યોમાં ગાળી પોતાની રોગ ગ્રસ્ત બ્હેનોને ઉપયોગી થવું જોઈએ; એ તેમને માટે ઘણુંજ સારૂ છે તેથી તેઓ લોકમાં માન પ્રતિષ્ઠા પામી દેવીઓ જેવી પુજાશે અને તેમના વખતનો સદ્વ્યય થશે, તેથી માગી અંતઃકરણ પૂર્વક સર્વ સ્ત્રીઓને પ્રાર્થના છે કે જેમને ઈશ્વરે

અનુકુળતા આપી હોય તેમણે નિર્વાહ માટે અથવા પરોપકાર માટે સ્ત્રી ડૉક્ટર થવા પ્રયત્નશીલ થવું જોઇએ. કદાચ એમ કહેવામાં આવશે કે પુરૂષોની કૉલેજમાં ડૉક્ટરી વિદ્યા શીખવા સ્ત્રીઓને અડચણ છે તો તેના જવાબમાં જણાવવાનું કે આપણા નસીબે હાલમાંજ દિલ્હી શહેરમાં ખાસ સ્ત્રીઓને માટે મરહુમ લેડી હાર્ડીંજના પ્રયત્નથી એક મેડીકલ કૉલેજ ઉઘડી છે તેમાં સર્વે પ્રોફેસરો તથા શિક્ષકો સ્ત્રીઓજ છે અને તેને અંગે હૉસ્ટેલ રાખવામાં આવી છે કે જેમાં સ્ત્રીઓને પોત પોતાના ધર્મ પ્રમાણે રહેવાની સવડ આપી સારી દેખરેખ રહે છે. તાત્કાળીક પૈસાની જરૂર હોય ને બીજા ધંધાના અભાવે સ્ત્રીઓને સારૂ પાકશાસ્ત્રનું જ્ઞાન હોય તો કદોઇની ચીજો બનાવી વેચે તોપણ ઠીક પેદાશ થાય. વળી જે સ્ત્રીઓ નીરાધાર હોય તે રસોઇનો ધંધો કરે તોપણ તેમનું ગુજરાન થશે કેમકે બ્રાહ્મણ રસોઇઆની હવે દિવસે દિવસે અછત થતી જાય છે. ને તેથી જો તે કોમની વિધવાઓ વિગેરે નિરાધાર બૈરાં રસોઇનું કામ કરવા બહાર પડે તો તેમને ખાવા પીવા ઉપરાંત સારો પગાર મળે માત્ર જેમને ત્યાં રસોઈ કરવા રહેવાનું હોય તે ગૃહસ્થના ચારિત્ર્ય વિગેરેની તપાસ કરવી જોઇએ.

આપણા દેશમાં નર્સોની ઘણી ખોટ છે તેમજ મારા અભિપ્રાય પ્રમાણે દરેક સ્ત્રીએ નર્સના કામનું સામાન્ય જ્ઞાન મેળવવુંજ જોઇએ દરેક સ્ત્રી ગૃહિણી થવા સર્જાએલી છે. અને તેથી ધણી, છોકરા, સાસુ નણંદ વિગેરે ઘરના અનેક માણસ માંદા પડે ત્યારે તેમની માવજત કરતાં આવડતી હોય તો દર્દીને વહેલો આરામ થાય. સારી માવજતથી દવાનો ગુણ વિશેષ પડે છે એ જાણીતી વાત છે. આપણા દેશના દવાખાનાઓમાં તથા ઇસ્પીતાલોમાં દેશી નર્સો મળતી ન હોવાથી ઘણી અડચણ પડે છે, આપણાં બૈરાં નર્સનું કામ ધંધા માટે શીખે તો ઘણે ભાગે તે અડચણ દૂર થાય અને કેટલોક પરોપકાર થાય.

હું આશા રાખું છું કે વાચક વર્ગમાંથી નિદાન પાંચ ટકા સ્ત્રીઓ પોતાને અનુકુળ આવે એવા ધંધા શીખવા પ્રયત્નશીલ થશે અને પોતાના નિર્વાહ માટે સાધન કરી મુકશે.

---

## જુગાર જેવું મ્હોટું બીજું એકે પાપ નથીઃ—

બ્હેનો, આવી રીતે એક જુગારખાનાથી ઘણા મનુષ્યો દુખી થાય છે, તો પછી સર્વેજ ઘેર ઘેર જુગારખાના જેવું થાય ત્યારે દુનિયાની દુખની શી બાકી રહે? એટલુંજ નહિ, પરન્તુ જન્માષ્ટમી જેવા પવિત્ર દિવસે ને ધર્મને પવિત્ર નામે જુગાર રમાય એથી વધારે ખેદજનક શું હોઇ શકે! બ્હેનો, પ્રભુની જગતમાં પધરામણી થાય છે તે સદ્ગુણનું સ્થાપન કરવા, અને નહિકે જુગાર જેવા દુર્ગુણને ઉત્તેજન આપવા. શ્રીકૃષ્ણ ભગવાનની પધરામણીને પવિત્ર પ્રસંગે કૃષ્ણકીર્તન કરવાને બદલે જુગાર રમતાં જેવા પાપ કરવા એના કરતાં વધારે મોટો પ્રભુદ્રોહ બીજો શો હોઈ શકે? માટે બ્હેનો, જો આપણે પ્રભુની પ્રીતિ સંપાદન કરવી હોય, જો આપણે હિન્દુઓએ સુધરેલી દુનિયામાં આગળ વધવું હોય અને તેમાં માન ભર્યું સ્થાન મેળવવું હોય અને આપણી હિન્દમાતાનો અભ્યુદય કરવો હોય તો માત્ર જન્માષ્ટમીજ નહિ, પરંતુ બીજા દરરોજ પણ નીતિમાન અને સભ્ય રીતે વર્તતાં શીખવું જોઇએ જ્યાં "ધર્મ અને નીતિ હશે ત્યાં પ્રભુ હમેશાં હોય છે"

—સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યા.

# *આપણા સંસારની મુશ્કેલીઓ

## અને તે દૂર કરવાના ઉપાયો.

લેખકઃ—બ્હેન સૌ. મહિમનગૌરી મનુભાઈ પંડ્યા.

રા. રા. ગોવર્ધનરામભાઈએ આપણા સંસારની મુશ્કેલીઓનો ખરેખરો ચિતાર એમની સરસ્વતીચંદ્ર-નામની લોકપ્રિય નવલકથામાં દર્શાવ્યો છે. તેમજ એમણે તે દૂર કરવાના ઉપાયો પણ જુદે જુદે સ્થળે પત્રોદ્વારા, પાત્રોદ્વારા, તથા અન્ય રીતે બતાવ્યા છે

આપણા સંસારની શી શી તથા કેવી કેવી આપત્તિઓ છે, તેનું વર્ણન સરસ્વતીચંદ્રના બીજા ભાગમાં ગુણસુંદરીની કુટુંબ જાળમાં સારી રીતે કરવામાં આવ્યું છે. આપણા સંસારમાં ગુણસુંદરીની માફક જ્યારે ગૃહિણીને માથે આખા કુટુંબનો ભાર પડે છે, ત્યારે તેને સૌના જુદા જુદા સ્વભાવો સાથે કામ લેવું પડે છે. સૌની કટેવો વેહવી પડે છે, તથા સર્વ સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે, અને સર્વ સુખનો ભોગ આપવો પડે છે. "આ પ્રમાણે સ્વાર્થત્યાગ, ધૈર્ય, મહેનત, ખંત, અને શાણપણ રાખવામાં આવે તો જ કુટુંબપ્રસાર સંપ્રહસંપથી ચાલી શકે. પણ્ય-સંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. દીર્ઘદ્રષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વહેવારકુશળતા, સેવકબુદ્ધિ, સેવ્યબુદ્ધિ, ઇત્યાદી અનેક મહાગુણનો ઉપયોગ ચતુરગૃહિણીને પ્રધાનના જેટલો જ છે.' ઉપલા સર્વ ગુણો ગુણસુંદરીમાં હતા, તેથી તેનો ગૃહસંસાર સારી રીતે ચાલતો હતો. ગુણસુંદરીએ પોતાના આત્મબળથી મોટા કુટુંબનો બોજો ઘણી મુશ્કેલીઓ પડતા છતા ઘણા ઉત્સાહથી ઉપાડી લીધો અનેક તરેહના સુખ દુઃખમાં પણ પોતાનો રસ્તો કાઢી કુટુંબરૂપી નાવને ચલાવી પાર આણ્યું. તે જ પ્રમાણે દરેક સ્ત્રી જો એકત્ર કુટુંબમાં પોતે સુખદુઃખ સહન કરી આત્મભોગ આપે તો જ એકત્ર કુટુંબી ગૃહસંસાર ઘણી સહેલાઇથી ચલાવી શકે

આપણા સંસારનો પાયો સંયુક્ત કુટુંબપર રચાયનો છે આવાંજ બંધારણ તથા કારણોને લીધે ધર્મખોર સાવકી મા ગુમાનની શીખવણીથી, વૃદ્ધ લક્ષ્મીનંદનને સરસ્વતીચંદ્ર જેવા અતિ પ્રેમાળ તથા વિદ્વાન પુત્રરત્ન પ્રત્યે તથા તેની ભવિષ્યમા થનાર કેળવાયલી અને સ્નેહાળ પુત્રવધૂ કુમુદસુંદરી પ્રત્યે પણ કરેલા અમલ અને સખત વાગ્પ્રહારથી સરસ્વતીચંદ્રને ઘરનો, પત્નીનો, મિત્રનો, તથા સર્વ કોઇનો ત્યાગ કરી ચાલ્યા જવું પડ્યું, અને તેની જીંદગીની પવિત્ર અને ઉમદા આશાઓને સદાને માટે નિરાશ કરવી પડી. ઉદ્ધતલાલ પોતાના મિત્ર ચંદ્રકાંત પર આ પ્રમાણે લખે છે કે "સરસ્વતીચંદ્ર જેવા સર્વશક્તિઓથી સમૃદ્ધ, સમર્થ, શ્રીમાન્ વિદ્વાન્ ને કુમુદસુંદરી જેવા રત્નનો યોગ થતા આવેલો તે સ્વપ્નવત્ થઇ ગયો. એવી રસીક સાક્ષર લલના સાથે એ પુરૂષનો યોગ થયો હોત તો આપણા લોક પર કેવી કેવી અમૃતની વૃષ્ટિ થાત, પણ આપણા કુટુંબકલેશી ગૃહસંસારે, દુષ્ટ તથા મૂર્ખતાના ભંડારે, આપણા હાથમાં આવેલું નારીરત્ન સમુદ્રમાં નાંખી દીધું છે." ઘેરઘેર એકત્ર કુટું-

*નાગર બ્રાહ્મણ મિત્રમંડળના તૃતીય વાર્ષિક મહોત્સવની ઇનામી હરિફાઇની પરીક્ષામાં આ નિબન્ધ પહેલે નંબરે પાસ કરવામાં આવેલો હતો.

બના કલેશથી પણ પુરુષોની ઉત્તમ આશાઓનો સદાને માટે નાશ થાય છે આપણા સંસારમાં સાવકી માતા આવ્યા પછી પુત્ર પ્રત્યેનો પ્રેમ ઓછો થાય છે. તેથી પણ સત્પુત્રોને પિતાના આવા પ્રહાર સહન કરવા પડે છે અને તે કુટુંબમાં એકત્ર રહેવાથી, તેમને અને તેમની પત્નીઓને આખી જીંદગી દુઃખમાં ગાળવી પડે છે કેટલાક અણસમજુ માબાપો તો પુત્રને ચડાવી ગરીબ અને નિર્દોષ બાળાના ઉપર જુલમ ગુજારે છે

આર્ય સંસારના એકત્ર કુટુંબના સંડા તથા ગેરફાયદા વિષે ઉદ્દતલાલે પોતાના મિત્ર ચંદ્રકાંત પર લખેલા પત્રમાં સારૂં વિવેચન કર્યું છે, અને લખે છે કે બાળલગ્ન, સ્ત્રી કેળવણી, તથા સ્ત્રી સ્વાતંત્ર્ય જેવી અગત્યની બાબતોમાં કુટુંબના જુના વિચારના વૃદ્ધોને લીધે સુધારા થઇ શકતા નથી. આપણી સમાજની આર્થિક, તેમજ નૈતિક સ્થિતિ પણ વિકાસ પામી શકતી નથી તેનું કારણ પણ તેજ છે આપણાં છોકરાંઓ બુદ્ધિશાળી અને સ્વાશ્રયી થઇ શકતાં નથી તેનું કારણ બાળક ઉમ્મરમાં વડીલોના હાથ નીચે રહી ઓશિયાળું, તથા શાળામાં ભણતી વખતે શિક્ષકોના ખોટા દાબમાં રાખવાથી બાળકના ખીલતા અંતઃકરણ પર જાણે બરફ પડતું હોય તેના જેવું છે આપણા કુટુંબના ભણેલા માણસોને પણ સાસુ નણંદની યમદ્રષ્ટિમાં જીંદગી પર્યંત દુઃખ ભોગવતાં દુઃખમાંજ સડયા કરવું પડે છે વહુઓને અને છોકરીયોને એક પ્રીત શી રીતે થવાની ! પ્રાચીન કાળથી વચન બંધાયો છે કે न नन्दति इति ननान्दा ભાભીને જોઇને આનંદ ન પામે તે નણંદ. અને નણંદ ભોજાઇને બારમો ચંદ્રમા એ આપણા દેશનો જુનો અનુભવ છે. નણંદ ભોજાઇ વચ્ચે પક્ષપાત કરવાના પ્રસંગ આવતા સાસુનું ચિત્ત કોના તરફ વળશે અને કોના તરફ નહિ વળે એ સમજાય એવી વાત છે આવી વખતે પુરુષોની સ્થિતિ ઘણી કફોડી થાય છે. તે ભાગ્યેજ ન્યાય આપી શકે છે નવી વહુ સાસુ નણંદના ત્રાસોને લીધે કામ કરતા કંટાળી જાય છે પતિને જેમ બને તેમ પતિથી જુદી રાખવામાં આવવાથી જે દિવ્ય પ્રેમ બે વચ્ચે થવો જોઇએ તે થઇ શકતો નથી. જો કોઇ વાર પતિ સ્ત્રીની તરફેણ કરતો હોય તો મા તેને પુરુષત્વ વિનાનો કહે છે અને સ્ત્રીવશ વગેરે હલકા શબ્દોથી વારંવાર તેને નિંદે છે આથી પુરુષોના મગજ ખવાઇ જાય છે સોમાંથી પાંચ ટકાજ એવા પુરુષો નીકળશે કે સ્ત્રી અને મા વચ્ચેની તકરારનો ખરો ન્યાય આપી શકે. આને લીધે દુષ્ટ સાસુઓ અને કજીયાખોર નણંદોનું જોર વધી પડે છે, પણ જ્યારે વહુને સાસુ થવાનો વખત આવે ત્યારે તે પણ તેમ કરવા ચુકતી નથી વળી આપણા સંસારનું બંધારણ એવું છે કે યુવાન પુરુષ વર્ગોની કમાઇથીજ આપણું કુટુંબી જીવન પુરૂં થાય છે અંગ્રેજ લોકમાંતો લગ્ન થતાં પુત્ર જુદો થાય છે, જ્યારે આપણા લોકમાં પુત્રને માત પિતાના ઉપકારને નામે અતિબંધનનો દાસ કરી દેવો એ જ પ્રશસ્ત ગણાય છે એ આચાર હજુ સુધી આપણા લોકમાં રહેલો છે, અને ઘણી મુશ્કેલી પડતાં છતાં આ બંધનમાંથી મુક્ત થવાને આપણા પુરુષો હજુ સુધી સામર્થ્યશાળી થઇ શકયા હોય એમ લાગતું નથી અંગ્રેજી કુટુંબમાંની માતાઓને પુત્રીઓ અને વહુઓ વચ્ચે પક્ષપાત કરવાને અવકાશ મળતોજ નથી. ત્યાં કમાનારની કમાઇનો ચોર ઘરની ભીંતના ભાગમાં સર્જી મુકેલો હોતો નથી. ઇંગ્લાંડમાં તો પતિપત્નીનો દિવ્ય ઉજળતો પ્રેમ અને કુમળા બાળકોની સાથે વત્સલતા સિવાય બીજું કશું જોવામાં આવતું નથી જો કે જનસ્વભાવ જાણવાથી ઘેર ફાયદા સ્વતંત્ર કુટુંબના સ્ત્રી કે પુરુષને

થતા નથી, તો પણ પાંચ હજારની કમાઇવાળો હિંદુ જે સુખશાંતિ ભોગવી શકતો નથી, તે સુખ અને શાંતિ પચાસ રૂપીયા કમાનાર યુરોપિયન ભોગવે છે. ઉદ્ધતમાને પોતાના પત્રમાં ચંદ્રકાંતને લખ્યું છે કે આપણા દેશમાં મૂર્ખતા અને દુષ્ટતાની ભરેલી અવસ્થામાંથી લોકોનો ઉદ્ધાર કરવા માટે ઉદ્ધત થવાની જરૂર છે. ઉદ્ધત થયા વિના આપણી ઉન્નતિ કોઇ કાળે પણ થવાની નથી. શાસ્ત્રકારો પણ કહે છે કે સોળમે વર્ષે પુત્રને મિત્ર સમાન ગણવો, કારણકે પિતાની આજ્ઞાનું ગૌરવ એ કાળથી નષ્ટ થાય છે, અને પુત્ર સ્વાતંત્ર્ય સિદ્ધ ગણાય છે. માટે સમજુ પિતાઓએ, પોતાનો અધિકાર ખેંચી લેવો જોઇએ. અને પુત્રને યોગ્ય સ્વતંત્રતા આપવી જોઇએ તેમાંજ બન્નેનું કલ્યાણ છે.

ચંદ્રકાંત પોતાના પત્રમાં જણાવે છે કે એકત્ર કુટુંબની મુશ્કેલી અને દુર્વ્યવસ્થાનું ચિત્ર જે ઉદ્ધતલાલે પોતાના પત્રમાં આલેખ્યું છે, તે ઘણે અંશે સત્ય છે. પણ આ ચિત્રમાં જે અપૂર્ણતા છે તે પુરી થવી જોઇએ. કુટુંબભાર વહન કરનાર સ્ત્રીપુરૂષના કલ્યાણમાંજ સમસ્ત કુટુંબજનોનું કલ્યાણ સમાય છે. એવી ઉત્તમ બુદ્ધિ દરેક કુટુંબના વડીલોમાં જો ઉદય પામે તો વધુઓનું અડધું દુ:ખ ઓછું થાય. જો પુત્ર અને પુત્રવધુ ઉપર વિશ્વાસ અને પ્રેમ રાખવામાં આવે તો બંને સ્ત્રીપુરૂષનું મનુષ્યત્વ ઉદય પામે છે, એટલે તેઓ પોતાના ખાસ ગુણો વિકસાવી શકે છે. આપણા કુટુંબજનોનો વિશ્વાસ વધારવો એ આપણું કામ છે એ વિશ્વાસ ઉપજાવવાની કળા દરેક સ્ત્રીમાં હોવી જોઇએ. સાત્વિક વૃત્તિ, નિર્મળ પ્રીતિ, ધૈર્ય, ઉદારતા, આદિ અનેક સદ્‌ગુણો આ વિશ્વાસ ઉપજાવનારમાં હોવો જોઈએ કુટુંબમાં સંપ્રમેળ ન થતાં પુરૂષો પોતાની સ્ત્રી તથા બાળકોને સાથની જુદા રહે તો કલ્યાણ થાય. એનું સત્ય ચંદ્રકાંત પોતે પણ અંશે સ્વિકારે છે. પણ એ પ્રશ્ન વિચારતાં અનેક આડચણો આવે છે. કુટુંબના મનુષ્યો ઘરમાં છેક નિરૂપયોગી બેસી રહેતા નથી, અને સૌ પોતપોતાના ગજા પ્રમાણે કર્તવ્ય કર્મ બજાવે છે. બીજું ઘરમાં કુટુંબ હોય તો તે પણ એક જાતનો કીલ્લો છે. અને એ કીલ્લાથી બહારના માણસો સ્ત્રીઓને ફસાવવાની હીંમત કરી શકતાં નથી. પણ અંગ્રેજી વિદ્યાના પ્રસંગથી જુવાનીઆઓમાં એક જાતનો જુસ્સો આવે છે, તે જુસ્સો વૃદ્ધોમાં હોતો નથી. આને લીધે કુટુંબમાં વિખવાદ થવાનો સંભવ છે. એકત્ર કુટુંબમાં જ્યારે માણસો વચ્ચે અણવિશ્વાસ, શંકા, વગેરે કારણથી કુસંપ વધી જાય છે તેવે પ્રસંગે જુદાં પડવું એ શ્રેયસ્કર છે. પણ ખાનબહાદુર એમ જણાવે છે કે સરસ્વતીચંદ્ર જેવા વિદ્વાન્ નરરત્ને ઘરનો ત્યાગ કરવાને બદલે પિતાથી જુદા થઇ સંસાર માંડ્યો હત તો યોગ્ય થાત આપણા સંસારમાં જે મુશ્કેલીઓ તથા ખામીઓ જોવામાં આવે છે, તેમાંની મુખ્ય મુશ્કેલીઓ તથા તેના યોગ્ય ઉપાયો ઉપર દર્શાવવામાં આવ્યા છે.

એકત્ર કુટુંબની આ મોટી અને મુખ્ય મુશ્કેલીઓ ઉપરાંત આપણા સંસારમાં બાળ લગ્નને લીધે કેટલીક ખાસ મુશ્કેલીઓ ઉભી થાય છે. બાળલગ્નને લીધે આપણા સંસારમાં ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે. નાના છોકરાઓ તથા છોકરીઓ પરણવું તે શું, તથા પરણવાની શી જોખમદારી છે તે સમજી શકતાં નથી. છતાં તેવી નાની વયે માબાપો તેમનાં છોકરાંઓને લગ્નની હમેશની ગાંઠમાં જોડી દે છે. આને લીધે આપણી ભવિષ્યની પ્રજા નબળી થાય છે, અને આપણી પ્રગતિ અને ભવિષ્યની ઉન્નતિના રસ્તા બંધ થઇ જાય છે.

આ બાળલગ્નના દુષ્ટ રિવાજ ઉપરાંત આપણા સંસારમાં મનોહરી જેવાં કજોડાંનો રિવાજ, વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય, સાટાં લગ્ન, તથા એક કરતાં વધુ સ્ત્રી કરવાના નઠારા રિવાજોને લીધે પણ ઘણી ગુંચવણો ઉભી થાય છે. અને આવી ગુંચવણો દૂર કરવાને એ રિવાજો નાબુદ થવા જોઇએ.

ઉપર દર્શાવેલી તથા બીજી સર્વ મુશ્કેલીઓ દૂર કરવા બે ઉપાયની ખાસ આવશ્યકતા છે.

(૧) સ્ત્રી સ્વાતંત્ર્ય.

(૨) સ્ત્રી કેળવણી.

સ્ત્રીઓને યોગ્ય સ્વતંત્રતા તથા શિક્ષણ આપવામાં આવે તો આપોઆપ બીજી ઘણી મુશ્કેલીઓ એની મેળે દૂર થશે

આપણા સંસારમાં સ્ત્રીઓને ભાગ્યે જ સ્વતંત્રતા આપવામાં આવે છે. કારણકે પુરૂષો સ્ત્રી જાતીને હલકી ગણે છે. તેઓ એમ સમજે છે કે સ્ત્રી પરતંત્રતા ભોગવવા માટે જ જન્મી છે અને તેના તરફ તિરસ્કાર વૃત્તિથી જોવામાં આવે છે. ટુંકમાં સ્ત્રીઓ પ્રત્યે બીલકુલ સન્માનની નજરે જોવામાં આવતું નથી. ઘણા દમાણનું પરિણામ એ થાય છે કે સ્ત્રીઓ નષ્ટ થઈ જાય છે, અને તેનું પરિણામ એ આવે છે કે 'કુટુંબમાં કલેશ વધી જાય છે. જ્યારે ઈગ્લાંડ જેવા દેશમાં સ્ત્રીઓને હદ ઉપરાંત સ્વતંત્રતા આપવામાં આવે છે, ત્યારે આપણા દેશમાં સ્ત્રીઓને ઢોરની માફક પુરી રાખવામાં આવે છે જ્યારે આપણા દેશમાં સ્ત્રીને મારવામાં પણ આવે છે ત્યારે અન્ય દેશોમાં સ્ત્રીઓ પુરૂષની પાસે સમાન હક માગે છે સ્ત્રીઓ જન્મથીજ પુરૂષની ચાકરડી થવા સર્જાયેલી હોય, એમ ગણવામાં આવે છે. કેટલાક પુરૂષો તો તેઓની પાસે ગદ્ધા વૈતરૂં કરાવવા ઉપરાંત તેઓની તરફ આડી નજરે જોતા પણ નથી. કેટલેક ઠેકાણે તો જનાનો, તથા ઘુમટા તાણવાનો રિવાજ હોવાથી સૃષ્ટિ સૌંદર્ય શું છે તેની તેઓને સ્વપ્ને પણ ખબર પડતી નથી આ સર્વનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓ જીંદગી પર્યંત સંકુચીત મનની જ રહે છે, તથા તેઓની તીક્ષ્ણ બુદ્ધિનો વિકાસ થઇ શક્તો નથી ઘરમાં ને ઘરમાં રહેવાથી તેઓ સાંકડા મનની તથા બીકણ બની જાય છે માટે આપણી સ્ત્રીઓને ઘટતું માન આપવાની ખાસ જરૂર છે. પ્રાચીન કાળમાં સ્ત્રીઓને માન આપવામાં આવતું હતું પણ અર્વાચીન કાળમાં તેથી ઉલટું છે. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । સન્માન પામે જ્યાં સુંદરી, પ્રસન્ન થાય ત્યાં દેવતા આ વાક્ય બતાવે છે કે સ્ત્રીઓ પ્રાચીન સમયમાં ઘણો ઉંચો દરજ્જો ધરાવતી હતી સુજ્ઞ વિદ્યાચતુરે કુસુમના સંબંધમાં ગુણસુંદરીને પુત્રીને વિદ્યા તથા બુદ્ધિ સ્વાતંત્ર્ય આપવા પોતાના વિચાર સ્પષ્ટ જણાવ્યા હતા, અને એવી આજ્ઞા આપી હતી કે કુસુમના વિચાર જાણવા પણ રોકવા નહિ, વાળવા પણ મરડવા નહિ. આ બાબતમાં જ્યારે વિદ્યાચતુરનો વિચાર કુસુમને તેની મરજી વિરૂદ્ધ પરણાવવાનો નહતો, ત્યારે ગુણસુંદરીનો વિચાર પુત્રીને પરણાવવાનો હતો, અને તે કોને લીધે? ડોસો કુંવારો રહે પણ ડોસી કુંવારી રહી માંભળી

છે ? સ્ત્રીઓને કચડનાર વિચારોને લીધે જ આપણી સમાજમાં સ્ત્રીઓની દુઃખદ અવસ્થાનું ખરેખરૂં ભાન આપણને આપણા દેશની વિધવાઓની સ્થિતિ જોતાં તરત જ થાય છે. સુંદર તથા કુમુદસુંદરીની વિધવાવસ્થા કોઇનું પણ હૃદય પીગળાવી શકે એમ છે. વિધવા વિવાહની બાબતમાં આપણા લોકો વધુ ગને ઘણા વિરૂદ્ધ છે. રા. ગોવર્ધનરામભાઇએ પણ કુમુદસુંદરીના સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરાવવા હીંમત કરી નથી, તો આવી સ્થિતિમાં ઉપાય તરીકે વિધવાની સ્થિતિ સુધરે એવા આશ્રમો દરેક સ્થળે નીકળવા જોઇએ. આપણા દેશમાં જ્યારે આવા આશ્રમો ઠેરઠેર થશે ત્યારે વિધવાઓની દયાજનક સ્થિતિનો કંઇક અંત આવશે.

આપણા સંસારની ઘણી ખરી મુશ્કેલીઓનું કારણ રિવાજ અને રૂઢીનું બળ છે. તે ઉપરાંત સ્ત્રીઓનું અજ્ઞાન ઘણી ખામીઓનું મૂળ છે. માટે સ્ત્રીઓને કેળવણી આપવી ઘણી આવશ્યક છે. આપણા આર્ય સંસારમાં સોએ એક સ્ત્રી ભાગ્યેજ પોતાનું નામ લખીને વાંચી શકે છે. એટલે સ્ત્રીઓને વિદ્યા શું છે તે ભાગ્યેજ જાણવામાં આવે છે. અંધકારના ખાડામાં સદંતર તેમને નિવાસ કરવાનો હોય છે, એ કંઈ થોડું શોચનીય નથી. અજ્ઞાનતાને લીધે સ્ત્રીયોમાં હંમેશ કજીયા કંકાસ થયાં કરે છે. તેઓમાં ઘણી જાતના ખોટા વહેમો જોવામાં આવે છે. સ્ત્રી પોતાનો ઘણો વખત પર નિંદામાં અને કુથલી કરવામાં ગાળે છે. ખીન કેળવાયલી સ્ત્રીઓ પોતાના દેવ જેવા સ્વામીને પણ રાજી કરી શકતી નથી, તથા પોતાનાં વહાલાં સંતાનો પ્રત્યે તેમની શી શી ફરજો છે તેનું ભાન પણ તેઓમાં હોતું નથી. પુરૂષ જ્યારે વ્હેમનો તિરસ્કાર કરી તેને નાબુદ કરવા બાધ બો આપતો હોય છે ત્યારે સ્ત્રીઓ ઘરમાં કુથલી અને પરનિંદામાં વખત ગાળે છે. પુરૂષ જ્યારે વિદ્વાન હોય છે, ત્યારે તેઓ તદન વિદ્યાથી વિમુખ રહેલી જોવામાં આવે છે. તેથી પતિ અને પત્નીના વિચાર જુદા હોય છે અને તેઓ વચ્ચે હમેશાં તકરાર થયા કરે છે. એવા કજોડાંઓનો સંસાર ઘણો દુઃખમય થઇ જાય છે. રા. રા. નવલરામભાઇ નીચે પ્રમાણે કહે છે કેઃ—

ભાઇ તો જ્યારે ભુગોળને ખગોળમાં રમે છે,
પેલીનું ચિત્તતો ચુલામાંહ્ય દેશી કહોની કેવું કજોડું કહેવાય.

સંભવ છે. એટલે કે વધી જાય છે તેવે પ્રસંગે જ્ઞાનને અભાવે આડે રસ્તે ઉતરી પડે છે. ચંદ્રકાંતના સંસારમાં સરસ્વતીચંદ્ર જેવા વિદ્વાન નરરત્નને ઘરનો સો લીધેજ સ્વચ્છંદી બની ગઇ હતી. અને ગૃહ માંડ્યો હત તો યોગ્ય વાત. આપણા સંસારમાં જેવી નહિ. કેળવણીને અભાવે સ્ત્રીઓમાં જે આવે છે, તેમાંની મુખ્ય મુશ્કેલીઓ તથા તેના યોગ્ય ઉપાયવાસ્તુ. આવશે તો નષ્ટ થશે. આ ખાસ અગત્ય છે. ભણેલી,

એકત્ર કુટુંબની આ મોટી અને મુખ્ય મુશ્કેલીઓ ઉપરાંત આપને દુર કરવાના પ્રયત્ન લગ્નને લીધે કેટલીક ખાસ મુશ્કેલીઓ ઉભી થાય છે. બાળલગ્નને લીધે સુખશાંતિ રહેતી ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે. નાના છોકરાઓ તથા છોકરીઓ પરણવું મિજાજની નણંદને જુવાની શી જોખમદારી છે તે સમજી શકતાં નથી. છતાં તેવી નાની વયે મા પોતાના પ્રતાપથી છોકરાંઓને લગ્નની હમેશની ગાડમાં જોડી દે છે. આને લીધે આપણી ભ ચિનતા અજ્ઞાનતો નબળા થાય છે, અને આપણી પ્રગતિ અને ભવિષ્યની ઉન્નતિના રસ્તા બંધ

ફેલાવો, નીતિની જે સમાજ, પરનિંદામાં પ્રીતિ, ઘરેણાંની ઘેલાઇ વિગેરે અનેક અવિચારી દુરાગ્રહ જોવામાં આવે છે. ખોટા વહેમમાં મગ્નપણું, અને કુવડના તો એવાં સજ્જડ પેસી ગયાં છે કે સદ્‌વિદ્યાના જોર વિના તો તે નીકળી શકશે કે કેમ તે શંકા છે. પુરૂષ આ જગતમાં જુદા જુદા પ્રાણી અને પદાર્થ સંબંધમાં જ્ઞાન ધરાવે છે, તથા ગુણ અને જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણા દેશનો પુરૂષોને જુદા જુદા દેશકાળમાં અને જુદે જુદે પ્રસંગે જેટલી અને જેવી તક મળે છે તેટલી અને તેવી બહોળી તક આપણા દેશની સ્ત્રીઓ જે અંધારી કોટડીમાં રહેલી છે, પરતંત્રતાના પાસમાં સપડાયલી છે, તેઓને ક્યાંથી મળે ! સ્ત્રી કેળવણીના કાર્યક્રમમાં પત્ની, યોગ્ય સહચારિણિ, બાળકોની માતા, ભવિષ્યની પ્રજાને ઉછેરનાર શિક્ષિકા, અને ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરવી, એ આદર્શ તરફ આપણું લક્ષ દોરવવાની ખાસ જરૂર છે. આ પરિણામ આણવા માટે સામાન્ય ઉપયોગી કામ, શીવણ, રસોઇ, ઉપજ ખર્ચની ત્રેવડ, લલીત કળાનું જ્ઞાન, આરોગ્ય શાસ્ત્ર, બાળકને ઉછેરવા સંબંધી જ્ઞાન, માંદાની માવજત, આ સર્વ વિષયમાં પ્રવિણ થવાની ખાસ જરૂર છે. નિશાળે જતી ઉમ્મરની કન્યાઓને માટે કન્યા કેળવણી વધારવાનો પ્રયાસ કરવાની અને દરેક કન્યાને ફરજીયાત શિક્ષણ આપવાની સગવડ થવી જોઇએ. તેમજ લગ્નની વય પણ વધારવી જોઇએ બાર ચૌદ વર્ષની છોકરી પરણીને સાસરે જાય તેટલા વખતમાં સંસાર સારી રીતે કેમ ચલાવી શકાય એ શી રીતે જાણી શકે ? કન્યાશાળાની અંદર વાંચવા લખવાનું વગેરે જ્ઞાન આપવામાં આવે છે, તેજ પ્રમાણે ઘરમાં પણ કન્યાઓને ધર્મનું, નીતિનું તથા સંસાર સંબંધી શિક્ષણ આપવુંજ જોઇએ.

સ્ત્રી કેળવણીની બાબતમાં રસોઇની કળા ખાસ સ્ત્રીઓને આવડવીજ જોઇએ. ઘરની અંદર સ્વચ્છતા રાખવી અને કુટુંબના સર્વ માણસો સાથે સલાહ સંપથી વર્તવું. સુવ્યવસ્થા વગેરે ઘણા સદ્‌ગુણોની જરૂર છે. ભરવા ગુંથવાની કળા પણ જાણવાની જરૂર છે. સાધારણ સીવવાનું તો દરેક સ્ત્રીને આવડવુંજ જોઇએ. સ્ત્રીઓએ ફુરસદની વખતે ઉત્તમ પુસ્તકો વાંચવાની ટેવ રાખવી જોઇએ. સારા પુસ્તકો વાંચી મનન કરવાથી ઘણું જ્ઞાન વધે છે. જ્ઞાનથી વિચાર શક્તિ ખીલે છે. વિચાર કરવાથી ગૃહ સંસારિક વહેવારના કાર્યોમાં મુશ્કેલી કાઢી પોતાનો સંસાર નિર્વિઘ્ને ચલાવાય છે. સંગીત તેમજ ચિત્ર કળામાં પણ દરેક સ્ત્રીએ પ્રવિણ કરી જોઇએ. ચિત્ર કળાથી હૃદયની રસિકતા વધે છે, અને સંગીત કળાથી મન પ્રસન્ન થાય છે.

આપણો દેશ સ્ત્રી કેળવણીમાં પછાત છે, તેથી સ્ત્રી વર્ગ દેશને તથા સમાજને મદદગાર થઇ શકતો નથી. જાપાનની અંદર સ્ત્રીઓને ફરજીયાત કેળવણી આપવામાં આવે છે. જર્મની વગેરે પાશ્ચાત્ય દેશોમાં પણ તેમજ છે. જો આપણી સ્ત્રીઓ કેળવાઇ શકે તો પુરૂષોને ઘણા કામમાં મદદ આપી શકે. બીજા દેશની સ્ત્રીઓ જેમ દેશ સેવાના ઉપયોગી કાર્યમાં મદદ કરે છે, તેમ-આપણી-સ્ત્રીઓને પણ ઉત્તેજન આપવામાં આવે તો ઘણા ઉત્સાહથી એવાં કાર્યો ઉપાડી લે. હાલની ચાલતી લડાઇમાં જ્યારે પુરૂષો ભાગ લે છે, ત્યારે ત્યાંની સ્ત્રીઓ પણ દારૂગોળા બનાવવામાં તથા ઘવાયલા યોદ્ધાઓની સેવા કરવામાં પોતાની મદદ આપે છે. ખરેખર સ્ત્રીઓને માટે તથા દેશને માટે એ ઘણું સ્તુતિપાત્ર છે. હાલમાં આપણા

ભરતખંડની સ્ત્રીઓમાં પણ કંઇ નવું ચેતન આવ્યું હોય એમ લાગે છે. મીસીસ સરોજીની નાયડુ જેવી વિદુષી સન્નારીઓ આપણી માતૃભૂમીની ઘણીજ અગત્યની સેવા કરતી ચોપાસ વિજયનો વાવટો ફેરવતી જોવામાં આવે છે. હિંદુ રાષ્ટ્રીય સભાના પ્લૅટફોર્મ પરથી તથા સમાજીક સુધારણાના સંમેલનના પ્લૅટફોર્મ પરથી પોકાર કરીને સંબોધે છે કે આર્ય મહિલાઓ તમે જાગો અને દેશ સેવાના આ મહાન્ કાર્યમાં ભાગ લેવાને તથા પુરૂષ વર્ગને તમારાથી બનતી મદદ આપવાને તૈયાર થાવ. અને પરાધીનતાની બેડીમાંથી મુક્ત થઇ અંધકારની કોટડીમાંથી બહાર નીકળી, ઉત્તમ પ્રકારની કેળવણીથી સજ્જ થઇ તમારી માતૃભૂમિની સેવામાં સ્વાર્થનો ત્યાગ કરી તથા આત્મભોગ આપી તમારી ભગિનીઓને તથા બંધુઓને મદદ કરી પરોપકાર તથા કલ્યાણના માર્ગમાં તત્પર રહો.

---

# હિન્દુ સંસારની મુશ્કેલીઓ.

## અને તેને દુર કરવાનો ઉપાયો.

લેખકઃ—બ્હેન અશ્વિનીગૌરી હરિરત્નશંકર દવે.

રા. રા. ગોવર્ધનભાઇએ, પોતાની સુંદર, સુપ્રસિદ્ધ નવલ કથામાં હિંદુસંસારનો જે બારીકીથી ચિતાર આપ્યો છે, અને તેના ગુણદોષ, તેમાં રહેલી ખુબીઓ તથા ખામીઓ, અને તેને દુર કરવાના ઉપાયોનું સવિસ્તાર વર્ણન કરી જે અનેક મુદ્દાઓનો સમાવેશ કર્યો છે તે બધા મુદ્દાઓનું આ નિબંધમાં વિવેચન કરવું અશક્ય છે, માટે મુખ્ય મુદ્દાઓ ઉપર થોડું ઘણું મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે અત્રે વિવેચન કર્યું છે.

આપણા કુટુંબનું જીવન મોટે ભાગે સંયુક્ત જીવન છે. એકત્ર કુટુંબમાંજ બધી વ્યક્તિઓ ૧૦૦ માંથી ૭૫ ઘેર મોટી થાય છે. વિભક્ત કુટુંબ અને અવિભક્ત કુટુંબમાં એટલે જે કુટુંબમાં ભાગ લાગ વહેંચાઈ જાય અને જ્યાં બહુધા તેમ થતું નથી તે કુટું

હાવે છે તેઓપણ ઇચ્છનાં હાથ, નાતને કુટુંબના દોરથી હંટાળીને ગુલામ જેવા થઇ ગયેલા દેખાય છે. જ્યાં આ પ્રમાણે નાનાં મોટાંને સાથે રહેવાનું નથી હોતું, પરંતુ નોકરી કે ધંધાને લીધે સ્વતંત્ર રીતે રહેવાનો પ્રસંગ આવે છે ત્યા બહુ છૂટથી લગભગ બધાં માણસો વર્તી શકે છે. તેથી તેઓ વધારે હિંમતવાન અને નિડરપણે વર્તી શકતાં જણાય છે. જાપાનનાં માણસો પણ યૂરોપ જઇ આવીને એમ કહે છે કે ત્યા નાનાં છોકરાં પણ ઘણાંઓની અને પારકાંની મદદ વગર સ્વતંત્ર પણે કામ કરી શકે છે. નિશાળમાં યૂરોપનાં છોકરાં જેવું અને જેટલું તોફાન કરે છે, તેવું અહિંની શાળામાં દેખાતું નથી. સરકારની સખ્તાઇ, નાતજાતનો અન્યાય ભરેલો દોર, કુટુંબના વડીલોની છાયામા રહી ચીમળાવવું, એ સૌ બાળકનાં ખીલતાં અંતઃકરણ ઉપર હીમ પડતું હોય તેના જેવા છે.

આ વાત ખરી છે, પરંતુ સ્વતંત્રતા પણ અમુક હદમાંજ સારી છે જેનાથી જેટલો ભાર ઝીલાય તેટલોજ તેનાપર ભરવો જોઇએ. વાડામાંથી પાડું છુટું થઇને નાસે, એવી સ્થિતિ અહિંના ઘણા વાડામાંના પાડાની ન થાય, તે આપણે જોવું જોઇએ. યૂરોપમાં તો જનમંડળમાં એ રોગનો વાડો નથી અને યૂરોપનું બાળક પાડું નથી.

પરંતુ જ્યાં ખાનગીમાં નઠારૂં વર્તન રાખવાની છૂટ હોય, પણ સુંદરનાં સ્વચ્છ ધોએલાં કપડાં પહેરી જમવાની મના હોય, ખાનગીમા દારૂ પીવાની કે હલકી વર્ણની સ્ત્રીઓને ઘરમા રાખવાની હરકત નહોય, કે ખાનગી રીતે હલકી વર્ણના માણસ સાથે જમવા જવામાં ખોટું ન ગણાતું હોય, પણ ખુલ્લી રીતે તે કરવામાં પાપ ગણાતું હોય ત્યાંના માણસોનો સમાજ તે ઢોરના વાડા કરતાં ભાગ્યે જ સારો કહી શકાય. આ સ્થિતિ બદલવા માટે અનેક તરેહના પ્રયાસની જરૂર છે શૌર્યની, નીનિમય વર્તનની અને સંયમની તો ખાસ જરૂર છે ભણેલા માણસો પણ ભણેલા ક્યારે ગણાય કે જ્યારે તે મૂર્ખ પંડિતની પેઠે માત્ર પુસ્તકો વાંચીને બેસી ન રહે, પણ જે સુંદર વિચાર અને શૌર્યમય જીવનનાં ચિત્રો તેમણે અનુભવ્યાં હોય તે હિંમતથી અમલમાં મૂકે. અગર પોતાનામાં તેટલી શક્તિ ન હોય તો બીજા નરનારીને તેમ કરવામાં સહાયભૂત થાય. આવું કોઇ યૂરોપી નજરે જોનારને લાગે છે. કદાચ તે સર્વાંશે નહિ તો મોટે ભાગે તો ખરૂં છે, એમ કબુલ કરવું પડશે. પરંતુ યૂરોપમાં હોય તેજ બધુ સારૂં એવું કાંઇ નથી. ત્યાં અનેક નકામી અને નઠારી વસ્તુઓ નજરે પડે છે. ત્યાંનું કુટુંબજીવન ખામી રહીત નથી. પુરૂષ પરણ્યો કે પોતાનાં માતાપિતા અને ભાઇભાંડુથી જુદો રહે છે. પોતાની પત્નિની બ્હેન હોય તો તે એની સાથે આવીને રહે છે. મૂળ કુટુંબ અને આ નવાકુટુંબ વચ્ચે સબંધ કમી થતો જાય છે. વખત જતાં પિતાપુત્ર તે જાણે પાસે પાસેના મિત્રો હોય તેવી રીતે જીવન ગાળે છે. કુટુંબની આવી છિન્નભિન્ન સ્થિતિ જોઇને ખરા હિંદવાસીનું દીલ દુઃખાય તો તેમાં શી નવાઇ!

બેશક! લગ્ન પછી સ્વતંત્ર થવાથી પત્નિને જે જાતનાં સ્હેવાં રોણાં સાસરે (અભણ કુટુંબમાં અને નાની જાતમાં) ઘણીવાર સાંભળવાં પડે છે, તે સાંભળવાનો પ્રસંગ યૂરોપની કુટુંબ વ્યવસ્થાથી આવતો નથી. સાસુ સસરા કે જેઠ દિયરને સાચવીને તેમનું મન મેળવીને બધાંથી મેળ સંપીને જે અનેક જાતના સંયમ બનાવવા પડે છે તેવું ત્યાં નથી

હોતું. પણ જનસ્વભાવ જાણવાથી થતો ફાયદા તે સ્વતંત્ર કુટુંબમાં બેસનારાં અલાબત્તીને એકદમ થતો નથી.

ત્યાં પરસ્પર એક બીજાનું ઓળખાણ થયા પછી પ્રીતિકે બીજા કોઇ કારણથી પરણવાનો ચાલ છે. ત્યાં કદાચ આપણે ત્યાંની એકત્ર કુટુંબભાવના બહુ ચાલી પણ ન શકે. જે કારણથી પતિપત્નિ લગ્નસંબંધથી જોડાયા હોય તે કારણ કદાચ સમગ્ર કુટુંબ જીવન સાથે બંધ બેસતું ન આવે તો કુટુંબત્યાગ અથવા લગ્નભંગ એજ માર્ગ રહે.

આપણે ત્યાં મોટે ભાગે બાળાઓને માબાપની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવાનું હોય છે-એટલે બહુ તો એક કુટુંબને બદલે બીજા કુટુંબજીવનમાં જેટલો ફેરફાર હોય તેટલું જ તેને સાસરે જઇ સાચવી લેવું પડે છે. પરંતુ મોટી ઉમરે પોતાની ધૂન પ્રમાણે દોરવાઇ, પુરૂષ અને સ્ત્રી લગ્ન કરે ત્યારે બીજાં કુટુંબીજનો સાથે બહુધા તેમને ફાવતું ન આવે. તેથી યુરોપમાં ત્યાંનો લગ્નનો વિચાર કરતાં તેમની વિભક્ત કુટુંબભાવના તેઓ માટે ઠીક છે.

આ મહાન દેશમાં હજી પ્રજાકીય ભાવના જામત થઈ નથી. પરમેશ્વરે ભારતને તો એક સ્વતંત્ર દેશ થવા નિર્માણ કરેલો છે એ નિર્વિવાદ છે એની ઉત્તરે મહાન્ હિમાલય આવી એશિયાથી એને જૂદો પાડે છે, બીજી ત્રણ દિશામાં દરિયો. છે એટલે પોતે એક સ્વતંત્ર દેશ તરીકે શોભવા સરજાયેલો છે. છતાં એમાં વસનાર લોકો હજી પોતે ભારતનાં સંતાનો છે અને "એક કુટુંબી આપણે એક પિતા પરિવાર" એ ભાવના સમજી શક્યાં હોય એમ લાગતું નથી. જો હિંદી પ્રજામાં એવી ભાવના જીવત રહે તો લગ્નની નાનમાંજ ચનારી વ્યવસ્થા કાંઈ તૂટવા માટે, ભણીને મોટી વયે લગ્ન કરવાનાં બધી નાતોમાં ચાલુ થાય, તો પણ નાતનાં બંધનો ઓછાં થાય જ. અને પછી એકત્ર કુટુંબજીવનભાવનાની બહુ જરૂર ન રહે પણ આ કૃત્રિમ રીતે એ ભાવના કાઢી નાખવાની જરૂર નથી એમાં કેટલાક મોટા લાભો સમાયેલા છે તે આપણે છોડી દેવા ન જોઇએ

કમાતા પુરૂષવર્ગની કમાઇનો કેટલોક ભાગ કુટુંબનાં વૃદ્ધોનું અથવા અનાથ વિધવાઓનું પોષણ કરવામાં વપરાય છે. અને તેઓનું પુરૂ કરવું એ પોતાનો ધર્મ છે, અને તેમ તેઓનું કલ્યાણ છે, એવા વિચારો યુવાન પુરૂષ વર્ગમાં જન્મ પામે છે અને સ્વભોગનાં ઉત્તમ નિયમના બીજ એ પ્રમાણે યુવાનોના ખોલતા અંતઃકરણમા રોપાય છે. તેમજ કુટુંબનાં સ્ત્રી વર્ગમાં પણ વૃદ્ધોની તથા બાળકની સેવા કરવાની શુદ્ધ વૃત્તિઓ જન્મ પામે છે.

ગૃહ સંસાર ચલાવવો એ કાંઈ સહેલું કામ નથી આપણો સસાર ઉત્તમ રીતે ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. તે ચલાવનારી ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવુ છે. દીર્ઘદ્રષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્યવહાર કુશળતા, સેવ્યબુદ્ધિ, સેવક બુદ્ધિ વગેરે અનેક મહા સદગુણોનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલોજ છે. આ સઘળા ગુણો કોઈ ઓમા ભાગ્યેજ જોવામા આવે છે. આપણા સસારમા પવિત્ર ગુણસુંદરી જેવી સ્ત્રીઓ ક્વચિતજ મળી આવે છે. આવી સ્ત્રીઓને અભાવે સંયુક્ત કુટુંબમાં ઘણીવાર કલહ કંકાસ જોવામા આવે છે. અને હમેશના કલહ કંકાસથી આપણું સુંદર કુટુંબ જીવન સુખમય થવાને બદલે ઉલટું વધારે દુઃખમય થવાનો પ્રસંગ આવે છે. કુટુંબમા ગેરવ્યવસ્થા થાય છે

અને સર્વનું કામ તે કોઇનું નહિ એ પ્રમાણે કુટુંબના સાધારણ કામકાજ તરફ કોઇ લક્ષજ આપતું નથી. અને નકામો વખત તેમજ પૈસાનો ખોટો વ્યય થાય છે.

સ્ત્રીઓના જીવનમા મૂખ્ય ત્રણ ભાગતો હોય છે કન્યા જીવન, ગૃહણીજીવન, અને માતૃજીવન.

### કન્યાજીવન.

કન્યાજીવનમાં કન્યાઓને માબાપ પાસે ઉછરવાનું હોય છે એટલે તેમની કેળવણીની ફરજ તેમના ઉપર રહે છે પૂર્વકાળમાં સતત ગુરૂને ત્યાં રહી છોકરાઓ વિદ્યાભ્યાસાદિનું જ્ઞાન મેળવતા, અને તે અરસામા તેઓ પિતાના ઘરમા રહીનેજ માતા પિતા તેમજ કુટુંબના અન્ય વડીલોની પાસેથી વ્યાવહારિક અને ધાર્મિક કેળવણી મેળવતી. પરાયા ઘરમા રહીને ભિન્ન ભિન્ન સ્વભાવના માણસોને રાજી રાખવાના છે, ભવિષ્યમાં ગૃહણી થઇ ઉત્તમ પ્રકારના સસારિક કાર્યો કરવાનાં છે, અને માતા થઇને પ્રજાને ઉછેરીને ઉત્તમ કેળવણી આપવાની છે, એ સર્વ બાબતો લક્ષમાં લઇને તેને લગતી કેળવણીજ વડીલો તરફથી અપાતી. તે સિવાય ભરવાની, ગુથવાની, શીવવાની, રાધવાની વગેરે બાબતો ઉત્તર પ્રકારે શીખવાતી. હાલની કેળવણીમા તો જોગ લખતા વાચતાં આવડયુ એટલે કેળવણી સમાપ્ત થાય છે તેમ પૂર્વકાલમા નહોતું પણ સસાર ચલાવવાની ઉત્તમ રીતભાત, જોઇતા સદ્ગુણો ને કામકાજની આવડનેજ ઉત્તમ કેળવણી કહેવામા આવતી. કન્યાને કેળવવી તે પોતાના સુખને માટે નહિ પણ ઉત્તમ ગૃહિણીને સુશીલ માતા થવા માટેજ.

> વેલ ઉછેરલ વધારો ઉત્તમ મધુ ફળ સહાય ખાવાને,
> કન્યા કેળવવી ઉત્તમ કુળવધુ સુમાત થાવાને.

છોકરાઓની કેળવણી ઉપર જેવું ને જેટલું લક્ષ આપવામાં આવે છે તેવું ને તેટલુંજ જો કન્યાઓની કેળવણી ઉપર આપવામા આવે તો પ્રથમની સ્ત્રીઓ જેવી નીવડવાને ની કન્યાઓ ભાગ્યશાળી થાય.

### ગૃહિણી જીવન.

કન્યાજીવનની સમાપ્તિથી ગૃહિણી જીવન આરંભાય છે. પરણીને સાસરે આવેલી કન્યા મ્હોટી ગૃહિણી થાય છે સર્વે જીવનોત્પત્તિ આ જીવનમાથી થાય છે. ગૃહિણી જીવનમાં પણ ઉત્તમ ઉપદેશને અભાવે ઘણી સ્ત્રીઓમાં જોઇએ તેવું જ્ઞાન હોતું નથી અને કર્તવ્ય કર્મ કેમ બજાવવું તેથી અજાણ હોય છે, તોપણ કેટલાક ઉત્તમ કુટુંબમાં કેળવાયેલી કન્યાઓ હિણી જીવનને યોગ્ય દ્રષ્ટિએ પડે છે અને કેટલીક સાસરામા કેળવાએલી ગૃહિણીઓ છે. પૂર્વકાળમાં કન્યા પરણીને સાસરે આવ્યા પછી પિયેરના સર્વ સુખદુ:ખને વિસરી તે ગૃહનેજ સ્વગૃહ માનતી અને પતિગૃહની ગમે તેવી સ્થિતિ તરફ સંપૂર્ણ સ્નેહની નેની કારણ તેમાંજ તે પોતાનું શ્રેય માનતી.

રાગડો, રોગી, વૃદ્ધ, કુબડો, આંધળો, પતિત, કાણો, નગરવાસી, ગ્રામ્યવાસી તેમાનકે મતિહીણ હોય પણ તેને ઇશ્વર રૂપ માની તેની સેવા કરતી. એ

સેવા પતિને બતાવવાનીજ નહિ, પણ સ્વધર્મજ માનતી. સકટ સમયમાં ધૈર્ય ધારણ કરતી અને સુખના સમયમાં ક્ષમવાન થતી. સકટ અને સુખમા કેમ વર્તવું એ સારી પેઠે જાણતી અતિથિનો સારો સત્કાર કરતી. સંકટ સમયમાં આબરૂથી સાદાઈમાં રહી ઘરનો બોજો જાળવવા પછાત પડતી નહિ. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

कार्येषु मंत्री कर्णेषु दासी
भोज्येषु माताशयनेषु रंभा
मनोनुकूला क्षमया धरित्री
गुणैश्च भार्याकुलमुद्धरन्ति ॥

પ્રભાતમાં ઉઠી વડિલોને નમન કરી આશિર્વાદ મેળવતી. નાનાં સાથે વાત્સલ્યથી વર્તતી. ઇર્ષારહીત ગૃહ કાર્ય કરતી. પ્રાચીન સ્ત્રીઓનાં ઉત્તમ દ્રષ્ટાંતોથી આપણા હૃદયપર અજવાળું પડે છે.

પ્રાચીન સ્ત્રીઓમાં ગૃહિણી તરીકે એવા ઉત્તમ ધર્મ સમજનારી ઘણી સ્ત્રીઓ હતી અને તેના પ્રભાવથી પ્રાચીન ગૃહીણીઓને ગૃહલક્ષ્મી તરીકે માનવામાં આવતી તેનું કારણ તેમનું નિર્દોષ ચરિત્ર, અને ઉત્તમ જીવનજ હતું.

માતૃજીવન.

ત્રીજું અને છેલ્લુ જીવન તે માતૃજીવન છે તેનો આરંભ ઉમર લાયક પુત્રો થયા પછી થાય છે. પતિની દેખરેખ નીચે અથવા પતિ વાનપ્રસ્થાશ્રમ ભોગવે કે સંન્યાસી થાય તો પુત્રોની દેખરેખ નીચે ગાળવામાં આવે છે. પુત્રોત્પત્તિ થયા પછી સંસાર માંડવાનો હેતુ પૂર્ણ થાય છે, એમ કહીયુ તો અનુચિત લેખાશે નહિ પુત્ર જન્મથી માતા પિતાની આશા પૂર્ણ થાય છે. ને આશ્વાસન મળે છે પારણામાં ઝુલતા અવાચ્ય નિર્દોષ બાળકની માતાનું અનુકરણ કરતાં સામાન્ય રીતે બાળકો શીખે છે. માતા રડવાનો ઢોંગ કરે તે પહેલાં બાળક ઉદાસ થઇ જાય છે. માતા હસે છે તો બાળક ખીલે છે અને રમે છે અર્થાત્ પ્રાથમિક શિક્ષણમાં માતાજ તેનો ગુરૂ છે અને શરૂઆતમા માતા તેમનો ગુરૂ છે. એટલે માતાના ગુણદોષો સ્વાભાવિક બાળકમાં દાખલ થાય છે. માટે શાસ્ત્રમાં પિતા કરતાં માતાને શ્રેષ્ઠ પદવી આપી છે.

પ્રાચીન મહાન્ તત્વજ્ઞ શાસ્ત્રકારોની પણ એવીજ પ્રસંશનિય ઉચ્ચ ભાવના ગ્રહણ કરવી તેમાં શ્રેય છે. કડવુ ઔષધ પણ ઉત્તમ ગુણ કરનાર હોય તો તે માનનીય છે. તેમજ લાડમાં નહિ ઉછેરતાં કડવાં-મીઠાં વચનોથી સદુપદેશ આપનારી કુંતા, કૌશલ્યા, સુમિત્રાદિ માતાઓ પણ માનનીય છે. આ દેશમા અર્વાચીન કાળમાં આવી માતાઓ ઘણી થાઓ. પોતાનાં સંતાનને ધર્મનો કર્તવ્ય કર્મનો સદુપદેશ આપી માતાની ઉત્તમ પદ્વિ દીપાવો અને ફરી ફરીને નિર્થરૂપ થઇને માતજીવનની સાફલ્યતા મેળવી પુત્રોના સંકટરૂપી પાપ પુંજનો પ્રલય કરો એવાજ પુત્રો અમર કીર્તિ મેળવી માતાની કુખને દીપાવશે. યશસ્વી અને સારો પુત્ર નીવડે તેનું માન માતાને જ છે. પરંતુ આ વિચિત્ર જગત્ રચના એવી છે કે કોઇ ચીજ માત્ર ગુણવાળી કે દોષવાળી અહિં નથી. અહીં દરેક વસ્તુમાં ગુણદોષ દેખાય છે. મધી

જ વસ્તુઓમાં કાંઈક ગુણ અને કાંઈક દોષ રહેલા છે મોગરાને કાંટા નથી તો ત્યાં સર્પ છે. ગુલાબ સુન્દર અને સુગંધીદાર છે તો કાંટા છે, કેવડો પણ એવી સ્થિતિમાં છે લક્ષ્મી ઉપયોગી છે તો અનેક અનર્થ કરાવે છે મેળવવામાં મહેનત, સાચવવામાં ચિંતા, જતી રહેતાં દુ:ખ એ સિવાય જગતમાં પ્રભુ સિવાય કેવળ કશુ સારૂં નથી.

એટલે એકત્ર કુટુંબમા રહેવુ ઉપર જણાવ્યા પ્રમાણે સારૂં તો ખરૂં પણ તેમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય, દરેક માણસ છુટથી રહી શકે માટે તે વ્યવસ્થા હોવી જોઇએ નહિ તો દરેક વ્યક્તિને પોતાનુ વ્યક્તિત્વ ગુમાવવુ પડે એટલે દરેક માણસ પોતાના ખાસ ગુણો વિકસાવી ન શકે તો તેને પોતાને તેમજ સકળ માનવજાતને ભારે હાનિ થાય માટે એકત્ર કુટુંબમાં રહીને એવી ગોઠવણ થતી હોય કે જેથી ભાઇઓ તથા બ્હેનો, પતિપત્નિ અને માતાપિતા પોતાના વ્યક્તિત્વને સાચવીને વિકસાવા શકે તો તે ઉત્તમ વ્યવસ્થા છે

આજે તો માણસને હિંદુસંસારમાં સ્વાતંત્ર્ય છે જ નહિ. કુટુંબ કે ન્યાતને કેવળ આધિન રહેવુ પડે છે એટલે પુરૂષ કે સ્ત્રીનું પુરૂષત્વ કે સ્ત્રીત્વ ખીલતું નથી કેટલાં બધા માણસો માટે તો તેઓ એક સંચાકે ઉતારેલાં ચુસ ચુડી હોય તેના જેવાં છે

નિડર સાહસિક નવજીવન માર્ગે જાટે ઉત્સુક એવા માણસો આપણે ત્યાં પાકતાજ નથી તેનુ કારણ એકત્ર કુટુંબમા રહેવાનો પ્રસંગ અને નાત જાતનાં બંધનો સિવાય બીજું નથી

આપણે દેશાવર જઇ અન્ય કુટુંબોનું જીવન તપાસીએ તો જણાશે કે આપણા કુટુંબમાં અનેક ખુબી અને અનેક ખામી છે

કન્યાને પરણાવવાનો ચાલ સારો છે પણ વહેલાં એટલે પંદર વર્ષ સુધીતો કન્યાના લગ્ન ન જ થવાં જોઇએ મોટપણે લગ્ન થવા પછી કદાચ પતિપત્નીમાથી કોઇનુ મરણ થાય તો જીવનાગ્ની ઇચ્છા મુજબ યોગ્ય સહવાસો શોધી લેવાની છુટ સ્ત્રી પુરૂષ બંનેને સરખી હોવી જોઇએ સમાજ આડે આવી લોકો શુ ખાય છે, ક્યાં રહે છે, ઘરમા કોણ રાંધે છે વગેરે બાબતની તજવીજ કરે ત્યાં કુટુંબજીવન કે વ્યક્તિજીવન બહુ સુખી હોયજ નહિ

પ્રભુને ઓળખીને ચાલનાર, પવિત્ર જીવન ગાળનાર, ઉચ્ચ આશયથી રહેનાર ગમે તો કુટુંબમા રહે તોપણ સુખી થાય.

પ્રાચીન આર્યોનુ ડહાપણ વિશાળ અને ગહન હતુ પત્નિએ પતિની દેવ પેઠે પૂજા કરવી એવુ મનુભગવાન કહે છે પણ તેની સાથે પતિએ પત્નિને પણ પૂજવાનુ સૂચવે છે **यत्र नार्यस्तु पूज्यन्ते । रमन्ते तत्र देवता ॥** જ્યાં નારીઓ પુજાય છે ત્યાં દેવતાઓ આનંદથી રહે છે વધારે ઉદાર ચારિત્રના થઇએ તો આવી અવસ્થામાં આપણે વધારે સુખી અને વધારે સારા થઇ શકીએ

આ વિષયમાં સરસ્વતીચંદ્રનો સાર ખેચતાં એમ જણાય છે કે હિંદુ ગૃહસંસારમાથી ખલકનદાઓને ભગાડું આવવુ જોઇએ તેમાં જેમ બને તેમ ગુણસુંદરીઓનુ ગૌરવ વધારવુ જોઇએ કુપાળીઓને રહેસી નાખવી જોઇએ. જેથી શઠરાય અને દુષ્ટરાય જેવાને આત્મઘાત

ફરી ભૂમીપરનો ભાર ઉતારવાનો પ્રસંગ આવે. બાજરમાન અધકચરી શેરીઓને નમ્ર અને વિનિત કરવામાં હિંદુ સંસારની કુમુદસુંદરીઓ ઉપયોગમાં લઇ શકાય. અને કુસુમસુંદરીઓનું સ્વાતંત્ર્ય અને શૌર્ય કુમુદસુંદરીઓના નમ્રજીવનમાં કંઇ ઝગકતો રંગ પુરે એવી વ્યવસ્થા થવી જોઇએ. એ બધું સારી રીતે સાધી શકાય તે માટે જીવનનો વિકાસ થઇ શકે અને તે કોઈ પણ રીતે ખંડિત ન થતાં આર્ય ગૃહિણીઓને નવાં રૂપ રંગથી પંડિત કરે એવી કેળવણી ઘેર ઘેર થવી જોઇએ. આપણી કન્યાશાળાઓને અંગ્રેજીમાં પટપટારો કરનારી પોપટીઓ નહિ પરંતુ ઠરેલ, સાદી, સમજુ અને ગંભીર સ્વભાવવાળી ખીલતી બાળાઓ તૈયાર કરશે. અને આપણાં ગૃહમંદિરો નકામા કલેશથી નહિ પણ સુંદર વિચારો અને મધુર વાર્તાલાપથી ગાજી રહેશે. ત્યારે આપણો સંસાર ઉજ્જવલ થશે. અને આપણાં નર-નારીઓ નવે નૂરે રંગાઈ અનુપમ સુખ અનુભવશે. સ્વપ્ના જેવીજ ગણાતી પરાં દેવોની આજની આ ઉમેદ પ્રભુ બર લાવે એટલી નમ્ર પ્રાર્થના છે.

---

## સુઘડ ઘર.

લેખક: બ્હેન "સૌ અવન્તિકા."

ઘરને સુઘડ રાખવા માટે કેટલીક સામાન્ય બાબતો જેવી કે નિયમિતતા, સ્વચ્છતા અથવા સુઘડતા, સફાઈ અથવા કરકસર, અને વ્યવસ્થા અથવા ગોઠવણી, તરફ ખાસ ધ્યાન રાખવાનું હોય છે. ઉપરની બાબતોનો નીચે વર્ણવેલાં ઘરના દરેક અંગમાં યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો ગમે તેવું ઘર પણ સુઘડ રહી શકે.

આપણા ગુજરાતનાં ઘણાખરાં ઘરના ભાગ અથવા અંગ નીચે પ્રમાણે હોઇ શકે—(૧) ઘરની આગળનો તથા આજુબાજુનો ભાગ (૨) આંગણું (૩) દીવાનખાનું. (૪) સ્ત્રીઓને બેસવાનો ઓરડો (૫) શયનગૃહ (૬) કોઠાર (૭) રસોડું (૮) ભોજનશાળા (૯) મંદીર (૧૦) પાણીયારૂં (૧૧) વાડો (૧૨) જાજરૂ.

ઉપર લખેલા દરેક ભાગ માટે તે સાધારણ રીતે કેવા જોવામા આવે છે, તે કેવા હોવા જોઇએ, અને તેવા બનાવવા માટે શું કરવું જોઇએ, તેનું અને ઉપર લખેલી સામાન્ય બાબતોનું ટુંકામાં વર્ણન કરવાથી સુઘડ ઘર માટે મારે જે કાંઇ કહેવાનું છે તે બધાનો તેમાં સમાવેશ થશે એમ હું માનું છું.

**નિયમિતતા**—દરેક કાર્યમાં નિયમિતતા રાખવી. ઘર કામમાં પણ ગૃહિણીએ આ વખતમાં આ કામ કરવું એવો કાર્યક્રમ રાખવો જેથી થોડા વખતમાં ઘણું સારૂં કામ આપણાથી થઈ શકે છે અને કુટુમ્બમાં તથા સખીમંડળમાં મળવા જવાનો પુરતો વખત મળે છે.

સામાન્ય રીતે ઘરને સ્વચ્છ અને સુઘડ રાખવાનું કાર્ય ગૃહિણીએજ કરવાનું છે તેણે ઘરમાં બધું એવી રીતે રાખવું કે પારકા માણસને ઘરમાં આવતાં જ ગૃહિણીની રહેણીકરણી તુરત સમજી શકાય. ઘરની સાથે ગૃહિણીનો એટલો બધો સંબંધ છે કે ઘર તે જ ગૃહિણી અને

ગૃહિણી તે જ ઘર એમ કહેવું ખોટું નથી. સામાન્ય રીતે ગૃહિણીએ ઘર નીભાવવામાં, તથા એનુ આરોગ્ય, એનો શણગાર અને એના રાચરચીલાની વ્યવસ્થા વીગેરે બાબતો ઉપર ખાસ નજર રાખવાની હોય છે. ડાહી અને ચતુર સ્ત્રી શક્તિ અને સાધન પ્રમાણે પોતાનું ઘર શોભાવી શકે છે. ઘરની શોભાનો આધાર મુખ્યત્વે કરી તેમાંની સ્વચ્છતા અને વ્યવસ્થા ઉપર જ છે.

સ્વચ્છતા અથવા સુઘડતા—દરેક બ્હેનો એ સ્વચ્છતા-સુઘડતાના નિયમો જાણવાની અવશ્ય જરૂર છે, અને તેમાંથી થતા લાભ જાણવા જોઇએ, કે જેથી સ્વચ્છતા રાખવાનું પોતાની મેળે જ મન થાય.

ઘણાં ઘરમાં બાવાં જાળા તથા કરોળીયાનાં ઘર જ્યાં ત્યાં બાઝેલાં જોવામાં આવે છે તેમાં જીવજંતુ ભરાઈ રહે છે. કેટલાંક લોકો ધોબીનું ખરચ વધશે એમ ધારીને કપડાં વધારે મેલા થયા પછી ધોવા આપે છે પણ કપડાં બહુ મેલાં થવા દેવાં નહિ, કારણ વધારે મેલાં કપડાં ધોબીને ત્યાં આપવાથી તેનું આવરદા ઓછું થાય છે અને તેવાં મેલાં કપડાં પહેરવાથી શરીર પણ બગડે છે.

ઘણી સ્ત્રીઓ પોતાનું ઘર ગંધાય તેવું ખરાબ રાખે છે ઘેર કોઇ માણસ મળવા આવે તો તેને એટલી બધી દુર્ગંધ આવે છે કે તેનાથી બેસી શકાતું નથી. પોતાનું ઘર સ્વચ્છ અને સાફ રાખવું ફરનીચર રાચરચીલું પણ સાફ રાખવું. તેમ ઘરમાં નોકર ચાકરને પણ સ્વચ્છતાથી રહેવાની ટેવ પાડવી.

સાદાઇ અથવા કરકસર—આપણા ઘરમાં થોડો સામાન હોય તો પણ તેને સારી રીતે રાખવો. થોડા ખરચમાં સુઘડ ઘર બનાવવું એ બહુ સહેલી વાત નથી, પણ પ્રયત્ન કરવાથી તેમ બની શકે છે એમાં કંઇ મુશ્કેલ નથી. ફક્ત આળસને દુર કરી જરા મહેનત લઇશું તો જે ઘરમાં દારીદ્ર હશે તેમાં પણ લક્ષ્મી દાખલ થશે, તે ઘર આપણને આનંદ આપશે, તન્દુરસ્તિને સુધારશે અને બીજાને દ્રષ્ટાન્ત રૂપ થશે

વ્યવસ્થા અથવા ગોઠવણી:—જુજ સામાનમાથી યોગ્ય લાગે તેવી વસ્તુઓની સારી ગોઠવણીથી ઘરને દીપાવવુ એ ગૃહિણીની એક જાતની કળાજ છે. તેવું ઘર ગમે તેવા થાકેલા માણસને પણ વિશ્રાન્તિ અને આનન્દનું સ્થાન થઈ પડે છે. અમુક જગ્યાએ અમુક વસ્તુ મુકી હોય એવુ થોડાજ ઘરમાં જોવામાં આવે છે, અને કોઇ વસ્તુનો ખપ પડે ત્યારે તેની શોધ ખોળ કરવાને ઘરનાં બધાં માણસ મંડી જાય છે તેથી બધાંનો વખત નકામો જાય છે અને જોઇતી વસ્તુ તુરત નહીં મળવાથી વખતે પુરૂષો કે સ્ત્રીઓ ચીડાઇ જાય છે, અને નકામો ઘરમાં કલેશ થાય છે. આ બાબતમાં મ્હેં કોઇને મોઢે એમ સાંભળ્યું છે કે અમારા ગવર્નર સાહેબ એક વખત એમ કહેતા હતા કે તમે ગોધ ખોળ શોધ ખોળ શું કરી રહ્યા છો આપણા હિંદુસ્તાનમાં ઘેરે ઘેર હમેશાં શોધ ખોળ થાય છે, કારણ ઘરની કોઇ પણ વસ્તુઓ ઠેકાણે હોતી નથી તેને માટે શોધ ખોળ કરવી પડે છે'

વળી કેટલેક ઠેકાણે એવુ જોવામાં આવે છે કે એક વસ્તુ વચમાં પડી હોય તે ઘરના

દરેક માણસના પગમાં આવતાં જતાં અફળાય તોપણ તે ચીજને ઉંચી મુકવા કોઇ તસ્દી લેતું નથી, કારણ તેમને તેવી રીતે બેદરકાર રહેવાની ટેવ પડી હોય છે.

ઘરના જુદા જુદા ભાગો વીશે મારે ટુંકાણમાં નીચે પ્રમાણે કહેવાનું છે (૧) **ઘરની આગળનો તથા આજુ બાજુનો ભાગ:**—ઘરની આગળના ભાગમાં ઘણી વખતે કચરાના ઢગલા, એંઠું, ખરાબ વીગેરે જોવામાં આવે છે. ઓટલા ભીંતો વીગેરે પણ મેલાને તેના ઉપર ધુળના થર બાઝી ગયેલા જોવામાં આવે છે. તો તેમાં ઘણીજ સ્વચ્છતા રખાવવાની જરૂર છે કારણ તેથી દેખાવ ખરાબ લાગે છે અને મચ્છર વીગેરેનો એટલો બધો ઉપદ્રવ થાય છે કે સાયંકાળે ઓટલા ઉપર બેસી શકાતું નથી. ભીંતો વીગેરે મહીનામાં એક વખત વાળી ઝાડી સાફ કરાવવી. ગટરો, ખાળ, મોરી, કુંડી વીગેરે કેટલીક વખત એવી વાસ મારે છે કે નાકે ડુચો દીધાવગર ચાલેજ નહિ તો તે પણ પાણીથી ધોવરાવી સાફ કરાવી ફીનાઈલ વીગેરે છાંટવાથી ઘણુંજ સ્વચ્છ રહે છે અને દુર્ગંધનો નાશ થાય છે.

(૨) **આંગણું** (કમ્પાઉન્ડ)–આંગણામાં નાનુ સરખું કમ્પાઉન્ડ બાંધી લેવું અને તેમાં સુંદર બગીચો બનાવવો. તેમા પણ પાણી છાંટી રંગોળી સાથીઆ પુરવા, જાત જાતનાં ફુલઝાડ પાન વીગેરે ઝાડો વાવવાં, તે હમેશા સાફ કરાવી અંદર પાણી છાંટી તેમાં વચમાં ગોળાકાર ચાર પાંચ ખુરસી બાંક વાગેરે ગોઠવી અને તેમાં ઘરના નાના કુટુમ્બે બેસીને આનંદ વિનોદ કરવો. આવી રીતે રાખવાથી આવનારને આનંદ તેમજ રમણીયતા લાગે છે અને કુદરતી સૌંદર્યથી નાનો બાગ પણ શોભી રહે છે.

(૩) **બેસવાનો તથા મળવાનો ઓરડો:**—તેમાં ઘણી વખતે સ્ત્રીઓ બાળકો તથા પુરૂષોનાં કપડાં અવ્યવસ્થિત પડેલાં જોવામાં આવે છે, તેમ ન હોવું જોઇએ. તે બને તેટલો હવા અજવાળાવાળો અને ઘરના બહારના ભાગમાં પસંદ કરવો. તેમાં સારા સારા ફોટોગ્રાફો, પુસ્તકો, ટેબલ, ખુરશી, ઇઝીચેર, કોચ વીગેરે ગોઠવવાં બનતા સુધી તેમાં બીજો સામાન કાંઇ પણ રાખવો નહિ. ફરનીચર સ્થિતિઅનુસાર અને જરૂર પુરતુંજ રાખવું. કોઇની દેખાદેખીથી તેમાં વધારે ખરચ કરવું નહીં, કારણ દરેકની સ્થિતિ સરખી હોતી નથી. તે ઓરડામાં થોડા થોડા ઝાડના કુંડાઓ પણ રાખવાં કારણ ઘરની રમણીયતામાં આવો કુદરતી દેખાવ ઘણી શોભા આપે છે. સારા સારા ચીત્રકારના ચીત્રો શક્તિઅનુસાર રાખવા. આથી મનને આનંદ મળવા સાથે જ્ઞાન પણ મળે છે આવી સારી ગોઠવણથી પતિ પણ પ્રસન્ન રહે છે અને બહારથી આવનાર માણસ પણ જોઇને આનંદ પામે છે.

(૪) **સ્ત્રીઓનો ઓરડો**—ઘણે ભાગે સ્ત્રીઓના ઓરડા નીચે લખેલી હકીકત પ્રમાણેજ હોય છે. તેમનાં કપડાં જ્યાં ત્યાં કુચાની માફક પડેલાં હોય છે, અને જોગજોગે ખીલી ઉપર મુકયાં હોય તો, તેનો એક છેડો ખીલી ઉપર હશે તો બીજો છેડો જમીનને અડકતો હશે. તેવી રીતે કપડાં રાખવાથી તેમાં જીવજંતુ ભરાઇ રહે છે તેમ તે કપડું ચોળાઇ ગયેલું હોવાથી બીજી વખત પહેરવા જેવી સ્થિતિમાં રહેતું નથી અને બહાર પડી રહેવાથી દેખાવ ખરાબ લાગે છે તેમ ધુળ વીગેરે ઉડીને મેલું પણ થાય છે. ઋતુ અનુસાર કપડાં પહેરવાથી અને તે શીવાયના કપડાંની યોગ્ય સાચવણીથી કપડાં વધારે વખત અને સારા રહે છે.

(૫) શયનગૃહ—બને ત્યાં સુધી ઉચામા ઉચો ત્રીજો માળ હોય તો તે શયનગૃહ તરીકે પસંદ કરવો તેમા સારા ફોટોગ્રાફ, વાજીંત્ર, હાર્મોનિયમ, ફોનોગ્રાફ, જુદી જુદી જાતની રમતો જેવી કે સેત્રંજ પત્તાં વીગેરે રાખવું સુવાને માટે પલંગ હોય તો સારૂ તેમા વપરાતી ચીજો જેવી કે ચાદર ગરમ તથા સુતરાઉ ઓઢવાનાં પડદા ગલેફ વીગેરે ટકાઉ અને સહેલાઈથી સ્વચ્છ થઇ શકે તેવાં વાપરવા અને તો મચ્છર-દાની વાપરવી, જેથી મચ્છરદ્વારા મેલેરીયા વીગેરે રોગોનો ચેપ લાગે નહીં. સુતી વખતે કેટલાક લોકો ને બારી બારણાં વીગેરે બંધ કરવાની ટેવ હોય છે તે ચોરના ભયને લીધે અને બંધ કરીનેજ સુવુ જોઇએ એવી સમજને લઇને કરે છે પણ તેથી તન્દુરસ્તિને ઘણું નુકશાન થાય છે કારણ શરીરમાથી નીકળતી ખરાબ (ઝેરી) હવા તે ઓ-રડામાથી બહાર જઇ શકતી નથી તેમ બહારની સ્વચ્છ અને તાજી હવા અંદર આવી શકતી નથી, જેને લઇને દમમા ઝેરી હવા જાય છે તાજી હવા જો દરેક માણસને પુરતા જથ્થામા ન મળે તો તેની તન્દુરસ્તી બગડે છે માટે શયનગૃહમા હવા આવજા કરી શકે તેવી રીતે સામસામી બે બારીઓ ખુલ્લી રાખવી જોઇએ

(૬) કોઠાર—કેટલીક બ્હેનોને એવી ટેવ હોય છે કે જે ચીજ જ્યારે જોઇએ ત્યારે સાફ કરવા બેસે છે તેથી તે જોઇએ તેવી સાફ થઈ શકતી નથી કોઠારની સ્થિતિ એવી હોય છે કે કોઇ અજાણ્યુ માણસ તેમા કોઇ ચીજ લેવા જાય તો તેને માટે બધામા તપાસવું પડે, અને તે ચીજ લાવતાં વખત લાગે. કોઠારમા નીચે પ્રમાણે ગોઠવણી હોવી જોઇએ

જો કુટુમ્બ મોટું હોય અને એકજ સ્થળે રહેવાનું હોય તો બારમાસનું અનાજ ઋતુ અનુસાર ભરી રાખવુ. જુનું વાપરવુ ને નવુ ભરી રાખવુ. દરેક અનાજ ભરના પહેલા તેને સારી રીતે સાફ કરી દીવેલ મોઇ હવા ન લાગે તેવા ટીનના પીપોમા ભરી રાખવુ અને વખતો વખત તેની સંભાળ લેવી દરેક પીપો ઉપર તે વસ્તુના નામની ચીઠ્ઠી ચોડવી તે કરતાં પણ આળસ આવે તો ખડી કે ચાકથી મોટા અક્ષરે નામ લખવા તે ઘણીજ સહેલી વાત છે ને બાળકો પણ તેની ઉપર રમતમા નામ લખી આપશે દાળો વીગેરે ઘેરજ તૈયાર કરાવવાં કારણ વેચાતી દાળોમાં કાંકરી પથરી વીગેરે આવે છે તેથી ઘણી વખતે ગંભીર દરદો થઇ જાય છે બીજું તે ઘેર તૈયાર કરાવવાથી સસ્તીને સ્વચ્છ થાય છે અનાજ કઠો-ળ મસાલા વીગેરે વસ્તુઓ જુદી જુદી મુકવી આમ કરવામા શરૂઆતમાં જરાક મહેનત તો પડશે પણ એક વખત તેવી રીતે કરવાથી કામ ઘણું સહેલું અને સરળ થઇ પડશે તેજાના, એલચી, લવીંગ, તજ, સોપારી, કાથો વીગેરે અનાજથી જુદાં મુકવાં કારણ તે ચીજો નો રસોઇમાં હમેશાં ખપ પડતો નથી. દરેક મહિનાની પહેલી તારીખે મસાલો વીગેરે નવાજ મંગાવવાં. તેમ કરવાથી મસાલો કેટલા દિવસ ચાલે છે તે સમજણ પડે અને તાજો મસાલો વાપરવા મળે, તેમ ખર્ચ પણ સહેલાઇથી ગણી શકાય ખોરાકની ચીજો વખતો વખત થોડી થોડી મંગાવવાથી તે મોંઘી પડે છે, સારો માલ આવતો નથી તેમ લાવનાર માણ-સને પણ ત્રાસ પડે છે

(૭) રસોડું—રસોઇ કરવાનાં કપડા ઘણા સ્વચ્છ રાખવા તે કપડાં હમેશાં ધોવડા

વીને પહેરવાં. કંતાન વીગેરે વાપરવાથી તે હમેશાં ધોઈ શકાતાં નથી. રસોઇ બનાવતાં હાથ ધોવાની તથા લ્હોવાની ઘણી જ ચીવટ રાખવી. રસોઇ તૈયાર થતી હોય ત્યારે પ્રવાહી પદાર્થ ઉઘાડો મુકવો નહીં, કારણ તેમાં જીવજંતુ અગર ગરોળીનું ઝેર પડવાથી કેટલીક વખત જીવની હાની થાય છે. કેટલીક વખત મશાલાના ડબાઓમાં જોઇતી ચીજો હોતી નથી. તેથી કોઇ વખતે એવું જોવામાં આવે છે કે તપેલીમાં વઘાર મુકવો હોય ત્યારે કોઇ એક ચીજને માટે કોઠારમાં દોડવું પડે પણ તે ચીજ ઠેકાણાસર મુકેલી ન હોવાથી શોધતાં વાર લાગે, વાર લાગવાથી વઘાર બળી જાય, ભેગી તપેલી પણ બગે, રસોઇમાં ખરાબ સ્વાદ આવે અને તે સાફ કરવા માટે હામવાળીઆઇ પણ બગડે. આ બધુ આળસુપણાનું જ પરિણામ છે.

રસોડું દરેક મહીને વાળી ઝાડી સાફ કરવાની જરૂર છે કારણ ધુમાડાથી સુવા ઉપર બધું કાળું થઇ જાય છે, બાવાં ઝાળાં બાઝી જાય છે, જે તોરણની માફક લટક્યા કરે છે. અને લાગ આવે ત્યારે પ્રવાહી પદાર્થ ઉઘાડો ઉઘડતો કોઇ તેમાં ડુબકી પણ મારે છે. આ બધું કાળજીથી કર્યું હોય તો તેમ થવા ન પામે. ઘી તેલ ભરવાની બરણી વીગેરે થોડે થોડે દિવસે સાફ કરવી. રસોડામાં ગંદકી બીલકુલ રાખવી નહીં. રસોડામાં રસોયો હોય તો પણ સર્વ કામમાં ઘરની સ્રીએ પણ દેખરેખ રાખવી જોઇએ.

(૮) **ભોજનશાળા**—તેમાં વાસણ વીગેરે જ્યાં ત્યાં પડેલા હોય છે એક જગ્યાએ ગોઠવેલાં જોવામાં આવતાં નથી પાટલા, લોટા, પવાલાં, થાળી, વાટકા, વાટકી વીગેરે ઘણાંજ સાફ અને ચકચકાટ રાખવાં. અથાણું વીગેરે હમેશાં તાજુંજ કાઢવું. ૨–૩ દિવસનું ભેગું કાઢી મુકવાની સાધારણ રીતે આપણામાં ટેવ હોય છે તેથી તે વાસી અથાણાનો દેખાવ ખરાબ લાગે છે તેમ મગતરાં વીગેરે તેના ઉપર બેસી તેને નિસ્તેજ કરી નાંખે છે. પાણી, પાટલાની અંદર જે સ્વચ્છતા જોવામાં આવે છે તેથી જમનારને આનંદ થાય છે, અને અતિથી સત્કારમાં પણ તે એક મુખ્ય વસ્તુ છે.

ભોજનશાળા બને તો રસોડાથી જુદી રાખવી. તેમ કરવાથી તે વધારે સ્વચ્છ રહી શકે છે તેમ પરોણા વીગેરે આવ્યા હોય તો મર્યાદા પણ સચવાય છે, તેમ આપણે રસોઇ કરતાં મુઝાતાં નથી. ભોજનશાળામાં બીજો કાંઇ પરચુરણ સામાન રાખવો નહીં. પાટલા, થાળી, વાડકા, પિતાંબર, હાથ લોવાના રૂમાલ વીગેરેજ રાખવું. વાસણ વીગેરેના પાટીઆ વખતો વખત લુછીને સાફ કરવાં.

(૯) **મંદિર**—પુજા કરવાની ઓરડી બને ત્યાં સુધી અલગ રાખવી. કારણ ઘરમાં ઘોંઘાટ થવાથી તેમાં એક ચિત્ત રહી શકાતું નથી. તેમાં પુજાની સામગ્રી સીવાય બીજો સામાન ન રાખવો નહીં ચંદન, ફુલ, ધુપ, નૈવેદ્ય, આરતી વીગેરે જોઇતું સાહીત્ય થેલી અગર ડાબલીમાં ભરી રાખવું કારણ છુટે છુટે ઠેકાણે મુકેલી હોયતો તે ભેગી કરતાં વખત લાગે છે વળી ધર્મનાં પુસ્તકો જેવાં કે રામાયણ, સ્તોત્ર રત્નાકર, રામરક્ષા, ગીતા વીગેરે ત્યાંજ રાખવાં.

(૧૦) **પાણીયારૂ**—હમેશાં ખુબ ઘસીને ધોવું જોઇએ કારણ તે આખો દિવસ પાણીના વપરાશને લીધે ચીકણું થઇ જાય છે ગોળી, બેડાં વીગેરે હમેશાં ધોઇ ઘસી લુછી

ગાળીને ભરવાં કોઈ દિવસ ગળ્યા વગર પાણી ભરવું નહીં. કારણ તેમાં પણ જંતુઓ હોય છે તે આપણને દેખાતા નથી.

(૧૧) વાડો—વાડાની અંદર નાવાધોવાનું પાણી તથા નળ વીગેરે મુકાનવા. ચોકડી વીગેરે ઘસીને હમેશાં સાફ રાખવાં કારણ તેમાં આખો દિવસ પાણી પડવાથી લીલ બાઝી જાય છે અને વખતે કોઈ અજાણ્યુ માણસ હોય તો તેનો પગ લપસી જવાની ધાસ્તી રહે છે. તે ઉપરાંત ખરાબ વાસ પણ મારે છે ફીનાઈલ વીગેરે થોડે થોડે દિવસે છાંટવુ જોઈએ, તેથી જીવજંતુ નાશ પામે છે.

(૧૨) જાજરૂ—આપણામાં જાજરૂ એટલા બધા ખરાબ હોય છે કે તેના તરફ સાધારણ રીતે લોકો બરાબર લક્ષ આપતા નથી અને તેમાંથી અનેક પ્રકારનાં દરદો થાય છે તે જાજરૂ લગભગ ૪-૫ દિવસે ખુબ પાણી નાખી ધોવરાવવુ જોઈએ ઘણી વખતે જાજરૂમાં ચોકે ચોકે બાવા જાળાં બાઝેલાં હોય છે તેથી ઉભાં થતાંજ માથા ઉપર અટકાય છે તેથી તે પણ વાળી ઝાડી સાફ કરવાની જરૂર છે બીજુ કે જાજરૂમા એટલુ બધુ અંધારૂં હોય છે કે તેમાં કાંઈ સુઝતુ જ નથી દરેક જાજરૂમા બારી જાળી મુકાવવાની ઘણીજ જરૂર છે કેટલીક વખત બધેય જાજરૂમાં એટલી બધી દુર્ગંધ આવે છે કે જવાની ઇચ્છાને રોકવી પડે તો એમા પણ ફીનાઈલ વીગેરે દુર્ગંધનાશક દવાઓ છાંટી સ્વચ્છ રાખવાથી તે સાફ થઈ શકે છે

---

## યૂરોપિયનોનું ખોટું અનુકરણ:

આપણા કહેવાતા સુધરેલા લોકોમાં સામાન્ય રીતે એવીજ માન્યતા થઈ ગઈ છે કે આપણું તે સર્વે ખરાબ અને યુરોપનુ તે સઘળુ સારૂં તેથી ઘણી બાબતો વિષે સ્ત્રીઓમા યુરોપીયન લોકોનુ અનુકરણ કરવામાં આવે છે કપડાં, દાગીના, ફેશનેબલ જોઈએ જરા સારી સ્થિતિ થઇ એટલે બુટ ને ચા ૨ વિના ચાલે નહિ બાળકો ઉછેરવા આયા જોઈએ, અને ગૃહકાર્યમા ખોટી શરમ વિગેરે યુરોપીયનોનું અનુકરણ જ છે

આપણા લોકોમા એક ગજબની પ્રથણી કે ચોળી બંધ બેસતી થઇ રહેતી, હાલ ત્યાં ચાર ગજ કાંડે ફેશનેબલ પોલકું થાય સિવાયની તો વાત જ નહિ. હું કબુલ કરું છું કે ચોળી કરતાં પોલકુ વધારે મર્યાદાશીલ છે, પરંતુ તેજ સાથે મારે તેની ખર્ચાળ આપણા આર્યાવર્તને ન ફાવતી ફેશન સાથે સઘળ ઠીક કર્યા વિના ચાલશે નહિ આવી ખોટી ફેશન અને અનુકરણમા સપડાઈ, કપડામા વધારે પડતાં નાણા નાખવા કરતા, દાગીનામા નાણા રોકવાનો આપણો રિવાજ વધારે ઠીક કહી શકાય ગમે તે ક્રમે પણ તેના નાણા પેદા થઇ શકે

યુરોપીયનનુ અનુકરણ કરતાં ગૃહકાર્યને, પ્રજાને, રખડતી સ્થિતિમા મુકી, પતિની સગવડતા સાચવ્યા વીના, સભાઓમા રમતગમતમા કે કોઇ પણ કામમાં દાખલ થવુ, તેને માટે અમે સંમત થઇ શકીશુ નહિ. અરે તેને માટે સ્ત્રીઓને અવકાશ જ—ફાજલ નથી, એમ કહિએ તો પણ અતિશયોક્તિ નથી. લેખકનો આશય એવો નથી કે સ્ત્રીઓએ આખો દિવસ મજુરની માફક મજુરીજ કરવી, હવે, તેમને સમય અને સગવડતા હોય તો બન્નેમા નિપુણતા મેળવે, પરંતુ તે બન્નેમા બહારની પ્રવૃતિ કરતા ગૃહકર્મને-ગૃહવ્યવસ્થાને આપણે પ્રથમ સ્થાન આપીશુ.

મિસિસ જી. કે. ઉપાધ્યાય.

# वार्तालहरी.

## માતા.

લેખકઃ—બ્હેન સૌ. પુષ્પાવતી મહેતા.

પર્વત ઉપર બરફ પડતો હતો. શિખરો ઉપર ઠંડો પવન સુસવાટ કરતો વાતો હતો. સર્વત્ર નિર્જન અને ભયંકર ભાસતું હતું. આવી પહોંચતી મધ્ય રાત્રિની શ્યામતા તે ભયંકરતામાં વધારો કરતી હતી અને કાળરાત્રિનું ભાન કરાવતી હતી, આ વખતે એક માતા પોતાના હાથમાં બાળક લેઈ મહા મુશ્કેલીથી બરફમાં પસાર થતી હતી. માતાની આ મુશ્કેલી તેના હૃદયની વ્યથા ભય ઇત્યાદિ ન ગણતાં બાળક તેની છાતી ઉપર નીરાંતે સુતું હતું.

હજી પણ વધારે—પવન વધારે ઠંડો વાતો હતો. વધારે ભયાનક મધ્યરાત્રિ જોસભેર આવતી હતી. બરફ વધારે પડતો જતો હતો સ્ત્રીના સર્વ અવયવો ઝકડાઈ ગયા હતા અને તેનું બધું સામર્થ્ય ધીમે ધીમે જતું રહેતું હતું. પોતાની આ ભયંકર સ્થીતિ તથા હાથમાં સુતેલા પોતાના બાળકને જોઇ તે સ્નેહથી બોલી ઉઠી-"ઓ પ્રભુ! આ નિર્જન સ્થાનમાં અમારૂં કોણ છે? અરે! આ બાલકનું શું થશે?"

થોડીવાર પછી વિચાર આવ્યો અને દ્રઢતા અને સ્નેહથી તે બોલી;"ઓ સ્વામીન્ જો તારી એવી ઇચ્છા છે કે મારે મરવુંજ જોઇએ તો પછી આ નિરાધાર બાલકને બચાવજે. મારૂં—" આંખમાંથી અવિચ્છિન્ન અશ્રુનો પ્રવાહ વહેવા માંડ્યો. પણ થોડી વાર પછી એક વિચાર સ્ફુરી આવતાં તે એકદમ ઉઠી, પોતાની આંખ લુછી, શરીરપરનું ગરમ કપડું કહાડી પોતાના બરફ જેવા ઠંડા બાલકને વીંટાળી લીધું, અને પોતાની કોમળ છાતીને ક્રૂર તોફાનના કબજામાં સોંપી દીધી. 'અહા! ઇશ્વરનો ઉપકાર બાળક બીચારૂં હવે ઉભું થાય છે ખરૂં!" આ વિચારથી તેના મ્હોં ઉપર સ્નેહ યુક્ત સ્મિત ફરકી રહ્યું.

એક ચુમી! એક અશ્રુ! આ અશ્રુ શેનું હતું? પોતાના બાલકને તે સર્વશક્તિમાનની સંભાળ નીચે મુકી તે બરફમાં બેભાન થઈ ઢળી પડી.

× × × × ×

તોફાન શાન્ત થયું હતું. ભગવાન્ સૂર્યદેવનાં સુનેરી કિરણો તે પર્વત ઉપર પડતાં હતાં. તે વખતે એક મુસાફર કુદરતની લીલા નીરખતો પર્વત ઉપર ધીમે ધીમે રસ્તો કાપતો હતો અચાનક તેની દૃષ્ટિ પૂર્વમાં ગઇ. ભગવાન્ સૂર્યદેવ તેને કાંઇ કહેતા હોય તેમ લાગ્યું. તેમાં પરોપકાર વૃત્તિ સ્ફુરી આવી અને સૂર્યદેવનું કહેવું સમજ્યો હોય તેમ તેણે તેના પાસે જોયું. ત્યાં શું હતું?

આછા પરદના પટ નીચે એક સ્ત્રી અને કપડામાં વિંટાળેલું એક બાળક! ધીમે રહી તેણે પરદ ખેરવી નાખ્યો અને સ્ત્રી સામું જોયું તેનું શરીર મૃત્યુ જેવું ઠંડુગાર બની ગયું હતું તેના ગાલ મૃત્યુ જેવા ફીકા પડી ગયા હતા. તે મરણ પામી હતી. મુસાફરે તે બાળકને લઇ લીધું અને જોયું તો અહા! તેમાં જીવ હતો તે હાલતું હતું તેણે તેને ઉચકીને છાતી સરસું ચાંપ્યું અને બાળકે આભારપૂર્વક આશાભરી અને મધુરી દૃષ્ટિ તેની તરફ ઉઘાડી અને તેના ચહેરા પર અમૃત ભર્યું હાસ્ય ઝળકી રહ્યું

# વિમલા.

લેખક—બ્હેન સૌ. સુવર્ણા બ્હેન.

ખુલ્લાં રહ્યાં છે મૃદુ ઓષ્ઠ નાના
નિદ્રામહિં છે સુકુમાર બાલા
ન અંગ એકે જરીયે હલાવે
ઊઠે ન ઊઠે ફરી કોણ જાણે ! — કલાપી.

૧

ઉન્હાળાનું મનહરણીય પ્રભાત, ઠંડો મીઠો પવન, પક્ષિનો કલરવ, એ સર્વે કાં કુદરતની મધુરતા આજે કેમ આ સાદા પરંતુ સ્વચ્છ બિછાના પર સુતેલી વિમલાના આત્માને આલ્હાદક નથી લાગતી? શું આજ તેની તબીયત વધુ નરમ છે? નાની લીલુ આજ કેમ તેની પાસે રમતી જણાતી નથી? વિમલા હજુ ઉંઘે છે? તેના બિછાના પાસે કેમ કોઇ જણાતું નથી? તેનો પતિ શું તેને માટે ડૉક્ટરની મદદ લેવા ગયેલ છે? કે કોઇ અન્ય કાર્યમાં ગુંથાયેલ છે? સહજમાં મ્હારા મન સાથે આમ ઉપરા ઉપરી પ્રશ્નો તરવરી રહ્યા.

નીચે જઇ રસોઇખાનામાં જોયું તો નોકર અને રસોઇઓ કાંઇ કામમાં ગુંથાયા છે તેમને પૂછવાથી જણાયું કે વિમલાનો પતિ તેના એક મિત્રને ત્યાં ગયેલ હતો. પુનઃ ઉપર જઇને મે વિમલાના માથા પર હાથ મૂક્યો અત્યારે તેના શરીરમાં થોડોક તાવ હોય એમ જણાયું ધીમા અવાજે મે તેને બોલાવી અને તે તો માત્ર ઉત્તર આપ્યા વિનાજ અનિમિષ નયને મારા તરફ જોઇ રહી!

૨

આજ બે વર્ષથી મ્હારી પ્રિય સખી વિમલા દુષ્ટ ક્ષયની ભોગ થઇ પડી છે ધીમે ધીમે ચોરની પેરે તેં રોગ તેના શરીરમાં પગપેસારો કરી રહ્યો છે. અત્યારે તેણે પોતાની પૂર્ણ સત્તા તે નાજુક બદન પર ચલાવી છે છતાં હજી તે અસાધ્ય હોય, તેમ મને જણાતું નહિ

પણ, અરે! આ શું! વિમલાની આંખમાંથી આમ અસ્ખલિત અશ્રુધારા શાને વહી રહી છે? શું તે હિંમત હારી ગઇ? તેની સહન શક્તિ જતી રહી! તેના માતાપિતા કે ભાઇ ભગિની યાદ આવ્યાં? કે નાની લીલુની ચિંતાએ તેને આમ રોવરાવી? મે પણ તેને હૈયું ખાલી થાય ત્યાં સુધી રોવાજ દીધી કેમકે તે સિવાય તેના દિલનો ઉભો શમે તેમ

ન હતું. થોડા વખત પછી તે તેની મેળેજ શાન્ત પડી. આંખમાંથી પડતાં અશ્રુ બંધ પડ્યાં. આજ તેના મ્લેન ફિક્કા કપોલપર સુકાયલાં અશ્રુના ડાઘા રહી ગયા! કેટલોક વખત આગ અમે ટગરટગર એક બીજા સામું જોતાં મૌનજ રહ્યાં. છેવટે લીલુને લઇને નોકર ઉપર આવ્યો. અને તેને રમાડવાને મિષે અમારૂં મૌન છૂટયું.

પથારીમાંથી ઉઠી એક નાનકડી અગાશીમાં જઇ અમે બેઠાં. વિમળાના રૂદનનું કારણ જાણવા મને ઇંતેજારી વધી પણ પુનઃ યાદ કરાવી તેને દુઃખી કરવા હું હિંમત ધરી શકી નહિ. ફક્ત ઉંડો નિશ્વાસ નાંખી વિમલા એટલુંજ બોલી શકી કે " તું આજ આવી તે ઘણું સારૂં થયું, કેમકે આજ તો ક્યારનીય કોણ જાણે કેમ બહુજ મુંઝાણી હતી "

સવારના પહોરનું સર્વ ગૃહકાર્ય બાકી હોવાથી મને ઉઠવાની ફરજ પડી. અને લીલુને વિમલા પાસે રમતે વળગાડી હું ઘેર જવા નીકળી.

૩.

પુનઃ પાછી ચારપાંચ દિવસે હું વિમલાને ત્યાં ગઇ વિમલા આ વખતે લીલુને લઇ એક શેતરંજી પાથરી અગાશીમાં બેઠી હતી. અત્યારે તેની મુખાકૃતિ કાંઇક વધારે ગંભીર અને શાન્ત જણાતી હતી. થોડો વખત અમે બન્ને જણે કાંઇક આડી અવળી વાતો કરી. ઘણું ખરૂં હમણાંનો કોઇ પણ જાતની ગંભીર વાતોમાં પડતાંજ નહિ, કે જેથી કરીને તેની કોમળ લાગણીઓને ઉશ્કેરવાનો પ્રસંગ મળે! પણ કોણ જાણે શાથીએ આજે એકાએક તેની તબીયતના સમાચાર પૂછતાંજ કાંઇક વાતે સાધારણ ગંભીર સ્વરૂપ પકડયું. મેં તેને પૂછયું. " વ્હાલી બ્હેન! ગયે વખતે હું આવી હતી તેના કરતાં આજે તબીયતમાં કાંઇ ફેરફાર લાગે છે?" તેણે માત્ર શાન્ત અને ગંભીર અવાજે જવાબ આપ્યો. " ના, કાંઇ ખાસ આરામ હોય એમ જણાતું નથી." તેના પ્રતિની મારી સ્નેહાળ લાગણીઓએ વાત આગળ વધારવા ફરજ પાડી. મેં તેને કાંઇક પૂછપરછ કરવા માંડી. તેના જવાબમાં પણ હું કાંઇક સંતોષકારક ખુલાસો પામી શકી નહિ. કેમકે તેના કહેવા પરથી જણાયું કે તેને ત્યાં આવતા જતા છોકરવાદી વૈદ્યનીજ માત્ર હાલમાં તેને દવા ચાલતી હતી! વધારામાં તેણે જણાવ્યું કે આના કરતાં વઢવાણમાં મારી તબીયત વધારે સુધારાપર હતી. મેં તેને જણાવ્યું કે " જો એમજ હતું તો થોડો વખત વધારે ત્યાં રહેવાની જરૂર હતી. શા માટે આમ ઉતાવળ કરી ફરીથી ઉથલો ખાવો જોઇએ? મારા ધારવા પ્રમાણે તો ત્યાંની હવાને હવા માફકજ આવ્યાં હતાં તો હાલમાં એકદમ શા માટે ઉતાવળ કરી તમને અહીં તેડી આણ્યાં?" આના જવાબમાં તે જાણે કાંઇજ નથી જાણતી એવો ડોળ કરી એટલુંજ બોલી કે, " શી ખબર."

જે વખતે હું અને મ્હારી વિમલા આમ વાત ચલાવી રહ્યાં હતાં, તે વખતે બ્હારના ખંડમાં પુરૂષવર્ગે બિઝિકની રમત ચલાવી રહ્યો હોય એમ અનેક આવતા કર્ણભેદી અવાજોથી પ્રતીતિ થતી હતી.

૪.

મ્હારી વિમલા આજ બે માસ થયા અમરેલી છોડી પાસેના એક ગામમાં હવા સારૂ ગઇ હતી. તેની તબીયતના સમાચાર હમણાં હમણાંના કાંઇજ જણાવવામાં આવતા ન હતા.

આજની રાત્રીના સ્વપ્નથી મારું ચિત્ત ઘડી ઉદાસીનતાથી છવાઈ ગયું હતું; અને હૃદય ઉંડું શોક શોક કરી રહ્યું હતું. એ હૃદયનું ખેંચાણ મ્હારા સ્થુલ શરીરને પણ વિમલા પાસે ખેંચી ગયું. અરે! પણ ત્યાં, જઈ હું શું જોઉં છું?

'ફુલજો હસી એ દશા થઈને પિયુને મઢે'—કલાપી.

જાણે વિદેશ જતી પ્રિયા પ્રિયતમને કંઠાશ્લેષ કરતી હોય તેમ પાસે ઉભેલ તેના પતિને વિમલાએ પોતાની પાસે બેસાડી મધુર આલિંગન કરતી મે જોઈ

ખરેખર! વિમલા, તું પણ તારા પતિને તજીને રહાને માટે વિદેશજ જવાની છું તે ઘણા વખતથી તું જાણતી, અને તેથીજ દિવસે દિવસે તું વધારે ગંભીર, વધારે શાન્ત અને વધારે સ્વસ્થ જણાતી હતી વિમલા! જગતના માનવીની માફક કદી પણ તને મૃત્યુના વિચારે મુંઝવી નથી! કદીપણ તે મૃત્યુને વિસાર્યું નથી! ને મૃત્યુ થકી કદી પણ મે તને ભયભીત થયેલી જોઈ નથી! આજે પણ તારા દિલમાં તો મૃત્યુનો શુભ દિવસ સવારથીજ આનંદદાયક થઈ પડ્યો છે!

ઘડિયાળમાં બારના ટકોરા થયા સામેના મંદિરમાં મધ્યરાતની ભગવાના ટકોર સુણાયા અને ત્યાંજ શ્રી સત્યનારાયણની કથા વાચને વાંચતેજ પવિત્ર વિમલાનો નિર્મળ આત્મા શ્રી સત્યદેવના ચરણારવિંદમાં વિરમ્યો!

૫.

આજ શરદ પુર્ણિમાની રાત્રી છે ચંદ્ર સોળે કળાથી ખીલી રહ્યો છે, અને તેની શીતલ ચાંદનીમાં કેટલોક સમય મારા પતિ સાથે શ્રીયુત ગોવર્ધનરામનાં કેટલાક પુસ્તકો પર ચર્ચા કરતે કરતે અગાશીમાં પથરાયલી રૂપેરી ચાંદનીમાં અમે નિરાધિન થયાં થોડી વારમાં કોઈ જાગૃત અને કાંઈક સ્વપ્નાવસ્થ અવસ્થામાં મારાથી ગવાઈ ગયું કે —

"મુજ દેશ વિષે રસમાળી વિના
ફળ ફુલ મદે નહિ નારી લતા!'—ગોવર્ધનરામ

મારી એ પંક્તિઓ કોઈ સાંભળતું હોય તેમ અંતરિક્ષમાંથી ખડખડાટ હસવાનો અવાજ આવ્યો. આવતા અવાજથી મારી આંખો ઉઘડી ગઈ, ને ભયભીત થઈ મુંજે સુતેજ ચારે તરફ નજર ફેરવી જોવા લાગી પરંતુ કંઈજ દ્રષ્ટિગોચર થયું નહિ. મને લાગ્યું કે વખતે મને સ્વપ્નજ આવ્યું હશે પણ પાછા મારા અટકચાળા સ્વભાવને લીધે મને એમ થયું કે 'લાવ ફરીથી ગાઉં ને જોઉં કે શું થાય છે.' એમ ધારી ફરીથી પાછી ઉપલીજ પંક્તિઓ બોલવા લાગી, તો ફરીથી પાછો એજ અવાજ જાણે ચંદ્રની વરસતી ચંદ્રિકામાંથી વા તેની પાસે કોઈ અનેરા ઉંડાણમાંથી આવતો હોય એમ મને લાગ્યું. થોડી વાર ગોથી મને આશ્ચર્ય તો થયુંજ પણ મને કોઈ ભૂત પિશાચનો ભય ન હતો તોપણ મારી ઉંઘ તો એથી જતીજ રહી! પથારીમાંથી ઉઠી દીવો સળગાવી ટેબલપર પડેલાં કેટલાક પુસ્તકોમાંથી રા. કાન્તનું 'એક દેશી આખ્યાન' વાંચવા માંડ્યું તેના બે ચાર પાના વાંચ્યાં ત્યાં તો મારી પડખે કોઈ ઉભું હોય તેવો ભાસ થયો! હું ઘણીજ અચંબો પામી ચોપડી બંધ કરી. એક ક્ષણમાં મારા મગજમાં અનેક વિચારો તરવરી ઉઠ્યા પહેલાં તો મને એમજ લાગ્યું કે 'શું

ઉભનારનું અસ્તિત્વ નથી જ્યાં તેને હું પ્રત્યક્ષ જોઉછું?' પરંતુ તેના વિચારો તે વધુ વખત ટકવા શક્ય મળી શકી નહિ; કેમકે ઘણા વખતથી મૃત્યુ પામેલાં સ્નેહીઓ સાથે વાતચીત કરવાની શક્તિ કેળવવાનો મેં પ્રયત્ન કરવા માંડેલો; અને કેટલીક વખત મને તેની સફળતાનો અનુભવ થયેલો ખરો. જેથી કરીને મારી જીજ્ઞાસા એ ઉભનાર સાથે વાતચીત કરવા વધી પડી. પ્રથમ તો તે જાણે મારી મજાક કરતી હોય તેમ મારા બોલેલા શબ્દો પુનઃ બોલવા લાગી—

"મુજ દેશ વિષે રસમાધુરી વિના
ફળફુલ અરે નહિ નાની લતા!"

મેં તેને, કાંઈ મીઠો ઠપકો દેતાં કહ્યું, "વિમલા! ઉંઘમાં મારાથી આ શબ્દો બોલાઈ ગયા, તેની શું તું આમ મશ્કરી કરે છે?" તેણે એક ઉંડો નિઃશ્વાસ નાખી કરૂણ અવાજે કહ્યું: "વ્હાલી સખી! શું તું એને મશ્કરી માને છે? ના, ના, એ મશ્કરી નથી, પરંતુ હૃદયના તારને કમ્પાવતું, લાગણીઓને હલમલાવતું, અને દિલને ડહોલાવતું એ પંક્તિઓનું રહસ્ય માત્ર કલ્પનાથીજ ભરેલું નથી, પરંતુ અક્ષરશઃ સત્યજ લાગે છે; અને ઘણા દિવસનો મારો આ ડહોળાયલા દિલનો સાગર આજ આપોઆપ એની મેળે જ ઉભરાઈ જાય છે। આથીજ મારૂં મુંઝાયલું મન આજ પહેલ વ્હેલુંજ બોલી ઉઠે છે કેઃ—

"નયનો મારાં નીતરે, કોઇ લ્યો નયણાંની ધાર;
સાગર મારા છીછરે, કોઇ લ્યો સાગરની સાર:" ન્હાનાલાલ.

પ્રથમજ વ્હાલી વિમલાને મુખે શ. કવિની આ લીટીઓ સાંભળી હું તાજ્જુબ થઇ! હું તેને કાંઈ પ્રશ્ન પૂછવા જતી હતી એટલામાં તો તેણે પોતેજ વગર પુછયે સર્વ હકીકત કહેવા માંડી, અને તે નીચે પ્રમાણે હતી—

"મને લાગે છે કે વખતે તું આશ્ચર્ય તો થઇશ, પણ આદ્યન્ત મારી આત્મ કથા જ્યારે તું સાંભળીશ ત્યારે કદાચ હું ધારૂં છું કે-તને તેમ થવાનું કાંઇ કારણ નહિ રહે. આટલા બધા દિવસના આપણા સખ્યમાં આપણી એક બીજાની ખાનગી બાબતો જાણવાને અવકાશજ ન હતો; પણ લાગણીઓની તાણમાં ખેંચાવાથી આજે તે ખુલ્લી કરવી પડે છે. વખતે તું જાણતી તો હઇશ કે મારો જન્મ એક ઉંચી કોમના સારા કુટુંબમાં થયો હતો. મારી બીજી બ્હેનો કરતાં મારાપર માતપિતાનો અને બન્ધુઓનો કાંઇક ઉંડોજ પક્ષપાત હતો. સર્વ બાળુ કરતાં હું નાની હોવાને લીધે અતિશય લાડકોડમાં ઉછરેલી તેથી મારી કેળવણી પાછવાડે પણ પિતાજીએ ઘણીજ કાળજી રાખેલી અને ખાસ સ્ત્રીઓને ઉપયોગી કેળવણી અપાતી દરેક બાબતમાં કુશળતા મેળવવા ભાગ્યશાળી બનાવી હતી. બાદ બાર વર્ષે મારૂં લગ્ન અમારા દેશનાજ એક સુશિક્ષિત યુનિવર્સીટીની ઉંચી ડીગ્રી પામેલા સદ્‌ગૃહસ્થ સાથે થયું; અને આપણા હિન્દુઓના રિવાજ પ્રમાણે પરણ્યા પછી તરતજ સાસરે જવાનું થયું. તે વખતમાં આપણી કેટલીક હિન્દુ બ્હેનોની માફક સાવ નાજુક અને નિર્બળ મારૂં શરીર ન હતું. અનેક જાતના સારા ખાનપાન અને સુખમાં ઉછરેલી હોવાને લીધે એકંદરે મારી શરીર સંપત્તિ ઘણીજ સારી હતી. જેથી મારા પતિની સાથે દેશ વિદેશ ફરતાં મારી શારીરિક સ્થિતિ અંતરાયરૂપ ન હતી. મારા માનસિક જીવનમાં

દૃષ્ટિ નાંખતાં તો કેવળ નિરાશા સિવાય કાંઈજ જડી આવશે નહિ! મારા પતિ જો કે ' સાહિત્ય કલા સંગીત ' ના શોખીન હતા, પરંતુ તે વિષય તેમની સ્વજાતિમાંજ ચર્ચી આનંદ લઈ શકતા. સ્ત્રીઓ સાહિત્ય પ્રેમી હોય તેથી તેમને આનંદ થતો હોય એમ મને જણાતું નહિ. પિતાને ત્યાં પુસ્તકો વાંચવામાં અને કાંઈક લખવામાં આનંદ લેવાની મને ટેવ પડી ગઇ હતી; પરંતુ તે આનંદની સીમા અત્રે આવી જતી ! પિતાને ત્યાં વવાયેલાં બીજને અત્રે પોષણ નહિ મળવાથી તે પ્રફુલ્લિત થયા વિના સ્થાનેજ ચીમળાઇ ગયાં ! મારી અને મારા પતિની પ્રકૃતિમાં કુદરતી રીતેજ ઘણો તફાવત હતો, મારો સ્વભાવ કાંઈક નાનપણથીજ એવો ઘડાયેલો હતો, કે જેથી કરીને મને ગંભીરતા બહુજ પ્રિય હતી. કવિઓ જેને ઉચ્છૃંખલ તારલીઓની ઉપમા આપે છે તે મારામાં ન હતું. દુનિયાના કેટલાક ક્ષુલ્લક વિલાસ અને વૈભવ ઉપર મને સાધારણ રીતેજ અભાવ હતો. મારા પતિની પ્રકૃતિ એથી ઉલટીજ હતી. ગંભીરતા તેમને પસંદ ન હતી. ઉચ્છૃંખલતા અને હરિણી જેવી ચંચળતાની ઉણપથી ઘણી વખત તે મારાથી નારાજ થઇ અસંતોષ જણાવતા. ટુંકમાં મારી સરળ રસિકતા તેમને નીરસતા લાગતી અને તેમના રસવિલાસને પોષવા હું અસમર્થ હતી આ પરથી હું એમ કહેવા નથી ઇચ્છતી કે મારા પતિ મારા લાયક ન હતા. તેમના પ્રૌઢ વિચારો અને તેમની વિશાળ બુધ્ધિથી હું ઝંખવાતી. કેટલીક વખત તો તેમના લેખો, કાવ્યો અને પુસ્તકો વાંચી આલ્હાદતી. તેમજ કદી કદી તેમના કેટલાક વિચિત્ર વર્તનથી હું નારાજ થતી પણ તે બાબત તેમને કહેવા હું હિંમત ધરી શકતી નહિ, છતાં પણ આપણી હિન્દુ બાળાઓને પતિથી અસંતોષ ન પામવો એ સૂત્ર શીખી ગઇ હોવાથી મેં મ્હારૂં સર્વસ્વ તેમનેજ અર્પણ કરી દીધું હતું. પતિને હરેક પ્રકારે સુખી કરવા નિરન્તર મથતી; પણ વિધિએજ બન્નેની દિશા જુદી આલેખી તે એક કેમ થઇ શકે ? મૃત્યુ પર્યંત તેમાં હું નિષ્ફળજ નીવડી; પરંતુ આટલું છતાંય મ્હારો પ્રેમદીપ હોલાયો ન હતો. પ્રિયતમને, હું મારા પૃથ્વીપરના પ્રભુ સમ માનતી અને તેઓ પણ મ્હારી પ્રતિભા જાણતા, મારા પ્રતાપને જોતા અને મારા ગુણનું યોગ્ય નિરીક્ષણ કરતા. પરંતુ તે કેવળ નિરીક્ષણજ રહેતું, તેનાથી પણ કોઇપણ સુંદર ભાવનાનો સંચાર થયેલો મેં ત્યાં દીઠો નથી. છેવટે બન્ને દુઃખી થઇએ તેના કરતાં એક તો સુખી થાય એવું પ્રભુ કાં ન કરી દેતો હોય, એ વિચાર નિરન્તર આવવા લાગ્યા અને એજ ભાવના, સતત ચિંતન અને ચિંતાને લીધેજ તેં તે દિવસે મારામાં જોયેલ જ્વર, અશાન્તિ અને ક્ષય. મ્હારી માંદગીથી મારા પતિની માનસિક ચિંતામાં કંઈ વધારો થયો હોય તેમ હું જોઇ શકતી નહિ. કેટલીક વખત તેઓ પોતાનું ભવિષ્ય જાણવા જોશીને બોલાવી હાથ દેખાડતા. એક દિવસ બહારના ખંડમાં જોશી સાથે મારા પતિ કાંઈક વાતચિત કરી રહ્યા હતા કે જેનો સ્પષ્ટ અવાજ હું સાંભળી શકતી. મારા પતિનો હાથ જોઇ જોશીએ કહ્યું કે ' ભવિષ્યમાં તમને બીજી પત્ની થવા સંભવ છે ' અને તેમણે સામો પ્રશ્ન કર્યો કે ' તે કેટલા સમયમાં ? ' જવાબમાં જોશી બોલ્યો " એકાદેક વર્ષમાંજ થશે. " જે દિવસે આ બનાવ બન્યો તે દિવસે તેમાં કેટલાક કારણો એવાં બનેલા કે જેથી મને મારી જીંદગીપર ઓછું આવી ગયેલું; અને તેથીજ તે દિવસે તેં મને રડતી જોયેલી + + + હૃદયપર જ્યારે કાબુ ન્હોતો રહેતો ત્યારે ઘણી વખત મને એમ થઇ જતું " + + +

આ સર્વ વાત સાંભળીને સાંભળીને મોરું હૃદય ઝાલ્યું ન રહ્યું. ઘણુંએ મનોમન

બેસી ઘેર આવ્યા. રસોઇ તૈયાર થઈ હતી. રમણીકલાલ તથા સુશિલાએ વાર્તા વિનોદ કરતાં જમી લીધું. બાળકને સુશિલાએ ધવડાવ્યો, અને પછી હાલરડાં ગાઇ મદનને સુશિલાએ ઘોડીયામાં સુવાડી દીધો. રમણીકલાલ તથા સુશિલા વાર્તાલાપ કરીને આશરે દશેક વાગે નિદ્રાવશ થઇ ગયાં.

મદન દહાડે નહોતો વધતો તેટલો રાતે વધતો હતો, અને રાતે નહોતો વધતો તેટલો દહાડે વધતો હતો. તેના વધવા સાથે તેની કાંતિમાં પણ વૃદ્ધિ થતી હતી. મદનનાં માતપિતા પ્રેમથી અને પુત્ર વાત્સલ્યથી ઉછેરતાં હતાં. અને પોતાના દહાડા સુખમાં કાઢતાં હતાં પણ બે વર્ષનો થયો ત્યારે, દુર્ભાગ્યે અને પ્રભુના કોપથી જાણે કેમ, મદનની માંદગી શરૂ થઇ. તેની માંદગી તાવથી શરૂ થઇ અને અન્તમાં તેણે એક ભયાનક રૂપ લીધું. ડાકતરોની દવાઓ તો તેમણે શરૂઆતથી ચાલુજ રાખી હતી. આ માંદગી સાંભળીને સુશિલાની સખિ પ્રભાવતી તથા તેનો પતિ સુંદરલાલ હંમેશ સુશિલાને ત્યાં મળવા આવતાં અને ઘણીવાર તો આખી રાત તેને ત્યાંજ સુતાં. જ્યારે માંદગી હદ ઉપરાંત પહોંચી ગઇ ત્યારે તેના માતા પિતા તથા સ્નેહિઓ ઘણાં ગભરાવવા લાગ્યાં. તેઓએ હવે ડાકતરથી કટાળી જઇને વૈદ્યોની દવા કરવા માંડી. વૈદ્યો તથા ડાક્તરો તેને ત્યાં ઉપરા ઉપરી આવતા હતા, પરંતુ તેઓ કહેતા કે માંદગી ઘણી સખ્ત છે અને બચે એવી કાંઈ આશા દેખાતી નથી. આ સાંભળીને તેના માતાપિતાને ખાવા તથા પહેરવાનું અને બોલવા તથા હસવાનું પણ ગમતું નહિ, કારણકે મદન તેમનો એકનો એક પુત્ર હતો. માંદગી શરૂ થયાને અગીઆર મહિના થયા હતા. તેઓએ જામનગરથી પ્રખ્યાત તથા અનુભવી રાજવૈદ્ય નારાયણજી કેશવજીને બોલાવ્યો. તે વૈદ્યે તેમને આશ્વાસન આપ્યું અને કહ્યું કે ગભરાશો નહિ, પ્રભુકૃપા હશે તો તો આ છોકરો જરૂર બચવા પામશે. મદનના માતા પિતાને પણ ધૈર્ય આવ્યું. અને તેઓ સારી રીતે મદનની સારવાર કરવા લાગ્યાં. પ્રભુકૃપાથી તે બાળક રાજવૈદ્યની દવાથી એક મહિનામાં સાજો થઇ ગયો. માંદગી બાર મહિના રહી. રમણીકલાલે રાજવૈદ્યને મદનને બચાવ્યો માટે, ફી ઉપરાંત સો રૂપીઆ ઇનામ આપ્યા. મદન જો કે સાજો થયો હતો તોપણ તેની લાંબી માંદગીને લીધે તેનું વદન ફીકું અને ઉતરી ગયેલું લાગતું હતું. પૌષ્ટિક ખોરાક આપવાથી પંદર દિવસમાં મદનમાં અસલના જેવી શક્તિ આવી. અને તે હવે હરવા ફરવા લાગ્યો.

સુશિલા તથા રમણીકલાલને ઘણો આનંદ થયો. અને તેમને પોતાનો છોકરો મોતના પંજામાંથી બચ્યો હોય એવું લાગ્યું. તેઓએ તે છોકરાની માંદગી વખત ઘણો કલ્પાંત કર્યો હતો. તેનો હવે અંત આવ્યો. તેઓ પાછા સુખમાં દહાડા કાઢવા લાગ્યા. મદન હમણાં ત્રણ વર્ષનો થયો હતો. તેનામાં માંદગીને લીધે ચાલવાની શક્તિ નહોતી. મદન "બા, બાપા, કાકા, મામા" એવા કાલાકાલા શબ્દો બોલતો હતો. મદન વારે ઘડીએ સુશિલાના ખોળામાં બેસીને ગેલ કરતો હતો; અને સુશિલા કને આખો દિવસ ખાવાનું માગ્યાં કરતો હતો, તેની માતા તેને રડાવ્યા વગર આપતી હતી.

મદનની માંદગી પૂરી થયાને બે વર્ષ પૂર્ણ થયાં હતાં, એટલે કે તે પાંચ વર્ષનો થયો હતો. તે ચાલતાં શીખી ગયો હતો. એક દિવસ મદન તેની માતા સુશિલા જોડે બજારમાં

ગયો. સુશિલા પોતાને તથા મદનને સારૂ કપડાં ખરીદવા કાપડીઆની દુકાને ગઈ. તે દુકાન ભુલેશ્વર પાસે કબુતરખાના આગળ હતી. તેણી દુકાનપર બેઠી બેઠી કપડું ફેંદાવતી હતી તથા વાતચીત કરતી હતી, એવામાં મદન પાસે રમતો હતો તે એક ખેલાડીઓના ટોળાં ભેગો આગળ ચાલ્યો. મદન જે નટો રમતો રમતા હતા તે જોવામાં મશગુલ થઈ ગયો હતો. સુશિલા કપડું લઈ તથા પૈસા ચુકવી ઘર તરફ આવવા ઉઠતી હતી. તે વેળા મદનને તેણીએ જોયો નહિ. તેણી હાંફળી ફાંફળી થઈ ગઈ અને આમ તેમ ઢુંડવા લાગી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. આખર થાકીને તે ઘર તરફ આવી અને રસ્તામાં પૂછતી હતી કે મારા મદનને કોઈએ જોયો છે, તો તેનો જવાબ ના મળતો, કારણ કે મદન તો કાલબાદેવી તરફ ગયો હતો. આ અશુભ સમાચાર તેણીએ તેના પતિને કહાવ્યા.

પેલો મદન તો રમતો પૂરી થઈ એટલે પાછો પેલા કાપડીઆની દુકાન તરફ આવવા નીકળ્યો, પણ રસ્તો બરાબર નહિ ઓળખી શકવાથી આડે રસ્તે ચડી ગયો. તે ઘણોજ આગળ ગયો અને એવો તો ગલી કુંચીઓમાં આવી પહોંચ્યો કે તેને આગળ જવાનું જ સુઝ્યુ નહિ. મદન ગભરાવા લાગ્યો અને આખર રડવા પણ લાગ્યો. એને રડતો જોઈ બધાં માણસો ભેગાં થઈ ગયાં અને પૂછવા લાગ્યાં કે, "તું ક્યાં રહે છે? તારા બાપનું નામ શું? તારી માનું નામ શું?" પણ નાનો બિચારો મદન કાંઈ જવાબ આપી શક્યો નહિ, કારણકે મદનને એના માતાપિતાએ એવું કાંઈ શિખવ્યું નહોતું, જો કે બીજું બધુ બોલતાં તો આવડતું હતું. મદન તો ઉલટો બધા માણસો જોઈને ગભરાવા લાગ્યો અને અતિશય રડવા લાગ્યો. આ બધા માણસોની અંદર એક રસીકલાલ કરીને ગરીબ વાણીઓ હતો તે મેટ્રીક પાસ થયનો હતો. અને સાધારણ ઓફીસમાં પચાસ રૂપીઆના પગારે નોકરી કરતો હતો. તે મદનને સમજાવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "મમરા જોઈએ છે? કાંઈ ખાવાનું જોઈએ છે?" પણ મદન તો કાંઈ બોલ્યો નહિ, ત્યારે રસીકલાલે તેને પૈસાના મમરા આણી આપ્યા. તે લઈને મદન ખાવા લાગ્યો, અને રડતો હતો તે છાનો રહી ગયો. પછી રસીકલાલ મદનને પોતાને ઘેર લઈ ગયો. રસીકલાલ કાલબાદેવી ઉપર નારાયણ બીલ્ડીંગમાં રહેતો હતો. તેની સ્ત્રીનું નામ ગુણસુંદરી હતું. ગુણસુંદરી તે છોકરાને જોઈને ઘણી રાજી થઈ ગઈ, કારણકે તેને કાંઈ છોકરાં નહોતાં. જો કે ગુણસુંદરી પચીસ વર્ષની અને રસીકલાલ ત્રીસ વર્ષનો હતો, અને મદન પણ બન્ને વાણીઆ હોવાથી કાંઈ બાધ જેવું નહોતું. રસીકલાલ તથા ગુણસુંદરી મદનને પોતાના છોકરા તરીકે ગણવા લાગ્યાં.

સુશિલાએ મોકલેલા સમાચાર રમણીકલાલને તરતજ મળ્યા. તે વખતે પાંચનો શુમાર હતો. એટલે તે ઘર તરફ આવવાજ વિચાર કરતો હતો. પણ જ્યારે મદન ખોવાયાના અશુભ સમાચાર તેને મળ્યા ત્યારે તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, અને થોડીકવાર તો વિચારશુન્ય જ બની ગયો. આખરે તેને શાંતિ મળ્યા પછી ગાડી મંગાવી, તેમાં બેસીને ઘર તરફ આવ્યો. ઘેર આવીને જુએ છે તો સુશિલાને કલ્પાંત કરતી જોઈ. રમણીકલાલ પણ જો એણે ઑફીસની અંદર આંસુ દબાવી રાખ્યાં હતાં, તે હમણાં કુદરતથી જ નદીના પ્રવાહની માફક વહેવા લાગ્યાં. રમણીકલાલ થોડીકવાર રડીને આખર શાંત પડ્યો, કારણકે હમેશાં પુરૂષનું હૃદય સ્ત્રીના હૃદય કરતાં કઠણ હોય એ સ્વાભાવિક જ છે. સુશિલા તો રડવું દબાવી શકી

સુશિલા તથા રમણીકલાલે, રસીકલાલ તથા કુસુમસુંદરીનો મદનને પોતાના છોકરા તરીકે રાખ્યો હોવાથી ઘણો આભાર માન્યો. મદન જડયાના હર્ષમાં તેઓએ પોતાના સ્નેહીઓ તથા પાડોશીઓને તથા મિત્રોને ઉજાણી આપી. મદનને રમણીકલાલ તથા સુશિલાએ ચુંબન કર્યાં; અને તેના ઉપર સુશિલાએ ખરો માતૃસ્નેહ દાખવ્યો. રસીકલાલ તથા કુસુમસુંદરી અને રમણીકલાલ તથા સુશિલા વચ્ચે ગાઢી મૈત્રી બંધાઈ. તેઓ હમેશાં સુશિલાને ત્યાં આવતાં અને થોડીકવાર મદનને પોતાને ઘેર લઈ જતાં અને જે જોઈએ તે આપતાં તથા તેના ઉપર વ્હાલ દેખાડતાં. મદનની ઉમર આ વખતે આશરે ૭ વર્ષની હતી, તેથી તેને નિશાળે મૂકવામાં આવ્યો.

---

# યુવતિહરણ.

( એક ઐતિહાસિક નવલકથા. )

અનુવાદકઃ—બ્હેન શાન્તિગૌરી ચુનીલાલ. ડી. બરફીવાળા—મુંબાઈ.

## પ્રથમ પરિચ્છેદ.

"અરે ઈશ્વર! હે પ્રભો! આ શો ગજબ!" એમ બોલતી એક સુન્દર બાલિકા રૂદિત વદને અને સજળ નેત્રે દિવાનખાનામાં ધસી આવી. તેની ઉમર પંદરેક વર્ષની હશે. યૌવનનાં સર્વે લક્ષણ તે બાલિકાનાં કોમળ અંગમાં દૃષ્ટિગોચર થતાં હતાં. દિવાનખાનું ઘણી ભભકાથી શણગાર્યું હતું. ભિંતોપર કુશળ ચિત્રકારની કૌશલ્યના નમુનારૂપ સુન્દર પક્ષિઓનાં અને વિવિધ પુષ્પલતાઓનાં ચિત્રો શોભી રહ્યાં હતાં. યોગ્ય સ્થાને ટાંગેલાં અનુપમ ચિત્રો પ્રેક્ષકોને આકર્ષી તેઓનું હૃદય હરણ કરતાં અને ઐતિહાસિક બનાવોની યાદી આપતાં હતાં. દિવાનખાનામાં પ્રવેશ કરતાં પ્રથમ નજર એક મોટી "ઑઈલ પેન્ટિંગ" છબીપર પડતી હતી. એ એક ખૂબસુરત મોહિની બાલિકાની છબી હતી. આરસની જમીનપર એક કિંમતી જાજમ બિછાવી હતી. તેનાપર એક બાસ્તાડી હાડનો સુન્દર ગાલીચો બિછાવેલો હતો. તેનાપર તેવાજ હાડના ત્રણ ગોળ તકીઆ મૂકી દીધા હતા. તેને અઢેલી બે પુરૂષો બેઠા બેઠા વાત કરી રહ્યા હતા. તેમાં એક ઘરનો માલિક હતો. તેની ઉમર આશરે પચાસ વર્ષની હશે. તેનું નામ વિક્રમસિંહ હતું. તેની પાસે બેઠેલા યુવાનની ઉમર પચીસની હશે. તેના મૂખની કાન્તિ અતિ સુન્દર હતી. તેનાં પ્રફુલ્લ વદનપર સ્વચ્છ રક્તનો આભાસ પડતો હતો. માથાના સુંવાળા, કાળા, વાંકડીઆ કેશથી તેના વદનકમળની શોભા રૂપ ઓરજ દેખાતી હતી. એ યુવાનનું નામ સ્નેહચંદ હતું.

વિક્રમસિંહે તે યુવતીને ગભરાટથી આવતી જોઈ પૂછ્યું:—"કેમ, મૃણી! શું થયું? શો ગભરાટ છે શા માટે?"

મૃણાલિનીએ રોતાં રોતાં કહ્યું:—"સર્વ નાશ થયું! પ્રભો! સરયૂ! તું ક્યાં ગઈ?"

વિક્રમ:—"સરયૂ ક્યાં ગઈ?"

મૃણમયી ગદ્‌ગદીત્ કંઠે બોલીઃ—"ઓ દૈવ ! હવે શું થશે ! હું હમણાંજ તેના ઓરડામાંથી આવું છું. મ્હારી વ્હાલી મ્હેન હવે નહીં રહી !"

વિભ્ર—"અરે ! નહીં રહી તો ગઈ ક્યાં ? જા, તપાસ કર, ક્યાંય સંતાઈ હશે. તેમાં આટલી ગભરાય છે શું !"

મૃણ—"ક્યાં તપાસ કરૂં ? હમણાં જોઈને તો આવી. સરયૂ ! તને ક્યાં શોધું !"

વિભ્રમસિંહે સ્હેજ ખીજવાઈને કહ્યુંઃ—"અરે, છોડી ! આટલી અકળાય છે શું ? સરયૂ બગીચામાં ગઈ હશે. આવો તો સ્નેહચંદ્ર, આપણે તપાસ કરીએ કે ક્યાં ગઈ. એ છોકરી એવું એવુંજ તોફાન કર્યા કરે છે." ઉઠી તે ચાલવાને તૈયાર થયા. મૃણમયી તેનો, હાથ પકડી જોરથી રડવા લાગી. વિભ્રમસિંહ તેને આ પ્રમાણે રડતી જોઈ ચોંક્યા.

સ્નેહચંદ્ર—"કેમ, મૃણમયી ? બરાબર કેમ કહેતી નથી ?"

વિભ્રમસિંહ—"કહે તો ખરી, આમ રડે છે શાની ?"

મૃણ૦—"શું કહું કાકા ! મ્હારામાં બોલવાની ગતિ રહી નથી. સર્વે અંગો શિથિલ થઇ ગયાં છે. હે પ્રભો ! તું કરે તે ખરૂં. હું એને એકલી શું કામ છોડી ગઇ !" વિભ્રમ૦ સિંહ સમજ્યા કે સરયૂ એને મૂકીને એકલી કહીં ગઇ છે, તેથી એ આટલી અધીર થઇ ગઇ છે.

વિભ્ર૦—"સ્નેહચંદ્ર ! તમે અહીં જરા ઉભા રહો. હું હમણાં આવુંછું. ફૂલવાડીનાં વૃક્ષોમાંજ ક્યાંક સંતાઈ હશે. એ બહુજ મસ્તિખોર છે."

મૃણ૦—"નહીં ! નહીં ! હું બધે જોઇ આવી. એના ઓરડામાં લોહીની રેલ ચાલી રહી છે. બિછાનું લોહીથી તરબોળ થઇ ગયું છે. એમ લાગે છે કે કોઇ દુષ્ટે એનું ખૂન કર્યું છે"

"ખૂન ! અરે શું કહ્યું ? ખૂન થયું ! સરયૂનું ખૂન ?" એમ કહેતાં વિભ્રમસિંહ પડી જતા હતા તેમને સ્નેહચંદ્રે પકડી લીધા.

વિભ્રમસિંહે હોંશિઆર થતાં કહ્યું—"સ્નેહચંદ્ર. તમે જરા બેસો હું હમણાં જોઇ આવું છું કે શું વાત બની છે. વિધાતાએ ઘરડે ઘડપણે મ્હારે શિરે આ શો જુલમ ગુજાર્યો ?" આમ બોલતાં છાતી કઠણ કરી, સરયૂના ઓરડામાં ગયા. જોયુંતો ધરતી રક્તથી રંગાઇ ગઇ હતી. શોકને લીધે ચક્કર આવી ગયા અને ત્યાં પડી ગયા.

શૃંગગિરિની ઉત્તર દિશામાં દશ વીઘા જમીનની વચ્ચે એક અતુલ્ય હવેલી આવી રહી હતી. બે વીઘા જમીનતો હવેલીમાંજ રોકાઇ હતી. ચતુર્દિશાએ ફલ, પુષ્પ, વૃક્ષવાળી ઉદ્યાન કાળજીથી બનાવી હતી. આ ગૃહના રક્તમય થયેલા એક ઓરડામાં બેશુદ્ધ થઇ પડેલ વિભ્રમસિંહ જ્યારે શુદ્ધિમાં આવી ઉઠયા ત્યારે ત્યાં પડેલી એક રક્તરંગી મોટી છરી દીઠી. શય્યા પણ મૃણમયીએ કહ્યા પ્રમાણે લોહીથી તરબોળજ હતી. સર્વે વસ્તુઓ જેમની તેમ પડી રહેવા દઇ દ્વાર બંધ કરી દિવાનખાનામાં આવ્યા અને ક્રોધથી કહેવા લાગ્યાઃ—

વિક્રમસિંહે પાછુ કહ્યુ —"અરે! મુગો છે કે શુ? જવાબ દેતા શુ થાય છે? કેમ, અલ્યા, મરવાનો નિશ્ચય કરીને આવ્યો છે કે શુ?"

આવનાર—"તમે જેના વિચારમા છો તેજ હુ છુ"

વિક્ર૦—"અહીં કેવી રીતે આવ્યો?"

આવનાર—'બહારનો દરવાજો ખુલ્લો હતો"

વિક્ર૦—"જુઠ બોલે છે તું ચોર છે"

આવનાર—"હા, હુ ચોર છુ પણ તમને ધાસ્તિ શાની લાગે છે? એક તો આપ જાગો છો અને વળી હાથમા હથિઆર પણ છે"

વિક્ર૦—"અહીં કઇ ધાનનથી આવ્યો છે?"

આવનાર—"ચોર વળી કંઈ ધાનનથી આવે?"

વિક્ર૦—"બસ! બસ! લવારો બંધ કર. નહીં તો આ પિસ્તોલની ગોળી તને આ-વભાર આપવા તૈયાર છે ચલ, ચાલ્યો જા"

આવનાર—'ચાલ્યો કેમ જાઉં? મ્હારા શેઠે ચીઠ્ઠી આપી અહીં ચોરી કરવા મોકલ્યો છે"

વિક્ર૦—"બત્માવ શકુ! લાવ, ચીઠ્ઠી ક્યા છે?" વિક્રમસિંહને ખબર હતી કે ગુમ-ચાર લોકો ખૂલાવો ખવડાવી પોતાનું કામ કાઢી લે છે તેથી તેણે સાવચેત રહી ચીઠ્ઠી લઇ વાચી તેમા નીચે પ્રમાણે લખ્યું હતું —

"મહાશય!

આપનો તાર મળ્યો, તદનુસાર આ જાસુસને મોકલ્યો છે. એ મ્હારો જમણો હાથ છે અને આજ પર્યંત કદી એ નિષ્ફળ નિવડયો નથી. મ્હારી તમને સલાહ છે કે તમે એની ઇચ્છાનુસાર વર્તજો

સિ૦ આપનો તાબેદાર,

બી. સી. ચેટર્જી.

પોલીસ કમીશનર."

વિક્રમસિંહ ચીઠ્ઠી વાચી પ્રસન્ન થયા પિસ્તોલ ફેંકી દીધી અને તે આદમીને આ-દરથી બેસાડી પૂછ્યુ —"આપનું નામ શુ છે? આપ ક્યા રહો છો?"

"આ શરીરને લોકો વિશ્વામિત્ર શર્માના નામથી ઓળખે છે હું ચિત્રદુર્ગમા રહુંછુ."

વિક્ર૦—"અહીં, શુ, શુ, બન્યુ છે તે તમે જાણો છો?"

જાસુસ—"નહીં, જે બન્યુ હોય, તે વિગતવાર આપ કહી જાઓ."

વિક્રમસિંહ—"મામલો ઘણો ગભીર છે એક કમ્પિણ ખૂન થયું છે મ્હારી એટની એક છોકરીને કોઇ દુષ્ટે મારી નાખી છે અને ઘાતનો પણ પત્તો નથી."

જા૦—"ખૂન ક્યારે થયું?"

વિક્ર૦—" ગયે શનિવારે રાત્રે નવ વાગ્યા પછી." કેટલાક પ્રશ્નોત્તર થયા પછી વિક્રમસિંહે સ્નેહચંદ્રની ઓળખ આપવા માંડી.

જા૦—"સ્નેહચંદ્રનું મકાન ક્યાં છે? તેના ઘરમાં કોણ કોણ રહે છે?"

વિક્ર૦—"તે એકલો જ છે. ન્હાની વયમાં એનાં મા બાપ મરી ગયા પછી મ્હારા શ્વસુરે એને પુત્રવત્ પાળી પોષી મોટો કર્યો."

જા૦—"તેનું નામ શું? તે ક્યાં રહે છે?"

વિક્ર૦—"એમનું નામ મહેન્દ્રસિંહ હતું. તેઓ ભરતપૂરમાં રહેતા હતા. સ્નેહચંદ્રદાસ જે મકાનમાં રહે છે તે પણ તેમનું જ છે. તે મકાન આપણા ઘરથી મો સવાસો કદમ દૂર છે. ત્રણ માસપર મહેન્દ્રસિંહ દેવલોક પામ્યા. તેણે મરતી વખતે એક વીલ કર્યું છે."

જા૦—"તે વીલની મતલબ આપ જાણો છો?"

વિક્ર૦—"હા, તે મ્હારી પાસે જ છે. તેમાં લખ્યું છે કે—"મ્હારી મીલ્કતનો અર્ધ ભાગ સ્નેહચંદ્રને મળે અને અર્ધ ભાગ મ્હારી છોકરી સરયૂને મળે." તેની મરજી મ્હારી છોકરીનો વિવાહ સ્નેહ સાથે કરવાની હતી. એ બે એકબીજા સાથે વિવાહ ન કરે તો જે એ વિવાહ કરવાની વિરૂદ્ધ આવે તે મીલ્કતમાંથી ચાર આની ભાગ લે. એમ તેમાં ઉમેર્યું હતું."

જા૦—"અગર બેમાંથી એક લગ્ન પ્હેલાં ગુજરી જાય તો?"

વિક્ર૦—"તો જે જીવતું રહે તેને આખી મીલ્કત મળે."

જા૦—"ઠીક, એ બેમાં કેવો સ્નેહ હતો તે આપ કહી શકશો?"

વિક્ર૦—"હું જાણું છું ત્યાં સુધી તો બન્ને એક બીજાપર બહુજ મરી ફીટતા હતાં. પરંતુ આ બનાવથી મ્હારો એ વિચાર બદલાઈ ગયો છે."

જા૦—"નહી! નહી! સ્નેહચંદ્રપર મ્હારો રહેજ પણ સન્દેહ જતો નથી. એને આ બાબત સાથે તો જરા પણ સંબંધ નથી લાગતો."

વિક્ર૦—"અરે! જરૂર એમ છે. મ્હારા ઘરમાં મ્હારી એક ભત્રીજી છે. તેને ને સ્નેહને ઠીક બને છે."

જા૦—તે ક્યાં રહે છે? કેટલા વર્ષની છે? તેનાં મા, બાપ જીવે છે?"

વિક્ર૦—"તે અહીં જ રહે છે. મા, બાપ બહુ ન્હાની મૂકીને મરી ગયાં. ઉમર ૧૬ વર્ષની હશે. તેનાં લગ્ન નથી થયાં. તેનું નામ મૃણ્મયી છે. થોડા દિવસપર એવું બન્યું એક જ્યોતિષીને સરયૂએ પોતાનો હાથ બતાવ્યો. તેણે કહ્યું કે:—"સ્નેહચંદ્ર કોઈ બીજીને ચ્હે છે, તું તેની આશા છોડ. ત્હારા ઘરમાં થોડા દિવસમાં એક ભયાનક ઘટના બનવાની છે."

જા૦—"તેણે તે સ્ત્રીનું નામ કહ્યું?"

વિ૦—"હા. મૃણ્મયીનું નામ દીધું."

જા૦—"મૃણુમયી ! નહી, નહી ! જો એવી રીતે નામ કહી શકે છે તો ગલીએ ગલીએ ભીખ શું કામ માગે છે? એમાં કંઇક ભેદ છે આપ સ્નેહચંદ્ર પર સન્દેહ કરો નહી. કેમકે જ્યારે ખરો અપરાધી પકડાશે ત્યારે આપને અપસોસ થશે"

વિક્ર૦—"હું સન્દેહ લાવતો નથી. ખરૂં કહુંછું. જો, જો તમને પણ પાછળથી માલમ પડશે ચાલો હવે આપણે ખૂનવાળા ઓરડામાં જઇએ." બસ લઇ બન્ને જણું તે ઓરડામાં આવ્યા. ડીટેકટીવે બારીકાઇથી તે ઓરડાનું નિરીક્ષણ કર્યું ભીતે લાગેલું લોહી જોઇ ચમક્યો, અને મનમાં કંઇક બબડ્યો, પછી પલંગ આગળ ગયો તેમાં પડેલી એક છરી દીઠી તે લીધી અને પૂછ્યું—"આ છરી અહીંજ પડેલી હતી? કોની છે તે ઓળખો છો?"

વિક્ર૦—"નહી, બીલકુલ ઉપાડી નથી. તે અહીંજ પડેલી હતી એતો સ્નેહચંદ્રની છે."

જા૦—"એ તો વળી ઘણું સારૂં થયું. આનાપરથી સ્નેહચંદ્રનું નામ ઘસાઇ ગયું છે. તોપણ આ છરીથી સ્નેહચંદ્ર ખૂની નથી એમ મને લાગે છે"

વિક્ર૦—"શું કહ્યું ! આ છરીથી તે બે કસુર માલમ પડે છે?! નહી, નહી ! કદી નહી ! હું એ વાતપર ભરોસો નથી મૂકી શકતો. આ છરીથી તે ખૂની છે એમ સાબીત થાય છે"

જા૦—"તે હવે પછી જોઇશું. હાલનો હું કહું છું તે પર ધ્યાન આપો."

જાસુસે "લેન્ટર્ન" લઇ ઉત્તર તરફ પડતા ગોખમાં તપાસ કરવા માંડી. જોયું તો રક્તવાળા પગલાંની નિશાની પડી હતી. પોતાની આંગળીઓથી પગનું નિશાન ભરી લીધું. પાછો પલંગ આગળ આવી છરી ફરી તપાસી અને ખડખડાટ હસી પડ્યો.

વિક્ર૦—"કેમ, સાહેબ ! આટલું બધું હસો છો કેમ?"

જા૦—"કંઇ નહી. પરંતુ એટલું તો ખરૂં કે તમારી પૂત્રી મરી ગઇ નથી. વારુ, પણ આપની ભત્રિજી બહુ ન્હાની હતી છે?"

વિક્ર૦—"હા, સાહેબ, પણ આપે કેવી રીતે જાણ્યું? શું તેને તમે જોઇ છે?"

જા૦—"નહી, કંઇ વાતથી અન્દાજ કર્યો છે" એમ કહી પગલાંની વાત છાની રાખી.

વિક્ર૦—"આપનો અન્દાજ ઠીક છે. શું આપ મૃણુમયીપર સન્દેહ કરો છો?"

જા૦—"નહીં, નહીં, હું કોઇના પર સન્દેહ કરતો નથી કે કરી શકતો નથી. પરંતુ આ પેચદાર મામલાનો પત્તો લગાડવાની પ્રતિજ્ઞા લઉંછું આપ મ્હારી સાથે આવશો કે સુખે જશો?"

વિક્ર૦—"આપ ક્યાં જાઓ છો?"

જા૦—"આપની પૂત્રીની શોધમાં. જો આવવું હોય તો ચાલો." એટલું કહી જાસુસ પશ્ચિમ તરફના ગોખમાંથી ચંપાના વૃક્ષપર કુદી પડ્યો. તેનાપરથી ઉતરી ફુલવાડીમાં ગયો ફુલવાડીમાંથી ઉત્તર તરફનો રસ્તો લીધો. વિક્રમસિંહ પણ તેને મળી ગયા બન્ને આગળ ચાલવા લાગ્યા. આકાશ આ વખત સાફ હતું પ્રકૃતિએ શાન્ત રૂપ ધારણ કર્યું હતું. તોફાની

હવા મન્દ શીતલ સમીર થઇ ડોલી રહી હતી. વચ્ચે વચ્ચે વૃક્ષોનાં પત્ર તરતનાં પડેલાં વર્ષાદનાં બિન્દુઓને પવનની લહેરીથી પૃથ્વિપર ફેંકી, તેનાં મધુર સ્વરથી શ્રવણેન્દ્રિઓને આ-નંદ આપતાં હતાં. નીલાકાશમાં સુન્દર તારાગણની જ્યોતિ પ્રકાશમાન થતી હતી. વિક્રમ-સિંહ અને જાસુસ જરા આગળ ચાલી એક ન્હાના સરોવરને કિનારે પ્હોંચ્યા. જાસુસે પોતાની પાસેનું ગુપ્ત 'લેન્ટર્ન' કાઢી જોયું. તેની દષ્ટિએ કંઇક પડયું, અને તે ઉભો રહી ગયો.

વિક્ર૦—"કેમ, સાહેબ! ઉભા કેમ રહ્યા?"

જા૦—"જો આપ અધીર ન થાઓતો કંઇ દેખાડું."

વિક્ર૦—"શું? સરયૂની લાશ છે?"

જા૦—"નહીં, આપ ગભરાઓ નહીં તો હું એક ભયાનક ચીજ દેખાડું."

વિક્ર૦—"કંઇ ફીકર નહી. હું હવે સર્વ સહીશ."

જા૦—"તો ઠીક આપ દૂર જ્યાં આ 'લેન્ટર્ન' નું અજવાળું ગયું છે ત્યાં જુઓ."

વિક્રમસિંહે જોયુ તો સરોવરને કિનારે કંઇ ચકચકી રહ્યું છે. તેણે પુછ્યું:—"એ શું છે?" જાસુસે તરત કિનારે આવી એક કપાઇ ગયેલો હાથ ઉપાડયો. જોયુ તો તે હાથ કોઇ સ્રીનો માલમ પડતો હતો. અનામિકા આંગળીમાં હીરાની વીંટી પણ હતી. તેને જોઇ વિ-ક્રમસિંહ બોલતા બન્ધ થઇ ગયા. અને થરથર કાંપવા લાગ્યા. આંખો ફાડી તે જોઇ રહ્યા અને થોડી વારમાં નીચે બેસી ગયા.

જાસુસે કહ્યું—"આવી વખતે આમ કરશો તે નહીં ચાલે. જરા ધૈર્ય ધરો. આપ મ્હારી વાતપર વિશ્વાસ રાખો, નિરાશ થવાનું કંઇ કારણ નથી. હું તમને જુઠો ભરોસો નથી આપતો."

વિક્ર૦—"સાંભળ્યું, સાહેબ! આપ સાફ સાફ કહી દો. મ્હારા મનમાં શું થઇ રહ્યું છે તે આપ ક્યાંથી જાણો? હવે શું થશે?"

જા૦—"કોનું શું થશે?"

વિક્ર૦—અભાગિની સરયુના કકડે કકડા કરી આ સરોવરમાં નાંખી દીધા હશે. એ સર્વ કાઢવા પડશે. આપ જરા અહીં ઉભા રહો. હું બે ચાર માણસોને બોલાવી લાવું છુ" એમ કહી વિક્રમસિંહે ચાલવા માંડયુ.

જાસુસે તેનો હાથ પકડી જતાં અટકાવી કહ્યું:—"આપે કેવી રીતે જાણ્યું કે આ સરોવરમાં આપની પુત્રીની લાસ છે? અહીંતો આ હાથ સિવાય બીજું કંઇ નથી."

વિક્ર૦—"તો લાશ ક્યાં છે?"

જા૦—"તે જ હું શોધુ છું ને." એટલામાં કોઇનાં પગલાનો અવાજ આવ્યો. જાસુસે વિક્રમસિંહને કહ્યું:—"આપ આ ઝાડની પછાડી સંતાઇ જાઓ. હું બોલાવું નહીં ત્યાં સુધી અહીંથી ખસતા નહીં."

વિક્રમસિંહે ધીરેથી પૂછ્યુ—"તમે ક્યાં જાઓ છો?"

જા૦—"દૂર નહીં. ફૂલવાડીની પાસેજ રહીશ."

વિભ્ર૦—"તો પછી ડરો છો શું કામ? અહીં ડરવાનું કંઇ કારણ નથી."

જા૦—"હું કહું છું તેમ કરો. મનુષ્યપર ક્યારે વિપત્તિ આવશે તેનું કંઇ ઠેકાણું નથી" એમ કહી ફૂલવાડી તરફ ગયો.

અહીં વાંચનારને જાસુસ વિશ્વામિત્રની એક વાત કહેવા માગું છું. આટલા બધા પ્રમાણો છતાં સ્નેહચંદ્રપર તેને સંદેહ જતો નથી, તેનું કારણ એ છે કે, અહીં આવતાં પ્હેલાં છુપી રીતે વિભ્રમસિંહના મકાન આગળ આવી, બધી વાત જાણી લઇ; સ્નેહચંદ્રની પણ છુપી રીતે તપાસ કરી હતી. સ્નેહચંદ્રના મૂખપર કંઇ પણ કલંક રેખા જોવામાં આવી નહોતી. તેના મુખ મંડલ પર સરલતાપૂર્ણ પવિત્ર સત્ય જ્યોતિ વિરાજી રહી હતી. જાસુસ વિશ્વામિત્રને મનુષ્યનો ચહેરો જોઇ તેનું ચરિત્ર સારી રીતે જાણી લેવાનો અભ્યાસ હતો.

જાસુસ, વિભ્રમસિંહનું શયનાગાર હતું તે તરફ થોડે દૂર ચાલ્યો. તળાવથી થોડે દૂર જઈ જોયું તો, એક સફેદ વસ્ત્રધારી સ્ત્રી પૂર ઝડપથી આગળ ચાલી જતી હતી. તે પાછળ ફરી ફરીને વારંવાર જોતી હતી. તેણે ઘુંમટો કાડેલો હોવાથી તેની મુખમુદ્રા જોવાતી નહોતી. પરંતુ નિતમ્બ સુધી પહોંચતાં તેના કાળા ભ્રમર જેવા વાળ પવન સાથે ખેલી રહ્યા હતા. તેજ માત્ર જાસુસની નજરે પડયા.

જાસુસે જલદી ચાલવા માંડ્યું, પણ નિરર્થક. તે સ્ત્રી કયાં ગેપ થઇ ગઈ તેની જાસુસને ખબર પણ પડી નહીં. નાસીપાસ ન થતાં તે આગળ ચાલ્યો. ફૂલવાડી જવાના રસ્તા તરફ ભીની ધરતીપર કોઈનાં પગલાં પડેલાં જોયાં. જાસુસ સમજ્યો કે તે પગલાં તે સ્ત્રીનાંજ છે. પોતાની આંગળીથી તેનું માપ લીધું તો હત્યાગૃહમાં રક્તવાળાં પગલાંના માપનાંજ બરાબર આ પગલાં હતા. જાસુસના મનમાં ઘણી શંકા થઇ કે—"આ સ્ત્રી કોણ છે?" જાસુસ વિભ્રમસિંહના મકાનની આજુબાજુ ફર્યો. પણ કંઇ પતો લાગ્યો નહીં.

પ્હેલે માળે એક ઓરડામાં એક દીવો ઝગઝગી રહ્યો હતો તે એક નળ પકડી ઉપર આવ્યો. જાસુસે જોયું કે પલંગપર એક બાલિકા બિછાનામાં પડી નિંદ્રા લઇ રહી હતી. તે સુન્દરીનું મોહક રૂપ અને મનોહર કાન્તિ જોઇ તે ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભો. તે સુન્દરીના લાંબા, સુવાળા વાળ આમ તેમ વિખરાઇ ગયા હતા. થોડીવાર પછી તે બાલિકાએ પાસું ફેરવ્યું. તેનું મદનદહન જોઇ મોહિત થઇ ગયો. તે વખતે તેને સ્નેહચંદ્રપર કંઈક સન્દેહ ઉપજ્યો. કિન્તુ પ્હેલાની વાત યાદ આવવાથી તે સન્દેહ દૂર થયો. તે બાલિકાનાં કપડાં જોયાં તો સ્હેજ ભીના હતાં નહીં. પગ પણ સાફ હતા. નિરાશ થઇ જેવો આવ્યો હતો તેવોજ પાછો સરોવર તરફ ચાલ્યો.

જાસુસના મનમાં કંઇ કંઈ વિચાર આવવા લાગ્યા. "ખૂણામથી બહાર ગઇ હતી તેનું તો કંઇજ પ્રમાણ મળ્યું નહી, ત્યારે કઈ સ્ત્રી આગળ આગળ જતી હતી? ચાહે તે હો. પણ તે મહા કપટી અને દાવનામાજ સ્ત્રી છે. પરંતુ હું પણ કંઇ છોડવાનો નથી." એવી રીતે શોચતો તે વિભ્રમસિંહ પાસે આવ્યો, અને પૂછ્યું:—"અહીંથી કોઇ મનુષ્ય ગયું, અથવા કંઇ અવાજ આવ્યો હતો?"

વિક્ર૦—"નહીં, કેમ, તમને કંઈ સન્દેહ પડ્યો ?" આમ વાત કરતા હતા ત્યાં તો વિક્રમસિંહની પાસેથી અવાજ કરતી એક ગોળી પસાર થઇ ગઇ. વિક્રમસિંહને ત્યાંજ સાવચેતીથી રહેવાનું કહી જે તરફથી ગોળી આવી હતી તે તરફ જાસુસ ચાલ્યો. તેણે એક હાથમાં બન્દુક અને બીજા હાથમાં એક મ્હોટી છરી ગ્રહણ કરી લીધી. જાસુસે જોયું કે એક આદમી સૂતો છે, અને બે આદમી બેઠા છે; તેઓ કંઇ વાત કરતાં હતાં. તેઓની વાત સાંભળવા, જાસુસ તેઓથી થોડે દૂર જઇ સંતાઇ ઉભો રહ્યો.

જમીનપર પડેલા મનુષ્યે કહ્યું:—"અરે મરી.. ગયો રે...આ...મ...મ..." બીજાએ પોતાના સાથીને કહ્યું:—"કાળુ! જલદી આને ઉપાડો જોઇએ."

કાળુ—"આને લઇ જઇ શું કરશે ? હવે કંઇ એ જીવવાનો નથી. શરીર બધું ફુટું પડી ગયું છે. ઉચકવાની પણ મુશ્કેલી પડશે."

બીજો૦—"જીવે કે મરે પણ લઈ જવોજ જોઇએ. નહીંતો કંઇ આફત આવી પડશે." એમ કહી શબ ઉપાડી ચાલવા માંડ્યું. એટલામાં જાસુસે પિસ્તોલ ફોડી. શબને છોડી પેલા બન્ને માણસ ન્હાસી ગયા. જાસુસ શબને પકડી, વિક્રમસિંહ હતા ત્યાં લાવ્યો અને પૂછ્યું:—"તમે આને ઓળખો છો ?"

વિક્ર૦—"નહીં મેં એને કદીપણ જોયો નથી. પણ એનું મ્હોડું સ્નેહચંદને મળતું આવે છે. પણ આનું ખૂન કોણે કર્યું ?"

જાસુસે સર્વ વાત કહી. અને પેલો કપાયેલો હાથ અને હાથમાંની વીંટી બતાવી ને પૂછ્યું:—"આને તમે ઓળખો છો ?"

વિક્ર૦—"અરેરે ! હું નહીં ઓળખું ? એ તો મ્હારી સરયૂનો હાથ છે. તો પણ તમે કહો છો કે તે જીવે છે ?"

જા૦—"હા, સરયૂ જીવે છે. તમે જોતા નથી કે જ્યાંથી હાથ કપાયેલો છે ત્યાં લોહી નથી તેથી તે કોઇ મુડદાનો કાપેલો છે. વારૂ આપની પુત્રીની ઉમર કેટલી છે ?"

વિક્ર૦—"સોળ વરસની."

જા૦—"ત્યારે તો નક્કી સરયૂ જીવે છે. કેમકે જેનો હાથ કપાયો છે તેની ઉમર પચીશની તો હોવીજ જોઇએ. જોયું, અમને થાપ આપવા કેવો પ્રપંચ કર્યો છે તે ! ભલા, એ તો બતાવો કે તમારી ભત્રિજી સિવાય બીજી કોઇ સ્ત્રી તમારા ઘરમાં રહે છે. ?"

વિક્ર૦—"ચાર દાસી છે. એક અમારે ત્યાં દિનરાત રહે છે, અને ત્રણ તો સાંજ-નાજ ચાલી જાય છે."

જા૦—"તેની ઉમ્મર ?"

વિક્ર૦—"પંચાવન-છપ્પન વર્ષની હશે. તેનું નામ ચંપા છે."

જાસુસે આત્મગત કહ્યું—"ત્યારે તો એ નહીં" પ્રકટે—"બદમાશોએ ચતુરાઇ તો ખૂબ વાપરી છે, કે સર્વે મરયૂ મરી ગઇ છે એમજ સમજે,"

વિક્રમસિંહ—" તમે કેમ જાણ્યું કે એ લોકોએ ચતુરાઈજ વાપરી છે અને સરયૂનું ખૂન નથી કર્યું ? "

જા૦—" જ્યારથી આપને ઘેર આવ્યો ત્યારથી જે જોઉં છું તે સર્વ જુઠુંજ દેખાય છે. સરયૂના ઓરડામાં દીવાલપર જે રક્ત છે તે કોઇએ હાથે છાંટયું હોય એમ દેખાય છે. વળી છરી એવી રીતે મૂકી છે કે ઓરડામાં જનારની પહેલી નજર તે છરી પરજ પડે. અને બીજું એ કે છરીની ટોચે બીલકુલ રક્ત નથી. એમ કંઈ બને નહીં કે વચ્ચેનો ભાગ શરીરમાં જાય અને ટોચ બહાર રહે. એટલે એ પણ સાબીત થાય છે કે છરીને પણ કોઇએ રક્તથી રંગી દીધી છે."

વિક્ર૦—" વિશ્વામિત્ર ધન્ય છે આપને અને ધન્ય આપની બુધ્ધિને ! આપ તપાસ કરીને આટલું બધું સમજી ગયા અને હું તો એમાંનું કંઇપણ સમજ્યો નહીં. તમે કહો છો તે હવે મ્હારા મગજમાં ઠીક ઉતરે છે. વિશ્વામિત્ર ! તમે એક ચપળ અને નિપુણ જાસુસ છો તેમાં તો જરાપણ શક નથી. દયા કરી એટલું કરો કે હું મ્હારી સરયૂને જીવતી જોઉં."

જા૦—" એમાં દયાની વાત નથી. એતો અમારૂં કૃત્યજ છે. પણ આ બાજી કોઈ ચાલાક માણસે રચી છે. તે કંઇ સ્હેજે પકડાવાનો નથી."

વિક્ર૦—" પણ એ લોકો જાણી જશે કે તમે સર્વ સરયૂની શોધ કરો છો, તો પછી તેઓ તેને જીવતી રહેવા દેશે કે ? "

જા૦—" તે હું કંઇ તેઓને એમ સમજવા દઇશ કે ? તેઓને તો એમજ જણાવીશ કે હું સરયૂની લાશ શોધું છું. મરયૂને મારી નાંખે તે પહેલાં, તેને તેઓના પંજામાંથી છોડવી લાવીશ. હાલ તો રાત ઘણી ગઇ છે, ચાલો આપણે થોડીવાર આરામ લઇએ.

## દ્વિતીય પરિચ્છેદ.

બીજે દિવસે સ્હોજના જાસુસ સ્નેહચંદને ત્યાં ગયો. તે વખત સ્નેહચંદ્ર એકલો બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો. તેની મુખમુદ્રા દુઃખી અને ઉદાશીનતા ભરી દેખાતી હતી. ડીટેક્ટીવને જોઇ તેણે પૂછ્યુંઃ—તમે કોણ છો ? અત્રે શા માટે પધાર્યા છો ? "

જા૦—" એક મિત્ર. હું સરયૂની બાબતમાં તમારી સાથે વાત કરવા આવ્યો છું."

સ્ને૦—" આપનું નામ શું ? "

જા૦—" મ્હારૂં નામ વિશ્વામિત્ર શર્મા છે, અને હું એક ડીટેક્ટીવ છું."

સ્ને૦—" આપ આ ગાદી પર બેસો અને હું જે કહું તે લક્ષ પૂર્વક સાંભળો. સરયૂનું ખૂન થયું નથી પણ તે જીવતી છે."

જા૦—" આપે કેમ જાણ્યું કે તે જીવતી છે ? "

સ્ને૦—" તે કહેવાતા ખૂનવાળા ઓરડામાં છુપી રીતે જે કંઇ મેં જોયું છે તે સર્વ બનાવટીજ લાગે છે. એ સર્વ ખૂનનો ભ્રમ ઉપજાવવાની નીચ યુક્તિજ છે."

જાo—" એ તો ઠીક પણ સ્નેહચંદ્ર ! આપના કોઇ આત્મીય કે સંબંધી છે કે ?"

સ્નેo—" સરયૂ સિવાય મ્હારૂં આત્મીય કોઈ નથી."

જાo—" ઠીક, સગુણનીને આપ ઓળખો છો કે ?"

સ્નેo—" હા, વિક્રમસિંહની ભત્રિજી."

જાo—" વારૂ, આપ ગુસ્સો નહી કરતા. કોઇ દિવસ પણ આપે એની તરફ પ્રેમની નજરે જોયું છે કે ?"

સ્નેo—" કદી નહીં. એને ને મ્હારે તો ખૂબ બિર્યાબાઈ છે. એ મ્હારા ભલામાં રાજી નથી."

જાo—" તો આપના મરવાથી એને કંઇ લાભ છે ખરો ?"

સ્નેo—" જેટલો આપને તેટલો એને છે."

જાo—" ઠીક. હું લઈ જાઉં ત્યાં આપ આવશો ?"

સ્નેo—" શા માટે ?"

જાo—" આપને એક લાશ દેખાડવી છે."

વિસ્મિત થઇ સ્નેહચંદ્રે પૂછ્યું—" લાશ ! કોની સરયૂની ?"

જાo—" જેની હોય તેની. જોવી હોય તો ચાલો."

બન્ને ફૂલવાડીની પાસે જ્યાં જાસુસે લાશ છુપાવી હતી ત્યાં આવી પ્હોંચ્યા. લાશ કાઢી 'લેન્ટર્ન' નું અજવાળું તેનાપર નાંખી પુછ્યુઃ—" આને ઓળખો છો ?"

સ્નેo—" નહીં. મેં તો આને કદિપણ જોયો નથી. એ કેવી રીતે મર્યો ?"

જાo—" એ વાત પછી જાણજો." એટલું કહી, લાશ આગળ એક રૂમાલ હતો તે ઉપાડી લઇ સ્નેહચંદ્રનો હાથ પકડી સ્હેજ દૂર જઇ મોટું મોટું ઘાસ ઉગ્યું હતું તેમાં સંતાઇ ગયો. 'લેન્ટર્ન' ની રોશની બન્ધ કરી, અને સ્નેહચંદ્રને કહ્યુંઃ—'કોઈ આવે છે. માટે વાત કરતા નહીં."

થોડીવાર સુધી બન્ને ચુપચુપ પડી રહ્યા. એટલામાં એક મનુષ્ય આવી મુડદાની પાસે જઇ તેનાં મ્હોંડા પર હાથ ફેરવી બોલવા લાગ્યોઃ—" રાજુ ! તું આવ્યો ગયો ? શું મરવાને માટે આવ્યો હતો ? રાજુ ! ત્હારે વાસ્તે તો મેં આ ભયકર કામમાં હાથ નાંખ્યો હતો. અરે ! પ્રભુ ! હવે શું થશે ?" એટલું કહી તે રડી પડયો. થોડી વાર પછી દુઃખી થઇ ત્યાંથી ચાલ્યો ગયો.

જાસુસે સ્નેહચંદ્રને કહ્યું —" આપ હવે ઘેર જાઓ. પણ સબુર, આ વાત કોઇને કહેતા નહીં."

સ્નેહચંદ્રે જાસુસનો હાથ પકડી કહ્યુંઃ—"હું તમને એક વાત કહેવા માગું છું. જે માણસ હમણાં અહીંથી ગયો તેને હું ઓળખુંછું. પરંતુ તે કોણ છે તે હું કહેવા નથી માંગતો."

જા૦—"નહીં", સ્નેહચંદ્ર ! એમ નહીં બને. આપ તે કોણ છે તે કહો. તેથી મામલાની ઘણી સમજ પડી જશે. તેનો ચહેરો આપને ઘણો મળતો આવે છે. કહો, તે કોણ છે?"

સ્ને૦—"તે મ્હારા કાકા છે. પણ હું તેનું નામ નથી જાણતો."

જા૦—"એ શું? તે આપના કાકા છે અને તેનું, આપ નામ નથી જાણતા? આપના કાકાને છોકરો છે?"

સ્ને૦—"બહુ વર્ષ થયાં એટલે નામ ભૂલી ગયો છું. મ્હારા પિતાજી મરી ગયા ત્યારે એના પણ મરણના ખબર મળ્યા હતા. એને એક છોકરો છે. અમે પાંચ છ વર્ષના થયા ત્યાં સુધી સાથે રહ્યા હતા."

જા૦—"તેનું નામ શું હતું ?"

સ્ને૦—તેનું નામ રાજેંદ્ર હતું."

જા૦—"ત્યારે તો આ મરી ગયો છે તે આપનો ભાઈ છે. આપના કાકાએ એને રાજુ કહી બોલાવ્યો હતો. સ્નેહચંદ્ર ! ભેદ ઘણો ખૂલતો જાય છે. ઠીક આપ હવે ઘેર જાઓ "

જાસુસ સ્નેહચંદ્રને તેને ઘેર મોકલી, પોતે સ્નેહચંદ્રનો કાકો જે દિશામાં અદ્રશ્ય કરતો ગયો હતો, તે તરફ ગયો. થોડે દૂર જઈ જોયું તો પેલો આદમી કંઈ સીઝનલ (સંકેતધ્વની) કરી રહ્યો હતો. જાસુસ તેનાથી થોડે દુર જઈ સંતાઈ રહ્યો. પેલા આદમીએ એક સીટી મારી હતી. હવે ફરી સીટી બજાવી તે સાંભળી એક સ્ત્રી આવી તેની સાથે કંઈકવાર સુધી વાત કરી પછી પેલી સ્ત્રીએ સ્નેહચંદ્રના મકાન તરફ ચાલવા માંડ્યું. જાસુસથી તેઓની વાત સંભળાઈ ન હતી, અને પેલી સ્ત્રીનું મ્હો પણ જોઈ શકાયું નહોતું. તે પણ પેલી સ્ત્રીની પછાડી પછાડી ગયો. સ્નેહચંદ્રના મકાનમાં જઈ પેલી સ્ત્રીએ બારણાં બંધ કરી દીધા

જાસુસ ઉભો રહી ગયો. તેના હૃદયમાં તરેહવાર ચિંતા થવા લાગી. એટલામાં કોઈએ તેના વાંસાપર થાપ મારી અને તેના તરફ પિસ્તોલ તાકી પુછ્યું—"બોલ ક્યાં જાય છે?" જાસુસે કંઈપણ જવાબ દીધો નહીં અને જોયું તો તે આદમી સ્નેહચંદ્રનો કાકો હતો. જાસુસે તે માણસના હાથ ખૂબ જોરથી પકડ્યા અને તેને પાડી નાંખી સારી રીતે જમાડ્યો. તેનાજ દોરડાથી તેને બાંધી ત્યાંજ નાંખી પેલી સ્ત્રીની શોધમાં ચાલ્યો. મકાનની ચારે બાજુ ફરી પાછો પેલાને બાંધીને નાંખ્યો હતો ત્યાં આવ્યો તો તે માણસ ત્યાં ન હતો. જાસુસ વિચાર કરવા લાગ્યો કે–" એને એટલામાં કોણ લઈ ગયું હશે? આમ વિચાર કરે છે એટલામાં કંઈ સીટી થઈ. અવાજ આવ્યો તે તરફ તે ચાલ્યો પહેલે માળે એક દિવાનખાનાની બાજુમાંના ઓરડામાં એક ઝીણો દીપક બળતો દીઠો. તેનો મંદ પ્રકાશ તે ઓરડાના ગોખમાં પણ પડતો હતો. ને ગોખમાં એક સ્ત્રી ઉભી હતી. તેના હાથમાં એક પિત્તળની ચાવી હતી. તેનું અરધું મ્હોં ખુલ્લું અને અરધું ઘુમટામાં ઢંકાયું હતું. તેના વાળ છુટા હતા. તેણે બરફ જેવી સફેદ સાડી પહેરી હતી. તે સર્વાંશે મૃણમયીના જેવીજ દેખાતી હતી.

તે સ્ત્રીએ પોતાના હાથમાંની ચાવી વડે ફરી સીસોટી વગાડી. હવે જાસુસને સમજ પડી કે પહેલી સીટી પણ તેજ સ્ત્રીએ ચાવીથી વગાડી હતી. જાસુસે મનમાં કહ્યું કે-"આ સ્ત્રી ઘણી રહસ્યમયી રમણી છે. તે સીટીનો અવાજ સાંભળી એક પુરૂષ ત્યાં આવ્યો અને પેલી સ્ત્રીનો ઇસારો થતાંજ ક્યાંક ગેપ થઇ ગયો. એવીજ રીતે ચાર જણ આવ્યા અને ગેપ થઇ ગયાં. છેવટે દીપકનો પ્રકાશ બંધ થઇ ગયો અને સ્ત્રી પણ ગેપ થઇ. જાસુસ તેઓની પાછાડી જવાનો વિચાર કરે છે. એટલામાં એક માણસ ગોખમાં આવ્યો, અને ગોખની આગળજ એક મોટું આમ્રવૃક્ષ પોતાની વિશાલ શાખાઓ પ્રસારી ઉભું હતું; તેનાપર તે કૂદી પડયો, અને નીચે ઉતરી ચાલવા માંડયું. જાસુસે તેની પાછળ જઇ એટલા જોરથી તેનું ગળું દબાવ્યું કે તે તરતજ બેભાન થઇ ગયો. તેની આંખો ઉપર ચઢી ગઇ. જાસુસે જોયું કે વધારે દબાવવાથી તે મરી જશે, તેથી તેને છોડી દીધો. તે પૃથ્વિપર પડી ગયો. કપડાં સૂકવવાની એક દોરી ત્યાં પડી હતી તેનાથી તેના હાથ પગ બાંધી મ્હોંમાં ડુચો માર્યો. આ કામ બનાશ થયું નહીં થયું એટલામાં તેણે એક ચીચીઆરી સાંભળી—"અરે ! મરી ગયો ! કોઇ બચાવોરે ! બચાવો !" જાસુસે તે અવાજ સ્નેહચંદના અવાજ તરીકે પારખ્યો. જાસુસ જલદીથી તેના ઓરડા તરફ ચાલ્યો. તે ઓરડામાં એટલું તો અંધારૂં હતું કે ચોર કોણ અને સ્નેહચંદ કોણ તે ઓળખવાનું બહુ કઠણ હતું. જાસુસ વિચારવા લાગ્યો કે-"જો હું જલદી જઇશ નહીં, તો તેઓ સ્નેહચંદને પુરો કરશે પણ જવું કેવી રીતે ? એટલામાં તેને એક યુક્તિ જડી. તે ઓરડામાં ઘુસ્યો અને સ્વર બદલી બોલ્યોઃ—"અરે, ગજબ થયો ! હવે બચવું કઠીન છે."

ચોરોમાંથી એકે કહ્યું—"કોણ છે રે ? તીબા ! અલ્યા, અત્યાર સુધી ક્યાં હતો ?"

સ્વર બદલેલા જાસુસે કહ્યું.—"અરે, ન્હાસરે ન્હાસ ! નહીં તો મરી જઇશું."

ચોરો જે જ્યાં હતું તે ત્યાંજ પડી રહેવા દઇ ભાગી ગયા. જાસુસ પણ પોતે ન્હાસતો હોય એમ બતાવવા ઓરડાની બહાર આવ્યો. અને જોયું તો મૃણમયી હાથમાં એક ન્હાની બત્તિ લઇ ઉભી છે. મૃણમયીના કપડામાં અને સીટી વગાડનારી સ્ત્રીના કપડામાં બીલકુલ ફરક હતો નહીં. જાસુસે વિચાર કર્યો કે—"મૃણમયીજ સર્વ અનર્થોનું મૂળ છે" તેણે તેના તરફ ચાલવા માંડયું. પણ એટલામાં મૃણમયી ક્યાં અલોપ થઇ તેની ખબર તેને પડી નહિ.

જાસુસે આત્મગત કહ્યું—"એને બે વાર થાપ ખવાડી. તે પણ એવી કે હું સ્હેજ પણ સન્દેહ કરી શકું નહી. વાહરે, છોકરી ! તેં તો મને જબરી છકડ ખવરાવી ! કઇ ફીકર નહીં જોઇ લઇશ"

આટલી કાચી ઉમરની છોકરીનું આવું મ્હોટું સાહસ અને વિકટ કામ જોઇ જાસુસ બહુ વિસ્મય પામ્યો. તેણે ઓરડામાં જઇ પોતાની ગુપ્ત બત્તિ કહાડી સ્નેહચંદને તપાસવા માંડયો. સ્નેહચંદ બેહોશ હતો. તેની છાતી અને હાથેળીપર છરી વાગી હતી. છાતીનો ઘા સાધારણ હતો, પણ હાથેળી આરે પાર થઇ ગઇ હતી. જાસુસ સમજી ગયો કે ચોરોએ છરી મારી તે વખતે હાથ છાતીપર હતો તેથી છાતીમાં બહુ ઘા થયો નથી. એક નોકરને 'ડૉક્ટરને 'ને બોલાવવા મોકલ્યો, અને બીજાને બત્તિ કરવાનું કહી 'ડૉક્ટર ! ની, રાહ

જોવા લાગ્યો. પંદર 'મીનીટ'માં 'ડૉકટર' આવી પ્હોંચ્યો. તેણે સ્નેહચંદ્રને ખૂબ ધ્યાનથી તપાસ્યો. હાથે અને છાતીએ કંઇ દવા લગાડી પાટો બાંધ્યો. અને કહ્યું:—"ચિંતા નથી. ઘા બહુ સાધારણ છે. મ્હોપર થોડું પાણી છાંટો એટલે શુદ્ધિમાં આવશે," એટલું કહી 'ડૉકટર' ચાલ્યો ગયો

જાસુસે સ્નેહચંદ્રના મ્હોંપર થોડીવાર પાણી છાંટયા કર્યું. એટલે સ્નેહચંદ જરાક શુદ્ધિમાં આવ્યો. રહવાર થઇ ગઇ હતી. જાસુસે સ્નેહચંદ્રને કહ્યુ—"હું જરા બહાર જઇ આવુ? હવે તમને સારૂં છે ને?"

સ્નેહચંદ્રે મંદ સ્વરથી ઉત્તર આપ્યો—"હા, જરા ઠીક છે. જઇ આવો."

જાસુમ વિક્રમસિંહના મકાન તરફ ચાલ્યો. બાગમાં જઇ જોયુ તો મૃણમયી મોગરા આગળથી ગુલાબ આગળ અને ગુલાબ આગળથી ચમેલી વિગેરે પુષ્પવૃક્ષ અને પુષ્પલતા આગળ ઉભી રહી હતી. અને તેનાપરથી દેવને ધરાવવા માટે પુષ્પ ચુંટી લઇ હાથમાં પકડેલી પુષ્પોત્તરીમાં મૂકતી હતી. આ વખતે રહવારના ૭ વાગ્યા હતા. રહવારની ઠંડી હવા પણ પુષ્પોની મધુર સુગંધ સાથે ભળી જ્યાં ત્યાં પ્રસરી રહી હતી. મૃણમયી ફુલવાડીમાંના સરોવરમા ન્હાઇને હમણાંજ આવી હતી. તેનાં લાંબા, કાળા અને ચળકતા વાળ છૂટા હતા. તેમાથી પાણીના ઝીણાં ઝીણાં ટીપાં પડતાં હતાં. તેણે ફુલ ગુલાબી રંગનો ઝીણી કિનારનો બારીક સાળુ. અને આસમાની મુગ રંગની રૂપેરી બુટ્ટીવાળી ચોળી પહેરી હતી. કાનમાં પાણીદાર હીરાની નાની પણ ધારદાર બુટ્ટી અને તેના નાજુક ગળામાં માત્ર એક સેરની મોટા મોતીની કંઠી અને તેના કોમળ હાથમાં એકેક મોતીની તથા કાળા કાચની બારીક બંગડીઓ હતી તેના એક હાથમા ફુલથી ભરેલી પુષ્પોત્તરી હતી. અત્યારે તે બહુજ સુન્દર દેખાતી હતી તેના મૃદુ કંઠમાથી કંઇ મધુર ગીત ધ્વનિ નીકળી રહ્યો હતો. જાસુમ વિશ્વામિત્રે તેની આગળ જઇ પૂછ્યુ—"કેમ, મૃણમયી! તમને તો સુન્દર ગાતાં આવડે છે ને!"

મૃણમયી—"કોણ કહે છે? આપ અહીં શું કામ આવ્યા?"

જા૦—"હું મ્હારા મનથી નથી આવ્યો. તમારૂં ગીત સાંભળીને આવ્યો."

મૃણ૦—"આપ, અહીં આવ્યા તે ઠીક ન કર્યું."

જા૦—"મેં શુ ખરાબ કર્યુ તે તો જાણું?"

મૃણ૦—"આપની સાથે વાતમા કોઇ નહીં જીતે."

જા૦—"વાતમાં તો નહીં પણ કામમાં તો જીતે ને?"

મૃણ૦—"કયા કામમાં?"

જા૦—"કાલ રાત્રે સ્નેહચંદ્રનું ખૂન કરવા આવ્યાં હતાં તે કામમાં."

મૃણ૦—"ખૂન! વળી બીજુ ખૂન! સ્નેહચન્દ્રનું ખૂન? કોણે કર્યું?"

જા૦—"હમણાં હું કહીશ નહીં. સુન્દર મુખની સદા જીત થાય છે."

મૃણ૦—"આપ મ્હારા ઉપર વિશ્વાસ કેમ નથી કરતા? વારંવાર અવિશ્વાસની નજરે કેમ જુવો છો?"

જા૦—"તમારા ઉપર વિશ્વાસ કરૂં તો ... ચક્ષુએ નિહાળેલું પણ અસત્ય માનવું પડે. જાસુસે આટલું મૃણમયીને કહ્યું પણ તેની મુ...ાકૃત જોઈ મનમાં તેને નિર્દોષ અને નિઃકલંક સમજતો હતો. જાસુસે મનમાં કહ્યું કે મેં ... જોઈ તેના હૃદયના સર્વભાવ જાણી લેવાની વિકટ અનુભવથી મેળવેલી શક્તિ ...ના સુંદર મુખ આગળ પરાજય પામીછે.

મૃણ૦—"આપ મ્હારા ઉપર ના...ન્દેહ કરી આપનો સમય નકામો ગુમાવો છો."

જા૦—(વાત બદલી) "સાંભળો મ...જી! દિવાનખાનામાં સરયુની તસ્બીર ટાંગેલી છે. તે હમણાં પણ સરયૂના ચહેરાને મળતી આવે છે કે?"

મૃણ૦—"એટલે? શું કોઈ બીજાના તસ્બીર છે કે મળતી નહીં આવે?"

જા૦—"એમ નહીં. માણસનો ચહેરો નાનપણમાં હોય છે તેવો મોટપણમાં રહેતો નથી. મોટા થવા સાથે ચહેરો પણ બદલાય છે તેથી પૂછયું કે આ તસ્બીર જોઈ સરયુ ઓળખાય કે નહીં?"

મૃણ૦—"હા, હા, સારી રીતે ઓળખી શકાય."

## —તૃત્તીય પરિચ્છેદ—

શૃંગગિરિની દક્ષિણે પગ રસ્તે જતાં બે માઇલને છેટે એક ઘાડું જંગલ આવેલું છે. તે ચંદનના અનેક વૃક્ષોથી સુવાસિત રહે છે, પણ પ્રદેશ બીલકુલ નિર્જન છે, અને રાતની વખતે તો કોઇ પણ તે રસ્તે જવાની હીમ્મત કરી શકે નહીં. અસલ જેટલો હાલમાં ત્યાં ભય નથી. પરંતુ જે સમયની આ વાર્તા છે ત્યારે તો તે જંગલ અતિ ભયાનક હતું, એમ કહેવામાં બીલકુલ અતિ શયોક્તિ કહેવાશે નહીં. મહીનામાં આઠ દશ લાશ તો ત્યાં પડેલીજ હોય. ઉપરોક્ત જંગલમાં હાસનાંબા દેવીનું એક મંદિર આવેલું હતું. રાત્રે દશને શુમારે આપણી વાર્તાનો નાયક વિશ્વામિત્ર જાસુસ તે વિકટ જંગલમાંથી હાસનાંબા દેવીના મંદિર તરફ જતો હતો. થોડે દુર જઇ તેણે એક ઝાડપર ચડી ત્યાં સંતાડેલો મારવાડી પોશાક પહેરી લીધો. પીતળનાં કડાં, કંઠી, કંદોરો વીગેરે પહેરી તે એક ધનાઢ્ય મારવાડી બની ગયો. પોતાના કપડાંની ગાંસડી બાંધી તેજ ઝાડપર ટાંગી પછી તેણે આગળ ચાલવા માંડયું. સાથે પિસ્તોલ અને ગુપ્ત બત્તિ સંતાડીને રાખી લીધાં હતાં. તે થોડે દુર ગયો એટલે હાસનાંબા દેવીનું મંદિર દેખાયું. ત્યાં જઈ તેણે મન્દિરનાં બારણાં ખખડાવ્યાં પણ કોઇએ જવાબ દીધો નહીં. તેણે બારણાંની તડમાંથી જોયું કે ત્યાંથી કોઇ બત્તિ ઉઠાવી ગયુ. જાસુસે ફરીથી ધૂમ જોરથી બારણાં ખખડાવ્યાં. કોઇએ આવી બારણાં ઉઘાડયાં અને પુછ્યું—'તું કોણ છે? ત્હારે શું જોઇએ છે?"

જા૦—"શું કહું? રસ્તો ભૂલી ગયો છુ, અહીં દીવો જોઇ આવ્યો. આજની રાત રહેવાની થોડીક જગ્યા આપો તો તમારો બહુ ઉપકાર થાય"

હીર૦—"એક રાતના એક ઓરડાના પાંચ રૂપીઆ આપશો?"

જા૦—"હા આપીશ. આફત પડી તો તમે જેમ કહેશો તેમ કરીશ."

હીરૂએ મનમાં કહ્યું—"કોઇ ખૂબ પૈસાવાળો લાગે છે. એના દાગીનાજ બે ત્રણ હજારના હશે. ઠીક શિકાર મળ્યો. ઘેર બેઠાંજ ગંગા મળી ગઇ."—પ્રકટ—"આવો સાહેબ! અંદર આવો!" હીરાલાલ જાસુસને લઇ બારણું બંધ કરી અંદર ગયો. આગળના એક મોટા ઓરડામાં દેવીનું સિંહાસન હતું. અને પાછળના ઓરડાઓ આ લોકોનું પાપકર્મ કરવાનાં સ્થાનો બન્યાં હતાં તેમાનાં એક ઓરડામાં એક મોટો દીવો બળતો હતો, તેમાં મેલી અને ફાટેલી એક સેતરંજી પાથરેલી હતી; તેના પર દોઢ ઓંડી ધૂળ હતી. તેના પર ત્રણ ત્રણ મેલ ચઢી ગયેલા ત્રણ તકીઆ પડેલા હતા. તેને અઢેલી ત્રણ જણાં બેઠાં હતાં. એકની ઉમર ત્રીશની હશે. બીજાની છેંતાળીશ, સુડતાળીની હશે, તે શરીરે ભરેલો હતો અને તેનાં મ્હોંપર બાપની દાળાથ પથરાયેલી હતી. અને ત્રીજો કોઇ કાળો દૈત્ય જેવો હતો. તેઓની આગળ બે ત્રણ શરાબના શીશા અને ચાર પાંચ પ્યાલાં પડેલાં હતાં.

જાસુસને લઇ હીરો ત્યાં આવી પ્હોચ્યો. તેને જોઇ પેલા બુઢ્ઢાની આંખ કપાળપર ચઢી ગઇ. જાસુસે તેને ઓળખી લીધો. તેણે મનમાં કહ્યું:—"ઠીક વખતપર આવી પહોંચ્યો છું."

તીબાએ જાસુસને પુછ્યું—"આપનું નામ શું છે?"

જા૦—"મ્હારૂં નામ જવાહિરમલ છે."

તી૦—"અહીં કેમ આવવું પડ્યું?"

જા૦—"હું મ્હારા કામ માટે જતો હતો. પણ આ તરફનો રસ્તો એવો ખરાબ છે કે આગળ જવાની હિમ્મત ચાલી નહીં, તેથી આપને ત્યાં આવ્યો."

તી૦—"કંઇ નિશા પાણીનો વિચાર હોય તો લ્યો. અહીં તૈયાર છે."

જા૦—"નહીં, માફ કરો. મને ટેવ નથી. રાતની ગાન પડી રહેવા એક ઓરડો આપો એટલે બસ."

હીરાએ કહ્યું—"આવો, મ્હારી સાથે." જાસુસ તેની સાથે ચાલ્યો. પહેલે માળે એક ન્હાનો ઓરડો હતો તેમાં આવી પ્હોંચ્યા. હીરો બોલ્યો—"આપ અહીં સુઓ. અહીં કંઇ પણ ધાસ્તિ નથી. નિરાંતે ઉંઘજો."

જા૦—"નહીં. ધાસ્તિ તો મને લાગતી જ નથી. તમે રહેવાની જગ્યા આપીને બહુ ઉપકાર કર્યો."

"ત્યારે હું જાઉં છું." એમ કહી હીરૂ ચાલ્યો ગયો

હીરૂના પાછા આવ્યા પછી સ્નેહચંદનો કાકો વીરેન્દ્ર બોલ્યો:—"એ નવો આવનાર કોણ છે તે જાણો છો!"

હીરૂ—"નહીં કોણ છે?"

વી૦—"કંઇજ સમજતા નથી! તદ્દન મૂર્ખા! શું તમે એને મારવાડી સમજો છો?"

હી૦—"ઓળખો છો ત્યારે કહોની કોણ છે તે?"

વી૦—"હું એને સારી રીતે ઓળખું છું. એક કામ કરો આ ઘરને આગ લગાડી દો."

હી૦—"તો એણે પહેરેલા દાગીના કેવી રીતે મળશે ? આવડું મ્હોટું ઘર કેમ ખાલી મૂકાય."

વી૦—"તદ્દન અધિરા છો. અરે! બધી જુદી વાત, સર્વ ગોઠવણ કરેલી છે જીવવું હોય તો ઘર ખાલી મૂકો."

હી૦—"હેં! એમ કેમ ? પણ તમે સાફ કેમ નથી કહેતા ?"

વી૦—"એ કંઈ જેવો તેવો આદમી નથી."

હી૦—"ચાહે તે હોય. આપણે ડર કોનો છે ?"

વી૦—"એતો જાસુસ છે, જાસુસ!"

હી૦ તી૦—"હેં જાસુસ! કેમ જાણ્યું ?"

વી૦—"તે દિવસ તો એણે મ્હારા પ્રાણજ લેવાના બાકી રાખ્યા હતા. તે બહુ ઉસ્તાદ ખેલાડી અને મજબુત માણસ છે. તે આપણી પાછળ પડ્યો છે ત્યારે બચવું ઘણું મુશ્કેલ છે, બહુ સંભાળી કામ કરવું જોઇએ."

હી—"આપણે ચાર આદમી છીએ, ડર શું છે ? ધારીએ તો એને ચીરી નાંખીએ."

વી૦—"આપણા જેવા આઠને પુરો પડે તેવો છે"

તી૦—"એ સાળાને સુઈ જવા દો પછી પેટમાં છરી ભોકી મારી નાંખીશું." એની વાત સાભળી વીરેન્દ્ર હસવા લાગ્યો. એટલે તીજુએ પુછ્યું—કેમ હસો છો ? કેમ છરી ભોકી મારી નાંખીશું ?"

વી૦—"તું તો તદ્દન બેવકુફ છે. શું, તે અહીં સુવા આવ્યો છે ?"

હી૦—"ખરું કહ્યું. તે તો સુશે નહીં. ત્યારે હવે કેમ કરવું ?"

× × × × ×

ખરેખર જાસુસ કંઇ અહીં સુવા આવ્યો નહોતો હીરૂ ગયા પછી તે ઓરડાની બહાર આવ્યો, તે આમ તેમ ફરવા લાગ્યો. એટલામાં તેણે બીજે માળે જવાનો દાદર જોયો. તે ઉપર ગયો. એક ઓરડાનાં બારણાં બંધ હતાં તે તેણે ધીમે રહીને ઉઘાડયાં. પોતાની પાસેની ગુપ્ત બત્તિ કાઢી જોયું તો એક જુનું ટેબલ પડેલું હતું તેના પર ભાગી તુટેલો એક આરસો હતો. ટેબલ આગળ જઇ તેના પર કંઇ પડેલું જોઇ ચમક્યો. ટેબલપર એક નવીન સાડી અને ચોળી ઝીકથી ભરેલાં પડેલાં હતાં. તે કપડાંને હલાવી તપાસવા લાગ્યો. તેમાં કોઇ કોઇ ઠેકાણે રક્તના ડાઘ જોઇ જાસુસનું હૃદય ધડકવા લાગ્યું. તેણે મનમાં કહ્યું:—"વિશ્વમોહિનીને અને સ્નેહચંદ્રને ધીરજ આપી છે તે ખોટી થશે કે શું ?" વળી વિચાર કર્યો કે "જો આ કપડાં સરયૂનાં હશે તો તેની લાશ પણ આટલામાંજ જરૂર હશે" એમ બોલી જેવો તે કપડાં ટેબલ પર મૂકવા જાય છે કે તરતજ તેણે જોયું તો આરશીમાં એક સુંદર યુવતીનું મુખ દેખાઇ ઝટ લોપ થઇ ગયું. તે મુખ ઘણી ઝડપથી આરશીમાંથી દુર થઇ ગયું પણ જાસુસે તેને મુગ્ધમણીના મુખ તરીકે ઓળખી લીધું હતું. પણ ધાર્યું કે—"કદાચ એ એના મનનો ભ્રમ માત્ર છે. દ્વાર બંધ કરી બહાર આવ્યો તો એક સ્ત્રી વિજળીના વેગથી

ત્યાં આગળથી ચાલી ગઇ. જાસુસ વિચારવા લાગ્યો—" મે હમણાં આરસીમાં એનું મ્હોં જોયું, તે મૃણમયી અહીં ક્યાંથી આવી હશે ? જરૂર મ્હારી આંખો ભુલે છે. તે મૃણમયી નથી. પરંતુ મૃણમયી નથી તો આ મ્હારી બે આંખો પણ નથી એમ કહેવું પડે."

ત્યાંથી તે થોડે દૂર ગયો. તેના પગ સાથે કંઇ અથડાયું. બત્તિ કાઢી જોયું તો સૂકા રક્તના ડાઘ દૂર સુધી પડેલા હતા. પગે લાગ્યું હતું તે તો એક લાકડાનો કટકો હતો. ડાઘ જોતો જોતો એક તાળું મારેલા ઓરડા આગળ જઇ અટક્યો. પોતાની પાસે રાખેલા એક ચાવીના ઝુમખામાંથી એક ચાવી કાઢી તાળું ઉઘાડી અંદર ગયો. ઓરડામાં એક નીચે ઉતરવાનો રસ્તો હતો. તે દાદર નહીં પણ ઢગાળું જેવું અને સાંકડી ગલી જેવું હતું. તેમાં જાસુસ ઉતર્યો બે વાર તો તે પડતો પડતો બચ્ચો. અંતે એક અંધકારમય ઓરડામાં આવી પહોંચ્યો. દુર્ગન્ધ ઘણી આવતી હતી. જાસુસે જોયું કે ઘણાં હાડપિંજર આમ તેમ પડેલાં છે. એક ખૂણામાં એક સ્ત્રીની સડેલી લાશ પડી હતી. તે બધી ફુલી ગઈ હતી. તેમાંથી બહુજ દુર્ગન્ધ નીકળતી હતી. નાક આગળ રૂમાલ રાખી જોયું તો તે સ્ત્રીનો એક હાથ કપાઇ ગયો હતો. માથાના વાળ મ્હોંપર પડેલા હતા તે ખસેડી જોયું તો તેનું મ્હોં સડી ગયા છતા પણ સુન્દર લાગતું હતું, પણ તે સરયુનાં મ્હોંને મળતું નહોતું

× × × × ×

અહીં વીરેન્દ્ર અને તેના સાથી જાસુસનો નિકાલ કરવાનો વિચાર કરતા હતા. એટલામાં ત્યાં એક સ્ત્રી આવી પ્હોંચી. તેને જોઇ વીરેન્દ્રે પૂછ્યું—" કેમ શું છે ?"

સ્ત્રી૦—" બહુ આફતની વાત છે. કોઇ ભેદિયો આપણી પાછળ પડ્યો છે."

વી૦—" કોણ છે તે જાણો છો ?"

સ્ત્રી૦—" બરાબર ઓળખું છું તે જાસુસ વિશ્વામિત્ર શર્મા છે. જેનું નામ આજકાલ બહુ પ્રખ્યાત છે."

વી૦—" તે ક્યાં છે ?"

સ્ત્રી૦—" તે બીજે માળે ઓરડામાં જઇ કંઇ શોધે છે."

વી૦—" ત્યાં કંઈ જોયું ?"

સ્ત્રી૦—" હા, ખૂન લાગેલાં કપડાં "

વી૦—" હમણાં તે ત્યાં જ છે ને ?"

સ્ત્રી૦—" નહીં. ખૂન જોતો જોતો ગુપ્તગૃહમાં ગયો છે " એટલું સાંભળી બધા ઉભા થઇ ગયા, સર્વેએ એક એક પિસ્તોલ લઇ લીધી. પેલી સ્ત્રી તેઓના મ્હોં જોઇ જાણી ગઇ કે કંઇ ભયંકર કામ કરવા તેઓ જાય છે. તે ત્યાંથી ઝટ ચાલી ગઇ

વી૦—" ચાલો, જલદી ચાલો, હાથમાં આવેલો જવા દેશો તો જીવવું ભારે થશે."

જાસુસ બહાર આવ્યો. દરવાજાપર ગુપ્ત લેન્ટર્નનું અજવાળું પાડ્યું. તેણે જોયું કે સર્વે દુશ્મન આવી પ્હોંચ્યા છે., વીરેન્દ્રે બન્દુક છોડી તે જેને મારવા ચાહતો હતો તેને તો નહીં લાગી પરંતુ ફાનસના ચુરેચુરા થઇ ગયા. જાસુસે એક યુક્તિ વાપરી. તે એક ચીસ પાડી ધબ્બ લઈ નીચે પડી ગયો, અને પછી ચૂપ રહ્યો. ફાનસ ભાગવાથી અંધારૂં થઇ ગયું હતું એટલે

તે ક્યાં પડ્યો છે તે પેલાઓ જોઈ શક્યા નહીં. વીરેન્દ્રે હીરૂને કહ્યું:—"બસ કામ થઈ ગયું. પણ વખતે તેનામાં ગતિ હોય અને ન્હાસવા જાય તો તું તેની છાતીમાં છરી ભોંકી દેજે. જા, દરવાજાપર ઉભો રહેજે. પછી બીજાઓને કહ્યું—"આ ઓરડો બહુ મ્હોટો છે એટલે આવો આપણે બધા મળીને તેને શોધી કાઢીએ."

જાસુસ બધાને મૂકી ચુપચુપ ઉઠી દરવાજાપર આવ્યો, અને હીરૂને એક એવો તો ધક્કો માર્યો કે તે બુમ પાડે તે પહેલાં તો ક્યાંનો ક્યાં જઈ પડ્યો. પડવાનો અવાજ સાંભળી સર્વ બહાર આવ્યા.

વીરેન્દ્ર૦—"અરે ! દીવો લાવો દીવો ! આપણે આટલા બધા છઈએ તો પણ એ કમબખ્ત આપણને છેતરી ન્હાસી જાય છે !"

તીજુ દીવો લઈ આવ્યો. તેના અજવાળાંથી જાસુસ કઈ તરફ ન્હાસે છે તે તેઓએ જોયું. જાસુસ ઉભો રહી બોલ્યો—"આ ઉભો આવો પકડવો હોય તો." એમ કહી પોતાનો હાથમાંની પિસ્તોલ દીવા વાળા તરફ ફોડી. પેલાના હાથમાં ગોળી વાગી. દીવો ઓલવાઈ ગયો. હતું તેવું અંધારૂં થઈ ગયું. જાસુસ ત્યાંથી ઝડપથી ચાલ્યો ગયો. તેઓએ બહુ શોધ કરી પણ જાસુસ ક્યાંય પણ દેખાયો નહી. વીરેન્દ્ર બોલ્યો—"અરે ! આદમી છે કે ભુત ? આના જેવો માણસ તો અગાઉ કોઈવાર આપણને મળ્યો નથી. આપણા હાથમાંથી જીવતો જનાર આ પહેલો જ નિકળ્યો." બાપડા ફફડતા પેલાં ઘાયલ થયેલા માણસને લઈ પાછા પોતાને મુકામે આવ્યા.

જાસુસે જ્યાં પોતાનાં કપડાં મૂક્યાં હતાં ત્યાં આવી કપડાં બદલી, પેલાં કપડાંની ગાંઠડી બાંધી ત્યાંજ એક વૃક્ષપર ભેરવી વિક્રમસિંહના ઘર તરફ ચાલવા માંડયુ. તે બહુ થાકી ગયો હતો. આથી વિક્રમસિંહે તેને આપેલા ઓરડામાં જઈ પથારીમાં સુતો. તેને એક બે વાતની ચિંતા થયા કરતી હતી ચિંતા દૂર થઈ નિદ્રા આવે તે પહેલાં તો કાગડાઓએ કા, કા કરી મૂક્યું. બિછાનામાંથી ઉઠી જાસુસ ફુલવાડીમાં ગયો. જોયુ તો મૃગુમયી ત્યાં ફરતી હતી. જાસુસને જોઈ તે ઉભી થઈ. તેને જોઈ એને જરા પણ ડર લાગ્યો નહીં, તેનાં મ્હોંપર ડરની કાંઈપણ નિશાની દેખાતી નહોતી.

જાસુસે પુછ્યું૦—"મૃગુમયી ! તું એટલી જલદી ચાલી આવી ?"

મૃગુમયી ગુસ્સે થઈ બોલી—"કેમ, વિશ્વામિત્ર ! તમારી ડાગળી ચસ્કી છે કે શું ? કાંઈ નિશો તો નથી કર્યો ને ? ક્યાં છો, કોની સાથે અને શું વાત કરો છો તેનું કાંઈ ભાન છે ખરૂં કે ?"

જાસુસ૦—"હું પુર્ણ શુદ્ધિમાં છુ. તું નિશાચરની માફક કયા ગુપ્તગૃહમાંથી આવે છે તે પણ હું સારી રીતે જાણું છું."

મૃગુ૦—"ક્યાંથી ?"

જા૦—"એમ ઢોંગ શું કરે છે. થોડીવાર પહેલાં તેં મને જોયો નથી ?"

મૃ૦—"આપની થોડીવાર તે એક દિવસ અને રાત્રી મળી બને છે કે શું ?"

જા૦—"જો, મૃણ્મયી! મને તદ્દન ગાંડો ન બનાવ. તું ચાલાક છે તો મને ત્હારી ચાલાકી મ્હારી પાસે નહી ચાલે '

મૃ૦—"આપ મને ડરાવો છો ' પણ કંઇ અપરાધ કર્યો નથી તેથી હું ડરતી નથી. ખૂબ સમજજો કે આપનાથી રતિભર પણ નથી ડરતી કે નથી આપની રહેજ પણ પરવા કરતી. આપની આવી અમેબન્ધ વાત સાભળી હું આપને બીલકુલ અક્કલ વગરના સમજું છુ બોલો શુ કહેવા માગો છો? કહો આપે મને ક્યા જોઇ હતી?"

જાસુસ—"હાસનાબાના મન્દિરમાં એક જુના પુરાણા ઓરડામા."

મૃણ્મયી૦—"સાંભળો. આપ માનો મા ન માનો પણ રાત્રે હું એકલી કદી ગઇ જ નથી રાત્રે અને વળી હાસનાબા દેવીના મન્દિર આગળ! વાહ! ઘણી સરસ વાત કરી!"

મૃણ્મયીની વાતપર જાસુસને વિશ્વાસ નહી આવ્યો. પોતાની આખે જોયલુ ખોટુ કેમ માને પરંતુ મૃણ્મયીનું મ્હો જોયુ તો તે પણ જુઠી માલમ પડતી નહોતી વિચાર કરી જાસુસે પૂછ્યુ—"મૃણ્મયી! સ્નેહચન્દ્રનું ખૂન કરવા જે માણસો આવ્યા હતા અને જેને તે જંગલનો રસ્તો બતાવ્યો હતો તેઓ કોણ હતા?"

મૃણ્મ૦—"હવે આપ તદ્દન ગાંડાની માફક વાત કરી રહ્યા છો સમજ નથી પડતી કે આપ મ્હારા પર આટલો બધો આરોપ કેમ મૂકો છો' મે તો કોઇને જોયા નથી તો પછી ઘરમાં કેવી રીતે લઇ ગઇ હતી? જરા જીભ સંભાળીને વાત કરો '

જા૦—"મૃણ્મયી ત્હારા સિવાય બીજું કોઇ નહોતુ પણ તું તો તદ્દન ના પાડે છે મે ત્રણ વખત તને જોઇ છે. તું સરયુના ખૂનની સર્વ વાત જાણે છે છતાં છુપાવે છે."

મૃણ્મયી બહુ દુખી થઇ શ્વાસ લઇ બોલી૦—"આપની મરજીમાં આવે તેમ કહો પણ સરયુને માટે હું મારી ગરદન આપવા તૈયાર છુ મને લાગે છે કે આપજ સર્વ બાબત જાણો છો અને કોઇનો ગુનો કોઇના ઉપર નાખવા માગો છો. આપ જાસુસ છો પણ પોલીસના જાસુસ નથી બદમાશોના છો "

જા૦—"વાહ! ઉલટો ચોર કોટવાલને દંડે "

મૃ૦—'આપ કામો પણ ઉલટાજ કરો છો અત્યાર સુધી કંઇ જાણ્યુ નહી ત્યારે મને અપરાધી ઠેરવવા આવ્યા છો "

જા૦—"જો મૃણ્મયી! હું કંઇ નકામો ફરતો નથી જરૂર તું આ ભયંકર મામલામાં સામેલ છે મને નિશાની પણ મળી છે"

મૃણ્મયી બહુ વિસ્મય થઇ જોરથી બોલી—"ક્યા છે, બતાવો શુ નિશાની મળી છે"

આ વખતે જાસુસે સર્વ વાત કહી અને રૂમાલ પણ તેને બતાવ્યો."

મૃણ્મયી ચોંકીને બોલી૦—"હે! આમા તો ખૂન લાગ્યુ છે' એ મ્હારા હાથમા શું કામ આપ્યો? પ્રભુ! પ્રભુ! અહીં શુ કામ લાવ્યા?"

જા૦—"ત્હારો છે ત્હારો એના પર નામ છે તે જોતી નથી?" તે રૂમાલ પર આ

પ્રમાણે નામ હતું-" મૃણુ—ી "—આટલુંજ વંચાતું હતું બીજા અક્ષરો રકતમાં ડુબી ગયા હતા.

મૃણમયી૦—"અરે! પ્રભો! આ શું? સત્ય શું છે તે તો તુંજ જાણે છે. વિશ્વામિત્ર મને તો લાગે છે કે આમાં બીજું કંઇ નથી. ફકત મને યુકતિ પ્રયુક્તિથી આફતમાં નાંખવાનોજ આ બધો નીચ પ્રપંચ છે."

જા૦—"ત્યારે શું તું એમ કહેવા માંગે છે કે આ રૂમાલ પણ તારો નથી."

મ૦—"હા, હું ભાર મૂકીને કહુંછું કે એ રૂમાલ મ્હારો નથી."

જાસુસ થોડીવાર વિચાર કરી બોલ્યો—" મૃણમયી ત્હારી સાથે જન્મેલી કોઇ જોડીઆ બ્હેન છે?"

મૃ૦—" હતી. પણ તે તો નદીમાં ડુબી મરી ગઇ છે."

જા૦—"તેની લાશ મળી હતી?"

મૃ૦—" નહી."

જા૦—"તેનું નામ શું હતું? તે ત્હારા જેવીજ દેખાતી હતી?"

મૃ૦—"બરાબર મ્હારા જેવીજ દેખાતી હતી. જાણે બીજી હુંજ હોઉં. તફાવત માત્ર એટલોજ કે તેને ડાબે હાથે એક તલ હતો અને મને નથી. તેનું નામ મૃણાલિની હતું"

જા૦—"હેં! ત્યારે તો મેં તને નહીં પણ ત્હારી બ્હેનનેજ જોઇ છે. આ રૂમાલ પણ તેનોજ લાગે છે." "મૃણાલિની" નામમાંથી "લિન" 'ડાનો', 'લિ' અને 'ન' એટલા અક્ષરો રકતથી આચ્છાદિત થઇ ગયા છે. અરે "મૃણુ—ી" આટલા અક્ષરો વંચાય છે. 'મૃણુ' અને દીર્ઘ ઇની સંજ્ઞા છે. હવે ત્હારૂં નામ 'મૃણમયી' છે અને એમાં જો વચમાંના અક્ષરો 'મય' એટલા આચ્છાદિત થાય તો માત્ર 'મૃણુ' અને 'ી' એમ રહે. આ સામ્યતાને લીધેજ ત્હારા પર શક ગયો હતો. સરયુની સાથે ત્હારી બેનને પણું જરૂર લાવીશ."

મૃ૦—"જો એમ થાય તો હું આપનો ઉપકાર મરતાં સુધી ભૂલુ નહીં."

જા૦—"મ્હારા ઉપકારનો બદલો આપશે ખરી કે?"

મૃણમયી સ્હેજ સ્વભાવે બોલી૦—"હા, મ્હારી પાસે જે કંઈ છે તે બધુ આપી દઇશ. મ્હારા દાગીના પણ વેચી ને તે રૂપીઆ પણ આપને આપી દઇશ."

જા૦—"હું એવા રૂપીઆનો લોભી નથી."

## —ચતુર્થ પરિચ્છેદ.—

રાત્રે નવ વાગ્યાને સુમારે જાસુસ પેલા ભયંકર મકાન આગળ આવ્યો. બીજે માળે જઇ જોયું તો ગુપ્તગૃહનાં બારણાં ખુલાં હતાં અને તેમાં એક દીવો બળતો હતો. જાસુસ ધીમે ધીમે બારણાં આગળ આવ્યો. અંદર જોયું તો તીક્ષ્ણ હાથમાં છરી લઈ વીરેન્દ્રની છાતી પર ચઢી બેઠો છે. જાસુસ અદ્રશ્ય ઉભો રહી તેઓની વાત સાંભળવા લાગ્યો.

તીજુ૦—' અમે તો મહેનત કરી પણ જાસુસે બધુ કામ બગાડયુ તેમા અમે શુ કરીએ. તમે આ કાગળ પર સહી કરી આપો એટલે થયું અમે અમારે રસ્તે પડીએ "

વી૦—"તેમ નહી બને પહેલાં સરયુને મારી નાખો પછી સહી કરીશ "

તીજુ૦—"અરે! સરયુ, સરયુ શુ કરો છો? તે તો મરી ગઇ સમજો આજ લગણ તો અમને છેતરવા વાળો કોઇ જન્મયો નથી સમજયાં ને ?"

વી૦—"પણ સ્નેહચંદ્ર જીવે છે તેનું કેમ ?"

તી૦—' તે તો હુ હુકમ આપીશ કે અર્ધા કલાકમા ખતમ થશે. તમારી સહીનીજ ખોટ છે. પણ વીરેન્દ્ર ! તમારા કાકાએ તમને ખાતર શાથી વીલ કેમ કર્યું ?"

વી૦—"મ્હારાથી બહુ નારાજ હતા મને ઘરમાંથી કહાડી મૂકયો ત્યાર પછી હું કોઇ દિવસ અહીં આવ્યો ન હોતો એ પણ એક કારણ હતું હમણાં તો પૈસા હાથ કરવા આવવુ પડયુ '

જાસુસ વિચારવા લાગ્યો કે—"આ લોકો સરયુને મારી નાખશે અને મ્હારી સર્વ મહેનત વ્યર્થ જશે" તેણે તેઓની વાતથી જાણી લીધુ હતું કે સરયુ આ મકાનમાંજ છે જાસુસ સાહસ કરી અંદર ધસ્યો અને તીજાના હાથમાંથી છરી છીનવી લઇ તેની તરફ પિસ્તોલ તાકી તેણે કહ્યું —"ખબરદાર જો જીવવુ હોય તો જયા છો ત્યાજ પડી રહેજો નહી તો મરીજ ગયા સમજજો " તે બદમાશો કને કોઇ પણ હથિઆર હતું નહી તેથી તેઓ લાચાર બની જીવવાંની લાલચાએ ત્યાંજ પડી રહ્યા બન્નેને બાંધી તે બહાર આવ્યો બારણા બધ કરી તાળુ મારી સરયુની શોધમા ચાલ્યો તે ત્રીજે માળે આવ્યો તો તેને કાને કોઇ બે સ્ત્રીનો વાત કરવાનો અવાજ આવ્યો તે સાંભળી જાસુસ તે ઓરડા તરફ ચાલ્યો. બારણા આગળ જઇ તેણે ફાટમાથી જોયું તો બે યુવતિઓ કંઇક વાત કરે છે તેમની એકની ઉમર બીજીથી કંઇક ન્હાની હતી તે એક મલીન બિછાનામાં પડી હતી બીજી તેની પાસે બેઠી હતી જાસુસે તરતજ તેઓને ઓળખ્યા. ન્હાની હતી તે સરયુજ હતી. અને બીજી મૃણમયીની બેન હતી કે જેણે સ્નેહચન્દ્રના ઘરનો રસ્તો બદમાશોને બતાવ્યો હતો અને આરસીમા પોતાનું મ્હો બતાવી ઝડપથી ચાલી ગઇ હતી આનન્દિત થઇ જાસુસ અંદર ગયો એટલે બેઠેલી સ્ત્રી ઉભી થઇ છરી લઇ બોલી—'ખબરદાર આ ઓરડામાથી બહાર ચાલ્યા જાઓ જો એક પગલુ ભર્યું તો જીવ ગયોજ જાણજો, હું જીવુ છુ ત્યાં સુધી તો તુ સરયુનો એક વાળ પણ ખસેડી ન શકે "

જાસુસ તેને સમજાવી બોલ્યો—'મ્હારાથી તમારૂં કાંઇ પણ નુકશાન થવાનુ નથી હુ તો તમને બચાવવા આવ્યો છુ " જાસુસ અજવાળામાં આવવાથી પેલી સ્ત્રીએ તેને ઓળખ્યો. તેણે છરી નાખી દીધી અને બોલી--'વિશ્વામિત્ર ! તમે છો ? આવો ! હું તો સમજતી હતી કે પાપી તીજુ આવ્યો છે કેમકે આજે તે સરયુનો જીવ લેવા આવવાનો હતો તમે ઠીક સમયપર આવી પ્હોંચ્યા છો સરયુ ! હવે આપણને કશો ડર નથી "

સરયુ બેઠી થઇ અને જાસુસ તરફ કંઇક શંકાથી જોઇ રહી

જાસુસ તેને શકિત જોઇ બોલ્યો૦—"સરયૂ બેન, હું તમને બચાવવા આવ્યો છું. હેવે ડરવાનું કંઇ કારણ નથી." સરયુ રડી પડી. પણ જાસુસે તેને ધિરજ દઈ સમજાવી છાની રાખી.

મૃણાલિની૦—"આપ હવે અહીથી અમને જલદી લઇ જાઓ નહીતો બદમાશો આવી સર્વનો નાશ કરી નાખશે."

જા૦—"હું વીરેન્દ્રને અને તીભુને તો કેદ કરીને આવ્યો છું. પણ અત્યારે અહીં બીજુ કોણ છે?"

મૃણા૦—"આ વખત અહીંઆ બીજું કોઇ નથી. સાજનાજ બીજા સર્વે ટંઇ ગયા છે. તેઓ આજ આવશે નહીં, આવે તો કાલે સ્હવારે આવશે."

જા૦—"તો કંઇ ફીકર નથી. હું કઇ પૂછવા માગું છુ?"

મૃણા૦—"હા, પૂછો" જાસુસે રૂમાલ બતાવી પૂછ્યું—આ તમારો રૂમાલ છે?"

મૃણા૦—"હા, એના પર મ્હારૂં નામ પણ છે ને."

જા૦—"તમે અહીં આ લોકોમા કેવી રીતે આવ્યાં?"

મૃણા૦—"ચણેક વર્ષપર હું મ્હારી સખીઓ સાથે નદીએ ન્હાવા ગઇ હતી. ત્યારે હું નદીમાં ડુબી ગઇ હતી તે આ લોકોએ મને બચાવી લીધી હતી. તેઓ મને અહીં લાવી પોતાના હથિઆર તરીકે વાપરતા હતા. તે પહેલાં મ્હારી પાસે, તેઓની આ સર્વ વાત છુપી રાખવાના સોગન દાસનાબાદેવી આગળ લેવડાવ્યા હતા પછી મને ખબર પડી કે એ દુષ્ટો તો મ્હારાજ કાકા ઉપર અને સ્નેહચંદ્ર પર પોતાનાં હથિઆર ચલાવવાના છે. તે દુષ્ટોનાં કાળા કર્મોની સ્હેજ પણ કોઇને ખબર આપુતો મને કૃર રીતે મારી નાંખવાની તેઓએ મને ધમકી આપી હતી. અને મા'રી ખાત્રી હતી કે જો મ્હારાપર એ લોકોનેસ્હેજ પણ શક આવે તો એ દુષ્ટો પોતાની ધમકીનો પૂર્ણ અમલ કરતા ચુકે નહીં. અને વળી તેઓ મને બીલકુલ એકલી પડવા દેતા નહેતા.!

જા—"ચિંતા નથી. પાપીઓનું પાપ ભરાયું છે એ લોકોને એમના દુષ્કર્મનો બદલો ત્વરાથી મળશે. તમે મ્હારી સાથે ચાલો. અહીં બહુંવાર રોભવુ એ ઠીક નથી"

સરયૂ અને મૃણાલિનીને લઇ જાસુસ વિક્રમસિંહના મકાનપર આવ્યો. સ્નેહચંદ પણ અહીંજ હતા. કેમકે વિક્રમસિંહનો સન્દેહ હવે તેના પરથી નષ્ટ થયો હતો મૃણ્મયી, વિક્રમસિંહ અને સ્નેહચંદ્ર બેઠા બેઠાં વાત કરતાં હતા. જાસુસ, સરયૂ અને મૃણાલિનીને દિવાનખાનાની બ્હાર બેસાડી પોતે અંદર ગયો. તેને જોઇ મૃણ્મયી અધિર થઇ બોલી ઉઠી:—"સરયૂ ક્યા છે? મ્હારી બે'ન કયા છે? તેઓનું શું થયું? મ્હેનત નકામી ગઇ?"

જા૦—"ઇશ્વર કૃપાથી મ્હારી મહેનત અદ્યાપિ પર્યંત નિષ્ફળ થઇ નથી. આજ પણ મને વિજય મળ્યો છે."

મૃ૦—"ત્યારે તેઓ ક્યાં છે?"

જા૦—"સરયુ અને મૃણાલિની બહાર બેઠાં છે ઇચ્છા હોય તો—" જાસુસ વાક્ય પૂરૂં કરે તે પહેલાં બધાં સરયૂને અને મૃણાલિનીને લઇને આનંદથી અંદર આવ્યાં. સરયૂ પોતાના પિતાના સ્કન્ધપર આનન્દનાં આંસુ સારવા લાગી. બે બ્હેનો પણ અત્યાનંદથી મળી. તેઓએ ગાઢ આલિંગન કરી કેટલોક વખત હર્ષાશ્રુ ઢાળ્યાં. જાસુસ સરયૂની શોધમાં મૃણાલિનીને પણ લઇ આવ્યો તેથી વિક્રમસિંહે તેનો બહુ ઉપકાર માન્યો. ત્યાં આનંદ આનંદ થઇ રહ્યો. બે કલાક પોતપોતાની વાતો કરવામાં વિતાડી દીધા. તે દરમ્યાન જાસુસે બદમાશોને બાંધી મંગાવ્યા. બીજે દિવસે તેઓને કોર્ટમાં લઇ ગયા. અહીંની કોર્ટમાંથી પોતાના પાપકર્મની બારે સજા ભોગવવા પ્રભુની દરબારમાં તે બદમાશોને મોકલવામાં આવ્યા. બધું કામ ખલાસ થયા પછી એક દિવસ જાસુસ કોઇને પણ કહ્યા વગર ચાલ્યો ગયો. વિક્રમસિંહે ઇનામ આપવા તેને બહુ શોધ્યો પણ કંઇ પત્તો લાગ્યો નહીં. આથી મૃણ્મયી બહુ ઉદાસ થઇ. આનું કારણ વાંચકથી છુપું નથી

શુભ દિવસ જોઇ ખૂબ ધામધુમથી સરયૂનાં લગ્ન સ્નેહચન્દ્ર સાથે કર્યાં. અને મૃણાલિનીના લગ્ન, એ દુઃખી થઇ તે પહેલાં જેની સાથે વિવાહ કરવાનું નક્કી થયું હતું તે છોકરો હજુ કુંવારો હતો તેની સાથે કર્યાં. તેનું નામ શિરીષકુમાર હતું શૃંગગિરિમાં તેનું ઘર બહુ ખાનદાનમાં ગણાતું હતું મૃણ્મયીના લગ્નની સર્વ તૈયારી કરી હતી પણ તે કોઇપણ રીતે લગ્ન કરવા રાજી થઇ નહીં અન્તે વિક્રમસિંહે સમજી લીધું કે મૃણ્મયી જાસુસ વિશ્વામિત્ર શર્માને ચાહતી હતી. વચ્ચે ત્રણ મહીના નિકળી ગયા. એક દિવસ સન્ધ્યા પછી જ્યારે પૂર્ણિમાનો ચન્દ્ર પૃથ્વિપર પોતાની રૂપેરી ચાંદની પાથરી રહ્યો હતો. વિકસિત કુસુમોએ પોતાની મધુર સુગંધ વાયુમાં ભેળી સર્વે સ્થળોને સુગન્ધમય કરી દીધાં હતાં. તે સમયે મૃણ્મયી બાગમાંના ચંપાના વૃક્ષને ફરતો ચોતરો બનાવ્યો હતો તેનાપર ચંપાના થડને અઢેલી એકલી બેઠી બેઠી વિતીવાતોનો વિચાર કરી રહી હતી. એટલામાં ત્યાં એક આદમી આવ્યો. તેને જોઇ મૃણ્મયી ઉભી થઇ ગઇ. મ્હોંથી કંઇ પણ બોલી શકી નહીં. તે કાષ્ટની માફક ઉભી રહી. આવનાર આદમી મૃણ્મયીનો હાથ પકડી બોલ્યો—"મૃણ્મયી ! મ્હારૂં ઇનામ ક્યાં છે ? શું તે સર્વ વાતો કહેવાનીજ હતી કે ?

વાચક ! એ આદમીને ઓળખ્યો ? તે આપણી આ લઘુ વાર્તાનો નાયક જાસુસ વિશ્વામિત્રજ હતો.

મૃણ્મયી નીચી નજર કરી બોલી—"મ્હારા કાકા આપને બહુ શોધે છે તે આપને જોઇ ખુશી થશે. આપ આટલા દિન ક્યાં હતા ?"

જા૦—"ત્હારા કાકાની વાત છોડી દે ત્હારી વાત કર. શું તું ભૂલી ગઇ ?"

મૃણ્૦—મ્હારી પાસે શું છે જે તમને આપું ?"

જા૦—"હા, હવે એમજ કહે. કામ ખલાસ થઇ ગયા પછી એમજ કહેવાય છે."

મૃ૦—"નહીં, નહીં ! હું આપે લીધેલી મહેનત આ જીન્દગીમાં તો નહી ભૂલું."

જા૦—"તેમાં મ્હારૂં શું વળ્યું ? પહેલાં જાન આપવા પણ તૈયાર થઇતીને !"

મૃણ૦—"જો જાન માગતા હો તો તે ભલે લો."

જા૦—"હું એજ માગું છું. બીજું કંઇ નહી."

આ વાર્તાલાપથી મૃણમયી બહુ શરમાઇ ગયી. જાસુસે તેનો હાથ પકડ્યો હતો. નહી તો તો તે ક્યારનીએ ત્યાંથી ન્હાસી ગઇ હતે.

જાસુસે પાછુ કહ્યું—"કેમ ચૂપ થઇ ગઇ? મ્હારૂં લહેણું અદા કરવું પડશે. નહીં તો ફરીઆદી માંડીને વસુલ કરીશ?"

મૃ૦—"આપ અત્યાર સુધી ક્યા હતા?"

જા૦—"કેમ ત્રણ મહિના થયા, એટલે શું મ્હારૂં લેણું કંઇ મુદત બહાર થઇ ગયું કે?"

મૃણમયી કંઇ બોલી નહી. એટલે જાસુસે પાછું કહ્યું—"મૃણમયી! હું સાચું કહું છું હું કંઇ ત્હારા કાકા પાસે ઈનામ લેવા આવ્યો નથી. હું તો ત્હારો વાયદો યાદ કરાવવા આવ્યો છું"

મૃ૦—"આપ આટલા દિન ક્યા હતા?"

વાચક! જ્યારે મનુષ્યને લજ્જા આવે છે ત્યારે તે બોલી શકતું નથી અને મહું માંડ કંઇક બોલે છે. આ વખત મૃણમયીની પણ એજ દશા હતી તેના મ્હોંમાંથી—"આપ આટલા દિન ક્યાં હતા?" એજ નીકળી રહ્યું હતું.

જા૦—કોર્ટમાં મ્હારો એક કેસ ચાલતો હતો એટલે આવી ન શક્યો. હમારા વડીલની સઘળી મીલ્કત બીજો ભોગવતો હતો, તે બહુ કઠિનતાથી મને મળી છે."

મૃ૦—"તો હવે આપ જાસુસની નોકરી કરશો નહી ને?"

જાસુસ—"હું જાસુસનું કામ પેટ ભરવા વાસ્તે નથી કરતો પરોપકારાર્થે કરૂં છું એ કામમાં મ્હારૂં મન બહુ લાગે છે" આમ એક બીજા પોતાનો હૃદય ભાર હલકો કરતાં હતા. તે દરમ્યાન સરયુબાળા ફરતી ફરતી તે તરફ આવી પ્હોંચી. પણ આ પ્રેમી યુગલનાં આનન્દમાં વિક્ષેપ નાખવો તેને ગમ્યો નહી તેથી તે પાછી ફરી. અને પોતાના પિતા-વિક્રમસિંહને જાસુસના આવ્યાની ખબર આપી વિક્રમસિંહ, સ્નેહચંદ્ર, સરયુબાળા અને મૃણાલની એ સર્વે વિશ્વામિત્રને મળવા ત્વરાથી બાગમાં ગયા. તેઓને આવતાં જોઈ વિશ્વામિત્ર તેઓની સામે ગયો વિશ્વામિત્ર, વિક્રમસિંહ અને સ્નેહચંદ્ર સાથે વાત કરતો મકાન તરફ ચાલ્યો મૃણમયી પણ પોતાની બે બ્હેનોની મીઠી મશ્કરી આનન્દથી ઝીલતી મકાનમાં ગઇ. પ્રસંગોપાત સ્નેહચંદ્રે, વિક્રમસિંહને, વિશ્વામિત્ર અને મૃણમયીના લગ્ન કરી આપવાનું સૂચવ્યું વૃદ્ધ વિક્રમસિંહે તો પ્રથમથીજ પોતાના મન સાથે એ પ્રમાણે તો જ નિશ્ચય કર્યો હતો તુરત, તેઓના લગ્ન નિર્વિઘ્ને પસાર થઇ ગયા અને વિક્રમસિંહે પોતાની અખુટ મીલ્કતમાંનો ત્રીજો ભાગ મૃણમયીને કન્યાદાનમાં આપ્યો. આ પ્રમાણે આ લઘુ વાર્તાનાં દરેક દરેક સુપાત્રો પોતાની જીંદગી આનન્દમાં ગુજારવા લાગ્યાં.

—ઇતિ—

# સુપાત્ર દાન મહિમા.

લેખક—બ્હેન શ્રી પ્રેમકુંવર જેઠાભાઇ.

દીલીપપુર કરીને એક ગામ હતું તે ગામની બહાર થોડે દુર ભરવાડનો નેસ હતો. આ નેસમાં ભરવાડ લોકોને રહેવાના પંદર વીશ કુબા તથા ઝુંપડીઓ હતાં આ નેસમાં બેચાર ભરવાડોના ઘર સાધારણ સુખપૂર્વક નિર્વાહ ચલાવતાં હતાં. આ ભરવાડો પાસે ઘેટા તથા બકરા સારી સંખ્યામા હતા અને તેઓ તેનું દુધ તથા ઉન વીગેરે વેચી પોતાનો નીભાવ કરતા હતા આ નેસમાં એક ગરીબ સ્થીતી વાળી એક ભરવાડણ રહેતી હતી અને તેનો રહેવાનો કુબો જોવાથીજ જોનારને જણાઇ આવે કે આ ડોશી દુઃખી હાલતમા હશે બીચારી ડોશીના કુબા ઉપર છાજ પણ પુરતું હતું નહી, ચોમાસાની ઋતુમા જો વરસાદ આવે તો સુવા બેસવા કે નાઘવા જેટલી પણ સુકી જગ્યા ભાગ્યેજ રહે. કુબાની અંદર જો નીહાળીએ તો માટીના બે પાત્રો તથા પથરના મોઇલા માણીગાને ચ ડાળા રાખેલી એક તાવડી જોવામા આવતી હતી એક બાજુ એકાદ બે જુના તથા ફાટેલાં ગોદડા શીવાય બીજું કશુ જોવામા આવતું નહોતું ગામના દરણા દળી તથા જંગલમાથી ઘાસ વાઢી આનીને તે વેચી તેમાથી તે નીભાવ ચલાવતી આ ડોસીને સહુ હીરીબાઇના નામથી ઓળખતા હતા આ ડોશીને એક ચૌદ પંદર વર્ષનો દીકરો હતો અને તેને સૌ જેસો કરીને બોલાવતાં હતા આ જેસો પાડોશીના ઘેટા તથા બકરા જંગલમા ચારવા માટે લઇ જતો હતો અને તેના બદલામા તે ભરવાડ તેને ખાવાને રોટલો આપતો, પરહેરવાના વસ્ત્રોને માટે તો કહેવુંજ શું? જેસાનાં ફાટેલાં વસ્ત્રોથી તેનું અરધું શરીર તો ઉઘાડું જોવામાં આવતું જેસો જેના ઘેટાં બકરાં ચારતો તે ભરવાડનું નામ બુરો હતો. જેસો જ્યારે બુરાને ઘેર ઘેટા તથા બકરા ચારવા માટે લેવાને ગયો ત્યારે બુરાના દીકરાને વાસણની અંદર દુધની બનાવેલી ખીર નાખીને ખાતા જોયો જેથી જેસાએ પોતાના બાળ સ્વભાવને લઇને તેનીમા પાસે ગયો ને કહ્યું કે 'બુરા આતાનો છોકરો આ ટાણે ખીર ખાતો હતો તો મને પણ તું ખીર રાંધી આપ અને તે ખાધા પછીજ હું ઘેટા બકરાં ચારવા જઇશ "હીરી ડોશી બોલી" દીકરા આપણે તો ગરીબ માણસ કહેવાઇએ, આપણે ખાવા પીવામા મોટા વાદ કરીએ નહી આ સાંભળી જેસો તો બા બા આગળ ઉભો ઉભો રડવા લાગ્યો ડોશીએ પોતાના ખોળામા લઇને હેતથી ચાંપ્યો અને ઘણુ એ સમજાવવા લાગી અને કહ્યું કે "દીકરા ખીર દુધ વીના હું કયાથી કરી આપુ? આપણા ઘરમા ખાવા માટે છાશ પણ નથી તને ખબર નથી કે કોઇ કોઇ વાર તને ચટણી ને રોટલો કે લુખો રોટલો આપવો પડે છે તો હું દુધ કયાથી લાવી આપુ?" આવી રીતે જસાને બહુજ સમજાવવા લાગી પણ જસો હઠીલા સ્વભાવનો હોવાથી તેણે પોતાની હઠ છોડી નહી અને ડોશી પણ માથાકુટ કરીને કંટાળી ગઈ અને પોતાની ગરીબી હાલતનો વીચાર કરતા આંખમાં આંસુ ભરાઇ આવ્યા અને દીકરાને કહેવા લાગી કે "બેટા! ભગવાને આપણને નીરધનીયાં બનાવ્યાં છે પૂર્વે કંઇક પાપ કર્યાં હશે તેથી તેનાં આ ભવે ફળ ભોગવીએ છીએ, બેટા! પ્રભુ દયા કરશે તો સૌ સારાં વાનાં થશે, માટે જે ખાવા પીવા મળે તેમા આનંદ

માની લે આવી રીતે છોકરાને બહુ સમજાવવા લાગી આ વાત સુરા ભરવાડની વહુ લાખી પોતાના ઝુપડામાં બેઠી બેઠી સાંભળતી હતી તેથી તેના હૃદયમાં દયા આવી અને લીરીને ત્યાં આવીને કહ્યું કે "બાઇ લ્યો આ દુધ અને ચોખા દીકરાને ખીર કરીને ખવરાવો વળી કોઇ વખત જોઇએ તો લઇ જજો તમારો દીકરો તે મારોજ છેના! ઇશ્વર જેવો વખત આપે તેવો નીભાવી લેવો. લીરી ડોશીએ તરત ચુલો સળગાવ્યો અને દુધને ઉકાળવા મુકી તેમાં ચોખાપણ નાખ્યા. પાડોશમાંથી થોડી ખાંડ માગી લાવી તેમાં નાંખી અને થોડીવારમાં ખીર તૈયાર કરી નીચે ઉતારી. જસો ખાવાની ઉતાવળ કરવા લાગ્યો તેથી તેની માએ માટીના સાનકામા ઠારવા માટે નાખી અને પોતે પાણીનો ઘડો લઇને પાણી ભરવાને ગઈ. એટલામાં એક જૈન સાધુ રસ્તે ચાલતાં ચાલતાં રસ્તામાં આ નેસ આવતા અંદર આવ્યા અને જે ઝુપડામાં જસો પોતાના ખાવા માટે ખીર ઠારીને બેઠો હતો, તે ઝુપડાના બારણા આગળ આવીને ઉભા. આ સાધુને એવો નીયમ હતો કે એક માસ સુધી અપવાસ કરવા અને એક દીવસ પારણું કરવું આવો કઠણ ટેક હમેશને માટે નીભાવતા હતા અને ધર્મધ્યાન કરતા હતા અપવાસનો એક માસ પુરો થયો હતો અને આજે પારણું કરવાનો દીવસ હતો તેથી પારણું છોડવા માટે ખાવાની કંઇ વસ્તુ મળે એવી ધારણાથી આ નેસમાં આવ્યા હતા, તેથી જ્યાં જસો બેઠો હતો તેની આગળ આવી બોલ્યા "કેમ ભાઇ ખાવા માટે કંઇ સુઝતી વસ્તુ છે?" ત્યારે જસાએ કહ્યું કે "મહારાજ, મારા ઘરમાં અત્યારે તો ખાવા માટે રોટલો પણ નથી પણ આ ખીર તૈયાર છે માટે તે તમે લ્યો." એમ કહીને સાનક ઉપાડી મહારાજને આપવા જાય છે ત્યારે મહારાજે કહ્યું કે "ભાઇ, એ ખીર તો તારે ખાવા માટે બનાવી છે તો તું ખા. મારે એ જોતી નથી." આ સાંભળી જસાને મનમાં થયું કે મહારાજ ભુખ્યા હશે ને મારે ઘેરથી ભુખ્યા જાય તે ખોટું થાય. એમ વીચાર કરતાં તેના હૃદયમાં બહુજ તીવ્ર ભાવ ઉત્પન્ન થયો અને સાધુને કહ્યું કે "મહારાજ, તમે ખીર નહી લીઓ

તો હું પણ તે ખાવી નથી. માટે તમારે લેવીજ જોશે જો તમારે બધી લેવાની ઇચ્છા

જોઇએ આમાંથી અરધી લ્યો. એમ કહીને મહારાજના પાત્રમાં નાખવા ગયો હુલ્લા-

કામમાં મદદ પમાં એકદમ ખીર પાત્રમા પડી ગઇ, મહારાજે વીચાર કર્યો કે મારા

હતો. તે દરમ્યાન ... હવે તેને કામ શી રીતે આવે? મહારાજ કહેવા લાગ્યા કે ભાઇ, તે

આનન્દમા વિક્ષેપ ના...

વિક્રમસિંહને જાસુસના દીધી પણ હવે તું શુ ખાઇશ! જસાએ કહ્યું કે "હે મહારાજ

મૃણાલની એ સર્વ વિશ્વામિત્ર આ ખીર તમારા ખાવામાં આવી તેથી મને બહુ આનંદ થયો

મિત્ર તેઓની સામે ગયો વિશ્વામિત્ર, તેમ વળી મળી રહેશે! મહારાજને એક માસ અપવાસનું

તરફ ચાલ્યો મૃણાલની પણ પોતાની બે બ્હેનોની માફક અને ત્યાંથી રસ્તે ચાલતા થયા જસાને

ગઇ પ્રસંગોપાત સ્નેહચંદે, વિક્રમસિંહને, વિશ્વામિત્ર અને મૃણાલની ગએલી અને આમ-

સૂચવ્યુ વૃદ્ધ વિક્રમસિંહે તો પ્રથમથીજ પોતાના મન સાથે જો પાણીનો ઘડો ભરીને આવી

હતો ટુકમા, તેઓના લગ્ન નિર્વિઘ્ને પસાર થઇ ગયા અને વિક્રમ વીચાર કરવા લાગી કે

માલમિલકતનો ત્રીજો ભાગ મૃણાલનીને કન્યાદાનમાં આપ્યો આ પ્રમાણે પણ ધરાયો નહી તેથી

ગયો હશે તેથી તેની

દરેક સુપાત્રો પોતાની જીંદગી આનન્દમાં ગુજારવા લાગ્યો.

નજર માની પણ લાગે!

—ઇતિ—

સખ્ત દુખારો ઉપડ્યો અને

તેથી ધ્રુસ્કે પાડી તેની મા પાસે રડવા મંડ્યો. બીચારી ડોશી વીચારમા પડી ગઇ ને મનમનિ મનમા કહેવા લાગી કે હજુ હમણાં સુધી તો હસતો રમતો હતો અને આટલી વારમાં આમ એકાએક પેટમા કેમ દુખવા માડ્યુ હશે? હવે શુ કરવુ ? એમ કહી જસાની પાસે ગઇ ને તેના શરીરપર હાથ ફેરવવા લાગી પણ જેસાને તો એકદમ પીડા વધી અને જમીનપર લોટો થઇને પડ્યો અને તેનો જીવ ચાલ્યો ગયો ડોશી તો તદ્દન હારી ગઇ, બે ભાન થઈ ગઇ, ચિત્રભ્રમ જેવી થઇ ગઇ અને ધ્રુસ્કે પાડી રોવા લાગી. અરે કોઇ આવો, અરે આ મારા લાડકવાયા દીકરાને બચાવો અરે કોઇ જુઓ તો ખરા, મારા દીકરાને શુ થઈ ગયુ ?"એમ કહી છાતી કુટવા લાગી અને માથાના વાળ ખેંચવા લાગી પ્રભુ ! મારા એકના એક પુત્રને તે શું કર્યું ? અરે પ્રભુ ! તમને આ રંક ડોશી પર જરા પણ રહેમ ન આવી? અરે મારૂં એકનું એક પુત્ર રૂપી રત્ન આ રંકડી પાસેથી શા માટે છીનવી લીધુ ? હે નાથ ! મે તારો શો અપરાધ કર્યો છે ? હે પ્રભુ ! તે મને શા માટે મારી ન નાખી? અરે હું મરી ગઇ હોત તો મારે આ જોવુ તો ન પડત ! ડોશીનો હૃદય ભેદક તથા કરૂણાજનક અવાજ સાભળીને આડોશી પાડોશી ઓ આવી પહોચ્યાં અને કહેવા લાગ્યાં કે શુ થયુ ? આઇ જેસાને શુ થયુ ? પણ જુએ છે તો જેસાના પ્રાણ નીકળી ચાલી ગયા હતા આવેલી બૈરાંઓ બે ભાન થઇ પડેલી ડોશીને ઉઠાડી આસના વાસના કરવા લાગ્યાં તથા ધીરજના શબ્દો ઉચારવા લાગ્યાં "સંસારમાં એક બીજા લેણદેણના સંબંધે ભેગાં મળે છે તે સંબંધ પુરો થયે સૌ સૌને રસ્તે પડી જાય છે તેમાં હર્ષ શોક કરવો વ્યર્થ છે સંસાર એ એક મુસાફરખાના જેવો છે મુસાફરખાનામા અનેક પથિકો આવી રાતવાસો કરે છે, સવાર થતે સૌ સૌને રસ્તે પડે છે તો આ સંસારની ઘટમાળ પણ તેના જેમજ છે માટે હૃદયમા ધૈર્ય રાખી પ્રભુનું સ્મરણ ધ્યાન કરવું એજ સાચુ છે " આવા વચનો ડોશીએ સાભળતાં હૃદયમાં શાન્તી તો આવી પણ બીચારી ડોશીને માથે દુખનું વાદળ તુટી પડ્યુ હોય તેમ થયુ. પણ ઇશ્વરી નીયમ આગળ ડોશી બીચારી શુ કરે ! રડી રડીને બેશી રહી લાચાર બની ગઇ અને પોતાના દિવસો દુખમાં તથા પુત્રના વિયોગથી ઝુરી ઝુરી કાઢ્યા

જસાના સુપાત્રદાનના પ્રભાવે કરીને રાજનગરી નામના શહેરમા ધનાશા નામના વણીક ધનાઢ્ય ગ્રહસ્થને ત્યા તેની સ્ત્રી ભદ્રાને પેટે અવતાર લીધો ભદ્રા સદ્‌ગુણી અને પતિવ્રતા સ્ત્રી હતી. આ સ્ત્રીને પેટે જસો ભરવાડ કે જેણે મહા મહેનતે ખાવા માટે મળેલી ખીર પોતે ન ખાતાં સાધુશ્રીને એક માસના અપવાસનું પારણુ કરાવ્યુ તે સુપાત્ર દાનના પ્રભાવે કરીને અવતાર લાધો આ શહેરમા ધનાશા નગર શેઠના નામથી ઓળખાતા હતા. તેનો ઉદાર સ્વભાવ તથા હૃદય દયાળુ હતુ પોતાને કઈ સતતી ન હોવાથી પ્રભુ ભક્તિમાં સતત પરોવાયેલુ હતુ અને અહોનીશ ધર્મપરાયણ રહેતા પોતાનો વેપાર આ શહેરમાં તેમજ બીજા દેશ પરદેશમાં બહુ ચાલતો હતો અને તેના નામની પેઢીઓ પણ હતી આ શેઠની દેશપરદેશમા કીર્તી બહુજ ફેલાયેલી હતી તેની ઉદાર વૃત્તિનાં વખાણ સાભળી રંક તથા ભીખુકોની ભીડ તેના ઘરેથી પાસેથી ઓછી થતીજ નહી. ધનાશા શેઠનો પરોપકારી સ્વભાવ હોવાથી કોઇને પણ નીરાશ થઇ જવા દેતા નહી વળી તેની સ્ત્રી પણ તેના

સ્વભાવને મળતીજ હતી. તેનો જીવ પણ પુણ્યશાળી હતો. તે શાન્ત અને આનંદી સ્વભાવની હતી. તેનું ચીત્ત સ્વામીની સેવા કરવામાં, પોતાના પતિવ્રતના નીયમો પાળવામાં અને પ્રભુની ભક્તિ કરવામાંજ જોડેલું હતું આ સુખી જોડું પોતાના દીવસો ઘણાજ આનંદમાં તથા અનેક વૈભવો ભોગવતાં પોતાના દીવસો વ્યતીત કરે છે. આ ભદ્રા શેઠાણીને ત્યાં જ્યારે પુન્યશાળી જીવે જ્યારે પુત્ર રૂપે અવતાર લીધો ત્યારે તેનો જન્મ થતાંજ ભદ્રાના હૃદયમાં આનંદનો તો પાર રહ્યો નહી. કંઇ પણ સંતાન ન હોવાથી પુત્ર રૂપે રત્ન સાંપડયું તો પતિપત્ની હર્ષ ઘેલાં થાય તો તેમાં નવાઇ નહી. ગરીબ અને અનાથોને અન્નવસ્ત્રનાં પુષ્કળ દાન કર્યાં અને બારમે દીવસે જોશીને બોલાવી શુભપળ જોઇને તે બાળકનું નામ સારીભદ્ર પાડયું. સારીભદ્ર તો ચંદ્રની કળા જેમ દીન પ્રતીદીન વધતી જાય તેમ વધવા-લાગ્યો, શ્રીમંતનું બાળક પછી તેના લાડલડાવવામાં તથા લાલન પાલન કરવામાં ખામી શું રહે ?

જેમ જેમ સારીભદ્રની ઉમર વધવા લાગી તેમ તેમ તેની મુખ કાન્તી પણ તેજસ્વી થવા લાગી. તેના મુખારવિંદ ઉપર દરેક વખતે હાસ્યનીજ છાયા છવાઇ રહેલી જોવામાં આવતી હતી અને તેની બોલી પણ ઘણીજ મધુરી અને સાંભળનારને અતી પ્રીય લાગે તેવી હતી. સમયને જતાં વખત લાગતો નથી' તે નીયમ અનુસાર સારીભદ્રની ઉમર ૧૮ વર્ષની થઇ હતી. સારીભદ્રના જન્મ પછી તેની માતાને પેટે એક પુત્રીનો જન્મ થયો હતો તેની ઉમર પણ પંદર વર્ષની થવા આવી હતી. બંને બાળકો યોગ્ય વયે પહોચતાં તેમના લગ્ન કરવાનો વિચાર માત પીતાને થયો. સારીભદ્રના પીતાએ પોતાના એકના એક લાડકા પુત્રને એક પછી એક એમ બત્રીસ સ્ત્રીઓ પરણાવી અને પોતાની પુત્રીનું લગ્ન ધનાશા નામના એક બીજા વણીક ગ્રહસ્થની સાથે કર્યું. આ ધનાશા બુદ્ધીશાળી હોવાથી સારો વિદ્યાભ્યાસ કરી એક વિદ્વાનની ગણનામાં ગણાતો હતો. તેનાં માતાપિતા પણ પૈસા ટકે સુખી હાલતમા હતાં તેમજ શહેરમાં આબરૂદાર ગણાતા હતાં. ધનાશા વેપારમાં ઉતરેલો હતો તેથી તેણે આ શહેરમા કાપડની બે દુકાનો મોટા પાયા ઉપર કરી હતી અને તેને ત્યા બહાર દેશાવરના ઘરાકો ઘણા આવતા તેમજ કાગળ લખીને માલ મંગાવી લેતા આખા શહેરમા તેની દુકાન ભરોસાને પાત્ર ગણાતી હતી અને ગરીબથી શ્રીમંત સુધી સર્વને એકજ વ્યાજબી ભાવથી માલ આપતા અને થોડા નફામાં પણ ધનાશા સંતોષ માનતા ધનાશાનો પ્રમાણીકપણાનો બદલો ઇશ્વર તરફથી મળતો હોવાથી ધનાશા પણ પોતે બને દુકાનનું કામ વીશેષ ભાગે ન કરતાં નોકરો અને મુનીમના હાથથી કામ લેતા અને રાત્રી તથા દીવસનો ઘણો ખરો ભાગ પ્રભુ ભજન તપ ધ્યાન ઇત્યાદીમાં વ્યતીત કરતા હતા.

હવે સારીભદ્રની ઉમર આ વખતે આશરે ૨૫ વર્ષના જેટલી લાગતી. શરીરનો બાંધો મજબુત, મોઢું પણ ભરાવદાર અને શરીરનો વર્ણ પણ ગોર જણાતો હતો. સારીભદ્ર તદન સાદા પોષાકમાં ગાદી ઉપર બેઠેલો હોય ત્યારે પણ તેના તેજસ્વી કપાળ તથા તેજસ્વી મુખારવિંદથી જોનારને સ્વાભાવીક એમજ થતું કે આ કોઇ મહા પુણ્યશાળી જીવ છે. પોતાની ઉમ્મર જેમ જેમ મોટી થતી જાય છે. તેમ તેમ તેના પીતાશ્રી વૃદ્ધાવસ્થાએ પહોચતા જાય

પીતાશ્રી વૃદ્ધા વસ્થાએ પહોચ્યા છતાં પણ તેના પુત્ર, સારીભદ્રને તો વહેવારીક વેપાર

ઇત્યાદીની ઉપાધીમાં નહી નાંખતા પોતાના એકના એક પુત્રનું લાલન પાલન કરવામાં તથા વૈભવો ભોગવામાં આનંદમાં રહેવા અનેક પ્રકારની સગવડતાઓ કરી રાખેલી કે જેથી પોતાના વહાલા પુત્રને જરાપણુ આનંદનો ભંગ ન થાય. પુત્રની આવડી મોટી વય થયા છતાં પણ કોઈ દિવસ શહેરમા નીકળ્યો હોય અગર ફરવા નીકળ્યા હોય એમ કદી બન્યુજ નહોતુ મતલબમાં ઘરની બહાર પગ પણ કદી મુકયો નહોતો પણ હવેતો પીતાનું શરીર દીન પ્રતી દીન વૃદ્ધાવસ્થાને લીધે શીણુ થતુ ગયું અને ત્યાર બાદ ચાર પાંચ વર્ષ વીત્યા બાદ તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો અને તેનો પુણ્ય શાળી આત્મા સ્વર્ગમા સીધાવ્યો. સ્ત્રીને પોતાના પતિ છે તો સર્વસ્વ છે પતિ તે સ્ત્રીને સુખ દુઃખ રૂપી તાપ વીખેરી શીતળતા ઉપજાવનાર છત્ર રૂપે છે તેવી રીતે સારીભદ્રના માતુશ્રીને પોતાના પતિ રૂપી છત્રનો નાશ થવાથી હૃદયને ઘણો આઘાત થયો વયનો સર્વ આનંદ નાશ થયો વહાલા પુત્ર સારીભદ્રનું સુખ કમળ જોઇ કંઇક શાન્તીને પામતું પોતાનું ચીત્ત પ્રભુભજનમાં જોડી પોતાનું જીવન વ્યતીત કરવા લાગી.

માતાને પોતાનો પુત્ર મોટી વયનો થાય તો પણ તેને મન તો ન્હાનો ને ન્હાનોજ લાગે. ભદ્રા શેઠાણી પણ પોતાના વહાલા પુત્રને જરાપણુ શ્રમ ન પડે તેને માટે બહુજ કાળજી રાખી ધ્યાન આપ્યા કરતાં હતા. અને વેપાર વણુજનું કામ પણ પોતાની દેખરેખ નીચે પોતાના મુનીમો તથા નોકરોના હાથથી લઇ પુત્રને શેઠ ઠરાવ્યા હતા તે વખતની રીતભાત સાચવ્યો હતો. સારીભદ્ર પોતાની બત્રીસ સ્ત્રીઓની સાથમાં રહી વૈભવ ભોગવતો, તેમજ તેની સ્ત્રીઓ પણ સદ્ગુણવાળી હોવાથી સર્વ તેની સેવા તનમનથી કરતી અને સતી સ્ત્રીઓના ધર્મને બર્મ સમજીને તેને સારી રીતે આચરણમાં મુકવા દરેક પ્રકારે પ્રયત્ન શીલ હતી સારીભદ્રે ખાસ કારણ શીવાય છત્રીપલંગથી નીચે પગ પણ મુકયો હશે નહી એમ તેના પગના તળીઆની સુન્દરતા તથા કોમળતા જોતા જોનારને અનુમાન થતું હતું અને તે અનુમાન કેટલેક અંશે સાચું હતું ઇશ્વર કૃપાથી સર્વ પ્રકારે તેને મન આનંદ અને આનંદનીજ છાંયા છવાઇ રહી હતી સારીભદ્રનો વૈભવ જોતા જોનારના હૃદયમા સ્વર્ગનાં સુખ પણ તુચ્છમાન લાગ્યા વીના રહે નહી આ ઉપરથી વીચાર કરી જોઇશુ તો સ્પષ્ટ સમજાશે કે અહા ! એક સાત્વીક વાતનો કેવો પ્રભાવ ? આવી જાહોજલાલી છતા પણ સારીભદ્રને તે સંપતિનું લેશ પણ અભીમાન હતું નહી અને હૃદયમા સમજતો કે " આમા મારૂં શુ છે ? કશુ નહી ! હું આવ્યો ત્યારે સાથે શુ લાવ્યો હતો ? તેમ પ્રાની દુનીયા તજી જઇશ ત્યારે સાથે શુ લઈ જઇશ ? " તે સારીભદ્રે તેના જ્ઞાન રૂપી ચક્ષુથી સર્વ જોઇ પોતાના મોહનો નાશ કર્યો હતો. ઉપર ટપકે સર્વ ભોગવતો છતા હૃદયમા કંઇ પણ વાસના હતી નહીં.

એક સમયે બહાર દેશાવરથી એક સોદાગર સાંજની વખતે આ નગરીના દરવાજા આગળ પોતાના માણુસો સહીત આવી દરવાનને પુછયુ કે " ભાઇ, આ શહેરમાં એવી કઇ જગ્યા છે કે જ્યા અમે બેચાર દિવસ સુખ પુર્વક રહી શકીએ ? ત્યારે દરવાને કહ્યું કે " ભાઇ, કીલ્લાની બહાર પણ ધર્મશાળાઓ છે તેમજ શહેરમાં પણ તમોને રહેવાની સગવડ થઇ જશે તોપણ પેલી સામી દેખાય છે તે ધર્મશાળા અહીના માજી દીવાન સાહેબની બંધાવેલી છે. તે દીવાનજીકી સરાઇના નામથી ઓળખાય છે ત્યા તમોને સુવા બેસવા માટે સર્વ

સામગ્રી તૈયાર મળશે અને ત્યાં તમે સુખ પુર્વક રહી શકશો." આ સાંભળીને સોદાગરે ત્યાં જઈ ઉતારો કર્યો. ત્યાર બાદ સવાર થતાં નાહી ધોઈ જે ઇચ્છાથી, આ શહેરમાં આવ્યો તે ઇચ્છા પૂર્ણ કરવાને શહેર તરફ ચાલ્યો શહેરમાં થોડે જઈ રસ્તાપર આવતા જતા લોકોને પુછ્યુ; "કેમ ભાઇ, આ શહેરના મહારાજાના મહેલ તરફ જવાનો રસ્તો ક્યાં છે?" ત્યારે એક ગ્રહસ્થે કહ્યું કે "ભાઇ હજુતો તે આહીથી ઘણે દુર છે. મહારાજાના મહેલ ઘણા છે, પણ હાલમાંતો વીલાસ ભુવન નામના મહેલમાં તે બીરાજે છે અને તે આંહીથી દોઢ બે માઇલનો રસ્તો છે માટે ગાડી કરીને જશો તો વહેલા પહોંચાશે." સોદાગરે આ સાભળીને એક ગાડી ભાડે કરી રાજ મહેલ તરફ ચાલવા માંડયું. મહેલ આવી પહોંચ્યો. ત્યાં જઈ તપાસ કરતાં એક હજુરી તેની પાસે આવ્યો. સોદાગરે કહ્યું કે "હું એક સોદાગર છું, દેશ પરદેશમાં ફરનારો છુ. અહીંના મહારાજા સાહેબની કીર્તિ સાભળતાં તેમને એક અમુલ્ય વસ્તુ દેખાડવા આવ્યો છું." હજુરીએ આવી મહારાજાને પ્રણામ કરીને વીનંતી કરી કે સાહેબ! બહાર કોઇ એક આપનું નામ સાંભળી સોદાગર આવેલ છે અને તે કહે છે કે મહારાજા સાહેબને એક અમુલ્ય વસ્તુ બતાવવા માટે લાવ્યોછુ તો આપ નામદારનો જેવો હુકમ. મહારાજાએ કહ્યું કે "સોદાગરને આંહી હાજર કરો" હુકમ થતાંજ હજુરી તે સોદાગરને મહારાજા પાસે તેડી ગયો તેણે મહારાજાને પ્રણામ કર્યા. મહારાજાએ સોદાગરને બેસવા આસન આપ્યું અને આવવાનું કારણ પુછ્યું. સોદાગરે રત્નકમળ નામના પહેરવાના અમુલ્ય વસ્ત્રો મહારાજા સનમુખ રજુ કર્યા. મહારાજા જોતાંની સાથ દીગ થઈ ગયા ચક્રવર્તી રાજા થયા છતાં આવા અમુલ્ય વસ્ત્રો પોતાની દ્રષ્ટીએ આવ્યા નહોતાં જેથી વીચાર કર્યો કે આવાં વસ્ત્રો તો રાણીજીને પણ બતાવવા માટે મોકલ્યાં હોય તો સારૂં, એમ હજુરીને હુકમ કર્યો કે આ વસ્ત્રો દાસી મારફત રાણીઓને બતાવવા મોકલો હજુરીએ તે વસ્ત્રો રાણીવાસમા મોકલ્યાં. સુભદ્રા નામની મહારાજાની માનીતી રાણીએ જ્યારે આ વસ્ત્રો જોયાં ત્યારે, તે બહુજ આનંદીત થઇ અને વીચાર કર્યો કે "આ વસ્ત્રોતો મારે ગારેજ લેવાં." એમ કહીને દાસીને હુકમ કર્યો કે "હજુરીને કહેદે, આ વસ્ત્રો મહારાજા મારે માટે ખરીદ કરે એવી મારી વીનંતી છે" એ વાત મહારાજા આગળ આવતા સોદાગરને તેની કીંમત પુછી ત્યારે સોદાગરે કહ્યુ-"મહારાજા સાહેબ આ રત્નકમળનાં જે વસ્ત્રો છે તે એક વસ્ત્રની કીંમત સવા લાખ રૂપીઆ થાય છે. આવાં અનેક વસ્ત્રો જુદા જુદા પ્રકારનાં મારી પાસે હાલ તૈયાર છે. હુકમ હોયતો બતાવું. મહારાજા એક વસ્ત્રની કીંમત સાભળતાં અચંબો પામ્યા અને વીચાર કરવા લાગ્યા કે એક રાણીને માટે લઇએ અને બીજીઓ માટે ન લઇએ તે અન્યાય કહેવાય. વળી દરેક રાણીને માટે ફક્ત વસ્ત્રોને માટે લાખો રૂપીઆનો ખર્ચ કરી નાખવો તે પણ રાજ્યને વધારે ખર્ચ લાગે, કારણ કે રૈયત તરફથી મળેલા પૈસા આવા વૈભવ ભોગવવા વાળી વસ્તુઓમા વાપરી નાંખવા તેના કરતાં સદુપયોગ કરવો તે સારૂં ગણાય એમ ધારી મહારાજાએ સોદાગરને તે લઈ શકાય એમ નથી એમ જણાવ્યુ, તો પણ પોતાનું નામ સાંભળી આવેલો તેથી તેને પહેરામણી કરીને વીદાય કર્યો. સોદાગર પોતે જ્યાં આવીને રહ્યો હતો ત્યાં ગયો અને વીચાર કરવા લાગ્યો કે મહારાજાનું નામ સાંભળી આંહી સુધી આવ્યો અને મારી ઉમેદ બર આવી નહી તોપણ ગામમાં તપાસ કરી જોઉં કે કોઇ ગૃહસ્થ એવા છે કે મારૂં એક વસ્ત્ર પણ ખરીદી શકે!

તપાસ કરતાં જણાયું કે સારીભદ્ર નામના નગરશેઠ છે અને તે મહા ધનાઢ્ય છે તે કદાચ ખરીદશે. એ સાંભળીને તેના હૃદયમાં આનંદ થયો અને કંઇક આશા બંધાણી સારીભદ્રનું નામ પુછતો પુછતો સોદાગર ચાલ્યો. એક માણસે આંગળી કરી બતાવ્યું કે "પેલો સામો મહેલ જે દેખાય છે તે સારીભદ્ર શેઠનો છે ત્યાં જાઓ." ત્યાં જતા દરવાજા આગળ પહેરેગીરે અટકાવ્યો અને પુછ્યુ કે કોનું અને શું કામ છે? ત્યારે સોદાગરે જણાવ્યું કે મારે શેઠ સાહેબને મળવું છે અને એક વસ્તુ દેખાડવાને લાવ્યો છું. ત્યારે પહેરેગીરે કહ્યું કે શેઠ સાહેબ તમને મળી શકશે નહી પણ તેમનાં માતુશ્રી તમો ખાસ કામ હશે તો મળશે માટે તમે આંહી બેસો હું ખબર મોકલાવું છુ. પહેરેગીરે એક માણસ મારફત ખબર મોકલાવ્યા. સારીભદ્રનાં માતુશ્રીએ તે ખબર પોતાના મુનીમને આપ્યા. મુનીમે તે સોદાગરને બોલાવ્યા અને પોતાના બેસવાના રૂમમા આસન આપ્યુ અને આવવાનુ' કારણ પુછ્યુ. સોદાગરે વસ્ત્ર રજુ કરી સર્વ હકીકત કહી સંભળાવી. મુનીમે દાસી મારફત વસ્ત્રો મોકલાવીને સોદાગરે કહેલી' હકીક્ત કહેવરાવી મોકલી. દાસીએ તે પ્રમાણે હકીકત રજુ કરી સારીભદ્રના માતુશ્રી તે વસ્ત્ર જોઇ ખુશ થયાં અને દાસીને કહ્યુ કે જા મુનીમને કહે કે "આ સોદાગરની પાસેથી બત્રીસ વસ્ત્રો લ્યો અને તેની કિંમત થાય તે ઉપરાંત બીજી વીશ લાખ સોના મહોર તથા અલંકારો બનાવવા માટે મોતી નીલમ માણેક વીગરે તે ખુશી થાય તે પ્રમાણે તેને આપી માન પુર્વક સત્કાર કરી વિદાય કરો." હુકમ પ્રમાણે મુનીમ સાહેબે સોદાગરને અર્પણ કર્યું. સોદાગરને પણ પોતાની વસ્તુની કીંમત કરતાં સેંકડો ગણી વધારે કીંમત મળવાથી હૃદયમા ઘણો આનંદ થયો અને હૃદયના આનંદના ઉભરાથી મળેલી ભેટની વાતો પોતાના પરીચયમાં આવનારા પુરૂષો પાસે કરવા લાગ્યો. એક પાસેથી બીજા પાસે, એમ એક પછી એક કર્ણદ્વારા તે વાત મહારાજા શ્રેણિકની રાણી સુધી પહોચી અને વાત સાંભળતાં વીસ્મય બની ગઇ અને મનમા વીચાર કરવા લાગી કે "અહા! આપણી નગરીની અંદર એવો કોણ મહાન ધનાઢ્ય પુરૂષ છે કે જેણે અમારા ખજાનામા હીરા માણેક છે તેનાથી પણ કીમતી ઝવેરાત એક સોદાગરને ભેટ તરીકે આપ્યુ! આવા મહાન્ પુરૂષો આપણા રાજ્યમાં છે તેની તો મને આજેજ ખબર પડી" આમ વીચાર કરે છે ત્યાં થોડીવારમાં તો મહારાજા પધાર્યા. મહારાજાએ હસતે મુખે રાણી તરફ જોયુ ને બોલ્યા 'કેમ રાણીજી કંઇ વીચારમા દીસો છો?" મહારાજાના બોલવાથી રાણીએ સાંભળેલી બીના જાહેર કરી અને કહ્યું કે "આપણે ત્યાં જે સોદાગર આવેલો તેની પાસે જે અમુલ્ય વસ્ત્રો હતા તે અહીંના એક ગૃહસ્થને ભેટ આપ્યાં અને તેના બદલામાં તેને કીંમતી ઝવાહીરોની ભેટ મળી છે કે તેવાં ઝવેરાત આપણા ખજાનાથી ભાગ્યેજ નીકળી શકે." રાણીના બોલવાથી મહારાજાને વીચાર થયો કે એ ગૃહસ્થને આપણે જાણવો જોઇએ અને આપણે એવા મહાન પુરૂષની હજુ સુધી પીછાણ નહીં તે કેવી નવાઇ! માણસ મારફત તપાસ કરાવ્યો અને તપાસ કરતાં માલુમ પડ્યુ કે અહીંના મરહુમ નગર શેઠ ધનાશાના પુત્ર સારીભદ્ર કરીને છે અને તેમના માતુશ્રીએ તે સોદાગરને સંદર્ઉ વસ્તુની ભેટ કરેલી છે. તે સાંભળી રાજા તથા રાણી હૃદયમાં પ્રસન્ન થયા. પોતાના નગર શેઠની આવી આવી બાદશાહી જાહોજલાલીની વાત સાંભળી તરત તેને મળવાની મહારાજા તથા રાણીની ઇચ્છા થઇ. તેથી તુરત પોતાના માણસને હુકમ કર્યો કે આપણા મરહુમ નગર શેઠ ધનાશાના ધર્મપત્ની ને ખબર આપો

કે મહારાજા તથા રાણી આપને મળવાની ઈચ્છા રાખે છે માટે તમારો અનુકુળ સમય આપશો કે તે પ્રમાણે અમે આવીએ. આ ખબર સારીભદ્રના માતુશ્રીને મળતા તેણે વિચાર કર્યો કે શ્રેણીક મહારાજા આપણે ત્યાં પધારે તે ઘણીજ આનંદની વાત છે પણ આ આ બાબતના ખબર મારે પુત્રને આપવા જોઇએ અને તે પણ મહારાજની મુલાકાત લેતો સારૂ કહેવાય. સારીભદ્રનો રહેવાનો મહેલ પોતાના કરતા અલગ હતો અને એ મહેલને સાત માળ હતા તેમા સાતમે માળે સારીભદ્રનું શયન ગૃહ હતું. ત્યા પોતાની બત્રીશ સ્ત્રીઓની સાથમાં અપુર્વ આનંદનો અનુભવ લેતો ઉત્તમ પ્રકારના વૈભવમા તલ્લીન થયેલો સારીભદ્ર દુનિયા કયા છે તેની પણ દરકાર કરતો નહી અને પોતાની સ્ત્રીઓના હાવભાવ, મદમદ હાસ્ય વાણીની મધુરતા અને શરીરની સોદર્યતામાં એટલો બધો લુબ્ધ બની ગયેલો કે માળની નીચે ભાગ્યેજ ઉતરવા પામ્યો હશે સ્ત્રીઓના પ્રેમરૂપી સાંકળથી સજ્જડ સપડાયેલો સારીભદ્ર સ્ત્રીઓના તરફથી મળતા સુખોમાંજ પોતાના જીવનનું સાર્થક સમજતો હતો

રત્ન જડીત પલંગપર કીનખાબના બનાવેલા ગાદલા બીછાવેલા હતાં, તેનાપર સાટીનની ચાદર બીછાવેલી હતી. આવા સુવાળા બીછાનાપર સારીભદ્ર બેઠેલો છે, એક સ્ત્રી ચમર ઢોળે છે, બીજી સ્ત્રી પગ ચંપી કરે છે ત્રીજી પવન નાખે છે, આવી રીતે દરેક સ્ત્રીઓ જુદા જુદા પ્રકારની પતિની સેવા કરવાના કામમા રોકાએલી હતી તેવામાં દાસીએ આવી ખબર આપ્યા કે "શેઠ સાહેબ આપશ્રીના માતુશ્રી અત્રે પધારે છે." માતુશ્રીનું નામ સાંભળી પલંગથી નીચે ઉતરી સામો ગયો. માતુશ્રીને આવતા જોઇ હસતે વદને માતુશ્રીને વીનય પુર્વક પ્રણામ કર્યા અને પોતાની સ્ત્રીઓના બેસવાના ઓરડામા પોતાની માતુશ્રીને તેડી ગયો. ત્યા એક સુવર્ણમય મખમલથી જડેલા કોચ ઉપર માતુશ્રીને બેસવા વીનય કર્યો અને પોતે પણ સામે એક ખુરશી પર બેઠો અને કહેવા લાગો-"પુજ્ય માતા! આપશ્રીને આજે આહી સુધી આવવાની તસદી કેમ લેવી પડી ? તે જો હરકત ન હોયતો મને જણાવવા કૃપા કરશો." સારીભદ્રને માતુશ્રીએ ઉત્તર વાળ્યો "બેટા! આપણે ત્યાં આજે સેણિક આવે છે, તેની ખબર આપવાને તારી પાસે આવી છુ એ સાભળી સારીભદ્ર બોલ્યો "માતુશ્રી! ઇશ્વર કૃપાથી આટલી સપતિ મલ્યા છતા વેપારમા હજુ બહુ મમતા રાખતા હો તેમ જણાય છે, હવે તો બહુ લોભ ન રાખો તો સારૂં 'સેણીક' આવે તેમાં મને શુ કહેવાનું હતું મુનીમને કહ્યું હોત તો તે પણ ખાલી પડેલી વખારોમાં નખાવવાની સગવડ કરાવત. આવી બાબતમાં તમારે જાતે તકલીફ લેવાની જરૂર નથી. તેમ મને પણ એ બાબતના કઇ ખબર આપવાનું પ્રયોજન હતું નહીં. આ સાભળી તેના માતુશ્રી ખડ ખડ હસી પડયા અને મનમા વીચાર કરવા લાગ્યા. અહા! મારા પુત્રને હજુ સેણીક રાજા તે કોણ તેની પણ ખબર નથી. વૈભવમા એવો તલ્લીન બની ગયેલો છે કે દુનિઆની પણ કઇ ખબર નહી? અહા કેવી નવાઇ? સંસારની વહેવારીક બાબતોમાં પ્રવીણ ન બનાવતાં માત્ર ખોટા લાડ લડાવ્યા તેનુંજ આ પરીણામ! મહારાજાનું નામ પણ જાણતો નથી ત્યારે તો બીજી વહેવારીક બાબતનું જ્ઞાન શુ હશે? બેટા, સારીભદ્ર! સેણીક કંઇ વેપારની વસ્તુ નથી. ભાઈ સમજ્યા વીના કે જાણ્યા વીના એક વખારમાં નાખવાનું કહે છે. તો આ તો કહેવત છે કે 'આવ્યો માલ તો કહે નાખો વખારમાં!' આના જેવો હિસાબ

થયો. શ્રેણીકતો આ નગરીના મહારાજા છે કે જેની છાયામાં રહી આપણે અમન ચમન, અને આનંદ સુખેથી ભોગવીએ છીએ. એ રાજા આપણા ધણી કહેવાય અને તે મહારાજા આપણે ઘેર તને મળવાને માટે આવે છે તો તેને આપણે આપણી આબરૂ પ્રમાણે આદર સત્કાર આપવો જોઇએ. માટે બેટા! વસ્ત્ર પહેરી તૈયાર થા. થોડા વખતમાં અહીં પધારશે, આમ વાત થાય છે એટલામાં તો એક દાસી આવીને બોલી:—"માતુશ્રી મુનીમ સાહેબ કહે છે કે જો હુકમ હોયતો મહારાજાને અહીં પધારવા માટે ખબર મોકલાવીએ. કારણ તેઓ રાહ જોતા હશે" ત્યારે કહ્યું કે ખુશીથી ખબર આપો ભલે પધારે. મહારાજાને નોકર મારફત ખબર મળ્યા અને પોતાની રાણી સાથે સારીભદ્રના મહેલે ગયા. ત્યાં દરવાજામાં પગ મુકતાં કીનખાબની જાજમ રસ્તાપર પાથરેલી અને તે દાદર ઉપર થઇ એક પછી એક એમ સાતમે માળ સુધી બીછાવેલી હતી. તેના પર મહારાજા ચાલતા ચાલતા ગયા. અમુક અંતરને છેટે બંને બાજુએ અતરના ફુવારાઓ ગોઠવેલા હતા તેમાંથી નીકળતી મધુર સુગંધ પણ હૃદયને શીતળતા ઉપજાવે તેવી હતી. આસપાસના બગીચાનો દેખાવ જોતાં ઘણો મનોહર લાગતો હતો. મહેલની અંદર દાખલ થતાં સારીભદ્રની માતુશ્રી તેના મુનીમો સાથે માન આપવાને હાજર રહેલાં હતાં તેથી સત્કારના શબ્દો બોલીને વિનય પુર્વક માન આપ્યું અને સારીભદ્રની મુલાકાત માટે ઉપલે માળે ચાલ્યા. બંને બાજુએ મહારાજા દ્રષ્ટી કરતા જાય છે અને મનમાં વીસ્મય પામતા જાય છે. જ્યાં જુએ ત્યાં સુવર્ણમય અને રત્ન જડીત વસ્તુઓ જોવામાં આવતી. રત્નજડીત પડદાઓ, રત્નજડીત તોરણો, રત્નજડીત ઝાલરો, જ્યાં ત્યાં જવાહીરનોજ ઉપયોગ કરેલો જોવામાં આવતો હતો. છઠ્ઠે માળે મહારાજા પધારવાના ખબર સારીભદ્રને મળતાં સામા લેવાને માટે આવ્યા. મહારાજાને જોહ જુહાર કર્યા અને કુશળ સમાચાર પુછ્યા અને પોતાના દીવાનખાનામાં મહારાજાને તેડી ગયો. એક રત્ન જડિત સીંહાસન ઉપર માનપૂર્વક બેસવાનો આગ્રહ કર્યો. સારીભદ્ર પણ એક ઉમદી કારીગીરીવાળા જડીત કોચ પર બેઠો અને તેના નોકરો એ મહારાજાને પંખા નાંખવા તથા ચમર ઢોળવા લાગ્યા. મહારાજાએ સારીભદ્રના મુખારવિંદ તરફ નીહાળતાં તેના પર ઘણોજ પ્રેમભાવ ઉત્પન થયો અને એ તેજસ્વી મુર્તી જોતાં જણાયું કે આ કોઇ મહાન પુન્યશાળી જીવ તેની મુખાકૃતિપરથી જણાઇ આવે છે. મહારાજાએ થોડી વાત કર્યા બાદ રજા માગી. સારીભદ્રે પોતાની આબરૂ પ્રમાણે મહારાજાને ઘણીજ ઉંચી કીમતના જવાહીરો એક થાળમાં ધરી, તથા ઘણીજ ઉંચી જાતનાં વસ્રો પણ થાળમાં મુકી ઘણી સોના મહોરો સાથે મહારાજાને નજરાણો કર્યો. મહારાજાએ પણ આ સારીભદ્રની સાહીબી જોઇને પોતાના સર્વ ગર્વનો ત્યાગ કર્યો. સારીભદ્રે મહારાજાને હાર તોરા અત્તર ગુલાબજળ વીગેરેથી સત્કાર કર્યો અને મહારાજા વીદાય થયા. નીચે સુધી સારીભદ્ર મુકવા આવ્યો અને મહારાજા ત્યાંથી જુદા પડ્યા અને કહેતા ગયા કે "તમારી મુલાકાતથી મને ઘણોજ આનંદ થયો છે અને હવે કોઇવાર દર્શનનો લાભ આપતા રહેજો" સારીભદ્રે પણ સામો ઘણાજ વીનયથી પ્રત્યુતર વાળ્યો અને ત્યાર બાદ પોતાના શયન ગૃહમાં દાખલ થયો. સારીભદ્રને આજનો શ્રમ વધારે પડતો લાગવાથી પોતાના પલંગપર જઇ સુતો તેની સ્રીઓ તેને પંખાથી પવન નાંખવા લાગી, પગ ચંપી કરવા લાગી. પાસેના ટેબલપરથી ગુલાબદાની લઇ થોડું ગુલાબ છાંટ્યું પણ સારી ભદ્રને

હ્રદયમાં એક જાતની ઉદાસીનતા આવી ગઇ. પોતાની પરમપ્રેમી સ્ત્રીઓ હાવ ભાવનાં વચનોથી બોલાવા લાગી પણ જાણે પોતાના ચિત્તને કંઇ ગમતું ન હોય તેમ તેની મુખાકૃતી પરથી સહેજ માલુમ પડી આવતું હતું. આ વાતની ખબર તેનાં માતુશ્રીને પડતાં તુરત ત્યાં આવ્યાં અને સારીભદ્રને પુછવા લાગ્યાં: "બેટા! કેમ આજે તારૂં આનંદી મુખકમળ કરમાયેલું લાગે છે તે તું મને જલદી જણાવ. હે પુત્ર! તને શું વીચાર હોય? મારી હૈયાતીમાં તને શાનું દુઃખ હોય કહે બેટા? મને સત્વર કહે" સારીભદ્રે કહ્યું: "માતુશ્રી, શું કહું? આજ દિવસ સુધીની મારી માન્યતામાં કેટલી બધી ભુલ! કેટલો બધો ફેરફાર! માતુશ્રી! હું એમજ ધારતો હતો, કે મારા ઉપર કોઈ ધણીજ નથી. મારાથી કોઇ મોટો નથી. આ નગરીનો મહારાજા અને તેનું નામ સેણીક અને તેની છાયામાં આપણે રહીએ છીએ, વીગેરે બાબતમાં હું કંઇ સમજતોજ નહી. મારી સમજણ ભુલ ભરેલી નીકળી, ખરે, પણ એ ભુલને મારે સુધારવી જોઇએ. બસ, હવે તો એક દીનદયાળ કૃપાસીંધુ ભક્તવત્સલ પરમાત્માની છાયામાંજ રહેવું. શ્રી મહાવીરની છાયામાં રહેવું અને તેનું જ શરણ ગ્રહણ કરવું, કે જે આ દુઃખરૂપ સંસારમાંથી પાર ઉતારનાર છે, બસ હવે દરરોજ એક એક સ્ત્રીનો ત્યાગ કરી બત્રીશ દીવસમાં બત્રીશ સ્ત્રીઓનો ત્યાગ કરી ઇશ્વરની ભક્તીમાં જ આરૂઢ થવું અને ધર્મધ્યાન તપ ઇત્યાદી વ્રત કરી જીવનનું સાર્થક કરવું અને બાકીનું જીવન પરમાત્માની અનન્ય ભક્તીમાં લીન કરવું, બસ એજ ખરૂં કર્તવ્ય, એજ ખરીનીષ્ટા." સારીભદ્રનાં માતુશ્રી આ સર્વ વાત સાંભળી વીચારમાં ગરકાવ થઇ ગયાં. પોતાના પુત્રના હ્રદયમાં વૈરાગ્યનો ઉદય થયેલો જોઇ વીચાર કર્યો કે પુત્ર કોઈ મેરહારી જીવ છે. પુર્વના પુણ્યે કરીને આવા ઉત્તમ વીચાર તેના હ્રદયમાં સ્ફુરેલા છે તે પરમાત્માની પરમકૃપાનું જ ફળ છે. આમ વીચાર કરી કરીને પોતાના મનનું સમાધાન પોતાની મેળેજ કરવા લાગી. તો પણ એકનો એક પુત્ર વળી પુત્ર પરના અલૌકીક પ્રેમને લીધે હ્રદયને બહુજ આઘાત થયો. અને પુત્રને ઘણું ઘણું સમજાવવા લાગી પણ કંઇ અસર થઈ નહી. હ્રદયમાંથી પુત્ર ભાવના શી રીતે દુર થાય? ઘણો ક્લેશ થયો, નયનોમાંથી આંસુ વહેવા લાગ્યાં, પણ કશો ઉપાય જોયો નહી. આ વાતની ખબર સારીભદ્રની બેનને પડી. સારીભદ્રની બેન પોતાના પતી ધનાશાને નવરાવ્યા પહેલાં તેલ મર્દન કરે છે ત્યારે ઉભી ઉભી વીચારમાં પડી ગઇ. ત્યારે તેના પતી ધનાશાએ કહ્યુ "કેમ સતી, આજે મુખારવિંદ ગ્લાની પામેલું કેમ જોવામાં આવે છે? અરે પ્રીયા! તારે તે એવું શું દુઃખ છે?" એમ કહીને તેની સામુ નીહાળવા લાગ્યો પણ જુએ છે તો આંખમાંથી ચોધાર આંસુઓ ચાલવા લાગ્યાં. ગદ્દગદ્દ કંઠે તે બોલવા લાગી પણ થોડીવાર બોલાયું નહી, તેણે કહ્યુ કે "મારે એક જ ભાઇ અને વળી સારીભદ્ર જેવો ભાઇ. તે મારા સાંભળવા પ્રમાણે દરરોજ એકેકી સ્ત્રી છોડીને બત્રીસ દીવસમાં સંસાર ત્યાગ કરવાના છે." એ વાત સાંભળીને ધનાશા બોલ્યા કે "અહો એમાં શું! એ તો મૂર્ખ છે કે દરરોજ એકેકી સ્ત્રીનો ત્યાગ કરે છે!" ત્યારે સારીભદ્રની બેનથી જરા બોલી જવાયું કે "સ્વામી, આપની વાત સત્ય છે, પણ કહેવું તે બહુજ સહેલું છે કરી બતાવવું તેજ કઠણ છે. તપ કરવું તે કંઇ સહેલ નથી. માત્ર બોલ્યેથી કંઇ થતું નથી." આ વચનો ધનાશાને તો વજ્ર સમાન લાગ્યાં. તેલનું મર્દન કરાવતો હતો. તે પડતું મુકીને એજ સ્થિતિમા અને ત્યાંથી તુરત ચાલતોજ થયો. ત્યાંથી તુરત તે સારીભદ્રને ત્યાં ગયો અને ત્યાં

જઇ કહેવા લાગ્યો કે " અરે સાલીભદ્ર, આમ હજુ રાગી બનીને શું બેઠો છે? અને દર-રોજ એક એક સ્ત્રીનો ત્યાગ કરવાને શું વિચાર કરી રહ્યો છે? સંસારમાં લેપાયેલું મન હજુ પણ ભમનાનો ત્યાગ કરી શકતું નથી કે શું? બત્રીશે સ્ત્રીઓનો ત્યાગ કર અને ચાલ આપણે બને સાથે ચોમાસાનું પચખાણ લઇએ." સાલીભદ્રના હૃદયમાં તીવ્ર વૈરાગ્ય થયેલો હોવાથી ધનાશાના વચનો તેને ખરા લાગ્યા અને પોતે ઉભો થયો. બને જણા શેઠાણીને પગે લાગીને ત્યાંથી ચાલતા થયા અને મહાવીર સ્વામીની પાસે જઇ દીક્ષા લઇને પોતાના જીવનનું સાર્થક કર્યું

# સરલાની શાન્તિ.

લેખક:—બ્હેન સૌ. ધીરજબ્હેન વિશ્વનાથ.

ભવાનીપુર ગામમાં સાધારણ નાનો પણ સુંદર બંગલો હતો. આગળના ભાગમાં એક છજું કાઢેલું હતું, છજાની અંદર એક વયોવૃદ્ધ સ્ત્રી બેઠી હતી. તેની વારંવાર બદલાતી મુખાકૃતી તથા કપાળે વળતી કરચલીઓ જોતાં આપણને સહજ અનુમાન થાય કે તે કંઇ ઉંડા વિચારમાં ગુંથાયલી છે. વાંચનાર! તારે તેના વિચાર જાણવા છે? તેના મનમાં પોતાની લાડકી કન્યાના લગ્ન સંબંધી વિચારો ઘોળાઇ રહ્યા છે. સરલા માતા પિતાની લાડકી કન્યા હતી. તેને બીજાં પણ બાળકો છે છતાં સરલા સર્વમાં પ્રથમ પદ ધરાવે છે, તેનું કારણ એક તો તે સર્વમાં નાની છે, આપણા હિંદુ મા બાપોમાં સાધારણ રીતે સર્વથી નાના બાળક ઉપર વધારે સ્નેહ હોય છે. બીજું કારણ તે અતીશય સ્વરૂપવતી હતી, કુદરતી રીતે તેના મોં સામે જોતાં આપણને દૈવી પ્રકાશ પડતો હોય એમ લાગતું. વિચાર એવી ચીજ છે કે તેને આદિ અંત કાંઇ નથી, અમુક વિચાર આપણને ક્યારે આવશે તે કહી શકાતું નથી. તેવીજ રીતે નીર્મળાને વિચારમાં વખતની ખબર ન પડી ને સાંજના પાંચ વાગ્યા. ઘડીયાળમાં ટકોરા વાગ્યા ને તેની સાથે તેના વિચારનો પણ અંત આવ્યો. તે ઉઠી ઘરમાં જવા વિચાર કરતી હતી ત્યાં રૂપાની ઘંટડી જેવા મધુર સ્વરથી માતાને બોલાવતી અને શોધતી બાર તેર વર્ષની બાળીકા અંદર આવી કહેવા લાગી "બા બાપા ક્યાં ગયા છે? આજે તમે પણ આમ ઉદાસ થઇને કેમ અહિં બેસી રહ્યાં છો? હજી ચાહ કેમ નથી થઇ? મારા પિતાશ્રીને આવવાનો પણ વખત થઇ ગયો છે. મોટા ભાઇ પણ સ્કુલમાંથી આવી ગયા છે." ઉપરા ઉપરી સવાલ કરતી બાળાના મુખ સામું માતા સ્થિર દ્રષ્ટીએ જોઇ રહી, જે વિચાર માળા તુટી હતી તે પાછી પુન સંધાઇ ને નિર્મળાની આંખોમાંથી બે અશ્રુ બિંદુઓ સરી પડ્યાં. બાળીકા ન જુવે તેમ તેને લુછી નાખ્યાં અને કહ્યું "સરલા બ્હેન, આજે મારૂં માથું દુખે છે અને જરા સુસ્તી પણ લાગે છે તેથી મને કંઇ અહિંથી ઉઠીને ઘરમાં આવવાનું તેમ ચાહ કરવાનું પણ મન થતું નથી, માટે આજે તો તું અને વીણા બે જણ તથા ભોજાઇ ચાહ બનાવો જોઇએ. જા, વીણા ભાભી ઉપર તેના ઓરડામાં છે" "બહુ સારૂં, આ ચાલી" કહી પ્રસન્ન મને એમ માતા

પાસે રહેવા દઇ સરલા હરીણી વેગે દોડી એકદમ ઉપર વીણા પાસે ગઈ [નિર્મળાને પાછુ જોયું હતું તે ગયું વિચારો મુખ દ્વારા બાહ્યે નીસરવા માંડ્યા અરે પતિ દેવતા! તમે પ્રભુ ખરેખર દેવજ છો, તમારા ગુણો પણ દૈવી છે તમારા જેવા સ્વામીને મેળવી હું ખરેખર ભાગ્ય શાળીજ છુ મારા જેવું સુખી આપણી જ્ઞાતિમાં કોઇ નથી છતા આ પુત્રીઓનાં દુઃખ ક્યા કર્મના દોષથી આપણને આની નડ્યાં છે. આપણી બે સુકુમાર બાળાઓ એકાએક ઉગતાજ છુંદાઇ ગઇઓ છે એકને તેનો પતિ તજીને ચાલ્યો ગયો છે. ત્યારે બીજી પોતેજ પ્રભુ ધામમા બીરાજે છે. સરલાને આપણે શી રીતે પરણાવવી? છોકરો ઘણોજ ખરાબ છે, ત્યાં આપણું બાળક શી રીતે સુખી થશે? આપણે જાણતા હતા ને દીવો હાથમાં લઇને પછી કુવામાં ઉતર્યા છીએ. તમને તમારા સગાઓએ ભમાવ્યા ને પૈસો વાહલો લાગ્યો. લક્ષ્મીની ગાદી ઉપર એક કાગડો બેઠો છે ને તેની કોટે એક હંસણી બાંધી છે! આપણા જુના રીવાજો પ્રમાણે વાગ્દાન રૂરી શકતું નથી હશે! પ્રભુ ઇચ્છા બળવાન છે તેના નસીબમા હશે તેમ થશે નાહક હું તમારો દોષ કાઢી પાપ ભાગી થાને માટે થાઉં! કાઇ તમને તમારૂં બાળક અળખામણું તો નજ હોય! બોલતા બોલતા તેની કોમળ આંખોમાથી આંસુઓની ધારા ચાલી

(૨)

બહુ નાનો નહિ તેમજ બહુ મોટો પણ નહિ તેવા સારી રીતે શણગારેલા ઓરડામાં કોચ ઉપર બેઠી બેઠી એક યુવતી કાંઇ ગુંથતી હતી ત્યા આવીને "ભાભી! ઓ વીણા ભાભી! ચાલોને બા કહે છે ચાહ મુકો કારણ પિતાજીને આવવાનો વખત થયો છે" શબ્દો સાંભળી વીણાએ બારણા સામે જોયું તો સામે સરલાને ઉભેલી જોઇ મૃદુ હાસ્ય કરી ભાભી બોલી "કેમ બહેન બારણામા ઉભા રહ્યા? અંદર આવોને. આ જુઓ તમારા ભાઇના ટેબલપર નાખવાનો રૂમાલ ગુંથતી હતી તમે ક્યારે નીશાળેથી આવ્યા?" સરલાએ કહ્યું" ભાભી, બા પાસે જાઇનેજ ચાલી આવુ છું. ભાભી! બા હમણા કેમ ઉદાસ રહે છે? આખો દિવસ જીવ બાળ્યા કરે છે તેથી તેની તબીયત બગડશે." વીણાએ કહ્યું "બેન ગૃહિણીઓને હજાર જાતની ચિંતાઓ હોય છે ઘરની પોતાના બાળકોની અને પોતાના પતિની ને સંસાર વહેવારની. તેમાથી આપણે બાળકો એમને શી રીતે મુક્ત કરી શકીએ? પણ વધારામાં આપણી ચિંતા તેમને ન કરવી પડે તે સંભાળવાનું છે, ચાલો બહેન! ચાહનો વખત થયો છે ને પિતાજી આવ્યા જણાય છે. જુઓ છત્રમા બોલતા સંભળાય છે કહી બન્ને નણંદ ભોજાઇ નીચે ગયા.

(૩)

આજે વૈશાખ સુદી તૃતીયાનો દિવસ છે બેન સરલાના શુભ લગ્નનો આજે ઉત્સવ છે છતા જોઇએ તેવી ધામધુમ જોવામાં આવતી નથી કોઇનો જીવ સ્થિર નથી વરની વર્તણુંક જોતાં માતા પિતાનાં મન ડગુમગુ થાય છે કે હવે શુ કરવું? કન્યા પક્ષના કહે છે એવાને શા માટે આપવી? ત્યારે વરપક્ષના કહે છે જોઇએતો ખરા કે કેમ નથી પરણાવતાં. ત્યાં વળી બને તરફ રહેનારા માણસો એકને એક વાત કરેતો બીજાને બીજી કહે સર્વ સમયની વાટ જોતાં હતાં. શુ થશે એની કોઇને ખબર ન હતી. સરલા સમજુ કન્યા

હતી, માતાએ પાસે બોલાવી શરમથી નીચાં નેત્રો ઢાળીને બોલી, " બા, કોઇ પણ જાતનો વિચાર કરવાનો કે ફેરવવાનો આ વખત નથી તમે જાતે તેની સાથે પરણાવવાનું વચન આપી ચુક્યાં છો વચન એક છે, જન્મ અનેક છે સતીને પતિ એકજ હોય છે માટે બીજા વિચારો મુકી દઇ સુખેથી શુભ કાર્યનો આરંભ કરો. લગ્નનો વખત વીતી જાય છે, બારણે લોકો જોવા ભેગાં થાય છે " કન્યા પાસેથી નીકળી માતાએ બાલિકાના પિતાના કાનમાં એ શબ્દો કહ્યા. રાત્રી થઇ, વાજાં વાગ્યાં, વરઘોડો આવ્યો, હસ્ત મેળાપ થયો ને જગતે જાણ્યું કે એજ વર ને એજ કન્યા પરણ્યાં.

(૪)

સરલાના લગ્નને ત્રણ વર્ષ થઇ ગયા છે. સરલા બાલિકા મટી ભર યુવતી થઇ છે છતાં પહેલાની સરલા નથી હાસ્ય ઉડી ગયું છે નેત્રો નીસ્તેજ થયાં છે બિચારીને પતિદર્શન ભાગ્યેજ થાય છે. તેનો પતિ રજનિકાન્ત લંપટ, દારૂડીઓ, જુગારી, ને વ્યસનોથી ભરપુર છે નિર્દોષ બાળાના દુઃખની સીમા નથી સાસરામાં તેનું પોતાનું કોઇ નથી સરલાને સાસરામાં એક સાસુજ હતી પણ તે નામનીજ હતી દિવસો ઉપર દિવસો જવા લાગ્યા, સીમંતનો અવસર પાસે આવ્યો, સીમંત કરી પીએર વળાવી, ને એવી રીતે થોડા દહાડા બિચારી સાસરીના ત્રાસમાંથી છુટી થઇ

(૫)

દીવાળીનો દિવસ—સરલા પોતાના ૭ મહિનાના બાળપુત્રને લઇ, પાછી પતિગૃહવાસિની બની છે. સાસુ દેવલોક પામવાથી ઘરમાં પતિ પત્ની બેજ છે રજનીકાન્તની કુટેવો છુટવાને બદલે ઘણીજ વધી છે સરલાની ગેરહાજરીમાં તેણે પોતાના બાપની મીલકત ઉડાવી દીધી છે ને તેને લીધે આવતી કાલે શું કરીશું તેનો વિચાર થયા કરે છે આજે પોતે ઘેર આવી છે, દિવાળી જેવો તહેવાર છે પોતે સારૂં ભોજન તૈયાર કરી બેઠી છે રાત્રીના દસ થયા, પણ કોઇ આવ્યું નહિ. બારને સુમારે કુછંદી રજની બેચાર મીત્રો જેવાને સાથે લઇ ઘરમાં દાખલ થયો છાકટાઓને સાથે જોતાં સાધ્વીનું હૃદય કંપી ઉઠ્યું દીન.પ્રભો મારી લાજ તું રાખજે " રજનીએ ખાવાની માગણી કરી સાથે બીજાને આપવા પણ કહ્યું. બિચારીએ તે ન ખાધું ને આપી, દૈત્યોને સંતોષ્યા. બધાના ખાધા પછી બિચારી વાસણ સાફ કરતી હતી ત્યારે રજનીએ બોલાવી, આથી હાથ ધોઇ પાસે ગઇ ત્યાં બેસવા કહેતાં થોડે દુર સંકોચાઇને બેઠી દુષ્ટની દુષ્ટતા તો જુઓ જેને જેમ મ્હોંમાં આવે તેમ બોલવા લાગ્યા અને બહુજ ખરાબ રીતે મશ્કરીઓ કરવા લાગ્યા, પતિધર્મપરાયણ સતી એક પણ અક્ષર બોલી નહિ છતાં શાન્તિની સીમા આવી રહેતાં સહન ન થઇ શકવાથી મુર્છા આવી ને ધરણી પર ઢળી પડી દારૂડીઆઓને બુદ્ધી આવી ગભરાયા ને ઘરમાંથી અદ્રશ્ય કરી ગયા નિર્દય રજનીને પણ ઘડીભાર દયા આવી, ને આસનાવાસના કરી શુદ્ધીમાં આણી સરલાના પિતા જસવતરાય મોટા જાગીરદાર છ ઘરની સ્થિતિ સારી છે શ્રીયુત નીર્મળાને ધીમે ધીમે માણસો દ્વારા પુત્રીના દુઃખની ખબર પડી સંતાનવત્સલ માતાનું હૃદય ચીરાઇ જવા લાગ્યુ. પતિને કહી પોતે જમાઇને કોઇ સારે ઠેકાણે નોકરી અપાવી ગામમાં જુદું ઘર લઇ આપી પુત્રીને પાસે

રાખી રજનીકાન્તનો શેઠ ઘણો સારો માણસ હતો, જશવંતરાયનો મિત્ર હતો. રજની દુષ્ટ હતો છતાં બુદ્ધી હતી. તે સારા માણસના સંગથી ખીલવા માંડી.'

ઘણી વિપત્તીઓ અને સાધની સરલાના પ્રયાસથી, ધીરે ધીરે રજની ઠેકાણે આવવા લાગ્યો. પુત્રનું નામ વીરપ્રસાદ હતું. બે વર્ષને અંતરે સરલાએ એક પુત્રીને જન્મ આપ્યો પુત્રીના જન્મની સાથે ભાગ્ય રેખાયો પણ પોતે સારૂ કામ કરતી હોવાથી શેઠે દુકાનમાં ભાગીદાર બનાવ્યો અને છોકરી સારા પગલાંની માની લક્ષ્મી નામ આપ્યુ."

(૬)

વાચનાર હવે થોડુંજ કહેવાનું બાકી રહ્યું છે. આજે દિવાળીનો તહેવાર છે. સાંજના પાંચ વાગ્યા છે. તે વખતે એક યુવતિ ચોપાટી પરના પોતાના બંગલામાં હેરાફેરા ફરતી જોવામાં આવે છે. તેના ગુલાબી ગાલમા ધીમા હાસ્યને લીધે વારવાર ખાડા પડે છે, આંખોમાંથી અમૃત ઝરે છે ને તેથી જણાય છે કે તે સંપુર્ણ સુખી છે. તમે તેને ઓળખી હશે? તે આપણી સરલા છે. રજનીની સારી ચાલને લીધે તેમજ શેઠને સંતાન ન હોવાથી આજે દુકાનનો તે એકલો માલીક બન્યો છે. ચોપાટી પર એક નાનો સરખો બંગલો બંધાવ્યો છે. ભવાનીપુર નાનું ગામ હોવાથી ત્યાંની દુકાન પર કોઇને નીમી પોતે મુંબાઇમાં મોટી દુકાન ઉઘાડી છે તેમ તે નફો પણ સારો મેળવે છે.

સરલાનો ભાઈ નવનીત પણ મુંબાઇની હાઇકોર્ટનો વકીલ છે વીણાને પણ મોટી ઉમ્મરે પ્રભુ કૃપાથી એક પુત્ર રત્નની પ્રાપ્તી થઇ છે. આજ દિવાળીનો તહેવાર હોવાથી તેમજ આવતી કાલે બેસતુ વર્ષ હોવાથી બેન બનેવીને જમવાનુ આમંત્રણ આપવા માટે નવનીત ને વીણા આવવાનાં હતાં તેને લીધે રજની પણ દુકાનેથી વહેલો આવ્યો હતો અને તેથીજ સરલા ફરી નોકર ચાકરને જુદી જુદી જાતના હુકમ આપતી હતી. છને સુમારે એક ગાડી બારણા પાસે આવી ઉભી રહી

રજની ને સરલા ઝટ નીચે દોડી ગયાં કોઇએ ઘણાજ સ્નેહથી ભત્રીજાને તેડી લીધો ને ચુમનથી નવડાવ્યો ઉપર આવતા દિવાનખાનામા ભાઇ બહેન રમતાં હતા તેણે મામા મામીને જોયાં, દોડી જઇ છોકરો મામાને, ને છોકરી મામીને બેટી પડયા. બધાં આનંદથી બેઠાં.

આ પછી, બહેનના આગ્રહથી ભાઇ ભાભીને જમવાનું પણ ત્યાંજ નક્કી થયુ. સરલાનું સુખ જોઈ વીણાને ઘણો આનંદ થયો તે બોલી વાહ, બહેન! આજે તો તમારા સુખની દેવતાઓ પણ અદેખાઇ કરે તેમ છે"

નવનીતે કહ્યું; "ચાલો સારૂ થયુ કે રજનીકાન્ત સુધરી ગયા. નહીંતો આજે કોણ જાણે શુ હોત?" રજનીકાન્ત બોલ્યો."તે બધો તમારી બેહેનનો પ્રતાપ છે. શુ તેની સહન શક્તિ, ને કેવા કેવા બોધ દઇ મને સુધાર્યો છે? કે જ્યારે મને તે સાંભરે છે ત્યારે મને એમજ થાય છે કે આ તે શુ? કેવી બુદ્ધિશાળી! આ બધું સાંભળી સરલા નીચું જોઇ રહીને તેનુ મોં શરમથી લાલ થઇ ગયુ. રાત પડી. જમવાની વખત થઇ. પાટલા નખાયા ને બધાં જમવા બેઠા. વિનોદથી જમતાં ઘણોજ રસ

પડ્યો. જમી ઉઠી વીણા ને નવનીત રજનીની ઘરની ગાડીમાં બેસી ઘેર ગયાં. વખત થતાં પોતે પણ શયનગૃહમાં ગઈ. રાત્રી ઘણી જવાથી અને બાળકો સુઇ ગયાં હતાં. રજની પલંગમાં પડ્યો જાગતો હતો. સરલાને જોતાંજ તે એકદમ ઉભો થયો ને એકદમ આવી સરલાને ઉષ્ણ ચુંબન દીધું. તે બોલ્યો "વ્હાલી! હું આજે સુખી છું તે તારોજ પ્રતાપ. પાંચ વર્ષ પહેલાંની દિવાળી સાંભરે છે? તે દિવસે તને કેટલું દુઃખ થયું હતું તે સંભારૂં છું ત્યારે મને બહુ વેદના થાય છે. સરલાએ તેના મોં ઉપર હાથ મુક્યો:—અને બોલી "વ્હાલા આજે સપરમે દહાડે આગળની વાતો સંભારી દુઃખી ન થશો. આજે મારા જેવું કોણ સુખી છે?" રજનીએ કહ્યું "પ્રભુ તારૂં તે સુખ અવિચ્છિન્ન રાખે."

---

# વિવિધ વિચાર.

## અમરેલીમાં ભગિની સમાજ.

[ વિ. વિ. કે અહિં થોડા વખત પહેલાં ભાઈ હરસનદાસ ચિતલીઆ આવેલા, ત્યારે તેમના પ્રયાસથી સેવક મંડળને અંગે "ભગિની સમાજની" સ્થાપના થએલી તે પ્રસંગે જે જે, ભાષણો અહિંની સન્નારીઓ તરફથી થએલાં તે ભાઇ ચિતલીઆની સુચનાનુસાર "સુંદરી સુબોધ"માં પ્રકટ થવાના ખાસ હેતુથી આપના તરફ આ સાથે રવાના કરવા રજા લઉં છું; "ભગિની સમાજ"ની સભાસદ બ્હેનોને ઉત્તેજન મળે અને સમાજનું કામ જાહેરમાં આવે એવા બેવડા હેતુથી મોકલેલાં આ સાથેનાં ભાષણો 'સુંદરી સુબોધ'માં પ્રકટ કરવા તસ્દી લેશો એમ આશા છે.

( અમરેલી. ) લી. સ્નેહાધિન—કૃષ્ણપ્રસાદ ગીરજાશંકર. ]

લેખક: બ્હેન શ્રી મિચ્રિસ ઠકાર.

૧.

માનવંત અધ્યક્ષ સાહેબ અને બેહેનો,

આજના કાર્યક્રમમાં હું મહારાષ્ટ્રના ભગિની વર્ગ તરફથી આપની આગળ બે બોલ કહેવા રજા લઉં છું.

અત્રેના સેવક મંડળે અનેક કાર્યો હાથમાં લીધાં છે. તેમાં તે યશસ્વી થયું છે પણ આજની યોજનાથી "સ્ત્રી કેળવણી" નું અત્યંત મહત્તાનું કાર્ય અમારી અત્રેની બેહેનો ચલાવવા ધારે છે. તેમાં બધા વર્ગની તથા નાની મોટી બેહેનો તરફથી પૂર્ણ સહાય મળવી જોઇએ એવી વિનંતી કરૂં છું અને એ કાર્યમાં યશ આપવા હું પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું.

બેહેનો, "સ્ત્રી કેળવણી" નું કાર્ય અત્યંત મહત્તાનું છે એ વિશે હવે બે મત હશે જ નહી. પરંતુ તે કાર્યને યશ કેવી રીતે આપવો? આ સવાલ મહોત્વનો જરૂરનો છે. બેહેનો

આ કાર્યમાં શું કરવું જોઇએ એ હું જાણતી નથી પણ આપણી કેટલીક બેહેનોનું આ તરફ ધ્યાન ખેચવું એ બહુજ કઠણ છે. માટે બેહેનો, આ પવિત્ર કાર્યનો પ્રસાર થવા, આપે, દરેકે હાથ લગાડવો જોઇએ.

બીજી એક વાત, બેહેનો, અત્રે કહેવાની જરૂર છે કે, આજની સભામાં હુ મહારાષ્ટ્રીય ભગીની વર્ગ તરફથી હાજર છું. આ યોજનાથી, બેહેનો, આપણે વખતો વખત ભેગા થઇશુ. અને તેથી આપણામાંનો ભેદ ભાવ નષ્ટ થવાનો સભવ છે. બહેનો આપણે બધાં એકજ પરમેશ્વરની પુત્રીઓ છીયે, અને પરમ કૃપાળુ **શ્રીમંત મહારાજ સાહેબ** તથા **શ્રીમતી માતુશ્રી માહારાણી સાહેબ** એમના પ્રજા જન છીએ તો આપણામાં ભેદ શા માટે હોવો જોઇએ. અને એ ભેદ ભાવ નષ્ટ કરવા માટે અત્રેનુ સેવક મડળ મહારાષ્ટ્રીય બેહેનોને થોડી મદદ આપશે એવી હુ આશા રાખું છુ અને બધી નહી હોય તો, અત્રે ભેગી થએલી મહારાષ્ટ્ર ભગિનીયોએ આ કાર્યમા મદદ આપવી જોઇએ એવી હું વિનતી કરૂં છુ. એ આપણી ફરજ છે, એ હુ તમોને ફરીથી કહું છું

૨.

લેખક બ્હેન શ્રી કપુરબ્હેન દેશાઇ.

બેહેનો ! આપણે ભેગાં થઇને આપણામાં સરસાઇ કરવી જોઇએ. વિચાર કરી સારા રસ્તા ખોળી તે રસ્તે આપણે જવુ જોઇએ. બીજાની સારી શીખામણો સાંભળવી જોઇએ.

બેહેનો ! વિચાર કરો કે સુધરવાનું સાધન શુ છે ? તમને લાગશે કે મુખ્ય સાધન વિદ્યા અને કેળવણી છે. જુના વખતની કે આ વખતની કોઇપણ સ્રી વિદ્યા વગર નામાંકીત જોએલ નથી.

કેટલાકનું એમ કહેવું છે કે બૈરાંને ક્યા કમાવા જવુ છે ? કે તે ભણે ? કમાવાએ જવું પડે ઓશીયાળો રોટલો ખાવા કરતાં જાત મજુરી કરીને કે અક્કલનું કામ કરીને નામોશી વગરની કમાણી કરીએ તો તેમાં વખોડવા જેવું શુ છે ?

પણ ધારો કે સ્રીઓને કમાવાની જરૂર નથી. તો પણ તેને વિદ્યાની જરૂર તો છેજ, ઘર સસારમા ડહાપણ, વિચાર, દુનિયાદારીની ખબર અંતર અને મનની ધીરજની ઘડીએ ને પગલે પગલે જરૂર છે. પરમેશ્વરે કેટલીક સ્રીઓને જન્મથી ડાહી કરી છે ત્યારે તે સ્રીઓ દુનિયામાં પોતાનો ઘર સારો ચલાવે છે ડહાપણની ખોટ થોડી ઘણી વિદ્યા અને કેળવણી પુરી પાડે છે. તો આપણે વિદ્યા અને કેળવણીથી આપણું ડહાપણ વધારે સારૂં કરીએ તોજ આપણે કરકસરથી આપણો ઘર સંસાર ચલાવીશુ, આપણામા સદગુણ વધશે ને ઇશ્વર આપણાથી સંતોષ પામશે છોકરાંને સારાં રાખવામા, તેમનો સ્વભાવ માયાળુ ને સરળ કરવામા અને તેમને ભણાવવામાં ડાહી અને કેળવાએલી મા જેટલું કરશે તેટલુ બીજું કોઇ કરી શકશે નહી

માની શીખામણ છોકરાંને શાએજ કડવી લાગે તેનુ મુખ્ય કારણ એકે માનું છોકરા પર વહાલ ને છોકરાનુ મા પર, ત્યારે એ વાત ખોટી નથી કે ડાહી અને ભણેલી મા પોતાનાં છોકરાંને જેટલાં સુધારે તેટલાંજ અભણ અને અણસમજુ માતા પોતાના છોકરાંને બગાડે છે. વરસાદ અને તડકા વગર ધાન પાકતું નથી તેમ કેળવણી વગર ખરૂં ડહાપણ આવતું નથી ગમે એવી ડાહી સ્રી હોય તોપણ તે કેળવણી વગર ધુળમાં ઢંકાએલા હીરા જેવી ગણાય છે.

સાંભળો—કહ્યું છે કે-

"કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન ?
સરસ રીત તો એજ કે, દ્યો માતાને જ્ઞાન."

છેવટે અને ટુકામાં હું એટલુજ કહું છું કે આપણે ભેગી થઈ એકલા બોલ બોલીને બેશી રહેવું નહી પણ આજથીજ કંઇ કામ કરવાનું શરૂ કરવુ અને આપણા કૃપાળુ વિદ્વાન શ્રી. મ. રાજ્ય માતાનો દાખલો લેવો જોઇએ

૩.

લેખક: બ્હેન શ્રી વસન્તગૌરી.

માનવંતા પ્રમુખ સાહેબ તથા અન્ય મ્હારી સુજ્ઞ બ્હેનો

આજે આપણે સહુ અહિં એકત્ર થયાં છીએ, તે ઘણા આનંદની વાત છે. વિશેષ આનંદ તો જે સ્તુત્ય પ્રયાસ આપણે હાથમાં લેવા ધારીએ છીએ તેને માટે છે.

આપ સહુ જાણતા હશો કે, અહિયાં ભગિની સમાજ સ્થાપવા નીરધાર્યું છે. આવી સમાજો ઘણે સ્થળે સ્થપાઇ ચુકી છે, જેમકે મુંબઇ, અમદાવાદ, સુરત, પુના અને આપણું પાટનગર વડોદરા, અને ત્યાં ઉત્સાહી બ્હેનો ઉમંગથી ભાગ લે છે કોઈ બ્હેનો નિબંધ વાંચે છે. કોઇ બ્હેન સંગીત શીખવે છે તો કોઇ બ્હેન ભરત, ગુંથણ અને શીવણનું કામ પણ શીખવે છે આ પ્રમાણે ઘણી જગ્યાએ પ્રવૃત્તિ ચાલી રહી છે. તો પછી આ બાબતમાં આપણે પછાત રહેવું એ યોગ્ય ન ગણાય

આપણે પણ કાંઇક પ્રયાસ કરવો જોઇએ અને તે માટે આપણા આ પ્રયાસને સહુ બ્હેનો વધાવી લેશો એવી મને ખાત્રી છે

આવી સમાજના અનેક લાભ છે તે વિષે વિસ્તારથી જણાવવાની અત્રે જરૂર નથી. તેથી અત્યારે સંક્ષિપ્તમા કહી બતાવીશ

બ્હેનો ! તમે સહુ કોઇ કબુલ કરશો કે સ્ત્રીવર્ગનો મ્હોટો ભાગ તદ્દન અજ્ઞાન અવસ્થામા છે. અને તેથી દેશને મોટી હાની છે સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇ પણ કહી ગયા કે સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. આ સંસ્થાનો પ્રયાસ જેમ બને તેમ આપણી બ્હેનોમા જ્ઞાનનો ફેલાવો કરવાનો છે, આને માટે બે વર્ગ પાડી શકાય એક તદ્દન અજ્ઞાન સ્ત્રીવર્ગ. બીજો કન્યાશાળામા અપાતી કેળવણી લીધેલો વર્ગ પહેલા વર્ગની સ્થિતિ ઘણી શોકજનક છે તેઓ થોડુ ઘણું લખતા વાચતાં શીખી શકે અને પોતાની મેળે પુસ્તકો વાચી શકે તો તેની જીંદગી કેટલી આનંદમય બને ? વળી નિન્દા કુથલીમાં બધો વખત નીકળતો હોય, તેમાથી પણ આવા મંડળમા ભાગ લેવાથી બચી શકે. વળી આપણા "મહિલા પુસ્તકાલય" નો પણ લાભ લઇ શકે જોકે, આ બાબતમા મારે દિલગીરી સાથે જણાવવું જોઇએ કે આપણી સુશિક્ષિત બ્હેનો પણ તેનો લાભ લેતાં નથી. કદાચ કોઇ એમ કહેશે કે ગૃહકાર્યમાથી મુક્ત થઇ ત્યાં જવા જેટલો વખત રહેતો નથી તો હમેશાં નહિ તો બે ચાર—અથવા આઠ દહાડે પણ એક અરધો કલાકજ આ સંસ્થાનો

લાભ લઇ શકીયે પરાં; અજ્ઞાન અવસ્થામાં લાયક માતા અથવા પત્ની થઇ શકાતું નથી. જેમકે અજ્ઞાન સ્ત્રી હોય તે પોતાના પતિ સાથે સહચરી-તરીકે વાતચીત કરી શકતી નથી. દાખલા તરીકે આ સર્વ બ્હેનોને હાલની લડાઇ ચાલે છે. એટલીજ ખબર હશે. પરંતુ તે ક્યાં ચાલે છે? તેનું શું કારણ ? યુરોપ એટલે શું ? રૂશીયા એ ક્યાં આવ્યું ? તે કોઇકનેજ ખબર હશે. અને હંમેશ પેપરો તપાસતા હશે કે, કોની જીત છે.? તેથી જો જ્ઞાન લીધેલ હોય તો એવી એવી બાબતોમાં બીલકુલ ગુંચવાડો નહી થાય.

હવે બીજા વર્ગમાં કન્યાઓને તો ફક્ત કન્યાશાળામાં શરૂઆતનીજ કેળવણી લઇ શકાય અને ખરેખરી ઉંચી કેળવણી લેવાનો વખત આવે ત્યાંતો તેમનાં લગ્ન થાય. અને સાસરે જવાનો વખત આવે ત્યારે આ અધુરી રહેલી કેળવણી આગળ વધારવા માટે કોઇક સાધન જોઇયે. કારણ મોટી ઉમ્મરે દફતર લઇને કન્યાશાળામાં થોડુંજ જવાય છે? તો આ વર્ગને માટે આપણી ભગિની સમાજ ઘણી ઉપયોગી થઇ પડે. બ્હેનો એમ સમજવાનું નથી કે આ સભામાં શુષ્ક જ્ઞાનજ આપવામાં આવશે. જ્ઞાન ગમ્મતની સાથે અપાવું જોઇયે. સારી સારી વાર્તાઓ, સંગીત, ( દુર્બીન ) થી લડાઇ વીગેરે ચિત્રના દેખાવ જોવાથી પણ જ્ઞાન સાથે ગમ્મત પડે છે. તો પછી આ સંસ્થામાં કંઇ નહી તો માત્ર હંમેશ એકાદ કલાક હાજરી આપો તો ઘણો લાભ થવા સંભવે છે. આશા છે કે આ સંસ્થાનું શુભકાર્ય મારી સુજ્ઞ ભગિનીયો ઉત્સાહથી ઉપાડી લેશે અને તેમાં પુરતી મદદ આપશે.

૪.

લેખક: બ્હેન શ્રી બાલા બ્હેન મહેતા.

સુજ્ઞ બહેનો ! આ મેળાવડામાં હું તમારી સમક્ષ પ્રથમ વારજ બોલવા સારૂ ઉભી થયેલ છું અને તેથી ભાગ બોલવામાં જે કાંઇ દોષ થાય તે તમારે ઉદાર દીલથી માફી આપશો એવી મારી નમ્ર વિનંતી છે. આપણાં અમરેલી જેવા ગામમાં મેવક મંડળ રાત દિવસ જે પ્રયાસ કરી રહેલ છે તેમાં આપણે સ્ત્રીઓએ પણ પોતાના ગજા પ્રમાણે કાંઇ સેવા કરવી જોઇએ એ પ્રમાણે અમને કેટલીક બહેનોને મુંબઇ ભગિની સમાજના સેક્રેટરી કરસનદાસભાઇએ કહ્યું ત્યારે શક્તિ પ્રમાણે મદદ કરવા ઇચ્છા જણાવી. આ બાબતમાં તમે બધી બેનો સમજો છોજ કે એક હાથે તાળી પડે નહિ. આપણે બધાં એકઠાં થઇ સંપીને કાર્ય કરીએ તો તે કાર્યની ફતેહ અચુક મળવાની. આપણે શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડના ઉદાર દીલ નીચે વસીએ છીએ અને તેઓ નામદારની આપણી જાતની અબળાઓને સુશિક્ષિત બનાવી એક નમુનેદાર ઉત્તમ ગૃહિણી થઇએ એવી જે લાગણી છે તેમાં વફાદાર રૈયત તરીકે તેમજ આપણા કર્તવ્ય કર્મ બજાવનાર તરીકે પણ આપણે ભાગ લેવો ઘટે છે.

આપણામાં જે કેળવણીમાં પછાત છે અને બીન સરદારી છે તેમને કોઇપણ રીતે ભાગ લેતાં કરી સરકારી કરવા જોઇએ. અને તેમ કરવામાં આપણાથી બને તેટલું તન, મન અને ધનથી મદદ આપવા તૈયાર થવું. બહેનો આપણી આ હીલચાલ કેટલાક જુના વિચારના માણસોને પ્રતિકુળ જણાતી હશે. અરે ! કદાચ તેવા માણસો ટીકા કરવા અગર નિંદા કરવા પણ તૈયાર થશે તો તે તમામ બાબત માટે સાંભળવા પણ આપણે તૈયાર

રહેવુ જોઇએ અને સ્થિર વિચારથી આપણું કાર્ય ફતેહમંદ બનાવવું જોઇએ. અહીં મને નેપોલીઅન બોનાપાર્ટના શિખામણ યાદ આવે છે અને તે તમને કહેવી જોઇએ એમ ધારી કહું છુ, તેઓ કહે છે કે —

" કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન"
"મ સ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન "

તે પ્રમાણે આપણે સ્વાર્થનો ત્યાગ કરી તેની માતાઓ કે જેમને ત્યાં ભવિષ્યના **નેપોલીઅન, શીવાજી, શ્રી કૃષ્ણ પરમાત્મા** જેવા નરવીરો થવાના છે તેમનામાં જે અધમગ હોય તે દુર કરવા પ્રયાસ કરવો

આવી સસ્થા અમરેલીમા ઉઘડે તે ખરેખર અમરેલીની પ્રજા માટે સારો દિવસ ઉગ્યો તેમ કહેવામા ખોટુ નથી અમરેલીની માફક બીજે સ્થળે જો આપણા જેવી બેનો તૈયાર થઇ પરમાર્થ રસ્તે પોતાનું જીવન આપે અને સ્ત્રી ઉન્નતિના માર્ગ હાથ ધરે તો આપણુ ભાગ્ય ઝળકી નીકળે તેમાં સવાલજ નથી

આવી સસ્થાઓ સુરત મુબઇ વિગેરે સ્થળે છે અને ત્યા કેવા કેવા મહાન કાર્યો હાથ ધરાયા છે તે તમારામાથી ઘણા ખરા પેપરો મારફત જાણતા હશો તેટલે દરજ્જે આપણે ધીમે ધીમે પહોચશુ તોપણ આપણે આ શરૂઆતમાં ઉલટભેર ભાગ લેવા મારી બધી બહેનોને વિનતી છે

આ સમાજનું કાર્ય શરૂ થાય ત્યારે તેમા આપ અચુક પધારશો અને આપની હિમત સલાહથી અમારા કાર્યમા ઉત્સાહ વધારશો એવી મારી પ્રાર્થના છે

---

## કેળવણી.

લેખક:-બ્હેન શ્રી પ્રમીલા ખુશાલલાલ.

સ્ત્રી જાતીમા જન્મથી બુદ્ધિ એટલે મનની શક્તિઓના અકુર હોય તેને ઉપયોગી જ્ઞાન આપી વધારવા તેનું નામ સ્ત્રી કેળવણી પુરૂષો કરતા સ્ત્રીઓને કેળવણીનો ઓછો ખપ નથી પુરૂષોને છે તેટલેજ સ્ત્રીઓને છ જે લોકો સ્ત્રી કેળવણીને નકામી ગણે છે તેઓ સ્ત્રી કેળવણીના અર્થજ સમજતા નથી કેળવણીનો અર્થ ભણવુજ એટલો થતો નથી, પણ તન મન અને નીતિ ત્રણે સુધારવા. સીતા દ્રૌપદી, અનસુયા વગેરે સતીઓ કેળવણીને લીધે જગતમા અમર નામ રાખી ગઇ છે સ્ત્રીઓને કેળવણી આપવી એ કઇ નવાઇ કરવા જેવુ નથી કારણ કે અગાઉ સ્ત્રીઓ પણ કેળવણી લેતી હતી પણ હાલમા સ્ત્રી કેળવણી એટલી બધી પછાત પડી ગઇ છ કે પુર્વના કરતા પા ભાગ પણ હાલ નથી માટે પુર્વની સ્ત્રીઓના દાખલા લઇ સ્ત્રીઓએ કેળવણી લેવીજ જોઇએ. સ્ત્રીઓએ તો કેળવણી ખસુસ લેવીજ જોઇએ કારણ કે ભવિષ્યની માતાઓ તેજ છે અને દેશનો અભ્યુદયનો આધાર તેમના ઉપરજ છે નેપોલીયન કહે છે કે,

" કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન.
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન."

**નેપોલીયને** માતાને જ્ઞાન આપવાનું અમસ્તુ નથી કહ્યું, કારણ કે બાળક જન્મે

કારણ કે તે માતા પાસે વધારે રહે છે. તેથી માની છાપ બાળક પર પડે છે માટે જો માતા બીન કેળવાયલી હોય તો છોકરાં પણ એવાંજ નીકળે પણ જો માતા કેળવાયલી હોય તો બાળકોને ઘર ન્હાડે એવું ઉત્તેજન આપી વીર પુરૂષ બનાવે. કેટલાંક અજ્ઞાન માબાપો પોતાની પુત્રીને ભણાવતા નથી. તેથી તેઓનો આખો ભવ કષ્ટમાં, કંકાસમાં જાય છે. અને સમજણી થયા પછી પોતાને કેળવણી ન આપી તે માટે માબાપોને ગાળ દે છે. ફક્ત કેળવણી ન આપવાની ખાતર અજ્ઞાન માબાપો છોકરીઓના નીસાસા ખાય છે. હમણાં સુધારો પણ બહુ નીકળી પડયો છે, પણ તે સુધારો નથી પણ કુધારો છે. સુધારો બુટ, મોજા પહેરવામાં અને હાથમાં છત્રી લેવામાં આવી ગયો છે. પણ ખરી રીતે જોતાં તે સુધારો નથી. સુધારો એટલે શું? સુધારો એટલે જે લોકો સ્ત્રી કેળવણીમાં પછાત પડી ગયા છે તેમને ઉચ્ચ દરજ્જા પર લાવી તેની જીંદગી સુધારવી અને આપણે કેળવણીમાં આગળ પડતો ભાગ લેવો તેનું નામ સુધારો. આપણા લોકો એટલા બધા અભણ છે, કે, તેમને કેળવણી લેવી અને આપવી ગમતી નથી. તેથી સુધારો નીકળ્યો. કારણ કે તેઓ સુધરેલામાં ખપવા પ્રયત્ન કરે. અને સુધરેલા કહેવડાવવાને તેમની કન્યાઓને કેળવણી આપવીજ પડે. માટે અજ્ઞાન લોકને સમજાવવા સારૂ સુધારો છે. માટે સ્ત્રીઓને જ્ઞાન આપી દેશની ઉન્નતિ તેનેજ હાથે થવી જોઈએ.

માટે સ્ત્રીઓને કેળવણી આપી, હાલમાં જે સ્ત્રી કેળવણીનો લેકચરોનો પવન બહુ નીકળી પડયો છે તે બંધ કરી, લોકોને ખરી કેળવણી શું છે તે સ્ત્રીઓએ પોતાનાં કામથી બતલાવી આપવું જોઇએ. માટે મારી આર્ય ભગિનીઓ, તમારી વિદ્યા જે અંધકારમાં ભરાઇ ગઇ છે તેને પ્રફુલ્લીત કરી, ફરીથી આ દેશમાં વીરરમણીઓ અને સતી સ્ત્રીઓ છે એમ સીદ્ધ કરી આપો આપણી માતૃભુમીને ફરીથી દીપાવો.

---

## પુનર્લગ્ન.

લેખક:—એક દુઃખી વિધવા.

પુનર્લગ્ન એટલે શુ અને તે શા માટે કરવાં?

આજકાલ ઘણા ભાગોમા પુનર્લગ્ન થતાં જોવામાં આવે છે તેમજ ઘણી વખત ન્યુસમાં ને સારા સારા માસિકોમાં વાંચવામાં આવે છે. હેમાં વળી મુંબઇ, અમદાવાદ, કલકત્તા, વિગેરે નામાંકિત શેહેરોમાં ને તેમજ વળી ખુખ્યાતે મોટા સદ્‌ગૃહસ્થો ને પ્રખ્યાત માણસોની વહુ દીકરીયોને પુનર્લગ્નમાં જોડાતા જોવામાં આવે છે. અસ્તુ, પુનર્લગ્નથી શુ ફળ? શું તે પુનર્લગ્નમાં ધારેલ પતિ સંપૂર્ણ આયુષ્યમાન છે; એમ કોણે ધારેલ છે, કયા સનાતન શાસ્ત્રમાં ને ક્યા ધર્મ પૂરાણમાં પુનર્લગ્ન કરવા વિષે લખ્યુ છે? (જો) બે પતિ કે પુનર્લગ્ન કરવાથી જ સ્ત્રી પોતે ભારતની સન્નારી રૂપી કીર્તિ ને સ્વર્ગની પ્રાપ્તી થતી હોત તો પતિવ્રત ધર્મ કોઇ આદી કવિયો કે દેવો કથન કરત નહીં. પતિવાળી સ્ત્રીને તો પતિ ભક્તિ કરી શીયળવ્રત પાળીને કીર્તિ ઉજ્વળ કરવી, તો શું! વિધવાએ ન કરવી કે કરવી? કેવી રીતે સ્વર્ગવાસીને, કેમ વધારે ફળની પ્રાપ્તી થાય ને ઉભયકુળ કેવીરીતે ઉજ્વલ થાય, તે જોવું સહેલું છે પરન્તુ

કરવું કહેવું છે વૈધવ્યમાં શામાટે એવું અભીમાન નહોવું જોઇએ? કે, દુનિયા આપણા સદાચ શો જોઇને મોતે એમ થવાને સદ્‌ગુણ રૂપી સાડી પહેરવા ઇચ્છા કરે તો શું વિધવા ન સુધરે? શ્રધરેજ! પુનર્લગ્નના વિચારો ભગજમાં પીવાઇને ઉત્સાહભર તે કાર્યમાં પ્રવર્તે છે. તેવી રીતે પતિનો જે અમર આત્મા ને જે આપણા પ્રભુ તેનોજ આત્મા આપણામાં પણ બિરાજે છે ત્હેની સાથે પુનર્લગ્નમાં જોડાઇ એકરૂપ થઇ જાવું અસ્તુ પ્રભુ! સર્વ વિદુષી વિધવાને એવી સન્મતિ આપે પુનર્લગ્ન કરવાં એવું કોના શિક્ષણથી કે કયા જુના શાસ્ત્રમાથી શોધી કહાડી બોલવું? નહીંજ આ વ્યવહાર ખોટા ને નકામા સુધારાનોજ છે. આજ કાલ વિધવાને માટે વિધવા ફંડ, વિધવા વિશ્રામ વિગેરે વિધવાને માટે ઘણી તરેહના સન્માર્ગે દોરાવાના ઉપાયો છે બ્હેનો! ત્હમે કહેશો કે, ઉદર નિર્વાહ કેવી રીતે ચલાવવો? તો જો ત્હમે સન્નારી રૂપી તમારી કીર્તિ ફેલાવશો તો તમારા ચરણમાં લક્ષ્મ આવીને વસશે

દૈવી વૃત્તિવાળી સ્ત્રીઓ જે સતયુગમા થઇને કીર્તિરૂપ અમર નામ રાખી ગઇ છે તે શું સત્‌યુગ કંઇ નવા ને જુના પ્રકારનો હશે કે શું?

મનુષ્યો જૂના પ્રકારના હશે કઇ એવું ન્હોતું ફક્ત મનુષ્યોનાં મન નિષ્પાપ ને નિરાકા હતા. સર્વ પોત પોતાના ધર્મ પ્રમાણે વર્તતા સ્ત્રીઓ વિશેષ ભાગે વિચારવંત ને સદ્‌ગુણી હતી પુરૂષો પણ તેવાજ સદ્‌ગુણી ને વિચારવંત હતા ધર્મી જોડાંઓ દરેક સ્થળે દ્રષ્ટિએ પડતા કહો સાક્ષાત્કાર પ્રભુ ત્યાં કેમ ન બિરાજે? ત્યાંની ભુમી સ્વર્ગીય કેમ ન કહેવાય? બ્હેનો! આજે આપણે પણ કલીયુગને સત્‌યુગ બનાવવો હોય તો, આપણાજ હાથમા છે જે જે ધર્મગ્રંથો સત્‌યુગમા હતાં તેજ ધર્મગ્રંથો કલીયુગમાં છે

તેજ પ્રભુ તેજ સૂર્ય, તેજ ચંદ્ર, સઘળું આ સ્થળે છે ફક્ત આપણા હૃદય તેવા પ્રકાશનાં નથી દુનિયામા દરેક માતાએ પોતાની ખરી માતારૂપી કેળવણી પોતાની પુત્રીને આપવાની જરૂર છે કેળવણી હશે તો તમારી પુત્રી દરેક સારાસારને સમજી પોતાના સગયોચીત કર્તવ્યો પણ સાશંક રી. માટે પહેલેથીજ પુત્રીને જો માતા સારી રીતે કેળવશે તો ઉપરનું લાંબુ લખાણ મારી કલમને લખવાની જરૂર નહી પડે અસ્તુ

વૈધવ્ય રૂપી દુ:ખમાં સુખ રૂપી પ્રભુને સ્મરી અંતે પરાને પાર પામો, ઉભય કુલને ઉજવલ કરી ને તમારો સુયશ ફેલાવો જે જોઇને બીજી દરેક વિધવાઓને પણ તે કર્તવ્યો કરીને પોતાના સુયશ ફેલાવવા સુવિચાર થાય એવી મારી નમ્ર પ્રાર્થના દરેક જન સમાજ પ્રત્યે છે અસ્તુ પ્રભૂ સર્વને સન્મતિ આપે

---

# પુરૂષોનું સ્વાર્થીપણું

## અને સ્ત્રીઓના શરીરની ખરાબી

લેખક બ્હેન સૌ. હીરાબાઇ હરજીવન લીલાધર.

આપણી હાલની સ્ત્રીઓનાં શરીરો સારાં નથી એટલુંજ નહિ પણ દિન પ્રતિદિન તે વધારે વધારે ખરાબ થતાં જાય છે, તેનું કારણ પુરૂષોનું સ્વાર્થીપણું છે પુરૂષોના

સ્વાર્થીપણાથી પણ સ્ત્રીઓના શરીરની અને મનની બહુ અધોગતિ થઇ એમાં કઇ પણ શક નથી-કારણ કે સ્ત્રીઓના કરતાં પુરૂષો ઘણાજ વધારે હકકો ભોગવે છે એટલુંજ નહિ પણ સ્ત્રીઓના અજ્ઞાનને લીધે પુરૂષો સ્ત્રીઓ ઉપર જોઇએ તે કરતાં ઘણીજ વધારે સત્તા ભોગવે છે અને પતિવ્રતપણાના બ્હાના નીચે સમજુ સ્ત્રીઓ પણ તેઓની વધુ પડતી માગણીઓ, ઇચ્છાઓ તથા સ્વાર્થોને આધિન થાય છે તેથી સ્ત્રીઓ કરતા વધારે હકકો ભોગવવાની પુરૂષોને ઘણા લાંબા કાળથી અનુકુળતા મળી ગયેલી છે અને એમજ તેઓ ઘડાએલા તથા ઉછરેલા છે એટલે પોતાની સ્ત્રીઓ ઉપર કઇ બાબતમાં તથા કયે વખતે તેઓ ગેરવ્યાજબી દબાણ કરે છે તેનું સારા સારા માણસોને અને કેળવાયેલા જુવાનીઆ-ઓને પણ ઘણી વખત ભાન રહેતું નથી. તેથી તેઓના સ્વાર્થના ખાતર ઘણી વખત સ્ત્રીઓના શરીરની ખરાબી થાય છે. પણ આ બાબત બહુ નાજુક છે કોઇને ગમે અને કોઇને ન ગમે તેવી છે. એટલુંજ નહિ પણ સ્ત્રી પુરૂષની એક બીજા તરફની એક સરખી માનની દૃષ્ટિ નહિં હોવાથી આ બાબતના ચોકસ નીકાલનો વખત હજી આપણા દેશમાં આવી લાગેલો જણાતો નથી. એ વખત આવતેજ પણ હજી તેને થોડીક વાર છે માટે આવી જાતના વિચારોથી કેટલાક પુરૂષોને તથા ભલી સ્ત્રીઓને હાલમાં કદાચ એવો ભય લાગે કે આ વિચાર પરદેશી છે અને તે પતિવ્રતની વિરૂદ્ધની એ વાત છે માટે હાલમા તેને ઉત્તેજન આપવુ વ્યાજબી નથી અને હું પણ એવી ગેરસમજ થાય એ ભયથી આ બાબત હું આટલેથીજ બધ કરૂં છુ પણ કેળવાયલા ભાઇઓને વિનતિ કરૂં છુ કે કોઇ પણ જાતનું વધારે પડતું પગલું સ્ત્રીઓની વિરૂદ્ધમાં તેઓની તન્દુરસ્તીને નુકશાન થાય તેવી રીતે ન ભરાય. એ સંભાળવાની મહેરબાની કરજો અને ભલી બ્હેનોને વિનતી કરૂં છુ કે જ્યાં જ્યા તમારા હક લુટાતા હોય અને જ્યા જ્યા તમારી ઉપર વધારે પડતુ દબાણ થતું હોય ત્યાં એવે વખતે મનની જરાક વધારે મજબુતી રાખવાની કોશીશ કરજો કારણ કે એમાં આપણું અને આપણી ભવિષ્યની પ્રજાનુ કલ્યાણ છે માટે પુરૂષો પોતાના સ્વાર્થીપણાનો અતિશય ગેરલાભ ન લઇ જાય, એ અનુભવને વિવેક તથા ધર્મની બાજુમા રાખીને વિચારી જોજો, કારણ કે જો આપણે આપણી વ્યાજબી ફરીયાદો ન્યાયની રીતે ધીમે ધીમે પ્રેમપુર્વક પુરૂષોની પાસે રજુ કરીએ, તો હાલના વખતમાં કેળવાયલા ભલા પુરૂષો આપણી ઉપર કોઇ પણ જાતનું અયોગ્ય દબાણ ચલાવેજ નહિ એવી મને ખાત્રી છે

## સુધારાનો ડૉળ.

લેખક બ્હેન સૌ. જસવંતી બ્હેન

બ્હેનો, આપણાં ઘણા ગૃહસ્થી કુટુંબોમા હું જે જોઉં છુ તેથી મને બહુ આશ્ચર્ય લાગે છે કે જ્યારે મારી સુધરેલી અને ભણેલી બ્હેનો આમ વર્તે ત્યારે બિચારી અભણ બ્હે-નોની તો કેવી હાલત હોય? જ્યાં કજીઆ હોય ત્યાં સંપ ક્યાંથી હોય અને તેથી ઘરની કેવી અધમ સ્થિતિ થાય એ વિશે કોઇ અજાણ્યુ નથી બ્હેનો આપણે ચોપાનીયામાં લેખ લખીએ છીએ અને બીજાને શીખામણ આપવા મોટા ભાષણો કરીએ છીએ. પણ આપ-

પોતાનાજ ઘરમાં—અને મનમાં સળગતી હોળી જ્યાં સુધી આપણે શાંત ન કરીએ, ત્યાં સુધી એ સહુ, હાથી દાંત અને માંહી પોલ એવુંજ રહેવાનું ! ઘણે ઠેકાણે સુધરેલાં થઈને ફરનારાં સ્ત્રી પુરૂષોમાં બહારનોજ ડોળ જોવામાં આવે છે. કારણ કે તેમનાં ઘરમાં પણ દેરાણી જેઠાણી ને નણંદ ભોજાઈની વચ્ચે એટલો કુસંપ, ઇર્ષા અને કલેશ જોવામાં આવે છે કે ન પૂછો વાત !—કેટલીક જગોએ રસોઇના અને ઘર કામ કરવાના વારા હોય છે, પણ તેમાંયે એક બીજાની સાથે હરામખોરી અને દરેક પળે તકરાર, અને આખો દહાડો નિંદા અને કુંથલી !

બ્હેનો, એવાં સુધરેલાં થવું, એના કરતાં તો બિચારી અભણ સ્ત્રીઓ સારી; કે તેઓ તો અજ્ઞાનમાં પણ ખપે. પણ ભણેલાં આવું કરે છે તેથી તો એ પોતાના ભણતરને પણ લાંછન લગાડે છે. માટે ઈશ્વર પાસે મારી એ વિનંતિ છે કે "પ્રભુ, એ સહુ બ્હેનોને સારી બુદ્ધિ આપજે."

---

## સ્ત્રીનું કર્તવ્ય.

લેખક:—બ્હેન શ્રી પુરીબાઇ ઉમેદચંદ.

હાલના સમયમાં દરેક ઠેકાણે સ્ત્રી વર્ગમાં બે ભાગ માલમ પડે છે. પ્રથમ એક મોટો સમુહ કેળવણી પામ્યા વગરનો જોઇએ છીએ અને તેને લીધે તેઓમાં ઘણીજ ખામીઓ હોય છે. કેટલીક સ્ત્રીઓ પોતાની શકિત ન હોય છતાં ન્યાતવરામાં ઘરનાં માણસ પાસે ઘણુંજ ખર્ચ કરાવે છે વળી વ્હેમ વિગેરેમાં એટલી બધી અન્ધ શ્રદ્ધા રાખે છે કે જેથી કરીને તેના ખર્ચમાં કોઇકવાર દેવુ કરવું પડે છે. તેવીજ રીતે હાલ સહેજ કેળવણી પામેલી સ્ત્રીઓમાં જોઇએ તો જણાય છે, કે તેમનો ઘણો ભાગ અવિચારી અને અવિનયી દેખાય છે. સ્ત્રીઓએ રાખવી જોઇતી મર્યાદાને બાજુએ મુકી સ્વચ્છંદપણે વર્તવામાં પાછું વાળી જોતી નથી અને ઘરનું કામ કરવામા તેઓ નાનમ સમજે છે. આ બંને વર્ગમાંથી કોઇપણ ઉચ્ચ અને સુખી જીવન ગાળી શકતાં નથી તેથી ઉચ્ચ અને સુખી જીવન ગાળવાને આપણે કેવાં કર્તવ્યો કરવાનાં છે તેનું અવલોકન કરીએ.

**કુમારિકા જીવન**—બાલ્યાવસ્થા એ જીવનનો ઘણોજ અમુલ્ય સમય છે. તેમા આપણે એવી યોજના કરવી જોઇએ કે જેથી આપણી જીદગીનો અમુલ્ય વખત સુખમય નીવડે. બાળાઓને સુખી કે દુઃખી બનાવવી એ ખાસ કરીને તેના માતાપિતાના હાથમાં છે. બાળાને એક સારી ગૃહિણી બનાવવાને શેની જરૂર છે તે જોઇએ. જન્મથી માંડીને લગભગ બાર વરસ સુધી દરેક છોકરીને માતાપિતાના સહેવાસમાં રહેવાનું હોય છે. આ સમયમાં પ્રથમ તેને શારીરિક કેળવણી આપવાની ખાસ જરૂર છે. જો શરીર સાજ હશે તો પોતાનેજ નહિ પરંતુ પોતાના આખા કુટુંબને તે ઉપયોગી થઇ પડશે. રોગી માણસ સુખી જીવન ગાળી શકતો નથી એટલુંજ નહિ પણ આખા કુટુંબને ભાર રૂપ થઈ પડે છે.

આ ઉપરથી સર્વને માલમ પડે છે, કે દરેક માણસને તંદુરસ્તી સાચવવાની જરૂર છે, જ્યારે છોકરી સાસરે જાય ત્યારે દરેક કામ પોતાની જાતે સમજણ પુર્વક ચલાવી

શકે એવી કેળવણી આપવી જોઇએ. તેને તેની સાથે થોડું વાંચતાં લખતાં આવડવું જોઇએ કારણ કે જેથી નવરાશનો વખત નિંદા કુથલીમાં ન ગાળતાં તેનો સારો ઉપયોગ કરે. આ બધાની સાથે તેના કુમળાં મગજમાં ધાર્મિક વિચારો ઠસાવવા જોઇએ કે તેથી તેની વૃત્તિ કોઇ દિવસ નીચ સ્થિતિએ પોચે નહિં.

**ગૃહિણી જીવન**—કોઇ બાળા પ્રથમ સાસરે જાય ત્યારે માતાપિતાનો સહેવાસ છોડી જવું પડે ત્યારે તેના હૃદયમાં હમેશ બે પ્રકારની લાગણીઓ ઉદ્ભવે છે; એક તો માતપિતાને છોડી જતાં ખેદ ઉત્પન્ન થાય છે એ સ્વાભાવીક છે. પરંતુ તેનીજ સાથે નવાં માણસો તેમાં ખાસ કરીને પોતાના પતિના સહવાસમાં આવવાથી આનંદ પણ થાય છે. ત્યાં જઇને તેને પોતાનું વર્તન એવું રાખવું જોઇએ કે જેથી સસરા તરફના માણસોની લાગણી આપણા તરફ ખેંચાય, વળિ માણસોના કામનો બોજો ઓછો કરી ઘરનો ભાર પોતે ઉપાડી લેવો જોઇએ અને હમેશ તેમના ઉપર પુજ્ય ભાવ રાખવો જોઇએ. કોઇ વખત તેઓ કાંઇ કહે તો તેનો તોછડાઇથી ઉત્તર આપવો નહિ. પોતાની ભૂલ હોય અથવા ન હોય પણ શાંતિથી સહન કરવું કુટુંબમાં કોઇ માણસ માંદું હોય તો તેની સારવાર સારી રીતે કરતાં શીખવું. નાનાં બાળકોને પ્રેમથી પાસે બેસાડી નીતિની વાતો કરવી. બાળકોના કુમળા મગજમાં ધાર્મિક વિચારો ઉત્પન્ન થાય એવી યોજના આદરવી. દેરાણી જેઠાણીનો ગમે તેવો સ્વભાવ હોય. તો પણ તેના સ્વભાવને મળી જવું અને હેતથી વર્તવું જેથી એમની પ્રીતિ આપણા તરફ દોરાય. સર્વ માણસોને તથા દાસ દાસીને તથા ઢોર ઢાંખરને પણ જમાડીને જમવું. નવરાશના વખતમાં સરખી સખીઓ ભેગી થઇ બેસે ત્યારે હાંસી મશ્કરી નહિ કરતાં દેશની ઉન્નતિ માટે અથવા પોતાની જ્ઞાતિને માટે સ્ત્રી કેળવણી માટે ધાર્મિક ચર્ચા કરવી અને આનંદ રહે તેવી વાતો કરવી જેથી સર્વેને સંતોષ થાય. છેવટે તેમના આચાર વિચારને સાનુકુળ થવું એજ સ્ત્રીઓનું ભુષણ છે. કોઇ કર્મને લીધે કોઇ સ્ત્રીને ખરાબ પતિ મળે તો તેમણે તેવે વખતે તેમના ખરાબ વિચારને અનુમોદન ન આપતાં ધીરજથી તેમને સારે રસ્તે લઇ જવા એમાંજ સ્ત્રીઓની શોભા છે. પોતાના બાળકને નિરોગી બનાવવાં તે માતાનું કામ છે. બાળક જ્યાં સુધી પોતાની મેળે સંભાળ ન રાખી શકે ત્યાં સુધી તેને નવરાવવાની તથા સ્વચ્છ લુગડાં પહેરાવવાની કાળજી રાખવી જોઇએ. તે ન્હાનું હોય ત્યા સુધી માતા જેવા સંસ્કાર પાડે તેવા પડે. બાળકોને બહુ દાગીના પહેરાવવા નહિ કારણ કે કોઇ વખત તેની જીંદગીનું જોખમ થઇ જાય છે. જેમ જેમ બાળક મોટું થવા માંડે તેમ તેમ તેના મગજ ઉપર ધાર્મિક કેળવણી આપવી જોઇએ. જો રમત ગમતની અંદર ધર્મ અને નીતિના સંસ્કાર પડયા હશે તો તે બાળક પોતાની સુખી જીંદગી ગાળી શકશે આત્મોન્નતિ માટે સ્ત્રીઓએ ગૃહકાર્યમાંથી પરવારી પછી સારાં પુસ્તકો વાંચવાની ટેવ રાખવી જોઇએ. સ્ત્રીએ આચાર વિચાર એવો રાખવો જોઇએ કે તેથી સમસ્ત સમાજ આપણા દરેક કામથી સંતોષ પામે.

વૃદ્ધાવસ્થામાં સ્ત્રીએ પોતાનું એવું વર્તન રાખવું જોઇએ કે પુત્રવધુ પોતાના તરફ માનની દૃષ્ટિથી જુએ, પુત્રી અને પુત્રવધુના દરેક કાર્યમાં વચ્ચે નહિ પડતાં ચાલતો જમાનો એવો જ થઇ ગયો છે-એમ મનમા ધારી સંતોષ માનવો જોઇએ. તે છતાં જો કાંઇ નીતિ વિરૂદ્ધ કામ કરે તો તેમને યોગ્ય શીખામણ આપવી એજ ઘરના વડિલોની ફરજ છે. કોઇ

માલુમ ટઈ પૂછવા આવે તો તેને સારી સલાહ આપવી. પછી સંસારી કામનો બોજો ઓછો કરી ધાર્મીક વૃતિમાં મન રાખવું કારણ મોક્ષનો ખરો રસ્તો એ છે

પ્રથમ સ્ત્રી કેળવણીની ઉપયોગીતા જણાવ્યા પછી એક ઉત્તમ બાલીકા જીવન કેવું હોઇ શકે તે જોયું પછી ગૃહિણીએ પોતાના નાનકડા ગૃહરાજ્યમાં કેવી વ્યવસ્થા રાખવી જોઇએ કે જેથી સંસાર સર્વે વાતે સુખમય થાય તે સમજ્યા પછી મોક્ષ પ્રાપ્તિને માટે વૃદ્ધાવસ્થા કેવી રીતે પસાર કરવી તે સમજાયુ તો હવે અંતમાં એટલુંજ લખવાનું કે દરેક સ્ત્રી જો આ પ્રમાણે વર્તે તો સર્વ સ્થળે સ્નેહ ને શાન્તિનું રાજ્ય પ્રસરે; કારણ સ્નેહ ત્યાંજ સ્વર્ગ છે.

# ફુલવાડી.

## પાટણનાં કેટલાંક પ્રાચીન સ્થળો.

લેખકઃ—બ્હેન શ્રી સુધા.

૧.

**ખાનસરોવર**—આ સરોવર અકબર બાદશાહના સરદાર ખાનસાહેબે બંધાવેલું કહેવાય છે, અને તેમાં ઘણી પુરાણી વસ્તુઓ જોવા લાયક છે. એ સરોવરના પાણી માટે ઠેઠ સિધપુરથી પાણી લાવવામા આવતું, અને એ પાણી આવવા માટે મોટાં મોટાં ગરનાળા છે. એ ગરનાળામાથી પથ્થર પણ ખસ્યો નથી એ પત્થરો આડા નાખી ગોળ કર્યા છે, એ જુના લોકની કેવી બાંધણી તે ખાનસરોવર દેખાડી આપે છે ઉપરાંત પાણીના પૂરનો ધસારો ન થાય અને તળાવ ફાટી ન જાય માટે પુરતી સાવચેતી રાખવામા આવી છે. પાણી આવવાના રસ્તા વાંક વાળા છે. તેની દિવાલો અને બોયતળીઉ પણ પથ્થરનું છે. સરોવરના આરા પણ પથ્થરથી બાંધ્યા છે. તથા એક આરા ઉપર શિવાલય છે અને બીજે આરે ખાનસાહેબને બેસવાને બંધાવેલું સ્થાન છે. શિવાલય હમણાંનું બંધાવેલું લાગે છે કહે છે કે ગયે વર્ષે શ્રીમંત સયાજીરાવ મહારાજા અહીં આવેલા ત્યારે આ સ્થાન ઉપર પોતાની બેઠક કરી હતી; અને પુષ્કળ દારૂખાનું ફોડયુ હતું અને તેટલોજ વખત એ પ્રાચીન સ્થાનની જાહોજલાલી જણાઇ હતી

૨.

**દામાજીરાવની સમાધિ**—મુસલમાન શત્રુઓની ઇચ્છા પાટણ સર કરવાની થઇ ત્યારે પાટણમા દામાજીરાવ ગાયકવાડ રાજ્ય કરતા હતા તેમને (દામાજીરાવને) કિમિયાનો શોખ હતો, એમ જોધપુરવાળા શત્રુઓએ જાણ્યુ એટલે તરતજ તેમણે એક સરદારને કપટથી મોકલ્યો. પછી એ સરદારે દામાજીરાવને કહ્યુ કે હું ત્રાંબાનું સોનું બનાવી દઉ છુ. તેણે કચેરી પાસે એક ઓરડીમાં દામાજીરાવને બેસવાનુ કહ્યુ. દામાજીરાવે પોતાના સરદારો સાથે ત્યાં બેસવાની ઇચ્છા જણાવી, આ પરથી તે વેશધારી કિમિયાગરે કહ્યુ કે 'મહારાજ, એકલાજ તે જોઇ શકશે ' દામાજીરાવે એકલાજ સાથે લઇ તે ઓરડામાં ગયો અને તે

બંધ કરી એક ઝેરી ધુમાડો કર્યો. પેલા કિમિયાગરે વચમાં કહ્યું કે હું એક જાતની કિમિયામાં ઉપયોગી વનસ્પતી લઈ આવું. એમ કહી તે ઉઠયો અને ઓરડાનું બારણું બંધ કરી જતો રહ્યો. એટલામાં પેલો ઝેરી દવાનો ધુમાડો ઘણો કાલવાથી હામાજીરાવ ગુંગળાઇને પડયા. ઘણી વાર થઇ અને ઓરડાનાં બારણાં ઉઘડયાં નહિં તેથી કેટલાક સરદારોએ કહ્યું કે 'સાહેબ કેમ હજુ બહાર ન આવ્યા?' બારણું ઉઘાડવાની કોઇની હિંમત તો ન ચાલી પણ વખત જતાં તેમાંના એક સરદારે ધીમે રહી ઓરડીનું બારણું ઉઘાડયું, અને ત્યાં જુવે તો લાશ દેખાઇ. અહીંથી તેમને લઇ હાલ આ સ્થળ છે ત્યાં દાટેલા. અને તે પર એક શિવાલય બંધાવેલું. સમાધાને જોઇએ તેવીજ શાન્તિ અહીં છે. આજુબાજુ ફરતો કોટ છે. અને અંદર સુંદર બાગ છે. હાલમાં શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ત્યાં સવાર સાંજ ધાર્મિક સંગીત થાય છે, અને વર્ષાસન આવે છે. કોટ પરથી જોધપુર જવાનો રસ્તો દેખાય છે અને એ કોટની નીચે પહેલી ખાઈ હશે એમ અનુમાન થાય છે. હાલમાં તેને બદલે આસપાસ લીલાંછમ ખેતરો આવી રહ્યાં છે. બાગમાં એક નાનો સરખો મહેલ હતો. તેની આસપાસ પાણીના હોજ ભરી રાખવામાં આવતા. હાલ તે મહેલ તુટી ગયો છે. કોટપર તોપો નીચેથી ઘસડી લાવવાનું તથા ત્યાં ગોઠવવાનું સાધન હજુએ જેવું ને તેવુંજ છે. આ કોટની આગળ પાછળ કેટકેટલું ખૂન રેડાયું હશે તેનો ખ્યાલ આવી શકતો નથી! છતાં હાલમાં તો સર્વ શાન્તિજ ત્યાં છવાયલી છે.

૩.

જૈન મંદિરો—આ મંદિરો પાટણમાં ઘણાંજ છે. આશરે ૧૭૧ ની સંખ્યા ગણાય છે. તેને જોતાં ત્રણેક દિવસ લાગે એમ મનાય છે. આ સર્વમાં એક વધારે સારૂં મંદિર પંચાસરામાં છે. ત્યાં ચોવીસે તિર્થંકરોની મૂર્તિઓ તથા વનરાજ ચાવડાની મૂર્તિ પણ છે. વનરાજની મૂર્તિને માટે લોકો કહે છે કે તે મૂર્તિના હાથની આંગળી દાઢીએ અડકશે ત્યારે હડહડતો કળિયુગ આવશે! અને એ આંગળી દરેક વરસે ચોખાપુર વધે છે એવી માન્યતા છે. ચોવીસે તિર્થંકરો તથા પારસનાથની મૂર્તિ વધારે ભવ્ય લાગે છે, અહીં પણ શાન્તિ છે. મંદિરમાં એક પટ છે. જેના પર જૈનોનાં સર્વ જાત્રાનાં સ્થળોનાં ચિત્રો છે. સર્વ સ્થળોએ ન ગએલા જૈનો માનસિક જાત્રા તેમને જોઇને માની લે છે.

૪.

કાળિકામાતા—જુના પાટણમાં આ સ્થાન આવેલું છે. અહીં બે મંદિરો છે. એકને જૂની કાળકા કહે છે ને બીજાને નવી મૂર્તિ કહે છે. ત્યાં માતાની નજદીક જગદેવપરમારનું ડોકું છે. અને કહેવાય છે કે ત્યાંજ રૂપસુંદરી દર્શન કરવા આવેલી અને કરણે ત્યાંથીજ તેને જોયા પછી હરી જવા ઇચ્છા કરેલી. નીચી જાતના લોકોને દર્શન કરવાં હોય તો તેને માટે એક જાળી રાખેલી છે. જૂની મૂર્તિ શાન્ત છે અને નવી કહે છે તે ભવ્ય છે. અને કંઇક ભયાનક પણ છે. આ મંદિર પર એક અગાશી છે જ્યાંથી સહસ્રલિંગ તળાવનું હાલમાં થયેલું મેદાન તથા જેસમાં ઓડણની ઝુપડીનું ખંડેર તથા રાણીનો મહેલ વિગેરે જોવાય છે. આજુબાજુ બંધીત કોટ છે. 'પાટણ કા દટણ' એવો શાપ દેનારા એક બાવાની મૂર્તિ મંદિરમાં જતાં જ નજરે પડે છે. મહિં એક કુંડ છે જેના પથ્થરો સહસ્રલિંગ તળાવમાંથી કાઢી સરખેલા કહેવાય છે.

### ૫.

જાળેશ્વર અને હરિહર—પાટણથી ત્રણેક ગાઉને છેટે જાળેશ્વરનું પુરાણું દેહરૂં આવેલું છે. તેના વિષે એવી દંતકથા ચાલે છે કે જાળેશ્વર જાતે સ્વયંભૂ છે. જાબાળમુનિએ ચોવીસ લક્ષ ગાયત્રીનો જપ કર્યાથી એ લિંગ પ્રકટ થયું હતું. આ દરેક લક્ષ ગાયત્રીને સુચવનારી ચોવીસ નાની નાની દહેરીઓ છે સાથે ગાય તથા ભૈરવનાથની પણ મૂર્તિ છે. જાળેશ્વરના લિંગપર બે ઘા પડેલા છે. આને માટે એવું કહેવાય છે કે એ મહાદેવપર દુર્ગા નામની ગાય દૂધની ધારા કરતી હતી, અને તેથી તેના ધણીને દરરોજ દુધની તાણ પડતી હતી. તપાસ કરતે એક દિવસ ધણીએ આ પ્રકાર જોયો. અને ગાયને તેણે ડાંગ મારી. ગાય ખસી જતાં, એ ડાંગ મહાદેવપર પડી, અને તેનો એક ઘા પડ્યો. વળી ગાયની ખરી પણ મહાદેવમાં ચોટી ગઇ હશે તેનો પણ ડાઘ ત્યાં જણાય છે. સ્વયંભૂ લિંગ હોવાને લીધે પાર્વતી વિગેરેની મૂર્તિઓ હમણાં મૂકેલી છે. અને તેઓ બરોબર જોઇએ તેવા સ્થાનમાં દેખાતી નથી. મંદિર બ્હાર એક તળાવ છે, અને રામ કુંડ છે રામકુંડપર રામ લક્ષ્મણ અને જાનકીની મૂર્તિઓવાળું નાનું સરખું મંદિર છે. જાળેશ્વરની મૂર્તિ ઉંડાણમાં હોવાથી બીજી નવી મૂર્તિ બ્હાર બેસાડવામાં આવે છે. અને કહે છે કે ચોર લુટારાઓએ તેમાંથી ધન મળશે એવી આશાથી તેમને ભાંગી છે.

જાળેશ્વર જતા હરિહર મહાદેવનું દહેરૂં આવે છે. એ દહેરૂં શાંતિ ભર્યું છે, અને સરસ્વતી નદીને કાંઠે આવેલું હોવાથી બહુજ રમણિય લાગે છે. એ દહેરાની ડાબી બાજુએ કોટડીઓમાં બે મૂર્તિઓ છે. ને ખાસ ધ્યાન ખેંચે તેવી છે. એક સમમુખી ઘોડા પર સ્વાર થયેલા સૂર્યની મૂર્તિ છે અને બીજી અષ્ટભુજા દેવીની સર્વ આયુધો ધારણ કરેલી મૂર્તિ છે. દેવીની મૂર્તિએ ઓઠ પીસ્યા હોય એમ જણાય છે.

---

# बाल मित्र.

## ભલાઇ.

(હિંદી ઉપરથી)

લેખક એક બ્હેન.

એક સ્ત્રીને ત્રણ પુત્રો હતા. તે સ્ત્રી પુત્રવધુઓને દરરોજ કંઇ કંઇ સદઉપદેશ કરતી. જ્યારે તે બહુ વૃદ્ધ થઇ ગઇ ને પોતાનો મૃત્યુનો સમય નજીક આવ્યો છે એમ જાણી તેણે એક દિવસ પોતાની પુત્રવધુઓને પાસે બોલાવી કહ્યું કે "જુઓ મારી પાસે એક અમુલ્ય હિરાની વીંટી છે તે તમો ત્રણમાંથી જે વધારે ભલાઇનું કામ કરશે તેને આપીશ." આ સાંભળી ત્રણે જણીઓ ભલાઇનાં કામ કરવા લાગી.

કેટલાક દિવસ રહીને સાસુએ પૂછ્યું, કે કહો જોઇએ તમે ક્યાં ક્યાં ભલાઇના કામો કીધાં?" એકે કહ્યું "આજે હું એક દહાડો ગંગાસ્નાન કરવા જતી હતી. માર્ગમાં મને

એક ડોસી મળી. તેની સાથે બે છોકરા ટાઢથી થરથરતા હતા. તેમને મેં મારી ગરમ શાલ આપી દીધી. આગળ ચાલતાં એક આંધળો ભુખ તરસથી રડતો હતો. તેને કંઈ પઈસા આપવાનો વિચાર કીધો પરંતુ મારી પાસે છુટા પૈસા ન હોવાને લીધે મેં તેને આઠ આની આપી દીધી. એથી મારી પાસે પૈસા પણ રહ્યા નહિ ને શાલ પણ રહી નહીં. તેથી હું સ્નાન ન કરવા જતાં પાછી ફરી." સાસુએ કહ્યું કે "એમાં તેં ભલાઈનું એકે કામ કીધું નહી. કેમકે એ તો મનુષ્ય માત્રનો ધર્મ છે કે દુખી ને આશ્રય આપવો એવી રીતે નથી કરતાં તે મનુષ્ય નહિ પણ પશુ એમ સમજવું. આ ભલાઈ તે દુખી મનુષ્યોને લીધે નહિ પણ પોતાને લીધે કરી તેથી તને વિંટી મળશે નહિ."

બીજી વહુ બોલી કે "હું એક દહાડો ગંગાસ્નાન કરવા ગઈ અને પાછી ફરતી હતી, એવામાં હોડીમાંથી ઉતરતાં ઉતરતાં એક સ્ત્રી અને બાલક અંદર પડી ગયાં તે જોતાંજ હું અંદર કુદી પડી તે બાળકને ઉપાડી લીધું. હું બીજાઈશ કે ડુબીશ એવો વિચાર પણ આવ્યો નહિ. અને જળ કેટલું છે એ ધ્યાન પણ રહ્યું નહિ. ત્યાં મારી છાતી સુધી પાણી હતું, હું ડુબતાં ડુબતાં બચી છું." સાસુએ કહ્યું —"તેં એમાં કંઈ અધિક ભલાઈ કીધી નથી, કેમકે સજ્જનોનું એજ કર્તવ્ય છે કે પરોપકાર કરતાં પોતાના લાભ કે હાનિ તરફ જોવું નહિ, જો કદાચિત કોઈ સંકટમાં આવી જાય તો તેમની સહાય ઈશ્વર કરે છે તેને લીધે કદી કષ્ટ પામતા નથી."

ત્રીજી વહુએ કહ્યું કે "તે દહાડે મારી દુશ્મન ચંપાના ઘરમાં આગ લાગી તે વખતે અર્ધી રાત્રી હતી ઘરનાં બધાં માણસો સુઈ ગયાં હતાં. બત્તીનો ભડકો થવાથી અચાનક આગ લાગી. અંદરથી બારણાને તાળું મારીને બધાં સુઈ ગયાં હતાં ને આગના ગભરાટથી કુંચીનું ધ્યાન કોઈને પણ રહ્યું નહિ કે તેથી બધાં બહાર નીકળી જાય મેં એ દશા જોઈ છાપરા પર નીસરણી મુકી જેથી સઘળાં ઉપર આવ્યાં. જો હું એમ ન કરતે તો ચંપાનું સર્વસ્વ નાશ થઈ જતે, તમે તો જુઓ છો કે તે મારો કેટલો દ્વેષ કરે છે ને મારી કેટલી બધી નિંદા કરે છે! પરંતુ હું એવી વાતોનો વિચાર પણ કરતી નથી. તે દહાડેથી બહુજ નમ્ર થઈ ગઈ છે ને મારી સાથે નમ્રતાથી વાત કરે છે."

સાસુએ કહ્યું કે "તેં ખરેખર ભલાઈનું કામ કીધું છે કેમકે એમ તું ન કરતે તો તારો એમાં દોષ કહેવાતે નહિ કેમકે તેણે તારી સાથે સેંકડો વખત બુરાઈ કીધી છે પરંતુ તેં એમ કીધું નહિ."

"ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે બુરો પોતાની બુરાઈ મુકતો નથી તો ભલાએ પણ પોતાની ભલાઈ મુકવી નહિ. પોતાની સાથે જે બુરાઈ કરતો હોય તો તેની સાથે પણ ભલાઈ કરવી એ સજ્જનોનું કર્તવ્ય છે. જે પોતાના શત્રુઓ સાથે ભલાઈ કરે છે તેજ ભલો કહેવાય છે" એમ કહી તે વૃદ્ધ સ્ત્રીએ તે વિંટી તેને આપી દીધી. વહાલી બહેનો કોઈ સાથે ઈર્ષા કરશો નહિ સહુ સાથે પ્રેમ રાખો. જે પોતાની સાથે બુરાઈ કરનાર પર ભલાઈ કરે છે તેની ઈશ્વર દિવસે દિવસે ઉન્નતિ કરે છે અને તેના શત્રુઓને યોગ્ય દંડ કરે છે.

---